# શ્રીમદ્ રાજચંદ્ર

જેણે આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યું

—નિર્ગ્રંથ પ્રવચન

શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ

પ્રકાશક:
બ્રહ્મચારી ગોવર્ધનદાસ,
શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ,
રેલવે સ્ટેશન અગાસ
વાયા આણંદ

* * *

અહો! સર્વોત્કૃષ્ટ શાંત રસમય સન્માર્ગ.
અહો! તે સર્વોત્કૃષ્ટ શાંત રસપ્રધાન માર્ગના મૂળ સર્વજ્ઞદેવ.
અહો! તે સર્વોત્કૃષ્ટ શાંત રસ સુપ્રતીત કરાવ્યો એવા
પરમકૃપાળુ સદ્ગુરુદેવ
આ વિશ્વમાં સર્વકાળ તમે જયવંત વર્તો, જયવંત વર્તો.

હા. નોં. ૩/૨૩

* * *

સન ૧૯૫૧
સંવત: ૨૦૦૭
પ્રત ૩૦૦૦

મુદ્રક
[illegible]
[illegible]
[illegible]
[illegible]

# શ્રીમદ્ રાજચંદ્ર વિચારરત્નો

પરમ પુરુષ પ્રભુ સદ્ગુરુ, પરમ જ્ઞાન સુખધામ,
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ — આં: ૨૬૬

*

સર્વ ભાવથી ઓદાસીન્યવૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમહેતુ હોય જો,
અન્ય કારણે અન્ય કશુ કલ્પે નહી,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?" — આ ૭૩૮, ગા ૨

*

જેના એક રોમમાં કિંચિત્ પણ અજ્ઞાન મોહ કે અસમાધિ રહી નથી તે સત્પુરુષના વચન અને બોધ માટે કંઈ પણ નહી કહી શકતા તેના જ વચનમા પ્રશસ્તભાવે પુનઃ પુનઃ પ્રસક્ત થવું એ પણ આપણુ સર્વોત્તમ શ્રેય છે

શી એની શૈલી! જ્યાં આત્માને વિકારમય થવાનો અનંતાશ પણ રહ્યો નથી. શુદ્ધ, સ્ફટિક, ફીણ અને ચંદ્રથી ઉજ્જવળ શુકલ ધ્યાનની શ્રેણીથી પ્રવાહરૂપે નીકળેલા તે નિર્ગ્રંથનાં પવિત્ર વચનોની મને તમને ત્રિકાળ શ્રદ્ધા રહો!

એ જ પરમાત્માના યોગબળ આગળ પ્રયાચના! — આંક ૫૨

*

અનંત કાળથી જે જ્ઞાન ભવહેતુ થતું હતું તે જ્ઞાનને એક સમયમાત્રમા જાત્યાંતર કરી જેણે ભવનિવૃત્તિરૂપ કર્યું તે કલ્યાણમૂર્તિ સમ્યગ્દર્શનને નમસ્કાર — આંક ૮૩૯

*

"જગતના અભિપ્રાય પ્રત્યે જોઈને જીવ પદાર્થનો બોધ પામ્યો છે. જ્ઞાનીના અભિપ્રાય પ્રત્યે જોઈને પામ્યો નથી જે જીવ જ્ઞાનીના અભિપ્રાયથી બોધ પામ્યો છે તે જીવને સમ્યક્દર્શન થાય છે" — આં ૩૫૮

*

"વિચારવાનને દેહ છૂટવા સંબંધી હર્ષવિષાદ ઘટે નહી આત્મપરિણામનું વિભાવપણું તે જ હાનિ અને તે જ મુખ્ય મરણ છે સ્વભાવસન્મુખતા, તથા તેની દૃઢ ઇચ્છા પણ તે હર્ષવિષાદને ટાળે છે" — આં ૬૦૫

*

"શ્રી સદ્ગુરુએ કહ્યો છે એવા નિર્ગ્રંથમાર્ગનો સદાય આશ્રય રહો

હું દેહાદિ સ્વરૂપ નથી, અને દેહ સ્ત્રી પુત્રાદિ કોઈ પણ મારાં નથી, શુદ્ધ ચૈતન્યસ્વરૂપ અવિનાશી એવો હુ આત્મા છુ, એમ આત્મભાવના કરતા રાગદ્વેષનો ક્ષય થાય — આં ૬૯૨

*

"અનંતવાર દેહને અર્થે આત્મા ગાળ્યો છે; જે દેહ આત્માને અર્થે ગળાશે તે દેહે આત્મવિચાર જન્મ પામવા યોગ્ય જાણી, સર્વ દેહાર્થની કલ્પના છોડી દઈ, એક માત્ર આત્માર્થમાં જ તેનો ઉપયોગ કરવો, એવો મુમુક્ષુજીવને અવશ્ય નિશ્ચય જોઈએ." આં ૭૧૮

*

"વિષયથી જેની ઇંદ્રિયો આર્ત્ત છે, તેને શીતળ એવું આત્મસુખ, આત્મતત્ત્વ ક્યાંથી પ્રતીતિમાં આવે?

'સર્વોત્કૃષ્ટ શુદ્ધિ ત્યાં સર્વોત્કૃષ્ટ સિદ્ધિ'

હે આર્યજનો! આ પરમ વાક્યનો આત્માપણે તમે અનુભવ કરો." આં ૮૩૦

*

"લોકસંજ્ઞા જેની જિંદગીનો ધ્રુવકાંટો છે તે જિંદગી ગમે તેવી શ્રીમંતતા, સત્તા કે કુટુંબ પરિવારાદિ યોગવાળી હોય તોપણ તે દુઃખનો જ હેતુ છે. આત્મશાંતિ જે જિંદગીનો ધ્રુવકાંટો છે તે જિંદગી ગમે તો એકાકી અને નિર્ધન, નિર્વસ્ત્ર હોય તોપણ પરમ સમાધિનું સ્થાન છે."


सहजात्मस्वरूप
सद्गुरु
श्रीमान् राजचन्द्र
भिन्न भिन्न अवस्था
जन्म
ववाणीआ (सौराष्ट्र)
वि संवत १९२४ कार्तिक शु १५,
देहविलय
राजकोट (सौराष्ट्र)
वि संवत् १९५७ चैत्र कृष्ण ५
D N KHANDEKAR
JITEKAR'S WADI BOMBAY N 2

છ અવસ્થા

કૃષ્ણાદિ અવતારોમાં ભક્તિ અને પ્રીતિ, પછી જૈનસૂત્રોની પ્રિયતા અને મુક્તિમાર્ગમાં એક સાધનરૂપ મૂર્તિની ઉપયોગિતા એ જેમ એમને સત્યપણે ભાસ્યાં તેમ સરળપણે માન્યાં. પ્રરૂપ્યાં. અન્ય દર્શન કરતાં શ્રી વીર આદિ વીતરાગ પુરુષોએ પ્રરૂપેલ વીતરાગ દર્શન વધુ પ્રમાણિત પ્રતીત યોગ્ય લાગ્યું તે દર્શનાશ્રયની તુલનાત્મક શૈલીથી મોક્ષમાળામાં પ્રકાશ્યું

નિજ અનુભવની પરિપક્વ વિચારણાના ફળસ્વરૂપે પ્રાપ્ત સમ્યગ્દર્શન ગ્રહણ કરવામાં મહાપુરુષો જેટલા તત્પર હોય છે, તેટલા જ એ આચરવામાં દૃઢ હોય છે તેથી એમાં વચ્ચે આવતા સૌ દોષો છેદવા એ એટલા જ તત્પર અને દૃઢ પુરુષાર્થી હોય છે શ્રીમદ્જીના જીવનમાં આપણે જોઈએ છીએ કે કર્મ બાંધ્યાં તે ભોગવવા નિરુપાયપણે લાંબો સમય ધીરજ ધરે છે, પણ અંતર આત્મવૃત્તિની અસમાધિ સમય માત્ર પણ સહન કરવા તૈયાર નથી. એટલું જ નહીં પણ અસમાધિએ પ્રવર્તવા કરતાં દેહત્યાગ ઉચિત માને છે ( આ ૧૧૩ )

આ આત્મવૃત્તિને લીધે પોતાને સારા પ્રમાણમાં જ્યોતિષજ્ઞાન હોવા છતાં ( આ ૧૧૯ ૭ ) તે પરમાર્થમાર્ગમાં કલ્પિત હોવાથી અને શતાવધાન જેવા વિરલ પ્રયોગોથી પ્રાપ્ત થતો લોકોનો આદર અને પ્રશંસા આદિ, જે મેળવવા જગતના જીવો મથી રહે છે તે આત્મમાર્ગમાં અવિરોધ ન જણાવાથી, ત્યાગી દેતાં સહજ પણ રંજ થતો નથી

ગૃહસ્થભાવે બાહ્યજીવન જીવતાં, અંતરંગ નિર્ગ્રંથભાવે નિર્લેપ રહેતાં, આ સંસારમાં આવતી અનેક ઉપાધિઓ સહન કરવામાં, અંતર આત્મવૃત્તિને બાધ્યા વિના કેવી ધીરજ, કેવી આત્મ વિચારણા અને પુરુષાર્થમય તીક્ષ્ણ ઉપયોગદૃષ્ટિ રાખી છે એ એમના સઘળા પત્રોમાં સ્પષ્ટ જોવા મળે છે, જે આત્મયોગ-સાધકને એક જ્વલંત દૃષ્ટાંતરૂપ છે

ધર્મ પ્રવર્તાવવાની તીવ્ર કરુણાબુદ્ધિ છતા (આ ૭૦૮) પોતાની તે માટે યોગ્ય તૈયારી ન હોવાથી પરમ સયમિતભાવે એ ભાવના શમાવી દેવાની શક્તિ એમના અ તરની, પ્રવૃત્તિની તથા લખાણની સત્યતા પ્રગટ કરે છે

આત્મસ્વરૂપની પ્રાપ્તિ વિના જગતના જીવોના દુ.ખોનો અ ત આવવાનો નથી આત્મા જેણે જાણ્યો છે એવા સત્પુરુષના સત્સંગ વિના, આજ્ઞાના આરાધન વિના આત્મા પ્રાપ્ત થાય એમ નથી એમ જણાવી વાર વાર સત્પુરુષ અને સત્સ ગની આરાધના માટે ભારપૂર્વક કહ્યુ છે સત્સ ગ અને સત્પુરુષની આજ્ઞા આરાધવામા વિઘ્નરૂપ મિથ્યાગ્રહ, સ્વચ્છ દ, ઇદ્રિયવિષયો, કષાયો, પ્રમાદ આદિ દોષોના ત્યાગ માટે પણ એટલા જ ભારપૂર્વક જણાવ્યું છે છતા પણ આ કાળના જીવોનુ હીનવીર્યપણુ અને અનારાધકપણુ જોઈ સત્સ ગને જ ઉત્કટપણે વર્ણવ્યો છે

મતમતાંતર એ એક આત્મપ્રાપ્તિમા મોટુ વિઘ્ન છે મતાગ્રહ છેદવા એમના પ્રસ ગમા આવતા મુમુક્ષુઓને વેદાત, જૈન આદિ ભિન્ન ભિન્ન સ પ્રદાયના ગ્ર થો વાચવા ભલામણ કરે છે એમના વિચારો અને પત્રોમા જૈન તેમ વેદાત બ ને શૈલીનું દર્શન થાય છે પોતાનો અ તર અનુભવ પ્રગટ કરવામાં એમણે બ ને શૈલીનો ઉપયોગ કર્યો છે સાથે સાથે જૈન કે વેદાતનો આગ્રહ મોક્ષનુ કારણ નથી એમ પણ સ્પષ્ટ જણાવ્યુ છે પણ જે પ્રકારે આત્મા આત્મભાવ પામે એ મોક્ષનું સાધન છે તે પરમતત્ત્વ પરમસત્, સત્, પરમજ્ઞાન, આત્મા, સર્વાત્મા, સત્-ચિત્-આન દ, હરિ, પુરુષોત્તમ, સિદ્ધ, ઈશ્વર, આદિ અન ત નામોએ કહેવાયુ છે (આ ૨૦૯) "હુ કોઈ ગચ્છમા નથી, પણ આત્મામાં છુ એ ભૂલશો નહી" (આ ૩૭) આમ પરમાર્થ-વાંચન આત્મા જાણવા માટે છે આત્માને બ ધન થવાને નથી

"બ ધ, મોક્ષની યથાર્થ વ્યવસ્થા કહેવાને જોગ્ય જો કોઈ અમે વિશેષપણે માનતા હોઈએ તો તે શ્રી તીર્થ કર દેવ છે" (આ ૩૨૨) આમ લખી એમણે શ્રી તીર્થ કરના વચનોના સત્યપણાની પોતાના આત્માનુભવથી થયેલી અ તરપ્રતીતિ પ્રગટ કરી છે

આ ઉપરાત ઘણા ગૂઢ પ્રશ્નોના પણ સરલ અર્થ સમજાવ્યા છે અને પોતાના આત્માનુભવના બળે કેવળજ્ઞાનની વ્યાખ્યા, અધિષ્ઠાન આદિ વિષે તથા આ કાળમા મોક્ષ ન હોય, ક્ષાયિક સમ્યક્ત્વ ન હોય એ આદિ માન્યતાઓ વિષે આત્માનું હિત થાય એમ ખુલાસા આપ્યા છે

સોળ વર્ષની નાની વયમાં ત્રણ દિવસમા "મોક્ષમાળા" જેવુ વિવિધ વિષયોનું શાસ્ત્રોક્ત વિવેચન કરતા ૧૦૮ પાઠનું ઉત્તમ પુસ્તકનું લખવુ, તથા સૌ શાસ્ત્રોના નિચોડરૂપ આત્મજ્ઞાન પ્રાપ્તિનો સરલ, સાચો ને સચોટ માર્ગ દર્શાવતું ૧૪૨ ગાથાનું, "આત્મસિદ્ધિ શાસ્ત્ર" માત્ર દોઢેક કલાકમા ગમે તે સ્થળે, ગમે તે સ્થિતિમા રચવું એ એમને કેવો હસ્તામલકવત્ આ ઊ ડો અને ગહન આત્મજ્ઞાનનો વિષય છે એ સહજે સૂચવે છે

"ધન્ય રે દિવસ આ અહો!" અને "અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?" એ આદિ કાવ્યોમા શ્રીમદ્જીએ પોતાની અ તરદશા અને ભાવના સુવાચ્યપણે પ્રગટ કરી છે

શ્રીમદ્જીના જીવનપ્રસ ગોમાં સર્વોચ્ચ પ્રામાણિકતા, સત્યનિષ્ઠા, નીતિમત્તા, અન્યને લેશ પણ દૂભવવાની અનિચ્છા, અને અનુક પાદિ અનેક અનુકરણીય ગુણોનું સ્વાભાવિક દર્શન થાય છે એવા પ્રસ ગો તથા વિસ્તૃત જીવન જાણવા માટે આ આશ્રમ તરફથી પ્રગટ થયેલ "શ્રીમદ્ રાજચન્દ્ર-જીવનકળા" નામનુ પુસ્તક વાચવા ભલામણ કરુ છુ

શ્રી "સદ્ગુરુ-પ્રસાદ" નામે શ્રીમદ્જીના હસ્તાક્ષરોનો એક લઘુગ્ર થ આ આશ્રમ તરફથી પ્રસિદ્ધ થયો છે એ ગ્ર થની પ્રસ્તાવનામા શ્રીમદ્જીના વચનો વિષે પરમકૃપાળુ, મુનિવર્ય મહાત્મા શ્રી લઘુરાજ-સ્વામી જે જણાવે છે તે આ ગ્રથના વાચકોને ઉપકારક હોવાથી અત્રે આપુ છુ

૭ અત્યાર સુધીમા છપાયેલ આવૃત્તિઓ

સ ગ્રહની વિગત —

આ સ ગ્રહમાં (૧) શ્રીમદ્જીના મુમુક્ષુઓ પ્રત્યે લખાયેલા પત્રો, (૨) સ્વત ત્ર કાવ્યો, (૩) મોક્ષ-માળા, ભાવનાબોધ, આત્મસિદ્ધિશાસ્ત્ર એ ત્રણ સ્વત ત્ર ગ્ર થ, (૪) મુનિસમાગમ, પ્રતિમાસિદ્ધિ આદિ સ્વત ત્ર લેખો, (૫) પુષ્પમાળા, બોધવચન, વચનામૃત, મહાનીતિ આદિ સ્વતંત્ર બોધવચન માળાઓ, (૬) પચાસ્તિકાય ગ્ર થનું ગુર્જર ભાષાતર (૭) શ્રીરત્નકર ડ શ્રાવકાચારમાંથી ત્રણ-ભાવનાઓનો અનુવાદ તથા સ્વરોદયજ્ઞાન, દ્રવ્યસ ગ્રહ, દશવૈકાલિક આદિ ગ્ર થોમાથી કેટલીક ગાથાઓનું ભાષાતર, આનંદઘન ચોવીશીમાથી કેટલાક સ્તવનના અર્થ, (૮) વેદાત અને જૈન દર્શન સ બ ધી નોધો, (૯) સ ૧૯૪૬ની રોજનીશી આદિ શ્રીમદ્જીનું લખાણ આક ૧ થી ૯૫૫, પાન ૬૬૦ સુધીમાં આપવામા આવેલ છે આક ૭૧૮મા આત્મસિદ્ધિશાસ્ત્રની ગાથાઓનુ આપેલ ટૂ કુ વિવેચન શ્રી અ બાલાલભાઈએ કરેલ છે જે શ્રીમદ્જી જોઈ ગયા છે વિવેચન સાથે શ્રીમદ્જીએ પોતે લખેલ કોઈ કોઈ ગાથાઓનું વિસ્તૃત વિવેચન પણ આપવામા આવ્યું છે પાન ૬૬૧ થી પાન ૭૮૫ સુધીમા ઉપદેશ-નોંધ, ઉપદેશછાયા, વ્યાખ્યાનસાર ૧ અને ૨ આપવામા આવેલ છે આ લખાણ શ્રીમદ્જીના ઉપદેશ તથા વ્યાખ્યાનોની મુમુક્ષુઓએ લીધેલ નોધોનું છે ઉપદેશછાયા જેવો વિભાગ શ્રીમદ્જીની દૃષ્ટિતળે આવી ગયાનું સાભળ્યું છે

પાન ૭૮૬ થી ૮૩૩ સુધીમાં શ્રીમદ્જીના પોતાના હસ્તાક્ષરે લખાયેલ ત્રણ હાથનોંધો (ડાયરીઓ) આપવામા આવી છે

આ આવૃત્તિસ બ ધી સામાન્ય વિગત —

૧ આ આવૃત્તિમા પ્રથમની આવૃત્તિઓમા નહી પ્રગટ કરેલ એવુ ઘણુ સાહિત્ય ઉમેરવામા આવ્યું છે

૨ મૂળ લખાણમા – શ્રીમદ્જીનું પોતાનું લખાણ–આધારભૂત જણાયું એટલુ લીધુ છે પ્રથમની આવૃત્તિઓમા મૂળ લખાણરૂપે છપાયેલ પણ ખરી રીતે ઉપદેશનોધ હોવાથી તે લખાણ ઉપદેશનોધમા મૂક્યુ છે

૩. શ્રી પરમશ્રુત પ્રભાવક મ ડળની બીજી આવૃત્તિમાં ત્રણે હાથનોધોનાં લખાણો–લખાણો પરથી મિતિનું અનુમાન કરી તે તે વર્ષના ક્રમમા છાપવામા આવેલ છે આ આવૃત્તિમા એમ કર્યું નથી પણ પ્રથમની આવૃત્તિ પ્રમાણે ત્રણે હાથનોધો સળ ગ આપી છે

૪ પ્રથમની આવૃત્તિઓમા કેટલાક સ્થળે એક જ લખાણના ભાગો કરી જુદા જુદા આંક નીચે આપવામા આવ્યા છે. તેમ કેટલાક લખાણો જુદા હોવા છતાં એક આક નીચે આપવામા આવેલ છે પણ આ આવૃત્તિમા બધાં તે મૂળ આધારને અનુસરી એક લખાણ એક આક નીચે આપ્યું છે

૫ મૂળ લખાણમા આવતાં વ્યક્તિઓના નામ ઘણુ કરી રહેવા દેવામા આવ્યા છે

૬ મૂળ સ્થિતિમા જ લખાણ છપાય એવો લક્ષ રાખવામા આવ્યો છે તેથી અગાઉની આવૃત્તિ-ઓનાં લખાણોથી કેટલેક સ્થળે ન્યૂનાધિક જણાશે પણ તે સુધારા વધારા મૂળના આધારે જ કરવામા આવ્યા છે

૭ પૂર્વાપર સ બ ધ જળવાઈ રહે એમ લક્ષ રાખી વ્યક્તિગત અને વ્યાવહારિક લખાણો મૂકવામા, આવ્યા નથી તેમ એ કાઢી નાખેલ લખાણ માટે કોઈ ચિહ્ન મૂકવામા આવ્યું નથી તેમ છતા સામાન્ય ઉપકારક હોય એવુ વ્યક્તિગત લખાણ લેવામા આવ્યું છે

૮ વાચકને સ્વત ત્ર રીતે વાચવુ, વિચારવું અને અભિપ્રાય બાંધવાનું સુગમ થાય એ માટે વાક્યો કે શબ્દો નીચે નથી લીટી દોરી કે નથી મોટા ટાઈપમા લીધા પણ મૂળ લખાણને આધારે છાપ્યું

# શ્રીમદ્ રાજચંદ્ર

## અનુક્રમણિકા

છે ખાસ જરૂર વિના કે હકીકત જણાવવા સિવાય ફૂટનોટ આપી નથી સળંગ એક સરખા ટાઇપમાં આખું વચનામૃત છપાયું છે

૯. અનુક્રમાંક સ્વતંત્ર રીતે નવા આપવામા આવ્યા છે.

૧૦. શ્રી પરમશ્રુત પ્રભાવક મંડળની બીજી આવૃત્તિના આંક આ આવૃત્તિના આંકની ડાબી બાજુએ [ ] આવા કોસમા આપવામા આવ્યા છે, જ્યાં એવા આંક નથી તે આખુ અપ્રગટ સાહિત્ય જાણવું.

૧૧ શ્રી પરમશ્રુત પ્રભાવક મંડળની બીજી આવૃત્તિનો ક્રમ સામાન્ય રીતે સાચવી, લખાણો વય વર્ષના અનુક્રમે મૂક્યા છે જ્યા મિતિમા પ્રમાણભૂત ફેર જણાયો ત્યા મિતિ પ્રમાણેના સ્થાને લખાણ મૂક્યુ છે

૧૨ દરેક લખાણના મથાળે પ્રાપ્ત મિતિ આપવામાં આવી છે

૧૩. વિસ્તૃત અનુક્રમણિકા તથા પરિશિષ્ટો આપી બને તેટલો ગ્રંથનો અભ્યાસ સુગમ કરવા પ્રયત્ન કર્યો છે.

પરિશિષ્ટોમા આ ગ્રંથમાં આવતા અન્ય ગ્રંથોમાના ઉદ્ધરણો અને તેનાં મૂળ સ્થાન, પત્રો વિષે વિશેષ માહિતી, પારિભાષિક અને કઠણ શબ્દોના અર્થ, ગ્રંથનામ, સ્થળ, વિશેષનામ અને વિષયની સૂચિ પણ આપવામાં આવી છે આમ આ આવૃત્તિ સંબંધીની વિગત પુસ્તકને સમજવામાં સુગમતા કરશે.

અવધાન સમયના કાવ્યો, સ્ત્રીનીતિબોધ, અન્ય માસિકોમા છપાયેલ કાવ્યો એમ સોળ વર્ષની ઉમ્મર પહેલાનાં કાવ્યો આદિ જુદા 'સુબોધસંગ્રહ' ગ્રંથરૂપે આપવાની ભાવનાથી આ સંગ્રહમા મૂક્યા નથી

અવધાન સંબંધી લખાયેલ એક પત્ર ( આં ૧૮ ) આ ગ્રંથમા આપ્યો છે

આત્મસિદ્ધિશાસ્ત્રનું અંગ્રેજી, મરાઠી અને સંસ્કૃતમા ભાષાંતર થયું છે

આ આત્મસાધન આજે આપણને પ્રાપ્ત થાય છે એ સંગ્રહી શ્રી અંબાલાલભાઈએ આજના સાધકવર્ગ પર પરમ ઉપકાર કર્યો છે.

શ્રીમદ્જીના પરિચયમા આવેલ મુમુક્ષુઓમાં શ્રી અંબાલાલભાઈ, શ્રી જૂઠાભાઈ, શ્રી સૌભાગ્યભાઈ, મુનિશ્રી લઘુરાજસ્વામી જેવા આત્માઓ શ્રીમદ્જીની આશ્રયભક્તિથી આત્મસાક્ષાત્કાર અનુભવી પરમશ્રેય સાધી ગયા છે એવા પરમભક્તિવંત આત્માઓના નિમિત્તે ઉદ્ગમ પામેલ આ સાહિત્ય આજે આપણને આત્માર્થ સાધવામા પરમ નિમિત્તરૂપ બનો એ પ્રાર્થના છે.

શ્રી પરમશ્રુત પ્રભાવક મંડળ તથા એના વ્યવસ્થાપક શ્રી મણિલાલ રેવાશંકર ઝવેરીએ આ ગ્રંથ છપાવવાની આપેલ અનુમતિ માટે આભાર માનવામા આવે છે

આ સત્સાધનના પ્રકાશનમા જે જે ભાઈઓએ તન, મન, ધન અને વચનથી ઉલ્લાસપૂર્વક સાથ આપ્યો છે તે સર્વને એ આત્મશ્રેયનું કારણ બનો

શ્રી વસંત પ્રિન્ટિંગ પ્રેસના વ્યવસ્થાપક શ્રી જયંતિ દલાલે આ ગ્રંથ છાપવામાં અંગત કાળજી ને રસ લીધો છે જેથી આટલી સુંદર રીતે આ ગ્રંથ-પ્રકાશન થયું છે

આ આત્મશ્રેયસાધક ગ્રંથનો વિનય અને વિવેકપૂર્વક ઉપયોગ કરવાની ભલામણ અસ્થાને નહીં ગણાય

શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ,<br>સ્ટે અગાસ, વાયા આણંદ<br>સં ૨૦૦૭, અસાડ વદ ૧૨, સોમ<br>તા ૩૦-૭-૫૧

લિ૦<br>બ્રહ્મચારી ગોવર્ધનદાસ

# શ્રીમદ્ રાજચંદ્ર

## અનુક્રમણિકા

## વર્ષ ૨૪ મું

## વર્ષ ૨૬ મું

વર્ષ ૨૯ મું

વર્ષ ૩૧ મું

વર્ષ ૩૨ મુ

વર્ષ ૩૩ મું

## વર્ષ ૩૪ મું

ઉપદેશ છાયા

---

## કાવ્યોની અનુક્રમણિકા

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૭ | કામના | કામ ના | ૨૩૭ | ૧ | ૧૫૭ | ૧૫૭ અ |
| ૩ | ૧૫ | ટાળવાનો | ટળવાનો | ૨૪૨ | ૨૬ | વસ્તુ દેખાય | વસ્તુ મોટી દેખાય |
| ૧૫ | ૨૭ | પૂજનીક | પૂજનિક | ૨૪૬ | ૩૨ | સ્નેહભાવથી | સત્સ્નેહભાવથી |
| ૩૧ | ૯ | વીતરાગના | વીતરાગનાં | ૨૫૦ | ૨૨ | વીસયા | વીસર્યા |
| ૩૨ | ૧૧ | મહોન્મત | મહોન્મત્ત | ૨૫૭ | ૨૩ | કેવળજ્ઞાનયે | કેવળજ્ઞાનેય |
| ૩૯ | ૧૩ | હૃદયને | હૃદયને | ૨૬૩ | ૧૦ | પ્રત્યક્ષ જ્ઞાનીની | જ્ઞાનીની પ્રત્યક્ષ |
| ૪૧ | ૩૨ | સુવર્ણાદિક | સુવર્ણાદિક | ૨૬૮ | ૩૧ | વિટગનામય | વિટબનામય |
| ૪૬ | ૨૦ | ઔદાસીન્યનો | ઔદાસીન્યતાનો | ૨૮૦ | ૨૮ | દેવુ | દેવુ |
| ૫૪ | ૨૬ | અનુસબધ | અનુસબધ | ૨૯૨ | ૩૯ | આંક ન ૮૮૨ | ૮૮૩ |
| ૬૩ | ૧૯ | મહોગ્રતપોધ્યાન | મહોગ્રતપોપધ્યાન | ૨૯૬ | ૩૦ | સગુરુ | સુગુરુ |
| ૬૭ | ૨૦ | શુદ્ધ સ્વરુપના | શુદ્ધ સ્વરૂપના | ૩૨૦ | ૧૬ | જાણવે | જાણવો |
| ૭૯ | ૨ | નિશદિન મગ્ન | નિશદિન મગ્ન છે | | ૨૪ | વિચારવા | વિચારવા |
| ૮૦ | ૭ | સમજવાળા | સમજણવાળા | | ૨૮ | ફાગણ વદ | ફાગણ સુદ |
| ૮૫ | ૧૪ | યશોવાચ્છાદોષ | યશોવાછાદોષ | ૩૩૫ | ૧૫ | સ્થળપણુ | સ્થૂળપણે |
| ૯૯ | ૩ | નિર્વિકારી, | નિર્વિકારી, | ૩૩૭ | ૩૩ | સ્થ | સ્થળે |
| | ૨૧ | એમ કહે | કોઈ એમ કહે | | ૩૫ | ભગી | ભૃગી |
| ૧૦૦ | ૩૬ | એકાદી | એકાદિ | ૩૪૦ | ૨૮ | ભગી | ભૃગી |
| ૧૧૮ | ૨૧ | પ્રામાણે | પ્રમાણે | ૩૫૭ | ૧૨ | પ્રાપ્ત | પ્રાપ્તિ |
| ૧૨૪ | ૧૨મી મોક્ષ । જીવ । પછી | | (પ્રથમાવૃત્તિ પ્રમાણે મોક્ષ અને જીવ વચમા લીટી ન જોઈએ) મોક્ષ જીવ | ૩૭૦ | ૩૨ | વિશેષણપણે | વિશેષપણે |
| | | | | ૩૭૩ | ૨૮ | લાકકથન | લોકકથન |
| | | | | ૩૯૦ | ૨૯ | એને | અને |
| | | | | ૩૯૧ | ૩૧ | (સૂયગડા) | (સૂયગડાંગ)૩ |
| ૧૩૬ | ૧૮ | વચનામૃત આંક ૨૧ | વચનામૃત આંક ૨૧મા ન ૧૬ | | ૩૬ | | ફુટનોટ ૨ પછી નીચે પ્રમાણે ફુટનોટ ૩ ઉમેરવાની છે — |
| ૧૫૮ | ૧૦ | ન મરવુ | મરવુ ન | | | | |
| ૧૭૨ | ૧ | શાસ્ત્રજ્ઞાનનું | શાસ્ત્રજ્ઞાનનુ | | | | |
| ૧૯૨ | ૧૦ | સુદ ૧૨ | વદ ૧૨ | | | | |
| ૧૯૩ | ૧૩ | [૭૪ (૬)] | [૮૭૪ (૬)] | | | | |
| ૨૦૩ | ૨૩ | મહત વિચારો | મહત્ વિચારો | | | | |
| | ૨૩ | મહત વિચિત્રતાની | મહત્ વિચિત્રતાની | ૩૯૯ | ૯ | પરિણામમાં | પરિમાણમા |
| ૨૨૪ | ૩૭ | બહારની | બહારથી | | ૧૭ | આરાધવાને | આરાધવાનો |
| | ૩૮ | નથી | નથી ! | ૪૦૦ | ૧૪ | પ્રસગ વિચારવાનો પ્રસગ | પ્રસગ વિચારવાનો વખત |
| ૨૩૦ | ૧૯ | છે તે | છે તે | | | | |
| ૨૩૧ | ૨૧ | વાતા | વાર્તા | ૪૦૪ | ૪ | પછી | આવ્યા પછી |
| ૨૩૨ | ૨૪ | મેળવવા | મેળવવા તે | ૪૦૬ | ૧૪ | (નથી)-ભેદ | ( )-ભેદ |

३ जे य बुद्धा अतिक्कंता, जे य बुद्धा अणागया । संति तेसिं पइट्ठाणं, भूयाण जगती जहा ॥ सू० कृ० १ श्रु० ११ अ ३६मी गाथा.

| | | | |
|---|---|---|---|
| ૪૦૭ | ૨ | પકારે | પ્રકારે |
| ૪૦૮ | ૧૧ | સિદ્ધ | સિદ્ધિ |
| ૪૩૫ | ૩૭ | રજ | ધિરજ |
| ૪૫૮ | ૬ | અવ્યવસ્થિપણે | અવ્યવસ્થિતપણે |
| ૪૬૦ | ૧૩ | છૂટવાથી | છૂટવાની |
| ૪૬૦ | ૩૫ | કહ્યા | કહ્યો |
| ૪૭૦ | ૩ | સકોચવી | સકોચવી |
| ૪૭૬ | ૨૧ | થવા ો | થવાનો |
| ૪૮૫ | ૧ | કઈ | કઈ |
| ૫૦૧ | ૧૯ | શબ્દ તર | શબ્દાંતર |
| ૫૧૭ | ૩૦ | જો મા | જોવામા |
| ૫૨૩ | ૨૮ | ચરિત્ર | ચારિત્ર |
| ૫૨૫ | ૩૧ | રાધેલો | રાંધેલો |
| ૫૨૮ | ૧૦ | આત્જ્ઞાન | આત્મજ્ઞાન |
| ૫૩૪ | ૧૭ | ભ્ર તિ | ભ્રાંતિ |
| ૫૩૯ | ૩૯ | પાઠાત ' | પાઠાંતર |
| ૫૪૧ | ૩૮ | આત્મ | આત્મા |
| ૫૪૨ | ૭ | સયેગોથી | સયોગોથી |
| ૫૪૩ | ૫ | અવતા | આવતા |
| ૫૪૪ | ૧ | હો | હોય |
| ૫૫૬ | ૧૨ | બન્ન | બન્ને |
| ૫૬૩ | ૨૨ | શમાય | સમાય |
| ૫૬૪ | ૨૦ | પ્રમ દે | પ્રમાદે |
| ૫૬૬ | ૮ | વગરને | વગર ને |
| | ૨૯ | [૬૮૨] ૭૪૧ | ૭૪૧ (કૌંસનો નબર ન જોઈએ) |
| ૫૭૯ | ૫ | કહીને | કરીને |
| ૫૮૧ | ૧૬ | શ્રત | શ્રુત |
| ૫૯૦ | ૩૫ | અસત્ | અશબ્દ |
| ૬૦૫ | ૩૫ | સમ્યક્ ર્શન | સમ્યક્ દર્શન |
| ૬૧૮ | ૪ | સત્શ્રત | સત્શ્રુત |
| ૬૨૪ | ૨૮ | સત્શ્રત | સત્શ્રુત |
| ૬૨૯ | ૩૪ | વીતરાગશ્રત | વીતરાગશ્રુત |
| ૬૩૨ | ૩ | ધીરો | ધીરો |
| ૬૫૪ | ૬ | ૮૪૮ | ૮૫૮ |
| ૬૫૫ | ૨૩ | ઉપશાત | ઉપશાત |
| ૬૯૭ | ૧૯ | બ્યાહ્યવ્રતથી | બાહ્યવ્રતથી |
| ૭૦૮ | ૩૮ | અ ાનીને | અજ્ઞાનીને |
| ૭૧૦ | ૧ | [૬૪૩-૭] | [૬૪૩-૮] |
| ૭૧૫ | ૧૮ | અપ્રહ્યચર્ય | અબ્રહ્મચર્ય |
| ૭૩૨ | ૨ | ગગદ્વ૫ | રાગદ્વેષ |
| ૭૪૮ | ૩૧ | થ ા | થયા |
| | ૩૭ | આશકા | આશકા |
| ૭૫૦ | ૨૯ | રાગદ્વ૫ | રાગદ્વેષ |
| ૭૫૧ | ૩૬ | ન થા | ન થાય |
| ૭૫૨ | ૧ | રાગદ્વ૫ | રાગદ્વેષ |
| | ૨૪ | દશની | દશાની |
| | ૨૬ | સમ્ય ક્ત્વ | સમ્યક્ત્વ |
| | ૨૮ | અશે | અશે |
| ૭૭૫ | ૩૪ | सेसा य उम्मग्गया | सेसा उम्मग्गया |
| ૭૮૩ | ૬ | અધા | અર્ધા |
| ૭૮૪ | ૨-૩ | कम्मदव्वेहिं कम, सजोगो | कम्मदव्वेहि सम, सजोगो होइ जो उ जीवस्स, सो बंधो नायव्वो, तस्स विओगो भवे मुक्खो |
| ૮૧૦ | ૨૨ | લે કાલોકવ્યાપક | લોકાલોકવ્યાપક |
| | ૨૭ | વિસ્ત્રસા પરિણામી | વિસ્ત્રસાપરિણામી |
| ૮૧૧ | ૩૭ | ઉપયોગ | ઉપયોગે |

# શ્રીમદ્ રાજચંદ્ર.

## વર્ષ ૧૭ મા પહેલાં.

૧

### પ્રથમ શતક.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

અથારભ પ્રસગ રગ ભરવા, કોડે કરું કામના,
બોધુ ધર્મદ મર્મ ભર્મ હરવા, છે અન્યથા કામના,
ભાખુ મોક્ષ સુબોધ ધર્મ ધનના, જોડે કથુ કામના,
એમા તત્ત્વ વિચાર સત્ત્વ સુખદા, પ્રેરો પ્રભુ કામના ૧

છપ્પય

નાભિનદન નાથ, વિશ્વવદન વિજ્ઞાની,
ભવ બધનના ફદ, કરણ ખડન સુખદાની,
ગ્રથ પથ આદ્યત, ખત પ્રેરક ભગવતા,
અખડિત અરિહત, તતહારક જયવતા,
શ્રી મરણહરણ તારણતરણ, વિશ્વોદ્ધારણ અઘ હરે,
તે ઋષભદેવ પરમેશપદ, રાયચદ વદન કરે, ૨

## પ્રભુપ્રાર્થના.

દોહરા

જળહળ જ્યોતિ સ્વરૂપ તું, કેવળ કૃપાનિધાન,
પ્રેમ પુનિત તુજ પ્રેરજે, ભયભંજન ભગવાન ૩
નિત્ય નિરંજન નિત્ય છો, ગંજન ગંજ ગુમાન,
અભિવંદન અભિવંદના, ભયભંજન ભગવાન ૪
ધર્મધરણ તારણતરણ, શરણ ચરણ સન્માન,
વિઘ્નહરણ પાવનકરણ, ભયભંજન ભગવાન ૫
ભદ્રભરણ ભીતિહરણ, સુધાઝરણ શુભવાન,
ક્લેશહરણ ચિંતાચૂરણ, ભયભંજન ભગવાન ૬
અવિનાશી અરિહંત તું, એક અખંડ અમાન,
અજર અમર અણજન્મ તું, ભયભંજન ભગવાન ૭
આનંદી અપવર્ગી તું, અકળ ગતિ અનુમાન
આશિષ અનુકૂળ આપજે, ભયભંજન ભગવાન ૮
નિરાકાર નિર્લેપ છો, નિર્મળ નીતિનિધાન,
નિર્મોહક નારાયણા, ભયભંજન ભગવાન ૯
સચરાચર સ્વયંભૂ પ્રભુ, સુખદ સોંપજે સાન,
સૃષ્ટિનાથ સર્વેશ્વરા, ભયભંજન ભગવાન ૧૦
સંકટ શોક સકળ હરણ, નૌતમ જ્ઞાન નિદાન,
ઇચ્છા વિકળ અચળ કરો, ભયભંજન ભગવાન ૧૧
આધિ વ્યાધિ ઉપાધિને, હરો તત તોફાન,
કરુણાળુ કરુણા કરો, ભયભંજન ભગવાન ૧૨
કિંકરની કંકર મતિ, ભૂલ ભયંકર ભાન,
શંકર તે સ્નેહે હરો, ભયભંજન ભગવાન ૧૩
શક્તિ શિશુને આપશો, ભક્તિ મુક્તિનું દાન,
તુજ જુક્તિ જાહેર છે, ભયભંજન ભગવાન ૧૪
નીતિ પ્રીતિ નમ્રતા, ભલી ભક્તિનું ભાન,
આર્ય પ્રજાને આપશો, ભયભંજન ભગવાન ૧૫
દયા શાંતિ ઔદાર્યતા, ધર્મ મર્મ મનધ્યાન,
સંપ જંપ વણ કંપ દે, ભયભંજન ભગવાન ૧૬
હર આળસ એદીપણું, હર અઘ ને અજ્ઞાન,
હર ભ્રમણા ભારત તણી, ભયભંજન ભગવાન ૧૭
તન મન ધનને અન્નનું, દે સુખ સુધાસમાન,
આ અવનીનું કર ભલું, ભયભંજન ભગવાન ૧૮
વિનય વિનંતિ રાયની, ધરો કૃપાથી ધ્યાન,
માન્ય કરો મહારાજ તે, ભયભંજન ભગવાન ૧૯

## ધર્મ વિષે.

કવિત

દિનકર વિના જેવો, દિનનો દેખાવ દીન,
શશિ વિના જેવી જોને, શર્વરી સુહાય છે,
પ્રતિપાળ વિના જેવી, પ્રજા પુરતણી પેખો,
સુરસ વિનાની જેવી, કવિતા કહાય છે,
સલિલ વિહીન જેવી સરિતાની શોભા અને,
ભર્તાર વિહીન જેવી, ભામિની ભળાય છે,
વદે રાયચંદ વીર, એમ ધર્મમર્મ વિના,
માનવી મહાન પણ, કુકર્મી કળાય છે. ૨૦

(અપૂર્ણ)

[૧] ૨

ૐ

## પુષ્પમાળા.

૧ રાત્રિ વ્યતિક્રમી ગઈ, પ્રભાત થયું, નિદ્રાથી મુક્ત થયા ભાવનિદ્રા ટાળવાનો પ્રયત્ન કરજો

૨ વ્યતીત રાત્રિ અને ગઈ જિંદગી પર દૃષ્ટિ ફેરવી જાઓ

૩ સફળ થયેલા વખતને માટે આનંદ માનો, અને આજનો દિવસ પણ સફળ કરો નિષ્ફળ થયેલા દિવસને માટે પશ્ચાત્તાપ કરી નિષ્ફળતા વિસ્મૃત કરો

૪ ક્ષણ ક્ષણ જતા અનંતકાળ વ્યતીત થયો, છતા સિદ્ધિ થઈ નહી

૫ સફળજન્ય એકકે બનાવ તારાથી જો ન બન્યો હોય તો ફરી ફરીને શરમા

૬ અઘટિત કૃત્યો થયા હોય તો શરમાઈને મન, વચન, કાયાના યોગથી તે ન કરવાની પ્રતિજ્ઞા લે.

૭ જો તુ સ્વતંત્ર હોય તો સંસારસમાગમે તારા આજના દિવસના નીચે પ્રમાણે ભાગ પાડ —

(૧) ૧ પ્રહર—ભક્તિકર્ત્તવ્ય
(૨) ૧ પ્રહર—ધર્મકર્ત્તવ્ય
(૩) ૧ પ્રહર—આહારપ્રયોજન
(૪) ૧ પ્રહર—વિદ્યાપ્રયોજન
(૫) ૨ પ્રહર—નિદ્રા
(૬) ૨ પ્રહર—સંસારપ્રયોજન

૮ પ્રહર

૮ જો તુ ત્યાગી હોય તો ત્વચા વગરની વનિતાનુ સ્વરૂપ વિચારીને સંસાર ભણી દૃષ્ટિ કરજે

૯ જો તને ધર્મનુ અસ્તિત્વ અનુકૂળ ન આવતું હોય તો નીચે કહુ છુ તે વિચારી જજે —

(૧) તુ જે સ્થિતિ ભોગવે છે તે શા પ્રમાણથી ?
(૨) આવતી કાલની વાત શા માટે જાણી શકતો નથી ?
(૩) તુ જે ઇચ્છે છે તે શા માટે મળતુ નથી ?
(૪) ચિત્રવિચિત્રતાનુ પ્રયોજન શુ છે ?

૧૦ જો તને અસ્તિત્વ પ્રમાણભૂત લાગતું હોય અને તેના મૂળતત્ત્વની આશંકા હોય તો નીચે કહું છુ.—

૧૧ સર્વ પ્રાણીમા સમદૃષ્ટિ,—

૧૨ કિંવા કોઈ પ્રાણીને જીવિતવ્યરહિત કરવા નહી, ગજા ઉપરાત તેનાથી કામ લેવું નહીં.

૧૩ કિંવા સત્પુરુષો જે રસ્તે ચાલ્યા તે

૧૪ મૂળતત્ત્વમા ક્યાય ભેદ નથી, માત્ર દૃષ્ટિમા ભેદ છે એમ ગણી આશય સમજી પવિત્ર ધર્મમા પ્રવર્ત્તન કરજે

૧૫ તું ગમે તે ધર્મ માનતો હોય તેનો મને પક્ષપાત નથી, માત્ર કહેવાનુ તાત્પર્ય કે જે રાહથી સ સારમળ નાશ થાય તે ભક્તિ, તે ધર્મ અને તે સદાચારને તું સેવજે

૧૬ ગમે તેટલો પરત ત્ર હો તો પણ મનથી પવિત્રતાને વિસ્મરણ કર્યા વગર આજનો દિવસ રમણીય કરજે.

૧૭ આજે જો તુ દુષ્કૃતમા દોરાતો હો તો મરણને સ્મર.

૧૮ તારા દુ.ખ સુખના બનાવોની નોધ આજે કોઈને દુ ખ આપવા તત્પર થાય તો મ ભારી જા

૧૯ રાજા હો કે ર ક હો—ગમે તે હો, પર તુ આ વિચાર વિચારી સદાચાર ભણી આવજો કે આ કાયાના પુદ્ગલ થોડા વખતને માટે માત્ર સાડાત્રણ હાથ ભૂમિ માગનાર છે.

૨૦ તુ રાજા હો તો ફિકર નહી, પણ પ્રમાદ ન કર, કારણ નીચમા નીચ, અધમમા અધમ, વ્યભિચારનો, ગર્ભપાતનો, નિર્વંશનો, ચ ડાલનો, કસાઈનો અને વેશ્યાનો એવો કણ તુ ખાય છે. તો પછી ?

૨૧ પ્રજાનાં દુ.ખ, અન્યાય, કર એને તપાસી જઈ આજે ઓછા કર તું પણ હે રાજા ! કાળને ઘેર આવેલો પરુણો છે.

૨૨ વકીલ હો તો એથી અર્ધા વિચારને મનન કરી જજે.

૨૩ શ્રીમ ત હો તો પૈસાના ઉપયોગને વિચારજે. રળવાનું કારણ આજે શોધીને કહેજે.

૨૪ ધાન્યાદિકમાં વ્યાપારથી થતી અસ ખ્ય હિંસા સ ભારી ન્યાયસ પન્ન વ્યાપારમા આજે તારુ ચિત્ત ખેંચ.

૨૫ જો તું કસાઈ હોય તો તારા જીવના સુખનો વિચાર કરી આજના દિવસમા પ્રવેશ કર.

૨૬ જો તુ સમજણો બાલક હોય તો વિદ્યા ભણી અને આજ્ઞા ભણી દૃષ્ટિ કર.

૨૭ જો તુ યુવાન હોય તો ઉદ્યમ અને બ્રહ્મચર્ય ભણી દૃષ્ટિ કર

૨૮ જો તું વૃદ્ધ હોય તો મોત ભણી દૃષ્ટિ કરી આજના દિવસમા પ્રવેશ કર

૨૯ જો તું સ્ત્રી હોય તો તારા પતિ પ્રત્યેની ધર્મકરણીને સ ભાર,—દોષ થયા હોય તેની ક્ષમા યાચ અને કુટુ બ ભણી દૃષ્ટિ કર

૩૦ જો તુ કવિ હોય તો અસ ભવિત પ્રશ સાને સ ભારી જઈ આજના દિવસમા પ્રવેશ કર

૩૧ જો તુ કૃપણ હોય તો,—

૩૨ જો તું અમલમસ્ત હોય તો નેપોલિયન બોનાપાર્ટને બન્ને સ્થિતિથી સ્મરણ કર

૩૩ ગઈ કાલે કોઈ કૃત્ય અપૂર્ણ રહ્યુ હોય તો પૂર્ણ કરવાનો સુવિચાર કરી આજના દિવસમા પ્રવેશ કર

૩૪ આજે કોઈ કૃત્યનો આર ભ કરવા ધારતો હો તો વિવેકથી સમય, શક્તિ અને પરિણામને વિચારી આજના દિવસમા પ્રવેશ કર

૩૫ પગ મૂકતા પાપ છે, જોતા ઝેર છે, અને માથે મરણ રહ્યુ છે. એ વિચારી આજના દિવસમાં પ્રવેશ કર

૩૬ અઘોર કર્મ કરવામા આજે તારે પડવુ હોય તો રાજપુત્ર હો તો પણ ભિક્ષાચરી માન્ય કરી આજના દિવસમા પ્રવેશ કરજે

૩૭ ભાગ્યશાલી હો તો તેના આનદમા બીજાને ભાગ્યશાલી કરજે, પરતુ દુર્ભાગ્યશાલી હો તો અન્યનુ બૂરુ કરતા રોકાઈ આજના દિવસમા પ્રવેશ કરજે

૩૮ ધર્માચાર્ય હો તો તારા અનાચાર ભણી કટાક્ષદૃષ્ટિ કરી આજના દિવસમાં પ્રવેશ કરજે

૩૯ અનુચર હો તો પ્રિયમા પ્રિય એવા શરીરના નિભાવનાર તારા અધિરાજની નિમકહલાલી ઇચ્છી આજના દિવસમા પ્રવેશ કરજે

૪૦ દુરાચારી હો તો તારી આરોગ્યતા, ભય, પરતત્રતા, સ્થિતિ અને સુખ એને વિચારી આજના દિવસમા પ્રવેશ કરજે

૪૧ દુખી હો તો (આજની) આજીવિકા જેટલી આશા રાખી આજના દિવસમા પ્રવેશ કરજે

૪૨ ધર્મકરણીનો અવશ્ય વખત મેળવી આજની વ્યવહારસિદ્ધિમા તુ પ્રવેશ કરજે

૪૩ કદાપિ પ્રથમ પ્રવેશે અનુકૂળતા ન હોય તો પણ રોજ જતા દિવસનુ સ્વરૂપ વિચારી આજે ગમે ત્યારે પણ તે પવિત્ર વસ્તુનુ મનન કરજે

૪૪ આહાર, વિહાર, નિહાર એ સબધીની તારી પ્રક્રિયા તપાસી આજના દિવસમા પ્રવેશ કરજે.

૪૫ તુ કારીગર હો તો આળસ અને શક્તિના ગેરઉપયોગનો વિચાર કરી જઈ આજના દિવસમા પ્રવેશ કરજે.

૪૬ તુ ગમે તે ધધાર્થી હો, પરતુ આજીવિકાર્થે અન્યાયસપન્ન દ્રવ્ય ઉપાર્જન કરીશ નહી

૪૭ એ સ્મૃતિ ગ્રહણ કર્યા પછી શૌચક્રિયાયુક્ત થઈ ભગવદ્ભક્તિમા લીન થઈ ક્ષમાપના યાચ

૪૮ સસારપ્રયોજનમા જો તુ તારા હિતને અર્થે અમુક સમુદાયનુ અહિત કરી નાખતો હો તો અટકજે

૪૯ જુલમીને, કામીને, અનાડીને ઉત્તેજન આપતો હો તો અટકજે

૫૦ ઓછામા ઓછો પણ અર્ધ પ્રહર ધર્મકર્ત્તવ્ય અને વિદ્યાસપત્તિમા આણ્ય કરજે

૫૧ જિંદગી ટૂકી છે, અને જજાળ લાબી છે, માટે જજાળ ટૂકી કર તો સુખરૂપે જિદગી લાબી લાગશે

૫૨ સ્ત્રી, પુત્ર, કુટુબ, લક્ષ્મી ઇત્યાદિ બધા સુખ તારે ઘેર હોય તો પણ એ સુખમા ગૌણતાએ દુખ રહ્યુ છે એમ ગણી આજના દિવસમા પ્રવેશ કર

૫૩ પવિત્રતાનુ મૂળ સદાચાર છે

૫૪ મન દોરગી થઈ જતું બાળવવાને,—

૫૫ વચન શાત, મધુર, કોમળ, સત્ય અને શૌચ બોલવાની સામાન્ય પ્રતિજ્ઞા લઈ આજના દિવસમા પ્રવેશ કરજે

૫૬ કાયા મળમૂત્રનુ અસ્તિત્વ છે, તે માટે 'હુ આ શુ અયોગ્ય પ્રયોજન કરી આનદ માનુ છુ' એમ આજે વિચારજે

૫૭ તારે હાથે કોઈની આજીવિકા આજે તૂટવાની હોય તો,—

૫૮ આહારક્રિયામા હવે તે પ્રવેશ કર્યો મિતાહારી અકબર સર્વોત્તમ બાદશાહ ગણાયો

૫૯ જો આજે દિવસે તને સૂવાનુ મન થાય, તો તે વખતે ઈશ્વરભક્તિપરાયણ થજે, કે સત્શાસ્ત્રનો લાભ લઈ લેજે

૬૦ હુ સમજુ છુ કે એમ થવુ દુર્ઘટ છે, તો પણ અભ્યાસ સર્વનો ઉપાય છે

૬૧ ચાલ્યુ આવતું વૈર આજે નિર્મૂળ કરાય તો ઉત્તમ, નહી તો તેની સાવચેતી રાખજે

૬૨ તેમ નવુ વૈર વધારીશ નહી, કારણ વૈર કરી કેટલા કાળનુ સુખ ભોગવવુ છે એ વિચાર તત્ત્વજ્ઞાનીઓ કરે છે

૬૩ મહાર ભી, હિંસાયુક્ત વ્યાપારમા આજે પડવુ પડતુ હોય તો અટકજે

૬૪ બાહોળી લક્ષ્મી મળતા છતા આજે અન્યાયથી કોઈ નો જીવ જતો હોય તો અટકજે

૬૫ વખત અમૂલ્ય છે, એ વાત વિચારી આજના દિવસની ૨,૧૬,૦૦૦ વિપળનો ઉપયોગ કરજે

૬૬ વાસ્તવિક સુખ માત્ર વિરાગમા છે માટે જ જાળમોહિનીથી આજે અભ્ય તરમોહિની વધારીશ નહી

૬૭ નવરાશનો દિવસ હોય તો આગળ કહેલી સ્વતત્રતા પ્રમાણે ચાલજે

૬૮ કોઈ પ્રકારની નિષ્પાપી ગમ્મત કિંવા અન્ય કઈ નિષ્પાપી સાધન આજની આનદનીયતાને માટે શોધજે

૬૯ સુયોજક કૃત્ય કરવામા દોરાવુ હોય તો વિલબ કરવાનો આજનો દિવસ નથી, કારણ આજ જેવો મગળદાયક દિવસ બીજો નથી

૭૦ અધિકારી હો તો પણ પ્રજાહિત ભૂલીશ નહી, કારણ જેનુ [ રાજાનુ ] તુ લૂણ ખાય છે, તે પણ પ્રજાના માનીતા નોકર છે

૭૧ વ્યાવહારિક પ્રયોજનમા પણ ઉપયોગપૂર્વક વિવેકી રહેવાની સત્પ્રતિજ્ઞા માની આજના દિવસમા વર્તજે

૭૨ સાયકાળ થયા પછી વિશેષ શાન્તિ લેજે

૭૩ આજના દિવસમા આટલી વસ્તુને બાધ ન આણ્ાય તો જ વાસ્તવિક વિચક્ષણતા ગણાય:
(૧) આરોગ્યતા (૨) મહત્તા (૩) પવિત્રતા (૪) ફરજ

૭૪ જો આજે તારાથી કોઈ મહાન કામ થતુ હોય તો તારા સર્વ સુખનો ભોગ પણ આપી દેજે

૭૫ કરજ એ નીચ રજ ( ક+રજ ) છે, [1]કરજ એ યમના હાથથી નીપજેલી વસ્તુ છે, (કર+જ) કર એ રાક્ષસી રાજાનો જુલમી કર ઉઘરાવનાર છે એ હોય તો આજે ઉતારજે, અને નવુ કરતા અટકજે

૭૬ દિવસ સબધી કૃત્યનો ગણિતભાવ હવે જોઈ જા

૭૭ સવારે સ્મૃતિ આપી છે છતા કઈ અયોગ્ય થયુ હોય તો પશ્ચાત્તાપ કર અને શિક્ષા લે

૭૮ કઈ પરોપકાર, દાન, લાભ કે અન્યનુ હિત કરીને આવ્યો હો તો આનદ માન, નિરભિમાની રહે

૭૯ જાણતા અજાણતા પણ વિપરીત થયુ હોય તો હવે તે માટે અટકજે

૮૦ વ્યવહારનો નિયમ રાખજે અને નવરાશે સસારની નિવૃત્તિ શોધજે

૮૧ આજ જેવો ઉત્તમ દિવસ ભોગવ્યો, તેવી તારી જિંદગી ભોગવવાને માટે તું આનદિત થા તો જ આ૦—

૮૨ આજ જે પળે તુ મારી કથા મનન કરે છે, તે જ તારુ આયુષ્ય સમજી સદ્વૃત્તિમા દોરાજે

૮૩ સત્પુરુષ વિદુરના કહ્યા પ્રમાણે આજે એવુ કૃત્ય કરજે કે રાત્રે સુખે સુવાય

૮૪ આજનો દિવસ સોનેરી છે, પવિત્ર છે, કૃતકૃત્ય થવારૂપ છે, એમ સત્પુરુષોએ કહ્યુ છે માટે માન્ય કર

1 કરજ (કર+જ)

૮૫ જેમ બને તેમ આજના દિવસ સંબંધી, સ્વપત્નીસંબંધી પણ વિષયાસક્ત ઓછા રહેજે

૮૬ આત્મિક અને શારીરિક શક્તિની દિવ્યતાનું તે મૂળ છે, એ જ્ઞાનીઓનું અનુભવસિદ્ધ વચન છે

૮૭ તમાકુ સૂંઘવા જેવું નાનું વ્યસન પણ હોય તો આજે પૂર્ણ કર—(૦) નવીન વ્યસન કરતા અટક

૮૮ દેશ, કાળ મિત્ર એ સઘળાનો વિચાર સર્વ મનુષ્યે આ પ્રભાતમા સ્વશક્તિ સમાન કરવો ઉચિત છે

૮૯ આજે કેટલા સત્પુરુષોનો સમાગમ થયો, આજે વાસ્તવિક આનંદસ્વરૂપ શું થયું ? એ ચિંતવન વિરલા પુરુષો કરે છે

૯૦ આજે તું ગમે તેવા ભયકર પણ ઉત્તમ કૃત્યમા તત્પર હો તો નાહિમ્મત થઈશ નહી

૯૧ શુદ્ધ સચ્ચિદાનંદ, કરુણામય પરમેશ્વરની ભક્તિ એ આજના તારા સત્કૃત્યનું જીવન છે

૯૨ તારું, તારા કુટુંબનું, મિત્રનું, પુત્રનું, પત્નીનું, માતાપિતાનું, ગુરુનું, વિદ્વાનનું, સત્પુરુષનું યથાશક્તિ હિત, સન્માન, વિનય, લાભનું કર્ત્તવ્ય થયું હોય તો આજના દિવસની તે સુગંધી છે

૯૩ જેને ઘેર આ દિવસ ક્લેશ વગરનો, સ્વચ્છતાથી, શૌચતાથી, સંપથી, સંતોષથી, સૌમ્યતાથી, સ્નેહથી, સભ્યતાથી, સુખથી જશે તેને ઘેર પવિત્રતાનો વાસ છે

૯૪ કુશળ અને આજ્ઞાકારી પુત્રો, આજ્ઞાવલંબની ધર્મયુક્ત અનુચરો, સદ્ગુણી સુંદરી, સંપીલું કુટુંબ, સત્પુરુષ જેવી પોતાની દશા જે પુરુષની હશે તેનો આજનો દિવસ આપણે સઘળાને વંદનીય છે

૯૫ એ સર્વ લક્ષણસંયુક્ત થવા જે પુરુષ વિચક્ષણતાથી પ્રયત્ન કરે છે તેનો દિવસ આપણને માનનીય છે

૯૬ એથી પ્રતિભાવવાળું વર્તન જ્યા મચી રહ્યું છે તે ઘર આપણી કટાક્ષદૃષ્ટિની રેખા છે

૯૭ ભલે તારી આજીવિકા જેટલું તું પ્રાપ્ત કરતો હો, પરંતુ નિરુપાધિમય હોય તો ઉપાધિમય પેલું ગજસુખ ઇચ્છી તારો આજનો દિવસ અપવિત્ર કરીશ નહી

૯૮ કોઈએ તને કડવું કથન કહ્યું હોય તે વખતમા સહનશીલતા—નિરુપયોગી પણ,

૯૯ દિવસની ભૂલ માટે રાત્રે હસજે, પરંતુ તેવું હસવું ફરીથી ન થાય તે લક્ષિત રાખજે

૧૦૦ આજે કંઈ બુદ્ધિપ્રભાવ વધાર્યો હોય, આત્મિક શક્તિ ઉજવાળી હોય, પવિત્ર કૃત્યની વૃદ્ધિ કરી હોય તો તે,—

૧૦૧ અયોગ્ય રીતે આજે તારી કોઈ શક્તિનો ઉપયોગ કરીશ નહી,—મર્યાદાલોપનથી કરવો પડે તો પાપભીરુ રહેજે

૧૦૨ સરળતા એ ધર્મનું બીજસ્વરૂપ છે પ્રજ્ઞાએ કરી સરળતા સેવાઈ હોય તો આજનો દિવસ સર્વોત્તમ છે

૧૦૩ બાઈ, રાજપત્ની હો કે દીનજનપત્ની હો, પરંતુ મને તેની કંઈ દરકાર નથી મર્યાદાથી વર્તતી સે તો શું પણ પવિત્ર જ્ઞાનીઓએ પ્રશંસી છે

૧૦૪ સદ્ગુણથી કરીને જો તમારા ઉપર જગતનો પ્રશસ્ત મોહ હશે તો હે બાઈ, તમને હું વંદન કરું છું

૧૦૫ બહુમાન, નમ્રભાવ, વિશુદ્ધ અંતઃકરણથી પરમાત્માના ગુણસબંધી ચિંતવન, શ્રવણ, મનન, કીર્તન, પૂજા, અર્ચા એ જ્ઞાની પુરુષોએ વખાણ્યાં છે, માટે આજનો દિવસ શોભાવજો

૧૦૬ સત્શીલવાન સુખી છે દુરાચારી દુઃખી છે એ વાત જો માન્ય ન હોય તો અત્યારથી તમે લક્ષ રાખી તે વાત વિચારી જુઓ.

૧૦૭ આ સઘળાનો સહેલો ઉપાય આજે કહી દઉં છું કે દોષને ઓળખી દોષને ટાળવા

૧૦૮ લાંબી ટૂંકી કે ક્રમાનુક્રમ ગમે તે સ્વરૂપે આ મારી કહેલી, પવિત્રતાનાં પુષ્પોથી છવાયેલી માળા પ્રભાતના વખતમાં, સાયંકાળે અને અન્ય અનુકૂળ નિવૃત્તિએ વિચારવાથી મંગળદાયક થશે વિશેષ શું કહું?

---

[૨]

૩

## કાળ કોઈને નહિ મૂકે.

હરિગીત

મોતીતણી માળા ગળામાં મૂલ્યવંતી મલકતી,
હીરાતણા શુભ હારથી બહુ કંઠકાંતિ ઝળકતી,
આભૂષણોથી ઓપતા ભાગ્યા મરણને જોઈને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઈને ૧

મણિમય મુગટ માથે ધરીને કર્ણ કુંડળ નાખતા,
કાંચન કડાં કરમાં ધરી કશીએ કચાશ ન રાખતા,
પળમાં પડ્યા પૃથ્વીપતિ એ ભાન ભૂતળ ખોઈને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઈને. ૨

દશ આંગળીમાં માંગલિક મુદ્રા જડિત માણિક્યથી,
જે પરમ પ્રેમે પે'રતા પોંચી કળા બારીકથી,
એ વેઢ વીંટી સર્વ છોડી ચાલિયા મુખ ધોઈને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઈને ૩

મૂંછ વાંકડી કરી ફાંકડા થઈ લીંબુ ધરતા તે પરે,
કાપેલ રાખી કાતરા હરકોઈનાં હૈયાં હરે.
એ સાંકડીમાં આવિયા છટકયા તજી સહુ સોઈને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઈને ૪

છો ખંડના અધિરાજ જે ચંડે કરીને નીપજ્યા,
બ્રહ્માંડમાં બળવાન થઈને ભૂપ ભારે ઊપજ્યા
એ ચતુર ચક્રી ચાલિયા હોતા નહોતા હોઈને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઈને ૫

જે રાજનીતિનિપુણતામાં ન્યાયવંતા નીવડ્યા,
અવળા કર્યે જેના બધા સવળા સદા પાસા પડ્યા,
એ ભાગ્યશાળી ભાગિયા તે ખટપટો સૌ ખોઈને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઈને ૬

તરવાર બહાદુર ટેક ધારી પૂર્ણતામાં પેખિયા,
હાથી હણે હાથે કરી એ કેસરી સમ દેખિયા.
એવા ભલા ભડવીર તે અંતે રહેલા રોઈને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઈને ૭

[3]

## ૪
## ધર્મ વિષે.

કવિત

સાહ્યબી સુખદ હોય, માનતણો મદ હોય,
ખમા ખમા ખુદ હોય, તે તે કશા કામનુ ?
જુવાનીનુ જોર હોય, એશનો અંકોર હોય,
દોલતનો દોર હોય, એ તે સુખ નામનું,
વનિતા વિલાસ હોય, પ્રૌઢતા પ્રકાશ હોય,
દક્ષ જેવા દાસ હોય, હોય સુખ ધામનુ
વદે રાયચંદ એમ, સદ્ધર્મને ધાર્યા વિના,
જાણી લેજે સુખ એ તો, બેએ જ બદામનુ ! ૧

મોહ માન મોડવાને, ફેલપણુ ફોડવાને,
જાળફંદ તોડવાને, હેતે નિજ હાથથી,
કુમતિને કાપવાને, સુમતિને સ્થાપવાને,
મમત્વને માપવાને, સકલ સિદ્ધાંતથી,
મહા મોક્ષ માણવાને, જગદીશ જાણવાને,
અજન્મતા આણવાને, વળી ભલી ભાતથી,
અલૌકિક અનુપમ, સુખ અનુભવવાને,
ધર્મ ધારણાને ધારો, ખરેખરી ખાતથી ૨

દિનકર વિના જેવો, દિનનો દેખાવ દીસે,
શશી વિના જેવી રીતે, શર્વરી સુહાય છે,
પ્રજાપતિ વિના જેવી, પ્રજા પુરતણી પેખો,
સુરસ વિનાની જેવી, કવિતા કહાય છે,
સલિલ વિહીન જેવી, સરિતાની શોભા અને,
ભર્તાર વિહીન જેવી, ભામિની ભળાય છે,
વદે રાયચંદ વીર, સદ્ધર્મને ધાર્યા વિના,
માનવી મહાન તેમ, કુકર્મી કળાય છે. ૩

ચતુરો ચોંપેથી ચાહી ચિંતામણિ ચિત્ત ગણે,
પંડિતો પ્રમાણે છે પારસમણિ પ્રેમથી,
કવિઓ કલ્યાણકારી કલ્પતરુ કથે જેને,
સુધાનો સાગર કથે, સાધુ શુભ ક્ષેમથી,
આત્મના ઉદ્ધારને ઉમંગથી અનુસરો જો,
નિર્મળ થવાને કાજે, નમો નીતિ નેમથી,
વદે રાયચંદ વીર, એવુ ધર્મરૂપ જાણી,
"ધર્મવૃત્તિ ધ્યાન ધરો, વિલખો ન વેંમથી" ૪

———o———

૨

૫

ॐ

## બોધવચન

૧ આહાર કરવો નહી
૨ આહાર કરવો તો પુદ્ગલના સમૂહને એકરૂપ માની કરવો, પણ લુબ્ધ થવું નહી
૩ આત્મશ્લાઘા ચિંતવવી નહી
૪ ત્વરાથી નિરભિમાની થવુ
૫ સ્ત્રીનુ રૂપ નીરખવુ નહી
૬ સ્ત્રીનુ રૂપ જોવાઇ જવાય તો રાગયુક્ત થવુ નહી, પણ અનિત્યભાવ વિચારવો.
૭ કોઈ નિંદા કરે તે ઉપર દ્વેષબુદ્ધિ રાખવી નહી
૮ મતમતાતરમા પડવુ નહી.
૯ મહાવીરનો પથ વિસર્જન કરવો નહીં.
૧૦ ત્રિપદનો ઉપયોગ અનુભવવો
૧૧ અનાદિનુ જે સ્મૃતિમા છે તેને વીસરી જવુ
૧૨ સ્મૃતિમાં નથી તે સભારો
૧૩ વેદનીય કર્મ ઉદય થયુ હોય તો પૂર્વકર્મસ્વરૂપ વિચારી મૂઝાવુ નહી.
૧૪ વેદનીયઉદય ઉદય થાય તો 'અવેદ' પદ નિશ્ચયનુ ચિતવવું
૧૫ પુરુષ વેદ ઉદય થાય તો સ્ત્રીનુ શરીર ભિન્ન ભિન્ન કરી નિહાળવું, જ્ઞાનદશાથી
૧૬ ત્વરાથી આગ્રહ વસ્તુ તજવી ત્વરાથી આગ્રહ 'સ' દશા ગ્રહવી
૧૭ પણ બાહ્ય ઉપયોગ દેવો નહી.
૧૮ મમત્વ એ જ બધ
૧૯ બધ એ જ દુ ખ
૨૦ દુ ખસુખથી ઉપરાઠા થવુ
૨૧ સકલ્પ-વિકલ્પ તજવો
૨૨ આત્મઉપયોગ એ કર્મ મૂકવાનો ઉપાય.
૨૩ રસાદિક આહાર તજવો
૨૪ પૂર્વ ઉદયથી ન તજાય તો અબધપણે ભોગવવો
૨૫ છે તેની તેને સોપો (અવળી પરિણતિ)
૨૬ છે તે છે પણ મન વિચાર કરવા શક્તિમાન નથી
૨૭ ક્ષણિક સુખ ઉપર લુબ્ધતા કરવી નહી
૨૮ સમદષ્ટિમા જબુકુમારનુ ચરિત્ર વિચારવું
૨૯ રાગાદિકથી વિરક્ત થવુ એ જ સમ્યગ્જ્ઞાન
૩૦ સુગધી પુદ્ગલ સૂઘવા નહી, સ્વાભાવિક તેવી ભૂમિકામા ગયા તો રાગ કરવો નહી
૩૧ દુર્ગંધ ઉપર દ્વેષ કરવો નહી
૩૨ પુદ્ગલની હાનિવૃદ્ધિ ઉપર ખેદખિન્ન કે રાજી થવુ નહી
૩૩ આહાર અનુક્રમે ઓછો કરવો (લેવો)
૩૪ કાયોત્સર્ગ બને તો અહોરાત્રી કરવો (નીકર) એક કલાક કરવા ચૂકવુ નહી

૩૫ ધ્યાન એકચિત્તથી રાગદ્વેષ મૂકીને કરવુ

૩૬ ધ્યાન કર્યા પછી ગમે તે પ્રકારનો ભય ઉત્પન્ન થાય તોપણ બીવું નહીં અભય આત્મ-સ્વરૂપ વિચારવુ 'અમરદશા જાણી ચળવિચળ ન થવું'

૩૭ એકલા શયન કરવુ.

૩૮ એકાકી વિચાર હમેશ અંતરંગ લાવવો

૩૯ શંકા, કંખા કે વિતિગિચ્છા કરવી નહી જેમ ત્વરાએ આત્મહિત થાય એવાની ગોઠવણ કરવી

૪૦ દ્રવ્યગુણ જોઇને પણ રાજી થવુ નહી

૪૧ ષટદ્રવ્યના ગુણપર્યાય વિચારો

૪૨ સર્વને સમદ્રષ્ટિએ જુઓ

૪૩ બાહ્ય મિત્ર ઉપર જે જે ઇચ્છા રાખતા હો તે કરતા અભ્યંતર મિત્રને તાકીદથી ઇચ્છો.

૪૪ બાહ્ય સ્ત્રીની જે પ્રકારની ઇચ્છા રાખો છો તેથી ઊલટી રીતે આત્માની સ્ત્રીનરૂપ તેજ ઇચ્છો

૪૫ બાહાર લડો છો તે કરતા અભ્યંતર મહારાજાને હરાવો.

૪૬ અહંકાર કરશો નહીં.

૪૭ કોઈ દ્વેષ કરે પણ તમે તેમ કરશો નહીં.

૪૮ ક્ષણે ક્ષણે મોહનો સંગ મૂકો

૪૯ આત્માથી કર્માદિક અન્ય છે, તો મમત્વરૂપ પરિગ્રહનો ત્યાગ કરો

૫૦ સિદ્ધના સુખ સ્મૃતિમા લાવો.

૫૧ એક ચિત્તે આત્મા ધ્યાવો. પ્રત્યક્ષ અનુભવ થશે

૫૨ બાહ્ય કુટુંબ ઉપર રાગ કરશો નહી.

૫૩ અભ્યંતર કુટુંબ ઉપર રાગ કરશો નહી

૫૪ સ્ત્રીએ પુરુષાદિક ઉપર અનુરક્ત થવુ નહીં.

૫૫ વસ્તુધર્મ યાદ કરો.

૫૬ કોઈ બાધનાર નથી, પોતાની ભૂલથી બધાય છે.

૫૭ એકને ઉપયોગમા લાવશો તો શત્રુ સર્વે દૂર જશે.

૫૮ ગીત અને ગાયન વિલાપ તુલ્ય જાણો

૫૯ આભરણ એ જ દ્રવ્યભાર ( ભાવ ) ભારકર્મ.

૬૦ પ્રમાદ એ જ ભય.

૬૧ અપ્રમાદ ભાવ એ જ અભય પદ છે.

૬૨ જેમ બને તેમ ત્વરાથી પ્રમાદ તજો.

૬૩ વિષમપણું મૂકવુ.

૬૪ કર્મયોગે આત્માઓ નવીન નવીન દેહ ધરે છે.

૬૫ અભ્યંતર દયા ચિંતવવી.

૬૬ સ્વ અને પરના નાથ થાઓ

૬૭ બાહ્ય મિત્ર આત્મહિતનો રસ્તો બતાવે તેને અભ્યંતર મિત્ર તરીકે—

૬૮ જે બાહ્ય મિત્રો પૌદ્ગલિક વાતો અને પર વસ્તુનો સંગ કરાવે તેઓને ત્વરાથી તજાય તો તજો અને કદાચિત્ તજાય એમ ન હોય તો અભ્યંતરથી લુબ્ધ અને આસક્ત થશો નહી તેઓને પણ જાણતા હો તેમાનો બોધ આપો

૬૯ ચેતનરહિત કાષ્ટ છેદતા કાષ્ટ દુઃખ માનતુ નથી તેમ તમે પણ સમદૃષ્ટિ રાખજો

૭૦ યત્નાથી ચાલવુ

૭૧ વિકારનો ઘટાડો કરજો

૭૨ સત્પુરુષનો સમાગમ ચિંતવજો મળેથી દર્શનલાભ ચૂકશો નહી.

૭૩ કુટુંબપરિવાર ઉપર અંતરંગ ચાહના રાખશો નહી.

૭૪ નિદ્રા અત્યંત લેશો નહી.

૭૫ નકામો વખત જવા દેશો નહી

૭૬ વ્યાવહારિક કામથી જે વખત મુક્ત થાઓ તે વખતે એકાંતમા જઈ આત્મદશા વિચારજો

૭૭ સંકટ આવ્યે પણ ધર્મ ચૂકશો નહી

૭૮ અસત્ય બોલશો નહી.

૭૯ આર્ત્ત રૌદ્રને ત્વરાથી તજો

૮૦ ધર્મધ્યાનના ઉપયોગમા ચાલવું.

૮૧ શરીર ઉપર મમત્વ રાખશો નહીં.

૮૨ આત્મદશા નિત્ય અચળ છે. તેનો સંશય લાવશો નહીં

૮૩ કોઈની ગુપ્ત વાત કોઈને કરશો નહી.

૮૪ કોઈ ઉપર જન્મ પર્યંત દ્વેષબુદ્ધિ રાખશો નહી.

૮૫ કોઈને કાંઈ દ્વેષથી કહેવાઈ જવાય તો પશ્ચાત્તાપ ઘણો કરજો, અને ક્ષમાપના માગજો. પછીથી તેમ કરશો નહી.

૮૬ કોઈ તારા ઉપર દ્વેષબુદ્ધિ કરે, પણ તું તેમ કરીશ નહીં.

૮૭ ધ્યાન જેમ બને તેમ ત્વરાથી કરજે.

૮૮ કોઈએ કૃતઘ્નતા કરી હોય તેને પણ સમદૃષ્ટિએ જુઓ.

૮૯ અન્યને ઉપદેશ આપવાનો લક્ષ છે, તે કરતા નિજધર્મમાં વધારે લક્ષ કરવો.

૯૦ કથન કરતા મથન ઉપર વધારે લક્ષ આપવુ.

૯૧ વીરના માર્ગમા સંશય કરશો નહી.

૯૨ તેમ ન થાય તો કેવલીગમ્ય એમ ચિંતવજો એટલે શ્રદ્ધા ફરશે નહીં.

૯૩ બાહ્ય કરણી કરતા અભ્યંતર કરણી ઉપર વધારે લક્ષ આપવુ.

૯૪ 'હુ ક્યાથી આવ્યો?' 'હુ ક્યા જઈશ?' 'શુ મને બંધન છે?' 'શુ કરવાથી બંધન જાય?' 'કેમ છૂટવુ થાય?' આ વાક્યો સ્મૃતિમા રાખવા

૯૫ સ્ત્રીઓના રૂપ ઉપર લક્ષ રાખો છો તે કરતા આત્મસ્વરૂપ ઉપર લક્ષ દો તો હિત થાય

૯૬ ધ્યાનદશા ઉપર લક્ષ રાખો છો તે કરતા આત્મસ્વરૂપ ઉપર લક્ષ આપશો તો ઉપરનો ભાવ સહજથી થશે અને સમસ્ત આત્માઓને એક દૃષ્ટિએ જોશો એકચિત્તથી અનુભવ કરી તે તમને એ ઇચ્છા અંદરથી અમર થશે એ અનુભવસિદ્ધ વચન છે

૯૭ કોઈના અવગુણ તરફ ધ્યાન આપશો નહી પણ પોતાના અવગુણ હોય તે તે ઉપર વધારે દૃષ્ટિ રાખી ગુણસ્થ થવુ

૯૮ બંધાયેલાને જે પ્રકારે બાંધ્યો તેથી ઉલટી રીતે વર્તો એટલે છૂટશો

૯૯ સ્વસ્થાનકે જવાનો ઉપયોગ કરજો

૧૦૦ મહાવીરની ઉપદેશેલી બાર ભાવનાઓ ભાવો

૧૦૧ મહાવીરના ઉપદેશવચનનુ મનન કરો

૧૦૨ મહાવીર પ્રભુ જે વાટેથી તર્યા અને જેવો તપ કર્યો તેવો નિર્મોહપણે તપ કરવો
૧૦૩ પરભાવથી વિરક્ત થા.
૧૦૪ જેમ બને તેમ આત્માને ત્વરાથી આરાધો
૧૦૫ સમ, દમ, ખમ એ અનુભવો
૧૦૬ સ્વરાજ પદવી સ્વતપ આત્માના લક્ષ રાખો (દો)
૧૦૭ રહેણી ઉપર ધ્યાન દેવું
૧૦૮ સ્વદ્રવ્ય અન્ય દ્રવ્ય ભિન્ન ભિન્ન જુઓ
૧૦૯ સ્વદ્રવ્યના રક્ષક ત્વરાથી થાઓ
૧૧૦ સ્વદ્રવ્યના વ્યાપક ત્વરાથી થાઓ
૧૧૧ સ્વદ્રવ્યના ધારક ત્વરાથી થાઓ
૧૧૨ સ્વદ્રવ્યના રમક ત્વરાથી થાઓ
૧૧૩ સ્વદ્રવ્યના ગ્રાહક ત્વરાથી થાઓ
૧૧૪ સ્વદ્રવ્યની રક્ષકતા ઉપર લક્ષ રાખો (દો)
૧૧૫ પરદ્રવ્યની ધારકતા ત્વરાથી તજો
૧૧૬ પરદ્રવ્યની રમણતા ત્વરાથી તજો.
૧૧૭ પરદ્રવ્યની ગ્રાહકતા ત્વરાથી તજો

૧૧૮ ધ્યાનની સ્મૃતિ થાય ત્યારે સ્થિરતા કરી તે પછી દાહ, તાપ, છેદન ભેદન ઇત્યાદિક ઇ૦ દેહના મમત્વના વિચાર લાવશો નહી

૧૧૯ ધ્યાનની સ્મૃતિ થાય ત્યારે સ્થિરતા કરી તે પછી દેવ, મનુષ્ય, તિર્યંચના પરિષહ પડે તો આત્મા અવિનાશી છે એવો એક ઉપયોગથી વિચાર લાવશો, તો તમોને ભય થશે નહી અને ત્વરાથી કર્મબંધથી છૂટશો આત્મદશા અવશ્ય નિહાળશો અનંત જ્ઞાન અનંત દર્શન, ઇત્યાદિક ઇ૦ ઋદ્ધિ પામશો

૧૨૦ નવરાશના વખતમા નકામી કુટ અને નિદ્રા કરો છો તે કરતા તે વખત જ્ઞાનધ્યાનમા લો તો કેવુ યોગ્ય ગણાય !

૧૨૧ ધીરનાર મળે પણ તમે દેવુ વિચારીને કરજો
૧૨૨ ધીરનાર વ્યાજના વ્યાજ લેવા ધીરે પણ તે ઉપર તમે ખ્યાલ રાખો
૧૨૩ તુ દેવાનો ખ્યાલ નહી રાખે તો પછી પસ્તાવો પામીશ.
૧૨૪ દ્રવ્યદેવુ આપવાની ફિકર રાખો છો તે કરતા ભાવદેવુ આપવા વધારે ત્વરા રાખો
૧૨૫ દેવુ આપવા વધારે ત્વરા રાખો

—o—

[૧૩૯]

૬

## ઉપયોગ ત્યાં ધર્મ છે.

### મહાવીરદેવને નમસ્કાર.

૧ છેવટનો નિર્ણય થવો જોઈએ
૨ સર્વ પ્રકારનો નિર્ણય તત્ત્વજ્ઞાનમા છે
૩ આહાર, વિહાર, નિહારની નિયમિતતા
૪ અર્થની સિદ્ધિ

આર્યજીવન
ઉત્તમ પુરુષોએ આચરણ કર્યુ છે

—o—

[૧૪૦]

## ૭
## નિત્યસ્મૃતિ.

૧ જે મહાકામ માટે તું જન્મ્યો છે, તે મહાકામનુ અનુપ્રેક્ષણ કર
૨ ધ્યાન ધરી જા, સમાધિસ્થ થા
૩ વ્યવહારકામને વિચારી જા જેનો પ્રમાદ થયો છે, તે માટે હવે પ્રમાદ ન થાય તેમ કર જેમા સાહસ થયુ હોય, તેમાંથી હવે તેવું ન થાય તેવો બોધ લે
૪ દૃઢ યોગી છો, તેવો જ રહે
૫ કોઈ પણ અલ્પ ભૂલ તારી સ્મૃતિમાથી જતી નથી, એ મહાકલ્યાણ છે
૬ લેપાઇશ નહી.
૭ મહાગભીર થા
૮ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ વિચારી જા.
૯ યથાર્થ કર.
૧૦ કાર્યસિદ્ધિ કરીને ચાલ્યો જા

—o—

[૧૪૧]

## ૮
## સહજપ્રકૃતિ.

૧ પરહિત એ જ નિજહિત સમજવુ, અને પરદુઃખ એ પોતાનું દુખ સમજવુ
૨ સુખદુખ એ બન્ને મનની કલ્પના છે
૩ ક્ષમા એ જ મોક્ષનો ભવ્ય દરવાજો છે
૪ સઘળા સાથે નમ્રભાવથી વર્તવુ એ જ ખરુ ભૂષણ છે.
૫ શાતસ્વભાવ એ જ સજ્જનતાનુ ખરુ મૂળ છે
૬ ખરા સ્નેહીની ચાહના એ સજ્જનતાનુ ખાસ લક્ષણ છે
૭ દુર્જનનો ઓછો સહવાસ
૮ વિવેકબુદ્ધિથી સઘળુ આચરણ કરવુ
૯ દ્વેષભાવ એ વસ્તુ ઝેરરૂપ માનવી.
૧૦ ધર્મકર્મમા વૃત્તિ રાખવી.
૧૧ નીતિના બાંધા પર પગ ન મૂકવો
૧૨ જિતેદ્રિય થવુ
૧૩ જ્ઞાનચર્ચા અને વિદ્યાવિલાસમા તથા શાસ્ત્રાધ્યયનમા ગૂંથાવુ
૧૪ ગભીરતા રાખવી
૧૫ સસારમા રહ્યા છતા ને તે નીતિથી ભોગવતા છતા. વિદેહી દશા રાખવી
૧૬ પરમાત્માની ભક્તિમા ગૂથાવું
૧૭ પરનિંદા એ જ સબળ પાપ માનવુ
૧૮ દુર્જનતા કરી ફાવવુ એ જ હારવુ એમ માનવુ
૧૯ આત્મજ્ઞાન અને સજ્જનસગત રાખવા

—o—

૯

ૐ

## પ્રશ્નોત્તર.

| પ્રશ્નો | ઉત્તર |
|---|---|
| ૧ જગતમા આદરવા યોગ્ય શુ છે ? | ૧ સદ્ગુરુનુ વચન |
| ૨ શીઘ્ર કરવા યોગ્ય શુ ? | ૨ કર્મનો નિગ્રહ |
| ૩ મોક્ષતરુનુ બીજ શુ ? | ૩ ક્રિયાસહિત સમ્યગ્જ્ઞાન |
| ૪ સદા ત્યાગવા યોગ્ય શુ ? | ૪ અકાર્ય કામ |
| ૫ મહા પવિત્ર કોણ ? | ૫ જેનુ અ ત કરણ પાપથી રહિત હોય તે |
| ૬ સદા યૌવનવ ત કોણ ? | ૬ તૃષ્ણા ( લોભદશા ) |
| ૭ શૂરવીર કોણ ? | ૭ જે સ્ત્રીના કટાક્ષથી વીંધાય નહી તે |
| ૮ મહત્તાનુ મૂળ શુ ? | ૮ કોઈની પાસે પ્રાર્થના ( યાચના ) ન કરવી તે |
| ૯ સદા જાગૃત કોણ ? | ૯ વિવેકી |
| ૧૦ આ દુનિયામા નરક જેવુ દુ ખ શુ ? | ૧૦ પરત ત્રતા ( પરવશ રહેવુ તે ) |
| ૧૧ અસ્થિર વસ્તુ શુ ? | ૧૧ યૌવન, લક્ષ્મી અને આયુષ્ય |
| ૧૨ આ જગતમા અતિ ગહન શુ ? | ૧૨ સ્ત્રીચરિત્ર અને તેથી વધારે પુરુષચરિત્ર |
| ૧૩ ચ દ્રમાના કિરણો સમાન શ્વેતકીર્તિને ધારણ કરનાર કોણ ? | ૧૩ સુમતિ ને સજ્જન |
| ૧૪ જેને ચોર પણ લઈ શકે નહીં તેવો ખજાનો શુ ? | ૧૪ વિદ્યા, સત્ય અને શિયળવ્રત |
| ૧૫ જીવનુ સદા અનર્થ કરનાર કોણ ? | ૧૫ આર્ત્ત અને રૌદ્રધ્યાન |
| ૧૬ અ ધ કોણ ? | ૧૬ કામી અને રાગી |
| ૧૭ બહેરો કોણ ? | ૧૭ જે હિતકારી વચનને સાભળે નહી તે |
| ૧૮ મૂગો કોણ ? | ૧૮ જે અવસર આવ્યે પ્રિયવચન ન બોલી શકે તે |
| ૧૯ શલ્યની પેઠે સદા દુ ખ દેનાર શુ ? | ૧૯ છાનુ કરેલુ કર્મ |
| ૨૦ અવિશ્વાસ કરવા યોગ્ય કોણ ? | ૨૦ યુવતી અને અસજ્જન (દુર્જન) માણસ. |
| ૨૧ સદા ધ્યાનમા રાખવા યોગ્ય શુ ? | ૨૧ સ સારની અસારતા |
| ૨૨ સદા પૂજનીક કોણ ? | ૨૨ વીતરાગ દેવ, સુસાધુ અને સુધર્મ |

—૦—

૧૦

## દ્વાદશાનુપ્રેક્ષા [1]

આત્માને પરમહિતકારી એવી દ્વાદશાનુપ્રેક્ષા એટલે વૈરાગ્યાદિ ભાવભાવિત બાર ચિતવનાઓનુ સ્વરૂપ ચિતવન કરુ છુ

૧ અનિત્ય, ૨ અશરણ, ૩ સ સાર, ૪ એકત્વ, ૫ અન્યત્વ, ૬ અશુચિ, ૭ આસ્રવ, ૮ સ વર, ૯ નિર્જરા, ૧૦ લોક, ૧૧ બોધિ દુર્લભ, ૧૨ ધર્મ એ બાર ચિતવનાઓના પ્રથમ નામ કહ્યા એના સ્વભાવનુ, ભગવાન તીર્થંકર પણ ચિતવન કરી સ સાર દેહ ભોગથી વિરક્ત થયા છે આ ચિતવનાઓ વૈરાગ્યની માતા છે સમસ્ત જીવોનુ હિત કરવાવાળી છે અનેક દુ ખોથી વ્યાપ્ત સ સારી જીવોને આ

---

૧. રત્નકરડશ્રાવકાચારમાથી પ્રથમની ત્રણ અનુપ્રેક્ષાનો આ અનુવાદ છે. તે અપૂર્ણ છે.

ચિંતવનાઓ બહુ ઉત્તમ શરણ છે દુઃખરૂપ અગ્નિથી તપાયમાન થયેલા જીવોને શીતલ પદ્મવનની મધ્યમાં નિવાસ સમાન છે પરમાર્થમાર્ગ દેખાડનારી છે. તત્ત્વનો નિર્ણય કરાવનારી છે સમ્યક્ત્વ ઉત્પન્ન કરનારી છે અશુભ ધ્યાનનો નાશ કરનારી છે દ્વાદશ ચિંતવના સમાન આ જીવનું હિત કરનાર બીજું કંઈ નથી બાર અંગનું રહસ્ય છે એટલા માટે આ બાર ચિંતવનાઓમાંથી ભાવ સહિત હવે અનિત્ય અનુપ્રેક્ષાનું ચિંતવન કરીએ છીએ.

દેવ, મનુષ્ય, તિર્યંચ, એ સમસ્ત જોતજોતામાં પાણીના બિંદુની પેઠે અને ઝાકળના પુંજની પેઠે વિણસી જાય છે, જોતજોતામાં વિલયમાન થઈ ચાલ્યા જાય છે વળી આ બધા રિદ્ધિ, સંપદા, પરિવાર, સ્વપ્ન સમાન છે જેવી રીતે સ્વપ્નમાં જોયેલું પાછું નથી દેખાતું, તેવી રીતે વિનાશ પામે છે આ જગતમાં ધન, યૌવન, જીવન, પરિવાર સમસ્ત ક્ષણભંગુર છે, એને સંસારી મિથ્યાદૃષ્ટિ જીવ, પોતાનું સ્વરૂપ, પોતાનું હિત જાણે છે પોતાના સ્વરૂપની ઓળખાણ હોય તો પરને પોતાનું સ્વરૂપ કેમ માને? સમસ્ત ઇંદ્રિયજનિત સુખ જે દૃષ્ટિગોચર દેખાય છે, તે ઇંદ્રધનુષ્યના રંગની પેઠે જોતજોતામાં નાશ થઈ જાય છે. યૌવનનું જોશ સંધ્યાકાળની લાલીની પેઠે ક્ષણ ક્ષણમાં વિનાશ પામે છે, એટલા માટે આ મારું ગામ, આ મારું રાજ્ય, આ મારું ઘર, આ મારું ધન, આ મારું કુટુંબ, એવા વિકલ્પ કરવા તે જ મહામોહનો પ્રભાવ છે જે જે પદાર્થો આંખથી જોવામાં આવે છે, તે તે સમસ્ત નાશ પામશે, એની દેખવા જાણવાવાળી ઇંદ્રિયો છે તે અવશ્ય નાશ પામશે તે માટે આત્માના હિત માટે જ ઉતાવળે ઉદ્યમ કરો જેમ એક જહાજમાં અનેક દેશના અને અનેક જાતિના માણસો ભેગા થઈ બેસે છે, પછી કિનારે જઈ નાના દેશ પ્રતિ ગમન કરે છે, તેમ કુળરૂપ જહાજમાં અનેક ગતિથી આવેલા પ્રાણી ભેગા થઈ વસે છે, પછી આયુષ્ય પૂરું થયે પોતપોતાના કર્માનુસાર ચારે ગતિમાં જઈ ઉત્પન્ન થાય છે જે દેહથી સ્ત્રી, પુત્ર, મિત્ર, ભાઈ વગેરેની સાથે સંબંધ માની રાગી થઈ રહ્યો છે, તે દેહ અગ્નિથી ભસ્મ થશે, વળી માટી સાથે મળી જશે તથા જીવ ખાશે તો વિષ્ટા અને કૃમિકલેવરરૂપ થશે એક એક પરમાણુ જમીન, આકાશમાં અનંત વિભાગરૂપે વિખરાઈ જશે પછી ક્યાંથી મળશે? તેથી એનો સંબંધ પાછો પ્રાપ્ત નહિ થાય એમ નિશ્ચય જાણો સ્ત્રી, પુત્ર, મિત્ર, કુટુંબાદિમાં મમતા કરી, ધર્મ બગાડવો તે મોટો અનર્થ છે જે પુત્ર, સ્ત્રી, ભાઈ, મિત્ર, સ્વામી સેવકાદિના એકઠા થયેલ સુખથી જીવન ચાહો છો, તે સમસ્ત કુટુંબ શરદકાળના વાદળાની જેમ વિખરાઈ જશે આ સંબંધ આ વખતે દેખાય છે તે નહિ રહેશે, જરૂર વિખરાઈ જશે, એવો નિયમ જાણો જે રાજ્યના અર્થે અને જમીનના અર્થે તથા હાટ હવેલી, મકાન તથા આજીવિકાને અર્થે હિંસા, અસત્ય, કપટ છળમાં પ્રવૃત્તિ કરો છો, ભોળાઓને ઠગો છો, પોતે જોરાવર થઈ નિર્બળને મારો છો, તે સમસ્ત પરિગ્રહનો સંબંધ તમારાથી જરૂર વિખરી પડશે અલ્પ જીવવાના નિમિત્તે, નરક, તિર્યંચ ગતિના અનંતકાળ પર્યંત અનંત દુઃખના સંતાન ન ગ્રહણ કરો એના સ્વામીપણાનું અભિમાન કરી અનેક ચાલ્યા ગયા, અને અનેક પ્રત્યક્ષ ચાલ્યા જતા જુઓ છો. માટે હવે તો મમતા છોડી, અન્યાયનો પરિહાર કરી, પોતાના આત્માના કલ્યાણ થવાના કાર્યમાં પ્રવર્તન કરો ભાઈ, મિત્ર, પુત્ર, કુટુંબાદિક સાથે વસવું તે જેમ ગ્રીષ્મઋતુમાં ચાર માર્ગની વચમાં એક વૃક્ષની છાયા નીચે અનેક દેશના વટેમાર્ગુ વિશ્રામ કરી પોતપોતાને ઠેકાણે જાય છે તેમ કુળરૂપ વૃક્ષની છાયામાં રોકાયેલ, કર્મને અનુકૂળ અનેક ગતિમાં ચાલ્યા જાય છે જેનાથી પોતાની પ્રીતિ માનો છો તે પણ દરેક મતલબના છે આંખના રાગ જેમ, ક્ષણમાત્રમાં પ્રીતનો રાગ નાશ પામે છે જેમ એક વૃક્ષ વિષે પક્ષી પૂર્વે સંકેત કર્યા વિના જ આવી વસે છે તેમ કુટુંબના માણસો સંકેત કર્યા વિના કર્મને વશ ભેગા થઈ વીખરે છે એ સમસ્ત ધન, સંપદા, આજ્ઞા, ઐશ્વર્ય, રાજ્ય ઇંદ્રિયોના વિષયોની સામગ્રી જોતજોતામાં અવશ્ય વિયોગને પ્રાપ્ત થશે જુવાની મધ્યાહ્નની છાયાની પેઠે ટળી જશે. સ્થિર નહિ રહેશે ચંદ્ર સૂર્ય ગ્રહ, નક્ષત્રાદિક નો અસ્ત થઈ

પાછા ઊગે છે, અને હેમંત વસંતાદિક ઋતુઓ પણ જઈ જઈ પાછી આવે છે, પરંતુ ગયેલ ઇંદ્રિયો, યૌવન, આયુ, કાયાદિક પાછા નથી આવતા જેમ પર્વતથી પડતી નદીના તરંગ રોકાયા વિના ચાલ્યા જાય છે, તેમ આયુષ્ય ક્ષણક્ષણમા રોકાયા વિના વ્યતીત થાય છે જે દેહને આધીન જીવવુ છે, તે દેહને જર્જરિત કરનારુ ઘડપણ સમય સમય આવે છે ઘડપણ કેવુ છે કે જુવાનીરૂપ વૃક્ષને દગ્ધ કરવાને દાવાગ્નિ સમાન છે તે ભાગ્યરૂપ પુષ્પો (મોર)ને નાશ કરનાર ધૂમસની વૃષ્ટિ છે સ્ત્રીની પ્રીતિરૂપ હરણીને વ્યાઘ્ર સમાન છે જ્ઞાનનેત્રને અંધ કરવા માટે ધૂળની વૃષ્ટિ સમાન છે તપરૂપ કમળના વનને હિમ સમાન છે દીનતા ઉત્પન્ન કરવાની માતા છે તિરસ્કાર વધારવા માટે ધાઈ સમાન છે ઉત્સાહ ઘટાડવાને તિરસ્કાર જેવી છે રૂપધનને ચોરવાવાળી છે બળને નાશ કરવાવાળી છે જંઘાબળ બગાડનારી છે આળસને વધારનારી છે સ્મૃતિનો નાશ કરનારી આ વૃદ્ધાવસ્થા છે મોતનો મેળાપ કરાવનારી દૂતી એવી વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થવાથી પોતાના આત્મહિતનુ વિસ્મરણ કરી, સ્થિર થઈ રહ્યા છો તે મોટો અનર્થ છે વારંવાર મનુષ્યજન્માદિક સામગ્રી નહિ મળે જે જે નેત્રાદિક ઇંદ્રિયોનુ તેજ છે તે ક્ષણક્ષણમા નાશ થાય છે સમસ્ત સંયોગ વિયોગરૂપ જાણો એ ઇંદ્રિયોના વિષયમા રાગ કરી, કોણ કોણ નાશ નથી થયા ? આ બધા વિષયો પણ નાશ પામી જશે, અને ઇંદ્રિયો પણ નાશ થઈ જવાની કોને અર્થે આત્મહિત છોડી ઘોર પાપરૂપ માઠુ ધ્યાન કરો છો ? વિષયોમા રાગ કરી વધારે વધારે લીન થઈ રહ્યા છો ? બધા વિષયો તમારા હૃદયમા તીવ્ર બળતરા ઉપજાવી વિનાશ પામશે આ શરીરને રોગે કરીને હમેશા વ્યાપ્ત જાણ જીવને મરણથી ઘેરાયેલો જાણ ઐશ્વર્ય વિનાશની સંમુખ જાણ આ સંયોગ છે તેનો નિયમથી વિયોગ થશે આ સમસ્ત વિષયો છે તે આત્માના સ્વરૂપને ભુલાવવાવાળા છે એમા રાચી ત્રણલોક નાશ થઈ ગયુ છે જે વિષયોના સેવવાથી સુખ ઇચ્છવુ છે, તે જીવવાને અર્થે વિષ પીવુ છે શીતળ થવાને માટે અગ્નિમા પ્રવેશ કરવા બરાબર છે મીઠા ભોજનને માટે ઝેરના વૃક્ષને પાણી પાવુ છે વિષય મહામોહ મદને ઉપજાવનાર છે, એનો રાગ છોડી આત્માનુ કલ્યાણ કરવા યત્ન કરો અચાનક મરણ આવશે, પછી મનુષ્યજન્મ તેમજ જિનેંદ્રનો ધર્મ ગયા પછી મળવો અનંતકાળમા દુર્લભ છે જેમ નદીનો પ્રવાહ નિરંતર ચાલ્યો જાય છે, ફરી નહી આવે, તેમ આયુષ્ય, કાયા, રૂપ, બળ, લાવણ્ય અને ઇંદ્રિયશક્તિ ગયા પછી પાછા નહી આવે જે આ પ્યારા માનેલા સ્ત્રીપુત્રાદિક નજરે દેખાય છે તેનો સંયોગ નહિ રહેશે સ્વપ્નના સંયોગ સમાન જાણી, એના અર્થે અનીતિ પાપ છોડી, ઉતાવળે સંયમાદિક ધારણ કર તે ઇંદ્રજાળની પેઠે લોકોને ભ્રમ ઉપજાવનારુ છે આ સંસારમા ધન, યૌવન, જીવન, સ્વજન, પરજનના સમાગમમા જીવ આંધળો થઈ રહ્યો છે તે ધનસંપદા ચક્રવર્તીઓને ત્યા પણ સ્થિર રહી નહિ તો બીજા પુણ્યહીનને ત્યા કેમ સ્થિર રહેશે ? યૌવન, વૃદ્ધાવસ્થાથી નાશ થશે જીવવુ મરણ સહિત છે સ્વજન પરજન વિયોગની સન્મુખ છે શામા સ્થિર બુદ્ધિ કરો છો ? આ દેહ છે તેને નિત્ય સ્નાન કરાવો છો, સુગંધ લગાડો છો, આભરણ વસ્ત્રાદિકથી ભૂષિત કરો છો, નાના પ્રકારના ભોજન કરાવો છો, વારંવાર એના જ દાસપણામા કાળ વ્યતીત કરો છો, શય્યા, આસન, કામભોગ, નિદ્રા, શીતલ, ઉષ્ણ અનેક ઉપચારોથી એને પુષ્ટ કરો છો એના રાગથી એવા અંધ થઈ ગયા છો કે ભક્ષ, અભક્ષ, યોગ્ય, અયોગ્ય, ન્યાય, અન્યાયના વિચારરહિત થઈ, આત્મધર્મ બગાડવો, યશનો વિનાશ કરવો, મરણ પામવુ, નરકે જવુ, નિગોદને વિષે વાસ કરવો, એ સમસ્ત નથી ગણતા આ શરીરનો જળથી ભરેલા કાચા ઘડાની પેઠે જલદી વિનાશ થશે આ દેહનો ઉપકાર કૃતઘ્નના ઉપકારની પેઠે વિપરીત ફળશે સર્પને દૂધ સાકરનું પાન કરાવવા સમાન પોતાને મહા દુઃખ, રોગ, ક્લેશ, દુર્ધ્યાન, અસંયમ, કુમરણ અને નરકના કારણરૂપ શરીર ઉપરનો મોહ છે એમ નિશ્ચયપૂર્વક જાણો આ શરીરને જેમ જેમ વિષયાદિકથી પુષ્ટ કરશો, તેમ તેમ આત્માને નાશ કરવામા સમર્થ થશે, એક દિવસ ખોરાક નહિ આપશો

તો બહુ દુ ખ દેશે જે જે શરીરમા રાગી થયા છે, તે તે સ સારમા નાશ થઈ, આત્મકાર્ય ખ અનતાનત કાળ નરક, નિગોદમા ભમે છે જેમણે આ શરીરને તપસ યમમા લગાડી કૃશ કર્યું તે પોતાનુ હિત કર્યું છે આ ઇદ્રિયો છે, તે જેમ વિષયોને ભોગવે છે તેમ તૃષ્ણા વધારે છે જેમ અગ્નિ તૃણથી તૃપ્ત થતી નથી, તેમ ઇદ્રિયો વિષયોથી તૃપ્ત થતી નથી એક એક ઇદ્રિયની વિષયની વાર કરી મોટા મોટા ચક્રવર્તી રાજા ભ્રષ્ટ થઈ નરકે જઈ પહોચ્યા છે, તો બીજાનુ તે શુ કહેવુ? એ ઇદ્રિ દુ ખદાયી, પરાધીન કરનારી, નરકમા પહોચાડનારી જાણી, તે ઇદ્રિયોનો રાગ છોડી, એને વશ

સ સારમા જેટલા નિંદ્ય કર્મ કરીએ છીએ તે તે સમસ્ત ઇદ્રિયોને આધીન થઈ કરીએ છીએ ઇદ્રિયરૂપ સર્પના વિષથી આત્માની રક્ષા કરો આ લક્ષ્મી છે તે ક્ષણભગુર છે આ લક્ષ્મી કુલીનમાં રમતી ધીરમા, શૂરમા, પ ડિતમા, મૂર્ખમા, રૂપવાનમા, કુરૂપમા, પરાક્રમીમા, કાયરમા, ધર્માત્મા અધર્મીમા, પાપીમા, દાનીમા, કૃપણમા ક્યાય નથી રમતી એ તો પૂર્વજન્મમા પુણ્ય કરેલ હોય ત દાસી છે કુપાત્ર દાનાદિક, કુતપ કરી ઉત્પન્ન થયેલ જીવને, ખોટા ભોગમા, કુમાર્ગમા, મદમા લગા દુર્ગતિમા પહોચાડનારી છે આ પ ચમકાળની મધ્યમા તો કુપાત્ર દાન કરી કુતપસ્યા કરી લક્ષ્મી ઉપ છે તે બુદ્ધિને બગાડે છે મહા દુ ખથી ઉપજે છે, મહા દુ ખથી ભોગવાય છે પાપમા લગાડે છે દા ભોગમા ખર્ચ્યા વિના મરણ થયે, આર્ત્તધ્યાનથી છોડી તિર્યંચ ગતિમા જીવ ઉપજે છે એથી લક્ષ્મી તૃષ્ણા વધારવાવાળી, મદ ઉપજાવવાવાળી જાણી, દુખિત દરિદ્રીના ઉપકારમા, ધર્મને વધારવાવા ધર્મસ્થાનકોમા, વિદ્યા આપવામા વીતરાગ સિદ્ધાત લખાવવામા લગાડી સફળ કરો ન્યાયના પ્રમા ણિક ભોગમા, જેમ ધર્મ ન બગડે તેમ લગાડો આ લક્ષ્મી જલતરગવત્ અસ્થિર છે અવસરમાં દાન ઉપકાર કરી લો પરલોકમા સાથે આવશે નહિ અચાનક છોડી મરવુ પડશે જે નિરતર લક્ષ્મીનો સ ચય કરે છે, દાન ભોગમા લઈ શકતા નથી, તે પોતે પોતાને ઠગે છે પાપનો આર ભ કરી, લક્ષ્મીનો સ ગ્રહ કરી, મહા મૂર્છાથી ઉપાર્જન કરી છે, તેને બીજાના હાથમા આપી, અન્ય દેશમા વ્યાપારાદિથી વધારવા માટે તેને સ્થાપન કરી, જમીનમા અતિ દૂર છેટે મેલી અને રાત દિવસ એનુ જ ચિંતવન કરતા કર દુર્ધ્યાનથી મરણ કરી દુર્ગતિ જઈ પહોચે છે કૃપણને લક્ષ્મીનુ રખવાલપણુ અને દાસપણુ જાણવુ દૂર જમીનમા નાખીને લક્ષ્મીને પત્થર સમાન કરી છે જેમ ભૂમિમા બીજા પત્થર રહે છે તેમ લક્ષ્મીનુ જાણો રાજાના, વારસના તથા કુટુ બના કાર્ય સાધ્યા, પણ પોતાનો દેહ તો ભસ્મ થઈ ઊડી જશે, તે પ્રત્યક્ષ નથી દેખતા? આ લક્ષ્મી સમાન આત્માને ઠગવાવાળુ બીજુ કોઈ નથી પોતાના સમસ્ત પરમાર્થને ભૂલી લક્ષ્મીના લોભનો માર્યો રાત્રિ અને દિવસ ઘોર આરભ કરે છે વખતસર ભોજન નથી કરતો ટાઢી ઊની વેદના સહન કરે છે રાગાદિકના દુ ખને નથી જાણતો ચિંતાતુર થઈ રાત્રે ઊંઘ નથી લેતો લક્ષ્મીનો લોભી પોતાનુ મરણ થશે એમ નથી ગણતો સ ગ્રામના ઘોર સ કટમા જાય છે સમુદ્રમા પ્રવેશ કરે છે ઘોર ભયાનક વન પર્વતમા જાય છે ધર્મરહિત દેશમા જાય છે જ્યા પોતાની જાતિનુ કુળનુ કે ઘરનુ કોઈ દેખવામા આવતુ નથી, એવા સ્થાનમા કેવળ લક્ષ્મીના લોભથી ભ્રમણ કરતો કરતો મરણ પામી દુર્ગતિમા જઈ પહોચે છે લોભી નહિ કરવાનુ તથા નીચ ભીલને કરવા યોગ્ય કામ કરે છે તો તુ હવે જિનેંદ્રના ધર્મને પામીને સ તોષ ધારણ કર પોતાના પુણ્યને ફલ ન્યાયમાર્ગને પ્રાપ્ત થઈ, ધનનો સ તાપી થઈ, તીવ્ર રાગ છોડી, ન્યાયના વિષયભોગોમા અને દુખિત બુભુક્ષિત, દીન અનાથના ઉપકાર નિમિત્તે દાન સન્માનમા લગાડ એ લક્ષ્મીએ અનેકને દુર્ગતિ મા પહોચાડ્યા છે લક્ષ્મીના સ ગ કરી જગતના જીવ અચેત થઈ રહ્યા છે [illegible] પુણ્ય અસ્ત થયે [illegible] થઈ જશે લક્ષ્મીનો સ ગ્રહ કરી મરી જવુ એવુ ફલ લક્ષ્મીનુ નથી એનુ ફલ કેવળ ઉપકાર કરી ધર્મનો માર્ગ ચલાવવો એ છે એ પાપરૂપ લક્ષ્મીને ગ્રહણ નથી કરતા તેને ધન્ય છે ગ્રહણ કરી મમતા છોડી ક્ષણમાત્રમા ત્યાગી દીધી છે તેને ધન્ય [illegible] વિશેષ શુ કહીએ? [illegible] ધન યૌવન [illegible]

કુટુંબના સગને પાણીના ટીપા સમાન અનિત્ય જાણી, આત્મહિતરૂપ કાર્યમા પ્રવર્તન કરો સસારના જેટલા જેટલા સબધ છે તેટલા તેટલા બધા વિનાશિક છે

એવી રીતે અનિત્ય વિચારણા વિચારો પુત્ર, પૌત્રો, સ્ત્રી, કુટુબાદિક કોઈ પરલોક સાથે ગયા નથી અને જશે નહિ પોતાના ઉપાર્જન કરેલ પુણ્યપાપાદિક કર્મ સાથે આવશે આ જાતિ કુળ રૂપાદિક તથા નગરાદિકનો સબધ દેહની સાથે જ વિનાશ થશે તે અનિત્ય ચિંતવના ક્ષણ માત્ર પણ વિસ્મરણ ન થાય જેથી પરથી મમત્વ છૂટી આત્મકાર્યમા પ્રવૃત્તિ થાય એવી અનિત્ય ભાવનાનુ વર્ણન કર્યુ ૧

## અશરણ અનુપ્રેક્ષા

હવે અશરણ અનુપ્રેક્ષા ચિતવીએ છીએ

આ સસારમા કોઈ દેવ, દાનવ, ઇન્દ્ર, મનુષ્ય એવા નથી કે જેના ઉપર યમરાજની ફાંસી નથી પડી મૃત્યુને વશ થતા કોઈ આશરો નથી આયુષ્ય પૂર્ણ થવાના કાળમા ઇદ્રનુ પતન ક્ષણ માત્રમા થાય છે જેના અસખ્યાત દેવ આજ્ઞાકારી સેવક છે, જે હજારો ઋદ્ધિવાળા છે, જેનો સ્વર્ગમા અસખ્યાત કાળથી નિવાસ છે, રોગ ક્ષુધા તૃષાદિક ઉપદ્રવરહિત જેનુ શરીર છે, અસખ્યાત બળ પરાક્રમના જે ધારક છે, આવા ઇદ્રનુ પતન થઇ જાય ત્યા પણ અન્ય કોઈ શરણ નથી જેમ ઉજ્જડ વનમા વાઘે પકડ્યુ કરેલ હરણના બચ્ચાની કોઈ રક્ષા કરવાને સમર્થ નથી, તેમ મૃત્યુથી પ્રાણીની રક્ષા કરવાને કોઈ સમર્થ નથી આ સસારમા પૂર્વે અનતાનત પુરુષ પ્રલયને પ્રાપ્ત થયા છે કોઈ શરણ છે? કોઈ એવા ઔષધ, મત્ર, યત્ર અથવા દેવદાનવાદિક નથી કે જે એક ક્ષણ માત્ર કાળથી રક્ષા કરે જો કોઈ દેવ, દેવી, વૈદ, મત્ર, તત્રાદિક એક મનુષ્યની મરણથી રક્ષા કરત, તો મનુષ્ય અક્ષય થઈ જાત માટે મિથ્યા બુદ્ધિને છોડી અશરણ અનુપ્રેક્ષા ચિતવો મૂઢ લોક એવા વિચાર કરે છે કે મારા સગાના હિતનો ઇલાજ ન થયો, ઔષધ ન આપ્યુ, દેવતાનુ શરણ ન લીધુ, ઉપાય કર્યા વિના મરી ગયો, એવો પોતાના સ્વજનનો શોક કરે છે પણ પોતાનો શોચ નથી કરતો કે હુ જમની દાઢની વચ્ચે બેઠો છુ જે કાળને કરોડો ઉપાયથી પણ ઇદ્ર જેવા પણ ન રોકી શક્યા, તેને બાપડુ માણસજાત તે શુ રોકશે? જેમ બીજાનુ મરણ થતા જોઈએ છીએ તેમ મારુ પણ અવશ્ય થશે

જેમ બીજા જીવોને સ્ત્રી, પુત્રાદિકનો વિયોગ દેખીએ છીએ, તેમ મારે પણ વિયોગમા કોઈ શરણ નથી. અશુભકર્મની ઉદીરણા થતા બુદ્ધિનાશ થાય છે, પ્રબળ કર્મનો ઉદય થતા એકે ઉપાય કામ નથી આવતો. અમૃત વિષ થઇ પરિણમે છે, તણખલુ પણ શસ્ત્ર થઇ પરિણમે છે, પોતાના વહાલા મિત્ર પણ વૈરી થઈ પરિણમે છે, અશુભના પ્રબળ ઉદયના વશથી બુદ્ધિ વિપરીત થઈ પોતે પોતાનો જ ઘાત કરે છે. જ્યારે શુભ કર્મનો ઉદય થાય છે, ત્યારે મૂર્ખને પણ પ્રબળ બુદ્ધિ ઉપજે છે કર્યા વિના સુખકારી અનેક ઉપાય પોતાની મેળે પ્રગટ થાય છે વૈરી મિત્ર થઇ જાય છે, વિષ પણ અમૃત પરિણમે છે. જ્યારે પુણ્યનો ઉદય થાય ત્યારે સમસ્ત ઉપદ્રવકારી વસ્તુઓ નાના પ્રકારના સુખ કરવાવાળી થાય છે તે પુણ્ય-કર્મનો પ્રભાવ છે

પાપના ઉદયથી હાથમાં આવેલુ ધન ક્ષણ માત્રમા નાશ થઇ જાય છે. પુણ્યના ઉદયથી ઘણી દૂર હોય તે વસ્તુ પણ પ્રાપ્ત થઈ જાય છે લાભાતરાયનો ક્ષયોપશમ થાય ત્યારે, વિના યત્ને નિધિરત્ન પ્રગટ થાય છે પાપ ઉદય થાય ત્યારે સુદર આચરણ કરતો હોય તેને પણ દોષ, કલક આવી પડે છે, અપ-વાદ અપયશ થાય છે યશ નામકર્મના ઉદયથી સમસ્ત અપવાદ દૂર થઇ દોષ ગુણરૂપ થઈ પરિણમે છે.

સસાર છે તે પુણ્યપાપના ઉદયરૂપ છે

પરમાર્થથી બન્ને ઉદય ( પુણ્યપાપ ) પરના કરેલા અને આત્માથી ભિન્ન જાણીને તેના જાણ-નાર અથવા સાક્ષી માત્ર રહો, હર્ષ અને ખેદ કરો નહી પૂર્વે બધ કરેલ કર્મ તે હવે ઉદય આવ્યા છે. પોતાના કર્યા દૂર નથી થતા ઉદય આવ્યા પછી ઇલાજ નથી કર્મના ફળ, જે જન્મ, જરા, મરણ, રોગ,

ચિંતા, ભય, વેદના, દુ ખ આદિ આવતા તેનાથી રક્ષણ કરવા મ ત્ર, ત ત્ર, દેવ, દાનવ, ઔષધાદિક સમર્થ નથી કર્મનો ઉદય આકાશ, પાતાલ, કે ક્યાય પણ નથી છોડતો ઔષધાદિક બાહ્ય નિમિ અશુભ કર્મનો ઉદય મ દ થતા ઉપકાર કરે છે દુષ્ટ, ચોર, ભીલ, વૈરી તથા સિંહ, વાઘ, સર્પાદિક ગામ કે વનમા મારે, જલચરાદિક પાણીમા મારે, પણ અશુભ કર્મનો ઉદય જળમાં, સ્થળમાં, વનમા, સ દ્રમા, પહાડમા, ગઢમા, ઘરમા, શય્યામા, કુટુ બમા, રાજાદિક સામ તોની વચમા, શસ્ત્રોથી રક્ષા છતા ક્યાય પણ નથી છોડતો આ લોકમા એવાં સ્થાન છે કે જેમા સૂર્ય, ચ દ્રમાના ઉદ્યોત તથા પવન ત વૈક્રિયિક રિદ્ધિવાળા જઈ શકત નથી, પર તુ કર્મનો ઉદય તો સર્વત્ર જાય છે પ્રબળ કર્મનો ઉદય થત વિદ્યા, મ ત્ર, બળ, ઔષધિ, પરાક્રમ, વહાલા મિત્ર, સામ ત, હાથી, ઘોડા, રથ, પાયદળ, ગઢ, કો શસ્ત્ર, સામ, દામ, દ ડ, ભેદાદિક બધા ઉપાય શરણરૂપ થતા નથી જેમ ઉદય થતા સૂર્યને કોણ રોકે તેમ કર્મના ઉદયને ન રોકી શકાય એવા જાણી સમતાભાવનુ શરણ ગ્રહણ કરો, તો અશુભ કર્મની નિર્જરા થાય, અને નવો બ ધ ન થાય રોગ, વિયોગ, દારિદ્ર, મરણાદિકનો ભય છોડી પરમ ધૈર્ય ગ્રહણ કરો પોતાનો વીતરાગ ભાવ, સ તોષભાવ, પરમ સમતાભાવ, એ જ શરણ છે બીજુ કોઈ શરણ નથી આ જીવના ઉત્તમ ક્ષમાદિક ભાવ પોતે જ શરણરૂપ છે.

ક્રોધાદિક ભાવ આ લોક પરલોકમા આ જીવના ઘાતક છે આ જીવને કષાયની મ દતા આ લોકમા હજારો વિઘ્નની નાશ કરનારી પરમ શરણરૂપ છે, અને પરલોકમા નરક તિર્યંચ ગતિથી રક્ષા કરે છે. મ દ કષાયીનુ દેવલોકમા તથા ઉત્તમ મનુષ્યજાતિમા ઊપજવુ થાય છે જો પૂર્વકર્મના ઉદયમા આર્ત્ત, રૌદ્ર પરિણામ કરશો તો ઉદીરણાને પ્રાપ્ત થયા, તે રોકવા કોઈ સમર્થ નથી કેવ દુર્ગતિના કારણ નવા કર્મ વધારે વધશે કર્મનો ઉદય આવવા માટેના જોઈતા બાહ્ય નિમિત્તો દ્રવ્ય કાળ, ભાવ મળ્યા પછી તે કર્મનો ઉદય ઇંદ્ર, જિનેંદ્ર, મણિ, મ ત્ર, ઔષધાદિક કોઈ પણ રોકવ સમર્થ નથી રોગના ઇલાજ તો ઔષધાદિક જગતમા રોગીએ દીઠો, પર તુ પ્રબળ કર્મના ઉદયને રોકવાને ઔષધાદિક સમર્થ નથી, ઊલટા તે વિપરીત થઈ પરિણમે છે

આ જીવને અસાતા વેદનીય કર્મનો ઉદય પ્રબળ થાય ત્યારે ઔષધાદિક વિપરીત થઈ પરિણમે છે અસાતાનો મ દ ઉદય હોય અથવા ઉપશમ હોય ત્યારે ઔષધાદિક ઉપકાર કરે છે. કારણકે મંદ ઉદયને રોકવાને સમર્થ તો અલ્પ શક્તિવાળા પણ થાય છે પ્રબળ બળવાળાને અલ્પ શક્તિધારક રોકવા સમર્થ નથી આ પ ચમકાળમા અલ્પ માત્ર બાહ્ય દ્રવ્ય, ક્ષેત્રાદિક સામગ્રી છે, અલ્પ માત્ર જ્ઞાનાદિક અલ્પ માત્ર પુરુષાર્થ છે અને અશુભનો ઉદય આવવાથી બાહ્ય સામગ્રી પ્રબળ છે, તો તે અલ્પ સામગ્રી અલ્પ પુરુષાર્થથી પ્રબળ અસાતાના ઉદયને કેમ જીતે? મોટી નદીઓનો પ્રવાહ પ્રબળ મોજા ઉછાળતો ચાલ્યો આવતો હોય તેમા તરવાની કળામા સમર્થ પુરુષ પણ તરી નથી શકતો નદીના પ્રવાહના વેગ મ દ થતો જાય ત્યારે તરવાની વિદ્યા જાણનાર તરી પાર ઊતરી જાય છે, તેવી રીતે પ્રબળ કર્મના ઉદયમા પોતાને અશરણ જાણો પૃથ્વી અને સમુદ્ર બન્ને મોટા છે, પર તુ પૃથ્વીનો છેડો લેનાર ... સમુદ્રને તરવાને ઘણા સમર્થ લોકો દીઠા, પર તુ કર્મ ઉદયને તરવાને સમર્થ થતા દીઠા નથી આ સ સારમા સમ્યક્‌જ્ઞાન, સમ્યક્‌દર્શન, સમ્યક્‌ચારિત્ર, સમ્યક્‌તપ—એ ચાર શરણ છે આ આરાધના વિના કોઈ શરણ નથી તથા ઉત્તમ ક્ષમાદિક દશ ધર્મ પ્રત્યક્ષ આ લોકમા સમસ્ત ક્લેશ, ... મરણ, અપમાન, હાનિની રક્ષા કરવાવાળા છે મ દ કષાયના ફળ સ્વાધીન સુખ, આરોગ્ય, ... ક્લેશરહિતપણુ, ઉત્તમતા આ લોકમા પ્રત્યક્ષ દેખી એનુ શરણ ગ્રહણ કરો પરલોકમા ... સ્વર્ગલોક છે વિશેષમા વ્યવહાર ... અર્હંત, સિદ્ધ, સાધુ, કેવળજ્ઞાનીના પ્ર... એ જ શરણ જાણવુ ... એના શરણ વિના આ ... ઉત્તમ ... પામ નથી ... દર્શાવનારી અશરણ અનુપ્રેક્ષા વિચારી

## વર્ષ ૧૭ મા પહેલાં

# સંસાર અનુપ્રેક્ષા

હવે સંસાર અનુપ્રેક્ષાનું સ્વરૂપ વિચારીએ છીએ —

આ સંસારમા અનાદિકાળના મિથ્યાત્વના ઉદયથી અચેત થયેલ જીવ, જિનેંદ્ર, સર્વજ્ઞ વીતરાગના પ્રરૂપણ કરેલ સત્યાર્થ ધર્મને પ્રાપ્ત નહી થઈ ચારે ગતિમા ભ્રમણ કરે છે સંસારમા કર્મરૂપ દૃઢ બંધનથી બંધાઈ, પરાધીન થઈ, ત્રસસ્થાવરમા નિરંતર ઘોર દુ ખ ભોગવતો વાર વાર જન્મ મરણ કરે છે જે જે કર્મના ઉદય આવી રસ દે છે, તેના ઉદયમા પોતાને ધારણ કરી અજ્ઞાની જીવ પોતાના સ્વરૂપને છોડી નવા નવા કર્મના બંધન કરે છે કર્મના બંધને આધીન થયેલ પ્રાણીને એવી કોઈ દુ.ખની જાતિ બાકી નથી રહી કે જે તેણે નથી ભોગવી બધા દુ ખો અનંતાનંતવાર ભોગવી અનંતાનંતકાળ વ્યતીત થઈ ગયો એવી રીતે અનંત પરિવર્તન આ સંસારમા આ જીવને થયા છે એવુ કોઈ પુદ્ગલ સંસારમા નથી રહ્યુ કે જે જીવે શરીરરૂપે, આહારરૂપે ગ્રહણ નથી કરેલ અનંતજાતિના અનંત પુદ્ગલોના શરીર ધારી આહારરૂપ (ભોજન પાનરૂપ) કરેલ છે

ત્રણસે તેતાલીસ ઘનરજ્જુ પ્રમાણ લોકમા એવો કોઈ એક પણ પ્રદેશ નથી કે જ્યા સંસારી જીવે અનંતાનંત જન્મ મરણ નથી કરેલા. ઉત્સર્પિણી અવસર્પિણી કાલનો એવો એક પણ સમય બાકી નથી રહ્યો કે જે સમયમા આ જીવ અનંતવાર નથી જન્મ્યો, અને નથી મૂઓ નરક તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચારે પર્યાયોમા આ જીવે જઘન્ય આયુષ્યથી લઈ ઉત્કૃષ્ટ આયુષ્ય પર્યંત સમસ્ત આયુષ્યના પ્રમાણ ધારણ કરી અનંતવાર જન્મ ધરેલ છે એક અનુદિશ, અનુત્તર વિમાનમા તે નથી ઊપજ્યો, કારણ કે એ ચૌદે વિમાનોમા સમ્યક્દૃષ્ટિ વિના અન્યનો ઉત્પાદ નથી સમ્યક્દૃષ્ટિને સંસારભ્રમણ નથી કર્મની સ્થિતિબંધના સ્થાન તથા સ્થિતિબંધને કારણે અસંખ્યાત લોકપ્રમાણ કષાયાધ્યવસાયસ્થાન, તેને કારણે અસંખ્યાત લોકપ્રમાણ અનુભાગ બંધાધ્યવસાયસ્થાન તથા જગતશ્રેણીના સંખ્યાતમા ભાગ જેટલા યોગસ્થાનમાનો એવો કોઈ ભાવ બાકી નથી રહ્યો કે જે સંસારી જીવને નથી થયો એક સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રના યોગ ભાવ નથી થયા અન્ય સમસ્ત ભાવ સંસારમા અનંતાનંતવાર થયા છે. જિનેંદ્રના વચનના અવલંબનરહિત પુરુષને મિથ્યાજ્ઞાનના પ્રભાવથી વિપરીત બુદ્ધિ અનાદિની થઈ રહી છે તેથી સમ્યક્માર્ગને નહી ગ્રહણ કરતા સંસારરૂપ વનમા નાશ થઈ જીવ નિગોદમા જઈ પડે છે કેવી છે નિગોદ? જેમાથી અનંતાનંત કાલ થાય તોપણ નીકળવુ ઘણુ મુશ્કેલ છે. કદાચિત્ પૃથ્વીકાયમા, જળકાયમા, અગ્નિકાયમા, પવનકાયમા, પ્રત્યેક વનસ્પતિકાયમા, સાધારણ વનસ્પતિકાયમા લગભગ સમસ્તજ્ઞાનનો નાશ થવાથી જડરૂપ થઈ, એક સ્પર્શઇંદ્રિયદ્વારા કર્મના ઉદયને આધીન થઈ આત્મશક્તિરહિત, જિહ્વા, નાસિકા, નેત્ર, કર્ણાદિક ઇંદ્રિયરહિત થઈ દુ:ખમા દીર્ઘ કાળ વ્યતીત કરે છે અને બેઇંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિયરૂપ વિકલત્રય જીવ, આત્મજ્ઞાનરહિત, કેવળ રસનાદિક ઇંદ્રિયોના વિષયોની ઘણી તૃષ્ણાના માર્યા ઊછળી ઊછળી વિષયોને અર્થે પડી પડી મરે છે અસંખ્યાત કાલ વિકલત્રયમા રહી પાછા એકેન્દ્રિયમા ફરીફરી વાર વાર કૂવા પરના રેંટના ઘડાની પેઠે નવા નવા દેહ ધારણ કરતા કરતા ચારે ગતિમા નિરંતર જન્મ, મરણ, ભૂખ, તરસ, રોગ, વિયોગ, સંતાપ ભોગવી પરિભ્રમણ અનંતકાલ સુધી કરે છે એનુ નામ સંસાર છે

જેમ ઊકળેલા આધણમા ચોખા સર્વ તરફ ફરતા છતા ચોડવાઈ જાય છે, તેમ સંસારી જીવ કર્મથી તપાયમાન થઈ પરિભ્રમણ કરે છે. આકાશમા ઊડતા પક્ષીને બીજુ પક્ષી મારે છે, જળમા વિચરતા મચ્છાદિકને બીજા મચ્છાદિક મારે છે, સ્થળમા વિચરતા મનુષ્ય પશુ આદિકને સ્થળચારી સિંહ, વાઘ, સર્પ વગેરે દુષ્ટ તિર્યંચ તથા ભીલ, મ્લેચ્છ, ચોર, લૂંટારા, મહા નિર્દય મનુષ્ય મારે છે આ સંસારમા બધાં સ્થાનમા નિરંતર ભયરૂપ થઈ નિરંતર દુ.ખમય પરિભ્રમણ કરે છે. જેમ શિકા-

રીના ઉપદ્રવથી ભયભીત થયેલ જીવો મોઢુ ફાડી બેઠેલા અજગરના મોઢામાં બિલ જાણી પ્રવેશ કરે છે, તેમ અજ્ઞાની જીવ ભૂખ, તરસ, કામ, કોપ વગેરે તથા ઇંદ્રિયોના વિષયોની તૃષ્ણાના આતાપથી સંતાપિત થઈ, વિષયાદિક રૂપ અજગરના મુખમા પ્રવેશ કરે છે વિષયકષાયમા પ્રવેશ કરવો તે સંસારરૂપ અજગરનુ મોઢુ છે એમા પ્રવેશ કરી પોતાના જ્ઞાન, દર્શન સુખ, સત્તાદિ ભાવપ્રાણનો નાશ કરી, નિગોદમા અચેતન તુલ્ય થઈ, અનંતવાર જન્મ મરણ કરતા અનંતાનંત કાળ વ્યતીત કરે છે ત્યા આત્મા અભાવ તુલ્ય છે, જ્ઞાનાદિકનો અભાવ થયો ત્યારે નાશ પણ થયો

નિગોદમા અક્ષરનો અનંતમો ભાગ જ્ઞાન છે, તે સર્વજ્ઞે જોયેલ છે ત્રસ પર્યાયમા જેટલા દુખના પ્રકાર છે, તે તે દુ ખ અનંતવાર ભોગવે છે એવી કોઈ દુ ખની જાતિ બાકી નથી રહી જે આ જીવ સંસારમા નથી પામ્યો આ સંસારમા આ જીવ અનંત પર્યાય દુ ખમય પામે છે, ત્યારે કોઈ એકવાર ઇંદ્રિયજનિત સુખના પર્યાય પામે છે, તે વિષયોના આતાપ સહિત ભય, શંકા સંયુક્ત અલ્પકાળ પામે પછી અનંત પર્યાય દુ ખના, પછી કોઈ એક પર્યાય ઇંદ્રિયજનિત સુખનો કદાચિત્ પ્રાપ્ત થાય છે.

હવે ચતુર્ગતિનુ કાઇક સ્વરૂપ પરમાગમ અનુસાર ચિંતવન કરીએ છીએ નરકની સપ્ત પૃથ્વી છે તેમા ઓગણપચાસ ભૂમિકા છે તે ભૂમિકામા ચોરાસી લાખ બિલ છે તેને નરક કહીએ છીએ. તેની વજ્રમય ભૂમિ ભીતની માફક છજેલ છે કેટલાક બિલ સંખ્યાત યોજન લાંબા પહોળા છે, કેટલાક અસંખ્યાત યોજન લાબા પહોળા છે તે એક એક બિલની છત વિષે નારકીના ઉત્પત્તિના સ્થાન છે તે ઊંટના મુખના આકાર આદિવાળા, સાકડા મોઢાવાળા અને ઊંધે માથે છે તેમા નારકી જીવો ઉપજે નીચે માથુ અને ઉપર પગથી આવી વજ્રાગ્નિમય પૃથ્વીમા પડી, જેમ જોરથી પડી દડી પાછી ઊછળે છે તેમ (નારકી) પૃથ્વીપર પડી ઊછળતા લોટતા ફરે છે કેવી છે નરકની ભૂમિ? અસંખ્યાત વીંછીના સ્પર્શને લીધે ઉપજી વેદનાથી અસંખ્યાત ગુણી અધિક વેદના કરવાવાળી છે.

ઉપરની ચાર પૃથ્વીના ચાલીશ લાખ બિલ અને પંચમ પૃથ્વીના બે લાખ બિલ એમ બે તાલીસ લાખ બિલમા તો કેવળ આતાપ, અગ્નિની ઉષ્ણ વેદના છે તે નરકની ઉષ્ણતા જણાવવાને માટે અહીં કોઈ પદાર્થ દેખવામા, જાણવામા આવતા નથી કે જેની સદૃશતા કહી જાય. તો પણ ભગવાનના આગમમા એવુ અનુમાન ઉષ્ણતાનું કરાવેલ છે, કે લાખ યોજનપ્રમાણ મોટા લોઢાના ગોળા છોડીએ તો તે નરકભૂમિને નહીં પહોચતા પહોચતા પહેલા નરકક્ષેત્રની ઉષ્ણતાથી કરી રસરૂપ થઈ વહી જાય છે (અપૂર્ણ)

—o—

સિદ્ધાન્તો દેખવાથી તે તજી દઈને ચોથો ગ્રહણ કર્યો વળી તે તજી દેવાની કોઈ કારણથી ફરજ પડવાથી તે મૂકીને પાચમો ધર્મ ગ્રહણ કર્યો એમ અનેક ધર્મ જૈનધર્મ સિવાયના લીધા અને મૂક્યા જૈનધર્મનો એકલો વૈરાગ્ય જ હોવાને લીધે મૂળથી તે ધર્મ પર મને ભાવ ચોંટ્યો જ નહોતો ઘણા ધર્મની ભેળસેળમા મે છેવટે આવો સિદ્ધાન્ત નક્કી કર્યો કે બધા ય ધર્મ મિથ્યા છે ધર્માચાર્યોએ જેને જેમ રુચ્યુ તેમ પોતાની રુચિ માફક પાખડી જાળો પાથરી છે બાકી કશુયે નથી જો ધર્મ પાળવાનો સૃષ્ટિનો સ્વાભાવિક નિયમ હોત તો આખી સૃષ્ટિમા એક જ ધર્મ કા ન હોત? આવા આવા તર્કોથી હુ કેવળ નાસ્તિક થઈ ગયો સસારીશૃગાર એ જ મે તો મોક્ષ ઠરાવ્યુ પાપ નથી, પુણ્ય નથી, ધર્મ નથી, કર્મ નથી, સ્વર્ગ નથી, નરક નથી, એ સઘળા પાખડ છે જન્મ પામવાનુ કારણ માત્ર સ્ત્રી-પુરુષનો સયોગ છે, અને જરેલુ વસ્ત્ર જેમ કાળે કરીને નાશ પામે છે તેમ આ કાયા હળવે હળવે ઘસાઈ છેવટે જીવનરહિત થઈ જઈ નાશ પામે છે બાકી સઘળુ મિથ્યા છે આવુ મારા અન્તઃકરણમા દૃઢ થવાથી મને જેમ રુચ્યુ, મને જેમ ગમ્યુ અને મને જેમ પાલવ્યુ તેમ વર્તવા માડ્યુ અનીતિના આચરણ કરવા માડ્યા રાકડી રૈયતને પીડવામા કોઈ પણ પ્રકારની કચાશ મે રાખી નહીં શિયળવતી સુદરીઓના શિયળભગ કરાવીને મે આકરા કેર ઓલાવી દેવામા કોઈ પણ પ્રકારની ખામી રાખી નહી સજ્જનોને દડવામા, સતોને રિબાવવામા અને દુર્જનોને સુખ દેવામા મે એટલા પાપ કર્યા છે કે કોઈ પણ પ્રકારની ન્યૂનતા રાખી નથી હુ ધારુ છુ કે મે એટલા પાપ કર્યા છે કે એ પાપનો એક પ્રબળ પર્વત બાધ્યો હોય તો તે મેરુથી પણ સવાયો થાય! આ સઘળુ થવાનુ કારણ માત્ર લુચ્ચા ધર્માચાર્યો હતા આવી ને આવી ચડાળમતિ મારી હમણા સુધી રહી માત્ર અદ્ભુત કૌતુક બન્યુ કે જેથી મને શુદ્ધ આસ્તિકતા આવી ગઈ હવે એ કૌતુક હુ આપની સમક્ષ નિવેદન કરુ છુ —

હુ ઉજ્જયની નગરીનો અધિપતિ છુ મારુ નામ ચદ્રસિહ છે ખાસ દયાળુઓના દિલ દુભાવવાને માટે હુ પ્રબળ દળ લઈને આજે શિકારને માટે ચઢ્યો હતો એક રક હરણની પાછળ ધાતા હુ સૈન્યથી વિખૂટો પડ્યો અને આ તરફ તે હરણની પાછળ અશ્વ દોડાવતો દોડાવતો નીકળી પડ્યો પોતાનો જાન બચાવવાને માટે કોને ખાએશ ન હોય? અને તેમ કરવા માટે એ બિચારા હરણે દોડવામા કશીએ કચાશ રાખી નથી. પરન્તુ એ બિચારાની પાછળ આ પાપી પ્રાણીએ પોતાનો જુલમ ગુજારવા માટે અશ્વ દોડાવી તેની નજદીકમા આવવા રઈ ઓછી તદબીર કરી નથી છેવટે આ બાગમા તે હરણને પેસતુ દેખી કમાન ઉપર બાણુ ચડાવી મે છોડી મૂક્યુ આ વખતે મારા પાપી અતઃકરણમા લેશમાત્ર પણ દયાદેવીનો છાટો નહોતો આખી દુનિયાના ઢીમર અને ચડાળનો સરદાર તે હુ જ હોઉ એવુ મારુ કાળજુ ક્રૂરાવેશમા ઝોકા ખાતું હતુ મે તાકીને મારેલુ તીર વ્યર્થ જવાથી મને બેવડો પાપાવેશ ઉપજ્યો તેથી મે મારા ઘોડાને પગની પાની મારીને આ તરફ ખૂબ દોડાવ્યો દોડાવતા દોડાવતા જેવો આ સામી દેખાતી ઝાડીના ઘાડા મધ્યભાગમા આવ્યો તેવો જ ઘોડો ઠોકર ખાઈને લથડ્યો લથડ્યા ભેળો તે ભડકી ગયો અને ભડકી ગયા ભેળો તે ઊભો થઈ રહ્યો જેવો ઘોડો લથડ્યો હતો તેવો જ મારો એક પગ એક બાજૂના પાગડા ઉપર અને બીજો પગ નીચે હોયથી એક વેતને છેટે લટકી રહ્યો હતો મ્યાનમાથી તકતકતી તલવાર પણ નીસરી પડી હતી આથી કરીને જો હુ ઘોડા ઉપર ચડવા જાઉ તો તે તીખી તલવાર મને ગળા ઢૂકડી થવામા પળ પણ ઢીલ કરે તેમ નહોતું જ અને નીચે જ્યા દૃષ્ટિ કરી જોઉ છુ ત્યા એક કાળો તેમ જ ભયકર નાગ પડેલો દીઠો મારા જેવા પાપીનો પ્રાણ લેવાને કાજે જ અવતરેલો તે કાળો નાગ જોઈને મારુ કાળજુ કપી ગયુ મારા અગેઅગ થરથર ધ્રૂજવા મડ્યા મારી છાતી ધબકવા લાગી મારી જિદગી હવે ટૂકી થશે! રે હવે ટૂકી થશે! આવો ધ્રાસકો મને લાગ્યો હે ભગવન્! અગાઉ દર્શાવ્યા પ્રમાણે તે વખતે હુ નીચે ઊતરી શકુ તેમ નહોતો અને ઘોડા ઉપર પણ ચઢી શકુ તેમ નહોતો હવે કોઈક તદબીર એ જ કારણથી શોધવામા હું ગૂથાયો.

પરન્તુ નિરર્થક! કેવળ ફ્રોકટ અને વેઠ!! હળવેથી કરી આઘો ખસી જઈ રસ્તે પડુ એમ વિચાર ઉઠાવીને હુ જ્યા સામી દૃષ્ટિ કરુ છુ તો ત્યા એક વિકરાળ સિંહરાજને પડેલો દીઠો રે! હવે તો હુ શિયાળાની ટાઢથી પણ સોગણો ધ્રૂજવા મડી ગયો વળી પાછો વિચારમા પડી ગયો 'ખસકીને પાછો વળુ તો કેમ?' એમ લાગ્યું, ત્યા તો તે તરફમા ઘોડાની પીઠ પર રહેલી નાગી પોણા ભાગની તલવાર દીઠી એટલે અહી આગળ હવે મારા વિચાર તો પૂર્ણ થઈ રહ્યા જ્યા જોઉ ત્યા મોત પછી વિચાર શુ કામ આવે? ચારે દિશાએ મોતે પોતાનો જબરજસ્ત પહેરો બેસાડી મૂક્યો હે મહા મુનિરાજ! આવો ચમત્કારિક પરન્તુ ભયકર દેખાવ જોઈને મને મારા જીવનની શકા થઈ પડી મારો વહાલો જીવ કે હુ જેથી કરીને આખા બ્રહ્માડના રાજ્યની તુલ્ય વૈભવ ભોગવુ છુ તે હવે આ નરદેહ તજીને ચાલ્યો જશે!! રે ચાલ્યો જશે!! અરે! અત્યારે મારી શી વિપરીત ગતિ થઈ પડી! મારા જેવા પાપીને આમ જ છાજે લે પાપી જીવ! તુ જ તારા કર્તવ્ય ભોગવ તે અનેકના કાળજા ખાધ્યાં છે તે અનેક રંક પ્રાણીઓને દમ્યા છે, તે અનેક સતોને સતાપ્યા છે તે અનેક સતી સુદરીઓના શિયળભગ કર્યા છે તે અનેક મનુષ્યોને અન્યાયથી દડ્યા છે ટૂકામા તે કોઈ પણ પ્રકારના પાપની કચાશ રાખી નથી માટે રે પાપી જીવ! હવે તુ જ તારા ફળ ભોગવ તુ તને જેમ ફાવે તેમ વર્તતો અને તેની સાથે મદમા આધળો થઈને આમ પણ માનતો કે હુ શુ દુખી થવાનો હતો? મને શુ કષ્ટો પડવાનાં હતા? પણ રે પાપી પ્રાણ! હવે જોઈ લે તુ એ તારા મિથ્યા મદનુ ફળ ભોગવી લે પાપનુ ફળ તું માનતો હતો કે છે જ નહી પરન્તુ જોઈ લે, અત્યારે આ શુ? એમ હુ પશ્ચાત્તાપમા પડી ગયો અરે! હાય! હુ હવે નહી જ બચુ? એ વિટબના મને થઈ પડી આ વખતે મારા પાપી અતઃકરણમા એમ આવ્યુ કે જો અત્યારે મને કોઈક આવીને એકદમ બચાવે તો કેવુ માગલિક થાય! એ પ્રાણદાતા અણઘડી જે માગે તે આપવા હુ બધાઉ મારૂ આખા માળવાદેશનુ રાજ્ય તે માગે તો આપતા ઢીલ ન કરૂં અને એટલુ બધુએ આપતા એ માગે તો મારી એક હજાર નવયૌવન રાણીઓ આપી દઉ એ માગે તો મારી અઢળક રાજ્યલક્ષ્મી એના પદકમળમા ધરૂ અને એટલુ બધુએ આપતા છતા જો એ કહેતો હોય તો હુ એનો જિદગીપર્યંત કિંકરનો કિંકર થઈને રહુ પરન્તુ મને આ વખતે કોણ જીવનદાન આપે? આવા આવા તરંગમા ઝોકા ખાતો ખાતો હુ તમારા પવિત્ર જૈનધર્મમા ઊતરી પડ્યો એના કથનનુ મને આ વખતે ભાન થયુ એના પવિત્ર સિદ્ધાતો આ વખતે મારા અતઃકરણમા ચમત્કારિક રીતે ઊતરી ગયા અને તેણે તેનુ ખરેખરૂ મનન કરવા માડ્યુ. કે જેથી આ આપની સમક્ષ આવવાને આ પાપી પ્રાણી પામ્યો

૧. **અભયદાન** —એ સર્વોત્કૃષ્ટ દાન છે એના જેવુ એકે દાન નથી આ સિદ્ધાન્ત પ્રથમ મારા અતઃકરણે મનન કરવા માડ્યો અહો! આ એનો સિદ્ધાન્ત કેવો નિર્મળ અને પવિત્ર છે! કોઈ પણ પ્રાણીભૂતને પીડવામા મહાપાપ છે એ વાત મને હાડોહાડ ઊતરી ગઈ—ગઈ તે પાછી જન્મ જન્માતરે પણ ન વિસરું તેવી! આમ વિચાર પણ આવ્યો કે કદાપિ પુનર્જન્મ નહી હોય એમ શરીર નાસ્તિક તો પણ કરેલી હિંસાનુ કિંચિત ફળ પણ આ જન્મમા મળે છે ખરૂ જ નહી તો આવી મારી વિપરીત દશા ક્યાથી હોત? તને હમેશા શિકારના પાપી શોખ લાગ્યો હતા, અને એ જ માટે તે તે અનેક ગરીબ ગરીબ દયાળુઓના હિત ડુબાવવાને આ તજવીજ કરી હતી તો હવે આ તેનુ ફળ તને મળ્યુ તુ હવે કેવળ પાપી મોતના પજામા પડ્યો તારામા કેવળ હિંસામતિ ન હોત તો આવો વખત તને મળત કેમ? ન જ મળત કેવળ આ તારી નીચ મનોવૃત્તિનુ ફળ છે રે પાપી આત્મા! હવે તુ આમાથી કેટલે દરજ્જે છૂટી શકે તેમ છે ત્યા જા તો પણ એ દયાને જ માર્ગે હવે તારે ચાલ્યા ક્ષમાને લઈ પડવાના શુ ઠીક કરી છે? માટે એ અનત પવિત્ર અને અહિંસાયુક્ત જૈનધર્મના સિદ્ધાન્તો તારી મનન શક્તિ પહોંચે તેટલા કર અને તારા જીવની શાન્તિ ઇચ્છ એના આરાધનમા નિરત

—o—

વિશેષ વર્ણન કર્યું હોય તેવો ભાગ વાચવાનો લક્ષ ઓછો કરજો, અને જીવે શુ નથી કર્યું ? ને હવે શુ કરવુ ? એ ભાગ વાચવાનો, વિચારવાનો વિશેષ લક્ષ રાખજો

કોઈ પણ બીજાઓ, ધર્મક્રિયાને નામે જે તમારા સહવાસીઓ ( શ્રાવકાદિક ) ક્રિયા કરતા હોય તેને નિષેધશો નહીં હાલ જેણે ઉપાધિરૂપ ઇચ્છા અ ગીકાર કરી છે, તે પુરુષને કોઈ પણ પ્રકારે પ્રગટ કરશો નહી માત્ર કોઈ દૃઢ જિજ્ઞાસુ હોય તો તેનો લક્ષ માર્ગ ભણી વળે એવી થોડા શબ્દોમાં ધર્મકથા કરશો ( તે પણ જો તે ઇચ્છા રાખતા હોય તો ) બાકી હાલ તો તમે સર્વ પોતપોતાના સફળપણા અર્થે મિથ્યા ધર્મવાસનાઓનો, વિષયાદિકની પ્રિયતાનો, પ્રતિબ ધનો ત્યાગ કરતા શીખજો જે કઈ પ્રિય કરવા જેવુ છે, તે જીવે જાણ્યું નથી, અને બાકીનું કઈ પ્રિય કરવા જેવુ નથી, આ અમારો નિશ્ચય છે

આ વાત તમે જે વાંચો તે સુજ્ઞ મગનલાલ અને છોટાલાલને કોઈ પણ પ્રકારે સ ભળાવજો, વ ચાવજો

યોગ્યતા માટે બ્રહ્મચર્ય એ મોટુ સાધન છે અસત્સ ગ એ મોટુ વિઘ્ન છે

---

[ ૧૭૨ ] ૧૯૯ મુબઈ, માહ સુદ ૧૧, ગુરુ, ૧૯૪૭

ઉપાધિના યોગને લીધે શાસ્ત્રવાચન જો ન થઈ શકતું હોય તો હમણાં તે રહેવા દેવુ, પર તુ ઉપાધિથી થોડા પણ નિત્ય પ્રતિ અવકાશ લઈ ચિત્તવૃત્તિ સ્થિર થાય એવી નિવૃત્તિમા બેસવાનું બહુ અવશ્ય છે અને ઉપાધિમાં પણ નિવૃત્તિનો લક્ષ રાખવાનું સ્મરણ રાખજો

જેટલો વખત આયુષ્યનો તેટલો જ વખત જીવ ઉપાધિનો રાખે તો મનુષ્યત્વનુ સફળ થવું ક્યારે સ ભવે ? મનુષ્યત્વના સફળપણા માટે જીવવું એ જ કલ્યાણકારક છે, એવો નિશ્ચય કરવો જોઈએ અને સફળપણા માટે જે જે સાધનોની પ્રાપ્તિ કરવી યોગ્ય છે, તે પ્રાપ્ત કરવા નિત્ય પ્રતિ નિવૃત્તિ મેળવવી જોઈએ નિવૃત્તિના અભ્યાસ વિના જીવની પ્રવૃત્તિ ન ટળે એ પ્રત્યક્ષ સમજાય તેવી વાત છે

ધર્મને રૂપે મિથ્યા વાસનાઓથી જીવને બ ધન થયું છે, એ મહા લક્ષ રાખી તેવી મિથ્યા વાસના કેમ ટળે એ માટે વિચાર કરવાનો પરિચય રાખશો

---

[ ૧૭૩–૧ ] ૨૦૦ મુબઈ, માહ સુદ, ૧૯૪૭

## વચનાવલી

૧ જીવ પોતાને ભૂલી ગયો છે, અને તેથી સતસુખનો તેને વિયોગ છે, એમ સર્વ ધર્મ સમ્મત કહ્યું છે

૨ પોતાને ભૂલી ગયારૂપ અજ્ઞાન, જ્ઞાન મળવાથી નાશ થાય છે, એમ નિ:શ ક માનવુ

૩ જ્ઞાનની પ્રાપ્તિ જ્ઞાની પાસેથી થવી જોઈએ એ સ્વાભાવિક સમજાય છે, છતા જીવ લોક-લજ્જાદિ કારણોથી અજ્ઞાનીનો આશ્રય છોડતો નથી, એ જ અન તાનુબ ધી કષાયનું મૂળ છે

૪ જ્ઞાનની પ્રાપ્તિ જેણે ઇચ્છવી, તેણે જ્ઞાનીની ઇચ્છાએ વર્તવુ એમ જિનાગમાદિ સર્વ શાસ્ત્ર કહે છે પોતાની ઇચ્છાએ પ્રવર્તતા અનાદિ કાળથી રખડયો

૫ જ્યાં સુધી પ્રત્યક્ષ જ્ઞાનીની ઇચ્છાએ, એટલે આજ્ઞાએ નહી વર્તાય, ત્યા સુધી અજ્ઞાનની નિવૃત્તિ થવી સ ભવતી નથી

૬ જ્ઞાનીની આજ્ઞાનું આરાધન તે કરી શકે કે જે એકનિષ્ઠાએ, તન, મન, ધનની આસક્તિનો ત્યાગ કરી તેની ભક્તિમાં જોડાય

૭ [1]જોકે જ્ઞાની ભક્તિ ઇચ્છતા નથી, પરંતુ મોક્ષાભિલાષીને તે કર્યા વિના ઉપદેશ પરિણમતો નથી, અને મનન તથા નિદિધ્યાસનાદિનો હેતુ થતો નથી, માટે મુમુક્ષુએ જ્ઞાનીની ભક્તિ અવશ્ય કર્તવ્ય છે એમ સત્પુરુષોએ કહ્યું છે

૮ આમા કહેલી વાત સર્વ શાસ્ત્રને માન્ય છે

૯ ઋષભદેવજીએ અઠ્ઠાણુ પુત્રોને ત્વરાથી મોક્ષ થવાનો એ જ ઉપદેશ કર્યો હતો

૧૦ પરિક્ષિત રાજાને શુકદેવજીએ એ જ ઉપદેશ કર્યો છે

૧૧ અનંત કાળ સુધી જીવ નિજ છંદે ચાલી પરિશ્રમ કરે તોપણ પોતે પોતાથી જ્ઞાન પામે નહી, પરંતુ જ્ઞાનીની આજ્ઞાનો આરાધક અંતર્મુહૂર્તમાં પણ કેવળજ્ઞાન પામે

૧૨ શાસ્ત્રમા કહેલી આજ્ઞાઓ પરોક્ષ છે અને તે જીવને અધિકારી થવા માટે કહી છે, મોક્ષ થવા માટે પ્રત્યક્ષ જ્ઞાનીની આજ્ઞા આરાધવી જોઈએ

૧૩ આ જ્ઞાનમાર્ગનો શ્રેણી કહી, એ પામ્યા વિના બીજા માર્ગથી મોક્ષ નથી

૧૪ એ ગુપ્ત તત્ત્વને જે આરાધે છે, તે પ્રત્યક્ષ અમૃતને પામી અભય થાય છે

ઇતિ શિવમ્

[ ૧૭૪-૧૭૫ ] ૨૦૧ મુંબઈ, માહ વદ ૩, ગુરુ, ૧૯૪૭

## કેવળ નિર્વિકાર છતાં પરબ્રહ્મ પ્રેમમય પરાભક્તિને વશ છે, એ હૃદયમાં જેણે અનુભવ કર્યો છે એવા જ્ઞાનીઓની ગુપ્ત શિક્ષા છે

અત્ર પરમાનંદ છે અસંગવૃત્તિ હોવાથી સમુદાયમા રહેવું બહુ વિકટ છે જેનો કોઈ પણ પ્રકારે યથાર્થ આનંદ કહી શકાતો નથી, એવું જે સત્સ્વરૂપ તે જેના હૃદયમા પ્રકાશ્યું છે એવા મહાભાગ્ય જ્ઞાનીઓની અને આપની અમારા ઉપર કૃપા વર્તો અમે તો તમારી ચરણરજ છીએ, અને ત્રણે કાળ એ જ પ્રેમની નિરંજનદેવ પ્રત્યે યાચના છે

આજના પ્રભાતથી નિરંજનદેવની કોઈ અદ્ભુત અનુગ્રહતા પ્રકાશી છે, આજે ઘણા દિવસ થયા ઇચ્છેલી પરાભક્તિ કોઈ અનુપમરૂપમા ઉદય પામી છે ગોપીઓ ભગવાન વાસુદેવ ( કૃષ્ણચંદ્ર ) ને મહીની મટુકીમા નાખી વેચવા નીકળી હતી, એવી એક શ્રીમદ્‌ભાગવતમા કથા છે, તે પ્રસંગ આજે બહુ સ્મરણમાં રહ્યો છે, અમૃત પ્રવહે છે ત્યા સહસ્રદળ કમળ છે, એ મહીની મટુકી છે, અને આદિપુરુષ તેમા બિરાજમાન છે તે ભગવંત વાસુદેવ છે, તેની પ્રાપ્તિ સત્પુરુષની ચિત્તવૃત્તિરૂપ ગોપીને થતા તે ઉલ્લાસમા આવી જઈ બીજા કોઈ મુમુક્ષુ આત્મા પ્રત્યે "કોઈ માધવ લ્યો, હારે કોઈ માધવ લ્યો" એમ કહે છે, અર્થાત્ તે વૃત્તિ કહે છે કે આદિપુરુષની અમને પ્રાપ્તિ થઈ, અને એ એક જ પ્રાપ્ત કરવા યોગ્ય છે, બીજું કશુંય પ્રાપ્ત કરવા યોગ્ય નથી, માટે તમે પ્રાપ્ત કરો ઉલ્લાસમા ફરી ફરી કહે છે કે તમે તે પુરાણપુરુષને પ્રાપ્ત કરો, અને જો તે પ્રાપ્તિને અચળ પ્રેમથી ઇચ્છો તો અમે તમને તે આદિપુરુષ આપી દઈએ, મટુકીમા નાખીને વેચવા નીકળ્યા છીએ, ગ્રાહક દેખી આપી દઈએ છીએ, કોઈ ગ્રાહક થાઓ, અચળ પ્રેમે કોઈ ગ્રાહક થાઓ, વાસુદેવની પ્રાપ્તિ કરાવીએ

મટુકીમા નાખીને વેચવા નીકળ્યાનો અર્થ સહસ્રદળ કમળમા અમને વાસુદેવ ભગવાન મળ્યા છે, મહીનું નામમાત્ર છે, આખી સૃષ્ટિને મથીને જો મહી કાઢીએ તો માત્ર એક અમૃતરૂપ વાસુદેવભગવાન જ મહી નીકળે છે એવું સૂક્ષ્મ સ્વરૂપ તે સ્થૂળ કરીને વ્યાસજીએ અદ્ભુત ભક્તિને ગાઈ છે

---

૧ પાઠાન્તર — જોકે જ્ઞાની ભક્તિ ઇચ્છતા નથી પરંતુ મોક્ષાભિલાષીને તે કર્યા વિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી, આ અનાદિ કાળનું ગુપ્ત તત્ત્વ સંતોના હૃદયમા રહ્યું તે પાને ચઢાવ્યું છે.

આ વાત અને આખુ ભાગવત એ એકજને પ્રાપ્ત કરાવવા માટે અક્ષરે અક્ષરે ભરપૂર છે, અને તે (અ)મને ઘણા કાળ થયા પહેલાં સમજાયું છે, આજે અતિ અતિ સ્મરણમા છે, કારણ કે સાક્ષાત્ અનુભવપ્રાપ્તિ છે, અને એને લીધે આજની પરમ અદ્ભુત દશા છે એવી દશાથી જીવ ઉન્મત્ત પણ થઈ ગયા વિના રહેશે નહી, અને વાસુદેવ હરિ ચાહીને કેટલોક વખત વળી અ તર્ધાન પણ થઈ જાય એવા લક્ષણના ધારક છે, માટે અમે અસ ગતાને ઇચ્છીએ છીએ, અને તમારો સહવાસ તે પણ અસ ગતા જ છે, એથી પણ વિશેષ અમને પ્રિય છે

સત્સ ગની અત્ર ખામી છે, અને વિકટ વાસમા નિવાસ છે હરિઇચ્છાએ હર્યાફર્યાની વૃત્તિ છે એટલે કઈ ખેદ તો નથી, પણ ભેદનો પ્રકાશ કરી શકાતો નથી, એ ચિંતના નિર તર રહ્યા કરે છે

ભૂધર એક આજે કાગળ આપી ગયા તેમ જ આપનુ પરભારુ એક પત્ર મળ્યું

મણિને મોકલેલી [1]વચનાવલીમા આપની પ્રસન્નતાથી અમારી પ્રસન્નતાને ઉત્તેજનની પ્રાપ્તિ થઈ સ તનો અદ્ભુત માર્ગ એમા પ્રકાશ્યો છે જો મણિ[2] એક જ વૃત્તિએ એ વાક્યોને આરાધશે અને તે જ પુરુષની આજ્ઞામા લીન રહેશે, તો અન તકાળથી પ્રાપ્ત થયેલુ પરિભ્રમણ મટી જશે માયાનો મોહ મણિ વિશેષ રાખે છે, કે જે માર્ગ મળવામા મોટો પ્રતિબ ધ ગણાય છે માટે એવી વૃત્તિઓ હળવે હળવે ઓછી કરવા મણિને મારી વિન તિ છે.

આપને જે પૂર્ણપદોપદેશક કક્કો કે પદ મોકલવા ઇચ્છા છે, તે કેવા ઢાળમાં અથવા રાગમા, તે માટે આપને યોગ્ય લાગે તે જણાવશો

ઘણા ઘણા પ્રકારથી મનન કરતા અમારો દૃઢ નિશ્ચય છે કે ભક્તિ એ સર્વોપરી માર્ગ છે, અને તે સત્પુરુષના ચરણ સમીપ રહીને થાય તો ક્ષણવારમા મોક્ષ કરી દે તેવો પદાર્થ છે

વિશેષ કઈ લખ્યું જતું નથી પરમાન દ છે, પણ અસત્સ ગ છે અર્થાત્ સત્સ ગ નથી

વિશેષ આપની કૃપાદૃષ્ટિ એ જ

વિ૦ આજ્ઞાકિતના દ ડવત્

---

## ૨૦૨

મુબઈ, માહ વદ ૩, ૧૯૪૭

સુજ્ઞ મહેતા ચત્રભુજ,

જીવનુ કલ્યાણ થાય તે માર્ગ આરાધવો 'શ્રેયસ્કર' છે, એમ વાર વાર કહ્યુ છે છતા અહીં એ વાતનું સ્મરણ કરાવુ છુ

મારાથી કઈ પણ હમણા લખવામા આવ્યું નથી, તેનો ઉદ્દેશ એટલો જ કે સ સારી સ બ ધ અન તવાર થયો છે, અને જે મિથ્યા છે તે વાટે પ્રીતિ વધારવા ઇચ્છા નથી પરમાર્થ વાટે વહાલપ ઊપજે એવો પ્રકાર ધર્મ છે તેને આરાધજો

વિ૦ રાયચ દના પ્ર૦

---

## ૨૦૩

મુબઈ, માહ વદ ૪, ૧૯૪૭

ૐ સત્સ્વરૂપ

સુજ્ઞ ભાઈ,

આજે એક તમારૂ પત્ર મળ્યું તે પહેલા ત્રણેક દિવસ પહેલા એક પત્ર સવિગત મળ્યું હતુ તે માટે કઈ અસ તોષ થયો નથી વિકલ્પ કરશો નહીં

---

1. જુઓ આક ૨૦૦ 2 મણિલાલ–તે શ્રી સોભાગ્યભાઈના પુત્ર

જ્ઞાનદૃષ્ટિએ અવલોકતા અને સૂક્ષ્મ બુદ્ધિએ વિચારતા ખરા જ છે જેમ અભયદાન સબધીનો તેનો અનુપમ સિદ્ધાન્ત આ વખતે તને તારા આ અનુભવથી ખરો લાગ્યો તેમ તેના બીજા સિદ્ધાન્તો પણ સૂક્ષ્મતાથી મનન કરતા ખરા જ લાગશે એમા કાઈ ન્યૂનાધિક નથી જ સઘળા ધર્મમા દયા સબધી થોડો થોડો બોધ છે ખરો, પરતુ એમા તો જૈન તે જૈન જ છે હરકોઈ પ્રકારે પણ ઝીણામા ઝીણા જતુઓનો બચાવ કરવો, તેને કોઈ પણ પ્રકારે દુ ખ ન આપવુ એવા જૈનના પ્રબળ અને પવિત્ર સિદ્ધાન્તોથી બીજો કયો ધર્મ વધારે સાચો હતો! તે એક પછી એક એમ અનેક ધર્મો લીધા મૂક્યા, પરન્તુ તારે હાથ જૈનધર્મ આવ્યો જ નહી રે! ક્યાથી આવે? તારા અઢળક પુણ્યના ઉદય સિવાય ક્યાથી આવે? એ ધર્મ તો ગદો છે નહી નહી મ્લેચ્છ જેવો છે એ ધર્મને તે કોણ ગ્રહણ કરે? આમ ગણીને જ તે તે ધર્મ તરફ દૃષ્ટિ સરખી પણ ન કરી અરે! તુ દૃષ્ટિ શુ કરી શકે? તારા અનેક ભવના તપને લીધે તું રાજા થયો તો હવે નરકમા જતો કેમ અટકે? 'તપેશ્વરી તે રાજેશ્વરી અને રાજેશ્વરી તે નરકેશ્વરી' આ કહેવત તને તે ધર્મ હાથ લાગવાથી ખોટી ઠરત અને તું નરકે જતો અટકત હે મૂઢાત્મા! આ સઘળા વિચારો હવે તને રહી રહીને સૂઝે છે પણ હવે એ સૂઝયુ શુ કામ આવે? કઈએ નહી પ્રથમથી જ સૂઝયું હોત તો આ દશા ક્યાથી હોત? થનારુ થયુ પરતુ હવે તારા અત:કરણમા દૃઢ કર કે એ જ ધર્મ ખરો છે એ જ ધર્મ પવિત્ર છે અને હવે એના બીજા સિદ્ધાન્તો અવલોકન કર

**૨. તપ.**—એ વિષય સબધી પણ એણે જે ઉપદેશ આપ્યો છે તે અનુપમ છે અને તપના મહાન યોગથી હું માળવા દેશનું રાજ્ય પામ્યો છુ એમ કહેવાય છે તે પણ ખરુ જ છે મનગુપ્તિ, વચનગુપ્તિ, અને કાયગુપ્તિ એ ત્રણ એણે તપનાં પેટા પાડયા છે તે પણ ખરા છે આમ કરવાથી ઊપજતા સઘળા વિકારો શાત થતા થતા કાળે કરીને લય થઈ જાય છે તેથી કરીને બધાતી કર્મજાળ અટકી પડે છે વૈરાગ્ય સહિત ધર્મ પણ પાળી શકાય છે અને અતે એ મહાન સુખપ્રદ નીવડે છે. જો! એનો આ સિદ્ધાન્ત પણ કેવો ઉત્કૃષ્ટ છે!

**૩ ભાવ.**—ભાવ વિષે એણે કેવો ઉપદેશ આપ્યો છે! એ પણ ખરો જ છે ભાવ વિના ધર્મ કેમ ફળીભૂત થાય? ભાવ વિના ધર્મ હોય જ ક્યાથી? ભાવ એ તો ધર્મનુ જીવન છે જ્યાસુધી ભાવ ન હોય ત્યાસુધી કઈ વસ્તુ ભલી લાગત તેમ હતુ? ભાવ વિના ધર્મ પાળી શકાતો નથી ત્યારે ધર્મ પાળ્યા વિના મુક્તિ ક્યાથી હોય? એ સિદ્ધાન્ત પણ એનો ખરો અને અનુપમ છે

**૪. બ્રહ્મચર્ય**—અહો! બ્રહ્મચર્ય સબધીનો એનો સિદ્ધાન્ત પણ ક્યા ઓછો છે? સઘળા મહા વિકારોમા કામ વિકાર એ અગ્રેસર છે તેને દમન કરવો એ મહા દુર્ઘટ છે એને દહન કરવાથી ફળ પણ મહા શાતિકારક હોય, એમા અતિશયોક્તિ શી? કશીએ નહી દુસાધ્ય વિષયને સાધ્ય કરવો એ દુર્ઘટ છે જ તો! આ સિદ્ધાન્ત પણ એનો કેવો ઉપદેશજનક છે!

**૫. સસારત્યાગ**—સાધુ થવાનો એનો ઉપદેશ કેટલાક વ્યર્થ ગણે છે પરન્તુ એ તેમની કેવળ મૂર્ખતા છે તેઓ એવો મત દર્શાવે છે કે ત્યારે સ્ત્રીપુરુષનુ જોડુ ઉત્પન્ન થવાની શી અગત્ય હતી? પરન્તુ એ એમની ભ્રમણા છે આખી સૃષ્ટિ કઈ મોક્ષે જવાની નથી આવુ જૈનનુ એક વચન મે સાભળ્યુ હતું તે પ્રમાણે થોડા જ મોક્ષવાસી થઈ શકે, એવુ મારી ટૂક નજરમા આવે છે. ત્યારે સસાર પણ થોડા જ ત્યાગી શકે છે એ ક્યા છાનુ છે? સસારત્યાગ કર્યા વિના મુક્તિ ક્યાથી હોય? સ્ત્રીના શૃગારમા લુબ્ધ થઈ જવાથી કેટલા બધા વિષયમા લુબ્ધાઈ જવુ પડે છે સતાન ઉત્પન્ન થાય છે તેમને પાળવા–પોષવા અને મોટા કરવા પડે છે મારુ તારુ કરવુ પડે છે ઉદરભરણાદિ માટે તરખડથી વ્યાપારાદિમા કપટ વેતરવા પડે છે મનુષ્યોને ઠગવા, અને સોળ પચ્ચા બ્યાસી અને બે મૂક્યા છૂટના આવા પ્રપચો લગાવવા પડે છે, અરે! એવી તો અનેક જજાળોમા જોડાવુ પડે છે,

ત્યારે એવા પ્રપંચમાથી તે મુક્તિ સાધ્ય કોણ કરી શકવાનો હતો? અને જન્મ, જરા, મરણનાં દુઃખો ક્યાથી ટાળવાનો હતો? પ્રપંચમા રહેવું એ જ બંધન છે માટે એ ઉપદેશ પણ એનો મહાન મંગલદાયક છે

૬. **સુદેવભક્તિ** —આ પણ એનો સિદ્ધાન્ત કંઈ જેવો તેવો નથી જે કેવળ સંસારથી વિરક્ત થઈ, સત્યધર્મ પાળી અખંડ મુક્તિમા બિરાજમાન થયા છે તેની ભક્તિ કા સુખપ્રદ ન થાય? એમની ભક્તિના સ્વાભાવિક ગુણ આપણે શિરથી ભવબંધનના દુઃખ ઉડાડી દે, એ કાંઈ સંશયાત્મક નથી એ અખંડ પરમાત્માઓ કાંઈ રાગ કે દ્વેષવાળા નથી, પરંતુ પરમ ભક્તિનું એ સ્વતંત્ર ફળ છે અગ્નિનો સ્વભાવ જેમ ઉષ્ણતાનો છે તેમ એ તો રાગદ્વેષરહિત છે પરંતુ તેની ભક્તિ ન્યાયમતે ગુણદાયક છે બાકી તો જે ભગવાન જન્મ, જરા તથા મરણના દુઃખમા ડૂબકા માર્યા કરે તે શું તારી શકે? પથ્થર પથ્થરને કેમ તારે? માટે એનો આ ઉપદેશ પણ દૃઢ હૃદયથી માન્ય કરવા યોગ્ય છે

૭ **નિઃસ્વાર્થી ગુરુ**—જેને કોઈ પણ પ્રકારનો સ્વાર્થ નથી તેવા ગુરુ ધારણ કરવા જોઈએ, એ વાત કેવળ એની ખરી જ છે જેટલો સ્વાર્થ હોય તેટલો ધર્મ અને વૈરાગ્ય ઓછો હોય છે સર્વ ધર્મમા ધર્મગુરુઓનો મે સ્વાર્થ દીઠો, પરન્તુ તે એક જૈન સિવાય! ઉપાશ્રયમા આવતી વેળા ચપટી ચોખા કે પસલી જાર લાવવાનો પણ એણે બોધ બોધ્યો નથી અને એવી જ રીતે કોઈ પણ પ્રકારનું તેણે સ્વાર્થપણું ચલાવ્યું નથી ત્યારે એવા ધર્મગુરુઓના આશ્રયથી મુક્તિ શા માટે ન મળે? માટે જ આ એનો ઉપદેશ મહા શ્રેયસ્કર છે નાવ પથ્થરને તારે છે તેમ સદ્‌ગુરુ પોતાના શિષ્યને તારી શકે—ઉપદેશીને—તેમા ખોટું શું?

૮. **કર્મ** —સુખ અને દુઃખ, જન્મ અને મરણ આદિ સઘળું કર્મને આધીન રહેલું છે જેવા જીવ અનાદિ કાળથી કર્મો કર્યે આવે છે તેવા ફળો પામતો જાય છે આ ઉપદેશ પણ અનુપમ જ છે કેટલાક કહે છે કે ભગવાન તે અપરાધની ક્ષમા કરે તો તે થઈ શકે છે પરન્તુ ના એ એમની ભૂલ છે આથી તે પરમાત્મા પણ રાગદ્વેષવાળો ઠરે છે. અને આથી પાલવે તેમ વર્તવાનું કાળે કરીને બને છે એમ એ સઘળા દોષનું કારણ પરમેશ્વર બને છે ત્યારે આ વાત સત્ય કેમ કહેવાય? જૈનીનો સિદ્ધાન્ત કર્માનુસાર ફળનો છે તે જ સત્ય છે આવો જ મત તેના તીર્થંકરોએ પણ દર્શિત કર્યો છે એમણે પોતાની પ્રશંસા ઇચ્છી નથી અને જો ઇચ્છે તો તે માનવાળા ઠરે માટે એણે સત્ય પ્રરૂપ્યું છે કીર્તિને બહાને ધર્મવૃદ્ધિ કરી નથી તેમ જ તેમણે કોઈ પણ પ્રકારે પોતાનો સ્વાર્થ જણાવ્યો પણ નથી કર્મ સઘળાને નડે છે અને પૂર્વે કરેલા કર્મ મૂકતા નથી અને તે ભોગવવા પડે છે આવા વિમળ વચનો ભગવાન શ્રી વર્ધમાને કહ્યા છે અને તે વર્ણનને આકાર પાછા દૃષ્ટાંતથી મજબૂત કર્યાં છે ઋષભદેવજી ભગવાનને ભરતેશ્વરે પૂછ્યું કે હે ભગવાન! હવે આપના વંશમા કોઈ તીર્થંકર થશે? ત્યારે આદિ તીર્થંકર ભગવાને કહ્યું કે હા. આ બહાર બેઠેલ ત્રિદંડી ચોવીસમા તીર્થંકર વર્તમાન ચોવીશીના થશે આ સાંભળી ભરતેશ્વરજી આનંદ પામ્યા અને

જે સવિગત પત્ર તમે મારા પત્રના ઉત્તરમા લખ્યુ છે તે પત્ર તમે વિકલ્પપૂર્વક લખ્યુ નથી મારુ તે લખેલુ પત્ર[1] મુનિ ઉપર મુખ્યે કરીને હતુ કારણ કે તેમની માગણી નિરંતર હતી

અત્ર પરમાનંદ છે તમે અને બીજા ભાઈઓ સતને આરાધવાનુ પ્રયત્ન કરજો અમારા યથા-યોગ્ય માનજો અને ભાઈ ત્રિભોવન વગેરેને કહેજો

વિ૦ રાયચંદના ય૦

---

[૧૭૮] ૨૦૪ મુબઈ, માહ વદ ૭, ભોમ, ૧૯૪૭

અત્ર પરમાનંદ વૃત્તિ છે આપનુ ભક્તિ ભરિત પત્ર આજે પ્રાપ્ત થયું

આપને મારા પ્રત્યે પરમોલ્લાસ આવે છે, અને વારવાર તે વિષે આપ પ્રસન્નતા પ્રગટ કરો છો, પણ હજી અમારી પ્રસન્નતા મારા ઉપર થતી નથી, કારણ કે જેવી જોઈએ તેવી અસંગદશાથી વર્તાતુ નથી, અને મિથ્યા પ્રતિબંધમા વાસ છે પરમાર્થ માટે પરિપૂર્ણ ઇચ્છા છે, પણ ઈશ્વરેચ્છાની હજુ તેમા સમ્મતિ થઈ નથી, ત્યા સુધી મારા વિષે અંતરમાં સમજી રાખજો, અને ગમે તેવા મુમુક્ષુઓને પણ કંઈ નામપૂર્વક જણાવશો નહીં હાલ એવી દશાએ રહેવું અમને વહાલુ છે

ખંભાત આપે પત્તુ લખી મારુ માહાત્મ્ય પ્રગટ કર્યું પણ તેમ હાલ થવુ જોઈતું નથી, તે બધા મુમુક્ષુ છે સાચાને કેટલીક રીતે ઓળખે છે, તોપણ તે પ્રત્યે હાલ પ્રગટ થઈ પ્રતિબંધ કરવો મને યોગ્ય નથી લાગતો આપ પ્રસંગોપાત્ત તેમને જ્ઞાનકથા લખશો, તો એક પ્રતિબંધ મને ઓછો થશે અને એમ કરવાનુ પરિણામ સારુ છે અમે તો આપના સમાગમને ઇચ્છીએ છીએ ઘણી વાતો અંતરમા ઘૂમે છે પણ લખી શકાતી નથી

---

[૧૭૯] ૨૦૫ મુંબઈ, માહ વદ ૧૧, શુક, ૧૯૪૭

तत्र को मोह क शोक एकत्वमनुपश्यत ।

તેને મોહ શો, અને તેને શોક શો, કે જે સર્વત્ર એકત્વ (પરમાત્મસ્વરૂપ)ને જ જુએ છે

વાસ્તવિક સુખ જો જગતની દૃષ્ટિમા આવ્યું હોત તો જ્ઞાની પુરુષોએ નિયત કરેલું એવુ મોક્ષ-સ્થાન ઊર્ધ્વ લોકમાં હોત નહી, પણ આ જગત જ મોક્ષ હોત

જ્ઞાનીને સર્વત્ર મોક્ષ છે, આ વાત જો કે યથાર્થ છે, તોપણ જ્યા માયાપૂર્વક પરમાત્માનુ દર્શન છે એવુ જગત, વિચારી પગ મૂકવા જેવુ તેને પણ કંઈ લાગે છે, માટે અમે અસંગતાને ઇચ્છીએ છીએ, કા તમારા સંગને ઇચ્છીએ છીએ, એ યોગ્ય જ છે

---

[૧૭૭] ૨૦૬ મુબઈ, માહ વદ ૧૩, રવિ, ૧૯૪૭

ઘટ પરિચય માટે આપે કંઈ જણાવ્યુ નથી તે જણાવશો તેમ જ મહાત્મા કબીરજીના બીજા પુસ્તકો મળી શકે તો મોકલવા કૃપા કરશો

પારમાર્થિક વિષય માટે હાલ મૌન રહેવાનુ કારણ પરમાત્માની ઇચ્છા છે જ્યાં સુધી અસંગ થઈશુ નહી અને ત્યાર પછી તેની ઇચ્છા મળશે નહી, ત્યા સુધી પ્રગટ રીતે માર્ગ કહીશુ નહી, અને આવો સર્વ મહાત્માઓનો રિવાજ છે અમે તો દીન માત્ર છીએ

ભાગવતવાળી વાત આત્મજ્ઞાનથી જાણેલી છે

---

૧ જુઓ આંક ૧૯૮

વિચારીને તે ખસકીને આઘો જતો રહ્યો આઘો જતો તે બોલ્યો કે હે રાજકુમાર! તારો જીવ હે હું એક પળની પણ ઢીલ કરું તેમ નહોતો, પરન્તુ તને શુદ્ધ વૈરાગ્ય તથા જૈનધર્મમાં ઊતરેલો દે મારું કાળજું હળવે હળવે પીગળતું ગયું તે એવું તો કોમળ થઈ ગયું કે હદ! આ મધળું થવાનું કે માત્ર જૈનધર્મ જ તારા અંત કરણમાં જ્યારે તે ધર્મના તરંગો ઊઠતા હતા ત્યારે મારા મનમાં ધર્મના તરંગથી તને ન મારવો આમ ઊગી નીકળ્યું હતું જેમ હળવે હળવે તે ધર્મની તને અ વધતી ગઈ તેમતેમ મારી શુભમનોવૃત્તિ તારા તરફ થતી ગઈ છેવટે તે જ્યારે "નમો અરિહંતાણં આટલું કહ્યું ત્યારે મારું અંગ મે તને પૂરો જૈનાસ્તિક થયેલો જોઈને ખેમવ્યું માટે તું મન, વચન અ કાયાથી તે ધર્મ પાળજે જૈન ધર્મના પ્રતાપથી જ માન કે હું અત્યારે તને જીવતો જવા દઉ છું ધર્મ તો એ ધર્મ જ છે રે! મને મનુષ્યજન્મ મળ્યો નથી નહી તો એ ધર્મનું એવું તો સેવન કર કે બસ! પરન્તુ જેવા મારો કર્મપ્રભાવ તો પણ મારાથી જેમ બનશે તેમ હું એ ધર્મનું શુદ્ધ આરા ગણ કરીશ હે રાજકુમાર! હવે તું હેઠો પગ આનંદથી મૂકી, તારી તલવાર મ્યાનમાં નાખ જિન શાસનના શૃંગાર તિલક રૂપ મહા મુનીશ્વર અહીં આગળના સામા સુંદર બાગમાં બિરાજે છે માટે તું ત્યાં જઈ તેઓના મુખકમળનો પવિત્ર ઉપદેશ શ્રવણ કરીને તારો માનવજન્મ કૃતાર્થ કર હે મહા મુનિરાજ! મણિધરના આવા વચન સાંભળીને હું તો દિંગ થઈ ગયો શો જૈનધર્મનો પ્રતાપ! હું મોતના પંજામાથી છટકી ચૂક્યો ત્યારે હું દિંગ થઈ ગયો તો ખરો, પરન્તુ તે આશ્ચર્યતાની સાથે અહો! જીવનદાન આપનાર તો એ જ જૈનધર્મ છે આ વખતે મારા આનંદનો કશો પાર રહ્યો નહીં મારું શરીર જ જાણે આખું હર્ષનું બંધાયું હોય તેવું થઈ ગયું, અને તુરત જ તે દયા લાવનાર નાગદેવને, પ્રણામ કરી અને તલવાર મ્યાન કરી બીજે રસ્તે થઈ આપના પવિત્ર દર્શન કરવા માટે આ તરફ વળ્યો હવે મને તે ધર્મની ખરી સૂક્ષ્મતાનો બોધ કરો એક નવકાર મંત્રના પ્રતાપથી હું જીવનદાન પામ્યો તો એ આખો ધર્મ પાળતા શું ન થઈ શકે? હે ભગવાન! હવે મને તે નવસરી માળાના અનુક્રમ ઉપદેશ બોધો

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

પામ્યો મોદ મુનિ સુણી મન વિષે, વૃત્તાન્ત રાજા તણો,
પાછું નિજ ચરિત્ર તે વરણવ્યું, ઉત્સાહ રાખી ઘણો
થાશે ત્યાં મન ભૂપને દૃઢ દયા, ને બોધ જાગી વરે,
શ્રીજિન ખંડ ખચીત નામ સુખદા, આ મોક્ષમાળા વિષે

—o—

## ૧૨

## શ્રી પરમાત્મને નમ ।

### ૐ નમ સચ્ચિદાનંદાય ।

સજ્જનતા એ ત્રણ ભુવનના તિલકરૂપ છે

સજ્જનતા ખરી પ્રીતના મધ્યવી ભરેલા સાગરના તીર છે

સજ્જનતા આનંદનું પવિત્ર ધામ છે.

સજ્જનતા મોક્ષના નગરનો ઉત્તમ રાજમાર્ગ છે

સજ્જનતા એ ધર્મ વિષયની વધારી જનેતા છે

સજ્જનતા જ્ઞાનીનું પરમ અને નિર્મળ ભૂષણ છે

સજ્જનતા સુખનું જ ઉદય સ્થાન છે

સજ્જનતા મનુષ્યની અનિત્યતામાં એ જ નિત્યતારૂપ છે

[૧૭૯] ૨૦૭ મુંબઈ, માહ વદ ૦)), ૧૯૪૭

કોઈ જાતની ક્રિયા જોકે ઉથાપવામા નહીં આવતી હોય તોપણ તેઓને લાગે છે તેનું કંઈ કારણ હોવું જોઈએ, જે કારણ ટાળવું એ કલ્યાણરૂપ છે

પરિણામે 'સત્'ને પ્રાપ્ત કરાવનારી, પ્રારંભમા 'સત્'ની હેતુભૂત એવી તેમની રુચિને પ્રસન્નતા આપનારી વૈરાગ્યકથાનો પ્રસંગોપાત્ત તેમનાથી પરિચય કરવો, તો તેમના સમાગમથી પણ કલ્યાણ જ વૃદ્ધિ પામશે, અને પેલું કારણ પણ ટળશે

જેમા પૃથ્વ્યાદિકનો વિસ્તારથી વિચાર કર્યો છે એવા વચનો કરતા 'વૈતાલીય' અધ્યયન જેવાં વચનો વૈરાગ્યની વૃદ્ધિ કરે છે, અને બીજા મતભેદવાળાં પ્રાણીને પણ તેમા અરુચિ થતી નથી

જે સાધુઓ તમને અનુસરતા હોય, તેમને સમય પરત્વે જણાવતા રહેવું કે, ધર્મ તેનું નામ આપી શકાય કે જે ધર્મ થઈને પરિણમે, જ્ઞાન તેનું નામ હોય કે જે જ્ઞાન થઈને પરિણમે, આપણે આ બધી ક્રિયા અને વાચના ઇત્યાદિક કરીએ છીએ, તે મિથ્યા છે, એમ કહેવાનો મારો હેતુ તમે સમજો નહીં તો હું તમને કંઈ કહેવા ઇચ્છું છું, આમ જણાવી તેમને જણાવવું કે આ જે કંઈ આપણે કરીએ છીએ, તેમાં કોઈ એવી વાત રહી જાય છે કે જેથી 'ધર્મ અને જ્ઞાન' આપણને પોતાને રૂપે પરિણમતાં નથી, અને કષાય તેમ જ મિથ્યાત્વ (સંદેહ)નું મંદત્વ થતું નથી, માટે આપણે જીવના કલ્યાણનો ફરી ફરી વિચાર કરવો યોગ્ય છે, અને તે વિચાર્યે કંઈક આપણે ફળ પામ્યા વિના રહેશું નહીં. આપણે બધું જાણવાનું પ્રયત્ન કરીએ છીએ પણ આપણો 'સંદેહ' કેમ જાય તે જાણવાનું પ્રયત્ન કરતા નથી. એ જ્યાં સુધી નહીં કરીએ ત્યા સુધી 'સંદેહ' કેમ જાય? અને સંદેહ હોય ત્યા સુધી જ્ઞાન પણ ન હોય, માટે સંદેહ જવાનું પ્રયત્ન કરવું જોઈએ એ સંદેહ એ છે કે આ જીવ ભવ્ય છે કે અભવ્ય? મિથ્યાદૃષ્ટિ છે કે સમ્યક્દૃષ્ટિ? સુલભબોધી છે કે દુર્લભબોધી? તુચ્છસંસારી છે કે અધિકસંસારી? આ આપણને જણાય તેવું પ્રયત્ન કરવું જોઈએ. આવી જાતની જ્ઞાનકથાનો તેમનાથી પ્રસંગ રાખવો યોગ્ય છે

પરમાર્થ ઉપર પ્રીતિ થવામા સત્સંગ એ સર્વોત્કૃષ્ટ અને અનુપમ સાધન છે, પણ આ કાળમા તેવો જોગ બનવો બહુ વિકટ છે, માટે જીવે એ વિકટતામા રહી પાર પાડવામા વિકટ પુરુષાર્થ કરવો યોગ્ય છે, અને તે એ કે 'અનાદિ કાળથી જેટલું જાણ્યું છે, તેટલું બધુંય અજ્ઞાન જ છે, તેનું વિસ્મરણ કરવું.'

'સત્' સત્ જ છે, સરળ છે, સુગમ છે, સર્વત્ર તેની પ્રાપ્તિ હોય છે, પણ 'સત્'ને બતાવનાર 'સત્' જોઈએ

નય અનંતા છે, એકેકા પદાર્થમા અનંત ગુણધર્મ છે, તેમા અનંતા નય પરિણમે છે, તો એક અથવા બે ચાર નયપૂર્વક બોલી શકાય એવું ક્યા છે? માટે નયાદિકમા સમતાવાન રહેવું, જ્ઞાનીઓની વાણી 'નય'માં ઉદાસીન વર્તે છે, તે વાણીને નમસ્કાર હો! વિશેષ કોઈ પ્રસંગે

---

[૧૮૦] ૨૦૮ મુંબઈ, માહ વદ ૦)), ૧૯૪૭

અનંતા નય છે, એકેક પદાર્થ અનંત ગુણથી, અને અનંત ધર્મથી યુક્ત છે, એકેક ગુણ અને એકેક ધર્મ પ્રત્યે અનંત નય પરિણમે છે, માટે એ વાટે પદાર્થનો નિર્ણય કરવા માગીએ તો થાય નહીં, એની વાટ કોઈ બીજી હોવી જોઈએ ઘણું કરીને આ વાતને જ્ઞાની પુરુષો જ જાણે છે, અને તેઓ તે નયાદિક માર્ગ પ્રત્યે ઉદાસીન વર્તે છે, જેથી કોઈ નયનું એકાંત ખંડન થતું નથી, અથવા કોઈ નયનું-એકાંત-મંડન થતું નથી. જેટલી જેની યોગ્યતા છે, તેટલી તે નયની સત્તા જ્ઞાની પુરુષોને

સમ્મત હોય છે માર્ગ જેને નથી પ્રાપ્ત થયો એવા મનુષ્યો 'નય'નો આગ્રહ કરે છે, અને તેથી વિષમ ફળની પ્રાપ્તિ હોય છે કોઈ નય જ્યા દુભાતો નથી એવા જ્ઞાનીના વચનને અમે નમસ્કાર કરીએ છીએ જેણે જ્ઞાનીના માર્ગની ઇચ્છા કરી હોય એવા પ્રાણીએ નયાદિકમા ઉદાસીન રહેવાનો અભ્યાસ કરવો, કોઈ નયમા આગ્રહ કરવો નહી અને કોઈ પ્રાણીને એ વાટે દુભાવવુ નહી, અને એ આગ્રહ જેને મટયો છે, તે કોઈ વાટે પણ પ્રાણીને દુભાવવાની ઇચ્છા કરતો નથી

---

૨૦૯

મહાત્માઓએ ગમે તે નામે અને ગમે તે આકારે એક 'સત્'ને જ પ્રકાશ્યું છે તેનુ જ જ્ઞાન કરવા યોગ્ય છે તે જ પ્રતીત કરવા યોગ્ય છે, તે જ અનુભવરૂપ છે અને તે જ પરમ પ્રેમે ભજવા યોગ્ય છે.

તે 'પરમસત્'ની જ અમો અનન્ય પ્રેમે અવિચ્છિન્ન ભક્તિ ઇચ્છીએ છીએ

તે 'પરમસત્'ને 'પરમજ્ઞાન' કહો, ગમે તો 'પરમપ્રેમ' કહો, અને ગમે તો 'સત્-ચિત્-આનદ સ્વરૂપ' કહો, ગમે તો 'આત્મા' કહો, ગમે તો 'સર્વાત્મા' કહો, ગમે તો એક કહો, ગમે તો અનેક કહો, ગમે તો એકરૂપ કહો, ગમે તો સર્વરૂપ કહો, પણ સત્ તે સત્ જ છે અને તે જ એ બધા પ્રકારે કહેવા યોગ્ય છે, કહેવાય છે સર્વ એ જ છે, અન્ય નહી

એવુ તે પરમતત્ત્વ, પુરુષોત્તમ, હરિ, સિદ્ધ, ઈશ્વર, નિરજન, અલખ, પરબ્રહ્મ, પરમાત્મા, પરમેશ્વર અને ભગવત આદિ અનત નામોએ કહેવાયું છે

અમે જ્યારે પરમતત્ત્વ કહેવા ઇચ્છી તેવા કોઈ પણ શબ્દોમા બોલીએ તો તે એ જ છે, બીજું નહીં

---

[૧૮૨] ૨૧૦ મુંબઈ, માહ વદ ૦)), ૧૯૪૭

**સત્સ્વરૂપને અભેદભાવે નમોનમ.**

અત્ર પરમાનદ છે સર્વત્ર પરમાનદ દર્શિત છે

શુ લખવું ? તે તો કઈ સૂઝતુ નથી, કારણ કે દશા જુદી વર્તે છે, તોપણ પ્રસગે કોઈ સદ્‌વૃત્તિ થાય તેવી વાંચના હશે તો મોકલીશ અમારા ઉપર તમારી ગમે તેવી ભક્તિ હો, બાકી સર્વ જીવોના અને વિશેષે કરી ધર્મજીવના તો અમે ત્રણે કાળને માટે દાસ જ છીએ

સર્વેએ એટલુ જ હાલ તો કરવાનુ છે કે જૂનુ મૂકયા વિના તો છૂટકો જ નથી, અને એ મૂકવા યોગ્ય જ છે એમ દૃઢ કરવું

માર્ગ સરળ છે, પ્રાપ્તિ દુર્લભ છે

[1]સાથેના પત્રો વાચી તેમા યોગ્ય લાગે તે ઉતારી લઈ મુનિને આપજો તેમને મારા વતી સ્મૃતિ અને વદન કરજો અમે તો સર્વના દાસ છીએ ત્રિભોવનને જરૂર બોલાવજો.

---

[૧૮૧] ૨૧૧ મુંબઈ, માહ વદ ૦)), ૧૯૪૭

**'સત્' એ કઈ દૂર નથી, પણ દૂર લાગે છે અને એ જ જીવનો મોહ છે**

'સત્' જે કઈ છે, તે 'સત્ જ' છે, સરળ છે, સુગમ છે, અને સર્વત્ર તેની પ્રાપ્તિ હોય છે, પણ જેને ભ્રાતિરૂપ આવરણતમ વર્તે છે તે પ્રાણીને તેની પ્રાપ્તિ કેમ હોય ? અધકારના ગમે તેટલા પ્રકાર કરીએ, પણ તેમા કોઈ એવો પ્રકાર નહીં આવે કે જે અજવાળારૂપ હોય, તેમ જ આવરણ-

૧ પત્રાક ૨૧૧, ૨૧૨.

તિમિર જેને છે એવાં પ્રાણીની કલ્પનામાની કોઈ પણ કલ્પના 'સત્' જણાતી નથી, અને 'સત્'ની નજીક સંભવતી નથી 'સત્' છે, તે ભ્રાંતિ નથી, ભ્રાંતિથી કેવળ વ્યતિરિક્ત (જુદુ) છે, કલ્પનાથી 'પર' (આઘે) છે, માટે જેની પ્રાપ્ત કરવાની દૃઢ મતિ થઈ છે, તેણે પોતે કંઈ જ જાણતો નથી એવો દૃઢ નિશ્ચયવાળો પ્રથમ વિચાર કરવો, અને પછી 'સત્'ની પ્રાપ્તિ માટે જ્ઞાનીને શરણે જવું, તો જરૂર માર્ગની પ્રાપ્તિ થાય

આ જે વચનો લખ્યા છે, તે સર્વ મુમુક્ષુને પરમ બંધવરૂપ છે, પરમ રક્ષકરૂપ છે, અને એને સમ્યક્ પ્રકારે વિચાર્યેથી પરમપદને આપે એવાં છે, એમા નિર્ગ્રંથ પ્રવચનની સમસ્ત દ્વાદશાંગી, ષટ્દર્શનનુ સર્વોત્તમ તત્ત્વ અને જ્ઞાનીના બોધનુ બીજ સંક્ષેપે કહ્યુ છે, માટે ફરી ફરીને તેને સંભારજો, વિચારજો, સમજજો, સમજવા પ્રયત્ન કરજો, એને બાધ કરે એવા બીજા પ્રકારોમા ઉદાસીન રહેજો, એમા જ વૃત્તિનો લય કરજો એ તમને અને કોઈ પણ મુમુક્ષુને ગુપ્ત રીતે કહેવાનો અમારો મંત્ર છે, એમા 'સત્' જ કહ્યુ છે, એ સમજવા માટે ઘણો જ વખત ગાળજો

---

[૧૮૩] **૨૧૨** મુંબઈ, માહ વદ, ૧૯૪૭

## સતને નમોનમ.

વાછા–ઇચ્છાના અર્થ તરીકે 'કામ' શબ્દ વપરાય છે, તેમ જ પંચેંદ્રિય વિષયના અર્થ તરીકે પણ વપરાય છે

'અનન્ય' એટલે જેના જેવો બીજો નહી, સર્વોત્કૃષ્ટ અનન્ય ભક્તિભાવ એટલે જેના જેવો બીજો નહીં એવો ભક્તિપૂર્વક ઉત્કૃષ્ટ ભાવ

મુમુક્ષુ વૈ૦ યોગમાર્ગના સારા પરિચયી છે, એમ જાણુ છુ, સદ્વૃત્તિવાળા જોગ્ય જીવ છે જે 'પદ'નો તમે સાક્ષાત્કાર પૂછ્યો, તે તેમને હજુ થયો નથી

પૂર્વકાળમા ઉત્તર દિશામા વિચરવા વિષેનું તેમના મુખથી શ્રવણ કર્યું તો તે વિષે હાલ તો કંઈ લખી શકાય તેમ નથી જોકે તેમણે તમને મિથ્યા કહ્યુ નથી, એટલુ જણાવી શકુ છુ.

જેના વચનબળે જીવ નિર્વાણમાર્ગને પામે છે, એવી સજીવન મૂર્તિનો પૂર્વકાળમા જીવને જોગ ઘણી વાર થઈ ગયો છે, પણ તેનુ ઓળખાણ થયું નથી, જીવે ઓળખાણ કરવા પ્રયત્ન ક્વચિત્ કર્યું પણ હશે, તથાપિ જીવને વિષે ગ્રહી રાખેલી સિદ્ધિયોગાદિ, રિદ્ધિયોગાદિ અને બીજી તેવી કામનાઓથી પોતાની દૃષ્ટિ મલિન હતી, દૃષ્ટિ જો મલિન હોય તો તેવી સતમૂર્તિ પ્રત્યે પણ બાહ્ય લક્ષ રહે છે, જેથી ઓળખાણ પડતુ નથી, અને જ્યારે ઓળખાણ પડે છે, ત્યારે જીવને કોઈ અપૂર્વ સ્નેહ આવે છે, તે એવો કે તે મૂર્તિના વિયોગે ઘડી એક આયુષ્ય ભોગવવુ તે પણ તેને વિટંબના લાગે છે, અર્થાત તેના વિયોગે તે ઉદાસીનભાવે તેમાં જ વૃત્તિ રાખીને જીવે છે, બીજા પદાર્થોના સંયોગ અને મૃત્યુ એ બન્ને એને સમાન થઈ ગયા હોય છે આવી દશા જ્યારે આવે છે, ત્યારે જીવને માર્ગ બહુ નિકટ હોય છે એમ જાણવુ એવી દશા આવવામા માયાની સંગતિ બહુ વિટંબનામય છે, પણ એ જ દશા આણવી એવો જેનો નિશ્ચય દૃઢ છે તેને ઘણુ કરીને થોડા વખતમા તે દશા પ્રાપ્ત થાય છે

તમે બધાએ હાલ તો એક પ્રકારનુ અમને બંધન કરવા માડયુ છે, તે માટે અમારે શુ કરવુ તે કાંઈ સૂઝતુ નથી 'સજીવન મૂર્તિ'થી માર્ગ મળે એવો ઉપદેશ કરતા પોતે પોતાને બંધન કર્યું છે, કે જે ઉપદેશનો લક્ષ તમે અમારા ઉપર જ માડયો અમે તો સજીવન મૂર્તિના દાસ છીએ, ચરણરજ છીએ અમારી એવી અલૌકિક દશા પણ ક્યા છે? કે જે દશામા કેવળ અસંગતા જ વર્તે [illegible] ઉપાધિયોગ તો તમે પ્રત્યક્ષ દેખો તેવો છે

આ બે છેલ્લી વાત તો તમારા બધાને માટે મે લખી છે, અમને હવે ઓછુ બધન થાય તેમ કરવા બધાને વિનંતી છે બીજુ એક એ જણાવવાનું છે કે તમે અમારે માટે કઈ હવે કોઈને કહેશો નહી ઉદયકાળ તમે જાણો છો.

---

[૧૮૪] ૨૧૩ મુંબઈ, ફાગણ સુદ ૪, શનિ, ૧૯૪૭

## પુરાણપુરુષને નમોનમઃ

આ લોક ત્રિવિધ તાપથી આકુળવ્યાકુળ છે ઝાઝવાના પાણીને લેવા દોડી તૃષા છિપાવવા ઇચ્છે છે, એવો દીન છે અજ્ઞાનને લીધે સ્વરૂપનુ વિસ્મરણ થઈ જવાથી ભયકર પરિભ્રમણ તેને પ્રાપ્ત થયુ છે સમયે સમયે અતુલ ખેદ, જ્વરાદિક રોગ, મરણાદિક ભય, વિયોગાદિક દુ:ખને તે અનુભવે છે, એવી અશરણતાવાળા આ જગતને એક સત્પુરુષ જ શરણ છે, સત્પુરુષની વાણી વિના કોઈએ તાપ અને તૃષા છેદી શકે નહી એમ નિશ્ચય છે માટે ફરી ફરી તે સત્પુરુષના ચરણનુ અમે ધ્યાન કરીએ છીએ

સસાર કેવળ અશાતામય છે કોઈ પણ પ્રાણીને અલ્પ પણ શાતા છે, તે પણ સત્પુરુષનો જ અનુગ્રહ છે, કોઈ પણ પ્રકારના પુણ્ય વિના શાતાની પ્રાપ્તિ નથી, અને એ પુણ્ય પણ સત્પુરુષના ઉપદેશ વિના કોઈએ જાણ્યું નથી, ઘણે કાળે ઉપદેશેલુ તે પુણ્ય રૂઢિને આધીન થઈ પ્રવર્તે છે, તેથી જાણે તે ગ્રથાદિકથી પ્રાપ્ત થયેલુ લાગે છે, પણ એનુ મૂળ એક સત્પુરુષ જ છે, માટે અમે એમ જ જાણીએ છીએ કે એક અશ શાતાથી કરીને પૂર્ણકામતા સુધીની સર્વ સમાધિ તેનુ સત્પુરુષ જ કારણ છે, આટલી બધી સમર્થતા છતા જેને કઈ પણ સ્પૃહા નથી, ઉન્મત્તતા નથી, પોતાપણુ નથી, ગર્વ નથી, ગારવ નથી, એવા આશ્ચર્યની પ્રતિમારૂપ સત્પુરુષને અમે ફરી ફરી નામરૂપે સ્મરીએ છીએ

ત્રિલોકના નાથ વશ થયા છે જેને એવા છતા પણ એવી કોઈ અટપટી દશાથી વર્તે છે કે જેનુ સામાન્ય મનુષ્યને ઓળખાણ થવુ દુર્લભ છે, એવા સત્પુરુષને અમે ફરીફરી સ્તવીએ છીએ

એક સમય પણ કેવળ અસગપણાથી રહેવુ એ ત્રિલોકને વશ કરવા કરતા પણ વિકટ કાર્ય છે, તેવા અસગપણાથી ત્રિકાળ જે રહ્યા છે, એવા સત્પુરુષના અતકરણ, તે જોઈ અમે પરમાશ્ચર્ય પામી નમીએ છીએ.

હે પરમાત્મા ! અમે તો એમ જ માનીએ છીએ કે આ કાળમા પણ જીવનો મોક્ષ હોય તેમ છતા જૈન ગ્રથોમા ક્વચિત્ પ્રતિપાદન થયું છે તે પ્રમાણે આ કાળે મોક્ષ ન હોય, તો આ ક્ષેત્રે એ પ્રતિપાદન તુ રાખ, અને અમને મોક્ષ આપવા કરતા સત્પુરુષના જ ચરણનું ધ્યાન કરીએ અને તેની સમીપ જ રહીએ એવો યોગ આપ

હે પુરુષપુરાણ ! અમે તારામા અને સત્પુરુષમા કઈ ભેદ હોય એમ સમજતા નથી, તારા કરતા અમને તો સત્પુરુષ જ વિશેષ લાગે છે, કારણ કે તુ પણ તેને આધીન જ રહ્યો છે, અને અમે સત્-પુરુષને ઓળખ્યા વિના તને ઓળખી શકયા નહી, એ જ તારુ દુર્ઘટપણુ અમને સત્પુરુષ પ્રત્યે પ્રેમ ઉપજાવે છે કારણ કે તુ વશ છતા પણ તેઓ ઉન્મત્ત નથી, અને તારાથી પણ સરળ છે, માટે હવે તું કહે તેમ કરીએ ?

હે નાથ ! તારે ખોટુ ન લગાડવુ કે અમે તારા કરતા પણ સત્પુરુષને વિશેષ સ્તવીએ છીએ, જગત આખુ તને સ્તવે છે, તો પછી અમે એક તારા સામા બેઠા રહીશુ તેમાં તેમને કયા સ્તવનની આકાક્ષા છે, અને કયા તને ન્યૂનપણું પણ છે ?

જ્ઞાની પુરુષો ત્રિકાળની વાત જાણતા છતા પ્રગટ કરતા નથી, એમ આપે પૂછયુ, તે સબધમાં

મહાવીરનો એક સમય માત્ર પણ સસારનો ઉપદેશ નથી એના સઘળા પ્રવચનોમા એ જ એ જ પ્રદર્શિત કર્યું છે તેમ તેવુ સ્વાચરણથી સિદ્ધ પણ કરી આપ્યુ છે કચનવર્ણી કાયા, યશોદા જેવી રાણી, અઢળક સામ્રાજ્યલક્ષ્મી અને મહા પ્રતાપી સ્વજન પરિવારનો સમૂહ છતા તેની મોહિનીને ઉતારી દઈ જ્ઞાનદર્શનયોગપરાયણ થઈ એણે જે અદ્ભુતતા દર્શાવી છે તે અનુપમ છે એનુ એ જ રહસ્ય પ્રકાશ કરતા પવિત્ર 'ઉત્તરાધ્યયન સૂત્ર'મા આઠમા અધ્યયનની પહેલી ગાથામા કપિલ કેવળીની સમીપે તત્ત્વાભિલાષીના મુખકમળથી મહાવીર કહેવરાવે છે કે —

अधुवे असासयमि ससारमि दुक्खपउराए,
किं नाम हुज्ज कम्म जेणाहं दुग्गई न गच्छिज्जा.

'અધ્રુવ અને અશાશ્વત સસારમા અનેક પ્રકારના દુ:ખ છે, હુ એવી શુ કરણી કરુ કે જે કરણીથી કરી દુર્ગતિ પ્રતિ ન જાઉં ?' એ ગાથામા એ ભાવથી પ્રશ્ન થતા કપિલમુનિ પછી આગળ ઉપદેશ ચલાવે છે —

'અધુવે અસાસયમિ'— આ મહદ્ તત્ત્વજ્ઞાનપ્રસાદીભૂત વચનો પ્રવૃત્તિમુક્ત યોગીશ્વરના નિરંતર વૈરાગ્યવેગના છે અતિ બુદ્ધિશાળીને સસાર પણ ઉત્તમરૂપે માન્ય ગણે છે છતા, તે બુદ્ધિશાળીઓ તેનો ત્યાગ કરે છે, એ તત્ત્વજ્ઞાનનો સ્તુતિપાત્ર ચમત્કાર છે એ અતિ મેધાવીઓ અંતે પુરુષાર્થની સ્ફુરણા કરી મહાયોગ સાધી આત્માના તિમિરપટને ટાળે છે સસારને શોકાબ્ધિ કહેવાના તત્ત્વજ્ઞાનીઓની ભ્રમણા નથી, પરતુ એ સઘળા તત્ત્વજ્ઞાનીઓ કઈ તત્ત્વજ્ઞાનચદ્રની સોળે કળાએથી પૂર્ણ હોતા નથી, આ જ કારણથી સર્વજ્ઞ મહાવીરના વચન તત્ત્વજ્ઞાનને માટે જે પ્રમાણ આપે છે તે મહદ્ભૂત, સર્વમાન્ય અને કેવળ મગળમય છે મહાવીરની તુલ્ય ઋષભદેવ જેવા જે જે સર્વજ્ઞ તીર્થંકર થયા છે તેમણે નિ:સ્પૃહતાથી ઉપદેશ આપીને જગતહિતૈષિણી પદવી પ્રાપ્ત કરી છે

સસારમા એકાંત અને જે અનત ભરપૂર તાપ છે તે તાપ ત્રણ પ્રકારના છે આધિ, વ્યાધિ અને ઉપાધિ એથી મુક્ત થવા માટે પ્રત્યેક તત્ત્વજ્ઞાનીઓ કહેતા આવ્યા છે સસારત્યાગ, શમ, દમ, દયા, શાન્તિ, ક્ષમા, ધૃતિ, અપ્રભુત્વ, ગુરુજનનો વિનય, વિવેક, નિ:સ્પૃહતા, બ્રહ્મચર્ય સમ્યક્ત્વ અને જ્ઞાન એનુ સેવન કરવુ, ક્રોધ લોભ, માન, માયા, અનુરાગ, અણરાગ, વિષય, હિંસા, શોક, અજ્ઞાન મિથ્યાત્વ એ સઘળાનો ત્યાગ કરવો આમ સર્વ દર્શનોનો સામાન્ય રીતે સાર છે નીચેના બે ચરણમા એ સાર સમાવેશ પામી જાય છે

૧૭ ધર્માધર્મ, દેહાદિક પુનરાવર્તન સિદ્ધ થતાં સત્તરમો દોષ ગયો
૧૮ એ સર્વ વાત સિદ્ધ થતા ત્રિગુણાત્મક માયા અસિદ્ધ થઈ એ અઢારમો દોષ ગયો

## શિક્ષાપાઠ ૯૧ તત્ત્વાવબોધ — ભાગ ૧૦

આપની યોજેલી યોજના હું ધારુ છુ કે આથી સમાધાન પામી હશે આ કઈ યથાર્થ શૈલી ઉતારી નથી, તોપણ એમા કઈ પણ વિનોદ મળી શકે તેમ છે એ ઉપર વિશેષ વિવેચન માટે બહોળો વખત જોઈએ એટલે વધારે કહેતો નથી, પણ એક બે ટૂકી વાત આપને કહેવાની છે તે જો આ સમાધાન યોગ્ય થયુ હોય તો કહુ પછી તેઓ તરફથી મનમાન્યો ઉત્તર મળ્યો, અને એક બે વાત જે કહેવાની હોય તે સહર્ષ કહો એમ તેઓએ કહ્યુ

પછી મે મારી વાત સજીવન કરી લબ્ધિ સબધી કહ્યુ આપ એ લબ્ધિ સબધી શકા કરો કે એને ક્લેશરૂપ કહો તો એ વચનોને અન્યાય મળે છે એમા અતિ અતિ ઉજ્જ્વળ આત્મિક શક્તિ ગુરુગમ્યતા અને વૈરાગ્ય જોઈએ છે, જ્યા સુધી તેમ નથી ત્યાસુધી લબ્ધિ વિષે શકા રહે ખરી, પણ હુ ધારુ છુ કે આ વેળા એ સબધી કહેલા બે બોલ નિરર્થક નહી જાય તે એ કે જેમ આ યોજના નાસ્તિ અસ્તિ પર યોજી જોઈ, તેમ એમા પણ બહુ સૂક્ષ્મ વિચાર કરવાના છે દેહે દેહની પૃથક્ પૃથક્ ઉત્પત્તિ, ચ્યવન, વિશ્રામ, ગર્ભાધાન, પર્યાપ્તિ, ઇંદ્રિય, સત્તા, જ્ઞાન, સંજ્ઞા, આયુષ્ય, વિષય ઇત્યાદિ અનેક કર્મપ્રકૃતિ પ્રત્યેક ભેદે લેતા જે વિચારો એ લબ્ધિથી નીકળે તે અપૂર્વ છે જ્યા સુધી લક્ષ પહોચે ત્યા સુધી સઘળા વિચાર કરે છે પરતુ દ્રવ્યાર્થિક, ભાવાર્થિક નયે આખી સૃષ્ટિનુ જ્ઞાન એ ત્રણ શબ્દોમા રહ્યુ છે તેનો વિચાર કોઈ જ કરે છે, તે સદ્ગુરુમુખની પવિત્ર લબ્ધિરૂપે જ્યારે આવે ત્યારે દ્વાદશાગી જ્ઞાન શા માટે ન થાય? જગત એમ કહેતા જેમ મનુષ્ય એક ઘર, એક વાસ, એક ગામ, એક શહેર, એક દેશ, એક ખડ, એક પૃથ્વી એ સઘળુ મૂકી દઈ અસખ્યાત દ્વીપ સમુદ્ર-યુક્તાદિકથી ભરપૂર વસ્તુ એકદમ કેમ સમજી જાય છે? એનુ કારણ માત્ર એટલુ જ કે એ શબ્દની બહોળતાને સમજ્યુ છે, કિવા લક્ષની અમુક બહોળતાને સમજ્યુ છે, જેથી જગત એમ કહેતા એવડો મોટો મર્મ સમજી શકે છે, તેમજ ઋજુ અને સરળ સત્પાત્ર શિષ્યો નિર્ગ્રથ ગુરુથી એ ત્રણ શબ્દોની ગમ્યતા લઈ દ્વાદશાગી જ્ઞાન પામતા હતા અને તે લબ્ધિ અલ્પજ્ઞતાથી વિવેકે જોતા ક્લેશરૂપ પણ નથી

## શિક્ષાપાઠ ૯૨ તત્ત્વાવબોધ — ભાગ ૧૧

એમ જ નવ તત્ત્વ સબધી છે જે મધ્યવયના ક્ષત્રિયપુત્રે જગત અનાદિ છે, એમ બેધડક કહી કર્તાને ઉડાડ્યો હશે, તે પુરુષે શુ કઈ સર્વજ્ઞતાના ગુપ્ત ભેદ વિના કર્યું હશે? તેમ એની નિર્દોષતા વિષે જ્યારે આપ વાચશો ત્યારે નિશ્ચય એવો વિચાર કરશો કે એ પરમેશ્વર હતા. કર્તા નહોતો અને જગત અનાદિ હતુ તો તેમ કહ્યુ, એના અપક્ષપાતી અને કેવળ તત્ત્વમય વિચારો આપે અવશ્ય વિશોધવા યોગ્ય છે જૈન દર્શનના અવર્ણવાદીઓ માત્ર જૈનને નથી જાણતા એટલે અન્યાય આપે છે, તે હુ ધારુ છુ કે મમત્વથી અધોગતિ સેવશે

આ પછી કેટલીક વાતચીત થઈ પ્રસગોપાત્ત એ તત્ત્વ વિચારવાનુ વચન લઈને સહર્ષ હુ ત્યાથી ઊઠ્યો હતો

તત્ત્વાવબોધના સબધમા આ કથન કહેવાયું અનત ભેદથી ભરેલા એ તત્ત્વવિચારો જેટલા

નિર્ગ્રંથના વચનામૃતો માટે કહુ છુ, તેનુ કારણ તે વચનામૃતો તત્ત્વમા પરિપૂર્ણ છે, તે છે જિનેશ્વરોને એવુ કોઈ પણ કારણ નહોતું કે જે નિમિત્તે તેઓ મૃષા કે પક્ષપાતી બોધે, તેમ એઓ અજ્ઞાની ન હતા, કે એથી મૃષા બોધાઈ જવાય આશકા કરશો કે એ અજ્ઞાની નહોતા એ શા ઉપરથી જણાય? તો તેના ઉત્તરમા એઓના પવિત્ર સિદ્ધાતોના રહસ્યને મનન કરવાનુ કહુ છુ, અને એમ જે કરશે તે તો પુન આશકા લેશ પણ નહી કરે જૈનમતપ્રવર્તકોએ મને કઈ ભૂરશી દક્ષણા આપી નથી, તેમ એ મારા કઈ કુટુબપરિવારી પણ નથી કે એ માટે પક્ષપાતે હુ કઈ પણ તમને કહુ તેમજ અન્યમતપ્રવર્તકો પ્રતિ મારે કઈ વૈરબુદ્ધિ નથી કે મિથ્યા એનુ ખડન કરુ બન્નેમા હુ તો મદમતિ મધ્યસ્થરૂપ છુ બહુ બહુ મનનથી અને મારી મતિ જ્યા સુધી પહોચી ત્યા સુધીના વિચારથી હુ વિનયથી એમ કહુ છુ કે, પ્રિય ભવ્યો! જૈન જેવુ એકકે પૂર્ણ અને પવિત્ર દર્શન નથી, વીતરાગ જેવો એકકે દેવ નથી, તરીને અનત દુ ખથી પાર પામવુ હોય તો એ સર્વજ્ઞ દર્શનરૂપ કલ્પવૃક્ષને સેવો

## શિક્ષાપાઠ ૯૫. તત્ત્વાવબોધ — ભાગ ૧૪

જૈન એ એટલી બધી સૂક્ષ્મ વિચારસકળનાથી ભરેલુ દર્શન છે કે જેમા પ્રવેશ કરતા પણ બહુ વખત જોઈએ ઉપર ઉપરથી કે કોઈ પ્રતિપક્ષીના કહેવાથી અમુક વસ્તુ સબધી અભિપ્રાય બાધવો કે આપવો એ વિવેકીનુ કર્તવ્ય નથી એક તળાવ સપૂર્ણ ભર્યું હોય, તેનુ જળ ઉપરથી સમાન લાગે છે, પણ જેમ જેમ આગળ ચાલીએ છીએ તેમ તેમ વધારે વધારે ઊડાપણુ આવતુ જાય છે, છતા ઉપર તો જળ સપાટ જ રહે છે, તેમ જગતના સઘળા ધર્મમતો એક તળાવરૂપ છે તેને ઉપરથી સામાન્ય સપાટી જોઈને સરખા કહી દેવા એ ઉચિત નથી એમ કહેનારા તત્ત્વને પામેલા પણ નથી જૈનના એકેકા પવિત્ર સિદ્ધાત પર વિચાર કરતા આયુષ્ય પૂર્ણ થાય, તોપણ પાર પામીએ નહી તેમ રહ્યુ છે. બાકીના સઘળા ધર્મમતોના વિચાર જિનપ્રણીત વચનામૃતસિધુ આગળ એક બિદુરૂપ પણ નથી જૈન જેણે જાણ્યો અને સેવ્યો તે કેવળ નિરાગી અને સર્વજ્ઞ થઈ જાય છે એના પ્રવર્તકો કેવા પવિત્ર પુરુષો હતા! એના સિદ્ધાતો કેવા અખડ સપૂર્ણ અને દયામય છે? એમા દૂષણ કાઈ જ નથી કેવળ નિર્દોષ તો માત્ર જેનુ દર્શન છે એવો એકકે પારમાર્થિક વિષય નથી કે જે જૈનમા નહીં હોય અને એવુ એકકે તત્ત્વ નથી કે જે જૈનમા નથી એક વિષયને અનત ભેદે પરિપૂર્ણ કહેનાર તે જૈનદર્શન છે પ્રયોજનભૂતતત્ત્વ એના જેવુ ક્યાય નથી એક દેહમા બે આત્મા નથી, તેમ આખી સૃષ્ટિમા બે જૈન એટલે જૈનની તુલ્ય એકકે દર્શન નથી આમ કહેવાનુ કારણ શુ? તો માત્ર તેની પરિપૂર્ણતા, નિરાગિતા, સત્યતા અને જગતહિતસ્વિતા

## શિક્ષાપાઠ ૯૬ તત્ત્વાવબોધ — ભાગ ૧૫

ન્યાયપૂર્વક આટલુ મારે પણ માન્ય રાખવુ જોઈએ કે જ્યારે એક દર્શનને પરિપૂર્ણ કહી વાત સિદ્ધ કરવી હોય ત્યારે પ્રતિપક્ષની મધ્યસ્થબુદ્ધિથી અપૂર્ણતા દર્શાવવી જોઈએ અને એ બે વાત પર વિવેચન કરવા જેટલી અહી જગ્યો નથી, તોપણ થોડુ થોડુ કહેતો આવ્યો છુ મુખ્યત્વે જે વાત છે તે આ છે કે એ મારી વાત જેને રુચિકર થતી ન હોય કે અસભવિત લાગતી હોય તેણે જૈનતત્ત્વવિજ્ઞાની શાસ્ત્રો અને અન્ય તત્ત્વવિજ્ઞાની શાસ્ત્રો મધ્યસ્થબુદ્ધિથી મનન કરી ન્યાયને કાટે તોલન કરવુ એ ઉપરથી અવશ્ય એટલુ મહાવાક્ય નીકળશે, કે જે આગળ નગારા પર દાડી ઠોકીને કહેવાયું હતુ તે ખરુ હતુ

૫૧ અન્યને મોહની ઉપજાવે એવો દેખાવ કરુ નહીં
૫૨ ધર્માનુરક્ત દર્શનથી વિચરુ
૫૩ સર્વ પ્રાણીમા સમભાવ રાખુ
૫૪ ક્રોધી વચન ભાખુ નહીં.
૫૫ પાપી વચન ભાખુ નહીં.
૫૬ અસત્ય આજ્ઞા ભાખુ નહીં
૫૭ અપથ્ય પ્રતિજ્ઞા આપુ નહીં
૫૮ સૃષ્ટિસૌદર્યમા મોહ રાખું નહીં
૫૯ સુખ દુ ખપર સમભાવ કરું.
૬૦ રાત્રિભોજન કરુ નહીં.
૬૧ જેમાંથી નશો, તે સેવું નહીં
૬૨ પ્રાણીને દુ ખ થાય એવુ મૃષા ભાખુ નહીં.
૬૩ અતિથિનું સન્માન કરુ
૬૪ પરમાત્માની ભક્તિ કરુ
૬૫ પ્રત્યેક સ્વયબુધને ભગવાન માનું
૬૬ તેને દિન પ્રતિ પૂજુ
૬૭ વિદ્વાનોને સન્માન આપુ
૬૮ વિદ્વાનોથી માયા કરુ નહીં
૬૯ માયાવીને વિદ્વાન કહું નહીં
૭૦ કોઈ દર્શનને નિન્દુ નહીં
૭૧ અધર્મની સ્તુતિ કરુ નહીં
૭૨ એકપક્ષી મતભેદ બાધુ નહીં
૭૩ અજ્ઞાન પક્ષને આરાધુ નહીં
૭૪ આત્મપ્રશસા ઈચ્છુ નહીં
૭૫ પ્રમાદ કોઈ કૃત્યમા કરુ નહીં
૭૬ માસાદિક આહાર કરુ નહી
૭૭ તૃષ્ણાને શમાવુ
૭૮ તાપથી મુક્ત થવુ એ મનોજ્ઞતા માનું
૭૯ તે મનોરથ પાર પાડવા પરાયણ થવુ
૮૦ યોગવડે હૃદયને શુકલ કરવુ
૮૧ અસત્ય પ્રમાણથી વાતપૂર્તિ કરું નહીં
૮૨ અસભવિત કલ્પના કરુ નહીં
૮૩ લોક અહિત પ્રણીત કરુ નહીં
૮૪ જ્ઞાનીની નિંદા કરુ નહીં
૮૫ વૈરીના ગુણની પણ સ્તુતિ કરુ
૮૬ વૈરભાવ કોઈથી રાખુ નહીં
૮૭ માતા પિતાને મુક્તિવાટે ચઢાવુ
૮૮ રૂડી વાટે તેમનો બદલો આપુ

## શિક્ષાપાઠ ૯૮ તત્ત્વાવબોધ—ભાગ ૧૭

જે ન્યાયથી જય મેળવી શકતો નથી તે પછી ગાળો ભાંડે છે, તેમ પવિત્ર જૈનના અખંડ તત્ત્વસિદ્ધાંતો શંકરાચાર્ય, દયાનંદ સંન્યાસી વગેરે જ્યારે તોડી ન શક્યા ત્યારે પછી 'જૈન નાસ્તિક હૈ, સો ચાર્વાકમેંસે ઉત્પન્ન હુઆ હૈ' એમ કહેવા માંડ્યું પણ એ સ્થળે કોઈ પ્રશ્ન કરે કે, મહારાજ! એ વિવેચન તમે પછી કરો એવા શબ્દો કહેવામાં કંઈ વખત, વિવેક કે જ્ઞાન જોઈતું નથી, પણ આનો ઉત્તર આપો કે જૈન વેદથી કઈ વસ્તુમાં ઊતરતો છે, એનું જ્ઞાન, એનો બોધ, એનું રહસ્ય અને એનું સત્શીલ કેવું છે તે એક વાર કહો! આપના વેદવિચારો કઈ બાબતમાં જૈનથી ચડે છે? આમ જ્યારે મર્મસ્થાન પર આવે ત્યારે મૌનતા સિવાય તેઓ પાસે બીજું કંઈ સાધન રહે નહીં! જે સત્પુરુષોના વચનામૃત અને યોગબળથી આ સૃષ્ટિમાં સત્ય, દયા, તત્ત્વજ્ઞાન અને મહાશીલ ઉદય પામે છે, તે પુરુષો કરતાં જે પુરુષો શૃંગારમાં રાચ્યા પડ્યા છે, સામાન્ય તત્ત્વજ્ઞાનને પણ નથી જાણતા, જેનો આચાર પણ પૂર્ણ નથી તેને ચઢતા કહેવા, પરમેશ્વરને નામે સ્થાપવા અને સત્યસ્વરૂપની અવર્ણ ભાષા બોલવી, પરમાત્મસ્વરૂપ પામેલાને નાસ્તિક કહેવા, એ એમની કેટલી બધી કર્મની બહોળતાનું સૂચવન કરે છે! પરંતુ જગત મોહાંધ છે, મતભેદ છે ત્યાં અંધારું છે, મમત્વ કે રાગ છે ત્યાં સત્યતત્ત્વ નથી એ વાત આપણે શા માટે ન વિચારવી!

હું એક મુખ્ય વાત તમને કહું છું કે જે મમત્વરહિતની અને ન્યાયની છે તે એ છે કે ગમે તે દર્શનને તમે માનો ગમે તો પછી તમારી દૃષ્ટિમાં આવે તેમ જૈનને કહો, સર્વ દર્શનના શાસ્ત્રતત્ત્વને જુઓ, તેમ જૈનતત્ત્વને પણ જુઓ સ્વતંત્ર આત્મિકશક્તિએ જે યોગ્ય લાગે તે અંગીકાર કરો મારું કે બીજા ગમે તેનું ભલે એકદમ તમે માન્ય ન કરો પણ તત્ત્વને વિચારો

---

## શિક્ષાપાઠ ૯૯ સમાજની અગત્ય

આંગ્લભૌમિઓ સંસાર સંબંધી અનેક કલાકૌશલ્યમાં શાથી વિજય પામ્યા છે? એ વિચાર કરતાં આપણને તત્કાલ જણાશે કે તેઓનો બહુ ઉત્સાહ અને એ ઉત્સાહમાં અનેકનું મળવું કળા-કૌશલ્યના એ ઉત્સાહી કામમાં એ અનેક પુરુષોની ઊભી થયેલી સભા કે સમાજે પરિણામ શું મેળવ્યું? તો ઉત્તરમાં એમ આવશે કે લક્ષ્મી, કીર્તિ અને અધિકાર એ એમના ઉદાહરણ ઉપરથી એ જાતિના કળાકૌશલ્યો શોધવાનો હું અહીં બોધ કરતો નથી, પરંતુ સર્વજ્ઞ ભગવાનનું કહેલું ગુપ્ત તત્ત્વ પ્રમાદસ્થિતિમાં આવી પડ્યું છે, તેને પ્રકાશિત કરવા તથા પૂર્વાચાર્યોના ગૂંથેલા મહાન શાસ્ત્રો એકત્ર કરવા, પડેલા ગચ્છના મતમતાંતરને ટાળવા તેમજ ધર્મવિદ્યાને પ્રફુલ્લિત કરવા એક મહાન સમાજ સદાચરણી શ્રીમંત અને ધીમંત બન્નેએ મળીને સ્થાપન કરવાની અવશ્ય છે એમ દર્શાવું છું પવિત્ર સ્યાદ્વાદમતનું ઢંકાયલું તત્ત્વ પ્રસિદ્ધિમાં આણવા જ્યાં સુધી પ્રયોજન નથી, ત્યાં સુધી શાસનની ઉન્નતિ પણ નથી લક્ષ્મી, કીર્તિ અને અધિકાર સંસારી કળાકૌશલ્યથી મળે છે, પરંતુ આ ધર્મકળાકૌશલ્યથી તો સર્વ સિદ્ધિ સાંપડશે મહાન સમાજના અંતર્ગત ઉપસમાજ સ્થાપવા મતમતાંતર તજી, વાડામાં બેસી રહેવા કરતાં એમ કરવું ઉચિત છે હું ઇચ્છું છું કે તે કૃત્યની સિદ્ધિ થઈ જૈનાંતર્ગચ્છ મતભેદ ટળો, સત્ય વસ્તુ ઉપર મનુષ્યમંડળનું લક્ષ આવો, અને મમત્વ જાઓ!

---

## શિક્ષાપાઠ ૧૦૦ મનોનિગ્રહનાં વિઘ્ન

વારંવાર જે બોધ કરવામાં આવ્યો છે તેમાંથી મુખ્ય તાત્પર્ય નીકળે છે તે એ છે કે આત્માને તારો અને તારવા માટે તત્ત્વજ્ઞાનનો પ્રકાશ કરો તથા સત્શીલને સેવો એ પ્રાપ્ત કરવા જે જે માર્ગ

૧૨૭ રસેંદ્રિયની વૃદ્ધિ કરું નહીં
૧૨૮ રોગ વગર ઔષધનુ સેવન કરુ નહીં
૧૨૯ વિષયનું ઔષધ ખાઉ નહી.
૧૩૦ ખોટી ઉદારતા સેવુ નહીં
૧૩૧ કૃપણ થાઉ નહી
૧૩૨ આજીવિકા સિવાય કોઈમાં માયા કરુ નહીં
૧૩૩ આજીવિકા માટે ધર્મ બોધુ નહીં
૧૩૪ વખતનો અનુપયોગ કરુ નહી
૧૩૫ નિયમ વગર કૃત સેવુ નહી
૧૩૬ પ્રતિજ્ઞા વ્રત તોડુ નહી.
૧૩૭ સત્ય વસ્તુનુ ખંડન કરુ નહીં.
૧૩૮ તત્ત્વજ્ઞાનમા શંકિત થાઉ નહી
૧૩૯ તત્ત્વ આરાધતા લોકનિંદાથી ડરુ નહીં.
૧૪૦ તત્ત્વ આપતા માયા કરુ નહીં
૧૪૧ સ્વાર્થને ધર્મ ભાખુ નહી
૧૪૨ ચારે વર્ગને મંડન કરુ.
૧૪૩ ધર્મ વડે સ્વાર્થ પેદા કરુ નહી
૧૪૪ ધર્મ વડે અર્થ પેદા કરુ
૧૪૫ જડતા જોઈને આક્રોશ પામુ નહીં
૧૪૬ ખેદની સ્મૃતિ આણુ નહીં
૧૪૭ મિથ્યાત્વને વિસર્જન કરુ
૧૪૮ અસત્યને સત્ય કહું નહી
૧૪૯ શૃંગારને ઉત્તેજન આપુ નહીં
૧૫૦ હિંસા વડે સ્વાર્થ ચાહું નહીં
૧૫૧ સૃષ્ટિનો ખેદ વધારુ નહીં
૧૫૨ ખોટી મોહિની પેદા કરુ નહીં.
૧૫૩ વિદ્યા વિના મૂર્ખ રહુ નહીં
૧૫૪ વિનયને આરાધી રહું
૧૫૫ માયાવિનયનો ત્યાગ કરુ
૧૫૬ અદત્તા દાન લઉ નહીં
૧૫૭ ક્લેશ કરુ નહીં
૧૫૮ દત્તા અનીતિ લઉ નહી
૧૫૯ દુખી કરીને ધન લઉ નહીં
૧૬૦ ખોટા તોલ તોળુ નહીં
૧૬૧ ખોટી સાક્ષી પૂરુ નહીં
૧૬૨ ખોટા સોગન ખાઉ નહીં
૧૬૩ હાસી કરુ નહીં
૧૬૪ સમભાવથી મૃત્યુને જોઉ

પ્ર૦ — જીવ રૂપી કે અરૂપી ?

ઉ૦ — રૂપી પણ ખરો અને અરૂપી પણ ખરો

પ્ર૦ — રૂપી કયા ન્યાયથી અને અરૂપી કયા ન્યાયથી તે કહો

ઉ૦ — દેહ નિમિત્તે રૂપી અને સ્વ સ્વરૂપે અરૂપી

પ્ર૦ — દેહ નિમિત્ત શાથી છે ?

ઉ૦ — સ્વકર્મના વિપાકથી

પ્ર૦ — કર્મની મુખ્ય પ્રકૃતિઓ કેટલી છે ?

ઉ૦ — આઠ

પ્ર૦ — કઈ કઈ ?

ઉ૦ — જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, નામ, ગોત્ર, આયુષ્ય અને અંતરાય

પ્ર૦ — એ આઠે કર્મની સામાન્ય સમજ કહો

ઉ૦ — જ્ઞાનાવરણીય એટલે આત્માની જ્ઞાન સંબંધીની જે અનંત શક્તિ છે તેને આચ્છાદન કરે તે દર્શનાવરણીય એટલે આત્માની જે અનંત દર્શનશક્તિ છે તેને આચ્છાદન કરે તે વેદનીય એટલે દેહનિમિત્તે શાતા, અશાતા બે પ્રકારના વેદનીય કર્મથી અવ્યાબાધ સુખરૂપ આત્માની શક્તિ જેનાથી રોકાઈ રહે તે મોહનીય કર્મથી આત્મચારિત્રરૂપ શક્તિ રોકાઈ રહી છે નામકર્મથી અમૂર્તિ-રૂપ દિવ્ય શક્તિ રોકાઈ રહી છે ગોત્રકર્મથી અટલ અવગાહનારૂપ આત્મશક્તિ રોકાઈ રહી છે આયુકર્મથી અક્ષય સ્થિતિ ગુણ રોકાઈ રહ્યો છે અંતરાય કર્મથી અનંત દાન, લાભ, વીર્ય, ભોગ, ઉપભોગ-શક્તિ રોકાઈ રહી છે

---

## શિક્ષાપાઠ ૧૦૩. વિવિધ પ્રશ્નો — ભાગ ૨

પ્ર૦ — એ કર્મો ટળવાથી આત્મા કયાં જાય છે ?

ઉ૦ — અનંત અને શાશ્વત મોક્ષમાં

પ્ર૦ — આ આત્માનો મોક્ષ કોઈ વાર થયો છે ?

ઉ૦ — ના

પ્ર૦ — કારણ ?

ઉ૦ — મોક્ષ થયેલો આત્મા કર્મમલરહિત છે એથી પુનર્જન્મ એને નથી

પ્ર૦ — કેવલીનાં લક્ષણ શું ?

ઉ૦ — ચાર ઘનઘાતી કર્મનો ક્ષય અને ચાર કર્મને પાતળાં પાડી જે પુરુષ ત્રયોદશ ગુણ-સ્થાનકવર્તી વિહાર કરે છે

પ્ર૦ — ગુણસ્થાનક કેટલાં ?

ઉ૦ — ચૌદ

પ્ર૦ — તેનાં નામ કહો

ઉ૦ —

૧ મિથ્યાત્વ ગુણસ્થાનક
૨ સાસ્વાદન ગુણસ્થાનક
૩ મિશ્ર ગુણસ્થાનક
૪ અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક
૫ દેશવિરતિ ગુણસ્થાનક
૬ પ્રમત્તસંયત ગુણસ્થાનક
૭ અપ્રમત્તસંયત ગુણસ્થાનક
૮ અપૂર્વકરણ ગુણસ્થાનક
૯ અનિવૃત્તિબાદર ગુણસ્થાનક
૧૦ સૂક્ષ્મસાંપરાય ગુણસ્થાનક

૨૦૩ તત્ત્વથી કંટાળુ નહીં
૨૦૪ વિધવા છું તારા ધર્મને અંગીકૃત કરુ (વિધવા ઇચ્છા કરે છે)
૨૦૫ સુવાસીસાજ સજુ નહીં
૨૦૬ ધર્મકથા કરુ.
૨૦૭ નવરી રહું નહીં
૨૦૮ તુચ્છ વિચાર પર જઉ નહીં
૨૦૯ સુખની અદેખાઈ કરુ નહી
૨૧૦ સંસારને અનિત્ય માનુ
૨૧૧ શુદ્ધ બ્રહ્મચર્યનુ સેવન કરુ
૨૧૨ પરઘેર જઉ નહી
૨૧૩ કોઈ પુરુષ સાથે વાત કરુ નહીં
૨૧૪ ચંચળતાથી ચાલુ નહી
૨૧૫ તાળી દઈ વાત કરુ નહી.
૨૧૬ પુરુષ લક્ષણ રાખુ નહીં
૨૧૭ કોઈના કહ્યાથી રોષ આણું નહીં
૨૧૮ ત્રિદંડથી ખેદ માનું નહી
૨૧૯ મોહદૃષ્ટિથી વસ્તુ નીરખુ નહીં
૨૨૦ હૃદયથી બીજુ રૂપ રાખુ નહીં
૨૨૧ સૈન્યની શુદ્ધ ભક્તિ કરું (સામાન્ય)
૨૨૨ નીતિથી ચાલુ
૨૨૩ તારી આજ્ઞા તોડુ નહી
૨૨૪ અવિનય કરુ નહી
૨૨૫ ગળ્યા વિના દૂધ પીઉ નહી
૨૨૬ તે ત્યાગ ઠરાવેલી વસ્તુ ઉપયોગમા લઉ નહી
૨૨૭ પાપથી જય કરી આનંદ માનુ નહીં
૨૨૮ ગાયનમા વધારે અનુરક્ત થઉ નહી
૨૨૯ નિયમ તોડે તે વસ્તુ ખાઉ નહી
૨૩૦ ગૃહસૌંદર્યની વૃદ્ધિ કરું
૨૩૧ સાગ સ્થાનની ઇચ્છા ન કરું
૨૩૨ અશુદ્ધ આહાર જળ ન લઉ (મુનિત્વ ભાવ)
૨૩૩ કેશ લોચન કરુ
૨૩૪ પરિષહ પ્રત્યેક પ્રકારે સહન કરુ
૨૩૫ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરુ
૨૩૬ કંદમૂળનુ ભક્ષણ ન કરુ
૨૩૭ કોઈ વસ્તુ જોઈ ગચુ નહીં
૨૩૮ આજીવિકા માટે ઉપદેશક થઉ નહી (૨)
૨૩૯ ત્યાગ નિયમને તોડું નહીં
૨૪૦ શ્રુતજ્ઞાનની વૃદ્ધિ કરુ

પ્ર૦—કેમ નહીં ?

ઉ૦—એઓના પંચ યામ અને પંચ મહાશીલ અપૂર્ણ છે. મહાવ્રતના પ્રતિભેદ જૈનમાં અતિ સૂક્ષ્મ છે. પેલા બેના સ્થૂળ છે.

પ્ર૦—સૂક્ષ્મતાને માટે દૃષ્ટાંત આપો જોઈએ ?

ઉ૦—દૃષ્ટાંત દેખીતું જ છે. પંચયામીઓ કંદમૂળાદિક અભક્ષ્ય ખાય છે, સુખશય્યામાં પોઢે છે, વિવિધ જાતનાં વાહનો અને પુષ્પોનો ઉપભોગ લે છે, કેવળ શીતળ જળથી વ્યવહાર કરે છે. રાત્રિએ ભોજન લે છે. એમાં થતો અસંખ્યાતા જંતુનો વિનાશ, બ્રહ્મચર્યનો ભંગ એની સૂક્ષ્મતા તેઓના જાણવામાં નથી. તેમ જ માંસાદિક અભક્ષ્ય અને સુખશીલિયા સાધનોથી બૌદ્ધમુનિઓ યુક્ત છે. જૈન મુનિઓ તો કેવળ એથી વિરક્ત જ છે.

---

## શિક્ષાપાઠ ૧૦૬. વિવિધ પ્રશ્નો—ભાગ ૫

પ્ર૦—વેદ અને જૈન દર્શનને પ્રતિપક્ષતા ખરી કે ?

ઉ૦—જૈનને કંઈ અસમંજસભાવે પ્રતિપક્ષતા નથી, પરંતુ સત્યથી અસત્ય પ્રતિપક્ષી ગણાય છે, તેમ જૈન દર્શનથી વેદનો સંબંધ છે.

પ્ર૦—એ બેમાં સત્યરૂપ તમે કોને કહો છો ?

ઉ૦—પવિત્ર જૈન દર્શનને.

પ્ર૦—વેદ દર્શનીઓ વેદને કહે છે તેનું કેમ ?

ઉ૦—એ તો મતભેદ અને જૈનના તિરસ્કાર માટે છે. પરંતુ ન્યાયપૂર્વક બન્નેના મૂળતત્ત્વો આપ જોઈ જજો.

પ્ર૦—આટલું તો મને લાગે છે કે મહાવીરાદિક જિનેશ્વરનું કથન ન્યાયના કાંટા પર છે, પરંતુ જગત્કર્તાની તેઓ ના કહે છે, અને જગત અનાદિ અનંત છે એમ કહે છે તે વિષે કંઈ કંઈ શંકા થાય છે કે આ અસંખ્યાત દ્વીપસમુદ્રયુક્ત જગત વગર બનાવ્યે ક્યાંથી હોય ?

ઉ૦—આપને જ્યાં સુધી આત્માની અનંત શક્તિની લેશ પણ દિવ્ય પ્રસાદી મળી નથી ત્યાં સુધી એમ લાગે છે, પરંતુ તત્ત્વજ્ઞાને એમ નહીં લાગે. 'સમ્મતિતર્ક' ગ્રંથનો આપ અનુભવ કરશો એટલે એ શંકા નીકળી જશે.

પ્ર૦—પરંતુ સમર્થ વિદ્વાનો પોતાની મૃષા વાતને પણ દૃષ્ટાંતાદિકથી સૈદ્ધાંતિક કરી દે છે, એથી એ ત્રુટી શકે નહીં, પણ સત્ય કેમ કહેવાય ?

ઉ૦—પણ આને કંઈ મૃષા કથવાનું પ્રયોજન નહોતું, અને પળભર એમ માનો કે, એમ આપણને શંકા થઈ કે એ કથન મૃષા હશે તો પછી જગત્કર્તાએ એવા પુરુષને જન્મ પણ કાં આપ્યો ? નામબોળક પુત્રને જન્મ આપવા શું પ્રયોજન હતું ? તેમ વળી એ સત્પુરુષો સર્વજ્ઞ હતા, જગત્કર્તા સિદ્ધ હોત તો એમ કહેવાથી તેઓને કંઈ હાનિ નહોતી.

---

## શિક્ષાપાઠ ૧૦૭. જિનેશ્વરની વાણી

મનહર ૭૬

અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી,
અનંત અનંત નય નિક્ષેપે વ્યાખ્યાની છે,

૨૭૯ સમભાવે સર્વ સુખ સંપાદન કરું છું
૨૮૦ માયાથી દૂર રહું છું
૨૮૧ પ્રપંચને ત્યાગું છું
૨૮૨ સર્વ ત્યાગવસ્તુને જાણું છું
૨૮૩ ખોટી પ્રશંસા કરું નહીં (મુ૦ બ્ર૦ ઉ૦ ગૃ૦ સામાન્ય)
૨૮૪ ખોટું આળ આપું નહીં
૨૮૫ ખોટી વસ્તુ પ્રણીત કરું નહીં
૨૮૬ કુટુંબક્લેશ કરું નહીં (ગૃ૦ ઉ૦)
૨૮૭ અભ્યાખ્યાન ધારું નહીં (સા૦)
૨૮૮ પિશુન થઉં નહીં
૨૮૯ અસત્યથી રાચું નહીં (૨)
૨૯૦ ખડખડ હસું નહીં (સ્ત્રી)
૨૯૧ કારણ વિના મો મલકાવું નહીં
૨૯૨ કોઈ વેળા હસું નહીં
૨૯૩ મનના આનંદ કરતા આત્માનંદને ચાહું
૨૯૪ સર્વને યથાતથ્ય માન આપું (ગૃહસ્થ)
૨૯૫ સ્થિતિનો ગર્વ કરું નહીં (ગૃ૦ મુ૦)
૨૯૬ સ્થિતિનો ખેદ કરું નહીં
૨૯૭ ખોટો ઉદ્યમ કરું નહીં
૨૯૮ અનુદ્યમી રહું નહીં
૨૯૯ ખોટી સલાહ આપું નહીં (ગૃ૦)
૩૦૦ પાપી સલાહ આપું નહીં
૩૦૧ ન્યાય વિરુદ્ધ કૃત્ય કરું નહીં (૨–૩)
૩૦૨ ખોટી આશા કોઈને આપું નહીં (ગૃ૦ મુ૦ બ્ર૦ ઉ૦)
૩૦૩ અસત્ય વચન આપું નહીં
૩૦૪ સત્ય વચન ભંગ કરું નહીં
૩૦૫ પાંચ સમિતિને ધારણ કરું (મુ૦)
૩૦૬ અવિનયથી બેસું નહીં
૩૦૭ ખોટા મંડળમાં જઉં નહીં (ગૃ૦ મુ૦)
૩૦૮ વેશ્યા સામી દૃષ્ટિ કરું નહીં
૩૦૯ એના વચન શ્રવણ કરું નહીં
૩૧૦ વાજિંત્ર સાંભળું નહીં
૩૧૧ વિવાહવિધિ પૂછું નહીં
૩૧૨ એને વખાણું નહીં
૩૧૩ મનોરમ્યમાં મોહ માનું નહીં
૩૧૪ કર્માધર્મી કરું નહીં (ગૃ૦)
૩૧૫ સ્વાર્થે કોઈની આજીવિકા તોડું નહીં (ગૃ૦)
૩૧૬ વધબંધનની શિક્ષા કરું નહીં

૩૫૫ ખોટી રીતે ચઢાવુ નહી.
૩૫૬ દિવસે ભોગ ભોગવુ નહી
૩૫૭ દિવસે સ્પર્શ કરુ નહી
૩૫૮ અવભાષાએ બોલાવુ નહીં.
૩૫૯ કોઈનું વ્રત ભગાવુ નહી
૩૬૦ ઝાઝે સ્થળે ભટકુ નહી
૩૬૧ સ્વાર્થ બહાને કોઈનો ત્યાગ મુકાવુ નહી
૩૬૨ ક્રિયાશાળીને નિન્હુ નહી.
૩૬૩ નગ્ન ચિત્ર નિહાળુ નહી
૩૬૪ પ્રતિમાને નિન્દુ નહી
૩૬૫ પ્રતિમાને નીરખુ નહીં
૩૬૬ પ્રતિમાને પૂજુ (કેવળ ગૃહસ્થ સ્થિતિમા)
૩૬૭ પાપથી ધર્મ માનું નહી (સર્વ)
૩૬૮ સત્ય વહેવારને છોડું નહી (સર્વ)
૩૬૯ છળ કરુ નહીં
૩૭૦ નગ્ન સૂઉ નહી
૩૭૧ નગ્ન નહાઉ નહીં
૩૭૨ આછાં લૂગડાં પહેરુ નહી
૩૭૩ ઝાઝા અલકાર પહેરું નહીં
૩૭૪ અમર્યાદાથી ચાલુ નહી
૩૭૫ ઉતાવળે સાદે બોલુ નહીં
૩૭૬ પતિ પર દાબ રાખુ નહી (સ્ત્રી)
૩૭૭ તુચ્છ સભોગ ભોગવવો નહી (ગૃ૦ ઉ૦)
૩૭૮ ખેદમા ભોગ ભોગવવો નહી
૩૭૯ સાયકાળે ભોગ ભોગવવો નહી
૩૮૦ સાયકાળે જમવુ નહી
૩૮૧ અરુણોદયે ભોગ ભોગવવો નહી
૩૮૨ ઊંઘમાથી ઊઠી ભોગ ભોગવવો નહી.
૩૮૩ ઊંઘમાથી ઊઠી જમવુ નહી
૩૮૪ શૌચક્રિયા પહેલા કોઈ ક્રિયા કરવી નહી
૩૮૫ ક્રિયાની કાઈ જરૂર નથી (પરમહંસ)
૩૮૬ ધ્યાન વિના એકાતે રહું નહી (મુ૦ ગૃ૦ બ્ર૦ ઉ૦ ૫૦)
૩૮૭ લઘુશકામા તુચ્છ થાઉ નહી
૩૮૮ દીર્ઘશકામા વખત લગાડુ નહીં.
૩૮૯ ઋતુ ઋતુના શરીરધર્મ આચવુ (ગૃ૦)
૩૯૦ આત્માની જ માત્ર ધર્મકરણી આચવુ (મુ૦)
૩૯૧ અયોગ્ય માગ, બધન કરુ નહી
૩૯૨ આત્મસ્વતત્રતા ખોઉ નહી (મુ૦ ગૃ૦ બ્ર૦)

# વર્ષ ૧૯ મું

## ૧૮

વવાણિયા, મિ ૨ ૬–૧–૮–૧૯૪૨

**મુગટમણિ રવજીભાઈ દેવરાજની પવિત્ર જનાબે,**

વવાણિયા બંદરથી વિ રાયચંદ વિ રવજીભાઈ મહેતાના પ્રેમપૂર્વક પ્રણામ માન્ય કરશોજી અત્રે હું ધર્મ–પ્રભાવ વૃત્તિથી કુશળ છું આપની કુશળતા ચાહું છું આપનો દિવ્ય પ્રેમભાવભૂષિત પત્ર મને મળ્યો, વાચીને અત્યાન દાર્ણવતરંગ રેલાયા છે, દિવ્ય પ્રેમ અવલોકન કરીને પરમ સ્મરણ આપનુ ઊપજ્યુ છે આવા પ્રેમી પત્રો નિરતર મળવા વિજ્ઞાપના છે અને તે સ્વીકૃત કરવી આપને હસ્તગત છે એટલે ચિંતા જેવુ નથી. આપે માગેલા પ્રશ્નોનો ઉત્તર અહી આગળ આપી જવાની રજા લઉં છું

પ્રવેશક — આપનુ લખવુ ઉચિત છે સ્વ સ્વરૂપ ચીતરતા મનુષ્ય ખચકાઈ જાય ખરો પરતુ સ્વ સ્વરૂપમા જ્યારે આત્મસ્તુતિનો કિંચિત્ ભાગ ભળે ત્યારે, નહી તો નહી જ, આમ મારુ મત છે. આત્મસ્તુતિનો સામાન્ય અર્થ પણ આમ થાય છે કે પોતાની જૂઠી આપવડાઈ ચીતરવી અન્યથા આત્મસ્તુતિનુ ઉપનામ પામે છે, પરતુ ખરુ લખાણ તેમ પામતુ નથી, અને જ્યારે ખરુ સ્વરૂપ આત્મ-સ્તુતિ ગણાય તો પછી મહાત્માઓ પ્રખ્યાતિમા આવે જ કેમ? માટે સ્વ સ્વરૂપની સત્યતા કિંચિત્ આપની માગણી ઉપરથી જણાવતા અહીં આગળ મે આચકો ખાધો નથી, અને તે પ્રમાણે કરતા ન્યાયપૂર્વક હું દોષિત પણ થયેલો નથી

૪૩૧ યાચકની હાસી કરું નહીં
૪૩૨ સત્પાત્રે દાન આપું
૪૩૩ દીનની દયા ખાઉં
૪૩૪ દુઃખીની હાસી કરું નહીં
૪૩૫ ક્ષમાપના વગર શયન કરું નહીં
૪૩૬ આળસને ઉત્તેજન આપું નહીં
૪૩૭ સૃષ્ટિક્રમ વિરુદ્ધ કર્મ કરું નહીં
૪૩૮ ગ્રીશય્યાનો ત્યાગ કરું.
૪૩૯ નિવૃત્તિ સાધન એ વિના સઘળું ત્યાગું છું
૪૪૦ મર્મલેખ કરું નહીં
૪૪૧ પર દુ:ખે દાઝું
૪૪૨ અપરાધી પર પણ ક્ષમા કરું
૪૪૩ અયોગ્ય લેખ લખું નહીં
૪૪૪ આશુપ્રજ્ઞનો વિનય જાળવું
૪૪૫ ધર્મકર્તવ્યમાં દ્રવ્ય આપતાં માયા ન કરું
૪૪૬ નગ્ન વીરત્વથી તત્ત્વ જોઉં
૪૪૭ પરમહંસની હાસી કરું નહીં
૪૪૮ આદર્શ જોઉં નહીં
૪૪૯ આદર્શમાં જોઈ હસું નહીં
૪૫૦ પ્રવાહી પદાર્થમાં મોઢું જોઉં નહીં
૪૫૧ છબી પડાવું નહીં
૪૫૨ અયોગ્ય છબી પડાવું નહીં
૪૫૩ અધિકારનો ગેરઉપયોગ કરું નહીં
૪૫૪ ખોટી હા કહું નહીં
૪૫૫ ક્લેશને ઉત્તેજન આપું નહીં
૪૫૬ નિંદા કરું નહીં
૪૫૭ કર્તવ્ય નિયમ ચૂકું નહીં
૪૫૮ દિનચર્યાનો ગેરઉપયોગ કરું નહીં
૪૫૯ ઉત્તમ શક્તિને સાધ્ય કરું
૪૬૦ શક્તિ વગરનું કૃત્ય કરું નહીં
૪૬૧ દેશકાળાદિને ઓળખું
૪૬૨ કૃત્યનું પરિણામ જોઉં
૪૬૩ કોઈનો ઉપકાર ઓળવું નહીં
૪૬૪ મિથ્યા સ્તુતિ કરું નહીં
૪૬૫ ખોટા દેવ સ્થાપું નહીં
૪૬૬ કલ્પિત ધર્મ ચલાવું નહીં
૪૬૭ સૃષ્ટિસ્વભાવને અધર્મ કહું નહીં
૪૬૮ સર્વ શ્રેષ્ઠ તત્ત્વ લોચનદાયક માનું

૬—મારી શી શક્તિ છે? કંઈ જ નથી આપની શક્તિ અદ્ભુત છે આપ મારે માટે આશ્ચર્ય પામો છો, તેમ હું આપને માટે આનંદ પામું છું

આપ કાશીક્ષેત્ર તરફ સરસ્વતી સાધ્ય કરવા પધારનાર છો આમ વાચીને અત્યાનંદમા હું કુશળ થયો છું વારુ! આપ ન્યાય શાસ્ત્ર કયું કહો છો? ગૌતમ મુનિનું કે મનુસ્મૃતિ, હિંદુધર્મ શાસ્ત્ર, મિતાક્ષરા, વ્યવહાર, મયૂખ આદિ પ્રાચીન ન્યાયગ્રંથો કે હમણાનું બ્રિટિશ લૉ પ્રકરણ? આનો ખુલાસો હું નથી સમજ્યો મુનિનું ન્યાયશાસ્ત્ર મુક્તિ પ્રકરણમા જાય તેમ છે બીજા ગ્રંથો ગમ્ય પ્રકરણમા—"બ્રિટિશમા માઠા" જાય છે, ત્રીજા ખાસ બ્રિટિશને જ માટે છે, પરંતુ તે અંગ્રેજી ત્યારે હવે એમાંથી આપે કોને પસંદ કર્યું છે? તે મર્મ ખુલ્લો થવો જોઈએ મુનિશાસ્ત્ર અને પ્રાચીન શાસ્ત્ર સિવાય જો ગણ્યું હોય તો એ અભ્યાસ કાશીનો નથી પરંતુ મેટ્રિક્યુલેશન પસાર થયા પછી મુંબઈ-પૂનાનો છે, બીજા શાસ્ત્રો સમયાનુકૂળ નથી આ આપનો વિચાર જાણ્યા વિના જ વેતર્યું છે પરંતુ વેતરવામા પણ એક કારણ છે શું? તો આપે સાથે અંગ્રેજી વિદ્યાભ્યાસનું લખ્યું છે તે, હું ધારું છું કે એમા કંઈ આપ ભૂલથાપ ખાતા હશો મુંબઈ કરતા કાશી તરફ અંગ્રેજી અભ્યાસ કંઈ ઉત્કૃષ્ટ નથી, જ્યારે ઉત્કૃષ્ટ ન હોય ત્યારે આઘું પગલું ભરવાનો હેતુ બીજો હશે, આપ ચીતરો ત્યારે દર્શિત થાય ત્યા સુધી શંકાગ્રસ્ત છું

૧ મને અભ્યાસ સંબંધી પૂછ્યું છે, તેમા ખુલાસો જે દેવાનો છે, તે ઉપરની કલમની સમજણ ફેર સુધી દઈ શકતો નથી, અને જે ખુલાસો હું આપવાનો છું તે દલીલોથી આપીશ

જ્ઞાનવર્ધક સભાના તંત્રીનો ઉપકાર માનું છું, એઓ આ અનુચરને માટે તસ્દી લે છે તે માટે આ સઘળા ખુલાસા ટૂંકામા પતાવ્યા છે વિશેષ જોઈએ તો માગો

---

૫૦૭ કોઈનો ઘરસંસાર તોડવો નહીં
૫૦૮ અંતરાય નાખવી નહીં
૫૦૯ શુક્લ ધર્મ ખંડવો નહીં.
૫૧૦ નિષ્કામ શીલ આરાધવું
૫૧૧ ત્વરિત ભાષા બોલવી નહીં.
૫૧૨ પાપગ્રંથ ગૂંથુ નહીં
૫૧૩ ક્ષૌર સમય મૌન રહું
૫૧૪ વિષય સમય મૌન રહું
૫૧૫ ક્લેશસમય મૌન રહું
૫૧૬ જળ પીતા મૌન રહું
૫૧૭ જમતા મૌન રહું
૫૧૮ પશુપદ્ધતિ જળપાન કરું નહીં
૫૧૯ કૂદકો મારી જળમાં પડું નહીં
૫૨૦ સ્મશાને વસ્તુમાત્ર ચાખું નહીં
૫૨૧ ઊંધું શયન કરું નહીં
૫૨૨ બે પુરુષે સાથે સૂવું નહીં
૫૨૩ બે સ્ત્રીએ સાથે સૂવું નહીં
૫૨૪ શાસ્ત્રની આશાતના કરું નહીં
૫૨૫ ગુરુઆદિકની તેમ જ
૫૨૬ સ્વાર્થે યોગ, તપ સાધું નહીં
૫૨૭ દેશાટન કરું
૫૨૮ દેશાટન કરું નહીં.
૫૨૯ ચોમાસે સ્થિરતા કરું
૫૩૦ સભામાં પાન ખાઉં નહીં
૫૩૧ સ્વસ્ત્રી સાથે મર્યાદા સિવાય ફરું નહીં
૫૩૨ ભૂલની વિસ્મૃતિ કરવી નહીં
૫૩૩ કળકલાલ, સોનીની દુકાને બેસવું નહીં
૫૩૪ કારીગરને ત્યાં (ગુરુત્વે) જવું નહીં.
૫૩૫ તમાકુ સેવવી નહીં
૫૩૬ સોપારી બે વખત ખાવી
૫૩૭ ગોળ કૂપમાં નાહવા પડું નહીં
૫૩૮ નિરાશ્રિતને આશ્રય આપું
૫૩૯ સમય વિના વ્યવહાર બોલવો નહીં
૫૪૦ પુત્ર લગ્ન કરું
૫૪૧ પુત્રી લગ્ન કરું
૫૪૨ પુનર્લગ્ન કરું નહીં
૫૪૩ પુત્રીને ભણાવ્યા વગર રહું નહીં.
૫૪૪ સ્ત્રી વિદ્યાશાળા શોધું કરું

૫૮૩ સેવક તત્ત્વજ્ઞ રાખુ.
૫૮૪ અજ્ઞાન ક્રિયા તજી દઉ
૫૮૫ જ્ઞાન ક્રિયા સેવવા માટે
૫૮૬ કપટને પણ જાણવુ
૫૮૭ અસૂયા સેવુ નહી
૫૮૮ ધર્મ આજ્ઞા સર્વથી શ્રેષ્ઠ માનુ છુ
૫૮૯ સદ્ગતિ ધર્મને જ સેવીશ
૫૯૦ સિદ્ધાંત માનીશ, પ્રણીત કરીશ
૫૯૧ ધર્મ મહાત્માઓને સન્માન દઈશ.
૫૯૨ જ્ઞાન વિના સઘળી યાચનાઓ ત્યાગુ છુ
૫૯૩ ભિક્ષાચરી યાચના સેવુ છુ
૫૯૪ ચતુર્માસે પ્રવાસ કરુ નહીં
૫૯૫ જેની તે ના કહી તે માટે શોધુ કે કારણ માગુ નહીં
૫૯૬ દેહઘાત કરુ નહી
૫૯૭ વ્યાયામાદિ સેવીશ.
૫૯૮ પૌષધાદિક વ્રત સેવુ છુ
૫૯૯ બાંધેલો આશ્રમ સેવુ છુ
૬૦૦ અકરણીય ક્રિયા, જ્ઞાન સાધુ નહી.
૬૦૧ પાપ વ્યવહારના નિયમ બાધુ નહી
૬૦૨ દ્યુતરમણ કરુ નહી.
૬૦૩ રાત્રે ક્ષૌરકર્મ કરાવુ નહી
૬૦૪ ઠાસોઠાસ મોડ તાણુ નહી
૬૦૫ અયોગ્ય જાગૃતિ ભોગવુ નહી
૬૦૬ રસસ્વાદે તનધર્મ મિથ્યા કરુ નહીં
૬૦૭ એકાત શારીરિક ધર્મ આરાધુ નહી.
૬૦૮ અનેક દેવ પૂજુ નહી
૬૦૯ ગુણસ્તવન સર્વોત્તમ ગાઉ
૬૧૦ સદ્ગુણનુ અનુકરણ કરુ
૬૧૧ શૃગારી જ્ઞાતા પ્રભુ માનુ નહી
૬૧૨ સાગર પ્રવાસ કરુ નહી
૬૧૩ આશ્રમ નિયમોને જાણુ
૬૧૪ ક્ષૌરકર્મ નિયમિત રાખવુ
૬૧૫ જલાદિકમા સ્નાન કરવુ નહી
૬૧૬ જળમા ડૂબકી મારવી નહી
૬૧૭ કૃષ્ણાદિ પાપ લેશ્યાનો ત્યાગ કરુ છુ
૬૧૮ સમ્યક્ સમયમા અપધ્યાનનો ત્યાગ કરુ છુ
૬૧૯ નામભક્તિ સેવીશ નહી.
૬૨૦ ઊભા ઊભા પાણી પીઉ નહી.



શ્રીમદ્ રાજચંદ્ર

વર્ષ ૧૯ મુ                                   વિ. સ. ૧૯૪૩

૬૫૯ શુકલ એકાતનુ નિર તર સેવન કરુ છુ
૬૬૦ સર્વ ધાક મેળાપમા જઉ નહી
૬૬૧ ઝાડ તળે રાત્રે શયન કરુ નહી
૬૬૨ કૂવા કાઠે રાત્રે બેસુ નહી
૬૬૩ ઐક્ય નિયમને તોડુ નહી
૬૬૪ તન, મન, ધન, વચન અને આત્મ સમર્પણ કરુ છુ
૬૬૫ મિથ્યા પરદ્રવ્ય ત્યાગુ છુ
૬૬૬ અયોગ્ય શયન ત્યાગુ છુ
૬૬૭ અયોગ્ય દાન ત્યાગુ છુ
૬૬૮ બુદ્ધિની વૃદ્ધિના નિયમો તજુ નહી
૬૬૯ દાસત્વ–પરમ–લાભ ત્યાગુ છુ
૬૭૦ ધર્મ ધૂર્તતા ત્યાગુ છુ
૬૭૧ માયાથી નિવર્તુ છુ
૬૭૨ પાપમુક્ત મનોરથ સ્મૃત કરુ છુ
૬૭૩ વિદ્યાદાન દેતા છલ ત્યાગુ છું
૬૭૪ સ તને સ કટ આપુ નહીં
૬૭૫ અજાણ્યાને રસ્તો બતાવુ.
૬૭૬ બે ભાવ રાખુ નહી
૬૭૭ વસ્તુમાં સેળભેળ કરુ નહી
૬૭૮ જીવહિંસક વ્યાપાર કરુ નહી
૬૭૯ ના કહેલાં અથાણાદિક સેવું નહી
૬૮૦ એક કુળમા કન્યા આપુ નહી, લઉ નહી
૬૮૧ સામા પક્ષના સગા સ્વધર્મી જ ખોળીશ
૬૮૨ ધર્મકર્તવ્યમા ઉત્સાહાદિનો ઉપયોગ કરીશ
૬૮૩ આજીવિકાઅર્થે સામાન્ય પાપ કરતા પણ ક પતો જઈશ
૬૮૪ ધર્મમિત્રમા માયા રમુ નહી
૬૮૫ ચતુર્વર્ણી ધર્મ વ્યવહારમા ભૂલીશ નહી
૬૮૬ સત્યવાદીને સહાયભૂત થઈશ
૬૮૭ ધૂર્ત ત્યાગને ત્યાગુ છુ
૬૮૮ પ્રાણી પર કોપ કરવો નહી
૬૮૯ વસ્તુનું તત્ત્વ જાણવુ
૬૯૦ સ્તુતિ, ભક્તિ, નિત્યકર્મ વિસર્જન કરુ નહી
૬૯૧ અનર્થ પાપ કરુ નહી
૬૯૨ આરભોપાધિ ત્યાગુ છુ
૬૯૩ કુસ ગ ત્યાગુ છું
૬૯૪ મોહ ત્યાગુ છુ
૬૯૫ દોષનું પ્રાયશ્ચિત્ત કરીશ
૬૯૬ પ્રાયશ્ચિત્તાદિની વિસ્મૃતિ નહી કરુ

૧૩ સઘળી સ્થિતિ તેમજ
૧૪ વિવેકી, વિનયી અને પ્રિય પણ મર્યાદિત બોલવું
૧૫ સાહસ કર્તવ્ય પહેલા વિચાર રાખવો
૧૬ પ્રત્યેક પ્રકારથી પ્રમાદને દૂર કરવો
૧૭ સઘળુ કર્તવ્ય નિયમિત જ રાખવું
૧૮ શુકલ ભાવથી મનુષ્યનુ મન હરણ કરવુ
૧૯ શિર જતા પણ પ્રતિજ્ઞા ભગ ન કરવી
૨૦ મન, વચન અને કાયાના યોગવડે પરપત્ની ત્યાગ
૨૧ વેશ્યા, કુમારી, વિધવાનો તેમજ ત્યાગ
૨૨ મન, વચન, કાયા અવિચારે વાપરુ નહી
૨૩ નિરીક્ષણ કરુ નહીં
૨૪ હાવભાવથી મોહ પામુ નહીં
૨૫ વાતચિત કરુ નહીં
૨૬ એકાતે રહું નહી
૨૭ સ્તુતિ કરુ નહી
૨૮ ચિંતવન કરુ નહીં
૨૯ શૃગાર વાચુ નહી
૩૦ વિશેષ પ્રસાદ લઉ નહીં
૩૧ સ્વાદિષ્ટ ભોજન લઉ નહી
૩૨ સુગધી દ્રવ્ય વાપરુ નહીં
૩૩ સ્નાન મજન કરુ નહીં
૩૪
૩૫ કામ વિષયને લલિત ભાવે વાચુ નહી
૩૬ વીર્યનો વ્યાઘાત કરુ નહીં
૩૭ વધારે જળપાન કરુ નહી
૩૮ કટાક્ષ દૃષ્ટિથી સ્ત્રીને નીરખુ નહી
૩૯ હસીને વાત કરુ નહીં (સ્ત્રીથી)
૪૦ શૃગારી વસ્ત્ર નીરખુ નહીં
૪૧ દપતી સહવાસ સેવુ નહીં
૪૨ મોહનીય સ્થાનકમા રહું નહીં
૪૩ એમ મહા પુરૂષોએ પાળવુ હુ પાળવા પ્રયત્ની છુ
૪૪ લોકનિંદાથી ડરુ નહીં
૪૫ રાજ્યભયથી ત્રાસુ નહીં
૪૬ અસત્ય ઉપદેશ આપુ નહી
૪૭ ક્રિયા સદોષી કરુ નહીં
૪૮ અહ પદ રાખુ કે ભાખુ નહી
૪૯ સમ્યક્ પ્રકારે વિશ્વ ભણી દૃષ્ટિ કરુ
૫૦ નિ સ્વાર્થપણે વિહાર કરુ

૧૭ મહાત્મા થવુ હોય તો ઉપકારબુદ્ધિ રાખો, સત્પુરુષના સમાગમમા રહો, આહાર-વિહારાદિમા અલુબ્ધ અને નિયમિત રહો, સત્શાસ્ત્રનુ મનન કરો, ઊચી શ્રેણિમા લક્ષ રાખો

૧૮ એ એકે ન હોય તો સમજીને આનદ રાખતા શીખો

૧૯ વર્તનમા બાલક થાઓ, સત્યમા યુવાન થાઓ, જ્ઞાનમાં વૃદ્ધ થાઓ

૨૦ રાગ કરવો નહીં, કરવો તો સત્પુરુષ પર કરવો, દ્વેષ કરવો નહીં, કરવો તો કુશીલ પર કરવો

૨૧ અનતજ્ઞાન, અનતદર્શન, અનતચારિત્ર અને અનતવીર્યથી અભેદ એવા આત્માનો એક પળ પણ વિચાર કરો

૨૨ મનને વશ કર્યું તેણે જગતને વશ કર્યું

૨૩ આ સસારને શુ કરવો? અનત વાર થયેલી માને આજે સ્ત્રીરૂપે ભોગવીએ છીએ

૨૪ નિર્ગ્રંથતા ધારણ કરતા પહેલા પૂર્ણ વિચાર કરજો, એ લઈને ખામી આવવા કરતા અલ્પારભી થજો

૨૫ સમર્થ પુરુષો કલ્યાણનુ સ્વરૂપ પોકારી પોકારીને કહી ગયા, પણ કોઈ વિરલાને જ તે યથાર્થ સમજાયું

૨૬ સ્ત્રીના સ્વરૂપ પર મોહ થતો અટકાવવાને વગર ત્વચાનુ તેનું રૂપ વારવાર ચિંતવવા યોગ્ય છે

૨૭ કુપાત્ર પણ સત્પુરુષના મૂકેલા હસ્તથી પાત્ર થાય છે, જેમ છાશથી શુદ્ધ થયેલો સોમલ શરીરને નીરોગી કરે છે

૨૮ આત્માનું સત્યસ્વરૂપ એક શુદ્ધ સચ્ચિદાનદમય છે, છતા ભ્રાંતિથી ભિન્ન ભાસે છે, જેમ ત્રાસી આખ કરવાથી ચદ્ર બે દેખાય છે

૨૯ યથાર્થ વચન ગ્રહવામા દભ રાખશો નહી કે આપનારનો ઉપકાર ઓળવશો નહીં

૩૦ અમે બહુ વિચાર કરીને આ મૂળતત્ત્વ શોધ્યું છે કે,—ગુપ્ત ચમત્કાર જ સૃષ્ટિના લક્ષમા નથી

૩૧ રડાવીને પણ બચ્ચાના હાથમા રહેલો સોમલ લઈ લેવો

૩૨ નિર્મળ અતઃકરણથી [1]આત્માનો વિચાર કરવો યોગ્ય છે

૩૩ જ્યાં 'હુ' માને છે ત્યા 'તું' નથી, જ્યા 'તું' માને છે ત્યા 'હું' નથી

૩૪ હે જીવ! હવે ભોગથી શાત થા, શાત વિચાર તો ખરો કે એમા કયું સુખ છે?

૩૫ બહુ કટાળીને સસારમા રહીશ નહી

૩૬ સત્જ્ઞાન અને સત્શીલને સાથે દોરજે

૩૭ એકથી મૈત્રી કરીશ નહી, કર તો આખા જગતથી કરજે

૩૮ મહા સૌદર્યથી ભરેલી દેવાગનાના ક્રીડાવિલાસ નિરીક્ષણ કરતા છતા જેના મન ... કામથી વિશેષ વિશેષ વિરાગ છૂટે છે તેને ધન્ય છે, તેને ત્રિકાળ નમસ્કાર છે

૩૯ ભોગના વખતમા યોગ સાભરે એ હળુકર્મીનુ લક્ષણ છે

૪૦ આટલુ હોય તો હુ મોક્ષની ઇચ્છા કરતો નથી આખી સૃષ્ટિ સત્શીલને સેવે નિર્વિ... આયુષ્ય, નીરોગી શરીર, અચળ પ્રેમી પ્રેમદા, આજ્ઞાંકિત અનુચર, કુળદીપક પુત્ર જીવનપર્યંત બાલ્યાવસ્થા, આત્મતત્ત્વનુ ચિંતવન

૪૧ એમ કોઈ કાળે થવાનુ નથી, માટે હુ તો મોક્ષને જ ઇચ્છુ છુ

૪૨ સૃષ્ટિ સર્વ અપેક્ષાએ અમર થશે?

૮૯ તેમની મિથ્યા આજ્ઞા માનુ નહીં
૯૦ સ્વસ્ત્રીમા સમભાવથી વર્તુ
૯૧
૯૨ ઉતાવળો ચાલુ નહીં
૯૩ જોસભેર ચાલુ નહીં
૯૪ મરોડથી ચાલુ નહીં
૯૫ ઉચ્છૃંખલ વસ્ત્ર પહેરુ નહીં
૯૬ વસ્ત્રનુ અભિમાન કરુ નહીં
૯૭ વધારે વાળ રાખુ નહી.
૯૮ ચપોચપ વસ્ત્ર સજુ નહીં
૯૯ અપવિત્ર વસ્ત્ર પહેરુ નહીં
૧૦૦ ઊનના વસ્ત્ર પહેરવા પ્રયત્ન કરું
૧૦૧ રેશમી વસ્ત્રનો ત્યાગ કરુ
૧૦૨ શાત ચાલથી ચાલુ
૧૦૩ ખોટો ભપકો કરુ નહીં
૧૦૪ ઉપદેશકને દ્વેષથો જોઉ નહીં
૧૦૫ દ્વેષમાત્રનો ત્યાગ કરુ
૧૦૬ રાગદૃષ્ટિથી એકે વસ્તુ આરાધું નહીં
૧૦૭ વૈરીના સત્ય વચનને માન આપુ
૧૦૮
૧૦૯
૧૧૦
૧૧૧
૧૧૨
૧૧૩
૧૧૪
૧૧૫
૧૧૬ વાળ રાખુ નહીં (ગૃ૦)
૧૧૭ કચરો રાખુ નહીં
૧૧૮ ગારો કરુ નહી—આગણા પાસે
૧૧૯ ફળિયામા અસ્વચ્છતા રાખુ નહીં (સાધુ)
૧૨૦ ફાટલ કપડા રાખું નહીં (સાધુ)
૧૨૧ અળગણ પાણી પીઉ નહી
૧૨૨ પાપી જળે નાહું નહીં
૧૨૩ વધારે જળ ઢોળુ નહીં
૧૨૪ વનસ્પતિને દુ ખ આપુ નહીં
૧૨૫ અસ્વચ્છતા રાખુ નહીં
૧૨૬ પહોરનું રાધેલુ ભોજન કરું નહીં

૭૪ શ્રીગૌતમને ચાર વેદ પઠન કરેલા જોવાને શ્રીમત્ મહાવીર સ્વામીએ સમ્યક્નેત્ર આપ્યા હતા

૭૫ ભગવતીમા કહેલી પુદ્ગલ નામના પરિવ્રાજકની કથા તત્ત્વજ્ઞાનીઓનુ કહેલુ સુંદર રહસ્ય છે

૭૬ વીરના કહેલાં શાસ્ત્રમા સોનેરી વચનો છૂટક છૂટક અને ગુપ્ત છે

૭૭ સમ્યક્નેત્ર પામીને તમે ગમે તે ધર્મશાસ્ત્ર વિચારો તોપણ આત્મહિત પ્રાપ્ત થશે

૭૮ કુદરત, આ તારો પ્રબલ અન્યાય છે કે મારી ધારેલી નીતિએ મારો કાલ વ્યતીત કરાવતી નથી! [ કુદરત તે પૂર્વિતકર્મ ]

૭૯ માણુસ પરમેશ્વર થાય છે એમ જ્ઞાનીઓ કહે છે

૮૦ ઉત્તરાધ્યયન નામનુ જૈનસૂત્ર તત્ત્વદૃષ્ટિએ પુન પુન અવલોકો.

૮૧ જીવતા મરાય તો ફરી ન મરવુ પડે એવુ મરણ ઈચ્છવા યોગ્ય છે

૮૨ કૃતઘ્નતા જેવો એકે મહા દોષ મને લાગતો નથી

૮૩ જગતમા માન ન હોત તો અહી જ મોક્ષ હોત!

૮૪ વસ્તુને વસ્તુગતે જુઓ

૮૫ ધર્મનુ મૂળ વિ૦ છે

૮૬ તેનુ નામ વિદ્યા કે જેનાથી અવિદ્યા પ્રાપ્ત ન થાય

૮૭ વીરના એક વાક્યને પણ સમજો

૮૮ અહ પદ, કૃતઘ્નતા, ઉત્સૂત્રપ્રરૂપણા, અવિવેકધર્મ એ માઠી ગતિના લક્ષણો છે

૮૯ સ્રીનું કોઈ અ ગ લેશમાત્ર સુખદાયક નથી છતા મારો દેહ ભોગવે છે.

૯૦ દેહ અને દેહાર્થમમત્વ એ મિથ્યાત્વ લક્ષણ છે

૯૧ અભિનિવેશના ઉદયમાં ઉત્સૂત્રપ્રરૂપણા ન થાય તેને હુ મહાભાગ્ય, જ્ઞાનીઓના કહેવાથી કહું છુ

૯૨ સ્યાદ્વાદ શૈલીએ જોતા કોઈ મત અસત્ય નથી

૯૩ સ્વાદનો ત્યાગ એ આહારનો ખરો ત્યાગ જ્ઞાનીઓ કહે છે

૯૪ અભિનિવેશ જેવુ એકે પાખ ડ નથી

૯૫ આ કાળમા આટલુ વધ્યુ — ઝાઝા મત, ઝાઝા તત્ત્વજ્ઞાનીઓ, ઝાઝી માયા અને ...

૧૬૫ મોતથી હર્ષ માનવો
૧૬૬ કોઈના મોતથી હસવું નહીં
૧૬૭ વિદેહી હૃદયને કરતો જઉં
૧૬૮ વિદ્યાનું અભિમાન કરું નહીં
૧૬૯ ગુરુનો ગુરુ બનું નહીં
૧૭૦ અપૂજ્ય આચાર્યને પૂજું નહીં
૧૭૧ ખોટું અપમાન તેને આપું નહીં
૧૭૨ અકરણીય વ્યાપાર કરું નહીં
૧૭૩ ગુણ વગરનું વક્તૃત્વ સેવું નહીં
૧૭૪ તત્ત્વજ્ઞ તપ અકાળિક કરું નહીં
૧૭૫ શાસ્ત્ર વાચું
૧૭૬ પોતાના મિથ્યા તર્કને ઉત્તેજન આપું નહીં
૧૭૭ સર્વ પ્રકારની ક્ષમાને ચાહું
૧૭૮ સંતોષની પ્રયાચના કરું.
૧૭૯ સ્વાત્મભક્તિ કરું.
૧૮૦ સામાન્ય ભક્તિ કરું.
૧૮૧ અનુપાસક થાઉં
૧૮૨ નિરાભિમાની થાઉં.
૧૮૩ મનુષ્ય જાતિનો ભેદ ન ગણું
૧૮૪ જડની દયા ખાઉં
૧૮૫ વિશેષથી નયન ઠંડાં કરું
૧૮૬ સામાન્યથી મિત્ર ભાવ રાખું.
૧૮૭ પ્રત્યેક વસ્તુનો નિયમ કરું.
૧૮૮ સાદા પોશાકને ચાહું.
૧૮૯ મધુરી વાણી ભાખું.
૧૯૦ મનોવીરત્વની વૃદ્ધિ કરું.
૧૯૧ પ્રત્યેક પરિષહ સહન કરું.
૧૯૨ આત્માને પરમેશ્વર માનું
૧૯૩ પુત્રને તારે રસ્તે ચડાવું (પિતા ઇચ્છા કરે છે)
૧૯૪ ખોટા લાડ લડાવું નહીં ”
૧૯૫ મલિન રાખું નહીં ”
૧૯૬ અવળી વાતથી સ્તુતિ કરું નહીં ”
૧૯૭ મોહિનીભાવે નીરખું નહીં ”
૧૯૮ પુત્રીનું વેશવાળ યોગ્ય ગુણે કરું ”
૧૯૯ સમવય જોઉં ”
૨૦૦ સમગુણ જોઉં ”
૨૦૧ તારો સિદ્ધાંત ત્રુટે તેમ સંસારવ્યવહાર ન ચલાવું
૨૦૨ પ્રત્યેકને વાત્સલ્યતા ઉપદેશું

એવા પણ અનંત કાળ આવ્યા છે કે આત્મવાદનું પ્રાધાન્યપણું હતું, તેમ જડવાદ માટે પણ કંઈ તત્ત્વજ્ઞાનીઓ એ માટે કંઈ વિચારમાં પડી જતા નથી, કારણ જગતની એવી જ સ્થિતિ છે, તો વિકલ્પથી આત્માને દુખવવો કાં ? પણ સર્વ વાસનાનો ત્યાગ કર્યા પછી જે વસ્તુનો અનુભવ થયો તે વસ્તુ શું, અર્થાત્ પોતે અને બીજું શું ? કે પોતે તે પોતે, એ વાતનો નિર્ણય લીધો ત્યાર તો ભેદવૃત્તિ રહી નહીં, એટલે દર્શનની સમ્યક્તાથી તેઓને એ જ સમ્મતિ રહી કે કેટલાક આત્મા પોતે પોતાને ભૂલી જઈ જડપણું સ્વીકારે છે, તેમાં કંઈ આશ્ચર્ય નથી વળી તેનું [illegible] શબ્દની તકરારમાં—

× × × ×

વર્તમાન સૈકામાં અને વળી તેના પણ કેટલાક વર્ષ વ્યતીત થતા સુધી ચિદાનંદજી [illegible] વિદ્યમાનપણું હતું ઘણો જ સમીપનો વખત હોવાથી જેમને તેમના દર્શન થયેલા, સમાગમ થયેલ અને જેઓને તેમની દશાનો અનુભવ થયેલો તેમાંના કેટલાક પ્રતીતિવાળાં મનુષ્યોથી તેમને જાણી શકાયું છે, તેમ હજુ પણ તેવા મનુષ્યોથી જાણી શકાય તેવું છે.

જૈન મુનિ થયા પછી પોતાની નિર્વિકલ્પ દશા થઈ જવાથી ક્રમપૂર્વક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે યમનિયમ તેઓ હવે પાળી શકશે નહીં, તેમ તેમને લાગ્યું જે પદાર્થની પ્રાપ્તિ માટે યમનિયમનું ક્રમપૂર્વક પાલન રહ્યું છે, તે વસ્તુની પ્રાપ્તિ થઈ તો પછી તે શ્રેણીએ પ્રવર્તવું અને ન પ્રવર્તવું બંને સમ છે, આમ તત્ત્વજ્ઞાનીઓની માન્યતા છે જેને અપ્રમત્ત ગુણસ્થાનકે રહેલો મુનિ એમ નિર્ગ્રંથ પ્રવચનમાં માનેલું છે, એમાંની સર્વોત્તમ જાતિ માટે કાંઈ કહેવાઈ શકાતું નથી, પણ તેમનાં તેમના વચનનો ભાગ અનુભવજ્ઞાનને લીધે પરિચય થતા એમ કહેવાનું બની શક્યું છે કે તેઓ ઘણું અપ્રમત્તદશામાં પ્રાયે હતા વળી યમનિયમનું પાલન ગૌણતાએ તે દશામાં આવી જાય છે, વધારે આત્માનંદ માટે તેમણે એ દશા માન્ય રાખી આ કાળમાં એવી દશાએ પહોંચેલા ઘણા થોડા મનુષ્યની પ્રાપ્તિ પણ દુર્લભ છે, ત્યાં અપ્રમત્તતાવિષે વાતનો અસંભવ લગભગ થયો છે. તેઓએ પોતાનું જીવન અનિયતપણે અને ગુપ્તપણે ગાળ્યું એવી જ દશામાં જો તેઓ રહ્યા હોત તો ઘણા મનુષ્યો તેમના મુનિપણાની સ્થિતિશિથિલતા સમજત અને તેમ સમજવાથી તેવા આવા પુરુષથી અધીષ્ટ છાપ ન પડત આવો હાર્દિક નિર્ણય હોવાથી તેઓએ એ દશા સ્વીકારી.

× × ×

णमो जहट्ठिय वत्थुवाईण

× × × ×

૨૪૧ તારા નિયમનું મંડન કરું
૨૪૨ રસગારવ થઉં નહીં
૨૪૩ કષાય ધારું નહીં
૨૪૪ ગધન રાખું નહીં
૨૪૫ અબ્રહ્મચર્ય સેવું નહીં
૨૪૬ આત્મ પરાત્મ સમાન માનું (૨)
૨૪૭ લીધો ત્યાગ ત્યાગું નહીં
૨૪૮ મૃષા ઇ૦ ભાષણ કરું નહીં
૨૪૯ કોઈ પાપ સેવું નહીં
૨૫૦ અબધ પાપ ક્ષમાવું
૨૫૧ ક્ષમાવવામાં માન રાખું નહીં (મુનિ સામાન્ય)
૨૫૨ ગુરુના ઉપદેશને તોડું નહીં
૨૫૩ ગુરુનો અવિનય કરું નહીં
૨૫૪ ગુરુને આસને બેસું નહી
૨૫૫ કોઈ પ્રકારની તેથી મહત્તા ભોગવું નહીં
૨૫૬ તેથી શુકલ હૃદયે તત્ત્વજ્ઞાનની વૃદ્ધિ કરું.
૨૫૭ મનને સ્થિતિસ્થાપક રાખું
૨૫૮ વચનને રામબાણ રાખું.
૨૫૯ કાયાને કૂર્મરૂપ રાખું
૨૬૦ હૃદયને ભ્રમરરૂપ રાખું
૨૬૧ હૃદયને કમળરૂપ રાખું
૨૬૨ હૃદયને પથ્થરરૂપ રાખું
૨૬૩ હૃદયને લીંબુરૂપ રાખું
૨૬૪ હૃદયને જળરૂપ રાખું
૨૬૫ હૃદયને તેલરૂપ રાખું
૨૬૬ હૃદયને અગ્નિરૂપ રાખું
૨૬૭ હૃદયને આદર્શરૂપ રાખું
૨૬૮ હૃદયને સમુદ્રરૂપ રાખું
૨૬૯ વચનને અમૃતરૂપ રાખું
૨૭૦ વચનને નિદ્રારૂપ રાખું
૨૭૧ વચનને તૃષારૂપ રાખું
૨૭૨ વચનને સ્વાધીનરૂપ રાખું
૨૭૩ કાયાને કમાનરૂપ રાખું
૨૭૪ કાયાને અચળરૂપ રાખું
૨૭૫ કાયાને નિરપરાધી રાખું
૨૭૬ કોઈ પ્રકારની ચાહના રાખું નહીં (પરમહંસ)
૨૭૭ તપસ્વી છું, વનમાં તપશ્ચર્યા કર્યા કરું (તપસ્વીની ઇચ્છા)
૨૭૮ શીતળ છાયા લઉં છું

કેટલાક જીવ નરકગતિમા, કેટલાક તિર્યંચગતિમા, કેટલાક મનુષ્યગતિમાં અને કેટલાક દેવ ગતિમાં, એમ જીવો રહેલા છે એ સિવાય પાચમી સસારી ગતિ નહીં હોવાથી જીવો ચાર પ્રકારે સમજી શકાય છે. [અપૂર્ણ]

---

[ ૧૧ ]

## ૨૪

## જીવાજીવ વિભક્તિ

જીવ અને અજીવનો વિચાર એકાગ્ર મનથી શ્રવણ કરો જે જાણવાથી ભિક્ષુઓ સમ્યક્ પ્રકારે સંયમમાં યત્ન કરે.

જીવ અને અજીવ (જ્યા હોય તેને) લોક કહેલો છે અજીવના આકાશ નામના ભાગને અલોક કહેલો છે.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ વડે કરીને જીવ તેમ જ અજીવનો બોધ થઈ શકે છે

રૂપી અને અરૂપી એમ અજીવના બે ભેદ થાય છે અરૂપી દશ પ્રકારે તેમ જ રૂપી ચાર પ્રકારે કહેલાં છે

ધર્માસ્તિકાય, તેનો દેશ, અને તેના પ્રદેશ, અધર્માસ્તિકાય, તેનો દેશ, અને તેના પ્રદેશ, આકાશ, તેનો દેશ, અને તેના પ્રદેશ, અદ્ધાસમય કાળતત્ત્વ, એમ અરૂપીના દશ પ્રકાર થાય

ધર્મ અને અધર્મ એ બન્ને લોકપ્રમાણ કહેલા છે

આકાશ લોકાલોકપ્રમાણ અને અદ્ધાસમય સમયક્ષેત્ર[1] – પ્રમાણ છે ધર્મ, અધર્મ અને આકાશ એ અનાદિ અપર્યવસ્થિત છે

નિરંતરની ઉત્પત્તિ લેતા સમય પણ એ જ પ્રમાણે છે સતતિ એક કાર્યની અપેક્ષાએ સાદિસાંત છે

સ્કધ, સ્કધદેશ, તેના પ્રદેશ અને પરમાણુ એમ રૂપી અજીવ ચાર પ્રકારે છે

પરમાણુઓ એકત્ર થાય, પૃથક્ થાય તે સ્કધ, તેનો વિભાગ તે દેશ, તેનો છેવટનો અભિન્ન અંશ તે પ્રદેશ.

લોકના એક દેશમાં તે ક્ષેત્રી છે કાળના વિભાગ તેના ચાર પ્રકારે કહેવાય છે

નિરતર ઉત્પત્તિની અપેક્ષાએ અનાદિ અપર્યવસ્થિત છે. એક ક્ષેત્રની સ્થિતિની અપેક્ષાએ સાદિસપર્યવસ્થિત છે [અપૂર્ણ]

(ઉત્તરાધ્યયનસૂત્ર, અધ્યયન ૩૬)

---

[ ૮ ] કાર્તક, ૧૯૪૩

## ૨૫

૧ પ્રમાદને લીધે આત્મા મળેલુ સ્વરૂપ ભૂલી જાય છે

૨ જે જે કાળે જે જે કરવાનુ છે તેને સદા ઉપયોગમા રાખ્યા રહો

૩ ક્રમે કરીને પછી તેની સિદ્ધિ કરો

૪ અલ્પઆહાર, અલ્પવિહાર, અલ્પનિદ્રા, નિયમિત વાચા, નિયમિત કાયા, અને અનુકૂળ સ્થાન એ મનને વશ કરવાના ઉત્તમ સાધનો છે

૫ શ્રેષ્ઠ વસ્તુની જિજ્ઞાસા કરવી એ જ આત્માની શ્રેષ્ઠતા છે કદાપિ તે જિજ્ઞામા પાર ન પડી તોપણ જિજ્ઞાસા તે પણ તે જ અશવત્ છે

---

૧ મનુષ્યક્ષેત્ર — અઢીદ્વીપ પ્રમાણ

૩૧૭ ભય, વાત્સલ્યથી રાજ્ય ચલાવુ (રા૦)
૩૧૮ નિયમ વગર વિહાર કરુ નહી (મુ૦)
૩૧૯ વિષયની સ્મૃતિએ ધ્યાન ધર્યા વિના રહુ નહીં (મુ૦ ગૃ૦ પ્ર૦ ઉ૦)
૩૨૦ વિષયની વિસ્મૃતિજ કરુ (મુ૦ ગૃ૦ પ્ર૦ ઉ૦)
૩૨૧ સર્વ પ્રકારની નીતિ શીખુ (મુ૦ ગૃ૦ પ્ર૦ ઉ૦)
૩૨૨ ભયભાષા ભાખુ નહી
૩૨૩ અપશબ્દ બોલુ નહી
૩૨૪ કોઈને શિખડાવુ નહી.
૩૨૫ અસત્ય મર્મ ભાષા ભાખુ નહી
૩૨૬ લીધેલો નિયમ કર્ણોપકર્ણિ રીતે તોડુ નહી
૩૨૭ પૂઠચૌર્ય કરુ નહી
૩૨૮ અતિથિનો તિરસ્કાર કરું નહી (ગૃ૦ ઉ૦)
૩૨૯ ગુપ્ત વાત પ્રસિદ્ધ કરુ નહી (ગૃ૦ ઉ૦)
૩૩૦ પ્રસિદ્ધ કરવા યોગ્ય ગુપ્ત રાખુ નહી
૩૩૧ વિના ઉપયોગે દ્રવ્ય રળુ નહી (ગૃ૦ ઉ૦ પ્ર૦)
૩૩૨ અયોગ્ય કરાર કરાવુ નહી (ગૃ૦)
૩૩૩ વધારે વ્યાજ લઉ નહી
૩૩૪ હિસાબમાં ભુલાવુ નહી
૩૩૫ સ્થૂલ હિંસાથી આજીવિકા ચલાવુ નહી
૩૩૬ દ્રવ્યનો ખોટો ઉપયોગ કરુ નહી
૩૩૭ નાસ્તિકતાનો ઉપદેશ આપુ નહી (ઉ૦)
૩૩૮ વયમા પરણુ નહી (ગૃ૦)
૩૩૯ વય પછી પરણુ નહી
૩૪૦ વય પછી સ્ત્રી ભોગવુ નહી
૩૪૧ વયમાં સ્ત્રી ભોગવુ નહી
૩૪૨ કુમારપત્નીને બોલાવુ નહી
૩૪૩ પરણીય પર અભાવ લાવુ નહી
૩૪૪ વૈરાગી અભાવ ગણુ નહી. (ગૃ૦ મુ૦)
૩૪૫ કડવુ વચન કહુ નહી
૩૪૬ હાથ ઉગામું નહી
૩૪૭ અયોગ્ય સ્પર્શ કરુ નહી
૩૪૮ બાર દિવસ સ્પર્શ કરુ નહી
૩૪૯ અયોગ્ય ઠપકો આપુ નહી
૩૫૦ રજસ્વલામાં ભોગવું નહી
૩૫૧ ઋતુદાનમા અભાવ આણું નહી
૩૫૨ શૃગારભક્તિ સેવુ નહી
૩૫૩ સર્વ પર એ નિયમ, ન્યાય લાગુ કરુ
૩૫૪ નિયમમા ખોટી દલીલથી છૂટુ નહી.

મહાવીરે તેના સમયમા મારો ધર્મ કેટલાક અશે ચાલતો કર્યો હતો હવે તેવા પુરુષોના માર્ગને ગ્રહણ કરી શ્રેષ્ઠ ધર્મ સ્થાપન કરીશ

અત્રે એ ધર્મના શિષ્યો કર્યા છે અત્રે એ ધર્મની સભા સ્થાપન કરી લીધી છે

[1]સાતસે મહાનીતિ હમણા એ ધર્મના શિષ્યોને માટે એક દિવસે તૈયાર કરી છે

આખી સૃષ્ટિમા પર્યટન કરીને પણ એ ધર્મ પ્રવર્તાવીશુ તમે મારા હૃદયરૂપ અને ઉત્કંઠિત છો એટલે આ અદ્ભુત વાત દર્શાવી છે અન્યને નહી દર્શાવશો

તમારા ગ્રહ મને અહી વળતીએ બીડી દેશો મને આશા છે કે તે ધર્મ પ્રવર્તાવવામાં તમે મને ઘણા સહાયક થઈ પડશો, અને મારા મહાન શિષ્યોમા તમે અગ્રેસરતા ભોગવશો તમારી શક્તિ અદ્ભુત હોવાથી આવા વિચાર લખતાં હુ અટક્યો નથી

હમણાં જે શિષ્યો કર્યા છે તેને સ સાર ત્યાગવાનુ કહીએ ત્યારે ખુશીથી ત્યાગે એમ છે હમણાં પણ તેઓની ના નથી, ના આપણી છે હમણા તો સો બસો ચોતરફથી તૈયાર રાખવા કે જેની શક્તિ અદ્ભુત હોય

ધર્મના સિદ્ધાતો દૃઢ કરી, હું સ સાર ત્યાગી, તેઓને ત્યગાવીશ કદાપિ હુ પરાક્રમ ખાતર થોડો સમય નહી ત્યાગુ તોપણ તેઓને ત્યાગ આપીશ

સર્વ પ્રકારથી હું સર્વજ્ઞ સમાન અત્યારે થઈ ચૂક્યો છુ, એમ કહુ તો ચાલે

જુઓ તો ખરા ! સૃષ્ટિને કેવા રૂપમા મૂકીએ છીએ !

પત્રમા વધારે શુ જણાવુ ? રૂબરૂમાં લાખો વિચાર દર્શાવવાના છે સઘળુ સારુ જ થશે મારા પ્રિય મહાશય એમ જ માનો

હર્ષિત થઈ વળતીએ ઉત્તર લખો વાતને સાગરરૂપ થઈ રક્ષા આપશો

ત્યાગીના ય૦

---

૨૮ મુબઈ બ દર સોમવાર, ૧૯૪૩

પ્રિય મહાશય,

રજિસ્ટર પત્ર સહ જન્મગ્રહ પહોચ્યા છે

હજી મારા દર્શનને જગતમા પ્રવર્તન કરવાને કેટલોક વખત છે હજી હુ સ સારમા તમારી ધારેલી કરતા વધારે મુદ્દત રહેવાનો છુ જિંદગી સ સારમા કાઢવી અવશ્ય પડશે તો તેમ કરીશુ હાલ તો એથી વિશેષ મુદ્દત રહેવાનુ બની શકશે સ્મૃતિમા રાખજો કે કોઈને નિરાશ નહી કરુ ધર્મ સ બ ધી તમારા વિચાર દર્શાવવા પરિશ્રમ લીધો તે ઉત્તમ કર્યું છે કોઈ પ્રકારથી અડચણ નહી આવે પ ચમકાળમા પ્રવર્તન કરવામા જે જે ચમત્કારો જોઈએ તે એકત્ર છે અને થતા જાય છે હમણા એ સઘળા વિચારો કેવળ પવનથી પણ ગુપ્ત રાખજો એ કૃત્ય સૃષ્ટિ પર વિજય પામવાનુ જ છે

તમારા ગ્રહને માટે તેમજ દર્શનસાધના, ધર્મ ઇત્યાદિ સ બ ધી વિચારો સમાગમે દર્શાવીશ હુ થોડા વખતમા સ સારી થવા ત્યા આવવાનો છુ તમને આગળથી માગ ભણીનુ આમ ત્રણ છે

વધારે લખવાની રૂડી આદત નહી હોવાથી પત્રિકા, ક્ષેમકુશલ અને શુકલપ્રેમ ચાહી, પૂર્ણ કરુ છુ

લિ ગયચદ

---

૧ જુઓ આંક ૧૯

૩૯૩ બંધનમાં પડ્યા પહેલા વિચાર કરું (સા૦)
૩૯૪ પૂર્વિત ભોગ સંભારું નહી. (મુ૦ ગૃ૦)
૩૯૫ અયોગ્ય વિદ્યા સાધું નહી (મુ૦ ગૃ૦ બ્ર૦ ઉ૦)
૩૯૬ ખોધુ પણ નહી
૩૯૭ વણ ખપની વસ્તુ લઉં નહી
૩૯૮ નહાઉ નહી (મુ૦)
૩૯૯ દાતણ કરુ નહી
૪૦૦ સંસાર સુખ ચાહુ નહીં
૪૦૧ નીતિ વિના સંસાર ભોગવુ નહી (ગૃ૦)
૪૦૨ પ્રસિદ્ધ રીતે કુટિલતાથી ભોગ વર્ણવુ નહી (ગૃ૦)
૪૦૩ વિરહગ્રન્થ ગૂથુ નહી (મુ૦ ગૃ૦ બ્ર૦)
૪૦૪ અયોગ્ય ઉપમા આપુ નહી (મુ૦ ગૃ૦ બ્ર૦ ઉ૦)
૪૦૫ સ્વાર્થ માટે ક્રોધ કરુ નહી (મુ૦ ગૃ૦)
૪૦૬ વાદ્દયશ પ્રાપ્ત કરુ નહી (ઉ૦)
૪૦૭ અપવાદથી ખેદ કરુ નહી
૪૦૮ ધર્મદ્રવ્યનો ઉપયોગ કરી શકુ નહી (ગૃ૦)
૪૦૯ દશાશ કે—ધર્મમા કાઢુ (ગૃ૦)
૪૧૦ સર્વસંગ પરિત્યાગ કરુ. (પરમહંસ)
૪૧૧ તારો ઓપેલો મારો ધર્મ વિસારુ નહી (સર્વ)
૪૧૨ સ્વપ્નાનંદખેદ કરુ નહી
૪૧૩ આજીવિક વિદ્યા સેવુ નહી (મુ૦)
૪૧૪ તપને વેચુ નહી (ગૃ૦ બ્ર૦)
૪૧૫ બે વખતથી વધારે જમુ નહી (ગૃ૦ મુ૦ બ્ર૦ ઉ૦)
૪૧૬ સ્રી ભેળો જમું નહી (ગૃ૦ ઉ૦)
૪૧૭ કોઈ સાથે જમું નહી (સ૦)
૪૧૮ પરસ્પર કવળ આપુ નહી, લઉ નહી (સ૦)
૪૧૯ વધારે ઓછુ પથ્ય સાધન કરુ નહી (સ૦)
૪૨૦ નિરાગીના વચનોને પૂજ્યભાવે માન આપુ
૪૨૧ નિરાગી ગ્રન્થો વાચુ
૪૨૨ તત્ત્વને જ ગ્રહણ કરુ
૪૨૩ નિર્માલ્ય અધ્યયન કરુ નહી
૪૨૪ વિચારશક્તિને ખીલવુ.
૪૨૫ જ્ઞાન વિના તારો ધર્મ અંગીકૃત કરુ નહી
૪૨૬ એકાતવાદ લઉ નહી
૪૨૭ નિરાગી અધ્યયનો મુખે કરુ
૪૨૮ ધર્મકથા શ્રવણ કરુ
૪૨૯ નિયમિત કર્ત્તવ્ય ચૂકુ નહી
૪૩૦ અપરાધશિક્ષા તોડુ નહી

૧૩ કે ૧૪ (પોષની) ને રોજ અહીંથી રવાના થઉં છું પરાર્થ કરતા વખતે લક્ષ્મી અંધાપો, બહેરાપણું અને મૂંગાપણું આપી દે છે, જેથી તેની દરકાર નથી

આપણો અન્યોન્ય સંબંધ છે તે કંઈ સગપણનો નથી, પરંતુ હૃદયસગપણનો છે પરસ્પર લોહચુંબકનો ગુણ પ્રાપ્ત થયો છે એમ દર્શિત છે, છતાં હું વળી એથી પણ ભિન્નરૂપે આપને હૃદયરૂપ કરવા માગું છું જે વિચારો સઘળી સગપણતા દૂર કરી, સંસારયોજના દૂર કરી તત્ત્વવિજ્ઞાનરૂપે મારે દર્શાવવાના છે, અને આપે જાતે અનુકરણ કરવાના છે આટલી પલ્લવી બહુ સુખપ્રદ છતા માર્મિકરૂપે આત્મસ્વરૂપ વિચારથી અહીં આગળ લખી જઉં છું

તેઓ શુભ પ્રસંગમાં સદ્વિવેકી નીવડી, રૂઢિથી પ્રતિકૂળ રહી, પરસ્પર કુટુંબરૂપે સ્નેહ બંધાય એવી સુંદર યોજના તેઓનાં હૃદયમા છે કે ? આપ ઉતારશો કે ? કોઈ ઉતારશે કે ? એ ખ્યાલ પુનઃ પુનઃ હૃદયમા પર્યટન કરે છે

નિદાન, સાધારણ વિવેકીઓ જે વિચારને આકાશી ગણે તેવા વિચારો, જે વસ્તુ અને જે પદ આજ રાજ્યશ્રી ચક્રવર્તિની વિક્ટોરિયાને દુર્લભ — કેવળ અસંભવિત છે — તે વિચારો, તે વસ્તુ અને તે પદ ભણી કેવળ ઇચ્છા હોવાથી ઉપર જણાવ્યું તેથી કંઈ પણ લેશ પ્રતિકૂળ બને તો તે પદાભિલાષી પુરુષના ચરિત્રને પરમ ઝાંખપ લાગે એમ છે આ સઘળા હવાઈ (અત્યારે લાગતા) વિચારો માત્ર આપને જ દર્શાવું છું અંતઃકરણ શુક્લ — અદ્ભુત — વિચારોથી ભરપૂર છે પરંતુ આપ ત્યાં રહ્યા ને હું અહીં રહ્યો !

---

[ ૧૩ ] ૩૧ વવાણિયા, પ્ર ચૈત્ર શુદ ૧૧॥ રવિ, ૧૯૪૪

ક્ષણભંગુર દુનિયામા સત્પુરુષનો સમાગમ એ જ અમૂલ્ય અને અનુપમ લાભ છે

---

[ ૧૪ ] ૩૨ વવાણિયા, આષાઢ વદ ૩, બુધ, ૧૯૪૪

આ એક અદ્ભુત વાત છે કે ડાબી આંખમાથી ચાર પાચ દિવસ થયા એક નાના ચક્ર જેવો વીજળી સમાન ઝબકારો થયા કરે છે, જે આંખથી જરા દૂર જઈ ઓલવાય છે લગભગ પાચ મિનિટ થાય છે, કે દેખાવ દે છે મારી દૃષ્ટિમા વારંવાર તે જોવામા આવે છે એ ખાતે કોઈ પ્રકારની ભ્રમણા નથી નિમિત્ત કારણ કંઈ જણાતું નથી બહુ આશ્ચર્ય ઉપજાવે છે આંખે બીજી કોઈ પણ પ્રકારની અસર નથી પ્રકાશ અને દિવ્યતા વિશેષ રહે છે ચારેક દિવસ પહેલા બપોરના ૨–૨૦ મિનિટે એક આશ્ચર્યભૂત સ્વપ્ન પ્રાપ્ત થઈ ગયા પછી આ થયુ હોય એમ જણાય છે અંતઃકરણમા બહુ પ્રકાશ રહે છે, શક્તિ બહુ તેજ મારે છે ધ્યાન સમાધિસ્થ રહે છે કારણ કંઈ સમજાતું નથી આ વાત ગુપ્ત રાખવા જ દર્શાવી જઉં છું વિશેષ એ સંબંધી હવે પછી લખીશ

---

[ ૧૬ ] ૩૩ વવાણિયા, અષાડ વદ ૪, શુક્ર, ૧૯૪૪

આપ પણ અર્થીંચ બેદરકારી નહીં રાખશો શરીર અને આત્મિકસુખ ઇચ્છી, વ્યયનો કંઈ સંકોચ કરશો તો હું માનીશ કે મારા પર ઉપકાર થયો ભવિતવ્યતાના ભાવ હશે તો આપની સૌ અનુકૂળ સગવડયુક્ત બેઠકનો ભોગી હું થઈ શકીશ

---

[ ૧૫ ] ૩૪ વવાણિયા, શ્રાવણ વદ ૧૩, સોમ, ૧૯૪૪

વામનેત્ર સંબંધી ચમત્કારથી આત્મશક્તિમા અલ્પ ફેરફાર થયો છે,

---

૪૬૯ માનતા માનું નહી
૪૭૦ અયોગ્ય પૂજન કરુ નહી
૪૭૧ રાત્રે શીતળ જળથી નહાઉ નહીં
૪૭૨ દિવસે ત્રણ વખત નહાઉ નહી
૪૭૩ માનની અભિલાષા રાખુ નહી
૪૭૪ આલાપાદિ સેવુ નહીં
૪૭૫ બીજા પાસે વાત કરુ નહી
૪૭૬ ટૂંકુ લક્ષ રાખુ નહી
૪૭૭ ઉન્માદ સેવુ નહી
૪૭૮ રૌદ્રાદિ રસનો ઉપયોગ કરુ નહી.
૪૭૯ શાંત રસને નિન્દુ નહી
૪૮૦ સત્કર્મમાં આડો આવુ નહી (મુ૦ ગૃ૦)
૪૮૧ પાછો પાડવા પ્રયત્ન કરુ નહી
૪૮૨ મિથ્યા હઠ લઉ નહી
૪૮૩ અવાચકને દુ ખ આપુ નહી
૪૮૪ ખોડીલાની સુખશાંતિ વધારુ
૪૮૫ નીતિશાસ્ત્રને માન આપુ
૪૮૬ હિંસક ધર્મને વળગુ નહી
૪૮૭ અનાચારી ધર્મને વળગુ નહી
૪૮૮ મિથ્યાવાદીને વળગુ નહી
૪૮૯ શૃંગારી ધર્મને વળગુ નહીં
૪૯૦ અજ્ઞાન ધર્મને વળગુ નહી
૪૯૧ કેવળ બ્રહ્મને વળગુ નહી
૪૯૨ કેવળ ઉપાસના સેવુ નહી
૪૯૩ નિયતવાદ સેવુ નહી
૪૯૪ ભાવે સૃષ્ટિ અનાદિ અનંત કહુ નહી
૪૯૫ દ્રવ્યે સૃષ્ટિ સાદિઅંત કહુ નહી
૪૯૬ પુરુષાર્થને નિંદુ નહી
૪૯૭ નિષ્પાપીને ચંચળતાથી છળુ નહી
૪૯૮ શરીરનો ભરૂસો કરુ નહી
૪૯૯ અયોગ્ય વચને બોલાવુ નહી
૫૦૦ આજીવિકા અર્થે નાટક કરુ નહી
૫૦૧ મા, બહેનથી એકાંતે ગહુ નહી
૫૦૨ પૂર્વ સ્નેહીઓને ત્યાં આહાર લેવા જઉ નહી
૫૦૩ તત્ત્વધર્મનિંદક પર પણ રોષ ધરવો નહી
૫૦૪ ધીરજ મૂકવી નહી
૫૦૫ ચરિત્રને અદ્ભુત કરવુ
૫૦૬ વિજય, કીર્તિ, યશ સર્વપક્ષી પ્રાપ્ત કરવા

કરો, એ જ મોક્ષનો માર્ગ છે જગતના સઘળા દર્શનની — મતની શ્રદ્ધાને ભૂલી જજો, જૈનસબ સર્વ ખ્યાલ ભૂલી જજો, માત્ર તે સત્પુરુષોના અદ્ભુત, યોગસ્ફુરિત ચરિત્રમા જ ઉપયોગને પ્રેરશો

આ તમારા માનેલા 'મુરબ્બી' માટે કોઈ પણ પ્રકારે હર્ષ-શોક કરશો નહી, તેની ઇ માત્ર સંકલ્પ — વિકલ્પથી રહિત થવાની જ છે, તેને અને આ વિચિત્ર જગતને કંઈ લાગતુંવળ કે લેવાદેવા નથી એટલે તેમાંથી તેને માટે ગમે તે વિચારો બંધાય કે બોલાય, તે ભણી હવે જ ઇચ્છા નથી જગતમાથી જે પરમાણુ પૂર્વકાળે ભેળા કર્યા છે તે હળવે હળવે તેને આપી દઈ ઋણમુ થવું, એ જ તેની સદા સઉપયોગી, વહાલી, શ્રેષ્ઠ અને પરમ જિજ્ઞાસા છે, બાકી તેને કંઈ આવ નથી, તે બીજુ કંઈ ઇચ્છતો નથી, પૂર્વકર્મના આધારે તેનુ સઘળુ વિચરવુ છે, એમ સમજી પર સંતોષ રાખજો, આ વાત ગુપ્ત રાખજો કેમ આપણે માનીએ છીએ, અથવા કેમ વર્તીએ છીએ જગતને દેખાડવાની જરૂર નથી, પણ આત્માને આટલુ જ પૂછવાની જરૂર છે, કે જો મુક્તિને ઇ છે તો સંકલ્પ-વિકલ્પ, રાગ-દ્વેષને મૂક અને તે મૂકવામા તને કંઈ બાધા હોય તો તે કહે તે તે મેળે માની જશે અને તે તેની મેળે મૂકી દેશે.

જ્યા ત્યાથી રાગ-દ્વેષ રહિત થવુ એ જ મારો ધર્મ છે, અને તે તમને અત્યારે બોધી જઉ છુ પરસ્પર મળીશુ ત્યારે હવે તમને કંઈ પણ આત્મત્વ સાધના બતાવાશે તો બતાવીશ બાકી ધર્મ મેં ઉપર કહ્યો તે જ છે અને તે જ ઉપયોગ રાખજો ઉપયોગ એ જ સાધના છે વિશેષ સાધના તે માત્ર સત્પુરુષનાં ચરણકમળ છે, તે પણ કહી જઉ છુ

આત્મભાવમા સઘળુ રાખજો, ધર્મધ્યાનમાં ઉપયોગ રાખજો, જગતના કોઈ પણ પદાર્થ, સગા, કુટુંબી મિત્રનો કંઈ હર્ષ-શોક કરવો યોગ્ય જ નથી પરમશાંતિપદને ઇચ્છીએ એ જ આપણો સર્વસમ્મતધર્મ છે અને એ જ ઇચ્છામાં ને ઇચ્છામા તે મળી જશે, માટે નિશ્ચિંત રહો હુ કોઈ ગચ્છમાં નથી, પણ આત્મામા છુ, એ ભૂલશો નહી

દેહ જેનો ધર્મોપયોગ માટે છે, તે દેહ રાખવા જે પ્રયત્ન કરે છે, તે પણ ધર્મને માટે જ છે

વિ૦ રાયચંદ

વિ સં ૧૯૪૪

[ ૧૮ ] ૩૮

( ૧ ) સહજ સ્વભાવે મુક્ત, અત્યંત પ્રત્યક્ષ અનુભવ સ્વરૂપ આત્મા છે, તો પછી જ્ઞાની પુરુષોએ આત્મા છે, આત્મા નિત્ય છે, બંધ છે, મોક્ષ છે, એ આદિ અનેક પ્રકારનું નિરૂપણ કરવું ઘટતું નહોતું

( ૨ ) આત્મા જો અગમ અગોચર છે તો પછી કોઈને પ્રાપ્ત થવા યોગ્ય નથી, અને જો સુગમ સુગોચર છે તો પછી પ્રયત્ન ઘટતું નથી

---

વિ સં ૧૯૪૪

[ ૧૯ ] ૩૯

નેત્રોકી શ્યામતા વિષે જો પુતલિયાંરૂપ સ્થિત હૈ, અરુ રૂપકો દેખતા હૈ, સાક્ષીભૂત હૈ, સો અંતર કૈસે નહીં દેખતા ? જો ત્વચા વિષે સ્પર્શ કરતા હૈ, શીતઉષ્ણાદિકકો જાનતા હૈ, ઐસા સર્વ અંગ વિષે વ્યાપક અનુભવ કરતા હૈ; જૈસે તિલો વિષે તેલ વ્યાપક હોતા હૈ, તિસકા અનુભવ કોઈ નહી કરતા જો શબ્દ શ્રવણઇંદ્રિયકે અંતર ગ્રહણ કરતા હૈ, તિસ શબ્દશક્તિકો જાનનેહારી સત્તા હૈ, જિસ વિષે શબ્દશક્તિકા વિચાર હોતા હૈ, જિસકરિ રોમ ખડે હોઈ આતે હૈ, સો સત્તા દૂર કૈસે હોવે ? જો જિહ્વાકે અગ્રવિષે રસસ્વાદકો ગ્રહણ કરતા હૈ, તિસ રસકા અનુભવ કરનેહારી અલેપ સત્તા હૈ, સો સન્મુખ કૈસે ન હોવે ? વેદ વેદાંત, સપ્તસિદ્ધાત, પુરાણ, ગીતા કરિ જો જ્ઞેય, જાનને

૫૪૫ તેઓને ધર્મપાઠ શિખડાવું.
૫૪૬ પ્રત્યેક ગૃહે શાંતિ વિશ્રામ રાખવાં
૫૪૭ ઉપદેશકને સન્માન આપું
૫૪૮ અનંત ગુણધર્મથી ભરેલી સૃષ્ટિ છે એમ માનું
૫૪૯ કોઈ કાળે તત્ત્વ વડે કરી દુનિયામાંથી દુઃખ જશે એમ માનું
૫૫૦ દુઃખ અને ખેદ ભ્રમણા છે
૫૫૧ માણસ ચાહે તે કરી શકે
૫૫૨ શૌર્ય, બુદ્ધિ, ઇ૦નો સુખદ ઉપયોગ કરું
૫૫૩ કોઈ કાળે મને દુઃખી માનું નહીં
૫૫૪ સૃષ્ટિના દુઃખ પ્રનાશન કરું
૫૫૫ સર્વ સાધ્ય મનોરથ ધારણ કરું
૫૫૬ પ્રત્યેક તત્ત્વજ્ઞાનીઓને પરમેશ્વર માનું
૫૫૭ પ્રત્યેકનું ગુણતત્ત્વ ગ્રહણ કરું
૫૫૮ પ્રત્યેકના ગુણને પ્રફુલ્લિત કરું
૫૫૯ કુટુંબને સ્વર્ગ બનાવું
૫૬૦ સૃષ્ટિને સ્વર્ગ બનાવું તો કુટુંબને મોક્ષ બનાવું
૫૬૧ તત્ત્વાર્થે સૃષ્ટિને સુખી કરતાં હું સ્વાર્થ અર્પું
૫૬૨ સૃષ્ટિના પ્રત્યેક (—) ગુણની વૃદ્ધિ કરું
૫૬૩ „ દાખલ થતાં સુધી પાપ પુણ્ય છે એમ માનું
૫૬૪ એ સિદ્ધાંત તત્ત્વધર્મનો છે, નાસ્તિકતાનો નથી એમ માનું.
૫૬૫ હૃદય શોકિત કરું નહીં.
૫૬૬ વાત્સલ્યતાથી વૈરીને પણ વશ કરું
૫૬૭ તું જે કરે છે તેમાં અસંભવ ન માનું
૫૬૮ શંકા ન કરું, ઉથાપું નહીં, મંડન કરું
૫૬૯ રાજા છતાં પ્રજાને તારે રસ્તે ચડાવું.
૫૭૦ પાપીને અપમાન આપું
૫૭૧ ન્યાયને ચાહું, વર્તું
૫૭૨ ગુણનિધિને માન આપું
૫૭૩ તારો રસ્તો સર્વ પ્રકારે માન્ય રાખું
૫૭૪ ધર્માલય સ્થાપું
૫૭૫ વિદ્યાલય સ્થાપું
૫૭૬ નગર સ્વચ્છ રાખું
૫૭૭ વધારે કર નાખું નહીં
૫૭૮ પ્રજા પર વાત્સલ્યતા ધરાવું
૫૭૯ કોઈ વ્યસન સેવું નહીં
૫૮૦ બે સ્ત્રી પરણું નહીં
૫૮૧ તત્ત્વજ્ઞાનના પ્રાયોજનિક અભાવે બીજી પરણું તે અપવાદ,
૫૮૨ બે ( ) પર સમભાવે જોઉં.

પ્રવર્તન કરનારાં ઘણાં મનુષ્યો (૭) દુ સમ કાળ અને (૮) શાસ્ત્રજ્ઞાનનુ ઘટી જવુ

એટલા બધા મતો સ બ ધી સમાધાન થઈ નિ.શ ક પણે વીતરાગની આજ્ઞારૂપે માર્ગ પ્રવર્તે એમ થાય તો મહાકલ્યાણ, પણ તેવો સ ભવ ઓછો છે, મોક્ષની જિજ્ઞાસા જેને છે તેની પ્રવર્તના તો તે જ માર્ગમાં હોય છે, પણ લોક કે ઓઘદૃષ્ટિએ પ્રવર્તનારા પુરુષો, તેમ જ પૂર્વના દુર્ધટ કર્મના ઉદયને લીધે મતની શ્રદ્ધામા પડેલા મનુષ્યો તે માર્ગનો વિચાર કરી શકે, કે બોધ લઈ શકે એમ તેના કેટલાક દુર્લભબોધી ગુરુઓ કરવા દે, અને મતભેદ ટળી પરમાત્માની આજ્ઞાનુ સમ્યક્દશાથી આરાધન કરતાં તે મતવાદીઓને જોઈએ, એ બહુ અસ ભવિત છે સર્વને સરખી બુદ્ધિ આવી જઈ, સ શોધન થઈ, વીતરાગની આજ્ઞારૂપ માર્ગનુ પ્રતિપાદન થાય એ સર્વથા જોકે બને તેવુ નથી, તોપણ સુલભબોધી આત્માઓ અવશ્ય તે માટે પ્રયત્ન કર્યા રહે, તો પરિણામ શ્રેષ્ઠ આવે, એ વાત મને સ ભવિત લાગે છે

દુ સમ કાળના પ્રતાપે, જે લોકો વિદ્યાનો બોધ લઈ શકચા છે તેમને ધર્મતત્ત્વ પર મૂળથી શ્રદ્ધા જણાતી નથી જેને ક ઈ સરળતાને લીધે હોય છે, તેને તે વિષયની ક ઈ ગતાગમ જણાતી નથી, ગતાગમવાળો કોઈ નીકળે તો તેને તે વસ્તુની વૃદ્ધિમા વિઘ્ન કરનારા નીકળે, પણ સહાયક ન થાય, એવી આજની કાળચર્યા છે એમ કેળવણી પામેલાને ધર્મની દુર્લભતા થઈ પડી છે

કેળવણી વગરના લોકોમા સ્વાભાવિક એક આ ગુણ રહ્યો છે કે આપણા બાપદાદા જે ધર્મને સ્વીકારતા આવ્યા છે, તે ધર્મમા જ આપણે પ્રવર્તવુ જોઈએ, અને તે જ મત સત્ય હોવો જોઈએ, તેમ જ આપણા ગુરુનાં વચન પર જ આપણે વિશ્વાસ રાખવો જોઈએ પછી તે ગુરુ ગમે તો શાસ્ત્રના નામ પણ જાણતા ન હોય, પણ તે જ મહાજ્ઞાની છે એમ માની પ્રવર્તવુ જોઈએ તેમ જ આપણે જે માનીએ છીએ તે જ વીતરાગનો બોધેલો ધર્મ છે, બાકી જૈન નામે પ્રવર્તે છે તે મત સઘળા અસત્ છે આમ તેમની સમજણ હોવાથી તેઓ બિચારા તે જ મતમા મચ્યા રહે છે એનો પણ અપેક્ષાથી જોતા દોષ નથી

જે જે મત જૈનમાં પડેલા છે તેમાં જૈન સ બ ધી જ ઘણે ભાગે ક્રિયાઓ હોય એ માન્ય વાત છે. તે પ્રમાણે પ્રવૃત્તિ જોઈ જે મતમા પોતે દીક્ષિત થયા હોય, તે મતમા જ દીક્ષિત પુરુષોનુ મચ્યા રહેવુ થાય છે દીક્ષિતમા પણ ભદ્રિકતાને લીધે કાં તો દીક્ષા, કા તો ભિક્ષા માગ્યા જેવી સ્થિતિથી મૂંઝાઈને પ્રાપ્ત થયેલી દીક્ષા, કા તો સ્મશાનવૈરાગ્યમા લેવાઈ ગયેલી દીક્ષા હોય છે શિક્ષાની સાપેક્ષ સ્ફુરણાથી પ્રાપ્ત થયેલી દીક્ષાવાળો પુરુષ તમે વિરલ જ દેખશો, અને દેખશો તો તે મતથી કટાળી વીતરાગ દેવની આજ્ઞામા રાચવા વધારે તત્પર હશે

શિક્ષાની સાપેક્ષ સ્ફુરણા જેને થઈ છે, તે સિવાયના બીજા જેટલા મનુષ્યો દીક્ષિત કે ગૃહસ્થ રહ્યા તેટલા બધા જે મતમા પોતે પડચા હોય તેમા જ રાગી હોય, તેઓને વિચારની પ્રેરણા કરનાર કોઈ ન મળે પોતાના મતસ બ ધી નાના પ્રકારના યોજી રાખેલા વિકલ્પો (ગમે તો પછી તેમા યથાર્થ પ્રમાણ હો કે ન હો,) સમજાવી દઈ ગુરુઓ પોતાના પ જામા રાખી તેમને પ્રવર્તાવી રહ્યા છે

તેમ જ ત્યાગી ગુરુઓ સિવાયના પરાણે થઈ પડેલા મહાવીર દેવના માર્ગરક્ષક તરીકે ગણાવતા યતિઓ, તેમની તો માર્ગ પ્રવર્તાવવાની શૈલી માટે ક ઈ બોલવુ રહેતુ નથી કારણ ગૃહસ્થને આચરવા પણ હોય છે, પણ આ તો તીર્થ કર દેવની પેઠે કલ્પાતીત પુરુષ થઈ બેઠા છે

સ શોધક પુરુષો બહુ ઓછા છે મુક્ત થવાની અ ત કરણે જિજ્ઞાસા રાખનાર અને પુરુષાર્થ કરનારા બહુ ઓછા છે તેમને સાહિત્યો જેવા કે સદ્ગુરુ, સત્સ ગ કે સત્શાસ્ત્રો મળવા દુર્લભ થઈ પડચા છે, જ્યા પૂછવા જાઓ ત્યા સર્વ પોતપોતાની ગાય છે પછી તે સાચી કે જૂઠી તેના કે કોઈ પૂછતુ નથી. ભાવ પૂછનાર આગળ મિથ્યા વિકલ્પો કરી પોતાની સસારસ્થિતિ વધારે છે અને બીજાને

૬૨૧ આહાર અને પાણી પીઉ નહી
૬૨૨ ચાલતા પાણી પીઉ નહી
૬૨૩ રાત્રે ગળ્યા વિના પાણી પીઉ નહી
૬૨૪ મિથ્યા ભાષણ કરુ નહી
૬૨૫ સત્‌શબ્દોને સન્માન આપુ
૬૨૬ અયોગ્ય આંખે પુરુષ નીરખું નહી
૬૨૭ અયોગ્ય વચન ભાખુ નહીં
૬૨૮ ઉઘાડે શિરે બેસુ નહી
૬૨૯ વારવાર અવયવો નીરખુ નહી
૬૩૦ સ્વરૂપની પ્રશસા કરુ નહી
૬૩૧ કાયા પર ગૃદ્ધભાવે રાચુ નહી
૬૩૨ ભારે ભોજન કરુ નહી
૬૩૩ તીવ્ર હૃદય રાખુ નહી
૬૩૪ માનાર્થે કૃત્ય કરુ નહી
૬૩૫ કીર્ત્યર્થે પુણ્ય કરુ નહી
૬૩૬ કલ્પિત કથાદૃષ્ટાત સત્ય કહુ નહી
૬૩૭ અજાણી વાટે રાત્રે ચાલુ નહી
૬૩૮ શક્તિનો ગેરઉપયોગ કરું નહી
૬૩૯ સ્ત્રીપક્ષે ધન પ્રાપ્ત કરુ નહી
૬૪૦ વધ્યાને માતૃભાવે સત્કાર દઉ
૬૪૧ અકૃતધન લઉ નહીં
૬૪૨ વળદાર પાઘડી બાધુ નહી
૬૪૩ વળદાર ચલોટો પહેરુ નહી
૬૪૪ મલિન વસ્ત્ર પહેરુ
૬૪૫ મૃત્યુ પાછળ રાગથી રોઉ નહી
૬૪૬ વ્યાખ્યાનશક્તિને આરાધુ
૬૪૭ ધર્મનામે ક્લેશમા પડુ નહી
૬૪૮ તારા ધર્મ માટે રાજદ્વારે કેસ મૂકુ નહી
૬૪૯ બને ત્યા સુધી રાજદ્વારે ચઢુ નહી
૬૫૦ શ્રીમતાવસ્થાએ વિ૦ શાળાથી કરુ
૬૫૧ નિર્ધનાવસ્થાનો શોક કરુ નહી
૬૫૨ પરદુખે હર્ષ ધરુ નહી
૬૫૩ જેમ બને તેમ ધવળ વસ્ત્ર સજુ
૬૫૪ દિવસે તેલ નાખુ નહી
૬૫૫ સ્ત્રીએ રાત્રે તેલ નાખવું નહી
૬૫૬ પાપપર્વ સેવુ નહી
૬૫૭ ધર્મી, સુયશી એક કૃત્ય કરવાનો મનોરથ ધરાવુ છુ
૬૫૮ ગાળ સાભળુ પણ ગાળ દઉ નહી.

સિદ્ધિ નથી, અને તેમ થવાથી આરાધકતા નથી

૩ મને આ મત કે તે મતની માન્યતા નથી, પણ રાગદ્વેષરહિત થવાની પરમાકાક્ષા છે, અને તે માટે જે જે સાધન હોય, તે તે ઇચ્છવા, કરવા એમ માન્યતા છે, અને એ માટે મહાવીરના કથન પર મને પૂર્ણ વિશ્વાસ છે

૪ અત્યારે એટલી પ્રસ્તાવના માત્ર કરી પ્રતિમા સબધી અનેક પ્રકારથી દર્શાયેલી મને જે સિદ્ધિ તે હવે કહુ છું તે સિદ્ધિને મનન કરતા પહેલા વાચનારે નીચેના વિચારો કૃપા કરીને લક્ષમા લેવા '—

(અ) તમે પણ તરવાના ઇચ્છક છો, અને હુ પણ છુ, બન્ને મહાવીરના બોધ, આત્મહિતૈષી બોધને ઇચ્છીએ છીએ અને તે ન્યાયમા છે, માટે જ્યાં સત્યતા આવે ત્યા બન્નેએ અપક્ષપાતે સત્યતા કહેવી

(આ) કોઈ પણ વાત જ્યા સુધી યોગ્ય રીતે ન સમજાય ત્યા સુધી સમજવી, તે સબધી કઈ કહેતા મૌન રાખવુ

(ઇ) અમુક વાત સિદ્ધ થાય તો જ ઠીક, એમ ન ઇચ્છવુ, પણ સત્ય સત્ય થાય એમ ઇચ્છવુ પ્રતિમા પૂજવાથી જ મોક્ષ છે, કિંવા તે નહી માનવાથી મોક્ષ છે, એ બન્ને વિચારથી આ પુસ્તક યોગ્ય પ્રકારે મનન કરતા સુધી મૌન રહેવુ

(ઈ) શાસ્ત્રની શૈલી વિરુદ્ધ, કિંવા, પોતાના માનની જાળવણી અર્થે કદાગ્રહી થઈ કઈ પણ વાત કહેવી નહીં

(ઉ) એક વાતને અસત્ય અને એકને સત્ય એમ માનવામા જ્યાં સુધી અત્રુટક કારણ ન આપી શકાય, ત્યા સુધી પોતાની વાતને મધ્યસ્થવૃત્તિમા રોકી રાખવી

(ઊ) કોઈ ધર્મ માનનાર આખો સમુદાય કઈ મોક્ષે જશે એવુ શાસ્ત્રકારનું કહેવું નથી, પણ જેનો આત્મા ધર્મત્વ ધારણ કરશે તે, સિદ્ધિસપ્રાપ્ત થશે, એમ કહેવુ છે માટે સ્વાત્માને ધર્મ બોધની પ્રથમ પ્રાપ્તિ કરાવવી જોઈએ તેમાંનુ એક આ સાધન પણ છે, તે પરોક્ષ પ્રત્યક્ષ અનુભવ્યા વિના ખડી નાખવા યોગ્ય નથી

(એ) જો તમે પ્રતિમાને માનનાર હો તો તેનાથી જે હેતુ પાર પાડવા પરમાત્માની આજ્ઞા છે તે પાર પાડી લેવો અને જો તમે પ્રતિમાના ઉત્થાપક હો તો આ પ્રમાણોને યોગ્ય રીતે વિચારી જોજો બન્નેએ મને શત્રુ કે મિત્ર કઈ માનવો નહીં ગમે તે કહેનાર છે, એમ ગણી ગ્રથ વાચી જવો

(ઐ) આટલુ જ ખરુ અથવા આટલામાથી જ પ્રતિમાની સિદ્ધિ થાય તો અમે માનીએ એમ આગ્રહી ન થશો પણ વીરના બોધેલા શાસ્ત્રોથી સિદ્ધિ થાય તેમ ઇચ્છશો

(ઓ) એટલા જ માટે વીરના બોધેલા શાસ્ત્રો કોને કહી શકાય, અથવા માની શકાય, તે માટે પ્રથમ ધ્યાનમાં લેવુ પડશે, એથી એ સબધી પ્રથમ હુ કહીશ

(ઔ) મને સસ્કૃત, માગધી કે કોઈ ભાષાનો મારી યોગ્યતા પ્રમાણે પરિચય નથી એમ ગણી મને અપ્રમાણિક ઠરાવશો તો ન્યાયની પ્રતિકૂળ જવુ પડશે, માટે મારુ કહેવુ શાસ્ત્ર અને આત્મ મધ્યસ્થતાથી તપાસશો

(અ) યોગ્ય લાગે નહીં, એવા કોઈ મારા વિચાર હોય તો સહર્ષ પૂછશો પણ તે પહેલા તે વિષે તમારી સમજણથી શકારૂપ નિર્ણય કરી બેસશો નહીં

(અ) ટૂકામા કહેવાનુ એ કે, જેમ કલ્યાણ થાય તેમ પ્રવર્તવા સબધમા મારુ કહેવુ અયોગ્ય લાગતુ હોય તો, તે માટે યથાર્થ વિચાર કરી પછી જેમ હોય તેમ માન્ય કરવુ

૬૯૭ સઘળા કરતા ધર્મવર્ગ પ્રિય માનીશ
૬૯૮ તારો ધર્મ ત્રિકરણ શુદ્ધ સેવવામા પ્રમાદ નહી કરુ
૬૯૯
૭૦૦

---

[ ૬ ] ## ૨૦

એકાતવાદ એ જ જ્ઞાનની અપૂર્ણતાની નિશાની, હે વાદીઓ! મને તમારે માટે દર્શાવે છે, કારણ 'શિખાઉ' કવિઓ કાવ્યમા જેમ તેમ ખામી દાબવા 'જ' શબ્દનો ઉપયોગ કરે છે, તેમ, તમે પણ 'જ' એટલે 'નિશ્ચયતા', 'શિખાઉ' જ્ઞાન વડે કહો છો મારો મહાવીર એમ કોઈ કાળે કહે નહીં, એ જ એની સત્કવિની પેઠે ચમત્કૃતિ છે!!!

---

[ ૭ ] ## ૨૧

## વચનામૃત

૧ આ તો અખ ડ સિદ્ધાત માનજો કે સ યોગ, વિયોગ, સુખ, દુ ખ, ખેદ, આન દ, અણુરાગ, અનુરાગ ઇત્યાદિ યોગ કોઈ વ્યવસ્થિત કારણને લઈ ને રહ્યા છે

૨ એકાત ભાવી કે એકાત ન્યાયદોષને સન્માન ન આપજો

૩ કોઈ નો પણ સમાગમ કરવા યોગ્ય નથી છતાં જ્યા સુધી તેવી દશા ન થાય ત્યાં સુધી સત્પુરુષનો સમાગમ અવશ્ય સેવવો ઘટે છે

૪ જે કૃત્યમા પરિણામે દુ ખ છે તેને સન્માન આપતા પ્રથમ વિચાર કરો.

૫ કોઈ ને અ ત કરણ આપશો નહીં, આપો તેનાથી ભિન્નતા રાખશો નહીં, ભિન્નતા રાખો ત્યાં અ ત'કરણ આપ્યું તે ન આપ્યા સમાન છે

૬ એક ભોગ ભોગવે છે છતાં કર્મની વૃદ્ધિ નથી કરતો, અને એક ભોગ નથી ભોગવતો છતા કર્મની વૃદ્ધિ કરે છે, એ આશ્ચર્યકારક પણ સમજવા યોગ્ય કથન છે

૭ યોગાનુયોગે બનેલુ કૃત્ય બહુ સિદ્ધિને આપે છે

૮ આપણે જેનાથી પટ તર પામ્યા તેને સર્વસ્વ અર્પણ કરતા અટકશો નહી

૯ તો જ લોકાપવાદ સહન કરવા કે જેથી તે જ લોકો પોતે કરેલા અપવાદનો પુન. પશ્ચાત્તાપ કરે.

૧૦ હજારો ઉપદેશવચનો, કથન સાભળવા કરતા તેમાના થોડા વચનો પણ વિચારવા તે વિશેષ કલ્યાણકારી છે

૧૧ નિયમથી કરેલુ કામ ત્વરાથી થાય છે, ધારેલી સિદ્ધિ આપે છે, આન દના કારણરૂપ થઈ પડે છે

૧૨ જ્ઞાનીઓએ એકત્ર કરેલા અદ્ભુત નિધિના ઉપભોગી થાઓ

૧૩ સ્ત્રીજાતિમા જેટલુ માયાકપટ છે તેટલુ ભોળપણુ પણ છે

૧૪ પઠન કરવા કરતા મનન કરવા ભણી બહુ લક્ષ આપજો

૧૫ મહાપુરુષના આચરણ જોવા કરતા તેનું અ ત કરણ જોવુ એ વધારે પરીક્ષા છે

૧૬ વચનસપ્તશતી[1] પુન પુન સ્મરણમા રાખો

---

૧ સાતસો મહાનીતિ જુઓ આંક ન ૧૯

# વર્ષ ૨૨ મું

[૨૧] ૪૧ ભરૂચ, માગશર સુદિ ૩, ગુરુ, ૧૯૪૫

પત્રથી સર્વ વિગત વિદિત થઈ અપરાધ નથી, પણ પરતંત્રતા છે નિરંતર સત્પુરુષની કૃપાદૃષ્ટિને ઇચ્છો, અને શોક રહિત રહો એ મારી પરમ ભલામણ છે તે સ્વીકારશો વિશેષ ન દર્શાવો તોપણ આ આત્માને તે સંબંધી લક્ષ છે મુરબ્બીઓને ખુશીમા રાખો ખરી ધીરજ ધરો પૂર્ણ ખુશીમા છુ

---

[૨૨] ૪૨ ભરૂચ, માગશર સુદ ૧૨, ૧૯૪૫

ચિ જૂઠાભાઈ,

જ્યા પત્ર આપવા જાઓ છો ત્યા નિરંતર કુશળતા પૂછતા રહેશો પ્રભુભક્તિમા તત્પર રહેશો. નિયમને અનુસરશો, અને સર્વ વડીલોની આજ્ઞામા અનુકૂળ રહેશો, એમ મારી ભલામણ છે

જગતમાં નિરાગીત્વ, વિનયતા અને સત્પુરુષની આજ્ઞા એ નહીં મળવાથી આ આત્મા અનાદિ કાળથી રખડ્યો, પણ નિરુપાયતા થઈ તે થઈ હવે આપણે પુરુષાર્થ કરવો ઉચિત છે જય થાઓ!

અહીં ચારેક દિવસ રોકાવાનું થશે

વિ૦ રાયચંદ

૪૪ શુક્લ નિર્જનાવસ્થાને હુ બહુ માન્ય કરુ છુ
૪૫ સૃષ્ટિલીલામા શાતભાવથી તપશ્ચર્યા કરવી એ પણ ઉત્તમ છે
૪૬ એકાંતિક કથન કથનાર જ્ઞાની ન કહી શકાય
૪૭ શુક્લ અ ત.કરણ વિના મારાં કથનને કોણ દાદ આપશે ?
૪૮ જ્ઞાતપુત્ર ભગવાનના કથનની જ બલિહારી છે
૪૯ હું તમારી મૂર્ખતા પર હસુ છુ કે — નથી જાણતા ગુપ્ત ચમત્કારને છતા ગુરુપદ પ્રાપ્ત કરવા મારી પાસે કા પધારો ?
૫૦ અહો ! મને તો કૃતઘ્ની જ મળતા જણાય છે, આ કેવી વિચિત્રતા છે !
૫૧ મારા પર કોઈ રાગ કરો તેથી હુ રાજી નથી, પરતુ ક ટાળો આપશો તો હુ સ્તબ્ધ થઈ જઈશ અને એ મને પોસાશે પણ નહી
૫૨ હુ કહુ છુ એમ કોઈ કરશો ? મારુ કહેલુ સઘળુ માન્ય રાખશો ? મારા કહેલા ધાકડે ધાકડ પણ અ ગીકૃત કરશો ? હા હોય તો જ હે સત્પુરુષ ! તુ મારી ઇચ્છા કરજે
૫૩ સ સારી જીવોએ પોતાના લાભને માટે દ્રવ્યરૂપે મને હસતો રમતો મનુષ્ય લીલામય કર્યો !
૫૪ દેવદેવીની તુષમાનતાને શુ કરીશુ ? જગતની તુષમાનતાને શુ કરીશુ ? તુષમાનતા સત્પુરુષની ઇચ્છો
૫૫ હુ સચ્ચિદાન દ પરમાત્મા છુ
૫૬ એમ સમજો કે તમે તમારા આત્માના હિત માટે પરવરવાની અભિલાષા રાખતા છતા એથી નિરાશા પ્રાપ્ત થઈ તો તે પણ તમારુ આત્મહિત જ છે
૫૭ તમારા શુભ વિચારમા પાર પડો, નહી તો સ્થિર ચિત્તથી પાર પડયા છો એમ સમજો
૫૮ જ્ઞાનીઓ અ તર ગ ખેદ અને હર્ષથી રહિત હોય છે
૫૯ જ્યા સુધી તે તત્ત્વની પ્રાપ્તિ નહી થાય ત્યા સુધી મોક્ષની તાત્પર્યતા મળી નથી
૬૦ નિયમ પાળવાનું દૃઢ કરતા છતા નથી પળતો એ પૂર્વકર્મનો જ દોષ છે એમ જ્ઞાનીઓનુ કહેવું છે
૬૧ સ સારરૂપી કુટુ બને ઘેર આપણો આત્મા પરોણા દાખલ છે
૬૨ એ જ ભાગ્યશાલી કે જે દુર્ભાગ્યશાલીની દયા ખાય છે
૬૩ શુભ દ્રવ્ય એ શુભ ભાવનું નિમિત્ત મહર્ષિઓ કહે છે
૬૪ સ્થિર ચિત્ત કરીને ધર્મ અને શુક્લ ધ્યાનમા પ્રવૃત્તિ કરો
૬૫ પરિગ્રહની મૂર્છા પાપનુ મૂળ છે
૬૬ જે કૃત્ય કરવા વખતે વ્યામોહસ યુક્ત ખેદમા છો, અને પરિણામે પણ પસ્તાઓ છો, તો તે કૃત્યને પૂર્વકર્મનો દોષ જ્ઞાનીઓ કહે છે
૬૭ જડભરત અને જનક વિદેહીની દશા મને પ્રાપ્ત થાઓ
૬૮ સત્પુરુષના અ ત કરણે આચર્યો કિવા કહ્યો તે ધર્મ
૬૯ અ તર ગ મોહગ્રન્થી જેની ગઈ તે પરમાત્મા છે
૭૦ વ્રત લઈને ઉલ્લાસિત પરિણામે ભાગશો નહી
૭૧ એક નિષ્ઠાએ જ્ઞાનીની આજ્ઞા આરાધતાં તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે
૭૨ ક્રિયા એ કર્મ, ઉપયોગ એ ધર્મ, પરિણામ એ બ ધ, ભ્રમ એ મિથ્યાત્વ, બ્રહ્મ તે આત્મા અને શ કા એ જ શલ્ય છે શોકને સ ભારવો નહીં, આ ઉત્તમ વસ્તુ જ્ઞાનીઓએ મને આપી
૭૩ જગત જેમ છે તેમ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જુઓ

બીજુ ચિત્રપટ તૈયાર નહીં હોવાથી જે છે તે મોકલ્યુ છુ મારાથી દૂર રહેવામાં તમારી આશ્ર્યતા હાનિ પામે તેમ ન થવું જોઈએ સર્વ આનંદમય જ થશે અત્યારે એ જ

રાયચંદના પ્રણામ

[ ૨૬ ]

૪૭ વવાણિયા બંદર, મહા સુદ ૧૪, બુધ, ૧૯૪૫

સત્પુરુષોને નમસ્કાર

સુજ્ઞ,

મારા તરફથી એક પત્ર પહોંચ્યું હશે

તમારો પત્ર મે મનન કર્યો તમારી વૃત્તિમા થયેલો ફેરફાર આત્મહિતસ્વી મને લાગે છે

અનંતાનુબંધી ક્રોધ, અનંતાનુબંધી માન, અનંતાનુબંધી માયા અને અનંતાનુબંધી લોભ એ ચાર તથા મિથ્યાત્વમોહિની, મિશ્રમોહિની, સમ્યક્ત્વમોહિની એ ત્રણ એમ એ સાત પ્રકૃતિ જ્યાં સુધી ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય થતી નથી ત્યા સુધી સમ્યક્દૃષ્ટિ થવુ સંભવતુ નથી એ સાત પ્રકૃતિ જેમ જેમ મંદતાને પામે તેમ તેમ સમ્યક્ત્વનો ઉદય થાય છે તે પ્રકૃતિઓની ગ્રંથિ છેદવી પરમ દુર્લભ છે જેની તે ગ્રંથિ છેદાઈ તેને આત્મા હસ્તગત થવો સુલભ છે તત્ત્વજ્ઞાનીઓએ એ જ ગ્રંથિને ભેદવાનો ફરી ફરીને બોધ કર્યો છે જે આત્મા અપ્રમાદપણે તે ભેદવા ભણી દૃષ્ટિ આપશે તે આત્મા આત્મત્વને પામશે એ નિ સંદેહ છે

એ [1]વસ્તુથી આત્મા અનંત કાળથી ભરપૂર રહ્યો છે એમા દૃષ્ટિ હોવાથી નિજ ગૃહ પર તેની યથાર્થ દૃષ્ટિ થઈ નથી ખરી તો પાત્રતા, પણ હુ એ, કષાયાદિક ઉપશમ પામવામા તમને નિમિત્તભૂત થયો એમ તમે ગણો છો, માટે મને એ જ આનંદ માનવાનું કારણ છે કે નિર્ગ્રંથ શાસનની કૃપાપ્રસાદીનો લાભ લેવાનો સુંદર વખત મને મળશે એમ સંભવે છે જ્ઞાનીદૃષ્ટ તે ખરુ

જગતમા સત્પરમાત્માની ભક્તિ—સત્ગુરુ—સત્સંગ—સત્શાસ્ત્રાધ્યયન—સમ્યક્ દૃષ્ટિપણુ અને સત્યોગ એ કોઈ કાળે પ્રાપ્ત થયાં નથી થયા હોત તો આવી દશા હોત નહીં પણ જાગ્યા ત્યાથી પ્રભાત એમ રૂડા પુરુષોનો બોધ ધ્યાનમા વિનયપૂર્વક આગ્રહી તે વસ્તુ માટે પ્રયત્ન કરવુ એ જ અનંત ભવની નિષ્ફળતાનુ એક ભવે સફળ થવું મને સમજાય છે

સદ્ગુરુના ઉપદેશ વિના અને જીવની સત્પાત્રતા વિના એમ થવુ અટક્યુ છે તેની પ્રાપ્તિ કરીને સંસારતાપથી અત્યંત તપાયમાન આત્માને શીતળ કરવો એ જ કૃતકૃત્યતા છે

એ પ્રયોજનમા તમારુ ચિત્ત આકર્ષાયું એ સર્વોત્તમ ભાગ્યનો અંશ છે આશીર્વચન છે કે તેમા તમે ફળીભૂત થાઓ

ભિક્ષા સંબંધી પ્રયત્નતા હમણા મુલતવો જ્યા સુધી સંસાર જેમ ભોગવવો નિમિત્ત હશે તેમ ભોગવવો પડશે તે વિના છૂટકો પણ નથી અનાયાસે યોગ્ય જગા સાપડી જાય તો તેમ, નહીં તો પ્રયત્ન કરશો અને ભિક્ષાટન સંબંધી યોગ્ય વેળાએ પુન પૂછશો વિદ્યમાનતા હશે તો ઉત્તર આપીશ

"ધર્મ" એ વસ્તુ બહુ ગુપ્ત રહી છે તે બાહ્ય સંશોધનથી મળવાની નથી અપૂર્વ અંતર સંશોધનથી તે પ્રાપ્ત થાય છે, તે અંતરસંશોધન કોઈક મહાભાગ્ય સદ્ગુરુ અનુગ્રહે પામે છે

તમારા વિચારો સુંદર શ્રેણીમા આવેલા જોઈ મારા અંતઃકરણે જે લાગણી ઉત્પન્ન કરી છે તે અહીં દર્શાવતા સકારણ અટકી જઉ છુ

ચિ દયાળભાઈ પાસે જશો કંઈ દર્શાવે તો મને જણાવશો

---

1 ગ્રંથિ

૧૦૫ પાર્શ્વનાથ સ્વામીનું ધ્યાન યોગીઓએ અવશ્ય સ્મરવું જોઈએ છે નિ૰ — એ નાગની છત્રછાયા વેળાનો પાર્શ્વનાથ ઓર હતો!

૧૦૬ ગજસુકુમારની ક્ષમા અને રાજેમતી રહનેમીને બોધે છે તે બોધ મને પ્રાપ્ત થાઓ

૧૦૭ ભોગ ભોગવતા સુધી [જ્યા સુધી તે કર્મ છે ત્યા સુધી] મને યોગ જ પ્રાપ્ત રહો!

૧૦૮ સર્વશાસ્ત્રનુ એક તત્ત્વ મને મળ્યું છે એમ કહું તો મારુ અહ પદ નથી

૧૦૯ ન્યાય મને બહુ પ્રિય છે વીરની શૈલી એ જ ન્યાય છે, સમજવુ દુર્લભ છે.

૧૧૦ પવિત્ર પુરુષોની કૃપાદૃષ્ટિ એ જ સમ્યક્દર્શન છે

૧૧૧ ભર્તૃહરિએ કહેલો ત્યાગ વિશુદ્ધ બુદ્ધિથી વિચારતા ઘણી ઊર્ધ્વજ્ઞાનદશા થતા સુધી વર્તે છે

૧૧૨ કોઈ ધર્મથી હુ વિરુદ્ધ નથી સર્વ ધર્મ હુ પાળુ છુ તમે સઘળા ધર્મથી વિરુદ્ધ છો એમ કહેવામા મારો ઉત્તમ હેતુ છે

૧૧૩ તમારો માનેલો ધર્મ મને કયા પ્રમાણથી બોધો છો તે મારે જાણવુ જરૂરનુ છે

૧૧૪ શિથિલ બ ધ દૃષ્ટિથી નીચે આવીને જ વિખેરાઈ જાય (—જો નિર્જરામા આવે તો)

૧૧૫ કોઈ પણ શાસ્ત્રમા મને શ કા ન હો

૧૧૬ દુ ખના માર્યા વૈરાગ્ય લઈ જગતને આ લોકો ભ્રમાવે છે

૧૧૭ અત્યારે, હુ કોણ છુ એનું મને પૂર્ણ ભાન નથી

૧૧૮ તુ સત્પુરુષનો શિષ્ય છે

૧૧૯ એ જ મારી આકાક્ષા છે

૧૨૦ મને કોઈ ગજસુકુમાર જેવો વખત આવો

૧૨૧ કોઈ રાજેમતી જેવો વખત આવો

૧૨૨ સત્પુરુષો કહેતા નથી, કરતા નથી, છતા તેની સત્પુરુષતા નિર્વિકાર મુખમુદ્રામા રહી છે

૧૨૩ સ સ્થાનવિચયધ્યાન પૂર્વધારીઓને પ્રાપ્ત થતુ હશે એમ માનવુ યોગ્ય લાગે છે તમે પણ તેને ધ્યાવન કરો

૧૨૪ આત્મા જેવો કોઈ દેવ નથી

૧૨૫ કોણ ભાગ્યશાળી? અવિરતિ સમ્યગ્દૃષ્ટિ કે વિરતિ?

૧૨૬ કોઈની આજીવિકા તોડશો નહીં

---

[૯] **૨૨**

## સ્વરોદય જ્ઞાન

મુબઈ, કારતક ૧૯૪૩

આ ગ્ર થ 'સ્વરોદયજ્ઞાન' વાચનારના કરકમળમા મૂકતા તે વિષે કેટલીક પ્રસ્તાવના કરવી યોગ્ય છે એમ ગણી તેવી પ્રવૃત્તિ કરુ છુ 'સ્વરોદયજ્ઞાન'ની ભાષા અર્ધ હિન્દી અને અર્ધ ગુજરાતી આપણે જોઈ શકીશુ તેના કર્ત્તા એ આત્માનુભવી માણુસ હતા, પર તુ એમાથી એકકે ભાષા સ પ્રદાયપૂર્વક ભણ્યા હોય એવુ ક ઈ જણાતુ નથી એથી એમની આત્મશક્તિ કે યોગદશાને ક ઈ બાધા નથી, તેમ ભાષાશાસ્ત્રી થવાની તેમની ક ઈ ઇચ્છા પણ રહી હોય એમ નહીં હોવાથી પોતાને જે ક ઈ અનુભવગમ્ય થયુ છે, તેમાનો લોકોને મર્યાદાપૂર્વક ક ઈ પણ બોધ જણાવી દેવો, એ તેમની જિજ્ઞાસાથી આ ગ્ર થની ઉત્પત્તિ છે — અને એમ હોવાથી જ ભાષા કે છ દની ટાપટીપ અથવા યુક્તિપ્રયુક્તિનું વધારે દર્શન આ ગ્ર થમા જોઈ શકતા નથી

જગત જ્યારે અનાદિ અન ત માટે છે, ત્યારે પછી તેની વિચિત્રતા ભણીમા વિસ્મયતા શુ કરીએ? આજ કદાપિ જડવાદ માટે સ શોધન ચાલી રહી આત્મવાદને ઉડાવી દેવાનુ પ્રયત્ન છે — તો

૩ કોઈની થાપણ ઓળવવી
૪ વ્યસનનું સેવવું
૫ મિથ્યા આળનું મૂકવું
૬ ખોટા લેખ કરવા
૭ હિસાબમાં ચૂકવવું
૮ જુલમી ભાવ કહેવો
૯ નિર્દોષને અલ્પ માયાથી પણ છેતરવો
૧૦ ન્યૂનાધિક તોળી આપવું
૧૧ એકને બદલે બીજું અથવા મિશ્ર કરીને આપવું
૧૨ કર્માદાની ધંધો
૧૩ લાંચ કે અદત્તાદાન
—એ વાટેથી કંઈ રળવું નહીં

એ જાણે સામાન્ય વ્યવહારશુદ્ધિ ઉપજીવન અર્થે કહી ગયો.

[અપૂર્ણ]

---

[૨૮] ૪૯ વવાણિયા, માહ વદ ૭, શુક્ર, ૧૯૪૫

## સત્પુરુષોને નમસ્કાર

ગઈ કાલે સવારે તમારો પત્ર મળ્યો. કોઈ પણ રીતે ખેદ કરશો નહીં. એમ થનાર હતું તો એમ થયું એ કંઈ વિશેષ કામ ન હતું.

આત્માની એ દશાને જેમ બને તેમ અટકાવી યોગ્યતાને આધીન થઈ, તે સર્વેના મનનું સમાધાન કરી, આ સંગતને ઇચ્છો અને આ સંગત કે આ પુરુષ તે પરમાત્મતત્ત્વમાં લીન રહે એ આશીર્વાદ આપ્યા જ કરો. તન, મન, વચન અને આત્મસ્થિતિને જાળવશો. ધર્મધ્યાન ધ્યાવત કરવા ભલામણ છે.

આ પત્ર જૂઠાભાઈને તુરત આપો.

વિ૦ રાયચંદના પ્રણામ વાંચશો

---

[૨૯] ૫૦ વવાણિયા, મહા વદ ૭, શુક્ર, ૧૯૪૫

ૐ

સુજ્ઞ,

## સત્પુરુષોને નમસ્કાર

વૈરાગ્ય ભણીના મારા આત્મવર્તન વિષે પૂછો છો તે પ્રશ્નનો ઉત્તર કયા શબ્દોમાં લખું ? અને તેને માટે તમને પ્રમાણ શું આપી શકીશ ? તોપણ ટૂંકામાં એમ જ્ઞાનીનું જે માન્ય કરેલું (તત્ત્વ) સમ્મત કરીએ, કે ઉદય આવેલા પ્રાચીન કર્મો ભોગવવા, નૂતન ન બંધાય એમાં જ આપણું આત્મહિત છે એ શ્રેણીમાં વર્તન કરવા મારી પ્રપૂર્ણ આકાંક્ષા છે, પણ તે જ્ઞાનીગમ્ય હોવાથી બાહ્ય-પ્રવૃત્તિ હજુ તેનો એક અંશ પણ થઈ શકતી નથી.

આંતર્-પ્રવૃત્તિ ગમે તેટલી નિરાગશ્રેણિ ભણી વળતી હોય પણ બાહ્યને આધીન હજી વર્તવું પડે એ દેખીતું છે — બોલતાં, ચાલતાં, બેસતાં, ઊઠતાં અને કાંઈ પણ કામ કરતાં લૌકિક શ્રેણિ અનુસરીને ચાલવું પડે, જો એમ ન થઈ શકે તો લોક કુતર્કમાં જ જાય, એમ મને સંભવે છે. હ પણ કંઈક પ્રવૃત્તિ ફરતી રાખી છે.

તમારા સઘળાઓનું માનવું મારી (વૈરાગ્યમયી) વર્તનાને માટે કાંઈ વાંધાભરેલું છે તેમ જ કોઈનું માનવું મારી તે શ્રેણિ માટે શંકાભરેલું પણ હોય, એટલે તમે ઇત્યાદિ વૈરાગ્યમાં જતો ... કાવવા પ્રયત્ન કરો અને શંકાવાળા તે વૈરાગ્યના ઉપેક્ષિત થઈ ગણકારે નહીં, એથી ખેદ ... સંસારની વૃદ્ધિ કરવી પડે, એથી મારું માન્ય એમ જ છે, કે સત્ય અંતઃકરણ દર્શાવવાની પ્રાયે ... તળે બહુ જ થોડી જગ્યાઓ સંભવે છે. જેમ છે તેમ આત્માનું આત્મામાં સમાવી ... સમાધિભાવ સંયુક્ત રહે, તો પછી સંસાર ભણીના તે ખેદમાં પડવું જ નહીં. હમણાં તો નમે ...

સમુચ્ચયે નમસ્કાર કરવામા જે ભક્તિ તેના નામ લઈ પોતાનુ એકત્વ દર્શાવી વિશેષ ભક્તિનું પ્રતિપાદન કર્યું

વિનય સહિત — શબ્દથી યથાયોગ્ય વિધિનો બોધ કર્યો ભક્તિનુ મૂળ વિનય છે, એમ દર્શાવ્યુ

નિજ શીસ — એ શબ્દથી દેહના સઘળા અવયવોમા મસ્તક એ શ્રેષ્ઠ છે, અને એના નમાવવાથી સર્વાંગ નમસ્કાર થયો તેમજ શ્રેષ્ઠ વિધિ મસ્તક નમાવી નમસ્કાર કરવાની છે, એમ સૂચવ્યું નિજ શબ્દથી આત્મત્વ જુદુ દર્શાવ્યું, કે મારા ઉપાધિજન્ય દેહનુ જે ઉત્તમાગ તે (શીસ)

× × × ×

કાલજ્ઞાનાદિક થકી, લહી આગમ અનુમાન,
ગુરુ કરુના કરી કહત હૂ, શુચિ સ્વરોદયજ્ઞાન

કાલજ્ઞાન નામના ગ્રંથ વગેરેથી, જૈન સિદ્ધાન્તમા કહેલા બોધના અનુમાનથી અને ગુરુની કૃપાના પ્રતાપ વડે કરીને સ્વરોદયનુ પવિત્ર જ્ઞાન કહુ છુ

કાલજ્ઞાન એ નામનો અન્ય દર્શનમાં આયુષ્ય જાણવાનો બોધ કરનારો ઉત્તમ ગ્રંથ છે અને તે સિવાયના આદિ શબ્દથી બીજા ગ્રંથનો પણ આધાર લીધો છે, એમ કહ્યુ

આગમ અનુમાન — એ શબ્દથી એમ દર્શાવ્યું કે જૈન શાસ્ત્રમા આ વિચારો ગૌણતાએ દર્શાવ્યા છે, તેથી મારી દૃષ્ટિએ જ્યા જ્યા જેમ બોધ લીધો તેમ તેમ મે દર્શાવ્યુ છે મારી દૃષ્ટિએ અનુમાન છે, કારણ હું આગમનો પ્રત્યક્ષ જ્ઞાની નથી, એ હેતુ

ગુરુ કરુના — એ શબ્દોથી એમ કહ્યુ કે કાલજ્ઞાન અને આગમના અનુમાનથી કહેવાની મારી સમર્થતા ન થાત, કારણ તે મારી કાલ્પનિક દૃષ્ટિનું જ્ઞાન હતું, પણ તે જ્ઞાનનો અનુભવ કરી દેનારી જે ગુરુ મહારાજની કૃપાદૃષ્ટિ —

સ્વરકા ઉદય પિછાનિયે, અતિ થિરતા ચિત્તધાર,
તાથી શુભાશુભ કીજીએ, ભાવિ વસ્તુ વિચાર

ચિત્તની અતિશય સ્થિરતા ધારણ કરીને ભાવિ વસ્તુનો વિચાર કરી "શુભાશુભ" એ,

અતિ થિરતા ચિત્ત ધાર — એ વાકયથી ચિત્તનુ સ્વસ્થપણુ કરવુ જોઈએ ત્યારે સ્વરનો ઉદય થાય — યથા યોગ્ય, એમ સૂચવ્યું શુભાશુભ ભાવિ વસ્તુ વિચાર — એ શબ્દથી એમ સૂચવ્યું કે તે જ્ઞાન પ્રતીતભૂત છે, અનુભવ કરી જુઓ।

હવે વિષયનો પ્રારંભ કરે છે :—

નાડી તો તનમે ઘણી, પણ ચૌવીસ પ્રધાન,
તામે નવ પુનિ તાહુમે, તીન અધિક કર જાન

શરીરમા નાડી તો ઘણી છે, પણ ચોવીસ તે નાડીઓમા મુખ્ય છે, તેમા વળી નવ મુખ્ય અને તેમા પણ વિશેષ તો ત્રણ જાણ

હવે તે ત્રણ નાડીના નામ કહે છે —

ઈગલા પિંગલા સુષુમના, એ તીનુ કે નામ,
ભિન્ન ભિન્ન અબ કહત હૂ, તાકે ગુણ અરુ ધામ

ઈગલા, પિંગલા, સુષુમણા એ ત્રણ નાડીના નામ છે, હવે તેના જુદા જુદા ગુણ અને રહેવાના સ્થળ કહું છુ

અલ્પાહાર નિદ્રા વશ કરે,
હેત સ્નેહ જગથી પરિહરે,

નિસ્વાર્થ પ્રેમને માટે વિશેષ શુ લખે ? હુ તમને ધનાદિકથી તો સહાયભૂત થઈ શકુ તેમ નથી, (તેમ તેવુ પરમાત્માનુ યોગબળ પણ ન કરો !) પણ આત્માથી સહાયભૂત થાઉ અને કલ્યાણની વાટે તમને લાવી શકુ, તો સર્વ જય મગળ જ છે આટલુ તેઓને વચાવશો તેમાનુ તમને પણ કેટલુક મનન કરવારૂપ છે

દયાળભાઈની પાસે જતા રહેશો નોકરીમાથી જ્યારે જ્યારે વચ્ચે વખત મળે ત્યારે ત્યારે તેમના સત્સગમા રહેશો એમ મારી ભલામણ છે અત્યારે એ જ

વિ૦ રાયચદના પ્રણામ, સત્પુરુષોને નમસ્કાર સમેત

---

**૫૩** વવાણિયા, ફાગણ સુદ ૬, શુક્ર, ૧૯૪૫

ચિ૦,

જે જે તમારી અભિલાષાઓ છે તેને સમ્યક્ પ્રકારે નિયમમા આણો અને ફળીભૂત થાય તેવું પ્રયત્ન કરો એ મારી ઇચ્છના છે શોચ ન કરો, યોગ્ય થઈ રહેશે

સત્સગ શોધો સત્પુરુષની ભક્તિ કરો

વિ૦ રાયચદના પ્રણામ

---

[ ૩૨ ] **૫૪** વવાણિયા, ફાલ્ગુન સુદ ૯, રવિ, ૧૯૪૫

## નિર્ગ્રંથ મહાત્માઓને નમસ્કાર

મોક્ષના માર્ગ બે નથી જે જે પુરુષો મોક્ષરૂપ પરમશાતિને ભૂતકાળે પામ્યા, તે તે સઘ સત્પુરુષો એક જ માર્ગથી પામ્યા છે, વર્તમાનકાળે પણ તેથી જ પામે છે, ભવિષ્યકાળે પણ તેથી પામશે તે માર્ગમા મતભેદ નથી, અસરળતા નથી, ઉન્મત્તતા નથી, ભેદાભેદ નથી, માન્યામાન્ય ન[illegible] તે સરળ માર્ગ છે, તે સમાધિમાર્ગ છે, તથા તે સ્થિર માર્ગ છે, અને સ્વાભાવિક શાતિસ્વરૂપ [illegible] સર્વકાળે તે માર્ગનું હોવાપણુ છે, જે માર્ગના મર્મને પામ્યા વિના કોઈ ભૂતકાળે મોક્ષ પામ્યા નથ[illegible] વર્તમાનકાળે પામતા નથી, અને ભવિષ્યકાળે પામશે નહી

શ્રી જિને સહસ્રગમે ક્રિયાઓ અને સહસ્રગમે ઉપદેશો એ એક જ માર્ગ આપવા માટે કહ્[illegible] છે અને તે માર્ગને અર્થે તે ક્રિયાઓ અને ઉપદેશો ગ્રહણ થાય તો સફળ છે અને એ માર્ગને ભૂલી જઈ તે ક્રિયાઓ અને ઉપદેશો ગ્રહણ થાય તો સૌ નિષ્ફળ છે

શ્રી મહાવીર જે વાટેથી તર્યા તે વાટેથી શ્રીકૃષ્ણ તરશે જે વાટેથી શ્રીકૃષ્ણ તરશે તે વાટેથી શ્રીમહાવીર તર્યા છે એ વાટ ગમે ત્યા બેઠા, ગમે તે કાળે, ગમે તે શ્રેણિમા, ગમે તે યોગમા [illegible] પમાશે, ત્યારે તે પવિત્ર, શાશ્વત, સત્પદના અનત અતીદ્રિય સુખનો અનુભવ થશે તે વાટ સર્[illegible] સ્થળે સભવિત છે યોગ્ય સામગ્રી નહીં મેળવવાથી ભવ્ય પણ એ માર્ગ પામતા અટકયા છે, તથ[illegible] અટકશે અને અટકયા હતા

કોઈ પણ ધર્મ સબધી મતભેદ રાખવો છોડી દઈ એકાગ્ર ભાવથી સમ્યક્‌યોગે જે માર્ગ [illegible] કરવાનો છે, તે એ જ છે માન્યામાન્ય, ભેદાભેદ કે સત્યાસત્ય માટે વિચાર કરનાર કે બોધ દેનાર [illegible] મોક્ષને માટે જેટલા ભવનો વિલબ હશે, તેટલા સમયનો (ગૌણતાએ) મ[illegible] શોધક ને ત[illegible] દ્વાર પર આવી પહોચેલાને વિલબ નહીં હશે

વિશેષ શુ કહેવુ ? તે માર્ગ આત્મામા રહ્યો છે આત્મત્વપ્રાપ્ય પુરુષ — નિર્ગ્રંથ [illegible] જ્યારે યોગ્યતા ગણી તે આત્મત્વ અર્પશે — ઉદય આપશે — ત્યારે જ તે પ્રાપ્ત થશે, ત્યારે [illegible]

૬ નવાં કર્મ બાધવા નહી અને જૂના ભોગવી લેવા, એવી જેની અચળ જિજ્ઞાસા છે તે તે પ્રમાણે વર્તી શકે છે

૭ જે કૃત્યનું પરિણામ ધર્મ નથી, તે કૃત્ય મૂળથી જ કરવાની ઇચ્છા રહેવા દેવી જોઈતી નથી

૮ મન જો શંકાશીલ થઈ ગયું હોય તો 'દ્રવ્યાનુયોગ' વિચારવો યોગ્ય છે, પ્રમાદી થઈ ગયુ હોય તો 'ચરણકરણાનુયોગ' વિચારવો યોગ્ય છે, અને કષાયી થઈ ગયુ હોય તો 'ધર્મકથાનુયોગ' વિચારવો યોગ્ય છે, જડ થઈ ગયું હોય તો 'ગણિતાનુયોગ' વિચારવો યોગ્ય છે

૯ કોઈ પણ કામની નિરાશા ઇચ્છવી, પરિણામે પછી જેટલી સિદ્ધિ થઈ તેટલો લાભ, આમ કરવાથી સતોષી રહેવાશે

૧૦ પૃથ્વી સબધી ક્લેશ થાય તો એમ સમજી લેજે કે તે સાથે આવવાની નથી, ઊલટો હુ તેને દેહ આપી જવાનો છુ, વળી તે કઈ મૂલ્યવાન નથી સ્ત્રી સંબધી ક્લેશ, શકા ભાવ થાય તો આમ સમજી અન્ય ભોક્તા પ્રત્યે હસજે કે તે મળમૂત્રની ખાણમા મોહી પડચો, (જે વસ્તુનો આપણે નિત્ય ત્યાગ કરીએ છીએ તેમા !) ધન સબધી નિરાશા કે ક્લેશ થાય તો તે ઊચી જાતના કાકરા છે એમ સમજી સતોષ રાખજે, ક્રમે કરીને તો તું નિસ્પૃહી થઈ શકીશ

૧૧ તેનો તુ બોધ પામ કે જેનાથી સમાધિમરણની પ્રાપ્તિ થાય

૧૨ એક વાર જો સમાધિમરણ થયું તો સર્વ કાળના અસમાધિમરણ ટળશે

૧૩ સર્વોત્તમ પદ સર્વત્યાગીનુ છે

---

## ૨૬

વવાણિયાબદર, ૧૯૪૩

સુજ્ઞશ્રી ચત્રભુજ બેચર,

પત્રનો ઉત્તર નથી લખી શકચો

તમામ મનની વિચિત્ર દશાને લીધે છે રાષ કે માન એ બેમાંનું કાંઈ નથી કાઈક સંસારભાવની ગમગીની તો ખરી એ ઉપરથી આપે કટાળી જવુ ન જોઈએ ક્ષમા ચાહીએ વાતનું વિસ્મરણ કરવા વિનંતી છે

× × × ×

સાવચેતી શૂરાનું ભૂષણ છે

જિનાય નમ:

---

## ૨૭

મુંબઈ, સં ૧૯૪૩

મહાશય,

તમારી પત્રિકા પહોચી હતી વિગત વિદિત થઈ ઉત્તરમાં, મને કોઈ પણ પ્રકારે ખોટુ લાગ્યુ નથી વૈરાગ્યને લીધે જોઈતા ખુલાસા લખી શકતો નથી જોકે અન્ય કોઈને તો પહોચ પણ લખી શકતો નથી, તોપણ તમે મારા હૃદયરૂપ એટલે પહોચ ઇ૦ લખી શકુ છુ હુ કેવળ હૃદયત્યાગી છુ થોડી મુદ્દતમા કઈક અદ્ભુત કરવાને તત્પર છુ સસારથી કટાળ્યો છુ

હુ બીજો મહાવીર છુ, એમ મને આત્મિક શક્તિ વડે જણાયુ છે મારા ગ્રહ દશ વિદ્વાનોએ મળી પરમેશ્વરગ્રહ ઠરાવ્યા છે સત્ય કહું છુ કે હુ સર્વજ્ઞ સમાન સ્થિતિમા છુ વૈરાગ્યમા ઝીલુ છુ

આશુપ્રજ્ઞ રાજચદ્ર

દુનિયા મતભેદના બધનથી તત્ત્વ પામી શકી નથી સત્ય સુખ અને સત્ય આનદ તે આમાં નથી તે સ્થાપન થવા એક ખરો ધર્મ ચલાવવા માટે આત્માએ ઝપલાવ્યું છે જે ધર્મ પ્રવર્તાવીશ જ

[ ૩૫ ] ૫૮ મોરબી, ચૈત્ર વદ ૧૦, ૧૯૪૫

ચિ૦,

તમારા બન્નેના પત્રો મળ્યા સ્યાદ્વાદદર્શન સ્વરૂપ પામવા માટે તમારી પરમ જિજ્ઞાસાથી સંતોષ પામ્યો છું પણ આ એક વચન અવશ્ય સ્મરણમા રાખશો, કે શાસ્ત્રમા માર્ગ કહ્યો છે, મર્મ કહ્યો નથી મર્મ તો સત્પુરુષના અંતરાત્મામાં રહ્યો છે એ માટે મેળાપે વિશેષ ચર્ચી શકાય

ધર્મનો રસ્તો સરળ, સ્વચ્છ અને સહજ છે, પણ તે વિરલ આત્માઓ પામ્યા છે, પામે છે અને પામશે

માગેલ કાવ્યો પ્રસંગ લઈને મોકલીશ દોહરાના અર્થ માટે પણ તેમ જ હમણા તો આ ચાર ભાવના ભાવશો :

મૈત્રી ( સર્વ જગત ઉપર નિર્વૈરબુદ્ધિ ), અનુકંપા ( તેમનાં દુઃખ ઉપર કરુણા ), પ્રમોદ ( આત્મગુણ દેખી આનંદ ), ઉપેક્ષા ( નિસ્પૃહ બુદ્ધિ ) એથી પાત્રતા આવશે

---

[ ૩૬ ( ૧-૨ ) ] ૫૯ વવાણિયા, વૈશાખ સુદ ૧, ૧૯૪૫

તમારી દેહસંબંધી સ્થિતિ શોચનીય જાણી વ્યવહારની અપેક્ષાએ ખેદ થાય છે માગ પર અતિશય ભાવના રાખી વર્તવાની તમારી ઇચ્છાને હું રોકી શકતો નથી, પણ તેવી ભાવના ભાવતાં તમારા દેહને યત્કિંચિત્ હાનિ થાય તેમ ન કરો મારા પર તમારો રાગ રહે છે, તેને લીધે તમારા પર રાગ રાખવા મારી ઇચ્છા નથી, પરંતુ તમે એક ધર્મપાત્ર જીવ છો અને મને ધર્મપાત્ર પર કંઈ વિશેષ અનુરાગ ઉપજાવવાની પરમ ઇચ્છના છે, તેને લીધે કોઈ પણ રીતે તમારા પર ઇચ્છના કંઈ અંશે પણ વર્તે છે

નિરંતર સમાધિ ભાવમા રહો હું તમારી સમીપ જ બેઠો છું એમ સમજો દેહદર્શનનું અત્યારે જાણે ધ્યાન બસેડી આત્મદર્શનમા સ્થિર રહો સમીપ જ છું, એમ ગણી શોક ઘટાડો, જરૂર ઘટાડો આરોગ્યતા વધશે, જિંદગીની સંભાળ રાખો, હમણા દેહત્યાગનો ભય ન સમજો, એવો વખત હશે તો અને જ્ઞાનીદૃશ્ય હશે તો જરૂર આગળથી કોઈ જણાવશે કે પહોચી વળશે હમણા તો તેમ નથી

તે પુરુષને પ્રત્યેક લઘુ કામના આરંભમા પણ સંભારો, સમીપ જ છે જ્ઞાનીદૃશ્ય તો થોડો વખત વિયોગ રહી સંયોગ થશે અને સર્વ સારું જ થઈ રહેશે

દશવૈકાલિક સિદ્ધાંત હમણાં પુનઃ મનન કરું છું અપૂર્વ વાત છે

જો પદ્માસન વાળીને કિંવા સ્થિર આસનથી બેસી શકાતું હોય, સૂઈ શકાતું હોય તોપણ ચાલે, પણ સ્થિરતા જોઈએ, ચળવિચળ દેહ ન થતો હોય, તો આંખો વીંચી[1] જઈ નાભિના ભાગ પર દૃષ્ટિ પહોચાડી, પછી છાતીના મધ્ય ભાગમા આણી, કપાળના મધ્ય ભાગમા તે દૃષ્ટિ ઠેઠ લાવી, સર્વ જગત શૂન્યાભાસરૂપ ચિંતવી, પોતાના દેહમા સર્વ સ્થળે એક તેજ વ્યાપ્યું છે એવો ભાસ લઈ જે રૂપે પાર્શ્વનાથાદિક અર્હંતની પ્રતિમા સ્થિર ધવળ દેખાય છે, તેવો ખ્યાલ છાતીના મધ્ય ભાગમા કંઈ તેટલામાથી કંઈ થઈ ન શકતું હોય તો મારું બભેઞબણું ( મે જે તેમની કોટે બાંધ્યું હતું ) તે દેખી સવારના ચાર વાગે કે પાંચ વાગે જાગૃતિ પામી સોડ તાણી એકાગ્રતા ચિંતવવી અર્હંત સ્વરૂપનું ચિંતવન, બને તો કરવું નહી તો કંઈ પણ નહીં ચિંતવતા સમાધિ કે બોધિ એ શબ્દો જ ચિંતવવા અત્યારે એટલું જ પરમ કલ્યાણની એક શ્રેણિ થશે ઓછામા ઓછી આઠ પળ અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત સ્થિતિ રાખવી

વિ૦ રાયચંદ

---

૧. મીંચી, બંધ કરી

# વર્ષ ૨૧ મું

૨૯ મુબઈ, કારતક સુદ ૫, ૧૯૪૪

રા રા ચત્રભુજ બેચરની સેવામાં વિનય વિનતિ કે —

મારા સબધી નિરતર નિશ્ચિત રહેશો આપના સબધી હુ ચિતાતુર રહીશ

જેમ બને તેમ આપના ભાઈઓમા પ્રીતિ અને સપ શાતિની વૃદ્ધિ કરજો એમ કરવુ મારા પર કૃપાભરેલુ ઠરશે

વખતનો રૂડો ઉપયોગ કરતા રહેશો, ગામ નાનુ છે તોપણ

'પ્રવીણસાગર'ની તજવીજ કરી મોકલાવી દઈશ

નિરતર સઘળા પ્રકારથી નિશ્ચિત રહેશોજી

— — - લિ રાયચદના જિનાય નમ

---

[૧૨] ૩૦ મુબઈ, પોષ વદ ૧૦, બુધવાર, ૧૯૪૪

[૧]લગ્નસબધી તેઓએ જે મિતિ નિશ્ચિત રાખી છે, તે વિષે તેઓનો આગ્રહ છે તો ભલે તે મિતિ નિશ્ચયરૂપ રહી

લક્ષ્મી પર પ્રીતિ નહી છતા કોઈ પણ પરાર્થિક કામમા તે બહુ ઉપયોગી થઈ પડત એમ લાગવાથી મૌન ગ્રહી અહી તે સબધી સત્સગવડમા હતો જે સગવડનું ધારેલુ પરિણામ આવવાનો બહુ વખત નહોતો પણ એઓ ભણીનું એક મમત્વપણુ ત્વરા કરાવે છે, જેથી તે સઘળુ પડતુ મૂકી વદ

---

૧ ૧૯૪૪ મહા સુદ ૧૨ — ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ.

૨૦. જ્યારે ઉત્કૃષ્ટ સંવરની પ્રાપ્તિ કરે અને ઉત્તમ ધર્મમય થાય ત્યારે કર્મરૂપ રજ અબોધિ કલુષ એ રૂપે જીવને મલિન કરી રહી છે તેને ખંખેરે

૨૧ અબોધિ, કલુષથી ઉત્પન્ન થયેલી કર્મરજને ખંખેરે ત્યારે સર્વ જ્ઞાની થાય અને સર્વ દર્શનવાળો થાય

૨૨ જ્યારે સર્વ જ્ઞાન અને સર્વ દર્શનની પ્રાપ્તિ થાય ત્યારે નિરાગી થઈને તે કેવળી લોકાલોકનુ સ્વરૂપ જાણે

૨૩ નિરાગી થઈને કેવળી જ્યારે લોકાલોકનુ સ્વરૂપ જાણે ત્યારે પછી મન, વચન, કાયાના યોગને નિરૂધીને શૈલેશી અવસ્થાને પ્રાપ્ત થાય

૨૪ જ્યારે યોગને નિરૂધીને શૈલેશી અવસ્થાને પ્રાપ્ત થાય ત્યારે સર્વ કર્મનો ક્ષય કરી નિરંજન થઈને સિદ્ધિ પ્રત્યે જાય

(દશવૈકાલિક, અધ્યયન ૪, ગાથા ૧ થી ૨૪)

(૨)

૧ તેમા [1]પ્રથમ સ્થાનમા મહાવીરદેવે સર્વ આત્માથી સંયમરૂપ, નિપુણ અહિંસા દેખીને ઉપદેશી

૨ જગતમા જેટલા ત્રસ અને સ્થાવર પ્રાણીઓ છે તેને જાણતા અજાણતા હણવા નહીં, તેમજ હણાવવા નહીં

૩ સર્વ જીવો જીવિતને ઇચ્છે છે, મરણને ઇચ્છતા નથી, એ કારણથી પ્રાણીનો ભયકર વધ નિર્ગ્રંથે તજવો

૪ પોતાને માટે, પરને માટે ક્રોધથી કે ભયથી પ્રાણીઓને કષ્ટ થાય તેવુ અસત્ય બોલવુ નહીં તેમજ બોલાવવું નહીં

૫ મૃષાવાદને સર્વ સત્પુરુષોએ નિષેધ્યો છે,— પ્રાણીને તે અવિશ્વાસ ઉપજાવે છે તે માટે તેનો ત્યાગ કરવો

૬ સચિત્ કે અચિત્— થોડો કે ઘણો, તે એટલા સુધી કે, દંતશોધન માટે એક સળી જેટલો પરિગ્રહ, તે પણ યાચ્યા વિના લેવો નહીં

૭ પોતે અયાચ્યું લેવુ નહીં, તેમ બીજા પાસે લેવરાવવુ નહીં, તેમજ અન્ય લેનારને રૂડુ કર્યું એમ કહેવું નહી —જે સંયતિ પુરુષો છે તે એમ કરે છે

૮ મહા રૌદ્ર એવુ અબ્રહ્મચર્ય, પ્રમાદને રહેવાનુ સ્થળ, ચારિત્રનો નાશ કરનાર, તે આ જગતમા મુનિ આચરે નહી

૯ અધર્મનુ મૂળ, મહા દોષની જન્મભૂમિકા એવા જે મૈથુનના આલાપપ્રલાપ તેનો નિર્ગ્રંથે ત્યાગ કરવો

૧૦ સિંધાલૂણ, મીઠુ, તેલ, ઘી, ગોળ, એ વગેરે આહારક પદાર્થો જ્ઞાતપુત્રના વચનપ્રીતિવાળા જે મુનિઓ છે તે રાત્રિવાસ રાખે નહીં

૧૧ લોભથી તૃણનો પણ સ્પર્શ કરવો નહીં જે રાત્રિવાસ એવો કંઈ પદાર્થ રાખનાર છે તે મુનિ નહીં પણ ગૃહસ્થ

૧૨ જે વસ્ત્ર, પાત્ર, કામળી, રજોહરણ છે, તે પણ સંયમની રક્ષા માટે થઈને સાધુ પાળે, નહી તો ત્યાગે

---

૧ અઢાર સંયમ સ્થાનમા

[૧૭] ૩૫ વવાણિયા, શ્રાવણ વદ ૦)), ૧૯૪૪

ઉપાધિ ઓછી છે, એ આનંદજનક છે ધર્મકરણીનો કંઈ વખત મળતો હશે

ધર્મકરણીનો થોડો વખત મળે છે, આત્મસિદ્ધિનો પણ થોડો વખત મળે છે. શાસ્ત્રપઠન અને અન્ય વાંચનનો પણ થોડો વખત મળે છે, થોડો વખત લેખનક્રિયા રોકે છે, થોડો વખત આહાર-વિહાર-ક્રિયા રોકે છે, થોડો વખત શૌચક્રિયા રોકે છે, ૭ કલાક નિદ્રા રોકે છે, થોડો વખત મનોગજ રોકે છે, છતા ૭ કલાક વધી પડે છે સત્સંગનો લેશ અંશ પણ નહી મળવાથી બિચારો આ આત્મા વિવેકઘેલછા ભોગવે છે.

---

[૪૭] ૩૬ મુંબઈ, ભાદ્રપદ વદ ૧, શનિ, ૧૯૪૪

## વંદામિ પાદે પ્રભુ વર્દ્ધમાન

પ્રતિમાના કારણથી અહીં આગળનો સમાગમી ભાગ ઠીક પ્રતિકૂળ વર્તે છે એમ જ મતભેદથી અનંત કાળે, અનંત જન્મે પણ આત્મા ધર્મ ન પામ્યો. માટે સત્પુરુષો તેને ઇચ્છતા નથી, પણ સ્વરૂપશ્રેણિને ઇચ્છે છે

---

[૪૮] ૩૭ મુંબઈ બંદર, આસો વદ ૨, ગુરુ, ૧૯૪૪

## પાર્શ્વનાથ પરમાત્માને નમસ્કાર

પ્રિય ભાઈ સત્યાભિલાષી ઉજમસી,

રાજનગર

તમારુ હસ્તલિખિત શુભપત્ર મને કાલે સાયંકાલે મળ્યું તમારી તત્ત્વ જિજ્ઞાસા માટે વિશેષ સંતોષ થયો

જગતને રૂડુ દેખાડવા અનંતવાર પ્રયત્ન કર્યું, તેથી રૂડુ થયું નથી કેમકે પરિભ્રમણ અને પરિભ્રમણના હેતુઓ હજુ પ્રત્યક્ષ રહ્યા છે એક ભવ જો આત્માનું રૂડુ થાય તેમ વ્યતીત કરવામાં જશે, તો અનંતભવનું સાટુ વળી રહેશે, એમ હું લઘુત્વભાવે સમજ્યો છુ, અને તેમ કરવામા જ મારી પ્રવૃત્તિ છે આ મહાબંધનથી રહિત થવામા જે જે સાધન, પદાર્થ શ્રેષ્ઠ લાગે, તે ગ્રહવા એ જ માન્યતા છે, તો પછી તે માટે જગતની અનુકૂળતા–પ્રતિકૂળતા શુ જોવી? તે ગમે તેમ બોલે પણ આત્મા જો બંધનરહિત થતો હોય, સમાધિમય દશા પામતો હોય તો તેમ કરી લેવુ એટલે કીર્તિ-અપકીર્તિથી સર્વકાળને માટે રહિત થઈ શકાશે

અત્યારે એ વગેરે એમના પક્ષના લોકોના જે વિચારો મારે માટે પ્રવર્તે છે, તે મને ધ્યાનમા સ્મૃત છે, પણ વિસ્મૃત કરવા એ જ શ્રેયસ્કર છે તમે નિર્ભય રહેજો મારે માટે કોઈ કંઈ કહે તે સાભળી મૌન રહેજો, તેઓને માટે કંઈ શોક-હર્ષ કરશો નહીં જે પુરુષ પર તમારો પ્રશસ્ત રાગ છે, તેના ઇષ્ટદેવ પરમાત્મા જિન, મહાયોગીંદ્ર પાર્શ્વનાથાદિકનું સ્મરણ રાખજો અને જેમ બને તેમ નિર્મોહી થઈ મુક્ત દશાને ઇચ્છજો જીવિતવ્ય કે જીવનપૂર્ણતા સંબંધી કંઈ સંકલ્પ-વિકલ્પ કરશો નહી ઉપયોગ શુદ્ધ કરવા આ જગતના સંકલ્પ વિકલ્પને ભૂલી જજો, પાર્શ્વનાથાદિક યોગીશ્વરની દશાની સ્મૃતિ કરજો, અને તે જ અભિલાષા રાખ્યા રહેજો, એ જ તમને પુનઃ પુનઃ આશીર્વાદપૂર્વક મારી શિક્ષા છે આ અલ્પજ્ઞ આત્મા પણ તે પદનો અભિલાષી અને તે પુરુષના ચરણકમળમા તલ્લીન થયેલો દીન શિષ્ય છે તમને તેવી શ્રદ્ધાની જ શિક્ષા દે છે વીરસ્વામીનું બોધેલુ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી સર્વસ્વરૂપ યથાતથ્ય છે, એ ભૂલશો નહી તેની શિક્ષાની કોઈ પણ પ્રકારે વિરાધના થઈ હોય, તે માટે પશ્ચાત્તાપ કરજો આ કાળની અપેક્ષાએ મન, વચન, કાયા આત્મભાવે તેના ખોળામા અર્પણ

અશસ્ત અનુરક્તતા થવાથી કોઈ કોઈ વેળા આધ્યાત્મિક શૈલીસંબંધી પ્રશ્ન આપની સમીપ મૂકવાની આજ્ઞા લેવાનો આપને પરિશ્રમ આપું છું યોગ્ય લાગે તો આપ અનુકૂળ થશો

હું અર્થ કે વયસંબંધમાં વૃદ્ધ સ્થિતિવાળો નથી, તોપણ કંઈક જ્ઞાનવૃદ્ધતા આણવા માટે આપના જેવા સત્સંગને, તેમના વિચારોને અને સત્પુરુષની ચરણરજને સેવવાનો અભિલાષી છું મારું આ બાલવય એ અભિલાષામાં વિશેષ ભાગે ગયું છે, તેથી કંઈપણ સમજાયું હોય, તો (તે) બે શબ્દો સમયાનુસાર આપ જેવાની સમીપ મૂકી આત્મહિત વિશેષ કરી શકું, એ પ્રયાચના આ પત્રથી છે

આ કાળમાં પુનર્જન્મનો નિશ્ચય આત્મા શા વડે, કેવા પ્રકારે અને કઈ શ્રેણિમા કરી શકે, એ સંબંધી કંઈ મારાથી સમજાયું છે તે જો આપની આજ્ઞા હોય તો આપની સમીપ મૂકીશ

વિ૦ આપના માધ્યસ્થ વિચારોના અભિલાષી
રાયચંદ રવજીભાઈના પંચાંગી પ્રશસ્ત ભાવે પ્રણામ.

---

[ ૩૯ ] ૬૨ વવાણિયા, વૈશાખ સુદ ૧૨, ૧૯૪૫

## સત્પુરુષોને નમસ્કાર

પરમાત્માને ધ્યાવવાથી પરમાત્મા થવાય છે પણ તે ધ્યાવન આત્મા સત્પુરુષના ચરણકમળની વિનયોપાસના વિના પ્રાપ્ત કરી શકતો નથી, એ નિર્ગ્રંથ ભગવાનનું સર્વોત્કૃષ્ટ વચનામૃત છે

તમને મેં ચાર ભાવના માટે આગળ કંઈક સૂચવન કર્યું હતું, તે સૂચવન અહીં વિશેષતાથી કંઈક લખું છું

આત્માને અનંત ભ્રમણાથી સ્વરૂપમય પવિત્ર શ્રેણિમાં આણવો એ કેવું નિરુપમ સુખ છે તે કહ્યું કહેવાતું નથી, લખ્યું લખાતું નથી અને મને વિચાર્યું વિચારાતું નથી.

આ કાળમાં શુક્લધ્યાનની મુખ્યતાનો અનુભવ ભારતમા અસંભવિત છે તે ધ્યાનની પરોક્ષ કથારૂપ અમૃતતાનો રસ કેટલાક પુરુષો પ્રાપ્ત કરી શકે છે, પણ મોક્ષના માર્ગની અનુકૂળતા ઘણી વાટે પ્રથમ ધર્મધ્યાનથી છે

આ કાળમા રૂપાતીત સુધી ધર્મધ્યાનની પ્રાપ્તિ કેટલાક સત્પુરુષોને સ્વભાવે, કેટલાકને સદ્ગુરુરૂપ નિરુપમ નિમિત્તથી અને કેટલાકને સત્સંગઆદિ લઈ અનેક સાધનોથી થઈ શકે છે, પણ તેવા પુરુષો — નિર્ગ્રંથમતના — લાખોમા પણ કોઈક જ નીકળી શકે છે ઘણે ભાગે તે સત્પુરુષો ત્યાગી થઈ, એકાંત ભૂમિકામા વાસ કરે છે, કેટલાક બાહ્ય અત્યાગને લીધે સંસારમા રહ્યા છતા સંસારીપણું જ દર્શાવે છે પહેલા પુરુષનું મુખ્યોત્કૃષ્ટ અને બીજાનું ગૌણોત્કૃષ્ટ જ્ઞાન પ્રાયે કરીને ગણી શકાય

ચોથે ગુણસ્થાનકે આવેલો પુરુષ પાત્રતા પામ્યો ગણી શકાય, ત્યા ધર્મધ્યાનની ગૌણતા છે પાંચમે મધ્યમ ગૌણતા છે છઠ્ઠે મુખ્યતા પણ મધ્યમ છે સાતમે મુખ્યતા છે આપણે ગૃહવાસમાં સામાન્ય વિધિએ પાચમે ઉત્કૃષ્ટે તો આવી શકીએ, આ સિવાય ભાવની અપેક્ષા તો ઓર જ છે!

એ ધર્મધ્યાનમા ચાર ભાવનાથી ભૂષિત થવું સંભવે છે —

૧ મૈત્રી — સર્વ જગતના જીવ ભણી નિર્વૈરબુદ્ધિ

૨ પ્રમોદ — અંશમાત્ર પણ કોઈનો ગુણ નીરખીને રોમાંચિત ઉલ્લસવા

૩ કરુણા — જગતજીવના દુઃખ દેખીને અનુકંપિત થવું

૪ માધ્યસ્થ કે ઉપેક્ષા — શુદ્ધ સમદૃષ્ટિના બળવીર્યને યોગ્ય થવું

ચાર તેના આલંબન છે ચાર તેની રુચિ છે ચાર તેના પાયા છે એમ અનેક ભેદે વહેંચાયેલું ધર્મધ્યાન છે

જે પવન (શ્વાસ)નો જય કરે છે, તે મનનો જય કરે છે જે મનનો જય કરે છે તે — •

યોગ્ય આત્મા હૈ તિસકો જબ જાન્યા તબ વિશ્રામ કૈસે ન હોવે ?

---

[ ૨૦ ] ૪૦ મુબાઈ, ૧૯૪૪

વિશાળબુદ્ધિ, મધ્યસ્થતા, સરળતા, અને જિતેદ્રિયપણુ આટલા ગુણો જે આત્મામા હોય, તે તત્ત્વ પામવાનુ ઉત્તમ પાત્ર છે

અનત જન્મમરણ કરી ચૂકેલા આ આત્માની કરુણા તેવા અધિકારીને ઉત્પન્ન થાય છે અને તે જ કર્મમુક્ત થવાનો જિજ્ઞાસુ કહી શકાય છે તે જ પુરુષ યથાર્થ પદાર્થને યથાર્થ સ્વરૂપે સમજી મુક્ત થવાના પુરુષાર્થમા યોજાય છે

જે આત્મા મુક્ત થયા છે તે આત્મા કઈ સ્વચ્છદવર્તનાથી મુક્ત થયા નથી, પણ આપ્ત પુરુષે બોધેલા માર્ગના પ્રબળ અવલબનથી મુક્ત થયા છે

અનાદિકાળના મહાશત્રુરૂપ રાગ, દ્વેષ અને મોહના બધનમા તે પોતાસબધી વિચાર કરી શક્યો નથી મનુષ્યત્વ, આર્યદેશ, ઉત્તમ કુળ, શારીરિક સપત્તિ એ અપેક્ષિત સાધન છે, અને અતરગ સાધન માત્ર મુક્ત થવાની સાચી જિજ્ઞાસા એ છે

એમ જો સુલભબોધિપણાની યોગ્યતા આત્મામા આવી હોય તો તે, જે પુરુષો મુક્ત થયા છે અથવા વર્તમાનમા મુક્તપણે કે આત્મજ્ઞાનદશાએ વિચરે છે તેમણે ઉપદેશેલા માર્ગમા નિ.સદેહપણે શ્રદ્ધાશીલ થાય

રાગ, દ્વેષ અને મોહ એ જેનામાં નથી તે પુરુષ તે ત્રણ દોષથી રહિત માર્ગ ઉપદેશી શકે, અને તે જ પદ્ધતિએ નિ.સદેહપણે પ્રવર્તનારા સત્પુરુષો કા તે માર્ગ ઉપદેશી શકે

સર્વ દર્શનની શૈલીનો વિચાર કરતા એ રાગ, દ્વેષ અને મોહરહિત પુરુષનું બોધેલું નિર્ગ્રથ-દર્શન વિશેષ માનવા યોગ્ય છે

એ ત્રણ દોષથી રહિત, મહાઅતિશયથી પ્રતાપી એવા તીર્થંકર દેવ તેણે મોક્ષના કારણરૂપે જે ધર્મ બોધ્યો છે, તે ધર્મ ગમે તે મનુષ્યો સ્વીકારતા હોય પણ તે એક પદ્ધતિએ હોવા જોઈએ, આ વાત નિ:શક છે

અનેક પદ્ધતિએ અનેક મનુષ્યો તે ધર્મનુ પ્રતિપાદન કરતા હોય અને તે મનુષ્યોને પરસ્પર મતભેદનુ કારણ થતુ હોય તો તેમા તીર્થકર દેવની એક પદ્ધતિને દોષ નથી પણ તે મનુષ્યોની સમજણ શક્તિનો દોષ ગણી શકાય

એ રીતે નિર્ગ્રથધર્મપ્રવર્તક અમે છીએ, એમ જુદા જુદા મનુષ્યો કહેતા હોય, તો તેમાથી તે મનુષ્ય પ્રમાણાબાધિત ગણી શકાય કે જે વીતરાગ દેવની આજ્ઞાના સદ્ભાવે પ્રરૂપક અને પ્રવર્તક હોય

આ કાળ દુસમ નામથી પ્રખ્યાત છે દુ.સમકાળ એટલે જે કાળમા મનુષ્યો મહાદુખ વડે આયુષ્ય પૂર્ણ કરતા હોય, તેમ જ ધર્મારાધનારૂપ પદાર્થો પ્રાપ્ત કરવામા દુ:સમતા એટલે મહાવિઘ્નો આવતા હોય, તેને કહેવામા આવે છે

અત્યારે વીતરાગ દેવને નામે જૈન દર્શનમાં એટલા બધા મત ચાલે છે કે તે મત, તે મતરૂપ છે, પણ સતરૂપ જ્યા સુધી વીતરાગ દેવની આજ્ઞાનુ અવલબન કરી પ્રવર્તતા ન હોય ત્યાં સુધી કહી શકાય નહી

એ મતપ્રવર્તનમા મુખ્ય કારણો મને આટલા સભવે છે: (૧) પોતાની શિથિલતાને લીધે કેટલાક પુરુષોએ નિર્ગ્રથદશાની પ્રાધાન્યતા ઘટાડી હોય (૨) પરસ્પર બે આચાર્યોને વાદવિવાદ (૩) મોહનીય કર્મનો ઉદય અને તે રૂપે પ્રવર્તન થઈ જવુ (૪) ગ્રહાયા પછી તે વાતનો માર્ગ મળતો હોય તોપણ તે દુર્લભબોધિતાને લીધે ન ગ્રહવો (૫) મતિની ન્યૂનતા (૬) જેના પર રાગ તેના છ દમાં

આત્મા શાથી, કેમ, અને કેવા પ્રકારે બધાયો છે આ જ્ઞાન જેને થયુ નથી, તેને તે શાથી, કેમ અને કેવા પ્રકારે મુક્ત થાય તેનુ જ્ઞાન પણ થયું નથી, અને ન થાય તો વચનામૃત પણ પ્રમાણભૂત છે મહાવીરના બોધનો મુખ્ય પાયો ઉપરના વચનામૃતથી શરૂ થાય છે, અને એનુ સ્વરૂપ એણે સર્વોત્તમ દર્શાવ્યુ છે તે માટે આપની અનુકૂળતા હશે, તો આગળ ઉપર જણાવીશ

અહીં એક આ પણ વિજ્ઞાપના આપને કરવી યોગ્ય છે કે, મહાવીર કે કોઈ પણ બીજા ઉપદેશકના પક્ષપાત માટે મારુ કઈ પણ કથન અથવા માનવુ નથી, પણ આત્મત્વ પામવા માટે જેનો બોધ અનુકૂળ છે તેને માટે પક્ષપાત ( ! ) દૃષ્ટિરાગ, પ્રશસ્ત રાગ, કે માન્યતા છે, અને તેને આધારે વર્તના છે, તો આત્મત્વને બાધા કરતુ એવુ કોઈ પણ મારુ કથન હોય, તો દર્શાવી ઉપકાર કરતા રહેશો પ્રત્યક્ષ સત્સગની તો બલિહારી છે, અને તે પુણ્યાનુબધી પુણ્યનુ ફળ છે, છતા જ્યા સુધી પરોક્ષ સત્સગ જ્ઞાનીદૃષ્ટાનુસાર મળ્યા કરશે ત્યા સુધી પણ મારા ભાગ્યનો ઉદય જ છે

૨ નિર્ગ્રંથશાસન જ્ઞાનવૃદ્ધને સર્વોત્તમવૃદ્ધ ગણે છે જાતિવૃદ્ધતા, પર્યાયવૃદ્ધતા એવા વૃદ્ધતાના અનેક ભેદ છે, પણ જ્ઞાનવૃદ્ધતા વિના એ સઘળી વૃદ્ધતા તે નામવૃદ્ધતા છે, કિંવા શૂન્યવૃદ્ધતા છે

૩ પુનર્જન્મસબધી મારા વિચાર દર્શાવવા આપે સૂચવ્યુ તે માટે અહી પ્રસગપૂરતુ સક્ષેપ માત્ર દર્શાવુ છુ. —

( અ ) મારુ કેટલાક નિર્ણય પરથી આમ માનવું થયુ છે કે, આ કાળમાં પણ કોઈ કોઈ મહાત્માઓ ગતભવને જાતિસ્મરણજ્ઞાન વડે જાણી શકે છે, જે જાણવુ કલ્પિત નહીં પણ સમ્યક્ હોય છે ઉત્કૃષ્ટ સમ્વેગ — જ્ઞાનયોગ — અને સત્સગથી પણ એ જ્ઞાન પ્રાપ્ત થાય છે એટલે શુ કે ભૂતભવ પ્રત્યક્ષાનુભવરૂપ થાય છે

જ્યા સુધી ભૂતભવ અનુભવગમ્ય ન થાય ત્યા સુધી ભવિષ્યકાળનું ધર્મપ્રયત્ન શકાસહ આત્મા કર્યા કરે છે, અને શકાસહ પ્રયત્ન તે યોગ્ય સિદ્ધિ આપતું નથી

( આ ) 'પુનર્જન્મ છે,' આટલુ પરોક્ષે — પ્રત્યક્ષે નિ:શકત્વ જે પુરુષને પ્રાપ્ત થયું નથી, તે પુરુષને આત્મજ્ઞાન પ્રાપ્ત થયુ હોય એમ શાસ્ત્રશૈલી કહેતી નથી પુનર્જન્મને માટે શ્રુતજ્ઞાનથી મેળવેલો આશય મને જે અનુભવગમ્ય થયો છે તે કઈક અહીં દર્શાવી જઉ છુ

(૧) 'ચૈતન્ય' અને 'જડ' એ બે ઓળખવાને માટે તે બન્ને વચ્ચે જે ભિન્ન ધર્મ છે તે પ્રથમ ઓળખાવો જોઈએ, અને તે ભિન્ન ધર્મમા પણ મુખ્ય ભિન્ન ધર્મ જે ઓળખવાનો છે તે એ છે કે, 'ચૈતન્ય'મા 'ઉપયોગ' (કોઈ પણ વસ્તુનો જે વડે બોધ થાય તે વસ્તુ) રહ્યો છે અને 'જડ'મા તે નથી અહી કદાપિ આમ કોઈ નિર્ણય કરવા ઇચ્છે કે, 'જડ'મા 'શબ્દ', 'સ્પર્શ', 'રૂપ', 'રસ' અને 'ગધ' એ શક્તિઓ રહી છે, અને ચૈતન્યમા તે નથી, પણ એ ભિન્નતા આકાશની અપેક્ષા લેતા ન સમજાય તેવી છે, કારણ તેવા કેટલાક ગુણો આકાશમા પણ રહ્યા છે, જેમ કે નિરજન, નિરાકાર, અરૂપી ઇ૰, તે તે આત્માની સદૃશ ગણી શકાય, કારણ ભિન્ન ધર્મ ન રહ્યો, પરતુ ભિન્ન ધર્મ 'ઉપયોગ' નામનો આગળ કહેલો ગુણ તે દર્શાવે છે, અને પછીથી જડ ચૈતન્યનું સ્વરૂપ સમજવુ સુગમ પડે છે

(૨) જીવનો મુખ્ય ગુણ વા લક્ષણ છે તે 'ઉપયોગ' (કોઈ પણ વસ્તુસબધી લાગણી કે બોધ, જ્ઞાન) અશુદ્ધ અને અપૂર્ણ ઉપયોગ જેને રહ્યો છે તે જીવ — 'વ્યવહારની અપેક્ષાએ —' જો કે સ્વસ્વરૂપે પરમાત્મા જ છે, પણ જ્યા સુધી સ્વસ્વરૂપ યથાર્થ સમજ્યો નથી ત્યા સુધી (કે જ્યા સુધી છદ્મસ્થ જીવ છે — પરમાત્મદશામા આવ્યો નથી શુદ્ધ અને સપૂર્ણ યથાર્થ ઉપયોગ જેને રહ્યો છે તે પરમાત્મદશાને પ્રાપ્ત થયેલો આત્મા ગણાય અશુદ્ધ ઉપયોગી હોવાથી જ કલ્પનાને [illegible] ( અજ્ઞાન )ને સમ્યક્જ્ઞાન માની રહ્યો છે, અને સમ્યક્જ્ઞાન વિના પુનર્જન્મનો નિશ્ચય [illegible]

તેવું નિમિત્ત કરે છે

ઓછામા પૂરુ કોઈ સંશોધક આત્મા હશે તો તેને અપ્રયોજનભૂત પૃથ્વી ઇત્યાદિક વિષયોમા શંકાએ કરી રોકાવુ થઈ ગયું છે અનુભવ ધર્મ પર આવવુ તેમને પણ દુર્લભ થઈ પડ્યુ છે

આ પરથી મારુ એમ કહેવું નથી કે કોઈ પણ અત્યારે જૈન દર્શનના આરાધક નથી, છે ખરા, પણ બહુ જ અલ્પ, બહુ જ અલ્પ, અને જે છે તે મુક્ત થવા સિવાયની બીજી જિજ્ઞાસા જેને નથી તેવા અને વીતરાગની આજ્ઞામા જેણે પોતાનો આત્મા સમર્પ્યો છે તેવા પણ તે આગળીએ ગણી લઈએ તેટલા હશે બાકી તો દર્શનની દશા જોઈ કરુણા ઊપજે તેવુ છે, સ્થિર ચિત્તથી વિચાર કરી જોશો તો આ મારુ કહેવુ તમને સપ્રમાણ લાગશે

એ સઘળા મતોમા કેટલાકને તો સહજ સહજ વિવાદ છે મુખ્ય વિવાદ¹–એકનુ કહેવુ પ્રતિમાની સિદ્ધિ માટે છે બીજા તેને કેવળ ઉત્થાપે છે (એ મુખ્ય વિવાદ છે)

બીજા ભાગમા પ્રથમ હુ પણ ગણાયો હતો મારી જિજ્ઞાસા વીતરાગ દેવની આજ્ઞાના આરાધન ભણી છે એમ સત્યતાને ખાતર કહી દઈ દર્શાવુ છુ કે પ્રથમ પક્ષ સત્ય છે, એટલે કે જિન પ્રતિમા અને તેનુ પૂજન શાસ્ત્રોક્ત, પ્રમાણોક્ત, અનુભવોક્ત અને અનુભવમા લેવા યોગ્ય છે મને તે પદાર્થોનો જે રૂપે બોધ થયો અથવા તે વિષય સંબંધી મને જે અલ્પ શંકા હતી તે નીકળી ગઈ, તે વસ્તુનુ કંઈ પણ પ્રતિપાદન થવાથી કોઈ પણ આત્મા તે સંબંધી વિચાર કરી શકશે, અને તે વસ્તુની સિદ્ધિ જણાય તો તે સંબંધી મતભેદ તેને ટળી જાય, તે સુલભબોધિપણાનુ કાર્ય થાય એમ ગણી, ટૂંકામા કેટલાક વિચારો પ્રતિમાસિદ્ધિ માટે દર્શાવુ છુ

મારી પ્રતિમામા શ્રદ્ધા છે, માટે તમે સઘળા કરો એ માટે મારુ કહેવુ નથી, પણ વીર ભગવાનની આજ્ઞાનું આરાધન તેથી થતું જણાય તો તેમ કરવુ પણ આટલુ સ્મૃતિમા રાખવાનુ છે કે —

કેટલાંક પ્રમાણો આગમના સિદ્ધ થવા માટે પરંપરા, અનુભવ ઇત્યાદિકની અવશ્ય છે કુતર્કથી, જો તમે કહેતા હો તો આખા જૈન દર્શનનુ પણ ખંડન કરી દર્શાવુ, પણ તેમા કલ્યાણ નથી સત્ય વસ્તુ જ્યા પ્રમાણથી, અનુભવથી સિદ્ધ થઈ ત્યા જિજ્ઞાસુ પુરુષો પોતાની ગમે તેવી હઠ પણ મૂકી દે છે.

આ મોટા વિવાદ આ કાળમા જો પડ્યા ન હોત તો ધર્મ પામવાનુ લોકોને બહુ સુલભ થાત

ટૂંકામા પાંચ પ્રકારના પ્રમાણથી તે વાત હુ સિદ્ધ કરુ છુ

૧ આગમપ્રમાણ ૨ ઇતિહાસપ્રમાણ ૩ પરંપરાપ્રમાણ ૪ અનુભવપ્રમાણ ૫ પ્રમાણપ્રમાણ.

---

## ૧ આગમપ્રમાણ

આગમ કોને કહેવાય એ પ્રથમ વ્યાખ્યા થવાની જરૂર છે જેનો પ્રતિપાદક મૂળ પુરુષ આપ્ત હોય તે વચનો જેમા રહ્યા છે તે આગમ છે

વીતરાગ દેવના બોધેલા અર્થની યોજના ગણધરોએ કરી ટૂંકામા મુખ્ય વચનોને લીધા, તે આગમ, સૂત્ર એ નામથી ઓળખાય છે સિદ્ધાંત, શાસ્ત્ર એ બીજા તેના નામ છે

તીર્થંકર દેવે બોધેલા પુસ્તકોની યોજના દ્વાદશાંગીરૂપે ગણધરદેવે કરી, તે બાર અંગના નામ કહી જઉં છુ આચારાંગ, સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, ભગવતી, જ્ઞાતાધર્મકથાંગ, ઉપાસકદશાંગ, અંતકૃતદશાંગ, અનુત્તરૌપપાતિક, પ્રશ્નવ્યાકરણ, વિપાક, અને દૃષ્ટિવાદ

× × × × ×

૧ કોઈ પણ વીતરાગની આજ્ઞાનુ પાલન થાય તેમ પ્રવર્તવુ એ મુખ્ય માન્યતા છે

૨ પ્રથમ પ્રતિમા નહીં માનતો અને હવે માનું છુ, તેમા કંઈ પક્ષપાતી કારણ નથી, પણ મને તેની સિદ્ધિ જણાઈ તેથી માન્ય રાખુ છુ, અને સિદ્ધિ છતા નહીં માનવાથી પ્રથમની માન્યતાની પણ

આત્મત્વની પ્રફુલ્લિતતા વિશેષ થઈ શકે

વિ૦ ધર્મજીવનના ઇચ્છક
રાયચંદ રવજીભાઈના વિનયભાવે પ્રશસ્ત પ્રણામ

---

૬૫ મોરબી, જેઠ સુદ ૧૦, સોમ, ૧૯૪૫

તમારો અતિશય આગ્રહ છે અને ન હોય તોપણ એક ધર્મનિષ્ઠ આત્માને જો કંઈ મારાથી શાંતિ થતી હોય તો એક પુણ્ય સમજી આવવું જોઈએ અને જ્ઞાનીદૃષ્ટ હશે તો હું જરૂર ગણ્યા દિવસમાં આવું છું વિશેષ સમાગમે

---

[ ૪૧ ] ૬૬ અમદાવાદ, જ્યેષ્ઠ સુદ ૧૨, ભોમ, ૧૯૪૫

આપને મેં વવાણિયા બંદરથી પુનર્જન્મસંબંધી પરોક્ષજ્ઞાનની અપેક્ષાએ એકાદ બે વિચારો દર્શાવ્યા હતા, અને એ વિષે અવકાશ લઈ કેટલુંક દર્શાવી પછી પ્રત્યક્ષ અનુભવગમ્ય જ્ઞાનથી તે વિષયનો નિશ્ચય મારા સમજવામાં જે કંઈ આવ્યો છે તે દર્શાવવાની ઇચ્છા રાખી છે

એ પત્ર જ્યેષ્ઠ સુદ ૫ મે આપને મળેલું હોવું જોઈએ અવકાશ પ્રાપ્ત કરી કંઈ ઉત્તર ઘટે તો ઉત્તર, નહીં તો પહોંચ માત્ર આપી પ્રશમ આપશો, એ વિજ્ઞાપના છે

નિર્ગ્રંથનાં બોધેલા શાસ્ત્રના શોધ માટે અહીં સાતેક દિવસ થયા મારું આવવું થયું છે

ધર્મોપજીવનના ઇચ્છક
રાયચંદ રવજીભાઈના યથાવિધિ પ્રણામ

---

[ ૮૭૪–૧૨ ] ૬૭ વઢવાણકેમ્પ, અષાડ સુદ ૮, શનિ, ૧૯૪૫

આત્માનું કલ્યાણ સંશોધવા માટે જે તમારી અભિલાષાઓ દેખાય છે તે, મને પ્રસન્નતા આપે છે

ધર્મપ્રશસ્તધ્યાન કરવા માટે વિજ્ઞાપન કરી અત્યારે આ પત્ર પૂર્ણ કરું છું

રાયચંદ

---

[ ૪૨ ] ૬૮ બજાણા–કાઠિયાવાડ, અષાડ સુદ ૧૫, શુક્ર, ૧૯૪૫

અષાડ સુદ ૭નું લખેલું આપનું પત્ર મને વઢવાણકેમ્પ મળ્યું ત્યાર પછી મારું અહીં આવવું થયું, એથી પહોંચ લખવામાં વિલંબ થયો. પુનર્જન્મના માર્ગ વિચારો આપને અનુકૂળ થવાથી મને એ વિષયમાં આપનું સહાયકપણું મળ્યું આપે અંતઃકરણીય — આત્મભાવજન્ય — અભિલાષા એ દર્શાવી તે નિરંતર સત્પુરુષો રાખતા આવ્યા છે, તેવી મન, વચન, કાયા અને આત્માથી દશા તેઓએ પ્રાપ્ત કરી છે, અને તે દશાના પ્રકાશ વડે દિવ્ય થયેલા આત્માએ વાણી દ્વારા સર્વોત્તમ આધ્યાત્મિક વચનામૃતોને પ્રદર્શિત કર્યાં છે, જેને આપ જેવા સત્પાત્ર મનુષ્યો નિરંતર સેવે છે અને એ જ અનંતભવનું આત્મિક દુઃખ ટાળવાનું પરમૌષધ છે

સર્વ દર્શન પારિણામિકભાવે મુક્તિનો ઉપદેશ કરે છે એ નિઃસંશય છે, પણ યથાર્થદૃષ્ટિ થયા વિના સર્વ દર્શનનું તાત્પર્યજ્ઞાન હૃદયગત થતું નથી જે થવા માટે સત્પુરુષોની પ્રશસ્ત ભક્તિ, તેના પાદપંકજ અને ઉપદેશનું અવલંબન, નિર્વિકાર જ્ઞાનયોગ જે સાધનો, તે શુદ્ધ ઉપયોગ વડે માન્ય થવા જોઈએ

પુનર્જન્મના પ્રત્યક્ષ નિશ્ચય, તેમ જ અન્ય આધ્યાત્મિક વિચારો હવે પછી પ્રસંગોપાત્ત દર્શાવવાની આજ્ઞા લઉં છું.

## શાસ્ત્ર – સૂત્ર કેટલાં?

૧ એક પક્ષ એમ કહે છે કે અત્યારે પિસ્તાલીસ કે તેથી વધારે સૂત્રો છે અને તેની નિર્યુક્તિ ભાષ્ય, ચૂર્ણિ, ટીકા એ સઘળુ માનવુ એક પક્ષ કહે છે કે બત્રીસ જ સૂત્ર છે, અને તે બત્રીસ જ ભગવાનનાં બોધેલા છે, બાકી મિશ્ર થઈ ગયા છે, અને નિર્યુક્તિ ઇત્યાદિક પણ તેમ જ છે માટે બત્રીસ માનવા આટલી માન્યતા માટે પ્રથમ મારા સમજાયેલા વિચાર દર્શાવુ છુ

બીજા પક્ષની ઉત્પત્તિને આજે લગભગ ચારસે વર્ષ થયા તેઓ જે બત્રીસ સૂત્ર માને છે તે નીચે પ્રમાણે.—

૧૧ અંગ ૧૨ ઉપાગ ૪ મૂળ ૪ છેદ ૧ આવશ્યક

× × × ×

## છેવટની ભલામણ

હવે એ વિષયને સ ક્ષેપમા પૂર્ણ કર્યો પ્રતિમાથી એકાત ધર્મ છે, એમ કહેવા માટે અથવા પ્રતિમાના પૂજનનો જ ભાગ સિદ્ધ કરવા મે આ લઘુ ગ્ર થમા કલમ ચલાવી નથી પ્રતિમા માટે મને જે જે પ્રમાણો જણાયા હતા તે ટૂ કામા જણાવી દીધા તેમા વ્યાજબી ગેરવ્યાજબીપણુ શાસ્ત્રવિચક્ષણ, અને ન્યાયસ પન્ન પુરુષે જોવાનુ છે, અને પછી જેમ સપ્રમાણ લાગે તેમ પ્રવર્તવુ કે પ્રરૂપવુ એ તેમના આત્મા પર આધાર રાખે છે આ પુસ્તકને હુ પ્રસિદ્ધ કરત નહી, કારણ કે જે મનુષ્યે એક વાર પ્રતિમાપૂજનથી પ્રતિકૂળતા બતાવી હોય, તે જ મનુષ્ય જ્યારે તેની અનુકૂળતા બતાવે, ત્યારે પ્રથમ પક્ષવાળાને તે માટે બહુ ખેદ અને કટાક્ષ આવે છે આપ પણ હુ ધારુ છુ કે મારા ભણી થોડા વખત પહેલાં એવી સ્થિતિમા આવી ગયા હતા, તે વેળા જો આ પુસ્તકને મે પ્રસિદ્ધિ આપી હોત તો આપના અ ત.કરણો વધારે દુભાત અને દુભાવવાનું નિમિત્ત હુ થાત, એટલા માટે મે તેમ કર્યુ નહીં કેટલોક વખત વીત્યા પછી મારા અ ત કરણમા એક એવા વિચારે જન્મ લીધો કે તારા માટે તે ભાઈઓને સ ક્લેશ વિચારો આવતા રહેશે, તે જે પ્રમાણથી માન્યું છે, તે પણ માત્ર એક તારા હૃદયમાં રહી જશે, માટે તેને સત્યતાપૂર્વક જરૂર પ્રસિદ્ધિ આપવી એ વિચારને મે ઝીલી લીધો ત્યારે તેમાથી ઘણા નિર્મળ વિચારની પ્રેરણા થઈ, તે સ ક્ષેપમા જણાવી દઉ છુ પ્રતિમા માનો એ આગ્રહ માટે આ પુસ્તક કરવાનો ક ઈ હેતુ નથી તેમ જ તેઓ પ્રતિમા માનો તેથી મને ક ઈ ધનવાન થઈ જવાનું નથી, તે સ બ ધી જે વિચારો મને લાગ્યા હતા

[ અપૂર્ણ મળેલ ]

---

અને તેમ આપ જોવાને નથી દર્શાવી શકાતું એ કાંઈ નું કારણ.

નાનાપ્રકારના વિચારો ગમે તે રૂપે અનુક્રમવિહીન આપની સમીપ મૂકું, તો તેને યોગ્યતાપૂર્વક આત્મગત કરતાં દોષને માટે — ભવિષ્યને માટે પણ — ક્ષમા ભાવ જ આપશો.

આ વેળા લઘુત્વભાવે એક પ્રશ્ન કરવાની આજ્ઞા લઉં છું આપને લક્ષગત હશે કે, પ્રત્યેક પદાર્થની પ્રજ્ઞાપનીયતા ચાર પ્રકારે છે. દ્રવ્ય (તેનો વસ્તુસ્વભાવ)થી, ક્ષેત્ર (કંઈ પણ તેનું વ્યાપવુ — ઉપચારે કે અનુપચારે) થી, કાળથી અને ભાવ (તેના ગુણાદિક ભાવ)થી હવે આપણે આત્માની વ્યાખ્યા પણ એ વિના ન કરી શકીએ તેમ છે આપ જો એ પ્રજ્ઞાપનીયતાએ આત્માની વ્યાખ્યા અવકાશાનુકૂળ દર્શાવો, તો સંતોષનું કારણ થાય આમાથી એક અદ્‌ભુત વ્યાખ્યા નીકળી શકે તેમ છે, પણ આપના વિચારો આગળથી કંઈ સહાયક થઈ શકશે એમ ગણી આ પ્રયાચન કર્યું છે ધર્મોપજીવન પ્રાપ્ત કરવામા આપની સહાયતાની પ્રાયે અવશ્ય પડે તેવુ છે, પણ સામાન્યે વૃત્તિભાવ માટે આપના વિચાર માગી પછી તે વાતને જન્મ આપવો, તેમ રહ્યુ છે શાસ્ત્ર એ પરોક્ષમાર્ગ છે, અને ० ० ० પ્રત્યક્ષમાર્ગ છે આ વેળા એ શબ્દો મૂકી આ પત્ર વિનયભાવે પૂર્ણ કરુ છુ

આ ભૂમિકા તે શ્રેષ્ઠ યોગભૂમિકા છે અહીં એક સત્મુનિ ઇ૦નો મને પ્રસંગ રહે છે

વિ૦ આ૦ રાયચંદ રવજીભાઈના પ્ર૦

---

[૪૫] ૭૨ ભરૂચ, શ્રા સુદ ૧૦, ૧૯૪૫

બાહ્યભાવે જગતમા વર્તો અને અંતરંગમાં એકાંત શીતલીભૂત — નિર્લેપ રહો એ જ માન્યતા અને બોધના છે

---

૭૩ મુંબઈ, શ્રાવણ વદ ૭, શનિ, ૧૯૪૫

તમારી આરોગ્યતાના ખબર હમણાં પ્રાપ્ત થયા નથી તે જરૂર કરી લખશો, અને શરીરની સ્થિતિ માટે જેમ બને તેમ અશોકરૂપે પ્રવર્તશો

---

૭૪ વવાણિયા, ભાદરવા સુદ, ૭, ૧૯૪૫

સુજ્ઞ ચિં૦,

સંવત્સરી સંબંધી થયેલા મારા દોષની શુદ્ધ બુદ્ધિથી ક્ષમા યાચું છુ તમારા સમગ્ર કુટુંબને અવિનયાદિકને માટે ક્ષમાવુ છુ

પરતંત્રતા માટે ખેદ છે પરન્તુ હમણાં તો નિરુપાયતા છે

પત્રનો ઉત્તર લખવામા ચીવટ રાખશો મહાસતીજીને અભિનંદન કહેશોજી

રાયચં૦ના ય૦ સ્ન૦

---

[૪૬] ૭૫ મુંબઈ, ભાદરવા વદ ૪, શુક્ર, ૧૯૪૫

માર્ગ પર શુદ્ધ રાગ સમભાવથી રાખો વિશેષતા ન કરો ધર્મધ્યાન અને વ્યવહાર બન્ને સાચવો લોભી ગુરુ, એ ગુરુ-શિષ્ય બન્નેને અધોગતિનુ કારણ છે હું એક સંસારી છુ મને અલ્પજ્ઞાન છે શુદ્ધ ગુરુની તમને જરૂર છે

---

[૪૭] ૭૬ મોહમયી, આસો વદી ૧૦, શનિ ૧૯૪૫

બીજુ કાંઈ શોધ મા માત્ર એક સત્પુરુષને શોધીને તેના ચરણકમળમા સર્વભાવ અર્પણ કરી

[૨૩] ૪૩ મુંબઈ, માર્ગશીર્ષ વદી ૭, ભોમ, ૧૯૪૫

જિનાય નમ.

સુજ્ઞ,

આપનો પત્ર સુરતથી લખેલો મને આજરોજ સવારના અગિયારે મળ્યો તેમાની વિગતથી એક પ્રકારે શોચ થયો, કારણ આપને નિષ્ફળ ફેરો થયો જોકે મે આગળથી હું સુરત થોડુ રોકાવાનો છુ, એમ દર્શાવવાને એક પત્તુ લખ્યું હતું, તે આપને વખતસર હુ કલ્પુ છુ કે નહીં મલ્યુ હોય હશે — હવે આપણે થોડા વખતમા દેશમા મલી શકીશુ અહીં હુ કઈ બહુ વખત રોકાવાનો નથી આપ ધીરજ ધરશો, અને શોચને ત્યાગશો, એમ વિનતિ છે મળવા પછી હું એમ ઇચ્છુ છુ કે, આપને પ્રાપ્ત થયેલો નાના પ્રકારનો ખેદ જાઓ! અને તેમ થશે આપ દિલગીર ન થાઓ

સાથેનો ચિ૦ ની વિનતિરૂપ પત્ર મે વાચ્યો હતો તેઓને પણ ધીરજ આપો. બન્ને ભાઈઓ ધર્મમાં પ્રવર્તન કરો

મારા ભણી મોહદશા નહીં રાખો હું તો એક અલ્પ શક્તિવાળુ પામર મનુષ્ય છુ સૃષ્ટિમા અનેક સત્પુરુષો ગુપ્તરૂપે રહ્યા છે વિદિતમા પણ રહ્યા છે તેમના ગુણને સ્મરો તેઓનો પવિત્ર સમાગમ કરો અને આત્મિક લાભ વડે મનુષ્યભવને સાર્થક કરો એ મારી નિરતર પ્રાર્થના છે

બને સાથે મલી આ પત્ર વાચશો ઉતાવળ હોવાથી આટલેથી અટકુ છુ

લિ૦ રાયચદના પ્રણામ વાચશો

---

[૨૪] ૪૪ મુંબઈ, માગશર વદ ૧૨, શનિ, ૧૯૪૫

સુજ્ઞ,

વિશેષ વિદિત થયું હશે

હું અહીં સમયાનુસાર આનદમાં છુ આપનો આત્માનદ ચાહું છુ ચિ જૂઠાભાઈની આરોગ્યતા સુધરવા પૂર્ણ ધીરજ આપશો હુ પણ હવે અહીં થોડો વખત રહેવાનો છુ

એક મોટી વિજ્ઞપ્તિ છે, કે પત્રમા હમેશા શોચ સબધી ન્યૂનતા અને પુરુષાર્થની અધિકતા પ્રાપ્ત થાય તેમ લખવા પરિશ્રમ લેતા રહેશો વિશેષ હવે પછી

રાયચદના પ્રણામ

---

૪૫ મુંબઈ, માગશર વદ ૦)) ૧૯૪૫

સુજ્ઞ,

જૂઠાભાઈની સ્થિતિ વિદિત થઈ હું નિરુપાય છુ જો ન ચાલે તો પ્રશસ્ત રાગ રાખો, પણ મને પોતાને, તમ સઘળાને એ રસ્તે આધીન ન કરો

પ્રણામ લખુ તેની પણ ચિંતા ન કરો હજુ પ્રણામ કરવાને લાયક જ છુ, કરાવવાને નથી

વિ૦ રાયચદના પ્રણામ

---

[૨૫] ૪૬ માગશર, ૧૯૪૫

તમારો પ્રશસ્તભાવભૂષિત પત્ર મળ્યો ઉત્તરમા આ સક્ષેપ છે કે જે વાટેથી આત્મત્વ પ્રાપ્ત થાય તે વાટ શોધો મારા પર પ્રશસ્તભાવ આણો એવું હું પાત્ર નથી, છતા જો તમને એમ આત્મશાતિ થતી હોય તો કરો.

શુદ્ધ ઉપયોગની જો પ્રાપ્તિ થઈ તો પછી તે સમયે સમયે પૂર્વોપાર્જિત મોહનીયને ભસ્મીભૂત કરી શકશે આ અનુભવગમ્ય પ્રવચન છે

પણ પૂર્વોપાર્જિત હજુ સુધી મને પ્રવર્તે છે, ત્યાં સુધી મારી શી દશાથી શાંતિ થાય? એ વિચારતાં મને નીચે પ્રમાણે સમાધાન થયું .—

સ્ત્રીને સદાચારી જ્ઞાન આપવુ. એક સત્સંગી તેને ગણવી તેનાથી ધર્મબ્હેનનો સંબંધ રાખવો અંતઃકરણથી કોઈ પણ પ્રકારે મા બ્હેન અને તેમા અંતર ન રાખવો તેના શારીરિક ભાગનો કોઈ પણ રીતે મોહકર્મને વશે ઉપભોગ લેવાય છે ત્યા યોગની જ સ્મૃતિ રાખી, 'આ છે તો હુ કેવુ સુખ અનુભવું છું?' એ ભૂલી જવુ (તાત્પર્ય—તે માનવુ અસત્ છે) મિત્રે મિત્રની જેમ સાધારણ ચીજનો પરસ્પર ઉપભોગ લઈએ છીએ તેમ તે વસ્તુ લેવા (વિ૦) નો સખેદ ઉપભોગ લઈ પૂર્વ બંધનથી છૂટી જવુ તેનાથી જેમ બને તેમ નિર્વિકારી વાત કરવી. વિકારચેષ્ટાનો કાયાએ અનુભવ કરતાં પણ ઉપયોગ નિશાન પર જ રાખવો

તેનાથી કંઈ સંતાનોત્પત્તિ થાય તો તે એક સાધારણ વસ્તુ છે, એમ સમજી મમત્વ ન કરવુ પણ એમ ચિંતવવુ કે જે દ્વારથી લઘુશંકાનું વહેવું છે તે દ્વારથી ઉત્પન્ન થયેલો પદાર્થ (આ) પાછો તેમાં કાં ભૂલી જાય છે—મહા અંધારી કેદથી કંટાળી આવ્યા છતા પાછો ત્યા જ મિત્રતા કરવા જાય છે એ શી વિચિત્રતા છે! ઇચ્છવુ એમ કે બન્નેના તે સંયોગથી કંઈ હર્ષશોક કે બાળબચ્ચા રૂપ ફળની ઉત્પત્તિ ન થાઓ એ ચિત્ર મને સંભારવા ન દો નહીં તો એક માત્ર સુંદર ચહેરો અને સુંદર વર્ણ (જડ પદાર્થનો) તે આત્માને કેટલુ બંધન કરી સંપત્તિહીન કરે છે, તે આત્મા કોઈ પણ પ્રકારે વિસારીશ નહીં

(૨)

સ્ત્રી સંબંધમા કોઈ પણ પ્રકારે રાગદ્વેષ રાખવા મારી અંશમાત્ર ઇચ્છા નથી પણ પૂર્વોપાર્જનથી ઇચ્છાના પ્રવર્તનમાં અટક્યો છું.

---

[ ૫૨ ] ૭૯ વિ સ ૧૯૪૫

જગતમાં ભિન્ન ભિન્ન મત અને દર્શન જોવામા આવે છે તે દૃષ્ટિભેદ છે

ભિન્ન ભિન્ન મત દેખીએ, ભેદ દૃષ્ટિનો એહ, ૧
એક તત્ત્વના મૂળમા, વ્યાપ્યા માનો તેહ
તેહ તત્ત્વરૂપ વૃક્ષનું, આત્મધર્મ છે મૂળ, ૨
સ્વભાવની સિદ્ધિ કરે, ધર્મ તે જ અનુકૂળ
પ્રથમ આત્મસિદ્ધિ થવા, કરીએ જ્ઞાન વિચાર ૩
અનુભવી ગુરુને સેવીએ, બુધજનનો નિર્ધાર
ક્ષણ ક્ષણ જે અસ્થિરતા, અને વિભાવિક મોહ
તે જેનામાથી ગયા, તે અનુભવી ગુરુ જોય.
બાહ્ય તેમ અભ્યંતરે, ગ્રંથ ગ્રંથિ નહિ હોય, ૫
પરમ પુરુષ તેને કહો, સરળ દૃષ્ટિથી જોય
બાહ્ય પરિગ્રહ ગ્રંથિ છે, અભ્યંતર મિથ્યાત્વ. ૬
સ્વભાવથી પ્રતિકૂળતા, —

---

લખવા સંબંધમાં હમણા કંઈક મને કંટાળો વર્તે છે તેથી ધાર્યો હતો તેના આઠમા ભાગનો પણ ઉત્તર લખી શકતો નથી

છેવટની આ વિનયપૂર્વક મારી શિક્ષા ધ્યાનમા રાખશો કે '—

એક ભવના થોડા સુખ માટે અનંત ભવનું અનંત દુ:ખ નહીં વધારવાનો પ્રયત્ન સત્પુરુષો કરે છે.

સ્યાત્પદ આ વાત પણ માન્ય છે કે બનનાર છે તે ફરનાર નથી અને ફરનાર છે તે બનનાર નથી તો પછી ધર્મપ્રયત્નમાં, આત્મિકહિતમા અન્ય ઉપાધિને આધીન થઈ પ્રમાદ શુ ધારણ કરવો? આમ છે છતા દેશ, કાળ, પાત્ર, ભાવ જોવા જોઈએ

સત્પુરુષોનું યોગબળ જગતનું કલ્યાણ કરો

એમ ઇચ્છી વળતી ટપાલે પત્ર લખવા વિનંતી કરી પત્રિકા પૂર્ણ કરું છુ

લિ૦ માત્ર

રવજી આત્મજ રાયચંદના પ્રણામ — નિરાગ શ્રેણી સમુચ્ચયે

---

[૨૭] ૪૮ વવાણિયા, માહ, ૧૯૪૫

જિજ્ઞાસુ,

આપના પ્રશ્નનો ઉત્તર, મારી યોગ્યતા પ્રમાણે, આપનો પ્રશ્ન ટાંકીને લખુ છું

પ્રશ્ન. — વ્યવહારશુદ્ધિ કેમ થઈ શકે?

ઉત્તર — વ્યવહારશુદ્ધિની આવશ્યકતા આપના લક્ષમા હશે, છતા વિષયની પ્રારંભતા માટે અવશ્ય ગણી દર્શાવવુ યોગ્ય છે કે આ લોકમા સુખનુ કારણ અને પરલોકમા સુખનુ કારણ જે સંસારપ્રવૃત્તિથી થાય તેનુ નામ વ્યવહારશુદ્ધિ સુખના સર્વ જિજ્ઞાસુ છે, વ્યવહારશુદ્ધિથી જ્યારે સુખ છે ત્યારે તેની આવશ્યકતા પણ નિઃશંક છે

૧ જેને ધર્મ સંબંધી કંઈ પણ બોધ થયો છે, અને રળવાની જેને જરૂર નથી, તેણે ઉપાધિ કરી રળવા પ્રયત્ન ન કરવુ જોઈએ

૨ જેને ધર્મ સંબંધી બોધ થયો છે, છતા સ્થિતિનું દુ:ખ હોય તો બનતી ઉપાધિ કરીને રળવા તેણે પ્રયત્ન કરવુ જોઈએ

(સર્વસંગપરિત્યાગી થવાની જેની જિજ્ઞાસા છે તેને આ નિયમોથી સંબંધ નથી)

૩ ઉપજીવન સુખે ચાલી શકે તેવુ છતા જેનું મન લક્ષ્મીને માટે બહુ ઝાવા નાખતું હોય તેણે પ્રથમ તેની વૃદ્ધિ કરવાનું કારણ પોતાને પૂછવુ તો ઉત્તરમા જો પરોપકાર સિવાય કંઈ પણ પ્રતિકૂળ ભાગ આવતો હોય, કિંવા પારિણામિક લાભને હાનિ પહોચ્યા સિવાય કંઈ પણ આવતું હોય તો મનને સંતોષી લેવુ, તેમ છતા ન વળી શકે તેમ હોય તો અમુક મર્યાદામાં આવવુ તે મર્યાદા સુખનુ કારણ થાય તેવી થવી જોઈએ

૪ પરિણામે આર્ત્તધ્યાન ધ્યાવાની જરૂર પડે, તેમ કરીને બેસવાથી રળવું સારુ છે

૫ જેનું સારી રીતે ઉપજીવન ચાલે છે, તેણે કોઈ પણ પ્રકારના અનાચારથી લક્ષ્મી મેળવવી ન જોઈએ મનને જેથી સુખ હોતું નથી તેથી કાયાને કે વચનને ન હોય અનાચારથી મન સુખી થતું નથી, આ સ્વતં અનુભવ થાય તેવુ કહેવુ છે

૬ ન ચાલતા ઉપજીવન માટે કંઈ પણ અલ્પ અનાચાર (અસત્ય અને સહજ માયા) સેવવો પડે તો મહાશોચથી સેવવો, પ્રાયશ્ચિત્ત ધ્યાનમા રાખવુ સેવવામા નીચેના દોષ ન આવવા જોઈએ —

૧ કોઈથી મહા વિશ્વાસઘાત ૨ મિત્રથી વિશ્વાસઘાત

બહુલતાએ ઘેર્યો નથી સ્રીના સબંધમા જિજ્ઞાસા ઓર છે અને વર્તના ઓર છે. એક પક્ષે તેનું કેટલાક કાળ સુધી સેવન કરવું સમ્મત કર્યું છે તથાપિ ત્યા સામાન્ય પ્રીતિ–અપ્રીતિ છે પણ દુ.ખ એ છે કે જિજ્ઞાસા નથી, છતા પૂર્વકર્મ કાં ઘેરે છે? એટલેથી પતતુ નથી, પણ તેને લીધે નહીં ગમતા પદાર્થોને જોવા, સૂઘવા, સ્પર્શવા પડે છે અને એ જ કારણથી પ્રાયે ઉપાધિમા બેસવું પડે છે

મહારભ, મહાપરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ કે એવુ તેવુ જગતમા કઈ જ નથી એમ વિસ્મરણધ્યાન કરવાથી પરમાનદ રહે છે તેને ઉપરના કારણોથી જોવા પડે છે એ મહા ખેદ છે અતરગચર્યા પણ કોઈ સ્થળે ખોલી શકાતી નથી એવાં પાત્રોની દુર્લભતા મને થઈ પડી એ જ મહા દુખમતા કહો

---

[ ૫૬ ] ૮૩ વિ મ ૧૯૪૫

અત્ર કુશળતા છે, આપના તરફની ઇચ્છુ છુ આજે આપનુ જિજ્ઞાસુ પત્ર મળ્યું તે જિજ્ઞાસુ પત્રના ઉત્તર બદલ જે પત્ર મોકલવુ જોઈએ તે પત્ર આ છે.—

આ પત્રમા ગૃહાશ્રમસબધી મારા કેટલાક વિચારો આપની સમીપ મૂકુ છુ એ મૂકવાનો હેતુ માત્ર એટલો જ છે કે, કોઈ પણ પ્રકારના ઉત્તમ ક્રમમા આપનુ જીવન–વલણ થાય, અને તે ક્રમ જ્યારથી આરભવો જોઈએ તે કાળ હમણા જ આપની પાસે આરભાયો છે, એટલે તે ક્રમ જણાવવાનો ઉચિત સમય છે, તેમ જણાવેલા ક્રમના વિચારો ઘણા સસ્કારિક હોઈને પત્ર વાટે નીકળ્યા છે, આપને તેમ જ કોઈ પણ આત્મોન્નતિ વા પ્રશસ્ત ક્રમને ઇચ્છનારને તે ખચીત વધારે ઉપયોગી થઈ પડશે એમ માન્યતા છે

તત્ત્વજ્ઞાનની ઊડી ગુફાનુ દર્શન કરવા જઈએ તો, ત્યા નેપથ્યમાથી એવો ધ્વનિ જ નીકળે કે, તમે કોણ છો? ક્યાથી આવ્યા છો? કેમ આવ્યા છો? તમારી સમીપ આ સઘળુ શુ છે? તમને તમારી પ્રતીતિ છે? તમે વિનાશી, અવિનાશી વા કોઈ ત્રિરાશી છો? એવા અનેક પ્રશ્નો હૃદયના તે ધ્વનિથી પ્રવેશ કરશે, અને એ પ્રશ્નોથી જ્યા આત્મા ઘેરાયો ત્યા પછી બીજા વિચારોને બહુ જ થોડો અવકાશ રહેશે; યદિ એ વિચારોથી જ છેવટે સિદ્ધિ છે, એ જ વિચારોના વિવેકથી જે અવ્યાબાધ સુખની ઇચ્છા છે, તેની પ્રાપ્તિ થાય છે, એ જ વિચારોના મનનથી અનત કાળનુ મૂઝન ટળવાનુ છે, તથાપિ તે સર્વને માટે નથી વાસ્તવિક દૃષ્ટિથી જોતા તેને છેવટ સુધી પામનાર પાત્રોની [illegible] બહુ છે, કાળ ફરી ગયો છે, એ વસ્તુનો અધીરાઈ અથવા અશૌચતાથી અત લેવા જતા [illegible] છે, અને ભાગ્યહીન અપાત્ર બન્ને લોકથી ભ્રષ્ટ થાય છે, એટલા માટે અમુક સતોને અપવાદરૂપ [illegible] બાકીનાઓને તે ક્રમમા આવવા, તે ગુફાનુ દર્શન કરવા ઘણા વખત સુધી અભ્યાસની [illegible] કદાપિ તે ગુફાદર્શનની તેની ઇચ્છા ન હોય તોપણ પોતાનાં આ ભવના સુખને અર્થે પણ [illegible] તથા મૂઆની વચ્ચેનો ભાગ કોઈ રીતે ગાળવા માટે પણ એ અભ્યાસની ખચીત જરૂર છે [illegible] અનુભવગમ્ય છે, ઘણાને તે અનુભવમા આવ્યું છે ઘણા આર્ય સત્પુરુષો તે માટે વિચાર કરી [illegible] તેઓએ તે પર અધિકાધિક મનન કર્યું છે આત્માને શોધી, તેના અપાર માર્ગમાથી ઘણેરો [illegible] ઘણાને ભાગ્યશાળી થવાને માટે, અનેક ક્રમ બાધ્યા છે, તે મહાત્મા જયવાન હો! અને તેને [illegible] નમસ્કાર હો!

આપણે થોડીવાર તત્ત્વજ્ઞાનની ગુફાની વિસ્મરણા કરી, આર્યોએ બોધેલ [illegible] ક્રમ [illegible] માટે પગથિયું છીએ, તે સમયમા જણાવી જવુ યોગ્ય જ છે છે. પુણ્યાદ્વત્ત [illegible] સુખકર હિતકર, અને હૃદયમય જેને માનેલ છે તેમ છે. અનુભવગમ્ય છે. [illegible] નિવાસ છે અને નિરતર તેની જ જિજ્ઞાસા છે અત્યારે કઈને જિજ્ઞાસા પૂર્ણ [illegible]

છો તેમ છુ સંસારી પ્રવર્તન થાય છે તે કરુ છુ ધર્મસબધી મારી વર્તના તે સર્વજ્ઞ પરમાત્માના જ્ઞાનમા દૃશ્ય થતી હોય તે ખરી, પૂછવી જોઈતી નહોતી પૂછતા કહી શકાય તેવી પણ નથી. સહજ ઉત્તર આપવો ઘટે તે આપ્યો છે શુ થાય છે અને પાત્રતા કયા છે એ જોઉ છુ ઉદય આવેલા કર્મો ભોગવું છુ ખરી સ્થિતિમાં હજુ એકાદ અંશ પણ આવ્યો હોઉ એમ કહેવુ તે આત્મપ્રશંસારૂપ જ સંભવે છે

બનતી પ્રભુભક્તિ, સત્સંગ, સત્ય વ્યવહારની સાથે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ પ્રાપ્ત કરતા રહેો પ્રયત્ને જેમ આત્મા ઊર્ધ્વગતિનો પરિણામી થાય તેમ કરો

સમય સમય જીવનની ક્ષણિક વ્યતીતતા છે, ત્યા પ્રમાદ કરીએ છીએ એ જ મહામોહનીયનું બળ છે

વિ૦ રાયચંદના સત્પુરુષોને નમસ્કાર સહિત પ્રણામ

---

[ ૩૦ ] ૫૧ વવાણિયા બંદર, માહ વદ ૭, ૧૯૪૫

## નિરાગી પુરુષોને નમસ્કાર

ઉદય આવેલા કર્મોને ભોગવતા નવા કર્મ ન બંધાય તે માટે આત્માને સચેત રાખવો એ સત્પુરુષોનો મહાન બોધ છે

આત્માભિલાષી,—

જો ત્યા તમને વખત મળતો હોય તો જિનભક્તિમા વિશેષ વિશેષ ઉત્સાહની વૃદ્ધિ કરતા રહેશો, અને એક ઘડી પણ સત્સંગ કે સત્કથાનુ સંશોધન કરતા રહેશો

( કોઈ વેળા ) શુભાશુભ કર્મના ઉદય સમયે હર્ષશોકમા નહીં પડતા ભોગવ્યે છૂટકો છે, અને આ વસ્તુ તે મારી નથી એમ ગણી સમભાવની શ્રેણિ વધારતા રહેશો

વિશેષ લખતા અત્યારે અટકુ છુ

વિ૦ રાયચંદના સત્પુરુષોને નમસ્કાર સમેત પ્રણામ વાચશો

---

[ ૩૧ ] ૫૨ વવાણિયાબંદર, માહ વદ ૧૦, સોમ, ૧૯૪૫

## નિરાગી પુરુષોને નમસ્કાર

આત્મહિતાભિલાષી આજ્ઞાકિત,

તમારો આત્મવિચારભરિત પત્ર ગઈ પ્રભાતે મલ્યો

નિર્ગ્રંથ ભગવાને પ્રણીતેલા પવિત્ર ધર્મ માટે જે જે ઉપમા આપીએ તે તે ન્યૂન જ છે આત્મા અનંત કાળ રખડ્યો, તે માત્ર એના નિરુપમ ધર્મના અભાવે જેના એક રોમમા કિંચિત્ પણ અજ્ઞાન, મોહ, કે અસમાધિ રહી નથી તે સત્પુરુષના વચન અને બોધ માટે કંઈ પણ નહી કહી શકતા, તેના જ વચનમા પ્રશસ્ત ભાવે પુન પુન પ્રસક્ત થવુ એ પણ આપણુ સર્વોત્તમ શ્રેય છે

શી એની શૈલી! જ્યા આત્માને વિકારમય થવાનો અનંતાશ પણ રહ્યો નથી શુદ્ધ, સ્ફટિક, ફીણ અને ચંદ્રથી ઉજ્જ્વળ શુક્લ ધ્યાનની શ્રેણિથી પ્રવાહરૂપે નીકળેલા તે નિર્ગ્રંથના પવિત્ર વચનોની મને—તમને ત્રિકાળ શ્રદ્ધા રહો!

એ જ પરમાત્માના યોગબળ આગળ પ્રયાચના!

દયાળભાઈએ દર્શાવ્યું તે પ્રમાણે તમે લખ્યું છે, અને હુ માનુ છુ કે તેમ જ હશે દયાળભાઈ સહર્ષ પત્ર લખે એમ તેમને કહેશો અને ધર્મધ્યાન ભણી પ્રવૃત્તિ થાય એ કર્તવ્યની ભલામણ આપશો પ્રવીણસાગર માટે કંઈ ઉત્તર નથી તે લખશો

જેમ બને તેમ આત્માને ઓળખવા ભણી લક્ષ દો એ જ માગણી છે કવિરાજ—તમારા

વાટ મળશે, ત્યારે જ તે મતભેદાદિક જશે

મતભેદ રાખી કોઈ મોક્ષ પામ્યા નથી વિચારીને જેણે મતભેદને ટાળ્યો, તે અ તર્વૃત્તિને પામી ક્રમે કરી શાશ્વત મોક્ષને પામ્યા છે, પામે છે અને પામશે

કોઈ પણ અવ્યવસ્થિત ભાવે અક્ષરલેખ થયો હોય તો તે ક્ષમ થાઓ

-

[ ૩૩ ] ૫૫ વવાણિયા, ફાલ્ગુન સુદ ૯, રવિ, ૧૯૪૫

## નિરાગી મહાત્માઓને નમસ્કાર

કર્મ એ જડ વસ્તુ છે જે જે આત્માને એ જડથી જેટલો જેટલો આત્મબુદ્ધિએ સમાગમ છે, તેટલી તેટલી જડતાની એટલે અબોધતાની તે આત્માને પ્રાપ્તિ હોય, એમ અનુભવ થાય છે આશ્ચર્યતા છે, કે પોતે જડ છતા ચેતનને અચેતન મનાવી રહ્યા છે ! ચેતન ચેતનભાવ ભૂલી જઈ તેને સ્વસ્વરૂપ જ માને છે જે પુરુષો તે કર્મસ યોગ અને તેના ઉદયે ઉત્પન્ન થયેલા પર્યાયોને સ્વસ્વરૂપ નથી માનતા અને પૂર્વસ યોગો સત્તામા છે, તેને અબ ધ પરિણામે ભોગવી રહ્યા છે, તે આત્માઓ સ્વભાવની ઉત્તરોત્તર ઊર્ધ્વશ્રેણી પામી શુદ્ધ ચેતનભાવને પામશે, આમ કહેવુ સપ્રમાણ છે કારણ અતીત કાળે તેમ થયું છે, વર્તમાન કાળે તેમ થાય છે, અનાગત કાળે તેમ જ થશે

કોઈ પણ આત્મા ઉદયી કર્મને ભોગવતા સમત્વશ્રેણીમા પ્રવેશ કરી અબ ધ પરિણામે વર્તશે, તો ખચીત ચેતનશુદ્ધિ પામશે

આત્મા વિનયી થઈ, સરળ અને લઘુત્વભાવ પામી સદૈવ સત્પુરુષના ચરણકમળ પ્રતિ રહ્યો, તો જે મહાત્માઓને નમસ્કાર કર્યો છે તે મહાત્માઓની જે જાતિની રિદ્ધિ છે, તે જાતિની રિદ્ધિ સ પ્રાપ્ય કરી શકાય

અન ત કાળમા કા તો સત્પાત્રતા થઈ નથી અને કા તો સત્પુરુષ (જેમા સદ્ગુરુત્વ, સત્સ ગ અને સત્કથા એ રહ્યા છે) મળ્યા નથી, નહી તો નિશ્ચય છે, કે મોક્ષ હથેળીમા છે, ઇષત્પ્રાગ્ભારા એટલે સિદ્ધ-પૃથ્વી પર ત્યાર પછી છે એને સર્વશાસ્ત્ર પણ સ મત છે, (મનન કરશો) અને આ કથન ત્રિકાળ સિદ્ધ છે

---

૫૬ મોરબી, ચૈત્ર સુદ ૧૧, બુધ, ૧૯૪૫

ચિ૦,

તમારી આરોગ્યતાની સ્થિતિ માટે જાણ્યું તમે દેહ માટે સ ભાળ રાખશો દેહ હોય તો ધર્મ થઈ શકે છે માટે તેવા સાધનની સ ભાળ રાખવા ભગવાનનો પણ બોધ છે

વિ૦ રાયચ દના પ્રણામ

---

[ ૩૪ ] ૫૭ મોરબી, ચૈત્ર વદ ૯, ૧૯૪૫

ચિ૦,

કર્મગતિ વિચિત્ર છે નિર તર મૈત્રી, પ્રમોદ, કરુણા અને ઉપેક્ષા ભાવના રાખશો.

મૈત્રી એટલે સર્વ જગતથી નિર્વૈરબુદ્ધિ, પ્રમોદ એટલે કોઈ પણ આત્માના ગુણ જોઈ હર્ષ પામવો, કરુણા એટલે સ સારતાપથી દુ ખી આત્માના દુ ખથી અનુક પા પામવી, અને ઉપેક્ષા એટલે નિસ્પૃહભાવે જગતના પ્રતિબ ધને વિસારી આત્મહિતમા આવવુ એ ભાવનાઓ કલ્યાણમય અને પાત્રતા આપનારી છે.

---

તેવો હોવાથી તે પુસ્તક મોકલ્યુ છે 'યોગદૃષ્ટિસમુચ્ચય' પાછળથી મોકલીશ પરમતત્ત્વને સામાન્ય બોધમા ઉતારી દેવાની હરિભદ્રાચાર્યની ચમત્કૃતિ સ્તુત્ય છે કોઈ સ્થળે ખંડન–મંડન ભાગ સાપેક્ષ હશે, તે ભણી આપની દૃષ્ટિ નહી હોવાથી મને કલ્યાણ છે

અથથી ઇતિ સુધી અવલોકન કરવાનો વખત મેળવ્યાથી માગ પગ એક કૃપા થશે (જૈન જે મોક્ષના અખંડ ઉપદેશને કરતું, અને વાસ્તવિક તત્ત્વમા જ જેની શ્રદ્ધા છે એવુ દર્શન છતા કોઈ 'નાસ્તિક' એ ઉપનામથી તેનુ આગળ ખંડન કરી ગયા છે તે યથાર્થ થયુ નથી, એ આપને દૃષ્ટિએ આવી જવાનું પ્રાયે બનશે તેથી )

જૈન સંબંધી આપને કંઈ પણ મારો આગ્રહ દર્શાવતો નથી તેમ આત્મા જે રૂપે હો તે રૂપે ગમે તેથી થાઓ એ સિવાય બીજી મારી અંતરંગ જિજ્ઞાસા નથી, એ કંઈ કારણથી કહી જઈ જૈન પણ એક પવિત્ર દર્શન છે એમ કહેવાની આજ્ઞા લઉ છુ તે માત્ર જે વસ્તુ જે રૂપે સ્વાનુભવમા આવી હોય તે રૂપે કહેવી એમ સમજીને

સર્વ સત્પુરુષો માત્ર એક જ વાટેથી તર્યા છે અને તે વાટ વાસ્તવિક આત્મજ્ઞાન અને તેની અનુચારિણી દેહસ્થિતિપર્યંત સત્ક્રિયા કે રાગદ્વેષ અને મોહ વગરની દશા થવાથી તે તત્ત્વ તેમને પ્રાપ્ત થયું હોય એમ મારુ આધીન મત છે

આત્મા આમ લખવા જિજ્ઞાસુ થવાથી લખ્યું છે તેમાની ન્યૂનાધિકતા ક્ષમાપાત્ર છે

વિ૦ રાયચંદના વિનયપૂર્વક પ્રણામ

[ ૯૩ ] ૮૮ મુંબઈ, કારતક, ૧૯૪૬

(૧)

આ આખો કાગળ છે, તે [1]સર્વવ્યાપક ચેતન છે તેના કેટલા ભાગમા માયા સમજવી? જ્યા તે માયા હોય ત્યા ત્યાં ચેતનને બંધ સમજવો કે કેમ? તેમાં જુદા જુદા જીવ શી રીતે માનવા? અને તે જીવને બંધ શી રીતે માનવો? અને તે બંધની નિવૃત્તિ શી રીતે માનવી? તે બંધ નિવૃત્તિ થયે ચેતનનો કયો ભાગ માયારહિત થયો ગણાય? જે ભાગમાંથી પૂર્વે મુક્ત થયા હોય તે તે ભાગ નિરાવરણ સમજવો કે શી રીતે? અને એક ઠેકાણે નિરાવરણપણું, તથા બીજે ઠેકાણે આવરણ ત્રીજે ઠેકાણે નિરાવરણ એમ બને કે કેમ? તે ચીતરીને વિચારો

સર્વવ્યાપક આત્મા' —

માયા જગત
બોધ
લોક વિગટ
ઈશ્વર
આવરણ

આ રીતે તો ઘટતુ નથી

૧. 'પાઠાં૦' અધ્યાહાર.

[ ૩૭ ] ૧૦ વૈશાખ, ૧૯૪૫

(૧)

## સંયતિ ધર્મ

૧ અયત્નાથી ચાલતા પ્રાણભૂતની હિંસા થાય (તેથી) પાપ કર્મ બાંધે, તેનું કડવુ ફળ પ્રાપ્ત થાય

૨ અયત્નાથી ઊભા રહેતાં પ્રાણભૂતની હિંસા થાય (તેથી) પાપકર્મ બાધે, તેનુ કડવુ ફળ પ્રાપ્ત થાય

૪ અયત્નાથી શયન કરતા પ્રાણભૂતની હિંસા થાય (તેથી) પાપકર્મ બાધે, તેનું કડવું ફળ પ્રાપ્ત થાય

૫ અયત્નાથી આહાર લેતાં પ્રાણભૂતની હિંસા થાય (તેથી) પાપકર્મ બાંધે, તેનું કડવુ ફળ પ્રાપ્ત થાય

૬ અયત્નાથી બોલતા પ્રાણભૂતની હિંસા થાય. (તેથી) પાપકર્મ બાધે, તેનુ કડવું ફળ પ્રાપ્ત થાય

૭ કેમ ચાલે ? કેમ ઊભો રહે ? કેમ બેસે ? કેમ શયન કરે ? કેમ આહાર લે ? કેમ બોલે ? તો પાપકર્મ ન બાધે ?

૮ યત્નાથી ચાલે, યત્નાથી ઊભો રહે, યત્નાથી બેસે, યત્નાથી શયન કરે, યત્નાથી આહાર લે, યત્નાથી બોલે, તો પાપકર્મ ન બાધે

૯ સર્વ જીવને પોતાના આત્મા સમાન લેખે, મન વચન કાયાથી સમ્યક્ પ્રકારે સર્વ જીવને જુએ, આશ્રવ નિરોધથી આત્માને દમે, તો પાપકર્મ ન બાધે.

૧૦ પ્રથમ જ્ઞાન અને પછી દયા (એમ અનુભવ કરીને) સર્વ સંયમી રહે. અજ્ઞાની (સંયમમા) શુ કરે, કે જો તે કલ્યાણ કે પાપ જાણતો નથી ?

૧૧ શ્રવણ કરીને કલ્યાણને જાણવુ જોઈએ, પાપને જાણવુ જોઈએ, બન્નેને શ્રવણ કરીને જાણ્યા પછી જે શ્રેય હોય, તે સમાચરવુ જોઈએ

૧૨ જે જીવ એટલે ચૈતન્યનુ સ્વરૂપ જાણતો નથી, અજીવ એટલે જે જડનુ સ્વરૂપ જાણતો નથી, કે તે બન્નેના તત્ત્વને જાણતો નથી તે સાધુ સંયમની વાત ક્યાથી જાણે ?

૧૩ જે ચૈતન્યનુ સ્વરૂપ જાણે, જે જડનું સ્વરૂપ જાણે, તેમ જ તે બન્નેનું સ્વરૂપ જાણે, તે સાધુ સંયમનું સ્વરૂપ જાણે

૧૪ જ્યારે જીવ અને અજીવ એ બન્નેને જાણે, ત્યારે સર્વ જીવની બહુ પ્રકારે ગતિ-આગતિને જાણે

૧૫ જ્યારે સર્વ જીવની બહુ પ્રકારે ગતિ-આગતિને જાણે, ત્યારે જ પુણ્ય, પાપ, બંધ અને મોક્ષને જાણે

૧૬ જ્યારે પુણ્ય, પાપ, બંધ અને મોક્ષને જાણે ત્યારે, મનુષ્યસંબંધી અને દેવસંબંધી ભોગની ઇચ્છાથી નિવૃત્ત થાય

૧૭ જ્યારે દેવ અને માનવસંબંધી ભોગથી નિવૃત્ત થાય ત્યારે સર્વ પ્રકારના બાહ્ય અને અભ્યંતર સંયોગનો ત્યાગ કરી શકે

૧૮ જ્યારે બાહ્યાભ્યંતર સંયોગનો ત્યાગ કરે ત્યારે દ્રવ્ય-ભાવ મુંડ થઈને મુનિની દીક્ષા લે

૧૯ જ્યારે મુંડ થઈને મુનિની દીક્ષા લે ત્યારે ઉત્કૃષ્ટ સંવરની પ્રાપ્તિ કરે; અને ઉત્તમ ધર્મનો અનુભવ કરે.

માટે ઝાઝી જિજ્ઞાસા રહેત નહીં એવી નિરપરાધી દશા હોવાથી પુન પુન તે સાભરે છે

સાત વર્ષથી અગિયાર વર્ષ સુધીનો કાળ કેળવણી લેવામા હતો આજે મારી સ્મૃતિ જેટલી
ખ્યાતિ ભોગવે છે, તેટલી ખ્યાતિ ભોગવવાથી તે કંઈક અપરાધી થઈ છે, પણ તે કાળે નિરપરાધી
સ્મૃતિ હોવાથી એક જ વાર પાઠનુ અવલોકન કરવું પડતુ હતું, છતા ખ્યાતિનો હેતુ નહોતો, એટલે
ઉપાધિ બહુ ઓછી હતી સ્મૃતિ એવી બળવત્તર હતી કે જેવી સ્મૃતિ બહુ જ થોડા મનુષ્યોમા આ
કાળે, આ ક્ષેત્રે હશે અભ્યાસમા પ્રમાદી બહુ હતો વાતડાહ્યો, રમતિયાળ અને આનદી હતો પ[illegible]
માત્ર શિક્ષક વ ચાવે તે જ વેળા વાચી તેનો ભાવાર્થ કહી જતો એ ભણીની નિશ્ચિંતતા હતી તે વે
પ્રીતિ — સરળ વાત્સલ્યતા — મારામા બહુ હતી, સર્વથી એકત્વ ઇચ્છતો, સર્વમા ભ્રાતૃભાવ હોય તે [illegible]
સુખ, એ મને સ્વાભાવિક આવડ્યુ હતું લોકોમા કોઈ પણ પ્રકારથી જુદાઈના અ કુર જોતો કે મ[illegible]
અ ત કરણ રડી પડતુ તે વેળા કલ્પિત વાતો કરવાની મને બહુ ટેવ હતી આઠમા વર્ષમા મે કવિ[illegible]
કરી હતી, જે પાછળથી તપાસતા સમાપ હતી

અભ્યાસ એટલી ત્વરાથી કરી શક્યો હતો કે જે માણસે મને પ્રથમ પુસ્તકનો બોધ દેવા [illegible]
કર્યો હતો, તેને જ ગુજરાતી કેળવણી ઠીક પામીને તે જ ચોપડીનો પાછો મેં બોધ કર્યો હતો ત[illegible]
કેટલાક કાવ્યગ્રથો મે વાચ્યા હતા તેમ જ અનેક પ્રકારના બોધગ્રથો — નાના — આડાઅવળા ને
જોયા હતા, જે પ્રાયે હજુ સ્મૃતિમા રહ્યા છે ત્યા સુધી મારથી સ્વાભાવિક રીતે ભદ્રિકપણુ જ નેત[illegible]
હતું, હુ માણસ જાતનો બહુ વિશ્વાસુ હતો, સ્વાભાવિક સૃષ્ટિરચના પર મને બહુ પ્રીતિ હતી

મારા પિતામહ કૃષ્ણની ભક્તિ કરતા હતા તેમની પાસે તે વયમા કૃષ્ણકીર્તનના પ[illegible]
સાભળ્યા હતા, તેમ જ જુદા જુદા અવતારો સ બ ધી ચમત્કારો સાભળ્યા હતા, જેથી મને ભક્તિ[illegible]
સાથે તે અવતારોમા પ્રીતિ થઈ હતી, અને રામદાસજી નામના સાધુની સમીપે મે બાળલીલાના [illegible]
બ ધાવી હતી, નિત્ય કૃષ્ણનાં દર્શન કરવા જતો, વખતોવખત કથાઓ સાભળતો, વારવાર અવ[illegible]
સ બ ધી ચમત્કારમા હુ મોહ પામતો અને તેને પરમાત્મા માનતો, જેથી તેનુ રહેવાનુ [illegible]
પરમ જિજ્ઞાસા હતી તેના સ પ્રદાયના મહ ત હોઈએ, સ્થળે સ્થળે ચમત્કારથી હરિકથા કરતા હોઈ[illegible]
અને ત્યાગી હોઈએ તો કેટલી મજા પડે? એ જ વિકલ્પના થયા કરતી, તેમ જ કોઈ વૈભવી ભૂમિ[illegible]
જોતો કે સમર્થ વૈભવી થવાની ઇચ્છા થતી, 'પ્રવીણસાગર' નામનો ગ્ર થ તેવામા મે વાચ્યો હતો, [illegible]
વધારે સમજ્યો નહોતો, છતા સ્ત્રી સ બ ધી નાના પ્રકારના સુખમા લીન હોઈએ અને નિરુપાધિ[illegible]
કથાકથન શ્રવણ કરતા હોઈએ તો કેવી આનદદાયક દશા, એ મારી તૃષ્ણા હતી ગુજરાતી [illegible]
વાચનમાળામા જગતકર્તા સ બ ધી કેટલેક સ્થળે બોધ કર્યો છે તે મને દૃઢ થઈ ગયો હતો [illegible]
લોકો ભણી મારી બહુ જુગુપ્સા હતી, બનાવ્યા વગર કોઈ પદાર્થ બને નહી માટે જૈન [illegible]
તેને ખબર નથી તેમ જ તે વેળા પ્રતિમાના અશ્રદ્ધાળુ લોકોની ક્રિયા મારા જોવામા [illegible]
જેથી તે ક્રિયાઓ મલિન લાગવાથી હુ તેથી બીતો હતો, એટલે કે તે મને પ્રિય નહોતી

જન્મભૂમિકામા જેટલા વાણિયાઓ રહે છે, તે બધાની કુળશ્રદ્ધા ભિન્ન ભિન્ન [illegible]
અશ્રદ્ધાળુને જ લગતી હતી, એવી મને તે લોકોના જ પાનારે હતો પટેલિયો [illegible]
ગામનો નામાકિત વિદ્યાર્થી લોકો મને ગણતા, તેથી મારી પ્રશસા [illegible]
મારી ગપળશક્તિ દર્શાવવા હુ પ્રયત્ન કરતો [illegible] માટે વારવાર [illegible]
કરતા, છતા હુ તેઓથી વાદ કરતો [illegible] પાડવા પ્રયત્ન [illegible]
પ્રતિક્રમણસૂત્ર ઇત્યાદિ પુસ્તકો વાચવા [illegible] વિનયપૂર્વક [illegible]
કરેલી છે તેથી મારી પ્રીતિ તેમા પણ થઈ [illegible]

૧૩. સયમની રક્ષા અર્થે રાખવાં પડે છે તેને પરિગ્રહ ન કહેવો એમ છકાયના રક્ષપાળ જ્ઞાતપુત્રે કહ્યુ છે, પણ મૂર્છાને પરિગ્રહ કહેવો, એમ પૂર્વમહર્ષિઓ કહે છે

૧૪ તત્ત્વજ્ઞાનને પામેલા મનુષ્યો છકાયના રક્ષણને માટે થઈને તેટલો પરિગ્રહ માત્ર રાખે, બાકી તો પોતાના દેહમા પણ મમત્વ આચરે નહી (આ દેહ મારો નથી, એ ઉપયોગમા જ રહે)

૧૫ આશ્ચર્ય!—નિરંતર તપશ્ચર્યા, જેને સર્વ સર્વજ્ઞે વખાણ્યો એવા સયમને અવિરોધક ઉપજીવનરૂપ એક વખતનો આહાર લેવો

૧૬ ત્રસ અને સ્થાવર જીવો,—સ્થૂલ તેમ સૂક્ષ્મ જાતિના,—રાત્રિએ દેખાતા નથી માટે, તે વેળા આહાર કેમ કરે?

૧૭ પાણી અને બીજ આશ્રિત પ્રાણીઓ પૃથ્વીએ પડ્યા હોય ત્યાથી ચાલવુ તે, દિનને વિષે નિષેધ્યું છે, તો રાત્રિએ તો ભિક્ષાએ ક્યાથી જઈ શકે?

૧૮ એ હિંસાદિક દોષો દેખીને જ્ઞાતપુત્ર ભગવાને એમ ઉપદેશ્યું કે સર્વ પ્રકારના આહાર રાત્રિએ નિર્ગ્રથો ભોગવે નહીં

૧૯ પૃથ્વીકાયની હિંસા મનથી, વચનથી અને કાયાથી સુસમાધિવાળા સાધુઓ કરે નહી, કરાવે નહીં, કરતા અનુમોદન આપે નહીં

૨૦ પૃથ્વીકાયની હિંસા કરતા તેને આશ્રયે રહેલા ચક્ષુગમ્ય અને અચક્ષુગમ્ય એવા વિવિધ ત્રસ પ્રાણીઓ હણાય,—

૨૧ તે માટે, એમ જાણીને, દુર્ગતિને વધારનાર એ પૃથ્વીકાયના સમારંભરૂપ દોષને આયુષ્ય-પર્યંત ત્યાગવો

૨૨ જળકાયની મન, વચન અને કાયાથી સુસમાધિવાળા સાધુઓ હિંસા કરે નહીં, કરાવે નહીં, કરનારને અનુમોદન આપે નહીં

૨૩ જળકાયની હિંસા કરતાં તેને આશ્રયે રહેલા ચક્ષુગમ્ય અને અચક્ષુગમ્ય એવા ત્રસ જાતિના વિવિધ પ્રાણીઓની હિંસા થાય,—

૨૪ તે માટે, એવુ જાણીને, જળકાયનો સમારભ દુર્ગતિને વધારનાર દોષ છે તેથી, આયુષ્ય-પર્યંત ત્યાગવો

૨૫ મુનિ અગ્નિકાયને ઇચ્છે નહીં, સર્વ થકી ભયકર એવું એ જીવને હણવામા તીક્ષ્ણ શસ્ત્ર છે

૨૬ પૂર્વ, પશ્ચિમ, ઊચી, ખૂણાની, નીચી, દક્ષિણ અને ઉત્તર—એ સર્વ દિશામા રહેલા જીવોને અગ્નિ ભસ્મ કરે છે

૨૭ પ્રાણીનો ઘાત કરવામા અગ્નિ એવો છે, એમ સદેહરહિત માને, અને એમ છે તેથી, દીવા માટે કે તાપવા માટે સયતિ અગ્નિ સળગાવે નહીં

૨૮ તે કારણથી દુર્ગતિદોષને વધારનાર એવો અગ્નિકાયનો સમારંભ મુનિ આયુષ્યપર્યંત કરે નહીં

(દશ વૈકાલિકસૂત્ર, અધ્યયન ૬, ગાથા ૯ થી ૩૬)

---

[૩૮] ૬૧ વવાણિયા, વૈશાખ સુદ ૬, સોમ, ૧૯૪૫

## સત્પુરુષોને નમસ્કાર

આપના દર્શન મને અહીં લગભગ સવા માસ પહેલા થયા હતાં ધર્મસબધી કેટલીક મુખ-ચર્ચા થઈ હતી આપને સ્મૃતિમા હશે એમ ગણી, એ ચર્ચાસબધી કઈ વિશેષ દર્શાવવાની આજ્ઞા લેતો નથી ધર્મસબધી માધ્યસ્થ, ઉચ્ચ અને અદભી વિચારોથી આપના પર કઈક મારી વિશેષ

જ્ઞાનનો ઉદ્ધાર:—

શ્રુત જ્ઞાનનો ઉદય કરવો જોઈએ
યોગ સંબંધી ગ્રંથો
ત્યાગ સંબંધી ગ્રંથો
પ્રક્રિયા સંબંધી ગ્રંથો
અધ્યાત્મ સંબંધી ગ્રંથો
ધર્મ સંબંધી ગ્રંથો
ઉપદેશગ્રંથો
આખ્યાનગ્રંથો
દ્રવ્યાનુયોગી ગ્રંથો
(ઇત્યાદિક વહેંચવા જોઈએ)

તેનો ક્રમ અને ઉદય કરવો જોઈએ
નિર્ગ્રંથ ધર્મ

| | |
|---|---|
| આચાર્ય | ગચ્છ |
| ઉપાધ્યાય | પ્રવચન |
| મુનિ | દ્રવ્યલિંગી |
| ગૃહસ્થ. | અન્ય દર્શન સંબંધ |

(આ સઘળું યોજવું જોઈએ)

| | |
|---|---|
| મતમતાંતર | માર્ગની શૈલી |
| તેનું સ્વરૂપ | જીવનનું ગાળવું |
| તેને સમજાવવા | ઉદ્યોત |

(એ વિચારણા)

---

[૬૮] **૫૧** મુંબઈ, ફાગણ, ૧૯૪૬

તે પવિત્ર દર્શન થયા પછી ગમે તે વર્તન હો, પરંતુ તેને તીવ્ર બંધન નથી, અનંત સંસાર નથી, સોળ ભવ નથી, અભ્યંતર દુઃખ નથી, શંકાનું નિમિત્ત નથી, અંતરંગ મોહિની નથી, સત્ સત્ નિરુપમ, સર્વોત્તમ, શુક્લ, શીતળ, અમૃતમય દર્શનજ્ઞાન, સમ્યક્ જ્યોતિર્મય, ચિરાનંદની પ્રાપ્તિ, અદ્ભુત સત્સ્વરૂપદર્શિતાની બલિહારી છે!

જ્યાં મતભેદ નથી, જ્યાં શંકા, કંખા, વિતિગિચ્છા, મૂઢદૃષ્ટિ એમાંનું કાંઈ નથી છે તે, કલમ લખી શકતી નથી, કથન કહી શકતું નથી, મન જેનું મનન કરી શકતું નથી

છે તે.

---

[૬૯] **૫૨** મુંબઈ, ફાગણ, ૧૯૪૬

સર્વ દર્શનથી ઊંચ ગતિ છે, પરંતુ મોક્ષના માર્ગ જ્ઞાનીઓએ તે અક્ષરોમાં સ્પષ્ટ નથી, ગૌણતાએ રાખ્યો છે. તે ગૌણતાનું સર્વોત્તમ તત્ત્વ આ જણાય છે:—

નિશ્ચય, નિર્ગ્રંથ જ્ઞાની ગુરુની પ્રાપ્તિ, તેની આજ્ઞાનું આરાધવું, સમીપમાં સદૈવ રહેવું, સત્સંગની પ્રાપ્તિમાં રહેવું, આત્મદર્શિતા ત્યારે પ્રાપ્ત થશે.

---

લીનતા પામે છે આ કહ્યુ તે વ્યવહાર માત્ર છે નિશ્ચયમા નિશ્ચયઅર્થની અપૂર્વયોજના સત્પુરુષના અતરમા રહી છે

શ્વાસનો જય કરતા છતા સત્પુરુષની આજ્ઞાથી પરાઙ્મુખતા છે, તો તે શ્વાસજય પરિણામે સંસાર જ વધારે છે શ્વાસનો જય ત્યા છે કે જ્યા વાસનાનો જય છે તેના બે સાધન છે, સદ્‌ગુરુ અને સત્સગ તેની બે શ્રેણિ છે, પર્યુપાસના અને પાત્રતા તેની બે વર્ધમાનતા છે, પરિચય અને પુણ્યાનુબધી પુણ્યતા સઘળાનુ મૂળ આત્માની સત્પાત્રતા છે

અત્યારે એ વિષય સબધી એટલુ લખુ છુ

દયાળભાઈ માટે 'પ્રવીણસાગર' રવાને કરુ છુ 'પ્રવીણસાગર' સમજીને વચાય તો દક્ષતાવાળો ગ્રંથ છે નહીં તો અપ્રશસ્તછદી ગ્રથ છે

---

[ ૮૭૪-૧૦ ]  ૬૩  વવાણિયા, વૈશાખ વદ ૧૩, ૧૯૪૫

છેલ્લા સમાગમ સમયે ચિત્તની જે દશા વર્તતી હતી, તે તમે લખી તે યોગ્ય છે તે દશા જ્ઞાત હતી જ્ઞાત છે એમ જણાય તોપણ યથાવસરે આત્માર્થી જીવે તે દશા ઉપયોગપૂર્વક વિદિત કરવી, તેથી જીવને વિશેષ ઉપકાર થાય છે

પ્રશ્નો લખ્યાં છે તેનું સમાગમયોગે સમાધાન થવાની વૃત્તિ રાખવી યોગ્ય છે, તેથી વિશેષ ઉપકાર થશે આ તરફ વિશેષ વખત હાલ સ્થિતિ થવાનો સભવ નથી.

---

[ ૪૦ ]  ૬૪  વવાણિયાબદર, જ્યેષ્ઠ સુદ ૪, રવિ, ૧૯૪૫

पक्षपातो न मे वीरे, न द्वेष. कपिलादिषु ।
युक्तिमद्वचन यस्य, तस्य कार्य परिग्रह ।।

—શ્રીહરિભદ્રાચાર્ય

આપનુ ધર્મપત્ર વૈશાખ વદ ૬નુ મળ્યું આપના વિશેષ અવકાશ માટે વિચાર કરી ઉત્તર લખવામા આટલો મે વિલબ કર્યો છે, જે વિલબ ક્ષમાપાત્ર છે.

તે પત્રમા આપ દર્શાવો છો કે કોઈ પણ માર્ગથી આધ્યાત્મિક જ્ઞાન સપાદન કરવુ, એ જ્ઞાનીઓનો ઉપદેશ છે, આ વચન મને પણ સમ્મત છે પ્રત્યેક દર્શનમા આત્માનો જ બોધ છે, અને મોક્ષ માટે સર્વનો પ્રયત્ન છે, તોપણ આટલુ તો આપ પણ માન્ય કરી શકશો કે જે માર્ગથી આત્મા આત્મત્વ—સમ્યફ્‌જ્ઞાન—યથાર્થદૃષ્ટિ—પામે તે માર્ગ સત્પુરુષની આજ્ઞાનુસાર સમ્મત કરવો જોઈએ અહીં કોઈ પણ દર્શન માટે બોલવાની ઉચિતતા નથી, છતા આમ તો કહી શકાય કે જે પુરુષનું વચન પૂર્વાપર અખડિત છે, તેનું બોધેલુ દર્શન તે પૂર્વાપર હિતસ્વી છે આત્મા જ્યાથી 'યથાર્થદૃષ્ટિ' કિંવા 'વસ્તુધર્મ' પામે ત્યાથી સમ્યફ્‌જ્ઞાન સપ્રાપ્ત થાય એ સર્વમાન્ય છે

આત્મત્વ પામવા માટે શુ હેય, શુ ઉપાદેય અને શુ જ્ઞેય છે તે વિષે પ્રસગોપાત્ત સત્પુરુષની આજ્ઞાનુસાર આપની સમીપ કઈ કઈ મૂકતો રહીશ જ્ઞેય, હેય, અને ઉપાદેયરૂપે કોઈ પદાર્થ, એક પણ પરમાણુ નથી જાણ્યું તો ત્યાં આત્મા પણ જાણ્યો નથી મહાવીરના બોધેલા 'આચારાગ' નામના એક સિદ્ધાતિક શાસ્ત્રમા આમ કહ્યુ છે કે 'एगं जाणई से सव्वं जाणई, जे सव्व जाणई प एगं जाणई'—એકને જાણ્યો તેણે સર્વ જાણ્યું, જેણે સર્વને જાણ્યું તેણે એકને જાણ્યો આ વચનામૃત એમ ઉપદેશે છે કે એક આત્મા, જ્યારે જાણવા માટે પ્રયત્ન કરશે, ત્યારે સર્વ જાણ્યાનુ પ્રયત્ન થશે, અને સર્વ જાણ્યાનુ પ્રયત્ન એક આત્મા જાણવાને માટે છે, તોપણ વિચિત્ર જગતનું સ્વરૂપ જેણે જાણ્યું નથી તે આત્માને જાણતો નથી આ બોધ અયથાર્થ ઠરતો નથી

એટલા જ માટે 'અર્થ' અને 'કામ' પછી મૂકવામાં આવ્યા છે

ગૃહસ્થાશ્રમી એકાંત ધર્મસાધન કરવા ઇચ્છે તો તેમ ન થઈ શકે, સર્વસંગપરિત્યાગ જ જોઈએ. ગૃહસ્થને ભિક્ષા વગેરે કૃત્ય યોગ્ય નથી

અને ગૃહસ્થાશ્રમ જો ———

[અપૂર્ણ

---

૯૮ મુંબઈ, પોષ વદ ૯, ભોમ, ૧૯૪૬

તમારું પત્તું આજે મળ્યું વિગત વિદિત થઈ

કોઈ પ્રકારે તેમા શોક કરવા જેવું કંઈ નથી તમને શરીરે શાતા થાઓ એમ ઇચ્છું છું તમા[illegible] આત્મા સદ્ભાવને પામો એ જ પ્રયાચના છે

મારી આરોગ્યતા સારી છે મને સમાધિભાવ પ્રશસ્ત રહે છે એ માટે પણ નિશ્ચિત રહેજો

એક વીતરાગ દેવમા વૃત્તિ રાખી પ્રવૃત્તિ કર્યા રહેશો

તમારો શુભચિંતક [illegible]

---

[૭૭] ૯૯ મુંબઈ, પોષ, ૧૯૪૬

આર્ય ગ્રંથકર્તાઓએ બોધેલા ચાર આશ્રમ જે કાળમા દેશની વિભૂષારૂપે પ્રવર્તતા [illegible] કાળને ધન્ય છે!

ચાર આશ્રમમા પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ, પછી ગૃહસ્થાશ્રમ, પછી વાનપ્રસ્થાશ્રમ અને પછી સંન્યસ્ત[illegible] શ્રમ, એમ અનુક્રમ છે પણ આશ્ચર્ય એ કહેવું પડે છે કે, તેવો અનુક્રમ તો જીવનનો [illegible] ભોગવવામા આવે સરવાળે સો વર્ષના આયુષ્યવાળો, તેવી જ વૃત્તિએ ચાલ્યો આવ્યો તો તે આશ્રમ[illegible] ઉપભોગ લઈ શકે પ્રાચીન કાળમા અકાળિક મોત ઓછા થતા હોય એમ એ આશ્રમના બાંધા [illegible] સમજાય છે

---

[૭૮] ૧૦૦ મુંબઈ, પોષ, ૧૯૪૬

આર્યભૂમિકા પર પ્રાચીન કાળમા ચાર આશ્રમ પ્રચલિત હતા, એટલે કે, આશ્રમધર્મ મુ[illegible] કરીને પ્રવર્તતો હતો પરમર્ષિ નાભિપુત્રે ભારતમા નિર્ગ્રંથધર્મને જન્મ આપવા પ્રથમ તે [illegible] લોકોને વ્યવહારધર્મનો ઉપદેશ એ જ આશયથી કર્યો હતો કલ્પવૃક્ષથી મનોવાંછિતપણે [illegible] તે લોકોનો વ્યવહાર હવે ક્ષીણ થતો જતો હતો, તેઓમા ભદ્રપણું અને વ્યવહારની પણ [illegible] હોવાથી, કલ્પવૃક્ષની સમૂળગી ક્ષીણતા વેળા બહુ દુઃખ પામશે એમ અપૂર્વજ્ઞાની [illegible] જોયું તેમની પરમ કરુણાદૃષ્ટિથી તેમના વ્યવહારની ક્રમમાલિકા પ્રભુએ બાંધી દીધી

તીર્થંકરરૂપે જ્યારે ભગવંત વિહાર કરતા હતા, ત્યારે તેમના પુત્ર ભરતે [illegible] થવા માટે તેમના ઉપદેશને અનુસરી, ચાર વેદની તત્સમયી વિદ્વાનો સમીપે યોજના [illegible] આશ્રમના ધર્મ તેમા દાખલ કર્યા તેમ જ ચાર વર્ણની નીતિરીતિ તેમા દાખલ કરી [illegible] ભગવાને જે લોકોને ભવિષ્યે ધર્મપ્રાપ્તિ થવા માટે વ્યવહારશિક્ષા અને વ્યવહાર[illegible] તેમને ભરતજીના આ કાર્યથી પરમ સરળતા થઈ

યથાર્થ થતો નથી અશુદ્ધ ઉપયોગ થવાનુ કઈ પણ નિમિત્ત હોવું જોઈએ તે નિમિત્ત અનુપૂર્વીએ ચાલ્યા આવતા બાહ્યભાવે ગ્રહેલા કર્મપુદ્ગલ છે (તે કર્મનુ યથાર્થ સ્વરૂપ સૂક્ષ્મતાથી સમજવા જેવુ છે, કારણ આત્માને આવી દશા કાઈ પણ નિમિત્તથી જ હોવી જોઈએ, અને તે નિમિત્ત જ્યાં સુધી જે પ્રકારે છે તે પ્રકારે ન સમજાય ત્યા સુધી જે વાટે જવુ છે તે વાટની નિકટતા ન થાય ) જેનુ પરિણામ વિપર્યય હોય તેનો પ્રારભ અશુદ્ધ ઉપયોગ વિના ન થાય, અને અશુદ્ધ ઉપયોગ ભૂતકાળના કઈ પણ સલગ્ન વિના ન થાય વર્તમાનકાળમાથી આપણે એકેકી પળ બાદ કરતા જઈએ, અને તપાસતા જઈએ, તો પ્રત્યેક પળ ભિન્ન ભિન્ન સ્વરૂપે ગઈ જણાશે (તે ભિન્ન ભિન્ન થવાનુ કારણ કઈ હોય જ ) એક માણસે એવો દૃઢ સકલ્પ કર્યો કે, યાવત્જીવનકાળ સ્ત્રીનુ ચિંતવન પણ મારે ન કરવુ, છતા પાંચ પળ ન જાય, અને ચિંતવન થયુ તો પછી તેનુ કારણ જોઈએ મને જે શાસ્ત્રસબધી અલ્પ બોધ થયો છે તેથી એમ કહી શકુ છુ કે, તે પૂર્વકર્મનો કોઈ પણ અશે ઉદય જોઈએ કેવા કર્મનો? તો કહી શકીશ કે, મોહનીય કર્મનો, કઈ તેની પ્રકૃતિનો? તો કહી શકીશ કે, પુરુષવેદનો (પુરુષવેદની પદર પ્રકૃતિ છે ) પુરુષવેદનો ઉદય દૃઢ સકલ્પે રોક્યો છતા થયો તેનુ કારણ હવે કહી શકાશે કે, કઈ ભૂતકાળનુ હોવુ જોઈએ, અને અનુપૂર્વીએ તેનુ સ્વરૂપ વિચારતા પુનર્જન્મ સિદ્ધ થશે આ સ્થળે બહુ દૃષ્ટાતોથી કહેવાથી મારી ઇચ્છા હતી, પણ ધાર્યા કરતા કહેવુ વધી ગયુ છે તેમ આત્માને જે બોધ થયો તે મન યથાર્થ ન જાણી શકે મનનો બોધ વચન યથાર્થ ન કહી શકે વચનનો કથનબોધ પણ કલમ લખી ન શકે આમ હોવાથી અને આ વિષયસબધે કેટલાક શૈલીશબ્દો વાપરવાની આવશ્યકતા હોવાથી અત્યારે અપૂર્ણ ભાગે આ વિષય મૂકી દઉ છુ એ અનુમાનપ્રમાણ કહી ગયો પ્રત્યક્ષ પ્રમાણસબધી જ્ઞાનીદૃષ્ટ હશે, તો હવે પછી, વા દર્શનસમય મળ્યો તો ત્યારે કઈક દર્શાવી શકીશ આપના ઉપયોગમા રમી રહ્યુ છે, છતા બે એક વચનો અહીં પ્રસન્નતાર્થે મૂકુ છુ —

૧ સર્વ કરતાં આત્મજ્ઞાન શ્રેષ્ઠ છે
૨ ધર્મવિષય, ગતિ, આગતિ નિશ્ચય છે
૩ જેમ ઉપયોગની શુદ્ધતા તેમ આત્મજ્ઞાન પમાય છે
૪ એ માટે નિર્વિકાર દૃષ્ટિની અગત્ય છે
૫ 'પુનર્જન્મ છે' તે યોગથી, શાસ્ત્રથી અને સહજરૂપે અનેક સત્પુરુષોને સિદ્ધ થયેલ છે

આ કાળમા એ વિષે અનેક પુરુષોને નિ શકતા નથી થતી તેના કારણો માત્ર સાત્ત્વિકતાની ન્યૂનતા, ત્રિવિધતાપની મૂર્છના, 'શ્રી ગોકુળચરિત્ર'મા આપે દર્શાવેલી નિર્જનાવસ્થા તેની ખામી, સત્સગ વિનાનો વાસ, સ્વમાન અને અયથાર્થ દૃષ્ટિ એ છે

ફરી એ વિષે વિશેષ આપને અનુકૂળતા હશે, તો દર્શાવીશ આથી મને આત્મોજ્જવલતાનો પરમ લાભ છે તેથી આપને અનુકૂળ થશે જ વખત હોય તો બે ચાર વખત આ પત્ર મનન થવાથી મારો કહેલો અલ્પ આશય આપને બહુ દૃષ્ટિગોચર થશે શૈલીને માટે થઈને વિસ્તારથી કઈક લખ્યું છે, છતા જેવુ જોઈએ તેવુ સમજાવાયું નથી એમ મારુ માનવુ છે પણ હળવે હળવે હું ધારુ છુ કે, તે આપની પાસે સરળરૂપે મૂકી શકીશ

× × × ×

બુદ્ધ ભગવાનનુ જન્મચરિત્ર મારી પાસે આવ્યું નથી અનુકૂળતા હોય તો મોકલાવવા સૂચવન કરશો સત્પુરુષના ચરિત્ર એ દર્પણરૂપ છે બુદ્ધ અને જૈનના બોધમા મહાન તફાવત છે

સર્વ દોષની ક્ષમા ઇચ્છી આ પત્ર પૂરુ (અપૂર્ણ સ્થિતિએ) કરુ છુ આપની આજ્ઞા હશે, તો એવો વખત મેળવી શકાશે કે, આત્મત્વ દૃઢ થાય

અસુગમતાથી લેખ દોષિત થયો છે, પણ કેટલીક નિરુપાયતા હતી નહીં તો સરળતા વાપરવાથી

હવે પ્રકટ કરતા કહે છે કે "હે આત્મન્! તું સંસારદુખના વિનાશ અર્થે જ્ઞાનરૂપી સુધારસને પી અને સંસારસમુદ્ર પાર ઊતરવા માટે ધ્યાનરૂપ વહાણનું અવલંબન કર

[અપૂર્ણ]

---

[ ૮૨ ] ૧૦૩ મુબઈ, માહ, ૧૯૪૬

કુટુંબરૂપી કાજળની કોટડીના વાસથી સંસાર વધે છે ગમે તેટલી તેની સુધારણા કરશો તોપણ એકાંતથી જેટલો સંસારક્ષય થવાનો છે, તેનો સોમો હિસ્સો પણ તે કાજળગૃહમા રહેવાથી થવાનો નથી કષાયનુ તે નિમિત્ત છે, મોહને રહેવાનો અનાદિકાળનો પર્વત છે પ્રત્યેક અંતરગુફામા તે જાજ્વલ્યમાન છે. સુધારણા કરતા વખતે શ્રાદ્ધોત્પત્તિ[1] થવી સંભવે, માટે ત્યાં અલ્પભાષી થવુ, અલ્પહાસી થવું, અલ્પપરિચયી થવું, અલ્પઆવકારી થવું, અલ્પભાવના દર્શાવવી, અલ્પસહચારી થવુ, અલ્પગુરુ થવુ, પરિણામ વિચારવુ, એ જ શ્રેયસ્કર છે

---

[ ૮૩ ] ૧૦૪ મુબઈ, માહ વદ ૨, શુક્ર, ૧૯૪૬

તમારુ પત્ર ગઈ કાલે મળ્યું ખંભાતવાળા ભાઈ મારી પાસે આવે છે તેમની મારાથી બને ઉપાસના કરુ છુ તેઓ કોઈ રીતે મતાગ્રહી હોય એવુ મને હજુ સુધી તેઓએ દેખાડયુ નથી ધર્મજિજ્ઞાસુ જણાય છે ખરુ કેવલીગમ્ય

તમારી આરોગ્યતા ઇચ્છુ છું તમારી જિજ્ઞાસા માટે હું નિરુપાય છુ વ્યવહારક્રમ તોડીને હુ કંઈ નહીં લખી શકું, એ તમને અનુભવ છે, તો હવે કા પુછાવો?

તમારી આત્મચર્યા શુદ્ધ રહે તેમ પ્રવર્તજો

જિને કહેલા પદાર્થો યથાર્થ જ છે એ જ અત્યારે ભલામણ

---

[ ૮૦ ] ૧૦૫ મુબઈ, ફાગણ સુદ ૬, ૧૯૪૬

## મહાવીરના બોધને પાત્ર કોણ?

૧ સત્પુરુષના ચરણનો ઇચ્છક,
૨ સદૈવ સૂક્ષ્મ બોધનો અભિલાષી,
૩ ગુણપર પ્રશસ્ત ભાવ રાખનાર,
૪ બ્રહ્મવ્રતમા પ્રીતિમાન,
૫ જ્યારે સ્વદોષ દેખે ત્યારે તેને છેદવાનો ઉપયોગ રાખનાર,
૬ ઉપયોગથી એક પળ પણ ભરનાર,
૭ એકાતવાસને વખાણનાર,
૮ તીર્થાદિ પ્રવાસનો ઉછરંગી,
૯. આહાર, વિહાર, નિહારનો નિયમી,
૧૦ પોતાની ગુરુતા દબાવનાર,

એવો કોઈ પણ પુરુષ તે મહાવીરના બોધને પાત્ર છે, સમ્યક્દશાને પાત્ર છે પહેલા જેવુ એક્કે નથી

---

૧ શ્રાદ્ધ એટલે શ્રાવક ધર્મ અને ઉત્પત્તિ એટલે પ્રગટતા

બુદ્ધભગવાનનું ચરિત્ર મનન કરવા જેવું છે, એ જાણે નિષ્પક્ષપાતી કથન છે
કેટલાક આધ્યાત્મિક તત્ત્વ ભરેલા વચનામૃતો હવે લખી શકીશ

ધર્મોપજીવનઈચ્છક
રાયચંદના વિનયયુક્ત પ્રણામ

[ ૪૩ ] ૬૯ વવાણિયા, અશાડ વદ ૧૨, બુધ, ૧૯૪૫

મહાસતીજી 'મોક્ષમાળા' શ્રવણ કરે છે, તે બહુ સુખ અને લાભદાયક છે તેઓને મારી વતી વિનંતિ કરશો કે એ પુસ્તકને યથાર્થ શ્રવણ કરે, મનન કરે જિનેશ્વરના સુંદર માર્ગથી એમા એકકે વચન વિશેષ નાખવા પ્રયત્ન કર્યું નથી જેમ અનુભવમા આવ્યું અને કાળભેદ જોયો તેમ મધ્યસ્થતાથી એ પુસ્તક લખ્યું છે. હું ધારું છું કે મહાસતીજી એ પુસ્તકને એકાગ્રભાવે શ્રવણ કરી આત્મશ્રેયમા વૃદ્ધિ કરશે.

---

[ ૭૪(૬) ] ૭૦ ભરૂચ, શ્રાવણ સુદ ૧, રવિ, ૧૯૪૫

તમારા આત્મબોધ માટે થઈને પ્રસન્નતા થાય છે અહીં આત્મચર્ચા શ્રેષ્ઠ ચાલે છે સત્સંગની બળવત્તરતા છે

વિ૦ રાયચંદના પ્ર૦

---

[ ૪૪ ] ૭૧ ભરૂચ, શ્રાવણ સુદ ૩, બુધ, ૧૯૪૫

બજાણા નામના ગ્રામથી મારું લખેલુ એક વિનયપત્ર આપને પ્રાપ્ત થયું હશે

હું મારી નિવાસભૂમિકાથી આશરે બે માસ થયા સત્યોગ, સત્સંગની પ્રવર્ધનાર્થે પ્રવાસરૂપે કેટલાંક સ્થળોમાં વિહાર કરુ છુ. પ્રાયે કરીને એક સપ્તાહમા મારુ ત્યા આપના દર્શન અને સમાગમની પ્રાપ્તિ કરી શકે એમ આગમન થવા સંભવ છે

સર્વ શાસ્ત્રના બોધનું, ક્રિયાનુ, જ્ઞાનનુ, યોગનું અને ભક્તિનું પ્રયોજન સ્વસ્વરૂપપ્રાપ્તિને અર્થે છે, અને એ સમ્યક્શ્રેણિઓ આત્મગત થાય, તો તેમ થવુ પ્રત્યક્ષ સંભવિત છે, પણ એ વસ્તુઓ પ્રાપ્ત કરવા સર્વસંગપરિત્યાગની અવશ્ય છે નિર્જનાવસ્થા—યોગભૂમિકામા વાસ—સહજ સમાધિની પ્રાપ્તિ નથી, તે સર્વસંગપરિત્યાગમા નિયમા વાસિત છે દેશ ( ભાગ ) સંગપરિત્યાગમા ભજના સંભવે છે જ્યા સુધી ગૃહવાસ પૂર્વકર્મના બળથી ભોગવવો રહ્યો છે, ત્યા સુધી ધર્મ, અર્થ અને કામ ઉલ્લાસિત–ઉદાસીન ભાવે સેવવા યોગ્ય છે બાહ્યભાવે ગૃહસ્થશ્રેણિ છતાં અંતરંગ નિર્ગ્રંથશ્રેણિ જોઈએ, અને જ્યા તેમ થયું છે ત્યા સર્વ સિદ્ધિ છે

મારી આત્માભિલાષા તે શ્રેણિમાં ઘણા માસ થયા વર્તે છે ધર્મોપજીવનની પૂર્ણ અભિલાષા કેટલીક વ્યવહારોપાધિને લીધે પાર પડી શકતી નથી, પણ પ્રત્યક્ષે સત્પદની સિદ્ધિ આત્માને થાય છે, આ વાર્તા તો સમ્મત જ છે અને ત્યાં કંઈ વય–વેષની વિશેષ અપેક્ષા નથી નિર્ગ્રંથના ઉપદેશને અચલભાવે અને વિશેષે સમ્મત કરતા અન્ય દર્શનના ઉપદેશમાં મધ્યસ્થતા પ્રિય છે

ગમે તે વાટે અને ગમે તે દર્શનથી કલ્યાણ થતું હોય, તો ત્યા પછી મતાંતરની કંઈ અપેક્ષા શોધવી યોગ્ય નથી આત્મત્વ જે અનુપ્રેક્ષાથી, જે દર્શનથી કે જે જ્ઞાનથી પ્રાપ્ત થાય તે અનુપ્રેક્ષા, તે દર્શન કે તે જ્ઞાન સર્વોપરી છે, અને જેટલા આત્મા તર્યા, વર્તમાને તરે છે, ભવિષ્યે તરશે તે સર્વ એ એક જ ભાવને પામીને આપણે એ સર્વ ભાવે પામીએ એ મળેલા અનુત્તર જન્મનું સાફલ્ય છે

કેટલાક જ્ઞાનવિચારો લખતાં ઔદાસીન્ય ભાવની વૃદ્ધિ થઈ જવાથી ધારેલું લખી શકાતું નથી,

૫ જહો રાગ અને વળી દ્વેષ, તહાં સર્વદા માનો ક્લેશ,
ઉદાસીનતાનો જ્યા વાસ, સકળ દુ:ખનો છે ત્યા નાશ ૧
સર્વ કાલનું છે ત્યા જ્ઞાન, દેહ છતાં ત્યા છે નિર્વાણ,
ભવ છેવટની છે એ દશા, રામ ધામ આવીને વસ્યા ૨

---

[ ૮૬ ] ૧૦૮ મુબઈ, ફાગણ, ૧૯૪૬

હે જીવ, તું ભ્રમા મા, તને હિત કહું છુ

અ તરમાં સુખ છે, બહાર શોધવાથી મળશે નહીં

અ તરનુ સુખ અ તરની સમશ્રેણીમા છે, સ્થિતિ થવા માટે બાહ્ય પદાર્થોનું વિસ્મરણ કર, આશ્ચર્ય ભૂલ

સમશ્રેણી રહેવી બહુ દુર્લભ છે, નિમિત્તાધીન વૃત્તિ ફરી ફરી ચલિત થઈ જશે, ન થવા અચળ ગ ભીર ઉપયોગ રાખ.

આ ક્રમ યથાયોગ્યપણે ચાલ્યો આવ્યો તો તું જીવન ત્યાગ કરતો રહીશ, મૂઝાઈશ નહીં, નિર્ભય થઈશ

ભ્રમા મા, તને હિત કહું છુ.

આ મારુ છે એવા ભાવની વ્યાખ્યા પ્રાયે ન કર

આ તેનુ છે એમ માની ન બેસ

આ માટે આમ કરવુ છે એ ભવિષ્યનિર્ણય ન કરી રાખ

આ માટે આમ ન થયું હોત તો સુખ થાત એમ સ્મરણ ન કર

આટલુ આ પ્રમાણે હોય તો સારુ એમ આગ્રહ ન કરી રાખ

આણે મારા પ્રતિ અનુચિત કર્યું એવું સ ભારતા ન શીખ

આણે મારા પ્રતિ ઉચિત કર્યું એવુ સ્મરણ ન રાખ

આ મને અશુભ નિમિત્ત છે એવો વિકલ્પ ન કર.

આ મને શુભ નિમિત્ત છે એવી દઢતા માની ન બેસ

આ ન હોત તો હું બ ધાત નહીં એમ અચળ વ્યાખ્યા નહી કરીશ

પૂર્વકર્મ બળવાન છે, માટે આ બધો પ્રસ ગ મળી આવ્યો એવુ એકાતિક ગ્રહણ કરીશ નહીં

પુરુષાર્થનો જય ન થયો એવી નિરાશા સ્મરીશ નહીં

બીજાના દોષે તને બ ધન છે એમ માનીશ નહીં.

તારે નિમિત્તે પણ બીજાને દોષ કરતો ભુલાવ

તારે દોષે તને બ ધન છે એ સ તની પહેલી શિક્ષા છે

તારો દોષ એટલો જ કે અન્યને પોતાનુ માનવુ, પોતે પોતાને ભૂલી જવું

એ બધામાં તારી લાગણી નથી, માટે જુદે જુદે સ્થળે તે સુખની કલ્પના કરી છે હે મૂઢ એમ ન કર —

એ તને તે હિત કહ્યુ

અ તરમાં સુખ છે

જગતમા કોઈ એવુ પુસ્તક વા લેખ વા કોઈ એવો સાક્ષી ત્રાહિત તમને એમ નથી કહી શકતો કે આ સુખનો માર્ગ છે, વા તમારે આમ વર્તવુ વા સર્વને એક જ ક્રમે ઊગવુ, એ જ સૂચવે છે કે ત્યા ક ઈ પ્રબળ વિચારણા રહી છે

દઈ વર્ત્યો જા. પછી જો મોક્ષ ન મળે તો મારી પાસેથી લેજે

સત્પુરુષ એ જ કે નિશદિન જેને આત્માનો ઉપયોગ છે, શાસ્ત્રમા નથી અને સાંભળ્યામાં નથી, છતા અનુભવમાં આવે તેવુ જેનુ કથન છે, અ તર ગ સ્પૃહા નથી એવી જેની ગુપ્ત આચરણા છે બાકી તો ક ઈ કહ્યુ જાય તેમ નથી અને આમ કર્યા વિના તારો કોઈ કાળે છૂટકો થનાર નથી, આ અનુભવપ્રવચન પ્રમાણિક ગણ

એક સત્પુરુષને રાજી કરવામા, તેની સર્વ ઇચ્છાને પ્રશ સવામા, તે જ સત્ય માનવામા આખી જિ દગી ગઈ તો ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ પ દર ભવે અવશ્ય મોક્ષે જઈશ

વિ૦ રાયચ દના પ્રણામ

---

[ ૫૦ ] ૭૭ વિ સ ૧૯૪૫

" સુખકી સહેલી હૈ, અકેલી ઉદાસીનતા "
અધ્યાત્મની જનની તે ઉદાસીનતા

લઘુ વયથી અદ્ભુત થયો, તત્ત્વજ્ઞાનનો બોધ,
એ જ સૂચવે એમ કે, ગતિ આગતિ કા શોધ ? ૧
જે સ સ્કાર થવો ઘટે, અતિ અભ્યાસે કાય,
વિના પરિશ્રમ તે થયો, ભવશ કા શી ત્યાય ? ૨
જેમ જેમ મતિ અલ્પતા, અને મોહ ઉદ્યોત,
તેમ તેમ ભવશ કના, અપાત્ર અ તર જ્યોત ૩
કરી કલ્પના દૃઢ કરે, નાના નાસ્તિ વિચાર,
પણ અસ્તિ તે સૂચવે, એ જ ખરો નિર્ધાર. ૪
આ ભવ વણ ભવ છે નહીં, એ જ તર્ક અનુકૂળ,
વિચારતા પામી ગયા, આત્મધર્મનુ મૂળ ૫

[ અ ંગત ]

---

[ ૫૧ ] ૭૮ વિ સ ૧૯૪૫

## સ્ત્રીના સ ંબ ધમાં મારા વિચાર

(૧)

અતિ અતિ સ્વસ્થ વિચારણાથી એમ સિદ્ધ થયું કે શુદ્ધ જ્ઞાનને આશ્રયે નિરાબાધ સુખ રહ્યુ છે, તથા ત્યા જ પરમ સમાધિ રહી છે

સ્ત્રી એ સ સારનુ સર્વોત્તમ સુખ માત્ર આવરણિકદૃષ્ટિથી કલ્પાયું છે, પણ તે તેમ નથી જ સ્ત્રીથી જે સ યોગસુખ ભોગવવાનું ચિહ્ન તે વિવેકથી દૃષ્ટિગોચર કરતા વમન કરવાને યોગ્ય ભૂમિકાને પણ યોગ્ય રહેતું નથી જે જે પદાર્થો પર જુગુપ્સા રહી છે, તે તે પદાર્થો તો તેના શરીરમાં રહ્યા છે, અને તેની તે જન્મભૂમિકા છે વળી એ સુખ ક્ષણિક, ખેદ અને ખસના દરદરૂપ જ છે તે વેળાનો દેખાવ હૃદયમા ચીતરાઈ રહી હસાવે છે, કે શી આ ભુલવણી ? ટૂ કામાં કહેવાનું કે તેમા ક ઈ પણ સુખ નથી, અને સુખ હોય તો તેને અપરિચ્છેદરૂપે વર્ણવી જુઓ, એટલે માત્ર મોહદશાને લીધે તેમ માન્યતા થઈ છે, એમ જ જણાશે અહીં હું સ્ત્રીના અવયવાદિ ભાગનો વિવેક કરવા બેઠો નથી, પણ ત્યા ફરી આત્મા ન જ ખે ચાય એ વિવેક થયો છે, તેનુ સહજ સૂચવન કર્યું. સ્ત્રીમા દોષ નથી, પણ આત્મામા દોષ છે, અને એ દોષ જવાથી આત્મા જે જુએ છે તે અદ્ભુત આન દમય જ છે, માટે એ દોષથી રહિત થવુ, એ જ પરમ જિજ્ઞાસા છે,

૧૦૯

આત્મા નામમાત્ર છે કે વસ્તુસ્વરૂપ છે ?

જો વસ્તુસ્વરૂપ છે તો કંઈ પણ લક્ષણાદિથી તે જાણી શકવા યોગ્ય છે કે કેમ ?

જો તે લક્ષણાદિથી કોઈ પણ પ્રકારે જાણી શકવા યોગ્ય નથી એમ માનીએ તો જગતમાં ઉપદેશમાર્ગની પ્રવૃત્તિ કેમ થઈ શકે છે ? અમુકનાં વચનથી અમુકને બોધ થાય છે તેનો હેતુ શો ?

અમુકનાં વચનથી અમુકને બોધ થાય છે એ સર્વ વાત કલ્પિત છે, એમ માનીએ તો પ્રત્યક્ષ વસ્તુનો બાધ થાય કેમ કે તે પ્રવૃત્તિ પ્રત્યક્ષ દેખાય છે કેવળ વંધ્યાપુત્રવત્ નથી.

કોઈ પણ આત્મવેત્તાથી કોઈ પણ પ્રકારે આત્મસ્વરૂપનો વચન દ્વારા ઉપદેશ—

[અપૂર્ણ]

---

૧૧૦

આત્મા ચક્ષુગોચર થઈ શકે કે કેમ ? અર્થાત્ આત્મા કોઈ પણ રીતે ચક્ષુથી દેખી શકાય એવો છે કે કેમ ?

આત્મા સર્વવ્યાપક છે કે કેમ ?

હું કે તમે સર્વવ્યાપક છીએ કે કેમ ?

આત્માને દેહાંતરમાં જવું થાય છે કે કેમ ? અર્થાત્ આત્મા એક ગતિમાંથી બીજી ગતિમાં જાય છે કે કેમ ? જઈ શકવા યોગ્ય છે કે કેમ ?

આત્માનું લક્ષણ શું ?

કોઈ પણ પ્રકારે આત્મા લક્ષમાં આવી શકે એવો છે કે કેમ ?

સૌથી વધારે પ્રમાણિક શાસ્ત્રો કયાં છે ?

---

[૮૭] ૧૧૧ મુંબઈ, ફાગણ, ૧૯૪૯

પરમ સત્ય છે
પરમ સત્ય છે.
પરમ સત્ય છે
} ત્રિકાળ એમ જ છે

વ્યવહારના પ્રસંગને સાવધાનપણે, મંદ ઉપયોગે સમતાભાવે નિભાવ્યો આવજે
બીજા તારું કેમ માનતા નથી એવો પ્રશ્ન તારા અંતરમાં ન ઊગો.
બીજા તારું માને છે એ ઘણું યોગ્ય છે, એવું સ્મરણ તને ન થાઓ
તું સર્વ પ્રકારે તારાથી પ્રવર્તો
જીવન—અજીવન પર સમવૃત્તિ હો
જીવન હો તો એ જ વૃત્તિએ પૂર્ણ હો
ગૃહવાસ જ્યાં સુધી સૃજિત હો ત્યાં સુધી વ્યવહાર પ્રસંગમાં પણ સત્ય તે સત્ય હો
ગૃહવાસમાં તેમાં જ લક્ષ હો
ગૃહવાસમાં પ્રસંગીઓને ઉચિત વૃત્તિ રાખતાં શીખવ, સઘળાં સમાન જ માન
ત્યાં સુધીનો તારો કાળ ઘણો જ ઉચિત જાઓ
અમુક વ્યવહાર—પ્રસંગનો કાળ
તે સિવાયનો તત્સંબંધી કાર્યકાળ
પૂર્વિત કર્મોદયકાળ
નિદ્રાકાળ

[ ૫૩ ] ૮૦ વિ સ ૧૯૪૫

નિરાબાધપણે જેની મનોવૃત્તિ વહ્યા કરે છે, સંકલ્પ-વિકલ્પની મંદતા જેને થઈ છે, પંચ વિષયથી વિરક્ત બુદ્ધિના અંકુરો જેને ફૂટયા છે, કલેશના કારણ જેણે નિર્મૂળ કર્યાં છે, અનેકાંત-દૃષ્ટિયુક્ત એકાંતદૃષ્ટિને જે સેવ્યા કરે છે, જેની માત્ર એક શુદ્ધ વૃત્તિ જ છે. તે પ્રતાપી પુરુષ જયવાન વર્તો.

આપણે તેવા થવાનો પ્રયત્ન કરવો જોઈએ

---

[ ૫૪ ] ૮૧ વિ સ. ૧૯૪૫

અહોહો ! કર્મની કેવી વિચિત્ર બંધસ્થિતિ છે ? જેને સ્વપ્ને પણ ઇચ્છતો નથી, જે માટે પરમ શોક થાય છે, એ જ અગાંભીર્ય દશાથી પ્રવર્તવું પડે છે

તે જિન-વર્દ્ધમાનાદિ સત્પુરુષો કેવા મહાન મનોજયી હતા ! તેને મૌન રહેવું-અમૌન રહેવું બન્ને સુલભ હતું, તેને સર્વ અનુકૂળ-પ્રતિકૂળ દિવસ સરખા હતા, તેને લાભ-હાનિ સરખી હતી, તેનો ક્રમ માત્ર આત્મસમતાર્થે હતો કેવું આશ્ચર્યકારક કે, એક કલ્પનાનો જય એક કલ્પે થવો દુર્લભ, તેવી તેમણે અનંત કલ્પનાઓ કલ્પના અનંતમા ભાગે શમાવી દીધી !

---

[ ૫૫ ] ૮૨ વિ સ ૧૯૪૫

દુખિયા મનુષ્યોનું પ્રદર્શન કરવામા આવ્યું હોય તો ખચીત તેના શિરોભાગમા હું આવી શકું આ મારા વચનો વાચીને કોઈ વિચારમા પડી જઈ, ભિન્ન ભિન્ન કલ્પનાઓ કરશે અને કાં તો ભ્રમ ગણી વાળશે, પણ તેનું સમાધાન અહીં જ ટપકાવી દઉં છું તમે મને સ્ત્રી સંબંધી કંઈ દુ.ખ લેખશો નહીં, લક્ષ્મી સંબંધી દુ:ખ લેખશો નહી, પુત્ર સંબંધી લેખશો નહીં, કીર્તિ સંબંધી લેખશો નહીં, ભય સંબંધી લેખશો નહી, કાયા સંબંધી લેખશો નહીં, અથવા સર્વથી લેખશો નહીં, મને દુ.ખ બીજી રીતનું છે તે દરદ વાતનું નથી, કફનું નથી કે પિત્તનું નથી, તે શરીરનું નથી, વચનનું નથી કે મનનું નથી ગણો તો બધાયનું છે અને.ન ગણો તો એકકેનું નથી, પરંતુ મારી વિજ્ઞાપના તે નહીં ગણવા માટે છે, કારણ એમા કોઈ ઓર મર્મ રહ્યો છે તમે જરૂર માનજો, કે હું વિના-દિવાનાપણે આ કલમ ચલાવું છું રાજચંદ્ર નામથી ઓળખાતો વવાણિયા નામના નાના ગામનો, લક્ષ્મીમા સાધારણ એવો પણ આર્ય તરીકે ઓળખાતા દશાશ્રીમાળી—વૈશ્યનો પુત્ર ગણાઉં છું આ દેહમા મુખ્યે બે ભવ કર્યા છે, અમુખ્યનો હિસાબ નથી નાનપણની નાની સમજણમા કોણ જાણે ક્યાથીયે મોટી કલ્પનાઓ આવતી સુખની જિજ્ઞાસા પણ ઓછી નહોતી અને સુખમા પણ મહાલય, બાગબગીચા, લાડીવાડીના કંઈક માન્યા હતા, મોટી કલ્પના તે આ બધું શું છે તેની હતી તે કલ્પનાનું એક વાર એવું રૂપ દીઠું કે, પુનર્જન્મે નથી, પાપે નથી, પુણ્યે નથી, સુખે રહેવું અને સંસાર ભોગવવો એ જ કૃતકૃત્યતા છે એમાથી બીજી પંચાતમા નહીં પડતા, ધર્મની વાસનાઓ કાઢી નાખી કોઈ ધર્મ માટે ન્યૂનાધિક કે શ્રદ્ધાભાવપણું રહ્યું નહીં થોડો વખત ગયા પછી એમાથી ઓર જ થયું જે થવાનું મે કલ્પ્યું નહોતું, તેમ તે માટે મારા ખ્યાલમા હોય એવું કંઈ મારું પ્રયત્ન પણ નહોતું, છતા અચાનક ફેરફાર થયો, કોઈ ઓર અનુભવ થયો, અને જે અનુભવ પ્રાયે શાસ્ત્રમા લેખિત ન હોય, જડવાદીઓની કલ્પનામા પણ નથી, તેવો હતો તે ક્રમે કરીને વધ્યો, વધીને અત્યારે એક 'તુંહિ તુંહિ'-નો જાપ કરે છે હવે અહીં સમાધાન થઈ જશે આગળ જે મળ્યા નહીં હોય, અથવા ભયાદિક હશે, તેથી દુખ હશે તેવું કંઈ નથી, એમ ખચીત સમજાશે સ્ત્રી સિવાય બીજો કોઈ પદાર્થ ખાસ કરીને મને રોકી શકતો નથી બીજા કોઈ પણ સંસારી સાધને મારી પ્રીતિ મેળવી નથી, તેમ કોઈ ભયે મને

ખચીત તે તત્ત્વજ્ઞાનનો વિવેક પણ આને ઊગ્યો હતો, કાળના બળવત્તર અનિષ્ટપણાને લીધે તેને યથાયોગ્ય સમાધિસંગની અપ્રાપ્તિને લીધે તે વિવેકને મહાખેદની સાથે ગૌણ કરવો પડ્યો, અને ખરે ! જો તેમ ન થઈ શક્યુ હોત તો તેના ( આ પત્રલેખકના ) જીવનનો અંત આવત

જે વિવેકને મહાખેદની સાથે ગૌણ કરવો પડ્યો છે, તે વિવેકમા જ ચિત્તવૃત્તિ પ્રસન્ન રહી જાય છે, બાહ્ય તેની પ્રાધાન્યતા નથી રાખી શકાતી એ માટે અકથ્ય ખેદ થાય છે તથાપિ જ્યા નિરુપાયતા છે, ત્યા સહનતા સુખદાયક છે, એમ માન્યતા હોવાથી મૌનતા છે

કોઈ કોઈ વાર સંગીઓ અને પ્રસંગીઓ તુચ્છ નિમિત્ત થઈ પડે છે, તે વેળા તે વિવેક પર કોઈ જાતિનુ આવરણ આવે છે, ત્યારે આત્મા બહુ જ મૂઝાય છે જીવનરહિત થવાની, દેહત્યાગ કરવાની દુ:ખસ્થિતિ કરતા તે વેળા ભયંકર સ્થિતિ થઈ પડે છે, પણ એવુ ઝાઝો વખત રહેતુ નથી, અને એમ જ્યારે રહેશે ત્યારે ખચીત દેહત્યાગ કરીશ પણ અસમાધિથી નહી પ્રવર્તું એવી અત્યાર સુધીની પ્રતિજ્ઞા કાયમ ચાલી આવી છે

---

૧૧૪ મોરબી, અષાડ સુદ ૪, શુક્ર, ૧૯૪૬

મોરબીનો નિવાસ વ્યવહારનયે પણ અસ્થિર હોવાથી ઉત્તર પાઠવી શકાય તેમ નહોતુ

તમારા પ્રશસ્ત ભાવ માટે આનંદ થાય છે ઉત્તરોત્તર એ ભાવ તમને સત્ફળદાયક થાઓ

ઉત્તમ નિયમાનુસાર અને ધર્મધ્યાન પ્રશસ્ત વર્તન કરજો, એ મારી વારવાર મુખ્ય ભલામણ છે શુદ્ધભાવની શ્રેણીને વિસ્મૃત નથી કરતા એ એક આનંદકથા છે

---

[ ૧૦૨ ] ૧૧૫ મુબઈ, અસાડ સુદ ૫, રવિ, ૧૯૪૬

ધર્મ ઇચ્છક ભાઈશ્રી,

તમારા બન્ને પત્તા મળ્યા વાંચી સંતોષ પામ્યો

ઉપાધિનુ પ્રબળ વિશેષ રહે છે જીવનકાળમા એવો કોઈ યોગ આવવાનો નિર્મિત હોય ત્યા મૌનપણે—ઉદાસીનભાવે પ્રવૃત્તિ કરી લેવી એ જ શ્રેયસ્કર છે

ભગવતીજીના પાઠ સંબંધમા ટૂંકો ખુલાસો નીચે આપ્યો છે

सुह जोग पडुच्च अणारभी, असुहजोग पडुच्च आयारभी, परारभी, तदुभयारभी

શુભ યોગની અપેક્ષાએ અનારંભી, અશુભયોગની અપેક્ષાએ આત્મારંભી, પરારંભી, તદુભયારંભી ( આત્મારંભી અને પરારંભી )

અહીં શુભનો અર્થ પારિણામિક શુભથી લેવો જોઈએ, એમ મારી દૃષ્ટિ છે પારિણામિક એટલે જે પરિણામે શુભ વા જેવુ હતું તેવુ રહેવુ છે તે

અહીં યોગનો અર્થ મન, વચન અને કાયા છે

શાસ્ત્રકારનો એ વ્યાખ્યાન આપવાનો મુખ્ય હેતુ યથાર્થ દર્શાવવાનો અને શુભ યોગમા પ્રવૃત્તિ કરાવવાનો છે પાઠમા બોધ ઘણો સુદર છે

તમે મારા મેળાપને ઇચ્છો છો, પણ આ કંઈ અનુચિત કાળ ઉદય આવ્યો છે એટલે તમને મેળાપમા પણ હું શ્રેયસ્કર નીવડુ એવી થોડી જ આશા છે

યથાર્થ ઉપદેશ જેમણે કર્યો છે, એવા વીતરાગના ઉપદેશમા પરાયણ રહો, એ મારી વિનયપૂર્વક તમને બન્ને ભાઈઓને અને બીજાઓને ભલામણ છે

મોહાધીન એવો મારો આત્મા બાહ્યોપાધિથી કેટલે પ્રકારે ઘેરાયો છે તે તમે જાણો છો, એટલે અધિક શુ લખુ ?

તોપણ ક્રમે, એમા આ લેખકનો પણ જય થશે એવી તેની ખચીત શુભાકાક્ષા છે, અને તેમ અનુભવગમ્ય પણ છે અત્યારથી જ જો યોગ્ય રીતે તે ક્રમની પ્રાપ્તિ હોય તો, આ પત્ર લખવા જેટલી ખોટી કરવા ઇચ્છા નથી, પરતુ કાળની કઠિનતા છે, ભાગ્યની મદતા છે, સતોની કૃપાદૃષ્ટિ દૃષ્ટિગોચર નથી, સત્સંગની ખામી છે, ત્યા કઈ જ—

તોપણ તે ક્રમનુ બીજ હૃદયમા અવશ્ય રોપાયું છે, અને એ જ સુખકર થયું છે સૃષ્ટિના રાજથી જે સુખ મળવા આશા નહોતી, તેમ જ કોઈ પણ રીતે ગમે તેવા ઔષધથી, સાધનથી, સ્ત્રીથી, પુત્રથી, મિત્રથી કે બીજા અનેક ઉપચારથી જે અતર્શાતિ થવાની નહોતી તે થઈ છે નિરતરની—ભવિષ્યકાળની—ભીતિ ગઈ છે અને એક સાધારણ ઉપજીવનમાં પ્રવર્તતો એવો આ તમારો મિત્ર એને જ લઈને જીવે છે, નહી તો જીવવાની ખચીત શકા જ હતી, વિશેષ શુ કહેવુ ? આ ભ્રમણા નથી, વહેમ નથી, ખચીત સત્ય જ છે એ ત્રિકાળમા એક જ પરમપ્રિય અને જીવનવસ્તુની પ્રાપ્તિ, તેનું બીજારોપણ કેમ વા કેવા પ્રકારથી થયું એ વ્યાખ્યાનો પ્રસગ અહીં નથી, પરતુ ખચીત એ જ મને ત્રિકાળ સમ્મત હો ! એટલુ જ કહેવાનો પ્રસગ છે, કારણ લેખસમય બહુ ટૂકો છે.

એ પ્રિયજીવન સર્વ પામી જાય, સર્વ એને યોગ્ય હોય, સર્વને એ પ્રિય લાગે, સર્વને એમા રુચિ થાય, એવુ ભૂતકાળે બન્યું નથી, વર્તમાનકાળે બનતુ નથી, અને ભવિષ્યકાળે પણ બનવુ અસભવિત છે, અને એ જ કારણથી આ જગતની વિચિત્રતા ત્રિકાળ છે

મનુષ્ય સિવાયની પ્રાણીની બીજી જાતિ જોઈએ છીએ, તેમા તો એ વસ્તુનો વિવેક જણાતો નથી, હવે જે મનુષ્ય રહ્યા, તે સર્વ મનુષ્યમાં પણ તેમ દેખી શકશો નહીં

[ અપૂર્ણ ]

---

"આહાર વિહાર અને નિહારનો નિયમિત" એ વાક્યનો સંક્ષેપાર્થ આમ છે—

જેમાં યોગદશા આવે છે, તેમાં દ્રવ્ય આહાર, વિહાર અને નિહાર (શરીરના મળની ત્યાગક્રિયા) એ નિયમિત એટલે જેવી જોઈએ તેવી, આત્માને નિર્બાધક, ક્રિયાથી એ પ્રવૃત્તિ કરનારો.

ધર્મમાં પ્રસક્ત રહો એ જ ફરી ફરી ભલામણ. સત્યપરાયણના માર્ગનું સેવન કરીશું તો જરૂર સુખી થઈશું, પાર પામીશું, એમ હું ધારું છું.

આ ભવનું પરભવનું નિરુપાધિપણું જે વાટેથી કરી શકાય તે વાટેથી કરશો, એમ વિનંતિ છે.

ઉપાધિગ્રાહ્ય રાયચંદના યથાયોગ્ય

---

[૧૦૫] **૧૧૯** મુંબઈ, અષાડ વદ ૭, સોમ, ૧૯૪૬

નિરંતર નિર્ભયપણાથી રહિત એવા આ ભ્રાંતિરૂપ સંસારમાં વીતરાગત્વ એ જ અભ્યાસવા યોગ્ય છે, નિરંતર નિર્ભયપણે વિચરવું એ જ શ્રેયસ્કર છે, તથાપિ કાળની અને કર્મની વિચિત્રતાથી પરાધીનપણે આ કરીએ છીએ.

બંને પત્ર મળ્યા. સંતોષ થયો. આચારાંગ સૂત્રનો પાઠ અવલોક્યો. યથાશક્તિ વિચારીને અન્ય પ્રસંગે અર્થ લખીશ.

ધર્મેચ્છક ત્રિભોવનદાસના પ્રશ્નનું ઉત્તર પણ પ્રસંગે આપી શકીશ.

જેનું અપાર માહાત્મ્ય છે, એવી તીર્થંકરદેવની વાણીની ભક્તિ કરો.

વિ૦ રાયચંદ

---

[૧૦૭] **૧૨૦** મુંબઈ, અષાડ વદ ૦)) ૧૯૪૬

આપનું 'યોગવાસિષ્ઠ'નું પુસ્તક આ સાથે મોકલ્યું છે. ઉપાધિનો તાપ શમાવવાને એ શીતળ ચંદન છે, આધિ-વ્યાધિનું એની વાચનામાં આગમન સંભવતું નથી. આપનો એ માટે ઉપકાર માનું છું.

આપની પાસે કોઈ કોઈ વાર આવવામાં પણ એક જ એ જ વિષયની જિજ્ઞાસા છે. ઘણા વર્ષોથી આપના અંતઃકરણમાં વાસ કરી રહેલ બ્રહ્મવિદ્યાનું આપના જ મુખથી શ્રવણ થાય તો એક શાંતિ છે. કોઈ પણ વાટે કલ્પિત વાસનાઓનો નાશ થઈ યથાયોગ્ય સ્થિતિની પ્રાપ્તિ સિવાય અન્ય ઇચ્છા નથી, પણ વ્યવહારપરત્વે કેટલીક ઉપાધિ રહે છે, એટલે સત્સમાગમનો અવકાશ જોઈએ તેટલો મળતો નથી, તેમ જ આપને પણ તેટલો વખત આપવાનું કેટલાક કારણોથી અશક્ય સમજું છું, અને એ જ કારણથી ફરી ફરી અંતઃકરણની છેવટની વૃત્તિ આપને જણાવી શકતો નથી, તેમ જ તે પરત્વે અધિક વાતચીત થઈ શકતી નથી. એ એક પુણ્યની ન્યૂનતા, બીજું શું?

વ્યવહારપરત્વે કોઈ રીતે આપના સંબંધથી લાભ લેવાનું સ્વપ્નું પણ ઇચ્છયું નથી, તેમ જ આપ જેવા બીજાઓની સમીપથી પણ એની ઇચ્છા રાખી નથી. એક જન્મ અને તે થોડા જ કાળનો પ્રારબ્ધાનુસાર ગાળી લેવો તેમાં દૈન્યતા ઉચિત નથી, એ નિશ્ચય પ્રિય છે. સહજભાવે વર્તવાની અભ્યાસપ્રણાલિકા કેટલાંક (જૂજ) વર્ષ થયાં આરંભિત છે, અને એથી નિવૃત્તિની વૃદ્ધિ છે. આ વાત અહીં જણાવવાનો હેતુ એટલો જ કે આપ અશંકિત હશો, તથાપિ પૂર્વાપરે પણ અશંકિત રહેવા માટે જે હેતુથી આપના ભણી મારું જોવું છે તે જણાવ્યું છે, અને એ અશંકિતતા સંસારથી ઔદાસીન્ય ભાવને પામેલી દશાને સહાયક થશે એમ માન્યું હોવાથી (જણાવ્યું છે).

'યોગવાસિષ્ઠ' પરત્વે આપને કંઈ જણાવવા ઇચ્છું છું (પ્રસંગ મળ્યે).

જૈનના આગ્રહથી જ મોક્ષ છે, એમ આત્મા ઘણા વખત થયાં માનવું ભૂલી ગયો છે. મુક્ત ભાવમાં (!) મોક્ષ છે એમ ધારણા છે, એટલે વાતચીત વેળા આપ કંઈ અધિક કહેતા નહીં અચકો એમ વિજ્ઞાપન છે.

---

૧ જિજ્ઞાસા તે વસ્તુની રાખવી

૨ સંસારને બંધન માનવુ

૩ પૂર્વકર્મ નથી એમ ગણી પ્રત્યેક ધર્મ સેવ્યા જવો તેમ છતા પૂર્વકર્મ નડે તો શોક કરવો નહીં

૪ દેહની જેટલી ચિંતા રાખે છે તેટલી નહી પણ એથી અનંત ગણી ચિંતા આત્માની રાખ, કારણ અનંત ભવ એક ભવમા ટાળવા છે

૫ ન ચાલે તો પ્રતિશ્રોતી થા

૬ જેમાથી જેટલુ થાય તેટલુ કર

૭ પરિણામિક વિચારવાળો થા

૮ અનુત્તરવાસી થઈને વર્ત

૯ છેવટનુ સમયે સમયે ચૂકીશ નહી એ જ ભલામણ અને એ જ ધર્મ

---

[ ૫૮ ] ૮૫ મુબઈ, વિ સં ૧૯૪૫

સમજીને અલ્પભાષી થનારને પશ્ચાત્તાપ કરવાનો થોડો જ અવસર સંભવે છે

હે નાથ ! સાતમી તમતમપ્રભા નરકની વેદના મળી હોત તો વખતે સમ્મત કરત પણ જગતની મોહિની સમ્મત થતી નથી

પૂર્વના અશુભ કર્મ ઉદય આવ્યે વેદતા જો શોચ કરો છો તો હવે એ પણ ધ્યાન રાખો કે નવા બાંધતા પરિણામે તેવાં તો બંધાતા નથી ?

આત્માને ઓળખવો હોય તો આત્માના પરિચયી થવું, પરવસ્તુના ત્યાગી થવું

જેટલા પોતાની પુદ્ગલિક મોટાઈ ઇચ્છે છે તેટલા હલકા સંભવે

પ્રશસ્ત પુરુષની ભક્તિ કરો, તેનું સ્મરણ કરો, ગુણચિંતન કરો

---

[ ૮૭૪–૧૬ ] ૮૬ સં ૧૯૪૬

નિસ્પૃહી મહાત્માઓને અભેદભાવે નમસ્કાર

'[૧]અનંતકાળ થયા જીવને પરિભ્રમણ કરતાં છતા તેની નિવૃત્તિ કેમ થતી નથી અને તે શું કરવાથી થાય ?' આ વાક્યમા અનેક અર્થ સમાયેલ છે તેને વિચાર્યા વિના કે દૃઢ વિશ્વાસથી ઝૂર્યા વિના માર્ગના અંશનું અલ્પ ભાન થતું નથી બીજા બધા વિકલ્પો દૂર કરી આ એક ઉપર લખેલુ સત્પુરુષોનું વચનામૃત વારંવાર વિચારી લેશો.

[૨]સંસારમાં રહેવુ અને મોક્ષ થવા કહેવુ એ બનવુ અસુલભ છે

મૈત્રી—સર્વ જીવ પ્રત્યે હિતચિંતવના

પ્રમોદ—ગુણજ્ઞ જીવ પ્રત્યે ઉલ્લાસપરિણામ.

કરુણા—કોઈ પણ જીવને જન્મમરણથી મુક્ત થવાનું કરવુ

મધ્યસ્થતા—નિર્ગુણી જીવ પ્રત્યે મધ્યસ્થતા

---

[ ૬૨ ] ૮૭ મુંબઈ, કાર્તિક સુદ ૭, ગુરૂ, ૧૯૪૬

'અષ્ટક' અને 'યોગબિંદુ' એ નામના બે પુસ્તકો આ સાથે આપની દૃષ્ટિતળે નીકળી જવા હુ મોકલુ છુ 'યોગબિંદુ'નું બીજુ પાનુ શોધતા મળી શકયુ નથી, તોપણ બાકીનો ભાગ સમજી શકાય

૧ જુઓ આંક ૧૯૫. ૨ જુઓ આંક ૧૫૨ મા પણ આ વાકય છે.

[ ૧૧૨ ] ૧૨૫ વવાણિયા, શ્રાવણ વદિ ૧૩, બુધ, ૧૯૪૬

ધર્મેચ્છક ભાઈશ્રી,

આજે મતાંતરથી ઉત્પન્ન થયેલાં પહેલા પર્યુષણ આર ભાયાં આવતા માસમાં બીજા આર ભાશે. સમ્યફ્દૃષ્ટિથી મતાતર દૂર મૂકી જોતા એ જ મતાતર એવડા લાભનું કારણ છે, કારણ એવડો ધર્મ સ પાદન કરી શકાશે.

ચિત્ત શુકાને યોગ્ય થઈ ગયું છે કર્મરચના વિચિત્ર છે

વિ૦ રાયચ દના યથા૦

---

[ ૧૧૩ ] ૧૨૬ વવાણિયા, પ્ર ભાદ્ર સુદ ૩, સોમ, ૧૯૪૬

આપના દર્શનનો લાભ લીધા લગભગ એક માસ ઉપર કઈ વખત થયો મુબઈ મૂકયાં એક પખવાડિયું થયું મુબઈનો એક વર્ષનો નિવાસ ઉપાધિગ્રાહ્ય રહ્યો સમાધિરૂપ એક આપનો સમાગમ, તેને જેવો જોઈએ તેવો લાભ પ્રાપ્ત ન થયો

જ્ઞાનીઓએ કલ્પેલો ખરેખરો આ કળિકાળ જ છે જનસમુદાયની વૃત્તિઓ વિષયકષાયાદિકથી વિષમતાને પામી છે એનું બળવત્તરપણુ પ્રત્યક્ષ છે રાજસીવૃત્તિનું અનુકરણ તેમને પ્રિય થયું છે તાત્પર્ય વિવેકીઓની અને યથાયોગ્ય ઉપશમપાત્રની છાયા પણ મળતી નથી એવા વિષમકાળમાં જન્મેલો આ દેહધારી આત્મા અનાદિકાળના પરિભ્રમણના થાકથી વિશ્રાતિ લેવા આવતા અવિશ્રાતિ પામી સપડાયો છે માનસિક ચિંતા ક્યાંય કહી શકાતી નથી કહેવાના પાત્રોની પણ ખામી છે, ત્યા હવે શુ કરવુ ? જોકે યથાયોગ્ય ઉપશમભાવને પામેલો આત્મા સ સાર અને મોક્ષ પર સમવૃત્તિ વાળો હોય છે એટલે અપ્રતિબદ્ધપણે વિચરી શકે છે, પણ આ આત્માને તો હજુ તે દશા પ્રાપ્ત થઈ નથી તેનો અભ્યાસ છે. ત્યા તેને પડખે આ પ્રવૃત્તિ શા માટે ઊભી હશે ?

જેની નિરુપાયતા છે તેની સહનશીલતા સુખદાયક છે અને એમ જ પ્રવર્તન છે, પરતુ જીવન પૂર્ણ થતા પહેલા યથાયોગ્યપણે નીચેની દશા આવવી જોઈએ .—

૧ મન, વચન અને કાયાથી આત્માનો મુક્તભાવ

૨ મનનું ઉદાસીનપણે પ્રવર્તન

૩ વચનનું સ્યાદ્વાદપણુ ( નિરાગ્રહપણુ )

૪ કાયાની વૃક્ષદશા ( આહાર–વિહારની નિયમિતતા )

અથવા સર્વ સ દેહની નિવૃત્તિ, સર્વ ભયનું છૂટવું, અને સર્વ અજ્ઞાનનો નાશ

અનેક પ્રકારે સ તોએ શાસ્ત્ર વાટે તેનો માર્ગ કહ્યો છે, સાધનો બતાવ્યા છે, યોગાદિકથી થયેલે પોતાનો અનુભવ કહ્યો છે, તથાપિ તેથી યથાયોગ્ય ઉપશમભાવ આવવો દુર્લભ છે તે માર્ગ છે, પરતુ ઉપાદાનની બળવાન સ્થિતિ જોઈએ ઉપાદાનની બળવાન સ્થિતિ થવા નિર તર સત્સ ગ જોઈએ, તે નથી.

શિશુવયમાથી જ એ વૃત્તિ ઊગવાથી કોઈ પ્રકારનો પરભાષાભ્યાસ ન થઈ શકયો અમુક સ પ્રદાયથી શાસ્ત્રાભ્યાસ ન થઈ શકયો સ સારના બ ધનથી ઈહાપોહાભ્યાસ પણ ન થઈ શકયો, અને તે ન થઈ શકયો તેને માટે કઈ બીજી વિચારણા નથી એથી આત્મા અધિક વિકલ્પી થાત ( સર્વને માટે વિકલ્પીપણુ નહી , પણ એક હું પોતાની અપેક્ષાએ કહું છુ ) અને વિકલ્પાદિક કલેશનો તો નાશ જ કરવો ઇચ્છયો હતો, એટલે જે થયું તે કલ્યાણકારક જ, પણ હવે શ્રીગમને જેમ મહાનુભાવ વસિષ્ઠ ભગવાને આ જ દોષનુ વિસ્મરણ કરાવ્યુ હતુ તેમ કોણ કરાવે ? અર્થાત્ શાસ્ત્રનો ભાષાભ્યાસ વિના પણ ઘણો પરિચય થયો છે, ધર્મના વ્યાવહારિક જ્ઞાતાઓનો પણ પરિચય થયો છે, તથાપિ આ આ નં

(૨)

પ્રકાશસ્વરૂપ ધામ
તેમા અન ત અપ્રકાશ ભાસ્યમાન અ ત કરણ
તેથી શુ થાય ?
જ્યા જ્યા તે તે અ ત'કરણો વ્યાપે ત્યા ત્યા માયા ભાસ્યમાન થાય, આત્મા અસ ગ છતા સ ગવાન જણાય, અકર્તા છતા કર્તા જણાય, એ આદિ વિપરીતતા થાય
તેથી શુ થાય ?
આત્માને બ ધની કલ્પના થાય તેનુ શુ કરવુ ?
અ ત.કરણનો સ બ ધ જવા માટે તેનાથી પોતાનુ જુદાપણુ સમજવુ.
જુદાપણુ સમજ્યે શુ થાય ?
આત્મા સ્વસ્વરૂપ અવસ્થાન વર્તે
એકદેશ નિરાવરણ થાય કે સર્વદેશ નિરાવરણ થાય ?

---

[ ૬૪ ] ૮૯ મુંબઈ, કારતક સુદ ૧૫, ૧૯૪૬

## સમુચ્ચયવયચર્યા

સ વત ૧૯૨૪ ના કાર્તિક સુદિ ૧૫, રવિએ મારો જન્મ હોવાથી આજે મને સામાન્ય ગણતરીથી બાવીસ વર્ષ પૂરા થયા બાવીસ વર્ષની અલ્પ વયમા મે અનેક ર ગ આત્મા સ બ ધમા, મન સ બ ધમા, વચન સ બ ધમા, તન સ બ ધમા અને ધન સ બ ધમા દીઠા છે નાના પ્રકારની સૃષ્ટિરચના, નાના પ્રકારના સ સારી મોજા, અન તદુ ખનુ મૂળ, એ બધાનો અનેક પ્રકારે મને અનુભવ થયો છે સમર્થ તત્ત્વજ્ઞાનીઓએ અને સમર્થ નાસ્તિકોએ જે જે વિચારો કર્યા છે તે જાતિના અનેક વિચારો તે અલ્પ વયમા મે કરેલા છે મહાન ચક્રવર્તીએ કરેલા તૃષ્ણાના વિચાર અને એક નિ સ્પૃહી મહાત્માએ કરેલા નિસ્પૃહાના વિચાર મે કર્યા છે અમરત્વની સિદ્ધિ અને ક્ષણિકત્વની સિદ્ધિ ખૂબ વિચારી છે અલ્પવયમા મહત વિચારો કરી નાખ્યા છે મહત વિચિત્રતાની પ્રાપ્તિ થઈ છે એ સઘળુ બહુ ગ ભીરભાવથી આજે હુ દૃષ્ટિ દઈ જોઉ છું તો પ્રથમની મારી ઊગતી વિચારશ્રેણિ, આત્મદશા અને આજને આકાશપાતાળનુ અ તર છે, તેનો છેડો અને આનો છેડો કોઈ કાળે જાણે મળ્યો મળે તેમ નથી પણ શોચ કરશો કે એટલી બધી વિચિત્રતાનુ કોઈ સ્થળે લેખન–ચિત્રન કર્યું છે કે કઈ નહીં ? તો ત્યા એટલુ જ કહી શકીશ કે લેખન–ચિત્રન સઘળુ સ્મૃતિના ચિત્રપટમા છે બાકી પત્ર–લેખિનીનો સમાગમ કરી જગતમા દર્શાવવાનુ પ્રયત્ન કર્યું નથી યદિ હુ એમ સમજી શકુ છુ કે તે વયચર્યા જનસમૂહને બહુ ઉપયોગી, પુન પુન મનન કરવા યોગ્ય, અને પરિણામે તેઓ ભણીથી મને શ્રેયની પ્રાપ્તિ થાય તેવી છે, પણ મારી સ્મૃતિએ તે પરિશ્રમ લેવાની મને ચોખ્ખી ના કહી હતી, એટલે નિરુપાયતાથી ક્ષમા ઇચ્છી લઉ છુ પારિણામિક વિચારથી તે સ્મૃતિની ઇચ્છાને દબાવી તે જ સ્મૃતિને સમજાવી, તે વયચર્યા ધીરે ધીરે બનશે તો, અવશ્ય ધવળ–પત્ર પર મૂકીશ, તોપણ સમુચ્ચયવયચર્યા સ ભારી જઉ છુ —

સાત વર્ષ સુધી એકાત બાળવયની રમતગમત સેવી હતી એટલુ મને તે વેળા માટે સ્મૃતિમા છે કે વિચિત્ર કલ્પના — કલ્પનાનુ સ્વરૂપ કે હેતુ સમજ્યા વગર — મારા આત્મામા થયા કરતી હતી રમતગમતમા પણ વિજય મેળવવાની અને રાજેશ્વર જેવી ઊ ચી પદવી મેળવવાની પરમ જિજ્ઞાસા હતી વસ્ત્ર પહેરવાની, સ્વચ્છ રાખવાની, ખાવાપીવાની, સૂવાબેસવાની, બધી વિદેહી દશા હતી, છતાં હાડ ગરીબ હતુ એ દશા હજુ બહુ સાભરે છે અત્યારનુ વિવેકી જ્ઞાન તે વયમા હોત તો મને મોક્ષ

અને તેમા કાળ જાય છે જીવન ચાલ્યું જાય છે, એને ન જવા દેવુ, જ્યાં સુધી યથાયોગ્ય જય ન થાય ત્યાં સુધી, એમ દૃઢતા છે તેનુ કેમ કરવું? કદાપિ કોઈ રીતે તેમાનુ કઈ કરીએ તો તેવુ સ્થાન ક્યા છે કે જ્યા જઈને રહીએ? અર્થાત્ તેવા સ તો ક્યા છે, કે જ્યા જઈને એ દશામા બેસી તેનુ પોષણ પામીએ? ત્યારે હવે કેમ કરવુ?

"ગમે તેમ હો, ગમે તેટલા દુ:ખ વેઠો, ગમે તેટલા પરિષહ સહન કરો, ગમે તેટલા ઉપસર્ગ સહન કરો, ગમે તેટલી વ્યાધિઓ સહન કરો, ગમે તેટલી ઉપાધિઓ આવી પડો, ગમે તેટલી આધિઓ આવી પડો, ગમે તો જીવનકાળ એક સમય માત્ર હો, અને દુર્નિમિત્ત હો, પણ એમ કરવુ જ ત્યા સુધી હે જીવ! છૂટકો નથી"

આમ નેપથ્યમાથી ઉત્તર મળે છે, અને તે યથાયોગ્ય લાગે છે

ક્ષણે ક્ષણે પલટાતી સ્વભાવવૃત્તિ નથી જોઈતી અમુક કાળ સુધી શૂન્ય સિવાય કઈ નથી જોઈતું, તે ન હોય તો અમુક કાળ સુધી સ ત સિવાય કઈ નથી જોઈતુ, તે ન હોય તો અમુક કાળ સુધી સત્સ ગ સિવાય કઈ નથી જોઈતુ, તે ન હોય તો આર્યાચરણ (આર્ય પુરુષોએ કરેલા આચરણ) સિવાય કઈ નથી જોઈતું, તે ન હોય તો જિનભક્તિમા અતિ શુદ્ધ ભાવે લીનતા સિવાય કઈ નથી જોઈતું, તે ન હોય તો પછી માગવાની ઇચ્છા પણ નથી

ગમ પડયા વિના આગમ અનર્થકારક થઈ પડે છે સત્સ ગ વિના ધ્યાન તે તરગરૂપ થઈ પડે છે સ ત વિના અ તની વાતમા અ ત પમાતો નથી લોકસ જ્ઞાથી લોકાગ્રે જવાતુ નથી લોકત્યાગ વિના વૈરાગ્ય યથાયોગ્ય પામવો દુર્લભ છે.

"એ કંઈ ખોટુ છે?" શુ?

પરિભ્રમણ કરાયુ તે કરાયું હવે તેના પ્રત્યાખ્યાન લઈએ તો?

લઈ શકાય

એ પણ આશ્ચર્યકારક છે

અત્યારે એ જ ફરી યોગવાઈએ મલીશુ

એ જ વિજ્ઞાપન

વિ૦ રાયચ દના યથાયોગ્ય

---

[૧૧૬] ૧૨૯ વવાણિયા, પ્ર ભાદ્ર સુદ ૭, શુક્ર, ૧૯૪૬

મુબઈ ઇત્યાદિક સ્થળે વેઠેલી ઉપાધિ, અહી આવ્યા પછી એકાતાદિકનો અભાવ (નહી હોવાપણુ), અને ખળતાની અપ્રિયતાને લીધે જેમ બનશે તેમ ત્વરાથી તે ભણી આવીશ

---

[૧૧૭] ૧૩૦ વવાણિયા, પ્ર ભાદ્ર સુદ ૧૧, ભોમ, ૧૯૪૬

ધર્મેચ્છક ભાઈ ખીમજી,

કેટલાક વર્ષ થયા એક મહાન ઇચ્છા અ ત કરણમા પ્રવર્તી રહી છે, જે કોઈ સ્થળે કહી નથી, કહી શકાઈ નથી, કહી શકાતી નથી, નહી કહેવાનુ અવશ્ય છે મહાન પરિશ્રમથી ઘણુ કરીને તે પાર પાડી શકાય એવી છે, તથાપિ તે માટે જેવો જોઈએ તેવો પરિશ્રમ થતો નથી, એ એક આશ્ચર્ય અને પ્રમત્તતા છે એ ઇચ્છા સ્વાભાવિક ઉત્પન્ન થઈ હતી જ્યા સુધી તે યથાયોગ્ય રીતે પાર નહી કરાય ત્યા સુધી આત્મા સમાધિસ્થ થવા ઇચ્છતો નથી, અથવા થશે નહી કોઈ વેળા અવસર હશે તો તે ઇચ્છાની છાયા જણાવી દેવાનું પ્રયત્ન કરીશ એ ઇચ્છાના કારણને લીધે જીવ ઘણુ કરીને

છતાં સ્વચ્છ રહેવાના તેમ જ બીજા આચારવિચાર મને વૈષ્ણવના પ્રિય હતા અને જગતકર્તાની શ્રદ્ધા હતી તેવામાં કંઠી તૂટી ગઈ, એટલે ફરીથી મેં બાંધી નહીં તે વેળા બાંધવા ન બાંધવાનું કંઈ કારણ મેં શોધ્યું નહોતું આ મારી તેર વર્ષની વયની ચર્યા છે પછી હું મારા પિતાની દુકાને બેસતો અને મારા અક્ષરની છટાથી કચ્છદરબારને ઉતારે મને લખવા માટે બોલાવતા ત્યારે હું ત્યાં જતો દુકાને મેં નાના પ્રકારની લીલાલહેર કરી છે અનેક પુસ્તકો વાંચ્યા છે, રામ ઇત્યાદિકના ચરિત્રો પર કવિતાઓ રચી છે, સંસારી તૃષ્ણાઓ કરી છે, છતાં કોઈને મેં ઓછાઅધિકો ભાવ કહ્યો નથી, કે કોઈને મેં ઓછુંઅધિકું તોળી દીધું નથી, એ મને ચોક્કસ સાંભરે છે

---

[ ૬૫ ] ૯૦ મુંબઈ, કાર્તક, ૧૯૪૬

એ પ્રકારે વહેંચાયલો ધર્મ, તીર્થંકરે બે પ્રકારનો કહ્યો છે'—

૧ સર્વસંગપરિત્યાગી

૨ દેશપરિત્યાગી

સર્વ પરિત્યાગી '—

ભાવ અને દ્રવ્ય

તેનો અધિકારી

પાત્ર, ક્ષેત્ર, કાળ, ભાવ

પાત્ર —

વૈરાગ્યાદિક લક્ષણો, ત્યાગનું કારણ અને પારિણામિકભાવ ભણી જોવું.

ક્ષેત્ર —

તે પુરુષની જન્મભૂમિકા, ત્યાગભૂમિકા એ બે

કાળ —

અધિકારીની વય, મુખ્ય વર્તતો કાળ

ભાવ —

વિનયાદિક, તેની યોગ્યતા, શક્તિ

તેને ગુરુએ પ્રથમ શું ઉપદેશ કરવો ?

'દશવૈકાલિક', 'આચારાંગ' ઇત્યાદિ સંબંધી વિચાર,

તેની નવદીક્ષિત કારણે તેને સ્વતંત્ર વિહાર કરવા દેવાની આજ્ઞા ઇ

નિત્યચર્યા

વર્ષ કલ્પ

છેલ્લી અવસ્થા

( એ સંબંધી પરમ આવશ્યકતા છે )

દેશત્યાગી :—

અવશ્ય ક્રિયા

નિત્ય કલ્પ

ભક્તિ

અણુવ્રત

દાન–શીલ–તપ–ભાવનું સ્વરૂપ

જ્ઞાનને માટે તેનો અધિકાર

( એ સંબંધી પરમ આવશ્યકતા છે )

[૧૧૯] ૧૩૨ વવાણિયા, પ્ર ભાદ્ર વદિ ૧૩, શુક્ર, ૧૯૪૬

"क्षणमपि सज्जनसगतिरेका, भवति भवार्णवतरणे नौका"

ક્ષણવારનો પણ સત્પુરુષનો સમાગમ તે સસારરૂપ સમુદ્ર તરવાને નૌકારૂપ થાય છે એ વાક્ય મહાત્મા શકરાચાર્યજીનુ છે, અને તે યથાર્થ જ લાગે છે

આપે મારા સમાગમથી થયેલો આનદ અને વિયોગથી અનાનદ દર્શાવ્યો, તેમ જ આપના સમાગમ માટે મને પણ થયુ છે

અત.કરણમાં નિરતર એમ જ આવ્યા કરે છે કે પરમાર્થરૂપ થવુ, અને અનેકને પરમાર્થ સાધ્ય કરવામા સહાયક થવુ એ જ કર્તવ્ય છે, તથાપિ કઈ તેવો યોગ હજુ વિયોગમાં છે

ભવિષ્યજ્ઞાનની જેમા અવશ્ય છે, તે વાત પર હમણા લક્ષ રહ્યુ નથી

---

[૧૨૦] ૧૩૩ વવાણિયા, બીજા ભાદરવા સુદ ૨, સોમ, ૧૯૪૬

આત્મવિવેકસપન્ન ભાઈશ્રી સોભાગભાઈ,

મોરબી

આજે આપનું એક પત્ર મલ્યું વાચી પરમ સતોષ થયો નિરતર તેવો જ સતોષ આપતા રહેવા વિજ્ઞપ્તિ છે

અત્ર જે ઉપાધિ છે, તે એક અમુક કામથી ઉત્પન્ન થઈ છે, અને તે ઉપાધિ માટે શુ થશે એવી કઈ કલ્પના પણ થતી નથી, અર્થાત્ તે ઉપાધિ સબધી કઈ ચિંતા કરવાની વૃત્તિ રહેતી નથી એ ઉપાધિ કળિકાળના પ્રસગે એક આગળની સગતિથી ઉત્પન્ન થઈ છે અને જેમ તે માટે થવું હશે તેમ થોડા કાળમા થઈ રહેશે એવી ઉપાધિઓ આ સસારમા આવવી, એ કઈ નવાઈની વાત નથી

ઈશ્વર પર વિશ્વાસ રાખવો એ એક સુખદાયક માર્ગ છે જેનો દૃઢ વિશ્વાસ હોય છે, તે દુખી હોતો નથી, અથવા દુખી હોય તો દુખ વેદતો નથી દુખ ઊલટુ સુખરૂપ થઈ પડે છે

આત્મેચ્છા એવી જ વર્તે છે કે સસારમા પ્રારબ્ધાનુસાર ગમે તેવા શુભાશુભ ઉદય આવો, પરતુ તેમા પ્રીતિ અપ્રીતિ કરવાનો આપણે સકલ્પ પણ ન કરવો

રાત્રિ અને દિવસ એક પરમાર્થ વિષયનું જ મનન રહે છે આહાર પણ એ જ છે, નિદ્રા પણ એ જ છે, શયન પણ એ જ છે, સ્વપ્ન પણ એ જ છે, ભય પણ એ જ છે, ભોગ પણ એ જ છે, પરિગ્રહ પણ એ જ છે, ચલન પણ એ જ છે, આસન પણ એ જ છે અધિક શુ કહેવુ ? હાડ, માસ, અને તેની મજ્જાને એક જ એ જ રગનું રગન છે એક રોમ પણ એનો જ જાણે વિચાર કરે છે, અને તેને લીધે નથી કઈ જોવુ ગમતું, નથી કઈ સૂઘવુ ગમતું, નથી કઈ સાભળવુ ગમતુ, નથી કઈ ચાખવુ ગમતું કે નથી કઈ સ્પર્શવુ ગમતું, નથી બોલવુ ગમતું કે નથી મૌન રહેવુ ગમતુ, નથી બેસવુ ગમતુ કે નથી ઊઠવુ ગમતુ, નથી સૂવુ ગમતું કે નથી જાગવુ ગમતું, નથી ખાવુ ગમતુ કે નથી ભૂખ્યું રહેવુ ગમતું, નથી અસગ ગમતો કે નથી સગ ગમતો, નથી લક્ષ્મી ગમતી કે નથી અલક્ષ્મી ગમતી એમ છે, તથાપિ તે પ્રત્યે આશા નિરાશા કઈ જ ઊગતુ જણાતુ નથી તે હો તોપણ ભલે અને ન હો તોપણ ભલે એ કઈ દુખના કારણ નથી દુખનું કારણ માત્ર વિષમાત્મા છે, અને તે જો સમ છે તો સર્વ સુખ જ છે એ વૃત્તિને લીધે સમાધિ રહે છે તથાપિ બહારથી ગૃહસ્થપણાની પ્રવૃત્તિ નથી થઈ શકતી, દેહભાવ દેખાડવો પાલવતો નથી, આત્મભાવથી પ્રવૃત્તિ બાહ્યથી કરવાને કેટલોક અતરાય છે ત્યારે હવે કેમ કરવુ ? કયા પર્વતની ગુફામા જવુ અને અલોપ થઈ જવુ, એ જ રટાય છે તથાપિ બહારની અમુક સસારી પ્રવૃત્તિ કરવી પડે છે તે માટે શોક તો નથી, તથાપિ સહન કરવા જીવ ઇચ્છતો નથી પરમાનદ ત્યાગી એને ઇચ્છે પણ કેમ ? અને એ જ કારણથી જ્યોતિષાદિ

[ ૭૦ ] ૯૩ મુંબઈ, કારતક, ૧૯૪૬

નવપદ ધ્યાનીની વૃદ્ધિ કરવા મારી જિજ્ઞાસા છે.

---

[ ૭૨ ] ૯૪ મુંબઈ, માગશર સુદ ૯ રવિ, ૧૯૪૬

સુજ્ઞશ્રી,

તમે મારા સંબંધમાં જે જે પ્રસ્તુતિ દર્શાવી તે તે મેં બહુ મનન કરી છે તેવા ગુણો પ્રકાશિત થાય, એમ પ્રવર્તવા અભિલાષા છે પરંતુ તેવા ગુણો કંઈ મારામાં પ્રકાશિત થયા હોય એમ મને લાગતું નથી માત્ર રુચિ ઉત્પન્ન થઈ, એમ ગણીએ તો ગણી શકાય આપણે જેમ બને તેમ એક જ પદના ઇચ્છક થઈ પ્રયત્ની થઈએ છીએ, તે આ કે "બંધાયલાને છોડવો" એ બંધન જેથી છૂટે તેથી છોડી લેવું, એ સર્વમાન્ય છે

વિ૦ રાયચંદના પ્રણામ

---

[ ૭૪ ] ૯૫ મુંબઈ, પોષ, ૧૯૪૬

આવા પ્રકારે તારો સમાગમ મને શા માટે થયો ? ક્યાં તારું ગુપ્ત રહેવું થયું હતું ?

**સર્વગુણાંશ તે સમ્યક્ત્વ.**

---

[ ૭૫ ] ૯૬ મુંબઈ, પોષ સુદ ૩, બુધ, ૧૯૪૬

ધર્મ, અર્થ, કામની એકત્રતા સાથે એક ધોરણ — એક સમુદાયમાં, કેટલાક ઉત્કૃષ્ટ સાધનોથી, કોઈ તેવો યોજક પુરુષ (થવા ઇચ્છે છે તો) સાધારણ શ્રેણિમાં લાવવાનો પ્રયત્ન કરે, અને તે પ્રયત્ન નિરાશ ભાવે ————

૧ ધર્મનું પ્રથમ સાધન
૨ પછી અર્થનું સાધન
૩ કામનું સાધન
૪. મોક્ષનું સાધન

---

[ ૭૬ ] ૯૭ મુંબઈ, પોષ સુદ ૩, ૧૯૪૬

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એવા ચાર પુરુષાર્થ પ્રાપ્ત કરવાનો સત્પુરુષોનો ઉપદેશ છે એ ચાર પુરુષાર્થ નીચેના બે પ્રકારથી સમજવામાં આવ્યા છે

૧ વસ્તુના સ્વભાવને ધર્મ કહેવામાં આવ્યો છે
૨ જડચૈતન્ય સંબંધીના વિચારોને અર્થ કહ્યો છે
૩ ચિત્તનિરોધને કામ
૪ સર્વ બંધનથી મુક્ત થવું તે મોક્ષ

એ પ્રકારે સર્વસંગપરિત્યાગીની અપેક્ષાથી ઠરી શકે છે સામાન્ય રીતે નીચે પ્રમાણે —

ધર્મ — સંસારમાં અધોગતિમાં પડતો અટકાવી ધરી રાખનાર તે 'ધર્મ'

અર્થ — વૈભવ, લક્ષ્મી, ઉપજીવનમાં સાંસારિક સાધન

કામ — નિયમિત રીતે સ્ત્રીપરિચય

મોક્ષ — સર્વ બંધનથી મુક્તિ તે મોક્ષ

'ધર્મ'ને પહેલા મૂકવાનો હેતુ એટલો જ છે કે, 'અર્થ' અને 'કામ' એવા હોવા જોઈએ કે, 'ધર્મ' જેનું મૂળ હોવું જોઈએ

ક્રોધાદિક કષાયોનું શમાઈ જવુ, ઉદય આવેલા કષાયોમા મંદતા થવી, વાળી લેવાય તેવી આત્મદશા થવી અથવા અનાદિકાળની વૃત્તિઓ શમાઈ જવી તે 'શમ'

મુક્ત થવા સિવાય બીજી કોઈ પણ પ્રકારની ઇચ્છા નહી, અભિલાષા નહી તે 'સંવેગ'

જ્યારથી એમ સમજાયુ કે ભ્રાંતિમા જ પરિભ્રમણ કર્યું, ત્યારથી હવે ઘણી થઈ, અરે જીવ! હવે થોભ, એ 'નિર્વેદ'

માહાત્મ્ય જેનું પરમ છે એવા નિઃસ્પૃહી પુરુષોના વચનમાં જ તલ્લીનતા તે 'શ્રદ્ધા'—'આસ્થા'

એ સઘળા વડે જીવમા સ્વાત્મતુલ્ય બુદ્ધિ તે 'અનુકંપા'

આ લક્ષણો અવશ્ય મનન કરવા યોગ્ય છે, સ્મરવા યોગ્ય છે, ઇચ્છવા યોગ્ય છે, અનુભવવા યોગ્ય છે અધિક અન્ય પ્રસંગે

વિ૦ રાયચંદ્રના પ્ર૦

---

[૧૨૩]

૧૩૬ વવાણિયા, બી ભા સુદ ૧૪, રવિ, ૧૯૪૬

તમારું સંવેગ ભરેલુ પત્ર મળ્યું પત્રોથી અધિક શુ જણાવુ? જ્યા સુધી આત્મા આત્મભાવથી અન્યથા એટલે દેહભાવે વર્તશે, હું કરુ છું એવી બુદ્ધિ કરશે, હું રિદ્ધિ ઇત્યાદિકે અધિક છુ એમ માનશે, શાસ્ત્રને જાળરૂપે સમજશે, મર્મને માટે મિથ્યા મોહ કરશે, ત્યા સુધી તેની શાતિ થવી દુર્લભ છે એ જ આ પત્તાથી જણાવુ છુ તેમા જ બહુ સમાયું છે ઘણે સ્થળેથી વાચ્યું હોય, સુણ્યું હોય તોપણ આ પર અધિક લક્ષ રાખશો.

રાયચંદ

---

[૧૨૪]

૧૩૭ મોરબી, બી ભાદ વદ ૪, ગુરુ, ૧૯૪૬

પત્ર મળ્યું 'શાતિપ્રકાશ' નથી મળ્યું મળ્યે યોગ્ય જણાવીશ આત્મશાતિમા પ્રવર્તશો

વિ૦ રાયચંદ્રના પ્ર૦

---

[૧૨૪]

૧૩૮ મોરબી, બી ભાદ્ર વદ ૬, શનિ, ૧૯૪૬

યોગ્યતા મેળવો.

એમ જ મળશે

---

[૧૨૫]

૧૩૯ મોરબી, બી ભા વદ ૭, રવિ, ૧૯૪૬

મુમુક્ષુ ભાઈઓ,

ગઈ કાલે મળેલા પત્રની પહોચ પત્તાથી આપી છે તે પત્રમા લખેલા પ્રશ્નોના ટૂંકા ઉત્તર નીચે યથામતિ લખુ છુ

આઠ રુચકપ્રદેશ સંબંધીનું પ્રથમ તમારુ પ્રશ્ન છે

ઉત્તરાધ્યયન સિદ્ધાતમા સર્વ પ્રદેશે કર્મ વળગણા બતાવી એનો હેતુ એવો સમજાયો છે કે એ કહેવું ઉપદેશાર્થે છે સર્વ પ્રદેશે કહેવાથી શાસ્ત્રકર્તા આઠ રુચકપ્રદેશ કર્મ રહિત નથી એવો નિષેધ કરે છે, એમ સમજાતું નથી અસંખ્યાત પ્રદેશી આત્મામા જ્યારે માત્ર આઠ જ પ્રદેશ કર્મ રહિત છે, ત્યારે અસંખ્યાત પ્રદેશ પાસે તે કઈ ગણતીમા છે? અસંખ્યાત આગળ તેનુ એટલુ બધું લઘુત્વ છે કે શાસ્ત્રકારે ઉપદેશની અધિકતા માટે એ વાત અંતઃકરણમા રાખી બહારથી આ પ્રમાણે ઉપદેશ કર્યો, અને એવી જ શૈલી નિરંતર શાસ્ત્રકારની છે

[૭૯] ૧૦૧ મુબઈ, પોષ, ૧૯૪૬

'જે મનુષ્યો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થની પ્રાપ્તિ કરી શકવાને ઇચ્છતા હોય તેમના વિચારને સહાયક થવું' એ વાક્યમા આ પત્રને જન્મ આપવાનું સર્વ પ્રકારનું પ્રયોજન દેખાડી દીધું છે તેને કઇક સ્ફુરણા આપવી યોગ્ય છે

આ જગતમાં વિચિત્ર પ્રકારના દેહધારીઓ છે અને પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રમાણથી એમ સિદ્ધ થઈ શક્યુ છે કે, તેમાં મનુષ્યરૂપે પ્રવર્તતા દેહધારી આત્માઓ એ ચારે વર્ગ સાધી શકવાને વિશેષ યોગ્ય છે મનુષ્યજાતિમા જેટલા આત્માઓ છે, તેટલા બધા કઈ સરખી વૃત્તિના, સરખા વિચારના કે સરખી જિજ્ઞાસા અને ઇચ્છાવાળા નથી, એ આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ પ્રત્યેકે પ્રત્યેક સૂક્ષ્મ દૃષ્ટિએ જોતા વૃત્તિ, વિચાર, જિજ્ઞાસા અને ઇચ્છાની એટલી બધી વિચિત્રતા લાગે છે કે આશ્ચર્ય ! એ આશ્ચર્યનુ બહુ પ્રકારે અવલોકન કરતા, સર્વ પ્રાણીની અપવાદ સિવાય સુખપ્રાપ્તિ કરવાની જે ઇચ્છા, તે બહુ અશે મનુષ્યદેહમા સિદ્ધ થઈ શકે છે, તેવુ છતા તેઓ સુખને બદલે દુ ખ લઈ લે છે, એમ માત્ર મોહદૃષ્ટિથી થયું છે

---

## ૧૦૨

### ૐ ધ્યાન

દુરન્ત તથા સારવર્જિત આ અનાદિ સસારમા ગુણસહિત મનુષ્યપણુ જીવને દુષ્પ્રાપ્ય અર્થાત્ દુર્લભ છે

હે આત્મન્ ! તે જો આ મનુષ્યપણુ કાકતાલીય ન્યાયથી પ્રાપ્ત કર્યું છે, તો તારે પોતામા પોતાનો નિશ્ચય કરીને પોતાનુ કર્તવ્ય સફળ કરવુ જોઈએ આ મનુષ્યજન્મ સિવાય અન્ય કોઈ પણ જન્મમા પોતાના સ્વરૂપનો નિશ્ચય નથી થતો આ કારણથી આ ઉપદેશ છે

અનેક વિદ્વાનોએ પુરુષાર્થ કરવો એ આ મનુષ્યજન્મનુ ફળ કહ્યુ છે આ પુરુષાર્થ ધર્માદિક ભેદથી ચાર પ્રકારે છે પ્રાચીન મહર્ષિઓએ ૧ ધર્મ, ૨ અર્થ, ૩ કામ, અને ૪ મોક્ષ, એમ ચાર પ્રકારનો પુરુષાર્થ કહ્યો છે આ પુરુષાર્થમા પ્રથમના ત્રણ પુરુષાર્થ નાશસહિત અને સસારરોગથી દૂષિત છે એમ જાણીને તત્ત્વોના જાણનાર જ્ઞાનીપુરુષ અતનો પરમપુરુષાર્થ અર્થાત્ મોક્ષના સાધન કરવામા જ યત્ન કરે છે કારણ કે મોક્ષ નાશરહિત અવિનાશી છે

પ્રકૃતિ, પ્રદેશ, સ્થિતિ અને અનુભાગ રૂપ સમસ્ત કર્મોના સબધના સર્વથા નાશરૂપ લક્ષણવાળો તથા જે સસારનો પ્રતિપક્ષી છે તે મોક્ષ છે આ વ્યતિરેકપ્રધાનતાથી મોક્ષનુ સ્વરૂપ છે દર્શન અને વીર્યાદિ ગુણ સહિત તથા સસારના ક્લેશો રહિત ચિદાનદમયી આત્યતિક અવસ્થાને સાક્ષાત્ મોક્ષ કહે છે આ અન્વય પ્રધાનતાથી મોક્ષનું સ્વરૂપ કહ્યુ છે

જેમા અતીન્દ્રિય, ઇન્દ્રિયોથી અતિક્રાન્ત, વિષયોથી અતીત, ઉપમારહિત અને સ્વાભાવિક, વિચ્છેદરહિત, પારમાર્થિક સુખ હોય તેને મોક્ષ કહ્યો જાય છે જેમા આ આત્મા નિર્મળ, શરીરરહિત, ક્ષોભરહિત, શાતસ્વરૂપ, નિષ્પન્ન (સિદ્ધરૂપ), અત્યત અવિનાશી સુખરૂપ, કૃતકૃત્ય તથા સમીચીન સમ્યક્જ્ઞાન સ્વરૂપ થઈ જાય છે તે પદને મોક્ષ કહીએ છીએ

ધીરવીર પુરુષ આ અનત પ્રભાવવાળા મોક્ષરૂપ કાર્યના નિમિત્ત, સમસ્ત પ્રકારના ભ્રમોને છોડી, કર્મબધ નાશ કરવાના કારણરૂપ તપને અગીકાર કરે છે

શ્રી જિન સમ્યક્દર્શન, જ્ઞાન અને ચારિત્રને મુક્તિનું કારણ કહે છે અતએવ જે મુક્તિની ઇચ્છા કરે છે, તે સમ્યક્દર્શન, જ્ઞાન, ચારિત્રને જ મોક્ષનું સાધન કહે છે

મોક્ષના સાધન જે સમ્યક્દર્શનાદિક છે તેમાં 'ધ્યાન' ગર્ભિત છે. તે કારણ ધ્યાનનો ઉપદેશ

ટૂંકામાં એમ બે પ્રશ્નોના ઉત્તર લખું છું લેખન કરતા વાચાએ અધિક સમજાવવાનું બને છે તોપણ આશા છે કે આથી સમાધાન થશે, અને તે પાત્રપણાના કોઈ પણ અંશોને વધારશે, એકાંતિક દૃષ્ટિને ઘટાડશે, એમ માન્યતા છે

અહો ! અનંત ભવના પર્યટનમા કોઈ સત્પુરુષના પ્રતાપે આ દશા પામેલા એવા આ દેહધારીને તમે ઇચ્છો છો, તેની પાસેથી ધર્મ ઇચ્છો છો, અને તે તો હજુ કોઈ આશ્ચર્યકારક ઉપાધિમા પડચો છે! નિવૃત્ત હોત તો બહુ ઉપયોગી થઈ પડત વારુ ! તમને તેને માટે આટલી બધી શ્રદ્ધા રહે છે તેનુ કંઈ મૂળ કારણ હસ્તગત થયુ છે? એના પર રાખેલ શ્રદ્ધા, એનો કહેલો ધર્મ અનુભવ્યે અનર્થકારક તો નહી લાગે? અર્થાત્ હજુ તેની પૂર્ણ કસોટી કરજો, અને એમ કરવામા તે રાજી છે, તેની સાથે તમને યોગ્યતાનું કારણ છે, અને કદાપિ પૂર્વાપર પણ નિઃશંક શ્રદ્ધા જ રહેશે એમ હોય તો તેમ જ રાખવામા કલ્યાણ છે એમ સ્પષ્ટ કહી દેવુ આજે વાજબી લાગતા કહી દીધુ છે આજના પત્રની ભાષા ઘણી જ ગ્રામિક વાપરી છે, તથાપિ તેનો ઉદ્દેશ એક પરમાર્થ જ છે

તમારા સમાગમનો ઇચ્છક

રાયચંદ ( અનામ ) ના પ્રણામ

---

[ ૧૨૪ ] ૧૪૦ મોરબી, બી ભાદરવા વદ ૮, સોમ, ૧૯૪૬

પ્રશ્નોવાળુ પત્ર મળ્યું પ્રસન્ન થયો પ્રત્યુત્તર લખીશ

પાત્રતાપ્રાપ્તિનો પ્રયાસ અધિક કરો

---

[ ૧૨૬ ] ૧૪૧ વવાણિયા, દ્વિ ભાદ્ર, વદ ૧૨, શુક્ર, ૧૯૪૬

સૌભાગ્યમૂર્તિ સૌભાગ્ય,

વ્યાસ ભગવાન વદે છે કે: —

[1]इच्छाद्वेषविहीनेन सर्वत्र समचेतसा,
भगवद्भक्तियुक्तेन प्राप्ता भागवती गति ।

ઇચ્છા અને દ્વેષ વગર, સર્વ ઠેકાણે સમદૃષ્ટિથી જોનાર એવા પુરુષો ભગવાનની ભક્તિથી યુક્ત થઈને ભાગવતી ગતિને પામ્યા, અર્થાત્ નિર્વાણ પામ્યા

આપ જુઓ, એ વચનમા કેટલો બધો પરમાર્થ તેમણે શમાવ્યો છે? પ્રસંગવશાત્ એ વાક્યનુ સ્મરણ થવાથી લખ્યું. નિરંતર સાથે રહેવા દેવામા ભગવતને શુ ખોટ જતી હશે?

આજ્ઞાંકિત

---

[ ૧૨૮ ] ૧૪૨ વવાણિયા, બી ભા વદ ૧૩, શનિ, ૧૯૪૬

## આત્માનુ વિસ્મરણ કેમ થયું હશે?

ધર્મજિજ્ઞાસુ ભાઈ ત્રિભુવન,

મુબઈ

તમે અને બીજા જે જે ભાઈઓ મારી પાસેથી કંઈ આત્મલાભ ઇચ્છો છો, તે તે લાભ પામો એ મારી અંતઃકરણથી ઇચ્છા જ છે તથાપિ તે લાભ આપવાની જે યથાયોગ્ય પાત્રતા તેમા મને હજુ કંઈક આવરણ છે, અને તે લાભ લેવા ઇચ્છનારની પણ કેટલીક રીતે યોગ્યતાની મને ન્યૂનતા લાગ્યા કરે છે એટલે એ બન્ને યોગ જ્યા સુધી પરિપક્વતાને નહીં પામે ત્યા સુધી ઇચ્છિત સિદ્ધિ

---

૧ શ્રીમદ્ ભાગવત, સ્કંધ ૩, અધ્યાય ૨૪, શ્લોક ૪૭

[ ૮૪ ] ૧૦૬ મુંબઈ, ફાગણ સુદ ૮, ૧૯૪૬

સુજ્ઞ ભાઈશ્રી,

તમારું પત્ર અને પત્તુ બન્ને મળ્યા હતા પત્રને માટે તમે તૃપા દર્શાવી તે વખત મેળવી લખી શકીશ

વ્યવહારોપાધિ ચાલે છે રચનાનું વિચિત્રપણુ સમ્યગ્જ્ઞાન બોધે તેવું છે

ત્રિભોવન અહીંથી સોમવારે રવાના થવાના હતા તમને મળવા આવી શકયા હશે. તમે, તેઓ અને બીજા તમને લગતા માડલિકો ધર્મને ઇચ્છો છો તે જો સર્વનું અ તરાત્માથી ઇચ્છવું હશે તો પરમ કલ્યાણરૂપ છે મને તમારી ધર્મજિજ્ઞાસાનું રૂડાપણું જોઈ સ તોષ પામવાનું કારણ છે

જનમ ડળની અપેક્ષાએ હતભાગ્યકાળ છે વધારે શુ કહેવુ ?

એક અ તરાત્મા જ્ઞાની સાક્ષી છે.

વિ૦ રાયચ દના પ્રણામ, તમને અને તેમને.

---

[ ૮૫ ] ૧૦૭ મુંબઈ, ફાગણ વદ ૧, ૧૯૪૬

૧ લોક પુરુષસ સ્થાને કહ્યો, એનો ભેદ તમે કઈ લહ્યો ?
એનુ કારણ સમજ્યા કાંઈ, કે સમજાવ્યાની ચતુરાઈ ? ૧
શરીર પરથી એ ઉપદેશ, જ્ઞાન દર્શને કે ઉદ્દેશ,
જેમ જણાવો સુણીએ તેમ, કા તો લઈએ દઈએ ક્ષેમ ૨

૨ શું કરવાથી પોતે સુખી ? શુ કરવાથી પોતે દુઃખી ?
પોતે શુ ? કયાથી છે આપ ? એનો માગો શીઘ્ર જવાપ ૧

---

૩ જ્યાં શ કા ત્યાં ગણ સ તાપ, જ્ઞાન તહાં શ કા નહિ સ્થાપ,
પ્રભુભક્તિ ત્યા ઉત્તમ જ્ઞાન, પ્રભુ મેળવવા ગુરુ ભગવાન ૧
ગુરુ ઓળખવા ઘટ વૈરાગ્ય, તે ઊપજવા પૂર્વિત ભાગ્ય,
તેમ નહી તો કઈ સત્સ ગ, તેમ નહીં તો કઈ દુઃખર ગ. ૨

---

૪ જે ગાયો તે સઘળે એક, સકળ દર્શને એ જ વિવેક,
સમજાવ્યાની શૈલી કરી, સ્યાદ્વાદ સમજણ પણ ખરી ૧
મૂળ સ્થિતિ જો પૂછો મને, તો સોપી દઉ યોગી કને,
પ્રથમ અંત ને મધ્યે એક, લોકરૂપ અલોકે દેખ ૨
જીવાજીવ સ્થિતિને જોઈ, ટળ્યો ઓરતો શ કા ખોઈ,
એમ જ સ્થિતિ ત્યા નહીં ઉપાય, "ઉપાય કા નહી ?" શ કા જાય. ૩
એ આશ્ચર્ય જાણે તે જાણ, જાણે જ્યારે પ્રગટે ભાણ,
સમજે બ ધમુક્તિયુત જીવ, નીરખી ટાળે શોક સદીવ ૪
બ ધયુક્ત જીવ કર્મ સહિત, પુદ્ગલ રચના કર્મ ખચીત,
પુદ્ગલજ્ઞાન પ્રથમ લે જાણ, નર દેહે પછી પામે ધ્યાન ૫
જો કે પુદ્ગલનો એ દેહ, તોપણ ઓર સ્થિતિ ત્યા છેહ,
સમજણ બીજી પછી કહીશ, જ્યારે ચિત્તે સ્થિર થઈશ. ૬

છે, તે માટે ક્ષમા કરશો ઇ૦ જેમ યોગ્ય લાગે તેમ કરી આત્મનિવૃત્તિ કરશો અત્યારે એ જ

વિ૦ રાયચંદના યથા૦

---

[ ૧૩૦ ] ૧૪૬ વવાણિયા, આસો સુદ ૫, શનિ, ૧૯૪૬

ઊંચનીચનો અંતર નથી, સમજ્યા તે પામ્યા સદ્‌ગતિ

તીર્થંકર દેવે રાગ કરવાની ના કહી છે, અર્થાત્ રાગ હોય ત્યાં સુધી મોક્ષ નથી ત્યારે આ પ્રત્યેનો રાગ તમને બધાને હિતકારક કેમ થશે ?

લખનાર અવ્યક્તદશા

[ ૧૩૧ ] ૧૪૭ વવાણિયા, આસો સુદ ૬, રવિ, ૧૯૪૬

સુજ્ઞ ભાઈ ખીમજી,

આજ્ઞા પ્રત્યે અનુગ્રહ દર્શાવનારું સંતોષપ્રદ પત્ર મળ્યું

આજ્ઞામાં જ એકતાન થયા વિના પરમાર્થના માર્ગની પ્રાપ્તિ બહુ જ અસુલભ છે એકતાન થવું પણ બહુ જ અસુલભ છે

એને માટે તમે શું ઉપાય કરશો ? અથવા ધાર્યો છે ? અધિક શું ? અત્યારે આટલુંય ઘણું છે

વિ૦ રાયચંદના યથા૦

---

[ ૧૩૨-૨ ] ૧૪૮ વવાણિયા, આસો સુદ ૧૦, શુક્ર, ૧૯૪૬

પાંચેક દિવસ પહેલાં પત્ર મળ્યું, જે પત્રમાં લક્ષ્મ્યાદિકની વિચિત્ર દશા વર્ણવી છે તે એવા અનેક પ્રકારના પરિત્યાગી વિચારો પાલટી પાલટીને જ્યારે આત્મા એકત્વ બુદ્ધિ પામી મહાત્માના સંગને આરાધશે, વા પોતે કોઈ પૂર્વના સ્મરણને પામશે તો ઇચ્છિત સિદ્ધિને પામશે આ નિઃસંશય છે વિગતપૂર્વક પત્ર લખી શકું એવી દશા રહેતી નથી

વિ રાયચંદના યથોચિ

---

[ ૧૩૨-૩ ] ૧૪૯ વવાણિયા, આસો સુદ ૧૦, શુક્ર, ૧૯૪

ધર્મધ્યાન, વિદ્યાભ્યાસ ઇત્યાદિની વૃદ્ધિ કરશો

---

[ ૧૩૩ ] ૧૫૦ વવાણિયા, આસો, ૧૯૪૬

મોતનું ઔષધ હું આ તને દઉં છું વાપરવામાં દોષ કરજે નહીં

તને કોણ પ્રિય છે ? મને ઓળખનાર

આમ કાં કરો ? હજુ વાર છે શું થનાર છે તે ?

હે કર્મ ! તને નિશ્ચય આજ્ઞા કરું છું કે નીતિ અને નેકી ઉપર મને પગ મુકાવીશ નહીં

---

[ ૧૩૪ ] ૧૫૧ આસો, ૧૯૪૬

ત્રણ પ્રકારના વીર્ય પ્રણીત કર્યા —

(૧) મહાવીર્ય (૨) મધ્ય વીર્ય (૩) અલ્પવીર્ય

ત્રણ પ્રકારે મહાવીર્ય પ્રણીત કર્યું.—

(૧) સાત્ત્વિક (૨) રાજસી (૩) તામસી

એક ભોગી થવાનો બોધ કરે છે
એક યોગી થવાનો બોધ કરે છે
એ બેમાથી કોને સમ્મત કરીશુ ?
બન્ને શા માટે બોધ કરે છે ?
બન્ને કોને બોધ કરે છે ?
કોના પ્રેરવાથી કરે છે ?
કોઈને કોઈનો અને કોઈને કોઈનો બોધ કા લાગે છે ?
એના કારણો શુ છે ?
તેનો સાક્ષી કોણુ છે ?
તમે શુ વાચ્છો છો ?
તે ક્યાથી મળશે વા શામા છે ?
તે કોણુ મેળવશે ?
કયા થઈને લાવશો ?
લાવવાનું કોણુ શીખવશે ?
વા શીખ્યા છીએ ?
શીખ્યા છો તો ક્યાથી શીખ્યા છો ?
અપુનર્વૃત્તિરૂપે શીખ્યા છો ?
નહીં તો શિક્ષણુ મિથ્યા ઠરશે
જીવન શુ છે ?
જીવ શુ છે ?
તમે શુ છો ?
તમારી ઇચ્છાપૂર્વક કા નથી થતુ ?
તે કેમ કરી શકશો ?
બાધતા પ્રિય છે કે નિરાબાધતા પ્રિય છે ?
તે કયા કયા કેમ કેમ છે ?
એનો નિર્ણય કરો
અ તરમા સુખ છે
બહારમા નથી
સત્ય કહું છુ
હે જીવ, ભૂલ મા, તને સત્ય કહુ છું
સુખ અ તરમા છે, તે બહાર શોધવાથી નહી મળે.

અ તરનુ સુખ અ તરની સ્થિતિમા છે, સ્થિતિ થવા માટે બાહ્યપદાર્થો સ બ ધીનું આશ્ચર્ય ભૂલ.

સ્થિતિ રહેવી બહુ વિકટ છે, નિમિત્તાધીન ફરી ફરી વૃત્તિ ચલિત થઈ જાય છે એનો દૃઢ ઉપયોગ રાખવો જોઈએ

એ ક્રમ યથાયોગ્ય ચલાવ્યો આવીશ તો તુ મૂઝાઇશ નહી નિર્ભય થઇશ

હે જીવ ! તુ ભૂલ મા વખતે વખતે ઉપયોગ ચૂકી કોઈને ર જન કરવામા, કોઇથી ર જન થવામા, વા મનની નિર્બળતાને લીધે અન્ય પાસે મ દ થઈ જાય છે, એ ભૂલ થાય છે તે ન કર

---

નિશ્ચય એથી આવિયો, ટળશે અહીં ઉતાપ,
નિત્ય કર્યો સત્સંગ મે, એક લક્ષથી આપ

---

[ ૧૪૨ ] **૧૫૫** મુંબઈ, ૧૯૪૬

કેટલીક વાતો એવી છે કે, માત્ર આત્માને ગ્રાહ્ય છે અને મન, વચન, કાયાથી પર છે કેટલીક વાતો એવી છે, કે જે વચન, કાયાથી પર છે પણ છે

શ્રી ભગવાન શ્રી મધશાપ [1] શ્રી બખલાધ [2]

---

[ ૧૪૩ ] **૧૫૬** મુંબઈ, ૧૯૪૬

પ્રથમ ત્રણ કાળને મૂઠીમાં લીધો, એટલે મહાવીર દેવે જગતને આમ જોયું—
તેમા અનંત ચૈતન્યાત્માઓ મુક્ત દીઠા
અનંત ચૈતન્યાત્માઓ બદ્ધ દીઠા
અનંત મોક્ષપાત્ર દીઠા
અનંત મોક્ષઅપાત્ર દીઠા
અનંત અધોગતિમા દીઠા
ઊર્ધ્વગતિમાં દીઠા
તેને પુરુષાકારે જોયું
જડ ચૈતન્યાત્મક જોયું

---

સં ૧૯૪૬

**૧૫૭**

## રોજનીશી [3]

[ ૬૬ ] ( ૧ ) મુંબઈ, કાર્તિક વદ ૧, શુક્ર, ૧૯૪૬

નાના પ્રકારનો મોહ પાતળો થવાથી આત્માની દૃષ્ટિ પોતાના ગુણથી ઉત્પન્ન થતા સુખમા જાય છે, અને પછી તે મેળવવા પ્રયત્ન કરે છે એ જ દૃષ્ટિ તેને તેની સિદ્ધિ આપે છે

---

[ ૬૭ ] ( ૨ ) મુંબઈ, કાર્તિક વદ ૩, રવિ, ૧૯૪૬

આયુષ્યનુ પ્રમાણ આપણે જાણ્યુ નથી બાલાવસ્થા અસમજમા વ્યતીત થઈ, માનો કે ૪૯ વર્ષનુ આયુષ્ય હશે, અથવા વૃદ્ધતા દેખી શકીશુ એટલુ આયુષ્ય હશે પણ તેમા શિથિલદશા સિવાય બીજુ કંઈ જોઈ શકીશું નહી હવે માત્ર એક યુવાવસ્થા રહી તેમા જો મોહનીયબળવત્તરતા ન ઘટી અને તો સુખથી નિદ્રા આવશે નહી, નીરોગી રહેવાશે નહી, માઠા સંકલ્પ-વિકલ્પ ટળશે નહી પછી ઠામ ઠામ આથડવુ પડશે, અને તે પણ રિદ્ધિ હશે તો થશે, નહી તો પ્રથમ તેનુ પ્રયત્ન કરવુ પડશે, તેની તે ઇચ્છા પ્રમાણે મળી ન મળી તો એક બાજુ રહી, પરંતુ વખતે પેટ પૂરતી મળવી દુર્લભ છે તેની નિત્ય ચિંતામા, તેના જ વિકલ્પમા અને તે મેળવીને સુખ ભોગવીશુ એ જ સંકલ્પમા, માત્ર દુઃખ નિત્ય ... આખ વીંચીશું બીજુ કંઈ દેખી શકીશુ નહી એ વયમા કોઈ કાર્યમા પ્રવૃત્તિ કરતાં ફાવ્યા તો એકદમ આંખ વીંચીશું

---

૧ બારાક્ષરીનો એકેક ઉપલો અક્ષર વાંચવાથી 'ભગવાન' થશે
૨ બારાક્ષરીનો એકેક ઊતરતો અક્ષર વાચવાથી 'ભગવાન' થશે
૩ સંવત ૧૯૪૬ની રોજનીશી (ડાયરી)મા અમુક મિતિઓએ પોતાની વિચારચર્યા શ્રીમદે લખી છે આ રોજનીશીમાથી કેટલાક પાના કોઈએ ફાડી લીધેલા જણાય છે જેટલા પાના રોજનીશીનાં વિદ્યમાન છે તે અહી આપેલ છે

જો તારી સ્વતંત્રતા અને તારા ક્રમથી તારા ઉપજીવન – વ્યવહાર સંબંધી સંતોષિત હોય તો ઉચિત પ્રકારે તારે વ્યવહાર પ્રવર્તાવવો

તેની એથી બીજા ગમે તે કારણથી સંતોષિત વૃત્તિ ન રહેતી હોય તો તારે તેના કહ્યા પ્રમાણે પ્રવૃત્તિ કરી તે પ્રસંગ પૂરો કરવો, અર્થાત્ પ્રસંગની પૂર્ણાહુતિ સુધી એમ કરવામા તારે વિષમ થવુ નહીં

તારા ક્રમથી તેઓ સંતોષિત રહે તો ઔદાસીન્યવૃત્તિ વડે નિગ્રહભાવે તેઓનુ સારુ થાય તેમ કરવાનુ સાવધાનપણુ તારે રાખવુ.

---

[ ૮૮ ] ૧૧૨ મુબઈ, ચૈત્ર, ૧૯૪૬

મોહાચ્છાદિત દશાથી વિવેક ન થાય એ ખરુ નહીં તો વસ્તુગતે એ વિવેક ખરો છે

ઘણુ જ સૂક્ષ્મ અવલોકન રાખો

૧ સત્યને તો સત્ય જ રહેવા દેવું

૨ કરી શકો તેટલુ કહો અશક્યતા ન છુપાવો

૩ એકનિષ્ઠિત રહો

ગમે તે કોઈ પ્રશસ્ત ક્રમમા એક નિષ્ઠિત રહો

વીતરાગે ખરુ કહ્યુ છે

અરે આત્મા! સ્થિતિસ્થાપક દશા લે

આ દુઃખ ક્યા કહેવું ? અને શાથી ટાળવુ ?

પોતે પોતાનો વૈરી, તે આ કેવી ખરી વાત છે !

---

[ ૯૩ ] ૧૧૩ મુબઈ, વૈશાખ વદ ૧૨, ૧૯૪૬

સુજ્ઞ ભાઈશ્રી,

આજે આપનુ એક પત્ર મળ્યું અત્ર સમય અનુકૂળ છે તે ભણીની સમયકુશળતા ઇચ્છુ છુ આપને જે પત્ર પાઠવવુ મારી ઇચ્છામા હતું, તે પત્ર અધિક વિસ્તારથી લખવાની અવશ્ય હોવાથી, તેમ જ તેમ કરવાથી તેનુ ઉપયોગીપણું પણ અધિક ઠરતું હોવાથી, તેમ કરવા ઇચ્છા હતી, અને હજુ પણ છે તથાપિ કાર્યોપાધિનુ એવુ સબળ રૂપ છે કે એટલો શાત અવકાશ મળી શકતો નથી, મળી શક્યો નહીં, અને હજુ થોડો વખત મળવો પણ સંભવિત નથી આપને આ સમયમા એ પત્ર મળ્યું હોત તો વધારે ઉપયોગી થાત, તોપણ હવે પછી પણ એનુ ઉપયોગીપણુ તો અધિક જ આપ પણ માની શકશો, આપની જિજ્ઞાસાના કંઈક શમાર્થે ટૂકુ તે પત્રનુ વ્યાખ્યાન આપ્યું છે

આપના પહેલા આ જન્મમા હુ લગભગ બે વર્ષથી કંઈક વધારે કાળથી ગૃહાશ્રમી થયો છુ એ આપના જાણવામા છે ગૃહાશ્રમી જેને લઈને કહી શકાય છે, તે વસ્તુ અને મને તે વખતમા કંઈ ઘણો પરિચય પડ્યો નથી, તોપણ તેનુ બનતુ કાયિક, વાચિક અને માનસિક વલણ મને તેથી ઘણુંખરુ સમજાયું છે, અને તે પરથી તેનો અને મારો સંબંધ અસંતોષપાત્ર થયો નથી, એમ જણાવવાનો હેતુ એવો છે કે ગૃહાશ્રમનુ વ્યાખ્યાન સહજ માત્ર પણ આપતા તે સંબંધી વધારે અનુભવ ઉપયોગી થાય છે, મને કંઈક સાસ્કારિક અનુભવ ઊગી નીકળવાથી એમ કહી શકુ છુ કે મારો ગૃહાશ્રમ અત્યાર સુધી જેમ અસંતોષપાત્ર નથી, તેમ ઉચિત સંતોષપાત્ર પણ નથી તે માત્ર મધ્યમ છે, અને તે મધ્યમ હોવામા પણ મારી કેટલીક ઉદાસીનવૃત્તિની સહાયતા છે

તત્ત્વજ્ઞાનની ગુપ્ત ગુફાના દર્શન લેતા ગૃહાશ્રમથી વિરક્ત થવાનુ અધિકતર સૂઝે છે, અને

[ ૯૩ ] ( ૬ ) મુંબઈ, વૈશાખ વદ ૫, શુક્ર, ૧૯૪૬

ઇચ્છા વગરનું કોઈ પ્રાણી નથી વિવિધ આશાથી તેમા પણ મનુષ્ય પ્રાણી રોકાયલુ છે ઇચ્છા, આશા જ્યા સુધી અતૃપ્ત છે, ત્યા સુધી તે પ્રાણી અધોવૃત્તિવત્ છે ઇચ્છાજયવાળુ પ્રાણી ઊર્ધ્વગામીવત્ છે

---

[ ૯૪ ] ( ૭ ) મુંબઈ, જેઠ સુદ ૪, ગુરુ, ૧૯૪૬

પરિચયી ! તમને હું ભલામણ કરુ છુ કે, તમે યોગ્ય થવાની તમારામાં ઇચ્છા ઉત્પન્ન કરો હુ તે ઇચ્છા પૂર્ણ કરવામા સહાયક થઈશ

તમે મારા અનુયાયી થયાં, અને તેમા મને પ્રધાનપદ જન્માતરના યોગથી હોવાથી તમારે મારી આજ્ઞાનુ અવલબન કરી પ્રવર્તવુ એ ઉચિત ગણ્યુ છે

અને હું પણ તમારી સાથે ઉચિતપણે પ્રવર્તવા ઇચ્છુ છું, બીજી રીતે નહીં

જો તમે પ્રથમ જીવનસ્થિતિ પૂર્ણ કરો, તો ધર્માર્થે મને ઇચ્છો, એવુ કરવું ઉચિત ગણું છુ. અને જો હું કરું તો ધર્મપાત્ર તરીકે મારુ સ્મરણ થાય એમ થવુ જોઈએ

બન્ને ધર્મમૂર્તિ થવા પ્રયત્ન કરીએ મોટા હર્ષથી પ્રયત્ન કરીએ

તમારી ગતિ કરતા મારી ગતિ શ્રેષ્ઠ થશે એમ અનુમાન્યુ છે—મતિમા તેનો લાભ તમને આપવા ઇચ્છું છુ, કારણ ઘણા નિકટનાં તમે સબધી છો તે લાભ તમે લેવા ઇચ્છતાં હો, તો બીજી કલમમા કહ્યા પ્રમાણે જરૂર કરશો એવી આશા રાખુ છુ

તમે સ્વચ્છતાને બહુ જ ઇચ્છજો વીતરાગભક્તિને બહુ જ ઇચ્છજો મારી ભક્તિને સમભાવથી ઇચ્છજો તમે જે વેળા મારી સગતિમા હો તે વેળા સર્વ પ્રકારે મને આનંદ થાય તેમ રહેજો

વિદ્યાભ્યાસી થાઓ વિદ્યાયુક્ત વિનોદી સભાષણ મારાથી કરજો હું તમને યુક્ત બોધ આપીશ તમે રૂપસપન્ન, ગુણસપન્ન અને રિદ્ધિ તેમ જ બુદ્ધિસપન્ન તેથી થશો.

પાછી એ દશા જોઈ હું પરમ પ્રસન્ન થઈશ

---

[ ૯૫ ] ( ૮ ) મુંબઈ, જેઠ સુદ ૧૧, શુક્ર, ૧૯૪૬

સવારના છથી આઠ સુધીનો વખત સમાધિયુક્ત ગયો હતો અખાજીના વિચારો ઘણા સ્વચ્છ ચિત્તથી વાચ્યા હતા, મનન કર્યા હતા

---

[ ૯૬ ] ( ૯ ) મુંબઈ, જેઠ સુદ ૧૨, શનિ, ૧૯૪૬

આવતી કાલે રેવાશકરજી આવવાના છે, માટે ત્યારથી નીચેનો ક્રમ પ્રભુ પાર્શ્વ સચવાવો

૧ કાર્યપ્રવૃત્તિ

૨ સાધારણ ભાષણ—સકારણ

૩ બન્નેના અતકરણની નિર્મળ પ્રીતિ

૪ ધર્માનુષ્ઠાન

૫ વૈરાગ્યની તીવ્રતા

---

[ ૯૭ ] ( ૧૦ ) મુંબઈ, જેઠ વદ ૧૧, શુક્ર, ૧૯૪૬

તને તારુ હોવાપણુ માનવામા ક્યા શકા છે ? શકા હોય તો તે ખરી પણ નથી

---

હાલ તો તમે જ તમારાથી ધર્મશિક્ષા લો યોગ્ય પાત્ર થાઓ હુ પણ યોગ્ય પાત્ર થાઉ આગળ વધારે જોઈશુ

વિ૰ રાયચદના પ્રણામ

---

[૧૦૧] ૧૧૬[1] મુબઈ, વૈશાખ સુદ ૩, ૧૯૪૬

આ ઉપાધિમા પડચા પછી જો મારુ લિંગદેહજન્યજ્ઞાન—દર્શન તેવુ જ રહ્યુ હોય,—યથાર્થ જ રહ્યુ હોય તો જૂઠાભાઈ અષાડ સુદિ ૯ ગુરુની રાત્રે સમાધિશીત થઈ આ ક્ષણિક જીવનનો ત્યાગ કરી જશે, એમ તે જ્ઞાન સૂચવે છે

---

[૧૦૧(૨-૩-૪)] ૧૧૭ મુબઈ, અષાડ સુદ ૧૦, ૧૯૪૬

લિંગદેહજન્યજ્ઞાનમાં ઉપાધિને લીધે યત્કિંચિત્ ફેર થયો જણાયો પવિત્રાત્મા જૂઠાભાઈ ઉપરની તિથિએ પણ દિવસે સ્વર્ગવાસી થયાના આજે ખબર મળ્યા

એ પાવન આત્માના ગુણોનું શુ સ્મરણ કરવું? જ્યાં વિસ્મૃતિને અવકાશ નથી, ત્યા સ્મૃતિ થઈ ગણાય જ કેમ?

એનું લૌકિક નામ જ દેહધારી દાખલ સત્ય હતું,—એ આત્મદશારૂપે ખરો વૈરાગ્ય હતો

મિથ્યાવાસના જેની બહુ ક્ષીણ થઈ હતી, વીતરાગનો પરમરાગી હતો, સ સારનો પરમજુગુપ્સિત હતો, ભક્તિનુ પ્રાધાન્ય જેના અ તરમા સદાય પ્રકાશિત હતુ, સમ્યક્ભાવથી વેદનીય કર્મ વેદવાની જેની અદ્‌ભુત સમતા હતી, મોહનીય કર્મનુ પ્રબળ જેના અ તરમા બહુ શૂન્ય થયું હતુ, મુમુક્ષુતા જેનામા ઉત્તમ પ્રકારે દીપી નીકળી હતી, એવો એ જૂઠાભાઈનો પવિત્રાત્મા આજે જગતનો, આ ભાગનો ત્યાગ કરીને ચાલ્યો ગયો આ સહચારીઓથી મુક્ત થયો ધર્મના પૂર્ણાહ્‌લાદમાં આયુષ્ય અચિંતું પૂર્ણ કર્યુ

અરેરે! એવા ધર્માત્માનું ટૂ કુ જીવન આ કાળમા હોય એ કઈ વધારે આશ્ચર્યકારક નથી એવા પવિત્રાત્માની આ કાળમાં કયાથી સ્થિતિ હોય? બીજા સ ગીઓના એવા ભાગ્ય કયાથી હોય કે આવા પવિત્રાત્માના દર્શનનો લાભ અધિક કાળ તેમને થાય? મોક્ષમાર્ગને દે એવુ જે સમ્યક્ત્વ જેના અ તરમાં પ્રકાશ્યુ હતું, એવા પવિત્રાત્મા જૂઠાભાઈને નમસ્કાર હો! નમસ્કાર હો!

---

[૧૦૩] ૧૧૮ મુંબઈ, અષાડ સુદિ ૧૫, બુધ, ૧૯૪૬

ધર્મેચ્છક ભાઈઓ,

ચિ૰ સત્યપરાયણના સ્વર્ગવાસસૂચક શબ્દો ભય કર છે એવા રત્નોનુ લાબુ જીવન પર તુ કાળને પોષાતું નથી ધર્મેચ્છકનો એવો અનન્ય સહાયક માયાદેવીને રહેવા દેવો યોગ્ય ન લાગ્યો

આ આત્માનો આ જીવનનો રાહસ્યિક વિશ્રામ કાળની પ્રબળ દૃષ્ટિએ ખે ચી લીધો જ્ઞાનદૃષ્ટિથી શોકનો અવકાશ નથી મનાતો, તથાપિ તેના ઉત્તમોત્તમ ગુણો તેમ કરવાની આજ્ઞા કરે છે, બહુ સ્મરણ થાય છે, વધારે નથી લખી શકતો

સત્યપરાયણના સ્મરણાર્થે બને તો એક શિક્ષાગ્ર થ લખવા વિચારુ છુ

[2]નૈન છિજ્જઇ એ પાઠ પૂરો લખશો તો ઠીક પડશે મારા સમજવા પ્રમાણે એ સ્થળે આત્માનુ શબ્દવર્ણન છે "છેદાતો નથી, ભેદાતો નથી" ઇ૰

---

૧ આ લખાણ શ્રીમદની દૈનિક નોંધમાનું છે

૨ શ્રીઆચારાંગ અધ્ય૰ ૩ ઉદ્દેશક ૩ જુઓ પત્ર ન ૨૯૬

શ્રેણિમાં વર્તવા દેતા કોઈ રીતે તમારુ અંત કરણ ટૂંકુ કરશો નહી, અને ટૂંકુ કરવા જો તમારી ઇચ્છા હોય તો ખચીત કરીને મને આગળથી જણાવી દેજો તે શ્રેણિને સાચવવા મારી ઇચ્છા છે અને તે માટે એથી હુ યોગ્ય કરી લઈશ મારુ ચાલતા સુધી હું તમને દુભાવીશ નહી અને છેવટે એ જ નિવૃત્તિ શ્રેણિ તમને અપ્રિય હશે તોપણ હુ જેમ બનશે તેમ જાળવણીથી, તમારી સમીપથી, તમને કોઈ જાતની હાનિ કર્યા વગર બનતો લાભ કરીને, હવે પછીના ગમે તે કાળ માટે પણ તેવી ઇચ્છા રાખીને ખસી જઈશ

[૧૦૪]

(૧૪) મુંબઈ, અષાડ વદ ૪, રવિ, ૧૯૪૬

વિશ્વાસથી વર્તી અન્યથા વર્તનારા આજે પસ્તાવો કરે છે [1]

[૧૦૬]

(૧૫) મુંબઈ, અષાડ વદ ૧૧, શનિ, ૧૯૪૬

[2]અણુ છતું, [3]વાચા વગરનું આ જગત તો જુઓ

[૧૦૬(૧)]

(૧૬) મુંબઈ, અષાડ વદ ૧૨, રવિ, ૧૯૪૬

દૃષ્ટિ એવી સ્વચ્છ કરો કે જેમાં સૂક્ષ્મમા સૂક્ષ્મ દોષ પણ દેખાઈ શકે, અને દેખાયાથી ક્ષય થઈ શકે

[૧૩૨–૧]

(૧૭) વવાણિયા, આસો સુદ ૧૦, ગુરુ, ૧૯૪૬

| |
|---|
| બીજજ્ઞાન<br>શોધે તો કેવલજ્ઞાન |

ભગવાન મહાવીરદેવ

કંઈ કહી શકાય એવું આ સ્વરૂપ નથી

જ્ઞાની રત્નાકર

૧ ૩
+
૨ ૪

આ બધી નિયતિઓ કોણે કહી ?

અમે જ્ઞાન વડે જોઈ પછી યોગ્ય લાગી તેમ વ્યાખ્યા કરી.

ભગવાન મહાવીરદેવ

૧૦, ૯, ૮, ૭, ૬, ૪, ૩, ૨, ૧

[૧૩૫–૧]

(૧૮) વવાણિયા, આસો સુદ ૧૧, શુક્ર, ૧૯

આ બંધાયેલા પામે છે મોક્ષ એમ કાં ન કહી દેવુ ?
એવી કોને ઇચ્છા રહી છે કે તેમ થવા દે છે ?
જિનના વચનની રચના અદ્ભુત છે, એમા તો ના નહીં
પણ પામેલા પદાર્થનુ સ્વરૂપ તેના શાસ્ત્રોમા કાં નહીં ?
શુ તેને આશ્ચર્ય નહીં લાગ્યુ હોય, કાં છુપાવ્યુ હશે ?

---

૧ પાઠાન્તર — કરાવે છે ૨ પાઠાન્તર — અણુછતું ૩ પાઠાન્તર—વાચા વગરનું

[૧૦૮] ૧૨૧ મુંબઈ, અષાડ, ૧૯૪૬

પુસ્તક વાચવામા જેથી ઉદાસીનપણુ, વૈરાગ્ય કે ચિત્તની સ્વસ્થતા થતી હોય તેવું ગમે તે પુસ્તક વાંચવુ તેમા યોગ્યપણુ પ્રાપ્ત થાય તેવુ પુસ્તક વાચવાનો વિશેષ પરિચય રાખવો

ધર્મકથા લખવા વિષે જણાવ્યુ તો તે ધાર્મિક કથા મુખ્ય કરીને તો સત્સ ગને વિષે જ રહી છે દુષમકાળપણે વર્તતા આ કાળને વિષે સત્સ ગનુ માહાત્મ્ય પણ જીવના ખ્યાલમા આવતું નથી

કલ્યાણના માર્ગનાં સાધન કયાં હોય તે ઘણી ઘણી ક્રિયાદિ કરનાર એવા જીવને પણ ખબર હોય એમ જણાતુ નથી

ત્યાગવા યોગ્ય એવા સ્વચ્છદાદિ કારણો તેને વિષે તો જીવ રુચિપૂર્વક પ્રવર્તી રહ્યા છે જેનુ આરાધન કરવુ ઘટે છે એવા આત્મસ્વરૂપ સત્પુરુષો વિષે કા તો વિમુખપણું અને કા તો અવિશ્વાસપણુ વર્તે છે, અને તેવા અસત્સ ગીઓના સહવાસમા કોઈ કોઈ મુમુક્ષુઓને પણ રહ્યા કરવુ પડે છે તે હુ ખીમાના તમે અને મુનિઆદિ પણ કોઈ કોઈ અ શે ગણવા યોગ્ય છો અસત્સ ગ અને સ્વેચ્છાએ વર્તના ન થાય અથવા તેને જેમ ન અનુસરાય તેમ પ્રવર્તનથી અ તવૃત્તિ રાખવાનો વિચાર ગખ્યા જ કરવો એ સુગમ સાધન છે

---

[૧૦૯] ૧૨૨ મુંબઈ, અષાડ, ૧૯૪૬

પૂર્વિત કર્મનો ઉદય બહુ વિચિત્ર છે હવે જાગ્યા ત્યાથી પ્રભાત

તીવ્રરસે કરી, મ દરસે કરી કર્મનુ બ ધન થાય છે તેમા મુખ્ય હેતુ રાગદ્વેષ છે તેથી પરિણામે વધારે પસ્તાવુ થાય છે

શુદ્ધયોગમા રહેલા આત્મા અણારભી છે અશુદ્ધ યોગમા રહેલ આત્મા આરભી છે એ વાકય વીરની ભગવતીનુ છે મનન કરશો

અરસપરસ તેમ થવાથી, ધર્મને વિસર્જન થયેલ આત્માને સ્મૃતિમા યોગપદ સાભરે બહુલ કર્મના યોગે પ ચમ કાળમા ઉત્પન્ન થયા, પણ કાઇક શુભના ઉદયથી જે યોગ મળ્યો છે તેવો ઘણા જ થોડા આત્માને મર્મબોધ મળે છે, અને તે રુચવુ બહુ દુર્ઘટ છે તે સત્પુરુષોની કૃપાદૃષ્ટિમા રહ્યુ છે અલ્પકર્મના યોગ હશે તો બનશે નિ સ શય જે પુરુષની જોગવાઈ મળી તે પુરુષને શુભોદય થાય તો નક્કી બને, પછી ન બને તો બહુલ કર્મનો દોષ !

---

[૧૧૦] ૧૨૩ મુંબઈ, અષાડ, ૧૯૪૬

ધર્મધ્યાન લક્ષ્યાર્થથી થાય એ જ આત્મહિતનો રસ્તો છે ચિત્તના સ કલ્પવિકલ્પથી રહિત થવું એ મહાવીરનો માર્ગ છે અલિપ્તભાવમા રહેવુ એ વિવેકીનુ કર્ત્તવ્ય છે

---

[૧૧૧] ૧૨૪ વવાણિયાબ દર, ૧૯૪૬

जण जणं दिस इच्छइ तण तण दिस अपडिबद्धे

જે જે દિશા ભણી જવુ ઇચ્છે તે તે દિશા જેને અપ્રતિબદ્ધ અર્થાત્ ખુલ્લી છે ( રોકી શકતી નથી )

આવી દશાનો અભ્યાસ જ્યા સુધી નહીં થાય, ત્યા સુધી યથાર્થ ત્યાગની ઉત્પત્તિ થવી કેમ સ ભવે ?

પૌદ્ગલિક રચનાએ આત્માને સ્ત ભિત કરવો ઉચિત નથી

વિ૦ રાયચ દના યથાયોગ્ય

---

અમે સમાધિરૂપ હોઈએ ? તો તે વિચારનો છેવટે નિર્ણય થયો કે સર્વરૂપે એક શ્રી હરિ જ છે એમ તારે નિશ્ચય કરવો જ

સર્વત્ર આનંદરૂપ સત્ છે વ્યાપક એવા શ્રી હરિ નિરાકાર માનીએ છીએ અને કેવળ તે સર્વના બીજભૂત એવા અક્ષરધામને વિષે શ્રી પુરુષોત્તમ સાકાર સુશોભિત છે

કેવળ તે આનંદની જ મૂર્તિ છે સર્વ સત્તાની બીજભૂત તે શાશ્વત મૂર્તિને ફરી ફરી અમે જોવા તલસીએ છીએ

અનંત પ્રદેશભૂત એવું તે શ્રી પુરુષોત્તમનું સ્વરૂપ રોમે રોમે અનંત બ્રહ્માંડાત્મક સત્તાએ ભર્યું છે, એમ નિશ્ચય છે, એમ દૃઢ કરું છું

આ સૃષ્ટિ પહેલાં તે શ્રીમાન પુરુષોત્તમ એક જ હતા અને તે પોતાની ઇચ્છાથી જગતરૂપે થયેલ છે

બીજભૂત એવા તે શ્રીમાન પરમાત્મા આવી મહા વિસ્તાર સ્થિતિમાં આવે છે સર્વત્ર ભરપૂર એવો અમૃતરસ તે બીજને વૃક્ષ સમ થવામાં શ્રી હરિ પ્રેરે છે

સર્વ પ્રકારે તે અમૃતરસ તે શ્રી પુરુષોત્તમની ઇચ્છારૂપ નિયતિને અનુસરે છે કારણ કે તે તે જ છે

અનંતકાળે શ્રીમાન હરિ આ જગતને સંપેટે છે ઉત્પત્તિ પ્રથમ બંધ મોક્ષ કાંઈ હતું યે નહીં અને અનંત લય પછી હશે પણ નહીં હરિ એમ ઇચ્છે જ છે કે એક એવો હું બહુરૂપે હોઉં અને તેમ હોય છે

---

૧૬૦

પાન ૧[1] ચૈતન્યાધિષ્ઠિત આ વિશ્વ હોવું યોગ્ય છે

---

પાન ૨ વિશિષ્ટાદ્વૈતમાં અમારી પરમ રુચિ છે

---

જોકે એક શુદ્ધાદ્વૈત જ સમજાય છે
અને તેમજ છે

| | | |
|---|---|---|
| સત્<br>ચિત્<br>આનંદ | } હરિ { | જડ<br>જીવ<br>પરમાત્મા |

અને એ જ અમારી અંતરની પરમ રુચિ

---

પરમાત્મા આનંદ, સત્ અને ચિત્મય છે

---

પાન ૩ પરમાત્મસૃષ્ટિ કોઈને વિષમ હોવા યોગ્ય નથી

---

પાન ૪ જીવસૃષ્ટિ જીવને વિષમતા માટે સ્વીકૃત છે

---

પાન ૫–૬ પરમાત્મસૃષ્ટિ પરમ જ્ઞાનમય અને પરમ આનંદે કરી પરિપૂર્ણ ભરપૂર છે

---

૧ એક મુમુક્ષુ તરફથી મળેલી શ્રીમદ્‌ના સ્વહસ્તાક્ષરની નોંધબુક, જેમાં આ પ્રમાણેનાં પાન ૩૧ લખાયેલ છે

આનંદાવરણ એથી ટળે એમ નથી, માત્ર સત્સંગ સિવાય, યોગસમાધિ સિવાય, ત્યાં કેમ કરવુ ? આટલુ પણ દર્શાવવાનુ કોઈ સત્પાત્ર સ્થળ નહોતું ભાગ્યોદયે આપ મળ્યા કે જેને એ જ રોમે રોમે રુચિકર છે

---

[ ૧૧૪ ] ૧૨૭ વવાણિયા, પ્રથમ ભાદરવા સુદ ૪, ૧૯૪૬

પત્ર મળ્યું

નમ્રતાથી, વિનયથી, આખા વર્ષમા થયેલો તમારા પ્રત્યેનો મારો અપરાધ મન, વચન, કાયાના પ્રશસ્ત યોગથી ફરી ફરી ખમાવુ છુ સર્વ પ્રકારે મારા અપરાધનુ વિસ્મરણ કરી આત્મશ્રેણીમા પ્રવર્તન કર્યા રહો એ વિનંતી છે

આજના પત્રમા, મતાંતરથી બેવડો લાભ થાય છે એવુ આ પર્યુષણ પર્વ સમ્યક્દૃષ્ટિથી જોતા જણાયું, એ વાત રુચી તથાપિ કલ્યાણ અર્થે એ દૃષ્ટિ ઉપયોગી છે સમુદાયના કલ્યાણ અર્થે જોતા બે પર્યુષણ દુઃખદાયક છે પ્રત્યેક મતાંતર સમુદાયમા વધવા ન જોઇએ, ઘટવા જોઈએ

વિ૦ રાયચંદના યથા૦

---

[ ૧૧૫ ] ૧૨૮ વવાણિયા, પ્રથમ ભાદ્ર સુદ ૬, ૧૯૪૬

ધર્મેચ્છક ભાઈઓ,

પ્રથમ સંવત્સરી અને એ દિવસ પર્યંત સંબંધીમા કોઈ પણ પ્રકારે તમારો અવિનય, આશાતના, અસમાધિ મારા મન, વચન, કાયાના કોઈ પણ યોગાધ્યવસાયથી થઈ હોય તેને માટે પુનઃ પુનઃ ક્ષમાવું છુ

અંતર્જ્ઞાનથી સ્મરણ કરતા એવો કોઈ કાળ જણાતો નથી વા સાભરતો નથી કે જે કાળમા, જે સમયમા આ જીવે પરિભ્રમણ ન કર્યું હોય, સંકલ્પ-વિકલ્પનુ રટણ ન કર્યું હોય, અને એ વડે 'સમાધિ' ન ભૂલ્યો હોય નિરંતર એ સ્મરણ રહ્યા કરે છે, અને એ મહા વૈરાગ્યને આપે છે

વળી સ્મરણ થાય છે કે એ પરિભ્રમણ કેવળ સ્વચ્છંદથી કરતા જીવને ઉદાસીનતા કેમ ન આવી ? બીજા જીવો પરત્વે ક્રોધ કરતા, માન કરતા, માયા કરતા, લોભ કરતા કે અન્યથા કરતા તે માઠુ છે એમ યથાયોગ્ય કા ન જાણ્યું ? અર્થાત્ એમ જાણવુ જોઈતુ હતુ, છતા ન જાણ્યું એ વળી ફરી પરિભ્રમણ કરવાનો વૈરાગ્ય આપે છે.

વળી સ્મરણ થાય છે કે જેના વિના એક પળ પણ હુ નહી જીવી શકુ એવા કેટલાક પદાર્થો (સ્ત્રીઆદિક) તે અનંત વાર છોડતા, તેનો વિયોગ થયા અનંત કાળ પણ થઈ ગયો, તથાપિ તેના વિના જિવાયુ એ કંઈ થોડુ આશ્ચર્યકારક નથી અર્થાત્ જે જે વેળા તેવો પ્રીતિભાવ કર્યો હતો તે તે વેળા તે કલ્પિત હતો એવો પ્રીતિભાવ કા થયો ? એ ફરી ફરી વૈરાગ્ય આપે છે

વળી જેનુ મુખ કોઈ કાળે પણ નહીં જોઉ, જેને કોઈ કાળે હુ ગ્રહણ નહી જ કરુ, તેને ઘેર પુત્રપણે, સ્ત્રીપણે, દાસપણે, દાસીપણે, નાના જંતુપણે શા માટે જન્મ્યો ? અર્થાત્ એવા દ્વેષથી એવા રૂપે જન્મવુ પડ્યુ ! અને તેમ કરવાની તો ઇચ્છા નહોતી ! કહો એ સ્મરણ થતા આ કલેષિત આત્મા પરત્વે જુગુપ્સા નહીં આવતી હોય ? અર્થાત્ આવે છે

વધારે શુ કહેવુ ? જે જે પૂર્વના ભવાંતરે ભ્રાંતિપણે ભ્રમણ કર્યું, તેનુ સ્મરણ થતા હવે કેમ જીવવુ એ ચિંતના થઈ પડી છે ફરી ન જ જન્મવુ અને ફરી એમ ન જ કરવુ એવુ દૃઢત્વ આત્મામા પ્રકાશે છે પણ કેટલીક નિરુપાયતા છે ત્યા કેમ કરવુ ? જે દૃઢતા છે તે પૂર્ણ કરવી, જરૂર પૂર્ણ પડવી એ જ રટણ છે, પણ જે કંઈ આડુ આવે છે, તે કોરે કરવુ પડે છે, અર્થાત્ ખસેડવુ પડે છે,

પાન ૨૩ બધુંય હરિ રૂપજ છે તેમા વળી ભેદ શો ?
ભેદ છે જ નહીં.
સર્વ આનંદ રૂપ જ છે
બ્રાહ્મી સ્થિતિ
સ્થાપિતો બ્રહ્મવાદો હિ,
સર્વ વેદાંતગોચર.

---

પાન ૨૪ આ બધું બ્રહ્મરૂપ જ છે, બ્રહ્મ જ છે
એવો અમારો દૃઢ નિશ્ચય છે
એમાં કંઈ ભેદ નથી, જે છે તે સર્વ બ્રહ્મ જ છે
સર્વત્ર બ્રહ્મ છે, સર્વરૂપ બ્રહ્મ છે તે સિવાય કંઈ નથી
જીવ બ્રહ્મ છે, જડ બ્રહ્મ છે હરિ બ્રહ્મ છે, હર બ્રહ્મ છે
બ્રહ્મા બ્રહ્મ છે ૐ બ્રહ્મ છે વાણી બ્રહ્મ છે ગુણ બ્રહ્મ છે
સત્ત્વ બ્રહ્મ છે રજો બ્રહ્મ છે તમો બ્રહ્મ છે પંચભૂત બ્રહ્મ છે
આકાશ બ્રહ્મ છે વાયુ બ્રહ્મ છે અગ્નિ બ્રહ્મ છે જળ પણ બ્રહ્મ છે
પૃથ્વી પણ બ્રહ્મ છે દેવ બ્રહ્મ છે મનુષ્ય બ્રહ્મ છે તિર્યંચ બ્રહ્મ છે
નરક બ્રહ્મ છે સર્વ બ્રહ્મ છે અન્ય નથી

---

પાન ૨૫ કાળ બ્રહ્મ છે કર્મ બ્રહ્મ છે સ્વભાવ બ્રહ્મ છે નિયતિ બ્રહ્મ છે
જ્ઞાન બ્રહ્મ છે ધ્યાન બ્રહ્મ છે જપ બ્રહ્મ છે તપ બ્રહ્મ છે સર્વ બ્રહ્મ છે
નામ બ્રહ્મ છે રૂપ બ્રહ્મ છે શબ્દ બ્રહ્મ છે સ્પર્શ બ્રહ્મ છે રસ બ્રહ્મ છે
ગંધ બ્રહ્મ છે સર્વ બ્રહ્મ છે
ઊંચે, નીચે, તીરછે સર્વ બ્રહ્મ છે
એક બ્રહ્મ છે, અનેક બ્રહ્મ છે
બ્રહ્મ એક છે, અનેક ભાસે છે
સર્વ બ્રહ્મ છે
સર્વ બ્રહ્મ છે
સર્વ બ્રહ્મ છે
ૐ શાંતિ:, શાંતિ:, શાંતિ:

---

પાન ૨૬ સર્વ બ્રહ્મ છે, એમા સંશય નહીં
હું બ્રહ્મ, તું બ્રહ્મ, તે બ્રહ્મ એમા સંશય નહીં
અમે બ્રહ્મ, તમે બ્રહ્મ, તેઓ બ્રહ્મ એમાં સંશય નહીં
એમ જાણે તે બ્રહ્મ એમા સંશય નહી.
એમ ન જાણે તે પણ બ્રહ્મ એમા સંશય નહી
જીવ બ્રહ્મ છે, એમા સંશય નહીં
જડ બ્રહ્મ છે, એમા સંશય નહીં
બ્રહ્મ જીવરૂપે થયેલ છે એમા સંશય નહીં

વિટંબનદશામા જ જીવન વ્યતીત કર્યો જાય છે જોકે તે વિટંબનદશા પણ કલ્યાણકારક જ છે, તથાપિ બીજા પ્રત્યે તેવી કલ્યાણકારક થવામા કંઈક ખામીવાળી છે

અંત.કરણથી ઊગેલી અનેક ઊર્મિઓ તમને ઘણી વાર સમાગમમાં જણાવી છે સાભળીને કેટલેક અંશે તમને અવધારવાની ઇચ્છા થતી જોવામા આવી છે ફરી ભલામણ છે કે જે જે સ્થળોએ તે તે ઊર્મિઓ જણાવી હોય તે તે સ્થળે જતાં ફરી ફરી તેનુ અધિક અવશ્ય સ્મરણ કરશો

૧ આત્મા છે
૨ તે બધાયો છે
૩ તે કર્મનો કર્તા છે
૪ તે કર્મનો ભોક્તા છે
૫ મોક્ષનો ઉપાય છે
૬ આત્મા સાધી શકે છે આ જે છ મહા પ્રવચનો તેનુ નિરંતર સંશોધન કરજો

બીજાની વિટંબનાનો અનુગ્રહ નહી કરતા પોતાની અનુગ્રહતા ઇચ્છનાર જય પામતો નથી, એમ પ્રાયે થાય છે માટે ઇચ્છુ છુ કે તમે સ્વાત્માના અનુગ્રહમા દૃષ્ટિ આપી છે તેની વૃદ્ધિ કરતા રહેશો, અને તેથી પરની અનુગ્રહતા પણ કરી શકશો

ધર્મ જ જેના અસ્થિ અને ધર્મ જ જેની મિંજા છે, ધર્મ જ જેનુ લોહી છે, ધર્મ જ જેનુ આમિષ છે, ધર્મ જ જેની ત્વચા છે, ધર્મ જ જેની ઇંદ્રિયો છે, ધર્મ જ જેનું કર્મ છે, ધર્મ જ જેનુ ચલન છે, ધર્મ જ જેનુ બેસવુ છે, ધર્મ જ જેનુ ઊઠવુ છે, ધર્મ જ જેનુ ઊભુ રહેવુ છે, ધર્મ જ જેનુ શયન છે, ધર્મ જ જેની જાગૃતિ છે, ધર્મ જ જેનો આહાર છે, ધર્મ જ જેનો વિહાર છે, ધર્મ જ જેનો નિહાર [!] છે, ધર્મ જ જેનો વિકલ્પ છે, ધર્મ જ જેનો સંકલ્પ છે, ધર્મ જ જેનુ સર્વસ્વ છે, એવા પુરુષની પ્રાપ્તિ દુર્લભ છે, અને તે મનુષ્યદેહે પરમાત્મા છે એ દશાને શુ આપણે નથી ઇચ્છતા ? ઇચ્છીએ છીએ, તથાપિ પ્રમાદ અને અસત્સંગ આડે તેમા દૃષ્ટિ નથી દેતા

આત્મભાવની વૃદ્ધિ કરજો, અને દેહભાવને ઘટાડજો

વિ૦ રાયચંદના યથોચિત

---

[૧૧૮] ૧૩૧ જેતપર (મોરબી), પ્ર ભા વદ ૫, બુધ, ૧૯૪૬

ધર્મેચ્છક ભાઈઓ,

ભગવતીસૂત્રના પાઠ[૧] સંબધમા બન્નેના અર્થ મને તો ઠીક જ લાગે છે બાળજીવોની અપેક્ષાએ ટબાના લેખકે ભરેલો અર્થ હિતકારક છે, મુમુક્ષુને માટે તમે કલ્પેલો અર્થ હિતકારક છે, સંતોને માટે બન્ને હિતકારક છે, જ્ઞાનમા મનુષ્યો પ્રયત્ન કરે એટલા માટે એ સ્થળે પ્રત્યાખ્યાનને દુ પ્રત્યાખ્યાન કહેવાની અપેક્ષા છે યથાયોગ્ય જ્ઞાનની પ્રાપ્તિ જો ન થઈ હોય તો જે પ્રત્યાખ્યાન કર્યા હોય તે દેવાદિક ગતિ આપી સંસારના જ અંગભૂત થાય છે એ માટે તેને દુ પ્રત્યાખ્યાન કહ્યા, પણ એ સ્થળે પ્રત્યાખ્યાન જ્ઞાન વિના ન જ કરવા એમ કહેવાનો હેતુ તીર્થંકર દેવનો છે જ નહી પ્રત્યાખ્યાનાદિક ક્રિયાથી જ મનુષ્યત્વ મળે છે, ઊંચ ગોત્ર અને આર્યદેશમા જન્મ મળે છે, તો પછી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, માટે એવી ક્રિયા પણ જ્ઞાનની સાધનભૂત સમજવી જોઈએ છે

વિ૦ રાયચંદના યથોચિત

---

૧. શ્રી ભગવતીસૂત્ર, શતક ૭, ઉદ્દેશક બીજો

અને મૂઢતા રહ્યા કરે છે કઈ દૃષ્ટિ પહોંચતી નથી ભ્રાન્તિ પડી ગઈ છે કે હવે મારામા કઈ વિશેષ ગુણ દેખાતા નથી હુ હવે બીજા મુમુક્ષુઓને પણ સાચા સ્નેહે પ્રિય નથી ખરા ભાવથી મને ઇચ્છતા નથી. અથવા કઇક ખેચાતા ભાવથી અને મધ્યમ સ્નેહે પ્રિય ગણે છે. વધારે પરિચય ન કરવો જોઈએ, તે મે કર્યો, તેનો પણ ખેદ થાય છે

બધા દર્શનમા શંકા થાય છે આસ્થા આવતી નથી

જો એમ છે તોપણ ચિંતા નથી આત્માની આસ્થા છે કે તે પણ નથી?

તે આસ્થા છે તેનુ અસ્તિત્વ છે, નિત્યત્વ છે, અને ચૈતન્યવંત છે અજ્ઞાને કર્તાભોક્તાપણુ છે જ્ઞાને કર્તાભોક્તાપણુ પરયોગનું નથી

જ્ઞાનાદિ તેનો ઉપાય છે એટલી આસ્થા છે પણ તે આસ્થા પર હાલ વિચારશૂન્યતાવત્ વર્તે છે તેનો મોટો ખેદ છે

આ જે તમને આસ્થા છે તે જ સમ્યગ્દર્શન છે શા માટે મૂઝાઓ છો? વિકલ્પમા પરો છો!

તે આત્માના વ્યાપકપણા માટે, મુક્તિસ્થાન માટે, જિનકથિત કેવળજ્ઞાન તથા વેદાંતકથિત કેવળજ્ઞાન માટે, તથા શુભાશુભ ગતિ ભોગવવાના લોકના સ્થાન તથા તેવા સ્થાનના સ્વભાવે શાશ્વત હોવાપણા માટે, તથા તેના માપને માટે વારવાર શંકા ને શંકા જ થયા કરે છે,અને તેથી આત્મા ઠરતો નથી

જિનોક્ત તે માનોને!

ઠામઠામ શંકા પડે છે ત્રણ ગાઉના માણસ—ચક્રવર્તી આદિના સ્વરૂપ વગેરે ખોટા લાગે છે પૃથ્વ્યાદિના સ્વરૂપ અસંભવિત લાગે છે

તેનો વિચાર છોડી દેવો

છોડયો છૂટતો નથી

શા માટે?

જો તેનું સ્વરૂપ તેના કહ્યા પ્રમાણે ન હોય તો તેમને કેવળજ્ઞાન જેવું કહ્યુ છે તેવુ ન હતું, એમ સિદ્ધ થાય છે તો તેમ માનવુ? તો પછી લોકનું સ્વરૂપ કોણ યથાર્થ જાણે છે એમ માનવુ? કોઈ જાણતા નથી એમ માનવું? અને એમ જાણતા તો બધાએ અનુમાન કરીને જ કહ્યુ છે એમ માનવુ પડે તો પછી બંધમોક્ષાદિ ભાવની પ્રતીતિ શી?

યોગે કરી તેવુ દર્શન થતું હોય, ત્યારે શા માટે ફેર પડે?

સમાધિમા નાની વસ્તુ દેખાય અને તેથી માપમા વિરોધ આવે સમાધિમા ગમે તેમ દેખાતું હોય પણ મૂળરૂપ આવડુ છે અને સમાધિમા આ પ્રમાણે દેખાય છે, એમ કહેવામાં હાનિ શી હતી?

તે કહેવામાં આવ્યું હોય, પણ વર્તમાન શાસ્ત્રમા તે નથી રહ્યુ એમ ગણતા હાનિ શી?

હાનિ કઈ નહી પણ એમ સ્થિરતા યથાર્થ આવતી નથી

બીજા પણ ઘણા ભાવોમાં ઠામઠામ વિરોધ દેખાય છે

તમે પોતે ભૂલતા હો તો?

તે પણ ખરુ, પણ અમે સાચુ સમજવાના કામી છીએ કઈ લાજશરમ માન, પૂજાદિનાં કામી નથી, છતા સાચુ કેમ ન સમજાય?

સદ્ગુરુની દૃષ્ટિએ સમજાય પોતાથી યથાર્થ ન સમજાય

સદ્ગુરુનો યોગ તો બાઝતો નથી અને અમને સદ્ગુરુ તરીકે ગણવાનુ થાય છે તે કેમ કરુ? અમે જે વિષયમા શંકામા છીએ તે વિષયમા બીજાને શુ સમજાવવુ? કઈ સમજાવ્યું જાતું નથી અને વખત વીત્યો જાય છે એ કારણથી તથા કઈક વિશેષ ઉદયથી ત્યાગ પણ થતો નથી એવી અમારી સ્થિતિ શંકારૂપ થઈ પડી છે. આ કરતા તો અમારે ઝેર પીને મરવું તે ઉત્તમ છે, સર્વોત્તમ છે

તરફ હાલ ચિત્ત નથી ગમે તેવા ભવિષ્યજ્ઞાન અથવા સિદ્ધિઓની ઇચ્છા નથી તેમ તેઓનો ઉપયોગ કરવામા ઉદાસીનતા રહે છે તેમા પણ હાલ તો અધિક જ રહે છે માટે એ જ્ઞાન સબધે ચિત્તની સ્વસ્થતાએ વિચારી માગેલા પ્રશ્નો સબધી લખીશ અથવા સમાગમે જણાવીશ

જે પ્રાણીઓ એવા પ્રશ્નના ઉત્તર પામવાથી આનદ માને છે તેઓ મોહાધીન છે, અને તેઓ પરમાર્થના પાત્ર થવા દુર્લભ છે એમ માન્યતા છે, તો તેવા પ્રસગમા આવવુ પણ ગમતુ નથી પણ પરમાર્થ હેતુએ પ્રવૃત્તિ કરવી પડશે તો કઈ પ્રસગે કરીશ ઇચ્છા તો નથી થતી

આપનો સમાગમ અધિક કરીને ઇચ્છુ છુ ઉપાધિમા એ એક સારી વિશ્રાતિ છે કુશળતા છે, ઇચ્છુ છું

વિ. રાયચદના પ્રણામ

---

[૧૨૧] ૧૩૪ વવાણિયા, દ્વિ ભાદ્ર સુદ ૮, રવિ, ૧૯૪૬

બન્ને ભાઈઓ,

દેહધારીને વિટંબના એ તો એક ધર્મ છે ત્યાં ખેદ કરીને આત્મવિસ્મરણ શુ કરવુ ? ધર્મ-ભક્તિયુક્ત એવા જે તમે તેની પાસે એવી પ્રયાચના કરવાનો યોગ માત્ર પૂર્વકર્મે આપ્યો છે આત્મેચ્છા એથી કપિત છે નિરુપાયતા આગળ સહનશીલતા જ સુખદાયક છે

આ ક્ષેત્રમાં આ કાળે આ દેહધારીનો જન્મ થવો યોગ્ય નહોતો જોકે સર્વ ક્ષેત્રે જન્મવાની તેણે ઇચ્છા રૂધી જ છે, તથાપિ થયેલા જન્મ માટે શોક દર્શાવવા આમ રુદનવાકય લખ્યું છે કોઈ પણ પ્રકારે વિદેહી દશા વગરનુ, યથાયોગ્ય જીવન્મુક્ત દશા વગરનુ, યથાયોગ્ય નિર્ગ્રથ દશા વગરનુ ક્ષણ એકનું જીવન પણ ભાળવું જીવને સુલભ લાગતુ નથી તો પછી બાકી રહેલુ અધિક આયુષ્ય કેમ જશે, એ વિટબના આત્મેચ્છાની છે

યથાયોગ્ય દશાનો હજુ મુમુક્ષુ છુ કેટલીક પ્રાપ્તિ છે તથાપિ સર્વ પૂર્ણતા પ્રાપ્ત થયા વિના આ જીવ શાતિને પામે એવી દશા જણાતી નથી એક પર રાગ અને એક પર દ્વેષ એવી સ્થિતિ એક રોમમા પણ તેને પ્રિય નથી અધિક શુ કહેવુ ? પરના પરમાર્થ સિવાયનો દેહ જ ગમતો નથી તો ? આત્મકલ્યાણમા પ્રવૃત્તિ કરશો

વિ૦ રાયચદના યથાયોગ્ય

---

[૧૨૨] ૧૩૫ વવાણિયા, બી ભા સુદ ૧૪, રવિ, ૧૯૪૬

ધર્મેચ્છક ભાઈઓ,

મુમુક્ષુતાના અશોએ ગ્રહાયલુ તમારુ હૃદય પરમ સતોષ આપે છે અનાદિકાળનુ પરિભ્રમણ હવે સમાપ્તતાને પામે એવી જિજ્ઞાસા, એ પણ એક કલ્યાણ જ છે કોઈ એવો યથાયોગ્ય સમય આવી રહેશે કે જ્યારે ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થઈ રહેશે

નિરતર વૃત્તિઓ લખતા રહેશો જિજ્ઞાસાને ઉત્તેજન આપતા રહેશો અને નીચેની ધર્મકથા શ્રવણ કરી હશે તથાપિ ફરી ફરી તેનુ સ્મરણ કરશો

સમ્યક્દશાના પાચ લક્ષણો છે

શમ
સવેગ
નિર્વેદ } અનુકપા
આસ્થા

પ્રવૃત્તિનો પ્રસંગ ફરી ફરી જીવો કર્યા કરે છે એક વખતે જે વચનોની પ્રાપ્તિ થતાં જીવ બંધનમુક્ત હોય અને તારા સ્વરૂપને પામે, તેવાં વચનો ઘણા વખત કહેવાયાનું પણ કાંઈ જ ફળ થતું નથી એવં જીવોમાં અજોગ્યતા આવી ગઈ છે નિષ્કપટપણુ હાનિને પામ્યું છે શાસ્ત્રને વિષે સંદેહ ઉત્પન્ન કરવો એ એક જ્ઞાન જીવે માન્યું છે પરિગ્રહની પ્રાપ્તિ અર્થે તારા ભક્તને પણ છેતરવાનું કર્તવ્ય પાપરૂપ તેને લાગતું નથી પરિગ્રહ પેદા કરનાર એવા સગાસંબંધીમાં એવો પ્રેમ કર્યો છે કે તેવો તારા પ્રત્યે અથવા તારા ભક્ત પ્રત્યે કર્યો હોય તો જીવ તને પામે સર્વભૂતને વિષે દયા રાખવી અને સર્વને વિષે તું છો એમ હોવાથી દાસત્વભાવ રાખવો એ પરમ ધર્મ સ્ખલિત થઈ ગયો છે સર્વરૂપે તું સમાન જ રહ્યો છે, માટે ભેદભાવનો ત્યાગ કરવો એ મોટા પુરુષોનું અંતરંગ જ્ઞાન આજે ક્યાંય જોવામા આવતું નથી અમે કે જે માત્ર તારુ નિરંતર દાસત્વ જ અનન્ય પ્રેમે ઇચ્છીએ છીએ, તેને પણ તું કળિયુગનો પ્રસંગી સંગ આપ્યા કરે છે

હવે હે હરિ, આ જોયું જતું નથી, સાભળ્યું જતું નથી તે ન કરાવવુ યોગ્ય છે, તેમ છતાં અમારા પ્રત્યે તારી તેવી જ ઇચ્છા હોય તો પ્રેરણા કર એટલે અમે તે કેવળ સુખરૂપ જ માની લઈશુ. અમારા પ્રસંગમા આવેલા જીવો કોઇ પ્રકારે દુભાય નહી અને અમારા દ્વેષી ન હોય (અમાન કારણથી) એવો હુ શરણાગત ઉપર અનુગ્રહ થવો યોગ્ય હોય તો કર મને મોટામાં મોટુ દુ:ખ માત્ર એટલુ જ છે કે તારાથી વિમુખ થવાય એવી વૃત્તિઓએ જીવો પ્રવર્તે છે, તેનો પ્રસંગ થવો અને વળી કોઈ કારણોને લીધે તેને તારા સન્મુખ થવાનુ જણાવતા છતા તેનું અનંગીકારપણુ થવુ એ અમોને પરમદુ:ખ છે અને જો તે યોગ્ય હશે તો તે ટાળવાને હે નાથ! તુ સમર્થ છો, સમર્થ છો મારુ સમાધાન ફરી ફરી હે હરિ! સમાધાન કર

---

૧૬૪

અદ્ભુત! અદ્ભુત! અદ્ભુત! પરમ અચિંત્ય એવુ હે હરિ, તારું સ્વરૂપ, તેનો પાગ? પ્રાણી એવો હું કેમ પાર પામુ? હું-જે તારો અનંત બ્રહ્માંડમાનો એક અંશ તે તને શુ જાણે? સર્વસત્તાત્મકજ્ઞાન જેના મધ્યમા છે એવા હે હરિ, તને ઇચ્છુ છુ, ઇચ્છુ છુ તારી કૃપાને ઇચ્છુ છુ તને ફરી ફરી હે હરિ ઇચ્છુ છું હે શ્રીમાન પુરુષોત્તમ, તું અનુગ્રહ કર! અનુગ્રહ!!

---

અંતર્મુહૂર્ત એટલે બે ઘડીની અંદરનો ગમે તે વખત એમ સાધારણ રીતે અર્થ થાય છે પરંતુ શાસ્ત્રકારની શૈલી પ્રમાણે એનો અર્થ એવો કરવો પડે છે કે આઠ સમયથી ઉપરાંત અને બે ઘડીની અંદરના વખતને અંતર્મુહૂર્ત કહેવાય પણ રૂઢિમાં તો જેમ આગળ બતાવ્યું તેમ જ સમજાય છે, તથાપિ શાસ્ત્રકારની શૈલી જ માન્ય છે જેમ અહીં આઠ સમયની વાત બહુ લઘુત્વવાળી હોવાથી સ્થળે સ્થળે શાસ્ત્રમાં બતાવી નથી, તેમ આઠ રુચકપ્રદેશની વાત પણ છે એમ મારું સમજવું છે, અને તેને ભગવતી, પ્રજ્ઞાપના, ઠાણંગ ઇત્યાદિક સિદ્ધાંતો પુષ્ટિ આપે છે

વળી મારી સમજણ તો એમ રહે છે કે શાસ્ત્રકારે બધા શાસ્ત્રોમાં ન હોય એવી પણ કોઈ શાસ્ત્રમાં વાત કરી હોય તો કંઈ ચિંતા જેવું નથી તેની સાથે તે એક શાસ્ત્રમાં કહેલી વાત સર્વ શાસ્ત્રની રચના કરતાં શાસ્ત્રકારના લક્ષમાં જ હતી, એમ સમજવું વળી બધા શાસ્ત્ર કરતાં કંઈ વિચિત્ર વાત કોઈ શાસ્ત્રમાં જણાવી હોય તો એ વધારે સમ્મત કરવા જેવી સમજવી, કારણ એ કોઈ વિરલા મનુષ્યને અર્થે વાત કહેવાઈ હોય છે, બાકી તો સાધારણ મનુષ્યો માટે જ કથન હોય છે આમ હોવાથી આઠ રુચકપ્રદેશ નિર્બંધન છે, એ વાત અનિષેધ છે, એમ મારી સમજણ છે બાકીના ચાર અસ્તિકાયના પ્રદેશને સ્થળે એ રુચકપ્રદેશ મૂકી સમુદ્‌ઘાત કરવાનું કેવળી સંબંધી જે વર્ણન છે, તે કેટલીક અપેક્ષાએ જીવનો મૂળ કર્મભાવ નથી એમ સમજાવવા માટે છે એ વાત પ્રસંગવશાત્ સમાગમે ચર્ચો તો ઠીક પડશે

બીજું પ્રશ્ન 'ચૌદપૂર્વધારી કંઈ જ્ઞાને ઊણા એવા અનંત નિગોદમાં લાભે અને જઘન્યજ્ઞાનવાળા પણ અધિકમાં અધિક પંદર ભવે મોક્ષે જાય એ વાતનું સમાધાન કેમ?'

એનો ઉત્તર જે મારા હૃદયમાં છે, તે જ જણાવી દઉં છું કે એ જઘન્યજ્ઞાન બીજું અને એ પ્રસંગ પણ બીજો છે જઘન્યજ્ઞાન એટલે સામાન્યપણે પણ મૂળ વસ્તુનું જ્ઞાન, અતિશય સંક્ષેપમાં છતાં મોક્ષના બીજરૂપ છે એટલા માટે એમ કહ્યું, અને 'એક દેશે ઊણું' એવું ચૌદપૂર્વધારીનું જ્ઞાન તે એક મૂળ વસ્તુના જ્ઞાન સિવાય બીજું બધું જાણનાર થયું, પણ દેહદેવળમાં રહેલો શાશ્વત પદાર્થ જાણનાર ન થયું, અને એ ન થયું તો પછી લક્ષ વગરનું ફેંકેલું તીર લક્ષ્યાર્થનું કારણ નથી તેમ આ પણ થયું જે વસ્તુ પ્રાપ્ત કરવા ચૌદપૂર્વનું જ્ઞાન જિને બોધ્યું છે તે વસ્તુ ન મળી તો પછી ચૌદપૂર્વનું જ્ઞાન અજ્ઞાનરૂપ જ થયું અહીં 'દેશે ઊણું' ચૌદપૂર્વનું જ્ઞાન સમજવું 'દેશે ઊણું' કહેવાથી આપણી સાધારણ મતિથી એમ સમજાય કે ચૌદપૂર્વને છેડે ભણી ભણી આવી પહોંચતાં એકાદ અધ્યયન કે તેવું રહી ગયું અને તેથી રખડ્યા, પરંતુ એમ તો નહીં એટલા બધા જ્ઞાનનો અભ્યાસી એક અલ્પ ભાગ માટે અભ્યાસમાં પરાભવ પામે એ માનવા જેવું નથી અર્થાત્ કંઈ ભાષા અઘરી અથવા અર્થ અઘરો નથી કે સ્મરણમાં રાખવું તેમને દુર્લભ પડે માત્ર મૂળ વસ્તુનું જ્ઞાન ન મળ્યું એટલી જ ઊણાઈ, તેણે ચૌદપૂર્વનું બાકીનું જ્ઞાન નિષ્ફળ કર્યું એક નયથી એવી વિચારણા પણ થઈ શકે છે કે શાસ્ત્રો (લખેલાના પાના) ઉપાડવાં અને ભણવા એમાં કંઈ અંતર નથી, જો તત્ત્વ ન મળ્યું તો કારણ બેયે બોજો જ ઉપાડ્યો પાના ઉપાડ્યા તેણે કાયાએ બોજો ઉપાડ્યો, ભણી ગયા તેણે મને બોજો ઉપાડ્યો, પરંતુ વાસ્તવિક લક્ષ્યાર્થ વિના તેનું નિરુપયોગીપણું થાય એમ સમજણ છે જેને ઘેર આખો લવણસમુદ્ર છે તે તૃષાતુરની તૃષા મટાડવા સમર્થ નથી, પણ જેને ઘેર એક મીઠા પાણીની વીરડી છે, તે પોતાની અને બીજા કેટલાકની તૃષા મટાડવા સમર્થ છે, અને જ્ઞાનદૃષ્ટિએ જોતાં મહત્ત્વ તેનું જ છે, તોપણ બીજા નય પર હવે દૃષ્ટિ કરવી પડે છે, અને તે એ કે કોઈ રીતે પણ શાસ્ત્રાભ્યાસ હશે તો કંઈ પાત્ર થવાની જિજ્ઞાસા થશે, અને કાળે કરીને પાત્રતા પણ મળશે અને પાત્રતા બીજાને પણ આપશે એટલે શાસ્ત્રાભ્યાસનો નિષેધ અહીં કરવાનો હેતુ નથી, પણ મૂળ વસ્તુથી દૂર જવાય એવા શાસ્ત્રાભ્યાસનો તો નિષેધ કરીએ તો એકાંતવાદી નહીં કહેવાઈએ.

[૧૪૫] **૧૬૬** મુંબઈ, કાર્તિક સુદ ૬, ભોમ, ૧૯૪૭

સત્પુરુષના એકેક વાક્યમાં, એકેક શબ્દમાં, અનંત આગમ રહ્યાં છે, એ વાત કેમ હશે?

નીચેનાં વાક્યો પ્રત્યેક મુમુક્ષુઓને મેં અસંખ્ય સત્પુરુષોની સમ્મતિથી મંગળરૂપ માન્યાં છે, મોક્ષના સર્વોત્તમ કારણરૂપ માન્યાં છે:—

૧ માયિક સુખની સર્વ પ્રકારની વાંછા ગમે ત્યારે પણ છોડ્યા વિના છૂટકો થવો નથી, તો જ્યારથી એ વાક્ય શ્રવણ કર્યું, ત્યારથી જ તે ક્રમનો અભ્યાસ કરવો યોગ્ય જ છે એમ સમજવું.

૨ કોઈ પણ પ્રકારે સદ્ગુરુનો શોધ કરવો, શોધ કરીને તેના પ્રત્યે તન, મન, વચન અને આત્માથી અર્પણબુદ્ધિ કરવી, તેની જ આજ્ઞાનું સર્વ પ્રકારે નિઃશંકતાથી આરાધન કરવું, અને તો જ સર્વ માયિક વાસનાનો અભાવ થશે એમ સમજવું.

૩ અનાદિ કાળના પરિભ્રમણમાં અનંત વાર શાસ્ત્રશ્રવણ, અનંત વાર વિદ્યાભ્યાસ, અનંત વાર જિનદીક્ષા, અનંત વાર આચાર્યપણું પ્રાપ્ત થયું છે. માત્ર, 'સત્' મળ્યા નથી, 'સત્' સુણ્યું નથી, અને 'સત્' શ્રદ્ધ્યું નથી, અને એ મળ્યે, એ સુણ્યે, અને એ શ્રદ્ધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે.

૪ મોક્ષનો માર્ગ બહાર નથી, પણ આત્મામાં છે. માર્ગને પામેલો માર્ગ પમાડશે.

૫ બે અક્ષરમાં માર્ગ રહ્યો છે, અને અનાદિ કાળથી એટલું બધું કર્યાં છતાં શા માટે પ્રાપ્ત થયો નથી તે વિચારો.

---

**૧૬૭** મુંબઈ, કારતક સુદ ૧૨, રવિ, ૧૯૪૭

ૐ

સત્

## હરિ ઇચ્છા સુખદાયક જ છે

## નિર્વિકલ્પ જ્ઞાન થયા પછી જે પરમ તત્ત્વનું દર્શન થાય છે.

## તે પરમતત્ત્વરૂપ સત્યનું ધ્યાન કરું છું.

ત્રિભોવનનું પત્તું અને અંબાલાલનું પત્ર પહોંચેલ છે.

ધર્મજ જઈ સત્સમાગમ કરવામાં અનુમતિ છે, પણ તે સમાગમ માટે તમારા ત્રણ સિવાય કોઈ ન જાણે એમ જો થઈ શકે તેમ હોય તો પ્રવૃત્તિ કરશો, નહીં તો નહીં. એ સમાગમ માટે જો પ્રગટતામાં આવે તેમ કરશો તો અમારી ઇચ્છાનુસાર થયું નથી એમ ગણજો.

ધર્મજ જવાનો પ્રસંગ લઈને જો ખંભાતથી નીકળશો તો સંભવ રહે છે કે તે વાત પ્રગટમાં આવશે. અને તમે કબીરાદિ સંપ્રદાયમાં વર્તો છો એમ લોકચર્ચા થશે, અર્થાત્ તે કબીર સંપ્રદાયી તમે નથી, છતાં ઠરશો. માટે કોઈ બીજો પ્રસંગ લઈ નીકળવું અને વચ્ચે ધર્મજ મેળાપ કરતા આવવું. ત્યાં પણ તમારા વિષે ધર્મ, કુળ એ વગેરે સંબંધી વધારે ઓળખાણ પાડવું નહીં. તેમ તેમનાથી પૂર્ણ પ્રેમે સમાગમ કરવો, ભિન્નભાવથી નહીં, માયાભાવથી નહીં, પણ સ્નેહભાવથી કરવો. મલાતજ સંબંધી હાલ સમાગમ કરવાનું પ્રયોજન નથી. ખંભાતથી ધર્મજ ભણી વિદાય થવા પહેલાં ધર્મજ એક પત્ર લખવો, જેમાં વિનય સમેત જણાવવું કે કોઈ જ્ઞાનાવતાર પુરુષની ઇચ્છા આપનો સત્સંગ કરવા માટે અમને મળી છે જેથી આપના દર્શન માટે       તિથિએ આવશું. અમે આપનો સમાગમ કરીએ તે વાત હાલ કોઈ રીતે પણ અપ્રગટ રાખવી એવી તે જ્ઞાનાવતાર પુરુષે આપને, અને અમને સૂચના આપી છે. તો આપ તે વાતને કૃપા કરી અનુસરશો જ.

વિલબમા રહી છે, એમ માન્યતા છે ફરી ફરી અનુકપા આવી જાય છે, પણ નિરુપાયતા આગળ શુ કરુ ? પોતાની કઈ ન્યૂનતાને પૂર્ણતા કેમ કહુ ? એ પરથી એવી ઇચ્છા રહ્યા કરે છે કે હમણા તો જેમ તમો બધા યોગ્યતામાં આવી શકો તેવુ કઈ નિવેદન કર્યા રહેવું, જે કઈ ખુલાસો માગો તે યથામતિ આપવો, નહી તો યોગ્યતા મેળવ્યા રહો, એ ફરી ફરી સૂચવવુ

૧સાથે ખીમજીનુ પત્ર છે તે તેમને આપશો એ પત્ર તમને પણ લખ્યુ છે એમ સમજશો

---

[૧૨૭] **૧૪૩** વવાણિયા, બીજા ભાદરવા વદ ૧૩, શનિ, ૧૯૪૯

નીચેનો અભ્યાસ તો રાખ્યા જ રહો —

૧ ગમે તે પ્રકારે પણ ઉદય આવેલા, અને ઉદય આવવાના કષાયોને શમાવો

૨ સર્વ પ્રકારની અભિલાષાની નિવૃત્તિ કર્યા રહો

૩ આટલા કાળ સુધી જે કર્યું તે બધાથી નિવૃત્ત થાઓ, એ કરતા હવે અટકો

૪. તમે પરિપૂર્ણ સુખી છો એમ માનો, અને બાકીના પ્રાણીઓની અનુકપા કર્યા કરો

૫ કોઈ એક સત્પુરુષ શોધો, અને તેના ગમે તેવા વચનમા પણ શ્રદ્ધા રાખો

એ પાચે અભ્યાસ અવશ્ય યોગ્યતાને આપે છે, પાચમામા વળી ચારે સમાવેશ પામે છે, એમ અવશ્ય માનો અધિક શુ કહું ? ગમે તે કાળે પણ એ પાચમુ પ્રાપ્ત થયા વિના આ પર્યટનનો કિનારો આવવાનો નથી બાકીના ચાર એ પાચમુ મેળવવાના સહાયક છે પાચમા અભ્યાસ સિવાયનો, તેની પ્રાપ્તિ સિવાયનો બીજો કોઈ નિર્વાણમાર્ગ મને સૂઝતો નથી, અને બધાય મહાત્માઓને પણ એમ જ સૂઝ્યુ હશે–(સૂઝ્યુ છે)

હવે જેમ તમને યોગ્ય લાગે તેમ કરો એ બધાની તમારી ઇચ્છા છે, તોપણ અધિક ઇચ્છો, ઉતાવળ ન કરો જેટલી ઉતાવળ તેટલી કચાશ અને કચાશ તેટલી ખટાશ, આ અપેક્ષિત કથનનુ સ્મરણ કરો

પ્રારબ્ધથી જીવતા રાયચદના યથા૦

---

[૧૨૯] **૧૪૪** વવાણિયા, બી. ભા વદ ૦)), સોમ, ૧૯૪૬

આપનું પત્તુ મળ્યું પરમાનદ થયો

ચૈતન્યનો નિરતર અવિચ્છિન્ન અનુભવ પ્રિય છે, એજ જોઈએ છે બીજી કઈ સ્પૃહા રહેતી નથી રહેતી હોય તોપણ રાખવા ઇચ્છા નથી એક "તુંહિ તુંહિ" એજ યથાર્થ વહેતી પ્રવાહના જોઈએ છે અધિક શુ કહેવુ ? લખ્યુ લખાય તેમ નથી, કથ્યુ કથાય તેમ નથી જ્ઞાને માત્ર ગમ્ય છે કા તો શ્રેણીએ શ્રેણીએ સમજાય તેવુ છે બાકી તો અવ્યક્તતા જ છે, માટે જે નિસ્પૃહ દશાનુ જ રટણ છે, તે મળ્યે, આ કલ્પિત ભૂલી ગયે છૂટકો છે

ક્યારે આગમન થશે ?

વિ૦ આ૦ રા૦

---

[૮૭૪–૫] **૧૪૫** વવાણિયા, આસો સુદ ૨, ગુરુ, ૧૯૪૬

મારો વિચાર એવો થાય છે કે પાસે હમેશા તમારે જવુ બને તો જીભથી, નહીં તો લખીને જણાવી દેશો કે, મારુ અતકરણ તમારા પ્રત્યે નિર્વિકલ્પી જ છે, છતા મારી પ્રકૃતિના દોષે કોઈ રીતે પણ આપને દૂભવવાનુ કારણ ન થાય એટલા માટે આગમનનો પરિચય મે ઓછો રાખ્યો

---

૧ જુઓ સાથેનો આંક ૧૪૩

નો સમાગમ ઇચ્છે તેવા પ્રકારથી વાતચીત કરવી જ્ઞાનાવતારની પ્રશંસા કરતા તેમનો અવિનય ન થઈ જાય તે ધ્યાન રાખજો તેમ 'જ્ઞાનાવતાર'ની અનન્ય ભક્તિ પણ લક્ષમા રાખજો

મન મળ્યાનો જોગ લાગે ત્યારે જણાવજો કે તેમના શિષ્ય એવા જે અમે આપના શિષ્ય જ છીએ અમને કોઈ રીતે માર્ગ પ્રાપ્તિ થાય તેમ કહો એ વગેરે વાતચીત કરજો તેમ અમે ક્યાં શાસ્ત્રો વાંચીએ ? શું શ્રદ્ધા રાખીએ ? કેમ પ્રવર્તીએ ? તે યોગ્ય લાગે તો જણાવો ભિન્નભાવ કૃપા કરીને અમારા પ્રત્યે આપનો ન હો

તેમનો સિદ્ધાન્ત ભાગ પૂછજો એ વગેરે જાણી લેવાનો પ્રસંગ બને તોપણ તેમને જણાવજો કે અમે જે જ્ઞાનાવતાર પુરુષ જણાવ્યા છે તેઓ અને આપ અમારે મન એક જ છો કારણ કે એવી બુદ્ધિ કરવા તે જ્ઞાનાવતારની અમને આજ્ઞા છે માત્ર હાલ તેમને અપ્રગટ રહેવાની ઇચ્છા હોવાથી તેમની ઇચ્છાને અનુસર્યા છીએ

વિશેષ શું લખીએ ? હરીચ્છા જે હશે તે સુખદાયક જ હશે

એકાદ દિવસ રોકાજો વધારે નહી ફરીથી મળજો

મળવાની હા જણાવજો હરીચ્છા સુખદાયક છે

જ્ઞાનાવતાર સંબંધી પ્રથમ તેઓ વાત ઉચ્ચારે તો આ પત્રમા જણાવેલી વાત વિશેષે કરી દૃઢ કરજો

ભાવાર્થ ધ્યાનમા રાખજો એને અનુસરી ગમે તે પ્રસંગે આમાની તેમની પાસે વાત કરવા તમને છૂટ છે

જેમ જ્ઞાનાવતારમા અધિક પ્રેમ તેમને આવે તેમ કરજો હરીચ્છા સુખદાયક છે

---

[ ૧૪૬ ] **૧૬૮** મુંબઈ, કાર્તિક સુદ ૧૩, સોમ, ૧૯૪૭

એનું સ્વપ્ને જો દર્શન પામે રે, તેનું મન ન ચઢે બીજે ભામે રે,
થાય કૃષ્ણનો લેશ પ્રસંગ રે, તેને ન ગમે સંસારનો સંગ રે

---

હસતા રમતાં પ્રગટ હરિ દેખુ રે, મારુ જીવ્યું સફળ તવ લેખુ રે,
મુક્તાનંદનો નાથ વિહારી રે, ઓધા જીવનદોરી અમારી રે

---

આપનું કૃપાપત્ર ગઈ કાલે મળ્યું પરમાનંદ ને પરમોપકાર થયો

અગિયારમેથી લથડેલો ઓછામા ઓછા ત્રણ અને ઘણામા ઘણા પંદર ભવ કરે, એમ અનુભવ થાય છે અગિયારમું એવુ છે કે ત્યા પ્રકૃતિઓ ઉપશમ ભાવમા હોવાથી મન, વચન, કાયાના યોગ પ્રબળ શુભ ભાવમા વર્તે છે, એથી શાતાનો બંધ થાય છે, અને એ શાતા ઘણુ કરીને પાંચ અનુત્તર વિમાનની જ હોય છે

આજ્ઞાંકિત

---

**૧૬૯** મુંબઈ, કાર્તિક સુદિ ૧૩, સોમ, ૧૯૪૭

ગઈ કાલે ૧ પત્ર તમારુ મળ્યું પ્રસંગે કંઈ પ્રશ્ન આવ્યે અધિક લખવાનું બની શકે

ચિ ત્રિભોવનદાસની જિજ્ઞાસા પ્રસંગોપાત્ત સમજી શકાઈ તો છે જ, તથાપિ જિજ્ઞાસા - ? પુરુષાર્થ કરવાનું જણાવેલુ નથી, તે આ વેળા જણાવુ છુ

---

ત્રણ પ્રકારે સાત્ત્વિક મહાવીર્ય પ્રણીત કર્યું —

(૧) સાત્ત્વિક શુકલ (૨) સાત્ત્વિક ધર્મ (૩) સાત્ત્વિક મિશ્ર

ત્રણ પ્રકારે સાત્ત્વિક શુકલ મહાવીર્ય પ્રણીત કર્યું —

(૧) શુકલ જ્ઞાન. (૨) શુકલ દર્શન (૩) શુકલ ચારિત્ર (શીલ)

સાત્ત્વિક ધર્મ બે પ્રકારે પ્રણીત કર્યો:—

(૧) પ્રશસ્ત. (૨) પ્રસિદ્ધ પ્રશસ્ત

એ પણ બે પ્રકારે પ્રણીત કર્યું.—

(૧) પન્નંતે (૨) અપન્નતે

સામાન્ય કેવળી

તીર્થંકર

એ અર્થ સમર્થ છે

---

[૧૩૬] ૧૫૨ વવાણિયા, આસો સુદ ૧૧, શુક્ર, ૧૯૪૬

આજે આપનું કૃપા પત્ર મળ્યું

સાથે પદ મળ્યું

સર્વાર્થસિદ્ધની જ વાત છે જૈનમા એમ કહે છે કે સર્વાર્થસિદ્ધ મહાવિમાનની ધ્વજાથી બાર યોજન દૂર મુક્તિશિલા છે કબીર પણ ધ્વજાથી આનદ આનદ પામી ગયા છે તે પદ વાચી પરમાનદ થયો પ્રભાતમા વહેલો ઊઠયો ત્યારથી કોઈ અપૂર્વ આનદ વર્ત્યા જ કરતો હતો તેવામા પદ મળ્યું, અને મૂળપદનું અતિશય સ્મરણ થયું, એકતાન થઈ ગયું એકાકાર વૃત્તિનું વર્ણન શબ્દે કેમ કરી શકાય? દિવસના બાર બજ્યા સુધી રહ્યુ અપૂર્વ આનદ તો તેવો ને તેવો જ છે પરતુ બીજી વાતાં (જ્ઞાનની) કરવામા ત્યાર પછીનો કાળક્ષેપ કર્યો

"કેવળજ્ઞાન હવે પામશુ, પામશુ પામશુ, પામશુ રે કે૦" એવુ એક પદ કર્યું હૃદય બહુ આનદમા છે

---

[૧૩૭] ૧૫૩ વવાણિયા, આસો સુદિ, ૧૨, શનિ, ૧૯૪૬

ધર્મેચ્છક ભાઈઓ,

આજે એક તમારુ પત્તુ મળ્યું (અબાલાલનુ)

ઉદાસીનતા એ અધ્યાત્મની જનની છે

[1]સસારમા રહેવુ અને મોક્ષ થવા કહેવુ એ બનવુ અસુલભ છે

વિ૦ રાયચદના ચ૦

---

[૧૩૮] ૧૫૪ મોરબી, આસો, ૧૯૪૬

ૐ

બીજા સાધન બહુ કર્યા, કરી કલ્પના આપ,
અથવા અસદ્ગુરુ થકી, ઊલટો વધ્યો ઉતાપ

પૂર્વ પુણ્યના ઉદયથી, મળ્યો સદ્ગુરુ યોગ,
વચન સુધા શ્રવણે જતાં, થયુ હૃદય ગતશોગ

---

૧ જુઓ આક ૮૬.

અગ્રેસર થવુ થોડુ લખ્યુ ઘણુ કરી જાણશો

ગુણઠાણા એ સમજવા માટે કહેલાં છે. ઉપશમ અને ક્ષપક એ બે જાતની શ્રેણી છે. ઉપશમમા પ્રત્યક્ષ દર્શનનો સ ભવ નથી, ક્ષપકમા છે પ્રત્યક્ષ દર્શનના સ ભવને અભાવે અગિયારમેથી જીવ પાછો વળે છે ઉપશમ શ્રેણી બે પ્રકારે છે એક આજ્ઞારૂપ, એક માર્ગ જાણ્યા વિના સ્વાભાવિક ઉપશમ થવા રૂપ આજ્ઞારૂપ પણ આજ્ઞા આરાધન સુધી પતિત થતો નથી પાછળનો ઠેઠ ગયા પછી માર્ગના અજાણ પણાને લીધે પડે છે આ નજરે જોયેલી, આત્માએ અનુભવેલી વાત છે કોઈ શાસ્ત્રમાથી નીકળી આવશે ન નીકળે તો કઈ બાધ નથી તીર્થંકરના હૃદયમા આ વાત હતી, એમ અમે જાણ્યું છે

દશપૂર્વધારી ઇત્યાદિકની આજ્ઞાનુ આરાધન કરવાની મહાવીરદેવની શિક્ષા વિષે આપે જણાવ્યું તે ખરુ છે એણે તો ઘણુય કહ્યું હતું, પણ રહ્યુ છે થોડુ અને પ્રકાશક પુરુષ ગૃહસ્થાવાસમા છે બાકીના ગુફામા છે કોઈ કોઈ જાણે છે પણ તેટલુ યોગબળ નથી

કહેવાતા આધુનિક મુનિઓનો સૂત્રાર્થ શ્રવણને પણ અનુકૂળ નથી સૂત્ર લઈ ઉપદેશ કરવાની આગળ જરૂર પડશે નહીં. સૂત્ર અને તેના પડખા બધાય જણાયા છે

એ જ વિનતિ

વિ૦ આ૦ રાયચંદ

---

[૧૫૦] **૧૭૧** મુબઈ, કારતક સુદ ૧૪, બુધ, ૧૯૪૬

સુજ્ઞ ભાઈશ્રી અબાલાલ ઇ૦

ખંભાત

શ્રી મુનિનુ આ સાથે પત્ર[1] બીડ્યુ છે તે તેમને સંપ્રાપ્ત કરશો

નિરંતર એક જ શ્રેણી વર્તે છે હરિકૃપા પૂર્ણ છે.

ત્રિભોવને વર્ણવેલી એક પત્રની દશા સ્મરણમા છે ફરી ફરી એનો ઉત્તર મુનિના પત્રમાં જણાવ્યો છે તે જ આવે છે પત્ર લખવાનો ઉદ્દેશ મારા પ્રત્યે ભાવ કરાવવા માટેનો છે, એમ જે દિવસ જણાય તે દિવસથી માર્ગનો ક્રમ વીસર્યા એમ સમજી લેજો આ એક ભવિષ્ય કાળે સ્મરણ કરવાનું કથન છે.

સત્ શ્રદ્ધા પામીને
જે કોઈ તમને ધર્મ નિમિત્તે ઇચ્છે
તેનો સગ રાખો

વિ૦ રાયચંદના પ્ર૦

---

[૧૪૯] **૧૭૨** મોહમયી, કાર્તિક સુદિ ૧૪, બુધ ૧૯૪૬

સત્‌જિજ્ઞાસુ–માર્ગાનુસારી મતિ,

ખભાત

ગઈ કાલે પરમભક્તિને સૂચવનારુ આપનું પત્ર મળ્યુ આહ્‌લાદની વિશેષતા થઈ

અનંત કાળથી પોતાને પોતા વિષેની જ ભ્રાંતિ રહી ગઈ છે, આ એક અવાચ્ય, અદ્‌ભુત વિચારણાનું સ્થળ છે જ્યા મતિની ગતિ નથી, ત્યા વચનની ગતિ ક્યાથી હોય ?

નિરતર ઉદાસીનતાનો ક્રમ સેવવો, સત્પુરુષની ભક્તિ પ્રત્યે લીન થવુ, સત્પુરુષોના ચરિત્ર સ્મરણ કરવું, સત્પુરુષોના લક્ષણનુ ચિંતન કરવુ, સત્પુરુષોની મુખાકૃતિનુ હૃદયથી અવલોકન કરવુ,

1 સાથેનો પત્ર ન. ૧૭૦

જશે ન ફાવ્યા તો લોકનો ભેદ અને પોતાનો નિષ્ફળ ખેદ બહુ દુ ખ આપશે પ્રત્યેક વખત મૃત્યુના ભયવાળો, રોગના ભયવાળો, આજીવિકાના ભયવાળો, યશ હશે તો તેની રક્ષાના ભયવાળો, અપયશ હશે તો તેને ટાળવાના ભયવાળો, લેણુ હશે તો તેને લેવાના ભયવાળો, દેણુ હશે તો તેની હાયવોયના ભયવાળો, સ્ત્રી હશે તો તેની  ના ભયવાળો, નહીં હોય તો તેને પ્રાપ્ત કરવાના ખ્યાલવાળો, પુત્રપુત્રાદિક હશે તો તેની કડાકૂટના ભયવાળો, નહીં હોય તો તેને મેળવવાના ખ્યાલવાળો, ઓછી ઋદ્ધિ હશે તો વધારેના ખ્યાલવાળો, વધારે હશે તો તેને બાથ ભરવાના ખ્યાલનો, એમ જ પ્રત્યેક સાધનો માટે અનુભવ થશે ક્રમે કે વિક્રમે ટૂ કામાં કહેવાનું કે, સુખનો સમય હવે કયો કહેવો ? બાલાવસ્થા ? યુવાવસ્થા ? જરાવસ્થા ? નીરોગાવસ્થા ? રોગાવસ્થા ? ધનાવસ્થા ? નિર્ધનાવસ્થા ? ગૃહસ્થાવસ્થા ? અગૃહસ્થાવસ્થા ?

એ સર્વ પ્રકારની બાહ્ય મહેનત વિના અનુત્તર અ તર ગ વિચારણાથી જે વિવેક થયો તે જ આપણને બીજી દૃષ્ટિ કરાવી, સર્વ કાળને માટે સુખી કરે છે એટલે કહ્યુ શુ ? તો કે વધારે જિવાયુ તો પણ સુખી, ઓછુ જિવાયું તો પણ સુખી, પાછળ જન્મવું હોય તો પણ સુખી, ન જન્મવુ હોય તો પણ સુખી

---

[ ૭૧ ] ( ૩ ) મુબઈ, માગશર સુદ ૧–૨, રવિ, ૧૯૪૬

હે ગૌતમ ! તે કાળ અને તે સમયમા છદ્મસ્થ અવસ્થાએ, હું એકાદશ વર્ષની પર્યાયે, છઠ્ઠ છઠ્ઠે સાવધાનપણે, નિર તર તપશ્ચર્યા અને સ યમથી આત્મતા ભાવતા, પૂર્વાનુપૂર્વીએ ચાલતા, એક ગામથી બીજે ગામ જતા, જ્યા સુસુમારપુર નગર, જ્યા અશોક વનખ ડ બાગ, જ્યા અશોકવર પાદપ, જ્યા પૃથ્વીશિલાપટ્ટ, ત્યા આવ્યો, આવીને અશોકવર પાદપની નીચે, પૃથ્વીશિલાપટ્ટ પર અષ્ટમભક્ત ગ્રહણ કરીને, બન્ને પગ સ કોચીને, લાબા કર કરીને, એક પુદ્ગલમાં દૃષ્ટિ અડગ સ્થાપીને, અનિમેષ નયનથી, જરા શરીર નીચુ આગળ ઝૂકી રાખીને, યોગની સમાધિથી, સર્વ ઇંદ્રિયો ગુપ્ત કરીને, એક રાત્રિની મહા પ્રતિમા ધારણ કરીને, વિચરતો હતો (ચમર )[1]

---

[ ૭૩ ] ( ૪ ) મુબઈ, પોષ સુદ, ૩, બુધ, ૧૯૪૬

નીચેના નિયમો પર બહુ લક્ષ આપવુ

૧ એક વાત કરતાં તેની અપૂર્ણતામા અવશ્ય વિના બીજી વાત ન કરવી જોઈએ
૨ કહેનારની વાત પૂર્ણ સાભળવી જોઈએ
૩ પોતે ધીરજથી તેનો સદુત્તર આપવો જોઈએ
૪ જેમા આત્મશ્લાઘા કે આત્મહાનિ ન હોય તે વાત ઉચ્ચારવી જોઈએ
૫ ધર્મસ બ ધી હમણા બહુ જ ઓછી વાત કરવી
૬ લોકોથી ધર્મવ્યવહારમાં પડવુ નહીં

---

[ ૮૯ ] ( ૫ ) મુબઈ, વૈશાખ વદ ૪, ગુરુ, ૧૯૪૬

આજ મને ઉછર ગ અનુપમ, જન્મકૃતાર્થ જોગ જણાયો,
વાસ્તવ્ય વસ્તુ, વિવેક વિવેચક તે ક્રમ સ્પષ્ટ સુમાર્ગ ગણાયો

---

૧ શ્રી ભગવતી સૂત્ર, શતક ૩, ઉદ્દેશક ૨

કોઈ રીતે જીવનો છૂટકો થવો કોઈ કાળે સંભવિત નથી, તે માર્ગ જો તમારી યોગ્યતા હશે તો આપવાની સમર્થતાવાળો પુરુષ બીજો તમારે શોધવો નહીં પડે એમાં કોઈ રીતની પોતાની સ્તુતિ કરી નથી

આ આત્માને આવું લખવાનું યોગ્ય લાગતું નથી, છતાં લખ્યું છે.

અંબાલાલનું હાલ પત્ર નથી લખવા કહો

વિ૦ રાયચંદના ય૦

---

[ ૧૫૨ ] ૧૭૪ મુંબઈ, કાર્તિક વદ ૫, સોમ, ૧૯૪૭

## સંતને શરણ જા.

સુજ્ઞ ભાઈશ્રી અંબાલાલ,

તમારું એક પત્ર મળ્યું તમારા પિતાશ્રીનું ધર્મેચ્છક પત્ર મળ્યું પ્રસંગે તેમને યોગ્ય ઉત્તર આપવાનું બનશે તેવી ઇચ્છા કરીશ

સત્સંગ એ મોટામાં મોટું સાધન છે

સત્પુરુષની શ્રદ્ધા વિના છૂટકો નથી

આ બે વિષયનું શાસ્ત્ર ઇત્યાદિકથી તેમને કથન કરતા રહેશો સત્સંગની વૃદ્ધિ કરશો

વિ૦ રાયચંદના ય૦

---

૧૭૫ મુંબઈ, કારતક વદ ૮, ગુરુ, ૧૯૪૭

સુજ્ઞ ભાઈ અંબાલાલ,

અત્ર આનંદવૃત્તિ છે તમે બધા સત્સંગની વૃદ્ધિ કરશો છોટાલાલનું આજે પત્ર મળ્યું તમામ બધાનો જિજ્ઞાસુ ભાવ વધો એ નિરંતરની ઇચ્છા છે.

પરમ સમાધિ છે

વિ૦ રાયચંદના ય૦

---

[ ૧૫૪-૧૫૩ ] ૧૭૬ મુંબઈ, કાર્તિક વદ ૯, શુક્ર, ૧૯૪૭

જીવન્મુક્ત સૌભાગ્યમૂર્તિ સૌભાગ્યભાઈ,

મોરબી

મુનિ દીપચંદજી સંબંધી આપનું લખવું યથાર્થ છે ભવસ્થિતિની પરિપક્વતા થયા વિના, દીનબંધુની કૃપા વિના, સંતના ચરણ સેવ્યા વિના ત્રણે કાળમાં માર્ગ મળવો દુર્લભ છે

જીવને સંસારપરિભ્રમણના જે જે કારણો છે, તેમાં મુખ્ય પોતે જે જ્ઞાન માટે શંકિત છીએ તે જ્ઞાનનો ઉપદેશ કરવો, પ્રગટમાં તે માર્ગની રક્ષા કરવી, હૃદયમાં તે માટે ચળવિચળપણું છતાં પોતાના શ્રદ્ધાળુને એ માર્ગ યથાયોગ્ય જ છે એમ ઉપદેશવું, તે સર્વથી મોટું કારણ છે આપ તે મુનિના સંબંધમાં વિચારશો, તો લાગી શકશે

પોતે શંકામાં ગળકાં ખાતો હોય, એવો જીવ નિઃશંક માર્ગ બોધવાનો દંભ રાખી જિંદગી ગાળે એ તેને માટે પરમ શોચનીય છે મુનિના સંબંધમાં આ સ્થળે કંઈક કઠોર ભાષામાં લખ્યું છે એમ લાગે તોપણ તેવો હેતુ નથી જ જેમ છે તેમ કરુણાર્દ્ર ચિત્તે લખ્યું છે એમ જ બીજા અનંતા જીવ પૂર્વકાળે રખડ્યા છે, વર્તમાનકાળે રખડે છે, ભવિષ્યકાળે રખડશે

જે છૂટવા માટે જ જીવે છે તે બંધનમાં આવતો નથી આ વાક્ય નિઃશંક અનુભવનું છે

[૯૮] (૧૧) મુંબઈ, જેઠ વદ ૧૨, શનિ, ૧૯૪૬

ગઈ કાલ રાત્રે એક અદ્‌ભુત સ્વપ્ન આવ્યુ હતુ જેમા બેએક પુરુષોની સમીપે આ જગતની રચનાનુ સ્વરૂપ વર્ણવ્યુ હતું, પ્રથમ સર્વ ભુલાવી પછી જગતનુ દર્શન કરાવ્યુ હતું સ્વપ્નમા મહાવીરદેવની શિક્ષા સપ્રમાણ થઈ હતી એ સ્વપ્નનું વર્ણન ઘણુ સુદર અને ચમત્કારિક હોવાથી પરમાનદ થયો હતો હવે પછી તે સબધી અધિક

---

[૯૮] (૧૨) મુંબઈ, અષાડ સુદ ૪, શનિ, ૧૯૪૬

કળિકાળે મનુષ્યને સ્વાર્થપરાયણ અને મોહવશ કર્યા

જેનુ હૃદય શુદ્ધ, સતની બતાવેલી વાટે ચાલે છે તેને ધન્ય છે

સત્સગના અભાવથી ચઢેલી આત્મશ્રેણિ ઘણું કરીને પતિત થાય છે

---

[૧૦૦] (૧૩) મુંબઈ, અષાડ સુદ ૫, રવિ, ૧૯૪૬

જ્યારે આ વ્યવહારોપાધિ ગ્રહણ કરી ત્યારે તે ગ્રહણ કરવાનો હેતુ આ હતો —

ભવિષ્યકાળે જે ઉપાધિ ઘણો વખત રોકશે, તે ઉપાધિ વધારે દુખદાયક થાય તોપણ થોડા વખતમા ભોગવી લેવી એ વધારે શ્રેયસ્કર છે

એ ઉપાધિ નીચેના હેતુથી સમાધિરૂપ થશે એમ માન્યુ હતુ :—

ધર્મસબધી વધારે વાતચીત આ કાળમાં ગૃહવાસપરત્વે ન આવે તો સારુ

ભલે તને વસમુ લાગે, પણ એ જ ક્રમમા પ્રવર્ત ખચીત કરીને એ જ ક્રમમા પ્રવર્ત દુખને સહન કરી, ક્રમની સાચવણીના પરિસહને સહન કરી, અનુકૂળ–પ્રતિકૂળ ઉપસર્ગને સહન કરી તું અચળ રહે અત્યારે કદાપિ વસમું, અધિકતર લાગશે, પણ પરિણામે તે વસમુ સમું થશે ઘેરામા ઘેરાઈશ નહી ફરી ફરી કહુ છુ, ઘેરાઈશ નહી દુખી થઈશ, પશ્ચાત્તાપ કરીશ, એ કરતાં અત્યારથી આ વચનો ઘટમા ઉતાર — પ્રીતિપૂર્વક ઉતાર

૧ કોઈના પણ દોષ જો નહી તારા પોતાના દોષથી જે કઈ થાય છે, તે થાય છે, એમ માન

૨ તારી (આત્મ) પ્રશસા કરીશ નહીં, અને કરીશ તો તુ જ હલકો છે એમ હુ માનુ છુ

૩ જેમ બીજાને પ્રિય લાગે તેવી તારી વર્તણૂક કરવાનુ પ્રયત્ન કરજે. એકદમ તેમા તને સિદ્ધિ નહીં મળે, વા વિઘ્ન નડશે, તથાપિ દૃઢ આગ્રહથી હળવે હળવે તે ક્રમ પર તારી નિષ્ઠા લાવી મૂકજે

૪ તુ વ્યવહારમા જેનાથી જોડાયો હો તેનાથી અમુક પ્રકારે વર્તવાનો નિર્ણય કરી તેને જણાવ તેને અનુકૂલ આવે તો તેમ, નહી તો તે જણાવે તેમ પ્રવર્તજે સાથે જણાવજે કે તમારા કાર્યમા (જે મને સોપો તેમા) કોઈ રીતે મારી નિષ્ઠાથી કરીને હાનિ નહી પહોચાડુ તમે મારા સબધમા બીજી કઈ કલ્પના કરશો નહી, મને વ્યવહારસબધી અન્યથા લાગણી નથી, તેમ હુ તમારાથી વર્તવા ઇચ્છતો નથી, એટલુ જ નહીં પણ કઈ મારુ વિપરીતાચરણ મનવચનકાયાએ થયુ, તો તે માટે પશ્ચાત્તાપી થઈશ એમ નહીં કરવા આગળથી બહુ સાવચેતી રાખીશ તમે સોપેલુ કામ કરતા હુ નિરભિમાની રહીશ મારી ભૂલને માટે મને ઠપકો આપશો તે સહન કરીશ મારુ ચાલશે ત્યાસુધી સ્વપ્ને પણ તમારો દ્વેષ વા તમારા સબધી કોઈ પણ જાતની અન્યથા કલ્પના કરીશ નહી તમને કોઈ જાતની શકા થાય તો મને જણાવશો, તો તમારો ઉપકાર માનીશ, અને તેનો ખરો ખુલાસો કરીશ ખુલાસો નહી થાય તો મૌન રહીશ, પરતુ અસત્ય બોલીશ નહી માત્ર તમારી પાસેથી એટલુ જ ઇચ્છુ છુ કે, કોઈ પણ પ્રકારે તમે મને નિમિત્ત ગણી અશુભયોગમા પ્રવૃત્તિ કરશો નહી, તમારી ઇચ્છાનુસાર તમે વર્તજો તેમા મારે કઈ પણ અધિક કહેવાથી જરૂર નથી માત્ર મને મારી નિવૃત્તિ-

તમે ઇત્યાદિ છો, એમ કલ્પના છે અને હું પણ ઇચ્છુ છુ કે કોઈ પણ જિજ્ઞાસુ હો તે ધર્મ પામેલાથી ધર્મ પામો, તથાપિ વર્તમાન વર્તું છુ તે કાળ એવો નથી પ્રસ ગોપાત્ત મારા કેટલાક પત્રો તેમને વ ચાવતા રહેશો, અથવા તેમા કહેલી વાતનો તમારાથી સમજાવાય તેટલો હેતુ સમજાવતા રહેશો

પ્રથમ મનુષ્યને યથાયોગ્ય જિજ્ઞાસુપણુ આવવુ જોઈએ છે પૂર્વના આગ્રહો અને અસત્સ ગ ટળવા જોઈએ છે એ માટે પ્રયત્ન કરશો અને તેમને પ્રેરણા કરશો. તો કોઈ પ્રસ ગે જરૂર સ ભાળ લેવાનુ સ્મરણ કરીશ નહી તો નહી

બીજા ભાઈઓને પણ જેની પાસેથી ધર્મ માગવો તે પુરુષ ધર્મ પામ્યા વિષેની પૂર્ણ ચોકસી કરવી, આ સ તની સમજવા જેવી વાત છે

વિ૦ રાયચ દના યથા૦

---

[૧૪૮-૧] ૧૭૯ મુબઈ, કારતક, ૧૯૪૭

## ઉપશમ ભાવ

સોળ ભાવનાઓથી ભૂષિત થયેલો છતા પણ પોતે સર્વોત્કૃષ્ટ જ્યા મનાયો છે ત્યા બીજાની ઉત્કૃષ્ટતાને લીધે પોતાની ન્યૂનતા થતી હોય અને કઈ મત્સરભાવ આવી ચાલ્યો જાય તો, તેને ઉપશમ ભાવ હતો, ક્ષાયક નહોતો, આ નિયમા છે

---

[૧૫૭] ૧૮૦ મુબઈ, માગશર સુદ ૪, સોમ ૧૯૪૭

પરમ પૂજ્ય શ્રી,

ગઈ કાલના પત્રમા સહજ વ્યવહારચિ તા જણાવી, તો તે માટે સર્વ પ્રકારે નિર્ભય રહેવુ એમ રોમ ભક્તિ તો એ જ છે કે, એવી દશા આવ્યે અધિક પ્રસન્ન રહેવુ માત્ર બીજા જીવોને કચવાયાનુ કારણ આત્મા થાય ત્યા ચિ તા સહજ કરવી દૃઢજ્ઞાનની પ્રાપ્તિનુ એ જ લક્ષણ છે

[૧]મુનિને સમજાવ્યાની માથાકૂટમા આપ ન પડો તો સારુ જેને પરમેશ્વર ભટકવા દેવા ઇચ્છે છે, તેને નિષ્કારણ ભટકતા અટકાવવા એ ઈશ્વરી નિયમનનો ભ ગ કર્યો નહી ગણાય શા માટે?

રોમ રોમ ખુમારી ચઢશે, અમરવરમય જ આત્મદૃષ્ટિ થઈ જશે, એક 'તુહિ તુહિ' મનન કરવાનો પણ અવકાશ નહી રહે, ત્યારે આપને અમરવરના આન દનો અનુભવ થશે

અત્ર એ જ દશા છે રામ હૃદે વસ્યા છે, અનાદિના ખસ્યા છે સુરતિ ઇત્યાદિક હસ્યા છે ઇ૦ પણ એક વાકયની વેઠ કરી છે. હમણા તો ભાગી જવાની વૃત્તિ છે આ શબ્દનો અર્થ જુદો થાય છે

નીચે એક વાકયને સહજ સ્યાદ્વાદ કર્યું છે

"આ કાળમા કોઈ મોક્ષે ન જ જાય"

"આ કાળમા કોઈ આ ક્ષેત્રેથી મોક્ષે ન જ જાય"

"આ કાળમા કોઈ આ કાળનો જન્મેલો આ ક્ષેત્રેથી મોક્ષે ન જાય"

"આ કાળમા કોઈ આ કાળનો જન્મેલો સર્વથા ન મુકાય"

"આ કાળમા કોઈ આ કાળનો જન્મેલો સર્વ કર્મથી સર્વથા ન મુકાય"

હવે એ ઉપર સહજ વિચાર કરીએ પ્રથમ એક માણસ બોલ્યો કે આ કાળમા કોઈ મોક્ષે ન જ જાય જેવુ એ વાકય નીકળ્યું કે શ કા થઈ આ કાળમા શુ મહાવિદેહથી મોક્ષે ન જ જાય? ત્યા તો જાય, માટે ફરી વાકય બોલો ત્યારે બીજી વાર કહ્યુ, આ કાળમા કોઈ આ ક્ષેત્રેથી મોક્ષે ન જાય ત્યા

૧. મુનિ દીપચ દજી

[ ૮૭૪-૨૨ ] ૧૫૭

તે શ્રીમાન પુરુષોત્તમ, સત્-ચિત્-આનદરૂપે સર્વત્ર ભરપૂર છે મૂર્તિમાન ! ( ગુરુગમ ) સ્વરૂપ અક્ષયધામમા બિરાજે છે અમે તે મૂર્તિમાન સ્વરૂપને શુ વર્ણવીએ ? એ સ્વરૂપ વિચારતા, સભારતા તો પરમ સમાધિ આવે છે અહો તે સ્વરૂપ ! અહો અમારુ મહાભાગ્ય કે આ જન્મને વિષે અમને તેની ભક્તિની દૃઢ રુચિ થઈ !

---

૧૫૮

ૐ

સત્

શ્રીમાન પુરુષોત્તમ, શ્રી સદ્ગુરુ અને સત એ વિષે અમને ભેદબુદ્ધિ છેજ નહીં ત્રણે એકરૂપ જ છે

આ સમસ્ત વિશ્વ ભગવદ્રૂપ જ છે તે ભગવત જ સ્વેચ્છાએ જગદાકાર થયા છે

ત્રણે કાળમા ભગવત્ ભગવત્ સ્વરૂપ જ છે વિશ્વાકાર થતા છતા નિર્બાધ જ છે જેમ સર્પ કુડલાકાર થાય તેથી કોઈ પણ પ્રકારના વિકારને પામતો નથી, અને સ્વરૂપથી ચ્યુત થતો નથી, તેમ શ્રી હરિ જગદાકાર થયા છતા સ્વરૂપમા જ છે

અમારો અને સર્વ જ્ઞાનીઓનો નિશ્ચય છે કે અનત સ્વરૂપે એક તે ભગવત જ છે

અનતકાળ પહેલા આ સમસ્ત વિશ્વ તે શ્રીમાન ભગવતથી જ ઉત્પન્ન થયુ હતુ, અનત કાળે લય થઈ તે ભગવતરૂપ જ થશે

ચિત્ અને આનદ એ બે 'પદાર્થ' જડને વિષે ભગવતે તિરોભાવે કર્યા છે જીવને વિષે એક આનદ જ તિરોભાવે કરેલ છે સ્વરૂપે તો સર્વ સત્-ચિત્-આનદ-રૂપ જ છે સ્વરૂપલીલા ભજવાને અર્થે ભગવતની આવિર્ભાવ અને તિરોભાવ નામની શક્તિઓ પ્રચરે છે

એ જડ કે જીવ કયાય બીજેથી આવ્યા નથી તેની ઉત્પત્તિ શ્રીમાન હરિથી જ છે તેના તે અશ જ છે, બ્રહ્મરૂપ જ છે, ભગવતરૂપ જ છે

સર્વ આ જે કઈ પ્રવર્તે છે તે શ્રીમાન હરિથી જ પ્રવર્તે છે સર્વ તે છે સર્વ તે જ રૂપ છે. ભિન્નભાવ અને ભેદાભેદનો અવકાશ જ નથી, તેમ છેજ નહો ઇશ્વરેચ્છાથી તેમ ભાસ્યુ છે, અને તે તે ( શ્રીમાન હરિ ) ને જ ભાસ્યુ છે, અર્થાત્ તુ તે જ છો 'तत्त्वमसि'

આનદનો અશ આવિર્ભાવ હોવાથી જીવ તે શોધે છે, અને તેથી જેમા ચિત્ અને આનદ એ બે અશો તિરોભાવે કર્યા છે એવા જડમા શોધવાના ભ્રમમા પડયો છે, પણ તે આનદસ્વરૂપ તો ભગવતમા જ પ્રાપ્ત થવાનુ છે જે પ્રાપ્ત થયે, આવો અખડ બોધ થયે, આ સમસ્ત વિશ્વ બ્રહ્મરૂપ જ ભગવતરૂપ જ ભાસશે, એમ છે જ એમ અમારો નિશ્ચય અનુભવ છે જ

જયારે આ સમસ્ત વિશ્વ ભગવદ્સ્વરૂપ લાગશે ત્યારે જીવભાવ મટી જઈ સત્-ચિત્-આનંદ એવુ બ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત થશે 'अह ब्रह्मास्मि'

[ અપૂર્ણ ]

---

૧૫૯

## તે અચિત્યમૂર્તિ હરિને નમસ્કાર

પરમ પ્રેમસ્વરૂપ આનદમૂર્તિ આનદ જ જેનુ સ્વરૂપ છે એવા શ્રીમાન હરિના ચરણકમળની અનન્ય ભક્તિ અમો ઇચ્છીએ છીએ વાર વાર અને અસખ્ય પ્રકારે અમોએ વિચાર કર્યો કે શી રીતે

મહાઅંધકારવાળા આ કાળમાં આપણો જન્મ એ કંઈક કારણયુક્ત હશે જ, એ નિઃશંક છે. પણ શું કરવું, તે સંપૂર્ણ તો તે સુઝાડે ત્યારે બને તેવું છે

વિ૦ રાયચંદ

---

[૧૬૦] **૧૮૩** મુંબઈ, માગશર સુદ ૧૪, ૧૯૪૫

**આનન્દમૂર્તિ સત્સ્વરૂપને અભેદભાવે ત્રણેકાળ નમસ્કાર કરું છું**

પરમજિજ્ઞાસાએ ભરેલું તમારું ધર્મપત્ર ગયા પરમ દિવસે મળ્યું વાંચી સંતોષ થયો

જે જે ઇચ્છાઓ તેમાં જણાવી છે, તે કલ્યાણકારક જ છે, પરંતુ એ ઇચ્છાની સર્વ પ્રકારની સ્ફુરણા તો સાચા પુરુષના ચરણકમળની સેવામાં રહી છે અને ઘણા પ્રકારે સત્સંગમાં રહી છે. આ નિઃશંક વાક્ય સર્વ અનંતજ્ઞાનીઓએ સમ્મત કરેલું આપને જણાવ્યું છે

પરિભ્રમણ કરતો જીવ અનાદિકાળથી અત્યાર સુધીમાં અપૂર્વને પામ્યો નથી જે પામ્યો છે, તે બધું પૂર્વાનુપૂર્વ છે એ સઘળાની વાસનાનો ત્યાગ કરવાનો અભ્યાસ કરશો દૃઢ પ્રેમથી અને પરમોલ્લાસથી એ અભ્યાસ જયવંત થશે, અને તે કાળે કરીને મહાપુરુષના યોગે અપૂર્વની પ્રાપ્તિ કરાવશે

સર્વ પ્રકારની ક્રિયાનો, યોગનો, જપનો, તપનો, અને તે સિવાયના પ્રકારનો લક્ષ એવો રાખજો કે આત્માને છોડવા માટે સર્વે છે, બંધનને માટે નથી જેથી બંધન થાય એ બધાં (ક્રિયાથી કરીને સઘળા યોગાદિક પર્યંત) ત્યાગવા યોગ્ય છે

મિથ્યાનામધારીના યથા૦

---

**૧૮૪** મુંબઈ, માગશર સુદ ૧૫, ૧૯૪૫

**સત્સ્વરૂપને અભેદ ભક્તિએ નમસ્કાર**

તમારું પત્ર ગઈ કાલે મળ્યું

તમારા પ્રશ્ન મળ્યા. યોગ્ય વખતે ઉત્તર લખીશ આધાર નિમિત્તમાત્ર છું તમે નિષ્ઠા સ્થિર કરવાનું પ્રયત્ન કરો એ ભલામણ છે

---

**૧૮૫** મુંબઈ, માગસર વદ ૭, શુક્ર, ૧૯૪૫

આજે હૃદય ભરાઈ આવ્યું છે જેથી વિશેષ ઘણું કરીને આવતી કાલે લખીશ. હૃદય ભરાવાનું કારણ પણ વ્યાવહારિક નથી

સર્વ પ્રકારે નિશ્ચિંત રહેવા વિનંતિ છે

વિ૦ આ૦ ના૦ દા

---

**૧૮૬** મુંબઈ, માગસર વદ ૧૦ ૧૯૪૫

સુજ્ઞ ભાઈશ્રી અંબાલાલ,

અત્ર આનંદવૃત્તિ છે જેમ માર્ગાનુસારી થવાય તેમ પ્રયત્ન કરવું એ ભલામણ છે

વિશેષ શું લખવું ? તે કંઈ સૂઝતું નથી

રાયચંદના યથા૦

---

પાન ૭ જીવ સ્વસૃષ્ટિમાથી ઉદ્દાસીન થવો યોગ્ય છે

પાન ૮ હરિની પ્રાપ્તિ વિના જીવનો ક્લેશ ટળે નહી

પાન ૯ હરિના ગુણગ્રામનુ અનન્ય ચિંતન નથી,
તે ચિંતન પણ વિષમ છે

પાન ૧૦ હરિમય જ એમ હોવાને યોગ્ય છીએ

પાન ૧૧ હરિની માયા છે, તેનાથી તે પ્રવર્તે છે
હરિને તે પ્રવર્તાવી શકવાને યોગ્ય છે જ નહી

પાન ૧૨ તે માયા પણ હોવાને યોગ્ય જ છે

પાન ૧૩ માયા ન હોત તો હરિનુ અકળત્વ કોણ કહેત ?

પાન ૧૪ માયા એવી નિયતિએ યુક્ત છે કે તેનો પ્રેરક અબધન જ હોવા યોગ્ય છે

પાન ૧૫ હરિ હરિ એમ જ સર્વત્ર હો,
તે જ પ્રતીત થાઓ, તેનુ જ ભાન હો
તેની જ સત્તા અમને ભાસો
તેમા જ અમારો અનન્ય, અખ ડ
અભેદ – – – હોવો યોગ્ય જ હતો

પાન ૧૬ જીવ પોતાની સૃષ્ટિપૂર્વક અનાદિકાળથી પરિભ્રમણ કરે છે
હરિની સૃષ્ટિથી પોતાની સૃષ્ટિનું અભિમાન મટે છે

પાન ૧૭ એમ સમજાવવા માટે, પ્રાપ્તિ હોવા માટે હરિનો અનુગ્રહ જોઈએ

પાન ૧૮ તપશ્ચર્યાવાન પ્રાણીને સ તોષ આપવો એ વગેરે સાધનો તે પરમાત્માના અનુગ્રહના
કારણરૂપ હોય છે

પાન ૧૯ તે પરમાત્માના અનુગ્રહથી પુરુષ વૈરાગ્ય વિવેકાદિ સાધનસ પન્ન હોય છે

પાન ૨૦ એ સાધને યુક્ત એવો યોગ્ય પુરુષ સદ્‌ગુરુની આજ્ઞાને સમુત્થિત કરવાને યોગ્ય છે

પાન ૨૧–૨૨ એ સાધન જીવની પરમ જોગ્યતા અને એ જ પરમાત્માની પ્રાપ્તિનો સર્વોત્તમ
ઉપાય છે,

[૧૯૩] **૧૮૯** મુંબઈ, પોષ સુદ ૫, ગુરુ, ૧૯૪૭

અલખનામ ધુનિ લગી ગગનમે, મગન ભયા મન મેરા જી,
આસન મારી સુરત દૃઢ ધારી, દિયા અગમ ઘર ડેરા જી.
દરસ્યા અલખ દેદારા જી

---

**૧૯૦** મુંબઈ, પોષ સુદ ૯, ૧૯૪૭

ચિ ત્રિભોવનનું લખેલુ પત્ર ગઈ કાલે મળ્યું તમને અમારા એવા વ્યવહારિક કાર્ય-કથનથી પણ વિકલ્પ ન થયો એ માટે સતોષ થયો છે તમારે પણ સતોષ જ રાખવો

પૂર્વાપર અસમાધિરૂપ થાય તે ન કરવાની શિક્ષા પ્રથમ પણ આપી છે અને અત્યારે પણ એ શિક્ષા વિશેષ સ્મરણમા લેવી યોગ્ય છે કારણ એમ રહેવાથી ઉત્તરકાળે ધર્મપ્રાપ્તિ સુલભ થાય

જેમ તમને અસમાધિ પૂર્વાપર પ્રાપ્ત ન થાય તેમ આજ્ઞા થશે ચુનીલાલનો દ્વેષ ક્ષમા કરવા યોગ્ય છે

વખતોવખત કુવરજીને પત્ર લખવા તે લખે છે માટે લખશો

વિ૦ રાયચદના ય૦

---

[૧૯૪] **૧૯૧** મુંબઈ, પોષ સુદ ૧૦, સોમ, ૧૯૪૭

મહાભાગ્ય જીવન્મુક્ત,

આપનું કૃપાપત્ર આજે ૧ આવ્યું તે વાચી પરમ સતોષ થયો

પ્રશ્નવ્યાકરણમાં સત્યનુ માહાત્મ્ય વાચ્યું છે મનન પણ કરેલુ હતું હાલમા હરિજનની સગતિના અભાવે કાળ દુર્લભ જાય છે. હરિજનની સગતિમાં પણ તે પ્રત્યે ભક્તિ કરવી એ બહુ પ્રિય છે

આપ પરમાર્થ માટે જે પરમ આકાક્ષા રાખો છો, તે ઇશ્વરેચ્છા હશે તો કોઈ અપૂર્વ વાટેથી પાર પડશે જેઓને ભ્રાતિથી કરી પરમાર્થનો લક્ષ મળવો દુર્લભ થયો છે એવા ભાગ્તક્ષેત્રવાસી મનુષ્ય પ્રત્યે તે પરમકૃપાળુ પરમકૃપા કરશે, પરતુ હમણા થોડો કાળ તેની ઇચ્છા હોય તેવુ જણાતુ નથી

---

[૧૯૫] **૧૯૨** મુંબઈ, પોષ સુદ ૧૪, શુક્ર, ૧૯૪૭

આયુષ્માન ભાઈ,

આજે તમારુ પત્ર ૧ મળ્યું

તમને કોઈ પણ પ્રકારે પૂર્વાપર ધર્મપ્રાપ્તિ અસુલભ થાય એમ કરીને કઈ પણ ન કરવા આજ્ઞા હતી, તેમ જ છેવટના પત્તામા જણાવ્યું હતુ કે હાલ એ વિષે કશી તજવીજ કરશો નહીં જો જરૂર પડશે તો જેમ તમને પૂર્વાપર અસમાધિ નહી થાય તેમ તે સબધી કરવા લખીશ આ વાક્ય યથા-યોગ્ય સમજાયું હશે તથાપિ કઈ ભક્તિદશાનુયોગે એમ કર્યું જણાય છે

કદાપિ તમે એટલુ પણ ન કર્યું હોત તો અત્ર આનદ જ હતો પ્રાયે એવા પ્રસગમા પણ બીજા પ્રાણીને દુભાવવાનું ન થતુ હોય તો આનદ જ રહે છે એ વૃત્તિ મોક્ષાભિલાષીને તો બહુ ઉપયોગી છે, આત્મસાધનરૂપ છે

સતને સતરૂપે કહેવાની પરમ જિજ્ઞાસા જેની નિરંતર હતી એવા મહાભાગ્ય કબીરનું એક પદ એ વિષે સ્મરણ કરવા જેવુ છે અહીં એક તેની સાખીની ટૂક લખી છે

"કરના ફકીરી કયા દિલગીરી સદા મગન મન રહેના જી"

એ વૃત્તિ મુમુક્ષુઓને અધિકાધિક વર્ધમાન કરવા જેવી છે, પરમાર્થચિન્તા હોય તો નિરુપાય જુદી છે. વ્યવહારચિન્તાનુ વેદન અતરથી ઓછુ કરવુ એ એક માર્ગ પામવાનું સાધન છે

બ્રહ્મ જડરૂપે થયેલ છે એમા સ શય નહી

સર્વ બ્રહ્મ છે, એમા સ શય નહીં.

ૐ બ્રહ્મ

સર્વ બ્રહ્મ, સર્વ બ્રહ્મ

ૐ શાતિ , શાતિ , શાતિ

---

પાન ૨૭ સર્વ હરિ છે, એમા સ શય નહીં

---

પાન ૨૮ આ સર્વ આન દરૂપ જ છે, આન દ જ છે એમાં સ શય નહીં

---

પાન ૨૯ સર્વરૂપે હરિ જ થયેલ છે

—હરિનો અ શ છુ

૧ તેનું પરમદાસત્વ કરવાને યોગ્ય છુ, એવો દૃઢ નિશ્ચય કરવો, એને અમે વિવેક કહીએ છીએ

૨ તેવા દૃઢ નિશ્ચયને તે હરિની માયા આકુળ કરનારી લાગે છે, ત્યાં ધૈર્ય રાખવું.

૩ તે સર્વ રહેવા માટે તે પરમરૂપ હરિનો આશ્રય અ ગીકાર કરવો, અર્થાત્ હુ સ્થળે હરિને સ્થાપી હુંને દાસત્વ આપવુ —

૪ એવા ઈશ્વરાશ્રય થઈ ને પ્રવર્તવુ ,
એવો અમારો નિશ્ચય તમને રુચો.

---

પાન ૩૦ કેવળ પદ

---

કક્કા કેવળ પદ ઉપદેશ,
કહીશુ પ્રણુમી દેવ રમેશ

---

પાન ૩૧ ૧ કોઈ પણ વસ્તુ કોઈ પણ ભાવમાં પરિણુત હોય છે

૨ કોઈ પણ ભાવે પરિણુત નહી એ અવસ્તુ

૩ કોઈ પણ વસ્તુ કેવળ પરભાવને વિષે સમવતરે નહીં

૪ જેનાથી, જે, કેવળ મુક્ત થઈ શકે તે તે નહોતો એમ જાણીએ છીએ.

૫

---

## ૧૬૧

હે સહજાત્મસ્વરૂપી, તમે ક્યાં ક્યા અને કેવી કેવી રીતે મૂંઝાયા છો? તે કહો આવી વિભ્રમ અને દિગ્મૂઢ દશા શી?

હુ શુ કહું? તમને શુ ઉત્તર આપુ? મતિ મૂઝાઈ જઈ છે, ગતિ ચાલતી નથી ખેદ ખેદ અને કષ્ટ કષ્ટ આત્મામા થઈ રહેલ છે ક્યાય દૃષ્ટિ ઠરતી નથી, અને નિરાધાર નિરાશ્રય થઈ ગયા છીએ. ઊ ચા-નીચા પરિણામ પ્રવહ્યા કરે છે અથવા અવળા વિચાર લોકાદિ સ્વરૂપમા આવ્યા કરે છે, કિવા બ્રાન્તિ

માનજો અનાદિ કાળથી જીવ અવળે માર્ગે ચાલ્યો છે જોકે તેણે જપ, તપ, શાસ્ત્રાધ્યયન વગેરે અનંત વાર કર્યું છે, તથાપિ જે કંઈ પણ અવશ્ય કરવા યોગ્ય હતું તે તેણે કર્યું નથી, જે કે અમે પ્રથમ જ જણાવ્યું છે

[1]સૂયગડાંગ સૂત્રમાં ઋષભદેવજી ભગવાને જ્યાં અઠ્ઠાણું પુત્રોને ઉપદેશ્યા છે, મોક્ષ માર્ગે ચઢાવ્યા છે ત્યાં એ જ ઉપદેશ કર્યો છે

હે આયુષ્યમનો ! આ જીવે સર્વે કર્યું છે એક આ વિના, તે શું ? તો કે નિશ્ચય કહીએ છીએ કે સત્પુરુષનું કહેલું વચન, તેનો ઉપદેશ તે સાંભળ્યાં નથી, અથવા રૂડે પ્રકારે કરી તે ઉઠાવ્યા નથી અને એને જ અમે મુનિઓનું સામાયિક ( આત્મસ્વરૂપની પ્રાપ્તિ ) કહ્યું છે

[2]સુધર્માસ્વામી જંબુસ્વામીને ઉપદેશે છે કે જગત આખાનું જેણે દર્શન કર્યું છે, એવા મહાવીર ભગવાન, તેણે આમ અમને કહ્યું છે —ગુરુને આધીન થઈ વર્તતા એવા અનંત પુરુષો માર્ગ પામીને મોક્ષપ્રાપ્ત થયા

એક આ સ્થળે નહીં પણ સર્વ સ્થળે અને સર્વ શાસ્ત્રમાં એ જ વાત કહેવાનો લક્ષ છે

आणाए धम्मो आणाए तवो ।

આજ્ઞાનું આરાધન એ જ ધર્મ અને આજ્ઞાનું આરાધન એ જ તપ. (આચારાંગ સૂત્ર )

સર્વ સ્થળે એ જ મોટા પુરુષોનો કહેવાનો લક્ષ છે, એ લક્ષ જીવને સમજાયો નથી તેના કારણમાં સર્વથી પ્રધાન એવું કારણ સ્વચ્છંદ છે અને જેણે સ્વચ્છંદને મંદ કર્યો છે, એવા પુરુષને પ્રતિબદ્ધતા (લોકસંબંધી બંધન, સ્વજન કુટુંબ બંધન, દેહાભિમાનરૂપ બંધન, સંકલ્પ વિકલ્પરૂપ બંધન) એ બંધન ટળવાનો સર્વોત્તમ ઉપાય જે કંઈ છે તે આ ઉપરથી તમે વિચારો અને એ વિચારતા અમને જે કંઈ યોગ્ય લાગે તે પૂછજો અને એ માર્ગે જો કંઈ યોગ્યતા લાવશો તો ઉપશમ ગમે ત્યાંથી પણ મળશે ઉપશમ મળે અને જેની આજ્ઞાનું આરાધન કરીએ એવા પુરુષની ખોજ રાખજો

બાકી બીજાં બધાં સાધન પછી કરવા યોગ્ય છે આ સિવાય બીજો કોઈ મોક્ષમાર્ગ વિચારતાં લાગશે નહીં. ( વિકલ્પથી ) લાગે તો જણાવશો કે જે કંઈ યોગ્ય હોય તે જણાવાય

---

[ ૧૯૮ ] ૧૯૫ મુંબઈ, પોષ, ૧૯૪૭

## સત્સ્વરૂપને અભેદરૂપે અનન્ય ભક્તિએ નમસ્કાર

માર્ગની ઇચ્છા જેને ઉત્પન્ન થઈ છે, તેણે બધા વિકલ્પો મૂકીને આ એક વિકલ્પ ફરી ફરી સ્મરણ કરવો અવશ્યનો છે :—

"'અનંતકાળથી જીવનું પરિભ્રમણ થયા છતાં તેની નિવૃત્તિ કાં થતી નથી ? અને તે શું કરવાથી થાય ?"

આ વાક્યમાં અનંત અર્થ સમાયેલો છે, અને એ વાક્યમાં કહેલી ચિંતના કર્યા વિના, તેને માટે દૃઢ થઈ ઝૂર્યા વિના માર્ગની દિશાનું પણ અલ્પ ભાન થતું નથી, પૂર્વે થયું નથી. અને ભવિષ્યકાળે પણ નહીં થશે અમે તો એમ જાણ્યું છે માટે તમારે સર્વાએ એ જ શોધવાનું છે ત્યાર પછી બીજું જાણવું શું ? તે જણાય છે

---

1 પ્રથમ શ્રુતસ્કંધ દ્વિતીય અધ્યયન ગાથા ૩૧-૩૨

2 જુઓ આંક ૮૬

દર્શનપરિષહ એમ જ વેદાય?

તે યોગ્ય છે પણ અમને લોકોનો પરિચય "જ્ઞાની છીએ" એવી તેમની માન્યતા સાથે ન પડયો હોત તો ખોટું શુ હતું?

તે બનનાર

અરે! હે દુષ્ટાત્મા! પૂર્વે ત્યા બરાબર સન્મતિ ન રાખી અને કર્મબધ કર્યાં તો હવે તું જ તેના ફળ ભોગવે છે. તું કાં તો ઝેર પી અને કા તો ઉપાય તત્કાળ કર

યોગસાધન કરુ ?

તેમાં બહુ અ તરાય જોવામાં આવે છે વર્તમાનમાં પરિશ્રમ કરતાં પણ તે ઉદયમા આવતું નથી.

---

૧૬૨

હે શ્રી .. . ! તમે શ કારૂપ વમળમા વારવાર વહો છો તેનો અર્થ શો છે? નિઃસ દેહ થઈને રહો, અને એ જ તમારો સ્વભાવ છે

હે અ તરાત્મા! તમે કહ્યુ જે વાકય તે યથાર્થ છે, નિ સ દેહપણે સ્થિતિ એ સ્વભાવ છે, તથાપિ સ દેહના આવરણનો કેવળ ક્ષય જ્યાં સુધી કરી શકાયો ન હોય ત્યા સુધી તે સ્વભાવ ચલાયમાન અથવા અપ્રાપ્ત રહે છે, અને તે કારણથી અમને પણ વર્તમાન દશા છે

હે શ્રી ! તમને જે કઈ સ દેહ વર્તતા હોય તે સ દેહ સ્વવિચારથી અથવા સત્સમાગમથી ક્ષય કરો

હે અ તરાત્મા! વર્તમાન આત્મદશા જોતાં જો પરમ સત્સમાગમ પ્રાપ્ત થયો હોય, અને તેમના આશ્રયે વૃત્તિ પ્રતિબધ પામી હોય તો તે સ દેહની નિવૃત્તિનો હેતુ થવો સ ભવે છે બાકી બીજો કોઈ ઉપાય દેખાતો નથી, અને પરમ સત્સમાગમ અથવા સત્સમાગમ પણ પ્રાપ્ત થવો મહા કઠણ છે

હે શ્રી ! તમે કહો છો તેમ સત્સમાગમનુ દુર્લભપણુ છે, એમા સ શય નથી, પણ તે દુર્લભપણુ જો સુલભ ન થાય તેમ વિશેષ અનાગતકાળમા પણ તમને દેખાતું હોય તો તમે શિથિલ-તાનો ત્યાગ કરી સ્વવિચારનુ દૃઢ અવલ બન ગ્રહણ કરો, અને પરમપુરુષની આજ્ઞામા ભક્તિ રાખી સામાન્ય સત્સમાગમમા પણ કાળ વ્યતીત કરો

હે અ તરાત્મા! તે સામાન્ય સત્સમાગમી અમને પૂછી સ દેહની નિવૃત્તિ કરવા ઇચ્છે છે, અને અમારી આજ્ઞાએ પ્રવર્તવુ કલ્યાણરૂપ છે એમ જાણી વશવર્તીપણે વર્ત્યા કરે છે, જેથી અમને તેમના સમાગમમાં તો નિજવિચાર કરવામા પણ તેમની સ ભાળ લેવામા પડવું પડે, અને પ્રતિબધ થઈ સ્વવિચારદશા બહુ આગળ ન વધે, એટલે સ દેહ તો તેમ જ રહે એવુ સ દેહસહિતપણુ હોય ત્યા સુધી બીજા જીવોના એટલે સામાન્ય સત્સમાગમાદિમાં પણ આવવુ ન ઘટે, માટે શુ કરવુ તે સૂઝતું નથી

---

૧૬૩

હે હરિ, આ કળિકાળમા તારે વિષે અખ ડ પ્રેમની ક્ષણ પણ જવી દુર્લભ છે, એવી નિવૃત્તિ ભૂલી ગયા છે પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થઈ નિવૃત્તિનુ ભાન પણ રહ્યુ નથી નાના પ્રકારના સુખાભાસને વિષે પ્રયત્ન થઈ રહ્યો છે આરત પણ નાશ પામ્યા જેવુ થઈ ગયું છે વૃદ્ધમર્યાદા રહી નથી ધર્મમર્યાદા-નો તિરસ્કાર થયા કરે છે સત્સ ગ શુ ? અને એ જ એક કર્તવ્યરૂપ છે એમ સમજવુ કેવળ દુર્ઘટ થઈ પડયુ છે સત્સ ગની પ્રાપ્તિમા પણ જીવને તેનું ઓળખાણ થવુ મહાવિકટ થઈ પડયુ છે માયાની

## વર્ષ ૨૪ મું

[૧૪૪] **૧૬૫** મુંબઈ, કાર્તિક સુદ ૫, સોમ, ૧૯૪૭

પરમ પૂજ્ય—કેવલબીજ સંપન્ન,

સર્વોત્તમ ઉપકારી શ્રી સૌભાગ્યભાઈ,

મોરબી

આપના પ્રતાપે અત્ર આનંદવૃત્તિ છે

પ્રભુ પ્રતાપે ઉપાધિજન્ય વૃત્તિ છે

ભગવાન પરિપૂર્ણ સર્વગુણસંપન્ન કહેવાય છે તથાપિ એમાંય અપલક્ષણ કંઈ ઓછા નથી! વિચિત્ર કરવું એ જ એની લીલા! ત્યાં અધિક શું કહેવું!

સર્વ સમર્થ પુરુષો આપને પ્રાપ્ત થયેલા જ્ઞાનને જ ગાઈ ગયા છે એ જ્ઞાનની દિન પ્રતિદિન આ આત્માને પણ વિશેષતા થતી જાય છે હું ધારું છું કે કેવળજ્ઞાન સુધીની મહેનત કરી અલેખે તો નહીં જાય મોક્ષની આપણને કાંઈ જરૂર નથી નિઃશંકપણાની, નિર્ભયપણાની, નિર્મુઝનપણાની અને નિઃસ્પૃહપણાની જરૂર હતી, તે ઘણે અંશે પ્રાપ્ત થઈ જણાય છે, અને પૂર્ણ અંશે પ્રાપ્ત કરાવવાની કરુણાસાગર ગુપ્ત રહેલાની કૃપા થશે એમ આશા રહે છે છતાં વળી એથીયે અલૌકિક દશાની ઇચ્છા રહે છે, ત્યાં વિશેષ શું કહેવું?

અનહદ ધ્વનિમાં મણા નથી પણ ગાડીઘોડાની ઉપાધિ શ્રવણનું સુખ થોડું આપે છે નિવૃત્તિ વિના અહીં બીજું બધુંય લાગે છે

જગતને, જગતની લીલાને બેઠા બેઠા મફતમાં જોઈએ છીએ

આપની કૃપા ઇચ્છું છું

વિ૦ આજ્ઞાંકિત રાયચંદના પ્રણામ

તેમનો સમાગમ થતાં એક વાર નમન કરી વિનયથી બેસવુ થોડા વખત વીત્યા પછી તેમની પ્રવૃત્તિ—પ્રેમભાવને અનુસરી વાતચીત કરવી (એક વખતે ત્રણ જણે, અથવા એકથી વધારે જણે ન બોલવુ ) પ્રથમ એમ કહેવુ કે આપે અમારા સબધમા નિ સદેહ દૃષ્ટિ રાખવી આપને દર્શને અમે આવ્યા છીએ તે કોઈ પણ જાતના બીજા કારણથી નહી, પણ માત્ર સત્સગની ઇચ્છાથી આટલુ કહ્યા પછી તેમને બોલવા દેવા તે પછી થોડે વખતે બોલવુ . અમને કોઈ જ્ઞાનાવતાર પુરુષનો સમાગમ થયો હતો તેમની દશા અલૌકિક જોઈ અમને આશ્ચર્ય ઊપજ્યું હતુ અમે જૈન છતા તેમણે નિર્વિસ વાદપણે વર્તવાનો ઉપદેશ કહ્યો હતો સત્ય એક છે, બે પ્રકારનુ નથી અને તે જ્ઞાનીના અનુગ્રહ વિના પ્રાપ્ત થતું નથી માટે મતમતાતરનો ત્યાગ કરી જ્ઞાનીની આજ્ઞામા અથવા સત્સગમા પ્રવર્તવુ જેમ જીવનુ બધન નિવૃત્ત થાય તેમ કરવુ યોગ્ય છે અને તે માટે અમે ઉપર કહ્યા તે સાધન છે આ વગેરે પ્રકારે તેમણે અમને ઉપદેશ કર્યો હતો અને જૈનાદિક મતોનો આગ્રહ મટાડી તે જેમ પ્રવર્તાવે તેમ પ્રવર્તવાની અમારી જિજ્ઞાસા ઉત્પન્ન થઈ હતી, અને હજુ પણ એમ જ વર્તે છે કે સત્યનો જ માત્ર આગ્રહ રાખવો મતને વિષે મધ્યસ્થ રહેવું તેઓ હાલ વિદ્યમાન છે યુવાવસ્થાના પહેલા ભાગમા છે અપ્રગટપણે પ્રવર્તવાની હાલ તેમની ઇચ્છા છે નિ સદેહસ્વરૂપ જ્ઞાનાવતાર છે અને વ્યવહારમા બેઠા છતા વીતરાગ છે એ કૃપાળુનો સમાગમ થયા પછી અમને નિરાગ્રહપણુ વિશેષે કરીને રહે છે મતમતાતર સબધી વિવાદ ઊગતો નથી નિષ્કપટભાવે સત્ય આરાધવુ એ જ દૃઢ જિજ્ઞાસા છે તે જ્ઞાનાવતાર પુરુષે અમને જણાવ્યું હતુ કે.—"ઈશ્વરેચ્છા હાલ અમને પ્રગટપણે માર્ગ કહેવા દેવાની નથી તેથી અમે તમને હાલ કઈ કહેવા માગતા નથી પણ જોગ્યતા આવે અને જીવ યથાયોગ્ય મુમુક્ષુતા પામે તે માટે પ્રયત્ન કરજો" અને તે માટે ઘણા પ્રકારે અપૂર્વ ઉપાય ટૂકામાં તેમણે બોધ્યા હતા પોતાની ઇચ્છા હાલ અપ્રગટ જ રહેવાની હોવાથી પરમાર્થ સબધમા ઘણુ કરીને તેઓ મૌન જ રહે છે અમારા ઉપર એટલી અનુકપા થઈ કે તેમણે એ મૌન વિસ્મૃત કર્યું હતું અને તે જ સત્પુરુષે આપનો સમાગમ કરવા અમારી ઇચ્છાને જન્મ આપ્યો હતો નહી તો અમે આપના સમાગમનો લાભ ક્યાથી પામી શકીએ? આપના ગુણની પરીક્ષા ક્યાથી પડે? એવી તમારી જિજ્ઞાસા બતાવજો કે અમને કોઈ પ્રકારે આપનાથી બોધ પ્રાપ્ત થાય અને અમને માર્ગની પ્રાપ્તિ થાય તો તેમા તે જ્ઞાનાવતાર રાજી જ છે અમે તેમના શિષ્ય થવાની ઇચ્છા રાખી હતી તથાપિ તેમણે જણાવ્યું હતુ કે પ્રગટ માર્ગ કહેવાની હાલ અમને ઈશ્વરાજ્ઞા નથી તો પછી તમે ગમે તે સત્સગમા જોગ્યતા કે અનુભવ પામો તેમા અમને સતોષ જ છે આપના સબધમા પણ તેમનો એવો જ અભિપ્રાય સમજશો કે અમે આપના શિષ્ય તરીકે પ્રવર્તીએ તોપણ તેમણે કહ્યુ છે કે તમે મારા જ શિષ્ય છો આપના પ્રત્યે તેમણે પરમાર્થયુક્ત પ્રેમભાવ અમને બતાવ્યો હતો જો કે તેમને કોઈથી ભિન્નભાવ નથી તથાપિ આપ પ્રત્યે સ્નેહભાવ કોઈ પૂર્વના કારણથી બતાવ્યો જણાય છે મુક્તાત્મા હોવાથી વાસ્તવિક રીતે તેમને નામ, ઠામ, ગામ કાંઈ જ નથી, તથાપિ વ્યવહારે તેમ છે છતા તે અમને અપ્રગટ રાખવા આજ્ઞા કરી છે આપનાથી તેઓ અપ્રગટપણે વર્તે છે તથાપિ આપ તેમની પાસે પ્રગટ છો અર્થાત્ આપને પણ હાલ સુધી પ્રગટ સમાગમ, નામ, ઠામ કઈ તેમણે પ્રેર્યું નથી ઈશ્વરેચ્છા હશે તો આપને થોડા વખતમા તેમનો સમાગમ થશે એમ અમે ધારીએ છીએ

એ પ્રમાણે પ્રસગાનુસાર વાતચીત કરવી કોઈ પણ પ્રકારે નામ, ઠામ, ગામ પ્રગટ ન જ કરવા અને ઉપર જણાવી છે તે વાત તમારે હૃદયને વિષે સમજવાની છે તે પરથી તે પ્રસગે જે યોગ્ય લાગે તે વાત કરવી તેનો ભાવાર્થ ન જવો જોઈએ

'જ્ઞાનાવતાર' સબધી તેમને જેમ જેમ ઇચ્છા જાગે તેમ વાતચીત કરવી. તેઓ 'જ્ઞાનાવતાર'

ઈચ્છા થાય છે તથાપિ . કારણથી તે ઈચ્છાનુ ગમે તે પ્રકારે વિસ્મરણ કરવું પડે છે, અને પત્રનો સવિગત ઉત્તર લખવા ઇચ્છા થાય છે તો તે ઇચ્છા પણ ઘણુ કરીને ક્વચિત જ પાર પડે છે એનાં બે કારણ છે એક તો એ વિષયમા અધિક લખવા જેવી દશા રહી નથી તે, અને બીજુ કારણ ઉપાધિયોગ ઉપાધિયોગ કરતાં વર્તતી દશાવાળુ કારણ અધિક બળવાન છે, જે દશા બહુ નિ સ્પૃહ છે, અને તેને લીધે મન અન્ય વિષયમા પ્રવેશ કરતુ નથી, અને તેમાં પણ પરમાર્થ વિષે લખતા કેવળ શૂન્યતા જેવુ થયા કરે છે, એ વિષયમા લેખનશક્તિ તો એટલી બધી શૂન્યતા પામી છે, વાણી પ્રસગોપાત્ત હજુ એ વિષયમા કેટલુક કાર્ય કરી શકે છે, અને તેથી આશા રહે છે કે સમાગમમા જરૂર ઈશ્વર કૃપા કરશે વાણી પણ જેવી આગળ ક્રમપૂર્વક વાત કરી શકતી, તેવી હવે લાગતી નથી, લેખનશક્તિ શૂન્યતા પામ્યા જેવી થવાનુ કારણ એક એવુ પણ છે કે ચિત્તમા ઊગેલી વાત ઘણા નયયુક્ત હોય છે, અને તે લેખમા આવી શકતી નથી, જેથી ચિત્ત વૈરાગ્ય પામી જાય છે

આપે એક વાર ભક્તિના સબધમાં પ્રશ્ન કર્યું હતુ, તે સબધમાં વધારે વાત તો સમાગમે થઈ શકે તેમ છે, અને ઘણુ કરીને બધી વાતને માટે સમાગમ ઠીક લાગે છે તોપણ ઘણો જ ટૂંકો ઉત્તર લખુ છુ

પરમાત્મા અને આત્માનું એકરૂપ થઈ જવુ (!) તે પરાભક્તિની છેવટની હદ છે એક એ જ લય રહેવી તે પરાભક્તિ છે પરમમહાત્મ્યા ગોપાંગનાઓ મહાત્મા વાસુદેવની ભક્તિમા એ જ પ્રકારે રહી હતી, પરમાત્માને નિરજન અને નિર્દેહરૂપે ચિંતવ્યે જીવને એ લય આવવી વિકટ છે, એટલા માટે જેને પરમાત્માનો સાક્ષાત્કાર થયો છે, એવો દેહધારી પરમાત્મા તે પરાભક્તિનુ પરમ કારણ છે તે જ્ઞાની પુરુષના સર્વ ચરિત્રમા ઐક્યભાવનો લક્ષ થવાથી તેના હૃદયમા વિરાજમાન પરમાત્માનો ઐક્યભાવ હોય છે, અને એ જ પરાભક્તિ છે જ્ઞાની પુરુષ અને પરમાત્મામા અતર જ નથી, અને જે કોઈ અતર માને છે, તેને માર્ગની પ્રાપ્તિ પરમ વિકટ છે જ્ઞાની તો પરમાત્મા જ છે, અને તેના ઓળખાણ વિના પરમાત્માની પ્રાપ્તિ થઈ નથી, માટે સર્વપ્રકારે ભક્તિ કરવા યોગ્ય એવી દેહધારી દિવ્ય મૂર્તિ-જ્ઞાનીરૂપ પરમાત્માની — ને નમસ્કારાદિ ભક્તિથી માડી પરાભક્તિના અત સુધી એક લયે આરાધવી, એવો શાસ્ત્રલક્ષ છે પરમાત્મા આ દેહધારીરૂપે થયો છે એમ જ જ્ઞાની પુરુષ પ્રત્યે જીવને બુદ્ધિ થયે ભક્તિ ઊગે છે, અને તે ભક્તિ ક્રમે કરી પરાભક્તિરૂપ હોય છે આ વિષે શ્રીમદ્‌ભાગવતમા ભગવદ્-ગીતામા ઘણા ભેદ પ્રકાશિત કરી એ જ લક્ષ્ય પ્રશસ્યો છે, અધિક શુ કહેવુ ? જ્ઞાની તીર્થંકરદેવમા લક્ષ થવા જૈનમા પણ પચપરમેષ્ઠિ મત્રમા “નમો અરિહતાણ” પદ પછી સિદ્ધને નમસ્કાર કર્યો છે, એ જ ભક્તિ માટે એમ સૂચવે છે કે પ્રથમ જ્ઞાની પુરુષની ભક્તિ, અને એ જ પરમાત્માની પ્રાપ્તિ અને ભક્તિનું નિદાન છે

બીજુ એક પ્રશ્ન (એકથી અધિક વાર) આપે એમ લખ્યું હતુ કે વ્યવહારમા વેપારાદિ વિષે આ વર્ષ જેવુ જોઈએ તેવું લાભરૂપ લાગતું નથી, અને કઠણાઈ રહ્યા કરે છે

પરમાત્માની ભક્તિ જ જેને પ્રિય છે, એવા પુરુષને એવી કઠણાઈ ન હોય તો પછી ખરા પરમાત્માની તેને ભક્તિ જ નથી એમ સમજવુ અથવા તો ઇચ્છીને પરમાત્માની ઇચ્છારૂપ માયાએ તેવી કઠણાઈ મોકલવાનું કાર્ય વિસ્મરણ કર્યું છે જનક વિદેહી અને મહાત્મા કૃષ્ણ વિષે માયાનું વિસ્મરણ થયુ લાગે છે, તથાપિ તેમ નથી જનક વિદેહીની કઠણાઈ વિષે કંઈ માત્ર કહેવુ જેવુ નથી, કારણ કે તે અપ્રગટ કઠણાઈ છે. અને મહાત્મા કૃષ્ણની સકટરૂપ કઠણાઈ પ્રગટ જ છે તેમ છતાં મહાસિદ્ધિ અને નવનિધિ પણ પ્રસિદ્ધ જ છે. તથાપિ કઠણાઈ તો ઘટમાન જ હતી અને તેવી જોઈએ એ કઠણાઈ માયાની છે, અને પરમાત્માના લક્ષની તો એ સરળાઈ છે. અને એમ જ હો × × ×

[૧૪૭] ૧૭૦ મુંબઈ, કારતક સુદ ૧૪, ૧૯૪૭

પરમ પૂજ્ય શ્રી,[૧]

આજે આપનું પત્ર ૧ ભૂધર આપી ગયા એ પત્રનો ઉત્તર લખતા પહેલાં કંઈક પ્રેમભક્તિ સમેત લખવા ઇચ્છું છુ

આત્મા જ્ઞાન પામ્યો એ તો નિ.સંશય છે, ગ્રંથિભેદ થયો એ ત્રણે કાળમા સત્ય વાત છે સર્વ જ્ઞાનીઓએ પણ એ વાત સ્વીકારી છે હવે છેવટની નિર્વિકલ્પ સમાધિ આપણને પામવી બાકી છે, જે સુલભ છે અને તે પામવાનો હેતુ પણ એ જ છે કે કોઈ પણ પ્રકારે અમૃતસાગરનુ અવલોકન કરતા અલ્પ પણ માયાનુ આવરણ બાધ કરે નહી, અવલોકનસુખનુ અલ્પ પણ વિસ્મરણ થાય નહીં, 'તુંહિ તુંહિ' વિના બીજી રટના રહે નહી, માયિક એક પણ ભયનો, મોહનો, સંકલ્પનો કે વિકલ્પનો અંશ રહે નહી એ એક વાર જો યથાયોગ્ય આવી જાય તો પછી ગમે તેમ પ્રવર્તાય, ગમે તેમ બોલાય, ગમે તેમ આહાર-વિહાર કરાય, તથાપિ તેને કોઈ પણ જાતની બાધા નથી પરમાત્મા પણ તેને પૂછી શકનાર નથી તેનુ કરેલુ સર્વ સવળુ છે આવી દશા પામવાથી પરમાર્થ માટે કરેલો પ્રયત્ન સફળ થાય છે અને એવી દશા થયા વિના પ્રગટ માર્ગ પ્રકાશવાની પરમાત્માની આજ્ઞા નથી એમ મને લાગે છે માટે દૃઢ નિશ્ચય કર્યો છે કે એ દશાને પામી પછી પ્રગટ માર્ગ કહેવો — પરમાર્થ પ્રકાશવો — ત્યા સુધી નહીં અને એ દશાને હવે કંઈ ઝાઝો વખત પણ નથી પંદર અંશે તો પહોચી જવાયુ છે નિર્વિકલ્પતા તો છે જ, પરંતુ નિવૃત્તિ નથી, નિવૃત્તિ હોય તો બીજાના પરમાર્થ માટે શુ કરવુ તે વિચારી શકાય ત્યાર પછી ત્યાગ જોઈએ, અને ત્યાર પછી ત્યાગ કરાવવો જોઈએ

મહાન પુરુષોએ કેવી દશા પામી માર્ગ પ્રકાશ્યો છે, શુ શું કરીને માર્ગ પ્રકાશ્યો છે, એ વાતનું આત્માને સારી રીતે સ્મરણ રહે છે, અને એ જ પ્રગટ માર્ગ કહેવા દેવાની ઈશ્વરી ઇચ્છાનું લક્ષણ જણાય છે

આટલા માટે હમણા તો કેવળ ગુપ્ત થઈ જવું જ યોગ્ય છે એક અક્ષરે એ વિષયે વાત કરવા ઇચ્છા થતી નથી આપની ઇચ્છા જાળવવા ક્યારેક ક્યારેક પ્રવર્તન છે, અથવા ઘણા પરિચયમા આવેલા યોગપુરુષની ઇચ્છા માટે કંઈક અક્ષર ઉચ્ચાર અથવા લેખ કરાય છે બાકી સર્વ પ્રકારે ગુપ્તતા કરી છે અજ્ઞાની થઈને વાસ કરવાની ઇચ્છા બાધી રાખી છે તે એવી કે અપૂર્વ કાળે જ્ઞાન પ્રકાશતા બાધ ન આવે

આટલા કારણથી દીપચંદજી મહારાજ કે બીજા માટે કંઈ લખતો નથી. ગુણઠાણા ઇત્યાદિકનો ઉત્તર લખતો નથી સૂત્રને અડતોય નથી વ્યવહાર સાચવવા થોડાંએક પુસ્તકોના પાના ફેરવુ છું બાકી બધુય પથ્થર પર પાણીના ચિત્ર જેવું કરી મૂક્યુ છે તન્મય આત્મયોગમા પ્રવેશ છે ત્યાં જ ઉલ્લાસ છે, ત્યા જ યાચના છે, અને યોગ (મન, વચન અને કાયા) બહાર પૂર્વકર્મ ભોગવે છે વેદોદયનો નાશ થતાં સુધી ગૃહવાસમા રહેવુ યોગ્ય લાગે છે પરમેશ્વર ચાહીને વેદોદય રાખે છે કારણ, પંચમ કાળમા પરમાર્થની વર્ષાઋતુ થવા દેવાની તેની થોડી જ ઇચ્છા લાગે છે

તીર્થંકર જે સમજ્યા અને પામ્યા તે. આ કાળમા ન સમજી શકે અથવા ન પામી શકે તેવું કંઈ જ નથી આ નિર્ણય ઘણાય વખત થયા કરી રાખ્યો છે જોકે તીર્થંકર થવા ઇચ્છા નથી, પરંતુ તીર્થંકરે કર્યા પ્રમાણે કરવા ઇચ્છા છે, એટલી બધી ઉન્મત્તતા આવી ગઈ છે તેને શમાવવાની શક્તિ પણ આવી ગઈ છે, પણ ચાહીને શમાવવાની ઇચ્છિા રાખી નથી

આપને વિજ્ઞાપન છે કે વૃદ્ધમાંથી યુવાન થવુ અને આ અલખ વાર્તાના અગ્રેસર આગળ

૧ શ્રી સોભાગભાઈ ઉપર આ પત્ર છે.

તેનાં મન, વચન, કાયાની પ્રત્યેક ચેષ્ટાના અદ્‌ભુત રહસ્યો ફરી ફરી નિદિધ્યાસન કરવા, તેઓએ સમ્મત કરેલું સર્વ સમ્મત કરવું

આ જ્ઞાનીઓએ હૃદયમાં રાખેલુ, નિર્વાણુને અર્થે માન્ય રાખવા યોગ્ય, શ્રદ્ધવા યોગ્ય, ફરી ફરી ચિંતવવા યોગ્ય, ક્ષણે ક્ષણે, સમયે સમયે તેમા લીન થવા યોગ્ય, પરમ રહસ્ય છે અને એ જ સર્વ શાસ્ત્રનો, સર્વ સ તના હૃદયનો, ઈશ્વરના ઘરનો મર્મ પામવાનો મહા માર્ગ છે અને એ સઘળાનુ કારણુ કોઈ વિદ્યમાન સત્પુરુષની પ્રાપ્તિ, અને તે પ્રત્યે અવિચળ શ્રદ્ધા એ છે

અધિક શુ લખવુ ? આજે, ગમે તો કાલે, ગમે તો લાખ વર્ષે અને ગમે તો તેથી મોડે અથવા વહેલે, એ જ સૂઝ્યે, એ જ પ્રાપ્ત થયે છૂટકો છે સર્વ પ્રદેશે મને તો એ જ સમ્મત છે

પ્રસ ગોપાત્ત પત્ર લખવાનો લક્ષ રાખીશ આપના પ્રસ ગીઓમા જ્ઞાનવાર્તા કરતા રહેશો અને તેમને પરિણામે લાભ થાય એમ મળતા રહેશો

અ બાલાલથી આ પત્ર અધિક સમજવાનુ બની શકશે આપ તેની વિદ્યમાનતાએ પત્રનુ અવલોકન કરશો અને તેના તેમ જ ત્રિભોવન વગેરેના ઉપયોગ માટે જોઈએ તો પત્રની પ્રતિ કરવા આપશો

મિતિ એ જ – એ જ વિજ્ઞાપન

સર્વ કાળ એ જ કહેવા માટે જીવવા ઇચ્છનાર
રાયચ દની વ દના

---

[૧૫૧] **૧૭૩** મુંબઈ, કારતક વદ ૩, શનિ, ૧૯૪૭

જિજ્ઞાસુ ભાઈ,

તમારુ પ્રથમ એક પત્ર મળ્યું હતું, જેનો ઉત્તર અ બાલાલના પત્રથી લખ્યો હતો તે તમને મળ્યો હશે નહી તો તેમની પાસેથી તે પત્ર મ ગાવી લઈ અવલોકન કરશો

સમય મેળવીને કોઈ કોઈ અપૂર્વ સાધનનુ કારણુ થાય, તેવુ પ્રશ્ન કરવાનુ બને તો કરતા રહેશો.

તમે જે જે જિજ્ઞાસુઓ છો, તે તે પ્રતિદિન અમુક વખતે, અમુક ઘડી સુધી ધર્મકથાર્થે મળવાનું રાખતા હો તો પરિણામે તે લાભનું કારણુ થશે

ઇચ્છા થશે તો કોઈ વેળા નિત્ય નિયમ માટે જણાવીશ હમણુા નિત્ય નિયમમા સાથે મળીને એકાદ સારા ગ્ર થનુ અવલોકન કરતા હો તો સારુ એ વિષે ક ઈ પૂછશો તો અનુકૂળતા પ્રમાણે ઉત્તર આપીશ

અ બાલાલ આગળ લખેલા પત્રોનુ પુસ્તક છે તેમાનો કેટલોક ભાગ ઉલ્લાસી સમયમા અવલોકન કરવામા મારા તરફથી ક ઈ હવે તમને અસમ્મતિ નથી માટે તેઓ પાસેથી સમય પરત્વે મ ગાવી લઈ અવલોકન કરશો

દઢ વિશ્વાસથી માનજો કે આ – ને વ્યવહારનું બ ધન ઉદય કાળમા ન હોત તો તમને અને બીજા કેટલાક મનુષ્યોને અપૂર્વ હિતનો આપનાર થાત પ્રવૃત્તિ છે તો તેને માટે ક ઈ અસમતા નથી, પર તુ નિવૃત્તિ હોત તો બીજા આત્માઓને માર્ગ મળવાનુ કારણુ થાત હજુ તેને વિલ બ હશે પ ચમકાળની પણ પ્રવૃત્તિ છે આ ભવે મોક્ષે જાય એવા મનુષ્યોનો સ ભવ પણ ઓછો છે ઇત્યાદિક કારણોથી એમ જ થયું હશે તો તે માટે ક ઈ ખેદ નથી

તમને બધાને ખુલ્લી કલમથી જણાવી દેવાની ઇચ્છા થતા જણાવુ છુ કે હજુ સુધી મેં તમને માર્ગના મર્મનો (એક અ બાલાલ સિવાય ) કોઈ અ શ જણાવ્યો નથી, અને જે માર્ગ પામ્યા વિના

દેવાની ઇચ્છા છતાં લોકપ્રવાહ એમ માને કે ચોર લઈ ગયાના કારણે જ બુનો ત્યાગ છે, તો તે પરમાર્થને કલંકરૂપ છે, એવો જે મહાત્મા જબુનો આશય તે સત્ય હતો

એ વાત એમ ટૂંકી કરી હવે આપને પ્રશ્ન કરવું યોગ્ય છે કે ચિત્તની માયાના પ્રસંગોમાં આકુળવ્યાકુળતા હોય, અને તેમાં આત્મા ચિંતિત રહ્યા કરે, એ ઈશ્વરપ્રસન્નતાનો માર્ગ છે કે કેમ? અને પોતાની બુદ્ધિએ નહીં, તથાપિ લોકપ્રવાહને લઈને પણ કુટુંબાદિકને કારણે શોચનીય થવું એ વાસ્તવિક માર્ગ છે કે કેમ? આપણે આકુળ થવાથી કંઈ કરી શકીએ છીએ કે કેમ? અને જો કરી શકીએ છીએ તો પછી ઈશ્વર પર વિશ્વાસ શું ફળદાયક છે?

જ્યોતિષ જેવા કલ્પિત વિષયનો સાંસારિક પ્રસંગમાં નિ:સ્પૃહ પુરુષો લક્ષ કરતા હશે કે કેમ? અને અમે જ્યોતિષ જાણીએ છીએ અથવા કંઈ કરી શકીએ છીએ એમ ન માનો તો સારું, એવી હાલ ઇચ્છા છે તે આપને રુચે છે કે કેમ? તે લખશો

---

[૨૦૦] ૨૩૪ મુંબઈ, ચૈત્ર સુદ ૧૦, શનિ, ૧૯૪૭

## સર્વાત્મસ્વરૂપને નમસ્કાર

પોતાનું અથવા પારકું જેને કંઈ રહ્યું નથી એવી કોઈ દશા તેની પ્રાપ્તિ હવે **સમીપ** જ છે, (આ દેહે છે), અને તેને લીધે પરેચ્છાથી વર્તીએ છીએ પૂર્વે જે જે વિદ્યા, બોધ, જ્ઞાન, ક્રિયાની પ્રાપ્તિ થઈ ગઈ છે તે તે સઘળાં આ દેહે જ વિસ્મરણ કરી નિર્વિકલ્પ થયા વિના છૂટકો નથી, અને તેને લીધે જ આમ વર્તીએ છીએ તથાપિ આપની અધિક આકુળતા જોઈ કંઈ કંઈ આપને ઉત્તર આપવો પડ્યો છે તે પણ સ્વેચ્છાથી નથી, આમ હોવાથી આપને વિનંતિ છે કે એ સર્વ માયિક વિદ્યા અથવા માયિક માર્ગ સંબંધી આપના તરફથી મારી બીજી દશા થતા સુધી સ્મરણ ન મળવું જોઈએ, એમ યોગ્ય છે જોકે હું આપનાથી જુદો નથી, તો આપ સર્વ પ્રકારે નિરાકુળ રહો તમારા પ્રત્યે પરમપ્રેમ છે, પણ નિરુપાયતા મારી છે

---

[૨૦૧] ૨૩૫ મુંબઈ, ચૈત્ર સુદ ૧૪, શુક્ર, ૧૯૪૭

વિગતવાર પત્રથી એક થોડો ભાગ બાદ કરતાં બાકીનો ભાગ પરમાનંદનું નિમિત્ત થયો હતો જે થોડો ભાગ બાધકર્તારૂપ છે, તે ઈશ્વરાનુગ્રહે આપના હૃદયથી વિસ્મૃત થશે એવી આશા રહ્યા કરે છે

જ્ઞાનીની પરિપક્વ અવસ્થા (દશા) થયે સર્વ પ્રકારે રાગ, દ્વેષની નિવૃત્તિ હોય એમ અમારી માન્યતા છે, તથાપિ એમાં પણ કંઈ સમજવા જેવું છે એ ખરું છે પ્રસંગે એ વિષે લખીશું

ઈશ્વરેચ્છા પ્રમાણે જે થાય તે થવા દેવું એ ભક્તિમાનને સુખદાયક છે

---

[૨૦૨] ૨૩૬ મુંબઈ, ચૈત્ર સુદ ૧૫ ગુરુ, ૧૯૪૭

સુજ્ઞ ભાઈ શ્રી અંબાલાલ,

અહીં કુશળતા છે તમારું કુશળપત્ર મં પ્રાપ્ત થયું ગતસાલથી વખતના તમે અહીં આવવા ઇચ્છો છો તે ઇચ્છામાં મારી સમ્મતિ છે ત્યાંથી વિદાય થવાનો દિવસ ચોક્કસ થયે અહીં દુકાન ઉપર ખબર લખશો

તમે અહીં આવો ત્યારે તમારો અમારા વિષે જે કંઈ પરમાર્થ પ્રેમ છે, તે જેમ બને તેમ ઓછો પ્રગટ થાય તેમ કરશો તેમ જ નીચેની વાર્તા લક્ષમાં રાખશો તો શ્રેયસ્કર છે

૧ મારી વિદ્યમાનતાએ ભાઈ રેવાશંકર અથવા ખીમજીથી કોઈ જાતનો પરમાર્થ વિષય ચર્ચિત ન કરવો (વિદ્યમાનતાએ એટલે હું સમીપ બેઠો હોઉં ત્યારે)

બધનનો ત્યાગ કર્યે છુટાય છે, એમ સમજ્યા છતા તે જ બધનની વૃદ્ધિ કર્યા કરવી, તેમા પોતાનુ મહત્ત્વ સ્થાપન કરવુ, પૂજ્યતા પ્રતિપાદન કરવી, એ જીવને બહુ રખડાવનારુ છે આ સમજણ સમીપે આવેલા જીવને હોય છે, અને તેવા જીવો સમર્થ ચક્રવર્તી જેવી પદવીએ છતા તેનો ત્યાગ કરી, કર-પાત્રમા ભિક્ષા માગીને જીવનાર સતના ચરણને અનત અનત પ્રેમે પૂજે છે, અને જરૂર તે છૂટે છે

દીનબધુની દૃષ્ટિ જ એવી છે કે છૂટવાના કામીને બાધવો નહી, બધાવાના કામીને છોડવો નહી અહીં વિકલ્પી જીવને એવો વિકલ્પ ઊઠે કે જીવને બધાવુ ગમતુ નથી, સર્વને છૂટવાની ઇચ્છા છે, તો પછી બધાય છે કા? એ વિકલ્પની નિવૃત્તિ એટલી જ છે કે, એવો અનુભવ થયો છે કે, જેને છૂટવાની દૃઢ ઇચ્છા થાય છે, તેને બધનનો વિકલ્પ મટે છે, અને એ આ વાર્તાનો સત્સાક્ષી છે

એક બાજુથી પરમાર્થ માર્ગ ત્વરાથી પ્રકાશવા ઇચ્છા છે, અને એક બાજુથી અલખ 'લે'મા સમાઈ જવુ એમ રહે છે અલખ 'લે'મા આત્માએ કરી સમાવેશ થયો છે, યોગે કરીને કરવો એ એક રટણ છે પરમાર્થનો માર્ગ ઘણા મુમુક્ષુઓ પામે, અલખ સમાધિ પામે તો સારુ અને તે માટે કેટલુક મનન છે દીનબધુની ઇચ્છા પ્રમાણે થઈ રહેશે

અદ્‌ભુત દશા નિરતર રહ્યા કરે છે અબધુ થયા છીએ, અબધુ કરવા માટે ઘણા જીવો પ્રત્યે દૃષ્ટિ છે

મહાવીર દેવે આ કાળને પચમકાળ કહી દુષમ કહ્યો, વ્યાસે કળિયુગ કહ્યો, એમ ઘણા મહા-પુરુષોએ આ કાળને કઠિન કહ્યો છે, એ વાત નિ શક સત્ય છે કારણ, ભક્તિ અને સત્સગ એ વિદેશ ગયા છે, અર્થાત્ સપ્રદાયોમા રહ્યા નથી અને એ મળ્યા વિના જીવનો છૂટકો નથી આ કાળમા મળવાં દુષમ થઈ પડયા છે, માટે કાળ પણ દુષમ છે તે વાત યથાયોગ્ય જ છે દુષમને ઓછા કરવા આશિષ આપશો ઘણુય જણાવવાની ઇચ્છા થાય છે, પણ લખવાની કે બોલવાની ઝાઝી ઇચ્છા રહી નથી ચેષ્ટા ઉપરથી સમજાય તેવું થયા જ કરો, એ ઇચ્છના નિશ્ચળ છે

વિ૦ આજ્ઞાકિત રાયચદના દડવત્

---

[૧૫૫] ૧૭૭ મુબઈ, કારતક વદ ૧૪, ગુરુ, ૧૯૪૭

સુજ્ઞ ભાઈશ્રી ત્રિભોવન,

તમારુ પત્ર ૧ મળ્યુ મનન કર્યું.

અતરની પરમાર્થવૃત્તિઓ થોડા કાળ સુધી પ્રગટ કરવા ઇચ્છા થતી નથી. ધર્મને ઇચ્છવાવાળા પ્રાણીઓના પત્રપ્રશ્નાદિક તો અત્યારે બધનરૂપ માન્યા છે કારણ જે ઇચ્છાઓ હમણા પ્રગટ કરવા ઇચ્છા નથી, તેના અશો (નહી ચાલતા) તે કારણથી પ્રગટ કરવા પડે છે

નિત્ય નિયમમા તમને અને બધા ભાઈઓને હમણા તો એટલુ જ જણાવુ છુ કે જે જે વાટેથી અનતકાળથી ગ્રહાયેલા આગ્રહનો, પોતાપણાનો, અને અસત્સગનો નાશ થાય તે તે વાટે વૃત્તિ લાવવી, એ જ ચિંતન રાખવાથી, અને પરભવનો દૃઢ વિશ્વાસ રાખવાથી કેટલેક અશે તેમા જય પમાશે

વિ૦ રાયચદના ય૦

---

[૧૫૬] ૧૭૮ મુબઈ, કારતક વદ ૦)), શુક્ર, ૧૯૪૭

સુજ્ઞ ભાઈશ્રી અબાલાલ,

અત્ર આનદવૃત્તિ છે તમારી અને બીજા ભાઈઓની આનદવૃત્તિ ઇચ્છું છુ તમારા પિતાજીના બે પત્રો ધર્મ વિષયે મળ્યા એ વિષે શુ ઉત્તર લખવો? તેનો બહુ વિચાર રહે છે

હમણા તો હુ કોઈને સ્પષ્ટ ધર્મ આપવાને યોગ્ય નથી, અથવા તેમ કરવા સારી ઇચ્છા રહેતી નથી ઇચ્છા રહેતી નથી એનુ કારણ ઉદયમા વર્તતા કર્મો છે તેઓની વૃત્તિ મારા તરફ વળવાનુ કારણ

૨૩૭ મુંબઈ, ચૈત્ર વદ ૨, શનિ, ૧૯૪૭

સુજ્ઞ ભાઈ ત્રિભોવન,

"પરેચ્છાનુચારીને શબ્દભેદ નથી" એ વાક્યનો અર્થ સમાગમે પૂછજો.

પરમ સમાધિરૂપ જ્ઞાનીની દશાને નમસ્કાર

વિ૦ રાયચંદના પ્રણામ

---

[૨૦૩] ૨૩૮ મુંબઈ, ચૈત્ર વદ ૩, રવિ, ૧૯૪૭

## તે પૂર્ણપદને જ્ઞાનીઓ પરમ પ્રેમથી ઉપાસે છે.

ચારેક દિવસ પહેલાં આપનું પત્ર મળ્યું પરમ સ્વરૂપના અનુગ્રહથી અત્ર સમાધિ છે આપની ઇચ્છા સદ્‌વૃત્તિઓ થવા રહે છે, એ વાંચી વારંવાર આનંદ થાય છે

ચિત્તનું સરળપણું, વૈરાગ્ય અને 'સત્' પ્રાપ્ત હોવાની જિજ્ઞાસા એ પ્રાપ્ત થવા પરમ દુર્લભ છે, અને તેની પ્રાપ્તિને વિષે પરમ કારણરૂપ એવો 'સત્સંગ' તે પ્રાપ્ત થવો એ તો પરમ પરમ દુર્લભ છે મોટેરા પુરુષોએ આ કાળને કઠણ કાળ કહ્યો છે, તેનું મુખ્ય કારણ તો એ છે કે 'સત્સંગ'નો જોગ થવો જીવને બહુ કઠણ છે, અને એમ હોવાથી કાળને પણ કઠણ કહ્યો છે માયામય અગ્નિથી ચૌદ રાજલોક પ્રજ્વલિત છે તે માયામાં જીવની બુદ્ધિ રાચી રહી છે, અને તેથી જીવ પણ તે ત્રિવિધ-તાપ–અગ્નિથી બળ્યા કરે છે, તેને પરમ કારુણ્યમૂર્તિનો બોધ એ જ પરમ શીતળ જળ છે, તથાપિ જીવને ચારે બાજુથી અપૂર્ણ પુણ્યને લીધે તેની પ્રાપ્તિ હોવી દુર્લભ થઈ પડી છે પણ એ જ વસ્તુની ચિંતના રાખવી 'સત્'ને વિષે પ્રીતિ, 'સત્'રૂપ સંતને વિષે પરમ ભક્તિ, તેના માર્ગની જિજ્ઞાસા, એ જ નિરંતર સંભારવા યોગ્ય છે તે સ્મરણ રહેવામાં ઉપયોગી એવાં વૈરાગ્યાદિક ચરિત્રવાળાં પુસ્તકો અને વૈરાગી, સરળ ચિત્તવાળા મનુષ્યનો સંગ અને પોતાની ચિત્તશુદ્ધિ એ સારાં કારણો છે એ જ મેળવવા રટણ રાખવું કલ્યાણકારક છે અત્ર સમાધિ છે

---

[૨૦૪] ૨૩૯ મુંબઈ, ચૈત્ર વદ ૭, ગુરુ, ૧૯૪૭

## 'આપ્યું સૌને તે અક્ષરધામ રે'

ગઈ કાલે એક કૃપાપત્ર મળ્યું હતું અત્ર પરમાનંદ છે

જોકે ઉપાધિસંયુક્ત કાળ ઘણો જાય છે, ઈશ્વરેચ્છા પ્રમાણે વર્તવું શ્રેયસ્કર છે અને યોગ્ય છે, એટલે જેમ ચાલે છે તેમ ઉપાધિ હો તો ભલે, ન હો તોપણ ભલે, જે હોય તે સમાન જ છે

જ્ઞાનવાર્તા સંબંધી અનેક મંત્ર આપને જણાવવા ઇચ્છા થાય છે, તથાપિ વિરહકાળ પ્રત્યક્ષ છે, એટલે નિરુપાયતા છે મંત્ર એટલે ગુપ્તભેદ એમ તો સમજાય છે કે ભેદનો ભેદ ટળ્યે વાસ્તવિક સમજાય છે પરમ અભેદ — એવું 'સત્' સર્વત્ર છે

વિ૦ રાયચંદ

---

૨૪૦ મુંબઈ, ચૈત્ર વદ ૯, રવિ, ૧૯૪૭

ગઈ કાલે પત્ર અને પ૦ પૂજ્ય શ્રી સોભાગભાઈનું પત્ર સાથે મળ્યું

વિનયભર્યો કાગળ સહર્ષ તેમને તમે લખજો વિલંબ થયાનું કારણ નહીં જણાવજો માત્ર જણાવજો કે રાયચંદે આ વિષે બહુ પ્રસન્નતા દર્શાવી છે

હાલ મને મુમુક્ષુઓનો પ્રતિબંધ પણ જોતો નહોતો કારણ કે મારી [illegible]

હાલ અશક્યતા વર્તે છે ઉદયકાળ એવો જ છે માટે [1]સો૦ જેવા [illegible]

૧ સોભાગભાઈ

પ્રશ્ન કર્યું કે જ બુ, સુધર્માસ્વામી ઇત્યાદિક કેમ ગયા? એ પણ આ જ કાળ હતો, એટલે ફરી વળી સામો પુરુષ વિચારીને બોલ્યો . આ કાળમા કોઈ આ કાળનો જન્મેલો આ ક્ષેત્રેથી મોક્ષે ન જાય ત્યારે પ્રશ્ન કર્યું કે, કોઈનું મિથ્યાત્વ જતું હશે કે નહી? ઉત્તર આપ્યો, હા જાય ત્યારે ફરી કહ્યુ કે, જો મિથ્યાત્વ જાય તો મિથ્યાત્વ જવાથી મોક્ષ થયો કહેવાય કે નહી? ત્યારે તેણે હા કહી કે એમ તો થાય. ત્યારે કહ્યુ એમ નહી પણ એમ હશે કે આ કાળમાં કોઈ આ કાળનો જન્મેલો સર્વ કર્મથી ન મુકાય

આમાં પણ ઘણા ભેદ છે, પર તુ આટલા સુધી કદાપિ સાધારણ સ્યાદ્વાદ માનીએ તો એ જૈનના શાસ્ત્ર માટે ખુલાસો થયો ગણાય વેદાતાદિક તો આ કાળમા સર્વથા સર્વ કર્મથી મુકાવા માટે જણાવે છે માટે હજુ પણ આગળ જવાનું છે ત્યાર પછી વાકચસિદ્ધિ થાય આમ વાકચ બોલવાની અપેક્ષા રાખવી એ ખરુ પર તુ જ્ઞાન ઊપજ્યા વિના એ અપેક્ષા સ્મૃત થાય એમ બનવુ સ ભવિત નથી કા તો સત્પુરુષની કૃપાથી સિદ્ધિ થાય

અત્યારે એ જ થોડુ લખ્યું ઘણું કરી જાણજો, ઉપર લખી માથાફૂટે લખવી પસ દ નથી. સાકરનું શ્રીફળ બધાએ વખાણી માગ્યું છે, પર તુ અહી તો અમૃતની સચોડી નાળિયેરી છે ત્યાં આ કયાથી પસ દ આવે? નાપસ દ પણ કરાય નહી

છેવટે આજે, કાલે અને બધેય વખતે આ જ કહેવુ છે કે, આનો સ ગ થયા પછી સર્વ પ્રકારે નિર્ભય રહેતા શીખવુ આપને આ વાકચ કેમ લાગે છે?

વિ૦ રાયચંદ

---

[ ૧૫૮ ]                                    ૧૮૧                    મુબઈ, માગશર સુદ ૯, શનિ, ૧૯૪૭

સુજ્ઞ ભાઈ છોટાલાલ,

ભાઈ ત્રિભોવનનુ અને તમારુ પત્ર મળ્યું તેમ જ ભાઈ અ બાલાલનું પત્ર મળ્યું

હમણા તો તમારુ લખેલુ વાચવાની ઇચ્છા રાખુ છુ કોઈ પ્રસ ગે પ્રવૃત્તિ (આત્માની) થશે તો હું પણ લખતો રહીશ.

તમે જે વેળા સમતામાં હો, તે વેળા તમારી અ તરની ઊર્મિઓ લખશો

અહી ત્રણે કાળ સરખા છે બેઠેલા વ્યવહાર પ્રત્યે અસમતા નથી, અને ત્યાગવાની ઇચ્છા રાખી છે, પણ પૂર્વ પ્રકૃતિને ટાળ્યા વિના છૂટકો નથી

કાળની દુષમતા            થી આ પ્રવૃત્તિમાર્ગ ઘણા જીવોને સતનુ દર્શન કરતાં અટકાવે છે

તમને બધાને ભલામણ છે કે આ આત્મા સ બ ધે બીજા પ્રત્યે ક ઈ વાતચીત કરવી નહી

વિ૦ રાયચ દ

---

[ ૧૫૯ ]                                    ૧૮૨                    મુંબઈ, માગશર સુદ ૧૩, બુધ, ૧૯૪૭

આપનુ કૃપાપત્ર ગઈ કાલે મલ્યું વાચી પરમસ તોષ પ્રાપ્ત થયો

આપ હૃદયના જે જે ઉદ્ગાર દર્શાવો છો, તે તે વાચી આપની યોગ્યતા માટે પ્રસન્ન થવાય છે, પરમ પ્રસન્નતા થાય છે, અને ફરી ફરી સત્યુગનું સ્મરણ થાય છે આપ પણ જાણો છો કે આ કાળમા મનુષ્યોના મન માયિક સ પત્તિની ઇચ્છાવાળા થઈ ગયા છે કોઇકિ વિરલ મનુષ્ય નિર્વાણમાર્ગની દૃઢ ઇચ્છાવાળુ રહ્યુ સ ભવે છે, અથવા કોઇકને જ તે ઇચ્છા સત્પુરુષના ચરણસેવન વડે પ્રાપ્ત થાય તેવું છે.

શકશે પણ તેથી આપને, અમને અને ઘણા જીવોને કર્મનો દીર્ઘબંધ થશે, સિવાય બીજું ફળ નહીં આવે અને અન્ય લોકો રાજી થશે માટે શાંત દૃષ્ટિ રાખવી યોગ્ય છે”

આવું કોઈ પ્રસંગે કહેવું ઘટે તો કહેવું પણ તે કંઈક પ્રસન્નતામાં દેખાય ત્યારે કહેવું અને કહેતાં તેની પ્રસન્નતા વધતી જતી હોય, અથવા અપ્રસન્નતા થતી ન દેખાતી હોય ત્યાં સુધી કહેવું

બીજા ત્રીજા માણસો દ્વારા તે આડીઅવળી વાત ફેલાવે અથવા બીજા તેવી વાત લાવે તો કહેવું કે તમારો બધાનો કષાય કરવાનો હેતુ મારા સમજવામા છે કોઈ બાઈ, ભાઈ પર કલંકની વાત ચડાવતા આટલો બધો રાજીપો રાખો છો તેમાં ક્યાક માઠું થઈ જશે મારી સાથે તમારે વધારે વાત ન કરવી તમારે તમારું કરવું'. એવી રીતે યોગ્ય ભાષામા અવસર દેખાય ત્યારે કહેવું બાકી શાંત રહેવું મનમાં મુઝાવું નહી ઉપાશ્રયે જવું, ન જવુ, સાધુ દ જવુ ન જવુ તે અવસરોચિત જેમ તમને લાગે તેમ કરશો પણ મુખ્યપણે શાત રહેશો અને સિદ્ધ કરી દેવા સંબંધી કાંઈ પણ ચોખવટ પર ધ્યાન આપશો નહીં એવું ધૈર્ય રાખી, આત્માર્થમા નિર્ભય રહેજો

વાત લાવનારને કહેવુ કે મનની કલ્પિત વાતો શા માટે ચલાવો છો ? કંઈક પરમેશ્વરી ડર રાખો તો સારુ. એમ યોગ્ય શબ્દોમા કહેવુ, આત્માર્થમા પ્રયત્ન કરવુ

---

૨૪૩ મુંબઈ, વૈશાખ સુદ ૨, ૧૯૪૭

સર્વાત્માના અનુગ્રહથી અત્ર સમાધિ છે બાહ્યોપાધિયોગ વર્તે છે તમારી ઇચ્છા સ્મૃતિમાં છે અને તે માટે તમારી અનુકૂલતા પ્રમાણે કરવાને તૈયાર છીએ, તથાપિ એમ તો રહે છે કે હવેનો અમારો સમાગમ એકાંત અજાણ સ્થળમા થવો કલ્યાણક છે અને તેવો પ્રસંગ લક્ષમા રાખવાનું પ્રયત્ન છે નહી તો પછી તમને તમારી અનુકૂળતા પ્રમાણે કરવાનું સમ્મત છે ભાઈ ત્રિભોવનને પ્રણામ કહેશો તમે બધા જે સ્થળમા (પુરુષમા) પ્રીતિ કરો છો, તે શુ ખરા કારણને લઈને છે? ખરા પુરુષને આપણે કેમ ઓળખીએ ?

---

[ ૨૦૭ ] ૨૪૪ મુંબઈ, વૈશાખ સુદ ૭, શુક્ર, ૧૯૪૭

પરબ્રહ્મ આનંદમૂર્તિ છે, તેનો ત્રણે કાળને વિષે અનુગ્રહ ઇચ્છીએ છીએ

કેટલીક નિવૃત્તિનો વખત મળ્યા કરે છે, પરબ્રહ્મવિચાર તો એમ ને એમ રહ્યા જ કરે છે, ક્યારેક તો તે માટે આનંદકિરણ બહુ સ્ફુરી નીકળે છે, અને કંઈની કંઈ (અભેદ) વાત સમજાય છે, પણ કોઈને કહી શકાતી નથી, અમારી એ વેદના અથાગ છે વેદનાને વખતે શાતા પૂછનાર જોઈએ, એવો વ્યવહારમાર્ગ છે, પણ અમને આ પરમાર્થમાર્ગમા શાતા પૂછનાર મળતો નથી, અને જે છે તેનાથી વિયોગ રહે છે ત્યારે હવે જેનો વિયોગ છે એવા જે તમે તે અમને કોઈ પણ પ્રકારે શાતા પૂછો એમ માગીએ છીએ

---

૨૪૫ મુંબઈ, વૈશાખ સુદ ૧૩, ૧૯૪૭

નિર્મળ પ્રીતિએ અમારા યથાયોગ્ય સ્વીકારજો

ભાઈ ત્રિભોવન અને છોટાલાલ વગેરેને કહેજો, ઇશ્વરેચ્છાને લીધે ઉપાધિજોગ છે માટે તમારાં વાક્યો પ્રત્યે ઉપેક્ષા રાખવી પડે છે, અને તે ક્ષમા આપવા યોગ્ય છે

---

[ ૨૦૮ ] ૨૪૬ મુંબઈ, વૈશાખ વદ ૩, ૧૯૪૭

વિરહ પણ સુખદાયક માનવો

અતિશય વિરહાગ્નિ હરિપ્રત્યેની જલવાથી સાક્ષાત્ તેની પ્રાપ્તિ હોય છે તેમ જ સંતના વિરહાનુભવનું ફળ પણ તે જ છે ઇશ્વરેચ્છાથી આપણા સંબંધમા તેમ જ માનશો

[૧૬૧-૬૨] ૧૮૭ મુંબઈ, માગશર વદ ૦)), ૧૯૪૭

**પ્રાપ્ત થયેલા સત્સ્વરૂપને અભેદભાવે અપૂર્વ સમાધિમાં સ્મરું છું**

મહાભાગ્ય, શાંતમૂર્તિ, જીવન્મુક્ત શ્રી સોભાગભાઈ,

અત્ર આપની કૃપાથી આનંદ છે, આપને નિરંતર વર્તો એ આશિષ છે

છેવટનું સ્વરૂપ સમજાયામાં, અનુભવાયામાં અલ્પ પણ ન્યૂનતા રહી નથી જેમ છે તેમ સર્વ પ્રકારે સમજાયું છે સર્વ પ્રકારનો એક દેશ બાદ કરતાં બાકી સર્વ અનુભવાયું છે એક દેશ સમજાયા વિના રહ્યો નથી, પરંતુ યોગ (મન, વચન, કાયા)થી અસંગ થવા વનવાસની આવશ્યકતા છે, અને એમ થયે એ દેશ અનુભવાશે, અર્થાત્ તેમાં જ રહેવાશે, પરિપૂર્ણ લોકાલોકજ્ઞાન ઉત્પન્ન થશે, અને એ ઉત્પન્ન કરવાની (તેમ) આકાંક્ષા રહી નથી, છતાં ઉત્પન્ન કેમ થશે ? એ વળી આશ્ચર્યકારક છે ! પરિપૂર્ણ સ્વરૂપજ્ઞાન તો ઉત્પન્ન થયું જ છે, અને એ સમાધિમાંથી નીકળી લોકાલોકદર્શન પ્રત્યે જવું કેમ બનશે ? એ પણ એક મને નહીં પણ પત્ર લખનારને વિકલ્પ થાય છે !

કણબી અને કોળી જેવી જ્ઞાતિમાં પણ માર્ગને પામેલા થોડા વર્ષમાં ઘણા પુરુષો થઈ ગયા છે, તે મહાત્માઓની જનમંડળને અપિછાન હોવાને લીધે કોઈક જ તેનાથી સાર્થક સાધી શક્યું છે, જીવને મહાત્મા પ્રત્યે મોહ જ ન આવ્યો, એ કેવી ઈશ્વરી અદ્ભુત નિયતિ છે ?

એઓ સર્વ કંઈ છેવટના જ્ઞાનને પ્રાપ્ત થયા નહોતા, પરંતુ તે મળવું તેમને બહુ સમીપમાં હતું એવા ઘણા પુરુષોના પદ વગેરે અહીં જોયા એવા પુરુષો પ્રત્યે રોમાંચ બહુ ઉલ્લસે છે, અને જાણે નિરંતર તેવાની ચરણસેવા જ કરીએ, એ એક આકાંક્ષા રહે છે જ્ઞાની કરતાં એવા મુમુક્ષુ પર અતિશય ઉલ્લાસ આવે છે, તેનું કારણ એ જ કે તેઓ જ્ઞાનીના ચરણને નિરંતર સેવે છે, અને એ જ એમનું દાસત્વ અમારું તેમના પ્રત્યે દાસત્વ થાય છે, તેનું કારણ છે ભોજો ભગત, નિરાંત કોળી ઇત્યાદિક પુરુષો યોગી (પરમ યોગ્યતાવાળા) હતા નિરંજનપદને બૂઝનારા નિરંજન કેવી સ્થિતિમાં રાખે છે, એ વિચારતાં અકળ ગતિ પર ગંભીર, સમાધિયુક્ત હાસ્ય આવે છે ! હવે અમે અમારી દશા કોઈ પણ પ્રકારે કહી શકવાના નથી, તો લખી ક્યાંથી શકીશું ? આપના દર્શન થયે જે કંઈ વાણી કહી શકશે તે કહેશે, બાકી નિરુપાયતા છે (કંઈ) મુક્તિયે નથી જોઈતી, અને જૈનનું કેવળજ્ઞાનયે જે પુરુષને નથી જોઈતું, તે પુરુષને પરમેશ્વર હવે કયું પદ આપશે ? એ કંઈ આપના વિચારમાં આવે છે ? આવે તો આશ્ચર્ય પામજો, નહીં તો અહીંથી તો કોઈ રીતે કંઈયે બહાર કાઢી શકાય તેમ બને તેવું લાગતું નથી

આપ જે કંઈ વ્યવહાર ધર્મપ્રશ્નો બીડો છો તે ઉપર લક્ષ અપાતું નથી તેના અક્ષર પણ પૂરા વાંચવા લક્ષ જતું નથી, તો પછી તેનો ઉત્તર ન લખી શકાયો હોય તો આપ શા માટે રાહ જુઓ છો ? અર્થાત્ તે હવે ક્યારે બનશે, તે કંઈ કલ્પી શકાતું નથી

વારંવાર જણાવો છો, આતુરતા દર્શન માટે બહુ છે, પરંતુ પંચમકાળ મહાવીરદેવે કહ્યો છે, કળિયુગ વ્યાસભગવાને કહ્યો છે, તે ક્યાંથી સાથે રહેવા દે ? અને દે તો આપને ઉપાધિયુક્ત શા માટે ન રાખે ?

આ ભૂમિકા ઉપાધિની શોભાનું સંગ્રહસ્થાન છે

ખીમજી વગેરેને એક વાર આપનો સત્સંગ થાય તો જ્યાં એકલક્ષ કરવો જોઈએ છે ત્યાં થાય, નહીં તો થવો દુર્લભ છે કારણ કે અમારી હાલ બાહ્ય વૃત્તિ ઓછી છે

---

૧૮૮ મુંબઈ, પોષ સુદ ૨, સોમ, ૧૯૪૭

કહેવારૂપ હું તેને નમસ્કાર હો

સર્વ પ્રકારે સમાધિ છે

શકશે પણ તેથી આપને, અમને અને ઘણા જીવોને કર્મનો દીર્ઘબંધ થશે, સિવાય બીજું ફળ નહીં આવે અને અન્ય લોકો રાજી થશે માટે શાંત દૃષ્ટિ રાખવી યોગ્ય છે"

આવું કોઈ પ્રસંગે કહેવું ઘટે તો કહેવું પણ તે કંઈક પ્રસન્નતામાં દેખાય ત્યારે કહેવું અને કહેતાં તેની પ્રસન્નતા વધતી જતી હોય, અથવા અપ્રસન્નતા થતી ન દેખાતી હોય ત્યા સુધી કહેવું

બીજા ત્રીજા માણસો દ્વારા તે આડીઅવળી વાત ફેલાવે અથવા બીજા તેવી વાત લાવે તો કહેવું કે તમારો બધાનો કષાય કરવાનો હેતુ મારા સમજવામા છે કોઈ બાઈ, ભાઈ પર કલંકની વાત ચડાવતા આટલો બધો રાજીપો રાખો છો તેમાં ક્યાક માઠું થઈ જશે મારી સાથે તમારે વધારે વાત ન કરવી તમારે તમારું કરવું એવી રીતે યોગ્ય ભાષામા અવસર દેખાય ત્યારે કહેવું બાકી શાત રહેવું. મનમા મુઝાવું નહી ઉપાશ્રયે જવું, ન જવું, સાધુ દ જવું ન જવું તે અવસરોચિત જેમ તમને લાગે તેમ કરશો પણ મુખ્યપણે શાત રહેશો અને સિદ્ધ કરી દેવા સબંધી કાઈ પણ ચોખવટ પર ધ્યાન આપશો નહી એવું ધૈર્ય રાખી, આત્માર્થમા નિર્ભય રહેજો

વાત લાવનારને કહેવું કે મનની કલ્પિત વાતો શા માટે ચલાવો છો? કંઈક પરમેશ્વરી ડર રાખો તો સારું એમ યોગ્ય શબ્દોમા કહેવું, આત્માર્થમા પ્રયત્ન કરવું

---

૨૪૩ મુબઈ, વૈશાખ સુદ ૨, ૧૯૪૭

સર્વાત્માના અનુગ્રહથી અત્ર સમાધિ છે બાહ્યોપાધિયોગ વર્તે છે તમારી ઇચ્છા સ્મૃતિમા છે અને તે માટે તમારી અનુકૂલતા પ્રમાણે કરવાને તૈયાર છીએ, તથાપિ એમ તો રહે છે કે હવેનો અમારો સમાગમ એકાંત અજાણ સ્થળમા થવો કલ્યાણક છે અને તેવો પ્રસંગ લક્ષમા રાખવાનું પ્રયત્ન છે નહી તો પછી તમને તમારી અનુકૂળતા પ્રમાણે કરવાનું સમ્મત છે ભાઈ ત્રિભોવનને પ્રણામ કહેશો તમે બધા જે સ્થળમા (પુરુષમા) પ્રીતિ કરો છો, તે શુ ખરાં કારણને લઈ ને છે? ખરા પુરુષને આપણે કેમ ઓળખીએ?

---

[૨૦૭] ૨૪૪ મુબઈ, વૈશાખ સુદ ૭, શુક્ર, ૧૯૪૭

પરબ્રહ્મ આનંદમૂર્તિ છે, તેનો ત્રણે કાળને વિષે અનુગ્રહ ઇચ્છીએ છીએ

કેટલોક નિવૃત્તિનો વખત મળ્યા કરે છે, પરબ્રહ્મવિચાર તો એમ ને એમ રહ્યા જ કરે છે, ક્યારેક તો તે માટે આનંદકિરણ બહુ સ્ફુરી નીકળે છે, અને કંઈની કંઈ (અભેદ) વાત સમજાય છે, પણ કોઈને કહી શકાતી નથી, અમારી એ વેદના અથાગ છે વેદનાને વખતે શાતા પૂછનાર જોઈએ, એવો વ્યવહારમાર્ગ છે, પણ અમને આ પરમાર્થમાર્ગમા શાતા પૂછનાર મળતો નથી, અને જે છે તેનાથી વિયોગ રહે છે ત્યારે હવે જેનો વિયોગ છે એવા જે તમે તે અમને કોઈ પણ પ્રકારે શાતા પૂછો એમ માગીએ છીએ

---

૨૪૫ મુબઈ, વૈશાખ સુદ ૧૩, ૧૯૪૭

નિર્મળ પ્રીતિએ અમારા યથાયોગ્ય સ્વીકારજો

ભાઈ ત્રિભોવન અને છોટાલાલ વગેરેને કહેજો, ઈશ્વરેચ્છાને લીધે ઉપાધિજોગ છે માટે તમારાં વાક્યો પ્રત્યે ઉપેક્ષા રાખવી પડે છે, અને તે ક્ષમા આપવા યોગ્ય છે

---

[૨૦૮] ૨૪૬ મુબઈ, વૈશાખ વદ ૩, ૧૯૪૭

વિરહ પણ સુખદાયક માનવો

અતિશય વિરહાગ્નિ હરિપ્રત્યેની જલવાથી સાક્ષાત્ તેની પ્રાપ્તિ હોય છે તેમ જ સંતના વિરહાનુભવનું ફળ પણ તે જ છે ઈશ્વરેચ્છાથી આપણા સંબંધમા તેમ જ માનશો

તમે આ વેળા જે કંઈ મારા પ્રત્યે કર્યું છે, તે એક જુદો જ વિષય છે, તથાપિ વિજ્ઞાપન છે કે કોઈ પણ પ્રકારે તમને અસમાધિરૂપ જેવુ જણાય ત્યારે એ વિષય પરત્વે અત્ર લખી વાળવુ, એટલે યોગ્ય વ્યવસ્થા કરવાનો બનતો પ્રયાસ થશે

હવે એ વિષયને એટલેથી અહીં મૂકી દઉં છુ

અમારી વૃત્તિ જે કરવા ઇચ્છે છે, તે નિષ્કારણ પરમાર્થ છે, એ વિષે વાર વાર જાણી શકયા છો; તથાપિ કંઈ સમવાય કારણની ન્યૂનતાને લીધે હાલ તો તેમ કંઈ અધિક કરી શકાતુ નથી માટે ભલામણ છે કે અમે હાલ કંઈ પરમાર્થજ્ઞાની છીએ અથવા સમર્થ છીએ એવુ કથન કીર્તિત કરશો નહી કારણ કે એ અમને વર્તમાનમા પ્રતિકૂળ જેવુ છે

તમે જેઓ સમજ્યા છો, તેઓ માર્ગને સાધ્ય કરવા નિરંતર સત્પુરુષના ચરિત્રનું મનન રાખજો તે વિષય પ્રસંગે અમને પૂછજો સત્શાસ્ત્રને અને સત્કથાને તેમ જ સદ્વ્રતને સેવજો

વિ૦ નિમિત્તમાત્ર

---

[૧૯૬] ૧૯૩ મુબઈ, પોષ વદિ ૨, સોમ, ૧૯૪૭

સુજ્ઞ ભાઈ,

અમને પ્રત્યેક મુમુક્ષુઓનું દાસત્વ પ્રિય છે જેથી તેઓએ જે જે વિજ્ઞાપન કર્યું તે અમે વાચ્યુ છે યથાયોગ્ય અવસર પ્રાપ્ત થયે એ વિષે ઉત્તર લખી શકાય તેવુ છે, તેમ જ હમણા આશ્રમ (સ્થિતિમા પ્રવર્તે છે તે સ્થિતિ) મૂકી દેવાનું કંઈ અવશ્ય નથી, અમારા સમાગમનું અવશ્ય જણાવ્યુ તે ખચીત હિતસ્વી છે તથાપિ અત્યારે એ દશાનો યોગ આવે તેમ નથી નિરંતર અત્ર આનંદ છે ત્યા ધર્મયોગની વૃદ્ધિ કરવા સર્વને વિનંતિ છે

વિ૦ રા૦

---

[૧૯૭] ૧૯૪ મુંબઈ, પોષ, ૧૯૪૭

જીવને માર્ગ મળ્યો નથી એનું શુ કારણ ?

એ વાર વાર વિચારી યોગ્ય લાગે ત્યારે સાથેનુ પત્ર વાચજો

હાલ વિશેષ લખી શકવાની કે જણાવવાની દશા નથી, તોપણ એકમાત્ર તમારી મનોવૃત્તિ કિંચિત્ દુભાતી અટકે એ માટે જે કંઈ અવસરે યોગ્ય લાગ્યું તે લખ્યું છે

અમને લાગે છે કે માર્ગ સરળ છે, પણ પ્રાપ્તિનો યોગ મળવો દુર્લભ છે

**સત્સ્વરૂપને અભેદભાવ અને અનન્ય ભક્તિએ નમોનમ:**

ભાવ અપ્રતિબદ્ધતાથી નિરંતર વિચરે છે એવા જ્ઞાની પુરુષના ચરણારવિંદ, તે પ્રત્યે અચળ પ્રેમ થયા વિના અને સમ્યક્પ્રતીતિ આવ્યા વિના સત્સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી, અને આવ્યેથી અવશ્ય તે મુમુક્ષુ જેના ચરણારવિંદ તેણે સેવ્યાં છે, તેની દશાને પામે છે આ માર્ગ સર્વ જ્ઞાનીઓએ સેવ્યો છે, સેવે છે, અને સેવશે જ્ઞાનપ્રાપ્તિ એથી અમને થઈ હતી, વર્તમાને એ જ માર્ગથી થાય છે અને અનાગત કાળે પણ જ્ઞાનપ્રાપ્તિનો એ જ માર્ગ છે સર્વ શાસ્ત્રોનો બોધ લક્ષ જોવા જતા એ જ છે અને જે કોઈ પણ પ્રાણી છૂટવા ઇચ્છે છે તેણે અખંડ વૃત્તિથી એ જ માર્ગને આરાધવો એ માર્ગ આરાધ્યા વિના જીવે અનાદિ કાળથી પરિભ્રમણ કર્યું છે જ્યા સુધી જીવને સ્વચ્છંદરૂપી અંધત્વ છે, ત્યા સુધી એ માર્ગનું દર્શન થતું નથી (અંધત્વ ટળવા માટે) જીવે એ માર્ગનો વિચાર કરવો, દૃઢ મોક્ષેચ્છા કરવી, એ વિચારમા અપ્રમત્ત રહેવું, તો માર્ગની પ્રાપ્તિ થઈ અંધત્વ ટળે છે, એ નિ:શંક

રહેતો નથી, સ્મૃતિ રહેતી નથી, અથવા ખબર પણ રહેતી નથી, તે માટે શુ કરવું ? શુ કરવું એટલે કે વ્યવહારમા બેઠા છતા એવી સર્વોત્તમ દશા બીજા કોઈને દુ ખરૂપ ન થવી જોઈએ, અને અમારા આચાર એવા છે કે વખતે તેમ થઈ જાય બીજા કોઈને પણ આનદરૂપ લાગવા વિષે હરિને ચિ તા રહે છે, માટે તે રાખશે. અમારુ કામ તો તે દશાની પૂર્ણતા કરવાનુ છે, એમ માનીએ છીએ, તેમ બીજા કોઈને સ તાપરૂપ થવાનો તો સ્વપ્ને પણ વિચાર નથી બધાના દાસ છીએ, ત્યા પછી દુ ખરૂપ કોણ માનશે ? તથાપિ વ્યવહાર-પ્રસ ગમા હરિની માયા અમને નહી તો સામાને પણ એકને બદલે બીજુ આરોપાવી દે તો નિરુપાયતા છે, અને એટલો પણ શોક રહેશે અમે સર્વ સત્તા હરિને અર્પણ કરીએ છીએ, કરી છે વધારે શુ લખવુ ? પરમાનદરૂપ હરિને ક્ષણ પણ ન વીસરવા એ અમારી સર્વ કૃતિ, વૃત્તિ અને લેખનો હેતુ છે

---

[ ૨૧૦ ] ૨૪૮ મુબઈ, વૈશાખ વદ ૮, રવિ, ૧૯૪૭

ૐ નમ

શા માટે ક ટાળો આવે છે, આકુળતા થાય છે ? તે લખશો અમારો સમાગમ નથી, તે માટે તેમ થાય છે, એમ જણાવવાનુ હોય, તો અમારો સમાગમ હાલ ક્યા કરાય એવું છે ? અત્રે કરવા દેવાને અમારી ઇચ્છા નથી રહેતી બીજે કોઈ સ્થળે થવાનો પ્રસ ગ ભવિતવ્યતાના જોગ ઉપર છે ખ ભાત આવવા માટે પણ જોગ બની શકે તેવુ નથી

પૂજ્ય સોભાગભાઈનો સમાગમ કરવાની ઇચ્છામા અમારી અનુમતિ છે તથાપિ હજુ તેમનો સમાગમ તમને હમણા કરવાનુ કારણ નથી, એમ જાણીએ છીએ

અમારો સમાગમ તમે (બધા) શા માટે ઇચ્છો છો, તેનું સ્પષ્ટ કારણ જણાવો તો તે જાણવાની વધારે ઇચ્છા રહે છે

'પ્રબોધશતક' મોકલ્યું છે તે પહોચ્યુ હશે તમો બધાને એ શતક શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવા જોગ છે એ પુસ્તક વેદાતની શ્રદ્ધા કરવા માટે મોકલ્યું નથી, એવો લક્ષ સાભળનારનો પ્રથમ થવો જોઈએ બીજા ક ઈ કારણથી મોકલ્યું છે, જે કારણ ઘણુ કરીને વિશેષ વિચારે તમો જાણી શકશો હાલ તમોને કોઈ તેવુ બોધક સાધન નહી હોવાને લીધે એ શતક ઠીક સાધન છે, એમ માની મોકલ્યું છે, એમાથી તમારે શુ જાણવુ જોઈએ, તેનો તમારે વિચાર કરવો સાભળતા કોઈએ અમારા વિષે આશ કા કરવી નહી કે, એમા જે ક ઈ મતભાગ જણાવ્યો છે, તે મત અમારો છે, માત્ર ચિત્તની સ્થિરતા માટે એ પુસ્તકના ઘણા વિચારો કામના છે, માટે મોકલ્યુ છે, એમ માનવુ

ભા૦ દામોદર અને મગનલાલના હસ્તાક્ષરનો કાગળ ઇચ્છીએ છીએ તેમા તેમના વિચાર જણાય તેટલા માટે

---

[ ૨૧૧ ] ૨૪૯ મુબઈ, જેઠ શુદ ૭, શનિ, ૧૯૪૭

ૐ નમ

કરાળ કાળ હોવાથી જીવને જ્યા વૃત્તિની સ્થિતિ કરવી જોઈએ, ત્યા તે કરી શકતો નથી

સદ્ધર્મનો ઘણુ કરીને લોપ જ રહે છે તે માટે આ કાળને કળિયુગ કહેવામા આવ્યો છે

સદ્ધર્મનો જોગ સત્પુરુષ વિના હોય નહી, કારણ કે અસત્મા સત્ હોતુ નથી

ઘણુ કરીને સત્પુરુષના દર્શનની અને જોગની આ કાળમા અપ્રાપ્તિ દેખાય છે જ્યારે એમ છે, ત્યારે સદ્ધર્મરૂપ સમાધિ મુમુક્ષુ પુરુષને ક્યાથી પ્રાપ્ત હોય ? અને અમુક કાળ વ્યતીત થયાં છતા જ્યારે તેવી સમાધિ પ્રાપ્ત નથી થતી ત્યારે મુમુક્ષુતા પણ કેમ રહે ?

[૧૬૯] ૧૯૬ મુંબઈ, માહ સુદ ૭, રવિ, ૧૯૪૭

મુ–પણે[1] રહેવુ પડે છે એવા જિજ્ઞાસુ,

જીવને બે મોટા બંધન છે, એક સ્વચ્છંદ અને બીજું પ્રતિબંધ સ્વચ્છંદ ટાળવાની ઇચ્છા જેની છે, તેણે જ્ઞાનીની આજ્ઞા આરાધવી જોઈએ, અને પ્રતિબંધ ટાળવાની ઇચ્છા જેની છે, તેણે સર્વ-સંગથી ત્યાગી થવુ જોઈએ આમ ન થાય તો બંધનનો નાશ થતો નથી સ્વચ્છંદ જેનો છેદાયો છે તેને જે પ્રતિબંધ છે, તે અવસર પ્રાપ્ત થયે નાશ પામે છે, આટલી શિક્ષા સ્મરણ કરવારૂપ છે

વ્યાખ્યાન કરવું પડે તો કરવુ, પણ આ કર્ત્તવ્યની હજુ મારી યોગ્યતા નથી અને આ મને પ્રતિબંધ છે, એમ સમજતા જતા ઉદાસીન ભાવે કરવુ ન કરવા માટે જેટલા સામાને રુચિકર અને યોગ્ય પ્રયત્ન થાય તેટલા કરવા, અને તેમ છતાય જ્યારે કરવુ પડે તો ઉપર પ્રમાણે ઉદાસીન ભાવ સમજીને કરવુ.

---

[૧૭૦] ૧૯૭ મુંબઈ, માહ સુદ ૯, મંગળ, ૧૯૪૭

આપનું આનંદરૂપ પત્ર મળ્યું તેવા પત્રનાં દર્શનની તૃષા વધારે છે.

જ્ઞાનના 'પરોક્ષ-અપરોક્ષ' વિષે પત્રથી લખી શકાય તેમ નથી, પણ સુધાની ધારા પછીના કેટલાંક દર્શન થયા છે, અને જો અસંગતાની સાથે આપનો સત્સંગ હોય તો છેવટનુ પરિપૂર્ણ પ્રકાશે તેમ છે, કારણ કે તે ઘણું કરીને સર્વ પ્રકારે જાણ્યું છે અને તે જ વાટ તેના દર્શનની છે, આ ઉપાધિ-યોગમા એ દર્શન ભગવત થવા દેશે નહી, એમ તે મને પ્રેરે છે, માટે એકાંતવાસીપણે જ્યારે થવાશે ત્યારે ચાહીને ભગવતે રાખેલો પડદો એક થોડા પ્રયત્નમા ટળી જશે આટલા ખુલાસા સિવાય બીજો પત્ર વાટે ન કરી શકાય

હાલમાં આપના સમાગમ વિના આનંદનો રોધ છે

વિ૦ આજ્ઞાંકિત

---

[૧૭૧] ૧૯૮ મુંબઈ, માહ સુદ ૧૧, ગુરુ, ૧૯૪૭

## સતને અભેદભાવે નમોનમઃ

પત્ર આજે મળ્યું. અત્ર આનંદ છે (વૃત્તિરૂપ) કેવા પ્રકારથી હમણા કાળક્ષેપ થાય છે તે લખશો.

બીજી બધી પ્રવૃત્તિ કરતા જીવને યોગ્યપણુ પ્રાપ્ત થાય તેવી વિચારણા કરવી યોગ્ય છે, અને તેનું મુખ્ય સાધન સર્વ પ્રકારના કામભોગથી વૈરાગ્યસમેત સત્સંગ છે

સત્સંગ (સમવયી પુરુષોનો, સમગુણી પુરુષોનો યોગ)મા, સતનો જેને સાક્ષાત્કાર છે એવા પુરુષના વચનોનુ પરિચર્યન કરવુ કે જેમાથી કાળે કરીને સત્‌ની પ્રાપ્તિ થાય છે

કોઈ પણ પ્રકારે જીવ પોતાની કલ્પનાએ કરી સતને પ્રાપ્ત કરી શકતો નથી સજીવનમૂર્તિ પ્રાપ્ત થયે જ સત્‌ પ્રાપ્ત થાય છે, સત્‌ સમજાય છે, સતનો માર્ગ મળે છે, સત પર લક્ષ આવે છે સજીવનમૂર્તિના લક્ષ વગર જે કંઈ પણ કરવામા આવે છે, તે જીવને બંધન છે આ અમારુ હૃદય છે

આ કાળ સુલભબોધીપણુ પ્રાપ્ત થવામા વિઘ્નભૂત છે કંઈક (બીજા કાળ કરતા બહુ) હજુ તેનુ વિષમપણુ ઓછુ છે, તેવા સમયમા વક્રપણુ, જડપણુ જેનાથી પ્રાપ્ત થાય છે એવા માયિક વ્યવહારમા ઉદાસીન થવું શ્રેયસ્કર છે સતનો માર્ગ કોઈ સ્થળે દેખાતો નથી

તમને બધાને હમણા જે કંઈ જૈનના પુસ્તકો વાચવાનો પરિચય રહેતો હોય, તેમાથી જગતનું

---

૧ મુનિ–મુનિશ્રી લલ્લુજી

[ ૨૧૩ ] ૨૫૧ મુંબઈ, જેઠ વદ ૬, શનિ, ૧૯૪૭

હરિ ઇચ્છાથી જીવવુ છે, અને પરેચ્છાથી ચાલવું છે અધિક શુ કહેવું ?

લિ૰ આજ્ઞાકિત

---

[ ૨૧૪ ] ૨૫૨ મુંબઈ, જેઠ સુદ, ૧૯૪૭

છોટમકૃત પદસ ગ્રહ વગેરે પુસ્તકો વાચવાનો હાલ તો પરિચય રાખજો વગેરે શબ્દથી સત્સ ગ ભક્તિ અને વીતરાગતાનું માહાત્મ્ય વર્ણવ્યું હોય તેવા પુસ્તકો સમજશો

સત્સ ગાદિકની જેમાં માહાત્મ્યતા વર્ણવી છે તેવાં પુસ્તકો અથવા પદો, કાવ્યો હોય તે વારંવાર મનન કરવા અને સ્મૃતિમા રાખવા યોગ્ય સમજશો

જૈનસૂત્રો હાલ વાચવાની ઇચ્છા થાય તો તે નિવૃત્ત કરવા યોગ્ય છે, કારણ કે તે ( જૈનસૂત્રો ) વાચવા, સમજવામા વધારે યોગ્યપણુ હોવુ જોઈએ, તે વિના યથાર્થ ફળની પ્રાપ્તિ હોતી નથી, તથાપિ બીજા પુસ્તકોની ગેરહાજરી હોય, તો 'ઉત્તરાધ્યયન' અથવા 'સૂયગડાગ'નું બીજુ અધ્યયન વાંચશો, વિચારશો

---

[ ૨૧૫ ] ૨૫૩ મુબઈ, અષાડ સુદ ૧, સોમ, ૧૯૪૭

ગુરુગમે કરીને જ્યા સુધી ભક્તિનું પરમ સ્વરૂપ સમજાયું નથી, તેમ તેની પ્રાપ્તિ થઈ નથી, ત્યા સુધી ભક્તિમા પ્રવર્તતા અકાળ અને અશુચિ દોષ હોય

અકાળ અને અશુચિનો વિસ્તાર મોટો છે, તોપણ ટૂ કામા લખ્યું છે

(એકાંત) પ્રભાત, પ્રથમ પ્રહર, એ સેવ્ય ભક્તિને માટે યોગ્ય કાળ છે સ્વરૂપચિ તનભક્તિ સર્વ કાળે સેવ્ય છે

વ્યવસ્થિત મન એ સર્વ શુચિનું કારણ છે બાહ્ય મલાદિકરહિત તન અને શુદ્ધ, સ્પષ્ટ વાણી એ શુચિ છે

વિ૰ રાયચ દ

---

[ ૨૧૬ ] ૨૫૪ મુંબઈ, અષાડ સુદ ૮, ભોમ, ૧૯૪૭

**નિ:શ કતાથી નિર્ભયતા ઉત્પન્ન હોય છે;**
**અને તેથી નિ:સગતા પ્રાપ્ત હોય છે.**

પ્રકૃતિના વિસ્તારથી જીવના કર્મ અન ત પ્રકારની વિચિત્રતાથી પ્રવર્તે છે; અને તેથી દોષના પ્રકાર પણ અન ત ભાસે છે, પણ સર્વથી મોટો દોષ એ છે કે જેથી 'તીવ્ર મુમુક્ષુતા' ઉત્પન્ન ન જ હોય, અથવા 'મુમુક્ષુતા' જ ઉત્પન્ન ન હોય

ઘણુ કરીને મનુષ્યાત્મા કોઈ ને કોઈ ધર્મમતમાં હોય છે, અને તેથી તે ધર્મમત પ્રમાણે પ્રવર્તવાનુ તે કરે છે, એમ માને છે, પણ એનું નામ 'મુમુક્ષુતા' નથી

'મુમુક્ષુતા' તે છે કે સર્વ પ્રકારની મોહાસક્તિથી મુઝાઈ એક 'મોક્ષને' વિષે જ યત્ન કરવો અને 'તીવ્ર મુમુક્ષુતા' એ છે કે અનન્ય પ્રેમે મોક્ષના માર્ગમા ક્ષણે ક્ષણે પ્રવર્તવુ

'તીવ્ર મુમુક્ષુતા' વિષે અત્ર જણાવવુ નથી પણ 'મુમુક્ષુતા' વિષે જણાવવુ છે, કે તે ઉત્પન્ન થવાનું લક્ષણ પોતાના દોષ જોવામા અપક્ષપાતતા એ છે, અને તેને લીધે સ્વચ્છ દનો નાશ હોય છે

સ્વચ્છ દ જ્યા થોડી અથવા ઘણી હાનિ પામ્યો છે, ત્યા તેટલી બોધબીજ યોગ્ય ભૂમિકા થાય છે

સ્વચ્છ દ જ્યા પ્રાયે દબાયો છે, ત્યા પછી 'માર્ગપ્રાપ્તિ'ને રોકનારા ત્રણ કારણો મુખ્ય કરીને હોય છે, એમ અમે જાણીએ છીએ

૭ [1]જોકે જ્ઞાની ભક્તિ ઇચ્છતા નથી, પરંતુ મોક્ષાભિલાષીને તે કર્યા વિના ઉપદેશ પરિણમતો નથી, અને મનન તથા નિદિધ્યાસનાદિનો હેતુ થતો નથી, માટે મુમુક્ષુએ જ્ઞાનીની ભક્તિ અવશ્ય કર્તવ્ય છે એમ સત્પુરુષોએ કહ્યું છે

૮ આમાં કહેલી વાત સર્વ શાસ્ત્રને માન્ય છે

૯ ઋષભદેવજીએ અઠ્ઠાણું પુત્રોને ત્વરાથી મોક્ષ થવાનો એ જ ઉપદેશ કર્યો હતો

૧૦ પરિક્ષિત રાજાને શુકદેવજીએ એ જ ઉપદેશ કર્યો છે

૧૧ અનંત કાળ સુધી જીવ નિજ છંદે ચાલી પરિશ્રમ કરે તોપણ પોતે પોતાથી જ્ઞાન પામે નહીં, પરંતુ જ્ઞાનીની આજ્ઞાનો આરાધક અંતર્મુહૂર્તમાં પણ કેવળજ્ઞાન પામે

૧૨ શાસ્ત્રમાં કહેલી આજ્ઞાઓ પરોક્ષ છે અને તે જીવને અધિકારી થવા માટે કહી છે, મોક્ષ થવા માટે પ્રત્યક્ષ જ્ઞાનીની આજ્ઞા આરાધવી જોઈએ

૧૩ આ જ્ઞાનમાર્ગની શ્રેણી કહી, એ પામ્યા વિના બીજા માર્ગથી મોક્ષ નથી

૧૪ એ ગુપ્ત તત્ત્વને જે આરાધે છે, તે પ્રત્યક્ષ અમૃતને પામી અભય થાય છે

ઇતિ શિવમ્

[૧૭૪-૧૭૫] ૨૦૧ મુંબઈ, માહ વદ ૩, ગુરુ, ૧૯૪૭

**કેવળ નિર્વિકાર છતાં પરબ્રહ્મ પ્રેમમય પરાભક્તિને વશ છે, એ હૃદયમાં જેણે અનુભવ કર્યો છે એવા જ્ઞાનીઓની ગુપ્ત શિક્ષા છે**

અત્ર પરમાનંદ છે અસંગવૃત્તિ હોવાથી સમુદાયમાં રહેવું બહુ વિકટ છે જેનો કોઈ પણ પ્રકારે યથાર્થ આનંદ કહી શકાતો નથી, એવું જે સત્સ્વરૂપ તે જેના હૃદયમાં પ્રકાશ્યું છે એવા મહાભાગ્ય જ્ઞાનીઓની અને આપની અમારા ઉપર કૃપા વર્તો અમે તો તમારી ચરણરજ છીએ, અને ત્રણે કાળ એ જ પ્રેમની નિરંજનદેવ પ્રત્યે યાચના છે

આજના પ્રભાતથી નિરંજનદેવની કોઈ અદ્ભુત અનુગ્રહતા પ્રકાશી છે, આજે ઘણા દિવસ થયા ઇચ્છેલી પરાભક્તિ કોઈ અનુપમરૂપમાં ઉદય પામી છે ગોપીઓ ભગવાન વાસુદેવ (કૃષ્ણચંદ્ર) ને મહીની મટુકીમાં નાખી વેચવા નીકળી હતી, એવી એક શ્રીમદ્ભાગવતમાં કથા છે, તે પ્રસંગ આજે બહુ સ્મરણમાં રહ્યો છે, અમૃત પ્રવહે છે ત્યાં સહસ્રદળ કમળ છે, એ મહીની મટુકી છે, અને આદિપુરુષ તેમાં બિરાજમાન છે તે ભગવંત વાસુદેવ છે, તેની પ્રાપ્તિ સત્પુરુષની ચિત્તવૃત્તિરૂપ ગોપીને થતાં તે ઉલ્લાસમાં આવી જઈ બીજા કોઈ મુમુક્ષુ આત્મા પ્રત્યે "કોઈ માધવ લ્યો, હાંરે કોઈ માધવ લ્યો" એમ કહે છે, અર્થાત્ તે વૃત્તિ કહે છે કે આદિપુરુષની અમને પ્રાપ્તિ થઈ, અને એ એક જ પ્રાપ્ત કરવા યોગ્ય છે, બીજું કશુંય પ્રાપ્ત કરવા યોગ્ય નથી, માટે તમે પ્રાપ્ત કરો ઉલ્લાસમાં ફરી ફરી કહે છે કે તમે તે પુરાણપુરુષને પ્રાપ્ત કરો, અને જો તે પ્રાપ્તિને અચળ પ્રેમથી ઇચ્છો તો અમે તમને તે આદિપુરુષ આપી દઈએ, મટુકીમાં નાખીને વેચવા નીકળ્યા છીએ, ગ્રાહક દેખી આપી દઈએ છીએ, કોઈ ગ્રાહક થાઓ, અચળ પ્રેમે કોઈ ગ્રાહક થાઓ, વાસુદેવની પ્રાપ્તિ કરાવીએ

મટુકીમાં નાખીને વેચવા નીકળ્યાનો અર્થ સહસ્રદળ કમળમાં અમને વાસુદેવ ભગવાન મળ્યા છે, મહીનું નામમાત્ર છે, આખી સૃષ્ટિને મથીને જો મહી કાઢીએ તો માત્ર એક અમૃતરૂપ વાસુદેવ-ભગવાન જ મહી નીકળે છે એવું સૂક્ષ્મ સ્વરૂપ તે સ્થૂળ કરીને વ્યાસજીએ અદ્ભુત ભક્તિને ગાઈ છે

---

૧ પાઠાન્તર — જોકે જ્ઞાની ભક્તિ ઇચ્છતા નથી પરંતુ મોક્ષાભિલાષીને તે કર્યા વિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી, આ અનાદિ કાળનું ગુપ્ત તત્ત્વ સંતોના હૃદયમાં રહ્યું તે પાને ચઢાવ્યું છે.

[ ૨૧૩ ] ૨૫૧ મુંબઈ,જેઠ વદ ૬, શનિ, ૧૯૪૭

હરિ ઇચ્છાથી જીવવુ છે, અને પરેચ્છાથી ચાલવુ છે અધિક શુ કહેવું ?

લિ૦ આજ્ઞાંકિત

---

[ ૨૧૪ ] ૨૫૨ મુંબઈ, જેઠ સુદ, ૧૯૪૭

છોટમકૃત પદસંગ્રહ વગેરે પુસ્તકો વાચવાનો હાલ તો પરિચય રાખજો વગેરે શબ્દથી સત્સંગ ભક્તિ અને વીતરાગતાનું માહાત્મ્ય વર્ણવ્યું હોય તેવા પુસ્તકો સમજશો

સત્સંગાદિકની જેમા માહાત્મ્યતા વર્ણવી છે તેવાં પુસ્તકો અથવા પદો, કાવ્યો હોય તે વારવાર મનન કરવા અને સ્મૃતિમા રાખવા યોગ્ય સમજશો

જૈનસૂત્રો હાલ વાચવાની ઇચ્છા થાય તો તે નિવૃત્ત કરવા યોગ્ય છે, કારણુ કે તે ( જૈનસૂત્રો ) વાચવા, સમજવામા વધારે યોગ્યપણું હોવુ જોઈએ, તે વિના યથાર્થ ફળની પ્રાપ્તિ હોતી નથી, તથાપિ બીજા પુસ્તકોની ગેરહાજરી હોય, તો ‘ઉત્તરાધ્યયન’ અથવા ‘સૂયગડાગ’નું બીજુ અધ્યયન વાચશો, વિચારશો

---

[ ૨૧૫ ] ૨૫૩ મુંબઈ, અષાડ સુદ ૧, સોમ, ૧૯૪૭

ગુરુગમે કરીને જ્યા સુધી ભક્તિનું પરમ સ્વરૂપ સમજાયું નથી, તેમ તેની પ્રાપ્તિ થઈ નથી, ત્યાં સુધી ભક્તિમા પ્રવર્તતા અકાળ અને અશુચિ દોષ હોય

અકાળ અને અશુચિનો વિસ્તાર મોટો છે, તોપણુ ટૂકામા લખ્યું છે

(એકાંત) પ્રભાત, પ્રથમ પ્રહર, એ સેવ્ય ભક્તિને માટે યોગ્ય કાળ છે સ્વરૂપચિંતનભક્તિ સર્વ કાળે સેવ્ય છે

વ્યવસ્થિત મન એ સર્વ શુચિનું કારણુ છે બાહ્ય મલાદિકરહિત તન અને શુદ્ધ, સ્પષ્ટ વાણી એ શુચિ છે

વિ૦ રાયચદ

---

[ ૨૧૬ ] ૨૫૪ મુંબઈ, અષાડ સુદ ૮, સોમ, ૧૯૪૭

## નિ શકતાથી નિર્ભયતા ઉત્પન્ન હોય છે; અને તેથી નિ.સગતા પ્રાપ્ત હોય છે.

પ્રકૃતિના વિસ્તારથી જીવના કર્મ અનત પ્રકારની વિચિત્રતાથી પ્રવર્તે છે, અને તેથી દોષના પ્રકાર પણુ અનત ભાસે છે, પણુ સર્વથી મોટો દોષ એ છે કે જેથી ‘તીવ્ર મુમુક્ષુતા’ ઉત્પન્ન ન જ હોય, અથવા ‘મુમુક્ષુતા’ જ ઉત્પન્ન ન હોય

ઘણુ કરીને મનુષ્યાત્મા કોઈ ને કોઈ ધર્મમતમા હોય છે, અને તેથી તે ધર્મમત પ્રમાણે પ્રવર્તવાનુ તે કરે છે, એમ માને છે, પણુ એનું નામ ‘મુમુક્ષુતા’ નથી

‘મુમુક્ષુતા’ તે છે કે સર્વ પ્રકારની મોહાસક્તિથી મુઝાઈ એક ‘મોક્ષને’ વિષે જ યત્ન કરવો અને ‘તીવ્ર મુમુક્ષુતા’ એ છે કે અનન્ય પ્રેમે મોક્ષના માર્ગમા ક્ષણે ક્ષણે પ્રવર્તવુ

‘તીવ્ર મુમુક્ષુતા’ વિષે અત્ર જણાવવુ નથી પણુ ‘મુમુક્ષુતા’ વિષે જણાવવુ છે, કે તે ઉત્પન્ન થવાનું લક્ષણુ પોતાના દોષ જોવામા અપક્ષપાતતા એ છે, અને તેને લીધે સ્વચ્છદનો નાશ હોય છે

સ્વચ્છદ જ્યા થોડી અથવા ઘણી હાનિ પામ્યો છે, ત્યા તેટલી બોધબીજ યોગ્ય ભૂમિકા થાય છે

સ્વચ્છદ જ્યા પ્રાયે દબાયો છે, ત્યા પછી ‘માર્ગપ્રાપ્તિ’ ને રોકનારા ત્રણુ કારણો મુખ્ય કરીને હોય છે, એમ અમે જાણીએ છીએ

ઉદાસીનતા એ ત્રણ દિવસના દર્શનલાભે ટળે તેમ નથી પરમાર્થ ઉદાસીનતા છે ઈશ્વર નિરંજનના દર્શનલાભ આપે એમ કરો તો પધારવું — નહી તો હાલ નહી

---

[૧૯૧] ૨૨૦ મુંબઈ, ફાલ્ગુન વદ ૩, શનિ, ૧૯૪૭

આજે આપનું જન્માક્ષર સહ પત્ર મળ્યું જન્માક્ષર વિષેનો ઉત્તર હાલ મળી શકે તેમ નથી ભક્તિ વિષેના પ્રશ્નોનો ઉત્તર પ્રસંગે લખીશ અમે આપને જે વિગતવાળા પત્રમા 'અધિષ્ઠાન' વિષે લખ્યું હતુ તે સમાગમે સમજી શકાય તેવું છે

'અધિષ્ઠાન' એટલે જેમાથી વસ્તુ ઉત્પન્ન થઈ, જેમા તે સ્થિર રહી, અને જેમા તે લય પામી તે એ વ્યાખ્યાને અનુસરી "જગતનુ અધિષ્ઠાન" સમજશો

જૈનમાં ચૈતન્ય સર્વ વ્યાપક કહેતા નથી આપને એ વિષે જે કંઈ લક્ષમા હોય તે લખશો

---

[૧૮૯-૧૯૦] ૨૨૧ મુંબઈ, ફાલ્ગુન વદ ૮, બુધ, ૧૯૪૭

શ્રીમદ્ભાગવત પરમભક્તિરૂપ જ છે એમા જે જે વર્ણવ્યુ છે, તે તે લક્ષરૂપને સૂચવવા માટે છે

મુનિને સર્વવ્યાપક અધિષ્ઠાન આત્મા વિષે, કંઈ પૂછવાથી લક્ષરૂપ ઉત્તર મળી નહી શકે કલ્પિત ઉત્તરે કાર્યસિદ્ધિ નથી આપે જ્યોતિષાદિકની પણ હાલ ઇચ્છા કરવી નહી, કારણ કે તે કલ્પિત છે, અને કલ્પિત પર લક્ષ નથી

પરસ્પર સમાગમ-લાભ પરમાત્માની કૃપાથી થાય એવુ ઇચ્છુ છુ આમ ઉપાધિ જોગ વિશેષ વર્તે છે, તથાપિ સમાધિમા જોગની અપ્રિયતા કોઈ કાળે નહી થાય એવો ઈશ્વરનો અનુગ્રહ રહેશે એમ લાગે છે. વિશેષ વિગતવાર પત્ર લખીશ ત્યારે

વિ૦ રાયચંદ

---

[૧૯૨] ૨૨૨ મુંબઈ, ફાગણ વદ ૧૧, ૧૯૪૭

જ્યોતિષને કલ્પિત કહેવાનો હેતુ એવો છે કે તે વિષય પારમાર્થિક જ્ઞાને કલ્પિત જ છે, અને પારમાર્થિક જ સત્ છે, અને તેની જ રટના રહે છે મને પોતાને શિર હાલ ઉપાધિનો બોજો ઈશ્વરે વિશેષ મૂકયો છે, એમ કરવામા તેની ઇચ્છા સુખરૂપ જ માનુ છુ

પંચમકાળને નામે જૈન ગ્રંથો આ કાળને ઓળખે છે, અને કળિકાળને નામે પુરાણ ગ્રંથો ઓળખે છે, એમ આ કાળને કઠિન કાળ કહ્યો છે, તેનો હેતુ જીવને 'સત્સંગ અને સત્શાસ્ત્ર'નો જોગ થવો આ કાળમા દુર્લભ છે, અને તેટલા જ માટે કાળને એવુ ઉપનામ આપ્યું છે

અમને પણ પંચમકાળ અથવા કળિયુગ હાલ તો અનુભવ આપે છે અમારુ ચિત્ત નિ:સ્પૃહ અતિશય છે, અને જગતમા સસ્પૃહ તરીકે વર્તીએ છીએ, એ કળિયુગની કૃપા છે

---

[૧૯૩] ૨૨૩ મુંબઈ, ફાગણ વદ ૧૪, બુધ, ૧૯૪૭

देहाभिमाने गलिते, विज्ञाते परमात्मनि ।
यत्र यत्र मनो याति, तत्र तत्र समाधय ॥

હું કર્તા, હું મનુષ્ય, હું સુખી, હું દુઃખી એ વગેરે પ્રકારથી રહેલું દેહાભિમાન, તે જેનું ગળી ગયું છે, અને સર્વોત્તમ પદરૂપ પરમાત્માને જેણે જાણ્યો છે, તેનું મન જ્યા જ્યા જાય છે ત્યા ત્યા તેને સમાધિ જ છે

આપના પત્ર ઘણી વાર વિગતથી મળે છે, અને તે પત્રો વાંચી પ્રથમ તો સમાગમમાં જ રહેવાની

કળિયુગ છે માટે ક્ષણવાર પણ વસ્તુવિચાર વિના ન રહેવું એમ મહાત્માઓની શિક્ષા છે તમને બધાને યથાયોગ્ય પહોંચે.

---

[ ૨૧૭ ] ૨૫૫ મુંબઈ, અશાડ સુદ ૧૩, ૧૯૪૭

ૐ

સુખના સિંધુ શ્રી સહજાનંદજી, જગજીવન કે જગવંદજી,
શરણાગતના સદા સુખકંદજી, પરમસ્નેહી છો (!) પરમાનંદજી

અપૂર્વ સ્નેહમૂર્તિ એવા આપને અમારા પ્રણામ પહોચે હરિકૃપાથી અમે પરમ પ્રસન્ન પદમા છીએ. તમારો સત્સંગ નિરંતર ઇચ્છીએ છીએ

અમારી દશા હાલમાં કેવી વર્તે છે તે જાણવાની આપની ઇચ્છા રહે છે, પણ જેવી વિગતથી જોઈએ, તેવી વિગતથી લખી શકાય નહી એટલે વારંવાર લખી નથી અત્રે ટૂંકામાં લખીએ છીએ

એક પુરાણપુરુષ અને પુરાણપુરુષની પ્રેમસંપત્તિ વિના અમને કંઈ ગમતું નથી, અમને કોઈ પદાર્થમા રુચિ માત્ર રહી નથી, કંઈ પ્રાપ્ત કરવાની ઇચ્છા થતી નથી, વ્યવહાર કેમ ચાલે છે એનું ભાન નથી, જગત શું સ્થિતિમાં છે તેની સ્મૃતિ રહેતી નથી, કોઈ શત્રુ–મિત્રમા ભેદભાવ રહ્યો નથી, કોણ શત્રુ છે અને કોણ મિત્ર છે, એની ખબર રખાતી નથી, અમે દેહધારી છીએ કે કેમ તે સંભારીએ ત્યારે માંડ જાણીએ છીએ, અમારે શું કરવાનું છે તે કોઈથી કળાય તેવું નથી, અમે બધાય પદાર્થથી ઉદાસ થઈ જવાથી ગમે તેમ વર્તીએ છીએ, વ્રત, નિયમનો કંઈ નિયમ રાખ્યો નથી, જાતભાતનો કંઈ પ્રસંગ નથી, અમારાથી વિમુખ જગતમાં કોઈ માન્યું નથી, અમારાથી સન્મુખ એવા સત્સંગી નહી મળતાં ખેદ રહે છે, સંપત્તિ પૂર્ણ છે એટલે સંપત્તિની ઇચ્છા નથી, શબ્દાદિક વિષયો અનુભવ્યા સ્મૃતિમા આવવાથી,— અથવા ઈશ્વરેચ્છાથી તેની ઇચ્છા રહી નથી, પોતાની ઇચ્છાએ થોડી જ પ્રવૃત્તિ કરવામા આવે છે, જેમ હરિએ ઇચ્છેલો ક્રમ દોરે તેમ દોરાઈએ છીએ, હૃદય પ્રાયે શૂન્ય જેવું થઈ ગયું છે, પાચે ઇંદ્રિયો શૂન્યપણે પ્રવર્તવારૂપ જ રહે છે, નય, પ્રમાણ વગેરે શાસ્ત્રભેદ સાભરતા નથી, કંઈ વાચતાં ચિત્ત સ્થિર રહેતું નથી, ખાવાની, પીવાની, બેસવાની, સૂવાની, ચાલવાની અને બોલવાની વૃત્તિઓ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે, મન પોતાને સ્વાધીન છે કે કેમ એનું યથાયોગ્ય ભાન રહ્યું નથી આમ સર્વ પ્રકારે વિચિત્ર એવી ઉદાસીનતા આવવાથી ગમે તેમ વર્તાય છે એક પ્રકારે પૂર્ણ ઘેલછા છે, એક પ્રકારે તે ઘેલછા કંઈક છૂપી રાખીએ છીએ, અને જેટલી છૂપી રખાય છે, તેટલી હાનિ છે યોગ્ય વર્તીએ છીએ કે અયોગ્ય એનો કંઈ હિસાબ રાખ્યો નથી આદિપુરુષને વિષે અખંડ પ્રેમ સિવાય બીજા મોક્ષાદિક પદાર્થોમાંની આકાક્ષાનો ભંગ થઈ ગયો છે, આટલું બધું છતા મનમાનતી ઉદાસીનતા નથી, એમ માનીએ છીએ, અખંડ પ્રેમખુમારી જેવી પ્રવહવી જોઈએ તેવી પ્રવહતી નથી, એમ જાણીએ છીએ, આમ કરવાથી તે અખંડ ખુમારી પ્રવહે એમ નિશ્ચળપણે જાણીએ છીએ, પણ તે કરવામાં કાળ કારણભૂત થઈ પડચો છે, અને એ સર્વનો દોષ અમને છે કે હરિને છે, એવો ચોક્કસ નિશ્ચય કરી શકાતો નથી એટલી બધી ઉદાસીનતા છતાં વેપાર કરીએ છીએ, લઈએ છીએ, દઈએ છીએ, લખીએ છીએ, વાંચીએ છીએ, જાળવીએ છીએ, અને ખેદ પામીએ છીએ વળી હસીએ છીએ — જેનું ઠેકાણું નથી એવી અમારી દશા છે, અને તેનું કારણ માત્ર હરિની સુખદ ઇચ્છા જ્યા સુધી માની નથી ત્યા સુધી ખેદ મટવો નથી

(अ) સમજાય છે, સમજીએ છીએ, સમજશું, પણ હરિ જ સર્વત્ર કારણરૂપ છે

જે મુનિને આપ સમજાવવા ઇચ્છો છો, તે હાલ જોગ્ય છે, એમ અમે જાણતા નથી

રાજાએ વિકટ તપ કરી પરમાત્માનું આરાધન કર્યું, અને દેહધારીરૂપે પરમાત્માએ તેને દર્શન આપ્યું અને વર માગવા કહ્યું ત્યારે × × × રાજાએ માગ્યું કે હે ભગવાન ! આવી જે રાજ્યલક્ષ્મી મને આપી છે તે ઠીક જ નથી, તારો પરમ અનુગ્રહ મારા ઉપર હોય તો પંચવિષયના સાધનરૂપ એ રાજ્યલક્ષ્મીનું ફરીથી મને સ્વપ્નું પણ ન હો, એ વર આપ પરમાત્મા દિગ થઈ જઈ 'તથાસ્તુ' કહી સ્વધામ ગત થયા

કહેવાનો આશય એવો છે કે એમ જ યોગ્ય છે કઠણાઈ અને સરળાઈ, શાતા અને અશાતા એ ભગવદ્‌ભક્તને સરખા જ છે, અને વળી કઠણાઈ અને અશાતા તો વિશેષ અનુકૂળ છે કે જ્યા માયાનો પ્રતિબંધ દર્શનરૂપ નથી

આપને તો એ વાર્તા જાણવામા છે, તથાપિ કુટુંબાદિકને વિષે કઠણાઈ હોવી ઘટારત નથી એમ લાગતું હોય તો તેનું કારણ એ જ છે કે પરમાત્મા એમ કહે છે, કે તમે તમારા કુટુંબ પ્રત્યે નિઃસ્નેહ હો, અને તેના પ્રત્યે સમભાવી થઈ પ્રતિબંધ રહિત થાઓ, તે તમારુ છે એમ ન માનો, અને પ્રારબ્ધયોગને લીધે એમ મનાય છે, તે ટાળવા આ કઠણાઈ મે મોકલી છે અધિક શુ કહેવુ ? એ એમ જ છે

---

૨૨૪ મુંબઈ, ફાગણ વદ ૨, ૧૯૪૭

યોગવાસિષ્ઠ વૈરાગ્ય ઉપશમાદિના ઉપદેશ સહિતના શાસ્ત્રો છે તે વાચવાનો જેટલો વિશેષ પરિચય થાય તેટલો કરવો ઘટિત – યોગ્ય છે અમુક ક્રિયા પ્રવર્તન વિષે જે લક્ષ રહે છે તે લક્ષનુ વિશેષે કરી સમાધાન જણાવવા સંબંધીની ભૂમિકામાં હાલ અમારી સ્થિતિ નથી.

---

૨૨૫ મુંબઈ, ફાગણ વદ ૩, શનિ, ૧૯૪૭

સુજ્ઞ ભાઈ,

ભાઈ ત્રિભોવનનુ એક પ્રશ્ન ઉત્તર આપવા યોગ્ય છે તથાપિ હાલ કોઈ ઉદયકાળ એવી જાતનો વર્તે છે કે એમ કરવામા નિરુપાયતા રહી છે તે માટે ક્ષમા ઇચ્છુ છુ

ભાઈ ત્રિભોવનના પિતાજીને મારા યથાયોગ્યપૂર્વક કહેશો કે તમારા સમાગમમા રાજીપો છે. પણ કેટલીક એવી નિરુપાયતા છે કે તે નિરુપાયતા ભોગવી લીધા વિના બીજા પ્રાણીને પરમાર્થ માટે સ્પષ્ટ કહી શકાય તેવી દશા નથી અને તે માટે દીનભાવથી તમારી ક્ષમા ઇચ્છી છે

યોગવાસિષ્ઠથી વૃત્તિ ઉપશમ રહેતી હોય તો વાચવા સાભળવામા પ્રતિબંધ નથી વધારે ઉદયકાળ વીત્યે ઉદયકાળ સુધી અધિક કંઈ નહીં થઈ શકે

---

[ ૧૯૪ ] ૨૨૬ મુંબઈ, ફાગણ, ૧૯૪૭

## સત્સ્વરૂપને અભેદ ભક્તિએ નમસ્કાર

સુજ્ઞ ભાઈ છોટાલાલ,

અત્ર આનંદવૃત્તિ છે સુજ્ઞ અંબાલાલ અને ત્રિભોવનના પત્ર મળ્યા એમ તેમને કહેશો અવસર પ્રાપ્ત થયે યોગ્ય ઉત્તર આપી શકાય તેવુ ભાઈ ત્રિભોવનનું પત્ર છે

વાસનાના ઉપશમાર્થે તેમનું વિજ્ઞાપન છે, અને તેનો સર્વોત્તમ ઉપાય તો જ્ઞાની પુરુષનો જોગ મળવો તે છે દૃઢ મુમુક્ષુતા હોય, અને અમુક કાળ સુધી તેવો જોગ મળ્યો હોય તો જીવનું કલ્યાણ થઈ જાય આ નિઃશંક માનજો

તમે બધા સત્સંગ સત્શાસ્ત્રાદિક સંબંધી હાલ કેવા જોગે વર્તો છો તે લખશો એ જોગ માટે

પ્રવૃત્તિ થતી નથી.

જીવ સ્વભાવે (પોતાની સમજણની ભૂલે) દોષિત છે, ત્યાં પછી તેના દોષ ભણી જોવું, એ અનુકંપાનો ત્યાગ કરવા જેવું થાય છે, અને મોટા પુરુષો તેમ આચરવા ઇચ્છતા નથી કળિયુગમાં અસત્સંગથી અને અણસમજણથી ભૂલભરેલે રસ્તે ન દોરાય એમ બનવું બહુ મુશ્કેલ છે, આ વાતનો ખુલાસો પછી થશે

[ ૨૧૯ ] ૨૫૮ મુંબઈ, અશાડ, ૧૯૪૭

ૐ સત્

[1]બિના નયન પાવે નહીં, બિના નયનકી બાત,
સેવે સદ્ગુરુકે ચરન, સો પાવે સાક્ષાત્ ૧
બૂઝી ચહત જો પ્યાસ કો, હૈ બૂઝનકી રીત,
પાવે નહિ ગુરુગમ બિના, એહી અનાદિ સ્થિત ૨
એહિ નહિ હૈ કલ્પના, એહી નહિ વિભંગ,
કઈ નર પંચમકાળમે, દેખી વસ્તુ અભંગ ૧
નહિ દે તુ ઉપદેશકુ, પ્રથમ લેહિ ઉપદેશ,
સબસે ન્યારા અગમ હૈ, વો જ્ઞાનીકા દેશ ૪
જપ, તપ, ઔર વ્રતાદિ સબ, તહા લગી ભ્રમરૂપ,
જહાં લગી નહિ સંતકી, પાઈ કૃપા અનૂપ ૫
પાયાકી એ બાત હૈ, નિજ છંદનકો છોડ,
પિછે લાગ સત્પુરુષકે, તો સબ બંધન તોડ ૬

તૃષાતુરને પાયાની મહેનત કરજો

અતૃષાતુરને તૃષાતુર થવાની જિજ્ઞાસા પેદા કરજો જેને તે પેદા ન થાય તેવું હોય, તેને માટે ઉદાસીન રહેજો

આપનું કૃપાપત્ર આજે અને ગઈ કાલે મળ્યું હતું સ્યાદ્વાદની ચોપડી શોધતા મળતી નથી થોડા એક વાક્ય હવે પછી લખી મોકલીશ

ઉપાધિ એવી છે કે આ કામ થતું નથી પરમેશ્વરને નહીં પાલવતું હોય ત્યા શુ કરવું? વિશેષ હવે પછી

વિ૦ આ૦ રાયચંદના પ્ર૦

[ ૨૨૦ ] ૨૫૯ મુંબઈ, શ્રાવણ સુદ ૧૧, બુધ, ૧૯૪૭

પરમ પૂજ્યજી,

આપનો કાગળ ૧ ગઈ કાલે કેશવલાલે આપ્યો જેમાં નિરંતર સમાગમ રહેવામા ઈશ્વરેચ્છા કેમ નહી હોય એ વિગત જણાવી છે.

સર્વશક્તિમાન હરિની ઇચ્છા સદૈવ સુખરૂપ જ હોય છે, અને જેને કાંઈ પણ ભક્તિના અંશો પ્રાપ્ત થયા છે એવા પુરુષે તો જરૂર એમ જ નિશ્ચય કરવો કે "હરિની ઇચ્છા સદૈવ સુખરૂપ જ હોય છે"

આપણો વિયોગ રહેવામા પણ હરિની તેવી જ ઇચ્છા છે, અને તે ઇચ્છા શુ હશે તે અમને કોઈ રીતે ભાસે છે, જે સમાગમે કહીશુ

૧ જુઓ આંક ન ૮૮૨

[૧૯૮] ૨૩૨ મુંબઈ, ચૈત્ર સુદ ૯, શુક્ર, ૧૯૪૭

## પરેચ્છાનુચારીને શબ્દ-ભેદ નથી

સુજ્ઞ ભાઈ ત્રિભોવન,

કાર્યની જાળમાં આવી પડ્યા પછી ઘણું કરીને પ્રત્યેક જીવ પશ્ચાત્તાપયુક્ત હોય છે કાર્યના જન્મ પ્રથમ વિચાર થાય અને તે દૃઢ રહે એમ રહેવું બહુ વિકટ છે, એમ જે ડાહ્યા મનુષ્યો કહે છે તે ખરું છે તો તમને પણ આ પ્રસંગે આર્ત્તપૂર્વક ચિંતન રહેતું હશે, અને તેમ થવું સંભાવ્ય છે કાર્યનું પરિણામ, પશ્ચાત્તાપથી તો, આવ્યું હોય તેથી અન્યથા ન થાય, તથાપિ બીજા તેવા પ્રસંગમા ઉપદેશનું કારણ થાય એમ જ હોવું યોગ્ય હતું એમ માની શોકનો પરિત્યાગ કરવો અને માત્ર માયાના પ્રબળનો વિચાર કરવો એ ઉત્તમ છે માયાનું સ્વરૂપ એવું છે કે એમાં જેને 'સત્' સંપ્રાપ્ત છે તેવા જ્ઞાની પુરુષને પણ રહેવું વિકટ છે, તો પછી હજુ મુમુક્ષુતાના અંશોનું પણ મલિનત્વ છે તેને એ સ્વરૂપમાં રહેવું વિકટ, ભુલામણીવાળું, ચલિત કરનાર હોય એમાં કંઈ આશ્ચર્ય નથી એમ જરૂર જાણજો

જોકે અમને ઉપાધિયોગ છે તથાપિ અવકાશ નથી મળતો એમ કંઈ છે નહી, પણ દશા એવી છે કે જેમા પરમાર્થ વિષે કંઈ ન થઈ શકે, અને રુચિ પણ હાલ તો તેમ જ રહે છે

માયાનો પ્રપંચ ક્ષણે ક્ષણે બાધકર્તા છે, તે પ્રપંચના તાપની નિવૃત્તિ કોઈ કલ્પદ્રુમની છાયા છે, અને કાં કેવળદશા છે, તથાપિ કલ્પદ્રુમની છાયા પ્રશસ્ત છે, તે સિવાય એ તાપની નિવૃત્તિ નથી, અને એ કલ્પદ્રુમને વાસ્તવિક ઓળખવા જીવે જોગ્ય થવું પ્રશસ્ત છે તે જોગ્ય થવામાં બાધકર્તા એવો આ માયાપ્રપંચ છે જેનો પરિચય જેમ ઓછો હોય તેમ વર્ત્યા વિના જોગ્યતાનું આવરણ ભંગ થતું નથી, પગલે પગલે ભયવાળી અજ્ઞાન ભૂમિકામા જીવ વગર વિચાર્યે કોટયવધિ યોજનો ચાલ્યા કરે છે, ત્યા જોગ્યતાનો અવકાશ કયાથી હોય? આમ ન થાય તેટલા માટે થયેલા કાર્યના ઉપદ્રવને જેમ શમાવાય તેમ શમાવી, સર્વપ્રકારે નિવૃત્તિ (એ વિષેની) કરી યોગ્ય વ્યવહારમા આવવાનું પ્રયત્ન કરવુ ઉચિત છે 'ન ચાલતા' કરવો જોઈએ, અને તે પણ પ્રારબ્ધવશાત્ નિઃસ્પૃહ બુદ્ધિથી, એવો જે વ્યવહાર તેને યોગ્ય વ્યવહાર માનજો અત્ર ઈશ્વરાનુગ્રહ છે

વિ૰ રાયચંદના પ્રણામ

---

[૧૯૯] ૨૩૩ મુંબઈ, ચૈત્ર સુદ ૧૦, ૧૯૪૭

જંબુસ્વામીનું દૃષ્ટાંત પ્રસંગને પ્રબળ કરનારું, અને ઘણું આનંદકારક અપાયું છે લૂંટાવી

ભવિતવ્યતા જોગે જો હાલમા મળ્યો તો ભક્તિ અને વિનય વિષે પૂછેલું સુજ્ઞ ત્રિભોવનના પત્રનું સમાધાન કરીશ

તમારા પોતાના પણ જ્યાં અધિક ( બને ત્યાં સુધી કોઈ જ નહી ) ઓળખીતા ન હોય ત્યાંના સ્થળ માટે તજવીજ થાય તો કૃપા માનશુ

લિ૦ સમાધિ

---

[ ૨૨૩ ] ૨૬૨ મુંબઈ, શ્રાવણ સુદ, ૧૯૪૭

ઉપાધિના ઉદયને લીધે પહોચ આપવાનું બની શકયુ નથી, તે ક્ષમા કરશો અત્ર અમને ઉપાધિના ઉદયને લીધે સ્થિતિ છે એટલે તમને સમાગમ રહેવો દુર્લભ છે

આ જગતને વિષે સત્સગની પ્રાપ્તિ ચતુર્થકાળ જેવા કાળને વિષે પણ પ્રાપ્ત થવી ઘણી દુર્લભ છે, તો આ દુષમકાળને વિષે પ્રાપ્તિ પરમ દુર્લભ હોવી સભાવ્ય છે એમ જાણી, જે જે પ્રકારે સત્-સગના વિયોગમા પણ આત્મામા ગુણોત્પત્તિ થાય તે તે પ્રકારે પ્રવર્તવાનો પુરુષાર્થ વાર વાર, વખતો-વખત અને પ્રસગે પ્રસગે કર્તવ્ય છે, અને નિરતર સત્સગની ઇચ્છા, અસત્સગમા ઉદાસીનતા રહેવામા મુખ્ય કારણ તેવો પુરુષાર્થ છે, એમ જાણી જે કઈ નિવૃત્તિના કારણો હોય, તે તે કારણોનો વાર વાર વિચાર કરવો યોગ્ય છે.

અમને આ લખતા એમ સ્મરણ થાય છે કે "શુ કરવુ ?" અથવા "કોઈ પ્રકારે થતું નથી?" એવું તમારા ચિત્તમા વાર વાર થઈ આવતુ હશે, તથાપિ એમ ઘટે છે કે જે પુરુષ બીજા બધા પ્રકારનો વિચાર અકર્તવ્યરૂપ જાણી આત્મકલ્યાણને વિષે ઉજમાળ થાય છે, તેને કઈ નહી જાણતા છતા, તે જ વિચારના પરિણામમા જે કરવુ ઘટે છે, અને કોઈ પ્રકારે થતું નથી એમ ભાસ્યમાન થયેલુ તે પ્રગટ થવાનું તે જીવને વિષે કારણ ઉત્પન્ન થાય છે, અથવા કૃતકૃત્યતાનું સાક્ષાત્ સ્વરૂપ ઉત્પન્ન થાય છે

દોષ કરે છે એવી સ્થિતિમા આ જગતના જીવોના ત્રણ પ્રકાર જ્ઞાની પુરુષે દીઠા છે (૧) કોઈ પણ પ્રકારે જીવ દોષ કે કલ્યાણનો વિચાર નથી કરી શકયો, અથવા કરવાની જે સ્થિતિ તેમા બેભાન છે, એવા જીવોનો એક પ્રકાર છે (૨) અજ્ઞાનપણાથી, અસત્સગના અભ્યાસે ભાસ્યમાન થયેલા બોધથી દોષ કરે છે તે ક્રિયાને કલ્યાણસ્વરૂપ માનતા એવા જીવોનો બીજો પ્રકાર છે (૩) ઉદયાધીન-પણે માત્ર જેની સ્થિતિ છે, સર્વ પરસ્વરૂપનો સાક્ષી છે એવો બોધસ્વરૂપ જીવ, માત્ર ઉદાસીનપણે કર્ત્તા દેખાય છે, એવા જીવોનો ત્રીજો પ્રકાર છે

એમ ત્રણ પ્રકારના જીવ-સમૂહ જ્ઞાની પુરુષે દીઠા છે ઘણું કરી પ્રથમ પ્રકારને વિષે સ્ત્રી, પુત્ર, મિત્ર, ધનાદિ પ્રાપ્તિ અપ્રાપ્તિના પ્રકારને વિષે તદાકાર-પરિણામી જેવા ભાસતા એવા જીવો સમા-વેશ પામે છે જુદા જુદા ધર્મની નામક્રિયા કરતા એવા જીવો, અથવા સ્વચ્છદ-પરિણામી એવા પરમાર્થમાર્ગે ચાલીએ છીએ એવી બુદ્ધિએ ગૃહીત જીવો તે બીજા પ્રકારને વિષે સમાવેશ પામે છે સ્ત્રી, પુત્ર, મિત્ર, ધનાદિ પ્રાપ્તિ—અપ્રાપ્તિ એ આદિભાવને વિષે જેને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, અથવા થયા કરે છે, સ્વચ્છદ-પરિણામ જેનુ ગળિત થયું છે, અને તેવા ભાવના વિચારમા નિરતર જેનુ રહેવુ છે, એવા જીવના દોષ તે ત્રીજા પ્રકારમા સમાવેશ થાય છે જે પ્રકારે ત્રીજો સમૂહ સાધ્ય થાય તે પ્રકાર વિચાર છે વિચારવાન છે તેને યથાબુદ્ધિએ, સદ્ગ્રથે, સત્સગે તે વિચાર પ્રાપ્ત થાય છે, અને અનુક્રમે દોષરહિત એવુ સ્વરૂપ તેને વિશે ઉત્પન્ન હોય છે આ વાત ફરી ફરી સૂતા તથા જાગતા અને બીજે બીજે પ્રકારે વિચારવા, સભારવા યોગ્ય છે

---

૨ મારી અવિદ્યમાનતાએ તેઓથી પરમાર્થ વિષય ગંભીરતાપૂર્વક બને તો જરૂર ચર્ચિત કરવો કોઈ વખતે રેવાશંકરથી અને કોઈ વખતે ખીમજીથી

૩ પરમાર્થમાં નીચેની વાર્તા વિશેષ ઉપયોગી છે

૧. તરવાને માટે જીવે પ્રથમ શું જાણવું ?

૨ જીવનું પરિભ્રમણ થવામા મુખ્ય કારણ શું ?

૩ તે કારણ કેમ ટળે ?

૪ તે માટે સુગમમા સુગમ એટલે થોડા કાળમાં ફળદાયક થાય એવો કયો ઉપાય છે?

૫ એવો કોઈ પુરુષ હશે કે જેથી એ વિષયનો નિર્ણય પ્રાપ્ત થાય ? આ કાળમા એવો પુરુષ હોય એમ તમે ધારો છો? અને ધારો છો તો કેવા કારણોથી ? એવા પુરુષનાં કંઈ લક્ષણ હોય કે કેમ ? હાલ એવો પુરુષ આપણને કયા ઉપાયે પ્રાપ્ત હોઈ શકે ?

૬ જો અમારા સંબંધી કંઈ પ્રસંગ આવે તો પૂછવું કે 'મોક્ષમાર્ગની' એમને પ્રાપ્તિ છે, એવી નિ.શંકતા તમને છે ? અને હોય તો શું કારણોને લઈને ? પ્રવૃત્તિવાળી દશામા વર્તતા હોય, તો પૂછવું કે, એ વિષે તમને વિકલ્પ નથી આવતો ? એમને સર્વ પ્રકારે નિઃસ્પૃહતા હશે કે કેમ ? કોઈ જાતના સિદ્ધિજોગ હશે કે કેમ ?

૭ સત્પુરુષની પ્રાપ્તિ થયે જીવને માર્ગ ન મળે એમ બને કે કેમ ? એમ બને તો તેનું કારણ શું ? જો જીવની 'અયોગ્યતા' જણાવવામા આવે તો તે અયોગ્યતા કયા વિષયની ?

૮ ખીમજીને પ્રશ્ન કરવું કે તમને એમ લાગે છે કે આ પુરુષના સંગે યોગ્યતા આવ્યે તેની પાસેથી જ્ઞાનપ્રાપ્તિ હોય ?

આ વગેરે વાર્ત્તા પ્રસંગ પ્રાપ્ત કરી ચર્ચવી, એકેક વાર્ત્તાનો કંઈ નિર્ણાયક ઉત્તર તેમના તરફથી મળ્યે બીજે પ્રસંગે બીજી વાર્ત્તા ચર્ચવી

ખીમજીમા કેટલીક સમજવાની શક્તિ સારી છે, પરંતુ યોગ્યતા રેવાશંકરની વિશેષ છે. યોગ્યતા, જ્ઞાનપ્રાપ્તિ માટે બહુ બળવાન કારણ છે

ઉપરની વાર્ત્તામાથી તમને જે સુગમ લાગે તે પૂછવી સુગમતા એકેની ન હોય તો એકેય ન પૂછવી, તેમ આ વાર્ત્તાનો પ્રેરક કોણ છે ? તે જણાવવું નહીં

બંભાતથી ભાઈ ત્રિભોવનદાસની અત્ર આવવાની ઇચ્છા રહે છે, તો તે ઇચ્છામા હું સમ્મત છું તેમને તમે રતલામથી પત્ર લખો તો તમારી મુંબઈમા જ્યારે સ્થિતિ હોય, ત્યારે તેમને આવવાની અનુકૂળતા હોય તો આવવામા મારી સમ્મતિ છે, એમ લખશો

તમે કોઈ મને મળવા આવ્યા છો, એ કારણ ખીમજી સહિતને મોઢે પ્રગટ ન કરવું કોઈ અહીં આવવાનું વ્યાવહારિક નિમિત્ત હોય તો જરૂર તે ખીમજીને મોઢે પ્રગટ કરવું

આ બધું લખવું પડે છે, તેનો ઉદ્દેશ માત્ર આ એક પ્રવૃત્તિયોગ છે ઇશ્વરેચ્છા બળવાન છે, અને સુખદાયક છે

આ પત્ર વારંવાર મનન કરવા જેવું છે

વારંવાર ઊગે છે કે અબંધ, બંધનયુક્ત હોય ? તમે શું ધારો છો ?

વિ૦ રાયચંદના પ્રણામ

---

એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય,
નહીં એક સદ્ગુણ પણ, મુખ બતાવું શુંય? ૧૩
કેવળ કરુણામૂર્તિ છો, દીનબંધુ દીનનાથ,
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી હાથ ૧૪
અનંત કાળથી આથડ્યો, વિના ભાન ભગવાન,
સેવ્યા નહિ ગુરુ સંતને, મૂક્યું નહિ અભિમાન ૧૫
સંતચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક,
પાર ન તેથી પામિયો, ઊગ્યો ન અંશ વિવેક ૧૬
સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય,
સત્ સાધન સમજ્યો નહીં, ત્યાં બંધન શું જાય? ૧૭
પ્રભુ પ્રભુ લય લાગી નહીં, પડ્યો ન સદ્ગુરુ પાય,
દીઠા નહિ નિજ દોષ તો, તરીએ કોણ ઉપાય? ૧૮
અધમાધમ અધિકો પતિત, સકલ જગતમાં હુંય,
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય? ૧૯
પડી પડી તુજ પદપંકજે, ફરી ફરી માગું એ જ,
સદ્ગુરુ સંત સ્વરૂપ તુજ, એ દૃઢતા કરી દેજ ૨૦

[૨૨૫] ૨૬૫ રાળજ, ભા. સુદ ૮, ૧૯૪૭

ૐ

## સત્

### તોટકછંદ

યમનિયમ સંજમ આપ કિયો, પુનિ ત્યાગ બિરાગ અથાગ લહ્યો,
વનવાસ લિયો મુખ મૌન રહ્યો, દૃઢ આસન પદ્મ લગાય દિયો. ૧
મન પૌન નિરોધ સ્વબોધ કિયો, હઠજોગ પ્રયોગ સુ તાર ભયો,
જપ ભેદ જપે તપ ત્યૌંહિ તપે, ઉરસેંહિ ઉદાસી લહિ સબપેં ૨
સબ શાસ્ત્રનકે નય ધારી હિયે, મત મંડન ખંડન ભેદ લિયે,
વહ સાધન બાર અનંત કિયો, તદપિ કછુ હાથ હજુ ન પર્યો ૩
અબ ક્યોં ન બિચારત હૈ મનસેં, કછુ ઔર રહા ઉન સાધનસેં?
બિન સદ્ગુરુ કોય ન ભેદ લહે, મુખ આગલ હૈ કહ બાત કહે? ૪
કરુના હમ પાવત હૈ તુમકી, વહ બાત રહી સુગુરુ ગમકી,
પલમેં પ્રગટે મુખ આગલસેં, જબ સદ્ગુરુચર્ન સુપ્રેમ બસેં ૫
તનસેં, મનસેં, ધનસેં, સબસેં, ગુરુદેવકી આન સ્વઆત્મ બસેં,
તબ કારજ સિદ્ધ બને અપનો, રસ અમૃત પાવહિ પ્રેમ ઘનો ૬
વહ સત્ય સુધા દરસાવહિંગે, ચતુરાંગુલ હૈ દૃગસેં મિલહે,
રસ દેવ નિરંજન કો પિવહી, ગહિ જોગ જુગોજુગ સો જીવહી ૭
પર પ્રેમ પ્રવાહ બઢે પ્રભુસેં, સબ આગમભેદ સુઉર બસેં,
વહ કેવલકો બીજ ગ્યાનિ કહે, નિજકો અનુભૌ બતલાઈ દિયે ૮

પોષણરૂપ થશે એ મને મોટો સતોષનો માર્ગ મળ્યો છે તેમને પત્ર લખશો જ્ઞાનકથા લખશો તો હુ વિશેષ પ્રસન્ન છુ

[૨૦૫] . ૨૪૧ મુંબઈ, ચૈત્ર વદ ૧૪, ગુરુ, ૧૯૪૭

જેને લાગી છે તેને જ લાગી છે અને તેણે જ જાણી છે, તે જ "પિયુ પિયુ" પોકારે છે એ બ્રાહ્મી વેદના કહી કેમ જાય ? કે જ્યા વાણીનો પ્રવેશ નથી વધારે શુ કહેવુ ? લાગી છે તેને જ લાગી છે તેના જ ચરણસગથી લાગે છે, અને લાગે છે ત્યારે જ છૂટકો હોય છે એ વિના બીજો સુગમ મોક્ષમાર્ગ છે જ નહી તથાપિ કોઈ પ્રયત્ન કરતું નથી ! મોહ બળવાન છે !

[૨૦૬] ૨૪૨ મુબઈ, ચૈત્ર, ૧૯૪૭

ૐ

તમારા કાગળ પ્રાપ્ત થયા છે આ પત્ર આવવા વિષે સર્વથા ગભીરતા રાખજો

તમે સૌ ધીરજ રાખજો અને નિર્ભય રહેજો

સુદૃઢ સ્વભાવથી આત્માર્થનું પ્રયત્ન કરવુ આત્મકલ્યાણ પ્રાપ્ત થવામા ઘણુ કરીને વારંવાર પ્રબળ પરિષહો આવવાનો સ્વભાવ છે પણ જો તે પરિષહ શાત ચિત્તથી વેદવામા આવે છે, તો દીર્ઘ કાળે થઈ શકવા યોગ્ય એવુ કલ્યાણ બહુ અલ્પકાળમા સાધ્ય થાય છે

તમે સૌ એવા શુદ્ધ આચરણથી વર્તજો કે વિષમ દૃષ્ટિએ જોનાર માણસોમાથી ઘણાને પોતાની તે દૃષ્ટિનો કાળ જતા પશ્ચાત્તાપ કરવાનો વખત આવે

નિરાશ ન થવુ

ઉપાશ્રયે જવાથી શાતિ પસરાતી હોય તો તેમ કરવું સાણુદ જવાથી અશાતિ ઓછી થતી હોય તો તેમ કરવુ વદન, નમસ્કાર કરતા આજ્ઞાનો અતિક્રમ નથી ઉપાશ્રયે જવાની વૃત્તિ થાય તો મનુષ્યનો બહુ સમુદાય હોય ત્યારે ન જવુ, તેમ સર્વથા એકાતમા પણ ન જવુ માત્ર થોડાક યોગ્ય માણસો હોય ત્યારે જવુ અને જવુ તો ક્રમે કરી જવાનુ રાખવુ, ક્વચિત્ ક્લેશ કરે તો સહન કરવો. જતા જ પ્રથમથી બળવાન ક્લેશ કરવાની વૃત્તિ દેખાય તો કહેવુ કે "આવો ક્લેશ માત્ર વિષમ દૃષ્ટિવાળા માણસો ઉત્પન્ન કરાવે છે અને જો તમે ધીરજ રાખશો તો અનુક્રમે તે કારણ તમને જણાઈ રહેશે વગર કારણે નાના પ્રકારની કલ્પના ફેલાવવાનો જેને ભય ન હોય તેને આવી પ્રવૃત્તિ યોગ્ય છે. તમારે ક્રોધાતુર થવુ યોગ્ય નથી તેમ થવાથી ઘણા જીવોને માત્ર રાજીપો થશે સઘાડાની, ગચ્છની અને માર્ગની વગર કારણે અપકીર્તિ થવા પ્રત્યે તમારે ન જવુ જોઈએ અને જો શાંત રહેશો તો અનુક્રમે આ ક્લેશ સર્વથા શમી જશે લોકો તે જ વાત કરતા હોય તો તે તમારે નિવારવી યોગ્ય છે, ત્યા તેને ઉત્પન્ન કરવા જેવુ અથવા વધારવા જેવુ ન કથવુ જોઈએ પછી જેમ આપની ઇચ્છા"

મુનિ લલ્લુજી પ્રત્યે તમે મારે માટે કહેલુ છે તે વાત સિદ્ધ કરવા હું માગુ છુ એમ જણાવે તો જણાવવુ કે "તે મહાત્મા પુરુષ અને તમે ફરી મળો ત્યારે તે વાતનો યથાર્થ ખુલાસો મેળવી મારા પ્રત્યે ક્રોધાતુર થવુ યોગ્ય લાગે તો તેમ કરશો હાલ તમે તે વિષે યથાર્થ ખુલાસેથી શ્રવણ નહી કર્યું હોય એમ જણાય છે

"તમારા પ્રત્યે દ્વેષબુદ્ધિ કરવાનુ મને કહ્યુ નથી તેમ તમારા માટે વિસવાદ ફેલાવવાની વાત પણ કોઈને મોઢે મે કરી નથી આવેશમા કિચિત્ વચન નીકળ્યું હોય તો તેમ પણ નથી માત્ર દ્વેષવાન જીવોની આ બધી ખટપટ છે

"તેમ છતા જો તમે કઈ આવેશ કરશો તો હુ તો પામર છુ એટલે શાંત રહ્યા સિવાય બીજો કોઈ મારો ઉપાય નથી, પણ આપને લોકોના પક્ષનુ બળ છે, એમ ગણી જો આવેશ કરવા જશો તો થઈ

આ જીવ ને આ દેહ એવો, ભેદ જો ભાસ્યો નહી,
પચખાણુ કીધા ત્યા સુધી, મોક્ષાર્થ તે ભાખ્યા નહી,
એ પાંચમે અંગે કહ્યો, ઉપદેશ કેવળ નિર્મળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો ૩

કેવળ નહીં બ્રહ્મચર્યથી,... ... ... ... ..
કેવળ નહી સંયમ થકી, પણ જ્ઞાન કેવળથી કળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો ૪

શાસ્ત્રો વિશેષ સહિત પણ જો, જાણિયું નિજરૂપને,
કાં તેહવો આશ્રય કરજો, ભાવથી સાચા મને,
તો જ્ઞાન તેને ભાખિયું, જો સમ્મતિ આદિ સ્થળો,
જિનવર કહે છે જ્ઞાન તેને સર્વ ભવ્યો સાંભળો ૫

આઠ સમિતિ જાણીએ જો, જ્ઞાનીના પરમાર્થથી,
તો જ્ઞાન ભાખ્યું તેહને, અનુસાર તે મોક્ષાર્થથી,
નિજ કલ્પનાથી કોટિ શાસ્ત્રો, માત્ર મનનો આમળો
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો ૬

ચાર વેદ પુરાણ આદિ શાસ્ત્ર સૌ મિથ્યાત્વના,
શ્રીનંદીસૂત્રે ભાખિયા છે, ભેદ જ્યાં સિદ્ધાંતના,
પણ જ્ઞાનીને તે જ્ઞાન ભાસ્યાં, એ જ ઠેકાણે ઠરો
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો ૭

વ્રત નહી પચખાણ નહિ, નહિ ત્યાગ વસ્તુ કોઈનો,
મહાપદ્મ તીર્થંકર થશે, શ્રેણિક ઠાણુંગ જોઈ લો,
છેદ્યો અનંતા ... ... ... ... ... ... ...
... ... ... ... ... ...

---

[૨૨૮] **૨૬૮** રાળજ, ભાદ્રપદ, ૧૯૪૭

ૐ

(પ્રશ્ન)

ફૂલદય ઝીશ ખાંદો ઈશ્રો?
આથે ઝીશ ઝષે ખા?
થેપે ફ્યાર ખેય?

(ઉત્તર)

આઝલ નાયદી (પ્લીયથ્ ફુલુસોથ્થયયાદી)
ઝષે થ્રા
હઘઘુલુદી

---

(પ્રશ્ન)

પ્રથમ જીવ ક્યાથી આવ્યો?
અંતે જીવ જશે ક્યા?
તેને પમાય કેમ?

(ઉત્તર)

અક્ષર ધામથી (શ્રીમત્ પુરુષોત્તમમાંથી)
જશે ત્યા
સદ્ગુરુથી

છેવટનો ખુલાસો એ છે કે, હવે એમાંથી જે જે પ્રશ્ન ઊઠે તે વિચારો એટલે ઉત્તર નીકળશે, અથવા અમને પૂછી જાઓ એટલે ખુલાસો કરી આપશું (ઇશ્વિરેચ્છા હશે તો)

પૂર્ણકામ એવું હરિનું સ્વરૂપ છે તેને વિષે જેની નિરંતર લય લાગી રહી છે એવા પુરુષથી ભારતક્ષેત્ર પ્રાયે શૂન્યવત્ થયું છે માયા મોહ સર્વત્ર ભળાય છે. ક્વચિત્ મુમુક્ષુ જોઈએ છીએ, તથાપિ મતાંતરાદિકના કારણોથી તેમને પણ જોગ થવો દુર્લભ થાય છે

અમને વારંવાર આપ જે પ્રેરો છો, તે માટે અમારી જેવી જોઈએ તેવી જોગ્યતા નથી, અને હરિએ સાક્ષાત્ દર્શનથી જ્યાં સુધી તે વાત પ્રેરી નથી ત્યાં સુધી ઇચ્છા થતી નથી, થવાની નથી

---

[૨૦૯] ૨૪૭ મુંબઈ, વૈશાખ વદિ ૮, રવિ, ૧૯૪૭

## હરિને પ્રતાપે હરિનું સ્વરૂપ મળશું ત્યારે સમજાવશું (!)

ઉપાધિના જોગે અને ચિત્તના કારણથી કેટલોક સમય સવિગત પત્ર વગર વ્યતીત કર્યો છે, તેમાં પણ ચિત્તની દશા મુખ્ય કારણરૂપ છે, હાલમાં આપ કેવા પ્રકારથી કાળ વ્યતીત કરો છો, તે જણાવશો, અને શું ઇચ્છા રહે છે, તે પણ જણાવશો વ્યવહારના કાર્ય વિષે શું પ્રવૃત્તિ છે, અને તે વિષે શું ઇચ્છા રહે છે, તે પણ જણાવશો એટલે કે તે પ્રવૃત્તિ સુખરૂપ લાગે છે કે કેમ? તે જણાવશો

ચિત્તની દશા ચૈતન્યમય રહ્યા કરે છે, જેથી વ્યવહારના બધા કાર્ય ઘણું કરીને અવ્યવસ્થાથી કરીએ છીએ હરિઇચ્છા સુખદાયક માનીએ છીએ એટલે જે ઉપાધિજોગ વર્તે છે, તેને પણ સમાધિજોગ માનીએ છીએ ચિત્તની અવ્યવસ્થાને લીધે મુહૂર્તમાત્રમાં કરી શકાય એવું કાર્ય વિચારતાં પણ પખવાડિયું વ્યતીત કરી નખાય છે, અને વખતે તે કર્યા વિના જ જવા દેવાનું થાય છે બધા પ્રસંગોમાં તેમ થાય તોપણ હાનિ માની નથી, તથાપિ આપને કંઈ કંઈ જ્ઞાનવાર્ત્તા દર્શાવાય તો વિશેષ આનંદ રહે છે, અને તે પ્રસંગમાં ચિત્તને કંઈક વ્યવસ્થિત કરવાની ઇચ્છા રાખ્યા કરાય છે, છતાં તે સ્થિતિમાં પણ હમણાં પ્રવેશ નથી કરી શકાતો એવી ચિત્તની દશા નિરંકુશ થઈ રહી છે, અને તે નિરંકુશતા પ્રાપ્ત થવામાં હરિનો પરમ અનુગ્રહ કારણ છે એમ માનીએ છીએ એ જ નિરંકુશતાને પૂર્ણતા આપ્યા સિવાય ચિત્ત યથોચિત સમાધિયુક્ત નહીં થાય એમ લાગે છે, અત્યારે તો બધુંય ગમે છે, અને બધુંય ગમતું નથી, એવી સ્થિતિ છે જ્યારે બધુંય ગમશે ત્યારે નિરંકુશતાની પૂર્ણતા થશે એ પૂર્ણકામતા પણ કહેવાય છે, જ્યાં હરિ જ સર્વત્ર સ્પષ્ટ ભાસે છે અત્યારે કંઈક અસ્પષ્ટ ભાસે છે, પણ સ્પષ્ટ છે એવો અનુભવ છે

જે રસ જગતનું જીવન છે, તે રસનો અનુભવ થવા પછી હરિપ્રત્યે અતિશય લય થઈ છે અને તેનું પરિણામ એમ આવશે કે જ્યાં જેવે રૂપે ઇચ્છીએ તેવે રૂપે હરિ . આવશે, એવો ભવિષ્યકાળ ઈશ્વરેચ્છાને લીધે લખ્યો છે

અમે અમારો અંતરંગ વિચાર લખી શકવાને અતિશય અશક્ત થઈ ગયા છીએ, જેથી સમાગમને ઇચ્છીએ છીએ, પણ ઈશ્વરેચ્છા હજુ તેમ કરવામાં અસમ્મત લાગે છે, જેથી વિયોગે જ વર્તીએ છીએ

તે પૂર્ણસ્વરૂપ હરિમાં પરમ જેની ભક્તિ છે, એવો કોઈ પણ પુરુષ હાલ નથી દેખાતો તેનું શું કારણ હશે? તેમ તેવી અતિ તીવ્ર અથવા તીવ્ર મુમુક્ષુતા કોઈની જોવામાં આવી નથી તેનું શું કારણ હશે? ક્વચિત્ તીવ્ર મુમુક્ષુતા જોવામાં આવી હશે તો ત્યાં અનંતગુણગંભીર જ્ઞાનાવતાર પુરુષનો લક્ષ કેમ જોવામાં આવ્યો નહીં હોય? એ માટે આપ જે લાગે તે લખશો બીજું મોટું આશ્ચર્યકારક તો એ છે કે આપ જેવાને સમ્યક્જ્ઞાનના બીજની, પરાભક્તિના મૂળની પ્રાપ્તિ છતાં ત્યાર પછીનો ભેદ કેમ પ્રાપ્ત નથી હોતો? તેમ હરિ પ્રત્યે અખંડ લયરૂપ વૈરાગ્ય જેટલો જોઈએ તેટલો કેમ વર્ધમાન નથી થતો? એનું જો કંઈ કારણ સમજાતું હોય તો લખશો

અમારી ચિત્તની અવ્યવસ્થા એવી થઈ જવાને લીધે કોઈ કામમાં જેવો જોઈએ તેવો ઉપયોગ

[૨૩૪] **૨૭૫** વવાણિયા, ભા વદ ૫, બુધ, ૧૯૪૭

આજે આપનું પત્તુ ૧ આવ્યું તે વાચી સર્વાત્માનું ચિંતન અધિક સાંભર્યું છે સત્સંગનો અમને વારંવાર વિયોગ રાખવો એવી હરિની ઇચ્છા સુખદાયક કેમ મનાય ? તથાપિ માનવી પડે છે

ને દાસત્વભાવથી વંદન કરું છું, એમની ઇચ્છા 'સત્' પ્રાપ્ત કરવા માટે તીવ્ર રહેતી હોય તોપણ સત્સંગ વિના તે તીવ્રતા ફળદાયક થવી દુર્લભ છે અમને તો કાંઈ સ્વાર્થ નથી, એટલે કહેવું યોગ્ય છે કે કેવળ 'સત્'થી વિમુખ એવે માર્ગે પ્રાયે તેઓ વર્તે છે

જે તેમ વર્તતા નથી તે હાલ તો અપ્રગટ રહેવા ઇચ્છે છે આશ્ચર્યકારક તો એ છે કે, કળિકાળે થોડા વખતમાં પરમાર્થને ઘેરી લઈ અનર્થને પરમાર્થ બનાવ્યો છે

---

**૨૭૬** વવાણિયા, ભાદરવા વદ ૭, ૧૯૪૭

વિગતવાર પત્ર અને ધર્મજવાળું પત્તુ પ્રાપ્ત થયું

હાલ ચિત્ત પરમ ઉદાસીનતામાં વર્તે છે લખવા વગેરેમા પ્રવૃત્તિ થતી નથી જેથી તમને વિશેષ વિગતથી કંઈ લખવાનું બની શકતું નથી ધર્મજ જણાવશો કે આપને મળવા માટે હું (એટલે કે અબાલાલ) ઉત્કંઠિત છું આપના જેવા પુરુષના સત્સંગમા આવવા મને કોઈ શ્રેષ્ઠ પુરુષની આજ્ઞા છે તો બનતા સુધી દર્શન કરવા આવીશ તેમ બનવામા કદાપિ કોઈ કારણે વિલંબ થયો તોપણ આપનો સત્સંગ કરવાની ઇચ્છા મને મંદ નહિ થાય એ પ્રમાણેના અર્થથી લખશો હાલ કોઈ પણ પ્રકારે ઉદાસીન રહેવું યોગ્ય નથી

અમારા વિષેની કંઈ પણ વિગત તેઓને હાલ લખવાની નથી

---

[૨૩૫] **૨૭૭** વવાણિયા, ભાદ્રપદ વદ ૭, ૧૯૪૭

ચિત્ત ઉદાસ રહે છે, કંઈ ગમતુ નથી, અને જે કંઈ ગમતું નથી તે જ બધુ નજરે પડે છે, તે જ સંભળાય છે. ત્યાં હવે શું કરવું ? મન કોઈ કાર્યમાં પ્રવૃત્તિ કરી શકતું નથી જેથી પ્રત્યેક કાર્ય મુલતવા પડે છે, કાંઈ વાચન, લેખન કે જનપરિચયમા રુચિ આવતી નથી ચાલતા મતના પ્રકારની વાત કાને પડે છે કે હૃદયને વિષે મૃત્યુથી અધિક વેદના થાય છે સ્થિતિ કાં તમે જાણો છો કાં સ્થિતિ વીતી ગઈ છે તે જાણે છે, અને હરિ જાણે છે

---

[૨૩૬] **૨૭૮** વવાણિયા, ભાદ્રપદ વદ ૧૦, રવિ, ૧૯૪૭

'આત્મામા રમણ કરી રહ્યા છે, એવા નિર્ગ્રંથ મુનિઓ પણ નિષ્કારણ ભગવાનની ભક્તિમા પ્રવર્તે છે, કારણ કે ભગવાનના ગુણો એવા જ છે'

—શ્રીમદ્ ભાગવત,[૧] ૧ સ્કંધ, ૭ અ, ૧૦ શ્લોક

---

[૨૩૭] **૨૭૯** વવાણિયા, ભાદ્રપદ વદ ૧૧, સોમ, ૧૯૪૭

જીવને જ્યાં સુધી સંતનો જોગ ન થાય ત્યા સુધી મતમતાંતરમા મધ્યસ્થ રહેવુ યોગ્ય છે

[૨૩૮] **૨૮૦** વવાણિયા, ભાદ્રપદ વદ ૧૨, ભોમે, ૧૯૪૭

જણાવ્યા જેવુ તો મન છે, કે જે સત્સ્વરૂપ ભણી અખંડ સ્થિર થયું છે (નાગ જેમ મોરલી ઉપર), તથાપિ તે દશા વર્ણવવાની સત્તા સર્વાધાર હરિએ વાણીમા પૂર્ણ મૂકી નથી, અને લેખમાં

---

૧ आत्मारामाश्च मुनयो निर्ग्रंथा अप्युरुक्रमे ।
कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरि ॥ સ્કંધ ૧, અ ૭, શ્લોક ૧૦

પૂર્ણકામ એવું હરિનુ સ્વરૂપ છે તેને વિષે જેની નિરતર લય લાગી રહી છે એવા પુરુષથી ભારતક્ષેત્ર પ્રાયે શૂન્યવત્ થયુ છે માયા મોહ સર્વત્ર ભળાય છે કવચિત્ મુમુક્ષુ જોઈએ છીએ, તથાપિ મતાંતરાદિકના કારણોથી તેમને પણ જોગ થવો દુર્લભ થાય છે

અમને વાર વાર આપ જે પ્રેરો છો, તે માટે અમારી જેવી જોઈએ તેવી જોગ્યતા નથી, અને હરિએ સાક્ષાત્ દર્શનથી જ્યા સુધી તે વાત પ્રેરી નથી ત્યાં સુધી ઇચ્છા થતી નથી, થવાની નથી

---

[૨૦૯] ૨૪૭ મુબઈ, વૈશાખ વદિ ૮, રવિ, ૧૯૪૭

## હરિને પ્રતાપે હરિનુ સ્વરૂપ મળશુ ત્યારે સમજાવશુ (!)

ઉપાધિના જોગે અને ચિત્તના કારણથી કેટલોક સમય સવિગત પત્ર વગર વ્યતીત કર્યો છે, તેમા પણ ચિત્તની દશા મુખ્ય કારણરૂપ છે, હાલમા આપ કેવા પ્રકારથી કાળ વ્યતીત કરો છો, તે જણાવશો, અને શુ ઇચ્છા રહે છે, તે પણ જણાવશો વ્યવહારના કાર્ય વિષે શુ પ્રવૃત્તિ છે, અને તે વિષે શુ ઇચ્છા રહે છે, તે પણ જણાવશો એટલે કે તે પ્રવૃત્તિ સુખરૂપ લાગે છે કે કેમ ? તે જણાવશો

ચિત્તની દશા ચૈતન્યમય રહ્યા કરે છે, જેથી વ્યવહારના બધા કાર્ય ઘણુ કરીને અવ્યવસ્થાથી કરીએ છીએ હરિઇચ્છા સુખદાયક માનીએ છીએ એટલે જે ઉપાધિજોગ વર્તે છે, તેને પણ સમાધિજોગ માનીએ છીએ ચિત્તની અવ્યવસ્થાને લીધે મુહૂર્તમાત્રમા કરી શકાય એવુ કાર્ય વિચારતા પણ પખવાડિયું વ્યતીત કરી નખાય છે, અને વખતે તે કર્યા વિના જ જવા દેવાનુ થાય છે બધા પ્રસગોમા તેમ થાય તોપણ હાનિ માની નથી, તથાપિ આપને કઈ કઈ જ્ઞાનવાર્ત્તા દર્શાવાય તો વિશેષ આનદ રહે છે, અને તે પ્રસગમા ચિત્તને કઈક વ્યવસ્થિત કરવાની ઇચ્છા રાખ્યા કરાય છે, છતા તે સ્થિતિમા પણ હમણા પ્રવેશ નથી કરી શકાતો એવી ચિત્તની દશા નિરકુશ થઈ રહી છે, અને તે નિરકુશતા પ્રાપ્ત થવામા હરિનો પરમ અનુગ્રહ કારણ છે એમ માનીએ છીએ એ જ નિરકુશતાને પૂર્ણતા આપ્યા સિવાય ચિત્ત યથોચિત સમાધિયુક્ત નહી થાય એમ લાગે છે, અત્યારે તો બધુય ગમે છે, અને બધુય ગમતુ નથી, એવી સ્થિતિ છે જ્યારે બધુય ગમશે ત્યારે નિરકુશતાની પૂર્ણતા થશે એ પૂર્ણકામતા પણ કહેવાય છે, જ્યા હરિ જ સર્વત્ર સ્પષ્ટ ભાસે છે અત્યારે કઈક અસ્પષ્ટ ભાસે છે, પણ સ્પષ્ટ છે એવો અનુભવ છે

જે રસ જગતનુ જીવન છે, તે રસનો અનુભવ થવા પછી હરિપ્રત્યે અતિશય લય થઈ છે અને તેનું પરિણામ એમ આવશે કે જ્યા જેવે રૂપે ઇચ્છીએ તેવે રૂપે હરિ . આવશે, એવો ભવિષ્યકાળ ઇશ્વરેચ્છાને લીધે લખ્યો છે

અમે અમારો અતરગ વિચાર લખી શકવાને અતિશય અશક્ત થઈ ગયા છીએ, જેથી સમાગમને ઇચ્છીએ છીએ, પણ ઇશ્વરેચ્છા હજુ તેમ કરવામા અસમ્મત લાગે છે, જેથી વિયોગે જ વર્તીએ છીએ

તે પૂર્ણસ્વરૂપ હરિમા પરમ જેની ભક્તિ છે, એવો કોઈ પણ પુરુષ હાલ નથી દેખાતો તેનુ શુ કારણ હશે ? તેમ તેવી અતિ તીવ્ર અથવા તીવ્ર મુમુક્ષુતા કોઈની જોવામા આવી નથી તેનુ શુ કારણ હશે ? કવચિત્ તીવ્ર મુમુક્ષુતા જોવામા આવી હશે તો ત્યા અનતગુણગભીર જ્ઞાનાવતાર પુરુષનો લક્ષ કેમ જોવામા આવ્યો નહી હોય ? એ માટે આપ જે લાગે તે લખશો બીજુ મોટુ આશ્ચર્યકારક તો એ છે કે આપ જેવાને સમ્યક્જ્ઞાનના બીજની, પરાભક્તિના મૂળની પ્રાપ્તિ છતા ત્યાર પછીનો ભેદ કેમ પ્રાપ્ત નથી હોતો ? તેમ હરિ પ્રત્યે અખડ લયરૂપ વૈરાગ્ય જેટલો જોઈએ તેટલો કેમ વર્ધમાન નથી થતો ? એનુ જો કઇ કારણ સમજાતુ હોય તો લખશો

અમારી ચિત્તની અવ્યવસ્થા એવી થઈ જવાને લીધે કોઈ કામમા જેવો જોઈએ તેવો ઉપયોગ

[૨૪૦] ૨૮૪ વવાણિયા, આસો સુદ ૬, ગુરુ, ૧૯૪૭

૧ પરસમય જાણ્યા વિના સ્વસમય જાણ્યા છે એમ કહી શકાય નહીં

૨ પરદ્રવ્ય જાણ્યા વિના સ્વદ્રવ્ય જાણ્યુ છે એમ કહી શકાય નહી

૩ સમ્મતિતર્કમા શ્રી સિદ્ધસેન દિવાકરે કહ્યુ છે, કે [1]જેટલા વચનમાર્ગ છે તેટલા નયવાદ છે, અને જેટલા નયવાદ છે તેટલા જ પરસમય છે,

૪ અક્ષય ભગત કવિએ કહ્યુ છે કે —

'કર્તા મટે તો છૂટે કર્મ, એ છે મહા ભજનનો મર્મ,
જો તુ જીવ તો કર્તા હરિ, જો તુ શિવ તો વસ્તુ ખરી,
તુ છો જીવ ને તુ છો નાથ, એમ કહી અખે ઝટકયા હાથ'

---

[૨૪૧] ૨૮૫ વવાણિયા, આસો સુદ ૭, શુક્ર, ૧૯

**અપૂર્વ પોતાથી પોતાને પ્રાપ્ત થવુ દુર્લભ છે; જેનાથી પ્રાપ્ત થાય છે, તે સ્વરૂપ ઓળખાવુ દુર્લભ છે, અને જીવને ભુલવણી પણ એ જ છે**

આ પત્રમા લખેલા પ્રશ્નોનો ટૂંકામા નીચે ઉત્તર લખ્યો છે —

૧–૨–૩, એ ત્રણે પ્રશ્નો સ્મૃતિમા હશે એમા એમ જણાવ્યું છે કે,—'(૧) ઠાણાગમા આ વાદી કહ્યા છે, તેમા આપને તથા અમારે કયા વાદમા દાખલ થવુ? (૨) એ આઠ વાદથી કોઈ જુદો મારગ આદરવા જોગ હોય તો તે જાણવા સારુ આકાક્ષા છે (૩) અથવા આઠે વાદીના માર્ગનો સરવાળો કરવો એ જ મારગ છે કે શી રીતે? અથવા તે આઠ વાદીના સરવાળામા કાઈ ન્યૂનાધિકતા કરી માર્ગ ગ્રહણ કરવા યોગ્ય છે? અને છે તો શુ?'

આમ લખ્યું છે, તે વિષે જાણવાનુ કે, એ આઠ વાદીના બીજા તે સિવાયના દર્શનોમા–સપ્રદાયોમા—માર્ગ કઈક (અન્વય) જોડાયેલો રહે છે, નહી તો ઘણુ કરીને જુદો જ (વ્યતિરિક્ત) રહે છે તે વાદી, દર્શન, સપ્રદાય એ બધા કોઈ રીતે પ્રાપ્તિમા કારણરૂપ થાય છે, પણ સમ્યક્જ્ઞાની વિનાના બીજા જીવોને તો બધન પણ થાય છે માર્ગની જેને ઇચ્છા ઉત્પન્ન થઈ છે, તેણે એ બધાનુ સાધારણ જ્ઞાન વાચવુ, વિચારવુ, બાકીમા મધ્યસ્થ રહેવું યોગ્ય છે સાધારણ જ્ઞાનનો અર્થ આ ઠેકાણે એવો કરવો કે બધા શાસ્ત્રમા વર્ણવતા અધિક જુદાઈ ન પડી હોય તેવુ જ્ઞાન

'તીર્થકર આવી ગર્ભમા ઊપજે અથવા જન્મે ત્યારે અથવા ત્યાર પછી દેવતાઓ જાણે કે આ તીર્થકર છે? અને જાણે તો શી રીતે?' એના ઉત્તરમા સમ્યક્જ્ઞાન જેને પ્રાપ્ત થયુ છે એવા દેવતાઓ 'અવધિજ્ઞાનથી' તીર્થકરને જાણે, બધા ન જાણે જે પ્રકૃતિઓ જવાથી 'જન્મથી' તીર્થકર અવધિજ્ઞાનસયુક્ત હોય છે, તે પ્રકૃતિઓ તેમા નહીં દેખાવાથી તે સમ્યક્જ્ઞાની દેવતાઓ તીર્થકરને ઓળખી શકે છે એ જ વિજ્ઞાપન

મુમુક્ષુતાની સન્મુખ થવા ઇચ્છતા તમો બનેને યથાયોગ્ય પ્રણામ કરુ છુ

ઘણુ કરીને પરમાર્થ મૌન એમ વર્તવાનુ કર્મ હાલ ઉદયમા વર્તે છે અને તેને લીધે તેમજ વર્તવામા કાળ વ્યતીત થાય છે અને તે જ કારણથી આપના પ્રશ્નોને ઉપર ટૂકામા ઉત્તરયુક્ત કર્યા છે

શાતમૂર્તિ સૌભાગ્ય હાલ મોરબી છે

---

[1] તૃતીય કાંડ, ગાથા ૪૭

ઘણું કરીને જીવ જે પરિચયમા રહે છે, તે પરિચયરૂપ પોતાને માને છે જેનો પ્રગટ અનુભવ પણ થાય છે કે અનાર્યકુળમા પરિચય કરી રહેલો જીવ અનાર્યરૂપે પોતાને દૃઢ માને છે, અને આર્યત્વને વિષે મતિ કરતો નથી

માટે મોટા પુરુષોએ અને તેને લઈને અમે એવો દૃઢ નિશ્ચય કર્યો છે કે જીવને સત્સગ એ જ મોક્ષનું પરમ સાધન છે

પોતાની સન્માર્ગને વિષે યોગ્યતા જેવી છે, તેવી યોગ્યતા ધરાવનાર પુરુષોનો સગ તે સત્સગ કહ્યો છે મોટા પુરુષના સગમા નિવાસ છે, તેને અમે પરમ સત્સગ કહીએ છીએ કારણ એના જેવુ કોઈ હિતસ્વી સાધન આ જગતમા અમે જોયું નથી, અને સાભળ્યું નથી

પૂર્વે થઈ ગયેલા મોટા પુરુષનું ચિતન કલ્યાણકારક છે, તથાપિ સ્વરૂપસ્થિતિનુ કારણ હોઈ શકતું નથી, કારણ કે જીવે શુ કરવુ તે તેવા સ્મરણથી નથી સમજાતુ પ્રત્યક્ષજોગે વગર સમજાવ્યે પણ સ્વરૂપસ્થિતિ થવી સભવિત માનીએ છીએ, અને તેથી એમ નિશ્ચય થાય છે કે તે જોગનુ અને તે પ્રત્યક્ષ ચિતનનું ફળ મોક્ષ હોય છે કારણ કે મૂર્તિમાન મોક્ષ તે સત્પુરુષ છે

મોક્ષે ગયા છે એવા ( અર્હંતાદિક ) પુરુષનું ચિતન ઘણા કાળે ભાવાનુસાર મોક્ષાદિક ફળદાતા હોય છે સમ્યક્ત્વ પામ્યા છે એવા પુરુષનો નિશ્ચય થયે અને જોગ્યતાના કારણે જીવ સમ્યક્ત્વ પામે છે

---

[૨૧૨] ૨૫૦ મુંબઈ, જેઠ સુદ ૧૫, રવિ, ૧૯૪૭

### ભક્તિ પૂર્ણતા પામવાને યોગ્ય ત્યારે થાય છે કે
### એક તૃણમાત્ર પણ હરિ પ્રત્યે યાચવું નહી,
### સર્વદશામાં ભક્તિમય જ રહેવું.

ગઈ કાલે એક પત્તુ અને આજે એક પત્ર ચિ કેશવલાલ તરફથી મળ્યું વાચીને કઈક તૃષાતુરતા મટી અને ફરી તેવા પત્ર પ્રત્યેની આતુરતા વર્ધમાન થઈ

વ્યવહારચિંતાથી અકળામણ આવતા, સત્સંગના વિયોગથી કોઈ પ્રકારે શાતિ નથી હોતી એમ આપે લખ્યું તે યોગ્ય જ છે તથાપિ વ્યવહારચિતાનું અકળામણ તો યોગ્ય નથી સર્વત્ર હરિઇચ્છા બળવાન છે, એ દૃઢ કરાવવા માટે હરિએ આમ કર્યું છે, એમ આપે નિશકપણે સમજવુ, માટે જે થાય તે જોવુ, અને પછી જો આપને અકળામણ જન્મ પામે, તો જોઈ લઈશુ હવે સમાગમ થશે ત્યારે એ વિષે વાતચીત કરીશુ અકળામણ રાખશો નહી અમે તો એ માર્ગથી તર્યા છીએ

ચિ૦ કેશવલાલ અને લાલચદ અમારી પાસે આવે છે ઈશ્વરેચ્છાથી ટગમગ ટગમગ જોઈએ છીએ ઈશ્વર જ્યા સુધી પ્રેરે નહી ત્યા સુધી અમારે કઈ કરવું નહી, અને તે વગર પ્રેર્યે કરાવવા ઇચ્છે છે આમ હોવાથી ઘડી ઘડીમા પરમાશ્ચર્યરૂપ દશા થયા કરે છે કેશવલાલ અને લાલચદે અમારી દશાના અશની પ્રાપ્તિની ઇચ્છા કરવી, એ વાત વિષે પ્રેરણા રહે છે તથાપિ એમ થવા દેવામા ઈશ્વરેચ્છા વિલબવાળી હશે જેથી તેમને આજીવિકાની ઉપાધિમા મુઝવ્યા છે અને એને લઈને અમને પણ મનમાં રહ્યા કરે છે, પણ નિરુપાયતાનો ઉપાય હાલ તો નથી કરી શકાતો

છોટમ જ્ઞાની પુરુષ હતા પદની રચના બહુ શ્રેષ્ઠ છે

સાકારરૂપે હરિની પ્રગટ પ્રાપ્તિ એ શબ્દને પ્રત્યક્ષ દર્શન ઘણુ કરીને લખુ છુ

આપને જ્ઞાનની આગળ જતા વૃદ્ધિ થશે

લિ૦ આજ્ઞાંકિત રાયચદ

---

[૨૪૫-૧] ૨૮૯ વવાણિયા, આસો વદ ૧૦, સોમ, ૧૯૪૭

પરમાર્થવિષયે મનુષ્યોનો પત્રવ્યવહાર વધારે ચાલે છે, અને અમને તે અનુકૂળ આવતો નથી જેથી ઘણા ઉત્તર તો લખવામાં જ આવતા નથી, એવી હરિઇચ્છા છે, અને અમને એ વાત પ્રિય પણ છે

---

[૨૪૫-૨] ૨૯૦

એક દશાએ વર્તન છે, અને એ દશા હજુ ઘણો વખત રહેશે ત્યા સુધી ઉદયાનુસાર પ્રવર્તન યોગ્ય જાણ્યું છે, માટે કોઈ પણ પ્રસગે પત્રાદિની પહોચ મળતા વિલબ થાય અથવા ન મોકલાય, અથવા કઈ ન જણાવી શકાય તો તે શોચ કરવા યોગ્ય નથી, એમ દૃઢ કરીને અત્રેનો પત્રપ્રસગ રાખજો

---

[૨૪૭] ૨૯૧ વવાણિયા, આસો વદ ૧૨, ગુરુ, ૧૯૪૭

ૐ

## પૂર્ણકામ ચિત્તને નમોનમઃ

આત્મા બ્રહ્મ સમાધિમા છે મન વનમા છે એકબીજાના આભાસે અનુક્રમે દેહ કઈ ક્રિયા કરે છે, ત્યાં સવિગત અને સતોષરૂપ એવા તમારા બનેના પત્રનો ઉત્તર શાથી લખવો તે તમે કહો

ધર્મજના સવિગત પત્રની કોઈ કોઈ બાબત વિષે વિગતસહિત જણાવત, પણ ચિત્ત લખવામાં રહેતું નથી, એટલે જણાવી નથી

ત્રિભુવનાદિકની ઇચ્છાને અનુસરી આણદ સમાગમ જોગ થાય એમ કરવા ઇચ્છા છે, અને ત્યારે તે પત્ર સબધી કઈ પૂછવું હોય તે પૂછજો

ધર્મજમા જેમનો નિવાસ છે એવા એ મુમુક્ષુઓની દશા અને પ્રથા તમને સ્મરણમા રાખવા યોગ્ય છે, અનુસરવા યોગ્ય છે

મગનલાલ અને ત્રિભુવનના પિતાજી કેવી પ્રવૃત્તિમા છે તે લખવુ, આ પત્ર લખતા સૂઝતા લખ્યું છે

તમે બધા કેવી પ્રવૃત્તિમા પરમાર્થ વિષયે રહો છો તે લખશો

તમારી ઇચ્છા અમારા વચનાદિક માટે હોઈ પત્ર ઇચ્છતી હશે, પણ ઉપર જણાવ્યા છે જે કારણો તે વાચી તમે ઘણા પત્ર વાચ્યા છે એમ ગણજો

એક કોઈ નહીં જણાવેલા પ્રસગ વિષે વિગતથી પત્ર લખવાની ઇચ્છા હતી, તેનો પણ નિરોધ કરવો પડ્યો છે તે પ્રસગ ગાભીર્યવશાત્ આટલા વર્ષ સુધી હૃદયમા જ રાખ્યો છે હવે જાણીએ છીએ કે કહીએ, તથાપિ તમારી સત્સગતિએ આવ્યે, કહીએ તો કહીએ લખવાનુ બને તેમ નથી લાગતુ

એક સમય પણ વિરહ નહી, એવી રીતે સત્સગમાં જ રહેવાનુ ઇચ્છીએ છીએ પણ તે તો હરિઇચ્છાવશ છે

કળિયુગમા સત્સગની પરમ હાનિ થઈ ગઈ છે અધકાર વ્યાપ્ત છે અને સત્સગનુ જે અપૂર્વપણુ તેનુ જીવને યથાર્થ ભાન થતુ નથી

---

આ લોકની અલ્પ પણ સુખેચ્છા, પરમ દૈન્યતાની[1] ઓછાઈ અને પદાર્થનો અનિર્ણય

એ બધા કારણો ટાળવાનુ બીજ હવે પછી કહેશુ તે પહેલા તે જ કારણોને અધિકતાથી કહીએ છીએ

'આ લોકની અલ્પ પણ સુખેચ્છા', એ ઘણુ કરીને તીવ્ર મુમુક્ષુતાની ઉત્પત્તિ થયા પહેલાં હોય છે તે હોવાના કારણો નિ શ કપણે તે 'સત્' છે એવું દૃઢ થયું નથી, અથવા તે 'પરમાન દરૂપ' જ છે એમ પણ નિશ્ચય નથી અથવા તો મુમુક્ષુતામાં પણ કેટલીક આન દ અનુભવાય છે, તેને લીધે બાહ્યશાતાના કારણો પણ કેટલીક વાર પ્રિય લાગે છે (!) અને તેથી આ લોકની અલ્પ પણ સુખેચ્છા રહ્યા કરે છે, જેથી જીવની જોગ્યતા રોકાઈ જાય છે

[2]સત્પુરુષમા જ પરમેશ્વર બુદ્ધિ, એને જ્ઞાનીઓએ પરમ ધર્મ કહ્યો છે, અને એ બુદ્ધિ પરમ દૈન્યત્વ સૂચવે છે, જેથી સર્વ પ્રાણી વિષે પોતાનું દાસત્વ મનાય છે અને પરમ જોગ્યતાની પ્રાપ્તિ હોય છે એ 'પરમ દૈન્યત્વ' જ્યા સુધી આવરિત રહ્યુ છે ત્યા સુધી જીવની જોગ્યતા પ્રતિબ ધયુક્ત હોય છે

કદાપિ એ બ ને થયા હોય, તથાપિ વાસ્તવિક તત્ત્વ પામવાની ક ઈ જોગ્યતાની ઓછાઈને લીધે પદાર્થ-નિર્ણય ન થયો હોય તો ચિત્ત વ્યાકુળ રહે છે, અને મિથ્યા સમતા આવે છે, કલ્પિત પદાર્થ વિષે 'સત્'ની માન્યતા હોય છે, જેથી કાળે કરી અપૂર્વ પદાર્થને વિષે પરમ પ્રેમ આવતો નથી, અને એ જ પરમ જોગ્યતાની હાનિ છે

આ ત્રણે કારણો ઘણુ કરીને અમને મળેલા ઘણાખરા મુમુક્ષુમા અમે જોયા છે માત્ર બીજા કારણ-ની કંઈક ન્યૂનતા કોઈ કોઈ વિષે જોઈ છે, અને જો તેઓમા સર્વ પ્રકારે([3]પરમ દૈન્યતાની ખામીની) ન્યૂનતા થવાનું પ્રયત્ન હોય તો જોગ્ય થાય એમ જાણીએ છીએ પરમ દૈન્યપણુ એ ત્રણેમા બળવાન સાધન છે, અને એ ત્રણેનુ બીજ મહાત્માને વિષે પરમ પ્રેમાર્પણ એ છે

અધિક શુ કહીએ ? અન ત કાળે એ જ માર્ગ છે

પહેલુ અને ત્રીજુ કારણ જવાને માટે બીજા કારણની હાનિ કરવી[4] અને મહાત્માના જોગે તેના અલૌકિક સ્વરૂપને ઓળખવું ઓળખવાની પરમ તીવ્રતા રાખવી, તો ઓળખાશે મુમુક્ષુના નેત્રો મહાત્માને ઓળખી લે છે

મહાત્મામા જેનો દૃઢ નિશ્ચય થાય છે, તેને મોહાસક્તિ મટી પદાર્થનો નિર્ણય હોય છે તેથી વ્યાકુળતા મટે છે તેથી નિ:શ કતા આવે છે જેથી જીવ સર્વ પ્રકારના દુ ખથી નિર્ભય હોય છે અને તેથી જ નિ સ ગતા ઉત્પન્ન હોય છે, અને એમ યોગ્ય છે

માત્ર તમ મુમુક્ષુઓને અર્થે ટૂ કામા ટૂ કુ આ લખ્યું છે, તેનો પરસ્પર વિચાર કરી વિસ્તાર કરવો અને તે સમજવુ એમ અમે કહીએ છીએ

અમે આમા ઘણો ગૂઢ શાસ્ત્રાર્થ પણ પ્રતિપાદન કર્યો છે

તમે વારવાર વિચારજો યોગ્યતા હશે તો અમારા સમાગમમાં આ વાતનો વિસ્તારથી વિચાર બતાવીશુ

હાલ અમારો સમાગમ થાય તેમ તો નથી, પણ વખતે શ્રાવણ વદમા કરીએ તો થાય, પણ તે કયે સ્થળે તે હજુ સુધી વિચાર્યું નથી

---

૧ પાઠાન્તર પરમ વિનયની ઓછાઈ

૨ પાઠાન્તર તથારૂપ ઓળખાણ થયે સદ્ગુરુમા પરમેશ્વરબુદ્ધિ રાખી તેમની આજ્ઞાએ પ્રવર્તવુ તે 'પરમ વિનય' કહ્યો છે તેથી પરમ જોગ્યતાની પ્રાપ્તિ હોય છે એ પરમ વિનય જ્યાં સુધી આવે નહીં ત્યાં સુધી જીવને જોગ્યતા આવતી નથી

૩ પાઠાન્તર પરમ વિનયની

૪ પાઠાન્તર. અને પરમ વિનયમાં વર્તવુ યોગ્ય છે

## વર્ષ ૨૫ મું

[ ૨૫૩ ] ૨૯૮ વવાણિયા, કાર્તિક સુદ ૪, ગુરુ, ૧૯૪૮

કાળ વિષમ આવી ગયો છે સત્સંગનો જોગ નથી, અને વીતરાગતા વિશેષ છે, એટલે ક્યાંય સાતું નથી, અર્થાત્ મન વિશ્રાંતિ પામતું નથી અનેક પ્રકારની વિટંબના તો અમને નથી, તથાપિ નિરંતર સત્સંગ નહીં એ મોટી વિટંબના છે લોકસંગ રુચતો નથી

---

[ ૨૫૪ ] ૨૯૯ વવાણિયા, કાર્તિક સુદ ૭, રવિ, ૧૯૪૮

ગમે તે ક્રિયા, જપ, તપ કે શાસ્ત્રવાચન કરીને પણ એક જ કાર્ય સિદ્ધ કરવાનું છે, તે એ કે જગતની વિસ્મૃતિ કરવી અને સત્‌ના ચરણમા રહેવુ

અને એ એક જ લક્ષ ઉપર પ્રવૃત્તિ કરવાથી જીવને પોતાને શું કરવું યોગ્ય છે, અને શું કરવુ અયોગ્ય છે તે સમજાય છે, સમજાતુ જાય છે

એ લક્ષ આગળ થયા વિના જપ, તપ, ધ્યાન કે દાન કોઈની યથાયોગ્ય સિદ્ધિ નથી, અને ત્યાં સુધી ધ્યાનાદિક નહીં જેવા કામના છે

માટે એમાથી જે જે સાધનો થઈ શકતા હોય તે બધા એક લક્ષ થવાને અર્થે કરવા કે જે લક્ષ અમે ઉપર જણાવ્યો છે જપતપાદિક કંઈ નિષેધવા યોગ્ય નથી, તથાપિ તે બધા એક લક્ષને અર્થે છે, અને એ લક્ષ વિના જીવને સમ્યક્‌ત્વસિદ્ધિ થતી નથી

વધારે શું કહીએ ? ઉપર જણાવ્યું છે તેટલું જ સમજવાને માટે સઘળા શાસ્ત્રો પ્રતિપાદિત થયા છે

---

આ લોકની અલ્પ પણ સુખેચ્છા, પરમ દૈન્યતાની[1] ઓછાઈ અને પદાર્થનો અનિર્ણય

એ બધા કારણો ટાળવાનું બીજ હવે પછી કહેશુ તે પહેલા તે જ કારણોને અધિકતાથી કહીએ છીએ

'આ લોકની અલ્પ પણ સુખેચ્છા', એ ઘણુ કરીને તીવ્ર મુમુક્ષુતાની ઉત્પત્તિ થયા પહેલા હોય છે તે હોવાનાં કારણો નિ શ કપણે તે 'સત્' છે એવુ દૃઢ થયું નથી, અથવા તે 'પરમાન દરૂપ' જ છે એમ પણ નિશ્ચય નથી અથવા તો મુમુક્ષુતામા પણ કેટલોક આન દ અનુભવાય છે, તેને લીધે બાહ્યશાતાના કારણો પણ કેટલીક વાર પ્રિય લાગે છે (!) અને તેથી આ લોકની અલ્પ પણ સુખેચ્છા રહ્યા કરે છે, જેથી જીવની જોગ્યતા રોકાઈ જાય છે

[2]સત્પુરુષમા જ પરમેશ્વર બુદ્ધિ, એને જ્ઞાનીઓએ પરમ ધર્મ કહ્યો છે, અને એ બુદ્ધિ પરમ દૈન્યત્વ સૂચવે છે, જેથી સર્વ પ્રાણી વિષે પોતાનું દાસત્વ મનાય છે અને પરમ જોગ્યતાની પ્રાપ્તિ હોય છે એ 'પરમ દૈન્યત્વ' જ્યા સુધી આવરિત રહ્યુ છે ત્યા સુધી જીવની જોગ્યતા પ્રતિબ ધયુક્ત હોય છે

કદાપિ એ બ ને થયા હોય, તથાપિ વાસ્તવિક તત્ત્વ પામવાની ક ઈ જોગ્યતાની ઓછાઈને લીધે પદાર્થ–નિર્ણય ન થયો હોય તો ચિત્ત વ્યાકુળ રહે છે, અને મિથ્યા સમતા આવે છે, કલ્પિત પદાર્થ વિષે 'સત્'ની માન્યતા હોય છે, જેથી કાળે કરી અપૂર્વ પદાર્થને વિષે પરમ પ્રેમ આવતો નથી, અને એ જ પરમ જોગ્યતાની હાનિ છે

આ ત્રણે કારણો ઘણુ કરીને અમને મળેલા ઘણાખરા મુમુક્ષુમા અમે જોયા છે માત્ર બીજા કારણ-ની ક ઈક ન્યૂનતા કોઈ કોઈ વિષે જોઈ છે, અને જો તેઓમાં સર્વ પ્રકારે ([3]પરમ દૈન્યતાની ખામીની) ન્યૂનતા થવાનું પ્રયત્ન હોય તો જોગ્ય થાય એમ જાણીએ છીએ પરમ દૈન્યપણુ એ ત્રણેમા બળવાન સાધન છે, અને એ ત્રણેનુ બીજ મહાત્માને વિષે પરમ પ્રેમાર્પણ એ છે

અધિક શુ કહીએ ? અન ત કાળે એ જ માર્ગ છે

પહેલું અને ત્રીજુ કારણ જવાને માટે બીજા કારણની હાનિ કરવી[4] અને મહાત્માના જોગે તેના અલૌકિક સ્વરૂપને ઓળખવું ઓળખવાની પરમ તીવ્રતા રાખવી, તો ઓળખાશે મુમુક્ષુના નેત્રો મહાત્માને ઓળખી લે છે

મહાત્મામા જેનો દૃઢ નિશ્ચય થાય છે, તેને મોહાસક્તિ મટી પદાર્થનો નિર્ણય હોય છે તેથી વ્યાકુળતા મટે છે તેથી નિ:શ કતા આવે છે જેથી જીવ સર્વ પ્રકારના દુ ખથી નિર્ભય હોય છે અને તેથી જ નિ સ ગતા ઉત્પન્ન હોય છે, અને એમ યોગ્ય છે

માત્ર તમ મુમુક્ષુઓને અર્થે ટૂ કામા ટૂ કુ આ લખ્યું છે, તેનો પરસ્પર વિચાર કરી વિસ્તાર કરવો અને તે સમજવુ એમ અમે કહીએ છીએ

અમે આમા ઘણો ગૂઢ શાસ્ત્રાર્થ પણ પ્રતિપાદન કર્યો છે

તમે વારવાર વિચારજો યોગ્યતા હશે તો અમારા સમાગમમાં આ વાતનો વિસ્તારથી વિચાર બતાવીશુ

હાલ અમારો સમાગમ થાય તેમ તો નથી, પણ વખતે શ્રાવણ વદમા કરીએ તો થાય, પણ તે કયે સ્થળે તે હજુ સુધી વિચાર્યું નથી

---

1 પાઠાન્તર પરમ વિનયની ઓછાઈ

2 પાઠાન્તર તથારૂપ ઓળખાણ થયે સદ્દગુરુમા પરમેશ્વરબુદ્ધિ ગખી તેમની આજ્ઞાએ પ્ર 'પરમ વિનય' કહ્યો છે તેથી પરમ જોગ્યતાની પ્રાપ્તિ હોય છે એ પગ્મ વિનય જ્યાં સુધી આવે સુધી જીવને જોગ્યતા આવતી નથી

3 પાઠાન્તર પરમ વિનયની

4 પાઠાન્તર. અને પરમ વિનયમાં વર્તવુ યોગ્ય

[૨૫૭] ૩૦૪ વવાણિયા, કાર્તિક સુદ, ૧૯૪૮

ૐ

યથાયોગ્ય વંદન સ્વીકારશો સમાગમમા આપને બે ચાર કારણો મન ખોલી વાત કરવા દેતાં નથી. અનંતકાળનું વલણુ, સમાગમીઓનું વલણુ અને લોકલજ્જા ઘણું કરીને એ કારણના મૂળ હોય છે એવા કારણો હોય તેથી કોઈપણ પ્રાણી ઉપર કટાક્ષ આવે એવી દશા ઘણુ કરીને મને રહેતી નથી પણુ હાલ મારી દશા કંઈ પણુ લોકોત્તર વાત કરતાં અટકે છે, અર્થાત્ મન મળતુ નથી

'પરમાર્થ મૌન' એ નામનું એક કર્મ હાલમાં ઉદયમા પણુ વર્તે છે, તેથી ઘણા પ્રકારની મૌનતા પણુ અંગીકૃત કરી છે, અર્થાત્ પરમાર્થ સંબંધી વાતચીત કરવાનું ઘણુ કરીને રાખવામા આવતું નથી તેવો ઉદય કાળ છે ક્વચિત્ સાધારણુ માર્ગસંબંધી વાતચીત કરવામાં આવે છે, નહી તો એ વિષયમાં વાણી વડે, તેમ જ પરિચય વડે મૌન્યતા અને શૂન્યતા ગ્રહણુ કરવામા આવી છે જ્યા સુધી યોગ્ય સમાગમ થઈ ચિત્ત જ્ઞાની પુરુષનુ સ્વરૂપ જાણી શકતું નથી, ત્યાં સુધી ઉપર જણાવેલા ત્રણુ કારણો કેવળ જતાં નથી, અને ત્યા સુધી 'સત્'નું યથાર્થ કારણુ પ્રાપ્ત પણુ થતું નથી આમ હોવાથી તમને મારો સમાગમ થતા પણુ ઘણી વ્યાવહારિક અને લોકલજ્જાયુક્ત વાત કરવાનો પ્રસંગ રહેશે, અને તે પર મને કંટાળો છે આપ ગમે તેનાથી પણુ મારા સમાગમ થયા પછી એવા પ્રકારની વાતમા ગૂંથાઓ એ મે યોગ્ય માન્યું નથી

---

[૨૫૫] ૩૦૫ વવાણિયા, કારતક વદ ૧, ૧૯૪૮

ૐ

ધર્મજવાસી છે જેઓ, તેમને સમ્યક્જ્ઞાનની હજુ જોકે પ્રાપ્તિ નથી, તથાપિ માર્ગાનુસારી જીવ હોવાથી તેઓ સમાગમ કરવા જોગ છે તેમના આશ્રયમાં વર્તતા મુમુક્ષુઓની ભક્તિ, વિનયાદિ રીત ભાત, નિર્વાસનાપણુ એ જોઈ અનુસરવા જોગ છે તમારો જે કુળધર્મ છે, તેની કેટલીક રીતભાત વિચારતા ઉપર જણાવેલા મુમુક્ષુઓની રીતભાત આદિ[1] . તેમની મન, વચન, કાયાની અનુસરણુ, સરળતા[1] .. માટે સમાગમ કરવા જોગ છે કોઈ પણુ પ્રકારનું દર્શન થાય તેને સમ્યક્જ્ઞાન મોટા પુરુષોએ ગણ્યું છે, એમ સમજવાનું નથી પદાર્થનો યથાર્થ બોધ પ્રાપ્ત થાય તેને સમ્યક્જ્ઞાન ગણવામાં આવ્યું છે

ધર્મજ જેમનો નિવાસ છે, તેઓ હજુ તે ભૂમિકામા આવ્યા નથી તેમને અમુક તેજોમયાદિનું દર્શન છે તથાપિ યથાર્થ બોધપૂર્વક નથી દર્શનાદિ કરતા યથાર્થ બોધ શ્રેષ્ઠ પદાર્થ છે આ વાત જણાવવાનો હેતુ એ છે કે કોઈ પણુ જાતની કલ્પનાથી તમે નિર્ણય કરતાં નિવૃત્ત થાઓ

ઉપર જે કલ્પના શબ્દ વાપરવામા આવ્યો છે તે એવા અર્થમા છે કે "અમે તમને તે સમાગમની સમ્મતિ આપવાથી તે સમાગમીઓ 'વસ્તુજ્ઞાનના' સંબંધમા જે કંઈ પ્રરૂપે છે, અથવા બોધે છે, તેમ જ અમારી માન્યતા પણુ છે, અર્થાત્ જેને અમે સત્ કહીએ છીએ તે, પણુ અમે હાલ મૌન રહેતા હોવાથી તેમના સમાગમથી તે જ્ઞાનનો બોધ તમને મેળવવા ઇચ્છીએ છીએ"

---

૩૦૬ મોરબી, કારતક વદ ૭, રવિ, ૧૯૪૮

ૐ બ્રહ્મ સમાધિ

શ્રી સુભાગ્ય પ્રેમસમાધિ વિષે વર્તે છે

અપ્રગટ સત્

---

૧ પત્ર ફાટેલો હોવાથી અહીથી અક્ષરો ઊડી ગયા છે

અમારી દશા મદ જોગ્યને હાલ લાભ કરે તેવી નથી, અમે એવી જ જાળ હાલ ઇચ્છતા નથી, રાખી નથી, અને તેઓ બધાનો કેમ વહીવટ ચાલે છે, એનું સ્મરણે નથી તેમ છતાં અમને એ બધાની અનુકપા આવ્યા કરે છે, તેમનાથી અથવા પ્રાણીમાત્રથી, મનથી ભિન્ન ભાવ રાખ્યો નથી, અને રાખ્યો રહે તેમ નથી ભક્તિવાળા પુસ્તકો ક્વચિત્ ક્વચિત્ વાંચીએ છીએ, પણ જે સઘળુ કરીએ છીએ તે ઠેકાણા વગરની દશાથી કરીએ છીએ.

અમે હાલમા ઘણુ કરીને આપના કાગળોનો વખતસર ઉત્તર લખી શકતા નથી, તેમજ પૂરા ખુલાસાથી પણ લખતા નથી, તે જોકે યોગ્ય તો નથી, પણ હરિની એમ ઇચ્છા છે, જેથી તેમ કરીએ છીએ હવે જ્યારે સમાગમ થશે, ત્યારે અમારો એ દોષ આપને ક્ષમા કરવો પડશે એવી અમારી ખાતરી છે

અને તે ત્યારે મનાશે કે જ્યારે તમારો સગ હવે ફરી થશે તે સગ ઇચ્છીએ છીએ, પણ જેવા જોગે થવો જોઈએ, તેવા જોગે થવો દુર્લભ છે ભાદરવામા જે આપે ઇચ્છા રાખી છે, તેથી કઈ અમારી પ્રતિકૂળતા નથી, અનુકૂળતા છે, પણ તે સમાગમમા જે જોગ ઇચ્છીએ છીએ તે જો થવા દેવા હરિની ઇચ્છા હોય અને સમાગમ થાય તો જ અમારો ખેદ મટે એમ માનીએ છીએ

દશાનું ટૂકુ વર્ણન વાચીને, આપને ઉત્તર લખાયા ન હોય તે માટે ક્ષમા આપવાની વિજ્ઞાપના કરુ છુ

પ્રભુની પરમ કૃપા છે અમને કોઈથી ભિન્ન ભાવ રહ્યો નથી, કોઈ વિષે દોષબુદ્ધિ આવતી નથી, મુનિ વિષે અમને કોઈ હલકો વિચાર નથી, પણ હરિની પ્રાપ્તિ ન થાય એવી પ્રવૃત્તિમા તેઓ પડ્યા છે એકલુ બીજજ્ઞાન જ તેમનું કલ્યાણ કરે એવી એમની અને બીજા ઘણા મુમુક્ષુઓની દશા નથી 'સિદ્ધાંતજ્ઞાન' સાથે જોઈએ, એ 'સિદ્ધાતજ્ઞાન' અમારા હૃદયને વિષે આવરિતરૂપે પડ્યુ છે હરિ-ઇચ્છા જો પ્રગટ થવા દેવાની હશે તો થશે અમારો દેશ હરિ છે, જાત હરિ છે, કાળ હરિ છે, દેહ હરિ છે, રૂપ હરિ છે, નામ હરિ છે, દિશા હરિ છે, સર્વ હરિ છે, અને તેમ છતાં આમ વહીવટમા છીએ, એ એની ઇચ્છાનું કારણ છે

ૐ શાતિ શાતિ શાતિ.

---

૨૫૬ મુંબઈ, અસાડ વદ ૨, ૧૯૪૭

"અથાગ પ્રેમે તમને નમસ્કાર"

બે પત્ર વિસ્તારથી લખેલા એવાં આપના તરફથી મલ્યા, આટલો પરિશ્રમ લો છો, એ અમારા ઉપરની આપની કૃપા છે

એમા જે જે પ્રશ્નોનો ઉત્તર ઇચ્છ્યો છે, તે સમાગમે જરૂર આપશુ જીવના વધવાઘટવા વિષયે, એક આત્મા વિષયે, અનત આત્મા વિષયે, મોક્ષ વિષયે, મોક્ષના અનત સુખ વિષયે તમને સર્વ પ્રકારે નિર્ણય સમાગમે આ વેળા આપવા ધાર્યું છે કારણ કે એ માટે અમને હરિની કૃપા થઈ છે, પણ તે માત્ર તમને જણાવવા માટે, બીજા માટે પ્રેરણા કરી નથી

---

[૨૧૮] ૨૫૭ મુંબઈ, અસાડ વદ ૪, ૧૯૪૭

અત્રે ઇશ્વિરકૃપાથી આનદ છે આપનું પત્ર ઇચ્છુ છુ

ઘણુય લખવુ સૂઝે છે, પણ લખી શકાતુ નથી તેમા પણ એક કારણ સમાગમ થયા પછી લખવાનું રહે છે અને સમાગમ પછી લખ્યા જેવો તો માત્ર પ્રેમ—સ્નેહ રહેશે, લખવુ પણ વાર વાર સુઝાવાથી સૂઝે છે બહુ જ ધારાઓ ચાલતી જોઈ, કોઈ કઈ પેટ દેવા જોગ મળે તો બહુ સારુ, એમ લાગી જવાથી, કોઈ ન મળતા આપને લખવા ઇચ્છા થાય છે પણ તેમા ઉપર જણાવ્યા કારણને લીધે

શ્રાવણ વદમા આપને વખત મળે તેવુ હોય તો પાચ પદર દિવસ માટે સમાગમની ગોઠવણ કરવાની ઇચ્છા કરુ

'જ્ઞાનધારા' સબધી મૂળમાર્ગ અમે તમને આ વખતના સમાગમમા થોડો પણ કહીશુ, અને તે માર્ગ પૂરી રીતે આ જ જન્મમાં તમને કહીશુ એમ અમને હરિની પ્રેરણા હોય તેવું લાગે છે

તમે અમારે માટે જન્મ ધર્યો હશે એમ લાગે છે તમે અમારા અથાગ ઉપકારી છો તમે અમને અમારી ઇચ્છાનું સુખ આપ્યું છે, તે માટે નમસ્કાર સિવાય બીજો શુ બદલો વાળીએ ?

પણ અમને લાગે છે કે અમારે હાથે હરિ તમને પરાભક્તિ અપાવશે, હરિના સ્વરૂપનું જ્ઞાન કરાવશે, અને એ જ અમે મોટો ભાગ્યોદય માનીશુ

અમારુ ચિત્ત તો બહુ હરિમય રહે છે, પણ સગ બધા કળિયુગના રહ્યા છે માયાના પ્રસગમા રાત દિવસ રહેવુ રહે છે, એટલે પૂર્ણ હરિમય ચિત્ત રહી શકવુ દુર્લભ હોય છે, અને ત્યાં સુધી અમારા ચિત્તને ઉદ્વેગ મટશે નહી

ખભાતવાસી જોગ્યતાવાળા જીવ છે, એમ અમે જાણીએ છીએ, પણ હરિની ઇચ્છા હજુ થોડો વિલબ કરવાની દેખાય છે આપે દોહરા વગેરે લખી મોકલ્યું તે સારુ કર્યુ અમે તો હાલ કોઈની સભાળ લઈ શકતા નથી અશક્તિ બહુ આવી ગઈ છે, કારણ કે ચિત્ત બાહ્ય વિષયમા હાલ જતુ નથી.

લિ૦ ઈશ્વરાર્પણ

---

[૨૨૧] ૨૬૦ મુબઈ, શ્રાવણ સુદ ૯, ગુરુ ૧૯૪૭

નથુરામજીના પુસ્તક વિષે, તથા તેના વિષે આપે લખ્યું તે જાણ્યું હાલ કઈ એવુ જાણવા ઉપર ચિત્ત નથી તેના એકાદ બે પુસ્તકો છપાયેલાં છે, તે મે વાંચેલા છે

ચમત્કાર બતાવી યોગને સિદ્ધ કરવો, એ યોગીનું લક્ષણ નથી સર્વોત્તમ યોગી તો એ છે કે સર્વ પ્રકારની સ્પૃહાથી રહિતપણે સત્યમા કેવળ અનન્ય નિષ્ઠાએ જે સર્વ પ્રકારે 'સત'જ આચરે છે, જગત જેને વિસ્મૃત થયું છે અમે એ જ ઇચ્છીએ છીએ

---

[૨૨૨] ૨૬૧ મુબઈ, શ્રાવણ સુદ ૯, ગુરુ, ૧૯૪૭

પત્ર પહોચ્યું

તમારા ગામથી (ખભાતથી) પાચ સાત ગાઉ પર એવું ગામ છે કે જ્યા અજાણપણે રહેવુ હોય તો અનુકૂળ આવે? જળ, વનસ્પતિ અને સૃષ્ટિરચના જ્યા ઠીક હોય તેવુ સ્થળ જો ધ્યાનમા આવે તો લખશો

જૈનના પર્યુષણથી પહેલા અને શ્રાવણ વદ ૧ પછી અત્રેથી થોડા વખતને માટે નિવૃત્ત થવાની ઇચ્છા છે

ધર્મ સબધે પણ જ્યા અમને ઓળખતા હોય તેવા ગામમા હાલ તો અમે પ્રવૃત્તિ માની છે, જેથી ખભાત આવવા વિષે વિચાર હાલ સભવતો નથી

હાલમા થોડા વખતને માટે આ નિવૃત્તિ લેવા ઇચ્છુ છુ સર્વ કાળને માટે (આયુષ્ય પર્યત) જ્યા સુધી નિવૃત્તિ મેળવવાનો પ્રસગ ન આવ્યો હોય ત્યા સુધી ધર્મ સબધે પણ પ્રગટમા આવવાની ઇચ્છા રહેતી નથી

માત્ર નિર્વિકારપણે (પ્રવૃત્તિ રહિત) જ્યા રહેવાય, અને એકાદ બે મનુષ્યો ત્યા ખપ પૂરતા (વ્યવહારની પ્રવૃત્તિ જુઓ!) હોય એટલે ઘણુય છે ક્રમપૂર્વક તમારો જે કઈ સમાગમ રાખવો ઘટશે તે રાખશુ અધિક જ જાળ જોઈતી નથી ઉપરની બાબત માટે સાધારણ તજવીજ કરવી વધારે જાણમા આવે એવુ ન થવુ જોઈએ

જનક વિદેહી વિષે લક્ષમા છે

---

૩૧૧ મુબઈ, પોષ સુદ ૩, રવિ, ૧૯૪૮

અનુક્રમે સયમ સ્પર્શતો જી, પામ્યો ક્ષાયકભાવ રે,
સયમ શ્રેણી ફૂલડે જી, પૂજુ પદ નિષ્પાવ રે
શુદ્ધ નિરજન અલખ અગોચર, એહિ જ સાધ્ય સુહાયો રે,
જ્ઞાનક્રિયા અવલબી ફરસ્યો, અનુભવ સિદ્ધિ ઉપાયો રે
રાયસિદ્ધારથ વશ વિભૂષણ, ત્રિશલા રાણી જાયો રે,
અજ અજરામર સહજાનદી, ધ્યાનભુવનમાં ધ્યાયો રે

---

નાગર સુખ પામર નવ જાણે, વલ્લભ સુખ ન કુમારી રે,
અનુભવ વણ તેમ ધ્યાન તણુ સુખ કોણ જાણે નરનારી રે

---

[૨૯૨] ૩૧૨ મુબઈ, પોષ સુદ ૫, સોમ, ૧૯૪૮

## ક્ષાયિક ચારિત્રને સંભારીએ છીએ

જનક વિદેહીની વાત લક્ષમા છે કરસનદાસનું પત્ર લક્ષમા છે

બોધસ્વરૂપના યથાયોગ્ય

---

[૨૯૩] ૩૧૩ મુબઈ, પોષ સુદ ૭, ગુરુ, ૧૯૪૮

## જ્ઞાનીના આત્માને અવલોકીએ છીએ અને તેમ થઈએ છીએ

આપની સ્થિતિ લક્ષમા છે આપની ઇચ્છા પણ લક્ષમા છે, ગુરુ–અનુગ્રહવાળી વાર્તા લખી તે પણ ખરી છે કર્મનું ઉદયપણુ ભોગવવું પડે તે પણ ખરુ છે આપ અતિશય ખેદ વખતોવખત પામી જાઓ છો, તે પણ જાણીએ છીએ વિયોગનો તાપ અસહ્ય આપને રહે છે તે પણ જાણીએ છીએ ઘણા પ્રકારે સત્સગમા રહેવા જોગ છો એમ માનીએ છીએ, તથાપિ હાલ તો એમ સહન કરવુ યોગ્ય માન્યું છે

ગમે તેવા દેશકાલને વિષે યથાયોગ્ય રહેવુ, યથાયોગ્ય રહેવા ઇચ્છયા જ કરવુ એ ઉપદેશ છે મનની ચિંતા લખી જણાવો તોય અમને તમારા ઉપર ખેદ થાય તેમ નથી જ્ઞાની અન્યથા કરે નહીં, તેમ કરવું તેને સૂઝે નહી, ત્યા બીજો ઉપાય ઇચ્છવો પણ નહી એમ વિનતી છે

કોઈ એવા પ્રકારનો ઉદય છે કે, અપૂર્વ વીતરાગતા છતા વેપાર સબધી કઈક પ્રવર્તન કરી શકીએ છીએ, તેમ જ બીજા પણ ખાવાપીવા વગેરેના પ્રવર્તન માડ માડ કરી શકીએ છીએ મન ક્યાય વિરામ પામતુ નથી, ઘણુ કરીને અત્ર કોઈનો સમાગમ ઇચ્છતુ નથી કઈ લખી શકાતુ નથી વધારે પરમાર્થવાક્ય વદવા ઇચ્છા થતી નથી, કોઈએ પૂછેલા પ્રશ્નોનો ઉત્તર જાણતા છતા લખી શકતા નથી, ચિત્તનો પણ ઝાઝો સગ નથી, આત્મા આત્મભાવે વર્તે છે

સમયે સમયે અનતગુણવિશિષ્ટ આત્મભાવ વધતો હોય એવી દશા રહે છે, જે ઘણું કરીને કળવા દેવામા આવતી નથી અથવા કળી શકે તેવાનો પ્રસગ નથી

આત્માને વિષે સહજ સ્મરણે પ્રાપ્ત થયેલુ જ્ઞાન શ્રી વર્ધમાનને વિષે હતુ એમ જણાય છે પૂર્ણ વીતરાગ જેવો બોધ તે અમને સહજે સાભરી આવે છે, એટલે જ તમને અને ગોસલિયાને લખ્યું હતુ કે તમે પદાર્થને સમજો બીજો કોઈ તેમ લખવામા હેતુ નહોતો

---

૨૬૩ રાળજ, ભાદરવા સુદ ૮, શુક્ર, ૧૯૪૭

વિયોગથી થયેલા તાપ વિષેનું તમારુ એક પત્ર ચારેક દિવસ પહેલા પ્રાપ્ત થયું હતુ તેમા દર્શાવેલી ઇચ્છા વિષે ટૂંકા શબ્દોમાં જણાવવા જેટલો વખત છે, તે એ કે તમને જેવી જ્ઞાનની જિજ્ઞાસા છે તેવી ભક્તિની નથી ભક્તિ, પ્રેમરૂપ વિના જ્ઞાન શૂન્ય જ છે, તો પછી તેને પ્રાપ્ત કરીને શુ કરવુ છે? જે અટકયુ તે યોગ્યતાની કચાશને લીધે અને જ્ઞાની કરતા જ્ઞાનમા વધારે પ્રેમ રાખો છો તેને લીધે જ્ઞાની પાસે જ્ઞાન ઇચ્છવું તે કરતા બોધસ્વરૂપ સમજી ભક્તિ ઇચ્છવી એ પરમ ફળ છે વધારે શુ કહીએ?

મન, વચન, કાયાથી તમારો કોઈ પણ દોષ થયો હોય, તો દીનતાપૂર્વક ક્ષમા માગુ છુ ઈશ્વર કૃપા કરે તેને કળિયુગમા એ પદાર્થની પ્રાપ્તિ થાય મહા વિકટ છે આવતી કાલે અહીંથી રવાના થઈ વવાણિયા ભણી જવુ ધાર્યું છે

---

[૨૨૪] ૨૬૪ રાળજ, ભાદરવા સુદ ૮, ૧૯૪૭

દોહરા

હે પ્રભુ, હે પ્રભુ, શુ કહુ, દીનાનાથ દયાળ,<br>
હું તો દોષ અનતનું, ભાજન છુ કરુણાળ ૧<br>
શુદ્ધ ભાવ મુજમા નથી, નથી સર્વ તુજરૂપ,<br>
નથી લઘુતા કે દીનતા, શુ કહુ પરમસ્વરૂપ? ૨<br>
નથી આજ્ઞા ગુરુદેવની, અચળ કરી ઉરમાહીં,<br>
આપ તણો વિશ્વાસ દઢ, ને પરમાદર નાહીં. ૩<br>
જોગ નથી સત્સગનો, નથી સત્સેવા જોગ,<br>
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ ૪<br>
'હુ પામર શુ કરી શકુ?' એવો નથી વિવેક,<br>
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક ૫<br>
અચિંત્ય તુજ માહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ,<br>
અશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ ૬<br>
અચળરૂપ આસક્તિ નહિ, નહી વિરહનો તાપ,<br>
કથા અલભ તુજ પ્રેમની, નહિ તેનો પરિતાપ ૭<br>
ભક્તિમાર્ગ પ્રવેશ નહિ, નહીં ભજન દૃઢ ભાન,<br>
સમજ નહીં નિજ ધર્મની, નહિ શુભ દેશે સ્થાન ૮<br>
કાળદોષ કળિથી થયો, નહિ મર્યાદાધર્મ,<br>
તોયે નહીં વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ ૯<br>
સેવાને પ્રતિકૂળ જે, તે બધન નથી ત્યાગ,<br>
દેહેંદ્રિય માને નહીં, કરે બાહ્ય પર રાગ ૧૦<br>
તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન નયન યમ નાહીં,<br>
નહિ ઉદાસ અનભક્તથી, તેમ ગૃહાદિક માહીં ૧૧<br>
અહભાવથી રહિત નહિ, સ્વધર્મ સચય નાહીં,<br>
નથી નિવૃત્તિ નિર્મળપણે, અન્ય ધર્મની કાંઈ ૧૨

તે ચેતન અને અચેતન એ બે પરિણામે પરિણમી શકે નહી, અથવા એક પુદ્‌ગલદ્રવ્ય અચેતન અને ચેતન એ બે પરિણામે પરિણમી શકે નહી માત્ર પોતે પોતાના જ પરિણામમા પરિણમે. ચેતન-પરિણામ તે અચેતન પદાર્થને વિષે હોય નહી, અને અચેતનપરિણામ તે ચેતનપદાર્થને વિષે હોય નહી, માટે બે પ્રકારના પરિણામે એક દ્રવ્ય પરિણમે નહી,–બે પરિણામને ધારણ કરી શકે નહી

'એક કરતૂતિ દોઈ દર્વ કબહૂ ન કરે,'

માટે એક ક્રિયા તે બે દ્રવ્ય ક્યારે પણ કરે નહી. બે દ્રવ્યનું મળવું એકાતે હોવુ યોગ્ય નથી જો બે દ્રવ્ય મળીને એક દ્રવ્ય ઊપજતું હોય, તો વસ્તુ પોતાના સ્વરૂપનો ત્યાગ કરે, અને એમ તો કોઈ કાળે બને નહી કે વસ્તુ પોતાના સ્વરૂપનો કેવળ ત્યાગ કરે

જ્યારે એમ બનતું નથી, ત્યારે બે દ્રવ્ય કેવળ એક પરિણામને પામ્યા વિના એક ક્રિયા પણ ક્યાથી કરે ? અર્થાત્ ન જ કરે.

'દોઈ કરતૂતિ એક દર્વ ન કરતુ હૈ,'

તેમ જ બે ક્રિયા એક દ્રવ્ય ધારણ પણ કરે નહી, એક સમયને વિષે બે ઉપયોગ હોઈ શકે નહીં. માટે

'જીવ પુદ્ગલ એક ખેત અવગાહી દોઉ,'

જીવ અને પુદ્ગલ કદાપિ એક ક્ષેત્રને રોકી રહ્યાં હોય તોપણ

'અપને અપને રૂપ, કોઉ ન ટરતુ હૈ,'

પોતપોતાનાં સ્વરૂપથી કોઈ અન્ય પરિણામ પામતું નથી, અને તેથી કરીને જ એમ કહીએ છીએ કે,—

'જડ પરિનામનિકૌ, કરતા હૈ પુદ્ગલ,'

દેહાદિકે કરીને જે પરિણામ થાય છે તેનો પુદ્‌ગલ કર્ત્તા છે કારણ કે તે દેહાદિ જડ છે, અને જડપરિણામ તો પુદ્ગલને વિષે છે જ્યારે એમ જ છે તો પછી જીવ પણ જીવ સ્વરૂપે જ વર્તે છે, એમાં કંઈ બીજુ પ્રમાણ પણ હવે જોઈતું નથી, એમ ગણી કહે છે કે,—

'ચિદાનદ ચેતન સુભાવ આચરતુ હૈ'

કાવ્યકર્ત્તાનો કહેવાનો હેતુ એમ છે કે, જો આમ તમે વસ્તુસ્થિતિ સમજો તો તો જડને વિષેનો જે સ્વસ્વરૂપભાવ છે તે મટે, અને સ્વસ્વરૂપનુ જે તિરોભાવપણુ છે તે પ્રગટ થાય વિચાર કરો, સ્થિતિ પણ એમ જ છે ઘણી ગહન વાતને અહી ટૂંકામા લખી છે (જોકે) જેને યથાર્થ બોધ છે તેને તો સુગમ છે

એ વાતને ઘણી વાર મનન કરવાથી કેટલોક બોધ થઈ શકશે

આપનુ પત્તુ ૧ ગઈ પરમે મળ્યું છે ચિત્ત તો આપને પત્ર લખવાનું રહે છે, પણ જે લખવાનુ સૂઝે છે તે એવુ સૂઝે છે કે આપને તે વાતનો ઘણા વખત સુધી પરિચય થવો જોઈએ, અને તે વિશેષ ગહન હોય છે સિવાય લખવાનું સૂઝતું નથી અથવા લખવામા મન રહેતુ નથી બાકી તો નિત્ય સમાગમને ઇચ્છીએ છીએ

પ્રસગોપાત્ત કંઈ જ્ઞાનવાર્તા લખશો આજીવિકાના દુ ખને માટે આપ લખો છો તે સત્ય છે

ચિત્ત ઘણુ કરીને વનમા રહે છે, આત્મા તો પ્રાયે મુક્તસ્વરૂપ લાગે છે વીતરાગપણુ વિશેષ છે વેઠની પેઠે પ્રવૃત્તિ કરીએ છીએ બીજાને અનુસરવાનુ પણ રાખીએ છીએ જગતથી બહુ ઉદાસ થઈ ગયા છીએ વસ્તીથી કંટાળી ગયા છીએ દશા કોઈને જણાવી શકતા નથી જણાવીએ તેવો સત્સગ નથી, મનને જેમ ધારીએ તેમ વાળી શકીએ છીએ એટલે પ્રવૃત્તિમા રહી શક્યા છીએ કોઈ

[૨૨૬] **૨૬૬** રાળજ, ભાદ્રપદ સુદ ૮, ૧૯૪૭

દોહરા

(૧) જડ ભાવે જડ પરિણમે, ચેતન ચેતન ભાવ,
કોઈ કોઈ પલટે નહી, છોડી આપ સ્વભાવ. ૧
જડ તે જડ ત્રણ કાળમાં, ચેતન ચેતન તેમ,
પ્રગટ અનુભવરૂપ છે, સ શય તેમા કેમ? ૨
જો જડ છે ત્રણ કાળમા, ચેતન ચેતન હોય,
બ ધ મોક્ષ તો નહિ ઘટે, નિવૃત્તિ પ્રવૃત્તિ ન્હોય ૩
બ ધ મોક્ષ સ યોગથી, જ્યા લગ આત્મ અભાન,
પણ નહિ ત્યાગ સ્વભાવનો, ભાખે જિન ભગવાન, ૪
વર્તે બ ધ પ્રસ ગમા, તે નિજ પદ અજ્ઞાન,
પણ જડતા નહિ આત્મને, એ સિદ્ધાત પ્રમાણ ૫
ગ્રહે અરૂપી રૂપીને, એ અચરજની વાત,
જીવ બ ધન જાણે નહીં, કેવો જિન સિદ્ધાત. ૬
પ્રથમ દેહ દૃષ્ટિ હતી, તેથી ભાસ્યો દેહ,
હવે દૃષ્ટિ થઈ આત્મમા, ગયો દેહથી નેહ ૭
જડ ચેતન સ યોગ આ, ખાણ અનાદિ અન ત,
કોઈ ન કર્તા તેહનો, ભાખે જિન ભગવ ત ૮
મૂળ દ્રવ્ય ઉત્પન્ન નહિ, નહીં નાશ પણ તેમ,
અનુભવથી તે સિદ્ધ છે, ભાખે જિનવર એમ. ૯
હોય તેહનો નાશ નહિ, નહી તેહ નહિ હોય,
એક સમય તે સૌ સમય, ભેદ અવસ્થા જોય ૧૦

× × ×

(૨) પરમ પુરુષ પ્રભુ સદ્ગુરુ, પરમ જ્ઞાન સુખધામ,
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ ૧

---

[૨૨૭(૧)] **૨૬૭** રાળજ, ભાદ્રપદ ૧૯૪૭

હરિગીત

જિનવર કહે છે જ્ઞાન તેને સર્વ ભવ્યો સાભળો

---

જો હોય પૂર્વ ભણેલ નવ પણ, જીવને જાણ્યો નહી,
તો સર્વ તે અજ્ઞાન ભાખ્યું, સાક્ષી છે આગમ અહી,
એ પૂર્વ સર્વ કહ્યાં વિશેષે, જીવ કરવા નિર્મળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાભળો ૧
નહિ ગ્ર થ માહી જ્ઞાન ભાખ્યું, જ્ઞાન નહિ કવિચાતુરી,
નહિ મ ત્ર ત ત્રો જ્ઞાન દાખ્યા, જ્ઞાન નહિ ભાષા ઠરી,
નહિ અન્ય સ્થાને જ્ઞાન ભાખ્યું, જ્ઞાન જ્ઞાનીમા કળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો ૨

કેવળ જેની ઉદાસ અવસ્થા છે એવા નિજગુરુ અષ્ટાવક્રની શરણતા સ્વીકારી હોવાથી માયાને સુખે તરી શકાય એમ થતું હતુ, કારણ કે મહાત્માના આલબનની એવી જ બળવત્તરતા છે

---

[ ૨૭૦-૨ ] ૩૨૨ રવિવાર, ૧૯૪૮,

**લૌકિકદૃષ્ટિએ તમે અને અમે પ્રવર્તશું તો પછી અલૌકિકદૃષ્ટિએ કોણ પ્રવર્તશે ?**

આત્મા એક છે કે અનેક છે, કર્ત્તા છે કે અકર્ત્તા છે, જગતનો કોઈ કર્ત્તા છે કે જગત સ્વત છે, એ વગેરે ક્રમે કરીને સત્સગે સમજવાયોગ્ય છે, એમ જાણીને પત્ર વાટે તે વિષે હાલ લખવામા આવ્યું નથી

સમ્યક્પ્રકારે જ્ઞાનીને વિષે અખડ વિશ્વાસ રાખવાનુ ફળ નિશ્ચયે મુક્તપણુ છે

સસારસબધી તમને જે જે ચિંતા છે, તે ચિતા પ્રાયે અમને જાણવામા છે, અને તે વિષે અમુક અમુક તમને વિકલ્પ રહે છે તે પણ જાણીએ છીએ તેમ જ પરમાર્થચિતા પણ સત્સગના વિયોગને લીધે રહે છે તે પણ જાણીએ છીએ, બેય પ્રકારનો વિકલ્પ હોવાથી તમને આકુળવ્યાકુળપણુ પ્રાપ્ત હોય એમા પણ આશ્ચર્ય લાગતુ નથી, અથવા અસભવરૂપ લાગતુ નથી હવે એ બેય પ્રકારને માટે ચોખ્ખા શબ્દોમા નીચે જે કઈ મનને વિષે છે તે લખવાનું પ્રયત્ન કર્યું છે

સસારસબધી તમને જે ચિતા છે, તે જેમ ઉદયમા આવે તેમ વેદવી, સહન કરવી એ ચિતા થવાનુ કારણ એવું કોઈ કર્મ નથી કે જે ટાળવા માટે જ્ઞાની પુરુષને પ્રવૃત્તિ કરતા બાધ ન આવે જ્યારથી યથાર્થ બોધની ઉત્પત્તિ થઈ છે, ત્યારથી કોઈ પણ પ્રકારના સિદ્ધિયોગે કે વિદ્યાના યોગે સાસારિક સાધન પોતાસંબધી કે પરસબધી કરવાની પ્રતિજ્ઞા છે, અને એ પ્રતિજ્ઞામા એક પળ પણ મદપણુ આવ્યું હોય એમ હજુ સુધીમા થયું છે એમ સાંભરતું નથી તમારી ચિતા જાણીએ છીએ, અને અમે તે ચિતાનો કોઈ પણ ભાગ જેટલો બને તેટલો વેદવા ઇચ્છીએ છીએ પણ એમ તો કોઈ કાળે બન્યું નથી, તે કેમ બને ? અમને પણ ઉદયકાળ એવો વર્તે છે કે હાલ રિદ્ધિયોગ હાથમા નથી

પ્રાણીમાત્ર પ્રાયે આહાર, પાણી પામી રહે છે તો તમ જેવા પ્રાણીના કુટુબને માટે તેથી વિપર્યય પરિણામ આવે એવુ જે ધારવું તે યોગ્ય જ નથી કુટુબની લાજ વારવાર આડી આવી જે આકુળતા આપે છે, તે ગમે તો રાખીએ અને ગમે તો ન રાખીએ તે બન્ને સરખુ છે, કેમ કે જેમા પોતાનુ નિરુપાયપણુ રહ્યુ તેમા તો જે થાય તે યોગ્ય જ માનવુ એ દૃષ્ટિ સમ્યક્ છે જે લાગ્યું તે જણાવ્યું છે

અમને જે નિર્વિકલ્પ નામની સમાધિ છે, તે તો આત્માની સ્વરૂપપરિણતિ વર્તતી હોવાને લીધે છે આત્માના સ્વરૂપ સબધી તો પ્રાયે નિર્વિકલ્પપણુ જ રહેવાનુ અમને સભવિત છે, કારણ કે અન્યભાવને વિષે મુખ્યપણે અમારી પ્રવૃત્તિ જ નથી

બધ, મોક્ષની યથાર્થ વ્યવસ્થા જે દર્શનને વિષે યથાર્થપણે કહેવામા આવી છે, તે દર્શન નિકટ મુક્તપણાનુ કારણ છે, અને એ યથાર્થ વ્યવસ્થા કહેવાને યોગ્ય જો કોઈ અમે વિશેષપણે માનતા હોઈએ તો તે શ્રી તીર્થંકરદેવ છે

અને એ જે શ્રી તીર્થંકરદેવનો અતર આશય તે પ્રાયે મુખ્યપણે અત્યારે કોઈને વિષે આ ક્ષેત્રે હોય તો તે અમે હોઈશુ એમ અમને દૃઢ કરીને ભાસે છે

કારણ કે જે અમારુ અનુભવજ્ઞાન તેનુ ફળ વીતરાગપણુ છે, અને વીતરાગનુ કહેલુ જે શ્રુતજ્ઞાન તે પણ તે જ પરિણામનુ કારણ લાગે છે, માટે અમે તેના અનુયાયી ખરેખર છીએ, સાચા છીએ

વન અને ઘર એ બન્ને કોઈ પ્રકારે અમને સમાન છે, તથાપિ વનમા પૂર્ણ વીતરાગભાવને અર્થે રહેવુ વધારે રુચિકર લાગે છે, સુખની ઇચ્છા નથી પણ વીતરાગપણાની ઇચ્છા છે

૨૬૯ વવાણિયા, ભાદ્રપદ વદિ ૩, સોમ, ૧૯૪૭

ઇશ્વરઇચ્છા હશે તો પ્રવૃત્તિ થશે, અને તેને સુખદાયક માની લઈશુ, પણ મન મેલાપી સત્સંગ વિના કાલક્ષેપ થવો દુર્લભ છે. મોક્ષથી અમને સંતની ચરણ-સમીપતા બહુ વહાલી છે, પણ તે હરિની ઇચ્છા આગળ દીન છીએ ફરી ફરી આપની સ્મૃતિ થાય છે

---

[૨૨૯] ૨૭૦ વવાણિયા, ભા વદ ૪, ભોમ, ૧૯૪૭

ૐ સત્

જ્ઞાન તે જ કે અભિપ્રાય એક જ હોય, થોડો અથવા ઘણો પ્રકાશ, પણ પ્રકાશ એક જ

શાસ્ત્રાદિકના જ્ઞાનથી નિવેડો નથી પણ અનુભવજ્ઞાનથી નિવેડો છે

---

[૨૩૦] ૨૭૧ વવાણિયા, ભા વદ ૪, ભોમ, ૧૯૪૭

ૐ સત્

શ્રીમાન્ પુરુષોત્તમની અનન્ય ભક્તિને અવિચ્છિન્ન ઇચ્છુ છુ

એવો એક જ પદાર્થ પરિચય કરવા યોગ્ય છે કે જેથી અનંત પ્રકારનો પરિચય નિવૃત્ત થાય છે, તે કયો ? અને કેવા પ્રકારે ? તેનો વિચાર મુમુક્ષુઓ કરે છે

લિ૦ સત્‌મા અભેદ

---

[૨૩૧] ૨૭૨ વવાણિયા, ભાદ્રપદ વદ ૪ ભોમ, ૧૯૪૭

જે મહત્ પુરુષનું ગમે તેવું આચરણ પણ વંદન યોગ્ય જ છે, એવો મહાત્મા પ્રાપ્ત થયે નિઃસંદેહપણે ન જ વર્તી શકાય તેમ તે વર્તતો હોય તો મુમુક્ષુએ કેવી દૃષ્ટિ રાખવી એ વાર્તા સમજવા જેવી છે

લિ૦ અપ્રગટ સત્

---

[૨૩૨] ૨૭૩ વવાણિયા, ભાદ્રપદ વદ ૫, બુધ, ૧૯૪૭

વિગત લખી તે જાણી ધીરજ રાખવી અને હરિઇચ્છા સુખદાયક માનવી એટલુ જ આપણે તો કર્તવ્યરૂપ છે

કળિયુગમાં અપાર કષ્ટે કરીને સત્પુરુષનુ ઓળખાણ પડે છે છતા વળી કંચન અને કાંતાનો મોહ તેમાં પરમ પ્રેમ આવવા ન દે તેમ છે ઓળખાણ પડયે અડગપણે ન રહી શકે એવી જીવની વૃત્તિ છે, અને આ કળિયુગ છે, તેમા જે નથી મુઝાતા તેને નમસ્કાર

---

[૨૩૩] ૨૭૪ વવાણિયા, ભાદ્રપદ વદ ૫, બુધે, ૧૯૪૭

'સત્' હાલ તો કેવળ અપ્રગટ રહ્યુ દેખાય છે જુદી જુદી ચેષ્ટાએ તે હાલ પ્રગટ જેવું માનવામા આવે છે, ( યોગાદિક સાધન, આત્માનુ ધ્યાન, અધ્યાત્મચિંતન, વેદાંતશુષ્ક વગેરેથી ) પણ તે તેવુ નથી

જિનનો સિદ્ધાત છે કે જડ કોઈ કાળે જીવ ન થાય, અને જીવ કોઈ કાળે જડ ન થાય, તેમ 'સત્' કોઈ કાળે 'સત્' સિવાયના બીજા કોઈ સાધનથી ઉત્પન્ન હોઈ શકે જ નહી આવી દેખીતી સમજાય તેવી વાતમા મુઝાઈ જીવ પોતાની કલ્પનાએ 'સત્' કરવાનું કહે છે, પ્રરૂપે છે, બોધે છે, એ આશ્ચર્ય છે

જગતમા રૂડુ દેખાડવા માટે મુમુક્ષુ કંઈ આચરે નહી, પણ રૂડુ હોય તે જ આચરે

---

[ ૨૭૪ ] **૩૨૬** મુંબઈ, માહ વદ ૧૧, બુધ, ૧૯૪૮

શુદ્ધતા વિચારે ધ્યાવે, શુદ્ધતામે કેલી કરે,
શુદ્ધતામે થિર વ્હે અમૃત ધારા વરસે (સમયસાર નાટક)

---

[ ૨૭૫ ] **૩૨૭** મુંબઈ, માહ વદ ૧૪, શનિ, ૧૯૪૮

અદ્ભુતદશાના[1] કાવ્યનો અર્થ લખી મોકલ્યો તે યથાર્થ છે અનુભવનુ જેમ વિશેષ સામર્થ્ય ઉત્પન્ન હોય છે, તેમ એવાં કાવ્યો, શબ્દો, વાક્યો યથાતથ્યરૂપે પરિણમે છે, આશ્ચર્યકારકદશાનું એમાં વર્ણન છે

સત્પુરુષનું ઓળખાણુ જીવને નથી પડતુ અને પોતા સમાન વ્યાવહારિક કલ્પના તે પ્રત્યે રહે છે, એ જીવને કયા ઉપાયથી ટળે તે લખશો

ઉપાધિ પ્રસ ગ બહુ રહે છે સત્સ ગ વિના જીવીએ છીએ

---

[ ૨૭૬ ] **૩૨૮** મુબઈ, માહ વદ 0)), રવિ, ૧૯૪૮

'લેવેકો ન રહી ઠૌર, ત્યાગીવેકોં નાહી ઓર,
બાકી કહા ઉબર્યો જુ, કારજ નવીનો હૈ'!

સ્વરૂપનું ભાન થવાથી પૂર્ણકામપણુ પ્રાપ્ત થયું, એટલે હવે બીજુ કોઈ ક્ષેત્ર કઈ પણ લેવાને માટે રહ્યુ નથી સ્વરૂપનો તો કોઈ કાળે ત્યાગ કરવાને મૂર્ખ પણ ઇચ્છે નહી, અને જ્યા કેવળ સ્વરૂપ-સ્થિતિ છે, ત્યા તો પછી બીજુ કઈ રહ્યુ નથી, એટલે ત્યાગવાપણુ પણ રહ્યુ નહી હવે જ્યારે લેવુ, દેવુ એ બન્ને નિવૃત્ત થઈ ગયુ, ત્યારે બીજુ કોઈ નવીન કાર્ય કરવાને માટે શુ ઊગર્યું ? અર્થાત્ જેમ થવું જોઈએ તેમ થયું ત્યા પછી બીજી લેવાદેવાની જ જાળ કયાથી હોય ? એટલે કહે છે કે, અહી પૂર્ણકામતા પ્રાપ્ત થઈ

---

[ ૨૭૭ ] **૩૨૯** મુંબઈ, માહ વદ, ૧૯૪૮

ન ગમતુ એવું ક્ષણવાર કરવાને કોઈ ઇચ્છતુ નથી તથાપિ તે કરવુ પડે છે એ એમ સૂચવે છે કે પૂર્વકર્મનું નિબંધન અવશ્ય છે

અવિકલ્પ સમાધિનું ધ્યાન ક્ષણવાર પણ મટતુ નથી તથાપિ અનેક વર્ષો થયા વિકલ્પરૂપ ઉપાધિને આરાધ્યા જઈએ છીએ.

જ્યા સુધી સ સાર છે ત્યાં સુધી કોઈ જાતની ઉપાધિ હોવી તો સ ભવે છે, તથાપિ અવિકલ્પ-સમાધિમા સ્થિત એવા જ્ઞાનીને તો તે ઉપાધિ પણ અબાધ છે, અર્થાત્ સમાધિ જ છે

આ દેહ ધારણ કરીને જોકે કોઈ મહાન શ્રીમ તપણુ ભોગવ્યું નથી, શબ્દાદિ વિષયોનો પૂરો વૈભવ પ્રાપ્ત થયો નથી, કોઈ વિશેષ એવા રાજ્યાધિકારે સહિત દિવસ ગાળ્યા નથી, પોતાના ગણાય છે એવા કોઈ ધામ, આરામ સેવ્યા નથી, અને હજુ યુવાવસ્થાનો પહેલો ભાગ વર્તે છે, તથાપિ એ કોઈની આત્મભાવે અમને કઈ ઇચ્છા ઉત્પન્ન થતી નથી, એ એક મોટુ આશ્ચર્ય જાણી વર્તીએ છીએ, અને એ પદાર્થોની પ્રાપ્તિ-અપ્રાપ્તિ બન્ને સમાન થયા જાણી ઘણા પ્રકારે અવિકલ્પ સમાધિને જ અનુભવીએ છીએ એમ છતા વાર વાર વનવાસ સાભરે છે, કોઈ પ્રકારનો લોકપરિચય રુચિકર થતો નથી, સત્સ ગમા સુરતી પ્રવહ્યા કરે છે, અને અવ્યવસ્થિત દશાએ ઉપાધિયોગમા રહીએ છીએ

---

[1] જુઓ આંક ન ૩૨૫

તો તે વાણીનો અનંતમો ભાગ માંડ આવી શકે, એવી તે દશા તે સર્વનું કારણ એવું જે પુરુષોત્તમસ્વરૂપ તેને વિષે અમને તમને અનન્ય પ્રેમભક્તિ અખંડ રહો, તે પ્રેમભક્તિ પરિપૂર્ણ પ્રાપ્ત થાઓ. એ જ પ્રયાચના ઇચ્છી અત્યારે અધિક લખતો નથી

---

૨૮૧ વવાણિયા, ભાદરવા વદ ૧૩, બુધ, ૧૯૪૭

કળિયુગ છે એટલે વધારે વખત ઉપજીવિકાનો વિયોગ રહેવાથી યથાયોગ્ય વૃત્તિ પૂર્વાપર ન રહે

વિ૦ રાયચંદના યં૦

---

[૨૩૯] ૨૮૨ વવાણિયા, ભાદ્રપદ વદ ૧૪, ગુરુ, ૧૯૪૭

પરમ વિશ્રામ સુભાગ્ય,

પત્તુ મળ્યું અત્રે ભક્તિ સંબંધી વિહ્વલતા રહ્યા કરે છે, અને તેમ કરવામાં હરિઇચ્છા સુખદાયક જ માનું છું

મહાત્મા વ્યાસજીને જેમ થયું હતું, તેમ અમને હમણાં વર્તે છે આત્મદર્શન પામ્યા છતાં પણ વ્યાસજી આનંદસંપન્ન થયા નહોતા, કારણ કે હરિરસ અખંડપણે ગાયો નહોતો અમને પણ એમ જ છે અખંડ એવો હરિરસ પરમ પ્રેમે અખંડપણે અનુભવતાં હજુ ક્યાથી આવડે? અને જ્યાં સુધી તેમ નહીં થાય ત્યાં સુધી અમને જગતમાંની વસ્તુનું એક અણુ પણ ગમવું નથી

ભગવાન વ્યાસજી જે યુગમાં હતા, તે યુગ બીજો હતો, આ કળિયુગ છે, એમાં હરિસ્વરૂપ, હરિનામ અને હરિજન દૃષ્ટિએ નથી આવતા, શ્રવણમાં પણ નથી આવતા, એ ત્રણેમાંના કોઈની સ્મૃતિ થાય એવી કોઈ પણ ચીજ પણ દૃષ્ટિએ નથી આવતી બધાં સાધન કળિયુગથી ઘેરાઈ ગયાં છે ઘણું કરીને બધાય જીવ ઉન્માર્ગે પ્રવર્તે છે, અથવા સન્માર્ગની સન્મુખ વર્તતા નજરે નથી પડતા ક્વચિત્ મુમુક્ષુ છે, પણ તેને હજી માર્ગનો નિકટ સંબંધ નથી

નિષ્કપટીપણું પણ મનુષ્યોમાંથી ચાલ્યા ગયા જેવું થયું છે, સન્માર્ગનો એક અંશ અને તેનો પણ શતાંશ તે કોઈ આગળ પણ દૃષ્ટિએ પડતો નથી, કેવળજ્ઞાનનો માર્ગ તે તો કેવળ વિસર્જન થઈ ગયો છે કોણ જાણે હરિની ઇચ્છા શું ય છે? આવો વિકટ કાળ તો હમણાં જ જોયો કેવળ મંદ પુણ્યવાળા પ્રાણી જોઈ પરમ અનુકંપા આવે છે અમને સત્સંગની ન્યૂનતાને લીધે કંઈ ગમતું તથી ઘણી વાર થોડે થોડે કહેવાઈ ગયું છે, તથાપિ ચોખ્ખા શબ્દોમાં કહેવાયાથી સ્મૃતિમાં વધારે રહે એટલા માટે કહીએ છીએ કે કોઈથી અર્થ સંબંધ અને કામસંબંધ તો ઘણા કાળ થયાં ગમતા જ નથી હમણાં ધર્મસંબંધ અને મોક્ષસંબંધ પણ ગમતો નથી ધર્મસંબંધ અને મોક્ષસંબંધ તો ઘણું કરીને યોગીઓને પણ ગમે છે, અને અમે તો તેથી પણ વિરક્ત રહેવા માગીએ છીએ હાલ તો અમને કંઈ ગમતું નથી, અને જે કંઈ ગમે છે, તેનો અતિશય વિયોગ છે વધારે શું લખવું? સહન જ કરવું એ સુગમ છે

---

૨૮૩ વવાણિયા, ભાદરવા વદ ૦)), શુક્ર, ૧૯૪૭

પરમ પૂજ્ય શ્રી સુભાગ્ય,

અત્ર હરિઇચ્છાનુસાર પ્રવૃત્તિ છે

ભગવત્ મુક્તિ આપવામાં કૃપણ નથી, પણ ભક્તિ આપવામાં કૃપણ છે, એમ લાગે છે એવો ભગવતને લોભ શા માટે હશે?

વિ૦ રાયચંદના પ્રણામ

---

કોઈ પણ પ્રકારની આકુળતા વિના વૈરાગ્યભાવનાએ, વીતરાગભાવે, જ્ઞાની વિષે પરમભક્તિભાવે સત્શાસ્ત્રાદિક અને સત્સંગનો પરિચય કરવો હાલ તો યોગ્ય છે

કોઈ પણ પ્રકારની પરમાર્થ સંબંધે મનથી કરેલા સંકલ્પ પ્રમાણે ઇચ્છા કરવી નહીં, અર્થાત્ કંઈ પણ પ્રકારના દિવ્યતેજયુક્ત પદાર્થો ઇત્યાદિ દેખાવા વગેરેની ઇચ્છા, મન કલ્પિત ધ્યાનાદિ એ સર્વ સંકલ્પની જેમ બને તેમ નિવૃત્તિ કરવી

'શાંતસુધારસ'માં કહેલી ભાવના, 'અધ્યાત્મસાર'માં કહેલો આત્મનિશ્ચયાધિકાર એ ફરી ફરી મનન કરવા યોગ્ય છે એ બેનું વિશેષપણું માનવું

'આત્મા છે' એમ જે પ્રમાણથી જણાય, 'આત્મા નિત્ય છે' એમ જે પ્રમાણથી જણાય, 'આત્મા કર્તા છે' એમ જે પ્રમાણથી જણાય, 'આત્મા ભોક્તા છે' એમ જે પ્રમાણથી જણાય, 'મોક્ષ છે' એમ જે પ્રમાણથી જણાય, અને 'તેનો ઉપાય છે' એમ જે પ્રમાણથી જણાય, તે વારંવાર વિચારવાયોગ્ય છે 'અધ્યાત્મસાર'માં અથવા બીજા ગમે તે ગ્રંથમાં એ વાત હોય તો વિચારવામાં બાધ નથી કલ્પનાનો ત્યાગ કરી વિચારવાયોગ્ય છે

જનકવિદેહીની વાત હાલ જાણવાનું ફળ તમને નથી

બધાને અર્થે આ પત્ર છે

---

[૨૭૯] ૩૩૧ મુંબઈ, માહ, ૧૯૪૮

ॐ

વીતરાગપણે, અત્યંત વિનયપણે પ્રણામ

ભ્રાંતિગતપણે સુખસ્વરૂપ ભાસે છે એવા આ સંસારી પ્રસંગ અને પ્રકારોમાં જ્યાં સુધી જીવને વહાલપ વર્તે છે, ત્યાં સુધી જીવને પોતાનું સ્વરૂપ ભાસવું અસંભવિત છે, અને સત્સંગનું માહાત્મ્ય પણ તથારૂપપણે ભાસ્યમાન થવું અસંભવિત છે જ્યાં સુધી તે સંસારગત વહાલપ અસંસારગત વહાલપને પ્રાપ્ત ન થાય ત્યાં સુધી ખચીત કરી અપ્રમત્તપણે વારંવાર પુરુષાર્થનો સ્વીકાર યોગ્ય છે આ વાત ત્રણે કાળને વિષે અવિસંવાદ જાણી નિષ્કામપણે લખી છે

---

[૨૮૦ (૧)] ૩૩૨ મુંબઈ, ફાગણ સુદ ૪, બુધ, ૧૯૪૮

આરંભ અને પરિગ્રહનો જેમ જેમ મોહ મટે છે, જેમ જેમ તેને વિષેથી પોતાપણાનું અભિમાન મંદપરિણામને પામે છે, તેમ તેમ મુમુક્ષુતા વર્ધમાન થયા કરે છે અનંત કાળના પરિચયવાળું એ અભિમાન પ્રાયે એકદમ નિવૃત્ત થતું નથી તેટલા માટે, તન, મન, ધનાદિ જે કંઈ પોતાપણે વર્તતાં હોય છે, તે જ્ઞાની પ્રત્યે અર્પણ કરવામાં આવે છે, પ્રાયે જ્ઞાની કંઈ તેને ગ્રહણ કરતા નથી, પણ તેમાંથી પોતાપણું મટાડવાનું જ ઉપદેશે છે, અને કરવા યોગ્ય પણ તેમ જ છે કે, આરંભ-પરિગ્રહને વારંવારના પ્રસંગે વિચારી વિચારી પોતાના થતા અટકાવવા, ત્યારે મુમુક્ષુતા નિર્મળ હોય છે

---

[૨૮૦(૨)] ૩૩૩ મુંબઈ, ફાગણ સુદ ૪, બુધ, ૧૯૪૮

"[1]સત્પુરુષની ઓળખાણ જીવને નથી પડતી, અને વ્યાવહારિક કલ્પના પોતાગમાન તે પ્રત્યે રહે છે, એ જીવને કયા ઉપાયથી ટળે ?" એ પ્રશ્નનો ઉત્તર યથાર્થ લખ્યો છે એ ઉત્તર જ્ઞાની અથવા

---

૧ શ્રી સૌભાગ્યભાઈએ આપેલ ઉત્તર 'નિર્પક્ષ થઈ અસંગ કરે તો સત્ ઓળખાય ને પછી નિઃસંદેહ', નો જોગ બને તો તે ઓળખે અને ઓળખે એટલે વ્યાવહારિક કલ્પના ટળે માટે પક્ષ રહિત ? સત્સંગ કરવો એ ઉપાય સિવાય બીજો ઉપાય નથી બાકી ભાગદશા એ જુદી વાત છે"

[૨૪૨] ૨૮૬ વવાણિયા, આસો સુદ, ૧૯૪૭

ૐ સત્

'હમ પરદેશી પખી સાધુ, આ રે દેશકે નાહી રે'

પરમ પૂજ્ય શ્રી સુભાગ્ય,

એક પ્રશ્ન સિવાય બાકીના પ્રશ્નોનો ઉત્તર ચાહીને લખી શક્યો નથી

'કાળ' શુ ખાય છે? તેનો ત્રણ પ્રકારે ઉત્તર લખુ છુ

સામાન્ય ઉપદેશમા કાળ શુ ખાય છે તેનો ઉત્તર એ છે કે, 'તે પ્રાણીમાત્રનુ આયુષ્ય ખાય છે'

વ્યવહારનયથી કાળ 'જૂનું' ખાય છે

નિશ્ચયનયથી કાળ માત્ર પદાર્થને રૂપાતર આપે છે, પર્યાયાતર કરે છે

છેલ્લા બે ઉત્તર વધારે વિચારવાથી બધ બેસી શકશે 'વ્યવહારનયથી કાળ 'જૂનુ' ખાય છે' એમ જે લખ્યું છે તે વળી નીચે વિશેષ સ્પષ્ટ કર્યું છે:—

"કાળ 'જૂનું' ખાય છે" — 'જૂનુ' એટલે શુ ? એક સમય જે ચીજને ઉત્પન્ન થયા થઈ, બીજો સમય વર્તે છે, તે ચીજ જૂની ગણાય છે (જ્ઞાનીની અપેક્ષાથી) તે ચીજને ત્રીજે સમયે, ચોથે સમયે એમ સખ્યાત, અસખ્યાત સમયે, અનત સમયે કાળ બદલાવ્યા જ કરે છે બીજા સમયમા તે જેવી હોય, તેવી ત્રીજા સમયમા ન હોય, એટલે કે બીજા સમયમા પદાર્થનુ જે સ્વરૂપ હતુ, તે ખાઈ જઈ ત્રીજે સમયે કાળે પદાર્થને બીજુ રૂપ આપ્યુ, અર્થાત્ જૂનુ તે ખાઈ ગયો પહેલે સમયે પદાર્થ ઉત્પન્ન થયો અને તે જ વેળા કાળ તેને ખાઈ જાય એમ વ્યવહારનયથી બને નહીં પહેલે સમયે પદાર્થનુ નવાપણુ ગણાય, પણ તે વેળા કાળ તેને ખાઈ જતો નથી, બીજે સમયે બદલાવે છે, માટે જૂનાપણાને તે ખાય છે, તેમ કહ્યુ છે

નિશ્ચયનયથી પદાર્થ માત્ર રૂપાતર જ પામે છે, કોઈ પણ 'પદાર્થ' કોઈ પણ કાળમા કેવળ નાશ પામે જ નહીં, એવો સિદ્ધાત છે, અને જો પદાર્થ કેવળ નાશ પામતો હોત, તો આજ કઈ પણ હોત નહીં માટે કાળ ખાતો નથી, પણ રૂપાતર કરે છે એમ કહ્યુ છે ત્રણ પ્રકારના ઉત્તરમા પહેલો ઉત્તર 'સર્વને' સમજવો સુલભ છે

અત્ર પણ દશાના પ્રમાણમા બાહ્ય ઉપાધિ વિશેષ છે આપે કેટલાક વ્યાવહારિક (જોકે શાસ્ત્ર-સબધી) પ્રશ્નો આ વેળા લખ્યા હતાં, પણ ચિત્ત તેવું વાચવામાં પણ હાલ પૂરુ રહેતું નથી, એટલે ઉત્તર શી રીતે લખી શકાય?

---

[૨૪૩] ૨૮૭ વવાણિયા, આસો વદ ૧ રવિ, ૧૯૪૭

પૂર્વાપર અવિરુદ્ધ એવુ જે ભગવત્સબધી જ્ઞાન તે પ્રગટ કરવા જ્યા સુધી તેની ઇચ્છા નથી, ત્યાં સુધી વધારે પ્રસગ કોઈથી પાડવામા નથી આવતો તે જાણો છો

અભિન્ન એવુ હરિપદ જ્યા સુધી અમે અમારામા નહી માનીએ ત્યા સુધી પ્રગટ માર્ગ કહીશુ નહીં, તમે પણ જેઓ અમને જાણે છે, તે સિવાય અધિકને નામ, ઠામ, ગામથી અમને જણાવશો નહીં

એકથી અનત છે, અનત છે તે એક છે

---

[૨૪૪] ૨૮૮ વવાણિયા, આસો વદ ૫, ૧૯૪૭

આદિપુરુષ રમત માંડીને બેઠો છે

નવા જૂનુ તો એક આત્મવૃત્તિ સિવાય અમારે ક્યા છે? અને તે લખવા જેટલો મનને અવકાશ પણ ક્યા છે? નહીં તો બધુ ય નવુ છે, અને બધુ ય જીર્ણ છે

[ ૨૮૨-૧ ] ૩૩૫ મુંબઈ, ફાગણ સુદ ૧૦, બુધ, ૧૯૪૮

**ઉદાસ-પરિણામ આત્માને ભજ્યા કરે છે. નિરુપાયતાનો ઉપાય કાળ છે.**

પૂજ્ય શ્રી સૌભાગ્યભાઈ,

સમજવા વિષેની જે વિગત લખી છે, તે ખરી છે એ વાતો જ્યાં સુધી જીવના સમજ્યામા આવતી નથી, ત્યા સુધી યથાર્થ ઉદાસીન પરિણતિ પણ થવી કઠણ લાગે છે

'સત્પુરુષ કેમ નથી ઓળખવામા આવતા ?' એ વગેરે પ્રશ્નો ઉત્તરસહિત લખી મોકલવાનો વિચાર તો થાય છે, પણ લખવામા ચિત્ત જેવુ જોઈએ તેવુ રહેતું નથી, અને તે વળી અલ્પકાળ રહે છે, એટલે ધારેલુ લખી શકાતું નથી

આત્માને ઉદાસ-પરિણામ અત્યંત ભજ્યા કરે છે

એક અર્ધ-જિજ્ઞાસ્ય-વૃત્તિવાળા પુરુષને એક પત્ર લખી, મોકલવા માટે આઠેક દિવસ પહેલા લખ્યું હતું પાછળથી અમુક કારણથી ચિત્ત અટકતા તે પત્ર પડતર રહેવા દીધુ હતુ, જે વાંચવા માટે આપને બીડી આપ્યું છે

જે વાસ્તવ્ય જ્ઞાનીને ઓળખે છે, તે ધ્યાનાદિને ઇચ્છે નહી, એવો અમારો અંતરંગ અભિપ્રાય વર્તે છે

માત્ર જ્ઞાનીને ઇચ્છે છે, ઓળખે છે અને ભજે છે, તે જ તેવો થાય છે, અને તે ઉત્તમ મુમુક્ષુ જાણવે યોગ્ય છે

ઉદાસ પરિણામ આત્માને ભજ્યા કરે છે

ચિત્તની સ્થિતિમાં જો વિશેષપણે લખાશે તો લખીશ

નમસ્કાર પહોચે

---

[ ૨૮૨-૨ ] ૩૩૬ મુંબઈ, ફાગણ સુદ ૧૧, બુધવાર,૧૯૪૮

અત્રે ભાવસમાધિ છે

વિશેષે કરીને 'વૈરાગ્ય પ્રકરણ'મા શ્રીરામે જે પોતાને વૈરાગ્યના કારણો લાગ્યા તે જણાવ્યા છે, તે ફરી ફરી વિચારવા જેવા છે

ખંભાત પત્રપ્રસંગ રાખવો તેમના તરફથી પત્ર આવવામા ઢીલ થતી હોય તો આગ્રહથી લખશો એટલે ઢીલ ઓછી કરશે પરસ્પર કંઈ પૃચ્છા કરવાનું સૂઝે તો તે પણ તેમને લખશો

---

[ ૨૮૩] ૩૩૭ મુંબઈ, ફાગણ વદ ૧૧ા, ગુરુ, ૧૯૪૮

ચિ ચંદુના સ્વર્ગવાસના ખબર વાચી ખેદ થયો જે જે પ્રાણીઓ દેહ ધારણ કરે છે, તે તે પ્રાણીઓ તે દેહનો ત્યાગ કરે છે, એમ આપણને પ્રત્યક્ષ અનુભવસિદ્ધ દેખાય છે, તેમ છતા આપણું ચિત્ત તે દેહનું અનિત્યપણુ વિચારી નિત્ય પદાર્થના માર્ગને વિષે ચાલતું નથી, એ શોચનીય વાતનો વારવાર વિચાર કરવો યોગ્ય છે મનને ધીરજ આપી ઉદાસી નિવૃત્ત કર્યે છૂટકો છે દિલગીરી ન કરતા ધીરજથી તે દુઃખ સહન કરવુ એ જ આપણો ધર્મ છે

આ દેહ પણ જ્યારે ત્યારે એમ જ ત્યાગવાનો છે, એ વાત સ્મરણમા આવ્યા કરે છે, અને સંસારપ્રતિ વૈરાગ્ય વિશેષ રહ્યા કરે છે પૂર્વકર્મને અનુસરી જે કંઈ પણ સુખદુઃખ પ્રાપ્ત થાય તે સમાનભાવથી વેદવુ એ જ્ઞાનીની શિખામણ સાભરી આવી છે, તે લખી છે માયાની રચના ગહન છે

---

[૮૭૪-૧૧] ૨૯૨ વવાણિયા, આસો વદ ૧૨, ૧૯૪૭

કુટુબાદિક સગ વિષે લખ્યું તે ખરુ છે તેમા પણ આ કાળમા એવા સગમા જીવે સમપણે પરિણમવું એ મહા વિકટ છે, અને જેઓ એટલુ છતા પણ સમપણે પરિણમે, તે નિકટભવી જીવ જાણીએ છીએ

આજીવિકાના પ્રપચ વિષે વારવાર સ્મૃતિ ન થાય એટલા માટે ચાકરી કરવી પડે તે હિતકારક છે જીવને પોતાની ઇચ્છાએ કરેલો દોષ તીવ્રપણે ભોગવવો પડે છે, માટે ગમે તે સગ-પ્રસગમા પણ સ્વેચ્છાએ અશુભપણે પ્રવર્તવું ન પડે તેમ કરવું

[૨૪૮] ૨૯૩ વવાણિયા, આસો વદ ૧૩, શુક્ર, ૧૯૪૭

શ્રી સુભાગ્ય, સ્વમૂર્તિરૂપ શ્રી સુભાગ્ય,

વિરહની વેદના અમને વધારે રહે છે, કારણ કે વીતરાગતા વિશેષ છે, અન્ય સગમા બહુ ઉદાસીનતા છે પણ હરિઇચ્છાને અનુસરી પ્રસગોપાત્ત વિરહમા રહેવુ પડે છે, જે ઇચ્છા સુખદાયક માનીએ છીએ, એમ નથી ભક્તિ અને સત્સગમા વિરહ રાખવાની ઇચ્છા સુખદાયક માનવામા અમારો વિચાર નથી રહેતો શ્રી હરિ કરતા એ બાબતમા અમે વધારે સ્વતત્ર છીએ

[૨૪૯] ૨૯૪ મુબઈ, ૧૯૪૭

આર્ત્તધ્યાન ધ્યાવન કરવા કરતા ધર્મધ્યાનમા વૃત્તિ લાવવી એ જ શ્રેયસ્કર છે અને જેને માટે આર્ત્તધ્યાન ધ્યાવવુ પડતું હોય ત્યાથી કાં તો મન ઉઠાવી લેવુ અથવા તો તે કૃત્ય કરી લેવું એટલે તેથી વિરક્ત થવાશે

જીવને સ્વચ્છદ એ મહા મોટો દોષ છે એ જેનો મટી ગયો છે તેને માર્ગનો ક્રમ પામવો બહુ સુલભ છે

[૨૫૦] ૨૯૫ મુબઈ, ૧૯૪૭

ચિત્તની જો સ્થિરતા થઇ હોય તો તેવા સમય પરત્વે સત્પુરુષોના ગુણોનું ચિંતન, તેમના વચનોનું મનન, તેમના ચારિત્રનું કથન, કીર્તન, અને પ્રત્યેક ચેષ્ટાના ફરી ફરી નિદિધ્યાસન એમ થઈ શકતું હોય તો મનનો નિગ્રહ થઈ શકે ખરો, અને મન જીતવાની ખરેખરી કસોટી એ છે એમ થવાથી ધ્યાન શુ છે એ સમજાશે પણ ઉદાસીનભાવે ચિત્તસ્થિરતા સમય પરત્વે તેની ખૂબી માલૂમ પડે

[૨૫૧] ૨૯૬ મુંબઈ, ૧૯૪૭

૧ ઉદયને અબધ પરિણામે ભોગવાય તો જ ઉત્તમ છે

૨ એના અતમા રહેલ જે વસ્તુ, તે છેદ્યો છેદાય નહીં, ભેદ્યો ભેદાય નહી.[૧]

—શ્રી આચારાગ

[૨૫૨] ૨૯૭ મુંબઈ, ૧૯૪૭

આત્માર્થે વિચારમાર્ગ અને ભક્તિમાર્ગ આરાધવા યોગ્ય છે પણ વિચારમાર્ગને યોગ્ય જેનું સામર્થ્ય નથી તેને તે માર્ગ ઉપદેશવો ન ઘટે એ વગેરે લખ્યું તે યથાયોગ્ય છે તોપણ તે વિષે કઈ પણ લખવાનું ચિત્તમા હાલ આવી શકતુ નથી

શ્રી નાગજીસ્વામીએ કેવળદર્શન સબધી જણાવેલ આશકા લખી તે વાંચી છે બીજા ઘણા પ્રકાર સમજાયા પછી તે પ્રકારની આશકા શમાય છે, અથવા તે પ્રકાર સમજવા યોગ્ય ઘણું કરીને થાય છે એવી આશકા હાલ સક્ષેપ કરી અથવા ઉપશાત કરી વિશેષ નિકટ એવા આત્માર્થનો વિચાર કરવો ઘટે છે.

૧ જુઓ આંક ન ૧૧૮

લખેલા પ્રશ્નો ઘણાં ઉત્તમ છે, જે મુમુક્ષુ જીવને પરમ કલ્યાણને અર્થે ઊગવા યોગ્ય છે તે પ્રશ્નોના ઉત્તર હવે પછી લખવાનો વિચાર છે

જે જ્ઞાને કરીને ભવાત થાય છે, તે જ્ઞાન પ્રાપ્ત થવુ જીવને ઘણુ દુર્લભ છે તથાપિ તે જ્ઞાન, સ્વરૂપે તો અત્યત સુગમ છે, એમ જાણીએ છીએ તે જ્ઞાન સુગમપણે પ્રાપ્ત થવામા જે દશા જોઈએ છે, તે દશા પ્રાપ્ત થવી ઘણી ઘણી કઠણ છે, અને એ પ્રાપ્ત થવાના જે બે કારણ તે મળ્યા વિના જીવને અનતકાળ થયાં રખડવુ પડયુ છે, જે બે કારણ મળ્યે મોક્ષ હોય છે

પ્રણામ

---

[૨૮૭] ૩૪૧ મુબઈ, ફાગણ વદ ૪, ગુરુ, ૧૯૪૮

અહીથી ગઈ કાલે પત્ર ૧ લખ્યું છે તે વાચી ચિત્તને વિષે અવિક્ષેપપણે રહેજો, સમાધિ રાખજો તે વાર્તા ચિત્તમા નિવૃત્ત કરવાને અર્થે આપને લખી છે, જેમા તે જીવની અનુકપા સિવાય બીજો હેતુ નથી

અમને તો ગમે તેમ હો તોપણ સમાધિ જ રાખ્યા કરવાની દ્રઢતા રહે છે પોતાને જે કાઈ આપત્તિ, વિટબના, મુઝવણ કે એવુ કાઈ આવી પડે તેને માટે કોઈ પ્રત્યે દોષનું આરોપણ કરવાની ઇચ્છા થતી નથી તેમ પરમાર્થદૃષ્ટિએ જોતાં તે જીવનો દોષ છે વ્યાવહારિક દૃષ્ટિએ જોતા નહીં જેવો છે, અને જીવની જ્યા સુધી વ્યાવહારિક દૃષ્ટિ હોય છે ત્યા સુધી પારમાર્થિક દોષનો ખ્યાલ આવવો બહુ દુષ્કર છે

આપના આજના પત્રને વિશેષ કરીને વાંચ્યું છે તે પહેલાના પત્રોની પણ ઘણીખરી પ્રશ્નચર્ચા વગેરે ધ્યાનમાં છે જો બનશે તો રવિવારે તે વિષે ટૂકામા કેટલુક લખીશ

મોક્ષના બે મુખ્ય કારણ જે તમે લખ્યા છે, તે તેમ જ છે તે વિષે પછી વિશેષ લખીશ

---

[૨૮૮] ૩૪૨ મુબઈ, ફાગણ વદ ૬, શનિ, ૧૯૪૮

અત્ર ભાવસમાધિ તો છે લખો છો તે સત્ય છે પણ એવી દ્રવ્યસમાધિ આવવાને માટે પૂર્વકર્મ નિવૃત્ત થવા દેવાં યોગ્ય છે

દુષમકાળનું મોટામા મોટુ ચિહ્ન શુ? અથવા દુષમકાળ કયો કહેવાય? અથવા કયા મુખ્ય લક્ષણે તે ઓળખી શકાય? એ જ વિજ્ઞાપન.

લિ૦ બોધબીજ

૩૪૩ મુબઈ, ફાગણ વદ ૭, રવિ, ૧૯૪૮

અત્ર સમાધિ છે

જે સમાધિ છે તે કેટલેક અશે છે.

અને જે છે તે ભાવસમાધિ છે.

---

[૨૮૯-૧] ૩૪૪ મુબઈ, ફાગણ વદ ૧૦, બુધ, ૧૯૪૮

ઉપાધિ ઉદયપણે પ્રવર્તે છે પત્ર આજે પહોચ્યું છે

અત્યારે તો પરમપ્રેમે નમસ્કાર પહોચે

---

૩૦૦ વવાણિયા, કારતક સુદ ૮, સોમ ૧૯૪૮

ૐ

બે દિવસ પહેલા પત્ર પ્રાપ્ત થયું છે સાથેના ચારે પત્રો વાચ્યા છે

મગનલાલ, કીલાભાઈ, ખુશાલભાઈ વગેરેની આણુદ આવવાની ઇચ્છા છે તો તેમ કરવામા કઈ અડચણુ નથી, તથાપિ બીજા મનુષ્યોમાં એ વાતથી અમારુ પ્રગટપણુ જણાય છે, કે એમના સમાગમાર્થે અમુક મનુષ્યો જાય છે, જે જેમ બને તેમ ઓછુ પ્રસિદ્ધિમા આવવું જોઈએ તેવુ પ્રગટપણુ હાલ અમને પ્રતિબધરૂપ થાય છે

કીલાભાઈને જણાવશો કે તમે પત્રેચ્છા કરી પણ તેથી કઈ પ્રયોજન સિદ્ધ થઈ શકશે નહી કઈ પૃચ્છા કરવા ઇચ્છા હોય તો તેમણે આનદ હર્ષપૂર્વક કરવી

[૨૫૧] ૩૦૧ વવાણિયા, કાર્તિક સુદ ૮, સોમ, ૧૯૪૮

સ્મરણીય મૂર્તિ શ્રી સુભાગ્ય,

જગત આત્મરૂપ માનવામા આવે, જે થાય તે યોગ્ય જ માનવામા આવે, પરના દોષ જોવામાં ન આવે, પોતાના ગુણનું ઉત્કૃષ્ટપણુ સહન કરવામા આવે તો જ આ સસારમા રહેવુ યોગ્ય છે, બીજી રીતે નહી

વિ૦ રાયચદના પ્ર૦

૩૦૨ વવાણિયા, કારતક સુદ ૧૩, શનિ, ૧૯૪૮

[1]'सत्य परं धीमहि'

**(એવું જે) પરમ સત્ય તેનુ અમે ધ્યાન કરીએ છીએ.**

અત્રથી કા વદ ૩ બુધના દિવસે વિદાય થવા ઇચ્છા છે

પૂજ્ય શ્રી દીપચદજી સ્વામીને વદન કરી વિજ્ઞાપન કરશો કે જો તેમની પાસે કોઈ દિગમ્બર સપ્રદાયનો ગ્રથ માગધી, સસ્કૃત કે હિદી હોય અને તે વાચવા આપી શકાય તેમ હોય તો લઈ આપની પાસે રાખશો, અથવા તો તેવો કોઈ અધ્યાત્મજ્ઞાનગ્રથ હોય તો તે વિષે પૃચ્છા કરશો. તેમની પાસેથી જો કોઈ ગ્રથ તેવો પ્રાપ્ત થાય તો તે પાછો મોરબીથી તેમને પાચ આઠ દિવસે પ્રાપ્ત થાય તેમ યોજના કરીશુ મોરબીમા બીજી ઉપાધિનો અભાવ કરવા માટે આ ગ્રથપૃચ્છા કરી છે અત્ર કુશળતા છે

૩૦૩ વવાણિયા, કારતક સુદ ૧૩, શનિ, ૧૯૪૮

શુભોપમાયોગ્ય શ્રી અબાલાલ,

અત્રથી વદિ ૩ના નીકળવાનો વિચાર છે મોરબી પાચસાત દિવસ ભાંગવા સભવ છે, તથાપિ વ્યાવહારિક પ્રસગ છે એટલે તમને આવવુ યોગ્ય નથી આણુદ સમાગમની ઇચ્છા રાખજો મોરબીની નિવૃત્ત કરશો

વળી એક વાત સ્મૃતિમા રહેવા જણાવીએ છીએ કે પરમાર્થ પ્રસગમા હાલ અમે પ્રગટ રીતે કોઈનો પણ સમાગમ કરવાનુ રાખ્યું નથી ઇશ્વરેચ્છા તેવી જણાય છે

સર્વ ભાઈઓને યથાયોગ્ય દિગમ્બર ગ્રથ મળે તો ભલે, નહી તો થયું

અપ્રગટ સત્

1 શ્રીમદ્ ભાગવત સ્કધ ૧૨, અધ્યાય ૧૩, શ્લોક ૧૯

આપની લખેલી વ્યાવહારિક કેટલીક વાર્તાઓ અમને જાણવામા છે, તેના જેવી હતી તેમા કોઈ ઉત્તર લખવા જેવી પણ હતી. તથાપિ મન તેમ નહીં પ્રવૃત્તિ કરી શક્યાથી ક્ષમા આપવા યોગ્ય છે

---

[ ૨૯૧ ] ૩૪૮ મુબઈ, ચૈત્ર સુદ ૨, બુધ, ૧૯૪૮

નમસ્કાર પહોંચે

આ લોકસ્થિતિ જ એવી છે કે તેમા સત્યનું ભાવન કરવું પરમ વિકટ છે રચના બધી અસત્યના આગ્રહની ભાવના કરાવવાવાળી છે

---

[ ૨૯૧ ] ૩૪૯ મુબઈ, ચૈત્ર સુદ ૪, શુક્રવાર, ૧૯૪૮

નમસ્કાર પહોચે

લોકસ્થિતિ આશ્ચર્યકારક છે.

---

[ ૨૯૧ ] ૩૫૦ મુબઈ, ચૈત્ર સુદ ૬ રવિ, ૧૯૪૮

જ્ઞાનીને [1]સર્વસગ પરિત્યાગ કરવાનો શો હેતુ હશે ?

પ્રણામ પ્રાપ્ત થાય.

---

[ ૨૬૭ ] ૩૫૧ મુબઈ, ચૈત્ર સુદ ૯, બુધ, ૧૯૪૮

બાહ્યોપાધિપ્રસગ વર્તે છે

જેમ બને તેમ સદ્વિચારનો પરિચય થાય તેમ કરવા, ઉપાધિમા મૂઝાઈ રહેવાથી યોગ્યપણે ન વર્તાય તે વાત લક્ષમા રાખવા યોગ્ય જ્ઞાનીઓએ જાણી છે

પ્રણામ

---

[ ૨૯૨ ] ૩૫૨ મુબઈ, ચૈત્ર સુદ ૯, બુધ, ૧૯૪૮

શુભોપમાયોગ્ય મહેતા શ્રી ૫ ચત્રભુજ બેચર,

તમને હાલમા બધાથી કંટાળો આવી ગયા વિષે લખ્યું તે વાચી ખેદ થયો મારો વિચાર તો એવો રહે છે કે જેમ બને તેમ તેવી જાતનો કટાળો શમાવવો અને સહન કરવો

કોઈ કોઈ દુખના પ્રસંગોમા તેવુ થઈ આવે છે અને તેને લીધે વૈરાગ્ય પણ રહે છે, પણ જીવનુ ખરુ કલ્યાણ અને સુખ તો એમ જણાય છે કે તે બધુ કટાળાનું કારણ આપણુ ઉપાર્જન કરેલુ પ્રારબ્ધ છે, જે ભોગવ્યા વિના નિવૃત્ત થાય નહીં, અને તે સમતાએ કરી ભોગવવુ યોગ્ય છે માટે મનનો કટાળો જેમ બને તેમ શમાવવો અને ઉપાર્જન કર્યા ન હોય એવા કર્મ ભોગવવામા આવે નહી, એમ જાણી બીજા કોઈના પ્રત્યે દોષદૃષ્ટિ કર્યાની વૃત્તિ જેમ બને તેમ શમાવી સમતાએ વર્તવું એ યોગ્ય લાગે છે, અને એ જ જીવને કર્તવ્ય છે

લિ૦ રાયચદના પ્રણામ

---

[ ૨૯૩–૧ ] ૩૫૩ મુબઈ, ચૈત્ર સુદ ૧૨, શુક. ૧૯૪૮

ૐ

મુમુક્ષુતાપૂર્વક લખેલુ તમ વગેરેનુ પત્ર પહોચ્યુ છે

સમય માત્ર પણ અપ્રમત્તધારાને નહી વિસ્મરણ કરતુ એવુ જે આત્માકાર મન તે વર્તમાન

---

૧ જુઓ આંક ન ૩૩૪ અને ન ૧૬૩

'વિચારસાગર' અનુક્રમે (પ્રારંભથી છેવટ સુધી) વિચારવાનો હાલ પરિચય રાખવાનું બને તો કરવા યોગ્ય છે

માર્ગ બે પ્રકારનો જાણીએ છીએ એક ઉપદેશ થવા અર્થેનો માર્ગ, એક વાસ્તવ્ય માર્ગ 'વિચારસાગર' ઉપદેશ થવા અર્થે વિચારવા યોગ્ય છે

જ્યારે જૈનશાસ્ત્ર વાચવા જણાવીએ ત્યારે જૈની થવાને નથી જણાવતા, વેદાંતશાસ્ત્ર વાચવા જણાવીએ ત્યારે વેદાંતી થવા નથી જણાવતા, તેમ જ અન્ય શાસ્ત્ર વાચવા જણાવીએ ત્યારે અન્ય થવા નથી જણાવતા, માત્ર જે જણાવીએ છીએ, તે તમ સર્વને ઉપદેશ લેવા અર્થે જણાવીએ છીએ જૈની અને વેદાંતી આદિનો ભેદ ત્યાગ કરો આત્મા તેવો નથી

---

૩૫૯ મુંબઈ, ચૈત્ર વદ ૮, ૧૯૪૮

હૃદયરૂપ સુભાગ્ય,

આજે પત્ર ૧ પ્રાપ્ત થયું છે

પત્ર વાચવા પરથી — અને વૃત્તિજ્ઞાન પરથી હાલ આપને કાંઈક ઠીક રીતે ધીરજબળ રહે છે, એમ જાણી સંતોષ છે

કોઈ પણ પ્રકારે પ્રથમ તો જીવનું પોતાપણું ટાળવા યોગ્ય છે દેહાભિમાન ગલિત થયું છે જેનું તેને સર્વ સુખરૂપ જ છે જેને ભેદ નથી તેને ખેદ સંભવતો નથી હરિઇચ્છા પ્રત્યે વિશ્વાસ દૃઢ રાખી વર્તો છો, એ પણ સાપેક્ષ સુખરૂપ છે જે કંઈ વિચારો લખવા ઇચ્છા થાય તે લખવામાં ભેદ નથી રાખતા એમ અમે પણ જાણીએ છીએ

---

[ ૨૯૭ ] ૩૬૦ મુંબઈ, ચૈત્ર વદ ૧૨, રવિ, ૧૯૪૮

## જ્યાં પૂર્ણકામપણું છે, ત્યાં સર્વજ્ઞતા છે

જેને બોધબીજની ઉત્પત્તિ હોય છે, તેને સ્વરૂપસુખથી કરીને પરિતૃપ્તપણું વર્તે છે, અને વિષય પ્રત્યે અપ્રયત્ન દશા વર્તે છે

જે જીવિતવ્યમાં ક્ષણિકપણું છે, તે જીવિતવ્યમાં જ્ઞાનીઓએ નિત્યપણું પ્રાપ્ત કર્યું છે, એ અચરજની વાત છે

જો જીવને પરિતૃપ્તપણું વર્ત્યા કરતું ન હોય તો અખંડ એવો આત્મબોધ તેને સમજવો નહીં

---

[ ૨૯૮-૧ ] ૩૬૧ મુંબઈ, વૈશાખ સુદ ૩, શુક્ર, (અક્ષય તૃતીયા) ૧૯૪૮

ભાવસમાધિ છે બાહ્યઉપાધિ છે, જે ભાવને ગૌણ કરી શકે એવી સ્થિતિની છે, તથાપિ સમાધિ વર્તે છે

---

[ ૨૯૮-૨ ] ૩૬૨ મુંબઈ, વૈશાખ સુદ ૮, શનિ, ૧૯૪૮

હૃદયરૂપ શ્રી સુભાગ્ય,

નમસ્કાર પહોંચે

અત્ર આત્મતા હોવાથી સમાધિ છે

અમે પૂર્ણકામપણા વિષે લખ્યું હતું, તે એવા આશયથી લખ્યું છે કે જે પ્રમાણે જ્ઞાનનું પ્રકાશવું છે, તે પ્રમાણે શબ્દાદિ વ્યાવહારિક પદાર્થને વિષેથી નિઃસ્પૃહપણું વર્તે છે, આત્મસુખે કરી પરિતૃપ્તપણું વર્તે છે અન્ય સુખની જે ઇચ્છા નહીં થવી, તે પૂર્ણ જ્ઞાનનું લક્ષણ છે



શ્રીમદ્ રાજચંદ્ર

વર્ષ ૨૪ મું

વિ. સં. ૧૯૪૭

એવી યોગ્યતાવાળું તો ચિત્ત નથી, અને હાલ તેવી પ્રવૃત્તિ કરવી એ કર્ત્તવ્ય છે, તો ઉદાસપણે તેમ કરીએ છીએ, મન ક્યાંય બાઝતું નથી, અને કંઈ ગમતું નથી, તથાપિ હાલ હરિઇચ્છા આધીન છે

નિરુપમ એવું જે આત્મધ્યાન, તીર્થંકરાદિકે કર્યું છે, તે પરમ આશ્ચર્યકારક છે તે કાળ પણ આશ્ચર્યકારક હતો વધારે શું કહેવું ? 'વનની મારી કોયલ'ની કહેવત પ્રમાણે આ કાળમાં, અને આ પ્રવૃત્તિમાં અમે છીએ

---

૩૬૭ મુંબઈ, વૈશાખ વદ ૧, ગુરુ, ૧૯૪૮

આપનું પત્ર પ્રાપ્ત થયું

ઉપાધિપ્રસંગ તો રહે છે, તથાપિ આત્મસમાધિ રહે છે હાલ કંઈ જ્ઞાનપ્રસંગ લખવાનું કરશો

નમસ્કાર પહોંચે

---

[ ૩૦૧ ] ૩૬૮ મુંબઈ, વૈશાખ વદ ૬, ભોમ, ૧૯૪૮

હૃદયરૂપ શ્રી સુભાગ્ય,

પત્ર પ્રાપ્ત થયું હતું અત્ર સમાધિ છે

સટ્ટાને વિષે જીવ[1] રહે છે, એ ખેદની વાત છે, પણ તે તો જીવને પોતાથી વિચાર કર્યા વિના ન સમજાય એવું છે

જ્ઞાનીને વિષે જો કોઈ પણ પ્રકારે ધનાદિની વાંછા રાખવામાં આવે છે, તો જીવને દર્શનાવરણીય કર્મનો પ્રતિબંધ વિશેષ ઉત્પન્ન થાય છે ઘણું કરીને જ્ઞાની તેવો પ્રતિબંધ કોઈને પોતા થકી ઉત્પન્ન ન થાય એમ વર્તે છે

જ્ઞાની પોતાનું ઉપજીવન, આજીવિકા પણ પૂર્વકર્માનુસાર કરે છે, જ્ઞાનને વિષે પ્રતિબદ્ધતા થાય એમ કરી આજીવિકા કરતા નથી, અથવા કરાવવાનો પ્રસંગ ઇચ્છતા નથી, એમ જાણીએ છીએ

જ્ઞાની પ્રત્યે જેને કેવળ નિસ્પૃહ ભક્તિ છે, પોતાની ઇચ્છા તે થકી પૂર્ણ થતી ન દેખીને પણ જેને દોષ આવતો નથી, એવા જે જીવ છે, તેને જ્ઞાનીને આશ્રયે ધીરજથી વર્તતા આપત્તિનો નાશ હોય છે, અથવા ઘણું મંદપણું થઈ જાય છે, એમ જાણીએ છીએ, તથાપિ તેવી ધીરજ રહેવી આ કાળને વિષે બહુ વિકટ છે, અને તેથી ઉપર જણાવ્યું છે, એવું પરિણામ ઘણી વાર આવતું અટકી જાય છે

અમને તો એવી જ જાળ વિષે ઉદાસીનપણું વર્તે છે આ તો સ્મરણમાં આવવાથી લખ્યું છે

અમારે વિષે વર્તતો પરમ વૈરાગ્ય વ્યવહારને વિષે ક્યારેય મન મળવા દેતો નથી, અને વ્યવહારનો પ્રતિબંધ તો આખો દિવસ રાખવો પડે છે હાલ તો એમ ઉદયસ્થિતિમાં વર્તે છે તેથી સંભવ થાય છે કે તે પણ સુખનો હેતુ છે

અમે તો પાંચ માસ થયાં જગત, ઈશ્વર અને અન્યભાવ એ સર્વને વિષે ઉદાસીનપણે વર્તીએ છીએ, તથાપિ તે વાર્તા તમને ગાંભીર્યપણે રહી જણાવી નથી તમે જે પ્રકારે ઈશ્વરાદિ વિષે શ્રદ્ધાશીલ છો તેમ વર્તવું તમને કલ્યાણરૂપ છે, અમને તો કોઈ જાતનો ભેદભાવ નહીં ઉત્પન્ન થતો હોવાથી સર્વ જ જાળરૂપ વર્તે છે, એટલે ઈશ્વરાદિ સમેતમાં ઉદાસપણું વર્તે છે આવું જે અમારું લખવું તે વાંચી કોઈ પ્રકારે સંદેહને વિષે પડવાને યોગ્ય તમે નથી

હાલ તો અમે અત્રપણે વર્તીએ છીએ, એટલે કોઈ પ્રકારની જ્ઞાનવાર્તા પણ જણાવી શકાતી નથી, પણ મોક્ષ તો કેવળ અમને નિકટપણે વર્તે છે, એ તો નિઃશંક વાર્તા છે અમારું જે ચિત્ત તે

---

1 મણિભાઈ સૌભાગ્યભાઈ વિ૦

૩૧૪ મુંબઈ, પોષ સુદ ૧૧ ને સોમ, ૧૯૪૮

જિન થઈ જિનવરને આરાધે, તે સહી જિનવર હોવે રે,
ભૃંગી ઈલીકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે

---

આતમધ્યાન કરે જો કોઉ, સો ફિર ઇણમેં નાવે,
વાકચ જાળ બીજુ સૌ જાણે, એહ તત્ત્વ ચિત ચાવે

---

[૨૬૪] ૩૧૫ મુંબઈ, પોષ સુદ ૧૧, ૧૯૪૮

અમે કોઈવાર કંઈ કાવ્ય, પદ, કે ચરણ લખી મોકલીએ તે આપે કયાંય વાંચ્યા, સાંભળ્યા હોય તોપણ અપૂર્વવત્ માનવા

અમે પોતે તો હાલ બનતા સુધી તેવું કંઈ કરવાનું ઇચ્છવા જેવી દશામાં નથી

સ્વરૂપ સહજમાં છે જ્ઞાનીના ચરણ સેવન વિના અનંત કાળ સુધી પણ પ્રાપ્ત ન થાય એવું વિકટ પણ છે

આત્મસંયમને સંભારીએ છીએ યથારૂપ વીતરાગતાની પૂર્ણતા ઇચ્છીએ છીએ એ જ

શ્રી બોધસ્વરૂપના યથાયોગ્ય

---

[૨૬૫] ૩૧૬ મુંબઈ, પોષ વદ ૩, રવિ, ૧૯૪૮

'એક પરિનામકે ન કરતા દરવ દોઈ,
દોઈ પરિનામ એક દર્વ ન ધરતુ હૈ,
એક કરતૂતિ દોઈ દર્વ કબહૂં ન કરૈ,
દોઈ કરતૂતિ એક દર્વ ન કરતુ હૈ,
જીવ પુદ્ગલ એક ખેત અવગાહી દોઉ,
અપને અપને રૂપ, કોઉ ન ટરતુ હૈ,
જડ પરિનામનિકો, કરતા હૈ પુદ્ગલ,
ચિદાનંદ ચેતન સુભાવ આચરતુ હૈ' —સમયસાર

---

[૨૬૬] ૩૧૭ મુંબઈ, પોષ વદ ૯, રવિ, ૧૯૪૮

'એક પરિનામકે ન કરતા દરવ દોઈ'

વસ્તુ પોતાના સ્વરૂપમાં જ પરિણમે એવો નિયમ છે જીવ જીવરૂપે પરિણમ્યા કરે છે, અને જડ જડરૂપે પરિણમ્યા કરે છે જીવનું મુખ્ય પરિણમવું તે ચેતન (જ્ઞાન) સ્વરૂપ છે, અને જડનું મુખ્ય પરિણમવું તે જડત્વસ્વરૂપ છે જીવનું જે ચેતનપરિણામ તે કોઈ પ્રકારે જડ થઈને પરિણમે નહીં, અને જડનું જડત્વપરિણામ તે કોઈ દિવસે ચેતનપરિણામે પરિણમે નહીં, એવી વસ્તુની મર્યાદા છે, અને ચેતન, અચેતન એ બે પ્રકારના પરિણામ તો અનુભવસિદ્ધ છે તેમાંનું એક પરિણામ બે દ્રવ્ય મળીને કરી શકે નહીં, અર્થાત્ જીવ અને જડ મળી કેવળ ચેતનપરિણામે પરિણમી શકે નહીં અથવા કેવળ અચેતન પરિણામે પરિણમી શકે નહીં જીવ ચેતનપરિણામે પરિણમે અને જડ અચેતન પરિણામે પરિણમે, એમ વસ્તુસ્થિતિ છે, માટે જિન કહે છે કે, એક પરિણામ બે દ્રવ્ય કરી શકે નહીં જે જે દ્રવ્ય છે તે તે પોતાની સ્થિતિમાં જ હોય, અને પોતાના સ્વભાવમાં પરિણમે

'દોઈ પરિનામ એક દ્રવ્ય ન ધરતુ હૈ,'

તેમજ એક દ્રવ્ય બે પરિણામે પણ પરિણમી શકે નહીં, એવી વસ્તુસ્થિતિ છે એક જીવદ્રવ્ય

અનંતકાળે જે પ્રાપ્ત થયુ નથી, તે પ્રાપ્તપણાને વિષે અમુક કાળ વ્યતીત થાય તો હાનિ નથી માત્ર અનંતકાળે જે પ્રાપ્ત થયું નથી, તેને વિષે ભ્રાંતિ થાય, ભૂલ થાય તે હાનિ છે જો પરમ એવુ જ્ઞાનીનું સ્વરૂપ ભાસ્યમાન થયુ છે, તો પછી તેના માર્ગને વિષે અનુક્રમે જીવનુ પ્રવેશપણુ થાય એ સરળ પ્રકારે સમજાય એવી વાર્તા છે

રૂડે પ્રકારે મન વર્તે એમ વર્તો વિયોગ છે, તો તેમા કલ્યાણનો પણ વિયોગ છે, એ વાર્તા સત્ય છે, તથાપિ જો જ્ઞાનીના વિયોગમા પણ તેને જ વિષે ચિત્ત વર્તે છે, તો કલ્યાણ છે. ધીરજનો ત્યાગ કરવાને યોગ્ય નથી

શ્રી સ્વરૂપના યથાયોગ્ય

---

૩૭૨ મુબઈ, વૈશાખ વદ ૧૪, બુધ, ૧૯૪૮

આપનું એક પત્ર આજે પ્રાપ્ત થયુ

આપે ઉપાધિ દૂર થવા વિષેમા જે સમાગમમા રહેવાનુ મુખ્ય કારણ બતાવ્યુ તે યથાતથ્ય છે આગળ ઘણા પ્રકારે આપે તે કારણ જણાવ્યુ છે, પણ તે ઈશ્વરેચ્છાધીન છે, જે કંઈ પણ પ્રકારે પુરુષાર્થ થાય તે પ્રકારે હાલ તો કરો અને જે સમાગમની પરમ ઇચ્છા તેને વિષે જ અભેદચિંતન રાખો આજીવિકાના કારણમા વિહ્વલપણુ પ્રસંગોપાત્ત આવી જાય એ ખરુ છે, તથાપિ ધીરજને વિષે વર્તવું યોગ્ય છે ઉતાવળની અગત્ય નથી, અને તેમ વાસ્તવિક ભયનું કંઈ કારણ નથી

શ્રી—

---

[ ૩૦૩ ] ૩૭૩ મુબઈ, વૈશાખ વદ ૧૪, બુધ, ૧૯૪૮

મોહમયીથી જેની અમોહપણે સ્થિતિ છે, એવા શ્રી      ના યથા૦

'મનને લઈને આ બધુ છે' એવો જે અત્યાર સુધીનો થયેલો નિર્ણય લખ્યો, તે સામાન્ય પ્રકારે તો યથાતથ્ય છે તથાપિ 'મન', 'તેને લઈને', અને 'આ બધુ' અને 'તેનો નિર્ણય', એવા જે ચાર ભાગ એ વાક્યના થાય છે, તે ઘણા કાળના બોધે જેમ છે તેમ સમજાય એમ જાણીએ છીએ જેને તે સમજાય છે તેને મન વશ વર્તે છે, વર્તે છે, એ વાત નિશ્ચયરૂપ છે, તથાપિ ન વર્તતુ હોય તોપણ તે આત્મસ્વરૂપને વિષે જ વર્તે છે એ મન વશ થવાનો ઉત્તર ઉપર લખ્યો છે, તે સર્વથી મુખ્ય એવો લખ્યો છે જે વાક્ય લખવામા આવ્યા છે તે ઘણા પ્રકારે વિચારવાને યોગ્ય છે

મહાત્માનો દેહ બે કારણને લઈને વિદ્યમાનપણે વર્તે છે, પ્રારબ્ધ કર્મ ભોગવવાને અર્થે, જીવોના કલ્યાણને અર્થે, તથાપિ એ બન્નેમા તે ઉદાસપણે ઉદય આવેલી વર્તનાએ વર્તે છે, એમ જાણીએ છીએ

ધ્યાન, જપ, તપ, ક્રિયા માત્ર એ સર્વ થકી, અમે જણાવેલુ કોઈ વાક્ય જો પરમ કલ્યાણનું કારણ ધારતા હો તો, નિશ્ચયપણે ધારતા હો તો, પાછળથી બુદ્ધિ લોકસંજ્ઞા, શાસ્ત્રસંજ્ઞા પર ન ગઈ હોય તો, જાય તો તે ભ્રાંતિ વડે ગઈ છે એમ ધારતા હો તો, તે વાક્યને ઘણા પ્રકારની ધીરજ વડે વિચારવા ધારતા હો તો, લખવાને ઇચ્છા થાય છે હજી આથી વિશેષપણે નિશ્ચયને વિષે ધારણા કરવાને લખવુ અગત્ય જેવુ લાગે છે, તથાપિ ચિત્ત અવકાશરૂપે વર્તતુ નથી, એટલે જે લખ્યું છે તે પ્રબળપણે માનજો

સર્વ પ્રકારે ઉપાધિયોગ તો નિવૃત્ત કરવા યોગ્ય છે, તથાપિ જો તે ઉપાધિયોગ સત્સંગાદિકને અર્થે જ ઇચ્છવામા આવતો હોય, તેમજ પાછી ચિત્તસ્થિતિ સંભવપણે રહેતી હોય તો તે ઉપાધિયોગમા પ્રવર્તવું શ્રેયસ્કર છે

અપ્રતિબદ્ધ પ્રણામ

---

પ્રકારથી ગાગપૂર્વક પ્રવૃત્તિ થતી નહી હોય એવી દશા છે, એમ રહે છે લોકપરિચય ગમતો નથી જગતમા સાતુ નથી

વધારે શુ લખીએ ? જાણો છો અત્રે સમાગમ હો એમ તો ઇચ્છીએ છીએ, તથાપિ કરેલા કર્મ નિર્જરવાનું છે એટલે ઉપાય નથી

લિ૦ યથાર્થ બોધસ્વરૂપના ય૦

---

[ ૨૬૭-૨ ] ૩૧૮ મુબઈ, પોષ વદ ૧૩, ગુરુ, ૧૯૪૮

બીજા કામમા પ્રવર્તતા પણ અન્યત્વભાવનાએ વર્તવાનો અભ્યાસ રાખવો યોગ્ય છે

વૈરાગ્યભાવનાએ ભૂષિત એવા 'શાંતસુધારસાદિ' ગ્ર થો નિર તર ચિ તન કરવાયોગ્ય છે

પ્રમાદમા વૈરાગ્યની તીવ્રતા, મુમુક્ષુતા મ દ કરવા યોગ્ય નથી, એવો નિશ્ચય રાખવો યોગ્ય છે

શ્રી બોધસ્વરૂપ

---

[ ૨૬૮ ] ૩૧૯ મુંબઈ, માહ સુદ ૫, બુધ, ૧૯૪૮

અન તકાળ થયા સ્વરૂપનું વિસ્મરણ હોવાથી અન્યભાવ જીવને સાધારણ થઈ ગયો છે દીર્ઘકાળ સુધી સત્સ ગમા રહી બોધભૂમિકાનું સેવન થવાથી તે વિસ્મરણ અને અન્યભાવની સાધારણતા ટળે છે, અર્થાત્ અન્યભાવથી ઉદાસીનપણુ પ્રાપ્ત હોય છે આ કાળ વિષમ હોવાથી સ્વરૂપમા તન્મયતા રહેવાની દુર્ઘટતા છે, તથાપિ સત્સ ગનું દીર્ઘકાળ સુધી સેવન તે તન્મયતા આપે એમા સ દેહ નથી થતો

જિ દગી અલ્પ છે, અને જ જાળ અન ત છે, સ ખ્યાત ધન છે, અને તૃષ્ણા અન ત છે, ત્યા સ્વરૂપસ્મૃતિ સ ભવે નહી, પણ જ્યા જ જાળ અલ્પ છે, અને જિ દગી અપ્રમત્ત છે, તેમજ તૃષ્ણા અલ્પ છે, અથવા નથી, અને સર્વ સિદ્ધિ છે ત્યા સ્વરૂપસ્મૃતિ પૂર્ણ થવી સ ભવે છે અમૂલ્ય એવું જ્ઞાનજીવન પ્રપ ચે આવરેલુ વહ્યુ જાય છે ઉદય બળવાન છે !

---

[ ૨૬૯ ] ૩૨૦ મુબઈ, માહ સુદ ૧૩, બુધ, ૧૯૪૮

( રાગ-પ્રભાતને અનુસરતો )

જીવ નવિ પુગ્ગલી નૈવ પુગ્ગલ કદા, પુગ્ગલાધાર નહી તાસ ર ગી,
પર તણો ઈશ નહી અપર ઐશ્વર્યતા, વસ્તુધર્મે કદા ન પરસ ગી,

( શ્રીસુમતિનાથનુ સ્તવન-દેવચ દ્રજી )

પ્રણામ પહોંચે

---

[ ૨૭૦ ] ૩૨૧ મુંબઈ, માહ વદ ૨, રવિ, ૧૯૪૮

અત્ય ત ઉદાસ પરિણામે રહેલુ એવુ જે ચૈતન્ય, તેને જ્ઞાની પ્રવૃત્તિમા છતા તેવુ જ રાખે છે, તોપણ કહીએ છીએ, માયા દુસ્તર છે, દુર ત છે, ક્ષણવાર પણ, સમય એક પણ, એને આત્માને વિષે સ્થાપન કરવા યોગ્ય નથી એવી તીવ્ર દશા આવ્યે અત્ય ત ઉદાસ પરિણામ ઉત્પન્ન થાય છે, અને તેવા ઉદાસ પરિણામની જે પ્રવર્તના -( ગૃહસ્થપણા સહિતની )- તે અબ ધપરિણામી કહેવા યોગ્ય છે જે બોધસ્વરૂપે સ્થિત છે તે એમ કઠિનતાથી વર્તી શકે છે, કારણ કે તેની વિકટતા પરમ છે.

વિદેહીપણે જનકરાજાની પ્રવૃત્તિ તે અત્ય ત ઉદાસ પરિણામને લીધે રહેતી, ઘણું કરીને તેમને તે સહજ સ્વરૂપમા હતી, તથાપિ કોઈ માયાના દુર ત પ્રસ ગમાં સમુદ્રને વિષે જેમ નાવ યત્કિચિત્ ડોલાયમાન થાય તેમ તે પરિણામનું ડોલાયમાન થવાપણુ સ ભવિત હોવાથી પ્રત્યેક માયાના પ્રસ ગમાં

તેનો સર્વશ્રેષ્ઠ ઉપાય સદ્‌ગુરુવચનનું શ્રવણવું કે સત્શાસ્ત્રનું વિચારવું એ છે જે કોઈ જીવ દુઃખની નિવૃત્તિ ઇચ્છતો હોય, સર્વથા દુ.ખથી મુક્તપણું તેને પ્રાપ્ત કરવુ હોય તેને એ જ એક માર્ગ આરાધ્યા સિવાય અન્ય બીજો કોઈ ઉપાય નથી માટે જીવે સર્વ પ્રકારના મતમતાંતરનો, કુળધર્મનો, લોકસંજ્ઞારૂપ ધર્મનો, ઓઘસંજ્ઞારૂપ ધર્મનો ઉદાસભાવ ભજી એક આત્મવિચાર કર્તવ્યરૂપ ધર્મ ભજવો યોગ્ય છે

એક મોટી નિશ્ચયની વાર્તા તો મુમુક્ષુ જીવે એ જ કરવી યોગ્ય છે કે સત્સંગ જેવું કલ્યાણનું કોઈ બળવાન કારણ નથી, અને તે સત્સંગમાં નિરંતર સમય સમય નિવાસ ઇચ્છવો, અસત્સંગનું ક્ષણે ક્ષણે વિપરિણામ વિચારવું, એ શ્રેયરૂપ છે બહુ બહુ કરીને આ વાર્તા અનુભવમાં આણવા જેવી છે

યથાપ્રારબ્ધે સ્થિતિ છે એટલે બળવાન ઉપાધિયોગે વિષમતા આવતી નથી કંટાળો અત્યંત આવી જતાં છતાં ઉપશમનું, સમાધિનું યથારૂપ રહેવું થાય છે, તથાપિ નિરંતર ચિત્તમાં સત્સંગની ભાવના વર્ત્યા કરે છે સત્સંગનું અત્યંત માહાત્મ્ય પૂર્વભવે વેદન કર્યું છે, તે ફરી ફરી સ્મૃતિરૂપ થાય છે અને નિરંતર અભંગપણે તે ભાવના સ્ફુરિત રહ્યા કરે છે

જ્યાં સુધી આ ઉપાધિયોગનો ઉદય છે ત્યાં સુધી સમવસ્થાને તે નિર્વાહવો એવું પ્રારબ્ધ છે, તથાપિ જે કાળ જાય છે તે તેના ત્યાગના ભાવમાં ઘણું કરી ગયા કરે છે

નિવૃત્તિ જેવાં ક્ષેત્રે ચિત્તસ્થિરતાએ હાલ 'સૂત્રકૃતાંગસૂત્ર'નું શ્રવણ કરવા ઇચ્છા હોય તો કરવામાં બાધા નથી માત્ર જીવને ઉપશમાર્થે તે કરવું યોગ્ય છે કયા મતનું વિશેષપણું છે, કયા મતનું ન્યૂનપણું છે, એવા અન્યાર્થમાં પડવા અર્થે તેમ કરવું યોગ્ય નથી તે 'સૂત્રકૃતાંગ'ની રચના જે પુરુષોએ કરી છે, તે આત્મસ્વરૂપપુરુષ હતા, એવો અમારો નિશ્ચય છે

'આ કર્મરૂપ કલેશ જે જીવને પ્રાપ્ત થયો છે તે કેમ ત્રુટે?' એવું પ્રશ્ન મુમુક્ષુ શિષ્યને ઉદ્ભવ કરી 'બોધ પામવાથી ત્રુટે' એવું તે 'સૂત્રકૃતાંગ'નું પ્રથમ વાક્ય છે 'તે બંધન શું? અને શું જાણવાથી તે ત્રુટે?' એવું બીજું પ્રશ્ન ત્યાં શિષ્યને સંભવે છે અને તે બંધન વીરસ્વામીએ શા પ્રકારે કહ્યું છે? એવા વાક્યથી તે પ્રશ્ન મૂક્યું છે, અર્થાત્ શિષ્યના પ્રશ્નમાં તે વાક્ય મૂકી ગ્રંથકાર એમ કહે છે કે, આત્મસ્વરૂપ એવા શ્રી વીરસ્વામીનું કહેલું તમને કહીશું, કેમ કે આત્મસ્વરૂપ પુરુષ આત્મસ્વરૂપાર્થે અત્યંત પ્રતીતિ યોગ્ય છે તે બંધનનું સ્વરૂપ ત્યાર પછી ગ્રંથકાર કહે છે તે ફરી ફરી વિચારવા યોગ્ય છે ત્યાર પછી તેના વિશેષ વિચારે ગ્રંથકારને સ્મૃતિ થઈ કે આ જે સમાધિમાર્ગ તે આત્માના નિશ્ચય વિના ઘટે નહીં, અને જગતવાસી જીવોએ અજ્ઞાની ઉપદેશકોથી જીવનું સ્વરૂપ અન્યથા જાણી, કલ્યાણનું સ્વરૂપ અન્યથા જાણી, અન્યથાનો યથાર્થપણે નિશ્ચય કર્યો છે, તે નિશ્ચયનો ભંગ થયા વિના, તે નિશ્ચયમાં સંદેહ પડ્યા વિના, અમે જે અનુભવ્યો છે એવો સમાધિમાર્ગ, તેમને કોઈ પ્રકારે ન ભજ્યો શી રીતે ફળીભૂત થશે? એવું જાણી ગ્રંથકાર કહે છે કે, 'આવા માર્ગનો ત્યાગ કરી કોઈ શ્રમણ બ્રાહ્મણ અજાણપણે, વગર વિચાર્યે, અન્યથા પ્રકારે માર્ગ કહે છે' એમ કહેતા હતા તે અન્યથા પ્રકાર પછી ગ્રંથકાર નિવેદન કરે છે, કે પંચમહાભૂતનું જ કોઈ અસ્તિત્વ માને છે, આત્માનું ઉત્પન્ન થવું તેથી માને છે, જેમ ઘટતું નથી એમ જણાવી આત્માનું નિત્યપણું પ્રતિપાદન કરે છે જો જીવે પોતાનું નિત્યપણું જાણ્યું નથી, તો પછી નિર્વાણનું પ્રયત્ન શા અર્થે થાય? એવો અભિપ્રાય કરી નિત્યતા દર્શાવી છે ત્યાર પછી ભિન્ન ભિન્ન પ્રકારે કલ્પિત અભિપ્રાય દર્શાવી યથાર્થ અભિપ્રાયનો બોધ કરી, યથાર્થ માર્ગ વિના છૂટકો નથી, ગર્ભપણું ટળે નહીં, જન્મ ટળે નહીં, મરણ ટળે નહીં, દુઃખ ટળે નહીં, આધિ, વ્યાધિ, ઉપાધિ કંઈ ટળે નહીં, અને અમે ઉપર જે કહી આવ્યા છીએ એવા મતવાદીઓ તે સૌ તેવા પ્રકારને વિષે વર્ત્યા છે, કે જેથી જન્મ જરા મરણાદિનો નાશ થાય

જગતના કલ્યાણને અર્થે પુરુષાર્થ કરવા વિષે લખ્યું તો તે પુરુષાર્થ કરવાની ઇચ્છા કોઈ પ્રકારે રહે પણ છે, તથાપિ ઉદયને અનુસરીને ચાલવુ એ આત્માની સહજ દશા થઈ છે, અને તેવો ઉદયકાળ હાલ સમીપમા જણાતો નથી, તો તે ઉદેરી આણવાનુ બને એવી દશા અમારી નથી

'માગી ખાઈને ગુજરાન ચલાવશુ, પણ ખેદ નહી પામીએ, જ્ઞાનના અનત આનદ આગળ તે દુ ખ તૃણ માત્ર છે' આ ભાવાર્થનુ જે વચન લખ્યું છે, તે વચનને અમારો નમસ્કાર હો ! એવુ જે વચન તે ખરી જોગ્યતા વિના નીકળવુ સભવિત નથી

'જીવ એ પુદ્ગલીપદાર્થ નથી, પુદ્ગલ નથી, તેમ પુદ્ગલનો આધાર નથી, તેના રગવાળો નથી, પોતાની સ્વરૂપસત્તા સિવાય જે અન્ય તેનો તે સ્વામી નથી, કારણ કે પરની ઐશ્વર્યતા સ્વરૂપને વિષે હોય નહી વસ્તુત્વધર્મે જોતા તે કોઈ કાળે પણ પરસગી પણ નથી' એ પ્રમાણે સામાન્ય અર્થ 'જીવ નવિ પુગ્ગલી' વગેરે પદોનો છે

"દુ ખસુખરૂપ કરમ ફળ જાણો, નિશ્ચય એક આનદો રે,
ચેતનતા પરિણામ ન ચૂકે, ચેતન કહે જિનચદો રે"
(શ્રીવાસુપૂજ્ય-સ્તવન, આનદઘનજી)

---

[૨૭૦-૩] **૩૨૩** મુબઈ, માહ વદ ૨, રવિ, ૧૯૪૮

અત્ર સમાધિ છે પૂર્ણજ્ઞાને કરીને યુક્ત એવી જે સમાધિ તે વારવાર સાભરે છે

પરમસતનુ ધ્યાન કરીએ છીએ ઉદાસપણુ વર્તે છે

---

[૨૭૧] **૩૨૪** મુબઈ, માહ વદ ૪, બુધ, ૧૯૪૮

ચો તરફ ઉપાધિની જ્વાલા પ્રજ્વલતી હોય તે પ્રસગમા સમાધિ રહેવી એ પરમ દુષ્કર છે, અને એ વાત તો પરમ જ્ઞાની વિના થવી વિકટ છે અમને પણ આશ્ચર્ય થઈ આવે છે, તથાપિ એમ પ્રાયે વર્ત્યા જ કરે છે, એવો અનુભવ છે

આત્મભાવ યથાર્થ જેને સમજાય છે, નિશ્ચલ રહે છે, તેને એ સમાધિ પ્રાપ્ત હોય છે.

સમ્યક્દર્શનનુ મુખ્ય લક્ષણ વીતરાગતા જાણીએ છીએ, અને તેવો અનુભવ છે

---

[૨૭૨] **૩૨૫** મુબઈ, માહ વદ ૯, સોમ, ૧૯૪૮

'જબહીતે ચેતન વિભાવસો ઉલટિ આપુ,
સમૈ પાઈ અપનો સુભાવ ગહિ લીનો હૈ,
તબહીતે જો જો લેનેજોગ સો સો સબ લીનો,
જો જો ત્યાગજોગ સો સો સબ છાડી દીનો હૈ,
લેવેકો ન રહી ઠોર, ત્યાગીવેકો નાહી ઓર,
બાકી કહા ઉબર્યો જુ, કારજ નવીનો હૈ,
સગત્યાગી, અગત્યાગી, વચનતરગત્યાગી,
મનત્યાગી, બુદ્ધિત્યાગી, આપા શુદ્ધ કીનો હૈ'

—કેવી અદ્ભુત દશા ?

જેવો સમજાય તેવો યોગ્ય લાગે તો અર્થ લખશો

પ્રણામ પહોંચે

---

તેમાં કોઈ ક્લેશના પ્રકાર દેખી, તટસ્થ ધીરજ રહેવા તે ભાવના કોઈ પ્રકારે યોગ્ય છે જ્ઞાનીને 'પ્રારબ્ધ' 'ઈશ્વરેચ્છાદિ' બધા પ્રકારો એક જ ભાવના, સરખા ભાવના છે તેને સાતા અસાતામાં કંઈ કોઈ પ્રકારે રાગદ્વેષાદિ કારણ નથી તે બન્નેમાં ઉદાસીન છે જે ઉદાસીન છે, તે મૂળ સ્વરૂપે નિરાલંબન છે નિરાલંબન એવું તેનું ઉદાસપણું એ ઈશ્વરેચ્છાથી પણ બળવાન જાણીએ છીએ

'ઈશ્વરેચ્છા' એ શબ્દ પણ અર્થાંતરે જાણવા યોગ્ય છે ઈશ્વરેચ્છારૂપ આલંબન એ આશ્રયરૂપ એવી ભક્તિને યોગ્ય છે નિરાશ્રય એવા જ્ઞાનીને બધુંય સમ છે, અથવા જ્ઞાની સહજપરિણામી છે, સહજ સ્વરૂપી છે, સહજપણે સ્થિત છે, સહજપણે પ્રાપ્ત ઉદય ભોગવે છે સહજપણે જે કંઈ થાય તે થાય છે, જે ન થાય તે ન થાય છે, તે કર્તવ્યરહિત છે, કર્તવ્યભાવ તેને વિષે વિલય પ્રાપ્ત છે, માટે તમને, તે જ્ઞાનીના સ્વરૂપને વિષે પ્રારબ્ધના ઉદયનું સહજ-પ્રાપ્તપણું તે વધારે યોગ્ય છે, એમ જાણવું યોગ્ય છે ઈશ્વરને વિષે કોઈ પ્રકારે ઇચ્છા સ્થાપિત કરી, તે ઇચ્છાવાન કહેવા યોગ્ય છે જ્ઞાની ઇચ્છારહિત કે ઇચ્છાસહિત એમ કહેવું પણ બનતું નથી, તે સહજસ્વરૂપ છે

---

[ ૩૦૮ ] ૩૭૮ મુંબઈ, જેઠ સુદ ૧૦, રવિ, ૧૯૪૮

ઈશ્વરાદિ સંબંધી જે નિશ્ચય છે, તેને વિષે હાલ વિચારનો ત્યાગ કરી સામાન્યપણે સમયસારનું વાચન કરવું યોગ્ય છે, અર્થાત્ ઈશ્વરના આશ્રયથી હાલ ધીરજ રહે છે, તે ધીરજ તેના વિકલ્પમાં પડવાથી રહેવી વિકટ છે

'નિશ્ચય'ને વિષે અકર્તા, 'વ્યવહાર'ને વિષે કર્તા, ઇત્યાદિ જે વ્યાખ્યાન સમયસારને વિષે છે, તે વિચારવાને યોગ્ય છે, તથાપિ નિવૃત્ત થયા છે જેના બોધસંબંધી દોષ એવા જે જ્ઞાની તે પ્રત્યેથી એ પ્રકાર સમજવા યોગ્ય છે

સમજવા યોગ્ય તો જે છે તે સ્વરૂપ, પ્રાપ્ત થયું છે જેને નિર્વિકલ્પપણું એવા જ્ઞાનીથી-તેના આશ્રયે જીવના દોષ ગળિત થઈ પ્રાપ્ત હોય છે, સમજાય છે

છ માસ સંપૂર્ણ થયા જેને પરમાર્થ પ્રત્યે એક પણ વિકલ્પ ઉત્પન્ન થયો નથી એવા શ્રી ને નમસ્કાર છે

---

[ ૩૦૯ ] ૩૭૯ મુંબઈ, જેઠ વદ ૦)), શુક્ર, ૧૯૪૮

હૃદયરૂપ શ્રી સુભાગ્ય,

જેની પ્રાપ્તિ પછી અનંત કાળનું યાચકપણું મટી, સર્વ કાળને માટે અયાચકપણું પ્રાપ્ત હોય છે એવો જો કોઈ હોય તો તે તરણતારણ જાણીએ છીએ, તેને ભજો

મોક્ષ તો આ કાળને વિષે પણ પ્રાપ્ત હોય, અથવા પ્રાપ્ત થાય છે પણ મુક્તપણાનું દાન આપનાર એવા પુરુષની પ્રાપ્તિ પરમ દુર્લભ છે, અર્થાત્ મોક્ષ દુર્લભ નથી, દાતા દુર્લભ છે

ઉપાધિજોગનું અધિકપણું વર્તે છે બળવાન ક્લેશ જેવો ઉપાધિયોગ આપવાની 'હરિઇચ્છા' હશે, ત્યાં હવે તે જેમ ઉદય આવે તેમ વેદન કરવા યોગ્ય જાણીએ છીએ

સંસારથી કંટાળ્યા તો ઘણો કાળ થઈ ગયો છે તથાપિ સંસારનો પ્રસંગ હજુ વિરામ પામતો નથી, એ એક પ્રકારનો મોટો 'ક્લેશ' વર્તે છે

તમારા સત્સંગને વિષે અત્યંત રુચિ રહે છે, તથાપિ તે પ્રસંગ થવા હાલ તો 'નિરાધાર' થઈ શ્રી 'હરિને' હાથ સોંપીએ છીએ

અમને તો કંઈ કરવા વિષે બુદ્ધિ થતી નથી, અને લખવા વિષે બુદ્ધિ થતી નથી કંઈક વાણી

એક અવિકલ્પ સમાધિ સિવાય બીજું ખરી રીતે સ્મરણ રહેતું નથી, ચિંતન રહેતું નથી, રુચિ રહેતી નથી, અથવા કંઈ કામ કરાતું નથી

જ્યોતિષાદિ વિદ્યા કે અણિમાદિ સિદ્ધિ એ માયિક પદાર્થો જાણી આત્માને તેનું સ્મરણ પણ ક્વચિત્ જ થાય છે તે વાટે કોઈ વાત જાણવાનું અથવા સિદ્ધ કરવાનું ક્યારેય યોગ્ય લાગતું નથી, અને એ વાતમાં કોઈ પ્રકારે હાલ તો ચિત્તપ્રવેશ પણ રહ્યો નથી

પૂર્વ નિબંધન જે જે પ્રકારે ઉદય આવે, તે તે પ્રકારે [1]...અનુક્રમે વેદન કર્યા જવા એમ કરવું યોગ્ય લાગ્યું છે

તમે પણ તેવા અનુક્રમમાં ગમે તેટલા થોડા અંશે પ્રવર્તાય તોપણ તેમ પ્રવર્તવાનો અભ્યાસ રાખજો અને કોઈ પણ કામના પ્રસંગમાં વધારે શોચમાં પડવાનો અભ્યાસ ઓછો કરજો, એમ કરવું અથવા થવું એ જ્ઞાનીની અવસ્થામાં પ્રવેશ કરવાનું દ્વાર છે

કોઈ પણ પ્રકારનો ઉપાધિપ્રસંગ લખો છો તે, જોકે વાંચ્યામાં આવે છે, તથાપિ તે વિષે ચિત્તમાં કંઈ આભાસ પડતો નહીં હોવાથી ઘણું કરીને ઉત્તર લખવાનું પણ બનતું નથી, એ દોષ કહો કે ગુણ કહો પણ ક્ષમા કરવા યોગ્ય છે

સાંસારિક ઉપાધિ અમને પણ ઓછી નથી તથાપિ તેમાં સ્વપણું રહ્યું નહીં હોવાથી તેથી ગભરાટ ઉત્પન્ન થતો નથી તે ઉપાધિના ઉદયકાળને લીધે હાલ તો સમાધિ ગૌણભાવે વર્તે છે, અને તે માટેનો શોચ રહ્યા કરે છે

લિ૦ વીતરાગભાવના યથાયોગ્ય

---

[૨૭૮] ૩૩૦ મુંબઈ, માહ, ૧૯૪૮

કિસનદાસાદિ જિજ્ઞાસુઓ,

દીર્ઘકાળ સુધી યથાર્થબોધનો પરિચય થવાથી બોધબીજની પ્રાપ્તિ હોય છે, અને એ બોધબીજ તે પ્રાયે નિશ્ચય સમ્યક્ત્વ હોય છે

જિને બાવીશ પ્રકારના પરિષહ કહ્યા છે, તેમાં દર્શનપરિષહ નામે એક પરિષહ કહ્યો છે, તેમજ એક બીજો અજ્ઞાનપરિષહ નામનો પરિષહ પણ કહ્યો છે એ બન્ને પરિષહનો વિચાર કરવા યોગ્ય છે, એ વિચાર કરવાની તમારી ભૂમિકા છે, અર્થાત્ તે ભૂમિકા (ગુણસ્થાનક) વિચારવાથી કોઈ પ્રકારે તમને યથાર્થ ધીરજ આવવાનો સંભવ છે

કોઈ પણ પ્રકારે પોતે કંઈ મનમાં સંકલ્પ્યું હોય કે આવી દશામાં આવીએ અથવા આવા પ્રકારનું ધ્યાન કરીએ, તો સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય, તો તે સંકલ્પેલું પ્રાયે (જ્ઞાનીનું સ્વરૂપ સમજાયે) ખોટું છે, એમ જણાય છે

યથાર્થ બોધ એટલે શું તેનો વિચાર કરી, અનેક વાર વિચાર કરી, પોતાની કલ્પના નિવૃત્ત કરવાનું જ્ઞાનીઓએ કહ્યું છે

'અધ્યાત્મસાર'નું વાચન, શ્રવણ ચાલે છે તે સારું છે અનેક વાર ગ્રંથ વંચાવાની ચિંતા નહીં, પણ કોઈ પ્રકારે તેનું અનુપ્રેક્ષણ દીર્ઘકાળ સુધી રહ્યા કરે એમ કરવું યોગ્ય છે

પરમાર્થ પ્રાપ્ત થવા વિષે કોઈ પણ પ્રકારનું આકુળવ્યાકુળપણું રાખવું—થવું—તેને 'દર્શન-પરિષહ' કહ્યો છે એ પરિષહ ઉત્પન્ન થાય તે તો સુખકારક છે, પણ જો ધીરજથી તે વેદાય તો તેમાંથી દર્શનની ઉત્પત્તિ થવાનો સંભવ થાય છે

તમે 'દર્શનપરિષહ'માં કોઈ પણ પ્રકારે વર્તો છો, એમ જો તમને લાગતું હોય તો તે ધીરજથી વેદવા યોગ્ય છે, એમ ઉપદેશ છે 'દર્શનપરિષહ'માં તમે પ્રાયે છો, એમ અમે જાણીએ છીએ

---

૧ અક્ષર કાગળ ફાટવાથી ઊડી ગયા છે

શ્રી તીર્થંકરે તેરમા સ્થાનકે વર્તતા પુરુષનુ નીચે લખ્યુ છે, તે સ્વરૂપ કહ્યુ છે —

આત્મભાવને અર્થે સર્વ સસાર સવૃત કર્યો છે જેણે, અર્થાત્ સર્વ સસારની ઇચ્છા જેના પ્રત્યે આવતી નિરોધ થઈ છે, એવા નિર્ગ્રંથને, — સત્પુરુષને — તેરમે ગુણસ્થાનકે કહેવા યોગ્ય છે મનસમિતિએ યુક્ત, વચનસમિતિએ યુક્ત, કાયસમિતિએ યુક્ત, કોઈ પણ વસ્તુને ગ્રહણ–ત્યાગ કરતા સમિતિએ યુક્ત, દીર્ઘશકાદિનો ત્યાગ કરતા સમિતિયુક્ત, મનને સકોચનાર, વચનને સકોચનાર, કાયાને સકોચનાર, સર્વ ઇંદ્રિયોના સકોચપણે બ્રહ્મચારી, ઉપયોગપૂર્વક ચાલનાર, ઉપયોગપૂર્વક ઊભો રહેનાર, ઉપયોગપૂર્વક બેસનાર, ઉપયોગપૂર્વક શયન કરનાર, ઉપયોગપૂર્વક બોલનાર, ઉપયોગપૂર્વક આહાર લેનાર અને ઉપયોગપૂર્વક શ્વાસોચ્છ્વાસ લેનાર, આખનુ એક નિમિષમાત્ર પણ ઉપયોગરહિત ચલન ન કરનાર, કે ઉપયોગરહિત જેની ક્રિયા નથી તેવા આ નિર્ગ્રંથને એક સમયે ક્રિયા બધાય છે, બીજે સમયે વેદાય છે, ત્રીજે સમયે તે કર્મરહિત હોય છે, અર્થાત્ ચોથે સમયે તે ક્રિયાસબધી સર્વ ચેષ્ટા નિવૃત્ત થાય છે શ્રી તીર્થંકર જેવાને કેવો અત્યત નિશ્ચળ, [અપૂર્ણ]

---

[૩૧૨] ૩૮૪ મુબઈ, અસાડ સુદ ૯, ૧૯૪૮

શબ્દાદિ પાચ વિષયની પ્રાપ્તિની ઇચ્છાએ કરી જેના ચિત્ત અત્યત વ્યાકુળપણે વર્તે છે એવા જીવોનું જ્યા વિશેષપણે દેખાવુ છે, એવો જે કાળ તે આ 'દુસમ કળિયુગ' નામનો કાળ છે તેને વિષે વિહ્વળપણુ જેને પરમાર્થને વિષે નથી થયુ, ચિત્ત વિક્ષેપ પામ્યું નથી, સગે કરી પ્રવર્તનભેદ પામ્યુ નથી, બીજી પ્રીતિના પ્રસગે જેનુ ચિત્ત આવૃત્ત થયુ નથી, બીજા જે કારણો તેને વિષે જેનો વિશ્વાસ વર્તતો નથી, એવો જો કોઈ હોય તો તે આ કાળને વિષે 'બીજો શ્રી રામ' છે તથાપિ જોઈને સખેદ આશ્ચર્ય વર્તે છે કે એ ગુણોના કોઈ અશે સપન્ન પણ અલ્પ જીવો દૃષ્ટિગોચર થતા નથી

નિદ્રા સિવાયનો બાકીનો જે વખત તેમાથી એકાદ કલાક સિવાય બાકીનો વખત મન, વચન, કાયાથી ઉપાધિને જોગે વર્તે છે ઉપાય નથી, એટલે સમ્યક્‌પરિણતિએ સવેદન કરવુ યોગ્ય છે

મોટા આશ્ચર્યને પમાડનારા એવા જળ, વાયુ, ચદ્ર, સૂર્ય, અગ્નિ આદિ પદાર્થોના જે ગુણો તે સામાન્ય પ્રકારે પણ જેમ જીવોની દૃષ્ટિમા આવતા નથી, અને પોતાનું જે નાનું ઘર અથવા જે કંઈ ચીજો તેને વિષે કોઈ જાતનું જાણે આશ્ચર્યકારક સ્વરૂપ દેખી અહત્વ વર્તે છે, એ જોઈ એમ થાય છે કે લોકોને દૃષ્ટિભ્રમ — અનાદિકાળનો — મટચો નથી, જેથી મટે એવો જે ઉપાય, તેને વિષે જીવનુ અલ્પ પણ જ્ઞાન પ્રવર્તતુ નથી, અને તેનુ ઓળખાણ થયે પણ સ્વેચ્છાએ વર્તવાની જે બુદ્ધિ તે વારવાર ઉદય પામે છે, એમ ઘણા જીવોની સ્થિતિ જોઈ આ લોક અનતકાળ રહેવાનો છે, એમ જાણો

નમસ્કાર પહોચે

---

[૩૧૩] ૩૮૫ મુબઈ, અસાડ, ૧૯૪૮

સૂર્ય ઉદય-અસ્ત રહિત છે, માત્ર લોકોને ચક્ષુમર્યાદાથી બહાર વર્તે ત્યારે અસ્ત અને ચક્ષુમર્યાદાને વિષે વર્તે ત્યારે ઉદય એમ ભાસે છે પણ સૂર્યને વિષે તો ઉદયઅસ્ત નથી તેમજ જ્ઞાની છે તે, બધા પ્રસગને વિષે જેમ છે તેમ છે, માત્ર પ્રસગની મર્યાદા ઉપરાત લોકોનું જ્ઞાન નથી. એટલે પોતાની જેવી તે પ્રસગને વિષે દશા થઈ શકે તેવી દશા, જ્ઞાનીને વિષે કલ્પે છે અને એ કલ્પના જ્ઞાનીનું પરમ એવુ જે આત્મપણુ, પરિતોષપણુ, મુક્તપણુ તે જીવને જણાવા દેતી નથી એમ જાણવા યોગ્ય છે

જે પ્રકારે પ્રારબ્ધનો ક્રમ ઉદય હોય તે પ્રકારે હાલ તો વર્તીએ છીએ, અને એમ વર્તવુ કોઈ પ્રકારે તો સુગમ ભાસે છે ડાક્ટર સાહેબને મળવા સબધી વિગત આજના પત્રને વિષે લખી, પર

જ્ઞાનીનો આશ્રિત માત્ર જાણી શકે, કહી શકે, અથવા લખી શકે તેવો છે માર્ગ કેવો હોય એ જેને બોધ નથી, તેવા શાસ્ત્રાભ્યાસી પુરુષો તેનો યથાર્થ ઉત્તર ન કરી શકે તે પણ યથાર્થ જ છે 'શુદ્ધતા વિચારે ધ્યાવે' એ પદ વિષે હવે પછી લખીશુ

અબારામજીના પુસ્તક વિષે આપે વિશેષ વાચન કરી જે અભિપ્રાય લખ્યો તે વિષે હવે પછી વાતચીતમા વિશેષ જણાવાય તેમ છે અમે એ પુસ્તકનો ઘણો ભાગ જોયો છે, પણ સિદ્ધાતજ્ઞાનમા વિઘટતી વાતો લાગે છે, અને તેમ જ છે, તથાપિ તે પુરુષની દશા સારી છે, માર્ગાનુસારી જેવી છે, એમ તો કહીએ છીએ જેને સૈદ્ધાતિક અથવા યથાર્થજ્ઞાન અમે માન્યું છે તે અતિ અતિ સૂક્ષ્મ છે, પણ તે થાય તેવું જ્ઞાન છે વિશેષ હવે પછી ચિત્તે કહ્યુ કર્યું નથી માટે આજે વિશેષ લખાયુ નથી, તે ક્ષમા કરશો

પરમ પ્રેમભાવથી નમસ્કાર પહોચે

---

[૨૮૧] ૩૩૪ મુબઈ, ફાગણ સુદ ૧૦, બુધ, ૧૯૪૮

ૐ

હૃદયરૂપ શ્રી સુભાગ્ય પ્રત્યે,

ભક્તિપૂર્વક નમસ્કાર પહોચે

'હવે પછી લખીશુ, હવે પછી લખીશુ' એમ લખીને ઘણી વાર લખવાનું બન્યુ નથી, તે ક્ષમા કરવા યોગ્ય છે, કારણ કે ચિત્તસ્થિતિ ઘણુ કરી વિદેહી જેવી વર્તે છે, એટલે કાર્યને વિષે અવ્યવસ્થા થઈ જાય છે જેવી હાલ ચિત્તસ્થિતિ વર્તે છે, તેવી અમુક સમય સુધી વર્તાવ્યા વિના છૂટકો નથી

ઘણા ઘણા જ્ઞાની પુરુષો થઈ ગયા છે, તેમા અમારી જેવો ઉપાધિપ્રસગ અને ચિત્ત-સ્થિતિ ઉદાસીન, અતિ ઉદાસીન, તેવા ઘણુ કરીને પ્રમાણમા થોડા થયા છે ઉપાધિપ્રસગને લીધે આત્મા-સબધી જે વિચાર તે અખડપણે થઈ શકતો નથી, અથવા ગૌણપણે થયા કરે છે, તેમ થવાથી ઘણો કાળ પ્રપચ વિષે રહેવુ પડે છે, અને તેમા તો અત્યત ઉદાસ પરિણામ થઈ ગયેલ હોવાથી ક્ષણવાર પણ ચિત્ત ટકી શકતું નથી, જેથી જ્ઞાનીઓ સર્વસગપરિત્યાગ કરી અપ્રતિબદ્ધપણે વિચરે છે 'સર્વ-સગ' શબ્દનો લક્ષ્યાર્થ એવો છે કે અખડપણે આત્મધ્યાન કે બોધ મુખ્યપણે ન રખાવી શકે એવો સગ આ અમે ટૂકામા લખ્યું છે, અને તે પ્રકારને બાહ્યથી, અતરથી ભજ્યા કરીએ છીએ

દેહ છતા મનુષ્ય પૂર્ણ વીતરાગ થઈ શકે એવો અમારો નિશ્ચલ અનુભવ છે કારણ કે અમે પણ નિશ્ચય તે જ સ્થિતિ પામવાના છીએ, એમ અમારો આત્મા અખડપણે કહે છે, અને એમ જ છે, જરૂર એમ જ છે પૂર્ણ વીતરાગની ચરણરજ નિરતર મસ્તકે હો, એમ રહ્યા કરે છે અત્યત વિકટ એવુ વીતરાગત્વ અત્યત આશ્ચર્યકારક છે, તથાપિ તે સ્થિતિ પ્રાપ્ત થાય છે, સદેહે પ્રાપ્ત થાય છે, એ નિશ્ચય છે, પ્રાપ્ત કરવાને પૂર્ણ યોગ્ય છે, એમ નિશ્ચય છે સદેહે તેમ થયા વિના અમને ઉદા-સીનતા મટે એમ જણાતુ નથી અને તેમ થવુ સભવિત છે, જરૂર એમ જ છે

પ્રશ્નોના ઉત્તર ઘણુ કરીને લખવાનુ બની શકશે નહી, કારણ કે ચિત્તસ્થિતિ જણાવી તેવી વર્ત્યા કરે છે

હાલ ત્યા કઈ વાચવા, વિચારવાનુ ચાલે છે કે શી રીતે, તે કઈ પ્રસગોપાત્ત લખશો

ત્યાગને ઇચ્છીએ છીએ, પણ થતો નથી તે ત્યાગ કદાપિ તમારી ઇચ્છાને અનુસરતો કરીએ, તથાપિ તેટલુ પણ હાલ તો બનવુ સભવિત નથી

અભિન્ન બોધમયના પ્રણામ પહોચે

---

અમને પણ અત્રે ઉપાધિજોગ વર્તે છે, અન્યભાવને વિષે જોકે આત્મભાવ ઉત્પન્ન થતો નથી, અને એ જ મુખ્ય સમાધિ છે

---

[ ૩૧૬ ] ૩૮૮ મુંબઈ, શ્રાવણ સુદ ૪, બુધ, ૧૯૪૮

'જગત જ્યા સૂએ છે ત્યાં જ્ઞાની જાગે છે, જ્ઞાની જાગે છે ત્યા જગત સૂએ છે જગત જાગે છે. ત્યા જ્ઞાની સૂએ છે' એમ શ્રીકૃષ્ણ કહે છે [1]

આત્મપ્રદેશ સમસ્થિતિએ નમસ્કાર

---

[ ૩૭૮ (૨)+૩૧૭ ] ૩૮૯ મુંબઈ, શ્રાવણ સુદ ૧૦, બુધ, ૧૯૪૮

અસત્સંગમાં ઉદાસીન રહેવા માટે જીવને વિષે અપ્રમાદપણે નિશ્ચય થાય છે, ત્યારે 'સત્જ્ઞાન' સમજાય છે, તે પહેલાં પ્રાપ્ત થયેલ બોધને ઘણા પ્રકારના અંતરાય હોય છે

જગત અને મોક્ષનો માર્ગ એ બે એક નથી જેને જગતની ઇચ્છા, રુચિ, ભાવના તેને મોક્ષને વિષે અનિચ્છા, અરુચિ, અભાવના હોય એમ જણાય છે.

---

[ ૩૧૮-૧ ] ૩૯૦ મુંબઈ, શ્રાવણ સુદ ૧૦, બુધ, ૧૯૪૮

ૐ

નમ.

નિષ્કામ યથાયોગ્ય

આત્મરૂપ શ્રી સુભાગ્ય પ્રત્યે,

જે ઉપાર્જિત કર્મ ભોગવતાં ઘણો વખત ભાવિમાં વ્યતીત થશે, તે બળવાનપણે ઉદયમા વર્તી ક્ષયપણાને પામતા હોય તો તેમ થવા દેવા યોગ્ય છે, એમ ઘણા વર્ષનો સંકલ્પ છે

વ્યાવહારિક પ્રસંગ સંબંધી ચોતરફથી ચિંતા ઉત્પન્ન થાય એવા કારણો જોઈને પણ નિર્ભયતા, આશ્રય રાખવા યોગ્ય છે માર્ગ એવો છે

અમે વિશેષ હાલ કંઈ લખી શકતા નથી, તે માટે ક્ષમા માગીએ છીએ અને નિષ્કામપણે સ્મૃતિપૂર્વક નમસ્કાર કરીએ છીએ એ જ વિનંતી

નાગર સુખ પામર નવ જાણે, વલ્લભ સુખ ન કુમારી,
અનુભવ વિણુ તેમ ધ્યાન તણું સુખ, કોણુ જાણે નર નારી રે, ભવિકા૦

---

મન મહિલાનુ રે વહાલા ઉપરે, બીજા કામ કરંત

---

[ ૩૧૮-૨ ] ૩૯૧ મુંબઈ, શ્રાવણ સુદ ૧૦, બુધ, ૧૯૪૮

કેવળ નિષ્કામ એવા યથાયોગ્ય

અત્ર ઉપાધિયોગમા છીએ એમ જાણીને પત્રાદિ પાઠવવાનું નહીં કર્યું હોય એમ જાણીએ છીએ શાસ્ત્રાદિ વિચાર, સત્કથા પ્રસંગે ત્યા કેવા યોગથી વર્તવુ થાય છે? તે લખશો

'સત્' એક પ્રદેશ પણ સમીપ નથી, તથાપિ તે પ્રાપ્ત થવાને વિષે અનંત અંતરાય—લોકપ્રમાણે પ્રત્યેક એવા રહ્યા છે જીવને કર્તવ્ય એ છે કે અપ્રમત્તપણે તે 'સત'નું શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવાનો અખંડ નિશ્ચય રાખવો.

નમ સર્વને નિષ્કામપણે યથા૦

---

૧ ભગવદ્ગીતા અ ૨, શ્લો ૬૯

[૨૮૪] ૩૩૮ મુંબઈ, ફાગણ સુદ ૧૩, શુક્ર ૧૯૪૮

અત્યંત પરિણામમા ઉદાસીનતા પરિણમ્યા કરે છે

જેમ જેમ તેમ થાય છે, તેમ તેમ પ્રવૃત્તિ–પ્રસંગ પણ વધ્યા કરે છે જે પ્રવૃત્તિનો પ્રસંગ પ્રાપ્ત થશે, એમ નહી ધારેલુ તે પણ પ્રાપ્ત થયા કરે છે, અને એથી એમ માનીએ છીએ કે ઉતાવળે પૂર્વે નિબંધન કરેલાં એવાં કર્મો નિવૃત્ત થવાને માટે ઉદયમા આવે છે

---

[૨૮૫] ૩૩૯ મુંબઈ, ફાગણ સુદ ૧૪, ૧૯૪૮

## કોઈનો દોષ નથી, અમે કર્મ બાંધ્યાં માટે અમારો દોષ છે.

જ્યોતિષની આમ્નાય સંબંધી કેટલીક વિગત લખી તે વાચી છે ઘણો ભાગ તેનો જાણવામા છે તથાપિ ચિત્ત તેમાં જરાય પ્રવેશ કરી શકતું નથી, અને તે વિષેનું વાંચવું, સાભળવુ કદાપિ ચમત્કારિક હોય, તોપણ બોજારૂપ લાગે છે થોડી પણ તેમા રુચિ રહી નથી

અમને તો માત્ર અપૂર્વ એવા સત્‌ના જ્ઞાન વિષે જ રુચિ રહે છે બીજુ જે કંઈ કરવામા આવે છે, કે અનુસરવામાં આવે છે, તે બધુ આસપાસનાં બંધનને લઈને કરવામા આવે છે

હાલ જે કંઈ વ્યવહાર કરીએ છીએ, તેમાં દેહ અને મનને બાહ્ય ઉપયોગ વર્તાવવો પડે છે આત્મા તેમા વર્તતો નથી ક્વચિત્ પૂર્વકર્માનુસાર વર્તાવું પડે છે તેથી અત્યંત આકુળતા આવી જાય છે જે કંઈ પૂર્વે નિબંધન કરવામા આવ્યા છે, તે કર્મો નિવૃત્ત થવા અર્થે, ભોગવી લેવા અર્થે, થોડા કાળમા ભોગવી લેવાને અર્થે, આ વેપાર નામનુ વ્યાવહારિક કામ બીજાને અર્થે સેવીએ છીએ.

હાલ જે કરીએ છીએ તે વેપાર વિષે મને વિચાર આવ્યા કરેલ, અને ત્યાર પછી અનુક્રમે તે કામની શરૂઆત થઈ ત્યારથી તે અત્યાર સુધીમા કામની દિન પ્રતિદિન કંઈ વૃદ્ધિ થયા કરી છે.

અમે આ કામ પ્રેરેલુ માટે તે સંબંધી '' અને તેટલુ મજૂરી જેવું કામ પણ કર્યાનુ રાખ્યું છે કામની હવે ઘણી હદ વધી ગયેલી હોવાથી નિવૃત્ત થવાની અત્યંત બુદ્ધિ થઈ જાય છે પણ '' ને દોષ–બુદ્ધિ આવી જવાનો સંભવ, તે અનંત સંસારનું કારણ ને થાય એમ જાણી જેમ બને તેમ ચિત્તનું સમાધાન કરી તે મજૂરી જેવું કામ પણ કર્યા જવું એમ હાલ તો ધાર્યું છે

આ કામની પ્રવૃત્તિ કરતી વખતે જેટલી અમારી ઉદાસીન દશા હતી તેથી આજ વિશેષ છે અને તેથી અમે ઘણુ કરીને તેમની વૃત્તિને ન અનુસરી શકીએ એવું છે, તથાપિ જેટલુ બન્યું છે તેટલુ અનુસરણુ તો જેમ તેમ ચિત્ત સમાધાન કરી રાખ્યા કર્યું છે

કોઈ પણ જીવ પરમાર્થને ઇચ્છે અને વ્યાવહારિક સંગમા પ્રીતિ રાખે, ને પરમાર્થ પ્રાપ્ત થાય એમ તો કોઈ કાળે બને જ નહી આ કામની નિવૃત્તિ પૂર્વકર્મ જોતા તો હાલ થાય તેવું દેખાતું નથી

આ કામ પછી 'ત્યાગ' એવુ અમે તો જ્ઞાનમા જોયું હતુ, અને હાલ આવુ સ્વરૂપ દેખાય છે, એટલી આશ્ચર્યવાર્તા છે અમારી વૃત્તિને પરમાર્થ આડે અવકાશ નથી, તેમ છતા ઘણોખરો કાળ આ કામમા ગાળીએ છીએ, અને તેનું કારણ માત્ર તેમને દોષ–બુદ્ધિ ન આવે એટલું જ છે, તથાપિ અમારી વર્તના જ એવી છે, કે જીવ તેનો જો ખ્યાલ ન કરી શકે તો તેટલુ કામ કરતા છતાં પણ દોષ–બુદ્ધિ જ રહ્યા કરે

---

[૨૮૬] ૩૪૦ મુંબઈ, ફાગણ સુદ ૧૫, રવિ, ૧૯૪૮

જેમા ચાર પ્રશ્ન લખવામા આવ્યા છે તે, તથા સ્વાભાવિક ભાવ વિષે જિનનો જે ઉપદેશ છે તે વિષે લખ્યું છે, તે પત્ર ગઈ કાલે પ્રાપ્ત થયું છે.

પતિવ્રતા એવી સ્ત્રીનો પતિ પ્રત્યેનો સ્નેહ તે પ્રધાનને વિષે પણ પ્રધાન એવો ગણવામાં આવ્યો છે તે સ્નેહ એવો પ્રધાનપ્રધાન શા માટે ગણવામાં આવ્યો છે? ત્યારે જેણે સિદ્ધાંત બળવાનપણે દર્શાવવા તે દૃષ્ટાંતને ગ્રહણ કર્યું છે, એવો સિદ્ધાંતકાર કહે છે કે તે સ્નેહને એટલા માટે અમે પ્રધાનને વિષે પણ પ્રધાન ગણ્યો છે કે બીજાં બધાં ઘરસંબંધી (અને બીજાં પણ) કામ કરતાં છતાં તે પતિવ્રતા એવી મહિલાનું ચિત્ત પતિને વિષે જ લીનપણે, પ્રેમપણે, સ્મરણપણે, ધ્યાનપણે, ઇચ્છાપણે વર્તે છે, એટલા માટે

પણ સિદ્ધાંતકાર કહે છે કે એ સ્નેહનું કારણ તો સંસારપ્રત્યયી છે, અને અત્ર તો તે અસંસારપ્રત્યયી કરવાને અર્થે કહેવું છે, માટે તે સ્નેહ લીનપણે, પ્રેમપણે, સ્મરણપણે, ધ્યાનપણે, ઇચ્છાપણે જ્યાં કરવા યોગ્ય છે, જ્યાં તે સ્નેહ અસંસાર પરિણામને પામે છે, તે કહીએ છીએ

તે સ્નેહ તો પતિવ્રતારૂપ એવા મુમુક્ષુએ જ્ઞાનીસંબંધી શ્રવણરૂપ જે ઉપદેશાદિ ધર્મ તેની પ્રત્યે તે જ પ્રકારે કરવા યોગ્ય છે, અને તે પ્રત્યે તે પ્રકારે જે જીવ વર્તે છે, ત્યારે 'કાંતા' એવા નામની સમકીત સંબંધી જે દૃષ્ટિ તેને વિષે તે જીવ સ્થિત છે, એમ જાણીએ છીએ

એવા અર્થને વિષે પૂરિત એવાં એ બે પદ છે, તે પદ તો ભક્તિપ્રધાન છે, તથાપિ તે પ્રકારે ગૂઢ આશયે જીવનું નિદિધ્યાસન ન થાય તો કવચિત્ બીજું એવું પદ તે જ્ઞાનપ્રધાન જેવું ભાસે છે, અને તેમને ભાસશે એમ જાણી તે બીજા પદનો તેવા પ્રકારનો ભાસ બાધ થવાને અર્થે ફરી પત્રની પૂર્ણતાએ માત્ર પ્રથમનું એક જ પદ લખી પ્રધાનપણે ભક્તિને જણાવી છે

ભક્તિપ્રધાન દશાએ વર્તવાથી જીવના સ્વચ્છંદાદિ દોષ સુગમપણે વિલય થાય છે, એવો પ્રધાન આશય જ્ઞાની પુરુષોનો છે

તે ભક્તિને વિષે નિષ્કામ એવી અલ્પ પણ ભક્તિ જો જીવને ઉત્પન્ન થઈ હોય છે તો તે ઘણા દોષથી નિવૃત્ત કરવાને યોગ્ય એવી હોય છે અલ્પ એવું જ્ઞાન, અથવા જ્ઞાનપ્રધાનદશા તે અસુગમ એવા માર્ગ પ્રત્યે, સ્વચ્છંદાદિ દોષ પ્રત્યે, અથવા પદાર્થસંબંધી ભ્રાંતિ પ્રત્યે પ્રાપ્ત કરે છે, ઘણું કરીને એમ હોય છે, તેમાં પણ આ કાળને વિષે તો ઘણા કાળ સુધી જીવનપર્યંત પણ જીવે ભક્તિપ્રધાનદશા આરાધવા યોગ્ય છે, એવો નિશ્ચય જ્ઞાનીઓએ કર્યો જણાય છે (અમને એમ લાગે છે, અને એમ જ છે)

હૃદયને વિષે જે મૂર્તિસંબંધી દર્શન કરવાની તમને ઇચ્છા છે, તેને પ્રતિબંધ કરનારી એવી પ્રારબ્ધસ્થિતિ (તમને) છે, અને તે સ્થિતિને પરિપક્વ થવાને વિષે હજુ વાર છે, વળી તે મૂર્તિના પ્રત્યક્ષપણામાં તો હાલ ગૃહાશ્રમ વર્તે છે, અને ચિત્રપટને વિષે સંન્યસ્તાશ્રમ વર્તે છે, એ એક ધ્યાનનો મુખ્ય એવો બીજો પ્રતિબંધ છે, તે મૂર્તિથી તે આત્મસ્વરૂપ પુરુષની દશા ફરી ફરી તેના વાક્યાદિના અનુસંધાને વિચારવાને યોગ્ય છે, અને તેનું તે હૃદયદર્શનથી પણ મોટું ફળ છે આ વાતને અત્ર સંક્ષેપ કરવી પડે છે

'ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે'

એ વાક્ય પરંપરાગત છે એમ થવું કોઈ પ્રકારે સંભવિત છે, તથાપિ તે પ્રકારે ઘણા ગવેષણ પ્રમાણે ધારીએ કે તેમ થતું નથી, તોપણ અત્ર કંઈ હાનિ નથી, કારણ કે દૃષ્ટાંત તેવી ગમે ત્યારે યોગ્ય છે, તો પછી સિદ્ધાંતનો જ અનુભવ કે વિચાર કર્તવ્ય છે ઘણું કરીને એ દૃષ્ટાંત સંબંધી કોઈને જ વિકલ્પ હશે, એટલે તે દૃષ્ટાંત માન્ય છે, એમ જણાય છે લોકદૃષ્ટિએ અનુભવગમ્ય છે કોઈક સિદ્ધાંતને વિષે તેનું બળવાનપણું જાણી મહત્ પુરુષો તે દૃષ્ટાંત આપતા આવ્યા છે, અને કોઈ પ્રકારે તેમ થવું સંભાવ્ય પણ જાણીએ છીએ એક સમય પણ કદાપિ તે દૃષ્ટાંત સિદ્ધ ન થાય એવું છે એમ ઠરે તોપણ ત્રણે કાળને વિષે નિરાબાધ, અખંડ-સિદ્ધ એવી વાત તેના સિદ્ધાંતપદની તો છે

[૨૮૯-૨] ૩૪૫ મુંબઈ, ફાગણ વદ ૧૧, ગુરુ, ૧૯૪૮

કોઈ પણ પ્રકારે સત્સંગનો જોગ બને તો તે કર્યા રહેવું, એ કર્તવ્ય છે, અને જે પ્રકારે જીવને મારાપણું વિશેષ થયા કરતું હોય અથવા વધ્યા કરતું હોય તે પ્રકારથી જેમ બને તેમ સંકોચાતું રહેવું, એ સત્સંગમાં પણ ફળ આપનાર ભાવના છે

---

[૨૮૯-૧] ૩૪૬ મુંબઈ, ફાગણ વદ ૧૪, રવિ, ૧૯૪૮

બધા પ્રશ્નોના ઉત્તર મુલતવવાની ઇચ્છા છે
પૂર્વકર્મ તરત નિવૃત્ત થાય એમ કરીએ છીએ
કૃપાભાવ રાખજો ને પ્રણામ માનજો

---

[૨૯૦] ૩૪૭ મુંબઈ, ફાગણ, વદ ૦)), સોમ, ૧૯૪૮

ૐ

આત્મસ્વરૂપે હૃદયરૂપ વિશ્રામમૂર્તિ શ્રી સુભાગ્ય પ્રત્યે,

વિનયયુક્ત એવા અમારા પ્રણામ પહોચે.

અત્ર ઘણું કરીને આત્મદશાએ સહજસમાધિ વર્તે છે બાહ્ય ઉપાધિનો જોગ વિશેષપણે ઉદય પ્રાપ્ત થવાથી તે પ્રકારે વર્તવામા પણ સ્વસ્થ રહેવુ પડે છે

જાણીએ છીએ કે ઘણાકાળે જે પરિણામ પ્રાપ્ત થવાનુ છે તે તેથી થોડાકાળે પ્રાપ્ત થવા માટે તે ઉપાધિ જોગ વિશેષપણે વર્તે છે

તમારાં ઘણાં પત્ર-પત્તા અમને પહોચ્યા છે તેમા લખેલ જ્ઞાનસંબંધી વાર્તા ઘણું કરીને અમે વાંચી છે તે સર્વ પ્રશ્નોનો ઘણુ કરી ઉત્તર લખવામા આવ્યો નથી, તેને માટે ક્ષમા આપવી યોગ્ય છે.

તે પત્રોમા કોઈ કોઈ વ્યાવહારિક વાર્તા પણ પ્રસંગે લખેલી છે, જે અમે ચિત્તપૂર્વક વાચી શકીએ તેમ બનવું વિકટ છે તેમ તે વાર્તા સંબંધી પ્રત્યુત્તર લખવા જેવુ સૂઝતુ નથી. એટલે તે માટે પણ ક્ષમા આપવા યોગ્ય છે

હાલ અત્ર અમે વ્યાવહારિક કામ તો પ્રમાણમા ઘણુ કરીએ છીએ, તેમાં મન પણ પૂરી રીતે દઈએ છીએ, તથાપિ તે મન વ્યવહારમા ચોટતું નથી, પોતાને વિષે જ રહે છે, એટલે વ્યવહાર બહુ બોજારૂપે રહે છે

આખો લોક ત્રણે કાળને વિષે દુઃખે કરીને પીડાતો માનવામા આવ્યો છે, અને તેમા પણ આ વર્તે છે, તે તો મહા દુષમકાળ છે, અને સર્વ પ્રકારે વિશ્રાતિનુ કારણ એવો જે 'કર્તવ્યરૂપ શ્રી સત્સંગ' તે તો સર્વકાળને વિષે પ્રાપ્ત થવો દુર્લભ છે તે આ કાળમા પ્રાપ્ત થવો ઘણો ઘણો દુર્લભ હોય એમા કંઈ આશ્ચર્યકારક નથી

અમે કે જેનુ મન પ્રાયે ક્રોધથી, માનથી, માયાથી, લોભથી, હાસ્યથી, રતિથી, અરતિથી, ભયથી, શોકથી, જુગુપ્સાથી કે શબ્દાદિક વિષયોથી અપ્રતિબંધ જેવુ છે, કુટુંબથી, ધનથી, પુત્રથી, 'વૈભવથી,' સ્ત્રીથી કે દેહથી મુક્ત જેવુ છે, તે મનને પણ સત્સંગને વિષે બંધન રાખવુ બહુ બહુ રહ્યા કરે છે, તેમ છતા અમે અને તમે હાલ પ્રત્યક્ષપણે તો વિયોગમા રહ્યા કરીએ છીએ એ પણ પૂર્વ નિબંધનનો કોઈ મોટો પ્રબંધ ઉદયમા હોવાનુ સંભાવ્ય કારણ છે

જ્ઞાન સંબંધી પ્રશ્નોનો ઉત્તર લખાવવાની આપની જિજ્ઞાસા પ્રમાણે કરવામા પ્રતિબંધ કરનારી એક ચિત્તસ્થિતિ થઈ છે, જેથી હાલ તો તે વિષે ક્ષમા આપવા યોગ્ય છે

શ્રવણ થાય, તે અપૂર્વભાવરૂપ જાણી તેમા પરમ પ્રેમ વર્તે, તો તત્કાળ અથવા અમુક અનુક્રમે આત્માનું સ્વાભાવિકપણું પ્રગટ થાય

---

[ ૩૨૨ ] ૩૯૬ મુંબઈ, શ્રાવણ વદ, ૧૯૪૮

ૐ

અન-અવકાશ એવું આત્મસ્વરૂપ વર્તે છે, જેમા પ્રારબ્ધોદય સિવાય બીજો કોઈ અવકાશ જોગ નથી

તે ઉદયમા ક્વચિત્ પરમાર્થભાષા કહેવારૂપ જોગ ઉદય આવે છે, ક્વચિત્ પરમાર્થભાષા લખવારૂપ જોગ ઉદય આવે છે, ક્વચિત્ પરમાર્થભાષા સમજાવવારૂપ જોગ આવે છે વિશેષપણે વૈશ્યદશારૂપ જોગ હાલ તો ઉદયમા વર્તે છે, અને જે કંઈ ઉદયમાં નથી આવતુ તે કરી શકવાનુ હાલ તો અસમર્થપણું છે

ઉદયાધીન માત્ર જીવિતવ્ય કરવાથી, થવાથી, વિષમપણું મટ્યુ છે તમ પ્રત્યે, પોતા પ્રત્યે, અન્ય પ્રત્યે કોઈ જાતનો વિભાવિક ભાવ પ્રાયે ઉદય પ્રાપ્ત થતો નથી, અને એ જ કારણથી પત્રાદિ કાર્ય કરવારૂપ પરમાર્થભાષા જોગે અવકાશ પ્રાપ્ત નથી એમ લખ્યું છે, તે તેમ જ છે

પૂર્વોપાર્જિત એવો જે સ્વાભાવિક ઉદય તે પ્રમાણે દેહસ્થિતિ છે, આત્માપણે તેનો અવકાશ અત્યતાભાવરૂપ છે

તે પુરુષના સ્વરૂપને જાણીને તેની ભક્તિના સત્સંગનુ મોટું ફળ છે, જે ચિત્રપટના માત્ર જોગે, ધ્યાને નથી

જે તે પુરુષના સ્વરૂપને જાણે છે, તેને સ્વાભાવિક અત્યત શુદ્ધ એવુ આત્મસ્વરૂપ પ્રગટે છે એ પ્રગટ થવાનુ કારણ તે પુરુષ જાણી સર્વ પ્રકારની સસારકામના પરિત્યાગી – અસંસાર – પરિત્યાગરૂપ કરી – શુદ્ધ ભક્તિએ તે પુરુષસ્વરૂપ વિચારવા યોગ્ય છે ચિત્રપટની પ્રતિમાના હૃદયદર્શનથી ઉપર કહ્યુ તે 'આત્મસ્વરૂપનુ પ્રગટપણુ' મહાન ફળ છે, એ વાક્ય નિર્વિસવાદી જાણી લખ્યું છે

'મન મહિલાનુ વહાલા ઉપરે, બીજા કામ કરત,' એ પદના વિસ્તારવાળા અર્થને આત્મપરિણામરૂપ કરી, તે પ્રેમભક્તિ સત્પુરુષને વિષે અત્યતપણે કરવી યોગ્ય છે, એમ સર્વ તીર્થંકરે કહ્યુ છે, વર્તમાને કહે છે અને ભવિષ્યે પણ એમ જ કહેવાના છે

તે પુરુષથી પ્રાપ્ત થયેલી એવી તેની આત્મપદ્ધતિસૂચક ભાષા તેમા અક્ષેપક વર્યુ છે વિચારવાન જેનુ એવો પુરુષ, તે આત્મકલ્યાણનો અર્થ તે પુરુષ જાણી, તે શ્રુત ( શ્રવણ ) ધર્મમા મન ( આત્મા ) ધારણ ( તે રૂપે પરિણામ ) કરે છે તે પરિણામ કેવુ કરવા યોગ્ય છે ? તે દૃષ્ટાત 'મન મહિલાનુ વહાલા ઉપરે, બીજા કામ કરત,' આપી સમર્થ કર્યુ છે

ધરે છે તો એમ કે પુરુષ પ્રત્યે સ્ત્રીનો જે કામ્યપ્રેમ તે સસારના બીજા ભાવોની અપેક્ષાએ શિરોમણિ છે, તથાપિ તે પ્રેમથી અનત ગુણવિશિષ્ટ એવો પ્રેમ, સત્પુરુષ પ્રત્યેથી પ્રાપ્ત થયો એવો આત્મારૂપ શ્રુતધર્મ તેને વિષે યોગ્ય છે, પરતુ તે પ્રેમનુ સ્વરૂપ ત્યા અદૃષ્ટાતપણાને પામે છે, એ બોધનો અવકાશ નથી, એમ જાણી પરિસીમાભૂત એવુ તે શ્રુતધર્મને અર્થે ભરતારપ્રત્યેના સ્ત્રીના કામ્યપ્રેમનુ દૃષ્ટાંત કહ્યુ છે સિદ્ધાત ત્યા પરિસીમાને પામતો નથી, આગળ વાણી પછીના પરિણામને પામે છે અને આત્મવ્યક્તિએ જણાય છે, એમ છે

---

[ ૩૨૩ ] ૩૯૭ મુંબઈ, શ્રાવણ વદ ૧૧ બુધ ૧૯૪૮

શુભેચ્છાસંપન્ન ભાઈ ત્રિભોવન, સ્થંભતીર્થ

આત્મસ્વરૂપને વિષે સ્થિતિ છે એવા જે તેના નિષ્કામ સ્મરણે યથાયોગ્ય વાંચશો તે તરફ 'આજે ક્ષાયિકસમકિત ન હોય' એ વગેરે સંબંધી વ્યાખ્યાનના પ્રસંગનુ તમે લિખિત પત્ર પ્રાપ્ત થયુ

સમયે ઉદય પ્રમાણે પ્રવૃત્તિ કરે છે, અને જે કોઈ પણ પ્રકારે વર્તાય છે, તેનું કારણ પૂર્વે નિબંધન કરવામાં આવેલો એ ઉદય છે તે ઉદયને વિષે પ્રીતિ પણ નથી, અને અપ્રીતિ પણ નથી સમતા છે, કરવા યોગ્ય પણ એમ જ છે પત્ર લક્ષમા છે

યથાયોગ્ય

---

[ ૨૯૩–૨ ] **૩૫૪** મુંબઈ, ચૈત્ર સુદ ૧૩, રવિ, ૧૯૪૮

સમકીતની ફરસના થઈ ક્યારે ગણાય? કેવી દશા વર્તતી હોય? એ વિષેનો અનુભવ કરીને લખશો

સંસારી ઉપાધિનું જેમ થતું હોય તેમ થવા દેવું, કર્ત્તવ્ય એ જ છે, અભિપ્રાય એ જ રહ્યા કરે છે ધીરજથી ઉદયને વેદવો યોગ્ય છે

---

[ ૨૯૩–૩ ] **૩૫૫** મુંબઈ, ચૈત્ર વદ ૧, બુધ, ૧૯૪૮

સમ્યક્ત્વ ફરસવા સંબંધમા વિશેષપણે લખવાનું બને તો કરશો

લખેલો ઉત્તર સત્ય છે

પ્રતિબંધપણું દુઃખદાયક છે, એ જ વિજ્ઞાપન

સ્વરૂપસ્થ યથાયોગ્ય

---

[ ૨૯૪ ] **૩૫૬** મુંબઈ, ચૈત્ર વદિ ૧, બુધ, ૧૯૪૮

આત્મસમાધિપૂર્વક યોગઉપાધિ રહ્યા કરે છે, જે પ્રતિબંધને લીધે હાલ તો કંઈ ઇચ્છિત કરી શકાતું નથી

આવા જ હેતુએ કરીને શ્રી ઋષભાદિ જ્ઞાનીઓએ શરીરાદિ પ્રવર્તનાના ભાનનો પણ ત્યાગ કર્યો હતો

સમસ્થિતભાવ

---

[ ૨૯૫ ] **૩૫૭** મુંબઈ, ચૈત્ર વદ ૫, રવિ, ૧૯૪૮

હૃદયરૂપ શ્રી સુભાગ્ય,

તમારા વિગતવાળા એક પછી એક એમ ઘણા પત્રો મળ્યા કરે છે કે જેમા પ્રસંગોપાત્ત શીતળ એવી જ્ઞાનવાર્તા પણ આવ્યા કરે છે પણ ખેદ થાય છે કે, તે વિષે ઘણું કરીને અધિક લખવાનું અમારાથી બની શકતું નથી

સત્સંગ થવાનો પ્રસંગ ઇચ્છીએ છીએ, પણ ઉપાધિયોગનો જે ઉદય તે પણ વેદવા વિના ઉપાય નથી ચિત્ત ઘણી વાર તમ પ્રત્યે રહ્યા કરે છે જગતમા બીજા પદાર્થો તો અમને કંઈ રુચિના કારણ રહ્યા નથી જે કંઈ રુચિ રહી છે તે માત્ર એક સત્યનું ધ્યાન કરનારા એવા સંત પ્રત્યે, જેમા આત્માને વર્ણવ્યો છે એવા સત્શાસ્ત્ર પ્રત્યે, અને પરેચ્છાએ પરમાર્થના નિમિત્ત–કારણ એવા દાનાદિ પ્રત્યે રહી છે આત્મા તો કૃતાર્થ સમજાય છે

---

[ ૨૯૬ ] **૩૫૮** મુંબઈ, ચૈત્ર વદ ૫, રવિ, ૧૯૪૮

**જગતના અભિપ્રાય પ્રત્યે જોઈને જીવ પદાર્થનો બોધ પામ્યો છે. જ્ઞાનીના અભિપ્રાય પ્રત્યે જોઈને પામ્યો નથી. જે જીવ જ્ઞાનીના અભિપ્રાયથી બોધ પામ્યો છે તે જીવને સમ્યક્‌દર્શન થાય છે.**

તથાપિ પ્રથમ વાક્યને અફળ અને બીજા વાક્યને સફળ કર્યું હોય એવા જીવો તો ક્વચિત્ જોવામા આવે છે, પ્રથમ વાક્યને સફળ અને બીજા વાક્યને અફળ એમ જીવે અનત વાર કર્યું છે તેવા પરિણામમા આવતા તેને વખત લાગતો નથી, કારણ કે અનાદિકાળથી મોહ નામનો મદિરા તેના 'આત્મામા' પરિણામ પામ્યો છે, માટે વાર વાર વિચારી તેવા તેવા પ્રસગમા યથાશક્તિ, યથાબળ વીર્યે ઉપર દર્શિત કર્યા છે જે પ્રકાર તે પ્રકારે વર્તવુ યોગ્ય છે

કદાપિ એમ ધારો કે 'ક્ષાયિકસમકિત આ કાળમા ન હોય' એવુ સ્પષ્ટ જિનના આગમને વિષે લખ્યું છે, હવે તે જીવે વિચારવુ યોગ્ય છે કે 'ક્ષાયિકસમકિત એટલે શુ સમજવું?' જેમા એક નવકારમત્ર જેટલુ પણ વ્રત, પ્રત્યાખ્યાન હોતુ નથી, છતા તે જીવ વિશેષ તો ત્રણ ભવે અને નહી તો તે જ ભવે પરમપદને પામે છે, એવી મોટી આશ્ચર્યકારક તો તે સમકિતની વ્યાખ્યા છે ત્યારે હવે એવી તે કઈ દશા સમજવી કે જે 'ક્ષાયિકસમકિત' કહેવાય? 'ભગવાન તીર્થંકરને વિષે દૃઢ શ્રદ્ધા' એનુ નામ જો 'ક્ષાયિકસમકિત' એમ ગણીએ તો તે શ્રદ્ધા કેવી સમજવી, કે જે શ્રદ્ધા આપણે જાણીએ કે આતો ખચીત આ કાળમા હોય જ નહી જો એમ જણાતું નથી કે અમુક દશા કે અમુક શ્રદ્ધાને 'ક્ષાયિકસમકિત' કહ્યુ છે, તો પછી તે નથી, એમ માત્ર જિનાગમના શબ્દોથી જાણવું થયુ કહીએ છીએ હવે એમ ધારો કે તે શબ્દો બીજા આશયે કહેવાયા છે, અથવા કોઈ પાછળના કાળના વિસર્જનરૂ લખાયા છે, તો તેને વિષે આગ્રહ કરીને જે જીવે પ્રતિપાદન કર્યું હોય તે જીવ કેવા દોષને પ્રાપ્ત થા તે સખેદકરુણાએ વિચારવા યોગ્ય છે

હાલ જેને જિનસૂત્રોને નામે ઓળખવામા આવે છે, તેમાં 'ક્ષાયિકસમકિત નથી,' એવુ સ્પષ્ટ લખેલુ નથી, અને પરપરાગત તથા બીજા કેટલાક ગ્રંથોમાં એ વાત ચાલી આવે છે, એમ વાંચેલુ છે, અને સાભળેલુ છે, અને તે વાક્ય મિથ્યા છે કે મૃષા છે એમ અમારો અભિપ્રાય નથી, તેમ તે વાક્ય જે પ્રકારે લખ્યું છે તે એકાત અભિપ્રાયે જ લખ્યું છે, એમ અમને લાગતું નથી કદાપિ એમ ધારો કે તે વાક્ય એકાત એમ જ હોય તોપણ કોઈ પણ પ્રકારે વ્યાકુળપણુ કરવુ યોગ્ય નથી કારણ કે તે બધી વ્યાખ્યા જો સત્પુરુષના આશયથી જાણી નથી, તો પછી સફળ નથી એને બદલે કદાપિ ધારો કે જિનાગમમા લખ્યું હોય કે ચોથા કાળની પેઠે પાચમા કાળમા પણ ઘણા જીવો મોક્ષે જનાર છે, તો તે વાતનું શ્રવણ કઈ તમને અમને કઈ કલ્યાણકર્તા થાય નહીં, અથવા મોક્ષપ્રાપ્તિનું કારણ હોય નહી, કારણ કે તે મોક્ષપ્રાપ્તિ જે દશાને કહી છે, તે જ દશાની પ્રાપ્તિ જ સિદ્ધ છે, ઉપયોગી છે, કલ્યાણકર્તા છે, શ્રવણ તો માત્ર વાત છે, તેમજ તેથી પ્રતિકૂળ વાક્ય પણ માત્ર વાત છે, તે બેય લખી હોય, અથવા એક જ લખી હોય અથવા વગર વ્યવસ્થાએ લખ્યું હોય તોપણ તે બધ કે મોક્ષનુ કારણ નથી, માત્ર બધદશા તે બધ છે, મોક્ષદશા તે મોક્ષ છે, ક્ષાયિકદશા તે ક્ષાયિક છે, અન્યદશા તે અન્ય છે, શ્રવણ તે શ્રવણ છે, મનન તે મનન છે, પરિણામ તે પરિણામ છે, પ્રાપ્તિ તે પ્રાપ્તિ છે. એમ સત્પુરુષનો નિશ્ચય છે બધ તે મોક્ષ નથી, મોક્ષ તે બધ નથી જે જે છે તે તે છે જે જે સ્થિતિમા છે, તે તે સ્થિતિમા છે, બધબુદ્ધિ ટળી નથી, અને મોક્ષ — જીવન્મુક્તતા — માનવામા આવે તો તે જેમ સફળ નથી, તેમ અક્ષાયિકદશાએ ક્ષાયિક માનવામા આવે તો તે પણ સફળ નથી માનવાનુ ફળ નથી, પણ દશાનુ ફળ છે

જ્યારે એ પ્રકારે છે ત્યારે હવે આપણો આત્મા કઈ દશામા હાલ છે, અને તે ક્ષાયિકસમકિતી જીવની દશાનો વિચાર કરવાને યોગ્ય છે કે કેમ અથવા તેનાથી ઊતરતી અથવા તેથી ઊતરતી દશાનો વિચાર આ જીવ યથાર્થ કરી શકે એમ છે કે કેમ? તે જ વિચારવુ જીવને શ્રેયસ્કર છે, પણ અનત વિચાર કાળ થયા જીવે તેવુ વિચાર્યું નથી તેને તેવુ વિચારવુ યોગ્ય છે એવુ ભાન્યુ પણ નથી, અનંતિ.

જ્ઞાની અનિત્ય જીવનમાં નિત્યપણુ પ્રાપ્ત કરે છે, એમ જે લખ્યું છે, તે એવા આશયથી લખ્યું છે કે તેને મૃત્યુને માટે નિર્ભયપણુ વર્તે છે જેને એમ હોય તેને પછી અનિત્યપણા વિષે રહ્યા છે, એમ કહીએ નહી, તો તે વાત સત્ય છે

ખરુ આત્મભાન થાય છે તેને, હુ અન્યભાવનો અકર્ત્તા છુ એવો બોધ ઉત્પન્ન થઈ, અહ પ્રત્યયિ-બુદ્ધિ, તે વિલય પામે છે

એવુ જે આત્મભાન તે વારવાર ઉજ્જવલપણે વર્ત્યા કરે છે, તથાપિ જેમ ઇચ્છીએ તેમ તો નહી અત્ર સમાધિ છે

સમાધિરૂપ

---

[૨૯૯] ૩૬૩ મુબઈ, વૈશાખ સુદ ૫, રવિ,૧૯૪૮

હાલ તો અનુક્રમે ઉપાધિયોગ વિશેષ વર્ત્યા કરે છે

વધારે શુ લખવુ? વ્યવહારના પ્રસગમાં ધીરજ રાખવી યોગ્ય છે એ વાત વિસર્જન નહી થતી હોય, એમ ધારણા રહ્યા કરે છે

અનતકાળ વ્યવહાર કરવામા વ્યતીત કર્યો છે, તો તેની જ જાળમા પરમાર્થ વિસર્જન ન કરાય એમ જ વર્તવુ, એવો જેને નિશ્ચય છે, તેને તેમ હોય છે, એમ અમે જાણીએ છીએ

વનને વિષે ઉદાસીનપણે સ્થિત એવા જે યોગીઓ — તીર્થકરાદિક — તેનુ આત્મત્વ સાભરે છે

---

૩૬૪ મુબઈ, વૈશાખ સુદ ૯, ગુરુ, ૧૯૪૮

હૃદયરૂપ શ્રી સુભાગ્ય,

અત્ર સમાધિ છે બાહ્યોપાધિ છે

કઈ હાલ જ્ઞાનવાર્તા લખવાનો વ્યવસાય ઓછો રાખ્યો છે, તેને પ્રકાશિત કરશો

---

૩૬૫ મુબઈ, વૈશાખ સુદ ૧૧, શનિ, ૧૯૪૮

આજે પત્ર પહોંચ્યુ છે

વ્યવસાય વિશેષ રહે છે

'પ્રાણવિનિમય' નામનુ મેસ્મેરિઝમનુ પુસ્તક વાચવામા આગળ આવી ગયુ છે, એમા જણાવેલી વાત કઈ મોટી આશ્ચર્યકારક નથી, તથાપિ એમા કેટલીક વાત અનુભવ કરતા અનુમાનથી લખી છે તેમા કેટલીક અસભવિતતા છે

જેને આત્મત્વ પ્રત્યે ધ્યેયતા નથી, એને એ વાત ઉપયોગી છે, અમને તો તે પ્રત્યે કઈ લક્ષ આપી સમજાવવાની ઇચ્છા થતી નથી, અર્થાત્ ચિત્ત એવા વિષયને ઇચ્છતું નથી

અત્ર સમાધિ છે. બાહ્ય પ્રતિબદ્ધતા વર્તે છે

સત્સ્વરૂપપૂર્વક નમસ્કાર

---

[૩૦૦] ૩૬૬ મુબઈ, વૈશાખ સુદ ૧૨, રવિ, ૧૯૪૮

હૃદયરૂપ શ્રી સુભાગ્ય,

મનમાં વારવાર વિચારથી નિશ્ચય થઈ રહ્યો છે કે કોઈ પણ પ્રકારે ઉપયોગ ફરી અન્યભાવમા પોતાપણુ થતુ નથી, અને અખડ આત્મધ્યાન રહ્યા કરે છે, એવી જે દશા તેને વિષે વિકટ ઉપાધિ-જોગનો ઉદય એ આશ્ચર્યકારક છે, હાલમા તો થોડી ક્ષણની નિવૃત્તિ માડ રહે છે, અને પ્રવૃત્તિ કરી શકે

હતા, તેના પ્રત્યુત્તર તે કારણથી લખી શકાયા નથી બીજા પણ જિજ્ઞાસુઓના પત્રો આ વખતમા ઘણા મળ્યા છે તેને માટે પણ ઘણુ કરીને તેમ જ થયું છે

હાલ જે ઉપાધિજોગ પ્રાપ્તપણે વર્તે છે, તે જોગનો પ્રતિબંધ ત્યાગવાનો વિચાર જો કરીએ તો તેમ થઈ શકે એમ છે, તથાપિ તે ઉપાધિજોગના વેદવાથી જે પ્રારબ્ધ નિવૃત્ત થવાનું છે, તે તે જ પ્રકારે વેદવા સિવાયની બીજી ઇચ્છા વર્તતી નથી, એટલે તે જ જોગે તે પ્રારબ્ધ નિવૃત્ત થવા દેવું યોગ્ય છે, એમ જાણીએ છીએ અને તેમ સ્થિતિ છે

શાસ્ત્રોને વિષે આ કાળને અનુક્રમે ક્ષીણપણા યોગ્ય કહ્યો છે, અને તે પ્રકારે અનુક્રમે થયા કરે છે એ ક્ષીણપણુ મુખ્ય કરીને પરમાર્થસંબંધીનુ કહ્યુ છે જે કાળમા અત્યંત દુર્લભપણે પરમાર્થની પ્રાપ્તિ થાય તે કાળ દુષમ કહેવા યોગ્ય છે, જોકે સર્વ કાળને વિષે પરમાર્થપ્રાપ્તિ જેનાથી થાય છે, એવા પુરુષોનો જોગ દુર્લભ જ છે, તથાપિ આવા કાળને વિષે તો અત્યંત દુર્લભ હોય છે જીવોની પરમાર્થવૃત્તિ ક્ષીણપરિણામને પામતી જતી હોવાથી તે પ્રત્યે જ્ઞાનીપુરુષોના ઉપદેશનું બળ ઓછુ થાય છે, અને તેથી પરંપરાએ તે ઉપદેશ પણ ક્ષીણપણાને પામે છે, એટલે પરમાર્થમાર્ગ અનુક્રમે વ્યવચ્છેદ થવા જોગ કાળ આવે છે.

આ કાળને વિષે અને તેમા પણ હમણા લગભગના સેંકડાથી મનુષ્યની પરમાર્થવૃત્તિ બહુ ક્ષીણપણાને પામી છે, અને એ વાત પ્રત્યક્ષ છે સહજાનંદસ્વામીના વખત સુધી મનુષ્યોમા જે સરળ વૃત્તિ હતી, તે અને આજની સરળવૃત્તિ એમા મોટો તફાવત થઈ ગયો છે ત્યા સુધી મનુષ્યોની વૃત્તિને વિષે કંઈ કંઈ આજ્ઞાકિતપણુ, પરમાર્થની ઇચ્છા, અને તે સંબંધી નિશ્ચયમા દૃઢતા એ જેવાં હતા તેવા આજે નથી, તેથી તો આજે ઘણું ક્ષીણપણુ થયું છે, જોકે હજુ આ કાળમા પરમાર્થવૃત્તિ કેવળ વ્યવચ્છેદ પ્રાપ્ત થઈ નથી, તેમ સત્પુરુષરહિત ભૂમિ થઈ નથી, તોપણ કાળ તે કરતા વધારે વિષમ છે, બહુ વિષમ છે, એમ જાણીએ છીએ,

આવું કાળનુ સ્વરૂપ જોઈને મોટી અનુકંપા હૃદયને વિષે અખંડપણે વર્તે છે જીવોને વિ. કોઈ પણ પ્રકારે અત્યંત દુઃખની નિવૃત્તિનો ઉપાય એવો જે સર્વોત્તમ પરમાર્થ, તે સંબંધી વૃત્તિ કંઈ પણ વર્ધમાનપણાને પ્રાપ્ત થાય, તો જ તેને સત્પુરુષનુ ઓળખાણુ થાય છે, નહી તો થતું નથી. તે વૃત્તિ સજીવન થાય અને કોઈ પણ જીવોને — ઘણા જીવોને — પરમાર્થ સંબંધી જે માર્ગ તે પ્રાપ્ત થાય તેવી અનુકંપા અખંડપણે રહ્યા કરે છે, તથાપિ તેમ થવુ બહુ દુર્લભ જાણીએ છીએ અને તેના કારણો પણ ઉપર જણાવ્યા છે.

જે પુરુષનુ દુર્લભપણુ ચોથા કાળને વિષે હતું તેવા પુરુષનો જોગ આ કાળમા થાય એમ થયું છે, તથાપિ પરમાર્થ સંબંધી ચિંતા જીવોને અત્યંત ક્ષીણ થઈ ગઈ છે, એટલે તે પુરુષનુ ઓળખાણ થવુ અત્યંત વિકટ છે તેમા પણ જે ગૃહવાસાદિ પ્રસંગમાં તે પુરુષની સ્થિતિ છે, તે જોઈ જીવને પ્રતીતિ આવવી દુર્લભ છે, અત્યંત દુર્લભ છે, અને કદાપિ પ્રતીતિ આવી તો તેમનો જે પ્રારબ્ધપ્રસંગ હાલ વર્તે છે, તે જોઈ નિશ્ચય રહેવો દુર્લભ છે, અને કદાપિ નિશ્ચય થાય તોપણ તેનો સત્સંગ રહેવો દુર્લભ છે, અને જે પરમાર્થનુ મુખ્ય કારણ તે તો તે છે તે આવી સ્થિતિમાં જોઈ ઉપર જણાવ્યા છે જે કારણો તેને વધારે બળવાનપણે દેખીએ છીએ, અને એ વાત જોઈ ફરી ફરી અનુકંપા ઉત્પન્ન થાય છે

'ઈશ્વરેચ્છાથી' જે કોઈ પણ જીવોનું કલ્યાણ વર્તમાનમા પણ થવુ સર્જિત હશે તે તો તેમ થશે, અને તે બીજેથી નહી પણ અમથકી, એમ પણ અત્ર માનીએ છીએ તથાપિ જેવી અમારી અનુકંપાસયુક્ત ઇચ્છા છે, તેવી પરમાર્થવિચારણા અને પરમાર્થપ્રાપ્તિ જીવોને થાય તેવો કોઈ પ્રકારે ઓછો જોગ થયો છે, એમ અત્રે માનીએ છીએ ગંગાયમુનાદિના પ્રદેશને વિષે અથવા ગુજરાતદેશે

આત્મા સિવાય અન્ય સ્થળે પ્રતિબદ્ધતા પામતુ નથી, ક્ષણુ પણુ અન્યભાવને વિષે સ્થિર થતું નથી, સ્વરૂપને વિષે સ્થિર રહે છે એવું જે અમારુ આશ્ચર્યકારક સ્વરૂપ તે હાલ તો ક્યાય કહ્યુ જતું નથી ઘણા માસ વીત્યાથી તમને લખી સ તોષ માનીએ છીએ

નમસ્કાર વાચશો ભેદ રહિત એવા અમે છીએ.

---

૩૬૯          મુંબઈ, વૈશાખ વદ ૯, શુક્ર, ૧૯૪૮

બધુય હરિને આધીન છે
પત્રપ્રસાદી પ્રાપ્ત થઈ છે
અત્ર સમાધિ છે
વિગતથી પત્ર હવે પછી,
નિરુપાયતાને લીધે લખી શકાતો નથી

---

૩૭૦          મુબઈ, વૈશાખ વદ ૧૧, રવિ, ૧૯૪૮

હૃદયરૂપ શ્રી સુભાગ્ય પ્રત્યે,

અવિચ્છિન્નપણે જેને વિષે આત્મધ્યાન વર્તે છે એવા જે શ્રી ...ના પ્રણામ પહોચે.

જેને વિત્રે ઘણા પ્રકારની પ્રવૃત્તિ વર્તે છે, એવા જોગને વિષે હાલ તો રહીએ છીએ આત્મસ્થિતિ તેને વિષે ઉત્કૃષ્ટપણે વર્તતી જોઈ શ્રી    ના ચિત્તને પોતે પોતાથી નમસ્કાર કરીએ છીએ

ઘણા પ્રકારે કરી સમાગમની અને બાહ્ય પ્રવૃત્તિના જોગત્યાગની જેની ચિત્તવૃત્તિ કોઈ પ્રકારે પણ વર્તે છે એવા જે અમે તે અત્યારે તો આટલુ લખી અટકીએ છીએ

---

[ ૩૦૨ ]          ૩૭૧          મુબઈ, વૈશાખ વદ ૧૩, ભોમ, ૧૯૪૮

શ્રી કલોલવાસી જિજ્ઞાસુ શ્રી કુવરજી પ્રત્યે,

નિર તર જેને અભેદધ્યાન વર્તે છે, એવા શ્રી બોધપુરુષના યથાયોગ્ય વાચશો.

અત્ર ભાવ પ્રત્યે તો સમાધિ વર્તે છે, અને બાહ્ય પ્રત્યે ઉપાધિજોગ વર્તે છે, તમારા આવેલા ત્રણ પત્રો પ્રાપ્ત થયા છે, અને તે કારણથી પ્રત્યુત્તર લખ્યો નથી

આ કાળનું વિષમપણુ એવુ છે કે જેને વિષે ઘણા વખત સુધી સત્સ ગનું સેવન થયું હોય તો જીવને વિષેથી લોકભાવના ઓછી થાય, અથવા લય પામે લોકભાવનાના આવરણુને લીધે પરમાર્થ-ભાવના પ્રત્યે જીવને ઉલ્લાસપરિણુતિ થાય નહીં, અને ત્યાં સુધી લોકસહવાસ તે ભવરૂપ હોય છે

સત્સ ગનુ સેવન જે નિર તરપણે ઇચ્છે છે, એવા મુમુક્ષુ જીવને જ્યા સુધી તે જોગનો વિરહ રહે ત્યા સુધી દૃઢભાવે તે ભાવના ઇચ્છી પ્રત્યેક કાર્ય કરતા વિચારથી વર્તી, પોતાને વિષે લઘુપણુ માન્ય કરી, પોતાના જોવામા આવે તે દોષ પ્રત્યે નિવૃત્તિ ઇચ્છી, સરળપણે વર્ત્યા કરવુ, અને જે કાર્યે કરી તે ભાવનાની ઉન્નતિ થાય એવી જ્ઞાનવાર્તા કે જ્ઞાનલેખ કે ગ્ર થનુ ક ઈ ક ઈ વિચારવુ રાખવુ, તે યોગ્ય છે

ઉપર જણાવી છે જે વાર્તા, તેને વિષે બાધ કરનારા એવા ઘણા પ્રસ ગ તમ જીવોને વર્તે છે, એમ જાણીએ છીએ, તથાપિ તે તે બાધ કરનારા પ્રસ ગ પ્રત્યે જેમ બને તેમ સદ્ઉપયોગે વિચારી વર્તવાનુ ઇચ્છવુ, તે અનુક્રમે બને એવુ છે કોઈ પ્રકારે મનને વિષે સ તાપ પામવા યોગ્ય નથી, પુરુષાર્થ જે ક ઈ થાય તે કરવાની દૃઢ ઇચ્છા રાખવી યોગ્ય છે, અને પરમ એવુ જે બોધસ્વરૂપ છે તેનું જેને ઓળખાણુ છે, એવા પુરુષે તો નિર તર તેમ વર્ત્યાના પુરુષાર્થને વિષે મુઝાવુ યોગ્ય નથી,

તો નિવૃત્ત થશે એમ જાણી લખ્યા નથી, અન્ય હેતુએ લખ્યા છે એ પ્રકારે એ વિચારવા યોગ્ય, વાર વાર વિચારી હૃદયમા નિર્ધાર કરવા યોગ્ય વાર્તા સક્ષેપે કરી અહી તો પરિસમાપ્ત થાય છે.

આ પ્રસગ સિવાય બીજા જૂજ પ્રસગનુ લખવું કરીએ તો થાય એમ છે, તથાપિ તે બાકી રાખી આ પત્ર પરિસમાપ્ત કરવું યોગ્ય ભાસે છે

જગતમા કોઈ પણ પ્રકારથી જેની કોઈ પણ જીવપ્રત્યે ભેદદૃષ્ટિ નથી એવા શ્રી નિષ્કામ આત્મસ્વરૂપના નમસ્કાર પ્રાપ્ત થાય

'ઉદાસીન' શબ્દનો અર્થ સમપણુ છે

---

[૩૨૫] ૩૯૯ મુંબઈ, શ્રાવણ, ૧૯૪૮

મુમુક્ષુજન સત્સગમા હોય તો નિરતર ઉલ્લાસિત પરિણામમા રહી આત્મસાધન અલ્પકાળમા કરી શકે છે, એ વાર્તા યથાર્થ છે, તેમ જ સત્સગના અભાવમા સમપરિણતિ રહેવી એ વિકટ છે, તથાપિ એમ કરવામા જ આત્મસાધન રહ્યુ હોવાથી ગમે તેવા માઠા નિમિત્તમાં પણ જે પ્રકારે સમ પરિણતિ આવે તે પ્રકારે પ્રવર્તવુ એ જ યોગ્ય છે જ્ઞાનીના આશ્રયમાં નિરતર વાસ હોય તો સહજ સાધન વડે પણ સમપરિણામ પ્રાપ્ત હોય છે, એમા તો નિર્વિવાદતા છે, પણ જ્યારે પૂર્વકર્મના નિબધનથી અનુકૂળ નહી એવા નિમિત્તમા નિવાસ પ્રાપ્ત થયો છે, ત્યારે ગમે તેમ કરીને પણ તેના પ્રત્યે અદ્વેષપરિણામ રહે એમ પ્રવર્તવુ એ જ અમારી વૃત્તિ છે, અને એ જ શિક્ષા છે

સત્પુરુષનો દ્વેષ જે પ્રકારે તેઓ ન ઉચ્ચારી શકે, તે પ્રકારે જો તમારાથી પ્રવર્તવાનુ બની શકે તેમ હોય તો વિકટતા વેઠીને પણ તેમ પ્રવર્તવુ યોગ્ય છે હાલ અમારી તમને એવી કોઈ શિક્ષા નથી કે તમારે તેમનાથી ઘણી રીતે પ્રતિકૂળ વર્તન કરવુ પડે કોઈ બાબતમા તેઓ તમને બહુ પ્રતિકૂળ ગણતા હોય તો તે જીવનો અનાદિ અભ્યાસ છે એમ જાણી સહનતા રાખવી એ વધારે યોગ્ય છે

જેના ગુણગ્રામ કરવાથી જીવ ભવમુક્ત હોય છે, તેના ગુણગ્રામથી પ્રતિકૂળતા આણી દોષભાવે પ્રવર્તવું, એ જીવને જોકે મહા દુ ખદાયક છે, એમ જાણીએ છીએ, અને તેવા પ્રકારમાં જ્યારે તેઓનું આવી જવું થાય છે, ત્યારે જાણીએ છીએ કે જીવને કોઈ તેવા પૂર્વકર્મનુ નિબધન હશે અમને તો તે વિષે અદ્વેષ પરિણામ જ છે, અને તેમના પ્રત્યે કરુણા આવે છે તમે પણ તે ગુણનુ અનુકરણ કરો; અને જે પ્રકારે તેઓ ગુણગ્રામ કરવા યોગ્યના અવર્ણવાદ બોલવાનો પ્રસગ ન પામે તેમ યોગ્ય માર્ગ ગ્રહણ કરો, એ ભલામણ છે

અમે પોતે ઉપાધિપ્રસગમા રહ્યા હતા અને રહ્યા છીએ તે પરથી સ્પષ્ટ જાણીએ છીએ, કે તે પ્રસંગમા કેવળ આત્મભાવે પ્રવર્તવુ એ દુર્લભ છે માટે નિરુપાધિવાળા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનુ સેવન અવશ્યનુ છે, એમ જાણતા છતા પણ હાલ તો એમ જ કહીએ છીએ કે તે ઉપાધિ વહન કરતા જતા નિરુપાધિને વિસર્જન ન કરાય એમ થાય તેમ કર્યા રહો

અમ જેવા સત્સગને નિરતર ભજે છે, તો તે તમને કેમ અભજ્ય હોય? તે જાણીએ છીએ, પણ હાલ તો પૂર્વકર્મને ભજીએ છીએ એટલે તમને બીજો માર્ગ કેમ બતાવીએ? તે તમે વિચારો

એક ક્ષણવાર પણ આ સસર્ગમા રહેવુ ગમતુ નથી, તેમ છતા ઘણા કાળ થયા એને સેવ્યા કરીએ છીએ, સેવીએ છીએ, અને હજુ અમુક કાળ સેવવાનુ ધારી રાખવુ પડ્યુ છે, અને તે જ ભક્તિ તમને કરવી યોગ્ય માની છે જેમ બને તેમ વિનયાદિ સાધનસપન્ન થઈ સત્સગ, સત્શાસ્ત્રાભ્યાસ અને આત્મવિચારમા પ્રવર્તવુ, એમ કરવુ એ જ શ્રેયસ્કર છે

તમે તથા બીજા ભાઈઓનો હાલ સત્સગ પ્રસગ કેમ રહે છે? તે જણાવશો

સમય માત્ર પણ પ્રમાદ કરવાની તીર્થંકરદેવની આજ્ઞા નથી

---

[૩૦૪] ૩૭૪ મુબઈ, વૈશાખ, ૧૯૪૮

"ગમે તેટલી વિપત્તિઓ પડે, તથાપિ જ્ઞાની દ્વારા સાસારિક ફળની ઇચ્છા કરવી યોગ્ય નથી"

ઉદય આવેલો અ તરાય સમપરિણામે વેદવા યોગ્ય છે, વિષમપરિણામે વેદવા યોગ્ય નથી

તમારી આજીવિકા સ બધી સ્થિતિ ઘણા વખત થયા જાણવામા છે, એ પૂર્વકર્મનો યોગ છે

યથાર્થ જ્ઞાન જેમને છે એવો પુરુષ અન્યથા આચરે નહી, માટે તમે જે આકુળતાને લઈ ઇચ્છા જણાવી, તે નિવૃત્ત કરવા યોગ્ય છે

જ્ઞાની પાસે સાંસારિક વૈભવ હોય તોપણ મુમુક્ષુએ કોઈ પણ પ્રકારે તે ઇચ્છવો યોગ્ય નથી ઘણુ કરી જ્ઞાની પાસે તેવો વૈભવ હોય છે, તો તે મુમુક્ષુની વિપત્તિ ટાળવા માટે ઉપયોગી થાય છે પારમાર્થિક વૈભવથી જ્ઞાની, મુમુક્ષુને સાસારિક ફળ આપવાનુ ઇચ્છે નહી, કારણ કે અકર્ત્તવ્ય તે જ્ઞાની કરે નહી

ધીરજ ન રહે એવા પ્રકારની તમારી સ્થિતિ છે એમ અમે જાણીએ છીએ, તેમ છતા ધીરજમા એક અ શનુ પણ ન્યૂનપણુ ન થવા દેવુ તે તમને કર્ત્તવ્ય છે, અને એ યથાર્થ બોધ પામવાનો મુખ્ય માર્ગ છે

હાલ તો અમારી પાસે એવુ કોઈ સાસારિક સાધન નથી કે તમને તે વાટે ધીરજનુ કારણ થઈએ, પણ તેવો પ્રસ ગ લક્ષમાં રહે છે, બાકી બીજા પ્રયત્ન તો કર્ત્તવ્ય નથી

કોઈ પણ પ્રકારે ભવિષ્યનો સાસારિક વિચાર છોડી વર્તમાનમા સમપણે પ્રવર્તવાનો દૃઢ નિશ્ચય કરવો એ તમને યોગ્ય છે, ભવિષ્યમા જે થવા યોગ્ય હશે, તે થશે, તે અનિવાર્ય છે, એમ ગણી પરમાર્થ–પુરુષાર્થ ભણી સન્મુખ થવુ યોગ્ય છે

ગમે તે પ્રકારે પણ એ લોકલજ્જારૂપ ભયનું સ્થાનક એવુ જે ભવિષ્ય તે વિસ્મરણ કરવા યોગ્ય છે તેની 'ચિ તા વડે' પરમાર્થનુ વિસ્મરણ હોય છે અને એમ થાય તે મહા આપત્તિરૂપ છે, માટે તે આપત્તિ આવે નહી, એટલુ જ વાર વાર વિચારવા યોગ્ય છે ઘણા વખત થયા આજીવિકા અને લોક-લજ્જાનો ખેદ તમને અ તરમા ભેળો થયો છે તે વિષે હવે તો નિર્ભયપણુ જ અ ગીકાર કરવુ યોગ્ય છે ફરી કહીએ છીએ કે તે જ કર્ત્તવ્ય છે યથાર્થ બોધનો એ મુખ્ય માર્ગ છે એ સ્થળે ભૂલ ખાવી યોગ્ય નથી લજ્જા અને આજીવિકા મિથ્યા છે કુટુ બાદિનુ મમત્વ રાખશો તોપણ જે થવાનુ હશે તે થશે તેમા સમપણુ રાખશો તોપણ જે થવા યોગ્ય હશે તે થશે, માટે નિ શ કપણે નિરભિમાની થવુ યોગ્ય છે

સમપરિણામે પરિણમવુ યોગ્ય છે, અને એ જ અમારો બોધ છે આ જ્યા સુધી નહીં પરિણમે ત્યા સુધી યથાર્થ બોધ પણ પરિણમે નહી

---

[૩૦૫] ૩૭૫ મુબઈ, વૈશાખ, ૧૯૪૮

જિનાગમ છે તે ઉપશમસ્વરૂપ છે ઉપશમસ્વરૂપ એવા પુરુષોએ ઉપશમને અર્થે તે પ્રરૂપ્યા છે, ઉપદેશ્યા છે તે ઉપશમ આત્માર્થે છે, અન્ય કોઈ પ્રયોજન અર્થે નથી આત્માર્થમા જો તેનુ આરાધન કરવામા ન આવ્યુ, તો તે જિનાગમનુ શ્રવણ, વાચન નિષ્ફળરૂપ છે, એ વાર્તા અમને તો નિ સ દેહ યથાર્થ લાગે છે

દુ ખની નિવૃત્તિને સર્વ જીવ ઇચ્છે છે, અને દુ.ખની નિવૃત્તિ દુ ખ જેનાથી જન્મ પામે છે એવા રાગ, દ્વેષ અને અજ્ઞાનાદિ દોષની નિવૃત્તિ થયા વિના, થવી સ ભવતી નથી તે રાગાદિની નિવૃત્તિ એક આત્મજ્ઞાન સિવાય બીજા કોઈ પ્રકારે ભૂતકાળમા થઈ નથી, વર્તમાનકાળમા થતી નથી, ભવિષ્યકાળમા થઈ શકે તેમ નથી એમ સર્વ જ્ઞાનીપુરુષોને ભાસ્યું છે માટે તે આત્મજ્ઞાન જીવને પ્રયોજનરૂપ છે.

જેને થાય છે, એવા જીવને વિષે વૈરાગ્યાદિ સાધન તો ખચીત હોય છે )

શ્રી સુભાગ્યભાઈના કહેવાથી તમે, આ પત્ર જેના તરફથી લખવામા આવ્યો છે તે માટે, જે કંઈ શ્રવણ કર્યું છે, તે તેમનું કહેવું યથાતથ્ય છે કે કેમ ? તે પણ નિર્ધાર કરવા જેવી વાત છે

નિરંતર અમારા સત્સંગને વિષે રહેવા સંબંધી તમારી જે ઇચ્છા છે, તે વિષે હાલ કાંઈ લખી શકાવું અશક્ય છે

તમારા જાણવામાં આવ્યું હોવું જોઈએ કે અત્ર અમારું જે રહેવું થાય છે તે ઉપાધિપૂર્વક થાય છે, અને તે ઉપાધિ એવા પ્રકારથી છે કે તેવા પ્રસંગમા શ્રી તીર્થંકર જેવા પુરુષ વિષેનો નિર્ધાર ! હોય તોપણ વિકટ પડે, કારણ કે અનાદિ કાળથી માત્ર જીવને બાહ્યપ્રવૃત્તિ અથવા બાહ્યનિવૃત્તિ ઓળખાણ છે, અને તેના આધારે જ તે સત્પુરુષ, અસત્પુરુષ કલ્પતો આવેલ છે, કદાપિ કોઈ સત્સંગના યોગે જીવને 'સત્પુરુષ આ છે' એવું જાણવામા આવે છે, તોપણ પછી તેમનો બાહ્યપ્રવૃત્તિ યોગ દેખીને જેવો જોઈએ તેવો નિશ્ચય રહેતો નથી, અથવા તો નિરંતર વધતો એવો ભક્તિભાવ ન રહેતો, અને વખતે તો સંદેહને પ્રાપ્ત થઈ જીવ તેવા સત્પુરુષના યોગને ત્યાગી જેની બાહ્યનિવૃત્તિ જણાય છે એવા અસત્પુરુષને દૃઢાગ્રહે સેવે છે, માટે નિવૃત્તિપ્રસંગ જે કાળમા સત્પુરુષને વર્તતો હો તેવા પ્રસંગમા તેમની સમીપનો વાસ તે જીવને વિશેષ હિતકર જાણીએ છીએ

આ વાત અત્યારે આથી વિશેષ લખાવી અશક્ય છે જો કોઈ પ્રસંગે અમારો સમાગમ થાય તો ત્યારે તમે તે વિષે પૂછશો અને કંઈ વિશેષ કહેવાયોગ્ય પ્રસંગ હશે તો કહી શકવાનો સંભવ છે

દીક્ષા લેવા વારંવાર ઇચ્છા થતી હોય તોપણ હાલ તે વૃત્તિ સમાવેશ કરવી, અને કલ્યાણ શું અને તે કેમ હોય તેની વારંવાર વિચારણા અને ગવેષણા કરવી એ પ્રકારમા અનંતકાળ થયા ભૂલ થતી આવી છે, માટે અત્યંત વિચારે પગલું ભરવું યોગ્ય છે

અત્યારે એ જ વિનંતિ

ગયચંદના નિષ્કામ યથાયોગ્ય

---

[ ૩૨૮ ] ૪૦૨ મુંબઈ, ભાદરવા સુદ ૭, સોમ, ૧૯૪૮

## ઉદય જોઈને ઉદાસપણુ ભજશો નહીં.

સ્વસ્તિશ્રી સાયલા શુભસ્થાને સ્થિત, મુમુક્ષુજનને પરમ હિતસ્વી, સર્વ જીવપ્રત્યે પરમાર્થ કરુણાદૃષ્ટિ છે જેની, એવા નિષ્કામ, ભક્તિમાન શ્રી સુભાગ્ય પ્રત્યે,

શ્રી 'મોહમયી' સ્થાનેથી......ના નિષ્કામ વિનયપૂર્વક યથાયોગ્ય પ્રાપ્ત થાય

સંસાર ભજવાના આરંભકાળ(?)થી તે આજદિનપર્યંત તમ પ્રત્યે જે કંઈ અવિનય, અભક્તિ અને અપરાધાદિ દોષ ઉપયોગપૂર્વક કે અનુપયોગે થયા હોય તે સર્વ અત્યંત નમ્રપણે ક્ષમાવું છું

શ્રી તીર્થંકરે જેને મુખ્ય એવુ ધર્મપર્વ ગણવાનુ યોગ્ય ગણ્યુ છે, એવી સંવત્સરી આદિ સંબંધી વ્યતીત થઈ કોઈ પણ જીવ પ્રત્યે કોઈ પણ પ્રકારે કોઈ પણ કાળને વિષે અત્યંત અલ્પ પણ દોષ કરવો યોગ્ય નથી, એવી વાત જેને પરમોત્કૃષ્ટપણે નિર્ધાર થઈ છે, એવા આ ચિત્તને નમસ્કાર કરીએ છીએ, અને તે જ વાક્ય માત્ર સ્મરણયોગ્ય એવા તમને લખ્યું છે, કે જે વાક્ય નિઃશંકપણે તમે જાણો છો

'રવિવારે તમને પત્ર લખીશ' એમ જણાવ્યુ હતું તથાપિ તેમ થઈ શક્યુ નથી, તે ક્ષમા કરવા જોગ છે તમે વ્યવહારપ્રસંગની વિગત સંબંધી પત્ર લખ્યો હતો તે વિગત ચિત્તમા ઉતારવા ઉપર વિચારવાની ઇચ્છા હતી, તથાપિ તે ચિત્તના આત્માકારપણાથી નિષ્ફળપણાને પ્રાપ્ત થઈ છે અને અત્યારે કંઈ લખવુ બની શકાય એમ લાગતું નથી, જે માટે અત્યંત નમ્રપણે ક્ષમા ઇચ્છી આ પત્ર પરિસમાપ્ત કરુ છુ

નહીં, એવો વિશેષ ઉપદેશરૂપ આગ્રહ કરી પ્રથમાધ્યયન સમાપ્ત કર્યું છે ત્યાર પછી અનુક્રમે તેથી વર્ધમાન પરિણામે ઉપશમ — કલ્યાણ — આત્માર્થ બોધ્યો છે તે લક્ષમા રાખી વાચન, શ્રવણ ઘટે છે કુળધર્માર્થે 'સૂત્રકૃતાંગ'નુ વાચન, શ્રવણ નિષ્ફળ છે

---

[૩૦૬] ૩૭૬ મુબઈ, વૈશાખ વદ, ૧૯૪૮

શ્રી સ્થભતીર્થવાસી જિજ્ઞાસુ પ્રત્યે, શ્રી મોહમયીથી અમોહસ્વરૂપ એવા શ્રી રાયચદ્રના આત્મસમાનભાવની સ્મૃતિએ યથાયોગ્ય વાંચશો

હાલ અત્રે બાહ્યપ્રવૃત્તિનો જોગ વિશેષપણે રહે છે જ્ઞાનીનો દેહ ઉપાર્જન કરેલા એવા પૂર્વકર્મ નિવૃત્ત કરવા અર્થે અને અન્યની અનુકપાને અર્થે હોય છે

જે ભાવે કરી સસારની ઉત્પત્તિ હોય છે, તે ભાવ જેને વિષેથી નિવૃત્ત થયો છે, એવા જ્ઞાની પણ બાહ્યપ્રવૃત્તિનાં નિવૃત્તપણાંને અને સત્સમાગમના નિવાસપણાને ઇચ્છે છે તે જોગનુ જ્યા સુધી ઉદયપણુ પ્રાપ્ત ન હોય ત્યા સુધી, અવિષમપણે પ્રાપ્તસ્થિતિએ વર્તે છે એવા જે જ્ઞાની તેના ચરણારવિંદની ફરી ફરી સ્મૃતિ થઈ આવવાથી પરમ વિશિષ્ટભાવે નમસ્કાર કરીએ છીએ

હાલ જે પ્રવૃત્તિજોગમા રહીએ છીએ તે તો ઘણા પ્રકારના પરેચ્છાના કારણથી રહીએ છીએ આત્મદૃષ્ટિનુ અખડપણુ એ પ્રવૃત્તિજોગથી બાધ નથી પામતુ માટે ઉદય આવેલો એવો તે જોગ આરાધીએ છીએ અમારો પ્રવૃત્તિજોગ જિજ્ઞાસુ પ્રત્યે કલ્યાણ પ્રાપ્ત થવા વિષે વિયોગપણે કોઈ પ્રકારે વર્તે છે

જેને વિષે સત્સ્વરૂપ વર્તે છે, એવા જે જ્ઞાની તેને વિષે લોક-સ્પૃહાદિનો ત્યાગ કરી, ભાવે પણ જે આશ્રિતપણે વર્તે છે, તે નિકટપણે કલ્યાણને પામે છે, એમ જાણીએ છીએ

નિવૃત્તિને, સમાગમને ઘણા પ્રકારે ઇચ્છીએ છીએ, કારણ કે એ પ્રકારનો જે અમારો રાગ તે કેવળ અમે નિવૃત્ત કર્યો નથી

કાળનુ કળિસ્વરૂપ વર્તે છે, તેને વિષે જે અવિષમપણે માર્ગની જિજ્ઞાસાએ કરી, બાકી બીજા જે અન્ય જાણવાના ઉપાય તે પ્રત્યે ઉદાસીનપણે વર્તતો પણ જ્ઞાનીના સમાગમે અત્યત નિકટપણે કલ્યાણ પામે છે, એમ જાણીએ છીએ

કૃષ્ણદાસે લખ્યું છે એવુ જે જગત, ઈશ્વરાદિ સબધી પ્રશ્ન તે અમારા ઘણા વિશેષ સમાગમે સમજવા યોગ્ય છે એવા પ્રકારનો વિચાર (કોઈ કોઈ સમયે) કરવામા હાનિ નથી તેનો યથાર્થ ઉત્તર કદાપિ અમુક કાળ સુધી પ્રાપ્ત ન થાય તો તેથી ધીરજનો ત્યાગ કરવાને વિષે જતી એવી જે મતિ તે રોકવા યોગ્ય છે

અવિષમપણે જ્યા આત્મધ્યાન વર્તે છે, એવા જે 'શ્રીરાયચદ્ર' તે પ્રત્યે ફરી ફરી નમસ્કાર કરી આ પત્ર અત્યારે પૂરુ કરીએ છીએ

---

[૩૦૭] ૩૭૭ મુબઈ, વૈશાખ, ૧૯૪૮

'યોગ અસખ જે જિન કહ્યા, ઘટમાહી રિદ્ધિ દાખી રે,
નવ પદ તેમજ જાણજો, આતમરામ છે સાખી રે'

આત્માને વિષે વર્તે છે એવા જ્ઞાનીપુરુષો સહજપ્રાપ્ત પ્રારબ્ધ પ્રમાણે વર્તે છે વાસ્તવ્ય તો એમ છે કે જે કાળે જ્ઞાનથી અજ્ઞાન નિવૃત્ત થયુ તેજ કાળે જ્ઞાની મુક્ત છે દેહાદિને વિષે અપ્રતિબદ્ધ છે સુખ દુખ હર્ષ શોકાદિને વિષે અપ્રતિબદ્ધ છે એવા જે જ્ઞાની તેને કોઈ આશ્રય કે આલબન નથી ધીરજ પ્રાપ્ત થવા "ઈશ્વરેચ્છાદિ" ભાવના તેને થવી યોગ્ય નથી ભક્તિમાનને જે કઈ પ્રાપ્ત થાય છે,

[ ૩૩૩ ] ૪૦૭ મુંબઈ, ભાદરવા વદ ૩, શુક્ર, ૧૯૪૮

શુભવૃત્તિસંપન્ન મણિલાલ,

ભાવનગર

વિ૰ યથાયોગ્યપૂર્વક વિજ્ઞાપન

તમારું પત્ર ૧ આજે પહોંચ્યું છે, અને તે મેં વાંચ્યું છે અત્રેથી લખેલું પત્ર તમને મળવાથી થયેલો આનંદ નિવેદન કરતાં તમે દીક્ષા સંબંધી વૃત્તિ હાલ ક્ષોભ પામવા વિષેનું લખ્યું, તે ક્ષોભ હાલ યોગ્ય છે

ક્રોધાદિ અનેક પ્રકારના દોષો પરિક્ષીણ પામી ગયાથી, સંસારત્યાગરૂપ દીક્ષા યોગ્ય છે, અથવા તો કોઈ મહત્ પુરુષના યોગે યથાપ્રસંગે તેમ કરવું યોગ્ય છે તે સિવાય બીજા પ્રકારે દીક્ષાનું ધારણ કરવું તે સફળપણાને પ્રાપ્ત થતું નથી, અને જીવ તેવી બીજા પ્રકારની દીક્ષારૂપ ભ્રાંતિએ ગ્રસ્ત થઈ અપૂર્વ એવા કલ્યાણને ચૂકે છે, અથવા તો તેથી વિશેષ અંતરાય પડે એવો જોગ ઉપાર્જન કરે છે માટે હાલ તો તમારો તે ક્ષોભ યોગ્ય જાણીએ છીએ

તમારી ઇચ્છા અત્ર સમાગમમાં આવવા વિષેની વિશેષ છે એ અમે જાણીએ છીએ, તથાપિ હાલ તે જોગની ઇચ્છા નિરોધ કરવા યોગ્ય છે, અર્થાત્ તે જોગ બનવો અશક્ય છે, અને એ ખુલાસો પ્રથમના પત્રમાં લખ્યો છે, તે તમે જાણી શક્યા હશો આ તરફ આવવા વિષેની ઇચ્છામાં તમારા વડીલાદિ તરફનો જે નિરોધ છે તે નિરોધથી હાલ ઉપરવટ થવાની ઇચ્છા કરવી યોગ્ય નથી અમારું તે પ્રદેશની લગભગથી કોઈ વાર જવા આવવાનું હોય ત્યારે વખતે સમાગમજોગ થવાજોગ હશે તો થઈ શકશે

મતાગ્રહ વિષે બુદ્ધિને ઉદાસીન કરવી યોગ્ય છે, અને હાલ તો ગૃહસ્થધર્મને અનુસરવું પણ યોગ્ય છે પોતાના હિતરૂપ જાણી કે સમજીને આરંભપરિગ્રહ સેવવા યોગ્ય નથી, અને આ પરમાર્થ વારંવાર વિચારી સદ્ગ્રંથનું વાચન, શ્રવણ, મનનાદિ કરવા યોગ્ય છે એ જ વિનંતિ

વર્તીએ છીએ, તેમા પણ બુદ્ધિ થતી નથી, માત્ર આત્મરૂપ મૌનપાણુ, અને તે સબધી પ્રસગ, એને વિષે બુદ્ધિ રહે છે અને પ્રસગ તો તેથી અન્ય પ્રકારના વર્તે છે

એવી જ 'ઇશ્વિરેચ્છા' હશે! એમ જાણી જેમ સ્થિતિ પ્રાપ્ત થાય છે, તેમ જ યોગ્ય જાણી રહીએ છીએ

'બુદ્ધિ તો મોક્ષને વિષે પણ સ્પૃહાવાળી નથી' પણ પ્રસગ આ વર્તે છે સત્સગને વિષે રુચિકર એવા ડુ ગરને અમારા પ્રણામ પ્રાપ્ત હો

'વનની મારી કોયલ' એવી એક ગુર્જરાદિ દેશની કહેવત આ પ્રસગને વિષ યોગ્ય છે

ૐ શાતિ શાંતિ શાતિ

નમસ્કાર પહોચે

---

[૩૧૦] ૩૮૦ મુબઈ, જેઠ, ૧૯૪૮

પ્રભુભક્તિમા જેમ બને તેમ તત્પર રહેવુ મોક્ષનો એ ધુરધર માર્ગ મને લાગ્યો છે ગમે તો મનથી પણ સ્થિર થઈને બેસી પ્રભુભક્તિ અવશ્ય કરવી યોગ્ય છે

મનની સ્થિરતા થવાનો મુખ્ય ઉપાય હમણા તો પ્રભુભક્તિ સમજો આગળ પણ તે, અને તેવુ જ છે, તથાપિ સ્થળપણે એને લખી જણાવવી વધારે યોગ્ય લાગે છે

'ઉત્તરાધ્યયનસૂત્ર'મા બીજા ઇચ્છિત અધ્યયન વાચશો, બત્રીસમાની ચોવીશ ગાથા મોઢા આગળની મનન કરશો

શમ, સંવેગ, નિર્વેદ, આસ્થા અને અનુકપા ઇત્યાદિક સદ્‌ગુણોથી યોગ્યતા મેળવવી, અને કોઈ વેળા મહાત્માના યોગે તો ધર્મ મળી રહેશે

સત્સગ, સત્શાસ્ત્ર અને સદ્‌વ્રત એ ઉત્તમ સાધન છે

---

[૩૧૦-૧] ૩૮૧

'સૂયગડાગસૂત્ર'નો જોગ હોય તો તેનુ બીજુ અધ્યયન, તથા ઉદકપેઢાળવાળુ અધ્યયન વાચવાનો પરિચય રાખજો તેમ જ 'ઉત્તરાધ્યયન'માં કેટલાક વૈરાગ્યાદિક ચરિત્રવાળા અધ્યયન વાચતા રહેજો, અને પ્રભાતમા વહેલા ઊઠવાનો પરિચય રાખજો, એકાતમા સ્થિર બેસવાનો પરિચય રાખજો, માયા એટલે જગત, લોકનુ જેમા વધારે વર્ણન કર્યું છે એવા પુસ્તકો વાચવા કરતા જેમા સત્પુરુષના ચરિત્રો અથવા વૈરાગ્યકથા વિશેષ કરીને રહી છે, તેવા પુસ્તકોનો ભાવ રાખજો

---

[૩૧૦-૩] ૩૮૨

જે વડે વૈરાગ્યની વૃદ્ધિ થાય તે વાચન વિશેષ કરીને રાખવુ, મતમતાતરનો ત્યાગ કરવો, અને જેથી મતમતાતરની વૃદ્ધિ થાય તેવુ વાચન લેવુ નહી અસત્સગાદિકમા રુચિ ઉત્પન્ન થતી મટવાનો વિચાર વારવાર કરવો યોગ્ય છે

---

[૩૧૧] ૩૮૩ મુંબઈ, જેઠ, ૧૯૪૮

વિચારવાન પુરુષને કેવળ ક્લેશરૂપ ભાસે છે, એવો આ સસાર તેને વિષે હવે ફરી આત્મભાવે કરી જન્મવાની નિશ્ચળ પ્રતિજ્ઞા છે ત્રણે કાળને વિષે હવે પછી આ સસારનુ સ્વરૂપ અન્યપણે ભાસ્યમાન થવા યોગ્ય નથી, અને ભાસે એવુ ત્રણે કાળને વિષે સભવતુ નથી

અત્રે આત્મભાવે સમાધિ છે, ઉદયભાવ પ્રત્યે ઉપાધિ વર્તે છે,

કે 'આજે અમૃતના મેહ વૂઠયા,' તો તે કહેવું સાપેક્ષ છે, યથાર્થ છે, તથાપિ શબ્દના ભાવાર્થે યથાર્થ છે, શબ્દથી પરભારા અર્થે યથાર્થ નથી, તેમ જ તીર્થંકરાદિકની ભિક્ષા સંબંધમાં તેવું છે, તથાપિ એમ જ માનવું યોગ્ય છે કે, આત્મસ્વરૂપે પૂર્ણ એવા પુરુષના પ્રભાવજોગે તે બનવું અત્યંત સંભવિત છે સર્વત્ર એમ બન્યું છે એમ કહેવાનો અર્થ નથી, એમ બનવું સંભવિત છે, એમ ઘટે છે, એમ કહેવાનો હેતુ છે સર્વ મહત્ પ્રભાવજોગ પૂર્ણ આત્મસ્વરૂપ જ્યાં છે ત્યાં આધીન છે, એ નિશ્ચયાત્મ વાત છે, નિઃસંદેહ અંગીકારવા યોગ્ય વાત છે પૂર્ણ આત્મસ્વરૂપ જ્યાં વર્તે છે, ત્યાં જો સર્વ મહ પ્રભાવજોગ વર્તતા ન હોય તો પછી તે બીજે કયે સ્થળે વર્તે? તે વિચારવાયોગ્ય છે તેવું તો બીજું કોઈ સ્થળ સંભવતું નથી, ત્યારે સર્વ મહત્ પ્રભાવજોગનો અભાવ થશે પૂર્ણ આત્મસ્વરૂપનું પ્રાપ્ત થવું એ અભાવરૂપ નથી, તો પછી મહત્ એવા પ્રભાવજોગનો અભાવ તો ક્યાંથી હોય? અને જો કદાપિ એમ કહેવામાં આવે કે આત્મસ્વરૂપનું પૂર્ણ પ્રાપ્તપણું તો ઘટે છે, મહત્ પ્રભાવજોગનું પ્રાપ્તપણું ઘટતું નથી, તો તે કહેવું એક વિસંવાદ સિવાય બીજું કંઈ નથી, કારણ કે તે કહેનાર શુદ્ધ આત્મસ્વરૂપના મહત્પણાથી અત્યંત હીન એવા પ્રભાવજોગને મહત્ જાણે છે, અંગીકાર કરે છે, અને તે એમ સૂચવે છે કે તે વક્તા આત્મસ્વરૂપનો જાણનાર નથી

તે આત્મસ્વરૂપથી મહત્ એવું કંઈ નથી એવો આ સૃષ્ટિને વિષે કોઈ પ્રભાવજોગ ઉત્પન્ન થયો નથી, છે નહીં, અને થવાનો નથી કે જે પ્રભાવજોગ પૂર્ણ આત્મસ્વરૂપને પણ પ્રાપ્ત ન હોય, તથાપિ તે પ્રભાવજોગને વિષે વર્તવામાં આત્મસ્વરૂપને કંઈ કર્તવ્ય નથી, એમ તો છે, અને જો તેને તે પ્રભાવજોગને વિષે કંઈ કર્તવ્ય ભાસે છે તો તે પુરુષ આત્મસ્વરૂપના અત્યંત અજ્ઞાનને વિષે વર્તે છે, એમ જાણીએ છીએ કહેવાનો હેતુ એમ છે કે સર્વ પ્રકારના પ્રભાવજોગ આત્મારૂપ મહાભાગ્ય તીર્થંકરને વિષે ઘટે છે, હોય છે, તથાપિ તેને વિકાસવાનો એક અંશ પણ તેને વિષે ઘટતો નથી, સ્વાભાવિક કોઈ પુણ્યપ્રકારવશાત્ સુવર્ણવૃષ્ટિ ઇત્યાદિ થાય એમ કહેવું અસંભવિત નથી, અને તીર્થંકર પદને તે બાધરૂપ નથી જે તીર્થંકર છે, તે આત્મસ્વરૂપ વિના અન્ય પ્રભાવાદિને કરે નહીં. અને જે કરે તે આત્મારૂપ એવા તીર્થંકર કહેવા યોગ્ય નહીં, એમ જાણીએ છીએ, એમ જ છે

પ્રારબ્ધ ક્રમ તેવો વર્તતો નથી ઉદીરણા કરી શકીએ એવી અસુગમ વૃત્તિ ઉત્પન્ન થતી નથી

જોકે અમારુ ચિત્ત નેત્ર જેવુ છે, નેત્રને વિષે બીજા અવયવની પેઠે એક રજકણ પણ સહન થઈ શકે નહી બીજા અવયવોરૂપ અન્ય ચિત્ત છે અમને વર્તે છે એવુ જે ચિત્ત તે નેત્રરૂપ છે, તેને વિષે વાણીનુ ઊઠવુ, સમજાવવુ, આ કરવુ, અથવા આ ન કરવુ, એવી વિચારણા કરવી તે માડ માડ બને છે ઘણી ક્રિયા તો શૂન્યપણાની પેઠે વર્તે છે, આવી સ્થિતિ છતા ઉપાધિજોગ તો બળવાનપણે આરાધીએ છીએ એ વેદવુ વિકટ ઓછુ લાગતુ નથી, કારણ કે આખની પાસે જમીનની રેતી ઉપડાવવાનું કાર્ય થવારૂપ થાય છે તે જેમ દુ ખે — અત્યત દુ ખે — થવુ વિકટ છે, તેમ ચિત્તને ઉપાધિ તે પરિણામરૂપ થવા બરાબર છે સુગમપણાએ સ્થિત ચિત્ત હોવાથી વેદનાને સમ્યક્પ્રકારે વેદે છે, અખડસમાધિપણે વેદે છે આ વાત લખવાનો આશય તો એમ છે જે આવા ઉત્કૃષ્ટ વૈરાગ્યને વિષે આવો ઉપાધિજોગ વેદવાનો જે પ્રસગ છે, તેને કેવો ગણવો ? અને આ બધુ શા અર્થે કરવામા આવે છે ? જાણતા છતા તે મૂકી કેમ દેવામા આવતો નથી ? એ બધુ વિચારવા યોગ્ય છે

મણિ વિષે લખ્યું તે સત્ય છે

'ઈશ્વરેચ્છા' જેમ હશે તેમ થશે વિકલ્પ કરવાથી ખેદ થાય, અને તે તો જ્યાં સુધી તેની ઇચ્છા હોય ત્યાં સુધી તે પ્રકારે જ પ્રવર્તે સમ રહેવુ યોગ્ય છે

બીજી તો કઈ સ્પૃહા નથી, કોઈ પ્રારબ્ધરૂપ સ્પૃહા પણ નથી, સત્તારૂપ કોઈ પૂર્વે ઉપાર્જિત કરેલી ઉપાધિરૂપ સ્પૃહા તે તો અનુક્રમે સવેદન કરવી છે એક સત્સગ — તમરૂપ સત્સગની સ્પૃહા વર્તે છે રુચિમાત્ર સમાધાન પામી છે એ આશ્ચર્યરૂપ વાત ક્યા કહેવી ? આશ્ચર્ય થાય છે આ જે દેહ મળ્યો તે પૂર્વે કોઈ વાર મળ્યો ન હો તો, ભવિષ્યકાળે પ્રાપ્ત થવો નથી ધન્યરૂપ — કૃતાર્થરૂપ એવા જે અમે તેને વિષે આ ઉપાધિજોગ જોઈ લોકમાત્ર ભૂલે એમા આશ્ચર્ય નથી, અને પૂર્વે જો સત્પુરુષનુ ઓળખાણ પડ્યુ નથી, તો તે આવા યોગના કારણથી છે. વધારે લખવુ સૂઝતું નથી.

નમસ્કાર પહોચે ગોશળિયાને સમ પરિણામરૂપ યથાયોગ્ય અને નમસ્કાર પહોંચે

સમસ્વરૂપ શ્રી રાયચદ્રના યથાયોગ્ય

---

[૩૧૪] ૩૮૬ મુબઈ, અસાડ વદ ૦)), ૧૯૪૮

પત્રો પ્રાપ્ત થયેલ છે અત્ર ઉપાધિનામે પ્રારબ્ધ ઉદયપણે છે ઉપાધિને વિષે વિક્ષેપરહિતપણે વર્તવુ એ વાત અત્યત વિકટ છે, જે વર્તે છે તે થોડા કાળને વિષે પરિપક્વ સમાધિરૂપ હોય છે

સમાત્મપ્રદેશ સ્થિતિએ યથાયોગ્ય શાતિ

---

[૩૧૫] ૩૮૭ મુબઈ, શ્રાવણ સુદ, ૧૯૪૮

જીવને સ્વસ્વરૂપ જાણ્યા સિવાય છૂટકો નથી, ત્યા સુધી યથાયોગ્ય સમાધિ નથી તે જાણવા માટે ઉત્પન્ન થવા યોગ્ય મુમુક્ષુતા અને જ્ઞાનીનુ ઓળખાણ એ છે જ્ઞાનીને જે યથાયોગ્યપણે ઓળખે છે તે જ્ઞાની થાય છે — ક્રમે કરી જ્ઞાની થાય છે

આનદઘનજીએ એક સ્થળે એમ કહ્યુ છે કે, —

"[1]'જિન થઈ' 'જિનને' જે આરાધે, તે સહી જિનવર હોવે રે,
ભગી ઇલિકાને ચટકાવે, તે ભૃગી જગ જોવે રે

જિન થઈને એટલે સાસારિકભાવને વિષેથી આત્મભાવ ત્યાગીને, જે કોઈ જિનને એટલે કૈવલ્યજ્ઞાનીને — વીતરાગને આરાધે છે, તે નિશ્ચયે જિનવર એટલે કૈવલ્યપદે યુક્ત હોય છે તેને ભમરી અને ઇયળનુ પ્રત્યક્ષ સમજાય એવુ દૃષ્ટાત આપ્યુ છે

---

૧ પાઠાંતર જિન સ્વરૂપ થઈ જિન આરાધે ,

[૩૧૮-૩] ૩૯૨ મુંબઈ, શ્રાવણ સુદ ૧૦, બુધ, ૧૯૪૮

જે અવસરે જે પ્રાપ્ત થાય તેને વિષે સંતોષમા રહેવું એવો હે રામ! સત્પુરુષોનો કહેલો સનાતન ધર્મ છે, એમ વસિષ્ઠ કહેતા હતા

---

[૩૧૯] ૩૯૩ મુંબઈ, શ્રાવણ સુદ ૧૦ બુધ, ૧૯૪૮

મન મહિલાનું રે વહાલા ઉપરે, બીજા કામ કરંત,
તેમ શ્રુતધર્મે રે મન દૃઢ ધરે, જ્ઞાનાક્ષેપકવંત

જેમાં મનની વ્યાખ્યા વિષે લખ્યું છે તે પત્ર, જેમા પીપળ-પાનનું દૃષ્ટાંત લખ્યું છે તે પત્તું, જેમાં 'યમ નિયમ સંયમ આપ કિયો' એ આદિ કાવ્યાદિ વિષે લખ્યું છે તે પત્ર, જેમા મનાદિ નિરોધ કરતા શરીરાદિ વ્યથા ઉત્પન્ન થવા વિષેનું સૂચવન છે તે પત્ર, અને ત્યારપછીનુ એક સામાન્ય, એમ પત્ર-પત્તા મળ્યા તે પહોચ્યા છે તેને વિષે મુખ્ય એવી જે ભક્તિ સંબંધીની ઇચ્છા, મૂર્ત્તિનુ પ્રત્યક્ષ થવુ, એ વાત વિષેનુ પ્રધાન વાક્ય વાચેલ છે, લક્ષમા છે

એ પ્રશ્ન સિવાય બાકીના પત્રો સંબંધી ઉત્તર લખવાનો અનુક્રમે વિચાર થતા થતાં હાલ તે સમાગમે પૂછવા યોગ્ય જાણીએ છીએ અર્થાત્ એમ જણાવવુ હાલ યોગ્ય ભાસે છે

બીજા પણ જે કોઈ પરમાર્થ સંબંધી વિચાર-પ્રશ્ન ઉત્પન્ન થાય તે લખી રાખવાનુ બની શકે તેવુ હોય તો લખી રાખવાનો વિચાર યોગ્ય છે

પૂર્વે આરાધેલી એવી માત્ર જેનું નામ ઉપાધિ છે એવી સમાધિ ઉદયપણે વર્તે છે

વાચન, શ્રવણ, મનનનો હાલ ત્યા જોગ કેવા પ્રકારનો બને છે?

આનંદઘનજીના બે વાક્ય સ્મૃતિમા આવે છે તે લખી અત્યારે આ પત્ર સમાપ્ત કરું છું.

ઇણવિધ પરખી મન વિસરામી, જિનવર ગુણ જે ગાવે,
દીનબંધુની મ્હેર નજરથી, આનંદઘન પદ પાવે.
હો મલ્લિજિન સેવક કેમ અવગણીએ

---

મન મહિલાનું રે વહાલા ઉપરે, બીજા કામ કરંત,

---

જિન થઈ જિનવર જે આરાધે, તે સહી જિનવર હોવે રે,
ભૃંગી ઈલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે
—શ્રી આનંદઘન.

---

[૩૨૦] ૩૯૪ મુંબઈ, શ્રાવણ વદ ૧૦, ૧૯૪૮

મન મહિલાનું રે વહાલા ઉપરે, બીજા કામ કરંત,
તેમ શ્રુતધર્મે રે મન દૃઢ ધરે, જ્ઞાનાક્ષેપકવંત— ધન૦

ઘરસંબંધી બીજાં સમસ્ત કાર્ય કરતા થકા પણ જેમ પતિવ્રતા (મહિલા શબ્દનો અર્થ) સ્ત્રીનું મન પોતાના પ્રિય એવા ભરતારને વિષે લીન છે, તેમ સમ્યક્દૃષ્ટિ એવા જીવનું ચિત્ત સંસારમા રહી સમસ્ત કાર્યપ્રસંગે વર્તવું પડતા છતા, જ્ઞાનીસંબંધી શ્રવણ કર્યો છે એવો જે ઉપદેશધર્મ તેને વિષે લીનપણે વર્તે છે

સમસ્ત સંસારને વિષે સ્ત્રીપુરુષના સ્નેહને પ્રધાન ગણવામા આવ્યો છે, તેમા પણ પુરુષ પ્રત્યેનો સ્ત્રીનો પ્રેમ એ કોઈ પ્રકારે પણ તેથી વિશેષ પ્રધાન ગણવામા આવ્યો છે, અને એમાં પણ

[૩૪૪] ૪૧૮ સં ૧૯૪૮

 રવિકે ઉદોત અસ્ત હોત દિન દિન પ્રતિ,
અંજુલીકે જીવન જ્યૌ, જીવન ઘટતુ હૈ,
કાલકે ગ્રસત છિન છિન, હોત છીન તન,
આરેકે ચલત માનો કાઠસો કટતુ હૈ,
એતે પરિ મૂરખ ન ખોજૈ પરમારથકો,
સ્વારથકે હેતુ ભ્રમ ભારત ઠટતુ હૈ,
લગો ફિર લોગનિસૌ, પગ્યો પરૈ જોગનિસૌ,
વિષૈરસ ભોગનિસૌ, નેકુ ન હટતુ હૈ ૧
જૈસે મૃગ મત્ત વૃષાદિત્યકી તપતિ માહી,
તૃષાવંત મૃષાજલ કારણ અટતુ હૈ,
તૈસે ભવવાસી માયાહીસો હિત માનિ માનિ,
ઠાનિઠાનિ ભ્રમ શ્રમ નાટક નટતુ હૈ,
આગેકો ધુકત ધાઈ પીછે બછરા ચવાઈ,
જૈસે નૈન હીન નર જેવરી વટતુ હૈ,
તૈસે મૂઢ ચેતન સુકૃત કરતૂતિ કરૈ,
રોવત હસત ફલ ખોવત ખટતુ હૈ ૨

(સમયસાર નાટક)

---

[૩૪૫] ૪૧૯ મુંબઈ, ૧૯૪૮

સંસારમાં સુખ શું છે, કે જેના પ્રતિબંધમાં જીવ રહેવાની ઇચ્છા કરે છે?

---

[૩૪૬] ૪૨૦ મુંબઈ, ૧૯૪૮

किं बहुणा इह जह जह, रागद्दोसा लहु विलिज्जंति,
तह तह पयट्टिअव्वं, एसा आणा जिणिंदाणम् ।

(ઉપદેશ રહસ્ય—યશોવિજયજી)

કેટલુંક કહીએ? જેમ જેમ આ રાગદ્વેષનો નાશ વિશેષ કરી થાય તે તે પ્રકારે પ્રવર્તવું એ જ આજ્ઞા જિનેશ્વર દેવની છે.

---

[૩૪૭] ૪૨૧ મુંબઈ, આશ્વિન, ૧૯૪૮

જે પદાર્થમાંથી નિત્ય વ્યય વિશેષ થાય અને આવૃત્તિ ઓછી હોય તે પદાર્થ ક્રમે કરી પોતાપણાનો ત્યાગ કરે છે, અર્થાત્ નાશ પામે છે, એવો વિચાર રાખી આ વ્યવસાયનો પ્રસંગ રાખ્યા જેવું છે.

પૂર્વે ઉપાર્જિત કરેલું એવું જે કંઈ પ્રારબ્ધ છે તે વેદવા સિવાય બીજો પ્રકાર નથી, અને યોગ્ય પણ તે રીતે છે એમ જાણી જે જે પ્રકારે જે કાંઈ પ્રારબ્ધ ઉદય આવે છે તે સમપરિણામથી વેદવા ઘટે છે, અને તે કારણથી આ વ્યવસાયપ્રસંગ વર્તે છે

ચિત્તમાં કોઈ રીતે તે વ્યવસાયનું કર્ત્તવ્યપણું નહીં જણાતાં છતાં તે વ્યવસાય માત્ર ખેદનો હેતુ છે, એવો પરમાર્થ નિશ્ચય છતાં પણ પ્રારબ્ધરૂપ હોવાથી, સત્સંગાદિ યોગને અપ્રધાનપણે વેદવો પડે છે તે વેદવા વિષે ઇચ્છા—નિરિચ્છા નથી, પણ આત્માને અફળ એવી આ પ્રવૃત્તિનો સંબંધ રહેતો દેખી ખેદ થાય છે અને તે વિષે વારંવાર વિચાર રહ્યા કરે છે

'જિન સ્વરૂપ થઈ જિન આરાધે, તે સહી જિનવર હોવે રે'[1]

આનંદઘનજી અને બીજા બધા જ્ઞાની પુરુષો એમ જ કહે છે, અને જિન વળી બીજો પ્રકાર કહે છે કે, અનંત વાર જિનસંબંધી જે ભક્તિ તે કરવા છતાં જીવનું કલ્યાણ થયું નહીં, જિનમાર્ગને વિષે ઓળખાતા એવા સ્ત્રીપુરુષો એમ કહે છે કે અમે જિનને આરાધીએ છીએ, અને તે આરાધવા જાય છે, અથવા આરાધન કરવાને વિષે ઉપાય લે છે, તેમ છતાં જિનવર થયેલા એવા તે દેખાતા નથી, ત્રણે કાળને વિષે અખંડ એવો એ સિદ્ધાંત તો અત્ર ખંડપણાને પામે છે, ત્યારે હવે એ વાત વિકલ્પ કરવા યોગ્ય કેમ નથી?

[૩૨૧] ૩૯૫ મુંબઈ, શ્રાવણ વદ, ૧૯૪૮

ૐ

'તેમ શ્રુતધર્મે રે મન દૃઢ ધરે, જ્ઞાનાક્ષેપકવંત'

વિક્ષેપરહિત એવું જેનું વિચારજ્ઞાન થયું છે એવો 'જ્ઞાનાક્ષેપકવંત' આત્મકલ્યાણની ઇચ્છાવાળો પુરુષ હોય તે જ્ઞાનીમુખેથી શ્રવણ થયો છે એવો જે આત્મકલ્યાણરૂપ ધર્મ તેને વિષે નિશ્ચળ પરિણામે મનને ધારણ કરે, એ સામાન્ય ભાવ ઉપરના પદનો છે

તે નિશ્ચળ પરિણામનું સ્વરૂપ ત્યાં કેવું ઘટે છે? તે પ્રથમ જ જણાવ્યું છે, કે પ્રિય એવા પોતાના સ્વામીને વિષે બીજા ગૃહકામને વિષે પ્રવર્તન છતાં પણ પતિવ્રતા એવી સ્ત્રીનું મન વર્તે છે તે પ્રકારે જે પદનો વિશેષ અર્થ આગળ લખ્યો છે, તે સ્મરણમાં લાવી સિદ્ધાંતરૂપ એવા ઉપરના પદને વિષે સંધીભૂત કરવું યોગ્ય છે કારણ કે 'મન મહિલાનું વહાલા ઉપરે' એ પદ છે તે દૃષ્ટાંતરૂપ છે

અત્યંત સમર્થ એવો સિદ્ધાંત પ્રતિપાદન કરતાં જીવના પરિણામમાં તે સિદ્ધાંત સ્થિત થવાને અર્થે સમર્થ એવું દૃષ્ટાંત દેવું ઘટે છે, એમ જાણી ગ્રંથકર્તા તે સ્થળે જગતમાં, સંસારમાં પ્રાયે મુખ્ય એવો જે પુરુષ પ્રત્યેનો 'ક્લેશાદિભાવ'રહિત એવો કામ્યપ્રેમ સ્ત્રીનો તે જ પ્રેમ સત્પુરુષથી શ્રવણ થયો હોય જે ધર્મ તેને વિષે પરિણમિત કરવા કહે છે તે સત્પુરુષ દ્વારા શ્રવણપ્રાપ્ત થયો છે જે ધર્મ તેમાં સર્વ બીજા જે પદાર્થ પ્રત્યે પ્રેમ રહ્યો છે તેથી ઉદાસીન થઈ એક લક્ષપણે, એક ધ્યાનપણે, એક લયપણે, એક સ્મરણપણે, એક શ્રેણીપણે, એક ઉપયોગપણે, એક પરિણામપણે સર્વ વૃત્તિમાં રહેલો જે કામ્યપ્રેમ તે મટાડી, શ્રુતધર્મરૂપ કરવાનો ઉપદેશ કર્યો છે, એ કામ્યપ્રેમથી અનંતગુણ વિશિષ્ટ એવો શ્રુત પ્રત્યે પ્રેમ કરવો ઘટે છે, તથાપિ દૃષ્ટાંત પરિસીમા કરી શક્યું નથી, જેથી દૃષ્ટાંતની પરિસીમા જ્યાં થઈ ત્યાં સુધીનો પ્રેમ કહ્યો છે સિદ્ધાંત ત્યાં પરિસીમાપણાને પમાડ્યો નથી

અનાદિથી જીવને સંસારરૂપ અનંત પરિણતિ પ્રાપ્ત થવાથી અસંસારપણારૂપ કોઈ અંશ પ્રત્યે તેને બોધ નથી ઘણા કારણોનો જોગ પ્રાપ્ત થયે તે અંશદૃષ્ટિ પ્રગટવાનો જોગ પ્રાપ્ત થયો તો તે વિષમ એવી સંસારપરિણતિ આડે તેને તે અવકાશ પ્રાપ્ત થતો નથી, જ્યાં સુધી તે અવકાશ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી જીવને સ્વપ્રાપ્તિભાન ઘટતું નથી જ્યાં સુધી તે પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી જીવને કંઈ સુખ કહેવું ઘટતું નથી, દુઃખી કહેવો ઘટે છે, એમ દેખી અત્યંત અનંત કરુણા પ્રાપ્ત થઈ છે જેને, એવા આપ્તપુરુષે દુઃખ મટવાનો માર્ગ જાણ્યો છે, જે તે કહેતા હતા, કહે છે, ભવિષ્યકાળે કહેશે તે માર્ગ એ કે જીવનું સ્વાભાવિકપણું પ્રગટ્યું છે જેને વિષે, જીવનું સ્વાભાવિક સુખ પ્રગટ્યું છે જેને વિષે, એવો જ્ઞાનીપુરુષ તે જ તે અજ્ઞાનપરિણતિ અને તેથી પ્રાપ્ત થયું જે દુઃખપરિણામ તેથી નિવારી આત્માને સ્વાભાવિકપણે સમજાવી શકવા યોગ્ય છે, કહી શકવાને યોગ્ય છે, અને તે વચન સ્વાભાવિક આત્મા જાણ્યાપૂર્વક હોવાથી તે દુઃખ મટાડી શકવાને બળવાન છે માટે તે વચન જો કોઈ પણ પ્રકારે જીવને

૧ જુઓ પત્રાંક ૬૮૭ અર્થ માટે

વિચારવા યોગ્ય નથી, ઘણું કરીને તેમ બને એવો અભિપ્રાય સમજવા યોગ્ય છે તેનાં ઘણા કારણો પ્રત્યક્ષ દેખાય છે

પ્રથમ કારણ ઉપર દર્શાવ્યું તે કે પૂર્વનું ઘણુ કરીને આરાધકપણું નહીં તે

બીજુ કારણ તેવુ આરાધકપણું નહી તેને લીધે વર્તમાનદેહે તે આરાધકમાર્ગની રીતિ પણ પ્રથમ સમજવામા ન હોય, તેથી અનારાધકમાર્ગને આરાધકમાર્ગ માની લઈ જીવે પ્રવૃત્તિ કરી હોય છે

ત્રીજુ કારણ ઘણું કરીને ક્યાક સત્સમાગમ અથવા સદ્ગુરુનો યોગ બને, અને તે પણ ક્વચિત્ બને

ચોથુ કારણ અસત્સંગ આદિ કારણોથી જીવને સદ્ગુરુ આદિકનું ઓળખાણ થવુ પણ દુષ્કર વર્તે છે, અને ઘણુ કરીને અસદ્ગુરુ આદિને વિષે સત્યપ્રતીતિ માની જીવ ત્યા જ રોકાઈ રહે છે

પાચમુ કારણ ક્વચિત્ સત્સમાગમનો યોગ બને તોપણ બળ, વીર્યાદિનું એવુ શિથિલપણુ કે જીવ તથારૂપ માર્ગ ગ્રહણ ન કરી શકે અથવા ન સમજી શકે, અથવા અસત્સમાગમાદિ કે પોતાની કલ્પનાથી મિથ્યાને વિષે સત્યપણે પ્રતીતિ કરી હોય

ઘણું કરીને વર્તમાનમા કા તો શુષ્કક્રિયાપ્રધાનપણામા જીવે મોક્ષમાર્ગ કલ્પ્યો છે, અથવા બાહ્યક્રિયા અને શુદ્ધ વ્યવહારક્રિયાને ઉત્થાપવામા મોક્ષમાર્ગ કલ્પ્યો છે, અથવા સ્વમતિકલ્પનાએ અધ્યાત્મ ગ્રંથો વાચી કથન માત્ર અધ્યાત્મ પામી મોક્ષમાર્ગ કલ્પ્યો છે એમ કલ્પાયાથી જીવને સત્સમાગમાદિ હેતુમા તે તે માન્યતાનો આગ્રહ આડો આવી પરમાર્થ પામવામા સ્થંભભૂત થાય છે

જે જીવો શુષ્ક ક્રિયાપ્રધાનપણામા મોક્ષમાર્ગ કલ્પે છે, તે જીવોને તથારૂપ ઉપદેશનું પોષણ પણ રહ્યા કરે છે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એમ મોક્ષમાર્ગ ચાર પ્રકારે કહ્યો છતા પ્રથમના બે પદ તો તેમણે વિસાર્યા જેવુ હોય છે, અને ચારિત્ર શબ્દનો અર્થ વેષ તથા માત્ર બાહ્ય વિરતિમા સમજ્યા જેવુ હોય છે તપ શબ્દનો અર્થ માત્ર ઉપવાસાદિ વ્રતનું કરવુ, તે પણ બાહ્ય સંજ્ઞાથી તેમા સમજ્યા જેવુ હોય છે, વળી ક્વચિત્ જ્ઞાન, દર્શન, પદ કહેવા પડે તો ત્યા લૌકિક કથન જેવા ભાવોના કથનને જ્ઞાન અને તેની પ્રતીતિ અથવા તે કહેનારની પ્રતીતિને વિષે દર્શન શબ્દનો અર્થ સમજવા જેવું રહે છે

જે જીવો બાહ્યક્રિયા (એટલે દાનાદિ) અને શુદ્ધ વ્યવહારક્રિયાને ઉત્થાપવામાં મોક્ષમાર્ગ સમજે છે, તે જીવો શાસ્ત્રોના કોઈ એક વચનને અણસમજણભાવે ગ્રહણ કરીને સમજે છે દાનાદિ ક્રિયા જો કોઈ અહંકારાદિથી, નિદાનબુદ્ધિથી કે જ્યા તેવી ક્રિયા ન સંભવે એવા છઠ્ઠા ગુણસ્થાનાદિસ્થાને કરે તો તે સંસારહેતુ છે, એમ શાસ્ત્રોનો મૂળ આશય છે, પણ સમૂળગી દાનાદિ ક્રિયા ઉત્થાપવાનો શાસ્ત્રોનો હેતુ નથી, તે માત્ર પોતાની મતિકલ્પનાથી નિષેધે છે તેમજ વ્યવહાર બે પ્રકારના છે, એક પરમાર્થમૂળહેતુ વ્યવહાર અને બીજો વ્યવહારરૂપ વ્યવહાર પૂર્વે આ જીવે અનંતીવાર કર્યા છતા આત્માર્થ થયો નહીં એમ શાસ્ત્રોમા વાક્યો છે, તે વાક્ય ગ્રહણ કરી સચોડો વ્યવહાર ઉત્થાપનારા પોતે સમજ્યા એવુ માને છે, પણ શાસ્ત્રકારે તો તેવુ કશુ કહ્યુ નથી જે વ્યવહાર પરમાર્થ-હેતુમૂળ વ્યવહાર નથી, અને માત્ર વ્યવહારહેતુ વ્યવહાર છે, તેના દુરાગ્રહને શાસ્ત્રકારે નિષેધ્યો છે જે વ્યવહારનુ ફળ ચાર ગતિ થાય તે વ્યવહાર વ્યવહારહેતુ કહી શકાય, અથવા જે વ્યવહારથી આત્માની વિભાવદશા જવાયોગ્ય ન થાય તે વ્યવહારને વ્યવહારહેતુ વ્યવહાર કહેવાય એનો શાસ્ત્રકારે નિષેધ કર્યો છે, તે પણ એકાતે નહી, કેવળ દુરાગ્રહથી અથવા તેમા જ મોક્ષમાર્ગ માનનારને એ નિષેધથી સાચા વ્યવહાર ઉપર લાવવા કર્યો છે, અને પરમાર્થમૂળહેતુ વ્યવહાર શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, આસ્થા અથવા સદ્ગુરુ, સત્શાસ્ત્ર અને મનવચનાદિ સમિતિ તથા ગુપ્તિ તેનો નિષેધ કર્યો નથી, અને તેનો જો નિષેધ કરવા યોગ્ય હોય તો શાસ્ત્રો ઉપદેશીને બાકી શુ સમજવા જેવુ રહેતું હતું, કે શુ સાધનો કરાવવાનુ જણાવવુ બાકી રહેતુ હતુ કે શાસ્ત્રો ઉપદેશ્યા? અર્થાત્

છે, જે જીવો તે તે પ્રકારે પ્રતિપાદન કરે છે, ઉપદેશે છે, અને તે સંબંધી વિશેષપણે જીવોને પ્રેરણા કરે છે, તે જીવો જો તેટલી પ્રેરણા, ગવેષણા, જીવના કલ્યાણને વિષે કરશે તો તે પ્રશ્નનું સમાધાન થવાનો ક્યારેક પણ તેમને પ્રસંગ પ્રાપ્ત થશે તે જીવો પ્રત્યે દોષદૃષ્ટિ કરવા યોગ્ય નથી, નિષ્કામ કરુણાએ કરી માત્ર તે જીવો જોવા યોગ્ય છે, કોઈ પ્રકારનો તે સંબંધી ચિત્તને વિષે ખેદ આણવો યોગ્ય નથી, તે તે પ્રસંગે જીવે તેમના પ્રત્યે ક્રોધાદિ કરવા યોગ્ય નથી, તે જીવોને ઉપદેશે કરી સમજાવવાની કદાપિ તમને ચિંતના થતી હોય તોપણ તે માટે તમે વર્તમાનદશાએ જોતા તો નિરુપાય છો, માટે અનુકંપાબુદ્ધિ અને સમતાબુદ્ધિએ તે જીવો પ્રત્યે સરળ પરિણામે જોવું, તેમ જ ઇચ્છવું અને તે જ પરમાર્થ માર્ગ છે, એમ નિશ્ચય રાખવો યોગ્ય છે

હાલ તેમને જે કર્મ સંબંધી આવરણ છે, તે ભંગ કરવાને તેમને જ જો ચિંતા ઉત્પન્ન થાય તો પછી તમથી અથવા તમ જેવા બીજા સત્સંગીના મુખથી કંઈ પણ શ્રવણ કરવાની વારંવાર તેમને ઉલ્લાસવૃત્તિ ઉત્પન્ન થાય, અને કોઈ આત્મસ્વરૂપ એવા સત્પુરુષને જોગે માર્ગની પ્રાપ્તિ થાય, પણ તેવી ચિંતા ઉત્પન્ન થવાનો તેમને સમીપ જોગ જો હોય તો હાલ આવી ચેષ્ટામાં વર્તે નહીં, અને જ્યાં સુધી તેવી તેવી જીવની ચેષ્ટા છે ત્યાં સુધી તીર્થંકર જેવા જ્ઞાનીપુરુષનું વાક્ય પણ તે પ્રત્યે નિષ્ફળ થાય છે, તો તમ વગેરેના વાક્યનું નિષ્ફળપણુ હોય, અને તેમને ક્લેશરૂપ ભાસે, એમાં આશ્ચર્ય નથી, એમ સમજી ઉપર પ્રદર્શિત કરી છે તેવી અંતરંગ ભાવનાએ તે પ્રત્યે વર્તવું, અને કોઈ પ્રકારે પણ તેમને તમ સંબંધી ક્લેશનું ઓછું કારણ થાય એવી વિચારણા કરવી તે માર્ગને વિષે યોગ્ય ગણ્યું છે

વળી બીજી એક ભલામણ સ્પષ્ટપણે લખવી યોગ્ય ભાસે છે, માટે લખીએ છીએ, તે એ કે, આગળ અમે તમ વગેરેને જણાવ્યું હતું કે અમારા સંબંધી જેમ બને તેમ બીજા જીવો પ્રત્યે ઓછી વાત કરવી, તે અનુક્રમમાં વર્તવાનો લક્ષ વિસર્જન થયો હોય તો હવેથી સ્મરણ રાખશો, અમારા સંબંધી અને અમારાથી કહેવાયલા કે લખાયલા વાક્યો સંબંધી એમ કરવું યોગ્ય છે, અને તેના કારણો તમને હાલ સ્પષ્ટ જણાવવા તે યોગ્યતાવાળું નથી, તથાપિ તે અનુક્રમે જો અનુસરવામાં વિસર્જન થવાય છે, તો બીજા જીવોને ક્લેશાદિનું કારણ થવાય છે, તે પણ હવે 'ક્ષાયિકની ચર્ચા' વગેરેના પ્રસંગથી તમને અનુભવમાં આવેલ છે જે કારણો જીવને પ્રાપ્ત થવાથી કલ્યાણનું કારણ થાય તે કારણોની પ્રાપ્તિ તે જીવોને આ ભવને વિષે થતી અટકે છે, કેમ કે, તે તો પોતાના અજ્ઞાનપણાથી નથી ઓળખાણ પડ્યું એવા સત્પુરુષસંબંધીની તમ વગેરેથી પ્રાપ્ત થયેલી વાતથી તે સત્પુરુષ પ્રત્યે વિમુખપણાને પામે છે, તેને વિષે આગ્રહપણે અન્યઅન્ય ચેષ્ટા કલ્પે છે, અને ફરી તેવો જોગ થયે તેવું વિમુખપણું ઘણું કરીને બળવાનપણાને પામે છે એમ ન થવા દેવા અને આ ભવને વિષે તેમને તેવો જોગ જો અજાણપણે પ્રાપ્ત થાય તો વખતે શ્રેયને પામશે એમ ધારણા રાખી, અંતરંગમાં એવા સત્પુરુષને પ્રગટ રાખી બાહ્યપ્રદેશે ગુપ્તપણું રાખવું વધારે યોગ્ય છે તે ગુપ્તપણું માયાકપટ નથી, કારણ કે તેમ વર્તવા વિષે માયાકપટનો હેતુ નથી, તેના ભવિષ્યકલ્યાણનો હેતુ છે, જે તેમ હોય તે માયાકપટ ન હોય એમ જાણીએ છીએ

જેને દર્શનમોહનીય ઉદયપણે, બળવાનપણે વર્તે છે, એવા જીવને માત્ર સત્પુરુષાદિકની અવજ્ઞા બોલવાનો પ્રસંગ આપણાથી પ્રાપ્ત ન થાય એટલો ઉપયોગ રાખી વર્તવું, એ તેનું અને ઉપયોગ રાખનાર એ બંનેના કલ્યાણનું કારણ છે

જ્ઞાનીપુરુષની અવજ્ઞા બોલવી તથા તેવા પ્રકારના પ્રસંગમાં ઉજમાળ થવું, એ જીવનું અનંતસંસાર વધવાનું કારણ છે, એમ તીર્થંકર કહે છે તે પુરુષના ગુણગ્રામ કરવા, તે પ્રસંગમાં ઉજમાળ થવું, અને તેની આજ્ઞામાં સરળપરિણામે પરમ ઉપયોગદૃષ્ટિએ વર્તવું, એ અનંતસંસારને નાશ કરનારું તીર્થંકર કહે છે, અને તે વાક્યો જિનાગમને વિષે છે ઘણા જીવો તે વાક્યો શ્રવણ કરતા હશે,

[ ૩૫૧ ] ૪૨૫ મુબઈ, માગશર વદ ૯, સોમ, ૧૯૪૯

ઉપાધિ વેદવા માટે જોઈતુ કઠિનપણુ મારામા નથી, એટલે ઉપાધિથી અત્યત નિવૃત્તિની ઇચ્છા રહ્યા કરે, તથાપિ ઉદયરૂપ જાણી તે યથાશક્તિ સહન થાય છે

પરમાર્થનું દુ ખ મટ્યા છતા સસારનું પ્રાસગિક દુ.ખ રહ્યા કરે છે, અને તે દુ ખ પોતાની ઇચ્છાદિના કારણનું નથી, પણ બીજાની અનુકપા તથા ઉપકારાદિના કારણનું રહે છે, અને તે વિટબના વિષે ચિત્ત ક્યારેક ક્યારેક વિશેષ ઉદ્વેગ પામી જાય છે

આટલા લેખ ઉપરથી તે ઉદ્વેગ સ્પષ્ટ નહીં સમજાય, કેટલાક અશે તમને સમજાઈ શકશે એ ઉદ્વેગ સિવાય બીજુ કઈ દુ ખ સસારપ્રસગનુ પણ જણાતું નથી જેટલા પ્રકારના સસારના પદાર્થો છે, તે સર્વમા જો અસ્પૃહાપણુ હોય અને ઉદ્વેગ રહેતો હોય તો તે અન્યની અનુકપા કે ઉપકાર કે તેવા કારણનો હોય એમ મને નિશ્ચયપણે લાગે છે એ ઉદ્વેગને લીધે ક્યારેક ચક્ષુમા આસુ આવી જાય છે, અને તે બધાં કારણને પ્રત્યે વર્તવાનો માર્ગ તે અમુક અશે પરતત્ર દેખાય છે એટલે સમાન ઉદાસીનતા આવી જાય છે

જ્ઞાનીના માર્ગનો વિચાર કરતા જણાય છે કે કોઈ પણ પ્રકારે મૂર્છાપાત્ર આ દેહ નથી, તેને દુ.ખે શોચવા યોગ્ય આ આત્મા નથી આત્માને આત્મ-અજ્ઞાને શોચવુ એ સિવાય બીજો શોચ તેને ઘટતો નથી પ્રગટ એવા યમને સમીપ દેખતા છતા જેને દેહને વિષે મૂર્છા નથી વર્તતી તે પુરુષને નમસ્કાર છે એ જ વાત ચિંતવી રાખવી અમને તમને પ્રત્યેકને ઘટે છે

દેહ તે આત્મા નથી, આત્મા તે દેહ નથી ઘડાને જોનાર જેમ ઘડાદિથી ભિન્ન છે, તેમ દેહનો જોનાર, જાણનાર એવો આત્મા તે દેહથી ભિન્ન છે, અર્થાત્ દેહ નથી

વિચાર કરતાં એ વાત પ્રગટ અનુભવસિદ્ધ થાય છે, તો પછી એ ભિન્ન દેહના તેના સ્વાભાવિક ક્ષય–વૃદ્ધિ–રૂપાદિ પરિણામ જોઈ હર્ષ–શોકવાન થવુ કોઈ રીતે ઘટતું નથી, અને અમને તમને તે નિર્ધાર કરવો, રાખવો ઘટે છે, અને એ જ્ઞાનીના માર્ગનો મુખ્ય ધ્વનિ છે

વેપારમા કોઈ યાત્રિક વેપાર સૂઝે તો હવેના કાળમા કઈ લાભ થવો સભવે છે

---

[ ૩૫૨ ] ૪૨૬ મુબઈ, માગશર વદ ૧૩, શનિ, ૧૯૪૯

ભાવસાર ખુશાલ રાયજીએ એક પાચ મિનિટના મદવાડમા દેહ ત્યાગ્યો છે

સસારને વિષે ઉદાસીન રહ્યા સિવાય બીજો કોઈ ઉપાય નથી

---

[ ૩૫૩ ] ૪૨૭ મુબઈ, માહ સુદ ૯, ગુરુ, ૧૯૪૯

ૐ

તમો સર્વ મુમુક્ષુજન પ્રત્યે નમ્રપણે યથાયોગ્ય પ્રાપ્ત થાય નિરતર જ્ઞાનીપુરુષની સેવાના ઇચ્છાવાન એવા અમે છીએ, તથાપિ આ દુષમકાળને વિષે તો તેની પ્રાપ્તિ પરમ દુષમ દેખીએ છીએ, અને તેથી જ્ઞાનીપુરુષના આશ્રયને વિષે સ્થિર બુદ્ધિ છે જેની, એવા મુમુક્ષુજનને વિષે સત્સગપૂર્વક ભક્તિભાવે રહેવાની પ્રાપ્તિ તે મહા ભાગ્યરૂપ જાણીએ છીએ, તથાપિ હાલ તો તેથી વિપર્યય પ્રારબ્ધોદય વર્તે છે સત્સગનો લક્ષ અમારા આત્મા વિષે વસે છે, તથાપિ ઉદયાધીન સ્થિતિ છે અને તે એવા પરિણામે હાલ વર્તે છે કે તમ મુમુક્ષુજનના પત્રની પહોચ માત્ર વિલબેથી અપાય છે ગમે તે સ્થિતિમા પણ અપરાધયોગ્ય પરિણામ નથી

---

પણે સિદ્ધપદ સુધીનો ઉપદેશ જીવ અનંત વાર કરી ચૂક્યો છે, તે ઉપર જણાવ્યો છે, તે પ્રકાર વિચાર્યા વિના કરી ચૂક્યો છે, વિચારીને — યથાર્થ વિચાર કરીને — કરી ચૂક્યો નથી જેમ પૂર્વે જીવે યથાર્થ વિચાર વિના તેમ કર્યું છે, તેમજ તે દશા (યથાર્થ વિચારદશા) વિના વર્તમાને તેમ કરે છે પોતાના બોધનું બળ જીવને ભાનમા આવશે નહીં ત્યા સુધી હવે પછી પણ તે વર્ત્યા કરશે, કોઈ પણ મહાપુણ્યને યોગે જીવ ઓસરીને તથા તેવા મિથ્યા-ઉપદેશના પ્રવર્તનથી પોતાનું બોધબળ આવરણને પામ્યુ છે, એમ જાણી તેને વિષે સાવધાન થઈ નિરાવરણ થવાનો વિચાર કરશે ત્યારે તેવો ઉપદેશ કરતા, બીજાને પ્રેરતાં, આગ્રહે કહેતા અટકશે વધારે શુ કહીએ ? એક અક્ષર બોલતાં અતિશય – અતિશય એવી પ્રેરણાએ પણ વાણી મૌનપણાને પ્રાપ્ત થશે, અને તે મૌનપણું પ્રાપ્ત થયા પહેલાં જીવને એક અક્ષર સત્ય બોલાય એમ બનવું અશક્ય છે, આ વાત કોઈ પણ પ્રકારે ત્રણે કાળને વિષે સંદેહપાત્ર નથી

તીર્થંકરે પણ એમ જ કહ્યુ છે, અને તે તેના આગમમા પણ હાલ છે, એમ જાણવામા છે કદાપિ આગમને વિષે એમ કહેવાયલો અર્થ રહ્યો હોત નહીં, તોપણ ઉપર જણાવ્યા છે તે શબ્દો આગમ જ છે, જિનાગમ જ છે રાગ, દ્વેષ અને અજ્ઞાન એ ત્રણે કારણથી રહિતપણે એ શબ્દો પ્રગટ લેખપણુ પામ્યા છે, માટે સેવનીય છે

થોડા વાક્યોમાં લખી વાળવા ધારેલો આ પત્ર વિસ્તાર પામ્યો છે, અને ઘણા જ ટૂંકાણમાં તે લખ્યો છે છતા કેટલાક પ્રકારે અપૂર્ણ સ્થિતિએ આ પત્ર અત્ર પરિસમાપ્ત કરવો પડે છે

આ પત્ર તમને, તથા તમારા જેવો બીજા જે જે ભાઈઓને પ્રસંગ છે તેમને, પ્રથમ ભાગ વિશેષ કરી તેવા પ્રસંગે સ્મરણમા રાખવા યોગ્ય છે, અને બાકીનો બીજો ભાગ તમને અને બીજા મુમુક્ષુ જીવને વારંવાર વિચારવા યોગ્ય છે અત્ર ઉદય-ગર્ભમાં સ્થિત એવી સમાધિ છે

કૃષ્ણદાસના સંગમા 'વિચારસાગર'ના થોડા પણ તરંગો વાચવાનો પ્રસંગ મળે તો લાભરૂપ છે કૃષ્ણદાસને આત્મસ્મરણપૂર્વક યથાયોગ્ય

"પ્રારબ્ધ દેહી"

---

[૩૨૪]                    ૩૯૮                    મુંબઈ, શ્રાવણ વદ ૧૪ રવિ, ૧૯૪૮

ૐ

સ્વસ્તિશ્રી સાયલા ગ્રામ શુભસ્થાને સ્થિત, પરમાર્થના અખંડ નિશ્ચયી, નિષ્કામ સ્વરૂપ(   )-ના વારંવાર સ્મરણરૂપ, મુમુક્ષુ પુરુષોએ અનન્ય પ્રેમે સેવન કરવા યોગ્ય, પરમસરળ અને શાંતમૂર્તિ એવા શ્રી 'સુભાગ્ય', તેમના પ્રત્યે

શ્રી 'મોહમયી' સ્થાનેથી નિષ્કામ સ્વરૂપ છે જેનું એવા સ્મરણરૂપ સત્પુરુષના વિનયપૂર્વક યથાયોગ્ય પ્રાપ્ત થાય

જેમા પ્રેમભક્તિ પ્રધાન નિષ્કામપણે રહી છે, એવા તમ લિખિત ઘણા પત્રો અનુક્રમે પ્રાપ્ત થયા છે આત્માકારસ્થિતિ અને ઉપાધિજોગરૂપ કારણને લીધે માત્ર તે પત્રોની પહોચ લખવા જેટલુ બન્યું છે

અત્ર ભા૦ રેવાશંકરની શારીરિક સ્થિતિ યથાયોગ્યપણે રહેતી નહીં હોવાથી, અને વ્યવહાર સંબંધીનુ કામકાજ વધ્યું હોવાથી ઉપાધિજોગ પણ વિશેષ રહ્યો છે, અને રહે છે, જેથી આ ચોમાસામા બહાર નીકળવાનું અશક્ય થયું છે, અને તેને લીધે તમ સંબંધી નિષ્કામ સમાગમ તે પ્રાપ્ત થઈ શક્યો નથી વળી દિવાળી પહેલા તેવો જોગ પ્રાપ્ત થવો સંભવતો નથી

તમ લિખિત કેટલાક પત્રોને વિષે જીવાદિ સ્વભાવ અને પરભાવના કેટલાંક પ્રશ્નો આવતા

કારણ નજીક થવાના ઉપાયની ઇચ્છા કરતા હો તો તેના પ્રતિબ ધ ઓછા થવાના ઉપાય કરો, અને નહી તો કલ્યાણની તૃષ્ણાનો ત્યાગ કરો તમે એમ જાણતા હો કે અમે જેમ વર્તીએ છીએ તેમ કલ્યાણ છે, માત્ર અવ્યવસ્થા થઈ ગઈ છે, તે જ માત્ર અકલ્યાણ છે, એમ જાણતા હો તો તે યથાર્થ નથી વાસ્તવ્યપણે તમારુ જે વર્તવુ છે, તેથી કલ્યાણ ન્યારુ છે, અને તે તો જ્યારે જ્યારે જે જે જીવને તેવો તેવો ભવસ્થિત્યાદિ સમીપ જોગ હોય ત્યારે ત્યારે તેને તે પ્રાપ્ત થવા યોગ્ય છે આખા સમૂહને વિષે કલ્યાણ માની લેવા યોગ્ય નથી, અને એમ જો કલ્યાણ થતું હોય તો તેનું ફળ સ સારાર્થ છે, કારણ કે પૂર્વે એમ કરી જીવ, સ સારી રહ્યા કર્યો છે માટે તે વિચાર તો જ્યારે જેને આવવો હશે ત્યારે આવશે હાલ તમે તમારી રુચિ અનુસાર અથવા તમને જે ભાસે છે તે કલ્યાણ માની પ્રવર્તો છો તે વિષે સહજ, કોઈ જાતના માનની ઇચ્છા વગર, સ્વાર્થની ઇચ્છા વગર, તમારામા ક્લેશ ઉત્પન્ન કરવાની ઇચ્છા વગર મને જે કઈ ચિત્તમા લાગે છે, તે જણાવું છુ

કલ્યાણ જે વાટે થાય છે તે વાટનાં મુખ્ય બે કારણ જોવામા આવે છે એક તો જે સ પ્રદાયમા આત્માર્થે બધી અસ ગપણાવાળી ક્રિયા હોય, અન્ય કોઈ પણ અર્થની ઇચ્છાએ ન હોય, અને નિર તર જ્ઞાનદશા ઉપર જીવોનુ ચિત્ત હોય, તેમાં અવશ્ય કલ્યાણ જન્મવાનો જોગ જાણીએ છીએ એમ ન હોય તો તે જોગનો સ ભવ થતો નથી અત્ર તો લોકસ જ્ઞાએ, ઓઘસ જ્ઞાએ, માનાર્થે, પૂજાર્થે, પદના મહત્ત્વાર્થે, શ્રાવકાદિના પોતાપણાર્થે કે એવાં બીજા કારણથી જપતપાદિ, વ્યાખ્યાનાદિ કરવાનુ પ્રવર્તન થઈ ગયુ છે, તે આત્માર્થ કોઈ રીતે નથી, આત્માર્થના પ્રતિબ ધરૂપ છે, માટે જો તમે કઈ ઇચ્છા કરતા હો તો તેનો ઉપાય કરવા માટે બીજુ જે કારણ કહીએ છીએ તે અસ ગપણાથી સાધ્ય થયે કોઈ દિવસે પણ કલ્યાણ થવા સ ભવ છે

અસ ગપણુ એટલે આત્માર્થ સિવાયના સ ગપ્રસ ગમા પડવુ નહીં, સ સારના સંગીના સ ગમા વાતચીતાદિ પ્રસ ગ શિષ્યાદિ કરવાના કારણે રાખવો નહી, શિષ્યાદિ કરવા સાથે ગૃહવાસી વેષ વાળાને ફેરવવા નહી, દીક્ષા લે તો તારુ કલ્યાણ થશે એવા વાક્ય તીર્થ કરદેવ કહેતા નહોતા તેનો હેતુ એક એ પણ હતો કે એમ કહેવુ એ પણ તેનો અભિપ્રાય ઉત્પન્ન થવા પહેલા તેને દીક્ષા આપવી છે, તે કલ્યાણ નથી જેમા તીર્થ કરદેવ આવા વિચારથી વર્ત્યા છે, તેમા આપણે છ છ માસ દીક્ષા લેવાનો ઉપદેશ જારી રાખી તેને શિષ્ય કરીએ છીએ તે માત્ર શિષ્યાર્થ છે, આત્માર્થ નથી પુસ્તક છે તે જ્ઞાનના આરાધનને અર્થે સર્વ પ્રકારના પોતાના મમત્વભાવ રહિત રખાય તો જ આત્માર્થ છે, નહી તો મહાન પ્રતિબ ધ છે, તે પણ વિચારવા યોગ્ય છે

આ ક્ષેત્ર આપણું છે, અને તે ક્ષેત્ર જાળવવા ચાતુર્માસ ત્યા રહેવા માટે જે વિચાર કરવામા આવે છે તે ક્ષેત્રપ્રતિબ ધ છે તીર્થ કરદેવ તો એમ કહે છે કે દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, અને ભાવથી એ ચારે પ્રતિબ ધથી જો આત્માર્થ થતો હોય અથવા નિર્ગ્ર થ થવાતુ હોય તો તે તીર્થ કરદેવના માર્ગમા નહીં, પણ સ સારના માર્ગમા છે એ આદિ વાત યથાશક્તિ વિચારી આપ જણાવશો લખવાથી ઘણુ લખી શકાય એમ સૂઝે છે, પણ અત્યારે અત્ર સ્થિતિ કરે છે

લિ૦ રાયચ દના પ્રણામ

---

[ ૨૭૩ ] ૪૩૧ મુબઈ, ફાગણ સુદ ૭, ગુરુ, ૧૯૪૯

આત્માપણે કેવળ ઉજાગર અવસ્થા વર્તે, અર્થાત્ આત્મા પોતાના સ્વરૂપને વિષે કેવળ જાગ્રત હોય ત્યારે તેને કેવળજ્ઞાન વર્તે છે એમ કહેવુ યોગ્ય છે, એવો શ્રી તીર્થ કરનો આશય છે

'આત્મા' જે પદાર્થને તીર્થ કરે કહ્યો છે, તે જ પદાર્થની તે જ સ્વરૂપે પ્રતીતિ થાય, તે જ પરિણામે આત્મા સાક્ષાત્ ભાસે ત્યારે તેને પરમાર્થસમ્યક્ત્વ છે, એવો શ્રી તીર્થ કરનો અભિપ્રાય છે

વિષે જો આ દેહ ઉત્પન્ન થયો હોત, ત્યા વર્ધમાનપણુ પામ્યો હોત તો તે એક બળવાન કારણ હતું એમ જાણીએ છીએ, બીજુ પ્રારબ્ધમાં ગૃહવાસ બાકી ન હોત અને બ્રહ્મચર્ય, વનવાસ હોત તો તે બળવાન કારણ હતું, એમ જાણીએ છીએ કદાપિ ગૃહવાસ બાકી છે તેમ હોત અને ઉપાધિજોગરૂપ પ્રારબ્ધ ન હોત તો તે ત્રીજુ પરમાર્થને બળવાન કારણ હતું એમ જાણીએ છીએ પ્રથમ કહ્યાં તેવાં બે કારણો તો થઈ ચૂક્યાં છે, એટલે હવે તેનું નિવારણ નથી ત્રીજુ ઉપાધિજોગરૂપ જે પ્રારબ્ધ તે શીઘ્રપણે નિવૃત્ત થાય, વેદન થાય અને તે નિષ્કામ કરુણાના હેતુથી, તો તેમ થવુ હજુ બાકી છે, તથાપિ તે પણ હજુ વિચારયોગ્ય સ્થિતિમાં છે એટલે કે તે પ્રારબ્ધનો સહેજે પ્રતિકાર થઈ જાય એમ જ ઇચ્છાની સ્થિતિ છે, અથવા તો વિશેષ ઉદયમાં આવી જઈ થોડા કાળમા તે પ્રકારનો ઉદય પરિ-સમાપ્ત થાય તો તેમ નિષ્કામ કરુણાની સ્થિતિ છે, અને એ બે પ્રકારમાં તો હાલ ઉદાસીનપણે એટલે સામાન્યપણે રહેવુ છે, એમ આત્મસભાવના છે, અને એ સબધીનો મોટો વિચાર વારવાર રહ્યા કરે છે.

પરમાર્થ કેવા પ્રકારના સપ્રદાયે કહેવો એ પ્રકાર જ્યા સુધી ઉપાધિજોગ પરિસમાપ્ત નહી થાય ત્યા સુધી મૌનપણામાં અને અવિચાર અથવા નિર્વિચારમા રાખ્યો છે, અર્થાત્ તે વિચાર હાલ કરવા વિષે ઉદાસપણુ વર્તે છે

આત્માકાર સ્થિતિ થઈ જવાથી ચિત્ત ઘણુ કરીને એક અશ પણ ઉપાધિજોગ વેદવાને યોગ્ય નથી, તથાપિ તે તો જે પ્રકારે વેદવું પ્રાપ્ત થાય તે જ પ્રકારે વેદવું છે, એટલે તેમા સમાધિ છે, પરતુ પરમાર્થ સંબંધી કોઈ કોઈ જીવોને પ્રસંગ પડે છે, તેને તે ઉપાધિજોગના કારણથી અમારી અનુકપા પ્રમાણે લાભ મળતો નથી, અને પરમાર્થ સબધી કઈ તમલિખિતાદિ વાર્તા આવે છે, તે પણ ચિત્તમા માંડ પ્રવેશ થાય છે, કારણ કે તેનો હાલ ઉદય નથી આથી પત્રાદિ પ્રસગથી તમ સિવાયના બીજા જે મુમુક્ષુ જીવો તેમને ઇચ્છિત અનુકપાએ પરમાર્થવૃત્તિ આપી શકાતી નથી, એ પણ ચિત્તને ઘણી વાર લાગી જાય છે

ચિત્ત બધનવાળુ થઈ શકતું નહીં હોવાથી જે જીવો સસાર સબધે સ્ત્રીઆદિરૂપે પ્રાપ્ત થયા છે, તે જીવોની ઇચ્છા પણ દૂભવવાની ઇચ્છા થતી નથી, અર્થાત્ તે પણ અનુકપાથી અને માબાપાદિના ઉપકારાદિ કારણોથી ઉપાધિજોગને બળવાન રીતે વેદીએ છીએ, અને જેની જેની જે કામના છે તે તે આરબ્ધના ઉદયમાં જે પ્રકારે પ્રાપ્ત થવી સર્જિત છે, તે પ્રકારે થાય ત્યાં સુધી નિવૃત્તિ ગ્રહણ કરતા પણ જીવ 'ઉદાસીન' રહે છે, એમા કોઈ પ્રકારનું અમારુ સકામપણુ નથી, અમે એ સર્વમાં નિષ્કામ જ છીએ એમ છે તથાપિ પ્રારબ્ધ તેવા પ્રકારનું બધન રાખવારૂપ ઉદયે વર્તે છે, એ પણ બીજા મુમુક્ષુની પરમાર્થવૃત્તિ ઉત્પન્ન કરવાને વિષે રોધરૂપ જાણીએ છીએ

જ્યારથી તમે અમને મળ્યા છો, ત્યારથી આ વાર્તા કે જે ઉપર અનુક્રમે લખી છે, તે જણાવવાની ઇચ્છા હતી, પણ તેનો ઉદય તે તે પ્રકારમાં હતો નહી, એટલે તેમ બન્યું નહીં, હમણા તે ઉદય જણાવવા યોગ્ય થવાથી સક્ષેપે જણાવ્યો છે, જે વાર વાર વિચારવાને અર્થે તમને લખ્યો છે બહુ વિચાર કરી સૂક્ષ્મપણે હૃદયમાં નિર્ધાર રાખવા યોગ્ય પ્રકાર એમા લેખિત થયેલ છે તમે અને ગોશળિયા સિવાય આ પત્રની વિગત જાણવાને બીજા જોગ જીવ હાલ તમારી પાસે નથી, આટલી વાત સ્મરણ રાખવા લખી છે કોઈ વાતમાં શબ્દોના સક્ષેપપણાથી એમ ભાસી શકે એવુ હોય કે અમને કોઈ પ્રકારની કઈ હજુ સસારસુખવૃત્તિ છે, તો તે અર્થ ફરી વિચારવા યોગ્ય છે નિશ્ચય છે કે ત્રણે કાળને વિષે અમારા સબધમા તે ભાસવું આરોપિત જાણવા યોગ્ય છે, અર્થાત્ સસારસુખવૃત્તિથી નિરંતર ઉદાસપણુ જ છે આ વાક્યો કઈ તમ સબધીનો ઓછો નિશ્ચય અમ પ્રત્યે છે અથવા હશે

૪૩૪ મુંબઈ, ફાગણ વદ ૯, શનિ, ૧૯૪૯

ૐ

ભક્તિપૂર્વક પ્રણામ પહોંચે

અત્ર ઉપાધિજોગ છે ઘણું કરી આવતી કાલે કંઈ લખાશે તો લખીશું એ જ વિનંતિ

અત્યંત ભક્તિ

---

[ ૩૫૭-૨ ] ૪૩૫ મુંબઈ, ફાગણ વદ ०)), ૧૯૪૯

'મણિરત્નમાળા' તથા 'યોગકલ્પદ્રુમ' વાચવા આ જોડે મોકલ્યા છે જે કંઈ બાંધેલા કર્મ છે, તે ભોગવ્યા વિના નિરુપાયતા છે ચિંતારહિત પરિણામે જે કંઈ ઉદય આવે તે વેદવું, એવો શ્રી તીર્થંકરાદિ જ્ઞાનીઓનો ઉપદેશ છે

---

[ ૩૫૮-૧ ] ૪૩૬ મુંબઈ, ચૈત્ર સુદ ૧, ૧૯૪૯

ૐ

'સમતા, રમતા, ઊરધતા, જ્ઞાયકતા, સુખભાસ,
વેદકતા, ચૈતન્યતા, એ સબ જીવ વિલાસ'

જે તીર્થંકરદેવે સ્વરૂપસ્થ આત્માપણે થઈ વક્તવ્યપણે જે પ્રકારે તે આત્મા કહી શકાય તે પ્રમાણે અત્યંત યથાસ્થિત કહ્યો છે, તે તીર્થંકરને બીજી સર્વ પ્રકારની અપેક્ષાનો ત્યાગ કરી નમસ્કાર કરીએ છીએ

પૂર્વે ઘણા શાસ્ત્રોનો વિચાર કરવાથી તે વિચારના ફળમા સત્પુરુષને વિષે જેના વચનથી ભક્તિ ઉત્પન્ન થઈ છે, તે તીર્થંકરના વચનને નમસ્કાર કરીએ છીએ

ઘણા પ્રકારે જીવનો વિચાર કરવાથી, તે જીવ આત્મારૂપ પુરુષ વિના જાણ્યો જાય એવો નથી, એવી નિશ્ચળ શ્રદ્ધા ઉત્પન્ન થઈ તે તીર્થંકરના માર્ગબોધને નમસ્કાર કરીએ છીએ.

ભિન્ન ભિન્ન પ્રકારે તે જીવનો વિચાર થવા અર્થે, તે જીવ પ્રાપ્ત થવા અર્થે યોગાદિક અનેક સાધનોનો બળવાન પરિશ્રમ કર્યે છતે, પ્રાપ્તિ ન થઈ, તે જીવ જે વડે સહજ પ્રાપ્ત થાય છે, તે જ કહેવા વિષે જેનો ઉદ્દેશ છે, તે તીર્થંકરના ઉદ્દેશવચનને નમસ્કાર કરીએ છીએ.

[ અપૂર્ણ ]

---

[ ૩૫૮-૨ ] ૪૩૭

ૐ

આ જગતને વિષે જેને વિષે વિચારશક્તિ વાચાસહિત વર્તે છે, એવાં મનુષ્યપ્રાણી કલ્યાણનો વિચાર કરવાને સર્વથી અધિક યોગ્ય છે, તથાપિ પ્રાયે જીવને અનંત વાર મનુષ્યપણું મળ્યા છતા તે કલ્યાણ સિદ્ધ થયું નથી, જેથી વર્તમાન સુધી જન્મમરણનો માર્ગ આરાધવો પડ્યો છે અનાદિ એવા આ લોકને વિષે જીવની અનંતકોટી સંખ્યા છે, સમયે સમયે અનંત પ્રકારની જન્મમરણાદિ સ્થિતિ તે જીવોને વિષે વર્ત્યા કરે છે, એવો અનંતકાળ પૂર્વે વ્યતીત થયો છે અનંતકોટી જીવના પ્રમાણમા આત્મકલ્યાણ જેણે આરાધ્યું છે, કે જેને પ્રાપ્ત થયું છે, એવા જીવ અત્યંત થોડા થયા છે, વર્તમાને તેમ છે, અને હવે પછીના કાળમા પણ તેવી જ સ્થિતિ સંભવે છે, તેમ જ છે અર્થાત કલ્યાણની પ્રાપ્તિ જીવને ત્રણે કાળને વિષે અત્યંત દુર્લભ છે, એવો જે શ્રી તીર્થંકરદેવાદિ જ્ઞાનીનો ઉપદેશ તે સત્ય છે એવી, જીવસમુદાયની જે ભ્રાંતિ તે અનાદિ સંયોગે છે, એમ ઘટે છે, એમ જ

[ ૩૨૬ ] ૪૦૦ મુંબઈ, શ્રાવણ વદ, ૧૯૪૮

તે પુરુષ નમન કરવા યોગ્ય છે,
કીર્તન કરવા યોગ્ય છે,
પરમપ્રેમે ગુણગ્રામ કરવા યોગ્ય છે,
ફરી ફરી વિશિષ્ટ આત્મપરિણામે ધ્યાવન કરવા યોગ્ય છે,
કે
જે પુરુષને દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી
કોઈ પણ પ્રકારનું પ્રતિબદ્ધપણું વર્તતું નથી.

આપના ઘણા પત્રો મળ્યા છે, ઉપાધિજોગ એવા પ્રકારે રહે છે કે તેના વિદ્યમાનપણામા પત્ર લખવા યોગ્ય અવકાશ રહેતો નથી, અથવા તે ઉપાધિને ઉદયરૂપ જાણી મુખ્યપણે આરાધતા તમ જેવા પુરુષને પણ ચાહીને પત્ર લખેલ નથી, તે માટે ક્ષમા કરવા યોગ્ય છે

ચિત્તને વિષે જેવુ આ ઉપાધિયોગ આરાધીએ છીએ ત્યારથી મુક્તપણુ વર્તે છે, તેવુ મુક્તપણુ અનુપાધિપ્રસગમાં પણ વર્તતુ નહોતું, એવી નિશ્ચળદશા માગશર સુદ ૬ થી એકધારાએ વર્તી આવી છે

તમારા સમાગમની ઘણી ઇચ્છા રહે છે, તે ઇચ્છાનો સકલ્પ દિવાળી પછી 'ઈશ્વર' પૂર્ણ કરશે એમ જણાય છે

મુબઈ તો ઉપાધિસ્થાન છે, તેમા આપ વગેરેનો સમાગમ થાય તોપણ ઉપાધિ આડે યથાયોગ્ય સમાધિ પ્રાપ્ત ન હોય, જેથી કોઈ એવુ સ્થળ ધારીએ છીએ કે જ્યા નિવૃત્તિ જોગ વર્તે

લીમડી દરબાર સબધી પ્રશ્નોત્તર અને વિગત જાણી છે હાલ 'ઈશ્વરેચ્છા' તેવી નથી પ્રશ્નોત્તર માટે ખીમચદભાઈ મળ્યા હોત તો યોગ્ય વાર્તા કરત તથાપિ તે જોગ બન્યો નથી, અને તે હાલ ન બને તો ઠીક, એમ અમને મનમા પણ રહેતુ હતુ

આપના આજીવિકા સાધન સબધી વાર્તા લક્ષમા છે, તથાપિ અમે તો માત્ર સકલ્પધારી છીએ ઈશ્વરઇચ્છા હશે તેમ થશે અને તેમ થવા દેવા હાલ તો અમારી ઇચ્છા છે

પરમપ્રેમે નમસ્કાર પહોચે

---

[ ૩૨૭ ] ૪૦૧ મુબઈ, ભાદરવા સુદ ૧, ભોમ, ૧૯૪૮

ૐ સત્

શુભવૃત્તિ મણિલાલ, બોટાદ

તમારા વૈરાગ્યાદિ વિચારોવાળુ એક પત્ર ત્રણેક દિવસ પહેલા સવિસ્તર મળ્યું છે

જીવને વિષે વૈરાગ્ય ઉત્પન્ન થવો એ એક મોટો ગુણ જાણીએ છીએ, અને તે સાથે શમ, દમ, વિવેકાદિ સાધનો અનુક્રમે ઉત્પન્ન થવારૂપ જોગ પ્રાપ્ત થાય તો જીવને કલ્યાણની પ્રાપ્તિ સુલભ થાય છે, એમ જાણીએ છીએ ( ઉપલી લીટીમા 'જોગ' શબ્દ લખ્યો છે તેનો અર્થ પ્રસગ અથવા સત્સગ એવો કરવો )

અનતકાળ થયા જીવનુ સસારને વિષે પરિભ્રમણ છે, અને એ પરિભ્રમણને વિષે એણે અનત એવા જપ, તપ, વૈરાગ્યાદિ સાધનો કર્યા જણાય છે, તથાપિ જેથી યથાર્થ કલ્યાણ સિદ્ધ થાય છે, એવા એકે સાધન થઈ શક્યા હોય એમ જણાતુ નથી એવા તપ, જપ, કે વૈરાગ્ય અથવા બીજા સાધનો તે માત્ર સસારરૂપ થયા છે, તેમ થયુ તે શા કારણથી ? એ વાત અવશ્ય ફરી ફરી વિચારવા યોગ્ય છે ( આ સ્થળને વિષે કોઈ પણ પ્રકારે જપ, તપ, વૈરાગ્યાદિ સાધનો નિષ્ફળ છે એમ કહેવાનો હેતુ નથી, પરતુ નિષ્ફળ થયા છે, તેનો હેતુ શો હશે ? તે વિચારવા માટે લખવામા આવ્યું છે કલ્યાણની પ્રાપ્તિ

[ ૩૨૯ ] ૪૦૩ મુબઈ, ભાદરવા સુદ ૧૦, ગુરુ, ૧૯૪૮

જે જે પ્રકારે આત્મા આત્મભાવ પામે તે તે પ્રકાર ધર્મના છે આત્મા જે પ્રકારે અન્યભાવ પામે, તે પ્રકાર અન્યરૂપ છે, ધર્મરૂપ નથી તમે હાલ જે નિષ્ઠા, વચનના શ્રવણ પછી, અ ગીકૃત કરી છે તે નિષ્ઠા શ્રેયજોગ છે દૃઢ મુમુક્ષુને સત્સ ગે તે નિષ્ઠાદિ અનુક્રમે વર્ધમાનપણાને પ્રાપ્ત થઈ આત્મસ્થિતિરૂપ થાય છે

જીવે ધર્મ પોતાની કલ્પના વડે અથવા કલ્પનાપ્રાપ્ત અન્ય પુરુષ વડે શ્રવણ કરવા જોગ, મનન કરવા જોગ કે આરાધવા જોગ નથી માત્ર આત્મસ્થિતિ છે જેની એવા સત્પુરુષથી જ આત્મા કે આત્મધર્મ શ્રવણ કરવા જોગ છે, યાવત્ આરાધવા જોગ છે.

---

[ ૩૩૦ ] ૪૦૪ મુબઈ, ભાદરવા સુદ ૧૦, ગુરુ, ૧૯૪૮

સ્વસ્તિ શ્રી સ્થ ભતીર્થ શુભસ્થાને સ્થિત, શુભવૃત્તિસ પન્ન મુમુક્ષુભાઈ કૃષ્ણદાસાદિ પ્રત્યે,

સ સારકાળથી તે અત્ર ક્ષણ સુધીમા તમ પ્રત્યે કોઈ પણ પ્રકારનો અવિનય, અભક્તિ, અસત્કાર કે તેવા બીજા અન્ય પ્રકાર સ બ ધી કોઈ પણ અપરાધ મન, વચન, કાયાના પરિણામથી થયો હોય તે સર્વ અત્ય ત નમ્રપણે, તે સર્વ અપરાધોના અત્યંત લય પરિણામરૂપ આત્મસ્થિતિએ કરી હું સર્વ પ્રકારે કરી ક્ષમાવું છુ, અને તે ક્ષમાવવાને યોગ્ય છુ તમને કોઈ પણ પ્રકારે તે અપરાધાદિનો અનુપયોગ હોય તોપણ અત્ય તપણે અમારી તેવી પૂર્વકાળ સ બ ધીની કોઈ પ્રકારે પણ સ ભાવના જાણી અત્ય તપણે ક્ષમા આપવા યોગ્ય આત્મસ્થિતિ કરવા અત્ર ક્ષણ લઘુત્વપણે વિન તિ છે અત્યારે એ જ

---

[ ૩૩૧ ] ૪૦૫ મુબઈ, ભાદરવા સુદ ૧૦, ગુરુ, ૧૯૪૮

અત્ર ક્ષણપર્ય ત તમ પ્રત્યે કોઈ પણ પ્રકારે પૂર્વાદિ કાળને વિષે મન, વચન, કાયાના યોગથી જે જે અપરાધાદિ ક ઈ થયું હોય તે સર્વ અત્ય ત આત્મભાવથી વિસ્મરણ કરી ક્ષમા ઇચ્છુ છુ, હવે પછીના કોઈ પણ કાળને વિષે તમ પ્રત્યે તે પ્રકાર થવો અસ ભવિત જાણુ છુ, તેમ છતા પણ કોઈક અનુપયોગભાવે દેહપર્ય તને વિષે તે પ્રકાર ક્વચિત્ થાય તો તે વિષે પણ અત્ર અત્ય ત નમ્ર પરિણામે ક્ષમા ઇચ્છુ છુ, અને તે ક્ષમારૂપભાવ આ પત્રને વિચારતા વાર વાર ચિંતવી તમે પણ તે સર્વ પ્રકાર અમ પ્રત્યેના પૂર્વકાળના, વિસ્મરણ કરવાને યોગ્ય છો.

ક ઈ પણ સત્સ ગવાર્તાનો પરિચય વધે તેમ યત્ન કરવો યોગ્ય છે એ જ વિન તિ

રાયચ દ

---

[ ૩૩૨ ] ૪૦૬ મુબઈ, ભાદરવા સુદ ૧૨, રવિ, ૧૯૪૮

પરમાર્થ શીઘ્ર પ્રકાશ પામે તેમ થવા વિષે તમ બન્નેનો આગ્રહ પ્રાપ્ત થયો, તેમ જ વ્યવહારચિંતા વિષે લખ્યું, અને તેમા પણ સકામપણું નિવેદન કર્યુ તે પણ આગ્રહરૂપે પ્રાપ્ત થયેલ છે હાલ તો એ સર્વ વિસર્જન કરવારૂપ ઉદાસીનતા વર્તે છે, અને તે સર્વ ઈશ્વરેચ્છાધીન સોપવા યોગ્ય છે. હાલ એ બેય વાત અમે ફરી ન લખીએ ત્યા સુધી વિસ્મરણ કરવા યોગ્ય છે

જો બને તો તમે અને ગોશળિયા ક ઈ અપૂર્વ વિચાર આવ્યા હોય તો તે લખશો એ જ વિન તિ

---

હોય તે પ્રકાર તેની સ્થિતિમા હો, તેને વિષે અમારુ ઉદાસીનપણુ છે જે પ્રકારે નિરાબાધપણે તે જીવ નામનો પદાર્થ અમે જાણ્યો છે, તે પ્રકારે કરી તે પ્રગટ અમે કહ્યો છે જે લક્ષણે કહ્યો છે, તે સર્વ પ્રકારના બાધે કરી રહિત એવો કહ્યો છે અમે તે આત્મા એવો જાણ્યો છે, જોયો છે, સ્પષ્ટ અનુભવ્યો છે, પ્રગટ તે જ આત્મા છીએ તે આત્મા 'સમતા' નામને લક્ષણે યુક્ત છે વર્તમાન સમયે જે અસ ખ્ય પ્રદેશાત્મક ચૈતન્યસ્થિતિ તે આત્માની છે તે, તે પહેલાના એક, બે, ત્રણ, ચાર, દશ, સ ખ્યાત, અસ ખ્યાત, અન ત સમયે હતી, વર્તમાને છે, હવે પછીના કાળને વિષે પણ તેજ પ્રકારે તેની સ્થિતિ છે કોઈ પણ કાળે તેનું અસ ખ્યાત પ્રદેશાત્મકપણું, ચૈતન્યપણુ, અરૂપીપણુ, એ આદિ સમસ્ત સ્વભાવ તે છૂટવા ઘટતા નથી, એવું જે સમપણુ, સમતા તે જેનામા લક્ષણ છે તે જીવ છે

પશુ, પક્ષી, મનુષ્યાદિ દેહને વિષે વૃક્ષાદિને વિષે જે ક ઈ રમણીયપણુ જણાય છે, અથવા જેના વડે તે સર્વ પ્રગટ સ્ફૂર્તિવાળા જણાય છે, પ્રગટ સુદરપણા સમેત લાગે છે, તે રમતા, રમણીયપણુ છે લક્ષણુ જેનુ તે જીવ નામનો પદાર્થ છે જેના વિદ્યમાનપણા વિના આખુ જગત શૂન્યવત્ સ ભવે છે, એવુ રમ્યપણુ જેને વિષે છે, તે લક્ષણુ જેને વિષે ઘટે તે જીવ છે

કોઈ પણ જાણુનાર ક્યારે પણ કોઈ પણ પદાર્થને પોતાના અવિદ્યમાનપણે જાણે એમ બનવા ચોગ્ય નથી પ્રથમ પોતાનુ વિદ્યમાનપણુ ઘટે છે, અને કોઈ પણ પદાર્થનું ગ્રહણુ, ત્યાગાદિ કે ઉદાસીન જ્ઞાન થવામા પોતે જ કારણુ છે બીજા પદાર્થના અ ગીકારમા, તેના અલ્પમાત્ર પણ જ્ઞાનમા પ્રથમ જે હોય, તો જ થઈ શકે એવો સર્વથી પ્રથમ રહેનારો જે પદાર્થ તે જીવ છે તેને ગૌણ કરીને એટલે તેના વિના કોઈ ક ઈ પણ જાણુવા ઇચ્છે તો તે બનવાયોગ્ય નથી, માત્ર તે જ મુખ્ય હોય તો જ બીજુ ક ઈ જાણી શકાય એવો એ પ્રગટ 'ઊર્ધ્વતાધર્મ' તે જેને વિષે છે, તે પદાર્થને શ્રી તીર્થ કર જીવ કહે છે

પ્રગટ એવા જડ પદાર્થો અને જીવ, તે જે કારણે કરી ભિન્ન પડે છે, તે લક્ષણુ જીવનો જ્ઞાયકપણા નામનો ગુણુ છે કોઈ પણ સમયે જ્ઞાયકરહિતપણે આ જીવ પદાર્થ કોઈ પણ અનુભવી શકે નહીં, અને તે જીવ નામના પદાર્થ સિવાય બીજા કોઈ પણ પદાર્થને વિષે જ્ઞાયકપણુ સ ભવી શકે નહીં એવું જે અત્ય ત અનુભવનુ કારણુ જ્ઞાયકતા તે લક્ષણુ જેમાં છે તે પદાર્થ, તીર્થ કરે જીવ કહ્યો છે

શબ્દાદિ પાચ વિષય સ બ ધી અથવા સમાધિ આદિ જોગ સ બ ધી જે સ્થિતિમા સુખ સ ભવે છે તે ભિન્ન ભિન્ન કરી જોતા માત્ર છેવટે તે સર્વને વિષે સુખનું કારણુ એક જ એવો એ જીવ પદાર્થ સ ભવે છે, તે સુખભાસ નામનુ લક્ષણુ, માટે તીર્થ કરે જીવનું કહ્યુ છે, અને વ્યવહારદૃષ્ટાતે નિદ્રાથી તે પ્રગટ જણાય છે જે નિદ્રાને વિષે બીજા સર્વ પદાર્થથી રહિતપણુ છે, ત્યા પણ હુ સુખી છુ એવુ જે જ્ઞાન છે, તે બાકી વધ્યો એવો જે જીવ પદાર્થ તેનું છે, બીજુ કોઈ ત્યા વિદ્યમાન નથી, અને સુખનું ભાસવાપણુ તો અત્ય ત સ્પષ્ટ છે, તે જેનેથી ભાસે છે તે જીવ નામના પદાર્થ સિવાય બીજે ક્યાય તે લક્ષણુ જોયું નથી

આ મોળુ છે, આ મીઠુ છે આ ખાટુ છે, આ ખારુ છે, હું આ સ્થિતિમા છુ, ટાઢે ઠરુ છુ, તાપ પડે છે, દુ:ખી છુ, દુ ખ અનુભવુ છુ, એવુ જે સ્પષ્ટજ્ઞાન, વેદનજ્ઞાન, અનુભવજ્ઞાન, અનુભવપણુ તે જો કોઈમા પણ હોય તો તે આ જીવ પદને વિષે છે, અથવા તે જેનુ લક્ષણુ હોય છે તે પદાર્થ જીવ હોય છે, એ જ તીર્થ કરાદિનો અનુભવ છે

સ્પષ્ટ પ્રકાશપણુ, અન ત અન ત કોટી તેજસ્વી દીપક, મણિ, ચ દ્ર, સૂર્યાદિની કાતિ જેના પ્રકાશ વિના પ્રગટવા સમર્થ નથી, અર્થાત્ તે સર્વ પોતે પોતાને જણાવા અથવા જાણવા ચોગ્ય

બેધારી તરવાર ઉપર ચાલવા બરાબર છે

એમ છતા પણ કોઈને ખેદ, દુ ખ, અલાભનું કારણુ તે સાક્ષીપુરુષ ભ્રાંતિગત લોકોને ન ભાસે તો તે પ્રસ ગમા તે સાક્ષીપુરુષનુ અત્ય ત વિકટપણુ નથી અમને તો અત્ય ત અત્ય ત વિકટપણુાના પ્રસ ગનો ઉદય છે એમા પણુ ઉદાસીનપણું એ જ સનાતન ધર્મ જ્ઞાનીનો છે ('ધર્મ' શબ્દ આચરણુને બદલે છે)

એક વાર એક તણખલાના બે ભાગ કરવાની ક્રિયા કરી શકવાની શક્તિ પણુ ઉપશમ થાય ત્યારે જે ઇશ્વિરેચ્છા હશે તે થશે

[૩૩૫] ૪૦૯ મુંબઈ, આસો સુદ ૧, બુધ, ૧૯૪૮

જીવનું કર્તૃત્વઅકર્તૃત્વપણુ સમાગમે શ્રવણુ થઈ નિદિધ્યાસન કરવા યોગ્ય છે

વનસ્પતિ આદિના જોગથી પારો બ ધાઈ તેનું રૂપાં વગેરે રૂપ થવુ તે સ ભવતુ નથી, તેમ નથી. યોગસિદ્ધિના પ્રકારે કોઈ રીતે તેમ બનવા યોગ્ય છે, અને તે યોગના આઠ અ ગમાના પાંચ જેને પ્રાપ્ત છે તેને વિષે સિદ્ધિજોગ હોય છે આ સિવાયની કલ્પના માત્ર કાળક્ષેપરૂપ છે તેનો વિચાર ઉદય આવે તે પણુ એક કૌતુકભૂત છે કૌતુક આત્મપરિણુામને વિષે યોગ્ય નથી પારાનું સ્વાભાવિક પારાપણુ છે

---

[૩૩૬] ૪૧૦ મુંબઈ, આસો સુદ ૭, સોમ, ૧૯૪૮

પ્રગટ આત્મસ્વરૂપ અવિચ્છિન્નપણે ભજવા યોગ્ય છે

વાસ્તવિક તો એમ છે કે કરેલા કર્મ ભોગવ્યા વિના નિવૃત્ત થાય નહી, અને નહી કરેલુ એવુ કઈ કર્મફળ પ્રાપ્ત થાય નહી કોઈ કોઈ વખત અકસ્માત્ કોઈનુ શુભ અથવા અશુભ વર અથવા શાપથી થયેલુ દેખવામા આવે છે, તે કઈ નહી કરેલા કર્મનુ ફળ નથી કોઈ પણુ પ્રકારે કરેલાં કર્મનું ફળ છે

એકેન્દ્રિયનુ એકાવતારીપણુ અપેક્ષાએ જાણુવા યોગ્ય છે એ જ વિન તિ

---

[૩૩૭] ૪૧૧ મુંબઈ, આસો સુદ ૧૦ (દશેરા), ૧૯૪૮

'ભગવતી' વગેરે સિદ્ધાંતોને વિષે જે કોઈ કોઈ જીવોના ભવાંતરનું વર્ણન કર્યું છે, તેમા કઈ સ શયાત્મક થવા જેવુ નથી તીર્થંકર તો પૂર્ણ આત્મસ્વરૂપ છે પર તુ જે પુરુષો માત્ર યોગધ્યાનાદિકના અભ્યાસબળ વડે સ્થિત હોય તેમાના ઘણા પુરુષો પણુ તે ભવાત જાણી શકે છે, અને એમ બનવુ એ કઈ કલ્પિત પ્રકાર નથી જે પુરુષને આત્માનું નિશ્ચયાત્મક જ્ઞાન છે, તેને ભવાંતરનું જ્ઞાન ઘટે છે, હોય છે ક્વચિત્ જ્ઞાનના તારતમ્યક્ષયોપશમ ભેદે તેમ નથી પણુ હોતું, તથાપિ જેને આત્માનું પૂર્ણ શુદ્ધપણુ વર્તે છે, તે પુરુષ તો નિશ્ચય તે જ્ઞાનને જાણે છે, ભવાતરને જાણે છે આત્મા નિત્ય છે, અનુભવરૂપ છે, વસ્તુ છે, એ એ પ્રકારો અત્ય તપણે દઢ થવા અર્થે શાસ્ત્રને વિષે તે પ્રસ ગો કહેવામા આવ્યા છે

ભવાતરનુ જો સ્પષ્ટ જ્ઞાન કોઈને થતુ ન હોય તો આત્માનુ સ્પષ્ટ જ્ઞાન પણુ કોઈને થતું નથી, એમ કહેવા તુલ્ય છે, તથાપિ એમ તો નથી આત્માનું સ્પષ્ટ જ્ઞાન થાય છે, અને ભવાતર પણુ સ્પષ્ટ ભાસે છે પોતાના તેમજ પરના ભવ જાણુવાનુ જ્ઞાન કોઈ પ્રકારે વિસ વાદપણાને પામતું નથી

પ્રત્યેક ઠેકાણે તીર્થંકર ભિક્ષાર્થે જતા સુવર્ણવૃષ્ટિ ઇત્યાદિ થાય એમ શાસ્ત્રના કહેવાનો અર્થ સમજવાયોગ્ય નથી, અથવા શાસ્ત્રમા કહેલા વાક્યોનો તેવો અર્થ થતો હોય તો તે સાપેક્ષ છે, લોકભાષાના એ વાક્ય સમજવા યોગ્ય છે રૂડા પુરુષનું આગમન કોઈને ત્યા થાય તો તે જેમ એમ કહે

[ ૩૬૧ ] ૪૪૨ મુંબઈ, ચૈત્ર વદ ૧, રવિ, ૧૯૪૯

ધાર તરવારની સોહલી, દોહલી ચૌદમા જિનતણી ચરણસેવા,
ધાર પર નાચતા દેખ બાજીગરા, સેવના ધાર પર રહે ન દેવા

—શ્રી આનંદઘન—અનંતજિનસ્તવન

એવું માર્ગનું અત્યંત દુષ્કરપણું શા કારણે કહ્યું ? તે વિચારવા યોગ્ય છે

આત્મપ્રણામ

---

[ ૩૬૨ ] ૪૪૩ મુંબઈ, ચૈત્ર વદ ૮, રવિ, ૧૯૪૯

સંસારસંબંધી કારણના પદાર્થોની પ્રાપ્તિ સુલભપણે નિરંતર પ્રાપ્ત થયા કરે અને બંધન ન થાય એવા કોઈ પુરુષ હોય, તો તે તીર્થંકર કે તીર્થંકર જેવા જાણીએ છીએ, પણ પ્રાયે એવી સુલભ પ્રાપ્તિના જોગથી જીવને અલ્પકાળમાં સંસાર પ્રત્યેથી અત્યંત એવો વૈરાગ્ય થતો નથી, અને સ્પષ્ટ આત્મજ્ઞાન ઉદય થતું નથી, એમ જાણી, જે કંઈ તે સુલભ પ્રાપ્તિને હાનિ કરનારા જોગ બને છે, તે ઉપકારકારક જાણી સુખે રહેવાયોગ્ય છે

---

[ ૩૬૩ ] ૪૪૪ મુંબઈ, ચૈત્ર વદ ૦)) રવિ, ૧૯૪૯

સંસારીપણે વસતા કંઈ સ્થિતિએ વર્તીએ તો સારું, એમ કદાપિ ભાસે, તોપણ તે વર્તવાનું પ્રારબ્ધાધીન છે કોઈ પ્રકારનું કંઈ રાગ, દ્વેષ કે અજ્ઞાનના કારણથી જે ન થતું હોય, તેનું કારણ ઉદય જણાય છે અને આપે લખેલા પત્રના સંબંધમાં પણ તેવું જાણી બીજો વિચાર કે શોક કર્યો ઘટતો નથી

જળમાં સ્વાભાવિક શીતળપણું છે, પણ સૂર્યાદિના તાપને યોગે ઉષ્ણપણાને તે ભજતું દેખાય છે, તે તાપનો યોગ મટયેથી તે જ જળ શીતળ જણાય છે, વચ્ચે શીતળપણાથી રહિત તે જળ જણાય છે, તે તાપના યોગથી છે એમ આ પ્રવૃત્તિજોગ અમને છે, પણ અમારો તે પ્રવૃત્તિ વિષે હાલ તો વેદ્યા સિવાય અન્ય ઉપાય નથી

નમસ્કાર પહોંચે

---

[ ૩૬૪ ] ૪૪૫ મુંબઈ, ચૈત્ર વદ ૦)), રવિ, ૧૯૪૯

જે મુ૦ અત્રે ચાતુર્માસઅર્થે આવવા ઇચ્છે છે, તેમનો જો આત્મા ન દુભાય તેમ હોય તો જણાવશો કે આ ક્ષેત્રને વિષે તમને આવવું નિવૃત્તિરૂપ નથી કદાપિ અત્ર સત્સંગની ઇચ્છાથી આવવું વિચાર્યું હોય તો તે જોગ બનવો ઘણો વિકટ છે, કારણ કે અમારું ત્યાં જવું આવવું બને એમ સંભવતું નથી પ્રવૃત્તિના બળવાન કારણોની તેમને પ્રાપ્તિ થાય એવું અત્રે છે, એમ જાણી જો બીજો વિચાર કરવો તેમને સુગમ હોય તો કરવો યોગ્ય છે એ પ્રકારે લખવાનું બને તો લખશો

હાલ તમને ત્યાં શી દશા વર્તે છે ? સમાગમજોગ વિશેષપણે ત્યાં સત્સંગનો કર્યો યોગ્ય છે વિશેષ તમારા કોઈ પ્રશ્નના ઉત્તર સિવાય લખવું હાલ સૂઝતું નથી

આત્મસ્થિત

---

[ ૩૬૫ ] ૪૪૬ મુંબઈ, વૈશાખ વદ ૬, રવિ, ૧૯૪૯

પ્રદેશે પ્રદેશથી જીવના ઉપયોગને આકર્ષક એવા આ સંસારને વિષે એક સમયમાત્ર પણ અવકાશ લેવાની જ્ઞાનીપુરુષોએ હા કહી નથી, કેવળ તે વિષે નકાર કહ્યો છે

[ ૩૩૮-૧ ] ૪૧૨ મુંબઈ, આસો વદ ૬, ૧૯૪૮

અત્રે આત્માકારતા વર્તે છે, આત્માનુ આત્મસ્વરૂપરૂપે પરિણામનું હોવાપણુ તે આત્માકારતા કહીએ છીએ

---

[ ૩૩૯ ] ૪૧૩ મુંબઈ, આસો વદ ૮, ૧૯૪૮

ૐ

લોકવ્યાપક એવા અ ધકારને વિષે સ્વએ કરી પ્રકાશિત એવા જ્ઞાનીપુરુષ જ યથાતથ્ય દેખે છે લોકની શબ્દાદિ કામના પ્રત્યે દેખતાં છતાં ઉદાસીન રહી જે માત્ર સ્પષ્ટપણે પોતાને દેખે છે, એવા જ્ઞાનીને નમસ્કાર કરીએ છીએ, અને જ્ઞાને સ્ફુરિત એવા આત્મભાવને અત્યારે આટલુ લખી તટસ્થ કરીએ છીએ એ જ વિન તિ

---

[ ૩૪૦ ] ૪૧૪ મુબઈ, આસો, ૧૯૪૮

ૐ

જે કઈ ઉપાધિ કરાય છે, તે કઈ 'સ્વપણાને' કારણે કરવામા આવતી નથી, તેમ કરાતી નથી જે કારણે કરાય છે, તે કારણ અનુક્રમે વેદવાયોગ્ય એવુ પ્રારબ્ધકર્મ છે જે કઈ ઉદય આવે તે અ-વિસ વાદ પરિણામે વેદવુ એવુ જે જ્ઞાનીનુ બોધન છે તે અમારે વિષે નિશ્ચળ છે, એટલે તે પ્રકારે વેદીએ છીએ, તથાપિ ઇચ્છા તો એમ રહે છે કે અલ્પકાળને વિષે, એક સમયને વિષે જો તે ઉદય અસત્તાને પામતો હોય તો અમે આ બધામાથી ઊઠી ચાલ્યા જઈએ, એટલી આત્માને મોકળાશ વર્તે છે તથાપિ 'નિદ્રાકાળ', ભોજનકાળ તથા અમુક છૂટક કાળ સિવાય ઉપાધિનો પ્રસ ગ રહ્યા કરે છે, અને કઈ ભિન્નાતર થતું નથી, તોપણ આત્મોપયોગ કોઈ પ્રસ ગે પણ અપ્રધાનપણુ ભજતો જોવામા આવે છે, અને તે પ્રસ ગે મૃત્યુના શોકથી અત્ય ત અધિક શોક થાય છે, એમ નિ સ દેહ છે

એમ હોવાથી અને ગૃહસ્થ પ્રત્યયી પ્રારબ્ધ જ્યા સુધી ઉદયમા વર્તે ત્યા સુધીમાં 'સર્વથા' અયાચકપણાને ભજતુ ચિત્ત રહેવામા જ્ઞાનીપુરુષોનો માર્ગ રહેતો હોવાથી આ ઉપાધિ ભજીએ છીએ જો તે માર્ગની ઉપેક્ષા કરીએ તોપણ જ્ઞાનીને વિરાધીએ નહી એમ છે, છતા ઉપેક્ષા થઈ શકતી નથી જો ઉપેક્ષા કરીએ તો ગૃહસ્થપણુ પણ વનવાસીપણે ભજાય એવો આકરો વૈરાગ્ય વર્તે છે

સર્વ પ્રકારના કર્ત્તવ્યને વિષે ઉદાસીન એવા અમારાથી કઈ થઈ શકતું હોય તો તે એક જ થઈ શકે છે કે પૂર્વોપાર્જિતનુ સમતાપણે વેદન કરવુ, અને જે કઈ કરાય છે તે તેના આધારે કરાય છે એમ વર્તે છે

અમને એમ આવી જાય છે કે અમે, જે અપ્રતિબદ્ધપણે રહી શકીએ એમ છીએ, છતા સ સારના બાહ્યપ્રસ ગને, અ તરપ્રસ ગને કુટુ બાદિ સ્નેહને ભજવા ઇચ્છતા નથી, તો તમ જેવા માર્ગેચ્છાવાનને તે ભજવાને અત્ય ત ત્રાસ અહોરાત્ર કેમ નથી છૂટતો ? કે જેને પ્રતિબદ્ધપણારૂપ ભય કર યમનુ સહચારીપણુ વર્તે છે

જ્ઞાનીપુરુષને મળીને જે સ સારને ભજે છે, તેને તીર્થ કર પોતાના માર્ગથી બહાર કહે છે

કદાપિ જ્ઞાનીપુરુષને મળીને સ સાર ભજે છે, તે સર્વ તીર્થ કરના માર્ગથી બહાર કહેવા યોગ્ય હોય તો શ્રેણિકાદિકને વિષે મિથ્યાત્વનો સ ભવ થાય છે, અને વિસ વાદપણુ પ્રાપ્ત થાય છે તે વિ-સ વાદપણાથી યુક્ત એવુ વચન જો તીર્થ કરનુ હોય તો તે તીર્થ કર કહેવા યોગ્ય નથી

જ્ઞાનીપુરુષને મળીને જે આત્મભાવે, સ્વચ્છ દપણે, કામનાએ કરી, રસે કરી, જ્ઞાનીના વચનની ઉપેક્ષા કરી, 'અનુપયોગપરિણામી' થઈ સ સારને ભજે છે, તે પુરુષ તીર્થ કરના માર્ગથી બહાર છે, એમ કહેવાનો તીર્થ કરનો આશય છે

---

[ ૩૬૮ ] ૪૪૯ મુબઈ, જેઠ સુદ ૧૧ શુક્ર, ૧૯૪૯

વૈરાગ્યાદિ સાધનસ પન્ન ભાઈ કૃષ્ણદાસ,

શ્રી ખ ભાત

શુદ્ધ ચિત્તથી વિદિત કરેલી તમારી વિજ્ઞપ્તિ પહોચેલ છે

સર્વ પરમાર્થનાં સાધનમા પરમસાધન તે સત્સ ગ છે, સત્પુરુષના ચરણ સમીપનો નિવાસ છે બધા કાળમા તેનુ દુર્લભપણું છે, અને આવા વિષમ કાળમાં તેનું અત્ય ત દુર્લભપણુ જ્ઞાનીપુરુષો એ જાણ્યું છે

જ્ઞાનીપુરુષોની પ્રવૃત્તિ, પ્રવૃત્તિ જેવી હોતી નથી ઊના પાણીને વિષે જેમ અગ્નિપણાનો મુખ્ય ગુણ કહી શકાતો નથી, તેમ જ્ઞાનીની પ્રવૃત્તિ છે, તથાપિ જ્ઞાનીપુરુષ પણ નિવૃત્તિને કોઈ પ્રકારે પણ ઇચ્છે છે. પૂર્વે આરાધન કરેલાં એવા નિવૃત્તિનાં ક્ષેત્રો, વન, ઉપવન, જોગ, સમાધિ અને સત્સ ગાદિ જ્ઞાનીપુરુષને પ્રવૃત્તિમા બેઠાં વાર વાર સાભરી આવે છે તથાપિ ઉદયપ્રાપ્ત પ્રારબ્ધને જ્ઞાની અનુસરે છે સત્સ ગની રુચિ રહે છે, તેનો લક્ષ રહે છે, પણ તે વખત અત્ર વખત નિયમિત નથી

કલ્યાણને વિષે પ્રતિબ ધરૂપ જે જે કારણો છે, તે જીવે વાર વાર વિચારવા ઘટે છે, તે તે કારણોને વાર વાર વિચારી મટાડવા ઘટે છે, અને એ માર્ગને અનુસર્યા વિના કલ્યાણની પ્રાપ્તિ ઘટતી નથી. મળ, વિક્ષેપ અને અજ્ઞાન એ અનાદિના જીવના ત્રણ દોષ છે જ્ઞાનીપુરુષોના વચનની પ્રાપ્તિ થયે, તેનો યથાયોગ્ય વિચાર થવાથી, અજ્ઞાનની નિવૃત્તિ હોય છે તે અજ્ઞાનની સ તતિ બળવાન હોવાથી તેનો રોધ થવાને અર્થે અને જ્ઞાનીપુરુષના વચનોનો યથાયોગ્ય વિચાર થવાને અર્થે, મળ અને વિક્ષેપ મટાડવા ઘટે છે સરળપણુ, ક્ષમા, પોતાના દોષનું જોવું, અલ્પાર ભ, અલ્પપરિગ્રહ એ આદિ મળ મટવાના સાધન છે જ્ઞાનીપુરુષની અત્ય ત ભક્તિ તે વિક્ષેપ મટવાનું સાધન છે

જ્ઞાનીપુરુષના સમાગમનો અ તરાય રહેતો હોય, તે તે પ્રસ ગમા વાર વાર તે જ્ઞાનીપુરુષની દશા, ચેષ્ટા અને વચનો નિરખવા, સ ભારવા અને વિચારવા યોગ્ય છે વળી તે સમાગમના અ તરાયમા પ્રવૃત્તિના પ્રસ ગોમા, અત્ય ત સાવધાનપણુ રાખવુ ઘટે છે, કારણ કે એક તો સમાગમનુ બળ નથી, અને બીજો અનાદિ અભ્યાસ છે જેનો, એવી સહજાકાર પ્રવૃત્તિ છે, જેથી જીવ આવરણપ્રાપ્ત હોય છે ઘરનું, જ્ઞાતિનું, કે બીજા તેવા કામોનુ કારણ પડયે ઉદાસીનભાવે પ્રતિબ ધરૂપ જાણી પ્રવર્તન ઘટે છે તે કારણોને મુખ્ય કરી કોઈ પ્રવર્તન કરવુ ઘટતુ નથી, અને એમ થયા વિના પ્રવૃત્તિનો અવકાશ પ્રાપ્ત થાય નહી

આત્માને ભિન્ન ભિન્ન પ્રકારની કલ્પના વડે વિચારવામા લોકસ જ્ઞા, ઓઘસ જ્ઞા અને અસત્સ ગ એ કારણો છે, જે કારણોમા ઉદાસીન થયા વિના, નિ સત્ત્વ એવી લોકસ બ ધી જપતપાદિ ક્રિયામા સાક્ષાત્ મોક્ષ નથી, પર પરા મોક્ષ નથી, એમ માન્યા વિના, નિ સત્ત્વ એવા અસત્શાસ્ત્ર અને અસદ્ગુરુ જે આત્મસ્વરૂપને આવરણના મુખ્ય કારણો છે, તેને સાક્ષાત્ આત્મઘાતી જાણ્યા વિના જીવને જીવના સ્વરૂપનો નિશ્ચય થવો બહુ દુર્લભ છે, અત્ય ત દુર્લભ છે જ્ઞાનીપુરુષના પ્રગટ આત્મ સ્વરૂપને કહેતા એવા વચનો પણ તે કારણોને લીધે જીવને સ્વરૂપનો વિચાર કરવાને બળવાન થતા નથી

હવે એવો નિશ્ચય કરવો ઘટે છે, કે જેને આત્મસ્વરૂપ પ્રાપ્ત છે, પ્રગટ છે, તે પુરુષ વિના બીજો કોઈ તે આત્મસ્વરૂપ યથાર્થ કહેવા યોગ્ય નથી, અને તે પુરુષથી આત્મા જાણ્યા વિના બીજો કોઈ કલ્યાણનો ઉપાય નથી તે પુરુષથી આત્મા જાણ્યા વિના આત્મા જાણ્યો છે, એવી કલ્પના મુમુક્ષુ જીવે સર્વથા ત્યાગ કરવી ઘટે છે તે આત્મારૂપ પુરુષના સત્સ ગની નિર તર કામના રાખી

૧૪ સંપૂર્ણ જ્ઞાન, દર્શન ઉત્પન્ન થવાથી સ્વરૂપસમાધિને વિષે શ્રી વીતરાગદેવ અત્ર છે, એમ ભાવવું

૧૫ સ્વરૂપસમાધિને વિષે સ્થિત એવા તે વીતરાગ આત્માના સ્વરૂપમા તદાકાર જ છે, એમ ભાવવું

૧૬ તેમના મૂર્ધસ્થાનને વિષેથી તે વખતે ૐકારનો ધ્વનિ થયા કરે છે એમ ભાવવું

૧૭ તે ભાવનાઓ દૃઢ થયે તે ૐકાર સર્વ પ્રકારના વક્તવ્ય જ્ઞાનને ઉપદેશે છે, એમ ભાવવું

૧૮ જે પ્રકારના સમ્યક્‌માર્ગે કરી વીતરાગદેવ વીતરાગ નિષ્પન્નતાને પામ્યા એવું જ્ઞાન તે ઉપદેશનું રહસ્ય છે, એમ ચિંતવતા ચિંતવતા તે જ્ઞાન તે શું ? એમ ભાવવું

૧૯ તે ભાવના દૃઢ થયા પછી તેમણે જે દ્રવ્યાદિ પદાર્થો કહ્યા છે, તેનું ભાવન કરી આત્માને સ્વસ્વરૂપમા ચિંતવવો, સર્વાંગ ચિંતવવો

ધ્યાનના ઘણા ઘણા પ્રકાર છે એ સર્વમા શ્રેષ્ઠ એવું તો આત્મા જેમા મુખ્યપણે વર્તે છે, તે ધ્યાન કહેવાય છે, અને એ જ આત્મધ્યાનની પ્રાપ્તિ, ઘણુ કરીને આત્મજ્ઞાનની પ્રાપ્તિ વિના થતી નથી એવું જે આત્મજ્ઞાન તે યથાર્થ બોધની પ્રાપ્તિ સિવાય ઉત્પન્ન થતું નથી એ યથાર્થ બોધની પ્રાપ્ત ઘણુ કરીને ક્રમે કરીને ઘણા જીવોને થાય છે, અને તેનો મુખ્ય માર્ગ તે બોધસ્વરૂપ એવા જ્ઞાનીપુરુષનો આશ્રય કે સંગ અને તેને વિષે બહુમાન, પ્રેમ એ છે જ્ઞાની પુરુષનો તેવો તેવો સંગ જીવને અનંતકાળમા ઘણી વાર થઈ ગયો છે, તથાપિ આ પુરુષ જ્ઞાની છે, માટે હવે તેનો આશ્રય ગ્રહણ કરવો એ જ કર્ત્તવ્ય છે, એમ જીવને આવ્યું નથી, અને તે જ કારણ જીવને પરિભ્રમણનું થયું છે, એમ અમને તો દૃઢ કરીને લાગે છે

જ્ઞાનીપુરુષનું ઓળખાણ નહીં થવામા ઘણુ કરીને જીવના ત્રણ મોટા દોષ જાણીએ છીએ એક તો 'હું જાણુ છુ,' 'હુ સમજુ છુ' એવા પ્રકારનું જે માન જીવને રહ્યા કરે છે તે માન બીજું પરિગ્રહાદિકને વિષે જ્ઞાની પુરુષ પર રાગ કરતા પણ વિશેષ રાગ ત્રીજું, લોકભયને લીધે, અપકીર્તિભયને લીધે, અને અપમાનભયને લીધે જ્ઞાનીથી વિમુખ રહેવું, તેના પ્રત્યે જેવું વિનયાન્વિત થવું જોઈએ તેવું ન થવું એ ત્રણ કારણો જીવને જ્ઞાનીથી અજાણ્યો રાખે છે, જ્ઞાનીને વિષે પોતા સમાન કલ્પના રહ્યા કરે છે, પોતાની કલ્પના પ્રમાણે જ્ઞાનીના વિચારનું, શાસ્ત્રનું તોલન કરવામા આવે છે, થોડું પણ ગ્રંથસંબંધી વાચનાદિ જ્ઞાન મળવાથી ઘણા પ્રકારે તે દર્શાવવાની જીવને ઇચ્છા રહ્યા કરે છે એ વગેરે જે દોષ તે ઉપર જણાવ્યા એવા જે ત્રણ દોષ તેને વિષે સમાય છે અને એ ત્રણે દોષનું ઉપાદાન કારણ એવો તો એક 'સ્વચ્છંદ' નામનો મહા દોષ છે, અને તેનું નિમિત્તકારણ અસત્સંગ છે

જેને તમારા પ્રત્યે, તમને પરમાર્થની કોઈ પ્રકારે કંઈ પણ પ્રાપ્તિ થાઓ એ હેતુ સિવાય બીજી સ્પૃહા નથી, એવો હું તે આ સ્થળે સ્પષ્ટ જણાવવા ઇચ્છુ છુ, અને તે એ કે ઉપર જણાવેલા દોષો જે વિષે હજુ તમને પ્રેમ વર્તે છે, 'હુ જાણુ છુ,' 'હુ સમજુ છુ,' એ દોષ ઘણી વાર વર્તવામા પ્રવર્તે છે, અસાર એવા પરિગ્રહાદિકને વિષે પણ મહત્તાની ઇચ્છા રહે છે, એ વગેરે જે દોષો તે, ધ્યાન, જ્ઞાન એ સર્વેનું કારણ જે જ્ઞાનીપુરુષ અને તેની આજ્ઞાને અનુસરવું તેને આડા આવે છે માટે જેમ બને તેમ આત્મવૃત્તિ કરી તેને ઓછા કરવાનું પ્રયત્ન કરવું, અને લૌકિક ભાવનાના પ્રતિબંધથી ઉદાસ થવું એ જ કલ્યાણકારક છે, એમ જાણીએ છીએ

---

[ ૩૪૩ ] ૪૧૭ આશ્વિન, ૧૯૪૮

હે પરમકૃપાળુ દેવ ! જન્મ, જરા, મરણાદિ સર્વ દુ ખોનો અત્યંત ક્ષય કરનારો એવો વીતરાગ પુરુષનો મૂળ માર્ગ આપ શ્રીમદે અનંત કૃપા કરી મને આપ્યો, તે અનંત ઉપકારનો પ્રતિઉપકાર વાળવા હું સર્વથા અસમર્થ છુ, વળી આપ શ્રીમત્ કંઈ પણ લેવાને સર્વથા નિસ્પૃહ છો, જેથી હું મન, વચન, કાયાની એકાગ્રતાથી આપના ચરણારવિન્દમા નમસ્કાર કરુ છુ આપની પરમભક્તિ અને વીતરાગપુરુષના મૂળધર્મની ઉપાસના મારા હૃદયને વિષે ભવપર્યંત અખંડ જાગ્રત રહો એટલું માગુ છુ તે સફળ થાઓ

ૐ શાંતિ શાંતિ: શાંતિ.

---

ત્યા પણ જો પ્રમાદાદિ જોગે સિદ્ધિમા જીવ પ્રવર્તે તો પ્રથમ ગુણઠાણાને વિષે સ્થિતિ થવી સભવે છે

સાતમે ગુણઠાણે, આઠમે ગુણઠાણે, નવમે, દશમે ઘણુ કરી પ્રમાદનો અવકાશ ઓછો છે અગિયારમે ગુણઠાણે સિદ્ધિજોગનો લોભ સભવનો જાણી પ્રથમ ગુણઠાણે સ્થિતિ હોવી સભવે છે બાકી જેટલા સમ્યક્ત્વના સ્થાનક છે, અને જ્યા સુધી સમ્યક્પરિણામી આત્મા છે ત્યા સુધી, તે એકે જોગને વિષે જીવને પ્રવૃત્તિ ત્રિકાળે સભવતી નથી

જે સમ્યક્જ્ઞાનીપુરુષોથી સિદ્ધિજોગના ચમત્કાર લોકોએ જાણ્યા છે, તે તે જ્ઞાનીપુરુષના કરેલા સભવતા નથી, સ્વભાવે કરી તે સિદ્ધિજોગ પરિણામ પામ્યા હોય છે બીજા કોઈ કારણથી જ્ઞાની પુરુષને વિષે તે જોગ કહ્યો જતો નથી

માર્ગાનુસારી કે સમ્યક્દૃષ્ટિ પુરુષના અત્યત સરળ પરિણામથી તેમના વચનાનુસાર કેટલીક વાર બને છે અજ્ઞાનપૂર્વક જેનો યોગ છે, તેના તે આવરણના ઉદયે અજ્ઞાન સ્ફુરી, તે સિદ્ધિજોગ અલ્પકાળે ફળે છે જ્ઞાનીપુરુષથી તો માત્ર સ્વાભાવિક સ્ફુર્યે જ ફળે છે, અન્ય પ્રકારે નહી જે જ્ઞાનીથી સ્વાભાવિક સિદ્ધિજોગ પરિણામી હોય છે, તે જ્ઞાનીપુરુષ, અમે જે કરીએ છીએ તેવા અને તે આદિ બીજા ઘણા પ્રકારના ચારિત્રને પ્રતિબધક કારણોથી મુક્ત હોય છે, કે જે કારણે આત્માનુ ઐશ્વર્ય વિશેષ સ્ફુરિત થઈ, મનાદિ જોગમા સિદ્ધિના સ્વાભાવિક પરિણામને પામે છે ક્વચિત્ એમ પણ જાણીએ છીએ કે, કોઈ પ્રસગે જ્ઞાનીપુરુષે પણ સિદ્ધિજોગ પરિણામી કર્યો હોય છે, તથાપિ તે કારણ અત્યત બળવાન હોય છે, અને તે પણ સપૂર્ણ જ્ઞાનદશાનુ કાર્ય નથી અમે જે આ લખ્યું છે, તે બહુ વિચારવાથી સમજાશે

અમારા વિષે માર્ગાનુસારીપણુ કહેવુ ઘટતુ નથી અજ્ઞાનયોગીપણુ તો આ દેહ ધર્યો ત્યારથી જ નહી હોય એમ જણાય છે સમ્યક્દૃષ્ટિપણુ તો જરૂર સભવે છે કોઈ પ્રકારનો સિદ્ધિજોગ અમે ક્યારે પણ સાધવાનો આખી જિદગીમા અલ્પ પણ વિચાર કર્યો સાભરતો નથી, એટલે સાધને કરી તેવો જોગ પ્રગટ્યો હોય એવુ જણાતું નથી આત્માના વિશુદ્ધપણાના કારણે જો કઈ તેવુ ઐશ્વર્ય હોય તો તેનું નહી હોવાપણુ કહી શકાતુ નથી તે ઐશ્વર્ય કેટલેક અશે સભવે છે, તથાપિ આ પત્ર લખતી વખત એ ઐશ્વર્યની સ્મૃતિ થઈ છે, નહી તો ઘણા કાળ થયાં તેમ થવુ સ્મરણમા નથી, તો પછી તે સ્ફુરિત કરવા વિષેની ઇચ્છા ક્યારેય થઈ હોય એમ કહી શકાય નહી, એ સ્પષ્ટ વાર્તા છે તમે અમે કઈ દુખી નથી જે દુ:ખ છે તે રામના ચૌદ વર્ષના દુઃખનો એક દિવસ પણ નથી પાડવના તેર વર્ષના દુખની એક ઘડી નથી, અને ગજસુકુમારના ધ્યાનની એક પળ નથી, તો પછી અમને એ અત્યત કારણ ક્યારેય જણાવુ સભવતુ નથી

તમે શોચ કરવાયોગ્ય નથી, તેમ છતા કરો છો તે વાર્તા તમારાથી ન લખાય તે લખાઈ જાય છે તે ન લખાવા વિષે અમારો આ પત્રથી ઉપદેશ નથી, માત્ર જે થાય તે જોયા કરવુ, એવો નિશ્ચય રાખવાનો વિચાર કરો, ઉપયોગ કરો, અને સાક્ષી રહો, એ જ ઉપદેશ છે

નમસ્કાર પહોચે

---

૪૫૧ મુબઈ, પ્રથમ અસાડ સુદ ૯, ૧૯૪૯

કૃષ્ણદાસનો પ્રથમ વિનયભક્તિરૂપ કાગળ મળ્યો હતો ત્યાર પછી ત્રિભોવનનો કાગળ અને ત્યાર પછી તમારુ પત્તુ પહોચ્યું છે ઘણુ કરી રવિવારે કાગળ લખી શકાશે

# વર્ષ ૨૬ મું

[ ૩૪૮ ] ૪૨૨ મુંબઈ, કારતક સુદ, ૧૯૪૯

ધર્મસંબંધી પત્રાદિ વ્યવહાર પણ ઘણો થોડો રહે છે, જેથી તમારા કેટલાક પત્રોની પહોંચ માત્ર લખવાનું બન્યું છે

જિનાગમમાં આ કાળને 'દુષમ' એવી સંજ્ઞા કહી છે, તે પ્રત્યક્ષ દેખાય છે, કેમ કે 'દુષમ' શબ્દનો અર્થ 'દુઃખે કરીને પ્રાપ્ત થવા યોગ્ય એવો' થાય છે તે દુઃખે કરીને પ્રાપ્ત થવા યોગ્ય તો એવો એક પરમાર્થમાર્ગ મુખ્યપણે કહી શકાય, અને તેવી સ્થિતિ પ્રત્યક્ષ જોવામાં આવે છે જોકે પરમાર્થમાર્ગનું દુર્લભપણું તો સર્વ કાળને વિષે છે, પણ આવા કાળને વિષે તો વિશેષ કરીને કાળ પણ દુર્લભપણાના કારણરૂપ છે

અત્ર કહેવાનો હેતુ એવો છે કે ઘણું કરી આ ક્ષેત્રે વર્તમાન કાળમાં પૂર્વે જેણે પરમાર્થમાર્ગ આરાધ્યો છે, તે દેહ ધારણ ન કરે, અને તે સત્ય છે, કેમ કે જો તેવા જીવોનો સમૂહ દેહધારીપણે આ ક્ષેત્રે વર્તતો હોત, તો તેમને તથા તેમના સમાગમમાં આવનારા એવા ઘણા જીવોને પરમાર્થમાર્ગની પ્રાપ્તિ સુખે કરીને થઈ શકતી હોત, અને તેથી આ કાળને 'દુષમ' કહેવાનું કારણ રહેત નહીં આ રીતે પૂર્વારાધક જીવોનું અલ્પપણું એ આદિ છતાં પણ વર્તમાનકાળને વિષે જો કોઈ પણ જીવ પરમાર્થમાર્ગ આરાધવા ઇચ્છે તો અવશ્ય આરાધી શકે, કેમ કે દુઃખે કરીને પણ આ કાળને વિષે પરમાર્થ માર્ગ પ્રાપ્ત થાય, એમ પૂર્વજ્ઞાનીઓનું કથન છે

સર્વ જીવને વર્તમાનકાળમાં માર્ગ દુઃખે કરીને જ પ્રાપ્ત થાય, એવો એકાંત અભિપ્રાય

કોઈ દ્રવ્યમાં, કોઈ ક્ષેત્રમા, કોઈ કાળમા, કોઈ ભાવમા સ્થિતિ થાય એવો પ્રસગ જાણે ક્યાય દેખાતો નથી કેવળ સર્વ પ્રકારનું તેમાથી અપ્રતિબદ્ધપણુ જ યોગ્ય છે, તથાપિ નિવૃત્તિ ક્ષેત્ર, અને નિવૃત્તિ કાળને, સત્સગને અને આત્મવિચારને વિષે અમને પ્રતિબદ્ધ રુચિ રહે છે તે જોગ કોઈ પ્રકારે પણ જેમ બને તેમ થોડા કાળમા થાય તે જ ચિંતનામા અહોરાત્ર વર્તીએ છીએ

આપના સમાગમની હાલમાં વિશેષ ઇચ્છા રહે છે, તથાપિ તે માટે કંઈ પ્રસગ વિના યોગ ન કરવો એમ રાખવુ પડ્યુ છે અને તે માટે બહુ વિક્ષેપ રહે છે

તમને પણ ઉપાધિ જોગ વર્તે છે તે વિકટપણે વેદાય એવો છે, તથાપિ મૌનપણે સમતાથી તે વેદવો એવો નિશ્ચય રાખજો તે કર્મ વેદવાથી અતરાયનુ બળ હળવું થશે

શુ લખીએ ? અને શુ કહીએ ? એક આત્મવાર્તામા જ અવિચ્છિન્ન કાળ વર્તે એવા તમારા જેવા પુરુષના સત્સગના અમે દાસ છીએ અત્યત વિનયપણે અમારો ચરણ પ્રત્યયી નમસ્કાર સ્વીકારજો એ જ વિનતી

દાસાનુદાસ રાયચદના પ્રણામ વાચજો

---

[૩૭૧] ૪૫૪ મુબઈ, પ્રથમ અસાડ વદ ૪, સોમ, ૧૯૪૯

ॐ

સસાર સ્પષ્ટ પ્રીતિથી કરવાની ઇચ્છા થતી હોય તો તે પુરુષે જ્ઞાનીના વચન સાભળ્યાં નથી, અથવા જ્ઞાનીપુરુષના દર્શન પણ તેણે કર્યા નથી, એમ તીર્થંકર કહે છે

જેની કેડનો ભગ થયો છે, તેનુ પ્રાયે બધુ બળ પરિક્ષીણપણાને ભજે છે જેને જ્ઞાનીપુરુષના વચનરૂપ લાકડીનો પ્રહાર થયો છે તે પુરુષને વિષે તે પ્રકારે સસારસબધી બળ હોય છે, એમ તીર્થંકર કહે છે

જ્ઞાનીપુરુષને જોયા પછી સ્ત્રીને જોઈ જો રાગ ઉત્પન્ન થતો હોય તો જ્ઞાનીપુરુષને જોયા નથી, એમ તમે જાણો

જ્ઞાનીપુરુષના વચનને સાભળ્યા પછી સ્ત્રીનું સજીવન શરીર અજીવનપણે ભાસ્યા વિના રહે નહીં.

ખરેખર પૃથ્વીનો વિકાર ધનાદિ સપત્તિ ભાસ્યા વિના રહે નહી

જ્ઞાનીપુરુષ સિવાય તેનો આત્મા બીજે ક્યાય ક્ષણભર સ્થાયી થવાને વિષે ઇચ્છે નહી

એ આદિ વચનો તે પૂર્વે જ્ઞાનીપુરુષો માર્ગાનુસારી પુરુષને બોધતા હતા

જે જાણીને, સાભળીને તે સરળ જીવો આત્માને વિષે અવધારતા હતા

પ્રાણત્યાગ જેવા પ્રસગને વિષે પણ તે વચનોને અપ્રધાન ન કરવા યોગ્ય જાણતા હતા, વર્તતા હતા

તમ સર્વ મુમુક્ષુભાઈઓને અમારા ભક્તિભાવે નમસ્કાર પહોચે અમારો આવો ઉપાધિજોગ જોઈ જીવમા ક્લેશ પામ્યા વિના જેટલો બને તેટલો આત્માસબધી અભ્યાસ વધારવાનો વિચાર કરજો

સર્વથી સ્મરણજોગ વાત તો ઘણી છે, તથાપિ સસારમા સાવ ઉદાસીનતા, પરના અલ્પગુણમા પણ પ્રીતિ, પોતાના અલ્પદોષને વિષે પણ અત્યત ક્લેશ, દોષના વિલયમા અત્યત વીર્યનું સ્ફુરવુ, એ વાતો સત્સગમા અખડ એક શરણાગતપણે ધ્યાનમા રાખવાયોગ્ય છે જેમ બને તેમ નિવૃત્તિકાળ, નિવૃત્તિક્ષેત્ર, નિવૃત્તિદ્રવ્ય, અને નિવૃત્તિભાવને ભજજો તીર્થંકર ગૌતમ જેવા જ્ઞાની પુરુષને પણ સબોધતા હતા કે સમયમાત્ર પણ પ્રમાદ યોગ્ય નથી

પ્રણામ

---

તેવા વ્યવહારથી પરમાર્થ પમાય છે, અને અવશ્ય જીવે તેવો વ્યવહાર ગ્રહણ કરવો કે જેથી પરમાર્થ પામશે એમ શાસ્ત્રોનો આશય છે શુષ્કઅધ્યાત્મી અથવા તેના પ્રસંગી તે આશય સમજ્યા વિના તે વ્યવહારને ઉત્થાપી પોતાને તથા પરને દુર્લભબોધીપણું કરે છે

શમ, સંવેગાદિ ગુણો ઉત્પન્ન થયે, અથવા વૈરાગ્યવિશેષ, નિષ્પક્ષપાતતા થયે, કષાયાદિ પાતળા પડ્યે તથા કંઈ પણ પ્રજ્ઞાવિશેષથી સમજ્યાની યોગ્યતા થયે જે સદ્‌ગુરુગમે સમજવા યોગ્ય અધ્યાત્મગ્રંથો, ત્યાં સુધી ઘણું કરી શસ્ત્ર જેવા છે, તે પોતાની કલ્પનાએ જેમ તેમ વાંચી લઈ, નિર્ધારી લઈ, તેવો અંતર્ભેદ થયા વિના અથવા દશા ફર્યા વિના, વિભાવ ગયા વિના પોતાને વિષે જ્ઞાન કલ્પે છે, અને ક્રિયા તથા શુદ્ધવ્યવહારરહિત થઈ વર્તે છે, એવો ત્રીજો પ્રકાર શુષ્કઅધ્યાત્મીનો છે ઠામ ઠામ જીવને આવા યોગ બાઝે તેવું રહ્યું છે, અથવા તો જ્ઞાનરહિત ગુરુ કે પરિગ્રહાદિઇચ્છક ગુરુઓ, માત્ર પોતાના માન-પૂજાદિની કામનાએ ફરતા એવા, જીવોને અનેક પ્રકારે અવળે રસ્તે ચડાવી દે છે, અને ઘણું કરીને ક્વચિત્ જ એવું નહીં હોય જેથી એમ જણાય છે કે કાળનું દુષમપણું છે આ દુષમપણું લખ્યું છે તે જીવને પુરુષાર્થરહિત કરવા અર્થે લખ્યું નથી, પણ પુરુષાર્થજાગૃતિ અર્થે લખ્યું છે અનુકૂળ સંયોગમાં તો જીવને કંઈક ઓછી જાગૃતિ હોય તોપણ વખતે હાનિ ન થાય, પણ જ્યાં આવા પ્રતિકૂળ યોગ વર્તતા હોય ત્યાં અવશ્ય મુમુક્ષુ જીવે વધારે જાગ્રત રહેવું જોઈએ, કે જેથી તથારૂપ પરાભવ ન થાય, અને તેવા કોઈ પ્રવાહમાં ન તણાઈ જવાય વર્તમાનકાળ દુષમ કહ્યો છે છતાં તેને વિષે અનંત ભવને છેદી માત્ર એક ભવ બાકી રાખે એવું એકાવતારીપણું પ્રાપ્ત થાય એવું પણ છે માટે વિચારવાન જીવે તે લક્ષ રાખી, ઉપર કહ્યા તેવા પ્રવાહોમાં ન પડતાં યથાશક્તિ વૈરાગ્યાદિ અવશ્ય આરાધી સદ્‌ગુરુનો યોગ પ્રાપ્ત કરી કષાયાદિ દોષ છેદ કરવાવાળો એવો અને અજ્ઞાનથી રહિત થવાનો સત્ય માર્ગ પ્રાપ્ત કરવો મુમુક્ષુ જીવમાં શમાદિ કહ્યા તે ગુણો અવશ્ય સંભવે છે, અથવા તે ગુણો વિના મુમુક્ષુતા ન કહી શકાય નિત્ય તેવો પરિચય રાખતાં, તે તે વાત શ્રવણ કરતાં, વિચારતાં, ફરી ફરીને પુરુષાર્થ કરતાં, તે મુમુક્ષુતા ઉત્પન્ન થાય છે તે મુમુક્ષુતા ઉત્પન્ન થયે જીવને પરમાર્થમાર્ગ અવશ્ય સમજાય છે

---

[૩૪૯] ૪૨૩ મુંબઈ, કારતક વદ ૯, ૧૯૪૯

ઓછો પ્રમાદ થવાનો ઉપયોગ એ જીવને માર્ગના વિચારમાં સ્થિતિ કરાવે છે અને વિચાર માર્ગમાં સ્થિતિ કરાવે છે, એ વાત ફરી ફરી વિચારી, તે પ્રયત્ન ત્યાં વિયોગે પણ કોઈ પ્રકારે કરવું ઘટે છે એ વાત ભૂલવા જોગ્ય નથી

---

[૩૩૭-૩૫૦] ૪૨૪ મુંબઈ, કારતક વદ ૧૨, ૧૯૪૯

સમાગમ ઇચ્છવા યોગ્ય મુમુક્ષુભાઈ કૃષ્ણદાસાદિ પ્રત્યે,

'પુનર્જન્મ છે-જરૂર છે એ માટે 'હું' અનુભવથી હા કહેવામાં અચળ છું' એ વાક્ય પૂર્વભવના કોઈ જોગનું સ્મરણ થતી વખતે સિદ્ધ થયેલું લખ્યું છે જેને, પુનર્જન્માદિ ભાવ કર્યા છે, તે 'પદાર્થને', કોઈ પ્રકારે જાણીને તે વાક્ય લખાયું છે

મુમુક્ષુ જીવના દર્શનની તથા સમાગમની નિરંતર ઇચ્છા રાખીએ છીએ તાપમાં વિશ્રાંતિનું સ્થાન તેને જાણીએ છીએ તથાપિ હાલ તો ઉદયાધીન જોગ વર્તે છે અત્યારે આટલું જ લખી શકીએ છીએ શ્રી સુભાગ્ય અત્ર સુખવૃત્તિમાં છે

પ્રણામ પ્રાપ્ત થાય.



---

અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ સમ્યક્ત્વ સિવાય ગયા સંભવે નહીં, એમ જે કહેવાય છે તે યથાર્થ છે. સંસારી પદાર્થોને વિષે જીવને તીવ્ર સ્નેહ વિના એવા ક્રોધ, માન, માયા અને લોભ હોય નહીં, કે જે કારણે તેને અનંત સંસારનો અનુબંધ થાય. જે જીવને સંસારી પદાર્થો વિષે તીવ્ર સ્નેહ વર્તતો હોય તેને કોઈ પ્રસંગે પણ અનંતાનુબંધી ચતુષ્કમાંથી કોઈ પણ ઉદય થવા સંભવે છે, અને જ્યાં સુધી તીવ્ર સ્નેહ તે પદાર્થોમાં હોય ત્યાં સુધી અવશ્ય પરમાર્થમાર્ગવાળો જીવ તે ન હોય. પરમાર્થમાર્ગનું લક્ષણ એ છે કે અપરમાર્થને ભજતાં જીવ બધા પ્રકારે કાયર થયા કરે, સુખે અથવા દુઃખે. દુઃખમાં કાયરપણું કદાપિ બીજા જીવોનું પણ સંભવે છે, પણ સંસારસુખની પ્રાપ્તિમાં પણ કાયરપણું, તે સુખનું અણગમવાપણું, નીરસપણું પરમાર્થમાર્ગી પુરુષને હોય છે.

તેવું નીરસપણું જીવને પરમાર્થજ્ઞાને અથવા પરમાર્થજ્ઞાની-પુરુષના નિશ્ચયે થવું સંભવે છે, બીજા પ્રકારે થવું સંભવતું નથી. પરમાર્થજ્ઞાને અપરમાર્થરૂપ એવો આ સંસાર જાણી પછી તે પ્રત્યે તીવ્ર એવો ક્રોધ, માન, માયા કે લોભ કોણ કરે? કે ક્યાંથી થાય? જે વસ્તુનું માહાત્મ્ય દૃષ્ટિમાંથી ગયું તે વસ્તુને અર્થે અત્યંત ક્લેશ થતો નથી. સંસારને વિષે ભ્રાંતિપણે જાણેલું સુખ તે પરમાર્થજ્ઞાને ભ્રાંતિ જ ભાસે છે, અને જેને ભ્રાંતિ ભાસી છે તેને પછી તેનું માહાત્મ્ય શું લાગે? એવી માહાત્મ્યદૃષ્ટિ પરમાર્થજ્ઞાનીપુરુષના નિશ્ચયવાળા જીવને હોય છે, તેનું કારણ પણ એ જ છે. કોઈ જ્ઞાનના આવરણને કારણે જીવને વ્યવચ્છેદક જ્ઞાન થાય નહીં, તથાપિ સામાન્ય એવું જ્ઞાન જ્ઞાનીપુરુષની શ્રદ્ધારૂપે થાય છે. વડના બીજની પેઠે પરમાર્થ-વડનું બીજ એ છે.

તીવ્ર પરિણામે, ભવભયરહિતપણે જ્ઞાનીપુરુષ કે સમ્યક્દૃષ્ટિ જીવને ક્રોધ, માન, માયા કે લોભ હોય નહીં. જે સંસારઅર્થે અનુબંધ કરે છે, તે કરતાં પરમાર્થને નામે, ભ્રાંતિગત પરિણામે અસદ્ગુરુ, દેવ, ધર્મને ભજે છે, તે જીવને ઘણું કરી અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ થાય છે, કારણ કે બીજી સંસારની ક્રિયાઓ ઘણું કરી અનંત અનુબંધ કરનારી નથી, માત્ર અપરમાર્થને પરમાર્થ જાણી આગ્રહે જીવ ભજ્યા કરે, તે પરમાર્થજ્ઞાની એવા પુરુષ પ્રત્યે, દેવ પ્રત્યે, ધર્મ પ્રત્યે નિરાદર છે, એમ કહેવામાં ઘણું કરી યથાર્થ છે. તે સદ્ગુરુ, દેવ, ધર્મ પ્રત્યે અસત્ગુર્વાદિકના આગ્રહથી, માઠા બોધથી, આશાતનાએ, ઉપેક્ષાએ પ્રવર્તે એવો સંભવ છે. તેમ જ તે માઠા સંગથી તેની સંસારવાસના પરિચ્છેદ નહીં થતી હોવા છતાં તે પરિચ્છેદ માની પરમાર્થ પ્રત્યે ઉપેક્ષક રહે છે, એ જ અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભનો આકાર છે.

---

[ ૩૭૯ ] ૪૬૦ મુંબઈ, બીજા અષાડ વદ ૧૦, સોમ, ૧૯૪૯

ભાઈ કુંવરજી,

શ્રી કલોલ

શારીરિક વેદનાને દેહનો ધર્મ જાણી અને બાંધેલાં એવાં કર્મોનું ફળ જાણી સમ્યક્પ્રકારે અહિયાસવાયોગ્ય છે. ઘણી વાર શારીરિક વેદનાનું બળ વિશેષ વર્તતું હોય છે, ત્યારે ઉપર જે કહ્યો છે તે સમ્યક્પ્રકાર રૂડા જીવોને પણ સ્થિર રહેવો કઠણ થાય છે, તથાપિ હૃદયને વિષે વારંવાર તે વાતનો વિચાર કરતાં અને આત્માને નિત્ય, અછેદ્ય, અભેદ્ય, જરા, મરણાદિ ધર્મથી રહિત ભાવતાં, વિચારતાં, કેટલીક રીતે તે સમ્યક્પ્રકારનો નિશ્ચય આવે છે. મોટા પુરુષોએ અહિયાસેલા એવા ઉપસર્ગ, તથા પરિષહના પ્રસંગોની જીવમાં સ્મૃતિ કરી, તે વિષે તેમનો રહેલો અખંડ નિશ્ચય તે ફરી ફરી હૃદયમાં સ્થિર કરવાયોગ્ય જાણવાથી જીવને તે સમ્યક્પરિણામ ફળીભૂત થાય છે, અને

૪૨૮ મુંબઈ, માહ વદ ૪, ૧૯૪૯

શુભેચ્છાસ પન્ન મુમુક્ષુજનો શ્રી અ બાલાલ વગેરે,

પત્ર બે પહોચ્યા છે અત્ર સમાધિ પરિણામ છે તથાપિ ઉપાધિનો પ્રસ ગ વિશેષ રહે છે અને તેમ કરવામા ઉદાસીનતા છતા ઉદયયોગ હોવાથી નિષ્કલેશ પરિણામે પ્રવૃત્તિ કરવી ઘટે છે

કોઈ સદ્ગ્રથનું વાચન પ્રમાદ ઓછો થવા અર્થે રાખવા યોગ્ય છે

---

[ ૩૫૪ ] ૪૨૯ મુ બઈ, માહ વદ ૧૧, રવિ, ૧૯૪૯

કોઈ માણસ આપણા વિષે ક ઈ જણાવે ત્યારે તે ગ ભીર મનથી બનતા સુધી સાંભળ્યા રાખવું એટલું મુખ્ય કામ છે તે વાત બરાબર છે કે નહી એ જાણ્યા પહેલા ક ઈ હર્ષ-ખેદ જેવું હોતું નથી

મારી ચિત્તવૃત્તિ વિષે ક્યારેક ક્યારેક લખાય છે, તેનો અર્થ પરમાર્થ ઉપર લેવા યોગ્ય છે, અને એ લખવાનો અર્થ ક ઈ વ્યવહારમા માઠાં પરિણામવાળો દેખાવો યોગ્ય નથી.

થયેલા સ સ્કાર મટવા દુર્લભ હોય છે ક ઈ કલ્યાણનું કાર્ય થાય કે ચિંતન થાય એ સાધનનું મુખ્ય કારણ છે બાકી એવો વિષય કોઈ નથી કે જેને વાસે ઉપાધિતાપે દીનપણે તપવું યોગ્ય હોય અથવા એવો કોઈ ભય રાખવા યોગ્ય નથી કે જે માત્ર આપણને લોકસ જ્ઞાથી રહેતો હોય

---

[ ૩૫૫ ] ૪૩૦ મુ બઈ, માહ વદ ૦)), ગુરુ, ૧૯૪૯

ૐ

અત્ર પ્રવૃત્તિઉદયે સમાધિ છે લીમડી વિષે જે આપને વિચાર રહે છે, તે કરુણા ભાવના કારણથી રહે છે, એમ અમે જાણીએ છીએ

કોઈ પણ જીવ પરમાર્થ પ્રત્યે માત્ર અ શપણે પણ પ્રાપ્ત થવાના કારણને પ્રાપ્ત થાય એમ નિષ્કારણ કરુણાશીલ એવા ઋષભાદિ તીર્થ કરોએ પણ કર્યુ છે, કારણ કે સત્પુરુષોના સ પ્રદાયની સનાતન એવી કરુણાવસ્થા હોય છે કે, સમયમાત્રના અનવકાશે આખો લોક આત્માવસ્થા પ્રત્યે હો, આત્મસ્વરૂપ પ્રત્યે હો, આત્મસમાધિ પ્રત્યે હો, અન્ય અવસ્થા પ્રત્યે ન હો, અન્ય સ્વરૂપ પ્રત્યે ન હો, અન્ય આધિ પ્રત્યે ન હો, જે જ્ઞાનથી સ્વાત્મસ્થ પરિણામ હોય છે, તે જ્ઞાન સર્વ જીવો પ્રત્યે પ્રગટ હો, અનવકાશપણે સર્વ જીવ તે જ્ઞાન પ્રત્યે રુચિપણે હો, એવો જ જેનો કરુણાશીલ સહજ સ્વભાવ છે, તે સ પ્રદાય સનાતન સત્પુરુષોનો છે

આપના અ ત કરણમા એવી કરુણાવૃત્તિથી લીમડી વિષેનો વાર વાર વિચાર આવ્યા કરે છે, અને આપના વિચારનુ એક અ શ પણ ફળ પ્રાપ્ત થાય અથવા તે ફળ પ્રાપ્ત થવાનું એક અ શ પણ કારણ ઉત્પન્ન થાય તો આ પ ચમકાળમા તીર્થ કરનો માર્ગ બહુ અ શે પ્રગટ થવા બરોબર છે, તથાપિ તેમ થવુ સ ભવિત નથી અને તે વાટે થવા યોગ્ય નથી એમ અમને લાગે છે જેથી સ ભવિત થવા યોગ્ય છે અથવા એનો જે માર્ગ છે, તે હાલ તો પ્રવૃત્તિના ઉદયમાં છે, અને તે કારણ જ્યા સુધી તેમને લક્ષગત નહી થાય ત્યા સુધી બીજા ઉપાય તે પ્રતિબ ધરૂપ છે, નિ સ શય પ્રતિબ ધરૂપ છે

જીવ જો અજ્ઞાન પરિણામી હોય તો તે અજ્ઞાન નિયમિતપણે આરાધવાથી જેમ કલ્યાણ નથી, તેમ મોહરૂપ એવો એ માર્ગ અથવા એવા એ લોકસ બ ધી માર્ગ તે માત્ર સ સાર છે, તે પછી ગમે તે આકારમા મૂકો તોપણ સ સાર છે, તે સ સારપરિણામથી રહિત કરવા અસ સારગત વાણીનો અસ્વચ્છ દપરિણામે જ્યારે આધાર પ્રાપ્ત થાય છે, ત્યારે તે સ સારનો આકાર નિરાકારતાને પ્રાપ્ત થતો જાય છે બીજા પ્રતિબ ધ તેમની દૃષ્ટિ પ્રમાણે કર્યા કરે છે, તેમ જ જ્ઞાનીના વચન પણ તેની તે દૃષ્ટિએ આરાધે તો કલ્યાણ થવા યોગ્ય લાગતુ નથી માટે તમે એમ ત્યા જણાવો કે તમે કોઈ કલ્યાણના

પરમ રુચિ છે જેને વિષે એવું આત્મજ્ઞાન અને આત્મવાર્ત્તા તે કોઈ પણ પ્રકારની ઇચ્છા વિના ક્વચિત્ ત્યાગ જેવાં રાખવાં પડે છે આત્મજ્ઞાન વેદક હોવાથી મુઝવતુ નથી, પણ આત્મવાર્તાનો વિયોગ તે મુઝવે છે તમે પણ ચિત્તમા એ જ કારણે મુઝાઓ છો ઘણી જેને ઇચ્છા છે એવા કોઈ મુમુક્ષુભાઈઓ તે પણ તે કારણે વિરહને વેદે છે તમે બને ઇશ્વિરેચ્છા શુ ધારો છો ? તે વિચારશો અને જો કોઈ પ્રકારે શ્રાવણ વદનો યોગ થાય તો તે પણ કરશો

સસારની ઝાળ જોઈ ચિંતા ભજશો નહી ચિંતામા સમતા રહે તો તે આત્મચિંતન જેવી છે. કઈ જ્ઞાન વાર્તા લખશો એ જ વિનતી

પ્રણામ

---

[ ૩૭૮-૧ ] ૪૬૨ મુંબઈ, શ્રાવણ સુદ ૫, ૧૯૪૯

જવાહિરી લોકોનું એમ માનવું છે કે એક સાધારણ સોપારી જેવુ સારા રગનું, પાણીનુ અને ઘાટનું માણેક ( પ્રત્યક્ષ ) એબ રહિત હોય તો તેની કરોડો રૂપિયા કિમત ગણીએ તોપણ તે ઓછુ છે જો વિચાર કરીએ તો માત્ર તેમા આખનું ઠરવુ અને મનની ઇચ્છા ને કલ્પિત માન્યતા સિવાય બીજુ કાઈ નથી, તથાપિ એક આખના ઠરવાની એમા મોટી ખૂબીને માટે અને દુર્લભ પ્રાપ્તિને કારણે જીવો તેનું અદ્ભુત માહાત્મ્ય કહે છે, અને અનાદિ દુર્લભ, જેમા આત્મા ઠરી રહે છે એવુ જે સત્સગરૂપ સાધન તેને વિષે કઈ આગ્રહ–રુચિ નથી, તે આશ્ચર્ય વિચારવા યોગ્ય છે

---

[ ૩૭૯ ] ૪૬૩ મુબઈ, શ્રાવણ સુદ ૧૫, રવિ, ૧૯૪૯

પરમસ્નેહી શ્રી સોભાગ,

અત્રે કુશળક્ષેમ છે અત્રેથી હવે થોડા દિવસમા મુક્ત થવાય તો ઠીક એમ મનમા રહે છે પણ ક્યા જવુ તે હજુ સુધી મનમા આવી શકયુ નથી આપનો તથા ગોસળિયા વગેરેનો આગ્રહ સાયલા તરફ આવવા વિષે રહે છે, તો તેમ કરવામા દુ ખ કઈ નથી, તથાપિ આત્માને વિષે હાલ તે વાત સૂઝતી નથી

ઘણુ કરીને આત્મામા એમ જ રહ્યા કરે છે કે જ્યાં સુધી આ વેપારપ્રસગે કામકાજ કરવુ રહ્યા કરે, ત્યા સુધી ધર્મકથાદિપ્રસગે અને ધર્મના જાણનારરૂપે કોઈ પ્રકારે પ્રગટપણામા ન અવાય એ યથાયોગ્ય પ્રકાર છે વેપારપ્રસગે રહેતા છતા જેનો ભક્તિભાવ રહ્યા કર્યો છે, તેનો પ્રસગ પણ એવા પ્રકારમા કરવો યોગ્ય છે, કે જ્યા આત્માને વિષે ઉપર જણાવેલો પ્રકાર રહ્યા કરે છે, તે પ્રકારને બાધ ન થાય

જિને કહેલા મેરુ વગેરે વિષે તથા અગ્રેજે કહેલ પૃથ્વ્યાદિ સબધે સમાગમપ્રસગમા વાતચીત કરશો

અમારુ મન ઘણુ ઉદાસ રહે છે અને પ્રતિબધ એવા પ્રકારનો રહે છે, કે તે ઉદાસપણુ માત્ર ગુપ્ત જેવુ કરી ન ખમી શકાય એવા વેપારાદિપ્રસગમા ઉપાધિજોગ વેદવા પડે છે, જોકે વાસ્તવ્યપણે તો સમાધિપ્રત્યયી આત્મા છે

લિ૦ —પ્રણામ

---

૪૬૪ મુબઈ, શ્રાવણ વદ ૮ બુધ, ૧૯૪૯

થોડા વખત માટે મુબઈમા પ્રવર્તનથી અવકાશ લેવાનો વિચાર સૂઝી આવવાથી એક બે ન્યાયે લખવાનું બન્યું હતું, પણ તે વિચાર તો થોડા વખત માટે કોઈ નિવૃત્તિક્ષેત્ર પ્રત્યે સ્થિતિ કરવાનો

એવું સ્વરૂપ જેને ભાસ્યું છે તેવા પુરુષને વિષે નિષ્કામ શ્રદ્ધા છે જેને, તે પુરુષને બીજરુચિસમ્યક્ત્વ છે તેવા પુરુષની નિષ્કામ ભક્તિ અબાધાએ પ્રાપ્ત થાય, એવા ગુણો જે જીવમા હોય તે જીવ માર્ગાનુસારી હોય, એમ જિન કહે છે

અમારો અભિપ્રાય કંઈ પણ દેહ પ્રત્યે હોય તો તે માત્ર એક આત્માર્થે જ છે, અન્ય અર્થે નહી બીજા કોઈ પણ પદાર્થ પ્રત્યે અભિપ્રાય હોય તો તે પદાર્થઅર્થે નહી, પણ આત્માર્થે છે તે આત્માર્થ તે પદાર્થની પ્રાપ્તિ-અપ્રાપ્તિને વિષે હોય એમ અમને લાગતુ નથી 'આત્માપણુ' એ ધ્વનિ સિવાય બીજો કોઈ ધ્વનિ કોઈ પણ પદાર્થના ગ્રહણત્યાગમા સ્મરણજોગ નથી અનવકાશ આત્માપણુ જાણ્યા વિના, તે સ્થિતિ વિના અન્ય સર્વ ક્લેશરૂપ છે

[૩૫૬] ૪૩૨ મુબઈ, ફાગણ સુદ ૭, ગુરુ, ૧૯૪૯

અબાલાલનો લખેલો કાગળ પહોચ્યો હતો

આત્માને વિભાવથી અવકાશિત કરવાને અર્થે અને સ્વભાવમા અનવકાશપણે રહેવાને અર્થે કોઈ પણ મુખ્ય ઉપાય હોય તો આત્મારામ એવા જ્ઞાનીપુરુષનો નિષ્કામ બુદ્ધિથી ભક્તિયોગરૂપ સગ છે તે સફળ થવાને અર્થે નિવૃત્તિ ક્ષેત્રમા તેવો જોગ પ્રાપ્ત થવો એ કોઈ મોટા પુણ્યનો જોગ છે, અને તેવો પુણ્યજોગ ઘણા પ્રકારના અતરાયવાળો પ્રાયે આ જગતને વિષે દેખાય છે માટે અમને વારવાર સમીપમા છીએ એમ સભારી જેમા આ સસારનુ ઉદાસીનપણુ કહ્યુ હોય તે હાલ વાચો, વિચારો આત્માપણે કેવળ આત્મા વર્તે એમ જે ચિંતવન રાખવુ તે લક્ષ છે, શાસ્ત્રના પરમાર્થરૂપ છે

આ આત્મા પૂર્વે અનંતકાળ વ્યતીત કર્યે જાણ્યો નથી, તે ઉપરથી એમ લાગે છે કે તે જાણવાનું કાર્ય સર્વથી વિકટ છે, અથવા તો જાણવાના તથારૂપ યોગો પરમ દુર્લભ છે જીવ અનતકાળથી એમ જાણ્યા કરે છે કે હુ અમુકને જાણુ છુ, અમુકને નથી જાણતો એમ નથી, એમ છતા જે રૂપે પોતે છે તે રૂપનું નિરતર વિસ્મરણ ચાલ્યું આવે છે, એ વાત બહુ બહુ પ્રકારે વિચારવા યોગ્ય છે, અને તેનો ઉપાય પણ બહુ પ્રકારે વિચારવા યોગ્ય છે

[૩૫૭-૧] ૪૩૩ મુબઈ, ફાગણ સુદ ૧૪, ૧૯૪૯

ૐ

શ્રી કૃષ્ણાદિના સમ્યક્ત્વ સબધી પ્રશ્નનુ આપનું પત્ર પહોચ્યું છે તથા તેના આગલા દિવસના અત્રેના પત્તાથી આપને ખુલાસો પ્રાપ્ત થયો તે વિષેનુ આપનુ પત્તુ પહોચ્યું છે બરાબર અવલોકનથી તે પત્તા દ્વારા શ્રી કૃષ્ણાદિના પ્રશ્નોનો આપને સ્પષ્ટ ખુલાસો થશે એમ સભવ છે

જેને વિષે પરમાર્થધર્મની પ્રાપ્તિના કારણો પ્રાપ્ત થવા અત્યત દુષમ થાય તે કાળને તીર્થંકરદેવે દુષમ કહ્યો છે, અને આ કાળને વિષે તે વાત સ્પષ્ટ દેખાય છે સુગમમા સુગમ એવો કલ્યાણનો ઉપાય તે, જીવને પ્રાપ્ત થવો આ કાળને વિષે અત્યત દુષ્કર છે મુમુક્ષુપણુ, સરળપણુ, નિવૃત્તિ, સત્સગ આદિ સાધનો આ કાળને વિષે પરમદુર્લભ જાણી પૂર્વના પુરુષોએ આ કાળને હુડાઅવસર્પિણીકાળ કહ્યો છે, અને તે વાત પણ સ્પષ્ટ છે પ્રથમના ત્રણ સાધનોનો સયોગ તો ક્વચિત્ પણ પ્રાપ્ત થવો બીજા અમુક કાળમા સુગમ હતો, પરતુ સત્સગ તો સર્વ કાળમા દુર્લભ જ દેખાય છે, તો પછી આ કાળને વિષે સત્સગ સુલભ ક્યાથી હોય? પ્રથમના ત્રણ સાધન કોઈ રીતે આ કાળમા જીવ પામે તોપણ ધન્ય છે

કાળ સબધી તીર્થંકરવાણી સત્ય કરવાને અર્થે 'આવો' ઉદય અમને વર્તે છે, અને તે સમાધિરૂપે વેદવા યોગ્ય છે

આત્મસ્વરૂપ

[ ૩૯૧ ]

૪૬૬ પેટલાદ, ભાદરવા સુદ ૬, ૧૯૪૯

ૐ

૧ જેની પાસેથી ધર્મ માગવો, તે પામ્યાની પૂર્ણ ચોકસી કરવી એ વાક્યને સ્થિર ચિત્તથી વિચારવુ

૨ જેની પાસેથી ધર્મ માગવો તેવા પૂર્ણજ્ઞાનીનુ ઓળખાણ જીવને થયુ હોય ત્યારે તેવા જ્ઞાનીઓનો સત્સગ કરવો અને સત્સગ થાય તે પૂર્ણ પુણ્યોદય સમજવો તે સત્સગમા તેવા પરમ જ્ઞાનીએ ઉપદેશેલો શિક્ષાબોધ ગ્રહણ કરવો એટલે જેથી કદાગ્રહ, મતમતાતર, વિશ્વાસઘાત અને અસત્ વચન એ આદિનો તિરસ્કાર થાય અર્થાત્ તેને ગ્રહણ કરવા નહી મતનો આગ્રહ મૂકી દેવો આત્માનો ધર્મ આત્મામા છે આત્મત્વપ્રાપ્તપુરુષનો બોધેલો ધર્મ આત્મતામાર્ગરૂપ હોય છે બાકીના માર્ગના મતમા પડવુ નહી

૩ આટલુ થતા છતા જો જીવથી સત્સગ થયા પછી કદાગ્રહ, મતમતાતરાદિ દોષ ન મૂકી શકાતો હોય તો પછી તેણે છૂટવાની આશા કરવી નહી

અમે પોતે કોઈને આદેશવાત એટલે આમ કરવુ એમ કહેતા નથી વારવાર પૂછે તોપણ તે સ્મૃતિમા હોય છે અમારા સગમા આવેલા કોઈ જીવોને હજુ સુધી અમે એમ જણાવ્યુ નથી કે આમ વર્તો, કે આમ કરો માત્ર શિક્ષાબોધ તરીકે જણાવ્યું હશે

૪ અમારો ઉદય એવો છે કે એવી ઉપદેશવાત કરતા વાણી પાછી ખેચાઈ જાય છે સાધારણ પ્રશ્ન પૂછે તો તેમાં વાણી પ્રકાશ કરે છે, અને ઉપદેશવાતમા તો વાણી પાછી ખેચાઈ જાય છે, તેથી અમે એમ જાણીએ છીએ કે હજુ તેવો ઉદય નથી

૫ પૂર્વે થઈ ગયેલા અનતજ્ઞાનીઓ જોકે મહાજ્ઞાની થઈ ગયા છે, પણ તેથી કઈ જીવના દોષ જાય નહી, એટલે કે અત્યારે જીવમા માન હોય તે પૂર્વે થઈ ગયેલા જ્ઞાની કહેવા આવે નહી, પરતુ હાલ જે પ્રત્યક્ષ જ્ઞાની બિરાજમાન હોય તે જ દોષને જણાવી કઢાવી શકે જેમ દૂરના ક્ષીરસમુદ્રથી અત્રેના તૃષાતુરની તૃષા છીપે નહી, પણ એક મીઠા પાણીનો કળશો અત્રે હોય તો તેથી તૃષા છીપે

૬ જીવ પોતાની કલ્પનાથી કલ્પે કે ધ્યાનથી કલ્યાણ થાય કે સમાધિથી કે યોગથી કે આવા આવા પ્રકારથી, પણ તેથી જીવનુ કઈ કલ્યાણ થાય નહી જીવનુ કલ્યાણ થવુ તો જ્ઞાનીપુરુષના લક્ષમા હોય છે, અને તે પરમસત્સગે કરી સમજી શકાય છે, માટે તેવા વિકલ્પ કરવા મૂકી દેવા

૭ જીવે મુખ્યમા મુખ્ય આ વાત વિશેષ ધ્યાન આપવા જેવી છે, કે સત્સગ થયો હોય તો સત્સગમા સાભળેલ શિક્ષાબોધ પરિણામ પામી, સહેજે જીવમા ઉત્પન્ન થયેલ કદાગ્રહાદિ દોષો તો છૂટી જવા જોઈએ, કે જેથી સત્સગનુ અવર્ણવાદપણું બોલવાનો પ્રસગ બીજા જીવોને આવે નહી

૮ જ્ઞાનીપુરુષે કહેવુ બાકી નથી રાખ્યું; પણ જીવે કરવુ બાકી રાખ્યુ છે એવો યોગાનુયોગ કોઈક જ વેળા ઉદયમા આવે છે તેવી વાછાએ રહિત મહાત્માની ભક્તિ તો કેવળ કલ્યાણકારક જ નીવડે છે, પણ કોઈ વેળા તેવી વાછા મહાત્મા પ્રત્યે થઈ અને તેવી પ્રવૃત્તિ થઈ ચૂકી, તોપણ તે જ વાછા જો અસત્પુરુષમા કરી હોય અને જે ફળ થાય છે, તે કરતા આનુ ફળ જુદું થવાનો સભવ છે સત્પુરુષ પ્રત્યે તેવા કાળમા જો નિ:શકપણુ રહ્યુ હોય, તો કાળે કરીને તેમની પાસેથી સન્માર્ગની પ્રાપ્તિ હોઈ શકે છે એક પ્રકારે અમને પોતાને એ માટે બહુ શોચ રહેતો હતો, પણ તેનુ કલ્યાણ વિચારીને શોચ વિસ્મરણ કર્યો છે

૯ મન, વચન, કાયાના જોગમાથી જેને કેવળીસ્વરૂપભાવ થતા અહભાવ મટી ગયો છે, એવા

[ ૩૮૪ ] ૪૬૯ મુંબઈ, ભાદરવા વદ ૦)), ૧૯૪૯

જેવી દૃષ્ટિ આ આત્માપ્રત્યે છે, તેવી દૃષ્ટિ જગતના સર્વ આત્માને વિષે છે જેવો સ્નેહ આ આત્મા પ્રત્યે છે તેવો સ્નેહ સર્વ આત્મા પ્રત્યે વર્તે છે જેવી આ આત્માની સહજાનંદ સ્થિતિ ઇચ્છીએ છીએ, તેવી જ સર્વ આત્મા પ્રત્યે ઇચ્છીએ છીએ જે જે આ આત્મા માટે ઇચ્છીએ છીએ, તે તે સર્વ આત્મા માટે ઇચ્છીએ છીએ જેવો આ દેહ પ્રત્યે ભાવ રાખીએ છીએ, તેવો જ સર્વ દેહ પ્રત્યે ભાવ રાખીએ છીએ જેવો સર્વ દેહ પ્રત્યે વર્તવાનો પ્રકાર રાખીએ છીએ, તેવો જ આ દેહ પ્રત્યે પ્રકાર વર્તે છે આ દેહમા વિશેષ બુદ્ધિ અને બીજા દેહ પ્રત્યે વિષમ બુદ્ધિ ઘણું કરીને ક્યારેય થઈ શકતી નથી જે સ્ત્રીઆદિનો સ્વપણે સબંધ ગણાય છે, તે સ્ત્રીઆદિ પ્રત્યે જે કંઈ સ્નેહાદિક છે, અથવા સમતા છે, તેવા જ પ્રાયે સર્વ પ્રત્યે વર્તે છે આત્મારૂપપણાના કાર્યે માત્ર પ્રવર્તન હોવાથી જગતના સર્વ પદાર્થ પ્રત્યે જેમ ઉદાસીનતા વર્તે છે, તેમ સ્વપણે ગણાતા સ્ત્રીઆદિ પદાર્થો પ્રત્યે વર્તે છે

પ્રારબ્ધ પ્રબંધે સ્ત્રીઆદિ પ્રત્યે જે કંઈ ઉદય હોય તેથી વિશેષ વર્તના ઘણું કરીને આત્માથી થતી નથી કદાપિ કરુણાથી કંઈ તેવી વિશેષ વર્તના થતી હોય તો તેવી તે જ ક્ષણે તેવા ઉદયપ્રતિબદ્ધ આત્માઓ પ્રત્યે વર્તે છે, અથવા સર્વ જગત પ્રત્યે વર્તે છે કોઈ પ્રત્યે કંઈ વિશેષ કરવું નહી, કે ન્યૂન કરવું નહી, અને કરવું તો તેવું એકધારાનું વર્તન સર્વ જગત પ્રત્યે કરવું એવું જ્ઞાન આત્માને ઘણા કાળ થયા દૃઢ છે, નિશ્ચયસ્વરૂપ છે કોઈ સ્થળે ન્યૂનપણું, વિશેષપણું, કે કંઈ તેવી સમ વિષમ ચેષ્ટાએ વર્તવું દેખાતું હોય તો જરૂર તે આત્મસ્થિતિએ, આત્મબુદ્ધિએ થતું નથી, એમ લાગે છે પૂર્વપ્રબંધી પ્રારબ્ધના યોગે કંઈ તેવું ઉદયભાવપણે થતું હોય તો તેને વિષે પણ સમતા છે કોઈ પ્રત્યે ઓછાપણું, અધિકપણું કંઈ પણ આત્માને રુચતું નથી, ત્યા પછી બીજી અવસ્થાનો વિકલ્પ હોવા યોગ્ય નથી, એમ તમને શું કહીએ ? સંક્ષેપમા લખ્યું છે

સૌથી અભિન્નભાવના છે, જેટલી યોગ્યતા જેની વર્તે છે, તે પ્રત્યે તેટલી અભિન્નભાવની સ્ફૂર્તિ થાય છે, ક્વચિત્ કરુણાબુદ્ધિથી વિશેષ સ્ફૂર્તિ થાય છે, પણ વિષમપણાથી કે વિષય, પરિગ્રહાદિ કારણપ્રત્યયથી તે પ્રત્યે વર્તવાનો કંઈ આત્મામા સંકલ્પ જણાતો નથી અવિકલ્પરૂપ સ્થિતિ છે વિશેષ શું કહીએ ? અમારું કંઈ અમારું નથી, કે બીજાનું નથી કે બીજું નથી, જેમ છે તેમ છે જેમ સ્થિતિ આત્માની છે, તેવી સ્થિતિ છે સર્વ પ્રકારની વર્તના નિષ્કપટપણાથી ઉદયની છે, સમ વિષમતા નથી સહજાનંદ સ્થિતિ છે જ્યા તેમ હોય ત્યા અન્ય પદાર્થમા આસક્ત બુદ્ધિ ઘટે નહીં, હોય નહી (૦૦૦૦)

---

[ ૩૮૫ ] ૪૭૦ મુબઈ, આસો સુદ ૧, મંગળ, ૧૯૪૯

'જ્ઞાની પુરુષપ્રત્યે અભિન્નબુદ્ધિ થાય, એ કલ્યાણ વિષેનો મોટો નિશ્ચય છે, એવો સર્વ મહાત્મા પુરુષોનો અભિપ્રાય જણાય છે તમે તથા તે અન્ય વેદે જેનો દેહ હાલ વર્તે છે, તે બેય જ્ઞાનીપુરુષ પ્રત્યે જેમ અભિન્નતા વિશેષ નિર્મળપણે આવે તે પ્રકારની વાત પ્રસંગોપાત્ત કરો, તે યોગ્ય છે, અને પરસ્પરમા એટલે તેઓ અને તમ વચ્ચે નિર્મળ હેત વર્તે તેમ પ્રવર્તવામા બાધ નથી, પણ તે હેત જાત્યંતર થવું યોગ્ય છે જેવું સ્ત્રીપુરુષને કામાદિ કારણે હેત હોય છે, તેવું હેત નહીં, પણ જ્ઞાની પુરુષ પ્રત્યે બન્નેનો ભક્તિરાગ છે એવું બેય એક ગુરુપ્રત્યેનું શિષ્યપણું જોઈ, અને નિરંતરનો સત્સંગ રહ્યા કરે છે એમ જાણી, ભાઈ જેવી બુદ્ધિએ, તેવે હેતે વર્તાય તે વાત વિશેષ યોગ્ય છે જ્ઞાનીપુરુષ પ્રત્યેનો ભિન્નભાવ સાવ ટાળવા યોગ્ય છે

શ્રીમદ્ ભાગવતને બદલે હાલ યોગવાસિષ્ઠાદિ વાચવા યોગ્ય છે

આ પત્તાનો અર્થ તમને જે સમજાય તે લખજો

શાસ્ત્રાદિ જાણનાર સામાન્ય પ્રકારે માર્ગાનુસારી જેવી ઉપદેશવાત કરે, તે શ્રદ્ધાય, તે વ્યવહાર-વ્યવહારસ્વરૂપ છે સુગમપણે સમજવા એમ ચાર પ્રકાર થાય છે પરમાર્થ-પરમાર્થસ્વરૂપ એ નિકટ મોક્ષનો ઉપાય છે પરમાર્થ-વ્યવહારસ્વરૂપ એ અનંતર પરંપરસંબંધે મોક્ષનો ઉપાય છે વ્યવહાર-પરમાર્થસ્વરૂપ તે ઘણા કાળે કોઈ પ્રકારે પણ મોક્ષનાં સાધનના કારણભૂત થવાનો ઉપાય છે વ્યવહાર-વ્યવહારસ્વરૂપનું ફળ આત્મપ્રત્યયી નથી સંભવતું આ વાત હજુ કોઈ પ્રસંગે વિશેષપણે લખીશું એટલે વિશેષપણે સમજાશે, પણ આટલી સંક્ષેપતાથી વિશેષ ન સમજાય તો મુઝાશો નહી

લક્ષણથી, ગુણથી અને વેદનથી જેને આત્મસ્વરૂપ જણાયું છે, તેને ધ્યાનનો એ એક ઉપાય છે, કે જેથી આત્મપ્રદેશની સ્થિરતા થાય છે, અને પરિણામ પણ સ્થિર થાય છે લક્ષણથી, ગુણથી અને વેદનથી જેણે આત્મસ્વરૂપ જાણ્યું નથી, એવા મુમુક્ષુને જ્ઞાનીપુરુષે બતાવેલુ જો આ જ્ઞાન હોય તો તેને અનુક્રમે લક્ષણાદિનો બોધ સુગમપણે થાય છે સુખરસ અને તેનુ ઉત્પત્તિક્ષેત્ર એ કોઈ અપૂર્વ કારણરૂપ છે એમ તમે નિશ્ચયપણે નિર્ધારજો જ્ઞાનીપુરુષનો તે પછીનો જે માર્ગ તે ન ભુલાય એવો તમને પ્રસંગ થયો છે, તેથી તેવો નિશ્ચય રાખવા જણાવ્યું છે તે પછીનો માર્ગ જો ભુલાતો હોય અને તેને વિષે કોઈને અપૂર્વ કારણરૂપે નિશ્ચય થયો હોય તો તે કોઈ પ્રકારે પાછો નિશ્ચય ફેરવ્યે જ ઉપાયરૂપ થાય છે, એવો અમારા આત્મામા લક્ષ રહે છે

એક અજ્ઞાનપણે પવનની સ્થિરતા કરે છે, પણ શ્વાસોચ્છ્વાસ રોધનથી તેને કલ્યાણનો હેતુ થતો નથી, અને એક જ્ઞાનીની આજ્ઞાપૂર્વક શ્વાસોચ્છ્વાસનો રોધ કરે છે, તો તેને તે કારણથી જે સ્થિરતા આવે છે, તે આત્માને પ્રગટવાનો હેતુ થાય છે શ્વાસોચ્છ્વાસની સ્થિરતા થવી એ એક પ્રકારે ઘણી કઠણ વાત છે. તેનો સુગમ ઉપાય સુખરસ એકતાર કરવાથી થાય છે, માટે તે વિશેષ સ્થિરતાનું સાધન છે, પણ તે સુધારસ-સ્થિરતા અજ્ઞાનપણે ફળીભૂત થતી નથી, એટલે કલ્યાણરૂપ થતી નથી, તેમ તે બીજજ્ઞાનનું ધ્યાન પણ અજ્ઞાનપણે કલ્યાણરૂપ થતુ નથી, એટલો વિશેષ નિશ્ચય અમને ભાસ્યા કરે છે જેણે વેદનપણે આત્મા જાણ્યો છે તે જ્ઞાનીપુરુષની આજ્ઞાએ તે કલ્યાણરૂપ થાય છે, અને આત્મા પ્રગટવાનો અત્યંત સુગમ ઉપાય થાય છે

એક બીજી અપૂર્વ વાત પણ આ સ્થળે લખવાનું સૂઝે છે આત્મા છે તે ચંદનવૃક્ષ છે તેની સમીપે જે જે વસ્તુઓ વિશેષપણે રહી હોય તે તે વસ્તુ તેની સુગંધનો (!) વિશેષ બોધ કરે છે જે વૃક્ષ ચંદનથી વિશેષ સમીપ હોય તે વૃક્ષમા ચંદનની ગંધ વિશેષપણે સ્ફુરે છે જેમ જેમ આઘેના વૃક્ષ હોય તેમ તેમ સુગંધ મંદપરિણામને ભજે છે, અને અમુક મર્યાદા પછી અસુગંધરૂપ વૃક્ષોનું વન આવે છે, અર્થાત્ ચંદન પછી તે સુગંધપરિણામ કરતુ નથી તેમ આ આત્મા વિભાવ પરિણામને ભજે છે, ત્યાં સુધી તેને ચંદન વૃક્ષ કહીએ છીએ અને સૌથી તેને અમુક અમુક સૂક્ષ્મ વસ્તુનો સંબંધ છે, તેમા તેની છાયા (!) રૂપ સુગંધ વિશેષ પડે છે, જેનું ધ્યાન જ્ઞાનીની આજ્ઞાએ થવાથી આત્મા પ્રગટે છે પવન કરતા પણ સુધારસ છે તેમા, આત્મા વિશેષ સમીપપણે વર્તે છે, માટે તે આત્માની વિશેષ છાયા-સુગંધ (!)નો ધ્યાન કરવાયોગ્ય ઉપાય છે આ પણ વિશેષપણે સમજવાયોગ્ય છે

પ્રણામ પહોચે

---

[૩૮૮] ૪૭૩ મુબઈ, આસો વદ ૩, ૧૯૪૯

ૐ

પરમસ્નેહી શ્રી સુભાગ્ય,

શ્રી મોરબી

પત્ર આજે ૧ પહોચેલ છે

એટલુ તો અમને બરાબર ધ્યાન છે કે મુઝવણના વખતમા ઘણુ કરી ચિત્ત કંઈ વેપારાદિના

નથી જે પદાર્થના પ્રકાશને વિષે ચૈતન્યપણાથી તે પદાર્થો જાણ્યા જાય છે, તે પદાર્થો પ્રકાશ પામે છે, સ્પષ્ટ ભાસે છે, તે પદાર્થ જે કોઈ છે તે જીવ છે અર્થાત્ તે લક્ષણ પ્રગટપણે સ્પષ્ટ પ્રકાશમાન, અચળ એવું નિરાબાધ પ્રકાશ્યમાન ચૈતન્ય, તે જીવનુ તે જીવપ્રત્યે ઉપયોગ વાળતા પ્રગટ દેખાય છે

એ જે લક્ષણો કહ્યા તે ફરી ફરી વિચારી જીવ નિરાબાધપણે જાણ્યો જાય છે, જે જાણવાથી જીવ જાણ્યો છે તે લક્ષણો એ પ્રકારે તીર્થંકરાદિએ કહ્યા છે

---

[ ૩૫૯ ] ૪૩૯ મુબઈ, ચૈત્ર સુદ ૬, ગુરુ, ૧૯૪૯

ૐ

"સમતા રમતા ઊરધતા", એ પદ વગેરે પદ જે જીવ લક્ષણના લખ્યા હતા, તેનો વિશેષ અર્થ લખી પત્ર ૧ દિવસ પાચ થયા મોરબી રવાને કર્યો છે, જે મોરબી ગયે પ્રાપ્ત થવો સભવે છે

ઉપાધિનો જોગ વિશેષ રહે છે જેમ જેમ નિવૃત્તિના જોગની વિશેષ ઇચ્છા થઈ આવે છે, તેમ તેમ ઉપાધિની પ્રાપ્તિનો જોગ વિશેષ દેખાય છે ચારે બાજુથી ઉપાધિનો ભીડો છે કોઈ એવી બાજુ અત્યારે જણાતી નથી કે અત્યારે જ એમાથી છૂટી ચાલ્યા જવુ હોય તો કોઈનો અપરાધ કર્યો ન ગણાય છૂટવા જતા કોઈના મુખ્ય અપરાધમા આવી જવાનો સ્પષ્ટ સભવ દેખાય છે, અને આ વર્તમાન અવસ્થા ઉપાધિરહિતપણાને અત્યત યોગ્ય છે, પ્રારબ્ધની વ્યવસ્થા એવી પ્રબધ કરી હશે

લિ૦ રાયચદના પ્રણામ

---

[ ૩૬૦-૧ ] ૪૪૦ મુબઈ, ચૈત્ર સુદ ૯, ૧૯૪૯

મુમુક્ષુભાઈ સુખલાલ છગનલાલ,

વીરમગામ

કલ્યાણની જિજ્ઞાસાવાળો એક કાગળ ગઈ સાલમા મળ્યો હતો, તેવા જ અર્થનો બીજો કાગળ થોડા દિવસ થયા મળ્યો છે

કેશવલાલનો તમને ત્યા સમાગમ થાય છે એ શ્રેયવાળો જોગ છે

આરભ, પરિગ્રહ, અસત્સગ આદિ કલ્યાણને પ્રતિબધ કરનારાં કારણોમા જેમ બને તેમ ઓછો પરિચય થાય તથા તેમા ઉદાસીનતા પ્રાપ્ત થાય તે વિચાર હાલ મુખ્યપણે રાખવા યોગ્ય છે

---

[ ૩૬૦-૨ ] ૪૪૧ મુબઈ, ચૈત્ર સુદ ૯, ૧૯૪૯

મુમુક્ષુભાઈશ્રી મનસુખ દેવશી,

લીમડી

હાલ તે તરફ થયેલા શ્રાવકો વગેરેના સમાગમ સબધીની વિગત વાચી છે તે પ્રસગમાં રુચિ કે અરુચિ જીવને ઉદય આવી નહીં, તે શ્રેયવાળુ કારણ જાણી, તેને અનુસરી નિરતર પ્રવર્તન કરવાનો પરિચય કર્વો યોગ્ય છે, અને તે અસત્સગનો પરિચય જેમ ઓછો પડે તેમ તેની અનુકપા ઇચ્છી રહેવુ યોગ્ય છે. જેમ બને તેમ સત્સગના જોગને ઇચ્છવો અને પોતાના દોષને જોવા યોગ્ય છે

---

# વર્ષ ૨૭ મું

[ ૩૯૩ ]　　　　૪૭૭　　　　મુંબઈ, કાર્તિક સુદ ૯, શુક્ર, ૧૯૫૦

'માથે રાજા વર્તે છે' એટલા વાક્યના ઈહાપોહ (વિચાર)થી ગર્ભશ્રીમંત એવા શ્રી શાળીભદ્ર તે કાળથી સ્ત્રીઆદિ પરિચયને ત્યાગવારૂપ પ્રારંભ ભજતા હવા.

'નિત્ય પ્રત્યે એકેક સ્ત્રીને ત્યાગી અનુક્રમે બત્રીશ સ્ત્રીઓને ત્યાગવા ઇચ્છે છે, એવો બત્રીશ દિવસ સુધીનો કાળપારધીનો ભરૂસો શ્રી શાળીભદ્ર કરે છે, એ મોટું આશ્ચર્ય છે' એમ શ્રી ધનાભદ્રથી સ્વાભાવિક વૈરાગ્યવચન ઉદ્ભવ થતા હવા

'તમે એમ કહો છો તે જોકે મને માન્ય છે, તથાપિ તે પ્રકારે આપ પણ ત્યાગવાને દુર્લભ છો' એવા સહજ વચન તે ધનાભદ્ર પ્રત્યે શાળીભદ્રની બહેન અને તે ધનાભદ્રની પત્ની કહેતી હવી જે સાભળી કોઈ પ્રકારના ચિત્તક્લેશ પરિણમ્યા વગર તે શ્રી ધનાભદ્ર તે જ સમયે ત્યાગને ભજતા હવા, અને શ્રી શાળીભદ્ર પ્રત્યે કહેતા હવા કે તમે શા વિચારે કાળના વિશ્વાસને ભજો છો? તે શ્રવણ કરી, જેનું ચિત્ત આત્મારૂપ છે એવા તે શ્રી શાળીભદ્ર અને ધનાભદ્ર 'જાણે કોઈ દિવસે કંઈ પોતાનું કર્યું નથી' એવા પ્રકારથી ગૃહાદિ ત્યાગ કરી ચાલ્યા જતા હવા

આવા સત્પુરુષના વૈરાગ્યને સાભળ્યા છતા આ જીવ ઘણા વર્ષના આગ્રહે કાળનો વિશ્વાસ કરે છે, તે કિયા બળે કરતો હશે? તે વિચારી જોવા યોગ્ય છે

---

તે આકર્ષણથી ઉપયોગ જો અવકાશ પામે તો તે જ સમયે તે આત્માપણે થાય છે તે જ સમયે આત્માને વિષે તે ઉપયોગ અનન્ય થાય છે

એ આદિ જે અનુભવવાર્ત્તા તે જીવને સત્સંગના દૃઢ નિશ્ચય વિના પ્રાપ્ત થવી અત્યંત વિકટ છે

તે સત્સંગ નિશ્ચયપણે જાણ્યો છે, એવા પુરુષને તે સત્સંગનો યોગ રહેવો એ દુષમકાળને વિષે અત્યંત વિકટ છે

જે ચિંતાના ઉપદ્રવે તમે મુઝાઓ છો, તે ચિંતાઉપદ્રવ કોઈ શત્રુ નથી કોઈ જ્ઞાનવાર્ત્તા જરૂર લખજો

પ્રેમભક્તિએ નમસ્કાર

---

[ ૩૬૬ ] ૪૪૭ મુબઈ, વૈશાખ વદ ૮, ભોમ, ૧૯૪૯

જ્યા ઉપાય નહીં ત્યા ખેદ કરવો યોગ્ય નથી

ઈશ્વરેચ્છા પ્રમાણે જે થાય તેમા સમતા ઘટે છે, અને તેના ઉપાયનો કંઈ વિચાર સૂઝે તે કર્યા રહેવું એટલો માત્ર આપણો ઉપાય છે

સંસારના પ્રસંગોમા ક્વચિત્ જ્યાસુધી આપણને અનુકૂળ એવું થયા કરે છે, ત્યા સુધી તે સંસારનું સ્વરૂપ વિચારી ત્યાગજોગ છે, એવુ પ્રાયે હ્રદયમાં આવવુ દુર્લભ છે તે સંસારમા જ્યારે ઘણા ઘણા પ્રતિકૂળ પ્રસંગોની પ્રાપ્તિ થાય છે, તે વખતે પણ જીવને પ્રથમ તે ન ગમતો થઈ પછી વૈરાગ્ય આવે છે, પછી આત્મસાધનની કંઈ સૂઝ પડે છે, અને પરમાત્મા શ્રીકૃષ્ણના વચન પ્રમાણે મુમુક્ષુ જીવને તે તે પ્રસંગો સુખદાયક માનવા ઘટે છે, કે જે પ્રસંગને કારણે આત્મસાધન સૂઝે છે.

અમુક વખત સુધી અનુકૂળપ્રસંગી સંસારમા કદાપિ સત્સંગનો જોગ થયો હોય તોપણ આ કાળમા તે વડે વૈરાગ્યનુ યથાસ્થિત વેદન થવુ દુર્લભ છે, પણ ત્યાર પછી પ્રતિકૂળ પ્રતિકૂળ કોઈ કોઈ પ્રસંગ બન્યા કર્યા હોય તો તેને વિચારે, તેને વિમાસણે સત્સંગ હિતકારક થઈ આવે છે, એવું જાણી જે કંઈ પ્રતિકૂળ પ્રસંગની પ્રાપ્તિ થાય તે આત્મસાધનના કારણરૂપે માની સમાધિ રાખી ઉજાગર રહેવુ કલ્પિત ભાવમા કોઈ રીતે ભૂલ્યા જેવું નથી

---

[ ૩૬૭ ] ૪૪૮ મુંબઈ, વૈશાખ વદ ૯, ૧૯૪૯

શ્રી મહાવીરદેવને ગોતમાદિ મુનિજન એમ પૂછતા હતા કે હે પૂજ્ય! 'માહણ', 'શ્રમણ', 'ભિક્ષુ' અને 'નિર્ગ્રંથ' એ ચાર શબ્દનો અર્થ શો છે, તે અમને કહો તે અર્થ ત્યાર પછી શ્રી તીર્થંકર વિસ્તારથી કહેતા હતા ઘણા પ્રકારની વીતરાગ અવસ્થાઓ તે ચારની અનુક્રમે વિશેષથી વિશેષ કરી કહેતા હતા, અને એમ તે શબ્દનો અર્થ શિષ્યો ધારતા હતા

નિર્ગ્રંથની ઘણી દશાઓ કહેતા એક 'આત્મવાદપ્રાપ્ત' એવો શબ્દ તે નિર્ગ્રંથનો તીર્થંકર કહેતા હતા ટીકાકાર શીલાંગાચાર્ય તે [1]'આત્મવાદપ્રાપ્ત' શબ્દનો અર્થ એમ કહેતા હતા કે 'ઉપયોગ છે લક્ષણ જેનુ, અસંખ્ય પ્રદેશી, સંકોચવિકાસનુ ભાજન, પોતાના કરેલાં કર્મોનો ભોક્તા, વ્યવસ્થાએ કરી દ્રવ્યપર્યાયરૂપ, નિત્યાનિત્યાદિ અનંત ધર્માત્મક એવા આત્માને જાણનાર'

---

૧ જુઓ, શ્રી સૂત્રકૃતાગસૂત્ર, શ્રુતસ્કંધ ૧, અધ્યયન ૧૬, ગાથા ૫ 'आयवायपत्ते'=आत्मवादप्राप्त आत्मन उपयोगलक्षणस्य जीवस्यासंख्येयप्रदेशात्मकस्य संकोचविकाशभाज स्वकृतफलभुज प्रत्येकसाधारणतया व्यवस्थितस्य द्रव्यपर्यायतया नित्यानित्याद्यनंतधर्मात्मकस्य वा वाद आत्मवादस्त प्राप्त आत्मवादप्राप्त सम्यग् यथावस्थितात्मस्वतत्त्ववेदीत्यर्थ ।

[૩૯૫] ૪૮૨ મુબઈ, પોષ વદ ૧૪, રવિ, ૧૯૫૦

હાલ વિશેષપણે કરી લખવાનુ થતુ નથી તેમાં, ઉપાધિ કરતા ચિત્તનુ સક્ષેપપણુ વિશેષ કારણ રૂપે છે.(ચિત્તનું ઇચ્છારૂપમાં કઈ પ્રવર્તન થવુ સક્ષેપ પામે, ન્યૂન થાય તે સક્ષેપપણુ અત્રે લખ્યું છે) અમે એમ વેદ્યુ છે કે, જ્યા કઈ પણ પ્રમત્તદશા હોય છે ત્યા જગતપ્રત્યયી કામનો આત્માને વિષે અવકાશ ઘટે છે જ્યા કેવળ અપ્રમત્તતા વર્તે છે, ત્યા આત્મા સિવાય બીજા કોઈ પણ ભાવનો અવકાશ વર્તે નહી, જોકે તીર્થંકરાદિક, સપૂર્ણ એવું જ્ઞાન પામ્યા પછી, કોઈ જાતની દેહક્રિયાએ સહિત દેખાવાનું બન્યું છે, તથાપિ આત્મા, એ ક્રિયાનો અવકાશ પામે તો જ કરી શકે એવી ક્રિયા કોઈ તે જ્ઞાન પછી હોઈ શકે નહી, અને તો જ ત્યા સપૂર્ણજ્ઞાન ટકે, એવો અસ દેહ જ્ઞાનીપુરુષોનો નિર્ધાર છે, એમ અમને લાગે છે જ્વરાદિ રોગમા કઈ સ્નેહ જેમ ચિત્તને નથી થતો, તેમ આ ભાવોને વિષે પણ વર્તે છે, લગભગ સ્પષ્ટ વર્તે છે, અને તે પ્રતિબધના રહિતપણાનો વિચાર થયા કરે છે

---

[૩૯૬] ૪૮૩ મોહમયી, માહ વદ ૪, શુક્ર, ૧૯૫૦

પરમસ્નેહી શ્રી સોભાગ,

શ્રી અજાર

તમારા પત્રો પહોચ્યા છે તે સાથે પ્રશ્નોની ટીપ ઉતારીને બીડી તે પહોચી છે તે પ્રશ્નોમા જે વિચાર જણાવ્યા છે, તે પ્રથમ વિચારભૂમિકામા વિચારવા જેવા છે જે પુરુષે તે ગ્રથ કર્યો છે, તેણે વેદાતાદિ શાસ્ત્રના અમુક ગ્રથના અવલોકન ઉપરથી તે પ્રશ્નો લખ્યા છે અત્યત આશ્ચર્યયોગ્ય વાર્તા એમા લખી નથી; એ પ્રશ્નો તથા તે જાતિના વિચાર ઘણા વખત પહેલાં વિચાર્યા હતા, અને એવા વિચારની વિચારણા કરવા વિષે તમને તથા ગોસળિયાને જણાવ્યું હતું તેમ જ બીજા તેવા મુમુક્ષુને તેવા વિચારના અવલોકન વિષે કહ્યુ હતું, અથવા કહ્યાનું થઈ આવે છે કે, જે વિચારોની વિચારણા ઉપરથી અનુક્રમે સદ્અસદ્નો પૂરો વિવેક થઈ શકે

હાલ સાત આઠ દિવસ થયા શારીરિક સ્થિતિ જ્વરગ્રસ્ત હતી, હમણા બે દિવસ થયાં ઠીક છે

કવિતા બીડી તે પહોચી છે તેમા આલાપિકા તરીકેના ભેદમા તમારુ નામ બતાવ્યુ છે અને કવિતા કરવામા જે કઈ વિચક્ષણતા જોઈએ તે બતાવવાનો વિચાર રાખ્યો છે કવિતા ઠીક છે કવિતા કવિતાર્થે આરાધવા યોગ્ય નથી, સસારાર્થે આરાધવા યોગ્ય નથી, ભગવદ્ભજનાર્થે, આત્મકલ્યાણાર્થે જો તેનુ પ્રયોજન થાય તો જીવને તે ગુણની ક્ષયોપશમતાનુ ફળ છે જે વિદ્યાથી ઉપશમગુણ પ્રગટ્યો નહી, વિવેક આવ્યો નહી, કે સમાધિ થઈ નહી તે વિદ્યાને વિષે રૂડા જીવે આગ્રહ કરવાયોગ્ય નથી

હાલ હવે ઘણુ કરી મોતીની ખરીદી બધ રાખી છે વિલાયતમા છે તેનો અનુક્રમે વેચવાનો વિચાર રાખ્યો છે જો આ પ્રસગ ન હોત તો તે પ્રસગમા ઉદ્ભવ થતી જજાળ એને તેનુ ઉપશમાવવું થાત નહી હવે તે સ્વસ વેદ્યરૂપે અનુભવમા આવેલ છે, તે પણ એક પ્રકારનું પ્રારબ્ધનિવર્તન રૂપ છે સવિગત જ્ઞાનવાર્તાનો હવે પત્ર લખશો, તો ઘણુ કરી તેનો ઉત્તર લખીશુ

લિ૦ આત્મસ્વરૂપ

---

[૩૯૭] ૪૮૪ મોહમયી, માહ વદ ૮, ગુરુ. ૧૯૫૦

પરમસ્નેહી શ્રી સોભાગ,

શ્રી અજાર,

અત્રેના ઉપાધિપ્રસગમા કઈક વિશેષ સહનતાથી વર્તવુ પડે એવી મોસમ હોવાથી આત્માને

ઉદાસીનપણે લોકધર્મસંબંધી અને કર્મસંબંધી પરિણામે છૂટી શકાય એવી રીતે વ્યવહાર કરવો, જે વ્યવહાર કર્યામાં જીવને પોતાની મહત્તાદિની ઇચ્છા હોય તે વ્યવહાર કરવો યથાયોગ્ય નથી

અમારા સમાગમનો હાલ અંતરાય જાણી નિરાશતાને પ્રાપ્ત થવું ઘટે છે, તથાપિ તેમ કરવા વિષે 'ઇશ્વરેચ્છા' જાણી સમાગમની કામના રાખી જેટલો પરસ્પર મુમુક્ષુભાઈઓનો સમાગમ બને તેટલો કરવો, જેટલું બને તેટલું પ્રવૃત્તિમાંથી વિરક્તપણું રાખવું, સત્પુરુષના ચરિત્રો અને માર્ગાનુસારી (સુંદરદાસ, પ્રીતમ, અખા, કબીર આદિ) જીવોના વચનો અને જેનો ઉદ્દેશ આત્માને મુખ્ય કહેવા વિષે છે, એવા (વિચારસાગર, સુંદરદાસના ગ્રંથ, આનંદઘનજી, બનારસીદાસ, કબીર, અખા વગેરેના પદ) ગ્રંથનો પરિચય રાખવો, અને એ સૌ સાધનમાં મુખ્ય સાધન એવો શ્રી સત્પુરુષનો સમાગમ ગણવો

અમારા સમાગમનો અંતરાય જાણી ચિત્તને પ્રમાદનો અવકાશ આપવો યોગ્ય નહીં, પરસ્પર મુમુક્ષુભાઈઓનો સમાગમ અવ્યવસ્થિત થવા દેવો યોગ્ય નહીં, નિવૃત્તિના ક્ષેત્રનો પ્રસંગ ન્યૂન થવા દેવો યોગ્ય નહીં, કામનાપૂર્વક પ્રવૃત્તિ યોગ્ય નહીં, એમ વિચારી જેમ બને તેમ અપ્રમત્તતાને, પરસ્પરના સમાગમને, નિવૃત્તિના ક્ષેત્રને અને પ્રવૃત્તિના ઉદાસીનપણાને આરાધવા

જે પ્રવૃત્તિ અત્ર ઉદયમાં છે, તે બીજે દ્વારેથી ચાલ્યા જતાં પણ ન છોડી શકાય એવી છે, વેદવાયોગ્ય છે માટે તેને અનુસરીએ છીએ, તથાપિ અવ્યાબાધ સ્થિતિને વિષે જેવું ને તેવું સ્વાસ્થ્ય છે

આજે આ આઠમું પત્ર લખીએ છીએ તે સૌ તમ સર્વ જિજ્ઞાસુભાઈઓને વારંવાર વિચારવાને અર્થે લખાયા છે ચિત્ત એવા ઉદયવાળું ક્યારેક વર્તે છે આજે તેવો અનુક્રમે ઉદય થવાથી તે ઉદય પ્રમાણે લખ્યું છે અમે સત્સંગની તથા નિવૃત્તિની કામના રાખીએ છીએ, તો પછી તમ સર્વેને એ રાખવી ઘટે એમાં કંઈ આશ્ચર્ય નથી અમે અલ્પારંભને, અલ્પપરિગ્રહને વ્યવહારમાં બેઠાં પ્રારબ્ધ નિવૃત્તિરૂપે ઇચ્છીએ છીએ, મહત્ આરંભ, અને મહત્ પરિગ્રહમાં પડતા નથી તો પછી તમારે તેમ વર્તવું ઘટે એમાં કંઈ સંશય કર્તવ્ય નથી અત્યારે સમાગમ થવાના જોગનો નિયમિત વખત લખી શકાય એમ સૂઝતું નથી એ જ વિનંતી

---

[૩૬૯] ૪૫૦ મુંબઈ, જેઠ સુદ ૧૫, ભોમ, ૧૯૪૯

"જીવ તું શીદ શોચના ધરે? કૃષ્ણને કરવું હોય તે કરે,
ચિત્ત તું શીદ શોચના ધરે? કૃષ્ણને કરવું હોય તે કરે" દયારામ

પૂર્વે જ્ઞાનીપુરુષો થઈ ગયા છે, તે જ્ઞાનીમાં ઘણા જ્ઞાનીપુરુષો સિદ્ધિજોગવાળા થઈ ગયા છે, એવું જે લોકકથન છે તે સાચું છે કે ખોટું એમ આપનું પ્રશ્ન છે, અને સાચું સંભવે છે, એમ આપનો અભિપ્રાય છે સાક્ષાત્ જોવામાં આવતું નથી, એ વિચારરૂપ જિજ્ઞાસા છે

કેટલાક માર્ગાનુસારી પુરુષો અને અજ્ઞાન યોગીપુરુષોને વિષે પણ સિદ્ધિજોગ હોય છે ઘણું કરી તેમના ચિત્તના અત્યંત સરળપણાથી અથવા સિદ્ધિજોગાદિને અજ્ઞાનજોગે સ્ફુરણા આપવાથી તે પ્રવર્તે છે

સમ્યક્દૃષ્ટિપુરુષો કે જેનો ચોથે ગુણઠાણે સંભવ છે, તેવા જ્ઞાનીપુરુષોને વિષે ક્વચિત્ સિદ્ધિ હોય છે, અને ક્વચિત્ સિદ્ધિ હોતી નથી જેને વિષે હોય છે, તેને તે સ્ફુરણા વિષે પ્રાયે ઇચ્છા થતી નથી, અને ઘણું કરી જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે જીવ પ્રમાદવશપણે હોય તો થાય છે, અને જો તેવી ઇચ્છા થઈ તો સમ્યક્ત્વથી પડવાપણું તેને ઘટે છે

પ્રાયે પાંચમે, છઠ્ઠે ગુણઠાણે પણ ઉત્તરોત્તર સિદ્ધિજોગનો વિશેષ સંભવ થતો જાય છે, અને

[૪૦૦] ૪૮૭ મુંબઈ, ફાગણ સુદ ૧૧, રવિ, ૧૯૫૦

ૐ

બુધવારે એક પત્ર લખીશું, નહીં તો રવિવારે સવિગત પત્ર લખીશું, એમ જણાવ્યું હતું તે જણાવતી વખતે ચિત્તમાં એમ હતું કે તમ મુમુક્ષુઓને કંઈ નિયમ જેવું સ્વસ્થપણું થવું ઘટે છે, અને તે વિષે કંઈ લખવાનું સૂઝે તો લખવું એમ આવ્યું હતું. લખવાનું કરતાં એમ થયું કે જે કંઈ લખવામાં આવે છે તે સત્સંગ-પ્રસંગમાં વિસ્તારથી કહેવાયોગ્ય છે, અને તે કંઈ ફળરૂપ થવા યોગ્ય છે. લખવામાં જે વિસ્તાર આવ્યાથી તમને સમજી શકવાનું થાય, તેટલું લખવાનું હમણાં થઈ શકે તેવો આ વ્યવસાય નથી, અને જે વ્યવસાય છે તે પ્રારબ્ધરૂપ હોવાથી તે પ્રમાણે વર્તવું થાય છે એટલે તેમાં વિશેષ બળ કરી લખવાનું થઈ શકવું મુશ્કેલ છે. માટે તે ક્રમે કરી જણાવવાનું ચિત્ત રહે છે.

આટલી વાતનો નિશ્ચય રાખવો યોગ્ય છે, કે જ્ઞાનીપુરુષને પણ પ્રારબ્ધકર્મ ભોગવ્યા વિના નિવૃત્ત થતા નથી, અને અભોગવ્યે નિવૃત્ત થવાને વિષે જ્ઞાનીને કંઈ ઇચ્છા નથી. જ્ઞાની સિવાય બીજા જીવને પણ કેટલાક કર્મ છે, કે જે ભોગવ્યે જ નિવૃત્ત થાય, અર્થાત્ તે પ્રારબ્ધ જેવા હોય છે, તથાપિ ભેદ એટલો છે કે જ્ઞાનીની પ્રવૃત્તિ પૂર્વોપાર્જિત કારણથી માત્ર છે, અને બીજાની પ્રવૃત્તિમાં ભાવિ સંસારનો હેતુ છે, માટે જ્ઞાનીનું પ્રારબ્ધ જુદું પડે છે. એ પ્રારબ્ધનો એવો નિર્ધાર નથી કે તે નિવૃત્તિરૂપે જ ઉદય આવે. જેમ શ્રી કૃષ્ણાદિક જ્ઞાનીપુરુષ, કે જેને પ્રવૃત્તિરૂપ પ્રારબ્ધ છતાં જ્ઞાનદશા હતી, જેમ ગૃહઅવસ્થામાં શ્રી તીર્થંકર. એ પ્રારબ્ધ નિવૃત્ત થવું તે માત્ર ભોગવ્યાથી સંભવે છે. કેટલીક પ્રારબ્ધસ્થિતિ એવી છે કે જે જ્ઞાનીપુરુષને વિષે તેના સ્વરૂપ માટે જીવોને અંદેશાનો હેતુ થાય, અને તે માટે થઈ જ્ઞાનીપુરુષો ઘણું કરી જડમૌનદશા રાખી પોતાનું જ્ઞાનીપણું અસ્પષ્ટ રાખે છે, તથાપિ પ્રારબ્ધવશાત્ તે દશા કોઈને સ્પષ્ટ જાણવામાં આવે, તો પછી તે જ્ઞાનીપુરુષનું વિચિત્ર પ્રારબ્ધ તેને અંદેશાનો હેતુ થતો નથી.

---

[૪૦૧] ૪૮૮ મુંબઈ, ફાગણ વદ ૧૦, શનિ, ૧૯૫૦

શ્રી 'શિક્ષાપત્ર' ગ્રંથ વાચવા, વિચારવામાં હાલ કંઈ અડચણ નથી. જ્યાં કોઈ અંદેશાનો હેતુ હોય ત્યાં વિચારવું, અથવા સમાધાન પુછાવવાયોગ્ય હોય તો પૂછવામાં પ્રતિબંધ નથી.

સુદર્શન શેઠ પુરુષધર્મમાં હતા, તથાપિ રાણીના સમાગમમાં તે અવિકળ હતા. અત્યંત આત્મબળે કામ ઉપશમાવવાથી કામેંદ્રિયને વિષે અજાગૃતપણું જ સંભવે છે, અને તે વખતે રાણીએ કદાપિ તેના દેહનો પરિચય કરવા ઇચ્છા કરી હોત તોપણ કામની જાગૃતિ શ્રી સુદર્શનમાં જોવામાં આવત નહીં, એમ અમને લાગે છે.

---

[૪૦૨] ૪૮૯ મુંબઈ, ફાગણ વદ ૧૧, રવિ, ૧૯૫૦

'શિક્ષાપત્ર' ગ્રંથમાં મુખ્ય ભક્તિનું પ્રયોજન છે. ભક્તિના આધારરૂપ એવા વિવેક, ધૈર્ય અને આશ્રય એ ત્રણ ગુણનું તેમાં વિશેષ પોષણ કર્યું છે. તેમાં ધૈર્ય અને આશ્રયનું પ્રતિપાદન વિશેષ સમ્યક્પ્રકારે છે, જે વિચારી મુમુક્ષુજીવે સ્વગુણ કરવાયોગ્ય છે. શ્રી કૃષ્ણાદિનો પ્રસંગ એમાં જે જે આવે છે તે ક્વચિત્ સંદેહનો હેતુ થાય એવો છે, તથાપિ તેમાં શ્રીકૃષ્ણનું સ્વરૂપ સમજાયાફેર ગણી ઉપેક્ષિત રહેવાયોગ્ય છે. કેવળ હિતબુદ્ધિથી વાચવા વિચારવામાં મુમુક્ષુનું પ્રયોજન હોય છે.

પ્રણામ

[૪૦૩] ૪૯૦ મુંબઈ, ફાગણ વદ ૧૧, રવિ, ૧૯૫૦

ઉપાધિ મટાડવાના બે પ્રકારથી પુરુષાર્થ થઈ શકે, એક તો કોઈ પણ વ્યાપારાદિ કાર્યથી બીજો પ્રકાર વિદ્યા, મંત્રાદિ સાધનથી. જોકે એ બન્નેમાં અંતરાય તૂટવાનો સંભવ પ્રથમ જીવને હોવો જોઈએ. પ્રથમ દર્શાવેલો પ્રકાર કોઈ રીતે બને તો કરવામાં અમને હાલ પ્રતિબંધ નથી,

સત્સંગના ઇચ્છાવાન જીવોની પ્રત્યે કંઈ પણ ઉપકારક સંભાળ થતી હોય તો તે થવા યોગ્ય છે પણ અવ્યવસ્થાને લીધે અમે તે કારણોમા અશક્ત થઈ વર્તીએ છીએ, તે અંતઃકરણથી કહીએ છીએ કે ક્ષમા યોગ્ય છે એ જ વિનતી

---

૪૫૨ મુબાઈ, પ્રથમ અસાડ સુદ ૧૨, ૧૯૪૯

ઉપાધિના કારણથી હાલ અત્રે સ્થિતિ સંભવે છે
અત્રે સુખવૃત્તિ છે દુઃખ કલ્પિત છે

લિ૦ રાયચંદના પ્ર૦

---

[૩૭૦] ૪૫૩ મુબાઈ, પ્રથમ અસાડ વદ ૩, રવિ, ૧૯૪૯

મુમુક્ષુજનના પરમબંધવ, પરમસ્નેહી શ્રી સોભાગ્ય, મોરબી

અત્રે સમાધિનો યથાયોગ્ય અવકાશ નથી હાલ કોઈ પૂર્વોપાર્જિત પ્રારબ્ધ એવા ઉદયમા વર્તે છે

ગઈ સાલના માર્ગશીર્ષ માસમા અત્રે આવવુ થયું, ત્યારથી ઉત્તરોત્તર ઉપાધિયોગ વિશેષાકાર થતો આવ્યો છે, અને ઘણુ કરી તે ઉપાધિયોગ વિશેષ પ્રકારે કરી ઉપયોગથી વેદવો પડ્યો છે

આ કાળ સ્વભાવે કરી તીર્થંકરાદિકે દુષમ કહ્યો છે તેમા વિશેષ કરી પ્રયોગે અનાર્યપણાયોગ્ય થયેલા એવા, આવા ક્ષેત્રો વિષે તે કાળ બળવાનપણે વર્તે છે લોકોની આત્મપ્રત્યયયોગ્ય બુદ્ધિ અત્યંત હણાઈ જવા યોગ્ય થઈ છે, એવા સર્વ પ્રકારના દુષમયોગને વિષે વ્યવહાર કરતાં પરમાર્થનુ વીસરવુ અત્યંત સુલભ છે અને પરમાર્થનુ અવીસરવુ અત્યંત અત્યંત દુર્લભ છે આનંદઘનજીએ ચૌદમા જિનના સ્તવનને વિષે કહ્યુ છે, તેમા આવા ક્ષેત્રનુ દુષમપણુ એટલી વિશેષતા છે, અને આનંદઘનજીના કાળ કરતા વર્તમાનકાળ વિશેષ દુષમપરિણામી વર્તે છે, તેમા જો કોઈ આત્મપ્રત્યયીપુરુષને બચવાયોગ્ય ઉપાય હોય તો તે એક માત્ર નિરંતર અવિચ્છિન્ન ધારાએ સત્સંગનુ ઉપાસવુ એ જ જણાય છે

પ્રાયે સર્વ કામના પ્રત્યે ઉદાસીનપણુ છે, એવા અમને પણ આ સર્વ વ્યવહાર અને કાળાદિ ગળકા ખાતા ખાતા સંસારસમુદ્ર માડ તરવા દે છે, તથાપિ સમયે સમયે તે પરિશ્રમનો અત્યંત પ્રસ્વેદ ઉત્પન્ન થયા કરે છે, અને ઉતાપ ઉત્પન્ન થઈ સત્સંગરૂપ જળની તૃષા અત્યંતપણે રહ્યા કરે છે, અને એ જ દુઃખ લાગ્યા કરે છે

એમ છતા પણ આવો વ્યવહાર ભજતા દ્વેષપરિણામ તે પ્રત્યે કરવાયોગ્ય નથી, એવો જે સર્વ જ્ઞાનીપુરુષોનો અભિપ્રાય તે, તે વ્યવહાર પ્રાયે સમતાપણે કરાવે છે આત્મા તેને વિષે જાણે કંઈ કરતો નથી, એમ લાગ્યા કરે છે

આ જે ઉપાધિ ઉદયવર્તી છે, તે સર્વ પ્રકારે કષ્ટરૂપ છે, એમ પણ વિચારતા લાગતું નથી પૂર્વોપાર્જિત પ્રારબ્ધ જે વડે શાંત થાય છે, તે ઉપાધિ પરિણામે આત્મપ્રત્યયી કહેવાયોગ્ય છે

મનમા એમ ને એમ રહ્યા કરે છે કે અલ્પકાળમા આ ઉપાધિયોગ મટી બાહ્યાભ્યંતર નિર્ગ્રંથતા પ્રાપ્ત થાય તો વધારે યોગ્ય છે, તથાપિ તે વાત અલ્પકાળમા બને એવુ સૂઝતું નથી, અને જ્યા સુધી તેમ ન થાય ત્યા સુધી તે ચિંતના મટવી સંભવતી નથી

બીજો બધો વ્યવહાર વર્તમાનમા જ મૂકી દીધો હોય તો તે બને એવુ છે બે ત્રણ ઉદયવ્યવહાર એવા છે કે જે ભોગવ્યે જ નિવૃત્ત થાય એવા છે, અને કષ્ટે પણ તે વિશેષકાળની સ્થિતિમાથી અલ્પકાળમા વેદી શકાય નહી એવા છે, અને તે કારણે કરી મૂર્ખની પેઠે આ વ્યવહાર ભજ્યા કરીએ છીએ.

અમારા ચિત્તમા તો એમ આવે છે કે, મુમુક્ષુજીવને આ કાળને વિષે સ સારની પ્રતિકૂળ દશાઓ પ્રાપ્ત થવી તે તેને સ સારથી તરવા બરાબર છે અન તકાળથી અભ્યાસેલો એવો આ સ સાર સ્પષ્ટ વિચારવાનો વખત પ્રતિકૂળ પ્રસ ગે વિશેષે હોય છે, એ વાત નિશ્ચય કરવાયોગ્ય છે

હાલ કઈ સત્સ ગજોગ મળે છે કે કેમ ? તે અથવા કઈ અપૂર્વ પ્રશ્ન આવે છે કે કેમ ? તે લખવામા આવતુ નથી તે લખશો આવો એક તમને સાધારણ પ્રતિકૂળ પ્રસ ગ બન્યો છે તેમા મુઝાવું ઘટતું નથી એ પ્રસ ગ જો સમતાએ વેદવામા આવે તો જીવને નિર્વાણ સમીપનુ સાધન છે. વ્યાવહારિક પ્રસ ગોનું નિત્ય ચિત્રવિચિત્રપણુ છે માત્ર કલ્પનાએ તેમા સુખ અને કલ્પનાએ દુ ખ એવી તેની સ્થિતિ છે અનુકૂળ કલ્પનાએ તે અનુકળ ભાસે છે, પ્રતિકૂળ કલ્પનાએ તે પ્રતિકૂળ ભાસે છે, અને જ્ઞાનીપુરુષોએ તે બે ય કલ્પના કરવાની ના કહી છે અને તમને તે કરવી ઘટતી નથી વિચારવાનને શોક ઘટે નહીં, એમ શ્રી તીર્થ કર કહેતા હતા

---

[ ૪૦૬ ] ૪૯૩ મુબઈ, ફાગણ, ૧૯૫૦

**અનન્ય શરણના આપનાર એવા શ્રી સદ્ગુરુદેવને અત્ય ત ભક્તિથી નમસ્કાર.**

શુદ્ધ આત્મસ્વરૂપને પામ્યા છે એવા જ્ઞાનીપુરુષોએ નીચે કહ્યા છે તે છ પદને સમ્યગ્દર્શનના નિવાસના સર્વોત્કૃષ્ટ સ્થાનક કહ્યા છે

પ્રથમ પદ —'આત્મા છે ' જેમ ઘટપટઆદિ પદાર્થો છે, તેમ આત્મા પણ છે અમુક ગુણ હોવાને લીધે જેમ ઘટપટઆદિ હોવાનુ પ્રમાણ છે, તેમ સ્વપરપ્રકાશક એવી ચૈતન્યસત્તાનો પ્રત્યક્ષ ગુણ જેને વિષે છે એવો આત્મા હોવાનું પ્રમાણ છે

બીજુ પદ —'આત્મા નિત્ય છે ' ઘટપટઆદિ પદાર્થો અમુક કાળવર્તી છે આત્મા ત્રિકાળવર્તી છે ઘટપટાદિ સ યોગે કરી પદાર્થ છે આત્મા સ્વભાવે કરીને પદાર્થ છે, કેમ કે તેની ઉત્પત્તિ માટે કોઈ પણ સ યોગો અનુભવયોગ્ય થતા નથી કોઈ પણ સ યોગી દ્રવ્યથી ચેતનસત્તા પ્રગટ થવાયોગ્ય નથી, માટે અનુત્પન્ન છે અસ યોગી હોવાથી અવિનાશી છે, કેમ કે જેની કોઈ સ યોગથી ઉત્પત્તિ ન હોય, તેનો કોઈને વિષે લય પણ હોય નહી

ત્રીજુ પદ —'આત્મા કર્ત્તા છે ' સર્વ પદાર્થ અર્થક્રિયાસ પન્ન છે કઈને કઈ પરિણામ ક્રિયા સહિત જ સર્વ પદાર્થ જોવામા આવે છે આત્મા પણ ક્રિયાસ પન્ન છે ક્રિયાસ પન્ન છે, માટે કર્ત્તા છે તે કર્ત્તાપણુ ત્રિવિધ શ્રી જિને વિવેચ્યું છે, પરમાર્થથી સ્વભાવપરિણતિએ નિજસ્વરૂપનો કર્ત્તા છે અનુપચરિત (અનુભવમા આવવાયોગ્ય, વિશેષ સ બ ધસહિત) વ્યવહારથી તે આત્મા દ્રવ્યકર્મનો કર્ત્તા છે ઉપચારથી ઘર, નગર આદિનો કર્ત્તા છે

ચોથુ પદ —'આત્મા ભોક્તા છે ' જે જે કઈ ક્રિયા છે તે તે સર્વ સફળ છે, નિરર્થક નથી જે કઈ પણ કરવામા આવે તેનુ ફળ ભોગવવામા આવે એવો પ્રત્યક્ષ અનુભવ છે વિષ ખાવાથી વિષનું ફળ, સાકર ખાવાથી સાકરનું ફળ, અગ્નિસ્પર્શથી તે અગ્નિસ્પર્શનુ ફળ, હિમને સ્પર્શ કરવાથી હિમસ્પર્શનુ જેમ ફળ થયા વિના રહેતું નથી, તેમ કષાયાદિ કે અકષાયાદિ જે કઈ પણ પરિણામે આત્મા પ્રવર્તે તેનુ ફળ પણ થવા યોગ્ય જ છે, અને તે થાય છે તે ક્રિયાનો આત્મા કર્ત્તા હોવાથી ભોક્તા છે

પાચમુ પદ —'મોક્ષપદ છે ' જે અનુપચરિત વ્યવહારથી જીવને કર્મનુ કર્ત્તાપણુ નિરૂપણ કર્યું કર્ત્તાપણુ હોવાથી ભોક્તાપણુ નિરૂપણ કર્યું, તે કર્મનુ ટળવાપણુ પણ છે, કેમ કે પ્રત્યક્ષ કષાયાદિનું તીવ્રપણુ હોય પણ તેના અનભ્યાસથી તેના અપરિચયથી તેને ઉપશમ કરવાથી તેનુ

[ ૩૭૨ ] ૪૫૫ મુબઈ, પ્રથમ અસાડ વદ ૧૩, ભોમ, ૧૯૪૯

અનુકૂળતા, પ્રતિકૂળતાના કારણમાં વિષમતા નથી સત્સગના કામીજનને આ ક્ષેત્ર વિષમ જેવું છે કોઈ કોઈ ઉપાધિજોગનો અનુક્રમ અમને પણ રહ્યા કરે છે એ બે કારણ તરફની વિસ્મૃતિ કરતા પણ જે ઘરમા રહેવાનું છે તેની કેટલીક પ્રતિકૂળતા છે, તો હાલ તમ સો ભાઈઓનો વિચાર કઈ મુલતવવા યોગ્ય (જેવુ) છે

---

[ ૩૭૩ ] ૪૫૬ મુંબઈ, પ્રથમ આષાઢ વદ ૧૪, બુધ, ૧૯૪૯

ઘણુ કરીને પ્રાણીઓ આશાથી જીવે છે જેમ જેમ સજ્ઞા વિશેષ હોય છે તેમ તેમ વિશેષ આશાના બળથી જીવવુ થાય છે એક માત્ર જ્યા આત્મવિચાર અને આત્મજ્ઞાનનો ઉદ્ભવ થાય છે, ત્યા સર્વ પ્રકારની આશાની સમાધિ થઈ જીવના સ્વરૂપથી જિવાય છે. જે કોઈ પણ મનુષ્ય ઇચ્છે છે, તે ભવિષ્યમા તેની પ્રાપ્તિ ઇચ્છે છે, અને તે પ્રાપ્તિની ઇચ્છારૂપ આશાએ તેની કલ્પનાનુ જીવવુ છે, અને તે કલ્પના ઘણુ કરી કલ્પના જ રહ્યા કરે છે, જો તે કલ્પના જીવને ન હોય અને જ્ઞાન પણ ન હોય તો તેની દુ:ખકારક ભયકર સ્થિતિ અકથ્ય હોવી સભવે છે. સર્વ પ્રકારની આશા, તેમા પણ આત્મા સિવાય બીજા અન્ય પદાર્થની આશામા સમાધિ કેવા પ્રકારે થાય તે કહો

---

[ ૩૭૪ ] ૪૫૭ મુંબઈ, બીજા અસાડ સુદ ૬, બુધ, ૧૯૪૯

રાખ્યુ કઈ રહેતુ નથી, અને મૂક્યુ કઈ જતુ નથી, એવો પરમાર્થ વિચારી કોઈ પ્રત્યે દીનતા ભજવી કે વિશેષતા દાખવવી એ યોગ્ય નથી સમાગમમાં દીનપણે આવવુ નહી

---

૪૫૮ મુબઈ, બીજા અસાડ સુદ ૧૨, મગળ, ૧૯૪૯

અબાલાલના નામથી એક પત્તુ લખ્યુ છે તે પહોચ્યું હશે તેમા આજે એક કાગળ લખવાનું જણાવ્યું છે લગભગ એક કલાક વખત વિચાર વર્તતા કઈ સૂઝ ન થવાથી કાગળ લખવાનુ બન્યું નથી. તે ક્ષમા યોગ્ય છે

ઉપાધિના કારણથી હાલ અત્રે સ્થિતિ સભવે છે તમારો કોઈ ભાઈઓનો પ્રસગ, આ બાજુનો હાલ કઈ થોડા વખતમા થાય એવો સભવ હોય તો જણાવશો

ભક્તિપૂર્વક પ્રણામ

---

[ ૩૭૫ ] ૪૫૯ મુબઈ, બીજા આષાઢ વદ ૬, ૧૯૪૯

શ્રીકૃષ્ણાદિકની ક્રિયા ઉદાસીન જેવી હતી જે જીવને સમ્યક્ત્વ ઉત્પન્ન થાય, તેને સર્વ પ્રકારની સસારી ક્રિયા તે જ સમયે ન હોય એવો કઈ નિયમ નથી સમ્યક્ત્વ ઉત્પન્ન થવા પછી સસારી ક્રિયા રસરહિતપણે થવી સભવે છે ઘણુ કરી એવી કોઈ પણ ક્રિયા તે જીવની હોતી નથી કે જેથી પરમાર્થને વિષે ભ્રાતિ થાય, અને જ્યા સુધી પરમાર્થને વિષે ભ્રાતિ થાય નહી ત્યા સુધી બીજી ક્રિયાથી સમ્યક્ત્વને બાધ થાય નહીં સર્પને આ જગતના લોકો પૂજે છે તે વાસ્તવિકપણે પૂજ્ય-બુદ્ધિથી પૂજતા નથી, પણ ભયથી પૂજે છે, ભાવથી પૂજતા નથી, અને ઇષ્ટદેવને લોકો અત્યત ભાવે પૂજે છે, એમ સમ્યક્દૃષ્ટિ જીવ તે સસારને ભજતો દેખાય છે, તે પૂર્વે નિબધન કરેલા એવા પ્રારબ્ધકર્મથી દેખાય છે વાસ્તવ્યપણે ભાવથી તે સસારમા તેનો પ્રતિબધ ઘટે નહીં પૂર્વકર્મના ઉદયરૂપ ભયથી ઘટે છે જેટલે અશે ભાવપ્રતિબધ ન હોય તેટલે અશે જ સમ્યક્દૃષ્ટિપણુ તે જીવને હોય છે

૪૮

અવ્યાબાધ સુખનુ પ્રગટ કરનાર, જેના યોગે સહજમાત્રમા જીવ પામવા યોગ્ય થયો, તે સત્પુરુષના ઉપકારને સર્વોત્કૃષ્ટ ભક્તિએ નમસ્કાર હો ! નમસ્કાર હો ! !

---

[૪૦૭] ૪૯૪ મુંબઈ, ચૈત્ર સુદ, ૧૯૫૧

ૐ

અત્રે હાલ કંઈક બાહ્યઉપાધિ ઓછી વર્તે છે. તમારા પત્રમા પ્રશ્નો છે તેનું સમાધાન નીચે લખ્યાથી વિચારશો

પૂર્વકર્મ બે પ્રકારનાં છે, અથવા જીવથી જે જે કર્મ કરાય છે તે બે પ્રકારથી કરાય છે એક પ્રકારનાં કર્મ એવા છે, કે જે પ્રકારે કાળાદિ તેની સ્થિતિ છે, તે જ પ્રકારે તે ભોગવી શકાય બીજો પ્રકાર એવો છે, કે જ્ઞાનથી, વિચારથી કેટલાક કર્મ નિવૃત્ત થાય જ્ઞાન થવા છતા પણ જે પ્રકારના કર્મ અવશ્ય ભોગવવાયોગ્ય છે તે પ્રથમ પ્રકારનાં કર્મ કહ્યા છે, અને જે જ્ઞાનથી ટળી શકે છે તે બીજા પ્રકારના કર્મ કહ્યા છે કેવળજ્ઞાન ઉત્પન્ન થવા છતાં દેહનું રહેવુ થાય છે, તે દેહનું રહેવુ એ કેવળજ્ઞાનીની ઇચ્છાથી નથી, પણ પ્રારબ્ધથી છે, એટલુ સપૂર્ણ જ્ઞાનબળ છતા પણ તે દેહસ્થિતિ વેદ્યા સિવાય કેવળજ્ઞાનીથી પણ છૂટી શકાય નહીં, એવી સ્થિતિ છે, જોકે તેવા પ્રકારથી છૂટવા વિષે કોઈ જ્ઞાનીપુરુષ ઇચ્છા કરે નહીં, તથાપિ અત્રે કહેવાનુ એમ છે કે, જ્ઞાનીપુરુષને પણ તે કર્મ ભોગવવાયોગ્ય છે, તેમ જ અતરાયાદિ અમુક કર્મની વ્યવસ્થા એવી છે કે, તે જ્ઞાનીપુરુષને પણ ભોગવવાયોગ્ય છે, અર્થાત્ જ્ઞાનીપુરુષ પણ તે કર્મ ભોગવ્યા વિના નિવૃત્ત કરી શકે નહીં સર્વ પ્રકારનાં કર્મ એવા છે, કે તે અફળ હોય નહીં, માત્ર તેની નિવૃત્તિના પ્રકારમા ફેર છે

એક, જે પ્રકારે સ્થિતિ વગેરે બાધ્યું છે, તે જ પ્રકારે ભોગવવાયોગ્ય હોય છે બીજા, જીવના જ્ઞાનાદિ પુરુષાર્થધર્મે નિવૃત્ત થાય એવા હોય છે જ્ઞાનાદિ પુરુષાર્થધર્મે નિવૃત્ત થાય એવા કર્મની નિવૃત્તિ જ્ઞાનીપુરુષ પણ કરે છે, પણ ભોગવવાયોગ્ય કર્મને જ્ઞાનીપુરુષ સિદ્ધિઆદિ પ્રયત્ને કરી નિવૃત્ત કરવાની ઇચ્છા કરે નહીં એ સભવિત છે કર્મને યથાયોગ્યપણે ભોગવવા વિષે જ્ઞાનીપુરુષને સકોચ હોતો નથી કોઈ અજ્ઞાનદશા છતા પોતા વિષે જ્ઞાનદશા સમજનાર જીવ કદાપિ ભોગવવાયોગ્ય કર્મ ભોગવવા વિષે ન ઇચ્છે તોપણ ભોગવ્યે જ છૂટકો થાય એવી નીતિ છે જીવનું કરેલુ જો વગર ભોગવ્યે અફળ જતું હોય, તો પછી બધમોક્ષની વ્યવસ્થા ક્યાથી હોઈ શકે ?

વેદનીયાદિ કર્મ હોય તે ભોગવવા વિષે અમને નિરિચ્છા થતી નથી જો નિરિચ્છા થતી હોય, તો ચિત્તમા ખેદ થાય કે, જીવને દેહાભિમાન છે તેથી ઉપાર્જિત કર્મ ભોગવતા ખેદ થાય છે. અને તેથી નિરિચ્છા થાય છે

મત્રાદિથી, સિદ્ધિથી અને બીજા તેવા અમુક કારણોથી અમુક ચમત્કાર થઈ શકવા અસભવિત નથી, તથાપિ ઉપર જેમ અમે જણાવ્યા તેમ ભોગવવાયોગ્ય એવા 'નિકાચિતકર્મ' તે તેમાના કોઈ પ્રકારે મટી શકે નહીં, અમુક 'શિથિલકર્મ'ની ક્વચિત્ નિવૃત્તિ થાય છે, પણ તે કંઈ ઉપાર્જિત કરનારે વેદ્યા વિના નિવૃત્ત થાય છે એમ નહીં, આકારફેરથી તે કર્મનુ વેદવુ થાય છે

કોઈ એક એવુ 'શિથિલકર્મ' છે, કે જેમા અમુક વખત ચિત્તની સ્થિરતા રહે તો તે નિવૃત્ત થાય તેવુ કર્મ તે મત્રાદિમા સ્થિરતાના યોગે નિવૃત્ત થાય એ સભવિત છે, અથવા કોઈ પાસે પૂર્વ લાભનો કોઈ એવો બધ છે, કે જે માત્ર તેની થોડી કૃપાથી ફળીભૂત થઈ આવે એ પણ એક સિદ્ધિ જેવુ છે, તેમ અમુક મત્રાદિના પ્રયત્નમા હોય અને અમુક પૂર્વાંતરાય તૂટવાનો પ્રસગ સમીપવર્તી હોય, તોપણ કાર્યસિદ્ધિ મત્રાદિથી થઈ ગણાય, પણ એ વાતમા કંઈ સહેજ પણ ચિત્ત વવાનુ કારણ નથી, નિષ્ફળ વાર્તા છે આત્માના કલ્યાણ સબધનો એમા કોઈ મુખ્ય પ્રસગ નથી મુખ્ય

વેદના, વેદનાના ક્ષયકાળે નિવૃત્ત થયે ફરી તે વેદના કોઈ કર્મોનુ કારણ થતી નથી બ્યાધિરહિત શરીર હોય તેવા સમયમા જીવે જો તેનાથી પોતાનું જુદાપણુ જાણી, તેનુ અનિત્યાદિ સ્વરૂપ જાણી, તે પ્રત્યેથી મોહ–મમત્વાદિ ત્યાગ્યા હોય, તો તે મોટુ શ્રેય છે, તથાપિ તેમ ન બન્યું હોય તો કંઈ પણ વ્યાધિ ઉત્પન્ન થયે તેવી ભાવના ભાવતા જીવને નિશ્ચળ એવુ ઘણુ કરી કર્મબધન થતું નથી, અને મહાવ્યાધિના ઉત્પત્તિકાળે તો દેહનુ મમત્વ જીવે જરૂર ત્યાગી જ્ઞાનીપુરુષના માર્ગની વિચારણાએ વર્તવુ, એ રૂડો ઉપાય છે જોકે દેહનું તેવુ મમત્વ ત્યાગવુ કે ઓછુ કરવુ એ મહા દુષ્કર વાત છે, તથાપિ જેનો તેમ કરવા નિશ્ચય છે, તે વહેલે મોડે ફળીભૂત થાય છે

જ્યા સુધી દેહાદિકથી કરી જીવને આત્મકલ્યાણનું સાધન કરવુ રહ્યુ છે, ત્યા સુધી તે દેહને વિષે અપારિણામિક એવી મમતા ભજવી યોગ્ય છે, એટલે કે આ દેહના કોઈ ઉપચાર કરવા પડે તો તે ઉપચાર દેહના મમત્વાર્થે કરવાની ઇચ્છાએ નહીં, પણ તે દેહે કરી જ્ઞાનીપુરુષના માર્ગનુ આરાધન થઈ શકે છે, એવો કોઈ પ્રકારે તેમા રહેલો લાભ, તે લાભને અર્થે, અને તેવી જ બુદ્ધિએ તે દેહની વ્યાધિના ઉપચારે પ્રવર્તવામા બાધ નથી જે કંઈ તે મમતા છે તે અપારિણામિક મમતા છે, એટલે પરિણામે સમતાસ્વરૂપ છે, પણ તે દેહની પ્રિયતાર્થે, સાસારિક સાધનમા પ્રધાન ભોગનો એ હેતુ છે, તે ત્યાગવો પડે છે, એવા આર્ત્તધ્યાને કોઈ પ્રકારે પણ તે દેહમા બુદ્ધિ ન કરવી એવી જ્ઞાનીપુરુષના માર્ગની શિક્ષા જાણી આત્મકલ્યાણનો તેવા પ્રસગે લક્ષ રાખવો યોગ્ય છે

સર્વ પ્રકારે જ્ઞાનીના શરણમા બુદ્ધિ રાખી નિર્ભયપણાને, નિખેદપણાને ભજવાની શિક્ષા શ્રી તીર્થંકર જેવાએ કહી છે, અને અમે પણ એ જ કહીએ છીએ કોઈ પણ કારણે આ સસારમા કલેશિત થવા યોગ્ય નથી અવિચાર અને અજ્ઞાન એ સર્વ ક્લેશનું, મોહનુ, અને માઠી ગતિનુ કારણ છે સદ્વિચાર, અને આત્મજ્ઞાન તે આત્મગતિનું કારણ છે

તેનો પ્રથમ સાક્ષાત્ ઉપાય જ્ઞાનીપુરુષની આજ્ઞાને વિચારવી એ જ જણાય છે

પ્રણામ પહોચે

---

[ ૩૭૭ ] ૪૬૧ મુબઈ, શ્રાવણ સુદ ૪, મગળ, ૧૯૪૯

પરમસ્નેહી શ્રી સુભાગ્ય,

આપને પ્રતાપે અત્રે કુશળતા છે આ તરફ દગો ઉત્પન્ન થવા વિષેની વાત સાચી છે હરિઇચ્છાથી અને આપની કૃપાથી અત્રે કુશળક્ષેમ છે

શ્રી ગોસળિયાને અમારા પ્રણામ કહેશો ઈશ્વર ઇચ્છા હશે તો શ્રાવણ વદ ૧ ની લગભગ અત્રેથી થોડા દિવસ માટે બહાર નીકળવાનો વિચાર આવે છે કયે ગામ, અથવા કઈ તરફ જવુ તે હજુ કંઈ સૂઝ્યુ નથી કાઠિયાવાડમા આવવાનુ સૂઝે એમ ભાસતું નથી

આપને એક વાર તે માટે અવકાશનુ પુછાવ્યુ હતું તેનો યથાયોગ્ય ઉત્તર આવ્યો નથી ગોસળિયા બહાર નીકળવાની ઓછી બીક રાખતા હોય અને આપને નિરુપાધિ જેવો અવકાશ હોય, તો પાચ પદર દિવસ કોઈ ક્ષેત્રે નિવૃત્તિવાસનો વિચાર થાય છે, તે ઈશ્વરેચ્છાથી કરીએ

કોઈ જીવ સામાન્ય મુમુક્ષુ થાય છે, તેને પણ આ સસારના પ્રસગમા પ્રવર્તવા પ્રત્યયીનુ વીર્ય મદ પડી જાય છે, તો અમને તે પ્રત્યયી ઘણી મદતા વર્તે તેમા આશ્ચર્ય લાગતુ નથી, તથાપિ કોઈ પૂર્વે પ્રારબ્ધ ઉપાર્જન થવાનો એવો જ પ્રકાર હશે કે જેથી તે પ્રસગમા પ્રવર્તવાનું રહ્યા કરે પણ તે કેવુ રહ્યા કરે છે? કે જે ખાસ સસારસુખની ઇચ્છાવાળા હોય તેને પણ તેવુ કરવુ ન પોષાય, એવુ રહ્યા કરે છે જોકે એ વાતનો ખેદ યોગ્ય નથી, અને ઉદાસીનતા જ ભજીએ છીએ, તથાપિ તે કારણે એક બીજો ખેદ ઉત્પન્ન થાય છે, તે એ કે સત્સગ, નિવૃત્તિનુ અપ્રધાનપણુ રહ્યા કરે છે, અને

[૪૦૯] ૪૯૬ મુંબઈ, ચૈત્ર વદ ૧૪, શુક્ર, ૧૯૫૦

જે મુમુક્ષુજીવ ગૃહસ્થ વ્યવહારમા વર્તતા હોય, તેણે તો અખંડ નીતિનું મૂળ પ્રથમ આત્મામા સ્થાપવું જોઈએ નહી તો ઉપદેશાદિનું નિષ્ફળપણુ થાય છે

દ્રવ્યાદિ ઉત્પન્ન કરવા આદિમા સાગોપાગ ન્યાયસપન્ન રહેવું તેનુ નામ નીતિ છે એ નીતિ મૂકતા પ્રાણ જાય એવી દશા આવ્યે ત્યાગ વૈરાગ્ય ખરા સ્વરૂપમા પ્રગટે છે, અને તે જ જીવને સત્પુરુષના વચનનુ તથા આજ્ઞાધર્મનું અદ્‌ભુત સામર્થ્ય, માહાત્મ્ય અને રહસ્ય સમજાય છે, અને સર્વ વૃત્તિઓ નિજપણે વર્તવાનો માર્ગ સ્પષ્ટ સિદ્ધ થાય છે

દેશ, કાળ, સંગ આદિનો વિપરીત યોગ ઘણુ કરીને તમને વર્તે છે માટે વારવાર, પળે પળે તથા કાર્યે કાર્યે સાવચેતીથી નીતિ આદિ ધર્મોમા વર્તવુ ઘટે છે તમારી પેઠે જે જીવ કલ્યાણની આકાક્ષા રાખે છે, અને પ્રત્યક્ષ સત્પુરુષનો નિશ્ચય છે, તેને પ્રથમ ભૂમિકામા એ નીતિ મુખ્ય આધાર છે, જે જીવ સત્પુરુષનો નિશ્ચય થયો છે એમ માને છે, તેને વિષે ઉપર કહી તે નીતિનુ જો બળવાનપણુ ન હોય અને કલ્યાણની યાચના કરે તથા વાર્ત્તા કરે, તો એ નિશ્ચય માત્ર સત્પુરુષને વચવા બરોબર છે જોકે સત્પુરુષ તો નિરાકાક્ષી છે એટલે, તેને છેતરાવાપણુ કંઈ છે નહી, પણ એવા પ્રકારે પ્રવર્તતા જીવ તે અપરાધયોગ્ય થાય છે આ વાત પર વારવાર તમારે તથા તમારા સમાગમને ઇચ્છતા હોય તે મુમુક્ષુઓએ લક્ષ કર્ત્તવ્ય છે કઠણ વાત છે માટે ન બને, એ કલ્પના મુમુક્ષુને અહિતકારી છે અને છોડી દેવા યોગ્ય છે

---

[૪૧૦] ૪૯૭ મુંબઈ, ચૈત્ર વદ ૧૪, શુક્રવાર, ૧૯૫૦

ઉપદેશની આકાક્ષા રહ્યા કરે છે, તેવી આકાક્ષા મુમુક્ષુજીવને હિતકારી છે, જાગૃતિનો વિશેષ હેતુ છે જેમ જેમ જીવમા ત્યાગ વૈરાગ્ય અને આશ્રયભક્તિનુ બળ વધે છે, તેમ તેમ સત્પુરુષના વચનનુ અપૂર્વ અને અદ્‌ભુતસ્વરૂપ ભાસે છે, અને બધનિવૃત્તિના ઉપાયો સહજમા સિદ્ધ થાય છે પ્રત્યક્ષસત્પુરુષના ચરણારવિદનો યોગ કેટલાક સમય સુધી રહે તો પછી વિયોગમા પણ ત્યાગ વૈરાગ્ય અને આશ્રયભક્તિની ધારા બળવાન રહે છે, નહિ તો માઠા દેશ, કાળ, સગાદિના યોગથી સામાન્ય વૃત્તિના જીવો ત્યાગ વૈરાગ્યાદિના બળમા વધી શકતા નથી અથવા મદ પડી જાય છે, કે સર્વથા નાશ કરી દે છે

---

[૪૧૧] ૪૯૮ મુંબઈ, વૈશાખ સુદ ૧, રવિ ૧૯૫૦

શ્રી ત્રિભોવનાદિ,

'યોગવાસિષ્ઠ' વાચવામા હરકત નથી આત્માને વારવાર સસારનુ સ્વરૂપ કારાગૃહ જેવુ ક્ષણે ક્ષણે ભાસ્યા કરે એ મુમુક્ષુતાનુ મુખ્ય લક્ષણ છે યોગવાસિષ્ઠાદિ જે જે ગ્રથ તે કારણના પોષક છે તે વિચારવામા હરકત નથી મૂળ વાત તો એ છે કે જીવને વૈરાગ્ય આવતાં છતા પણ જે તેનું અત્યત શિથિળપણુ છે – ઢીલાપણુ છે – તે ટાળતા તેને અત્યત વસમુ લાગે છે, અને ગમે તે પ્રકારે પણ એ જ પ્રથમ ટાળવાયોગ્ય છે

---

[૪૧૨] ૪૯૯ મુંબઈ, વૈશાખ સુદ ૯, ૧૯૫૦

જે વ્યવસાયે કરી જીવને ભાવનિદ્રાનુ ઘટવુ ન થાય તે વ્યવસાય કોઈ પ્રારબ્ધયોગે કરવો પડતો હોય તો તે ફરી ફરી પાછા હઠીને 'મોટુ ભયકર હિંસાવાળુ દુષ્ટકામ જ આ કર્યા કરુ છુ' એવુ ફરી ફરી વિચારીને અને 'જીવમા ઢીલાપણાથી જ ઘણુ કરી મને આ પ્રતિબધ છે' એમ ફરી ફરી નિશ્ચય કરીને જેટલો બને તેટલો વ્યવસાય સક્ષેપ કરતા જઈ પ્રવર્તવુ થાય તો બોધનું ફળવું થવુ સંભવે છે

હતો વવાણિયા કે કાઠિયાવાડ તરફની સ્થિતિનો નહી હતો હજુ તે વિચાર ચોક્કસ વ્યવસ્થામા આવ્યો નથી ઘણુ કરી આ પક્ષમા અને ગુજરાત તરફના કોઈ કોઈ નિવૃત્તિક્ષેત્રને વિષે વિચાર આવવા સભવ છે વિચાર વ્યવસ્થા પામ્યેથી લખી જણાવીશ એ જ વિનતી

સર્વેને પ્રણામ પ્રાપ્ત થાય

---

[ ૩૮૦ ] ૪૬૫ મુબઈ, શ્રાવણ વદ ૫, ૧૯૪૯

ૐ

પરમસ્નેહી શ્રી સોભાગ,

અત્રે કુશળક્ષેમ સમાધિ છે થોડા દિવસ માટે મુક્ત થવાના જે વિચાર સૂઝ્યો હતો, તે હજુ તેના તે સ્વરૂપમા છે તેથી વિશેષ પરિણામ પામ્યો નથી એટલે ક્યારે અહીથી છૂટા થવુ, અને ક્યા ક્ષેત્રે જઈ સ્થિતિ કરવી, તે વિચાર હજુ સુધી સૂઝી શક્યો નથી વિચારના પરિણામની સ્વાભાવિક પરિણતિ ઘણુ કરી રહ્યા કરે છે તેને વિશેષ કરી પ્રેરકપણુ થઈ શકતુ નથી

ગઈ સાલના માગશર સુદ છઠે અત્રે આવવાનુ થયું હતુ ત્યારથી આજ દિવસપર્યંત તમા ઘણા પ્રકારનો ઉપાધિયોગ વેદવાનુ બન્યું છે અને જો ભગવત્કૃપા ન હોય તો આ કાળને વિષ તેવા ઉપાધિજોગમા માથુ ધડ ઉપર રહેવુ કઠણ થાય, એમ થતા થતા ઘણી વાર જોયું છે, અને આત્મસ્વરૂપ જેણે જાણ્યુ છે એવા પુરુષને અને આ સસારને મળતી પાણ આવે નહીં, એવો અધિક નિશ્ચય થયો છે જ્ઞાનીપુરુષ પણ અત્યત નિશ્ચય ઉપયોગે વર્તતા વર્તતા કવચિત્ પણ મદ પરિણામ પામી જાય એવી આ સસારની રચના છે આત્મસ્વરૂપ સબધી બોધનો તો જોકે નાશ ન થાય, તથાપિ આત્મસ્વરૂપના બોધના વિશેષ પરિણામ પ્રત્યે એક પ્રકારનુ આવરણ થવારૂપ ઉપાધિજોગ થાય છે અમે તો તે ઉપાધિજોગથી હજુ ત્રાસ પામ્યા કરીએ છીએ, અને તે તે જોગે હૃદયમા અને મુખમા મધ્યમા વાચાએ પ્રભુનું નામ રાખી માડ કઈ પ્રવર્તન કરી સ્થિર રહી શકીએ છીએ સમ્યક્ત્વને વિષે અર્થાત્ બોધને વિષે ભ્રાતિ પ્રાયે થતી નથી, પણ બોધના વિશેષ પરિણામનો અનવકાશ થાય છે, એમ તો સ્પષ્ટ દેખાય છે, અને તેથી ઘણી વાર આત્મા આકુળવ્યાકુળપણાને પામી ત્યાગને ભજતો હવો, તથાપિ ઉપાર્જિત કર્મની સ્થિતિને સમપરિણામે, અદીનપણે, અવ્યાકુળપણે વેદવી એ જ જ્ઞાનીપુરુષોનો માર્ગ છે, અને તે જ ભજવો છે, એમ સ્મૃતિ થઈ સ્થિરતા રહેતી આવી છે એટલે આકુળાદિ ભાવની થતી વિશેષ મુઝવણ સમાપ્ત થતી હતી

આખો દિવસ નિવૃત્તિના યોગે કાળ નહીં જાય ત્યા સુધી સુખ રહે નહી, એવી અમારી સ્થિતિ છે "આત્મા આત્મા," તેનો વિચાર, જ્ઞાનીપુરુષની સ્મૃતિ, તેના માહાત્મ્યની કથાવાર્ત્તા, તે પ્રત્યે અત્યત ભક્તિ, તેમના અનવકાશ આત્મચારિત્ર પ્રત્યે મોહ, એ અમને હજુ આકર્ષ્યા કરે છે, અને તે કાળ ભજીએ છીએ

પૂર્વ કાળમા જે જે જ્ઞાનીપુરુષના પ્રસગો વ્યતીત થયા છે તે કાળ ધન્ય છે, તે ક્ષેત્ર અત્યત ધન્ય છે, તે શ્રવણને, શ્રવણના કર્ત્તાને, અને તેમા ભક્તિભાવવાળા જીવોને ત્રિકાળ દડવત્ છે તે આત્મસ્વરૂપમા ભક્તિ, ચિંતન, આત્મવ્યાખ્યાની જ્ઞાનીપુરુષની વાણી અથવા જ્ઞાનીના શાસ્ત્રો કે માર્ગાનુસારી જ્ઞાનીપુરુષના સિદ્ધાત, તેની અપૂર્વતાને પ્રણામ અતિ ભક્તિએ કરીએ છીએ અખડ આત્મધૂનના એકતાર પ્રવાહપૂર્વક તે વાત અમને હજી ભજવાની અત્યત આતુરતા રહ્યા કરે છે, અને બીજી બાજુથી આવા ક્ષેત્ર, આવા લોકપ્રવાહ, આવા ઉપાધિજોગ અને બીજા બીજા તેવા તેવા પ્રકાર જોઈ વિચાર મૂર્ચ્છાવત્ થાય છે ઇશ્વરેચ્છા!

પ્રણામ પહોચે

---

અને તે પ્રકાર જોઈ મુમુક્ષુજીવ અ દેશે — શંકા પામે છે, અને તે શંકા ચિત્તનું અસમાધિપણુ કરે છે, એવું ઘણુ કરીને બનવાયોગ્ય જ છે કારણ કે સિદ્ધાંતજ્ઞાન તો જીવને કોઈ અત્યંત ઉજ્જ્વળ ક્ષયોપશમે અને સદ્ગુરુના વચનની આરાધનાએ ઉદ્ભવે છે સિદ્ધાંતજ્ઞાનનું કારણ ઉપદેશજ્ઞાન છે સદ્ગુરુથી કે સત્શાસ્ત્રથી પ્રથમ જીવમા એ જ્ઞાન દૃઢ થવું ઘટે છે, કે જે ઉપદેશજ્ઞાનના ફળ વૈરાગ્ય અને ઉપશમ છે વૈરાગ્ય અને ઉપશમનુ બળ વધવાથી જીવને વિષે સહેજે ક્ષયોપશમનુ નિર્મળપણુ થાય છે, અને સહેજ સહેજમા સિદ્ધાંતજ્ઞાન થવાનુ કારણ થાય છે જો જીવમા અસંગદશા આવે તો આત્મસ્વરૂપ સમજવુ સાવ સુલભ થાય છે, અને તે અસંગદશાનો હેતુ વૈરાગ્ય અને ઉપશમ છે, જે ફરી ફરી જિનાગમમા તથા વેદાંતાદિ ઘણા શાસ્ત્રોમા કહેલ છે — વિસ્તારેલ છે, માટે નિ:સંશયપણે યોગવાસિષ્ઠાદિ વૈરાગ્ય, ઉપશમના હેતુ એવા સદ્ગ્રંથો વિચારવા યોગ્ય છે

અમારી પાસે આવવામાં કોઈ કોઈ રીતે તમારી સાથેના પરિચયી શ્રી દેવકરણજીનુ મન અટક્યું હતુ, અને તેમ અટકવું થવુ સ્વાભાવિક છે, કારણ કે અમારા વિષે અ દેશે સહેજે ઉત્પન્ન થાય એવો વ્યવહાર પ્રારબ્ધવશાત્ અમને ઉદયમા વર્તે છે, અને તેવા વ્યવહારનો ઉદય દેખી ઘણુ કરી 'ધર્મ સંબંધી' સંગમા અમે લૌકિક, લોકોત્તર પ્રકારે ભળવાપણુ કર્યું નથી, કે જેથી લોકોને આ વ્યવહારનો અમારો પ્રસંગ વિચારવાનો પ્રસંગ ઓછો આવે તમને અથવા શ્રી દેવકરણજીને અથવા કોઈ બીજા મુમુક્ષુને કોઈ પ્રકારની કંઈ પણ પરમાર્થની વાર્ત્તા કરી હોય તેમા માત્ર પરમાર્થ સિવાય બીજો કોઈ હેતુ નથી વિષમ અને ભયંકર આ સંસારનુ સ્વરૂપ જોઈ તેની નિવૃત્તિ વિષે અમને બોધ થયો જે બોધ વડે જીવમા શાંતિ આવી, સમાધિદશા થઈ, તે બોધ આ જગતમા કોઈ અનંત પુણ્યજોગે જીવને પ્રાપ્ત થાય છે, એમ મહાત્માપુરુષો ફરી ફરી કહી ગયા છે આ દુષમકાળને વિષે અંધકાર પ્રગટી બોધના માર્ગને આવરણ પ્રાપ્ત થયા જેવુ થયુ છે, તે કાળમા અમને દેહજોગ બન્યો, તે કોઈ રીતે ખેદ થાય છે, તથાપિ પરમાર્થથી તે ખેદ પણ સમાધાન રાખ્યા કર્યો છે, પણ તે દેહજોગમા કોઈ કોઈ વખત કોઈ મુમુક્ષુ પ્રત્યે વખતે લોકમાર્गનો પ્રતિકાર ફરી ફરી કહેવાનુ થાય છે, જે જોગમાનો જોગ તમારા અને શ્રી દેવકરણજી સંબંધમા સહેજે બન્યો છે, પણ તેથી તમે અમારું કહેવુ માન્ય કરો એવા આગ્રહ માટે કંઈ પણ નથી કહેવાનું થતું, માત્ર હિતકારી જાણી તે વાતનો આગ્રહ થયો હોય છે કે થાય છે, એટલો લક્ષ રહે તો સંગનુ ફળ કોઈ રીતે થવુ સંભવે છે

જેમ બને તેમ જીવના પોતાના દોષ પ્રત્યે લક્ષ કરી બીજા જીવપ્રત્યે નિર્દોષદૃષ્ટિ રાખી વર્તવુ અને વૈરાગ્ય ઉપશમનુ જેમ આરાધન થાય તેમ કરવુ એ પ્રથમ સ્મરણવાયોગ્ય વાત છે

આ૦ સ્વ૦ નમસ્કાર પ્રાપ્ત થાય

---

[૪૧૪] ૫૦૧ મુંબઈ, વૈશાખ વદ ૭, રવિ ૧૯૫૦

સૂર્યપુરસ્થિત, શુભેચ્છાસંપન્ન આર્ય શ્રી લલ્લુજી

ઘણુ કરીને જિનાગમમા સર્વવિરતિ એવા સાધુને પત્રસમાચારાદિ લખવાની આજ્ઞા નથી, અને જો તેમ સર્વવિરતિ ભૂમિકામા રહી કરવા ઇચ્છે, તો તે અતિચારયોગ્ય ગણાય આ પ્રમાણે સાધારણપણે શાસ્ત્રઉદ્દેશ છે અને તે ધોરીમાર્ગે તો યથાયોગ્ય લાગે છે, તથાપિ જિનાગમની રચના પૂર્વાપર અવિરોધ જણાય છે, અને તેવો અવિરોધ રહેવા પત્રસમાચારાદિ લખવાની આજ્ઞા કોઈ પ્રકારથી જિનાગમમા છે, તે તમારા ચિત્તનુ સમાધાન થવા માટે સંક્ષેપે અત્રે લખુ છુ

જિનની જે જે આજ્ઞા છે તે તે આજ્ઞા, સર્વ પ્રાણી અર્થાત્ આત્માના કલ્યાણને અર્થે જેની કંઈ ઇચ્છા છે તે સર્વેને તે કલ્યાણનુ જેમ ઉત્પન્ન થવુ થાય અને જેમ વર્ધમાનપણુ થાય તથા તે કલ્યાણ જેમ રક્ષાય તેમ તે આજ્ઞાઓ કરી છે એક આજ્ઞા એવી જિનાગમમા કહી હોય કે તે પદ

જે જ્ઞાનીપુરુષ, તેના પરમઉપશમરૂપ ચરણારવિંદ તેને નમસ્કાર કરી, વારવાર તેને ચિંતવી, તે જ માર્ગમા પ્રવૃત્તિની તમે ઇચ્છા કર્યા કરો એવો ઉપદેશ કરી, આ પત્ર પૂરો કરુ છુ

વિપરીત કાળમા એકાકી હોવાથી ઉદાસ ! ! !

---

[૩૮૨] ૪૬૭ ખંભાત, ભાદરવા ૧૯૪૯

ૐ

અનાદિકાળથી વિપર્યય બુદ્ધિ હોવાથી, અને કેટલીક જ્ઞાનીપુરુષની ચેષ્ટા અજ્ઞાનીપુરુષના જેવી જ દેખાતી હોવાથી જ્ઞાનીપુરુષને વિષે વિભ્રમ બુદ્ધિ થઈ આવે છે, અથવા જીવથી જ્ઞાનીપુરુષ પ્રત્યે તે તે ચેષ્ટાનો વિકલ્પ આવ્યા કરે છે બીજી બાજુઓથી જ્ઞાનીપુરુષનો જો યથાર્થ નિશ્ચય થયો હોય તો કોઈ વિકલ્પને ઉત્પન્ન કરવાવાળી એવી જ્ઞાનીની ઉન્મત્તાદિ ભાવવાળી ચેષ્ટા પ્રત્યક્ષ દીઠામા આવે તોપણ બીજી બાજુના નિશ્ચયના બળને લીધે તે ચેષ્ટા અવિકલ્પપણાને ભજે છે, અથવા જ્ઞાનીપુરુષની ચેષ્ટાનુ કોઈ અગમ્યપણુ જ એવુ છે કે, અધૂરી અવસ્થાએ કે અધૂરા નિશ્ચયે જીવને વિભ્રમ તથા વિકલ્પનુ કારણ થાય છે, પણ વાસ્તવ્યપણે તથા પૂરા નિશ્ચયે તે વિભ્રમ અને વિકલ્પ ઉત્પન્ન થવા યોગ્ય નથી, માટે આ જીવનો અધૂરો જ્ઞાનીપુરુષ પ્રત્યેનો નિશ્ચય છે, એ જ આ જીવનો દોષ છે

જ્ઞાનીપુરુષ બધી રીતે અજ્ઞાનીપુરુષથી ચેષ્ટાપણે સરખા હોય નહી, અને જો હોય તો પછી જ્ઞાની નથી એવો નિશ્ચય કરવો તે યથાર્થ કારણ છે, તથાપિ જ્ઞાની અને અજ્ઞાની પુરુષમાં કોઈ એવા વિલક્ષણ કારણોનો ભેદ છે, કે જેથી જ્ઞાનીનુ, અજ્ઞાનીનુ એકપણુ કોઈ પ્રકારે થાય નહી અજ્ઞાની છતા જ્ઞાનીનુ સ્વરૂપ જે જીવ મનાવતો હોય તે તે વિલક્ષણપણા દ્વારાએ નિશ્ચયમા આવે છે, માટે જ્ઞાનીપુરુષનુ જે વિલક્ષણપણુ છે તેનો પ્રથમ નિશ્ચય વિચારવાયોગ્ય છે, અને જો તેવા વિલક્ષણ કારણનુ સ્વરૂપ જાણી જ્ઞાનીનો નિશ્ચય થાય છે, તો પછી અજ્ઞાની જેવી ક્વચિત્ જે જે જ્ઞાનીપુરુષની ચેષ્ટા જોવામા આવે છે તેને વિષે નિર્વિકલ્પપણુ પ્રાપ્ત હોય છે, તેમ નહી તો જ્ઞાનીપુરુષની તે ચેષ્ટા તેને વિશેષ ભક્તિ અને સ્નેહનું કારણ થાય છે

પ્રત્યેક જીવ, એટલે જ્ઞાની, અજ્ઞાની જો બધી અવસ્થામા સરખા જ હોય તો પછી જ્ઞાની, અજ્ઞાની એ નામમાત્ર થાય છે, પણ તેમ હોવાયોગ્ય નથી જ્ઞાનીપુરુષ અને અજ્ઞાનીપુરુષને વિષે અવશ્ય વિલક્ષણપણુ હોવાયોગ્ય છે જે વિલક્ષણપણુ યથાર્થ નિશ્ચય થયે જીવને સમજવામા આવે છે, જેનુ કંઈક સ્વરૂપ અત્રે જણાવવાયોગ્ય છે જ્ઞાનીપુરુષ અને અજ્ઞાનીપુરુષનુ વિલક્ષણપણુ મુમુક્ષુ જીવને તેમની એટલે જ્ઞાની, અજ્ઞાની પુરુષની દશા દ્વારા સમજાય છે તે દશાનુ વિલક્ષણપણુ જે પ્રકારે થાય છે, તે જણાવવાયોગ્ય છે એક તો મૂળદશા, અને બીજી ઉત્તરદશા, એવા બે ભાગ જીવની દશાના થઈ શકે છે

[અપૂર્ણ]

---

[૩૮૩] ૪૬૮ મુંબઈ, ભાદ્રપદ, ૧૯૪૯

અજ્ઞાનદશા વર્તતી હોય અને તે દશાને જ્ઞાનદશા જીવે ભ્રમાદિ કારણથી માની લીધી હોય ત્યારે તેવા તેવા દેહને દુ ખ થવાના પ્રસંગોમા અથવા તેવા બીજા કારણોમા જીવ દેહની શાતાને ભજવાની ઇચ્છા કરે છે, અને તેમ વર્તવાનુ કરે છે સાચી જ્ઞાનદશા હોય તો તેને દેહને દુ ખપ્રાપ્તિના કારણો વિષે વિષમતા થતી નથી, અને તે દુ ખને ટાળવા એટલી બધી ચીવટ પણ હોતી નથી

દેખી પત્રાદિનો નિષેધ કર્યો છે, તથાપિ તે પણ અપવાદસહિત છે અનાર્યભૂમિમા વિચરવાની 'બૃહત્કલ્પ'મા ના કહી છે અને ત્યા ક્ષેત્રમર્યાદા કરી છે, પણ જ્ઞાન, દર્શન, સયમના હેતુએ ત્યા વિચરવાની પણ હા કહી છે, તે જ અર્થ ઉપરથી એમ જણાય છે કે, કોઈ જ્ઞાનીપુરુષનું દૂર રહેવુ થતું હોય, તેમનો સમાગમ થવો મુશ્કેલ હોય, અને પત્રસમાચાર સિવાય બીજો કોઈ ઉપાય ન હોય તો પછી આત્મહિત સિવાય બીજા સર્વ પ્રકારની બુદ્ધિનો ત્યાગ કરી, તેવા જ્ઞાનીપુરુષની આજ્ઞાએ કે કોઈ મુમુક્ષુ સત્સગીની સામાન્ય આજ્ઞાએ તેમ કરવાનો જિનાગમથી નિષેધ થતો નથી, એમ જણાય છે. કારણ કે પત્રસમાચાર લખવાથી આત્મહિત નાશ પામતું હતુ, ત્યા જ તે ના સમજાવી છે જ્યા આત્મહિત પત્રસમાચાર નહી હોવાથી નાશ પામતુ હોય, ત્યા પત્રસમાચારનો નિષેધ હોય એમ જિનાગમથી બને કે કેમ ? તે હવે વિચારવાયોગ્ય છે

એ પ્રકારે વિચારવાથી જિનાગમમા જ્ઞાન, દર્શન, સયમના સરક્ષણાર્થે પત્રસમાચારાદિ વ્યવહાર પણ સ્વીકારવાનો સમાવેશ થાય છે, તથાપિ તે કોઈક કાળ અર્થે, કોઈ મોટા પ્રયોજને, મહાત્માપુરુષોની આજ્ઞાથી કે કેવળ જીવના કલ્યાણના જ કારણમા તેનો ઉપયોગ કોઈક પાત્રને અર્થે છે, એમ સમજવા યોગ્ય છે નિત્યપ્રતિ અને સાધારણ પ્રસગમા પત્રસમાચારાદિ વ્યવહાર ઘટે નહી, જ્ઞાનીપુરુષ પ્રત્યે તેની આજ્ઞાએ નિત્યપ્રતિ પત્રાદિ વ્યવહાર ઘટે છે, તથાપિ બીજા લૌકિક જીવના કારણમા તો સાવ નિષેધ સમજાય છે વળી કાળ એવો આવ્યો છે કે, જેમા આમ કહેવાથી પણ વિષમ પરિણામ આવે લોકમાર્ગમા વર્તતા એવા સાધુઆદિના મનમા આ વ્યવહારમાર્ગનો નાશ કરનાર ભાસ્યમાન થાય, તે સભવિત છે, તેમ આ માર્ગ સમજાવવાથી પણ અનુક્રમે વગર કારણ પત્રસમાચારાદિ ચાલુ થાય કે જેથી વગર કારણે સાધારણ દ્રવ્યત્યાગ પણ હણાય

એવુ જાણી એ વ્યવહાર ઘણુ કરી અબાલ્લાલ આદિથી પણ કરવો નહી, કારણ કે તેમ કરવાથી પણ વ્યવસાય વધવા સભવ છે તમને સર્વ પચખાણ હોય તો પછી પત્ર ન લખવાનાં જે પચખાણ સાધુએ આપ્યા છે તે અપાય નહી તથાપિ આપ્યા તોપણ એમા હરકત જાણવી નહી, તે પચખાણ પણ જ્ઞાનીપુરુષની વાણીથી રૂપાતર થયા હોત તો હરકત નહોતી, પણ સાધારણપણે રૂપાતર થયા છે, તે ઘટારત નથી થયું મૂળ સ્વાભાવિક પચખાણનો અત્રે વ્યાખ્યાઅવસર નથી, લોક પચખાણની વાતનો અવસર છે, તથાપિ તે પણ સાધારણપણે પોતાની ઇચ્છાએ તોડવા ઘટે નહી એવો હમણા તો દૃઢ વિચાર જ રાખવો ગુણ પ્રગટવાના સાધનમા જ્યારે રોધ થતો હોય, ત્યારે તે પચખાણ જ્ઞાનીપુરુષની વાણીથી કે મુમુક્ષુજીવના પ્રસગથી સહેજ આકારફેર થવા દઈ રસ્તા પર લાવવા કારણ કે વગર કારણે લોકોમા અદેશો થવા દેવાની વાર્તા યોગ્ય નથી બીજા પામર જીવને વગર કારણે તે જીવ અનહિતકારી થાય છે એ વગેરે ઘણા હેતુ ધારી બનતા સુધી પત્રાદિ વ્યવહાર ઓછો કરવા એ જ યોગ્ય છે અમ પ્રત્યે ક્યારેક તેવો વ્યવહાર તમને હિતકારીરૂપ છે, માટે કરવો યોગ્ય લાગે હોય તો તે પત્ર શ્રી દેવકરણજી જેવા કોઈ સત્સગીને વચાવીને મોકલવો, કે જેથી જ્ઞાનચર્ચા સિવાય એમા કાઈ બીજી વાર્તા નથી એવુ તેમનુ સાક્ષીપણુ તે તમારા આત્માને બીજા પ્રકારનો પત્ર લખવા કરતા અટકાવવાને સભવિત થાય મારા વિચાર પ્રમાણે એવા પ્રકારમા શ્રી દેવકરણજી વિરોધ નહી સમજે, કદાપિ તેમને તેમ લાગતુ હોય તો કોઈ પ્રસગમા તેમનો તે અદેશો અમે નિવૃત્ત કરીશુ, તથાપિ તમારે ઘણુ કરી વિશેષ પત્રવ્યવહાર કરવો યોગ્ય નહી, તે લક્ષ ચૂકવો નહી ઘણુ કરી શબ્દનો અર્થ માત્ર હિતકારી પ્રસગે પત્રનુ કારણ કહ્યુ છે, તેને બાધ ન થાય તે છે ઘણુ કરી પત્રવ્યવહાર કરવાથી તે જ્ઞાનચર્ચારૂપ હશે તોપણ લોકવ્યવહારમા વધુ અદેશાનો હેતુ થશે જે જે પ્રમાણે પ્રસગે પ્રસગે આત્મહિતાર્થ હોય તે વિચારવુ અને વિચારવું યોગ્ય છે આમ પ્રસગે કહ્યું

[ ૩૮૬ ] ૪૭૧ મુંબઈ, આસો સુદ ૫, શનિ, ૧૯૪૯

આત્માને સમાધિ થવા માટે, આત્મસ્વરૂપમાં સ્થિતિ માટે સુધારસ કે જે મુખને વિષે વરસે છે, તે એક અપૂર્વ આધાર છે, માટે કોઈ રીતે તેને બીજજ્ઞાન કહો તો હરકત નથી, માત્ર એટલો ભેદ છે કે તે જ્ઞાન જ્ઞાનીપુરુષ, કે જે તેથી આગળ છે, આત્મા છે, એમ જાણનાર હોવા જોઈએ

દ્રવ્યથી દ્રવ્ય મળતું નથી, એમ જાણનારને કંઈ કર્ત્તવ્ય કહી શકાય નહી, પણ તે ક્યારે ? સ્વદ્રવ્ય દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે યથાવસ્થિત સમજાયે, સ્વદ્રવ્ય સ્વરૂપપરિણામે પરિણમી અન્યદ્રવ્ય પ્રત્યે કેવળ ઉદાસ થઈ, કૃતકૃત્ય થયે કંઈ કર્ત્તવ્ય રહેતુ નથી, એમ ઘટે છે, અને એમ જ છે

---

[ ૩૮૭ ] ૪૭૨ મુબઈ, આસો સુદ ૯, બુધ, ૧૯૪૯

પરમસ્નેહી શ્રી સુભાગ્ય તથા શ્રી ડુ ગર,
શ્રી સાયલા

આજે કાગળ ૧ શ્રી સુભાગ્યનો લખેલો આવ્યો તે પહોંચ્યો છે

ખુલ્લા કાગળમા[1] સુધારસ પરત્વે પ્રાયે સ્પષ્ટ લખ્યું હતુ, તે ચાહીને લખ્યું હતું એમ લખવાથી વિપરિણામ આવવાનુ છે નહી, એમ જાણીને લખ્યું હતુ કંઈ કંઈ તે વાતના ચર્ચક જીવને જો તે વાત વાચવામા આવે તો કેવળ તેથી નિર્ધાર થઈ જાય એમ બને નહી, પણ એમ બને કે જે પુરુષે આ વાક્યો લખ્યા છે તે પુરુષ કોઈ અપૂર્વ માર્ગના જ્ઞાતા છે, અને આ વાતનુ નિરાકરણ તે પ્રત્યેથી થવાનો મુખ્ય સભવ છે, એમ જાણી તેની તે પ્રત્યે કંઈ પણ ભાવના થાય કદાપિ એમ ધારીએ કે તેને કંઈ કંઈ સજ્ઞા તે વિષેની થઈ હોય, અને આ સ્પષ્ટ લખાણ વાચવાથી તેને વિશેષ સજ્ઞા થઈ પોતાની મેળે તે નિર્ધારમા આવી જાય, પણ તે નિર્ધાર એમ થતો નથી યથાર્થ તેના સ્થળનું જાણવુ તેનાથી થઈ શકે નહી, અને તે કારણથી જીવને વિક્ષેપની ઉત્પત્તિ થાય કે આ વાત કોઈ પ્રકારે જાણવામા આવે તો સારુ તો તે પ્રકારે પણ જે પુરુષે લખ્યું છે તે પ્રત્યે તેને ભાવનાની ઉત્પત્તિ થવી સભવે છે

ત્રીજો પ્રકાર એમ સમજવા યોગ્ય છે કે સત્પુરુષની વાણી સ્પષ્ટપણે લખાઈ હોય તોપણ તેનો પરમાર્થ સત્પુરુષનો સત્સગ જેને આજ્ઞાંકિતપણે થયો નથી, તેને સમજાવો દુર્લભ થાય છે, એમ તે વાચનારને સ્પષ્ટ જાણવાનુ ક્યારેય પણ કારણ થાય જોકે અમે તો અતિ સ્પષ્ટ લખ્યું નહોતું તોપણ તેમને એવો કંઈ સભવ થાય છે, પણ અમે તો એમ ધારીએ છીએ કે અતિ સ્પષ્ટ લખ્યું હોય, તોપણ ઘણુ કરી સમજાતુ નથી, અથવા વિપરીત સમજાય છે, અને પરિણામે પાછો તેને વિક્ષેપ ઉત્પન્ન થઈ સન્માર્ગને વિષે ભાવના થવાનો સભવ થાય છે એ પત્તામાં અમે ઇચ્છાપૂર્વક સ્પષ્ટ લખ્યું હતુ

સહેજ સ્વભાવે પણ ન ધારેલુ ઘણુ કરી પરમાર્થ પરત્વે લખાતું નથી, અથવા બોલાતુ નથી, કે જે અપરમાર્થરૂપ પરિણામને પામે

બીજો અમારો આશય તે જ્ઞાન વિષે લખવાનો વિશેષપણે અત્ર લખ્યો છે (૧) જે જ્ઞાનીપુરુષે સ્પષ્ટ એવો આત્મા કોઈ અપૂર્વ લક્ષણે, ગુણે અને વેદનપણે અનુભવ્યો છે, અને તે જ પરિણામ જેના આત્માનુ થયું છે, તે જ્ઞાનીપુરુષે જો તે સુધારસ સબધી જ્ઞાન આપ્યું હોય તો તેનું પરિણામ પરમાર્થ–પરમાર્થસ્વરૂપ છે (૨) અને જે પુરુષ તે સુધારસને જ આત્મા જાણે છે, તેનાથી તે જ્ઞાનની પ્રાપ્તિ થઈ હોય તો તે વ્યવહાર–પરમાર્થસ્વરૂપ છે (૩) તે જ્ઞાન કદાપિ પરમાર્થ–પરમાર્થસ્વરૂપ એવા જ્ઞાનીએ ન આપ્યું હોય, પણ તે જ્ઞાનીપુરુષે સન્માર્ગ સન્મુખ આકર્ષે એવો જે જીવને ઉપદેશ કર્યો હોય તે જીવને રુચ્યો હોય તેનું જ્ઞાન તે પરમાર્થ–વ્યવહારસ્વરૂપ છે (૪) અને તે સિવાય

---

[1] પત્ર નબર ૪૭૧.

પ્રાણાતિપાતાદિ પાંચ મહાવ્રત છે તે સર્વ ત્યાગના છે, અર્થાત્ સર્વ પ્રકારના પ્રાણાતિપાતથી નિવર્તવુ, સર્વ પ્રકારના મૃષાવાદથી નિવર્તવુ, એ પ્રમાણે પાચે મહાવ્રત સાધુને હોય છે, અને એ આજ્ઞાએ વર્તે ત્યારે તે મુનિના સપ્રદાયમા વર્તે છે, એમ ભગવાને કહ્યુ છે એ પ્રકારે પચ મહાવ્રત ઉપદેશ્યાં છતા તેમા પ્રાણાતિપાતનુ કારણ છે એવા નદીના ઊતરવા વગેરે ક્રિયાની આજ્ઞા પણ જિને કરી છે તે એવા અર્થે કે નદી ઊતરવાથી જે બધ જીવને થશે તે કરતા એક ક્ષેત્રે નિવાસથી બળવાન બધ થશે, અને પરપરાએ પચ મહાવ્રતની હાનિનો પ્રસગ આવશે, એવું દેખી તેવો દ્રવ્ય પ્રાણાતિપાત જેમા છે એવી નદી ઊતરવાની આજ્ઞા શ્રી જિને કરી છે તેમ જ વસ્ત્ર, પુસ્તક રાખવાથી સર્વ પરિગ્રહવિરમણવ્રત રહી શકે નહીં, તથાપિ દેહના શાતાર્થનો ત્યાગ કરાવી આત્માર્થ સાધવા દેહ સાધનરૂપ ગણી તેમાવી પૂરી મૂર્છા રહેતા સુધી વસ્ત્રનો નિસ્પૃહ સબધ અને વિચારબળ વધતા સુધી પુસ્તકનો સબધ જિને ઉપદેશ્યો છે, એટલે સર્વ ત્યાગમા પ્રાણાતિપાત તથા પરિગ્રહનુ સર્વ પ્રકારે અગીકૃત કરવુ ના છતા એ પ્રકારે જિને અગીકૃત કરવાની આજ્ઞા કરી છે તે સામાન્ય દૃષ્ટિથી જોતા વિષમ જણાય, તથાપિ જિને તો સમ જ કહેલુ છે બેય વાત જીવના કલ્યાણ અર્થે કહેલ છે જેમ સામાન્ય જીવનુ કલ્યાણ થાય તેમ વિચારીને કહ્યુ છે એ જ પ્રકારે મૈથુનત્યાગ વ્રત છતા તેમા અપવાદ કર્યો નથી કારણ કે મૈથુનનું આરાધવું રાગદ્વેષ વિના થઈ શકે નહી, એવુ જિનનુ અભિમત છે એટલે રાગદ્વેષ અપરમાર્થરૂપ જાણી મૈથુનત્યાગ અનપવાદે આરાધવુ કહ્યુ છે તેમ જ બૃહત્કલ્પસૂત્રમા સાધુએ વિચરવાની ભૂમિકાનુ પ્રમાણ કહ્યુ છે ત્યા ચારે દિશામા અમુક નગર સુધીની મર્યાદા કહી છે, તથાપિ તે ઉપરાત જે અનાર્ય ક્ષેત્ર છે, તેમા પણ જ્ઞાન, દર્શન, સયમની વૃદ્ધિને અર્થે વિચરવાનો અપવાદ કહ્યો છે કારણ કે આર્ય ભૂમિમા કોઈ યોગવશાત્ જ્ઞાનીપુરુષનું સમીપ વિચરવુ ન હોય અને પ્રારબ્ધયોગે અનાર્ય ભૂમિમા વિચરવુ જ્ઞાનીપુરુષનુ હોય તો ત્યા જવુ, તેમા ભગવાને બતાવેલી આજ્ઞા ભગ થતી નથી

તે જ પ્રકારે પત્ર-સમાચારાદિનો જો સાધુ પ્રસગ રાખે તો પ્રતિબધ વધે એમ હોવાથી ભગવાને 'ના' કહી છે, પણ તે 'ના' જ્ઞાનીપુરુષના કોઈ તેવા પત્ર-સમાચારમા અપવાદરૂપે લાગે છે કારણ કે જ્ઞાની પ્રત્યે નિષ્કામપણે જ્ઞાનારાધનાર્થે પત્ર-સમાચાર વ્યવહાર છે એમા અન્ય કઈ સસારાર્થ હેતુ નથી, ઊલટો સસારાર્થ મટવાનો હેતુ છે, અને સસાર મટાડવો એટલો જ પરમાર્થ

એક પછી એક વિચાર કર્યા કરે છે, અને મુઝવણ ટાળવાની ઉતાવળમા યોગ્ય થાય છે કે નહીં એની વખતે સહજ સાવચેતી મુમુક્ષુજીવને પણ ઓછી થઈ જાય છે, પણ વાત યોગ્ય તો એમ છે કે તેવા પ્રસ ગમા ક ઈ થોડો વખત ગમે તેમ કરી કામકાજમા મૌન જેવો, નિર્વિકલ્પ જેવો કરી નાખવો

હાલ તમને જે મુઝવણ રહે છે તે જાણવામા છે, પણ તે વેઠ્યા વિના ઉપાય નથી એમ લાગે છે કે તે બહુ લાબા કાળની સ્થિતિની સમજી ભોગવા યોગ્ય નથી, અને ધીરજ વગર જો વેદવામા આવે છે, તો તે અલ્પકાળની હોય તો કોઈ વાર વિશેષ કાળની પણ થઈ આવે છે માટે હાલ તો જેમ બને તેમ 'ઇશ્વરેચ્છા' અને 'યથાયોગ્ય' સમજી મૌનપણુ ભજવુ યોગ્ય છે મૌનપણાનો અર્થ એવો કરવો કે ' ત રને વિષે વિકલ્પ, ઉતાપ અમુક અમુક વેપાર કરવા વિષેના કર્યા ન કરવા

હાલ તો ઉદય પ્રમાણે વર્તવુ એ સુગમ માર્ગ છે દોહરા વિષે લક્ષમા છે સ સારી પ્રસ ગમાં એક અમારા સિવાય બીજા સત્સ ગીના પ્રસ ગમાં ઓછુ આવવુ થાય તેવી ઇચ્છા આ કાળમા રાખવા જેવી છે વિશેષ આપનો કાગળ આવ્યેથી આ કાગળ વ્યાવહારિક પદ્ધતિમા લખ્યો છે, તથાપિ વિચારવા યોગ્ય છે બોધજ્ઞાન લક્ષ ઉપર છે

પ્રણામ પહોચે

---

[ ૩૮૯ ] ૪૭૪ મુબઈ, આસો વદ, ૧૯૪૯

ૐ

**આતમભાવના ભાવતાં, જીવ લહે કેવળજ્ઞાનરે.**

---

[ ૩૯૦ ] ૪૭૫ મુબઈ, આસો વદ ૧૨ રવિ, ૧૯૪૯

આપના બે પત્ર 'સમયસાર'ના કવિતસહિત પહોંચ્યા છે નિરાકાર–સાકાર–ચેતના વિષેનું કવિત 'મુખરસ' સ બ ધમા ક ઈ સ બ ધ કરી શકાય તેવા અર્થવાળુ નથી, જે હવે પછી જણાવશુ

"શુદ્ધતા વિચારૈ ધ્યાવૈ, શુદ્ધતામે કેલિ કરૈ,
શુદ્ધતામે સ્થિર વ્હૈ, અમૃતધારા બરસૈ "

એ કવિતમાં 'સુધારસ'નું જે માહાત્મ્ય કહ્યુ છે, તે કેવળ એક વિસ્રસા ( સર્વ પ્રકારના અન્ય પરિણામથી રહિત અસ ખ્યાતપ્રદેશી આત્મદ્રવ્ય ) પરિણામે, સ્વરૂપસ્થ એવા અમૃતરૂપ આત્માનું વર્ણન છે. તેનો પરમાર્થ યથાર્થ હૃદયગત રાખ્યો છે, જે અનુક્રમે સમજાશે

---

[ ૩૯૨–૩ ] ૪૭૬ મુંબઈ, આશ્વિન, ૧૯૪૯

જે ઈશ્વરેચ્છા હશે તે થશે માત્ર મનુષ્યને પ્રયત્ન કરવાનું સરજેલુ છે, અને તેથી જ પોતાનો પ્રારબ્ધમા હોય તે મળી રહેશે માટે મનમા સ કલ્પ-વિકલ્પ કરવા નહી

નિષ્કામ ય૦

---

તેવી શિથિલતા તો ટાળ્યા વિના હિતકારી માર્ગ પમાય નહી, એમ અમારી દૃષ્ટિ છે' એ આદિ પ્રસંગે કહેવુ ઘટે તો કહેવુ, અને તેમના પ્રત્યે અદ્વેષભાવ છે એવુ બધું તેમના ધ્યાનમાં આવે તેવી વૃત્તિએ તથા રીતિએ વર્તવુ, તેમા સંશય કર્તવ્ય નથી

બીજુ સાધુ વિષે તમારે કંઈ કહેવુ કર્તવ્ય નથી સમાગમમાં પછી પણ કંઈ ન્યૂનાધિકપણુ તેમના ... ક્ષેપ પામવો નહી ... પ્રત્યે બળવાન અદ્વેષ

---

[૪૧૫] ૫૦૩ મુબઈ, વૈશાખ વદ ૦)), ૧૯૫૦

શ્રી સ્થભતીર્થક્ષેત્રે સ્થિત, શુભેચ્છાસપન્ન ભાઈશ્રી અબાલાલ પ્રત્યે યથાયોગ્ય વિનતી કે-
તમારુ લખેલુ પત્ર ૧ પહોચ્યું છે અત્રે કુશળતા છે

સુરતથી મુનિશ્રી લલ્લુજીનો કાગળ એક પ્રથમ હતો તેના પ્રત્યુત્તરમા એક કાગળ અહીંથી લખ્યો હતો ત્યાર પછી પાંચ છ દિવસ પહેલાં તેમનો એક કાગળ હતો, જેમા તમારા પ્રત્યે પત્રાદિ લખવાનું થયું, તેના સબધમા થયેલી લોકચર્ચા વિષેની કેટલીક વિગત હતી તે કાગળનો ઉત્તર પણ અત્રેથી લખ્યો છે તે સક્ષેપમા આ પ્રમાણે છે

પ્રાણાતિપાતાદિ પાચ મહાવ્રત છે તે સર્વ ત્યાગના છે, અર્થાત સર્વ પ્રકારના પ્રાણાતિપાતથી નિવર્તવુ, સર્વ પ્રકારના મૃષાવાદથી નિવર્તવુ, એ પ્રમાણે પાચે મહાવ્રત સાધુને હોય છે, અને એ આજ્ઞાએ વર્તે ત્યારે તે મુનિના સપ્રદાયમા વર્તે છે, એમ ભગવાને કહ્યુ છે એ પ્રકારે પચ મહાવ્રત ઉપદેશ્યા છતા તેમા પ્રાણાતિપાતનું કારણ છે એવા નદીના ઊતરવા વગેરે ક્રિયાની આજ્ઞા પણ જિને કહી છે તે એવા અર્થે કે નદી ઊતરવાથી જે બધ જીવને થશે તે કરતા એક ક્ષેત્રે નિવાસથી બળવાન બધ થશે, અને પરપરાએ પચ મહાવ્રતની હાનિનો પ્રસગ આવશે, એવુ દેખી તેવો દ્રવ્ય પ્રાણાતિપાત જેમા છે એવી નદી ઊતરવાની આજ્ઞા શ્રી જિને કહી છે તેમ જ વસ્ત્ર, પુસ્તક રાખવાથી સર્વપરિગ્રહવિરમણવ્રત રહી શકે નહી, તથાપિ દેહના શાતાર્થનો ત્યાગ કરાવી આત્માર્થ સાધવા દેહ સાધનરૂપ ગણી તેમાંથી પૂરી મૂર્ચ્છા ટળતા સુધી વસ્ત્રનો નિસ્પૃહ સબધ અને વિચારબળ વધતા સુધી પુસ્તકનો સબધ જિને ઉપદેશ્યો છે, એટલે સર્વ ત્યાગમા પ્રાણાતિપાત તથા પરિગ્રહનુ સર્વ પ્રકારે અગીકૃત કરવું ના છતા એ પ્રકારે જિને અગીકૃત કરવાની આજ્ઞા કરી છે તે સામાન્ય દૃષ્ટિથી જોતા વિષમ જણાય, તથાપિ જિને તો સમ જ કહેલુ છે બેય વાત જીવના કલ્યાણ ... કહેલ છે જેમ સામાન્ય જીવનુ કલ્યાણ થાય તેમ વિચારીને કહ્યુ છે એ જ પ્રકારે મૈથુનત્યાગ ... છતા તેમા અપવાદ કહ્યો નથી કારણ કે મૈથુનનુ આરાધવુ રાગદ્વેષ વિના થઈ શકે નહી, એવુ જિનનુ અભિમત છે એટલે રાગદ્વેષ અપરમાર્થરૂપ જાણી મૈથુનત્યાગ અનપવાદે આરાધવુ કહ્યું છે તેમ જ બૃહત્કલ્પસૂત્રમા સાધુએ વિચરવાની ભૂમિકાનુ પ્રમાણ કહ્યુ છે ત્યા ચારે દિશામા કોઈ નગર સુધીની મર્યાદા કહી છે, તથાપિ તે ઉપરાત જે અનાર્ય ક્ષેત્ર છે, તેમા પણ જ્ઞાન દર્શન સયમની વૃદ્ધિને અર્થે વિચરવાનો અપવાદ કહ્યો છે કારણ કે આર્ય ભૂમિમા કોઈ યોગ્યતાવાળા જ્ઞાનીપુરુષનુ સમીપ વિચરવુ ન હોય અને પ્રારબ્ધયોગે અનાર્ય ભૂમિમા વિચરવુ જ્ઞાનીપુરુષનું હોય તો ત્યા જવુ, તેમા ભગવાને બતાવેલી આજ્ઞા ભગ થતી નથી

તે જ પ્રકારે પત્ર-સમાચારાદિનો જો સાધુ પ્રસગ રાખે તો પ્રતિબધ વધે એમ જાણી ભગવાને 'ના' કહી છે, પણ તે 'ના' જ્ઞાનીપુરુષના કોઈ તેવા પત્ર-સમાચારમા અપવાદરૂપે ... કારણ કે જ્ઞાની પ્રત્યે નિષ્કામપણે જ્ઞાનારાધનાર્થે પત્ર-સમાચાર વ્યવહાર છે એમા ... સસારાર્થ હેતુ નથી, ઊલટો સસારાર્થ મટવાનો હેતુ છે, અને સસાર મટાડવો એટલો જ ...

૪૭૮ મુબઈ, કારતક સુદ ૧૩, ૧૯૫૦

ઉપાધિના યોગથી ઉદયાધીનપણે બાહ્ય ચિત્તની કવચિત્ અવ્યવસ્થાને લીધે તમ મુમુક્ષુ પ્રત્યે જેમ વર્તવું જોઈએ તેમ અમારાથી વર્તી શકાતુ નથી તે ક્ષમા યોગ્ય છે, ખચીત ક્ષમા યોગ્ય છે

એજ નમ્ર વિનતી

આ૦ સ્વ૦ પ્રણામ

---

[ ૩૯૪ ] ૪૭૯ મુબઈ, માગશર સુદ ૩, સોમ, ૧૯૫૦

વાણીનુ સયમન શ્રેયરૂપ છે, તથાપિ વ્યવહારનો સબધ એવા પ્રકારનો વર્તે છે કે, કેવળ તેવુ સયમન ગણ્યે પ્રસગમા આવતા જીવોને કલેશનો હેતુ થાય, માટે બહુ કરી અપ્રયોજન સિવાય-મા સયમન રાખવું થાય, તો તેનુ પરિણામ કોઈ પ્રકારે શ્રેયરૂપ થવુ સભવે છે

નીચેનુ વાકય તમારી પાસે લખેલા વચનોમા લખશો

"જીવનુ મૂઢપણુ ફરી ફરી, ક્ષણે ક્ષણે, પ્રસગે–પ્રસગે વિચારવામા જો સચેતપણુ ન રાખવામાં આવ્યુ તો આવો જોગ બન્યો તે પણ વૃથા છે"

કૃષ્ણદાસાદિ મુમુક્ષુને નમસ્કાર

---

૪૮૦ મુબઈ, પોષ સુદ ૫, ૧૯૫૦

કોઈ પણ જીવને કઈ પણ પરિશ્રમ દેવો, એ અપરાધ છે અને તેમા મુમુક્ષુજીવને તેના અર્થ સિવાય પરિશ્રમ દેવો એ જરૂર અપરાધ છે, એવો અમારા ચિત્તનો સ્વભાવ રહે છે તથાપિ પરિશ્રમ-નો હેતુ એવાં કામનો પ્રસગ તમને કવચિત્ જણાવવાનુ થાય છે, જે વિષેના પ્રસગમા અમારા પ્રત્યે તમને નિશકતા છે, તથાપિ તમને તેવે પ્રસગે કવચિત્ પરિશ્રમનું કારણ થાય એ અમારા ચિત્તમા સહન થતું નથી, તોપણ પ્રવર્તીએ છીએ તે અપરાધ ક્ષમા યોગ્ય છે, અને એવી અમારી કોઈ પ્રવૃત્તિ પ્રત્યે કવચિત્ પણ અસ્નેહ ન થાય તેટલો લક્ષ પણ રાખવો ઘટે છે

સાથેનો ભાઈ રેવાશકરનો કાગળ છે તે અમારી પ્રેરણાથી લખાયો છે જે રીતે કોઈનું મન ન દુભાય તેમ કરી તે કાર્ય કરવાની જરૂર છે અને તે વિષેના પ્રસગમા કઈ પણ ચિત્તવ્યાકુળતા ન થાય તેટલો લક્ષ યોગ્ય છે.

---

૪૮૧ પોષ વદ ૧, મગળ, ૧૯૫૦

ૐ

આજે આ પત્ર લખવાનો હેતુ થાય છે તે અમને ચિત્તમા વિશેષ ખેદ રહે છે, તે છે ખેદનુ કારણ આ વ્યવહારરૂપ પ્રારબ્ધ વર્તે છે, તે કોઈ રીતે છે, કે જેને લીધે મુમુક્ષુ જીવ પ્રત્યે કવચિત્ તેવો પરિશ્રમ આપવાનો પ્રસગ થાય છે અને તેવો પરિશ્રમ આપતા અમારી ચિત્તવૃત્તિ સકોચ પામતી પામતી પ્રારબ્ધ ઉદયે વર્તે છે તથાપિ તે વિષેનો સસ્કારિત ખેદ ઘણો વખત સ્ફુરિતપણુ પામ્યા કરે છે

ક્યારે પણ તેવા પ્રસગે અમે લખ્યું હોય અથવા શ્રી રેવાશકરે અમારી ઇચ્છા લઈ લખ્યું હોય તો તે કોઈ વ્યાવહારિક દૃષ્ટિનું કાર્ય નથી, કે જે ચિત્ત–આકુળતા કરવા પ્રત્યે પ્રેરાયું હોય એવો નિશ્ચય સ્મરણયોગ્ય છે

---

[ ૪૧૬ ] ૫૦૪ મુંબઈ, વૈશાખ, ૧૯૫૦

મનનો, વચનનો તથા કાયાનો વ્યવસાય ધારીએ તે કરતા હમણા વિશેષ વર્ત્યા કરે છે અને એ જ કારણથી તમને પત્રાદિ લખવાનુ બની શકતુ નથી વ્યવસાયનું બહોળાપણુ ઇચ્છવામા આવતુ નથી, તથાપિ પ્રાપ્ત થયા કરે છે અને એમ જણાય છે કે કેટલાક પ્રકારે તે વ્યવસાય વેદવા યોગ્ય છે, કે જેના વેદનથી ફરી તેનો ઉત્પત્તિયોગ મટશે, નિવૃત્ત થશે કદાપિ બળવાનપણે તેનો નિરોધ કરવામા આવે તોપણ તે નિરોધરૂપ ક્લેશને લીધે આત્મા આત્માપણે વિસ્રસાપરિણામ જેવો પરિણમી શકે નહી, એમ લાગે છે માટે તે વ્યવસાયની જે અનિચ્છાપણે પ્રાપ્તિ થાય તે વેદવી, એ કોઈ પ્રકારે વિશેષ સમ્યક્ લાગે છે

કોઈ પ્રગટ કારણને અવલબી, વિચારી, પરોક્ષ ચાલ્યા આવતા સર્વજ્ઞપુરુષને માત્ર સમ્યગ્દૃષ્ટિપણે પણ ઓળખાય તો તેનુ મહત્ ફળ છે, અને તેમ ન હોય તો સર્વજ્ઞને સર્વજ્ઞ કહેવાનુ કઈ આત્માસબધી ફળ નથી એમ અનુભવમા આવે છે

પ્રત્યક્ષ સર્વજ્ઞ પુરુષને પણ કોઈ કારણે, વિચારે, અવલબને સમ્યગ્દૃષ્ટિસ્વરૂપપણે પણ ન જાણ્યા હોય તો તેનુ આત્મપ્રત્યયી ફળ નથી, પરમાર્થથી તેની સેવા અસેવાથી જીવને કઈ જાતિ-( નથી )-ભેદ થતો નથી માટે તે કઈ સફળ કારણરૂપે જ્ઞાનીપુરુષે સ્વીકારી નથી, એમ જણાય છે

ઘણા પ્રત્યક્ષ વર્તમાનો પરથી એમ પ્રગટ જણાય છે કે આ કાળ તે વિષમ કે દુષમ અથવા કલિયુગ છે કાળચક્રના પરાવર્તનમા અનત વાર દુષમકાળ પૂર્વે આવી ગયા છે, તથાપિ આવો દુષમકાળ કોઈક જ વખત આવે છે શ્વેતાબર સપ્રદાયમા એવી પરપરાગત વાત ચાલી આવે છે. કે અસયતિપૂજા નામે આશ્ચર્યવાળો હુડ — ધીટ — એવો આ પચમકાળ અનતકાળે આશ્ચર્યસ્વરૂપે તીર્થંકરાદિકે ગણ્યો છે, એ વાત અમને બહુકરી અનુભવમા આવે છે, સાક્ષાત્ એમ જાણે ભાસે છે

કાળ એવો છે ક્ષેત્ર ઘણુ કરી અનાર્ય જેવુ છે, ત્યા સ્થિતિ છે, પ્રસગ, દ્રવ્યકાળાદિ કારણથી સરળ છતા લોકસજ્ઞાપણે ગણવા ઘટે છે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના આલબન વિના નિરાધારપણે જેમ આત્માપણુ ભજાય તેમ ભજે છે બીજો શો ઉપાય ?

---

૫૦૫

ૐ

વીતરાગનો કહેલો પરમ શાત રસમય ધર્મ પૂર્ણ સત્ય છે, એવો નિશ્ચય રાખવો જીવના અનઅધિકારીપણાને લીધે તથા સત્પુરુષના યોગ વિના સમજાતું નથી, તોપણ તેના જેવુ જીવને સસારરોગ મટાડવાને બીજુ કોઈ પૂર્ણ હિતકારી ઔષધ નથી, એવુ વારવાર ચિંતવન કરવુ

આ પરમ તત્ત્વ છે, તેનો મને સદાય નિશ્ચય રહો, એ યથાર્થ સ્વરૂપ મારા હૃદયને વિષે પ્રકાશ કરો અને જન્મમરણાદિ બધનથી અત્યત નિવૃત્તિ થાઓ ! નિવૃત્તિ થાઓ !!

હે જીવ ! આ ક્લેશરૂપ સસાર થકી, વિરામ પામ, વિરામ પામ, કાઈક વિચાર પ્રમાદ છોડી જાગૃત થા ! જાગૃત થા !! નહી તો રત્નચિંતામણિ જેવો આ મનુષ્યદેહ નિષ્ફળ જશે

હે જીવ ! હવે તારે સત્પુરુષની આજ્ઞા નિશ્ચય ઉપાસવાયોગ્ય છે

ૐ શાતિ શાતિ શાતિ

---

[ ૪૧૮ ] ૫૦૬ મુંબઈ વૈશાખ, ૧૯૫૦

શ્રી તીર્થંકરાદિ મહાત્માઓએ એમ કહ્યુ છે કે જેને વિપર્યાસ મટી દેહાદિને વિષે થયેલી આત્મબુદ્ધિ, અને આત્મભાવને વિષે થયેલી દેહબુદ્ધિ તે મટી છે, એટલે આત્મા આત્મપરિણામી થયો છે, તેવા જ્ઞાનીપુરુષને પણ જ્યા સુધી પ્રારબ્ધ વ્યવસાય છે, ત્યા સુધી જાગૃતિમા રહેવુ ઘટે છે કેમ કે, અવકાશ પ્રાપ્ત થયે અનાદિ વિપર્યાસ ભયનો હેતુ ત્યા પણ અમે જાણ્યો છે, ચાર ઘનઘાતી

વિષે ગુણનુ વિશેષ સ્પષ્ટપણું વર્તે છે ઘણુ કરીને હવેથી જો બને તો નિયમિતપણે કઈ સત્સગ-વાર્તા લખશો

આ૦ સ્વ૦થી પ્રણામ.

---

[૩૯૮] ૪૮૫ મુબઈ, ફાગણ સુદ ૪, રવિ, ૧૯૫૦.

ૐ

પરમસ્નેહી શ્રી સુભાગ્ય,

શ્રી અ જાર,

હાલ ત્યા ઉપાધિના અવકાશે કાઈ વાચનાદિ પ્રકાર થતો હોય તે લખશો

હાલ દોઢથી બે માસ થયા ઉપાધિના પ્રસ ગમા વિશેષ વિશેષ કરી સ સારનુ સ્વરૂપ વેદાયું છે એવા જોકે પૂર્વે ઘણા પ્રસ ગ વેદ્યા છે, તથાપિ જ્ઞાને કરી ઘણુ કરી વેદ્યા નથી આ દેહ અને તે પ્રથમનો બોધબીજહેતુવાળો દેહ તેમા થયેલુ વેદન તે મોક્ષકાર્યે ઉપયોગી છે

વડોદરાવાળા માકુભાઈ અત્રે છે તેમનુ સાથે પ્રવૃત્તિમા વસવું અને કાર્ય કરવાનુ થયા કરે છે, એમ આ પ્રસ ગ વેદવાનો તેમને પણ પ્રકાર બન્યો છે વૈરાગ્યવાન જીવ છે પ્રજ્ઞાનુ વિશેષ પ્રકાશવું તેમને થાય તો સત્સ ગનુ ફળ થાય તેવો યોગ્ય જીવ છે

વાર વાર ક ટાળી જઈએ છીએ, તથાપિ પ્રારબ્ધયોગથી ઉપાધિથી દૂર થઈ શકાતુ નથી એ જ વિજ્ઞાપન વિગતથી પત્ર લખશો

આત્મસ્વરૂપે પ્રણામ

---

[૩૯૯] ૪૮૬ મુબઈ, ફાગણ સુદ ૧૧, રવિ, ૧૯૫૦

પ્રમાદને તીર્થ કરદેવ કર્મ કહે છે, અને અપ્રમાદને તેથી બીજુ એટલે અકર્મરૂપ એવું આત્મ-સ્વરૂપ કહે છે તેવા ભેદના પ્રકારથી અજ્ઞાની અને જ્ઞાનીનું સ્વરૂપ છે, ( કહ્યુ છે )

(સૂયગડાગસૂત્ર વીર્ય, અધ્યયન)[૧]

જે કુળને વિષે જન્મ થયો છે, અને જેના સહવાસમા જીવ વસ્યો છે, ત્યાં અજ્ઞાની એવો આ જીવ તે મમતા કરે છે અને તેમા નિમગ્ન રહ્યા કરે છે

(સૂયગડાગ–પ્રથમાધ્યયન)[૨]

જે જ્ઞાનીપુરુષો ભૂતકાળને વિષે થઈ ગયા છે, અને જે જ્ઞાનીપુરુષો ભાવિકાળને વિષે થશે, તે સર્વ પુરુષોએ 'શાતિ' (બધા વિભાવપરિણામથી થાકવુ, નિવૃત્ત થવું તે)ને સર્વ ધર્મનો આધાર કહ્યો છે જેમ ભૂતમાત્રને પૃથ્વી આધારભૂત છે, અર્થાત્ પ્રાણીમાત્ર પૃથ્વીના આધારથી સ્થિતિવાળા છે, તેનો આધાર પ્રથમ તેમને હોવો યોગ્ય છે, તેમ સર્વ પ્રકારના કલ્યાણનો આધાર, પૃથ્વીની પેઠે 'શાતિ' ને જ્ઞાનીપુરુષે કહ્યો છે ( સૂયગડાગ )

---

१ पमाय कम्ममाहसु, अप्पमाय तहावर । तब्भावदेसओवावि, बाल पडियमेव वा ॥

सू. कृ १ श्रु. ८ अ, ३जी गाथा

२. जेसिं कुले समुप्पन्ने, जेहिं वा सवसे नरे । ममाई लुप्पई बाले, अण्णे अण्णेहिं मुच्छिए ॥

सू. कृ १ श्रु १ अ ४थी गाथा.

પટળનું મંદપણું થવાથી જીવને જ્ઞાનીપુરુષે કહેલા એવા સિદ્ધાંતભાવ, આત્મભાવ, વિચારચક્ષુએ દેખાય છે જ્યાં વૈરાગ્ય અને ઉપશમ બળવાન છે, ત્યાં વિવેક બળવાનપણે હોય છે વૈરાગ્ય ઉપશમ બળવાન ન હોય ત્યાં વિવેક બળવાન હોય નહીં, અથવા યથાવત્ વિવેક હોય નહીં સહજ આત્મસ્વરૂપ છે એવું કેવળજ્ઞાન તે પણ પ્રથમ મોહિનીય કર્મના ક્ષયાંતર પ્રગટે છે અને તે વાતથી ઉપર જણાવ્યો છે તે સિદ્ધાંત સ્પષ્ટ સમજી શકાશે

વળી જ્ઞાનીપુરુષોની વિશેષ શિખામણ વૈરાગ્ય ઉપશમ પ્રતિબોધતી જોવામાં આવે છે જિનના આગમ પર દૃષ્ટિ મૂકવાથી એ વાત વિશેષ સ્પષ્ટ જણાઈ શકશે 'સિદ્ધાંતબોધ' એટલે જીવાજીવ પદાર્થનું વિશેષપણે કથન તે આગમમાં જેટલું કર્યું છે, તે કરતાં વિશેષપણે, વિશેષપણે વૈરાગ્ય અને ઉપશમને કથન કર્યાં છે, કેમકે તેની સિદ્ધિ થયા પછી વિચારની નિર્મળતા સહેજે થશે, અને વિચારની નિર્મળતા સિદ્ધાંતરૂપ કથનને સહેજે કે ઓછા પરિશ્રમે અંગીકાર કરી શકે છે, એટલે તેની પણ સહેજે સિદ્ધ થશે, અને તેમ જ થતું હોવાથી ઠામઠામ એ જ અધિકારનું વ્યાખ્યાન કર્યું છે જો જીવને આરંભ પરિગ્રહનું પ્રવર્તન વિશેષ રહેતું હોય તો વૈરાગ્ય અને ઉપશમ હોય તો તે પણ ચાલ્યા જવા સંભવે છે, કેમકે આરંભ પરિગ્રહ તે અવૈરાગ્ય અને અનુપશમના મૂળ છે, વૈરાગ્ય અને ઉપશમના કાળ છે

શ્રી ઠાણાંગસૂત્રમાં આરંભ અને પરિગ્રહનું બળ જણાવી પછી તેથી નિવર્તવું યોગ્ય છે એવો ઉપદેશ થવા આ ભાવે દ્વિભંગી કહી છે

૧ જીવને મતિજ્ઞાનાવરણીય ક્યાં સુધી હોય? જ્યાં સુધી આરંભ અને પરિગ્રહ હોય ત્યાં સુધી

૨ જીવને શ્રુતજ્ઞાનાવરણીય ક્યાં સુધી હોય? જ્યાં સુધી આરંભ અને પરિગ્રહ હોય ત્યાં સુધી

૩ જીવને અવધિજ્ઞાનાવરણીય ક્યાં સુધી હોય? જ્યાં સુધી આરંભ અને પરિગ્રહ હોય ત્યાં સુધી

૪ જીવને મનઃપર્યવજ્ઞાનાવરણીય ક્યાં સુધી હોય? જ્યાં સુધી આરંભ અને પરિગ્રહ હોય ત્યાં સુધી

૫ જીવને કેવળજ્ઞાનાવરણીય ક્યાં સુધી હોય? જ્યાં સુધી આરંભ અને પરિગ્રહ હોય ત્યાં સુધી

એમ કહી દર્શનાદિના ભેદ જણાવી સત્તર વાર તે ને તે વાત જણાવી છે કે, તે આવરણ ત્યાં સુધી હોય કે જ્યાં સુધી આરંભ અને પરિગ્રહ હોય આવું આરંભપરિગ્રહનું બળ જણાવી ફરી અર્થાપત્તિરૂપે પાછું તેનું ત્યાં જ કથન કર્યું છે

૧ જીવને મતિજ્ઞાન ક્યારે ઊપજે? આરંભપરિગ્રહથી નિવર્તે

૨ જીવને શ્રુતજ્ઞાન ક્યારે ઊપજે? આરંભપરિગ્રહથી નિવર્તે

૩ જીવને અવધિજ્ઞાન ક્યારે ઊપજે? આરંભપરિગ્રહથી નિવર્તે

૪ જીવને મનઃપર્યવજ્ઞાન ક્યારે ઊપજે? આરંભપરિગ્રહથી નિવર્તે

૫ જીવને કેવળજ્ઞાન ક્યારે ઊપજે? આરંભપરિગ્રહથી નિવર્તે

એમ સત્તર પ્રકાર ફરીથી કહી આરંભપરિગ્રહની નિવૃત્તિનું ફળ ત્યાં છેવટે કેવળજ્ઞાન ત્યાં સુધી લીધું છે, અને પ્રવૃત્તિનું ફળ કેવળજ્ઞાન સુધીના આવરણના હેતુપણે કહી તેનું અત્યંત બળવાનપણું કહી જીવને તેથી નિવૃત્ત થવાનો જ ઉપદેશ કર્યો છે ફરી ફરીને જ્ઞાનીપુરુષોના વચન ઉપદેશનો જ નિશ્ચય કરવાની જીવને પ્રેરણા કરવા ઇચ્છે છે તથાપિ અનાદિ અસત્સંગથી દૃઢ થયેલી એવી દુષ્ટ ઇચ્છાદિ ભાવમાં મૂઢ થયેલો એવો જીવ પ્રતિબૂઝતો નથી અને તે ભાવોની નિવૃત્તિ કર્યા વિના અથવા નિવૃત્તિનું પ્રયત્ન કર્યા વિના શ્રેય ઇચ્છે છે કે જેનો સંભવ ક્યારે પણ થઈ શક્યો નથી વર્તમાનમાં થતો નથી અને ભવિષ્યમાં થશે નહીં

---

પણ બીજા પ્રકારને વિષે તો કેવળ ઉદાસીનતા જ છે, અને એ પ્રકાર સ્મરણમા આવવાથી પણ ચિત્તમા ખેદ થઈ આવે છે, એવી તે પ્રકાર પ્રત્યે નિરિચ્છા છે પ્રથમના પ્રકાર સ બ ધમાં હાલ કંઈ લખવું સૂઝતુ નથી આગળ ઉપર લખવુ કે નહી તે તે પ્રસ ગમા જે થવા યોગ્ય હશે તે થશે

જેટલી આકુળતા છે તેટલો માર્ગનો વિરોધ છે, એમ જ્ઞાનીપુરુષો કહી ગયા છે જે વાત જરૂર આપણે વિચારવા યોગ્ય છે

[૪૦૪] ૪૯૧ મુંબઈ, ફાગણ, ૧૯૫૦

ૐ

તીર્થંકર વારવાર નીચે કહ્યો છે, તે ઉપદેશ કરતા હતા —

"હે જીવો! તમે બૂઝો, સમ્યક્-પ્રકારે બૂઝો મનુષ્યપણુ મળવુ ઘણુ દુર્લભ છે, અને ચારે ગતિને વિષે ભય છે, એમ જાણો અજ્ઞાનથી સદ્‌વિવેક પામવો દુર્લભ છે, એમ સમજો આખો લોક એકાત દુ ખે કરી બળે છે, એમ જાણો, અને 'સર્વ જીવ' પોતપોતાના કર્મે કરી વિપર્યાસપણુ અનુભવે છે, તેનો વિચાર કરો"

(સૂયગડાગ–અધ્યયન ૭ મુ ૧૧)

સર્વ દુ ખથી મુક્ત થવાનો અભિપ્રાય જેનો થયો હોય, તે પુરુષે આત્માને ગવેષવો, અને આત્મા ગવેષવો હોય તેણે યમનિયમાદિક સર્વ સાધનનો આગ્રહ અપ્રધાન કરી, સત્સ ગને ગવેષવો, તેમ જ ઉપાસવો સત્સ ગની ઉપાસના કરવી હોય તેણે સ સારને ઉપાસવાનો આત્મભાવ સર્વથા ત્યાગવો પોતાના સર્વ અભિપ્રાયનો ત્યાગ કરી પોતાની સર્વ શક્તિએ તે સત્સ ગની આજ્ઞાને ઉપાસવી તીર્થંકર એમ કહે છે કે જે કોઈ તે આજ્ઞા ઉપાસે છે, તે અવશ્ય સત્સ ગને ઉપાસે છે એમ જે સત્સ ગને ઉપાસે છે તે અવશ્ય આત્માને ઉપાસે છે, અને આત્માને ઉપાસનાર સર્વ દુ ખથી મુક્ત થાય છે

(દ્વાદશાગીનુ સળંગ સૂત્ર)

પ્રથમમા જે અભિપ્રાય દર્શાવ્યો છે તે ગાથા સૂયગડાગમા નીચે પ્રમાણે છે

**सबुज्झहा जंतवो माणुसत्तं, दट्ठुं भय बालिसेण अलभो,**
**एगंतदुक्खे जरिए व लोए, सकम्मणा विप्परियासुवेइ**

સર્વ પ્રકારની ઉપાધિ, આધિ, વ્યાધિથી મુક્તપણે વર્તતા હોઈએ તોપણ સત્સ ગને વિષે રહેલી ભક્તિ તે અમને મટવી દુર્લભ જણાય છે સત્સ ગનુ સર્વોત્તમ અપૂર્વપણુ અહોરાત્ર એમ અમને વસ્યા કરે છે, તથાપિ ઉદયજોગ પ્રારબ્ધથી તેવો અ તરાય વર્તે છે ઘણુ કરી કોઈ વાતનો ખેદ 'અમારા' આત્માને વિષે ઉત્પન્ન થતો નથી, તથાપિ સત્સ ગના અ તરાયનો ખેદ અહોરાત્ર ઘણુ કરી વર્ત્યા કરે છે 'સર્વ ભૂમિઓ, સર્વ માણસો, સર્વ કામો, સર્વ વાતચીતાદિ પ્રસ ગો અજાણ્યા જેવા, સાવ પરના, ઉદાસીન જેવા, અરમણીય, અમોહકર અને રસરહિત સ્વાભાવિકપણે ભાસે છે' માત્ર જ્ઞાનીપુરુષો, મુમુક્ષુપુરુષો, કે માર્ગાનુસારીપુરુષોનો સત્સ ગ તે જાણીતો, પોતાનો, પ્રીતિકર, સુદર, આકર્ષનાર અને રસસ્વરૂપ ભાસે છે એમ હોવાથી અમારુ મન ઘણુ કરી અપ્રતિબદ્ધપણું ભજતુ ભજતુ તમ જેવા માર્ગેચ્છાવાનપુરુષોને વિષે પ્રતિબદ્ધપણુ પામે છે

[૪૦૫] ૪૯૨ મુબઈ, ફાગણ, ૧૯૫૦

મુમુક્ષુજનના પરમ હિતસ્વી, મુમુક્ષુપુરુષ શ્રી સોભાગ,

અત્રે સમાધિ છે ઉપાધિ જોગથી તમે કંઈ આત્મવાર્તા નહીં લખી શકતા હો એમ ધારીએ છીએ

પછી સ્વરૂપને ભજે છે, તેમ પૂર્વના અજ્ઞાન સંસ્કારથી ઉપાર્જિત કરેલા એવા વેદનાદિ તાપ તેનો ના જીવને સંબંધ છે જ્ઞાનયોગનો કોઈ હેતુ થયો તો પછી અજ્ઞાન નાશ પામે છે, અને તેથી ઉત્પન્ન થનાર એવું ભાવિકર્મ નાશ પામે છે, પણ તે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું એવું વેદનીય કર્મ તે અજ્ઞાનના સૂર્યની પેઠે અસ્ત થયા પછી પથ્થરરૂપ એવા આ જીવને સંબંધમાં છે, જે આયુષ્યકર્મના નાશથી નાશ પામે છે ભેદ એટલો છે કે, જ્ઞાનીપુરુષને કાયાને વિષે આત્મબુદ્ધિ થતી નથી, અને આત્માને વિષે કાયાબુદ્ધિ થતી નથી, બેય સ્પષ્ટ ભિન્ન તેના જ્ઞાનમાં વર્તે છે, માત્ર પૂર્વ સંબંધ, જેમ પથ્થરને સૂર્યના તાપનો પ્રસંગ છે તેની પેઠે, હોવાથી વેદનીય કર્મ આયુષ–પૂર્ણતા સુધી અવિષમભાવે વેદવું થાય છે, પણ તે વેદના વેદતાં જીવને સ્વરૂપજ્ઞાનનો ભંગ થતો નથી, અથવા જો થાય છે તો તે જીવને તેવું સ્વરૂપજ્ઞાન સંભવતું નથી આત્મજ્ઞાન હોવાથી પૂર્વોપાર્જિત વેદનીય કર્મ નાશ જ પામે એવો નિયમ નથી, તે તેની સ્થિતિએ નાશ પામે વળી તે કર્મ જ્ઞાનને આવરણ કરનારું નથી, અવ્યાબાધપણાને આવરણરૂપ છે, અથવા ત્યાં સુધી સંપૂર્ણ અવ્યાબાધપણું પ્રગટતું નથી, પણ સંપૂર્ણ જ્ઞાન સાથે તેને વિરોધ નથી સંપૂર્ણ જ્ઞાનીને આત્મા અવ્યાબાધ છે એવો નિજરૂપ અનુભવ વર્તે છે, તથાપિ સંબંધપણે જોતા તેનું અવ્યાબાધપણું વેદનીય કર્મથી અમુકભાવે રોકાયેલ છે જોકે તે કર્મમાં જ્ઞાનીને આત્મબુદ્ધિ નહીં હોવાથી અવ્યાબાધ ગુણને પણ માત્ર સંબંધ આવરણ છે, સાક્ષાત્ આવરણ નથી

વેદના વેદતા જીવને કંઈ પણ વિષમભાવ થવો તે અજ્ઞાનનું લક્ષણ છે, પણ વેદના છે તે અજ્ઞાનનું લક્ષણ નથી, પૂર્વોપાર્જિત અજ્ઞાનનું ફળ છે વર્તમાનમા તે માત્ર પ્રારબ્ધરૂપ છે, તેને વેદતા જ્ઞાનીને અવિષમપણું છે, એટલે જીવ ને કાયા જુદા છે, એવો જે જ્ઞાનયોગ તે જ્ઞાનીપુરુષને અબાધ જ રહે છે માત્ર વિષમભાવરહિતપણું છે, એ પ્રકાર જ્ઞાનને અવ્યાબાધ છે વિષમભાવ છે તે જ્ઞાનને બાધકારક છે દેહમાં દેહબુદ્ધિ અને આત્મામા આત્મબુદ્ધિ, દેહથી ઉદાસીનતા અને આત્મામાં સ્થિતિ છે, એવા જ્ઞાનીપુરુષનો વેદનાઉદય તે પ્રારબ્ધ વેદવારૂપ છે, નવા કર્મનો હેતુ નથી

બીજું પ્રશ્ન ' પરમાત્મસ્વરૂપ સર્વ ઠેકાણે સરખુ છે, સિદ્ધ અને સંસારી જીવ સરખા છે, ત્યારે સિદ્ધની સ્તુતિ કરતા કંઈ બાધ છે કે કેમ ? એ પ્રકારનું પ્રશ્ન છે પરમાત્મસ્વરૂપ પ્રથમ વિચારવાયોગ્ય છે વ્યાપકપણે પરમાત્મસ્વરૂપ સર્વત્ર છે કે કેમ ? તે વાત વિચારવાયોગ્ય છે

સિદ્ધ અને સંસારી જીવો એ સમસત્તાવાનસ્વરૂપે છે એ નિશ્ચય જ્ઞાનીપુરુષોએ કર્યો છે તે યથાર્થ છે તથાપિ ભેદ એટલો છે કે સિદ્ધને વિષે તે સત્તા પ્રગટપણે છે, સંસારી જીવને વિષે તે સત્તા સત્તાપણે છે જેમ દીવાને વિષે અગ્નિ પ્રગટ છે અને ચકમકને વિષે અગ્નિ સત્તાપણે છે, તે પ્રકારે દીવાને વિષે અને ચકમકને વિષે જે અગ્નિ છે તે અગ્નિપણે સમ છે, વ્યક્તિપણે (પ્રગટ) અને શક્તિ(સત્તામા)પણે ભેદ છે, પણ વસ્તુની જાતિપણે ભેદ નથી, તે પ્રકારે સિદ્ધ જીવને વિષે જે ચેતનસત્તા છે તે જ સૌ સંસારી જીવને વિષે છે ભેદ માત્ર પ્રગટ અપ્રગટપણાનો છે જેને તે ચેતનસત્તા પ્રગટી નથી એવા સંસારી જીવને તે સત્તા પ્રગટવાનો હેતુ, પ્રગટસત્તા જેને વિષે છે એવા સિદ્ધ ભગવંતનું સ્વરૂપ, તે વિચારવાયોગ્ય છે, ધ્યાન કરવાયોગ્ય છે, સ્તુતિ કરવાયોગ્ય છે, કેમ કે તેથી આત્માને નિજસ્વરૂપનો વિચાર, ધ્યાન, સ્તુતિ કરવાનો પ્રકાર થાય છે કે જેવું ... છે સિદ્ધસ્વરૂપ જેવું આત્મસ્વરૂપ છે એવું વિચારીને અને આ આત્માને વિષે તેનું વર્તમાન અપ્રગટપણું છે તેનો અભાવ કરવા તે સિદ્ધસ્વરૂપનો વિચાર, ધ્યાન તથા સ્તુતિ ઘટે છે એ પ્રકાર ... સિદ્ધની સ્તુતિ કરતા કંઈ બાધ જણાતો નથી

આત્મસ્વરૂપમા જગત નથી, એવી વેદાંતે વાત કહી છે અથવા એમ ઘટે છે, પણ ... નથી એવો અર્થ માત્ર જીવને ઉપશમ થવા અર્થે માનવો યોગ્ય ગણાય

એમ એ ત્રણ પ્રશ્નોનું સંક્ષેપ સમાધાન લખ્યું છે, તે વિશેષ કરી વિચારશો વિશેષ ... જાણવા ઇચ્છા થાય તે લખશો જેમ વૈરાગ્ય ઉપશમનું વર્ધમાનપણું થાય તેમ ... કર્તવ્ય

મંદપણું દેખાય છે, તે ક્ષીણ થવાયોગ્ય દેખાય છે, ક્ષીણ થઈ શકે છે તે તે બંધભાવ ક્ષીણ થઈ શકવાયોગ્ય હોવાથી તેથી રહિત એવો જે શુદ્ધ આત્મસ્વભાવ તે રૂપ મોક્ષપદ છે

છઠ્ઠું પદ'—તે 'મોક્ષનો ઉપાય છે' જો કદી કર્મબંધમાત્ર થયા કરે એમ જ હોય, તો તેની નિવૃત્તિ કોઈ કાળે સંભવે નહીં, પણ કર્મબંધથી વિપરીત સ્વભાવવાળા એવા જ્ઞાન, દર્શન, સમાધિ, વૈરાગ્ય, ભક્ત્યાદિ સાધન પ્રત્યક્ષ છે, જે સાધનના બળે કર્મબંધ શિથિલ થાય છે, ઉપશમ પામે છે, ક્ષીણ થાય છે માટે તે જ્ઞાન, દર્શન, સંયમાદિ મોક્ષપદના ઉપાય છે

શ્રી જ્ઞાનીપુરુષોએ સમ્યક્‌દર્શનના મુખ્ય નિવાસભૂત કહ્યા એવા આ છ પદ અત્રે સંક્ષેપમા જણાવ્યા છે સમીપમુક્તિગામી જીવને સહજ વિચારમા તે સપ્રમાણ થવાયોગ્ય છે, પરમ નિશ્ચયરૂપ જણાવાયોગ્ય છે, તેનો સર્વ વિભાગે વિસ્તાર થઈ તેના આત્મામા વિવેક થવાયોગ્ય છે આ છ પદ અત્યંત સંદેહરહિત છે, એમ પરમપુરુષે નિરૂપણ કર્યું છે એ છ પદનો વિવેક જીવને સ્વસ્વરૂપ સમજવાને અર્થે કહ્યો છે અનાદિ સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહંભાવ, મમત્વ-ભાવ તે નિવૃત્ત થવાને અર્થે આ છ પદની જ્ઞાનીપુરુષોએ દેશના પ્રકાશી છે તે સ્વપ્નદશાથી રહિત માત્ર પોતાનુ સ્વરૂપ છે, એમ જો જીવ પરિણામ કરે, તો સહજમાત્રમા તે જાગૃત થઈ સમ્યક્‌દર્શનને પ્રાપ્ત થાય, સમ્યક્‌દર્શનને પ્રાપ્ત થઈ સ્વસ્વભાવરૂપ મોક્ષને પામે કોઈ વિનાશી, અશુદ્ધ અને અન્ય એવા ભાવને વિષે તેને હર્ષ, શોક, સંયોગ, ઉત્પન્ન ન થાય તે વિચારે સ્વસ્વરૂપને વિષે જ શુદ્ધપણું, સંપૂર્ણપણું, અવિનાશીપણું, અત્યંત આનંદપણું, અંતરરહિત તેના અનુભવમા આવે છે સર્વ વિભાવ-પર્યાયમા માત્ર પોતાને અધ્યાસથી ઐક્યતા થઈ છે, તેથી કેવળ પોતાનું ભિન્નપણુ જ છે, એમ સ્પષ્ટ—પ્રત્યક્ષ—અત્યંત પ્રત્યક્ષ—અપરોક્ષ તેને અનુભવ થાય છે વિનાશી અથવા અન્ય પદાર્થના સંયોગને વિષે તેને ઇષ્ટઅનિષ્ટપણુ પ્રાપ્ત થતું નથી જન્મ, જરા, મરણ, રોગાદિ બાધારહિત સંપૂર્ણ માહાત્મ્યનુ ઠેકાણુ એવુ નિજસ્વરૂપ જાણી, વેદી તે કૃતાર્થ થાય છે જે જે પુરુષોને એ છ પદ સપ્રમાણ એવાં પરમ પુરુષના વચને આત્માનો નિશ્ચય થયો છે, તે તે પુરુષો સર્વ સ્વરૂપને પામ્યા છે, આધિ, વ્યાધિ, ઉપાધિ, સર્વ સંગથી રહિત થયા છે, થાય છે, અને ભાવિકાળમાં પણ તેમ જ થશે

જે સત્પુરુષોએ જન્મ, જરા, મરણનો નાશ કરવાવાળો, સ્વસ્વરૂપમા સહજ અવસ્થાન થવાનો ઉપદેશ કહ્યો છે, તે સત્પુરુષોને અત્યંત ભક્તિથી નમસ્કાર છે તેની નિષ્કારણ કરુણાને નિત્ય પ્રત્યે નિરંતર સ્તવવામા પણ આત્મસ્વભાવ પ્રગટે છે, એવા સર્વ સત્પુરુષો, તેના ચરણારવિંદ સદાય હૃદયને વિષે સ્થાપન રહો!

જે છ પદથી સિદ્ધ છે એવુ આત્મસ્વરૂપ તે જેના વચનને અંગીકાર કર્યે સહજમાં પ્રગટે છે, જે આત્મસ્વરૂપ પ્રગટવાથી સર્વકાળ જીવ સંપૂર્ણ આનંદને પ્રાપ્ત થઈ નિર્ભય થાય છે, તે વચનના કહેનાર એવા સત્પુરુષના ગુણની વ્યાખ્યા કરવાને અશક્તિ છે, કેમ કે જેનો પ્રત્યુપકાર ન થઈ શકે એવો પરમાત્મભાવ તે જાણે કંઈ પણ ઇચ્છયા વિના માત્ર નિષ્કારણ કરુણાશીલતાથી આપ્યો, એમ છતા પણ જેણે અન્ય જીવને વિષે આ મારો શિષ્ય છે, અથવા ભક્તિનો કર્ત્તા છે, માટે મારો છે, એમ કદી જોયુ નથી, એવા જે સત્પુરુષ તેને અત્યંત ભક્તિએ ફરી ફરી નમસ્કાર હો!

જે સત્પુરુષોએ સદ્‌ગુરુની ભક્તિ નિરૂપણ કરી છે, તે ભક્તિ માત્ર શિષ્યના કલ્યાણને અર્થે કહી છે જે ભક્તિને પ્રાપ્ત થવાથી સદ્‌ગુરુના આત્માની ચેષ્ટાને વિષે વૃત્તિ રહે, અપૂર્વ ગુણ દૃષ્ટિગોચર થઈ અન્ય સ્વચ્છંદ મટે, અને સહેજે આત્મબોધ થાય એમ જાણીને જે ભક્તિનુ નિરૂપણ કર્યું છે, તે ભક્તિને અને તે સત્પુરુષોને ફરી ફરી ત્રિકાળ નમસ્કાર હો!

જો કદી પ્રગટપણે વર્તમાનમા કેવળજ્ઞાનની ઉત્પત્તિ થઈ નથી, પણ જેના વચનના વિચારયોગે શક્તિપણે કેવળજ્ઞાન છે એમ સ્પષ્ટ જાણ્યુ છે, શ્રદ્ધાપણે કેવળજ્ઞાન થયુ છે, વિચારદશાએ કેવળજ્ઞાન થયુ છે, ઇચ્છાદશાએ કેવળજ્ઞાન થયુ છે, મુખ્ય નયના હેતુથી કેવળજ્ઞાન વર્તે છે, તે કેવળજ્ઞાન સર્વ

પોતાની કલ્પનાએ આત્માર્થ માને તો તેમા સફળપણુ ન હોય એ સાવ સમજી શકાય એવો પ્રકાર છે એટલે એમ તો જણાય છે કે, જીવના પૂર્વકાળનાં બધા માઠા સાધન, કલ્પિત સાધન મટવા અપૂર્વ જ્ઞાન સિવાય બીજો કોઈ ઉપાય નથી, અને તે અપૂર્વ વિચાર વિના ઉત્પન્ન થવા સંભવ નથી, અને તે અપૂર્વ વિચાર, અપૂર્વ પુરુષના આરાધન વિના બીજા કયા પ્રકારે જીવને પ્રાપ્ત થાય એ વિચારતા એમ જ સિદ્ધાંત થાય છે કે, જ્ઞાનીપુરુષની આજ્ઞાનું આરાધન એ સિદ્ધપદનો સર્વશ્રેષ્ઠ ઉપાય છે અને એ વાત જ્યારે જીવથી મનાય છે, ત્યારથી જ બીજા દોષનુ ઉપશમવું, નિવર્તવું શરૂ થાય છે

શ્રી જિને આ જીવના અજ્ઞાનની જે જે વ્યાખ્યા કહી છે, તેમા સમયે સમયે તેને અનંતકર્મનો વ્યવસાયી કહ્યો છે, અને અનાદિકાળથી અનંતકર્મનો બંધ કરતો આવ્યો છે, એમ કહ્યુ છે, તે વાત તો યથાર્થ છે, પણ ત્યાં આપને એક પ્રશ્ન થયું કે, 'તો તેવાં અનંતકર્મ નિવૃત્ત કરવાનું સાધન ગમે તેવું બળવાન હોય તોપણ અનંતકાળને પ્રયોજને પણ તે પાર પડે નહીં' જો કે કેવળ એમ હોય તો તમને લાગ્યું તેમ સંભવે છે, તથાપિ જિને પ્રવાહથી જીવને અનંતકર્મનો કર્ત્તા કહ્યો છે, અનંત કાળથી કર્મનો કર્ત્તા તે ચાલ્યો આવે છે એમ કહ્યુ છે, પણ સમયે સમયે અનંતકાળ ભોગવવાં પડે એવાં કર્મ તે આગામિક કાળ માટે ઉપાર્જન કરે છે એમ કહ્યુ નથી કોઈ જીવઆશ્રયી એ વાત દૂર રાખી, વિચારવા જતાં એમ કહ્યુ છે, કે સર્વ કર્મનું મૂળ એવુ જે અજ્ઞાન, મોહ પરિણામ તે હજુ જીવમાં એવું ને એવું ચાલ્યુ આવે છે, કે જે પરિણામથી અનંતકાળ તેને ભ્રમણ થયું છે, અને જે પરિણામ વર્ત્યા કરે તો હજુ પણ એમ ને એમ અનંતકાળ પરિભ્રમણ થાય અગ્નિના એક તણખાને વિષે આખો લોક સળગાવી શકાય એટલો ઐશ્વર્ય ગુણ છે, તથાપિ તેને જેવો જેવો યોગ થાય છે તેવો તેવો તેનો ગુણ ફળવાન થાય છે તેમ અજ્ઞાનપરિણામને વિષે અનાદિકાળથી જીવનુ રખડવું થયું છે. તેમ હજુ અનંતકાળ પણ ચૌદ રાજલોકમા પ્રદેશે પ્રદેશે અનંત જન્મમરણ તે પરિણામથી હજુ સંભવે, તથાપિ જેમ તણખાનો અગ્નિ યોગવશ છે, તેમ અજ્ઞાનના કર્મપરિણામની પણ અમુક પ્રકૃતિ છે ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ એક જીવને મોહનીયકર્મનું બંધન થાય તો સિત્તેર કોડાકોડી સાગરોપમનુ છે એમ જિને કહ્યું છે, તેનો હેતુ સ્પષ્ટ છે કે, જો અનંતકાળનુ બંધન થતુ હોય તો પછી જીવનો મોક્ષ ન થાય એ બંધ હજુ નિવૃત્ત ન થયો હોય પણ લગભગ નિવર્તવા આવ્યો હોય ત્યા વખતે બીજો તેવી સ્થિતિનો સંભવ હોય, પણ એવાં મોહનીયકર્મ કે જેની કાળ સ્થિતિ ઉપર કહી છે, તેવાં ઘણા વખતે ઘણા બાધે એમ ન બને અનુક્રમે હજુ તે કર્મથી નિવૃત્ત થવા પ્રથમ બીજુ તે જ સ્થિતિનુ બાધે, તેમ બીજુ નિવૃત્ત થતા પ્રથમ ત્રીજુ બાધે, પણ બીજુ, ત્રીજુ, ચોથુ, પાચમુ, છઠ્ઠું એમ સૌ એક મોહનીયકર્મના સંબંધમા તે જ સ્થિતિનું બાધ્યા કરે એમ બને નહીં, કારણ કે જીવને એટલો અવકાશ નથી મોહનીયકર્મની એ પ્રકારે સ્થિતિ છે તેમ આયુષકર્મની સ્થિતિ શ્રી જિને એમ કહી છે કે, એક જીવ એક દેહમા વર્તતા તે દેહનુ જેટલુ આયુષ છે તેટલાના ત્રણ ભાગમાના બે ભાગ વ્યતીત થયે આવતા ભવનુ આયુષ જીવ બાધે, તે પ્રથમ બાધે નહીં, અને એક ભવના આયુષ કાળના બે ભવનું આયુષ બાધે નહીં, એવી સ્થિતિ છે અર્થાત્ જીવને અજ્ઞાનભાવથી કર્મસંબંધ ચાલ્યો આવે છે, તથાપિ તે તે કર્મોની સ્થિતિ ગમે તેટલી વિટંબણારૂપ છતા અનંતદુઃખ આપવાના હેતુ છતા પણ જેમા જીવ તેથી નિવૃત્ત થાય એટલો અમુક પ્રકાર બાધ કરતાં સાવ અવકાશ છે એવો પ્રકાર જિને ઘણો સૂક્ષ્મપણે કહ્યો છે, તે વિચારવાયોગ્ય છે જેમા 'જીવને મોક્ષના [illegible] કર્મબંધ કહ્યો છે

આ વાર્ત્તા સંક્ષેપમા આપને લખી છે તે ફરી ફરી વિચારવાથી કેટલુક સમાધાન થશે, ક્રમે કરી કે સમાગમે કરી તેનુ સાવ સમાધાન થશે

પ્રસ ગ, વિસ્મૃતિનો હેતુ એવી કથા થાય છે, માટે તે પ્રકારના વિચારનો કે શોધનો નિર્ધાર લેવાની ઇચ્છા કરવા કરતા ત્યાગી દેવી સારી છે, અને તે ત્યાગ્યે સહેજે નિર્ધાર થાય છે

આત્મામા વિશેષ આકુળતા ન થાય તેમ રાખશો જે થવાયોગ્ય હશે તે થઈ રહેશે અને આકુળતા કરતા પણ જે થવાયોગ્ય હશે તે થશે, તેની સાથે આત્મા પણ અપરાધી થશે

---

[૪૦૮-૧] ૪૯૫ મુબઈ, ચૈત્ર વદ ૧૧, ભોમ, ૧૯૫૦

શ્રી ત્રિભોવન,

જે કારણ વિષે લખ્યું હતુ, તે કારણના વિચારમા હજુ ચિત્ત છે, અને તે વિચાર હજુ સુધી ચિત્તસમધાનરૂપ એટલે પૂરો થઈ શકયો ન હોવાથી તમને પત્ર લખવાનુ થયું નથી વળી કોઈ 'પ્રમાદ-દોષ' જેવો કઈ પ્રસ ગદોષ વર્તે છે, કે જેને લીધે કઈ પણ પરમાર્થવાત લખવા સ બ ધમા ચિત્ત મુઝાઈ, લખતા સાવ અટકવુ થાય છે તેમ જ જે કાર્યપ્રવૃત્તિ છે, તે કાર્યપ્રવૃત્તિમા અને અપરમાર્થ પ્રસ ગમા ઉદાસીનબળ યથાયોગ્ય જાણે મારાથી થતુ નથી, એમ લાગી આવી પોતાના દોષવિચારમા પડી જઈ પત્ર લખવુ અટકી જાય છે, અને ઘણુ કરી ઉપર જે વિચારનુ સમાધાન થયું નથી, એમ લખ્યું છે તે તે જ કારણ છે

જો કોઈ પણ પ્રકારે બને તો આ ત્રાસરૂપ સ સારમા વધતો વ્યવસાય ન કરવો, સત્સ ગ કરવો યોગ્ય છે

મને એમ લાગે છે કે જીવને મૂળપણે જોતા જો મુમુક્ષુતા આવી હોય તો નિત્ય પ્રત્યે તેનુ સ સારબળ ઘટયા કરે સ સારમા ધનાદિ સ પત્તિ ઘટે કે નહી તે અનિયત છે, પણ સ સાર પ્રત્યે જે જીવની ભાવના તે મોળી પડયા કરે, અનુક્રમે નાશ પામવાયોગ્ય થાય, આ કાળમા એ વાત ઘણુ કરી જોવામા આવતી નથી કોઈ જુદા સ્વરૂપમા મુમુક્ષુ, અને જુદા સ્વરૂપમા મુનિ વગેરે જોઈ વિચાર થાય છે કે આવા સ ગે કરી જીવની ઊર્ધ્વદશા થવી ઘટે નહી, પણ અધોદશા થવી ઘટે વળી સત્સ ગનો કઈ પ્રસ ગ થયો છે એવા જીવની વ્યવસ્થા પણ કાળદોષથી પલટતા વાર નથી લાગતી એવુ પ્રગટ જોઈને ચિત્તમા ખેદ થાય છે, અને મારા ચિત્તની વ્યવસ્થા જોતા મને પણ એમ થાય છે કે મને કોઈ પણ પ્રકારે આ વ્યવસાય ઘટતો નથી, અવશ્ય ઘટતો નથી જરૂર—અત્ય ત જરૂર—આ જીવનો કોઈ પ્રમાદ છે, નહીં તો પ્રગટ જાણ્યું છે એવુ જે ઝેર તે પીવાને વિષે જીવની પ્રવૃત્તિ કેમ હોય ? અથવા એમ નહીં તો ઉદાસીનપ્રવૃત્તિ હોય, તોપણ તે પ્રવૃત્તિયે હવે તો કોઈ પ્રકારે પણ પરિસમાપ્તપણુ ભજે એમ થવા યોગ્ય છે, નહીં તો જરૂર જીવનો કોઈ પણ પ્રકારે દોષ છે

વધારે લખવાનું થઈ શકતુ નથી, એટલે ચિત્તમા ખેદ થાય છે, નહીં તો પ્રગટપણે કોઈ મુમુક્ષુ-ને આ જીવના દોષ પણ જેટલા બને તેટલા પ્રકારે વિદિત કરી જીવનો તેટલો તો ખેદ ટાળવો અને તે વિદિત દોષની પરિસમાપ્તિ માટે તેનો સ ગરૂપ ઉપકાર ઇચ્છવો

વાર વાર મને મારા દોષ માટે એમ લાગે છે કે જે દોષનુ બળ પરમાર્થથી જોતા મે કહ્યુ છે, પણ બીજા આધુનિક જીવોના દોષ આગળ મારા દોષનુ અત્ય ત અલ્પપણુ લાગે છે, જોકે એમ માનવાની કઈ બુદ્ધિ નથી, તથાપિ સ્વભાવે એમ કઈ લાગે છે, છતા કોઈ વિશેષ અપરાધીની પેઠે જ્યા સુધી અમે આ વ્યવહાર કરીએ છીએ ત્યા સુધી અમારા આત્મામા લાગ્યા કરીશુ તમને અને તમારા સ ગમા વર્તતા કોઈ પણ મુમુક્ષુને કઈ પણ વિચારવાજોગ જરૂર આ વાત લાગે છે

---

અત્રે હાલમાં વ્યાપાર સંબંધી પ્રયોજન રહે છે તેથી તરતમાં થોડા વખત માટે પણ નીકળી શકાવું દુર્લભ છે કારણ કે પ્રસંગ એવો છે કે જેમાં મારા વિદ્યમાનપણાની અવશ્ય પ્રસંગના લોકો ગણે છે તેમનું મન ન દુભાઈ શકે, અથવા તેમના કામને અત્રેથી મારા દૂર થવાથી કોઈ બળવાન હાનિ ન થઈ શકે એવો વ્યવસાય થાય તો તેમ કરી થોડો વખત આ પ્રવૃત્તિથી અવકાશ લેવાનું ચિત્ત છે, તથાપિ તમારી તરફ આવવાથી લોકોના પરિચયમાં જરૂર કરી આવવાનું થાય એ સંભવિત હોવાથી તે તરફ આવવાનું ચિત્ત થવું મુશ્કેલ છે લોકોના પરિચયમાં આવા પ્રસંગ રહ્યા છતાં, ધર્મ પ્રસંગે આવવું થાય તે વિશેષ અંદેશાયોગ્ય જાણી જેમ બને તેમ તે પરિચયથી ધર્મ પ્રસંગને નામે દૂર રહેવાનું ચિત્ત વિશેષપણે રહ્યા કરે છે

વૈરાગ્ય ઉપશમનું બળ વધે તે પ્રકારનો સત્સંગ, સત્શાસ્ત્રનો પરિચય કરવો એ જીવને પરમ હિતકારી છે બીજો પરિચય જેમ બને તેમ નિવર્તન યોગ્ય છે

આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૨૪] ૫૧૩ મોહમયી, શ્રાવણ સુદ ૧૧, રવિ, ૧૯૫૦

ૐ

શ્રી સૂર્યપુરસ્થિત, સત્સંગયોગ્ય શ્રી લલ્લુજી પ્રત્યે વિનંતિ કે —

બે પત્ર પ્રાપ્ત થયા છે અત્ર ભાવ સમાધિ છે

'યોગવાસિષ્ઠાદિ' ગ્રંથો વાચવાવિચારવામાં બીજી અડચણ નથી અમે આગળ લખ્યું હતું કે ઉપદેશગ્રંથ સમજી એવા ગ્રંથ વિચારવાથી જીવને ગુણ પ્રગટે છે ઘણું કરી તેવા ગ્રંથો વૈરાગ્ય અને ઉપશમને અર્થે છે સિદ્ધાંતજ્ઞાન સત્પુરુષથી જાણવાયોગ્ય જાણીને જીવમાં સરળતા નિસ્પૃહતાદિ ગુણો ઉદ્ભવ થવાને અર્થે 'યોગવાસિષ્ઠ', 'ઉત્તરાધ્યયન', 'સૂત્રકૃતાંગાદિ' વિચારવામાં અડચણ નથી એટલી સ્મૃતિ રાખજો

વેદાંત અને જિન સિદ્ધાંત એ બેમાં કેટલાક પ્રકારે ભેદ છે વેદાંત એક બ્રહ્મસ્વરૂપે સર્વ સ્થિતિ કહે છે જિનાગમમાં તેથી બીજો પ્રકાર કહ્યો છે 'સમયસાર' વાચતાં પણ કેટલાક જીવોને એક બ્રહ્મની માન્યતારૂપ સિદ્ધાંત થઈ જાય છે સિદ્ધાંતનો વિચાર ઘણા સત્સંગથી તથા વૈરાગ્ય અને ઉપશમનું બળ વિશેષપણે વધ્યા પછી કર્તવ્ય છે જો એમ નથી કરવામાં આવતું તો જીવ બીજા પ્રકારમાં ચડી જઈ વૈરાગ્ય અને ઉપશમથી હીન થાય છે 'એક બ્રહ્મસ્વરૂપ' વિચારવામાં અડચણ નથી, અથવા 'અનેક આત્મા' વિચારવામાં અડચણ નથી, માત્ર તમને અથવા કોઈ મુમુક્ષુને પોતાના સ્વરૂપનું જાણવું એ મુખ્ય કર્તવ્ય છે, અને તે જાણવાના સાધન શમ, સંતોષ, વિચાર અને સત્સંગ છે તે સાધન સિદ્ધ થયે, વૈરાગ્ય, ઉપશમ વર્ધમાન પરિણામી થયે, 'એક આત્મા છે કે અનેક આત્મા છે,' એ આદિ પ્રકાર વિચારવાયોગ્ય છે એ જ વિનંતિ

આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૨૫] ૫૧૪ મુંબઈ, શ્રાવણ સુદ ૧૪, બુધ ૧૯૫૦

નિસારપણું અન્યતપણું જાણ્યા છતાં, વ્યવસાયનો પ્રસંગ આત્મવીર્યને કંઈ પણ મંદતાનો હેતુ થાય છે, તે છતાં તે વ્યવસાય કરીએ છીએ આત્માથી ખમવાયોગ્ય નથી તે ખમીએ છીએ એ જ વિનંતિ

આ૦ સ્વ૦

---

ચિત્તનો લખવા વગેરેમા વધારે પ્રયાસ થઈ શકતો નથી તેથી પત્તુ લખ્યુ છે

---

[૪૧૩] ૫૦૦ મુબઈ, વૈશાખ સુદ ૯, રવિ, ૧૯૫૦

શ્રી સૂર્યપુરે સ્થિત, શુભેચ્છાપ્રાપ્ત શ્રી લલ્લુજી,

અત્રે ઉપાધિરૂપ વ્યવહાર વર્તે છે ઘણુ કરી આત્મસમાધિની સ્થિતિ રહે છે તોપણ તે વ્યવહારના પ્રતિબધથી છૂટવાનુ વાર વાર સ્મૃતિમા આવ્યા કરે છે, તે પ્રારબ્ધની નિવૃત્તિ થતા સુધી તો વ્યવહારનો પ્રતિબધ રહેવો ઘટે છે, માટે સમચિત્ત થઈ સ્થિતિ રહે છે

તમારુ લખેલુ પત્ર ૧ સપ્રાપ્ત થયુ છે 'યોગવાસિષ્ઠાદિ' ગ્રથની વાચના થતી હોય તો તે હિતકારી છે જિનાગમમા પ્રત્યેક આત્મા માની પરિણામમા અનત આત્મા કહ્યા છે, અને વેદાતમા પ્રત્યેક કહેવામા આવી, સર્વત્ર ચેતનસત્તા દેખાય છે તે એક જ આત્માની છે, અને આત્મા એક જ છે, એમ પ્રતિપાદન કર્યુ છે, તે બેય વાત મુમુક્ષુપુરુષે જરૂર કરી વિચારવા જેવી છે, અને યથાપ્રયત્ને તે વિચારી, નિર્ધાર કરવાયોગ્ય છે, એ વાત નિસદેહ છે તથાપિ જ્યા સુધી પ્રથમ વૈરાગ્ય અને ઉપશમનુ બળ દૃઢપણે જીવમા આવ્યુ ન હોય, ત્યા સુધી તે વિચારથી ચિત્તનુ સમાધાન થવાને બદલે ચચળપણુ થાય છે, અને તે વિચારનો નિર્ધાર પ્રાપ્ત થતો નથી, તથા ચિત્ત વિક્ષેપ પામી યથાર્થપણે પછી વૈરાગ્ય-ઉપશમને ધારણ કરી શકતુ નથી, માટે તે પ્રશ્નનુ સમાધાન જ્ઞાનીપુરુષોએ કર્યુ છે તે સમજવા આ જીવમા વૈરાગ્ય-ઉપશમ અને સત્સગનુ બળ હાલ તો વધારવુ ઘટે છે, એમ જીવમા વિચારી વૈરાગ્યાદિ બળ વધવાના સાધન આરાધવાને નિત્યપ્રતિ વિશેષ પુરુષાર્થ યોગ્ય છે

વિચારની ઉત્પત્તિ થવા પછી વર્દ્ધમાનસ્વામી જેવા મહાત્માપુરુષે ફરી ફરી વિચાર્યુ કે આ જીવનુ અનાદિકાળથી ચારે ગતિ વિષે અનતથી અનત વાર જન્મવુ, મરવુ થયા છતા, હજુ તે જન્મ મરણાદિ સ્થિતિ ક્ષીણ થતી નથી, તે હવે કેવા પ્રકારે ક્ષીણ કરવા? અને એવી કઈ ભૂલ આ જીવની રહ્યા કરી છે, કે જે ભૂલનું આટલા સુધી પરિણમવું થયું છે? આ પ્રકારે ફરી ફરી અત્યત એકાગ્રપણે સદ્બોધના વર્ધમાન પરિણામે વિચારતા વિચારતા જે ભૂલ ભગવાને દીઠી છે તે જિનાગમમા ઠામ ઠામ કહી છે, કે જે ભૂલ જાણીને તેથી રહિત મુમુક્ષુ જીવ થાય જીવની ભૂલ જોતાં તો અનતવિશેષ લાગે છે, પણ સર્વ ભૂલની બીજભૂત ભૂલ તે જીવે પ્રથમમાં પ્રથમ વિચારવી ઘટે છે, કે જે ભૂલનો વિચાર કર્યાથી સર્વે ભૂલનો વિચાર થાય છે, અને જે ભૂલના મટવાથી સર્વે ભૂલ મટે છે કોઈ જીવ કદાપિ નાના પ્રકારની ભૂલનો વિચાર કરી તે ભૂલથી છૂટવા ઇચ્છે, તોપણ તે કર્ત્તવ્ય છે, અને તેવી અનેક ભૂલથી છૂટવાની ઇચ્છા મૂળ ભૂલથી છૂટવાનુ સહેજે કારણ થાય છે

શાસ્ત્રમા જે જ્ઞાન પ્રગટ કર્યુ છે તે જ્ઞાન બે પ્રકારમા વિચારવાયોગ્ય છે એક પ્રકાર 'ઉપદેશ'નો અને બીજો પ્રકાર 'સિદ્ધાત'નો છે 'જન્મમરણાદિ ક્લેશવાળા આ સસારને ત્યાગવો ઘટે છે, અનિત્ય પદાર્થમા વિવેકીને રુચિ કરવી હોય નહી, માતપિતા, સ્વજનાદિક સર્વનો 'સ્વાર્થરૂપ' સબધ છતા આ જીવ તે જાળનો આશ્રય કર્યા કરે છે, એ જ તેનો અવિવેક છે, પ્રત્યક્ષ રીતે ત્રિવિધ તાપરૂપ આ સસાર જણાતા છતા મૂર્ખ એવો જીવ તેમા જ વિશ્રાતિ ઇચ્છે છે, પરિગ્રહ, આરભ અને સગ એ સૌ અનર્થના હેતુ છે' એ આદિ જે શિક્ષા છે તે 'ઉપદેશજ્ઞાન' છે 'આત્માનુ હોવાપણુ, નિત્યપણુ, એકપણુ અથવા અનેકપણુ, બધાદિ ભાવ, મોક્ષ, આત્માની સર્વ પ્રકારની અવસ્થા, પદાર્થ અને તેની અવસ્થા એ આદિને દૃષ્ટાતાદિથી કરી જે પ્રકારે સિદ્ધ કર્યા હોય છે, તે 'સિદ્ધાતજ્ઞાન' છે'

વેદાત અને જિનાગમ એ સૌનું અવલોકન પ્રથમ તો ઉપદેશજ્ઞાનપ્રાપ્તિ અર્થે જ મુમુક્ષુજીવે કરવુ ઘટે છે, કારણ કે સિદ્ધાતજ્ઞાન જિનાગમ અને વેદાતમા પરસ્પર ભેદ પામતું જોવામા આવે છે,

વિચાર કર્ત્તવ્ય છે આત્મદર્શનાદિ પ્રસંગ તીવ્ર મુમુક્ષુપણુ ઉત્પન્ન થયા પહેલા ઘણુ કરીને કલ્પિત પણે સમજાય છે, જેથી હાલ તે સંબંધી પ્રશ્ન શમાવવાયોગ્ય છે એ જ વિનંતિ

---

[ ૪૩૧-૧ ] **૫૧૯** મુંબઈ, શ્રાવણ વદ ૯, શનિ, ૧૯૫૦

પ્રસંગના ચારે બાજુના પ્રારબ્ધવશાત્ દબાણથી કેટલાક વ્યવસાયી કાર્ય થઈ આવે છે, પણ ચિત્તપરિણામ સાધારણ પ્રસંગમા પ્રવૃત્તિ કરતા વિશેષ સંકોચાયલા રહ્યા કરતા હોવાથી આ પ્રકારનાં પત્રાદિ લખવા વગેરેનુ બની શકતુ નથી જેથી વધારે નથી લખાયું તે માટે બન્ને ક્ષમા આપવાયોગ્ય છો

---

[ ૪૩૨ ] **૫૨૦** મુંબઈ, શ્રાવણ વદ ૦)), ગુરુ, ૧૯૫૦

શ્રી સાયલા ગ્રામે સ્થિત, પરમ સ્નેહી શ્રી સોભાગને,

શ્રી મોહમયી ક્ષેત્રથી — ના ભક્તિપૂર્વક યથાયોગ્ય પ્રાપ્ત થાય વિશેષ વિનંતિ કે તમારો લખેલ કાગળ પહોચ્યો છે તેનો ઉત્તર નીચેથી વિચારશો.

જ્ઞાનવાર્ત્તાના પ્રસંગમા ઉપકારી એવા કેટલાક પ્રશ્નો તમને થાય છે, તે તમે અમને લખી જણાવો છો, અને તેના સમાધાનની તમારી ઇચ્છા વિશેષ રહે છે, તેથી કોઈ પણ પ્રકારે જો તમને તે પ્રશ્નોના સમાધાન લખાય તો સારુ, એમ ચિત્તમાં રહ્યા કરતા છતા ઉદયયોગથી તેમ બનતું નથી પત્ર લખવામા ચિત્તની સ્થિરતા ઘણી જ ઓછી રહે છે અથવા ચિત્ત તે કાર્યમા અલ્પ માત્ર છાયા જેવો પ્રવેશ કરી શકે છે જેથી તમને વિશેષ વિગતથી પત્ર લખવાનું થઈ આવતું નથી એક એક કાગળ લખતા દશદશ, પાચપાચ વખત બબ્બે–ચચ્ચાર લીટી લખી તે કાગળ અપૂર્ણ મૂકવાનું ચિત્તની સ્થિતિને લીધે બને છે ક્રિયાને વિષે રુચિ નહી, તેમ પ્રારબ્ધબળ પણ તે ક્રિયામા હાલ વિશેષ ઉદયમાન નહી હોવાથી તમને તેમ જ બીજા મુમુક્ષુઓને વિશેષપણે કંઈ જ્ઞાનચર્ચા લખી શકાતી નથી ચિત્તમા એ વિષે ખેદ રહે છે, તથાપિ તેને હાલ તો ઉપશમ કરવાનું જ ચિત્ત રહે છે એવી જ કોઈ આત્મદશાની સ્થિતિ હાલ વર્તે છે ઘણુ કરીને જાણીને કરવામા આવતુ નથી, અર્થાત્ પ્રમાદાદિ દોષે કરી તે ક્રિયા નથી બનતી એમ જણાતુ નથી

જે સુખરસ સંબંધી જ્ઞાનવિષે 'સમયસાર' ગ્રંથના કવિતાદિમા તમે અર્થ ધારો છો તે તેમ જ છે, એમ સર્વત્ર છે, એમ કહેવા યોગ્ય નથી બનારસીદાસે 'સમયસાર' ગ્રંથ હિન્દી ભાષામા કરતા કેટલાક કવિત સવૈયા વગેરેમા તેના જેવી જ વાત કહી છે, અને તે કોઈ રીતે 'બીજજ્ઞાનને' લગતી જણાય છે તથાપિ ક્યાક ક્યાક તેવા શબ્દો ઉપમાપણે પણ આવે છે 'સમયસાર' બનારસીદાસે કર્યો છે, તેમા તે શબ્દો જ્યા જ્યા આવ્યા છે, ત્યા ત્યા સર્વ સ્થળે ઉપમાપણે છે એમ જણાતું નથી, પણ કેટલેક સ્થળે વસ્તુપણે કહ્યુ છે, એમ લાગે છે, જોકે એ વાત કંઈક આગળ ગયે મળી આવી શકે એમ છે એટલે તમે જે 'બીજજ્ઞાન'મા કારણ ગણો છો તેની કંઈક આગળ ગયા વગર અથવા તે વાત વિશેષ જ્ઞાને તેમા અંગીકાર કરી જણાય છે

બનારસીદાસને કંઈ તેવો યોગ બન્યો હોય એમ 'સમયસાર' ગ્રંથની તેમની રચના પરથી જણાય છે 'મૂળ સમયસાર'મા એટલી બધી સ્પષ્ટ વાર્ત્તા બીજજ્ઞાન વિષે કહી નથી જણાતી અને બનારસીદાસે તો ઘણે ઠેકાણે વસ્તુપણે અને ઉપમાપણે તે વાત કહી છે જે ઉપરથી એમ જણાય છે કે બનારસીદાસે સાથે પોતાના આત્માને વિષે જે કંઈ અનુભવ થયો છે, તેના ભેદ કે તે પ્રકારે પ્રકાશ કર્યો છે કે કોઈ વિચક્ષણ જીવના અનુભવને તે આધારભૂત થાય વિશેષ સ્થિર કરનાર થાય

અમુક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવને સંયોગે ન પળી શકતા આત્માને બાધકારી થતી હોય, તો ત્યાં તે—આજ્ઞા ગૌણ કરી—નિષેધીને બીજી આજ્ઞા શ્રી તીર્થંકરે કહી છે

સર્વવિરતિ કરી છે એવા મુનિને સર્વવિરતિ કરતી વખતના પ્રસંગમાં 'सव्वं पाणाइवायं पच्चक्खामि, सव्वं मुसावायं पच्चक्खामि, सव्वं अदिन्नादाणं पच्चक्खामि सव्वं मेहुणं पच्चक्खामि, सव्वं परिग्गहं पच्चक्खामि,' આ ઉદ્દેશના વચન ઉચ્ચારવાનાં કહ્યાં છે, અર્થાત્ 'સર્વ પ્રાણાતિપાતથી હું નિવર્તું છું,' 'સર્વ પ્રકારના મૃષાવાદથી હું નિવર્તું છું,' 'સર્વ પ્રકારના અદત્તાદાનથી હું નિવર્તું છું', 'સર્વ પ્રકારના મૈથુનથી નિવર્તું છું,' અને 'સર્વ પ્રકારના પરિગ્રહથી નિવર્તું છું' (સર્વ પ્રકારના રાત્રિભોજનથી તથા બીજા તેવા તેવા કારણોથી નિવર્તું છું, એમ તે સાથે ઘણા ત્યાગના કારણો જાણવાં) એમ જે વચનો કહ્યાં છે તે, સર્વવિરતિની ભૂમિકાના લક્ષણે કહ્યાં છે, તથાપિ તે પાંચ મહાવ્રતમાં ચાર મહાવ્રત, મૈથુનત્યાગ સિવાયમાં ભગવાને પાછી બીજી આજ્ઞા કરી છે, કે જે આજ્ઞા પ્રત્યક્ષ તો મહાવ્રતને બાધકારી લાગે, પણ જ્ઞાનદૃષ્ટિથી જોતાં તો રક્ષણકારી છે

'સર્વ પ્રકારના પ્રાણાતિપાતથી નિવર્તું છું,' એવા પચખાણ છતાં નદી ઊતરવા જેવા પ્રાણાતિપાતરૂપ પ્રસંગની આજ્ઞા કરવી પડી છે, જે આજ્ઞા લોકસમુદાયને વિશેષ સમાગમે કરી સાધુ આરાધશે તો પંચમહાવ્રત નિર્મૂળ થવાનો વખત આવશે એવું જાણી, નદીનું ઊતરવું ભગવાને કહ્યું છે તે પ્રાણાતિપાતરૂપ પ્રત્યક્ષ છતાં પાંચ મહાવ્રતની રક્ષાના અમૂલ્ય હેતુરૂપ હોવાથી પ્રાણાતિપાતની નિવૃત્તિરૂપ છે, કારણ કે પાંચ મહાવ્રતની રક્ષાનો હેતુ એવું જે કારણ તે પ્રાણાતિપાતની નિવૃત્તિનો પણ હેતુ જ છે પ્રાણાતિપાત છતાં અપ્રાણાતિપાતરૂપ એમ નદીના ઊતરવાની આજ્ઞા થાય છે, તથાપિ 'સર્વ પ્રકારના પ્રાણાતિપાતથી નિવર્તું છું' એ વાક્યને તે કારણથી એક વાર આચકો આવે છે, જે આચકો ફરીથી વિચાર કરતાં તો તેની વિશેષ દૃઢતા માટે જણાય છે, તેમ જ બીજાં વ્રતો માટે છે 'પરિગ્રહની સર્વથા નિવૃત્તિ કરું છું' એવું વ્રત છતાં વસ્ત્ર, પાત્ર, પુસ્તકનો સંબંધ જોવામાં આવે છે, તે અંગીકાર કરવામાં આવે છે તે પરિગ્રહની સર્વથા નિવૃત્તિના કારણને કોઈ પ્રકારે રક્ષણરૂપ હોવાથી કહ્યાં છે, અને તેથી પરિણામે અપરિગ્રહરૂપ હોય છે મૂર્છારહિતપણે નિત્ય આત્મદશા વધવાને માટે પુસ્તકનો અંગીકાર કહ્યો છે શરીરસંઘયણનું આ કાળનું હીનપણું દેખી, ચિત્તસ્થિતિ પ્રથમ સમાધાન રહેવા અર્થે વસ્ત્રપાત્રાદિનું ગ્રહણ કહ્યું છે, અર્થાત્ આત્મહિત દીઠું તો પરિગ્રહ રાખવાનું કહ્યું છે પ્રાણાતિપાત ક્રિયા પ્રવર્તન કહ્યું છે, પણ ભાવનો આકાર ફેર છે પરિગ્રહબુદ્ધિથી કે પ્રાણાતિપાતબુદ્ધિથી એમાંનું કંઈ પણ કરવાનું ક્યારે પણ ભગવાને કહ્યું નથી પાંચ મહાવ્રત, સર્વથા નિવૃત્તિરૂપ, ભગવાને જ્યાં બોધ્યાં ત્યાં પણ બીજા જીવના હિતાર્થે કહ્યાં છે, અને તેમાં તેના ત્યાગ જેવો દેખાવ દેનાર એવો અપવાદ પણ આત્મહિતાર્થે કહ્યો છે, અર્થાત્ એક પરિણામ હોવાથી ત્યાગ કરેલી ક્રિયા ગ્રહણ કરાવી છે 'મૈથુનત્યાગ'માં જે અપવાદ નથી તેનો હેતુ એવો છે કે રાગદ્વેષ વિના તેનો ભંગ થઈ શકે નહીં, અને રાગદ્વેષ છે તે આત્માને અહિતકારી છે, જેથી તેમાં કોઈ અપવાદ ભગવાને કહ્યો નથી નદીનું ઊતરવું રાગદ્વેષ વિના પણ થઈ શકે, પુસ્તકાદિનું ગ્રહણ પણ તેમ થઈ શકે, પણ મૈથુનસેવન તેમ ન થઈ શકે, માટે ભગવાને અનપવાદ એ વ્રત કહ્યું છે, અને બીજામાં અપવાદ આત્મહિતાર્થે કહ્યા છે, આમ હોવાથી જિનાગમ જેમ જીવનું, સંયમનું રક્ષણ થાય તેમ કહેવાને અર્થે છે

પત્ર લખવાનું કે સમાચારાદિ કહેવાનું જે નિષિદ્ધ કર્યું છે, તે પણ એ જ હેતુએ છે લોકસમાગમ વધે, પ્રીતિ અપ્રીતિના કારણો વધે, સ્ત્રીઆદિના પરિચયમાં આવવાનો હેતુ થાય, સંયમ ઢીલો થાય, તે તે પ્રકારનો પરિગ્રહ વિના કારણે અંગીકૃત થાય, એવા સાન્નિપાતિક અનંત કારણો

તે માનામાન વિષે ચિત્ત ઘણુ કરી ઉદાસીન જેવું છે, અથવા તે પ્રકારમા ચિત્તને વિશેષ ઉદાસીન કર્યું હોય તો થઈ શકે એમ છે

શબ્દાદિ વિષયો પ્રત્યેનું કોઈ બળવાન કારણ પણ અવરોધક હોય એમ જણાતુ નથી કેવળ તે વિષયોનો ક્ષાયિકભાવ છે એમ જોકે કહેવા પ્રસગ નથી, તથાપિ તેમા વિરસપણુ ઘણુંપણે ભાસી રહ્યુ છે ઉદયથી પણ ક્યારેક મદ રુચિ જન્મતી હોય તો તે પણ વિશેષ અવસ્થા પામ્યા પ્રથમ નાશ પામે છે, અને તે મદ રુચિ વેદતા પણ આત્મા ખેદમા જ રહે છે, એટલે તે રુચિ અનાધાર થતી જતી હોવાથી બળવાન કારણરૂપ નથી

બીજા કેટલાક પ્રભાવક થયા છે, તે કરતા કોઈ રીતે વિચારદશાદિનુ બળવાનપણુ પણ હશે એમ લાગે છે કે તેવા પ્રભાવક પુરુષો આજે જણાતા નથી, અને માત્ર ઉપદેશકપણે નામ જેવી પ્રભાવનાએ પ્રવર્તતા કોઈ જોવામા, સાભળવામા આવે છે, તેમના વિદ્યમાનપણાને લીધે અમને કઈ અવરોધકપણુ હોય એમ પણ જણાતુ નથી

અત્યારે તો આટલુ લખવાનું બન્યું છે વિશેષ સમાગમ પ્રસગે કે બીજે પ્રસગે જણાવીશુ આ વિષે તમે અને શ્રી ડુગર જો કઈ પણ વિશેષ જણાવવા ઇચ્છતા હો, તો ખુશીથી જણાવશો પ અમારા લખેલા કારણો સાવ બહાનારૂપ છે એમ વિચારવા યોગ્ય નથી, એટલો લક્ષ રાખજો

---

[ ૬૯૧ ] **૫૨૧** મુબઈ, શ્રાવણ, ૧૯૫૦

પ્રત્યક્ષ આશ્રયનુ સ્વરૂપ લખ્યુ તે પત્ર અત્રે પ્રાપ્ત થયુ છે મુમુક્ષુ જીવે પરમ ભક્તિએ નિરંતર તે સ્વરૂપ ઉપાસવા યોગ્ય છે

યોગબળસહિત, એટલે જેમનો ઉપદેશ ઘણા જીવોને થોડા પ્રયાસે મોક્ષસાધનરૂપ થઈ શકે એવા અતિશય સહિત જે સત્પુરુષ હોય તે જ્યારે યથાપ્રારબ્ધ ઉપદેશવ્યવહારનો ઉદય પ્રાપ્ત થાય ત્યારે મુખ્યપણે ઘણુ કરીને તે ભક્તિરૂપ પ્રત્યક્ષ આશ્રયમાર્ગ પ્રકાશે છે પણ તેવા ઉદયયોગ વિના ઘણુ કરી પ્રકાશતા નથી

બીજા વ્યવહારના યોગમા મુખ્યપણે તે માર્ગ ઘણુ કરીને સત્પુરુષો પ્રકાશતા નથી તે તેમનુ કરુણા સ્વભાવપણુ છે જગતના જીવોનો ઉપકાર પૂર્વાપર વિરોધ ન પામે અથવા ઘણા જીવોને ઉપકાર થાય એ આદિ ઘણા કારણો દેખીને અન્ય વ્યવહારમા વર્તતા તેવો પ્રત્યક્ષ આશ્રયરૂપ સત્પુરુષો પ્રકાશતા નથી ઘણુ કરીને તો અન્ય વ્યવહારના ઉદયમા અપ્રસિદ્ધ રહે છે, અથવા કોઈ પ્રારબ્ધવિશેષથી સત્પુરુષપણે કોઈના જાણવામા આવ્યા, તોપણુ પૂર્વાપર તેના શ્રેયનો વિચાર કરી જ્યાસુધી બને ત્યાસુધી વિશેષ પ્રસગમા આવતા નથી, અથવા ઘણુ કરી અન્ય વ્યવહારના ઉદયમા સામાન્ય મનુષ્યની પેઠે વિચરે છે

તેમ વર્તાય તેવુ પ્રારબ્ધ ન હોય તો જ્યા કોઈ તેવો ઉપદેશઅવસર પ્રાપ્ત થાય છે ત્યાં પણ 'પ્રત્યક્ષ આશ્રયમાર્ગ'નો ઘણુ કરીને ઉપદેશ કરતા નથી, ક્વચિત્ 'પ્રત્યક્ષ આશ્રયમાર્ગ'ના 'આશ્રયમાર્ગ' એવા સામાન્ય શબ્દથી, ઘણા ઉપકારનો હેતુ દેખી, કઈ કહે છે પરંતુ તેવો વ્યવહાર પ્રવર્તાવવા ઉપદેશ કરતા નથી

ઘણુ કરીને જે કોઈ મુમુક્ષુઓને સમાગમ થયો છે તેમને દશા વિષે ચોકસ કરવો પ્રસંગે તથાપિ જો કોઈને પણ સમાગમ ન થયો હોય તો વિચારે યોગ્ય હતુ અત્રે જે કાઈ વ્યવહાર વર્તે છે તે વ્યવહારાદિ આગળ ઉપર ઉદયમા આવવાયોગ્ય છે એમ જાણી તથા ઉપદેશ ઉદય પ્રાપ્ત ન થયો હોય ત્યા સુધી અમારી દશા વિષે તમ વગેરેને કઈ સમાગમ ઉપદેશ કરવા માટે જણાવવામા મુખ્ય કારણ તો હતુ અને છે

---

જ્ઞાનપ્રશ્નાર્થે પત્ર લખવાની તમારી ઇચ્છા હોય તો તે શ્રી દેવકરણજીને પૂછીને લખવો કે જેથી તમને ગુણ ઉત્પન્ન થવામા બાધ ઓછો થાય

તમે અ બાલાલને પત્ર લખ્યા વિષેમા ચર્ચા થઈ તે જોકે ઘટારત થયુ નથી, તમને કાઈ પ્રાયશ્ચિત્ત આપે તો તે લેવુ, પણ કોઈ જ્ઞાનવાર્તા લખવાને બદલે લખાવવામા તમારે અડચણ કરવી ન જોઈએ, એમ સાથે યથાયોગ્ય નિર્મળ અ ત કરણથી જણાવવુ યોગ્ય છે, કે જે વાત માત્ર જીવના હિતને અર્થે કરવા માટે છે પર્યુષણાદિમા પત્રવ્યવહાર સાધુઓ લખાવીને કરે છે, જેમા આત્મહિત જેવુ થોડુ જ હોય છે, તથાપિ તે રૂઢિ થઈ હોવાથી તેનો લોક નિષેધ કરતા નથી, તેમ તે રૂઢિને અનુસરી વર્તવાનું રાખશો, તોપણ હરકત નથી, એટલે તમને પત્ર લખાવવામાં અડચણ નહી પહોચે અને લોકોને અ દેશો નહી થાય

ઉપમા આદિ લખવામા લોકોનું વિપર્યયપણુ રહેતુ હોય તો અમને એક સાધારણ ઉપમા લખશો, નહી ઉપમા લખો તોપણ અડચણ નથી માત્ર ચિત્તસમાધિ અર્થે તમને લખવાનો પ્રતિબ ધ કર્યો નથી અમને ઉપમાનું ક ઈ સફળપણુ નથી

આત્મસ્વરૂપે પ્રણામ

---

[ ૮૭૪ (૧૮) ] ૫૦૨

મુનિ શ્રી લલ્લુજી તથા દેવકરણજી આદિ પ્રત્યે,—

સહજે સમાગમ થઈ આવે અથવા એ લોકો ઇચ્છીને સમાગમ કરવા આવતા હોય તો સમાગમ કરવામા શુ હાનિ છે? કદાપિ વિરોધવૃત્તિથી એ લોકો સમાગમ કરવાનુ કરતા હોય તો પણ શુ હાનિ છે? આપણે તો તેના પ્રત્યે કેવળ હિતકારી વૃત્તિથી, અવિરોધ દૃષ્ટિથી સમાગમમાં પણ વર્તવું છે, ત્યા શો પરાભવ છે? માત્ર ઉદીરણા કરીને સમાગમ કરવાનું હાલ કારણ નથી તમ સર્વ મુમુક્ષુઓના આચાર વિષે તેમને ક ઈ સ શય હોય, તોપણ વિકલ્પનો અવકાશ નથી વડવામા સત્પુરુષના સમાગમમા ગયા આદિનુ પ્રશ્ન કરે તો તેના ઉત્તરમા તો એટલુ જ કહેવુ યોગ્ય છે કે 'તમે, અમે સૌ આત્મહિતની કામનાએ નીકળ્યા છીએ, અને કરવાયોગ્ય પણ તે જ છે જે પુરુષના સમાગમમા અમે આવ્યા છીએ, તેમના સમાગમમા કોઈવાર તમે આવીને પ્રતીતિ કરી જોશો કે તેમના આત્માની દશા કેમ છે? અને તેઓ આપણને કેવા ઉપકારના કર્તા છે હાલ એ વાત આપ જવા દો . [1] સુધી સહેજે પણ જવુ થઈ શકે, અને આ તો જ્ઞાન ઉપકારરૂપ પ્રસ ગમા જવુ થયું છે, એટલુ આચા . વિકલ્પ કરવો ઘટતો નથી વધુ રાગદ્વેષ પરિ ઉપદેશે કંઈ પણ સમજાય પ્રા ટલો એ તેવા પુરુષની કેવા તેમ જ શાસ્ત્રાદિથી વિચારી . . . નથી, કેમ કે તેમણે પોતે એમ કહ્યુ હતુ કે,

"તમારો મુનિપણાનો સામાન્ય વ્યવહાર એવો છે કે, બાહ્ય અવિરતિ પુરુષ પ્રત્યે વ દનાદિ વ્યવહાર કર્તવ્ય નહી તે વ્યવહાર તમારે પણ સાચવવો તે વ્યવહાર તમે રાખો તેમા તમારો સ્વચ્છ દ નથી, માટે રાખવા યોગ્ય છે ઘણા જીવોને સ શયનો હેતુ નહી થાય અમને ક ઈ વ દનાદિની અપેક્ષા નથી"

આ પ્રકારે જેમણે સામાન્ય વ્યવહાર પણ સચવાવ્યો હતો, તેમની દૃષ્ટિ કેવી હોવી જોઈએ, તે તમે વિચાર કરો કદાપિ હાલ તમને તે વાત નહી સમજાય તો આગળ ઉપર સમજાશે, એ વાતમા તમે નિ સ દેહ થાઓ

'બીજુ, ક ઈ સન્માર્ગરૂપ આચારવિચારમા અમારી શિથિલતા થઈ હોય તો તમે કહો, કેમ કે

---

૧ આ પત્ર ફાટેલો મળ્યો છે જે જે ઠેકાણે અક્ષરો ગયા છે તે તે ઠેકાણે (ટપકાં) મૂક્યા છે.

તમારા વિદ્યમાનપણામા પ્રભાવના હેતુની તમને જે વિશેષ જિજ્ઞાસા છે, અને તે હેતુ ઉત્પન્ન થાય તો તમારે વિષે જે અસીમ હર્ષ ઉત્પન્ન થવાયોગ્ય છે, તે વિશેષ જિજ્ઞાસા અને અસીમ હર્ષ સબધીની તમારી ચિત્તવૃત્તિ અમને સમજવામા છે

અનેક જીવોની અજ્ઞાન દશા જોઈ, વળી તે જીવો કલ્યાણ કરીએ છીએ અથવા આપણુ કલ્યાણ થશે, એવી ભાવનાએ કે ઇચ્છાએ અજ્ઞાનમાર્ગ પામતા જોઈ તે માટે અત્યત કરુણા છૂટે છે, અને કોઈ પણ પ્રકારે આ મટાડવાયોગ્ય છે એમ થઈ આવે છે, અથવા તેવો ભાવ ચિત્તમા એમ ને એમ રહ્યા કરે છે, તથાપિ તે થવાયોગ્ય હશે તે પ્રકારે થશે, અને જે સમય પર તે પ્રકાર હોવાયોગ્ય હશે તે સમયે થશે, એવો પણ પ્રકાર ચિત્તમા રહે છે, કેમકે તે કરુણાભાવ ચિંતવતાં ચિંતવતા આત્મા બાહ્ય માહાત્મ્યને ભજે એમ થવા દેવાયોગ્ય નથી, અને હજુ કઈક તેવો ભય ગણવો યોગ્ય લાગે છે બેય પ્રકારને હાલ તો ઘણુ કરી નિત્ય વિચારવામા આવે છે, તથાપિ બહુ સમીપમા તેનુ પરિણામ આવવાનો સભવ જણાતો નહીં હોવાથી બનતા સુધી તમને લખ્યું કે કહ્યુ નથી તમારી ઇચ્છા વગેરેની વર્તમાન જે સ્થિતિ છે, તે એ સબધમા સક્ષેપે લખી છે, અને તેથી તમને કોઈ પણ પ્રકારે ઉદાસ થવું ઘટતુ નથી, કેમકે અમને વર્તમાનમા તેવો ઉદય નથી, પણ અમારા આત્મપરિણામ તે ઉદયને અલ્પ કાળમા મટાડવા ભણી છે, એટલે તે ઉદયની કાળસ્થિતિ કોઈ પણ પ્રકારે વધારે બળવાનપણે વેદવાની ઘટતી હોય તો તે ઘટાડવા વિષે વર્તે છે બાહ્ય માહાત્મ્યની ઇચ્છા આત્માને ઘણા વખત થયા નહીં જેવી જ થઈ ગઈ છે, એટલે બુદ્ધિ બાહ્ય માહાત્મ્ય ઘણુ કરી ઇચ્છતી જણાતી નથી, એમ છે, તથાપિ બાહ્ય માહાત્મ્યથી જીવ સહેજ પણ પરિણામભેદ ન પામે એવી સ્વાસ્થામા કઈક ન્યૂનતા કહેવી ઘટે છે અને તેથી જે કઈ ભય રહે છે તે રહે છે, જે ભયથી તરતમા મુક્તપણુ થશે એમ જણાય છે

'કબીર સાહેબ'ના બે પદ અને 'ચારિત્રસાગર'નું એક પદ નિર્ભયપણાથી તેમાં કહ્યા છે લખ્યાં, તે વાચ્યા છે શ્રી 'ચારિત્રસાગર'ના તેવા કેટલાક પદો પ્રથમ પણ વાંચવામા આવ્યા છે તેવી નિર્ભય વાણી મુમુક્ષુજીવને ઘણુ કરી ધર્મપુરુષાર્થમા બળવાન કરે છે

અમારાથી તેવા પદ કે કાવ્યો રચેલા જોવાની જે તમારી ઇચ્છા છે, તે હાલ તો ઉપશમાવવા યોગ્ય છે કેમકે તેવા પદ વાચવા વિચારવામા કે રચવામા ઉપયોગનો હાલ વિશેષ પ્રવેશ થઈ શકતો નથી, છાયા જેવો પણ પ્રવેશ થઈ શકતો નથી

સોનાના ઘાટ જુદા જુદા છે, પણ તે ઘાટનો જો ઢાળ પાડવામા આવે તો તે બધા ઘાટ મટી જઈ એક સોનું જ અવશેષ રહે છે, અર્થાત્ સો ઘાટ જુદા જુદા દ્રવ્યપણાનો ત્યાગ કરી દે છે, અને સો ઘાટની જાતિનુ સજાતીયપણુ હોવાથી માત્ર એક સોનારૂપ દ્રવ્યપણાને પામે છે એ પ્રમાણે દૃષ્ટાંત લખી આત્માની મુક્તિ અને દ્રવ્યપણાના સિદ્ધાત ઉપર પ્રશ્ન કર્યું છે, તે સબધમા અત્રેથી જણાવવાયોગ્ય આ પ્રકારે છે —

છે જેથી જ્ઞાનીપુરુષની અનુજ્ઞાએ કે કોઈ સત્સંગી જનની અનુજ્ઞાએ પત્ર-સમાચારનું કારણ થાય તો તે સંયમ વિરુદ્ધ જ છે, એમ કહી શકાય નહીં, તથાપિ તમને સાધુએ પચખાણ આપ્યાં હતાં તે ભંગ થવાનો દોષ તમારા પ્રત્યે આરોપવા યોગ્ય થાય છે પચખાણનું સ્વરૂપ અત્ર વિચારવાનું નથી, પણ તમે તેમને પ્રગટ વિશ્વાસ આપ્યો તે ભંગ કરવાનો હેતુ શો છે? જો તે પચખાણ લેવા વિષેમાં તમને યથાયોગ્ય ચિત્ત નહોતું તો તે તમારે લેવા ઘટે નહીં, અને જો કોઈ લોકદબાણથી તેમ થયું તો તેનો ભંગ કરવો ઘટે નહીં, અને ભંગનું જે પરિણામ છે તે અભંગથી વિશેષ આત્મહિતકારી હોય તોપણ સ્વેચ્છાથી ભંગ કરવો ઘટે નહીં, કારણ કે જીવ રાગદ્વેષ કે અજ્ઞાનથી સહેજે અપરાધી થાય છે, તેનો વિચારેલો હિતાહિત વિચાર ઘણી વાર વિપર્યય હોય છે આમ હોવાથી તમે જે પ્રકારે ભંગ તે પચખાણ કર્યું છે, તે અપરાધયોગ્ય છે. અને તેનું પ્રાયશ્ચિત્ત પણ કોઈ રીતે ઘટે છે 'પણ કોઈ જાતની સંસારબુદ્ધિથી આ કાર્ય થયું નથી, અને સંસાર કાર્યના પ્રસંગથી પત્ર સમાચારની મારી ઇચ્છા નથી, આ જે કંઈ પત્રાદિ લખવાનું થયું છે તે માત્ર કોઈ જીવના કલ્યાણની વાત વિષેમાં છે, અને તે જો કરવામાં ન આવ્યું હોત તો એક પ્રકારે કલ્યાણરૂપ હતું. પણ બીજા પ્રકારે ચિત્તની વ્યગ્રતા ઉત્પન્ન થઈ અંતર ક્લેશવાળું થતું હતું, એટલે જેમાં કંઈ સંસારાર્થ નથી, કોઈ જાતની બીજી વાંચ્છા નથી, માત્ર જીવના હિતનો પ્રસંગ છે, એમ ગણી લખવાનું થયું છે મહારાજે પચખાણ આપેલ તે પણ મારા હિતને અર્થે હતા કે કોઈ સંસારી પ્રયોજનમાં એથી હું ન પડી જાઉં, અને તે માટે તેમનો ઉપકાર હતો, પણ મેં સંસારી પ્રયોજનથી એ કાર્ય કર્યું નથી, તમારા સંઘાડાના પ્રતિબંધને તોડવા એ કાર્ય નથી, તોપણ એક પ્રકારે મારી ભૂલ છે તો તે અલ્પ, સાધારણ પ્રાયશ્ચિત્ત આપી ક્ષમા આપવી ઘટે છે પર્યુષણાદિ પર્વમાં શ્રાવકે શ્રાવકના નામથી સાધુ પત્ર લખાવે છે, તે પ્રકાર સિવાય બીજા પ્રકારે હવે વર્તવામાં ન આવે અને જ્ઞાનચર્ચા લખાય તો પણ અડચણ નથી,' એ વગેરે ભાવ લખેલ છે તમે પણ તે તથા આ પત્ર વિચારી જેમ ક્લેશ ન ઉત્પન્ન થાય તેમ કરશો કોઈ પણ પ્રકારે સહન કરવું એ સારું છે, એમ નહીં બને તો સહેજ કારણમાં મોટું વિપરીત ક્લેશરૂપ પરિણામ આવે બનતા સુધી પ્રાયશ્ચિત્તનું કારણ ન બને તો ન કરવું, નહિ તો પછી અલ્પ પણ પ્રાયશ્ચિત્ત લેવામાં બાધ નથી તેઓ વગર પ્રાયશ્ચિત્તે કદાપિ તે વાત જતી કરે તેવું હોય તોપણ તમારે એટલે સાધુ લલ્લુજીએ ચિત્તમાં એ વાતનો પશ્ચાત્તાપ એટલો તો કરવો ઘટે છે કે આમ પણ કરવું ઘટતું નહોતું હવે પછીમાં દેવકરણજી સાધુ જેવાની સમક્ષતાથી શ્રાવક ત્યાંથી અમુક લખનાર હોય અને પત્ર લખાવે તો અડચણ નહીં એટલી વ્યવસ્થા તે સંપ્રદાયમાં ચાલ્યા કરે છે, તેથી ઘણુંકરી લોકો વિરોધ કરશે નહીં, અને તેમાં પણ વિરોધ જેવું લાગતું હોય તો હાલ તે વાત માટે પણ ધીરજ ગ્રહણ કરવી હિતકારી છે લોકસમુદાયમાં ક્લેશ ઉત્પન્ન ન થાય, એ લક્ષ ચૂકવાયોગ્ય હાલ નથી, કારણ કે તેવું કોઈ બળવાન પ્રયોજન નથી

શ્રી કૃષ્ણદાસનો કાગળ વાંચી સત્ત્વ હર્ષ થયો છે જિજ્ઞાસાનું બળ જેમ વધે તેમ પ્રયત્ન કરવું એ પ્રથમ ભૂમિ છે વૈરાગ્ય અને ઉપશમના હેતુ એવા 'યોગવાસિષ્ઠાદિ' ગ્રંથો વાંચવામાં અડચણ નથી અનાથદાસજીનો કરેલો 'વિચારમાળા' ગ્રંથ સટીક અવલોકવા યોગ્ય છે અમારું ચિત્ત નિત્ય સત્સંગને ઇચ્છે છે, તથાપિ પ્રારબ્ધયોગ સ્થિતિ છે તમારા સમાગમી ભાઈઓથી જેટલું બને તેટલું સદ્ગ્રંથોનું અવલોકન થાય તે અપ્રમાદે કરવા યોગ્ય છે અને એક બીજાનો નિયમિત પરિચય કરાય તેટલો લક્ષ રાખવો યોગ્ય છે

પ્રમાદ એ સર્વ કર્મનો હેતુ છે

---

નિવર્તવું જ ઘટે છે, હળવે હળવે નિવૃત્ત થવાના કારણો ઉપર ભાર દેવા કરતા જે પ્રકારે ત્વરાએ નિવૃત્તિ થાય તે વિચાર કર્તવ્ય છે, અને તેમ કરતા અશાતાદિ આપત્તિયોગ વેદવા પડતા હોય તો તેને વેદીને પણ પરપરિચયથી શીઘ્રપણે દૂર થવાનો પ્રકાર કરવો યોગ્ય છે એ વાત વિસ્મરણ થવા દેવા યોગ્ય નથી

જ્ઞાનનું બળવાન તારતમ્યપણું થયે તો જીવને પરપરિચયમા કદાપિ સ્વાત્મબુદ્ધિ થવી સંભવતી નથી, અને તેની નિવૃત્તિ થયે પણ જ્ઞાનબળે તે એકાતપણે વિહાર કરવા યોગ્ય છે પણ તેથી જેની ઓછી દશા છે એવા જીવને તો અવશ્ય પરપરિચયને છેદીને સત્સંગ કર્તવ્ય છે, કે જે સત્સંગથી સહેજે અવ્યાબાધ સ્થિતિનો અનુભવ થાય છે જ્ઞાનીપુરુષ કે જેને એકાતે વિચરતા પણ પ્રતિબંધ સંભવતો નથી, તે પણ સત્સંગની નિરંતર ઇચ્છા રાખે છે, કેમકે જીવને જો અવ્યાબાધ સમાધિની ઇચ્છા હોય તો સત્સંગ જેવો કોઈ સરળ ઉપાય નથી

આમ હોવાથી દિન દિન પ્રત્યે, પ્રસંગે પ્રસંગે, ઘણી વાર ક્ષણે ક્ષણે સત્સંગ આરાધવાની જ ઇચ્છા વર્ધમાન થયા કરે છે એ જ વિનતિ આ૦ સ્વ૦ પ્રણામ

---

[ ૪૪૪ ] ૫૨૮ મુંબઈ, ભાદરવા વદ ૫, ગુરુ, ૧૯૫૦

ૐ

શ્રી સૂર્યપુર સ્થિત, સત્સંગયોગ્ય, આત્મગુણ ઇચ્છક શ્રી લલ્લુજી પ્રત્યે,

શ્રી મોહમયી ક્ષેત્રથી જીવન્મુક્ત દશા ઇચ્છક ના આત્મસ્મૃતિપૂર્વક યથાયોગ્ય પ્રાપ્ત થાય વિશેષ તમારા લખેલા બે પત્ર પહોંચ્યા છે હાલ કંઈ વધારે વિસ્તારથી લખવાનું બની શક્યું નથી ચિત્તસ્થિતિનો વિશેષ પ્રવેશ તે કાર્યમા થઈ શકતો નથી

'યોગવાસિષ્ઠાદિ' જે જે રૂડા પુરુષોના વચનો છે તે સૌ અહંવૃત્તિનો પ્રતિકાર કરવા અર્થે પ્રવર્તે છે જે જે પ્રકારે પોતાની ભ્રાંતિ કલ્પાઈ છે, તે તે પ્રકારે તે ભ્રાંતિ સમજી તે સંબંધી અભિમાન નિવૃત્ત કરવું, એ જ સર્વ તીર્થંકરાદિ મહાત્માનું કહેવું છે, અને તે જ વાક્ય ઉપર જીવે વિશેષ કરી સ્થિર થવાનું છે, વિશેષ વિચારવાનું છે અને તે જ વાક્ય અનુપ્રેક્ષાયોગ્ય મુખ્યપણે છે તે કાર્યની સિદ્ધિને અર્થે સર્વ સાધન કહ્યા છે અહંતાદિ વધવાને માટે, બાહ્ય ક્રિયા, કે મતના આગ્રહ માટે, સંપ્રદાય ચલાવવા માટે, કે પૂજાશ્લાઘાદિ પામવા અર્થે, કોઈ મહાપુરુષનો ઉપદેશ છે નહીં અને તે જ કાર્ય કરવાની સર્વ આજ્ઞા જ્ઞાનીપુરુષની છે પોતાને વિષે ઉત્પન્ન થયે એવા મહિમાયોગ્ય ગુણ તેથી ઉત્કર્ષ પામવું ઘટતું નથી, પણ અલ્પ પણ નિજદોષ જોઈને ફરી ફરી પશ્ચાત્તાપમા પડવું ઘટે છે, અને વિના પ્રમાદે તેની પાછું કરવું ઘટે છે, એ ભલામણ જ્ઞાનીપુરુષના વચનમા સર્વત્ર રહી છે, અને તે ભાવ આવવા માટે સત્સંગ, સદ્ગુરુ અને સત્શાસ્ત્રાદિ સાધન કહ્યાં છે, જે અનન્ય નિમિત્ત છે

છે જેથી જ્ઞાનીપુરુષની અનુજ્ઞાએ કે કોઈ સત્સગી જનની અનુજ્ઞાએ પત્ર-સમાચારનુ કારણ થાય તો તે સયમ વિરુદ્ધ જ છે, એમ કહી શકાય નહી, તથાપિ તમને સાધુએ પચખાણુ આપ્યા હતા તે ભગ થવાનો દોષ તમારા પ્રત્યે આરોપવા યોગ્ય થાય છે પચખાણુનુ સ્વરૂપ અત્ર વિચારવાનુ નથી, પણ તમે તેમને પ્રગટ વિશ્વાસ આપ્યો તે ભગ કરવાનો હેતુ શો છે ? જો તે પચખાણુ લેવા વિષેમાં તમને યથાયોગ્ય ચિત્ત નહોતું તો તે તમારે લેવા ઘટે નહી, અને જો કોઈ લોકદબાણથી તેમ થયું તો તેનો ભગ કરવો ઘટે નહી, અને ભગનુ જે પરિણામ છે તે અભગથી વિશેષ આત્મહિતકારી હોય તોપણ સ્વેચ્છાથી ભગ કરવો ઘટે નહી, કારણ કે જીવ રાગદ્વેષ કે અજ્ઞાનથી સહેજે અપરાધી થાય છે, તેનો વિચારેલો હિતાહિત વિચાર ઘણી વાર વિપર્યય હોય છે આમ હોવાથી તમે જે પ્રકારે ભગ તે પચખાણુ કર્યું છે, તે અપરાધયોગ્ય છે, અને તેનું પ્રાયશ્ચિત્ત પણ કોઈ રીતે ઘટે છે 'પણ કોઈ જાતની સસારબુદ્ધિથી આ કાર્ય થયું નથી, અને સસાર કાર્યના પ્રસગથી પત્ર સમાચારની મારી ઇચ્છા નથી, આ જે કઈ પત્રાદિ લખવાનુ થયું છે તે માત્ર કોઈ જીવના કલ્યાણની વાત વિષેમા છે, અને તે જો કરવામા ન આવ્યુ હોત તો એક પ્રકારે કલ્યાણરૂપ હતુ, પણ બીજા પ્રકારે ચિત્તની વ્યગ્રતા ઉત્પન્ન થઈ અતર ક્લેશવાળુ થતુ હતુ, એટલે જેમા કઈ સસારાર્થ નથી, કોઈ જાતની બીજી વાચ્છા નથી, માત્ર જીવના હિતનો પ્રસગ છે, એમ ગણી લખવાનું થયુ છે મહારાજે પચખાણુ આપેલ તે પણ મારા હિતને અર્થે હતા કે કોઈ સસારી પ્રયોજનમા એથી હુ ન પડી જાઉ, અને તે માટે તેમનો ઉપકાર હતો, પણ મે સસારી પ્રયોજનથી એ કાર્ય કર્યું નથી, તમારા સઘાડાના પ્રતિબધને તોડવા એ કાર્ય નથી, તોપણ એક પ્રકારે મારી ભૂલ છે તો તે અલ્પ, સાધારણ પ્રાયશ્ચિત્ત આપી ક્ષમા આપવી ઘટે છે પર્યુષણાદિ પર્વમા શ્રાવકે શ્રાવકના નામથી સાધુ પત્ર લખાવે છે, તે પ્રકાર સિવાય બીજા પ્રકારે હવે વર્તવામા ન આવે અને જ્ઞાનચર્ચા લખાય તો પણ અડચણ નથી,' એ વગેરે ભાવ લખેલ છે તમે પણ તે તથા આ પત્ર વિચારી જેમ ક્લેશ ન ઉત્પન્ન થાય તેમ કરશો કોઈ પણ પ્રકારે સહન કરવુ એ સારુ છે, એમ નહી બને તો સહેજ કારણમા મોટુ વિપરીત ક્લેશરૂપ પરિણામ આવે બનતા સુધી પ્રાયશ્ચિત્તનું કારણ ન બને તો ન કરવુ, નહિ તો પછી અલ્પ પણ પ્રાયશ્ચિત્ત લેવામા બાધ નથી તેઓ વગર પ્રાયશ્ચિત્તે કદાપિ તે વાત જતી કરે તેવુ હોય તોપણ તમારે એટલે સાધુ લલ્લુજીએ ચિત્તમા એ વાતનો પશ્ચાત્તાપ એટલો તો કરવો ઘટે છે કે આમ પણ કરવુ ઘટતું નહોતું હવે પછીમા દેવકરણજી સાધુ જેવાની સમક્ષતાથી શ્રાવક ત્યાથી અમુક લખનાર હોય અને પત્ર લખાવે તો અડચણ નહી એટલી વ્યવસ્થા તે સપ્રદાયમા ચાલ્યા કરે છે, તેથી ઘણુકરી લોકો વિરોધ કરશે નહી, અને તેમા પણ વિરોધ જેવુ લાગતુ હોય તો હાલ તે વાત માટે પણ ધીરજ ગ્રહણ કરવી હિતકારી છે લોકસમુદાયમા ક્લેશ ઉત્પન્ન ન થાય, એ લક્ષ ચૂકવાયોગ્ય હાલ નથી, કારણ કે તેવુ કોઈ બળવાન પ્રયોજન નથી

શ્રી કૃષ્ણદાસનો કાગળ વાચી સત્ત્વ હર્ષ થયો છે જિજ્ઞાસાનુ બળ જેમ વધે તેમ પ્રયત્ન કરવુ એ પ્રથમ ભૂમિ છે વૈરાગ્ય અને ઉપશમના હેતુ એવા 'યોગવાસિષ્ઠાદિ' ગ્રથો વાંચવામા અડચણ નથી અનાથદાસજીનો કરેલો 'વિચારમાળા' ગ્રથ સટીક અવલોકવા યોગ્ય છે અમારુ ચિત્ત નિત્ય સત્સગને ઇચ્છે છે, તથાપિ પ્રારબ્ધયોગ સ્થિતિ છે તમારા સમાગમી ભાઈઓથી જેટલુ બને તેટલુ સદ્ગ્રથોનુ અવલોકન થાય તે અપ્રમાદે કરવા યોગ્ય છે અને એક બીજાનો નિયમિત પરિચય કરાય તેટલો લક્ષ રાખવો યોગ્ય છે

પ્રમાદ એ સર્વ કર્મનો હેતુ છે

---

રાખી તેથી મોકળું થવાય તેમ જ કર્યા કરવું, એ શ્રી વર્ધમાનસ્વામીની છદ્મસ્થ મુનિચર્યાને [illegible]
અમે કહ્યું હતું

---

[૪૪૬] ૫૨૯ મુંબઈ, આસો વદ ૩, બુધ, ૧૯૫[illegible]

ૐ

ભગવત્ ભગવત્નું સંભાળશે, પણ જ્યારે જીવ પોતાપણું મૂકશે ત્યારે, એવું જે ભક્તિમાર્ગનું વચન તે પણ વિચારતાં હિતકારી છે આપ કંઈ જ્ઞાનકથા લખશો

---

[૪૪૭] ૫૩૦ મુંબઈ, આસો વદ ૬, શનિ, ૧૯[illegible]

ૐ

## સત્પુરુષને નમસ્કાર

આત્માર્થી ગુણગ્રાહી સત્સંગયોગ્ય ભાઈ શ્રી મોહનલાલ[1] પ્રત્યે,– ડરબન

શ્રી મુંબઈથી લિ૦ જીવનમુક્તદશાઇચ્છક રાયચંદના આત્મસ્મૃતિપૂર્વક યથાયોગ્ય પહોંચે

અત્ર કુશળતા છે તમારું લખેલું એક પત્ર મને પહોંચ્યું છે કેટલાક કારણોથી તેનો ઉત્તર લખવામાં ઢીલ થઈ હતી પાછળથી તમે આ તરફ તરતમાં આવવાના છો એમ જાણવામાં આવ્યું [illegible] પત્ર લખ્યું નહોતું, પણ હાલ એમ જાણવામાં આવ્યું કે, હમણાં લગભગ એક વર્ષ સુધી [illegible] કરવાનું ત્યાં સંબંધીનું કારણ છે, જેથી મેં આ પત્ર લખ્યું છે તમારા લખેલા પત્રમાં [illegible] વિષયપરત્વે પ્રશ્નો છે અને જે પ્રશ્નોના ઉત્તર જાણવાની તમારા ચિત્તમાં વિશેષ આતુરતા છે, તે [illegible] પ્રત્યે મારું અનુમોદન સહજે સહજે છે, પણ જેવામાં તમારું તે પત્ર મને મળ્યું તેવામાં તે[illegible] ઉત્તર લખી શકાય એવી મારા ચિત્તની સ્થિતિ નહોતી, અને ઘણું કરી તેમ થવાનું કારણ [illegible] પ્રસંગમાં બાહ્યોપાધિપ્રત્યેનો વૈરાગ્ય વિશેષ પરિણામ પામ્યો હતો તે હતું, અને તેમ [illegible] પત્રના ઉત્તર લખવા જેવા કાર્યમાં પણ પ્રવૃત્તિ થઈ શકે તેમ નહોતું થોડો વખત જવા દઈ, [illegible] તેવા વૈરાગ્યમાંથી પણ અવકાશ લઈ તમારા પત્રનો ઉત્તર લખીશ એમ વિચાર્યું હતું, [illegible] પાછળથી તેમ પણ બનવું અશક્ય થયું તમારા પત્રની પહોંચ પણ મેં લખી નહોતી [illegible] પ્રકારે ઉત્તર લખી મોકલવા પરત્વે ઢીલ થઈ તેથી મારા મનમાં પણ ખેદ થયો, [illegible] અને જેમાંનો અમુક ભાવ હજુ સુધી વર્તે છે જે પ્રસંગમાં વિશેષ કરીને ખેદ થયો, તે પ્રસં[illegible] એમ સાંભળવામાં આવ્યું કે તમે તરતમાં આ દેશમાં આવવાની ધારણા રાખો છો [illegible] ચિત્તમાં એમ આવ્યું કે તમને ઉત્તર લખવાની ઢીલ થઈ છે પણ તમારો [illegible] સામી લાભકારક થશે કેમકે લેખ દ્વારા કેટલાક ઉત્તર સમજાવવા [illegible]

કર્મ જ્યાં છિન્ન થયા છે, એવા સહજ સ્વરૂપ પરમાત્માને વિષે તો સંપૂર્ણ જ્ઞાન અને સંપૂર્ણ જાગૃતિરૂપ તુર્યાવસ્થા છે, એટલે ત્યાં અનાદિ વિપર્યાસ નિર્બીજપણાને પ્રાપ્ત થવાથી કોઈપણ પ્રકારે ઉદ્ભવ થઈ શકે જ નહીં, તથાપિ તેથી ન્યૂન એવા વિરત્યાદિ ગુણસ્થાનકે વર્તતા એવા જ્ઞાનીને તો કાર્યે કાર્યે અને ક્ષણે ક્ષણે આત્મજાગૃતિ યોગ્ય છે પ્રમાદવશે ચૌદપૂર્વ અંશે ન્યૂન જાણ્યા છે એવા જ્ઞાનીપુરુષને પણ અનંતકાળ પરિભ્રમણ થયું છે માટે જેની વ્યવહારને વિષે અનાસક્તબુદ્ધિ થઈ છે, તેવા પુરુષે પણ જો તેવા ઉદયનું પ્રારબ્ધ હોય તો તેની ટાળેટાળે નિવૃત્તિ ચિંતવવી, અને નિજભાવની જાગૃતિ રાખવી આ પ્રકારે જ્ઞાનીપુરુષને મહાજ્ઞાની એવા શ્રી તીર્થંકરાદિકે ભલામણ દીધી છે, તો પછી, જેને માર્ગાનુસારી અવસ્થામાં પણ હજુ પ્રવેશ થયો નથી, એવા જીવને તો આ સર્વ વ્યવસાયથી વિશેષ-વિશેષ નિવૃત્તભાવ રાખવો, અને વિચાર જાગૃતિ રાખવી યોગ્ય છે, એમ જણાવવા જેવું પણ રહેતું નથી, કેમ કે તે તો સમજણમાં સહેજે આવી શકે એવું છે

બોધ બે પ્રકારથી જ્ઞાનીપુરુષોએ કર્યો છે એક તો 'સિદ્ધાંતબોધ' અને બીજો તે સિદ્ધાંતબોધ થવાને કારણભૂત એવો 'ઉપદેશબોધ' જો ઉપદેશબોધ જીવને અંતઃકરણમાં સ્થિતિમાન થયો ન હોય તો સિદ્ધાંતબોધનું માત્ર તેને શ્રવણ થાય તે ભલે, પણ પરિણામ થઈ શકે નહીં 'સિદ્ધાંતબોધ' એટલે પદાર્થનું જે સિદ્ધ થયેલું સ્વરૂપ છે, જ્ઞાનીપુરુષોએ નિષ્કર્ષ કરી જે પ્રકારે છેવટે પદાર્થ જાણ્યો છે તે જે પ્રકારથી વાણીદ્વારાએ જણાવાય તેમ જણાવ્યો છે એવો જે બોધ છે તે 'સિદ્ધાંતબોધ' છે પણ પદાર્થના નિર્ણયને પામવા જીવને અંતરાયરૂપ તેની અનાદિ વિપર્યાસભાવને પામેલી એવી બુદ્ધિ છે, કે જે વ્યક્તપણે કે અવ્યક્તપણે વિપર્યાસપણે પદાર્થસ્વરૂપને નિર્ધારી લે છે, તે વિપર્યાસબુદ્ધિનું બળ ઘટવા, યથાવત્ વસ્તુસ્વરૂપ જાણવાને વિષે પ્રવેશ થવા, જીવને વૈરાગ્ય અને ઉપશમ સાધન કહ્યા છે, અને એવા જે જે સાધનો જીવને સંસારભય દૃઢ કરાવે છે તે તે સાધનો સંબંધી જે ઉપદેશ કહ્યો છે તે 'ઉપદેશબોધ' છે

આ ઠેકાણે એવો ભેદ ઉત્પન્ન થાય કે 'ઉપદેશબોધ' કરતાં 'સિદ્ધાંતબોધ'નું મુખ્યપણું જણાય છે, કેમ કે ઉપદેશબોધ પણ તેને જ અર્થે છે, તો પછી સિદ્ધાંતબોધનું જ પ્રથમથી અવગાહન કર્યું હોય તો જીવને પ્રથમથી જ ઉન્નતિનો હેતુ છે આ પ્રકારે જો વિચાર ઉદ્ભવે તો તે વિપરીત છે, કેમ કે સિદ્ધાંતબોધનો જન્મ ઉપદેશબોધથી થાય છે જેને વૈરાગ્ય-ઉપશમ સંબંધી ઉપદેશબોધ થયો નથી, તેને બુદ્ધિનું વિપર્યાસપણું વર્ત્યા કરે છે, અને જ્યાં સુધી બુદ્ધિનું વિપર્યાસપણું હોય ત્યાં સુધી સિદ્ધાંતનું વિચારવું પણ વિપર્યાસપણે થવું જ સંભવે છે કેમ કે ચક્ષુને વિષે જેટલી ઝાંખપ છે, તેટલો ઝાંખો પદાર્થ તે દેખે છે અને જો અત્યંત બળવાન પડળ હોય તો તેને સમૂળગો પદાર્થ દેખાતો નથી, તેમ જેને ચક્ષુનું યથાવત્ સંપૂર્ણ તેજ છે તે, પદાર્થને પણ યથાયોગ્ય દેખે છે તેમ જે જીવને વિષે ગાઢ વિપર્યાસ બુદ્ધિ છે, તેને તો કોઈ રીતે સિદ્ધાંતબોધ વિચારમાં આવી શકે નહીં જેની વિપર્યાસબુદ્ધિ મંદ થઈ છે તેને તે પ્રમાણમાં સિદ્ધાંતનું અવગાહન થાય, અને જેણે તે વિપર્યાસબુદ્ધિ વિશેષપણે ક્ષીણ કરી છે એવા જીવને વિશેષપણે સિદ્ધાંતનું અવગાહન થાય

ગૃહકુટુંબ પરિગ્રહાદિભાવને વિષે જે અહંતા મમતા છે અને તેની પ્રાપ્તિ અપ્રાપ્તિ પ્રસંગમાં જે રાગદ્વેષ કષાય છે, તે જ 'વિપર્યાસબુદ્ધિ' છે, અને અહંતા મમતા તથા કષાય જ્યાં વૈરાગ્ય ઉપશમ ઉદ્ભવે છે ત્યાં મંદ પડે છે, અનુક્રમે નાશ પામવાયોગ્ય થાય છે ગૃહકુટુંબાદિભાવને વિષે અનાસક્ત બુદ્ધિ થવી તે 'વૈરાગ્ય' છે, અને તેની પ્રાપ્તિ અપ્રાપ્તિ નિમિત્તે ઉત્પન્ન થતો એવો જે કષાયક્લેશ તેનું મંદ થવું તે 'ઉપશમ' છે એટલે તે બે ગુણ વિપર્યાસબુદ્ધિને પર્યાયાંતર કરી સદ્બુદ્ધિ કરે છે, અને તે સદ્બુદ્ધિ જીવાજીવાદિ પદાર્થની વ્યવસ્થા જેથી જણાય છે એવા સિદ્ધાંતની વિચારણા કરવાયોગ્ય થાય છે કેમકે ચક્ષુને પટળાદિ અંતરાય મટવાથી જેમ પદાર્થ યથાવત્ દેખાય છે, તેમ અહંતાદિ

વિચારશો, અને તે પરત્વે જે કંઈ પ્રશ્ન થાય તે લખશો, કેમ કે જે પ્રકારની સમજ તેથી નિવૃત્ત થવા કાર્ય કર્યે જીવને મોક્ષદશા પ્રાપ્ત થાય છે

૨ પ્ર૦—(૧) ઈશ્વર શું છે? (૨) તે જગતકર્ત્તા છે એ ખરું છે?

ઉ૦—(૧) અમે તમે કર્મબંધમાં વસી રહેલા જીવ છીએ તે જીવનું સહજસ્વરૂપ, એટલે કર્મ રહિતપણે માત્ર એક આત્મત્વપણે જે સ્વરૂપ છે તે ઈશ્વરપણું છે જ્ઞાનાદિ ઐશ્વર્ય જેને વિષે છે, ઈશ્વર કહેવાયોગ્ય છે, અને તે ઈશ્વરતા આત્માનું સહજસ્વરૂપ છે જે સ્વરૂપ કર્મપ્રસંગે જણાતું નથી પણ તે પ્રસંગ અન્યસ્વરૂપ જાણી, જ્યારે આત્માભણી દૃષ્ટિ થાય છે ત્યારે જ અનુક્રમે સર્વજ્ઞતાદિ ઐશ્વર્યપણું તે જ આત્મામાં જણાય છે, અને તેથી વિશેષ ઐશ્વર્યવાળો કોઈ પદાર્થ સમસ્ત પદાર્થ નીરખતાં પણ અનુભવમાં આવી શકતો નથી, જેથી ઈશ્વર છે તે આત્માનું બીજું પર્યાયિક નામ છે, એથી કોઈ વિશેષ સત્તાવાળો પદાર્થ ઈશ્વર છે એમ નથી, એવા નિશ્ચયમાં મારો અભિપ્રાય છે

(૨) તે જગતકર્ત્તા નથી, અર્થાત્ પરમાણુ, આકાશાદિ પદાર્થ નિત્ય હોવાયોગ્ય છે, તે કોઈ વસ્તુમાંથી બનવાયોગ્ય નથી કદાપિ એમ ગણીએ કે, તે ઈશ્વરમાંથી બન્યા છે, તો તે વાત પણ યોગ્ય લાગતી નથી, કેમકે ઈશ્વરને જો ચેતનપણે માનીએ, તો તેથી પરમાણુ, આકાશ વિગેરે ઉત્પન્ન કેમ થઈ શકે? કેમકે ચેતનથી જડની ઉત્પત્તિ થવી જ સંભવતી નથી જો ઈશ્વરને જડ સ્વીકારવામાં આવે તો સહેજે તે અનૈશ્વર્યવાન ઠરે છે, તેમ જ તેથી જીવરૂપ ચેતન પદાર્થની ઉત્પત્તિ પણ થઈ શકે નહીં જડચેતન ઉભયરૂપ ઈશ્વર ગણીએ, તો પછી જડચેતન ઉભયરૂપ જગત છે તેનું ઈશ્વર એવું બીજું નામ કહી સંતોષ રાખી લેવા જેવું થાય છે, અને જગતનું નામ ઈશ્વર રાખી સંતોષ રાખી લેવો તે કરતાં જગતને જગત કહેવું, એ વિશેષ યોગ્ય છે કદાપિ પરમાણુ, આકાશાદિ નિત્ય ગણીએ અને ઈશ્વરને કર્માદિનાં ફળ આપનાર ગણીએ તોપણ તે વાત સિદ્ધ જણાતી નથી આ વિચાર પર 'ષટ્દર્શનસમુચ્ચય'માં સારાં પ્રમાણો આપ્યાં છે

૩ પ્ર૦—મોક્ષ શું છે?

ઉ૦—જે ક્રોધાદિ અજ્ઞાનભાવમાં, દેહાદિમાં આત્માને પ્રતિબંધ છે તેથી સર્વથા નિવૃત્તિ થવી, મુક્તિ થવી તે મોક્ષપદ જ્ઞાનીઓએ કહ્યું છે તે સહજ વિચારતાં પ્રમાણભૂત લાગે છે

૪ પ્ર૦—મોક્ષ મળશે કે નહીં તે ચોક્કસ રીતે આ દેહમાં જ જાણી શકાય?

ઉ૦—એક દોરડીના ઘણા બંધથી હાથ બાંધવામાં આવ્યો હોય, તેમાંથી અનુક્રમે જેમ જેમ બંધ છોડવામાં આવે, તેમ તેમ તે બંધના સંબંધની નિવૃત્તિ અનુભવમાં આવે છે, અને તે દોરડી વળ મૂકી છૂટી ગયાના પરિણામમાં વર્તે છે એમ પણ જણાય છે, અનુભવાય છે તેમ જ અજ્ઞાનભાવના અનેક પરિણામરૂપ બંધનો પ્રસંગ આત્માને છે, તે જેમ જેમ છૂટે છે, તેમ તેમ મોક્ષનો અનુભવ થાય છે, અને તેનું ઘણું જ અલ્પપણું જ્યારે થાય છે ત્યારે, સહજે આત્મામાં નિજભાવ પ્રકાશી નીકળીને અજ્ઞાનભાવરૂપ બંધથી છૂટી શકવાનો પ્રસંગ છે, એવો સ્પષ્ટ અનુભવ થાય છે તેમ જ કેવળ અજ્ઞાનાદિ ભાવથી નિવૃત્તિ થઈ કેવળ આત્મભાવ આ જ દેહને વિષે સ્થિતિમાન છતાં પણ આત્માને પ્રગટે છે, અને સર્વ સંબંધથી કેવળ પોતાનું ભિન્નપણું અનુભવમાં આવે છે, અર્થાત્ મોક્ષપદ આ દેહમાં પણ અનુભવમાં આવવાયોગ્ય છે

૫ પ્ર૦—એમ વાંચવામાં આવ્યું કે માણસ દેહ છોડી કર્મ પ્રમાણે જનાવરોમાં અવતરે, પથરો પણ થાય, ઝાડ પણ થાય, આ બરાબર છે?

ઉ૦—દેહ છોડી ઉપાર્જિત પ્રમાણે જીવની ગતિ થાય છે, તેથી તે તિર્યંચ (જનાવર) પણ થાય છે અને પૃથ્વીકાય એટલે પૃથ્વીરૂપ શરીર ધારણ કરી બાકીની બીજી ચાર ઇન્દ્રિયો વિના કર્મ

૫૦૭ મુંબઈ, જેઠ સુદ ૧૧, ગુરુ, ૧૯૫૦

અત્રે ઉપાધિનું બળ એમ ને એમ રહ્યા કરે છે જેમ તે પ્રત્યે ઉપેક્ષા થાય છે તેમ બળવાન ઉદય થાય છે, પ્રારબ્ધ ધર્મ જાણી વેદવા યોગ્ય છે, તથાપિ નિવૃત્તિની ઇચ્છા અને આત્માનું ઢીલાપણુ છે, એવો વિચાર ખેદ આપ્યા રહે છે

કંઈ પણ નિવૃત્તિનુ સ્મરણ રહે એટલો સત્સંગ તો કર્યા રહેવુ યોગ્ય છે

આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૧૯] ૫૦૮ મુંબઈ, જેઠ સુદ ૧૪, રવિ, ૧૯૫૦

ૐ

પરમ સ્નેહી શ્રી સોભાગ,

આપનો કાગળ ૧ સવિગત મળ્યો હતો ઉપાધિના પ્રસંગથી ઉત્તર લખવાનું થયું નથી, તે ક્ષમા કરશો

ચિત્તમાં ઉપાધિના પ્રસંગ માટે વારંવાર ખેદ થાય છે જે, આવો ઉદય જો આ દેહમા ઘણા વખત સુધી વર્ત્યા કરે તો સમાધિદશાએ જે લક્ષ છે તે લક્ષ એમ ને એમ અપ્રાધનપણે રાખવો પડે, અને જેમા અત્યંત અપ્રમાદયોગ ઘટે છે, તેમા પ્રમાદયોગ જેવુ થાય

કદાપિ તેમ નહી તોપણ આ સંસારને વિષે કોઈ પ્રકાર રુચિયોગ્ય જણાતો નથી, પ્રત્યક્ષ રસરહિત એવુ સ્વરૂપ દેખાય છે, તેને વિષે જરૂર સદ્વિચારવાન જીવને અલ્પ પણ રુચિ થાય નહી, એવો નિશ્ચય વર્તે છે વારંવાર સંસાર ભયરૂપ લાગે છે ભયરૂપ લાગવાનો બીજો કોઈ હેતુ જણાતો નથી, માત્ર એમાં શુદ્ધ એવુ આત્મસ્વરૂપ અપ્રધાન રાખી વર્તવુ થાય છે તેથી મોટો ત્રાસ વર્તે છે, અને નિત્ય છૂટવાનો લક્ષ રહે છે, તથાપિ હજુ તો અંતરાય સંભવે છે, અને પ્રતિબંધ પણ રહ્યા કરે છે, તેમ જ તેને અનુસરતા બીજા અનેક વિકલ્પથી ખારા લાગેલા આ સંસારને વિષે પરાણે સ્થિતિ છે

તમે કેટલાક પ્રશ્ન લખો છો તે ઉત્તરયોગ્ય હોય છે, છતા તે ઉત્તર ન લખવાનું કારણ ઉપાધિપ્રસંગનું બળ છે, તથા ઉપર જણાવેલો એવો ચિત્તનો ખેદ રહે છે તે છે

આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૨૦-૧] ૫૦૯ મોહમયી, અસાડ સુદ ૬, રવિ, ૧૯૫૦

શ્રી સૂર્યપુરસ્થિત, શુભવૃત્તિસંપન્ન, સત્સંગયોગ્ય શ્રી લલ્લુજી પ્રત્યે,

યથાયોગ્યપૂર્વક વિનંતિ કે .—

પત્ર પ્રાપ્ત થયું છે તેની સાથે ત્રણ પ્રશ્નો છૂટા લખ્યા છે, તે પણ પ્રાપ્ત થયાં છે જે ૩ પ્રશ્નો લખ્યા છે તે પ્રશ્નો મુમુક્ષુ જીવને વિચારવા હિતકારી છે

જીવ, કાયા પદાર્થપણે જુદા છે, પણ સંબંધપણે સહચારી છે, કે જ્યા સુધી તે દેહથી જીવને કર્મનો ભોગ છે શ્રી જિને જીવ અને કર્મનો ક્ષીરનીરની પેઠે સંબંધ કહ્યો છે તેનો હેતુ પણ એ જ છે કે, ક્ષીર અને નીર એકત્ર થયા સ્પષ્ટ દેખાય છે, છતા પરમાર્થે તે જુદા છે, પદાર્થપણે ભિન્ન છે, અગ્નિપ્રયોગે તે પાછા સ્પષ્ટ જુદા પડે છે, તેમ જ જીવ અને કર્મનો સંબંધ છે કર્મનો મુખ્ય આકાર કોઈ પ્રકારે દેહ છે, અને જીવ ઇન્દ્રિયાદિ દ્વારા ક્રિયા કરતો જાણી જીવ છે એમ સામાન્યપણે કહેવાય છે, પણ જ્ઞાનદશા આવ્યા વિના જીવ, કાયાનું જે સ્પષ્ટ જુદાપણુ છે, તે જીવને ભાસ્યામા આવતુ નથી, તથાપિ ક્ષીરનીરવત્ જુદાપણુ છે જ્ઞાનસંસ્કારે તે જુદાપણુ સાવ સ્પષ્ટ વર્તે છે હવે ત્યાં એમ પ્રશ્ન કર્યું છે કે, જો જ્ઞાને કરી જીવ ને કાયા જુદા જાણ્યા છે, તો પછી વેદનાનુ વેદવું અને માનવુ શાથી થાય છે? તે પછી થવુ ન જોઈએ, એ પ્રશ્ન જોકે થાય છે, તથાપિ તેનુ સમાધાન આ પ્રકારે છે —

સૂર્યથી તપેલા એવા પથ્થર તે સૂર્યના અસ્ત થયા પછી પણ અમુક વખત સુધી તપ્યા રહે છે, અને

વિચારશો, અને તે પરત્વે જે કંઈ પ્રશ્ન થાય તે લખશો, કેમ કે જે પ્રકારની સમજ તેથી નિવૃત્ત થવારૂપ કાર્ય કર્યે જીવને મોક્ષદશા પ્રાપ્ત થાય છે

૨ પ્ર૦—(૧) ઈશ્વર શું છે? (૨) તે જગતકર્ત્તા છે એ ખરુ છે?

ઉ૦—(૧) અમે તમે કર્મબંધમા વસી રહેલા જીવ છીએ તે જીવનું સહજસ્વરૂપ, એટલે કર્મ રહિતપણે માત્ર એક આત્મત્વપણે જે સ્વરૂપ છે તે ઈશ્વરપણુ છે જ્ઞાનાદિ ઐશ્વર્ય જેને વિષે છે, તે ઈશ્વર કહેવાયોગ્ય છે, અને તે ઈશ્વરતા આત્માનું સહજસ્વરૂપ છે જે સ્વરૂપ કર્મપ્રસંગે જણાતું નથી, પણ તે પ્રસંગ અન્યસ્વરૂપ જાણી, જ્યારે આત્માભણી દૃષ્ટિ થાય છે ત્યારે જ અનુક્રમે સર્વજ્ઞતાદિ ઐશ્વર્યપણુ તે જ આત્મામા જણાય છે, અને તેથી વિશેષ ઐશ્વર્યવાળો કોઈ પદાર્થ સમસ્ત પદાર્થો નીરખતા પણ અનુભવમા આવી શકતો નથી, જેથી ઈશ્વર છે તે આત્માનું બીજુ પર્યાયિક નામ છે, એથી કોઈ વિશેષ સત્તાવાળો પદાર્થ ઈશ્વર છે એમ નથી, એવા નિશ્ચયમા મારો અભિપ્રાય છે

(૨) તે જગતકર્ત્તા નથી, અર્થાત્ પરમાણુ, આકાશાદિ પદાર્થ નિત્ય હોવાયોગ્ય છે, તે કોઈપણ વસ્તુમાથી બનવાયોગ્ય નથી કદાપિ એમ ગણીએ કે, તે ઈશ્વરમાથી બન્યા છે, તો તે વાત પણ યોગ્ય લાગતી નથી, કેમકે ઈશ્વરને જો ચેતનપણે માનીએ, તો તેથી પરમાણુ, આકાશ વિગેરે ઉત્પન્ન કેમ થઈ શકે? કેમકે ચેતનથી જડની ઉત્પત્તિ થવી જ સંભવતી નથી જો ઈશ્વરને જડ સ્વીકારવામાં આવે તો સહેજે તે અનૈશ્વર્યવાન ઠરે છે, તેમ જ તેથી જીવરૂપ ચેતન પદાર્થની ઉત્પત્તિ પણ થઈ શકે નહી જડચેતન ઉભયરૂપ ઈશ્વર ગણીએ, તો પછી જડચેતન ઉભયરૂપ જગત છે તેનું ઈશ્વર એવું બીજુ નામ કહી સંતોષ રાખી લેવા જેવુ થાય છે, અને જગતનું નામ ઈશ્વર રાખી સંતોષ રાખી લેવો તે કરતા જગતને જગત કહેવું, એ વિશેષ યોગ્ય છે કદાપિ પરમાણુ, આકાશાદિ નિત્ય ગણીએ અને ઈશ્વરને કર્માદિના ફળ આપનાર ગણીએ તોપણ તે વાત સિદ્ધ જણાતી નથી એ વિચાર પર 'ષટ્દર્શનસમુચ્ચય'મા સારા પ્રમાણો આપ્યા છે

૩ પ્ર૦—મોક્ષ શુ છે?

ઉ૦—જે ક્રોધાદિ અજ્ઞાનભાવમા, દેહાદિમા આત્માને પ્રતિબંધ છે તેથી સર્વથા નિવૃત્તિ થવી, મુક્તિ થવી તે મોક્ષપદ જ્ઞાનીઓએ કહ્યુ છે તે સહજ વિચારતા પ્રમાણભૂત લાગે છે

૪ પ્ર૦—મોક્ષ મળશે કે નહી તે ચોક્કસ રીતે આ દેહમા જ જાણી શકાય?

ઉ૦—એક દોરડીના ઘણા બંધથી હાથ બાધવામા આવ્યો હોય, તેમાથી અનુક્રમે જેમ જેમ બંધ છોડવામા આવે, તેમ તેમ તે બંધના સંબંધની નિવૃત્તિ અનુભવમા આવે છે, અને તે દોરડી વળ મૂકી છૂટી ગયાના પરિણામમા વર્તે છે એમ પણ જણાય છે, અનુભવાય છે તેમ જ અજ્ઞાનભાવના અનેક પરિણામરૂપ બંધનો પ્રસંગ આત્માને છે, તે જેમ જેમ છૂટે છે, તેમ તેમ મોક્ષનો અનુભવ થાય છે, અને તેનું ઘણુ જ અલ્પપણુ જ્યારે થાય છે ત્યારે, સહજે આત્મામા નિજભાવ પ્રકાશી નીકળીને અજ્ઞાનભાવરૂપ બંધથી છૂટી શકવાનો પ્રસંગ છે, એવો સ્પષ્ટ અનુભવ થાય છે તેમ જ કેવળ અજ્ઞાનાદિ ભાવથી નિવૃત્તિ થઈ કેવળ આત્મભાવ આ જ દેહને વિષે સ્થિતિમાન છતા પણ આત્માને પ્રગટે છે, અને સર્વ સંબંધથી કેવળ પોતાનું ભિન્નપણુ અનુભવમા આવે છે, અર્થાત્ મોક્ષપદ આ દેહમાં પણ અનુભવમાં આવવાયોગ્ય છે

૫ પ્ર૦—એમ વાચવામાં આવ્યું કે માણસ દેહ છોડી કર્મ પ્રમાણે જનાવરોમા અવતરે, પથરો પણ થાય, ઝાડ પણ થાય, આ બરાબર છે?

ઉ૦—દેહ છોડી ઉપાર્જિત પ્રમાણે જીવની ગતિ થાય છે, તેથી તે તિર્યંચ (જનાવર) પણ થાય છે અને પૃથ્વીકાય એટલે પૃથ્વીરૂપ શરીર ધારણ કરી બાકીની બીજી ચાર ઇન્દ્રિયો વિના કર્મ

[૪૨૧] ૫૧૦ મુંબઈ, અસાડ સુદ ૬, રવિ, ૧૯૫૦

શ્રી સ્થંભતીર્થસ્થિત, શુભેચ્છાસંપન્ન શ્રી ત્રિભુવનદાસ પ્રત્યે યથાયોગ્યપૂર્વક વિનંતિ કે —

બંધવૃત્તિઓને ઉપશમાવવાનો તથા નિવર્તાવવાનો જીવને અભ્યાસ, સતત અભ્યાસ કર્તવ્ય છે, કારણ કે વિના વિચારે, વિના પ્રયાસે તે વૃત્તિઓનું ઉપશમવું અથવા નિવર્તવું કેવા પ્રકારથી થાય? કારણ વિના કોઈ કાર્ય સંભવતું નથી, તો આ જીવે તે વૃત્તિઓના ઉપશમન કે નિવર્તનનો કોઈ ઉપાય કર્યો ન હોય એટલે તેનો અભાવ ન થાય એ સ્પષ્ટ સંભવરૂપ છે ઘણી વાર પૂર્વકાળે વૃત્તિઓના ઉપશમનનું તથા નિવર્તનનું જીવે અભિમાન કર્યું છે, પણ તેવું કંઈ સાધન કર્યું નથી, અને હજુ સુધી તે પ્રકારમાં જીવ કંઈ ઠેકાણું કરતો નથી, અર્થાત્ હજુ તેને તે અભ્યાસમાં કંઈ રસ દેખાતો નથી, તેમ કડવાશ લાગતા છતા તે કડવાશ ઉપર પગ દઈ આ જીવ ઉપશમન, નિવર્તનમા પ્રવેશ કરતો નથી આ વાત વારંવાર આ દુષ્ટપરિણામી જીવે વિચારવા યોગ્ય છે, વિસર્જન કરવાયોગ્ય કોઈ રીતે નથી

પુત્રાદિ સંપત્તિમા જે પ્રકારે આ જીવને મોહ થાય છે તે પ્રકાર કેવળ નીરસ અને નિંદવાયોગ્ય છે જીવ જો જરાય વિચાર કરે તો સ્પષ્ટ દેખાય એવું છે કે, કોઈને વિષે પુત્રપણું ભાવી આ જીવે માઠું કર્યામા મણા રાખી નથી, અને કોઈને વિષે પિતાપણું માનીને પણ તેમ જ કર્યું છે, અને કોઈ જીવ હજુ સુધી તો પિતાપુત્ર થઈ શક્યા દીઠા નથી સૌ કહેતા આવે છે કે આનો આ પુત્ર અથવા આનો આ પિતા, પણ વિચારતા આ વાત કોઈ પણ કાળે ન બની શકે તેવી સ્પષ્ટ લાગે છે, અનુત્પન્ન એવો આ જીવ તેને પુત્રપણે ગણવો, કે ગણાવવાનું ચિત્ત રહેવું એ સૌ જીવની મૂઢતા છે, અને તે મૂઢતા કોઈ પણ પ્રકારે સત્સંગની ઇચ્છાવાળા જીવને ઘટતી નથી

જે મોહાદિ પ્રકાર વિષે તમે લખ્યું તે બન્નેને ભ્રમણનો હેતુ છે, અત્યંત વિટંબણાનો હેતુ છે. જ્ઞાનીપુરુષ પણ એમ વર્તે તો જ્ઞાન ઉપર પગ મૂકવા જેવું છે, અને સર્વ પ્રકારે અજ્ઞાનનિદ્રાનો તે હેતુ છે એ પ્રકારને વિચારે બન્નેને સીધો ભાવ કર્તવ્ય છે આ વાત અલ્પકાળમાં ચેતવાયોગ્ય છે જેટલો બને તેટલો તમે કે બીજા તમ સંબંધી સત્સંગી નિવૃત્તિનો અવકાશ લેશો તે જ જીવને હિતકારી છે

---

[૪૨૨] ૫૧૧ મોહમયી, અસાડ સુદ ૬, રવિ, ૧૯૫૦

ૐ

શ્રી અંજારસ્થિત, પરમ સ્નેહી શ્રી સુભાગ્ય,

આપનો સવિગત કાગળ ૧, તથા પત્તું ૧ પ્રાપ્ત થયું છે તેમા લખેલા પ્રશ્નો મુમુક્ષુ જીવે વિચારવાયોગ્ય છે

જે જે સાધન આ જીવે પૂર્વકાળે કર્યા છે, તે તે સાધન જ્ઞાનીપુરુષની આજ્ઞાથી થયા જણાતાં નથી, એ વાત અંદેશારહિત લાગે છે જો એમ થયું હોત તો જીવને સંસારપરિભ્રમણ હોય નહી જ્ઞાનીપુરુષની આજ્ઞા છે તે, ભવમા જવાને આડા પ્રતિબંધ જેવી છે, કારણ જેને આત્માર્થ સિવાય બીજો કોઈ અર્થ નથી, અને આત્માર્થ પણ સાધી પ્રારબ્ધવશાત્ જેનો દેહ છે, એવા જ્ઞાનીપુરુષની આજ્ઞા તે ફક્ત આત્માર્થમા જ સામા જીવને પ્રેરે છે, અને આ જીવે તો પૂર્વકાળે કંઈ આત્માર્થ જાણ્યો નથી, ઊલટો આત્માર્થ વિસ્મરણપણે ચાલ્યો આવ્યો છે તે પોતાની કલ્પના કરી સાધન કરે તેથી આત્માર્થ ન થાય, અને ઊલટું આત્માર્થ સાધું છું એવું દુષ્ટ અભિમાન ઊત્પન્ન થાય, કે જે જીવને સંસારનો મુખ્ય હેતુ છે જે વાત સ્વપ્ને પણ આવતી નથી, તે જીવ માત્ર અમસ્તી કલ્પનાથી સાક્ષાત્કાર જેવી ગણે તો તેથી કલ્યાણ ન થઈ શકે તેમ આ જીવ પૂર્વકાળથી અંધ ચાલ્યો આવતા છતા

છે, અને અહિંસાદિધર્મ પણ અનાદિ છે માત્ર જીવને હિતકારી શું છે? એટલું વિચારવું કાર્યરૂપ છે અનાદિ તો બેય છે પછી ક્યારેક ઓછા પ્રમાણમાં અને ક્યારેક વિશેષ પ્રમાણમાં કોઈનું બળ હોય છે

૧૦ પ્ર૦—ગીતા કોણે બનાવી? ઈશ્વરકૃત તો નથી? જો તેમ હોય તો તેનો કાંઈ પુરાવો?

ઉ૦—ઉપર આવેલા ઉત્તરોથી કેટલુંક સમાધાન થઈ શકવાયોગ્ય છે કે, ઈશ્વરકૃતનો અર્થ જ્ઞાની (સંપૂર્ણજ્ઞાની) એવો કરવાથી તે ઈશ્વરકૃત થઈ શકે, પણ નિત્ય અક્રિય એવા આકાશની પેઠે વ્યાપક ઈશ્વરને સ્વીકાર્યે તેવા પુસ્તકાદિની ઉત્પત્તિ થવી સંભવે નહીં, કેમકે તે તો સાધારણ કાર્ય છે, કે જેનું કર્ત્તાપણું આરંભપૂર્વક હોય છે, અનાદિ નથી હોતું ગીતા વેદવ્યાસજીનું કરેલું પુસ્તક ગણાય છે, અને મહાત્મા શ્રીકૃષ્ણે અર્જુનને તેવો બોધ કર્યો હતો, માટે મુખ્યપણે કર્ત્તા શ્રીકૃષ્ણ કહેવાય છે, જે વાત સંભવિત છે ગ્રંથ શ્રેષ્ઠ છે, તેવો ભાવાર્થ અનાદિથી ચાલ્યો આવે છે, પણ તે જ શ્લોકો અનાદિથી ચાલ્યા આવે એમ બનવાયોગ્ય નથી, તેમ અક્રિય ઈશ્વરથી પણ તેની ઉત્પત્તિ હોય એમ બનવાયોગ્ય નથી સક્રિય એટલે કોઈ દેહધારીથી તે ક્રિયા બનવાયોગ્ય છે માટે સંપૂર્ણજ્ઞાની તે ઈશ્વર છે, અને તેનાથી બોધાયેલા શાસ્ત્રો તે ઈશ્વરીશાસ્ત્ર છે એમ માનવામાં અડચણ નથી

૧૧. પ્ર૦—પશુ આદિના યજ્ઞથી જરાયે પુણ્ય છે ખરું?

ઉ૦—પશુના વધથી, હોમથી કે જરાયે તેને દુઃખ આપવાથી પાપ જ છે, તે પછી યજ્ઞમાં કરો, કે ગમે તો ઈશ્વરના ધામમાં બેસીને કરો પણ યજ્ઞમાં જે દાનાદિક્રિયા થાય છે તે, કાંઈક પુણ્યહેતુ છે, તથાપિ હિંસામિશ્રિત હોવાથી તે પણ અનુમોદનયોગ્ય નથી

૧૨ પ્ર૦—જે ધર્મ ઉત્તમ છે, એમ કહો તેનો પુરાવો માગી શકાય ખરો કે?

ઉ૦—પુરાવો માગવામાં ન આવે અને ઉત્તમ છે એમ, વગર પુરાવે પ્રતિપાદન કરવામાં આવે તો તો અર્થ, અનર્થ, ધર્મ, અધર્મ સૌ ઉત્તમ જ ઠરે પ્રમાણથી જ ઉત્તમ અનુત્તમ જણાય છે જે ધર્મ સંસાર પરિક્ષીણ કરવામાં સર્વથી ઉત્તમ હોય, અને નિજસ્વભાવમાં સ્થિતિ કરાવવાને બળવાન હોય તે જ ઉત્તમ, અને તે જ બળવાન છે

૧૩ પ્ર૦—ખ્રિસ્તી ધર્મ વિષે આપ કાંઈ જાણો છો? જો જાણતા હો તો આપના વિચાર દર્શાવશો

ઉ૦—ખ્રિસ્તીધર્મ વિષે સાધારણપણે હું જાણું છું ભરતખંડમાં મહાત્માઓએ જેવો ધર્મ શોધ્યો છે, વિચાર્યો છે તેવો ધર્મ બીજા કોઈ દેશથી વિચારાયો નથી, એમ તો એક અલ્પ અભ્યાસે સમજી શકાય તેવું છે તેમાં (ખ્રિસ્તીધર્મમાં) જીવનું સદા પરવશપણું કહ્યું છે, અને મોક્ષમાં પણ તે દશા તેવી જ રાખી છે જીવના અનાદિસ્વરૂપનું વિવેચન જેમાં યથાયોગ્ય નથી, કર્મસંબંધી વ્યવસ્થા અને તેની નિવૃત્તિ પણ યથાયોગ્ય કહી નથી, તે ધર્મ વિષે મારો અભિપ્રાય સર્વોત્તમ તે ધર્મ છે, એમ થવાનો સંભવ નથી ખ્રિસ્તીધર્મમાં મેં જે ઉપર કહ્યા તેવા પ્રકારનું યથાયોગ્ય સમાધાન દેખાતું નથી આ વાક્ય મતભેદવશે કહ્યું નથી વધારે પૂછવાયોગ્ય લાગે તો પૂછશો તો વિશેષ સમાધાન કરવાનું બની શકશે

૧૪ પ્ર૦—તેઓ એમ કહે છે કે બાઈબલ ઈશ્વરપ્રેરિત છે, ઈસુ તે ઈશ્વરનો અવતાર, તેનો દીકરો છે, ને હતો

ઉ૦—એ વાત તો શ્રદ્ધાથી માન્યાથી માની શકાય, પણ પ્રમાણથી સિદ્ધ નથી જેમ ગીતા અને વેદના ઈશ્વરપ્રેરિતપણા માટે ઉપર લખ્યું છે, તેમ જ બાઈબલના સંબંધમાં પણ ગણવું જે જન્મ-મરણથી મુક્ત થયા તે ઈશ્વર અવતાર લે તે બનવાયોગ્ય નથી, કેમકે રાગદ્વેષાદિ પરિણામ જ જન્મનો હેતુ છે, તે જેને નથી એવો ઈશ્વર અવતાર ધારણ કરે એ વાત વિચારતા યથાર્થ લાગતી નથી ઈશ્વરનો

સત્સંગ છે તે કામ બાળવાનો બળવાન ઉપાય છે સર્વ જ્ઞાનીપુરુષે કામનું જીતવું તે અત્યંત દુષ્કર કહ્યું છે, તે સાવ સિદ્ધ છે, અને જેમ જેમ જ્ઞાનીના વચનનું અવગાહન થાય છે, તેમ તેમ કંઈક કંઈક કરી પાછો હઠતા અનુક્રમે જીવનું વીર્ય બળવાન થઈ કામનું સામર્થ્ય જીવથી નાશ કરાય છે, કામનું સ્વરૂપ જ જ્ઞાનીપુરુષના વચન સાભળી જીવે જાણ્યું નથી, અને જો જાણ્યું હોત તો તેને વિષે સાવ નીરસતા થઈ હોત એ જ વિનંતિ

આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૨૩] ૫૧૨ મોહમયી, અસાડ સુદ ૧૫, ભોમ, ૧૯૫૦

ૐ

શ્રી સૂર્યપુરસ્થિત, શુભેચ્છાપ્રાપ્ત, સત્સંગયોગ્ય શ્રી લલ્લુજી પ્રત્યે,

યથાયોગ્યપૂર્વક વિનંતિ કે,— કાગળ એક પ્રાપ્ત થયો છે

'ભગવાને, ચૌદ રાજલોકમા કાજળના કુપાની પેરે સૂક્ષ્મએકેદ્રિય જીવ ભર્યા છે એમ કહ્યું છે, કે જે જીવ બાળ્યા બળે નહી, છેદ્યા છેદાય નહી, માર્યા મરે નહી એવા કહ્યા છે તે જીવને ઔદારિક શરીર નહીં હોય તેથી તેને અગ્નિઆદિ-વ્યાઘાત થતો નહી હોય, કે ઔદારિક શરીર છતા તેને અગ્નિઆદિ-વ્યાઘાત નહીં થતો હોય? જો ઔદારિક શરીર હોય તો તે શરીર અગ્નિઆદિ-વ્યાઘાત કેમ ન પામે?' એ પ્રકારનું પ્રશ્ન એ કાગળમા લખ્યું તે વાચ્યુ છે

વિચારને અર્થે સંક્ષેપમા તેનુ અત્ર સમાધાન લખ્યું છે કે, એક દેહ ત્યાગી બીજો દેહ ધારણ કરતી વખતે કોઈ જીવ જ્યારે વાટે વહેતો હોય છે ત્યારે અથવા અપર્યાપ્તપણે માત્ર તેને તૈજસ્ અને કાર્મણ એ બે શરીર હોય છે, બાકી સર્વ સ્થિતિમા એટલે સકર્મ સ્થિતિમા સર્વ જીવને ત્રણ શરીરનો સંભવ શ્રી જિને કહ્યો છે કાર્મણ, તૈજસ્ અને ઔદારિક કે વૈક્રિય એ બેમાનું કોઈ એક ફક્ત વાટે વહેતા જીવને કાર્મણ તૈજસ એ બે શરીર હોય છે, અથવા અપર્યાપ્ત સ્થિતિ જીવની જ્યા સુધી છે, ત્યા સુધીમા તેને કાર્મણ, તૈજસ્ શરીરથી નિર્વાહ થઈ શકે, પણ પર્યાપ્ત સ્થિતિમા તેને ત્રીજા શરીરનો નિયમિત સંભવ છે પર્યાપ્ત સ્થિતિનું લક્ષણ એ છે કે, આહારાદિનું ગ્રહણ કરવારૂપ બરાબર સામર્થ્ય અને એ આહારાદિનું કંઈ પણ ગ્રહણ છે તે ત્રીજા શરીરનો આરંભ છે, અર્થાત તેજ ત્રીજું શરીર શરૂ થયું, એમ સમજવાયોગ્ય છે ભગવાને જે સૂક્ષ્મએકેદ્રિય કહ્યા છે તે અગ્નિઆદિકથી વ્યાઘાત નથી પામતા તે પર્યાપ્ત સૂક્ષ્મએકેદ્રિય હોવાથી તેને ત્રણ શરીર છે, પણ તેને જે ત્રીજું ઔદારિક શરીર છે તે એટલા સૂક્ષ્મ અવગાહનનું છે કે તેને શસ્ત્રાદિક સ્પર્શ ન થઈ શકે અગ્નિઆદિકનું જે મહત્ત્વ છે અને એકેદ્રિય શરીરનું જે સૂક્ષ્મત્વ છે તે એવા પ્રકારના છે કે જેને એકબીજાનો સંબંધ ન થઈ શકે, અર્થાત્ સાધારણ સંબંધ થાય એમ કહીએ તોપણ અગ્નિ, શસ્ત્રાદિને વિષે જે અવકાશ છે, તે અવકાશમાથી તે એકેદ્રિય જીવોનું સુગમપણે ગમનાગમન થઈ શકે તેમ હોવાથી તે જીવોનો નાશ થઈ શકે કે તેને વ્યાઘાત થાય તેવો અગ્નિ, શસ્ત્રાદિકનો સંબંધ તેને થતો નથી જો તે જીવોની અવગાહના મહત્ત્વવાળી હોય અથવા અગ્નિઆદિનું અત્યંત સૂક્ષ્મપણું હોય કે જે તે એકેદ્રિય જીવ જેવું સૂક્ષ્મપણું ગણાય, તો તે એકેદ્રિય જીવને વ્યાઘાત કરવાને વિષે સંભવિત ગણાય, પણ તેમ નથી અહી તો જીવોનું અત્યંત સૂક્ષ્મત્વ છે, અને અગ્નિ શસ્ત્રાદિનું મહત્ત્વ છે, તેથી વ્યાઘાતયોગ્ય સંબંધ થતો નથી, એમ ભગવાને કહ્યું છે તેથી ઔદારિક શરીર અવિનાશી કહ્યું છે એમ નથી, સ્વભાવે કરી તે વિપરિણામ પામી અથવા ઉપાર્જિત કરેલા એવા તે જીવોના પૂર્વકર્મ પરિણામ પામી ઔદારિક શરીરનો નાશ કરે છે કંઈ તે શરીર બીજાથી જ નાશ પમાડ્યું હોય તો જ પામે એવો પણ નિયમ નથી

છે, અને અહિંસાદિધર્મ પણ અનાદિ છે માત્ર જીવને હિતકારી શું છે? એટલું વિચારવું કાર્યરૂપ છે અનાદિ તો બેય છે પછી ક્યારેક ઓછા પ્રમાણમા અને ક્યારેક વિશેષ પ્રમાણમા કોઈનું બળ હોય છે

૧૦ પ્ર૦—ગીતા કોણે બનાવી? ઈશ્વરકૃત તો નથી? જો તેમ હોય તો તેનો કાંઈ પુરાવો?

ઉ૦—ઉપર આવેલા ઉત્તરોથી કેટલુંક સમાધાન થઈ શકવાયોગ્ય છે કે, ઈશ્વરકૃતનો અર્થ જ્ઞાની (સંપૂર્ણજ્ઞાની) એવો કરવાથી તે ઈશ્વરકૃત થઈ શકે, પણ નિત્ય અક્રિય એવા આકાશની પેઠે વ્યાપક ઈશ્વરને સ્વીકાર્યે તેવા પુસ્તકાદિની ઉત્પત્તિ થવી સંભવે નહીં, કેમકે તે તો સાધારણ કાર્ય છે, કે જેનું કર્તાપણું આરંભપૂર્વક હોય છે, અનાદિ નથી હોતું ગીતા વેદવ્યાસજીનું કરેલું પુસ્તક ગણાય છે, અને મહાત્મા શ્રીકૃષ્ણે અર્જુનને તેવો બોધ કર્યો હતો, માટે મુખ્યપણે કર્તા શ્રીકૃષ્ણ કહેવાય છે, જે વાત સંભવિત છે ગ્રંથ શ્રેષ્ઠ છે, તેવો ભાવાર્થ અનાદિથી ચાલ્યો આવે છે, પણ તે જ શ્લોકો અનાદિથી ચાલ્યા આવે એમ બનવાયોગ્ય નથી, તેમ અક્રિય ઈશ્વરથી પણ તેની ઉત્પત્તિ હોય એમ બનવાયોગ્ય નથી સક્રિય એટલે કોઈ દેહધારીથી તે ક્રિયા બનવાયોગ્ય છે માટે સંપૂર્ણજ્ઞાની તે ઈશ્વર છે, અને તેનાથી બોધાયલા શાસ્ત્રો તે ઈશ્વરીશાસ્ત્ર છે એમ માનવામા અડચણ નથી

૧૧ પ્ર૦—પશુ આદિના યજ્ઞથી જરાયે પુણ્ય છે ખરું?

ઉ૦—પશુના વધથી, હોમથી કે જરાયે તેને દુઃખ આપવાથી પાપ જ છે, તે પછી યજ્ઞમા કરો, કે ગમે તો ઈશ્વરના ધામમા બેસીને કરો પણ યજ્ઞમા જે દાનાદિક્રિયા થાય છે તે, કાંઈક પુણ્યહેતુ છે, તથાપિ હિંસામિશ્રિત હોવાથી તે પણ અનુમોદનયોગ્ય નથી

૧૨ પ્ર૦—જે ધર્મ ઉત્તમ છે, એમ કહો તેનો પુરાવો માગી શકાય ખરો કે?

ઉ૦—પુરાવો માગવામાં ન આવે અને ઉત્તમ છે એમ, વગર પુરાવે પ્રતિપાદન કરવામા આવે તો તો અર્થ, અનર્થ, ધર્મ, અધર્મ સૌ ઉત્તમ જ ઠરે પ્રમાણથી જ ઉત્તમ અનુત્તમ જણાય છે જે ધર્મ સંસાર પરિક્ષીણ કરવામાં સર્વથી ઉત્તમ હોય, અને નિજસ્વભાવમા સ્થિતિ કરાવવાને બળવાન હોય તે જ ઉત્તમ, અને તે જ બળવાન છે

૧૩ પ્ર૦—ખ્રિસ્તી ધર્મ વિષે આપ કાંઈ જાણો છો? જો જાણતા હો તો આપના વિચાર દર્શાવશો

ઉ૦—ખ્રિસ્તીધર્મ વિષે સાધારણપણે હું જાણું છું ભરતખંડમા મહાત્માઓએ જેવો ધર્મ શોધ્યો છે, વિચાર્યો છે તેવો ધર્મ બીજા કોઈ દેશથી વિચારાયો નથી, એમ તો એક અલ્પ અભ્યાસે સમજી શકાય તેવું છે તેમા (ખ્રિસ્તીધર્મમા) જીવનું સદા પરવશપણું કહ્યું છે, અને મોક્ષમા પણ તે દશા તેવી જ રાખી છે જીવના અનાદિસ્વરૂપનું વિવેચન જેમા યથાયોગ્ય નથી, કર્મસંબધી વ્યવસ્થા અને તેની નિવૃત્તિ પણ યથાયોગ્ય કહી નથી, તે ધર્મ વિષે મારો અભિપ્રાય સર્વોત્તમ તે ધર્મ છે, એમ થવાનો સંભવ નથી ખ્રિસ્તીધર્મમા મે જે ઉપર કહ્યા તેવા પ્રકારનું યથાયોગ્ય સમાધાન દેખાતું નથી આ વાક્ય મતભેદવશે કહ્યું નથી વધારે પૂછવાયોગ્ય લાગે તો પૂછશો તો વિશેષ સમાધાન કરવાનું બની શકશે

૧૪ પ્ર૦—તેઓ એમ કહે છે કે બાઈબલ ઈશ્વરપ્રેરિત છે, ઈસુ તે ઈશ્વરનો અવતાર, તેનો દીકરો છે, ને હતો

ઉ૦—એ વાત તો શ્રદ્ધાથી માન્યાથી માની શકાય, પણ પ્રમાણથી સિદ્ધ નથી જેમ ગીતા અને વેદના ઈશ્વરપ્રેરિતપણા માટે ઉપર લખ્યું છે, તેમ જ બાઈબલના સંબંધમા પણ ગણવું જે જન્મ-મરણથી મુક્ત થયા તે ઈશ્વર અવતાર લે તે બનવાયોગ્ય નથી, કેમકે રાગદ્વેષાદિ પરિણામ જ જન્મનો હેતુ છે, તે જેને નથી એવો ઈશ્વર અવતાર ધારણ કરે એ વાત વિચારતા યથાર્થ લાગતી નથી ઈશ્વરનો

[૪૨૬] ૫૧૫ મુબઈ, શ્રાવણ સુદ ૧૪. બુધ, ૧૯૫૦

અત્રેથી થોડા દિવસ છૂટી શકાય એવો વિચાર વર્તે છે, તથાપિ આ પ્રસ ગમા તેમ થવુ કઠણ છે

જેમ આત્મબળ અપ્રમાદી થાય તેમ સત્સ ગ, સદ્વાચનાનો પ્રસ ગ નિત્યપ્રત્યે કરવાયોગ્ય છે તેને વિષે પ્રમાદ કર્ત્તવ્ય નથી, અવશ્ય એમ કર્ત્તવ્ય નથી, એ જ વિન તિ

આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૨૭] ૫૧૬ મુબઈ, શ્રાવણ વદ ૧, ૧૯૫૦

પાણી સ્વભાવે શીતળ છતા કોઈ વાસણમા નાખી નીચે અગ્નિ સળગતો રાખ્યો હોય તો તેની નિરિચ્છા હોય છતાં તે પાણી ઉષ્ણપણુ ભજે છે, તેવો આ વ્યવસાય, સમાધિએ શીતળ એવા પુરુષ પ્રત્યે ઉષ્ણપણાનો હેતુ થાય છે, એ વાત અમને તો સ્પષ્ટ લાગે છે

વર્ધમાનસ્વામીએ ગૃહવાસમા પણ આ સર્વ વ્યવસાય અસાર છે, કર્ત્તવ્યરૂપ નથી, એમ જાણ્યું હતું તેમ છતા તે ગૃહવાસને ત્યાગી મુનિચર્યા ગ્રહણ કરી હતી તે મુનિપણામા પણ આત્મબળે સમર્થ છતા તે બળ કરતા પણ અત્ય ત વધતા બળની જરૂર છે, એમ જાણી મૌનપણુ અને અનિદ્રાપણુ સાડાબાર વર્ષ લગભગ ભજ્યુ છે, કે જેથી વ્યવસાયરૂપ અગ્નિ તો પ્રાયે થઈ શકે નહી

જે વર્ધમાનસ્વામી ગૃહવાસમા છતાં અભોગી જેવા હતા, અવ્યવસાયી જેવા હતા, નિસ્પૃહ હતા, અને સહજ સ્વભાવે મુનિ જેવા હતા, આત્માકાર પરિણામી હતા, તે વર્ધમાનસ્વામી પણ સર્વ વ્યવસાયમા અસારપણુ જાણીને, નીરસ જાણીને દૂર પ્રવર્ત્યા, તે વ્યવસાય, બીજા જીવે કરી કયા પ્રકારથી સમાધિ રાખવી વિચારી છે, તે વિચારવાયોગ્ય છે તે વિચારીને ફરી ફરી તે ચર્યા કાર્યેકાર્યે પ્રવર્તને પ્રવર્તને સ્મૃતિમાં લાવી વ્યવસાયના પ્રસ ગમા વર્તતી એવી રુચિ વિલય કરવાયોગ્ય છે જો એમ ન કરવામા આવે તો એમ ઘણું કરીને લાગે છે કે હજુ આ જીવની યથાયોગ્ય જિજ્ઞાસા મુમુક્ષુપદને વિષે થઈ નથી, અથવા તો આ જીવ લોકસ જ્ઞાએ માત્ર કલ્યાણ થાય એવી ભાવના કરવા ઇચ્છે છે પણ કલ્યાણ કરવાની તેને જિજ્ઞાસા ઘટતી નથી, કારણ કે બેય જીવના સરખા પરિણામ હોય અને એક બ ધાય, બીજાને અબ ધતા થાય, એમ ત્રિકાળમા બનવાયોગ્ય નથી

---

[૪૨૯] ૫૧૭ મુબઈ, શ્રાવણ વદ ૭, ગુરુ, ૧૯૫૦

તમે અને બીજા મુમુક્ષુજનના ચિત્તસબ ધી દશા જાણી છે જ્ઞાનીપુરુષોએ અપ્રતિબદ્ધપણાને પ્રધાનમાર્ગ કહ્યો છે, અને સર્વથી અપ્રતિબદ્ધ દશાને વિષે લક્ષ રાખી પ્રવૃત્તિ છે, તોપણ સત્સ ગાદિને વિષે હજી અમને પણ પ્રતિબદ્ધબુદ્ધિ રાખવાનુ ચિત્ત રહે છે હાલ અમારા સમાગમનો અપ્રસ ગ છે એમ જાણ્યા છતા પણ તમ સર્વ ભાઈઓએ જે પ્રકારે જીવને શાત, દાતપણુ ઉદ્ભવ થાય તે પ્રકારે વાચનાદિ સમાગમ કરવો ઘટે છે તે વાત બળવાન કરવાયોગ્ય છે

---

[૪૩૦] ૫૧૮ મુબઈ, શ્રાવણ વદિ ૯, ૧૯૫૦

'યોગવાસિષ્ઠ'–જીવમા જેમ ત્યાગ, વૈરાગ્ય અને ઉપશમ ગુણ પ્રગટે, ઉદય પામે તે પ્રકાર લક્ષમા રાખવાના ખબર લખ્યા તે પત્ર પ્રાપ્ત થયું છે

એ ગુણો જ્યા સુધી જીવને વિષે સ્થિરતા પામશે નહી ત્યા સુધી આત્મસ્વરૂપનો વિશેષ વિચાર જીવથી યથાર્થપણે થવો કઠણ છે આત્મા રૂપી છે, અરૂપી છે એ આદિ વિકલ્પ તે પ્રથમમા જે વિચારાય છે તે કલ્પના જેવા છે જીવ ક ઈક પણ ગુણ પામીને જો શીતળ થાય તો પછી તેને વિશેષ

૫૩૧ મુંબઈ, આસો વદ ૦)), ૧૯૫૦

આપનાં લખેલા ત્રણે પત્રો પહોંચ્યા છે જેનો પરમાર્થ હેતુએ પ્રસંગ હોય તે થોડીએક વિગત જો આજીવિકાદિ પ્રસંગ વિષે લખે કે જણાવે તો તેથી ત્રાસ આવી જાય છે પણ આ કળિકાળ મહાત્માના ચિત્તને પણ ઠેકાણે રહેવા દે તેવો નથી, એમ વિચારી મે તમારા પત્રો વાચ્યા છે તેમા વેપારની ગોઠવણ વિષેમા જે આપે લખ્યું તે હાલ કરવાયોગ્ય નથી બાકી તે પ્રસંગમા તમે જે કંઈ જણાવ્યુ છે તે કે તેથી વધારે તમારી વતી કંઈ કરવુ હોય તો તેથી હરકત નથી કેમકે તમારા પ્રત્યે અન્યભાવ નથી

---

૫૩૨ મુંબઈ, આસો વદ ૦)), ૧૯૫૦

તમારા લખેલા ત્રણે પત્રોના ઉત્તરનુ એક પત્તુ[૧] આજે લખ્યુ છે જે બહુ સંક્ષેપમા લખ્યું હોવાથી તેનો ઉત્તર વખતે ન સમજી શકાય, તેથી ફરી આ પત્તુ લખ્યું છે તમારુ ચીંધેલુ કામ આત્મભાવ ત્યાગ કર્યા વિના ગમે તે કરવાનુ હોય તો કરવામા અમને વિષમતા નથી પણ અમારુ ચિત્ત, હાલ તમે જે કામ લખો છો તે કરવામા ફળ નથી એમ જાણીને તમારે તે વિચાર હમણાં ઉપશમાવવો, એમ કહે છે આગળ શુ થાય છે તે ધીરજથી સાક્ષીવત્ જોવુ શ્રેયરૂપ છે તેમ હાલ બીજો કોઈ ભય રાખવો ઘટતો નથી અને આવી જ સ્થિતિ બહુ કાળ રહેવાની છે એમ છે જ નહીં

પ્રણામ

---

૧ જુઓ આંક નં. ૫૩૧

એમ પણ લાગે છે કે બનારસીદાસે લક્ષણાદિ ભેદથી જીવનો વિશેષ નિર્ધાર કર્યો હતો, અને તે તે લક્ષણાદિનું સતત મનન થયા કર્યાથી આત્મસ્વરૂપ કઈક તીક્ષ્ણપણે તેમને અનુભવમા આવ્યું છે, અને અવ્યક્તપણે આત્મદ્રવ્યનો પણ તેમને લક્ષ થયો છે, અને તે અવ્યક્ત લક્ષથી તે બીજ-જ્ઞાન તેમણે ગાયું છે અવ્યક્ત લક્ષનો અર્થ અત્રે એવો છે કે ચિત્તવૃત્તિ આત્મવિચારમા વિશેષપણે લાગી રહેવાથી પરિણામની નિર્મળ ધારા બનારસીદાસને જે અ શે પ્રગટી છે, તે નિર્મળધારાને લીધે પોતાને દ્રવ્ય આ જ છે એમ જોકે સ્પષ્ટ જાણવામાં નથી, તોપણ અસ્પષ્ટપણે એટલે સ્વાભાવિકપણે પણ તેમના આત્મામા તે છાયા ભાસ્યમાન થઈ છે, અને જેને લીધે એ વાત તેમના મુખથી નીકળી શકી છે, અને સહજ આગળ વધતા તે વાત તેમને સાવ સ્પષ્ટ થઈ જાય એવી દશા તે ગ્ર થ કરતા તેમની પ્રાયે રહી છે

શ્રી ડુ ગરના અ તરમા જે ખેદ રહે છે તે કોઈ રીતે યોગ્ય છે, અને તે ખેદ ઘણુ કરીને તમને પણ રહે છે, તે જાણવામાં છે તેમ જ બીજા પણ કેટલાક મુમુક્ષુ જીવોને એ પ્રકારનો ખેદ રહે છે એ રીતે જાણવામા છતાં, અને તમ સૌનો એ ખેદ દૂર કરાય તો સારુ એમ મનમાં રહેતા છતા પ્રારબ્ધ વેદીએ છીએ વળી અમારા ચિત્તમા એ વિષે અત્ય ત બળવાન ખેદ છે જે ખેદ દિવસમા પ્રાયે ઘણા ઘણા પ્રસ ગે સ્ફુર્યા કરે છે, અને તેને ઉપશમાવવાનુ કરવુ પડે છે, અને ઘણુ કરી તમ વગેરેને પણ અમે વિશેષપણે તે ખેદ વિષે લખ્યું નથી, કે જણાવ્યું નથી અમને તેમ જણાવવાનું પણ યોગ્ય લાગતુ નહોતું, પણ હાલ શ્રી ડુ ગરે જણાવવાથી, પ્રસ ગથી જણાવવાનું થયું છે તમને અને ડુ ગરને જે ખેદ રહે છે, તેથી તે પ્રકાર વિષે અમને અસ ખ્યાતગુણવિશિષ્ટ ખેદ રહેતો હશે એમ લાગે છે કારણ કે જે જે પ્રસ ગે તે વાત આત્મપ્રદેશમા સ્મરણ થાય છે, તે તે પ્રસ ગે બધા પ્રદેશ શિથિલ જેવા થઈ જાય છે, અને જીવનો નિત્ય સ્વભાવ હોવાથી જીવ આવો ખેદ રાખતા છતા જીવે છે, એવા પ્રકારના ખેદ સુધી પ્રાપ્ત થાય છે વળી પરિણામાંતર થઈ થોડા અવકાશે પણ તેની તે વાત પ્રદેશે પ્રદેશે સ્ફુરી નીકળે છે, અને તેવી ને તેવી દશા થઈ આવે છે, તથાપિ આત્મા પર અત્ય ત દૃષ્ટિ કરી તે પ્રકારને હાલ તો ઉપશમાવવો જ ઘટે છે, એમ જાણી ઉપશમાવવામા આવે છે

શ્રી ડુ ગરના કે તમારા ચિત્તમા એમ આવતું હોય કે સાધારણ કારણોને લીધે અમે એ પ્રકારની પ્રવૃત્તિ કરતા નથી, તે યોગ્ય નથી એ પ્રકારે જો રહેતું હોય તો ઘણુ કરી તેમ નથી, એમ અમને લાગે છે નિત્ય પ્રત્યે તે વાતનો વિચાર કરવા છતા હજુ બળવાન કારણોનો તે પ્રત્યે સ બ ધ છે, એમ જાણી જે પ્રકારની તમારી ઇચ્છા પ્રભાવના હેતુમા છે તે હેતુને ઢીલમા નાખવાનું થાય છે, અને તેને અવરોધક એવા કારણોને ક્ષીણ થવા દેવામા કઈ પણ આત્મવીર્ય પરિણામ પામી સ્થિતિમા વર્તે છે તમારી ઇચ્છા પ્રમાણે હાલ જે પ્રવર્તાતુ નથી તે વિષે જે બળવાન કારણો અવરોધક છે, તે તમને વિશેષપણે જણાવવાનું ચિત્ત થતુ નથી, કેમકે હજુ તે વિશેષપણે જણાવવામા અવકાશ જવા દેવા યોગ્ય છે

જે બળવાન કારણો પ્રભાવના હેતુને અવરોધક છે, તેમા અમારો કઈ પણ બુદ્ધિપૂર્વક પ્રમાદ હોય એમ કોઈ રીતે સ ભવતું નથી તેમ જ અવ્યક્તપણે એટલે નહી જાણવામા છતા સહેજે જીવથી થયા કરતો હોય એવો પ્રમાદ હોય એમ પણ જણાતુ નથી, તથાપિ કોઈ અ શે તે પ્રમાદ સ ભવમા લેખતા પણ તેથી અવરોધકપણુ હોય એમ લાગી શકે એમ નથી, કારણ કે આત્માની નિશ્ચયવૃત્તિ તેથી અસન્મુખ છે

લોકોમા તે પ્રવૃત્તિ કરતા માનભ ગ થવાનો પ્રસ ગ આવે તો તે માનભગ પણ સહન ન થઈ શકે એમ હોવાથી પ્રભાવના હેતુની ઉપેક્ષા કરવામા આવતી હોય એમ પણ લાગતુ નથી કારણ કે

દીનત્વ કહ્યું છે કે 'હે નાથ ! હવે મારી કોઈ ગતિ (માર્ગ) મને દેખાતી નથી કેમકે સર્વસ્વ લૂટાયા જેવો યોગ મે કર્યો છે, અને સહજ ઐશ્વર્ય છતાં, પ્રયત્ન કર્યે છતે, તે ઐશ્વર્યથી વિપરીત એવાજ માર્ગ મે આચર્યા છે, તે તે યોગથી મારી નિવૃત્તિ કર, અને તે નિવૃત્તિનો સર્વોત્તમ સદુપાય એવો જે સદ્ગુરુ પ્રત્યેનો શરણભાવ તે ઉત્પન્ન થાય, એવી કૃપા કર ' એવા ભાવના વીશ દોહરા કે જેમા પ્રથમ વાકચ 'હે પ્રભુ ! હે પ્રભુ ! શુ કહુ ? દીનાનાથ દયાળ ' છે, તે દોહરા તમને સ્મરણમા હશે તે દોહરાની વિશેષ અનુપ્રેક્ષા થાય તેમ કરશો તો વિશેષ ગુણાવૃત્તિનો હેતુ છે

બીજા આઠ ત્રોટક છદ તે સાથે અનુપ્રેક્ષા કરવાયોગ્ય છે, કે જેમા આ જીવને શુ આચરવુ બાકી છે, અને જે જે પરમાર્થને નામે આચરણ કર્યા તે અત્યાર સુધી વૃથા થયા, ને તે આચરણને વિષે મિથ્યાગ્રહ છે તે નિવૃત્ત કરવાનો બોધ કહ્યો છે, તે પણ અનુપ્રેક્ષા કરતા જીવને પુરુષાર્થ વિશેષનો હેતુ છે

'યોગવાસિષ્ઠ'ની વાચના પૂરી થઈ હોય તો થોડો વખત તેનો અવકાશ રાખી એટલે હમણાં ફરી વાચવાનુ બધ રાખી 'ઉત્તરાધ્યયનસૂત્ર' વિચારશો, પણ તે કુળસપ્રદાયના આગ્રહાર્થે નિવૃત્ત કરવાને વિચારશો, કેમકે જીવને કુળયોગે સપ્રદાય પ્રાપ્ત થયો હોય છે તે પરમાર્થરૂપ છે કે કેમ ? એમ વિચારતા દૃષ્ટિ ચાલતી નથી, અને સહેજે તે જ પરમાર્થ માની રાખી જીવ પરમાર્થથી ચૂકે છે, માટે મુમુક્ષુ જીવને તો એમ જ કર્ત્તવ્ય છે કે જીવને સદ્ગુરુયોગે કલ્યાણની પ્રાપ્તિ અલ્પકાળમા થાય તેના સાધન, વૈરાગ્ય અને ઉપશમાર્થે 'યોગવાસિષ્ઠ' 'ઉત્તરાધ્યયનાદિ' વિચારવાયોગ્ય છે, તેમજ પ્રત્યક્ષ પુરુષના વચનનું નિરાબાધપણુ, પૂર્વાપર અવિરોધપણુ જાણવાને અર્થે વિચારવાયોગ્ય છે

આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૫૦] **૫૩૫** મુબઈ, કારતક સુદ ૩, બુધ, ૧૯૫૧

તમને બે પત્તા લખ્યા છે તે પહોચ્યા હશે અમે સક્ષેપમા લખ્યું છે અભિન્નભાવે લખ્યું છે માટે કદાપિ કઈ તેમા અદેશાયોગ્ય નથી તોપણ સક્ષેપના કારણથી ન સમજાય એવુ કઈ બને તો પૂછવામા અડચણ નથી

શ્રીકૃષ્ણ ગમે તે ગતિને પ્રાપ્ત થયા હોય, પણ વિચારતા તે આત્મભાવ-ઉપયોગી હતા, એમ સ્પષ્ટ જણાય છે જે શ્રીકૃષ્ણે કાચનની દ્વારિકાનું, છપ્પનકોટિ યાદવે સઆહિતનું, પચવિષયના આકર્ષિત કારણોના યોગમા સ્વામીપણું ભોગવ્યું, તે શ્રીકૃષ્ણે જ્યારે દેહ મૂક્યો છે ત્યારે શી સ્થિતિ હતી તે વિચારવાયોગ્ય છે, અને તે વિચારી આ જીવને જરૂર આકુળપણાથી મુક્ત કરવા યોગ્ય છે કુલનો સહાર થયો છે, દ્વારિકાનો દાહ થયો છે, તે શોકે શોકવાન એકલા વનમા ભૂમિ પર આધાર કરી સૂતા છે, ત્યા જરાકુમારે બાણ માર્યું તે સમયે પણ જેણે ધીરજને અવગાહી છે તે શ્રીકૃષ્ણની દશા વિચારવાયોગ્ય છે

---

[૪૫૧] **૫૩૬** મુબઈ, કારતક સુદ ૪, શુક્ર, ૧૯૫૧

આજે પત્ર ૧ પ્રાપ્ત થયું છે, અને તે સબધમા યથાઉદય સમાધાન લખવાનું વિચારુ છુ અને તે પત્ર તરતમા લખીશ

બે પ્રકારની દશા મુમુક્ષુજીવને વર્તે છે, એક 'વિચારદશા', અને બીજી 'સ્થિતપ્રજ્ઞદશા' સ્થિતપ્રજ્ઞદશા વિચારદશા લગભગ પૂરી થયે અથવા સપૂર્ણ થયે પ્રગટે છે તે સ્થિતપ્રજ્ઞદશાની પ્રાપ્તિ આ કાળમા કઠણ છે, કેમકે આત્મપરિણામને વ્યાઘાતરૂપ યોગ આ કાળમા પ્રધાનપણે વર્તે

[૪૩૩] ૫૨૨ મુંબઈ, ભા સુદ ૩, રવિ, ૧૯૫૦

જીવને જ્ઞાનીપુરુષનુ ઓળખાણ થયે તથાપ્રકારે અનતાનુબધી ક્રોધ, માન, માયા, લોભ મોળા પડવાનો પ્રકાર બનવાયોગ્ય છે, કે જેમ બની અનુક્રમે તે પરિક્ષીણપણાને પામે છે સત્પુરુષનુ ઓળખાણ જેમ જેમ જીવને થાય છે, તેમ તેમ મતાભિગ્રહ, દુરાગ્રહતાદિ ભાવ મોળા પડવા લાગે છે, અને પોતાના દોષ જોવા ભણી ચિત્ત વળી આવે છે, વિકથાદિ ભાવમાં નીરસપણુ લાગે છે, કે જુગુપ્સા ઉત્પન્ન થાય છે, જીવને અનિત્યાદિ ભાવના ચિતવવા પ્રત્યે બળવીર્ય સ્ફુરવા વિષે જે પ્રકારે જ્ઞાનીપુરુષ સમીપે સાભળ્યું છે, તેથી પણ વિશેષ બળવાન પરિણામથી તે પચવિષયાદિને વિષે અનિત્યાદિ ભાવ દૃઢ કરે છે અર્થાત્ સત્પુરુષ મળ્યે આ સત્પુરુષ છે એટલુ જાણી, સત્પુરુષને જાણ્યા પ્રથમ જેમ આત્મા પચવિષયાદિને વિષે રક્ત હતો તેમ રક્ત ત્યાર પછી નથી રહેતો, અને અનુક્રમે તે રક્તભાવ મોળો પડે એવા વૈરાગ્યમા જીવ આવે છે, અથવા સત્પુરુષનો યોગ થયા પછી આત્મજ્ઞાન કઈ દુર્લભ નથી, તથાપિ સત્પુરુષને વિષે, તેના વચનને વિષે, તે વચનના આશયને વિષે, પ્રીતિ ભક્તિ થાય નહી ત્યા સુધી આત્મવિચાર પણ જીવમા ઉદય આવવાયોગ્ય નથી, અને સત્પુરુષનો જીવને યોગ થયો છે, એવું ખરેખરુ તે જીવને ભાસ્યું છે, એમ પણ કહેવું કઠણ છે

જીવને સત્પુરુષનો યોગ થયે તો એવી ભાવના થાય કે અત્યાર સુધી જે મારાં પ્રયત્ન કલ્યાણને અર્થે હતા તે સૌ નિષ્ફળ હતાં, લક્ષ વગરના બાણની પેઠે હતા, પણ હવે સત્પુરુષનો અપૂર્વ યોગ થયો છે, તો મારા સર્વ સાધન સફળ થવાનો હેતુ છે લોકપ્રસગમા રહીને જે નિષ્ફળ, નિર્લક્ષ સાધન કર્યા તે પ્રકારે હવે સત્પુરુષને યોગે ન કરતા જરૂર અતરાત્મામાં વિચારીને દૃઢ પરિણામ રાખીને, જીવે આ યોગને, વચનને વિષે જાગૃત થવાયોગ્ય છે, જાગૃત રહેવાયોગ્ય છે, અને તે તે પ્રકાર ભાવી, જીવને દૃઢ કરવો કે જેથી તેને પ્રાપ્ત જોગ 'અફળ' ન જાય, અને સર્વ પ્રકારે એ જ બળ આત્મામા વર્ધમાન કરવું, કે આ યોગથી જીવને અપૂર્વ ફળ થવા યોગ્ય છે, તેમા અતરાય કરનાર 'હુ જાણુ છુ, એ મારુ અભિમાન, કુળધર્મને અને કરતા આવ્યા છીએ તે ક્રિયાને કેમ ત્યાગી શકાય એવો લોકભય, સત્પુરુષની ભક્તિ આદિને વિષે પણ લૌકિકભાવ, અને કદાપિ કોઈ પચ-વિષયાકાર એવા કર્મ જ્ઞાનીને ઉદયમા દેખી તેવો ભાવ પોતે આરાધવાપણુ એ આદિ પ્રકાર છે,' તે જ અનતાનુબધી ક્રોધ, માન, માયા લોભ છે એ પ્રકાર વિશેષપણે સમજવાયોગ્ય છે, તથાપિ અત્યારે જેટલુ બન્યું તેટલુ લખ્યું છે

ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિક સમ્યક્ત્વને માટે સક્ષેપમા વ્યાખ્યા કહી હતી, તેને અનુ-સરતી ત્રિભોવનના સ્મરણમા છે

જ્યા જ્યા આ જીવ જન્મ્યો છે, ભવના પ્રકાર ધારણ કર્યા છે, ત્યા ત્યાં તથાપ્રકારના અભિમાન-પણે વર્ત્યો છે, જે અભિમાન નિવૃત્ત કર્યા સિવાય તે તે દેહનો અને દેહના સબધમા આવતા પદાર્થોનો આ જીવે ત્યાગ કર્યો છે, એટલે હજી સુધી તે જ્ઞાનવિચારે કરી ભાવ ગાળ્યો નથી, અને તે તે પૂર્વ-સજ્ઞાઓ હજી એમ ને એમ આ જીવના અભિમાનમા વર્તા આવે છે, એ જ એને લોક આખાની અધિકરણક્રિયાનો હેતુ કહ્યો છે, જે પણ વિશેષપણે અત્ર લખવાનું બની શકયુ નથી પત્રાદિ માટે નિયમિતપણા માટે વિચાર કરીશ

---

[૪૩૫-૧+૪૩૪+૪૩૫-૨] ૫૨૩ મુંબઈ, ભાદરવા સુદ ૪, સોમ, ૧૯૫૦

શ્રી સાયલા ગામે સ્થિત, સત્સગયોગ્ય, પરમસ્નેહી શ્રી સોભાગ તથા ડુગર પ્રત્યે,

શ્રી મોહમયીપુરીથી ના આત્મસ્વરૂપ સ્મૃતિપૂર્વક યથાયોગ્ય પ્રાપ્ત થાય અત્રે સમાધિ છે તમારો લખેલો કાગળ આજે એક મળ્યો છે

શ્રી તીર્થંકરાદિએ ફરી ફરી જીવોને ઉપદેશ કહ્યો છે, પણ જીવ દિશામૂઢ રહેવા ઇચ્છે છે ત્યા ઉપાય પ્રવર્તી શકે નહી ફરી ફરી ઠોકી ઠોકીને કહ્યુ છે કે એક આ જીવ સમજે તો સહજ મોક્ષ છે, નહી તો અનંત ઉપાયે પણ નથી અને તે સમજવુ પણ કંઈ વિકટ નથી, કેમકે જીવનું સહજ જે સ્વરૂપ છે તે જ માત્ર સમજવુ છે, અને તે કંઈ બીજાના સ્વરૂપની વાત નથી કે વખતે તે ગોપવે કે ન જણાવે, તેથી સમજવી ન બને પોતાથી પોતે ગુપ્ત રહેવાનુ શી રીતે બનવાયોગ્ય છે? પણ સ્વપ્નદશામા જેમ ન બનવાયોગ્ય એવુ પોતાનું મૃત્યુ પણ જીવ જુએ છે, તેમ અજ્ઞાનદશારૂપ સ્વપ્નરૂપયોગે આ જીવ પોતાને, પોતાના નહી એવા બીજા દ્રવ્યને વિષે સ્વપણે માને છે, અને એ જ માન્યતા તે સંસાર છે, તે જ અજ્ઞાન છે, નરકાદિ ગતિનો હેતુ તે જ છે, તે જ જન્મ છે, મરણ છે અને તે જ દેહ છે, દેહના વિકાર છે, તે જ પુત્ર, તે જ પિતા, તે જ શત્રુ, તે જ મિત્રાદિ ભાવ કલ્પનાના હેતુ છે, અને તેની નિવૃત્તિ થઈ ત્યા સહજ મોક્ષ છે, અને એ જ નિવૃત્તિને અર્થે સત્સંગ સત્પુરુષાદિ સાધન કહ્યા છે, અને તે સાધન પણ જીવ જો પોતાના પુરુષાર્થને તેમા ગોપવ્યા સિવાય પ્રવર્તાવે તો જ સિદ્ધ છે વધારે શુ કહીએ? આટલો જ સંક્ષેપ જીવમાં પરિણામ પામે તો તે સર્વ વ્રત, યમ, નિયમ, જપ, યાત્રા, ભક્તિ, શાસ્ત્રજ્ઞાન આદિ કરી છૂટયો એમા કંઈ સંશય નથી એ જ વિનંતિ

આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૫૪] ૫૩૮ મુબઈ, કાર્તિક સુદ ૯, બુધ, ૧૯૫૧

બે પત્ર પ્રાપ્ત થયાં છે

છૂટા મનથી ખુલાસો અપાય એવી તમારી ઇચ્છા રહે છે, તે ઇચ્છા હોવાને લીધે જ છૂટા મનથી ખુલાસો આપવાનું બન્યું નથી, અને હવે પણ તે ઇચ્છા નિરોધ્યા સિવાય તમને બીજુ વિશેષ કર્તવ્ય નથી અમે છૂટા ચિત્તથી ખુલાસો આપીશુ એમ ગણીને ઇચ્છા નિરોધવી ઘટે નહી, પણ સત્પુરુષના સંગનું માહાત્મ્ય જળવાવા તે ઇચ્છા શમાવવી ઘટે છે, એમ વિચારીને શમાવવી ઘટે છે સત્સંગની ઇચ્છાથી જ જો સંસાર પ્રતિબંધ ટળવાને સ્થિતિસુધારણાની ઇચ્છા રહેતી હોય તોપણ હાલ જતી કરવી યોગ્ય છે, કેમકે અમને એમ લાગે છે કે વારંવાર તમે લખો છો, તે કુટુંબમોહ છે, સંક્લેશ પરિણામ છે, અને અશાતા નહી સહન કરવાની કંઈપણ અંશે બુદ્ધિ છે, અને જે પુરુષને તે વાત ભક્તજને લખી હોય તો તેથી તેનો રસ્તો કરવાને બદલે એમ થાય છે કે, આવી નિદાનબુદ્ધિ જ્યા સુધી રહે ત્યા સુધી સમ્યક્ત્વનો રોધ રહે ખરો, એમ વિચારી ઘણી વાર ખેદ થઈ આવે છે, તેને લખવુ તે તમને યોગ્ય નથી

---

[૪૫૫] ૫૩૯ મુબઈ, કાર્તિક સુદ ૧૪, સોમ, ૧૯૫૧

સર્વ જીવ આત્માપણે સમસ્વભાવી છે બીજા પદાર્થમા જીવ જો નિજબુદ્ધિ કરે તો પરિભ્રમણ દશા પામે છે, અને નિજને વિષે નિજબુદ્ધિ થાય તો પરિભ્રમણદશા ટળે છે જેના ચિત્તમા એવો માર્ગ વિચારવો અવશ્યનો છે, તેણે તે જ્ઞાન જેના આત્મામા પ્રકાશ પામ્યું છે, તેની દાસાનુદાસપણે અનન્ય ભક્તિ કરવી, એ પરમ શ્રેય છે, અને તે દાસાનુદાસ ભક્તિમાનની ભક્તિ પ્રાપ્ત થયે જેમા કંઈ વિષમતા આવતી નથી, તે જ્ઞાનીને ધન્ય છે તેટલી સર્વાંશદશા જ્યા સુધી પ્રગટી ન હોય ત્યા સુધી આત્માને કોઈ ગુરુપણે આરાધે ત્યા પ્રથમ તે ગુરુપણુ છોડી તે શિષ્ય વિષે પોતાનુ દાસાનુદાસપણુ કરવુ ઘટે છે

---

બનવાનો કોઈ પણ રીતે અનુભવ થઈ શકતો નથી તે સોનાના અનંત પરમાણુ પ્રમાણે સિદ્ધ અનંતની અવગાહના ગણો તો અડચણ નથી, પણ તેથી કંઈ કોઈ પણ જીવે કોઈ પણ બીજા જીવની સાથે કેવળ એકત્વપણે ભળી જવાપણું કર્યું છે એમ છે જ નહીં સૌ નિજભાવમાં સ્થિતિ કરીને જ વર્તી શકે જીવે જીવની જાતિ એક હોય તેથી કંઈ એક જીવ છે તે પોતાપણું ત્યાગી બીજા જીવોના સમુદાયમાં ભળી સ્વરૂપનો ત્યાગ કરી દે, એમ બનવાનો શો હેતુ છે? તેના પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, કર્મબંધ અને મુક્તાવસ્થા એ અનાદિથી ભિન્ન છે, અને મુક્તાવસ્થામાં પાછા તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનો ત્યાગ કરે, તો પછી તેનું પોતાનું સ્વરૂપ શું રહ્યું? તેને શો અનુભવ રહ્યો? અને પોતાનું સ્વરૂપ જવાથી તેની કર્મથી મુક્તિ થઈ, કે પોતાના સ્વરૂપથી મુક્તિ થઈ? એ પ્રકાર વિચારવાયોગ્ય છે એ આદિ પ્રકારે કેવળ એકપણું જિને નિષેધ્યું છે

અત્યારે વખત નહીં હોવાથી એટલું લખી પત્ર પૂરું કરવું પડે છે એ જ વિનંતિ

આ૦ સ્વ૦ પ્રણામ

---

## ૫૨૪ મુંબઈ, ભાદરવા સુદ ૮, શુક્ર, ૧૯૫૦

શ્રી સ્થંભતીર્થક્ષેત્રે સ્થિત શ્રી અંબાલાલ, કૃષ્ણદાસાદિ સર્વ મુમુક્ષુ જન પ્રત્યે,

શ્રી મોહમયી ક્ષેત્રથી આત્મસ્વરૂપ સ્મૃતિએ યથાયોગ્ય પહોંચે

વિશેષ વિનંતિ કે તમ સૌ ભાઈઓ પ્રત્યે આજ દિન પર્યંત અમારાથી કંઈ પણ મન, વચન, કાયાના યોગે જાણતા કે અજાણતા અપરાધ થયો હોય તે વિનયપૂર્વક શુદ્ધ અંતઃકરણથી ખમાવું છું એજ વિનંતિ

આ૦ સ્વ૦ પ્ર૦

---

[ ૪૪૩ ]

## ૫૨૫ મુંબઈ, ભાદરવા સુદ ૧૦, રવિ, ૧૯૫૦

આ આત્મભાવ છે, અને આ અન્યભાવ છે, એવું બોધબીજ આત્માને વિષે પરિણમિત થવાથી અન્યભાવને વિષે સહેજે ઉદાસીનતા ઉત્પન્ન થાય છે, અને તે ઉદાસીનતા અનુક્રમે તે અન્યભાવથી સર્વથા મુક્તપણું કરે છે નિજપરભાવ જેણે જાણ્યો છે એવા જ્ઞાનીપુરુષને ત્યાર પછી પરભાવના કાર્યનો જે કંઈ પ્રસંગ રહે છે, તે પ્રસંગમાં પ્રવર્તતા પ્રવર્તતા પણ તેથી તે જ્ઞાનીનો સંબંધ છૂટયા કરે છે, પણ તેમાં હિતબુદ્ધિ થઈ પ્રતિબંધ થતો નથી

પ્રતિબંધ થતો નથી એ વાત એકાંત નથી, કેમકે જ્ઞાનનું વિશેષ બળવાનપણું જ્યાં હોય નહીં, ત્યાં પરભાવનો વિશેષ પરિચય તે પ્રતિબંધરૂપ થઈ આવવો પણ સંભવે છે, અને તેટલા માટે પણ જ્ઞાનીપુરુષને પણ શ્રી જિને નિજજ્ઞાનના પરિચય-પુરુષાર્થને વખાણ્યો છે, તેને પણ પ્રમાદ કર્ત્તવ્ય નથી, અથવા પરભાવનો પરિચય કરવાયોગ્ય નથી, કેમકે કોઈ અંશે પણ આત્મધારાને તે પ્રતિબંધરૂપ કહેવાયોગ્ય છે

જ્ઞાનીને પ્રમાદબુદ્ધિ સંભવતી નથી, એમ જોકે સામાન્ય પદે શ્રી જિનાદિ મહાત્માઓએ કહ્યું છે, તોપણ તે પદ ચોથે ગુણઠાણેથી સંભવિત ગણ્યું નથી, આગળ જતાં સંભવિત ગણ્યું છે, જેથી વિચારવાન જીવને તો અવશ્ય કર્ત્તવ્ય છે કે, જેમ બને તેમ પરભાવના પરિચિત કાર્યથી દૂર રહેવું, નિવૃત્ત થવું ઘણું કરીને વિચારવાન જીવને તો એ જ બુદ્ધિ રહે છે, તથાપિ કોઈ પ્રારબ્ધવશાત્ પરભાવનો પરિચય બળવાનપણે ઉદયમાં હોય ત્યાં નિજપદબુદ્ધિમાં સ્થિર રહેવું વિકટ છે, એમ જાણી નિત્ય નિવૃત્તબુદ્ધિની વિશેષ ભાવના કરવી, એમ મોટા પુરુષોએ કહ્યું છે

અલ્પકાળમાં અવ્યાબાધ સ્થિતિ થવાને અર્થે તો અત્યંત પુરુષાર્થ કરી જીવે પરપરિચયથી

વેપાર રોજગારની બીજાને પ્રેરણા કરવી કે છોકરાઓને વેપાર કરાવવા વિષે પણ ભલામણ લખવી કેમકે અશુભ ઉદય એમ ટાળવા જતા બળ પામવા જેવો થઈ આવે છે

અમને તમારે જેમ બને તેમ વ્યાવહારિક બાબત ઓછી લખવી એમ અમે લખેલું તેનો હેતુ માત્ર એટલો જ છે કે અમે આટલો વ્યવહાર કરીએ છીએ, તે વિચાર સાથે બીજા વ્યવહાર સાભળતા–વાંચતા મુઝવણ થઈ આવે છે તમારા પત્રમા કંઈ નિવૃત્તિવાર્તા આવે તો સારુ એમ રહે છે અને વળી તમારે અમને વ્યાવહારિક બાબતમા લખવાનો હેતુ નથી, કેમકે તે અમને મોઢે છે, અને વખતે તમે ગભરાટ શમાવવા લખતા હો તો તેવા પ્રકારથી તે લખાતી નથી વાત આર્ત્તધ્યાનના રૂપ જેવી લખાઈ જાય છે, તેથી અમને બહુ સતાપ થાય છે એ જ વિનતી

પ્રણામ

---

[૪૫૮] ૫૪૧ સ ૧૯૫૧

જ્ઞાનીપુરુષોને સમયે સમયે અનતા સયમપરિણામ વર્ધમાન થાય છે, એમ સર્વજ્ઞે કહ્યું છે, તે સત્ય છે તે સયમ, વિચારની તીક્ષ્ણ પરિણતિથી, બ્રહ્મરસ પ્રત્યે સ્થિરપણાથી ઉત્પન્ન થાય છે

---

[૪૬૧] ૫૪૨ મુબઈ, કારતક સુદ ૧૫, મગળ, ૧૯૫૧

શ્રી સોભાગભાઈને મારા યથાયોગ્ય કહેશો

તેમણે શ્રી ઠાણાગસૂત્રની એક ચોભગીનો ઉત્તર વિશેષ સમજવા માગ્યો હતો તે સક્ષેપમા અત્રે લખ્યો છે —

(૧) એક, આત્માનો ભવાત કરે, પણ પરનો ન કરે તે પ્રત્યેકબુદ્ધ કે અશોચ્યા કેવલી કેમકે તેઓ ઉપદેશમાર્ગ પ્રવર્તાવતા નથી, એવો વ્યવહાર છે (૨) એક, આત્માનો ભવાત ન કરી શકે, અને પરનો ભવાત કરે તે અચરમશરીર આચાર્ય, એટલે જેને હજુ અમુક ભવ બાકી છે, પણ ઉપદેશમાર્ગના આત્માએ કરી જાણ્યો છે, તેથી તેનાથી ઉપદેશ સાભળી સાભળનાર જીવ તે ભવે ભવનો અત પણ કરી શકે, અને આચાર્ય તે ભવે ભવાત કરનાર નહીં હોવાથી તેમને બીજા ભગમા ગવેષ્યા છે, અથવા કોઈ જીવ પૂર્વકાળે જ્ઞાનારાધન કરી પ્રારબ્ધોદયે મદ ક્ષયોપશમથી વર્તમાનમા મનુષ્ય દેહ પામી જેણે માર્ગ નથી જાણ્યો એવા કોઈ ઉપદેશક પાસેથી ઉપદેશ સાભળતા પૂર્વસસ્કારથી, પૂર્વના આરાધનથી એવો વિચાર પામે કે, આ પ્રરૂપણા જરૂર મોક્ષનો હેતુ ન હોય, કેમકે અધપણે તે માર્ગ કહે છે, અથવા આ ઉપદેશ દેનારો જીવ પોતે અપરિણામી રહી ઉપદેશ કરે છે તે, મહા અનર્થ છે, એમ વિમાસતા પૂર્વારાધન જાગૃત થાય અને ઉદય છેદી ભવાતર કરે તેથી નિમિત્તરૂપ ગ્રહણ કરી તેવા ઉપદેશકનો પણ આ ભગને વિષે સમાસ કર્યો હોય એમ લાગે છે (૩) પોતે તરે અને બીજાને તારે તે શ્રી તીર્થંકરાદિ (૪) ચોથો ભગ પોતે તરે પણ નહીં અને બીજાને તારી પણ ન શકે તે 'અભવ્ય કે દુર્ભવ્ય' જીવ એ પ્રકારે સમાધાન કર્યું હોય તો જિનાગમ વિરોધ નહીં પામે આ માટે વિશેષ પૂછવા ઇચ્છા હોય તો પૂછશો, એમ સોભાગભાઈને કહેશો

લિ૰ રાયચદના પ્રણામ

---

[૪૬૨] ૫૪૩ મુબઈ, કારતક, ૧૯૫૧

અન્યસબધી જે તાદાત્મ્યપણુ ભાસ્યું છે, તે તાદાત્મ્યપણુ નિવૃત્ત થાય તો સહજસ્વભાવે આત્મા મુક્ત જ છે, એમ શ્રી ઋષભાદિ અનત જ્ઞાનીપુરુષો કહી ગયા છે, યાવત્ તથારૂપમા શમાયા છે.

---

૫૨૭ મુંબઈ, ભાદ્રપદ વદ ૧૦, બુધ, ૧૯૫૦

પૂજ્ય શ્રી સોભાગભાઈ,

શ્રી સાયલા,

અત્રે કુશળતા છે આપનો કાગળ ૧ આજે આવ્યો તે પહોચ્યો છે પ્રશ્નોના ઉત્તર હવે તરતમા લખશુ

આપે આજના કાગળમા સમાચાર લખ્યા છે તે વિષે રેવાશ કરભાઈ રાજકોટ છે ત્યા લખ્યુ છે, જેઓ પરભારો આપને ઉત્તર લખશે

ગોસળિયાના દોહરા પહોચ્યા છે તેનો ઉત્તર લખવા જેવુ વિશેષપણે નથી એક અધ્યાત્મ દશાના અકુરે એ દોહરા ઉત્પન્ન થયા સભવે છે પણ તે એકાત સિદ્ધાતરૂપ નથી

શ્રી મહાવીર સ્વામીથી હાલનું જૈન શાસન પ્રવર્ત્યું છે, તેઓ વધારે ઉપકારી ? કે પ્રત્યક્ષ હિતમા પ્રેરનાર અને અહિતથી નિવારનાર એવા અધ્યાત્મમૂર્તિ સદ્‌ગુરુ વધારે ઉપકારી ? તે પ્રશ્ન સાકુભાઈ તરફથી છે અત્ર એટલો વિચાર રહે છે કે મહાવીરસ્વામી સર્વજ્ઞ છે અને પ્રત્યક્ષ પુરુષ આત્મજ્ઞ — સમ્યક્‌દૃષ્ટિ છે, અર્થાત્ મહાવીરસ્વામી વિશેષ ગુણસ્થાનકે વર્તતા એવા હતા મહાવીર-સ્વામીની પ્રતિમાની વર્તમાનમા ભક્તિ કરે, તેટલા જ ભાવથી પ્રત્યક્ષ સદ્‌ગુરુની ભક્તિ કરે એ બેમા હિતયોગ્ય વિશેષ કોણ કહેવા યોગ્ય છે ? તેનો ઉત્તર તમે બન્ને વિચારીને સવિસ્તર લખશોજી

પ્રથમ સગપણ—સબધમા સૂચના કરી હતી, એટલે સહેજ રેવાશ કરભાઈને અમે લખ્યું હતુ, કેમકે તે વખતે વિશેષ લખાય તે અનવસર આર્ત્તધ્યાન કહેવાયોગ્ય છે આજે આપે સ્પષ્ટ લખવાથી રેવાશ કરભાઈને મે સ્પષ્ટ લખ્યુ છે વ્યાવહારિક જ જાળમા અમે ઉત્તર આપવા યોગ્ય નહી હોવાથી રેવાશ કરભાઈને આ પ્રસગનું લખ્યુ છે જેઓ વળતી ટપાલે આપને ઉત્તર લખશે એ જ વિનતિ ગોસળિયાને પ્રણામ

લિ૦ આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૪૫] ૫૨૮ મુંબઈ, આસો સુદ ૧૧, બુધ, ૧૯૫૦

સ્વપ્નેય જેને સસારસુખની ઇચ્છા રહી નથી, અને સપૂર્ણ નિ સારભૂત જેને સસારનું સ્વરૂપ ભાસ્યુ છે, એવા જ્ઞાનીપુરુષ પણ વાર વાર આત્માવસ્થા સભાળી સભાળીને ઉદય હોય તે પ્રારબ્ધ વેદે છે, પણ આત્માવસ્થાને વિષે પ્રમાદ થવા દેતા નથી પ્રમાદના અવકાશયોગે જ્ઞાનીને પણ અશે વ્યામોહ થવાનો સંભવ જે સસારથી કહ્યો છે, તે સસારમા સાધારણ જીવે રહીને તેનો વ્યવસાય લૌકિકભાવે કરીને આત્મહિત ઇચ્છવુ એ નહીં બનવા જેવુ જ કાર્ય છે, કેમકે લૌકિકભાવ આડે આત્માને નિવૃત્તિ જ્યા નથી આવતી, ત્યા હિતવિચારણા બીજી રીતે થવી સભવતી નથી એકની નિવૃત્તિ તો બીજાનુ પરિણામ થવુ સભવે છે અહિતહેતુ એવો સસારસબધી પ્રસગ, લૌકિકભાવ, લોકચેષ્ટા એ સૌની સભાળ જેમ બને તેમ જતી કરીને, તેને સક્ષેપીને આત્મહિતને અવકાશ આપવો ઘટે છે

આત્મહિત માટે સત્સગ જેવુ બળવાન બીજુ નિમિત્ત કોઈ જણાતું નથી, છતા તે સત્સગ પણ, જે જીવ લૌકિકભાવથી અવકાશ લેતો નથી તેને, પ્રાયે નિષ્ફળ જાય છે, અને સહેજ સત્સગ ફળવાન થયો હોય તો પણ વિશેષ વિશેષ લોકાવેશ રહેતો હોય તો તે ફળ નિર્મૂળ થઈ જતા વાર લાગતી નથી, અને સ્ત્રી, પુત્ર, આરભ, પરિગ્રહના પ્રસગમાથી જો નિજબુદ્ધિ છોડવાનો પ્રયાસ કર-વામા ન આવે તો સત્સગ ફળવાન થવાનો સભવ શી રીતે બને ? જે પ્રસગમા મહા જ્ઞાનીપુરુષો સભાળીને ચાલે છે, તેમા આ જીવે તો અત્યત અત્યત સભાળથી, સક્ષેપીને ચાલવુ, એ વાત ન જ ભૂલવા જેવી છે એમ નિશ્ચય કરી, પ્રસગે પ્રસગે, કાર્યે કાર્યે અને પરિણામે પરિણામે તેનો લક્ષ

લાગતો નથી, મને ઘણુકરી સમજાય છે, પણ વિશેષપણે લખવાનું થઈ શક્યુ નહી હોવાથી તમને તે વાત વિચારવામા કારણ થાય એમ ઉપર ઉપરથી લખ્યું છે

ચક્ષુને વિષે મેષોન્મેષ અવસ્થા છે તે પર્યાય છે દીપકની ચલનસ્થિતિ તે પર્યાય છે આત્માની સંકલ્પવિકલ્પ દશા કે જ્ઞાનપરિણતિ તે પર્યાય છે, તેમ વર્ણ ગંધ પલટનપણુ પામે તે પરમાણુના પર્યાય છે જો તેવુ પલટનપણુ થતું ન હોય તો આ જગત આવા વિચિત્રપણાને પામી શકે નહી કેમકે એક પરમાણુમા પર્યાયપણુ નહોય તો સર્વ પરમાણુમા પણ ન હોય સંયોગ-વિયોગ, એકત્વ-પૃથક્ત્વ, એ આદિ પરમાણુના પર્યાય છે અને તે સર્વ પરમાણુમા છે તે ભાવ સમયે સમયે તેમા પલટનપણુ પામે તોય પરમાણુનો વ્યય ( નાશ ) થાય નહી, જેમ મેષોન્મેષથી ચક્ષુનો થતો નથી તેમ

---

[ ૪૬૫ ] ૫૪૭ મોહમયી ક્ષેત્ર, માગશર વદ ૮, બુધ, ૧૯૫૧

અત્રેથી નિવર્તવા પછી ઘણુ કરી વવાણિયા એટલે આ ભવના જન્મગામમા સાધારણ વ્યાવહારિક પ્રસંગે જવાનું કારણ છે ચિત્તમા ઘણા પ્રકારે તે પ્રસંગથી છૂટી શકવાનું વિચારતા છૂટી શકાય તેમ પણ બને, તથાપિ કેટલાક જીવોને અલ્પ કારણમા વિશેષ અસમાધાન વખતે થવાનો સંભવ રહે, જેથી અપ્રતિબંધભાવને વિશેષ દૃઢ કરી, જવાનો વિચાર રહે છે ત્યા ગયે, વખતે એક માસથી વિશેષ વખત જવાનો સંભવ છે, વખતે બે માસ પણ થાય ત્યાર પછી પાછુ ત્યાથી વળી આ ક્ષેત્ર તરફ આવવાનું કરવુ પડે તેમ છે, છતા, બને ત્યા સુધી વચ્ચે બેએક મહિના એકાંત જેવો નિવૃત્તિજોગ બને તો તેમ કરવાની ઇચ્છા રહે છે, અને તે જોગ અપ્રતિબંધપણે થઈ શકે તે માટે વિચારું છુ

સર્વ વ્યવહારથી નિવૃત્ત થયા વિના ચિત્ત ઠેકાણે બેસે નહી એવો અપ્રતિબંધ અસંગભાવ ચિત્તે બહુ વિચાર્યો હોવાથી તે જ પ્રવાહમા રહેવુ થાય છે પણ ઉપાર્જિત પ્રારબ્ધ નિવૃત્ત થયે તેમ બની શકે એટલો પ્રતિબંધ પૂર્વકૃત છે, આત્માની ઇચ્છાનો પ્રતિબંધ નથી સર્વસામાન્ય લોકવ્યવહારની નિવૃત્તિ સંબંધી પ્રસંગનો વિચાર બીજે પ્રસંગે જણાવવો રાખી, આ ક્ષેત્રેથી નિવર્તવા વિષે વિશેષ અભિપ્રાય રહે છે, તે પણ ઉદય આગળ બનતુ નથી તોપણ અહોનિશ એ જ ચિંતન રહે છે, તો તે વખતે થોડા કાળમા બનશે એમ રહે છે આ ક્ષેત્ર પ્રત્યે કંઈ દ્વેષ પરિણામ નથી, તથાપિ સંગનું વિશેષ કારણ છે પ્રવૃત્તિના પ્રયોજન વિના અત્રે રહેવુ કંઈ આત્માને તેવા લાભનું કારણ નથી એમ જાણી, આ ક્ષેત્રથી નિવર્તવાનો વિચાર રહે છે પ્રવૃત્તિ પણ નિજબુદ્ધિથી પ્રયોજનભૂત કોઈ પણ પ્રકારે લાગતી નથી, તથાપિ ઉદય પ્રમાણે વર્તવાનો જ્ઞાનીનો ઉપદેશ અંગીકાર કરી ઉદય વેદવા પ્રવૃત્તિ જોગ વેઠીએ છીએ

જ્ઞાને કરીને આત્મામા ઉત્પન્ન થયેલો એવો નિશ્ચય બદલતો નથી, કે સર્વસંગ મોટા આસ્રવ છે, ચાલતા, જોતા, પ્રસંગ કરતા, સમય માત્રમા નિજભાવને વિસ્મરણ કરાવે છે, અને તે વાત કેવળ પ્રત્યક્ષ જોવામા આવી છે, આવે છે, અને આવી શકે તેવી છે, તેથી અહોનિશ તે મોટા આસ્રવરૂપ એવા સર્વસંગમા ઉદાસપણુ રહે છે, અને તે દિવસ દિવસ પ્રત્યે વધતા પરિણામને પામ્યા કરે છે, તે તેથી વિશેષ પરિણામને પામી સર્વસંગથી નિવૃત્તિ થાય એવી અનન્ય કારણ યોગે ઇચ્છા રહે છે

આ પત્ર પ્રથમથી વ્યવહારિક આકૃતિમા લખાયો હોય એમ વખતે લાગે, પણ તેમા તે સહજ માત્ર નથી અસંગપણાનો, આત્મભાવનાનો માત્ર અલ્પ વિચાર લખ્યો છે

આ૦ સ્વ૦ પ્રણામ

---

ઉ૦-(૧) જેમ ઘટપટાદિ જડ વસ્તુઓ છે તેમ આત્મા જ્ઞાનસ્વરૂપ વસ્તુ છે ઘટપટાદિ અનિત્ય છે, ત્રિકાળ એકસ્વરૂપે સ્થિતિ કરી રહી શકે એવા નથી આત્મા એકસ્વરૂપે ત્રિકાળસ્થિતિ કરી શકે એવો નિત્ય પદાર્થ છે જે પદાર્થની ઉત્પત્તિ કોઈ પણ સંયોગોથી થઈ શકી ન હોય, તે પદાર્થ નિત્ય હોય છે આત્મા કોઈ પણ સંયોગોથી બની શકે એમ જણાતુ નથી કેમકે જડના હજારોગમે સંયોગો કરીએ તોપણ તેથી ચેતનની ઉત્પત્તિ નહી થઈ શકવાયોગ્ય છે જે ધર્મ જે પદાર્થમા હોય નહી તેવા ઘણા પદાર્થો ભેળા કરવાથી પણ તેમા જે ધર્મ નથી, તે ઉત્પન્ન થઈ શકે નહી, એવો સૌને અનુભવ થઈ શકે એમ છે જે ઘટપટાદિ પદાર્થો છે તેને વિષે જ્ઞાનસ્વરૂપતા જોવામા આવતી નથી તેવા પદાર્થોના પરિણામાતર કરી સંયોગ કર્યો હોય અથવા થયા હોય તોપણ તે તેવી જ જાતિના થાય, અર્થાત્ જડસ્વરૂપ થાય, પણ જ્ઞાનસ્વરૂપ ન થાય તો પછી તેવા પદાર્થના સંયોગે આત્મા કે જેને જ્ઞાનીપુરુષો મુખ્ય જ્ઞાનસ્વરૂપ લક્ષણવાળો કહે છે, તે તેવા (ઘટપટાદિ, પૃથ્વી, જળ, વાયુ, આકાશ) પદાર્થથી, ઉત્પન્ન કોઈ રીતે થઈ શકવાયોગ્ય નથી જ્ઞાનસ્વરૂપપણુ એ આત્માનુ મુખ્ય લક્ષણ છે, અને તેના અભાવવાળુ મુખ્ય લક્ષણ જડનુ છે તે બન્નેના અનાદિ સહજસ્વભાવ છે આ તથા બીજા તેવા સહસ્રગમે પ્રમાણો આત્માને નિત્ય પ્રતિપાદન કરી શકે છે તેમ જ તેનો વિશેષ વિચાર કર્યે સહજસ્વરૂપ નિત્યપણે આત્મા અનુભવવામા પણ આવે છે જેથી સુખદુ ખાદિ ભોગવનાર, તેથી નિવર્તનાર, વિચારનાર, પ્રેરણા કરનાર એ આદિ ભાવો જેના વિદ્યમાનપણાથી અનુભવમા આવે છે, તે આત્મા મુખ્ય ચેતન(જ્ઞાન) લક્ષણવાળો છે, અને તે ભાવે (સ્થિતિએ) કરી તે સર્વકાળ રહી શકે એવો નિત્ય પદાર્થ છે, એમ માનવામા કંઈ પણ દોષ કે બાધ જણાતો નથી, પણ સત્યનો સ્વીકાર થયારૂપ ગુણ થાય છે

આ પ્રશ્ન તથા તમારા બીજા કેટલાક પ્રશ્નો એવાં છે કે, જેમાં વિશેષ લખવાનુ તથા કહેવાનુ અને સમજાવવાનુ અવશ્ય છે તે પ્રશ્ન માટે તેવા સ્વરૂપમા ઉત્તર લખવાનુ બનવું હાલ કઠણ હોવાથી પ્રથમ 'ષટ્દર્શનસમુચ્ચય' ગ્રંથ તમને મોકલ્યો હતો કે જે વાચવા, વિચારવાથી તમને કંઈ પણ અંશે સમાધાન થાય, અને આ પત્રમા પણ કંઈ વિશેષ અંશે સમાધાન થાય એટલુ બની શકે કેમકે તે સંબંધી અનેક પ્રશ્નો ઊઠવાયોગ્ય છે, જે ફરી ફરી સમાધાન પ્રાપ્ત થવાથી, વિચારવાથી સમાવેશ પામે એવી પ્રાયે સ્થિતિ છે

(૨) જ્ઞાનદશામા, પોતાના સ્વરૂપના યથાર્થબોધથી ઉત્પન્ન થયેલી દશામા તે આત્મા નિજભાવનો એટલે જ્ઞાન, દર્શન (યથાસ્થિત નિર્ધાર) અને સહજસમાધિપરિણામનો કર્ત્તા છે અજ્ઞાનદશામા ક્રોધ, માન, માયા, લોભ એ આદિ પ્રકૃતિનો કર્ત્તા છે, અને તે ભાવના ફળનો ભોક્તા થતા પ્રસંગવશાત્ ઘટપટાદિ પદાર્થનો નિમિત્તપણે કર્ત્તા છે, અર્થાત્ ઘટપટાદિ પદાર્થના મૂળ દ્રવ્યનો તે કર્ત્તા નથી, પણ તેને કોઈ આકારમા લાવવારૂપ ક્રિયાનો કર્તા છે એ જે પાછળ તેની દશા કહી તેને જૈન કર્મ કહે છે, વેદાત ભ્રાંતિ કહે છે, તથા બીજા પણ તેને અનુસરતા એવા શબ્દ કહે છે વાસ્તવ્ય વિચાર કર્યેથી આત્મા ઘટપટાદિનો તથા ક્રોધાદિનો કર્ત્તા થઈ શકતો નથી, માત્ર નિજસ્વરૂપ એવા જ્ઞાનપરિણામનો જ કર્ત્તા છે, એમ સ્પષ્ટ સમજાય છે

(૩) અજ્ઞાનભાવથી કરેલા કર્મ પ્રારંભકાળે બીજરૂપ હોઈ વખતનો યોગ પામી ફળરૂપ વૃક્ષપરિણામે પરિણમે છે, અર્થાત્ તે કર્મો આત્માને ભોગવવા પડે છે, જેમ અગ્નિના સ્પર્શે ઉષ્ણપણાનો સંબંધ થાય છે, અને તેનું સહેજે વેદનારૂપ પરિણામ થાય છે, તેમ આત્માને ક્રોધાદિ ભાવના કર્ત્તાપણાએ જન્મ, જરા, મરણાદિ વેદનારૂપ પરિણામ થાય છે, આ વિચારમા તમે વિશેષપણે

રવજીભાઈના કુટુંબને માટે જેમ વ્યવસાય મારે કરવો પડે છે તેમ તમારે માટે મારે કરવો હોય તોપણ મારા ચિત્તમા અન્યભાવ આવે નહી પણ તમે દુ.ખ સહન ન કરી શકો તથા વ્યવસાય મને જણાવો એ વાત કોઈ રીતે શ્રેયરૂપ લાગતી નથી કેમકે રવજીભાઈને તેવી પરમાર્થ ઇચ્છા નથી અને તમને છે, જેથી તમારે આ વાત પર જરૂર સ્થિર થવુ આ વાતનો વિશેષ નિશ્ચય રાખજો

[1]કંઈક આ પત્ર અધૂરો છે જે ઘણુ કરી આવતી કાલે પૂરો થશે

---

[ ૮૭૪-૧૯ ] ૫૪૯

માકુભાઈ વગેરેને જે ઉપાધિ કાર્ય કરવા વિષે અધીરજથી, આર્ત્ત જેવા પરિણામથી, પરની આજીવિકાનો ભંગ થાય છે તે જાણ્યા છતા, રાજકાજમા અલ્પ કારણસા વિશેષ સંબંધ કરવા યોગ્ય નહી તે થાય એવુ કારણ છતા, જેમા તુચ્છ એવા દ્રવ્યાદિનો પણ વિશેષ લાભ નથી છતા તે માટે ફરી ફરી લખવાનું થાય છે તે શુ યોગ્ય છે? તેવા વિકલ્પને તમ જેવા પુરુષ મોળો નહી પાડી શકે, તો આ દુષમકાળમા કોણ સમજીને શમાઈ રહેશે?

કેટલીક રીતે નિવૃત્તિને અર્થે, અને સત્સમાગમને અર્થે તે ઇચ્છા રાખો છો તે વાત લક્ષમા છે, તથાપિ એકલી જ જો તે ઇચ્છા હોય તો આ પ્રકારની અધીરજ આદિ હોવાયોગ્ય ન હોય

માકુભાઈ વગેરેને પણ હાલ ઉપાધિ સંબંધમા લખવું ઘટતુ નથી જેમ થાય તેમ જોયા કરવુ એ જ યોગ્ય છે આ વિષે જેટલો ઠપકો લખવો જોઈએ તેટલો લખ્યો નથી, તોપણ વિશેષતાથી આ ઠપકો વિચારશો

---

[ ૪૬૭ ] ૫૫૦ મુબઈ, માગશર વદ ૧૧, રવિ, ૧૯૫૧

પરમ સ્નેહી શ્રી સોભાગ,

ગઈ કાલે તમારુ લખેલુ પત્ર ૧ પ્રાપ્ત થયું છે અત્રેથી પરમ દિવસે પત્ર ૧ લખ્યું છે તે તમને પ્રાપ્ત થયું હશે તથા તે પત્ર ફરી ફરીને વિચાર્યું હશે, અથવા વિશેષ કરી વિચારવાનું બને તો સારુ

એ પત્ર અમે સંક્ષેપમા લખ્યું હતું, તેથી વખતે તમારા ચિત્તને સમાધાન પૂરતુ કારણ ન થાય, એ માટે છેવટે તેમા લખ્યું હતુ કે આ પત્ર અધૂરુ છે અને તેથી બાકી લખવાનુ આવતી કાલે થશે[2]

આવતી કાલે એટલે ગઈ કાલે તે પત્ર લખવાની કંઈક ઇચ્છા છતા આવતી કાલે એટલે આજે લખવુ તે ઠીક છે, એમ લાગવાથી ગઈ કાલે પત્ર લખ્યું નહોતુ

ગયા પરમ દિવસે લખેલા પત્રમા જે ગંભીર આશય લખ્યા છે, તે વિચારવાન જીવને આત્માના પરમહિતસ્વી થાય તેવા આશય છે એ ઉપદેશ અમે તમને ઘણી વાર સહજસહજ કર્યો છે, છતા તે ઉપદેશ આજીવિકાના કષ્ટક્લેશથી તમને ઘણી વાર વિસર્જન થયો છે, અથવા થઈ જાય છે અમારા પ્રત્યે માવિત્ર જેટલો તમારો ભક્તિભાવ છે, એટલે લખવામા અડચણ નથી એમ ગણીને તથા દુઃખ સહન કરવાની અસમર્થતાને લીધે અમારી પાસેથી તેવા વહેવારની યાચના બે પ્રકારે તમારાથી થઈ છે – એક તો કંઈ સિદ્ધિયોગથી દુઃખ મટાડી શકાય તેવા આશયની, અને બીજી યાચના કંઈ વેપાર રોજગારાદિની બેમાંની એકે યાચના તમારી અમારી પાસે થાય, તે તમારા આત્માને હિતનુ કારણ રોધનાર, અને અનુક્રમે મલિન વાસનાનો હેતુ થાય, કેમકે જે ભૂમિકામા જે ઘટે નહી તે જીવ તે કરે તો તે ભૂમિકાનો તેને સહેજે ત્યાગ થાય, એમા કંઈ સંદેહ નથી તમારી અમારા પ્રત્યે નિષ્કામ ભક્તિ જોઈએ, અને તમને ગમે તેટલુ દુઃખ હોય છતા તેને ધીરજથી વેદવુ જોઈએ તેમ ન બને

---

૧ આંક ૫૫૦

૨ આંક ૫૪૮

ભોગવવાનો જીવને પ્રસંગ પણ આવે છે, તથાપિ તે કેવળ પથ્થર કે પૃથ્વી થઈ જાય છે, એવું કાંઈ નથી પથ્થરરૂપ કાયા ધારણ કરે, અને તેમાં પણ અવ્યક્તપણે જીવ જીવપણે જ હોય છે બીજી ચાર ઇન્દ્રિયોનુ ત્યા અવ્યક્ત(અપ્રગટ)પણુ હોવાથી પૃથ્વીકાયરૂપ જીવ કહેવાયોગ્ય છે અનુક્રમે તે કર્મ ભોગવી જીવ નિવૃત્ત થાય છે ત્યારે, ફક્ત પથ્થરનું દળ પરમાણુરૂપે રહે છે, પણ જીવ તેના સબધથી ચાલ્યો જવાથી આહારાદિ સજ્ઞા તેને હોતી નથી, અર્થાત્ કેવળ જડ એવો પથ્થર જીવ થાય છે એવુ નથી કર્મના વિષમપણાથી ચાર ઇન્દ્રિયોનો પ્રસગ અવ્યક્ત થઈ ફક્ત એક સ્પર્શેન્દ્રિયપણે દેહનો પ્રસગ જીવને જે કર્મથી થાય છે, તે કર્મ ભોગવતા તે પૃથ્વીઆદિમા જન્મે છે, પણ કેવળ પૃથ્વીરૂપ કે પથ્થરરૂપ થઈ જતો નથી જનાવર થતા કેવળ જનાવર પણ થઈ જતો નથી દેહ છે તે, જીવને વેષધારીપણુ છે, સ્વરૂપપણુ નથી

પ્ર૦ ૬–૭ છઠ્ઠા પ્રશ્નનું પણ આમાં સમાધાન આવ્યું છે સાતમા પ્રશ્નનું પણ સમાધાન આવ્યું છે કે, કેવળ પથ્થર કે કેવળ પૃથ્વી કઈ કર્મના કર્ત્તા નથી તેમા આવીને ઊપજેલો એવો જીવ કર્મનો કર્ત્તા છે, અને તે પણ દૂધ અને પાણીની પેઠે છે જેમ તે બન્નેનો સયોગ થતા પણ દૂધ તે દૂધ છે અને પાણી તે પાણી છે, તેમ એકેન્દ્રિયાદિ કર્મબધે જીવને પથ્થરપણુ, જડપણુ જણાય છે, તોપણ તે જીવ અતર તો જીવપણે જ છે, અને ત્યા પણ તે આહારભયાદિ સજ્ઞાપૂર્વક છે, જે અવ્યક્ત જેવી છે

૮ પ્ર૦–(૧) આર્યધર્મ તે શુ ? (૨) બધાની ઉત્પત્તિ વેદમાથી જ છે શુ ?

ઉ૦–(૧) આર્યધર્મની વ્યાખ્યા કરવામા સૌ પોતાના પક્ષને આર્યધર્મ કહેવા ઇચ્છે છે જૈન જૈનને, બૌદ્ધ બૌદ્ધને, વેદાતી વેદાંતને આર્યધર્મ કહે એમ સાધારણ છે તથાપિ જ્ઞાનીપુરુષો તો જેથી આત્માને નિજસ્વરૂપની પ્રાપ્તિ થાય એવો જે આર્ય (ઉત્તમ) માર્ગ તેને આર્યધર્મ કહે છે, અને એમ જ યોગ્ય છે

બધાની ઉત્પત્તિ વેદમાંથી થવી સભવતી નથી વેદમા જેટલુ જ્ઞાન કહ્યું છે તેથી સહસ્રગણા આશયવાળુ જ્ઞાન શ્રી તીર્થંકરાદિ મહાત્માઓએ કહ્યુ છે એમ મારા અનુભવમા આવે છે, અને તેથી હુ એમ જાણુ છુ કે, અલ્પ વસ્તુમાથી સપૂર્ણ વસ્તુ થઈ શકે નહી; એમ હોવાથી વેદમાથી સર્વની ઉત્પત્તિ કહેવી ઘટતી નથી વૈષ્ણવાદિ સપ્રદાયોની ઉત્પત્તિ તેના આશ્રયથી માનતા અડચણ નથી જૈન, બૌદ્ધના છેલ્લા મહાવીરાદિ મહાત્માઓ થયા પહેલા, વેદ હતા એમ જણાય છે, તેમ તે ઘણા પ્રાચીન ગ્રથ છે એમ પણ જણાય છે, તથાપિ જે કઈ પ્રાચીન હોય તે જ સપૂર્ણ હોય કે સત્ય હોય એમ કહી શકાય નહી, અને પાછળથી ઉત્પન્ન થાય તે અસપૂર્ણ અને અસત્ય હોય એમ પણ કહી શકાય નહી બાકી વેદ જેવો અભિપ્રાય અને જૈન જેવો અભિપ્રાય અનાદિથી ચાલ્યો આવે છે સર્વ ભાવ અનાદિ છે, માત્ર રૂપાતર થાય છે. કેવળ ઉત્પત્તિ કે કેવળ નાશ થતો નથી વેદ, જૈન અને બીજા સૌના અભિપ્રાય અનાદિ છે, એમ માનવામા અડચણ નથી, ત્યા પછી વિવાદ શાનો રહે ? તથાપિ એ સૌમાં વિશેષ બળવાન, સત્ય અભિપ્રાય કોનો કહેવાયોગ્ય છે, તે વિચારવુ એ અમને તમને સૌને યોગ્ય છે

૯ પ્ર૦–(૧) વેદ કોણે કર્યા ? તે અનાદિ છે ? (૨) જો અનાદિ હોય તો અનાદિ એટલે શુ ?

ઉ૦–(૧) ઘણા કાળ પહેલા વેદ થયા સભવે છે

સ્તકપણે કોઈ પણ શાસ્ત્ર અનાદિ નથી, તેમાં કહેલા અર્થ પ્રમાણે તો સૌ શાસ્ત્ર અનાદિ અભિપ્રાય જુદા જુદા જીવો જુદે જુદે રૂપે કહેતા આવ્યા છે, અને એમ જ સ્થિતિ વ પણ અનાદિ છે, અને ક્ષમાદિભાવ પણ અનાદિ છે હિ સાદિધર્મ પણ અનાદિ

[ ૪૬૮ ] ૫૫૧ મુંબઈ, માગશર, ૧૯૫૧

શ્રી સોભાગ,

શ્રી જિન આત્મપરિણામની સ્વસ્થતાને સમાધિ અને આત્મપરિણામની અસ્વસ્થતાને અ-સમાધિ કહે છે, તે અનુભવજ્ઞાને જોતા પરમ સત્ય છે

અસ્વસ્થ કાર્યની પ્રવૃત્તિ કરવી, અને આત્મપરિણામ સ્વસ્થ રાખવા એવી વિષમપ્રવૃત્તિ શ્રી તીર્થંકર જેવા જ્ઞાનીથી બનવી કઠણ કહી છે, તો પછી બીજા જીવને વિષે તે વાત સંભવિત કરવી કઠણ હોય એમા આશ્ચર્ય નથી

કોઈ પણ પરપદાર્થને વિષે ઇચ્છાની પ્રવૃત્તિ છે, અને કોઈ પણ પરપદાર્થના વિયોગની ચિંતા છે, તેને શ્રી જિન આર્ત્તધ્યાન કહે છે, તેમા અંદેશો ઘટતો નથી

ત્રણ વર્ષના ઉપાધિયોગથી ઉત્પન્ન થયો એવો વિક્ષેપભાવ તે મટાડવાનો વિચાર વર્તે છે દૃઢ વૈરાગ્યવાનના ચિત્તને જે પ્રવૃત્તિ બાધ કરી શકે એવી છે, તે પ્રવૃત્તિ અદૃઢ વૈરાગ્યવાન જીવને કલ્યાણ સન્મુખ થવા ન દે એમા આશ્ચર્ય નથી

જેટલી સંસારને વિષે સારપરિણતિ મનાય તેટલી આત્મજ્ઞાનની ન્યૂનતા શ્રી તીર્થંકરે કહી છે

પરિણામ જડ હોય એવો સિદ્ધાંત નથી ચેતનને ચેતનપરિણામ હોય અને અચેતનને અચેતન પરિણામ હોય, એવો જિને અનુભવ કર્યો છે કોઈ પણ પદાર્થ પરિણામ કે પર્યાય વિના હોય નહી, એમ શ્રી જિને કહ્યું છે અને તે સત્ય છે

શ્રી જિને જે આત્મઅનુભવ કર્યો છે, અને પદાર્થના સ્વરૂપ સાક્ષાત્કાર કરી જે નિરૂપણ કર્યું છે તે, સર્વ મુમુક્ષુ જીવે પરમકલ્યાણને અર્થે નિશ્ચય કરી વિચારવા યોગ્ય છે જિને કહેલા સર્વ પદાર્થના ભાવો એક આત્મા પ્રગટ કરવાને અર્થે છે, અને મોક્ષમાર્ગમા પ્રવૃત્તિ બેની ઘટે છે, એક આત્મજ્ઞાનીની અને એક-આત્મજ્ઞાનીના આશ્રયવાનની, એમ શ્રી જિને કહ્યુ છે

આત્મા સાભળવો, વિચારવો, નિદિધ્યાસવો, અનુભવવો એવી એક વેદની શ્રુતિ છે, અર્થાત્ જો એક એ જ પ્રવૃત્તિ કરવામાં આવે તો જીવ તરી પાર પામે એવુ લાગે છે બાકી તો માત્ર કોઈ શ્રી તીર્થંકર જેવા જ્ઞાની વિના, સર્વને આ પ્રવૃત્તિ કરતા કલ્યાણનો વિચાર કરવો અને નિશ્ચય થવો તથા આત્મસ્વસ્થતા થવી દુર્લભ છે

એ જ વિનતી

---

[ ૪૬૯ ] ૫૫૨ મુંબઈ, માગશર, ૧૯૫૧

ઉપકારશીલ શ્રી સોભાગ પ્રત્યે, શ્રી સાયલા

ઇશ્વરેચ્છા બળવાન છે, અને કાળનું પણ દુષમપણુ છે પૂર્વે જાણ્યું હતુ અને સ્પષ્ટ પ્રતીતિ સ્વરૂપ હતું કે જ્ઞાનીપુરુષને સકામપણે ભજતા આત્માને પ્રતિબંધ થાય છે, અને ઘણી વાર પરમાર્થ દૃષ્ટિ મટી સંસારાર્થ દૃષ્ટિ થઈ જાય છે જ્ઞાની પ્રત્યે એવી દૃષ્ટિ થયે કરી સુલભબોધિપણુ પામવુ કઠણ પડે છે, એમ જાણી કોઈ પણ જીવ સકામપણે સમાગમ ન કરે, એવા પ્રકારે વર્તવુ થતુ હતુ તમને તથા શ્રી ડુંગર વગેરેને આ માર્ગસંબંધી અમે કહ્યુ હતુ, પણ અમારા બીજા ઉપદેશની પેઠે તત્કાળ તેનું ગ્રહવુ કોઈ પ્રારબ્ધયોગથી ન થતુ અમે જ્યારે તે વિષે કંઈ જણાવતા ત્યારે પૂર્વના જ્ઞાનીઓએ આચર્યું છે, એવા પ્રકારાદિથી પ્રત્યુત્તર કહેવા જેવુ થતુ હતુ અમને તેથી ચિત્તમા મોટો ખેદ થતો હતો કે આ સકામવૃત્તિ દુષમકાળને લીધે આવા મુમુક્ષુપુરુષને વિષે વર્તે છે, નહી તો તેનો સ્વપ્ને પણ સંભવ ન હોય જોકે તે સકામવૃત્તિથી તમે પરમાર્થદૃષ્ટિપણુ વીસરી જાઓ એવો સંશય થતો નહોતો પણ પ્રસંગોપાત્ત પરમાર્થદૃષ્ટિને શિથિલપણાનો હેતુ થવાનો સંભવ દેખાતો હતો, પણ તે

ભોગવવાનો જીવને પ્રસંગ પણ આવે છે, તથાપિ તે કેવળ પથ્થર કે પૃથ્વી થઈ જાય છે, એવું કાંઈ નથી પથ્થરરૂપ કાયા ધારણ કરે, અને તેમાં પણ અવ્યક્તપણે જીવ જીવપણે જ હોય છે બીજી ચાર ઇન્દ્રિયોનુ ત્યા અવ્યક્ત(અપ્રગટ)પણુ હોવાથી પૃથ્વીકાયરૂપ જીવ કહેવાયોગ્ય છે અનુક્રમે તે કર્મ ભોગવી જીવ નિવૃત્ત થાય છે ત્યારે, ફક્ત પથ્થરનું દળ પરમાણુરૂપે રહે છે, પણ જીવ તેના સ બ ધથી ચાલ્યો જવાથી આહારાદિ સ જ્ઞા તેને હોતી નથી, અર્થાત્ કેવળ જડ એવો પથ્થર જીવ થાય છે એવુ નથી કર્મના વિષમપણાથી ચાર ઇન્દ્રિયોનો પ્રસ ગ અવ્યક્ત થઈ ફક્ત એક સ્પર્શેન્દ્રિયપણે દેહનો પ્રસ ગ જીવને જે કર્મથી થાય છે, તે કર્મ ભોગવતા તે પૃથ્વીઆદિમા જન્મે છે, પણ કેવળ પૃથ્વીરૂપ કે પથ્થરરૂપ થઈ જતો નથી જનાવર થતા કેવળ જનાવર પણ થઈ જતો નથી દેહ છે તે, જીવને વેષધારીપણુ છે, સ્વરૂપપણુ નથી

પ્ર૦ ૬-૭ છઠ્ઠા પ્રશ્નનું પણ આમાં સમાધાન આવ્યું છે સાતમા પ્રશ્નનું પણ સમાધાન આવ્યું છે કે, કેવળ પથ્થર કે કેવળ પૃથ્વી કઈ કર્મના કર્ત્તા નથી તેમા આવીને ઊપજેલો એવો જીવ કર્મનો કર્ત્તા છે, અને તે પણ દૂધ અને પાણીની પેઠે છે જેમ તે બન્નેનો સ યોગ થતા પણ દૂધ તે દૂધ છે અને પાણી તે પાણી છે, તેમ એકેન્દ્રિયાદિ કર્મબ ધે જીવને પથ્થરપણુ, જડપણુ જણાય છે, તોપણ તે જીવ અ તર તો જીવપણે જ છે, અને ત્યા પણ તે આહારભયાદિ સ જ્ઞાપૂર્વક છે, જે અવ્યક્ત જેવી છે

૮ પ્ર૦–(૧) આર્યધર્મ તે શુ ? (૨) બધાની ઉત્પત્તિ વેદમાથી જ છે શુ ?

ઉ૦–(૧) આર્યધર્મની વ્યાખ્યા કરવામા સૌ પોતાના પક્ષને આર્યધર્મ કહેવા ઇચ્છે છે જૈન જૈનને, બૌદ્ધ બૌદ્ધને, વેદાતી વેદાંતને આર્યધર્મ કહે એમ સાધારણ છે. તથાપિ જ્ઞાનીપુરુષો તો જેથી આત્માને નિજસ્વરૂપની પ્રાપ્તિ થાય એવો જે આર્ય (ઉત્તમ) માર્ગ તેને આર્યધર્મ કહે છે, અને એમ જ યોગ્ય છે

બધાની ઉત્પત્તિ વેદમાથી થવી સ ભવતી નથી વેદમા જેટલુ જ્ઞાન કહ્યું છે તેથી સહસ્રગણા આશયવાળુ જ્ઞાન શ્રી તીર્થ કરાદિ મહાત્માઓએ કહ્યુ છે એમ મારા અનુભવમા આવે છે, અને તેથી હુ એમ જાણુ છુ કે, અલ્પ વસ્તુમાથી સ પૂર્ણ વસ્તુ થઈ શકે નહી; એમ હોવાથી વેદમાથી સર્વની ઉત્પત્તિ કહેવી ઘટતી નથી વૈષ્ણવાદિ સ પ્રદાયોની ઉત્પત્તિ તેના આશ્રયથી માનતા અડચણ નથી જૈન, બૌદ્ધના છેલ્લા મહાવીરાદિ મહાત્માઓ થયા પહેલા, વેદ હતા એમ જણાય છે, તેમ તે ઘણા પ્રાચીન ગ્ર થ છે એમ પણ જણાય છે, તથાપિ જે કઈ પ્રાચીન હોય તે જ સ પૂર્ણ હોય કે સત્ય હોય એમ કહી શકાય નહી, અને પાછળથી ઉત્પન્ન થાય તે અસ પૂર્ણ અને અસત્ય હોય એમ પણ કહી શકાય નહી બાકી વેદ જેવો અભિપ્રાય અને જૈન જેવો અભિપ્રાય અનાદિથી ચાલ્યો આવે છે સર્વ ભાવ અનાદિ છે, માત્ર રૂપાતર થાય છે કેવળ ઉત્પત્તિ કે કેવળ નાશ થતો નથી વેદ, જૈન અને બીજા સૌના અભિપ્રાય અનાદિ છે, એમ માનવામા અડચણ નથી, ત્યા પછી વિવાદ શાનો રહે ? તથાપિ એ સૌમા વિશેષ બળવાન, સત્ય અભિપ્રાય કોનો કહેવાયોગ્ય છે, તે વિચારવુ એ અમને તમને સૌને યોગ્ય છે

૯ પ્ર૦–(૧) વેદ કોણે કર્યા ? તે અનાદિ છે ? (૨) જો અનાદિ હોય તો અનાદિ એટલે શુ ?

ઉ૦–(૧) ઘણા કાળ પહેલા વેદ થયા સ ભવે છે

(૨) પુસ્તકપણે કોઈ પણ શાસ્ત્ર અનાદિ નથી, તેમા કહેલા અર્થ પ્રમાણે તો સૌ શાસ્ત્ર અનાદિ છે, કેમકે તેવા તેવા અભિપ્રાય જુદા જુદા જીવો જુદે જુદે રૂપે કહેતા આવ્યા છે, અને એમ જ સ્થિતિ સ ભવે છે ક્રોધાદિભાવ પણ અનાદિ છે, અને ક્ષમાદિભાવ પણ અનાદિ છે હિ સાદિધર્મ પણ અનાદિ

રેવાશંકરભાઈ આવ્યેથી લગ્નપ્રસંગમાં જેમ તમારું અને તેમનું ધ્યાન બેસે તે પ્રમાણે કરવામાં અડચણ નથી પણ આટલો લક્ષ રાખવાનો છે કે બાહ્ય આડંબર એવો કંઈ ઇચ્છવો જ નહીં કે જેથી શુદ્ધ વ્યવહાર કે પરમાર્થને બાધ થાય રેવાશંકરભાઈને એ ભલામણ આપીએ છીએ, અને તમને પણ એ ભલામણ આપીએ છીએ આ પ્રસંગને માટે નહીં પણ સર્વ પ્રસંગમાં એ વાત ધ્યાનમાં રાખવા યોગ્ય છે, દ્રવ્યવ્યયાર્થે નહીં, પણ પરમાર્થ અર્થે

અમારું કલ્પિત માહાત્મ્ય કયાંય દેખાય એમ કરવું, કરાવવું કે અનુમોદવું અમને અત્યંત અપ્રિય છે બાકી એમ પણ છે કે કોઈ જીવને સંતોષ પરમાર્થ સચવાઈ કરી અપાય તો તેમ કરવામાં અમારી ઇચ્છા છે એ જ વિનંતી

પ્રણામ

---

[૪૭૧] ૫૫૫ મુંબઈ, પોષ સુદ ૧૦, રવિ, ૧૯૫૧

પ્રત્યક્ષ કારાગૃહ છતાં તેના ત્યાગને વિષે જીવ ઇચ્છે નહીં, અથવા અત્યાગરૂપ શિથિલતા ત્યાગી શકે નહીં, કે ત્યાગબુદ્ધિ છતાં ત્યાગતાં ત્યાગતાં કાળ વ્યય કરવાનું થાય, તે સૌ વિચાર જીવે કેવી રીતે દૂર કરવા? અલ્પકાળમાં તેમ કેવી રીતે બને? તે વિષે તે પત્રમાં લખવાનું થાય તો કરશો એ જ વિનંતી

---

૫૫૬ મુંબઈ, ૧૯૫૧ના પોષ વદ ૨, રવિ

**પરમપુરુષને નમસ્કાર**

પરમ સ્નેહી શ્રી સોભાગભાઈ, શ્રી મોરબી

ગઈ કાલે એક પત્ર પ્રાપ્ત થયું હતું, તથા એક પત્ર આજે પ્રાપ્ત થયું છે

બ્રહ્મરસ સંબંધી નડિયાદવાસી વિષે લખેલી વિગત જાણી છે, તથા સમકિતની સુગમતા શાસ્ત્રમાં અત્યંત કહી છે, તે તેમ જ હોવી જોઈએ એ વિષે લખ્યું તે વાંચ્યું છે તથા ત્યાગ અવસર છે, એમ લખ્યું તે પણ વાંચ્યું છે ઘણું કરી માહ સુદ બીજ પછી સમાગમ થશે, અને ત્યારે તે માટે જે કંઈ પૂછવાયોગ્ય હોય તે પૂછશો

હાલ જે મોટા પુરુષના માર્ગ વિષે તમારા ૧ પત્રમાં લખવાનું થાય છે, તે વાંચીને ઘણો સંતોષ થાય છે

આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૭૩-૨] ૫૫૭ મુંબઈ પોષ વદ ૯, શનિ, ૧૯૫૧

મિથ્યા જગત વેદાંત કહે છે તે ખોટું શું છે?

---

[૪૭૩-૧] ૫૫૮ મુંબઈ, પોષ વદ ૧૦, રવિ, ૧૯૫૧

**વિષમ સંસારબંધન છેદીને ચાલી નીકળ્યા તે પુરુષોને અનંત પ્રણામ.**

માહ સુદ એકમ બીજ પર વખતે નીકળાય તોપણ ત્રણ દિવસ રસ્તામાં થાય તેમ છે, પણ માહ સુદ બીજ પર નીકળાય તેવો સંભવ નથી સુદ પાંચમ પર નીકળાય તેવો સંભવ છે વચ્ચે ત્રણ દિવસ થવાના છે, તે ન ચાલતાં રોકાવાનું કારણ છે ઘણું કરી સુદ ૫ મે નિવૃત્ત થઈ સુદ ૮ મે વવાણિયે પહોંચી શકાય તેમ છે, એટલે બાહ્ય કારણ જોતાં લીંમડી આવવાનું ન બની શકે તેવું છે, તોપણ કદાપિ એક દિવસ વધતા અવકાશ મેળવ્યો હોય તો બની શકે, પણ આતંરગ્રામનું જુદું હોવાથી તેમ કરવાનું હાલ કોઈ પણ પ્રકારે ચિત્તમાં આવતું નથી વઢવાણ સ્ટેશને કેશવલાલની કે

દીકરો છે, ને હતો, તે વાત પણ કોઈ રૂપક તરીકે વિચારીએ તો વખતે બધ બેસે, નહી તો પ્રત્યક્ષ પ્રમાણથી બાધા પામતી છે મુક્ત એવા ઈશ્વરને દીકરો હોય એમ શી રીતે કહેવાય ? અને કહીએ તો તેની ઉત્પત્તિ શી રીતે કહી શકીએ ? બન્નેને અનાદિ માનીએ તો પિતાપુત્રપણુ શી રીતે બધ બેસે ? એ વગેરે વાત વિચારવાયોગ્ય છે જે વિચારેથી મને એમ લાગે છે કે, એ વાત યથાયોગ્ય નહી લાગે

૧૫ પ્ર૦ – જૂના કરારમા જે ભવિષ્ય ભાખ્યું છે તે બધુ ઈસામા ખરુ પડ્યુ છે

ઉ૦ – એમ હોય તોપણ તેથી તે બન્ને શાસ્ત્ર વિષે વિચાર કરવો ઘટે છે તેમ જ એવુ ભવિષ્ય તે પણ ઈસુને ઈશ્વરાવતાર કહેવામા બળવાન પ્રમાણ નથી, કેમકે જ્યોતિષાદિકથી પણ મહાત્માની ઉત્પત્તિ જણાવી સભવે છે અથવા ભલે કોઈ જ્ઞાનથી તેવી વાત જણાવી હોય પણ તેવા ભવિષ્યવેત્તા સપૂર્ણ એવા મોક્ષમાર્ગના જાણનાર હતા તે વાત, જ્યા સુધી યથાસ્થિત પ્રમાણરૂપ ન થાય, ત્યા સુધી તે ભવિષ્ય વગેરે એક શ્રદ્ધાગ્રાહ્ય પ્રમાણ છે તેમ બીજા પ્રમાણોથી તે હાનિ ન પામે એવુ ધારણામા નથી આવી શકતુ

૧૬ પ્ર૦ – 'ઈસુ ખ્રિસ્તના ચમત્કાર' વિષે લખ્યું છે

ઉ૦ – કેવળ કાયામાથી જીવ ચાલ્યો ગયો હોય, તે જ જીવ તે જ કાયામા દાખલ કર્યો હોય, અથવા કોઈ બીજા જીવને તેમા દાખલ કર્યો હોય, તો તે બની શકે એવુ સભવતુ નથી, અને એમ થાય તો પછી કર્માદિની વ્યવસ્થા પણ નિષ્ફળ થાય બાકી યોગાદિની સિદ્ધિથી કેટલાક ચમત્કાર ઉત્પન્ન થાય છે, અને તેવા કેટલાક ઈસુને હોય તો તેમા તદ્દન ખોટુ છે કે અસભવિત છે, એમ કહેવાય નહીં, તેવી સિદ્ધિઓ આત્માના ઐશ્વર્ય આગળ અલ્પ છે, આત્માનુ ઐશ્વર્ય તેથી અનતગુણ મહત્ સભવે છે આ વિષયમા સમાગમે પૂછવાયોગ્ય છે

૧૭ પ્ર૦ – આગળ ઉપર શો જન્મ થશે તેની આ ભવમા ખબર પડે ? અથવા અગાઉ શુ હતા તેની ?

ઉ૦ – તેમ બની શકે નિર્મળજ્ઞાન જેનુ થયુ હોય તેને તેવુ બનવુ સભવે છે વાદળા વગેરેના ચિહ્નોપરથી વરસાદનું અનુમાન થાય છે, તેમ આ જીવની આ ભવની ચેષ્ટા ઉપરથી તેના પૂર્વકારણ કેવા હોવા જોઈએ, તે પણ સમજી શકાય, થોડે અશે વખતે સમજાય તેમ જ તે ચેષ્ટા ભવિષ્યમા કેવુ પરિણામ પામશે તે પણ તેના સ્વરૂપ ઉપરથી જાણી શકાય, અને તેને વિશેષ વિચારતાં કેવો ભવ થવો સભવે છે, તેમ જ કેવો ભવ હતો, તે પણ વિચારમા સારી રીતે આવી શકવાયોગ્ય છે

૧૮ પ્ર૦ – પડી શકે તો કોને ? આનો ઉત્તર ઉપર આવી ગયો છે

૧૯ પ્ર૦ – જે મોક્ષ પામેલાના નામ આપો છો તે શા આધાર ઉપરથી ?

ઉ૦ – મને આ પ્રશ્ન ખાસ સબોધીને પૂછો તો તેના ઉત્તરમા એમ કહી શકાય કે અત્યત સસારદશા પરિક્ષીણ જેની થઈ છે, તેના વચનો આવા હોય, આવી તેની ચેષ્ટા હોય, એ આદિ અશે પણ પોતાના આત્મામા અનુભવ થાય છે, અને તેને આશ્રયે તેના મોક્ષપરત્વે કહેવાય, અને ઘણુ કરીને તે યથાર્થ હોય એમ માનવાના પ્રમાણો પણ શાસ્ત્રાદિથી જાણી શકાય

૨૦ પ્ર૦ – બુદ્ધદેવ પણ મોક્ષ નથી પામ્યા એ શા ઉપરથી આપ કહો છો ?

ઉ૦ – તેના શાસ્ત્રસિદ્ધાતોને આશ્રયે જે પ્રમાણે તેમના શાસ્ત્રસિદ્ધાતો છે, તે જ પ્રમાણે જો તેમનો અભિપ્રાય હોય તો તે અભિપ્રાય પૂર્વાપર વિરુદ્ધ પણ દેખાય છે, અને તે લક્ષણ સપૂર્ણ જ્ઞાનનુ નથી

સપૂર્ણ જ્ઞાન જો ન હોય તો સપૂર્ણ રાગદ્વેષ નાશ પામવા સભવિત નથી જ્યા તેમ હોય ત્યાં

અસત્સંગથી અત્યંત નિવૃત્તિ જોઈએ, તોપણ મુમુક્ષુને તો એમ જ ઘટે છે કે કઠણમાં કઠણ આત્મસાધન હોય તેની પ્રથમ ઇચ્છા કરવી, કે જેથી સર્વ સાધન અલ્પકાળમાં ફળીભૂત થાય

શ્રી તીર્થંકરે તો એટલા સુધી કહ્યું છે કે જે જ્ઞાનીપુરુષની દશા સંસારપરિક્ષીણ થઈ છે, તે જ્ઞાનીપુરુષને પરંપરા કર્મબંધ સંભવતો નથી, તોપણ પુરુષાર્થ મુખ્ય રાખવો, કે જે બીજા જીવને પણ આત્મસાધન-પરિણામનો હેતુ થાય

'સમયસાર'માંથી જે કાવ્ય લખેલ છે તે તથા તેવા બીજા સિદ્ધાંતો માટે સમાગમે સમાધાન કરવાનું સુગમ પડશે

જ્ઞાનીપુરુષને આત્મપ્રતિબંધપણે સંસારસેવા હોય નહીં, પણ પ્રારબ્ધપ્રતિબંધપણે હોય, એમ છતાં પણ તેથી નિવર્તવારૂપ પરિણામને પામે એમ જ્ઞાનીની રીત હોય છે, જે રીતનો આશ્રય કરતાં હાલ ત્રણ વર્ષ થયાં વિશેષ તેમ કર્યું છે અને તેમાં જરૂર આત્મદશાને ભુલાવે એવો સંભવ રહે તેવો ઉદય પણ જેટલો બન્યો તેટલો સમપરિણામે વેદ્યો છે, જોકે તે વેદવાના કાળને વિષે સર્વસંગનિવૃત્તિ કોઈ રીતે થાય તો સારું એમ સૂઝ્યા કર્યું છે, તોપણ સર્વસંગનિવૃત્તિએ જે દશા રહેવી જોઈએ તે દશા ઉદયમાં રહે, તો અલ્પકાલમાં વિશેષ કર્મની નિવૃત્તિ થાય એમ જાણી જેટલું બન્યું તેટલું તે પ્રકારે કર્યું છે, પણ મનમાં હવે એમ રહે છે કે આ પ્રસંગથી એટલે સકલ ગૃહવાસથી દૂર થવાય તેમ ન હોય તોપણ વ્યાપારાદિ પ્રસંગથી નિવૃત્ત, દૂર થવાય તો સારું, કેમકે આત્મભાવે પરિણામ પામવાને વિષે જે દશા જ્ઞાનીની જોઈએ તે દશા આ વ્યાપાર વ્યવહારથી મુમુક્ષુજીવને દેખાતી નથી આ પ્રકાર જે લખ્યો છે તે વિષે હમણાં વિચાર ક્યારેક ક્યારેક વિશેષ ઉદય પામે છે તે વિષે જે પરિણામ આવે તે ખરું આ પ્રસંગ લખ્યો છે તે લોકોમાં હાલ પ્રગટ થવા દેવા યોગ્ય નથી માહ સુદ બીજ ઉપર તે તરફ આવવાનું થવાનો સંભવ રહે છે એ જ વિનંતિ

આ૦ સ્વા૦ પ્રણામ

---

[ ૪૭૫ ] ૫૬૧ મુંબઈ, માહ સુદ ૨, રવિ, ૧૯૫૧

શુભેચ્છાસંપન્ન ભાઈ કુંવરજી આણંદજી પ્રત્યે,

શ્રી ભાવનગર

ચિત્તમાં કંઈ પણ વિચારવૃત્તિ પરિણમી છે, તેમ જાણીને હૃદયમાં આનંદ થયો છે

અસાર અને ક્લેશરૂપ આરંભપરિગ્રહના કાર્યમાં વસતાં જો આ જીવ કંઈ પણ નિર્ભય કે અજાગૃત રહે તો ઘણાં વર્ષનો ઉપાસેલો વૈરાગ્ય પણ નિષ્ફળ જાય એવી દશા થઈ આવે છે, એવા નિત્ય પ્રત્યે નિશ્ચય સંભારીને નિરુપાય પ્રસંગમાં કંપતા ચિત્તે ન જ છૂટકે પ્રવર્તવું ઘટે છે, એ વાતનો મુમુક્ષુ જીવે કાર્યે કાર્યે, ક્ષણેક્ષણે અને પ્રસંગે પ્રસંગે લક્ષ રાખ્યા વિના મુમુક્ષુતા રહેવી દુર્લભ છે, અને એવી દશા વેદ્યા વિના મુમુક્ષુપણું પણ સંભવે નહીં માગ ચિત્તમાં મુખ્ય વિચાર હાલ એ વર્તે છે એ જ વિનંતિ

લિ૦ રાયચંદના પ્ર૦

---

[ ૪૭૬ ] ૫૬૨ મુંબઈ, માહ સુદ ૩, સોમ, ૧૯૫૧

જે પ્રારબ્ધ વેદ્યા વિના બીજો કોઈ ઉપાય નથી, તે પ્રારબ્ધ જ્ઞાનીને પણ વેદવું પડે છે, જ્ઞાની અંત સુધી આત્માર્થનો ત્યાગ કરવા ઇચ્છે નહીં, એટલું ભિન્નપણું જ્ઞાનીને વિષે હોય, એમ મોટા પુરુષોએ કહ્યું છે, તે સત્ય છે.

દીકરો છે, ને હતો, તે વાત પણ કોઈ રૂપક તરીકે વિચારીએ તો વખતે બંધ બેસે, નહીં તો પ્રત્યક્ષ પ્રમાણથી બાધા પામતી છે મુક્ત એવા ઈશ્વરને દીકરો હોય એમ શી રીતે કહેવાય ? અને કહીએ તો તેની ઉત્પત્તિ શી રીતે કહી શકીએ ? બન્નેને અનાદિ માનીએ તો પિતાપુત્રપણુ શી રીતે બંધ બેસે ? એ વગેરે વાત વિચારવાયોગ્ય છે જે વિચારેથી મને એમ લાગે છે કે, એ વાત યથાયોગ્ય નહી લાગે

૧૫ પ્ર૦ – જૂના કરારમાં જે ભવિષ્ય ભાખ્યુ છે તે બધુ ઈસામા ખરુ પડ્યુ છે

ઉ૦ – એમ હોય તોપણ તેથી તે બન્ને શાસ્ત્ર વિષે વિચાર કરવો ઘટે છે તેમ જ એવું ભવિષ્ય તે પણ ઈસુને ઈશ્વરાવતાર કહેવામા બળવાન પ્રમાણ નથી, કેમકે જ્યોતિષાદિકથી પણ મહાત્માની ઉત્પત્તિ જણાવી સંભવે છે અથવા ભલે કોઈ જ્ઞાનથી તેવી વાત જણાવી હોય પણ તેવા ભવિષ્યવેત્તા સંપૂર્ણ એવા મોક્ષમાર્ગના જાણનાર હતા તે વાત, જ્યા સુધી યથાસ્થિત પ્રમાણરૂપ ન થાય, ત્યા સુધી તે ભવિષ્ય વગેરે એક શ્રદ્ધાગ્રાહ્ય પ્રમાણ છે તેમ બીજા પ્રમાણોથી તે હાનિ ન પામે એવુ ધારણામા નથી આવી શકતુ

૧૬ પ્ર૦ – 'ઈસુ ખ્રિસ્તના ચમત્કાર' વિષે લખ્યું છે

ઉ૦ – કેવળ કાયામાથી જીવ ચાલ્યો ગયો હોય, તે જ જીવ તે જ કાયામા દાખલ કર્યો હોય, અથવા કોઈ બીજા જીવને તેમા દાખલ કર્યો હોય, તો તે બની શકે એવુ સંભવતું નથી, અને એમ થાય તો પછી કર્માદિની વ્યવસ્થા પણ નિષ્ફળ થાય બાકી યોગાદિની સિદ્ધિથી કેટલાક ચમત્કાર ઉત્પન્ન થાય છે, અને તેવા કેટલાક ઈસુને હોય તો તેમા તદ્દન ખોટુ છે કે અસંભવિત છે, એમ કહેવાય નહીં, તેવી સિદ્ધિઓ આત્માના ઐશ્વર્ય આગળ અલ્પ છે, આત્માનુ ઐશ્વર્ય તેથી અનંતગુણ મહત્ સંભવે છે આ વિષયમા સમાગમે પૂછવાયોગ્ય છે

૧૭ પ્ર૦ – આગળ ઉપર શો જન્મ થશે તેની આ ભવમા ખબર પડે ? અથવા અગાઉ શુ હતા તેની ?

ઉ૦ – તેમ બની શકે નિર્મળજ્ઞાન જેનુ થયુ હોય તેને તેવુ બનવુ સંભવે છે વાદળા વગેરેના ચિહ્નોપરથી વરસાદનું અનુમાન થાય છે, તેમ આ જીવની આ ભવની ચેષ્ટા ઉપરથી તેના પૂર્વકારણ કેવાં હોવા જોઈએ, તે પણ સમજી શકાય, થોડે અંશે વખતે સમજાય તેમ જ તે ચેષ્ટા ભવિષ્યમા કેવુ પરિણામ પામશે તે પણ તેના સ્વરૂપ ઉપરથી જાણી શકાય, અને તેને વિશેષ વિચારતાં કેવો ભવ થવો સંભવે છે, તેમ જ કેવો ભવ હતો, તે પણ વિચારમા સારી રીતે આવી શકવાયોગ્ય છે

૧૮ પ્ર૦ – પડી શકે તો કોને ? આનો ઉત્તર ઉપર આવી ગયો છે

૧૯ પ્ર૦ – જે મોક્ષ પામેલાના નામ આપો છો તે શા આધાર ઉપરથી ?

ઉ૦ – મને આ પ્રશ્ન ખાસ સંબોધીને પૂછો તો તેના ઉત્તરમા એમ કહી શકાય કે અત્યંત સંસારદશા પરિક્ષીણ જેની થઈ છે, તેના વચનો આવાં હોય, આવી તેની ચેષ્ટા હોય, એ આદિ અંશે પણ પોતાના આત્મામા અનુભવ થાય છે, અને તેને આશ્રયે તેના મોક્ષપરત્વે કહેવાય, અને ઘણુ કરીને તે યથાર્થ હોય એમ માનવાના પ્રમાણો પણ શાસ્ત્રાદિથી જાણી શકાય

૨૦ પ્ર૦ – બુદ્ધદેવ પણ મોક્ષ નથી પામ્યા એ શા ઉપરથી આપ કહો છો ?

ઉ૦ – તેના શાસ્ત્રસિદ્ધાંતોને આશ્રયે જે પ્રમાણે તેમના શાસ્ત્રસિદ્ધાંતો છે, તે જ પ્રમાણે જો તેમનો અભિપ્રાય હોય તો તે અભિપ્રાય પૂર્વાપર વિરુદ્ધ પણ દેખાય છે, અને તે લક્ષણ સંપૂર્ણ જ્ઞાનનું નથી

સંપૂર્ણ જ્ઞાન જો ન હોય તો સંપૂર્ણ રાગદ્વેષ નાશ પામવા સંભવિત નથી જ્યા તેમ હોય ત્યાં

વિચારી જો દયા ઉપકારાદિ કારણે કંઈ પ્રેમદશા રાખતાં ચિત્તમાં વિવેકીને ક્લેશ પણ થયા વિના રહેવો ન જોઈએ, ત્યારે તેનો વિશેષ વિચાર કયા પ્રકારે કરવો ?

[૪૮૧]

૫૬૭ મુંબઈ, ફાગણ સુદ ૧૫, ૧૯૫૧

## શ્રી વીતરાગને પરમભક્તિએ નમસ્કાર

બે તાર, બે પત્ર તથા બે પત્તાં મળ્યાં છે શ્રી જિન જેવા પુરુષે ગૃહવાસમાં જે પ્રતિબંધ કર્યો નથી તે પ્રતિબંધ ન થવા, આવવાનું કે પત્ર લખવાનું થયું નથી તે માટે અત્યંત દીનપણે ક્ષમા ઇચ્છું છું સંપૂર્ણ વીતરાગતા નહીં હોવાથી આ પ્રમાણે વર્તતાં અંતરમાં વિક્ષેપ થયો છે, જે વિક્ષેપ પણ શમાવવો ઘટે એ પ્રકારે જ્ઞાનીએ માર્ગ દીઠો છે.

જે આત્માનો અંતર્વ્યાપાર (અંતર્પરિણામની ધારા) તે, બંધ અને મોક્ષની (કર્મથી આત્માનું બંધાવું અને તેથી આત્માનું છૂટવું) વ્યવસ્થાનો હેતુ છે, માત્ર શારીરચેષ્ટા બંધમોક્ષની વ્યવસ્થાનો હેતુ નથી વિશેષ રોગાદિ યોગે જ્ઞાનીપુરુષના દેહને વિષે પણ નિર્બળપણું, મંદપણું, મ્લાનતા, કંપ, સ્વેદ, મૂર્છા, બાહ્ય વિભ્રમાદિ દૃષ્ટ થાય છે, તથાપિ જેટલું જ્ઞાને કરીને, બોધે કરીને, વૈરાગ્યે કરીને આત્માનું નિર્મળપણું થયું છે, તેટલા નિર્મળપણાએ કરી તે રોગને અંતર્પરિણામે જ્ઞાની વેદે છે, અને વેદતાં કદાપિ બાહ્ય સ્થિતિ ઉન્મત્ત જોવામાં આવે તોપણ અંતર્પરિણામ પ્રમાણે કર્મબંધ અથવા નિવૃત્તિ થાય છે આત્મા જ્યાં અત્યંત શુદ્ધ એવા નિજપર્યાયને સહજ સ્વભાવે ભજે ત્યાં—

[અપૂર્ણ]

---

[૭૫૦-૨]

૫૬૮ મુંબઈ, ફાગણ, ૧૯૫૧

આત્મસ્વરૂપનો નિર્ણય થવામાં અનાદિથી જીવની ભૂલ થતી આવી છે, જેથી હમણાં થાય તેમાં આશ્ચર્ય લાગતું નથી

સર્વ ક્લેશથી અને સર્વ દુઃખથી મુક્ત થવાનો આત્મજ્ઞાન સિવાય બીજો કોઈ ઉપાય નથી સદ્વિચાર વિના આત્મજ્ઞાન થાય નહીં, અને અસત્સંગ-પ્રસંગથી જીવનું વિચારબળ પ્રવર્તતું નથી એમાં કિંચિત્માત્ર સંશય નથી

આત્મપરિણામની સ્વસ્થતાને શ્રી તીર્થંકર 'સમાધિ' કહે છે

આત્મપરિણામની અસ્વસ્થતાને શ્રી તીર્થંકર 'અસમાધિ' કહે છે

આત્મપરિણામની સહજ સ્વરૂપે પરિણતિ થવી તેને શ્રી તીર્થંકર 'ધર્મ' કહે છે

આત્મપરિણામની કંઈ પણ ચપળ પરિણતિ થવી તેને શ્રી તીર્થંકર 'કર્મ' કહે છે

શ્રી જિન તીર્થંકરે જેવો બંધ અને મોક્ષનો નિર્ણય કહ્યો છે, તેવો નિર્ણય વેદાંતાદિ દર્શનમાં દૃષ્ટિગોચર થતો નથી, અને જેવું શ્રી જિનને વિષે યથાર્થવક્તાપણું જોવામાં આવે છે, તેવું યથાર્થ વક્તાપણું બીજામાં જોવામાં આવતું નથી

આત્માના અંતર્વ્યાપાર (શુભાશુભ પરિણામધારા) પ્રમાણે બંધમોક્ષની વ્યવસ્થા છે, શારીરિક ચેષ્ટા પ્રમાણે તે નથી પૂર્વે ઉત્પન્ન કરેલા વેદનીય કર્મના ઉદય પ્રમાણે રોગાદિ ઉત્પન્ન થાય છે, અને તે પ્રમાણે નિર્બળ, મંદ, મ્લાન, ઉષ્ણ, શીત આદિ શારીરચેષ્ટા થાય છે

વિશેષ રોગના ઉદયથી અથવા શારીરિક મંદબળથી જ્ઞાનીનું શરીર કંપાય, નિર્બળ થાય મ્લાન થાય, મંદ થાય, રૌદ્ર લાગે, તેને ભ્રમાદિનો ઉદય પણ વર્તે, તથાપિ જે પ્રમાણે જીવને વિષ બોધ અને વૈરાગ્યની વાસના થઈ હોય છે તે પ્રમાણે તે રોગને જીવ તે તે પ્રસંગમાં ઘણું કરી વેદે છે

## વર્ષ ૨૮ મું

[૪૪૮] ૫૩૩ મુંબઈ, કાર્તિક સુદ ૧, ૧૯૫૧

મતિજ્ઞાનાદિના પ્રશ્નો વિષે સમાધાન પત્રદ્વારાએ થવુ કઠણ છે કેમકે તેને વિશેષ વાચવાની કે ઉત્તર લખવાની પ્રવૃત્તિ હમણાં થઈ શકતી નથી

મહાત્માના ચિત્તનું સ્થિરપણુ પણ રહેવુ જેમા કઠણ છે એવા દુષમકાળમા તમ સૌ પ્રત્યે અનુકપા ઘટે છે એમ વિચારી લોકના આવેશે પ્રવૃત્તિ કરતા તમે પ્રશ્નાદિ લખવારૂપ ચિત્તમા અવકાશ આપ્યો એ મારા મનને સ તોષ થયો છે

નિષ્કપટ દાસાનુદાસભાવે૦

---

[૪૪૯] ૫૩૪ મુંબઈ, કાર્તિક સુદ ૩, બુધ, ૧૯૫૧

**શ્રી સત્પુરુષને નમસ્કાર**

શ્રી સૂર્યપુરસ્થિત, વૈરાગ્યચિત્ત, સત્સ ગયોગ્ય શ્રી લલ્લુજી પ્રત્યે,

શ્રી મોહમયી ભૂમિથી જીવન્મુક્તદશાઇચ્છક શ્રી ના આત્મસ્મૃતિપૂર્વક યથાયોગ્ય પ્રાપ્ત થાય વિશેષ વિન તિ કે તમારા લખેલા ત્રણ પત્રો થોડા થોડા દિવસને અ તરે પહોચ્યા છે

આ જીવ અત્ય ત માયાના આવરણે દિશામૂઢ થયો છે, અને તે યોગે કરી તેની પરમાર્થદૃષ્ટિ ઉદય પ્રકાશતી નથી અપરમાર્થને વિષે પરમાર્થનો દૃઢાગ્રહ થયો છે, અને તેથી બોધ પ્રાપ્ત થવાના યોગે પણ તેમા બોધ પ્રવેશ થાય એવો ભાવ સ્ફુરતો નથી, એ આદિ જીવની વિષમ દશા કહી, પ્રભુ પ્રત્યે

જે પ્રકારે અનિત્યપણુ, અસારપણુ આ સસારનુ અત્યતપણે ભાસે તે પ્રકારે કરી આત્મવિચાર ઉત્પન્ન થાય

હવે આ ઉપાધિકાર્યથી છૂટવાની વિશેષ વિશેષ આર્ત્તિ થયા કરે છે, અને છૂટવા વિના જે કંઈ પણ કાળ જાય છે તે, આ જીવનું શિથિલપણુ જ છે, એમ લાગે છે, અથવા એવો નિશ્ચય રહે છે

જનકાદિ ઉપાધિમાં રહ્યા છતા આત્મસ્વભાવમા વસતા હતા એવા આલબન પ્રત્યે ક્યારેય બુદ્ધિ થતી નથી શ્રી જિન જેવા જન્મત્યાગી પણ છોડીને ચાલી નીકળ્યા એવા ભયના હેતુરૂપ ઉપાધિયોગની નિવૃત્તિ આ પામર જીવ કરતા કરતા કાળ વ્યતીત કરશે તો અશ્રેય થશે, એવો ભય જીવના ઉપયોગ પ્રત્યે પ્રવર્તે છે, કેમકે એમ જ કર્તવ્ય છે

જે રાગદ્વેષાદિ પરિણામ અજ્ઞાન વિના સભવતા નથી, તે રાગદ્વેષાદિ પરિણામ છતા જીવન્મુક્તપણુ સર્વથા માનીને જીવન્મુક્ત દશાની જીવ આસાતના કરે છે, એમ વર્તે છે સર્વથા રાગદ્વેષ પરિણામનુ પરિક્ષીણપણુ જ કર્તવ્ય છે

અત્યત જ્ઞાન હોય ત્યા અત્યત ત્યાગ સભવે છે અત્યત ત્યાગ પ્રગટ્યા વિના અત્યત જ્ઞાન ન હોય એમ શ્રી તીર્થંકરે સ્વીકાર્યું છે

આત્મપરિણામથી જેટલો અન્ય પદાર્થનો તાદાત્મ્યઅધ્યાસ નિવર્તવો તેને શ્રી જિન ત્યાગ કહે છે

તે તાદાત્મ્યઅધ્યાસ નિવૃત્તિરૂપ ત્યાગ થવા અર્થે આ બાહ્ય પ્રસગનો ત્યાગ પણ ઉપકારી છે, કાર્યકારી છે બાહ્ય પ્રસગના ત્યાગને અર્થે અતર્ત્યાગ કહ્યો નથી, એમ છે, તોપણ આ જીવે અતર્ત્યાગને અર્થે બાહ્ય પ્રસગની નિવૃત્તિને કંઈ પણ ઉપકારી માનવી યોગ્ય છે

નિત્ય છૂટવાનો વિચાર કરીએ છીએ અને જેમ તે કાર્ય તરત પતે તેમ જાપ જપીએ છીએ જોકે એમ લાગે છે કે તે વિચાર અને જાપ હજી તથારૂપ નથી, શિથિલ છે, માટે અત્યત વિચાર અને તે જાપને ઉગ્રપણે આરાધવાનો અલ્પકાળમા યોગ કરવો ઘટે છે, એમ વર્ત્યા કરે છે

પ્રસગથી કેટલાક અરસપરસ સબધ જેવા વચનો આ પત્રમા લખ્યા છે, તે વિચારમા સ્ફુરી આવતાં સ્વવિચારબળ વધવાને અર્થે અને તમને વાચવા વિચારવાને અર્થે લખ્યા છે

જીવ, પ્રદેશ, પર્યાય તથા સખ્યાત, અસખ્યાત, અનત આદિ વિષે તથા રસના વ્યાપકપણા વિષે ક્રમે કરી સમજવુ યોગ્ય થશે

તમારો અત્ર આવવાનો વિચાર છે, તથા શ્રી ડુગર આવવાનો સભવ છે એમ લખ્યુ તે જાણ્યું છે સત્સગ જોગની ઇચ્છા રહ્યા કરે છે

---

[ ૪૮૨ ] **૫૭૦** મુબઈ, ફાગણ વદ ૫, શનિ, ૧૯૫૧

સુજ્ઞ ભાઈશ્રી મોહનલાલ[1] પ્રત્યે, શ્રી ડરબન,

પત્ર ૧ મળ્યુ છે જેમ જેમ ઉપાધિનો ત્યાગ થાય તેમ તેમ સમાધિસુખ પ્રગટે છે જેમ જેમ ઉપાધિનુ ગ્રહણ થાય તેમ તેમ સમાધિસુખ હાનિ પામે છે વિચાર કરીએ તો આ વાત પ્રત્યક્ષ અનુભવરૂપ થાય છે જો કંઈ પણ આ સસારના પદાર્થોનો વિચાર કરવામા આવે, તો તે પ્રત્યે વૈરાગ્ય આવ્યા વિના રહે નહી, કેમકે માત્ર અવિચારે કરીને તેમા મોહબુદ્ધિ રહે છે

'આત્મા છે', 'આત્મા નિત્ય છે', 'આત્મા કર્મનો કર્ત્તા છે', 'આત્મા કર્મનો ભોક્તા છે', 'તેથી તે નિવૃત્ત થઈ શકે છે', અને 'નિવૃત્ત થઈ શકવાના સાધન છે', એ છ કારણો જેને વિચારે કરીને સિદ્ધ થાય, તેને વિવેકજ્ઞાન અથવા સમ્યક્દર્શનની પ્રાપ્તિ ગણવી એમ શ્રી જિને નિરૂપણ કર્યું છે, જે નિરૂપણ મુમુક્ષુ જીવે વિશેષ કરી અભ્યાસ કરવાયોગ્ય છે

---

૧ મહાત્મા ગાંધીજી

છે, અને તેથી વિચારદશાનો યોગ પણ સદ્દગુરુ, સત્સંગના અંતરાયથી પ્રાપ્ત થતો નથી, તેવા કાળમાં કૃષ્ણદાસ વિચારદશાને ઇચ્છે છે, એ વિચારદશા પ્રાપ્ત થવાનું મુખ્ય કારણ છે, અને તેવા જીવને ભય, ચિંતા, પરાભવાદિ ભાવમાં નિજબુદ્ધિ કરવી ઘટે નહીં, તોપણ ધીરજથી તેમને સમાધાન થવા દેવું, અને નિર્ભય ચિત્ત રખાવવું ઘટે છે

---

[ ૪૫૩+૪૫૨ ] ૫૩૭ મુંબઈ, કારતક સુદ ૭, શનિ, ૧૯૫૧

## શ્રી સત્પુરુષોને નમસ્કાર

શ્રી સ્થંભતીર્થવાસી મુમુક્ષુજનો પ્રત્યે,

શ્રી મોહમયી ભૂમિથી ના આત્મસ્મૃતિપૂર્વક યથાયોગ્ય પ્રાપ્ત થાય વિશેષ વિનંતિ કે મુમુક્ષુ અંબાલાલનું લખેલ પત્ર ૧ આજે પ્રાપ્ત થયું છે

કૃષ્ણદાસને ચિત્તની વ્યગ્રતા જોઈને, તમારા સૌના મનમાં ખેદ રહે છે, તેમ બનવું સ્વાભાવિક છે જો બને તો 'યોગવાસિષ્ઠ' ગ્રંથ ત્રીજા પ્રકરણથી તેમને વંચાવશો, અથવા શ્રવણ કરાવશો, અને પ્રવૃત્તિક્ષેત્રથી જેમ અવકાશ મળે તથા સત્સંગ થાય તેમ કરશો દિવસના ભાગમાં તેવો વધારે વખત અવકાશ લેવાનું બને તેટલો લક્ષ રાખવો યોગ્ય છે

સમાગમની ઇચ્છા સૌ મુમુક્ષુભાઈઓની છે એમ લખ્યું તે વિષે વિચારીશ માગશર મહિનાના છેલા ભાગમાં કે પોષ મહિનાના આરંભમાં ઘણું કરી તેવો યોગ થવો સંભવે છે

કૃષ્ણદાસે ચિત્તમાંથી વિક્ષેપની નિવૃત્તિ કરવા યોગ્ય છે કેમકે મુમુક્ષુજીવને એટલે વિચારવાન જીવને આ સંસારને વિષે અજ્ઞાન સિવાય બીજો કોઈ ભય હોય નહીં એક અજ્ઞાનની નિવૃત્તિ ઇચ્છવી એ રૂપ જે ઇચ્છા તે સિવાય વિચારવાન જીવને બીજી ઇચ્છા હોય નહીં, અને પૂર્વકર્મના બળે તેવો કોઈ ઉદય હોય તોપણ વિચારવાનના ચિત્તમાં સંસાર કારાગૃહ છે, સમસ્ત લોક દુઃખે કરી આર્ત્ત છે, ભયાકુળ છે, રાગદ્વેષના પ્રાપ્ત ફળથી બળતો છે, એવો વિચાર નિશ્ચયરૂપ જ વર્તે છે, અને જ્ઞાન-પ્રાપ્તિનો કંઈ અંતરાય છે, માટે તે કારાગૃહરૂપ સંસાર મને ભયનો હેતુ છે અને લોકનો પ્રસંગ કરવા યોગ્ય નથી, એ જ એક ભય વિચારવાનને ઘટે છે

મહાત્મા શ્રી તીર્થંકરે નિર્ગ્રંથને પ્રાપ્તપરિષહ સહન કરવાની ફરી ફરી ભલામણ આપી છે. તે પરિષહનું સ્વરૂપ પ્રતિપાદન કરતાં અજ્ઞાનપરિષહ અને દર્શનપરિષહ એવા બે પરિષહ પ્રતિપાદન કર્યા છે, કે કોઈ ઉદયયોગનું બળવાનપણું હોય અને સત્સંગ, સત્પુરુષનો યોગ થયા છતાં જીવને અજ્ઞાનના કારણો ટાળવામાં હિમ્મત ન ચાલી શકતી હોય, મુઝવણ આવી જતી હોય, તોપણ ધીરજ રાખવી, સત્સંગ, સત્પુરુષનો યોગ વિશેષ વિશેષ કરી આરાધવો, તો અનુક્રમે અજ્ઞાનની નિવૃત્તિ થશે, કેમકે નિશ્ચય જે ઉપાય છે, અને જીવને નિવૃત્ત થવાની બુદ્ધિ છે, તો પછી તે અજ્ઞાન નિરાધાર થયું છતું શી રીતે રહી શકે? એક માત્ર પૂર્વકર્મયોગ સિવાય ત્યાં કોઈ તેને આધાર નથી તે તો જે જીવને સત્સંગ, સત્પુરુષનો યોગ થયો છે અને પૂર્વકર્મનિવૃત્તિ પ્રત્યે પ્રયોજન છે, તેને ક્રમે કરી ટળવા જ યોગ્ય છે, એમ વિચારી તે અજ્ઞાનથી થતું આકુળવ્યાકુળપણું તે મુમુક્ષુજીવે ધીરજથી સહન કરવું, એ પ્રમાણે પરમાર્થ કહીને પરિષહ કહ્યો છે અત્ર અમે સંક્ષેપમાં તે બેય પરિષહનું સ્વરૂપ લખ્યું છે આ પરિષહનું સ્વરૂપ જાણી સત્સંગ, સત્પુરુષના યોગે, જે અજ્ઞાનથી મુઝવણ થાય છે તે નિવૃત્ત થશે એવો નિશ્ચય રાખી, યથાઉદય જાણી, ધીરજ રાખવાનું ભગવાન તીર્થંકરે કહ્યું છે, પણ તે ધીરજ એવા અર્થમાં કહી નથી, કે સત્સંગ, સત્પુરુષના યોગે પ્રમાદ હેતુએ વિલંબ કરવો તે ...જ છે, અને ઉદય છે, તે વાત પણ વિચારવાન જીવે સ્મૃતિમાં રાખવા યોગ્ય છે

[૪૮૪] ૫૭૨ મુંબઈ, ફાગણ વદ ૭, રવિ, ૧૯૫૧

સર્વ વિભાવથી ઉદાસીન અને અત્યંત શુદ્ધ નિજ પર્યાયને સહજપણે આત્મા ભજે, તેને શ્રી જિને તીવ્રજ્ઞાનદશા કહી છે જે દશા આવ્યા વિના કોઈ પણ જીવ બંધનમુક્ત થાય નહીં, એવો સિદ્ધાંત શ્રી જિને પ્રતિપાદન કર્યો છે, જે અખંડ સત્ય છે

કોઈક જીવથી એ ગહન દશાનો વિચાર થઈ શકવાયોગ્ય છે, કેમકે અનાદિથી અત્યંત અજ્ઞાન દશાએ આ જીવે પ્રવૃત્તિ કરી છે, તે પ્રવૃત્તિ એકદમ અસત્ય, અસાર સમજાઈ, તેની નિવૃત્તિ સૂઝે, એમ બનવું બહુ કઠણ છે, માટે જ્ઞાનીપુરુષનો આશ્રય કરવારૂપ ભક્તિમાર્ગ જિને નિરૂપણ કર્યો છે, કે જે માર્ગ આરાધવાથી સુલભપણે જ્ઞાનદશા ઉત્પન્ન થાય છે

જ્ઞાનીપુરુષના ચરણને વિષે મન સ્થાપ્યા વિના એ ભક્તિમાર્ગ સિદ્ધ થતો નથી જેથી ફરી ફરી જ્ઞાનીની આજ્ઞા આરાધવાનું જિનાગમમાં ઠેકાણે ઠેકાણે કથન કર્યું છે જ્ઞાનીપુરુષના ચરણમાં મનનું સ્થાપન થવું પ્રથમ કઠણ પડે છે, પણ વચનની અપૂર્વતાથી, તે વચનનો વિચાર કરવાથી, તથા જ્ઞાની પ્રત્યે અપૂર્વ દૃષ્ટિએ જોવાથી, મનનું સ્થાપન થવું સુલભ થાય છે

જ્ઞાનીપુરુષના આશ્રયમાં વિરોધ કરનારા પંચવિષયાદિ દોષો છે તે દોષ થવાનાં સાધનથી જેમ બને-તેમ દૂર રહેવું, અને પ્રાપ્તસાધનમાં પણ ઉદાસીનતા રાખવી, અથવા તે તે સાધનોમાંથી અહં બુદ્ધિ છોડી દઈ, રોગરૂપ જાણી પ્રવર્તવું ઘટે અનાદિ દોષનો એવા પ્રસંગમાં વિશેષ ઉદય થાય છે કેમકે આત્મા તે દોષને છેદવા પોતાની સન્મુખ લાવે છે કે, તે સ્વરૂપાંતર કરી તેને આકર્ષે છે, અને જાગૃતિમાં શિથિલ કરી નાખી પોતાને વિષે એકાગ્ર બુદ્ધિ કરાવી દે છે તે એકાગ્ર બુદ્ધિ એવા પ્રકારની હોય છે કે, 'મને આ પ્રવૃત્તિથી તેવો વિશેષ બાધ નહીં થાય, હું અનુક્રમે તેને છોડીશ, અને કરતા જાગૃત રહીશ,' એ આદિ ભ્રાંતદશા તે દોષ કરે છે, જેથી તે દોષનો સંબંધ જીવ છોડતો નથી, અથવા તે દોષ વધે છે, તેનો લક્ષ તેને આવી શકતો નથી

એ વિરોધી સાધનનો બે પ્રકારથી ત્યાગ થઈ શકે છે એક તે સાધનના પ્રસંગની નિવૃત્તિ, બીજું પ્રકાર વિચારથી કરી તેનું તુચ્છપણું સમજાવું

વિચારથી કરી તુચ્છપણું સમજાવા માટે પ્રથમ તે પંચવિષયાદિના સાધનની નિવૃત્તિ કરવી વધારે યોગ્ય છે, કેમકે તેથી વિચારનો અવકાશ પ્રાપ્ત થાય છે

તે પંચવિષયાદિ સાધનની નિવૃત્તિ સર્વથા કરવાનું જીવનું બળ ન ચાલતું હોય ત્યારે, ક્રમેક્રમે, દેશેદેશે તેનો ત્યાગ કરવો ઘટે, પરિગ્રહ તથા ભોગોપભોગના પદાર્થનો અલ્પ પરિચય કરવો ઘટે એમ કરવાથી અનુક્રમે તે દોષ મોળા પડે, અને આશ્રયભક્તિ દૃઢ થાય, તથા જ્ઞાનીના વચનોનું આત્મામાં પરિણામ થઈ તીવ્રજ્ઞાનદશા પ્રગટી જીવન્મુક્ત થાય

જીવ કોઈક વાર આવી વાતનો વિચાર કરે, તેથી અનાદિ અભ્યાસનું બળ ઘટવું કઠણ પડે, પણ દિનદિન પ્રત્યે, પ્રસંગે પ્રસંગે અને પ્રવૃત્તિ પ્રવૃત્તિએ ફરી ફરી વિચાર કરે, તો અનાદિ અભ્યાસનું બળ ઘટી, અપૂર્વ અભ્યાસની સિદ્ધિ થઈ સુલભ એવો આશ્રયભક્તિમાર્ગ સિદ્ધ થાય એ જ વિનંતિ.

આ૦ સ્વ૦ પ્રણામ.

---

[૪૮૫] ૫૭૩ મુંબઈ, ફાગણ વદ ૧૧, શુક્ર, ૧૯૫૧

જન્મ, જરા મરણાદિ દુઃખે કરી સમસ્ત સંસાર અશરણ છે સર્વ પ્રકારે જેણે તે સંસારની આસ્થા તજી તે જ આત્મસ્વભાવને પામ્યા છે, અને નિર્ભય થયા છે. વિચાર વિના તે સ્થિતિ જીવને પ્રાપ્ત થઈ શકતી નથી, અને સંગના મોહે પરાધીન એવા આ જીવને વિચાર પ્રાપ્ત થવો દુર્લભ છે

આ૦ સ્વ૦ પ્રણામ.

૫૪૦ મુબઈ, કારતક સુદ ૧૪, સોમ, ૧૯૫૧

**વિષમ સસારરૂપ
બધનને છેદીને જે પુરુષો ચાલી નીકળ્યા
તે પુરુષોને અનત પ્રણામ છે.**

આજે આપનુ પત્ર ૧ પ્રાપ્ત થયુ છે

સુદ પાચમ છઠ પછી મારે અત્રેથી વિદાય થઈ ત્યા આવવાનુ થશે, એમ લાગે છે આપે લખ્યુ કે વિવાહના કામમાં આગળથી આપ પધાર્યા હો તો કેટલાક વિચાર થઈ શકે, તે સબધમા એમ છે કે એવા કાર્યોમા મારુ ચિત્ત અપ્રવેશક હોવાથી — અને તેમ તેવા કાર્યનુ માહાત્મ્ય કઈ છે નહી એમ ધ્યાન ઠર્યુ હોવાથી મારુ અગાઉથી આવવુ કઈ તેવુ ઉપયોગી નથી જેથી રેવાશકરભાઈનુ આવવુ ઠીક જાણી તેમ કર્યુ છે

રૂના વેપાર વિષે કોઈ કોઈ વખત કરવારૂપ કારણ તમે પત્ર દ્વારા લખો છો તે વિષેમા એક વખત સિવાય ખુલાસો લખ્યો નથી, તેથી આજે એકઠો લખ્યો છે — આડતનો વ્યવસાય ઉત્પન્ન થયો તેમા કઈક ઇચ્છાબળ અને કઈક ઉદયબળ હતુ પણ મોતીનો વ્યવસાય ઉત્પન્ન થવામા તો મુખ્ય ઉદયબળ હતુ બાકી વ્યવસાયનો હાલ ઉદય જણાતો નથી અને વ્યવસાયની ઇચ્છા થવી તે તો અસભવ જેવી છે

શ્રી રેવાશકર પાસેથી આપે રૂપિયાની માગણી કરી હતી, તે કાગળ પણ મણિ તથા કેશવલાલના વાચવામા આવે તેવી રીતે તેમના પત્રમા બીડયો હતો, જોકે તે જાણે તેમા બીજી કઈ અડચણ નહી, પણ લૌકિક ભાવનાનો જીવને અભ્યાસ વિશેષ બળવાન છે, તેથી તેનુ શુ પરિણામ આવ્યું અને અમે તે વિષે શો અભિપ્રાય આપ્યો ? તે જાણવાની તેમની આતુરતા વિશેષ થાય તો તે પણ યોગ્ય નહી હાલ રૂપિયાની સગવડ કરવી પડે તેટલા માટે તમારા વ્યવસાયના સબધમા અમે વખતે ના કહી હશે, એવો વગર કારણે તેમના ચિત્તમા વિચાર આવે અને અનુક્રમે વ્યાવહારિક બુદ્ધિ અમારા પ્રત્યે વિશેષ થાય, તે પણ યથાર્થ નહી

જીજીબાના લગ્ન મહા મહિનામા થશે કે કેમ ? તે સબધમા વવાણિયેથી અમારા જાણવામા કઈ આવ્યું નથી, તેમ એ બાબતમા મે કઈ વિશેષ વિચાર કર્યો નથી વવાણિયેથી ખબર મળશે તો તમને અત્રેથી રેવાશકરભાઈ કે કેશવલાલ જણાવશે અથવા રેવાશકરભાઈનો વિચાર મહા મહિનાનો હશે તો તેઓ વવાણિયે લખશે, અને આપને પણ જણાવશે તે પ્રસગ પર આવવું કે ન આવવુ એ વિચાર પર ચોક્કસ હાલ ચિત્ત આવી શકશે નહી કેમકે તેને ઘણો વખત છે અને અત્યારથી તે માટે વિચાર સૂઝી આવે તેમ બનવુ કઠણ છે ત્રણ વર્ષ થયા તે તરફ જવાયું નથી તેથી શ્રી રવજીભાઈના ચિત્તમા તથા માતુશ્રીના ચિત્તમા, ન જવાય તો વધારે ખેદ રહે, એ મુખ્ય કારણ તે તરફ આવવા વિષેમા છે તેમ અમારુ ન આવવુ થાય તો ભાઈબહેનોને પણ ખેદ રહે, એ બીજુ કારણ પણ આવવા તરફના વિચારને બળવાન કરે છે અને ઘણુ કરીને અવાશે એમ ચિત્તમા લાગે છે અમારુ ચિત્ત પોષ મહિનાના આરભમા અત્રેથી નીકળવાનું રહે છે અને વચ્ચે રોકાણ થાય તો કઈક **પ્રવૃત્તિથી** લાગેલા **પછડાટની** વિશ્રાતિ વખતે થાય પણ કેટલુક કામકાજ એવા પ્રકારનુ છે કે ધાર્યા કરતા કઈક વધારે દિવસ ગયા પછી અત્રેથી છૂટી શકાશે

આપે હાલ કોઈને વેપાર રોજગારની પ્રેરણા કરતા એટલો લક્ષ રાખવાનો છે કે જે ઉપાધિ તમારે જાતે કરવી પડે તે ઉપાધિનો ઉદય તમે આણવા ઇચ્છો છો અને વળી તેથી નિવૃત્તિ ઇચ્છો છો જોકે ચારે બાજુના આજીવિકાદિ કારણથી તે કાર્યની પ્રેરણા કરવાનુ તમારા ચિત્તમા ઉદયથી સ્ફુરતુ હશે તોપણ તે સબધી ગભરાટ ગમે તેટલો હોવા છતા ધીરજથી વિચાર કરી કઈ પણ

વેદાંતના સિદ્ધાંતમા તથા જિનના આગમના સિદ્ધાંતમા જુદાપણુ છે, તોપણ જિનનાં આગમ વિશેષ વિચારનુ સ્થળ જાણી વેદાંતનુ પૃથક્કરણ થવા તે આગમ વાચવા, વિચારવા યોગ્ય છે. એ જ વિનંતિ

---

[ ૮૭૪-૩ ] ૫૭૮ મુંબઈ, ચૈત્ર સુદ ૧૪, શનિ, ૧૯૫૧

મુંબઈમા નાણાભીડ વિશેષ છે સટ્ટાવાળાઓને ઘણુ નુકસાન ગયું છે તમને સૌને ભલામણ છે, કે સટ્ટા જેવે રસ્તે ન ચડાય તેનુ પૂરતુ ધ્યાન રાખશો માતુશ્રી તથા પિતાશ્રીને પાયલાગણ

રાયચંદના યથાયોગ્ય

---

૫૭૯ મુંબઈ, ચૈત્ર સુદ ૧૫, ૧૯૫૧

પરમ સ્નેહી શ્રી સોભાગ પ્રત્યે—શ્રી સાયલા

મોરબીથી લખેલો કાગળ ૧ પહોચ્યો છે રવિવારે અત્રેથી એક પત્ર મોરબી લખ્યું છે તે તમને સાયલે મળ્યું હશે

શ્રી ડુંગર સાથે આ તરફ આવવાનો વિચાર રાખ્યો છે તે વિચાર પ્રમાણે આવવામા શ્રી ડુંગરે પણ કંઈ વિક્ષેપ ન કરવો યોગ્ય છે, કેમકે અત્રે મને વિશેષ ઉપાધિ હાલ તરત નહીં રહે એવુ સંભવે છે દિવસ તથા રાતનો ઘણો ભાગ નિવૃત્તિમા ગાળવો હોય તો મારાથી તેમ બની શકવા હાલ સંભવ છે

પરમ પુરુષની આજ્ઞાના નિર્વાહને અર્થે તથા ઘણા જીવોના હિતને માટે થઈ, આજીવિકાદિ સંબંધી તમે કંઈ લખો છો, અથવા પૂછો છો તેમા મૌન જેવી રીતે વર્તવું થાય છે, તે સ્થળે બીજો કંઈ હેતુ નથી, જેથી મારા તેવા મૌનપણા માટે ચિત્તમા અવિક્ષેપતા રાખશો, અને અત્યંત પ્રયોજન વિના અથવા મારી ઇચ્છા જાણ્યા વિના તે પ્રકાર મારા પ્રત્યે લખવાનુ કે પૂછવાનુ ન બને તો સારુ કેમકે તમારે અને મારે એવી દશાએ વર્તવું વિશેષ જરૂરનુ છે, અને તે આજીવિકાદિ કારણથી તમારે વિશેષ ભયાકુળ થવુ તે પણ યોગ્ય નથી મારા પરની કૃપાથી આટલી વાત ચિત્તમા તમે દૃઢ કરો તો બની શકે તેવી છે બાકી કોઈ રીતે ક્યારે પણ ભિન્નભાવની બુદ્ધિથી મૌનપણુ ધારણ કરવુ મને સૂઝે એમ સંભવતું નથી, એવો નિશ્ચય રાખજો આટલી ભલામણ દેવી તે પણ ઘટારત નથી, તથાપિ સ્મૃતિમા વિશેષતા થવા લખ્યુ છે

આવવાનો વિચાર કરી મિતિ લખશો જે કંઈ પૂછવું કરવુ હોય તે સમાગમે પુછાય તો કેટલાક ઉત્તર આપી શકાય હાલ પત્ર દ્વારા વધારે લખવાનુ બની શકતુ નથી

ટપાલ વખત થવાથી આ પત્ર પૂરુ કર્યું છે શ્રી ડુંગરને પ્રણામ કહેશો અને અમાન પ્રત્યે લૌકિક દૃષ્ટિ રાખી, આવવાના વિચારમા કંઈ શિથિલતા કરશો નહી, એટલી વિનંતિ કરશો

આત્મા સૌથી અત્યંત પ્રત્યક્ષ છે, એવો પરમ પુરુષે કરેલો નિશ્ચય તે પણ અત્યંત પ્રત્યક્ષ છે એ જ વિનંતી

આજ્ઞાંકિત રાયચંદના પ્રણામ પ્રાપ્ત થાય

---

[૪૬૩] ૫૪૪ મુંબઈ, કારતક વદ ૧૩, રવિ, ૧૯૫૧

આપનું પત્ર પહોચ્યું છે અત્રે સુખવૃત્તિ છે જ્યારે પ્રારબ્ધોદય દ્રવ્યાદિ કારણમાં નિર્બળ હોય ત્યારે વિચારવાન જીવે વિશેષ પ્રવૃત્તિ કરવી ન ઘટે, અથવા ધીરજ રાખી આજુબાજુની ઘણી સભાળથી કરવી ઘટે, એક લાભનો જ પ્રકાર દેખ્યા કરી કરવી ન ઘટે એ વાત ઠસાવવા પ્રત્યે અમારુ પ્રયત્ન છતા તમને તે વાત પર યથાયોગ્ય ચિત્ત લાગવાનો યોગ થયો નહી, એટલો ચિત્તમા વિક્ષેપ રહ્યો, તથાપિ તમારા આત્મામા તેવી બુદ્ધિ કોઈ પણ દિવસે હોય નહી કે અમારા વચન પ્રત્યે કઈ ગૌણભાવ તમારાથી રખાય એમ જાણી અમે તમને ઠપકો લખ્યો નહી તથાપિ હવે એ વાત લક્ષમા લેવામા અડચણ નથી મુઝાવાથી કઈ કર્મની નિવૃત્તિ, ઇચ્છીએ છીએ તે, થતી નથી, અને આર્ત્તધ્યાન થઈ જ્ઞાનીના માર્ગ પર પગ મુકાય છે. તે વાત સ્મરણ રાખી જ્ઞાનકથા લખશો વિશેષ આપનું પત્ર આવ્યેથી આ અમારુ લખવુ તમને સહજ કારણથી છે એ જ વિનતી

---

૫૪૫ મુંબઈ, માગશર વદ ૧, ગુરુ, ૧૯૫૧

કઈ જ્ઞાનવાર્તા લખશો

હાલ વ્યવસાય વિશેષ છે ઓછો કરવાનો અભિપ્રાય ચિત્તમાથી ખસતો નથી. અને વધારે થયા કરે છે

આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૬૪] ૫૪૬ મુંબઈ, માગશર વદ ૩, શુક્ર, ૧૯૫૧

પ્ર૦ – 'જેનું મધ્ય નહી, અર્ધ નહી, અછેદ્ય, અભેદ્ય એ આદિ પરમાણુની વ્યાખ્યા શ્રી જિને કહી છે, ત્યારે તેને અનત પર્યાય શી રીતે ઘટે? અથવા પર્યાય તે એક પરમાણુનુ બીજુ નામ હશે કે શી રીતે?' એ પ્રશ્નનુ પત્ર પહોચ્યુ હતુ તેનુ સમાધાન —

પ્રત્યેક પદાર્થને અનત પર્યાય (અવસ્થા) છે અનત પર્યાય વિનાનો કોઈ પદાર્થ હોઈ શકે નહીં એવો શ્રી જિનનો અભિમત છે, અને તે યથાર્થ લાગે છે, કેમકે પ્રત્યેક પદાર્થ સમયે સમયે અવસ્થાતરતા પામતા હોવા જોઈએ એવુ પ્રત્યક્ષ દેખાય છે ક્ષણેક્ષણે જેમ આત્માને વિષે સકલ્પ-વિકલ્પ – પરિણતિ થઈ અવસ્થાતર થયા કરે છે, તેમ પરમાણુને વિષે વર્ણ, ગધ, રસ, રૂપ, અવસ્થા-તરપણુ ભજે છે, તેવુ અવસ્થાંતરપણુ ભજવાથી તે પરમાણુના અનત ભાગ થયા કહેવાયોગ્ય નથી, કેમકે તે પરમાણુ પોતાનુ એકપ્રદેશક્ષેત્રઅવગાહીપણુ ત્યાગ્યા સિવાય તે અવસ્થાંતર પામે છે એકપ્રદેશક્ષેત્રઅવગાહીપણાના તે અનત ભાગ થઈ શકયા નથી એક સમુદ્ર છતા તેમા જેમ તરગ ઊઠે છે, અને તે તરગ તેમા જ સમાય છે, તરગપણે તે સમુદ્રની અવસ્થા જુદી થયા કરતા છતાં પણ સમુદ્ર પોતાના અવગાહક ક્ષેત્રને ત્યાગતો નથી, તેમ કઈ સમુદ્રના અનત જુદા જુદા કટકા થતા નથી, માત્ર પોતાના સ્વરૂપમા તે રમે છે, તરગપણુ એ સમુદ્રની પરિણતિ છે, જો જળ શાત હોય તો શાતપણુ એ તેની પરિણતિ છે, કઈ પણ પરિણતિ તેમા થવી જ જોઈએ, તેમ વર્ણગધાદિ પરિણામ પરમાણુમા બદલાય છે, પણ તે પરમાણુના કઈ કટકા થવાનો પ્રસગ થતો નથી, અવ-સ્થાતરપણુ પામ્યા કરે છે જેમ સોનું કુડળપણુ ત્યાગી મુગટપણુ પામે તેમ પરમાણુ, આ સમયની અવસ્થાથી બીજા સમયની અવસ્થા કઈક અતરવાળી પામે છે જેમ સોનું બે પર્યાયને ભજતા સોના-પણામા જ છે, તેમ પરમાણુ પણ પરમાણુ જ રહે છે એક પુરુષ (જીવ) બાળકપણુ ત્યાગી યુવાન થાય, યુવાનપણુ ત્યાગી વૃદ્ધ થાય, પણ પુરુષ તેનો તે જ રહે, તેમ પરમાણુ પર્યાયને ભજે છે આકાશ પણ અનત પર્યાયી છે અને સિદ્ધ પણ અનતપર્યાયી છે એવો જિનનો અભિપ્રાય છે, તે વિરોધી

ચિત્ત પર વધારે દબાણ કરીને આ સ્થિતિ લખી છે, તે પર વિચાર કરી જો કંઈ અગત્ય જેવું લાગે તો વખતે રતનજીભાઈને ખુલાસો કરશો મારા આવવા નહિ આવવા વિષે જો કંઈ વાત નહી ઉચ્ચારવાનું બને તો તેમ કરવા વિનંતિ છે

વિ૦ રાયચંદના પ્ર૦

---

[ ૪૯૨ ] ૫૮૩ મુબઈ, ચૈત્ર વદ ૧૧, શુક્ર, ૧૯૫૧

એક આત્મપરિણતિ સિવાયના બીજા જે વિષયો તેને વિષે ચિત્ત અવ્યવસ્થિતપણે વર્તે છે, અને તેવું અવ્યવસ્થિતપણું લોકવ્યવહારથી પ્રતિકૂળ હોવાથી લોકવ્યવહાર ભજવો ગમતો નથી, અને તજવો બનતો નથી, એ વેદના ઘણુ કરીને દિવસના આખા ભાગમાં વેદવામા આવ્યા કરે છે

ખાવાને વિષે, પીવાને વિષે, બોલવાને વિષે, શયનને વિષે, લખવાને વિષે કે બીજા વ્યાવહારિક કાર્યોને વિષે જેવા જોઈએ તેવા ભાનથી પ્રવર્તાતું નથી, અને તે પ્રસંગો રહ્યા હોવાથી આત્મપરિણતિને સ્વતંત્ર પ્રગટપણે અનુસરવામા વિપત્તિ આવ્યા કરે છે, અને તે વિષેનું ક્ષણે ક્ષણે દુઃખ રહ્યા કરે છે

અચલિત આત્મરૂપે રહેવાની સ્થિતિમા જ ચિત્તેચ્છા રહે છે, અને ઉપર જણાવ્યા પ્રસંગોની આપત્તિને લીધે કેટલોક તે સ્થિતિનો વિયોગ રહ્યા કરે છે, અને તે વિયોગ માત્ર પરેચ્છાથી રહ્યો છે, સ્વેચ્છાના કારણથી રહ્યો નથી, એ એક ગંભીર વેદના ક્ષણે ક્ષણે થયા કરે છે

આ જ ભવને વિષે અને થોડા જ વખત પહેલા વ્યવહારને વિષે પણ સ્મૃતિ તીવ્ર હતી તે સ્મૃતિ હવે વ્યવહારને વિષે ક્વચિત જ, મંદપણે પ્રવર્તે છે થોડા જ વખત પહેલા, એટલે થોડા વર્ષો પહેલાં વાણી ઘણુ બોલી શકતી, વક્તાપણે કુશળતાથી પ્રવર્તી શકતી, તે હવે મંદપણે અવ્યવસ્થાથી પ્રવર્તે છે થોડા વર્ષ પહેલા, થોડા વખત પહેલા લેખનશક્તિ અતિ ઉગ્ર હતી, આજે શુ લખવુ તે સૂઝતા સૂઝતા દિવસના દિવસ વ્યતીત થઈ જાય છે, અને પછી પણ જે કંઈ લખાય છે, તે ઇચ્છેલુ અથવા યોગ્ય વ્યવસ્થાવાળુ લખાતુ નથી, અર્થાત્ એક આત્મપરિણામ સિવાય સર્વ બીજા પરિણામને વિષે ઉદાસીનપણુ વર્તે છે, અને જે કંઈ કરાય છે તે જેવા જોઈએ તેવા ભાનના નોમા અંશથી પણ નથી થતું જેમ તેમ અને જે તે કરાય છે લખવાની પ્રવૃત્તિ કરતા વાણીની પ્રવૃત્તિ કંઈક ઠીક છે, જેથી કંઈ આપને પૂછવાની ઇચ્છા હોય, જાણવાની ઇચ્છા હોય તેના વિષે સમાગમે કહી શકાશે

કુંદકુંદાચાર્ય અને આનંદઘનજીને સિદ્ધાંત સબંધી જ્ઞાન તીવ્ર હતું કુંદકુંદાચાર્યજી તો આત્મસ્થિતિમા બહુ સ્થિત હતા

નામનું જેને દર્શન હોય તે બધા સમ્યક્જ્ઞાની કહી શકાતા નથી વિશેષ હવે પછી

---

[ ૮૭૪–૨ ] ૫૮૪ મુબઈ, ચૈત્ર વદ ૧૧, શુક્ર, ૧૯૫૧

'જેમ નિર્મળતા રે રત્ન સ્ફટિક તણી, તેમ જ જીવસ્વભાવ રે,
તે જિન વીરે રે ધર્મ પ્રકાશિયો, પ્રબળ કષાયઅભાવ રે'

વિચારવાનને સંગથી વ્યતિરિક્તપણુ પરમ શ્રેયરૂપ છે

---

[ ૪૯૩ ] ૫૮૫ મુબઈ, ચૈત્ર વદ ૧૧, શુક્ર, ૧૯૫૧

'જેમ નિર્મળતા રે રત્ન સ્ફટિક તણી, તેમ જ જીવસ્વભાવ રે,
તે જિન વીરે રે ધર્મ પ્રકાશિયો, પ્રબળ કષાયઅભાવ રે'

સત્સંગ નૈષ્ઠિક શ્રી સોભાગ તથા શ્રી ડુંગર પ્રત્યે નમસ્કારપૂર્વક,

સહજ દ્રવ્ય અત્યંત પ્રકાશિત થયે એટલે સર્વ કર્મનો ક્ષય થયે જ અસંગતા કહી છે અને

[ ૪૬૬ ] ૫૪૮ મુબઈ, માગશર વદ ૯, શુક્ર, ૧૯૫૧

પરમ સ્નેહી શ્રી સોભાગ,

તમારા ત્રણેક પત્રો પહોચ્યા છે એક પત્રમા બે પ્રશ્ન લખ્યા હતા, જેમાંના એકનું સમાધાન નીચે લખ્યુ છે

જ્ઞાનીપુરુષનો સત્સગ થયે, નિશ્ચય થયે, અને તેના માર્ગને આરાધ્યે જીવને દર્શનમોહનીય કર્મ ઉપશમે છે કે ક્ષય થાય છે, અને અનુક્રમે સર્વજ્ઞાનની પ્રાપ્તિ થઈ જીવ કૃતકૃત્ય થાય છે, એ વાત પ્રગટ સત્ય છે, પણ તેથી ઉપાર્જિત પ્રારબ્ધ પણ ભોગવવુ પડતુ નથી એમ સિદ્ધાત થઈ શકતો નથી કેવળજ્ઞાન પ્રાપ્ત થયું છે એવા વીતરાગને પણ ઉપાર્જિત પ્રારબ્ધરૂપ એવા ચાર કર્મ વેદવા પડે છે, તો તેથી ઓછી ભૂમિકામાં સ્થિત એવા જીવોને પ્રારબ્ધ ભોગવવુ પડે તેમ આશ્ચર્ય કાઈ નથી જેમ તે સર્વજ્ઞ એવા વીતરાગને ઘનઘાતિ ચાર કર્મ નાશ પામવાથી વેદવા પડતા નથી, અને ફરી તે કર્મ ઉત્પન્ન થવાના કારણની તે સર્વજ્ઞ વીતરાગને સ્થિતિ નથી, તેમ જ્ઞાનીનો નિશ્ચય થયે અજ્ઞાનભાવથી જીવને ઉદાસીનતા થાય છે, અને તે ઉદાસીનતાને લીધે ભવિષ્યકાળમાં તે પ્રકારનુ કર્મ ઉપાર્જવાનું મુખ્ય કારણ તે જીવને થતુ નથી ક્વચિત્ પૂર્વાનુસાર કોઈ જીવને વિપર્યયઉદય હોય, તોપણ તે ઉદય અનુક્રમે ઉપશમી, ક્ષય થઈ, જીવ જ્ઞાનીના માર્ગને ફરી પામે છે, અને અર્ધપુદ્ગલપરાવર્તનમા અવશ્ય સસારમુક્ત થાય છે, પણ સમકિતી જીવને, કે સર્વજ્ઞ વીતરાગને, કે કોઈ અન્ય યોગી કે જ્ઞાનીને જ્ઞાનની પ્રાપ્તિને લીધે ઉપાર્જિત પ્રારબ્ધ વેદવુ પડે નહી કે દુખ હોય નહી એમ સિદ્ધાત ન હોઈ શકે તો પછી અમને તમને માત્ર સત્સગનો અલ્પ લાભ હોય ત્યા સસારી સર્વ દુખ નિવૃત્ત થવા જોઈએ એમ માનીએ તો પછી કેવળજ્ઞાનાદિ નિરર્થક થાય છે, કેમકે ઉપાર્જિત પ્રારબ્ધ અવેદ્યુ નાશ પામે તો પછી સર્વ માર્ગ મિથ્યા જ ઠરે જ્ઞાનીના સત્સગે અજ્ઞાનીના પ્રસગની રુચિ આળસે, સત્યાસત્ય વિવેક થાય, અનતાનુબધી ક્રોધાદિ ખપે, અનુક્રમે સર્વ રાગદ્વેષ ક્ષય થાય, એ બનવાયોગ્ય છે, અને જ્ઞાનીના નિશ્ચયે તે અલ્પકાળમા અથવા સુગમપણે બને એ સિદ્ધાત છે, તથાપિ જે દુખ અવશ્ય ભોગવ્યે નાશ પામે એવુ ઉપાર્જિત છે તે તો ભોગવવુ જ પડે એમા કાઈ સશય થતો નથી આ વિષે વધારે સમાધાનની ઇચ્છા હોય તો સમાગમે થઈ શકે

મારુ અતરનુ અગ એવુ છે કે પરમાર્થપ્રસગથી કોઈ મુમુક્ષુ જીવને મારો પ્રસગ થાય તો જરૂર તેને મારા પ્રત્યે પરમાર્થના હેતુની જ ઇચ્છા રહે તો જ તેનું શ્રેય થાય, પણ દ્રવ્યાદિ કારણની કઈ પણ વાછા રહે અથવા તેવા વ્યવસાયનુ મને તેનાથી જણાવવુ થાય, તો પછી અનુક્રમે તે જીવ મલિન વાસનાને પામી મુમુક્ષુતાનો નાશ કરે, એમ મને નિશ્ચય રહે છે, અને તે જ કારણથી તમને ઘણી વાર તમારા તરફથી કોઈ વ્યાવહારિક પ્રસગ લખાઈ આવ્યો હોય ત્યારે ઠપકો આપી જણાવ્યું પણ હતું કે મારા પ્રત્યે તમે આવો વ્યવસાય જણાવવાનું જેમ ન થાય તેમ જરૂર કરી કરો, અને મારી સ્મૃતિ પ્રમાણે આપે તે વાત ગ્રહણ કરી હતી, તથાપિ તે પ્રમાણે થોડો વખત બની, પાછુ વ્યવસાય વિષે લખવાનુ બને છે, તો આજના મારા પત્રને વિચારી જરૂર તે વાત તમે વિસર્જન કરશો, અને નિત્ય તેવી વૃત્તિ રાખશો, તો અવશ્ય હિતકારી થશે, અને મારી આતરવૃત્તિને અવશ્ય ઉલ્લાસનુ કારણ આપ્યું છે, એમ મને થશે

બીજા કોઈ પણ સત્સગપ્રસગમા એમ કરે તો મારુ ચિત્ત બહુ વિચારમા પડી જાય છે કે ગભરાય છે, કેમકે પરમાર્થને નાશ કરનારી આ ભાવના આ જીવને ઉદયમા આવી તમે જ્યારે જ્યારે વ્યવસાય વિષે લખ્યું હશે, ત્યારે ત્યારે મને ઘણુ કરીને એમ જ થયું હશે, તથાપિ આપની વૃત્તિ વિશેષ ફેર હોવાને લીધે કઈક ગભરાટ ચિત્તમા ઓછો થયો હશે પણ હાલ તરત તરતના પ્રસગ-પરથી આપે પણ તે ગભરાટની લગભગના ગભગટનું કારણ આપ્યું છે, એમ ચિત્તમા રહે છે

વત્ રહેતું તે ચિત્ત પરમાર્થમાં અસ્થિરવત થવાનું કારણ કંઈ પણ જોઈએ જો પરમાર્થ સંશયનો હેતુ લાગ્યો હોય, તો તેમ બને, અથવા કોઈ તથાવિધ આત્મવીર્ય મંદ થવારૂપ તીવ્ર પ્રારબ્ધોદયના બળથી તેમ થાય. આ બે હેતુથી પરમાર્થવિચાર કરતાં, લખતા કે કહેતા ચિત્ત અસ્થિરવત્ વર્તે તેમાં પ્રથમ કહ્યો તે હેતુ વર્તવાનો સંભવ નથી માત્ર બીજો હેતુ કહ્યો તે સંભવે છે આત્મવીર્ય મંદ થવારૂપ તીવ્ર પ્રારબ્ધોદય હોવાથી તે હેતુ ટાળવાનો પુરુષાર્થ છતાં કાળક્ષેપ થયા કરે છે, અને તેવા ઉદય સુધી તે અસ્થિરતા ટળવી કઠણ છે, અને તેથી પરમાર્થસ્વરૂપ ચિત્ત વિના તે સંબંધી લખવું, કહેવું એ કલ્પિત જેવું લાગે છે, તોપણ કેટલાક પ્રસંગમાં વિશેષ સ્થિરતા રહે છે વ્યવહાર સંબંધી કંઈ પણ લખતાં તે અસારભૂત અને સાક્ષાત્ ભ્રાંતિરૂપ લાગવાથી તે સંબંધી જે કંઈ લખવુ કે કહેવું તે તુચ્છ છે, આત્માને વિકળતાનો હેતુ છે, અને જે કંઈ લખવું કહેવું છે તે ન કહ્યુ હોય તો પણ ચાલી શકે એવું છે, માટે જ્યા સુધી તેમ વર્તે ત્યા સુધી તો જરૂર તેમ વર્તવુ ઘટે છે, એમ જાણી ઘણી વ્યાવહારિક વાત લખવા, કરવા, કહેવાની ટેવ નીકળી ગઈ છે માત્ર જે વ્યાપારાદિ વ્યવહારમા તીવ્ર પ્રારબ્ધોદયે પ્રવૃત્તિ છે ત્યા કંઈક પ્રવૃત્તિ થાય છે જોકે તેનું પણ યથાર્થપણુ જણાતું નથી

શ્રી જિન વીતરાગે દ્રવ્ય–ભાવ સંયોગથી ફરી ફરી છૂટવાથી ભલામણ કહી છે, અને તે સંયોગનો વિશ્વાસ પરમજ્ઞાનીને પણ કર્ત્તવ્ય નથી, એવો નિશ્ચળ માર્ગ કહ્યો છે, તે શ્રી જિન વીતરાગના ચરણકમળને વિષે અત્યંત નમ્ર પરિણામથી નમસ્કાર છે

જે પ્રશ્ન આજના પત્રમાં બીડયા છે તેનો સમાગમે ઉત્તર પૂછશો દર્પણ, જળ, દીપક, સૂર્ય અને ચક્ષુના સ્વરૂપ પર વિચાર કરશો તો કેવળજ્ઞાનથી પદાર્થનું જે પ્રકાશકપણુ થાય છે એમ જિને કહ્યુ છે તે સમજવાને કંઈક સાધન થશે

[૪૯૫] **૫૮૭** મુંબઈ, ચૈત્ર વદ ૧૨, રવિ, ૧૯૫૧

'કેવળજ્ઞાનથી પદાર્થ કેવા પ્રકારે દેખાય છે?' એ પ્રશ્નનો ઉત્તર વિશેષ કરી સમાગમમાં સમજવાથી સ્પષ્ટ સમજી શકાય તેવો છે, તોપણ સંક્ષેપમાં નીચે લખ્યો છે.—

જેમ દીવો જ્યાં જ્યા હોય છે, ત્યા ત્યા પ્રકાશકપણે હોય છે, તેમ જ્ઞાન જ્યાં જ્યા હોય છે ત્યાં ત્યા પ્રકાશકપણે હોય છે દીવાનો સહજ સ્વભાવ જ જેમ પદાર્થપ્રકાશક હોય છે, તેમ જ્ઞાનનો સહજ સ્વભાવ પણ પદાર્થપ્રકાશક છે દીવો દ્રવ્યપ્રકાશક છે, અને જ્ઞાન દ્રવ્ય, ભાવ બન્નેને પ્રકાશક છે. દીવાના પ્રગટવાથી તેના પ્રકાશની સીમામા જે કોઈ પદાર્થ હોય છે તે સહજે દેખાઈ રહે છે, તેમ જ્ઞાનના વિદ્યમાનપણાથી પદાર્થનું સહજે દેખાવુ થાય છે જેમા યથાતથ્ય અને સંપૂર્ણ પદાર્થનું સહેજે દેખાઈ રહેવુ થાય છે, તેને 'કેવળજ્ઞાન' કહ્યુ છે જોકે પરમાર્થથી એમ કહ્યુ છે કે કેવળજ્ઞાન પણ અનુભવમા તો માત્ર આત્માનુભવકર્ત્તા છે, વ્યવહારનયથી લોકાલોક પ્રકાશક છે આરસો, દીવો, સૂર્ય, અને ચક્ષુ જેમ પદાર્થપ્રકાશક છે, તેમ જ્ઞાન પણ પદાર્થપ્રકાશક છે

[૪૯૬] **૫૮૮** મુંબઈ, ચૈત્ર વદ ૧૨, રવિ, ૧૯૫૧

ૐ

**શ્રી જિન વીતરાગે દ્રવ્ય–ભાવ સંયોગથી ફરી ફરી છૂટવાની ભલામણ કહી છે. અને તે સંયોગનો વિશ્વાસ પરમજ્ઞાનીને પણ કર્ત્તવ્ય નથી, એવો અખંડમાર્ગ કહ્યો છે, તે શ્રી જિન વીતરાગના ચરણકમળ પ્રત્યે અત્યંત ભક્તિથી નમસ્કાર.**

આત્મસ્વરૂપનો નિશ્ચય થવામા જીવની અનાદિથી ભૂલ થતી આવી છે સમસ્ત શ્રુતજ્ઞાનસ્વરૂપ એવા દ્વાદશાંગમા સૌથી પ્રથમ ઉપદેશયોગ્ય એવુ 'આચારાંગસૂત્ર' છે, તેના પ્રથમ શ્રુતસ્કંધમ પ્રથમ અધ્યયનના પ્રથમ ઉદ્દેશામા પ્રથમ વાકયે જે શ્રી જિને ઉપદેશ કર્યો છે, તે સર્વ અંગના સર્વ

તોપણ એક અક્ષર અમારી પાસે તો તેની સૂચના પણ ન કરવી જોઈએ એ તમને સર્વાંગ યોગ્ય છે, અને તમને તેવી જ સ્થિતિમા જોવાને જેટલી મારી ઇચ્છા છે, અને જેટલુ તમારુ તે સ્થિતિમાં હિત છે, તે પત્રથી કે વચનથી અમારાથી જણાવી શકાય તેવુ નથી, પણ પૂર્વના કોઈ તેવા જ ઉદયને લીધે તમને તે વાત વિસર્જન થઈ પાછી અમને જણાવવાની ઇચ્છા રહ્યા કરે છે

તે બે પ્રકારની યાચનામા પ્રથમ જણાવી છે તે યાચના તો કોઈ પણ નિકટભવીને કરવી ઘટે જ નહી, અને અલ્પમાત્ર હોય તોપણ તેને મૂળથી છેદવી ઘટે, કેમકે લોકોત્તર મિથ્યાત્વનું તે સબળ બીજ છે, એવો તીર્થંકરાદિનો નિશ્ચય છે, તે અમને તો સપ્રમાણ લાગે છે બીજી યાચના છે તે પણ કર્ત્તવ્ય નથી, કેમકે તે પણ અમને પરિશ્રમનો હેતુ છે અમને વહેવારનો પરિશ્રમ આપીને વહેવાર નિભાવવો એ આ જીવની સદ્દવૃત્તિનું ઘણુ જ અલ્પત્વ બતાવે છે, કેમકે અમારા અર્થે પરિશ્રમ વેઠી તમારે વહેવાર ચલાવી દેવો પડતો હોય તો તે તમને હિતકારી છે, અને અમને તેવા દુષ્ટ નિમિત્તનુ કારણ નથી, એવી સ્થિતિ છતા પણ અમારા ચિત્તમા એવો વિચાર રહે છે કે, જ્યા સુધી અમારે પરિગ્રહાદિનુ લેવુદેવુ થાય, એવો વહેવાર ઉદયમા હોય ત્યા સુધી જાતે તે કાર્ય કરવુ અથવા વહેવારિક સબધી દ્વારાદિથી કરવુ, પણ તે સબધી મુમુક્ષુ પુરુષને તો પરિશ્રમ આપીને ન કરવુ, કેમકે જીવને મલિન વાસના તેવા કારણે ઉદ્દભવ થવી સભવે, કદાપિ અમારુ ચિત્ત શુદ્ધ જ રહે એવુ છે, તથાપિ કાળ એવો છે કે, જો અમે તે શુદ્ધિને દ્રવ્યથી પણ રાખીએ તો સામા જીવને વિષમતા ઉદ્દભવ ન થાય, અને અશુદ્ધ વૃત્તિવાન જીવ પણ તેમ વર્તી પરમપુરુષોના માર્ગનો નાશ ન કરે એ આદિ વિચાર પર મારુ ચિત્ત રહે છે તો પછી જેનુ અમારાથી પરમાર્થબળ કે ચિત્તશુદ્ધિપણુ ઓછુ હોય તેણે તો જરૂર તે માર્ગણા બળવાનપણે રાખવી, એ જ તેને બળવાન શ્રેય છે, અને તમ જેવા મુમુક્ષુ પુરુષે તો અવશ્ય તેમ વર્તવુ ઘટે, કેમકે તમારુ અનુકરણ સહજે બીજા મુમુક્ષુઓને હિતાહિતનું કારણ થઈ શકે પ્રાણ જવા જેવી વિષમ અવસ્થાએ પણ તમને નિષ્કામતા જ રાખવી ઘટે છે, એવો અમારો વિચાર તે તમારા આજીવિકાથી ગમે તેવા દુખની અનુકપા પ્રત્યે જતા પણ મટતો નથી, પણ સામો વધારે બળવાન થાય છે આ વિષયપરત્વે તમને વિશેષ કારણો આપી નિશ્ચય કરાવવાની ઇચ્છા છે, અને તે થશે એમ અમને નિશ્ચય રહે છે

આ પ્રમાણે તમારા અથવા બીજા મુમુક્ષુ જીવના હિતના અર્થે મને જે યોગ્ય લાગ્યું તે લખ્યું છે આટલુ જણાવ્યા પછી મારો પોતાનો મારા આત્માર્થે તે સબધમા કઈક બીજો પણ વિચાર રહે છે તે લખવો ઘટતો નહોતો પણ તમારા આત્માને કઈક અમે દૂભવવા જેવુ લખ્યુ છે, ત્યારે તે લખવો ઘટારત ગણી લખ્યો છે, તે આ પ્રમાણે છે કે, જ્યા સુધી પરિગ્રહાદિનુ લેવુદેવુ થાય એવો વહેવાર મને ઉદયમા હોય ત્યા સુધી જો કોઈ પણ નિષ્કામ મુમુક્ષુ કે સત્પાત્ર જીવની તથા અનુકપાયોગ્યની જે કાંઈ અમારાથી તેને જણાવ્યા સિવાય તેની સેવાચાકરી થઈ શકે તે દ્રવ્યાદિ પદાર્થથી પણ કરવી, કેમકે એવો માર્ગ ઋષભાદિ મહાપુરુષે પણ ક્યાક ક્યાક જીવની ગુણનિષ્પન્નતાર્થે ગણ્યો છે, તે અમારા અગના વિચારનો છે અને તેવી આચરણા સત્પુરુષને નિષેધ નથી, પણ કોઈ રીતે કર્ત્તવ્ય છે માત્ર સામા જીવને પરમાર્થનો રોધ કરનાર તે વિષય કે તે સેવાચાકરી થતા હોય તો તેને સત્પુરુષે પણ ઉપશમાવવા જોઈએ

અસગતા થવા કે સત્સગના જોગનો લાભ પ્રાપ્ત થવા તમારા ચિત્તમા એમ રહે છે કે કેશવલાલ, ત્રબક વગેરેથી ગૃહવ્યવહાર ચલાવી શકાય તો મારાથી છૂટી શકાય તેવુ છે બીજી રીતે તે વ્યવહારને તમે છોડી શકો તેવુ કેટલાક કારણોથી નથી, તે વાત અમે જાણીએ છીએ, છતા ફરી ફરી તમારે લખવી યોગ્ય નથી, એમ જાણી તેને પણ નિષેધી છે એ જ વિનતિ

પ્રણામ પ્રાપ્ત થાય.

---

છે સામાન્ય મુમુક્ષુજીવ વૈરાગ્યના ઉદ્ભવને અર્થે વિષય આરાધવા જતા તો ઘણુ કરી બધાવા સભવ છે, કેમકે જ્ઞાનીપુરુષ પણ તે પ્રસગોને માંડ માંડ જીતી શકયા છે, તો જેની માત્ર વિચારદશા છે, એવા પુરુષનો ભાર નથી કે તે વિષયને એવા પ્રકારે જીતી શકે

---

[૫૦૪] ૫૯૨ મુબઈ, વૈશાખ સુદ, ૧૯૫૧

આર્ય શ્રી સોભાગ પ્રત્યે, સાયલા

કાગળ મળ્યો છે

શ્રી અબાલાલ પ્રત્યે સુધારસ સબધી વાતચીત કરવાનો અવસર તમને પ્રાપ્ત થાય તો કરશો

જે દેહ પૂર યુવાવસ્થામા અને સપૂર્ણ આરોગ્યતામા દેખાતા છતા પણ ક્ષણભગુર છે, તે દેહમા પ્રીતિ કરીને શુ કરીએ ?

જગતના સર્વ પદાર્થ કરતા જે પ્રત્યે સર્વોત્કૃષ્ટ પ્રીતિ છે, એવો આ દેહ તે પણ દુઃખનો હેતુ છે, તો બીજા પદાર્થમા સુખના હેતુની શુ કલ્પના કરવી ?

જે પુરુષોએ વસ્ત્ર જેમ શરીરથી જુદુ છે, એમ આત્માથી શરીર જુદુ છે એમ દીઠુ છે, તે પુરુષો ધન્ય છે

બીજાની વસ્તુ પોતાથી ગ્રહણ થઈ હોય, તે જ્યારે એમ જણાય કે બીજાની છે, ત્યારે તે આપી દેવાનુ જ કાર્ય મહાત્મા પુરુષો કરે છે

દુષમકાળ છે એમા સશય નથી

તથારૂપ પરમજ્ઞાની આપ્તપુરુષનો પ્રાયે વિરહ છે

વિરલા જીવો સમ્યક્દૃષ્ટિપણુ પામે એવી કાળસ્થિતિ થઈ ગઈ છે, જ્યા સહજસિદ્ધ આત્મચારિત્રદશા વર્તે છે એવુ કેવળજ્ઞાન પામવું કઠણ છે, એમા સશય નથી.

પ્રવૃત્તિ વિરામ પામતી નથી, વિરક્તપણુ ઘણુ વર્તે છે

વનને વિષે અથવા એકાંતને વિષે સહજસ્વરૂપને અનુભવતો એવો આત્મા નિર્વિષય કેવળ પ્રવર્તે એમ કરવામા સર્વ ઇચ્છા રોકાણી છે

---

[૫૦૫] ૫૯૩ મુબઈ, વૈશાખ સુદ ૧૫, બુધ, ૧૯૫૧

આત્મા અત્યત સહજ સ્વસ્થતા પામે એ જ સર્વ જ્ઞાનનો સાર શ્રી સર્વજ્ઞે કહ્યો છે

અનાદિકાળથી જીવે અસ્વસ્થતા નિરતર આરાધી છે, જેથી સ્વસ્થતા પ્રત્યે આવવુ તેને દુર્ગમ પડે છે શ્રી જિને એમ કહ્યુ છે, કે યથાપ્રવૃત્તિકરણ સુધી જીવ અનતી વાર આવ્યો છે, પણ જે સમયે ગ્રથિભેદ થવા સુધી આવવાનું થાય છે ત્યારે ક્ષોભ પામી પાછો સસારપરિણામી થયા કર્યો છે ગ્રથિભેદ થવામા જે વીર્યગતિ જોઈએ તે થવાને અર્થે જીવે નિત્યપ્રત્યે સત્સમાગમ, સદ્વિચાર અને સદ્ગ્રથનો પરિચય નિરતરપણે કરવો શ્રેયભૂત છે

આ દેહનું આયુષ્ય પ્રત્યક્ષ ઉપાધિયોગે વ્યતીત થયું જાય છે એ માટે અત્યત શોક થાય છે અને તેનો અલ્પકાળમા જો ઉપાય ન કર્યો તો અમ જેવા અવિચારી પણ થોડા સમજવા

જે જ્ઞાનથી કામ નાશ પામે તે જ્ઞાનને અત્યત ભક્તિએ નમસ્કાર હો

આ૦ સ્વ૦ પ્રણામ

---

કરતા મોટો ખેદ એ થતો હતો કે આ મુમુક્ષુના કુટુબમા સકામબુદ્ધિ વિશેષ થશે, અને પરમાર્થ-દૃષ્ટિ મટી જશે, અથવા ઉત્પન્ન થવાનો સભવ ટળી જશે, અને તેને લીધે બીજા પણ ઘણા જીવોને તે સ્થિતિ પરમાર્થ અપ્રાપ્તિમા હેતુભૂત થશે વળી સકામપણે ભજનારની અમારાથી કઈ વૃત્તિ શાત કરવાનુ બનવુ કઠણ, તેથી સકામી જીવોને પૂર્વાપર વિરોધબુદ્ધિ થાય અથવા પરમાર્થપૂજ્યભાવના ટળી જાય એવુ જે જોયું હતુ, તે વર્તમાનમા ન થાય તે વિશેષ ઉપયોગ થવા સહેજ લખ્યુ છે પૂર્વાપર આ વાતનુ માહાત્મ્ય સમજાય અને અન્ય જીવોને ઉપકાર થાય તેમ વિશેષ લક્ષ રાખશો

[ ૪૭૦ ] ૫૫૩ મુબઈ, પોષ સુદ ૧, શુક્ર, ૧૯૫૧

પત્ર ૧ પ્રાપ્ત થયુ છે અત્રેથી નીકળતા હજુ આશરે એક મહિનો થશે એમ લાગે છે અહીથી નીકળ્યા પછી સમાગમ સબધી વિચાર રહે છે અને શ્રી કઠોરમા તે વાતની અનુકૂળતા આવવાનો વધારે સભવ રહે છે, કેમકે તેમા વિશેષ પ્રતિબધ થવાનુ કારણ જણાતુ નથી

ઘણુ કરીને શ્રી અબાલાલ તે વખતમા કઠોર આવી શકે, તે માટે તેમને જણાવીશ

અમારા આવવા વિષે હાલ કોઈને કઈ જણાવવાનુ કારણ નથી, તેમ અમારે માટે બીજી વિશેષ તજવીજ કરવાનું પણ કારણ નથી સાયણ સ્ટેશને ઊતરી કઠોર અવાય છે, અને તે લાબો રસ્તો નથી, જેથી વાહન વગેરેનુ કઈ અમને અગત્ય નથી અને કદાપિ વાહનનુ કે કઈ કારણ હશે તો શ્રી અબાલાલ તે વિષે તજવીજ કરી શકશે

કઠોરમા પણ ત્યાના શ્રાવકો વગેરેને અમારા આવવા વિષે જણાવવાનુ કારણ નથી, તેમ ઊતર-વાના ઠેકાણા માટે કઈ ગોઠવણ કરવા વિષે તેમને જણાવવાનું કારણ નથી તે માટે જે સહેજે તે પ્રસગમા બની આવશે તેથી અમને અડચણ નહી આવે શ્રી અબાલાલ સિવાય બીજા કોઈ મુમુક્ષુઓ વખતે શ્રી અબાલાલ સાથે આવશે, પણ તેમના આવવા વિષેમા પણ આગળથી ખબર કઠોરમા કે સુરત કે સાયણમા ન પડે તે અમને ઠીક લાગે છે, કેમકે તેને લીધે અમને પણ પ્રતિબધ વખતે થાય

અમારી અત્રે સ્થિરતા છે, ત્યા સુધીમા બને તો પત્ર પ્રશ્નાદિ લખશો સાધુશ્રી દેવકરણજીને આત્મસ્મૃતિપૂર્વક યથાયોગ્ય પ્રાપ્ત થાય

જે પ્રકારે અસગતાએ, આત્મભાવ સાધ્ય થાય તે પ્રકારે પ્રવર્તવુ એ જ જિનની આજ્ઞા છે આ ઉપાધિરૂપ વ્યાપારાદિ પ્રસગથી નિવર્તવા વાર વાર વિચાર રહ્યા કરે છે, તથાપિ તેનો અપરિ-પક્વ કાળ જાણી, ઉદયવશે વ્યવહાર કરવો પડે છે પણ ઉપર કહી છે એવી જિનની આજ્ઞા તે ઘણુ કરી વિસ્મરણ થતી નથી અને તમને પણ હાલ તો તે જ ભાવના વિચારવાનુ કહીએ છીએ

આ૦ સ્વ૦ પ્રણામ

૫૫૪ મુબઈ, પોષ સુદ ૧૦, ૧૯૫૧

શ્રી અજારગ્રામે સ્થિત પરમ સ્નેહી શ્રી સોભાગ પ્રત્યે,

શ્રી મોહમયી ભૂમિથી લિ૦ આત્મસ્મૃતિપૂર્વક યથાયોગ્ય પ્રાપ્ત થાય

વિશેષ તમારુ પત્ર મળ્યુ છે

ચત્રભુજના પ્રસગમા આપે લખતા એમ લખ્યુ છે કે કાળ જશે અને કહેણી રહેશે તે આપને લખવુ ઘટારત નહોતુ જે કઈ બની શકે એવુ હોય તે કરવામા મારી વિષમતા નથી, પણ તે પરમાર્થથી અવિરોધી હોય તો થઈ શકે છે, નહી તો થઈ શકવુ બહુ કઠણ પડે છે અથવા નથી થઈ શકતુ, જેથી કાળ જશે અને કહેણી રહેશે, એવો આ ચત્રભુજ સબધીનો પ્રસગ નથી, પણ તેવો પ્રસગ હોય તોપણ બાહ્ય કારણ પર જવા કરતા અતર્ધર્મ પર પ્રથમ જવુ એ શ્રેયરૂપ છે, તે વિસર્જન થવા દેવા યોગ્ય નથી

સંપૂર્ણ આત્મસ્વરૂપ કોઈ પણ પુરુષને વિષે પ્રગટવું જોઈએ, એવો આત્માને વિષે નિશ્ચય પ્રતીતિભાવ આવે છે, અને તે કેવા પુરુષને વિષે પ્રગટવું જોઈએ, એમ વિચાર કરતાં જિન જેવા પુરુષને પ્રગટવું જોઈએ એમ સ્પષ્ટ લાગે છે. કોઈને પણ આ સૃષ્ટિમંડળને વિષે આત્મસ્વરૂપ સંપૂર્ણ પ્રગટવાયોગ્ય હોય તો શ્રી વર્દ્ધમાનસ્વામીને વિષે પ્રથમ પ્રગટવાયોગ્ય લાગે છે, અથવા તે દશાના પુરુષોને વિષે સૌથી પ્રથમ સંપૂર્ણ આત્મસ્વરૂપ— [અપૂર્ણ]

---

[૫૧૦] ૫૯૮ મુંબઈ, વૈશાખ વદ ૧૦, રવિ, ૧૯૫૧

ૐ

પરમ સ્નેહી શ્રી સોભાગ પ્રત્યે નમસ્કારપૂર્વક—શ્રી સાયલા

આજે પત્ર-૧ મળ્યું છે

'અલ્પકાળમાં ઉપાધિરહિત થવા ઇચ્છનારે આત્મપરિણતિને કયા વિચારમાં આણવી ઘટે છે કે જેથી તે ઉપાધિરહિત થઈ શકે?' એ પ્રશ્ન અમે લખ્યું હતું તેના ઉત્તરમાં તમે લખ્યું કે 'જ્યાં સુધી રાગબંધન છે ત્યાં સુધી ઉપાધિરહિત થવાતું નથી, અને તે બંધન આત્મપરિણતિથી ઓછું પડી જાય તેવી પરિણતિ રહે તો અલ્પકાળમાં ઉપાધિરહિત થવાય.' એ પ્રમાણે ઉત્તર લખ્યો તે યથાર્થ છે અહીં પ્રશ્નમાં વિશેષતા એટલી છે કે 'પરાણે ઉપાધિયોગ પ્રાપ્ત થતો હોય, તે પ્રત્યે રાગદ્વેષાદિ પરિણતિ ઓછી હોય, ઉપાધિ કરવા ચિત્તમાં વારંવાર ખેદ રહેતો હોય, અને તે ઉપાધિને ત્યાગ કરવામાં પરિણામ રહ્યાં કરતાં હોય, તેમ છતાં ઉદયબળથી ઉપાધિપ્રસંગ વર્તતો હોય તો તે શા ઉપાયે નિવૃત્ત કરી શકાય?' એ પ્રશ્ન વિષે જે લક્ષ પહોંચે તે લખશો

'ભાવાર્થપ્રકાશ' ગ્રંથ અમે વાંચ્યો છે, તેમાં સંપ્રદાયના વિવાદનું કંઈક સમાધાન થઈ શકે એવી રચના કરી છે, પણ તારતમ્યે વાસ્તવ્ય જ્ઞાનવાનની રચના નથી, એમ મને લાગે છે

શ્રી ડુંગરે 'અખે પુરુષ એક વરખ હે' એ સવૈયો લખાવ્યો તે વાંચ્યો છે શ્રી ડુંગરને એ સવૈયાનો વિશેષ અનુભવ છે, તથાપિ એવા સવૈયામાં પણ ઘણું કરીને છાયા જેવો ઉપદેશ જોવા આવે છે, અને તેથી અમુક નિર્ણય કરી શકાય, અને કદી નિર્ણય કરી શકાય તો તે પૂર્વાપર અવિરોધ રહે છે, એમ ઘણું કરીને લક્ષમાં આવતું નથી જીવના પુરુષાર્થધર્મને કેટલીક રીતે એવી વાણી બળવાન કરે છે, એટલો તે વાણીનો ઉપકાર કેટલાક જીવો પ્રત્યે થવો સંભવે છે

શ્રી નવલચંદના હાલ બે પત્ર અત્રે આવ્યા હતાં, કંઈક ધર્મપ્રકારને જાણવા વિષે હાલ તેમને ઇચ્છા થઈ છે, તથાપિ તે અભ્યાસવત્ અને દ્રવ્યાકાર જેવી હાલ સમજવી યોગ્ય છે જો કોઈ પૂર્વના કારણયોગથી એ પ્રકાર પ્રત્યે તેમનો લક્ષ વધશે તો ભાવપરિણામે ધર્મવિચાર કરવાનું બની શકે એવો તેનો ક્ષયોપશમ છે

તમારા આજના પત્રમાં છેવટે શ્રી ડુંગરે જે સાખી લખાવી છે, 'વ્યવહારની ઝાળ પાંદડે પાંદડે પરજળી' એ પદ જેમાં પહેલું છે તે યથાર્થ છે ઉપાધિથી ઉદાસ થયેલા ચિત્તને ધીરજનો હેતુ થઈ શકે એવી સાખી છે

તમારું તથા શ્રી ડુંગરનું અત્રે આવવા વિષે વિશેષ ચિત્ત છે એમ લખ્યું તે વિશેષ કરી જાણ્યું શ્રી ડુંગરનું ચિત્ત એવા પ્રકારમાં શિથિલ કેટલીક વાર થાય છે, તેમ આ પ્રસંગમાં કંઈ કારણ દેખાતું નથી કંઈક શ્રી ડુંગરને દ્રવ્ય (બહાર)થી માનદશા એવા પ્રસંગમાં આડી આવતી હોવી જોઈએ એમ અમને લાગે છે, પણ તે એવા વિચારવાનને રહે તે ઘટારત નથી, પછી બીજા સાધારણ જીવોને વિષે તેવા દોષની નિવૃત્તિ સત્સંગથી પણ કેમ થાય?

તમારી મને મળવાની ઇચ્છા હોય તે અટકાવતા મન અસંતોષ પામે છે, તોપણ હાલ અટકાવવાનુ મારુ ચિત્ત રહે છે, કેમકે ચિત્તની વ્યવસ્થા યથાયોગ્ય નહીં હોવાથી ઉદય પ્રારબ્ધ વિના બીજા સર્વ પ્રકારમા અસંગપણુ રાખવુ યોગ્ય લાગે છે, તે એટલે સુધી કે જેમનો ઓળખાણુ પ્રસંગ છે તેઓ પણુ હાલ ભૂલી જાય તો સારુ, કેમકે સંગથી ઉપાધિ નિષ્કારણુ વધ્યા કરે છે, અને તેવી ઉપાધિ સહન કરવા યોગ્ય એવુ હાલ મારુ ચિત્ત નથી નિરુપાયતા સિવાય કંઈ પણુ વ્યવહાર કરવાનું હાલ ચિત્ત હોય એમ જણાતુ નથી, અને જે વ્યાપાર વ્યવહારની નિરુપાયતા છે, તેથી પણુ નિવૃત્ત થવાની ચિંતના રહ્યા કરે છે તેમ ચિત્તમા બીજાને બોધ કરવા યોગ્ય એટલી મારી યોગ્યતા હાલ મને લાગતી નથી, કેમકે જ્યા સુધી સર્વ પ્રકારના વિષમ સ્થાનકોમા સમવૃત્તિ ન થાય ત્યા સુધી યથાર્થ આત્મજ્ઞાન કહ્યુ જતુ નથી, અને જ્યા સુધી તેમ હોય ત્યા સુધી તો નિજ અભ્યાસની રક્ષા કરવી ઘટે છે, અને હાલ તે પ્રકારની મારી સ્થિતિ હોવાથી હુ આમ વર્તું છુ તે ક્ષમાયોગ્ય છે, કેમકે મારા ચિત્તમા અન્ય કોઈ હેતુ નથી

વળતી વખતે શ્રી વઢવાણુ સમાગમ કરવાનુ થઈ શકે તેવુ મારાથી બની શકે તેવુ હશે, તો આગળથી તમને લખીશ, પણુ મારા સમાગમમા તમે આવ્યાથી મારુ આવવુ વઢવાણુ થયુ હતુ એમ બીજાઓના જાણુવામા તે પ્રસંગને લઈને આવે તો તે મને યોગ્ય લાગતુ નથી, તેમ વ્યાવહારિક કારણુથી તમે સમાગમ કર્યો છે એમ જણાવવુ તે અયથાર્થ છે, જેથી જો સમાગમ થવાનું લખવાનુ મારાથી બને તો જેમ વાત અપ્રસિદ્ધ રહે તેમ કરશો, એમ વિનંતિ છે

ત્રણેના પત્ર જુદા લખી શકવાની અશક્તિને લીધે એક પત્ર લખ્યું છે એ જ વિનંતિ

આ૦ સ્વ૦ પ્રણામ

---

[ ૮૭૪–૯ ] ૫૫૯ મુંબઈ, પોષ વદ ૦)), શનિ, ૧૯૫૧

શુભેચ્છાસંપન્ન ભાઈ સુખલાલ છગનલાલ પ્રત્યે, શ્રી વીરમગામ

સમાગમ વિષે તમને ઇચ્છા છે અને તે પ્રમાણે અનુસરવામા સામાન્યપણે બાધ નથી, તથાપિ ચિત્તના કારણુથી હાલ વધારે સમાગમમા આવવાનુ કરવા વિષે લક્ષ થતો નથી અત્રેથી માહ સુદ ૧૫ ઉપર નિવૃત્ત થવાનો સંભવ જણાય છે, તથાપિ તે વખતમા રોકાવા જેટલો અવકાશ નથી, અને મુખ્ય ઉપર જણાવ્યું છે તે કારણ છે, તોપણુ જો કંઈ બાધ જેવુ નહી હોય, તો સ્ટેશન પર મળવા વિષે આગળથી તમને જણાવીશ મારા આવવા વિષેના ખબર વિશેષ કોઈને હાલ નહી જણાવશો, કેમકે વધારે સમાગમમા આવવાનું ઉદાસીનપણુ રહે છે

આત્મસ્વરૂપે પ્રણામ

---

[ ૪૭૪ ] ૫૬૦ મુંબઈ, પોષ, ૧૯૫૧

ૐ

જો જ્ઞાનીપુરુષના દૃઢ આશ્રયથી સર્વોત્કૃષ્ટ એવુ મોક્ષપદ સુલભ છે, તો પછી ક્ષણેક્ષણે આત્મોપયોગ સ્થિર કરવો ઘટે એવો કઠણુ માર્ગ તે જ્ઞાનીપુરુષના દૃઢ આશ્રયે પ્રાપ્ત થવો કેમ સુલભ ન હોય ? કેમકે તે ઉપયોગના એકાગ્રપણા વિના તો મોક્ષપદની ઉત્પત્તિ છે નહી જ્ઞાનીપુરુષના વચનનો દૃઢ આશ્રય જેને થાય તેને સર્વ સાધન સુલભ થાય એવો અખંડ નિશ્ચય સત્પુરુષોએ કર્યો છે, તો પછી અમે કહીએ છીએ કે આ વૃત્તિઓનો જય કરવો ઘટે છે, તે વૃત્તિઓનો જય કેમ ન થઈ શકે ? આટલુ સત્ય છે કે આ દુષમકાળને વિષે સત્સંગની સમીપતા કે દૃઢ આશ્રય વિશેષ જોઈએ અને

મને નિવૃત્તિ ઘણું કરી મળી શકે તેમ છે, પણ આ ક્ષેત્ર સ્વભાવે પ્રવૃત્તિવિશેષવાળું છે, જેથી નિવૃત્તિક્ષેત્રે જેવો સત્સમાગમથી આત્મપરિણામનો ઉત્કર્ષ થાય, તેવો ઘણું કરી પ્રવૃત્તિવિશેષક્ષેત્રે થવો કઠણ પડે છે બાકી તમે અથવા શ્રી ડુંગર અથવા બન્ને આવો તે માટે અમને કંઈ અડચણ નથી પ્રવૃત્તિ ઘણી ઓછી કરી શકાય તેમ છે, પણ શ્રી ડુંગરનું ચિત્ત આવવા વિષેમાં કંઈક વિશેષ શિથિલ વર્તે તો આગ્રહથી ન લાવો તોપણ અડચણ નથી, કેમકે તે તરફ થોડા વખતમાં સમાગમ થવાનો વખતે યોગ બની શકશે

આ પ્રમાણે લખવાનો અર્થ હતો તમારે એકે આવવું, અને શ્રી ડુંગરે ન આવવું અથવા અમને નિવૃત્તિ હાલ નથી એમ લખવાનો આશય નહોતો માત્ર નિવૃત્તિક્ષેત્રે કોઈ રીતે સમાગમ થવા વિષેનું વિશેષપણું જણાવ્યું છે કોઈ વખત વિચારવાનને તો પ્રવૃત્તિક્ષેત્રમાં સત્સમાગમ વિશેષ લાભકારક થઈ પડે છે જ્ઞાનીપુરુષની ભીડમાં નિર્મળદશા જોવાનું બને છે એ આદિ નિમિત્તથી વિશેષ લાભકારક પણ થાય છે

તમારે બન્નેએ અથવા તમારે આવવા સંબંધમાં ક્યારે કરવું તે વિષે મનમાં કંઈક વિચાર આવે છે, જેથી હાલ અહીંથી કંઈ વિચાર જણાવ્યા સુધી આવવામાં વિલંબ કરશો તો અડચણ નથી

પરપરિણતિના કાર્ય કરવાનો પ્રસંગ રહે અને સ્વપરિણતિમાં સ્થિતિ રાખ્યા કરવી તે ચૌદમા જિનની સેવા શ્રી આનંદઘનજીએ કહી છે તેથી પણ વિશેષ દોહ્યલું છે

જ્ઞાનીપુરુષને નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્યદશા વર્તે ત્યારથી જે સંયમસુખ પ્રગટે છે તે અવર્ણનીય છે ઉપદેશમાર્ગ પણ તે સુખ પ્રગટ્યે પ્રરૂપવાયોગ્ય છે શ્રી ડુંગરને અત્યંત ભક્તિથી પ્રણામ

આ૦ સ્વ૦ પ્રણામ

---

[ ૫૧૩ ] ૬૦૧ મુંબઈ, જેઠ સુદ ૧૦, રવિ, ૧૯૫૧

ૐ

પરમ સ્નેહી શ્રી સોભાગ પ્રત્યે – શ્રી સાયલા

ત્રણ દિવસ પ્રથમ તમારો લખેલો કાગળ મળ્યો છે અત્રે આવવાનો વિચાર ઉત્તર મળતા સુધી ઉપશમ કર્યો છે એમ લખ્યું તે વાંચ્યું છે ઉત્તર મળતા સુધી આવવાનો વિચાર અટકાવવા વિષે અહીંથી લખ્યું હતું તેના મુખ્ય કારણ આ પ્રમાણે છે. —

અત્રે આપનો આવવાનો વિચાર રહે છે, તેમાં એક હેતુ સમાગમલાભનો છે અને બીજો અનિચ્છિત હેતુ કંઈક ઉપાધિના સંયોગને લીધે વેપાર પ્રસંગે કોઈને મળવા કરવા વિષેનો છે જે પર વિચાર કરતાં હાલ આવવાનો વિચાર અટકાવ્યો હોય તોપણ અડચણ નથી એમ લાગ્યું, તેથી એ પ્રમાણે લખ્યું હતું સમાગમયોગ ઘણું કરીને અત્રેથી એક કે દોઢ મહિના પછી નિવૃત્તિ ક્ષેત્રે મળવા સંભવ છે ત્યારે તે ભણી થવા સંભવ છે અને ઉપાધિ માટે હાલ ત્રંબક વગેરે પ્રયાસમાં છે તો તમારે આવવાનું તે પ્રસંગે વિશેષ કારણ જેવું તરતમાં નથી અમારે તે તરફ આવવાનો યોગ થવાને વધારે વખત જવા જેવું દેખાશે તો પછી આપને એક આંટો ખાઈ જવાનું જણાવવાનું ચિત્ત છે. આ વિષે જેમ આપનું ધ્યાન પહોંચે તેમ લખશો

ઘણા મોટા પુરુષોના સિદ્ધિયોગ સંબંધી શાસ્ત્રમાં વાત આવે છે, તથા લોકકથામાં તેવી વાતો સંભળાય છે તે માટે આપને સંશય રહે છે, તેનો સંક્ષેપમાં આ પ્રમાણે ઉત્તર છે —

[૪૭૮] ૫૬૩ મુબઈ, માહ સુદ ૮, રવિ, ૧૯૫૧

પત્ર પ્રાપ્ત થયું છે વિસ્તારથી પત્ર લખવાનું હાલમા બની શકતું નથી તે માટે ચિત્તમા કઈક ખેદ થાય છે, તથાપિ પ્રારબ્ધોદય સમજી સમપણુ કરુ છુ

તમે પત્રમા જે કઈ લખ્યુ છે, તે પર વારવાર વિચાર કરવાથી, જાગૃતિ રાખવાથી, જેમા પચ વિષયાદિનુ અશુચિ સ્વરૂપ વર્ણવ્યું હોય એવા શાસ્ત્રો અને સત્પુરુષના ચરિત્રો વિચારવાથી તથા કાર્યે કાર્યે લક્ષ રાખી પ્રવર્તવાથી જે કઈ ઉદાસભાવના થવી ઘટે ત થશે

લિ૦ રાયચદના પ્રણામ

---

૫૬૪ મુબઈ, માહ સુદ ૮, રવિ, ૧૯૫૧

અત્રે આ વખતે ત્રણ વર્ષ ઉપરાત પ્રવૃત્તિનો ઉદય વેદ્યો છે અને ત્યા આવ્યા પછી પણ થોડા દિવસ કઈ પ્રવૃત્તિનો સબધ રહે, એથી હવે ઉપગમતા પ્રાપ્ત થાય તો સારુ, એમ ચિત્તમા રહે છે બીજી ઉપરામતા હાલ બનવી કઠણ છે, ઓછી સભવે છે પણ તમારો તથા શ્રી ડુગર વગેરેનો સમાગમ થાય તો સારુ એમ ચિત્તમાં રહે છે, માટે શ્રી ડુગરને તમે જણાવશો અને તેઓ વવાણિયા આવી શકે તેમ કરશો

કોઈ પણ પ્રકારે વવાણિયા આવવામા તેમણે કલ્પના કરવી ન ઘટે જરૂર આવી શકે તેમ કરશો

લિ૦ રાયચદના પ્રણામ

---

[૪૭૯] ૫૬૫ મુંબઈ, ફાગણ સુદ ૧૨, શુક્ર, ૧૯૫૧

જે પ્રકારે બધનથી છુટાય તે પ્રકારે પ્રવર્તવું, એ હિતકારી કાર્ય છે બાહ્ય પરિચયને વિચારી વિચારીને નિવૃત્ત કરવો એ છૂટવાનો એક પ્રકાર છે જીવ આ વાત જેટલી વિચારશે તેટલો જ્ઞાની-પુરુષનો માર્ગ સમજવાનો સમય સમીપ પ્રાપ્ત થશે

આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૮૦] ૫૬૬ મુબઈ, ફાગણ સુદ ૧૩, ૧૯૫૧

અશરણ એવા સસારને વિષે નિશ્ચિત બુદ્ધિએ વ્યવહાર કરવો જેને યોગ્ય જણાતો ન હોય અને તે વ્યવહારનો સબધ નિવૃત્ત કરતા તથા ઓછો કરતા વિશેષ કાળ વ્યતીત થયા કરતો હોય તો તે કામ અલ્પકાળમા કરવા માટે જીવને શુ કરવુ ઘટે ? સમસ્ત સસાર મૃત્યુ આદિ ભયે અશરણ છે તે શરણનો હેતુ થાય એવુ કલ્પવુ તે મૃગજળ જેવુ છે વિચારી વિચારીને શ્રી તીર્થંકર જેવાએ પણ તેથી નિવર્તવુ, છૂટવુ એ જ ઉપાય શોધ્યો છે તે સસારના મુખ્ય કારણ પ્રેમબધન તથા દ્વેષબધન સર્વ જ્ઞાનીએ સ્વીકાર્યા છે તેની મૂઝવણે જીવને નિજ વિચાર કરવાનો અવકાશ પ્રાપ્ત થતો નથી, અથવા થાય એવા યોગે તે બધનના કારણથી આત્મવીર્ય પ્રવર્તી શકતુ નથી, અને તે સૌ પ્રમાદનો હેતુ છે, અને તેવા પ્રમાદે લેશમાત્ર સમયકાળ પણ નિર્ભય રહેવુ કે અજાગૃત રહેવુ તે આ જીવનુ અતિશય નિર્બળપણુ છે, અવિવેકતા છે, ભ્રાંતિ છે, અને ટાળતા અત્યત કઠણ એવો મોહ છે

સમસ્ત સસાર બે પ્રવાહથી વહે છે, પ્રેમથી અને દ્વેષથી પ્રેમથી વિરક્ત થયા વિના દ્વેષથી છુટાય નહી, અને પ્રેમથી વિરક્ત થાય તેણે સર્વસગથી વિરક્ત થયા વિના વ્યવહારમા વર્તી અપ્રેમ (ઉદાસ) દશા રાખવી તે ભયકર વ્રત છે જો કેવળ પ્રેમનો ત્યાગ કરી વ્યવહારમા પ્રવર્તવુ કરાય તો કેટલાક જીવોની દયાનો, ઉપકારનો, અને સ્વાર્થનો ભગ કરવા જેવુ થાય છે, અને તેમ

વર્તે છે, અજ્ઞાની હર્ષવિષાદને પ્રાપ્ત થાય છે

જ્યાં સંપૂર્ણ જ્ઞાન છે ત્યાં તો સ્ત્રીઆદિ પરિગ્રહનો પણ અપ્રસંગ છે તેથી ન્યૂન ભૂમિકાની જ્ઞાનદશામાં ( ચોથે, પાંચમે ગુણસ્થાનકે જ્યાં તે યોગનો પ્રસંગ સંભવે છે, તે દશામાં )વર્તતા જ્ઞાની સમ્યક્દૃષ્ટિને સ્ત્રીઆદિ પરિગ્રહની પ્રાપ્તિ થાય છે

---

૬૦૪ મુંબઈ, જેઠ સુદ ૧૨, બુધ, ૧૯૫૧

ૐ

મુનિને વચનોનું પુસ્તક ( તમે પત્રાદિનો સંગ્રહ લખ્યો છે તે ) વાંચવાની ઇચ્છા રહે છે મોકલવામાં અડચણ નથી એ જ વિનંતિ

આ૦ સ્વ૦ પ્રણામ

---

[ ૫૧૬ ] ૬૦૫ મુંબઈ, જેઠ વદ ૨, ૧૯૫૧

સવિગત પત્ર લખવાનો વિચાર હતો, તે પ્રમાણે પ્રવૃત્તિ થઈ શકી નથી હાલ તે તરફ કેટલી સ્થિરતા થવી સંભવે છે ? ચોમાસું ક્યાં થવું સંભવે છે ? તે જણાવવાનું થાય તો જણાવશોજી

પત્રમાં ત્રણ પ્રશ્નો લખ્યા હતા, તેનો ઉત્તર સમાગમે થઈ શકવાયોગ્ય છે વખતે થોડા વખત પછી સમાગમયોગ બને

વિચારવાનને દેહ છૂટવા સંબંધી હર્ષવિષાદ ઘટે નહીં આત્મપરિણામનું વિભાવપણું તે હાનિ અને તે જ મુખ્ય મરણ છે સ્વભાવસન્મુખતા, તથા તેની દૃઢ ઇચ્છા પણ તે હર્ષ વિષાદને ટાળે છે

---

[ ૫૧૭ ] ૬૦૬ મુંબઈ, જેઠ વદ ૫, બુધ, ૧૯૫૧

**સર્વને વિષે સમભાવની ઇચ્છા રહે છે.**

એ શ્રીપાળનો રાસ કરતાં, જ્ઞાન અમૃત રસ વૂઠ્યો રે, મુજ૦ —શ્રી યશોવિજયજી

પરમ સ્નેહી શ્રી સોભાગ, શ્રી સાયલા

તીવ્ર વૈરાગ્યવાનને, જે ઉદયના પ્રસંગ શિથિલ કરવામાં ઘણી વાર ફળીભૂત થાય છે, તેવા ઉદયના પ્રસંગ જોઈ ચિત્તમાં અત્યંત ઉદાસપણું આવે છે. આ સંસાર કયા કારણે પરિચય કરવાયોગ્ય છે ? તથા તેની નિવૃત્તિ ઇચ્છનાર એવા વિચારવાનને પ્રારબ્ધવશાત્ તેનો પ્રસંગ રહ્યા કરતો હોય તો તે પ્રારબ્ધ બીજે કોઈ પ્રકારે ત્વરાએ વેદી શકાય કે કેમ ? તે તમે તથા શ્રી ડુંગર વિચાર કરીને લખશો

જે તીર્થંકરે જ્ઞાનનું ફળ વિરતિ કહ્યું છે, તે તીર્થંકરને અત્યંત ભક્તિએ નમસ્કાર હો !

નહીં ઇચ્છવામાં આવતાં છતાં જીવને ભોગવવું પડે છે, એ પૂર્વકર્મનો સંબંધ યથાર્થ સિદ્ધ કરે છે એ જ વિનંતિ

આ૦ સ્વ૦ બન્નેને પ્રણામ

---

[ ૬૧૯ ] ૬૦૭ મુંબઈ, જેઠ વદ ૭, ૧૯૫૧

શ્રી મુનિ,

'જગમની જુક્તિ તો સર્વે જાણીએ, સમીપ રહે પણ શરીરનો નહીં સંગ જો,'
'એકાંતે વસવું રે એક જ આસને, ભૂલ પડે તો પડે ભજનમાં ભંગ જો.'

—ઓધવજી અબળા તે સાધન શું કરે ?

---

કોઈ પણ જીવને અવિનાશી દેહની પ્રાપ્તિ થઈ એમ દીઠું નથી, જાણ્યું નથી તથા સંભવતું નથી, અને મૃત્યુનું આવવું અવશ્ય છે, એવો પ્રત્યક્ષ નિઃસંશય અનુભવ છે, તેમ છતાં પણ આ જીવ તે વાત ફરી ફરી ભૂલી જાય છે એ મોટું આશ્ચર્ય છે

જે સર્વજ્ઞ વીતરાગને વિષે અનંત સિદ્ધિઓ પ્રગટી હતી તે વીતરાગે પણ આ દેહને અનિત્યભાવી દીઠો છે, તો પછી બીજા જીવો કયા પ્રયોગે દેહને નિત્ય કરી શકશે ?

શ્રી જિનનો એવો અભિપ્રાય છે, કે પ્રત્યેક દ્રવ્ય અનંત પર્યાયવાળું છે જીવને અનંતા પર્યાય છે અને પરમાણુને પણ અનંતા પર્યાય છે જીવ ચેતન હોવાથી તેના પર્યાય પણ ચેતન છે, અને પરમાણુ અચેતન હોવાથી તેના પર્યાય પણ અચેતન છે જીવના પર્યાય અચેતન નથી અને પરમાણુના પર્યાય સચેતન નથી, એવો શ્રી જિને નિશ્ચય કર્યો છે અને તેમ જ યોગ્ય છે, કેમકે પ્રત્યક્ષ પદાર્થનું સ્વરૂપ પણ વિચારતા તેવું ભાસે છે

જીવ વિષે, પ્રદેશ વિષે, પર્યાય વિષે, તથા સંખ્યાત, અસંખ્યાત, અનંત આદિ વિષેનો યથાશક્તિ વિચાર કરવો જે કંઈ અન્ય પદાર્થનો વિચાર કરવો છે તે જીવના મોક્ષાર્થે કરવો છે, અન્ય પદાર્થના જ્ઞાનને માટે કરવો નથી

---

[ ૫૦૩ ] ૫૬૯ મુંબઈ, ફાગણ વદ ૩, ૧૯૫૧

## શ્રી સત્પુરુષોને નમસ્કાર

સર્વ ક્લેશથી અને સર્વ દુઃખથી મુક્ત થવાનો ઉપાય એક આત્મજ્ઞાન છે વિચાર વિના આત્મજ્ઞાન થાય નહીં, અને અસત્સંગ તથા અસત્પ્રસંગથી જીવનું વિચારબળ પ્રવર્તતું નથી, એમાં કિંચિત્માત્ર સંશય નથી

આરંભપરિગ્રહનું અલ્પત્વ કરવાથી અસત્પ્રસંગનું બળ ઘટે છે, સત્સંગના આશ્રયથી અસત્સંગનું બળ ઘટે છે અસત્સંગનું બળ ઘટવાથી આત્મવિચાર થવાનો અવકાશ પ્રાપ્ત થાય છે આત્મવિચાર થવાથી આત્મજ્ઞાન થાય છે, અને આત્મજ્ઞાનથી નિજસ્વભાવસ્વરૂપ, સર્વ ક્લેશ અને સર્વ દુઃખથી રહિત એવો મોક્ષ થાય છે, એ વાત કેવળ સત્ય છે

જે જીવો મોહનિદ્રામાં સૂતા છે તે અમુનિ છે, નિરંતર આત્મવિચારે કરી મુનિ તો જાગૃત રહે, પ્રમાદીને સર્વથા ભય છે, અપ્રમાદીને કોઈ રીતે ભય નથી, એમ શ્રી જિને કહ્યું છે

સર્વ પદાર્થનું સ્વરૂપ જાણવાનો હેતુ માત્ર એક આત્મજ્ઞાન કરવું એ છે જો આત્મજ્ઞાન ન થાય તો સર્વ પદાર્થના જ્ઞાનનું નિષ્ફળપણું છે

જેટલું આત્મજ્ઞાન થાય તેટલી આત્મસમાધિ પ્રગટે

કોઈ પણ તથારૂપ જોગને પામીને જીવને એક ક્ષણ પણ અંતર્ભેદજાગૃતિ થાય તો તેને મોક્ષ વિશેષ દૂર નથી

અન્યપરિણામમાં જેટલી તાદાત્મ્યવૃત્તિ છે, તેટલો જીવથી મોક્ષ દૂર છે

જો કોઈ આત્મજોગ બને તો આ મનુષ્યપણાનું મૂલ્ય કોઈ રીતે ન થઈ શકે તેવું છે પ્રાયે મનુષ્યદેહ વિના આત્મજોગ બનતો નથી એમ જાણી, અત્યંત નિશ્ચય કરી, આ જ દેહમાં આત્મજોગ ઉત્પન્ન કરવો ઘટે

વિચારની નિર્મળતાએ કરી જો આ જીવ અન્યપરિચયથી પાછો વળે તો સહજમાં હમણાં જ તેને આત્મજોગ પ્રગટે અસત્સંગપ્રસંગનો ઘેરાવો વિશેષ છે, અને આ જીવ તેથી અનાદિકાળનો હીનસત્ત્વ થયો હોવાથી તેથી અવકાશ પ્રાપ્ત કરવા અથવા તેની નિવૃત્તિ કરવા જેમ બને તેમ સત્સંગનો આશ્રય કરે તો કોઈ રીતે પુરુષાર્થયોગ્ય થઈ વિચાર દશાને પામે

૧૧ સત્સંગની ઓળખાણ થવી જીવને દુર્લભ છે કોઈ મહત્ પુણ્યયોગે તે ઓળખાણ થયે નિશ્ચય કરી આ જ સત્સંગ, સત્પુરુષ છે એવો સાક્ષીભાવ ઉત્પન્ન થયો હોય તે જીવે તો અવશ્ય કરી પ્રવૃત્તિને સંકોચવી, પોતાના દોષ ક્ષણે ક્ષણે, કાર્યે કાર્યે અને પ્રસંગે પ્રસંગે તીક્ષ્ણ ઉપયોગે કરી જોવા, જોઈને તે પરિક્ષીણ કરવા, અને તે સત્સંગને અર્થે દેહત્યાગ કરવાનો યોગ થતો હોય તો તે સ્વીકારવો, પણ તેથી કોઈ પદાર્થને વિષે વિશેષ ભક્તિસ્નેહ થવા દેવો યોગ્ય નથી તેમ પ્રમાદે રસગારવાદિ દોષે તે સત્સંગ પ્રાપ્ત થયે પુરુષાર્થધર્મ મંદ રહે છે, અને સત્સંગ ફળવાન થતો નથી એમ જાણી પુરુષાર્થવીર્ય ગોપવવું ઘટે નહીં

૧૨ સત્સંગનું એટલે સત્પુરુષનું ઓળખાણ થયે પણ તે યોગ નિરંતર રહેતો ન હોય તો સત્સંગથી પ્રાપ્ત થયો છે એવો જે ઉપદેશ તે પ્રત્યક્ષ સત્પુરુષ તુલ્ય જાણી વિચારવો તથા આરાધવો કે જે આરાધનાથી જીવને અપૂર્વ એવું સમ્યક્ત્વ ઉત્પન્ન થાય છે

૧૩ જીવે મુખ્યમાં મુખ્ય અને અવશ્યમાં અવશ્ય એવો નિશ્ચય રાખવો, કે જે કંઈ મારે કરવું છે, તે આત્માને કલ્યાણરૂપ થાય તે જ કરવું છે, અને તે જ અર્થે આ ત્રણ યોગની ઉદયબળે પ્રવૃત્તિ થતી હોય તો થવા દેતા, પણ છેવટે તે ત્રિયોગથી રહિત એવી સ્થિતિ કરવાને અર્થે તે પ્રવૃત્તિને સંકોચતા સંકોચતા ક્ષય થાય એ જ ઉપાય કર્ત્તવ્ય છે તે ઉપાય મિથ્યાગ્રહનો ત્યાગ, સ્વચ્છંદપણાનો ત્યાગ, પ્રમાદ અને ઇંદ્રિયવિષયનો ત્યાગ એ મુખ્ય છે તે સત્સંગના યોગમાં અવશ્ય આરાધન કર્યા જ રહેવા અને સત્સંગના પરોક્ષપણામાં તો અવશ્ય અવશ્ય આરાધન કર્યા જ કરવા, કેમકે સત્સંગ પ્રસંગમાં તો જીવનું કંઈક ન્યૂનપણું હોય તો તે નિવારણ થવાનું સત્સંગ સાધન છે, પણ સત્સંગના પરોક્ષપણામાં તો એક પોતાનું આત્મબળ જ સાધન છે જો તે આત્મબળ સત્સંગથી પ્રાપ્ત થયેલા એવા બોધને અનુસરે નહીં, તેને આચરે નહીં, આચરવામાં થતા પ્રમાદને છોડે નહીં, તો કોઈ દિવસે પણ જીવનું કલ્યાણ થાય નહીં

સંક્ષેપમાં લખાયેલાં જ્ઞાનીના માર્ગના આશ્રયને ઉપદેશનારાં આ વાક્યો મુમુક્ષુજીવે પોતાના આત્માને વિષે નિરંતર પરિણામી કરવાયોગ્ય છે, જે પોતાના આત્મગુણને વિશેષ વિચારવા શબ્દરૂપે અમે લખ્યાં છે.

---

[ ૫૨૦ ] ૬૧૦ મુંબઈ, અસાડ સુદ ૧, રવિ, ૧૯૫૧

પંદરેક દિવસ પ્રથમ એક અને એક આજે એમ બે પત્ર મળ્યા છે આજના પત્રથી બે પ્રશ્ન જાણ્યા છે સંક્ષેપથી તેનું સમાધાન આ પ્રમાણે છે :—

(૧) સત્યનું જ્ઞાન થયા પછી મિથ્યાપ્રવૃત્તિ ન ટળે એમ બને નહીં કેમકે જેટલે અંશે સત્યનું જ્ઞાન થાય તેટલે અંશે મિથ્યાભાવપ્રવૃત્તિ મટે, એવો જિનનો નિશ્ચય છે કદી પૂર્વપ્રારબ્ધથી બાહ્ય પ્રવૃત્તિનો ઉદય વર્તતો હોય તોપણ મિથ્યાપ્રવૃત્તિમાં તાદાત્મ્ય થાય નહીં, એ જ્ઞાનનું લક્ષણ છે, અને નિત્યપ્રત્યે મિથ્યાપ્રવૃત્તિ પરિક્ષીણ થાય એ જ સત્યજ્ઞાનની પ્રતીતિનું ફળ છે મિથ્યાપ્રવૃત્તિ કંઈ પણ ટળે નહીં, તો સત્યનું જ્ઞાન પણ સંભવે નહીં

(૨) દેવલોકમાંથી જે મનુષ્યમાં આવે તેને લોભ વધારે હોય એ આદિ કહ્યું છે તે સામાન્યપણે છે, એકાંત નથી એ જ વિનંતિ

---

પૂર્વના કોઈ વિશેષ અભ્યાસબળથી એ છ કારણોનો વિચાર ઉત્પન્ન થાય છે, અથવા સત્સંગના આશ્રયથી તે વિચાર ઉત્પન્ન થવાનો યોગ બને છે

અનિત્ય પદાર્થ પ્રત્યે મોહબુદ્ધિ હોવાને લીધે આત્માનું અસ્તિત્વ, નિત્યત્વ, અને અવ્યાબાધ સમાધિસુખ ભાનમા આવતું નથી તેની મોહબુદ્ધિમા જીવને અનાદિથી એવુ એકાગ્રપણુ ચાલ્યું આવે છે, કે તેનો વિવેક કરતા કરતા જીવને મુઝાઈને પાછુ વળવુ પડે છે, અને તે મોહગ્રંથિ છેદવાનો વખત આવવા પહેલા તે વિવેક છોડી દેવાનો યોગ પૂર્વકાળે ઘણી વાર બન્યો છે, કેમકે જેનો અનાદિકાળથી અભ્યાસ છે તે, અત્યંત પુરુષાર્થ વિના, અલ્પકાળમા છોડી શકાય નહી માટે ફરી ફરી સત્સંગ, સત્શાસ્ત્ર અને પોતામા સરળ વિચારદશા કરી તે વિષયમા વિશેષ શ્રમ લેવો યોગ્ય છે, કે જેના પરિણામમા નિત્ય શાશ્વત સુખસ્વરૂપ એવુ આત્મજ્ઞાન થઈ સ્વરૂપ આવિર્ભાવ થાય છે એમા પ્રથમથી ઉત્પન્ન થતા સંશય ધીરજથી અને વિચારથી શાંત થાય છે અધીરજથી અથવા આડી કલ્પના કરવાથી માત્ર જીવને પોતાના હિતનો ત્યાગ કરવાનો વખત આવે છે, અને અનિત્ય પદાર્થનો રાગ રહેવાથી તેના કારણે ફરી ફરી સંસારપરિભ્રમણનો યોગ રહ્યા કરે છે

કંઈ પણ આત્મવિચાર કરવાની ઇચ્છા તમને વર્તે છે, એમ જાણી ઘણો સંતોષ થયો છે તે સંતોષમા મારો કંઈ સ્વાર્થ નથી માત્ર તમે સમાધિને રસ્તે ચડવા ઇચ્છો છો તેથી સંસારકલેશથી નિવર્તવાનો તમને પ્રસંગ પ્રાપ્ત થશે એવા પ્રકારનો સંભવ દેખી સ્વભાવે સંતોષ થાય છે એ જ વિનંતિ

આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૮૩] ૫૭૧ મુંબઈ, ફાગણ વદ ૫, શનિ, ૧૯૫૧

વધારેમા વધારે એક સમયે ૧૦૮ જીવ મુક્ત થાય, એથી વિશેષ ન થાય, એવી લોકસ્થિતિ જિનાગમમા સ્વીકારેલી છે, અને પ્રત્યેક સમયે એક સો આઠ એક સો આઠ જીવ મુક્ત થયા જ કરે છે, એમ ગણીએ, તો તે પરિમાણે ત્રણે કાળમા જેટલા જીવ મોક્ષપ્રાપ્ત થાય, તેટલા જીવની જે અનંત સંખ્યા થાય તે કરતા સંસારનિવાસી જીવોની સંખ્યા અનંતપણે જિનાગમમા નિરૂપી છે, અર્થાત્ ત્રણે કાળમા મુક્તજીવ જેટલા થાય તે કરતા સંસારમા અનંતગણા જીવ રહે, કેમકે તેનું પરિમાણ એટલુ વિશેષ છે, અને તેથી મોક્ષમાર્ગનો પ્રવાહ વહ્યા કરતા છતા સંસારમાર્ગ ઉચ્છેદ થઈ જવો સંભવતો નથી, અને તેથી બંધમોક્ષ વ્યવસ્થામા વિપર્યય થતુ નથી આ વિષે વધારે ચર્ચા સમાગમમાં કરશો તો અડચણ નથી

જીવના બંધમોક્ષની વ્યવસ્થા વિષે સંક્ષેપમા પત્ર લખ્યું છે એ પ્રકારના જે જે પ્રશ્નો હોય તે તે સમાધાન થઈ શકે એવા છે, કોઈ પછી અલ્પકાળે અને કોઈ પછી વિશેષકાળે સમજે અથવા સમજાય, પણ એ સૌ વ્યવસ્થાના સમાધાન થઈ શકે એવા છે

સૌ કરતા વિચારવાયોગ્ય વાત તો હાલ એ છે કે, ઉપાધિ કરવામા આવે, અને કેવળ અસંગદશા રહે એમ બનવુ અત્યંત કઠણ છે, અને ઉપાધિ કરતા આત્મપરિણામ ચંચળ ન થાય, એમ બનવુ અસંભવિત જેવુ છે ઉત્કૃષ્ટ જ્ઞાનીને બાદ કરતા આપણે સૌએ તો આત્મામા જેટલું અસંપૂર્ણ-અસમાધિપણુ વર્તે છે તે, અથવા વર્તી શકે તેવું હોય તે, ઉચ્છેદ કરવુ, એ વાત લક્ષમા વધારે લેવાયોગ્ય છે

---

વિશેષ સંભવ છે સત્‌દેવ, સદ્‌ગુરુ અને સત્‌ધર્મનો જે પ્રકારે દ્રોહ થાય, અવજ્ઞા થાય, તથા વિમુખ ભાવ થાય, એ આદિ પ્રવૃત્તિથી, તેમજ અસત્ દેવ, અસત્‌ગુરુ તથા અસત્ ધર્મનો જે પ્રકારે આગ્રહ થાય, તે સંબંધી કૃતકૃત્યતા માન્ય થાય, એ આદિ પ્રવૃત્તિથી પ્રવર્તતા 'અનંતાનુબંધી કષાય' સંભવે છે, અથવા જ્ઞાનીના વચનમાં સ્ત્રીપુત્રાદિ ભાવોને જે મર્યાદા પછી ઇચ્છતાં નિર્ધ્વંસ પરિણામ કહ્યા છે, તે પરિણામે પ્રવર્તતાં પણ 'અનંતાનુબંધી' હોવાયોગ્ય છે સંક્ષેપમાં 'અનંતાનુબંધી કષાય'ની વ્યાખ્યા એ પ્રમાણે જણાય છે

જે પુત્રાદિ વસ્તુ લોકસંજ્ઞાએ ઇચ્છવાયોગ્ય ગણાય છે, તે વસ્તુ દુઃખદાયક અને અસારભૂત જાણી પ્રાપ્ત થયા પછી નાશ પામ્યા છતાં પણ ઇચ્છવાયોગ્ય લાગતી નહોતી, તેવા પદાર્થની હાલ ઇચ્છા ઉત્પન્ન થાય છે, અને તેથી અનિત્યભાવ જેમ બળવાન થાય તેમ કરવાની જિજ્ઞાસા ઉદ્‌ભવે છે, એ આદિ ઉદાહરણ સાથે લખ્યું તે વાંચ્યું છે

જે પુરુષની જ્ઞાનદશા સ્થિર રહેવા યોગ્ય છે, એવા જ્ઞાનીપુરુષને પણ સંસારપ્રસંગનો ઉદય હોય તો જાગૃતપણે પ્રવર્તવું ઘટે છે, એમ વીતરાગે કહ્યું છે, તે અન્યથા નથી, અને આપણે સૌએ જાગૃતપણે પ્રવર્તવું કરવામાં કંઈ શિથિલતા રાખીએ તો તે સંસારપ્રસંગથી બાધ થતાં વાર ન લાગે, એવો ઉપદેશ એ વચનોથી આત્મામાં પરિણામી કરવા યોગ્ય છે, એમાં સંશય ઘટતો નથી પ્રસંગની સાવ નિવૃત્તિ અશક્ય થતી હોય તો પ્રસંગ સંક્ષેપ કરવો ઘટે, અને ક્રમે કરીને સાવ નિવૃત્તિરૂપ પરિણામ આણવું ઘટે, એ મુમુક્ષુ પુરુષનો ભૂમિકાધર્મ છે સત્સંગ, સત્શાસ્ત્રના યોગથી તે ધર્મનું આરાધન વિશેષે કરી સંભવે છે

---

૬૧૪

પુત્રાદિ પદાર્થની પ્રાપ્તિમાં અનાસક્તિ થવા જેવું થયું હતું પણ તેથી હાલ વિપરીત ભાવના વર્તે છે તે પદાર્થને જોઈ પ્રાપ્તિ સંબંધી ઇચ્છા ઉદ્‌ભવે છે, તેથી એમ સમજાય છે કે કોઈ વિશેષ સામર્થ્યવાન મહાપુરુષો સિવાયના સામાન્ય મુમુક્ષુએ તેવા પદાર્થનો, સમાગમ કરી તથારૂપ અનિત્યપણું તે પદાર્થનું સમજીને, ત્યાગ કર્યો હોય તો તે ત્યાગનો નિર્વાહ થઈ શકે નહીં તો હાલ જેમ વિપરીત ભાવના ઉત્પન્ન થઈ છે તેમ ઘણું કરીને થવાનો વખત તેવા મુમુક્ષુને આવવાનો સંભવ છે અને આવો ક્રમ કેટલાક પ્રસંગો પરથી મોટા પુરુષોને પણ માન્ય હોય તેમ સમજાય છે, તે પર સિદ્ધાંતસિંધુનો કથાસંક્ષેપ તથા બીજાં દૃષ્ટાંત લખ્યાં તે માટે સંક્ષેપમાં આ લખ્યાથી સમાધાન વિચારશો

---

[૫૨૪] ૬૧૫ મુંબઈ, અસાડ સુદ ૧૩, ગુરુ ૧૯૫૧

શ્રીમદ્ વીતરાગાય નમઃ

શાશ્વત માર્ગનૈષ્ઠિક શ્રી સોભાગ પ્રત્યે યથાયોગ્યપૂર્વક, શ્રી સાયલા

તમારા લખેલા પત્ર મળ્યા છે તથારૂપ ઉદયવિશેષથી પ્રત્યુત્તર લખવાની પ્રવૃત્તિ હાલ ઘણી સંક્ષેપ રહે છે જેથી અત્રથી પત્ર લખવામાં વિલંબ થાય છે પણ તમે, કંઈ જ્ઞાનવાર્તા લખવાનું સૂઝે તે લખવામાં તે વિલંબના કારણથી ન અટકશો હાલ તમારા તથા શ્રી ડુંગરના તરફથી જ્ઞાનવાર્તા જણાવવાનું થતું નથી, તે લખશો હાલ શ્રી કબીરસંપ્રદાયી સાધુનો કંઈ સમાગમ થાય છે કે કેમ? તે લખશો

અત્રેથી થોડા વખત માટે નિવૃત્ત થવારૂપ સમય જાણવા પૂછ્યો તેનો ઉત્તર રૂપનું ન સંક્ષેપાય છે, તો બનશે તો એક બે દિવસ પછી લખીશ

[૪૮૬] ૫૭૪ મુબઈ, ફાગણ, ૧૯૫૧

બનતા સુધી તૃષ્ણા ઓછી કરવી જોઈએ જન્મ, જરા, મરણ, કોના છે ? કે જે તૃષ્ણા રાખે છે તેના જન્મ, જરા, મરણ છે માટે જેમ બને તેમ તૃષ્ણા ઓછી કરતા જવુ

---

[૪૮૭] ૫૭૫ મુંબઈ, ફાગણ, ૧૯૫૧

જેમ છે તેમ નિજ સ્વરૂપ સપૂર્ણ પ્રકાશે ત્યા સુધી નિજ સ્વરૂપના નિદિધ્યાસનમાં સ્થિર રહેવાને જ્ઞાનીપુરુષના વચનો આધારભૂત છે, એમ પરમ પુરુષ શ્રી તીર્થંકરે કહ્યુ છે, તે સત્ય છે બારમે ગુણસ્થાનકે વર્તતા આત્માને નિદિધ્યાસનરૂપ ધ્યાનમાં શ્રુતજ્ઞાન એટલે મુખ્ય એવા જ્ઞાનીના વચનોનો આશય ત્યા આધારભૂત છે, એવુ પ્રમાણ જિનમાર્ગને વિષે વારવાર કહ્યુ છે બોધબીજની પ્રાપ્તિ થયે, નિવાર્ણમાર્ગની યથાર્થ પ્રતીતિ થયે પણ તે માર્ગમા યથાસ્થિત સ્થિતિ થવાને અર્થે જ્ઞાનીપુરુષનો આશ્રય મુખ્ય સાધન છે, અને તે ઠેઠ પૂર્ણ દશા થતા સુધી છે, નહી તો જીવને પતિત થવાનો ભય છે, એમ માન્યું છે, તો પછી પોતાની મેળે અનાદિથી ભ્રાંત એવા જીવને સદ્‌ગુરુના યોગ વિના નિજ સ્વરૂપનુ ભાન થવું અશકય છે, એમા સશય કેમ હોય ? નિજ સ્વરૂપનો દૃઢ નિશ્ચય વર્તે છે તેવા પુરુષને પ્રત્યક્ષ જગદ્‌વ્યવહાર વારવાર ચૂકવી દે એવા પ્રસગ પ્રાપ્ત કરાવે છે, તો પછી તેથી ન્યૂનદશામા ચૂકી જવાય એમા આશ્ચર્ય શુ છે ? પોતાના વિચારના બળે કરી, સત્સગ-સત્શાસ્ત્રનો આધાર ન હોય તેવા પ્રસગમા આ જગદ્‌વ્યવહાર વિશેષ બળ કરે છે, અને ત્યારે વારવાર શ્રી સદ્‌ગુરુનું માહાત્મ્ય અને આશ્રયનુ સ્વરૂપ તથા સાર્થકપણુ અત્યત અપરોક્ષ સત્ય દેખાય છે

---

[૪૮૮] ૫૭૬ મુંબઈ, ચૈત્ર સુદ ૬, સોમ, ૧૯૫૧

આજે પત્ર ૧ પહોચ્યું છે અત્ર કુશળતા છે પત્ર લખતા લખતા અથવા કઈ કહેતાં કહેતા વારવાર ચિત્તની અપ્રવૃત્તિ થાય છે, અને કલ્પિતનું આટલુ બધુ માહાત્મ્ય શુ ? કહેવુ શુ ? જાણવુ શુ ? શ્રવણ કરવું શુ ? પ્રવૃત્તિ શી ? એ આદિ વિક્ષેપથી ચિત્તની તેમાં અપ્રવૃત્તિ થાય છે, અને પરમાર્થસબધી કહેતા લખતા તેથી બીજા પ્રકારના વિક્ષેપની ઉત્પત્તિ થાય છે, જે વિક્ષેપમા મુખ્ય આ તીવ્ર પ્રવૃત્તિના નિરોધ વિના તેમા, પરમાર્થકથનમા પણ અપ્રવૃત્તિ હાલ શ્રેયભૂત લાગે છે આ કારણ વિષે આગળ એક પત્ર સવિગત લખ્યું છે, એટલે વિશેષ લખવા જેવુ અત્રે નથી, માત્ર ચિત્તમાં અત્રે વિશેષ સ્ફૂર્તિ થવાથી લખ્યું છે

મોતીના વેપાર વગેરેની પ્રવૃત્તિ વધારે ન કરવા સબધીનું બને તો સારુ, એમ લખ્યું તે યથાયોગ્ય છે, અને ચિત્તની નિત્ય ઇચ્છા એમ રહ્યા કરે છે લોભહેતુથી તે પ્રવૃત્તિ થાય છે કે કેમ ? એમ વિચારતા લોભનું નિદાન જણાતુ નથી વિષયાદિની ઇચ્છાએ પ્રવૃત્તિ થાય છે, એમ પણ જણાતું નથી, તથાપિ પ્રવૃત્તિ થાય છે, એમા સદેહ નથી જગત કઈ લેવાને માટે પ્રવૃત્તિ કરે છે, આ પ્રવૃત્તિ દેવાને માટે થતી હશે એમ લાગે છે, અત્રે એ લાગે છે તે યથાર્થ હશે કે કેમ ? તે માટે વિચારવાન પુરુષ જે કહે તે પ્રમાણ છે એ જ વિનતિ

લિ૦ રાયચદના પ્રણામ

---

[૪૮૯] ૫૭૭ મુબઈ, ચૈત્ર, સુદ ૧૩, ૧૯૫૧

હાલ જો કોઈ વેદાત સબધી ગ્રથો વાચવા અથવા શ્રવણ કરવાનુ રહેતુ હોય તો તે વિચારનો વિશેષ વિચાર થવા થોડો વખત શ્રી 'આચારાગ', 'સૂયગડાગ' તથા 'ઉત્તરાધ્યયન' વાચવા, વિચારવાનુ બને તો કરશો

[ ૫૨૬ ]

૬૧૭ મુંબઈ, અસાડ વદ ૭, રવિ, ૧૯૫૧

ૐ નમો વીતરાગાય.

સત્સંગનૈષ્ઠિક શ્રી સોભાગ,—શ્રી સાયલા

તમારું તથા શ્રી લહેરાભાઈનું લખેલું પત્ર મળ્યું છે

આ ભરતક્ષેત્રને વિષે આ કાળમા કેવળજ્ઞાન સંભવે કે કેમ ? એ વગેરે પ્રશ્નો લખ્યા હતા, તેના ઉત્તરમા તમારા તથા શ્રી લહેરાભાઈના વિચાર, મળેલા પત્રથી વિશેષ કરી જાણ્યા છે એ પ્રશ્નો પર તમને, લહેરાભાઈને તથા શ્રી ડુંગરને વિશેષ વિચાર કર્ત્તવ્ય છે અન્ય દર્શનમા જે પ્રકારે કેવળજ્ઞાનાદિનાં સ્વરૂપ કહ્યા છે, તેમા અને જૈનદર્શનમા તે વિષયના સ્વરૂપ કહ્યા છે, તેમા કેટલીક મુખ્ય ભેદ જોવામા આવે છે, તે સૌ પ્રત્યે વિચાર થઈ સમાધાન થાય તો આત્માને કલ્યાણના અંગભૂત છે, માટે એ વિષય પર વધારે વિચાર થાય તો સારુ

'અસ્તિ' એ પદથી માડીને આત્માર્થે સર્વ ભાવ વિચારવાયોગ્ય છે, તેમાં જે સ્વસ્વરૂપ પ્રાપ્તિના હેતુ છે, તે મુખ્યપણે વિચારવાયોગ્ય છે, અને તે વિચાર માટે અન્ય પદાર્થના વિચારની પણ અપેક્ષા રહે છે, તે અર્થે તે પણ વિચારવાયોગ્ય છે

એક બીજા દર્શનનો મોટો ભેદ જોવામા આવે છે, તે સર્વની તુલના કરી અમુક દર્શન સાચું છે એવો નિર્ધાર બધા મુમુક્ષુથી થવો દુષ્કર છે, કેમકે તે તુલના કરવાની ક્ષયોપશમશક્તિ કોઈક જીવને હોય છે વળી એક દર્શન સર્વાંશે સત્ય અને બીજા દર્શન સર્વાંશે અસત્ય એમ વિચારમા સિદ્ધ થાય, તો બીજા દર્શનની પ્રવૃત્તિ કરનારની દશા આદિ વિચારવાયોગ્ય છે, કેમકે વૈરાગ્ય ઉપશમ જેના બળવાન છે તેણે, કેવળ અસત્યનું નિરૂપણ કેમ કર્યું હોય ? એ આદિ વિચારવાયોગ્ય છે, પણ સર્વ જીવથી આ વિચાર થવો દુર્લભ છે અને તે વિચાર કાર્યકારી પણ છે, કરવાયોગ્ય છે, પણ તે કોઈ માહાત્મ્યવાનને થવા યોગ્ય છે, ત્યારે બાકી જે મોક્ષના ઇચ્છક જીવો છે, તેણે તે સંબંધી શું કરવું ઘટે ? તે પણ વિચારવાયોગ્ય છે

સર્વ પ્રકારના સર્વાંગ સમાધાન વિના સર્વ કર્મથી મુક્ત થવું અશક્ય છે, એવો વિચાર અમારા ચિત્તમાં રહે છે, અને સર્વ પ્રકારનું સમાધાન થવા માટે અનંતકાળ પુરુષાર્થ કરવો પડતો હોય તો ઘણું કરી કોઈ જીવ મુક્ત થઈ શકે નહી, તેથી એમ જણાય છે કે અલ્પકાળમા તે સર્વ પ્રકારના સમાધાનના ઉપાય હોવા યોગ્ય છે, જેથી મુમુક્ષુ જીવને નિરાશાનું કારણ પણ નથી

શ્રાવણ સુદ ૫–૬ ઉપર અત્રેથી નિવર્તવાનું બને એમ જણાય છે, પણ અહીંથી જતી વખત વચ્ચે રોકાવું યોગ્ય છે કે કેમ ? તે હજી સુધી વિચારમા આવી શક્યું નથી, કદાપિ જતી કે વળતી વખત વચ્ચે રોકાવાનું થઈ શકે, તો તે કયે ક્ષેત્રે થઈ શકે તે હાલ સ્પષ્ટ વિચારમા આવતું નથી જેવી ક્ષેત્રસ્પર્શના હશે ત્યા સ્થિતિ થશે

આ૦ સ્વ૦ પ્ર૦

[ ૫૨૯ ]

૬૧૮ મુંબઈ, અસાડ વદ ૧૧ શુક્ર, ૧૯૫૧

પરમાર્થનૈષ્ઠિકાદિ ગુણસંપન્ન શ્રી સોભાગ પ્રત્યે,

પત્ર મળ્યું છે કેવળજ્ઞાનાદિના પ્રશ્નોત્તર પ્રત્યે તમારે તથા શ્રી ડુંગરે તથા લહેરાભાઈએ યથાશક્તિ વિચાર કર્તવ્ય છે

જે વિચારવાન પુરુષની દૃષ્ટિમા સંસારનું સ્વરૂપ નિત્ય પ્રત્યે ક્લેશસ્વરૂપ ભાસ્યમાન થતું હોય સાંસારિક ભોગોપભોગ વિષે વિરસપણા જેવું જેને વર્તતું હોય તેવા વિચારવાનને બીજી તરફ લોકવ્યવહારાદિ, વ્યાપારાદિ ઉદય વર્તતો હોય. તો તે ઉદયપ્રતિબંધ ઇન્દ્રિયના સુખને અર્થે નહીં

૫૮૦ મુંબઈ, ચૈત્ર વદ ૫, રવિ, ૧૯૫૧

કેટલાક વિચારો જણાવવાની ઇચ્છા રહ્યા કરતાં છતાં પણ કોઈ ઉદય પ્રતિબંધથી તેમ થઈ શકતાં કેટલોક વખત વ્યતીત થયા કરે છે જેથી વિનંતિ છે કે તમે જે કંઈ પણ પ્રસંગોપાત્ત પૂછવા અથવા લખવા ઇચ્છા કરતા હો તો તેમ કરવામા મારા તરફનો પ્રતિબંધ નથી, એમ સમજી લખવા અથવા પૂછવામા અટકશો નહીં એ જ વિનંતિ

આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૯૦] ૫૮૧ મુંબઈ, ચૈત્ર વદ ૮, બુધ, ૧૯૫૧

ચેતનને ચેતન પર્યાય હોય, અને જડને જડ પર્યાય હોય, એ જ પદાર્થની સ્થિતિ છે પ્રત્યેક સમયે જે જે પરિણામ થાય છે તે તે પર્યાય છે વિચાર કરવાથી આ વાત યથાર્થ લાગશે

લખવાનું હાલ ઓછું બની શકે છે તેથી કેટલાક વિચારો જણાવવાનું બની શકતું નથી, તેમ કેટલાક વિચારો ઉપશમ કરવારૂપ પ્રકૃતિનો ઉદય હોવાથી કોઈ કને સ્પષ્ટતાથી કહેવાનું બની શકતુ નથી હાલ અત્રે એટલી બધી ઉપાધિ રહેતી નથી, તોપણ પ્રવૃત્તિરૂપ સંગ હોવાથી તથા ક્ષેત્ર ઉતાપરૂપ હોવાથી થોડા દિવસ અત્રેથી નિવૃત્ત થવાનો વિચાર થાય છે હવે તે વિષે જે બને તે ખરુ. એ જ વિનતી

પ્રણામ

---

[૪૯૧] ૫૮૨ મુંબઈ, ચૈત્ર વદ ૮, ૧૯૫૧

**આત્મવીર્ય પ્રવર્તાવવામાં અને સંકોચવામાં બહુ વિચાર કરી પ્રવર્તવુ ઘટે છે.**

શુભેચ્છાસંપન્ન ભાઈ કુંવરજી આણંદજી પ્રત્યે, શ્રી ભાવનગર

વિશેષ વિનંતિ કે, તમારુ લખેલું પત્તુ ૧ પ્રાપ્ત થયું છે તે તરફ આવવા સંબંધીમાં નીચે પ્રમાણે સ્થિતિ છે લોકોને અંદેશો પડે એવી જાતનો બાહ્ય વ્યવહારનો ઉદય છે અને તેવા વ્યવહાર સાથે બળવાન નિર્ગ્રંથ પુરુષ જેવો ઉપદેશ કરવો તે, માર્ગનો વિરોધ કરવા જેવુ છે, અને એમ જાણીને તથા તેના જેવા બીજા કારણોનું સ્વરૂપ વિચારી ઘણુ કરીને લોકોને અંદેશાનો હેતુ થાય તેવા પ્રસંગમા મારુ આવવુ થતું નથી વખતે ક્યારેક કોઈ સમાગમમા આવે છે, અને કંઈ સ્વાભાવિક કહેવા કરવાનું થાય છે, એમા પણ ચિત્તની ઇચ્છિત પ્રવૃત્તિ નથી પૂર્વે યથાસ્થિત વિચાર કર્યા વિના જીવે પ્રવૃત્તિ કરી તેથી આવા વ્યવહારનો ઉદય પ્રાપ્ત થયો છે, જેથી ઘણી વાર ચિત્તમાં શોચ રહે છે, પણ યથાસ્થિત સમપરિણામે વેદવુ ઘટે છે એમ જાણી, ઘણુ કરી તેવી પ્રવૃત્તિ રહે છે વળી આત્મદશા વિશેષ સ્થિર થવા અસંગપણામા લક્ષ રહ્યા કરે છે આ વ્યાપારાદિ ઉદય વ્યવહારથી જે જે સંગ થાય છે, તેમા ઘણુ કરી અસંગ પરિણામવત્ પ્રવૃત્તિ થાય છે, કેમકે તેમા સારભૂતપણુ કંઈ લાગતું નથી. પણ જે ધર્મવ્યવહારના પ્રસંગમા આવવુ થાય ત્યા, તે પ્રવૃત્તિ પ્રમાણે વર્તવુ ઘટે નહી તેમ બીજો આશય વિચારી પ્રવૃત્તિ કરવામા આવે તો તેટલુ સમર્થપણુ હાલ નથી, તેથી તેવા પ્રસંગમા ઘણુ કરીને મારુ આવવુ ઓછું થાય છે, અને એ ક્રમ ફેરવવાનું ચિત્તમા હાલ બેસતું નથી, છતાં તે તરફ આવવાના પ્રસંગમા તેમ કરવાનો કંઈ પણ વિચાર મેં કર્યો હતો, તથાપિ તે ક્રમ ફેરવતા બીજા વિષમ કારણોનો આગળ પર સંભવ થશે એમ પ્રત્યક્ષ દેખાવાથી ક્રમ ફેરવવા સંબંધીની વૃત્તિ ઉપશમ કરવી યોગ્ય લાગવાથી તેમ કર્યું છે, આ આશય સિવાય ચિત્તમા બીજા આશય પણ તે તરફ હાલ નહી આવવાના સંબંધમા છે, પણ કોઈ લોકવ્યવહારરૂપ કારણથી આવવા વિષેનો વિચાર વિસર્જન કર્યો નથી

યોગ્ય છે, એવી અખંડ શિક્ષા પ્રતિબોધે છે તેમ જ જિન જેવાએ જે પ્રતિબંધની નિવૃત્તિ માટે પ્રયત્ન કર્યું, તે પ્રતિબંધમાં અજાગૃત રહેવાયોગ્ય કોઈ જીવ ન હોય એમ જણાવ્યું છે, તથા અનંત આત્માર્થનો તે પ્રવર્તનથી પ્રકાશ કર્યો છે, જેવા પ્રકાર પ્રત્યે વિચારનું વિશેષ સ્થિરપણું વર્તે છે. વર્તાવું ઘટે છે.

જે પ્રકારનું પૂર્વપ્રારબ્ધ ભોગવ્યે નિવૃત્ત થવાયોગ્ય છે, તે પ્રકારનું પ્રારબ્ધ ઉદાસીનપણે વેદવું ઘટે, જેથી તે પ્રકાર પ્રત્યે પ્રવર્તતા જે કંઈ પ્રસંગ પ્રાપ્ત થાય છે, તે તે પ્રસંગમાં જાગૃત ઉપયોગ ન હોય, તો જીવને સમાધિવિરાધના થતા વાર ન લાગે તે માટે સર્વ સંગભાવને મૂળપણે પરિણામી કરી, ભોગવ્યા વિના ન છૂટી શકે તેવા પ્રસંગ પ્રત્યે પ્રવૃત્તિ થવા દેવી ઘટે, તોપણ તે પ્રકાર કરતા સર્વાંશ અસંગતા જન્મે તે પ્રકાર ભજવો ઘટે

કેટલાક વખત થયા સહજ પ્રવૃત્તિ અને ઉદીરણ પ્રવૃત્તિ એમ વિભાગે પ્રવૃત્તિ વર્તે છે મુખ્ય પણે સહજ પ્રવૃત્તિ વર્તે છે સહજપ્રવૃત્તિ એટલે પ્રારબ્ધોદયે ઉદ્ભવ થાય તે, પણ જેમા કર્તાનં પરિણામ નહી બીજી ઉદીરણ પ્રવૃત્તિ જે પરાર્થાદિ યોગે કરવી પડે તે હાલ બીજી પ્રવૃત્તિ થવામા આત્મા સંક્ષેપ થાય છે, કેમકે અપૂર્વ એવા સમાધિયોગને તે કારણથી પણ પ્રતિબંધ થાય છે, એમ સાંભળ્યું હતું તથા જાણ્યું હતું, અને હાલ તેવુ સ્પષ્ટાર્થે વેદ્યુ છે તે તે કારણોથી વધારે સમાગમમાં આવવાનુ, પત્રાદિથી કંઈ પણ પ્રશ્નોત્તરાદિ જણાવવાનુ, તથા બીજા પ્રકારે પરમાર્થાદિ લખવા કરવાનું પણ સંક્ષેપ થવાના પર્યાયને આત્મા ભજે છે એવા પર્યાયને ભજ્યા વિના અપૂર્વ સમાધિને હાનિ સંભવતી હતી એમ છતા પણ થવાયોગ્ય એવી સંક્ષેપ પ્રવૃત્તિ થઈ નથી

અત્રેથી શ્રાવણ સુદ ૫-૬ના નીકળવાનુ થવા સંભવ છે, પણ અહીંથી જતી વખતે સમાગમનો યોગ થઈ શકવા યોગ્ય નથી અને અમારા જવાના પ્રસંગ વિષે હાલ તમારે બીજા કોઈ પ્રત્યે પત્ર જણાવવાનુ વિશેષ કારણ નથી, કેમકે જતી વખતે સમાગમ નહી કરવા સંબંધમા કંઈ તેમને સંશય પ્રાપ્ત થવાનો સંભવ થાય, જેમ ન થાય તો સારુ એ જ વિનંતિ

---

[ ૬૨૩ ] ૬૨૧ મુંબઈ, આષાઢ વદ ૦)), ભામ, ૧૯૫૧

તમને તથા બીજા કોઈ સત્સમાગમની નિષ્ઠાવાળા ભાઈઓને અમારા સમાગમવિષે જિજ્ઞાસા રહે છે તે પ્રકાર જાણ્યામા રહે છે, પણ તે વિષેનો, અમુક કારણો પ્રત્યે, વિચાર કરતા પ્રવૃત્તિ થતી નથી, જે કારણો જણાવતાં પણ ચિત્ત સંક્ષેપ થાય છે જોકે કંઈ પણ તે વિષે સ્પષ્ટાર્થથી લખવાનું બન્યું હોય તો પત્ર તથા સમાગમાદિની રાહ જોયા કરવ્યાનુ અને તેમા અનિશ્ચિતપણુ થતુ હોવાથી કંઈ ક્લેશ પ્રાપ્ત થવા દેવાનું જે અમારા પ્રત્યેથી થાય છે તે થવાનો સંભવ ઓછો થાય, પણ તે વિષે સ્પષ્ટાર્થથી લખતા પણ ચિત્ત ઉપશમ પામ્યા કરે છે, એટલે સહજે કાંઈ થાય તે થવા દેવુ યોગ્ય ભાસે છે

વવાણિયેથી વળતી વખત ઘણુ કરી સમાગમનો યોગ થશે ઘણુ કરી ચિત્તમા એમ રહે છે કે હાલ વધારે સમાગમ પણ કરી શકવાયોગ્ય દશા નથી પ્રથમથી આ પ્રકારનો વિચાર રહ્યા કરતો હતો, અને જે વિચાર વધારે શ્રેયકારક લાગતો હતો, પણ ઉદયવશાત્ કેટલાક ભાઈઓને સમાગમ થવાનો પ્રસંગ થયો, જે એક પ્રકારે પ્રતિબંધ થવા જેવુ જાણ્યું હતુ, અને હાલ કંઈ [illegible] તેવુ થયું છે, એમ લાગે છે વર્તમાન આત્મદશા જોતા તેટલો પ્રતિબંધ થવા દેવા યોગ્ય અધિકાર મને સંભવતો નથી અત્રે કંઈક પ્રસંગથી સ્પષ્ટાર્થ જણાવવા યોગ્ય છે

આ આત્માને વિષે ગુણનું વિશેષ વ્યક્તત્વ જાણી તમ વગેરે કોઈ મુમુક્ષુ ભાઈઓની ભક્તિ વર્તતી હોય તોપણ તેથી તે ભક્તિની યોગ્યતા મારે વિષે સંભવે છે એમ સમજવાને યોગ્ય [illegible] નથી, કેમકે બહુ વિચાર કરતા વર્તમાનમા તો તેવો સંભવ થાય છે, અને તે કારણથી મન [illegible]

સુખસ્વરૂપતા કહી છે જ્ઞાનીપુરુષોના તે વચન અત્યંત સાચા છે, કેમકે સત્સંગથી પ્રત્યક્ષ, અત્યંત પ્રગટ તે વચનોનો અનુભવ થાય છે

નિર્વિકલ્પ ઉપયોગનો લક્ષ સ્થિરતાનો પરિચય કર્યાથી થાય છે સુધારસ, સત્સમાગમ, સત્શાસ્ત્ર, સદ્વિચાર અને વૈરાગ્ય–ઉપશમ એ સૌ તે સ્થિરતાના હેતુ છે

---

[૪૯૪] ૫૮૬ મુંબઈ, ચૈત્ર વદ ૧૨, રવિ, ૧૯૫૧

ૐ

વધારે વિચારનુ સાધન થવા આ પત્ર લખ્યું છે

પૂર્ણજ્ઞાની શ્રી ઋષભદેવાદિ પુરુષોને પણ પ્રારબ્ધોદય ભોગવ્યે ક્ષય થયો છે, તો અમ જેવાને તે પ્રારબ્ધોદય ભોગવવો જ પડે એમા કંઈ સંશય નથી માત્ર ખેદ એટલો થાય છે કે, અમને આવા પ્રારબ્ધોદયમા શ્રી ઋષભદેવાદિ જેવી અવિષમતા રહે એટલુ બળ નથી, અને તેથી પ્રારબ્ધોદય છતા વારવાર તેથી અપરિપક્વ કાળે છૂટવાની કામના થઈ આવે છે, કે જો આ વિષમ પ્રારબ્ધોદયમા કંઈ પણ ઉપયોગની યથાતથ્યતા ન રહી તો ફરી આત્મસ્થિરતા થતા વળી અવસર ગવેષવો જોઈશે, અને પશ્ચાત્તાપપૂર્વક દેહ છૂટશે, એવી ચિંતા ઘણી વાર થઈ આવે છે.

આ પ્રારબ્ધોદય મટી નિવૃત્તિકર્મ વેદવારૂપ પ્રારબ્ધનો ઉદય થવા આશય રહ્યા કરે છે, પણ તે તરતમા એટલે એકથી દોઢ વર્ષમા થાય એમ તો દેખાતું નથી, અને પળ પળ જવી કઠણ પડે છે એકથી દોઢ વર્ષ પછી પ્રવૃત્તિકર્મ વેદવારૂપ ઉદય કેવળ પરિક્ષીણ થશે, એમ પણ લાગતું નથી, કંઈક ઉદય વિશેષ મોળો પડશે એમ લાગે છે

આત્માની કેટલીક અસ્થિરતા રહે છે ગયા વર્ષનો મોતી સંબધી વ્યાપાર લગભગ પતવા આવ્યો છે આ વર્ષનો મોતી સંબંધી વ્યાપાર ગયા વર્ષ કરતા લગભગ બમણો થયો છે ગયા વર્ષ જેવું તેમા પરિણામ આવવુ કઠણ છે થોડા દિવસ કરતા હાલ ઠીક છે, અને આ વર્ષે પણ તેનું ગયા વર્ષ જેવુ નહી તોપણ કંઈક ઠીક પરિણામ આવશે એમ સંભવ રહે છે, પણ ઘણો વખત તેના વિચારમા વ્યતીત થવા જેવું થાય છે, અને તે માટે શોચ થાય છે, કે આ એક પરિગ્રહની કામનાના બળવાન પ્રવર્તન જેવુ થાય છે, તે શમાવવુ ઘટે છે, અને કંઈક કરવુ પડે એવા કારણો રહે છે હવે જેમ તેમ કરી તે પ્રારબ્ધોદય તરત ક્ષય થાય તો સારુ એમ મનમા ઘણી વાર રહ્યા કરે છે

અત્રે જે આડત તથા મોતી સંબધી વેપાર છે, તેમાથી મારાથી છૂટવાનું બને અથવા તેનો ઘણો પ્રસંગ ઓછો થવાનું થાય તેવો કોઈ રસ્તો ધ્યાનમા આવે તો લખશો, ગમે તો આ વિષે સમાગમમા વિશેષતાથી જણાવી શકાય તો જણાવશો આ વાત લક્ષમા રાખશો

ત્રણ વર્ષની લગભગથી એવુ વર્તાયા કરે છે, કે પરમાર્થ સંબધી કે વ્યવહાર સંબધી કંઈ પણ લખતા કંટાળો આવી જાય છે, અને લખતા લખતા કલ્પિત જેવુ લાગવાથી વારવાર અપૂર્ણ છોડી દેવાનું થાય છે પરમાર્થમા ચિત્ત જે વખતે એકાગ્રવત્ હોય ત્યારે જો પરમાર્થ સંબધી લખવાનું અથવા કહેવાનુ બને તો તે યથાર્થ કહેવાય, પણ ચિત્ત અસ્થિરવત્ હોય, અને પરમાર્થસંબધી લખવાનુ કે કહેવાનુ કરવામા આવે તો તે ઉદીરણા જેવુ થાય, તેમ જ અંતર્વૃત્તિનો યથાતથ્ય તેમા ઉપયોગ નહી હોવાથી તે આત્મબુદ્ધિથી લખ્યું કે કહ્યુ નહી હોવાથી કલ્પિતરૂપ કહેવાય, જેથી તથા તેવા બીજા કારણોથી પરમાર્થ સંબધી લખવાનું તથા કહેવાનુ ઘણુ ઓછુ થઈ ગયું છે આ સ્થળે સહજ પ્રશ્ન થશે, કે ચિત્ત અસ્થિરવત્ થઈ જવાનો હેતુ શો છે? પરમાર્થમા જે ચિત્ત વિશેષ એકાગ્ર-

આસાતના થવા જેવું થાય, એવી બીક રહે છે હાલ આપની ઇચ્છાનુસાર સમાગમ માટે તમે શ્રી ડુંગર તથા શ્રી લહેરાભાઈનો આવવાનો વિચાર હોય તો એક દિવસ મૂળી રોકાઈશ અને બી દિવસે જણાવશો તો મૂળીથી જવાનો વિચાર રાખીશ વળતી વખતે સાયલે ઊતરવું કે કેમ તેનો તે સમાગમમાં તમારી ઇચ્છાનુસાર વિચાર કરીશ

મૂળી એક દિવસ રોકાવાનો વિચાર જો રાખો છો તો સાયલે એક દિવસ રોકાવામાં અડચણ નથી, એમ આપ નહીં જણાવશો કેમકે એમ વર્તવા જતાં ઘણા પ્રકારના અનુક્રમનો ભંગ થવાનો સંભવ છે

એ જ વિનંતિ

---

૬૨૪ મુંબઈ, શ્રાવણ સુદ ૩, ગુરુ, ૧૯૫૧

કોઈ દશાભેદથી અમુક પ્રતિબંધ કરવાની મારી યોગ્યતા નથી

બે પત્ર પ્રાપ્ત થયા છે આ પ્રસંગે સમાગમ સંબંધી પ્રવૃત્તિ થઈ શકવા યોગ્ય નથી

---

[ ૫૩૩ ] ૬૨૫ વવાણિયા, શ્રાવણ સુદ ૧૦, ૧૯૫૧

ॐ

પર્યાય છે તે પદાર્થનું વિશેષ સ્વરૂપ છે, તે માટે મનઃપર્યવજ્ઞાન પણ પર્યાયાર્થિક જ્ઞાન ગણી વિશેષ એવા જ્ઞાનોપયોગમાં ગણ્યું છે, તેનો સામાન્ય ગ્રહણરૂપ વિષય નહીં ભાસવાથી દર્શનોપયોગમાં ગણ્યું નથી, એમ સોમવારે બપોરે જણાવવું થયું હતું, તે પ્રમાણે જૈનદર્શનનો અભિપ્રાય પણ આજે જોયો છે. આ વાત વધારે સ્પષ્ટ લખવાથી સમજવાનું થઈ શકે તેવી છે, કેમકે તેને કેટલાંક દૃષ્ટાંતાદિકનું સહચારીપણું ઘટે છે, તથાપિ અત્રે તો તેમ થવું અશક્ય છે

મનઃપર્યવસંબંધી લખ્યું છે તે પ્રસંગ, ચર્ચવાની નિષ્ઠાથી લખ્યું નથી

સોમવારે રાત્રે આશરે અગિયાર વાગ્યા પછી જે કંઈ મારાથી વચનયોગનું પ્રકાશવું થયું હતું તેની સ્મૃતિ રહી હોય તો યથાશક્તિ લખાય તો લખશો

---

[ ૫૩૪ ] ૬૨૬ વવાણિયા, શ્રાવણ સુદ ૧૨, શુક્ર, ૧૯૫૧

'નિમિત્તવાસી આ જીવ છે,' એવું એક સામાન્ય વચન છે તે સંગપ્રસંગથી થતી જીવની પરિણતિ વિષે જોતાં પ્રાયે સિદ્ધાંતરૂપ લાગી શકે છે સહજાત્મસ્વરૂપે પ્રણામ

---

[ ૫૩૫ ] ૬૨૭ વવાણિયા, શ્રાવણ સુદ ૧૫, સોમ, ૧૯૫૧

આત્માર્થે વિચારમાર્ગ અને ભક્તિમાર્ગ આરાધવા યોગ્ય છે, પણ વિચારમાર્ગને યોગ્ય જેનું સામર્થ્ય નથી તેને તે માર્ગ ઉપદેશવો ન ઘટે એ વગેરે લખ્યું છે, તે યોગ્ય છે તોપણ તે વિષે કંઈ પણ લખવાનું ચિત્તમાં હાલ આવી શકતું નથી

શ્રી ડુંગરે કેવળદર્શન સંબંધી જણાવેલી આશંકા લખી તે વાંચી છે બીજા કોઈ દર્શનમાં સમજાયા પછી તે પ્રકારની આશંકા શમાય છે, અથવા તે પ્રકાર સમજવા યોગ્ય છે એવી આશંકા હાલ સંક્ષેપ કરી અથવા ઉપશાંત કરી વિશેષ નિકટ એવા આત્માર્થને વિચાર કરવો ઘટે છે

---

શ્રુતજ્ઞાનના સારસ્વરૂપ છે, મોક્ષના બીજભૂત છે, સમ્યક્ત્વસ્વરૂપ છે તે વાક્ય પ્રત્યે ઉપયોગ સ્થિર થવાથી જીવને નિશ્ચય આવશે, કે જ્ઞાનીપુરુષના સમાગમની ઉપાસના વિના જીવ સ્વચ્છંદે નિશ્ચય કરે તે છૂટવાનો માર્ગ નથી

સર્વ જીવનુ પરમાત્માપણુ છે એમા સશય નથી તો પછી શ્રી દેવકરણજી પોતાને પરમાત્મ-સ્વરૂપ માને તો તે વાત અસત્ય નથી, પણ જ્યાં સુધી તે સ્વરૂપ યથાતથ્ય પ્રગટે નહી ત્યાં સુધી મુમુક્ષુ, જિજ્ઞાસુ રહેવુ તે વધારે સારુ છે, અને તે રસ્તે યથાર્થ પરમાત્મપણુ પ્રગટે છે જે માર્ગ મૂકીને પ્રવર્તવાથી તે પદનું ભાન થતું નથી, તથા શ્રી જિન વીતરાગ સર્વજ્ઞ પુરુષોની આસાતના કરવારૂપ પ્રવૃત્તિ થાય છે બીજો મતભેદ કઈ નથી

મૃત્યુનું આવવું અવશ્ય છે

આ૦ સ્વ૦ પ્રણામ

---

[૪૯૭] ૫૮૯ મુંબઈ, ચૈત્ર વદ ૧૩, ૧૯૫૧

તમારે વેદાત ગ્રથ વાચવાનો કે તે પ્રસગની વાતચીત શ્રવણ કરવાનો પ્રસગ રહેતો હોય તો તે વાંચનથી તથા શ્રવણથી જીવમા વૈરાગ્ય અને ઉપશમ વર્ધમાન થાય તેમ કરવુ યોગ્ય છે તેમા પ્રતિપાદન કરેલા સિદ્ધાતનો નિશ્ચય જો થતો હોય તો કરવામા બાધ નથી, તથાપિ જ્ઞાનીપુરુષના સમાગમ, ઉપાસનાથી સિદ્ધાંતનો નિશ્ચય કર્યા વિના આત્મવિરોધ થવા સભવ છે

---

[૪૯૮] ૫૯૦ મુંબઈ, ચૈત્ર વદ ૧૪, ૧૯૫૧

ચારિત્ર (શ્રી જિનના અભિપ્રાયમા શુ છે? તે વિચારી સમવસ્થાન થવુ)—દશા સબધી અનુપ્રેક્ષા કરવાથી જીવમા સ્વસ્થતા ઉત્પન્ન થાય છે તે વિચારે કરી ઉત્પન્ન થયેલી ચારિત્રપરિણામ સ્વભાવરૂપ સ્વસ્થતા વિના જ્ઞાન અફળ છે, એવો જિનનો અભિમત તે અવ્યાબાધ સત્ય છે

તે સબધી અનુપ્રેક્ષા ઘણી વાર રહ્યા છતાં ચચળ પરિણતિનો હેતુ એવો ઉપાધિયોગ તીવ્ર ઉદયરૂપ હોવાથી ચિત્તમાં ઘણુ કરી ખેદ જેવુ રહે છે, અને તે ખેદથી શિથિલતા ઉત્પન્ન થઈ વિશેષ જણાવવાનું થઈ શકતુ નથી બાકી કઈ જણાવવા વિષે તો ચિત્તમાં ઘણી વાર રહે છે પ્રસગોપાત્ત કઈ વિચાર લખો તેમા અડચણ નથી એ જ વિનતિ

---

[૪૯૯] ૫૯૧ મુંબઈ, ચૈત્ર, ૧૯૫૧

વિષયાદિ ઇચ્છિત પદાર્થ ભોગવી તેથી નિવૃત્ત થવાની ઇચ્છા રાખવી અને તે ક્રમે પ્રવર્તવાથી આગળ પર તે વિષયમૂર્છા ઉત્પન્ન થવી ન સભવે એમ થવુ કઠણ છે, કેમકે જ્ઞાનદશા વિના વિષયનું નિર્મૂળપણુ થવુ સભવતું નથી માત્ર ઉદય વિષયો ભોગવ્યાથી નાશ થાય, પણ જો જ્ઞાનદશા ન હોય તો ઉત્સુક પરિણામ, વિષય આરાધતા ઉત્પન્ન થયા વિના ન રહે, અને તેથી વિષય પરાજિત થવાને બદલે વિશેષ વર્ધમાન થાય જેને જ્ઞાનદશા છે તેવા પુરુષો વિષયાકાક્ષાથી અથવા વિષયનો અનુભવ કરી તેથી વિરક્ત થવાની ઇચ્છાથી તેમા પ્રવર્તતા નથી, અને એમ જો પ્રવર્તવા જાય તો જ્ઞાનને પણ આવરણ આવવાયોગ્ય છે માત્ર પ્રારબ્ધ સબધી ઉદય હોય એટલે છૂટી ન શકાય તેથી જ જ્ઞાની-પુરુષની ભોગપ્રવૃત્તિ છે તે પણ પૂર્વપશ્ચાત્ પશ્ચાત્તાપવાળી અને મદમા મદ પરિણામસયુક્ત હોય

એવા દેહાદિનુ આ ભવમા ઉપર કહ્યું તેમ ભાન થાય એ વાત યથાતથ્ય માનીએ તોપણ પૂર્વ ભવમા અનુભવેલા એવા દેહાદિ અથવા કોઈ દેવલોકાદિ નિવાસસ્થાન અનુભવ્યા હોય તે અનુભવની સ્મૃતિ થઈ છે, અને તે અનુભવ યથાતથ્ય થયો છે, એ શા ઉપરથી સમજાય?' તો એ પ્રશ્નનું સમાધાન આ પ્રમાણે છે.— અમુક અમુક ચેષ્ટા અને લિંગ તથા પરિણામ આદિથી પોતાને તેનું ભાન થાય છે, પણ બીજા કોઈ જીવને તેની પ્રતીતિ થવા માટે તો નિયમિતપણું નથી. ક્વચિત્ અમુક દેશમાં, અમુક ગામ, અમુક ઘેર, પૂર્વે દેહ ધારણ થયો હોય અને તેના ચિહ્નો બીજા જીવને જણાવવાથી તે દેશાદિનુ અથવા તેના નિશાનાદિનું કંઈ પણ વિદ્યમાનપણું હોય તો બીજા જીવને પણ પ્રતીતિનો હેતુ થવો સંભવે, અથવા જાતિસ્મૃતિજ્ઞાનવાન કરતા જેનું વિશેષ જ્ઞાન છે તે જાણે. તેમજ જેને 'જાતિસ્મૃતિજ્ઞાન' છે, તેની પ્રકૃત્યાદિને જાણતો એવો કોઈ વિચારવાન પુરુષ પણ જાણે કે આ પુરુષને તેવા કંઈ જ્ઞાનનો સંભવ છે, અથવા 'જાતિસ્મૃતિ' હોવી સંભવે છે, અથવા જેને 'જાતિસ્મૃતિજ્ઞાન' છે, તે પુરુષના સંબંધમા કોઈ જીવ પૂર્વ ભવે આવ્યો છે, વિશેષે કરીને આવ્યો છે તેને તે સંબંધ જણાવતા કંઈ પણ સ્મૃતિ થાય તો તેવા જીવને પણ પ્રતીતિ આવે.

બીજો પ્રશ્ન —'જીવ સમયે સમયે મરે છે તે કેવી રીતે સમજવું?' તેનો ઉત્તર આ પ્રમાણે વિચારશો —

જેમ આત્માને સ્થૂળ દેહનો વિયોગ થાય છે, તેને મરણ કહેવામા આવે છે, તેમ સ્થૂળ દેહના આયુષ્યાદિ સૂક્ષ્મપર્યાયનો પણ સમયે સમયે હાનિપરિણામ થવાથી વિયોગ થઈ રહ્યો છે, તેથી તેને સમયે સમયે મરણ કહેવા યોગ્ય છે. આ મરણ તે વ્યવહાર નયથી કહેવાય છે, નિશ્ચયથી તો આત્માને સ્વાભાવિક એવા જ્ઞાનદર્શનાદિ ગુણપર્યાયની વિભાવ પરિણામના યોગને લીધે હાનિ થયા કરે છે, અને તે હાનિ આત્માના નિત્યપણાદિ સ્વરૂપને પણ ગ્રહી રહે છે, તે સમયે સમયે મરણ છે.

ત્રીજો પ્રશ્ન. —'કેવળજ્ઞાનદર્શનને વિષે ગયા કાળ અને આવતા કાળના પદાર્થ વર્તમાન કાળમા વર્તમાનપણે દેખાય છે, તેમ જ દેખાય કે બીજી રીતે?' તેનો ઉત્તર આ પ્રમાણે વિચારશો —

વર્તમાનમા વર્તમાનપદાર્થ જેમ દેખાય છે, તેમ ગયા કાળના પદાર્થ ગયા કાળમા જે સ્વરૂપે હતા તે સ્વરૂપે વર્તમાન કાળમા દેખાય છે, અને આવતા કાળમા તે પદાર્થ જે સ્વરૂપ પામશે તે સ્વરૂપપણે વર્તમાનકાળમા દેખાય છે. ભૂતકાળે જે જે પર્યાય પદાર્થે ભજ્યા છે, તે કારણપણે વર્તમાનમા પદાર્થને વિષે રહ્યા છે અને ભવિષ્યકાળમા જે જે પર્યાય ભજશે તેની યોગ્યતા વર્તમાન પદાર્થને વિષે રહી છે. તે કારણ અને યોગ્યતાનું જ્ઞાન વર્તમાનકાળમા પણ કેવળજ્ઞાનીને વિષે યથાર્થ સ્વરૂપે હોઈ શકે. જોકે આ પ્રશ્ન પ્રત્યે ઘણા વિચાર જણાવવા યોગ્ય છે.

---

[૫૩૮] ૬૩૮ વવાણિયા, શ્રાવણ વદ ૧૨, શનિ ૧૯૫૧

ગયા શનિવારનો લખેલો કાગળ પહોંચ્યો છે. તે કાગળમા મુખ્ય કરી ત્રણ પ્રશ્નો લખ્યા છે. તેના ઉત્તર નીચે લખ્યાથી વિચારશો —

પ્રથમ પ્રશ્નમા એમ જણાવ્યું છે કે, 'એક મનુષ્યપ્રાણી દિવસને વખતે આત્માના ગુણ વડે [illegible] અમુક હદ સુધી દેખી શકે છે, અને રાત્રિને વખતે અંધારામા કશું દેખતો નથી, વળી [illegible] પાછું દેખે છે અને વળી રાત્રિએ અંધારામા કશું દેખતો નથી, તેથી એક અહોરાત્રમા [illegible] પ્રમાણે આત્માના ગુણ ઉપર અધ્યવસાય બદલાયા વિના નહીં દેખવાનું આવરણ આવી જાય [illegible] કે દેખવું એ આત્માનો ગુણ નહીં પણ સૂરજવડીએ દેખાય છે, માટે સૂરજનો ગુણ છે, [illegible] હાજરીમા દેખાતું નથી? અને વળી આવી જ રીતે આભડછાના દૃષ્ટાંતે કાન [illegible] સંભળાતું ત્યારે આત્માના ગુણ કેમ ભુલાઈ જવાય છે?' તેનો સંક્ષેપમા ઉત્તર —

[૫૦૬] ૫૯૪ મુબઈ, વૈશાખ સુદ ૧૫, બુધ, ૧૯૫૧

સર્વ કરતા જેમા અધિક સ્નેહ રહ્યા કરે છે એવી આ કાયા તે રોગ, જરાદિથી સ્વાત્માને જ દુ ખરૂપ થઈ પડે છે, તો પછી તેથી દૂર એવા ધનાદિથી જીવને તથારૂપ (યથાયોગ્ય) સુખવૃત્તિ થાય એમ માનતા વિચારવાનની બુદ્ધિ જરૂર ક્ષોભ પામવી જોઈએ, અને કોઈ બીજા વિચારમા જવી જોઈએ, એવો જ્ઞાનીપુરુષોએ નિર્ણય કર્યો છે, તે યથાતથ્ય છે

[૫૦૭] ૫૯૫ મુબઈ, વૈશાખ વદ ૭, ગુરુ, ૧૯૫૧

વેદાતાદિમા આત્મસ્વરૂપની જે વિચારણા કહી છે, તે વિચારણા કરતા શ્રી જિનાગમમા જે આત્મસ્વરૂપની વિચારણા કહી છે, તેમા ભેદ પડે છે સર્વ વિચારણાનું ફળ આત્માનું સહજસ્વભાવે પરિણામ થવુ એ જ છે સ પૂર્ણ રાગદ્વેષના ક્ષય વિના સ પૂર્ણ આત્મજ્ઞાન પ્રગટે નહીં એવો નિશ્ચય જિને કહ્યો છે તે, વેદાતાદિ કરતા બળવાન પ્રમાણભૂત છે

[૫૦૮] ૫૯૬ મુબઈ, વૈશાખ વદ ૭, ગુરુ, ૧૯૫૧

સર્વ કરતા વીતરાગના વચનને સ પૂર્ણ પ્રતીતિનું સ્થાન કહેવુ ઘટે છે કેમકે જ્યા રાગાદિ દોષનો સ પૂર્ણ ક્ષય હોય ત્યા સ પૂર્ણ જ્ઞાનસ્વભાવ પ્રગટવાયોગ્ય નિયમ ઘટે છે

શ્રી જિનને સર્વ કરતા ઉત્કૃષ્ટ વીતરાગતા સ ભવે છે, પ્રત્યક્ષ તેમના વચનનુ પ્રમાણ છે માટે જે કોઈ પુરુષને જેટલે અ શે વીતરાગતા સ ભવે છે, તેટલે અ શે તે પુરુષનું વાક્ય માન્યતાયોગ્ય છે સાખ્યાદિ દર્શને બ ધમોક્ષની જે જે વ્યાખ્યા ઉપદેશી છે, તેથી બળવાન પ્રમાણસિદ્ધ વ્યાખ્યા શ્રી જિન વીતરાગે કહી છે, એમ જાણુ છુ

[૫૦૯] ૫૯૭ મુબઈ, વૈશાખ વદ ૭, ગુરુ, ૧૯૫૧

અમારા ચિત્તને વિષે વાર વાર એમ આવે છે અને એમ પરિણામ સ્થિર રહ્યા કરે છે કે જેવો આત્મકલ્યાણનો નિર્ધાર શ્રી વર્દ્ધમાનસ્વામીએ કે શ્રી ઋષભાદિએ કર્યો છે, તેવો નિર્ધાર બીજા સ પ્રદાયને વિષે નથી

વેદાતાદિ દર્શનનો લક્ષ આત્મજ્ઞાન ભણી અને સ પૂર્ણ મોક્ષ પ્રત્યે જતો જોવામા આવે છે, પણ તેનો યથાયોગ્ય નિર્ધાર સ પૂર્ણપણે તેમાં જણાતો નથી, અ શે જણાય છે, અને ક ઈ ક ઈ તે પણ પર્યાયફેર દેખાય છે જોકે વેદાતને વિષે ઠામઠામ આત્મચર્ચા જ વિવેચી છે, તથાપિ તે ચર્ચા સ્પષ્ટપણે અવિરુદ્ધ છે, એમ હજુ સુધી લાગી શકતું નથી એમ પણ બને કે વખતે વિચારના કોઈ ઉદયભેદથી વેદાતનો આશય બીજે સ્વરૂપે સમજવામા આવતો હોય અને તેથી વિરોધ ભાસતો હોય, એવી આશ કા પણ ફરી ફરી ચિત્તમા કરવામા આવી છે, વિશેષ વિશેષ આત્મવીર્ય પરિણમાવીને તેને અવિરોધ જોવા માટે વિચાર કર્યા કરેલ છે, તથાપિ એમ જણાય છે કે વેદાત જે પ્રકારે આત્મસ્વરૂપ કહે છે, તે પ્રકારે સર્વથા વેદાત અવિરોધપણુ પામી શકતું નથી કેમકે તે કહે છે તે જ પ્રમાણે આત્મસ્વરૂપ નથી, કોઈ તેમાં મોટો ભેદ જોવામા આવે છે, અને તે તે પ્રકારે સાખ્યાદિ દર્શનોને વિષે પણ ભેદ જોવામા આવે છે એકમાત્ર શ્રી જિને કહ્યુ છે તે આત્મસ્વરૂપ વિશેષ વિશેષ અવિરોધી જોવામા આવે છે અને તે પ્રકારે વેદવામા આવે છે, સ પૂર્ણપણે અવિરોધી જિનનુ કહેલુ આત્મ-સ્વરૂપ હોવાયોગ્ય છે, એમ ભાસે છે સ પૂર્ણપણે અવિરોધી જ છે, એમ કહેવામા નથી આવતું તેનો હેતુ માત્ર એટલો જ છે કે, સ પૂર્ણપણે આત્માવસ્થા પ્રગટી નથી જેથી જે અવસ્થા અપ્રગટ છે, તે અવસ્થાનું અનુમાન વર્તમાનમા કરીએ છીએ જેથી તે અનુમાન પર અત્ય ત ભાર ન દેવાયોગ્ય ગણી વિશેષ વિશેષ અવિરોધી છે, એમ જણાવ્યું છે, સ પૂર્ણ અવિરોધી હોવાયોગ્ય છે, એમ લાગે છે

આવાં પ્રશ્નો કેટલાક મુમુક્ષુ જીવને વિચારની પરિશુદ્ધિને અર્થે કર્તવ્ય છે, અને તેવા પ્રશ્નોનું સમાધાન જણાવવાની ચિત્તમાં સહજ ક્વચિત્ ઇચ્છા પણ રહે છે, તથાપિ લખવામા વિશેષ ઉપયોગ રોકાઈ શકવાનું ઘણી મુશ્કેલીથી થાય છે અને તેથી કોઈક વખત લખવાનું બને છે અને કોઈક વખત લખવાનુ બની શકતું નથી, અથવા નિયમિત ઉત્તર લખવાનું બની શકતુ નથી ઘણું કરીને અમુક કાળ સુધી તો હાલ તો તથાપ્રકારે રહેવા યોગ્ય છે, તોપણ પ્રશ્નાદિ લખવામાં તમને પ્રતિબંધ નથી

[ ૫૩૯ ] ૬૩૧ વવાણિયા, શ્રાવણ વદ ૧૪, સોમ, ૧૯૫૧

પ્રથમ પદમા એમ કહ્યુ છે કે હે મુમુક્ષુ ! એક આત્માને જાણતા સમસ્ત લોકાલોકને જાણીશ, અને સર્વ જાણવાનુ ફળ પણ એક આત્મપ્રાપ્તિ છે, માટે આત્માથી જુદા એવા બીજા ભાવો જાણવાની વારવારની ઇચ્છાથી તું નિવર્ત અને એક નિજ સ્વરૂપને વિષે દૃષ્ટિ દે, કે જે દૃષ્ટિથી સમસ્ત સૃષ્ટિ જ્ઞેયપણે તારે વિષે દેખાશે તત્ત્વસ્વરૂપ એવા સત્શાસ્ત્રમા કહેલા માર્ગનું પણ આ તત્ત્વ છે, એ તત્ત્વજ્ઞાનીઓએ કહ્યુ છે, તથાપિ ઉપયોગપૂર્વક તે સમજાવું દુર્લભ છે એ માર્ગ જુદો છે, અને તેનું સ્વરૂપ પણ જુદુ છે, જેમ માત્ર કથનજ્ઞાનીઓ કહે છે તેમ નથી, માટે ઠેકાણે ઠેકાણે જઈને કાં પૂછે છે? કેમકે તે અપૂર્વભાવનો અર્થ ઠેકાણે ઠેકાણેથી પ્રાપ્ત થવાયોગ્ય નથી

બીજા પદનો સંક્ષેપ અર્થ. 'હે મુમુક્ષુ ! યમનિયમાદિ જે સાધનો સર્વ શાસ્ત્રમાં કહ્યા છે, તે ઉપર કહેલા અર્થથી નિષ્ફળ ઠરશે એમ પણ નથી, કેમકે તે પણ કારણને અર્થે છે, તે કારણ આ પ્રમાણે છે : આત્મજ્ઞાન રહી શકે એવી પાત્રતા પ્રાપ્ત થવા, તથા તેમા સ્થિતિ થાય તેવી યોગ્યતા આવવા એ કારણો ઉપદેશ્યા છે તત્ત્વજ્ઞાનીઓએ એથી, એવા હેતુથી એ સાધનો કહ્યા છે, પણ જીવની સમજણમા સામટો ફેર હોવાથી તે સાધનોમા જ અટકી રહ્યો અથવા તે સાધન પણ અભિનિવેશ પરિણામે ગ્રહ્યા. આગળીથી જેમ બાળકને ચંદ્ર દેખાડવામા આવે, તેમ તત્ત્વજ્ઞાનીઓએ તત્ત્વનું તત્ત્વ કહ્યુ છે'

[ ૫૪૦ ] ૬૩૨ વવાણિયા, શ્રાવણ વદિ ૧૪, સોમ, ૧૯૫૧

'બાળપણા કરતા યુવાવસ્થામા ઇન્દ્રિયવિકાર વિશેષ કરી ઉત્પન્ન થાય છે, તેના શું કારણ હોવા જોઈએ?' એમ લખ્યુ તે માટે સંક્ષેપમા આ પ્રમાણે વિચારવાયોગ્ય છે.—

ક્રમે જેમ વય વધે છે, તેમ તેમ ઇન્દ્રિયબળ વધે છે, તેમ તે બળને વિકારનાં હેતુ એવા નિમિત્તો મળે છે, અને પૂર્વભવના તેવા વિકારના સંસ્કાર રહ્યા છે, તેથી તે નિમિત્તાદિ યોગ પામી વિશેષ પરિણામ પામે છે જેમ બીજ છે, તે તથારૂપ કારણો પામી ક્રમે વૃક્ષાકાર પરિણમે છે, તેમ પૂર્વના બીજભૂત સંસ્કારો ક્રમે કરી વિશેષાકારે પરિણમે છે

૬૩૩ વવાણિયા, શ્રાવણ વદ ૧૪, સોમ, ૧૯૫૧

આત્માર્થઇચ્છા યોગ્ય શ્રી લલ્લુજી પ્રત્યે.

એક આટલું અમારા ચિત્તમા રહે છે કે આ ક્ષેત્ર સામાન્યપણે અનાર્ય ચિત્ત કરી નાખે તેવું છે તેવા ક્ષેત્રમા સત્સમાગમનો યથાસ્થિત લાભ લેવાનુ ઘણુ કઠણુ પડે છે, કેમકે આજુબાજુના સમાગમો, લોકવ્યવહાર બધા ઘણુ કરી વિપર્યય રહ્યા, અને તે કારણથી ઘણુ કરી કોઈ મુમુક્ષુજીવ અત્રે ચાહીને સમાગમાર્થે આવવા ઇચ્છા કરતા હોય તેને પણ પ્રત્યુત્તર 'ના' લખવા જેવું બને છે, કેમકે તેના શ્રેયને બાધ ન થવા દેવો યોગ્ય છે તમારા તથા શ્રી ડુંગરના આવવા સંબંધમાં એટલો બધો વિચાર તો ચિત્તમાં થતો નથી, પણ કંઈક સહજ થાય છે એ સહજ વિચાર થાય છે તે એવા કારણથી થતો નથી કે અત્રેનો ઉદયરૂપ ઉપાધિયોગ જોઈ અમારા પ્રત્યે તમારા ચિત્તમા કંઈ વિક્ષેપ થાય, પણ એમ રહે છે કે તમારા તથા શ્રી ડુંગર જેવાના સત્સમાગમનો લાભ ક્ષેત્રાદિના વિપર્યયપણાથી યથાયોગ્ય ન લેવાય તેથી ચિત્તમા ખેદ આવી જાય છે જોકે તમારા આવવાના પ્રસંગમા ઉપાધિ ઘણી ઓછી કરવાનું બની શકશે, તથાપિ આજુબાજુના સાધનો સત્સમાગમને અને નિવૃત્તિને વર્ધમાન કરનારા નહી, તેથી ચિત્તમા સહજ લાગે છે આટલું લખવાથી ચિત્તમા આવેલો એક વિચાર લખ્યો છે એમ સમજવુ પણ તમને અથવા શ્રી ડુંગરને અટકાવવા વિષેનો કંઈ પણ આશય ધારી લખ્યું નથી, પણ એટલો આશય ચિત્તમા છે કે જો શ્રી ડુંગરનુ ચિત્ત આવવા પ્રત્યેમા કંઈક શિથિલ દેખાય તો તેમના પ્રત્યે વિશેષ તમે દબાણુ કરશો નહી, તોપણુ અડચણુ નથી, કેમકે શ્રી ડુંગરાદિના સમાગમની ઇચ્છા વિશેષ રહે છે, અને અત્રેથી નિવૃત્ત થવાનું થોડા વખત માટે હાલ બને તો કરવાની ઇચ્છા છે તો શ્રી ડુંગરનો સમાગમ કોઈ બીજા નિવૃતિક્ષેત્રે કરવાનું થશે એમ લાગે છે

તમારા માટે પણ એવા પ્રકારનો વિચાર રહે છે, તથાપિ તેમા ભેદ એટલો પડે છે કે તમારા આવવાથી અત્રેની કેટલીક ઉપાધિ અલ્પ કેમ કરી શકાય ? તે પ્રત્યક્ષ દેખાડી, તે પ્રત્યેનો વિચાર લેવાનુ બની શકે જેટલે અંશે શ્રી સોભાગ પ્રત્યે ભક્તિ છે, તેટલે અંશે જ શ્રી ડુંગર પ્રત્યે ભક્તિ છે એટલે તેને આ ઉપાધિ વિષે વિચાર જણાવવાથી પણ અમને તો ઉપકાર છે, તથાપિ શ્રી ડુંગરના ચિત્તને કંઈ પણ વિક્ષેપ થતો હોય અને અત્રે આવવાનું કરાવવુ થતું હોય તો સત્સમાગમ યથાયોગ્ય ન થાય તેમ ના બનતું હોય તો શ્રી ડુંગરે અને શ્રી સોભાગે અત્રે આવવામા કંઈ પ્રતિબંધ નથી એ જ વિનંતિ

આ૦ સ્વ૦ પ્રણામ.

---

[૫૧૧] ૫૯૯ મુંબઈ, વૈશાખ વદ ૧૪, ગુરુ, ૧૯૫૧

શરણુ (આશ્રય), અને નિશ્ચય કર્ત્તવ્ય છે અધીરજથી ખેદ કર્ત્તવ્ય નથી ચિત્તને દેહાદિ ભયનો વિક્ષેપ પણુ કરવો યોગ્ય નથી અસ્થિર પરિણામ ઉપશમાવવા યોગ્ય છે

આ૦ સ્વ૦ પ્ર૦

---

[૫૧૨] ૬૦૦ મુબઈ, જેઠ સુદ ૨, રવિ, ૧૯૫૧

**અપારવત્ સંસારસમુદ્રથી તારનાર એવા સદ્ધર્મનો નિષ્કારણ કરુણાથી જેણે ઉપદેશ કર્યો છે, તે જ્ઞાનીપુરુષના ઉપકારને નમસ્કાર હો ! નમસ્કાર હો !**

પરમ સ્નેહી શ્રી સોભાગ પ્રત્યે – શ્રી સાયલા

યથાયોગ્યપૂર્વક વિનંતિ કે – તમારુ લખેલુ પત્તુ ૧ ગઈ કાલે મળ્યું છે તમારે તથા શ્રી ડુંગરે અત્રે આવવા વિષેના વિચાર સંબંધી અહીંથી એક પત્ર અમે લખ્યું હતું તેનો અર્થ સહેજ ફેર સમજાયો જણાય છે તે પત્રમા એ પ્રસંગમાં જે કંઈ લખ્યું છે તેનો સંક્ષેપમા ભાવાર્થ આ પ્રમાણે છે —

[૫૪૩] ૬૩૮ રાણપુર (હડમતિયા), ભાદરવા વદ ૧૩, ૧૯૫૧

બે પત્ર મળ્યાં હતાં. ગઈ કાલે અત્રે એટલે રાણપુરની સમીપના ગામમા આવવું થયુ છે

છેલ્લા પત્રમાં પ્રશ્નો લખ્યા હતાં તે પત્ર ક્યાક ગત થયું જણાય છે સક્ષેપમા ઉત્તર નીચે લખ્યાથી વિચારશો :—

(૧) ધર્મ, અધર્મ દ્રવ્ય સ્વભાવપરિણામી હોવાથી અક્રિય કહ્યાં છે પરમાર્થનયથી એ દ્રવ્ય પણ સક્રિય છે વ્યવહારનયથી પરમાણુ, પુદ્ગલ અને સસારી જીવ સક્રિય છે, કેમકે તે અન્યોન્ય ગ્રહણ, ત્યાગ આદિથી એક પરિણામવત્ સબધ પામે છે સડવુ યાવત્ વિધ્વસ પામવુ એ પરમાણુ પુદ્ગલના ધર્મ કહ્યા છે

પરમાર્થથી શુભ વર્ણાદિનુ પલટનપણું અને સ્કધનું મળી વિખરાવાપણુ કહ્યું છે...[પત્ર ખડિત]

---

[૫૪૪] ૬૩૯ રાણપુર, આસો સુદ ૨, શુક્ર, ૧૯૫૧

કંઈ પણ, બને તો જ્યાં આત્માર્થ ચર્ચિત થતો હોય ત્યા જવા આવવા, શ્રવણાદિનો પ્રસગ કરવાયોગ્ય છે ગમે તો જૈન સિવાય બીજા દર્શનથી વ્યાખ્યા થતી હોય તો તે પણ વિચારાર્થે શ્રવણ કરવાયોગ્ય છે

---

[૫૪૯] ૬૪૦ મુબઈ, આસો સુદ ૧૧, ૧૯૫૧

આજે સવારે અત્રે કુશળતાથી આવવુ થયું છે

વેદાંત કહે છે કે આત્મા અસગ છે, જિન પણ કહે છે કે પરમાર્થનયથી આત્મા તેમ જ છે એ જ અસગતા સિદ્ધ થવી, પરિણત થવી તે મોક્ષ છે પરભારી તેવી અસગતા સિદ્ધ થવી ઘણું કરીને અસભવિત છે, અને એ જ માટે જ્ઞાનીપુરુષોએ સર્વ દુખક્ષય કરવાની ઇચ્છા છે જેને એવા મુમુક્ષુએ સત્સગની નિત્ય ઉપાસના કરવી એમ જે કહ્યુ છે, તે અત્યત સત્ય છે

અમ પ્રત્યે અનુકંપા રાખશો. કંઈ જ્ઞાનવાર્તા લખશો. શ્રી ડુગરને પ્રણામ

---

[૫૪૮] ૬૪૧ મુંબઈ, આસો સુદ ૧૨, સોમ, ૧૯૫૧

'દેખતભૂલી ટળે તો સર્વ દુ.ખનો ક્ષય થાય' એવો સ્પષ્ટ અનુભવ થાય છે, તેમ છતા તેજ દેખતભૂલીના પ્રવાહમાં જ જીવ વહ્યો જાય છે, એવા જીવોને આ જગતને વિષે કોઈ એવો આધાર છે કે જે આધારથી, આશ્રયથી તે પ્રવાહમા ન વહે?

---

[૫૫૦] ૬૪૨ મુંબઈ, આસો સુદ ૧૩, ૧૯૫૧

સમસ્ત વિશ્વ ઘણું કરીને પરકથા તથા પરવૃત્તિમા વહ્યું જાય છે, તેમા રહી સ્થિરતા ક્યાથી પ્રાપ્ત થાય?

આવા અમૂલ્ય મનુષ્યપણાનો એક સમય પણ પરવૃત્તિએ જવા દેવાયોગ્ય નથી, અને કઈ પણ તેમ થયા કરે છે તેનો ઉપાય કઈ વિશેષે કરી ગવેષવાયોગ્ય છે

જ્ઞાનીપુરુષનો નિશ્ચય થઈ અતર્ભેદ ન રહે તો આત્મપ્રાપ્તિ સાવ સુલભ છે, એવુ જ્ઞાની પોકારી ગયા છતા કેમ લોકો ભૂલે છે? શ્રી ડુગરને પ્રણામ.

---

[૫૫૧] ૬૪૩ મુંબઈ, આસો સુદ ૧૩, ૧૯૫૧

શ્રી સ્થભતીર્થવાસી તથા નિબપુરીવાસી મુમુક્ષુજનો પ્રત્યે, શ્રી સ્થભતીર્થ

કઈ પૂછવાયોગ્ય લાગતુ હોય તો પૂછશો

અષ્ટ મહાસિદ્ધિ આદિ જે જે સિદ્ધિઓ કહી છે, 'ૐ' આદિ મંત્રયોગ કહ્યા છે, તે સર્વ સાચા છે આત્મૈશ્વર્ય પાસે એ સર્વ અલ્પ છે જ્યા આત્મસ્થિરતા છે, ત્યા સર્વ પ્રકારના સિદ્ધિયોગ વસે છે આ કાળમા તેવા પુરુષો દેખાતા નથી, તેથી તેની અપ્રતીતિ આવવાનુ કારણ છે, પણ વર્તમાનમાં કોઈક જીવમાં જ તેવી સ્થિરતા જોવામાં આવે છે ઘણા જીવોમા સત્ત્વનું ન્યૂનપણુ વર્તે છે, અને તે કારણે તેવા ચમત્કારાદિનું દેખાવાપણુ નથી, પણ તેનું અસ્તિત્વ નથી એમ નથી તમને આ દેશો રહે છે એ આશ્ચર્ય લાગે છે જેને આત્મપ્રતીતિ ઉત્પન્ન થાય તેને સહેજે એ વાતનું નિઃશંકપણુ થાય, કેમકે આત્મામા જે સમર્થપણુ છે, તે સમર્થપણા પાસે એ સિદ્ધિલબ્ધિનુ કાંઈ પણ વિશેષપણુ નથી

એવા પ્રશ્નો કોઈ કોઈ વાર લખો છો તેનું શુ કારણ છે, તે જણાવશો એ પ્રકારના પ્રશ્નો વિચારવાનને કેમ હોય ? શ્રી ડુંગરને નમસ્કાર કંઈ જ્ઞાનવાર્તા લખશો

---

[ ૫૧૪ ] ૬૦૨ મુંબઈ, જેઠ સુદ ૧૦, રવિ, ૧૯૫૧

મનમા રાગદ્વેષાદિના પરિણામ થયા કરે છે, તે સમયાદિ પર્યાય ન કહી શકાય, કેમકે સમયનુ અત્યંત સૂક્ષ્મપણુ છે, અને મનપરિણામનુ સૂક્ષ્મપણુ તેવુ નથી પદાર્થનો અત્યંતમા અત્યંત સૂક્ષ્મ-પરિણતિનો પ્રકાર છે, તે સમય છે

રાગદ્વેષાદિ વિચારોનુ ઉદ્ભવ થવું તે જીવે પૂર્વોપાર્જિત કરેલા કર્મના યોગથી છે, વર્તમાન-કાળમા આત્માનો પુરુષાર્થ કંઈ પણ તેમા હાનિવૃદ્ધિમાં કારણરૂપ છે, તથાપિ તે વિચાર વિશેષ ગહન છે

શ્રી જિને જે સ્વાધ્યાય કાળ કહ્યા છે, તે યથાર્થ છે તે તે (અકાળના) પ્રસંગે પ્રાણાદિનો કંઈ સંધિભેદ થાય છે ચિત્તને વિક્ષેપનિમિત્ત સામાન્ય પ્રકારે હોય છે, હિંસાદિ યોગનો પ્રસંગ હોય છે, અથવા કોમળ પરિણામમા વિઘ્નભૂત કારણ હોય છે, એ આદિ આશ્રયે સ્વાધ્યાયનુ નિરૂપણ કર્યું છે

અમુક સ્થિરતા થતા સુધી વિશેષ લખવાનુ બની શકે તેમ નથી, તોપણ બન્યો તેટલો પ્રયાસ કરી આ ૩ પત્તા લખ્યાં છે.

---

[ ૫૧૯–૧ ] ૬૦૩ મુંબઈ, જેઠ સુદ ૧૦, રવિ, ૧૯૫૧

જ્ઞાનીપુરુષને જે સુખ વર્તે છે, તે નિજસ્વભાવમા સ્થિતિનુ વર્તે છે બાહ્યપદાર્થમા તેને સુખ-બુદ્ધિ નથી, માટે તે તે પદાર્થથી જ્ઞાનીને સુખદુ ખાદિનું વિશેષપણુ કે ઓછાપણુ કહી શકાતું નથી જોકે સામાન્યપણે શરીરના સ્વાસ્થ્યાદિથી શાતા અને જ્વરાદિથી અશાતા જ્ઞાની અને અજ્ઞાની બન્નેને થાય છે, તથાપિ જ્ઞાનીને તે તે પ્રસંગ હર્ષવિષાદનો હેતુ નથી, અથવા જ્ઞાનના તારતમ્યમા ન્યૂનપણુ હોય તો કંઈક હર્ષવિષાદ તેથી થાય છે, તથાપિ કેવળ અજાગૃતતાને પામવાયોગ્ય એવા હર્ષવિષાદ થતા નથી ઉદયબળે કંઈક તેવા પરિણામ થાય છે, તોપણ વિચારજાગૃતિને લીધે તે ઉદય ક્ષીણ કરવા પ્રત્યે જ્ઞાનીપુરુષના પરિણામ વર્તે છે

વાયુફેર હોવાથી વહાણનુ બીજી તરફ ખેંચાવુ થાય છે, તથાપિ વહાણ ચલાવનાર જેમ પહોચવાયોગ્ય માર્ગ ભણી તે વહાણને રાખવાના પ્રયત્નમા જ વર્તે છે, તેમ જ્ઞાનીપુરુષ મન, વચનાદિ યોગને નિજભાવમા સ્થિતિ થવા ભણી જ પ્રવર્તાવે છે, તથાપિ ઉદયવાયુયોગે યત્કિંચિત્ દશાફેર થાય છે, તોપણ પરિણામ, પ્રયત્ન સ્વધર્મને વિષે છે

જ્ઞાની નિર્ધન હોય અથવા ધનવાન હોય, અજ્ઞાની નિર્ધન હોય અથવા ધનવાન હોય, એવો કંઈ નિયમ નથી પૂર્વનિષ્પન્ન શુભઅશુભ કર્મ પ્રમાણે બન્નેને ઉદય વર્તે છે જ્ઞાની ઉદયમા સમ

[ ૫૫૭ ] ૬૪૭ મુંબઈ, આસો, ૧૯૫૧

અગમ અગોચર નિર્વાણમાર્ગ છે, એમાં સંશય નથી પોતાની શક્તિએ, સદ્ગુરુના આશ્રય વિના, તે માર્ગ શોધવો અશક્ય છે, એમ વારંવાર દેખાય છે, એટલું જ નહીં, પણ શ્રી સદ્ગુરુ ચરણના આશ્રયે કરી બોધબીજની પ્રાપ્તિ થઈ હોય એવા પુરુષને પણ સદ્ગુરુના સમાગમનું આરાધન નિત્ય કર્ત્તવ્ય છે જગતના પ્રસંગ જોતાં એમ જણાય છે કે, તેવા સમાગમ અને આશ્રય વિના નિરાલંબ બોધ સ્થિર રહેવો વિકટ છે

---

[ ૫૫૮ ] ૬૪૮ મુંબઈ, આસો, ૧૯૫૧

ૐ

દૃશ્યને અદૃશ્ય કર્યું, અને અદૃશ્યને દૃશ્ય કર્યું એવું જ્ઞાનીપુરુષોનું આશ્ચર્યકારક અનંત ઐશ્વર્ય વીર્ય વાણીથી કહી શકાવું યોગ્ય નથી

---

[ ૫૫૯ ] ૬૪૯ મુંબઈ, આસો, ૧૯૫૧

ગયેલી એક પળ પણ પાછી મળતી નથી, અને તે અમૂલ્ય છે, તો પછી આખી આયુષ્યસ્થિતિ!

એક પળનો હીન ઉપયોગ તે એક અમૂલ્ય કૌસ્તુભ ખોવા કરતાં પણ વિશેષ હાનિકારક છે, તો તેવી સાઠ પળની એક ઘડીનો હીન ઉપયોગ કરવાથી કેટલી હાનિ થવી જોઈએ? એમ જ એક દિન, એક પક્ષ, એક માસ, એક વર્ષ અને અનુક્રમે આખી આયુષ્ય સ્થિતિનો હીન ઉપયોગ એ કેટલી હાનિ અને કેટલા અશ્રેયનું કારણ થાય એ વિચાર શુક્લ હૃદયથી તરત આવી શકશે સુખ અને આનંદ એ સર્વ પ્રાણી, સર્વ જીવ, સર્વ સત્ત્વ અને સર્વ જંતુને નિરંતર પ્રિય છે, છતાં દુઃખ અને આનંદ ભોગવે છે એનું શું કારણ હોવું જોઈએ? અજ્ઞાન અને તે વડે જિંદગીનો હીન ઉપયોગ. હીન ઉપયોગ થતો અટકાવવાને પ્રત્યેક પ્રાણીની ઇચ્છા હોવી જોઈએ, પરંતુ કયા સાધન વડે?

---

[ ૫૬૦ ] ૬૫૦ મુંબઈ, આસો, ૧૯૫

અંતર્મુખદૃષ્ટિ જે પુરુષોની થઈ છે, તે પુરુષોને પણ સતત જાગૃતિરૂપ ભલામણ શ્રી વીતરાગે કહી છે, કેમકે અનંતકાળના અધ્યાસવાળા પદાર્થોનો સંગ છે, તે કંઈ પણ દૃષ્ટિને આકર્ષે એવો ભય રાખવાયોગ્ય છે આવી ભૂમિકામાં આ પ્રકારે ભલામણ ઘટે છે એમ છે તો પછી વિચારદશા જેની છે એવા મુમુક્ષુ જીવે સતત જાગૃતિ રાખવી ઘટે એમ કહેવામાં ન આવ્યું હોય, તોપણ સ્પષ્ટ સમજી શકાય એમ છે કે મુમુક્ષુ જીવે જે જે પ્રકારે પરઅધ્યાસ થવાયોગ્ય પદાર્થાદિનો ત્યાગ થાય, તે તે પ્રકારે અવશ્ય કરવો ઘટે જોકે આરંભપરિગ્રહનો ત્યાગ એ સ્થૂળ દેખાય છે તથાપિ અંતર્મુખવૃત્તિનો હેતુ હોવાથી વારંવાર તેનો ત્યાગ ઉપદેશ્યો છે

[૫૧૫] ૬૦૮ મુંબઈ, જેઠ વદ ૧૦, સોમ, ૧૯૫૧

તથારૂપ ગભીર વાક્ય નથી, તોપણ આશય ગભીર હોવાથી એક લૌકિક વચનનુ આત્મામા હાલ ઘણી વાર સ્મરણ થઈ આવે છે, તે વાક્ય આ પ્રમાણે છે—'રાડી રુએ, માડી રુએ, પણ સાત ભરતાર વાળી તો મોઢુ જ ન ઉઘાડે' વાક્ય અગભીર હોવાથી લખવામા પ્રવૃત્તિ ન થાત, પણ આશય ગંભીર હોવાથી અને પોતાને વિષે વિચારવાનું વિશેષ દેખાવાથી તમને પત્ર લખવાનું સ્મરણ થતા આ વાક્ય લખ્યું છે, તેના પર યથાશક્તિ વિચાર કરશો એ જ વિનતિ

લિ૦ રાયચદના પ્રણામ વાચશોજી

---

[૫૧૮] ૬૦૯ મુબઈ, જેઠ, ૧૯૫૧

૧ સહજસ્વરૂપે જીવની સ્થિતિ થવી તેને શ્રી વીતરાગ 'મોક્ષ' કહે છે

૨ સહજસ્વરૂપથી જીવ રહિત નથી, પણ તે સહજસ્વરૂપનું માત્ર ભાન જીવને નથી, જે થવુ તે જ સહજસ્વરૂપે સ્થિતિ છે

૩ સગના યોગે આ જીવ સહજસ્થિતિને ભૂલ્યો છે, સગની નિવૃત્તિએ સહજસ્વરૂપનુ અપરોક્ષ ભાન પ્રગટે છે

૪ એ જ માટે સર્વ તીર્થંકરાદિ જ્ઞાનીઓએ અસગપણુ જ સર્વોત્કૃષ્ટ કહ્યુ છે, કે જેના અગે સર્વ આત્મસાધન રહ્યા છે

૫ સર્વ જિનાગમમા કહેલા વચનો એક માત્ર અસગપણામા જ સમાય છે, કેમકે તે થવાને અર્થે જ તે સર્વ વચનો કહ્યાં છે એક પરમાણુથી માડી ચૌદ રાજલોકની અને મેષોન્મેષથી માડી શૈલેશીઅવસ્થા પર્યંતની સર્વ ક્રિયા વર્ણવી છે, તે એ જ અસગતા સમજાવવાને અર્થે વર્ણવી છે

૬ સર્વ ભાવથી અસગપણુ થવુ તે સર્વથી દુષ્કરમા દુષ્કર સાધન છે, અને તે નિરાશ્રયપણે સિદ્ધ થવુ અત્યત દુષ્કર છે એમ વિચારી શ્રી તીર્થંકરે સત્સગને તેનો આધાર કહ્યો છે, કે જે સત્સગના યોગે સહજસ્વરૂપભૂત એવુ અસગપણુ જીવને ઉત્પન્ન થાય છે

૭ તે સત્સગ પણ જીવને ઘણી વાર પ્રાપ્ત થયા છતા ફળવાન થયો નથી એમ શ્રી વીતરાગે કહ્યુ છે, કેમકે તે સત્સગને ઓળખી, આ જીવે તેને પરમહિતકારી જાણ્યો નથી, પરમસ્નેહે ઉપાસ્યો નથી, અને પ્રાપ્ત પણ અપ્રાપ્ત ફળવાન થવાયોગ્ય સજ્ઞાએ વિસર્જન કર્યો છે, એમ કહ્યુ છે આ અમે કહ્યુ તે જ વાતની વિચારણાથી અમારા આત્મામા આત્મગુણ આવિર્ભાવ પામી સહજસમાધિપર્યંત પ્રાપ્ત થયા એવા સત્સગને હુ અત્યત અત્યત ભક્તિએ નમસ્કાર કરુ છુ

૮ અવશ્ય આ જીવે પ્રથમ સર્વ સાધનને ગૌણ જાણી, નિર્વાણનો મુખ્ય હેતુ એવો સત્સગ જ સર્વાર્પણપણે ઉપાસવો યોગ્ય છે, કે જેથી સર્વ સાધન સુલભ થાય છે, એવો અમારો આત્મસાક્ષાત્કાર છે

૯ તે સત્સગ પ્રાપ્ત થયે જો આ જીવને કલ્યાણ પ્રાપ્ત ન થાય તો અવશ્ય આ જીવનો જ વાક છે, કેમકે તે સત્સગના અપૂર્વ, અલભ્ય, અત્યત દુર્લભ એવા યોગમા પણ તેણે તે સત્સગના યોગને બાધ કરનાર એવા માઠા કારણોનો ત્યાગ ન કર્યો !

૧૦ મિથ્યાગ્રહ, સ્વચ્છદપણુ, પ્રમાદ અને ઇંદ્રિયવિષયથી ઉપેક્ષા ન કરી હોય તો જ સત્સગ ફળવાન થાય નહી, અથવા સત્સગમા એકનિષ્ઠા, અપૂર્વભક્તિ આણી ન હોય તો ફળવાન થાય નહી જો એક એવી અપૂર્વભક્તિથી સત્સગની ઉપાસના કરી હોય તો અલ્પકાળમા મિથ્યાગ્રહાદિ નાશ પામે, અને અનુક્રમે સર્વ દોષથી જીવ મુક્ત થાય

એ બન્ને વાકય લોકભાષામાં પ્રવર્ત્યા છે, તે 'આત્મભાષામાંથી' આવ્યા છે જે ઉપર કહ્યા તે પ્રકારે ન શમાયા તે સમજ્યા નથી એમ એ વાકયનો સારભૂત અર્થ થયો, અથવા જેટલે અંશે શમાયા તેટલે અંશે સમજ્યા, અને જે પ્રકારે શમાયા તે પ્રકારે સમજ્યા, એટલો વિભાગાર્થ થઈ શકવા યોગ્ય છે, તથાપિ મુખ્યાર્થમા ઉપયોગ વર્તાવવો ઘટે છે

અનંતકાળથી યમ, નિયમ, શાસ્ત્રાવલોકનાદિ કાર્ય કર્યા છતા સમજાવુ અને શમાવુ એ પ્રકાર આત્મામા આવ્યો નહી, અને તેથી પરિભ્રમણનિવૃત્તિ ન થઈ

સમજાવા અને શમાવાનું જે કોઈ ઐકય કરે, તે સ્વાનુભવપદમાં વર્તે, તેનું પરિભ્રમણ નિવૃત્ત થાય સદ્ગુરુની આજ્ઞા વિચાર્યા વિના જીવે તે પરમાર્થ જાણ્યો નહી, જાણવાને પ્રતિબંધક અસત્સંગ, સ્વચ્છંદ અને અવિચાર તેનો રોધ કર્યો નહી જેથી સમજાવુ અને શમાવુ તથા બેયનુ ઐકય ન બન્યુ એવો નિશ્ચય પ્રસિદ્ધ છે

અત્રેથી આરંભી ઉપર ઉપરની ભૂમિકા ઉપાસે તો જીવ સમજીને શમાય, એ નિઃસંદેહ છે.

અનંત જ્ઞાનીપુરુષે અનુભવ કરેલો એવો આ શાશ્વત સુગમ મોક્ષમાર્ગ જીવને લક્ષમાં નથી આવતો, એથી ઉત્પન્ન થયેલુ ખેદ સહિત આશ્ચર્ય તે પણ અત્રે શમાવીએ છીએ સત્સંગ, સદ્વિચારથી શમાવા સુધીના સર્વ પદ અત્યંત સાચા છે, સુગમ છે, સુગોચર છે, સહજ છે, અને નિઃસંદેહ છે

ૐ ૐ ૐ ૐ

---

[ ૫૬૨ ] ૬૫૨ મુબઈ, કારતક સુદ ૩, સોમ, ૧૯૫૨

શ્રી વેદાંતે નિરૂપણ કરેલાં એવા મુમુક્ષુ જીવનાં લક્ષણ તથા શ્રી જિને નિરૂપણ કરેલા એવા સમ્યગ્દૃષ્ટિ જીવના લક્ષણ સાભળવા યોગ્ય છે, (તથારૂપ યોગ ન હોય તો વાંચવા યોગ્ય છે) વિશેષપણે મનન કરવા યોગ્ય છે, આત્મામા પરિણામી કરવા યોગ્ય છે, પોતાનુ ક્ષયોપશમબળ ઓછુ જાણીને અહંમમતાદિનો પરાભવ થવાને નિત્ય પોતાનુ ન્યૂનપણુ દેખવુ, વિશેષ સંગ પ્રસંગ સંક્ષેપવા યોગ્ય છે એ જ વિનંતિ

---

[ ૫૬૩–૧ ] ૬૫૩ મુબઈ, કાર્તિક સુદ ૧૩, ગુરુ, ૧૯૫૨

બે પત્ર મળ્યા છે

આત્મહેતુભૂત એવા સંગ વિના સર્વ સંગ મુમુક્ષુ જીવે સંક્ષેપ કરવા ઘટે છે કેમકે તે વિના પરમાર્થ આવિર્ભૂત થવો કઠણ છે, અને તે કારણે આ વ્યવહાર, દ્રવ્યસંયમરૂપ સાધુત્વ શ્રી જિને ઉપદેશ્યુ છે એ જ વિનંતિ

સહજાત્મસ્વરૂપ

---

[ ૫૬૩–૨ ] ૬૫૪ મુબઈ, કારતક સુદ ૧૩, ગુરુ, ૧૯૫૨

પ્રથમ એક પત્ર મળ્યું હતુ જે પત્રનો પ્રત્યુત્તર લખવાનો વિચાર કર્યો હતો, તથાપિ વિસ્તારથી લખી શકવાનું હાલ બની શકવુ કઠણ દેખાયું, જેથી આજે સંક્ષેપમા પહોચવત્ પત્ર લખવાનો વિચાર થયો હતો આજે તમારુ લખેલુ બીજુ પત્ર મળ્યુ છે

અંતર્લક્ષવત્ હાલ જે વૃત્તિ વર્તતી દેખાય છે તે ઉપકારી છે, અને તે તે વૃત્તિ ક્રમે કરી પરમાર્થના યથાર્થપણામા વિશેષ ઉપકારભૂત થાય છે અત્રે તમે બેય પત્ર લખ્યા તેથી કશી હાનિ નથી

હાલ સુંદરદાસજીના ગ્રંથ અથવા શ્રી યોગવાસિષ્ઠ વાચશો શ્રી સોભાગ અત્રે છે

---

[ ૫૨૧ ] ૬૧૧ મુબઈ, અસાડ સુદ ૧, રવિ, ૧૯૫૧

અમુક વનસ્પતિની અમુક ઋતુમા જેમ ઉત્પત્તિ થાય છે, તેમ અમુક ઋતુમા વિપરિણામ પણ થાય છે સામાન્ય રીતે કેરીના રસ સ્પર્શનું વિપરિણામ આર્દ્રા નક્ષત્રમા થાય છે આર્દ્રા નક્ષત્ર પછી જે કેરી ઉત્પન્ન થાય છે તેનો વિપરિણામકાળ આર્દ્રા નક્ષત્ર છે, એમ નથી પણ સામાન્યપણે ચૈત્ર વૈશાખાદિ માસમા ઉત્પન્ન થતી કેરી પરત્વે આર્દ્રા નક્ષત્રે વિપરિણામીપણુ સભવે છે.

---

[ ૫૨૨ ] ૬૧૨ મુબઈ, અસાડ સુદ ૧, રવિ, ૧૯૫૧

ૐ

પરમ સ્નેહી શ્રી સોભાગ — શ્રી સાયલા

આપના તરફથી બે પત્ર મળ્યા છે અમારાથી હાલ કઈ વિશેષ લખવાનું થતું નથી, આગળ જે વિસ્તારથી એક પ્રશ્નના સમાધાનમા ઘણા પ્રકારના દૃષ્ટાત સિદ્ધાતથી લખવાનું બની શકતું હતુ તેટલુ હાલ બની શકતું નથી, એટલુ જ નહી પણ ચાર લીટી જેટલુ લખવું હોય તોપણ કઠણ પડે છે, કેમકે અતર્વિચારમા ચિત્તની હાલ પ્રવૃત્તિ વિશેષ રહે છે, અને લખવા વગેરેની પ્રવૃત્તિથી ચિત્ત સક્ષિપ્ત રહે છે વળી ઉદય પણ તથારૂપ વર્તે છે આગળ કરતા બોલવાના સબધમા પણ આ જ પ્રકારે ઘણુ કરી ઉદય વર્તે છે તોપણ લખવા કરતા કેટલીક વાર બોલવાનુ કઈક વિશેષ બની શકે છે જેથી સમાગમે કઈ જાણવાયોગ્ય પૂછવુ હોય તો સ્મરણ રાખશો

અહોરાત્ર ઘણુ કરી વિચારદશા રહ્યા કરે છે, જે સક્ષેપમા પણ લખવાનું બની શકતું નથી સમાગમમા કઈ પ્રસગોપાત્ત કહી શકાશે તો તેમ કરવા ઇચ્છા રહે છે, કેમકે તેથી અમને પણ હિતકારક સ્થિરતા થશે

કબીરપથી ત્યા આવ્યા છે, તેમનો સમાગમ કરવામા બાધ સભવતો નથી, તેમ જ કોઈ તેમની પ્રવૃત્તિ યથાયોગ્ય ન લાગતી હોય તો તે વાત પર વધારે લક્ષ ન દેતા કઈ તેમના વિચારનું અનુકરણ કરવાયોગ્ય લાગે તે વિચારવુ

વૈરાગ્યવાન હોય તેનો સમાગમ કેટલાક પ્રકારે આત્મભાવની ઉન્નતિ કરે છે

સાયલે અમુક વખત સ્થિરતા કરવા સબધી આપે લખ્યું, તે વાત હાલ ઉપશમ કરવાનું ઘણુ કરી ચિત્ત રહે છે કેમકે લોકસબધી સમાગમથી ઉદાસભાવ વિશેષ રહે છે તેમજ એકાત જેવા યોગ વિના કેટલીક પ્રવૃત્તિનો રોધ કરવો બની શકે નહી, જેથી આપે લખેલી ઇચ્છા માટે પ્રવૃત્તિ થઈ શકવી અશક્ય છે

અત્રેથી જે મિતિએ નિવૃત્ત થઈ શકાય તેવુ હશે, તે મિતિ તથા ત્યાર પછીની વ્યવસ્થા વિષે વિચાર યથાયોગ્ય થયે તે વિષે આપના તરફ પત્ર લખીશુ

શ્રી ડુગર તથા તમે કઈ જ્ઞાનવાર્તા લખશો અત્રેથી પત્ર આવે ન આવે તે પર વાટ ન જોશો

શ્રી સોભાગનો વિચાર હાલ આ તરફ આવવા વિષે રહેતો હોય તો હજી વિલબ કરવો યોગ્ય છે

કઈ જ્ઞાનવાર્તા લખવાનું બને તો લખશો એ જ વિનતિ

આ૦ સ્વ૦ પ્રણામ

---

[ ૫૨૩ ] ૬૧૩ મુબઈ, અસાડ સુદ ૧૧, બુધ, ૧૯૫૧

જે કષાય પરિણામથી અનત સસારનો સબધ થાય તે કષાય પરિણામને જિનપ્રવચનમા 'અનતાનુબધી' સજ્ઞા કહી છે જે કષાયમા તન્મયપણે અપ્રશસ્ત (માઠા) ભાવે તીવ્રોપયોગે આત્માની પ્રવૃત્તિ છે, ત્યા 'અનતાનુબધી'નો સભવ છે મુખ્ય કરીને અહી કહ્યા છે, તે સ્થાનકે તે કષાયનો

[ ૫૬૯ ] ૬૬૧ મુંબઈ, પોષ સુદ ૮, ભોમ, ૧૯૫૨

આજે પત્ર એક મળ્યું છે

આત્માર્થ સિવાય, શાસ્ત્રની જે જે પ્રકારે જીવે માન્યતા કરી કૃતાર્થતા માની છે, તે સર્વ 'શાસ્ત્રીયઅભિનિવેશ' છે સ્વચ્છંદતા ટળી નથી, અને સત્સમાગમનો યોગ પ્રાપ્ત થયો છે, તે યોગે પણ સ્વચ્છંદના નિર્વાહને અર્થે શાસ્ત્રના કોઈ એક વચનને બહુવચન જેવું જણાવી, છે મુખ્ય સાધન એવા સત્સમાગમ તેના સમાન કે તેથી વિશેષ ભાર શાસ્ત્ર પ્રત્યે મૂકે છે, તે જીવને પણ 'અપ્રશસ્ત શાસ્ત્રીય અભિનિવેશ' છે આત્મા સમજવા અર્થે શાસ્ત્રો ઉપકારી છે, અને તે પણ સ્વચ્છંદરહિત પુરુષને, એટલો લક્ષ રાખી સત્શાસ્ત્ર વિચારાય તો તે 'શાસ્ત્રીય અભિનિવેશ' ગણવા યોગ્ય નથી સંક્ષેપથી લખ્યું છે

[ ૫૭૩ ] ૬૬૨ મુંબઈ, પોષ વદ, ૧૯૫૨

સર્વ પ્રકારના ભયને રહેવાના સ્થાનકરૂપ એવા આ સંસારને વિષે માત્ર એક વૈરાગ્ય જ અભય છે એ નિશ્ચયમા ત્રણે કાળને વિષે શંકા થવા યોગ્ય નથી

યોગ અસંખ જે જિન કહ્યા, ઘટમાંહી રિદ્ધિ દાખી રે,
નવપદ તેમ જ જાણજો, આતમરામ છે સાખી રે '—શ્રી શ્રીપાળરાસ

[ ૫૭૪ ] ૬૬૩ મુંબઈ, પોષ, ૧૯૫૨

ૐ

ગૃહાદિ પ્રવૃત્તિના યોગે ઉપયોગ વિશેષ ચલાયમાન રહેવા યોગ્ય છે, એમ જાણીને પરમપુરુષ સર્વસંગપરિત્યાગનો ઉપદેશ કરતા હવા

[ ૫૭૫ ] ૬૬૪ મુંબઈ, પોષ વદ ૨, ૧૯૫૨

સર્વ પ્રકારના ભયને રહેવાના સ્થાનકરૂપ આ સંસારને વિષે માત્ર એક વૈરાગ્ય જ અભય છે

મોટા મુનિઓને જે વૈરાગ્યદશા પ્રાપ્ત થવી દુર્લભ, તે વૈરાગ્યદશા તો ગૃહવાસને વિષે જેને પ્રાયે વર્તતી હતી, એવા શ્રી મહાવીર, ઋષભાદિ પુરુષો પણ ત્યાગને ગ્રહણ કરી ચાલી નીકળ્યા, એ જ ત્યાગનું ઉત્કૃષ્ટપણું ઉપદેશ્યું છે

ગૃહસ્થાદિ વ્યવહાર વર્તે ત્યા સુધી આત્મજ્ઞાન ન થાય, કે આત્મજ્ઞાન હોય તેને ગૃહસ્થાદિ વ્યવહાર ન હોય એવો નિયમ નથી, તેમ છતા પણ જ્ઞાનીને પણ ત્યાગવ્યવહારની ભલામણ પરમ પુરુષોએ ઉપદેશી છે, કેમકે ત્યાગ ઐશ્વર્યને સ્પષ્ટ વ્યક્ત કરે છે, તેથી અને લોકને ઉપકારભૂત છે તેથી, ત્યાગ અકર્તવ્યલક્ષે કર્તવ્ય છે, એમા સંદેહ નથી

સ્વસ્વરૂપને વિષે સ્થિતિ તેને 'પરમાર્થસંયમ' કહ્યો છે તે સંયમને કારણભૂત એવા અન્ય નિમિત્તોના ગ્રહણને 'વ્યવહારસંયમ' કહ્યો છે કોઈ જ્ઞાનીપુરુષોએ તે સંયમનો પણ નિષેધ કર્યો નથી પરમાર્થની ઉપેક્ષા( લક્ષ વગર )એ જે વ્યવહારસંયમમા જ પરમાર્થસંયમની માન્યતા રાખે તેના વ્યવહારસંયમનો, તેનો અભિનિવેશ ટાળવા, નિષેધ કર્યો છે પણ વ્યવહારસંયમમાં કંઈ પણ પરમાર્થની નિમિત્તતા નથી, એમ જ્ઞાનીપુરુષોએ કહ્યુ નથી

પરમાર્થના કારણભૂત એવા 'વ્યવહારસંયમ'ને પણ પરમાર્થસંયમ કહ્યો છે

શ્રી ડુંગરની ઇચ્છા વિશેષતાથી લખવાનું બને તો લખશો

પ્રારબ્ધ છે, એમ માનીને જ્ઞાની ઉપાધિ કરે છે એમ જણાતું નથી, પણ પરિણતિથી છૂટ્યા છતા ત્યાગવા જતા બાહ્ય કારણો રોકે છે, માટે જ્ઞાની ઉપાધિસહિત દેખાય છે, તથાપિ તેની નિવૃત્તિના પ્રયાણ લક્ષને નિત્ય ભજે છે.

નીચેના બોલો પ્રત્યે તમારે તથા શ્રી ડુંગરે વિશેષ વિચારપરિણતિ કરવા યોગ્ય છે.

(૧) કેવળજ્ઞાનનું સ્વરૂપ શા પ્રકારે ઘટે છે?

(૨) આ ભરતક્ષેત્રમા આ કાળે તેનો સંભવ હોઈ શકે કે કેમ?

(૩) કેવળજ્ઞાનીને વિષે કેવા પ્રકારની આત્મસ્થિતિ હોય?

(૪) સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન અને કેવળજ્ઞાનના સ્વરૂપમા કેવા પ્રકારે ભેદ હોવાયોગ્ય છે?

(૫) સમ્યક્દર્શનવાન પુરુષની આત્મસ્થિતિ કેવી હોય?

તમારે તથા શ્રી ડુંગરે ઉપર જણાવેલા બોલ પર યથાશક્તિ વિશેષ વિચાર કરવા યોગ્ય છે તે સંબંધી પત્ર વાટે તમારાથી લખાવાયોગ્ય લખશો હાલ અત્રે ઉપાધિનું કેટલુક ઓછાપણુ છે એ જ વિનંતિ

આ૦ સ્વ૦ યથાયોગ્ય

[ ૫૨૫ ] ૬૧૬ મુબઈ, અસાડ વદ, રવિ, ૧૯૫૧

### શ્રીમદ્ વીતરાગને નમસ્કાર

શુભેચ્છાસંપન્ન ભાઈ અંબાલાલ તથા ભાઈ ત્રિભોવન પ્રત્યે — શ્રી સ્થંભતીર્થ

ભાઈ અંબાલાલના લખેલા પત્ર-પત્તાં તથા ભાઈ ત્રિભોવનનુ લખેલુ પત્ર મળ્યું છે અમુક આત્મદશાના કારણથી વિશેષ કરી લખવા, જણાવવાનું બનતું નથી તેથી કોઈ મુમુક્ષુને થવાયોગ્ય લાભમા મારા તરફથી જે વિલંબ થાય છે, તે વિલંબ નિવૃત્ત કરવાની વૃત્તિ થાય છે, પણ ઉદયના કોઈ યોગથી તેમ જ હજુ સુધી વર્તવુ બને છે

અસાડ વદ ૨ ઉપર આ ક્ષેત્રથી થોડા વખત માટે નિવર્તવાનું બની શકે એવો સંભવ હતો, તે લગભગમા બીજા કાર્યનો ઉદય પ્રાપ્ત થવાથી લગભગ અસાડ વદ ૦)) સુધી સ્થિરતા થવા સંભવ છે અત્રેથી નીકળતા વવાણિયે જતા સુધીમા વચ્ચે એકાદ બે દિવસની સ્થિતિ કરવાનુ વૃત્તિમા યથાયોગ્ય લાગતુ નથી વવાણિયે કેટલા દિવસની સ્થિતિ સંભવે છે, તે અત્યારે વિચારમા આવી શક્યુ નથી, પણ ભાદ્રપદ સુદિ દશમની લગભગે અત્રે આવવાના કંઈ કારણ સંભવે અને તેથી એમ લાગે છે કે વવાણિયા શ્રાવણ સુદ ૧૫ સુધી અથવા શ્રાવણ વદ ૧૦ સુધી રહેવુ થાય વળતી વખતે શ્રાવણ વદ દશમે વવાણિયેથી નીકળવાનુ થાય તો ભાદ્રપદ સુદ દશમ સુધી વચ્ચે કોઈ 'નિવૃત્તિ ક્ષેત્રે' રોકાવાનું બની શકે હાલ તે સંબંધી વધારે વિચારવાનું અશક્ય છે

હાલ આટલુ વિચારમા આવે છે કે જો કોઈ નિવૃત્તિક્ષેત્રે રોકાવાનું થાય તોપણ મુમુક્ષુભાઈઓથી વધારે પ્રસંગ કરવાનું મારાથી બનવુ અશક્ય છે જોકે આ વાત પર હજુ વિશેષ વિચાર થવા સંભવે છે

સત્સમાગમ અને સત્શાસ્ત્રના લાભને ઇચ્છતા એવા મુમુક્ષુઓને આરંભ પરિગ્રહ અને રસસ્વાદાદિ પ્રતિબંધ સંક્ષેપ કરવાયોગ્ય છે, એમ શ્રી જિનાદિ મહાપુરુષોએ કહ્યુ છે જ્યા સુધી પોતાના દોષ વિચારી સંક્ષેપ કરવાને પ્રવૃત્તિમાન ન થવાય ત્યા સુધી સત્પુરુષનો કહેલો માર્ગ પરિણામ પામવો કઠણુ છે આ વાત પર મુમુક્ષુ જીવે વિશેષ વિચાર કરવો ઘટે છે

નિવૃત્તિક્ષેત્રે રોકાવા સંબંધી વિચાર વધારે સ્પષ્ટતાથી જણાવવાનું બનશે તો કરીશ હાલ આ વાત માત્ર પ્રસંગે તમને જણાવા અર્થે લખી છે, જે વિચાર અસ્પષ્ટ હોવાથી બીજા મુમુક્ષુભાઈઓને પણ જણાવવા યોગ્ય નથી તમને જણાવવામા પણ કોઈ રાગ હેતુ નથી એ જ વિનંતિ

આ૦ સ્વ૦ યથાયોગ્ય

લખવાનું નિયમિતપણે રાખશો. અને અત્રથી ઉત્તર લખવામાં કંઈ નિયમિતતા તે પરથી ઘણું કરીને થઈ શકશે.

ત્રિવિધ ત્રિવિધ નમસ્કાર

---

[ ૫૮૦ ] ૬૭૦ મુંબઈ, ફાગણ સુદ ૧, ૧૯૫૨

ૐ સદ્‌ગુરુપ્રસાદ

જ્ઞાનીના સર્વ વ્યવહાર પરમાર્થમૂળ હોય છે, તોપણ જે દિવસે ઉદય પણ આત્માકાર વર્તશે તે દિવસને ધન્ય છે.

સર્વ દુઃખથી મુક્ત થવાનો સર્વોત્કૃષ્ટ ઉપાય આત્મજ્ઞાનને કહ્યો છે, તે જ્ઞાનીપુરુષોના વચન સાચાં છે, અત્યંત સાચાં છે.

જ્યાં સુધી જીવને તથારૂપ આત્મજ્ઞાન ન થાય ત્યાં સુધી આત્યંતિક બંધનની નિવૃત્તિ ન હોય એમાં સંશય નથી.

તે આત્મજ્ઞાન થતાં સુધી જીવે મૂર્તિમાન આત્મજ્ઞાનસ્વરૂપ એવા સદ્‌ગુરુદેવનો નિરંતર આશ્રય અવશ્ય કરવા યોગ્ય છે, એમાં સંશય નથી. તે આશ્રયનો વિયોગ હોય ત્યારે આશ્રયભાવના નિત્ય કર્તવ્ય છે.

ઉદયને યોગે તથારૂપ આત્મજ્ઞાન થયા પ્રથમ ઉપદેશકાર્ય કરવું પડતું હોય તો વિચારવાન મુમુક્ષુ પરમાર્થના માર્ગને અનુસરવાને હેતુભૂત એવા સત્પુરુષની ભક્તિ, સત્પુરુષના ગુણગ્રામ, સત્પુરુષ પ્રત્યે પ્રમોદભાવના અને સત્પુરુષ પ્રત્યે અવિરોધભાવના લોકોને ઉપદેશે છે, જે પ્રકારે મતમતાંતરનો અભિનિવેશ ટળે, અને સત્પુરુષના વચન ગ્રહણ કરવાની આત્મવૃત્તિ થાય તેમ કરે છે. વર્તમાનકાળમાં તે પ્રકારની વિશેષ હાનિ થશે એમ જાણી જ્ઞાનીપુરુષોએ આ કાળને દુષમકાળ કહ્યો છે, અને તેમ પ્રત્યક્ષ દેખાય છે.

સર્વ કાર્યમાં કર્તવ્ય માત્ર આત્માર્થ છે, એ સંભાવના નિત્ય મુમુક્ષુ જીવે કરવી યોગ્ય છે.

---

૬૭૧ મુંબઈ, ફાગણ સુદ ૩, રવિ, ૧૯૫૨

તમારો કાગળ એક આજે મળ્યો છે. તે કાગળમાં શ્રી ડુંગરે જે પ્રશ્નો લખાવ્યા છે તેના વિશેષ સમાધાન અર્થે પ્રત્યક્ષ સમાગમ પર લક્ષ રાખવા યોગ્ય છે.

પ્રશ્નોથી ઘણો સંતોષ થયો છે. જે પ્રારબ્ધના ઉદયથી અત્રે સ્થિતિ રહે છે, તે પ્રારબ્ધ જે પ્રકારે વિશેષ કરી વેદાય તે પ્રકારે વર્તાય છે. અને તેથી વિસ્તારપૂર્વક પત્રાદિ લખવાનું ઘણું કરીને થતું નથી.

શ્રી સુંદરદાસજીના ગ્રંથો પ્રથમથી તે છેવટ સુધી અનુક્રમે વિચારવાનું થાય તેમ હાલ કરશો તો કેટલાક વિચારનું સ્પષ્ટીકરણ થશે. પ્રત્યક્ષ સમાગમે ઉત્તર સમજાવા યોગ્ય હોવાથી કાગળ દ્વારા માત્ર પહોંચ લખી છે. એ જ.

ભક્તિભાવે નમસ્કાર

---

[ ૫૮૧ ] ૬૭૨ મુંબઈ, ફાગણ સુદ ૧૦, ૧૯૫૨

ૐ સદ્‌ગુરુપ્રસાદ

આત્માર્થી શ્રી સોભાગ તથા શ્રી ડુંગર પ્રત્યે — શ્રી સાયલા.

વિસ્તારપૂર્વક કાગળ લખવાનું હાલમાં થતું નથી, તેથી ચિત્તમાં વૈરાગ્ય ઉપશમાદિ વિશેષ

પણ આત્મહિતાર્થે ટાળવો હોય તો ટાળી શકવાના શા ઉપાય હોવા જોઈએ? તે સંબંધી કંઈ જણાવવાનું થાય તો કરશો. એ જ વિનંતિ.

આ૦ સ્વ૦ યથા૦

---

[ ૫૩૦ ] ૬૧૯ મુંબઈ, અસાડ વદ ૧૪, રવિ, ૧૯૫૧

ૐ

નમો વીતરાગાય

સર્વ પ્રતિબંધથી મુક્ત થયા વિના સર્વ દુઃખથી મુક્ત થવું સંભવતું નથી

પરમાર્થનૈષ્ઠિક શ્રી સોભાગ પ્રત્યે—શ્રી સાયલા

અત્રેથી વવાણિયા તરફ જતાં સાયલે ઊતરવા સંબંધી તમારી વિશેષ ચાહના જાણી છે, અને તે વિષે કંઈ પણ પ્રકાર બને તો સારું એમ કંઈક ચિત્તમાં રહેતું હતું, તથાપિ એક કારણ જોતાં બીજું કારણ બાધ પામતું હોય ત્યાં કેમ કરવું ઘટે? તેના વિચારમાં કોઈ તેવો માર્ગ જ્યારે જોવામાં આવતો નથી ત્યારે જે પ્રકારે સહજે બની આવે તે કરવા પ્રત્યે પરિણતિ રહે છે, અથવા છેવટે કોઈ ઉપાય ન ચાલે તો બળવાન કારણને બાધ ન થાય તેમ પ્રવર્તવાનું થાય છે. કેટલાક વખતના વ્યાવહારિક પ્રસંગના કંટાળાથી થોડો વખત પણ નિવૃત્તિથી કોઈ તથારૂપ ક્ષેત્રે રહેવાય તો સારું, એમ ચિત્તમાં રહ્યા કરતું હતું, તેમ જ અત્રે વધારે વખત સ્થિતિ થવાથી જે દેહના જન્મના નિમિત્ત કારણ છે એવા માતાપિતાદિના વચનાર્થે, ચિત્તની પ્રિયતાના અક્ષોભાર્થે, તથા કંઈક બીજાઓના ચિત્તની અનુપેક્ષાર્થે પણ થોડા દિવસ વવાણિયે જવાનો વિચાર ઉત્પન્ન થયો હતો. તે બન્ને પ્રકાર માટે ક્યારે યોગ થાય તો સારું, એમ ચિંતવ્યાથી કંઈ યથાયોગ્ય સમાધાન થતું નહોતું. તે માટેના વિચારની સહેજ થયેલી વિશેષતાથી હાલ જે કંઈ વિચારનું અલ્પપણું સ્થિર થયું તે તમને જણાવ્યું હતું. સર્વ પ્રકારના અસંગ-લક્ષનો વિચાર અત્રેથી અપ્રસંગ ગણી, દૂર રાખી, અલ્પકાળની અલ્પ અસંગતાનો હાલ કંઈ વિચાર રાખ્યો છે, તે પણ સહજસ્વભાવે ઉદયાનુસાર થયો છે.

તેમાં કોઈ કારણોનો પરસ્પર વિરોધ ન થવાને અર્થે આ પ્રમાણે વિચાર આવે છે:—અત્રેથી શ્રાવણ સુદની મિતિએ નિવર્તવું થાય તો વચ્ચે ક્યાંય આ વખતે ન રોકાતાં વવાણિયે જવાનું કરવું. ત્યાંથી શ્રાવણ વદ ૧૧ના બને તો પાછું વળવાનું કરવું, અને ભાદરવા સુદ ૧૦ની લગભગ સુધી કોઈ નિવૃત્તિક્ષેત્રે સ્થિતિ થાય તેમ યથાશક્તિ ઉદય ઉપરામ જેમ રાખી પ્રવર્તવું. જોકે વિશેષ નિવૃત્તિ, ઉદયનું સ્વરૂપ જોતાં, પ્રાપ્ત થવી કઠણ જણાય છે, તોપણ સામાન્યથી જાણી શકાય તેટલી પ્રવૃત્તિમાં ન અવાય તેમ થાય તો સારું એમ રહે છે, અને તે વાત પર વિચાર કરતાં અત્રેથી જતી વખતે રોકાવાનો વિચાર ઉપરામ કરવાથી સુલભ પડશે એમ લાગે છે. એક પણ પ્રસંગમાં પ્રવર્તતાં તથા લખતાં જે પ્રાયે અક્રિયપરિણતિ વર્તે છે, તે પરિણતિને લીધે બરાબર હાલ જણાવવાનું બનતું નથી, તોપણ તમારા જાણવાને અર્થે મારાથી કંઈ અત્રે જણાવવાનું બન્યું તે જણાવ્યું છે. એ જ વિનંતિ. શ્રી ડુંગરને તથા લહેરાભાઈને યથાયોગ્ય.

સહજાત્મસ્વરૂપ યથાયોગ્ય

---

[ ૫૩૧ ] ૬૨૦ મુંબઈ, અસાડ વદ ૦)), સોમ, ૧૯૫૧

જન્મથી જેને મતિ, શ્રુત અને અવધિ એ ત્રણ જ્ઞાન હતાં, અને આત્મોપયોગી એવી વૈરાગ્યદશા હતી, અલ્પકાળમાં ભોગકર્મ ક્ષીણ કરી સંયમને ગ્રહણ કરતાં મનઃપર્યવ નામનું જ્ઞાન પામ્યા હતા, એવા શ્રીમદ્ મહાવીરસ્વામી, તે છતાં પણ બાર વર્ષ અને સાડા છ માસ સુધી મૌનપણે વિચર્યા. આ પ્રકારનું તેમનું પ્રવર્તન તે ઉપદેશમાર્ગ પ્રવર્તાવતાં કોઈ પણ જીવે અત્યંતપણે વિચારી પ્રવર્તવા

પણ જાણે છે કે આ મનુષ્યાદિ છે, એ પદાર્થો જોવાથી બેયનુ જાણવુ સરખુ વર્તે છે, અને આમાં ભેદ વર્તે છે, તેવો ભેદ થવાના કયા કારણો મુખ્યપણે વિચારવા યોગ્ય છે? એ પ્રકારે લખ્યું તેનું સમાધાન

મનુષ્યાદિને જગતવાસી જીવો જાણે છે, તે દૈહિક સ્વરૂપથી તથા દૈહિક ચેષ્ટાથી જાણે છે એક બીજાની મુદ્રામા તથા આકારમા, ઇન્દ્રિયોમા જે ભેદ છે, તે ચક્ષુઆદિ ઇન્દ્રિયોથી જગતવાસી જીવ જાણી શકે છે, અને કેટલાક તે જીવોના અભિપ્રાય પણ અનુમાન પરથી જગતવાસી જીવ જાણી શકે છે, કેમકે તે તેના અનુભવનો વિષય છે, પણ જ્ઞાનદશા અથવા વીતરાગદશા છે તે મુખ્યપણે દૈહિક સ્વરૂપ તથા દૈહિક ચેષ્ટાનો વિષય નથી, અ તરાત્મગુણ છે, અને અ તરાત્મપણુ બાહ્ય જીવોના અનુભવનો વિષય ન હોવાથી, તેમ જ તથારૂપ અનુમાન પણ પ્રવર્તે એવા જગતવાસી જીવોને ઘણુ કરીને સસ્કાર નહી હોવાથી જ્ઞાની કે વીતરાગને તે ઓળખી શકતા નથી કોઈક જીવ સત્સમાગમના યોગથી, સહજ શુભકર્મના ઉદયથી, તથારૂપ કઈ સ સ્કાર પામીને જ્ઞાની કે વીતરાગને યથાશક્તિ ઓળખી શકે, તથાપિ ખરેખરુ ઓળખાણ તો દૃઢ મુમુક્ષુતા પ્રગટયે, તથારૂપ સત્સમાગમથી પ્રાપ્ત થયેલ ઉપદેશને અવધારણ કર્યે, અ તરાત્મવૃત્તિ પરિણમ્યે, જીવ જ્ઞાની કે વીતરાગને ઓળખી શકે જગતવાસી એટલે જગતદૃષ્ટિ જીવો છે, તેની દૃષ્ટિએ ખરેખરુ જ્ઞાની કે વીતરાગનું ઓળખાણ ક્યાથી થાય? અ ધકારને વિષે પડેલા પદાર્થને મનુષ્યચક્ષુ દેખી શકે નહી, તેમ દેહને વિષે રહ્યા એવા જ્ઞાની કે વીતરાગને જગતદૃષ્ટિ જીવ ઓળખી શકે નહી જેમ અ ધકારને વિષે પડેલો પદાર્થ મનુષ્યચક્ષુથી જોવાને બીજા કોઈ પ્રકાશની અપેક્ષા રહે છે, તેમ જગતદૃષ્ટિ જીવોને જ્ઞાની કે વીતરાગના ઓળખાણ માટે વિશેષ શુભસ સ્કાર અને સત્સમાગમની અપેક્ષા યોગ્ય છે જો તે યોગ પ્રાપ્ત ન હોય તો જેમ અ ધકારમા પડેલો પદાર્થ અને અ ધકાર એ બેય એકાકાર ભાસે છે, ભેદ ભાસતો નથી, તેમ તથારૂપ યોગ વિના જ્ઞાની કે વીતરાગ અને અન્ય સ સારી જીવોનુ એક આકારપણું ભાસે છે, દેહાદિ ચેષ્ટાથી ઘણુ કરીને ભેદ ભાસતો નથી

જે દેહધારી સર્વ અજ્ઞાન અને સર્વ કષાયરહિત થયા છે, તે દેહધારી મહાત્માને ત્રિકાળ પરમભક્તિથી નમસ્કાર હો! નમસ્કાર હો!! તે મહાત્મા વર્તે છે તે દેહને, ભૂમિને, ઘરને, માર્ગને, આસનાદિ સર્વને નમસ્કાર હો! નમસ્કાર હો!!

શ્રી ડુ ગર આદિ સર્વ મુમુક્ષુજનને યથાયોગ્ય,

---

૬૭૫ મુબઈ, ફાગણ વદ ૫, બુધ, ૧૯૫૨

બે પત્ર મળ્યા છે. મિથ્યાત્વના પચ્ચીસ પ્રકારમાથી પ્રથમના આઠ પ્રકારનું સમ્યક્‌સ્વરૂપ સમજવા માટે પૂછયુ તે તથારૂપ પ્રારબ્ધોદયથી હાલ થોડા વખતમા લખી શકાવાનો સ ભવ ઓછો છે

'સુ દર કહત ઐસો, સાધુ કોઉ શૂરવીર,
વૈરિ સબ મારિકે, નિચિ ત હોઈ સૂતો હૈ'

---

૬૭૬ મુબઈ, ફાગણ વદ ૯, રવિ, ૧૯૫૨

જીવે વિશેષ કરી અનુપ્રેક્ષા કરવા યોગ્ય આશ કા સહજ નિર્ણયાર્થે તથા બીજા કોઈ મુમુક્ષુ જીવોના વિશેષ ઉપકારને અર્થે તે કાગળમા લખી તે વાચી છે થોડા દિવસમા બનશે તો કેટલાક પ્રશ્નોનુ સમાધાન લખીશુ

શ્રી ડુ ગર આદિ મુમુક્ષુ જીવોને યથાયોગ્ય

---

કેટલોક વખત દૂર રહેવાનુ ચિત્ત રહ્યા કરે છે, તેમ જ પત્રાદિ દ્વારા પ્રતિબધની પણ નિરિચ્છા રહ્યા કરે છે આ વાત પ્રત્યે યથાશક્તિ વિચાર કરવો યોગ્ય છે પ્રશ્ન–સમાધાનાદિ લખવાનો ઉદય પણ અલ્પ વર્તતો હોવાથી પ્રવૃત્તિ થઈ શકતી નથી તેમ જ વ્યાપારરૂપ ઉદયને વેદવામા લક્ષ વિશેષ રાખ્યાથી પણ તેનો આ કાળમા ઘણો ભાર ઓછો થઈ શકે, એમ વિચારથી પણ બીજા પ્રકાર તેની સાથે આવતા જાણીને પણ સક્ષેપે પ્રવર્તાય છે આગળ જણાવ્યું તે પ્રમાણે વળતી વખતે ઘણુ કરી સમાગમ થવાનો લક્ષ રાખીશ

એક વિનતિ અત્રે કરવાયોગ્ય છે કે આ આત્મા વિષે તમને ગુણવ્યક્તત્વ ભાસતુ હોય, અને તેથી અતરમા ભક્તિ રહેતી હોય તો તે ભક્તિ વિષે યથાયોગ્ય વિચાર કરી જેમ તમને યોગ્ય લાગે તેમ કરવા યોગ્ય છે, પણ બહાર આ આત્મા સબધી હાલ કઈ પ્રસગ ચર્ચિત થવા દેવા યોગ્ય નથી, કેમકે અવિરતિરૂપ ઉદય હોવાથી ગુણવ્યક્તત્વ હોય તોપણ લોકોને ભાસ્યમાન થવુ કઠણ પડે, અને તેથી વિરાધના થવાનો કઈ પણ હેતુ થાય, તેમ જ પૂર્વ મહાપુરુષના અનુક્રમનુ ખડન કરવા જેવું પ્રવર્તન આ આત્માથી કઈ પણ થયું ગણાય

આ પત્ર પર યથાશક્તિ વિચાર કરશો અને તમારા સમાગમવાસી જે કોઈ મુમુક્ષુ ભાઈઓ હોય તેમને હાલ નહી, પ્રસગે પ્રસગે એટલે જે વખતે તેમને ઉપકારક થઈ શકે તેવું સભવતુ હોય ત્યારે આ વાત પ્રત્યે લક્ષિત કરશો એ જ વિનતિ

---

[ ૫૩૨ ] ૬૨૨ મુબઈ, અસાડ વદ ૦)), ૧૯૫૧

'અનતાનુબધી'નો [1]બીજો પ્રકાર લખ્યો છે તે વિષે વિશેષાર્થ નીચે લખ્યાથી જાણશો. —

ઉદયથી અથવા ઉદાસભાવસયુક્ત મદપરિણતબુદ્ધિથી ભોગાદિને વિષે પ્રવૃત્તિ થાય ત્યા સુધીમા જ્ઞાનીની આજ્ઞા પર પગ મૂકીને પ્રવૃત્તિ થઈ ન સભવે, પણ જ્યા ભોગાદિને વિષે તીવ્ર તન્મયપણે પ્રવૃત્તિ થાય ત્યા જ્ઞાનીની આજ્ઞાની કઈ અકુશતા સભવે નહીં, નિર્ભયપણે ભોગપ્રવૃત્તિ સભવે જે નિર્ધ્વસ પરિણામ કહ્યા છે, તેવા પરિણામ વર્તે ત્યા પણ 'અનતાનુબધી' સભવે છે તેમ જ 'હુ સમજુ છુ' 'મને બાધ નથી', એવા ને એવા ભ્રમમા રહે, અને 'ભોગથી નિવૃત્તિ ઘટે છે', અને વળી કઈ પણ પુરુષત્વ કરે તો થઈ શકવાયોગ્ય છતા પણ મિથ્યાજ્ઞાનથી જ્ઞાનદશા માની ભોગાદિકમા પ્રવર્તના કરે ત્યા પણ 'અનતાનુબધી' સભવે છે

જાગ્રતમાં જેમ જેમ ઉપયોગનું શુદ્ધપણુ થાય, તેમ તેમ સ્વપ્નદશાનું પરિક્ષીણપણુ સભવે

---

૬૨૩ મુબઈ, શ્રાવણ સુદ ૨, બુધ, ૧૯૫૧

આજે પત્તુ મળ્યું છે વવાણિયે જતા તથા ત્યાથી વળતા સાયલે થઈ જવા વિષે વિશેષતાથી લખ્યુ, તે વિષે શુ લખવુ ? તેનો વિચાર યથાસ્પષ્ટ નિશ્ચયમા આવી શક્યો નથી, તોપણ સ્પષ્ટાસ્પષ્ટ જે કઈ આ પત્ર લખતી વખતે ઉપયોગમા આવ્યુ તે લખ્યું છે

આપના આજના પત્તામા અમારા લખેલા જે પત્રની આપે પહોચ લખી છે તે પત્ર પર વધારે વિચાર કરવો યોગ્ય હતો, અને એમ લાગતુ હતું કે આપ તેના પર વિચાર કરશો તો સાયલે આવવા સબધીમા હાલ અમારી ઇચ્છાનુસાર રાખશો પણ આપના ચિત્તમા એ વિચાર વિશેષ કરીને થવા પહેલા આ પત્તુ લખવાનુ બન્યું છે વળી આપના ચિત્તમા જતી વખતે સમાગમની વિશેષ ઇચ્છા રહે છે તો તે ઇચ્છાની ઉપેક્ષા કરવાને મારી યોગ્યતા નથી આવા કોઈ પ્રકારમા તમારા પ્રત્યે

---

૧ પત્રાક ન ૬૧૩

[ ૫૯૦ ] ૬૭૯ મુંબઈ, ચૈત્ર સુદ ૧૧, શુક્ર, ૧૯૫૨

ૐ

## સદ્‌ગુરુચરણાય નમ.

આત્મનિષ્ઠ શ્રી સોભાગ પ્રત્યે—શ્રી સાયલા

ફાગણ વદ ૬ના કાગળમાં લખેલા પ્રશ્નોનુ સમાધાન આ કાગળમા સક્ષેપથી લખ્યુ છે, તે વિચારશો

૧ જે જ્ઞાનમા દેહાદિ અધ્યાસ મટ્યો છે, અને અન્ય પદાર્થને વિષે અહતામમતા વર્તતી નથી, તથા ઉપયોગ સ્વભાવમાં પરિણમે છે, અર્થાત્ જ્ઞાન સ્વરૂપપણુ ભજે છે, તે જ્ઞાનને 'નિરાવરણ જ્ઞાન' કહેવા યોગ્ય છે

૨ સર્વ જીવોને એટલે સામાન્ય મનુષ્યોને જ્ઞાની અજ્ઞાનીની વાણીનો ભેદ સમજાવો કઠણ છે, એ વાત યથાર્થ છે, કેમકે કઈક શુષ્કજ્ઞાની શીખી લઈને જ્ઞાનીના જેવો ઉપદેશ કરે, એટલે તેમા વચનનુ સમતુલ્યપણુ જોયાથી શુષ્કજ્ઞાનીને પણ સામાન્ય મનુષ્યો જ્ઞાની માને, મદ દશાવાન મુમુક્ષુ જીવો પણ તેવા વચનથી ભ્રાતિ પામે, પણ ઉત્કૃષ્ટદશાવાન મુમુક્ષુ પુરુષ શુષ્કજ્ઞાનીની વાણી જ્ઞાનીની વાણી જેવી શબ્દે જોઈ પ્રાયે ભ્રાતિ પામવા યોગ્ય નથી, કેમકે શુષ્કજ્ઞાનીની વાણીમા આશયે જ્ઞાનીની વાણીની તુલના હોતી નથી

જ્ઞાનીની વાણી પૂર્વાપર અવિરોધ, આત્માર્થ ઉપદેશક, અપૂર્વ અર્થનુ નિરૂપણ કરનાર હોય છે, અને અનુભવસહિતપણુ હોવાથી આત્માને સતત જાગૃત કરનાર હોય છે શુષ્કજ્ઞાનીની વાણીમા તથારૂપ ગુણો હોતા નથી, સર્વથી ઉત્કૃષ્ટ ગુણ જે પૂર્વાપર અવિરોધપણુ તે શુષ્કજ્ઞાનીની વાણીને વિષે વર્તવા યોગ્ય નથી, કેમકે યથાસ્થિત પદાર્થદર્શન તેને હોતું નથી, અને તેથી ઠામઠામ કલ્પનાથી યુક્ત તેની વાણી હોય છે

એ આદિ નાના પ્રકારના ભેદથી જ્ઞાની અને શુષ્કજ્ઞાનીની વાણીનુ ઓળખાણ ઉત્કૃષ્ટ મુમુક્ષુને થવા યોગ્ય છે જ્ઞાનીપુરુષને તો સહજસ્વભાવે તેનું ઓળખાણ છે, કેમકે પોતે ભાનસહિત છે, અને ભાનસહિત પુરુષ વિના આ પ્રકારનો આશય ઉપદેશી શકાય નહી, એમ સહેજે તે જાણે છે

અજ્ઞાન અને જ્ઞાનનો ભેદ જેને સમજાયો છે, તેને અજ્ઞાની અને જ્ઞાનીનો ભેદ સહેજે સમજાવા યોગ્ય છે અજ્ઞાન પ્રત્યેનો જેનો મોહ વિરામ પામ્યો છે, એવા જ્ઞાનીપુરુષને શુષ્કજ્ઞાનીના વચન ભ્રાતિ કેમ કરી શકે? બાકી સામાન્ય જીવોને અથવા મદદશા અને મધ્યમદશાના મુમુક્ષુને શુષ્કજ્ઞાનીના વચનો સાદૃશ્યપણે જોવામા આવ્યાથી બન્ને જ્ઞાનીના વચનો છે એમ ભ્રાતિ થવાનો સભવ છે ઉત્કૃષ્ટ મુમુક્ષુને ઘણુ કરીને તેવી ભ્રાતિનો સભવ નથી, કેમકે જ્ઞાનીના વચનોની પરીક્ષાનુ બળ તેને વિશેષપણે સ્થિર થયું છે

પૂર્વકાળે જ્ઞાની થઈ ગયા હોય, અને માત્ર તેની મુખવાણી રહી હોય તોપણ વર્તમાનકાળે જ્ઞાનીપુરુષ એમ જાણી શકે કે આ વાણી જ્ઞાનીપુરુષની છે, કેમકે રાત્રિદિવસના ભેદની પેઠે અજ્ઞાની જ્ઞાનીની વાણીને વિષે આશય ભેદ હોય છે, અને આત્મદશાના તારતમ્ય પ્રમાણે આશયવાળી વાણી નીકળે છે તે આશય, વાણી પરથી 'વર્તમાન જ્ઞાની પુરુષ'ને સ્વાભાવિક દૃષ્ટિગત થાય છે અને કહેનાર પુરુષની દશાનુ તારતમ્ય લક્ષગત થાય છે અત્રે જે 'વર્તમાન જ્ઞાની' શબ્દ લખ્યો છે, તે કોઈ વિશેષ પ્રજ્ઞાવત, પ્રગટ બોધબીજસહિત પુરુષ શબ્દના અર્થમા લખ્યો છે જ્ઞાનીના વચનોની પરીક્ષા સર્વ જીવને સુલભ હોત તો નિર્વાણ પણ સુલભ જ હોત

૩ જિનાગમમા મતિ શ્રુત આદિ જ્ઞાનના પાચ પ્રકાર કહ્યા છે તે જ્ઞાનના પ્રકાર સાચા છે

[ ૫૩૬ ] ૬૨૮ વવાણિયા, શ્રાવણ વદ ૬, રવિ, ૧૯૫૧

ૐ

અત્રે પર્યુષણ પૂરાં થતા સુધી સ્થિતિ થવી સભવે છે

કેવળજ્ઞાનાદિ આ કાળમા હોય એ વગેરે પ્રશ્નો પ્રથમ લખ્યા હતા તે પ્રશ્નો પર યથાશક્તિ અનુપ્રેક્ષા તથા પરસ્પર પ્રશ્નોત્તર શ્રી ડુગર વગેરેએ કરવાયોગ્ય છે

ગુણના સમુદાયથી જુદુ એવું કઈ ગુણીનુ સ્વરૂપ હોવા યોગ્ય છે કે કેમ? આ પ્રશ્ન પ્રત્યે જો તમ વગેરેથી બને તો વિચાર કરશો શ્રી ડુગરે તો જરૂર વિચાર કરવાયોગ્ય છે

કઈ ઉપાધિયોગના વ્યવસાયથી તેમજ પ્રશ્નાદિ લખવા વગેરેની વૃત્તિ સક્ષેપ થવાથી હાલ વિગતવાર પત્ર લખવામાં ઓછી પ્રવૃત્તિ થતી હશે, તોપણ બને તો અત્રે સ્થિતિ છે, ત્યા સુધીમા કઈ વિશેષ પ્રશ્નોત્તર વગેરે યુક્ત પત્ર લખવાનુ થાય તો કરશો

સહજાત્મભાવનાએ યથા૦

---

[ ૫૩૭ ] ૬૨૯ વવાણિયા, શ્રાવણ વદ ૧૧, શુક્ર, ૧૯૫૧

આત્માર્થી શ્રી સોભાગ તથા શ્રી ડુંગર, — શ્રી સાયલા

અત્રેથી પ્રસગે લખેલા ચાર પ્રશ્નોના ઉત્તર લખ્યા તે વાચ્યા છે પ્રથમના બે પ્રશ્નના ઉત્તર સક્ષેપમા છે, તથાપિ યથાયોગ્ય છે ત્રીજા પ્રશ્નનો ઉત્તર લખ્યો તે સામાન્યપણે યોગ્ય છે, તથાપિ વિશેષ સૂક્ષ્મ આલોચનથી તે પ્રશ્નનો ઉત્તર લખવાયોગ્ય છે તે ત્રીજો પ્રશ્ન આ પ્રમાણે છે· 'ગુણના સમુદાયથી જુદુ એવું ગુણીનુ સ્વરૂપ હોવાયોગ્ય છે કે કેમ ? અર્થાત્ બધા ગુણનો સમુદાય તે જ ગુણી એટલે દ્રવ્ય ? કે તે ગુણના સમુદાયને આધારભૂત એવુ પણ કઈ દ્રવ્યનું બીજુ હોવાપણુ છે ?' તેના ઉત્તરમા એમ લખ્યું કે . 'આત્મા ગુણી છે તેના ગુણ જ્ઞાનદર્શન વગેરે જુદા છે એમ ગુણી અને ગુણની વિવક્ષા કરી, તથાપિ ત્યા વિશેષ વિવક્ષા કરવી ઘટે છે જ્ઞાનદર્શનાદિ ગુણથી જુદુ એવુ બાકીનું આત્માપણુ શુ ?' તે પ્રશ્ન છે માટે યથાશક્તિ તે પ્રશ્નની પરિચર્યા કરવા યોગ્ય છે

ચોથો પ્રશ્ન 'કેવળજ્ઞાન આ કાળમા હોવા યોગ્ય છે કે કેમ ?' તેનો ઉત્તર એમ લખ્યો કે 'પ્રમાણથી જોતા તે હોવાયોગ્ય છે' એ ઉત્તર પણ સક્ષેપથી છે, જે પ્રત્યે ઘણો વિચાર કરવાયોગ્ય છે એ ચોથા પ્રશ્નનો વિશેષ વિચાર થવાને અર્થે તેમા આટલુ વિશેષ ગ્રહણ કરશો કે 'જે પ્રમાણે જૈનાગમમા કેવળજ્ઞાન માન્યું છે અથવા કહ્યુ છે તે કેવળજ્ઞાનનુ સ્વરૂપ યથાતથ્ય કહ્યુ છે એમ ભાસ્યમાન થાય છે કે કેમ ? અને તેવુ કેવળજ્ઞાનનુ સ્વરૂપ હોય એમ ભાસ્યમાન થતુ હોય તો તે સ્વરૂપ આ કાળમા પણ પ્રગટવા યોગ્ય છે કે કેમ ? કિવા જૈનાગમ કહે છે તેનો હેતુ કહેવાનો જુદો કઈ છે, અને કેવળજ્ઞાનનુ સ્વરૂપ બીજા કોઈ પ્રકારે હોવાયોગ્ય છે તથા સમજવાયોગ્ય છે ?' આ વાર્ત્તા પર યથાશક્તિ અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે તેમ જ ત્રીજો પ્રશ્ન છે તે પણ ઘણા પ્રકારે વિચારવાયોગ્ય છે વિશેષ અનુપ્રેક્ષા કરી, એ બન્ને પ્રશ્નના ઉત્તર લખવાનુ બને તો કરશો પ્રથમના બે પ્રશ્ન છે, તેના ઉત્તર સક્ષેપમાં લખ્યા છે, તે વિશેષતાથી લખવાનુ બની શકે એમ હોય તો તે પણ લખશો તમે પાચ પ્રશ્નો લખ્યા છે, તેમાના ત્રણ પ્રશ્નના ઉત્તર અત્રે સક્ષેપમા લખ્યા છે

પ્રથમ પ્રશ્ન — 'જાતિસ્મરણજ્ઞાનવાન પાછળનો ભવ કેવી રીતે દેખે છે ?' તેનો ઉત્તર આ પ્રમાણે વિચારશો —

નાનપણે કોઈ ગામ, વસ્તુ આદિ જોયા હોય, અને મોટપણે કોઈ પ્રસગે તે ગામાદિનું આત્મામા સ્મરણ થાય છે તે વખતે, તે ગામાદિનુ આત્મામા જે પ્રકારે ભાન થાય છે, તે પ્રકારે જાતિસ્મરણ જ્ઞાનવાનને પૂર્વભવનુ ભાન થાય છે કદાપિ આ ઠેકાણે એમ પ્રશ્ન થશે કે, 'પૂર્વભવમા અનુભવેલા

૬ 'કેવળજ્ઞાનના' સ્વરૂપનો વિચાર દુર્ગમ્ય છે, અને શ્રી ડુંગર કેવળ–કોટીથી તેનો નિર્ધાર કરે છે, તેમા જોકે તેમનો અભિનિવેશ નથી, પણ તેમ તેમને ભાસે છે, માટે કહે છે માત્ર 'કેવળ-કોટી' છે, અને ભૂત ભવિષ્યનું કંઈ પણ જ્ઞાન કોઈને ન થાય એવી માન્યતા કરવી ઘટતી નથી ભૂત ભવિષ્યનુ યથાર્થ જ્ઞાન થવાયોગ્ય છે, પણ તે કોઈક વિરલા પુરુષોને, અને તે પણ વિશુદ્ધ ચારિત્ર તારતમ્યે, એટલે તે સંદેહરૂપ લાગે છે, કેમકે તેવી વિશુદ્ધ ચારિત્રતારતમ્યતા વર્તમાનમા અભાવ જેવી વર્તે છે 'કેવળજ્ઞાન'નો અર્થ વર્તમાનમા શાસ્ત્રવેત્તા માત્ર શબ્દબોધથી જે કહે છે, તે યથાર્થ નથી, એમ શ્રી ડુંગરને લાગતું હોય તો તે સંભવિત છે, વળી ભૂત ભવિષ્ય જાણવુ એનુ નામ 'કેવળજ્ઞાન' છે એવી વ્યાખ્યા મુખ્યપણે શાસ્ત્રકારે પણ કહી નથી જ્ઞાનનુ અત્યંત શુદ્ધ થવુ તેને 'કેવળજ્ઞાન' જ્ઞાનીપુરુષોએ કહ્યુ છે, અને તે જ્ઞાનમા મુખ્ય તો આત્મસ્થિતિ અને આત્મસમાધિ કહ્યા છે જગતનુ જ્ઞાન થવુ એ આદિ કહ્યુ છે, તે અપૂર્વ વિષયનુ ગ્રહણ સામાન્ય જીવોથી થવુ અશક્ય જાણીને કહ્યુ છે, કેમકે જગતના જ્ઞાન પર વિચાર કરતા કરતા આત્મસામર્થ્ય સમજાય શ્રી ડુંગર, મહાત્મા શ્રી ઋષભાદિને વિષે કેવળકોટી કહેતા ન હોય, અને તેમના આજ્ઞાવર્તી એટલે જેમ મહાવીરસ્વામીના દર્શને પાચસે મુમુક્ષુઓ કેવળજ્ઞાન પામ્યા તે આજ્ઞાવર્તીને કેવળજ્ઞાન કહ્યુ છે, તે 'કેવળજ્ઞાન'ને 'કેવળ–કોટી' કહેતા હોય, તો તે વાત કોઈ પણ રીતે ઘટે છે એકાંત કેવળજ્ઞાનનો શ્રી ડુંગર નિષેધ કરે, તો તે આત્માનો નિષેધ કરવા જેવુ છે લોકો હાલ 'કેવળજ્ઞાન'ની જે વ્યાખ્યા કરે છે તે 'કેવળજ્ઞાન'ની વ્યાખ્યા વિરોધવાળી દેખાય છે, એમ તેમને લાગતું હોય તો તે પણ સંભવિત છે, કેમકે માત્ર 'જગતજ્ઞાન' તે 'કેવળજ્ઞાન'નો વિષય વર્તમાન પ્રરૂપણામા ઉપદેશાય છે આ પ્રકારનુ સમાધાન લખતાં ઘણા પ્રકારના વિરોધ દૃષ્ટિગોચર થાય છે, અને તે વિરોધો દર્શાવી તેનુ સમાધાન લખવાનુ હાલ તરતમા બનવુ અશક્ય છે તેથી, સંક્ષેપમા સમાધાન લખ્યું છે સમાધાનસમુચ્ચયાર્થ આ પ્રમાણે છે —

'આત્મા જયારે અત્યંત શુદ્ધજ્ઞાનસ્થિતિ ભજે, તેનું નામ 'કેવળજ્ઞાન' મુખ્યપણે છે, સર્વ પ્રકારના રાગદ્વેષનો અભાવ થયે અત્યંત શુદ્ધ જ્ઞાનસ્થિતિ પ્રગટવા યોગ્ય છે, તે સ્થિતિમા જે કંઈ જાણી શકાય તે 'કેવળજ્ઞાન' છે, અને તે સંદેહ યોગ્ય નથી શ્રી ડુંગર 'કેવળ–કોટી' કહે છે, તે પણ મહાવીરસ્વામી સમીપે વર્તતા આજ્ઞાવર્તી પાચસે કેવલી જેવા પ્રસંગમા સંભવિત છે જગતના જ્ઞાનનો લક્ષ મૂકી શુદ્ધ આત્મજ્ઞાન તે 'કેવળજ્ઞાન' છે, એમ વિચારતા આત્મદશા વિશેષપણુ ભજે' એ પ્રમાણે આ પ્રશ્નના સમાધાનનો સંક્ષેપ આશય છે જેમ બને તેમ જગતના જ્ઞાન પ્રત્યેનો વિચાર છોડી સ્વરૂપજ્ઞાન થાય તેમ કેવળજ્ઞાનનો વિચાર થવા અર્થે પુરુષાર્થ કર્તવ્ય છે જગતનુ જ્ઞાન થવું તેનું નામ 'કેવળજ્ઞાન' મુખ્યાર્થપણે ગણવા યોગ્ય નથી જગતના જીવોને વિશેષ લક્ષ થવા અર્થે વારવાર જગતનું જ્ઞાન સાથે લીધુ છે, અને તે કંઈ કલ્પિત છે એમ નહી, પણ તે પ્રત્યે અભિનિવેશ કરવા યોગ્ય નથી આ ઠેકાણે વિશેષ લખવાની ઇચ્છા થાય છે, અને તે રોકવી પડે છે, તોપણ સંક્ષેપમા ફરી લખીએ છીએ 'આત્માને વિષેથી સર્વ પ્રકારનો અન્ય અધ્યાસ ટળી સ્ફટિકની પેરે આત્મા અત્યંત શુદ્ધતા ભજે તે 'કેવળજ્ઞાન' છે, અને જગતજ્ઞાનપણે તેને વારવાર જિનાગમમા કહ્યુ છે, તે માહાત્મ્યથી કરી બાહ્યદૃષ્ટિ જીવો પુરુષાર્થમા પ્રવર્તે તે હેતુ છે '

અત્રે શ્રી ડુંગરે 'કેવળ–કોટી' સર્વથા અમે કહી છે, એવુ કહેવુ યોગ્ય નથી અમે અંતરંગપણે પણ તેવુ માન્યું નથી તમે આ પ્રશ્ન લખ્યું એટલે કંઈક વિશેષ હેતુ વિચારી સમાધાન લખ્યુ છે, પણ હાલ તે પ્રશ્નનું સમાધાન કરવા વિષે જેટલુ મૌન રહેવાય તેટલુ ઉપકારી છે એમ ચિત્તમા રહે છે બાકીના પ્રશ્નોનુ સમાધાન સમાગમે થાશો

---

જ્ઞાનાવરણીય તથા દર્શનાવરણીય કર્મનો અમુક ક્ષયોપશમ થવાથી ઇદ્રિયલબ્ધિ- ઉત્પન્ન થાય છે તે ઇદ્રિયલબ્ધિ સામાન્યપણે પાચ પ્રકારની કહી શકાય છે સ્પર્શેન્દ્રિયથી શ્રવણેદ્રિયપર્યત સામાન્યપણે મનુષ્યપ્રાણીને પાચ ઇદ્રિયની લબ્ધિનો ક્ષયોપશમ હોય છે તે ક્ષયોપશમની શક્તિ અમુક વ્યાહતિ થાય ત્યા સુધી જાણી દેખી શકે છે દેખવું એ ચક્ષુ–ઇદ્રિયનો ગુણ છે, તથાપિ અ ધકારથી કે અમુક છેટે વસ્તુ હોવાથી તેને પદાર્થ જોવામાં આવી શકે નહી, કેમકે ચક્ષુ–ઇદ્રિયની ક્ષયોપશમલબ્ધિને તે હદે અટકવું થાય છે, અર્થાત્ ક્ષયોપશમની સામાન્યપણે એટલી શક્તિ છે દિવસે પણ વિશેષ અ ધકાર હોય અથવા કોઈ વસ્તુ ઘણા અ ધારામા પડી હોય અથવા અમુક હદથી છેટે હોય તો ચક્ષુથી દેખાઈ શકતી નથી, તેમ બીજી ઇન્દ્રિયોની લબ્ધિ સ બ ધી ક્ષયોપશમશક્તિ સુધી તેના વિષયમા જ્ઞાનદર્શનની પ્રવૃત્તિ છે અમુક વ્યાઘાત સુધી તે સ્પર્શી શકે છે, અથવા સૂઘી શકે છે, સ્વાદ ઓળખી શકે છે, અથવા સાભળી શકે છે

બીજા પ્રશ્નમા એમ જણાવ્યું છે કે, 'આત્માના અસંખ્યાત પ્રદેશ આખા શરીરમાં વ્યાપક છતા, આખના વચલા ભાગની કીકી છે તેથી જ દેખી શકાય છે, તે જ પ્રમાણે આખા શરીરમાં અસ ખ્યાત પ્રદેશ વ્યાપક છતા એક નાના ભાગ કાનવડીએ સાભળી શકાય છે બીજી જગ્યાએથી સાંભળી શકાય નહી અમુક જગોએથી ગ ધ પરીક્ષા થાય, અમુક જગોએથી રસની પરીક્ષા થાય, જેમકે સાકરનો સ્વાદ હાથ પગ જાણતા નથી, પર તુ જીભ જાણે છે આત્મા આખા શરીરમાં સરખી રીતે વ્યાપક છતા અમુક ભાગેથી જ જ્ઞાન થાય આનું કારણ શું હશે ?' તેનો સ ક્ષેપમા ઉત્તર —

જીવને જ્ઞાન, દર્શન ક્ષાયિકભાવે પ્રગટયા હોય તો સર્વ પ્રદેશે તથાપ્રકારનું તેને નિરાવરણપણું હોવાથી એક સમયે સર્વ પ્રકારે સર્વ ભાવનુ જ્ઞાયકપણુ હોય, પણ જ્યા ક્ષયોપશમભાવે જ્ઞાનદર્શન વર્તે છે, ત્યા ભિન્ન ભિન્ન પ્રકારે અમુક મર્યાદામાં જ્ઞાયકપણુ હોય જે જીવને અત્ય ત અલ્પ જ્ઞાન-દર્શનની ક્ષયોપશમશક્તિ વર્તે છે, તે જીવને અક્ષરના અન તમા ભાગ જેટલુ જ્ઞાયકપણુ હોય છે તેથી વિશેષ ક્ષયોપશમે સ્પર્શેન્દ્રિયની લબ્ધિ ક ઈક વિશેષ વ્યક્ત ( પ્રગટ ) થાય છે, તેથી વિશેષ ક્ષયો-પશમે સ્પર્શ અને રસેદ્રિયની લબ્ધિ ઉત્પન્ન થાય છે, એમ વિશેષતાથી ઉત્તરોત્તર સ્પર્શ, રસ, ગ ધ અને વર્ણ તથા શબ્દને ગ્રહણ કરવા યોગ્ય એવો પ ચે દ્રિય સ બ ધી ક્ષયોપશમ થાય છે તથાપિ ક્ષયોપશમદશામા ગુણનું સમવિષમપણુ હોવાથી સર્વાગે તે પ ચે દ્રિય સ બ ધી જ્ઞાન, દર્શન થતા નથી, કેમકે શક્તિનુ તેવુ તારતમ્ય ( સત્ત્વ ) નથી, કે પાચે વિષય સર્વાગે ગ્રહણ કરે યદ્યપિ અવધિ આદિ જ્ઞાનમા તેમ થાય છે, પણ અત્રે તો સામાન્ય ક્ષયોપશમ, અને તે પણ ઇન્દ્રિય સાપેક્ષ ક્ષયો-પશમનો પ્રસ ગ છે અમુક નિયત પ્રદેશમા જ તે ઇન્દ્રિયલબ્ધિનુ પરિણામ થાય છે તેનો હેતુ ક્ષયોપશમ તથા પ્રાપ્ત થયેલી યોનિનો સ બ ધ છે કે નિયત પ્રદેશે ( અમુક મર્યાદા-ભાગમા ) અમુક અમુક વિષયનુ જીવને ગ્રહણ થાય

ત્રીજા પ્રશ્નમા એમ જણાવ્યુ છે કે, 'શરીરના અમુક ભાગમા પીડા હોય ત્યારે જીવ ત્યાં વળગી રહે છે, તેથી જે ભાગમા પીડા છે તે ભાગની પીડા વેદવા સારુ તમામ પ્રદેશ તે તરફ ખે ચાતા હશે ? જગતમા કહેવત છે કે જ્યા પીડા હોય ત્યા જીવ વળગી રહે છે ' તેનો સ ક્ષેપમા ઉત્તર —

તે વેદના વેદવામા કેટલાક પ્રસ ગે વિશેષ ઉપયોગ રોકાય છે અને બીજા પ્રદેશનુ તે ભણી કેટલાક પ્રસ ગમા સહજ આકર્ષણ પણ થાય છે કોઈ પ્રસ ગમા વેદનાનુ બહુલપણુ હોય તો સર્વ પ્રદેશ મૂર્ચ્છાગત સ્થિતિ પણ ભજે છે, અને કોઈ પ્રસ ગમાં વેદના કે ભયના બહુલપણે સર્વ પ્રદેશ એટલે આત્માની દશમદ્વાર આદિ એક સ્થાનમા સ્થિતિ થાય છે આમ થવાનો હેતુ પણ અવ્યાબાધ નામનો જીવસ્વભાવ તથાપ્રકારે પરિણામી નહી હોવાથી, તેમ વીર્યાતરાયના ક્ષયોપશમનુ સમ-વિષમપણુ હોય છે.

કરતા કેટલાક વખત સુધી તેવી સ્થિતિ વર્તવાનો સંભવ દેખાય છે મુમુક્ષુ જીવની વૃત્તિને પત્રાદિથી કંઈ ઉપદેશ વિચારવાનું સાધન હોય તો તેથી વૃત્તિ ઉત્કર્ષ પામે અને સદ્વિચારનું બળ વર્ધમાન થાય, એ આદિ ઉપકાર એ પ્રકારમા સમાયા છે, છતા જે કારણવિશેષથી વર્તમાન સ્થિતિ વર્તે ાં તે સ્થિતિ વેદવા યોગ્ય લાગે છે.

[ ૫૯૧ ]

૬૮૩ મુંબઈ, ચૈત્ર વદ ૭, રવિ, ૧૯૫૨

બે કાગળ મળ્યા છે વિસ્તારપૂર્વક હાલ કાગળ લખવાનું ઘણુ કરીને ક્યારેક બને છે, અને વખતે તો પત્રની પહોચ પણ કેટલાક દિવસ વ્યતીત થયે લખાય છે

સત્સમાગમના અભાવ પ્રસંગમાં તો વિશેષે કરી આરંભપરિગ્રહ પ્રત્યેથી વૃત્તિ સંક્ષેપવાનો અભ્યાસ રાખી, જેને વિષે ત્યાગ વૈરાગ્યાદિ પરમાર્થસાધનો ઉપદેશ્યા છે, તેવા ગ્રંથો વાચવાનો પરિચય કર્તવ્ય છે, અને અપ્રમત્તપણે પોતાના દોષ વાર વાર જોવાયોગ્ય છે

[ ૫૯૨ ]

૬૮૪ મુંબઈ, ચૈત્ર વદ ૧૪, રવિ, ૧૯૫૨

'અન્ય પુરુષકી દૃષ્ટિમે, જગ વ્યવહાર લખાય,
વૃન્દાવન, જબ જગ નહીં, કૌન વ્યવહાર, બતાય'

—વિહાર–વૃંદાવન

૬૮૫ મુંબઈ, ચૈત્ર વદ ૧૪, રવિ, ૧૯૫૨

કાગળ એક મળ્યો છે શ્રી કુંવરજીએ અત્રે ઉપદેશવચનો તમારી પાસે લખેલાં છે, તે વાચવા મળવા માટે વિજ્ઞાપના કરી હતી તે વચનો વાંચવા મળવા માટે સ્થંભતીર્થ લખશો અને અત્રે તેઓ લખશે તો પ્રસંગયોગ્ય લખીશુ, એમ કલોલ લખ્યું હતુ જો બને તો તેમને વર્તમાનમા વિશેષ ઉપકારભૂત થાય એવા કેટલાંક વચનો તેમાથી લખી મોકલશો સમ્યક્દર્શનના લક્ષણાદિવાળા પત્રો તેમને વિશેષ ઉપકારભૂત થઈ શકવાયોગ્ય છે

વિરમગામથી શ્રી સુખલાલ જો શ્રી કુંવરજીની પેઠે પત્રોની માગણી કરે તો તેમના સંબંધમાં પણ ઉપર પ્રમાણે કરવા યોગ્ય છે

૬૮૬ મુંબઈ, ચૈત્ર વદ ૧૪, રવિ, ૧૯૫૨

તમ વગેરેના સમાગમ પછી અત્રે આવવુ થયું હતુ તેવામા તમારો કાગળ એક મળ્યો હતો હાલ ત્રણ ચાર દિવસ પહેલા એક બીજો કાગળ મળ્યો છે વિસ્તારથી પત્રાદિ લખવાનુ કેટલોક વખત થયાં કોઈક વાર બની શકે છે. અને કોઈક વખત પત્રની પહોચ લખવામા પણ એમ બને છે પ્રથમ કેટલાક મુમુક્ષુઓ પ્રત્યે ઉપદેશપત્રો લખાયા છે તેની પ્રતો શ્રી અંબાલાલ પાસે છે તે પત્રો વાચવા વિચારવાના પરિચયથી ક્ષયોપશમની વિશેષ શુદ્ધિ થઈ શકવા યોગ્ય છે શ્રી અંબાલાલ પ્રત્યે તે પત્રો વાચવા મળવા માટે વિજ્ઞાપના કરશો

એ જ વિનંતિ

[ ૫૯૩ ]

૬૮૭ મુંબઈ, વૈશાખ સુદ ૧, સોમ, ૧૯૫૨

ૐ

ઘણા દિવસ થયા હાલ પત્ર નથી, તે લખશો

અત્રેથી જેમ પ્રથમ વિસ્તારપૂર્વક પત્ર લખવાનુ થતુ તેમ, કેટલાક વખત થયા ઘણુ કરીને તથારૂપ પ્રારબ્ધને લીધે થતુ નથી

આ પ્રશ્નનું સમાધાન પત્ર વાટે જણાવવું ક્વચિત્ બની શકે તથાપિ લખવામા હાલ વિશેષ ઉપયોગની પ્રવૃત્તિ થઈ શકતી નથી તેમ જ શ્રી દેવકરણજીએ પણ હજી તે વિષે યથાશક્તિ વિચાર કર્તવ્ય છે.

સહજસ્વરૂપે યથાયોગ્ય

---

૬૩૪ વવાણિયા, ભાદરવા સુદ ૭, ભોમ, ૧૯૫૧

આજ દિવસ પર્યંત એટલે સવત્સરી સુધી તમારા પ્રત્યે મન, વચન, કાયાના યોગથી મારાથી કઈ જાણતા અજાણતા અપરાધ થયો હોય તે ખરા અ ત.કરણથી લઘુતાભાવે ખમાવુ છુ તે જ પ્રમાણે મારી બહેનને પણ ખમાવુ છુ અત્રેથી આ રવિવારે વિદાય થવાનો વિચાર છે

લિ૦ રાયચદના યથા.

---

૬૩૫ વવાણિયા, ભાદરવા સુદ ૭, ભોમ, ૧૯૫૧

સવત્સરી સુધી તેમજ આજ દિવસ પર્યંત તમારા પ્રત્યે મન, વચન અને કાયાના યોગથી જે કઈ જાણતા અજાણતા અપરાધ થયો હોય તે સર્વભાવે ખમાવુ છુ તેમ જ તમારા સત્સમાગમવાસી સર્વ ભાઈઓ તથા બાઈઓને ખમાવુ છુ

અત્રેથી ઘણું કરી રવિવારે નિવર્તવાનુ થશે એમ લાગે છે મોરબી સુદ ૧૫ સુધી સ્થિતિ થવા સભવ છે ત્યાર પછી કોઈ નિવૃત્તિક્ષેત્રે પદર દિવસની લગભગ સ્થિતિ થાય તો કરવા વિષે ચિત્તની સહજ વૃત્તિ રહે છે

કોઈ નિવૃત્તિ ક્ષેત્ર લક્ષમા હોય તો લખશો.

આ૦ સહજાત્મસ્વરૂપ

[૫૪૧] ૬૩૬ વવાણિયા, ભાદરવા સુદ ૯, ગુરુ, ૧૯૫૧

નિમિત્તે કરીને જેને હર્ષ થાય છે, નિમિત્તે કરીને જેને શોક થાય છે, નિમિત્તે કરીને જેને ઇન્દ્રિયજન્ય વિષય પ્રત્યે આકર્ષણ થાય છે, નિમિત્તે કરીને જેને ઇન્દ્રિયને પ્રતિકૂળ એવા પ્રકારોને વિષે દ્વેષ થાય છે, નિમિત્તે કરીને જેને ઉત્કર્ષ આવે છે, નિમિત્તે કરીને જેને કષાય ઉદ્ભવે છે, એવા જીવને જેટલો બને તેટલો તે તે નિમિત્તવાસી જીવોનો સગ ત્યાગવો ઘટે છે, અને નિત્ય પ્રત્યે સત્સગ કરવો ઘટે છે

સત્સગના અયોગે તથાપ્રકારના નિમિત્તથી દૂર રહેવુ ઘટે છે ક્ષણે ક્ષણે, પ્રસગે પ્રસંગે અને નિમિત્તે નિમિત્તે સ્વદશાપ્રત્યે ઉપયોગ દેવો ઘટે છે

તમારુ પત્ર મળ્યું છે આજ પર્યંત સર્વભાવે કરીને ખમાવુ છુ

---

[૫૪૨] ૬૩૭ વવાણિયા, ભાદ્રપદ સુદ ૯, ગુરુ, ૧૯૫૧

આજ દિન પર્યંત સર્વભાવે કરી ખમાવુ છુ

નીચે લખેલા વાકય તથારૂપ પ્રસગે વિસ્તારથી સમજવાયોગ્ય છે

'અનુભવપ્રકાશ' ગ્રથમાનો શ્રી પ્રહ્લાદજી પ્રત્યે સદ્ગુરુ દેવે કહેલો ઉપદેશપ્રસગ લખ્યો તે વાસ્તવ્ય છે તથારૂપે નિર્વિકલ્પ અને અખડ સ્વસ્વરૂપમા અભિન્નજ્ઞાન સિવાય અન્ય કોઈ સર્વ દુ.ખ મટાડવાનો ઉપાય જ્ઞાનીપુરુષોએ જાણ્યો નથી એ જ વિનતિ

ખેદ ઉત્પન્ન થાય છે સર્વસંગનું અશરણપણુ, અબંધવપણુ, અનિત્યપણું, અને તુચ્છપણુ તેમ જ અન્યત્વપણુ દેખીને પોતાને વિશેષ પ્રતિબોધ થાય છે કે હે જીવ, તારે વિષે કંઈ પણ આ સંસારને વિષે ઉદયાદિ ભાવે પણ મૂર્છા વર્તતી હોય તો તે ત્યાગ કર, ત્યાગ કર, તે મૂર્છાનું કંઈ ફળ નથી, સંસારમા ક્યારેય પણ શરણત્વાદિપણુ પ્રાપ્ત થવું નથી, અને અવિચારપણા વિના તે સંસારને વિષે મોહ થવા યોગ્ય નથી, જે મોહ અનંત જન્મમરણનો અને પ્રત્યક્ષ ખેદનો હેતુ છે, દુઃખ અને ક્લેશનું બીજ છે, તેને શાંત કર, તેનો ક્ષય કર હે જીવ, એ વિના બીજો કોઈ હિતકારી ઉપાય નથી, એ વગેરે ભાવિતાત્મતાથી વૈરાગ્યને શુદ્ધ અને નિશ્ચલ કરે છે જે કોઈ જીવ યથાર્થ વિચારથી જુએ છે, તેને આ જ પ્રકારે ભાસે છે

આ જીવને દેહસંબંધ હોઈને મૃત્યુ ન હોત તો આ સંસાર સિવાય બીજે તેની વૃત્તિ જોડાવાનો અભિપ્રાય થાત નહી મુખ્ય કરીને મૃત્યુને ભયે પરમાર્થરૂપ બીજે સ્થાનકે વૃત્તિ પ્રેરી છે, તે પણ કોઈક વિરલા જીવને પ્રેરિત થઈ છે, ઘણા જીવોને તો બાહ્ય નિમિત્તથી મૃત્યુભય પરથી બાહ્ય ક્ષણિક વૈરાગ્ય પ્રાપ્ત થઈ વિશેષ કાર્યકારી થયા વિના નાશ પામે છે, માત્ર કોઈક વિચારવાન અથવા સુલભબોધી કે હળુકર્મી જીવને તે ભય પરથી અવિનાશી નિઃશ્રેયસ્ પદ પ્રત્યે વૃત્તિ થાય છે

મૃત્યુભય હોત તોપણ તે મૃત્યુ વૃદ્ધાવસ્થાએ નિયમિત પ્રાપ્ત થતુ હોત તોપણ જેટલા પૂર્વે વિચારવાનો થયા છે, તેટલા ન થાત, અર્થાત્ વૃદ્ધાવસ્થા સુધી તો મૃત્યુનો ભય નથી એમ દેખીને પ્રમાદસહિત વર્તત, મૃત્યુનુ અવશ્ય આવવુ દેખીને, તથા તેનું અનિયમિતપણે આવવુ દેખીને, તે પ્રસંગ પ્રાપ્ત થયે સ્વજનાદિ સૌથી અરક્ષણપણુ દેખીને, પરમાર્થ વિચારવામા અપ્રમત્તપણુ જ હિતકારી લાગ્યુ, અને સર્વસંગનું અહિતકારીપણુ લાગ્યું વિચારવાન પુરુષોનો તે નિશ્ચય નિઃસંદેહ સત્ય છે, ત્રણે કાળ સત્ય છે મૂર્છાભાવનો ખેદ ત્યાગીને અસંગભાવ પ્રત્યયી ખેદ વિચારવાનને કર્તવ્ય છે

જો આ સંસારને વિષે આવા પ્રસંગોનો સંભવ ન હોત, પોતાને અથવા પરને તેવા પ્રસંગની અપ્રાપ્તિ દેખાતી હોત, અશરણાદિપણુ ન હોત તો પંચવિષયના સુખસાધનનું કશુ ન્યૂનપણું પ્રાયે નહોતું, એવા શ્રી ઋષભદેવાદિ પરમપુરુષો, અને ભરતાદિ ચક્રવર્ત્યાદિઓ તેનો શા કારણે ત્યાગ કરત ? એકાંત અસંગપણું શા કારણે ભજત ?

હે આર્ય માણેકચંદાદિ, યથાર્થ વિચારના ઓછાપણાને લીધે, પુત્રાદિ ભાવની કલ્પના અને મૂર્છાને લીધે, તમને કંઈ પણ ખેદ વિશેષ પ્રાપ્ત થવો સંભવિત છે, તોપણ તે ખેદનું શ્રેયને કંઈ પણ હિતકારી ફળ નહી હોવાથી, હિતકારીપણુ માત્ર અસંગ વિચાર વિના કોઈ અન્ય ઉપાયે નથી એમ વિચારી, થતો ખેદ યથાશક્તિ વિચારથી, જ્ઞાનીપુરુષોના વચનામૃતથી, તથા સાધુપુરુષના આશ્રય, સમાગમાદિથી અને વિરતિથી ઉપશાંત કરવો, એ જ કર્તવ્ય છે

---

[ ૫૯૫ ] ૬૯૦ મુંબઈ, બીજા જેઠ સુદ ૨, શનિ, ૧૯૫૨

ૐ

મુમુક્ષુ શ્રી છોટાલાલ પ્રત્યે,— શ્રી સ્થંભતીર્થ

કાગળ પહોંચ્યો છે

જે હેતુથી એટલે શારીરિક રોગવિશેષથી તમારા નિયમમા આગાર હતો તે રોગ વિશેષ વર્તે છે, તેથી તે આગાર ગ્રહણ કરતા આજ્ઞાનો ભંગ અથવા અતિક્રમ નહી થાય, કેમકે તમારો નિયમ તથાપ્રકારે પ્રારંભિત હતો એ જ કારણવિશેષ છતા પણ જો પોતાની ઇચ્છાએ તે આગાર ગ્રહણ કરવાનુ થાય તો આજ્ઞાનો ભંગ કે અતિક્રમ થાય

સર્વ પ્રકારના આરંભ તથા પરિગ્રહના સંબંધનુ મૂળ છેદવાને સમર્થ એવુ બ્રહ્મચર્ય જેને

કરવા યોગ્ય કંઈ કહ્યું હોય તે વિસ્મરણ યોગ્ય ન હોય એટલો ઉપયોગ કરી ક્રમે કરીને પણ તેમાં અવશ્ય પરિણતિ કરવી ઘટે ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ અને ભક્તિ મુમુક્ષુ જીવે સહજ સ્વભાવરૂપ કરી મૂક્યા વિના આત્મદશા કેમ આવે? પણ શિથિલપણાથી, પ્રમાદથી એ વાત વિસ્મૃત થઈ જાય છે

[ ૫૫૨ ] ૬૪૪ મુંબઈ, આસો વદ ૩, રવિ, ૧૯૫૧

પત્ર મળ્યું છે

અનાદિથી વિપરીત અભ્યાસ છે, તેથી વૈરાગ્ય ઉપશમાદિ ભાવોની પરિણતિ એકદમ ન થઈ શકે, કિંવા થવી કઠિન પડે, તથાપિ નિરંતર તે ભાવો પ્રત્યે લક્ષ રાખ્યે અવશ્ય સિદ્ધિ થાય છે સત્સમાગમનો યોગ ન હોય ત્યારે તે ભાવો જે પ્રકારે વર્ધમાન થાય તે પ્રકારના દ્રવ્ય–ક્ષેત્રાદિ ઉપાસવાં, સત્શાસ્ત્રનો પરિચય કરવો યોગ્ય છે સૌ કાર્યની પ્રથમ ભૂમિકા વિકટ હોય છે, તો અનંત-કાળથી અનભ્યસ્ત એવી મુમુક્ષુતા માટે તેમ હોય એમાં કંઈ આશ્ચર્ય નથી

સહજાત્મસ્વરૂપે પ્રણામ

[ ૫૫૩ ] ૬૪૫ મુંબઈ, આસો વદ ૧૧, ૧૯૫૧

પરમનૈષ્ઠિક, સત્સમાગમ યોગ્ય, આર્ય શ્રી સોભાગ તથા શ્રી ડુંગર પ્રત્યે, શ્રી સાયલા

યથાયોગ્યપૂર્વક –શ્રી સોભાગનું લખેલું પત્ર મળ્યું છે

૧'સમજ્યા તે શમાઈ રહ્યા,' તથા 'સમજ્યા તે શમાઈ ગયા,' એ વાક્યમાં કંઈ અર્થાંતર થાય છે કે કેમ? તથા એમાં કયું વાક્ય વિશેષાર્થવાચક જણાય છે? તેમ જ સમજવા યોગ્ય શું? તથા શમાવું શું? તથા સમુચ્ચયવાક્યનો એક પરમાર્થ શો? તે વિચારવાયોગ્ય છે, વિશેષપણે વિચારવાયોગ્ય છે, અને વિચારગત હોય તે તથા વિચારતાં તે વાક્યોનો વિશેષ પરમાર્થ લક્ષગત થતો હોય તે લખવાનું બને તો લખશો એ જ વિનંતિ

સહજાત્મસ્વરૂપે યથા૦

[ ૫૫૬ ] ૬૪૬ મુંબઈ, આસો, ૧૯૫૧

સર્વ જીવને અપ્રિય છતાં જે દુઃખનો અનુભવ કરવો પડે છે, તે દુઃખ સકારણ હોવું જોઈએ, એ ભૂમિથી મુખ્ય કરીને વિચારવાનની વિચારશ્રેણી ઉદય પામે છે, અને તે પરથી અનુક્રમે આત્મા, કર્મ, પરલોક, મોક્ષ આદિ ભાવોનું સ્વરૂપ સિદ્ધ થયું હોય એમ જણાય છે

વર્તમાનમાં જો પોતાનું વિદ્યમાનપણું છે, તો ભૂતકાળને વિષે પણ તેનું વિદ્યમાનપણું હોવું જોઈએ, અને ભવિષ્યમાં પણ તેમ જ હોવું જોઈએ આ પ્રકારના વિચારનો આશ્રય મુમુક્ષુ જીવને કર્તવ્ય છે કોઈ પણ વસ્તુનું પૂર્વપશ્ચાત્ હોવાપણું ન હોય, તો મધ્યમાં તેનું હોવાપણું ન હોય એવો અનુભવ વિચારતાં થાય છે

વસ્તુની કેવળ ઉત્પત્તિ અથવા કેવળ નાશ નથી, સર્વકાળ તેનું હોવાપણું છે, રૂપાંતર પરિણામ થયા કરે છે, વસ્તુતા ફરતી નથી, એવો શ્રી જિનનો અભિમત છે, તે વિચારવાયોગ્ય છે

'ષડ્દર્શનસમુચ્ચય' કંઈક ગહન છે, તોપણ ફરી ફરી વિચારવાથી તેનો કેટલોક બોધ થશે જેમ જેમ ચિત્તનું શુદ્ધિપણું અને સ્થિરત્વ હોય છે, તેમ તેમ જ્ઞાનીનાં વચનોનો વિચાર યથાયોગ્ય થઈ શકે છે સર્વ જ્ઞાનનું ફળ પણ આત્મસ્થિરતા થવી એ જ છે, એમ વીતરાગ પુરુષોએ કહ્યું છે, તે અત્યંત સત્ય છે મારા યોગ્ય કામકાજ લખશો એ જ વિનંતિ

લિ૦ રાયચંદના પ્રણામ વાંચશો

૧ જુઓ આંક ૬૫૧

તે મહાભાગ્યનો આશ્રય કર્યો, જે પુરુષના આશ્રયે અનેક પ્રકારના મિથ્યા આગ્રહાદિની મંદતા થઈ, તે પુરુષને આશ્રયે આ દેહ છૂટે એ જ સાર્થક છે જન્મજરામરણાદિને નાશ કરવાવાળું આત્મજ્ઞાન જેમને વિષે વર્તે છે, તે પુરુષનો આશ્રય જ જીવને જન્મજરામરણાદિનો નાશ કરી શકે, કેમકે તે યથાસંભવ ઉપાય છે સંયોગ સંબંધે આ દેહ પ્રત્યે આ જીવને જે પ્રારબ્ધ હશે તે વ્યતીત થયે તે દેહનો પ્રસંગ નિવૃત્ત થશે તેનો ગમે ત્યારે વિયોગ નિશ્ચયે છે, પણ આશ્રયપૂર્વક દેહ છૂટે એ જ જન્મ સાર્થક છે, કે જે આશ્રયને પામીને જીવ તે ભવે અથવા ભાવિ એવા થોડા કાળે પણ સ્વસ્વરૂપમા સ્થિતિ કરે

તમે તથા શ્રી મુનિ પ્રસંગોપાત્ત ખુશાલદાસ પ્રત્યે જવાનું રાખશો, બ્રહ્મચર્ય, અપરિગ્રહાદિ યથાશક્તિ ધારણ કરવાની તેમને સંભાવના દેખાય તો મુનિએ તેમ કરવામા પ્રતિબંધ નથી

શ્રી સદ્ગુરુએ કહ્યો છે એવા નિર્ગ્રંથમાર્ગનો સદાય આશ્રય રહો

હું દેહાદિ સ્વરૂપ નથી, અને દેહ સ્ત્રી પુત્રાદિ કોઈ પણ મારા નથી, શુદ્ધ ચૈતન્યસ્વરૂપ અવિનાશી એવો હું આત્મા છુ, એમ આત્મભાવના કરતા રાગદ્વેષનો ક્ષય થાય

---

[ ૫૯૭ ] ૬૯૩ મુબઈ, અસાડ સુદ ૨, રવિ, ૧૯૫૨

જેને મૃત્યુની સાથે મિત્રતા હોય, અથવા જે મૃત્યુથી ભાગી છૂટી શકે એમ હોય, અથવા હું નહી જ મરુ એમ જેને નિશ્ચય હોય, તે ભલે સુખે સૂએ

— શ્રી તીર્થંકર — છજીવનિકાય અધ્યયન

જ્ઞાનમાર્ગ દુરારાધ્ય છે, પરમાવગાઢદશા પામ્યા પહેલા તે માર્ગે પડવાના ઘણા સ્થાનક છે સંદેહ, વિકલ્પ, સ્વચ્છંદતા, અતિપરિણામીપણુ એ આદિ કારણો વારંવાર જીવને તે માર્ગે પડવાના હેતુઓ થાય છે, અથવા ઊર્ધ્વભૂમિકા પ્રાપ્ત થવા દેતા નથી

ક્રિયામાર્ગે અસદ્અભિમાન, વ્યવહારઆગ્રહ, સિદ્ધિમોહ, પૂજાસત્કારાદિ યોગ, અને દૈહિક ક્રિયામા આત્મનિષ્ઠાદિ દોષોનો સંભવ રહ્યો છે

કોઈક મહાત્માને બાદ કરતા ઘણા વિચારવાન જીવોએ ભક્તિમાર્ગનો તે જ કારણોથી આશ્રય કર્યો છે, અને આજ્ઞાશ્રિતપણુ અથવા પરમપુરુષ સદ્ગુરુને વિષે સર્વાર્પણ સ્વાધીનપણુ શિરસાવદ્ય દીઠુ છે, અને તેમ જ વર્ત્યા છે, તથાપિ તેવો યોગ પ્રાપ્ત થવો જોઈએ, નહી તો ચિંતામણિ જેવો જેનો એક સમય છે એવો મનુષ્યદેહ ઊલટો પરિભ્રમણવૃદ્ધિનો હેતુ થાય

---

[ ૫૯૮ ] ૬૯૪ મુબઈ, અસાડ સુદ ૨, રવિ, ૧૯૫૨

ૐ

આત્માર્થી શ્રી સોભાગ પ્રત્યે — શ્રી સાયલા

શ્રી ડુંગરના અભિપ્રાયપૂર્વક તમારો લખેલો કાગળ તથા શ્રી લહેરાભાઈનો લખેલો કાગળ પહોચ્યા છે શ્રી ડુંગરના અભિપ્રાયપૂર્વક શ્રી સોભાગે લખ્યું કે નિશ્ચય અને વ્યવહારના અપેક્ષિત પણાથી જિનાગમ તથા વેદાતાદિ દર્શનમાં વર્તમાનકાળમા આ ક્ષેત્રથી મોક્ષની ના તથા હા કહી હોવાનો સંભવ છે, એ વિચાર વિશેષ અપેક્ષાથી યથાર્થ દેખાય છે, અને લહેરાભાઈએ જણાવ્યું છે કે વર્તમાનકાળમા સંઘયણાદિ હીન થવાના કારણથી કેવળજ્ઞાનનો નિષેધ કર્યો છે, તે પણ અપેક્ષિત છે

આગળ પર વિશેષાર્થ લક્ષગત થવા માટે ગયા પત્રના પ્રશ્નને કંઈક સ્પષ્ટતાથી લખીએ છીએ –

જેવો કેવળજ્ઞાનનો અર્થ વર્તમાનમા જિનાગમથી વર્તમાન જૈનસમૂહને વિષે ચાલે છે, તેવો જ તેનો અર્થ તમને યથાર્થ ભાસે છે કે કંઈ બીજો અર્થ ભાસે છે? સર્વ દેશકાળાદિનુ જ્ઞાન કેવળજ્ઞાની

# વર્ષ ૨૯ મું

[૫૯૧] ૬૫૧ મુબઈ, કારતક, ૧૯૫૨

*જેમ છે તેમ આત્મસ્વરૂપ જાણ્યું તેનું નામ સમજવુ છે તેથી ઉપયોગ અન્ય વિકલ્પરહિત થયો તેનું નામ શમાવુ છે વસ્તુતાએ બન્ને એક જ છે

જેમ છે તેમ સમજાવાથી ઉપયોગ સ્વરૂપમા શમાયો, અને આત્મા સ્વભાવમય થઈ રહ્યો એ પ્રથમ વાક્ય 'સમજીને શમાઈ રહ્યા' તેનો અર્થ છે

અન્ય પદાર્થના સ યોગમા જે અધ્યાસ હતો, અને તે અધ્યાસમા આત્માપણુ માન્યું હતું, તે અધ્યાસરૂપ આત્માપણુ શમાઈ ગયું એ બીજુ વાક્ય 'સમજીને શમાઈ ગયા' તેનો અર્થ છે

પર્યાયાતરથી અર્થાતર થઈ શકે છે વાસ્તવ્યમા બન્ને વાક્યનો પરમાર્થ એક જ વિચારવા યોગ્ય છે

જે જે સમજ્યા તેણે તેણે મારુ તારુ એ આદિ અહ ત્વ, મમત્વ શમાવી દીધુ, કેમકે કોઈ પણ નિજ સ્વભાવ તેવો દીઠો નહી, અને નિજ સ્વભાવ તો અચિ ત્ય અવ્યાબાધસ્વરૂપ, કેવળ ન્યારો જોયો એટલે તેમા જ સમાવેશ પામી ગયા

આત્મા સિવાય અન્યમા સ્વમાન્યતા હતી તે ટાળી પરમાર્થે મૌન થયા, વાણીએ કરી આ આનુ છે એ આદિ કહેવાનુ બનવારૂપ વ્યવહાર, વચનાદિ યોગ સુધી ક્વચિત્ રહ્યો, તથાપિ આત્માથી આ મારુ છે એ વિકલ્પ કેવળ શમાઈ ગયો, જેમ છે તેમ અચિ ત્ય સ્વાનુભવગોચરપદમા લીનતા થઈ

---

* જુઓ આક ૬૪૫

[૬૨૦] ૬૯૫ મુંબઈ, અષાડ સુદ ૫, બુધ, ૧૯૫

ૐ

શ્રી સહજાનંદના વચનામૃતમાં આત્મસ્વરૂપની સાથે અહર્નિશ પ્રત્યક્ષ ભગવાનની ભક્તિ કરવી, અને તે ભક્તિ 'સ્વધર્મ'મા રહીને કરવી, એમ ઠેકાણે ઠેકાણે મુખ્યપણે વાત આવે છે હવે જો સ્વધર્મ શબ્દનો અર્થ 'આત્મસ્વભાવ' અથવા 'આત્મસ્વરૂપ' થતો હોય તો ફરી 'સ્વધર્મ સહિત ભક્તિ કરવી' એમ આવવાનું કારણ શુ? એમ તમે લખ્યુ તેનો ઉત્તર અત્રે લખ્યો છે.—

સ્વધર્મમા રહીને ભક્તિ કરવી એમ જણાવ્યું છે ત્યા 'સ્વધર્મ' શબ્દનો અર્થ 'વર્ણાશ્રમ ધર્મ' છે જે બ્રાહ્મણાદિ વર્ણમા દેહ ધારણ થયો હોય, તે વર્ણનો શ્રુતિ સ્મૃતિએ કહેલો ધર્મ આચરવો તે વર્ણધર્મ છે, અને બ્રહ્મચર્યાદિ આશ્રમ ક્રમે કરી આચરવાની જે મર્યાદા શ્રુતિ સ્મૃતિએ કહી છે, તે મર્યાદાસહિત તે તે આશ્રમમા વર્તવું તે 'આશ્રમધર્મ' છે

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ છે, તથા બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એ ચાર આશ્રમ છે બ્રાહ્મણવર્ણે આ પ્રમાણે વર્ણધર્મ આચરવા એમ શ્રુતિ, સ્મૃતિમા કહ્યુ હોય તે પ્રમાણે બ્રાહ્મણ આચરે તો 'સ્વધર્મ' કહેવાય, અને જો તેમ ન આચરતાં ક્ષત્રિયાદિને આચરવા યોગ્ય ધર્મને આચરે તો 'પરધર્મ' કહેવાય, એ પ્રકારે જે જે વર્ણમાં દેહ ધારણ થયો હોય, તે તે વર્ણના શ્રુતિ, સ્મૃતિએ કહેલા ધર્મ પ્રમાણે વર્તવુ તે 'સ્વધર્મ' કહેવાય, અને બીજા વર્ણના ધર્મ આચરે તો 'પરધર્મ' કહેવાય

તેવી રીતે આશ્રમધર્મ સબધી પણ સ્થિતિ છે. જે વર્ણોને બ્રહ્મચર્યાદિ આશ્રમસહિત વર્તવાનું શ્રુતિ, સ્મૃતિએ કહ્યું છે તે વર્ણે પ્રથમ, ચોવીશ વર્ષ સુધી બ્રહ્મચર્યાશ્રમમા વર્તવુ, પછી ચોવીશ વર્ષ સુધી ગૃહસ્થાશ્રમમા વર્તવુ, ક્રમે કરીને વાનપ્રસ્થ અને સન્યસ્તાશ્રમ આચરવા, એ પ્રમાણે આશ્રમનો સામાન્ય ક્રમ છે તે તે આશ્રમમા વર્તવાના મર્યાદાકાળને વિષે બીજા આશ્રમના આચરવુને ગ્રહણ કરે તો તે 'પરધર્મ' કહેવાય, અને તે તે આશ્રમમા તે તે આશ્રમના ધર્મોને આચરે તો તે 'સ્વધર્મ' કહેવાય, આ પ્રમાણે વેદાશ્રિત માર્ગમા વર્ણાશ્રમધર્મને 'સ્વધર્મ' કહ્યો છે, તે વર્ણાશ્રમ ધર્મને 'સ્વધર્મ' શબ્દે સમજવા યોગ્ય છે, અર્થાત્ સહજાનદસ્વામીએ વર્ણાશ્રમધર્મને અત્રે 'સ્વધર્મ' શબ્દથી કહ્યો છે ભક્તિપ્રધાન સપ્રદાયોમા ઘણુ કરીને ભગવદ્‌ભક્તિ કરવી એ જ જીવનો 'સ્વધર્મ' છે, એમ પ્રતિપાદન કર્યું છે, પણ તે અર્થમા અત્રે 'સ્વધર્મ' શબ્દ કહ્યો નથી, કેમકે ભક્તિ 'સ્વધર્મ'માં રહીને કરવી એમ કહ્યું છે, માટે સ્વધર્મનું જુદાપણે ગ્રહણ છે, અને તે વર્ણાશ્રમધર્મના અર્થમાં ગ્રહણ છે જીવનો 'સ્વધર્મ' ભક્તિ છે, એમ જણાવવાને અર્થે તો ભક્તિ શબ્દને બદલે ક્વચિત્ જ સ્વધર્મ શબ્દ સપ્રદાયોએ ગ્રહણ કર્યો છે, અને શ્રી સહજાનદના વચનામૃતમા ભક્તિને બદલે સ્વધર્મ શબ્દ સજ્ઞાવાચકપણે પણ વાપર્યો નથી, ક્વચિત્ શ્રી વલ્લભાચાર્યે વાપર્યો છે

---

[૬૨૧] ૬૯૬ મુંબઈ, અષાડ વદ ૮, રવિ, ૧૯૫૦

ૐ

**ભુજાએ કરી જે સ્વયંભૂરમણસમુદ્ર તરી ગયા, તરે છે, અને તરશે તે સત્પુરુષોને નિષ્કામ ભક્તિથી ત્રિકાળ નમસ્કાર.**

સહેજ વિચારને અર્થે પ્રશ્ન લખ્યા હતા, તે તમારો કાગળ પ્રાપ્ત થયો હતો

એક ધારાએ વેદવા યોગ્ય પ્રારબ્ધ વેદતા કંઈ એક પરમાર્થ વ્યવહારરૂપ પ્રવૃત્તિ કૃત્રિમ જેવી

[૫૬૩-૩] ૬૫૫ મુંબઈ, કારતક વદ ૮, રવિ, ૧૯૫૨

નિશદિન નૈનમેં નિંદ ન આવે,
નર તબહિ નારાયન પાવે
—શ્રી સુંદરદાસજી '

---

[૫૬૪] ૬૫૬ મુંબઈ, માગશર સુદ ૧૦, મંગળવાર, ૧૯૫૨

શ્રી ત્રિભોવનની સાથે તમારા પ્રથમ પત્રો મળ્યા હતાં એટલું જણાવ્યું હતું તે પત્રો આદિથી વર્તતી દશા જાણીને તે દશાની વિશેષતાર્થે સંક્ષેપમાં કહ્યું હતું

જે જે પ્રકારે પરદ્રવ્ય( વસ્તુ )ના કાર્યનું સંક્ષેપપણું થાય, નિજ દોષ જોવાનો દૃઢ લક્ષ રહે, અને સત્સમાગમ, સત્શાસ્ત્રને વિષે વર્ધમાન પરિણતિએ પરમ ભક્તિ વર્ત્યા કરે તે પ્રકારની આત્મતા કર્યા જતા, તથા જ્ઞાનીના વચનોનો વિચાર કરવાથી દશા વિશેષતા પામતાં યથાર્થ સમાધિને યોગ્ય થાય, એવો લક્ષ રાખશો, એમ કહ્યું હતું એ જ વિનંતિ

---

[૫૬૫] ૬૫૭ મુંબઈ, માગશર સુદ ૧૦, ભોમ, ૧૯૫૨

શુભેચ્છા, વિચાર, જ્ઞાન એ આદિ સર્વ ભૂમિકાને વિષે સર્વસંગપરિત્યાગ બળવાન ઉપકારી છે, એમ જાણીને જ્ઞાનીપુરુષોએ 'અણુગારત્વ' નિરૂપણ કર્યું છે યદ્યપિ પરમાર્થથી સર્વસંગપરિત્યાગ યથાર્થ બોધ થયે પ્રાપ્ત થવા યોગ્ય છે, એમ જાણતા છતા પણ સત્સંગમાં નિત્ય નિવાસ થાય, તો તેવો સમય પ્રાપ્ત થવા યોગ્ય છે એમ જાણી, સામાન્ય રીતે બાહ્ય સર્વસંગપરિત્યાગ જ્ઞાનીપુરુષોએ ઉપદેશ્યો છે, કે જે નિવૃત્તિને યોગે શુભેચ્છાવાન એવો જીવ સદ્ગુરુ, સત્પુરુષ અને સત્શાસ્ત્રની યથાયોગ્ય ઉપાસના કરી યથાર્થ બોધ પામે એ જ વિનંતિ

---

[૫૬૬] ૬૫૮ મુંબઈ, પોષ સુદ ૬, રવિ, ૧૯૫૨

ત્રણે પત્રો મળ્યા છે સ્થંભતીર્થ ક્યારે ગમન થવું સંભવે છે? તે લખવાનું બની શકે તો લખશો

બે અભિનિવેશ આડા આવી ઊભા રહેતા હોવાથી જીવ 'મિથ્યાત્વ'નો ત્યાગ કરી શકતો નથી તે આ પ્રમાણે 'લૌકિક' અને 'શાસ્ત્રીય' ક્રમે કરીને સત્સમાગમયોગે જીવ જો તે અભિનિવેશ છોડે તો 'મિથ્યાત્વ'નો ત્યાગ થાય છે, એમ વારંવાર જ્ઞાનીપુરુષોએ શાસ્ત્રાદિ દ્વારાએ ઉપદેશ્યું છતાં જીવ તે છોડવા પ્રત્યે ઉપેક્ષિત શા માટે થાય છે? તે વાત વિચારવા યોગ્ય છે

---

[૫૬૭] ૬૫૯ મુંબઈ, પોષ સુદ ૬, રવિ, ૧૯૫૨

સર્વ દુઃખનું મૂળ સંયોગ (સંબંધ) છે એમ જ્ઞાનવંત એવા તીર્થંકરોએ કહ્યું છે સમસ્ત જ્ઞાનીપુરુષોએ એમ દીઠું છે જે સંયોગ બે પ્રકારે મુખ્યપણે કહ્યો છે. 'અંતર્સંબંધીય', અને 'બાહ્યસંબંધીય' અંતર્સંયોગનો વિચાર થવાને આત્માને બાહ્યસંયોગનો અપરિચય કર્તવ્ય છે, જે અપરિચયની સપરમાર્થ ઇચ્છા જ્ઞાનીપુરુષોએ પણ કરી છે

---

[૫૬૮] ૬૬૦ મુંબઈ, પોષ સુદ ૬, રવિ, ૧૯૫૨

શ્રદ્ધા જ્ઞાન લહ્યા છે તોપણ, જો નવિ જાય પમાયો (પ્રમાદ) રે,
વંધ્ય તરુ ઉપમ તે પામે, સંયમ ઠાણ જો નાયો રે,
—ગાયો રે, ગાયો, ભલે વીર જગતગુરુ ગાયો.'

સર્વજ્ઞને સર્વ કાળનું જ્ઞાન થાય છે એમ કહ્યું છે, તેનો મુખ્ય અર્થ તો એમ છે કે, પચાસ્તિકાય દ્રવ્યપર્યાયાત્મકપણે તેમને જ્ઞાનગોચર થાય છે, અને સર્વ પર્યાયનું જ્ઞાન તે જ સર્વકાળનું જ્ઞાન કહેલું છે એક સમયે સર્વજ્ઞ પણ એક સમય જ વર્તતો દેખે છે, અને ભૂતકાળ કે ભાવિકાળને વર્તતો દેખે નહીં, જો તેને પણ વર્તતા દેખે તો તે પણ વર્તમાનકાળ જ કહેવાય સર્વજ્ઞ ભૂતકાળને વર્તી ચૂક્યાપણે અને ભાવિકાળને હવે પછી આમ વર્તશે એમ દેખે છે

ભૂતકાળ દ્રવ્યને વિષે સમાઈ ગયો છે, અને ભાવિકાળ સત્તાપણે રહ્યો છે, બેમાંથી એકે વર્તવાપણે નથી, માત્ર એક સમયરૂપ એવો વર્તમાનકાળ જ વર્તે છે, માટે સર્વજ્ઞને જ્ઞાનમાં પણ તે જ પ્રકારે ભાસ્યમાન થાય છે

એક ઘડો હમણા જોયો હોય, તે ત્યાર પછીને બીજે સમયે નાશ પામી ગયો ત્યારે ઘડાપણે વિદ્યમાન નથી, પણ જોનારને તે ઘડો જેવો હતો તેવો જ્ઞાનમા ભાસ્યમાન થાય છે, તેમ જ હમણા એક માટીનો પિંડ પડ્યો છે તેમાથી થોડો વખત ગયે એક ઘડો નીપજશે એમ પણ જ્ઞાનમા ભાસી શકે છે, તથાપિ માટીનો પિંડ વર્તમાનમા કંઈ ઘડાપણે વર્તતો હોતો નથી, એ જ રીતે એક સમયમા સર્વજ્ઞને ત્રિકાળજ્ઞાન છતાં પણ વર્તમાન સમય તો એક જ છે

સૂર્યને લીધે જે દિવસરાત્રિરૂપ કાળ સમજાય છે તે વ્યવહારકાળ છે, કેમકે સૂર્ય સ્વાભાવિક દ્રવ્ય નથી દિગમ્બર કાળના અસખ્યાત અણુ માને છે, પણ તેનું એકબીજાની સાથે સધાન છે, એમ તેમનો અભિપ્રાય નથી, અને તેથી કાળને અસ્તિકાયપણે ગણ્યો નથી

પ્રત્યક્ષ સત્સમાગમમા ભક્તિ વૈરાગ્યાદિ દૃઢ સાધનસહિત, મુમુક્ષુએ સદ્ગુરુઆજ્ઞાએ દ્રવ્યાનુયોગ વિચારવા યોગ્ય છે

અભિનંદનજિનની શ્રી દેવચદ્રજીકૃત સ્તુતિનું પદ લખી અર્થ પૂછાવ્યો તેમા, 'પુદ્ગળઅનુભવત્યાગથી, કરવી જ શુ પરતીત હો' એમ લખાયું છે, તેમ મૂળ નથી 'પુદ્ગળઅનુભવત્યાગથી, કરવી જસુ પરતીત હો' એમ મૂળ પદ છે એટલે વર્ણ, ગધાદિ પુદ્ગલગુણના અનુભવનો અર્થાત્ રસનો ત્યાગ કરવાથી, તે પ્રત્યે ઉદાસીન થવાથી 'જસુ' એટલે જેની ( આત્માની ) પ્રતીતિ થાય છે, એમ અર્થ છે.

---

[૬૨૮] ૬૯૯ મુંબઈ, શ્રાવણ, ૧૯૫૨

પચાસ્તિકાયનુ સ્વરૂપ સક્ષેપમા કહ્યુ છે —

જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ અને આકાશ એ પાચ અસ્તિકાય કહેવાય છે અસ્તિકાય એટલે પ્રદેશસમૂહાત્મક વસ્તુ એક પરમાણુ પ્રમાણે અમૂર્ત વસ્તુના ભાગને 'પ્રદેશ' એવી સજ્ઞા છે અનેક પ્રદેશાત્મક જે વસ્તુ હોય તે 'અસ્તિકાય' કહેવાય એક જીવ અસખ્યાતપ્રદેશપ્રમાણ છે પુદ્ગલ પરમાણુ જોકે એકપ્રદેશાત્મક છે, પણ બે પરમાણુથી માડીને અસખ્યાત, અનત પરમાણુઓ એકત્ર થઈ શકે છે એમ અરસપરસ મળવાની શક્તિ તેમા રહેલી હોવાથી અનેક પ્રદેશાત્મકપણુ તે પામી શકે છે, જેથી તે પણ અસ્તિકાય કહેવા યોગ્ય છે 'ધર્મદ્રવ્ય' અસખ્યાતપ્રદેશપ્રમાણ, 'અધર્મદ્રવ્ય' અસખ્યાતપ્રદેશપ્રમાણ, 'આકાશદ્રવ્ય' અનતપ્રદેશપ્રમાણ હોવાથી તે પણ 'અસ્તિકાય' છે એમ પાચ અસ્તિકાય છે જે પાચ અસ્તિકાયના એકમેકાત્મકપણાથી આ 'લોક'ની ઉત્પત્તિ છે અર્થાત્ 'લોક' એ પાચ અસ્તિકાયમય છે

પ્રત્યેકપ્રત્યેક જીવ અસખ્યાતપ્રદેશપ્રમાણ છે તે જીવો અનત છે એક પરમાણુ એવા અનત પરમાણુઓ છે બે પરમાણુઓ એકત્ર મળેલા એવા દ્વિઅણુકસ્કધ અનતા છે એમ ત્રણ પરમાણુ એકત્ર મળેલા એવા ત્રિઅણુકસ્કધ અનતા છે ચાર પરમાણુઓ એકત્ર મળેલા એવા ચતુઃઅણુકસ્કધ

[ ૫૭૬ ] ૬૬૫ મુંબઈ, પોષ વદ ૯, ગુરુ, ૧૯૫૨

ૐ

**દેહાભિમાનરહિત એવા સત્પુરુષોને અત્યંત ભક્તિથી ત્રિકાળ નમસ્કાર**

જ્ઞાનીપુરુષોએ વાર વાર આરંભ પરિગ્રહના ત્યાગનું ઉત્કૃષ્ટપણું કહ્યું છે, અને ફરી ફરી તે ત્યાગનો ઉપદેશ કર્યો છે, અને ઘણું કરી પોતે પણ એમ વર્ત્યા છે, માટે મુમુક્ષુ પુરુષને અવશ્ય કરી તેની સંક્ષેપવૃત્તિ જોઈએ, એમાં સંદેહ નથી

આરંભ પરિગ્રહનો ત્યાગ કયા કયા પ્રતિબંધથી જીવ ન કરી શકે, અને તે પ્રતિબંધ કયા પ્રકારે ટાળી શકાય એ પ્રકારે મુમુક્ષુ જીવે પોતાના ચિત્તમાં વિશેષ વિચાર-અંકુર ઉત્પન્ન કરી કંઈ પણ તથારૂપ ફળ આણવું ઘટે જો તેમ કરવામાં ન આવે તો તે જીવને મુમુક્ષુતા નથી, એમ પ્રાયે કહી શકાય

આરંભ અને પરિગ્રહનો ત્યાગ કયા પ્રકારે થયો હોય તો યથાર્થ કહેવાય તે પ્રથમ વિચાર કરી પછી ઉપર કહ્યો તે વિચાર-અંકુર મુમુક્ષુ જીવે પોતાના અંતઃકરણમાં અવશ્ય ઉત્પન્ન કરવો યોગ્ય છે તથારૂપ ઉદયથી વિશેષ લખવાનું હાલમાં બની શકતું નથી

---

[ ૫૭૭ ] ૬૬૬ મુંબઈ, પોષ વદ ૧૨, રવિ, ૧૯૫૨

ૐ

ઉત્કૃષ્ટ સંપત્તિના ઠેકાણા જે ચક્રવર્ત્યાદિ પદ તે સર્વ અનિત્ય દેખીને વિચારવાન પુરુષો તેને છોડીને ચાલી નીકળ્યા છે, અથવા પ્રારબ્ધોદયે વાસ થયો તોપણ અમૂર્છિતપણે અને ઉદાસીનપણે તેને પ્રારબ્ધોદય સમજીને વર્ત્યા છે, અને ત્યાગનો લક્ષ રાખ્યો છે

---

[ ૫૭૮ ] ૬૬૭ મુંબઈ, પોષ વદ ૧૨, રવિ, ૧૯૫૨

મહાત્મા બુદ્ધ (ગૌતમ) જરા, દારિદ્ર, રોગ અને મૃત્યુ એ ચારને એક આત્મજ્ઞાન વિના અન્ય સર્વ ઉપાયે અજિત દેખી, જેને વિષે તેની ઉત્પત્તિનો હેતુ છે, એવા સંસારને છોડીને ચાલ્યા જતા હવા શ્રી ઋષભાદિ અનંત જ્ઞાનીપુરુષોએ એ જ ઉપાય ઉપાસ્યો છે, અને સર્વ જીવોને તે ઉપાય ઉપદેશ્યો છે તે આત્મજ્ઞાન દુર્ગમ્ય પ્રાયે દેખીને નિષ્કારણ કરુણાશીલ એવા તે સત્પુરુષોએ ભક્તિ-માર્ગ પ્રકાશ્યો છે, જે સર્વ અશરણને નિશ્ચળ શરણરૂપ છે, અને સુગમ છે

---

[ ૫૭૯ ] ૬૬૮ મુંબઈ, માહ સુદ ૪, રવિ, ૧૯૫૨

પત્ર મળ્યું છે

અસંગ એવું આત્મસ્વરૂપ સત્સંગને યોગે સૌથી સુલભપણે જણાવા યોગ્ય છે, એમાં સંશય નથી સત્સંગનું માહાત્મ્ય સર્વ જ્ઞાનીપુરુષોએ અતિશય કરી કહ્યું છે, તે યથાર્થ છે એમાં વિચાર-વાનને કોઈ રીતે વિકલ્પ થવા યોગ્ય નથી

હાલ તરતમાં સમાગમ સંબંધી વિશેષ કરી લખવાનું બની શકવા યોગ્ય નથી

---

૬૬૯ મુંબઈ, માહ વદ ૧૧, રવિ, ૧૯૫૨

અત્રેથી વિગતવાર કાગળ મળતાં હાલ વિલંબ થાય છે તેથી પ્રશ્નાદિ લખવાનું બનતું નથી, એમ આપે લખ્યું તો તે યોગ્ય છે પ્રાપ્ત પ્રારબ્ધોદયને લીધે પત્ર લખવામાં અત્રેથી વિલંબ થવાનો સંભવ છે તથાપિ ત્રણ ત્રણ ચાર ચાર દિવસને અંતરે તમો અથવા શ્રી ડુંગર કંઈ જ્ઞાનવાર્તા

રૂપ છે એકપર્યાયરૂપ હોવાથી તે દ્રવ્યરૂપ ઠરતુ નથી, તો પછી અસ્તિકાયરૂપ ગણવાનો વિકલ્પ પણ સંભવતો નથી

૨ મૂળ અપ્કાયિક જીવોનું સ્વરૂપ ઘણુ સૂક્ષ્મ હોવાથી વિશેષપણે સામાન્ય જ્ઞાને તેનો બોધ થવો કઠણુ છે, તોપણ 'ષટ્દર્શનસમુચ્ચય' ગ્રંથ હાલ પ્રસિદ્ધ થયો છે, તેમા ૧૪૧ થી ૧૪૩ સુધીના પૃષ્ઠમા તેનું સ્વરૂપ કંઈક સમજાવ્યું છે તે વિચારવાનું બને તો વિચારશો

૩ અગ્નિ અથવા બીજા બળવાન શસ્ત્રથી અપ્કાયિક મૂળ જીવ નાશ પામે, એમ સમજાય છે અત્રેથી વરાળાદિરૂપે થઈ જે ઊંચે આકાશમા વાદળારૂપે બંધાય છે, તે વરાળાદિરૂપે થવાથી અચિત થવા યોગ્ય લાગે છે, પણ વાદળારૂપે થવાથી ફરી સચિતપણુ પામવા યોગ્ય છે તે વરસાદરૂપે જમીન પર પડયે પણ સચિત હોય છે માટી આદિની સાથે મળવાથી પણ તે સચિત રહી શકવા યોગ્ય છે સામાન્યપણે અગ્નિ જેવુ માટી બળવાન શસ્ત્ર નથી, એટલે તેવુ હોય ત્યારે પણ સચિતપણુ સંભવે છે

૪ બીજ જ્યા સુધી વાવવાથી ઊગવાની યોગ્યતાવાળુ છે ત્યા સુધી નિર્જીવ હોય નહીં, સજીવ જ કહી શકાય અમુક અવધિ પછી એટલે સામાન્યપણે બીજ (અન્નાદિના) ત્રણ વર્ષ સુધી સજીવ રહી શકે છે, તેથી વચ્ચે તેમાંથી જીવ ચવી જાય ખરો, પણ તે અવધિ વીત્યા પછી તે નિર્જીવ એટલે નિર્બીજ થવા યોગ્ય કહ્યુ છે કદાપિ બીજ જેવો આકાર તેનો હોય પણ તે વાવવાથી ઊગવાની યોગ્યતારહિત થાય સર્વે બીજની અવધિ ત્રણ વર્ષની સંભવતી નથી, કેટલાક બીજની સંભવે છે

૫ ફ્રેંચ વિદ્વાને શોધેલા યંત્રની વિગતનું વર્તમાન બીડયુ તે વાચ્યું છે તેમા આત્મા જોવાનું યંત્ર તેનું નામ આપ્યું છે, તે યથાર્થ નથી એવા કોઈ પણ પ્રકારના દર્શનની વ્યાખ્યામાં આત્માને સમાવેશ થવા યોગ્ય નથી, તમે પણ તેને આત્મા જોવાનું યંત્ર સમજ્યા નથી, એમ જાણીએ છીએ, તથાપિ કાર્મણુ કે તૈજસ્ શરીર દેખાવા યોગ્ય છે કે કંઈ બીજો ભાસ થવા યોગ્ય છે, તે જાણવાની જિજ્ઞાસા જણાય છે કાર્મણુ કે તૈજસ્ શરીર પણ તે રીતે દેખાવા યોગ્ય નથી પણ ચક્ષુ, પ્રકાશ તે યંત્ર, મરનારનો દેહ, અને તેની છાયા કે કોઈ આભાસવિશેષથી તેવો દેખાવ થવો સંભવે છે તે યંત્ર વિષે વધારે વ્યાખ્યા પ્રસિદ્ધિમા આવ્યે પૂર્વાપર આ વાત જાણવામા ઘણુ કરીને આવશે હવાના પરમાણુઓ દેખાવા વિષેમા પણ કંઈક તેઓના લખવાની વ્યાખ્યા કે જોયેલા સ્વરૂપની વ્યાખ્યા કરવામા પર્યાયાંતર લાગે છે હવાથી ગતિ પામેલા કોઈ પરમાણુસ્કંધ (વ્યાવહારિક પરમાણુ, કંઈક વિશેષ પ્રયોગે દૃષ્ટિગોચર થઈ શકવા યોગ્ય હોય તે) દૃષ્ટિગોચર થવા સંભવે છે, હજુ તેની વધારે કૃતિ પ્રસિદ્ધ થયે સમાધાન વિશેષપણે કરવું યોગ્ય લાગે છે

---

[૬૩૨] ૭૦૨ રાળજ, શ્રાવણુ વદ ૧૪, રવિ, ૧૯૫૨

## વિચારવાન પુરુષો તો કૈવલ્યદશા થતાં સુધી મૃત્યુને નિત્ય સમીપ જ સમજીને પ્રવર્તે છે.

ભાઈશ્રી અનુપચંદ મલુકચંદ પ્રત્યે — શ્રી ભૃગુકચ્છ

ક્વચિત્ આ ઘણુ કરીને ઉત્પન્ન કરેલા એવા કર્મની રહસ્યભૂત મતિ મૃત્યુ વખતે વર્તે છે ક્વચિત્ આ રૂઢિધર્મનું પરિચય થયેલ એવો પરમાર્થ તે એક ભાવ, અને નિત્ય પરિચિત નિજકલ્પનાદિ ભાવે રૂઢિધર્મનું ગ્રહણુ એવો ભાવ, એમ ભાવ બે પ્રકારના થઈ શકે સદ્વિચારે યથાર્થ આત્મદૃષ્ટિ કે વાસ્તવ ઉદાસીનતા તો સર્વ જીવ સમૂહ જોતા કોઈક વિરલ જીવને ક્વચિત્ ક્વચિત્ હોય છે, અને બીજો ભાવ અનાદિ પરિચિત છે, તે જ પ્રાયે સર્વ જીવમા જોવામા આવે છે, અને દેહાંત પ્રસંગે પણ તેનું પ્રાબલ્ય જોવામા આવે છે, એમ જાણી મૃત્યુ સમીપ આવ્યે તથારૂપ પરિણતિ કરવાનો વિચાર

પ્રદીસ રહેવામા સત્શાસ્ત્ર એક વિશેષ આધારભૂત નિમિત્ત જાણી, શ્રી 'સુ દરદાસાદિ'ના ગ્ર થનુ બને તો બેથી ચાર ઘડી નિયમિત વાચવુ પૂછવુ થાય તેમ કરવાને લખ્યું હતુ શ્રી સુ દરદાસના ગ્ર થો પ્રથમથી કરીને પ્રાત સુધી વિશેષ અનુપ્રેક્ષાથી હાલ વિચારવા માટે તમને તથા શ્રી ડુ ગરને વિન તિ છે

કાયા સુધી માયા(એટલે કષાયાદિ)નો સ ભવ રહ્યા કરે, એમ શ્રી ડુ ગરને લાગે છે, તે અભિપ્રાય પ્રાયે (ઘણુ કરીને) તો યથાર્થ છે, તોપણ કોઈ પુરુષવિશેષને વિષે કેવળ સર્વ પ્રકારના સ જ્વલનાદિ કષાયનો અભાવ થઈ શકવા યોગ્ય લાગે છે, અને થઈ શકવામા સ દેહ થતો નથી, તેથી કાયા છતા પણ કષાયરહિતપણુ સ ભવે, અર્થાત્ સર્વથા રાગદ્વેષરહિત પુરુષ હોઈ શકે રાગદ્વેષરહિત આ પુરુષ છે, એમ બાહ્ય ચેષ્ટાથી સામાન્ય જીવો જાણી શકે એમ બની શકે નહી, એથી તે પુરુષ કષાયરહિત, સ પૂર્ણ વીતરાગ ન હોય એવો અભિપ્રાય વિચારવાન સિદ્ધ કરતા નથી, કેમકે બાહ્ય ચેષ્ટાથી આત્મદશાની સર્વથા સ્થિતિ સમજાઈ શકે એમ ન કહી શકાય

શ્રી સુ દરદાસે આત્મજાગૃતદશામા 'શૂરાતનઅ ગ' કહ્યુ છે તેમા વિશેષ ઉલ્લાસપરિણુતિથી શૂરવીરતાનું નિરૂપણુ કર્યું છે —

મારે કામ ક્રોધ સબ, લોભ મોહ પીસિ ડારે, ઇન્દ્રિહુ કતલ કરી, કિયો રજપૂતો હે,
માર્યો મહા મત્ત મન, મારે અહ કાર મીર, મારે મદ મછર હૂ, ઐસો રન રૂતો હૈ,
મારી આશા તૃષ્ણા પુનિ, પાપિની સાપિની દોઉ, સબકો સ હાર કરિ, નિજ પદ પહૂતો હૈ,
સુ દર કહત ઐસો, સાધુ કોઉ શૂરવીર, વૈરિ સબ મારિકે નિચિ ત હોઈ સૂતો હૈ

— શ્રી સુ દરદાસ શૂરાતનઅ ગ–૨૧–૧૧

---

[૫૮૬] ૬૭૩ મુંબઈ, ફા સુદ ૧૦, રવિ, ૧૯૫૨

ૐ શ્રી સદ્‌ગુરુપ્રસાદ

શ્રી સાયલાક્ષેત્રે ક્રમે કરીને વિચરતા પ્રતિબ ધ નથી

યથાર્થજ્ઞાન ઉત્પન્ન થયા પ્રથમ જે જીવોને ઉપદેશકપણુ વર્તતું હોય તે જીવે જે પ્રકારે વૈરાગ્ય, ઉપશમ અને ભક્તિનો લક્ષ થાય તે પ્રકારે પ્રસ ગપ્રાપ્ત જીવોને ઉપદેશ આપવો ઘટે, અને જે પ્રકારે તેને નાના પ્રકારના અસદ્ આગ્રહનો તથા કેવળ વેષવ્યવહારાદિનો અભિનિવેશ ઘટે તે પ્રકારે ઉપદેશ પરિણામી થાય તેમ આત્માર્થ વિચારી કહેવુ ઘટે ક્રમે કરીને તે જીવો યથાર્થ માર્ગની સન્મુખ થાય એવો યથાશક્તિ ઉપદેશ કર્તવ્ય છે

---

[૫૮૭] ૬૭૪ મુબઈ, ફા વદ ૩, સોમ, ૧૯૫૨

ૐ સદ્‌ગુરુપ્રસાદ

**દેહધારી છતાં નિરાવરણુજ્ઞાનસહિત વર્તે છે એવા મહાપુરુષોને ત્રિકાળ નમસ્કાર.**

આત્માર્થી શ્રી સોભાગ પ્રત્યે–શ્રી સાયલા

સર્વ કષાયનો અભાવ, દેહધારી છતા પરમજ્ઞાનીપુરુષને વિષે બને, એ પ્રકારે અમે લખ્યું તે પ્રસ ગમા 'અભાવ' શબ્દનો અર્થ 'ક્ષય' ગણીને લખ્યો છે

જગતવાસી જીવને રાગદ્વેષ ગયાની ખબર પડે નહી, બાકી જે મોટા પુરુષ છે તે જાણે છે કે આ મહાત્માપુરુષને વિષે રાગદ્વેષનો અભાવ કે ઉપશમ વર્તે છે, એમ લખી આપે શ કા કરી કે જેમ મહાત્માપુરુષને જ્ઞાનીપુરુષો અથવા દૃઢ મુમુક્ષુ જીવો જાણે છે, તેમ જગતના જીવો શા માટે ન જાણે? મનુષ્યાદિ પ્રાણીને જેમ જોઈ ને જગતવાસી જીવો જાણે છે કે આ મનુષ્યાદિ છે, અને મહાત્માપુરુષો

લૌકિક દૃષ્ટિ અને અલૌકિક (લોકોત્તર) દૃષ્ટિમા મોટો ભેદ છે, અથવા એકબીજી દૃષ્ટિ પરસ્પર વિરુદ્ધ સ્વભાવવાળી છે લૌકિક દૃષ્ટિમા વ્યવહાર (સાસારિક કારણો)નુ મુખ્યપણુ છે, અને અલૌકિક દૃષ્ટિમા પરમાર્થનુ મુખ્યપણુ છે માટે અલૌકિક દૃષ્ટિને લૌકિક દૃષ્ટિના ફળની સાથે પ્રાયે (ઘણુ કરીને) મેળવવી યોગ્ય નહી

જૈન અને બીજા બધા માર્ગમા ઘણુ કરીને મનુષ્યદેહનુ વિશેષ માહાત્મ્ય કહ્યુ છે એટલે મોક્ષ સાધનના કારણરૂપ હોવાથી તેને ચિંતામણિ જેવો કહ્યો છે, તે સત્ય છે પણ જો તેથી મોક્ષસાધન કર્યું તો જ તેનુ એ માહાત્મ્ય છે, નહી તો પશુના દેહ જેટલી યે વાસ્તવિક દૃષ્ટિથી તેની કિમત દેખાતી નથી

મનુષ્યાદિ વંશની વૃદ્ધિ કરવી એ વિચાર મુખ્યપણે લૌકિક દૃષ્ટિનો છે, પણ તે દેહ પામીને અવશ્ય મોક્ષસાધન કરવુ, અથવા તે સાધનનો નિશ્ચય કરવો, એ વિચાર મુખ્યપણે અલૌકિક દૃષ્ટિનો છે અલૌકિક દૃષ્ટિમા મનુષ્યાદિ વંશની વૃદ્ધિ કરવી એમ કહ્યુ નથી, તેથી મનુષ્યાદિનો નાશ કરવો એમ તેમા આશય રહે છે, એમ સમજવુ ન જોઈએ લૌકિક દૃષ્ટિમા તો યુદ્ધાદિ ઘણા પ્રસંગમાં હજારો મનુષ્યો નાશ પામવાનો વખત આવે છે, અને તેમા ઘણા વંશરહિત થાય છે, પણ પરમાર્થ એટલે અલૌકિક દૃષ્ટિના તેવા કાર્ય નથી, કે જેથી તેમ થવાનો ઘણુકરીને વખત આવે, અર્થાત્ એ સ્થળે અલૌકિક દૃષ્ટિથી નિર્વૈરતા, અવિરોધ, મનુષ્યાદિ પ્રાણીની રક્ષા અને તેમના વંશનુ રહેવુ એ સહેજ બને છે, અને મનુષ્યાદિ વંશની વૃદ્ધિ કરવાનો જેનો હેતુ છે, એવી લૌકિક દૃષ્ટિ ઊલટી તે સ્થળે વૈર, વિરોધ, મનુષ્યાદિ પ્રાણીનો નાશ અને વંશરહિતપણુ કરનારી થાય છે

અલૌકિક દૃષ્ટિ પામીને અથવા અલૌકિક દૃષ્ટિની અસરથી કોઈ પણ મનુષ્ય નાની વયમા ત્યાગી થાય તો તેથી જે ગૃહસ્થાશ્રમપણુ પામ્યા ન હોય તેના વંશનો અથવા ગૃહસ્થાશ્રમપણુ પામ્યા હોય અને પુત્રોત્પત્તિ ન થઈ હોય તેના વંશનો નાશ થવાનો વખત આવે, અને તેટલા મનુષ્યો ઓછાં જન્મવાનું થાય, જેથી મોક્ષસાધનના હેતુભૂત એવા મનુષ્યદેહની પ્રાપ્તિ અટકાવવા જેવુ બને, એમ લૌકિક દૃષ્ટિથી યોગ્ય લાગે, પણ પરમાર્થ દૃષ્ટિથી તે ઘણુ કરીને કલ્પનામાત્ર લાગે છે

કોઈ પણ પૂર્વે પરમાર્થમાર્ગને આરાધીને અત્રે મનુષ્યપણુ પામ્યા હોય, તેને નાની વયથી જ ત્યાગવૈરાગ્ય તીવ્રપણે ઉદયમા આવે છે, તેવા મનુષ્યને સંતાનની ઉત્પત્તિ થયા પછી ત્યાગ કરવાનો ઉપદેશ કરવો, અથવા આશ્રમના અનુક્રમમાં મૂકવા તે યથાર્થ દેખાતુ નથી, કેમકે મનુષ્યપણુ તો બાહ્ય દૃષ્ટિથી અથવા અપેક્ષાપણે મોક્ષસાધનરૂપ છે, અને યથાર્થ ત્યાગવૈરાગ્ય તો મુખ્યપણે મોક્ષસાધનરૂપ છે, અને તેવા કારણો પ્રાપ્ત કરવાથી મનુષ્યદેહનુ મોક્ષસાધનપણુ ઠરતુ હતુ, તે કારણો પ્રાપ્ત થયે તે દેહથી ભોગાદિમા પડવાનું કહેવુ, એ મનુષ્યદેહને મોક્ષસાધનરૂપ કરવા બરાબર કહેવું કે સંસારસાધનરૂપ કરવા બરાબર કહેવાય, તે વિચારવા યોગ્ય છે

વેદોક્ત માર્ગમા ચાર આશ્રમ બાંધ્યા છે તે એકાતે નથી વામદેવ, શુકદેવ, જડભરત આદિ આશ્રમના ક્રમ વગર ત્યાગપણે વિચર્યા છે જેઓથી તેમ થવુ અશક્ય હોય, તેઓ પરિણામે યથાર્થ ત્યાગ કરવાનો લક્ષ રાખી આશ્રમપૂર્વક પ્રવર્તે તો તે સામાન્ય રીતે ઠીક છે, એમ કહી શકાય આયુષ્યનું એવુ ક્ષણભંગુરપણું છે કે, તેવો ક્રમ પણ વિરલાને જ પ્રાપ્ત થવાનો વખત આવે કદાપિ તેવુ આયુષ્ય પ્રાપ્ત થયું હોય તોપણ તેવી વૃત્તિએ એટલે પરિણામે યથાર્થ ત્યાગ થાય એવી રીતે રાખીને પ્રવર્તવાનુ તો કોઈકથી જ બને તેવું છે

જિનોક્ત માર્ગનો પણ એવો એકાંત સિદ્ધાંત નથી કે ગમે તે વયમા ગમે તેવે માણસે ત્યાગ કરવો તથારૂપ સત્સંગ, સદ્ગુરુનો યોગ થયે, તે આશ્રયે કોઈ પૂર્વના સંસ્કારવાળો એટલે વિશેષ

[૫૮૮] ૬૭૭ મુંબઈ, ચૈત્ર સુદ ૧, રવિ, ૧૯૫૨

કાગળ પહોંચ્યો છે સામાન્યપણે વર્તતી ચિત્તવૃત્તિઓ લખી તે વાંચી છે વિસ્તારથી હિતવચન લખવાની જિજ્ઞાસા જણાવી તે વિષે સક્ષેપમા નીચે લખ્યાથી વિચારશો :—

પ્રારબ્ધોદયથી જે પ્રકારનો વ્યવહાર પ્રસગમાં વર્તે છે, તે પ્રત્યે દૃષ્ટિ દેતા જેમ પત્રાદિ લખવામા સક્ષેપતાથી વર્તવાનું થાય છે, તેમ વધારે યોગ્ય છે, એવો અભિપ્રાય ઘણુ કરીને રહે છે

આત્માને વાસ્તવ્યપણે ઉપકારભૂત એવો ઉપદેશ કરવામા જ્ઞાનીપુરુષો સક્ષેપતાથી વર્તે નહી, એમ ઘણુ કરીને બનવા યોગ્ય છે, તથાપિ બે કારણે કરીને તે પ્રકારે પણ જ્ઞાનીપુરુષો વર્તે છે (૧) તે ઉપદેશ જિજ્ઞાસુ જીવને વિષે પરિણામી થાય એવા સયોગોને વિષે તે જિજ્ઞાસુ જીવ વર્તતો ન હોય, અથવા તે ઉપદેશ વિસ્તારથી કર્યે પણ ગ્રહણ કરવાનું તેને વિષે તથારૂપ યોગ્યપણું ન હોય, તો જ્ઞાનીપુરુષ તે જીવોને ઉપદેશ કરવામા સક્ષેપપણે પણ વર્તે છે, (૨) અથવા પોતાને બાહ્ય વ્યવહાર એવા ઉદયરૂપે હોય કે તે ઉપદેશ જિજ્ઞાસુ જીવને પરિણમતા પ્રતિબધરૂપ થાય, અથવા તથારૂપ કારણ વિના તેમ વર્તી મુખ્યમાર્ગને વિરોધરૂપ કે સશયના હેતુરૂપ થવાનુ કારણ બનતુ હોય તોપણ જ્ઞાની-પુરુષો સક્ષેપપણે ઉપદેશમા પ્રવર્તે અથવા મૌન રહે

સર્વસગપરિત્યાગ કરીને ચાલી નીકળ્યાથી પણ જીવ ઉપાધિરહિત થતો નથી કેમકે જ્યાં સુધી અતરપરિણતિપર દૃષ્ટિ ન થાય અને તથારૂપ માર્ગે ન પ્રવર્તાય ત્યા સુધી સર્વસગપરિત્યાગ પણ નામ માત્ર થાય છે, અને તેવા અવસરમા પણ અતરપરિણતિ પર દૃષ્ટિ દેવાનું ભાન જીવને આવવું કઠણ છે, તો પછી આવા ગૃહવ્યવહારને વિષે લૌકિક અભિનિવેશપૂર્વક રહી અતરપરિણતિ પર દૃષ્ટિ દેવાનું બનવુ કેટલુ દુ સાધ્ય હોવુ જોઈએ તે વિચારવા યોગ્ય છે વળી તેવા વ્યવહારમા રહી જીવે અતરપરિણતિ પર કેટલુ બળ રાખવુ જોઈએ તે પણ વિચારવા યોગ્ય છે, અને અવશ્ય તેમ કરવા યોગ્ય છે

વધારે શુ લખીએ ? જેટલી પોતાની શક્તિ હોય તે સર્વ શક્તિથી એક લક્ષ રાખીને, લૌકિક અભિનિવેશને સક્ષેપ કરીને, કઈ પણ અપૂર્વ નિરાવરણપણુ દેખાતું નથી માટે સમજણનું માત્ર અભિમાન છે એમ જીવને સમજાવીને, જે પ્રકારે જીવ જ્ઞાન, દર્શન, ચારિત્રને વિષે સતત જાગ્રત થાય તે જ કરવામા વૃત્તિ જોડવી, અને રાત્રિદિવસ તે જ ચિતામા પ્રવર્તવુ એ જ વિચારવાન જીવનુ કર્તવ્ય છે, અને તેને માટે સત્સગ, સત્શાસ્ત્ર અને સરળતાદિ નિજગુણો ઉપકારભૂત છે, એમ વિચા-રીને તેનો આશ્રય કરવો યોગ્ય છે

જ્યા સુધી લૌકિક અભિનિવેશ એટલે દ્રવ્યાદિ લોભ, તૃષ્ણા, દૈહિક માન, કુળ, જાતિ આદિ સબધી મોહ કે વિશેષત્વ માનવુ હોય, તે વાત ન છોડવી હોય, પોતાની બુદ્ધિએ સ્વેચ્છાએ અમુક ગચ્છાદિનો આગ્રહ રાખવો હોય, ત્યા સુધી જીવને અપૂર્વ ગુણ કેમ ઉત્પન્ન થાય ? તેનો વિચાર સુગમ છે

વધારે લખી શકાય એવો ઉદય હાલ અત્રે નથી, તેમ વધારે લખવુ કે કહેવુ તે પણ કોઈક પ્રસગમા થવા દેવુ યોગ્ય છે, એમ છે તમારી વિશેષ જિજ્ઞાસાથી પ્રારબ્ધોદય વેદતા જે કઈ લખી શકાત તે કરતા કઈક ઉદીરણા કરીને વિશેષ લખ્યું છે એ જ વિનતિ

---

[૫૮૯] ૬૭૮ મુબઈ, ચૈત્ર સુદ ૨, સોમ, ૧૯૫૨

ૐ

જેમા ક્ષણવારમા હર્ષ અને ક્ષણવારમા શોક થઈ આવે એવા આ વ્યવહારમા જે જ્ઞાનીપુરુષો સમદશાથી વર્તે છે, તેને અત્યત ભક્તિથી ધન્ય કહીએ છીએ, અને સર્વ મુમુક્ષુ જીવને એ જ દશા ઉપાસવા યોગ્ય છે, એમ નિશ્ચય દેખીને પરિણતિ કરવી ઘટે છે એ જ વિનતિ શ્રી ડુગર આદિ મુમુક્ષુને નમસ્કાર

---

લખ્યો નથી લખવા યોગ્ય નહીં લાગવાથી લખ્યો નથી કેમકે તે ભેદ વિચારમાત્ર છે, અને તેમા કંઈ તેવો ઉપકાર સમાયો દેખાતો નથી.

નાના પ્રકારના પ્રશ્નોત્તરનો લક્ષ એકમાત્ર આત્માર્થ પ્રત્યે થાય તો આત્માને ઘણો ઉપકાર થવાનો સભવ રહે.

---

[૬૩૩] ૭૦૪ રાળજ, ભાદરવા સુદ ૮, ૧૯૫૨

લૌકિક દૃષ્ટિ અને અલૌકિક દૃષ્ટિમા મોટો ભેદ છે લૌકિક દૃષ્ટિમા વ્યવહારનું મુખ્યપણુ છે, અને અલૌકિક દૃષ્ટિમા પરમાર્થનું મુખ્યપણુ છે

મનુષ્યદેહનું જૈન અને બીજા બધા માર્ગમા વિશેષપણુ અને અમૂલ્યપણુ કહ્યુ છે તે સત્ય છે, પણ જો તે મોક્ષસાધન કરી શકાય તો જ તેનું વિશેષપણું અને અમૂલ્યપણુ છે

મનુષ્યાદિ વશની વૃદ્ધિ કરવી એ વિચાર લૌકિક દૃષ્ટિનો છે, પણ મનુષ્યને યથાતથ્ય યોગ થયે કલ્યાણનો અવશ્ય નિશ્ચય કરવો તથા પ્રાપ્તિ કરવી એ વિચાર અલૌકિક દૃષ્ટિનો છે

જો એમ જ ઠરાવવામા આવ્યું હોય કે ક્રમે કરીને જ સર્વ સગ—પરિત્યાગ કરવો તો તે યથાસ્થિત વિચાર કહેવાય નહીં કેમકે પૂર્વે કલ્યાણનું આરાધન કર્યું છે એવા કઈક ઉત્તમ જીવો નાની વયથી જ ઉત્કૃષ્ટ ત્યાગ પામ્યા છે શુકદેવજી, જડભરતાદિના પ્રસગ બીજા દર્શનમા તે અર્થે દૃષ્ટાત રૂપ છે જો એવો જ નિયમ બાધ્યો હોય કે ગૃહસ્થાશ્રમ આરાધ્યા વિના ત્યાગ થાય જ નહીં તો પછી તેવા પરમ ઉદાસીન પુરુષને ત્યાગનો નાશ કરાવી કામભોગમા દોરવા બરાબર ઉપદેશ કહેવાય, અને મોક્ષસાધન કરવારૂપ જે મનુષ્યભવનું ઉત્તમપણુ હતુ, તે ટાળીને, સાધન પ્રાપ્ત થયે, સસાર સાધનનો હેતુ કર્યો કહેવાય

વળી એકાતે એવો નિયમ બાધ્યો હોય કે બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમાદિ ક્રમે કરી આટલા આટલાં વર્ષ સુધી સેવીને પછી ત્યાગી થવુ તો તે પણ સ્વતત્ર વાત નથી તથારૂપ આયુષ્ય ન હોય તો ત્યાગનો અવકાશ જ ન આવે

વળી જો અપુત્રપણે ત્યાગ ન કરાય એમ ગણીએ તો તો કઈકને વૃદ્ધાવસ્થા સુધીમાં પણ પુત્ર થતા નથી, તે માટે શુ સમજવુ ?

જૈનમાર્ગનો પણ એવો એકાત સિદ્ધાત નથી કે ગમે તે વયમાં ગમે તેવા માણસે ત્યાગ કરવો, તથારૂપ સત્સગ સદ્ગુરુનો યોગ થયે, વિશેષ વૈરાગ્યવાન પુરુષ, સત્પુરુષને આશ્રયે ત્યાગ નાની વયમા કરે તો તેથી તેણે તેમ કરવુ ઘટારથ નથી એમ જિન સિદ્ધાત નથી, તેમ કરવુ યોગ્ય છે એમ જિન સિદ્ધાત છે, કેમકે અપૂર્વ એવા સાધનો પ્રાપ્ત થયે ભોગાદિ સાધનો ભોગવવાના વિચારમા પડવુ અને તેની પ્રાપ્તિ અર્થે પ્રયત્ન કરી તેને અમુક વર્ષ સુધી ભોગવવા જ, એ તો જે મોક્ષ સાધનરૂપ મનુષ્યપણાનુ ઉત્તમપણુ હતુ, તે ટાળી પશુવત્ કરવા જેવુ થાય

ઇંદ્રિયાદિ શાત થયા નથી, જ્ઞાનીપુરુષની દૃષ્ટિમા હજુ જે ત્યાગ કરવાને યોગ્ય નથી એવા મદ વૈરાગ્યવાન અથવા મોહવૈરાગ્યવાનને ત્યાગ લેવો પ્રશસ્ત જ છે એમ કઈ જિન સિદ્ધાત નથી

પ્રથમથી જ જેને સત્સગાદિક જોગ ન હોય, તથા પૂર્વના ઉત્તમ સસ્કારવાળો વૈરાગ્ય ન હોય તે પુરુષ કદાપિ આશ્રમપૂર્વક પ્રવર્તે તો તેથી તેણે એકાતે ભૂલ કરી છે એમ ન કહી શકાય. જોકે તેણે પણ રાત્રિદિવસ ઉત્કૃષ્ટ ત્યાગની જાગૃતિ રાખતા પૂર્વક ગૃહસ્થાશ્રમાદિ કરવુ પ્રશસ્ત છે

ઉત્તમ સસ્કારવાળા પુરુષો ગૃહસ્થાશ્રમ કર્યા સિવાય ત્યાગ કરે તેથી મનુષ્યપ્રાણીની વૃદ્ધિ અટકે, અને તેથી મોક્ષસાધનના કારણ અટકે એ વિચારવું અલ્પદૃષ્ટિથી યોગ્ય દેખાય કેમકે પ્રત્યક્ષ મનુષ્ય દેહ જે મોક્ષસાધનનો હેતુ થતો હતો તેને રોકીને પુત્રાદિની કલ્પનામા પડી, વળી તેઓ

ઉપમાવાચક નથી અવધિ, મન પર્યવાદિ જ્ઞાન વર્તમાનકાળમાં વ્યવચ્છેદ જેવાં લાગે છે, તે પરથી તે જ્ઞાન ઉપમાવાચક ગણવા યોગ્ય નથી એ જ્ઞાન મનુષ્ય જીવોને ચારિત્રપર્યાયની વિશુદ્ધ તારતમ્યતાથી ઊપજે છે વર્તમાનકાળમાં તે વિશુદ્ધ તારતમ્યતા પ્રાપ્ત થવી દુર્લભ છે, કેમકે કાળનુ પ્રત્યક્ષ સ્વરૂપ ચારિત્રમોહનીય આદિ પ્રકૃતિના વિશેષ બળસહિત વર્તતું જોવામાં આવે છે

સામાન્ય આત્મચારિત્ર પણ કોઈક જીવને વિષે વર્તવા યોગ્ય છે, તેવા કાળમાં તે જ્ઞાનની લબ્ધિ, વ્યવચ્છેદ જેવી હોય એમા કઈ આશ્ચર્ય નથી, તેથી તે જ્ઞાન ઉપમાવાચક ગણવા યોગ્ય નથી, આત્મસ્વરૂપ વિચારતા તો તે જ્ઞાનનું કઈ પણ અસભવિતપણુ દેખાતું નથી સર્વ જ્ઞાનની સ્થિતિનું ક્ષેત્ર આત્મા છે, તો પછી અવધિ મન પર્યવાદિ જ્ઞાનનું ક્ષેત્ર આત્મા હોય એમા સશય કેમ ઘટે ? યદ્યપિ શાસ્ત્રના યથાસ્થિત પરમાર્થના અજ્ઞજીવો તેની વ્યાખ્યા જે પ્રકારે કરે છે, તે વ્યાખ્યા વિરોધવાળી હોય, પણ પરમાર્થે તે જ્ઞાનનો સભવ છે

જિનાગમમાં તેની જે પ્રકારના આશયથી વ્યાખ્યા કરી હોય તે વ્યાખ્યા અને અજ્ઞાની જીવો આશય જાણ્યા વિના જે વ્યાખ્યા કરે તેમા મોટો ભેદ હોય એમા આશ્ચર્ય નથી, અને તે ભેદને લીધે તે જ્ઞાનના વિષય માટે સદેહ થવા યોગ્ય છે, પણ આત્મદૃષ્ટિએ જોતાં તે સદેહનો અવકાશ નથી

૪ કાળનો સૂક્ષ્મમા સૂક્ષ્મ વિભાગ 'સમય' છે, રૂપી પદાર્થનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિભાગ 'પરમાણુ' છે, અને અરૂપી પદાર્થનો સૂક્ષ્મમા સૂક્ષ્મ વિભાગ 'પ્રદેશ' છે એ ત્રણે એવા સૂક્ષ્મ છે કે અત્યત નિર્મળ જ્ઞાનની સ્થિતિ તેના સ્વરૂપને ગ્રહણ કરી શકે, સામાન્યપણે સસારી જીવોનો ઉપયોગ અસખ્યાત સમયવર્તી છે, તે ઉપયોગમાં સાક્ષાત્પણે એક સમયનું જ્ઞાન સભવે નહી, જો તે ઉપયોગ એક સમયવર્તી અને શુદ્ધ હોય તો તેને વિષે સાક્ષાત્પણે સમયનુ જ્ઞાન થાય તે ઉપયોગનુ એકસમયવર્તીપણુ કષાયાદિના અભાવે થાય છે, કેમકે કષાયાદિ યોગે ઉપયોગ મૂઢતાદિ ધારણ કરે છે, તેમ જ અસખ્યાત સમયવર્તીપણુ ભજે છે, તે કષાયાદિને અભાવે એકસમયવર્તીપણુ થાય છે, અર્થાત્ કષાયાદિના યોગે તેને અસખ્યાત સમયમાથી એક સમય જુદો પાડવાનુ સામર્થ્ય નહોતુ તે કષાયાદિને અભાવે એક સમય જુદો પાડીને અવગાહે છે ઉપયોગનું એકસમયવર્તીપણું, કષાયરહિતપણુ થયા પછી થાય છે, માટે એક સમયનું, એક પરમાણુનું, અને એક પ્રદેશનું જેને જ્ઞાન થાય તેને 'કેવળજ્ઞાન' પ્રગટે એમ કહ્યુ છે, તે સત્ય છે કષાયરહિતપણા વિના કેવળજ્ઞાનનો સભવ નથી, અને કષાયરહિતપણા વિના ઉપયોગ એક સમયને સાક્ષાત્પણે ગ્રહણ કરી શકતો નથી માટે એક સમયને ગ્રહણ કરે તે સમયે અત્યત કષાયરહિતપણુ જોઈએ, અને જ્યા અત્યત કષાયનો અભાવ હોય ત્યા 'કેવળજ્ઞાન' હોય છે, માટે એ પ્રકારે કહ્યુ કે . એક સમય, એક પરમાણુ અને એક પ્રદેશનો જેને અનુભવ થાય તેને 'કેવળજ્ઞાન' પ્રગટે જીવને વિશેષ પુરુષાર્થને અર્થે આ એક સુગમ સાધનનો જ્ઞાનીપુરુષે ઉપદેશ કર્યો છે સમયની પેઠે પરમાણુ અને પ્રદેશનુ સૂક્ષ્મપણુ હોવાથી ત્રણે સાથે ગ્રહણ કર્યા છે અતર્વિચારમા વર્તવાને અર્થે જ્ઞાનીપુરુષોએ અસખ્યાત યોગ કહ્યા છે તે મધ્યેનો એક આ 'વિચારયોગ' કહ્યો છે એમ સમજવા યોગ્ય છે

૫ શુભેચ્છાથી માડીને સર્વકર્મરહિતપણે સ્વસ્વરૂપસ્થિતિ સુધીમા અનેક ભૂમિકાઓ છે જે જે આત્માર્થી જીવો થયા, અને તેમનામા જે જે અશે જાગૃતદશા ઉત્પન્ન થઈ, તે તે દશાના ભેદે અનેક ભૂમિકાઓ તેમણે આરાધી છે શ્રી કબીર, સુદરદાસ આદિ સાધુજનો આત્માર્થી ગણવા યોગ્ય છે, અને શુભેચ્છાથી ઉપરની ભૂમિકાઓમા તેમની સ્થિતિ સભવે છે અત્યત સ્વસ્વરૂપસ્થિતિ માટે તેમની જાગૃતિ અને અનુભવ પણ લક્ષગત થાય છે, એથી વિશેષ સ્પષ્ટ અભિપ્રાય હાલ આપવાની ઇચ્છા નથી થતી

[ ૬૩૪ ] ૭૦૬ વડવા ( સ્થભતીર્થ સમીપ ),
ભાદરવા સુદ ૧૧, ગુરુ, ૧૯૫૨

શુભેચ્છાસંપન્ન આર્ય કેશવલાલ પ્રત્યે — લીંબડી.

સહજાત્મસ્વરૂપે યથાયોગ્ય પ્રાપ્ત થાય

ત્રણ પત્રો પ્રાપ્ત થયાં છે 'કંઈ પણ વૃત્તિ રોકતાં, તે કરતાં વિશેષ અભિમાન વર્તે છે,' તેમ જ 'તૃષ્ણાના પ્રવાહમાં ચાલતા તણાઈ જવાય છે, અને તેની ગતિ રોકવાનું સામર્થ્ય રહેતું નથી' ઇત્યાદિ વિગત તથા 'ક્ષમાપના અને કર્કટી રાક્ષસીના 'યોગવાસિષ્ઠ' સંબંધી પ્રસંગની જગતભ્રમ ટળવા માટેમા વિશેષતા' લખી તે વિગત વાચી છે હાલ લખવામા ઉપયોગ વિશેષ રહી શકતો નથી, જેથી પત્રની પહોચ પણ લખતા રહી જાય છે સંક્ષેપમા તે પત્રોના ઉત્તર નીચે લખ્યા પરથી વિચારવા યોગ્ય છે

૧ વૃત્તિઆદિ સંક્ષેપ અભિમાનપૂર્વક થતો હોય તોપણ કરવો ઘટે વિશેષતા એટલી કે તે અભિમાન પર નિરંતર ખેદ રાખવો તેમ બને તો ક્રમે કરીને વૃત્તિઆદિનો સંક્ષેપ થાય, અને તં સંબંધી અભિમાન પણ સંક્ષેપ થાય

૨ ઘણે સ્થળે વિચારવાન પુરુષોએ એમ કહ્યુ છે કે જ્ઞાન થયે કામ, ક્રોધ, તૃષ્ણાદિ ભાવ નિર્મૂળ થાય તે સત્ય છે, તથાપિ તે વચનોનો એવો પરમાર્થ નથી કે જ્ઞાન થયા પ્રથમ તે મોળા ન પડે કે ઓછા ન થાય મૂળસહિત છેદ તો જ્ઞાને કરીને થાય, પણ કષાયાદિનું મોળાપણુ કે ઓછાપણ ન થાય ત્યા સુધી જ્ઞાન ઘણુ કરીને ઉત્પન્ન જ ન થાય જ્ઞાન પ્રાપ્ત થવામા વિચાર મુખ્ય સાધન છે, અને તે વિચારને વૈરાગ્ય ( ભોગપ્રત્યે અનાસક્તિ ) તથા ઉપશમ ( કષાયાદિનુ ઘણુ જ મંદપણુ, તે પ્રત્યે વિશેષ ખેદ ) એ મુખ્ય આધાર છે, એમ જાણી તેનો નિરંતર લક્ષ રાખી તેવી પરિણતિ કરવી ઘટે

સત્પુરુષના વચનના યથાર્થ ગ્રહણ વિના વિચાર ઘણુ કરીને ઉદ્ભવ થતો નથી, અને સત્પુરુષના વચનનુ યથાર્થ ગ્રહણ, સત્પુરુષની પ્રતીતિ એ કલ્યાણ થવામા સર્વોત્કૃષ્ટ નિમિત્ત હોવાથી તેમની 'અનન્ય આશ્રયભક્તિ' પરિણામ પામ્યેથી, થાય છે ઘણુ કરી એકબીજા કારણોને અન્યોન્યાશ્રય જેવું છે ક્યાંક કોઈનુ મુખ્યપણુ છે, ક્યાક કોઈનુ મુખ્યપણુ છે, તથાપિ એમ તો અનુભવમા આવે છે કે ખરેખરો મુમુક્ષુ હોય તેને સત્પુરુષની 'આશ્રયભક્તિ' અહં ભાવાદિ છેદવાને માટે અને અલ્પકાળમા વિચારદશા પરિણામ પામવાને માટે ઉત્કૃષ્ટ કારણરૂપ થાય છે

ભોગમા અનાસક્તિ થાય, તથા લૌકિક વિશેષતા દેખાડવાની બુદ્ધિ ઓછી કરવામા આવે તો તૃષ્ણા નિર્બળ થતી જાય છે લૌકિક માન આદિનું તુચ્છપણુ સમજવામા આવે તો તેની વિશેષતા ન લાગે અને તેથી તેની ઇચ્છા સહેજે મોળી પડી જાય, એમ યથાર્થ ભાસે છે માડ માડ આજીવિકા ચાલતી હોય તોપણ મુમુક્ષુને તે ઘણું છે, કેમકે વિશેષનો કંઈ અવશ્ય ઉપયોગ ( કારણ ) નથી, એમ જ્યા સુધી નિશ્ચયમા ન આણવામા આવે ત્યા સુધી તૃષ્ણા નાનાપ્રકારે આવરણ કર્યા કરે લૌકિક વિશેષતામા કંઈ સારભૂતતા નથી, એમ નિશ્ચય કરવામા આવે તો માડ આજીવિકા જેટલુ મળતું હોય તોપણ તૃપ્તિ રહે માડ આજીવિકા જેટલુ મળતુ ન હોય તોપણ મુમુક્ષુ જીવ આર્ત્તધ્યાન ઘણુ કરીને થવા ન દે અથવા થયે તે પર વિશેષ ખેદ કરે, અને આજીવિકામા ત્રુટતુ યથાધર્મ ઉપાર્જન કરવાની મંદ કલ્પના કરે એ આદિ પ્રકારે વર્તતા તૃષ્ણાનો પરાભવ (ક્ષીણ) થવા યોગ્ય દેખાય છે

૩ ઘણુ કરીને સત્પુરુષને વચને આધ્યાત્મિકશાસ્ત્ર પણ આત્મજ્ઞાનનો હેતુ થાય છે, કેમકે પરમાર્થઆત્મા શાસ્ત્રમા વર્તતો નથી, સત્પુરુષમા વર્તે છે મુમુક્ષુએ જો કોઈ સત્પુરુષનો આશ્રય પ્રાપ્ત થયો હોય તો પ્રાયે જ્ઞાનની યાચના કરવી ન ઘટે, માત્ર તથારૂપ વૈરાગ્ય ઉપશમાદિ સાધ્ય કર

૬૮૦ મુંબઈ, ચૈત્ર સુદ ૧૩, ૧૯૫૨

ૐ

જેની મોક્ષ સિવાય કોઈ પણ વસ્તુની ઇચ્છા કે સ્પૃહા નહોતી અને અખંડ સ્વરૂપમાં રમણુતા થવાથી મોક્ષની ઇચ્છા પણ નિવૃત્ત થઈ છે, તેને હે નાથ! તું તુષ્ટમાન થઈને પણ બીજું શું આપવાનો હતો?

હે કૃપાળુ! તારા અભેદ સ્વરૂપમા જ મારો નિવાસ છે ત્યા હવે તો લેવા દેવાની પણ કડાકૂટથી છૂટા થયા છીએ અને એ જ અમારો પરમાનંદ છે

કલ્યાણુના માર્ગને અને પરમાર્થ સ્વરૂપને યથાર્થ રીતે નહીં સમજનારા અજ્ઞાની જીવો, પોતાની મતિ કલ્પનાથી મોક્ષમાર્ગને કલ્પી, વિવિધ ઉપાયોમા પ્રવર્તન કરતા છતા મોક્ષ પામવાને બદલે સંસાર પરિભ્રમણ કરતા જાણી નિષ્કારણ કરુણાશીલ એવુ અમારુ હૃદય રડે છે

વર્તમાને વિદ્યમાન વીરને ભૂલી જઈ, ભૂતકાળની ભ્રમણામાં વીરને શોધવા માટે અથડાતા જીવોને શ્રી મહાવીરનુ દર્શન ક્યાથી થાય?

ઓ દુષમકાળના દૂર્ભાગી જીવો! ભૂતકાળની ભ્રમણાને છોડીને વર્તમાને વિદ્યમાન એવા મહાવીરને શરણે આવો એટલે તમારુ શ્રેય જ છે

સંસારના તાપથી ત્રાસ પામેલા અને કર્મબંધનથી મુક્ત થવા ઇચ્છતા પરમાર્થપ્રેમી જિજ્ઞાસુ જીવોની ત્રિવિધ તાપાગ્નિને શાંત કરવાને અમે અમૃતસાગર છીએ

મુમુક્ષુ જીવોનું કલ્યાણ કરવાને માટે અમે કલ્પવૃક્ષ જ છીએ

વધારે શુ કહેવું? આ વિષમકાળમા પરમ શાંતિના ધામરૂપ અમે બીજા શ્રી રામ અથવા શ્રી મહાવીર જ છીએ, કેમકે અમે પરમાત્મસ્વરૂપ થયા છીએ.

આ અંતર અનુભવ પરમાત્મપણાની માન્યતાના અભિમાનથી ઉદ્‌ભવેલો લખ્યો નથી, પણ કર્મબંધનથી દુઃખી થતા જગતના જીવોની પરમ કારુણ્યવૃત્તિ થવાથી તેમનું કલ્યાણ કરવાની તથા તેમનો ઉદ્ધાર કરવાની નિષ્કારણ કરુણા એ જ આ હૃદયચિતાર પ્રદર્શિત કરવાની પ્રેરણા કરે છે.

ૐ શ્રી મહાવીર [ અંગત ]

---

૬૮૧ મુંબઈ, ચૈત્ર વદ ૧, ૧૯૫૨

પત્ર મળ્યું છે કેટલોક વખત થયાં એવું બન્યા કરે છે કે વિસ્તારથી પત્ર લખવાનું થઈ શકતું નથી અને પત્રની પહોચ પણ અનિયમિત વખતે લખાય છે જે કારણયોગે કરી એવી સ્થિતિ વર્તે છે તે કારણયોગ પ્રત્યે દૃષ્ટિ કરતા હજી પણ કેટલોક વખત એવી સ્થિતિ વેદવા યોગ્ય લાગે છે વચનો વાચવાની વિશેષ જિજ્ઞાસા વર્તે છે, તે વચનો વાચવા મોકલવા માટે સ્થંભતીર્થવાસીને તમે જણાવશો તેઓ અત્રે પુછાવશે તો પ્રસંગયોગ્ય લખીશું

કદાપિ તે વચનો વાચવા વિચારવાનો તમને પ્રસંગ મળે તો જેટલી બને તેટલી ચિત્તસ્થિરતાથી વાંચશો અને તે વચનો હાલ તો તમારા ઉપકાર અર્થે ઉપયોગમા લેશો, પ્રચલિત ન કરશો એ જ વિનંતિ

---

૬૮૨ મુંબઈ, ચૈત્ર વદ ૧, સોમ, ૧૯૫૨

બેય મુમુક્ષુ (શ્રી લલ્લુજી આદિ) પ્રત્યે હાલમા કંઈ જણાવવાનુ બન્યું નથી હાલ કેટલોક વખત થયા એવી સ્થિતિ વર્તે છે કે કોઈક વખત પત્રાદિ લખવાનું બને છે અને તે પણ અનિયમિતપણે લખવાનુ થાય છે જે કારણવિશેષથી તથારૂપ સ્થિતિ વર્તે છે તે કારણવિશેષ પ્રત્યે દૃષ્ટિ

કરે છે કે જો તે માર્ગ વધારે પ્રચાર પામે તો તેમ કરવું, નહી તો તેમા વર્તતી પ્રજાને મૂળપણે દોરવી આ કામ ઘણુ વિકટ છે વળી જૈનમાર્ગ પોતે જ સમજવો તથા સમજાવવો કઠણ છે સમજાવતાં આડાં કારણો આવીને ઘણા ઊભાં રહે, તેવી સ્થિતિ છે એટલે તેવી પ્રવૃત્તિ કરતા ડર લાગે છે તેની સાથે એમ પણ રહે છે કે જો આ કાર્ય આ કાળમા અમારાથી કઈ પણ બને તો બની શકે, નહી તો હાલ તો મૂળમાર્ગ સન્મુખ થવા માટે બીજાનુ પ્રયત્ન કામ આવે તેવું દેખાતુ નથી ઘણુ કરીને મૂળમાર્ગ બીજાના લક્ષમા નથી, તેમ તે હેતુ દૃષ્ટાતે ઉપદેશવામા પરમશ્રુત આદિ ગુણો જોઈએ છે, તેમ જ અતરગ કેટલાક ગુણો જોઈએ છે, તે અત્ર છે એવુ દૃઢ ભાસે છે

એ રીતે જો મૂળમાર્ગ પ્રગટતામા આણવો હોય તો પ્રગટ કરનારે સર્વસગપરિત્યાગ કરવો યોગ્ય, કેમકે તેથી ખરેખરો સમર્થ ઉપકાર થવાનો વખત આવે વર્તમાન દશા જોતાં, સત્તાના કર્મો પર દૃષ્ટિ દેતાં કેટલાક વખત પછી તે ઉદયમા આવવો સભવે છે અમને સહજસ્વરૂપ જ્ઞાન છે, જેથી યોગસાધનની એટલી અપેક્ષા નહી હોવાથી તેમા પ્રવૃત્તિ કરી નથી, તેમ તે સર્વસગપરિત્યાગમા અથવા વિશુદ્ધ દેશપરિત્યાગમા સાધવા યોગ્ય છે એથી લોકોને ઘણો ઉપકાર થાય છે, જોકે વાસ્તવિક ઉપકારનું કારણ તો આત્મજ્ઞાન વિના બીજુ કોઈ નથી

હાલ બે વર્ષ સુધી તો તે યોગસાધન વિશેષ કરી ઉદયમા આવે તેમ દેખાતું નથી તેથી ત્યાર પછીની કલ્પના કરાય છે, અને ૩ થી ૪ વર્ષ તે માર્ગમા ગાળવામા આવ્યા હોય તો ૩૬મે વર્ષે સર્વસગપરિત્યાગી ઉપદેશકનો વખત આવે, અને લોકોનુ શ્રેય થવુ હોય તો થાય

નાની વયે માર્ગનો ઉદ્ધાર કરવા સબધી જિજ્ઞાસા વર્તતી હતી, ત્યાર પછી જ્ઞાનદશા આવ્યે ક્રમે કરીને તે ઉપશમ જેવી થઈ, પણ કોઈ કોઈ લોકો પરિચયમા આવેલા, તેમને કેટલીક વિશેષ ભાસવાથી કઈક મૂળમાર્ગ પર લક્ષ આવેલો, અને આ બાજુ તો સેકડો અથવા હજારો માણસ પ્રસગમા આવેલા, જેમાથી કઈક સમજણવાળા તથા ઉપદેશક પ્રત્યે આસ્થાવાળા એવા સો એક માણસ નીકળે એ ઉપરથી એમ જોવામા આવ્યું કે લોકો તરવાના કામી વિશેષ છે, પણ તેમને તેવો યોગ બાઝતો નથી જો ખરેખર ઉપદેશક પુરુષનો જોગ બને તો ઘણા જીવ મૂળમાર્ગ પામે તેવુ છે, અને દયા આદિનો વિશેષ ઉદ્યોત થાય એવુ છે એમ દેખાવાથી કઈક ચિત્તમા આવે છે કે આ કાર્ય કોઈ કરે તો ઘણુ સારુ, પણ દૃષ્ટિ કરતા તેવો પુરુષ ધ્યાનમા આવતો નથી, એટલે કઈક લખનાર પ્રત્યે જ દૃષ્ટિ આવે છે, પણ લખનારનો જન્મથી લક્ષ એવો છે કે એ જેવું એકે જોખમવાળુ પદ નથી, અને પોતાની તે કાર્યની યથાયોગ્યતા જ્યા સુધી ન વર્તે ત્યાં સુધી તેની ઇચ્છામાત્ર પણ ન કરવી, અને ઘણુ કરીને હજુ સુધી તેમ વર્તવામા આવ્યું છે માર્ગનુ કઈ પણ સ્વરૂપ કઈકને સમજાવ્યું છે, તથાપિ કોઈને એક વ્રતપચ્ચખાણ આપ્યું નથી, અથવા તમે મારા શિષ્ય છો, અમે ગુરુ છીએ એવો ઘણુ કરીને પ્રકાર દર્શિત થયો નથી કહેવાનો હેતુ એવો છે કે સર્વસગપરિત્યાગ થયે તે કાર્યની પ્રવૃત્તિ સહજસ્વભાવે ઉદયમા આવે તો કરવી એવી માત્ર કલ્પના છે તેનો ખરેખર આગ્રહ નથી, માત્ર અનુકપાદિ તથા જ્ઞાનપ્રભાવ વર્તે છે તેથી ક્યારેક તે વૃત્તિ ઊઠે છે, અથવા અલ્પાશે અગમા તે વૃત્તિ છે, તથાપિ તે સ્વવશ છે અમે ધારીએ છીએ તેમ સર્વસગપરિત્યાગ થાય તો હજારો માણસ મૂળમાર્ગને પામે, અને હજારો માણસ તે સન્માર્ગને આરાધી સદ્ગતિ પામે એમ અમારાથી થવુ સભવે છે અમારા સગમા ત્યાગ કરવાને ઘણા જીવને વૃત્તિ થાય અગમા ત્યાગ છે ધર્મ સ્થાપવાનું માન મોટુ છે, તેની સ્પૃહાથી પણ વખતે આવી વૃત્તિ રહે આત્માને ઘણી વાર તાવી જોતા તે સભવ હવેની દશામા ઓછો જ દેખાય છે, અને કઈક હોય તો રહ્યો હશે તો તે ક્ષીણ થશે એમ અવશ્ય ભાસે છે, કેમકે યથાયોગ્યતા વિના, દેહ છૂટી જાય તેવી

કરવા પ્રત્યે વૃત્તિ નથી, અથવા એક ક્ષણ પણ જેને કરવું ભાસતું નથી, કરવાથી ઉત્પન્ન થતા ફળ પ્રત્યે જેની ઉદાસીનતા છે, તેવા કોઈ આપ્તપુરુષ તથારૂપ પ્રારબ્ધયોગથી પરિગ્રહ સંયોગાદિમા વર્તતા દેખાતા હોય, અને જેમ ઇચ્છક પુરુષ પ્રવૃત્તિ કરે, ઉદ્યમ કરે, તેવા કાર્યસહિત પ્રવર્તમાન જોવામા આવતા હોય, તો તેવા પુરુષને વિષે જ્ઞાનદશા છે, એમ શી રીતે જાણી શકાય? એટલે તે પુરુષ આપ્ત (પરમાર્થ અર્થે પ્રતીતિ કરવા યોગ્ય) છે, અથવા જ્ઞાની છે, એમ કયા લક્ષણે ઓળખી શકાય? કદાપિ કોઈ મુમુક્ષુને બીજા કોઈ પુરુષના સત્સંગયોગથી એમ જાણવામાં આવ્યુ, તો તે ઓળખાણમા ભ્રાંતિ પડે તેવો વ્યવહાર તે સત્પુરુષ વિષે પ્રત્યક્ષ દેખાય છે, તે ભ્રાંતિ નિવૃત્ત થવા માટે મુમુક્ષુ જીવે તેવા પુરુષને કેવા પ્રકારથી ઓળખવા ઘટે કે જેથી તેવા વ્યવહારમા વર્તતા પણ જ્ઞાન-લક્ષણપણુ તેના લક્ષમા રહે?

સર્વ પ્રકારે જેને પરિગ્રહાદિ સંયોગ પ્રત્યે ઉદાસીનપણુ વર્તે છે, અર્થાત્ અહં મમત્વપણુ તથા-રૂપ સંયોગો વિષે જેને થતું નથી, અથવા પરિક્ષીણ થયું છે, 'અનંતાનુબંધી' પ્રકૃતિથી રહિત માત્ર પ્રારબ્ધોદયથી વ્યવહાર વર્તતો હોય, તે વ્યવહાર સામાન્ય દશાના મુમુક્ષુને સંદેહનો હેતુ થઈ તેને ઉપકારભૂત થવામા નિરોધરૂપ થતો હોય એવુ તે જ્ઞાનીપુરુષ દેખે છે, અને તે અર્થે પણ પરિગ્રહ સંયોગાદિ પ્રારબ્ધોદય વ્યવહારની પરિક્ષીણતા ઇચ્છે છે, તેમ થતા સુધી કેવા પ્રકારથી તે પુરુષ વર્ત્યા હોય, તો તે સામાન્ય મુમુક્ષુને ઉપકાર થવામા હાનિ ન થાય? પત્ર વિશેષ સંક્ષેપમા લખવાનુ થયું છે, પણ તે પ્રત્યે તમે તથા શ્રી અચળ વિશેષ મનન કરશો

---

૬૮૮ મુંબઈ, વૈશાખ સુદ ૬, રવિ, ૧૯૫૨

પત્ર મળ્યું છે તથા વચનોની પ્રત મળી છે તે પ્રતમા કોઈ કોઈ સ્થળે અક્ષરાંતર તથા શબ્દાંતર થયેલ છે, પણ ઘણુ કરીને અર્થાંતર થયેલ નથી તેથી તેવી પ્રતો શ્રી સુખલાલ તથા શ્રી કુંવરજીને મોકલવામા અડચણ જેવું નથી પાછળથી પણ તે અક્ષર તથા શબ્દની શુદ્ધિ થઈ શકવા યોગ્ય છે

---

[૫૯૪] ૬૮૯ વવાણિયા, વૈશાખ વદ ૬, રવિ, ૧૯૫૨

આર્ય શ્રી માણેકચંદાદિ પ્રત્યે, – શ્રી સ્થંભતીર્થ

સુંદરલાલે વૈશાખ વદિ એકમે દેહ છોડ્યાના ખબર લખ્યા તે વાચ્યા વિશેષ કાળની માંદગી વિના, યુવાન અવસ્થામા અકસ્માત્ દેહ છોડવાનું બન્યાથી સામાન્યપણે ઓળખતા માણસોને પણ તે વાતથી ખેદ થયા વિના ન રહે, તો પછી જેણે કુટુંબાદિ સંબંધસ્નેહે મૂર્છા કરી હોય, સહવાસમા વસ્યા હોય, તે પ્રત્યે કંઈ આશ્રયભાવના રાખી હોય, તેને ખેદ થયા વિના કેમ રહે? આ સંસારમા મનુષ્યપ્રાણીને જે ખેદના અકથ્ય પ્રસંગો પ્રાપ્ત થાય છે, તે અકથ્ય પ્રસંગમાનો એક આ મોટો ખેદ-કારક પ્રસંગ છે તે પ્રસંગમા યથાર્થ વિચારવાન પુરુષો સિવાય સર્વ પ્રાણી ખેદ વિશેષને પ્રાપ્ત થાય છે, અને યથાર્થ વિચારવાન પુરુષોને વૈરાગ્યવિશેષ થાય છે, સંસારનું અશરણપણુ, અનિત્યપણુ અને અસારપણુ વિશેષ દૃઢ થાય છે

વિચારવાન પુરુષોને તે ખેદકારક પ્રસંગનો મૂર્છાભાવે ખેદ કરવો તે માત્ર કર્મબંધનો હેતુ ભાસે છે, અને વૈરાગ્યરૂપ ખેદથી કર્મસંગની નિવૃત્તિ ભાસે છે, અને તે સત્ય છે મૂર્છાભાવે ખેદ કર્યાથી પણ જે સંબંધીનો વિયોગ થયો છે, તેની પ્રાપ્તિ થતી નથી, અને જે મૂર્છા થાય છે તે પણ અવિચારદશાનુ ફળ છે, એમ વિચારી વિચારવાન પુરુષો તે મૂર્છાભાવ પ્રત્યયી ખેદને શમાવે છે, અથવા ઘણુ કરીને તેવો ખેદ તેમને થતો નથી કોઈ રીતે તેવા ખેદનું હિતકારીપણુ દેખાતુ નથી, અને બનેલો પ્રસંગ ખેદનુ નિમિત્ત છે, એટલે તેવે અવસરે વિચારવાન પુરુષોને જીવને હિતકારી એવો

સર્વથા સ્વભાવપરિણામ તે મોક્ષ છે

સદ્ગુરુ, સત્સંગ, સત્શાસ્ત્ર, સદ્વિચાર અને સંયમાદિ તેના સાધન છે

આત્માના અસ્તિત્વથી માંડી નિર્વાણ સુધીના પદ સાચાં છે, અત્યંત સાચા છે, કેમકે પ્રગટ અનુભવમાં આવે છે

ભ્રાંતિપણે આત્મા પરભાવનો કર્તા હોવાથી શુભાશુભ કર્મની ઉત્પત્તિ થાય છે

કર્મ સફળ હોવાથી તે શુભાશુભ કર્મ આત્મા ભોગવે છે

ઉત્કૃષ્ટ શુભથી ઉત્કૃષ્ટ અશુભ સુધીના સર્વ ન્યૂનાધિક પર્યાય ભોગવવારૂપ ક્ષેત્ર અવશ્ય છે

નિજ સ્વભાવ જ્ઞાનમા કેવળ ઉપયોગે, તન્મયાકાર, સહજ સ્વભાવે, નિર્વિકલ્પપણે આત્મા પરિણમે તે કેવળજ્ઞાન છે

તથારૂપ પ્રતીતિપણે પરિણમે તે સમ્યક્ત્વ છે

નિરંતર તે પ્રતીતિ વર્ત્યા કરે તે ક્ષાયિક સમ્યક્ત્વ કહીએ છીએ

ક્વચિત્ મંદ, ક્વચિત્ તીવ્ર, ક્વચિત્ વિસર્જન, ક્વચિત્ સ્મરણરૂપ એમ પ્રતીતિ રહે તેને ક્ષયોપશમ સમ્યક્ત્વ કહીએ છીએ

તે પ્રતીતિને સત્તાગત આવરણ ઉદય આવ્યાં નથી, ત્યાં સુધી ઉપશમ સમ્યક્ત્વ કહીએ છીએ

આત્માને આવરણ ઉદય આવે ત્યારે તે પ્રતીતિથી પડી જાય તેને સાસ્વાદન સમ્યક્ત્વ કહીએ છીએ

અત્યંત પ્રતીતિ થવાના યોગમા સત્તાગત અલ્પ પુદ્ગલનું વેદવું જ્યાં રહ્યું છે તેને વેદક સમ્યક્ત્વ કહીએ છીએ

તથારૂપ પ્રતીતિ થયે અન્યભાવ સંબંધી અહંમમત્વાદિ, હર્ષ, શોક ક્રમે કરી ક્ષય થાય

મનરૂપ યોગમાં તારતમ્યસહિત જે કોઈ ચારિત્ર આરાધે તે સિદ્ધિ પામે છે અને જે સ્વરૂપ સ્થિરતા ભજે તે સ્વભાવસ્થિતિ પામે છે

નિરંતર સ્વરૂપલાભ, સ્વરૂપાકાર ઉપયોગનું પરિણમન એ આદિ સ્વભાવ અંતરાય કર્મના ક્ષયે પ્રગટે છે

કેવળ સ્વભાવપરિણામી જ્ઞાન તે કેવળજ્ઞાન છે      કેવળજ્ઞાન છે.

---

[૬૪૦] ૭૧૧ રાળજ, ભાદ્રપદ, ૧૯૫

બૌદ્ધ, નૈયાયિક, સાખ્ય, જૈન અને મીમાંસા એ પાચ આસ્તિક દર્શનો એટલે બંધમોક્ષાદિ ભાવને સ્વીકારનારા દર્શનો છે નૈયાયિકના અભિપ્રાય જેવો જ વૈશેષિકનો અભિપ્રાય છે, સાખ્ય જેવો જ યોગનો અભિપ્રાય છે, સહજ ભેદ છે તેથી તે દર્શન જુદા ગવેષ્યા નથી પૂર્વ અને ઉત્તર એમ મીમાસાદર્શનના બે ભેદ છે, પૂર્વમીમાસા અને ઉત્તરમીમાસામા વિચારનો ભેદ વિશેષ છે, તથાપિ મીમાસા શબ્દથી બેયનુ ઓળખાણ થાય છે, તેથી અત્રે તે શબ્દથી બેય સમજવા પૂર્વમીમાંસાનું ‘જૈમિની’ અને ઉત્તરમીમાસાનું ‘વેદાત’ એમ નામ પણ પ્રસિદ્ધ છે

બૌદ્ધ અને જૈન સિવાયના બાકીના દર્શનો વેદને મુખ્ય રાખી પ્રવર્તે છે, માટે વેદાશ્રિત દર્શન છે, અને વેદાર્થ પ્રકાશી પોતાનુ દર્શન સ્થાપવાનો પ્રયત્ન કરે છે બૌદ્ધ અને જૈન વેદાશ્રિત નથી, સ્વતંત્ર દર્શન છે

આત્માદિ પદાર્થને નહીં સ્વીકારતું એવુ ચાર્વાક નામે છઠ્ઠું દર્શન છે

બૌદ્ધ દર્શનના મુખ્ય ચાર ભેદ છે — ૧ સૌત્રાન્તિક, ૨ માધ્યમિક, ૩ શૂન્યવાદી અને ૪ વિજ્ઞાનવાદી તે જુદે જુદે પ્રકારે ભાવોની વ્યવસ્થા માને છે

સાધન છે યાવત્ જીવન પર્યંત તે વ્રત ગ્રહણ કરવાને વિષે તમારો નિશ્ચય વર્તે છે, એમ જાણી પ્રસન્ન થવા યોગ્ય છે હવેના સમાગમના આશ્રયમા તે પ્રમાણેનો વિચાર નિવેદિત કરવાનુ રાખીને સવત ૧૯૫૨ના આસો માસની પૂર્ણતા સુધી કે સ ૧૯૫૩ ના કાર્તિક સુદિ પૂર્ણિમા પર્યંત શ્રી લલ્લુજી પ્રત્યે તે વ્રત ગ્રહણ કરતા આજ્ઞાનો અતિક્રમ નથી

શ્રી માણેકચદે લખેલો કાગળ મળ્યો છે સુદરલાલના દેહત્યાગ સબધી ખેદ જણાવી તે ઉપરથી સસારનુ અશરણાદિપણુ લખ્યુ તે યથાર્થ છે, તેવી પરિણતિ અખડ વર્તે તો જ જીવ ઉત્કૃષ્ટ વૈરાગ્યને પામી સ્વસ્વરૂપ જ્ઞાનને પામે, ક્યારેક ક્યારેક કોઈ નિમિત્તથી તેવા પરિણામ થાય છે, પણ તેને વિઘ્નહેતુ એવા સગ તથા પ્રસગને વિષે જીવનો વાસ હોવાથી તે પરિણામ અખડ રહેતા નથી, અને સસારાભિરુચિ થઈ જાય છે, તેવી અખડ પરિણતિના ઇચ્છાવાન મુમુક્ષુને તે માટે નિત્ય સત્સમાગમનો આશ્રય કરવાની પરમ પુરુષે શિક્ષા દીધી છે

જ્યા સુધી જીવને તે યોગ પ્રાપ્ત ન થાય ત્યા સુધી કઈ પણ તેવા વૈરાગ્યને આધારનો હેતુ તથા અપ્રતિકૂળ નિમિત્તરૂપ એવા મુમુક્ષુ જનનો સમાગમ તથા સત્શાસ્ત્રનો પરિચય કર્તવ્ય છે બીજા સગ તથા પ્રસગથી દૂર રહેવાની વારવાર સ્મૃતિ રાખવી જોઈએ, અને તે સ્મૃતિ પ્રવર્તનરૂપ કરવી જોઈએ, વારવાર જીવ આ વાત વીસરી જાય છે, અને તેથી ઇચ્છિત સાધન તથા પરિણુતિને પામતો નથી

શ્રી સુદરલાલની ગતિ વિષેનો પ્રશ્ન વાંચ્યો છે એ પ્રશ્ન હાલ ઉપશમ કરવા યોગ્ય છે, તેમ તે વિષે વિકલ્પ કરવો યોગ્ય પણ નથી

---

[ ૫૯૬ ] ૬૯૧ મુબઈ, બીજા જેઠ વદિ ૬, ગુરુ, ૧૯૫૨

ૐ

વર્તમાનકાળમા આ ક્ષેત્રથી નિર્વાણુની પ્રાપ્તિ થાય નહીં, એમ જિનાગમમા કહ્યુ છે, અને વેદાતાદિ એમ કહે છે કે ( આ કાળમા આ ક્ષેત્રથી ) નિર્વાણુની પ્રાપ્તિ થાય, તે માટે શ્રી ડુગરને જે પરમાર્થ ભાસતો હોય તે લખશો તમને અને લહેરાભાઈને પણ આ વિષે જો કઈ લખવા ઇચ્છા થાય તો લખશો

વર્તમાનકાળમા આ ક્ષેત્રથી નિર્વાણપ્રાપ્તિ ન હોય એ સિવાય બીજા કેટલાક ભાવની પણ જિનાગમમા તથા તેના આશ્રયને ઇચ્છતા એવા આચાર્યરચિત શાસ્ત્રને વિષે વિચ્છેદતા કહી છે કેવળજ્ઞાન, મન પર્યવજ્ઞાન, અવધિજ્ઞાન, પૂર્વજ્ઞાન, યથાખ્યાત ચારિત્ર, સૂક્ષ્મસપરાય ચારિત્ર, પરિહારવિશુદ્ધિ ચારિત્ર, ક્ષાયક સમકિત અને પુલાકલબ્ધિ એ ભાવો મુખ્ય કરીને વિચ્છેદ કહ્યા છે શ્રી ડુગરને તેનો તેનો જે પરમાર્થ ભાસતો હોય તે લખશો તમને તથા લહેરાભાઈને આ વિષે જો કઈ લખવાની ઇચ્છા થાય તે લખશો

વર્તમાનકાળમા આ ક્ષેત્રથી આત્માર્થની કઈ કઈ મુખ્ય ભૂમિકા ઉત્કૃષ્ટ અધિકારીને પ્રાપ્ત થઈ શકે, અને તે પ્રાપ્ત થવાનો માર્ગ કયો ? તે પણ શ્રી ડુગરથી લખાવાય તો લખશો તેમ જ તે વિષે જો તમારી તથા લહેરાભાઈની લખવાની ઇચ્છા થાય તો લખશો ઉપર જણાવેલા પ્રશ્નોનો પ્રત્યુત્તર લખવાનું હાલ બને એમ ન હોય તો તે પ્રશ્નોના પરમાર્થ પ્રત્યે વિચારનો લક્ષ રાખશો

---

[ ૬૨૯ ] ૬૯૨ મુબઈ, બીજા જેઠ વદ, ૧૯૫૨

દુર્લભ એવો મનુષ્યદેહ પણ પૂર્વે અનત વાર પ્રાપ્ત થયા છતા કઈ પણ સફળપણુ થયું નહીં, પણ આ મનુષ્યદેહને કૃતાર્થતા છે, કે જે મનુષ્યદેહે આ જીવે જ્ઞાનીપુરુષને ઓળખ્યા, તથા

પામવી સંભવિત દેખાય છે? ફરી જાણે વર્ધમાનસ્વામીના વખત જેવો વર્તમાનકાળના યો[illegible] અનુસાર તે ધર્મ ઉદય પામે એવું દીર્ઘદૃષ્ટિથી સંભવે છે? અને સંભવતું હોય તો તે શા શા કારણો[illegible]

જૈનસૂત્ર હાલ વર્તમાનમા છે, તેમા તે દર્શનનું સ્વરૂપ ઘણુ અધૂરુ રહેલુ જોવામાં આવે છે તે વિરોધ શાથી ટળે?

તે દર્શનની પરંપરામા એમ કહ્યુ છે કે વર્તમાનકાળમા કેવળજ્ઞાન ન હોય, અને કેવળજ્ઞાન[illegible] વિષય લોકાલોકને દ્રવ્યગુણપર્યાયસહિત સર્વ કાળપરત્વે જાણવાનો માન્યો છે તે યથાર્થ દેખાય છે? અથવા તે માટે વિચારતા કંઈ નિર્ણય આવી શકે છે કે કેમ? તેની વ્યાખ્યા કંઈ ફેર દેખાય છે કે કેમ? અને મૂળ વ્યાખ્યા પ્રમાણે કંઈ બીજો અર્થ થતો હોય તો તે અર્થાનુસાર વર્તમાનમા કેવ[illegible] જ્ઞાન ઊપજે કે કેમ? અને તે ઉપદેશી શકાય કે કેમ? તેમ જ બીજા જ્ઞાનોની વ્યાખ્યા કહી છે તે પ[illegible] કંઈ ફેરવાળી લાગે છે કે કેમ? અને તે શા કારણોથી?

દ્રવ્ય ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આત્મા મધ્યમ અવગાહી, સંકોચવિકાસનું ભા[illegible], મહાવિદેહાદિ ક્ષેત્રની વ્યાખ્યા, તે કંઈ અપૂર્વ રીતે કે કહેલી રીતે ઘણા જ બળવાન પ્રમાણપૂર્વક સિદ્ધ થવા યોગ્ય દેખાય છે કે કેમ?

ગચ્છના મતમતાંતર ઘણી જ નજીવી નજીવી બાબતમા બળવાન આગ્રહી થઈ જુદી જુદી રીતે દર્શનમોહનીયના હેતુ થઈ પડ્યા છે, તે સમાધાન કરવુ બહુ વિકટ છે કેમકે તે લોકોની મતિ વિશે[illegible] આવરણને પામ્યા વિના એટલા અલ્પ કારણમા બળવાન આગ્રહ ન હોય

અવિરતિ, દેશવિરતિ, સર્વવિરતિ એમાના કયા આશ્રમવાળા પુરુષથી વિશેષ ઉન્નતિ થઈ શક[illegible] વાનો સંભવ રહે છે? સર્વવિરતિ કેટલાંક કારણોમા પ્રતિબંધને લીધે પ્રવર્તી શકે નહીં, દેશવિ[illegible] અને અવિરતિની તથારૂપ પ્રતીતિ થવી મુશ્કેલ અને વળી જૈનમાર્ગમા પણ તે રીતનો ક્રમાં[illegible] ઓછો છે આ વિકલ્પ અમને શા માટે ઊઠે છે? અને તે શમાવી દેવાનું ચિત્ત છે તે શમાવી દ[illegible]

[અપૂર્ણ

---

[૬૪૨] ૭૧૪ મું ૧૯[illegible]

ૐ જિનાય નમ:

ભગવાન જિને કહેલા લોકસંસ્થાનાદિ ભાવ આધ્યાત્મિક દૃષ્ટિથી સિદ્ધ થવા યોગ્ય છે

ચક્રવર્ત્યાદિનું સ્વરૂપ પણ આધ્યાત્મિક દૃષ્ટિથી સમજાય એવુ છે

મનુષ્ય-ઊંચત્વ પ્રમાણાદિમા પણ તેવો સંભવ છે.

કાળ પ્રમાણાદિ પણ તે જ રીતે ઘટમાન છે

નિગોદાદિ પણ તે જ રીતે ઘટમાન થવા યોગ્ય છે

સિદ્ધસ્વરૂપ પણ એ જ ભાવથી નિદિધ્યાસન થવા યોગ્ય છે

—મ પ્રાપ્ત થવા યોગ્ય જણાય છે

લોક શબ્દનો અર્થ }
અનેકાંત શબ્દનો અર્થ } આધ્યાત્મિક છે

સર્વજ્ઞ શબ્દ સમજવો બહુ ગૂઢ છે.

ધર્મકથારૂપ ચરિત્રો આધ્યાત્મિક પરિભાષાથી અલંકૃત [illegible] છે

જંબુદ્વીપાદિનુ વર્ણન પણ અધ્યાત્મ પરિભાષાથી નિરૂપિત [illegible] છે

અતીંદ્રિય જ્ઞાનના ભગવાન જિને બે ભેદ પાડ્યા છે

હોય એમ જિનાગમનો હાલ રૂઢિ અર્થ છે, બીજા દર્શનમાં એવો મુખ્યાર્થ નથી, અને જિનાગમથી તેવો મુખ્યાર્થ લોકોમા હાલ પ્રચલિત છે તે જ કેવળજ્ઞાનનો અર્થ હોય તો તેમાં કેટલાક વિરોધ દેખાય છે જે બધા અત્રે લખી શકવાનુ બની શક્યુ નથી તેમ જે વિરોધ લખ્યા છે તે પણ વિશેષ વિસ્તારથી લખવાનુ બન્યું નથી, કેમકે તે યથાવસરે લખવા યોગ્ય લાગે છે જે લખ્યું છે તે ઉપકારદૃષ્ટિથી લખ્યું છે એમ લક્ષ રાખશો

'યોગધારીપણુ એટલે મન, વચન અને કાયાસહિત સ્થિતિ હોવાથી આહારાદિ અર્થે પ્રવૃત્તિ થતા ઉપયોગાતર થવાથી કઈ પણ વૃત્તિનો એટલે ઉપયોગનો તેમા નિરોધ થાય એક વખતે બે ઉપયોગ કોઈને વર્તે નહી એવો સિદ્ધાત છે, ત્યાર આહારાદિ પ્રવૃત્તિના ઉપયોગમાં વર્તતા કેવળજ્ઞાનીનો ઉપયોગ કેવળજ્ઞાનના જ્ઞેય પ્રત્યે વર્તે નહી, અને જો એમ બને તો કેવળજ્ઞાનને અપ્રતિહત કહ્યુ છે, તે પ્રતિહત થયું ગણાય અત્રે કદાપિ એમ સમાધાન કરીએ કે, આરસીને વિષે જેમ પદાર્થ પ્રતિબિબિત થાય છે, તેમ કેવળજ્ઞાનને વિષે સર્વ દેશકાળ પ્રતિબિબિત થાય છે, કેવળજ્ઞાની તેમા ઉપયોગ દઈને જાણે છે એમ નથી, સહજસ્વભાવે જ તેમનામા પદાર્થ પ્રતિભાસ્યા કરે છે, માટે આહારાદિમા ઉપયોગ વર્તતા સહજસ્વભાવે પ્રતિભાસિત એવા કેવળજ્ઞાનનુ હોવાપણું યથાર્થ છે, તો ત્યા પ્રશ્ન થવા યોગ્ય છે કે 'આરસીને વિષે પ્રતિભાસિત પદાર્થનું જ્ઞાન આરસીને નથી, અને અત્રે તો કેવળજ્ઞાનીને તેનું જ્ઞાન છે એમ કહ્યુ છે, અને ઉપયોગ સિવાય આત્માનુ બીજું એવુ કયુ સ્વરૂપ છે કે આહારાદિમા ઉપયોગ પ્રવર્ત્યો હોય ત્યારે કેવળજ્ઞાનમા થવા યોગ્ય જ્ઞેય આત્મા તેથી જાણે ?'

સર્વ દેશકાળાદિનું જ્ઞાન કેવળીને હોય તે કેવળી 'સિદ્ધ'ને કહીએ તો સભવિત થવા યોગ્ય ગણાય, કેમકે તેને યોગધારીપણુ કહ્યુ નથી આમા પણ પ્રશ્ન થવા યોગ્ય છે, તથાપિ યોગધારીની અપેક્ષાથી સિદ્ધને વિષે તેવા કેવળજ્ઞાનની માન્યતા હોય, તો યોગરહિતપણુ હોવાથી તેમા સભવી શકે છે, એટલુ પ્રતિપાદન કરવાને અર્થે લખ્યું છે, સિદ્ધને તેવું જ્ઞાન હોય જ એવો અર્થ પ્રતિપાદન કરવાને લખ્યું નથી જોકે જિનાગમના રૂઢિઅર્થ પ્રમાણે જોતા તો 'દેહધારી કેવળી' અને 'સિદ્ધ'ને વિષે કેવળજ્ઞાનનો ભેદ થતો નથી, બેયને સર્વ દેશકાળાદિનું સપૂર્ણ જ્ઞાન હોય એમ રૂઢિઅર્થ છે બીજી અપેક્ષાથી જિનાગમ જોતાં જુદી રીતે દેખાય છે જિનાગમમા આ પ્રમાણે પાઠાર્થો જોવામાં આવે છે.—

'કેવળજ્ઞાન બે પ્રકારે કહ્યુ તે આ પ્રમાણે:—'સયોગી ભવસ્થ કેવળજ્ઞાન', 'અયોગી ભવસ્થ કેવળજ્ઞાન' સયોગી કેવળજ્ઞાન બે પ્રકારે કહ્યુ તે આ પ્રમાણે —પ્રથમ સમય એટલે ઊપજતી વખતનું સયોગી કેવળજ્ઞાન, અપ્રથમ સમય એટલે અયોગી થવાના પ્રવેશસમય પહેલાનું કેવળજ્ઞાન, એમ અયોગી ભવસ્થ કેવળજ્ઞાન બે પ્રકારે કહ્યુ તે આ પ્રમાણે —પ્રથમ સમય કેવળજ્ઞાન અને અપ્રથમ એટલે સિદ્ધ થવા પહેલાના છેલ્લા સમયનું કેવળજ્ઞાન'

એ આદિ પ્રકારે કેવળજ્ઞાનના ભેદ જિનાગમમા કહ્યા છે, તેનો પરમાર્થ શો હોવો જોઈએ? કદાપિ એમ સમાધાન કરીએ કે બાહ્ય કારણની અપેક્ષાથી કેવળજ્ઞાનના ભેદ બતાવ્યા છે, તો ત્યા એમ શકા કરવા યોગ્ય છે કે 'કશો પણ પુરુષાર્થ સિદ્ધ થતો ન હોય અને જેમા વિકલ્પનો અવકાશ ન હોય તેમા ભેદ પાડવાની પ્રવૃત્તિ જ્ઞાનીના વચનમા સભવતી નથી પ્રથમ સમય કેવળજ્ઞાન અને અપ્રથમ સમય કેવળજ્ઞાન એવો ભેદ પાડતા કેવળજ્ઞાનનું તારતમ્ય વધતું ઘટતુ હોય તો તે ભેદ સભવે, પણ તારતમ્યમા તેમ નથી, ત્યારે ભેદ પાડવાનું કારણ શુ?' એ આદિ પ્રશ્ન અત્રે સભવે છે, તે પર અને પ્રથમના પત્ર પર યથાશક્તિ વિચાર કર્તવ્ય છે

---

પ્રથમ ગણપતિ આદિની સ્તુતિ કરી છે તેથી, તેમ જ પાછળ જગતના પદાર્થોને આ... વર્ણવીને ઉપદેશ કર્યો છે તેથી, તેમ જ તેમા વેદાંતનું મુખ્યપણુ વર્ણવ્યું છે તે વગેરેથી કંઈ ... ભય ન પામતા, અથવા વિકલ્પ નહી પામતાં, આત્માર્થ વિષેના ગ્રંથકર્તાના વિચારોનુ અવલ... કરવા યોગ્ય છે આત્માર્થ વિચારવામા તેથી ક્રમે કરીને સુલભતા થાય છે

શ્રી દેવકરણજીને વ્યાખ્યાન કરવાનું રહે છે, તેથી અહંભાવાદિનો ભય રહે છે, તે સંભવિત છે

જેણે જેણે સદ્ગુરુને વિષે તથા તેમની દશાને વિષે વિશેષપણુ દીઠુ છે, તેને તેને ઘણું કરી અહંભાવ તથારૂપ પ્રસંગ જેવા પ્રસંગોમાં ઉદય થતો નથી, અથવા તરત શમાય છે તે અહંભાવ જો આગળથી ઝેર જેવો પ્રતીત કર્યો હોય, તો પૂર્વાપર તેનો સંભવ ઓછો થાય કંઈક ... ચાતુર્યાદિ ભાવે મીઠાશ સૂક્ષ્મપરિણતિએ પણ રાખી હોય, તો તે પૂર્વાપર વિશેષતા પામે છે, ... જ છે, નિશ્ચય ઝેર જ છે, પ્રગટ કાળકૂટ ઝેર છે, એમા કોઈ રીતે સંશય નથી, અને સંશય ... તે સંશય માનવો નથી, તે સંશયને અજ્ઞાન જ જાણવું છે, એવી તીવ્ર ખારાશ કરી મૂકી હોય, તે અહંભાવ ઘણું કરી બળ કરી શકતો નથી. વખતે તે અહંભાવને રોકવાથી નિરહંભાવતા ... તેનો પાછો અહંભાવ થઈ આવવાનુ બને છે, તે પણ આગળ ઝેર, ઝેર અને ઝેર માની રાખી વર્તા... હોય તો આત્માર્થને બાધ ન થાય.

તમ સર્વ મુમુક્ષુઓને નમસ્કાર યથાવિધિ પ્રાપ્ત ...

---

[ ૬૪૭ ] ૭૧૭ શ્રી આણંદ, આસો સુદ ૩, શુક્ર, ૧૯૫...

આત્માર્થી ભાઈ શ્રી મોહનલાલ[1] પ્રત્યે — ડરબન

તમારો લખેલો કાગળ મળ્યો હતો આ કાગળથી ટૂંકામાં ઉત્તર લખ્યો છે નાતાલમા ... કરવાથી તમારી કેટલીક સદ્વૃત્તિઓ વિશેષતા પામી છે, એમ પ્રતીતિ થાય છે, પણ તમારી ... વર્તવાની ઉત્કૃષ્ટ ઇચ્છા તેમા હેતુભૂત છે રાજકોટ કરતા નાતાલ કેટલીક રીતે તમારી વૃત્તિને ઉપ... કરી શકે એવુ ક્ષેત્ર ખરું, એમ માનવામા હાનિ નથી, કેમકે તમારી સરળતા સાચવવામા ... વિઘ્નનો ભય રહી શકે એવા પ્રપંચમાં અનુસરવાનું ઠગાણુ નાતાલમાં ઘણુ કરીને નહી, પણ ... સદ્વૃત્તિઓ વિશેષ બળવાન ન હોય અથવા નિર્બળ હોય, અને તેને ઇંગ્લંડાદિ દેશમા સ્વતંત્રપણે ... હોય, તો અભક્ષ્યાદિવિષેમા તે દોષિત થાય એમ લાગે છે જેમ તમને નાતાલ ક્ષેત્રમા પ્રપંચનો ... યોગ નહી હોવાથી તમારી સદ્વૃત્તિઓ વિશેષતા પામી, તેમ રાજકોટ જેવામા કઠણ પડે ... છે, પણ કોઈ સારા આર્યક્ષેત્રમા સત્સંગાદિ યોગમા તમારી વૃત્તિઓ નાતાલ કરતા પણ વિશેષ ... પામત એમ સંભવે છે તમારી વૃત્તિઓ જોતા તમને નાતાલ અનાર્યક્ષેત્રરૂપ અસર ... મારી માન્યતામા ઘણુ કરીને નથી, પણ સત્સંગાદિ યોગની ઘણુ કરીને પ્રાપ્તિ ન થાય ... આત્મનિરાકરણ ન થાય તે રૂપ હાનિ માનવી કંઈક વિશેષ યોગ્ય લાગે છે

અત્રેથી 'આર્ય આચારવિચાર' સાચવવા સંબંધી લખ્યુ હતું તે આવા ... હેતુ —'આર્ય આચાર' એટલે મુખ્ય કરીને દયા, સત્ય, ક્ષમાદિ ગુણોનું આચરણ તે, ... વિચાર' એટલે મુખ્ય કરીને આત્માનું અસ્તિત્વ, નિત્યત્વ, વર્તમાનકાળ સુધીમા તે સ્વરૂપનું ... તથા તે અજ્ઞાન અને અભાનના કારણો, તે કારણોની નિવૃત્તિ, અને તેમ થઈ અવ્યાબાધ ... અભાન એવા નિજપદને વિષે સ્વાભાવિક સ્થિતિ થવી તે એમ સંક્ષેપે મુખ્ય અર્થથી ...

વર્ણાશ્રમાદિ, વર્ણાશ્રમાદિપૂર્વક આચાર તે સદાચારના અંગભૂત જેવા છે ...

1 મહાત્મા ગાંધીજી.

લાગે છે, અને તે આદિ કારણથી માત્ર પહોચ લખવાનુ પણ કર્યું નથી. ચિત્તને સહેજ પણ અવલબન છે તે ખેચી લેવાથી આર્ત્તતા પામશે, એમ જાણી તે દયાના પ્રતિબધે આ પત્ર લખ્યું છે

સૂક્ષ્મસગરૂપ અને બાહ્યસગરૂપ દુસ્તર સ્વયભૂરમણસમુદ્ર ભુજાએ કરી જે વર્ધમાનાદિ પુરુષો તરી ગયા છે, તેમને પરમભક્તિથી નમસ્કાર હો! પડવાના ભયકર સ્થાનકે સાવચેત રહી, તથારૂપ સામર્થ્ય વિસ્તારી સિદ્ધિ સિદ્ધ કરી છે, તે પુરુષાર્થને સભારી રોમાચિત, અનંત અને મૌન એવું આશ્ચર્ય ઊપજે છે

---

[૬૨૨] ૬૯૭ મુંબઈ, અસાડ વદ ૮, રવિ, ૧૯૫૨

**ભુજાએ કરી જે સ્વયંભૂરમણસમુદ્ર તરી ગયા, તરે છે, અને તરશે તે સત્પુરુષોને નિષ્કામ ભક્તિથી ત્રિકાળ નમસ્કાર.**

શ્રી અબાલાલના લખેલા તથા શ્રી ત્રિભુવનના લખેલા તથા શ્રી દેવકરણજી આદિના લખેલા પત્રો પ્રાપ્ત થયા છે

પ્રારબ્ધરૂપ દુસ્તર પ્રતિબધ વર્તે છે, ત્યાં કઈ લખવું કે જણાવવુ તે કૃત્રિમ જેવુ લાગે છે, અને તેથી હમણા પત્રાદિની માત્ર પહોચ પણ લખવાનુ કર્યું નથી ઘણા પત્રોને માટે તેમ થયું છે, તેથી ચિત્તને વિશેષ મુઝાવારૂપ થશે, તે વિચારરૂપ દયાના પ્રતિબધે આ પત્ર લખ્યું છે આત્માને મૂળજ્ઞાનથી ચલાયમાન કરી નાખે એવા પ્રારબ્ધને વેદતા આવો પ્રતિબધ તે પ્રારબ્ધને ઉપકારનો હેતુ થાય છે, અને કોઈક વિકટ અવસરને વિષે એક વાર આત્માને મૂળજ્ઞાન વમાવી દેવા સુધીની સ્થિતિ પમાડે છે એમ જાણી, તેથી ડરીને વર્તવુ યોગ્ય છે, એમ વિચારી પત્રાદિની પહોચ લખી નથી, તે ક્ષમા કરવાની નમ્રતાસહિત પ્રાર્થના છે

અહો! જ્ઞાનીપુરુષની આશય ગભીરતા, ધીરજ અને ઉપશમ! અહો! અહો! વારવાર અહો! ૐ

---

[૬૨૪] ૬૯૮ મુંબઈ, શ્રાવણ સુદ ૫, શુક્ર, ૧૯૫૨

ૐ

'જિનાગમમા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય આદિ છ દ્રવ્ય કહ્યાં છે, તેમા કાળને દ્રવ્ય કહ્યું છે, અને અસ્તિકાય પાચ કહ્યા છે કાળને અસ્તિકાય કહ્યો નથી, તેનો શો હેતુ હોવો જોઈએ? કદાપિ કાળને અસ્તિકાય ન કહેવામા એવો હેતુ હોય કે ધર્માસ્તિકાયાદિ પ્રદેશના સમૂહરૂપે છે, અને પરમાણુ પુદ્ગલ તેવી યોગ્યતાવાળા દ્રવ્ય છે, કાળ તેવી રીતે નથી, માત્ર એક સમયરૂપ છે, તેથી કાળને અસ્તિકાય કહ્યો નથી ત્યા એમ આશકા થાય છે કે એક સમય પછી બીજો પછી ત્રીજો એમ સમયની ધારા વર્ત્યા જ કરે છે, અને તે ધારામા વચ્ચે અવકાશ નથી, તેથી એકબીજા સમયનું અનુસધાનપણુ અથવા સમૂહાત્મકપણુ સભવે છે, જેથી કાળ પણ અસ્તિકાય કહી શકાય. વળી સર્વજ્ઞને ત્રણ કાળનું જ્ઞાન થાય છે, એમ કહ્યુ છે તેથી પણ એમ સમજાય કે સર્વકાળનો સમૂહ જ્ઞાનગોચર થાય છે, અને સર્વ સમૂહ જ્ઞાનગોચર થતો હોય તો કાળ અસ્તિકાય સભવે છે, અને જિનાગમમા તેને અસ્તિકાય ગણ્યો નથી,' એ આશકા લખેલ, તેનુ સમાધાન નીચે લખ્યાથી વિચારવા યોગ્ય છે —

જિનાગમની એવી પ્રરૂપણા છે કે કાળ ઉપચારિક દ્રવ્ય છે, સ્વાભાવિક દ્રવ્ય નથી

જે પાચ અસ્તિકાય કહ્યા છે, તેની વર્તનાનું નામ મુખ્યપણે કાળ છે તે વર્તનાનું બીજુ નામ પર્યાય પણ છે જેમ ધર્માસ્તિકાય એક સમયે અસખ્યાત પ્રદેશના સમૂહરૂપે જણાય છે, તેમ કાળ સમૂહરૂપે જણાતો નથી એક સમય વર્તી લય પામે ત્યાર પછી બીજો સમય ઉત્પન્ન થાય છે. તે સમય દ્રવ્યની વર્તનાનો સૂક્ષ્મમા સૂક્ષ્મ ભાગ છે.

ॐ

# આત્મ-સિદ્ધિ*

[૬૯૦] ૭૧૮ નડિયાદ, આસો વદ ૧, ગુરુ, ૧૯૫૨

જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત,
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત ૧

જે આત્મસ્વરૂપ સમજ્યા વિના ભૂતકાળે હું અનંત દુઃખ પામ્યો, તે પદ જેણે સમજાવ્યું એટલે ભવિષ્યકાળે ઉત્પન્ન થવા યોગ્ય એવા અનંત દુઃખ પામત તે મૂળ છેદ્યું એવા શ્રી સદ્ગુરુ ભગવાનને નમસ્કાર કરું છું ૧

વર્તમાન આ કાળમાં, મોક્ષમાર્ગ બહુ લોપ,
[1]વિચારવા આત્માર્થીને ભાખ્યો અત્ર અગોપ્ય ૨

---

* આ 'આત્મસિદ્ધિશાસ્ત્ર'ની ૧૪૨ ગાથા 'આત્મસિદ્ધિ' તરીકે સં. ૧૯૫૨ના આસો વદ ૧ ગુરુવારે નડિયાદમાં શ્રીમદ્‌ની સ્થિરતા હતી ત્યારે રચી હતી. આ ગાથાઓના ટૂંક અર્થ [illegible] પરમ મુમુક્ષુ શ્રી અંબાલાલ લાલચંદે કરેલ છે જે શ્રીમદ્‌ની દૃષ્ટિ તળે તે વખતે [illegible] (જુઓ આંક ૭૩૦નો પત્ર) આ ઉપરાંત શ્રીમદ્ રાજચંદ્રના પત્રો અને [illegible] ૪૪૨, ૪૪૪, ૪૪૫, ૪૪૬, ૪૪૭ [illegible] ૮૫૦ ૮૫૧, ના પત્રો [illegible] વિવેચન રૂપે લખેલ છે, જે આત્મસિદ્ધિ રચી તેને [illegible] છે આ વિવેચન જે જે ગાથા સંબંધી છે તે તે ગાથા નીચે આપેલ છે

1 પાઠાંતર - ગુરુ શિષ્ય સંવાદથી, ભાખું તે અગોપ્ય

અનતા છે પાંચ પરમાણુઓ એકત્ર મળેલા એવા પચાણુકસ્કધ અનતા છે એમ છ પરમાણુ, સાત પરમાણુ, આઠ પરમાણુ, નવ પરમાણુ, દશ પરમાણુ એકત્ર મળેલા એવા અનતા સ્કધ છે તેમ જ અગિયાર પરમાણુ, યાવત્ સો પરમાણુ, સખ્યાત પરમાણુ, અસખ્યાત પરમાણુ તથા અનત પરમાણુ મળેલા એવા અનતા સ્કધ છે

'ધર્મદ્રવ્ય' એક છે તે અસખ્યાતપ્રદેશપ્રમાણુ લોકવ્યાપક છે 'અધર્મદ્રવ્ય' એક છે તે પણ અસખ્યાતપ્રદેશપ્રમાણુ લોકવ્યાપક છે 'આકાશદ્રવ્ય' એક છે તે અનતપ્રદેશપ્રમાણુ છે, લોકાલોકવ્યાપક છે લોકપ્રમાણુ આકાશ અસખ્યાતપ્રદેશાત્મક છે

'કાળદ્રવ્ય' એ પાચ અસ્તિકાયનો વર્તનારૂપ પર્યાય છે, એટલે ઉપચારિક દ્રવ્ય છે, વસ્તુતાએ તો પર્યાય જ છે, અને પળ, વિપળથી માડી વર્ષાદિપર્યત જે કાળ સૂર્યની ગતિ પરથી સમજાય છે, તે 'વ્યાવહારિક કાળ' છે, એમ શ્વેતામ્બરાચાર્યો કહે છે દિગમ્બરાચાર્યો પણ એમ કહે છે, પણ વિશેષમા એટલુ કહે છે, કે લોકાકાશના એકેક પ્રદેશે એકેક કાલાણુ રહેલો છે, જે અવર્ણ, અગધ, અરસ, અસ્પર્શ છે, અગુરુલઘુ સ્વભાવવાન છે તે કાલાણુઓ વર્તનાપર્યાય અને વ્યાવહારિક કાળને નિમિત્તોપકારી છે તે કાલાણુઓ 'દ્રવ્ય' કહેવા યોગ્ય છે, પણ 'અસ્તિકાય' કહેવા યોગ્ય નથી, કેમકે એકબીજા તે અણુઓ મળીને ક્રિયાની પ્રવૃત્તિ કરતા નથી, જેથી બહુપ્રદેશાત્મક નહી હોવાથી 'કાળદ્રવ્ય' અસ્તિકાય કહેવા યોગ્ય નથી, અને વિવેચનમા પણુ પચાસ્તિકાયમા તેનું ગૌણરૂપે સ્વરૂપ કહીએ છીએ

'આકાશ' અનતપ્રદેશપ્રમાણુ છે તેમા અસખ્યાતપ્રદેશપ્રમાણુમા ધર્મ, અધર્મ દ્રવ્ય વ્યાપક છે ધર્મ, અધર્મ દ્રવ્યનો એવો સ્વભાવ છે કે, જીવ અને પુદ્ગલ તેની સહાયતાના નિમિત્તથી ગતિ અને સ્થિતિ કરી શકે છે, જેથી ધર્મ, અધર્મ દ્રવ્યના વ્યાપકપણા પર્યત જ જીવ અને પુદ્ગલની ગતિ, સ્થિતિ છે, અને તેથી લોકમર્યાદા ઉત્પન્ન થાય છે

જીવ, પુદ્ગલ, અને ધર્મ, અધર્મ દ્રવ્યપ્રમાણુ આકાશ એ પાચ જ્યા વ્યાપક છે તે 'લોક' કહેવાય છે

---

[૬૩૦] ૭૦૦ કાવિઠા, શ્રાવણ વદ, ૧૯૫૨

શરીર કોનું છે? મોહનુ છે માટે અસગભાવના રાખવી યોગ્ય છે

---

[૬૩૧] ૭૦૧ રાળજ, શ્રાવણ વદ ૧૩, શનિ, ૧૯૫૨

૧ 'અમુક પદાર્થના જવા આવવાદિના પ્રસગમા ધર્માસ્તિકાયાદિના અમુક પ્રદેશે ક્રિયા થાય છે, અને જો એ પ્રમાણે થાય તો વિભાગપણુ થાય, જેથી તે પણ કાળના સમયની પેઠે અસ્તિકાય ન કહી શકાય' એ પ્રશ્નનું સમાધાન — જેમ ધર્માસ્તિકાયાદિના સર્વ પ્રદેશ એક સમયે વર્તમાન છે, અર્થાત્ વિદ્યમાન છે, તેમ કાળના સર્વ સમય કઈ એક સમયે વિદ્યમાન હોતા નથી, અને વળી દ્રવ્યના વર્તનાપર્યાય સિવાય કાળનું કઈ જુદુ દ્રવ્યત્વ નથી, કે તેના અસ્તિકાયત્વનો સભવ થાય અમુક પ્રદેશે ધર્માસ્તિકાયાદિને વિષે ક્રિયા થાય અને અમુક પ્રદેશે ન થાય તેથી કઈ તેના અસ્તિકાયપણાનો ભગ થતો નથી, માત્ર એકપ્રદેશાત્મક તે દ્રવ્ય હોય, અને સમૂહાત્મક થવાની તેમા યોગ્યતા ન હોય તો તેના અસ્તિકાયપણાનો ભગ થાય, એટલે કે, તો તે 'અસ્તિકાય' કહેવાય નહી પરમાણુ એકપ્રદેશાત્મક છે, તોપણુ તેવા બીજા પરમાણુઓ મળી તે સમૂહાત્મકપણુ પામે છે માટે તે 'અસ્તિકાય' (પુદ્ગલાસ્તિકાય) કહેવાય છે વળી એક પરમાણુમા પણ અનતપર્યાયાત્મકપણુ છે, અને કાળના એક સમયમા કઈ અનતપર્યાયાત્મકપણુ નથી, કેમકે તે પોતે જ વર્તમાન એકપર્યાય

માનાદિ કામનાએ આત્મજ્ઞાની કહેવરાવું છું,' એમ જે સમજવામા આવતું નથી તે સમજે, અને વૈરાગ્યાદિ સાધનો પ્રથમ તો આત્મામા ઉત્પન્ન કરો કે જેથી આત્મજ્ઞાનની સન્મુખતા થાય (૬)

ત્યાગ વિરાગ ન ચિત્તમા, થાય ન તેને જ્ઞાન,
અટકે ત્યાગ વિરાગમા, તો ભૂલે નિજભાન ૭

જેના ચિત્તમાં ત્યાગ અને વૈરાગ્યાદિ સાધનો ઉત્પન્ન થયા ન હોય તેને જ્ઞાન ન થાય, અને જ ત્યાગ વિરાગમા જ અટકી રહી, આત્મજ્ઞાનની આકાક્ષા ન રાખે, તે પોતાનું ભાન ભૂલે, અર્થાત્ અજ્ઞાન પૂર્વક ત્યાગવૈરાગ્યાદિ હોવાથી તે પૂજાસત્કારાદિથી પરાભવ પામે, અને આત્માર્થ ચૂકી જાય ૭

જેના અ ત.કરણમા ત્યાગવૈરાગ્યાદિ ગુણો ઉત્પન્ન થયા નથી એવા જીવને આત્મજ્ઞાન ન હોય કેમકે મલિન અ ત:કરણરૂપ દર્પણમા આત્મોપદેશનુ પ્રતિબિ બ પડવુ ઘટતુ નથી તેમ જ ન ત્યાગવૈરાગ્યમા રાચીને કૃતાર્થતા માને તે પણ પોતાના આત્માનું ભાન ભૂલે અર્થાત્ આત્મજ્ઞાન નહી હોવાથી અજ્ઞાનનુ સહચારીપણુ છે, જેથી તે ત્યાગવૈરાગ્યાદિનુ માન ઉત્પન્ન કરવા અર્થે અને માન [illegible] સર્વ સ યમાદિ પ્રવૃત્તિ થઈ જાય, જેથી સ સારનો ઉચ્છેદ ન થાય, માત્ર ત્યાં જ અટકવુ થાય અર્થાત્ તે આત્મજ્ઞાનને પામે નહી એમ ક્રિયાજડને સાધન-ક્રિયા અને તે સાધનનું જેથી સફળપણું [illegible] છે એવા આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો અને શુષ્કજ્ઞાનીને ત્યાગ વૈરાગાદિ સાધનનો ઉપદેશ કરી વચનજ્ઞાનમા કલ્યાણ નથી એમ પ્રેર્યું (૭)

જ્યા જ્યા જે જે યોગ્ય છે, તહા સમજવુ તેહ,
ત્યા ત્યા તે તે આચરે, આત્માર્થી જન એહ ૮

જ્યા જ્યા જે જે યોગ્ય છે, ત્યા ત્યા તે તે સમજે, અને ત્યા ત્યા તે તે આચરે એ આત્માર્થી પુરુષના લક્ષણો છે ૮

જે જે ઠેકાણે જે જે યોગ્ય છે એટલે જ્યા ત્યાગવૈરાગ્યાદિ યોગ્ય હોય ત્યા ત્યાગવૈરાગ્યાદિ સમજે, જ્યા આત્મજ્ઞાન યોગ્ય હોય ત્યાં આત્મજ્ઞાન સમજે, એમ જે જ્યા જોઈએ તે ત્યા સમજવુ અને ત્યા ત્યા તે તે પ્રમાણે પ્રવર્તવું, એ આત્માર્થી જીવનું લક્ષણ છે અર્થાત્ મતાર્થી હોય કે માનાર્થી હોય તે યોગ્ય માર્ગને ગ્રહણ ન કરે અથવા ક્રિયામા જ જેને દુરાગ્રહ થયો છે, અથવા શુષ્કજ્ઞાનના જ અભિમાનમાં જેણે જ્ઞાનીપણુ માની લીધુ છે, તે ત્યાગવૈરાગ્યાદિ સાધનને કે આત્મજ્ઞાનને ગ્રહણ ન કરી શકે

જે આત્માર્થી હોય તે જ્યા જ્યા જે જે કરવુ ઘટે છે તે તે કરે અને જ્યા જ્યા જે જે સમજવુ ઘટે છે તે તે સમજે, અથવા જ્યા જ્યા જે જે સમજવુ ઘટે છે તે તે સમજે અને જ્યા જે જે આચરવુ ઘટે છે તે તે આચરે, તે આત્માર્થી કહેવાય

અત્રે 'સમજવુ' અને 'આચરવુ' એ બે સામાન્ય પદે છે પણ વિભાગપૂર્વક કહેવાનો [illegible] એવો પણ છે કે જે જે જ્યા સમજવુ ઘટે તે તે ત્યા સમજવાની કામના જેને છે અને જે જે આચરવુ ઘટે તે તે ત્યા આચરવાની જેને કામના છે તે પણ આત્માર્થી કહેવાય (૮)

સેવે સદ્ગુરુચરણને, ત્યાગી દઈ નિજપક્ષ,
પામે તે પરમાર્થને, નિજપદનો લે લક્ષ ૯

પોતાના પક્ષને છોડી દઈ, જે સદ્ગુરુના ચરણને સેવે તે પરમાર્થને પામે અને [illegible] રૂપનો લક્ષ તેને થાય ૯

ઘણાને ક્રિયાજડત્વ વર્તે છે અને ઘણાને શુષ્કજ્ઞાનીપણુ વર્તે છે તેનું શું કારણ [illegible] એવી આશ કા કરી તેનું સમાધાન — સદ્ગુરુના ચરણને જે પોતાનો પક્ષ છોડી [illegible]

વિચારવાન પુરુષ છોડી દઈ, પ્રથમથી જ તે પ્રકારે વર્તે છે તમે પોતે બાહ્યક્રિયાનો વિધિનિષેધાગ્રહ વિસર્જનવત્ કરી દઈ, અથવા તેમા અંતરપરિણામે ઉદાસીન થઈ, દેહ અને તેના સંબંધી સંબંધનો વારંવારનો વિક્ષેપ છોડી દઈ, યથાર્થ આત્મભાવનો વિચાર કરવાનું લક્ષગત કરો તો તે જ સાર્થક છે છેલ્લે અવસરે અનશનાદિ કે સંસ્તરાદિક કે સંલેખનાદિક ક્રિયા કવચિત્ બનો કે ન બનો તોપણ જે જીવને ઉપર કહ્યો તે ભાવ લક્ષગત છે, તેનો જન્મ સફળ છે, અને ક્રમે કરી તે નિઃશ્રેયને પ્રાપ્ત થાય છે

તમને બાહ્યક્રિયાદિનો કેટલાંક કારણથી વિશેષ વિધિનિષેધ લક્ષ જોઈને અમને ખેદ થતો કે આમા કાળ વ્યતીત થતાં આત્માવસ્થા કેટલી સ્વસ્થતા ભજે છે, અને શું યથાર્થ સ્વરૂપનો વિચાર કરી શકે છે, કે તમને તેનો આટલો બધો પરિચય ખેદનો હેતુ લાગતો નથી? સહજમાત્ર જેમા ઉપયોગ દીધો હોય તો ચાલે તેવું છે, તેમા લગભગ 'જાગૃતિ'કાળનો ઘણો ભાગ વ્યતીત થવા જેવુ થાય છે તે કેને અર્થે? અને તેનું શું પરિણામ? તે શા માટે તમને ધ્યાનમા આવતું નથી? તે વિષે કવચિત્ કંઈ પ્રેરવાની ઇચ્છા થયેલી સંભવે છે, પણ તમારી તથારૂપ રુચિ અને સ્થિતિ ન દેખાવાથી પ્રેરણા કરતા કરતા વૃત્તિ સંક્ષેપી લીધેલી હજી પણ તમારા ચિત્તમા આ વાતને અવકાશ આપવા યોગ્ય અવસર છે લોકો માત્ર વિચારવાન કે સમ્યગ્દૃષ્ટિ સમજે તેથી કલ્યાણ નથી, અથવા બાહ્યવ્યવહારના ઘણા વિધિનિષેધના કર્તૃત્વના માહાત્મ્યમા કંઈ કલ્યાણ નથી, એમ અમને તો લાગે છે આ કંઈ એકાંતિક દૃષ્ટિએ લખ્યું છે અથવા અન્ય કંઈ હેતુ છે, એમ વિચારવુ છોડી દઈ, જે કંઈ તે વચનોથી અંતર્મુખવૃત્તિ થવાની પ્રેરણા થાય તે કરવાનો વિચાર રાખવો એ જ સુવિચારદૃષ્ટિ છે

લોકસમુદાય કોઈ ભલો થવાનો નથી, અથવા સ્તુતિનિંદાના પ્રયત્નાર્થે આ દેહની પ્રવૃત્તિ તે વિચારવાનને કર્ત્તવ્ય નથી બાહ્યક્રિયાના અંતર્મુખવૃત્તિ વગરના વિધિનિષેધમા કંઈ પણ વાસ્તવ્ય કલ્યાણ રહ્યું નથી ગચ્છાદિ ભેદને નિર્વાહવામા, નાના પ્રકારના વિકલ્પો સિદ્ધ કરવામા આત્માને આવરણ કરવા બરાબર છે અનેકાંતિક માર્ગ પણ સમ્યક્ એકાંત એવા નિજપદની પ્રાપ્તિ કરાવવા સિવાય બીજા અન્ય હેતુએ ઉપકારી નથી, એમ જાણી લખ્યું છે તે માત્ર અનુકંપાબુદ્ધિએ, નિરાગ્રહથી, નિષ્કપટતાથી, નિર્દંભતાથી, અને હિતાર્થે લખ્યું છે, એમ જો તમે યથાર્થ વિચારશો તો દૃષ્ટિગોચર થશે, અને વચનનું ગ્રહણ કે પ્રેરણા થવાનો હેતુ થશે

---

[ ૬૩૩ ] ૭૦૩ રાળજ, ભાદરવા સુદ ૮, ૧૯૫૨

કેટલાક પ્રશ્નોનું સમાધાન જાણવાની જિજ્ઞાસા રહે એ સ્વાભાવિક છે

'ઘણુ કરીને બધા માર્ગોમાં મનુષ્યપણાને મોક્ષનુ એક સાધન જાણી બહુ વખાણ્યું છે, અને જીવને જેમ તે પ્રાપ્ત થાય એટલે તેની વૃદ્ધિ થાય તેમ કેટલાક માર્ગોમા ઉપદેશ કર્યો દેખાય છે જિનોક્ત માર્ગને વિષે તેવો ઉપદેશ કર્યો દેખાતો નથી વેદોક્ત માર્ગમા અપુત્રને ગતિ નથી, એ આદિ કારણથી તથા ચાર આશ્રમને ક્રમાદિથી કરીને વિચારતા મનુષ્યની વૃદ્ધિ થાય તેવો ઉપદેશ કર્યો દૃષ્ટિગોચર થાય છે જિનોક્ત માર્ગમા તેથી ઊલટું જોવામા આવે છે, અર્થાત્ તેમ નહી કરતા ગમે ત્યારે જીવ વૈરાગ્ય પામે તો સંસાર ત્યાગ કરી દેવો એવો ઉપદેશ જોવામા આવે છે, તેથી ઘણા ગૃહસ્થાશ્રમને પામ્યા વિના ત્યાગી થાય, અને મનુષ્યની વૃદ્ધિ અટકે, કેમકે તેમના અત્યાગથી જે કંઈ તેમને સંતાનોત્પત્તિનો સંભવ રહેત તે ન થાય અને તેથી વંશનો નાશ થવા જેવુ થાય, જેથી દુર્લભ એવુ મનુષ્યપણુ જે મોક્ષસાધનરૂપ ગણ્યું છે, તેની વૃદ્ધિ અટકે છે, માટે તેવો અભિપ્રાય જિનનો કેમ હોય?' તે જાણવા આદિ વિચારનું પ્રશ્ન લખ્યું છે, તેનું સમાધાન વિચારવા અર્થે અત્રે લખ્યું છે.

માનાદિ કામનાએ આત્મજ્ઞાની કહેવરાવું છુ,' એમ જે સમજવામાં આવતુ નથી તે સમજો, અને વૈરાગ્યાદિ સાધનો પ્રથમ તો આત્મામા ઉત્પન્ન કરો કે જેથી આત્મજ્ઞાનની સન્મુખતા થાય (૬)

ત્યાગ વિરાગ ન ચિત્તમા, થાય ન તેને જ્ઞાન,
અટકે ત્યાગ વિરાગમા, તો ભૂલે નિજભાન ૭

જેના ચિત્તમા ત્યાગ અને વૈરાગ્યાદિ સાધનો ઉત્પન્ન થયા ન હોય તેને જ્ઞાન ન થાય, અને જે ત્યાગ વિરાગમા જ અટકી રહી, આત્મજ્ઞાનની આકાક્ષા ન રાખે, તે પોતાનુ ભાન ભૂલે, અર્થાત્ અજ્ઞાન પૂર્વક ત્યાગવૈરાગ્યાદિ હોવાથી તે પૂજાસત્કારાદિથી પરાભવ પામે, અને આત્માર્થ ચૂકી જાય ૭

જેના અ ત.કરણમા ત્યાગવૈરાગ્યાદિ ગુણો ઉત્પન્ન થયા નથી એવા જીવને આત્મજ્ઞાન ન થાય કેમકે મલિન અ ત:કરણરૂપ દર્પણમા આત્મોપદેશનુ પ્રતિબિ બ પડવુ ઘટતુ નથી તેમ જ માત્ર ત્યાગવૈરાગ્યમા રાચીને કૃતાર્થતા માને તે પણ પોતાના આત્માનુ ભાન ભૂલે અર્થાત્ આત્જ્ઞાન નહી હોવાથી અજ્ઞાનનુ સહચારીપણુ છે, જેથી તે ત્યાગવૈરાગ્યાદિનુ માન ઉત્પન્ન કરવા અર્થે અને માનાર્થે સર્વ સ યમાદિ પ્રવૃત્તિ થઈ જાય, જેથી સ સારનો ઉચ્છેદ ન થાય, માત્ર ત્યા જ અટકવુ થાય અર્થાત તે આત્મજ્ઞાનને પામે નહી એમ ક્રિયાજડને સાધન-ક્રિયા અને તે સાધનનું જેથી સફળપણુ થાય છે એવા આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો અને શુષ્કજ્ઞાનીને ત્યાગ વૈરાગાદિ સાધનનો ઉપદેશ કરી વાચા જ્ઞાનમાં કલ્યાણ નથી એમ પ્રેર્યું (૭)

જ્યા જ્યા જે જે યોગ્ય છે, તહા સમજવુ તેહ,
ત્યાં ત્યા તે તે આચરે, આત્માર્થી જન એહ ૮

જ્યા જ્યાં જે જે યોગ્ય છે, ત્યા ત્યા તે તે સમજે, અને ત્યા ત્યાં તે તે આચરે એ આત્માર્થી પુરુષના લક્ષણો છે ૮

જે જે ઠેકાણે જે જે યોગ્ય છે એટલે જ્યાં ત્યાગવૈરાગ્યાદિ યોગ્ય હોય ત્યાં ત્યાગવૈરાગ્યાદિ સમજે, જ્યા આત્મજ્ઞાન યોગ્ય હોય ત્યા આત્મજ્ઞાન સમજે, એમ જે જ્યા જોઈએ તે ત્યાં સમજવું અને ત્યા ત્યા તે તે પ્રમાણે પ્રવર્તવુ, એ આત્માર્થી જીવનું લક્ષણ છે અર્થાત્ મતાર્થી હોય કે માનાર્થી હોય તે યોગ્ય માર્ગને ગ્રહણ ન કરે અથવા ક્રિયામા જ જેને દુરાગ્રહ થયો છે, અથવા શુષ્કજ્ઞાનના જ અભિમાનમાં જેણે જ્ઞાનીપણુ માની લીધુ છે, તે ત્યાગવૈરાગ્યાદિ સાધનને અથવા આત્મજ્ઞાનને ગ્રહણ ન કરી શકે

જે આત્માર્થી હોય તે જ્યા જ્યા જે જે કરવુ ઘટે છે તે તે કરે અને જ્યા જ્યા જે જે સમજવુ ઘટે છે તે તે સમજે, અથવા જ્યા જ્યા જે જે સમજવુ ઘટે છે તે તે સમજે અને જ્યાં જે જે આચરવુ ઘટે છે તે તે આચરે, તે આત્માર્થી કહેવાય

અત્રે 'સમજવુ' અને 'આચરવુ' એ બે સામાન્ય પદે છે પણ વિભાગપદે કહેવાનો આશય એવો પણ છે કે જે જે જ્યા સમજવુ ઘટે તે તે ત્યાં સમજવાની કામના જેને છે અને જે જે જ્યા આચરવુ ઘટે તે તે ત્યા આચરવાની જેને કામના છે તે પણ આત્માર્થી કહેવાય (૮)

સેવે સદ્‌ગુરુચરણને, ત્યાગી દઈ નિજપક્ષ,
પામે તે પરમાર્થને, નિજપદનો લે લક્ષ ૯

પોતાના પક્ષને છોડી દઈ, જે સદ્‌ગુરુના ચરણને સેવે તે પરમાર્થને પામે, અને આત્મસ્વરૂપનો લક્ષ તેને થાય ૯

ઘણાને ક્રિયાજડત્વ વર્તે છે, અને ઘણાને શુષ્કજ્ઞાનીપણુ વર્તે છે તેનુ શુ કારણ હોવુ જોઈએ? એવી આશ કા કરી તેનુ સમાધાન — સદ્‌ગુરુના ચરણને જે પોતાનો પક્ષ એટલે મત છોડી દઈ સેવે

વૈરાગ્યવાન પુરુષ ગૃહસ્થાશ્રમ પામ્યા પહેલા ત્યાગ કરે તો તેણે યોગ્ય કર્યું છે, એમ જિનસિદ્ધાત પ્રાયે કહે છે, કેમકે અપૂર્વ એવા સાધનો પ્રાપ્ત થયે ભોગાદિ ભોગવવાના વિચારમા પડવું, અને તેની પ્રાપ્તિ અર્થે પ્રયત્ન કરી પોતાનું પ્રાપ્ત આત્મસાધન ગુમાવવા જેવુ કરવુ, અને પોતાથી સતતિ થશે તે મનુષ્યદેહ પામશે તે મોક્ષ સાધનરૂપ થશે, એવી મનોરથમાત્ર કલ્પનામા પડવુ તે મનુષ્યપણાનું ઉત્તમપણુ ટાળીને પશુવત્ કરવા જેવુ થાય

ઇદ્રિયાદિ શાત થયા નથી, જ્ઞાનીપુરુષની દૃષ્ટિમાં હજી જે ત્યાગ કરવાને યોગ્ય નથી, એવા કોઈ મદ કે મોહવૈરાગ્યવાન જીવને ત્યાગ લેવો પ્રશસ્ત જ છે, એમ કઈ જિનસિદ્ધાત એકાતે નથી

પ્રથમથી જ જેને ઉત્તમ સસ્કારવાળો વૈરાગ્ય ન હોય તે પુરુષ કદાપિ ત્યાગનો પરિણામે લક્ષ રાખી આશ્રમપૂર્વક પ્રવર્તે તો તેણે એકાતે ભૂલ જ કરી છે, અને ત્યાગ જ કર્યો હોત તો ઉત્તમ હતું, એમ પણ જિનસિદ્ધાત નથી માત્ર મોક્ષસાધનનો પ્રસગ પ્રાપ્ત થયે તે પ્રસગ જતો કરવો ન જોઈએ, એમ જિનનો ઉપદેશ છે

ઉત્તમ સસ્કારવાળા પુરુષો ગૃહસ્થાશ્રમ કર્યા સિવાય ત્યાગ કરે તેથી મનુષ્યની વૃદ્ધિ અટકે, તેથી મોક્ષસાધનના કારણ અટકે એ વિચારવું અલ્પ દૃષ્ટિથી યોગ્ય દેખાય, પણ તથારૂપ ત્યાગ વૈરાગ્યનો યોગ પ્રાપ્ત થયે, મનુષ્યદેહનું સફળપણુ થવા અર્થે, તે યોગનો અપ્રમત્તપણે વિલબ વગર લાભ પ્રાપ્ત કરવો, તે વિચાર તો પૂર્વાપર અવિરુદ્ધ અને પરમાર્થદૃષ્ટિથી સિદ્ધ કહેવાય આયુષ્ય સપૂર્ણ છે તથા આપણે સતતિ થાય તો તેઓ મોક્ષસાધન કરશે એવો નિશ્ચય કરી, સતતિ થશે જ એવુ માન્ય રાખી, પાછો આવો ને આવો ત્યાગ પ્રકાશિત થશે, એવું ભવિષ્ય કલ્પીને આશ્રમપૂર્વક પ્રવર્તવાનું કયો વિચારવાન એકાતે યોગ્ય ગણે ? પોતાના વૈરાગ્યમા મદપણું ન હોય, અને જ્ઞાની-પુરુષ જેને ત્યાગ કરવા યોગ્ય ગણતા હોય, તેણે બીજા મનોરથમાત્ર કારણોનો અથવા અનિશ્ચિત કારણોનો વિચાર છોડી દઈ નિશ્ચિત અને પ્રાપ્ત ઉત્તમ કારણનો આશ્રય કરવો એ જ ઉત્તમ છે, અને એ જ મનુષ્યપણાનું સાર્થક છે, બાકી વૃદ્ધિ આદિની તો કલ્પના છે, ખરેખરો મોક્ષમાર્ગ નાશ કરી માત્ર મનુષ્યની વૃદ્ધિ કરવાની કલ્પના કર્યા જેવુ કરીએ તો બને.

એ આદિ ઘણા કારણોથી પરમાર્થદૃષ્ટિથી જે બોધ્યું છે તે જ યોગ્ય જોવામાં આવે છે ઉપયોગ આવાં પ્રશ્નોત્તરમા વિશેષ કરી પ્રેરવો કઠણ પડે છે, તોપણ સક્ષેપમા જે કંઈ લખવાનું બન્યું તે ઉદીરણાવત્ કરીને લખ્યું છે

જ્યા સુધી અને ત્યા સુધી જ્ઞાનીપુરુષના વચનને લૌકિક આશયમા ન ઉતારવા, અથવા અલૌકિક દૃષ્ટિએ વિચારવા યોગ્ય છે, અને જ્યા સુધી બને ત્યા સુધી લૌકિક પ્રશ્નોત્તરમા પણ વિશેષ ઉપકાર વિના પડવુ ન ઘટે, તેવા પ્રસગોથી કેટલીક વાર પરમાર્થદૃષ્ટિ ક્ષોભ પમાડવા જેવુ પરિણામ આવે છે

વડના ટેટા કે પીપળના પીપાનું રક્ષણ પણ કઈ તેના વશવૃદ્ધિને અર્થે કરવાના હેતુથી અભક્ષ્ય કહ્યા છે, એમ સમજવુ યોગ્ય નથી તેમા કોમળપણુ હોય છે ત્યારે અનતકાયનો સભવ છે, તથા તેને બદલે બીજી ઘણી ચીજોથી નિષ્પાપપણે રહી શકાય છે, છતા તે જ અગીકાર કરવાની ઇચ્છા રાખવી તે વૃત્તિનું ઘણુ તુચ્છપણુ થાય છે, તેથી તે અભક્ષ્ય કહ્યા છે, તે યથાર્થ લાગવા યોગ્ય છે

પાણીના ટીપામા અસખ્યાત જીવ છે એ વાત ખરી છે, પણ ઉપર દર્શાવ્યા જે વડના ટેટા વગેરેના કારણો તેવા કારણો તેમા રહ્યા નથી, તેથી તે અભક્ષ્ય કહ્યુ નથી, જો કે તેવું પાણી વાપરવાની પણ આજ્ઞા છે, એમ કહ્યુ નથી, અને તેથી પણ અમુક પાપ થાય એવો ઉપદેશ છે

આગળના* કાગળમા બીજના સચિત–અચિત સબધી સમાધાન લખ્યું છે તે કોઈ એક વિશેષ હેતુથી સક્ષેપ્યું છે પરપરા રૂઢિ પ્રમાણે લખ્યું છે, તથાપિ તેમા કઈક વિશેષ ભેદ સમજાય છે, તે

* પત્ર ૭૦૧–૪

અસદ્‌ગુરુથી તરાશે એમા કશો સંદેહ નથી

અને અશોચ્યા કેવળી જેમણે પૂર્વે કોઈ પાસેથી ધર્મ સાભળ્યો નથી તેને કોઈ તથારૂપ આવરણના ક્ષયથી જ્ઞાન ઊપજ્યુ છે, એમ શાસ્ત્રમા નિરૂપણ કર્યું છે, તે આત્માનુ માહાત્મ્ય દર્શાવવા, અને જેને સદ્‌ગુરુયોગ ન હોય તેને જાગ્રત કરવા, તે તે અનેકાંતમાર્ગ નિરૂપણ કરવા દર્શાવ્યું છે, પણ સદ્‌ગુરુઆજ્ઞાએ પ્રવર્તવાનો માર્ગ ઉપેક્ષિત કરવા દર્શાવ્યું નથી વળી એ સ્થળે તો ઊલટુ તે માર્ગ ઉપર દૃષ્ટિ આવવા વધારે સબળ કર્યું છે, અને કહ્યુ છે કે તે અશોચ્યા કેવળી[1] .અર્થાત્ અશોચ્યા કેવળીનો આ પ્રસગ સાભળીને કોઈએ જે શાશ્વતમાર્ગ ચાલ્યો આવે છે, તેના નિષેધ પ્રત્યે જવુ એવો આશય નથી એમ નિવેદન કર્યું છે

કોઈ તીવ્ર આત્માર્થીને એવો કદાપિ સદ્‌ગુરુનો યોગ ન મળ્યો હોય, અને તેની તીવ્ર કામનામાં ને કામનામા જ નિજવિચારમા પડવાથી, અથવા તીવ્ર આત્માર્થને લીધે નિજવિચારમા પડવાથી, આત્મજ્ઞાન થયું હોય તો તે સદ્‌ગુરુમાર્ગનો ઉપેક્ષિત નહી એવો, અને સદ્‌ગુરુથી પોતાને જ્ઞાન મળ્યું નથી માટે મોટો છુ એવો નહી હોય, તેને થયું હોય, એમ વિચારી વિચારવાન જીવે શાશ્વત મોક્ષમાર્ગનો લોપ ન થાય તેવુ વચન પ્રકાશવુ જોઈએ

એક ગામથી બીજે ગામ જવુ હોય અને તેનો માર્ગ દીઠો ન હોય એવો પોતે પચાશ વર્ષનો પુરુષ હોય, અને લાખો ગામ જોઈ આવ્યો હોય તેને પણ તે માર્ગની ખબર પડતી નથી, અને કોઈને પૂછે ત્યારે જણાય છે, નહી તો ભૂલ ખાય છે, અને તે માર્ગને જાણનાર એવુ દશ વર્ષનું બાળક પણ તેને તે માર્ગ દેખાડે છે તેથી તે પહોચી શકે છે, એમ લૌકિકમા અથવા વ્યવહારમાં પણ પ્રત્યક્ષ છે માટે જે આત્માર્થી હોય, અથવા જેને આત્માર્થની ઇચ્છા હોય તેણે સદ્‌ગુરુના યોગે તરવાના કામી જીવનું કલ્યાણ થાય એ માર્ગ લોપવો ઘટે નહી, કેમકે તેથી સર્વ જ્ઞાનીપુરુષની આજ્ઞા લોપવા બરાબર થાય છે

પૂર્વે સદ્‌ગુરુનો યોગ તો ઘણી વખત થયો છે, છતાં જીવનુ કલ્યાણ થયું નહી, જેથી સદ્‌ગુરુના ઉપદેશનું એવુ કંઈ વિશેષપણુ દેખાતું નથી, એમ આશંકા થાય તો તેનો ઉત્તર બીજા પદમા જ કહ્યો છે કે —

જે પોતાના પક્ષને ત્યાગી દઈ સદ્‌ગુરુના ચરણને સેવે, તે પરમાર્થને પામે અર્થાત્ પૂર્વે સદ્‌ગુરુનો યોગ થવાની વાત સત્ય છે, પરંતુ ત્યા જીવે તેને સદ્‌ગુરુ જાણ્યા નથી, અથવા ઓળખ્યા નથી, પ્રતીત્યા નથી, અને તેની પાસે પોતાના માન અને મત મૂક્યા નથી, અને તેથી સદ્‌ગુરુનો ઉપદેશ પરિણામ પામ્યો નહી, અને પરમાર્થની પ્રાપ્તિ થઈ નહી, એમ જો પોતાનો મત એટલે સ્વચ્છંદ અને કુળધર્મનો આગ્રહ દૂર કરીને સદુપદેશ ગ્રહણ કરવાનો કામી થયો હોત તો અવશ્ય પરમાર્થ પામત

અત્રે અસદ્‌ગુરુએ દૃઢ કરાવેલા દુર્બોધથી અથવા માનાદિકના તીવ્ર કામીપણાથી એમ પણ આશંકા થવી સંભવે છે કે કંઈક જીવોના પૂર્વે કલ્યાણ થયા છે, અને તેમને સદ્‌ગુરુના ચરણ સેવ્યા વિના કલ્યાણની પ્રાપ્તિ થઈ છે, અથવા અસદ્‌ગુરુથી પણ કલ્યાણની પ્રાપ્તિ થાય, અસદ્‌ગુરુને પોતાને ભલે માર્ગની પ્રતીતિ નથી, પણ બીજાને તે પમાડી શકે, એટલે બીજો તે માર્ગની પ્રતીતિ, તેનો ઉપદેશ સાભળીને કરે તો તે પરમાર્થને પામે, માટે સદ્‌ગુરુચરણને સેવ્યા વિના પણ પરમાર્થની પ્રાપ્તિ થાય, એવી આશંકાનુ સમાધાન કરે છે —

યદ્યપિ કોઈ જીવો પોતે વિચાર કરતા બૂઝ્યા છે, એવો શાસ્ત્રમા પ્રસંગ છે, પણ કોઈ સ્થળે એવો પ્રસંગ કહ્યો નથી કે અસદ્‌ગુરુથી અમુક બૂઝ્યા હવે કોઈ પોતે વિચાર કરતા બૂઝ્યા છે એમ કહ્યુ છે તેમા- શાસ્ત્રોનો કહેવાનો હેતુ એવો નથી કે સદ્‌ગુરુની આજ્ઞાએ વર્તવાથી જીવનુ

---

૧ મૂળ પાઠ મૂકવા ધારેલો પણ મુકાયો લાગતો નથી

મોક્ષસાધન આરાધશે જ એવો નિશ્ચય કરી તેની ઉત્પત્તિ માટે ગૃહસ્થાશ્રમમા પડવું અને વળી તેની ઉત્પત્તિ થશે એ પણ માની વાળવુ, અને કદાપિ તે સંયોગો બન્યા તો જેમ હાલ પુત્રોત્પત્તિ માટે આ પુરુષને અટકવુ પડયુ હતું તેમ તેને પણ અટકવું થાય તેથી તો કોઈને ઉત્કૃષ્ટ ત્યાગરૂપ મોક્ષસાધન પ્રાપ્ત થવાનો જોગ ન આવવા દેવા જેવુ થાય

વળી કોઈ કોઈ ઉત્તમ સંસ્કારવાન પુરુષોના ગૃહસ્થાશ્રમ પહેલાંના ત્યાગથી વંશવૃદ્ધિ અટકવાનો વિચાર લઈએ તો તેવા ઉત્તમ પુરુષના ઉપદેશથી અનેક જીવો જે મનુષ્યાદિ પ્રાણીનો નાશ કરતા ડરતા નથી તેઓ ઉપદેશ પામી વર્તમાનમાં તેવી રીતે મનુષ્યાદિનો નાશ કરતા કેમ ના અટકે? તથા શુભવૃત્તિ પામવાથી ફરી મનુષ્યપણું કેમ ન પામે? અને એ રીતે મનુષ્યનું રક્ષણ તથા વૃદ્ધિ પણ સંભવે

અલૌકિક દૃષ્ટિમાં તો મનુષ્યની હાનિ વૃદ્ધિ આદિનો મુખ્ય વિચાર નથી, કલ્યાણ અકલ્યાણનો મુખ્ય વિચાર છે એક રાજા જો અલૌકિક દૃષ્ટિ પામે તો પોતાના મોહે હજારો મનુષ્યપ્રાણીનો યુદ્ધમા નાશ થવાનો હેતુ દેખી ઘણી વાર વગર કારણે તેવાં યુદ્ધો ઉત્પન્ન ન કરે, તેથી ઘણા માણસોનો બચાવ થાય અને તેથી વંશવૃદ્ધિ થઈ ઘણા માણસો વધે એમ પણ વિચાર કેમ ન લઈ શકાય?

ઇંદ્રિયો અતૃપ્ત હોય, વિશેષ મોહપ્રધાન હોય, મોહવૈરાગ્યે માત્ર ક્ષણિક વૈરાગ્ય ઊગ્યો હોય અને યથાતથ્ય સત્સંગનો જોગ ન હોય તો તેને સાધુપણું આપવુ પ્રાયે પ્રશસ્ત કહી ન શકાય, એમ કહીએ તો વિરોધ નહી, પણ ઉત્તમ સંસ્કારવાળા અને મોહાંધ, એમણે સર્વેએ ગૃહસ્થાશ્રમ ભોગવીને જ ત્યાગ કરવો એવો પ્રતિબંધ કરતા તો આયુષ્યાદિનું અનિયમિતપણું, પ્રાપ્ત જોગે તેને દૂર કરવાપણું એ આદિ ઘણા વિરોધથી મોક્ષસાધનનો નાશ કરવા બરાબર થાય, અને જેથી ઉત્તમપણું ઠરતું હતું તે ન થયું તો પછી મનુષ્યપણાનું ઉત્તમપણું પણ શું છે? એ આદિ અનેક પ્રકારે વિચાર કરવાથી લૌકિક દૃષ્ટિ ટળી અલૌકિક દૃષ્ટિએ વિચારજાગૃતિ થશે

વડના ટેટા કે પીપળના ટેટાનું રક્ષણ પણ કંઈ તેની વંશવૃદ્ધિને અર્થે કરવાના હેતુથી અભક્ષણ કહ્યુ નથી તેમાં કોમળપણું હોય છે ત્યારે અનંતકાયપણાનો સંભવ છે તેથી તથા તેને બદલે બીજી ઘણી ચીજોથી ચાલી શકે તેવુ છે છતા તે જ ગ્રહણ કરવી એ વૃત્તિનું ઘણું ક્ષુદ્રપણું છે, તેથી અભક્ષ્ય કહ્યા છે, તે યથાતથ્ય લાગવા યોગ્ય છે

પાણીના ટીપામા અસંખ્યાત જીવ છે એ વાત ખરી છે, પણ તેવું પાણી પીવાથી પાપ નથી એમ કહ્યુ નથી વળી તેને બદલે ગૃહસ્થાદિને બીજી વસ્તુથી ચાલી શકતું નથી તેથી અંગીકાર કરાય છે, પણ સાધુને તો તે પણ લેવાની આજ્ઞા પ્રાયે આપી નથી.

જ્યાં સુધી બને ત્યા સુધી જ્ઞાનીપુરુષના વચનને લૌકિક દૃષ્ટિના આશયમાં ન ઉતારવા યોગ્ય છે અને અલૌકિક દૃષ્ટિએ વિચારવા યોગ્ય છે તે અલૌકિક દૃષ્ટિના કારણો સામા જીવને હૈયે જો બેસાડી શકવાની શક્તિ હોય તો બેસાડવા, નહી તો પોતાનું એ વિષેમા વિશેષ જાણપણું નથી એમ જણાવવુ તથા મોક્ષમાર્ગમા કેવળ લૌકિક વિચાર હોતો નથી એ આદિ કારણો યથાશક્તિ દર્શાવી બનતુ સમાધાન કરવુ, નહી તો બને ત્યા સુધી તેવા પ્રસંગથી દૂર રહેવુ એ ઠીક છે

---

[ ૮૭૪-૪ ] ૭૦૫ વડવા, ભાદ્રપદ સુદ ૧૧, ગુરુ, ૧૯૫૨

આજ દિવસ પર્યંત તમા આ આત્માથી મન, વચન, કાયાને યોગે તમારા સંબંધી જે કંઈ અવિનય, આસાતના કે અપરાધ થયો હોય તે ખરા અંતઃકરણથી નમ્રતા ભાવે મસ્તક નમાવીને બે હાથ જોડી ખમાવુ છુ તમારા સમીપવાસી ભાઈઓને તે જ પ્રમાણે ખમાવુ છુ

---

છે એમ પ્રેર્યું ત્યારે મુહૂર્તમા તે માન વ્યતીત થયું, એ પણ સદ્‌ગુરુનુ જ માહાત્મ્ય દર્શાવ્યું છે.

વળી આખો માર્ગ જ્ઞાનીની આજ્ઞામા સમાય છે એમ વારવાર કહ્યુ છે 'આચારાગસૂત્ર'મા કહ્યું છે કે'– (સુધર્માસ્વામી જબુસ્વામીને ઉપદેશે છે, કે જગત આખાનુ જેણે દર્શન કર્યું છે એવા મહાવીર ભગવાન તેણે અમને આમ કહ્યુ છે) ગુરુને આધીન થઈ વર્તતા એવા અનતા પુરુષો માર્ગ પામીને મોક્ષ પ્રાપ્ત થયા

'ઉત્તરાધ્યયન', 'સૂયગડાગાદિમા'મા ઠામ ઠામ એ જ કહ્યુ છે (૯)

આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદયપ્રયોગ,
અપૂર્વ વાણી પરમશ્રુત, સદ્‌ગુરુ લક્ષણ યોગ્ય [1] ૧૦

આત્મજ્ઞાનને વિષે જેમની સ્થિતિ છે, એટલે પરભાવની ઇચ્છાથી જે રહિત થયા છે, તથા શત્રુ, મિત્ર, હર્ષ, શોક, નમસ્કાર, તિરસ્કારાદિ ભાવ પ્રત્યે જેને સમતા વર્તે છે, માત્ર પૂર્વે ઉત્પન્ન થયેલાં એવા કર્મોના ઉદયને લીધે જેમની વિચરવા આદિ ક્રિયા છે, અજ્ઞાની કરતા જેની વાણી પ્રત્યક્ષ જુદી પડે છે, અને ષટ્‌દર્શનના તાત્પર્યને જાણે છે, તે સદ્‌ગુરુના ઉત્તમ લક્ષણો છે ૧૦

સ્વરૂપસ્થિત ઇચ્છારહિત, વિચરે પૂર્વપ્રયોગ,
અપૂર્વ વાણી, પરમશ્રુત, સદ્‌ગુરુલક્ષણ યોગ્ય

આત્મસ્વરૂપને વિષે જેની સ્થિતિ છે, વિષય અને માન પૂજાદિ ઇચ્છાથી રહિત છે, અને માત્ર પૂર્વે ઉત્પન્ન થયેલા એવા કર્મના પ્રયોગથી જે વિચરે છે, જેમની વાણી અપૂર્વ છે, અર્થાત્ નિજ અનુભવસહિત જેનો ઉપદેશ હોવાથી અજ્ઞાનીની વાણી કરતા પ્રત્યક્ષ જુદી પડે છે, અને પરમશ્રુત એટલે ષટ્‌દર્શનના યથાસ્થિત જાણ હોય, એ સદ્‌ગુરુના યોગ્ય લક્ષણો છે

અત્રે સ્વરૂપસ્થિત એવુ પ્રથમપદ કહ્યુ તેથી જ્ઞાનદશા કહી ઇચ્છારહિતપણુ કહ્યુ તેથી ચારિત્રદશા કહી ઇચ્છારહિત હોય તે વિચરી કેમ શકે ? એવી આશકા, 'પૂર્વપ્રયોગ એટલે પૂર્વના બધાયેલા પ્રારબ્ધથી વિચરે છે, વિચરવા આદિની બાકી જેને કામના નથી,' એમ કહી નિવૃત્ત કરી. અપૂર્વ વાણી, એમ કહેવાથી વચનાતિશયતા કહી, કેમકે તે વિના મુમુક્ષુને ઉપકાર ન થાય પરમશ્રુત કહેવાથી ષટ્‌દર્શન અવિરુદ્ધ દશાએ જાણનાર કહ્યા, એટલે શ્રુતજ્ઞાનનું વિશેષણ દર્શાવ્યું

આશકા –વર્તમાનકાળમા સ્વરૂપસ્થિત પુરુષ હોય નહી, એટલે જે સ્વરૂપસ્થિત વિશેષણવાળા સદ્‌ગુરુ કહ્યા છે, તે આજે હોવા યોગ્ય નથી

સમાધાન –વર્તમાનકાળમા કદાપિ એમ કહેલુ હોય તો કહેવાય કે 'કેવળભૂમિકા'ને વિષે એવી સ્થિતિ અસભવિત છે, પણ આત્મજ્ઞાન જ ન થાય એમ કહેવાય નહી, અને આત્મજ્ઞાન છે તે સ્વરૂપસ્થિતિ છે

આશકા :– આત્મજ્ઞાન થાય તો વર્તમાનકાળમા મુક્તિ થવી જોઈએ અને જિનાગમમા ના કહી છે

સમાધાન –એ વચન કદાપિ એકાતે એમ જ એમ ગણીએ, તોપણ તેથી એકાવતારીપણાનો નિષેધ થતો નથી, અને એકાવતારીપણુ આત્મજ્ઞાન વિના પ્રાપ્ત થાય નહી

આશકા '– ત્યાગ વૈરાગ્યાદિના ઉત્કૃષ્ટપણાથી તેને એકાવતારીપણુ કહ્યુ હશે

સમાધાન –પરમાર્થથી ઉત્કૃષ્ટ ત્યાગવૈરાગ્ય વિના એકાવતારીપણુ થાય જ નહી એવો સિદ્ધાંત છે, અને વર્તમાનમા પણ ચોથા પાચમા અને છઠ્ઠા ગુણસ્થાનકનો કશો નિષેધ છે નહી અને ચોથે ગુણસ્થાનકેથી જ આત્મજ્ઞાનનો સભવ થાય છે, પાચમે વિશેષ સ્વરૂપસ્થિતિ થાય છે, છઠ્ઠે ઘણા અશે

1. જુઓ આક ન. ૮૩૫

વાના ઉપાય કરવા ઘટે તે યોગ્ય પ્રકારે સિદ્ધ થયે જ્ઞાનીને ઉપદેશ સુલભપણે પરિણમે છે, અને યથાર્થ વિચાર તથા જ્ઞાનનો હેતુ થાય છે

૪ જ્યા સુધી ઓછી ઉપાધિવાળાં ક્ષેત્રે આજીવિકા ચાલતી હોય ત્યા સુધી વિશેષ મેળવવાની કલ્પનાએ મુમુક્ષુએ કોઈ એક વિશેષ અલૌકિક હેતુ વિના વધારે ઉપાધિવાળા ક્ષેત્રે જવું ન ઘટે કેમકે તેથી ઘણી સદ્વૃત્તિઓ મોળી પડી જાય છે, અથવા વર્ધમાન થતી નથી

૫ 'યોગવાસિષ્ઠ'ના પ્રથમના બે પ્રકરણ અને તેવા ગ્રથોને મુમુક્ષુએ વિશેષ કરી લક્ષ કરવા યોગ્ય છે

---

[૬૩૫] ૭૦૭ વડવા, ભાદરવા સુદ ૧૧, ગુરુ, ૧૯૫૨

બ્રહ્મરધ્રાદિને વિષે થતા ભાસ વિષે પ્રથમ મુબઈ કાગળ મળ્યો હતો હાલ બીજો તે વિષેની વિગતનો અત્રે કાગળ મળ્યો છે તે તે ભાસ થવા સભવે છે, એમ જણાવવામા કઈક સમજણભેદથી વ્યાખ્યાભેદ થાય શ્રી વૈજનાથજીનો તમને સમાગમ છે, તો તેઓ દ્વારા તે માર્ગને યથાશક્તિ વિશેષ પુરુષાર્થ થતો હોય તો કરવો યોગ્ય છે, વર્તમાનમા તે માર્ગ પ્રત્યે અમારો વિશેષ ઉપયોગ વર્તતો નથી તેમ પત્ર દ્વારા તે માર્ગનો ઘણુ કરીને વિશેષ લક્ષ કરાવી શકાતો નથી, જેથી તમને શ્રી વૈજનાથજીનો સમાગમ છે તો યથાશક્તિ તે સમાગમનો લાભ લેવામા વૃત્તિ રાખો તો અડચણ નથી

આત્માના કઈક ઉજ્જ્વળપણાને અર્થે, તેનું અસ્તિત્વ તથા માહાત્મ્યાદિ પ્રતીતિમા આવવાને અર્થે તથા આત્મજ્ઞાનના અધિકારીપણાને અર્થે તે સાધન ઉપકારી છે, એ સિવાય બીજી રીતે ઘણુ કરીને ઉપકારી નથી, એટલો લક્ષ અવશ્ય રાખવો યોગ્ય છે એ જ વિનતિ

સહજાત્મસ્વરૂપે યથાયોગ્ય પ્રણામ પ્રાપ્ત થાય.

---

[૬૩૬] ૭૦૮ રાળજ, ભાદરવા, ૧૯૫૨

બીજા જેઠ સુદ ૧ શનિએ આપના પ્રત્યે લખેલુ પત્ર ધ્યાન પહોચે તો અત્ર મોકલી×××[1] જેમ ચાલ્યું આવ્યું છે, તેમ ચાલ્યું આવે અને મને કોઈ પ્રતિબધથી વર્તવાનું કારણ નથી, એવો ભાવાર્થ આપે લખ્યો તે વિષે સક્ષેપમા જાણવા અર્થે નીચે લખ્યું છે:—

જૈન દર્શનની રીતિએ જોતા સમ્યગ્દર્શન અને વેદાતની રીતિએ જોતાં કેવળજ્ઞાન અમને સભવે છે જૈનમા કેવળજ્ઞાનનું સ્વરૂપ લખ્યુ છે, તેજ માત્ર સમજાવુ મુશ્કેલ થઈ પડે છે વળી વર્તમાનમા તે જ્ઞાનનો તેણે જ નિષેધ કર્યો છે, જેથી તત્સબધી પ્રયત્ન કરવુ પણ સફળ ન દેખાય

જૈનપ્રસગમાં અમારો વધારે નિવાસ થયો છે તો કોઈ પણ પ્રકારે તે માર્ગનો ઉદ્ધાર અમ જેવાને દ્વારે વિશેષ કરીને થઈ શકે, કેમકે તેનું સ્વરૂપ વિશેષ કરીને સમજાયું હોય એ આદિ વર્તમાનમા જૈનદર્શન એટલુ બધું અવ્યવસ્થિત અથવા વિપરીત સ્થિતિમા જોવામા આવે છે કે, તેમાંથી જાણે જિનને ××××[1] ગયો છે, અને લોકો માર્ગ પ્રરૂપે છે બાહ્ય કુટારો બહુ વધારી દીધો છે, અને અતર્માર્ગનું ઘણુકરી જ્ઞાન વિચ્છેદ જેવું થયું છે વેદોક્ત માર્ગમા બસે ચારસે વર્ષે કોઈ કોઈ મોટા આચાર્ય થયા દેખાય છે કે જેથી લાખો માણસને વેદોક્ત રીતિ સચેત થઈ પ્રાપ્ત થઈ હોય વળી સાધારણ રીતે કોઈ કોઈ આચાર્ય અથવા તે માર્ગના જાણ સારા પુરુષો એમ ને એમ થયા કરે છે, અને જૈનમાર્ગમા ઘણા વર્ષ થયા તેવુ બન્યુ દેખાતુ નથી જૈનમાર્ગમા પ્રજા પણ ઘણી થોડી રહી છે, અને તેમા સેકડો ભેદ વર્તે છે, એટલુ જ નહી પણ 'મૂળમાર્ગ'ની સન્મુખની વાત પણ તેમને કાને નથી પડતી, અને ઉપદેશકના લક્ષમા નથી, એવી સ્થિતિ વર્તે છે તેથી ચિત્તમાં એમ આવ્યા

---

[1] અહી અક્ષર ત્રુટી ગયા છે

સદ્‌ગુરુના ઉપદેશથી, સમજે જિનનુ રૂપ,
તો તે પામે નિજદશા, જિન છે આત્મસ્વરૂપ
પામ્યા શુદ્ધ સ્વભાવને, છે જિન તેથી પૂજ્ય,
સમજો જિનસ્વભાવ તો, આત્મભાનનો ગુજ્ય

સદ્‌ગુરુના ઉપદેશથી જે જિનનુ સ્વરૂપ સમજે, તે પોતાના સ્વરૂપની દશા પામે, કેમકે શુદ્ધ આત્માપણુ એ જ જિનનુ સ્વરૂપ છે, અથવા રાગ, દ્વેષ અને અજ્ઞાન જિનને વિષે નથી તે જ શુદ્ધ આત્મપદ છે, અને તે પદ તો સત્તાએ સર્વ જીવનુ છે તે સદ્‌ગુરુ–જિનને અવલંબીને અને જિનના સ્વરૂપને કહેવે કરી મુમુક્ષુજીવને સમજાય છે (૧૨)

આત્માદિ અસ્તિત્વના, જેહ નિરૂપક શાસ્ત્ર,
પ્રત્યક્ષ સદ્‌ગુરુ યોગ નહિ, ત્યા આધાર સુપાત્ર ૧૩

જે જિનાગમાદિ આત્માના હોવાપણાનો તથા પરલોકાદિના હોવાપણાનો ઉપદેશ કરવાવાળા શાસ્ત્રો છે તે પણ જ્યાં પ્રત્યક્ષ સદ્‌ગુરુનો જોગ ન હોય ત્યા સુપાત્ર જીવને આધારરૂપ છે, પણ સદ્‌ગુરુસમાન તે ભ્રાંતિના છેદક કહી ન શકાય ૧૩

[1]અથવા સદ્‌ગુરુએ કહ્યા, જે અવગાહન કાજ,
તે તે નિત્ય વિચારવા, કરી મતાંતર ત્યાજ ૧૪

અથવા જો સદ્‌ગુરુએ તે શાસ્ત્રો વિચારવાની આજ્ઞા દીધી હોય, તો તે શાસ્ત્રો મતાંતર એટલે કુળધર્મને સાર્થક કરવાનો હેતુ આદિ ભ્રાંતિ છોડીને માત્ર આત્માર્થે નિત્ય વિચારવા ૧૪

રોકે જીવ સ્વચ્છંદ તો, પામે અવશ્ય મોક્ષ,
પામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ ૧૫

જીવ અનાદિકાળથી પોતાના ડહાપણે અને પોતાની ઇચ્છાએ ચાલ્યો છે, એનું નામ 'સ્વચ્છંદ' છે જો તે સ્વચ્છંદને રોકે તો જરૂર તે મોક્ષને પામે, અને એ રીતે ભૂતકાળે અનંત જીવ મોક્ષ પામ્યા છે એમ રાગ, દ્વેષ અને અજ્ઞાન એમાનો એક્કે દોષ જેને વિષે નથી એવા દોષરહિત વીતરાગે કહ્યુ છે. ૧૫

પ્રત્યક્ષ સદ્‌ગુરુ યોગથી, સ્વચ્છંદ તે રોકાય,
અન્ય ઉપાય કર્યા થકી, પ્રાયે બમણો થાય ૧૬

પ્રત્યક્ષ સદ્‌ગુરુના યોગથી તે સ્વચ્છંદ રોકાય છે, બાકી પોતાની ઇચ્છાએ બીજા ઘણા ઉપાય કર્યા છતા ઘણુ કરીને તે બમણો થાય છે ૧૬

સ્વચ્છંદ મત આગ્રહ તજી, વર્તે સદ્‌ગુરુલક્ષ,
સમકિત તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ ૧૭

સ્વચ્છંદને તથા પોતાના મતના આગ્રહને તજીને જે સદ્‌ગુરુના લક્ષે ચાલે તેને પ્રત્યક્ષ કારણ ગણીને વીતરાગે 'સમકિત' કહ્યુ છે ૧૭

માનાદિક શત્રુ મહા, નિજ છંદે ન મરાય,
જાતા સદ્‌ગુરુ શરણમા, અલ્પ પ્રયાસે જાય ૧૮

માન અને પૂજાસત્કારાદિનો લોભ એ આદિ મહાશત્રુ છે, તે પોતાના ડહાપણે ચાલતા નાશ પામે નહી, અને સદ્‌ગુરુના શરણમા જતા સહજ પ્રયત્નમા જાય ૧૮

---

૧ પાઠાંતર — અથવા સદ્‌ગુરુએ કહ્યા, જો અવગાહન કાજ,
તો તે નિત્ય વિચારવા, કરી મતાંતર ત્યાજ.

કલ્પના હોય તોપણ, માર્ગ ઉપદેશવો નહીં, એમ આત્મનિશ્ચય નિત્ય વર્તે છે. એક એ બળવાન કારણથી પરિગ્રહાદિ ત્યાગ કરવાનો વિચાર રહ્યા કરે છે મારા મનમાં એમ રહે છે કે વેદોક્ત ધર્મ પ્રકાશવો અથવા સ્થાપવો હોય તો મારી દશા યથાયોગ્ય છે પણ જિનોક્ત ધર્મ સ્થાપવો હોય તો હજુ તેટલી યોગ્યતા નથી, તોપણ વિશેષ યોગ્યતા છે, એમ લાગે છે

---

[ ૬૩૭ ] ૭૦૯ રાળજ, ભાદરવા, ૧૯૫૨

૧ હે નાથ! કાં ધર્મોન્નતિ કરવારૂપ ઇચ્છા સહજપણે સમાવેશ પામે તેમ થાઓ, કાં તો તે ઇચ્છા અવશ્ય કાર્યરૂપ થાઓ અવશ્ય કાર્યરૂપ થવી બહુ દુષ્કર દેખાય છે કેમકે અલ્પ અલ્પ વાતમા મતભેદ બહુ છે, અને તેના મૂળ ઘણા ઊંડા ગયેલા છે મૂળમાર્ગથી લોકો લાખો ગાઉ દૂર છે એટલુ જ નહીં પણ મૂળમાર્ગની જિજ્ઞાસા તેમને ઉત્પન્ન કરાવવી હોય, તોપણ ઘણા કાળનો પરિચય થયે પણ થવી કઠણ પડે એવી તેમની દુરાગ્રહાદિથી જડપ્રધાન દશા વર્તે છે

૨ ઉન્નતિના સાધનોની સ્મૃતિ કરુ છું:—

બોધબીજનુ સ્વરૂપનિરૂપણ મૂળમાર્ગ પ્રમાણે ઠામ ઠામ થાય.
ઠામ ઠામ મતભેદથી કંઈ જ કલ્યાણ નથી એ વાત ફેલાય.
પ્રત્યક્ષ સદ્ગુરુની આજ્ઞાએ ધર્મ છે એમ વાત લક્ષમા આવે
દ્રવ્યાનુયોગ,—આત્મવિદ્યાપ્રકાશ થાય
ત્યાગ વૈરાગ્યના વિશેષપણાથી સાધુઓ વિચરે
નવતત્ત્વપ્રકાશ.
સાધુધર્મપ્રકાશ
શ્રાવકધર્મપ્રકાશ
વિચાર
ઘણા જીવોને પ્રાપ્તિ

---

[ ૬૩૮ ] ૭૧૦ વડવા, ભાદરવા સુદ ૧૫, સોમ, ૧૯૫૨

આત્મા ૐ आत्मा
સચ્ચિદાનંદ सच्चिदानंद

જ્ઞાનાપેક્ષાએ સર્વવ્યાપક, સચ્ચિદાનંદ એવો હું આત્મા એક છુ એમ વિચારવુ, ધ્યાવવુ
નિર્મળ, અત્યંત નિર્મળ, પરમ શુદ્ધ, ચૈતન્યઘન, પ્રગટ આત્મસ્વરૂપ છે.
સર્વને બાદ કરતા કરતા જે અબાધ્ય અનુભવ રહે છે તે આત્મા છે
જે સર્વને જાણે છે તે આત્મા છે
જે સર્વ ભાવને પ્રકાશે છે તે આત્મા છે
ઉપયોગમય આત્મા છે
અવ્યાબાધ સમાધિસ્વરૂપ આત્મા છે
આત્મા છે આત્મા અત્યંત પ્રગટ છે, કેમકે સ્વસંવેદન પ્રગટ અનુભવમાં છે
તે આત્મા નિત્ય છે, અનુત્પન્ન અને અમિલન સ્વરૂપ હોવાથી
ભ્રાંતિપણે પરભાવનો કર્તા છે
તેના ફળનો ભોક્તા છે
ભાન થયે સ્વભાવપરિણામી છે

પ્રત્યક્ષ સદ્ગુરુનો ક્યારેક યોગ મળે તો દુરાગ્રહાદિછેદક તેની વાણી સાભળીને તેનાથી અવળી રીતે ચાલે, અર્થાત્ તે હિતકારી વાણીને ગ્રહણ કરે નહી, અને પોતે ખરેખરો દૃઢ મુમુક્ષુ છે એવું માન મુખ્યપણે મેળવવાને અર્થે અસદ્ગુરુસમીપે જઈને પોતે તેના પ્રત્યે પોતાનું વિશેષ દૃઢપણુ જણાવે ૨૬

દેવાદિ ગતિ ભગમાં, જે સમજે શ્રુતજ્ઞાન,
માને નિજ મત વેષનો, આગ્રહ મુક્તિનિદાન ૨૭

દેવ–નારકાદિ ગતિના 'ભાગા'આદિના સ્વરૂપ કોઈક વિશેષ પરમાર્થહેતુથી કહ્યા છે, તે હેતુને જાણ્યો નથી, અને તે ભગજાળને શ્રુતજ્ઞાન જે સમજે છે, તથા પોતાના મતનો, વેષનો આગ્રહ રાખવામા જ મુક્તિનો હેતુ માને છે ૨૭

લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત અભિમાન,
ગ્રહે નહી પરમાર્થને, લેવા લૌકિક માન ૨૮

વૃત્તિનું સ્વરૂપ શું ? તે પણ તે જાણતો નથી, અને 'હું વ્રતધારી છું' એવું અભિમાન ધારણ કર્યું છે કવચિત્ પરમાર્થના ઉપદેશનો યોગ બને તોપણ લોકોમા પોતાનુ માન અને પૂજાસત્કારાદિ જતા રહેશે, અથવા તે માનાદિ પછી પ્રાપ્ત નહી થાય એમ જાણીને તે પરમાર્થને ગ્રહણ કરે નહીં ૨૮

અથવા નિશ્ચય નય ગ્રહે, માત્ર શબ્દની માય,
લોપે સદ્વ્યવહારને, સાધન રહિત થાય ૨૯

અથવા 'સમયસાર' કે 'યોગવાસિષ્ઠ' જેવા ગ્રંથો વાચી તે માત્ર નિશ્ચયનયને ગ્રહણ કરે કેવી રીતે ગ્રહણ કરે ? માત્ર કહેવારૂપે, અંતરગમા તથારૂપ ગુણની કશી સ્પર્શના નહી, અને સદ્ગુરુ, સત્શાસ્ત્ર તથા વૈરાગ્ય, વિવેકાદિ સાચા વ્યવહારને લોપે, તેમ જ પોતાને જ્ઞાની માની લઈને સાધનરહિત વર્તે ૨૯

જ્ઞાનદશા પામે નહી, સાધનદશા ન કાંઈ,
પામે તેનો સંગ જે, તે બૂડે ભવ માંહી ૩૦

તે જ્ઞાનદશા પામે નહી, તેમ વૈરાગ્યાદિ સાધનદશા પણ તેને નથી, જેથી તેવા જીવનો સંગ બીજા જે જીવને થાય તે પણ ભવસાગરમા ડૂબે ૩૦

એ પણ જીવ મતાર્થમા, નિજમાનાદિ કાજ,
પામે નહિ પરમાર્થને, અન્-અધિકારીમા જ ૩૧

એ જીવ પણ મતાર્થમા જ વર્તે છે, કેમકે ઉપર કહ્યા જીવ, તેને જેમ કુળધર્માદિથી મતાર્થતા છે, તેમ આને જ્ઞાની ગણાવવાના માનની ઇચ્છાથી પોતાના શુષ્કમતનો આગ્રહ છે, માટે તે પણ પરમાર્થને પામે નહી, અને અન્અધિકારી એટલે જેને વિષે જ્ઞાન પરિણામ પામવા યોગ્ય નહી એવા જીવોમા તે પણ ગણાય ૩૧

નહિ કષાય ઉપશાંતતા, નહિ અંતર વૈરાગ્ય,
સરળપણું ન મધ્યસ્થતા, એ મતાર્થી દુર્ભાગ્ય ૩૨

જેને ક્રોધ, માન, માયા, લોભરૂપ કષાય પાતળા પડ્યા નથી, તેમ જેને અંતર વૈરાગ્ય ઉત્પન્ન થયો નથી, આત્મામા ગુણ ગ્રહણ કરવારૂપ સરળપણું જેને રહ્યું નથી, તેમ સત્યાસત્યતુલના કરવાને જેને અપક્ષપાતદૃષ્ટિ નથી, તે મતાર્થી જીવ દુર્ભાગ્ય એટલે જન્મ, જરા, મરણને છેદવાવાળા મોક્ષમાર્ગને પામવા યોગ્ય એવું તેનું ભાગ્ય ન સમજવું ૩૨

લક્ષણ કહ્યાં મતાર્થીનાં, મતાર્થ જાવા કાજ,
હવે કહું આત્માર્થીનાં, આત્મ-અર્થ સુખસાજ ૩૩

જૈનદર્શનના સહજ પ્રકારાંતરથી બે ભેદ છે, દિગમ્બર અને શ્વેતાંબર

પાચે આસ્તિક દર્શનને જગત્ અનાદિ અભિમત છે

બૌદ્ધ, સાંખ્ય, જૈન અને પૂર્વમીમાંસાને અભિપ્રાયે સૃષ્ટિકર્તા એવો કોઈ ઈશ્વર નથી

નૈયાયિકને અભિપ્રાયે તટસ્થપણે ઈશ્વર કર્તા છે વેદાંતને અભિપ્રાયે આત્માને વિષે જગત્ વિવર્તરૂપ એટલે કલ્પિતપણે ભાસે છે અને તે રીતે ઈશ્વર કલ્પિતપણે કર્તા સ્વીકાર્યો છે.

યોગને અભિપ્રાયે નિયતાપણે ઈશ્વર પુરુષવિશેષ છે

બૌદ્ધને અભિપ્રાયે ત્રિકાળ અને વસ્તુસ્વરૂપ આત્મા નથી, ક્ષણિક છે શૂન્યવાદી બૌદ્ધને અભિપ્રાયે વિજ્ઞાનમાત્ર છે, અને વિજ્ઞાનવાદી બૌદ્ધને અભિપ્રાયે દુ:ખાદિ તત્ત્વ છે તેમા વિજ્ઞાનસ્કંધ ક્ષણિકપણે આત્મા છે

નૈયાયિકને અભિપ્રાયે સર્વવ્યાપક એવા અસંખ્ય જીવ છે ઈશ્વર પણ સર્વવ્યાપક છે આત્માદિને મનના સાન્નિધ્યથી જ્ઞાન ઊપજે છે

સાંખ્યને અભિપ્રાયે સર્વવ્યાપક એવા અસંખ્ય આત્મા છે તે નિત્ય, અપરિણામી અને ચિન્માત્રસ્વરૂપ છે

જૈનને અભિપ્રાયે અનંત દ્રવ્ય આત્મા છે, પ્રત્યેક જુદા છે જ્ઞાનદર્શનાદિ ચેતના સ્વરૂપ, નિત્ય, અને પરિણામી પ્રત્યેક આત્મા અસંખ્યાતપ્રદેશી સ્વશરીરાવગાહવર્તી માન્યો છે.

પૂર્વમીમાંસાને અભિપ્રાયે જીવ અસંખ્ય છે, ચેતન છે

ઉત્તરમીમાંસાને અભિપ્રાયે એક જ આત્મા સર્વવ્યાપક અને સચ્ચિદાનંદમય ત્રિકાળાબાધ્ય છે.

---

[ ૬૩૯ ] ૭૧૨ આણંદ, ભા વદ ૧૨, રવિ, ૧૯૫૨

કાગળ મળ્યો છે. 'મનુષ્યાદિ પ્રાણીની વૃદ્ધિ' સંબંધે તમે જે પ્રશ્ન લખેલ તે પ્રશ્ન જે કારણથી લખાયું હતું, તેવુ કારણ તે પ્રશ્ન મળેલ તેવામા સંભવ્યુ હતું એવા પ્રશ્નથી આત્માર્થ સિદ્ધ થતો નથી, અથવા વૃથા કાળક્ષેપ જેવુ થાય છે, તેથી આત્માર્થ પ્રત્યે લક્ષ થવા તમને, તેવાં પ્રશ્ન પ્રત્યે કે તેવા પ્રસંગો પ્રત્યે તમારે ઉદાસીન રહેવુ યોગ્ય છે, એમ જણાવ્યું હતું, તેમ તેવા પ્રશ્નના ઉત્તર લખવા જેવી અત્રે વર્તમાન દશા ઘણુ કરી વર્તતી નથી, એમ જણાવ્યુ હતું અનિયમિત અને અલ્પ આયુષ્યવાળા આ દેહે આત્માર્થનો લક્ષ સૌથી પ્રથમ કર્તવ્ય છે

---

[ ૬૪૧ ] ૭૧૩ આણંદ, આશ્વિન, ૧૯૫૨

ૐ

આસ્તિક એવા મૂળ પાચ દર્શન આત્માનું નિરૂપણ કરે છે, તેમા ભેદ જોવામા આવે છે, તેનુ સમાધાન —

દિન પ્રતિદિન જૈનદર્શન ક્ષીણ થતુ જોવામા આવે છે, અને વર્ધમાનસ્વામી થયા પછી થોડાએક વર્ષમા તેમાં નાના પ્રકારના ભેદ થયા દેખાય છે તે આદિના શાં કારણો ?

હરિભદ્રાદિ આચાર્યોએ નવીન યોજનાની પેઠે શ્રુતજ્ઞાનની ઉન્નતિ કરી દેખાય છે, પણ લોકસમુદાયમા જૈનમાર્ગ વધારે પ્રચાર પામ્યો દેખાતો નથી, અથવા તથારૂપ અતિશય સંપન્ન ધર્મપ્રવર્તક પુરુષનું તે માર્ગમા ઉત્પન્ન થવુ ઓછુ દેખાય છે, તેનાં શા કારણો ?

હવે, વર્તમાનમા તે માર્ગની ઉન્નતિ થવી સંભવે છે કે કેમ ? અને થાય તો શી શી રીતે થવી સંભવિત દેખાય છે, અર્થાત્ તે વાત ક્યાથી જન્મ પામી કેવી રીતે, કેવા દ્વારે, કેવી સ્થિતિમા પ્રચાર

જ્યા પ્રગટે સુવિચારણા, ત્યા પ્રગટે નિજ જ્ઞાન,
જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ ૪૧

જ્યા સુવિચારદશા પ્રગટે ત્યા આત્મજ્ઞાન ઉત્પન્ન થાય, અને તે જ્ઞાનથી મોહનો ક્ષય કરી નિર્વાણપદને પામે ૪૧

ઊપજે તે સુવિચારણા, મોક્ષમાર્ગ સમજાય,
ગુરુશિષ્યસવાદથી, ભાખુ ષટ્પદ આહી ૪૨

જેથી તે સુવિચારદશા ઉત્પન્ન થાય, અને મોક્ષમાર્ગ સમજવામા આવે તે છ પદરૂપે ગુરુશિષ્યના સવાદથી કરીને અહી કહું છુ ૪૨

---

ષટ્પદનામકથન

'આત્મા છે' 'તે નિત્ય છે,' 'છે કર્તા નિજકર્મ,'
'છે ભોક્તા,' વળી 'મોક્ષ છે,' 'મોક્ષ ઉપાય સુધર્મ' ૪૩

'આત્મા છે', 'તે આત્મા નિત્ય છે,' 'તે આત્મા પોતાના કર્મનો કર્તા છે', 'તે કર્મનો ભોક્તા છે', 'તેથી મોક્ષ થાય છે', અને 'તે મોક્ષનો ઉપાય એવો સત્‌ધર્મ છે' ૪૩

ષટ્સ્થાનક સક્ષેપમાં, ષટ્દર્શન પણ તેહ,
સમજાવા પરમાર્થને, કહ્યા જ્ઞાનીએ એહ ૪૪

એ છ સ્થાનક અથવા છ પદ અહીં સક્ષેપમા કહ્યા છે, અને વિચાર કરવાથી ષટ્દર્શન પણ તે જ છે. પરમાર્થ સમજવાને માટે જ્ઞાનીપુરુષે એ છ પદો કહ્યા છે ૪૪

---

શકા — શિષ્ય ઉવાચ

[આત્માના હોવાપણારૂપ પ્રથમ સ્થાનકની શિષ્ય શકા કહે છે -]

નથી દૃષ્ટિમા આવતો, નથી જણાતું રૂપ,
બીજો પણ અનુભવ નહી, તેથી ન જીવસ્વરૂપ ૪૫

દૃષ્ટિમાં આવતો નથી, તેમ જેનુ કઈ રૂપ જણાતું નથી, તેમ સ્પર્શાદિ બીજા અનુભવથી પણ જણાવાપણું નથી, માટે જીવનું સ્વરૂપ નથી, અર્થાત્ જીવ નથી ૪૫

અથવા દેહ જ આતમા, અથવા ઇન્દ્રિય પ્રાણ,
મિથ્યા જુદો માનવો, નહીં જુદુ એંધાણ ૪૬

અથવા દેહ છે તે જ આત્મા છે, અથવા ઇન્દ્રિયો છે તે આત્મા છે, અથવા શ્વાસોચ્છ્વાસ છે તે આત્મા છે, અર્થાત્ એ સૌ એકના એક દેહરૂપે છે, માટે આત્માને જુદો માનવો તે મિથ્યા છે, કેમકે તેનું કશું જુદુ એંધાણ એટલે ચિહ્ન નથી ૪૬

વળી જો આત્મા હોય તો, જણાય તે નહિ કેમ ?
જણાય જો તે હોય તો, ઘટ પટ આદિ જેમ ૪૭

અને જો આત્મા હોય તો તે જણાય શા માટે નહી ? જો ઘટ, પટ આદિ પદાર્થો છે તો જેમ જણાય છે, તેમ આત્મા હોય તો શા માટે ન જણાય ? ૪૭

માટે છે નહિ આતમા, મિથ્યા મોક્ષ ઉપાય,
એ અતર શકા તણો, સમજાવો સદુપાય ૪૮

માટે આત્મા છે નહી, અને આત્મા નથી એટલે તેના મોક્ષના અર્થે ઉપાય કરવા તે ફોકટ છે,' એ મારા અતરની શકાનો કઈ પણ સદુપાય સમજાવો એટલે સમાધાન હોય તો કહો ૪૮

દેશ પ્રત્યક્ષ,
તે બે ભેદ,
અવધિ,
મન પર્યવ.

ઇચ્છિતપણે અવલોકન કરતો આત્મા ઇંદ્રિયના અવલંબન વગર અમુક મર્યાદા જાણે તે અવધિ.

અનિચ્છિત છતાં માનસિક વિશુદ્ધિના બળ વડે જાણે તે મન પર્યવ

સામાન્ય વિશેષ ચૈતન્યાત્મદૃષ્ટિમાં પરિનિષ્ઠિત શુદ્ધ કેવળજ્ઞાન

શ્રી જિને કહેલા ભાવો અધ્યાત્મ પરિભાષામય હોવાથી સમજાવા કઠણ છે પરમપુરુષનો યોગ સંપ્રાપ્ત થવો જોઈએ

જિનપરિભાષા—વિચાર યથાવકાશાનુસાર વિશેષ નિદિધ્યાસ કરવા યોગ્ય છે

---

[ ૬૪૫ ] ૭૧૫ આણંદ, આસો સુદ ૧, ૧૯૫૨

મૂળ મારગ સાંભળો જિનનો રે, કરી વૃત્તિ અખંડ સન્મુખ, મૂળ૦
નો'ય પૂજાદિની જો કામના રે, નો'ય વ્હાલું અંતર ભવદુઃખ મૂળ૦ ૧
કરી જોજો વચનની તુલના રે, જોજો શોધીને જિનસિદ્ધાંત, મૂળ૦
માત્ર કહેવું પરમારથહેતુથી રે, કોઈ પામે મુમુક્ષુ વાત મૂળ૦ ૨
જ્ઞાન, દર્શન, ચારિત્રની શુદ્ધતા રે, એકપણે અને અવિરુદ્ધ, મૂળ૦
જિનમારગ તે પરમાર્થથી રે, એમ કહ્યું સિદ્ધાંતે બુધ. મૂળ૦ ૩
લિંગ અને ભેદો જે વ્રતના રે, દ્રવ્ય દેશ કાળાદિ ભેદ, મૂળ૦
પણ જ્ઞાનાદિની જે શુદ્ધતા રે, તે તો ત્રણે કાળે અભેદ મૂળ૦ ૪
હવે જ્ઞાન દર્શનાદિ શબ્દનો રે, સંક્ષેપે સુણો પરમાર્થ, મૂળ૦
તેને જોતાં વિચારી વિશેષથી રે, સમજાશે ઉત્તમ આત્માર્થ. મૂળ૦ ૫
છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ, મૂળ૦
એમ જાણે સદ્ગુરુ ઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ મૂળ૦ ૬
જે જ્ઞાને કરીને જાણિયું રે, તેની વર્તે છે શુદ્ધ પ્રતીત, મૂળ૦
કહ્યું ભગવંતે દર્શન તેહને રે, જેનું બીજું નામ સમકીત. મૂળ૦ ૭
જેમ આવી પ્રતીતિ જીવની રે, જાણ્યો સર્વેથી ભિન્ન અસંગ, મૂળ૦
તેવો સ્થિર સ્વભાવ તે ઊપજે રે, નામ ચારિત્ર તે અણલિંગ મૂળ૦ ૮
તે ત્રણે અભેદ પરિણામથી રે, જ્યારે વર્તે તે આત્મારૂપ, મૂળ૦
તેહ મારગ જિનનો પામિયો રે, કિંવા પામ્યો તે નિજસ્વરૂપ મૂળ૦ ૯
એવાં મૂળ જ્ઞાનાદિ પામવા રે, અને જવા અનાદિ બંધ, મૂળ૦
ઉપદેશ સદ્ગુરુનો પામવો રે, ટાળી સ્વચ્છંદ ને પ્રતિબંધ મૂળ૦ ૧૦
એમ દેવ જિનંદે ભાખિયું રે, મોક્ષમારગનું શુદ્ધ સ્વરૂપ, મૂળ૦
ભવ્ય જનોના હિતને કારણે રે, સંક્ષેપે કહ્યું સ્વરૂપ મૂળ૦ ૧૧

---

[ ૬૪૬ ] ૭૧૬ શ્રી આણંદ, આસો સુદ ૨, ગુરુ, ૧૯૫૨

ॐ સદ્ગુરુપ્રસાદ

— —શ્રી રામદાસસ્વામીનું યોજેલું 'દાસબોધ' નામનું પુસ્તક મરાઠી ભાષામાં છે તેનું ગુજરાતી ભાષાંતર છપાઈ પ્રગટ થયું છે, જે પુસ્તક વાંચવા તથા વિચારવા અર્થે મોકલ્યું છે.

ઘટ, પટ આદિને તું પોતે જાણે છે, 'તે છે' એમ તું માને છે, અને જે તે ઘટ, પટ આદિનો જાણનાર છે તેને માનતો નથી, એ જ્ઞાન તે કેવું કહેવું? ૫૫

પરમ બુદ્ધિ કૃશ દેહમાં, સ્થૂળ દેહ મતિ અલ્પ,
દેહ હોય જો આત્મા, ઘટે ન આમ વિકલ્પ. ૫૬

દુર્બળ દેહને વિષે પરમ બુદ્ધિ જોવામાં આવે છે, અને સ્થૂળ દેહને વિષે થોડી બુદ્ધિ પણ જોવામાં આવે છે, જો દેહ જ આત્મા હોય તો એવો વિકલ્પ એટલે વિરોધ થવાનો વખત ન આવે ૫૬

જડ ચેતનનો ભિન્ન છે, કેવળ પ્રગટ સ્વભાવ,
એકપણું પામે નહીં, ત્રણે કાળ દ્વયભાવ. ૫૭

કોઈ કાળે જેમાં જાણવાનો સ્વભાવ નથી તે જડ, અને સદાય જે જાણવાના સ્વભાવવાન છે તે ચેતન, એવો બેયનો કેવળ જુદો સ્વભાવ છે, અને તે કોઈ પણ પ્રકારે એકપણું પામવા યોગ્ય નથી ત્રણે કાળ જડ જડભાવે, અને ચેતન ચેતનભાવે રહે એવો બેયનો જુદો જુદો દ્વૈતભાવ પ્રસિદ્ધ જ અનુભવાય છે. ૫૭

આત્માની શંકા કરે, આત્મા પોતે આપ,
શંકાનો કરનાર તે, અચરજ એહ અમાપ. ૫૮

આત્માની શંકા આત્મા આપે પોતે કરે છે જે શંકાનો કરનાર છે, તે જ આત્મા છે તે જાણતો નથી, એ માપ ન થઈ શકે એવું આશ્ચર્ય છે ૫૮

શંકા — શિષ્ય ઉવાચ

[આત્મા નિત્ય નથી એમ શિષ્ય કહે છે —]

આત્માના અસ્તિત્વના, આપે કહ્યા પ્રકાર,
સંભવ તેનો થાય છે, અંતર કર્યે વિચાર ૫૯

આત્માના હોવાપણા વિષે આપે જે જે પ્રકાર કહ્યા તેનો અંતરમાં વિચાર કરવાથી સંભવ થાય છે ૫૯

બીજી શંકા થાય ત્યાં, આત્મા નહિ અવિનાશ,
દેહયોગથી ઊપજે, દેહવિયોગે નાશ ૬૦

પણ બીજી એમ શંકા થાય છે, કે આત્મા છે તોપણ તે અવિનાશ એટલે નિત્ય નથી, ત્રણે કાળ હોય એવો પદાર્થ નથી, માત્ર દેહના સંયોગથી ઉત્પન્ન થાય, અને વિયોગે વિનાશ પામે ૬૦

અથવા વસ્તુ ક્ષણિક છે, ક્ષણે ક્ષણે પલટાય,
એ અનુભવથી પણ નહીં, આત્મા નિત્ય જણાય ૬૧

અથવા વસ્તુ ક્ષણે ક્ષણે બદલાતી જોવામાં આવે છે, તેથી સર્વ વસ્તુ ક્ષણિક છે, અને અનુભવથી જોતા પણ આત્મા નિત્ય જણાતો નથી ૬૧

---

સમાધાન — સદ્ગુરુ ઉવાચ

[આત્મા નિત્ય છે એમ સદ્ગુરુ સમાધાન કરે છે —]

દેહ માત્ર સંયોગ છે, વળી જડ રૂપી દૃશ્ય,
ચેતનના ઉત્પત્તિ લય, કોના અનુભવ વશ્ય? ૬૨

દેહમાત્ર પરમાણુનો સંયોગ છે, અથવા સંયોગે કરી આત્માના સંબંધમાં છે વળી તે દેહ જડ છે, રૂપી છે, અને દૃશ્ય એટલે બીજા કોઈ દ્રષ્ટાનો તે જાણવાનો વિષય છે, એટલે તે પોતે પોતાને જાણતો નથી, તો ચેતનના ઉત્પત્તિ અને નાશ તે ક્યાંથી જાણે? તે દેહના પરમાણુએ પરમાણુનો

પારમાર્થિક હેતુ વિના તો વર્તવું યોગ્ય છે, એમ વિચારસિદ્ધ છે, જોકે વર્ણાશ્રમધર્મ વર્તમાનમા બહુ નિર્બળ સ્થિતિને પામ્યો છે, તોપણ આપણે તો જ્યા સુધી ઉત્કૃષ્ટ ત્યાગદશા ન પામીએ, અને જ્યા સુધી ગૃહાશ્રમમા વાસ હોય ત્યાં સુધી તો વાણિયારૂપ વર્ણધર્મને અનુસરવો તે યોગ્ય છે, કેમકે અભક્ષ્યાદિ ગ્રહણનો તેનો વ્યવહાર નથી ત્યારે એમ આશકા થવા યોગ્ય છે કે 'લુહાણા પણ તે રીતે વર્તે છે, તો તેના અન્નાહારાદિ ગ્રહણ કરતા શુ હાનિ ?' તો તેના ઉત્તરમા એટલુ જણાવવું યોગ્ય થઈ શકે કે વગર કારણે તેવી રીતિ પણ બદલાવવી ઘટતી નથી, કેમકે તેથી પછી બીજા સમાગમ-વાસી કે પ્રસગાદિ આપણી રીતિ જોનાર ગમે તે વર્ણનુ ખાતા બાધ નથી એવા ઉપદેશના નિમિત્તને પામે લુહાણાને ત્યા અન્નાહાર લેવાથી વર્ણધર્મ હાનિ પામતો નથી, પણ મુસલમાનને ત્યા અન્નાહાર લેતા તો વર્ણધર્મની હાનિનો વિશેષ સભવ છે, અને વર્ણધર્મ લોપવારૂપ દોષ કરવા જેવું થાય છે આપણે કઈ લોકના ઉપકારાદિ હેતુથી તેમ વર્તવુ થતુ હોય, અને રસલુબ્ધતાબુદ્ધિથી તેમ વર્તવુ ન થતું હોય, તોપણ બીજા તેનુ અનુકરણ તે હેતુને સમજ્યા વિના ઘણુ કરીને કરે, અને અતે અભક્ષ્યાદિ ગ્રહણ કરવામા પ્રવૃત્તિ કરે એવા નિમિત્તનો હેતુ આપણુ તે આચરણ છે, માટે તેમ નહી વર્તવુ તે, એટલે મુસલમાનાદિના અન્નાહારાદિનું ગ્રહણ નહી કરવુ તે, ઉત્તમ છે તમારી વૃત્તિની કેટલીક પ્રતીતિ આવે છે, પણ તેથી ઊતરતી વૃત્તિ હોય તો તે જ પોતે અભક્ષ્યાદિ આહારના યોગને ઘણુ કરીને તે રસ્તે પામે માટે એ પ્રસગથી દૂર રહેવાય તેમ વિચારવુ કર્તવ્ય છે

દયાની લાગણી વિશેષ રહેવા દેવી હોય તો જ્યા હિસાના સ્થાનકો છે, તથા તેવા પદાર્થો લેવાય દેવાય છે, ત્યા રહેવાનો તથા જવા આવવાનો પ્રસગ ન થવા દેવો જોઈએ, નહી તો જેવી જોઈએ તેવી ઘણુ કરીને દયાની લાગણી ન રહે, તેમ જ અભક્ષ્ય પર વૃત્તિ ન જવા દેવા અર્થે, અને તે માર્ગની ઉન્નતિના નહી અનુમોદનને અર્થે, અભક્ષ્યાદિ ગ્રહણ કરનારનો આહારાદિ અર્થે પરિચય ન રાખવો જોઈએ

જ્ઞાનદૃષ્ટિએ જોતાં જ્ઞાત્યાદિ ભેદનુ વિશેષાદિપણુ જણાતું નથી, પણ ભક્ષ્યાભક્ષ્યભેદનો તો ત્યા પણ વિચાર કર્તવ્ય છે, અને તે અર્થે મુખ્ય કરીને આ વૃત્તિ રાખવી ઉત્તમ છે કેટલાંક કાર્યો એવા હોય છે કે તેમાં પ્રત્યક્ષ દોષ હોતો નથી, અથવા તેથી દોષ થતો હોતો નથી, પણ તેને અગે બીજા દોષોનો આશ્રય હોય છે, તે પણ વિચારવાનને લક્ષ રાખવો ઉચિત છે નાતાલના લોકોના ઉપકાર અર્થે કદાપિ તમારુ એમ પ્રવર્તવું થાય છે એમ પણ નિશ્ચય ન ગણાય, જો બીજે કોઈ પણ સ્થળે તેવુ વર્તન કરતા બાધ ભાસે, અને વર્તવાનું ન બને તો માત્ર તે હેતુ ગણાય વળી તે લોકોના ઉપકાર અર્થે વર્તવુ જોઈએ એમ વિચારવામાં પણ કઈક તમારા સમજવાફેર થતુ હશે એમ લાગ્યા કરે છે તમારી સદ્‌વૃત્તિની કઈક પ્રતીતિ છે એટલે આ વિષે વધારે લખવુ યોગ્ય દેખાતું નથી જેમ સદાચાર અને સદ્વિચારનું આરાધન થાય તેમ પ્રવર્તવુ યોગ્ય છે

બીજી ઊતરતી જ્ઞાતિઓ અથવા મુસલમાનાદિના કોઈ તેવાં નિમત્રણોમા અન્નાહારાદિને બદલે નહી રાધેલો એવો ફળાહાર આદિ લેતા તે લોકોનો ઉપકાર સાચવવાનો સભવ રહેતો હોય, તો તેમ અનુસરો તો સારુ છે એ જ વિનતિ

---

વિક પદાર્થ છે, માટે તે પ્રત્યક્ષ 'નિત્ય' સમજાય છે ૬૪

જે જે દેહાદિ સંયોગો દેખાય છે તે તે અનુભવસ્વરૂપ એવા આત્માના દૃશ્ય છે, અર્થાત્ આત્મા તેને જુએ છે અને જાણે છે, એવા પદાર્થ છે તે બધા સંયોગોનો વિચાર કરી જુઓ તો કોઈ પણ સંયોગોથી અનુભવસ્વરૂપ એવો આત્મા ઉત્પન્ન થઈ શકવા યોગ્ય તમને જણાશે નહી કોઈ પણ સંયોગો તમને જાણતા નથી અને તમે તે સર્વ સંયોગોને જાણો છો એ જ તમારુ તેથી જુદાપણુ અને અસંયોગીપણુ એટલે તે સંયોગોથી ઉત્પન્ન નહી થવાપણુ સહજે સિદ્ધ થાય છે, અને અનુભવમા આવે છે તેથી એટલે કોઈ પણ સંયોગોથી જેની ઉત્પત્તિ થઈ શકતી નથી, કોઈ પણ સંયોગો જેની ઉત્પત્તિ માટે અનુભવમા આવી શકતા નથી, જે જે સંયોગો કલ્પીએ તેથી તે અનુભવ ન્યારો ને ન્યારો જ માત્ર તેને જાણનાર રૂપે જ રહે છે, તે અનુભવસ્વરૂપ આત્માને તમે નિત્ય અસ્પર્શ્ય એટલે તે સંયોગોના ભાવરૂપ સ્પર્શને પામ્યો નથી, એમ જાણો (૬૪)

જડથી ચેતન ઊપજે, ચેતનથી જડ થાય,
એવો અનુભવ કોઈને, ક્યારે કદી ન થાય ૬૫

જડથી ચેતન ઊપજે, અને ચેતનથી જડ ઉત્પન્ન થાય એવો કોઈને ક્યારે કદીપણ અનુભવ થાય નહી ૬૫

કોઈ સંયોગોથી નહિ, જેની ઉત્પત્તિ થાય,
નાશ ન તેનો કોઈમા, તેથી નિત્ય સદાય ૬૬

જેની ઉત્પત્તિ કોઈપણ સંયોગોથી થાય નહી, તેનો નાશ પણ કોઈને વિષે થાય નહીં, માટે આત્મા ત્રિકાળ 'નિત્ય' છે ૬૬

કોઈ પણ સંયોગોથી જે ઉત્પન્ન ન થયું હોય અર્થાત્ પોતાના સ્વભાવથી કરીને જે પદાર્થ સિદ્ધ હોય, તેનો લય બીજા કોઈ પણ પદાર્થમા થાય નહી, અને જો બીજા પદાર્થમા તેનો લય થતો હોય, તો તેમાથી તેની પ્રથમ ઉત્પત્તિ થવી જોઈતી હતી, નહી તો તેમા તેની લયરૂપ ઐક્યતા થાય નહી માટે આત્મા અનુત્પન્ન અને અવિનાશી જાણીને નિત્ય છે એવી પ્રતીતિ કરવી યોગ્ય લાગશે (૬૬)

ક્રોધાદિ તરતમ્યતા, સર્પાદિકની માય,
પૂર્વજન્મ સંસ્કાર તે, જીવ નિત્યતા ત્યાય ૬૭

ક્રોધાદિ પ્રકૃતિઓનુ વિશેષપણું સર્પ વગેરે પ્રાણીમા જન્મથી જ જોવામા આવે છે, વર્તમાન દેહે તો તે અભ્યાસ કર્યો નથી, જન્મની સાથે જ તે છે, એટલે એ પૂર્વજન્મનો જ સંસ્કાર છે, જે પૂર્વજન્મ જીવની નિત્યતા સિદ્ધ કરે છે ૬૭

સર્પમા જન્મથી ક્રોધનુ વિશેષપણુ જોવામા આવે છે, પારેવાને વિષે જન્મથી જ નિર્હિંસક પણુ જોવામા આવે છે, માકડ આદિ જંતુઓને પકડતા તેને પકડવાથી દુઃખ થાય છે એવી ભયસંજ્ઞા પ્રથમથી તેના અનુભવમા રહી છે, તેથી તે નાશી જવાનુ પ્રયત્ન કરે છે, કંઈક પ્રાણીમા જન્મથી પ્રીતિનું, કંઈકમા સમતાનુ, કંઈકમા વિશેષ નિર્ભયતાનુ, કંઈકમા ગંભીરતાનુ, કંઈકમા વિશેષ ભયસંજ્ઞાનુ, કંઈકમા કામાદિ પ્રત્યે અસંગતાનુ, અને કંઈકને આહારાદિ વિષે અધિક અધિક લુબ્ધપણાનુ વિશેષપણુ જોવામા આવે છે, એ આદિ ભેદ એટલે ક્રોધાદિ સંજ્ઞાના ન્યૂનાધિકપણુ આદિથી તેમ જ તે તે પ્રકૃતિઓ જન્મથી સહચારીપણે રહી જોવામા આવે છે તેથી તેનું કારણ પૂર્વના સંસ્કારો જ સંભવે છે

કદાપિ એમ કહીએ કે ગર્ભમાં વીર્ય–રેતના ગુણના યોગથી તે તે પ્રકારના ગુણો ઉત્પન્ન થાય છે, પણ તેમાં પૂર્વજન્મ કંઈ કારણભૂત નથી, એ કહેવુ પણ યથાર્થ નથી જે માબાપો કામને વિષે વિશેષ પ્રીતિવાળા જોવામા આવે છે, તેનાં પુત્રો પરમ વીતરાગ જેવા બાળપણાથી જ જોવામા આવે

આ વર્તમાન કાળમાં મોક્ષમાર્ગ ઘણો લોપ થઈ ગયો છે, જે મોક્ષમાર્ગ આત્માર્થીને વિચારવા માટે (ગુરુ–શિષ્યના સંવાદરૂપે) અત્રે પ્રગટ કહીએ છીએ ૨

કોઈ ક્રિયાજડ થઈ રહ્યા, શુષ્કજ્ઞાનમાં કોઈ,
માને મારગ મોક્ષનો, કરુણા ઊપજે જોઈ ૩

કોઈ ક્રિયાને જ વળગી રહ્યા છે, અને કોઈ શુષ્કજ્ઞાનને જ વળગી રહ્યા છે, એમ મોક્ષમાર્ગ માને છે, જે જોઈને દયા આવે છે ૩

બાહ્ય ક્રિયામાં રાચતા, અંતર્ભેદ ન કાંઈ,
જ્ઞાનમાર્ગ નિષેધતા, તેહ ક્રિયાજડ આંઈ ૪

બાહ્ય ક્રિયામાં જ માત્ર રાચી રહ્યા છે, અંતર કંઈ ભેદાયું નથી, અને જ્ઞાનમાર્ગને નિષેધ્યા કરે છે, તે અહીં ક્રિયાજડ કહ્યા છે ૪

બંધ મોક્ષ છે કલ્પના, ભાખે વાણી માંહી,
વર્તે મોહાવેશમાં, શુષ્કજ્ઞાની તે આંહી ૫

બંધ, મોક્ષ માત્ર કલ્પના છે, એવા નિશ્ચયવાક્ય માત્ર વાણીમાં બોલે છે, અને તથારૂપ દશા થઈ નથી, મોહના પ્રભાવમાં વર્તે છે, એ અહીં શુષ્કજ્ઞાની કહ્યા છે ૫

વૈરાગ્યાદિ સફળ તો, જો સહ આતમજ્ઞાન,
તેમ જ આતમજ્ઞાનની, પ્રાપ્તિતણા નિદાન ૬

વૈરાગ્યત્યાગાદિ જો સાથે આત્મજ્ઞાન હોય તો સફળ છે, અર્થાત્ મોક્ષની પ્રાપ્તિના હેતુ છે, અને જ્યાં આત્મજ્ઞાન ન હોય ત્યાં પણ જો તે આત્મજ્ઞાનને અર્થે કરવામાં આવતા હોય, તો તે આત્મજ્ઞાનની પ્રાપ્તિના હેતુ છે ૬

વૈરાગ્ય, ત્યાગ, દયાદિ અંતરંગ વૃત્તિવાળી ક્રિયા છે તે જો સાથે આત્મજ્ઞાન હોય તો સફળ છે અર્થાત્ ભવનું મૂળ છેદે છે, અથવા વૈરાગ્ય, ત્યાગ, દયાદિ આત્મજ્ઞાનની પ્રાપ્તિનાં કારણો છે એટલે જીવમાં પ્રથમ એ ગુણો આવ્યેથી સદ્ગુરુનો ઉપદેશ તેમાં પરિણામ પામે છે ઉજ્જવળ અંતઃકરણ વિના સદ્ગુરુનો ઉપદેશ પરિણમતો નથી, તેથી વૈરાગ્યાદિ આત્મજ્ઞાનની પ્રાપ્તિના સાધનો છે એમ કહ્યું.

અત્રે જે જીવો ક્રિયાજડ છે તેને એવો ઉપદેશ કર્યો કે કાયા જ માત્ર રોકવી તે કાંઈ આત્મજ્ઞાનની પ્રાપ્તિના હેતુ નથી, વૈરાગ્યાદિ ગુણો આત્મજ્ઞાનની પ્રાપ્તિના હેતુ છે, માટે તમે તે ક્રિયાને અવગાહો, અને તે ક્રિયામાં પણ અટકીને રહેવું ઘટતું નથી, કેમકે આત્મજ્ઞાન વિના તે પણ ભવનું મૂળ છેદી શકતા નથી માટે આત્મજ્ઞાનની પ્રાપ્તિને અર્થે તે વૈરાગ્યાદિ ગુણોમાં વર્તો, અને કાયક્લેશરૂપ પણ કષાયાદિનું જેમાં તથારૂપ કંઈ ક્ષીણપણું થતું નથી તેમાં તમે મોક્ષમાર્ગનો દુરાગ્રહ રાખો નહીં, એમ ક્રિયાજડને કહ્યું, અને જે શુષ્કજ્ઞાનીઓ ત્યાગવૈરાગ્યાદિ રહિત છે, માત્ર વાચાજ્ઞાની છે તેને એમ કહ્યું કે વૈરાગ્યાદિ સાધન છે તે આત્મજ્ઞાનની પ્રાપ્તિના કારણો છે, કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી, તમે વૈરાગ્યાદિ પણ પામ્યા નથી, તો આત્મજ્ઞાન ક્યાંથી પામ્યા હો તે કંઈક આત્મામાં વિચારો સંસાર પ્રત્યે બહુ ઉદાસીનતા, દેહની મૂર્છાનું અલ્પત્વ, ભોગમાં અનાસક્તિ, તથા માનાદિનું પાતળાપણું એ આદિ ગુણો વિના તો આત્મજ્ઞાન પરિણામ પામતું નથી, અને આત્મજ્ઞાન પામ્યે તો તે ગુણો અત્યંત દૃઢ થાય છે, કેમકે આત્મજ્ઞાનરૂપ મૂળ તેને પ્રાપ્ત થયું તેને બદલે તમે આત્મજ્ઞાન અમને છે એમ માનો છો અને આત્મામાં તો ભોગાદિ કામનાની અગ્નિ બળ્યા કરે છે, પૂજાસત્કારાદિની કામના વારંવાર સ્ફુરાયમાન થાય છે, સહજ અશાતાએ બહુ આકુળવ્યાકુળતા થઈ જાય છે, તે કેમ લક્ષમાં આવતા નથી કે આ આત્મજ્ઞાનના લક્ષણો નહીં ! 'માત્ર

વિક પદાર્થ છે, માટે તે પ્રત્યક્ષ 'નિત્ય' સમજાય છે ૬૪

જે જે દેહાદિ સંયોગો દેખાય છે તે તે અનુભવસ્વરૂપ એવા આત્માના દૃશ્ય છે, અર્થાત્ આત્મા તેને જુએ છે અને જાણે છે, એવા પદાર્થ છે તે બધા સંયોગોનો વિચાર કરી જુઓ તો કોઈ પણ સંયોગોથી અનુભવસ્વરૂપ એવો આત્મા ઉત્પન્ન થઈ શકવા યોગ્ય તમને જણાશે નહી કોઈ પણ સંયોગો તમને જાણતા નથી અને તમે તે સર્વ સંયોગોને જાણો છો એ જ તમારુ તેથી જુદાપણું અને અસંયોગીપણું એટલે તે સંયોગોથી ઉત્પન્ન નહી થવાપણુ સહજે સિદ્ધ થાય છે, અને અનુભવમા આવે છે તેથી એટલે કોઈ પણ સંયોગોથી જેની ઉત્પત્તિ થઈ શકતી નથી, કોઈ પણ સંયોગો જેની ઉત્પત્તિ માટે અનુભવમા આવી શકતા નથી, જે જે સંયોગો કલ્પીએ તેથી તે અનુભવ ન્યારો ને ન્યારો જ માત્ર તેને જાણનાર રૂપે જ રહે છે, તે અનુભવસ્વરૂપ આત્માને તમે નિત્ય અસ્પર્શ એટલે તે સંયોગોના ભાવરૂપ સ્પર્શને પામ્યો નથી, એમ જાણો (૬૪)

જડથી ચેતન ઊપજે, ચેતનથી જડ થાય,
એવો અનુભવ કોઈને, ક્યારે કદી ન થાય ૬૫

જડથી ચેતન ઊપજે, અને ચેતનથી જડ ઉત્પન્ન થાય એવો કોઈને ક્યારે કદીપણ અનુભવ થાય નહી ૬૫

કોઈ સંયોગોથી નહિ, જેની ઉત્પત્તિ થાય,
નાશ ન તેનો કોઈમા, તેથી નિત્ય સદાય ૬૬

જેની ઉત્પત્તિ કોઈપણ સંયોગોથી થાય નહી, તેનો નાશ પણ કોઈને વિષે થાય નહી, માટે આત્મા ત્રિકાળ 'નિત્ય' છે ૬૬

કોઈ પણ સંયોગોથી જે ઉત્પન્ન ન થયું હોય અર્થાત્ પોતાના સ્વભાવથી કરીને જે પદાર્થ સિદ્ધ હોય, તેનો લય બીજા કોઈ પણ પદાર્થમા થાય નહી, અને જો બીજા પદાર્થમાં તેનો લય થતો હોય, તો તેમાથી તેની પ્રથમ ઉત્પત્તિ થવી જોઈતી હતી, નહી તો તેમા તેની લયરૂપ ઐક્યતા થાય નહી માટે આત્મા અનુત્પન્ન અને અવિનાશી જાણીને નિત્ય છે એવી પ્રતીતિ કરવી યોગ્ય લાગશે (૬૬

ક્રોધાદિ તરતમ્યતા, સર્પાદિકની માય,
પૂર્વજન્મ સંસ્કાર તે, જીવ નિત્યતા ત્યાય ૬૭

ક્રોધાદિ પ્રકૃતિઓનું વિશેષપણુ સર્પ વગેરે પ્રાણીમા જન્મથી જ જોવામા આવે છે, વર્તમાન દેહે તો તે અભ્યાસ કર્યો નથી, જન્મની સાથે જ તે છે, એટલે એ પૂર્વજન્મનો જ સંસ્કાર છે, જે પૂર્વજન્મ જીવની નિત્યતા સિદ્ધ કરે છે ૬૭

સર્પમા જન્મથી ક્રોધનુ વિશેષપણુ જોવામા આવે છે, પારેવાને વિષે જન્મથી જ નિર્દિંશક પણુ જોવામા આવે છે, માકડ આદિ જંતુઓને પકડતા તેને પકડવાથી દુઃખ થાય છે એવી ભયસંજ્ઞા પ્રથમથી તેના અનુભવમા રહી છે, તેથી તે નાશી જવાનુ પ્રયત્ન કરે છે, કંઈક પ્રાણીમા જન્મથી પ્રીતિનું, કંઈકમા સમતાનુ, કંઈકમા વિશેષ નિર્ભયતાનું, કંઈકમા ગંભીરતાનું, કંઈકમા વિશેષ ભયસંજ્ઞાનું, કંઈકમા કામાદિ પ્રત્યે અસંગતાનુ, અને કંઈકને આહારાદિ વિષે અધિક અધિક લુબ્ધપણાનુ વિશેષપણુ જોવામા આવે છે, એ આદિ ભેદ એટલે ક્રોધાદિ સંજ્ઞાના ન્યૂનાધિકપણા આદિથી તેમ જ તે તે પ્રકૃતિઓ જન્મથી સહચારીપણે રહી જોવામા આવે છે તેથી તેનુ કારણ પૂર્વના સંસ્કારો જ સંભવે છે

કદાપિ એમ કહીએ કે ગર્ભમા વીર્ય–રેતના ગુણના યોગથી તે તે પ્રકારના ગુણો ઉત્પન્ન થાય છે, પણ તેમાં પૂર્વજન્મ કંઈ કારણભૂત નથી, એ કહેવુ પણ યથાર્થ નથી જે માબાપો કામને વિષે વિશેષ પ્રીતિવાળા જોવામા આવે છે, તેના પુત્રો પરમ વીતરાગ જેવા બાળપણાથી જ જોવામા આવે

તે પરમાર્થને પામે, અને નિજપદનો એટલે આત્મસ્વભાવનો લક્ષ લે અર્થાત્ ઘણાને ક્રિયાજડત્વ વર્તે છે તેનો હેતુ એ છે કે અસદ્‌ગુરુ કે જે આત્મજ્ઞાન અને આત્મજ્ઞાનના સાધનને જાણતા નથી તેનો તેણે આશ્રય કર્યો છે, જેથી તેને માત્ર ક્રિયાજડત્વનો એટલે કાયક્લેશનો માર્ગ જાણે છે, તેમાં વળગાડે છે, અને કુળધર્મ દૃઢ કરાવે છે, જેથી તેને સદ્‌ગુરુનો યોગ મેળવવાની આકાક્ષા થતી નથી, અથવા તેવા યોગ મળ્યે પણ પક્ષની દૃઢ વાસના તેને સદુપદેશસન્મુખ થવા દેતી નથી, એટલે ક્રિયા-જડત્વ ટળતુ નથી, અને પરમાર્થની પ્રાપ્તિ થતી નથી

અને જે શુષ્કજ્ઞાની છે તેણે પણ સદ્‌ગુરુના ચરણ સેવ્યા નથી, માત્ર પોતાની મતિકલ્પનાથી સ્વચ્છદપણે અધ્યાત્મગ્રથો વાચ્યા છે, અથવા શુષ્કજ્ઞાની સમીપથી તેવા ગ્રથો કે વચનો સાભળી લઈ ને પોતાને વિષે જ્ઞાનીપણુ માન્યું છે, અને જ્ઞાની ગણાવાના પદનુ એક પ્રકારનું માન છે તેમાં તેને મીઠાશ રહી છે, અને એ તેનો પક્ષ થયો છે, અથવા કોઈ એક કારણવિશેષથી શાસ્ત્રોમા દયા, દાન, અને હિસા, પૂજાનું સમાનપણુ કહ્યુ છે તેવા વચનોને તેનો પરમાર્થ સમજ્યા વિના હાથમા લઈ ને માત્ર પોતાને જ્ઞાની મનાવા અર્થે, અને પામર જીવના તિરસ્કારના અર્થે તે વચનોનો ઉપયોગ કરે છે, પણ તેવા વચનો કયે લક્ષે સમજવાથી પરમાર્થ થાય છે તે જાણતો નથી વળી જેમ દયાદાના-દિકનુ શાસ્ત્રોમા નિષ્ફળપણુ કહ્યુ છે તેમ, નવપૂર્વ સુધી ભણ્યા છતા તે પણ અફળ ગયું એમ જ્ઞાનનું પણ નિષ્ફળપણુ કહ્યુ છે, તો તે શુષ્કજ્ઞાનનો જ નિષેધ છે એમ છતા તેનો લક્ષ તેને થતો નથી, કેમકે જ્ઞાની બનવાના માને તેનો આત્મા મૂઢતાને પામ્યો છે, તેથી તેને વિચારનો અવકાશ રહ્યો નથી. એમ ક્રિયાજડ અથવા શુષ્કજ્ઞાની તે બન્ને ભૂલ્યા છે, અને તે પરમાર્થ પામવાની વાછા રાખે છે, અથવા પરમાર્થ પામ્યા છીએ એમ કહે છે, તે માત્ર તેમનો દુરાગ્રહ તે પ્રત્યક્ષ દેખાય છે જો સદ્‌ગુરુના ચરણ સેવ્યા હોત, તો એવા દુરાગ્રહમાં પડી જવાનો વખત ન આવત, અને આત્મસાધનમા જીવ દોરાત, અને તથારૂપ સાધનથી પરમાર્થને પામત, અને નિજપદનો લક્ષ લેત, અર્થાત્ તેની વૃત્તિ આત્મસન્મુખ થાત

વળી ઠામ ઠામ એકાકીપણે વિચરવાનો નિષેધ કર્યો છે, અને સદ્‌ગુરુની સેવામા વિચરવાનો જ ઉપદેશ કર્યો છે, તેથી પણ એમ સમજાય છે કે જીવને હિતકારી અને મુખ્ય માર્ગ તે જ છે, અને અસદ્‌ગુરુથી પણ કલ્યાણ થાય એમ કહેવુ તે તો તીર્થંકરાદિની, જ્ઞાનીની આસાતના કરવા સમાન છે, કેમકે તેમાં અને અસદ્‌ગુરુમા કઈ ભેદ ન પડયો, જન્માધ, અને અત્યત શુદ્ધ નિર્મળ ચક્ષું-વાળાનું કઈ ન્યૂનાધિકપણુ ઠર્યું જ નહી વળી કોઈ 'શ્રી ઠાણાગસૂત્ર'ની ચોભ ગી[1] ગ્રહણ કરીને એમ કહે કે 'અભવ્યના તાર્યા પણ તરે,' તો તે વચન પણ વદતોવ્યાઘાત જેવુ છે, એક તો મૂળમા 'ઠાણાગ'માં તે પ્રમાણે પાઠ જ નથી, જે પાઠ છે તે આ પ્રમાણે છે –[2] . . તેનો શબ્દાર્થ આ પ્રમાણે છે –[2] તેનો વિશેષાર્થ ટીકાકારે આ પ્રમાણે કર્યો છે –[2] . જેમાં કોઈ સ્થળે અભવ્યના તાર્યા તરે એવું કહ્યુ નથી, અને કોઈ એક ટબામા કોઈએ એવુ વચન લખ્યુ છે તે તેની સમજનું અયથાર્થપણુ સમજાય છે

કદાપિ એમ કોઈ કહે કે અભવ્ય કહે છે તે યથાર્થ નથી, એમ ભાસવાથી યથાર્થ શું છે, તેનો લક્ષ થવાથી સ્વવિચારને પામીને તર્યા એમ અર્થ કરીએ તો તે એક પ્રકારે સભવિત થાય છે, પણ તેથી અભવ્યના તાર્યા તર્યા એમ કહી શકાતુ નથી એમ વિચારી જે માર્ગેથી અનત જીવ તર્યા છે, અને તરશે તે માર્ગને અવગાહવો અને સ્વકલ્પિત અર્થનો માનાદિની જાળવણી છોડી દઈ ત્યાગ કરવો એ જ શ્રેય છે જો અભવ્યથી તરાય છે એમ તમે કહો, તો તો અવશ્ય નિશ્ચય થાય છે કે

1 જુઓ આક ૫૪૨
2 મૂળ પાઠ મૂકવા ધારેલો પણ મુકાયો લાગતો નથી

સ્થિતિમા રહે, તેમ ચેતનનો અવસ્થાંતરરૂપ નાશ તારે કહેવો હોય તો તે શી સ્થિતિમાં રહે અથવા ઘટના પરમાણુઓ જેમ પરમાણુસમૂહમા ભળ્યા તેમ ચેતન કઈ વસ્તુમા ભળવા યોગ્ય છે તે તપાસ, અર્થાત્ એ પ્રકારે તું અનુભવ કરી જોઈશ તો કોઈમા નહી ભળી શકવા યોગ્ય, અથવા પરસ્વરૂપે અવસ્થાતર નહી પામવા યોગ્ય એવું ચેતન એટલે આત્મા તને ભાસ્યમાન થશે ૭૦

---

શકા — શિષ્ય ઉવાચ

[ આત્મા કર્મનો કર્તા નથી, એમ શિષ્ય કહે છે – ]

કર્ત્તા જીવ ન કર્મનો, કર્મ જ કર્ત્તા કર્મ,
અથવા સહજ સ્વભાવ કા, કર્મ જીવનો ધર્મ ૭૧

જીવ કર્મનો કર્તા નથી, કર્મના કર્તા કર્મ છે અથવા અનાયાસે તે થયા કરે છે એમ નહીં, ને જીવ જ તેનો કર્તા છે એમ કહો તો પછી તે જીવનો ધર્મ જ છે, અર્થાત્ ધર્મ હોવાથી ક્યારેય નિવૃત્ત ન થાય ૭૧

આત્મા સદા અસગ ને, કરે પ્રકૃતિ બધ,
અથવા ઈશ્વર પ્રેરણા, તેથી જીવ અબધ ૭૨

અથવા એમ નહી, તો આત્મા સદા અસગ છે, અને સત્ત્વાદિ ગુણવાળી પ્રકૃતિ કર્મનો બધ કરે છે, તેમ નહી, તો જીવને કર્મ કરવાની પ્રેરણા ઈશ્વર કરે છે, તેથી ઈશ્વરેચ્છારૂપ હોવાથી જીવ તે કર્મથી 'અબધ' છે ૭૨

માટે મોક્ષ ઉપાયનો, કોઈ ન હેતુ જણાય,
કર્મતણુ કર્તાપણુ, કા નહિ, કા નહિ જાય ૭૩

માટે જીવ કોઈ રીતે કર્મનો કર્તા થઈ શકતો નથી, અને મોક્ષનો ઉપાય કરવાનો કો જણાતો નથી, કા જીવને કર્મનુ કર્તાપણું નથી અને જો કર્તાપણુ હોય તો કોઈ રીતે તે સ્વભાવ મટવા યોગ્ય નથી ૭૩

---

સમાધાન—સદ્ગુરુ ઉવાચ

[ કર્મનુ કર્તાપણુ આત્માને જે પ્રકારે છે તે પ્રકારે સદ્ગુરુ સમાધાન કરે છેઃ— ]

હોય ન ચેતન પ્રેરણા, કોણ ગ્રહે તો કર્મ ?
જડસ્વભાવ નહિ પ્રેરણા, જુઓ વિચારી ધર્મ [1] ૭૪

ચેતન એટલે આત્માની પ્રેરણારૂપ પ્રવૃત્તિ ન હોય, તો કર્મને કોણ ગ્રહણ કરે ? જ સ્વભાવ પ્રેરણા નથી જડ અને ચેતન બેયના ધર્મ વિચારી જુઓ ૭૪

જો ચેતનની પ્રેરણા ન હોય, તો કર્મ કોણ ગ્રહણ કરે ? પ્રેરણાપણે ગ્રહણ કરાવવારૂપ સ્વ જડનો છે જ નહી, અને એમ હોય તો ઘટ, પટાદિ પણ ક્રોધાદિ ભાવમા પરિણમવા જોઈએ કર્મના ગ્રહણકર્તા હોવા જોઈએ, પણ તેવો અનુભવ તો કોઈને ક્યારે પણ થતો નથી, જેથી એટલે જીવ કર્મ ગ્રહણ કરે છે, એમ સિદ્ધ થાય છે, અને તે માટે કર્મનો કર્તા કહીએ છીએ એમ જીવ કર્મનો કર્તા છે

'કર્મના કર્તા કર્મ કહેવાય કે કેમ ?' તેનું પણ સમાધાન આથી થશે કે જડ કર્મમા પ્રે રૂપ ધર્મ નહી હોવાથી તે તે રીતે ગ્રહણ કરવાને અસમર્થ છે, અને કર્મનું કરવાપણું જીવને કેમકે તેને વિષે પ્રેરણાશક્તિ છે (૭૪)

---

૧ પાઠાતર — જુઓ વિચારી મર્મ.

તે પરમાર્થને પામે, અને નિજપદનો એટલે આત્મસ્વભાવનો લક્ષ લે અર્થાત્ ઘણાને ક્રિયાજડત્વ વર્તે છે તેનો હેતુ એ છે કે અસદ્‌ગુરુ કે જે આત્મજ્ઞાન અને આત્મજ્ઞાનના સાધનને જાણતા નથી તેનો તેણે આશ્રય કર્યો છે, જેથી તેને માત્ર ક્રિયાજડત્વનો એટલે કાયક્લેશનો માર્ગ જાણે છે, તેમા વળગાડે છે, અને કુળધર્મ દૃઢ કરાવે છે, જેથી તેને સદ્‌ગુરુનો યોગ મેળવવાની આકાક્ષા થતી નથી, અથવા તેવા યોગ મળ્યે પણ પક્ષની દૃઢ વાસના તેને સદુપદેશસન્મુખ થવા દેતી નથી, એટલે ક્રિયા જડત્વ ટળતુ નથી, અને પરમાર્થની પ્રાપ્તિ થતી નથી

અને જે શુષ્કજ્ઞાની છે તેણે પણ સદ્‌ગુરુના ચરણ સેવ્યા નથી, માત્ર પોતાની મતિકલ્પનાથી સ્વચ્છદપણે અ'ધ્યાત્મગ્ર થો વાચ્યા છે, અથવા શુષ્કજ્ઞાની સમીપથી તેવા ગ્ર થો કે વચનો સાભળી લઈ ને પોતાને વિષે જ્ઞાનીપણુ માન્યું છે, અને જ્ઞાની ગણાવાના પદનુ એક પ્રકારનું માન છે તેમાં તેને મીઠાશ રહી છે, અને એ તેનો પક્ષ થયો છે, અથવા કોઈ એક કારણવિશેષથી શાસ્ત્રોમા દયા, દાન, અને હિસા, પૂજાનું સમાનપણુ કહ્યુ છે તેવા વચનોને તેનો પરમાર્થ સમજ્યા વિના હાથમા લઈ ને માત્ર પોતાને જ્ઞાની મનાવા અર્થે, અને પામર જીવના તિરસ્કારના અર્થે તે વચનોનો ઉપયોગ કરે છે, પણ તેવા વચનો કયે લક્ષે સમજવાથી પરમાર્થ થાય છે તે જાણતો નથી વળી જેમ દયાદાના-દિકનું શાસ્ત્રોમાં નિષ્ફળપણુ કહ્યું છે તેમ, નવપૂર્વ સુધી ભણ્યા છતાં તે પણ અફળ ગયું એમ જ્ઞાનનું પણ નિષ્ફળપણુ કહ્યુ છે, તો તે શુષ્કજ્ઞાનનો જ નિષેધ છે એમ છતા તેનો લક્ષ તેને થતો નથી, કેમકે જ્ઞાની બનવાના માને તેનો આત્મા મૂઢતાને પામ્યો છે, તેથી તેને વિચારનો અવકાશ રહ્યો નથી. એમ ક્રિયાજડ અથવા શુષ્કજ્ઞાની તે બન્ને ભૂલ્યા છે, અને તે પરમાર્થ પામવાની વાછા રાખે છે, અથવા પરમાર્થ પામ્યા છીએ એમ કહે છે, તે માત્ર તેમનો દુરાગ્રહ તે પ્રત્યક્ષ દેખાય છે જો સદ્‌ગુરુના ચરણ સેવ્યા હોત, તો એવા દુરાગ્રહમા પડી જવાનો વખત ન આવત, અને આત્મસાધનમા જીવ દોરાત, અને તથારૂપ સાધનથી પરમાર્થને પામત, અને નિજપદનો લક્ષ લેત, અર્થાત્ તેની વૃત્તિ આત્મસન્મુખ થાત

વળી ઠામ ઠામ એકાકીપણે વિચરવાનો નિષેધ કર્યો છે, અને સદ્‌ગુરુની સેવામાં વિચરવાનો જ ઉપદેશ કર્યો છે, તેથી પણ એમ સમજાય છે કે જીવને હિતકારી અને મુખ્ય માર્ગ તે જ છે, અને અસદ્‌ગુરુથી પણ કલ્યાણ થાય એમ કહેવુ તે તો તીર્થંકરાદિની, જ્ઞાનીની આસાતના કરવા સમાન છે, કેમકે તેમાં અને અસદ્‌ગુરુમાં કઈ ભેદ ન પડ્યો, જન્માધ, અને અત્યત શુદ્ધ નિર્મળ ચક્ષુ-વાળાનું કઈ ન્યૂનાધિકપણુ ઠર્યું જ નહી વળી કોઈ 'શ્રી ઠાણાગસૂત્ર'ની ચોભ ગી[1] ગ્રહણ કરીને એમ કહે કે 'અભવ્યના તાર્યા પણ તરે,' તો તે વચન પણ વદતોવ્યાઘાત જેવુ છે, એક તો મૂળમા 'ઠાણાગ'માં તે પ્રમાણે પાઠ જ નથી, જે પાઠ છે તે આ પ્રમાણે છે –[2] .. તેનો શબ્દાર્થ આ પ્રમાણે છે –[2] તેનો વિશેષાર્થ ટીકાકારે આ પ્રમાણે કર્યો છે –[2] ... જેમા કોઈ સ્થળે અભવ્યના તાર્યા તરે એવું કહ્યુ નથી, અને કોઈ એક ટબામા કોઈએ એવુ વચન લખ્યુ છે તે તેની સમજનું અયથાર્થપણુ સમજાય છે

કદાપિ એમ કોઈ કહે કે અભવ્ય કહે છે તે યથાર્થ નથી, એમ ભાસવાથી યથાર્થ શું છે, તેનો લક્ષ થવાથી સ્વવિચારને પામીને તર્યા એમ અર્થ કરીએ તો તે એક પ્રકારે સ ભવિત થાય છે, પણ તેથી અભવ્યના તાર્યા તર્યા એમ કહી શકાતુ નથી એમ વિચારી જે માર્ગેથી અન ત જીવ તર્યા છે, અને તરશે તે માર્ગને અવગાહવો અને સ્વકલ્પિત અર્થનો માનાદિની જાળવણી છોડી દઈ ત્યાગ કરવો એ જ શ્રેય છે જો અભવ્યથી તરાય છે એમ તમે કહો, તો તો અવશ્ય નિશ્ચય થાય છે કે

૧ જુઓ આક ૫૪૨
૨ મૂળ પાઠ મૂકવા ધારેલો પણ મુકાયો લાગતો નથી

નિષેધી દેખાડયુ છે પ્રકૃતિ નહીં, તો અંત કરણાદિ કર્મ ગ્રહણ કરે તેથી આત્મામાં કર્તાપણુ વળગે છે, એમ કહીએ તો તે પણ એકાંતે સિદ્ધ નથી અંત.કરણાદિ પણ ચેતનની પ્રેરણા વિના અંતકરણાદિરૂપે પ્રથમ ઠરે જ કયાંથી? ચેતન જે કર્મવળગણાનુ, મનન કરવા, અવલ બન લે છે, તે અંતકરણ છે જો ચેતન મનન કરે નહી, તો કંઈ તે વળગણામા મનન કરવાનો ધર્મ નથી, તે તો માત્ર જડ છે ચેતનની પ્રેરણાથી ચેતન તેને અવલ બીને કંઈ ગ્રહણ કરે છે તેથી તેના વિષે કર્તાપણુ આરોપાય છે, પણ મુખ્યપણે તે ચેતન કર્મનો કર્તા છે

આ સ્થળે તમે વેદાતાદિ દૃષ્ટિએ વિચારશો તો અમારા આ વાકયો તમને ભ્રાંતિગત પુરુષના કહેલાં લાગશે પણ હવે જે પ્રકાર કહ્યો છે તે સમજવાથી તમને તે વાકયની યથાતથ્યતા લાગશે, અને ભ્રાંતિગતપણુ ભાસ્યમાન નહી થાય

જો કોઈ પણ પ્રકારે આત્માનું કર્મનુ કર્તૃત્વપણુ ન હોય, તો કોઈ પણ પ્રકારે તેનુ ભોકતૃત્વપણુ પણ ન ઠરે, અને જ્યારે એમ જ હોય તો પછી તેના કોઈ પણ પ્રકારના દુ ખોનો સ ભવ પણ ન જ થાય જ્યારે કોઈ પણ પ્રકારના દુ.ખોનો સ ભવ આત્માને ન જ થતો હોય તો પછી વેદાતાદિ શાસ્ત્રો સર્વ દુ ખથી ક્ષય થવાનો જે માર્ગ ઉપદેશે છે તે શા માટે ઉપદેશે છે? 'જ્યાં સુધી આત્મજ્ઞાન થાય નહી, ત્યા સુધી દુ ખની આત્ય તિક નિવૃત્તિ થાય નહી,' એમ વેદાતાદિ કહે છે, તે જો દુ ખ ન જ હોય તો તેની નિવૃત્તિનો ઉપાય શા માટે કહેવો જોઈએ? અને કર્તૃત્વપણુ ન હોય, તો દુ ખનું ભોકતૃત્વપણુ કયાથી હોય? એમ વિચાર કરવાથી કર્મનું કર્તૃત્વ ઠરે છે

હવે અત્રે એક પ્રશ્ન થવા યોગ્ય છે અને તમે પણ તે પ્રશ્ન કર્યું છે કે 'જો કર્મનું કર્તાપણુ આત્માને માનીએ, તો તો આત્માનો તે ધર્મ ઠરે, અને જે જેનો ધર્મ હોય તે કયારે પણ ઉચ્છેદ થવા યોગ્ય નથી, અર્થાત્ તેનાથી કેવળ ભિન્ન પડી શકવા યોગ્ય નથી, જેમ અગ્નિની ઉષ્ણતા અથવા પ્રકાશ તેમ.' એમ જ જો કર્મનું કર્તાપણુ આત્માનો ધર્મ ઠરે, તો તે નાશ પામે નહી

ઉત્તર.—સર્વ પ્રમાણાંશના સ્વીકાર્યા વિના એમ ઠરે, પણ વિચારવાન હોય તે કોઈ એક પ્રમાણાંશ સ્વીકારીને બીજા પ્રમાણાશનો નાશ ન કરે 'તે જીવને કર્મનું કર્તાપણુ ન હોય' અથવા 'હોય તો તે પ્રતીત થવા યોગ્ય નથી' એ આદિ પ્રશ્ન કર્યાના ઉત્તરમાં જીવનું કર્મનું કર્તૃત્વ જણાવ્યું છે કર્મનું કર્તૃત્વ હોય તો તે ટળે જ નહી, એમ કાઈ સિદ્ધાત સમજવો યોગ્ય નથી, કેમકે જે જે કોઈ પણ વસ્તુ ગ્રહણ કરી હોય તે છોડી શકાય એટલે ત્યાગી શકાય, કેમકે ગ્રહણ કરેલી વસ્તુથી ગ્રહણ કરનારી વસ્તુનું કેવળ એકત્વ કેમ થાય? તેથી જીવે ગ્રહણ કરેલાં એવા જે દ્રવ્યકર્મ તેનો જીવ ત્યાગ કરે તો થઈ શકવા યોગ્ય છે, કેમકે તે તેને સહકારી સ્વભાવે છે, સહજ સ્વભાવે નથી, અને તે કર્મને મે તમને અનાદિ ભ્રમ કહ્યો છે, અર્થાત્ તે કર્મનું કર્તાપણુ અજ્ઞાનથી પ્રતિપાદન કર્યું છે, તેથી પણ તે નિવૃત્ત થવા યોગ્ય છે, એમ સાથે સમજવું ઘટે છે જે જે ભ્રમ હોય છે, તે તે વસ્તુની ઊલટી સ્થિતિની માન્યતારૂપ હોય છે, અને તેથી તે ટળવા યોગ્ય છે, જેમ મૃગજળમાથી જળબુદ્ધિ કહેવાનો હેતુ એ છે કે, અજ્ઞાને કરીને પણ જો આત્માને કર્તાપણુ ન હોય, તો તો કશુ ઉપદેશાદિ શ્રવણુ વિચાર, જ્ઞાન આદિ સમજવાનો હેતુ રહેતો નથી હવે અહીં આગળ જીવનું પરમાર્થે જે કર્તાપણુ છે તે કહીએ છીએ · (૭૭)

ચેતન જો નિજ ભાનમા, કર્તા આપ સ્વભાવ,<br>
વર્તે નહિ નિજ ભાનમા, કર્તા કર્મ–પ્રભાવ ૭૮

આત્મા જો પોતાના શુદ્ધ ચૈતન્યાદિ સ્વભાવમા વર્તે તો તે પોતાના તે જ સ્વભાવનો કર્તા છે અર્થાત્ તે જ સ્વરૂપમા પરિણમિત છે, અને તે શુદ્ધ ચૈતન્યાદિ સ્વભાવના ભાનમા વર્તતો ન હોય ત્યારે કર્મભાવનો કર્તા છે ૭૮

કલ્યાણ થાય છે એમ અમે કહ્યુ છે પણ તે વાત યથાર્થ નથી, અથવા સદ્ગુરુની આજ્ઞાનું જીવને કંઈ કારણ નથી એમ કહેવાને માટે તેમ જે જીવો પોતાના વિચારથી સ્વયબોધ પામ્યા છે એમ કહ્યુ છે તે પણ વર્તમાન દેહે પોતાના વિચારથી અથવા બોધથી બૂઝયા કહ્યા છે, પણ પૂર્વે તે વિચાર અથવા બોધ તેણે સન્મુખ કર્યો છે તેથી વર્તમાનમા તે સ્ફુરાયમાન થવાનો સભવ છે તીર્થંકરાદિ 'સ્વયબુદ્ધ' કહ્યા છે તે પણ પૂર્વે ત્રીજે ભવે સદ્ગુરુથી નિશ્ચય સમકિત પામ્યા છે એમ કહ્યુ છે એટલે તે સ્વયબુદ્ધપણુ કહ્યુ છે તે વર્તમાન દેહની અપેક્ષાએ કહ્યુ છે, અને તે સદ્ગુરુપદના નિષેધને અર્થે કહ્યુ નથી.

અને જો સદ્ગુરુપદનો નિષેધ કરે તો તે 'સદ્દેવ, સદ્ગુરુ અને સદ્ધર્મની પ્રતીતિ વિના સમકિત કહ્યુ નથી,' તે કહેવા માત્ર જ થયું

અથવા જે શાસ્ત્રનુ તમે પ્રમાણ લો છો તે શાસ્ત્ર સદ્ગુરુ એવા જિનના કહેલા છે તેથી પ્રમાણિક માનવા યોગ્ય છે કે કોઈ અસદ્ગુરુના કહેલા છે તેથી પ્રમાણિક માનવા યોગ્ય છે? જો અસદ્ગુરુના શાસ્ત્રો પણ પ્રમાણિક માનવામા બાધ ન હોય, તો તો અજ્ઞાન અને રાગદ્વેષ આરાધવાથી પણ મોક્ષ થાય એમ કહેવામા બાધ નથી, તે વિચારવા યોગ્ય છે

'આચારાગસૂત્ર'મા ( પ્રથમ શ્રુતસ્કધ, પ્રથમાધ્યયનના પ્રથમ ઉદ્દેશે, પ્રથમ વાક્ય ) કહ્યું છે કે '—આ જીવ પૂર્વથી આવ્યો છે? પશ્ચિમથી આવ્યો છે? ઉત્તરથી આવ્યો છે? દક્ષિણથી આવ્યો છે? અથવા ઊચેથી? નીચેથી કે કોઈ અનેરી દિશાથી આવ્યો છે? એમ જે જાણતો નથી તે મિથ્યાદૃષ્ટિ છે, જે જાણે તે સમ્યગ્દૃષ્ટિ છે તે જાણવાના ત્રણ કારણો આ પ્રમાણે –(૧) તીર્થંકરના ઉપદેશથી, (૨) સદ્ગુરુના ઉપદેશથી, અને (૩) જાતિસ્મૃતિજ્ઞાનથી

અત્રે જાતિસ્મૃતિ જ્ઞાન કહ્યુ તે પણ પૂર્વના ઉપદેશની સધિ છે એટલે પૂર્વે તેને બોધ થવામાં સદ્ગુરુનો અસભવ ધારવો ઘટતો નથી વળી ઠામ ઠામ જિનાગમમા એમ કહ્યુ છે કે :—

[1]'गुरुणो छदाणुवत्तगा' ગુરુની આજ્ઞાએ પ્રવર્તવુ.

ગુરુની આજ્ઞાએ ચાલતા અનતા જીવો સીઝયા, સીઝે છે અને સીઝશે તેમ કોઈ જીવ પોતાના વિચારથી બોધ પામ્યા, તેમા પ્રાયે પૂર્વે સદ્ગુરુઉપદેશનુ કારણ હોય છે પણ કદાપિ જ્યા તેમ ન હોય ત્યા પણ તે સદ્ગુરુનો નિત્યકામી રહ્યો થકો સદ્વિચારમા પ્રેરાતો પ્રેરાતો સ્વવિચારથી આત્મજ્ઞાન પામ્યો એમ કહેવા યોગ્ય છે, અથવા તેને કંઈ સદ્ગુરુની ઉપેક્ષા નથી અને જ્યા સદ્ગુરુની ઉપેક્ષા વર્તે ત્યા માનનો સભવ થાય છે, અને જ્યા સદ્ગુરુ પ્રત્યે માન હોય ત્યા કલ્યાણ થવુ કહ્યુ, કે તેને સદ્વિચાર પ્રેરવાનો આત્મગુણ કહ્યો

તથારૂપ માન આત્મગુણનુ અવશ્ય ઘાતક છે બાહુબળજીમા અનેક ગુણસમૂહ વિદ્યમાન છતાં નાના અઠ્ઠાણુ ભાઈને વદન કરવામા પોતાનું લઘુપણુ થશે, માટે અત્રે જ ધ્યાનમા રોકાવુ યોગ્ય છે એમ રાખી એક વર્ષ સુધી નિરાહારપણે અનેક ગુણસમુદાયે આત્મધ્યાનમા રહ્યા, તોપણ આત્મજ્ઞાન થયું નહી બાકી બીજી બધી રીતની યોગ્યતા છતા એક એ માનના કારણથી તે જ્ઞાન અટકયુ હતું જ્યારે શ્રી ઋષભદેવે પ્રેરેલી એવી બ્રાહ્મી અને સુદરી સતીએ તેને તે દોષ નિવેદન કર્યો અને તે દોષનુ ભાન તેને થયું તથા તે દોષની ઉપેક્ષા કરી અસારત્વ જાણ્યું ત્યારે કેવળજ્ઞાન થયું તે માન જ અત્રે ચાર ઘનઘાતી કર્મનુ મૂળ થઈ વર્ત્યું હતુ વળી બાર બાર મહિના સુધી નિરાહારપણે, એક લક્ષે, એક આસને, આત્મવિચારમા રહેનાર એવા પુરુષને એટલા માને તેવી બારે મહિનાની દશા સફળ થવા ન દીધી, અર્થાત્ તે દશાથી માન ન સમજાયુ અને જ્યારે સદ્ગુરુ એવા શ્રી ઋષભદેવે તે માન

૧ સૂત્રકૃતાગ, પ્રથમ શ્રુતસ્કધ, દ્વિતીય અધ્યયન, ગા૦ ૩૨.

કર્મોનુ ફળ પામવા માટે ઈશ્વરાશ્રય ગ્રહણ કરે, તેમ જ બ ધમાં ગણાય એ યથાર્થ વાત દેખાતી નથી એવી વિષમતા કેમ સ ભવિત થાય ?

વળી જીવ કરતા ઈશ્વરનુ સામર્થ્ય વિશેષ માનીએ તોપણ વિરોધ આવે છે ઈશ્વર શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ ગણીએ તો શુદ્ધ ચૈતન્ય એવા મુક્ત જીવમા અને તેમા ભેદ પડવો ન જોઈએ, અને ઈશ્વરથી કર્મનાં ફળ આપવાદિ કાર્ય ન થવા જોઈએ, અથવા મુક્ત જીવથી પણ તે કાર્ય થવું જોઈએ, અને ઈશ્વરને જો અશુદ્ધ ચૈતન્યસ્વરૂપ ગણીએ તો તો સ સારી જીવો જેવી તેની સ્થિતિ ઠરે, ત્યાં પછી સર્વજ્ઞાદિ ગુણનો સ ભવ ક્યાંથી થાય ? અથવા દેહધારી સર્વજ્ઞની પેઠે તેને 'દેહધારી સર્વજ્ઞ ઈશ્વર' માનીએ તોપણ સર્વ કર્મફળદાતૃત્વરૂપ 'વિશેષ સ્વભાવ' ઈશ્વરમાં કયા ગુણને લીધે માનવા યોગ્ય થાય ? અને દેહ તો નાશ પામવા યોગ્ય છે, તેથી ઈશ્વરનો પણ દેહ નાશ પામે, અને તે મુક્ત થયે કર્મફળદાતૃત્વ ન રહે, એ આદિ અનેક પ્રકારથી ઈશ્વરને કર્મફળદાતૃત્વ કહેતા દોષ આવે છે, અને ઈશ્વરને તેવે સ્વરૂપે માનતા તેનુ ઈશ્વરપણુ ઉત્થાપવા સમાન થાય છે (૮૦)

ઈશ્વર સિદ્ધ થયા વિના, જગત નિયમ નહિ હોય,
પછી શુભાશુભ કર્મના, ભોગ્યસ્થાન નહિ કોય ૮૧

તેવો ફળદાતા ઈશ્વર સિદ્ધ થતો નથી એટલે જગતનો નિયમ પણ કોઈ રહે નહી, અને શુભાશુભ કર્મ ભોગવવાના કોઈ સ્થાનક પણ ઠરે નહી, એટલે જીવને કર્મનુ ભોક્તૃત્વ ક્યાં રહ્યું ? ૮૧

---

સમાધાન — સદ્ગુરુ ઉવાચ

[ જીવને પોતાના કરેલા કર્મનું ભોક્તાપણુ છે, એમ સદ્ગુરુ સમાધાન કરે છે — ]

ભાવકર્મ નિજ કલ્પના, માટે ચેતનરૂપ,
જીવવીર્યની સ્ફુરણા ગ્રહણ કરે જડધૂપ ૮૨

'ભાવકર્મ જીવને પોતાની ભ્રાંતિ છે, માટે ચેતનરૂપ છે, અને તે ભ્રાંતિને અનુયાયી થઈ જીવવીર્ય સ્ફુરાયમાન થાય છે, તેથી જડ એવા દ્રવ્યકર્મની વર્ગણા તે ગ્રહણ કરે છે ૮૨

કર્મ જડ છે તો તે શુ સમજે કે આ જીવને આ રીતે મારે ફળ આપવુ, અથવા તે સ્વરૂપે પરિણમવું ? માટે જીવ કર્મનો ભોક્તા થવો સ ભવતો નથી, એ આશ કાનું સમાધાન નીચેથી થશે.–

જીવ પોતાના સ્વરૂપના અજ્ઞાનથી કર્મનો કર્તા છે તે અજ્ઞાન તે ચેતનરૂપ છે, અર્થાત્ જીવની પોતાની કલ્પના છે, અને તે કલ્પનાને અનુસરીને તેના વીર્યસ્વભાવની સ્ફૂર્તિ થાય છે, અથવા તેનુ સામર્થ્ય તદનુયાયીપણે પરિણમે છે, અને તેથી જડની ધૂપ એટલે દ્રવ્યકર્મરૂપ પુદ્ગલની વર્ગણાને તે ગ્રહણ કરે છે (૮૨)

ઝેર સુધા સમજે નહીં, જીવ ખાય ફળ થાય,
એમ શુભાશુભ કર્મનું, ભોક્તાપણુ જણાય ૮૩

ઝેર અને અમૃત પોતે જાણતા નથી કે અમારે આ જીવને ફળ આપવુ છે, તોપણ જે જીવ ખાય છે, તેને તે ફળ થાય છે, એમ શુભાશુભ કર્મ, આ જીવને આ ફળ આપવુ છે એમ જાણતા નથી, તોપણ ગ્રહણ કરનાર જીવ, ઝેર અમૃતના પરિણામની રીતે ફળ પામે છે ૮૩

ઝેર અને અમૃત પોતે એમ સમજતા નથી કે અમને ખાનારને મૃત્યુ, દીર્ઘાયુષતા થાય છે, પણ સ્વભાવે તેને ગ્રહણ કરનાર પ્રત્યે જેમ તેનું પરિણમવુ થાય છે, તેમ જીવમા શુભાશુભ કર્મ પણ પરિણમે છે, અને ફળ સન્મુખ થાય છે, એમ જીવને કર્મનુ ભોક્તાપણુ સમજાય છે (૮૩)

એક રાક ને એક નૃપ, એ આદિ જે ભેદ,
કારણ વિના ન કાર્ય તે, તે જ શુભાશુભ વેદ્ય. ૮૪

સ્વરૂપસ્થિતિ થાય છે, પૂર્વપ્રેરિત પ્રમાદના ઉદયથી માત્ર કંઈક પ્રમાદદશા આવી જાય છે પણ તે આત્મજ્ઞાનને રોધક નથી, ચારિત્રને રોધક છે

આશંકા – અત્રે તો સ્વરૂપસ્થિત એવું પદ વાપર્યું છે, અને સ્વરૂપસ્થિત પદ તો તેરમે ગુણસ્થાનકે જ સંભવે છે

સમાધાન –સ્વરૂપસ્થિતિની પરાકાષ્ઠા તો ચૌદમા ગુણસ્થાનકને છેડે થાય છે, કેમકે નામ ગોત્રાદિ ચાર કર્મનો નાશ ત્યાં થાય છે, તે પહેલાં કેવળીને ચાર કર્મનો સંગ છે, તેથી સંપૂર્ણ સ્વરૂપસ્થિતિ તો તેરમે ગુણસ્થાનકે પણ ન કહેવાય

આશંકા –ત્યાં નામાદિ કર્મથી કરીને અવ્યાબાધ સ્વરૂપસ્થિતિની ના કહે તો તે ઠીક છે, પણ કેવળજ્ઞાનરૂપ સ્વરૂપસ્થિતિ છે, તેથી સ્વરૂપસ્થિતિ કહેવામાં દોષ નથી, અને અત્રે તો તેમ નથી, માટે સ્વરૂપસ્થિતિપણું કેમ કહેવાય ?

સમાધાન – કેવળજ્ઞાનને વિષે સ્વરૂપસ્થિતિનું તારતમ્ય વિશેષ છે, અને ચોથે, પાંચમે, છઠ્ઠે, ગુણસ્થાનકે તેથી અલ્પ છે, એમ કહેવાય, પણ સ્વરૂપસ્થિતિ નથી એમ ન કહી શકાય ચોથે ગુણસ્થાનકે મિથ્યાત્વમુક્તદશા થવાથી આત્મસ્વભાવઆવિર્ભાવપણું છે, અને સ્વરૂપસ્થિતિ છે, પાંચમે ગુણસ્થાનકે દેશે કરીને ચારિત્રઘાતક કષાયો રોકાવાથી આત્મસ્વભાવનું ચોથા કરતાં વિશેષ આવિર્ભાવપણું છે, અને છઠ્ઠામાં કષાયો વિશેષ રોકાવાથી સર્વ ચારિત્રનું ઉદયપણું છે, તેથી આત્મસ્વભાવનું વિશેષ આવિર્ભાવપણું છે માત્ર છઠ્ઠે ગુણસ્થાનકે પૂર્વનિબંધિત કર્મના ઉદયથી પ્રમત્તદશા ક્વચિત્ વર્તે છે તેને લીધે 'પ્રમત્ત' સર્વ ચારિત્ર કહેવાય, પણ તેથી સ્વરૂપસ્થિતિમાં વિરોધ નહીં, કેમકે આત્મસ્વભાવનું બાહુલ્યતાથી આવિર્ભાવપણું છે વળી આગમ પણ એમ કહે છે કે, ચોથે ગુણસ્થાનકેથી તેરમા ગુણસ્થાનક સુધી આત્મપ્રતીતિ સમાન છે, જ્ઞાનનો તારતમ્યભેદ છે

જો ચોથે ગુણસ્થાનકે સ્વરૂપસ્થિતિ અંશે પણ ન હોય, તો મિથ્યાત્વ જવાનું ફળ શું થયું ? કંઈ જ થયું નહીં જે મિથ્યાત્વ ગયું તે જ આત્મસ્વભાવનું આવિર્ભાવપણું છે, અને તે જ સ્વરૂપસ્થિતિ છે જો સમ્યક્ત્વથી તથારૂપ સ્વરૂપસ્થિતિ ન હોત, તો શ્રેણિકાદિને એકાવતારીપણું કેમ પ્રાપ્ત થાય ? એક પણ ત્યાં વ્રત, પચ્ચખાણ નથી અને માત્ર એક જ ભવ બાકી રહ્યો એવું અલ્પસંસારીપણું થયું તે જ સ્વરૂપસ્થિતિરૂપ સમકિતનું બળ છે પાંચમે અને છઠ્ઠે ગુણસ્થાનકે ચારિત્રનું બળ વિશેષ છે, અને મુખ્યપણે ઉપદેશક ગુણસ્થાનક તો છઠ્ઠું અને તેરમું છે બાકીનાં ગુણસ્થાનકો ઉપદેશકની પ્રવૃત્તિ કરી શકવાયોગ્ય નથી, એટલે તેરમે અને છઠ્ઠે ગુણસ્થાનકે તે પદ પ્રવર્તે છે (૧૦)

[1]પ્રત્યક્ષસદ્ગુરુ સમ નહિ, પરોક્ષ જિન ઉપકાર;
એવો લક્ષથયા વિના, ઊગે ન આત્મવિચાર ૧૧

જ્યાં સુધી જીવને પૂર્વકાળે થઈ ગયેલા એવા જિનની વાત પર જ લક્ષ રહ્યા કરે, અને તેનો ઉપકાર કહ્યા કરે, અને જેથી પ્રત્યક્ષ આત્મભ્રાંતિનું સમાધાન થાય એવા સદ્ગુરુનો સમાગમ પ્રાપ્ત થયો હોય તેમાં પરોક્ષ જિનોના વચન કરતાં મોટો ઉપકાર સમાયો છે, તેમ જે ન જાણે તેને આત્મવિચાર ઉત્પન્ન ન થાય ૧૧

સદ્ગુરુના ઉપદેશ વણ, સમજાય ન જિનરૂપ,
સમજ્યા વણ ઉપકાર શો ? સમજ્યે જિનસ્વરૂપ ૧૨

સદ્ગુરુના ઉપદેશવિના જિનનું સ્વરૂપ સમજાય નહીં, અને સ્વરૂપ સમજાયા વિના ઉપકાર શો થાય ? જો સદ્ગુરુઉપદેશે જિનનું સ્વરૂપ સમજે તો સમજનારનો આત્મા પરિણામે જિનની દશાને પામે ૧૨

૧ જુઓ આંક ન ૫૨૭

શંકા — શિષ્ય ઉવાચ

[ જીવનો તે કર્મથી મોક્ષ નથી, એમ શિષ્ય કહે છે — ]

કર્તા ભોક્તા જીવ હો, પણ તેનો નહિ મોક્ષ,
વીત્યો કાળ અનંત પણ, વર્તમાન છે દોષ ૮૭

કર્તા ભોક્તા જીવ હો, પણ તેથી તેનો મોક્ષ થવા યોગ્ય નથી, કેમકે અનંતકાળ થયો તોપણ કર્મ કરવારૂપી દોષ હજુ તેને વિષે વર્તમાન જ છે ૮૭

શુભ કરે ફળ ભોગવે, દેવાદિ ગતિ માંય,
અશુભ કરે નરકાદિ ફળ, કર્મ રહિત ન ક્યાંય ૮૮

શુભ કર્મ કરે તો તેથી દેવાદિ ગતિમાં તેનું શુભ ફળ ભોગવે, અને અશુભ કર્મ કરે તો નરકાદિ ગતિને વિષે તેનું અશુભ ફળ ભોગવે, પણ જીવ કર્મરહિત કોઈ સ્થળે હોય નહીં ૮૮

---

સમાધાન — સદ્ગુરુ ઉવાચ

[ તે કર્મથી જીવનો મોક્ષ થઈ શકે છે, એમ સદ્ગુરુ સમાધાન કરે છે — ]

જેમ શુભાશુભ કર્મપદ, જાણ્યાં સફળ પ્રમાણ,
તેમ નિવૃત્તિ સફળતા, માટે મોક્ષ સુજાણ ૮૯

જેમ શુભાશુભ કર્મપદ તે જીવના કરવાથી તે થતાં જાણ્યાં, અને તેથી તેનું ભોક્તાપણું જાણ્યું, તેમ નહીં કરવાથી અથવા તે કર્મનિવૃત્તિ કરવાથી તે નિવૃત્તિ પણ થવા યોગ્ય છે, માટે તે નિવૃત્તિનું પણ સફળપણું છે, અર્થાત્ જેમ તે શુભાશુભ કર્મ અફળ જતાં નથી, તેમ તેની નિવૃત્તિ પણ અફળ જવા યોગ્ય નથી, માટે તે નિવૃત્તિરૂપ મોક્ષ છે એમ હે વિચક્ષણ! તું વિચાર ૮૯

વીત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ,
તેહ શુભાશુભ છેદતાં, ઊપજે મોક્ષ સ્વભાવ ૯૦

કર્મસહિત અનંતકાળ વીત્યો, તે તે શુભાશુભ કર્મ પ્રત્યેની જીવની આસક્તિને લીધે વીત્યો, પણ તેના પર ઉદાસીન થવાથી તે કર્મફળ છેદાય, અને તેથી મોક્ષસ્વભાવ પ્રગટ થાય ૯૦

દેહાદિક સંયોગનો, આત્યંતિક વિયોગ,
સિદ્ધ મોક્ષ શાશ્વત પદે, નિજ અનંત સુખભોગ ૯૧

દેહાદિ સંયોગનો અનુક્રમે વિયોગ તો થયા કરે છે, પણ તે પાછો ગ્રહણ ન થાય તે રીતે વિયોગ કરવામાં આવે તો સિદ્ધસ્વરૂપ મોક્ષસ્વભાવ પ્રગટે, અને શાશ્વતપદે અનંત આત્માનંદ ભોગવાય. ૯૧

---

શંકા — શિષ્ય ઉવાચ

[ મોક્ષનો ઉપાય નથી, એમ શિષ્ય કહે છે — ]

હોય કદાપિ મોક્ષપદ, નહિ અવિરોધ ઉપાય,
કર્મો કાળ અનંતનાં, શાથી છેદ્યાં જાય? ૯૨

મોક્ષપદ કદાપિ હોય તોપણ તે પ્રાપ્ત થવાનો કોઈ અવિરોધ એટલે યથાતથ્ય પ્રતીત થાય એવો ઉપાય જણાતો નથી, કેમકે અનંત કાળનાં કર્મો છે, તે આવા અલ્પાયુષ્યવાળા મનુષ્યદેહથી કેમ છેદ્યાં જાય? ૯૨

અથવા મત દર્શન ઘણાં, કહે ઉપાય અનેક,
તેમાં મત સાચો કયો, બને ન એહ વિવેક ૯૩

અથવા કદાપિ મનુષ્યદેહના અલ્પાયુષ્ય વગેરેની શંકા છોડી દઈએ, તોપણ મત અને દર્શન ઘણાં છે, અને તે મોક્ષના અનેક ઉપાયો કહે છે, અર્થાત્ કોઈ કંઈ કહે છે અને કોઈ કંઈ કહે છે, તેમાં કયો મત સાચો એ વિવેક બની શકે એવો નથી ૯૩

જે સદ્ગુરુ ઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન,
ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન ૧૯

જે સદ્ગુરુના ઉપદેશથી કોઈ કેવળજ્ઞાનને પામ્યા, તે સદ્ગુરુ હજુ છદ્મસ્થ રહ્યા હોય, તોપણ જે કેવળજ્ઞાનને પામ્યા છે એવા તે કેવળીભગવાન છદ્મસ્થ એવા પોતાના સદ્ગુરુની વૈયાવચ્ચ કરે ૧૯

એવો માર્ગ વિનય તણો, ભાખ્યો શ્રી વીતરાગ,
મૂળ હેતુ એ માર્ગનો, સમજે કોઈ સુભાગ્ય ૨૦

એવો વિનયનો માર્ગ શ્રી જિને ઉપદેશ્યો છે એ માર્ગનો મૂળ હેતુ એટલે તેથી આત્માને શો ઉપકાર થાય છે, તે કોઈક સુભાગ્ય એટલે સુલભબોધિ અથવા આરાધક જીવ હોય તે સમજે ૨૦

અસદ્ગુરુ એ વિનયનો, લાભ લહે જો કાંઈ,
મહામોહનીય કર્મથી, બૂડે ભવજળ માહી ૨૧

આ વિનયમાર્ગ કહ્યો તેનો લાભ એટલે તે શિષ્યાદિની પાસે કરાવવાની ઇચ્છા કરીને જો કોઈ પણ અસદ્ગુરુ પોતાને વિષે સદ્ગુરુપણુ સ્થાપે તો તે મહામોહનીય કર્મ ઉપાર્જન કરીને ભવ-સમુદ્રમા બૂડે ૨૧

હોય મુમુક્ષુ જીવ તે, સમજે એહ વિચાર,
હોય મતાર્થી જીવ તે, અવળો લે નિર્ધાર ૨૨

જે મોક્ષાર્થી જીવ હોય તે આ વિનયમાર્ગાદિનો વિચાર સમજે, અને જે મતાર્થી હોય તે તેનો અવળો નિર્ધાર લે, એટલે કા પોતે તેવો વિનય શિષ્યાદિ પાસે કરાવે, અથવા અસદ્ગુરુને વિષે પોતે સદ્ગુરુની ભ્રાંતિ રાખી આ વિનયમાર્ગનો ઉપયોગ કરે ૨૨

હોય મતાર્થી તેહને, થાય ન આતમલક્ષ,
તેહ મતાર્થી લક્ષણો, અહી કહ્યા નિર્પક્ષ ૨૩

જે મતાર્થી જીવ હોય તેને આત્મજ્ઞાનનો લક્ષ થાય નહી, એવા મતાર્થી જીવનાં અહી નિષ્પક્ષપાતે લક્ષણો કહ્યા છે ૨૩

---

મતાર્થી-લક્ષણ

બાહ્યત્યાગ પણ જ્ઞાન નહિ, તે માને ગુરુ સત્ય,
અથવા નિજકુળધર્મના, તે ગુરુમા જ મમત્વ ૨૪

જેને માત્ર બાહ્યથી ત્યાગ દેખાય છે પણ આત્મજ્ઞાન નથી, અને ઉપલક્ષણથી અતરંગ ત્યાગ નથી, તેવા ગુરુને સાચા ગુરુ માને, અથવા તો પોતાના કુળધર્મના ગમે તેવા ગુરુ હોય તોપણ તેમા જ મમત્વ રાખે ૨૪

જે જિનદેહ પ્રમાણ ને, સમવસરણાદિ સિદ્ધિ,
વર્ણન સમજે જિનનુ, રોકી રહે નિજ બુદ્ધિ ૨૫

જે જિનના દેહાદિનુ વર્ણન છે તેને જિનનું વર્ણન સમજે છે, અને માત્ર પોતાના કુળધર્મના દેવ છે માટે મારાપણાના કલ્પિત રાગે સમવસરણાદિ માહાત્મ્ય કહ્યા કરે છે, અને તેમા પોતાની બુદ્ધિને રોકી રહે છે, એટલે પરમાર્થહેતુસ્વરૂપ એવુ જિનનું જે અતરંગસ્વરૂપ જાણવાયોગ્ય છે તે જાણતા નથી, તથા તે જાણવાનુ પ્રયત્ન કરતા નથી, અને માત્ર સમવસરણાદિમા જ જિનનુ સ્વરૂપ કહીને મતાર્થમા રહે છે ૨૫

પ્રત્યક્ષ સદ્ગુરુયોગમા, વર્તે દૃષ્ટિ વિમુખ,
અસદ્ગુરુને દૃઢ કરે, નિજ માનાર્થે મુખ્ય ૨૬

આત્મા સત્ ચૈતન્યમય, સર્વાભાસ રહિત,
જેથી કેવળ પામિયે, મોક્ષપંથ તે રીત ૧૦૧

'સત્' એટલે 'અવિનાશી', અને 'ચૈતન્યમય' એટલે 'સર્વભાવને પ્રકાશવારૂપ સ્વભાવમય' 'અન્ય સર્વ વિભાવ અને દેહાદિ સંયોગના આભાસથી રહિત એવો', 'કેવળ' એટલે, 'શુદ્ધ આત્મા' પામીએ તેમ પ્રવર્તાય તે મોક્ષમાર્ગ છે ૧૦૧

કર્મ અનંત પ્રકારના, તેમાં મુખ્યે આઠ,
તેમાં મુખ્યે મોહનીય, હણાય તે કહું પાઠ ૧૦૨

કર્મ અનંત પ્રકારના છે, પણ તેના મુખ્ય જ્ઞાનાવરણાદિ આઠ પ્રકાર થાય છે તેમાં પણ મુખ્ય મોહનીયકર્મ છે તે મોહનીય કર્મ હણાય તેનો પાઠ કહું છું ૧૦૨

કર્મ મોહનીય ભેદ બે, દર્શન ચારિત્ર નામ,
હણે બોધ વીતરાગતા, અચૂક ઉપાય આમ ૧૦૩

તે મોહનીય કર્મ બે ભેદે છે — એક 'દર્શનમોહનીય' એટલે 'પરમાર્થને વિષે અપરમાર્થબુદ્ધિ અને અપરમાર્થને વિષે પરમાર્થબુદ્ધિરૂપ', બીજી 'ચારિત્રમોહનીય', 'તથારૂપ પરમાર્થને પરમાર્થ જાણીને આત્મસ્વભાવમાં જે સ્થિરતા થાય, તે સ્થિરતાને રોધક એવા પૂર્વસંસ્કારરૂપ કષાય અને નોકષાય' તે ચારિત્રમોહનીય

દર્શનમોહનીયને આત્મબોધ, અને ચારિત્રમોહનીયને વીતરાગપણું નાશ કરે છે આમ તેના અચૂક ઉપાય છે, કેમકે મિથ્યાબોધ તે દર્શનમોહનીય છે, તેનો પ્રતિપક્ષ સત્યાત્મબોધ છે અને ચારિત્ર મોહનીય રાગાદિક પરિણામરૂપ છે, તેનો પ્રતિપક્ષ વીતરાગભાવ છે એટલે અંધકાર જેમ પ્રકાશ થવાથી નાશ પામે છે, — તે તેનો અચૂક ઉપાય છે, — તેમ બોધ અને વીતરાગતા દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયરૂપ અંધકાર ટાળવામાં પ્રકાશસ્વરૂપ છે, માટે તે તેનો અચૂક ઉપાય છે ૧૦૩

કર્મબંધ ક્રોધાદિથી, હણે ક્ષમાદિક તેહ,
પ્રત્યક્ષ અનુભવ સર્વને, એમાં શો સંદેહ? ૧૦૪

ક્રોધાદિ ભાવથી કર્મબંધ થાય છે, અને ક્ષમાદિક ભાવથી તે હણાય છે, અર્થાત્ ક્ષમા રાખવાથી ક્રોધ રોકી શકાય છે, સરળતાથી માયા રોકી શકાય છે, સંતોષથી લોભ રોકી શકાય છે, એમ રતિ, અરતિ આદિના પ્રતિપક્ષથી તે તે દોષો રોકી શકાય છે, તે જ કર્મબંધનો નિરોધ છે, અને તે જ તેની નિવૃત્તિ છે વળી સર્વને આ વાતનો પ્રત્યક્ષ અનુભવ છે, અથવા સર્વને પ્રત્યક્ષ અનુભવ થઈ શકે એવું છે ક્રોધાદિ રોક્યા રોકાય છે, અને જે કર્મબંધને રોકે છે, તે અકર્મદશાનો માર્ગ છે એ માર્ગ પરલોકે નહીં, પણ અત્રે અનુભવમાં આવે છે, તો એમાં સંદેહ શો કરવો? ૧૦૪

છોડી મત દર્શન તણો, આગ્રહ તેમ વિકલ્પ,
કહ્યો માર્ગ આ સાધશે, જન્મ તેહના અલ્પ ૧૦૫

આ મારો મત છે, માટે મારે વળગી જ રહેવું, અથવા આ મારું દર્શન છે, માટે ગમે તેમ મારે તે સિદ્ધ કરવું એવો આગ્રહ અથવા એવા વિકલ્પને છોડીને આ જે માર્ગ કહ્યો છે, તે સાધશે તેના અલ્પ જન્મ જાણવા

અહીં 'જન્મ' શબ્દ બહુવચનમાં વાપર્યો છે, તે એટલું જ દર્શાવવાને કે ક્વચિત્ તે સાધન અધૂરાં રહ્યાં તેથી, અથવા જઘન્ય કે મધ્યમ પરિણામની ધારાથી આરાધન થયાં હોય, તેથી સર્વ કર્મ ક્ષય થઈ ન શકવાથી બીજો જન્મ થવાનો સંભવ છે, પણ તે બહુ નહીં, બહુ જ અલ્પ 'સમકિત આવ્યા પછી જો વમે નહીં, તો ઘણામાં ઘણા પંદર ભવ થાય,' એમ જિને કહ્યું છે, અને 'જે ઉત્કૃષ્ટપણે આરાધે તેનો તે ભવે પણ મોક્ષ થાય,' અત્રે તે વાતનો વિરોધ નથી ૧૦૫

એમ મતાર્થી જીવના લક્ષણ કહ્યાં તે કહેવાનો હેતુ એ છે કે કોઈ પણ જીવનો તે જાણીને મતાર્થ જાય હવે આત્માર્થી જીવના લક્ષણ કહીએ છીએ—તે લક્ષણ કેવા છે? તો કે આત્માને અવ્યાબાધ સુખની સામગ્રીના હેતુ છે ૩૩

આત્માર્થી-લક્ષણ

આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય,
બાકી કુળગુરુ કલ્પના, આત્માર્થી નહિ જોય ૩૪

જ્યાં આત્મજ્ઞાન હોય ત્યાં મુનિપણું હોય, અર્થાત્ આત્મજ્ઞાન ન હોય ત્યાં મુનિપણું ન જ સંભવે 'जं संमंति पासह तं मोणंति पासह'—જ્યાં સમકિત એટલે આત્મજ્ઞાન છે ત્યાં મુનિપણું જાણો એમ 'આચારાંગસૂત્ર'માં કહ્યું છે, એટલે જેમાં આત્મજ્ઞાન હોય તે સાચા ગુરુ છે એમ જાણે છે, અને આત્મજ્ઞાનરહિત હોય તોપણ પોતાના કુળના ગુરુને સદ્ગુરુ માનવા એ માત્ર કલ્પના છે, તેથી કંઈ ભવચ્છેદ ન થાય એમ આત્માર્થી જુએ છે ૩૪

પ્રત્યક્ષ સદ્ગુરુ પ્રાપ્તિનો, ગણે પરમ ઉપકાર,
ત્રણે યોગ એકત્વથી, વર્તે આજ્ઞાધાર ૩૫

પ્રત્યક્ષ સદ્ગુરુની પ્રાપ્તિનો મોટો ઉપકાર જાણે, અર્થાત્ શાસ્ત્રાદિથી જે સમાધાન થઈ શકવા યોગ્ય નથી, અને જે દોષો સદ્ગુરુની આજ્ઞા ધારણ કર્યા વિના જતા નથી તે સદ્ગુરુયોગથી સમાધાન થાય, અને તે દોષો ટળે, માટે પ્રત્યક્ષ સદ્ગુરુનો મોટો ઉપકાર જાણે, અને તે સદ્ગુરુ પ્રત્યે મન, વચન, કાયાની એકતાથી આજ્ઞાંકિતપણે વર્તે ૩૫

એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ,
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત ૩૬

ત્રણે કાળને વિષે પરમાર્થનો પંથ એટલે મોક્ષનો માર્ગ એક હોવો જોઈએ, અને જેથી તે પરમાર્થ સિદ્ધ થાય તે વ્યવહાર જીવે માન્ય રાખવો જોઈએ, બીજો નહીં ૩૬

એમ વિચારી અંતરે, શોધે સદ્ગુરુ યોગ,
કામ એક આત્માર્થનું, બીજો નહિ મનરોગ ૩૭

એમ અંતરમાં વિચારીને જે સદ્ગુરુના યોગનો શોધ કરે, માત્ર એક આત્માર્થની ઇચ્છા રાખે પણ માનપૂજાદિક, સિદ્ધિરિદ્ધિની કશી ઇચ્છા રાખે નહીં,—એ રોગ જેના મનમાં નથી ૩૭

કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ,
ભવે ખેદ, પ્રાણીદયા, ત્યાં આત્માર્થ નિવાસ ૩૮

જ્યાં કષાય પાતળા પડ્યા છે, માત્ર એક મોક્ષપદ સિવાય બીજા કોઈ પદની અભિલાષા નથી, સંસારપર જેને વૈરાગ્ય વર્તે છે, અને પ્રાણીમાત્ર પર જેને દયા છે, એવા જીવને વિષે આત્માર્થનો નિવાસ થાય ૩૮

દશા ન એવી જ્યાં સુધી, જીવ લહે નહિ જોગ,
મોક્ષમાર્ગ પામે નહીં, મટે ન અંતર રોગ ૩૯

જ્યાં સુધી એવી જોગદશા જીવ પામે નહીં, ત્યાંસુધી તેને મોક્ષમાર્ગની પ્રાપ્તિ ન થાય, અને આત્મભ્રાંતિરૂપ અનંત દુઃખનો હેતુ એવો અંતરરોગ ન મટે ૩૯

આવે જ્યાં એવી દશા, સદ્ગુરુબોધ સુહાય,
તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય ૪૦

એવી દશા જ્યાં આવે ત્યાં સદ્ગુરુનો બોધ શોભે અર્થાત્ પરિણામ પામે, અને તે બોધના પરિણામથી સુખદાયક એવી સુવિચારદશા પ્રગટે ૪૦

કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં શમાય,
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતા દૂર થાય ૧૧૪

કરોડો વર્ષનું સ્વપ્ન હોય તોપણ જાગ્રત થતાં તરત શમાય છે, તેમ અનાદિનો વિભાવ છે તે આત્મજ્ઞાન થતાં દૂર થાય છે ૧૧૪

છૂટે દેહાધ્યાસ તો, નહિ કર્તા તું કર્મ,
નહિ ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ ૧૧૫

હે શિષ્ય ! દેહમા જે આત્મતા મનાઈ છે, અને તેને લીધે સ્ત્રીપુત્રાદિ સર્વમા અહમમત્વપણું વર્તે છે, તે આત્મતા જો આત્મામા જ મનાય, અને તે દેહાધ્યાસ એટલે દેહમા આત્મબુદ્ધિ તથા આત્મામા દેહબુદ્ધિ છે તે છૂટે, તો તું કર્મનો કર્તા પણ નથી, અને ભોક્તા પણ નથી, અને એજ ધર્મનો મર્મ છે ૧૧૫

એ જ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષ સ્વરૂપ,
અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધ સ્વરૂપ ૧૧૬

એ જ ધર્મથી મોક્ષ છે, અને તું જ મોક્ષસ્વરૂપ છો, અર્થાત્ શુદ્ધ આત્મપદ એ જ મોક્ષ છે તું અનંત જ્ઞાન દર્શન તથા અવ્યાબાધ સુખસ્વરૂપ છો ૧૧૬

શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયં જ્યોતિ સુખધામ,
બીજું કહીએ કેટલું ? કર વિચાર તો પામ ૧૧૭

તું દેહાદિક સર્વ પદાર્થથી જુદો છે કોઈમા આત્મદ્રવ્ય ભળતું નથી, કોઈ તેમા ભળતું નથી, દ્રવ્યે દ્રવ્ય પરમાર્થથી સદાય ભિન્ન છે, માટે તું શુદ્ધ છો, બોધસ્વરૂપ છો, ચૈતન્યપ્રદેશાત્મક છો, સ્વયં જ્યોતિ એટલે કોઈ પણ તને પ્રકાશતું નથી, સ્વભાવે જ તું પ્રકાશસ્વરૂપ છો, અને અવ્યાબાધ સુખનું ધામ છો બીજું કેટલું કહીએ ? અથવા ઘણું શું કહેવું ? ટૂંકામાં એટલું જ કહીએ છીએ, જો વિચાર કર તો તે પદને પામીશ ૧૧૭

નિશ્ચય સર્વે જ્ઞાનીનો, આવી અત્ર સમાય,
ધરી મૌનતા એમ કહી, સહજસમાધિ માંય ૧૧૮

સર્વે જ્ઞાનીઓનો નિશ્ચય અત્રે આવીને સમાય છે, એમ કહીને સદ્ગુરુ મૌનતા ધરીને સહજ સમાધિમા સ્થિત થયા, અર્થાત્ વાણીયોગની અપ્રવૃત્તિ કરી ૧૧૮

---

શિષ્યબોધબીજપ્રાપ્તિકથન

સદ્ગુરુના ઉપદેશથી, આવ્યું અપૂર્વ ભાન,
નિજપદ નિજમાંહી લહ્યું, દૂર થયું અજ્ઞાન ૧૧૯

શિષ્યને સદ્ગુરુના ઉપદેશથી અપૂર્વ એટલે પૂર્વે કોઈ દિવસ નહી આવેલું એવું ભાન આવ્યું અને તેને પોતાનું સ્વરૂપ પોતાને વિષે યથાતથ્ય ભાસ્યું, અને દેહાત્મબુદ્ધિરૂપ અજ્ઞાન દૂર થયું ૧૧૯

ભાસ્યું નિજસ્વરૂપ તે, શુદ્ધ ચેતનારૂપ,
અજર, અમર, અવિનાશી ને, દેહાતીત સ્વરૂપ ૧૨૦

પોતાનુ સ્વરૂપ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ, અજર, અમર, અવિનાશી અને દેહથી સ્પષ્ટ જુદું ભાસ્યું ૧૨૦

કર્તા ભોક્તા કર્મનો, વિભાવ વર્તે જ્યાંય,
વૃત્તિ વહી નિજભાવમા, થયો અકર્તા ત્યાંય. ૧૨૧

જ્યા વિભાવ એટલે મિથ્યાત્વ વર્તે છે, ત્યા મુખ્ય નયથી કર્મનું કર્તાપણું અને ભોક્તાપણું છે, આત્મસ્વભાવમા વૃત્તિ વહી તેથી અકર્તા થયો ૧૨૧

સમાધાન — સદ્‌ગુરુ ઉવાચ
[ આત્મા છે, એમ સદ્‌ગુરુ સમાધાન કરે છે – ]

ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહસમાન,
પણ તે બન્ને ભિન્ન છે, પ્રગટ લક્ષણે ભાન ૪૯

દેહાધ્યાસથી એટલે અનાદિકાળથી અજ્ઞાનને લીધે દેહનો પરિચય છે, તેથી આત્મા દેહ જેવો અર્થાત્ તને દેહ ભાસ્યો છે, પણ આત્મા અને દેહ બન્ને જુદા છે, કેમકે બેય જુદા જુદા લક્ષણથી પ્રગટ ભાનમા આવે છે ૪૯

ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન,
પણ તે બન્ને ભિન્ન છે, જેમ અસિ ને મ્યાન ૫૦

અનાદિકાળથી અજ્ઞાનને લીધે દેહના પરિચયથી દેહ જ આત્મા ભાસ્યો છે, અથવા દેહ જેવો આત્મા ભાસ્યો છે, પણ જેમ તરવાર ને મ્યાન, મ્યાનરૂપ લાગતા છતા બન્ને જુદા જુદા છે, તેમ આત્મા અને દેહ બન્ને જુદા જુદા છે ૫૦

જે દ્રષ્ટા છે દૃષ્ટિનો, જે જાણે છે રૂપ,
અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ ૫૧

તે આત્મા દૃષ્ટિ એટલે આખથી ક્યાથી દેખાય ? કેમકે ઊલટો તેનો તે જોનાર છે સ્થૂળસૂક્ષ્માદિ રૂપને જે જાણે છે, અને સર્વને બાધ કરતા કરતા કોઈ પણ પ્રકારે જેનો બાધ કરી શકાતો નથી એવો બાકી જે અનુભવ રહે છે તે જીવનું સ્વરૂપ છે ૫૧

[1]છે ઇન્દ્રિય પ્રત્યેકને, નિજ નિજ વિષયનું જ્ઞાન,
પાંચ ઇન્દ્રીના વિષયનું, પણ આત્માને ભાન ૫૨

[1]કર્ણેન્દ્રિયથી સાંભળ્યું તે તે કર્ણેન્દ્રિય જાણે છે, પણ ચક્ષુ – ઇન્દ્રિય તેને જાણતી નથી, અને ચક્ષુ–ઇન્દ્રિયે દીઠેલું તે કર્ણેન્દ્રિય જાણતી નથી અર્થાત્ સૌ સૌ ઇન્દ્રિયને પોતપોતાના વિષયનું જ્ઞાન છે, પણ બીજી ઇન્દ્રિયોના વિષયનું જ્ઞાન નથી, અને આત્માને તો પાચે ઇન્દ્રિયના વિષયનું જ્ઞાન છે અર્થાત્ જે તે પાચે ઇન્દ્રિયોના ગ્રહણ કરેલા વિષયને જાણે છે તે 'આત્મા' છે, અને આત્મા વિના એકેક ઇન્દ્રિય એકેક વિષયને ગ્રહણ કરે એમ કહ્યુ તે પણ ઉપચારથી કહ્યું છે ૫૨

દેહ ન જાણે તેહને, જાણે ન ઇન્દ્રી, પ્રાણ,
આત્માની સત્તા વડે, તેહ પ્રવર્તે જાણ, ૫૩

દેહ તેને જાણતો નથી, ઇન્દ્રિયો તેને જાણતી નથી અને શ્વાસોચ્છ્‌વાસરૂપ પ્રાણ પણ તેને જાણતો નથી, તે સૌ એક આત્માની સત્તા પામીને પ્રવર્તે છે, નહી તો જડપણે પડ્યા રહે છે, એમ જાણ ૫૩

સર્વ અવસ્થાને વિષે, ન્યારો સદા જણાય,
પ્રગટરૂપ ચૈતન્યમય, એ એંધાણ સદાય ૫૪

જાગ્રત, સ્વપ્ન અને નિદ્રા એ અવસ્થામાં વર્તતો છતા તે તે અવસ્થાઓથી જુદો જે રહ્યા કરે છે, અને તે તે અવસ્થા વ્યતીત થયે પણ જેનુ હોવાપણુ છે, અને તે તે અવસ્થાને જે જાણે છે, એવો પ્રગટસ્વરૂપ ચૈતન્યમય છે, અર્થાત્ જાણ્યા જ કરે છે એવો જેનો સ્વભાવ પ્રગટ છે, અને એ તેની નિશાની સદાય વર્તે છે, કોઈ દિવસ તે નિશાનીનો ભગ થતો નથી ૫૪

ઘટ, પટ આદિ જાણ તુ, તેથી તેને માન,
જાણનાર તે માન નહિ, કહીએ કેવુ જ્ઞાન ? ૫૫

---

[1] પાઠાંતર —કાન ન જાણે આખને આખ ન જાણે કાન,

સાચા અથવા નિપુણ વૈદ્ય નથી, સદ્ગુરુઆજ્ઞાએ ચાલવા સમાન બીજું કોઈ પથ્ય નથી, અને વિચાર તથા નિદિધ્યાસન જેવું કોઈ તેનું ઔષધ નથી ૧૨૯

જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ,
ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહિ આત્માર્થ ૧૩૦

જો પરમાર્થને ઇચ્છતા હો, તો સાચો પુરુષાર્થ કરો, અને ભવસ્થિતિ આદિનું નામ લઈને આત્માર્થને છેદો નહી ૧૩૦

નિશ્ચયવાણી સાંભળી, સાધન તજવાં નો'ય,
નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય ૧૩૧

આત્મા અબંધ છે, અસંગ છે, સિદ્ધ છે એવી નિશ્ચયમુખ્ય વાણી સાંભળીને સાધન તજવા યોગ્ય નથી પણ તથારૂપ નિશ્ચય લક્ષમાં રાખી સાધન કરીને તે નિશ્ચયસ્વરૂપ પ્રાપ્ત કરવું ૧૩૧

નય નિશ્ચય એકાંતથી, આમાં નથી કહેલ,
એકાંતે વ્યવહાર નહિ, બન્ને સાથ રહેલ ૧૩૨

અત્રે એકાંતે નિશ્ચયનય કહ્યો નથી, અથવા એકાંતે વ્યવહારનય કહ્યો નથી, બેય જ્યાં જ્યાં જેમ ઘટે તેમ સાથે રહ્યા છે ૧૩૨

ગચ્છમતની જે કલ્પના, તે નહિ સદ્વ્યવહાર,
ભાન નહીં નિજરૂપનું, તે નિશ્ચય નહિ સાર ૧૩૩

ગચ્છ મતની કલ્પના છે તે સદ્વ્યવહાર નથી, પણ આત્માર્થીના લક્ષણમાં કહી તે દશા અને મોક્ષોપાયમાં જિજ્ઞાસુના લક્ષણ આદિ કહ્યાં તે સદ્વ્યવહાર છે, જે અત્રે તો સંક્ષેપમાં કહેલ છે પોતાના સ્વરૂપનું ભાન નથી, અર્થાત્ જેમ દેહ અનુભવમાં આવે છે, તેવો આત્માનો અનુભવ થયો નથી, દેહાધ્યાસ વર્તે છે, અને જે વૈરાગ્યાદિ સાધન પામ્યા વિના નિશ્ચય પોકાર્યા કરે છે, તે નિશ્ચય સારભૂત નથી. ૧૩૩

આગળ જ્ઞાની થઈ ગયા, વર્તમાનમાં હોય,
થાશે કાળ ભવિષ્યમાં, માર્ગભેદ નહિ કોય ૧૩૪

ભૂતકાળમાં જે જ્ઞાનીપુરુષો થઈ ગયા છે, વર્તમાનકાળમાં જે છે, અને ભવિષ્યકાળમાં થશે, તેને કોઈને માર્ગનો ભેદ નથી, અર્થાત્ પરમાર્થે તે સૌનો એક માર્ગ છે, અને તેને પ્રાપ્ત કરવા યોગ્ય વ્યવહાર પણ તે જ પરમાર્થસાધકરૂપે દેશ કાળાદિને લીધે ભેદ કહ્યો હોય છતાં એક ફળ ઉત્પન્ન કરનાર હોવાથી તેમાં પણ પરમાર્થે ભેદ નથી ૧૩૪

સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય,
સદ્ગુરુઆજ્ઞા જિનદશા, નિમિત્ત કારણ માંય ૧૩૫

સર્વ જીવને વિષે સિદ્ધ સમાન સત્તા છે, પણ તે તો જે સમજે તેને પ્રગટ થાય તે પ્રગટ થવામાં સદ્ગુરુની આજ્ઞાથી પ્રવર્તવું, તથા સદ્ગુરુએ ઉપદેશેલી એવી જિનદશાનો વિચાર કરવો. તે બેય નિમિત્ત કારણ છે ૧૩૫

ઉપાદાનનું નામ લઈ, એ જે તજે નિમિત્ત,
પામે નહિ સિદ્ધત્વને, રહે ભ્રાંતિમાં સ્થિત ૧૩૬

સદ્ગુરુઆજ્ઞા આદિ તે આત્મસાધનનાં નિમિત્ત કારણ છે, અને આત્માનાં જ્ઞાન દર્શનાદિ ઉપાદાન કારણ છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે, તેથી ઉપાદાનનું નામ લઈ જે કોઈ તે નિમિત્તને તજશે તે સિદ્ધપણાને નહીં પામે, અને ભ્રાંતિમાં વર્ત્યા કરશે, કેમકે સાચા નિમિત્તના નિષેધાર્થે તે ઉપાદાનની

વિચાર કરતા પણ તે જડ જ છે, એમ સમજાય છે. તેથી તેમાથી ચેતનની ઉત્પત્તિ થવા યોગ્ય નથી, અને ઉત્પત્તિ થવા યોગ્ય નથી તેથી ચેતન તેમા નાશ પણ પામવાયોગ્ય નથી વળી તે દેહ રૂપી એટલે સ્થૂળાદિ પરિણામવાળો છે, અને ચેતન દ્રષ્ટા છે, ત્યારે તેના સ યોગથી ચેતનની ઉત્પત્તિ શી રીતે થાય? અને તેમા લય પણ કેમ થાય? દેહમાથી ચેતન ઉત્પન્ન થાય છે, અને તેમા જ નાશ પામે છે, એ વાત કોના અનુભવને વશ રહી? અર્થાત્ એમ કેણે જાણ્યું? કેમકે જાણનાર એવા ચેતનની ઉત્પત્તિ દેહથી પ્રથમ છે નહી, અને નાશ તો તેથી પહેલા છે, ત્યારે એ અનુભવ થયો કોને? ૬૨

જીવનુ સ્વરૂપ અવિનાશી એટલે નિત્ય ત્રિકાળ રહેવાવાળુ સ ભવતુ નથી, દેહના યોગથી એટલે દેહના જન્મ સાથે તે જન્મે છે અને દેહના વિયોગે એટલે દેહના નાશથી તે નાશ પામે છે એ આશ કાનુ સમાધાન આ પ્રમાણે વિચારશો —

દેહ છે તે જીવને માત્ર સ યોગ સ બધે છે, પણ જીવનુ મૂળ સ્વરૂપ ઉત્પન્ન થવાનુ કઈ તે કારણ નથી અથવા દેહ છે તે માત્ર સ યોગથી ઉત્પન્ન થયેલો એવો પદાર્થ છે વળી તે જડ છે એટલે કોઈ ને જાણતો નથી, પોતાને તે જાણતો નથી તો બીજાને શુ જાણે? વળી દેહ રૂપી છે, સ્થૂળાદિ સ્વભાવવાળો છે અને ચક્ષુનો વિષય છે એ પ્રકારે દેહનુ સ્વરૂપ છે, તો તે ચેતનના ઉત્પત્તિ અને લયને શી રીતે જાણે? અર્થાત્ પોતાને તે જાણતો નથી તો 'મારાથી આ ચેતન ઉત્પન્ન થયું છે', એમ શી રીતે જાણે? અને 'મારા છૂટી જવા પછી આ ચેતન છૂટી જશે અર્થાત્ નાશ પામશે' એમ જડ એવો દેહ શી રીતે જાણે? કેમકે જાણનારો પદાર્થ તો જાણનાર જ રહે છે, દેહ જાણનાર થઈ શકતો નથી, તો પછી ચેતનના ઉત્પત્તિલયનો અનુભવ કેને વશ કહેવો?

દેહને વશ તો કહેવાય એવુ છે જ નહી, કેમકે તે પ્રત્યક્ષ જડ છે, અને તેનુ જડપણુ જાણનારો એવો તેથી ભિન્ન બીજો પદાર્થ પણ સમજાય છે

જો કદી એમ કહીએ, કે ચેતનના ઉત્પત્તિલય ચેતન જાણે છે તો તે વાત તો બોલતા જ વિઘ્ન પામે છે. કેમકે, ચેતનના ઉત્પત્તિ, લય જાણનાર તરીકે ચેતનનો જ અ ગીકાર કરવો પડ્યો, એટલે એ વચન તો માત્ર અપસિદ્ધાંતરૂપ અને કહેવામાત્ર થયુ, જેમ 'મારા મોઢામા જીભ નથી' એવુ વચન કોઈ કહે તેમ ચેતનના ઉત્પત્તિ, લય ચેતન જાણે છે, માટે ચેતન નિત્ય નથી, એમ કહીએ તે, તેવુ પ્રમાણ થયુ તે પ્રમાણનું કેવુ યથાર્થપણુ છે તે તમે જ વિચારી જુઓ (૬૨)

જેના અનુભવ વશ્ય એ, ઉત્પન્ન લયનુ જ્ઞાન,
તે તેથી જુદા વિના, થાય ન કેમે ભાન ૬૩

જેના અનુભવમા એ ઉત્પત્તિ અને નાશનુ જ્ઞાન વર્તે તે ભાન તેથી જુદા વિના કોઈ પ્રકારે પણ સ ભવતુ નથી, અર્થાત્ ચેતનના ઉત્પત્તિ, લય થાય છે, એવો કોઈ ને પણ અનુભવ થવા યોગ્ય છે નહી ૬૩

દેહની ઉત્પત્તિ અને દેહના લયનુ જ્ઞાન જેના અનુભવમા વર્તે છે, તે તે દેહથી જુદો ન હોય તો કોઈ પણ પ્રકારે દેહની ઉત્પત્તિ અને લયનુ જ્ઞાન થાય નહી અથવા જેની ઉત્પત્તિ અને લય જે જાણે છે તે તેથી જુદો જ હોય, કેમકે તે ઉત્પત્તિલયરૂપ ન ઠર્યો, પણ તેનો જાણનાર ઠર્યો માટે તે બેની એકતા કેમ થાય? (૬૩)

જે સ યોગો દેખિયે, તે તે અનુભવ દૃશ્ય,
ઊપજે નહિ સ યોગથી, આત્મા નિત્ય પ્રત્યક્ષ ૬૪

જે જે સ યોગો દેખીએ છીએ તે તે અનુભવસ્વરૂપ એવા આત્માના દૃશ્ય એટલે તેને આત્મા જાણે છે, અને તે સ યોગનુ સ્વરૂપ વિચારતા એવો કોઈ પણ સ યોગ સમજાતો નથી કે જેથી આત્મા ઉત્પન્ન થાય છે, માટે આત્મા સ યોગથી નહી ઉત્પન્ન થયેલો એવો છે, અર્થાત અસ યોગી છે, સ્વાભા-

જિનાગમ વિચારવાની શ્રી લલ્લુજી અથવા શ્રી દેવકરણજીને ઇચ્છા હોય તો 'આચારાંગ', 'સૂયગડાંગ', 'દશવૈકાલિક', 'ઉત્તરાધ્યયન' અને 'પ્રશ્નવ્યાકરણ' વિચારવા યોગ્ય છે

'આત્માસિદ્ધિશાસ્ત્ર' શ્રી દેવકરણજીએ આગળપર અવગાહવું વધારે હિતકારી જાણી હાલ શ્રી લલ્લુજીને માત્ર અવગાહવાનું લખ્યું છે, તોપણ જો શ્રી દેવકરણજીની વિશેષ આકાંક્ષા હાલ હે તો પ્રત્યક્ષ સત્પુરુષ જેવો મારા પ્રત્યે કોઈએ પરમોપકાર કર્યો નથી એવો અખંડ નિશ્ચય આત્મામાં લાવી, અને આ દેહના ભવિષ્ય જીવનમા પણ તે અખંડ નિશ્ચય છોડું તો મેં આત્માર્થ જ ત્યાગ્યો અને ખરા ઉપકારીના ઉપકારને ઓળવવાનો દોષ કર્યો એમ જ જાણીશ, અને આત્માને સત્પુરુષનો નિત્ય આજ્ઞાંકિત રહેવામા જ કલ્યાણ છે એવો, ભિન્નભાવરહિત, લોકસંબંધી બીજા પ્રકારની સર્વ કલ્પના છોડીને, નિશ્ચય વર્તાવીને, શ્રી લલ્લુજી મુનિના સહચારીપણામા એ ગ્રંથ અવગાહવામા હાલ પણ અડચણ નથી ઘણી શંકાઓનું સમાધાન થવા યોગ્ય છે

સત્પુરુષની આજ્ઞામા વર્તવાનો જેનો દૃઢ નિશ્ચય વર્તે છે અને જે તે નિશ્ચયને આરાધે છે તેને જ જ્ઞાન સમ્યક્પરિણામી થાય છે, એ વાત આત્માર્થી જીવે અવશ્ય લક્ષમા રાખવા યોગ્ય છે અમે જે આ વચન લખ્યા છે, તેના સર્વ જ્ઞાનીપુરુષો સાક્ષી છે

બીજા મુનિઓને પણ જે જે પ્રકારે વૈરાગ્ય, ઉપશમ અને વિવેકની વૃદ્ધિ થાય તે તે પ્રકારે શ્રી લલ્લુજી તથા શ્રી દેવકરણજીએ યથાશક્તિ સંભળાવવું તથા પ્રવર્તાવવું ઘટે છે, તેમજ અન્ય જીવો પણ આત્માર્થ સન્મુખ થાય, અને જ્ઞાનીપુરુષની આજ્ઞાના નિશ્ચયને પામે તથા વિરક્ત પરિણામને પામે, રસાદિની લુબ્ધતા મોળી પાડે એ આદિ પ્રકારે એક આત્માર્થે ઉપદેશ કર્તવ્ય છે

અનંત વાર દેહને અર્થે આત્મા ગાળ્યો છે જે દેહ આત્માને અર્થે ગળાશે તે દેહે આત્મવિચાર જન્મ પામવા યોગ્ય જાણી, સર્વ દેહાર્થની કલ્પના છોડી દઈ, એક માત્ર આત્માર્થમા જ તેનો ઉપયોગ કરવો, એવો મુમુક્ષુ જીવને અવશ્ય નિશ્ચય જોઈએ એ જ વિનંતિ

સર્વ મુમુક્ષુઓને નમસ્કાર પ્રાપ્ત થાય

શ્રી સહજાત્મસ્વરૂપ

---

[૬૬૪] ૭૨૦ નડિયાદ, આસો વદ ૧૨, સોમ, ૧૯૫૨

શિરછત્ર પિતાશ્રીજી,—આપનું પત્ર આજે પહોચ્યું છે આપને પ્રતાપે અત્રે સુખવૃત્તિ છે

મુંબઈથી આ બાજુ આવવામા ફક્ત નિવૃત્તિનો હેતુ છે, શરીરની અડચણથી આ તરફ આવવું થયેલું, તેમ નથી આપની કૃપાથી શરીર સારુ રહે છે મુંબઈમા રોગના ઉપદ્રવને લીધે આપની તથા રેવાશંકરભાઈની આજ્ઞા થવાથી આ તરફ વિશેષ સ્થિરતા કરી, અને તે સ્થિરતામા આત્માને નિવૃત્તિ વિશેષ કરી રહી છે હાલ મુંબઈમાં રોગની શાંતિ ઘણી થઈ ગઈ છે, સંપૂર્ણ શાંતિ થયે તે તરફ જવાનો વિચાર રાખ્યો છે, અને ત્યા ગયા પછી ઘણુ કરીને ભાઈ મનસુખને આપના તરફ થોડા વખત માટે મોકલવાનું ચિત્ત છે, જેથી મારી માતુશ્રીના મનને પણ ગોઠશે આપને પ્રતાપે નાણું મેળવવાને ઘણુ કરીને લોભ નથી, પણ આત્માનું પરમ કલ્યાણ કરવાની ઇચ્છા છે મારી માતુશ્રીને પાયલાગણું પ્રાપ્ત થાય બહેન ઝબક તથા ભાઈ પોપટ વગેરેને યથા૦

છોરુ રાયચંદના દંડવત્ પ્રણામ

---

[૬૬૫] ૭૨૧ નડિયાદ, આસો વદ ૦)), ૧૯૫૨

શ્રી ડુંગરને "આત્મસિદ્ધિ" મુખપાઠે કરવાની ઇચ્છા છે તે માટે તે પ્રત એમને આપવા વિષે પુછાવ્યું તો તેમ કરવામા અડચણ નથી શ્રી ડુંગરને એ શાસ્ત્ર મુખપાઠે કરવાની ઇચ્છા છે, "

છે, વળી જે આગાપોમા ક્રોધનું વિશેષપણુ જોવામા આવે છે, તેની સતતિમા સમતાનુ વિશેષપણુ દૃષ્ટિગોચર થાય છે, તે શી રીતે થાય ? વળી તે વીર્ય—રેતના તેવા ગુણો સભવતા નથી, કેમકે તે વીર્ય—રેત પોતે ચેતન નથી, તેમા ચેતન સચરે છે, એટલે દેહ ધારણ કરે છે, એથી કરીને વીર્ય-રેતને આશ્રયે ક્રોધાદિ ભાવ ગણી શકાય નહી, ચેતન વિના કોઈ પણ સ્થળે તેવા ભાવો અનુભવમા આવતા નથી માત્ર તે ચેતનાશ્રિત છે, એટલે વીર્ય—રેતના ગુણો નથી, જેથી તેના ન્યૂનાધિકે કરી ક્રોધાદિનુ ન્યૂનાધિકપણુ મુખ્યપણે થઈ શકવા યોગ્ય નથી ચેતનના ઓછા અધિકા પ્રયોગથી ક્રોધાદિનુ ન્યૂનાધિકપણુ થાય છે, જેથી ગર્ભના વીર્ય—રેતનો ગુણ નહી, પણ ચેતનનો તે ગુણને આશ્રય છે, અને તે ન્યૂનાધિકપણુ ત ચેતનના પૂર્વના અભ્યાસથી જ સભવે છે, કેમકે કારણ વિના કાર્યની ઉત્પત્તિ ન થાય ચેતનનો પૂર્વપ્રયોગ તથાપ્રકારે હોય, તો તે સસ્કાર વર્તે, જેથી આ દેહાદિ પ્રથમના સસ્કારોનો અનુભવ થાય છે, અને તે સસ્કારો પૂર્વજન્મ સિદ્ધ કરે છે, અને પૂર્વજન્મની સિદ્ધિથી આત્માની નિત્યતા સહજે સિદ્ધ થાય છે (૬૭)

આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય,
બાળાદિ વય ત્રણ્યનુ, જ્ઞાન એકને થાય ૬૮

આત્મા વસ્તુપણે નિત્ય છે સમયે સમયે જ્ઞાનાદિ પરિણામના પલટવાથી તેના પર્યાયનું પલટવાપણુ છે ( કઈ સમુદ્ર પલટાતો નથી, માત્ર મોજા પલટાય છે, તેની પેઠે ) જેમ બાળ, યુવાન અને વૃદ્ધ એ ત્રણ અવસ્થા છે, તે આત્માને વિભાવથી પર્યાય છે અને બાળ અવસ્થા વર્તતા આત્મા બાળક જણાતો, તે બાળ અવસ્થા છોડી જ્યારે યુવાવસ્થા ગ્રહણ કરી ત્યારે યુવાન જણાયો, અને યુવાવસ્થા તજી વૃદ્ધાવસ્થા ગ્રહણ કરી ત્યારે વૃદ્ધ જણાયો એ ત્રણે અવસ્થાનો ભેદ થયો તે પર્યાયભેદ છે, પણ તે ત્રણે અવસ્થામા આત્મદ્રવ્યનો ભેદ થયો નહી, અર્થાત્ અવસ્થાઓ બદલાઈ પણ આત્મા બદલાયો નથી આત્મા એ ત્રણે અવસ્થાને જાણે છે, અને તે ત્રણે અવસ્થાની તેને જ સ્મૃતિ છે ત્રણે અવસ્થામા આત્મા એક હોય તો એમ બને, પણ જો આત્મા ક્ષણે ક્ષણે બદલાતો હોય તો તેવો અનુભવ બને જ નહી ૬૮

અથવા જ્ઞાન ક્ષણિકનું, જે જાણી વદનાર,
વદનારો તે ક્ષણિક નહિ, કર અનુભવ નિર્ધાર ૬૯

વળી અમુક પદાર્થ ક્ષણિક છે એમ જે જાણે છે, અને ક્ષણિકપણુ કહે છે તે કહેનાર અર્થાત્ જાણનાર ક્ષણિક હોય નહી, કેમકે પ્રથમ ક્ષણે અનુભવ થયો તેને બીજે ક્ષણે તે અનુભવ કહી શકાય, તે બીજે ક્ષણે પોતે ન હોય તો ક્યાથી કહે ? માટે એ અનુભવથી પણ આત્માના અક્ષણિકપણાનો નિશ્ચય કર ૬૯

ક્યારે કોઈ વસ્તુનો, કેવળ હોય ન નાશ,
ચેતન પામે નાશ તો, કેમા ભળે તપાસ ૭૦

વળી કોઈ પણ વસ્તુનો કોઈ પણ કાળે કેવળ તો નાશ થાય જ નહી, માત્ર અવસ્થાતર થાય, માટે ચેતનનો પણ કેવળ નાશ થાય નહી અને અવસ્થાતરરૂપ નાશ થતો હોય તો તે કેમા ભળે, અથવા કેવા પ્રકારનુ અવસ્થાતર પામે તે તપાસ અર્થાત્ ઘટાદિ પદાર્થ ફૂટી જાય છે, એટલે લોકો એમ કહે છે કે ઘડો નાશ પામ્યો છે, કઈ માટીપણુ નાશ પામ્યું નથી તે છિન્નભિન્ન થઈ જઈ સૂક્ષ્મમા સૂક્ષ્મ ભૂકો થાય, તોપણ પરમાણુસમૂહરૂપે રહે, પણ કેવળ નાશ ન થાય, અને તેમાનુ એક પરમાણુ પણ ઘટે નહી, કેમકે અનુભવથી જોતા અવસ્થાતર થઈ શકે, પણ પદાર્થનો સમૂળગો નાશ થાય એમ ભાસી જ શકવા યોગ્ય નથી, એટલે જો તુ ચેતનનો નાશ કહે, તોપણ કેવળ નાશ તો કહી જ શકાય નહી, અવસ્થાતરરૂપ નાશ કહેવાય જેમ ઘટ ફૂટી જઈ ક્રમે કરી પરમાણુસમૂહરૂપે

# વર્ષ ૩૦ મું

[૬૬૬] ૭૨૨ વવાણિયા, કા. સુદ ૧૦, શનિ, ૧૯૫૩

માતુશ્રીને શરીરે તાવ આવવાથી તથા કેટલોક વખત થયા અત્રે આવવા વિષે તેમની વિશેષ આકાંક્ષા હોવાથી ગયા સોમવારે અત્રેથી આજ્ઞા થવાથી નડિયાદથી ભોમવારે રવાને થવાનું થયું હતું. બુધવારે બપોરે અત્રે આવવું થયું છે.

શરીરને વિષે વેદનીયનું અશાતાપણે પરિણમવું થયું હોય તે વખતે શરીરનો વિપરિણામી સ્વભાવ વિચારી તે શરીર અને શરીરને સંબંધે પ્રાપ્ત થયેલા સ્ત્રીપુત્રાદિ પ્રત્યેનો મોહ વિચારવાન પુરુષો છોડી દે છે, અથવા તે મોહને મંદ કરવામાં પ્રવર્તે છે.

'આત્મસિદ્ધિશાસ્ત્ર' વિશેષ વિચારવા યોગ્ય છે.

શ્રી અચળ વગેરેને યથા૦

---

[૬૬૭] ૭૨૩ વવાણિયા, કા. સુદ ૧૧, રવિ, ૧૯૫૩

લોકની દૃષ્ટિને જ્યાં સુધી આ જીવ વમે નહીં તથા તેમાંથી અંતર્વૃત્તિ છૂટી ન જાય ત્યાં સુધી જ્ઞાનીની દૃષ્ટિનું વાસ્તવિક માહાત્મ્ય લક્ષગત ન થઈ શકે એમાં સંશય નથી.

---

[૬૬૮] ૭૨૪ વવાણિયા, કાર્તિક, ૧૯૫૩

ગીતિ*

પંથ પરમપદ બોધ્યો, જેહ પ્રમાણે પરમ વીતરાગે,
તે અનુસરી કહીશું, પ્રણમીને તે પ્રભુ ભક્તિ રાગે. ૧

---

* શ્રીમદ્‌ના દેહોત્સર્ગ પછી તેઓનાં વચનોનો સંગ્રહ કરવામાં આવ્યો ત્યારે આ ગીતિની [illegible] હતી, પણ પાછળથી સંભાળપૂર્વક નહીં રહેવાથી બાકીની ગુમ થઈ છે.

છે, વળી જે માબાપોમા ક્રોધનું વિશેષપણુ જોવામા આવે છે, તેની સ તતિમા સમતાનુ વિશેષપણુ દૃષ્ટિગોચર થાય છે, તે શી રીતે થાય ? વળી તે વીર્ય–રેતના તેવા ગુણો સ ભવતા નથી, કેમકે તે વીર્ય–રેત પોતે ચેતન નથી, તેમા ચેતન સ ચરે છે, એટલે દેહ ધારણ કરે છે, એથી કરીને વીર્ય-, રેતને આશ્રયે ક્રોધાદિ ભાવ ગણી શકાય નહી, ચેતન વિના કોઈ પણ સ્થળે તેવા ભાવો અનુભવમા આ વતા નથી માત્ર તે ચેતનાશ્રિત છે, એટલે વીર્ય–રેતના ગુણો નથી, જેથી તેના ન્યૂનાધિકે કરી ક્રોધાદિનુ ન્યૂનાધિકપણુ મુખ્યપણે થઈ શકવા યોગ્ય નથી ચેતનના ઓછા અધિકા પ્રયોગથી ક્રોધાદિનુ ન્યૂનાધિકપણુ થાય છે, જેથી ગર્ભના વીર્ય–રેતનો ગુણ નહી, પણ ચેતનનો તે ગુણને આશ્રય છે, અને તે ન્યૂનાધિકપણુ તે ચેતનના પૂર્વના અભ્યાસથી જ સ ભવે છે, કેમકે કારણ વિના કાર્યની ઉત્પત્તિ ન થાય ચેતનનો પૂર્વપ્રયોગ તથાપ્રકારે હોય, તો તે સ સ્કાર વર્તે, જેથી આ દેહાદિ પ્રથમના સ સ્કારોનો અનુભવ થાય છે, અને તે સ સ્કારો પૂર્વજન્મ સિદ્ધ કરે છે, અને પૂર્વજન્મની સિદ્ધિથી આત્માની નિત્યતા સહજે સિદ્ધ થાય છે (૬૭)

આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય,
બાળાદિ વય ત્રણ્યનું, જ્ઞાન એકને થાય ૬૮

આત્મા વસ્તુપણે નિત્ય છે સમયે સમયે જ્ઞાનાદિ પરિણામના પલટવાથી તેના પર્યાયનું પલટવાપણુ છે ( કઈ સમુદ્ર પલટાતો નથી, માત્ર મોજા પલટાય છે, તેની પેઠે ) જેમ બાળ, યુવાન અને વૃદ્ધ એ ત્રણ અવસ્થા છે, તે આત્માને વિભાવથી પર્યાય છે અને બાળ અવસ્થા વર્તતા આત્મા બાળક જણાતો, તે બાળ અવસ્થા છોડી જ્યારે યુવાવસ્થા ગ્રહણ કરી ત્યારે યુવાન જણાયો, અને યુવાવસ્થા તજી વૃદ્ધાવસ્થા ગ્રહણ કરી ત્યારે વૃદ્ધ જણાયો એ ત્રણે અવસ્થાનો ભેદ થયો તે પર્યાયભેદ છે, પણ તે ત્રણે અવસ્થામા આત્મદ્રવ્યનો ભેદ થયો નહી, અર્થાત્ અવસ્થાઓ બદલાઈ પણ આત્મા બદલાયો નથી આત્મા એ ત્રણે અવસ્થાને જાણે છે, અને તે ત્રણે અવસ્થાની તેને જ સ્મૃતિ છે ત્રણે અવસ્થામા આત્મા એક હોય તો એમ બને, પણ જો આત્મા ક્ષણે ક્ષણે બદલાતો હોય તો તેવો અનુભવ બને જ નહી ૬૮

અથવા જ્ઞાન ક્ષણિકનું, જે જાણી વદનાર,
વદનારો તે ક્ષણિક નહિ, કર અનુભવ નિર્ધાર ૬૯

વળી અમુક પદાર્થ ક્ષણિક છે એમ જે જાણે છે, અને ક્ષણિકપણુ કહે છે તે કહેનાર અર્થાત્ જાણનાર ક્ષણિક હોય નહી, કેમકે પ્રથમ ક્ષણે અનુભવ થયો તેને બીજે ક્ષણે તે અનુભવ કહી શકાય, તે બીજે ક્ષણે પોતે ન હોય તો ક્યાથી કહે ? માટે એ અનુભવથી પણ આત્માના અક્ષણિકપણાનો નિશ્ચય કર ૬૯

ક્યારે કોઈ વસ્તુનો, કેવળ હોય ન નાશ,
ચેતન પામે નાશ તો, કેમા ભળે તપાસ ૭૦

વળી કોઈ પણ વસ્તુનો કોઈ પણ કાળે કેવળ તો નાશ થાય જ નહી, માત્ર અવસ્થાતર થાય, માટે ચેતનનો પણ કેવળ નાશ થાય નહી અને અવસ્થાતરરૂપ નાશ થતો હોય તો તે કેમા ભળે, અથવા કેવા પ્રકારનુ અવસ્થાતર પામે તે તપાસ અર્થાત્ ઘટાદિ પદાર્થ ફૂટી જાય છે, એટલે લોકો એમ કહે છે કે ઘડો નાશ પામ્યો છે, કઈ માટીપણુ નાશ પામ્યું નથી તે છિન્નભિન્ન થઈ જઈ સૂક્ષ્મમા સૂક્ષ્મ ભૂકો થાય, તોપણ પરમાણુસમૂહરૂપે રહે, પણ કેવળ નાશ ન થાય, અને તેમાનુ એક પરમાણુ પણ ઘટે નહી, કેમકે અનુભવથી જોતા અવસ્થાતર થઈ શકે, પણ પદાર્થનો સમૂળગો નાશ થાય એમ ભાસી જ શકવા યોગ્ય નથી, એટલે જો તું ચેતનનો નાશ કહે, તોપણ કેવળ નાશ તો કહી જ શકાય નહી, અવસ્થાતરરૂપ નાશ કહેવાય જેમ ઘટ ફૂટી જઈ ક્રમે કરી પરમાણુસમૂહરૂપે

[ ૬૭૨ ] ૭૨૮ વવાણિયા, માગશર સુદ ૬, ગુરુ, ૧૯૫૩

શ્રી માણેકચંદનો દેહ છૂટવા સંબંધી ખબર જાણ્યા

સર્વ દેહધારી જીવો મરણ પાસે શરણરહિત છે માત્ર તે દેહનું યથાર્થ સ્વરૂપ પ્રથમથી જાણી તેનું મમત્વ છેદીને નિજસ્થિરતાને અથવા જ્ઞાનીના માર્ગની યથાર્થ પ્રતીતિને પામ્યા છે તે જ જીવો મરણકાળે શરણસહિત છતા ઘણું કરીને ફરી દેહ ધારણ કરતા નથી, અથવા મરણકાળે દેહે મમત્વભાવનું અલ્પત્વ હોવાથી પણ નિર્ભય વર્તે છે દેહ છૂટવાનો કાળ અનિયત હોવાથી વિચારવાન પુરુષો અપ્રમાદપણે પ્રથમથી જ તેનું મમત્વ નિવૃત્ત કરવાનો અવિરુદ્ધ ઉપાય સાધે છે, અને એ જ તમારે, અમારે, સૌએ લક્ષ રાખવા યોગ્ય છે પ્રીતિબંધનથી ખેદ થવા યોગ્ય છે, તથાપિ એમાં બીજો કોઈ ઉપાય નહીં હોવાથી તે ખેદને વૈરાગ્યસ્વરૂપમાં પરિણમન કરવો એ જ વિચારવાનને કર્તવ્ય છે

---

[ ૬૭૩ ] ૭૨૯ વવાણિયા, માર્ગશીર્ષ સુદ ૧૦, સોમ, ૧૯૫૩

સર્વજ્ઞાય નમ

'યોગવાસિષ્ઠ'નાં પ્રથમનાં બે પ્રકરણ, 'પંચીકરણ', 'દાસબોધ' તથા 'વિચારસાગર' એ ગ્રંથો તમારે વિચારવા યોગ્ય છે એમાનો કોઈ ગ્રંથ તમે પૂર્વે વાંચ્યો હોય તોપણ ફરી વાચવો યોગ્ય છે, તેમ જ વિચારવો યોગ્ય છે જૈનપદ્ધતિના એ ગ્રંથો નથી એમ જાણીને તે ગ્રંથો વિચારતાં ક્ષોભ પામવો યોગ્ય નથી

લોકદૃષ્ટિમાં જે જે વાતો કે વસ્તુઓ મોટાઈવાળી મનાય છે, તે તે વાતો અને વસ્તુઓ, શોભાયમાન ગૃહાદિ આરંભ, અલંકારાદિ પરિગ્રહ, લોકદૃષ્ટિનું વિચક્ષણપણું, લોકમાન્ય ધર્મશ્રદ્ધાવાનપણું પ્રત્યક્ષ ઝેરનું ગ્રહણ છે, એમ યથાર્થ જણાયા વિના ધારો છો તે વૃત્તિનો લક્ષ ન થાય પ્રથમ તે વાતો અને વસ્તુઓ પ્રત્યે ઝેરદૃષ્ટિ આવવી કઠણ દેખી કાયર ન થતાં પુરુષાર્થ કરવો યોગ્ય છે

---

[ ૬૭૪ ] ૭૩૦ વવાણિયા, માર્ગશીર્ષ સુદ ૧૨, ૧૯૫૩

સર્વજ્ઞાય નમઃ

'આત્મસિદ્ધિ'ની ટીકાનાં પાના મળ્યાં છે

જો સફળતાનો માર્ગ સમજાય તો આ મનુષ્યદેહનો એક સમય પણ સર્વોત્કૃષ્ટ ચિંતામણિ છે, એમાં સંશય નથી

---

[ ૬૭૫ ] ૭૩૧ વવાણિયા, માગશર સુદ ૧૨, ૧૯૫૩

સર્વજ્ઞાય નમ

વૃત્તિનો લક્ષ તથારૂપ સર્વસંગપરિત્યાગ પ્રત્યે વર્તતો છતા જે મુમુક્ષુને પ્રારબ્ધવિશેષથી તે યોગનો અનુદય રહ્યા કરે, અને કુટુંબાદિનો પ્રસંગ તથા આજીવિકાદિ કારણે પ્રવૃત્તિ રહે, જે યથાન્યાય કરવી પડે, પણ તે ત્યાગના ઉદયને પ્રતિબંધક જાણી સખેદપણે કરે તે મુમુક્ષુએ પૂર્વોપાર્જિત શુભાશુભ કર્માનુસાર આજીવિકાદિ પ્રાપ્ત થશે એમ વિચારી માત્ર નિમિત્તરૂપ પ્રયત્ન કરવુ ઘટે, પણ ભયાકુળ થઈ ચિંતા કે ન્યાયત્યાગ કરવાં ન ઘટે, કેમકે તે તો માત્ર વ્યામોહ છે, એ શમાવવા યોગ્ય છે પ્રાપ્તિ શુભાશુભ પ્રારબ્ધાનુસાર છે પ્રયત્ન વ્યાવહારિક નિમિત્ત છે, એટલે કરવુ ઘટે, પણ ચિંતા તો માત્ર આત્મગુણરોધક છે

---

[ ૬૭૬ ] ૭૩૨ વવાણિયા, માગશર વદ ૧૧, બુધ, ૧૯૫૩

શ્રી લલ્લુજી આદિ મુનિઓને નમસ્કાર પ્રાપ્ત થાય

આરંભ તથા પરિગ્રહની પ્રવૃત્તિ આત્મહિતને ઘણા પ્રકારે રોધક છે, અથવા સત્સમાગમના યોગ

જો ચેતન કરતું નથી, નથી થતા તો કર્મ,
તેથી સહજ સ્વભાવ નહિ, તેમ જ નહિ જીવધર્મ ૭૫

આત્મા જો કર્મ કરતો નથી, તો તે થતાં નથી, તેથી સહજ સ્વભાવે એટલે અનાયાસે તે થાય એમ કહેવુ ઘટતુ નથી, તેમ જ તે જીવનો ધર્મ પણ નહી, કેમકે સ્વભાવનો નાશ થાય નહીં, અને આત્મા ન કરે તો કર્મ થાય નહી, એટલે એ ભાવ ટળી શકે છે, માટે તે આત્માનો સ્વાભાવિક ધર્મ નહી ૭૫

કેવળ હોત અસંગ જો, ભાસત તને ન કેમ?
અસગ છે પરમાર્થથી, પણ નિજભાને તેમ ૭૬

કેવળ જો અસગ હોત, અર્થાત્ ક્યારે પણ તેને કર્મનું કરવાપણુ ન હોત તો તને પોતાને તે આત્મા પ્રથમથી કેમ ન ભાસત? પરમાર્થથી તે આત્મા અસગ છે, પણ તે તો જ્યારે સ્વરૂપનું ભાન થાય ત્યારે થાય ૭૬

કર્તા ઈશ્વર કોઈ નહિ, ઈશ્વર શુદ્ધ સ્વભાવ,
અથવા પ્રેરક તે ગણ્યે, ઈશ્વર દોષપ્રભાવ. ૭૭

જગતનો અથવા જીવોના કર્મનો ઈશ્વર કર્તા કોઈ છે નહી, શુદ્ધ આત્મસ્વભાવ જેનો થયો છે તે ઈશ્વર છે, અને તેને જો પ્રેરક એટલે કર્મકર્તા ગણીએ તો તેને દોષનો પ્રભાવ થયો ગણાવો જોઈએ, માટે ઈશ્વરની પ્રેરણા જીવના કર્મ કરવામા પણ કહેવાય નહી ૭૭

હવે તમે અનાયાસથી તે કર્મો થતા હોય, એમ કહ્યુ તે વિચારીએ અનાયાસ એટલે શુ? આત્માએ નહી ચિંતવેલુ? અથવા આત્માનું કઈ પણ કર્તૃત્વ છતા પ્રવર્તેલુ નહી? અથવા ઈશ્વરાદિ કોઈ કર્મ વળગાડી દે તેથી થયેલુ? અથવા પ્રકૃતિ પરાણે વળગે તેથી થયેલુ? એવા મુખ્ય ચાર વિકલ્પથી અનાયાસકર્તાપણુ વિચારવા યોગ્ય છે પ્રથમ વિકલ્પ આત્માએ નહી ચિંતવેલુ એવો છે જો તેમ થતું હોય તો તો કર્મનુ ગ્રહવાપણુ રહેતું જ નથી, અને જ્યા ગ્રહવાપણુ રહે નહી ત્યાં કર્મનું હોવાપણુ સ ભવતું નથી, અને જીવ તો પ્રત્યક્ષ ચિ તવન કરે છે, અને ગ્રહણાગ્રહણ કરે છે, એમ અનુભવ થાય છે

જેમા તે કોઈ રીતે પ્રવર્તતો જ નથી, તેવા ક્રોધાદિ ભાવ તેને સ પ્રાપ્ત થતા જ નથી, તેથી એમ જણાય છે કે નહી ચિંતવેલા અથવા આત્માથી નહીં પ્રવર્તેલા એવાં કર્મોનું ગ્રહણ તેને થવાયોગ્ય નથી, એટલે એ બન્ને પ્રકારે અનાયાસ કર્મનું ગ્રહણ સિદ્ધ થતુ નથી

ત્રીજો પ્રકાર ઈશ્વરાદિ કોઈ કર્મ વળગાડી દે તેથી અનાયાસ કર્મનું ગ્રહણ થાય છે એમ કહીએ તો તે ઘટતું નથી પ્રથમ તો ઈશ્વરનું સ્વરૂપ નિર્ધારવુ ઘટે છે, અને એ પ્રસ ગ પણ વિશેષ સમજવા યોગ્ય છે, તથાપિ અત્રે ઈશ્વર કે વિષ્ણુઆદિ કર્તાનો કોઈ રીતે સ્વીકાર કરી લઈએ છીએ, અને તે પર વિચાર કરીએ છીએ —

જો ઈશ્વરાદિ કર્મના વળગાડનાર હોય તો તો જીવ નામનો વચ્ચે કોઈ પણ પદાર્થ રહ્યો નહીં, કેમકે પ્રેરણાદિ ધર્મે કરીને તેનુ અસ્તિત્વ સમજાતું હતુ, તે પ્રેરણાદિ તો ઈશ્વરકૃત ઠર્યા, અથવા ઈશ્વરના ગુણ ઠર્યા, તો પછી બાકી જીવનું સ્વરૂપ શુ રહ્યુ કે તેને જીવ એટલે આત્મા કહીએ? એટલે કર્મ ઈશ્વરપ્રેરિત નહી પણ આત્માના પોતાના જ કરેલા હોવા યોગ્ય છે

તેમ ચોથો વિકલ્પ પ્રકૃત્યાદિ પરાણે વળગવાથી કર્મ થતા હોય? તે વિકલ્પ પણ યથાર્થ નથી કેમકે પ્રકૃત્યાદિ જડ છે, તેને આત્મા ગ્રહણ ન કરે તો તે શી રીતે વળગવા યોગ્ય થાય? અથવા દ્રવ્યકર્મનું બીજુ નામ પ્રકૃતિ છે, એટલે કર્મનું કર્તાપણુ કર્મને જ કહેવા બરાબર થયું તે તો પૂર્વે

પોતાના સ્વરૂપના ભાનમાં આત્મા પોતાના સ્વભાવનો એટલે ચૈતન્યાદિ સ્વભાવનો જ કર્તા છે, અન્ય કોઈ પણ કર્માદિનો કર્તા નથી, અને આત્મા જ્યારે પોતાના સ્વરૂપના ભાનમા વર્તે નહીં ત્યારે કર્મના પ્રભાવનો કર્તા કહ્યો છે

પરમાર્થે તો જીવ અક્રિય છે, એમ વેદાંતાદિનું નિરૂપણ છે; અને જિનપ્રવચનમા પણ સિદ્ધ એટલે શુદ્ધાત્માનું અક્રિયપણુ છે, એમ નિરૂપણ કર્યું છે, છતા અમે આત્માને શુદ્ધાવસ્થામાં કર્તા હોવાથી સક્રિય કહ્યો એવો સ દેહ અત્રે થવા યોગ્ય છે તે સ દેહ આ પ્રકારે શમાવવા યોગ્ય છે .— શુદ્ધાત્મા પરયોગનો, પરભાવનો અને વિભાવનો ત્યાં કર્તા નથી, માટે અક્રિય કહેવા યોગ્ય છે, પણ ચૈતન્યાદિ સ્વભાવનો પણ આત્મા કર્તા નથી એમ જો કહીએ તો તો પછી તેનું કંઈ પણ સ્વરૂપ ન રહે શુદ્ધાત્માને યોગક્રિયા નહી હોવાથી તે અક્રિય છે, પણ સ્વાભાવિક ચૈતન્યાદિ સ્વભાવરૂપ ક્રિયા હોવાથી તે સક્રિય છે ચૈતન્યાત્મપણુ આત્માને સ્વાભાવિક હોવાથી તેમાં આત્માનુ પરિણમવું તે એકાત્મપણે જ છે, અને તેથી પરમાર્થનયથી સક્રિય એવું વિશેષણ ત્યા પણ આત્માને આપી શકાય નહી નિજ સ્વભાવમા પરિણમવારૂપ સક્રિયતાથી નિજ સ્વભાવનું કર્તાપણુ શુદ્ધાત્માને છે, તેથી કેવળ શુદ્ધ સ્વધર્મ હોવાથી એકાત્મપણે પરિણમે છે, તેથી અક્રિય કહેતા પણ દોષ નથી જે વિચારે સક્રિયતા, અક્રિયતા નિરૂપણ કરી છે, તે વિચારના પરમાર્થને ગ્રહીને સક્રિયતા, અક્રિયતા કહેતા કશો દોષ નથી (૭૮)

---

શંકા — શિષ્ય ઉવાચ

[ તે કર્મનું ભોક્તાપણુ જીવને નહી હોય ? એમ શિષ્ય કહે છે'— ]

જીવ કર્મ કર્તા કહો, પણ ભોક્તા નહિ સોય,
શુ સમજે જડ કર્મ કે, ફળ પરિણામી હોય ? ૭૯

જીવને કર્મનો કર્તા કહીએ તોપણ તે કર્મનો ભોક્તા જીવ નહી ઠરે, કેમકે જડ એવા કર્મ શુ સમજે કે તે ફળ દેવામા પરિણામી થાય ? અર્થાત્ ફળદાતા થાય ? ૭૯

ફળદાતા ઈશ્વર ગણ્યે, ભોક્તાપણુ સધાય,
એમ કહ્યે ઈશ્વરતણુ, ઈશ્વરપણુ જ જાય ૮૦

ફળદાતા ઈશ્વર ગણીએ તો ભોક્તાપણુ સાધી શકીએ, અર્થાત્ જીવને ઈશ્વર કર્મ ભોગવાવે તેથી જીવ કર્મનો ભોક્તા સિદ્ધ થાય, પણ પરને ફળ દેવા આદિ પ્રવૃત્તિવાળો ઈશ્વર ગણીએ તો તેનું ઈશ્વરપણુ જ રહેતું નથી, એમ પણ પાછો વિરોધ આવે છે ૮૦

'ઈશ્વર સિદ્ધ થયા વિના એટલે કર્મફળદાતૃત્વાદિ કોઈ પણ ઈશ્વર ઠર્યા વિના જગતની વ્યવસ્થા રહેવી સ ભવતી નથી,' એવા અભિપ્રાય પરત્વે નીચે પ્રમાણે વિચારવા યોગ્ય છે.—

જો કર્મના ફળને ઈશ્વર આપે છે એમ ગણીએ તો ત્યા ઈશ્વરનું ઈશ્વરપણુ જ રહેતુ નથી, કેમકે પરને ફળ દેવા આદિ પ્રપ ચમા પ્રવર્તતા ઈશ્વરને દેહાદિ અનેક પ્રકારનો સ ગ થવો સ ભવે છે, અને તેથી યથાર્થ શુદ્ધતાનો ભ ગ થાય છે મુક્ત જીવ જેમ નિષ્ક્રિય છે એટલે પરભાવાદિનો કર્તા નથી, જો પરભાવાદિનો કર્તા થાય તો તો સ સારની પ્રાપ્તિ થાય છે, તેમ જ ઈશ્વર પણ પરને ફળ દેવા આદિ રૂપ ક્રિયામા પ્રવર્તે તો તેને પણ પરભાવાદિના કર્તાપણાનો પ્રસ ગ આવે છે, અને મુક્ત જીવ કરતા તેનુ ન્યૂનત્વ ઠરે છે, તેથી તો તેનુ ઈશ્વરપણું જ ઉચ્છેદવા જેવી સ્થિતિ થાય છે

વળી જીવ અને ઈશ્વરનો સ્વભાવભેદ માનતા પણ અનેક દોષ સ ભવે છે બન્નેને જો ચૈતન્યસ્વભાવ માનીએ, તો બન્ને સમાન ધર્મના કર્તા થયા, તેમા ઈશ્વર જગતાદિ રચે અથવા કર્મનું ફળ આપવારૂપ કાર્ય કરે અને મુક્ત ગણાય, અને જીવ એકમાત્ર દેહાદિ સૃષ્ટિ રચે, અને પોતાનાં

સાદિ અનંત અનંત સમાધિસુખમાં,
અનંત દર્શન, જ્ઞાન અનંત સહિત જો. અપૂર્વ૦ ૧૯

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાન જો;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે?
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો. અપૂર્વ૦ ૨૦

એહ પરમપદ પ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં,
ગજા વગરને હાલ મનોરથરૂપ જો;
તોપણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો,
પ્રભુઆજ્ઞાએ થાશું તે જ સ્વરૂપ જો. અપૂર્વ૦ ૨૧

---

[૬૮૧] ૭૩૯ મોરબી, માહ સુદ ૯, બુધ, ૧૯૫૩

મુનિજી પ્રત્યે,

વવાણિયે પત્ર મળ્યું હતું. અત્રે શુક્રવારે આવવું થયું છે. થોડા દિવસ અત્રે સ્થિતિ સંભવે છે.

નડિયાદથી અનુક્રમે કયા ક્ષેત્ર પ્રત્યે વિહાર થવો સંભવે છે, તથા શ્રી દેવકીર્ણાદિ મુનિ ક્યાં એકત્ર થવાનો સંભવ છે, તે જણાવવાનું બને તો જણાવવા કૃપા કરશોજી.

દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી એમ ચારે પ્રકારે અપ્રતિબંધપણે, આત્મતાએ વર્તતા નિર્ગ્રંથને કહ્યું છે, તે વિશેષ અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે.

હાલ કયા શાસ્ત્ર વિચારવાનો યોગ વર્તે છે, તે જણાવવાનું બને તો જણાવવાની કૃપા કરશોજી.

શ્રી દેવકીર્ણાદિ મુનિઓને નમસ્કાર પ્રાપ્ત થાય.

---

[૬૮૨] ૭૪૦ મોરબી, માહ સુદ ૯, બુધ, ૧૯૫૩

'આત્મસિદ્ધિ' વિચારતાં આત્મા સંબંધી કંઈ પણ અનુપ્રેક્ષા વર્તે છે કે કેમ? તે લખવાનું થાય તો લખશો.

કોઈ પુરુષ પોતે વિશેષ સદાચારમાં તથા સંયમમાં પ્રવર્તે છે તેના સમાગમમાં આવવા ઇચ્છનાર જીવોને તે પદ્ધતિના અવલોકનથી જેવો સદાચાર તથા સંયમનો લાભ થાય છે, તેવો લાભ વિગત વાળા ઉપદેશથી પણ ઘણું કરીને થતો નથી, તે લક્ષ રાખવા યોગ્ય છે.

---

[૬૮૨] ૭૪૧ મોરબી, માહ સુદ ૧૦, શુક્ર, ૧૯૫૩

સર્વજ્ઞાય નમઃ

અત્રે થોડાક દિવસ પર્યંત સ્થિતિ થવી સંભવે છે.

ઈડર જવાનો હાલ વિચાર રાખીએ છીએ. તૈયાર રહેશો. શ્રી ડુંગરને આવવા માટે વિનતિ કરશો. તેમને પણ તૈયાર રાખશો. તેમના ચિત્તમાં એમ આવે કે વારંવાર જવાનું થવાથી લોક અપેક્ષામાં યોગ્ય ન દેખાય, કેમકે અવસ્થા ફેર, પણ આવો વિચાર કર્તવ્ય નથી.

પરમાર્થદૃષ્ટિ પુરુષને અવશ્ય કરવા યોગ્ય એવા સમાગમના લાભમાં તે વિકલ્પરૂપ સ્વચ્છંદ કર્તવ્ય નથી. આ વખતે સમાગમનો વિશેષ લાભ થવા યોગ્ય છે. માટે શ્રી ડુંગરે કંઈ બીજો વિકલ્પ છોડી દઈ આવવાનો વિચાર રાખવો.

શ્રી ડુંગર તથા લહેરાભાઈ આદિ મુમુક્ષુને યથા૦

એક રાંક છે અને એક રાજા છે, એ આદિ શબ્દથી નીચપણું, ઊંચપણું, કુરૂપપણું, સુરૂપપણું એમ ઘણું વિચિત્રપણું છે, અને એવો જે ભેદ રહે છે તે, સર્વને સમાનતા નથી, તે જ શુભાશુભ કર્મનું ભોક્તાપણું છે, એમ સિદ્ધ કરે છે, કેમકે કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી ૮૪

તે શુભાશુભ કર્મનું ફળ ન થતું હોય, તો એક રાંક અને એક રાજા એ આદિ જે ભેદ છે, તે ન થવા જોઈએ, કેમકે જીવપણું સમાન છે, તથા મનુષ્યપણું સમાન છે, તો સર્વને સુખ અથવા દુઃખ પણ સમાન જોઈએ, જેને બદલે આવું વિચિત્રપણું જણાય છે, તે જ શુભાશુભ કર્મથી ઉત્પન્ન થયેલો ભેદ છે, કેમકે કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી એમ શુભ અને અશુભ કર્મ ભોગવાય છે (૮૪)

ફળદાતા ઈશ્વરતણી, એમાં નથી જરૂર,<br>
કર્મ સ્વભાવે પરિણમે, થાય ભોગથી દૂર ૮૫

ફળદાતા ઈશ્વરની એમાં કંઈ જરૂર નથી ઝેર અને અમૃતની રીતે શુભાશુભ કર્મ સ્વભાવે પરિણમે છે, અને નિઃસત્ત્વ થયેથી ઝેર અને અમૃત ફળ દેતાં જેમ નિવૃત્ત થાય છે, તેમ શુભાશુભ કર્મને ભોગવવાથી તે નિઃસત્ત્વ થયે નિવૃત્ત થાય છે ૮૫

ઝેર ઝેરપણે પરિણમે છે, અને અમૃત અમૃતપણે પરિણમે છે, તેમ અશુભ કર્મ અશુભપણે પરિણમે અને શુભ કર્મ શુભપણે પરિણમે છે, માટે જીવ જેવા જેવા અધ્યવસાયથી કર્મને ગ્રહણ કરે છે, તેવા તેવા વિપાકરૂપે કર્મ પરિણમે છે, અને જેમ ઝેર અને અમૃત પરિણમી રહ્યે નિઃસત્ત્વ થાય છે, તેમ ભોગથી તે કર્મ દૂર થાય છે (૮૫)

તે તે ભોગ્ય વિશેષનાં, સ્થાનક દ્રવ્ય સ્વભાવ,<br>
ગહન વાત છે શિષ્ય આ, કહી સંક્ષેપે સાવ ૮૬

ઉત્કૃષ્ટ શુભ અધ્યવસાય તે ઉત્કૃષ્ટ શુભગતિ છે, અને ઉત્કૃષ્ટ અશુભ અધ્યવસાય તે ઉત્કૃષ્ટ અશુભગતિ છે, શુભાશુભ અધ્યવસાય મિશ્રગતિ છે, અને તે જીવપરિણામ તે જ મુખ્યપણે તો ગતિ છે, તથાપિ ઉત્કૃષ્ટ શુભ દ્રવ્યનું ઊર્ધ્વગમન, ઉત્કૃષ્ટ અશુભ દ્રવ્યનું અધોગમન, શુભાશુભની મધ્યસ્થિતિ, એમ દ્રવ્યનો વિશેષ સ્વભાવ છે અને તે આદિ હેતુથી તે તે ભોગ્યસ્થાનક હોવા યોગ્ય છે હે શિષ્ય! જડચેતનના સ્વભાવ સંયોગાદિ સૂક્ષ્મસ્વરૂપનો અત્રે ઘણો વિચાર સમાય છે, માટે આ વાત ગહન છે, તોપણ તેને સાવ સંક્ષેપમાં કહી છે ૮૬

તેમજ, ઈશ્વર જો કર્મફળદાતા ન હોય અથવા જગતકર્તા ન ગણીએ તો કર્મ ભોગવવાનાં વિશેષ સ્થાનકો એટલે નરકાદિ ગતિ આદિ સ્થાન ક્યાંથી હોય, કેમકે તેમાં તો ઈશ્વરના કર્તૃત્વની જરૂર છે, એવી આશંકા પણ કરવા યોગ્ય નથી, કેમકે મુખ્યપણે તો ઉત્કૃષ્ટ શુભ અધ્યવસાય તે ઉત્કૃષ્ટ દેવલોક છે, અને ઉત્કૃષ્ટ અશુભ અધ્યવસાય તે ઉત્કૃષ્ટ નરક છે, શુભાશુભ અધ્યવસાય તે મનુષ્ય તિર્યંચાદિ છે, અને સ્થાન વિશેષ એટલે ઊર્ધ્વલોકે દેવગતિ, એ આદિ ભેદ છે જીવસમૂહના કર્મદ્રવ્યના પણ તે પરિણામવિશેષ છે એટલે તે તે ગતિઓ જીવના કર્મ વિશેષ પરિણામાદિ સંભવે છે

આ વાત ઘણી ગહન છે કેમકે અચિંત્ય એવું જીવવીર્ય, અચિંત્ય એવું પુદ્ગલસામર્થ્ય એના સંયોગ વિશેષથી લોક પરિણમે છે તેનો વિચાર કરવા માટે ઘણો વિસ્તાર કહેવો જોઈએ. પણ અત્ર તો મુખ્ય કરીને આત્મા કર્મનો ભોક્તા છે એટલો લક્ષ કરાવવાનો હોવાથી સાવ સંક્ષેપે આ પ્રસંગ કહ્યો છે (૮૬)

જહા કલ્પના જલ્પના, તહાં માનું દુ:ખ છાઈ,
મિટે કલ્પના જલ્પના, તબ વસ્તુ તિન પાઈ
'પઢી પાર કહા પાવનો, મિટે ન મનકો ચાર,
જ્યો કોલુકે બૈલકુ, ઘર હી કોશ હજાર'

'મોહનીય'નું સ્વરૂપ આ જીવે વારવાર અત્યત વિચારવા જેવુ છે મોહિનીએ મહા મુનીશ્વરોને પણ પળમાં તેના પાશમા ફસાવી અત્યત રિદ્ધિસિદ્ધિથી વિમુક્ત કરી દીધા છે, શાશ્વત સુખ છીનવી ક્ષણભગુરતામા લલચાવી રખડાવ્યા છે

નિર્વિકલ્પ સ્થિતિ લાવવી, આત્મસ્વભાવમા રમણતા કરવી, માત્ર દ્રષ્ટાભાવે રહેવું, એવો જ્ઞાનીનો ઠામ ઠામ બોધ છે, તે બોધ યથાર્થ પ્રાપ્ત થયે આ જીવનું કલ્યાણ થાય

જિજ્ઞાસામા રહો યોગ્ય છે

કર્મ મોહનીય ભેદ બે, દર્શન ચારિત્ર નામ,
હણે બોધ વીતરાગતા, અચૂક ઉપાય આમ ૐ શાંતિ.

---

૭૪૭ વવાણિયા, ફાગણ સુદ ૨, શુક્ર, ૧૯૫૩

સર્વ મુનિઓને નમસ્કાર પ્રાપ્ત થાય

મુનિશ્રી દેવકરણજી વીશ દોહા "દીનતા"ના મુખપાઠે કરવા ઇચ્છે છે, તેથી આજ્ઞાનો અતિક્રમ નથી. અર્થાત્ તે દોહા મુખપાઠે કરવા યોગ્ય છે

કર્મ અનત પ્રકારનાં, તેમા મુખ્યે આઠ,
તેમા મુખ્ય મોહનીય, હણાય તે કહું પાઠ
કર્મ મોહનીય ભેદ બે, દર્શન ચારિત્ર નામ,
હણે બોધ વીતરાગતા, ઉપાય અચૂક આમ

શ્રી 'આત્મસિદ્ધિશાસ્ત્ર'

---

[૬૮૬-૨] ૭૪૮ વવાણિયા, ફાગણ સુદ ૪, રવિ, ૧૯૫૩

જ્યા ઉપાય નહી ત્યા ખેદ કરવો યોગ્ય નથી તેમને શિક્ષા એટલે ઉપદેશ દઈ સુધારો કરવાનું હવે મૌન રાખી, મળતા રહી કામ નિર્વાહવુ એ જ યોગ્ય છે

જાણ્યા પહેલા ઠપકો લખવો તે ઠીક નહી તેમ ઠપકાથી અક્કલ આણી દેવી મુશ્કેલ છે અક્કલનો વરસાદ વરસાવવામા આવે છે, તોપણ આ લોકોની રીતિ હજી રસ્તો પકડતી નથી. ત્યા શું ઉપાય ?

તેમના પ્રત્યે કઈ બીજો ખેદ આણવાથી ફળ નથી કર્મબધનું વિચિત્રપણુ એટલે સર્વને સમ્યક (સારુ) સમજાય એમ ન બને માટે એમનો દોષ શુ વિચારવો ?

---

[૬૮૮] ૭૪૯ વવાણિયા, ફાગણ વદ ૧૧, ૧૯૫૩

ત્રિભોવનનું લખેલુ પત્તુ તથા સુણાવ અને પેટલાદના પત્ર મળ્યા છે

'કર્મગ્રથ' વિચારતા કષાયાદિનું સ્વરૂપ, કેટલુક યથાર્થ સમજાતું નથી, તે વિશેષ અનુપ્રેક્ષાથી, ત્યાગવૃત્તિના બળે, સમાગમે સમજાવા યોગ્ય છે

'જ્ઞાનનું ફળ વિરતિ છે' વીતરાગનું આ વચન સર્વ મુમુક્ષુઓએ નિત્ય સ્મરણમા રાખવા યોગ્ય છે જે વાચવાથી, સમજવાથી તથા વિચારવાથી આત્મા વિભાવથી વિભાવના કાર્યોથી અને વિભાવના પરિણામથી ઉદાસ ન થયો, વિભાવનો ત્યાગી ન થયો, વિભાવના કાર્યોનો અને વિભાવ

કઈ જાતિમાં મોક્ષ છે, કયા વેષમા મોક્ષ,
એનો નિશ્ચય ના બને, ઘણા ભેદ એ દોષ ૯૪

બ્રાહ્મણાદિ કઈ જાતિમાં મોક્ષ છે, અથવા કયા વેષમા મોક્ષ છે, એનો નિશ્ચય પણ ન બની શકે એવો છે, કેમકે તેવા ઘણા ભેદો છે, અને એ દોષે પણ મોક્ષનો ઉપાય પ્રાપ્ત થવા યોગ્ય દેખાતો નથી ૯૪

તેથી એમ જણાય છે, મળે ન મોક્ષ ઉપાય,
જીવાદિ જાણ્યા તણો, શો ઉપકાર જ થાય? ૯૫

તેથી એમ જણાય છે કે મોક્ષનો ઉપાય પ્રાપ્ત થઈ શકે એવુ નથી, માટે જીવાદિનું સ્વરૂપ જાણવાથી પણ શુ ઉપકાર થાય? અર્થાત્ જે પદને અર્થે જાણવા જોઈએ તે પદનો ઉપાય પ્રાપ્ત થવો અશકય દેખાય છે ૯૫

પાચે ઉત્તરથી થયું, સમાધાન સર્વાંગ,
સમજુ મોક્ષ ઉપાય તો, ઉદય ઉદય સદ્ભાગ્ય ૯૬

આપે પાચે ઉત્તર કહ્યા તેથી સર્વાંગ એટલે બધી રીતે મારી શકાનું સમાધાન થયું છે, પણ જો મોક્ષનો ઉપાય સમજુ તો સદ્ભાગ્યનો ઉદય-ઉદય થાય અત્રે 'ઉદય' 'ઉદય' બે વાર શબ્દ છે, તે પાચ ઉત્તરના સમાધાનથી થયેલી મોક્ષપદની જિજ્ઞાસાનું તીવ્રપણુ દર્શાવે છે ૯૬

---

સમાધાન—સદ્ગુરુ ઉવાચ

[ મોક્ષનો ઉપાય છે, એમ સદ્ગુરુ સમાધાન કરે છે— ]

પાચે ઉત્તરની થઈ, આત્મા વિષે પ્રતીત,
થાશે મોક્ષોપાયની, સહજ પ્રતીત એ રીત ૯૭

પાચે ઉત્તરની તારા આત્માને વિષે પ્રતીતિ થઈ છે, તો મોક્ષના ઉપાયની પણ એ જ રીતે તને સહજમા પ્રતીતિ થશે અત્રે 'થશે' અને 'સહજ' એ બે શબ્દ સદ્ગુરુએ કહ્યા છે તે જેને પાચે પદની શકા નિવૃત્ત થઈ છે તેને મોક્ષોપાય સમજાવો કઈ કઠણ જ નથી એમ દર્શાવવા, તથા શિષ્યનું વિશેષ જિજ્ઞાસુપણુ જાણી અવશ્ય તેને મોક્ષોપાય પરિણમશે એમ ભાસવાથી (તે વચન) કહ્યા છે, એમ સદ્ગુરુના વચનનો આશય છે ૯૭

કર્મભાવ અજ્ઞાન છે, મોક્ષભાવ નિજવાસ,
અધકાર અજ્ઞાન સમ, નાશે જ્ઞાનપ્રકાશ ૯૮

કર્મભાવ છે તે જીવનુ અજ્ઞાન છે અને મોક્ષભાવ છે તે જીવના પોતાના સ્વરૂપને વિષે સ્થિતિ થવી તે છે અજ્ઞાનનો સ્વભાવ અધકાર જેવો છે તેથી જેમ પ્રકાશ થતા ઘણા કાળનો અધકાર છતા નાશ પામે છે, તેમ જ્ઞાન પ્રકાશ થતા અજ્ઞાન પણ નાશ પામે છે ૯૮

જે જે કારણ બધના, તેહ બધનો પથ,
તે કારણ છેદક દશા, મોક્ષપથ ભવઅત ૯૯

જે જે કારણો કર્મબધના છે, તે તે કર્મબધનો માર્ગ છે, અને તે તે કારણોને છેદે એવી જે દશા છે તે મોક્ષનો માર્ગ છે, ભવનો અત છે ૯૯

રાગ, દ્વેષ અજ્ઞાન એ, મુખ્ય કર્મની ગ્રથ,
થાય નિવૃત્તિ જેહથી, તે જ મોક્ષનો પથ ૧૦૦

રાગ, દ્વેષ અને અજ્ઞાન એનુ એકત્વ એ કર્મની મુખ્ય ગાઠ છે, અર્થાત્ એ વિના કર્મનો બધ ન થાય, તેની જેથી નિવૃત્તિ થાય તે જ મોક્ષનો માર્ગ છે ૧૦૦

[૬૮૯]

૭૫૧ વવાણિયા, ફાગણ વદ ૧૧, રવિ, ૧૯૫૩

ૐ સર્વજ્ઞાય નમ

'આત્મસિદ્ધિ' મા કહેલા સમકિતના પ્રકારનો વિશેષાર્થ જાણવાની જિજ્ઞાસાનો ક... મળ્યો છે

આત્મસિદ્ધિમા ત્રણ પ્રકારના સમકિત ઉપદેશ્યા છે.—

(૧) આપ્તપુરુષના વચનની પ્રતીતિરૂપ, આજ્ઞાની અપૂર્વ રુચિરૂપ, સ્વચ્છદનિરોધપણે ... પુરુષની ભક્તિરૂપ, એ પ્રથમ સમકિત કહ્યુ છે

(૨) પરમાર્થની સ્પષ્ટ અનુભવાશે પ્રતીતિ તે સમકિતનો બીજો પ્રકાર કહ્યો છે

(૩) નિર્વિકલ્પ પરમાર્થઅનુભવ તે સમકિતનો ત્રીજો પ્રકાર કહ્યો છે

પહેલુ સમકિત બીજા સમકિતનુ કારણ છે બીજુ સમકિત ત્રીજા સમકિતનુ કારણ છે ત્રણે સમકિત વીતરાગ પુરુષે માન્ય કર્યા છે ત્રણે સમકિત ઉપાસવા યોગ્ય છે, સત્કાર કરવા યોગ્ય છે, ભક્તિ કરવા યોગ્ય છે

કેવળજ્ઞાન ઊપજવાના છેલ્લા સમય સુધી સત્પુરુષના વચનનું અવલંબન વીતરાગે કહ્યુ છે, ... બારમા ક્ષીણમોહગુણસ્થાનક પર્યંત શ્રુતજ્ઞાનથી આત્માના અનુભવને નિર્મળ કરતા ... નિર્મળતા સપૂર્ણતા પામ્યે 'કેવળજ્ઞાન' ઉત્પન્ન થાય છે તે ઉત્પન્ન થવાના પ્રથમ સમય સુધી સત્પુ... ઉપદેશેલો માર્ગ આધારભૂત છે, એમ કહ્યુ છે તે નિસદેહ સત્ય છે

---

[૬૯૦]

૭૫૨ વવાણિયા, ફાગણ વદ ૧૧, રવિ, ૧૯૫૩

લેશ્યા:—જીવના કૃષ્ણાદિ દ્રવ્યની પેઠે ભાસ્યમાન પરિણામ

અધ્યવસાય.—લેશ્યા પરિણામની કંઈક સ્પષ્ટપણે પ્રવૃત્તિ

સકલ્પ —કંઈ પણ પ્રવૃત્તિ કરવાનો નિર્ધારિત અધ્યવસાય

વિકલ્પ —કંઈ પણ પ્રવૃત્તિ કરવાનો અપૂર્ણ અનિર્ધારિત, સદેહાત્મક અધ્યવસાય

સજ્ઞા.—કંઈ પણ આગળ પાછળની ચિતવનશક્તિવિશેષ અથવા સ્મૃતિ

પરિણામ.—જળના દ્રવણસ્વભાવની પેઠે દ્રવ્યની કથચિત્ અવસ્થાંતર પામવાની શક્તિ છે ... અવસ્થાતરની વિશેષ ધારા, તે પરિણતિ

અજ્ઞાન:—મિથ્યાત્વસહિત મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાન હોય તો તે 'અજ્ઞાન'

વિભગજ્ઞાન —મિથ્યાત્વસહિત અતીદ્રિયજ્ઞાન હોય તે 'વિભગજ્ઞાન'

વિજ્ઞાન —કંઈ પણ વિશેષપણે જાણવું તે 'વિજ્ઞાન'

---

[૬૯૨]

૭૫૩ વવાણિયા, ૧૯૫૩

(૧)

'ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહુ રે કત,
રીઝયો સાહિબ સગ ન પરિહરે રે, ભાગે સાદિ અનત'

નાભિરાજાના પુત્ર શ્રી ઋષભદેવજી તીર્થંકર તે મારા પરમ વહાલા છે, જેથી હુ બીજા ... ચાહુ નહી એ સ્વામી એવા છે કે પ્રસન્ન થયા પછી કોઈ દિવસ સગ છોડે નહી ... થયો ત્યારથી આદિ છે, પણ તે સગ અટળ હોવાથી અનત છે ૧

વિશેષાર્થ:—જે સ્વરૂપજિજ્ઞાસુ પુરુષો છે, તે પૂર્ણ શુદ્ધ સ્વરૂપને પામ્યા છે ... સ્વરૂપમા પોતાની વૃત્તિ તન્મય કરે છે, જેથી પોતાની સ્વરૂપદશા જાગ્રત થતી જાય છે ...

ષટ્પદના ષટ્પ્રશ્ન તે, પૂછ્યા કરી વિચાર,
તે પદની સર્વાંગતા, મોક્ષમાર્ગ નિરધાર ૧૦૬

હે શિષ્ય ! તે છ પદના છ પ્રશ્નો વિચાર કરીને પૂછ્યા છે, અને તે પદની સર્વાંગતામા મોક્ષ-માર્ગ છે, એમ નિશ્ચય કર અર્થાત્ એમાનું કોઈ પણ પદ એકાતે કે અવિચારથી ઉત્થાપતા મોક્ષમાર્ગ સિદ્ધ થતો નથી ૧૦૬

જાતિ, વેષનો ભેદ નહિ, કહ્યો માર્ગ જો હોય,
સાધે તે મુક્તિ લહે, એમા ભેદ ન કોય ૧૦૭

જે મોક્ષનો માર્ગ કહ્યો તે હોય તો ગમે તે જાતિ કે વેષથી મોક્ષ થાય, એમાં કંઈ ભેદ નથી જે સાધે તે મુક્તિપદ પામે, અને તે મોક્ષમા પણ બીજા કશા પ્રકારનો ઊંચનીચત્વાદિ ભેદ નથી, અથવા આ વચન કહ્યા તેમા બીજો કંઈ ભેદ એટલે ફેર નથી ૧૦૭

કષાયની ઉપશાતતા, માત્ર મોક્ષઅભિલાષ,
ભવે ખેદ અંતર દયા, તે કહીએ જિજ્ઞાસ ૧૦૮

ક્રોધાદિ કષાય જેના પાતળા પડયા છે, માત્ર આત્માને વિષે મોક્ષ થવા સિવાય બીજી કોઈ ઇચ્છા નથી, અને સંસારના ભોગ પ્રત્યે ઉદાસીનતા વર્તે છે, તેમ જ પ્રાણી પર અંતરથી દયા વર્તે છે, તે જીવને મોક્ષમાર્ગનો જિજ્ઞાસુ કહીએ, અર્થાત્ તે માર્ગ પામવા યોગ્ય કહીએ. ૧૦૮

તે જિજ્ઞાસુ જીવને, થાય સદ્ગુરુબોધ,
તો પામે સમકિતને, વર્તે અંતરશોધ ૧૦૯

તે જિજ્ઞાસુ જીવને જો સદ્ગુરુનો ઉપદેશ પ્રાપ્ત થાય તો તે સમકિતને પામે, અને અંતરની શોધમાં વર્તે ૧૦૯

મત દર્શન આગ્રહ તજી, વર્તે સદ્ગુરુલક્ષ,
લહે શુદ્ધ સમકિત તે, જેમાં ભેદ ન પક્ષ ૧૧૦

મત અને દર્શનનો આગ્રહ છોડી દઈ જે સદ્ગુરુને લક્ષે વર્તે, તે શુદ્ધ સમકિતને પામે કે જેમાં ભેદ તથા પક્ષ નથી. ૧૧૦

વર્તે નિજસ્વભાવનો, અનુભવ લક્ષ પ્રતીત,
વૃત્તિ વહે નિજભાવમા, પરમાર્થે સમકિત ૧૧૧

આત્મસ્વભાવનો જ્યા અનુભવ, લક્ષ, અને પ્રતીત વર્તે છે, તથા વૃત્તિ આત્માના સ્વભાવમાં વહે છે, ત્યા પરમાર્થે સમકિત છે ૧૧૧

વર્ધમાન સમકિત થઈ, ટાળે મિથ્યાભાસ,
ઉદય થાય ચારિત્રનો, વીતરાગપદ વાસ ૧૧૨

તે સમકિત વધતી જતી ધારાથી હાસ્ય શોકાદિથી જે કંઈ આત્માને વિષે મિથ્યાભાસ ભાસ્યા છે તેને ટાળે, અને સ્વભાવ સમાધિરૂપ ચારિત્રનો ઉદય થાય, જેથી સર્વ રાગદ્વેષના ક્ષયરૂપ વીત-રાગપદમાં સ્થિતિ થાય ૧૧૨

કેવળ નિજસ્વભાવનુ, અખંડ વર્તે જ્ઞાન,
કહીએ કેવળજ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ ૧૧૩

સર્વ આભાસરહિત આત્મસ્વભાવનું જ્યા અખંડ એટલે ક્યારે પણ ખંડિત ન થાય, મંદ ન થાય, નાશ ન પામે એવું જ્ઞાન વર્તે તેને કેવળજ્ઞાન કહીએ છીએ જે કેવળજ્ઞાન પામ્યાથી ઉત્કૃષ્ટ જીવન્મુક્તદશારૂપ નિર્વાણ, દેહ છતા જ અત્રે અનુભવાય છે ૧૧૩

જેવું સિદ્ધભગવાનનું આત્મસ્વરૂપ છે, તેવું સર્વ જીવોનું આત્મસ્વરૂપ છે, તે માટે ભવ્ય જીવે સિદ્ધત્વને વિષે રુચિ કરવી.

તેમ જ શ્રી દેવચંદ્રસ્વામીએ શ્રીવાસુપૂજ્યના સ્તવનમાં કહ્યું છે કે 'જિનપૂજા રે તે નિજપૂજના.'

જો યથાર્થ મૂળદૃષ્ટિથી જોઈએ તો જિનની પૂજા તે આત્મસ્વરૂપનું જ પૂજન છે

સ્વરૂપઆકાંક્ષી મહાત્માઓએ એમ જિન ભગવાનની તથા સિદ્ધ ભગવાનની ઉપાસના સ્વ... પ્રાપ્તિનો હેતુ જાણ્યો છે ક્ષીણમોહ ગુણસ્થાનપર્યંત તે સ્વરૂપચિંતવના જીવને પ્રબળ અવલંબ... વળી માત્ર એકલું અધ્યાત્મસ્વરૂપચિંતવન જીવને વ્યામોહ ઉપજાવે છે, ઘણા જીવોને શુષ્કતા પ્ર... કરાવે છે, અથવા સ્વેચ્છાચારીપણું ઉત્પન્ન કરે છે, અથવા ઉન્મત્તપ્રલાપદશા ઉત્પન્ન કરે છે ભગવાન... સ્વરૂપના ધ્યાનાવલંબનથી ભક્તિપ્રધાન દૃષ્ટિ થાય છે, અને અધ્યાત્મદૃષ્ટિ ગૌણ થાય છે જેથી શુષ્ક... સ્વેચ્છાચારીપણું અને ઉન્મત્તપ્રલાપતા થતાં નથી આત્મદશાબળવાન થવાથી સ્વાભાવિક અધ્ય... પ્રધાનતા થાય છે આત્મા સ્વાભાવિક ઉચ્ચ ગુણોને ભજે છે, એટલે શુષ્કતાદિ દોષો ઉત્પન્ન થતા નથી અને ભક્તિમાર્ગ પ્રત્યે પણ જુગુપ્સિત થતા નથી સ્વાભાવિક આત્મદશા સ્વરૂપલીનતા પામતી જાય છે. જ્યાં અર્હંતાદિના સ્વરૂપધ્યાનાલંબન વગર વૃત્તિ આત્માકારતા ભજે છે, ત્યાં—[અપૂર્ણ]

## (૨)

## વીતરાગ સ્તવના

*વીતરાગોને વિષે ઈશ્વર એવા ઋષભદેવ ભગવાન મારા સ્વામી છે તેથી હવે હું બીજા કંથની ઇચ્છા કરતી નથી, કેમકે તે પ્રભુ રીઝયા પછી છોડતા નથી તે પ્રભુનો યોગ પ્રાપ્ત થવો તેની આદિ છે, પણ તે યોગ કોઈ વાર પણ નિવૃત્તિ પામતો નથી, માટે અનંત છે

જગતના ભાવોમાંથી ઉદાસીન થઈ ચૈતન્યવૃત્તિ શુદ્ધચૈતન્યસ્વભાવે સમવસ્થિત ભગવાન... પ્રીતિમાન થઈ તેનો હર્ષ આનંદઘનજી દર્શાવે છે

પોતાની શ્રદ્ધા નામની સખીને આનંદઘનજીની ચૈતન્યવૃત્તિ કહે છે કે. હે સખી! મેં ઋષભ... ભગવાનથી લગ્ન કર્યું છે, અને તે ભગવાન મને સર્વથી વહાલા છે એ ભગવાન મારા પતિ થયા... હવે હું બીજા કોઈ પણ પતિની ઇચ્છા કરું જ નહીં કેમકે બીજા બધા જન્મ, જરા, મરણાદિ દુઃખે કરીને આકુળવ્યાકુળ છે, ક્ષણવાર પણ સુખી નથી, તેવા જીવને પતિ કરવાથી મને સુખ ક્યાંથી થાય? ભગવાન ઋષભદેવ તો અનંત અવ્યાબાધ સુખસમાધિને પ્રાપ્ત થયા છે, માટે તેનો આશ્રય કરું...

---

૧ આનંદઘન તીર્થંકર સ્તવનાવલી પરત્વેનું આ વિવેચન લખતાં આ સ્થળેથી અપૂર્ણ મૂક્યું છે...

* શ્રી ઋષભજિનસ્તવન

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહું રે કંત,
રીઝ્યો સાહેબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ અનંત ઋષભ૦ ૧

કોઈ કંત કારણ કાષ્ઠભક્ષણ કરે રે, મિલશું કંતને ધાય,
એ મેળો નવિ કહિયે સંભવે રે, મેળો ઠામ ન ઠાય ઋષભ૦ ૨

કોઈ પતિરંજન અતિઘણું તપ કરે રે, પતિરંજન તન તાપ,
એ પતિરંજન મેં નવિ ચિત્ત ધર્યું રે, રંજન ધાતુમેળાપ ઋષભ૦ ૩

કોઈ કહે લીલા રે અલખ અલખ તણી રે, લખ પૂરે મન આશ,
દોષરહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ ઋષભ૦ ૪

ચિત્તપ્રસન્ને રે પૂજન ફળ કહ્યું રે, પૂજા અખંડિત એહ,
કપટરહિત થઈ આતમ અરપણા રે, આનંદઘન પદ રેહ ઋષભ૦ ૫

અથવા નિજપરિણામ જે, શુદ્ધચેતનારૂપ,
કર્તા ભોક્તા તેહનો, નિર્વિકલ્પસ્વરૂપ ૧૨૨

અથવા આત્મપરિણામ જે શુદ્ધ ચૈતન્યસ્વરૂપ છે, તેનો નિર્વિકલ્પસ્વરૂપે કર્તાભોક્તા થયો ૧૨૨

મોક્ષ કહ્યો નિજશુદ્ધતા, તે પામે તે પથ,
સમજાવ્યો સક્ષેપમા, સકળ માર્ગ નિર્ગ્રંથ ૧૨૩

આત્માનુ શુદ્ધપદ છે તે મોક્ષ છે અને જેથી તે પમાય તે તેનો માર્ગ છે, શ્રી સદ્ગુરુએ કૃપા કરીને નિર્ગ્રંથનો સર્વ માર્ગ સમજાવ્યો ૧૨૩

અહો ! અહો ! શ્રી સદ્ગુરુ, કરુણાસિધુ અપાર,
આ પામર પર પ્રભુ કર્યો, અહો ! અહો ! ઉપકાર ૧૨૪

અહો ! અહો ! કરુણાના અપાર સમુદ્રસ્વરૂપ આત્મલક્ષ્મીએ યુક્ત સદ્ગુરુ, આપ પ્રભુએ આ પામર જીવ પર આશ્ચર્યકારક એવો ઉપકાર કર્યો ૧૨૪

શુ પ્રભુચરણ કને ધરુ, આત્માથી સૌ હીન,
તે તો પ્રભુએ આપિયો, વર્તુ ચરણાધીન ૧૨૫

હુ પ્રભુના ચરણ આગળ શુ ધરુ ? (સદ્ગુરુ તો પરમ નિષ્કામ છે, એક નિષ્કામ કરુણાથી માત્ર ઉપદેશના દાતા છે, પણ શિષ્યધર્મે શિષ્યે આ વચન કહ્યુ છે) જે જે જગતમા પદાર્થ છે, તે સૌ આત્માની અપેક્ષાએ નિર્મૂલ્ય જેવા છે, તે આત્મા તો જેણે આપ્યો તેના ચરણસમીપે હું બીજુ શું ધરુ ? એક પ્રભુના ચરણને આધીન વર્તુ એટલુ માત્ર ઉપચારથી કરવાને હુ સમર્થ છુ ૧૨૫

આ દેહાદિ આજથી, વર્તો પ્રભુ આધીન,
દાસ, દાસ હું દાસ છુ, તેહ પ્રભુનો દીન ૧૨૬

આ દેહ, 'આદિ' શબ્દથી જે કઈ મારુ ગણાય છે તે, આજથી કરીને સદ્ગુરુ પ્રભુને આધીન વર્તો, હું તેહ પ્રભુનો દાસ છુ, દાસ છુ, દીન દાસ છુ ૧૨૬

ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ,
મ્યાન થકી તરવારવત્, એ ઉપકાર અમાપ ૧૨૭[1]

છએ સ્થાનક સમજાવીને હે સદ્ગુરુ દેવ ! આપે દેહાદિથી આત્માને, જેમ મ્યાનથી તરવાર જુદી કાઢીને બતાવીએ તેમ સ્પષ્ટ જુદો બતાવ્યો, આપે મપાઈ શકે નહી એવો ઉપકાર કર્યો ૧૨૭

---

ઉપસહાર

દર્શન ષટે સમાય છે, આ ષટ્ સ્થાનક માહી,
વિચારતા વિસ્તારથી, સશય રહે ન કાઈ ૧૨૮

છયે દર્શન આ છ સ્થાનકમા સમાય છે વિશેષ કરીને વિચારવાથી કોઈ પણ પ્રકારનો સશય રહે નહીં ૧૨૮

આત્મભ્રાતિ સમ રોગ નહિ, સદ્ગુરુ વૈદ્ય સુજાણ,
ગુરુઆજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ વિચાર ધ્યાન ૧૨૯

આત્માને પોતાના સ્વરૂપનુ ભાન નહી એવો બીજો કોઈ રોગ નથી, સદ્ગુરુ જેવા તેના કોઈ

---

૧ આ 'આત્મસિદ્ધિશાસ્ત્ર' શ્રી સોભાગભાઈ આદિ માટે રચ્યુ હતુ તે આ વધારાની ગાથાથી જણાશે.

શ્રી સુભાગ્ય ને શ્રી અચળ, આદિ મુમુક્ષુ કાજ,
તથા ભવ્યહિત કારણે, કહ્યો બોધ સુખસાજ.

છે, કેમકે તે ભગવાનના સ્વરૂપના અજ્ઞાનથી એમ કહે છે

જે ભગવાન અનંત જ્ઞાનદર્શનમય સર્વોત્કૃષ્ટ સુખસમાધિમય છે, તે ભગવાનને આ જગતનું કર્ત્તાપણું કેમ હોય? અને લીલાને અર્થે પ્રવૃત્તિ કેમ હોય? લીલાની પ્રવૃત્તિ તો સદોષમાં જ સંભવે છે જે પૂર્ણ હોય તે કંઈ ઇચ્છે જ નહીં ભગવાન તો અનંત અવ્યાબાધ સુખે કરીને પૂર્ણ છે, તેને વિષે બીજી કલ્પના ક્યાંથી અવકાશ પામે? લીલાની ઉત્પત્તિ કુતૂહલવૃત્તિથી થાય તે કુતૂહલવૃત્તિ તો જ્ઞાન સુખના અપરિપૂર્ણપણાથી જ થાય ભગવાનમા તો તે બન્ને (જ્ઞાન, સુખ) પરિપૂર્ણ છે, માટે તેની પ્રવૃત્તિ જગત રચવારૂપ લીલા પ્રત્યે ન જ થાય એ લીલા તો દોષનો વિલાસ છે, સરાગીને જ તેનો સંભવ છે જે સરાગી હોય તેને સદ્વેષતા હોય, અને જેને એ બન્ને હોય તેને ક્રોધ, માન, માયા, લોભ આદિ સર્વ દોષનું પણ સંભવિતપણુ છે, જેથી યથાર્થ રીતે જોતા તો લીલા દોષનો જ વિલાસ છે, અને એવો દોષવિલાસ તો અજ્ઞાની જ ઇચ્છે વિચારવાન મુમુક્ષુઓ પણ તે દોષવિલાસ ઇચ્છતા નથી, તો અનંત જ્ઞાનમય ભગવાન તે કેમ ઇચ્છે? જેથી તે ભગવાનનું સ્વરૂપ લીલાના કર્તૃત્વપણાથી ભાવે જે સમજે છે તે ભ્રાંતિ છે, અને તે ભ્રાંતિને અનુસરીને ભગવાનને પ્રસન્ન કરવાનો તે જે માર્ગ લે છે તે પણ ભ્રાંતિમય જ છે, જેથી ભગવાનરૂપ પતિની તેને પ્રાપ્તિ થતી નથી પ.

હે સખી! પતિને પ્રસન્ન કરવાના તો ઘણા પ્રકાર છે અનેક પ્રકારના શબ્દ, સ્પર્શાદિ ભોગથી પતિની સેવા કરવામા આવે છે એવા ઘણા પ્રકાર છે, પણ તે સૌમા ચિત્તપ્રસન્નતા એ જ સૌથી ઉત્તમ સેવા છે, અને ક્યારે પણ ખંડિત ન થાય એવી સેવા છે કપટરહિત થઈને આત્મા અર્પણ કરીને પતિની સેવા કરવાથી ઘણા આનંદના સમૂહની પ્રાપ્તિનો ભાગ્યોદય થાય

ભગવાનરૂપ પતિની સેવાના પ્રકાર ઘણા છે દ્રવ્યપૂજા, ભાવપૂજા, આજ્ઞાપૂજા દ્રવ્યપૂજાના પણ ઘણા ભેદ છે, પણ તેમા સર્વોત્કૃષ્ટ પૂજા તો ચિત્તપ્રસન્નતા એટલે તે ભગવાનમા ચૈતન્યવૃત્તિ પરમ હર્ષથી એકત્વને પ્રાપ્ત કરવી તે જ છે, તેમાં જ સર્વ સાધન સમાય છે તે જ અખંડિત પૂજા છે, કેમકે જો ચિત્ત ભગવાનમાં લીન હોય તો બીજા યોગ પણ ચિત્તાધીન હોવાથી ભગવાનને આધીન વર્તે છે, અને ચિત્તની લીનતા ભગવાનમાથી ન ખસે તો જ જગતના ભાવોમાથી ઉદાસીનતા વર્તે અને તેમા ગ્રહણ ત્યાગરૂપ વિકલ્પ પ્રવર્તે નહી, જેથી તે સેવા અખંડ જ રહે

જ્યા સુધી ચિત્તમા બીજો ભાવ હોય ત્યા સુધી તમારા સિવાય બીજામા મારે કંઈ પણ ભાવ નથી એમ દેખાડીએ તો તે વૃથા જ છે અને કપટ છે, અને જ્યા સુધી કપટ છે ત્યા સુધી ભગવાનના ચરણમા આત્માનું અર્પણ ક્યાથી થાય? જેથી સર્વ જગતના ભાવ પ્રત્યે વિરામ પમાડી, વૃત્તિને શુદ્ધ ચૈતન્ય ભાવવાળી કરવાથી જ તે વૃત્તિમા અન્યભાવ રહ્યો ન હોવાથી શુદ્ધ કહેવાય અને તે નિષ્કપટ કહેવાય એવી ચૈતન્યવૃત્તિ ભગવાનમા લીન કરવામા આવે તે જ આત્મઅર્પણતા કહેવાય.

ધનધાન્યાદિક સર્વ ભગવાનને અર્પણ કર્યા હોય, પણ જો આત્મા અર્પણ ન કર્યો હોય એટલે તે આત્માની વૃત્તિ ભગવાનમા લીન કરી ન હોય તો તે ધનધાન્યાદિકનું અર્પણ કરવું કપટ જ છે, કેમકે અર્પણ કરનાર આત્મા અથવા તેની વૃત્તિ તો બીજે સ્થળે લીન છે જે પોતે બીજે સ્થળે લીન છે, તેના અર્પણ થયેલા બીજા જડ પદાર્થ ભગવાનમા અર્પણ ક્યાથી થઈ શકે? ભગવાનમા ચિત્તવૃત્તિની લીનતા એ જ આત્મઅર્પણતા છે, અને એ જ આનંદઘનપદની રેખા છે તે પરમ અવ્યાબાધ સુખમય મોક્ષપદની નિશાની છે અર્થાત્ જેને એવી દશાની પ્રાપ્તિ થાય તે આનંદઘનસ્વરૂપ મોક્ષને પ્રાપ્ત થશે, એવા લક્ષણ તે લક્ષણ છે ૬.

—ઋષભજિનેશ્વર પ્રી

વ્યાખ્યા શાસ્ત્રમાં કહી નથી, પણ ઉપાદાન અજાગ્રત રાખવાથી તારુ સાચા નિમિત્ત મળ્યા છતા કામ નહી થાય, માટે સાચાં નિમિત્ત મળ્યે તે નિમિત્તને અવલબીને ઉપાદાન સન્મુખ કરવું, અને પુરુષાર્થરહિત ન થવું, એવો શાસ્ત્રકારે કહેલી તે વ્યાખ્યાનો પરમાર્થ છે ૧૩૬

મુખથી જ્ઞાન કથે અને, અ તરૂ છૂટ્યો ન મોહ,
તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ ૧૩૭

મુખથી નિશ્ચયમુખ્ય વચનો કહે છે, પણ અ તરથી પોતાને જ મોહ છૂટયો નથી, એવા પામર પ્રાણી માત્ર જ્ઞાની કહેવરાવવાની કામનાએ સાચા જ્ઞાનીપુરુષનો દ્રોહ કરે છે ૧૩૭

દયા, શાતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ, વૈરાગ્ય,
હોય મુમુક્ષુ ઘટ વિષે, એહ સદાય સુજાગ્ય ૧૩૮

દયા, શાતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ અને વૈરાગ્ય એ ગુણો મુમુક્ષુના ઘટમા સદાય સુજાગ્ય એટલે જાગ્રત હોય, અર્થાત્ એ ગુણો વિના મુમુક્ષુપણુ પણ ન હોય ૧૩૮

મોહભાવ ક્ષય હોય જ્યા, અથવા હોય પ્રશાત,
તે કહીએ જ્ઞાનીદશા, બાકી કહીએ ભ્રાંત ૧૩૯

મોહભાવનો જ્યા ક્ષય થયો હોય, અથવા જ્યા મોહદશા બહુ ક્ષીણ થઈ હોય, ત્યા જ્ઞાનીની દશા કહીએ, અને બાકી તો જેણે પોતામાં જ્ઞાન માની લીધુ છે, તેને ભ્રાતિ કહીએ. ૧૩૯

સકળ જગત તે એઠવત્, અથવા સ્વપ્ન સમાન,
તે કહીએ જ્ઞાનીદશા, બાકી વાચાજ્ઞાન ૧૪૦

સમસ્ત જગત જેણે એઠ જેવુ જાણ્યુ છે, અથવા સ્વપ્ન જેવુ જગત જેને જ્ઞાનમા વર્તે છે તે જ્ઞાનીની દશા છે, બાકી માત્ર વાચાજ્ઞાન એટલે કહેવામાત્ર જ્ઞાન છે ૧૪૦

સ્થાનક પાંચ વિચારીને, છઠ્ઠે વર્તે જેહ,
પામે સ્થાનક પાચમુ, એમા નહિ સ દેહ ૧૪૧

પાંચે સ્થાનકને વિચારીને જે છઠ્ઠે સ્થાનકે વર્તે, એટલે તે મોક્ષના જે ઉપાય કહ્યા છે તેમા પ્રવર્તે તે પાંચમું સ્થાનક એટલે મોક્ષપદ, તેને પામે ૧૪૧

દેહ છતા જેની દશા, વર્તે દેહાતીત,
તે જ્ઞાનીના ચરણમા, હો વ દન અગણિત ૧૪૨

પૂર્વપ્રારબ્ધયોગથી જેને દેહ વર્તે છે, પણ તે દેહથી અતીત એટલે દેહાદિની કલ્પનારહિત, આત્મામય જેની દશા વર્તે છે, તે જ્ઞાનીપુરુષના ચરણકમળમાં અગણિત વાર વ દન હો ! ૧૪૨

સાધન સિદ્ધ દશા અહી, કહી સર્વ સ ક્ષેપ,
ષટ્દર્શન સ ક્ષેપમા, ભાખ્યા નિર્વિક્ષેપ.

**શ્રીસદ્ગુરુચરણાર્પણમસ્તુ**

---

[૬૬૩] ૭૧૯ નડિયાદ, આસો વદ ૧૦, શનિ, ૧૯૫૨

આત્માર્થી, મુનિપથાભ્યાસી શ્રી લલ્લુજી તથા શ્રી દેવકરણજી આદિ પ્રત્યે—શ્રી સ્થ ભતીર્થ

પત્ર પ્રાપ્ત થયું હતું

શ્રી સદ્ગુરુદેવના અનુગ્રહથી અત્ર સમાધિ છે

એકાતમા અવગાહવાને અર્થે 'આત્મસિદ્ધિ' આ જોડે મોકલ્યું છે તે હાલ શ્રી લલ્લુજીએ અવગાહવા યોગ્ય છે

પુરુષો થયા તેના વચનમાં અને તારાં વચનમા પણ શકા નાંખી દીધી એકાત દઈ રૂઠી તારું શાસન નિંદાવ્યું

શાસન દેવિ! એવી સહાયતા કંઈ આપ કે જે વડે કલ્યાણનો માર્ગ હું બીજાને બોધી શકું, દર્શાવી શકુ,—ખરા પુરુષો દર્શાવી શકે સર્વોત્તમ નિર્ગ્રથપ્રવચનના બોધ ભણી વાળી આ આરાધક વિરાધક પથેથી પાછા ખેચવામાં સહાયતા આપ! તારો ધર્મ છે કે સમાધિ અને બોધિમાં સહાયતા આપવી [અપૂર્ણ]

---

[ ૬૯૪–૧–૨ ] **૭૫૫** સવત ૧૯૫૩

**ૐ નમ:**

શારીરિક, માનસિક અનત પ્રકારનાં દુખોએ આકુલવ્યાકુલ જીવોને તે દુઃખોથી છૂટવાની બહુ પ્રકારે ઇચ્છા છતા તેમાથી તે મુક્ત થઈ શકતા નથી તેનુ શુ કારણ? એવુ પ્રશ્ન અનેક જીવોને ઉત્પન્ન થયા કરે, પણ તેનું યથાર્થ સમાધાન કોઈ વિરલ જીવને જ પ્રાપ્ત થાય છે જ્યાં સુધી દુઃખનું મૂળકારણ યથાર્થપણે જાણવામા ન આવ્યું હોય, ત્યા સુધી તે ટાળવાને માટે ગમે તેવું પ્રયત્ન કરવામાં આવે તોપણ દુ:ખનો ક્ષય થઈ શકે નહી, અને ગમે તેટલી અરુચિ, અપ્રિયતા અને અભાવ તે દુખ પ્રત્યે હોય છતા એને અનુભવ્યા જ કરવુ પડે અવાસ્તવિક ઉપાયથી તે દુ ખ મટાડવાનુ પ્રયત્ન કરવામાં આવે, અને તે પ્રયત્ન ન સહન થઈ શકે એટલા પરિશ્રમપૂર્વક કર્યું હોય છતાં તે દુખ ન મટવાથી દુ ખ મટાડવા ઇચ્છતા મુમુક્ષુને અત્યત વ્યામોહ થઈ આવે છે, અથવા થયા કરે છે કે આનુ શુ કારણ? આ દુ ખ ટળતુ કેમ નથી? કોઈ પણ પ્રકારે મારે તે દુ ખની પ્રાપ્તિ ઇચ્છિત નહી છતા, સ્વપ્નેય પણ તેના પ્રત્યે કંઈ પણ વૃત્તિ નહી છતા, તેની પ્રાપ્તિ થયા કરે છે, અને હું જે પ્રયત્નો કરુ છુ તે તે બધા નિષ્ફળ જઈ દુ ખ અનુભવ્યા જ કરુ છુ એનુ શુ કારણ?

શુ એ દુ ખ કોઈને મટતું જ નહી હોય? દુ ખી થવુ એ જ જીવનો સ્વભાવ હશે? શુ કોઈ એક જગતકર્તા ઈશ્વર હશે તેણે આમ જ કરવુ યોગ્ય ગણ્યું હશે? શુ ભવિતવ્યતાને આધીન એ વાત હશે? અથવા કોઈક મારા કરેલા આગલા અપરાધોનુ ફળ હશે? એ વગેરે અનેક પ્રકારના વિકલ્પ જે જીવો મનસહિત દેહધારી છે તે કર્યા કરે છે, અને જે જીવો મનરહિત છે તે અવ્યક્તપણે દુખ અનુભવ કરે છે, અને અવ્યક્તપણે તે દુ:ખ મટે એવી ઇચ્છા રાખ્યા કરે છે

આ જગતને વિષે પ્રાણીમાત્રની વ્યક્ત અથવા અવ્યક્ત ઇચ્છા પણ એ જ છે કે, કોઈ પણ પ્રકારે મને દુ ખ ન હો, અને સર્વથા સુખ હો પ્રયત્ન પણ એ જ અર્થે છતા તે દુ ખ શા માટે મટતુ નથી? એવો પ્રશ્ન ઘણા ઘણા વિચારવાનોને પણ ભૂતકાળે ઉત્પન્ન થયો હતો, વર્તમાનમાં પણ થાય છે, અને ભવિષ્યકાળે પણ થશે તે અનત અનત વિચારવાનોમાથી અનત વિચારવાનો તેના યથાર્થ સમાધાનને પામ્યા, અને દુ ખથી મુક્ત થયા વર્તમાનકાળે પણ જે જે વિચારવાનો યથાર્થ સમાધાન પામે છે, તે પણ તથારૂપ ફળને પામે છે, અને ભવિષ્યકાળે પણ જે જે વિચારવાનો યથાર્થ સમાધાન પામશે, તે તે તથારૂપ ફળને પામશે એમા સશય નથી

શરીરનુ દુ ખ માત્ર ઔષધ કરવાથી મટી જતુ હોત, મનનુ દુ ખ ધનાદિથી જતું રહેતુ હોત, અને બાહ્ય સસર્ગ સબધનુ દુ ખ મનને કંઈ અસર ઉપજાવી શકતુ ન હોત તો દુ ખ મટવા માટે જે જે પ્રયત્ન કરવામા આવે છે તે તે સર્વ જીવોનુ સફળ થાત, પણ જ્યારે તેમ બનતું દેખવામાં ન આવ્યુ ત્યારે જ વિચારવાનોને પ્રશ્ન ઉત્પન્ન થયું કે, દુ ખ મટવા માટે બીજો જ કોઈ ઉપાય હોવો જોઈએ, આ જે કરવામા આવે છે તે ઉપાય અયથાર્થ છે, અને બધો શ્રમ વૃથા છે, માટે તે દુખનું મૂળકારણ જો યથાર્થ જાણવામા આવે અને તે જ પ્રમાણે ઉપાય કરવામા આવે તો દુ ખ મટે, નહીં તો નહી જ મટે

હાલ તેની બીજી પ્રત નહી ઉતારતા આ પ્રત છે તે ઉપરથી જ મુખપાઠે કરવા ચોગ્ય છે, અને હાલ આ પ્રત તમે શ્રી ડુંગરને આપશો તેમને જણાવશો કે મુખપાઠે કર્યા પછી પાછી આપશો, પણ બીજો ઉતારો કરશો નહી

જે જ્ઞાન મહા નિર્જરાનો હેતુ થાય છે તે જ્ઞાન અનધિકારી જીવના હાથમા જવાથી તેને અહિતકારી થઈ ઘણુ કરી પરિણમે છે

શ્રી સોભાગ પાસેથી આગળ કેટલાક પત્રોની નકલ કોઈ કોઈ અનધિકારીના હાથમા ગઈ છે પ્રથમ તેમની પાસેથી કોઈ ચોગ્ય માણુસ પાસે જાય અને પછીથી તે માણુસ પાસેથી અયોગ્ય માણુસ પાસે જાય એમ બનવાનો સભવ થયેલો અમારા જાણવામાં છે "આત્મસિદ્ધિ" સબધમા તમારા બન્નેમાથી કોઈએ આજ્ઞા ઉપરાત વર્તવું ચોગ્ય નથી એ જ વિનતિ

---

લક્ષણ કરતાં અભ્યંતરદશા વિષેનો નિશ્ચય અન્ય પણ નીકળે છે. કોઈ એક શુદ્ધ વૃત્તિમાન સત્પુ… તેવી અભ્યંતરદશાની પરીક્ષા આવે છે

એવા મહાત્માઓના સમાગમ અને વિનયની શી જરૂર ? ગમે તેવો પુરુષ હોય પણ સારી રીતે શાસ્ત્ર વાંચી સંભળાવે તેવા પુરુષથી જીવ કલ્યાણનો યથાર્થ માર્ગ શા માટે ન પામી શકે ? એવી આશંકાનું સમાધાન કરવામાં આવે છે

એવા મહાત્માપુરુષનો યોગ બહુ બહુ દુર્લભ છે સારા દેશકાળમાં પણ એવા મહાત્માનો યોગ દુર્લભ છે, તો આવા દુઃખમુખ્ય કાળમાં તેમ હોય એમાં કંઈ કહેવું રહેતું નથી કહ્યું છે કે,—

યદ્યપિ તેવા મહાત્માપુરુષનો ક્વચિત્ યોગ બને છે, તોપણ શુદ્ધ વૃત્તિમાન મુમુક્ષુ હોય તો અપૂર્વ ગુણને તેવા મુહૂર્તમાત્રના સમાગમમાં પ્રાપ્ત કરી શકે છે જેવા મહાત્માપુરુષના વચ… પ્રતાપથી મુહૂર્તમાત્રમાં ચક્રવર્તીઓ પોતાનું રાજપાટ છોડી ભયંકર વનમાં તપશ્ચર્યા કરવાને ચા… નીકળતા હતા, તેવા મહાત્માપુરુષના યોગથી અપૂર્વ ગુણ કેમ પ્રાપ્ત ન થાય ?

સારા દેશકાળમાં પણ ક્વચિત્ તેવા મહાત્માનો યોગ બની આવે છે, કેમકે તેઓ અપ્રતિબદ્ધ વિહારી હોય છે. ત્યારે એવા પુરુષોનો નિત્ય સંગ રહી શકે તેમ શી રીતે બની શકે કે જેથી મુમુક્ષુ જીવ સર્વ દુઃખ ક્ષય કરવાના અનન્ય કારણોને પૂર્ણપણે ઉપાસી શકે ? તેનો માર્ગ આ પ્રમાણે ભગવાન્ જિને અવલોક્યો છે —

નિત્ય તેમનો સમાગમમાં આજ્ઞાધીનપણે વર્તવું જોઈએ, અને તે માટે બાહ્યાભ્યંતર પરિગ્રહાદિ ત્યાગ જ યોગ્ય છે.

જેઓ સર્વથા તેવો ત્યાગ કરવાને સમર્થ નથી, તેમણે આ પ્રમાણે દેશત્યાગપૂર્વક કરવું … છે તેનું સ્વરૂપ આ પ્રમાણે ઉપદેશ્યું છે:

તે મહાત્માપુરુષના ગુણાતિશયપણાથી, સમ્યક્ચરણથી, પરમજ્ઞાનથી, પરમશાંતિથી, … નિવૃત્તિથી મુમુક્ષુ જીવની અશુભ વૃત્તિઓ પરાવર્તન થઈ શુભસ્વભાવને પામી સ્વરૂપ પ્રત્યે … જાય છે

તે પુરુષનાં વચનો આગમસ્વરૂપ છે, તોપણ વારંવાર પોતાથી વચનયોગની પ્રવૃત્તિ … તેથી, તથા નિરંતર સમાગમનો યોગ ન બને તેથી, તથા તે વચનનું શ્રવણ તાદાત્મ્ય સમજાય … તેથી, તેમ જ કેટલાક ભાવોનું સ્વરૂપ જાણવામાં પરાવર્તનની જરૂર હોય છે તેથી, … બળ વૃદ્ધિ પામવાને અર્થે વીતરાગશ્રુત, વીતરાગ શાસ્ત્ર એક બળવાન ઉપકારી … તેવા મહાત્માપુરુષ દ્વારા જ પ્રથમ તેનું રહસ્ય જાણવું જોઈએ, પછી વિશુદ્ધ દૃષ્ટિ થયે … ગમના અંતરાયમાં પણ તે શ્રુત બળવાન ઉપકાર કરે છે, અથવા જ્યાં કેવળ તેવા મહા…

મૂળ પરમપદ કારણ, સમ્યક્દર્શન જ્ઞાન ચરણ પૂર્ણ,
પ્રણમે એક સ્વભાવે, શુદ્ધ સમાધિ ત્યા પરિપૂર્ણ ૨
જે ચેતન જડ ભાવો, અવલોક્યા છે મુનીંદ્ર સર્વજ્ઞે,
તેવી અંતર આસ્થા, પ્રગટ્યે દર્શન કહ્યુ છે તત્ત્વજ્ઞે. ૩
સમ્યક્ પ્રમાણપૂર્વક, તે તે ભાવો જ્ઞાન વિષે ભાસે,
સમ્યગ્ જ્ઞાન કહ્યુ તે, સંશય, વિભ્રમ, મોહ ત્યા નાશ્યે ૪
વિષયારંભ-નિવૃત્તિ, રાગ-દ્વેષનો અભાવ જ્યા થાય,
સહિત સમ્યક્દર્શન, શુદ્ધ ચરણ ત્યા સમાધિ સદુપાય ૫
ત્રણે અભિન્ન સ્વભાવે, પરિણમી આત્મસ્વરૂપ જ્યાં થાય,
પૂર્ણ પરમપદપ્રાપ્તિ, નિશ્ચયથી ત્યાં અનન્ય સુખદાય ૬
જીવ, અજીવ પદાર્થો, પુણ્ય, પાપ, આસ્રવ તથા બંધ,
સંવર, નિર્જરા, મોક્ષ, તત્ત્વ કહ્યા નવ પદાર્થ સંબંધ ૭
જીવ અજીવ વિષે તે, નવે તત્ત્વનો સમાવેશ થાય,
વસ્તુ વિચાર વિશેષે, ભિન્ન પ્રબોધ્યા મહાન મુનિરાય ૮

---

[૬૬૯] ૭૨૫ વવાણિયા, કા વદ ૨, રવિ, ૧૯૫૩

જ્ઞાનીઓએ મનુષ્યપણું ચિંતામણિરત્નતુલ્ય કહ્યું છે, તે વિચારો તો પ્રત્યક્ષ જણાય તેવું છે. વિશેષ વિચારતા તો તે મનુષ્યપણાનો એક સમય પણ ચિંતામણિરત્નથી પરમ માહાત્મ્યવાન અને મૂલ્યવાન દેખાય છે અને જો દેહાર્થમાં જ તે મનુષ્યપણુ વ્યતીત થયું તો તો એક ફૂટી બદામની કિંમતનુ નથી, એમ નિઃસંદેહ દેખાય છે

---

[૬૭૦] ૭૨૬ વવાણિયા, કા વદ ૦)), શુક્ર, ૧૯૫૩

ૐ સર્વજ્ઞાય નમઃ

દેહનું અને પ્રારબ્ધોદય જ્યાં સુધી બળવાન હોય ત્યા સુધી દેહસંબંધી કુટુંબ, કે જેનું ભરણપોષણ કરવાનો સંબંધ છૂટે તેવો ન હોય અર્થાત્ આગારવાસપર્યંત જેનું ભરણપોષણ કરવું ઘટતું હોય તેનું ભરણપોષણ માત્ર મળતુ હોય તો તેમા સંતોષ પામીને મુમુક્ષુ જીવ આત્મહિતનો જ વિચાર કરે, તથા પુરુષાર્થ કરે દેહ અને દેહસંબંધી કુટુંબના માહાત્મ્યાદિ અર્થે પરિગ્રહાદિની પરિણામપૂર્વક સ્મૃતિ પણ ન થવા દે, કેમકે તે પરિગ્રહાદિની પ્રાપ્તિ આદિ કાર્ય એવાં છે, કે આત્મહિતનો અવસર જ ઘણું કરીને પ્રાપ્ત થવા ન દે

---

[૬૭૧] ૭૨૭ વવાણિયા, માગશર સુદ ૧, શનિ, ૧૯૫૩

ૐ સર્વજ્ઞાય નમઃ

આયુષ્ય અલ્પ અને અનિયત પ્રવૃત્તિ, અસીમ બળવાન અસત્સંગ, પૂર્વનું ઘણુ કરીને અનારાધકપણુ, બળવીર્યની હીનતા, એવા કારણોથી રહિત કોઈક જ જીવ હશે, એવા આ કાળને વિષે પૂર્વે ક્યારે પણ નહી જાણેલો, નહી પ્રતીત કરેલો, નહી આરાધેલો તથા નહી સ્વભાવસિદ્ધ થયેલો એવો "માર્ગ" પ્રાપ્ત કરવો દુષ્કર હોય એમા આશ્ચર્ય નથી, તથાપિ જેણે તે પ્રાપ્ત કરવા સિવાય બીજો કોઈ લક્ષ રાખ્યો જ નથી તે આ કાળને વિષે પણ અવશ્ય તે માર્ગને પામે છે

લૌકિક કારણોમા અધિક હર્ષ વિષાદ મુમુક્ષુ જીવ કરે નહી.

તથા

જીવને મોક્ષમાર્ગ છે, નહીં તો ઉન્માર્ગ છે

સર્વ દુઃખનો ક્ષય કરનારો એક પરમ સદુપાય,

સર્વ જીવને હિતકારી, સર્વ દુઃખના ક્ષયનો એક આત્યંતિક ઉપાય, પરમ સદુપાય વીતરાગદર્શન છે તેની પ્રતીતિથી, તેના અનુકરણથી, તેની આજ્ઞાના પરમ અવલંબન વડે, જીવ ભવસાગર તરી જાય છે 'સમવાયાંગસૂત્ર'માં કહ્યુ છે કે :

આત્મા શું ? કર્મ શુ ? તેનો કર્ત્તા કોણ ? તેનુ ઉપાદાન કોણ ? નિમિત્ત કોણ ? તેની સ્થિતિ કેટલી ? કર્ત્તા શા વડે ? શુ પરિમાણમા તે બાંધી શકે ? એ આદિ ભાવોનુ સ્વરૂપ જેવું નિર્ગ્રંથ સિદ્ધાંતમાં સ્પષ્ટ, સૂક્ષ્મ અને સંકલનાપૂર્વક છે તેવુ કોઈ પણ દર્શનમાં નથી [અપૂર્ણ]

---

[ ૬૯૪-૩ ] ૭૫૬ મું ૧૯૫૩

## જૈનમાર્ગ વિવેક

પોતાના સમાધાનને અર્થે યથાશક્તિએ જૈનમાર્ગને જાણ્યો છે, તેનો સંક્ષેપે કંઈ પણ વિચાર કરું છું:—

તે જૈનમાર્ગ જે પદાર્થનુ હોવાપણુ છે તેને હોવાપણે અને નથી તેને નહીં હોવાપણે માને છે

જેને હોવાપણું છે તે બે પ્રકારે છે એમ કહે છે: જીવ અને અજીવ એ પદાર્થ સ્પષ્ટ ભિન્ન છે કોઈ કોઈનો સ્વભાવ ત્યાગી શકે તેવા સ્વરૂપે નથી

અજીવ રૂપી અને અરૂપી બે પ્રકારે છે

જીવ અનંતા છે પ્રત્યેકે પ્રત્યેક જીવ ત્રણે કાળ જુદા છે જ્ઞાનદર્શનાદિ લક્ષણે જીવ ઓળખાય છે પ્રત્યેક જીવ અસંખ્યાત પ્રદેશને અવગાહીને રહે છે સંકોચવિકાસનું ભાજન છે અનાદિથી કર્મગ્રાહક છે તથારૂપ સ્વરૂપ જાણ્યાથી, પ્રતીતિમાં આવ્યાથી, સ્થિર પરિણામ થયે તે કર્મની નિવૃત્તિ થાય છે સ્વરૂપે જીવ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ રહિત છે અજન્મ, અમર, શાશ્વત વસ્તુ છે.

---

[ ૬૯૪-૪ ] ૭૫૭

ૐ

## નમઃ સિદ્ધેભ્યઃ

## મોક્ષસિદ્ધાંત

અનંત અવ્યાબાધ સુખમય પરમપદ તેની પ્રાપ્તિને અર્થે ભગવાન સર્વજ્ઞે નિરૂપણ કર્યો છે એવો 'મોક્ષસિદ્ધાંત' તે ભગવાનને પરમ ભક્તિથી નમસ્કાર કરીને કહું છું

દ્રવ્યાનુયોગ, કરણાનુયોગ, ચરણાનુયોગ અને ધર્મકથાનુયોગના મહાનિધિ એવા વીતરાગ પ્રવચનને નમસ્કાર કરું છું

કર્મરૂપ વૈરીનો પરાજય કર્યો છે એવા અર્હંત ભગવાન, શુદ્ધ ચૈતન્યપદમાં સિદ્ધ થયેલા સિદ્ધ

એક વિશેષ અંતરાયનું કારણ જાણીને તેના ત્યાગરૂપે બાહ્યસંયમ જ્ઞાનીપુરુષોએ ઉપદેશ્યો છે, જે પ્રાયે તમને પ્રાપ્ત છે વળી યથાર્થ ભાવસંયમની જિજ્ઞાસાથી પ્રવર્તો છો, માટે અમૂલ્ય અવસર પ્રાપ્ત થયો જાણી સત્શાસ્ત્ર, અપ્રતિબંધતા, ચિત્તની એકાગ્રતા, સત્પુરુષોના વચનોની અનુપ્રેક્ષા દ્વારા તે સફળ કરવી યોગ્ય છે

---

[૬૭૭] ૭૩૩ વવાણિયા, માગશર વદ ૧૧, બુધ, ૧૯૫૩

વૈરાગ્ય અને ઉપશમના વિશેષાર્થે 'ભાવનાબોધ', 'યોગવાસિષ્ઠના પ્રથમના બે પ્રકરણો', 'પંચીકરણ' એ આદિ ગ્રંથો વિચારવા યોગ્ય છે

જીવમાં પ્રમાદ વિશેષ છે, માટે આત્માર્થના કાર્યમાં જીવે નિયમિત થઈને પણ તે પ્રમાદ ટાળવો જોઈએ. અવશ્ય ટાળવો જોઈએ

---

૭૩૪ વવાણિયા, માગશર વદ ૧૧, બુધ, ૧૯૫૩

શ્રી સુભાગ્યાદિ પ્રત્યે લખાયેલા પત્રોમાંથી જે પરમાર્થ સંબંધી પત્રો હોય તેની હાલ બને તો એક જુદી પ્રત લખશો

સૌરાષ્ટ્રમાં કયાં સુધી હાલ સ્થિતિ થશે તે લખાવું અશક્ય છે

અત્રે થોડા દિવસ સ્થિતિ હજુ થશે એમ સંભવે છે

---

[૬૭૮] ૭૩૫ વવાણિયા, પોષ સુદ ૧૦, ભોમ, ૧૯૫૩

વિષમભાવના નિમિત્તો બળવાનપણે પ્રાપ્ત થયા છતાં જે જ્ઞાનીપુરુષ અવિષમ ઉપયોગે વર્ત્યા છે, વર્તે છે, અને ભવિષ્યકાળે વર્તે તે સર્વને વારંવાર નમસ્કાર

ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ વ્રત, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ તપ, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ નિયમ, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ લબ્ધિ, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ઐશ્વર્ય, એ જેમાં સહેજે શમાય છે એવા નિરપેક્ષ અવિષમ ઉપયોગને નમસ્કાર. એ જ ધ્યાન

---

[૬૭૯] ૭૩૬ વવાણિયા, પોષ સુદ ૧૧, બુધ, ૧૯૫૩

રાગદ્વેષના પ્રત્યક્ષ બળવાન નિમિત્તો પ્રાપ્ત થયે પણ જેનો આત્મભાવ કિંચિત્માત્ર પણ ક્ષોભ પામતો નથી, તે જ્ઞાનીના જ્ઞાનનો વિચાર કરતા પણ મહા નિર્જરા થાય, એમાં સંશય નથી

---

[૬૮૦] ૭૩૭ વવાણિયા, પોષ વદિ ૪, શુક્ર, ૧૯૫૩

આરંભ અને પરિગ્રહનો ઇચ્છાપૂર્વક પ્રસંગ હોય તો આત્મલાભને વિશેષ ઘાતક છે, અને વારંવાર અસ્થિર, અપ્રશસ્ત પરિણામનો હેતુ છે, એમાં તો સંશય નથી, પણ જ્યાં અનિચ્છાથી ઉદયના કોઈ એક યોગથી પ્રસંગ વર્તતો હોય ત્યાં પણ આત્મભાવના ઉત્કૃષ્ટપણાને બાધ કરનાર તથા આત્મસ્થિરતાને અંતરાય કરનાર, તે આરંભપરિગ્રહનો પ્રસંગ પ્રાયે થાય છે, માટે પરમ કૃપાળુ જ્ઞાનીપુરુષોએ ત્યાગમાર્ગ ઉપદેશ્યો છે, તે મુમુક્ષુ જીવે દેશે અને સર્વથા અનુસરવા યોગ્ય છે

---

[૪૫૬] ૭૩૮ વવાણિયા, સં ૧૯૫૩[1]

ૐ

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો ?

---

૧ આ કાવ્યનો નિર્ણીત સમય મળતો નથી.

અથવા આચાર્યની પર પરાનું નામ માત્ર તેમની પાસે છે, વસ્તુત્વે તો તે તેથી પરાઙ્મુખ જ છે

એક તૂમડા જેવી, દોરા જેવી અલ્પમા અલ્પ વસ્તુના ગ્રહણત્યાગના આગ્રહથી જુદો [illegible] ઉપજાવી કાઢી વર્તે છે, અને તીર્થનો ભેદ કરે છે, એવા મહામોહમૂઢ જીવ લિંગાભાસપણે [illegible] વીતરાગના દર્શનને ઘેરી બેઠા છે, એ જ અસયતિ પૂજા નામનું આશ્ચર્ય લાગે છે

મહાત્મા પુરુષોની અલ્પ પણ પ્રવૃત્તિ સ્વપરને મોક્ષમાર્ગસન્મુખ કરવાની છે [illegible] જીવો મોક્ષમાર્ગથી પરાઙ્મુખ કરવામા પોતાનું બળ પ્રવર્તતુ જાણી હર્ષાયમાન થાય છે, અને [illegible] સર્વ કર્મપ્રકૃતિમા વધતા અનુભાગ અને સ્થિતિબધનું સ્થાનક છે એમ હું જાણુ છુ [illegible]

---

[ ૬૯૪-૫ ] ૭૫૮ [illegible]

## દ્રવ્યપ્રકાશ

દ્રવ્ય એટલે વસ્તુ, તત્ત્વ, પદાર્થ આમા મુખ્ય ત્રણ અધિકાર છે

પ્રથમ અધિકારમા જીવ અને અજીવ દ્રવ્યના મુખ્ય પ્રકાર કહ્યા છે

બીજા અધિકારમાં જીવ અને અજીવનો પરસ્પરનો સબધ અને તેથી જીવને હિતાહિત [illegible] રહ્યું છે તે સમજાવા માટે તેના વિશેષ પર્યાયરૂપે પાપપુણ્યાદિ બીજા સાત તત્ત્વોનું નિરૂપણ કર્યું [illegible] જે સાત તત્ત્વો જીવ અને અજીવ એ બે તત્ત્વોમા સમાય છે

ત્રીજા અધિકારમા યથાસ્થિત મોક્ષમાર્ગ દર્શાવ્યો છે, કે જેને અર્થે થઈને જ સમસ્ત [illegible] પુરુષોનો ઉપદેશ છે

પદાર્થના વિવેચન અને સિદ્ધાત પર જેનો પાયો ચ્યાયો છે અને તે દ્વારા જે મોક્ષમાર્ગ [illegible] બોધે છે તેવા છ દર્શનો છે :– (૧) બૌદ્ધ, (૨) ન્યાય, (૩) સાંખ્ય, (૪) જૈન, (૫) મીમાંસા [illegible] (૬) વૈશેષિક વૈશેષિક ન્યાયમાં અતર્ભૂત કર્યું હોય તો નાસ્તિક વિચાર પ્રતિપાદન કરતું [illegible] ચાર્વાક દર્શન છઠ્ઠું ગણાય છે

ન્યાય, વૈશેષિક, સાખ્ય, યોગ, ઉત્તરમીમાસા અને પૂર્વમીમાસા એમ છ દર્શન વેદ પરિભાષા [illegible] ગણવામા આવ્યા છે, તે કરતા ઉપર દર્શાવેલા દર્શનો જુદી પદ્ધતિએ ગણ્યા છે તેનું શું [illegible] એમ પ્રશ્ન થાય તો તેનું સમાધાન એ છે કે —

વેદ પરિભાષામા દર્શાવેલા દર્શનો વેદને માન્ય રાખે છે તે દૃષ્ટિથી ગણ્યા છે, અને ઉપર જણાવેલ [illegible] ક્રમે તો વિચારની પરિપાટીના ભેદથી ગણ્યા છે જેથી આ જ ક્રમ યોગ્ય છે

દ્રવ્ય અને ગુણનું અનન્યત્વ અવિભક્તત્વ એટલે પ્રદેશભેદ રહિતપણું છે, ગેત્રાન્તર નથી [illegible] નાશથી ગુણનો નાશ અને ગુણના નાશથી દ્રવ્યનો નાશ થાય એવો ઐક્યભાવ છે દ્રવ્ય અને [illegible] ભેદ કહીએ છીએ તે કથનથી છે, વસ્તુથી નથી સસ્થાન, સખ્યાવિશેષ આદિથી જ્ઞાન અને [illegible] સર્વથા પ્રકારે ભેદ હોય તો બન્ને અચેતનત્વ પામે એમ સર્વજ્ઞ વીતરાગનો સિદ્ધાત છે [illegible] સમવાય સબધથી આત્મા જ્ઞાની નથી સમવર્તિત્વ, સમવાય

વર્ણ, ગધ, રસ, સ્પર્શ પરમાણુ દ્રવ્યના વિશેષ છે [illegible]

---

જીવિત કે મરણે નહી ન્યૂનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો અપૂર્વ૦ ૧૦
એકાકી વિચરતો વળી સ્મશાનમાં,
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો,
અડોલ આસન, ને મનમા નહી ક્ષોભતા,
પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો અપૂર્વ૦ ૧૧
ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહી,
સરસ અન્ને નહી મનને પ્રસન્નભાવ જો,
રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યા પુદ્‌ગલ એક સ્વભાવ જો અપૂર્વ૦ ૧૨
એમ પરાજય કરીને ચારિત્રમોહનો,
આવુ ત્યા જ્યા કરણ અપૂર્વ ભાવ જો,
શ્રેણી ક્ષપકતણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય શુદ્ધસ્વભાવજો અપૂર્વ૦ ૧૩
મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યા જ્યા ક્ષીણમોહ ગુણસ્થાન જો,
અંત સમય ત્યા પૂર્ણસ્વરૂપ વીતરાગ થઈ,
પ્રગટાવુ નિજ કેવળજ્ઞાન નિધાન જો. અપૂર્વ૦ ૧૪
ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યા,
ભવના બીજતણો આત્યંતિક નાશ જો,
સર્વ ભાવ જ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો. અપૂર્વ૦ ૧૫
વેદનીયાદિ ચાર કર્મ વર્તે જહા,
બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો,
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ પૂર્ણે, મટિયે દૈહિક પાત્ર જો. અપૂર્વ૦ ૧૬
મન, વચન, કાયા ને કર્મની વર્ગણા,
છૂટે જહા સકળ પુદ્‌ગલ સંબંધ જો,
એવું અયોગી ગુણસ્થાનક ત્યા વર્તતુ,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો અપૂર્વ૦ ૧૭
એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંક રહિત અડોલ સ્વરૂપ જો,
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,
અગુરુ, લઘુ, અમૂર્ત્ત સહજપદરૂપ જો અપૂર્વ૦ ૧૮
પૂર્વપ્રયોગાદિ કારણના યોગથી,
ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો,

સંસારી જીવ { સંસાર અવસ્થામાં મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ ઉત્તરોત્તર બંધનાં સ્થાનક છે

સિદ્ધાત્મા { સિદ્ધાવસ્થામા યોગનો પણ અભાવ છે માત્ર ચૈતન્યસ્વરૂપ આત્મદ્રવ્ય સિદ્ધપદ છે

વિભાવ પરિણામ 'ભાવકર્મ' છે

પુદ્‌ગલસંબંધ 'દ્રવ્યકર્મ' છે [અપૂર્ણ

---

[૬૯૪-૮] ૭૬૧ સં ૧૯૫

જ્ઞાનાવરણીયાદિ કર્મને યોગ્ય જે પુદ્‌ગલ ગ્રહણ થાય છે તે 'દ્રવ્યાસવ' જાણવો જિનભગવાને તે અનેક ભેદથી કહ્યો છે

જીવ જે પરિણામથી કર્મનો બંધ કરે છે તે 'ભાવબંધ' કર્મપ્રદેશ, પરમાણુઓ અને જીવને અન્યોન્ય પ્રવેશરૂપે સંબંધ થવો તે 'દ્રવ્યબંધ'

પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશ એમ ચાર પ્રકારનો બંધ છે પ્રકૃતિ અને પ્રદેશ યોગથી થાય છે, સ્થિતિ તથા અનુભાગબંધ કષાયથી થાય છે

આસ્રવને રોકી શકે એવો ચૈતન્યસ્વભાવ તે 'ભાવસંવર' અને તેથી દ્રવ્યાસ્રવને રોકે તે 'દ્રવ્યસંવર' બીજો છે

વ્રત, સમિતિ, ગુપ્તિ, ધર્મ, અનુપ્રેક્ષા અને પરિષહજય તથા ચારિત્રના ઘણા પ્રકાર તે 'ભાવ સંવર'ના વિશેષ જાણવા

જે ભાવ વડે, તપશ્ચર્યાએ કરીને કે યથાકાળે કર્મના પુદ્‌ગલો રસ ભોગવાઈ જઈ ખરી પડે તે 'ભાવનિર્જરા'. તે પુદ્‌ગલપરમાણુઓનું આત્મપ્રદેશથી ખરી પડવું તે 'દ્રવ્યનિર્જરા'.

સર્વ કર્મનો ક્ષય થવારૂપ આત્મસ્વભાવ તે 'ભાવમોક્ષ'. કર્મવર્ગણાથી આત્મદ્રવ્યનું છૂટું જવું તે 'દ્રવ્યમોક્ષ'

શુભ અને અશુભ ભાવને લીધે પુણ્ય અને પાપ જીવને હોય છે શાતા, શુભાયુ, શુભનામ અને ઉચ્ચ ગોત્રનો હેતુ 'પુણ્ય' છે 'પાપ'થી તેથી વિપરીત થાય છે

સમ્યક્‌દર્શન, સમ્યક્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર મોક્ષના કારણ છે વ્યવહારનયથી તે ત્રણે છે 'નિશ્ચય'થી આત્મા એ ત્રણેમય છે

આત્માને છોડીને એ ત્રણે રત્ન બીજા કોઈ પણ દ્રવ્યમા વર્તતા નથી, તેટલા માટે આત્મા ત્રણેમય છે, અને તેથી મોક્ષકારણ પણ આત્મા જ છે

જીવાદિ તત્ત્વો પ્રત્યે આસ્થારૂપ આત્મસ્વભાવ તે 'સમ્યક્‌દર્શન', જેથી માત્ર આગમનું 'સમ્યક્‌જ્ઞાન' થાય છે

સંશય, વિપર્યય અને ભ્રાન્તિથી રહિત આત્મસ્વરૂપ અને પરસ્વરૂપને યથાર્થપણે ગ્રહણ કરી શકે તે 'સમ્યક્‌જ્ઞાન,' સાકારોપયોગરૂપ છે તેના ઘણા ભેદ છે

ભાવોનું સામાન્ય સ્વરૂપ જે ઉપયોગ ગ્રહણ કરી શકે તે 'દર્શન', એમ આગમમાં કહ્યું 'દર્શન' શબ્દ શ્રદ્ધાના અર્થમા પણ વપરાય છે

છદ્મસ્થને પ્રથમ દર્શન અને પછી જ્ઞાન થાય છે કેવળી ભગવાનને બન્ને સાથે હોય

અશુભભાવથી નિવૃત્તિ અને શુભભાવમા પ્રવૃત્તિ તે 'ચારિત્ર' વ્યવહારનયથી તેને વ્રત, સમિતિ, ગુપ્તિ રૂપે શ્રી વીતરાગોએ કહ્યું છે

સંસારના મૂળ હેતુઓનો વિશેષ નાશ કરવાને અર્થે બાહ્ય અને અંતરંગ ક્રિયાને રોકવું

આવવા વિષેમાં શ્રી ડુ ગરે કંઈ પણ સ શય ન રાખવો યોગ્ય છે

[ ૬૮૩ ] ૭૪૨ મોરબી, માહ વદ ૪, રવિ, ૧૯૫૩

સ સ્કૃતનો પરિચય ન હોય તો કરશો

જે પ્રકારે બીજા મુમુક્ષુ જીવોના ચિત્તમા તથા આ ગમા નિર્મળતા ભાવની વૃદ્ધિ થાય, તે તે પ્રકારે પ્રવર્તવુ કર્તવ્ય છે નિયમિત શ્રવણ કરાવાય તથા આર ભ પરિગ્રહના સ્વરૂપ સમ્યક્ પ્રકારે જોતા નિવૃત્તિને અને નિર્મળતાને કેટલા પ્રતિબ ધક છે તે વાત ચિત્તમા દૃઢ થાય તેમ અરસપરસ જ્ઞાનકથા થાય તેમ કર્તવ્ય છે

[ ૬૮૪ ] ૭૪૩ મોરબી, માહ વદ ૪ રવિ, ૧૯૫૩

'સકળ સ સારી ઇન્દ્રિયરામી, મુનિ ગુણ આતમરામી રે,
મુખ્યપણે જે આતમરામી, તે કહિયે નિષ્કામી રે'

—મુનિશ્રી આન દઘનજી

ત્રણે પત્રો મળ્યા હતાં હાલ પ દરેક દિવસ થયાં અત્રે સ્થિતિ છે હજી અત્રે થોડાક દિવસ થવાનો સ ભવ છે

પત્રાકાક્ષા અને દર્શનાકાક્ષા જાણી છે પત્રાદિ લખવામા હાલ બહુ જ ઓછી પ્રવૃત્તિ થઈ શકે છે સમાગમને વિષે હમણાં કંઈ પણ ઉત્તર લખાવો અશકય છે

શ્રી લલ્લુજી તથા શ્રી દેવકરણજી "આત્મસિદ્ધિ શાસ્ત્ર"ને વિશેષ કરી મનન કરશો બીજા મુનિઓને પણ પ્રશ્નવ્યાકરણાદિ સૂત્ર સત્પુરુષના લક્ષે સ ભળાવાય તો સ ભળાવશો.

શ્રી સહજાત્મસ્વરૂપે યથા૦

[ ૬૮૫ ] ૭૪૪ વવાણિયા, માહ વદિ ૧૨, શનિ, ૧૯૫૩

'તે માટે ઊભા કરજોડી, જિનવર આગળ કહીએ રે,
સમયચરણ સેવા શુદ્ધ દેજો, જેમ આન દઘન લહીએ રે'

— મુનિશ્રી આન દઘનજી

'કર્મગ્ર થ' નામે શાસ્ત્ર છે, તે હાલ અથ ઇતિ સુધી વાચવાનો, શ્રવણ કરવાનો તથા અનુપ્રેક્ષા કરવાનો પરિચય રાખી શકો તો રાખશો બેથી ચાર ઘડી નિત્ય પ્રત્યે હાલ તે વાચવામા, શ્રવણ કરવામા નિયમપૂર્વક વ્યતીત કરવી યોગ્ય છે

[ ૬૮૬ ] ૭૪૫ વવાણિયા, ફાગણ સુદ ૨, ૧૯૫૩

એકાત નિશ્ચયનયથી મતિ આદિ ચાર જ્ઞાન, સ પૂર્ણ શુદ્ધ જ્ઞાનની અપેક્ષાએ વિકલ્પજ્ઞાન કહી શકાય, પણ સ પૂર્ણ શુદ્ધ જ્ઞાન એટલે સ પૂર્ણ નિર્વિકલ્પ જ્ઞાન ઉત્પન્ન થવાના એ જ્ઞાન સાધન છે. તેમા પણ શ્રુતજ્ઞાન મુખ્યપણે છે કેવળજ્ઞાન ઉત્પન્ન થવામા છેવટ સુધી તે જ્ઞાનનું અવલ બન છે પ્રથમથી કોઈ જીવ એનો ત્યાગ કરે તો કેવળજ્ઞાન પામે નહીં કેવળજ્ઞાન સુધી દશા પામવાનો હેતુ શ્રુતજ્ઞાનથી થાય છે

[ ૬૮૭ ] ૭૪૬ વવાણિયા, ફા સુદ ૨, ૧૯૫૩

ત્યાગ વિરાગ ન ચિત્તમા, થાય ન તેને જ્ઞાન,
અટકે ત્યાગ વિરાગમા, તો ભૂલે નિજ ભાન.

[ ૬૯૪-૧૧ ] ૭૬૪ સં ૧૯૫૩

ૐ

હે જીવ ! આટલો બધો પ્રમાદ શો ?

શુદ્ધ આત્મપદની પ્રાપ્તિને અર્થે વીતરાગ સન્માર્ગની ઉપાસના કર્તવ્ય છે

સર્વજ્ઞદેવ
નિર્ગ્રંથ ગુરુ
દયા મુખ્ય ધર્મ
} શુદ્ધ આત્મદૃષ્ટિ થવાના અવલંબન છે

સર્વજ્ઞે અનુભવેલો એવો શુદ્ધઆત્મપ્રાપ્તિનો ઉપાય શ્રી ગુરુ વડે જાણીને, તેનું રહસ્ય ધ્યાનમાં લઈને આત્મપ્રાપ્તિ કરો

યથાજાતલિંગ સર્વવિરતિધર્મ
દ્વાદશવિધ દેશવિરતિ ધર્મ
દ્રવ્યાનુયોગ સુસિદ્ધ—સ્વરૂપદૃષ્ટિ થતા,
કરણાનુયોગ સુસિદ્ધ—સુપ્રતીત દૃષ્ટિ થતા,
ચરણાનુયોગ સુસિદ્ધ—પદ્ધતિ વિવાદ શાંત કરતા,
ધર્મકથાનુયોગ સિદ્ધ—બાળબોધહેતુ સમજાવતા

[ ૬૯૪-૧૨ ] ૭૬૫ સં ૧૯૫૩

| (૧) | (૨) | (૧) | (૨) |
|---|---|---|---|
| મોક્ષમાર્ગનું અસ્તિત્વ | પ્રમાણ | નિર્જરા. | આગમ |
| આપ્ત. | નય | બંધ. | સંયમ |
| ગુરુ | અનેકાંત. | મોક્ષ | વર્તમાનકાળ. |
| ધર્મ | લોક | જ્ઞાન | ગુણસ્થાનક |
| ધર્મની યોગ્યતા | અલોક | દર્શન | દ્રવ્યાનુયોગ |
| કર્મ. | અહિંસા | ચારિત્ર | કરણાનુયોગ |
| જીવ | સત્ય | તપ | ચરણાનુયોગ |
| અજીવ | અસત્ય | દ્રવ્ય | ધર્મકથાનુયોગ. |
| પુણ્ય | બ્રહ્મચર્ય | ગુણ | મુનિત્વ. |
| પાપ | અપરિગ્રહ | પર્યાય | ગૃહધર્મ |
| આસ્રવ | આજ્ઞા | સંસાર | પરિષહ |
| સંવર | વ્યવહાર | એકેંદ્રિયનું અસ્તિત્વ | ઉપસર્ગ |

[ ૭૦૦ ] ૭૬૬ સં ૧૯૫૩

## ૐ સર્વજ્ઞાય નમઃ નમઃ સદ્‌ગુરવે

## પંચાસ્તિકાય [1]

૧ સો ઇન્દ્રોએ વંદનિક, ત્રણે લોકને કલ્યાણકારી, મધુર અને નિર્મળ જેનાં વાક્ય છે, અનંત જેના ગુણો છે, જેમણે સંસારનો પરાજય કર્યો છે એવા ભગવાન સર્વજ્ઞ વીતરાગને નમસ્કાર

૨ સર્વજ્ઞ મહામુનિના મુખથી ઉત્પન્ન થયેલું અમૃત, ચાર ગતિથી જીવને મુક્ત કરી નિર્વાણ

૧. જુઓ આંક ૮૬૬.

ફળનો ત્યાગી ન થયો, તે વાચવું, તે વિચારવુ અને તે સમજવું અજ્ઞાન છે વિચારવૃત્તિ સાથે ત્યાગવૃત્તિ ઉત્પન્ન કરવી તે જ વિચાર સફળ છે, એમ કહેવાનો જ્ઞાનીનો પરમાર્થ છે

વખતનો અવકાશ મેળવીને નિયમિત રીતે બેથી ચાર ઘડી સુધી મુનિઓએ હાલ 'સૂયગડાગ' વિચારવું ઘટે છે,—શાત અને વિરક્ત ચિત્તથી

---

[ ૮૭૪-૧૮ ] ૭૫૦+ વવાણિયા, ફાગણ સુદ ૬, સોમ, ૧૯૫૩

મુનિ શ્રી લલ્લુજી તથા દેવકરણજી આદિ પ્રત્યે,—

સહેજે સમાગમ થઈ આવે અથવા એ લોકો ઇચ્છીને સમાગમ કરવા આવતા હોય તો સમાગમ કરવામા શુ હાનિ છે ? કદાપિ વિરોધવૃત્તિથી એ લોકો સમાગમ કરવાનુ કરતા હોય તો પણ શું હાનિ છે ? આપણે તો તેના પ્રત્યે કેવળ હિતકારી વૃત્તિથી, અવિરોધ દૃષ્ટિથી સમાગમમા પણ વર્તવુ છે, ત્યા શો પરાભવ છે ? માત્ર ઉદીરણા કરીને સમાગમ કરવાનું હાલ કારણ નથી તમ સર્વ મુમુક્ષુઓના આચાર વિષે તેમને કઈ સશય હોય, તોપણ વિકલ્પનો અવકાશ નથી વડવામા સત્પુરુષના સમાગમમા ગયા આદિનું પ્રશ્ન કરે તો તેના ઉત્તરમા તો એટલુ જ કહેવું યોગ્ય છે કે 'તમે અમે સૌ આત્મહિતની કામનાએ નીકળ્યા છીએ, અને કરવા યોગ્ય પણ તે જ છે જે પુરુષના સમાગમમા અમે આવ્યા છીએ તેના સમાગમમા કોઈ વાર તમે આવીને પ્રતીતિ કરી જોશો કે તેમના આત્માની દશા કેમ છે ? અને તેઓ આપણને કેવા ઉપકારના કર્તા છે હાલ એ વાત આપ જવા દો વડવા સુધી સહેજે પણ જવુ થઈ શકે, અને આ તો જ્ઞાનદર્શનાદિના ઉપકારરૂપ પ્રસગમા જવું થયું છે, એટલે આચારની મર્યાદાના ભગનો વિકલ્પ કરવો ઘટતો નથી રાગદ્વેષ પરિક્ષીણ થવાનો માર્ગ જે પુરુષના ઉપદેશે કઈ પણ સમજાય, પ્રાપ્ત થાય તે પુરુષનો ઉપકાર કેટલો ? અને તેવા પુરુષની કેવા પ્રકારે ભક્તિ કરવી તે તમે જ શાસ્ત્રાદિથી વિચારી જુઓ અમે તો કઈ તેવુ કરી શક્યા નથી, કેમકે તેમણે પોતે એમ કહ્યુ હતું કે

"તમારો મુનિપણાનો સામાન્ય વ્યવહાર એવો છે કે બાહ્ય આ અવિરતિ પુરુષ પ્રત્યે વદનાદિ વ્યવહાર કર્તવ્ય નહિ તે વ્યવહાર તમારે પણ સાચવવો તે વ્યવહાર તમે રાખો તેમા તમારો સ્વચ્છદ નથી માટે રાખવા યોગ્ય છે ઘણા જીવોને સશયનો હેતુ નહિ થાય અમને કઈ વદનાદિની અપેક્ષા નથી" આ પ્રકારે જેમણે સામાન્ય વ્યવહાર પણ સચવાવ્યો હતો, તેમની દૃષ્ટિ કેવી હોવી જોઈએ, તે તમે વિચાર કરો કદાપિ હાલ તમને તે વાત નહિ સમજાય તો આગળ પર સમજાશે, એ વાતમાં તમે નિ:સદેહ થાઓ

'બીજા કઈ સત્માર્ગરૂપ આચારવિચારમા અમારી શિથિલતા થઈ હોય તો તમે કહો કેમકે તેવી શિથિલતા તો ટાળ્યા વિના હિતકારી માર્ગ પમાય નહિ, એમ અમારી દૃષ્ટિ છે' એ આદિ પ્રસગે કહેવુ ઘટે તો કહેવુ, અને તેમના પ્રત્યે અદ્વેષભાવ છે એવુ ખુલ્લુ તેમના ધ્યાનમા આવે તેવી વૃત્તિએ તથા રીતિએ વર્તવુ, તેમા સશય કર્તવ્ય નથી

બીજા સાધુ વિષે તમારે કાઈ કહેવુ કર્તવ્ય નથી સમાગમમા આવ્યા પછી પણ કઈ ન્યૂનાધિકપણું તેમના ચિત્તમા રહે તોપણ વિક્ષેપ પામવો નહિ તેમના પ્રત્યે બળવાન અદ્વેષભાવનાએ વર્તવુ એ જ સ્વધર્મ છે

---

+ જુઓ પત્ર ન ૫૦૨. પત્ર ન ૫૦૨ છપાયા પછી આ પત્ર મિતિ સહિત આખો મળ્યો છે તેથી અહી ફરીથી મૂક્યો છે

૨૧ એમ ભાવ, અભાવ, ભાવાભાવ અને અભાવભાવથી ગુણપર્યાયસહિત જીવ સંસારમાં પરિભ્રમણ કરે છે.

૨૨ જીવ, પુદ્ગલસમૂહ, અને આકાશ તેમ જ બીજા અસ્તિકાય કોઈના કરેલા નથી, સ્વરૂપથી જ અસ્તિત્વવાળા છે, અને લોકના કારણભૂત છે

૨૩ સદ્ભાવ સ્વભાવવાળા જીવ અને પુદ્ગલના પરાવર્તનપણાથી ઓળખાતો એવો નિશ્ચયકાળ કહ્યો છે

૨૪ તે કાળ પાંચ વર્ણ, પાચ રસ, બે ગંધ અને આઠ સ્પર્શથી રહિત છે, અગુરુલઘુ છે, અમૂર્ત છે, અને વર્તનાલક્ષણવાળો છે

૨૫ સમય, નિમેષ, કાષ્ઠા, કલા, નાલી, મુહૂર્ત, દિવસ, રાત્રિ, માસ, ઋતુ અને સંવત્સરાદિ તે વ્યવહારકાળ છે

૨૬ કાળના કોઈ પણ પરિમાણ (માપ) વિના બહુ કાળ, થોડો કાળ એમ કહી શકાય નહી તેની મર્યાદા પુદ્ગલદ્રવ્ય વિના થતી નથી, તેથી કાળને પુદ્ગલદ્રવ્યથી ઉત્પન્ન થવાપણુ કહીએ છીએ

૨૭ જીવત્વવાળો, જાણનાર ઉપયોગવાળો, પ્રભુ, કર્તા, ભોક્તા, દેહપ્રમાણ, વસ્તુતાએ અમૂર્ત અને કર્માવસ્થામાં મૂર્ત એવો જીવ છે.

૨૮ કર્મમલથી સર્વ પ્રકારે મુક્ત થવાથી ઊર્ધ્વ લોકાંતને પ્રાપ્ત થઈ તે સર્વજ્ઞ સર્વદર્શી ઇન્દ્રિયથી પર એવું અનંતસુખ પામે છે.

૨૯ પોતાના સ્વાભાવિક ભાવને લીધે આત્મા સર્વજ્ઞ અને સર્વદર્શી થાય છે, અને પોતાનાં કર્મથી મુક્ત થવાથી અનંતસુખ પામે છે

૩૦ બળ, ઇન્દ્રિય, આયુષ્ અને ઉચ્છ્વાસ એ ચાર પ્રાણ વડે જે ભૂતકાળે જીવતો હતો, વર્તમાનકાળે જીવે છે, અને ભવિષ્યકાળે જીવશે તે 'જીવ'.

૩૧ અનંત અગુરુલઘુ ગુણથી નિરંતર પરિણમેલા અનંત જીવો છે અસંખ્યાત પ્રદેશપ્રમાણ છે. કોઈક જીવો લોકપ્રમાણ અવગાહનાને પામ્યા છે

૩૨ કોઈક જીવો તે અવગાહનાને પામ્યા નથી મિથ્યાદર્શન, કષાય અને યોગસહિત અનંત એવા સંસારી જીવો છે. તેથી રહિત એવા અનંત સિદ્ધ છે

૩૩ જેમ પદ્મરાગ નામનું રત્ન દૂધમા નાખ્યું હોય તો તે દૂધના પરિમાણપ્રમાણે પ્રભાસે છે, તેમ દેહને વિષે સ્થિત એવો આત્મા તે માત્ર દેહપ્રમાણ પ્રકાશક--વ્યાપક--છે.

૩૪ એક કાયામાં સર્વ અવસ્થામા જેમ તેનો તે જ જીવ છે, તેમ સર્વત્ર સંસાર--અવસ્થામા પણ તેનો તે જ જીવ છે અધ્યવસાયવિશેષથી કર્મરૂપી રજોમલથી તે જીવ મલિન થાય છે

૩૫ જેમને પ્રાણધારણપણુ નથી, તેનો જેમને સર્વથા અભાવ થયો છે, તે -- દેહથી ભિન્ન અને વચનથી અગોચર જેમનું સ્વરૂપ છે એવા -- 'સિદ્ધ' છે

૩૬ વસ્તુદૃષ્ટિથી જોઈએ તો સિદ્ધપદ ઉત્પન્ન થતું નથી, કેમકે તે કોઈ બીજા પદાર્થથી ઉત્પન્ન થતું કાર્ય નથી, તેમ તે કોઈ પ્રત્યે કારણરૂપ પણ નથી, કેમકે અન્ય સંબંધે તેની પ્રવૃત્તિ નથી

૩૭ શાશ્વત, અશાશ્વત, ભવ્ય, અભવ્ય, શૂન્ય, અશૂન્ય, વિજ્ઞાન અને અવિજ્ઞાન એ ભાવ જો મોક્ષમા જીવનું અસ્તિત્વ ન હોય તો કોને હોય ?

૩૮ કોઈએક જીવો કર્મનું ફળ વેદે છે, કોઈએક જીવો કર્મબંધકર્તૃત્વ વેદે છે, અને કોઈ એક જીવો માત્ર શુદ્ધ જ્ઞાનસ્વભાવ વેદે છે, એમ વેદકભાવથી જીવરાશિના ત્રણ ભેદ છે

૩૯ સ્થાવરકાયના જીવો પોતપોતાના કરેલા કર્મોનું ફળ વેદે છે. ત્રસ જીવો કર્મબંધચેતના

યથાખ્યાતચારિત્રને પ્રાપ્ત થાય છે જેવું ભગવાનનું સ્વરૂપ છે, તેવું જ શુદ્ધનયની દૃષ્ટિથી આત્માનું સ્વરૂપ છે આ આત્મા અને સિદ્ધ ભગવાનના સ્વરૂપમાં ઔપાધિક ભેદ છે સ્વાભાવિક સ્વરૂપથી જોઈએ તો આત્મા સિદ્ધ ભગવાનની તુલ્ય જ છે સિદ્ધ ભગવાનનું સ્વરૂપ નિરાવરણ છે, અને વર્તમાનમા આ આત્માનું સ્વરૂપ આવરણસહિત છે, અને એ જ ભેદ છે, વસ્તુતાએ ભેદ નથી તે આવરણ ક્ષીણ થવાથી આત્માનું સ્વાભાવિક સિદ્ધ સ્વરૂપ પ્રગટે છે

અને જ્યાં સુધી તેવું સ્વાભાવિક સિદ્ધ સ્વરૂપ પ્રગટ્યુ નથી, ત્યાં સુધી સ્વાભાવિક શુદ્ધ સ્વરૂપને પામ્યા છે એવા સિદ્ધ ભગવાનની ઉપાસના કર્ત્તવ્ય છે, તેમ જ અર્હંત ભગવાનની ઉપાસના પણ કર્ત્તવ્ય છે, કેમકે તે ભગવાન સયોગીસિદ્ધ છે સયોગરૂપ પ્રારબ્ધને લઈ ને તેઓ દેહધારી છે, પણ તે ભગવાન સ્વરૂપસમવસ્થિત છે સિદ્ધ ભગવાન અને તેમના જ્ઞાનમા, દર્શનમા, ચારિત્રમા કે વીર્યમાં કંઈ પણ ભેદ નથી, એટલે અર્હંત ભગવાનની ઉપાસનાથી પણ આ આત્મા સ્વરૂપલયને પામી શકે છે.

પૂર્વ મહાત્માઓએ કહ્યુ છે કે:—

'**ये जाणइ अरिहंते, दव्व गुण पज्जवेहिं य,**
**सो जाणइ निय अप्पा, मोहो खलु जाइ तस्स लयं.**'

જે ભગવાન અર્હંતનું સ્વરૂપ દ્રવ્ય, ગુણ અને પર્યાયથી જાણે, તે પોતાના આત્માનું સ્વરૂપ જાણે અને તેનો નિશ્ચય કરીને મોહ નાશ પામે તે ભગવાનની ઉપાસના કેવા અનુક્રમથી જીવોને કર્ત્તવ્ય છે, તે નવમા સ્તવનમા શ્રી આનંદઘનજી કહેવાના છે, જેથી તે પ્રસંગે વિસ્તારથી કહીશુ

ભગવાન સિદ્ધને નામ, ગોત્ર, વેદનીય અને આયુષ્ય એ કર્મોનો પણ અભાવ છે, તે ભગવાન કેવળ કર્મરહિત છે ભગવાન અર્હંતને આત્મસ્વરૂપને આવરણીય કર્મોનો ક્ષય છે, પણ ઉપર જણાવેલા ચાર કર્મનો પૂર્વબંધ, વેદીને ક્ષીણ કરતા સુધી, તેમને વર્તે છે, જેથી તે પરમાત્મા સાકાર ભગવાન કહેવા યોગ્ય છે

તે અર્હંત ભગવાનમા જેઓએ 'તીર્થંકરનામકર્મ'નો શુભયોગ પૂર્વે ઉત્પન્ન કર્યો હોય છે, તે 'તીર્થંકર ભગવાન' કહેવાય છે, જેમનો પ્રતાપ, ઉપદેશબળ, આદિ મહત્પુણ્યયોગના ઉદયથી આશ્ચર્યકારી શોભે છે. ભરતક્ષેત્રમા વર્તમાન અવસર્પિણીકાળમા તેવા ચોવીશ તીર્થંકર થયા, શ્રી ઋષભદેવથી શ્રી વર્ધમાન.

વર્તમાનમા તે ભગવાન સિદ્ધાલયમા સ્વરૂપસ્થિતપણે વિરાજમાન છે પણ 'ભૂતપ્રજ્ઞાપનીયનય'થી તેમને વિષે 'તીર્થંકરપદ'નો ઉપચાર કરાય છે તે ઔપચારિક નયદૃષ્ટિથી તે ચોવીશ ભગવાનની સ્તવનારૂપે આ ચોવીશ સ્તવનોની રચના કરી છે

સિદ્ધ ભગવાન કેવળ અમૂર્તપદે સ્થિત હોવાથી તેમનું સ્વરૂપ સામાન્યતાથી ચિંતવવું દુર્ગમ્ય છે અર્હંત ભગવાનનું સ્વરૂપ મૂળદૃષ્ટિથી ચિંતવવુ તો તેવું જ દુર્ગમ્ય છે, પણ સયોગીપદના અવલબનપૂર્વક ચિંતવતા સામાન્ય જીવોને પણ વૃત્તિ સ્થિર થવાને કંઈક સુગમ ઉપાય છે, જેથી અર્હંત ભગવાનની સ્તવનાથી સિદ્ધપદની સ્તવના થયા છતાં, આટલો વિશેષ ઉપકાર જાણી શ્રી આનંદઘનજીએ આ ચોવીશી ચોવીશ તીર્થંકરની સ્તવનારૂપે રચી છે નમસ્કારમંત્રમા પણ અર્હંતપદ પ્રથમ મૂકવાનો હેતુ એટલો જ છે કે તેમનું વિશેષ ઉપકારીપણું છે

ભગવાનના સ્વરૂપનું ચિંતન કરવુ તે પરમાર્થદૃષ્ટિવાન પુરુષોને ગૌણતાથી સ્વરૂપનું જ ચિંતવન છે 'સિદ્ધપ્રાભૃત'માં કહ્યુ છે કે :—

'**जारिस सिद्ध सहावो, तारिस सहावो सव्वजीवाणं,**
**तह्मा सिद्धतरुई, कायव्वा भव्वजीवेहिं.**'

૬૦ દ્રવ્યકર્મનું નિમિત્ત પામીને ઉદયાદિક ભાવે જીવ પરિણમે છે, ભાવકર્મનું નિમિત્ત પામીને દ્રવ્યકર્મ પરિણમે છે કોઈ કોઈના ભાવના કર્તા નથી, તેમ કર્તા વિના થયાં નથી

૬૧ સર્વ પોતપોતાનો સ્વભાવ કરે છે, તેમ આત્મા પણ પોતાના જ ભાવનો કર્તા છે, પુદ્ગલ કર્મનો આત્મા કર્તા નથી, એ વીતરાગનાં વાકચ સમજવા યોગ્ય છે

૬૨ કર્મ પોતાના સ્વભાવાનુસાર યથાર્થ પરિણમે છે, જીવ પોતાના સ્વભાવાનુસાર તેમ ભાવ કર્મને કરે છે

૬૩ કર્મ જો કર્મ કરે, અને આત્મા આત્મત્વ જ કરે, તો પછી તેનુ ફળ કોણ ભોગવે? અને તે ફળ કર્મ કોને આપે?

૬૪ સ પૂર્ણ લોક પૂર્ણઅવગાઢપણે પુદ્ગલસમૂહથી ભર્યો છે, સૂક્ષ્મ અને બાદર એવા વિવિધ પ્રકારના અન ત સ્કધોથી

૬૫ આત્મા જ્યારે ભાવકર્મરૂપ પોતાનો સ્વભાવ કરે છે, ત્યારે ત્યા રહેલા પુદ્ગલપરમાણુઓ પોતાના સ્વભાવને લીધે કર્મભાવને પ્રાપ્ત થાય છે, અને એકબીજા એકક્ષેત્રાવગાહપણે અવગાઢતા પામે છે

૬૬ કોઈ કર્ત્તા નહી છતાં પુદ્ગલદ્રવ્યથી જેમ ઘણા સ્કંધોની ઉત્પત્તિ થાય છે, તેમ કર્મપણે પણ સ્વાભાવિકપણે પુદ્ગલદ્રવ્ય પરિણમે છે એમ જાણવુ

૬૭ જીવ અને પુદ્ગલસમૂહ અરસપરસ મજબૂત અવગાહિત છે યથાકાળે ઉદય થયે તેથી જીવ સુખદુ:ખરૂપ ફળ વેદે છે.

૬૮ તેથી કર્મભાવનો કર્ત્તા જીવ છે અને ભોક્તા પણ જીવ છે વેદક ભાવને લીધે કર્મફળ તે અનુભવે છે

૬૯ એમ કર્ત્તા અને ભોક્તા આત્મા પોતાના ભાવથી થાય છે મોહથી સારી રીતે આચ્છાદિત એવો તે જીવ સ સારમા પરિભ્રમણ કરે છે

૭૦ (મિથ્યાત્વ) મોહનો ઉપશમ થવાથી અથવા ક્ષય થવાથી વીતરાગના કહેલા માર્ગને પ્રાપ્ત થયેલો એવો ધીર, શુદ્ધ જ્ઞાનાચારવ ત નિર્વાણપુર પ્રત્યે જાય છે

૭૧–૭૨ એક પ્રકારથી, બે પ્રકારથી, ત્રણ પ્રકારથી, ચાર ગતિના પ્રકારથી, પાંચ ગુણોની મુખ્યતાથી, છકાયના પ્રકારથી, સાત ભ ગના ઉપયોગપણાથી, આઠ ગુણ અથવા આઠ કર્મરૂપ ભેદથી, નવ તત્ત્વથી, અને દશસ્થાનકથી જીવનુ નિરૂપણ છે

૭૩ પ્રકૃતિબ ધ, સ્થિતિબ ધ, અનુભાગબ ધ અને પ્રદેશબ ધથી સર્વથા મુક્ત થવાથી જીવ ઊર્ધ્વગમન કરે છે સ સાર અથવા કર્માવસ્થામાં વિદિશા વિના બીજી દિશાઓમાં જીવ ગમન કરે છે

૭૪ સ્કધ, સ્કધદેશ, સ્કધપ્રદેશ અને પરમાણુ એમ પુદ્ગલ અસ્તિકાય ચાર પ્રકારે જાણવો

૭૫ સકળ સમસ્ત તે 'સ્કધ', તેનું અર્ધ તે 'દેશ', તેનું વળી અર્ધ તે 'પ્રદેશ' અને અવિભાગી તે 'પરમાણુ'

૭૬ બાદર અને સૂક્ષ્મ પરિણામ પામવા યોગ્ય સ્કધમાં પૂરણ (પુરાવાનો), ગલન (ગળવાનો, છૂટા પડી જવાનો) સ્વભાવ જેનો છે તે પુદ્ગલના નામથી ઓળખાય છે તેના છ ભેદ છે, જેનાથી ત્રૈલોક્ય ઉત્પન્ન થાય છે.

૭૭ સર્વ સ્કધનું છેલ્લામાં છેલ્લું કારણ પરમાણુ છે. તે સત્, અસત્, એક, અવિભાગી અને મૂર્ત હોય છે

૭૮ વિવક્ષાએ કરીને મૂર્ત, ચાર ધાતુનું કારણ જે છે તે પરમાણુ જાણવા યોગ્ય છે, તે પરિણામી

મને તે જ વસ્તુની પ્રાપ્તિ થાય તે યોગ વર્તમાનમા પ્રાપ્ત થવાથી હે સખી ! મને પરમ શીતળતા થઈ બીજા પતિનો તો કોઈ કાળે વિયોગ પણ થાય, પણ આ મારા સ્વામીનો તો કોઈ પણ કાળે વિયોગ થાય જ નહી જ્યારથી તે સ્વામી પ્રસન્ન થયા ત્યારથી કોઈ પણ દિવસ સંગ છોડતા નથી એ સ્વામીના યોગનો સ્વભાવ સિદ્ધાંતમા 'સાદિઅનંત' એટલે તે યોગ થવાની આદિ છે, પણ કોઈ દિવસ તેનો વિયોગ થવાનો નથી, માટે અનંત છે, એમ કહ્યો છે, તેથી હવે મારે કોઈ પણ દિવસ તે પતિનો વિયોગ થશે જ નહી ૧

હે સખી ! આ જગતને વિષે પતિનો વિયોગ ન થાય તે અર્થે જે સ્ત્રીઓ નાના પ્રકારના ઉપાય કરે છે તે ઉપાય સાચા નથી, અને એમ મારા પતિની પ્રાપ્તિ થતી નથી તે ઉપાયનું મિથ્યાપણુ જણાવવા તેમાના થોડાએક તને કહું છુ —કોઈ એક તો પતિની સાથે કાષ્ઠમાં બળવા ઇચ્છે છે, કે જેથી તે પતિની સાથે મેળાપ જ રહે, પણ તે મેળાપનો કંઈ સંભવ નથી, કેમકે તે પતિ તો પોતાના કર્માનુસાર જે સ્થળને પ્રાપ્ત થવાનો હતો ત્યા થયો, અને સતી થઈ ને મળવા ઇચ્છે છે એવી તે સ્ત્રી પણ મેળાપને અર્થે એક ચિતામા બળી મરવા ઇચ્છે છે, તોપણ તે પોતાના કર્માનુસાર દેહને પ્રાપ્ત થવાની છે, બન્ને એક જ સ્થળે દેહ ધારણ કરે, અને પતિપત્નીરૂપે યોગ પામીને નિરંતર સુખ ભોગવે એવો કંઈ નિયમ નથી એટલે તે પતિનો વિયોગ થયો, વળી તેના યોગનો પણ અસંભવ રહ્યો, એવો પતિનો મેળાપ તે મે ખોટો ગણ્યો છે, કેમકે તેનું ઠામઠેકાણુ કંઈ નથી

અથવા પ્રથમ પદનો અર્થ એવો પણ થાય છે કે, પરમેશ્વરરૂપ પતિની પ્રાપ્તિને અર્થે કોઈ કાષ્ઠ ભક્ષણ કરે છે, એટલે પંચાગ્નિની ધૂણીઓ સળગાવી તેમા કાષ્ઠ હોમી તે અગ્નિનો પરિષહ સહન કરે છે, અને તેથી એમ સમજે છે કે પરમેશ્વરરૂપ પતિને પામીશુ, પણ તે સમજવુ ખોટુ છે, કેમકે પંચાગ્નિ તાપવામા તેની પ્રવૃત્તિ છે, તે પતિનું સ્વરૂપ જાણી, તે પતિને પ્રસન્ન થવાના કારણો જાણી, તે કારણોની ઉપાસના તે કરતા નથી માટે તે પરમેશ્વરરૂપ પતિને ક્યાથી પામશે ? તેની મતિ જેવા સ્વભાવમાં પરિણમી છે, તેવા જ પ્રકારની ગતિને તે પામશે, જેથી તે મેળાપનુ કંઈ ઠામઠેકાણુ નથી ૩

હે સખી ! કોઈ પતિને રીઝવવા માટે ઘણા પ્રકારના તપ કરે છે, પણ તે માત્ર શરીરને તાપ છે, એ પતિને રાજી કરવાનો માર્ગ મે ગણ્યો નથી, પતિને રંજન કરવાને તો બન્નેની ધાતુનો મેલાપ થવો તે છે કોઈ સ્ત્રી ગમે તેટલા કષ્ટથી તપશ્ચર્યા કરી પોતાના પતિને રીઝવવા ઇચ્છે તોપણ જ્યા સુધી તે સ્ત્રી પોતાની પ્રકૃતિ પતિની પ્રકૃતિના સ્વભાવાનુસાર કરી ન શકે ત્યા સુધી પ્રકૃતિના પ્રતિકૂલપણાને લીધે તે પતિ પ્રસન્ન ન જ થાય અને તે સ્ત્રીને માત્ર શરીરે ક્ષુધાદિ તાપની પ્રાપ્તિ થાય, તેમ કોઈ મુમુક્ષુની વૃત્તિ ભગવાનને પતિપણે પ્રાપ્ત કરવાની હોય તો તે ભગવાનના સ્વરૂપાનુસાર વૃત્તિ ન કરે અને અન્ય સ્વરૂપમા રુચિમાન છતા અનેક પ્રકારના તપ તપીને કષ્ટ સેવે, તોપણ તે ભગવાનને પામે નહી, કેમકે જેમ પતિપત્નીનો ખરો મેલાપ, અને ખરી પ્રસન્નતા ધાતુના એકત્વમા છે, તેમ હે સખી ! ભગવાનમા આ વૃત્તિને પતિપણુ સ્થાપન કરી તે અચળ રાખવુ હોય તો તે ભગવાનની સાથે ધાતુ-મેલાપ કરવો જ યોગ્ય છે, અર્થાત્ તે ભગવાન જે શુદ્ધચૈતન્યધાતુપણે પરિણમ્યા છે તેવી શુદ્ધચૈતન્ય વૃત્તિ કરવાથી જ તે ધાતુમાથી પ્રતિકૂલ સ્વભાવ નિવર્તવાથી ઐક્ય થવાનો સંભવ છે, અને તે જ ધાતુમેલાપથી તે ભગવાનરૂપ પતિની પ્રાપ્તિનો કોઈ પણ કાળે વિયોગ થવાનો નથી ૪

હે સખી ! કોઈ વળી એમ કહે છે કે આ જગત, જેનું સ્વરૂપ ઓળખવાનો લક્ષ ન થઈ શકે તેવા ભગવાનની લીલા છે, અને તે અલક્ષ ભગવાન સૌની ઇચ્છા પૂર્ણ કરે છે, તેથી તે એમ સમજીને આ જગત ભગવાનની લીલા માની, તે ભગવાનનો તે સ્વરૂપે મહિમા ગાવામા જ પોતાની ઇચ્છા પૂર્ણ થશે, ( એટલે ભગવાન પ્રસન્ન થઈને તેને વિષે લગ્નતા કરશે ) એમ માને છે, પણ તે ખોટુ

૯૬ ધર્મ, અધર્મ અને (લોક) આકાશ અપૃથક્‌ભૂત (એકક્ષેત્રાવગાહી) અને સરખાં પરિમાણવાળાં છે નિશ્ચયથી ત્રણે દ્રવ્યની પૃથક્ ઉપલબ્ધિ છે, પોતપોતાની સત્તાથી રહ્યાં છે એમ એકતા અનેકતા છે

૯૭ આકાશ, કાળ, જીવ, ધર્મ અને અધર્મ એ દ્રવ્યો મૂર્તતારહિત છે, અને પુદ્‌ગલદ્રવ્ય મૂર્ત છે. તેમા જીવ દ્રવ્ય ચેતન છે

૯૮ જીવ અને પુદ્‌ગલ એકબીજાને ક્રિયાના સહાયક છે બીજા દ્રવ્યો (તે પ્રકારે) સહાયક નથી જીવ પુદ્‌ગલદ્રવ્યના નિમિત્તથી ક્રિયાવાન હોય છે કાળના કારણથી પુદ્‌ગલ અનેક સ્કધપણે પરિણમે છે

૯૯ જીવને જે ઇન્દ્રિયગ્રાહ્ય વિષય છે તે પુદ્‌ગલદ્રવ્ય મૂર્ત છે, બાકીનાં અમૂર્ત છે મન પોતાના વિચારના નિશ્ચિતપણાથી બન્નેને જાણે છે

૧૦૦ કાળ પરિણામથી ઉત્પન્ન થાય છે પરિણામ કાળથી ઉત્પન્ન થાય છે બન્નેનો એમ સ્વભાવ છે 'નિશ્ચયકાળ'થી 'ક્ષણભ ગુરકાળ' હોય છે

૧૦૧ કાળ એવો શબ્દ સદ્‌ભાવનો બોધક છે, તેમાં એક નિત્ય છે, બીજો ઉત્પન્નવ્યયવાળો છે, અને દીર્ઘાતર સ્થાયી છે

૧૦૨ એ કાળ, આકાશ, ધર્મ, અધર્મ અને પુદ્‌ગલ તથા જીવ એ બધાને દ્રવ્ય એવી સજ્ઞા છે કાળને અસ્તિકાય એવી સ જ્ઞા નથી

૧૦૩ એમ નિર્ગ્રંથના પ્રવચનનું રહસ્ય એવો, આ ૫ચાસ્તિકાયના સ્વરૂપવિવેચનનો સક્ષેપ તે જે યથાર્થપણે જાણીને, રાગ અને દ્વેષથી મુક્ત થાય તે સર્વ દુ ખથી પરિમુક્ત થાય

૧૦૪ આ પરમાર્થને જાણીને જે મોહના હણનાર થયા છે અને જેણે રાગદ્વેષને શાત કર્યા છે તે જીવ સ સારની દીર્ઘ પર પરાનો નાશ કરી શુદ્ધાત્મપદમાં લીન થાય

ઇતિ પંચાસ્તિકાય પ્રથમ અધ્યાય

---

ॐ જિનાય નમ· નમઃ શ્રીસદ્‌ગુરવે

૧૦૫ મોક્ષના કારણ શ્રી ભગવાન મહાવીરને ભક્તિપૂર્વક મસ્તક નમાવી તે ભગવાનનો કહેલો પદાર્થપ્રભેદરૂપ મોક્ષનો માર્ગ કહું છું

૧૦૬ સમ્યક્ત્વ, આત્મજ્ઞાન અને રાગદ્વેષથી રહિત એવુ ચારિત્ર, સમ્યક્‌બુદ્ધિ જેને પ્રાપ્ત થયેલ છે, એવા ભવ્યજીવને મોક્ષમાર્ગ હોય

૧૦૭ તત્ત્વાર્થની પ્રતીતિ તે 'સમ્યક્ત્વ', તત્ત્વાર્થનું જ્ઞાન તે 'જ્ઞાન,' અને વિષયના વિમૂઢ માર્ગ પ્રત્યે શાતભાવ તે 'ચારિત્ર'.

૧૦૮ 'જીવ', 'અજીવ', 'પુણ્ય', 'પાપ', 'આશ્રવ', 'સ વર', 'નિર્જરા', 'બધ', અને 'મોક્ષ' એ ભાવો તે 'તત્ત્વ' છે

૧૦૯ 'સ સારસ્થ' અને 'સ સારરહિત' એમ બે પ્રકારના જીવો છે બન્ને ચૈતન્યોપયોગ લક્ષણ છે સ સારી દેહસહિત અને અસ સારી દેહરહિત જીવો છે

૧૧૦ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ જીવસ શ્રિત છે તે જીવોને મોહનું પ્રબળપણુ છે અને સ્પર્શઇન્દ્રિયના વિષયનુ તેને જ્ઞાન છે

૧૧૧ તેમા ત્રણ સ્થાવર છે અલ્પ યોગવાળા અગ્નિ અને વાયુકાય તે ત્રસ છે. તે મનના પરિણામથી રહિત 'એકઇન્દ્રિય જીવો' જાણવા.

(૩)[1]

પ્રથમ સ્તવનમાં ભગવાનમાં વૃત્તિ લીન થવારૂપ હર્ષ બતાવ્યો, પણ તે વૃત્તિ અખંડ અને પૂર્ણપણે લીન થાય તો જ આનંદઘનપદની પ્રાપ્તિ થાય, જેથી તે વૃત્તિના પૂર્ણપણાની ઇચ્છા કરતા છતા આનંદઘન બીજા તીર્થંકર શ્રી અજિતનાથની સ્તવના કરે છે જે પૂર્ણપણાની ઇચ્છા છે, તે પ્રાપ્ત થવામા જે જે વિઘ્ન દીઠા તે સંક્ષેપે ભગવાનને આનંદઘનજી આ બીજા સ્તવનમા નિવેદન કરે છે, અને પોતાનું પુરુષત્વ મંદ દેખી ખેદખિન્ન થાય છે એમ જણાવી પુરુષત્વ જાગ્રત રહે એવી ભાવના ચિંતવે છે

હે સખી! બીજા તીર્થંકર એવા અજિતનાથ ભગવાને પૂર્ણ લીનતાનો માર્ગ દર્શાવ્યો છે તે, અર્થાત્ જે સમ્યક્ ચરણરૂપ માર્ગ પ્રકાશ્યો છે તે, જોઉં છું, તો અજિત એટલે મારા જેવા નિર્બળ વૃત્તિના મુમુક્ષુથી જીતી ન શકાય એવો છે, ભગવાનનું અજિત એવું નામ છે તે તો સત્ય છે, કેમકે મોટા મોટા પરાક્રમી પુરુષો કહેવાય છે તેનાથી પણ જે ગુણના ધામરૂપ પંથનો જય થયો નથી, તે ભગવાને જય કર્યો હોવાથી ભગવાનનું તો અજિત નામ સાર્થક જ છે, અને અનંત ગુણના ધામરૂપ તે માર્ગને જીતવાથી ભગવાનનું ગુણધામપણુ સિદ્ધ છે હે સખી, પણ મારુ નામ પુરુષ કહેવાય છે, તે સત્ય નથી ભગવાનનું નામ અજિત છે જેમ તે તદ્દરૂપ ગુણને લીધે છે તેમ મારુ નામ પુરુષ તદ્દરૂપ ગુણને લીધે નથી કેમકે પુરુષ તો તેનું નામ કહેવાય કે જે પુરુષાર્થસહિત હોય, સ્વપરાક્રમ સહિત હોય, પણ હુ તો તેમ નથી માટે ભગવાનને કહુ છુ કે હે ભગવાન! તમારુ નામ અજિત તે તો સાચુ છે, પણ મારુ નામ પુરુષ તે તો ખોટુ છે કેમકે રાગ, દ્વેષ, અજ્ઞાન, ક્રોધ, માન, માયા, લોભ આદિ દોષનો તમે જય કર્યો તેથી તમે અજિત કહેવાવા યોગ્ય છો, પણ તે જ દોષોએ મને જીતી લીધો છે, માટે મારુ નામ પુરુષ શેનુ કહેવાય? ૧

હે સખી! તે માર્ગ પામવાને માટે દિવ્ય નેત્ર જોઈએ ચર્મ નેત્રે કરીને જોતો છતો તો સમસ્ત સંસાર ભૂલ્યો છે તે પરમ તત્ત્વનો વિચાર થવાને માટે જે દિવ્ય નેત્ર જોઈએ તે દિવ્ય નેત્રનો, નિશ્ચય કરીને વર્તમાનકાળમા વિયોગ થઈ પડ્યો છે

હે સખી! તે અજિત ભગવાને અજિત થવાને અર્થે લીધેલો માર્ગ કંઈ આ ચર્મચક્ષુથી દેખાય નહી કેમકે તે માર્ગ દિવ્ય છે, અને અંતરાત્મદૃષ્ટિથી જ અવલોકન કરી શકાય એવો છે જેમ એક ગામથી બીજે ગામ જવાને પૃથ્વીતળ પર સડક વગેરે માર્ગ હોય છે, તેમ આ માર્ગ કંઈ એક ગામથી બીજે ગામ જવાના માર્ગની પેઠે બાહ્ય માર્ગ નથી, અથવા ચર્મચક્ષુએ જોતા તે જણાય એવો નથી, ચર્મચક્ષુથી કંઈ તે અતીંદ્રિય માર્ગ ન દેખાય ૨

[અપૂર્ણ]

---

[૬૯૩] ૭૫૪ સંવત ૧૯૫૩

હે જ્ઞાતપુત્ર ભગવન્! કાળની બલિહારી છે આ ભારતના હીનપુણ્યી મનુષ્યોને તારુ સત્ય, અખંડ અને પૂર્વાપર અવિરોધ શાસન ક્યાથી પ્રાપ્ત થાય? થવામા આવાં વિઘ્નો ઉત્પન્ન થયા, તારા બોધેલા શાસ્ત્રો કલ્પિત અર્થથી વિરાધ્યા, કેટલાંક સમૂળગા ખંડ્યા ધ્યાનનું કાર્ય, સ્વરૂપનું કારણ એ જે તારી પ્રતિમા તેથી કટાક્ષદૃષ્ટિએ લાખોગમે લોકો વળ્યાં, તારા પછી પરંપરાએ જે આચાર્ય-

---

[1] બીજુ શ્રી અજિતજિન સ્તવન,

પંથડો નિહાળુ રે બીજા જિન તણો રે, અજિત અજિત ગુણધામ,
જે તે જીત્યા રે, તેણે હુ જીતિયો રે, પુરુષ કિશ્યુ મુજ નામ? પંથડો૦ ૧
ચરમ નયણ કરી મારગ જોવતાં રે, ભૂલ્યો સયલ સંસાર,
જેણે નયણે કરી મારગ જોવિયે રે, નયણ તે દિવ્ય વિચાર. પંથડો૦ ૨

૧૩૧ અજ્ઞાન, રાગદ્વેષ અને ચિત્તપ્રસન્નતા જે જે ભાવમાં વર્તે છે, તેથી શુભ કે અશુ
પરિણામ થાય છે.

૧૩૨ જીવને શુભ પરિણામથી પુણ્ય થાય છે, અને અશુભ પરિણામથી પાપ થાય છે તેના
શુભાશુભ પુદ્ગલના ગ્રહણરૂપ કર્મપણું પ્રાપ્ત થાય છે.

૧૩૩, ૧૩૪, ૧૩૫, ૧૩૬

૧૩૭ તૃષાતુરને, ક્ષુધાતુરને, રોગીને અથવા બીજા દુ ખી મનના જીવને તેનું દુ ખ મટાડવા
ઉપાયની ક્રિયા કરવામા આવે તેનું નામ 'અનુકંપા'.

૧૩૮ ક્રોધ, માન, માયા અને લોભની મીઠાશ જીવને ક્ષોભ પમાડે છે અને પાપભાવ
ઉત્પત્તિ કરે છે

૧૩૯ ઘણા પ્રમાદવાળી ક્રિયા, ચિત્તની મલિનતા, ઇન્દ્રિયવિષયમા લુબ્ધતા, બીજા જીવોં
દુ.ખ દેવું, તેનો અપવાદ બોલવો એ આદિ વર્તનથી જીવ 'પાપ-આસ્રવ' કરે છે

૧૪૦ ચાર સંજ્ઞા, કૃષ્ણાદિ ત્રણ લેશ્યા, ઇન્દ્રિયવશતા, આર્ત અને રૌદ્ર-ધ્યાન, દુષ્ટભાવવાળ
ધર્મક્રિયામાં મોહ એ 'ભાવ પાપ-આસ્રવ' છે

૧૪૧ ઇન્દ્રિયો, કષાય અને સંજ્ઞાનો જય કરવાવાળો કલ્યાણકારી માર્ગ જીવને જે કાળે
વર્તે છે તે કાળે જીવને પાપ-આસ્રવરૂપ છિદ્રનો નિરોધ છે એમ જાણવું

૧૪૨ જેને સર્વ દ્રવ્ય પ્રત્યે રાગ, દ્વેષ તેમજ અજ્ઞાન વર્તતુ નથી એવા સુખદુ ખને વિષે
સમાનદૃષ્ટિના ધણી નિર્ગ્રંથ મહાત્માને શુભાશુભ આસ્રવ નથી

૧૪૩ જે સંયમીને જ્યારે યોગમા પુણ્ય પાપની પ્રવૃત્તિ નથી ત્યારે તેને શુભાશુભકર્મકર્તૃત્વનો
'સંવર' છે, 'નિરોધ' છે

૧૪૪ યોગનો નિરોધ કરીને જે તપશ્ચર્યા કરે છે તે નિશ્ચય બહુ પ્રકારનાં કર્મોની
'નિર્જરા' કરે છે

૧૪૫ જે આત્માર્થનો સાધનાર સંવરયુક્ત, આત્મસ્વરૂપ જાણીને તદ્રૂપ ધ્યાન કરે છે તે
મહાત્મા સાધુ કર્મરજને ખંખેરી નાંખે છે

૧૪૬ જેને રાગ, દ્વેષ તેમ જ મોહ અને યોગપરિણમન વર્તતા નથી તેને શુભાશુભ કર્મને
બાળીને ભસ્મ કરવાવાળો ધ્યાનરૂપી અગ્નિ પ્રગટે

૧૪૭, ૧૪૮, ૧૪૯, ૧૫૦, ૧૫૧

૧૫૨ દર્શનજ્ઞાનથી ભરપૂર, અન્ય દ્રવ્યના સંસર્ગથી રહિત એવુ ધ્યાન નિર્જરાહેતુથી ધ્યાવે
છે તે મહાત્મા 'સ્વભાવસહિત' છે

૧૫૩ જે સંવરયુક્ત સર્વ કર્મની નિર્જરા કરતો છતો વેદનીય અને આયુષ્યકર્મથી રહિત
થાય તે મહાત્મા તે જ ભવે 'મોક્ષ' પામે

૧૫૪ જીવનો સ્વભાવ અપ્રતિહત જ્ઞાનદર્શન છે તેનું અનન્યમય આચરણ (શુદ્ધનિશ્ચયમય
એવો સ્થિર સ્વભાવ) તે 'નિર્મલ ચારિત્ર' સર્વજ્ઞ વીતરાગદેવે કહ્યુ છે

૧૫૫ વસ્તુપણે આત્માનો સ્વભાવ નિર્મલ જ છે, ગુણ અને પર્યાય પરસમયપરિણામીપણે
અનાદિથી પરિણમ્યા છે તે દૃષ્ટિથી અનિર્મલ છે જો તે આત્મા સ્વસમયને પ્રાપ્ત થાય તો કર્મ
બંધથી રહિત થાય

૧૫૬ જે પરદ્રવ્યને વિષે શુભ અથવા અશુભ રાગ કરે છે તે જીવ 'સ્વચારિત્ર'થી ભ્રષ્ટ છે અને
'પરચારિત્ર' આચરે છે એમ જાણવુ.

જે વિચારવાનો દુઃખનું યથાર્થ મૂળકારણ વિચારવા ઊઠ્યા, તેમા પણ કોઈક જ તેનું યથાર્થ સમાધાન પામ્યા અને ઘણા યથાર્થ સમાધાન નહી પામતા છતાં મતિવ્યામોહાદિ કારણથી યથાર્થ સમાધાન પામ્યા છીએ એમ માનવા લાગ્યા અને તે પ્રમાણે ઉપદેશ કરવા લાગ્યા અને ઘણા લોકો તેને અનુસરવા પણ લાગ્યા જગતમાં જુદા જુદા ધર્મમત જોવામાં આવે છે તેની ઉત્પત્તિનું મુખ્ય કારણ એ જ છે

'ધર્મથી દુ ખ મટે' એમ ઘણાખરા વિચારવાનોની માન્યતા થઈ પણ ધર્મનું સ્વરૂપ સમજવામાં એકબીજામા ઘણો તફાવત પડ્યો ઘણા તો પોતાનો મૂળ વિષય ચૂકી ગયા, અને ઘણા તો તે વિષયમાં મતિ થાકવાથી અનેક પ્રકારે નાસ્તિકાદિ પરિણામોને પામ્યા

દુઃખના મૂળ કારણ અને તેની શી રીતે પ્રવૃત્તિ થઈ તેના સ બ ધમાં થોડાક મુખ્ય અભિપ્રાયો અત્રે સ ક્ષેપમા જણાવવામાં આવે છે

દુ ખ શુ છે? તેનાં મૂળ કારણો શુ છે? અને તે શાથી મટી શકે? તે સ બ ધી જિનો એટલે વીતરાગોએ પોતાનો જે મત દર્શાવ્યો છે તે અહી સ ક્ષેપમાં કહીએ છીએ:

હવે, તે યથાર્થ છે કે કેમ? તેનું અવલોકન કરીએ છીએ

જે ઉપાયો દર્શાવ્યા તે સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન, અને સમ્યક્ચારિત્ર અથવા તે ત્રણેનું એક નામ 'સમ્યક્મોક્ષ'

સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન, અને સમ્યક્ચારિત્રમા સમ્યક્દર્શનની મુખ્યતા ઘણે સ્થળે તે વીતરાગોએ કહી છે, જોકે સમ્યક્જ્ઞાનથી જ સમ્યક્દર્શનનું પણ ઓળખાણ થાય છે, તોપણ સમ્યક્દર્શનની પ્રાપ્તિ વગરનું જ્ઞાન સ સાર એટલે દુ ખના હેતુરૂપે હોવાથી સમ્યક્દર્શનનું મુખ્યપણું ગ્રહણ કર્યું છે

જેમ જેમ સમ્યક્દર્શન શુદ્ધ થતું જાય છે, તેમ તેમ સમ્યક્ચારિત્ર પ્રત્યે વીર્ય ઉલ્લસતું જાય છે, અને ક્રમે કરીને સમ્યક્ચારિત્રની પ્રાપ્તિ થવાનો વખત આવે છે, જેથી આત્મામા સ્થિર સ્વભાવ સિદ્ધ થતો જાય છે, અને ક્રમે કરીને પૂર્ણ સ્થિર સ્વભાવ પ્રગટે છે, અને આત્મા નિજપદમાં લીન થઈ સર્વકર્મકલ કથી રહિત થવાથી એક શુદ્ધ આત્મસ્વભાવરૂપ મોક્ષમા પરમ અવ્યાબાધ સુખના અનુભવ-સમુદ્રમાં સ્થિત થાય છે

સમ્યક્દર્શનની પ્રાપ્તિથી જેમ જ્ઞાન સમ્યક્સ્વભાવને પામે છે એ સમ્યક્દર્શનનો પરમ ઉપકાર છે, તેમ સમ્યક્દર્શન ક્રમે કરી શુદ્ધ થતું જઈ પૂર્ણ સ્થિર સ્વભાવ સમ્યક્ચારિત્રને પ્રાપ્ત થાય તેને અર્થે સમ્યક્જ્ઞાનના બળની તેને ખરેખરી આવશ્યકતા છે તે સમ્યક્જ્ઞાનપ્રાપ્તિનો ઉપાય વીતરાગશ્રુત અને તે શ્રુતતત્ત્વોપદેષ્ટા મહાત્મા છે

વીતરાગશ્રુતના પરમ રહસ્યને પ્રાપ્ત થયેલા અસંગ અને પરમકરુણાશીળ મહાત્માનો યોગ પ્રાપ્ત થવો અતિશય કઠણ છે મહદ્ભાગ્યોદયના યોગથી જ તે યોગ પ્રાપ્ત થાય છે એમાં સ શય નથી કહ્યું છે કે,—

तहा रुवाण समणाण-

તે શ્રમણમહાત્માઓના પ્રવૃત્તિલક્ષણ પરમપુરુષે આ પ્રમાણે કહ્યાં છે.—

અભ્ય તરદશાના ચિહ્ન તે મહાત્માઓનાં પ્રવૃત્તિલક્ષણથી નિર્ણીત કરી શકાય; જોકે પ્રવૃત્તિ-

[ ૭૦૩ ] ૭૬૭ વવાણિયા, ચૈત્ર સુદ ૩, રવિ, ૧૯૫૩

પરમભક્તિથી સ્તુતિ કરનાર પ્રત્યે પણ જેને રાગ નથી અને પરમદ્વેષથી પરિષહ ઉપસર્ગ કરનાર પ્રત્યે પણ જેને દ્વેષ નથી, તે પુરુષરૂપ ભગવાનને વારંવાર નમસ્કાર

અદ્વેષવૃત્તિથી વર્તવું યોગ્ય છે, ધીરજ કર્તવ્ય છે

મુનિ દેવકીર્ણજીને 'આચારાંગ' વાંચતાં સાધુનો દીર્ઘશંકાદિ કારણોમાં પણ ઘણો સાંકડો માર્ગ જોવામાં આવ્યો, તે પરથી એમ આશંકા થઈ કે એટલી બધી સંકડાશ એવી અલ્પ ક્રિયામાં પણ રાખવાનું કારણ શું હશે ? તે આશંકાનું સમાધાન:—

સતત અંતર્મુખ ઉપયોગે સ્થિતિ એ જ નિર્ગ્રંથનો પરમ ધર્મ છે એક સમય પણ ઉપયોગ બહિર્મુખ કરવો નહીં એ નિર્ગ્રંથનો મુખ્ય માર્ગ છે, પણ તે સંયમાર્થે દેહાદિ સાધન છે તેના નિર્વાહને અર્થે સહજ પણ પ્રવૃત્તિ થવા યોગ્ય છે કંઈ પણ તેવી પ્રવૃત્તિ કરતાં ઉપયોગ બહિર્મુખ થવાનું નિમિત્ત છે, તેથી તે પ્રવૃત્તિ અંતર્મુખ ઉપયોગ પ્રત્યે રહ્યા કરે એવા પ્રકારમાં ગ્રહણ કરાવી છે, કેવળ અને સહજ અંતર્મુખ ઉપયોગ તો મુખ્યતાએ કેવળ ભૂમિકા નામે તેરમે ગુણસ્થાનકે હોય છે અને નિર્મળ વિચારધારાના બળવાનપણા સહિત અંતર્મુખ ઉપયોગ સાતમે ગુણસ્થાનકે હોય છે પ્રમાદથી તે ઉપયોગ સ્ખલિત થાય છે, અને કંઈક વિશેષ અંશમાં સ્ખલિત થાય તો વિશેષ બહિર્મુખ ઉપયોગ થઈ ભાવઅસંયમપણે ઉપયોગની પ્રવૃત્તિ થાય છે તે ન થવા દેવાને અને દેહાદિ સાધનના નિર્વાહની પ્રવૃત્તિ પણ ન છોડી શકાય એવી હોવાથી તે પ્રવૃત્તિ અંતર્મુખ ઉપયોગે થઈ શકે એવી અદ્ભુત સંકળનાથી ઉપદેશી છે, જેને પાંચ સમિતિ કહેવાય છે

જેમ આજ્ઞા આપી છે તેમ આજ્ઞાના ઉપયોગપૂર્વક ચાલવું પડે તો ચાલવું, જેમ આજ્ઞા આપી છે તેમ આજ્ઞાના ઉપયોગપૂર્વક બોલવું પડે તો બોલવું, જેમ આજ્ઞા આપી છે તેમ આજ્ઞાના ઉપયોગપૂર્વક આહારાદિ ગ્રહણ કરવું, જેમ આજ્ઞા આપી છે તેમ આજ્ઞાના ઉપયોગપૂર્વક વસ્ત્રાદિનું લેવું મૂકવું, જેમ આજ્ઞા આપી છે તેમ આજ્ઞાના ઉપયોગપૂર્વક દીર્ઘશંકાદિ શરીરમળનો ત્યાગ કરવા યોગ્ય ત્યાગ કરવો એ પ્રકારે પ્રવૃત્તિરૂપ પાંચ સમિતિ કહી છે જે જે સંયમમાં પ્રવર્તવાના બીજા પ્રકારો ઉપદેશ્યા છે, તે તે સર્વ આ પાંચ સમિતિમાં સમાય છે, અર્થાત્ જે કંઈ નિર્ગ્રંથને પ્રવૃત્તિ કરવાની આજ્ઞા આપી છે, તે પ્રવૃત્તિમાંથી જે પ્રવૃત્તિ ત્યાગ કરવી અશક્ય છે, તેની જ આજ્ઞા આપી છે, અને તે એવા પ્રકારમાં આપી છે કે મુખ્ય હેતુ જે અંતર્મુખ ઉપયોગ તેને જેમ અસ્ખલિતતા રહે તેમ આપી છે તે જ પ્રમાણે વર્તવામાં આવે તો ઉપયોગ સતત જાગ્રત રહ્યા કરે, અને જે જે સમયે જીવની જેટલી જેટલી જ્ઞાનશક્તિ તથા વીર્યશક્તિ છે તે તે અપ્રમત્ત રહ્યા કરે

દીર્ઘશંકાદિ ક્રિયાએ પ્રવર્તતાં પણ અપ્રમત્ત સંયમદૃષ્ટિ વિસ્મરણ ન થઈ જાય તે હેતુએ તેવી તેવી સંકડાશવાળી ક્રિયા ઉપદેશી છે, પણ સત્પુરુષની દૃષ્ટિ વિના તે સમજાતી નથી આ રહસ્યદૃષ્ટિ સંક્ષેપમાં લખી છે, તે પર ઘણો ઘણો વિચાર કર્તવ્ય છે સર્વ ક્રિયામાં પ્રવર્તતાં આ દૃષ્ટિ સ્મરણમાં આણવાનો લક્ષ રાખવા યોગ્ય છે

શ્રી દેવકીર્ણજી આદિ સર્વ મુનિઓએ આ પત્ર વારંવાર અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે શ્રી લલ્લુજી આદિ મુનિઓને નમસ્કાર પ્રાપ્ત થાય કર્મગ્રંથની વાચના પૂરી થયે ફરી આવર્તન કરી અનુપ્રેક્ષા કર્તવ્ય છે.

બની જ શકતો નથી, ત્યા પણ વિશુદ્ધ દૃષ્ટિવાનને વીતરાગશ્રુત પરમોપકારી છે, અને તે જ અર્થે થઈને મહત્પુરુષોએ એક શ્લોકથી માંડી દ્વાદશાગપર્યંત રચના કરી છે

તે દ્વાદશાગના મૂળ ઉપદેષ્ટા સર્વજ્ઞ વીતરાગ છે, કે જેના સ્વરૂપનું મહાત્માપુરુષો નિરંતર ધ્યાન કરે છે, અને તે પદની પ્રાપ્તિમા જ સર્વસ્વ સમાયલુ છે એમ પ્રતીતિથી અનુભવે છે. સર્વજ્ઞ વીતરાગનાં વચનને ધારણ કરીને મહત્ આચાર્યોએ દ્વાદશાગની રચના કરી હતી, અને તદાશ્રિત આજ્ઞાકિત મહાત્માઓએ બીજા અનેક નિર્દોષ શાસ્ત્રોની રચના કરી છે આ પ્રમાણે દ્વાદશાંગનાં નામ છે :—

(૧) આચારાંગ, (૨) સૂત્રકૃતાગ, (૩) સ્થાનાગ, (૪) સમવાયાંગ, (૫) ભગવતી, (૬) જ્ઞાતાધર્મકથાંગ, (૭) ઉપાસકદશાગ, (૮) અંતકૃતદશાંગ, (૯) અનુત્તરૌપપાતિક, (૧૦) પ્રશ્નવ્યાકરણ, (૧૧) વિપાક અને (૧૨) દૃષ્ટિવાદ.

તેમાં આ પ્રમાણે નિરૂપણ છે :—

કાળદોષથી ઘણાં સ્થળો તેમાંથી વિસર્જન થઈ ગયાં, અને માત્ર અલ્પ સ્થળો રહ્યાં.

જે અલ્પ સ્થળો રહ્યા તેને એકાદશાંગને નામે શ્વેતામ્બર આચાર્યો કહે છે. દિગમ્બરો તેમાં અનુમત નહી થતા એમ કહે છે કે,—

વિસંવાદ કે મતાગ્રહની દૃષ્ટિએ તેમાં બન્ને કેવળ ભિન્ન ભિન્ન માર્ગની પેઠે જોવામાં આવે છે. દીર્ઘદૃષ્ટિએ જોતા તેના જુદાં જ કારણો જોવામા આવે છે.

ગમે તેમ હો, પણ આ પ્રમાણે બન્ને બહુ નજીકમાં આવી જાય છે:

વિવાદના ઘણા સ્થળો તો અપ્રયોજન જેવા છે, પ્રયોજન જેવા છે તે પણ પરોક્ષ છે.

અપાત્ર શ્રોતાને દ્રવ્યાનુયોગાદિ ભાવ ઉપદેશવાથી નાસ્તિકાદિ ભાવો ઉત્પન્ન થવાનો વખત આવે છે, અથવા શુષ્કજ્ઞાની થવાનો વખત આવે છે

હવે, આ પ્રસ્તાવના અત્રે સંક્ષેપીએ છીએ, અને જે મહાત્માપુરુષે —

આ પ્રમાણે સુપ્રતીત થાય તો

हिंसा रहिए धम्मे । अठ्ठारस दोस विवज्जिए देवे ॥
निग्गंथे पवयणे । सद्दहणं होई सम्मत्तं ॥ १ ॥

જ્ઞાનનું બીજુ નામ અજ્ઞાન હોય તો જેમ જ્ઞાનથી મોક્ષ થાય એમ કહ્યું છે, તેમ અજ્ઞાનથી પણ મોક્ષ થવો જોઈએ, તેમ જ મુક્ત જીવમા પણ જ્ઞાન કહ્યુ છે, તેમ અજ્ઞાન પણ કહેવું જોઈએ, એમ આશકા કરી છે, તેનું આ પ્રમાણે સમાધાન છે.—

આંટી પડવાથી ગૂચાયેલુ સૂત્ર અને આટી નીકળી જવાથી વગર ગૂચાયેલુ સૂત્ર એ બન્ને સૂત્ર જ છે, છતા આટીની અપેક્ષાથી ગૂચાયેલુ સૂત્ર, અને વગર ગુચાયેલુ સૂત્ર એમ કહેવાય છે, તેમ મિથ્યાત્વજ્ઞાન તે 'અજ્ઞાન' અને સમ્યગ્જ્ઞાન તે 'જ્ઞાન' એમ પરિભાષા કરી છે, પણ મિથ્યાત્વજ્ઞાન તે જડ અને સમ્યગ્જ્ઞાન તે ચેતન એમ નથી જેમ આટીવાળુ સૂત્ર અને આટી વગરનું સૂત્ર બન્ને સૂત્ર જ છે, તેમ મિથ્યાત્વજ્ઞાનથી સસારપરિભ્રમણ થાય અને સમ્યગ્જ્ઞાનથી મોક્ષ થાય જેમ અત્રેથી પૂર્વ દિશા તરફ દશ ગાઉ ઉપર એક ગામ છે, ત્યા જવાને અર્થે નીકળેલો માણસ દિશાભ્રમથી પૂર્વને બદલે પશ્ચિમ તરફ ચાલ્યો જાય, તો તે પૂર્વ દિશાવાળુ ગામ પ્રાપ્ત ન થાય, પણ તેથી તેણે ચાલવા રૂપ ક્રિયા કરી નથી એમ કહી ન શકાય, તેમ જ દેહ અને આત્મા જુદા છતા દેહ અને આત્મા એક જાણ્યા છે તે જીવ દેહબુદ્ધિએ કરી સંસારપરિભ્રમણ કરે છે, પણ તેથી તેણે જાણવારૂપ કાર્ય કર્યું નથી એમ કહી ન શકાય પૂર્વથી પશ્ચિમમા ચાલ્યો છે, એ પૂર્વને પશ્ચિમ માનવારૂપ જેમ ભ્રમ છે, તેમ દેહ અને આત્મા જુદા છતા બેયને એક માનવારૂપ ભ્રમ છે, પણ પશ્ચિમમા જતા, ચાલતા જેમ ચાલવારૂપ સ્વભાવ છે, તેમ દેહ અને આત્માને એક માનવામાં પણ જાણવારૂપ સ્વભાવ છે જેમ પૂર્વને બદલે પશ્ચિમને પૂર્વ માનેલ છે, તે ભ્રમ તથારૂપ હેતુસામગ્રી મળ્યે સમજવાથી પૂર્વ પૂર્વ જ સમજાય છે, અને પશ્ચિમ પશ્ચિમ જ સમજાય છે, ત્યારે તે ભ્રમ ટળી જાય છે, અને પૂર્વ તરફ ચાલવા લાગે છે, તેમ દેહ અને આત્માને એક માનેલ છે, તે સદ્ગુરુ ઉપદેશાદિ સામગ્રી મળ્યે બન્ને જુદા છે, એમ યથાર્થ સમજાય છે, ત્યારે ભ્રમ ટળી જઈ આત્મા પ્રત્યે જ્ઞાનોપયોગ પરિણમે છે ભ્રમમા પૂર્વને પશ્ચિમ અને પશ્ચિમને પૂર્વ માન્યા છતાં પૂર્વ તે પૂર્વ અને પશ્ચિમ તે પશ્ચિમ દિશા જ હતી, માત્ર ભ્રમથી વિપરીત ભાસતુ હતુ, તેમ અજ્ઞાનમાં પણ દેહ તે દેહ અને આત્મા તે આત્મા જ છતા તેમ ભાસતા નથી એ વિપરીત ભાસવું-છે તે યથાર્થ સમજાયે, ભ્રમ નિવૃત્ત થવાથી દેહ દેહ જ ભાસે છે, અને આત્મા આત્મા જ ભાસે છે, અને જાણવારૂપ સ્વભાવ વિપરીતપણાને ભજતો હતો તે સમ્યક્પણાને ભજે છે દિશાભ્રમ વસ્તુતાએ કંઈ નથી અને ચાલવારૂપ ક્રિયાથી ઇચ્છિત ગામ પ્રાપ્ત થતુ નથી, તેમ મિથ્યાત્વ પણ વસ્તુતાએ કંઈ નથી, અને તે સાથે જાણવારૂપ સ્વભાવ પણ છે, પણ સાથે મિથ્યાત્વરૂપ ભ્રમ હોવાથી સ્વસ્વરૂપતામાં પરમસ્થિતિ થતી નથી દિશાભ્રમ ટળ્યેથી ઇચ્છિત ગામ તરફ વળતા પછી મિથ્યાત્વ પણ નાશ પામે છે, અને સ્વસ્વરૂપ શુદ્ધ જ્ઞાનાત્મપદમાં સ્થિતિ થઈ શકે એમાં કંઈ સંદેહનું ઠેકાણુ નથી

---

[૭૦૫] ૭૭૧ વવાણિયા, ચૈત્ર સુદ ૫, ૧૯૫૩

[1]ગયા કાગળમા અત્રેથી ત્રણ પ્રકારના સમકિત જણાવ્યા હતા તે ત્રણે સમકિતમાથી ગમે તે સમકિત પામ્યાથી જીવ વધારેમા વધારે પંદર ભવે મોક્ષ પામે જઘન્ય તે ભવે પણ મોક્ષ થાય, અને જો તે સમકિત વમે, તો વધારેમા વધારે અર્ધ પુદ્ગલપરાવર્તનકાળ સુધી સંસારપરિભ્રમણ કરીને પણ મોક્ષ પામે સમકિત પામ્યા પછી વધારેમા વધારે-અર્ધ પુદ્ગલપરાવર્તન સંસાર હોય.

ક્ષયોપશમ સમકિત અથવા ઉપશમ સમકિત હોય, તો તે જીવ વમી શકે, પણ ક્ષાયિક સમકિત હોય તો તે વમાય નહી, ક્ષાયિક સમકિતી જીવ તે જ ભવે મોક્ષ પામે, વધારે ભવ કરે તો ત્રણ ભવ કરે, અને કોઈ એક જીવની અપેક્ષાએ ક્વચિત્ ચાર ભવ થાય યુગલિયાનું આયુષ બંધાયા પછી

૧. જુઓ પત્ર ૭૫૧.

માન એવા સિદ્ધ ભગવાન, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, અને વીર્ય એવા મોક્ષના પાંચ આચાર જેના આચરણમાં પ્રવર્તમાન છે અને બીજા ભવ્ય જીવોને તે આચારમા પ્રવર્તાવે છે એવા આચાર્ય ભગવાન, દ્વાદશાંગના અભ્યાસી અને તે શ્રુત શબ્દ, અર્થ અને રહસ્યથી અન્ય ભવ્ય જીવોને અધ્યયન કરાવનાર એવા ઉપાધ્યાય ભગવાન, મોક્ષમાર્ગને આત્મજાગૃતિપૂર્વક સાધતા એવા સાધુ ભગવાનને હું પરમ ભક્તિથી નમસ્કાર કરુ છું

શ્રી ઋષભદેવથી શ્રી મહાવીરપર્યંત વર્તમાન ભરતક્ષેત્રના ચોવીશ તીર્થંકરોના પરમ ઉપકારને વાર વાર સભારુ છુ

શ્રીમાન વર્ધમાનજિન વર્તમાનકાળના ચરમ તીર્થંકરદેવની શિક્ષાથી હાલ મોક્ષમાર્ગનુ અસ્તિત્વ વર્તે છે એ તેમના ઉપકારને સુવિહિત પુરુષો વાર વાર આશ્ચર્યમય દેખે છે

કાળના દોષથી અપાર શ્રુતસાગરનો ઘણો ભાગ વિસર્જન થતો ગયો અને બિંદુમાત્ર અથવા અલ્પમાત્ર વર્તમાનમા વિદ્યમાન છે

ઘણાં સ્થળો વિસર્જન થવાથી, ઘણાં સ્થળોમા સ્થૂળનિરૂપણ રહ્યુ હોવાથી નિર્ગ્રંથભગવાનના તે શ્રુતનો પૂર્ણ લાભ વર્તમાન મનુષ્યોને આ ક્ષેત્રે પ્રાપ્ત થતો નથી

ઘણા મતમતાતરાદિ ઉત્પન્ન થવાનો હેતુ પણ એ જ છે, અને તેથી જ નિર્મળ આત્મતત્ત્વના અભ્યાસી મહાત્માઓની અલ્પતા થઈ

શ્રુત અલ્પ રહ્યા છતા, મતમતાતર ઘણાં છતા, સમાધાનના *કેટલાક સાધનો પરોક્ષ છતા, મહાત્માપુરુષોનું કવચિતત્વ છતા, હે આર્યજનો! સમ્યક્‌દર્શન, શ્રુતનું રહસ્ય એવો પરમપદનો પથ, આત્માનુભવના હેતુ, સમ્યક્‌ચારિત્ર અને વિશુદ્ધ આત્મધ્યાન આજે પણ વિદ્યમાન છે, એ પરમ હર્ષનું કારણ છે

વર્તમાનકાળનું નામ દુષમકાળ છે તેથી દુખે કરીને, – ઘણા અતરાયથી, પ્રતિકૂળતાથી, સાધનનું દુર્લભપણુ હોવાથી, – મોક્ષમાર્ગની પ્રાપ્તિ થાય છે, પણ વર્તમાનમા મોક્ષમાર્ગનો વિચ્છેદ છે, એમ ચિંતવવું જોઈતુ નથી.

પચમકાળમા થયેલા મહર્ષિઓએ પણ એમ જ કહ્યુ છે તે પ્રમાણે પણ અત્રે કહુ છુ

સૂત્ર અને બીજા પ્રાચીન આચાર્યે તદનુસાર રચેલા ઘણાં શાસ્ત્રો વિદ્યમાન છે સુવિહિત પુરુષોએ તો હિતકારી મતિથી જ રચ્યા છે કોઈ મતવાદી, હઠવાદી અને શિથિલતાના પોષક પુરુષોએ રચેલાં કોઈ પુસ્તકો સૂત્રથી અથવા જિનાચારથી મળતા ન આવતા હોય અને પ્રયોજનની મર્યાદાથી બાહ્ય હોય, તે પુસ્તકોના ઉદાહરણથી પ્રાચીન સુવિહિત આચાર્યોનાં વચનોને ઉત્થાપવાનું પ્રયત્ન ભવભીરુ મહાત્માઓ કરતા નથી, પણ તેથી ઉપકાર થાય છે, એમ જાણી તેનું બહુમાન કરતા છતા યથાયોગ્ય સદુપયોગ કરે છે

દિગબર અને શ્વેતાબર એવા બે ભેદ જિનદર્શનમા મુખ્ય છે મતદૃષ્ટિથી તેમા મોટો અતર જોવામાં આવે છે તત્ત્વદૃષ્ટિથી તેવો વિશેષ ભેદ જિનદર્શનમા મુખ્યપણે પરોક્ષ છે, જે પ્રત્યક્ષ કાર્ય-ભૂત થઈ શકે તેવા છે, તેમા તેવો ભેદ નથી, માટે બન્ને સંપ્રદાયમાં ઉત્પન્ન થતા ગુણવાન પુરુષો સમ્યગ્દૃષ્ટિથી જુએ છે, અને જેમ તત્ત્વપ્રતીતિનો અંતરાય ઓછો થાય તેમ પ્રવર્તે છે

જૈનાભાસથી પ્રવર્તેલા મતમતાતરો બીજા ઘણા છે, તેનું સ્વરૂપ નિરૂપણ કરતા પણ વૃત્તિ સકોચાય છે જેમા મૂળ પ્રયોજનનું ભાન નથી, એટલુ જ નહીં પણ મૂળ પ્રયોજનથી વિરુદ્ધ એવી પદ્ધતિનું અવલબન વર્તે છે, તેને મુનિપણાનું સ્વપ્ન પણ ક્યાથી? કેમકે મૂળ પ્રયોજનને વિસારી ક્લેશમા પડ્યા છે, અને જીવોને, પોતાની પૂજ્યતાદિને અર્થે, પરમાર્થમાર્ગના અતરાયક છે

તે, મુનિનું લિંગ પણ ધરાવતા નથી, કેમકે સ્વકપોલરચનાથી તેમની સર્વ પ્રવૃત્તિ છે જિનાગમ

એટલે ગૃહસ્થવ્યવહારમાં એકાંતે તેનો ત્યાગ અશક્ય છે એમ સમજાશે

તે ઔષધાદિ કંઈ પણ પાપક્રિયાથી થયા હોય, તોપણ તેથી પોતાના ઔષધાદિપણાને દેખાડયા વિના ન રહે, અને તેમા થયેલી પાપક્રિયા પણ પોતાનો ગુણ દેખાડયા વિના ન રહે જેમ ઔષધાદિના પુદ્ગલમા રોગાદિ પુદ્ગલને પરાભવ કરવાનો ગુણ છે, તેમ તે કરતા કરવામા અ પાપક્રિયામાં પણ પાપપણે પરિણમવાનો ગુણ છે, અને તેથી કર્મબંધ થઈ યથાઅવસર તે પાપક્રિયા ઉદયમા આવે તે પાપક્રિયાવાળા ઔષધાદિ કરવામા, કરાવવામા તથા અનુમોદન કરવામાં ગ્રહણ ક જીવની જેવી જેવી દેહાદિ પ્રત્યે મૂર્છા છે, મનનું આકુળવ્યાકુળપણુ છે, આર્ત્તધ્યાન છે, ત ઔષધાદિની પાપક્રિયા છે, તે સર્વ પોતપોતાના સ્વભાવે પરિણમીને યથાવસરે ફળ આપે છે રોગાદિના કારણરૂપ કર્મબંધ પોતાનો જેવો સ્વભાવ છે તેવો દર્શાવે છે, જેમ ઔષધાદિના પુ પોતાનો સ્વભાવ દર્શાવે છે, તેમ ઔષધાદિની ઉત્પત્તિ આદિમા થયેલી ક્રિયા તેના કર્તાની જ્ઞા વૃત્તિ તથા તે ગ્રહણકર્તાના જેવા પરિણામ છે, તેનું જેવુ જ્ઞાનાદિ છે, વૃત્તિ છે, તેને પોતાનો સ્વ દર્શાવવાને યોગ્ય છે, તથારૂપ શુભ શુભ સ્વરૂપે અને અશુભ અશુભ સ્વરૂપે સફળ છે

ગૃહસ્થવ્યવહારમા પણ પોતાના દેહે રોગાદિ થયે જેટલી મુખ્ય આત્મદૃષ્ટિ રહે તેટલી શા અને આર્ત્તધ્યાનનું યથાદૃષ્ટિએ જોતા અવશ્ય પરિણામ આવવા યોગ્ય દેખાય અથવા આર્ત્તધ્યાન ઉ જતુ દેખાય તો ઔષધાદિ વ્યવહાર ગ્રહણ કરતા નિરવદ્ય (નિષ્પાપ) ઔષધાદિની વૃત્તિ રાખ કવચિત્ પોતાને અર્થે અથવા પોતાને આશ્રિત એવા, અનુકંપા યોગ્ય એવા પરજીવને અર્થે સા ઔષધાદિનું ગ્રહણ થાય તો તેનું સાવદ્યપણું નિર્ધ્વંસ (ક્રૂર) પરિણામના હેતુ જેવુ અથવા અધ માર્ગને પોષે તેવુ હોવું ન જોઈએ, એ લક્ષ રાખવા યોગ્ય છે

સર્વ જીવને હિતકારી એવી જ્ઞાનીપુરુષની વાણીને કંઈ પણ એકાંત દૃષ્ટિ ગ્રહણ કરીને અહિ કારી અર્થમાં ઉતારવી નહી, એ ઉપયોગ નિરંતર સ્મરણમા રાખવા યોગ્ય છે

---

[૭૦૮] ૭૭૩ વવાણિયા, ચૈત્ર સુદ ૧૫, શનિ, ૧૯૫

ॐ સર્વજ્ઞાય નમ.

જે વેદનીય પર ઔષધ અસર કરે છે, તે ઔષધ વેદનીયનો બંધ વસ્તુતાએ નિવૃત્ત કરી શકે છે, એમ કહ્યુ નથી, કેમકે તે ઔષધ કર્મરૂપ વેદનીયનો નાશ કરે તો અશુભ કર્મ નિષ્ફળ થાય અથવા ઔષધ શુભ કર્મરૂપ કહેવાય પણ ત્યાં એમ સમજવું યોગ્ય છે કે તે અશુભ કર્મ વેદનીય એવા પ્રકાર ની છે કે તેને પરિણામાતર પામવામા ઔષધાદિ નિમિત્ત કારણરૂપ થઈ શકે મંદ કે મધ્યમ શુભ અથવા અશુભ બંધને કોઈ એક સ્વજાતીય કર્મ મળવાથી ઉત્કૃષ્ટ બંધ પણ થઈ શકે છે મંદ કે મધ્યમ બાંધેલા કેટલાએક શુભ બંધને કોઈ એક અશુભ કર્મવિશેષના પરાભવથી અશુભ પરિણામી પણ થાય છે તેમજ તેવા અશુભ બંધને કોઈ એક શુભકર્મના યોગથી શુભ પરિણામીપણુ થાય છે

મુખ્ય કરીને બંધ પરિણામાનુસાર થાય છે કોઈ એક મનુષ્યે કોઈ એક મનુષ્યપ્રાણીનો તીવ્ર પરિણામે નાશ કરવાથી તેણે નિકાચિત કર્મ ઉત્પન્ન કર્યું છતા કેટલાક બચાવના કારણથી અને સાક્ષી આદિના અભાવથી રાજનીતિના ધોરણમા તે કર્મ કરનાર મનુષ્ય છૂટી જાય તેથી કાંઈ તેનો બંધ નિકાચિત નહી હોય એમ સમજવા યોગ્ય નથી, તેના વિપાકનો ઉદય થવાનો વખત દૂર હોય તેથી પણ એમ બને વળી કેટલાક અપરાધમા રાજનીતિના ધોરણે શિક્ષા થાય છે તે પણ કર્તાના પરિણામ વત્ જ છે એમ એકાંતે નથી, અથવા તે શિક્ષા કોઈ આગળ ઉત્પન્ન કરેલા અશુભ કર્મના ઉદયરૂપ પણ હોય છે, અને વર્તમાન કર્મબંધ સત્તામા પડયા રહે છે, જે યથાવસરે વિપાક આપે છે.

કરીને જોવામાં આવે છે.

પ્રાણીમાત્રને દુઃખ અપ્રિય હોવા છતા, વળી તે મટાડવાને અર્થે તેનું પ્રયત્ન છતા તે દુઃખ મટતું નથી, તો પછી તે દુઃખ ટળવાનો કોઈ ઉપાય જ નહી એમ સમજાય છે, કેમકે બધાનું પ્રયત્ન નિષ્ફળ જાય તે વાત નિરુપાય જ હોવી જોઈએ, એમ અત્રે આશંકા થાય છે.

તેનું સમાધાન આ પ્રમાણે છે' – દુઃખનું સ્વરૂપ યથાર્થ ન સમજવાથી, તે થવાના મૂળ કારણો શું છે અને તે શાથી મટી શકે તે યથાર્થ ન સમજાવાથી, દુઃખ મટાડવા સંબંધીનું તેમનું પ્રયત્ન સ્વરૂપથી અયથાર્થ હોવાથી દુઃખ મટી શકતું નથી

દુઃખ અનુભવવામા આવે છે, તોપણ તે સ્પષ્ટ ધ્યાનમા આવવાને અર્થે થોડુંક તેનું વ્યાખ્યાન કરીએ છીએ

પ્રાણીઓ બે પ્રકારના છે' એક ત્રસ એટલે પોતે ભયાદિનું કારણ દેખી નાસી જતા, હાલતાં ચાલતા એ આદિ શક્તિવાળા બીજા સ્થાવર 'જે સ્થળે દેહ ધારણ કર્યો છે, તે જ સ્થળે સ્થિતિમાન, અથવા ભયાદિ કારણ જાણી નાસી જવા વગેરેની સમજણશક્તિ જેમા નથી તે.

અથવા એકેંદ્રિયથી માડીં પાચ ઇન્દ્રિય સુધીના પ્રાણીઓ છે એકેંદ્રિય પ્રાણીઓ સ્થાવર કહેવાય, અને બે ઇન્દ્રિયવાળાં પ્રાણીથી માડીને પાચ ઇન્દ્રિયવાળા પ્રાણી સુધીનાં ત્રસ કહેવાય પાચ ઉપરાત કોઈ પણ પ્રાણીને ઇન્દ્રિય હોતી નથી

એકેંદ્રિય પ્રાણીના પાચ ભેદ છે: પૃથ્વી, પાણી, અગ્નિ વાયુ અને વનસ્પતિ

વનસ્પતિનુ જીવત્વ સાધારણ મનુષ્યોને પણ કંઈક અનુમાનગોચર થાય છે પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુનું જીવત્વ, આગમપ્રમાણથી, વિશેષ વિચારબળથી કંઈ પણ સમજી શકાય છે, સર્વથા તો પ્રકૃષ્ટજ્ઞાનગોચર છે

અગ્નિ અને વાયુના જીવો કંઈક ગતિમાન જોવામા આવે છે પણ તે પોતાની સમજણશક્તિ-પૂર્વક હોતું નથી, જેથી તેને સ્થાવર કહેવામા આવે છે

એકેંદ્રિય જીવમા વનસ્પતિમા જીવત્વ સુપ્રસિદ્ધ છે, છતાં તેના પ્રમાણો આ ગ્રંથમાં અનુક્રમે આવશે. પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુનું જીવત્વ આ પ્રમાણે સિદ્ધ કર્યું છે: [અપૂર્ણ]

[ ૬૯૪-૭ ] ૭૬૦ સં ૧૯૫૩

જીવસ્વરૂપ

ચૈતન્ય જેનું મુખ્ય લક્ષણ છે,
દેહ પ્રમાણ છે,
અસંખ્યાત પ્રદેશ પ્રમાણ છે તે અસંખ્યાત પ્રદેશતા લોકપરિમિત છે,
પરિણામી છે,
અમૂર્ત્ત છે,
અનંત અગુરુલઘુ પરિણત દ્રવ્ય છે,
સ્વાભાવિક દ્રવ્ય છે,
કર્ત્તા છે,
ભોક્તા છે,
અનાદિ સંસારી છે,
ભવ્યત્વ લબ્ધિ પરિપાકાદિથી મોક્ષસાધનમા પ્રવર્તે છે,
મોક્ષ થાય છે,
મોક્ષમાં સ્વપરિણામી છે.

મટી શકે અને તેટલી આર્ત્તધ્યાનઆદિની પ્રવૃત્તિ કરાવીને બીજો બંધ કરાવે

'પુદ્ગલવિપાકી' એટલે જે કોઈ બહારના પુદ્ગલના સમાગમથી પુદ્ગલ વિપાકપણે ઉદય આવે અને કોઈ બાહ્ય પુદ્ગલના સમાગમથી નિવૃત્ત પણ થાય, જેમ ઋતુના ફેરફારના કારણથી શરદીની ઉત્પત્તિ થાય છે અને ઋતુફેરથી તે નાશ થાય છે, અથવા કોઈ ગરમ ઓસડ વગેરેથી નિવૃત્ત થાય છે

નિશ્ચયમુખ્યદૃષ્ટિએ તો ઓસડ વગેરે કહેવામાત્ર છે બાકી તો જે થવાનું હોય તે જ થાય છે

---

[ ૭૦૩-૭૦૯ ] ૭૭૫ વવાણિયા, ચૈત્ર વદ ૫, ૧૯૫૩

બે કાગળ પ્રાપ્ત થયા છે

જ્ઞાનીની આજ્ઞારૂપ જે જે ક્રિયા છે તે તે ક્રિયામાં તથારૂપપણે પ્રવર્તાય તો તે અપ્રમત્ત ઉપયોગ થવાનું મુખ્ય સાધન છે, એવા ભાવાર્થમાં[1] આગલો કાગળ અત્રથી લખ્યો છે તે જેમ જેમ વિશેષ વિચારવાનું થશે તેમ તેમ અપૂર્વ અર્થનો ઉપદેશ થશે. હમેશ અમુક શાસ્ત્રાધ્યાય કર્યા પછી તે કાગળ વિચારવાથી વધારે સ્પષ્ટ બોધ થવા યોગ્ય છે

છકાયનું સ્વરૂપ પણ સત્પુરુષની દૃષ્ટિએ પ્રતીત કરતાં તથા વિચારતાં જ્ઞાન જ છે આ જીવ કઈ દિશાથી આવ્યો છે, એ વાકયથી શસ્ત્રપરિજ્ઞાઅધ્યયન પ્રારંભ્યું છે સદ્ગુરુમુખે તે પ્રારંભવાકયના આશયને સમજવાથી સમસ્ત દ્વાદશાંગીનું રહસ્ય સમજાવા યોગ્ય છે હાલ તો 'આચારાંગાદિ' જે વાંચો તેનું વધારે અનુપ્રેક્ષન કરશો કેટલાક ઉપદેશપત્રો પરથી તે સહજમાં સમજાઈ શકશે સર્વ મુનિઓને નમસ્કાર પ્રાપ્ત થાય સર્વ મુમુક્ષુને પ્રણામ પ્રાપ્ત થાય

---

[ ૭૧૦ ] ૭૭૬ સાયલા, વૈશાખ સુદ ૧૫, ૧૯૫૩

મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય, અને યોગ એ કર્મબંધનાં પાંચ કારણ છે કોઈ ઠેકાણે પ્રમાદ સિવાય ચાર કારણ દર્શાવ્યાં હોય છે ત્યાં મિથ્યાત્વ, અવિરતિ, અને કષાયમાં પ્રમાદને અંતર્ભૂત કર્યો હોય છે

પ્રદેશબંધ શબ્દનો અર્થ શાસ્ત્રપરિભાષાએ.–પરમાણુ સામાન્યપણે એક પ્રદેશાવગાહી છે તેવું એક પરમાણુનું ગ્રહણ તે એક પ્રદેશ કહેવાય જીવ અનંત પરમાણુ કર્મબંધે ગ્રહણ કરે છે તે પરમાણુ જો વિસ્તર્યા હોય તો અનંતપ્રદેશી થઈ શકે, તેથી અનંત પ્રદેશનો બંધ કહેવાય તેમાં બંધ અનંતાદિથી ભેદ પડે છે, અર્થાત્ અલ્પ પ્રદેશબંધ કહ્યો હોય ત્યાં પરમાણુ અનંત સમજવા, પણ તે અનંતનું સઘનપણું અલ્પ સમજવુ તેથી વિશેષ વિશેષ લખ્યું હોય તો અનંતતાનું સઘનપણું સમજવું

કંઈ પણ નહીં મુઝાતાં આદ્યંત કર્મગ્રંથ વાચવો, વિચારવો

---

[ ૭૧૧ ] ૭૭૭ ઈડર, વૈશાખ વદ ૧૨, શુક્ર, ૧૯૫૩

તથારૂપ ( યથાર્થ ) આપ્ત( મોક્ષમાર્ગ માટે જેના વિશ્વાસે પ્રવર્તી શકાય એવા )પુરુષનો જીવને સમાગમ થવામાં કોઈ એક પુણ્ય હેતુ જોઈએ છે, તેનું ઓળખાણ થવામાં મહત્ પુણ્ય જોઈએ છે, અને તેની આજ્ઞાભક્તિએ પ્રવર્તવામાં મહત્ મહત્ પુણ્ય જોઈએ છે, એવા જ્ઞાનીના વચન છે, તે સાચા છે, એમ પ્રત્યક્ષ અનુભવાય એવુ છે

---

૧ અંક ૭૬૭,

પુરુષને નિરોધ થાય તેનું નામ 'પરમ સમ્યક્ચારિત્ર' વીતરાગોએ કહ્યું છે

મોક્ષના હેતુરૂપ એ બન્ને ચારિત્ર ધ્યાનથી અવશ્ય મુનિઓ પામે છે, તેટલા માટે પ્રયત્નવાન ચિત્તથી ધ્યાનનો ઉત્તમ અભ્યાસ કરો

જો તમે અનેક પ્રકારના ધ્યાનની પ્રાપ્તિને અર્થે ચિત્તની સ્થિરતા ઇચ્છતા હો તો પ્રિય અથવા અપ્રિય વસ્તુમા મોહ ન કરો, રાગ ન કરો, દ્વેષ ન કરો

પાત્રીશ, સોલ, છ, પાંચ, ચાર, બે, અને એક અક્ષરના એમ પરમેષ્ઠીપદના વાચક મ ત્ર છે તેનું જપપૂર્વક ધ્યાન કરો વિશેષ સ્વરૂપ શ્રી ગુરુના ઉપદેશથી જાણવું યોગ્ય છે. [અપૂર્ણ]

---

[ ૬૯૪-૯ ] ૭૬૨ સ ૧૯૫૩

ૐ નમ:

સર્વ દુ:ખનો આત્ય તિક અભાવ અને પરમ અવ્યાબાધ સુખની પ્રાપ્તિ એ જ મોક્ષ છે અને તે જ પરમહિત છે

વીતરાગસન્માર્ગ તેનો સદુપાય છે

તે સન્માર્ગનો આ પ્રમાણે સ ક્ષેપ છે.—

સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન, અને સમ્યક્ચારિત્રની એકત્રતા તે 'મોક્ષમાર્ગ' છે

સર્વજ્ઞના જ્ઞાનમા ભાસ્યમાન તત્ત્વોની સમ્યક્પ્રતીતિ થવી તે 'સમ્યક્દર્શન' છે.

તે તત્ત્વનો બોધ થવો તે 'સમ્યક્જ્ઞાન' છે

ઉપાદેય તત્ત્વનો અભ્યાસ થવો તે સમ્યક્ચારિત્ર છે

શુદ્ધ આત્મપદ સ્વરૂપ એવા વીતરાગપદમા સ્થિતિ થવી તે એ ત્રણેની એકત્રતા છે

સર્વજ્ઞદેવ, નિર્ગ્ર થગુરુ અને સર્વજ્ઞોપદિષ્ટ ધર્મની પ્રતીતિથી તત્ત્વપ્રતીતિ પ્રાપ્ત થાય છે

સર્વ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, સર્વ મોહ અને સર્વ વીર્યાદિ અ તરાયનો ક્ષય થવાથી આત્માનો સર્વજ્ઞવીતરાગ સ્વભાવ પ્રગટે છે

નિર્ગ્ર થપદના અભ્યાસનો ઉત્તરોત્તર ક્રમ તેનો માર્ગ છે તેનુ રહસ્ય સર્વજ્ઞોપદિષ્ટ ધર્મ છે

---

[ ૬૯૪-૧૦ ] ૭૬૩ સ ૧૯૫૩

સર્વજ્ઞે કહેલુ ગુરુઉપદેશથી આત્માનું સ્વરૂપ જાણીને, સુપ્રતીત કરીને તેનુ ધ્યાન કરો.

જેમ જેમ ધ્યાનવિશુદ્ધિ તેમ તેમ જ્ઞાનાવરણીયનો ક્ષય થશે.

પોતાની કલ્પનાથી તે ધ્યાન સિદ્ધ થતું નથી

જ્ઞાનમય આત્મા જેમને પરમોત્કૃષ્ટ ભાવે પ્રાપ્ત થયો, અને જેમણે પરદ્રવ્યમાત્ર ત્યાગ કર્યું છે, તે દેવને નમન હો! નમન હો!

બાર પ્રકારના, નિદાનરહિત તપથી કર્મની નિર્જરા, વૈરાગ્યભાવનાભાવિત, અહ ભાવરહિત એવા જ્ઞાનીને થાય છે

તે નિર્જરા પણ બે પ્રકારની જાણવી. સ્વકાલપ્રાપ્ત, અને તપથી એક ચારે ગતિમા થાય છે, બીજી વ્રતધારીને જ હોય છે

જેમ જેમ ઉપશમની વૃદ્ધિ થાય તેમ તેમ તપ કરવાથી કર્મની ઘણી નિર્જરા થાય

તે નિર્જરાનો ક્રમ કહે છે મિથ્યાદર્શનમાં વર્તતો પણ થોડા વખતમાં ઉપશમ સમ્યક્દર્શન પામવાનો છે એવા જીવ કરતા અસ યત સમ્યક્દષ્ટિને અસ ખ્યાતગુણ નિર્જરા, તેથી દેશવિરતિ, તેથી સર્વવિરતિ જ્ઞાનીને, તેથી - -

[ અપૂર્ણ ]

એક કરતૂતિ દોઈ દર્વ કબહૂં ન કરૈ,
દોઈ કરતૂતિ એક દર્વ ન કરતુ હૈ,
જીવ પુદ્ગલ એક ખેત અવગાહી દોઉ,
અપને અપને રૂપ દોઉ કોઉ ન ટરતુ હૈ,
જડ પરિનામનિકો કરતા હૈ પુદ્ગલ,
ચિદાનન્દ ચેતન સુભાવ આચરતુ હૈ

---

શ્રી સોભાગને વિચારને અર્થે આ કાગળ લખ્યો છે, તે હાલ શ્રી અંબાલાલે અથવા બીજા એક યોગ્ય મુમુક્ષુએ તેમને જ સંભળાવવો યોગ્ય છે

સર્વ અન્યભાવથી આત્મા રહિત છે, કેવળ એમ જેને અનુભવ વર્તે છે તે 'મુક્ત' છે

બીજાં સર્વ દ્રવ્યથી અસંગપણું, ક્ષેત્રથી અસંગપણું, કાળથી અસંગપણું અને ભાવથી અસંગપણું સર્વથા જેને વર્તે છે તે 'મુક્ત' છે

અટળ અનુભવસ્વરૂપ આત્મા સર્વ દ્રવ્યથી પ્રત્યક્ષ જુદો ભાસવો ત્યાંથી મુક્તદશા વર્તે છે તે પુરુષ મૌન થાય છે, તે પુરુષ અપ્રતિબદ્ધ થાય છે, તે પુરુષ અસંગ થાય છે, તે પુરુષ નિર્વિકલ્પ થાય છે અને તે પુરુષ મુક્ત થાય છે

જેણે ત્રણે કાળને વિષે દેહાદિથી પોતાનો કંઈપણ સંબંધ નહોતો એવી અસંગદશા ઉત્પન્ન કરી તે ભગવાનરૂપ સત્પુરુષોને નમસ્કાર છે

તિથિ આદિનો વિકલ્પ છોડી નિજ વિચારમાં વર્તવું એ જ કર્તવ્ય છે

શુદ્ધ સહજ આત્મસ્વરૂપ

[૭૧૪] ૭૮૦ મુંબઈ, જેઠ સુદ ૮, ભોમ, ૧૯૫૩

જેને કોઈ પણ પ્રત્યે રાગ, દ્વેષ રહ્યા નથી,
તે મહાત્માને વારંવાર
નમસ્કાર.

પરમ ઉપકારી, આત્માર્થી, સરલતાદિ ગુણસંપન્ન શ્રી સોભાગ,

ભાઈ ત્રંબકનો લખેલો કાગળ એક આજે મળ્યો છે

"આત્મસિદ્ધિ" ગ્રંથના સંક્ષેપ અર્થનું પુસ્તક તથા કેટલાક ઉપદેશપત્રોની પ્રત અત્રે હતી તે આજે ટપાલમાં મોકલ્યાં છે બન્નેમાં મુમુક્ષુ જીવને વિચારવા યોગ્ય ઘણા પ્રસંગો છે

પરમયોગી એવા શ્રી ઋષભદેવાદિ પુરુષો પણ જે દેહને રાખી શક્યા નથી, તે દેહમાં એક વિશેષપણું રહ્યું છે તે એ કે, તેનો સંબંધ વર્તે ત્યાં સુધીમાં જીવે અસંગપણું, નિર્મોહપણું કરી લઈ અબાધ્ય અનુભવસ્વરૂપ એવું નિજસ્વરૂપ જાણી, બીજા સર્વ ભાવ પ્રત્યેથી વ્યાવૃત્ત (છૂટા) થવું, કે જેથી ફરી જન્મમરણનો ફેરો ન રહે તે દેહ છોડતી વખતે જેટલા અંશે અસંગપણું, નિર્મોહપણું, યથાર્થ સમરસપણું રહે છે તેટલું મોક્ષપદ નજીક છે એમ પરમ જ્ઞાની પુરુષનો નિશ્ચય છે

કંઈ પણ મન, વચન, કાયાના યોગથી અપરાધ થયો હોય જાણતાં અથવા અજાણતાં તે સર્વ વિનયપૂર્વક ખમાવું છું, ઘણા નમ્રભાવથી ખમાવું છું

આ દેહે કરવા યોગ્ય કાર્ય તો એક જ છે કે કોઈ પ્રત્યે રાગ અથવા કોઈ પ્રત્યે કિંચિત્‌માત્ર દ્વેષ ન રહે સર્વત્ર સમદશા વર્તે એ જ કલ્યાણનો મુખ્ય નિશ્ચય છે એ જ વિનંતિ

શ્રી રાયચંદના નમસ્કાર પ્રાપ્ત થાય

---

પ્રાપ્ત કરાવનાર એવાં આગમને નમન કરીને, આ શાસ્ત્ર કહું છું તે શ્રવણ કરો

૩ પાંચ અસ્તિકાયના સમૂહરૂપ અર્થસમયને સર્વજ્ઞ વીતરાગદેવે 'લોક' કહ્યો છે તેથી ઉપરાંત માત્ર આકાશરૂપ અનંત એવો 'અલોક' છે

૪-૫ 'જીવ,' 'પુદ્‌ગલસમૂહ,' 'ધર્મ,' 'અધર્મ,' તેમ જ 'આકાશ,' એ પદાર્થો પોતાના અસ્તિત્વમાં નિયમથી રહ્યા છે, પોતાની સત્તાથી અભિન્ન છે અને અનેક પ્રદેશાત્મક છે અનેક ગુણ અને પર્યાયસહિત જેનો અસ્તિત્વસ્વભાવ છે તે 'અસ્તિકાય' તેનાથી ત્રૈલોક્ય ઉત્પન્ન થાય છે

૬ તે અસ્તિકાય ત્રણે કાળે ભાવપણે પરિણામી છે, અને પરાવર્તન જેનું લક્ષણ છે એવા કાળસહિત છયે 'દ્રવ્યસંજ્ઞા'ને પામે છે

૭ એ દ્રવ્યો એકબીજામા પ્રવેશ કરે છે, એકમેકને અવકાશ આપે છે, એકમેક મળી જાય છે, અને જુદાં પડે છે, પણ પોતપોતાના સ્વભાવનો ત્યાગ કરતા નથી

૮ સત્તાસ્વરૂપે સર્વ પદાર્થ એકત્વવાળા છે તે સત્તા અનંત પ્રકારના સ્વભાવવાળી છે, અનંત ગુણ અને પર્યાયાત્મક છે ઉત્પાદવ્યયધ્રુવત્વવાળી સામાન્ય વિશેષાત્મક છે

૯ પોતાના સદ્‌ભાવ પર્યાયને દ્રવે છે, તે તે ભાવે પરિણમે છે તે માટે દ્રવ્ય કહીએ છીએ, જે પોતાની સત્તાથી અનન્ય છે

૧૦ દ્રવ્યનું લક્ષણ સત્ છે, જે ઉત્પાદવ્યયધ્રુવતાસહિત છે, ગુણ પર્યાયના આશ્રયરૂપ છે, એમ સર્વજ્ઞદેવ કહે છે

૧૧ દ્રવ્યની ઉત્પત્તિ અને વિનાશ થતો નથી; તેનો 'અસ્તિ' સ્વભાવ જ છે ઉત્પાદ, વ્યય અને ધ્રુવત્વ પર્યાયને લઈને છે

૧૨ પર્યાયથી રહિત દ્રવ્ય ન હોય, દ્રવ્ય વિના પર્યાય ન હોય, બન્ને અનન્યભાવથી છે એમ મહામુનિઓ કહે છે

૧૩ દ્રવ્ય વિના ગુણ ન હોય, અને ગુણ વિના દ્રવ્ય ન હોય, બન્નેનો — દ્રવ્ય અને ગુણનો અભિન્ન ભાવ તેથી છે

૧૪ 'સ્યાત્ [૧]અસ્તિ', 'સ્યાત્ નાસ્તિ', 'સ્યાત્ અસ્તિનાસ્તિ', 'સ્યાત્ અવક્તવ્ય', 'સ્યાત્ [૫]અસ્તિ અવક્તવ્ય', 'સ્યાત્ નાસ્તિ અવક્તવ્ય', 'સ્યાત્ [૭]અસ્તિ નાસ્તિ અવક્તવ્ય' એમ વિવક્ષાને લઈને દ્રવ્યના સાત ભંગ થાય છે

૧૫ ભાવનો નાશ થતો નથી, અને અભાવની ઉત્પત્તિ થતી નથી ઉત્પાદ, વ્યય ગુણપર્યાયના સ્વભાવથી થાય છે

૧૬ જીવ આદિ પદાર્થો છે જીવનો ગુણ ચૈતન્ય–ઉપયોગ છે. દેવ, મનુષ્ય, નારક, તિર્યંચાદિ તેના અનેક પર્યાયો છે

૧૭ મનુષ્યપર્યાય નાશ પામેલો એવો જીવ તે દેવ અથવા બીજે સ્થળે ઉત્પન્ન થાય છે. બન્ને સ્થળે જીવભાવ ધ્રુવ છે તે નાશ પામીને કંઈ બીજો થતો નથી

૧૮ જે જીવ જન્મ્યો હતો, તે જ જીવ નાશ પામ્યો વસ્તુત્વે તો તે જીવ ઉત્પન્ન થયો નથી, અને નાશ પણ થયો નથી ઉત્પન્ન અને નાશ દેવત્વ, મનુષ્યત્વનો થાય છે

૧૯ એમ સત્‌નો વિનાશ, અને અસત્ જીવની ઉત્પત્તિ થતી નથી જીવને દેવત્વ, મનુષ્યત્વાદિ પર્યાય ગતિનામકર્મથી હોય છે

૨૦ જ્ઞાનાવરણીય આદિ કર્મભાવો જીવે સુદૃઢ–(અવગાઢ)પણે બાધ્યા છે, તેનો અભાવ કરવાથી પૂર્વે નહી થયેલો એવો તે 'સિદ્ધ ભગવાન' થાય

[૭૧૬] ૭૮૨ મુંબઈ, જેઠ વદ ૧૨, શનિ, ૧૯૫૩

આર્ય શ્રી સોભાગે જેઠ વદ ૧૦ ગુરુવારે સવારે દશ ને પચાસ મિનિટે દેહ મૂક્યાના સમાચાર વાંચી ઘણો ખેદ થયો છે જેમ જેમ તેમના અદ્ભુત ગુણો પ્રત્યે દૃષ્ટિ જાય છે, તેમ તેમ અધિક અધિક ખેદ થાય છે

જીવને દેહનો સંબંધ એ જ રીતે છે તેમ છતાં પણ અનાદિથી તે દેહને ત્યાગતાં જીવ ખેદ પામ્યા કરે છે, અને તેમાં દૃઢ મોહથી એકપણાની પેઠે વર્તે છે, જન્મમરણાદિ સંસારનું મુખ્ય બીજ એ જ છે શ્રી સોભાગે તેવા દેહને ત્યાગતાં મોટા મુનિઓને દુર્લભ એવી નિશ્ચલ અસંગતાથી નિજ ઉપયોગમય દશા રાખીને અપૂર્વ હિત કર્યું છે, એમાં સંશય નથી

વડીલપણાથી તથા તેમના તમારા પ્રત્યે ઘણા ઉપકાર હોવાથી, તેમ જ તેમના ગુણોના અદ્ભુતપણાથી તેમનો વિયોગ તમને વધારે ખેદકારક થયો છે, અને થવા યોગ્ય છે તેમનો તમારા પ્રત્યેના સંસારી વડીલપણાનો ખેદ વિસ્મરણ કરી, તેમણે તમારા સર્વ પ્રત્યે જે પરમ ઉપકાર કર્યો હોય તથા તેમના ગુણોનું જે જે અદ્ભુતપણું તમને ભાસ્યું હોય તેને વારંવાર સંભારી, તેવા પુરુષનો વિયોગ થયો તેનો અંતરમાં ખેદ રાખી તેમણે આરાધવા યોગ્ય જે જે વચનો અને ગુણો કહ્યા હોય તેનું સ્મરણ આણી તેમાં આત્માને પ્રેરવો, એમ તમો સર્વ પ્રત્યે વિનંતિ છે સમાગમમાં આવેલા મુમુક્ષુઓને શ્રી સોભાગનું સ્મરણ સહેજે ઘણા વખત સુધી રહેવા યોગ્ય છે

મોહે કરીને જે સમયે ખેદ થાય તે સમયે પણ તેમના ગુણોનું અદ્ભુતપણું સ્મરણમાં આણી મોહથી થતો ખેદ શમાવીને ગુણોના અદ્ભુતપણાનો વિરહ થયો તે પ્રકારમાં તે ખેદ પ્રવર્તાવવો યોગ્ય છે

આ ક્ષેત્રે આ કાળમાં શ્રી સોભાગ જેવા વિરલા પુરુષ મળે એમ અમને વારંવાર ભાસે છે

ધીરજથી સર્વેએ ખેદ શમાવવો, અને તેમના અદ્ભુત ગુણોનો અને ઉપકારી વચનોનો આશ્રય કરવો યોગ્ય છે શ્રી સોભાગ મુમુક્ષુએ વિસ્મરણ કરવા યોગ્ય નથી

સંસારનું સ્વરૂપ સ્પષ્ટ જેણે જાણ્યું છે તેને તે સંસારના પદાર્થની પ્રાપ્તિથી કે અપ્રાપ્તિથી હર્ષ શોક થવા યોગ્ય નથી, તોપણ એમ જણાય છે કે સત્પુરુષના સમાગમની પ્રાપ્તિથી કંઈ પણ હર્ષ અને તેમના વિયોગથી કંઈ પણ ખેદ અમુક ગુણસ્થાનક સુધી તેમને પણ થવા યોગ્ય છે

'આત્મસિદ્ધિ' ગ્રંથ તમારી પાસે રાખશો ત્ર્યંબક અને મણિને વિચારવાની ઇચ્છા હોય તો વિચારશો, પણ તે પહેલાં કેટલાંક વચનો અને સદ્ગ્રંથો વિચારવાનું બનશે તો આત્મસિદ્ધિ બળવાન ઉપકારનો હેતુ થશે, એમ લાગે છે

શ્રી સોભાગની સરળતા, પરમાર્થ સંબંધી નિશ્ચય, મુમુક્ષુ પ્રત્યે ઉપકારતા આદિ ગુણો વારંવાર વિચારવા યોગ્ય છે શાંતિ. શાંતિ શાંતિ

---

[૭૧૭] ૭૮૩ મુંબઈ, અસાડ સુદ ૪, રવિ, ૧૯૫૩

## શ્રી સોભાગને નમસ્કાર

શ્રી સોભાગની મુમુક્ષુ દશા તથા જ્ઞાનીના માર્ગ પ્રત્યેનો તેનો અદ્ભુત નિશ્ચય વારંવાર સ્મૃતિમાં આવ્યા કરે છે

સર્વ જીવ સુખને ઇચ્છે છે, પણ કોઈ વિરલા પુરુષ તે સુખનું યથાર્થ સ્વરૂપ જાણે છે

જન્મ, મરણ આદિ અનંત દુઃખનો આત્યંતિક (સર્વથા) ક્ષય થવાનો ઉપાય અનાદિકાળથી જીવના જાણવામાં નથી, તે ઉપાય જાણવાની અને કરવાની સાચી ઇચ્છા ઉત્પન્ન થયે જીવ જો સત્પુરુષના સમાગમનો લાભ પામે તો તે ઉપાયને જાણી શકે છે, અને તે ઉપાયને ઉપાસીને સર્વ દુઃખથી મુક્ત થાય છે

વેદે છે, અને પ્રાણથી રહિત એવા અતીંદ્રિય જીવો શુદ્ધજ્ઞાનચેતના વેદે છે

૪૦ ઉપયોગ જ્ઞાન અને દર્શન એમ બે પ્રકારનો છે જીવને સર્વકાળ તે અનન્યભૂતપણે જાણવો

૪૧ મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળ એમ જ્ઞાનના પાચ ભેદ છે કુમતિ, કુશ્રુત અને વિભ ગ એમ અજ્ઞાનના ત્રણ ભેદ છે એ બધા જ્ઞાનોપયોગના ભેદ છે

૪૨ ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને અવિનાશી અન ત એવું કેવળદર્શન એમ દર્શનોપયોગના ચાર ભેદ છે

૪૩ આત્માને જ્ઞાનગુણનો સ બ ધ છે, અને તેથી આત્મા જ્ઞાની છે એમ નથી, પરમાર્થથી બન્નેનું અભિન્નપણું જ છે

૪૪ જો દ્રવ્ય જુદુ હોય અને ગુણ પણ જુદા હોય તો એક દ્રવ્યના અન ત દ્રવ્ય થઈ જાય, અથવા દ્રવ્યનો અભાવ થાય

૪૫ દ્રવ્ય અને ગુણ અનન્યપણે છે, બન્નેમાં પ્રદેશભેદ નથી દ્રવ્યના નાશથી ગુણનો નાશ થાય, અને ગુણના નાશથી દ્રવ્યનો નાશ થાય એવું એકપણું છે

૪૬ વ્યપદેશ (કથન), સ સ્થાન, સ ખ્યા અને વિષય એ ચાર પ્રકારની વિવક્ષાથી દ્રવ્યગુણના ઘણા ભેદ થઈ શકે, પણ પરમાર્થનયથી એ ચારેનો અભેદ છે

૪૭ પુરુષની પાસે ધન હોય તેનું ધનવ ત એવુ નામ કહેવાય, તેમ આત્માની પાસે જ્ઞાન છે તેથી જ્ઞાનવ ત એવુ નામ કહેવાય છે એમ ભેદ અભેદનું સ્વરૂપ છે, જે સ્વરૂપ બન્ને પ્રકારથી તત્ત્વજ્ઞો જાણે છે

૪૮ આત્મા અને જ્ઞાનનો સર્વથા ભેદ હોય તો બન્ને અચેતન થાય, એમ વીતરાગ સર્વજ્ઞનો સિદ્ધાંત છે

૪૯ જ્ઞાનનો સ બ ધ થવાથી આત્મા જ્ઞાની થાય છે એવો સ બ ધ માનવાથી આત્મા અને અજ્ઞાન, જડત્વનો ઐક્યભાવ થવાનો પ્રસ ગ આવે

૫૦ સમવર્તિત્વ સમવાય અપૃથક્ભૂત અને અપૃથક્સિદ્ધ છે, માટે દ્રવ્ય અને ગુણનો સ બ ધ વીતરાગોએ અપૃથક્સિદ્ધ કહ્યો છે

૫૧ વર્ણ, રસ, ગ ધ અને સ્પર્શ એ ચાર વિશેષ પરમાણુદ્રવ્યથી અનન્યપણે છે વ્યવહારથી તે પુદ્ગલદ્રવ્યથી ભેદપણે કહેવાય છે

૫૨ તેમ જ દર્શન અને જ્ઞાન પણ જીવથી અનન્યભૂત છે. વ્યવહારથી તેનો આત્માથી ભેદ કહેવાય છે

૫૩ આત્મા (વસ્તુપણે) અનાદિ અન ત છે, અને સ તાનની અપેક્ષાએ સાદિસાંત પણ છે, તેમ સાદિઅનંત પણ છે પાચ ભાવના પ્રાધાન્યપણાથી તે તે ભ ગ છે સદ્ભાવથી જીવદ્રવ્ય અન ત છે

૫૪ એમ સત્ (જીવ પર્યાય)નો વિનાશ અને અસત્ જીવનો ઉત્પાદ, પરસ્પર વિરુદ્ધ છતાં જેમ અવિરોધપણે સિદ્ધ છે તેમ સર્વજ્ઞ વીતરાગદેવે કહ્યો છે

૫૫ નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ નામકર્મની પ્રકૃતિ સત્નો નાશ અને અસત્ભાવનો ઉત્પાદ કરે છે

૫૬ ઉદય, ઉપશમ, ક્ષાયિક, ક્ષયોપશમ અને પારિણામિક ભાવથી જીવના ગુણોનું બહુ વિસ્તીર્ણપણુ છે

૫૭, ૫૮, ૫૯.

મૂઢત્વને લીધે ઊંચી દશા પામતાં અટકતા હોય, અથવા અસત્ સમાગમથી મતિ વ્યામોહ પામી અન્યથા ત્યાગવૈરાગ્યને ત્યાગવૈરાગ્યપણે માની લીધા હોય તેના નિષેધને અર્થે કરુણાબુદ્ધિથી જ્ઞાની યોગ્ય વચને તેનો નિષેધ ક્વચિત્ કરતા હોય તો વ્યામોહ નહીં પામતા તેનો સદ્‌હેતુ સમજી યથાર્થ ત્યાગવૈરાગ્યની ક્રિયામા અંતર તથા બાહ્યમા પ્રવર્તવુ યોગ્ય છે

---

[૭૨૦] ૭૮૬ મુબઈ, અસાડ વદ ૧, ગુરુ, ૧૯૫૩

'સકળ સંસારી ઇન્દ્રિયરામી, મુનિગુણ આતમરામી રે,
મુખ્યપણે જે આતમરામી, તે કહિયે નિ:કામી રે'

આર્ય સોભાગની અંતરંગદશા અને દેહમુક્ત સમયની દશા, હે મુનિઓ! તમારે વારંવાર અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે

હે મુનિઓ! દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી અસંગપણે વિચરવાનો સતત ઉપયોગ સિદ્ધ કરવો યોગ્ય છે જેમણે જગતસુખસ્પૃહા છોડી જ્ઞાનીના માર્ગનો આશ્રય ગ્રહણ કર્યો છે, તે અવશ્ય તે અસંગ ઉપયોગને પામે છે જે શ્રુતથી અસંગતા ઉલ્લસે તે શ્રુતનો પરિચય કર્તવ્ય છે

---

૭૮૭ મુબઈ, અસાડ વદ ૧, ગુરુવાર, ૧૯૫૩

ૐ

શ્રી સોભાગના દેહમુક્ત સમયની દશા વિષેનું પત્ર લખ્યું તે પણ અત્રે મળ્યું છે કર્મગ્રંથનું સંક્ષેપ સ્વરૂપ લખ્યું તે પણ અત્રે મળ્યું છે

આર્ય સોભાગની બાહ્યાભ્યંતર દશા પ્રત્યે વારંવાર અનુપ્રેક્ષા કર્તવ્ય છે

શ્રી નવલચંદે દર્શાવેલા પ્રશ્નનો વિચાર આગળ પર કર્તવ્ય છે

જગતસુખસ્પૃહામા જેમ જેમ ખેદ ઊપજે તેમ તેમ જ્ઞાનીનો માર્ગ સ્પષ્ટ સિદ્ધ થાય

---

[૭૨૧] ૭૮૮ મુબઈ, અસાડ વદ ૧૧, રવિ, ૧૯૫૩

## પરમ સંયમી પુરુષોને નમસ્કાર

અસારભૂત વ્યવહાર સારભૂત પ્રયોજનની પેઠે કરવાનો ઉદય વર્ત્યા છતાં જે પુરુષો તે ઉદયથી ક્ષોભ ન પામતા સહજભાવ સ્વધર્મમા નિશ્ચળપણે રહ્યા છે, તે પુરુષોના ભીષ્મવ્રતનું વારંવાર સ્મરણ કરીએ છીએ

સર્વ મુનિઓને નમસ્કાર પ્રાપ્ત થાય

---

૭૮૯ મુબઈ, અસાડ વદ ૧૪, બુધ, ૧૯૫૩

ૐ નમ:

પ્રથમ કાગળ મળ્યો હતો હાલ એક પત્તુ મળ્યું છે

મણિરત્નમાળાનું પુસ્તક ફરીથી વાચવાનું કર્યાથી વધારે મનન થઈ શકશે

શ્રી ડુંગર તથા લહેરાભાઈ આદિ મુમુક્ષુઓને ધર્મસ્મરણ પ્રાપ્ત થાય શ્રી ડુંગરને જણાવશો કે પ્રસંગોપાત્ત કંઈ જ્ઞાનવાર્તા પ્રશ્નાદિ લખશો અથવા લખાવશો

સત્શાસ્ત્રનો પરિચય નિયમપૂર્વક નિરંતર કરવા યોગ્ય છે એકબીજાના સમાગમમાં આવતાં આત્માર્થ વાર્તા કર્તવ્ય છે

---

છે, પોતે અશબ્દ છે, પણ શબ્દનું કારણ છે.

૭૯ સ્કંધથી શબ્દ ઉત્પન્ન થાય છે. અનંત પરમાણુઓના મેલાપ, તેનો સંઘાત, સમૂહ તેનું નામ 'સ્કંધ' તે સ્કંધો પરસ્પર સ્પર્શાવાથી, અથડાવાથી નિશ્ચય કરીને 'શબ્દ' ઉત્પન્ન થાય છે

૮૦ તે પરમાણુ નિત્ય છે, પોતાના રૂપાદિ ગુણોને અવકાશ, આધાર આપે છે, પોતે એક-પ્રદેશી હોવાથી એક પ્રદેશથી ઉપરાત અવકાશને પ્રાપ્ત થતો નથી, બીજા દ્રવ્યને અવકાશ (આકાશની પેઠે) આપતો નથી, સ્કંધના ભેદનું કારણ છે–સ્કંધના ખંડનું કારણ છે, સ્કંધનો કર્ત્તા છે, કાળના પરિમાણ (માપ) સંખ્યા–(ગણના)નો હેતુ છે

૮૧ એક રસ, એક વર્ણ, એક ગંધ અને બે સ્પર્શ, શબ્દની ઉત્પત્તિનું કારણ, અને એક-પ્રદેશાત્મકપણે અશબ્દ, સ્કંધપરિણમિત છતાં વ્યતિરિક્ત દ્રવ્ય તે પરમાણુ જાણવો

૮૨ ઇન્દ્રિયોએ કરી ઉપભોગ્ય, તેમ જ કાયા, અને કર્મ આદિ જે જે અનંત એવા મૂર્ત્ત પદાર્થો છે તે સર્વ પુદ્ગલદ્રવ્ય જાણવુ

૮૩ ધર્માસ્તિકાય અરસ, અવર્ણ, અગંધ, અશબ્દ અને અસ્પર્શ છે, સકળલોકપ્રમાણ છે, અખંડિત, વિસ્તીર્ણ અને અસંખ્યાત પ્રદેશાત્મક દ્રવ્ય છે

૮૪ અનંત અગુરુલઘુગુણપણે તે નિરંતર પરિણમિત છે ગતિક્રિયાયુક્ત જીવાદિને કારણભૂત છે, પોતે અકાર્ય છે, અર્થાત્ કોઈથી ઉત્પન્ન થયેલું તે દ્રવ્ય નથી

૮૫ જેમ મત્સ્યની ગતિને જળ ઉપકાર કરે છે, તેમ જીવ અને પુદ્ગલદ્રવ્યની ગતિને ઉપકાર કરે છે તે 'ધર્માસ્તિકાય' જાણવો

૮૬ જેમ ધર્માસ્તિકાય દ્રવ્ય છે તેમ અધર્માસ્તિકાય પણ છે એમ જાણો સ્થિતિક્રિયાયુક્ત જીવ, પુદ્ગલને તે પૃથ્વીની પેઠે કારણભૂત છે

૮૭ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયને લીધે લોક અલોકનો વિભાગ થાય છે એ ધર્મ અને અધર્મ દ્રવ્ય પોતપોતાના પ્રદેશથી કરીને જુદા જુદાં છે. પોતે હલનચલન ક્રિયાથી રહિત છે, અને લોકપ્રમાણ છે

૮૮ ધર્માસ્તિકાય જીવ, પુદ્ગલને ચલાવે છે એમ નથી, જીવ પુદ્ગલ ગતિ કરે છે તેને સહાયક છે

૮૯

૯૦ સર્વ જીવોને તથા બાકીના પુદ્ગલાદિને સંપૂર્ણ અવકાશ આપે છે તેને 'લોકાકાશ' કહીએ છીએ

૯૧ જીવ, પુદ્ગલસમૂહ, ધર્મ અને અધર્મ એ દ્રવ્યો લોકથી અનન્ય છે, અર્થાત્ લોકમાં છે, લોકથી બહાર નથી આકાશ લોકથી પણ બહાર છે, અને તે અનંત છે, જેને 'અલોક' કહીએ છીએ

૯૨ જો ગમન અને સ્થિતિનું કારણ આકાશ હોત તો ધર્મ અને અધર્મદ્રવ્યના અભાવને લીધે સિદ્ધ ભગવાનનું અલોકમા પણ ગમન હોત

૯૩ જે માટે સિદ્ધ ભગવાનનું સ્થાન ઊર્ધ્વલોકાંતે સર્વજ્ઞ વીતરાગદેવે કહ્યુ છે, તેથી ગમન અને સ્થાનનું કારણ આકાશ નથી એમ જાણો

૯૪ જો ગમનનો હેતુ આકાશ હોત અથવા સ્થાનનો હેતુ આકાશ હોત, તો અલોકની હાનિ થાય અને લોકના અંતની વૃદ્ધિ પણ થાય

૯૫ તેથી ધર્મ અને અધર્મ દ્રવ્ય ગમન તથા સ્થિતિનાં કારણ છે, પણ આકાશ નથી આ પ્રમાણે લોકનો સ્વભાવ શ્રોતા જીવોપ્રત્યે સર્વજ્ઞ વીતરાગદેવે કહ્યો છે.

ઉત્પન્ન થાય એવું વર્તન કરવું

નિયમિતપણે નિત્ય સદ્ગ્રંથનું વાંચન તથા મનન રાખવું યોગ્ય છે પુસ્તક વગેરે કંઈ જોઈ હોય તો અત્રે મનસુખને લખવું તે તમને મોકલશે ૐ

---

[૭૨૬] ૭૯૫ મુંબઈ, શ્રાવણ વદ ૮, શુક્ર, ૧૯૫૩

શુભેચ્છાસંપન્ન શ્રી મનસુખ પુરુષોત્તમ આદિ — શ્રી ખેડા

કાગળ મળ્યો છે

તમારી તરફ વિચરતા મુનિ શ્રીમદ્ લલ્લુજી આદિને નમસ્કાર પ્રાપ્ત થાય મુનિશ્રી દેવકીર્ણજીના પ્રશ્નો મળ્યા હતા તેમને વિનયસહિત વિદિત કરશો કે "મોક્ષમાર્ગપ્રકાશ" વાચવાથી કેટલુંક સમાધાન તે પ્રશ્નોનું થશે અને વિશેષ સ્પષ્ટતા સમાગમઅવસરે થવા યોગ્ય છે

પારમાર્થિક કરુણાબુદ્ધિથી નિષ્પક્ષપાતપણે કલ્યાણના સાધનના ઉપદેષ્ટા પુરુષનો સમાગમ, ઉપાસના અને આજ્ઞાનું આરાધન કર્તવ્ય છે તેવા સમાગમના વિયોગમા સત્શાસ્ત્રનો યથામતિ પરિચય રાખી સદાચારથી પ્રવર્તવુ યોગ્ય છે. એ જ વિનંતિ ૐ

---

૭૯૬ મુંબઈ, શ્રાવણ વદ ૮, શુક્ર, ૧૯૫૩

"મોહમુદ્ગર" અને "મણિરત્નમાળા" એ બે પુસ્તકો હાલ વાંચવાનો પરિચય રાખશો એ બે પુસ્તકમાં મોહના સ્વરૂપના તથા આત્મસાધનના કેટલાક ઉત્તમ પ્રકારો બતાવ્યા છે

---

૭૯૭ મુંબઈ, શ્રાવણ વદ ૮, શુક્ર, ૧૯૫૩

ૐ

કાગળ મળ્યો છે

શ્રી ડુંગરની દશા લખી તે જાણી છે શ્રી સોભાગના વિયોગથી તેમને સૌથી વધારે ખેદ થવો યોગ્ય છે એક બળવાન સત્સમાગમનો યોગ જવાથી આત્માર્થીના અંતઃકરણમાં બળવાન ખેદ થવા યોગ્ય છે

તમે, લહેરાભાઈ, મગન વગેરે સર્વ મુમુક્ષુઓ નિરંતર સત્શાસ્ત્રનો પરિચય રાખવાનું ચૂકશો નહીં કોઈ કોઈ પ્રશ્ન અત્ર લખો છો તેના ઉત્તર ઘણું કરીને હાલ લખવાનું થતું નથી, તેથી કંઈ પણ વિકલ્પમાં ન પડતાં અનુક્રમે તે ઉત્તર મળી જશે એમ વિચારવુ યોગ્ય છે

થોડા દિવસ પછી ઘણું કરીને શ્રી ડુંગર પ્રત્યે એક પુસ્તક તેમને નિવૃત્તિનું પ્રધાનપણું રહે તેવુ વાંચવા અર્થે મોકલવાનું થશે રાધનપુર મણિલાલ પર અત્રેથી એક પત્તું લખ્યું હતું.

---

[૭૨૭] ૭૯૮ મુંબઈ, શ્રાવણ વદ ૧૦, રવિ, ૧૯૫૩

"મોક્ષમાર્ગપ્રકાશ" શ્રવણ કરવાની જે જિજ્ઞાસુઓને જિજ્ઞાસા છે, તેમને શ્રવણ કરાવશો વધારે સ્પષ્ટીકરણથી અને ધીરજથી શ્રવણ કરાવશો શ્રોતાને કોઈ એક સ્થાનકે વિશેષ સંશય થાય તો તેનું સમાધાન કરવું યોગ્ય છે કોઈ એક સ્થળે સમાધાન અશક્ય જેવુ દેખાય તો કોઈ એક મહાત્માને યોગે સમજવાનું જણાવીને શ્રવણ અટકાવવુ નહી, તેમ જ કોઈ એક મહાત્મા સિવાય અન્ય સ્થાનકે તે સંશય પૂછવાથી વિશેષ ભ્રમનો હેતુ થશે, અને નિઃસંશયપણાથી શ્રવણ થયેલા શ્રવણનો લાભ વૃથા જેવો થશે, એવી દૃષ્ટિ શ્રોતાને હોય તો વધારે હિતકારી થાય

---

૧૧૨ એ પાચે પ્રકારનો જીવસમૂહ મનપરિણામથી રહિત અને એકેદ્રિય છે એમ સર્વજ્ઞે કહ્યુ છે

૧૧૩ ઈડામા જેમ પક્ષીનો ગર્ભ વધે છે, જેમ મનુષ્યગર્ભમાં મૂર્છાગત અવસ્થા છતા જીવત્વ છે, તેમ 'એકેદ્રિય જીવો' પણ જાણવા

૧૧૪ શ બુક, શ ખ, છીપ, કૃમિ એ આદિ જે જીવો રસ, અને સ્પર્શને જાણે છે, તે 'બે ઇન્દ્રિય જીવો' જાણવા

૧૧૫ જૂ, માકડ, કીડી, વી છી આદિ અનેક પ્રકારના બીજા પણ કીડાઓ રસ, સ્પર્શ અને ગ ધને જાણે છે, તે 'ત્રણ ઇન્દ્રિય જીવો' જાણવા

૧૧૬ ડાસ, મચ્છર, માખી, ભમરી, ભમરા, પત ગ આદિ રૂપ, રસ, ગ ધ અને સ્પર્શને જાણે છે તે 'ચાર ઇન્દ્રિય જીવો' જાણવા

૧૧૭ દેવ, મનુષ્ય, નારક, તિર્યં ચ, જળચર, સ્થલચર અને ખેચર તે વર્ણ, રસ, સ્પર્શ, ગ ધ અને શબ્દને જાણે છે, તે બળવાન 'પાચ ઇન્દ્રિયવાળા જીવો' છે

૧૧૮ દેવતાના ચાર નિકાય છે મનુષ્ય કર્મ અને અકર્મ ભૂમિનાં એમ બે પ્રકારનાં છે તિર્યંચના ઘણા પ્રકાર છે, તથા નારકી તેની પૃથ્વીઓની જેટલી જાતિ છે તેટલી જાતિના છે

૧૧૯ પૂર્વે બાધેલુ આયુષ્ ક્ષીણ થવાથી જીવ ગતિનામકર્મને લીધે આયુષ્ અને લેશ્યાના વશથી બીજા દેહમા જાય છે

૧૨૦ દેહાશ્રિત જીવોના સ્વરૂપનો એ વિચાર નિરૂપણ કર્યો, તેના 'ભવ્ય' અને 'અભવ્ય' એવા બે ભેદ છે દેહરહિત એવા 'સિદ્ધભગવ તો' છે

૧૨૧ ઇદ્રિયો જીવ નથી, તથા કાયા પણ જીવ નથી પણ જીવના ગ્રહણ કરેલાં સાધનમાત્ર છે વસ્તુતાએ તો જેને જ્ઞાન છે તેને જ જીવ કહીએ છીએ

૧૨૨ જે સર્વ જાણે છે, દેખે છે, દુઃખ ભેદીને સુખ ઇચ્છે છે, શુભ અને અશુભને કરે છે અને તેનું ફળ ભોગવે છે તે 'જીવ' છે

૧૨૩

૧૨૪ આકાશ, કાળ, પુદ્ગલ, ધર્મ અને અધર્મ દ્રવ્યને વિષે જીવત્વગુણ નથી, તેને અચૈતન્ય કહીએ છીએ, અને જીવને સચૈતન્ય કહીએ છીએ

૧૨૫ સુખદુ ખનું વેદન, હિતમા પ્રવૃત્તિ, અહિતમા ભીતિ તે ત્રણે કાળમાં જેને નથી તેને સર્વજ્ઞ મહામુનિઓ 'અજીવ' કહે છે

૧૨૬ સ સ્થાન, સ ઘાત, વર્ણ, રસ, સ્પર્શ, ગ ધ અને શબ્દ એમ પુદ્ગલદ્રવ્યથી ઉત્પન્ન થતા ગુણપર્યાયો ઘણા છે

૧૨૭ અરસ, અરૂપ, અગ ધ, અશબ્દ, અનિર્દિષ્ટ સ સ્થાન, અને વચનઅગોચર એવો જેનો ચૈતન્ય ગુણ છે તે 'જીવ' છે

૧૨૮ જે નિશ્ચય કરી સ સારસ્થિત જીવ છે તેના અશુદ્ધ પરિણામ હોય છે તે પરિણામથી કર્મ ઉત્પન્ન થાય છે, તેથી સારી અને માઠી ગતિ થાય છે

૧૨૯ ગતિની પ્રાપ્તિથી દેહ થાય છે, દેહથી ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોથી વિષય ગ્રહણ થાય છે, અને તેથી રાગ દ્વેષ ઉત્પન્ન થાય છે

૧૩૦ સ સારચક્રવાલમા તે ભાવે કરીને પરિભ્રમણ કરતા જીવોમા કોઈ જીવોનો સ સાર અનાદિસાંત છે, અને કોઈનો અનાદિઅન ત છે, એમ ભગવાન સર્વજ્ઞે કહ્યુ છે

૮૦૪ મુંબઈ, ભાદરવા સુદ ૯, રવિ, ૧૯૫૩

મુનિપથાનુગામી શ્રી લલ્લુજી આદિ મુમુક્ષુઓ તથા શુભેચ્છાયોગ્ય ભાવસાર મનસુખલાલ આદિ મુમુક્ષુઓ,

શ્રી ખેડા

અત્ર ક્ષણુ પર્યંત તમારો કંઈ પણુ અપરાધ કે અવિનય આ જીવથી થયો હોય તે નમ્રભાવથી ખમાવું છુ. ૐ

---

૮૦૫ મુંબઈ, ભાદરવા સુદ ૯, રવિ, ૧૯૫૩

તમને તથા શ્રી અંબાલાલ આદિ સર્વ મુમુક્ષુઓને અત્ર ક્ષણુ પર્યંત તમારો કોઈનો મારાથી કંઈ અપરાધ કે અવિનય થયો હોય તે ખમાવું છુ

ફેણાયથી ભાઈ પોપટનું પત્તુ મળ્યું હતું હાલ કોઈ સદ્ગ્રંથ વાચવા તેમને જણાવશો એ જ વિનતિ

---

[૭૩૨] ૮૦૬ મુંબઈ, ભાદરવા વદ ૮, રવિ, ૧૯૫૩

શ્રી ડુંગર આદિ મુમુક્ષુઓ,

મન વગેરેની ઓળખાણનાં પ્રશ્નો મગનલાલે લખ્યા તે સમાગમમાં પૂછવાથી સમજવા ઘણાં સુલભ પડશે પત્ર વાટે સમજાવાં કઠણ છે

શ્રી લહેરાભાઈ આદિ મુમુક્ષુઓને આત્મસ્મરણપૂર્વક યથાવિનય પ્રાપ્ત થાય

જીવને પરમાર્થ પામવામા અપાર અંતરાય છે, તેમાં પણ આવા કાળને વિષે તો તે અંતરાયોનું અવર્ણનીય બળ હોય છે શુભેચ્છાથી માડી કૈવલ્ય પર્યંતની ભૂમિકાએ પહોચતા ઠામ ઠામ તે અંતરાયો જોવામા આવે છે, અને જીવને વાર વાર તે અંતરાયો પરમાર્થ પ્રત્યેથી પાડે છે જીવને મહત્ પુણ્યના ઉદયથી જો સત્સમાગમનો અપૂર્વ લાભ રહ્યા કરે તો તે નિર્વિઘ્નપણે કૈવલ્ય પર્યંતની ભૂમિકાએ પહોચી જાય છે સત્સમાગમના વિયોગમા જીવે આત્મબળને વિશેષ જાગ્રત રાખી સત્શાસ્ત્ર અને શુભેચ્છાસંપન્ન પુરુષોના સમાગમમા રહેવું યોગ્ય છે

---

[૭૩૩] ૮૦૭ મુંબઈ, ભાદ્રપદ વદિ ०)), રવિ, ૧૯૫૩

શરીરાદિ બળ ઘટવાથી સર્વ મનુષ્યોથી માત્ર દિગમ્બરવૃત્તિએ વર્તીને ચારિત્રનો નિર્વાહ ન થઈ શકે, તેથી જ્ઞાનીએ ઉપદેશેલી મર્યાદાપૂર્વક શ્વેતાંબરપણેથી વર્તમાન કાળ જેવા કાળમા ચારિત્રનો નિર્વાહ કરવાને અર્થે પ્રવૃત્તિ છે, તે નિષેધ કરવા યોગ્ય નથી તેમ જ વસ્ત્રનો આગ્રહ કરી દિગમ્બરવૃત્તિનો એકાંત નિષેધ કરી વસ્ત્ર મૂર્ચ્છાદિ કારણોથી ચારિત્રમા શિથિલપણું પણ કર્તવ્ય નથી.

દિગમ્બર અને શ્વેતાંબરપણું દેશ, કાળ, અધિકારીયોગે ઉપકારનો હેતુ છે એટલે જ્યાં જ્ઞાનીએ જેમ ઉપદેશ્યું તેમ પ્રવર્તતાં આત્માર્થ જ છે

"મોક્ષમાર્ગપ્રકાશ,"માં વર્તમાન જિનાગમ કે જે શ્વેતામ્બર સંપ્રદાયને માન્ય છે તેનો નિષેધ કર્યો છે, તે નિષેધ કર્તવ્ય નથી વર્તમાન આગમમા અમુક સ્થળો વધારે સંદેહના સ્થાન છે, પણ સત્પુરુષની દૃષ્ટિએ જોતા તેનું નિરાકરણ થાય છે, માટે ઉપશમદૃષ્ટિએ તે આગમો અવલોકન કરવામાં સંશય કર્તવ્ય નથી.

---

૧૫૭ જે ભાવ વડે આત્માને પુણ્ય અથવા પાપઆસ્રવની પ્રાપ્તિ થાય તેમ પ્રવર્તમાન આત્મા પરચારિત્રમાં વર્તે છે એમ વીતરાગ સર્વજ્ઞે કહ્યું છે

૧૫૮ જે સર્વ સગમાત્રથી મુક્ત થઈ, અનન્યમયપણે આત્મસ્વભાવમાં સ્થિત છે, નિર્મલ જ્ઞાતા–દ્રષ્ટા છે તે 'સ્વચારિત્ર' આચરનાર જીવ છે

૧૫૯ પરદ્રવ્ય પ્રત્યેના ભાવથી રહિત, નિર્વિકલ્પ જ્ઞાનદર્શનમય પરિણામી આત્મા છે તે સ્વચારિત્રાચરણ છે

૧૬૦ ધર્માસ્તિકાયાદિના સ્વરૂપની પ્રતીતિ તે 'સમ્યક્ત્વ', બાર અગ અને પૂર્વનું જાણપણુ તે 'જ્ઞાન', તપશ્ચર્યાદિમા પ્રવૃત્તિ તે 'વ્યવહાર–મોક્ષમાર્ગ' છે

૧૬૧ તે ત્રણ વડે સમાહિત આત્મા, આત્મા સિવાય જ્યા અન્ય કિચિત માત્ર કરતો નથી, માત્ર અનન્ય આત્મામય છે ત્યા 'નિશ્ચય–મોક્ષમાર્ગ' સર્વજ્ઞ વીતરાગે કહ્યો છે

૧૬૨ જે આત્મા આત્મસ્વભાવમય એવાં જ્ઞાનદર્શનને અનન્યમય આચરે છે, તેને તે નિશ્ચય જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે

૧૬૩ જે આ સર્વ જાણશે અને દેખશે તે અવ્યાબાધ સુખ અનુભવશે આ ભાવોની પ્રતીતિ ભવ્યને થાય છે, અભવ્યને થતી નથી

૧૬૪ દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ 'મોક્ષમાર્ગ' છે, તેની સેવનાથી 'મોક્ષ' પ્રાપ્ત થાય છે, અને (અમુક હેતુથી) 'બધ' થાય છે એમ મુનિઓએ કહ્યુ છે

૧૬૫

૧૬૬ અર્હતસિદ્ધચૈત્યપ્રવચનમુનિગણજ્ઞાનભક્તિસપન્ન ઘણુ પુણ્ય ઉત્પન્ન કરે છે, પણ તે સર્વ કર્મનો ક્ષય કરતો નથી

૧૬૭ જેના હૃદયને વિષે અણુમાત્ર પરદ્રવ્ય પ્રત્યે રાગ વર્તે છે, તે સર્વ આગમનો જાણનાર હોય તોપણ 'સ્વસમય' નથી જાણતો એમ જાણવું

૧૬૮

૧૬૯ તે માટે સર્વ ઇચ્છાથી નિવર્તી નિ.સગ અને નિર્મમત્વ થઈને જે સિદ્ધસ્વરૂપની ભક્તિ કરે તે નિર્વાણને પ્રાપ્ત થાય

૧૭૦ પરમેષ્ઠીપદને વિષે જેને તત્ત્વાર્થપ્રતીતિપૂર્વક ભક્તિ છે, અને નિર્ગ્રથપ્રવચનમાં રુચિ-પણે જેની બુદ્ધિ પરિણમી છે, તેમજ તે સયમતપસહિત વર્તે છે તો તેને મોક્ષ કઈ દૂર નથી

૧૭૧ અર્હતની, સિદ્ધની, ચૈત્યની, પ્રવચનની ભક્તિસહિત જો તપશ્ચર્યા કરે છે તો તે નિયમથી દેવલોકને અગીકાર કરે છે

૧૭૨ તેથી ઇચ્છામાત્રની નિવૃત્તિ કરો સર્વત્ર કિચિત્માત્ર પણ રાગ કરો મા, કેમકે વીતરાગ ભવસાગરને તરે છે.

૧૭૩ માર્ગનો પ્રભાવ થવાને અર્થે, પ્રવચનની ભક્તિથી ઉત્પન્ન થયેલી પ્રેરણાથી પ્રવચનના રહસ્યભૂત 'પચાસ્તિકાય'ના સગ્રહરૂપ આ શાસ્ત્ર મે કહ્યુ

ઇતિ પચાસ્તિકાયસમાપ્તમ્.

———

જીવ ઉત્તરોત્તર ઊંચી ભૂમિકાને પામે છે નિવૃત્તિમાન ભાવ પરિણામ થવાને નિવૃત્તિમાન દ્રવ્યક્ષેત્ર અને કાળ જીવે પ્રાપ્ત કરવા યોગ્ય છે શુદ્ધ સાન વગરના આ જીવને કોઈ પણ યોગથી શુભેચ્છા, કલ્યાણ કરવાની ઇચ્છા પ્રાપ્ત થાય અને નિઃસ્પૃહ પરમ પુરુષનો યોગ બને તો જ આ જીવને ભાન આવવું યોગ્ય છે તે વિયોગમા સત્શાસ્ત્ર અને સદાચારનો પરિચય કર્તવ્ય છે, અવશ્ય કર્તવ્ય છે શ્રી ડુંગર આદિ મુમુક્ષુને ય૦

[ ૭૩૭ ] ૮૧૩ મુબઈ, આસો વદ ૭, ૧૯૫૩

ઉપરની ભૂમિકાઓમા પણ અવકાશ પ્રાપ્ત થયે અનાદિ વાસનાનું સંક્રમણ થઈ આવે છે, અને આત્માને વાર વાર આકુળ વ્યાકુળ કરી દે છે, વાર વાર એમ થયા કરે છે કે હવે ઉપરની ભૂમિકાની પ્રાપ્તિ થવી દુર્લભ જ છે, અને વર્તમાન ભૂમિકામા સ્થિતિ પણ ફરી થવી દુર્લભ છે એવા અસંખ્ય અંતરાયપરિણામ ઉપરની ભૂમિકામાં પણ બને છે, તો પછી શુભેચ્છાદિ ભૂમિકાએ તેમ બને એ કંઈ આશ્ચર્યકારક નથી તેવા અંતરાયથી ખેદ નહી પામતાં આત્માર્થી જીવે પુરુષાર્થદૃષ્ટિ કરવી અને શૂરવીરપણું રાખવું, હિતકારી દ્રવ્ય ક્ષેત્રાદિ યોગનું અનુસંધાન કરવું, સત્શાસ્ત્રનો વિશેષ પરિચય રાખી વાર વાર હઠ કરીને પણ મનને સદ્વિચારમાં પ્રવેશિત કરવુ, અને મનના દુરાત્મ્યપણાથી આકુળ વ્યાકુળતા નહી પામતા ધૈર્યથી સદ્વિચારપંથે જવાનો ઉદ્યમ કરતા જય થઈ ઉપરની ભૂમિકાની પ્રાપ્તિ થાય છે, અને અવિક્ષેપપણું પ્રાપ્ત થાય છે 'યોગદૃષ્ટિસમુચ્ચય' વાર વાર અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે

[ ૭૩૮ ] ૮૧૪ મુબઈ, આસો વદ ૧૪, રવિ ૧૯૫૩

ૐ

શ્રી હરિભદ્રાચાર્યે 'યોગદૃષ્ટિસમુચ્ચય' ગ્રંથ સંસ્કૃતમાં રચ્યો છે 'યોગબિન્દુ' નામે યોગનો બીજો ગ્રંથ પણ તેમણે રચ્યો છે હેમચંદ્રાચાર્યે 'યોગશાસ્ત્ર' નામે ગ્રંથ રચ્યો છે શ્રી હરિભદ્રકૃત 'યોગદૃષ્ટિસમુચ્ચય'ની પદ્ધતિએ ગુર્જર ભાષામાં શ્રી યશોવિજયજીએ સ્વાધ્યાયની રચના કરી છે શુભેચ્છાથી માંડીને નિર્વાણ પર્યંતની ભૂમિકાઓમા બોધતારતમ્ય તથા ચારિત્રસ્વભાવનું તારતમ્ય મુમુક્ષુ જીવને વાર વાર શ્રવણ કરવા યોગ્ય, વિચાર કરવા યોગ્ય અને સ્થિતિ કરવા યોગ્ય આશયથી તે ગ્રંથમા પ્રકાશ્યું છે યમથી માંડીને સમાધિ પર્યંત અષ્ટાંગયોગ બે પ્રકારે છે, એક પ્રાણાદિ નિરોધરૂપ, બીજો આત્મસ્વભાવપરિણામરૂપ 'યોગદૃષ્ટિસમુચ્ચય'મા આત્મસ્વભાવપરિણામરૂપ યોગનો મુખ્ય વિષય છે વાર વાર તે વિચારવા યોગ્ય છે

શ્રી લહેરીભાઈ આદિ મુમુક્ષુઓને યથા૦ પ્રાપ્ત થાય

[૭૦૪-૧] ૭૬૮ વવાણિયા, ચૈત્ર સુદ ૪, સોમ, ૧૯૫૩

શુભેચ્છાયુક્ત શ્રી કેશવલાલ પ્રત્યે,— શ્રી ભાવનગર

કાગળ પ્રાપ્ત થયો છે આશકાનુ સમાધાન આ પ્રમાણે છે —

એકેદ્રિય જીવને અનુકૂળ સ્પર્શાદિની પ્રિયતા અવ્યક્તપણે છે, તે 'મૈથુનસજ્ઞા' છે

એકેદ્રિય જીવને દેહ અને દેહના નિર્વાહાદિ સાધનમા અવ્યક્ત મૂર્છારૂપ 'પરિગ્રહ—સજ્ઞા' છે

વનસ્પતિ એકેદ્રિય જીવમા આ સજ્ઞા કઈક વિશેષ વ્યક્ત છે

મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મન પર્યવજ્ઞાન, કેવળજ્ઞાન, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભગજ્ઞાન એ આઠે જીવના ઉપયોગરૂપ હોવાથી અરૂપી કહ્યા છે જ્ઞાન અને અજ્ઞાન એ બેમા મુખ્ય ફેર આટલો છે, કે જે જ્ઞાન સમકિતસહિત છે તેને 'જ્ઞાન' કહ્યુ છે અને જે જ્ઞાન મિથ્યાત્વસહિત છે તેને 'અજ્ઞાન' કહ્યુ છે પણ વસ્તુતાએ બન્ને જ્ઞાન છે

'જ્ઞાનાવરણીયકર્મ' અને 'અજ્ઞાન' એક નથી, 'જ્ઞાનાવરણીયકર્મ' જ્ઞાનને આવરણરૂપ છે, અને 'અજ્ઞાન' જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમરૂપ એટલે આવરણ ટળવારૂપ છે

'અજ્ઞાન' શબ્દનો સાધારણ ભાષામા 'જ્ઞાનરહિત' અર્થ થાય છે જેમ જડ જ્ઞાનથી રહિત છે તેમ, પણ નિર્ગ્રથ પરિભાષામા તો મિથ્યાત્વસહિત જ્ઞાનનુ નામ અજ્ઞાન છે, એટલે તે દૃષ્ટિથી અજ્ઞાનને અરૂપી કહ્યુ છે

એમ આશકા થાય કે જો અજ્ઞાન અરૂપી હોય તો સિદ્ધમા પણ હોવું જોઈએ, તેનું સમાધાન આ પ્રમાણે છે —મિથ્યાત્વસહિત જ્ઞાનનું નામ 'અજ્ઞાન' કહ્યુ છે, તેમાથી મિથ્યાત્વ જતાં બાકી જ્ઞાન રહે છે, તે જ્ઞાન સપૂર્ણ શુદ્ધતાસહિત સિદ્ધ ભગવતમા વર્તે છે સિદ્ધનું, કેવળજ્ઞાનીનું અને સમ્યક્-દૃષ્ટિનું જ્ઞાન મિથ્યાત્વરહિત છે મિથ્યાત્વ જીવને ભ્રાતિરૂપે છે તે ભ્રાતિ યથાર્થ સમજાતા નિવૃત્ત થઈ શકવા યોગ્ય છે મિથ્યાત્વ દિશાભ્રમરૂપ છે

શ્રી કુવરજીની જિજ્ઞાસા વિશેષ હતી, પણ કોઈ એક હેતુવિશેષ વિના પત્ર લખવાનું હાલ વર્તતું નથી આ પત્ર તેમને વચાવવાની વિનતિ છે.

---

[૭૦૪-૨] ૭૬૯ વવાણિયા, ચૈત્ર સુદ ૪, ૧૯૫૩

ત્રણે પ્રકારના સમકિતમાથી ગમે તે પ્રકારનું સમકિત આવે તોપણ વધારેમા વધારે પદર ભવે મોક્ષ થાય, અને જો તે સમકિત આવ્યા પછી જીવ વમે તો વધારેમા વધારે અર્ધ પુદ્ગલપરાવર્તન-કાળ સુધી સસારપરિભ્રમણ થઈને મોક્ષ થાય

તીર્થ કરના નિર્ગ્રથ, નિર્ગ્રથિનીઓ, શ્રાવક અને શ્રાવિકાઓ સર્વને જીવઅજીવનું જ્ઞાન હતું તેથી સમકિત કહ્યુ છે એમ કઈ નથી તેમાના ઘણા જીવોને માત્ર સાચા અતરગ ભાવથી તીર્થ કરની અને તેમના ઉપદેશેલા માર્ગની પ્રતીતિથી પણ સમકિત કહ્યુ છે એ સમકિત પામ્યા પછી જો વમ્યું ન હોય તો વધારેમા વધારે પદર ભવ થાય સાચા મોક્ષમાર્ગને પામેલા એવા સત્પુરુષની તથારૂપ પ્રતીતિથી સિદ્ધાતમા ઘણે સ્થળે સમકિત કહ્યુ છે એ સમકિત આવ્યા વિના જીવને ઘણુ કરીને જીવ અને અજીવનું યથાર્થ જ્ઞાન પણ થતુ નથી જીવઅજીવનું જ્ઞાન પામવાનો મુખ્ય માર્ગ એ જ છે

---

[૭૦૪-૩] ૭૭૦ વવાણિયા, ચૈત્ર સુદ ૪, ૧૯૫૩

જ્ઞાન જીવનું રૂપ છે માટે તે અરૂપી છે, ને જ્ઞાન વિપરીતપણે જાણવાનું કાર્ય કરે છે, ત્યા સુધી તેને અજ્ઞાન કહેવુ એવી નિર્ગ્રથ પરિભાષા કરી છે, પણ એ સ્થળે જ્ઞાનનું બીજુ નામજ અજ્ઞાન છે એમ જાણવું

[૭૪૨] ૮૧૭ મુંબઈ, કારતક વદ ૧૨, ૧૯૫૪

પ્રથમ તમારા બે પત્રો તથા હાલમા એક પત્ર મળ્યું છે હાલ અત્રે સ્થિતિ થવાનો સભવ છે

આત્મદશાને પામી નિર્દ્વંદ્વપણે યથાપ્રારબ્ધ વિચરે છે, એવા મહાત્માઓનો યોગ જીવને દુર્લભ છે તેવો યોગ બન્યે જીવને તે પુરુષની ઓળખાણ પડતી નથી, અને તથારૂપ ઓળખાણ પડયા વિના તે મહાત્મા પ્રત્યે દઢાશ્રય થતો નથી જ્યાં સુધી આશ્રય દઢ ન થાય ત્યા સુધી ઉપદેશ પરિણામ પામતો નથી ઉપદેશ પરિણમ્યા વિના સમ્યગ્દર્શનનો યોગ બનતો નથી સમ્યગ્દર્શનની પ્રાપ્તિ વિના જન્માદિ દુ:ખની આત્યંતિક નિવૃત્તિ બનવા યોગ્ય નથી તેવા મહાત્મા પુરુષોનો યોગ તો દુર્લભ છે, તેમાં સંશય નથી પણ આત્માર્થી જીવોનો યોગ બનવો પણ કઠણ છે તોપણ કવચિત્ કવચિત્ તે યોગ વર્તમાનમા બનવા યોગ્ય છે સત્સમાગમ અને સત્શાસ્ત્રનો પરિચય કર્તવ્ય છે ૐ

---

[૭૪૩] ૮૧૮ મુંબઈ, માગશર સુદ ૫, રવિ, ૧૯૫૪

ૐ

ક્ષયોપશમ, ઉપશમ, ક્ષાયિક, પારિણામિક, ઔદયિક અને સાન્નિપાતિક એ છ ભાવનો લક્ષ કરી આત્માને તે ભાવે અનુપ્રેક્ષી જોતા સદ્વિચારમા વિશેષ સ્થિતિ થશે

જ્ઞાન, દર્શન અને ચારિત્ર જે આત્મભાવરૂપ છે, તે સમજાવા માટે ઉપર કહ્યા તે ભાવો વિશેષ અવલંબનભૂત છે

---

[૭૪૪] ૮૧૯ મુંબઈ, માર્ગશીર્ષ સુદ ૫, રવિ, ૧૯૫૪

ૐ

ખેદ નહી કરતા શૂરવીરપણુ ગ્રહીને જ્ઞાનીને માર્ગે ચાલતા મોક્ષપાટણ સુલભ જ છે. વિષય કષાયાદિ વિશેષ વિકાર કરી જાય તે વખતે વિચારવાનને પોતાનું નિર્વીર્યપણું જોઈને ઘણો જ ખેદ થાય છે, અને આત્માને વાર વાર નિંદે છે, ફરી ફરીને તિરસ્કારની વૃત્તિથી જોઈ, ફરી મહત પુરુષનાં ચરિત્ર અને વાક્યનું અવલંબન ગ્રહણ કરી, આત્માને શૌર્ય ઉપજાવી, તે વિષયાદિ સામે અતિ હઠ કરીને તેને હઠાવે છે ત્યાં સુધી નીચે મને બેસતા નથી, તેમ એકલો ખેદ કરીને અટકી રહેતા નથી એ જ વૃત્તિનું અવલંબન આત્માર્થી જીવોએ લીધું છે, અને તેથી જ અંતે જય પામ્યા છે આ વાત સર્વ મુમુક્ષુઓએ મુખે કરી હૃદયમા સ્થિર કરવા યોગ્ય છે

---

[૭૪૫] ૮૨૦ મુંબઈ, માગશર સુદ ૫, રવિ, ૧૯૫૪

ત્ર્યંબકલાલનો લખેલો કાગળ ૧ તથા મગનલાલનો લખેલો કાગળ ૧ તથા માણુલાલનો લખેલો કાગળ ૧ એમ ત્રણે કાગળ મળ્યા છે મણિલાલનો લખેલો કાગળ ચિત્તપૂર્વક વાચવાનું હજી સુધી બન્યું નથી

શ્રી ડુંગરની જિજ્ઞાસા 'આત્મસિદ્ધિ' વાચવા પ્રત્યે છે માટે તે પુસ્તક તેમને વાચવાનું બને તેમ કરશો "મોક્ષમાર્ગપ્રકાશ" નામે ગ્રંથ શ્રી રેવાશંકર પાસે છે તે શ્રી ડુંગરને વાચવા યોગ્ય છે તે ગ્રંથ તેમને થોડા દિવસમા ઘણું કરીને મોકલશે

'કયા ગુણો અંગમાં આવવાથી માર્ગાનુસારીપણુ તથારૂપે કહેવાય?' 'કયા ગુણો અંગમાં આવવાથી સમ્યગ્દૃષ્ટિપણુ તથારૂપે કહેવાય?' 'કયા ગુણો અંગમાં આવવાથી શ્રુતકેવળજ્ઞાન થાય?'

ક્ષાયિક સમકિત આવ્યું હોય, તો ચાર ભવ થવાનો સભવ છે, ઘણુકરીને કોઈક જીવને આમ બને છે

ભગવત્ તીર્થંકરના નિર્ગ્રંથ, નિર્ગ્રંથિનીઓ, શ્રાવક તથા શ્રાવિકાઓ કઈ સર્વને જીવાજીવનું જ્ઞાન હતું તેથી તેને સમકિત કહ્યું છે એવો સિદ્ધાંતનો અભિપ્રાય નથી તેમાથી કઈક જીવોને તીર્થંકર સાચા પુરુષ છે, સાચા મોક્ષમાર્ગના ઉપદેષ્ટા છે, જેમ તે કહે છે તેમ જ મોક્ષમાર્ગ છે એવી પ્રતીતિથી, એવી રુચિથી, શ્રી તીર્થંકરના આશ્રયથી, અને નિશ્ચયથી સમકિત કહ્યુ છે એવી પ્રતીતિ, એવી રુચિ અને એવા આશ્રયનો તથા આજ્ઞાનો નિશ્ચય છે તે પણ એક પ્રકારે જીવાજીવના જ્ઞાનસ્વરૂપ છે પુરુષ સાચા છે અને તેની પ્રતીતિ પણ સાચી આવી છે કે જેમ આ પરમકૃપાળુ કહે છે તેમ જ મોક્ષમાર્ગ છે, તેમ જ મોક્ષમાર્ગ હોય, તે પુરુષનાં લક્ષણાદિ પણ વીતરાગપણાની સિદ્ધિ કરે છે, જે વીતરાગ હોય તે પુરુષ યથાર્થવક્તા હોય, અને તે જ પુરુષની પ્રતીતિએ મોક્ષમાર્ગ સ્વીકારવા યોગ્ય હોય એવી સુવિચારણા તે પણ એક પ્રકારનું ગૌણતાએ જીવાજીવનું જ જ્ઞાન છે તે પ્રતીતિથી, તે રુચિથી અને તે આશ્રયથી પછી સ્પષ્ટ વિસ્તારસહિત જીવાજીવનું જ્ઞાન અનુક્રમે થાય છે તથારૂપ પુરુષની આજ્ઞા ઉપાસવાથી રાગદ્વેષનો ક્ષય થઈ વીતરાગ દશા થાય છે તથારૂપ સત્પુરુષના પ્રત્યક્ષ યોગ વિના એ સમકિત આવવું કઠણ છે તેવા પુરુષના વચનરૂપ શાસ્ત્રોથી કોઈક પૂર્વે આરાધક હોય એવા જીવને સમકિત થવુ સભવે છે, અથવા કોઈ એક આચાર્ય પ્રત્યક્ષપણે તે વચનના હેતુથી કોઈક જીવને સમકિત પ્રાપ્ત કરાવે છે

---

[૭૦૭]   ૭૭૨   વવાણિયા, ચૈત્ર સુદ ૧૦, સોમ, ૧૯૫૩

ૐ સર્વજ્ઞાય નમઃ

કેટલાક રોગાદિ પર ઔષધાદિ સપ્રાપ્ત થયે અસર કરે છે, કેમકે તે રોગાદિના હેતુનો કર્મબધ કઈ પણ તેવા પ્રકારનો હોય છે ઔષધાદિ નિમિત્તથી તે પુદ્ગળ વિસ્તારમાં પ્રસરી જઈને અથવા ખસી જઈને વેદનીયના ઉદયનું નિમિત્તપણુ છોડી દે છે તેવી રીતે નિવૃત્ત થવા યોગ્ય તે રોગાદિ સબધી કર્મબધ ન હોય તો તેના પર ઔષધાદિની અસર થતી નથી, અથવા ઔષધાદિ પ્રાપ્ત થતાં નથી, કે સમ્યક્ ઔષધાદિ પ્રાપ્ત થતા નથી

અમુક કર્મબધ કેવા પ્રકારના છે તે તથારૂપ જ્ઞાનદૃષ્ટિ વિના જાણવું કઠણ છે એટલે ઔષધાદિ વ્યવહારની પ્રવૃત્તિ એકાતે નિષેધી ન શકાય પોતાના દેહના સબધમા કોઈ એક પરમ આત્મદૃષ્ટિવાળા પુરુષ તેમ વર્તે તો, એટલે ઔષધાદિ ગ્રહણ ન કરે તો તે યોગ્ય છે, પણ બીજા સામાન્ય જીવો તેમ વર્તવા જાય તો તે એકાતિક દૃષ્ટિથી કેટલીક હાનિ કરે, તેમા પણ પોતાને આશ્રિત રહેલા એવા જીવો પ્રત્યે અથવા બીજા કોઈ જીવ પ્રત્યે રોગાદિ કારણોમા તેવો ઉપચાર કરવાના વ્યવહારમા વર્તી શકે તેવુ છે છતાં ઉપચારાદિ કરવાની ઉપેક્ષા કરે તો અનુકપા માર્ગ છોડી દેવા જેવુ થાય કોઈ જીવ ગમે તેવો પીડાતો હોય તોપણ તેની આસનાવાસના કરવાનું તથા ઔષધાદિ વ્યવહાર છોડી દેવામા આવે તો તેને આર્ત્તધ્યાનના હેતુ થવા જેવું થાય ગૃહસ્થવ્યવહારમા એવી એકાતિક દૃષ્ટિ કરતા ઘણા વિરોધ ઉત્પન્ન થાય

ત્યાગવ્યવહારમા પણ એકાતે ઉપચારાદિનો નિષેધ જ્ઞાનીએ કર્યો નથી નિર્ગ્રંથને સ્વપરિગ્રહિત શરીરે રોગાદિ થાય ત્યારે ઔષધાદિ ગ્રહણ કરવામા એવી આજ્ઞા છે કે જ્યાં સુધી આર્ત્તધ્યાન ન ઉપજવાયોગ્ય દૃષ્ટિ રહે ત્યા સુધી ઔષધાદિ ગ્રહણ ન કરવું, અને તેવુ વિશેષ કારણ દેખાય તો નિરવદ્ય ઔષધાદિ ગ્રહણ કરતા આજ્ઞાનો અતિક્રમ નથી, અથવા યથાશુભ ઔષધાદિ ગ્રહણ કરતા આજ્ઞાનો અતિક્રમ નથી, અને બીજા નિર્ગ્રંથને શરીરે રોગાદિ થયું હોય ત્યારે તેની વૈયાવચ્ચાદિ કરવાનો પ્રકાર જ્યા દર્શાવ્યો છે ત્યા કઈ પણ વિશેષ અનુકપાદિ દૃષ્ટિ રહે એવી રીતે દર્શાવ્યો છે.

[૭૪૮] ૮૨૪ મોરબી, માહ સુદ ૪, બુધ, ૧૯૫૪

ૐ

મુનિઓને વિજ્ઞપ્તિ કે—

શુભેચ્છાથી માંડીને ક્ષીણમોહપર્યંત સત્શ્રુત અને સત્સમાગમ સેવવા યોગ્ય છે સર્વકાળમાં એ સાધનનું જીવને દુર્લભપણુ છે તેમાં આવા કાળમા દુર્લભપણુ વર્તે તે યથાસભવ છે

દુષમકાળ અને 'હુંડાવસર્પિણી' નામનો આશ્ચર્યભાવ અનુભવથી પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય એવું છે, આત્મશ્રેય ઇચ્છક પુરુષે તેથી ક્ષોભ ન પામતાં વારંવાર તે યોગ પર પગ દઈ સત્શ્રુત, સત્સમાગમ અને સદ્વૃત્તિ બળવાન કરવા યોગ્ય છે.

---

[૭૪૯] ૮૨૫ મોરબી, માહ સુદ ૪, બુધ, ૧૯૫૪

આત્મસ્વભાવની નિર્મળતા થવાને માટે મુમુક્ષુ જીવે બે સાધન અવશ્ય કરીને સેવવા યોગ્ય છે, સત્શ્રુત અને સત્સમાગમ પ્રત્યક્ષ સત્પુરુષોનો સમાગમ ક્વચિત્ ક્વચિત્ જીવને પ્રાપ્ત થાય છે, પણ જો જીવ સદ્દૃષ્ટિવાન હોય તો સત્શ્રુતના ઘણા કાળના સેવનથી થતો લાભ પ્રત્યક્ષ સત્પુરુષના સમાગમથી બહુ અલ્પકાળમાં પ્રાપ્ત કરી શકે છે; કેમકે પ્રત્યક્ષ ગુણાતિશયવાન નિર્મળ ચેતનના પ્રભાવવાળાં વચન અને વૃત્તિ ક્રિયાચેષ્ટિતપણુ છે જીવને તેવો સમાગમયોગ પ્રાપ્ત થાય એવુ વિશેષ પ્રયત્ન કર્તવ્ય છે તેવા યોગના અભાવે સત્શ્રુતનો પરિચય અવશ્ય કરીને કરવા યોગ્ય છે શાંતરસનું જેમા મુખ્યપણુ છે, શાંતરસના હેતુએ જેનો સમસ્ત ઉપદેશ છે, સર્વે રસ શાંતરસગર્ભિત જેમા વર્ણવ્યા છે, એવાં શાસ્ત્રનો પરિચય તે સત્શ્રુતનો પરિચય છે.

---

[૭૫૦-૧] ૮૨૬ મોરબી, માહ સુદ ૪, બુધ, ૧૯૫૪

ૐ

જો બની શકે તો બનારસીદાસના જે ગ્રંથો તમારી પાસે હોય (સમયસાર-ભાષા સિવાય), દિગમ્બર 'નયચક્ર,' 'પંચાસ્તિકાય' (બીજી પ્રત હોય તો), 'પ્રવચનસાર' (શ્રી કુંદકુંદાચાર્ય કૃત હોય તો) અને 'પરમાત્મપ્રકાશ' અત્રે મોકલવાનું કરશો

સત્શ્રુતનો પરિચય જીવે અવશ્ય કરીને કર્તવ્ય છે મળ, વિક્ષેપ અને પ્રમાદ તેમાં વારંવાર અંતરાય કરે છે, કેમકે દીર્ઘ કાળ પરિચિત છે, પણ જો નિશ્ચય કરી તેને અપરિચિત કરવાની પ્રવૃત્તિ કરવામા આવે તો તેમ થઈ શકે એમ છે મુખ્ય અંતરાય હોય તો તે જીવનો અનિશ્ચય છે

---

[૭૫૧] ૮૨૭ વવાણિયા, માહ વદ ૪, ગુરુ, ૧૯૫૪

આ જીવને ઉતાપના મૂળ હેતુ શું છે તથા તેની કેમ નિવૃત્તિ થતી નથી, અને તે કેમ થાય? એ પ્રશ્ન વિશેષ કરી વિચારવા યોગ્ય છે, અંતરમા ઉતારીને વિચારવા યોગ્ય છે જ્યા સુધી એ ક્ષેત્રે સ્થિતિ રહે ત્યા સુધી ચિત્તને વધારે દૃઢ રાખી વર્તવુ એ જ વિનતી.

---

[૮૨૮-૨] ૮૨૮ મુબઈ, માહ વદ ૦)), ૧૯૫૪

શ્રી ભાણજીસ્વામી પ્રત્યે કાગળ લખાવતા જણાવશો કે – 'વિહાર કરી અમદાવાદ સ્થિતિ કરવામા મનને ભય, ઉદ્વેગ કે ક્ષોભ નથી, પણ હિતબુદ્ધિથી વિચારતા અમારી દૃષ્ટિમા એમ આવે છે કે હાલ તે ક્ષેત્રે સ્થિતિ કરવી ઘટાર્થ નથી જો આપ જણાવશો તો તેમા આત્મહિતને શું બાધ થાય છે તે વિદિત કરશુ, અને તે અર્થે આપ જણાવશો તે ક્ષેત્રે સમાગમમાં આવશુ અમદાવાદનો કાગળ

સામાન્યપણે અસત્યાદિ કરતા હિંસાનું પાપ વિશેષ છે પણ વિશેષ દૃષ્ટિએ તો હિંસા કરતાં અસત્યાદિનું પાપ એકાતે ઓછું છે એમ ન સમજવુ, અથવા વધારે છે એમ પણ એકાતે ન સમજવુ હિંસાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને તેના કર્તાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને અનુસરીને તેનો બંધ કર્તાને થાય છે તેમ જ અસત્યાદિના સંબંધમા પણ સમજવા યોગ્ય છે કોઈ એક હિંસા કરતા કોઈ એક અસત્યાદિનું ફળ એક ગુણ, બે ગુણ કે અનંત ગુણ વિશેષ પર્યંત થાય છે, તેમ જ કોઈ એક અસત્યાદિ કરતા કોઈ એક હિંસાનુ ફળ એક ગુણ, બે ગુણ કે અનંત ગુણ વિશેષ પર્યંત થાય છે

ત્યાગની વાર વાર વિશેષ જિજ્ઞાસા છતા, સંસાર પ્રત્યે વિશેષ ઉદાસીનતા છતા, કોઈ એક પૂર્વ-કર્મના બળવાનપણાથી જે જીવ ગૃહસ્થાવાસ ત્યાગી શકતા નથી, તે પુરુષ ગૃહસ્થાવાસમા કુટુંબાદિના નિર્વાહ અર્થે જે કાઈ પ્રવૃત્તિ કરે છે, તેમા તેના પરિણામ જેવાં જેવાં વર્તે છે, તે તે પ્રમાણે બંધાદિ થાય મોહ છતા અનુકંપા માનવાથી કે પ્રમાદ છતા ઉદય માનવાથી કંઈ કર્મબંધ ભૂલથાપ ખાતો નથી તે તો યથાપરિણામ બંધપણું પામે છે કર્મના સૂક્ષ્મ પ્રકારોને મતિ વિચારી ન શકે તોપણ શુભ અને અશુભ કર્મ સફળ છે, એ નિશ્ચય જીવે વિસ્મરણ કરવો નહી

પ્રત્યક્ષ પરમ ઉપકારી હોવાથી તથા સિદ્ધપદના બતાવનાર પણ તેઓ હોવાથી સિદ્ધ કરતાં અર્હંતને પ્રથમ નમસ્કાર કર્યો છે

---

[૮૭૪-૨૪] ૭૭૪

(૧) શુભ બંધ મોળો હોય અને તેને કોઈ અશુભ કર્મનો જોગ બને તો શુભ બંધ મૂળ મોળો હોય તેના કરતા વધારે મોળો થાય છે (૨) શુભ બંધ મોળો હોય અને તેમાં કોઈ શુભ કર્મ યોગનું મળવું થાય તો મૂળ કરતા વધારે દૃઢ થાય છે અથવા નિકાચિત થાય છે (૩) કોઈ અશુભ બંધ મોળો હોય અને તેને કોઈ એક શુભ કર્મનો જોગ બને તો મૂળ કરતા અશુભ બંધ ઓછો મોળો થાય છે (૪) અશુભ બંધ મોળો હોય તેમા અશુભ કર્મનુ મળવુ થાય તો અશુભ બંધ વધારે મજબૂત થાય છે અથવા નિકાચિત થાય છે (૫) અશુભ બંધને અશુભ કર્મ ટાળી ન શકે અને શુભ બંધને શુભ કર્મ ટાળી ન શકે (૬) શુભ કર્મબંધનું ફળ શુભ થાય અને અશુભ કર્મબંધનુ ફળ અશુભ થાય બન્નેના ફળ તો થવા જ જોઈએ, નિષ્ફળ ન થઈ શકે

રોગ વગેરે છે તે ઓસડથી ટળી શકે છે તેથી કોઈને એમ લાગે કે પાપવાળુ ઓસડ કરવુ તે અશુભ કર્મરૂપ છે, છતા તેનાથી રોગ જે અશુભ કર્મનું ફળ તે મટી શકે છે; એટલે કે અશુભથી શુભ થઈ શકે છે, આવી શંકા થાય એવુ છે, પણ એમ નથી એ શંકાનો ખુલાસો નીચે પ્રમાણે છે —

કોઈ એક પુદ્ગલના પરિણામથી થયેલી વેદના (પુદ્ગલવિપાકી વેદના) તથા મંદ રસની વેદના કેટલાક સંજોગોથી ટળી શકે છે અને કેટલાએક સંજોગોથી વધારે થાય છે અથવા નિકાચિત થાય છે તેવી વેદનામા ફેરફાર થવામાં બાહ્ય પુદ્ગલરૂપી ઓસડ વગેરે નિમિત્ત કારણ જોવામાં આવે છે, બાકી ખરી રીતે જોતા તો તે બંધ પૂર્વથી જ એવો બાધેલો છે કે, તે જાતના ઓસડ વગેરેથી ટળી શકે ઓસડ વગેરે મળવાનું કારણ એ છે, કે અશુભ બંધ મોળો બાધ્યો હતો, અને બંધ પણ એવો હતો કે તેને તેવા નિમિત્ત કારણો મળે તો ટળી શકે પણ તેથી એમ કહેવું બરાબર નથી કે પાપ કરવાથી તે રોગનો નાશ થઈ શક્યો, અર્થાત્ પાપ કરવાથી પુણ્યનું ફળ મેળવી શકાયું પાપવાળા ઓસડની ઇચ્છા અને તે મેળવવા માટેની પ્રવૃત્તિથી અશુભ કર્મ બંધાવા યોગ્ય છે અને તે પાપવાળી ક્રિયાથી કંઈ શુભ ફળ થતુ નથી એમ ભાસે, કે અશુભ કર્મના ઉદયરૂપ અશાતાને તેણે ટાળી તેથી તે શુભરૂપ થયું, તો તે સમજવા ફેર છે, અશાતા જ એવી જાતની હતી કે તે રીતે

[૭૫૪] ૮૩૧ મોરબી, ચૈત્ર વદ ૧૨, ૨ વ, ૧૯૫

શ્રી દેવકીર્ણાદિ મુમુક્ષુઓને યથાવિનય નમસ્કાર પ્રાપ્ત થાય

'કર્મગ્રન્થ', 'ગોમ્મટ્ટસારશાસ્ત્ર' આદિથી અત સુધી વિચારવા યોગ્ય છે

દુષમકાળનું પ્રબળ રાજ્ય વર્તે છે, તોપણ અડગ નિશ્ચયથી, સત્પુરુષની આજ્ઞામા વૃત્તિ અનુસધાન કરી જે પુરુષો અગુપ્તવીર્યથી સમ્યક્જ્ઞાન, દર્શન, ચારિત્રને ઉપાસવા ઇચ્છે છે, તેને પર શાંતિનો માર્ગ હજી પણ પ્રાપ્ત થવા યોગ્ય છે

---

[૭૫૯] ૮૩૨ વવાણિયા, જ્યેષ્ઠ, ૧૯૫

દેહથી ભિન્ન સ્વપરપ્રકાશક પરમ જ્યોતિસ્વરૂપ એવો આ આત્મા, તેમાં નિમગ્ન થાઓ ! આર્યજનો ! અતર્મુખ થઈ, સ્થિર થઈ, તે આત્મામા જ રહો તો અનત અપાર આનદ અનુભવશો

સર્વ જગતના જીવો કઈને કઈ મેળવીને સુખ પ્રાપ્ત કરવા ઇચ્છે છે, મોટો ચક્રવર્તી રાજા તે પણ વધતા વૈભવ, પરિગ્રહના સકલ્પમાં પ્રયત્નવાન છે, અને મેળવવામા સુખ માને છે, પણ અહો ! જ્ઞાનીઓએ તો તેથી વિપરીત જ સુખનો માર્ગ નિર્ણીત કર્યો કે કિંચિત્માત્ર પણ ગ્રહવું એ જ સુખનો નાશ છે

વિષયથી જેની ઇંદ્રિયો આર્ત્ત છે, તેને શીતળ એવુ આત્મસુખ, આત્મતત્ત્વ ક્યાંથી પ્રતીતિમાં આવે ?

પરમ ધર્મરૂપ ચંદ્ર પ્રત્યે રાહુ જેવો પરિગ્રહ તેથી હવે હુ વિરામ પામવાને જ ઇચ્છું છુ
અમારે પરિગ્રહને શુ કરવો છે ?
કશું પ્રયોજન નથી
'સર્વોત્કૃષ્ટ શુદ્ધિ ત્યાં સર્વોત્કૃષ્ટ સિદ્ધિ'
હે આર્યજનો ! આ પરમ વાક્યનો આત્માપણે તમે અનુભવ કરો

---

[૭૬૦] ૮૩૩ વવાણિયા, જ્યેષ્ઠ સુદ ૧, શનિ, ૧૯૫૪

સર્વ દ્રવ્યથી, સર્વ ક્ષેત્રથી, સર્વ કાળથી અને સર્વ ભાવથી જે સર્વ પ્રકારે અપ્રતિબધ થઈ નિજસ્વરૂપમા સ્થિત થયા તે પરમ પુરુષોને નમસ્કાર

જેને કઈ પ્રિય નથી, જેને કઈ અપ્રિય નથી, જેને કોઈ શત્રુ નથી, જેને કોઈ મિત્ર નથી, જેને માન–અપમાન, લાભ–અલાભ, હર્ષ–શોક, જન્મ–મૃત્યુ આદિ દ્વદ્વનો અભાવ થઈ જે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપને વિષે સ્થિતિ પામ્યા છે, પામે છે અને પામશે તેમનું અતિ ઉત્કૃષ્ટ પરાક્રમ સાનદાશ્ચર્ય ઉપજાવે છે

દેહ પ્રત્યે જેવો વસ્ત્રનો સબધ છે, તેવો આત્મા પ્રત્યે જેણે દેહનો સબધ યથાતથ્ય દીઠો છે, મ્યાન પ્રત્યે તરવારનો જેવો સબધ છે તેવો દેહ પ્રત્યે જેણે આત્માનો સંબધ દીઠો છે, અબદ્ધ સ્પષ્ટ આત્મા જેણે અનુભવ્યો છે, તે મહત્પુરુષોને જીવન અને મરણ બન્ને સમાન છે

જે અચિંત્ય દ્રવ્યની શુદ્ધચિતિસ્વરૂપ કાતિ પરમ પ્રગટ થઈ અચિંત્ય કરે છે, તે અચિંત્ય દ્રવ્ય સહજ સ્વાભાવિક નિજસ્વરૂપ છે એવો નિશ્ચય જે પરમ કૃપાળુ સત્પુરુષે પ્રકાશ્યો તેનો અપાર ઉપકાર છે

ચદ્ર ભૂમિને પ્રકાશે છે, તેના કિરણની કાંતિના પ્રભાવથી સમસ્ત ભૂમિ શ્વેત થઈ જાય છે, પણ કઈ ચદ્ર ભૂમિરૂપ કોઈ કાળે તેમ થતો નથી, એમ સમસ્ત વિશ્વને પ્રકાશક એવો આ આત્મા તે ક્યારે પણ વિશ્વરૂપ થતો નથી, સદાસર્વદા ચૈતન્યસ્વરૂપ જ રહે છે વિશ્વમા જીવ અભેદતા માને છે એ જ ભ્રાંતિ છે

તથારૂપ આપ્તપુરુષના અભાવ જેવો આ કાળ વર્તે છે તોપણ આત્માર્થી જીવે તેવો સમાગમ ઇચ્છતાં તેના અભાવે પણ વિશુદ્ધિસ્થાનકના અભ્યાસનો લક્ષ અવશ્ય કરીને કર્તવ્ય છે

---

[૭૧૨] ૭૭૮ ઈડર, વૈશાખ વદ ૧૨, શુક્ર, ૧૯૫૩

બે કાગલ મળ્યા છે અત્રે ઘણુ કરીને મંગળવાર પર્યંત સ્થિતિ થશે બુધવારે સાંજે અમદાવાદથી મેલગાડીમા મુંબઈ તરફ જવા માટે બેસવાનું થશે ઘણુ કરીને ગુરુવારે સવારે મુંબઈ ઊતરવું થશે

કેવળ નિરાશા પામવાથી જીવને સત્સમાગમનો પ્રાપ્ત લાભ પણ શિથિલ થઈ જાય છે. સત્સમાગમના અભાવનો ખેદ રાખતાં છતાં પણ સત્સમાગમ થયો છે એ પરમપુણ્ય યોગ બન્યો છે, માટે સર્વસંગત્યાગયોગ બનતાં સુધીમાં ગૃહસ્થવાસે સ્થિતિ હોય ત્યા પર્યંત તે પ્રવૃત્તિ, નીતિસહ, કંઈ પણ જાળવી લઈને પરમાર્થમાં ઉત્સાહ સહિત પ્રવર્તી વિશુદ્ધિસ્થાનક નિત્ય અભ્યાસતા રહેવું એ જ કર્તવ્ય છે

---

[૭૧૩] ૭૭૯ મુંબઈ, જ્યેષ્ઠ સુદ, ૧૯૫૩

ॐ સર્વજ્ઞ

### સ્વભાવજાગ્રતદશા.

ચિત્રસારી ન્યારી, પરજંક ન્યારો, સેજ ન્યારી,
ચાદરિ ભી ન્યારી, ઇહાં ઝૂઠી મેરી થપના;
અતીત અવસ્થા સૈન, નિદ્રાવાહિ કોઉ પૈ ન,
વિદ્યમાન પલક ન, યામૈં અબ છપના,
સ્વાસ ઔ સુપન દોઉ, નિદ્રાકી અલંગ બૂઝે,
સૂઝે સબ અંગ લખિ, આતમ દરપના;
ત્યાગી ભયૌ ચેતન, અચેતનતા ભાવ ત્યાગિ,
ભાલૈ દૃષ્ટિ ખોલિકૈ, સંભાલૈ રૂપ અપના

### અનુભવઉત્સાહદશા

જૈસો નિરભેદરૂપ, નિહચૈ અતીત હુતો,
તૈસો નિરભેદ અબ, ભેદકો ન ગહૈગો।
દીસૈ કર્મરહિત સહિત સુખ સમાધાન,
પાયૌ નિજથાન ફિર બાહરિ ન બહૈગો,
કબહૂ કદાપિ અપનૌ સુભાવ ત્યાગિ કરિ,
રાગ રસ રાચિકૈં ન પરવસ્તુ ગહૈગો,
અમલાન જ્ઞાન વિદ્યમાન પરગટ ભયૌ,
યાહિ ભાંતિ આગમ અનંતકાલ રહૈગો.

### સ્થિતિદશા.

એક પરિનામકે ન કરતા દરવ દોઈ,
દોઈ પરિનામ એક દર્વ ન ધરતુ હૈ,




કોઈ એક જીવ એકેંદ્રિયપણે-પર્યાય
" બે ઇન્દ્રિયપણે-,,
" ત્રણ ઇન્દ્રિયપણે-,,
" ચાર ઇન્દ્રિયપણે-,,
" પાચ ઇન્દ્રિયપણે-,,
} વર્તમાન ભાવ

સંજ્ઞી
અસંજ્ઞી
પર્યાપ્ત
અપર્યાપ્ત
} વર્તમાન ભાવ

જ્ઞાની
અજ્ઞાની
} વર્તમાન ભાવ

મિથ્યાદૃષ્ટિ
સમ્યગ્દૃષ્ટિ
} વર્તમાન ભાવ

એક અંશ ક્રોધ
યાવત્ અનંત અંશ ક્રોધ
} વર્તમાન ભાવ

---

[ ૭૫૩-૩ ] **૮૩૭** સં ૧૯૫૪

આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદયપ્રયોગ,
અપૂર્વવાણી પરમશ્રુત, સદ્ગુરુ લક્ષણ યોગ્ય

—આત્મસિદ્ધિશાસ્ત્ર પદ ૧૦

(૧) સદ્ગુરુ યોગ્ય આ લક્ષણો મુખ્યપણે કયા ગુણસ્થાનકે સંભવે ? અને

(૨) સમદર્શિતા એટલે શું ?

ઉત્તર :—(૧) સદ્ગુરુ યોગ્ય એ લક્ષણો દર્શાવ્યા તે મુખ્યપણે વિશેષપણે ઉપદેશક અર્થાત્ માર્ગપ્રકાશક સદ્ગુરુના લક્ષણ કહ્યા છે ઉપદેશક ગુણસ્થાન છઠ્ઠું અને તેરમું છે, વચલાં સાતમાથી બારમા સુધીના ગુણસ્થાન અલ્પકાળવર્તી છે એટલે ઉપદેશકપ્રવૃત્તિ તેમાં ન સંભવે માર્ગઉપદેશક પ્રવૃત્તિ છઠ્ઠેથી શરૂ થાય

છઠ્ઠે ગુણસ્થાનકે સંપૂર્ણ વીતરાગદશા અને કેવળજ્ઞાન નથી તે તો તેરમે છે, અને યથાવત્ માર્ગઉપદેશકપણું તેરમે ગુણસ્થાને વર્તતા સંપૂર્ણ વીતરાગ અને કૈવલ્યસંપન્ન પરમ સદ્ગુરુ શ્રી જિન તીર્થંકરાદિને વિષે ઘટે તથાપિ છઠ્ઠે ગુણસ્થાનકે વર્તતા મુનિ, જે સંપૂર્ણ વીતરાગતા અને કૈવલ્યદશાના ઉપાસક છે, તે દશાઅર્થે જેના પ્રવર્તન પુરુષાર્થ છે, તે દશાને સંપૂર્ણપણે જે પામ્યા નથી તથાપિ તે સંપૂર્ણ દશા પામવાના માર્ગસાધન પોતે પરમ સદ્ગુરુ શ્રી તીર્થંકરાદિ આપ્તપુરુષના આશ્રયવચનથી જેણે જાણ્યા છે, પ્રતીત્યા છે, અનુભવ્યાં છે અને એ માર્ગસાધનની ઉપાસનાએ જેની તે દશા ઉત્તરોત્તર વિશેષ વિશેષ પ્રગટ થતી જાય છે, તથા શ્રી જિન તીર્થંકરાદિ પરમ સદ્ગુરુનું, તેના સ્વરૂપનું ઓળખાણ જેના નિમિત્તે થાય છે, તે સદ્ગુરુને વિષે પણ માર્ગનું ઉપદેશકપણું અવિરોધરૂપ છે

તેથી નીચેના પાંચમા ચોથા ગુણસ્થાનકે માર્ગનું ઉપદેશકપણું ઘણું કરી ન ઘટે, કેમકે ત્યાં બાહ્ય (ગૃહસ્થ) વ્યવહારનો પ્રતિબંધ છે, અને બાહ્ય અવિરતિરૂપ ગૃહસ્થ વ્યવહાર છતાં વિરતિરૂપ માર્ગનું પ્રકાશવું એ માર્ગને વિરોધરૂપ છે

[૭૧૫] ૭૮૧ મુંબઈ, જેઠ વદ ૬, રવિ, ૧૯૫૩

## પરમપુરુષદશાવર્ણન

'કીચસૌ કનક જાકૈ, નીચ સૌ નરેસપદ,
મીચસી મિતાઈ, ગરુવાઈ જાકૈ ગારસી,
જહરસી જોગ જાતિ, કહરસી કરામાતિ,
હહરસી હૌસ, પુદ્ગલછબિ છારસી,
જાલસૌ જગબિલાસ, ભાલસૌ ભુવનવાસ,
કાલસૌ કુટુંબકાજ, લોકલાજ લારસી,
સીઠસો સુજસુ જાનૈ, બીઠસૌ બખત માનૈ,
ઐસી જાકી રીતિ તાહી, બંદત બનારસી'

જે કંચનને કાદવ સરખુ જાણે છે, રાજગાદીને નીચપદ સરખી જાણે છે, કોઈથી સ્નેહ કરવો તેને મરણ સમાન જાણે છે, મોટાઈને લીપવાની ગાર જેવી જાણે છે, કીમિયા વગેરે જોગને ઝેર સમાન જાણે છે, સિદ્ધિ વગેરે ઐશ્વર્યને અશાતા સમાન જાણે છે, જગતમા પૂજ્યતા થવા આદિની હોસને અનર્થ સમાન જાણે છે, પુદ્ગલની છબી એવી ઔદારિકાદિ કાયાને રાખ જેવી જાણે છે, જગતના ભોગવિલાસને મૂઝાવારૂપ જાળ સમાન જાણે છે, ઘરવાસને ભાલા સમાન જાણે છે, કુટુંબના કાર્યને કાળ એટલે મૃત્યુ સમાન જાણે છે, લોકમા લાજ વધારવાની ઇચ્છાને મુખની લાળ સમાન જાણે છે, કીર્તિની ઇચ્છાને નાકના મેલ જેવી જાણે છે અને પુણ્યના ઉદયને જે વિષ્ટા સમાન જાણે છે, એવી જેની રીતિ હોય તેને બનારસીદાસ વંદના કરે છે

કોઈને અર્થે વિકલ્પ નહીં આણતા અસંગપણું જ રાખશો જેમ જેમ સત્પુરુષના વચન તેમને પ્રતીતિમા આવશે, જેમ જેમ આજ્ઞાથી અસ્થિમિંજા રંગાશે, તેમ તેમ તે તે જીવ આત્મકલ્યાણને સુગમપણે પામશે, એમ નિ.સંદેહતા છે

ત્ર્યબક, મણિ વગેરે મુમુક્ષુને તો સત્સમાગમ વિષેની રુચિ અંતર ઇચ્છાથી કંઈક આ અવસરના સમાગમમા થઈ છે, એટલે એકદમ દશા વિશેષ ના થાય તોપણ આશ્ચર્ય નથી

ખરા અંત.કરણે વિશેષ સત્સમાગમના આશ્રયથી જીવને ઉત્કૃષ્ટ દશા પણ ઘણા થોડા વખતમા પ્રાપ્ત થાય છે

વ્યવહાર અથવા પરમાર્થ સંબંધી કોઈ પણ જીવ વિષેની વૃત્તિ હોય તે ઉપશાત કરી કેવળ અસંગ ઉપયોગે અથવા પરમપુરુષની ઉપર કહી છે તે દશાના અવલંબને આત્મસ્થિતિ કરવી એમ વિજ્ઞાપના છે, કેમકે બીજો કોઈ પણ વિકલ્પ રાખવા જેવું નથી જે કોઈ સાચા અંત કરણે સત્પુરુષના વચનને ગ્રહણ કરશે તે સત્યને પામશે એમા કંઈ સંશય નથી, અને શરીરનિર્વાહાદિ વ્યવહાર સૌ સૌના પ્રારબ્ધ પ્રમાણે પ્રાપ્ત થવા યોગ્ય છે, એટલે તે વિષે પણ કંઈ વિકલ્પ રાખવા યોગ્ય નથી જે વિકલ્પ તમે ઘણુ કરીને શમાવ્યો છે, તોપણ નિશ્ચયના બળવાનપણાને અર્થે દર્શાવ્યું છે

સર્વ જીવ પ્રત્યે, સર્વભાવ પ્રત્યે અખંડ એકરસ વીતરાગદશા રાખવી એ જ સર્વ જ્ઞાનનું ફળ છે આત્મા શુદ્ધચૈતન્ય, જન્મજરામરણરહિત અસંગ સ્વરૂપ છે, એમા સર્વ જ્ઞાન સમાય છે, તેની પ્રતીતિમા સર્વ સમ્યક્ દર્શન સમાય છે, આત્માને અસંગસ્વરૂપે સ્વભાવદશા રહે તે સમ્યક્ચારિત્ર, ઉત્કૃષ્ટ સંયમ અને વીતરાગદશા છે જેના સંપૂર્ણપણાનું ફળ સર્વદુ ખનો ક્ષય છે, એ કેવળ નિ.સંદેહ છે, કેવળ નિ સંદેહ છે એ જ વિનંતિ

ને ઉપાદેયરૂપે દેખે, જાણે, જણાવે પણ સમદર્શી આત્મા તે બધામાં મારાપણુ, ઇષ્ટઅનિષ્ટબુદ્ધિ રાગદ્વેષ ન કરે સુગ ધ દેખી પ્રિયપણુ ન કરે, દુર્ગ ધ દેખી અપ્રિયતા, દુગ છા ન આણે (વ્યવહારથી) સારુ ગણાતું દેખી આ મને હોય તો ઠીક એવી ઇચ્છાબુદ્ધિ (રાગ, રતિ) ન કરે (વ્યવહારથી માઠુ ગણાતુ દેખી આ મને ન હોય તો ઠીક એવી અનિચ્છાબુદ્ધિ (દ્વેષ, અરતિ) ન કરે પ્રાપ્ત સ્થિતિ – સ જોગમા સારુ – માઠુ, અનુકૂળ–પ્રતિકૂળ, ઇષ્ટાનિષ્ટપણુ, આકુળવ્યાકુળપણુ ન કરતા તેમા સમવૃત્તિએ અર્થાત્ પોતાના સ્વભાવે, રાગદ્વેષરહિતપણે રહેવુ એ સમદર્શિતા

શાતા–અશાતા, જીવન–મૃત્યુ, સુગ ધ–દુર્ગ ધ, સુસ્વર–દુસ્વર, રૂપ–કુરૂપ, શીત–ઉષ્ણ આદિમા હર્ષ–શોક, રતિ–અરતિ, ઇષ્ટ–અનિષ્ટપણુ, આર્તધ્યાન ન વર્તે તે સમદર્શિતા

હિંસા, અસત્ય, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહનો પરિહાર સમદર્શીને વિષે અવશ્ય હોય અહિસાદિ વ્રત ન હોય તો સમદર્શીપણુ ન સ ભવે સમદર્શિતા અને અહિસાદિ વ્રતોને કાર્યકારણ અવિનાભાવી અને અન્યોન્યાશ્રય સ બ ધ છે એક ન હોય તો બીજુ ન હોય, અને બીજુ ન હોય તો પહેલુ ન હોય

સમદર્શિતા હોય તો અહિંસાદિ વ્રત હોય
સમદર્શિતા ન હોય તો અહિંસાદિ વ્રત ન હોય.
અહિંસાદિ વ્રત ન હોય તો સમદર્શિતા ન હોય
અહિસાદિ વ્રત હોય તો સમદર્શિતા હોય
જેટલે અ શે સમદર્શિતા તેટલે અ શે અહિંસાદિ વ્રત અને
જેટલે અ શે અહિસાદિવ્રત તેટલે અ શે સમદર્શિતા

સદ્ગુરુયોગ્ય લક્ષણરૂપ સમદર્શિતા, મુખ્યતાએ સર્વવિરતિ ગુણસ્થાનકે હોય, પછીના ગુણસ્થાનકે તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી જાય, વિશેષ પ્રગટ થતી જાય, ક્ષીણમોહસ્થાને તેની પરાકાષ્ઠા અને પછી સ પૂર્ણ વીતરાગતા

સમદર્શિપણુ એટલે લૌકિક ભાવનો સમાન ભાવ, અભેદ ભાવ, એકસરખી બુદ્ધિ, નિર્વિશેષપણુ નહી, અર્થાત્ કાચ અને હીરો એ બે સમાન ગણવા, અથવા સત્શ્રુત અને અસત્શ્રુતમા સમપણુ ગણવું, અથવા સદ્ધર્મ અને અસદ્ધર્મમા અભેદ માનવો, અથવા સદ્ગુરુ અને અસદ્ગુરુને વિષે એકસરખી બુદ્ધિ રાખવી, અથવા સદ્દેવ અને અસદ્દેવને વિષે નિર્વિશેષપણુ દાખવવુ અર્થાત્ બન્નેને એક સરખા ગણવા, ઇત્યાદિ સમાન વૃત્તિ એ સમદર્શિતા નહી, એ તો આત્માની મૂઢતા, વિવેકશૂન્યતા, વિવેકવિકળતા સમદર્શી સત્‌ને સત્ જાણે, બોધે, અસત્‌ને અસત્ જાણે, નિષેધે, સત્શ્રુતને સત્શ્રત જાણે, બોધે, કુશ્રુતને કુશ્રુત જાણે, નિષેધે, સદ્ધર્મને સદ્ધર્મ જાણે, બોધે, અસદ્ધર્મને અસદ્ધર્મ જાણે, નિષેધે, સદ્ગુરુને સદ્ગુરુ જાણે, બોધે, અસદ્ગુરુને અસદ્ગુરુ જાણે, નિષેધે, સદ્દેવને સદ્દેવ જાણે, બોધે, અસદ્દેવને અસદ્દેવ જાણે, નિષેધે, ઇત્યાદિ જે જેમ હોય તેને તેમ દેખે, જાણે, પ્રરૂપે, તેમા રાગદ્વેષ, ઇષ્ટઅનિષ્ટબુદ્ધિ ન કરે, એ પ્રકારે સમદર્શીપણુ સમજવુ ૐ

મુ બઈ, જયેષ્ઠ વદ ૧૪, શનિ, ૧૯૫૬

[૭૬૩] ૮૩૮

નમો વીતરાગાય

મુનિઓના સમાગમમા બ્રહ્મચર્યવ્રત ગ્રહણ કરવા સ બ ધમા યથાસુખ પ્રવર્તશો, પ્રતિબ ધ નથી

શ્રી લલ્લુજી મુનિ તથા દેવકીર્ણાદિ મુનિઓને જિનસ્મરણ પ્રાપ્ત થાય મુનિઓ પ્રત્યેથી કા· મળ્યો હતો એ જ વિજ્ઞાપન

શ્રી રાજચ દ્ર દેવ

તેવી સાચી ઇચ્છા પણ ઘણુ કરીને જીવને સત્પુરુષના સમાગમથી જ પ્રાપ્ત થાય છે તેવો સમાગમ, તે સમાગમની ઓળખાણ, દર્શાવેલા માર્ગની પ્રતીતિ, અને તેમ જ ચાલવાની પ્રવૃત્તિ જીવને પરમ દુર્લભ છે

મનુષ્યપણુ, જ્ઞાનીના વચનોનું શ્રવણ પ્રાપ્ત થવું, તેની પ્રતીતિ થવી, અને તેમણે કહેલા માર્ગમાં પ્રવૃત્તિ થવી પરમ દુર્લભ છે, એમ શ્રી વર્ધમાનસ્વામીએ ઉત્તરાધ્યયનના ત્રીજા અધ્યયનમા ઉપદેશ્યું છે

પ્રત્યક્ષ સત્પુરુષના સમાગમ અને તે આશ્રયમા વિચરતા મુમુક્ષુઓને મોક્ષસ ણ ધી બધા સાધનો અલ્પ પ્રયાસે અને અલ્પ કાળે પ્રાયે (ઘણુ કરીને) સિદ્ધ થાય છે, પણ તે સમાગમનો યોગ પામવો દુર્લભ છે તે જ સમાગમના યોગમા મુમુક્ષુ જીવનુ નિર તર ચિત્ત વર્તે છે

સત્પુરુષનો યોગ પામવો તો સર્વકાળમા જીવને દુર્લભ છે, તેમા પણ આવા દુષમકાળમાં તો કવચિત જ તે યોગ બને છે વિરલા જ સત્પુરુષ વિચરે છે તે સમાગમનો લાભ અપૂર્વ છે, એમ જાણીને જીવે મોક્ષ માર્ગની પ્રતીતિ કરી, તે માર્ગનુ નિર તર આરાધન કરવુ યોગ્ય છે

તે સમાગમનો યોગ ન હોય ત્યારે આર ભ પરિગ્રહ પ્રત્યેથી વૃત્તિને ઓસરાવી સત્શાસ્ત્રનો પરિચય વિશેષ કરીને કર્તવ્ય છે વ્યાવહારિક કાર્યોની પ્રવૃત્તિ કરવી પડતી હોય તોપણ તેમાથી વૃત્તિને મોળી પાડવા જે જીવ ઇચ્છે છે તે જીવ મોળી પાડી શકે છે, અને સત્શાસ્ત્રના પરિચયને અર્થે ઘણો અવકાશ પ્રાપ્ત કરી શકે છે

આર ભ પરિગ્રહ પરથી જેની વૃત્તિ ખેદ પામી છે, એટલે તેને અસાર જાણી તે પ્રત્યેથી જે જીવો ઓસર્યા છે, તે જીવોને સત્પુરુષોનો સમાગમ અને સત્શાસ્ત્રનું શ્રવણ વિશેષ કરીને હિતકારી થાય છે આર ભપરિગ્રહ પર વિશેષ વૃત્તિ વર્તતી હોય તે જીવમા સત્પુરુષનાં વચનનું અથવા સત્શાસ્ત્રનું પરિણમન થવુ કઠણ છે

આરંભ પરિગ્રહપરથી વૃત્તિ મોળી પાડવાનું અને સત્શાસ્ત્રના પરિચયમા રુચિ કરવાનું પ્રથમ કઠણ પડે છે, કેમકે જીવનો અનાદિ પ્રકૃતિભાવ તેથી જુદો છે, તોપણ જેણે તેમ કરવાનો નિશ્ચય કર્યો છે, તે તેમ કરી શકયા છે, માટે વિશેષ ઉત્સાહ રાખી તે પ્રવૃત્તિ કર્તવ્ય છે

સર્વ મુમુક્ષુઓએ આ વાતનો નિશ્ચય અને નિત્ય નિયમ કરવો ઘટે છે, પ્રમાદ અને અનિયમિતપણુ ટાળવું ઘટે છે

---

[૭૧૮] ૭૮૪ મુબઈ, અસાડ સુદ ૪, રવિ, ૧૯૫૩

સાચા જ્ઞાન વિના અને સાચા ચારિત્ર વિના જીવનું કલ્યાણ ન થાય એ નિ સ દેહ છે

સત્પુરુષના વચનનુ શ્રવણ, તેની પ્રતીતિ, અને તેની આજ્ઞાએ પ્રવર્તતા જીવ સાચા ચારિત્રને પામે છે, એવો નિ સ દેહ અનુભવ થાય છે

અત્રેથી 'યોગવાસિષ્ઠ'નું પુસ્તક મોકલ્યું છે, તે પાચદશ વાર ફરી ફરીને વાચવુ તથા વાર વાર વિચારવુ યોગ્ય છે

---

[૭૧૯] ૭૮૫ મુંબઈ, અસાડ વદ ૧, ગુરુ, ૧૯૫૩

શ્રી ધુરીભાઈએ 'અગુરુલઘુ' વિષે પ્રશ્ન લખાવ્યું તે પ્રત્યક્ષ સમાગમે સમજવુ વિશેષ સુગમ છે

શુભેચ્છાથી માડીને શૈલેશીકરણ પર્યંતની સર્વ ક્રિયા જે જ્ઞાનીને સમ્મત છે, તે જ્ઞાનીના વચન ત્યાગવૈરાગ્યનો નિષેધ કરવામા પ્રવર્તે નહીં, ત્યાગવૈરાગ્યના સાધનરૂપે પ્રથમ ત્યાગવૈરાગ્ય આવે છે, તેનો પણ જ્ઞાની નિષેધ કરે નહી

કોઈ એક જડ ક્રિયામા પ્રવૃત્તિ કરી જ્ઞાનીના માર્ગથી વિમુખ રહેતા હોય, અથવા મતિના

# વર્ષ ૩૨ મું

[ ૮૩૨–૧ ] ૮૫૧ મોહમયીક્ષેત્ર, કા૦ સુદ ૧૪, ગુરુ, ૧૯૫

હાલ હું અમુક માસપર્યંત અત્રે રહેવાનો વિચાર રાખું છું મારાથી બનતું ધ્યાન આપીશ આપના મનમાં નિશ્ચિંત રહેશો

માત્ર અન્નવસ્ત્ર હોય તો પણ ઘણું છે પણ વ્યવહારપ્રતિબદ્ધ માણસને કેટલાક સંયોગોને લીંધે થોડુંઘણું જોઈએ છે, માટે આ પ્રયત્ન કરવું પડ્યું છે તો ધર્મકીર્તિપૂર્વક તે સંયોગ જ્યાં સુધી ઉદયમાન હોય ત્યાં સુધી બની આવે એટલે ઘણું છે

માનસિક વૃત્તિ કરતાં ઘણા જ પ્રતિકૂળ માર્ગમાં હાલ પ્રવાસ કરવો પડે છે તથાહૃદયથી અને શાંત આત્માથી સહન કરવામાં જ હર્ષ માનું છું ૐ શાંતિ

---

[ ૭૮૦–૩ ] ૮૫૨ મુંબઈ, માગશર સુદ ૩, શુક્ર, ૧૯૫૫

ૐ નમઃ

ઘણું કરીને આવતી કાલે રાત્રિના મેલમાં અહીંથી ઉપરામતા ( નિવૃત્તિ ) થશે થોડા દિવસ પર્યંત ઘણું કરીને ઈડર ક્ષેત્રે સ્થિતિ થશે

મુનિઓને યથાવિધિ નમસ્કાર કહેશો

વીતરાગોના માર્ગની ઉપાસના કર્તવ્ય છે ૐ

---

[૭૨૨] ૭૯૦ મુંબઈ, શ્રાવણ સુદ ૩, રવિ, ૧૯૫૩

**પરમ ઉત્કૃષ્ટ સયમ જેના લક્ષમાં નિરંતર વર્ત્યા કરે છે તે સત્પુરુષોના સમાગમનું ધ્યાન નિરતર છે.**

પ્રતિષ્ઠિત વ્યવહારની શ્રી દેવકીર્ણજીની જિજ્ઞાસાથી અનતગુણવિશિષ્ટ જિજ્ઞાસા વર્તે છે બળવાન, અને વેદ્યા વિના અટળ ઉદય હોવાથી અ તર ગ ખેદ સમતા સહિત વેદીએ છીએ દીર્ઘકાળને ઘણા અલ્પપણામા લાવવાના ધ્યાનમા વર્તાય છે

યથાર્થ ઉપકારી પુરુષપ્રત્યક્ષમા એકત્વભાવના આત્મશુદ્ધિની ઉત્કૃષ્ટતા કરે છે

સર્વ મુનિઓને નમસ્કાર

---

[૭૨૩] ૭૯૧ મુ બઈ, શ્રાવણ સુદ ૧૫, ગુરુ, ૧૯૫૩

**દીર્ઘકાળની જેની સ્થિતિ છે, તેને અલ્પકાળની સ્થિતિમાં આણી, જેમણે કર્મક્ષય કર્યો છે, તે મહાત્માઓને નમસ્કાર,**

સદ્વર્તન, સદ્ગ્ર થ અને સત્સમાગમમા પ્રમાદ કર્તવ્ય નથી

---

[૭૨૪] ૭૯૨ મુંબઈ, શ્રાવણ સુદ ૧૫, ગુરુ, ૧૯૫૩

બે પત્રો મળ્યા છે "મોક્ષમાર્ગપ્રકાશ" નામે ગ્ર થ આજે ટપાલ દ્વારા મોકલાવ્યો છે તે મુમુક્ષુ જીવે વિચારવા યોગ્ય છે અવકાશ મેળવી પ્રથમ શ્રી લલ્લુજી અને દેવકીર્ણજીએ સ પૂર્ણ વાચીને, મનન કરીને પછી કેટલાક પ્રસ ગો બીજા મુનિઓને શ્રવણ કરાવવા યોગ્ય છે

શ્રી દેવકીર્ણમુનિએ બે પ્રશ્ન લખ્યા છે તેનો ઉત્તર ઘણુ કરીને હવેના પત્રમા લખીશું

"મોક્ષમાર્ગપ્રકાશ" અવલોકન કરતા કોઈ વિચારમા મતાતર જેવું લાગે તો નહી મૂઝાતા તે સ્થળે વધારે મનન કરવુ, અથવા સત્સમાગમને યોગે તે સ્થળ સમજવુ યોગ્ય છે

પરમોત્કૃષ્ટ સ યમમા સ્થિતિની તો વાત દૂર રહી, પણ તેના સ્વરૂપનો વિચાર થવો પણ વિકટ છે

---

[૭૨૫] ૭૯૩ મુંબઈ, શ્રાવણ સુદ ૧૫, ગુરુ, ૧૯૫૩

'સમ્યગ્દૃષ્ટિ અભક્ષ્ય આહાર કરે ?' એ આદિ પ્રશ્નો લખ્યા એ પ્રશ્નોના હેતુ વિચારવાથી જણાવા યોગ્ય છે કે પ્રથમ પ્રશ્નમા કોઈ એક દૃષ્ટાત ગ્રહણ કરી જીવે શુદ્ધ પરિણામની હાનિ કરવા જેવુ છે મતિના અસ્થિરપણાથી જીવ પરિણામનો વિચાર નથી કરી શકતો શ્રેણિકાદિના સ બ ધમાં કોઈ એક સ્થળે એવી વાત કોઈ એક ગ્ર થમા જણાવી છે, પણ તે કોઈએ પ્રવૃત્તિ કરવા અર્થે જણાવી નથી, તેમ એ વાત યથાર્થ એમ જ છે, તેમ પણ નથી સમ્યગ્દૃષ્ટિ પુરુષને અલ્પમાત્ર વ્રત નથી હોતું તોપણ સમ્યગ્દર્શન આવ્યા પછી ન વમે તો વધારેમા વધારે પંદર ભવે મોક્ષ પામે, એવુ સમ્યગ્દર્શનનુ બળ છે, એવા હેતુએ દર્શાવેલી વાતને બીજા રૂપમા લઈ ન જવી સત્પુરુષની વાણી વિષય અને કષાયના અનુમોદનથી અથવા રાગદ્વેષના પોષણથી રહિત હોય છે, એવો નિશ્ચય રાખવો, અને ગમે તેવે પ્રસ ગે તે જ દૃષ્ટિથી અર્થ કરવો યોગ્ય છે

શ્રી ડુ ગર આદિ મુમુક્ષુને યથા૦ હાલ ડુ ગર કઈ વાચે છે ? તે લખશો

---

૭૯૪ મુંબઈ, શ્રાવણ વદ ૧, શુક્ર, ૧૯૫૩

પ્રથમ એક કાગળ મળ્યો હતો બીજો કાગળ હમણા મળ્યો છે

આર્ય સોભાગનો સમાગમ વિશેષ વખત તમને રહ્યો હોત તો ઘણો ઉપકાર થાત પણ ભાવી પ્રબળ છે તે માટે ઉપાય એ છે કે તેમના ગુણોનુ વારવાર સ્મરણ કરીને જીવને વિષે તે ગુણો

[ ૭૮૯ ] ૮૫૭ ઈડર, માર્ગ૦ વદ ૦)), ગુરુ, સવારે, ૧૯૫૫

ૐ નમઃ

આત્માર્થી ભાઈ અંબાલાલ તથા મુનદાસ પ્રત્યે,

સ્થંભતીર્થ

મુનદાસનો લખેલો કાગળ મળ્યો. વનસ્પતિ સંબંધીત્યાગમાં અમુક દશથી પાંચ વનસ્પતિનો હાલ આગાર રાખી બીજી વનસ્પતિથી વિરામ પામતાં આજ્ઞાનો અતિક્રમ નથી.

તમ વગેરેને હાલ અભ્યાસાદિ કેમ વર્તે છે ?

સદ્દેવગુરુશાસ્ત્રભક્તિ અપ્રમત્તપણે ઉપાસનીય છે.

શ્રી ૐ

---

[ ૮૩૨–૨ ] ૮૫૮ ઈડર, પોષ, ૧૯૫૫

मा मुज्झह मा रज्जह मा दुस्सह इट्ठणिट्ठअत्थेसु,
थिरमिच्छह जइ चित्तं विचित्तझाणप्पसिद्धीए ॥४९॥
पणतीस सोल छप्पण चदु दुगमेगं च जवह झाएह,
परमेट्ठिवाचयाण अण्ण च गुरूवएसेण ॥५०॥

જો તમે સ્થિરતા ઇચ્છતા હો તો પ્રિય અથવા અપ્રિય વસ્તુમાં મોહ ન કરો, રાગ ન કરો, દ્વેષ ન કરો. અનેક પ્રકારના ધ્યાનની પ્રાપ્તિને અર્થે પાંત્રીશ, સોળ, છ, પાંચ, ચાર, બે અને એક એમ પરમેષ્ઠિપદના વાચક છે તેનું જપપૂર્વક ધ્યાન કરો. વિશેષ સ્વરૂપ શ્રી ગુરુના ઉપદેશથી જાણવું યોગ્ય છે.

जं किंचि वि चिंततो णिरीहवित्ती हवे जदा साहू,
लद्धूणय एयत्तं तदाहु तं तस्स णिच्चयं झाणं ॥५६॥

द्रव्यसंग्रह.

ધ્યાનમાં એકાગ્રવૃત્તિ રાખીને સાધુ નિસ્પૃહ વૃત્તિવાન અર્થાત્ સર્વ પ્રકારની ઇચ્છાથી રહિત થાય તેને પરમ પુરુષો નિશ્ચય ધ્યાન કહે છે.

---

[ ૭૯૧ ] ૮૫૯ ઈડર, પોષ સુદ ૧૫, ગુરુ, ૧૯૫૫

ૐ

તમે લખેલો ૧ કાગળ તથા મુનદાસે લખેલા ૩ કાગળ મળ્યા છે.

વસોમાં ગ્રહણ કરેલા નિયમાનુસાર લીલોતરીમાં વિરતિપણે મુનદાસે વર્તવું. બે શ્લોકના સ્મરણનો નિયમ શારીરિક ઉપદ્રવ વિશેષ વિના હમેશ નિર્વાહવો. ઘઉં અને ઘી શારીરિક હેતુથી ગ્રહણ કરતાં આજ્ઞાનો અતિક્રમ નથી.

કિંચિત્ દોષ સંભાવ્યમાન થયો હોય તો તેનું પ્રાયશ્ચિત્ત શ્રી દેવકીર્ણ મુનિ આદિની સમીપે લેવું યોગ્ય છે.

તમારે અથવા કોઈ બીજા મુમુક્ષુઓએ નિયમાદિનું ગ્રહણ તે મુનિઓ સમીપે કર્તવ્ય છે. પ્રબળ કારણ વિના તે સંબંધી અમને પત્રાદિ દ્વારા ન જણાવતાં મુનિઓ પ્રત્યેથી તે સંબંધી સમાધાન જાણવું યોગ્ય છે.

ૐ

---

[૭૨૮] ૭૯૯ મુંબઈ, શ્રાવણ વદ ૧૨, ૧૯૫૩

ૐ

સર્વ – ઉત્કૃષ્ટ ભૂમિકામાં સ્થિતિ થવા પર્યંત શ્રુતજ્ઞાનનું અવલંબન લઈને સત્પુરુષો પણ સ્વ-દશામા સ્થિર રહી શકે છે, એમ જિનનો અભિમત છે તે પ્રત્યક્ષ સત્ય દેખાય છે.

સર્વોત્કૃષ્ટ ભૂમિકા પર્યંતમા શ્રુતજ્ઞાન (જ્ઞાનીપુરુષનાં વચનો)નું અવલંબન જે જે વખતે મંદ પડે છે, તે તે વખતે કંઈ કંઈ ચપળપણું સત્પુરુષો પણ પામી જાય છે, તો પછી સામાન્ય મુમુક્ષુ જીવો કે જેને વિપરીત સમાગમ, વિપરીત શ્રુતાદિ અવલંબન રહ્યા છે તેને વારંવાર વિશેષ વિશેષ ચપળપણું થવા યોગ્ય છે

એમ છે તોપણ જે મુમુક્ષુઓ સત્સમાગમ, સદાચાર અને સત્શાસ્ત્રવિચારરૂપ અવલંબનમા દૃઢ નિવાસ કરે છે, તેને સર્વોત્કૃષ્ટ ભૂમિકાપર્યંત પહોંચવું કઠણ નથી, કઠણ છતા પણ કઠણ નથી

---

[૭૨૯] ૮૦૦ મુંબઈ, શ્રાવણ વદ ૧૨, ૧૯૫૩

ૐ

પત્ર મળ્યું છે દિવાળી પર્યંત ઘણું કરીને આ ક્ષેત્રે સ્થિતિ થશે

દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી જે સત્પુરુષોને પ્રતિબંધ નથી તે સત્પુરુષોને નમસ્કાર

સત્સમાગમ, સત્શાસ્ત્ર અને સદાચારમા દૃઢ નિવાસ એ આત્મદશા થવાના પ્રબળ અવલંબન છે સત્સમાગમનો યોગ દુર્લભ છે, તોપણ મુમુક્ષુએ તે યોગની તીવ્ર જિજ્ઞાસા રાખવી અને પ્રાપ્તિ કરવી યોગ્ય છે તે યોગના અભાવે તો અવશ્ય કરી સત્શાસ્ત્રરૂપ વિચારના અવલંબને કરી સદાચારની જાગૃતિ જીવે રાખવી ઘટે છે

---

[૭૩૦] ૮૦૧ મુંબઈ, ભાદ્રપદ સુદ ૬, ગુરુ, ૧૯૫૩

પરમ કૃપાળુ પૂજ્ય પિતાશ્રીજી,—

વવાણિયાબંદર

આજ દિવસ પર્યંત મે આપનો કાંઈ પણ અવિનય, અભક્તિ કે અપરાધ કર્યો હોય તે બે હાથ જોડી મસ્તક નમાવીને શુદ્ધ અંતઃકરણથી ખમાવું છુ કૃપા કરીને આપ ક્ષમા આપશો મારી માતુશ્રી પ્રત્યે પણ તે જ રીતે ખમાવુ છુ તેમ જ બીજા સાથ સર્વે પ્રત્યે મે કોઈ પણ પ્રકારનો અપરાધ કે અવિનય જાણતા અથવા અજાણતા કર્યો હોય તે શુદ્ધ અંતઃકરણથી ખમાવું છુ કૃપા કરીને સૌ ક્ષમા આપશોજી

---

[૭૩૧] ૮૦૨ મુંબઈ, ભાદ્રપદ સુદ ૯, રવિ, ૧૯૫૩

બાહ્ય ક્રિયા અને ગુણસ્થાનકાદિએ વર્તતી ક્રિયાનું સ્વરૂપ ચર્ચવુ હાલ સ્વપર ઉપકારી ઘણું કરીને નહી થાય એટલુ કર્તવ્ય છે કે તુચ્છ મતમતાતર પર દૃષ્ટિ ન આપતા અસદ્‌વૃત્તિના નિરોધને અર્થે સત્શાસ્ત્રના પરિચય અને વિચારમા જીવની સ્થિતિ કરવી

---

૮૦૩ મુંબઈ, ભાદરવા સુદ ૯, રવિ, ૧૯૫૩

શુભેચ્છાયોગ્ય,

તમારો કાગળ મળ્યો છે અત્ર ક્ષણ-પર્યંત તમારો તથા તમારા સમાગમવાસી ભાઈઓનો કોઈ પણ અપરાધ કે અવિનય મારાથી થયો હોય તે નમ્રભાવથી ખમાવું છુ ૐ

---

[૭૯૭] ૮૬૫ વવાણિયા, ચૈત્ર સુદ ૧, '

'उवसतखीणमोहो, मग्गे जिणभासिदेण समुवगदो,
णाणाणुमग्गचारी, निव्वाणपुर वज्जदि धीरो' पचास्तिकाय

દર્શનમોહ ઉપશાંત અથવા ક્ષીણ થયો છે જેનો એવો ધીર પુરુષ વીતરાગોએ દર્શાવેલા મ અંગીકાર કરીને શુદ્ધચૈતન્યસ્વભાવ પરિણામી થઈ મોક્ષપુર પ્રત્યે જાય છે

મુનિ મહાત્મા શ્રી દેવકીર્ણસ્વામી અંજાર તરફ છે જો ખેરાળુથી મુનિશ્રી આજ્ઞા કરશે તો ઘણુ કરી ગુજરાત તરફ આવવાનુ કરશે વેણાસર કે ટીકરને રસ્તેથી ધાગધ્રા આવવુ હોય તો ઊતરવાની હરકત પડવાનો સભવ ઓછો છે મુનિશ્રીને અંજાર લખશો

કોઈ સ્થળે વિશેષ સ્થિરતાનો યોગ બન્યે અમુક સત્શ્રુત પ્રાપ્ત થવા યોગ્ય છે

---

[૭૯૮] ૮૬૬ શ્રી વવાણિયા, ચૈત્ર સુદ ૫, ૧૯

ૐ

દ્રવ્યાનુયોગ પરમ ગંભીર અને સૂક્ષ્મ છે, નિર્ગ્રંથપ્રવચનનું રહસ્ય છે, શુક્લ ધ્યાનનું અ કારણ છે શુક્લ ધ્યાનથી કેવળજ્ઞાન સમુત્પન્ન થાય છે મહાભાગ્ય વડે તે દ્રવ્યાનુયોગની પ્રાપ્તિ થાય

દર્શનમોહનો અનુભાગ ઘટવાથી અથવા નાશ પામવાથી, વિષય પ્રત્યે ઉદાસીનતાથી મહત્પુરુષના ચરણકમળની ઉપાસનાના બળથી દ્રવ્યાનુયોગ પરિણમે છે

જેમ જેમ સંયમ વર્ધમાન થાય છે, તેમ તેમ દ્રવ્યાનુયોગ યથાર્થ પરિણમે છે સંયમ વૃદ્ધિનું કારણ સમ્યક્દર્શનનું નિર્મળત્વ છે, તેનું કારણ પણ 'દ્રવ્યાનુયોગ' થાય છે

સામાન્યપણે દ્રવ્યાનુયોગની યોગ્યતા પામવી દુર્લભ છે આત્મારામપરિણામી, પરમવીતરા દષ્ટિવંત, પરમઅસંગ એવા મહાત્માપુરુષો તેનાં મુખ્ય પાત્ર છે

[1]કોઈ મહત પુરુષના મનનને અર્થે પંચાસ્તિકાયનું સંક્ષિપ્ત સ્વરૂપ લખ્યું હતું, તે મન અર્થે આ સાથે મોકલ્યું છે

હે આર્ય! દ્રવ્યાનુયોગનું ફળ સર્વ ભાવથી વિરામ પામવારૂપ સંયમ છે તે આ પુરુષ વચન તારા અંતઃકરણમાં તું કોઈ દિવસ શિથિલ કરીશ નહીં વધારે શું? સમાધિનું રહસ્ય એ છે સર્વ દુઃખથી મુક્ત થવાનો અનન્ય ઉપાય એ જ છે

---

[૭૯૯] ૮૬૭ વવાણિયા, ચૈત્ર વદ ૨, ગુરુ, ૧૯૫૫

હે આર્ય! જેમ રણ ઊતરી પારને સંપ્રાપ્ત થયા, તેમ ભવસ્વયંભૂરમણ તરી પારને સંપ્રાપ્ત થાઓ!

મહાત્મા મુનિશ્રીની સ્થિતિ હાલ પ્રાંતીજ ક્ષેત્રે છે કંઈ વિજ્ઞપ્તિ પત્ર લખવુ હોય તો પટે-ઘેલાભાઈ કેશવલાલ પ્રાંતીજ એ સરનામે લખવા વિનંતી છે

આપની સ્થિતિ ધાગધ્રા તરફ થવાના સમાચાર અત્રેથી તેઓશ્રીને આજે લખવાનું બન્યું છે વધારે નિવૃત્તિવાળા ક્ષેત્રે ચાતુર્માસનો યોગ બનવાથી આત્મ ઉપકાર વિશેષ સંભવે છે, શ્રીમદ્‌ને પણ તેમ જણાવ્યું છે

---

1 જુઓ આંક ૭૬૬

[૭૩૪-૧] ૮૦૮ મુંબઈ, આસો સુદ ૮, રવિ, ૧૯૫૩

ૐ

સત્પુરુષોના અગાધ ગંભીર સંયમને નમસ્કાર

અવિષમ પરિણામથી જેમણે કાળકૂટ વિષ પીધું એવા શ્રી ઋષભાદિ પરમ પુરુષોને નમસ્કાર

પરિણામમાં તો જે અમૃત જ છે, પણ પ્રથમ દશાએ કાળકૂટ વિષની પેઠે મુઝવે છે, એવા શ્રી સંયમને નમસ્કાર

તે જ્ઞાનને, તે દર્શનને અને તે ચારિત્રને વારંવાર નમસ્કાર

[૭૩૪-૨] ૮૦૯ મુંબઈ, આસો સુદ ૮, રવિ, ૧૯૫૩

ઘણી વાર તમ વગેરેથી લિખિત પત્રો અમને મળ્યા હોય છે, અને તેની પહોંચ પણ લખવાનું અશક્ય થઈ આવે, અથવા તો તેમ કરવું યોગ્ય ભાસે છે આટલી વાત સ્મરણમાં રહેવા લખી છે તેવો પ્રસંગ બન્યે જીવને વિષે કંઈ તમારા પત્રાદિના લેખન દોષથી એમ બન્યું હશે કે કેમ એ આદિ વિકલ્પ ન થવા અર્થે આ સ્મરણ રાખવાને લખ્યું છે

જેની ભક્તિ નિષ્કામ છે એવા પુરુષોનો સત્સંગ કે દર્શન એ મહત્ પુણ્યરૂપ જાણવા યોગ્ય છે તમારા સમીપ સત્સંગીઓને સમસ્થિતિએ યથા૦

[૭૩૪-૩] ૮૧૦ મુંબઈ, આસો સુદ ૮, રવિ ૧૯૫૩

ૐ

પારમાર્થિક હેતુવિશેષથી પત્રાદિ લખવાનું બની શકતું નથી.

જે અનિત્ય છે, જે અસાર છે અને જે અશરણરૂપ છે તે આ જીવને પ્રીતિનું કારણ કેમ થાય છે તે વાત રાત્રિદિવસ વિચારવા યોગ્ય છે

લોકદૃષ્ટિ અને જ્ઞાનીની દૃષ્ટિને પશ્ચિમ પૂર્વ જેટલો તફાવત છે જ્ઞાનીની દૃષ્ટિ પ્રથમ નિરાલંબન છે, રુચિ ઉત્પન્ન કરતી નથી, જીવની પ્રકૃતિને મળતી આવતી નથી, તેથી જીવ તે દૃષ્ટિમાં રુચિવાન થતો નથી, પણ જે જીવોએ પરિષહ વેઠીને થોડા કાળ સુધી તે દૃષ્ટિનું આરાધન કર્યું છે, તે સર્વ દુઃખના ક્ષયરૂપ નિર્વાણને પામ્યા છે, તેના ઉપાયને પામ્યા છે

જીવને પ્રમાદમાં અનાદિથી રતિ છે, પણ તેમાં રતિ કરવા યોગ્ય કાંઈ દેખાતું નથી ૐ

[૭૩૫] ૮૧૧ મુંબઈ, આસો સુદ ૮, રવિ, ૧૯૫૩

ૐ

સર્વ જીવ પ્રત્યે અમારે તો ક્ષમાદૃષ્ટિ છે

સત્પુરુષનો યોગ તથા સત્સમાગમ મળવો બહુ કઠણ છે, એમાં સંશય નથી, ગ્રીષ્મ ઋતુના તાપથી તપાયમાન થયેલા પ્રાણીને શીતળ વૃક્ષની છાયાની પેઠે મુમુક્ષુ જીવને સત્પુરુષનો યોગ તથા સત્સમાગમ ઉપકારી છે સર્વ શાસ્ત્રોમાં તેવો યોગ મળવો દુર્લભ કહ્યો છે

'શાંતસુધારસ' અને 'યોગદૃષ્ટિસમુચ્ચય' ગ્રંથ હાલ વિચારવાનું રાખશો એ બંને ગ્રંથ પ્રકરણરત્નાકરના ચોપડામાં છપાયેલા છે ૐ

[૭૩૬] ૮૧૨ મુંબઈ, આસો સુદ ૮, રવિ, ૧૯૫૩

ૐ

કોઈ એક પારમાર્થિક હેતુવિશેષથી પત્રાદિ લખવાનું બની શકતું નથી

વિશેષ ઊંચી ભૂમિકાને પામેલા મુમુક્ષુઓને પણ સત્પુરુષોનો યોગ અથવા સત્સમાગમ આધારભૂત છે, એમાં સંશય નથી નિવૃત્તિમાન દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનો યોગ બનવાથી

જે સત્શ્રુતની જિજ્ઞાસા છે, તે સત્શ્રુત થોડા દિવસમાં પ્રાપ્ત થવાનો સંભવ છે એમ મુનિશ્રીને નિવેદન કરશો.

વીતરાગ સન્માર્ગની ઉપાસનામાં વીર્ય ઉત્સાહમાન કરશો.

---

[ ૮૧૧ ] ૮૭૨ વવાણિયા, વૈશાખ સુદ ૭, ૧૯૫૫

ૐ

ગૃહવાસનો જેને ઉદય વર્તે છે, તે જો કંઈ પણ શુભ ધ્યાનની પ્રાપ્તિ ઇચ્છતા હોય તો તેના મૂળ હેતુભૂત એવા અમુક સદ્વર્તનપૂર્વક રહેવું યોગ્ય છે. જે અમુક નિયમમાં 'ન્યાયસંપન્ન આજીવિકાદિ વ્યવહાર' તે પહેલો નિયમ સાધ્ય કરવો ઘટે છે. એ નિયમ સાધ્ય થવાથી ઘણા આત્મગુણો પ્રાપ્ત કરવાનો અધિકાર ઉત્પન્ન થાય છે. આ પ્રથમ નિયમ ઉપર જો ધ્યાન આપવામાં આવે, અને તે નિયમને સિદ્ધ જ કરવામાં આવે તો કષાયાદિ સ્વભાવથી મંદ પડવા યોગ્ય થાય છે, અથવા જ્ઞાનીનો માર્ગ આત્મપરિણામી થાય છે, જે પર ધ્યાન આપવું યોગ્ય છે.

---

[ ૮૧૨ ] ૮૭૩ ઈડર, વૈશાખ વદ ૬, મંગળવાર, ૧૯૫૫

ૐ

શનિવાર પર્યંત અહીં સ્થિરતા સંભવે છે. રવિવારે તે ક્ષેત્રે આગમન થવાનો સંભવ છે.

આથી કરીને મુનિશ્રીને ચાતુર્માસ કરવા યોગ્ય ક્ષેત્રે વિચરવાની ત્વરા હોય, તે વિષે કંઈ સંકોચ પ્રાપ્ત થતો હોય, તો આ કાગળ પ્રાપ્ત થયેથી જણાવશો તો એક દિવસ અત્ર ઓછી સ્થિરતા કરવાનું થશે.

નિવૃત્તિનો યોગ તે ક્ષેત્રે વિશેષ છે, તો 'કાર્તિકેયાનુપ્રેક્ષા'નું વારંવાર નિદિધ્યાસન કર્તવ્ય છે, એમ મુનિશ્રીને યથાવિનય જણાવવું યોગ્ય છે.

બાહ્યાભ્યંતર અસંગપણું પામ્યા છે એવા મહાત્માઓને સંસારનો અંત સમીપ છે, એવો નિ:સંદેહ જ્ઞાનીનો નિશ્ચય છે.

---

[ ૮૧૪ ] ૮૭૪ ઈડર, વૈશાખ વદ ૧૦, શનિવાર, ૧૯૫૫

ૐ

હવે સ્થંભતીર્થથી કિસનદાસજી કૃત 'ક્રિયાકોષ'નું પુસ્તક પ્રાપ્ત થયું હશે. તેનું આદ્યંત અધ્યયન કર્યા પછી સુગમ ભાષામાં એક નિબંધ તે વિષે લખવાથી વિશેષ અનુપ્રેક્ષા થશે, અને તેવી ક્રિયાનું વર્તન પણ સુગમ છે એમ સ્પષ્ટતા થશે, એમ સંભવ છે. સોમવાર પર્યંત અત્રે સ્થિતિનો સંભવ છે. રાજનગરમાં પરમ તત્ત્વદૃષ્ટિનો પ્રસંગોપાત્ત ઉપદેશ થયો હતો, તે અપ્રમત્ત ચિત્તથી વારંવાર એકાંતયોગમાં સ્મરણ કરવા યોગ્ય છે. એ જ વિનંતિ.

---

[ ૮૧૭ ] ૮૭૫ મુંબઈ, જેઠ, ૧૯૫૫

ૐ

**પરમકૃપાળુ મુનિવર્યના ચરણકમળમાં પરમ ભક્તિથી**
**સવિનય નમસ્કાર પ્રાપ્ત થાય.**

અહો સત્પુરુષના વચનામૃત, મુદ્રા અને સત્સમાગમ ! સુષુપ્ત ચેતનને જાગૃત કરનાર, પડતી વૃત્તિને સ્થિર રાખનાર, દર્શનમાત્રથી પણ નિર્દોષ અપૂર્વ સ્વભાવને પ્રેરક, સ્વરૂપપ્રતીતિ, અપ્રમત્ત

# વર્ષ ૩૧ મું

[૭૪૦] ૮૧૫ મુંબઈ, કારતક વદ ૧, બુધ, ૧૯૫૪

આત્માર્થી શ્રી મનસુખે લખેલા પ્રશ્નનું સમાધાન વિશેષે કરીને સમાગમમાં પ્રાપ્ત થવાથી યથાયોગ્ય સમજાશે

જે આર્યો અન્ય ક્ષેત્રે હવે વિહાર કરવાના આશ્રમમાં છે, તેમણે જે ક્ષેત્રમાં શાંતરસપ્રધાન વૃત્તિ રહે, નિવૃત્તિમાન દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનો લાભ થાય તેવા ક્ષેત્રમાં વિચરવું યોગ્ય છે સમાગમની આકાંક્ષા છે, તો હાલ વધારે દૂર ક્ષેત્રમા વિચરવું નહીં બની શકે, ચરોતરાદિ પ્રદેશમાં વિચરવું યોગ્ય છે એ જ વિનતિ ૐ

---

[૭૪૧] ૮૧૬ મુંબઈ, કારતક વદ ૫, ૧૯૫૪

તમારા લખેલા કાગળો મળ્યા છે

અમુક સદ્ગ્રંથો લોકહિતાર્થે પ્રચાર પામે તેમ કરવાની વૃત્તિ જણાવી તે લક્ષમાં છે.

મગનલાલ વગેરેએ દર્શનની તથા સમાગમની આકાંક્ષા દર્શાવેલી તે કાગળો પણ મળ્યા છે

કેવળ અંતર્મુખ થવાનો સત્પુરુષોનો માર્ગ સર્વ દુઃખક્ષયનો ઉપાય છે, પણ તે કોઈક જીવને સમજાય છે મહત્ પુણ્યના યોગથી, વિશુદ્ધ મતિથી, તીવ્ર વૈરાગ્યથી અને સત્પુરુષના સમાગમથી તે ઉપાય સમજાવા યોગ્ય છે તે સમજવાનો અવસર એકમાત્ર આ મનુષ્યદેહ છે તે પણ અનિયમિત કાળના ભયથી ગૃહીત છે, ત્યાં પ્રમાદ થાય છે, એ ખેદ અને આશ્ચર્ય છે ૐ

---

અપ્રમત્ત સ્વભાવનું વાર વાર સ્મરણ કરીએ છીએ.

પારમાર્થિક શ્રુત અને વૃત્તિજયનો અભ્યાસ વર્ધમાન કરવો યોગ્ય છે

૮૮૧ મુંબઈ, અષાડ વદ ૬, શુક્ર

ૐ

પરમકૃપાળુ મુનિવર્યના ચરણકમળમા પરમ ભક્તિથી સવિનય નમસ્કાર પ્રાપ્ત થાય

આવતી કાલે રાત્રિના મેલમા અત્રેથી ભાઈ ત્રિભોવન વીરચંદ સાથે 'પદ્મનંદી પંચ[illegible] નામનુ સત્શાસ્ત્ર મુનિવર્યના મનનાર્થે મોકલવાની વૃત્તિ છે તો મેલ વખતે તમે સ્ટેશન પર અ[illegible] કરશો મહાત્માશ્રી, તે ગ્રંથનુ મનન કરી રહ્યા પછી પરમ કૃપાળુ મુનિશ્રી શ્રીમદ્ દેવકીર્ણજી[illegible] તે ગ્રંથ મોકલાવશો

બીજા મુનિઓને સવિનય નમસ્કાર પ્રાપ્ત થાય

[ ૮૨૨ ] ૮૮૨ મુંબઈ, અષાડ વદ ૮, રવિ, ૧[illegible]

ૐ

મુમુક્ષુ તથા બીજા જીવોના ઉપકારને નિમિત્તે જે ઉપકારશીલ બાહ્ય પ્રતાપની સૂચના-વિજ્ઞ[illegible] દર્શાવ્યું, તે અથવા બીજા કોઈ કારણો કોઈ અપેક્ષાએ ઉપકારશીલ થાય છે હાલ તેવા પ્રવૃત્તિભાવ[illegible] પ્રત્યે ઉપશાંતવૃત્તિ છે

પ્રારબ્ધયોગથી જે બને તે પણ શુદ્ધ સ્વભાવના અનુસંધાનપૂર્વક થવું ઘટે છે મહાત્માઓ[illegible] નિષ્કારણ કરુણાથી પરમપદનો ઉપદેશ કર્યો છે, તેથી એમ જણાય છે કે તે ઉપદેશનું કાર્ય પર[illegible] મહત જ છે સર્વ જીવ પ્રત્યે બાહ્ય દયામાં પણ અપ્રમત્ત રહેવાનો જેના યોગનો સ્વભાવ છે, તે[illegible] આત્મસ્વભાવ સર્વ જીવને પરમપદના ઉપદેશનો આકર્ષક હોય, તેવી નિષ્કારણ કરુણાવાળો છે[illegible] તે યથાર્થ છે

[ ૮૨૩ ] ૮૮૩ મુંબઈ, અસાડ વદ ૮, રવિ, ૧૯૫૫

ૐ નમઃ

'बिना नयन पावे नहीं बिना नयनकी बात '[1]

એ વાક્યનો હેતુ મુખ્ય આત્મદૃષ્ટિ પરત્વે છે સ્વાભાવિક ઉત્કર્ષાર્થે એ વાક્ય છે સમાગમ[illegible] યોગે સ્પષ્ટાર્થ સમજવા યોગ્ય છે તેમજ બીજા પ્રશ્નોના સમાધાન માટે હાલ પ્રવૃત્તિ બહુ અલ્પ વર્ત[illegible] છે સત્સમાગમના યોગમા સહજમાં સમાધાન થવા યોગ્ય છે

'બિના નયન' આદિ વાક્યનો સ્વકલ્પનાથી કંઈ પણ વિચાર ન કરતા, અથવા શુદ્ધ ચૈતન્ય[illegible] દૃષ્ટિ પ્રત્યેનુ વલણ તેથી વિક્ષેપ ન પામે એમ વર્તવુ યોગ્ય છે 'કાર્તિકેયાનુપ્રેક્ષા' અથવા બીજું સત્શાસ્ત્ર થોડા વખતમા ઘણું કરીને પ્રાપ્ત થશે

'દુષમકાળ છે, આયુષ્ય અલ્પ છે, સત્સમાગમ દુર્લભ છે, મહાત્માઓના પ્રત્યક્ષ વાક્ય, ચરણ[illegible] અને આજ્ઞાનો યોગ કઠણ છે જેથી બળવાન અપ્રમત્ત પ્રયત્ન કર્તવ્ય છે

તમારી સમીપ વર્તતા મુમુક્ષુઓને યથાવિનય પ્રાપ્ત થાય શાંતિ

[ ૮૭૪-૧૪ ] ૮૮૪

આ દુષમકાળમા સત્સમાગમ અને સત્સંગપણુ અતિ દુર્લભ છે ત્યા પરમ સત્સંગ અને પરમ અસંગપણાનો યોગ ક્યાથી છાજે ?

---

૧ જુઓ આંક ૨૫૮

'અને કઈ દશા થવાથી કેવલજ્ઞાન તથારૂપપણે થાય, અથવા કહી શકાય ?' એ પ્રશ્નનો ઉત્તર લખાવવા માટે શ્રી ડુંગરને કહેશો

આઠ દિવસ ખમીને ઉત્તર લખવામા અડચણ નથી, પણ સાંગોપાંગ, યથાર્થ અને વિસ્તારથી લખાવવો સદ્‌વિચારવાનને આ પ્રશ્ન હિતકારી છે સર્વ મુમુક્ષુભાઈઓને ય૦

---

[૭૪૬] ૮૨૧ મુંબઈ, પોષ સુદ ૩, રવિ, ૧૯૫૪

ત્ર બકલાલે ક્ષમા ઇચ્છી જણાવ્યું છે કે સહજભાવથી વ્યાવહારિક વાત લખવાનુ બન્યું છે, તે વિષે આપ ખેદ નિવૃત્ત કરશો અત્રે તે ખેદ નથી, પણ તમારી દૃષ્ટિમા તે વાત રહેશે, એટલે વ્યાવહારિક વૃત્તિ રહેશે ત્યા સુધી આત્મહિતને બળવાન પ્રતિબ ધ છે, એમ જાણશો અને સ્વપ્ને પણ તે પ્રતિબ ધમાં ન પ્રવર્તાય તેનો લક્ષ રાખજો

અમે આ ભલામણ આપી છે, તે પર તમે યથાશક્તિ પૂર્ણ વિચાર કરી જોજો, અને તે વૃત્તિનું મૂળ અ તરથી સર્વથા નિવૃત્ત કરી નાખશો નહી તો સમાગમનો લાભ પ્રાપ્ત થવો અસ ભવિત છે આ વાત શિથિલવૃત્તિથી નહી પણ ઉત્સાહવૃત્તિથી માથે ચડાવવા યોગ્ય છે

મગનલાલે માર્ગાનુસારીથી કેવળપર્ય ત દશા વિષેના પ્રશ્નનો ઉત્તર લખ્યો હતો તે ઉત્તર વાંચ્યો છે તે ઉત્તર શક્તિના પ્રમાણમા છે પણ સદ્‌બુદ્ધિથી લખ્યો છે

મણિલાલે લખ્યું કે ગોશળિયાને 'આત્મસિદ્ધિ' ગ્ર થ ઘેર ન આપતા ઘણું ખોટું લાગ્યું વગેરે લખ્યું તે લખવાનું કારણ નહોતું અમે એ ગ્ર થ માટે કાંઈ રાગદૃષ્ટિ કે મોહદૃષ્ટિ પર જઈ ડુ ગરને અથવા બીજાને આપવામા પ્રતિબ ધ કરીએ છીએ, એમ હોવા યોગ્ય નથી એ ગ્ર થનો હાલ બીજો ઉતારો કરવા પ્રવર્ત્તિ ન કરવી.

ૐ

---

૮૨૨ આણુ દ, પોષ વદ ૧૧, મ ગળ, ૧૯૫૪

આજે સવારે અત્રે આવવું થયું છે લીમડીવાળા ભાઈ કેશવલાલનુ પણ આજે અત્રે આવવું થયું છે ભાઈ કેશવલાલે તમ વગેરે પ્રત્યે આવવા વિષે તાર કરેલા તે સહજભાવથી હતો, તમ વગેરે કોઈ નથી આવી શકયા એમ વિચારી આ પ્રસ ગે ચિત્તમા ખેદ ન પામશો તમારા લખેલા પત્ર તથા પત્તુ મળ્યાં છે કોઈ એક હેતુવિશેષથી સમાગમ પ્રત્યે હાલ વિશેષ ઉદાસીનપણુ વર્ત્યા કરતું હતું અને તે હમણાં યોગ્ય છે એમ લાગવાથી હાલ સમાગમ મુમુક્ષુઓનો ઓછો થાય એમ વૃત્તિ હતી મુનિઓને જણાવશો કે વિહાર કરવામા હાલ અપ્રવૃત્તિ ન કરશો કેમકે હાલ તરતમા ઘણુ કરીને સમાગમ નહી થાય પ ચાસ્તિકાય ગ્ર થ લક્ષ દઈ વિચારશો

---

[૭૪૭] ૮૨૩ આણુ દ, પોષ વદ ૧૩, ગુરુ, ૧૯૫૪

મ ગળવારે સવારે અત્રે આવવુ થયું હતું ઘણુ કરી આવતી કાલે સવારે અત્રેથી વિદાય થવાનુ થશે મોરબી જવાનો સ ભવ છે

સર્વ મુમુક્ષુ બાઈઓ, ભાઈઓને સ્વરૂપસ્મરણ કહેશો

શ્રી સોભાગના વિદ્યમાનપણામા કઈ આગળથી જણાવવુ થતું, અને હાલ તેમ નથી બન્યું એવી કઈ પણ લોકદૃષ્ટિમા જવુ યોગ્ય નથી

અવિષમભાવ વિના અમને પણ અબ ધપણા માટે બીજો કોઈ અધિકાર નથી મૌનપણુ ભજવા યોગ્ય માર્ગ છે

લિ૦ રાયચ દ્ર

---

ક્ષીણમોહ પર્યંત જ્ઞાનીની આજ્ઞાનું અવલંબન પરમ હિતકારી છે

આજ દિવસ પર્યંત તમારા પ્રત્યે તથા તમારા સમીપ વસતા બાઈઓ, ભાઈઓ પ્રત્યે પ્રમત્ત સ્વભાવ વડે કિંચિત્ જે અન્યથા થયું હોય તે અર્થે નમ્રભાવથી ક્ષમાની યાચના છે

[ ૮૨૭-૨ ] ૮૮૯ મુંબઈ, ભાદ્રપદ સુદ ૫, રવિ

ૐ

જે વનવાસી શાસ્ત્ર[1] મોકલ્યું છે તે પ્રબળ નિવૃત્તિના યોગમાં સંયત ઇન્દ્રિયપણે મનન અમૃત છે

હાલ 'આત્માનુશાસન' મનન કરશો

આજ દિવસ પર્યંત તમારા તથા તમારા સમીપવસતા બાઈઓ, ભાઈઓ પ્રત્યે યોગના સ્વભાવને લીધે કિંચિત્ પણ અન્યથા થયું હોય તે અર્થે નમ્રભાવથી ક્ષમા યાચીએ છીએ ૐ

૮૯૦ મુંબઈ, ભાદ્રપદ સુદી ૫, રવિવાર,

ૐ

શ્રી અંબાલાલ આદિ મુમુક્ષુજનો,

આજ દિવસ પર્યંત તમારા પ્રત્યે તથા તમારા સમીપ વસતા બાઈઓ, ભાઈઓ પ્રત્યે યો પ્રમત્ત સ્વભાવ વડે જે કંઈ, કિંચિત્ અન્યથા થયું હોય તે અર્થે નમ્રભાવથી ક્ષમા યાચીએ છી

ૐ શાં

૮૯૧ મુંબઈ, ભાદ્રપદ સુદિ ૫, રવિવાર, ૧૯

ૐ

તમારા તથા ભાઈ વણારસીદાસ વગેરેના લખેલા કાગળો મળ્યા હતા

તમારા કાગળોમાં કંઈ ન્યૂનાધિક લખાયું હોય એવો વિકલ્પ દર્શાવ્યો તેવું કંઈ ભાસ્યમાં થયું નથી નિર્વિક્ષિપ્ત રહેશો ઘણું કરીને અત્ર તેવો વિકલ્પ સંભવિત નથી

ઇન્દ્રિયોના નિગ્રહપૂર્વક સત્સમાગમ અને સત્શાસ્ત્રથી પરિચિત થજો તમારા સમીપવાસી મુમુક્ષુઓનો ઉચિત વિનય ઇચ્છીએ છીએ

ક્ષીણમોહ પર્યંત જ્ઞાનીની આજ્ઞાનું અવલંબન પરમ હિતકારી છે આજ દિવસ પર્યંત તમારા પ્રત્યે તથા તમારા સમીપવાસી બાઈઓ, ભાઈઓ પ્રત્યે કિંચિત્ અન્યથા યોગના પ્રમત્ત સ્વભાવથી થયું હોય તે અર્થે નમ્રભાવથી ક્ષમા ઇચ્છીએ છીએ.

શમમ્

૮૯૨ મુંબઈ, ભાદ્રપદ સુદિ ૫, રવિવાર, ૧૯૫૫

ૐ શાન્તિ.

શ્રી ઝવેરચંદ અને રતનચંદ આદિ મુમુક્ષુઓ,

કાવિઠા—બોરસદ

આજ દિવસ પર્યંત તમારા પ્રત્યે તથા તમારા સમીપ વસતા બાઈઓ, ભાઈઓ પ્રત્યે યોગના પ્રમત્ત સ્વભાવ વડે જે કંઈ, કિંચિત્ પણ અન્યથા થયું હોય તે અર્થે નમ્રભાવથી ક્ષમા યાચીએ છીએ

ૐ શાંતિ

૧ શ્રી પદ્મનંદી પંચવિંશતિ

વાચીને આપ વગેરેએ કંઈ પણ ઉદ્વેગ કે ક્ષોભ કર્તવ્ય નથી, સમભાવ કર્તવ્ય છે જણાવવામાં કઈ પણ અનમ્રભાવ થયો હોય તો ક્ષમા કરશો.'

જો તરતમાં તેમનો સમાગમ થાય તેમ હોય તો એમ જણાવશો કે 'આપે વિહાર કરવા વિષે જણાવ્યું તે વિષે આપનો સમાગમ થયે જેમ જણાવશો તેમ કરશુ ' અને સમાગમ થયે જણાવશો કે 'આગળના કરતાં સયમમા મોળપ કરી હોય એમ આપને જણાતું હોય તો તે જણાવો, જેથી તે નિવૃત્ત કરવાનુ બની આવે, અને જો આપને તેમ ન જણાતું હોય તો પછી કોઈ જીવો વિષમભાવને આધીન થઈ તેમ કહે તો તે વાત પ્રત્યે ન જતા આત્મભાવ પર જઈને વર્તવુ યોગ્ય છે

એમ જાણીને હાલ અમદાવાદ ક્ષેત્રે જવાની વૃત્તિ યોગ્ય લાગતી નથી, કેમકે રાગદૃષ્ટિવાન જીવના કાગળની પ્રેરણાથી, અને માનના રક્ષણને અર્થે તે ક્ષેત્રે જવા જેવું થાય છે, જે વાત આત્માને અહિતનો હેતુ છે કદાપિ આપ એમ ધારતા હો કે જે લોકો અસભાવ્ય વાત કહે છે તે લોકોના મનમા પોતાની ભૂલ દેખાશે અને ધર્મની હાનિ થતી અટકશે, તો તે એક હેતુ ઠીક છે, પણ તેવુ રક્ષણ કરવા માટે ઉપર કહ્યા તે બે દોષ ન આવતા હોય તો કોઈ અપેક્ષાએ લોકોની ભૂલ મટવાને વિહાર કર્તવ્ય છે પણ એક વાર તો અવિષમભાવે તે વાત સહન કરી અનુક્રમે સ્વાભાવિક વિહાર થતા થતાં તેવે ક્ષેત્રે જવુ થાય અને કોઈ લોકોને વહેમ હોય તે નિવૃત્ત થાય એમ કર્તવ્ય છે, પણ રાગદૃષ્ટિવાનનાં વચનોની પ્રેરણાથી, તથા માનના રક્ષણને અર્થે અથવા અવિષમતા નહી રહેવાથી લોકની ભૂલ મટાડવાનું નિમિત્ત ગણવુ તે આત્મહિતકારી નથી, માટે હાલ આ વાત ઉપશાત કરી અમદાવાદ આપ દર્શાવો કે કવચિત્ લલ્લુજી વગેરે મુનિઓ માટે કોઈએ કાઈ કહ્યુ હોય તો તેથી તે મુનિઓ દોષપાત્ર થતા નથી, તેમના સમાગમમા આવવાથી જે લોકોને તેવો સદેહ હશે તે સહેજે નિવૃત્ત થઈ જશે, અથવા કોઈ એક સમજવાફેરથી સંદેહ થાય કે બીજા કોઈ સ્વપક્ષના માનને અર્થે સદેહ પ્રેરે તો તે વિષમ માર્ગ છે, તેથી વિચારવાન મુનિઓએ ત્યાં સમદર્શી થવું યોગ્ય છે, તમારે ચિત્તમા કઈ ક્ષોભ નહી પામવો યોગ્ય છે, એમ જણાવો આપ આમ કરશો તો અમારા આત્માનું, તમારા આત્માનુ અને ધર્મનું રક્ષણ થશે ' એ પ્રકારે તેમની વૃત્તિમાં બેસે તેવા યોગમાં વાતચીત કરી સમાધાન કરશો, અને હાલ અમદાવાદ ક્ષેત્રે સ્થિતિ કરવાનુ ન બને તેમ કરશો તો આગળ પર વિશેષ ઉપકારનો હેતુ છે તેમ કરતા પણ જો કોઈ પણ પ્રકારે ભાણજીસ્વામી ન માને તો અમદાવાદ-ક્ષેત્ર પ્રત્યે પણ વિહાર કરજો, અને સયમના ઉપયોગમા સાવચેત રહી વર્તશો તમે અવિષમ રહેશો

---

[૭૫૨] ## ૮૨૯

મુમુક્ષુપણુ જેમ દૃઢ થાય તેમ કરો, હારવાનો અથવા નિરાશ થવાનો કાંઈ હેતુ નથી દુર્લભ યોગ જીવને પ્રાપ્ત થયો તો પછી થોડોક પ્રમાદ છોડી દેવામા જીવે મૂઝાવા જેવુ અથવા નિરાશ થવા જેવું કઈ જ નથી

---

## ૮૩૦

મોરબી, ચૈત્ર વદ ૧૨, રવિ, ૧૯૫૪

પચાસ્તિકાય ગ્રથ બુકપોસ્ટ રજિસ્ટર્ડ કરીને મોકલવાનું બને તો કરશો

'મોક્ષમાર્ગપ્રકાશ' આદિથી અત સુધી તમારે, છોટાલાલે, ત્રિભોવને, કીલાભાઈએ, ધુરીભાઈએ અને ઝવેરભાઈ વગેરેએ વાચવા અથવા શ્રવણ કરવા યોગ્ય છે નિયમિત દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી શાસ્ત્રાવલોકન કર્તવ્ય છે

---

જેમ આકાશમાં વિશ્વનો પ્રવેશ નથી, સર્વ ભાવની વાસનાથી આકાશ રહિત જ છે, તેમ સમ્યક્‌દૃષ્ટિ પુરુષોએ પ્રત્યક્ષ સર્વ દ્રવ્યથી ભિન્ન, સર્વ અન્ય પર્યાયથી રહિત જ આત્મા દીઠો છે

જેની ઉત્પત્તિ કોઈ પણ અન્ય દ્રવ્યથી થતી નથી, તેવા આત્માનો નાશ પણ ક્યાંથી હોય?

અજ્ઞાનથી અને સ્વસ્વરૂપ પ્રત્યેના પ્રમાદથી આત્માને માત્ર મૃત્યુની ભ્રાંતિ છે તે જ ભ્રાંતિ નિવૃત્ત કરી શુદ્ધ ચૈતન્ય નિજઅનુભવપ્રમાણસ્વરૂપમા પરમ જાગ્રત થઈ જ્ઞાની સદાય નિર્ભય છે એ જ સ્વરૂપના લક્ષથી સર્વ જીવ પ્રત્યે સામ્યભાવ ઉત્પન્ન થાય છે સર્વ પરદ્રવ્યથી વૃત્તિ વ્યાવૃત્ત કરી આત્મા અક્લેશ સમાધિને પામે છે

પરમસુખસ્વરૂપ, પરમોત્કૃષ્ટ શાત, શુદ્ધ ચૈતન્યસ્વરૂપ સમાધિને સર્વકાળને માટે પામ્યા તે ભગવતને નમસ્કાર, તે પદમા નિરતર લક્ષરૂપ પ્રવાહ છે જેનો તે સત્પુરુષોને નમસ્કાર

સર્વથી સર્વ પ્રકારે હુ ભિન્ન છુ, એક કેવળ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ, પરમોત્કૃષ્ટ, અચિત્ય સુખસ્વરૂપ માત્ર એકાત શુદ્ધ અનુભવરૂપ હુ છુ, ત્યાં વિક્ષેપ શો? વિકલ્પ શો? ભય શો? ખેદ શો? બીજી અવસ્થા શી? હુ માત્ર નિર્વિકલ્પ શુદ્ધ શુદ્ધ, પ્રકૃષ્ટ શુદ્ધ પરમશાત ચૈતન્ય છુ હુ માત્ર નિર્વિકલ્પ છુ હુ નિજસ્વરૂપમય ઉપયોગ કરુ છુ તન્મય થાઉ છુ

શાતિ શાતિ શાતિ

---

[૭૬૧]    ૮૩૪    વવાણિયા, જ્યેષ્ઠ સુદ ૬, શુરુ, ૧૯૫૪

મહતગુણનિષ્ઠ સ્થવિર આર્ય શ્રી ડુગર જ્યેષ્ઠ સુદિ ૩ સોમવારની રાત્રીએ નવ વાગ્યે સમાધિ સહિત દેહમુક્ત થયા

મુનિઓને નમસ્કાર પ્રાપ્ત થાય

[૭૬૨]    ૮૩૫    મુબઈ, જ્યેષ્ઠ વદ ૪, બુધ, ૧૯૫૪

ॐ નમઃ

મનની વૃત્તિ શુદ્ધ અને સ્થિર થાય એવો સત્સમાગમ પ્રાપ્ત થવો બહુ દુર્લભ છે વળી તેમા આ દુષમકાળ હોવાથી જીવને તેનો વિશેષ અતરાય છે જે જીવને પ્રત્યક્ષ સત્સમાગમનો વિશેષ લાભ પ્રાપ્ત થાય તે મહત્પુણ્યવાનપણુ છે સત્સમાગમના વિયોગમા સત્શાસ્ત્રનો સદાચારપૂર્વક પરિચય અવશ્ય કરવા યોગ્ય છે

---

[૭૫૩-૨]    ૮૩૬

ઉત્પાદ }
વ્યય } આ ભાવ એક વસ્તુમા
ધ્રુવ } એક સમયે છે

જીવ અને
પરમાણુઓનો
જીવો




વર્ત | માન

ભાવ
પરમાણુઓ

સયોગ

ચોથાથી નીચેના ગુણસ્થાનકે તો માર્ગનું ઉપદેશકપણું ઘટે જ નહીં, કેમકે ત્યા માર્ગની, આત્માની, તત્ત્વની, જ્ઞાનીની ઓળખાણ પ્રતીતિ નથી, તેમ જ સમ્યગ્ વિરતિ નથી, અને એ ઓળખાણ પ્રતીતિ અને સમ્યગ્ વિરતિ નહીં છતાં તેની પ્રરૂપણા કરવી, ઉપદેશક થવુ એ પ્રગટ મિથ્યાત્વ, કુગુરુપણુ અને માર્ગનુ વિરોધપણુ છે

ચોથે પાંચમે ગુણસ્થાને એ ઓળખાણુ પ્રતીતિ છે અને આત્મજ્ઞાનાદિ ગુણો અંશે વર્તે છે અને પાચમામા દેશવિરતિપણાને લઈ ચોથાથી વિશેષતા છે, તથાપિ સર્વવિરતિના જેટલી ત્યા વિશુદ્ધિ નથી.

આત્મજ્ઞાન, સમદર્શિતાઆદિ જે લક્ષણો દર્શાવ્યાં તે સંયતિધર્મે સ્થિત વીતરાગદશાસાધક ઉપદેશક ગુણસ્થાને વર્તતા સદ્‌ગુરુના લક્ષે મુખ્યતાએ દર્શાવ્યાં છે, અને તેમના વિષે તે ગુણો ઘણા અંશે વર્તે છે તથાપિ તે લક્ષણો સર્વાંશે સંપૂર્ણપણે તો તેરમા ગુણસ્થાનકે વર્તતા સંપૂર્ણ વીતરાગ અને કૈવલ્યસંપન્ન જીવન્મુક્ત સયોગિકેવલી પરમ સદ્‌ગુરુ શ્રી જિન અરિહંત તીર્થંકરને વિષે વર્તે છે તેમના વિષે આત્મજ્ઞાન અર્થાત્ સ્વરૂપસ્થિતિ સંપૂર્ણપણે વર્તે છે, તે તેમની જ્ઞાનદશા અર્થાત્ 'જ્ઞાનાતિશય' સૂચવ્યો તેઓને વિષે સમદર્શિતા અર્થાત્ ઇચ્છારહિતપણુ સંપૂર્ણપણે વર્તે છે, તે તેમની વીતરાગ ચારિત્રદશા અર્થાત્ 'અપાયાપગમાતિશય' સૂચવ્યો સંપૂર્ણપણે ઇચ્છારહિત હોવાથી વિચરવા આદિની તેઓની દૈહિકાદિ યોગક્રિયા પૂર્વપ્રારબ્ધોદય વેદી લેવા પૂરતી જ છે, માટે 'વિચરે ઉદયપ્રયોગ' કહ્યુ સંપૂર્ણ નિજ અનુભવરૂપ તેમની વાણી અજ્ઞાનીની વાણીથી વિલક્ષણ અને એકાત આત્માર્થબોધક હોઈ તેમને વિષે વાણીનું અપૂર્વપણુ કહ્યું તે તેમનો 'વચનાતિશય' સૂચવ્યો વાણીધર્મે વર્તતુ શ્રુત પણ તેઓને વિષે કોઈ પણ નય મંદુભાય એવું સાપેક્ષપણે વર્તે છે, તે તેમનો 'પરમશ્રુત' ગુણ સૂચવ્યો અને પરમશ્રુત જેને વિષે વર્તે તે પૂજવા યોગ્ય હોઈ તેમનો તેથી 'પૂજાતિશય' સૂચવ્યો

આ શ્રી જિન અરિહંત તીર્થંકર પરમ સદ્‌ગુરુને પણ ઓળખાવનારા વિદ્યમાન સર્વવિરતિ સદ્‌ગુરુ છે એટલે એ સદ્‌ગુરુના લક્ષે એ લક્ષણો મુખ્યતાએ દર્શાવ્યા છે

(૨) સમદર્શિતા એટલે પદાર્થને વિષે ઇષ્ટઅનિષ્ટબુદ્ધિરહિતપણુ, ઇચ્છારહિતપણુ, મમત્વરહિતપણુ સમદર્શિતા ચારિત્રદશા સૂચવે છે રાગદ્વેષરહિત થવું તે ચારિત્રદશા છે ઇષ્ટઅનિષ્ટબુદ્ધિ, મમત્વ, ભાવાભાવનુ ઊપજવુ એ રાગદ્વેષ છે આ મને પ્રિય છે, આ ગમે છે, આ મને અપ્રિય છે, ગમતું નથી એવો ભાવ સમદર્શીને વિષે ન હોય સમદર્શી બાહ્ય પદાર્થને, તેના પર્યાયને, તે પદાર્થ તથા પર્યાય જેવા ભાવે વર્તે તેવા ભાવે દેખે, જાણે, જણાવે, પણ તે પદાર્થ કે તેના પર્યાયને વિષે મમત્વ કે ઇષ્ટઅનિષ્ટપણુ ન કરે

આત્માનો સ્વાભાવિક ગુણ દેખવા જાણવાનો હોવાથી તે જ્ઞેય પદાર્થને જ્ઞેયાકારે દેખે, જાણે, પણ જે આત્માને સમદર્શીપણુ પ્રગટ થયું છે, તે આત્મા તે પદાર્થને દેખતા, જાણતાં છતા તેમા મમત્વબુદ્ધિ, તાદાત્મ્યપણુ, ઇષ્ટઅનિષ્ટબુદ્ધિ ન કરે વિષમદૃષ્ટિ આત્માને પદાર્થને વિષે તાદાત્મ્યવૃત્તિ થાય, સમદૃષ્ટિ આત્માને ન થાય

કોઈ પદાર્થ કાળો હોય તો સમદર્શી તેને કાળો દેખે, જાણે, જણાવે કોઈ શ્વેત હોય તો તેને તેવો દેખે, જાણે, જણાવે કોઈ સુરભિ ( સુગંધી ) હોય તો તેને તેવો દેખે, જાણે, જણાવે કોઈ દુરભિ ( દુર્ગંધી ) હોય તો તેને તેવો દેખે, જાણે, જણાવે કોઈ ઊંચો હોય, કોઈ નીચો હોય તો તેને તેવો તેવો દેખે, જાણે, જણાવે સર્પને સર્પની પ્રકૃતિરૂપે દેખે, જાણે, જણાવે વાઘને વાઘની પ્રકૃતિરૂપે દેખે, જાણે, જણાવે ઇત્યાદિ પ્રકારે વસ્તુમાત્રને જે રૂપે, જે ભાવે તે હોય તે રૂપે, તે ભાવે સમદર્શી દેખે, જાણે, જણાવે હેય ( છાડવા યોગ્ય )ને હેયરૂપે દેખે, જાણે, જણાવે. ઉપાદેય ( આદરવા યોગ્ય)-

[૭૬૪] ૮૩૯ મુંબઈ, અસાડ સુદ ૧૧, ગુરુ, ૧૯૫૪

અપાર મહામોહજળને અનંત અંતરાય છતાં ધીર રહી જે પુરુષ તર્યા તે શ્રી પુરુષ ભગવાનને નમસ્કાર

અનંત કાળથી જે જ્ઞાન ભવહેતુ થતું હતું તે જ્ઞાનને એક સમયમાત્રમાં જાત્યાંતર કરી જેણે ભવનિવૃત્તિરૂપ કર્યું તે કલ્યાણમૂર્તિ સમ્યગ્દર્શનને નમસ્કાર

'આત્મસિદ્ધિ'ની પ્રત તથા કાગળ પ્રાપ્ત થયા

નિવૃત્તિયોગમાં સત્સમાગમની વૃત્તિ રાખવી યોગ્ય છે

'આત્મસિદ્ધિ'ની પ્રત વિષે આ કાગળમા તમે વિગત લખી.તે સંબંધી હાલ વિકલ્પ કર્તવ્ય નથી તે વિષે નિર્વિક્ષેપ રહેવું

લખવામાં વધારે ઉપયોગ હાલ પ્રવર્તવો શક્ય નથી ૐ

[૭૬૫] ૮૪૦ મોહમયીક્ષેત્ર, શ્રા૦ સુદ ૧૫, સોમ, ૧૯૫૪

'મોક્ષમાર્ગપ્રકાશ' ગ્રંથ વિચાર્યા પછી 'કર્મગ્રંથ' વિચારવાથી સાનુકૂળ થશે

દ્રવ્ય મન આઠ પાખડીનું દિગંબર સંપ્રદાયમા કહ્યુ છે શ્વેતાંબર સંપ્રદાયમા તે વાત વિશેષ ચર્ચિત નથી 'યોગશાસ્ત્ર'મા તેના ઘણા પ્રસંગો છે સમાગમે તેનું સ્વરૂપ સુગમ્ય થવા યોગ્ય છે

૮૪૧ મોહમયીક્ષેત્ર, શ્રાવણ વદ ૪, શુક્ર, ૧૯૫૪

ૐ

સમાધિ વિષે યથાપ્રારબ્ધ વિશેષ અવસરે

[૭૬૬] ૮૪૨ કાવિઠા, શ્રાવણ વદ ૧૨, શનિ, ૧૯૫૪

ૐ નમઃ

શુભેચ્છાસંપન્ન,

શ્રી વવાણિયા

ઘણુ કરીને મંગળવારને દિવસે તમારો લખેલો કાગળ એક મુંબઈ મળ્યો હતો બુધવારની રાત્રિએ મુંબઈથી નિવૃત્ત થઈ ગુરુવારે સવારે આણંદ આવવાનુ બન્યું હતું અને તે જ દિવસે રાત્રિના આશરે અગિયાર વાગ્યે અત્રે આવવું થયું

અહીં દશથી પંદર દિવસ પર્યંત સ્થિતિ થવાનો સંભવ છે

તમારી વૃત્તિ હાલ સમાગમમા આવવા વિષે જણાવી, તે વિષે તમને અંતરાય જેવું થયું કેમકે આ પત્ર પહોચશે તે પહેલા પર્યુષણનો પ્રારંભ લોકોમા થયો ગણાશે. જેથી તમે આ તરફ આવવાનું કરો તો ગુણ-અવગુણનો વિચાર કર્યા વગર મતાગ્રહી માણસો નિંદે, અને તેવુ નિમિત્ત-ગ્રહણ કરી ઘણા જીવોને તે નિંદાદ્વારાએ પરમાર્થપ્રાપ્તિ થવાનો અંતરાય ઉત્પન્ન કરે, જેથી તેમ ન થાય તે અર્થે તમારે હાલ તો પર્યુષણમા બહાર ન નીકળવા સંબંધી લોકપદ્ધતિ સાચવવી યોગ્ય છે

'વૈરાગ્યશતક', 'આનંદઘન-ચોવીશી', 'ભાવનાબોધ' આદિ પુસ્તકો તમે તથા મહેતાજી વાચવા વિચારવાનુ કરીને જેટલો બને તેટલો નિવૃત્તિનો લાભ મેળવજો

પ્રમાદ અને લોકપદ્ધતિમા કાળ સર્વથા વૃથા કરવો તે મુમુક્ષુ જીવનું લક્ષણ નથી બીજા શાસ્ત્રનો યોગ બનવો કઠણ છે એમ જાણી ઉપર જણાવેલા પુસ્તકો લખ્યા છે જે પુસ્તકો પણ વિશેષ વિચારવા યોગ્ય છે માતુશ્રી તથા પિતાશ્રીને પાયલાગણ પૂર્વક સુખ વૃત્તિમા છે એમ જણાવશો

અમુક વખત જ્યારે નિવૃત્તિને અર્થે કોઈ ક્ષેત્રે રહેવાનું થાય છે, ત્યારે ઘણુ કરીને કાગળ પત્ર

જ્ઞાનીના વાક્યના શ્રવણથી ઉલ્લાસિત થતો એવો જીવ, ચેતન, જડને ભિન્નસ્વરૂપ યથાર્થપણે પ્રતીત કરે છે, અનુભવે છે, અનુક્રમે સ્વરૂપસ્થ થાય છે

યથાસ્થિત અનુભવ થવાથી સ્વરૂપસ્થ થવા યોગ્ય છે

દર્શનમોહ વ્યતીત થવાથી જ્ઞાનીના માર્ગમાં પરમભક્તિ સમુત્પન્ન થાય છે, તત્ત્વપ્રતીતિ સમ્યક્‌પણે ઉત્પન્ન થાય છે

તત્ત્વપ્રતીતિ વડે શુદ્ધ ચૈતન્ય પ્રત્યે વૃત્તિનો પ્રવાહ વળે છે શુદ્ધ ચૈતન્યના અનુભવ અર્થે ચારિત્રમોહ વ્યતીત કરવા યોગ્ય છે

ચારિત્રમોહ, ચૈતન્યના – જ્ઞાની પુરુષના સન્માર્ગના નૈષ્ઠિકપણાથી પ્રલય થાય છે.

અસંગતાથી પરમાવગાઢ અનુભવ થવા યોગ્ય છે.

હે આર્ય મુનિવરો ! એ જ અસંગ શુદ્ધ ચૈતન્યાર્થે અસંગયોગને અહોનિશ ઇચ્છીએ છીએ હે મુનિવરો ! અસંગતાનો અભ્યાસ કરો

બે વર્ષ કદાપિ સમાગમ ન કરવો એમ થવાથી અવિરોધતા થતી હોય તો છેવટે બીજો કોઈ સદ્‌ઉપાય ન હોય તો તેમ કરશો

જે મહાત્માઓ અસંગ ચૈતન્યમાં લીન થયા, થાય છે અને થશે તેને નમસ્કાર ૐ શાંતિ

---

[ ૮૩૬ ] ૯૦૨ મુંબઈ, કાર્તિક વદ ૧૧, મંગળ, ૧૯૫૬

જડ ને ચૈતન્ય બન્ને દ્રવ્યનો સ્વભાવ ભિન્ન,
સુપ્રતીતપણે બન્ને જેને સમજાય છે,
સ્વરૂપ ચેતન નિજ, જડ છે સંબંધ માત્ર,
અથવા તે જ્ઞેય પણ પરદ્રવ્યમાંય છે,
એવો અનુભવનો પ્રકાશ ઉલ્લાસિત થયો,
જડથી ઉદાસી તેને આત્મવૃત્તિ થાય છે,
કાયાની વિસારી માયા, સ્વરૂપે સમાયા એવા,
નિર્ગ્રંથનો પંથ ભવઅંતનો ઉપાય છે ૧
દેહ જીવ એકરૂપે ભાસે છે અજ્ઞાન વડે,
ક્રિયાની પ્રવૃત્તિ પણ તેથી તેમ થાય છે,
જીવની ઉત્પત્તિ અને રોગ, શોક, દુઃખ, મૃત્યુ,
દેહનો સ્વભાવ જીવ પદમાં જણાય છે,
એવો જે અનાદિ એકરૂપનો મિથ્યાત્વભાવ,
જ્ઞાનીનાં વચન વડે દૂર થઈ જાય છે,
ભાસે જડ ચૈતન્યનો પ્રગટ સ્વભાવ ભિન્ન,
બન્ને દ્રવ્ય નિજ નિજ રૂપે સ્થિત થાય છે ૨

---

[ ૮૩૬–૫ ] ૯૦૩ મુંબઈ, કાર્તિક વદ ૧૧, મંગળ, ૧૯૫૬

પ્રાણીમાત્રનો રક્ષક, બંધવ અને હિતકારી એવો કોઈ ઉપાય હોય તો તે વીતરાગનો ધર્મ જ છે

---

[ ૮૩૬–૬ ] ૯૦૪ મુંબઈ, કાર્તિક વદ ૧૧, મંગળ, ૧૯૫૬

સંતજનો ! જિનવરેન્દ્રોએ લોકાદિ જે સ્વરૂપ નિરૂપણ કર્યાં છે, તે આલંકારિક ભાષામાં નિરૂપણ

[૭૮૭] ૮૫૩ ઈડર, માર્ગશીર્ષ સુદ ૧૪, સોમ, ૧૯૫૫

ૐ નમ.

'પંચાસ્તિકાય' અત્રે મોકલવાનું બને તો મોકલશો. મોકલવામાં વિલંબ થાય એમ હોય તો નહીં મોકલશો.

'સમયસાર' મૂળ પ્રાકૃત (માગધી) ભાષામાં છે. તેમજ 'સ્વામી કાર્તિકેયાનુપ્રેક્ષા' એ ગ્રંથ પણ પ્રાકૃત ભાષામાં છે. તે જો પ્રાપ્ત થઈ શકે એમ હોય તો 'પંચાસ્તિકાય' સાથે મોકલશો. થોડા દિવસ અત્રે સ્થિતિનો સંભવ છે.

જેમ બને તેમ વીતરાગશ્રુતનું અનુપ્રેક્ષન (ચિંતવન) વિશેષ કર્ત્તવ્ય છે. પ્રમાદ પરમ રિપુ છે, એ વચન જેને સમ્યક્ નિશ્ચિત થયું છે તે પુરુષો કૃતકૃત્ય થતા સુધી નિર્ભયપણે વર્તવાનું સ્વપ્ન પણ ઇચ્છતા નથી.

રાજચંદ્ર

---

[૭૮૭-૧] ૮૫૪ ઈડર, માર્ગ૦ સુદ ૧૫, સોમ, ૧૯૫૫

ૐ નમ

તમે તથા વનમાળીદાસે મુંબઈ ક્ષેત્રે એક કાગળ લખેલો તે ત્યાં પ્રાપ્ત થયો હતો.

હાલ એક અઠવાડિયું થયાં અત્રે સ્થિતિ છે. 'આત્માનુશાસન' ગ્રંથ વાંચવા માટે પ્રવૃત્તિ કરતાં આજ્ઞાનો અતિક્રમ (ઉલ્લંઘન) નથી. તમારે તથા તેમણે વારંવાર તે ગ્રંથ હાલ વાંચવા તથા વિચારવા યોગ્ય છે. 'ઉપદેશ-પત્રો' વિષે ઘણું કરીને તરતમાં ઉત્તર પ્રાપ્ત થશે. વિશેષ યથાવસર.

રાજચંદ્ર

---

[૭૮૭-૨] ૮૫૫ ઈડર, માર્ગ૦ સુદ ૧૫, સોમ, ૧૯૫૫

વીતરાગશ્રુતનો અભ્યાસ રાખજો.

---

[૭૮૮] ૮૫૬ ઈડર, માર્ગ૦ વદ ૪, શનિ, ૧૯૫૫

ૐ નમઃ

તમારો લખેલો કાગળ તથા સુખલાલના લખેલા કાગળો મળ્યા છે.

અત્રે સમાગમ હાલ થવો અશક્ય છે. સ્થિતિ પણ વિશેષનો હવે સંભવ જણાતો નથી.

તમને જે સમાધાનવિશેષની જિજ્ઞાસા છે, તે કોઈ એક નિવૃત્તિયોગ સમાગમમાં પ્રાપ્ત થવા યોગ્ય છે.

જિજ્ઞાસાબળ, વિચારબળ, વૈરાગ્યબળ, ધ્યાનબળ, અને જ્ઞાનબળ વર્ધમાન થવાને અર્થે આત્માર્થી જીવને તથારૂપ જ્ઞાનીપુરુષનો સમાગમ વિશેષ કરી ઉપાસવા યોગ્ય છે. તેમાં પણ વર્તમાનકાળના જીવોને તે બળની દૃઢ છાપ પડી જવાને અર્થે ઘણા અંતરાયો જોવામાં આવે છે, જેથી તથારૂપ શુદ્ધ જિજ્ઞાસુવૃત્તિએ દીર્ઘકાળ પર્યંત સત્સમાગમ ઉપાસવાની આવશ્યકતા રહે છે. સત્સમાગમના અભાવે વીતરાગશ્રુત, પરમશાંતરસપ્રતિપાદક વીતરાગવચનોની અનુપ્રેક્ષા વારંવાર કર્તવ્ય છે. ચિત્તસ્થૈર્ય માટે તે પરમ ઔષધ છે.

---

[૮૩૧-૧] ૯૧૧ ધર્મપુર, ચૈત્ર સુ

'અષ્ટપ્રાભૃત'ના ૧૧૫ પાના સંપ્રાપ્ત થયા.

સ્વામી વર્ધમાન જન્મતિથિ.

---

[૮૩૯] ૯૧૨ ધર્મપુર, ચૈત્ર વદ ૧,

ૐ

"ધન્ય તે મુનિવરા જે ચાલે સમભાવે રે,
જ્ઞાનવંત જ્ઞાનીશુ મળતા તનમનવચને સાચા,
દ્રવ્યભાવ સુધા જે ભાખે, સાચી જિનની વાચા રે
ધન્ય તે મુનિવરા, જે ચાલે સમભાવે રે"

પત્ર સંપ્રાપ્ત થયા હતા

એક પખવાડિયા થયા અત્ર સ્થિતિ છે

શ્રી દેવકીર્ણાદિ આર્યોને નમસ્કાર પ્રાપ્ત થાય સાણંદ અને અમદાવાદના ચાતુર્માસ ઉપશાંત કરવા યોગ્ય છે એમ જ શ્રેયસ્કર છે

ખેડાની અનુકૂળતા ન હોય તો બીજા યોગ્ય ક્ષેત્ર ઘણા સંપ્રાપ્ત થવા યોગ્ય છે હાલ અનુકૂળતા રહે એમ કર્તવ્ય છે

બાહ્ય અને અંતર સમાધિયોગ વર્તે છે પરમ

---

[૮૪૦-૧] ૯૧૩ ધર્મપુર, ચૈત્ર વદ ૪, બુધ,

પત્ર સંપ્રાપ્ત થયું અત્ર સમાધિ છે

અકસ્માત્ શારીરિક અશાતાનો ઉદય થયો છે અને તે શાંત સ્વભાવથી વેદવામા આવે છે જાણવામા હતું, અને તેથી સંતોષ પ્રાપ્ત થયો હતો

સમસ્ત સંસારી જીવો કર્મવશાત્ શાતા—અશાતાનો ઉદય અનુભવ્યા જ કરે છે જેમાં મુ પણે તો અશાતાનો જ ઉદય અનુભવાય છે ક્વચિત્ અથવા કોઈક દેહસંયોગમા શાતાનો ઉદય અ અનુભવાતો જણાય છે, પણ વસ્તુતાએ ત્યા પણ અંતરદાહ બળ્યા જ કરતો હોય છે પૂર્ણ જ્ઞાની જે અશાતાનું વર્ણન કરી શકવા યોગ્ય વચનયોગ ધરાવતા નથી, તેવી અનંત અનંત અશાતા આ ભોગવી છે, અને જો હજુ તેના કારણોનો નાશ કરવામા ન આવે તો ભોગવવી પડે એ સુનિશ્ચિત એમ જાણી વિચારવાન ઉત્તમ પુરુષો તે અંતરદાહરૂપ શાતા અને બાહ્યાભ્યંતર સંક્લેશઅગ્નિ પ્રજ્વલિત એવી અશાતાનો આત્યંતિક વિયોગ કરવાનો માર્ગ ગવેષવા તત્પર થયા, અને તે સન્મા ગવેષી, પ્રતીત કરી, તેને યથાયોગ્યપણે આરાધી, અવ્યાબાધ સુખસ્વરૂપ એવા આત્માના સહજશુ સ્વભાવરૂપ પરમપદમાં લીન થયા

શાતા અશાતાનો ઉદય કે અનુભવ પ્રાપ્ત થવાના મૂળ કારણોને ગવેષતા એવા તે મહત્ પુ ષોને એવી વિલક્ષણ સાનંદાશ્ચર્યક વૃત્તિ ઉદ્ભવતી કે શાતા કરતા અશાતાનો ઉદય સંપ્રાપ્ત થયે તેમા પણ તીવ્રપણે તે ઉદય સંપ્રાપ્ત થયે તેમનું વીર્ય વિશેષપણે જાગ્રત થતું, ઉલ્લાસ પામતું તે સમય કલ્યાણકારી અધિકપણે સમજાતો

કેટલાક કારણવિશેષને યોગે વ્યવહારદૃષ્ટિથી ગ્રહણ કરવા યોગ્ય ઔષધાદિ આત્મમર્યાદામાં ગ્રહણ કરતા, પરંતુ મુખ્યપણે તે પરમ ઉપશમને જ સર્વોત્કૃષ્ટ ઔષધરૂપે ઉપાસતા

[૭૯૪]                                        ૮૯૦        મોરબી, ફાલ્ગુન સુદ ૧, રવિ, ૧૯૫૫

ૐ નમઃ

પત્ર પ્રાપ્ત થયું

'નાકે રૂપ નિહાળતા' એ ચરણનો અર્થ વીતરાગમુદ્રાસૂચક છે રૂપાવલોકન દૃષ્ટિથી સ્થિરતા પ્રાપ્ત થયે સ્વરૂપાવલોકનદૃષ્ટિમા પણ સુગમતા પ્રાપ્ત થાય છે દર્શનમોહનો અનુભાગ ઘટવાથી સ્વરૂપાવલોકનદૃષ્ટિ પરિણમે છે

મહત્પુરુષનો નિરતર અથવા વિશેષ સમાગમ, વીતરાગશ્રુત ચિતવના, અને ગુણુજિજ્ઞાસા દર્શનમોહનો અનુભાગ ઘટવાના મુખ્ય હેતુ છે તેથી સ્વરૂપદૃષ્ટિ સહજમા પરિણમે છે

---

[૭૯૪-૨]                                        ૮૯૧        મોરબી, ફાગણ સુદ ૧, રવિ, ૧૯૫૫

ૐ નમઃ

પત્ર પ્રાપ્ત થયું

'પુરુષાર્થ સિદ્ધિ ઉપાય'નું ભાષાતર ગુર્જરભાષામા કરતા આજ્ઞાનો અતિક્રમ નથી

'આત્મસિદ્ધિ' સ્મરણાર્થે યથાઅવસર આજ્ઞા પ્રાપ્ત થવાયોગ્ય છે

વનમાળીદાસે 'તત્ત્વાર્થસૂત્ર' વિશેષ કરી વિચારવું યોગ્ય છે

હિંદી ભાષા ન સમજાતી હોય તો ઊગરીબહેને કુવરજી પાસેથી તે ગ્રથ શ્રવણ કરી સમજવો યોગ્ય છે

શિથિલતા ઘટવાનો ઉપાય જીવ જો કરે તો સુગમ છે

---

[૭૯૪-૨]                                        ૮૯૨        મોરબી, ફાગણ સુદ ૧, રવિ, ૧૯૫૫

વીતરાગવૃત્તિનો અભ્યાસ રાખશો

---

[૭૯૫]                                        ૮૯૩        વવાણિયા, ફા૦ વદ ૧૦, બુધ, ૧૯૫૫

આત્માર્થીએ બોધ ક્યારે પરિણમી શકે છે એ ભાવ સ્થિરચિત્તે વિચારવા યોગ્ય છે, જે મૂળભૂત છે

અમુક અસદ્વૃત્તિઓનો પ્રથમ અવશ્ય કરી નિરોધ કરવો યોગ્ય છે જે નિરોધના હેતુને દૃઢતાથી અનુસરવુ જ જોઈએ, તેમા પ્રમાદ યોગ્ય નથી ૐ

---

[૭૯૬]                                        ૮૯૪        વવાણિયા, ફાગણ વદ ૦)), ૧૯૫૫

'ચરમાવર્ત હો ચરમકરણ તથા રે, ભવપરિણતિ પરિપાક,
દોષ ટળે વળી દૃષ્ટિ ખૂલે ભલી રે, પ્રાપતિ પ્રવચન વાક    ૧
પરિચય પાતિક ઘાતિક સાધુશુ રે, અકુશલ અપચય ચેત,
ગ્રથ અધ્યાતમ શ્રવણ, મનન કરી રે, પરિશીલન નયહેત    ૨
મુગધ સુગમ કરી સેવન લેખવે રે, સેવન અગમ અનુપ,
દેજો કદાચિત્ સેવક યાચના રે, આનદઘન રસરૂપ'    ૩

—આનદઘન, સભવજિનસ્તવન

કોઈ નિવૃત્તિમુખ્ય ક્ષેત્રે વિશેષ સ્થિતિ અવસરે સત્શ્રુત વિશેષ પ્રાપ્ત થવા યોગ્ય છે ગુર્જર દેશ પ્રત્યે તમારુ આગમન થાય એમ ખેરાળુક્ષેત્રે મુનિશ્રી ઇચ્છે છે વેણાસર અને ટીકરને રસ્તે થઈ ધાગધ્રા તરફથી હાલ ગુર્જર દેશમા જઈ શકાવા સભવ છે તે માર્ગે પિપાસા પરિસહનો કઈક સભવ રહે છે.

---

રૂપે હતું તે વ્યક્ત થઈ આત્મા નિજસ્વરૂપમાં આવી શકે છે, તદ્રૂપ શુદ્ધ સ્વચ્છ ભાવે એકસ્વભાવે પરિણમાવી શકે છે, તે અનંતદાનલબ્ધિ કહેવા યોગ્ય છે તેમજ અનંત આત્મસામર્થ્યની સંપ્રાપ્તિમાં કિંચિત્‌માત્ર વિયોગનું કારણ રહ્યું નથી તેથી અનંતલાભલબ્ધિ કહેવા યોગ્ય છે વળી, અનંતઆત્મસામર્થ્યની સંપ્રાપ્તિ સંપૂર્ણપણે પરમાનંદસ્વરૂપે અનુભવાય છે, તેમાં પણ કિંચિત્‌માત્ર પણ વિયોગનું કારણ રહ્યું નથી, તેથી અનંત ભોગઉપભોગલબ્ધિ કહેવાયોગ્ય છે, તેમ જ અનંત આત્મસામર્થ્યની સંપ્રાપ્તિ સંપૂર્ણપણે થયા છતા તે સામર્થ્યના અનુભવથી આત્મશક્તિ થાકે કે તેનું સામર્થ્ય ઝીલી ન શકે, વહન ન કરી શકે અથવા તે સામર્થ્યને કોઈ પણ પ્રકારના દેશકાળની અસર થઈ કિંચિત્‌ માત્ર પણ ન્યૂનાધિકપણું કરાવે એવું કશું રહ્યું જ નહી, તે સ્વભાવમા રહેવાનું સંપૂર્ણ સામર્થ્ય ત્રિકાળ સંપૂર્ણ બળસહિત રહેવાનું છે, તે અનંતવીર્યલબ્ધિ કહેવા યોગ્ય છે

ક્ષાયિકભાવની દૃષ્ટિથી જોતા ઉપર કહ્યા પ્રમાણે તે લબ્ધિનો પરમ પુરુષને ઉપયોગ છે વળી એ પાચ લબ્ધિ હેતુવિશેષથી સમજાવા અર્થે જુદી પાડી છે, નહી તો અનંતવીર્યલબ્ધિમા પણ તે પાચેનો સમાવેશ થઈ શકે છે આત્મા સંપૂર્ણ વીર્યને સંપ્રાપ્ત થવાથી એ પાચે લબ્ધિનો ઉપયોગ પુદ્‌ગલ દ્રવ્યરૂપે કરે તો તેવુ સામર્થ્ય તેમા વર્તે છે, તથાપિ કૃતકૃત્ય એવા પરમ પુરુષમા સંપૂર્ણ વીતરાગસ્વભાવ હોવાથી તે ઉપયોગનો તેથી સંભવ નથી, અને ઉપદેશાદિના દાનરૂપે જે તે કૃતકૃત્ય પરમ પુરુષની પ્રવૃત્તિ છે તે યોગાશ્રિત પૂર્વબંધના ઉદયમાનપણાથી છે, આત્માના સ્વભાવના કિંચિત્‌ પણ વિકૃતભાવથી નથી

એ પ્રમાણે સંક્ષેપમા ઉત્તર જાણશો નિવૃત્તિવાળો અવસર સંપ્રાપ્ત કરી અધિક અધિક મનન કરવાથી વિશેષ સમાધાન અને નિર્જરા સંપ્રાપ્ત થશે. સઉલ્લાસ ચિત્તથી જ્ઞાનની અનુપ્રેક્ષા કરતા અનંત કર્મનો ક્ષય થાય છે ॐ શાંતિ. શાંતિ શાંતિ.

---

૭૧૬ ધર્મપુર, ચૈત્ર વદ ૧૩, શુક, ૧૯૫૨

ॐ

કૃપાળુ મુનિવરોનો યથાવિધિ વિનય ઇચ્છીએ છીએ

બળવાન નિવૃત્તિના હેતુભૂત ક્ષેત્રે ચાતુર્માસ કર્તવ્ય છે નડિયાદ, વસો આદિ જે સાનુકૂળ હોય તે, એક સ્થળને બદલે બે સ્થળે થાય તેમા વિક્ષિપ્તતાનો હેતુ સંભવિત નથી, અસત્સમાગમનો યોગ મેળવીને જો વહેચણ કરે તો તે વિષે સમયાનુસાર જેમ યોગ્ય લાગે તેમ, તેમને જણાવી તે કારણની નિવૃત્તિ કરી સત્સમાગમરૂપ સ્થિતિ કરવી યોગ્ય છે

અત્ર સ્થિતિનો સંભવ વૈશાખ સુદ ૨ થી ૫

સમાગમ વિષે અનિશ્ચિત

પરમશાંતિ.

---

[૮૪૧] ૭૧૭ અમદાવાદ, ભીમનાથ, વૈ૦ સુદ ૬, ૧૯૫૨

આજે દશાઆદિ સંબંધી જે જણાવ્યું છે અને બીજ વાવ્યું છે તેને ખોતરશો નહિ તે સફળ થશે

'ચતુર ગુલ હૈ દગસે મિલ હૈ'[1] —એ આગળ પર સમજાશે

એક શ્લોક વાચતા અમને હજારો શાસ્ત્રનું ભાન થઈ તેમા ઉપયોગ ફરી વળે છે.

---

૧. જુઓ આંક ૨૬૫ નું પદ ૭ મું

૮૬૮ વવાણિયા, ચૈત્ર વદ ૨, ગુરુ, ૧૯૫૫

પત્ર પ્રાપ્ત થયું કોઈ વિશેષ નિવૃત્તિવાળા ક્ષેત્રમા ચાતુર્માસ થાય તો આત્મોપકાર વિશેષ થવા યોગ્ય છે એ તરફ નિવૃત્તિવાળા ક્ષેત્રનો સ ભવ છે

મુનિઓ કચ્છનું રણ સમાધિપૂર્વક ઊતરી ધાગધ્રા તરફ વિચરવાના સમાચાર પ્રાપ્ત થયા છે તેઓ આપનો સમાગમ ત્વરાથી ઇચ્છે છે

તેમનું ચાતુર્માસ પણ નિવૃત્તિવાળા ક્ષેત્રમાં થાય તેમ કરવા વિજ્ઞાપન છે

---

[૮૦૩-૧] ૮૬૯ મોરબી, ચૈત્ર વદ ૯, ગુરુ, ૧૯૫૫

ૐ નમ

પત્ર અને વર્તમાનપત્ર મળ્યા 'આચારાંગસૂત્ર'ના એક વાક્ય સ બ ધીનુ ચર્ચાપત્રાદિ જોયું છે ઘણુ કરી થોડા દિવસમાં કોઈ સુજ્ઞ પુરુષથી તેનું સમાધાન બહાર પડશે ત્રણેક દિવસ થયા અત્ર સ્થિતિ છે

આત્મહિત અતિ દુર્લભ છે એમ જાણી વિચારવાન પુરુષો અપ્રમત્તપણે તેની ઉપાસના કરે છે તમારા સમીપવાસી સર્વ આત્માર્થીજનોને યથાવિનય પ્રાપ્ત થાય ૐ

---

૮૭૦ મોરબી, વૈશાખ સુદ ૬, સોમવાર, ૧૯૫૫

ૐ

આત્માર્થી મુનિવરો હાલ ત્યાં સ્થિત હશે તેમને સવિનય નીચે પ્રમાણે નિવેદન કરશો

ધ્યાન, શ્રુતને અનુકૂળ ક્ષેત્રે ચાતુર્માસ કરવાથી ભગવત આજ્ઞાનું સ રક્ષણ થશે સ્થ ભતીર્થમા જો તે અનુકૂળતા રહી શકે તેમ હોય તો તે ક્ષેત્રે ચાતુર્માસ કરતાં આજ્ઞાનું સ રક્ષણ છે

જે સત્શ્રુતની મુનિશ્રી દેવકીર્ણાદિએ જિજ્ઞાસા દર્શાવી તે સત્શ્રુત લગભગ એક માસની અ દરમા પ્રાપ્ત થવા યોગ્ય છે

જો સ્થ ભતીર્થમા સ્થિતિ ન થાય તો ક ઈક અન્ય નિવૃત્તિક્ષેત્રે સમાગમ યોગ બની શકે સ્થ ભ-તીર્થના ચાતુર્માસથી તે બનવુ હાલ અશક્ય છે જ્યાં સુધી બને ત્યાં સુધી કોઈ અન્ય નિવૃત્તિક્ષેત્રની વૃત્તિ રાખશો કદાપિ બે વિભાગે મુનિઓએ વહેંચાઈ જવુ પડે તો તેમ કરવામાં પણ આત્માર્થ દૃષ્ટિએ અનુકૂળ આવશે અમે સહેજ માત્ર લખ્યું છે આપ સર્વને જેમ દ્રવ્યક્ષેત્રાદિ જોઈ અનુકૂળ શ્રેયસ્કર લાગે તેમ પ્રવર્તવાનો અધિકાર છે

એ પ્રમાણે સવિનય નમસ્કારપૂર્વક નિવેદન કરશો વૈશાખ સુદ પૂર્ણિમા પર્ય ત ઘણું કરી આ ક્ષેત્રો તરફ સ્થિતિ થશે

ૐ

---

[૮૧૦] ૮૭૧ મોરબી, વૈશાખ સુદ ૭, ૧૯૫૫

ૐ

જો કોઈ નિવૃત્તિવાળા અન્યક્ષેત્રમા વર્ષા-ચાતુર્માસનો યોગ બને તો તેમ કર્તવ્ય છે અથવા સ્થ ભતીર્થે ચાતુર્માસથી અનુકૂળતા રહે એમ જણાય તો તેમ કર્તવ્ય છે

ધ્યાન, શ્રુતને ઉપકારક એવી યોગવાઈવાળા ગમે તે ક્ષેત્રે ચાતુર્માસની સ્થિતિ થવાથી આજ્ઞાનો અતિક્રમ નથી, એમ મુનિશ્રી દેવકીર્ણાદિને સવિનય જણાવશો

અત્રે તરફ એક અઠવાડિયા પર્ય ત સ્થિતિનો સ ભવ છે શ્રી વવાણિયે આજે ઘણુ કરીને જવું થશે ત્યા એક અઠવાડિયા સુધી સ્થિતિ સ ભવે છે

પ્ર૦ – સ્વભાવદશા શો ગુણ આપે ? ઉ૦ – તથારૂપ સંપૂર્ણ હોય તો મોક્ષ થાય

પ્ર૦ – વિભાવદશા શું ફળ આપે ? ઉ૦ – જન્મ, જરા, મરણાદિ સંસાર

પ્ર૦ – વીતરાગની આજ્ઞાથી પોરસીની સ્વાધ્યાય કરે તો શો ગુણ થાય ?

ઉ૦ –તથારૂપ હોય તો યાવત્ મોક્ષ થાય

પ્ર૦ – વીતરાગની આજ્ઞાથી પોરસીનું ધ્યાન કરે તો શો ગુણ થાય ?

ઉ૦ – તથારૂપ હોય તો યાવત્ મોક્ષ થાય

આ પ્રમાણે તમારા પ્રશ્નોના સંક્ષેપમા ઉત્તર લખુ છુ લૌકિકભાવ છોડી દઈ, વાચાજ્ઞાન તજી દઈ, કલ્પિત વિધિનિષેધ તજી દઈ જે જીવ પ્રત્યક્ષ જ્ઞાનીની આજ્ઞાને આરાધી, તથારૂપ ઉપદેશ પામી તથારૂપ આત્માર્થે પ્રવર્તે તેનુ અવશ્ય કલ્યાણ થાય

નિજકલ્પનાએ જ્ઞાન, દર્શન, ચારિત્રાદિનુ સ્વરૂપ ગમે તેમ સમજી લઈને અથવા નિશ્ચયનયાત્મક બોલો શીખી લઈને સદ્વ્યવહાર લોપવામા જે પ્રવર્તે તેથી આત્માનુ કલ્યાણ થવુ સંભવતુ નથી, અથવા કલ્પિત વ્યવહારના દુરાગ્રહમા રોકાઈ રહીને પ્રવર્તતા પણ જીવને કલ્યાણ થવું સંભવતુ નથી

જ્યા જ્યા જે જે યોગ્ય છે, તહાં સમજવુ તેહ,
ત્યા ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ

—'આત્મસિદ્ધિશાસ્ત્ર'

એકાંત ક્રિયાજડત્વમા અથવા એકાત શુષ્કજ્ઞાનથી જીવનુ કલ્યાણ ન થાય

[ ૮૪૫ ] ૯૧૯ વવાણિયા, વૈશાખ વદ ૮, મંગળ, ૧૯૫૬

ૐ

પ્રમત્ત–પ્રમત્ત એવા વર્તમાન જીવો છે, અને પરમ પુરુષોએ અપ્રમત્તમાં સહજ આત્મશુદ્ધિ કહી છે, માટે તે વિરોધ શાત થવા પરમ પુરુષનો સમાગમ, ચરણનો યોગ જ પરમ હિતકારી છે

શાંતિ

૯૨૦ વવાણિયા, વૈશાખ વદ ૮, મંગળ, ૧૯૫૬

ભાઈ છગનલાલનુ અને તમારુ લખેલુ એમ બે પત્ર મળ્યા વીરમગામ કરતા અત્ર પ્રકૃતિ સહજ પ્રકૃતિ નરમ રહી હતી હાલ સહજ પણ વધતી આરોગ્યતા પર હશે એમ જણાય છે.

ૐ પરમશાંતિ

[ ૮૪૬ ] ૯૨૧ વવાણિયા, વૈશાખ વદિ ૯, બુધ, ૧૯૫૬

ૐ

'મોક્ષમાળા'મા શબ્દાંતર અથવા પ્રસંગવિશેષમા કોઈ વાક્યાંતર કરવાની વૃત્તિ થાય તે કરશો. ઉપોદ્ઘાત આદિ લખવાની વૃત્તિ હોય તે લખશો. જીવનચરિત્રની વૃત્તિ ઉપશાંત કરશો

ઉપોદ્ઘાતથી વાચકને, શ્રોતાને અલ્પ અલ્પ મતાંતરની વૃત્તિ વિસ્મરણ થઈ જ્ઞાનીપુરુષોના આત્મસ્વભાવરૂપ પરમ ધર્મનો વિચાર કરવાની સ્ફુરણા થાય એવો લક્ષ સામાન્યપણે રાખશો. ઇત્યાદિ સૂચના છે

શાંતિ

૯૨૨ વવાણિયા, વૈશાખ વદ ૯, બુધ, ૧૯૫૬

સાણંદથી મુનિશ્રીએ શ્રી અંબાલાલ પ્રત્યે લખાવેલુ પત્ર સ્થંભતીર્થથી આજે અત્રે મળ્યુ

ૐ પરમશાંતિ

સંયમ, અને પૂર્ણ વીતરાગ નિર્વિકલ્પ સ્વભાવનાં કારણભૂત,-છેલ્લે અયોગી સ્વભાવ પ્રગટ કરી અનંત અવ્યાબાધ સ્વરૂપમાં સ્થિતિ કરાવનાર! ત્રિકાળ જયવંત વર્તો! ૐ શાંતિ: શાંતિ: શાંતિ:

---

[૮૧૮] ૮૭૬ મુંબઈ, જેઠ સુદ ૧૧, ૧૯૫૫

મહાત્મા મુનિવરોને પરમભક્તિથી નમસ્કાર થાઓ.

'જેનો કાળ તે કિંકર થઈ રહ્યો, મૃગતૃષ્ણાજળ ત્રૈલોક, જીવ્યું ધન્ય તેહનું
દાસી આશા પિશાચી થઈ રહી, કામ ક્રોધ તે કેદી લોક, જીવ્યું૦
ખાતા પીતા બોલતાં નિત્યે, છે નિરંજન નિરાકાર, જીવ્યું૦
જાણે સંત સલુણા તેહને, જેને હોય છેલ્લો અવતાર, જીવ્યું૦
જગપાવનકર તે અવતર્યા, અન્ય માત ઉદરનો ભાર, જીવ્યું૦
તેને ચૌદ લોકમાં વિચરતાં, અંતરાય કોઈયે નવ થાય, જીવ્યું૦
રિદ્ધિ સિદ્ધિ તે દાસીઓ થઈ રહી, બ્રહ્મઆનંદ હૃદે ન સમાય' જીવ્યું૦

જો મુનિઓ અધ્યયન કરતા હોય તો 'યોગપ્રદીપ' શ્રવણ કરશો. 'કાર્તિકેયાનુપ્રેક્ષા'નો યોગ તમને ઘણું કરી પ્રાપ્ત થશે. ૐ

---

[૮૧૯] ૮૭૭ મુંબઈ, જેઠ વદ ૨, રવિ, ૧૯૫૫

ૐ

જે[1] વિષય ચર્ચાય છે તે જ્ઞાત છે. તે વિષે યથાવસરોદય.

---

[૮૨૦] ૮૭૮ મુંબઈ, જેઠ વદ ૭, શુક્ર, ૧૯૫૫

'કાર્તિકેયાનુપ્રેક્ષા'નું પુસ્તક ચાર દિવસ થયાં પ્રાપ્ત થયું તથા કાગળ એક પ્રાપ્ત થયો.

વ્યવહારપ્રતિબંધથી વિક્ષેપ ન પામતાં ધૈર્ય રાખી ઉત્સાહમાન વીર્યથી સ્વરૂપનિષ્ઠ વૃત્તિ કરવી યોગ્ય છે. ૐ

---

[૮૨૧-૧-૨] ૮૭૯ મોહમયી, અસાડ સુદ ૮, રવિ, ૧૯૫૫

ૐ

'ક્રિયાકોષ' એથી બીજો સરળ નથી. વિશેષ અવલોકન કરવાથી સ્પષ્ટાર્થ થશે.

શુદ્ધાત્મસ્થિતિના પારમાર્થિક શ્રુત અને ઇંદ્રિયજય બે મુખ્ય અવલંબન છે. સુદૃઢપણે ઉપાસતાં તે સિદ્ધ થાય છે. હે આર્ય! નિરાશા વખતે મહાત્મા પુરુષોનું અદ્ભુત આચરણ સંભારવું યોગ્ય છે. ઉલ્લાસિત વીર્યવાન, પરમતત્ત્વ ઉપાસવાનો મુખ્ય અધિકારી છે. શાંતિ:

---

[૮૨૧-૩] ૮૮૦ મુંબઈ, અસાડ સુદ ૮, રવિ, ૧૯૫૫

ૐ

બંને ક્ષેત્રે સુસ્થિત મુનિવરોને યથાવિનય વંદન પ્રાપ્ત થાય.

પત્ર પ્રાપ્ત થયું. સંસ્કૃત અભ્યાસ અર્થે અમુક વખતનો નિત્ય નિયમ રાખી પ્રવૃત્તિ કરવી યોગ્ય છે.

---

૧ શ્રી આચારાંગસૂત્રના એક વાક્ય સંબંધી. જુઓ આંક ૮૬૯.

મનન અને નિદિધ્યાસન કરતાં આ વાક્યથી જે પરમાર્થ અંતરાત્મવૃત્તિમાં પ્રતિભાસે તે યથાશક્તિ લખવો યોગ્ય છે

શાંતિ

---

[ ૮૪૮–૩ ] ૯૨૭ વવાણિયા, વૈશાખ વદ ૦)), ૧૯૫

પત્ર સંપ્રાપ્ત થયું

યથાર્થ જોઈએ તો શરીર એ જ વેદનાની મૂર્તિ છે સમયે સમયે જીવ તે દ્વારાએ વેદના જ વેદે છે કવચિત્ શાતા અને પ્રાયે અશાતા જ વેદે છે માનસિક અશાતાનું મુખ્યપણું છતાં તે સૂક્ષ્મ સમ્યક્ દૃષ્ટિવાનને જણાય છે શારીરિક અશાતાનું મુખ્યપણું સ્થૂળ દૃષ્ટિવાનને પણ જણાય છે. જે વેદના પૂ સુદૃઢ બંધથી જીવે બંધન કરી છે, તે વેદના ઉદય સંપ્રાપ્ત થતાં ઇન્દ્ર, ચંદ્ર, નાગેન્દ્ર કે જિનેન્દ્ર પ રોકવાને સમર્થ નથી. તેનો ઉદય જીવે વેદવો જ જોઈએ. અજ્ઞાન દૃષ્ટિ જીવો ખેદથી વેદે તોપણ કંઈ તે વેદના ઘટતી નથી કે જાતી રહેતી નથી સત્યદૃષ્ટિવાન જીવો શાંત ભાવે વેદે તો તેથી તે વેદના વધી જતી નથી, પણ નવીન બંધનો હેતુ થતી નથી પૂર્વની બળવાન નિર્જરા થાય છે આત્માર્થીને એ જ કર્તવ્ય છે

'હું શરીર નથી, પણ તેથી ભિન્ન એવો જ્ઞાયક આત્મા છું, તેમ નિત્ય શાશ્વત છું આ વેદના માત્ર પૂર્વ કર્મની છે, પણ મારું સ્વરૂપ નાશ કરવાને તે સમર્થ નથી, માટે મારે ખેદ કર્તવ્ય જ નહીં' એમ આત્માર્થીનું અનુપ્રેક્ષણ હોય છે

---

[ ૮૪૯ ] ૯૨૮ વવાણિયા, જ્યેષ્ઠ સુદ ૧૧, ૧૯૫

આર્ય ત્રિભુવને અલ્પસમયમાં શાંતવૃત્તિથી દેહોત્સર્ગ કર્યાના ખબર શ્રુત થયા સુશીલ મુમુક્ષુએ અન્ય સ્થાન ગ્રહણ કર્યું

જીવનાં વિવિધ પ્રકારનાં મુખ્ય સ્થાનક છે દેવલોકમાં ઇન્દ્ર તથા સામાન્ય ત્રાયસ્ત્રિંશદાદિકનાં સ્થાન છે મનુષ્યમાં ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ તથા માંડલિકાદિકનાં સ્થાન છે તિર્યંચમાં પણ ક્યાંક ભોગભૂમ્યાદિક સ્થાન છે તે સર્વ સ્થાનને જીવ છાંડશે એ નિઃસંદેહ છે જ્ઞાતિ, ગોત્રી અને બંધુ આદિ એ સર્વનો અશાશ્વત અનિત્ય એવો આ વાસ છે

શાંતિ

---

[ ૮૫૦ ] ૯૨૯ વવાણિયા, જ્યેષ્ઠ સુદ ૧૩, સોમ, ૧૯

ૐ

પરમ કૃપાળુ મુનિવરોને રોમાંચિત ભક્તિથી નમસ્કાર હો !

પત્ર સંપ્રાપ્ત થયું

ચાતુર્માસ સંબંધી મુનિઓને ક્યાંથી વિકલ્પ હોય?

નિર્ગ્રંથો ક્ષેત્રને કયે છેડે બાંધે? તે છેડાનો સંબંધ નથી

નિર્ગ્રંથ મહાત્માઓના દર્શન અને સમાગમ મુક્તિની સમ્યક્ પ્રતીતિ કરાવે છે

તથારૂપ મહાત્માના એક આર્ય વચનનું સમ્યક્ પ્રકારે અવધારણ થવાથી યાવત્ મોક્ષ થાય છે, શ્રીમાન તીર્થંકરે કહ્યું છે તે યથાર્થ છે આ જીવમાં તથારૂપ યોગ્યતા જોઈએ

પરમ કૃપાળુ મુનિવરોને ફરી નમસ્કાર કરીએ છીએ

---

[ ૮૫૦–૨ ] ૯૩૦ વવાણિયા, જ્યેષ્ઠ સુદ ૧૩, સોમ, ૧૯

ૐ

પત્ર અને 'સમયસાર'ની પ્રત સંપ્રાપ્ત થઈ

[ ૮૨૪ ] ૮૮૫ મુંબઈ, શ્રાવણ સુદ ૩, ૧૯૫૫

ૐ

પરમ પુરુષની મુખ્ય ભક્તિ, ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થાય એવા સદ્વર્તનથી પ્રાપ્ત થાય છે ચરણપ્રતિપત્તિ ( શુદ્ધ આચરણની ઉપાસના ) રૂપ સદ્વર્તન જ્ઞાનીની મુખ્ય આજ્ઞા છે, જે આજ્ઞા પરમપુરુષની મુખ્ય ભક્તિ છે

ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થવામાં ગૃહવાસી જનોએ સદુદ્યમરૂપ આજીવિકાવ્યવહાર સહિત પ્રવર્તન કરવું યોગ્ય છે

ઘણાં શાસ્ત્રો અને વાક્યોના અભ્યાસ કરતા પણ જો જ્ઞાની પુરુષોની એકેક આજ્ઞા જીવ ઉપાસે તો ઘણાં શાસ્ત્રથી થતુ ફળ સહજમા પ્રાપ્ત થાય

---

[ ૮૨૫ ] ૮૮૬ મોહમયીક્ષેત્ર, શ્રાવણ સુદ ૭, ૧૯૫૫

ૐ

શ્રી 'પદ્મનદી શાસ્ત્ર'ની એક પ્રત કોઈ સારા સાથયોગે વસોક્ષેત્રે મુનિશ્રીને સપ્રાપ્ત થાય એમ કરશો

બળવાન નિવૃત્તિવાળા દ્રવ્યક્ષેત્રાદિ યોગમા તે સત્શાસ્ત્ર તમે વારવાર મનન અને નિદિધ્યાસન કરશો, પ્રવૃત્તિવાળાં દ્રવ્યક્ષેત્રાદિમા તે શાસ્ત્ર વાચવુ યોગ્ય નથી

ત્રણ યોગની અલ્પ પ્રવૃત્તિ, તે પણ સમ્યક્ પ્રવૃત્તિ હોય ત્યારે મહત્પુરુષના વચનામૃતનુ મનન પરમ શ્રેયનું મૂળ દૃઢીભૂત કરે છે, ક્રમે કરીને પરમપદ સપ્રાપ્ત કરે છે

ચિત્ત અવિક્ષેપ રાખી પરમશાંત શ્રુતનું અનુપ્રેક્ષણ કર્તવ્ય છે

---

[ ૮૨૬ ] ૮૮૭ મોહમયી, શ્રાવણ વદ ૦)), ૧૯૫૫

ૐ

**અગમ્ય છતાં સરળ એવા મહત્પુરુષોના માર્ગને નમસ્કાર.**

સત્સમાગમ નિરતર કર્તવ્ય છે મહત્ભાગ્યના ઉદયવડે અથવા પૂર્વના અભ્યસ્ત યોગ વડે જીવને સાચી મુમુક્ષુતા ઉત્પન્ન થાય છે, જે અતિ દુર્લભ છે તે સાચી મુમુક્ષુતા ઘણુ કરીને મહત્પુરુષના ચરણકમલની ઉપાસનાથી પ્રાપ્ત થાય છે, અથવા તેવી મુમુક્ષુતાવાળા આત્માને મહત્પુરુષના યોગથી આત્મનિષ્ઠપણુ પ્રાપ્ત થાય છે, સનાતન અનત એવા જ્ઞાનીપુરુષોએ ઉપાસેલો એવો સન્માર્ગ પ્રાપ્ત થાય છે સાચી મુમુક્ષુતા જેને પ્રાપ્ત થઈ હોય તેને પણ જ્ઞાનીનો સમાગમ અને આજ્ઞા અપ્રમત્તયોગ સપ્રાપ્ત કરાવે છે મુખ્ય મોક્ષમાર્ગનો ક્રમ આ પ્રમાણે જણાય છે.

વર્તમાનકાળમાં તેવા મહત્પુરુષનો યોગ અતિ દુર્લભ છે કેમકે ઉત્તમ કાળમા પણ તે યોગનુ દુર્લભપણુ હોય છે, એમ છતા પણ સાચી મુમુક્ષુતા જેને ઉત્પન્ન થઈ હોય, રાત્રિદિવસ આત્મકલ્યાણ થવાનુ તથારૂપ ચિતન રહ્યા કરતુ હોય, તેવા પુરુષને તેવો યોગ પ્રાપ્ત થવો સુલભ છે

'આત્માનુશાસન' હાલ મનન કરવા યોગ્ય છે

શાતિ.

---

[ ૮૨૭-૧ ] ૮૮૮ મુબઈ, ભાદ્રપદ સુદ ૫, રવિ, ૧૯૫૫

ૐ

જે વચનોની આકાક્ષા છે તે ઘણુ કરીને થોડા વખતમા પ્રાપ્ત થશે

ઇન્દ્રિયનિગ્રહના અભ્યાસપૂર્વક સત્શ્રુત અને સત્સમાગમ નિરતર ઉપાસવાયોગ્ય છે

મનુષ્યપણું, આર્યતા, જ્ઞાનીનાં વચનોનું શ્રવણ, તે પ્રત્યે આસ્તિક્યપણું, સંયમ, તે પ્રત્યે વીર્ય પ્રવૃત્તિ, પ્રતિકૂળ-યોગોએ પણ સ્થિતિ, અંતપર્યંત સંપૂર્ણ માર્ગરૂપ સમુદ્ર તરી જવો એ ઉત્તરોત્તર દુર્લભ અને અત્યંત કઠણ છે, એ નિ:સંદેહ છે.

શરીરપ્રકૃતિ ક્વચિત્ ઠીક જોવામાં આવે છે, ક્વચિત્ તેથી વિપરીત જોવામાં આવે છે, કંઈક અશાતા મુખ્યપણું હમણાં જોવામાં આવે છે.

ૐ શાંતિ.

---

[ ૮૫૩-૨-૩ ] ૯૩૫ વવાણિયા, જ્યેષ્ઠ વદિ ૦)), બુધ, ૧૯૫૬

ૐ

ચક્રવર્તીની સમસ્ત સંપત્તિ કરતાં પણ જેનો એક સમયમાત્ર પણ વિશેષ મૂલ્યવાન છે એવો આ મનુષ્યદેહ અને પરમાર્થને અનુકૂળ એવા યોગ સંપ્રાપ્ત છતાં જો જન્મમરણથી રહિત એવા પરમપદનું ધ્યાન રહ્યું નહીં તો આ મનુષ્યત્વને અધિષ્ઠિત એવા આત્માને અનંત વાર ધિક્કાર હો!

જેમણે પ્રમાદનો જય કર્યો તેમણે પરમ પદનો જય કર્યો.

પત્ર સંપ્રાપ્ત થયું.

શરીરપ્રકૃતિ અમુક દિવસ સ્વસ્થ રહે છે અને અમુક દિવસ અસ્વસ્થ રહે છે. યોગ્ય સ્વસ્થતા પ્રત્યે હજુ ગમન કરતી નથી તથાપિ અવિક્ષેપતા કર્તવ્ય છે.

શરીરપ્રકૃતિના અનુકૂળ પ્રતિકૂળપણાને આધીન ઉપયોગ અકર્તવ્ય છે.

શાંતિ

---

[ ૮૫૪ ] ૯૩૬ વવાણિયા, જ્યેષ્ઠ વદ ૦)), ૧૯૫૬

ચિંતિત જેનાથી પ્રાપ્ત થાય તે મણિને ચિંતામણિ કહ્યો છે, એ જ આ મનુષ્યદેહ છે કે જે દેહમાં, યોગમાં આત્યંતિક એવા સર્વ દુઃખના ક્ષયની ચિંતિતા ધારી તો પાર પડે છે.

અચિંત્ય જેનું માહાત્મ્ય છે એવું સત્સંગરૂપી કલ્પવૃક્ષ પ્રાપ્ત થયે જીવ દરિદ્ર રહે એમ બને તો આ જગતને વિષે તે અગિયારમું આશ્ચર્ય જ છે.

---

[ ૮૫૫-૧ ] ૯૩૭ વવાણિયા, અસાડ સુદ ૧, ગુરુ, ૧૯૫૬

ૐ

પરમકૃપાળુ મુનિવરોને નમસ્કાર સંપ્રાપ્ત થાય.

નડિયાદથી લખાયેલું પત્ર આજે અત્ર સંપ્રાપ્ત થયું.

જ્યાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ આદિની અનુકૂળતા દેખાતી હોય ત્યાં ચાતુર્માસ કરવાના વિચાર આર્ય પુરુષોને હોતો નથી. બીજા ક્ષેત્ર કરતાં ઓગસદ અનુકૂળ જણાય તો ત્યાં ચાતુર્માસની સ્થિતિ કર્તવ્ય છે.

બે વખત ઉપદેશ અને એક વખત આહારગ્રહણ તથા નિદ્રાસમય વિના બાકીનો અવકાશ મુખ્યપણે આત્મવિચારમાં, 'પદ્મનંદી' આદિ શાસ્ત્રાવલોકનમાં અને આત્મધ્યાનમાં વ્યતીત કરવા યોગ્ય છે. કોઈ બાઈ ભાઈ ક્યારેક કંઈ પ્રશ્નાદિ કરે તો તેનું ઘટતું સમાધાન કરવું, કે જેમ તેનો આત્મા શાંત થાય. અશુદ્ધ ક્રિયાના નિષેધક વચનો ઉપદેશરૂપે ન પ્રવર્તાવતાં શુદ્ધ ક્રિયામાં જેમ લોકોની રુચિ વધે તેમ ક્રિયા કરાવ્યે જવી.

[ ૮૨૭-૩ ] ૮૯૩ મુંબઈ, ભાદ્રપદ સુદ ૫, રવિ, ૧૯૫૫

ૐ

કાગળ મળ્યો છે કોઈ માણસે જણાવેલા સ્વપ્નાદિ પ્રસંગ સંબંધે નિર્વિક્ષિપ્ત રહેશો, તથા અપરિચયી રહેશો તે વિષે કંઈ ઉત્તર પ્રત્યુત્તરાદિનો પણ હેતુ નથી

ઇન્દ્રિયોના નિગ્રહપૂર્વક સત્સમાગમ અને સત્શ્રુત ઉપાસનીય છે

આજ દિવસ પર્યંત તમારા પ્રત્યે તથા તમારા સમીપ વસતાં બાઈઓ, ભાઈઓ પ્રત્યે યોગના પ્રમત્ત સ્વભાવ વડે કિંચિત્ જે અન્યથા થયું હોય તે અર્થે નમ્રભાવથી ક્ષમા યાચીએ છીએ.

શમમ્

---

૮૯૪ મુંબઈ, ભાદરવા સુદ ૫, રવિ, ૧૯૫૫

ૐ

પરમકૃપાળુ મુનિવરોને નમસ્કાર

આજ દિવસ પર્યંત યોગના પ્રમત્ત સ્વભાવને લીધે આપના પ્રત્યે જે કંઈ, કિંચિત્ અન્યથા થયું હોય તે અર્થે નમ્રભાવથી ક્ષમાપના યાચીએ છીએ

ભાઈ વલ્લભ આદિ મુમુક્ષુઓને ક્ષમાપનાદિ કંઠસ્થ કરવા વિષે આપ યોગ્ય આજ્ઞા કરશો.

ૐ શાંતિઃ.

---

[ ૮૨૮-૧ ] ૮૯૫ મુંબઈ, આસો, ૧૯૫૫

ૐ

જે જ્ઞાનીપુરુષોને દેહાભિમાન ટળ્યું છે તેને કંઈ કરવું રહ્યું નથી એમ છે, તોપણ તેમને સર્વસંગપરિત્યાગાદિ સત્પુરુષાર્થતા પરમ પુરુષે ઉપકારભૂત કહી છે

---

પદ્મનંદી, ગોમટ્ટસાર, આત્માનુશાસન, સમયસારમૂળ એ આદિ પરમ શાંત શ્રુતનું અધ્યયન થતું હશે

આત્માનું શુદ્ધ સ્વરૂપ સંભારીએ છીએ

ૐ શાંતિ

---

[ ૮૪૮ ] ૯૪૧ મોરબી, શ્રાવણ વદ ૪, મંગળ, ૧૯૫૬

ૐ

સંસ્કૃત અભ્યાસના યોગ વિષે લખ્યું, પણ જ્યાં સુધી આત્મા સુદૃઢ પ્રતિજ્ઞાથી વર્તે નહીં, ત્યાં સુધી આજ્ઞા કરવી ભયંકર છે

જે નિયમોમાં અતિચારાદિ પ્રાપ્ત થયાં હોય તેનું યથાવિધિ કૃપાળુ મુનિશ્રીઓ પ્રત્યે પ્રાયશ્ચિત ગ્રહણ કરી આત્મશુદ્ધતા કરવી યોગ્ય છે, નહીં તો ભયંકર તીવ્ર બંધનો હેતુ છે નિયમને વિ સ્વેચ્છાચાર પ્રવર્તન કરતાં મરણ શ્રેય છે, એવી મહત્પુરુષોની આજ્ઞાનો કાંઈ વિચાર રાખ્યો નહીં. એવો પ્રમાદ આત્માને ભયંકર કેમ ન થાય?

મુમુક્ષુ ઉમેદ આદિને ય૦

---

[ ૮૫૯ ] ૯૪૨ મોરબી, શ્રાવણ વદ ૫, બુધ, ૧૯૫૬

ૐ

કદાપિ જો નિવૃત્તિમુખ્ય સ્થળની સ્થિતિના ઉદયનો અંતરાય પ્રાપ્ત થયો તો હે આર્ય! વાં સવિનય એવી પરમ નિવૃત્તિ, તે તમે શ્રાવણ વદ ૧૧ થી ભાદ્રપદ સુદ પૂર્ણિમા પર્યંત એવી રીતે સેવજો કે સમાગમવાસી મુમુક્ષુઓને તમે વિશેષ ઉપકારક થાઓ અને તે સૌ નિવૃત્તિભૂત સદ્નિયમે સેવતાં સત્શાસ્ત્ર અધ્યયનાદિમાં એકાગ્ર થાય, યથાશક્તિ વ્રત, નિયમ, ગુણના ગ્રહણ કરતા થાય.

શરીરપ્રકૃતિમાં સબળ અશાતાના ઉદયથી જો નિવૃત્તિમુખ્ય સ્થળનો અંતરાય જણાશે તો સત્વે 'યોગશાસ્ત્ર'નું પુસ્તક તમારા અધ્યયન મનનાદિ અર્થે ઘણું કરી મોકલવાનું થશે, જેના યોગ પ્રાદિ બીજા મુમુક્ષુભાઈઓને પણ શ્રવણ કરાવતાં પરમ લાભનો સંભવ છે

હે આર્ય! અલ્પાયુષી દુષમકાળમાં પ્રમાદ કર્તવ્ય નથી, તથાપિ આરાધક જીવોનો તેવો સુદૃઢ ઉપયોગ વર્તે છે

આત્મબળાધીનતાથી પત્ર લખાયું છે

ૐ શાંતિ

---

[ ૮૬૧ ] ૯૪૩ મોરબી, શ્રાવણ વદ ૭, શુક્ર, ૧૯૫૬

ૐ

## જિનાય નમઃ

પરમનિવૃત્તિ નિરંતર સેવવી એ જ જ્ઞાનીની પ્રધાન આજ્ઞા છે, તથારૂપ યોગમાં અસમર્થ હોય તો નિવૃત્તિ સદા સેવવી, અથવા સ્વાત્મવીર્ય ગોપવ્યા સિવાય અને તેટલો નિવૃત્તિ દરરોજ યોગ્ય અવસર પ્રાપ્ત કરી આત્માને અપ્રમત્ત કરવો એમ આજ્ઞા છે

અષ્ટમી, ચતુર્દશી આદિ પર્વતિથિએ એવા આશયથી સુનિયમિત વર્તનથી વર્તવા આજ્ઞા કરી છે

કાવિઠા આદિ જે સ્થળે તે સ્થિતિથી તમને અને સમાગમવાસી ભાઈઓ બાઈઓને ધર્મ સુદૃઢતા સંપ્રાપ્ત થાય, ત્યાં શ્રાવણ વદ ૧૧ થી ભાદ્રપદ પૂર્ણિમા પર્યંત સ્થિતિ કરવી યોગ્ય છે અને બીજા સમાગમવાસીઓને જ્ઞાનીના માર્ગની પ્રતીતિમાં નિઃસંશયતા પ્રાપ્ત થાય, ઉત્તમ ગુણ વ્રત નિયમ, શીલ અને દેવગુરુધર્મની ભક્તિમાં વીર્ય પરમ ઉલ્લાસ પામી પ્રવર્તે એમ સુદૃઢ કર્તવ્ય

| | | |
|---|---|---|
| ૧૩ સમ્યગ્દર્શન | ૧૪ મહાત્માઓની અસંગતા | ૧૫ સર્વોત્કૃષ્ટ સિદ્ધિ |
| ૧૬ અનેકાંતની પ્રમાણતા | ૧૭ મન-ભ્રાંતિ | ૧૮ તપ |
| ૧૯ જ્ઞાન | ૨૦ ક્રિયા. | ૨૧ આરંભ પરિગ્રહની નિવૃત્તિ ઉપર જ્ઞાનીએ આપેલે ઘણો ભાર |
| ૨૨ દાન | ૨૩ નિયમિતપણું | ૨૪ જિનાગમસ્તુતિ |
| ૨૫ નવતત્ત્વનું સામાન્ય સંક્ષેપ સ્વરૂપ. | ૨૬ સાર્વત્રિક શ્રેય | ૨૭ સદ્ગુણ |
| ૨૮ દેશધર્મ વિષે વિચાર | ૨૯ મૌન | ૩૦ શરીર |
| ૩૧ પુનર્જન્મ. | ૩૨ પંચમહાવ્રત વિષે વિચાર | ૩૩ દેશબોધ |
| ૩૪ પ્રશસ્તયોગ | ૩૫ સરળપણુ | ૩૬ નિરભિમાનપણું. |
| ૩૭ બ્રહ્મચર્યનું સર્વોત્કૃષ્ટપણુ | ૩૮ આજ્ઞા | ૩૯ સમાધિમરણ |
| ૪૦ વૈતાલીય અધ્યયન | ૪૧ સંયોગનું અનિત્યપણુ | ૪૨ મહાત્માઓની અનંતસમ |
| ૪૩ માથે ન જોઈએ | ૪૪ (ચાર) ઉદયાદિ ભંગ | ૪૫ જિનમતનિરાકરણ |
| ૪૬ મહામોહનીય સ્થાનક | ૪૭ તીર્થંકરપદ સંપ્રાપ્તિસ્થાનક | ૪૮ માયા |
| ૪૯ પરિષહજય | ૫૦ વીરત્વ | ૫૧ સદ્ગુરુસ્તુતિ. |
| ૫૨ પાંચ પરમપદ વિષે વિશેષ વિચાર. | ૫૩ અવિરતિ | ૫૪ અધ્યાત્મ. |
| ૫૫ મંત્ર | ૫૬ છ પદ નિશ્ચય | ૫૭ મોક્ષમાર્ગની અવિરોધતા |
| ૫૮ સનાતન ધર્મ | ૫૯ સૂક્ષ્મ તત્ત્વપ્રતીતિ | ૬૦ સમિતિ-ગુપ્તિ. |
| ૬૧ કર્મના નિયમો | ૬૨ મહત્પુરુષોની અનંત દયા | ૬૩ નિર્જરાક્રમ. |
| ૬૪ આકાંક્ષા સ્થાનકે કેમ વર્તવું? | ૬૫ મુનિધર્મયોગ્યતા | ૬૬ પ્રત્યક્ષ અને પરોક્ષ |
| ૬૭ ઉન્મત્તતા | ૬૮ એક અંતર્મુહૂર્ત | ૬૯ દર્શનસ્તુતિ |
| ૭૦ વિભાવ | ૭૧ રસાસ્વાદ | ૭૨ અહિંસા અને સ્વચ્છંદ |
| ૭૩ અલ્પ શિથિલપણાથી મહાદોષના જન્મ | ૭૪ પારમાર્થિક સત્ય | ૭૫ આત્મભાવના |

૭૬ જિનભાવના ૭૭ થી ૯૦ મહત્પુરુષ ચરિત્ર ૯૧ થી ૧૦૦ (કોઈ ભાગમાં વધારો)

૧૦૧-૧૦૬ હિતાર્થી પ્રશ્નો. ૧૦૭-૧૦૮ સમાપ્તિ અવસર

---



શ્રીમદ્ રાજચંદ્ર

વર્ષ ૩૩ મું

વિ. સં. ૧૯૫૬

| | | |
|---|---|---|
| ૧૩ સમ્યગ્દર્શન | ૧૪ મહાત્માઓની અસંગતા | ૧૫ સર્વોત્કૃષ્ટ સિદ્ધિ |
| ૧૬ અનેકાંતની પ્રમાણતા | ૧૭ મન-ભ્રાંતિ | ૧૮ તપ |
| ૧૯ જ્ઞાન | ૨૦ ક્રિયા | ૨૧ આરંભ પરિગ્રહ [illegible] ઉપર જ્ઞાની [illegible] ઘણો ભાર |
| ૨૨ દાન | ૨૩ નિયમિતપણું | ૨૪ જિનાગમસ્તુતિ |
| ૨૫ નવતત્ત્વનું સામાન્ય સંક્ષેપ સ્વરૂપ. | ૨૬ સાર્વત્રિક શ્રેય | ૨૭ સદ્ગુણ |
| ૨૮ દેશધર્મ વિષે વિચાર | ૨૯ મૌન | ૩૦ શરીર |
| ૩૧ પુનર્જન્મ. | ૩૨ પંચમહાવ્રત વિષે વિચાર | ૩૩ દેશબોધ |
| ૩૪ પ્રશસ્તયોગ | ૩૫ સરળપણું | ૩૬ નિરભિમાનપણું |
| ૩૭ બ્રહ્મચર્યનું સર્વોત્કૃષ્ટપણું | ૩૮ આજ્ઞા | ૩૯ સમાધિમરણ |
| ૪૦ વૈતાલીય અધ્યયન | ૪૧ સંયોગનું અનિત્યપણું | ૪૨ મહાત્માઓની [illegible] |
| ૪૩ માથે ન જોઈએ | ૪૪ (યોગ) ઉદયાદિ ભંગ | ૪૫ જિનમતનિરાકરણ |
| ૪૬ મહામોહનીય સ્થાનક | ૪૭ તીર્થંકરપદ સંપ્રાપ્તિસ્થાનક | ૪૮ માયા |
| ૪૯ પરિષહજય | ૫૦ વીરત્વ | ૫૧ સદ્ગુરુસ્તુતિ |
| ૫૨ પાંચ પરમપદ વિષે વિશેષ વિચાર | ૫૩ અવિરતિ | ૫૪ અધ્યાત્મ |
| ૫૫ મંત્ર | ૫૬ છ પદ નિશ્ચય | ૫૭ મોક્ષમાર્ગની [illegible] |
| ૫૮ સનાતન ધર્મ | ૫૯ સૂક્ષ્મ તત્ત્વપ્રતીતિ | ૬૦ સમિતિ-ગુપ્તિ |
| ૬૧ કર્મના નિયમો | ૬૨ મહત્પુરુષોની અનંત દયા | ૬૩ નિર્જરાક્રમ |
| ૬૪ આકાશ સ્થાનકે કેમ વર્તવું? | ૬૫ મુનિધર્મયોગ્યતા | ૬૬ પ્રત્યક્ષ અને પરોક્ષ |
| ૬૭ ઉન્મત્તતા | ૬૮ એક સાંતર્મુહૂર્ત | ૬૯ દર્શનસ્તુતિ |
| ૭૦ વિ[illegible] | [illegible] | ૭૨ અહિંસા [illegible] |
| ૭૩ અલ્પ [illegible] મહાદોષના જન્મ | [illegible] સ્વાર્થિક સત્ય | ૭૫ આત્મભાવના |

૭૬ જિનભાવના ૭૭ થી ૯૦ મહાપુરુષ ચરિત્ર ૯૧ થી ૧૦૦ (કોઈ [illegible]

[illegible] જિજ્ઞાસાર્થી પ્રશ્નો ૧૦૭-૧૦૮ સમાપ્તિ અવસર

[૮૨૯-૧] ૮૯૭ મોહમયી ક્ષેત્ર, કારતક સુદ ૫, (જ્ઞાનપંચમી) ૧૯૫૬

ૐ

પરમ શાંત શ્રુતનું મનન નિત્ય નિયમપૂર્વક કર્તવ્ય છે શાંતિ

[૮૩૦] ૮૯૮ મુંબઈ, કારતક સુદ ૫, બુધ ૧૯૫૬

ૐ

આ પ્રવૃત્તિવ્યવહાર એવો છે કે જેમાં વૃત્તિનું યથાશાંતપણું રાખવું એ અસંભવિત જેવું છે કોઈ વિરલા જ્ઞાની એમાં શાંત સ્વરૂપનૈષ્ઠિક રહી શકતા હોય એટલું બહુ દુર્ઘટતાથી બને એવું છે. તેમાં અલ્પ અથવા સામાન્ય મુમુક્ષુવૃત્તિના જીવો શાંત રહી શકે, સ્વરૂપનૈષ્ઠિક રહી શકે એમ યથારૂપ નહીં પણ અમુક અંશે થવાને અર્થે જે કલ્યાણરૂપ અવલંબનની આવશ્યકતા છે, તે સમજાવાં, પ્રતીત થવાં અને અમુક સ્વભાવથી આત્મામાં સ્થિત થવા કઠણ છે જો તેવો કોઈ યોગ બને તો અને જીવ શુદ્ધ નૈષ્ઠિક થાય તો, શાંતિનો માર્ગ પ્રાપ્ત થાય એમ નિશ્ચય છે પ્રમત્ત સ્વભાવનો જય કરવાને અર્થે પ્રયત્ન કરવું યોગ્ય છે

આ સંસારરણભૂમિકામાં દુષમકાળરૂપ ગ્રીષ્મના ઉદયનો યોગ ન વેદે એવી સ્થિતિનો વિરલ જીવો અભ્યાસ કરે છે

---

૮૯૯ મોહમયી, કાર્તિક સુદ ૫, બુધ, ૧૯૫૬

ૐ

સર્વ સાવદ્ય આરંભની નિવૃત્તિપૂર્વક બે ઘડી અર્ધ પ્રહર પર્યંત 'સ્વામીકાર્તિકેયાનુપ્રેક્ષા' આદિ ગ્રંથની પ્રત કરવાનો નિત્યનિયમ યોગ્ય છે ( ચાર માસ પર્યંત )

---

[૮૩૧] ૯૦૦ મુંબઈ, કારતક સુદ ૫, ૧૯૫૬

ૐ

અવિરોધ અને એકતા રહે તેમ કર્તવ્ય છે, અને એ સર્વના ઉપકારનો માર્ગ સંભવે છે

ભિન્નતા માની લઈ પ્રવૃતિ કરવાથી જીવ ઊલટો ચાલે છે અભિન્નતા છે, એકતા છે એમાં સહેજ સમજવાફેરથી ભિન્નતા માનો છો એમ તે જીવોને શિખામણ પ્રાપ્ત થાય તો સન્મુખવૃત્તિ થવા યોગ્ય છે

જ્યાં સુધી અન્યોન્ય એકતા વ્યવહાર રહે ત્યાં સુધી સર્વથા કર્તવ્ય છે ૐ

---

[૮૩૩-૧] ૯૦૧ મુંબઈ, કારતક સુદ ૧૫, ૧૯૫૬

ૐ

'ગુરુ ગણધર ગુણધર અધિક, પ્રચુર પરંપર ઔર,
વ્રતતપધર, તનુ નગનધર, વંદૌ વૃષસિરમોર '

જગત વિષયના વિક્ષેપમાં સ્વરૂપવિભ્રાંતિ વડે વિશ્રાંતિ પામતું નથી

અનંત અવ્યાબાધ સુખનો એક અનન્ય ઉપાય સ્વરૂપસ્થ થવું તે જ છે એ જ હિતકારી ઉપાય જ્ઞાનીએ દીઠો છે

ભગવાન જિને દ્વાદશાંગી એ જ અર્થે નિરૂપણ કરી છે, અને એ જ ઉત્કૃષ્ટતાથી તે શોભે છે, જયવંત છે

છે, જે પૂર્ણ યોગાભ્યાસ વિના જ્ઞાનગોચર થવા યોગ્ય નથી માટે તમે તમારા અપૂર્ણ જ્ઞાનને આધારે વીતરાગનાં વાક્યોનો વિરોધ કરતા નહીં, પણ યોગનો અભ્યાસ કરી પૂર્ણતાએ તે સ્વરૂપના જ્ઞાતા થવાનું રાખજો

---

[ ૮૩૮ ] ૯૦૫ મોહમયીક્ષેત્ર, પોષ વદ ૧૨, રવિ, ૧૯૫૬

મહાત્મા મુનિવરોના ચરણની, સંગની ઉપાસના અને સત્શાસ્ત્રનું અધ્યયન મુમુક્ષુઓને આત્મબળની વર્ધમાનતાના સદુપાય છે.

જેમ જેમ ઇન્દ્રિયનિગ્રહ, જેમ જેમ નિવૃત્તિયોગ તેમ તેમ તે સત્સમાગમ અને સત્શાસ્ત્ર અધિક અધિક ઉપકારી થાય છે

ૐ શાંતિ. શાંતિ. શાંતિ.

---

૯૦૬ મુંબઈ, માહ વદ ૧૦, શનિ, ૧૯૫૬

આજ રોજ તમારો કાગળ મળ્યો. બહેન ઇચ્છાના વરના અકાળ મૃત્યુના ખેદકારક સમાચાર જાણી બહુ દિલગીરી થાય છે સંસારના આવા અનિત્યપણાને લઈને જ જ્ઞાનીઓએ વૈરાગ્ય બોધ્યો છે

બનાવ અત્યંત દુઃખકારક છે પરન્તુ નિરુપાયે ધીરજ પકડવી જોઈએ, તો તમો મારા વતી બહેન ઇચ્છાને અને ઘરના માણસોને દિલાસો અને ધીરજ અપાવશો અને બહેનનું મન જેમ શાંત થાય તેમ તેની સંભાળ લેશો

---

૯૦૭ મોહમયી, માહ વદ ૧૧, ૧૯૫૬

ૐ

શુદ્ધ ગુર્જર ભાષામાં 'સમયસાર'ની પ્રત કરી શકાય તો તેમ કરતાં વધારે ઉપકાર થવા યોગ્ય છે. જો તેમ ન બની શકે તો વર્તમાન પ્રત પ્રમાણે બીજી પ્રત લખવામાં અપ્રતિબંધ છે

---

૯૦૮ મુંબઈ, માહ વદ ૧૪, મંગળ, ૧૯૫૬

જણાવતાં અતિશય ખેદ થાય છે કે સુજ્ઞ ભાઈ શ્રી કલ્યાણજીભાઈ ( કેશવજી )એ આજે બપોરે, પંદરેક દિવસની મરડાની કસરમાં તે નામવર્તી દેહપર્યાય છોડ્યો છે

---

૯૦૯ ધર્મપુર, ચૈત્ર સુદ ૮, શનિ, ૧૯૫૬

ૐ

જો 'સ્વામી કાર્તિકેયાનુપ્રેક્ષા' અને 'સમયસાર'ની પ્રતો લખાઈ રહી હોય તો અત્રે મૂળ પ્રતો સાથે મોકલાવશો અથવા મૂળ પ્રતો મુંબઈ મોકલાવશો અને ઉતારેલી પ્રતો અત્રે મોકલાવશો. પ્રતો ઉતારતાં હજુ અધૂરી હોય તો ક્યારે પૂર્ણ થવાનો સંભવ છે તે જણાવશો

શાંતિઃ.

---

૯૧૦ ધર્મપુર, ચૈત્ર સુદ ૧૧, મંગળ, ૧૯૫૬

ૐ

શ્રી 'સમયસાર' અને 'કાર્તિકેયાનુપ્રેક્ષા' મોકલવા વિષેનું પત્ર મળ્યું હશે

આ પત્ર સંપ્રાપ્ત થતાં અત્ર આવવાની વૃત્તિ અને અનુકૂળતા હોય તો આજ્ઞાનો અતિક્રમ નથી. તમારી સાથે એક મુમુક્ષુ ભાઈનું આવવાનું થતાં પણ આજ્ઞાનો અતિક્રમ નહીં થાય

જો 'ગોમટ્ટસારાદિ' કોઈ ગ્રંથ સંપ્રાપ્ત હોય તો તે અને 'કર્મગ્રંથ', 'પદ્મનંદી પંચવિંશતિ', 'સમયસાર' તથા શ્રી 'કાર્તિકેયાનુપ્રેક્ષાદિ' ગ્રન્થો અનુકૂળતાનુસાર સાથે રાખશો.

---

જ્યાં પરમાર્થના જિજ્ઞાસુ પુરુષોનુ મ ડળ હોય ત્યા શાસ્ત્રપ્રમાણુ આદિ ચર્ચવા તો ઘણું કરી તેમાથી શ્રેય થતું નથી. આ માત્ર નાનો પરિષહ છે યોગ્ય ઉપાયથી ઉદ્વગવાળુ ચિત્ત ન રાખવુ

---

૯૪૯ તિથ્થલ–વલસાડ, પોષ વદ ૧૦,

ૐ

ભાઈ મનસુખનાં પત્ની સ્વર્ગવાસ થવાના ખબર જાણી આપે દિલાસા–ભરિત તે મળ્યો

સારવારનો પ્રસ ગ લખતા આપે જે વચનો લખ્યા છે તે યથાર્થ છે શુદ્ધ અ ત કર થવાથી નીકળેલા વાક્ય છે

લોકસ જ્ઞા જેની જિ દગીનો ધ્રુવકાટો છે તે જિ દગી ગમે તેવી શ્રીમ તતા, સત્તા કે વારાદિ યોગવાળી હોય તોપણુ તે દુ ખનો જ હેતુ છે આત્મશાતિ જે જિ દગીનો ધ્રુ જિદગી ગમે તો એકાકી અને નિર્ધન, નિર્વસ્ત્ર હોય તો પણુ પરમ સમાધિનુ સ્થાન છે

---

[ ૮૭૦ ] ૯૫૦ વઢવાણુ કેમ્પ, ફાગણુ સુદ ૬, શ

ૐ

કૃપાળુ મુનિવરોને નમસ્કાર સવિનય હો

પત્ર સ પ્રાપ્ત થયું

જે અધિકારી સ સારથી વિરામ પામી મુનિશ્રીનાં ચરણુકમળ યોગે વિચરવા ઇચ્છે છે, કારીને દીક્ષા આપવામા મુનિશ્રીને બીજો પ્રતિબ ધનો ક ઈ હેતુ નથી તે અધિકારીએ વડીલો સ પ્રાદન કરી આજ્ઞા મેળવવી યોગ્ય છે, જેથી મુનિશ્રીના ચરણુકમળમા દીક્ષિત થવામા બી ન રહે

આ અથવા બીજા કોઈ અધિકારીને સ સારથી ઉપરામવૃત્તિ થઈ હોય અને તે આત્માર્થ છે એવુ જણાતું હોય તો તેને દીક્ષા આપવામા મુનિવરો અધિકારી છે માત્ર ત્યાગનાર અ દેનારના શ્રેયનો માર્ગ વૃદ્ધિમાન રહે એવી દૃષ્ટિથી તે પ્રવૃત્તિ જોઈએ

શરીરપ્રકૃતિ ઉદયાનુસાર છે ઘણુ કરી આજે રાજકોટ પ્રત્યે ગમન થશે પ્રવચનનુ લખાય છે તે-અવસરે મુનિવરોને પ્રાપ્ત થવા યોગ્ય છે રાજકોટ-થોડાક દિવસ સ્થિતિનો સ ઠા,

---

[ ૮૭૧ ] ૯૫૧ રાજકોટ, ફાગણુ વદ ૩, શુક્ર,

ઘણી ત્વરાથી પ્રવાસ પૂરો કરવાનો હતો ત્યાં વચ્ચે મહરાનુ ગ્રણુ સ પ્રાપ્ત થયું

માથે ઘણો બોજો રહ્યો હતો તે આત્મવીર્યે કરી જેમ અલ્પકાળે વેદી લેવાય તેમ પ્રયત્ન પગે નિકાચિત ઉદયમાન થાક ગ્રહણુ કર્યો

જે સ્વરૂપ છે તે અન્યથા થતુ નથી એ જ અદ્ભુત આશ્ચર્ય છે અવ્યાબાધ સ્થિરતા છે ઠા

પ્રકૃતિ ઉદયાનુસાર ક ઈક અશાતા મુખ્યત્વે વેદી શાતા પ્રત્યે

[ ૮૭૨ ] ૯૫૨ રાજકોટ, ફા વ ૧૩, ભૌમ, ૧

ૐ શરીર સ બ ધમા બીજી વાર આજે અપ્રાકૃત ક્રમ શરૂ થયો.

જ્ઞાનીઓનો સનાતન સન્માર્ગ જયવ ત વર્તો

---

ઉપયોગ લક્ષણે સનાતનસ્ફુરિત એવા આત્માને દેહથી, તૈજસ અને કાર્મણ શરીરથી પણ ભિન્ન અવલોકવાની દૃષ્ટિ સાધ્ય કરી, તે ચૈતન્યાત્મકસ્વભાવ આત્મા નિર તર વેદક સ્વભાવવાળો હોવાથી અબ ધ દશાને સ પ્રાપ્ત ન થાય ત્યા સુધી શાતા અશાતારૂપ અનુભવ વેદ્યા વિના રહેવાનો નથી એમ નિશ્ચય કરી, જે શુભાશુભ પરિણામધારાની પરિણતિ વડે તે શાતા અશાતાનો સ બ ધ કરે છે તે ધારા પ્રત્યે ઉદાસીન થઈ, દેહાદિથી ભિન્ન અને સ્વરૂપમર્યાદામા રહેલા તે આત્મામા જે ચલ સ્વભાવરૂપ પરિણામ-ધારા છે તેનો આત્ય તિક વિયોગ કરવાનો સન્માર્ગ ગ્રહણ કરી, પરમ શુદ્ધ ચૈતન્યસ્વભાવરૂપ પ્રકાશમય તે આત્મા કર્મયોગથી સકલ ક પરિણામ દર્શાવે છે તેથી ઉપરામ થઈ, જેમ ઉપશમિત થવાય, તે ઉપયોગમા અને તે સ્વરૂપમા સ્થિર થવાય, અચલ થવાય, તે જ લક્ષ, તે જ ભાવના, તે જ ચિ તવના અને તે જ સહજ પરિણામરૂપ સ્વભાવ કરવા યોગ્ય છે મહાત્માઓની વાર વાર એ જ શિક્ષા છે

તે સન્માર્ગને ગવેષતા, પ્રતીત કરવા ઇચ્છતા, તેને સ પ્રાપ્ત કરવા ઇચ્છતા એવા આત્માર્થી જનને પરમવીતરાગસ્વરૂપ દેવ, સ્વરૂપનૈષ્ઠિક નિસ્પૃહ નિર્ગ્ર થરૂપ ગુરુ, પરમદયામૂળ ધર્મવ્યવહાર અને પરમશાત રસ રહસ્યવાક્યમય સત્શાસ્ત્ર, સન્માર્ગની સ પૂર્ણતા થતા સુધી પરમભક્તિ વડે ઉપાસવા યોગ્ય છે, જે આત્માના કલ્યાણના પરમકારણો છે

અત્ર એક સ્મરણ સ પ્રાપ્ત થયેલી ગાથા લખી અહીં આ પત્ર સ ક્ષેપીએ છીએ

**भीसण नरयगईए, तिरियगईए कुदेवमणुयगईए,**
**पत्तोसि तिव्व दु ख, भावहि जिणभावणा जीव.**

ભય કર નરકગતિમાં, તિર્યંચગતિમા અને માઠી દેવ તથા મનુષ્યગતિમા હે જીવ ! તુ તીવ્ર દુ:ખને પામ્યો, માટે હવે તો જિનભાવના (જિન ભગવાન જે પરમશાત રસે પરિણમી સ્વરૂપસ્થ થયા તે પરમશાતસ્વરૂપ ચિ તવના) ભાવ–ચિ તવ (કે જેથી તેવા અન ત દુ:ખોનો આત્ય તિક વિયોગ થઈ પરમ અવ્યાબાધ સુખસ પત્તિ સ પ્રાપ્ત થાય) ૐ શાતિ શાતિ શાતિ

---

[ ૮૪૦–૨ ] **૯૧૪** ધર્મપુર, ચૈત્ર વદ ૫, ગુરુ, ૧૯૫૬

જનવૃત્તિ જ્યા સ કુચિત ન સ ભવતી હોય અને નિવૃત્તિને યોગ્ય વિશેષ કારણો જ્યા હોય તેવા ક્ષેત્રે મહત્ પુરુષોએ વિહાર, ચાતુર્માસરૂપ સ્થિતિ કર્તવ્ય છે શાતિ

---

[ ૮૪૦–૩ ] **૯૧૫** ધર્મપુર, ચૈત્ર વદ ૬, શુક્ર, ૧૯૫૬

**ૐ નમઃ**

મુમુક્ષુઓ,

તમે લખેલો કાગળ મુબઈ મળ્યો હતો અત્ર વીશ દિવસ થયા સ્થિતિ છે કાગળમા તમે બે પ્રશ્નોનું સમાધાન જાણવાની જિજ્ઞાસા દર્શાવી હતી તે બે પ્રશ્નોનું સમાધાન અત્રે સ ક્ષેપમા લખ્યું છે

૧ ઉપશમશ્રેણિમા મુખ્યપણે 'ઉપશમસમ્યક્ત્વ' સ ભવે છે

૨ ચાર ઘનઘાતિ કર્મનો ક્ષય થતા અ તરાય કર્મની પ્રકૃતિનો પણ ક્ષય થાય છે, અને તેથી દાનાતરાય, લાભાતરાય, વીર્યાતરાય, ભોગાતરાય અને ઉપભોગાતરાય એ પાચ પ્રકારનો અ તરાય ક્ષય થઈ અન તદાનલબ્ધિ, અન તલાભલબ્ધિ, અન તવીર્યલબ્ધિ અને અન ત ભોગઉપભોગલબ્ધિ સ પ્રાપ્ત થાય છે જેથી તે અ તરાયકર્મ ક્ષય થયું છે એવા પરમપુરુષ અન ત દાનાદિ આપવાને સ પૂર્ણ સમર્થ છે, તથાપિ પુદ્ગલ દ્રવ્યરૂપે એ દાનાદિ લબ્ધિની પરમપુરુષ પ્રવૃત્તિ કરતા નથી મુખ્યપણે ~~તે તે લબ્ધિની સ પ્રાપ્તિ~~ પણ આત્માની ~~સ્વરૂપભૂત~~ છે, કેમકે ~~ક્ષાયિકભાવે તે સ પ્રાપ્તિ છે,~~ ઉદયિક-ભાવે નથી, તેથી આત્મસ્વભાવ સ્વરૂપભૂત છે, અને જે અન ત સામર્થ્ય આત્મામા અનાદિથી શક્તિ

૯૫૫ મોરબી, ચૈત્ર સુદ ૧૧॥, સોમ, ૧૯૫

ૐ

જોકે ઘણો જ ધીમો સુધારો થતો હોય એમ જણાય છે, તો પણ હાલ પ્રકૃતિ ઠીક છે

કંઈ રોગ હોય એમ જણાતું નથી બધા ડોકટરોનો પણ એ જ અભિપ્રાય છે નિ... ઘણી છે તે ઘટે તેવા ઉપાય કે કારણોની અનુકૂળતાની જરૂર છે હાલ તેવી કંઈ પણ ... જણાય છે

આવતી કાલ કે પરમ દિવસથી અત્રે એક અઠવાડિયા માટે ધારશીભાઈ રહેવાના છે એટલે ... તો સહેજે આપનું આગમન ન થાય તોપણ અનુકૂળતા છે મનસુખ પ્રેમ ગોપાત્ત ગભરાઈ જાય છે ... બીજાને ગભરાવી દે છે તેવી ક્યારેક પ્રકૃતિ પણ હોય છે અગત્ય જેવું હશે તો હું આપને બોલાવીશ હાલ આપે આવવાનું મુલતવવું નીચે મને કામ કર્યે જવું એ જ વિનંતી

શાંતિ

---

[ ૮૪ ] ૯૧૮ વવાણિયા, વૈશાખ, ૧૯૫૬

તમે કેટલાંક પ્રશ્નો લખ્યા તે પ્રશ્નોનું સમાધાન સમાગમમા સમજવુ વિશેષ ઉપકારરૂપ જાણુ છું. તો પણ કિંચિત્ સમાધાન અર્થે યથામતિ સંક્ષેપમા તેના ઉત્તર અત્ર લખુ છુ

સત્પુરુષની યથાર્થ જ્ઞાનદશા, સમ્યક્ત્વદશા, ઉપશમદશા તે તો જે યથાર્થ મુમુક્ષુ જીવ સત્પુરુષના સમાગમમાં આવે તે જાણે કેમકે પ્રત્યક્ષ તે ત્રણે દશાનો લાભ શ્રી સત્પુરુષના ઉપદેશથી કેટલાક અંશે થાય છે જેમના ઉપદેશે તેવી દશાના અંશો પ્રગટે તેમની પોતાની દશામા તે ગુણ કેવા ઉત્કૃષ્ટ રહ્યા હોવા જોઈએ તે વિચારવું સુગમ છે, અને એકાંત નયાત્મક જેમનો ઉપદેશ હોય તેથી તેવી એક પણ દશા પ્રાપ્ત થવી સંભવતી નથી તે પણ પ્રત્યક્ષ સમજાશે સત્પુરુષની વાણી સર્વ નયાત્મક વર્તે છે

બીજા પ્રશ્નોના ઉત્તર —

પ્ર૦ — જિનઆજ્ઞાઆરાધક સ્વાધ્યાય ધ્યાનથી મોક્ષ છે કે શી રીતે ?

ઉ૦ — તથારૂપ પ્રત્યક્ષ સદ્ગુરુને યોગે અથવા કોઈ પૂર્વના દૃઢ આરાધનથી જિનાજ્ઞા યથાર્થ સમજાય, યથાર્થ પ્રતીત થાય, અને યથાર્થ આરાધાય તો મોક્ષ થાય એમાં સંદેહ નથી

પ્ર૦ — જ્ઞાનપ્રજ્ઞાએ સર્વ વસ્તુ જાણેલી પ્રત્યાખ્યાનપ્રજ્ઞાએ પચ્ચખે તે પંડિત કહ્યા છે

ઉ૦ — તે યથાર્થ છે જે જ્ઞાને કરીને પરભાવ પ્રત્યેનો મોહ ઉપશમ અથવા ક્ષય ન થયો, તે જ્ઞાન 'અજ્ઞાન' કહેવા યોગ્ય છે અર્થાત્ જ્ઞાનનું લક્ષણ પરભાવ પ્રત્યે ઉદાસીન થવુ તે છે

પ્ર૦ — એકાંત જ્ઞાન માને તેને મિથ્યાત્વી કહ્યા છે ઉ૦ — તે યથાર્થ છે

પ્ર૦ — એકાંત ક્રિયા માને તેને મિથ્યાત્વી કહ્યા છે ઉ૦ — તે યથાર્થ છે

પ્ર૦ — ચાર કારણ મોક્ષ જવાને કહ્યા છે તે ચારમાથી એક્કે કારણ તોડીને મોક્ષે જાય કે ચાર કારણ સંયુક્તથી ?

ઉ૦ — જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ ચાર કારણ મોક્ષનાં કહ્યા છે, તે એક બીજાં અવિરોધપણે પ્રાપ્ત થયે મોક્ષ થાય

પ્ર૦ — સમકિત અધ્યાત્મની શૈલી શી રીતે છે ?

ઉ૦ — યથાર્થ સમજાયે પરભાવથી આત્યંતિક નિવૃત્તિ કરવી તે અધ્યાત્મ માર્ગ છે જેટલી જેટલી નિવૃત્તિ થાય તેટલા તેટલા સમ્યક્ અંશ છે

પ્ર૦ — 'પુદ્‌ગલસે રાતો રહે' છે,—ઇ૦ ઉ૦ — પુદ્‌ગલમા રક્તમાનપણું તે મિથ્યાત્વભાવ છે

પ્ર૦ — 'અંતરાત્મા પરમાત્માને ધ્યાવે'—ઇ૦

ઉ૦ — અંતરાત્મપણે પરમાત્મસ્વરૂપ ધ્યાવે તો પરમાત્મા થાય

પ્ર૦ — અને હાલ ધ્યાન શુ વર્તે છે ? ઇ૦

ઉ૦ — સદ્ગુરુનાં વચનને વાર વાર વિચારી, અનુપ્રેક્ષીને પરભાવથી આત્માને અસંગ કરવો તે

પ્ર૦ — મિથ્યાત્વ (?) અધ્યાત્મની પ્રરૂપણા વગેરે તમે લખીને પૂછ્યુ કે તે યથાર્થ કહે છે કે કેમ ? અર્થાત્ સમકિતી નામ ધરાવી વિષયાદિની આકાંક્ષાને, પુદ્‌ગલભાવને સેવવામા કંઈ બાધ સમજતા નથી અને અમને બંધ નથી એમ કહે છે તે યથાર્થ કહે છે કે કેમ ?

ઉ૦ — જ્ઞાનીના માર્ગની દૃષ્ટિએ જોતા તે માત્ર મિથ્યાત્વ જ કથે છે પુદ્‌ગલભાવે ભોગવે અને આત્માને કર્મ લાગતા નથી એમ કહે તે જ્ઞાનીની દૃષ્ટિનું વચન નથી, વાચાજ્ઞાનીનું વચન છે

પ્ર૦ — જૈન પુદ્‌ગલભાવ ઓછો થયે આત્મધ્યાન પરિણમશે એમ કહે છે તે કેમ ?

ઉ૦ — તે યથાર્થ કહે છે

પ્રયોગના બહાને પશુવધ કરનારા રોગ–દુ:ખ ટાળે ત્યારની વાત ત્યારે, પણ અત્યારે બિચારાં નિરપરાધી પ્રાણીઓને રિબાવી મારી અજ્ઞાનવશતાએ કર્મ ઉપાર્જે છે! પત્રકારો [illegible] વિવેક વિચાર વિના પુષ્ટિ આપવારૂપે કૂટી મારે છે!

---

[૮૦૧] ૩ મોરબી, ચૈત્ર વદ ૭, ૧૯[illegible]

વિશેષ થઈ શકે તો સારુ જ્ઞાનીઓને પણ સદાચરણ પ્રિય છે વિકલ્પ કર્તવ્ય નથી.

'જાતિસ્મૃતિ' થઈ શકે છે પૂર્વ ભવ જાણી શકાય છે.

અવધિજ્ઞાન છે

તિથિ પાળવી

રાત્રે ન જમવુ, ન ચાલે તો ઉકાળેલુ દૂધ વાપરવું

તેવું તેવાને મળે, તેવું તેવાને ગમે

'ચાહે ચકોર તે ચંદને, મધુકર માલતી ભોગી રે,
તેમ ભવિ સહજગુણે હોવે, ઉત્તમ નિમિત્ત સંજોગી રે'
'ચરમાવર્ત વળી ચરણકરણ તથા રે, ભવપરિણુતિ પરિપાક,
દોષ ટળે ને દૃષ્ટિ ખૂલે અતિ ભલી રે, પ્રાપ્તિ પ્રવચન વાક'

અવ્યવહાર રાશિમાંથી વ્યવહાર રાશિમા સૂક્ષ્મ નિગોદમાથી આગળ કુટાતો પિટાતો [illegible] અકામ નિર્જરા કરતો, દુઃખ ભોગવી તે અકામ નિર્જરાના યોગે જીવ પંચેન્દ્રિય મનુષ્યપણું પામે અને તેથી પ્રાયે તે મનુષ્યપણામા મુખ્યત્વે કુડકપટ, માયા, મૂર્છા, મમત્વ, કલહ, વંચના, [illegible] પરિણતિ આદિ રહેલ છે

સકામ નિર્જરાપૂર્વક મળેલ મનુષ્યદેહ વિશેષ સકામનિર્જરા કરાવી, આત્મતત્ત્વને પમાડે છે

---

[૮૦૨] ૪ મોરબી, ચૈત્ર વદ ૮, ૧૯[illegible]

'ષડ્દર્શન સમુચ્ચય' અવલોકવા યોગ્ય છે

'તત્ત્વાર્થસૂત્ર' વાંચવા યોગ્ય અને ફરી ફરી વિચારવા યોગ્ય છે

'યોગદૃષ્ટિ સમુચ્ચય' ગ્રંથ શ્રી હરિભદ્રાચાર્યે સંસ્કૃતમા રચ્યો છે શ્રી યશોવિજયજીએ ગુ[illegible] તીમા એની ઢાળબદ્ધ સજ્ઝાય રચી છે તે કંઠાગ્રે કરી વિચારવા યોગ્ય છે એ દૃષ્ટિઓ [illegible] માપક (થર્મોમિટર) યંત્ર છે

શાસ્ત્રને જાળ સમજનારા ભૂલ કરે છે શાસ્ત્ર એટલે શાસ્તાપુરુષના વચનો એ વચન [illegible] દૃષ્ટિ સમ્યક્ જોઈએ

સદુપદેષ્ટાની બહુ જરૂર છે સદુપદેષ્ટાની બહુ જરૂર છે

પાચસો હજાર શ્લોક મુખપાઠે કરવાથી પંડિત બની જવાતું નથી છતા થોડુ [illegible] ડોળ કરનાર એવા પંડિતોનો તોટો નથી

ઋતુનો[1] સન્નિપાત થયો છે

એક પાઈની ચાર બીડી આવે હજાર રૂપિયા રોજ કમાતા બેરીસ્ટરને બીડીનું વ્યસન [illegible] તેની તલપ થતા, બીડી ના હોય તો એક ચતુર્થાંશ પાઈની કિંમતની નજીવી વસ્તુ માટે [illegible] હજાર રૂપિયા રોજ કમાનાર, અનંત શક્તિવંત આત્મા છે જેનો એવો બેરિસ્ટર [illegible]

---

૧ પ્રયોગના ચાર વાગ્યે પૂર્વ દિશામા આકાશમાં ત્યાન વાદળું જોતા, એને દુકાળનું [illegible] જાણી ઉપરના શબ્દો ઉચ્ચાર્યા હતા

આ વર્ષ ૧૯૫૫નું ચોમાસુ કોરુ ગયુ અને ૧૯૫૬નો ભયંકર દુકાળ પડ્યો.

નડિયાદ અને વસો ક્ષેત્રે ચાતુર્માસ ત્રણ ત્રણ મુનિઓની સ્થિતિરૂપે હોય તો પણ શ્રેયસ્કર જ છે.

ૐ પરમ શાંતિ:

---

૯૨૩ વવાણિયા, વૈશાખ વદ ૯, બુધ, ૧૯૫૬

ૐ

આજે પત્ર સંપ્રાપ્ત થયું

સાથેના પત્રનો ઉત્તર—પત્રાનુસાર ક્ષેત્રે આજે ગયો છે શરીર પ્રકૃતિ ઉદયાનુસાર—સહજ આરોગ્યતા પર

શાંતિ.

---

[૮૪૭] ૯૨૪ વવાણિયા, વૈશાખ વદ ૧૩, શનિ, ૧૯૫૬

ૐ

આર્ય મુનિવરોના ચરણકમળમાં યથાવિધિ નમસ્કાર પ્રાપ્ત થાય વૈશાખ વદિ ૭ સોમવારનું લખેલું પત્ર સંપ્રાપ્ત થયું

નડિયાદ, નરોડા અને વસો તથા તે સિવાય બીજું કોઈ ક્ષેત્ર જે નિવૃત્તિને અનુકૂળ તથા આહારાદિ સંબંધી સંકોચ વિશેષવાળું ન હોય તેવા ક્ષેત્રમા ત્રણ ત્રણ મુનિઓએ ચાતુર્માસ કરતા શ્રેય જ છે

આ વર્ષે જ્યા તે વેષધારીઓની સ્થિતિ હોય તે ક્ષેત્રે ચાતુર્માસ કરવું યોગ્ય નથી નરોડામાં આરજાઓનુ ચાતુર્માસ તે લોકો તરફનુ હોય તે છતા તમને ચાતુર્માસ કરવું ત્યા અનુકૂળ દેખાતું હોય તો પણ અડચણ નથી, પરંતુ વેષધારીની સમીપના ક્ષેત્રમા પણ હાલ બનતા સુધી ચાતુર્માસ ન થાય તો સારુ

એવું કોઈ યોગ્ય ક્ષેત્ર દેખાતું હોય કે જ્યા છયે મુનિઓ ચાતુર્માસ રહેતા આહારાદિનો સંકોચ વિશેષ ન હોઈ શકે તો તે ક્ષેત્રે ચાતુર્માસ છયે મુનિઓએ કરવામાં અડચણ નથી, પણ જ્યા સુધી બને ત્યા સુધી ત્રણ ત્રણ મુનિઓએ ચાતુર્માસ કરવુ યોગ્ય છે

જ્યા ઘણા વિરોધી ગૃહવાસી જન કે તે લોકોના રાગદૃષ્ટિવાળા હોય ત્યા અથવા જ્યા આહારાદિનો જનસમૂહનો સંકોચભાવ રહેતો હોય ત્યા ચાતુર્માસ યોગ્ય નથી બાકી સર્વ ક્ષેત્રે શ્રેયકારી જ છે

આત્માર્થીને વિક્ષેપનો હેતુ શુ હોય ? તેને બધુ સમાન જ છે આત્મતાએ વિચરતા એવા આર્ય પુરુષોને ધન્ય છે !

ૐ શાંતિ

---

[૮૪૮-૧] ૯૨૫ વવાણિયા, વૈશાખ વદ ૦)), સોમ, ૧૯૫૬

ૐ

આર્ય મુનિવરોને અર્થે અવિક્ષેપપણુ સંભવિત છે વિનયભક્તિ એ મુમુક્ષુઓનો ધર્મ છે

અનાદિથી ચપળ એવુ મન સ્થિર કરવુ પ્રથમ અત્યંતપણે સાપ્રુ થાય એમા કાઈ આશ્ચર્ય નથી ક્રમે કરીને તે મનને મહાત્માઓએ સ્થિર કર્યુ છે, શમાવ્યું—ક્ષય કર્યુ એ ખરેખર આશ્ચર્યકારક છે

---

[૮૪૮-૨] ૯૨૬ વવાણિયા, વૈશાખ વદ ૦)), સોમ, ૧૯૫૬

ૐ

મુનિઓને અર્થે અવિક્ષેપપણું જ સંભવિત છે મુમુક્ષુઓએ વિનય કર્તવ્ય છે.

'ક્ષાયોપશમિક અસંખ્ય, ક્ષાયિક એક અનન્ય'

(અધ્યાત્મ ગીતા)

છે ? આત્મકલ્યાણની ઇચ્છા જ ઓછી તે શૈલી તથા તે બોધને અનુસરવા પણ એ નમૂનો [illegible] છે એનો 'અજ્ઞાવબોધ' ભાગ ભિન્ન છે તે કોઈ કરશે

એ છપાતા વિલંબ થયેલ તેથી ગ્રાહકોની આકુળતા ટાળવા 'ભાવનાબોધ' ત્યાર [illegible] ઉપહાર રૂપે ગ્રાહકોને આપ્યો હતો

હું કોણ છું ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારું ખરું ?
કોના સંબંધે વળગણા છે ? રાખું કે એ પરિહરું ?

એ પર જીવ વિચાર કરે તો તેને નવે તત્ત્વનો, તત્ત્વજ્ઞાનનો સંપૂર્ણ બોધ મળી જાય [illegible] એમાં તત્ત્વજ્ઞાન સંપૂર્ણ સમાવેશ પામે છે શાંતિપૂર્વક, વિવેકથી વિચારવું જોઈએ

ઝાઝા, લાંબા લેખથી કંઈ જ્ઞાનની, વિદ્વત્તાની તુલના ન થાય પણ સામાન્યપણે [illegible] તુલનાની ગમ નથી

[1]પ્ર૦—કિરતચંદભાઈ જિનાલય પૂજા કરવા જાય છે ?

[2]ઉ૦—ના સાહેબ, વખત નથી મળતો

વખત કેમ નથી મળતો ? વખત તો ધારે તો મળી શકે, પ્રમાદ નડે છે બને તો પૂજા [illegible]

કાવ્ય, સાહિત્ય કે સંગીત આદિ કળા જો આત્માર્થે ન હોય તો કલ્પિત છે [illegible] નિરર્થક, સાર્થક નહીં તે, જીવની કલ્પનામાત્ર ભક્તિપ્રયોજનરૂપ કે આત્માર્થે ન હોય તે કલ્પિત જ

---

[૮૦૬] ૮ મોરબી, ચૈત્ર વદ ૧૦ [illegible]

શ્રીમદ્ આનંદઘનજી શ્રી અજિતનાથજીના સ્તવનમાં સ્તવે છે :—

'તરતમ યોગે રે તરતમ વાસના રે, વાસિત બોધ આધાર — પંથડો૦'

એનો અર્થ શું ? જેમ યોગનું, મન, વચન, કાયાનું તારતમ્ય અર્થાત્ અધિકપણું [illegible] પણ અધિકપણું, એવો 'તરતમ યોગે રે તરતમ વાસના રે'નો અર્થ થાય છે, અર્થાત્ કોઈ [illegible] યોગવાળો પુરુષ હોય તેનું મનોબળ, વચનબળ આદિ બળવાન હોય અને તે પંથ પ્રવર્તાવે [illegible] પણ જેવો બળવાન મન, વચનાદિ યોગ છે, તેવી જ પાછી બળવાન વાસના મનાવા, [illegible] સત્કાર, અર્થ, વૈભવ આદિની હોય તો તેવી વાસનાવાળાનો બોધ વાસિત બોધ થયો, [illegible] થયો, વિષયાદિની લાલસાવાળો બોધ થયો, માનાર્થ થયો, આત્માર્થ બોધ ન થયો [illegible] શ્રી અજિત પ્રભુને સ્તવે છે કે હે પ્રભુ ! એવો વાસિત બોધ આધારરૂપ છે તે મારે નથી જોઈતો [illegible] તો કષાયરહિત, આત્માર્થસંપન્ન, માનાદિ વાસનારહિત એવો બોધ જોઈએ છે એવા [illegible] હું કરી રહ્યો છું મન વચનાદિ બળવાન યોગવાળા જુદા જુદા પુરુષો બોધ પ્રરૂપતા [illegible] છે, પણ હે પ્રભુ ! વાસનાના કારણે તે બોધ વાસિત છે, મારે તો નિર્વાસિત બોધ જોઈએ છે [illegible] હે, વાસના વિષય કષાયાદિ જેણે જીત્યા છે એવા જિન વીતરાગ અજિત દેવ ! તારો છે [illegible] હું ખોળું, નિહાળી રહ્યો છું તે આધાર મારે જોઈએ છે કારણ કે પ્રગટ સત્યથી [illegible]

આનંદઘનજીની ચોવીશી મુખપાઠે કરવા યોગ્ય છે તેના અર્થ વિવેચનપૂર્વક [illegible] નેમ કરશો

---

[૮૦૭] ૯ મોરબી, ચૈત્ર વદ ૧૪ [illegible]

પ્ર૦—આપ જેવા સમર્થ પુરુષથી લોકોપકાર થાય એવી ઇચ્છા રહે એ [illegible]

ઉ૦—લોકાનુગ્રહ મારો ને જરૂરનો કે આત્મહિત ?

---

1 શ્રીમદે પૂછ્યું 2 શ્રી મનસુખભાઈનો પ્રત્યુત્તર

કુંદકુંદાચાર્યકૃત 'સમયસાર' ગ્રંથ જુદો છે આ ગ્રંથકર્ત્તા જુદા છે, અને ગ્રંથનો વિષય પણ જુદો છે ગ્રંથ ઉત્તમ છે

આર્ય ત્રિભુવને દેહોત્સર્ગ કર્યાના ખબર તમને મળ્યા, તેથી ખેદ થયો તે યથાર્થ છે આવા કાળમા આર્ય ત્રિભુવન જેવા મુમુક્ષુઓ વિરલ છે દિનપ્રતિદિન શાંતાવસ્થાએ કરી તેનો આત્મા સ્વરૂપ-લક્ષિત થતો હતો કર્મતત્ત્વને સૂક્ષ્મપણે વિચારી, નિદિધ્યાસન કરી આત્માને તદનુયાયી પરિણતિનો નિરોધ થાય એ તેનો મુખ્ય લક્ષ હતો. વિશેષ આયુષ્ય હોત તો તે મુમુક્ષુ ચારિત્રમોહને ક્ષીણ કરવા પ્રત્યે અવશ્ય પ્રવર્તત શાંતિઃ શાંતિ. શાંતિઃ

---

[ ૮૫૧ ] ૯૩૧ વવાણિયા, જેઠ વદ ૯, ગુરુ, ૧૯૫૬

શુભોપમાલાયક મેતા ચત્રભુજ બેચર–મોરબી

આજે તમારો કાગળ એક ટપાલમાં મળ્યો

પૂજ્યશ્રીને અત્રે આવવાનુ જણાવશો તેમણે પોતાનુ વજન વધારવું પોતાના હાથમા છે. અન્ન વસ્ત્ર કે મનની કંઈ તાણ નથી ફક્ત તેમના સમજ્યા ફેર થાય છે તેથી અમસ્તો રોષ કરે છે, તેથી ઊલટુ તેમનું વજન ઘટે પણ વધે નહી તેમનુ વજન વધે અને તે પોતાના આત્માને શાત રાખી કાઈ પણ ઉપાધિમાં ન પડતા આ દેહ મળ્યાનુ સાર્થક કરે એટલી જ અમારી વિનંતિ છે બેઉ વ્યસન તેમણે કબજે રાખવાં જોઈએ વ્યસન વધાર્યા વધે છે અને નિયમમા રાખ્યા નિયમમા રહે છે તેમણે વ્યસન થોડા વખતમા ત્રણ ગણુ કરી નાખ્યું તો તે વિષે તેમને ઠપકો દેવાનો હેતુ એટલો જ છે કે આથી તમારી કાયાને ઘણુ નુકસાન થતુ જાય છે, તથા મન પરવશ થતુ જાય છે, જેથી આ લોક અને પર-લોકનુ કલ્યાણ ચૂકી જવાય છે દિવસ પ્રમાણે માણસની પ્રકૃતિ ન હોય તો માણસનુ વજન પડે નહી અને વજન વગરનો મનખો આ જગતમા નકામો છે માટે તેમનુ વજન રહે એમ વર્તવાની અમારી ભલામણ છે સહેજ વાતમાં વચ્ચે આવવાથી વજન રહેતુ નથી પણ ઘટે છે. તે ધ્યાન રાખવું જોઈએ. હવે તો થોડો વખત રહ્યો છે તો જેમ વજન વધે તેમ વર્તવુ જોઈએ

પોતાને મળેલો મનુષ્યદેહ ભગવાનની ભક્તિ અને સારા કામમા ગાળવો જોઈએ

પૂજ્યશ્રીને આજે રાતની ટ્રેનમા મોકલશો

---

[ ૮૫૨ ] ૯૩૨ વવાણિયા, જ્યેષ્ઠ વદિ ૧૦, ૧૯૫૬

ૐ

પત્ર સંપ્રાપ્ત થયાં શરીર પ્રકૃતિ સ્વસ્થાસ્વસ્થ વર્તે છે, વિક્ષેપ કર્તવ્ય નથી

હે આર્ય! અંતર્મુખ થવાનો અભ્યાસ કરો શાંતિઃ

---

[ ૮૭૪–૧૭ ] ૯૩૩

ૐ નમઃ

અપૂર્વ શાંતિ અને સમાધિ અચળપણે વર્તે છે કુંભક, રેચક પાચે વાયુ સર્વોત્તમ ગતિને આરોગ્યબળ સહિત આપે છે

---

[ ૮૫૩–૧ ] ૯૩૪ વવાણિયા, જ્યેષ્ઠ વદિ ૦)), બુધ, ૧૯૫૬

ૐ

**પરમ પુરુષને અભિમત એવા અભ્યંતર અને બાહ્ય બંન્ને સંયમને ઉલ્લાસિત ભક્તિએ નમસ્કાર.**

'મોક્ષમાળા' વિષે જેમ તમને સુખ થાય તેમ પ્રવર્તો

હિત કરતા ગયા અત્યારે તો શ્રી આનંદઘનજીના વખત કરતા પણ વધારે વિષમતા, વીતરાગ [illegible]
વિમુખતા વ્યાપેલી છે

શ્રી આનંદઘનજીને સિદ્ધાંતબોધ તીવ્ર હતો તેઓ શ્વેતાંબર સંપ્રદાયમા હતા 'ચૂર્ણિ ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ, વૃત્તિ, પરંપર અનુભવ રે' ઇત્યાદિ પંચાંગીનું નામ તેમના શ્રી નમિનાથજીના સ્તવનમાં ન આવ્યું હત તો ખબર ન પડત કે તેઓ શ્વેતાંબર સંપ્રદાયના હતા કે દિગંબર સંપ્રદાયના

[ ૮૦૮ ] ૧૦ મોરબી, ચૈત્ર વદ ૦)), [illegible]

આ ભારતવર્ષની અધોગતિ જૈન ધર્મથી થઈ એમ મહીપતરામ રૂપરામ કહેતા, લખતા [illegible] વરસ પર અમદાવાદમાં મેળાપ થતા તેમને પૂછ્યુ :—

પ્ર૦—ભાઈ, જૈનધર્મ અહિંસા, સત્ય, સંપ, દયા, સર્વ પ્રાણીહિત, પરમાર્થ, પરોપકાર, ન્યાય, નીતિ, આરોગ્યપ્રદ આહારપાન, નિર્વ્યસનતા, ઉદ્યમ આદિનો બોધ કરે છે?

( મહીપતરામે ઉત્તર આપ્યો ) મ૦ ઉ૦—હા

પ્ર૦—ભાઈ, જૈન ધર્મ હિંસા, અસત્ય, ચોરી, કુસંપ, ક્રૂરતા, સ્વાર્થપરાયણતા, અન્યાય, અનીતિ, છળકપટ, વિરુદ્ધ આહારવિહાર, મોજશોખ, વિષયલાલસા, આળસ–પ્રમાદ આદિનો નિષેધ કરે છે?

મ૦ ઉ૦—હા

પ્ર૦—દેશની અધોગતિ શાથી થાય? અહિંસા, સત્ય, સંપ, દયા, પરોપકાર, પરમાર્થ, સર્વ પ્રાણીહિત, ન્યાય, નીતિ, આરોગ્ય આપે અને રક્ષે એવાં શુદ્ધ સાદા આહાર–પાન, નિર્વ્યસનતા, ઉદ્યમ આદિથી કે તેથી વિપરીત એવાં હિંસા, અસત્ય, કુસંપ, ક્રૂરતા, સ્વાર્થપટુતા, છળકપટ, અન્યાય, અનીતિ, આરોગ્ય બગાડે અને શરીર–મનને અશક્ત કરે એવા વિરુદ્ધ આહાર–વિહાર, વ્યસન, મોજશોખ, આળસપ્રમાદ આદિથી?

મ૦ ઉ૦—બીજાથી અર્થાત્ વિપરીત એવા હિંસા, અસત્ય, કુસંપ, પ્રમાદ આદિથી

પ્ર૦—ત્યારે દેશની ઉન્નતિ એ બીજાથી ઊલટાં એવા અહિંસા, સત્ય, સંપ, નિર્વ્યસનતા, ઉદ્યમ આદિથી થાય?

મ૦ ઉ૦—હા

પ્ર૦—ત્યારે 'જૈન ધર્મ' દેશની અધોગતિ થાય એવો બોધ કરે છે કે ઉન્નતિ થાય એવો?

મ૦ ઉ૦—ભાઈ, હું કબૂલ કરું છું કે 'જૈન ધર્મ' જેથી દેશની ઉન્નતિ થાય એવા સાધનનો બોધ કરે છે આવી સૂક્ષ્મતાથી વિવેકપૂર્વક મેં વિચાર કર્યો ન હતો અમને તો નાનપણમાં પાદરીની સ્કૂલમાં શીખતાં સંસ્કાર થયેલા, તેથી વગર વિચારે અમે કહી દીધુ, લખી માર્યું મહીપતરામે સરળતાથી કબૂલ કર્યું સત્યશોધનમા સરળતાની જરૂર છે સત્યનો મર્મ લેવા વિવેકપૂર્વક મર્મમા ઊતરવું

[ ૮૦૯ ] ૧૧ મોરબી, વૈશાખ સુદ [illegible]

શ્રી આત્મારામજી સરળ હતા કંઈ ધર્મદાઝ હતી ખંડનમંડનમા ન ઊતર્યા હોત તો [illegible] ઉપકાર કરી શકત તેમના શિષ્યસમુદાયમા કંઈક સરળતા રહી છે કોઈ કોઈ સન્યાસી [illegible] સરલ જોવામા આવે છે શ્રાવકપણુ કે સાધુપણુ કુળ સંપ્રદાયમા નહીં, આત્મામાં [illegible]

'જ્યોતિષ'ને કલ્પિત ગણી અમે ત્યાગી દીધુ લોકોમા આત્માર્થતા [illegible] નહીંવત્ રહી છે સ્વાર્થહેતુએ એ અંગે લોકોએ અમને પજવી મારવા માંડ્યા [illegible] એવા એ જ્યોતિષના વિષયને કલ્પિત (આત્માર્થ નહીં) ગણી ગૌણ કરી દીધો, [illegible]

ગઈ રાત્રે શ્રી આનંદઘનજીનું શ્રી મલ્લિનાથનું અઢાર દૂષણ નિરૂપણ કરતું સ્તવન [illegible] તે વખતે વચમા તમે પ્રશ્ન કર્યો તે અંગે અમે સકારણ મૌન રહ્યા હતા. [illegible]

ઉદાહરણ દાખલ કે જેમ કોઈ એક મનુષ્ય તેની રૂઢિ પ્રમાણે સામાયિક વ્રત કરે છે, તો તેનો નિષેધ નહીં કરતા, તેનો તે વખત ઉપદેશના શ્રવણમા કે સત્શાસ્ત્રઅધ્યયનમાં અથવા કાયોત્સર્ગમાં જાય તેમ તેને ઉપદેશવું કિંચિત્માત્ર આભાસે પણ તેને સામાયિક વ્રતાદિનો નિષેધ હૃદયમા પણ ન આવે એવી ગભીરતાથી શુદ્ધ ક્રિયાની પ્રેરણા કરવી ખુલ્લી પ્રેરણા કરવા જતાં પણ ક્રિયાથી રહિત થઈ ઉન્મત્ત થાય છે, અથવા તમારી આ ક્રિયા બરાબર નથી એટલુ જણાવતાં પણ તમારા પ્રત્યે દોષ દઈ તે ક્રિયા છોડી દે એવો પ્રમત્ત જીવોનો સ્વભાવ છે, અને લોકોની દૃષ્ટિમા એમ આવે કે તમે જ ક્રિયાનો નિષેધ કર્યો છે માટે મતભેદથી દૂર રહી, મધ્યસ્થવત્ રહી સ્વાત્માનુ હિત કરતાં જેમ જેમ પર આત્માનું હિત થાય તેમ તેમ પ્રવર્તવું, અને જ્ઞાનીના માર્ગનું, જ્ઞાન ક્રિયાનું સમન્વિતપણુ સ્થાપિત કરવુ એ જ નિર્જરાનો સુદર માર્ગ છે

સ્વાત્મહિતમા પ્રમાદ ન થાય અને પરને અવિક્ષેપપણે આસ્તિક્યવૃત્તિ બધાય તેવુ તેનુ શ્રવણ થાય, ક્રિયાની વૃદ્ધિ થાય, છતાં કલ્પિત ભેદ વધે નહી અને સ્વપર આત્માને શાતિ થાય એમ પ્રવર્તવામા ઉલ્લાસિત વૃત્તિ રાખજો, સત્શાસ્ત્ર પ્રત્યે રુચિ વધે તેમ કરજો

આ પત્ર પરમકૃપાળુશ્રી લલ્લુજીમુનિની સેવામાં પ્રાપ્ત થાય ૐ શાતિ.

---

[ ૮૫૫-૨ ] ૯૩૮ વવાણિયા, અસાડ સુદ ૧, ૧૯૫૬

'તે માટે ઊભા કર જોડી, જિનવર આગળ કહીએ રે,
સમયચરણ સેવા શુદ્ધ દેજો, જેમ આનદઘન લહીએ રે'

—શ્રીમાન આનદઘનજી

પત્રો સપ્રાપ્ત થયા. શરીરપ્રકૃતિ સ્વસ્થાસ્વસ્થ રહે છે, અર્થાત્ કવચિત્ ઠીક, કવચિત્ અશાતા-મુખ્ય રહે છે મુમુક્ષુ ભાઈઓને, તે પણ લોકવિરુદ્ધ ન થાય તેમ, તીર્થાર્થે ગમન કરતાં આજ્ઞાનો અતિક્રમ નથી ૐ શાતિ.

---

[ ૮૫૬-૧ ] ૯૩૯ મોરબી, અષાડ વદિ ૯, શુક્ર, ૧૯૫૬

ૐ નમઃ

સમ્યક્ પ્રકારે વેદના અહિયાસવારૂપ પરમધર્મ પરમ પુરુષોએ કહ્યો છે
તીક્ષ્ણ વેદના અનુભવતા સ્વરૂપભ્રશવૃત્તિ ન થાય એ જ શુદ્ધ ચારિત્રનો માર્ગ છે
ઉપશમ જ જે જ્ઞાનનું મૂળ છે તે જ્ઞાનમા તીક્ષ્ણ વેદના પરમ નિર્જરા ભાસવા યોગ્ય છે

ૐ શાતિઃ.

---

[ ૮૫૬-૨ ] ૯૪૦ મોરબી, અસાડ વદ ૯, શુક્ર, ૧૯૫૬

ૐ

પરમકૃપાનિધિ મુનિવરોના ચરણકમળમા વિનયભક્તિ વડે નમસ્કાર પ્રાપ્ત થાય

પત્ર સપ્રાપ્ત થયા

શરીર પ્રત્યે અશાતામુખ્યપણુ ઉદયમાન વર્તે છે તોપણ હાલ પ્રકૃતિ આરોગ્યતા પર જણાય છે

અસાડ પૂર્ણિમા પર્યતના ચાતુર્માસ સબધી આપશ્રી પ્રત્યે જે કિચિત્ અપરાધ થયો હોય તે નમ્રતાથી ખમાવુ છુ

ગચ્છવાસી પ્રત્યે પણ આ વર્ષ ક્ષમાપત્ર લખવામાં પ્રતિકૂળ લાગતું નથી

પ્રત્યેક સિદ્ધાત્માની જ્ઞાયક સત્તા લોકાલોકપ્રમાણ, લોકને જાણનાર છતા લોકથી ભિન્ન છે

જુદા જુદા પ્રત્યેક દીવાનો પ્રકાશ એક થઈ ગયા છતા દીવા જેમ જુદા જુદા છે, એ ન્યાયે પ્રત્યેક સિદ્ધ આત્મા જુદા જુદા છે.

આ મુક્તાગિરિ આદિ તીર્થોની છબીઓ છે.

આ ગોમટેશ્વર નામથી પ્રસિદ્ધ શ્રી બાહુબળસ્વામીની પ્રતિમાની છબી છે બે ગલોર પાસે એકાંત જંગલમાં ડુંગરમાથી કોતરી કાઢેલી સિત્તેર ફૂટ ઊંચી આ ભવ્ય પ્રતિમા છે આઠમા સૈકામાં શ્રી ચામુંડરાયે એની પ્રતિષ્ઠા કરી છે અડોલ ધ્યાને કાઉસગ્ગમુદ્રાએ શ્રી બાહુબળજી અનિમેષનેત્રે ઊભા છે હાથપગે વૃક્ષની વેલીઓ વીંટાઈ છતા દેહભાનરહિત ધ્યાનસ્થ શ્રી બાહુબળજીને તેની ખબર નથી કૈવલ્ય પ્રગટ થવા યોગ્ય દશા છતાં જરા માનનો અંકુરો નડયો છે "વીરા મારા ગજ થકી ઊતરો" એ માનરૂપી ગજથી ઊતરવાના પોતાની બહેનો બ્રાહ્મી અને સુંદરીના શબ્દો કર્ણગોચર થતાં સુવિચારે સજાગ થઈ, માન મોડવા તૈયાર થતા કૈવલ્ય પ્રગટયુ તે આ શ્રી બાહુબળજીની ધ્યાનસ્થ મુદ્રા છે

( દર્શન કરી શ્રી મંદિરની જ્ઞાનશાળામા )

'શ્રી ગોમટ્ટસાર' લઈ તેનો સ્વાધ્યાય કર્યો

શ્રી 'પાંડવપુરાણ'માનો પ્રદ્યુમ્ન અધિકાર વર્ણવ્યો પ્રદ્યુમ્નનો વૈરાગ્ય ગાયો.

વસુદેવે પૂર્વભવમા સુરૂપસંપન્ન થવાના નિયાણાપૂર્વક ઉગ્ર તપશ્ચર્યા કરી

ભાવનારૂપ તપશ્ચર્યા ફળી સુરૂપસંપન્ન દેહ પામ્યા તે સુરૂપ ઘણા વિક્ષેપનું કારણ થયું સ્ત્રીઓ વ્યામોહ પામી પાછળ ફરવા લાગી નિયાણાનો દોષ વસુદેવને પ્રત્યક્ષ થયો. વિક્ષેપથી છૂટવા ભાગી જવું પડયુ.

'મને આ તપશ્ચર્યાથી ઋદ્ધિ મળો કે વૈભવ મળો કે અમુક ઇચ્છિત થાઓ' એવી ઇચ્છાને નિયાણુ, નિદાન દોષ કહે છે તેવુ નિયાણુ ન બાધવું ઘટે

---

[ ૮૩૫-૧ ] ૧૩ મુંબઈ, કા વદ ૯, ૧૯૫૬

'અવગાહના' એટલે અવગાહના અવગાહના એટલે કદ આકાર એમ નહીં કેટલાક તત્ત્વના પારિભાષિક શબ્દો એવા હોય છે કે જેનો અર્થ બીજા શબ્દોથી વ્યક્ત ન કરી શકાય, જેને અનુરૂપ બીજા શબ્દ ન મળે, જે સમજ્યા જાય પણ વ્યક્ત ન કરી શકાય

અવગાહના એવો શબ્દ છે ઘણા બોધે, વિશેષ વિચારે, એ સમજી શકાય અવગાહના ક્ષેત્ર આશ્રયી છે જુદું છતાં એકમેક થઈ ભળી જવુ, છતા જુદુ રહેવુ આમ સિદ્ધ આત્માનુ જેટલા ક્ષેત્ર પ્રમાણ વ્યાપકપણુ તે તેની અવગાહના કહી છે

---

[ ૮૩૫-૧ ] ૧૪ મુંબઈ, કાર્ત્તિક વદ ૯, ૧૯૫૬

જે બહુ ભોગવાય છે તે બહુ ક્ષીણ થાય છે સમતાએ કર્મ ભોગવતા તે નિર્જરે છે, ક્ષીણ થાય છે શારીરિક વિષય ભોગવતાં શારીરિક શક્તિ ક્ષીણ થાય છે

જ્ઞાનીનો માર્ગ સુલભ છે, પણ તે પામવો દુર્લભ છે, એ માર્ગ વિકટ નથી સીધો છે, પણ તે પામવો વિકટ છે પ્રથમ સાચા જ્ઞાની જોઈએ તે ઓળખાવા જોઈએ તેની પ્રતીતિ આવવી જોઈએ પછી તેના વચન પર શ્રદ્ધા રાખી નિ:શંકપણે ચાલતા માર્ગ સુલભ છે, પણ જ્ઞાની મળવા અને ઓળખાવા એ વિકટ છે, દુર્લભ છે

ગીચ ઝાડીમા ભૂલા પડેલા માણસને વનોપક ઠે જવાનો માર્ગ કોઈ દેખાડે કે 'જા નીચે નીચે

યોગ્ય છે અને એ જ પરમ મંગળકારી છે.

જ્યાં સ્થિતિ કરો ત્યાં તે તે સમાગમવાસીઓને જ્ઞાનીના માર્ગની પ્રતીતિ સુદ્રઢ થાય અને અપ્રમત્તપણે સુશીલની વૃદ્ધિ કરે એવું તમારું વર્તન રાખજો. ૐ શાંતિ..

---

[ ૮૯૨ ] ૯૪૪ મોરબી, શ્રાવણ વદ ૧૦, ૧૯૫૬

ૐ

ભાઈ કીલાભાઈ તથા ત્રિભોવન આદિ મુમુક્ષુઓ — સ્થંભતીર્થ

આજે 'યોગશાસ્ત્ર' ગ્રંથ ટપાલમાં મોકલવાનું થયું છે.

શ્રી અંબાલાલની સ્થિતિ સ્થંભતીર્થ જ થવાનો યોગ બને તો તેમ નહીં તો તમે અને કીલાભાઈ આદિ મુમુક્ષુઓના અધ્યયન અને શ્રવણ–મનન અર્થે શ્રાવણ વદ ૧૧ થી ભાદ્રપદ પૂર્ણિમા પર્યંત સુવ્રત, નિયમ અને નિવૃત્તિપરાયણતાના હેતુએ એ ગ્રંથનો ઉપયોગ કર્તવ્ય છે.

પ્રમત્તભાવે આ જીવનું ભૂંડું કરવામાં કાંઈ ન્યૂનતા રાખી નથી, તથાપિ આ જીવને નિજહિતનો ઉપયોગ નથી એ જ અતિશય ખેદકારક છે.

હે આર્ય! હાલ તે પ્રમત્તભાવને ઉલ્લાસિત વીર્યથી મોળો પાડી, સુશીલ સહિત, સત્શ્રુતનું અધ્યયન કરી નિવૃત્તિએ આત્મભાવને પોષજો.

હાલ નિત્યપ્રતિ પત્રથી નિવૃત્તિપરાયણતા લખવી યોગ્ય છે. અંબાલાલને પત્ર પ્રાપ્ત થયું હશે.

અત્રથી સ્થિતિનો ફેરફાર થશે અને અંબાલાલને જણાવવા યોગ બનશે તો આવતી કાલ સુધીમાં બનવા યોગ્ય છે. બનતા સુધી તારથી ખબર આપવાનું થશે.

---

[ ૮૯૩ ] ૯૪૫ મોરબી, શ્રાવણ વદ ૧૦, ૧૯૫૬

## શ્રી પર્યુષણ આરાધના

એકાંત યોગ્ય સ્થળમાં, પ્રભાતે (૧) દેવગુરુની ઉત્કૃષ્ટ ભક્તિવૃત્તિએ અંતરાત્મધ્યાનપૂર્વક બે ઘડીથી ચાર ઘડી સુધી ઉપશાંત વ્રત. (૨) શ્રુત 'પદ્મનંદી' આદિ અધ્યયન, શ્રવણ. મધ્યાન્હે : (૧) ચાર ઘડી ઉપશાંત વ્રત. (૨) શ્રુત 'કર્મગ્રંથ'નું અધ્યયન, શ્રવણ, 'સુદ્રષ્ટિતરંગિણી' આદિનું થોડું અધ્યયન. સાયંકાળે (૧) ક્ષમાપનાનો પાઠ (૨) બે ઘડી ઉપશાંત વ્રત (૩) કર્મવિષયની જ્ઞાનચર્ચા.

રાત્રીભોજન સર્વ પ્રકારનાનો સર્વથા ત્યાગ. બને તો ભાદ્રપદ પૂર્ણિમા સુધી એક વખત આહારગ્રહણ. પંચમીને દિવસે ઘી, દૂધ, તેલ દહીં નો પણ ત્યાગ. ઉપશાંત વ્રતમાં વિશેષ કાળનિર્ગમન. બને તો ઉપવાસ ગ્રહણ કરવો. લીલોતરી સર્વથા ત્યાગ. બ્રહ્મચર્ય આઠે દિવસ પાળવું. બને તો ભાદ્રપદ પુનેમ સુધી.

શમમ્.

---

[ ૮૯૫–૨ ] ૯૪૬

## શ્રી 'મોક્ષમાળા'ના 'પ્રજ્ઞાવબોધ' ભાગની સંકલના

| | | |
|---|---|---|
| ૧ વાચકને પ્રેરણા | ૨ જિન દેવ | ૩ નિર્ગ્રંથ |
| ૪ દયાની પરમ ધર્મતા | ૫ સાચું બ્રાહ્મણપણું | ૬ મૈત્રી આદિ ચાર ભાવના. |
| ૭ સત્શાસ્ત્રનો ઉપકાર | ૮ પ્રમાદના સ્વરૂપનો વિશેષ વિચાર | ૯ ત્રણ મનોરથ |
| ૧૦ ચાર સુખ શય્યા | ૧૧ વ્યવહારિક જીવોના ભેદ | ૧૨ ત્રણ આત્મા |

ઉપાર્જે છે પૂર્વે પાપાનુબંધી પુણ્ય ઉપાર્જ્યું છે, તે યોગે વર્તમાનમા તે પુણ્ય ભોગવે છે પરિણામે પાપ વહોરે છે, તે બિચારા દાક્તરોને ખબર નથી રસીથી દરદ દૂર થાય ત્યારની વાત પણ અત્યારે હિંસા તો પ્રગટ છે રસીથી એક કાઢતાં બીજુ દરદ પણ ઊભુ થાય

[ ૮૩૭-૨ ] ૧૯ મુંબઈ, કાર્તિક વદ ૧૨, ૧

પ્રારબ્ધ અને પુરુષાર્થ એ શબ્દ સમજવા જેવા છે પુરુષાર્થ કર્યા વિના પ્રારબ્ધની ખબર ન શકે પ્રારબ્ધમા હશે તે થશે એમ કહી બેસી રહ્યે કામ ન આવે નિષ્કામ પુરુષાર્થ કરવો પ્રાર સમપરિણામે વેદવુ, ભોગવી લેવું એ મોટો પુરુષાર્થ છે સામાન્ય જીવ સમપરિણામે વિકલ્પરહિત પ્રારબ્ધ વેદી ન શકે, વિષમ પરિણામ થાય જ માટે તે ન થવા દેવા, ઓછા થવા ઉદ્યમ સેવ સમપણું અને વિકલ્પરહિતપણું સત્સંગથી આવે અને વધે

[ ૮૪૨ ] ૨૦ મોરબી, વૈ સુદ ૮, ૧૯

'ભગવદ્ગીતા'મા પૂર્વાપર વિરોધ છે, તે અવલોકવા તે આપેલ છે પૂર્વાપર શુ વિરોધ છે અવલોકનથી જણાઈ આવશે પૂર્વાપર અવિરોધ એવુ દર્શન, એવા વચન, તે વીતરાગના છે.

ભગવદ્ગીતા પર ઘણાં ભાષ્ય, ટીકા રચાયા છે 'વિદ્યારણ્ય સ્વામી'ની 'જ્ઞાનેશ્વરી' આદિ દરેક પોતપોતાની માનીનતા ઉપર ઉતારી ગયા છે 'થિયૉસૉફી' વાળી તમને આપેલી ઘણે ભાગે સ્પષ્ટ છે મણિલાલ નભુભાઈએ ગીતા પર વિવેચનરૂપ ટીકા કરતા મિશ્રતા બહુ આણી દીધી છે, સેળભેળ ખીચડો કર્યો છે

વિદ્વત્તા અને જ્ઞાન એ એક સમજવાનું નથી, એક નથી વિદ્વત્તા હોય છતા જ્ઞાન ન હોય. સાચી વિદ્વત્તા તે કે જે આત્માર્થે હોય, જેથી આત્માર્થ સરે, આત્મત્વ સમજાય, પમાય આત્માર્થ હોય ત્યા જ્ઞાન હોય, વિદ્વત્તા હોય વા ન પણ હોય

મણિભાઈ કહે છે (ષડ્દર્શનસમુચ્ચયની પ્રસ્તાવનામા) કે હરિભદ્રસૂરિને વેદાતની ખબર ન હતી, વેદાતની ખબર હત તો એવી કુશાગ્રબુદ્ધિના હરિભદ્રસૂરિ જૈન તરફથી પોતાનું વલણ ફેરવી વેદાતમા ભળત ગાઢ મતાભિનિવેશથી મણિભાઈનું આ વચન નીકળ્યું છે હરિભદ્રસૂરિને વેદાંતની ખબર હતી કે નહી એ મણિભાઈએ હરિભદ્રસૂરિનો 'ધર્મસંગ્રહણી' જોયો હત તો ખબર પડત હરિભદ્રસૂરિને વેદાંતાદિ બધા દર્શનોની ખબર હતી તે બધા દર્શનોની પર્યાલોચનાપૂર્વક તેમણે જૈનદર્શનને પૂર્વાપર અવિરોધ પ્રતીત કર્યું હતું અવલોકનથી જણાશે 'ષડ્દર્શનસમુચ્ચય'ના ભાષાતરમાં દોષ છતા મણિભાઈએ ભાષાંતર ઠીક કર્યું છે બીજા એવું પણ ન કરી શકે એ સુધારી શકાશે

[ ૮૪૩ ] ૨૧ શ્રી મોરબી, વૈ. સુદ ૯, ૧૯૫૬

વર્તમાનકાળમા ક્ષયરોગ વિશેષ વૃદ્ધિ પામ્યો છે, અને પામતો જાય છે એનુ મુખ્ય કારણ બ્રહ્મચર્યની ખામી, આળસ અને વિષયાદિની આસક્તિ છે ક્ષયરોગનો મુખ્ય ઉપાય બ્રહ્મચર્ય સેવન, શુદ્ધ સાત્ત્વિક આહાર-પાન અને નિયમિત વર્તન છે

[ ૮૫૭ ] ૨૨ મોરબી, અસાડ સુદ, ૧૯૫૬

'प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं, वदनकमलमंकः कामिनीसंगशून्यः,
करयुगमपि यत्ते शस्त्रसंबंधवंध्यं, तदसि जगति देवो वीतरागस्त्वमेव'

'તારાં બે ચક્ષુ પ્રશમરસમા ડૂબેલા છે, પરમશાંત રસને ઝીલી રહ્યા છે તારું મુખકમળ પ્રસન્ન છે, તેમા પ્રસન્નતા વ્યાપી રહી છે તારો ખોળો સ્ત્રીના સંગથી રહિત છે તારા બે હાથ શસ્ત્રસંબંધ વિનાના છે, તારા હાથમા શસ્ત્ર નથી આમ તું જ વીતરાગ જગતમા દેવ છુ'

[ ૮૬૭ ]

**૨૫** મુંબઈ, માહ ગા, માગશર, ૧૯૫૭

શ્રી 'શાંતસુધારસ'નું પણ ફરી વિવેચનરૂપ ભાષાંતર કરવાયોગ્ય છે, તે કરશો.

---

[ ૮૬૮ ]

**૨૬** મુંબઈ, શિવ, માગશર, ૧૯૫૭

'देवागमनभोयानचामरादिविभूतय,
मायाविष्वपि दृश्यते, नातस्त्वमसि नो महान्'

સ્તુતિકાર શ્રી સમંતભદ્રસૂરિને વીતરાગ દેવ જાણે કહેતા હોય, હે સમંતભદ્ર! આ અમારા અષ્ટપ્રાતિહાર્ય આદિ વિભૂતિ તું જો, અમારું મહત્ત્વ જો ત્યારે સિંહ ગુફામાંથી ગંભીર પદે બહાર નીકળતાં ત્રાડ પાડે તેમ શ્રી સમંતભદ્રસૂરિ ત્રાડ પાડતા કહે છે :—'દેવતાઓનું આવવું, આકાશમાં વિચરવું, ચામરાદિ વિભૂતિનું ભોગવવું, ચામરાદિ વૈભવથી વીંઝાવું, એ તો માયાવી એવા ઇંદ્રજાળિયા પણ બતાવી શકે છે તારા પાસે દેવોનું આવવું થાય છે, વા આકાશમાં વિચરવું વા ચામર છત્ર આદિ વિભૂતિ ભોગવે છે માટે તું અમારા મનને મહાન ! ના, ના એ માટે તું અમારા મનને મહાન નહીં. તેટલાથી તારું મહત્ત્વ નહીં એવું મહત્ત્વ તો માયાવી ઇંદ્રજાળિયા પણ દેખાડી શકે ' ત્યારે સદેવનું મહત્ત્વ વાસ્તવિક શું ? તો કે વીતરાગપણું એમ આગળ બતાવે છે

આ શ્રી સમંતભદ્રસૂરિ વિ૦ સં૦ બીજા સૈકામાં થયા તેઓ શ્વેતામ્બર દિગમ્બર બન્નેમાં એક સરખા સન્માનિત છે તેઓએ દેવાગમસ્તોત્ર (ઉપર જણાવેલ સ્તુતિ આ સ્તોત્રનું પ્રથમ પદ છે) અથવા આપ્તમીમાંસા રચેલ છે તત્ત્વાર્થસૂત્રના મંગલાચરણની ટીકા કરતાં આ દેવાગમસ્તોત્ર લખાયો છે અને તે પર અષ્ટસહસ્રી ટીકા તથા ચોરાશી હજાર શ્લોકપુર 'ગંધહસ્તી મહાભાષ્ય' ટીકા રચાયા છે

'मोक्षमार्गस्य नेतारं भेत्तारं कर्मभूभृतां,
ज्ञातारं विश्वतत्त्वानां वन्दे तद्गुणलब्धये'

આ એનું પ્રથમ મંગલ સ્તોત્ર છે.—

મોક્ષમાર્ગના નેતા, કર્મરૂપી પર્વતના ભેત્તા, ભેદનાર, વિશ્વ એટલે સમગ્ર તત્ત્વના જ્ઞાતા, જાણનાર તેને તે ગુણોની પ્રાપ્તિઅર્થે વંદું છું

'આપ્તમીમાંસા,' 'યોગબિંદુ'નું અને 'ઉપમિતિભવપ્રપંચકથા'નું ગુજરાતી ભાષાંતર કરશો. 'યોગબિંદુ'નું ભાષાંતર થયેલ છે, 'ઉપમિતિભવપ્રપંચ'નું થાય છે, પણ તે બંને ફરી કરવા યોગ્ય છે, તે કરશો, ધીમે ધીમે થશે

લોકકલ્યાણ હિતરૂપ છે અને તે કર્તવ્ય છે પોતાની યોગ્યતાની ન્યૂનતાથી અને જોખમદારી ન સમજાઈ શકાવાથી અપકાર ન થાય એ પણ લક્ષ રાખવાનો છે

---

[ ૬૪૪ ]

**૨૭**[1]

મનઃપર્યવજ્ઞાન કેવી રીતે પ્રગટે ? સાધારણપણે દરેક જીવને મતિજ્ઞાન હોય છે તેને આશ્રયે રહેલા શ્રુતજ્ઞાનમાં વધારો થવાથી તે મતિજ્ઞાનનું બળ વધારે છે, એમ અનુક્રમે મતિજ્ઞાન નિર્મળ થવાથી આત્માનું અસંયમપણું ટળી સંયમપણું થાય છે, ને તેથી મનઃપર્યવજ્ઞાન પ્રગટે છે તેને યોગે આત્મા બીજાનો અભિપ્રાય જાણી શકે છે

લિંગ દેખાવ ઉપરથી બીજાના ક્રોધ હર્ષાદિ ભાવ જાણી શકાય છે, તે મતિજ્ઞાનનો વિષય છે તેવા દેખાવના અભાવે જે ભાવ જાણી શકાય તે મનઃપર્યવજ્ઞાનનો વિષય છે

---

1 આંક ૨૭ થી આંક ૩૧ ખંભાતના શ્રી ત્રિભુવનભાઈના ઉતારામાંથી લીધા છે.



શ્રીમદ્ રાજચંદ્ર

વર્ષ ૩૩ મું

વિ. સં. ૧૯૫૬

[ ૩૪૭-૫ ]

## ૩૧

આસ્થા તથા શ્રદ્ધા :—

દરેક જીવે જીવના અસ્તિત્વથી તે મોક્ષ સુધીની પૂર્ણપણે શ્રદ્ધા રાખવી એમાં જરા પણ શંકા રાખવી નહીં આ જગ્યાએ અશ્રદ્ધા રાખવી તે જીવને પતિત થવાનું કારણ છે, અને તે એવું સ્થાનક છે કે ત્યાંથી પડવાથી કાંઈ સ્થિતિ રહેતી નથી.

સિત્તેર કોટાકોટિ સાગરોપમ સ્થિતિ અંતર્મુહૂર્ત્તમાં બંધાય છે, જેને લઈને જીવને અસંખ્યાતા ભવ ભ્રમણ કરવા પડે છે

ચારિત્રમોહનો લટકયો તે ઠેકાણે આવે છે, પણ દર્શનમોહનો પડયો ઠેકાણે આવતો નથી કારણ, સમજવા ફેર થવાથી કરવા ફેર થાય છે વીતરાગરૂપ જ્ઞાનીના વચનમા અન્યથાપણુ હોવાનો સંભવ જ નથી તેના અવલંબને રહી સીસુ રેડયુ હોય એવી રીતે શ્રદ્ધાને ઓધે પણ મજબૂત કરવી. જ્યારે જ્યારે શંકા થવાનો પ્રસંગ આવે ત્યારે જીવે વિચારવું કે તેમાં પોતાની ભૂલ જ થાય છે વીતરાગ પુરુષોએ જ્ઞાન જે મતિથી કહ્યુ છે, તે મતિ આ જીવમા છે નહી, અને આ જીવની મતિ તો શાકમા મીઠું ઓછુ પડયુ હોય તો તેટલામાં જ રોકાઈ જાય છે તો પછી વીતરાગના જ્ઞાનની મતિનો મુકાબલો ક્યાથી કરી શકે? તેથી બારમા ગુણસ્થાનકના અંત સુધી પણ જીવે જ્ઞાનીનું અવલંબન લેવું એમ કહ્યુ છે

અધિકારી નહી છતા પણ ઊંચા જ્ઞાનનો ઉપદેશ કરવામાં આવે છે તે માત્ર આ જીવે પોતાને જ્ઞાની તથા ડાહ્યો માની લીધેલો હોવાથી તેનું માન ગાળવાના હેતુથી અને નીચેના સ્થાનકેથી વાતો કહેવામાં આવે છે તે માત્ર તેવો પ્રસંગ પ્રાપ્ત થયે નીચે ને નીચે જ રહે

---

[ ૩૯૧ ] મુંબઈ, આશ્વિન, ૧૯૪૯

## ૩૨

जे अबुद्धा महाभागा वीरा असमत्तदंसिणो।
असुद्धं तेसिं परक्कंतं सफलं होइ सव्वसो ॥ २२ ॥
जे य बुद्धा महाभागा वीरा सम्मत्तदंसिणो।
सुद्धं तेसिं परक्कंतं अफलं होइ सव्वसो ॥ २३ ॥

શ્રી સૂયગડાંગ સૂત્ર, વીર્યાધ્યયન ૮મુ ૨૨-૨૩

ઉપર જ્યાં 'સફળ' છે ત્યાં 'અફળ' ઠીક લાગે છે અને 'અફળ' છે ત્યાં 'સફળ' ઠીક લાગે છે, માટે તેમા લખિત દોષ છે કે બરાબર છે? તેનું સમાધાન કે લખિત દોષ નથી, સફળ છે ત્યા સફળ અને અફળ છે ત્યા અફળ બન્ને બરાબર છે

મિથ્યાદૃષ્ટિની ક્રિયા સફળ છે, ફળે કરીને સહિત છે, અર્થાત્ તેને પુણ્ય પાપ ફળનું બેસવાપણુ છે, સમ્યગ્દૃષ્ટિની ક્રિયા અફળ છે, ફળ રહિત છે, તેને ફળ બેસવાપણુ નથી, અર્થાત્ નિર્જરા છે એકની, મિથ્યાદૃષ્ટિની ક્રિયાનું સંસારહેતુક સફળપણુ અને બીજાની, સમ્યગદૃષ્ટિની ક્રિયાનું સંસારહેતુક અફળપણું એમ પરમાર્થ સમજવા યોગ્ય છે

---

[ ૪૧૭ ] વૈશાખ, ૧૯૫૦

## ૩૩

### નિત્યનિયમ[1]

ૐ શ્રીમત્પરમગુરુભ્યો નમ

સવારમા ઊઠી ઈર્યાપથિકી પ્રતિક્રમી રાત્રિ-દિવસ જે કંઈ અઢાર પાપસ્થાનકમા પ્રવૃત્તિ થઈ હોય, સમ્યગ્જ્ઞાન – દર્શન – ચારિત્ર સંબંધી તથા પંચપરમપદ સંબંધી જે કંઈ અપરાધ થયો હોય

૧ આ જે નિત્યનિયમ જણાવેલ છે તે 'શ્રીમદ્'ના ઉપદેશામૃતમાંથી ઝીલી શ્રી ખંભાતના એક મુમુક્ષુ ભાઈએ યોજેલ છે.

# વર્ષ ૩૪ મું

[ ૮૬૬ ]

૯૪૭ વઢવાણ કેમ્પ, કા સુદ ૫, રવિ, ૧૯૫૭

ૐ

વર્તમાન દુષમકાળ વર્તે છે મનુષ્યોના મન પણ દુષમ જ જોવામા આવે છે ઘણું કરીને પરમાર્થથી શુષ્ક અતંકરણવાળા પરમાર્થનો દેખાવ કરી સ્વેચ્છાએ વર્તે છે

એવા વખતમાં કેનો સંગ કરવો, કેની સાથે કેટલું કામ પાડવું, કેની સાથે કેટલું બોલવું, કેની સાથે પોતાના કેટલા કાર્યવ્યવહારનું સ્વરૂપ વિદિત કરી શકાય, એ બધું લક્ષમા રાખવાનો વખત છે નહીં તો સદ્‌વૃત્તિવાન જીવને એ બધા કારણો હાનિકર્તા થાય છે આનો આભાસ તો આપને પણ હવે ધ્યાનમા આવતો હશે

શાંતિ:

---

[ ૮૬૯ ]

૯૪૮ મુંબઈ, શિવ, માગશર વદ ૮, ૧૯૫૭

મદનરેખાનો અધિકાર, 'ઉત્તરાધ્યયન'ના નવમા અધ્યયનને વિષે નમિરાજ ઋષિનું ચરિત્ર આપ્યું છે, તેની ટીકામાં છે ઋષિભદ્રપુત્રનો અધિકાર 'ભગવતીસૂત્ર'ના . . [1] શતકને ઉદ્દેશે આવેલો છે આ બન્ને અધિકાર અથવા બીજા તેવા ઘણા અધિકાર આત્મોપકારી પુરુષ પ્રત્યે વંદનાદિ ભક્તિનું નિરૂપણ કરે છે પણ જનમંડળના કલ્યાણનો વિચાર કરતાં તેવો વિષય ચર્ચવાથી તમારે દૂર રહેવું યોગ્ય છે અવસર પણ તેવો જ છે માટે તમારે એ અધિકારાદિ ચર્ચવામા તદ્દન શાંત રહેવું પણ બીજી રીતે જેમ તે લોકોની તમારા પ્રત્યે ઉત્તમ લાગણી કિંવા ભાવના થાય તેમ વર્તવું, કે જે પૂર્વાપર ઘણા જીવોના હિતનો જ હેતુ થાય

---

[1] શતક ૧૧ ઉદ્દ૦ ૧૨.

સ્પષ્ટપણે બોલનારને ભાન હોય તો તે સત્ય કહેવાય

૨ દૃષ્ટાંત. જેમ કોઈ ગ્રંથકાર શ્રેણિક રાજા અને ચેલણા રાણીનું વર્ણન કરતા હોય, બન્ને આત્મા હતા અને માત્ર શ્રેણિકના ભવ આશ્રયી તેમનો સંબંધ, અગર સ્ત્રી, પુત્ર, ધ વગેરેનો સંબંધ હતો, તે વાત લક્ષમાં રાખ્યા પછી બોલવાની પ્રવૃત્તિ કરે એ જ પરમાર્થસ

વ્યવહારસત્ય આવ્યા વિના પરમાર્થસત્ય વચન બોલવાનું બને તેમ ન હોવાથી વ્યવ નીચે પ્રમાણે જાણવાનું છે

- જેવા પ્રકારે વસ્તુનું સ્વરૂપ જોવાથી, અનુભવવાથી, શ્રવણથી અથવા વાચવાથી ગ અનુભવવામા આવ્યું હોય તેવા જ પ્રકારે યથાતથ્યપણે વસ્તુનું સ્વરૂપ કહેવું અને તે પ્રસંગે બોલવુ તેનું નામ વ્યવહારસત્ય

દૃષ્ટાંત . જેમ કે અમુક માણસનો લાલ અશ્વ જંગલમા દિવસે બાર વાગ્યે દીઠો હોય, અને પૂછવાથી તે જ પ્રમાણે યથાતથ્ય વચન બોલવું તે વ્યવહારસત્ય આમા પણ કોઈ પ્રાણીના પ્ર નાશ થતો હોય, અગર ઉન્મત્તતાથી વચન બોલાયું હોય, યદ્યપિ ખરું હોય તોપણ અસત્યતુલ્ય છે એમ જાણી પ્રવર્તવુ સત્યથી વિપરીત તેને અસત્ય કહેવાય છે

ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, દુગંછા, અજ્ઞાનાદિથી બોલાય ક્રોધાદિ મોહનીયના અંગભૂત છે તેની સ્થિતિ બીજા બધા કર્મથી વધારે એટલે (૭૦) સિ કોડાકોડી સાગરોપમની છે આ કર્મ ક્ષય થયા વિના જ્ઞાનાવરણાદિ કર્મ સંપૂર્ણપણે ક્ષય થઈ શ નથી, જોકે ગણિતમાં પ્રથમ જ્ઞાનાવરણાદિ કર્મો કહ્યાં છે, પણ આ કર્મની ઘણી મહત્ત્વતા છે, કે સંસારના મૂળભૂત રાગદ્વેષનું આ મૂળસ્થાન હોવાથી ભવભ્રમણ કરવામાં આ કર્મની મુખ્યતા છે, આ મોહનીયકર્મનુ બળવાનપણુ છે, છતા પણ તેનો ક્ષય કરવો સહેલ છે, એટલે કે જેમ વેદનીયકર્મ વે વિના નિષ્ફળ થતુ નથી તેમ આ કર્મને માટે નથી મોહનીયકર્મની પ્રકૃતિરૂપ ક્રોધ, માન, માયા, અ લોભાદિ કષાય તથા નોકષાયના અનુક્રમે ક્ષમા, નમ્રતા, નિરભિમાનપણુ, સરળપણુ, નિર્દંભતા અ સંતોષાદિની વિપક્ષ ભાવનાથી એટલે માત્ર વિચાર કરવાથી ઉપર દર્શાવેલા કષાયો નિષ્ફળ કરી શકાય છે. નોકષાય પણ વિચારથી ક્ષય પમાડી શકાય છે, એટલે કે તેને સારુ બાહ્ય કાંઈ કરવુ પડતુ નથી

'મુનિ' એ નામ પણ આ પૂર્વોક્ત રીતે વિચારીને વચન બોલવાથી સત્ય છે ઘણુ કરીને પ્રયોજન વિના બોલવું જ નહી તેનુ નામ મુનિપણુ રાગદ્વેષ ને અજ્ઞાન વિના યથાસ્થિત વસ્તુનું સ્વરૂપ કહેતાં બોલતા છતા પણ મુનિપણુ મૌનપણુ જાણવુ પૂર્વ તીર્થંકરાદિ મહાત્માઓએ આમ વિચાર કરી મૌનપણુ ધારણ કરેલુ, અને સાડાબાર વર્ષ લગભગ મૌનપણુ ધારણ કરનાર ભગવ વીરપ્રભુએ આવા ઉત્કૃષ્ટ વિચારે કરી આત્મામાથી ફેરવી ફેરવીને મોહનીયકર્મનો સંબંધ કાઢી નાખી કેવળજ્ઞાનદર્શન પ્રગટ કર્યું હતુ

આત્મા ધારે તો સત્ય બોલવુ કંઈ કઠણ નથી વ્યવહારસત્યભાષા ઘણી વાર બોલવામા આવે છે, પણ પરમાર્થસત્ય બોલવામા આવ્યું નથી, માટે આ જીવનુ ભવભ્રમણ મટતુ નથી સમ્યક્ત્વ પ્ર બાદ અભ્યાસથી પરમાર્થસત્ય બોલવાનુ થઈ શકે છે, અને પછી વિશેષ અભ્યાસે સહજ ઉપયોગ ર કરે છે અસત્ય બોલ્યા વિના માયા થઈ શકતી નથી વિશ્વાસઘાત કરવો તેનો પણ અસત્યમા સમાવેશ થાય છે ખોટા દસ્તાવેજો કરવા તે પણ અસત્ય જાણવુ અનુભવવા યોગ્ય પદાર્થનું સ્વરૂપ અનુભ વિના અને ઇંદ્રિયથી જાણવા યોગ્ય પદાર્થનું સ્વરૂપ જાણ્યા વિના ઉપદેશ કરવો તે પણ અસત્ય જાણવુ તો પછી તપપ્રમુખ માનાદિની ભાવનાથી કરી, આત્મહિતાર્થે કરવા જેવો દેખાવ, તે અસત્ય હોય જ એમ જાણવું અખંડ સમ્યક્દર્શન આવે તો જ સંપૂર્ણપણે પરમાર્થસત્ય વચન બોલી શકાય, એટલે

[ ૮૭૩ ]

## ૯૫૩

રાજકોટ, ચૈત્ર સુદ ૨, શુક્ર, ૧૯૫૭

ॐ

અનંત શાંતમૂર્તિ એવા ચંદ્રપ્રભસ્વામીને નમો નમ

વેદનીય તથારૂપ ઉદયમાનપણે વેદવામાં હર્ષશોક શો ?

ॐ શાંતિ

[ ૮૭૪ ]

## ૯૫૪

રાજકોટ, ચૈત્ર સુદ ૯, ૧૯૫૭

ॐ

### શ્રી જિન પરમાત્મને નમઃ

(૧)

ઇચ્છે છે જે જોગી જન, અનંત સુખસ્વરૂપ,
મૂળ શુદ્ધ તે આત્મપદ, સયોગી જિનસ્વરૂપ ૧
આત્મસ્વભાવ અગમ્ય તે, અવલંબન આધાર,
જિનપદથી દર્શાવિયો, તેહ સ્વરૂપ પ્રકાર ૨
જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહીં કાંઈ,
લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાઈ ૩
જિન પ્રવચન દુર્ગમ્યતા, થાકે અતિ મતિમાન,
અવલંબન શ્રી સદ્‌ગુરુ, સુગમ અને સુખખાણ ૪
ઉપાસના જિનચરણની, અતિશય ભક્તિસહિત,
મુનિજન સંગતિ રતિ અતિ, સંયમ યોગ ઘટિત ૫
ગુણપ્રમોદ અતિશય રહે, રહે અંતર્મુખ યોગ,
પ્રાપ્તિ શ્રી સદ્‌ગુરુ વડે, જિન દર્શન અનુયોગ ૬
પ્રવચન સમુદ્ર બિંદુમાં, ઊલટી[1] આવે એમ,
પૂર્વ ચૌદની લબ્ધિનું, ઉદાહરણ પણ તેમ ૭
વિષય વિકાર સહિત જે, રહ્યા મતિના યોગ,
પરિણામની વિષમતા, તેને યોગ અયોગ. ૮
મંદ વિષય ને સરળતા, સહ આજ્ઞા સુવિચાર,
કરુણા કોમળતાદિ ગુણ, પ્રથમ ભૂમિકા ધાર ૯
રોક્યા શબ્દાદિક વિષય, સંયમ સાધન રાગ,
જગત ઇષ્ટ નહિ આત્મથી, મધ્ય પાત્ર મહાભાગ્ય ૧૦
નહિ તૃષ્ણા જીવ્યાતણી, મરણ યોગ નહીં ક્ષોભ,
મહાપાત્ર તે માર્ગના, પરમ યોગ જિતલોભ ૧૧

(૨)

આવ્યે બહુ સમદેશમાં, છાયા જાય સમાઈ,
આવ્યે તેમ સ્વભાવમાં, મન સ્વરૂપ પણ જાઈ ૧
ઊપજે મોહ વિકલ્પથી, સમસ્ત આ સંસાર,
અંતર્મુખ અવલોકતાં, વિલય થતાં નહિ વાર ૨

× × ×

(૩)

સુખ ધામ અનંત સુસંત ચહી, દિન રાત્ર રહે તદ્‌ધ્યાનમહીં,
પરશાંતિ અનંત સુધામય જે, પ્રણમું પદ તે વર તે જય તે ૧

---

[1] પાઠાન્તર 'ઉલ્લસી'.

આનો ઉપનય એ જે, સાચો વૈદ્ય તે વીતરાગ દર્શન છે, જે સંપૂર્ણ સત્ય સ્વરૂપ છે તે મોહ વિષયાદિને, રાગદ્વેષને, હિંસા આદિને સંપૂર્ણ દૂર કરવા કહે છે, જે વિષયવિવશ રોગીને મોઘા પડે છે ભાવતાં નથી, અને બીજા પાંચ કૂટવૈદ્યો છે, તે કુદર્શનો છે, તે જેટલા પૂરતી વીતરાગના ઘરની વાતો કરે છે, તેટલા પૂરતી તો રોગ દૂર કરવાની વાત છે, પણ સાથે સાથે મોહની, સંસારવૃદ્ધિની, મિથ્યાત્વની, હિંસા આદિની ધર્મના બહાને વાત કરે છે તે પોતાની કલ્પનાની છે, અને તે સંસારરૂપ રોગ ટાળવાને બદલે વૃદ્ધિનું કારણ થાય છે વિષયમા રાચી રહેલ પામર સંસારીને મોહની વાતો તો મીઠી લાગે છે, અર્થાત્ સસ્તી પડે છે, એટલે કૂટવૈદ્ય તરફ એ ચાય છે, પણ પરિણામે વધારે રોગી થાય છે

વીતરાગ દર્શન ત્રિવૈદ્ય જેવુ છે, અર્થાત્ (૧) રોગીનો રોગ ટાળે છે (૨) નીરોગીને રોગ થવ દેતું નથી, અને (૩) આરોગ્યની પુષ્ટિ કરે છે અર્થાત્ (૧) જીવનો સમ્યગ્દર્શન વડે મિથ્યાત્વ રોગ ટાળે છે, (૨) સમ્યગ્જ્ઞાન વડે જીવને રોગનો ભોગ થતા બચાવે છે અને (૩) સમ્યક્ચારિત્ર વડે સંપૂર્ણ શુદ્ધ ચેતનારૂપ આરોગ્યની પુષ્ટિ કરે છે

---

[૭૭૮] ૩૬ ૧૯૫૪

સર્વ વાસનાનો ક્ષય કરે તે સંન્યાસી ઇન્દ્રિયોને કાબૂમા રાખે તે ગોસાઈ. સંસારનો પાર પામે તે યતિ (જતિ).

સમકિતીને આઠ મદમાનો એક્કે મદ ન હોય

(૧) અવિનય, (૨) અહંકાર, (૩) અર્ધદગ્ધપણુ, પોતાને જ્ઞાન નહી છતા પોતાને જ્ઞાની માની બેસવાપણુ, અને (૪) રસલુબ્ધપણું, એ ચારમાથી એક પણ દોષ હોય તો જીવને સમકિત ન થાય આમ શ્રી 'ઠાણાગસૂત્ર'મા કહ્યુ છે

મુનિને વ્યાખ્યાન કરવુ પડતુ હોય તો પોતે સ્વાધ્યાય કરે છે એવો ભાવ રાખી વ્યાખ્યાન કરવુ મુનિને સવારે સ્વાધ્યાયની આજ્ઞા છે, તે મનમાં કરવામા આવે છે, તેના બદલે વ્યાખ્યાનરૂપ સ્વાધ્યાય ઊંચા સ્વરે માન, પૂજા, સત્કાર, આહારાદિની અપેક્ષા વિના કેવળ નિષ્કામબુદ્ધિથી આત્માર્થે કરવો

ક્રોધાદિ કષાયનો ઉદય થાય ત્યારે તેની સામા થઈ તેને જણાવવુ કે તે અનાદિ કાળથી મને હેરાન કરેલ છે હવે હુ એમ તારુ બળ નહી ચાલવા દઉ જો, હું હવે તારા સામે યુદ્ધ કરવા બેઠો છુ

નિદ્રાદિ પ્રકૃતિ, (ક્રોધાદિ અનાદિ વૈરી,) તે પ્રતિ ક્ષત્રિયભાવે વર્તવુ, તેને અપમાન દેવુ, તે છતા ન માને તો તેને ક્રૂર થઈ ઉપશમાવવી, તે છતા ન માને તો ખ્યાલમા રાખી વખત આવ્યે તેને મારી નાખવી આમ શૂર ક્ષત્રિયસ્વભાવે વર્તવુ, જેથી વૈરીનો પરાભવ થઈ સમાધિ સુખ થાય.

પ્રભુપૂજામા પુષ્પ ચડાવવામા આવે છે, તેમા જે ગૃહસ્થને લીલોતરીનો નિયમ નથી તે પોતાના હેતુએ તેનો વપરાશ કમ કરી ફૂલ પ્રભુને ચડાવે ત્યાગી મુનિને તો પુષ્પ ચડાવવાનો કે તેના ઉપદેશનો સર્વથા નિષેધ છે આમ પૂર્વાચાર્યોનું પ્રવચન છે

કોઈ સામાન્ય મુમુક્ષુ ભાઈબ્હેન સાધન માટે પૂછે તો આ સાધન બતાવવુ —

(૧) સાતવ્યસનનો ત્યાગ
(૨) લીલોતરીનો ,,
(૩) કંદમૂળનો ,,
(૪) અભક્ષ્યનો ,,
(૫) રાત્રિભોજનનો ,,
(૬) 'સર્વજ્ઞદેવ' અને 'પરમગુરુ'ની પાંચ માળાનો જપ
(૭) ભક્તિરહસ્ય દુહાનું[1] પઠન મનન
(૮) ક્ષમાપનાનો પાઠ[2]
(૯) સત્સમાગમ અને સત્શાસ્ત્રનું સેવન

---

૧. આક ૨૬૪ના વીશ દોહરા ૨ મોક્ષમાળા પાઠ ૫૬.

# ઉપદેશ નોંધ

(પ્રાસંગિક)

૯૫૬

૧[1] મુબઈ, કારતક સુદ, ૧૯૫૦

શ્રી 'ષટ્દર્શન સમુચ્ચય' ગ્રથનું ભાષાતર શ્રી મણિભાઈ નભુભાઈએ અભિપ્રાયાર્થે મોકલ્યું છે અભિપ્રાયાર્થે મોકલનારની કંઈ અતર ઇચ્છા એવી હોય છે કે તેથી રજિત થઈ તેના વખાણ મોકલવા શ્રી મણિભાઈએ ભાષાતર સારુ કર્યું છે, પણ તે દોષરહિત નથી

[૭૦૬] ૨ વવાણિયા, ચૈત્ર સુદ ૬, બુધ, ૧૯૫૩

પહેરવેશ આછકડો નહી છતા સુઘડ એવી સાદાઈ સારી છે આછકડાઈથી પાચસોના પગારના કોઈ પાચસો એક ન કરે, અને યોગ્ય સાદાઈથી પાચસોના ચારસો નવાણુ કોઈ ન કરે

ધર્મમા લૌકિક મોટાઈ, માન, મહત્ત્વની ઇચ્છા એ ધર્મના દ્રોહ રૂપ છે

ધર્મના બહાને અનાર્ય દેશમાં જવાનો કે સૂત્રાદિ મોકલવાનો નિષેધ કરનાર, નગારુ વગાડી નિષેધ કરનાર, પોતાના માન, મહત્ત્વ, મોટાઈનો સવાલ આવે ત્યા એ જ ધર્મને ઠોકર મારી, એ જ ધર્મ પર પગ મૂકી, એ જ નિષેધનો નિષેધ કરે એ ધર્મદ્રોહ જ છે ધર્મનુ મહત્ત્વ તો બહાના રૂપ, અને સ્વાર્થિક માનાદિનો સવાલ મુખ્ય, એ ધર્મદ્રોહ જ છે

શ્રી વીરચદ ગાધીને વિલાયતાદિ મોકલવા આદિમા આમ થયું છે

ધર્મ જ મુખ્ય રગ ત્યારે અહોભાગ્ય!

---

૧ આક ૧થી આક ૨૬ સુધીના મોરબીના મુમુક્ષુ-સાક્ષર શ્રી મનસુખભાઈ કિરતચદે પોતાની સ્મૃતિ પરથી શ્રીમદના પ્રસગોની કરેલ નોધ પરથી

આત્માનું અખંડ સ્વપરજ્ઞાયકપણું સૂચવ્યું મુક્ત આત્મા સદા જ્ઞાનરૂપ જ છે એમ સૂચવ્યું.

આવા જે ગુણવાળા તેને તે ગુણની પ્રાપ્તિ અર્થે વંદું છું, એમ કહી પરમ આપ્ત, મોક્ષમાર્ગ અર્થે વિશ્વાસ કરવા યોગ્ય, વંદન કરવા યોગ્ય, ભક્તિ કરવા યોગ્ય, જેની આજ્ઞાએ ચાલવાથી નિ:સંશય મોક્ષ પ્રાપ્ત થાય, તેમને પ્રગટેલ ગુણોની પ્રાપ્તિ થાય, તે ગુણો પ્રગટે, એવા કોણ હોય તે સૂચવ્યું ઉપર જણાવેલ ગુણવાળા મુક્ત પરમ આપ્ત, વંદન યોગ્ય હોય, તેમણે બતાવેલ તે મોક્ષમાર્ગ, અને તેમની ભક્તિથી મોક્ષની પ્રાપ્તિ હોય, તેમને પ્રગટ થયેલા ગુણો તેમની આજ્ઞાએ ચાલનાર ભક્તિમાનને પ્રગટે એમ સૂચવ્યું

---

[૭૮૫] ૩૮[1] શ્રી ખેડા, દ્વિ૦ આ૦ વદ, ૧૯૫૪

પ્ર૦—આત્મા છે ?

શ્રી૦ ઉ૦—હા, આત્મા છે

પ્ર૦—અનુભવથી કહો છો કે આત્મા છે ?

ઉ૦—હા, અનુભવથી કહીએ છીએ કે આત્મા છે સાકરના સ્વાદનું વર્ણન ન થઈ શકે તે તો અનુભવગોચર છે, તેમ જ આત્માનું વર્ણન ન થઈ શકે તે પણ અનુભવગોચર છે, પણ તે છે જ

પ્ર૦—જીવ એક છે કે અનેક છે ? આપના અનુભવનો ઉત્તર ઇચ્છુ છુ

ઉ૦—જીવો અનેક છે.

પ્ર૦—જડ, કર્મ એ વસ્તુત છે કે માયિક છે ?

ઉ૦—જડ, કર્મ એ વસ્તુત. છે માયિક નથી

પ્ર૦—પુનર્જન્મ છે ?

ઉ૦—હા, પુનર્જન્મ છે

પ્ર૦—વેદાંતને માન્ય માયિક ઈશ્વરનું અસ્તિત્વ આપ માનો છો ?

ઉ૦—ના

પ્ર૦—દર્પણમાં પડતું પ્રતિબિંબ તે માત્ર ખાલી દેખાવ છે કે કોઈ તત્ત્વનું બનેલ છે ?

ઉ૦—દર્પણમાં પડતું પ્રતિબિંબ માત્ર ખાલી દેખાવ નથી, તે અમુક તત્ત્વનું બનેલું છે

---

[૭૯૩] ૩૯ મોરબી, મહા વદ ૯, સોમ, ૧૯૫૫ (રાત્રે)

કર્મની મૂળ પ્રકૃતિ આઠ, તેમાં ચાર ઘાતિની અને ચાર અઘાતિની કહેવાય છે

ચાર ઘાતિનીનો ધર્મ આત્માના ગુણની ઘાત કરવાનો, અર્થાત્ (૧) તે ગુણને આવરણ કરવાનો, અથવા (૨) તે ગુણનું બળવીર્ય રોધવાનો, અથવા (૩) તેને વિકળ કરવાનો છે અને તે માટે ઘાતિની એવી સંજ્ઞા તે પ્રકૃતિને આપી છે

આત્માના ગુણ જ્ઞાન, દર્શન તેને આવરણ કરે તેને અનુક્રમે (૧) જ્ઞાનાવરણીય અને (૨) દર્શનાવરણીય એવું નામ આપ્યું અંતરાય પ્રકૃતિ એ ગુણને આવરતી નથી, પણ તેના ભોગઉપભોગ આદિને, તેના વીર્યબળને રોકે છે આ ઠેકાણે આત્મા ભોગાદિને સમજે છે, જાણે દેખે છે એટલે આવરણ નથી, પણ સમજતા છતા ભોગાદિમાં વિઘ્ન, અંતરાય કરે છે માટે તેને આવરણ નહી પણ અંતરાય પ્રકૃતિ કહી

આમ ત્રણ આત્મઘાતિની પ્રકૃતિ થઈ ચોથી ઘાતિની પ્રકૃતિ મોહનીય છે આ પ્રકૃતિ આવરતી નથી, પણ આત્માને મૂર્છિત કરી, મોહિત કરી વિકળ કરે છે જ્ઞાન, દર્શન છતાં, અંતરાય નહી છતા

---

૧ શ્રી ખેડાના એક વેદાંતવિદ્ વિદ્વાન વકીલ પંચદશીના લેખક ભટ્ટ પૂંજાભાઈ સોમેશ્વરનો પ્રસંગ છે

ચીજ માટે વલખાં મારે ! જીવને, આત્માની અને એની શક્તિની વિભાવ આડે ખબર નથી

અમે અગ્રેજી ન ભણ્યા તે સારુ થયું છે ભણ્યા હોત તો કલ્પના વધત કલ્પનાને તો છાડવી છે ભણેલુ ભૂલ્યે છૂટકો છે ભૂલ્યા વિના વિકલ્પ દૂર ન થાય જ્ઞાનની જરૂર છે

---

[ ૮૦૩ ] ૫ મોરબી, ચૈત્ર વદ ૯, ગુરુ, ૧૯૫૫

પરમ સત્ રિબાતુ હોય તો તેવા વિશિષ્ટ પ્રસગે સમ્યક્દૃષ્ટિ દેવતા સાર-સભાળ કરે, પ્રગટ પણ આવે પણ બહુ જૂજ પ્રસગમા,

યોગી કે તેવી વિશિષ્ટ શક્તિવાળા તેવા પ્રસગે સહાય કરે

જીવને મતિકલ્પનાથી એમ ભાસે કે મને દેવતાના દર્શન થાય છે, મારી પાસે દેવતા આવે છે, મને દર્શન થાય છે દેવતા એમ દેખાવ ન દે

પ્ર૦—શ્રી નવપદ પૂજામાં આવે છે કે૧ 'જ્ઞાન એહિ જ આત્મા' આત્મા પોતે જ્ઞાન છે તો પછી ભણવા ગણવાની કે શાસ્ત્રાભ્યાસની શી જરૂર ? ભણેલુ બધુ કલ્પિત ગણી પરિણામે ભૂલ્યે છૂટકો છે, તો પછી ભણવાની, ઉપદેશશ્રવણની કે શાસ્ત્રવાચનાદિની શી જરૂર ?

ઉ૦—'જ્ઞાન એહિ જ આત્મા' એ એકાત નિશ્ચયનયથી છે વ્યવહારથી તો એ જ્ઞાન અવરાયેલુ છે તેનો ઉઘાડ કરવાનો છે એ ઉઘાડ થવા ભણવુ, ગણવું, ઉપદેશશ્રવણ, શાસ્ત્રવાચન આદિ સાધનરૂપ છે પણ એ ભણવુ, ગણવુ, ઉપદેશશ્રવણ અને શાસ્ત્રવાંચન આદિ સમ્યક્દૃષ્ટિએ થવુ જોઈએ આ શ્રુતજ્ઞાન કહેવાય છે સપૂર્ણ નિરાવરણ જ્ઞાન થતા સુધી એ શ્રુતજ્ઞાનના અવલબનની જરૂર છે 'હું જ્ઞાન છુ,' 'હુ બ્રહ્મ છુ' એમ પોકાર્યે જ્ઞાન કે બ્રહ્મ થઈ જવાતુ નથી. તે રૂપ થવા સત્શાસ્ત્રાદિ સેવવા જોઈએ

---

[ ૮૦૪ ] ૬ મોરબી, ચૈત્ર વદ ૧૦, ૧૯૫૫

પ્ર૦—પારકાના મનના પર્યાય જાણી શકાય ?

ઉ૦—હા જાણી શકાય છે સ્વમનના પર્યાય જાણી શકાય, તો પરમનના પર્યાય જાણવા સુલભ છે સ્વમનના પર્યાય જાણવા પણ મુશ્કેલ છે સ્વમન સમજાય તો તે વશ થાય સમજાવા સદ્‌વિચાર અને સતત એકાગ્ર ઉપયોગની જરૂર છે

આસનજયથી ઉત્થાનવૃત્તિ ઉપશમે છે, ઉપયોગ અચપળ થઈ શકે છે, નિદ્રા ઓછી થઈ શકે છે

તડકાના પ્રકાશમા સૂક્ષ્મ રજ જેવું જે દેખાય છે, તે અણુ નથી પણ અનેક પરમાણુઓનો બનેલો સ્કધ છે પરમાણુ ચક્ષુએ જોયાં ન જાય ચક્ષુઇંદ્રિયલબ્ધિના પ્રબળ ક્ષયોપશમવાળા જીવ, દૂર દેશીલબ્ધિસપન્ન યોગી અથવા કેવલીથી તે દેખી શકાય છે

---

[ ૮૦૫ ] ૭ મોરબી, ચૈત્ર વદ ૧૧, ૧૯૫૫

'મોક્ષમાળા' અમે સોળ વરસ અને પાચ માસની ઉમ્મરે ત્રણ દિવસમા રચી હતી ૬૭ મા પાઠ ઉપર શાહી ઢોળાઈ જતાં તે પાઠ ફરી લખવો પડ્યો હતો, અને તે ઠેકાણે 'બહુ પુણ્ય કેરા પુજથી'નુ અમૂલ્ય તાત્ત્વિક વિચારનું કાવ્ય મૂક્યુ હતુ

જૈનમાર્ગને યથાર્થ સમજાવવા તેમા પ્રયાસ કર્યો છે જિનોક્તમાર્ગથી કઈ પણ ન્યૂનાધિક તેમા કહ્યું નથી વીતરાગમાર્ગ પર આબાલવૃદ્ધની રુચિ થાય, તેનું સ્વરૂપ સમજાય, તેનુ બીજ હૃદયમા રોપાય તેવા હેતુએ બાલાવબોધરૂપ યોજના તેની કરી છે પણ લોકોને વિવેક, વિચાર, કદર કયા

૧ "જ્ઞાનાવરણી જે કર્મ છે, ક્ષય ઉપશમ તસ થાય રે,
તો હુએ એહિ જ આતમા, જ્ઞાન અબોધતા જાય રે"

રતો કુટુંબાદિક સમીપ આવી કહે કે આ સંસાર અસારથી હું ખેદ પામ્યો છું મારે આ કાર્યો કરવા ઠીક લાગતાં નથી આ વચનો સાંભળી કુટુંબી તેને નરમાશથી કહે, ભાઈ, આપણે તો નિવૃત્તિ જેવું છે ત્યાર પછી સ્ત્રી આવીને કહે કે પ્રાણપતિ, હું તો તમારા વિના પળ પણ રહી શકું નહી તમો મારા જીવનના આધાર છો એમ અનેક પ્રકારે ભોગમાં આસક્ત કરવાના અનેક પદાર્થની વૃદ્ધિ કરે તેમા તદાકાર થઈ જઈ સંતના વચન વીસરી જાય એટલે જેમ કાષ્ઠનો ગોળો અગ્નિમાં નાંખ્યા પછી ભસ્મ થઈ જાય તેમ સ્ત્રીરૂપી અગ્નિમા પડેલા જીવ તેમા ભસ્મ થઈ જાય છે તેથી સંતના બોધનો વિચાર ભૂલી જાય છે સ્ત્રી આદિકના ભયથી સત્સમાગમ કરી શકતો નથી તેથી તે જીવ દાવાનલરૂપ સ્ત્રી આદિ અગ્નિમા ફસાઈ જઈ, વિશેષ વિશેષ વિટંબના ભોગવે છે તે ત્રીજા પ્રકારના જીવ કહ્યા

૪ ચોથા પ્રકારના જીવ માટીના ગોળા જેવા કહ્યા છે

તે પુરુષ સત્પુરુષનો બોધ સાભળી ઇંદ્રિયના વિષયની ઉપેક્ષા કરે છે સંસારથી મહા ભય પામી તેથી નિવર્તે છે તેવા પ્રકારના જીવ કુટુંબાદિના પરિષહથી ચલાયમાન થતા નથી સ્ત્રી આવી કહે કે પ્યારા પ્રાણનાથ, આ ભોગમાં જેવો સ્વાદ છે તેવો તેના ત્યાગમાં સ્વાદ નથી ઇત્યાદિક વચનો સાભળતા મહા ઉદાસ થાય છે, વિચારે કે આ અનુકૂળ ભોગથી આ જીવ બહુ વખત ભૂલ્યો છે. જેમ તેના વચન સાભળે છે તેમ તેમ મહા વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને તેથી સર્વ પ્રકારે સંસારથી નિવર્તે છે માટીનો ગોળો અગ્નિમા પડવાથી વિશેષ વિશેષ કઠણ થાય છે, તેમ તેવા પુરુષો સંતનો બોધ સાભળી સંસારમા પડતા નથી તે ચોથા પ્રકારના જીવ કહ્યા

---

મ૦—સાહેબ, બંનેની જરૂર છે

શ્રીમદ્‌૦—

શ્રી હેમચંદ્રાચાર્યને થયાં આઠસો વરસ થયાં. શ્રી આનંદઘનજીને થયા બસો વરસ થયાં શ્રી હેમચંદ્રાચાર્યે લોકાનુગ્રહમા આત્મા અર્પણ કર્યો શ્રી આનંદઘનજીએ આત્મહિત સાધનપ્રવૃત્તિને મુખ્ય કરી. શ્રી હેમચંદ્રાચાર્ય મહાપ્રભાવક બળવાન ક્ષયોપશમવાળા પુરુષ હતા તેઓ ધારત તો જુદો પંથ પ્રવર્તાવી શકે એવા સામર્થ્યવાન હતા તેમણે ત્રીશ હજાર ઘરને શ્રાવક કર્યાં ત્રીશ હજાર ઘર એટલે સવાથી દોઢ લાખ માણસની સંખ્યા થઈ શ્રી સહજાનંદજીના સંપ્રદાયમા એક લાખ માણસ હશે એક લાખના સમૂહથી સહજાનંદજીએ પોતાનો સંપ્રદાય પ્રવર્તાવ્યો, તો દોઢ લાખ અનુયાયીઓનો એક જુદો સંપ્રદાય શ્રી હેમચંદ્રાચાર્ય ધારત તો પ્રવર્તાવી શકત

પણ શ્રી હેમચંદ્રાચાર્યને લાગ્યું કે સંપૂર્ણ વીતરાગ સર્વજ્ઞ તીર્થંકર જ ધર્મપ્રવર્તક હોઈ શકે. અમે તો તીર્થંકરોની આજ્ઞાએ ચાલી તેમના પરમાર્થમાર્ગનો પ્રકાશ કરવા પ્રયત્ન કરનારા વીતરાગ-માર્ગનો પરમાર્થ પ્રકાશવારૂપ લોકાનુગ્રહ શ્રી હેમચંદ્રાચાર્યે કર્યો તેમ કરવાની જરૂર હતી વીતરાગ-માર્ગ પ્રતિ વિમુખતા અને અન્ય માર્ગ તરફથી વિષમતા, ઈર્ષ્યા આદિ શરૂ થઈ ચૂકયા હતા આવી વિષમતામા વીતરાગમાર્ગ ભણી લોકોને વાળવા, લોકોપકારની તથા તે માર્ગના રક્ષણની તેમને જરૂર જણાઈ અમારુ ગમે તેમ થાઓ, આ માર્ગનું રક્ષણ થવુ જોઈએ એ પ્રકારે તેમણે સ્વાર્પણ કર્યું. પણ આમ તેવા જ કરી શકે તેવા ભાગ્યવાન, માહાત્મ્યવાન, ક્ષયોપશમવાન જ કરી શકે જુદાં જુદાં દર્શનોનો યથાવત્ તોલ કરી અમુક દર્શન સંપૂર્ણ સત્યસ્વરૂપ છે એવો નિર્ધાર કરી શકે તેવા પુરુષ લોકાનુગ્રહ, પરમાર્થપ્રકાશ, આત્માર્પણ કરી શકે

શ્રી હેમચંદ્રાચાર્યે ઘણુ કર્યું શ્રી આનંદઘનજી તેમના પછી છસો વરસે થયા એ છસો વરસના અંતરાળમા બીજા તેવા હેમચંદ્રાચાર્યની જરૂર હતી વિષમતા વ્યાપતી જતી હતી કાળ ઉગ્ર સ્વરૂપ લેતો જતો હતો શ્રી વલ્લભાચાર્યે શૃંગારયુક્ત ધર્મ પ્રરૂપ્યો શૃંગારયુક્ત ધર્મ ભણી લોકો વળ્યા, આકર્ષાયા વીતરાગધર્મવિમુખતા વધતી ચાલી અનાદિથી જીવ શૃંગાર આદિ વિભાવમા તો મૂર્છા પામી રહ્યો છે, તેને વૈરાગ્ય સન્મુખ થવુ મુશ્કેલ છે ત્યાં તેની પાસે શૃંગાર જ ધર્મરૂપે મુકાય તો તે વૈરાગ્ય ભણી કેમ વળી શકે ? આમ વીતરાગમાર્ગવિમુખતા વધી

ત્યા પ્રતિમાપ્રતિપક્ષ-સંપ્રદાય જૈનમા જ ઊભો થયો ધ્યાનનું કાર્ય, સ્વરૂપનું કારણ એવી જિન પ્રતિમા પ્રતિ લાખો દૃષ્ટિવિમુખ થયા વીતરાગશાસ્ત્ર કલ્પિત અર્થથી વિરાધાયા, કેટલાક તો સમૂળગાં ખંડાયા આમ આ છસો વરસના અંતરાળમાં વીતરાગમાર્ગરક્ષક બીજા હેમચંદ્રાચાર્યની જરૂર હતી, અન્ય ઘણા આચાર્યો થયા, પણ તે શ્રી હેમચંદ્રાચાર્ય જેવા પ્રભાવશાલી નહી એટલે વિષમતા સામે ટકી ન શકાયું વિષમતા વધતી ચાલી ત્યા શ્રી આનંદઘનજી બસો વરસ પૂર્વે થયા

શ્રી આનંદઘનજીએ સ્વપર હિતબુદ્ધિથી લોકોપકાર—પ્રવૃત્તિ શરૂ કરી આ મુખ્ય પ્રવૃત્તિમા આત્મહિત ગૌણ કર્યું, પણ વીતરાગધર્મવિમુખતા, વિષમતા એટલી બધી વ્યાપી ગઈ હતી કે લોકો ધર્મને કે આનંદઘનજીને પિછાણી ન શકયા, ઓળખી કદર કરી ન શકયા પરિણામે શ્રી આનંદ-ઘનજીને લાગ્યું કે પ્રબળ વ્યાપી ગયેલી વિષમતાયોગે લોકોપકાર, પરમાર્થપ્રકાશ કારગત થતો નથી, અને આત્મહિત ગૌણ થઈ તેમા બાધા આવે છે, માટે આત્મહિતને મુખ્ય કરી તેમાં પ્રવર્તવુ યોગ્ય છે આવી વિચારણાએ પરિણામે તે લોકસંગ ત્યજી દઈ વનમા ચાલી નીકળ્યા વનમાં વિચરતાં છતા અપ્રગટપણે રહી ચોવીશી, પદ આદિ વડે લોકોપકાર તો કરી જ ગયા નિષ્કારણ લોકોપકાર એ મહા-પુરુષોનો ધર્મ છે

પ્રગટપણે લોકો આનંદઘનજીને ઓળખી ન શકયા પણ આનંદઘનજી તો અપ્રગટ રહી તેમનું

નિર્ધ્વંસ પરિણામ એટલે આક્રોશ પરિણામપૂર્વક ઘાતકીપણુ કરતા બેદરકારીપણુ અથવા ભયપણુ નહીં, ભવભીરુપણુ નહી તેવા પરિણામ

હાલના વખતમા મનુષ્યોનું કેટલુંક આયુષ્ય બાળપણામા જાય, કેટલુક સ્ત્રી પાસે જાય, કેટલુક નિદ્રામા જાય, કેટલુંક ધધામાં જાય, અને સહેજ રહે તે કુગુરુ લૂટી લે એટલે મનુષ્યભવ નિરર્થક ચાલ્યો જાય.

લોકોને કઈ જૂઠું કહીને સદ્ગુરુ પાસે સત્સગમા આવવાની જરૂર નથી લોકો એમ પૂછે કે 'કોણ પધાર્યા છે?' તો સ્પષ્ટ કહેવુ કે 'મારા પરમકૃપાળુ સદ્ગુરુ પધાર્યા છે તેમનાં દર્શન અર્થે જવાનું છે' ત્યારે કોઈ કહે કે 'હુ તમારી સાથે આવુ?' ત્યારે કહેવુ કે, 'ભાઈ, તેઓશ્રી કઈ હાલ ઉપદેશ તરીકેનું કાર્ય કરતા નથી અને તમારો હેતુ એવો છે કે ત્યા જઈશુ તો સાંભળીશું પણ કઈ ત્યા ઉપદેશ દે એવો કોઈ નિયમ નથી' ત્યારે તે ભાઈ પૂછે કે, 'તમને ઉપદેશ કેમ દીધો?' ત્યા જણાવવુ કે 'મારે પ્રથમ એમના સમાગમમાં જવાનું થયેલુ અને તે વખતે ધર્મ સબધી વચનો શ્રવણ કર્યા કે જેથી મને તેમ ખાતરી થઈ કે આ મહાત્મા છે એમ ઓળખાણ થતાં મેં તેમને જ મારા સદ્ગુરુ ધાર્યા છે' ત્યારે તે એમ કહે કે 'ઉપદેશ દે અગર ના દે પણ મારે તો તેમનાં દર્શન કરવાં છે' ત્યારે જણાવવુ કે 'કદાચ ઉપદેશ ના દે તો તમારે વિકલ્પ કરવો નહી' આમ કરતાય જ્યારે આવે ત્યારે તો હરિઇચ્છા પણ તમારે પોતે કઈ તેવી પ્રેરણા ન કરવી કે ચાલો ત્યા તો બોધ મળશે, ઉપદેશ મળશે એવી ભાવના પોતે કરવી નહી તેમ બીજાને પ્રેરણા કરવી નહી

---

[૬૪૩-૨] ૨ કાવિઠા, શ્રાવણ વદ ૩, ૧૯૫૦

પ્ર૦ —કેવલજ્ઞાનીએ સિદ્ધાતો પ્રરૂપ્યા તે 'પરઉપયોગ' કે 'સ્વઉપયોગ'? શાસ્ત્રમા કહ્યુ છે કે કેવળજ્ઞાની સ્વઉપયોગમા જ વર્તે.

ઉ૦ —તીર્થંકર કોઈને ઉપદેશ દે તેથી કરી કાઈ 'પરઉપયોગ' કહેવાય નહી 'પરઉપયોગ' તેને કહેવાય કે જે ઉપદેશ દેતા રતિ, અરતિ, હર્ષ, અહકાર થતા હોય જ્ઞાનીપુરુષને તો તાદાત્મ્યસંબધ હોતો નથી જેથી ઉપદેશ દેતા રતિ, અરતિ ન થાય રતિ, અરતિ થાય તે 'પરઉપયોગ' કહેવાય જો એમ હોય તો કેવળી લોકાલોક જાણે છે, દેખે છે તે પણ પરઉપયોગ કહેવાય પણ તેમ નથી, કારણ તેને વિષે રતિપણુ, અરતિપણુ નથી

સિદ્ધાતના બાધા વિષે એમ સમજવુ કે આપણી બુદ્ધિ ન પહોચે તેથી તે વચનો અસત્ છે એમ ન કહેવુ, કારણ કે જેને તમે અસત્ કહો છો, તે શાસ્ત્રથી જ પ્રથમ તો તમે જીવ, અજીવ એવુ કહેતા શીખ્યાં છો, અર્થાત્ તે જ શાસ્ત્રોને આધારે જ તમે જે કાઈ જાણો છો તે જાણ્યું છે, તો પછી તેને અસત્ કહેવા તે ઉપકારને બદલે દોષ કરવા બરાબર ગણાય વળી શાસ્ત્રના લખનારાઓ પણ વિચારવાન હતા, તેથી તે સિદ્ધાત વિષે જાણતા હતા મહાવીરસ્વામી પછી ઘણે વર્ષે લખાણા છે માટે અસત્ કહેવા તે દોષ ગણાય

હાલ સિદ્ધાતોનો જે બાધો જોવામાં આવે છે તે જ અક્ષરોમા અનુક્રમે તીર્થંકરે કહ્યુ હોય એમ કાઈ નથી પણ જેમ કોઈ વખતે કોઈએ વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા સબધી પૂછ્યુ તો તે વખતે તે સબધી વાત કહી વળી કોઈએ પૂછ્યુ કે ધર્મકથા કેટલા પ્રકારે તો કહ્યું કે ચાર પ્રકારે.—આક્ષેપણી, વિક્ષેપણી, નિર્વેદણી, સવેગણી આવા આવા પ્રકારની વાત થતી હોય તે તેમની પાસે જે ગણધરો હોય તે ધ્યાનમાં રાખી લે, અને અનુક્રમે તેનો બાધો બાધે જેમ અહી કોઈ વાત કરવાથી કોઈ ધ્યાનમા રાખી અનુક્રમે તેનો બાધો બાધે તેમ બાકી તીર્થંકર જેટલુ

અનુસંધિવાળો હતો પણ બધા શ્રોતાઓને એ ગ્રાહ્ય થઈ શકે એવો નહોતો, તેમ કોઈને ન સમજાયાથી વિકલ્પ ઉત્પન્ન કરે એવો હતો ચાલતા વિષયે શ્રોતાના શ્રવણદોરમા ત્રુટ પડે એમ હતું તેમ તમને સ્વય ખુલાસો થઈ ગયો છે હવે પૂછવું છે ?

લોકો એક કાર્યની તથા તેના કર્તાની પ્રશસા કરે છે એ ઠીક છે એ એ કાર્યને પોષક તથા તેના કર્તાના ઉત્સાહને વધારનાર છે પણ સાથે એ કાર્યમાં જે ખામી હોય તે પણ વિવેક અને નિર્માનીપણે સભ્યતાપૂર્વક બતાવવી જોઈએ, કે જેથી ફરી ખામીનો અવકાશ ન રહે અને તે કાર્ય ખામીરહિત થઈ પૂર્ણ થાય એકલી પ્રશસા—ગાણાથી ન સરે એથી તો ઊલટું મિથ્યાભિમાન વધે હાલના માનપત્રાદિમા આ પ્રથા વિશેષ છે વિવેક જોઈએ

મ૦ — સાહેબ ! ચદ્રસૂરિ આપને યાદ કરી પૃચ્છા કરતા હતા આપ અહી છો એ એમને ખબર ન હતી આપને મળવા માટે આવ્યા છે

શ્રીમદ્૦ — પરિગ્રહધારી યતિઓને સન્માનવાથી મિથ્યાત્વને પોષણ મળે છે, માર્ગનો વિરોધ થાય છે દાક્ષિણ્યતા—સભ્યતા પણ જાળવવા જોઈએ ચદ્રસૂરિ અમારા માટે આવ્યા છે પણ જીવને છોડવુ ગમતું નથી, મિથ્યા ડાહી ડાહી વાતો કરવી છે, માન મૂકવું ગમતું નથી તેથી આત્માર્થ ન સરે

અમારા માટે આવ્યા, તેથી સભ્યતા ધર્મ જાળવવા તેમની પાસે ગયા સામા પક્ષવાળા સ્થાનક સપ્રદાયના કહેશે કે એમને એમનો રાગ છે, તેથી ત્યા ગયા, અમારી પાસે નથી આવતા પણ જીવને હેતુ, કારણ વિચારવા નથી મિથ્યા દૂષણ, ખાલી આરોપ આપવા તૈયાર છે તેવી વર્તના ગયે છૂટકો છે ભવપરિપાકે સદ્‌વિચાર સ્ફુરે અને હેતુ, પરમાર્થનો વિચાર ઊગે

મોટા કહે તેમ કરવું, કરે તેમ ન કરવુ

શ્રી કબીરનું અતર સમજ્યા વિના ભોળાઈથી લોકો પજવવા માડચા આ વિક્ષેપ ટાળવા કબીરજી વેશ્યાને ત્યા જઈ બેઠા લોકસમૂહ પાછો વળ્યો કબીરજી ભ્રષ્ટ થઈ ગયા એમ લોકો કહેવા લાગ્યા. સાચા ભક્તો થોડા હતા તે કબીરને વળગી રહ્યા. કબીરજીનો વિક્ષેપ તો ટળ્યો પણ બીજાએ તેનું અનુકરણ ન કરવુ

નરસિહ મહેતા ગાઈ ગયા છે કે —

મારુ ગાયું ગાશે તે ઝાઝા ગોદા ખાશે,
સમજીને ગાશે તે વહેલો વૈકુઠ જાશે

તાત્પર્ય કે સમજીને વિવેકપૂર્વક કરવાનું છે પોતાની દશા વિના, વિના વિવેકે, સમજ્યા વિના જીવ અનુકરણ કરવા જાય તો માર ખાઈ જ બેસે માટે મોટા કહે તેમ કરવુ, કરે તેમ ન કરવું આ વચન સાપેક્ષ છે

---

૧૨ મુબઈ, કારતક વદ ૯, ૧૯૫૬

(બીજા ભોઈવાડામા શ્રી શાંતિનાથજીના દિગમ્બરી મદિરમા દર્શન પ્રસગનું વર્ણન)

પ્રતિમા નીરખી છેટેથી વદન કર્યું

ત્રણ વાર પચાગ પ્રણામ કર્યા

શ્રી આનદઘનજીનું શ્રી પદ્મપ્રભુનું સ્તવન સુમધુર, ગભીર, સુસ્પષ્ટ ધ્વનિએ ગાયું

જિન પ્રતિમાના ચરણ તળાસ્યા

એક નાની પચધાતુની જિન પ્રતિમા કાયોત્સર્ગમુદ્રાની અદરથી કોરી કાઢેલી હતી તે સિદ્ધની અવસ્થામા થતા ઘનની સૂચક હતી તે અવગાહના બતાવી કહ્યુ કે જે દેહે આત્મા સપૂર્ણ સિદ્ધ થાય તે દેહપ્રમાણથી કિચિત્ ન્યૂન જે ક્ષેત્રપ્રમાણ ઘન થાય તે અવગાહના જીવો જુદા જુદા સિદ્ધ થયા તે એક ક્ષેત્રે સ્થિત છતા પ્રત્યેક જુદા જુદા છે નિજ ક્ષેત્રઘનપ્રમાણ અવગાહનાએ છે.

પૂર્વકાળમા જીવો આરાધક અને સંસ્કારી હતા, તથારૂપ સત્સંગનો જોગ હતો, તેમ સત્સંગનું માહાત્મ્ય વિસર્જન થયેલુ નહોતુ, અનુક્રમે ચાલ્યું આવતુ હતુ તેથી તે કાળમા તે સંસ્કારી જીવોને સત્પુરુષનું ઓળખાણ થતુ

આ કાળમા સત્પુરુષનું દુર્લભપણુ હોવાથી, ઘણો કાળ થયા સત્પુરુષનો માર્ગ, માહાત્મ્ય અને વિનય ઘસાઈ ગયા જેવા થઈ ગયાં હોવાથી અને પૂર્વના આરાધક જીવો ઓછા હોવાથી જીવને સત્પુરુષનું ઓળખાણ તત્કાળ થતુ નથી ઘણા જીવો તો સત્પુરુષનું સ્વરૂપ પણ સમજતા નથી કા તો છકાયના રક્ષપાળ સાધુને, કા તો શાસ્ત્રો ભણ્યા હોય તેને, કા તો કોઈ ત્યાગી હોય તેને અને કાં તો ડાહ્યો હોય તેને સત્પુરુષ માને છે, પણ તે યથાર્થ નથી

સત્પુરુષનું ખરેખરુ સ્વરૂપ જાણવુ જરૂરનું છે. મધ્યમ સત્પુરુષ હોય તો વખતે થોડા કાળે તેમનું ઓળખાણ થવું સંભવે, કારણ કે જીવની મરજી અનુકૂળ તે વર્તે, સહજ વાતચીત કરે અને આવકાર ભાવ રાખે તેથી જીવને પ્રીતિ થવાનું કારણ બને પણ ઉત્કૃષ્ટ સત્પુરુષને તો તેવી ભાવના હોય નહી અર્થાત્ નિસ્પૃહતા હોવાથી તેવો ભાવ રાખે નહી, તેથી કા તો જીવ અટકી જાય અથવા મૂઝાય અથવા તેનું થવુ હોય તે થાય

જેમ બને તેમ સદ્વૃત્તિ અને સદાચાર સેવવાં જ્ઞાની પુરુષ કાંઈ વ્રત આપે નહી અર્થાત્ જ્યારે પ્રગટ માર્ગ કહે અને વ્રત આપવાનું જણાવે ત્યારે વ્રત અંગીકાર કરવા પણ ત્યા સુધી યથાશક્તિ સદ્વ્રત અને સદાચાર સેવવા એમાં સદાય જ્ઞાની પુરુષની આજ્ઞા છે દંભ, અહંકાર, આગ્રહ, કંઈ પણ કામના, ફળની ઇચ્છા અને લોકને દેખાડવાની બુદ્ધિ એ સઘળા દોષો છે તેથી રહિત વ્રતાદિ સેવવા તેને કોઈ પણ સંપ્રદાય કે મતના વ્રત, પચ્ચખાણુ આદિ સાથે સરખાવવા નહી, કારણ કે લોકો જે વ્રત, પચ્ચખાણુ આદિ કરે છે તેમા ઉપર જણાવેલા દોષો હોય છે આપણે તો તે દોષોથી રહિત અને આત્મવિચારને અર્થે કરવા છે, માટે તેની સાથે કદી પણ સરખાવવા નહી

ઉપર કહ્યા તે દોષો વર્જીને, ઉત્તમ પ્રકારે સદ્વૃત્તિ અને સદાચાર સર્વેએ સેવવાં

નિર્દંભપણે, નિરહંકારપણે અને નિષ્કામપણે જે સદ્વ્રત કરે છે તે દેખીને આડોશીપાડોશી અને બીજા લોકોને પણ તે અંગીકાર કરવાનું ભાન થાય છે જે કંઈ સદ્વ્રત કરવાં તે લોકોને દેખાડવા અર્થે નહી પણ માત્ર પોતાના હિતને અર્થે કરવા નિર્દંભપણે થવાથી લોકોમા તેની અસર તરત થાય છે

કોઈ પણ દંભપણે દાળમા ઉપર મીઠુ ન લેતા હોય અને કહે કે 'હુ ઉપર કાંઈ લેતો નથી શુ નથી ચાલતુ ? એથી શુ ?' એથી કાંઈ લોકોમા અસર થાય નહી અને ઊલટુ કર્યું હોય તે પણ અંધાવા માટે થાય માટે તેમ ન કરતા નિર્દંભપણે અને ઉપરના દૂષણો વર્જીને વ્રતાદિ કરવા

પ્રતિદિન નિયમપૂર્વક આચારાગાદિ વાચવાનું રાખવું આજે એક વાચ્યું અને કાલે બીજુ વાચ્યું એમ ન કરતા ક્રમપૂર્વક એક શાસ્ત્ર પૂરૂ કરવુ આચારાગ સૂત્રમા કેટલાક આશય ગંભીર છે, સૂયગડાગમા પણ ગંભીર છે, ઉત્તરાધ્યયનમા પણ કોઈક કોઈક સ્થળે ગંભીર છે દશવૈકાલિક સુગમ છે આચારાગમા કોઈક સ્થળે સુગમ છે પણ ગંભીર છે, સૂયગડાગ કોઈક સ્થળે સુગમ છે, ઉત્તરાધ્યયનમા કોઈક જગ્યાએ સુગમ છે, તો નિયમપૂર્વક વાચવાં યથાશક્તિ ઉપયોગ દઈ ઊડા ઊતરી વિચારવાનું બને તેટલુ કરવુ

દેવ અરિહંત, ગુરૂ નિર્ગ્રંથ અને ધર્મ કેવળીનો પ્રરૂપેલો, એ ત્રણેની શ્રદ્ધાને જૈનમા સમ્યક્ત્વ કહ્યુ છે માત્ર ગુરુ અસત્ હોવાથી દેવ અને ધર્મનું ભાન નહોતું સદ્ગુરૂ મળવાથી તે દેવ અને ધર્મનું ભાન થયું તેથી સદ્ગુરૂ પ્રત્યે આસ્થા એ જ સમ્યક્ત્વ જેટલી જેટલી આસ્થા અને અપૂર્વપણું તેટલુ

ચાલ્યો જા રસ્તો સુલભ છે, આ રસ્તો સુલભ છે' પણ એ ભૂલા પડેલા માણસને જવું વિકટ છે, એ માર્ગે જતા પહોંચશુ કે નહી એ શંકા નડે છે શંકા કર્યા વિના જ્ઞાનીઓનો માર્ગ આરાધે તો તે પામવો સુલભ છે

---

[ ૮૩૬ ] ૧૫ મુબઈ, કારતક વદ ૧૧, ૧૯૫૬

શ્રી સત્શ્રુત,

૧ શ્રી પાડવ પુરાણે પ્રદ્યુમ્ન ચરિત્ર
૨ શ્રી પુરુષાર્થસિદ્ધિ ઉપાય
૩ શ્રી પદ્મનંદિ પંચવિંશતિ
૪ શ્રી ગોમટ્ટસાર
૫ શ્રી રત્નકરંડ શ્રાવકાચાર
૬ શ્રી આત્માનુશાસન
૭ શ્રી મોક્ષમાર્ગપ્રકાશ
૮ શ્રી કાર્તિકેયાનુપ્રેક્ષા
૯ શ્રી યોગદૃષ્ટિ સમુચ્ચય
૧૦ શ્રી ક્રિયાકોષ
૧૧ શ્રી ક્ષપણાસાર,
૧૨ શ્રી લબ્ધિસાર
૧૩ શ્રી ત્રિલોકસાર
૧૪ શ્રી તત્ત્વસાર
૧૫ શ્રી પ્રવચનસાર
૧૬. શ્રી સમયસાર
૧૭ શ્રી પંચાસ્તિકાય
૧૮ શ્રી અષ્ટપ્રાભૃત
૧૯ શ્રી પરમાત્મ પ્રકાશ.
૨૦ શ્રી રયણસાર

આદિ અનેક છે ઇંદ્રિયનિગ્રહના અભ્યાસપૂર્વક એ સત્શ્રુત સેવવા યોગ્ય છે એ ફળ અલૌકિક છે-અમૃત છે

---

[ ૮૩૬-૭ ] ૧૬ મુબઈ, કાર્તિક વદ ૧૧, ૧૯૫૬

જ્ઞાનીને ઓળખો, ઓળખીને એઓની આજ્ઞા આરાધો જ્ઞાનીની એક આજ્ઞા આરાધતાં અનેકવિધ કલ્યાણ છે

જ્ઞાનીઓ જગતને તૃણવત્ ગણે છે, એ એઓના જ્ઞાનનો મહિમા સમજવો

કોઈ મિથ્યાભિનિવેશી જ્ઞાનનો ડોળ કરી જગતનો ભાર મિથ્યા શિર વહતો હોય તો તે હાસીપાત્ર છે

---

[ ૮૭૪-૨૩ ] ૧૭ મુબઈ, કારતક વદ ૧૧, ૧૯૫૬

વસ્તુત બે વસ્તુઓ છે જીવ અને અજીવ સુવર્ણ નામ લોકોએ કલ્પિત આપ્યું તેની ભસ્મ થઈને પેટમા ગયું વિષ્ટા પરિણમી ખાતર થયું, ક્ષેત્રમા ઊગ્યું, ધાન્ય થયું, લોકોએ ખાધુ, કાળાતરે લોહુ થયું વસ્તુત એક દ્રવ્યના જુદા જુદા પર્યાયોને કલ્પનારૂપે જુદા જુદા નામ અપાયા એક દ્રવ્યના ભિન્ન ભિન્ન પર્યાયો વડે લોક ભ્રાન્તિમા પડી ગયુ એ ભ્રાન્તિએ મમતાને જન્મ આપ્યો

રૂપિયા વસ્તુત છે, છતા લેણદાર દેણદારને મિથ્યા ઝઘડા થાય છે લેણદારની અધીરાઈથી એને મન રૂપિયા ગયા જાણે છે વસ્તુત રૂપિયા છે, તેમજ જુદી જુદી કલ્પનાએ ભ્રમજાળ પાથરી દીધી છે, તેમાથી જીવ-અજીવનો, જડ-ચૈતન્યનો ભેદ કરવો એ વિકટ થઈ પડયુ છે ભ્રમજાળ યથાર્થ લક્ષમાં ઊતરે, તો જડ-ચૈતન્ય ક્ષીર-નીરવત્ ભિન્ન સ્પષ્ટ ભાસે

---

[ ૮૩૭-૧ ] ૧૮ મુંબઈ, કા વદ ૧૨, ૧૯૫૬

'ઇનોક્યુલેશન'—મરકીની રસી રસીના નામે દાક્તરોએ આ ધતિંગ ઊભું કર્યું છે બિચારાં નિરપરાધી અશ્વ આદિને રસીના બહાને રિબાવી મારી નાખે છે, હિંસા કરી પાપને પોષે છે, પાપ

જેમ કોરો કાગળ વાચતા હોય તેમ તેમને હર્ષશોક થાય નહી ભય અજ્ઞાનનો છે જેમ સિંહણને સિંહ ચાલ્યો આવતો હોય અને ભય લાગતો નથી પણ મનુષ્ય ભય પામી ભાગી જાય છે, જાણે તે કૂતરો ચાલ્યો આવતો હોય તેમ સિંહણને લાગે છે, તેવી રીતે જ્ઞાની પૌદ્ગલિક સંયોગ સમજે છે રાજ્ય મળ્યે આનંદ થાય તો તે અજ્ઞાન જ્ઞાનીની દશા બહુ જ અદ્ભુત છે

યથાતથ્ય કલ્યાણ સમજાયું નથી તેનું કારણ વચનને આવરણ કરનાર દુરાગ્રહ ભાવ, કષાય રહ્યા છે દુરાગ્રહભાવને લીધે મિથ્યાત્વ શું છે તે સમજાય નહી, દુરાગ્રહને મૂકે કે મિથ્યાત્વ દૂર ખસવા માડે કલ્યાણને અકલ્યાણ અને અકલ્યાણને કલ્યાણ સમજે તે મિથ્યાત્વ દુરાગ્રહાદિ ભાવને લીધે જીવને કલ્યાણનું સ્વરૂપ બતાવ્યા છતા સમજાય નહી કષાય, દુરાગ્રહાદિ મુકાય નહી તો પછી તે વિશેષ પ્રકારે પીડે છે કષાય સત્તાપણે છે, નિમિત્ત આવે ત્યારે ઊભા થાય છે, ત્યા સુધી ઊભા થાય નહી

પ્ર૦ —શું વિચાર કર્યે સમભાવ આવે?

ઉ૦ —વિચારવાનને પુદ્ગલમા તન્મયપણું, તાદાત્મ્યપણું થતું નથી અજ્ઞાની પૌદ્ગલિક સંયોગના હર્ષનો પત્ર વાચે તો તેનું મોઢું ખુશીમા દેખાય, અને ભયનો કાળ આવે તો ઉદાસ થઈ જાય સર્પ દેખી આત્મવૃત્તિમા ભયનો હેતુ થાય ત્યારે તાદાત્મ્યપણું કહેવાય તન્મયપણું થાય તેને જ હર્ષ, શોક થાય છે નિમિત્ત છે તે તેનું કાર્ય કર્યા વગર રહે નહી

મિથ્યાદૃષ્ટિને વચમા સાક્ષી (જ્ઞાનરૂપી) નથી દેહ ને આત્મા બન્ને જુદા છે એવો જ્ઞાનીને ભેદ પડયો છે જ્ઞાનીને વચમા સાક્ષી છે જ્ઞાનજાગૃતિ હોય તો જ્ઞાનના વેગે કરી, જે જે નિમિત્ત મળે તેને પાછું વાળી શકે

જીવ વિભાવપરિણામમા વર્તે તે વખતે કર્મ બાધે, અને સ્વભાવ પરિણામમા પ્રવર્તે તે વખતે કર્મ બાધે નહી. એમ સંક્ષેપમા પરમાર્થ કહ્યો પણ જીવ સમજે નહી તેથી વિસ્તાર કરવો પડયો, જેમાથી મોટાં શાસ્ત્રો રચાયા

સ્વચ્છંદ ટળે તો જ મોક્ષ થાય

સદ્ગુરુની આજ્ઞા વિના આત્માર્થી જીવના શ્વાસોચ્છ્વાસ સિવાય બીજું ન ચાલે એવી જિનની આજ્ઞા છે

પ્ર૦ —પાચ ઇન્દ્રિયો શી રીતે વશ થાય?

ઉ૦ —વસ્તુઓ ઉપર તુચ્છભાવ લાવવાથી જેમ ફૂલ સુકાવાથી તેની સુગંધી થોડીવાર રહી નાશ પામે છે, અને ફૂલ કરમાઈ જાય છે, તેથી કાંઈ સંતોષ થતો નથી, તેમ તુચ્છભાવ આવવાથી ઇન્દ્રિયોના વિષયોમા લુબ્ધતા થતી નથી પાચ ઇન્દ્રિયોમા જિહ્વાઇન્દ્રિય વશ કરવાથી બાકીની ચાર ઇન્દ્રિયો સહેજે વશ થાય છે

જ્ઞાની પુરુષને શિષ્યે પ્રશ્ન પૂછ્યું, 'બાર ઉપાગ તો બહુ ગહન છે, અને તેથી મારાથી સમજી શકાય તેમ નથી, માટે બાર ઉપાગનો સાર જ બતાવો કે જે પ્રમાણે વર્તું તો મારું કલ્યાણ થાય' સદ્ગુરુએ ઉત્તર આપ્યો, બાર ઉપાગનો સાર તમને કહીએ છીએ કે, 'વૃત્તિઓને ક્ષય કરવી' આ વૃત્તિઓ બે પ્રકારની કહી એક બાહ્ય અને બીજી અંતરૂ બાહ્યવૃત્તિ એટલે આત્માથી બહાર વર્તવું તે આત્માની અંદર પરિણમવું, તેમા શમાવું, તે અંતરવૃત્તિ પદાર્થનું તુચ્છપણું ભાસ્યમાન થયું હોય તો અંતરવૃત્તિ રહે જેમ અલ્પ કિંમતનો એવો જે માટીનો ઘડો તે ફૂટી ગયો અને પછી તેનો ત્યાગ કરતા આત્માની વૃત્તિ ક્ષોભ પામતી નથી કારણ કે તેમા તુચ્છપણું સમજાયું છે આવી રીતે જ્ઞાનીને જગતના સર્વ પદાર્થ તુચ્છ ભાસ્યમાન છે જ્ઞાનીને એક રૂપિયાથી માંડી સુવર્ણ ઇત્યાદિક પદાર્થમા સાવ માટીપણું જ ભાસે છે

દેવ કોણ? વીતરાગ દર્શનયોગ્ય મુદ્રા કઈ? વીતરાગતા સૂચવે તે

'સ્વામી કાર્તિકેયાનુપ્રેક્ષા' વૈરાગ્યનો ઉત્તમ ગ્રંથ છે દ્રવ્યને, વસ્તુને યથાવત્ લક્ષમાં રાખી વૈરાગ્યનું એમા નિરૂપણ કર્યું છે દ્રવ્યનું સ્વરૂપ બતાવનાર ચાર શ્લોક અદ્ભુત છે એને માટે આ ગ્રંથની રાહ જોતા હતા ગઈ સાલ જેઠ માસમા મદ્રાસ ભણી જવું થયું હતું કાર્તિકસ્વામી એ ભૂમિમા બહુ વિચર્યા છે એ તરફના નગ્ન, ભવ્ય, ઊંચા, અડોલ વૃત્તિથી ઊભેલા પહાડ નીરખી સ્વામી કાર્તિકેયાદિની અડોલ, વૈરાગ્યમય દિગમ્બરવૃત્તિ યાદ આવતી હતી

નમસ્કાર તે સ્વામી કાર્તિકેયાદિને

---

[૮૯૦] ૨૩ મોરબી, શ્રાવણ વદ ૮, ૧૯૫૬

'ષડ્દર્શનસમુચ્ચય,' ને 'યોગદૃષ્ટિસમુચ્ચય'નાં ભાષાંતર ગુજરાતીમા કરવા યોગ્ય છે ષડ્દર્શનસમુચ્ચય'નું ભાષાતર થયેલ છે પણ તે સુધારી ફરી કરવા યોગ્ય છે ધીમે ધીમે થશે, કરશો આનંદઘનજી ચોવીશીના અર્થ પણ વિવેચન સાથે લખશો.

नमो दुर्वाररागादिवैरिवारनिवारिणे,
अर्हते योगिनाथाय महावीराय तायिने

શ્રી હેમચંદ્રાચાર્ય 'યોગશાસ્ત્ર'ની રચના કરતા મંગલાચરણમા વીતરાગ સર્વજ્ઞ અરિહંત યોગીનાથ મહાવીરને સ્તુતિરૂપે નમસ્કાર કરે છે

'વાર્યા વારી ન શકાય, વારવા બહુ બહુ મુશ્કેલ એવા રાગ, દ્વેષ, અજ્ઞાનરૂપી શત્રુના સમૂહને જેણે વાર્યા, જીત્યા, જે વીતરાગ સર્વજ્ઞ થયા, વીતરાગ સર્વજ્ઞ થતા જે અર્હત્ પૂજવા યોગ્ય થયા, અને વીતરાગ અર્હત્ થતા મોક્ષ અર્થે પ્રવર્તન છે જેનુ એવા જુદા જુદા યોગીઓના જે નાથ થયા, નેતા થયા, અને એમ નાથ થતા જે જગતના નાથ, તાત, ત્રાતા થયા, એવા જે મહાવીર તેને નમસ્કાર હો' અહી સદ્દેવના અપાયઅપગમ અતિશય, જ્ઞાન અતિશય, વચન અતિશય અને પૂજા અતિશય સૂચવ્યા આ મંગલ સ્તુતિમા સમગ્ર 'યોગશાસ્ત્ર'નો સાર સમાવી દીધો છે સદ્દેવનું નિરૂપણ કર્યું છે સમગ્ર વસ્તુસ્વરૂપ, તત્ત્વજ્ઞાન સમાવી દીધુ છે ઉકેલનાર ખોજક જોઈએ

લૌકિક મેળામા વૃત્તિને ચંચળ કરે એવા પ્રસંગ વિશેષ હોય સાચો મેળો સત્સંગનો એવા મેળામા વૃત્તિની ચંચળતા ઓછી થાય, દૂર થાય માટે સત્સંગમેળાને જ્ઞાનીઓએ વખાણ્યો છે, ઉપદેશ્યો છે

---

[૮૯૫-૧] ૨૪ વઢવાણ કૅમ્પ, ભાદ્રપદ વદ, ૧૯૫૬

'મોક્ષમાળા'ના પાઠ અમે માપી માપીને લખ્યા છે ફરી આવૃત્તિ અંગે સુખ ઊપજે તેમ પ્રવર્તો કેટલાક વાક્ય નીચે લીટી દોરી છે તેમ કરવા જરૂર નથી શ્રોતા વાચકને બનતા સુધી આપણા અભિપ્રાયે ન દોરવા લક્ષ રાખવુ શ્રોતા વાચકમા પોતાની મેળે અભિપ્રાય ઊગવા દેવો સારાસાર તોલ કરવાનુ વાચનાર શ્રોતાના પર છોડી દેવુ આપણે તેમને દોરી તેમને પોતાને ઊગી શકે એવા અભિપ્રાયને થંભી ન દેવો

[1]'પ્રજ્ઞાવબોધ' ભાગ 'મોક્ષમાળા'ના ૧૦૮ મણકા અત્રે લખાવશુ

પરમ સત્શ્રુતના પ્રચારરૂપ એક યોજના ધારી છે તે પ્રચાર થઈ પરમાર્થમાર્ગ પ્રકાશ પામે તેમ થશે

---

૧ જુઓ પત્રાંક ન ૯૪૬

પણ તુચ્છ થઈ, એક પાઈના ચાર આત્મા થયા, માટે દરેક પદાર્થમાં તુચ્છપણું વિચારી વૃત્તિ બહાર જતી અટકાવવી, અને ક્ષય કરવી.

અનાથદાસજીએ કહ્યું છે કે, 'એક અજ્ઞાનીના કોટિ અભિપ્રાયો છે, અને કોટિ જ્ઞાનીનો એક અભિપ્રાય છે'

આત્માને જે મોક્ષના હેતુ છે તે 'સુપચ્ચખાણુ' આત્માને સંસારનાં હેતુ છે તે 'દુપચ્ચખાણુ' ઢુંઢિયા અને તપ્પા કલ્પના કરી જે મોક્ષ જવાનો માર્ગ કહે છે તે પ્રમાણે તો ત્રણે કાળમા મોક્ષ નથી

ઉત્તમ જાતિ, આર્ય ક્ષેત્ર, ઉત્તમ કુળ, અને સત્સંગ એ આદિ પ્રકારથી આત્મગુણ પ્રગટ થાય છે

તમે માન્યો છે તેવો આત્માનો મૂળ સ્વભાવ નથી, તેમ આત્માને કર્મે કાંઈ સાવ આવરી નાંખ્યો નથી આત્માના પુરુષાર્થધર્મનો માર્ગ સાવ ખુલ્લો છે

બાજરી અથવા ઘઉંનો એક દાણો લાખ વર્ષ સુધી રાખી મૂકયો હોય (સડી જાય તે વાત અમારા ધ્યાનમા છે) પણ જો તેને પાણી, માટી આદિનો સંયોગ ન મળે તો ઊગવાનો સંભવ નથી, તેમ સત્સંગ અને વિચારનો યોગ ન મળે તો આત્મગુણ પ્રગટ થતો નથી.

શ્રેણિકરાજા નરકમાં છે, પણ સમભાવે છે, સમકિતી છે, માટે તેને દુઃખ નથી

ચાર કઠિયારાના દૃષ્ટાંતે ચાર પ્રકારના જીવો છે —ચાર કઠિયારા જંગલમા ગયા પ્રથમ સર્વેએ કાષ્ઠ લીધા ત્યાંથી આગળ ચાલ્યા કે સુખડ આવી ત્યા ત્રણે સુખડ લીધી એક કહે 'એ જાતનાં લાકડાં ખપે કે નહી, માટે મારે તો લેવા નથી, આપણે રોજ લઈએ છીએ તે જ મારે તો સારાં' આગળ ચાલતા સોનુંરૂપુ આવ્યું ત્રણમાંથી બેએ સુખડ નાખી દઈ સોનુંરૂપુ લીધું, એકે ન લીધું. ત્યાથી આગળ ચાલ્યા કે રત્નચિંતામણિ આવ્યો બેમાથી એકે સોનું નાંખી દઈ રત્નચિંતામણિ લીધો, એકે સોનું રહેવા દીધુ

(૧) આ જગોએ એમ દૃષ્ટાંત ઘટાવવું કે જેણે લાકડા જ લીધાં અને બીજું ન લીધું તે પ્રકારના એક જીવ છે, કે જેણે લૌકિક કર્મો કરતા જ્ઞાનીપુરુષને ઓળખ્યા નહી, દર્શન પણ કર્યાં નહી, એથી તેનાં જન્મ જરા મરણ પણ ટળ્યા નહી, ગતિ પણ સુધરી નહી

(૨) સુખડ લીધી અને કાષ્ઠ મૂકી દીધા ત્યા દૃષ્ટાંત એમ ઘટાવવું કે જેણે સહેજે જ્ઞાનીને ઓળખ્યા, દર્શન કર્યાં તેથી તેની ગતિ સારી થઈ

(૩) સોનુ આદિ લીધુ તે દૃષ્ટાંત એમ ઘટાવવું કે જેણે જ્ઞાનીને તે પ્રકારે ઓળખ્યા માટે તેને દેવગતિ પ્રાપ્ત થઈ

(૪) રત્નચિંતામણિ જેણે લીધો તે દૃષ્ટાંત એમ ઘટાવવું કે જે જીવને જ્ઞાનીની યથાર્થ ઓળખાણ થઈ તે જીવ ભવમુક્ત થયો

એક વન છે તેમા માહાત્મ્યવાળા પદાર્થો છે તેનુ જે પ્રકારે ઓળખાણ થાય તેટલુ માહાત્મ્ય લાગે, અને તે પ્રમાણમા તે ગ્રહે આ રીતે જ્ઞાનીપુરુષરૂપી વન છે જ્ઞાનીપુરુષનું અગમ્ય, અગોચર માહાત્મ્ય છે તેનુ જેટલુ ઓળખાણ થાય તેટલુ માહાત્મ્ય લાગે, અને તે તે પ્રમાણમા તેનું કલ્યાણ થાય

સાંસારિક ખેદના કારણો જોઈ, જીવને કડવાશ લાગતા છતા તે વૈરાગ્ય ઉપર પગ દઈ ચાલ્યો જાય છે, પણ વૈરાગ્યમા પ્રવૃત્તિ કરતો નથી

લોકો જ્ઞાનીને લોકદૃષ્ટિએ દેખે તો ઓળખે નહી.

આહારાદિ વગેરેમા પણ જ્ઞાનીપુરુષની પ્રવૃત્તિ બાહ્ય વર્તે છે કેવી રીતે જે, ઘડા ઉપર (આમ

[ ૫૦૦-૩૪૭-૧ ] ૨૮

પાંચ ઇન્દ્રિયોના વિષય સંબંધી –

જે જીવને મોહનીય કર્મરૂપી કષાયનો ત્યાગ કરવો હોય, તે તેનો એકદમ ત્યાગ કરવા ધારશે ત્યારે કરી શકાશે તેવા વિશ્વાસ ઉપર રહી તેનો ક્રમે ત્યાગ કરવાનો અભ્યાસ નથી કરતો, તે એકદમ ત્યાગ કરવાનો પ્રસગ આવ્યે મોહનીયકર્મના બળ આગળ ટકી શકતો નથી, કારણ કર્મરૂપ શત્રુને ધીરે ધીરે નિર્બળ કર્યા વિના કાઢી મૂકવાને તે એકદમ અસમર્થ બને છે આત્માના નિર્બળપણાને લઈને તેના ઉપર મોહનુ બળવાનપણુ છે તેનુ જોર ઓછુ કરવાને આત્મા પ્રયત્ન કરે, તો એકી વખતે તેના ઉપર જય મેળવવાની ધારણામા તે ઠગાય છે જ્યા સુધી મોહવૃત્તિ લડવા સામી નથી આવી ત્યા સુધી મોહવશ આત્મા પોતાનું બળવાનપણુ ધારે છે, પરતુ તેવી કસોટીનો પ્રસગ આવ્યે આત્માને પોતાનુ કાયરપણુ સમજાય છે, માટે જેમ બને તેમ પાચ ઇદ્રિયોના વિષય મોળા કરવા તેમાં મુખ્યત્વે ઉપસ્થ ઇદ્રિય અમલમા લાવવી, એમ અનુક્રમે બીજી ઇદ્રિયોના વિષયો

ઇન્દ્રિયના વિષયરૂપી ક્ષેત્રની બે તસુ જમીન જીતવાને આત્મા અસમર્થપણુ બતાવે છે અને આખી પૃથ્વી જીતવામા સમર્થપણુ ધારે છે, એ કેવું આશ્ચર્યરૂપ છે ?

પ્રવૃત્તિને આડે આત્મા નિવૃત્તિનો વિચાર કરી શકતો નથી, એમ કહેવું એ માત્ર બહાનુ છે જો થોડો સમય પણ આત્મા પ્રવૃત્તિ છોડી પ્રમાદરહિત હમેશા નિવૃત્તિનો વિચાર કરે, તો તેનું બળ પ્રવૃત્તિમાં પણ પોતાનું કાર્ય કરી શકે છે કારણ દરેક વસ્તુનો પોતાના વધતા ઓછા બળવાનપણાના પ્રમાણમા પોતાનું કાર્ય કરવાનો સ્વભાવ છે માદક ચીજ બીજા ખોરાક સાથે પોતાના અસલના સ્વભાવ પ્રમાણે પરિણમવાને ભૂલી જતી નથી, તેમ જ્ઞાન પણ પોતાનો સ્વભાવ ભૂલતું નથી માટે દરેક જીવે પ્રમાદરહિત, યોગ, કાળ, નિવૃત્તિ, ને માર્ગનો વિચાર નિરતર કરવો જોઈએ

---

[ ૩૪૭-૨ ] ૨૯

વ્રત સબધી :—

દરેક જીવે વ્રત લેવુ હોય તો સ્પષ્ટાઈની સાથે બીજાની સાક્ષીએ લેવું તેમા સ્વેચ્છાએ વર્તવું નહીં વ્રતમા રહી શકતો આગાર રાખ્યો હોય અને કારણવિશેષને લઈને વસ્તુનો ઉપયોગ કરવો પડે તો તેમ કરવામાં અધિકારી પોતે ન બનવુ જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે વર્તવું નહી તો તેમાં મોળા પડી જવાય છે, અને વ્રતનો ભગ થાય છે

---

[ ૩૪૭-૩ ] ૩૦

મોહ–કષાય સબધી —

દરેક જીવની અપેક્ષાએ જ્ઞાનીએ ક્રોધ, માન, માયા અને લોભ એમ અનુક્રમ રાખ્યો છે, તે ક્ષય થવાની અપેક્ષાએ છે

પહેલો કષાય જવાથી અનુક્રમે બીજા કષાયો જાય છે, અને અમુક અમુક જીવોની અપેક્ષાએ માન, માયા, લોભ અને ક્રોધ એમ ક્રમ રાખેલ છે, તે દેશ, કાળ, ક્ષેત્ર જોઈને પ્રથમ જીવને બીજાથી ઊચો મનાવા માન થાય છે, તે અર્થે છળકપટ કરે છે, અને તેથી પૈસા મેળવે છે, અને તેમ કરવામા વિઘ્ન કરનાર ઉપર ક્રોધ કરે છે એવી રીતે કષાયની પ્રકૃતિઓ અનુક્રમે બધાય છે, જેમાં લોભની એટલી બળવત્તર મીઠાશ છે, કે તેમાં જીવ માન પણ ભૂલી જાય છે, ને તેની દરકાર નથી કરતો, માટે માનરૂપી કષાય ઓછો કરવાથી અનુક્રમે બીજા એની મેળે ઓછા થઈ જાય છે

---

નથી, જેમ રાત્રે ખાવાથી હિંસાનું કારણ દેખાય છે, એટલે જ્ઞાની આજ્ઞા કરે જ નહી કે તું રાત્રે ખા પણ જે જે અહંભાવે આચરણ કર્યું હોય, અને રાત્રિભોજનથી જ અથવા ફલાણાથી જ મોક્ષ થાય, અથવા આમાં જ મોક્ષ છે, એમ દુરાગ્રહથી માન્યું હોય તો તેવો દુરાગ્રહ મુકાવવાને માટે જ્ઞાનીપુરુષો કહે કે, 'મૂકી દે, તારી અહંવૃત્તિએ કર્યું હતું તે મૂકી દે અને જ્ઞાનીપુરુષોની આજ્ઞાએ તેમ કર અને તેમ કર તો કલ્યાણ થાય' અનાદિકાળથી દિવસે તેમ જ રાત્રે ખાધું છે, પણ જીવનો મોક્ષ થયો નહીં!

આ કાળમાં આરાધકપણાના કારણો ઘટતા જાય છે, અને વિરાધકપણાના લક્ષણો વર્ધમાનતા પામતા જાય છે

કેશીસ્વામી મોટા હતા, અને પાર્શ્વનાથસ્વામીના શિષ્ય હતા, તોપણ પાંચ મહાવ્રત અંગીકાર કર્યાં હતા કેશીસ્વામી અને ગૌતમસ્વામી મહા વિચારવાન હતા, પણ કેશીસ્વામીએ એમ ન કહ્યું 'હું દીક્ષાએ મોટો છું માટે તમે મારી પાસે ચારિત્ર લ્યો' વિચારવાન અને સરળ જીવ જેને તરત કલ્યાણયુક્ત થઈ જવું છે તેને આવી વાતનો આગ્રહ હોય નહીં

કોઈ સાધુ જેણે પ્રથમ આચાર્યપણે અજ્ઞાનઅવસ્થાએ ઉપદેશ કર્યો હોય, અને પછી તેને જ્ઞાનીપુરુષનો સમાગમ થતા તે જ્ઞાનીપુરુષ જો આજ્ઞા કરે કે જે સ્થળે આચાર્યપણે ઉપદેશ કર્યો હોય ત્યાં જઈ એક ખૂણે છેવાડે બેસી બધા લોકોને એમ કહે કે મેં અજ્ઞાનપણે ઉપદેશ આપ્યો છે, માટે તમે ભૂલ ખાશો નહીં, તો તે પ્રમાણે સાધુને કર્યા વિના છૂટકો નહીં જો તે સાધુ એમ કહે 'મારાથી એમ થાય નહીં, એને બદલે આપ કહો તો પહાડ ઉપરથી પડતું મૂકું, અથવા બીજું ગમે તે કહો તે કરું, પણ ત્યાં તો મારાથી નહીં જવાય' જ્ઞાની કહે છે 'ત્યારે એ વાત જવા દે અમારા સંગમાં પણ આવતો નહીં કદાપિ તું લાખ વાર પર્વતથી પડે તોપણ કામનું નથી અહીં તો તેમ કરશે તો જ મોક્ષ મળશે તેમ કર્યા વિના મોક્ષ નથી, માટે જઈને ક્ષમાપના માગે તો જ કલ્યાણ થાય'

ગૌતમસ્વામી ચાર જ્ઞાનના ધર્તા હતા અને આનંદશ્રાવક પાસે ગયા હતા આનંદશ્રાવકે કહ્યું 'મને જ્ઞાન ઊપજ્યું છે' ત્યારે ગૌતમસ્વામીએ કહ્યું 'ના, ના એટલું બધું હોય નહીં, માટે આપ ક્ષમાપના લો' ત્યારે આનંદશ્રાવકે વિચાર્યું કે આ મારા ગુરુ છે, કદાચ આ વખતે ભૂલ ખાય છે, તોપણ ભૂલ ખાઓ છો એમ કહેવું યોગ્ય નથી, ગુરુ છે માટે શાન્તિથી કહેવું યોગ્ય છે એમ ધારી આનંદશ્રાવકે કહ્યું કે 'મહારાજ! સદ્ભૂત વચનનો મિચ્છા મિ દુક્કડં કે અસદ્ભૂત વચનનો મિચ્છા મિ દુક્કડં?' ત્યારે ગૌતમસ્વામીએ કહ્યું કે 'અસદ્ભૂત વચનનો મિચ્છા મિ દુક્કડં' ત્યારે આનંદશ્રાવકે કહ્યું. 'મહારાજ! હું મિચ્છા મિ દુક્કડં લેવાને યોગ્ય નથી' એટલે ગૌતમસ્વામી ચાલ્યા ગયા અને જઈને મહાવીરસ્વામીને પૂછ્યું (ગૌતમસ્વામી તેનું સમાધાન કરે તેવા હતા, પણ છતે ગુરુએ તેમ કરે નહીં જેથી મહાવીરસ્વામી પાસે જઈ હકીકત કહી) મહાવીરસ્વામીએ કહ્યું, 'હે ગૌતમ! હા, આનંદ દેખે છે એમ જ છે, અને તમારી ભૂલ છે, માટે તમે આનંદ પાસે જઈ ક્ષમાપના લ્યો' 'તહત્' કહી ગૌતમસ્વામી ક્ષમાવવા ગયા જો ગૌતમસ્વામીમાં મોહ નામનો મહા સુભટ પરાભવ પામ્યો ન હોત તો ત્યાં જાત નહીં, અને કદાપિ ગૌતમસ્વામી એમ કહેત કે 'મહારાજ! આપના આટલા બધા શિષ્ય છે તેમની હું ચાકરી કરું, પણ ત્યાં તો નહીં જાઉં,' તો તે વાત કબૂલ થાત નહીં ગૌતમસ્વામી પોતે ત્યાં જઈ ક્ષમાવી આવ્યા!

'સાસ્વાદનસમકિત' એટલે વમી ગયેલું સમકિત, અર્થાત્ જે પરીક્ષા વગેરી તેને આવરણ આવી જાય તોપણ મિથ્યાત્વ અને સમકિતની કિંમત તેને જુદી ને જુદી લાગે જેમ છાશમાંથી માખણ વલોવી કાઢી લીધું, ને પછી પાછું છાશમાં નાખ્યું માખણ ને છાશ પ્રથમ જેવા એકમેક થતા

કોઈ પણ જીવ પ્રતિ કિંચિત્‌માત્ર પણ અપરાધ કર્યો હોય, તે જાણતા અજાણતાં થયો હોય, તે સર્વ ક્ષમાવવા, તેને નિંદવા, વિશેષ નિંદવા, આત્મામાંથી તે અપરાધ વિસર્જન કરી નિઃશલ્ય થવું રાત્રિએ શયન કરતી વખતે પણ એ જ પ્રમાણે કરવુ

શ્રી સત્પુરુષનાં દર્શન કરી ચાર ઘડી માટે સર્વ સાવદ્ય વ્યાપારથી નિવર્તી એક આસન પર સ્થિતિ કરવી તે સમયમા 'પરમગુરુ' એ શબ્દની પાચ માળાઓ ગણી બે ઘડી સુધી સત્‌શાસ્ત્રનુ અધ્યયન કરવુ ત્યાર પછી એક ઘડી કાયોત્સર્ગ કરી શ્રી સત્પુરુષોના વચનોનુ તે કાયોત્સર્ગમા રટણ કરી સદ્‌વૃત્તિનુ અનુસધાન કરવું ત્યાર પછી અરધી ઘડીમા ભક્તિની વૃત્તિ ઉજમાળ કરનારા એવા પદો (આજ્ઞાનુસાર) ઉચ્ચારવા અરધી ઘડીમા 'પરમગુરુ' શબ્દનુ કાયોત્સર્ગરૂપે રટણ કરવું, અને 'સર્વજ્ઞદેવ' એ નામની પાચ માળા ગણવી

હાલ અધ્યયન કરવા યોગ્ય શાસ્ત્રો — વૈરાગ્યશતક, ઇંદ્રિયપરાજયશતક, શાતસુધારસ, અધ્યાત્મકલ્પદ્રુમ, યોગદૃષ્ટિસમુચ્ચય, નવતત્ત્વ, મૂળપદ્ધતિ કર્મગ્રથ, ધર્મબિંદુ, આત્માનુશાસન, ભાવનાબોધ, મોક્ષમાર્ગપ્રકાશ, મોક્ષમાળા, ઉપમિતિભવપ્રપચ, અધ્યાત્મસાર, શ્રી આનદઘનજી—ચોવીશીમાથી નીચેનાં સ્તવનો.— ૧, ૩, ૫, ૭, ૮, ૯, ૧૦, ૧૩, ૧૫, ૧૬, ૧૭, ૧૯, ૨૨

સાતવ્યસન (જુગટુ, માસ, મદિરા, વેશ્યાગમન, શિકાર, ચોરી, પરસ્ત્રી)નો ત્યાગ.

(અથ સપ્તવ્યસન નામ ચોપાઈ)

"જૂવા,[1] આમિષ,[2] મદિરા,[3] દારી,[4] આહેટક,[5] ચોરી,[6] પરનારી,[7]
એહિ સપ્તવ્યસન દુખદાઈ, દુરિતમૂળ દુર્ગતિકે જાઈ"

એ સપ્તવ્યસનનો ત્યાગ રાત્રિભોજનનો ત્યાગ અમુક સિવાય સર્વ વનસ્પતિનો ત્યાગ અમુક તિથિએ અત્યાગ વનસ્પતિનો પણ પ્રતિબધ અમુક રસનો ત્યાગ અબ્રહ્મચર્યનો ત્યાગ. પરિગ્રહ પરિમાણ

શરીરમા વિશેષ રોગાદિ ઉપદ્રવથી, બેભાનપણાથી, રાજા અથવા દેવાદિના બળાત્કારથી અત્રે વિદિત કરેલ નિયમમા પ્રવર્તવા અશક્ત થવાય તો તે માટે પશ્ચાત્તાપનું સ્થાનક સમજવુ સ્વેચ્છાએ કરીને તે નિયમમાં ન્યૂનાધિકતા કઈ પણ કરવાની પ્રતિજ્ઞા સત્પુરુષની આજ્ઞાએ તે નિયમમા ફેરફાર કરવાથી નિયમ ભગ નહી

---

[૫૪૫] ૩૪ શ્રી ખભાત, આસો સુદ, ૧૯૫૧

**સત્ય**[1]

વસ્તુનું યથાર્થ સ્વરૂપ જેવુ જાણવુ, અનુભવવુ તેવું જ કહેવુ તે સત્ય બે પ્રકારે છે 'પરમાર્થસત્ય અને વ્યવહારસત્ય'

'પરમાર્થસત્ય' એટલે આત્મા સિવાય બીજો કોઈ પદાર્થ આત્માનો થઈ શકતો નથી, એમ નિશ્ચય જાણી, ભાષા બોલવામા વ્યવહારથી દેહ, સ્ત્રી, પુત્ર, મિત્ર, ધન, ધાન્ય, ગૃહ આદિ વસ્તુઓના પ્રસગમા બોલતા પહેલા એક આત્મા સિવાય બીજુ કાઈ મારુ નથી, એ ઉપયોગ રહેવો જોઈએ. અન્ય આત્માના સબધી બોલતા આત્મામા જાતિ, લિગ અને તેવા ઔપચારિક ભેદવાળો તે આત્મા ન છતા માત્ર વ્યવહારનયથી કાર્યને માટે બોલાવવામા આવે છે, એવા ઉપયોગપૂર્વક બોલાય તો તે પારમાર્થિક સત્ય ભાષા છે એમ સમજવાનું છે

૧ દૃષ્ટાત એક માણસ પોતાના આરોપિત દેહની, ઘરની, સ્ત્રીની, પુત્રની કે અન્ય પદાર્થની વાત કરતો હોય તે વખત સ્પષ્ટપણે તે તે પદાર્થથી વક્તા હુ ભિન્ન છુ, અને તે મારા નથી, એમ

---

૧ ખભાતના એક મુમુક્ષુભાઈએ યથાશક્તિ સ્મૃતિમા રાખી કરેલ નોંધ

જો પેલા ભાઈએ પ્રથમથીજ ખોટા કહ્યા હોત તો તે માનત નહીં, પણ જ્યારે પોતાને વસ્તુની કિંમત આવી ને ખોટાને ખોટારૂપે જાણ્યા ત્યારે ઝવેરીને કહેવુ પડયુ નહી કે ખોટા છે આ જ રીતે પોતાને સદ્ગુરુની પરીક્ષા થતા અસદ્ગુરુને અસત્ જાણ્યા તો પછી તે તરત જ અસદ્ગુરુ વર્જીને સદ્ગુરુના ચરણમા પડે, અર્થાત્ પોતામા કિંમત કરવાની શક્તિ આવવી જોઈએ

ગુરુ પાસે રોજ જઈ એકેદ્રિયાદિક જીવોના સબધમા અનેક પ્રકારની શકાઓ અને કલ્પનાઓ કરી પૂછયા કરે, રોજ જાય અને એ ને એ જ પૂછે, પણ એણે ધાર્યું છે શુ ? એકેદ્રિયમા જવુ ધાર્યું છે કે શુ ? પણ કોઈ દિવસ એમ પૂછતો નથી કે એકેદ્રિયથી માડી પચેદ્રિયને જાણવાનો પરમાર્થ શો ? એકેદ્રિયાદિ જીવો સંબધી કલ્પનાઓથી કાઈ મિથ્યાત્વગ્રથિ છેદાય નહી એકેદ્રિયાદિ જીવોનું સ્વરૂપ જાણવાનું કઈ ફળ નથી, વાસ્તવિક રીતે તો સમકિત પ્રાપ્ત કરવાનું છે, માટે ગુરુ પાસે જઈ નકામા પ્રશ્નો કરવા કરતા ગુરુને કહેવુ કે એકેદ્રિયાદિકની વાત આજે જાણી, હવે તે વાત કાલ કરશો નહી, પણ સમકિતની ગોઠવણ કરજો આવુ કહે તો કોઈ દહાડો એનો નિવેડો આવે પણ રોજ એકેદ્રિયાદિની કડાકૂટ કરે તો એનું કલ્યાણ ક્યારે થાય?

સમુદ્ર છે તે ખારો છે એકદમ તો તેની ખારાશ નીકળે નહી તેને માટે આ પ્રકારે ઉપાય છે કે તે સમુદ્રમાથી એકેક વહેળા લેવા, અને તે વહેળામા જેથી તે પાણીની ખારાશ મટે, અને મીઠાશ થાય એવો ખાર નાખવો, પણ તે પાણી શોષાવાના બે પ્રકાર છે એક તો સૂર્યનો તાપ, અને બીજી જમીન, માટે પ્રથમ જમીન તૈયાર કરવી અને પછી નીકોદ્વારાએ પાણી લઈ જવુ અને પછી ખાર નાખવો કે તેથી ખારાશ મટી જશે આ જ રીતે મિથ્યાત્વરૂપી સમુદ્ર છે, તેમા કદાગ્રહાદિરૂપ ખારાશ છે, માટે કુળધર્મરૂપી વહેળાને યોગ્યતારૂપ જમીનમા લઈ સદ્બોધરૂપી ખાર નાખવો એટલે સત્પુરુષરૂપી તાપથી ખારાશ મટી જશે

'દુર્બળ દેહ ને માસ ઉપવાસી, જો છે માયારંગ રે,
તોપણ ગર્ભ અનતા લેશે, બોલે બીજુ અગ રે'

જેટલી ભ્રાન્તિ વધારે તેટલુ વધારે

સૌથી મોટો રોગ મિથ્યાત્વ

જે જે વખતે તપશ્ચર્યા કરવી તે તે વખતે સ્વચ્છદથી ન કરવી, અહકારથી ન કરવી, લોકોને લીધે ન કરવી, જીવે જે કાઈ કરવુ તે સ્વચ્છદે ન કરવુ 'હુ ડાહ્યો છુ' એવુ માન રાખવુ તે ક્યા ભવને માટે ? 'હુ ડાહ્યો નથી' એવુ સમજ્યા તે મોક્ષે ગયા છે મુખ્યમા મુખ્ય વિઘ્ન સ્વચ્છદ છે જેનો દુરાગ્રહ છેદાયો તે લોકોને પણ પ્રિય થાય છે, દુરાગ્રહ મૂક્યો હોય તો બીજાને પણ પ્રિય થાય છે, માટે કદાગ્રહ મુકાયાથી બધા ફળ થવા સભવે છે

ગૌતમસ્વામીએ મહાવીરસ્વામીને વેદના પ્રશ્નો પૂછયા, તેનુ સર્વ દોષનો ક્ષય કર્યો છે એવા તે મહાવીરસ્વામીએ વેદના દાખલા દઈ સમાધાન સિદ્ધ કરી આપ્યુ

બીજાને ઊચા ગુણે ચઢાવવા, પણ કોઈની નિંદા કરવી નહી કોઈને સ્વચ્છદે કાઈ કહેવુ નહી કહેવા યોગ્ય હોય તો અહકારરહિતપણે કહેવુ પરમાર્થદૃષ્ટિએ રાગદ્વેષ ઘટયા હોય તો ફળીભૂત થાય, વ્યવહારથી તો ભોળા જીવોને પણ રાગદ્વેષ ઘટયા હોય, પણ પરમાર્થથી રાગદ્વેષ મોળા પડે તો કલ્યાણનો હેતુ છે

મોટા પુરુષોની દૃષ્ટિએ જોતા સઘળા દર્શન સરખા છે જૈનમા વીશ લાખ જીવો મતમતાંતરમા પડયા છે! જ્ઞાનીની દૃષ્ટિએ ભેદાભેદ હોય નહી

જે જીવને અનતાનુબધીનો ઉદય છે તેને સાચા પુરુષની વાત સાંભળવી પણ ગમે નહી મિથ્યાત્વની ગ્રથિ છે તેની સાત પ્રકૃતિ છે માન આવે એટલે તાને આવે, તેમા અન-

કે તો જ આત્મામાંથી અન્ય પદાર્થ ભિન્નપણે ઉપયોગમા લઈ વચનની પ્રવૃત્તિ થઈ શકે

કોઈ પૂછે કે લોક શાશ્વત કે અશાશ્વત તો ઉપયોગપૂર્વક ન બોલતા, 'લોક શાશ્વત', કહે તો અસત્ય વચન બોલાયું એમ થાય તે વચન બોલતા લોક શાશ્વત કેમ કહેવામા આવ્યો, તેનુ કારણ ધ્યાનમા રાખી તે બોલે તો તે સત્ય ગણાય

આ વ્યવહારસત્યના પણ બે વિભાગ થઈ શકે છે, એક સર્વથા પ્રકારે અને બીજો દેશથી

નિશ્ચયસત્ય પર ઉપયોગ રાખી, પ્રિય એટલે જે વચન અન્યને અથવા જેના સબધમા બોલાયું હોય તેને પ્રીતિકારી હોય, અને પથ્ય, ગુણકારી હોય એવું જ સત્ય વચન બોલનાર સર્વવિરતિ મુનિરાજ પ્રાયે હોઈ શકે છે

સસાર ઉપર અભાવ રાખનાર હોવા છતા પૂર્વકર્મથી, અથવા બીજા કારણથી સસારમા રહેનાર ગૃહસ્થે દેશથી સત્ય વચન બોલવાનો નિયમ રાખવા યોગ્ય છે તે મુખ્ય આ પ્રમાણે —

કન્યાલીક, મનુષ્યસબધી અસત્ય, ગોવાલીક, પશુસબધી અસત્ય, ભૌમાલીક, ભૂમિસબધી અસત્ય, ખોટી સાક્ષી, અને થાપણમૃષા એટલે વિશ્વાસથી રાખવા આપેલા દ્રવ્યાદિ પદાર્થ તે પાછા માગતા, તે સબધી ઇનકાર જવુ તે આ પાચ સ્થૂળ પ્રકાર છે આ સબધમા વચન બોલતા પરમાર્થ સત્ય ઉપર ધ્યાન રાખી, યથાસ્થિત એટલે જેવા પ્રકારે વસ્તુઓના સમ્યક્ સ્વરૂપ હોય તેવા પ્રકારે જ કહેવાનો નિયમ તેને દેશથી વ્રત ધારણ કરનારે અવશ્ય કરવા યોગ્ય છે આ કહેલા સત્ય વિષે ઉપદેશ વિચારી તે ક્રમમા અવશ્ય આવવુ એ જ ફળદાયક છે

---

[૭૬૬–૨]

## ૩૫

સત્પુરુષ અન્યાય કરે નહી સત્પુરુષ અન્યાય કરશે તો આ જગતમા વરસાદ કોના માટે વરસશે ? સૂર્ય કોના માટે પ્રકાશશે ? વાયુ કોના માટે વાશે ?

આત્મા કેવી અપૂર્વ વસ્તુ છે ! જ્યા સુધી શરીરમાં હોય, ભલેને હજારો વરસ, ત્યા સુધી શરીર સડતું નથી, પારાની જેમ આત્મા ચેતન ચાલ્યું જાય અને શરીર શબ થઈ પડે અને સડવા માડે !

જીવમા જાગૃતિ અને પુરુષાર્થ જોઈએ કર્મબધ પડયા પછી પણ તેમાથી ( સત્તામાથી ઉદય આવ્યા પહેલા ) છૂટવું હોય તો અબાધાકાળ પૂર્ણ થતા સુધીમા છૂટી શકાય

પુણ્ય, પાપ અને આયુષ્ય એ કોઈ બીજાને ન આપી શકે તે દરેક પોતે જ ભોગવે

સ્વચ્છદે, સ્વમતિકલ્પનાએ, સદ્‌ગુરુની આજ્ઞા વિના ધ્યાન કરવુ એ તરગરૂપ છે અને ઉપદેશ, વ્યાખ્યાન કરવુ એ અભિમાનરૂપ છે

દેહધારી આત્મા પથી છે અને દેહ એ ઝાડ છે આ દેહરૂપી ઝાડમા ( નીચે ) જીવરૂપી પથી વટેમાર્ગુ થાક લેવા બેઠો છે તે પથી ઝાડને જ પોતાનું કરી માને એ કેમ ચાલે ?

'સુદરવિલાસ' સુદર, સારો ગ્રથ છે તેમા કચા ઊણપ, ભૂલ છે તે અમે જાણીએ છીએ, તે ઊણપ, બીજાને સમજાવી મુશ્કેલ છે ઉપદેશઅર્થે એ ગ્રથ ઉપકારી છે

છ દર્શન ઉપર દૃષ્ટાત — છ જુદા જુદા વૈદ્યોની દુકાન છે તેમા એક વૈદ્ય સપૂર્ણ સાચો છે તે તમામ રોગોને, તેના કારણને અને તે ટાળવાના ઉપાયને જાણે છે તેના નિદાન, ચિકિત્સા સાચા હોવાથી રોગીનો રોગ નિર્મૂળ થાય છે વૈદ્ય કમાય છે પણ સારુ. આ જોઈ બીજા પાચ કૂટવૈદ્યો પણ પોતપોતાની દુકાન ખોલે છે તેમા સાચા વૈદ્યના ઘરની દવા પોતા પાસે હોય છે, તેટલા પૂરતો તો રોગીનો રોગ દૂર કરે છે, અને બીજી પોતાની કલ્પનાથી પોતાના ઘરની દવા આપે છે, તેથી ઊલટો રોગ વધે છે, પણ દવા સસ્તી આપે છે એટલે લોભના માર્યા લોક લેવા બહુ લલચાય છે, અને ઊલટા નુકસાન પામે છે

રક્ષણ અર્થે તપશ્ચર્યા કરવી નહીં, આત્માર્થે કરવી તપશ્ચર્યા બાર પ્રકારે કહી છે આહાર નહીં લેવો એ વગરે બાર પ્રકાર છે સત્ સાધન કરવા માટે જે કાંઈ બતાવ્યું હોય તે સાચા પુરુષના આશ્રયે તે પ્રકારે કરવુ પોતાપણે વર્તવુ તે જ સ્વચ્છદ છે એમ કહ્યુ છે સદ્ગુરુની આજ્ઞા વિના શ્વાસોચ્છ્વાસ ક્રિયા સિવાય બીજુ કઈ કરવુ નહી

સાધુએ લઘુશ કા પણ ગુરુને કહીને કરવી એવી જ્ઞાનીપુરુષોની આજ્ઞા છે

સ્વચ્છદાચારે શિષ્ય કરવો હોય તો આજ્ઞા માગે નહીં, અથવા કલ્પના કરે પરોપકાર કરવામાં માઠી સ કલ્પના વર્તતી હોય, અને તેવા જ ઘણા વિકલ્પો કરી સ્વચ્છદ મૂકે નહી તે અજ્ઞાની, આત્માને વિઘ્ન કરે, તેમ જ આવા બધા પ્રકાર સેવે, અને પરમાર્થનો રસ્તો બાદ કરીને વાણી કહે આ જ પોતાનુ ડહાપણ, અને તેને જ સ્વચ્છદ કહેલ છે

જ્ઞાનીની પ્રત્યેક આજ્ઞા કલ્યાણકારી છે માટે તેમા ન્યૂનાધિક કે મોટા નાનાની કલ્પના કરવી નહી તેમજ તે વાતનો આગ્રહ કરી ઝઘડો કરવો નહી જ્ઞાની કહે તે જ કલ્યાણનો હેતુ છે એમ સમજાય તો સ્વચ્છદ મટે આ જ યથાર્થ જ્ઞાની છે માટે તે કહે તે જ પ્રમાણે કરવુ. બીજા કોઈ વિકલ્પ કરવા નહી

જગતમા ભ્રાંતિ રાખવી નહી, એમા કાંઈ જ નથી આ વાત જ્ઞાની પુરુષો ઘણા જ અનુભવથી વાણી દ્વારા કહે છે જીવે વિચારવુ કે 'મારી બુદ્ધિ જાડી છે, મારાથી સમજાતુ નથી જ્ઞાની કહે છે તે વાક્ય સાચા છે, યથાર્થ છે.' એમ સમજે તો સહેજે દોષ ઘટે

જેમ એક વરસાદથી ઘણી વનસ્પતિ ઊગી નીકળે છે, તેમ જ્ઞાનીની એક પણ આજ્ઞા આરાધતા ઘણા ગુણો પ્રગટે છે

જો જ્ઞાનીની યથાર્થ પ્રતીતિ આવી હોય, અને બરાબર તપાસ્યું છે કે 'આ સત્પુરુષ છે, આની દશા ખરેખરી આત્મદશા છે તેમ એમનાથી કલ્યાણ થશે જ,' અને એવા જ્ઞાનીના વચન પ્રમાણે પ્રવર્તે, તો ઘણા જ દોષ, વિક્ષેપ મટી જાય જ્યા જ્યા જુએ ત્યા ત્યાં અહ કાર રહિત વર્તે અને તેનું બધું પ્રવર્તન સવળુ જ થાય એમ સત્સ ગ, સત્પુરુષનો યોગ અન ત ગુણનો ભ ડાર છે

જગતને બતાવવા જે કઈ કરતો નથી તેને જ સત્સ ગ ફળીભૂત થાય છે સત્સ ગ ને સત્પુરુષ વિના ત્રણે કાળને વિષે કલ્યાણ થાય જ નહી

બાહ્યત્યાગથી જીવ બહુ જ ભૂલી જાય છે વેશ, વસ્ત્રાદિમા ભ્રાંતિ ભૂલી જવી આત્માની વિભાવ દશા, સ્વભાવદશા ઓળખવી

કેટલાક કર્મો ભોગવ્યા વિના છૂટકો નથી જ્ઞાનીને પણ ઉદયકર્મ સ ભવે છે પણ ગૃહસ્થપદું સાધુ કરતા વધારે છે એમ બહારથી કલ્પના કરે તો કોઈ શાસ્ત્રનો સરવાળો મળે નહી

તુચ્છ પદાર્થમા પણ વૃત્તિ ડોલાયમાન થાય છે ચૌદપૂર્વધારી પણ વૃત્તિની ચપળતાથી અને અહ પણ સ્ફુરવાથી નિગોદાદિમા પરિભ્રમણ કરે છે અગિયારમે ગુણસ્થાનકેથી પણ જીવ ક્ષણ લોભથી પડી પહેલે ગુણસ્થાનકે આવે છે 'વૃત્તિ શાત કરી છે,' એવુ અહ પણ જીવને સ્ફુર્યાથી, એના ભુલાવાથી રખડી પડે છે

અજ્ઞાનીને ધનાદિક પદાર્થને વિષે ઘણી જ આસક્તિ હોવાથી કોઈ પણ ચીજ ખોવાઈ જાય તો તેથી કરી અનેક પ્રકારની આર્તધ્યાનાદિકની વૃ ત્તને બહુ પ્રકારે ફેલાવી, પ્રસગો પ્રસગે ક્ષોભ પામે છે કારણ કે તેણે તે પદાર્થની તુચ્છતા જાણી નથી, પણ તેને વિષે મહત્ત્વ માન્યું છે

માટીના ઘડામા તુચ્છતા જાણી છે એટલે તે ફૂટી જવાથી ક્ષોભ પામતો નથી ચાંદી, સુવર્ણાદિને વિષે મહત્ત્વ માન્યુ છે તેથી તેનો વિયોગ થવાથી અનેક પ્રકારે આર્તધ્યાનની વૃત્તિ સ્ફુરાવે છે

જે જે વૃત્તિમા સ્ફુરે અને ઇચ્છા કરે તે 'આસ્રવ' છે

'સિજ્ઝતિ', પછી 'બુજ્ઝતિ', પછી 'મુચ્ચતિ,' પછી 'પરિણિવ્વાયતિ', પછી 'સવ્વદુખ્ખાણુમંતં કરતિ,' એ શબ્દોના રહસ્યાર્થ વિચારવા યોગ્ય છે 'સિજ્ઝતિ' અર્થાત્ સિદ્ધ થાય, તે પછી 'બુજ્ઝતિ' બોધસહિત, જ્ઞાનસહિત હોય એમ સૂચવ્યું સિદ્ધ થયા પછી શૂન્ય (જ્ઞાનરહિત) દશા આત્માની કોઈ માને છે તેનો નિષેધ 'બુજ્ઝતિ'થી સૂચવ્યો એમ સિદ્ધ થાય, બુદ્ધ થાય, તે પાછા મુચ્ચતિ એટલે સર્વ કર્મથી રહિત થાય અને તેથી પાછા 'પરિણિવ્વાયતિ' અર્થાત્ નિર્વાણ પામે, કર્મરહિત થયા હોવાથી ફરી જન્મ અવતાર ધારણ ન કરે મુક્ત જીવ કારણવિશેષે અવતાર ધારણ કરે તે મતનો 'પરિણિવ્વાયતિ' કરી નિષેધ સૂચવ્યો ભવનું કારણ કર્મ, તેથી સર્વથા જે મુકાયા છે તે ફરી ભવ ધારણ ન કરે કારણ વિના કાર્ય ન નીપજે આમ નિર્વાણ પામેલા 'સવ્વદુખ્ખાણમંતં કરતિ' અર્થાત્ સર્વ દુઃખનો અંત કરે, તેમને દુઃખનો સર્વથા અભાવ થાય, તે સહજ સ્વાભાવિક સુખ આનંદ અનુભવે આમ કહી મુક્ત આત્માઓને શૂન્યતા છે, આનંદ નથી એ મતનો નિષેધ સૂચવ્યો

---

[૭૮૦-૧] ૩૭

'अज्ञानतिमिरांधानां ज्ञानाञ्जनशलाकया,
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नम '

અજ્ઞાનરૂપી તિમિર, અંધકારથી જે અંધ તેનાં નેત્ર જેણે જ્ઞાનરૂપી અંજનશલાકા, આંજવાની સળીથી ખોલ્યા તે શ્રી સદ્‌ગુરુને નમસ્કાર

'मोक्षमार्गस्य नेतारं भेत्तारं कर्मभूभृताम्,
ज्ञातारं विश्वतत्त्वानां वंदे तद्गुणलब्धये.'

મોક્ષમાર્ગના નેતા, મોક્ષમાર્ગે લઈ જનાર, કર્મરૂપ પર્વતના ભેત્તા, ભેદનાર, સમગ્ર તત્ત્વના જ્ઞાતા, જાણનાર, તેને તે ગુણોની પ્રાપ્તિ અર્થે હું વંદું છું

અત્રે મોક્ષમાર્ગના નેતા એમ કહી આત્માના અસ્તિત્વથી માંડી તેના મોક્ષ અને મોક્ષના ઉપાયસહિત બધા પદો તથા મોક્ષ પામેલાનો સ્વીકાર કર્યો, તેમ જ જીવ, અજીવ આદિ બધા તત્ત્વોનો સ્વીકાર કર્યો મોક્ષ, બંધની અપેક્ષા રાખે છે, બંધ, બંધના કારણો આસ્રવ, પુણ્ય પાપ કર્મ, અને બંધાનાર એવા નિત્ય અવિનાશી આત્માની અપેક્ષા રાખે છે તેમજ મોક્ષ, મોક્ષના માર્ગની, સંવરની, નિર્જરાની, બંધના કારણો ટાળવારૂપ ઉપાયની અપેક્ષા રાખે છે જેણે માર્ગ જોયો, જાણ્યો, અનુભવ્યો હોય તે નેતા થઈ શકે એટલે મોક્ષમાર્ગના નેતા એમ કહી તેને પામેલા એવા સર્વજ્ઞ સર્વદર્શી વીતરાગનો સ્વીકાર કર્યો આમ મોક્ષમાર્ગના નેતા એ વિશેષણથી જીવઅજીવાદિ નવે તત્ત્વ, છયે દ્રવ્ય, આત્માના હોવાપણા આદિ છયે પદ અને મુક્ત આત્માનો સ્વીકાર કર્યો

મોક્ષમાર્ગ ઉપદેશવાનું, તે માર્ગે લઈ જવાનું કાર્ય દેહધારી સાકાર મુક્ત પુરુષ કરી શકે, દેહરહિત નિરાકાર ન કરી શકે આમ કહી આત્મા પોતે પરમાત્મા થઈ શકે છે, મુક્ત થઈ શકે છે, એવા દેહધારી મુક્ત પુરુષ જ બોધ કરી શકે છે એમ સૂચવ્યું, દેહરહિત અપૌરુષેય બોધનો નિષેધ કર્યો

કર્મરૂપ પર્વતના ભેદનાર એમ કહી કર્મરૂપ પર્વતો તોડવાથી મોક્ષ થાય એમ સૂચવ્યું, અર્થાત્ કર્મરૂપ પર્વતો સ્વવીર્યે કરી દેહધારીપણે તોડયા, અને તેથી જીવન્મુક્ત થઈ મોક્ષમાર્ગના નેતા, મોક્ષમાર્ગના બતાવનાર થયા ફરીફરી દેહ ધારણ કરવાનું, જન્મવા મરવારૂપ સંસારનું કારણ કર્મ છે, તેને સમૂળા છેદ્યાથી નાશ કર્યાથી, તેમને ફરી દેહ ધારણ કરવાપણું નથી એમ સૂચવ્યું મુક્ત આત્મા ફરી અવતાર ન લે એમ સૂચવ્યું

વિશ્વતત્ત્વના જ્ઞાતા, સમસ્ત દ્રવ્યપર્યાયાત્મક લોકાલોકના, વિશ્વના જાણનાર એમ કહી મુક્ત

મિથ્યાત્વથી, સંશયથી કર્યા છે એમ કહ્યુ છે આ વચનો બહુ જ ભારે નાંખ્યાં છે, ત્યાં આગળ ઘણો જ વિચાર કરી પાછું વર્ણન કર્યું છે કે અન્ય દર્શનો, વેદાદિના ગ્રંથો છે તે જો સમ્યગ્દૃષ્ટિ જીવ વાંચે તો સમ્યક્ રીતે પરિણમે, અને જિનના અથવા ગમે તેવા ગ્રંથો મિથ્યાદૃષ્ટિ વાંચે તો મિથ્યાત્વરૂપે પરિણમે

જીવને જ્ઞાનીપુરુષસમીપે તેમનાં અપૂર્વ વચનો સાભળવાથી અપૂર્વ ઉલ્લાસ પરિણામ આવે છે, પણ પછી પ્રમાદી થતા અપૂર્વ ઉલ્લાસ આવતો નથી જેમ અગ્નિની સગડી પાસે બેઠા હોઈએ ત્યારે ટાઢ વાય નહી, અને સગડીથી વેગળા ગયા એટલે પછી ટાઢ વાય, તેમ જ્ઞાનીપુરુષસમીપ તેમના અપૂર્વ વચનો સાભળ્યા ત્યારે પ્રમાદાદિ જાય, અને ઉલ્લાસ પરિણામ આવે, પણ પછી પ્રમાદાદિ ઉત્પન્ન થાય જો પૂર્વના સસ્કારથી તે વચનો અંતર્પરિણામ પામે તો દિનપ્રતિદિન ઉલ્લાસ પરિણામ વધતાં જાય, અને યથાર્થ રીતે ભાન થાય અજ્ઞાન મટયે બધી ભૂલ મટે, સ્વરૂપ જાગૃતમાન થાય બહારથી વચન સાભળીને અતર્પરિણામ થાય નહી, તો જેમ સગડીથી વેગળા ગયા એટલે ટાઢ વાય તેની પેઠે દોષ ઘટે નહી

કેશીસ્વામીએ પરદેશી રાજાને બોધ દેતી વખતે 'જડ જેવો,' 'મૂઢ જેવો,' કહ્યો હતો તેનું કારણ પરદેશી રાજાને વિષે પુરુષાર્થ જગાડવા માટેનુ હતું જડપણુ, મૂઢપણુ મટાડવાને માટે ઉપદેશ દીધો છે જ્ઞાનીના વચનો અપૂર્વ પરમાર્થ સિવાય બીજા હેતુએ હોય નહી બાલજીવો એમ વાતો કરે છે કે છદ્મસ્થપણાથી કેશીસ્વામી પરદેશી રાજા પ્રત્યે તેમ બોલ્યા હતા, પણ એમ નથી તેમની પરમાર્થ અર્થે જ વાણી નીકળી હતી

જડપદાર્થને લેવામૂકવામાં ઉન્માદથી વર્તે તો તેને અસયમ કહ્યો, તેનું કારણ એ છે કે ઉતાવળથી લેવામૂકવામા આત્માનો ઉપયોગ ચૂકી જઈ તાદાત્મ્યપણુ થાય આ હેતુથી ઉપયોગ ચૂકી જવો તેને અસંયમ કહ્યો

મુહપત્તી બાંધીને જૂઠુ બોલે, અહકારે આચાર્યપણુ ધારી દભ રાખે અને ઉપદેશ દે તો પાપ લાગે, મુહપત્તીની જયણાથી પાપ અટકાવી શકાય નહી માટે આત્મવૃત્તિ રાખવા ઉપયોગ રાખવો જ્ઞાનીના ઉપકરણને અડવાથી કે શરીરનો સ્પર્શ થવાથી આશાતના લાગે એમ માને છે પણ વચનને અપ્રધાન કરવાથી તો વિશેષ દોષ લાગે છે તેનું તો ભાન નથી માટે જ્ઞાનીની કોઈ પણ પ્રકારે આશાતના ના થાય તેવો ઉપયોગ જાગૃત જાગૃત રાખી ભક્તિ પ્રગટે તો તે કલ્યાણનો મુખ્ય માર્ગ છે

શ્રી આચારાંગ સૂત્ર મધ્યે કહ્યુ છે કે 'આસવા તે પરિસવા,' ને જે 'પરિસવા તે આસવા' આસ્રવ છે તે જ્ઞાનીને મોક્ષના હેતુ થાય છે અને જે સવર છે, છતા તે અજ્ઞાનીને બંધના હેતુ થાય છે એમ પ્રગટ કહ્યુ છે તેનુ કારણ જ્ઞાનીને વિષે ઉપયોગની જાગૃતિ છે, અને અજ્ઞાનીને વિષે નથી

ઉપયોગ બે પ્રકારે કહ્યા – ૧ દ્રવ્યઉપયોગ, ૨ ભાવઉપયોગ

દ્રવ્યજીવ, ભાવજીવ દ્રવ્યજીવ તે દ્રવ્ય મુળ પદાર્થ છે ભાવજીવ તે આત્માનો ઉપયોગ–ભાવ છે

ભાવજીવ એટલે આત્માનો ઉપયોગ જે પદાર્થમા તાદાત્મ્યરૂપે પરિણમે તે રૂપ આત્મા કહીએ જેમ ટોપી જોઈ, તેમા ભાવજીવની બુદ્ધિ તાદાત્મ્યપણે પરિણમે તો ટોપીઆત્મા કહીએ જેમ નદીનુ પાણી તે દ્રવ્ય આત્મા છે તેમાં ક્ષાર, ગધક નાંખીએ તો ગધકનું પાણી કહેવાય લૂણ નાખીએ તો લૂણનું પાણી કહેવાય જે પદાર્થનો સજોગ થાય તે પદાર્થરૂપ પાણી કહેવાય તેમ આત્માને જે સંજોગ મળે તેમા તાદાત્મ્યપણુ થયે, તે જ આત્મા તે પદાર્થરૂપ થાય તેને કર્મબધની અનત વર્ગણા બંધાય છે, અને તે અનત સસાર રઝળે છે પોતાના ઉપયોગમાં, સ્વભાવમાં આત્મા રહે તો કર્મબધ થતો નથી

પાંચ ઇંદ્રિયોનો પોતપોતાનો સ્વભાવ છે ચક્ષુનો દેખવાનો સ્વભાવ છે તે દેખે છે કાનને સાંભળવાનો સ્વભાવ છે તે સાભળે છે જીભનો સ્વાદ, રસ લેવાનો સ્વભાવ છે તે ખાટો, ખારો સ્વાદ

પણ આત્માને વખતે વિકળ કરે છે, ઊંધા પાટા બંધાવે છે, મુઝવે છે માટે એને મોહનીય કહી આમ આ ચારે સર્વઘાતિની પ્રકૃતિ કહી બીજી ચાર પ્રકૃતિ જોકે આત્માના પ્રદેશ સાથે જોડાયલી છે તથા તેનું કામ કર્યા કરે છે, અને ઉદય અનુસાર વેદાય છે, તથાપિ તે આત્માના ગુણને આવરણ કરવા રૂપે કે અંતરાય કરવા રૂપે કે તેને વિકળ કરવા રૂપે ઘાતક નથી માટે તેને અઘાતિની કહી છે

---

## ૪૦

સ્ત્રી, પરિગ્રહાદિને વિષે જેટલો મૂર્છાભાવ રહે છે તેટલું જ્ઞાનનું તારતમ્ય ન્યૂન છે, એમ શ્રી તીર્થંકરે નિરૂપણ કર્યું છે સંપૂર્ણજ્ઞાનમાં તે મૂર્છા હોતી નથી

શ્રી જ્ઞાનીપુરુષ સંસારમા કેવા પ્રકારે વર્તે છે? આંખમા જેમ રજ ખટક ખટક થાય છે તેમ જ્ઞાનીને વિષે કાંઈ કારણ ઉપાધિ પ્રસંગથી કાંઈ થયું હોય તો તે મગજમા પાચ શેર દશ શેર જેટલો બોજો થઈ પડે છે અને તે ક્ષય થાય ત્યારે જ શાંતિ થાય છે સ્ત્રીઆદિક પ્રસંગમાં આત્માનું અતિશય અતિશય નજીકપણું પ્રગટ પ્રગટપણે ભાસે છે

સામાન્યપણે સ્ત્રી, ચંદન, આરોગ્યતા આદિથી શાતા, અને જ્વરાદિથી અશાતા વર્તે છે, તે જ્ઞાની અને અજ્ઞાની બંનેને સમાન છે જ્ઞાનીને તે તે પ્રસંગમા હર્ષવિષાદનો હેતુ થતો નથી

---

## ૪૧[૧]

ચાર ગોળાના દૃષ્ટાંતે ચાર પ્રકારે જીવના ભેદ થઈ શકે છે

૧ મીણનો ગોળો

૨ લાખનો ગોળો

૩ લાકડાનો ગોળો

૪ માટીનો ગોળો

૧ પ્રથમ પ્રકારે મીણના ગોળા જેવા જીવ કહ્યા

મીણનો ગોળો તાપ લાગવાથી જેમ ગળી જાય, પાછો ઠંડી લાગવાથી તેવો ને તેવો થઈ રહે તેમ સંસારી જીવને સત્પુરુષનો બોધ સાંભળી સંસારથી વૈરાગ્ય થયો, અસાર સંસારની નિવૃત્તિ ચિંતવવા લાગ્યો, કુટુંબ પાસે આવી કહે છે કે આ અસાર સંસારથી હું નિવર્તવા ઇચ્છું છું એ વાત સાંભળી કુટુંબી કોપયુક્ત થયા હવેથી તારે એ તરફ જવું નહી. હવેથી જઈશ તો તારા ઉપર સખ્તાઈ કરીશું, એ વગેરે કહી સંતના અવર્ણવાદ બોલી ત્યાં જવાનું રોકાવે એ પ્રકારે કુટુંબના ભયથી, લાજથી જીવ સત્પુરુષ પાસે જતા અટકે, પાછા સંસાર કાર્યમા પ્રવર્તે તે પ્રથમ પ્રકારના જીવ કહ્યા

૨ બીજા પ્રકારે લાખના ગોળા જેવા જીવ કહ્યા

લાખનો ગોળો તાપથી ઓગળી જાય નહી પણ અગ્નિથી ઓગળી જાય તે જીવ સંતનો બોધ સાંભળી સંસારથી ઉદાસીન થઈ એમ ચિંતવે કે આ દુ:ખરૂપ સંસારથી નિવર્તવું એમ ચિંતવી કુટુંબ પાસે જઈ કહે કે હું સંસારથી નિવર્તવા ઇચ્છું છું મારે આ જૂઠું બોલી વેપાર કરવો ફાવશે નહી ઇત્યાદિ કહ્યા પછી કુટુંબીઓ તેને સખ્તાઈ તથા સ્નેહના વચનો કહે તથા સ્ત્રીના વચન તેને એકાંતના વખતમા ભોગમા તદાકાર કરી નાખે સ્ત્રીનું અગ્નિરૂપ શરીર જોઈને બીજા પ્રકારના જીવ તદાકાર થઈ જાય સંતના ચરણથી દૂર થઈ જાય

૩ ત્રીજા પ્રકારના જીવ કાષ્ઠના ગોળા જેવા કહ્યા

તે જીવ સંતનો બોધ સાંભળી સંસારથી ઉદાસ થઈ ગયો આ સંસાર અસાર છે, એમ વિચા-

---

૧ ખંભાતના શ્રી. અંબાલાલભાઈની લખેલી નોટમાંથી.

આ જીવની અનાદિકાળની જે ભૂલ છે તે ભાગવી છે ભાગવા સારુ જીવની મોટામા મોટી ભૂલ શુ છે તેનો વિચાર કરવો, ને તેનું મૂળ છેદવા ભણી લક્ષ રાખવો જ્યા સુધી મૂળ રહે ત્યા સુધી વધે

'મને શાથી બ ધન થાય છે?' અને 'તે શાથી ટળે?' એ જાણવાસારુ શાસ્ત્રો કરેલા છે, લોકોમા પૂજાવા સારુ શાસ્ત્રો કરેલા નથી

જીવનું સ્વરૂપ શુ છે? જીવનું સ્વરૂપ જ્યાં સુધી જાણવામા ન આવે, ત્યા સુધી અન તા જન્મ-મરણ કરવા પડે જીવની શુ ભૂલ છે તે હજુ સુધી ધ્યાનમા આવતી નથી જીવનો કલેશ ભાગશે તો ભૂલ મટશે જે દિવસે ભૂલ ભાંગશે તે જ દિવસથી સાધુપણુ કહેવાશે તેમ જ શ્રાવકપણા માટે સમજવુ

કર્મની વર્ગણા જીવને દૂધ અને પાણીના સ યોગની પેઠે છે અગ્નિના પ્રયોગથી પાણી ચાલ્યું જઈ દૂધ બાકી રહે છે તે રીતે જ્ઞાનરૂપી અગ્નિથી કર્મવર્ગણા ચાલી જાય છે

દેહને વિષે હુ પણુ મનાયેલુ છે તેથી જીવની ભૂલ ભાગતી નથી જીવ દેહની સાથે ભળી જવાથી એમ માને છે કે 'હુ વાણિયો છુ,' 'બ્રાહ્મણ છુ,' પણ શુદ્ધ વિચારે તો તેને 'શુદ્ધ સ્વરૂપમય છુ' એમ અનુભવ થાય આત્માનું નામઠામ કે કાઈ નથી એમ ધારે તો કોઈ ગાળો વગેરે દે તો તેથી તેને કઈ પણુ લાગતુ નથી

જ્યા જ્યાં જીવ મારાપણુ કરે છે ત્યા ત્યાં તેની ભૂલ છે તે ટાળવા સારુ શાસ્ત્રો કહ્યા છે

ગમે તે કોઈ મરી ગયું હોય તેનો જો વિચાર કરે તો તે વૈરાગ્ય છે જ્યા જ્યા 'આ મારાં ભાઈભાંડુ' વગેરે ભાવના છે ત્યા ત્યા કર્મબ ધનો હેતુ છે આ જ રીતે સાધુ પણુ ચેલા પ્રત્યે રાખે, તો આચાર્યપણુ નાશ પામે નિર્દ ભપણુ, નિરહ કારપણુ કરે તો આત્માનું કલ્યાણુ જ થાય

પાચ ઇન્દ્રિયો શી રીતે વશ થાય? વસ્તુઓ ઉપર તુચ્છભાવ લાવવાથી. ફૂલના દૃષ્ટાતે—ફૂલમાં સુગ ધ હોય છે તેથી મન સ તુષ્ટ થાય છે, પણુ સુગ ધ થોડી વાર રહી નાશ પામી જાય છે, અને ફૂલ કરમાઈ જાય છે, પછી કાઈ મનને સ તોષ થતો નથી, તેમ સર્વ પદાર્થને વિષે તુચ્છભાવ લાવવાથી ઇન્દ્રિયોને પ્રિયતા થતી નથી, અને તેથી ક્રમે ઇન્દ્રિયો વશ થાય છે વળી પાંચ ઇન્દ્રિયોમા પણ જિહ્વાઇન્દ્રિય વશ કરવાથી બાકીની ચાર ઇન્દ્રિયો સહેજે વશ થાય છે તુચ્છ આહાર કરવો, કોઈ રસવાળા પદાર્થમાં દોરાવું નહી, બલિષ્ઠ આહાર ન કરવો

એક ભાજનમા લોહી, માસ, હાડકા, ચામડુ, વીર્ય, મળ, મૂત્ર એ સાત ધાતુ પડી હોય, અને તેના પ્રત્યે કોઈ જોવાનું કહે તો તેના ઉપર અરુચિ થાય, ને થૂ કવા પણુ જાય નહી તેવી જ રીતે સ્ત્રીપુરુષના શરીરની રચના છે, પણુ ઉપરની રમણીયતા જોઈ જીવ મોહ પામે છે અને તેમા તૃષ્ણા-પૂર્વક દોરાય છે અજ્ઞાનથી જીવ ભૂલે છે એમ વિચારી, તુચ્છ જાણીને પદાર્થ ઉપર અરુચિભાવ લાવવો આ રીતે દરેક વસ્તુનું તુચ્છપણુ જાણવું આ રીતે જાણીને મનનો નિરોધ કરવો

તીર્થંકરે ઉપવાસ કરવાની આજ્ઞા કરી છે તે માત્ર ઇન્દ્રિયોને વશ કરવા માટે એકલા ઉપવાસ કરવાથી ઇન્દ્રિયો વશ થતી નથી, પણુ ઉપયોગ હોય તો, વિચારસહિત થાય તો વશ થાય છે જેમ લક્ષ વગરનું બાણુ નકામું જાય છે, તેમ ઉપયોગ વિનાનો ઉપવાસ આત્માર્થે થતો નથી

આપણે વિષે કોઈ ગુણુ પ્રકટ્યો હોય, અને તે માટે જો કોઈ માણુસ આપણી સ્તુતિ કરે, અને જો તેથી આપણો આત્મા અહ કાર લાવે તો તે પાછો હઠે પોતાના આત્માને નિંદે નહી, અભ્ય તરદોષ વિચારે નહી, તો જીવ લૌકિક ભાવમા ચાલ્યો જાય, પણુ જો પોતાના દોષ જુએ, પોતાના આત્માને નિ દે, અહ ભાવરહિતપણું વિચારે, તો સત્પુરુષના આશ્રયથી આત્મલક્ષ થાય

માર્ગ પામવામા અન ત અ તરાયો છે તેમા વળી 'મે આ કર્યું,' 'મે આ કેવુ સરસ કર્યું?' એવા પ્રકારનું અભિમાન છે 'મે કાઈ કર્યું જ નથી' એવી દૃષ્ટિ મૂકવાથી તે અભિમાન દૂર થાય

લૌકિક અને અલૌકિક એવા બે ભાવ છે લૌકિકથી સ સાર, અને અલૌકિકથી મોક્ષ

# ઉપદેશછાયા*

―――

[૬૪૩]

૯૫૭

કાવિઠા, શ્રાવણ વદ ૨, ૧૯૫૨

[૬૪૩-૧]

૧

સ્ત્રી, પુત્ર, પરિગ્રહાદિ ભાવો પ્રત્યે મૂળ જ્ઞાન થયા પછી જો એવી ભાવના રહે કે જ્યારે ઇચ્છીશ ત્યારે આ સ્ત્રીઆદિ પ્રસંગ ત્યાગી શકીશ તો તે મૂળ જ્ઞાનથી વમાવી દેવાની વાત સમજવી, અર્થાત્ મૂળ જ્ઞાનમાં જો કે ભેદ પડે નહી, પણ આવરણરૂપ થાય વળી શિષ્યાદિ અથવા ભક્તિના કરનારાઓ માર્ગથી પડશે અથવા અટકી જશે એવી ભાવનાથી જ્ઞાનીપુરુષ પણ વર્તે તો જ્ઞાનીપુરુષને પણ નિરાવરણજ્ઞાન તે આવરણરૂપ થાય, અને તેથી જ વર્ધમાનાદિ જ્ઞાનીપુરુષો અનિદ્રાપણે સાડાબાર વર્ષ સુધી રહ્યા, સર્વથા અસંગપણું જ શ્રેયસ્કર દીઠું, એક શબ્દનો ઉચ્ચાર કરવાનું પણ યથાર્થ દીઠું નહી, સાવ નિરાવરણ, વિજોગી, વિભોગી અને નિર્ભયી જ્ઞાન થયા પછી ઉપદેશકાર્ય કર્યું માટે આને આમ કહીશું તો ઠીક, અથવા આને આમ નહી કહેવાય તો ખોટું એ વગેરે વિકલ્પો સાધુ-મુનિઓએ ન કરવા

---

* સં ૧૯૫૨ના શ્રાવણ-ભાદ્રપદ માસમાં આણંદ આસપાસ કાવિઠા, રાળજ, વડવા આદિ ક્ષેત્રે શ્રીમદનું નિવૃત્તિઅર્થે રહેવું થયેલું તે વખતે તેમના સમીપવાસી ભાઈશ્રી અંબાલાલ લાલચંદને પ્રાસ્તાવિક ઉપદેશ કે વિચારોનું શ્રવણ થયેલું તેની છાયામાત્ર તેઓની સ્મૃતિમાં રહી ગયેલી તે ઉપરથી સંક્ષિપ્તપણે તે છાયાનો સાર પૃથક્ પૃથક્ સ્થળે લખી લીધેલો તે અત્રે આપીએ છીએ

એક મુમુક્ષુભાઈનું એમ કહેવું છે કે ભાઈશ્રી અંબાલાલભાઈએ લખી લીધેલ આ ઉપદેશનો ભાગ પ્રાયે શ્રીમદ્‌ને વંચાવ્યો હતો અને શ્રીમદે તેમાં કોઈ કોઈ ઠેકાણે સુધારો કર્યો હતો

શૂન્ય રહ્યો જો આટલો બધો બોજો ન મૂકયો હોત, તો બીજી વસ્તુઓ લાવવાનું મન થાત, અને કાળે કરી પરિગ્રહ વધારી, મુનિપણું ખોઈ બેસત જ્ઞાનીએ આવો આકરો માર્ગ પ્રરૂપ્યો છે તેનું કારણ એ છે કે તે જાણે છે કે આ જીવ વિશ્વાસ કરવા યોગ્ય નથી, કારણ કે તે ભ્રાન્તિવાળો છે જો છૂટ આપી હશે તો કાળે કરી તેવા તેવા પ્રકારમા વિશેષ પ્રવર્તશે એવુ જાણી જ્ઞાનીએ સોય જેવી નિર્જીવ વસ્તુના સબધમા આ પ્રમાણે વર્તવાની આજ્ઞા કરી છે લોકની દૃષ્ટિમા આ વાત સાધારણ છે, પણ જ્ઞાનીની દૃષ્ટિમા તેટલી છૂટ પણ મૂળથી પાડી દે તેવી મોટી લાગે છે

ઋષભદેવજી પાસે અઠ્ઠાણુ પુત્રો 'અમને રાજ આપો' એમ કહેવાના અભિપ્રાયથી આવ્યા હતા, ત્યા તો ઋષભદેવે ઉપદેશ દઈ અઠ્ઠાણુયને મૂડી દીધા! જુઓ મોટા પુરુષની કરુણા!

કેશીસ્વામી અને ગૌતમસ્વામી કેવા સરળ હતા! બન્નેનો એક માર્ગ જાણવાથી પાચ મહાવ્રત ગ્રહણ કર્યા આજના કાળમા બે પક્ષને ભેગુ થવુ હોય તો તે બને નહી આજના ઢુઢિયા અને તપાને તેમ જ દરેક જુદા જુદા સઘાડાને એકઠા થવુ હોય તો તેમ બને નહી તેમા કેટલોક કાળ જાય તેમા કાઈ છે નહી, પણ અસરળતાને લીધે બને જ નહી

સત્પુરુષો કાઈ સદ્અનુષ્ઠાનનો ત્યાગ કરાવતા નથી, પણ જો તેનો આગ્રહ થયો હોય છે તો આગ્રહ દૂર કરાવવા તેનો એકવાર ત્યાગ કરાવે છે, આગ્રહ મટયા પછી પાછુ તે ને તે ગ્રહણ કરવાનું કહે છે.

ચક્રવર્તી રાજાઓ જેવા પણ નગ્ન થઈ ચાલ્યા ગયા છે! ચક્રવર્તી રાજા હોય, તેણે રાજ્યનો ત્યાગ કરી દીક્ષા લીધી હોય, અને તેની કાઈ ભૂલ હોય, અને તે ચક્રવર્તીરાજ્યપણાના વખતના સમયની દાસીનો છોકરો તે ભૂલ ભાગી શકે તેમ હોય તો તેની પાસે જઈ તેનું કહેલુ ગ્રહણ કરવાની આજ્ઞા કરી છે જો તેને દાસીના છોકરા પાસે જતા એમ રહે કે, 'મારાથી દાસીના છોકરા પાસે કેમ જવાય ?' તો તેને રખડી મરવાનું છે આવા કારણમા લોકલાજ છોડવાનું કહ્યુ છે, અર્થાત્ આત્માને ઊચો લાવવાનું કારણ હોય ત્યા લોકલાજ ગણી નથી પણ કોઈ મુનિ વિષય ઇચ્છાથી વેશ્યાશાળામા ગયો, ત્યા જઈને તેને એમ થયું કે 'મને લોક દેખશે તો મારી નિંદા થશે માટે અહીંથી પાછુ વળવુ' એટલે મુનિએ પરભવનો ભય ગણ્યો નહી, આજ્ઞાભગનો પણ ભય ગણ્યો નહી, તો ત્યા લોકલાજથી પણ બ્રહ્મચર્ય રહે તેવુ છે તે માટે ત્યા લોકલાજ ગણી પાછો ફર્યો, તો ત્યા લોકલાજ રાખવી એમ કહ્યુ છે, કેમકે આ સ્થળે લોકલાજનો ડર ખાવાથી બ્રહ્મચર્ય રહે છે, જે ઉપકારક છે

હિતકારી શુ છે તે સમજવુ જોઈએ આઠમની તકરાર તિથિ અર્થે કરવી નહી, પણ લીલોતરીના રક્ષણઅર્થે તિથિ પાળવી લીલોતરીના રક્ષણઅર્થે આઠમાદિ તિથિ કહી છે કાંઈ તિથિને અર્થે આઠમાદિ કહી નથી માટે આઠમાદિ તિથિનો કદાગ્રહ મટાડવો જે કાઈ કહ્યુ છે તે કદાગ્રહ કરવાને કહ્યુ નથી આત્માની શુદ્ધિથી જેટલુ કરશો તેટલુ હિતકારી છે અશુદ્ધિથી કરશો તેટલુ અહિતકારી છે, માટે શુદ્ધતાપૂર્વક સદ્વ્રત સેવવા

અમને તો બ્રાહ્મણ, વૈષ્ણવ ગમે તે સમાન છે જૈન કહેવાતા હોય, અને મતવાળા હોય તો તે અહિતકારી છે, મતરહિત હિતકારી છે

સામાયિકશાસ્ત્રકારે વિચાર કર્યો કે કાયાને સ્થિર રાખવાની હશે, તો પછી વિચાર કરશે, બધ નહી બાધ્યો હોય તો બીજા કામે વળગશે એમ જાણી તેવા પ્રકારનો બધ બાધ્યો જેવા મનપરિણામ રહે તેવુ સામાયિક થાય મનના ઘોડા દોડતા હોય તો કર્મબધ થાય મનના ઘોડા દોડતા હોય, અને સામાયિક કર્યું હોય તો તેનું ફળ તે કેવુ થાય ?

કર્મબધ થોડે થોડે છોડવા ઇચ્છે તો છૂટે જેમ કોઠી ભરી હોય, પણ કાણું કરી કાઢે તો છેવટે ખાલી થાય પણ દૃઢ ઇચ્છાથી કર્મ છોડવા એ જ સાર્થક છે

કહે તેટલુ કાંઈ તેઓના ધ્યાનમાં ન રહે, અભિપ્રાય ધ્યાનમા રહે વળી ગણધરો પણ બુદ્ધિવાન હતા એટલે તે તીર્થંકરે કહેલાં વાકયો કાંઈ તેમા આવ્યા નથી એમ પણ નથી

સિદ્ધાંતોનો બાંધો એટલો બધો સખત છે છતા યતિ લોકોને તેથી વિરુદ્ધ આચરણ કરતા દેખીએ છીએ દાખલા તરીકે, કહ્યુ છે કે સાધુઓએ ધુપેલ નાંખવું નહી, છતા તે લોકો નાખે છે આથી કાંઈ જ્ઞાનીની વાણીનો દોષ નથી, પણ જીવની સમજણશક્તિનો દોષ છે જીવમાં સદ્‌બુદ્ધિ ન હોય તો પ્રત્યક્ષ યોગે પણ તેને અવળું જ પરિણમે છે, અને જીવમા સદ્‌બુદ્ધિ હોય તો સવળુ ભાસે છે

જ્ઞાનીની આજ્ઞાએ વર્તતા એવા ભદ્રિક મુમુક્ષુ જીવને 'બ્રહ્મચર્ય પાળવુ એટલે સ્ત્રીઆદિકના પ્રસંગમા ન જવું' એવી આજ્ઞા ગુરુએ કરી હોય તો તે વચન પર દૃઢ વિશ્વાસ કરી તે તે સ્થાનકે ન જાય, ત્યારે જેને માત્ર આધ્યાત્મિક શાસ્ત્રાદિક વાંચી મુમુક્ષુતા થઈ હોય, તેને એમ અહંકાર રહ્યા કરે કે, 'એમાં તે શુ જીતવું છે?' આવી ઘેલછાના કારણથી તે તેવા સ્ત્રીઆદિકના પ્રસંગમા જાય કદાચ તે પ્રસંગથી એકવાર, બે વાર બચે, પણ પછી તે પદાર્થ પ્રત્યે દૃષ્ટિ દેતા 'આ ઠીક છે' એમ કરતાં કરતાં તેને તેમા આનંદ થાય, અને તેથી સ્ત્રીઓ સેવે જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે ભાળોભોળો જીવ તો વર્તે, એટલે તે બીજા વિકલ્પો નહી કરતા તેવા પ્રસંગમા ન જ જાય આ પ્રકારે, જે જીવને 'આ સ્થાનકે જવુ યોગ્ય નથી' એવાં જે જ્ઞાનીનાં વચનો તેનો દૃઢ વિશ્વાસ છે તે બ્રહ્મચર્યવ્રતમા રહી શકે છે, અર્થાત્ તે આ અકાર્યમાં પ્રવૃત્ત ન થાય ત્યારે જ્ઞાનીના આજ્ઞાંકિત નથી એવા માત્ર આધ્યાત્મિક શાસ્ત્રો વાચી થયેલા મુમુક્ષુઓ અહંકારમા ફર્યા કરે, અને માન્યા કરે કે એમા તે શુ જીતવુ છે? આવી માન્યતાને લઈને આ જીવ પડી જાય છે, અને આગળ વધી શકે નહીં આ ક્ષેત્ર છે તે નિવૃત્તિવાળુ છે, પણ જેને નિવૃત્તિ થઈ હોય તેને તેમ છે તેમ ખરા જ્ઞાની છે તે સિવાયને તો અબ્રહ્મચર્યવશ ન થવાય એમ કહેવામાત્ર છે તેમ જેને નિવૃત્તિ થઈ નથી તેને પ્રથમ તો એમ થાય છે કે 'આ ક્ષેત્ર સારુ છે, અહો રહેવા જેવું છે,' પણ પછી એમ એમ કરતા વિશેષ પ્રેરણા થવાથી ક્ષેત્રાકારવૃત્તિ થઈ જાય જ્ઞાનીની વૃત્તિ ક્ષેત્રાકાર ન થાય, કારણ કે ક્ષેત્ર નિવૃત્તિવાળુ છે, અને પોતે પણ નિવૃત્તિભાવ પામેલા છે એટલે બન્ને યોગ અનુકૂળ છે શુષ્ક જ્ઞાનીઓને પ્રથમ તો એમ અભિમાન રહ્યા કરે કે, એમા શુ જીતવુ છે? પણ પછી ધીમે ધીમે સ્ત્રીઆદિ પદાર્થોમાં સપડાઈ જાય છે, જ્યારે ખરા જ્ઞાનીને તેમ થતુ નથી.

પ્રાપ્ત=જ્ઞાન પામેલો પુરુષ આપ્ત=વિશ્વાસ કરવા યોગ્ય પુરુષ

મુમુક્ષુમાત્ર સમ્યગ્‌દૃષ્ટિ જીવ સમજવા નહી

જીવને ભુલવણીના સ્થાનક ઘણા છે, માટે વિશેષ વિશેષ જાગૃતિ રાખવી, મુઝાવુ નહી, મંદતા ન કરવી પુરુષાર્થધર્મ વર્ધમાન કરવો

જીવને સત્પુરુષનો યોગ મળવો દુર્લભ છે અપારમાર્થિક ગુરુને જો પોતાનો શિષ્ય બીજા ધર્મમાં જાય તો તાવ ચઢે છે પારમાર્થિક ગુરુને 'આ મારો શિષ્ય છે' એવો ભાવ હોતો નથી કોઈ કુગુરુઆશ્રિત જીવ બોધશ્રવણઅર્થે સદ્‌ગુરુ પાસે એક વખત ગયો હોય, અને પછી તે તેના તે કુગુરુપાસે જાય, તો તે કુગુરુ તે જીવને અનેક વિચિત્ર વિકલ્પો બેસાડી દે છે, કે જેથી તે જીવ ફરી સદ્‌ગુરુ પાસે જાય નહી તે જીવને બિચારાને તો સત્‌અસત્ વાણીની પરીક્ષા નથી એટલે ભોળવાઈ જાય છે, અને સાચા માર્ગેથી પડી જાય છે

---

## ૩ કાવિઠા (મહુડી) શ્રાવણ વદ ૪

ત્રણ પ્રકારના જ્ઞાની પુરુષ—પ્રથમ, મધ્યમ, અને ઉત્કૃષ્ટ આ કાળમા જ્ઞાની પુરુષનું પરમ દુર્લભપણું છે, તેમ આરાધક જીવો પણ ઘણા ઓછા છે

તિથિનો આગ્રહ કરે છે આગ્રહ કરનાર બન્ને મિથ્યાત્વી છે જે દિવસ જ્ઞાનીપુરુષોએ નિશ્ચિત કર્યો હોય છે તે આજ્ઞાનુ પાલન થવા માટે હોય છે જ્ઞાનીપુરુષ આઠમ ના પાળવાની આજ્ઞા કરે અને ણ તેને સાતમ પાળવાની કહે અથવા સાતમ આઠમ વળી ભેગી કરશે એમ ધારી છઠ કહે અથવા તેમા પણ પાચમનો ભેગ કરશે એમ ધારી બીજી તિથિ કહે તો તે આજ્ઞા પાળવા માટે કહે બાકી તિથિબિથિનો ભેદ મૂકી દેવો એવી કલ્પના કરવી નહી, એવી ભ ગજાળમા પડવુ નહી જ્ઞાનીપુરુષોએ તિથિઓની મર્યાદા આત્માર્થે કરી છે

જો ચોક્કસ દિવસ નિશ્ચિત ન કર્યો હોત, તો આવશ્યક વિધિઓનો નિયમ રહેત નહી આત્માર્થે તિથિની મર્યાદાનો લાભ લેવો

આન દઘનજીએ શ્રી અન તનાથ સ્વામીના સ્તવનમા કહ્યુ છે કે,

'એક કહે સેવીએ વિવિધ કિરિયા કરી, ફળ અનેકાત લોચન ન દેખે,
ફળ અનેકાત કિરિયા કરી બાપડા, રડવડે ચાર ગતિમાહીં લેખે'

એટલે જે ક્રિયા કરવાથી અનેક ફળ થાય તે ક્રિયા મોક્ષાર્થે નહી અનેક ક્રિયાનુ ફળ એક મોક્ષ થવો તે હોવુ જોઈએ આત્માના અ શો પ્રગટ થવા માટે ક્રિયાઓ વર્ણવી છે જો ક્રિયાઓનુ તે ફળ ન થયુ તો તે સર્વ ક્રિયા સ સારના હેતુઓ છે.

'નિદામિ, ગરિહામિ, અપ્પાણુ વોસિરામિ' એમ જે કહ્યુ છે તેનો હેતુ કષાયને વોસરાવવાનો છે, પણ લોકો તો બિચારા સચોડો આત્મા વોસરાવી દીએ છે!

જીવે દેવગતિની, મોક્ષના સુખની અથવા બીજી તેવી કામનાની ઇચ્છા ન રાખવી

પ ચમકાળના ગુરુઓ કેવા છે તે પ્રત્યે એક સ ન્યાસીનું દૃષ્ટાંત : એક સ ન્યાસી હશે તે પોતાના શિષ્યને ત્યા ગયો ટાઢ ઘણી હતી જમવા બેસવા વખતે શિષ્યે નાહવાનુ કહ્યુ ત્યારે ગુરુએ મનમા વિચાર કર્યો કે 'ટાઢ ઘણી છે, અને નાહવુ પડશે' આમ વિચાર કરી સ ન્યાસીએ કહ્યુ કે 'મે તો જ્ઞાનગ ગાજલમે સ્નાન કર રહા હૂં' શિષ્ય વિચક્ષણ હોવાથી સમજી ગયો, અને તેને શિખામણ મળે તેમ રસ્તો લીધો શિષ્યે 'જમવા પધારો' એવા માનસહિત બોલાવી જમાડ્યા પ્રસાદ પછી ગુરુમહારાજ એક ઓરડામાં સૂઈ રહ્યા ગુરુને તૃષા લાગી એટલે શિષ્ય પાસે જળ માગ્યું, એટલે તરત શિષ્યે કહ્યું 'મહારાજ, જળ જ્ઞાનગ ગામાથી પી લ્યો' જ્યારે શિષ્યે આવો સખત રસ્તો લીધો ત્યારે ગુરુએ કબૂલ કર્યુ કે 'મારી પાસે જ્ઞાન નથી દેહની શાતાને અર્થે ટાઢમા મે સ્નાન નહી કરવાનુ કહ્યુ હતું'

મિથ્યાદૃષ્ટિના પૂર્વના જપતપ હજી સુધી એક આત્મહિતાર્થે થયા નથી!

આત્મા મુખ્યપણે આત્મસ્વભાવે વર્તે તે 'અધ્યાત્મજ્ઞાન' મુખ્યપણે જેમા આત્મા વર્ણવ્યો હોય તે 'અધ્યાત્મશાસ્ત્ર' ભાવઅધ્યાત્મ વિના અક્ષર (શબ્દ) અધ્યાત્મીનો મોક્ષ નથી થતો જે ગુણો અક્ષરોમા કહ્યા છે તે ગુણો જો આત્મા પ્રવર્તે તો મોક્ષ થાય સત્પુરુષમા ભાવઅધ્યાત્મ પ્રગટ છે સત્પુરુષની વાણી સાભળે તે દ્રવ્ય અધ્યાત્મી, શબ્દ અધ્યાત્મી કહેવાય છે શબ્દઅધ્યાત્મીઓ અધ્યાત્મની વાતો કરે, અને મહા અનર્થકારક પ્રવર્તન કરે, આ કારણથી તેઓને જ્ઞાનદગ્ધ કહેવા આવા અધ્યાત્મીઓ શુષ્ક અને અજ્ઞાની સમજવા

જ્ઞાનીપુરુષરૂપી સૂર્ય પ્રગટ થયા પછી ખરા અધ્યાત્મીઓ શુષ્ક રીતે પ્રવર્તે નહી, ભાવ અધ્યાત્મમા પ્રગટપણે વર્તે આત્મામા ખરેખરા ગુણો ઉત્પન્ન થયા પછી મોક્ષ થાય આ કાળમા દ્રવ્યઅધ્યાત્મીઓ, જ્ઞાનદગ્ધો ઘણા છે દ્રવ્યઅધ્યાત્મી દેવળના ઇડાના દૃષ્ટાતે મૂળ પરમાર્થ સમજતા નથી

મોહાદિ વિકાર એવા છે કે સમ્યગ્દૃષ્ટિને પણ ડોલાયમાન કરી નાખે છે, માટે તમારે તો સમજવુ કે મોક્ષમાર્ગ પામવામા તેવા વિઘ્નો ઘણા છે આયુષ થોડુ છે, અને કાર્ય મહાભારત કરવાનું છે જેમ

તેટલુ સમ્યક્ત્વનું નિર્મળપણુ સમજવુ આવું સાચુ સમ્યક્ત્વ પામવાની ઇચ્છા, કામના સદાય રાખવી.

કદી પણ દંભપણે કે અહંકારપણે આચરણ કરવાનું જરાય મનમાં લાવવું નહીં કહેવુ ઘટે ત્યાં કહેવુ પણ સહજ સ્વભાવે કહેવુ મંદપણે કહેવુ નહી તેમ આક્રોશથી કહેવું નહી માત્ર સહજે સ્વભાવે શાંતિપૂર્વક કહેવુ

સદ્વ્રત આચરવામા શૂરાતન રહે તેમ કરવું, મંદ પરિણામ થાય તેમ કરવુ નહી જે જે આગાર બતાવ્યા છે તે ધ્યાનમાં રાખવા પણ ભોગવવાની બુદ્ધિએ ભોગવવા નહી

સત્પુરુષ પ્રત્યે તેત્રીસ આશાતનાદિક ટાળવાનું બતાવ્યું છે તે વિચારજો આશાતના કરવાની બુદ્ધિએ આશાતના કરવી નહીં. સત્સંગ થયો છે તે સત્સંગનુ ફળ થવુ જોઈએ કોઈ પણ અયોગ્ય આચરણ થાય અથવા અયોગ્ય વ્રત સેવાય તે સત્સંગનું ફળ નહી સત્સંગ થયેલા જીવથી તેમ વર્તાય નહી, તેમ વર્તે તો લોકોને નિંદવાનું કારણ થાય, તેમ તેથી સત્પુરુષની નિંદા કરે અને સત્પુરુષની નિંદા આપણા નિમિત્તે થાય એ આશાતનાનું કારણ અર્થાત્ અધોગતિનું કારણ થાય માટે તેમ કરવું નહીં

- સત્સંગ થયો છે તેનો શો પરમાર્થ ? સત્સંગ થયો હોય તે જીવની કેવી દશા થવી જોઈએ ? તે ધ્યાનમાં લેવુ પાંચ વરસનો સત્સંગ થયો છે તો તે સત્સંગનું ફળ જરૂર થવુ જોઈએ અને જીવે તે પ્રમાણે વર્તવુ જોઈએ એ વર્તન જીવે પોતાના કલ્યાણના અર્થે જ કરવુ પણ લોકોને દેખાડવા અર્થે નહીં જીવના વર્તનથી લોકોમા એમ પ્રતીત થાય કે જરૂર આને મળ્યા છે તે કોઈ સત્પુરુષ છે. અને તે સત્પુરુષના સમાગમનુ, સત્સંગનુ આ ફળ છે તેથી જરૂર તે સત્સંગ છે એમા સંદેહ નહીં

વારંવાર બોધ સાભળવાની ઇચ્છા રાખવા કરતાં સત્પુરુષના ચરણ સમીપમાં રહેવાની ઇચ્છા અને ચિંતના વિશેષ રાખવી જે બોધ થયો છે તે સ્મરણમાં રાખીને વિચારાય તો અત્યંત કલ્યાણકારક છે

---

[૬૪૩-૩] ૪ રાળજ, શ્રાવણ વદ ૬, ૧૯૫૨

ભક્તિ એ સર્વોત્કૃષ્ટ માર્ગ છે ભક્તિથી અહંકાર મટે, સ્વચ્છંદ ટળે, અને સીધા માર્ગે ચાલ્યું જવાય, અન્ય વિકલ્પો મટે આવો એ ભક્તિમાર્ગ શ્રેષ્ઠ છે

પ્ર૦ —આત્મા કોણે અનુભવ્યો કહેવાય ?

ઉ૦ —તરવાર મ્યાનમાંથી કાઢવાથી જેમ જુદી માલૂમ પડે છે, તેમ દેહથી આત્મા સ્પષ્ટ જુદો બતાવે છે તેણે આત્મા અનુભવ્યો કહેવાય દૂધ ને પાણી ભેળાં છે તેવી રીતે આત્મા અને દેહ રહેલા છે દૂધ અને પાણી ક્રિયા કરવાથી જુદા પડે ત્યારે જુદા કહેવાય તેવી રીતે આત્મા અને દેહ ક્રિયાથી જુદા પડે ત્યારે જુદા કહેવાય દૂધ દૂધના અને પાણી પાણીના પરિણામ પામે ત્યા સુધી ક્રિયા કરવી આત્મા જાણ્યો હોય તો પછી એક પર્યાયથી માડી આખા સ્વરૂપ સુધીની ભ્રાંતિ થાય નહી

પોતાના દોષ ઘટે, આવરણ ટળે તો જ જાણવુ કે જ્ઞાનીનાં વચનો સાચા છે

આરાધકપણુ નહીં એટલે પ્રશ્નો અવળા જ કરે છે આપણે ભવ્ય અભવ્યની ચિંતા રાખવી નહી અહો ! અહો !! પોતાના ઘરની પડી મૂકીને બહારની વાત કરે છે ! પણ વર્તમાનમા ઉપકાર કરે તે જ કરવું એટલે હાલ લાભ થાય તેવો ધર્મવ્યાપાર કરવો

જ્ઞાન તેનુ નામ કે જે હર્ષ, શોક વખતે હાજર થાય, અર્થાત્ હર્ષ, શોક થાય નહી.

સમ્યગ્દૃષ્ટિ હર્ષશોકાદિ પ્રસંગમા તદ્દન એકાકાર થાય નહી તેમના નિર્ધ્વંસ પરિણામ થાય નહી, અજ્ઞાન ઊભુ થાય કે જાણવામા આવ્યે તરત જ દાબી દે, બહુ જ જાગૃતિ હોય.

ખોટી ભ્રાન્તિ થાય તે શ કા ખોટી પ્રતીતિ તે અન તાનુબ ધીમા સમાય અણુસમજણે દોષ જુએ તો તે સમજણનો દોષ, પણ સમકિત જાય નહી, પણ અણપ્રતીતિએ દોષ જુએ તો મિથ્યાત્વ ક્ષયોપશમ એટલે નાશ અને શમાઈ જવું

---

[ ૬૪૩–૬ ] ૭ રાળજની ભાગોળે વડ નીચે

આ જીવે શુ કરવુ ? સત્સમાગમમાં આવી સાધન વગર રહી ગયા એવી કલ્પના મનમા થતી હોય અને સત્સમાગમમાં આવવાનુ થાય ત્યા આજ્ઞા, જ્ઞાનમાર્ગ આરાધે તો અને તે રસ્તે ચાલે તો જ્ઞાન થાય સમજાય તો આત્મા સહજમા પ્રગટે, નહી તો જિ દગી જાય તોય પ્રગટે નહી માહાત્મ્ય સમજાવુ જોઈએ નિષ્કામબુદ્ધિ અને ભક્તિ જોઈએ અ ત કરણની શુદ્ધિ થાય તો જ્ઞાન એની મેળે થાય જ્ઞાનીને ઓળખાય તો જ્ઞાન પ્રાપ્તિ થાય કોઈ જીવ યોગ્ય દેખે તો જ્ઞાની તેને કહે કે બધી કલ્પના મૂકવા જેવી છે જ્ઞાન લે જ્ઞાનીને ઓઘસ જ્ઞાએ ઓળખે તો યથાર્થ જ્ઞાન થતુ નથી ભક્તિની રીતિ જાણી નથી આજ્ઞાભક્તિ થઈ નથી, ત્યા સુધી આજ્ઞા થાય ત્યારે માયા ભૂલવે છે માટે જાગૃત રહેવુ. માયાને દૂર કરતા રહેવુ જ્ઞાની બધી રીત જાણે છે

જ્યારે જ્ઞાનીનો ત્યાગ (દૃઢત્યાગ) આવે અર્થાત્ જેવો જોઈએ તેવો યથાર્થ ત્યાગ કરવાનુ જ્ઞાની કહે ત્યારે માયા ભૂલવી દે છે, માટે ત્યા બરાબર જાગૃત રહેવું, જ્ઞાની મળ્યા ત્યારથી તૈયાર થઈ રહેવુ, ભેઠ બાંધી તૈયાર થઈ રહેવુ

સત્સ ગ થાય ત્યારે માયા વેગળી રહે છે, અને સત્સ ગનો યોગ મટચો કે પાછી તૈયાર ને તૈયાર ઊભી છે માટે બાહ્યઉપાધિ ઓછી કરવી તેથી સત્સ ગ વિશેષ થાય છે આ કારણથી બાહ્યત્યાગ શ્રેષ્ઠ છે બાહ્યત્યાગમાં જ્ઞાનીને દુ ખ નથી, અજ્ઞાનીને દુ.ખ છે સમાધિ કરવા સારુ સદાચરણ સેવવાના છે ખોટા ર ગ તે ખોટા ર ગ છે સાચો ર ગ સદા રહે છે જ્ઞાનીને મળ્યા પછી દેહ છૂટી ગયો, (દેહ ધારણ કરવાનું ન રહે) એમ સમજવુ જ્ઞાનીનાં વચનો પ્રથમ કડવા લાગે છે, પણ પછી જણાય છે કે જ્ઞાનીપુરુષ સંસારના અન ત દુ.ખો મટાડે છે જેમ ઓસડ કડવુ છે, પણ ઘણા વખતનો રોગ મટાડે છે તેમ

ત્યાગ ઉપર હમેશાં લક્ષ રાખવો ત્યાગ મોળો રાખવો નહી શ્રાવકે ત્રણ મનોરથ ચિંતવવા સત્યમાર્ગને આરાધન કરવા માટે માયાથી દૂર રહેવુ ત્યાગ કર્યા જ કરવો માયા કેવી રીતે ભૂલવે છે તે પ્રત્યે દૃષ્ટાંત .

કોઈ એક સ ન્યાસી હશે તે એમ કહ્યા કરે કે 'હુ માયાને ગરવા દઉ જ નહી નગ્ન થઈને વિચરીશ' ત્યારે માયાએ કહ્યુ કે 'હું તારી આગળ ને આગળ ચાલીશ' 'જ ગલમાં એકલો વિચરીશ' એમ સંન્યાસીએ કહ્યુ ત્યારે માયા કહે કે, 'હું સામી થઈશ' સ ન્યાસી પછી જ ગલમા રહેતા અને કાકરા કે રેતી બેઉ સરખાં છે એમ કહી રેતી પર સૂતા પછી માયાને કહ્યુ કે 'તું કયા છે?' માયાએ જાણ્યું કે આને ગર્વ બહુ ચઢચો છે એટલે કહ્યુ કે 'મારે આવવાનું શુ કામ છે? મારો મોટો પુત્ર અહ કાર તારી હજૂરમાં મૂકેલો હતો'

માયા આ રીતે છેતરે છે માટે જ્ઞાની કહે છે કે, 'હુ બધાથી ન્યારો છુ, સર્વથા ત્યાગી થયો છુ, અવધૂત છુ, નગ્ન છુ, તપશ્ચર્યા કરુ છુ મારી વાત અગમ્ય છે મારી દશા બહુ જ સારી છે માયા મને નડશે નહી, એવી માત્ર કલ્પનાએ માયાથી છેતરાવું નહીં'

જરા સમતા આવે કે અહ કાર આવીને ભુલાવે છે કે 'હુ સમતાવાળો છુ ' માટે ઉપયોગ જાગૃત રાખવો માયાને શોધી શોધીને જ્ઞાનીએ ખરેખર જીતી છે ભક્તિરૂપી સ્ત્રી છે તેને માયા સામી મૂકે ત્યારે માયાને જિતાય ભક્તિમા અહંકાર નથી માટે માયાને જીતે આજ્ઞામા અહ કાર નથી સ્વચ્છ દ-

સ્ત્રી એ હાડમાસનું પૂતળું છે એમ સ્પષ્ટ જાણ્યું છે તેથી વિચારવાનની વૃત્તિ ત્યાં ક્ષોભ પામતી નથી, તોપણ સાધુને એવી આજ્ઞા કરી છે કે હજારો દેવાંગનાથી ન ચળી શકે તેવા મુનિએ પણ નાક કાન છેદેલી એવી જે સો વરસની વૃદ્ધ સ્ત્રી તેની સમીપ પણ રહેવું નહીં, કારણ કે તે વૃત્તિને ક્ષોભ પમાડે જ એવું જ્ઞાનીએ જાણ્યું છે સાધુને તેટલું જ્ઞાન નથી કે તેનાથી ન જ ચળી શકે, એમ ધારી તેની સમીપ રહેવાની આજ્ઞા કરી નથી એ વચન ઉપર જ્ઞાનીએ પોતે વિશેષ ભાર મૂક્યો છે, એટલા માટે જો વૃત્તિઓ પદાર્થોમા ક્ષોભ પામે તો તરત ખેંચી લઈ તેવી બાહ્યવૃત્તિઓ ક્ષય કરવી

ચૌદ ગુણસ્થાનક છે તે આત્માના અંશે અંશે ગુણ બતાવ્યા છે, અને છેવટે તે કેવા છે તે જણાવ્યું છે જેમ એક હીરો છે તેને એક એક કરતા ચૌદ પહેલ પાડો તો અનુક્રમે વિશેષ વિશેષ કાન્તિ પ્રગટે, અને ચૌદે પહેલ પાડતા છેવટે હીરાની સંપૂર્ણ સ્પષ્ટ કાન્તિ પ્રગટે આ જ રીતે સંપૂર્ણ ગુણ પ્રગટવાથી આત્મા સંપૂર્ણપણે પ્રગટે

ચૌદપૂર્વધારી અગિયારમેથી પાછો પડે છે તેનું કારણ પ્રમાદ છે પ્રમાદના કારણથી તે એમ જાણે કે 'હવે મને ગુણ પ્રગટ્યો ' આવા અભિમાનથી પહેલે ગુણસ્થાનકે જઈ પડે છે, અને અનંત કાળનું ભ્રમણ કરવું પડે છે માટે જીવે અવશ્ય જાગ્રત રહેવું, કારણ કે વૃત્તિઓનું પ્રાબલ્ય એવું છે કે તે હરેક પ્રકારે છેતરે છે

અગિયારમા ગુણસ્થાનકેથી જીવ પડે છે તેનું કારણ એ કે વૃત્તિઓ પ્રથમ જાણે છે કે 'હમણાં આ શૂરાતનમા છે એટલે આપણુ બળ ચાલવાનું નથી,' અને તેથી ચૂપ થઈ બધી દબાઈ રહે છે 'ક્રોધ કડવો છે તેથી છેતરાશે નહીં, માનથી પણ છેતરાશે નહીં, તેમ માયાનું બળ ચાલે તેવું નથી ' એમ વૃત્તિએ જાણ્યું કે તરત ત્યા લોભ ઉદયમાન થાય છે 'મારામા કેવાં રિદ્ધિ, સિદ્ધિ, અને ઐશ્વર્ય પ્રગટ થયા ' એવી વૃત્તિ ત્યા આગળ થતા તેનો લોભ થવાથી ત્યાથી જીવ પડે છે, અને પહેલે ગુણસ્થાનકે આવે છે

આ કારણથી વૃત્તિઓને ઉપશમ કરવા કરતા ક્ષય કરવી, એટલે ફરીથી ઉદ્ભવે નહીં. જ્યારે જ્ઞાનીપુરુષ ત્યાગ કરાવવાને માટે કહે કે આ પદાર્થ ત્યાગી દે ત્યારે વૃત્તિ ભૂલવે છે કે ઠીક છે, હું બે દિવસ પછી ત્યાગીશ આવા ભુલાવામા પડે છે કે વૃત્તિ જાણે છે કે ઠીક થયું, અણીનો ચૂક્યો સો વર્ષ જીવે એટલામા શિથિલપણાના કારણો મળે કે 'આ ત્યાગવાથી રોગના કારણો થશે, માટે હમણા નહીં પણ આગળ ત્યાગીશ ' આ રીતે વૃત્તિઓ છેતરે છે

આ પ્રકારે અનાદિકાળથી જીવ છેતરાય છે કોઈનો વીશ વર્ષનો પુત્ર મરી ગયો હોય, તે વખતે તે જીવને એવી કડવાશ લાગે કે આ સંસાર ખોટો છે પણ બીજે જ દિવસે એ વિચાર બાહ્યવૃત્તિ વિસ્મરણ કરાવે છે કે 'એનો છોકરો કાલ સવારે મોટો થઈ રહેશે, એમ થતું જ આવે છે, શું કરીએ ?' આમ થાય છે, પણ એમ નથી થતુ કે તે પુત્ર જેમ મરી ગયો, તેમ હું પણ મરી જઈશ માટે સમજીને વૈરાગ્ય પામી ચાલ્યો જાઉં તો સારું આમ વૃત્તિ થતી નથી ત્યા વૃત્તિ છેતરે છે

કોઈ અભિમાની જીવ એમ માની બેસે છે કે 'હું પંડિત છુ, શાસ્ત્રવેત્તા છુ, ડાહ્યો છું, ગુણવાન છુ, લોક મને ગુણવાન કહે છે,' પણ તેને જ્યારે તુચ્છ પદાર્થનો સંયોગ થાય છે ત્યારે તરત જ તેની વૃત્તિ ખેંચાય છે આવા જીવને જ્ઞાની કહે છે કે તુ વિચાર તો ખરો કે તે તુચ્છ પદાર્થની કિંમત કરતા તારી કિંમત તુચ્છ છે! જેમ એક પાઈની ચાર બીડી મળે છે, અર્થાત્ પા પાઈની એક બીડી છે તેવી બીડીનું જો તને વ્યસન હોય તો તુ અપૂર્વ જ્ઞાનીનાં વચનો સાંભળતો હોય તોપણ જો ત્યા ક્યાયથી બીડીનો ધુમાડો આવ્યો કે તારા આત્મામાથી વૃત્તિનો ધુમાડો નીકળે છે, અને જ્ઞાનીનાં વચનો ઉપરથી પ્રેમ જતો રહે છે બીડી જેવા પદાર્થમાં, તેની ક્રિયામા વૃત્તિ ખેંચાવાથી વૃત્તિ-ક્ષોભ નિવૃત્ત થતો નથી! પા પાઈની બીડીથી જો એમ થઈ જાય છે, તો વ્યસનીની કિંમત તેથી

લૌકિક અને લોકોત્તર ખુલાસો જુદો હોય છે ઉદયનો દોષ કાઢવો એ લૌકિક ખુલાસો છે. અનાદિકાળનાં કર્મો બે ઘડીમાં નાશ પામે છે, માટે કર્મનો દોષ કાઢવો નહીં આત્માને નિંદવો ધર્મ કરવાની વાત આવે ત્યારે પૂર્વકર્મના દોષની વાત આગળ કરે છે ધર્મને આગળ કરે તેને ધર્મ નીપજે, કર્મને આગળ કરે તેને કર્મ આડાં આવે માટે પુરુષાર્થ કરવો શ્રેષ્ઠ છે પુરુષાર્થ પહેલો કરવો મિથ્યાત્વ, પ્રમાદ, અશુભયોગ મૂકવા

પહેલું તપ નહીં, પણ મિથ્યાત્વ અને પ્રમાદને પહેલા ત્યાગવા જોઈએ સર્વના પરિણામ પ્રમાણે શુદ્ધતા, અશુદ્ધતા છે કર્મ ટાળ્યા વગર ટળવાના નથી તેટલા માટે જ જ્ઞાનીઓએ શાસ્ત્રો વર્ણવ્યા છે શિથિલ થવાને સાધનો બતાવ્યાં નથી પરિણામ ઊંચા આવવા જોઈએ કર્મ ઉદય આવશે એવું મનમાં રહે તો કર્મ ઉદયમા આવે! બાકી પુરુષાર્થ કરે, તો તો કર્મ ટળી જાય. ઉપકાર થાય તે જ લક્ષ રાખવો

---

[ ૬૪૩–૭ ] ૮ વડવા, ભાદ્રપદ સુદ ૧૦, ગુરુ, ૧૯૫૨

કર્મ ગણી ગણીને નાશ કરાતા નથી જ્ઞાનીપુરુષ તો સામટો ગોટો વાળી નાશ કરે છે

વિચારવાને બીજા આલંબનો મૂકી દઈ, આત્માના પુરુષાર્થનો જય થાય તેવું આલંબન લેવું કર્મબંધનનું આલંબન લેવું નહીં આત્મામાં પરિણામ પામે તે અનુપ્રેક્ષા

માટીમા ઘડો થવાની સત્તા છે, પણ દંડ, ચક્ર, કુંભારાદિ મળે તો થાય, તેમ આત્મા માટીરૂપ છે, તેને સદ્ગુરુ આદિ સાધન મળે તો આત્મજ્ઞાન થાય જે જ્ઞાન થયું હોય તે પૂર્વે થઈ ગયેલા જ્ઞાનીઓએ સંપાદન કરેલુ છે તેને પૂર્વાપર મળતું આવવુ જોઈએ, અને વર્તમાનમા પણ જે જ્ઞાનીપુરુષોએ જ્ઞાન સંપાદન કરેલુ છે તેનાં વચનોને મળતું આવવુ જોઈએ, નહીં તો અજ્ઞાનને જ્ઞાન માન્યું છે એમ કહેવાય

જ્ઞાન બે પ્રકારનાં છે·—એક બીજભૂત જ્ઞાન, અને બીજુ વૃક્ષભૂત જ્ઞાન પ્રતીતિએ બન્ને સરખાં છે, તેમા ભેદ નથી વૃક્ષભૂત જ્ઞાન, કેવળ નિરાવરણ થાય ત્યારે તે જ ભવે મોક્ષ થાય, અને બીજભૂત જ્ઞાન થાય ત્યારે છેવટે પંદર ભવે મોક્ષ થાય

આત્મા અરૂપી છે, એટલે વર્ણગંધરસસ્પર્શરહિત વસ્તુ છે, અવસ્તુ નથી

ષડ્દર્શન જેણે બાંધ્યા છે તેણે બહુ જ ડહાપણ વાપર્યું છે

બંધ ઘણી અપેક્ષાએ થાય છે, પણ મૂળ પ્રકૃતિ આઠ છે, તે કર્મની આંટી ઉકેલવા માટે આઠ પ્રકારે કહી છે

આયુષકર્મ એક જ ભવનું બંધાય વિશેષ ભવનું આયુષ બંધાય નહીં જો બંધાતું હોય તો કોઈ ને કેવળજ્ઞાન ઊપજે નહીં

જ્ઞાનીપુરુષ સમતાથી કલ્યાણનું જે સ્વરૂપ બતાવે છે તે ઉપકારને અર્થે બતાવે છે જ્ઞાનીપુરુષો માર્ગમા ભૂલા પડેલા જીવને સીધો રસ્તો બતાવે છે જ્ઞાનીને માર્ગે ચાલે તેનુ કલ્યાણ થાય જ્ઞાનીના વિરહ પછી ઘણો કાળ જાય એટલે અંધકાર થઈ જવાથી અજ્ઞાનની પ્રવૃત્તિ થાય, અને જ્ઞાનીપુરુષોના વચનો ન સમજાય, તેથી લોકોને અવળુ ભાસે ન સમજાય તેથી લોકો ગચ્છના ભેદ પાડે છે ગચ્છના ભેદ જ્ઞાનીઓએ પાડ્યા નથી અજ્ઞાની માર્ગનો લોપ કરે છે જ્ઞાની થાય ત્યારે માર્ગનો ઉદ્યોત કરે છે અજ્ઞાનીઓ જ્ઞાનીની સામા થાય છે માર્ગસન્મુખ થવુ જોઈએ, કારણ કે સામા થવાથી ઊલટું માર્ગનું ભાન થતુ નથી

બાલ અને અજ્ઞાની જીવો નાની નાની બાબતોમા ભેદ પાડે છે ચાંલ્લા અને મુખપટ્ટી વગેરેના આગ્રહમા કલ્યાણ નથી. અ ાનીને મતભેદ કરતા વાર લાગતી નથી જ્ઞાનીપુરુષો રૂઢિમાર્ગને બદલે

શમા ) છે, અને પાણીમા ઊભા રહીને, પાણીમા દૃષ્ટિ રાખી, બાણ સાધી તે (ઊ ચેનો ઘડો ) વીંધવો છે, લોક જાણે છે કે વીધનારની દૃષ્ટિ પાણીમા છે, પણ વાસ્તવિક રીતે ઘડો વીધવાનો છે, તેનો લક્ષ કરવા માટે વીંધનારની દૃષ્ટિ આકાશમા છે આ રીતે જ્ઞાનીની ઓળખાણ કોઈ વિચારવાનને હોય છે

દૃઢ નિશ્ચય કરવો કે વૃત્તિઓ બહાર જતી ક્ષય કરી અ તરવૃત્તિ કરવી, અવશ્ય એ જ જ્ઞાનીની આજ્ઞા છે

સ્પષ્ટ પ્રીતિથી સ સાર કરવાની ઇચ્છા થતી હોય તો સમજવું કે જ્ઞાનીપુરુષને જોયા નથી જે પ્રકારે પ્રથમ સ સારમા રસસહિત વર્તતો હોય તે પ્રકારે, જ્ઞાનીનો યોગ થયા પછી વર્તે નહી એ જ જ્ઞાનીનુ સ્વરૂપ

જ્ઞાનીને જ્ઞાનદૃષ્ટિથી, અ તર્દૃષ્ટિથી જોયા પછી સ્ત્રી જોઈને રાગ ઉત્પન્ન થાય નહી, કારણ કે જ્ઞાનીનુ સ્વરૂપ વિષયસુખકલ્પનાથી જુદુ છે અન ત સુખ જાણ્યુ હોય તેને રાગ થાય નહી, અને જેને રાગ થાય નહી તેણે જ જ્ઞાનીને જોયા, અને તેણે જ જ્ઞાનીપુરુષના દર્શન કર્યા, પછી સ્ત્રીનુ સજીવન શરીર અજીવનપણે ભાસ્યા વિના રહે નહી, કારણ કે જ્ઞાનીના વચનો યથાર્થ રીતે સાચા જાણ્યા છે જ્ઞાનીની સમીપ દેહ અને આત્મા જુદા પૃથક્ પૃથક્ જાણ્યા છે તેને દેહ બાદ કરી આત્મા ભિન્ન ભિન્ન ભાસે, અને તેથી સ્ત્રીના શરીર અને આત્મા જુદા ભાસે છે તેણે સ્ત્રીનુ શરીર માસ, માટી, હાડકા આદિનુ પૂતળુ જાણ્યું છે એટલે ત્યાં રાગ ઉત્પન્ન થતો નથી

આખા શરીરનુ બળ, ઉપર નીચેનુ બન્ને કમર ઉપર છે જેની કમર ભાગી ગઈ છે તેનુ બધું બળ ગયું વિષયાદિ જીવની તૃષ્ણા છે સ સારરૂપી શરીરનુ બળ આ વિષયાદિરૂપ કેડ, કમર ઉપર છે જ્ઞાનીપુરુષનો બોધ લાગવાથી વિષયાદિરૂપ કેડનો ભ ગ થાય છે અર્થાત્ વિષયાદિનુ તુચ્છપણુ લાગે છે, અને તે પ્રકારે સ સારનુ બળ ઘટે છે, અર્થાત્ જ્ઞાનીપુરુષના બોધમા આવુ સામર્થ્ય છે

શ્રી મહાવીરસ્વામીને સ ગમ નામે દેવતાએ બહુ જ, પ્રાણત્યાગ થતા વાર ન લાગે તેવા પરિષહ દીધા, ત્યા કેવી અદ્‌ભુત સમતા! ત્યાં તેઓએ વિચાર્યું કે જેના દર્શન કરવાથી કલ્યાણ થાય, નામ સ્મરવાથી કલ્યાણ થાય તેના સ ગમા આવીને અન ત સ સાર વધવાનું આ જીવને કારણ થાય છે! આવી અનુક પા આવવાથી આખમા આસુ આવી ગયા કેવી અદ્‌ભુત સમતા! પારકી દયા કેવી રીતે ઊગી નીકળી હતી! તે વખતે મોહરાજાએ જો જરા ધક્કો માર્યો હોત તો તો તરત જ તીર્થ કરપણુ સ ભવત નહી, જો કે દેવતા તો ભાગી જાત પણુ મોહનીયના મળને મૂળથી નાશ કર્યો છે, અર્થાત્ મોહને જીત્યો છે, તે મોહ કેમ કરે?

શ્રી મહાવીરસ્વામી સમીપે ગોશાલાએ આવી બે સાધુને બાળી નાખ્યા, ત્યારે જો જરા ઐશ્વર્યપણુ કરીને સાધુની રક્ષા કરી હોત તો તીર્થ કરપણુ ફરી કરવુ પડત, પણ જેને 'હું ગુરુ છું; આ મારા શિષ્ય છે' એવી ભાવના નથી તેને તેવો કોઈ પ્રકાર કરવો પડતો નથી 'હુ શરીર-રક્ષણનો દાતાર નથી, ફક્ત ભાવઉપદેશનો દાતાર છુ, જો હું રક્ષા કરુ તો મારે ગોશાલાની રક્ષા કરવી જોઈએ, અથવા આખા જગતની રક્ષા કરવી ઘટે' એમ વિચાર્યું અર્થાત્ તીર્થ કર એમ મારાપણુ કરે જ નહી

વેદાત વિષે આ કાળમા ચરમશરીરી કહ્યા છે જિનના અભિપ્રાય પ્રમાણે પણ આ કાળમા એકાવતારી જીવ થાય છે આ કાઈ થોડી વાત નથી, કેમકે આ પછી કાઈ મોક્ષ થવાને વધારે વાર નથી સહેજ કાઈ બાકી રહ્યુ હોય, રહ્યુ છે તે પછી સહેજમા ચાલ્યું જાય છે આવા પુરુષની દશા, વૃત્તિઓ કેવી હોય? અનાદિની ઘણી જ વૃત્તિઓ શમાઈ ગઈ હોય છે, અને એટલી બધી શાન્તિ થઈ ગઈ હોય છે કે, રાગદ્વેષ બધા નાશ પામવા યોગ્ય થયા છે, ઉપશાત થયા છે

સદ્‌વૃત્તિઓ થવા માટે જે જે કારણો, સાધનો બતાવેલા હોય છે તે નહીં કરવાનું જ્ઞાની કહેતા જ

[ ૬૪૩–૭ ] ૯ વડવા, ભાદ્રપદ સુદ ૧૩, શનિ, ૧૯૫૨

શ્રી વલ્લભાચાર્ય કહે છે કે શ્રીકૃષ્ણ ગોપી સાથે વર્તતા હતા, તે જાણીને ભક્તિ કરો યોગી જાણીને તો આખુ જગત ભક્તિ કરે છે પણ ગૃહસ્થાશ્રમમા યોગદશા છે તે જાણીને ભક્તિ કરવી એ વૈરાગ્યનું કારણ છે ગૃહસ્થાશ્રમમા સત્પુરુષ રહે છે તેનો ચિત્રપટ જોઈ વિશેષ વૈરાગ્યની પ્રતીતિ થાય છે યોગદશાનો ચિત્રપટ જોઈ આખા જગતને વૈરાગ્યની પ્રતીતિ થાય પણ ગૃહસ્થાશ્રમમાં રહેતા છતા ત્યાગ વૈરાગ્ય યોગદશા જેવા રહે છે એ કેવી અદ્ભુત દશા છે! યોગમા જે વૈરાગ્ય રહે તેવો અખડ વૈરાગ્ય સત્પુરુષ ગૃહસ્થાશ્રમમા રાખે છે તે અદ્ભુત વૈરાગ્ય જોઈ મુમુક્ષુને વૈરાગ્ય, ભક્તિ થવાનું નિમિત્ત બને છે લૌકિકદૃષ્ટિમાં વૈરાગ્ય, ભક્તિ નથી

પુરુષાર્થ કરવાનું, અને સત્ય રીતે વર્તવાનું ધ્યાનમા જ આવતું નથી તે તો લોકો ભૂલી જ ગયા છે

માણસો વરસાદ આવે ત્યારે પાણી ટાંકામા ભરી રાખે છે, તેમ મુમુક્ષુ જીવો આટલો આટલો ઉપદેશ સાભળીને જરાય ગ્રહણ કરતા નથી, તે એક આશ્ચર્ય છે તેને ઉપકાર કેવી રીતે થાય? સત્પુરુષની વર્તમાન સ્થિતિની વિશેષ અદ્ભુત દશા છે ગૃહસ્થાશ્રમની બધી સ્થિતિ સત્પુરુષની પ્રશસ્ત છે બધા જોગ પૂજવા યોગ્ય છે

જ્ઞાનીઓ દોષ ઘટાડવા માટે અનુભવના વચનો કહે છે, માટે તેવા વચનોનું સ્મરણ કરી જો તે સમજવામા આવે, શ્રવણ મનન થાય, તો સહેજે આત્મા ઉજ્જ્વલ થાય તેમ કરવામા કાંઈ બહુ મહેનત નથી તેવા વચનોનો વિચાર ન કરે, તો કોઈ દિવસ પણ દોષ ઘટે નહી

સદાચાર સેવવા જોઈએ જ્ઞાનીપુરુષોએ દયા, સત્ય, અદત્તાદાન, બ્રહ્મચર્ય, પરિગ્રહપરિમાણ વગેરે સદાચાર કહેલા છે જ્ઞાનીઓએ જે સદાચારો સેવવા કહેલ છે તે યથાર્થ છે, સેવવા યોગ્ય છે વગર સાક્ષીએ જીવે વ્રત, નિયમ કરવાં નહી

વિષયકષાયાદિ દોષ ગયા વિના સામાન્ય આશયવાળા દયા વગેરે આવે નહી, તો પછી ઊંડા આશયવાળા દયા વગેરે ક્યાથી આવે? વિષયકષાયસહિત મોક્ષે જવાય નહી અતઃકરણની શુદ્ધિ વિના આત્મજ્ઞાન થાય નહી ભક્તિ એ સર્વ દોષને ક્ષય કરવાવાળી છે, માટે તે સર્વોત્કૃષ્ટ છે

જીવે વિકલ્પના વ્યાપાર કરવા નહી વિચારવાન અવિચારણા અને અકાર્ય કરતા ક્ષોભ પામે અકાર્ય કરતા જે ક્ષોભ ન પામે તે અવિચારવાન અકાર્ય કરતા પ્રથમ જેટલો ત્રાસ રહે છે તેટલો બીજી ફેરે કરતા રહેતો નથી માટે પ્રથમથી જ અકાર્ય કરતા અટકવુ, દૃઢ નિશ્ચય કરી અકાર્ય કરવુ નહી

સત્પુરુષો ઉપકારઅર્થે જે ઉપદેશ કરે છે તે શ્રવણ કરે, ને વિચારે તો જીવના દોષો અવશ્ય ઘટે પારસમણિનો સગ થયો, ને લોઢાનુ સુવર્ણ ન થયું તો કા તો પારસમણિ નહીં, અને કા તો ખરું લોઢુ નહી તેવી જ રીતે જે ઉપદેશથી સુવર્ણમય આત્મા ન થાય તે ઉપદેષ્ટા કા તો સત્પુરુષ નહી, અને કા તો સામો માણુસ યોગ્ય જીવ નહી યોગ્ય જીવ અને ખરા સત્પુરુષ હોય તો ગુણો પ્રગટ્યા વિના રહે નહી

લૌકિક આલબન ન જ કરવા જીવ પોતે જાગે તો બધાં વિપરીત કારણો મટી જાય જેમ કોઈ પુરુષ ઘરમા નિદ્રાવશ થવાથી તેના ઘરમા કૂતરા, બિલાડા વગેરે પેસી જવાથી નુકસાન કરે, અને પછી તે પુરુષ જાગ્યા પછી નુકસાન કરનારા એવા જે કૂતરા આદિ પ્રાણીઓ તેનો દોષ કાઢે, પણ પોતાનો દોષ કાઢતો નથી કે હું ઊઘી ગયો તો આમ થયું, તેમ જીવ પોતાના દોષો જોતો નથી પોતે જાગૃત રહેતો હોય, તો બધા વિપરીત કારણો મટી જાય, માટે પોતે જાગૃત રહેવુ

જીવ એમ કહે છે કે મારા તૃષ્ણા, અહકાર, લોભ આદિ દોષો જતા નથી, અર્થાત્ જીવ

તેવાં એકમેક પછી થાય નહી, તેમ મિથ્યાત્વની સાથે એકમેક થાય નહી હીરામણિની કિંમત થઈ છે, પણ કાચની મણિ આવે ત્યારે હીરામણિ સાક્ષાત્ અનુભવમા આવે તે દૃષ્ટાંત પણ અત્રે ઘટે છે

નિર્ગ્રંથ ગુરુ એટલે પૈસારહિત ગુરુ નહી, પણ જેની ગ્રથિ છેદાઈ છે એવા ગુરુ સદ્ગુરુની ઓળખાણ થાય ત્યારે વ્યવહારથી ગ્રથિ છેદવાનો ઉપાય છે જેમ, એક માણસે કાચની મણિ લઇ ધાર્યું કે, 'મારી પાસે સાચી મણિ છે, આવી ક્યાય પ્રાપ્ત થતી નથી' પછી તેણે એક વિચારવાન પાસે જઈ કહ્યુ, 'મારી મણિ સાચી છે' પછી તે વિચારવાને તેથી સારી, તેથી સારી, એમ વધતી વધતી કિંમતની મણિ બતાવીને કહ્યુ કે જો ફેર લાગે છે? બરાબર જોજે, ત્યારે તેણે કહ્યુ 'હા ફેર લાગે છે' પછી તે વિચારવાને ઝુમર બતાવી કહ્યુ, જો તારા જેવી તો હજારો મળે છે આખુ ઝુમર બતાવ્યા પછી સાચી મણિ બતાવી ત્યારે તેને તેની બરોબર કિંમત થઈ, પછી જૂઠીને જૂઠી જાણી મૂકી દીધી પછી કોઈક સગ મળવાથી તેણે કહ્યુ કે તે આ મણિ જે સાચી જાણી છે એવી તો ઘણી મળે છે આવાં આવરણોથી વહેમ આવી જવાથી ભૂલી જાય, પણ પછી જૂઠી દેખે જે પ્રકારે સાચાની કિંમત થઈ હોય તે પ્રકારે, તે તરત જાગૃતિમા આવે કે સાચી ઝાઝી હોય નહી, અર્થાત્ આવરણ હોય, પણ પ્રથમની ઓળખાણ ભુલાય નહી આ પ્રકારે વિચારવાનને સદ્ગુરુનો યોગ મળતા તત્ત્વપ્રતીતિ થાય, પણ પછી મિથ્યાત્વના સગથી આવરણ આવતા શકા થઈ જાય, જોકે તત્ત્વપ્રતીતિ જાય નહી પણ તેને આવરણ આવી જાય આનું નામ 'સાસ્વાદન-સમ્યક્ત્વ'

સદ્ગુરુ, સત્દેવ, કેવળીનો પ્રરૂપેલો ધર્મ તેને સમ્યક્ત્વ કહ્યુ, પણ સત્દેવ અને કેવળી એ બે સદ્ગુરુમા સમાઈ ગયા

સદ્ગુરુ અને અસદ્ગુરુમા રાતદિવસ જેટલો અતર છે

એક ઝવેરી હતો વેપાર કરતા ઘણી ખોટ જવાથી તેની પાસે કાઈ પણ દ્રવ્ય રહ્યુ નહી મરણ વખત આવી પહોચ્યો એટલે બૈરાછોકરાંનો વિચાર કરે છે કે મારી પાસે કાઈ દ્રવ્ય નથી, પણ જો હાલ કહીશ તો છોકરો નાની ઉંમરનો છે તેથી દેહ છૂટી જશે સ્ત્રીએ, સામુ જોયું ત્યારે કહ્યુ કે કાઈ કહો છો? પુરુષે કહ્યુ, શુ કહુ? સ્ત્રીએ કહ્યુ કે મારુ અને છોકરાનું ઉદરપોષણ થાય તેવુ બતાવો ને કઈ કહો, ત્યારે પેલાએ વિચાર કરીને કહ્યુ કે ઘરમા ઝવેરાતની પેટીમા કિંમતી નગની દાબડી છે તે જ્યારે તારે અવશ્યની જરૂર પડે ત્યારે કાઢીને મારા ભાઈબધ પાસે જઈને વેચાવજે, ત્યા તને ઘણુ દ્રવ્ય આવશે આટલુ કહીને પેલો પુરુષ કાળધર્મ પામ્યો કેટલાક દિવસે નાણા વિના ઉદરપોષણ માટે પીડાતા જાણી, પેલો છોકરો તેના બાપે પ્રથમ કહેલ ઝવેરાતના નગ લઈ, તેના કાકા (પિતાનો ભાઈબધ ઝવેરી) પાસે ગયો ને કહ્યુ કે મારે આ નગ વેચવા છે, તેનું દ્રવ્ય જે આવે તે મને આપો ત્યારે પેલા ઝવેરીભાઈએ પૂછ્યુ 'આ નગ વેચીને શુ કરવુ છે?' 'ઉદર ભરવા પૈસા જોઈએ છે,' એમ પેલા છોકરાએ કહ્યુ ત્યારે તે ઝવેરીએ કહ્યુ 'સો-પચાસ રૂપિયા જોઈએ તો લઈ જા, ને રોજ મારી દુકાને આવતો રહેજે, અને ખર્ચ લઈ જજે આ નગ હાલ રહેવા દે' પેલા છોકરાએ પેલા ભાઈની વાત સ્વીકારી, અને પેલુ ઝવેરાત પાછુ લઈ ગયો પછી રોજ ઝવેરીની દુકાને જતા ઝવેરીના સમાગમે તે છોકરો હીરા, પાના, માણેક, નીલમ બધાને ઓળખતા શીખ્યો ને તેનો તેને કિંમત થઈ પછી પેલા ઝવેરીએ કહ્યુ 'તું તારુ જે ઝવેરાત પ્રથમ વેચવા લાવ્યો હતો તે લાવ, હવે વેચીએ' પછી ઘેરથી છોકરાએ પોતાના ઝવેરાતની દાબડી લાવીને જોયું તો નગ ખોટા લાગ્યા, એટલે તરત ફેકી દીધા ત્યારે તેને પેલા ઝવેરીએ પૂછ્યુ કે તે નાખી કેમ દીધા? ત્યારે તેણે કહ્યુ કે સાવ ખોટાં છે માટે નાંખી દીધા છે.

ભૂલ છે કુળાચાર પ્રમાણે જે સાચુ માન્યું તે જ કષાય છે

પ્ર૦ :—મોક્ષ એટલે શુ ?

ઉ૦ .—આત્માનું અત્યત શુદ્ધપણુ તે, અજ્ઞાનથી છૂટી જવુ તે, સર્વ કર્મથી મુક્ત થવું તે 'મોક્ષ' યથાતથ્ય જ્ઞાન પ્રગટયે મોક્ષ ભ્રાન્તિ રહે ત્યાં સુધી આત્મા જગતમા છે અનાદિકાળનું એવું જે ચેતન તેનો સ્વભાવ જાણપણુ, જ્ઞાન છે, છતા ભૂલી જાય છે તે શુ ? જાણપણામાં ન્યૂનતા છે, યથાતથ્ય જાણપણુ નથી તે ન્યૂનતા કેમ મટે ? તે જાણપણારૂપી સ્વભાવને ભૂલી ન જાય, તેને વારવાર દૃઢ કરે તો ન્યૂનતા મટે જ્ઞાની પુરુષના વચનોનું અવલબન લેવાથી જાણપણુ થાય સાધન છે તે ઉપકારના હેતુઓ છે જેવા જેવા અધિકારી તેવુ તેવુ તેનુ ફળ સત્પુરુષના આશ્રયે લે તો સાધનો ઉપકારના હેતુઓ છે સત્પુરુષની દૃષ્ટિએ ચાલવાથી જ્ઞાન થાય છે સત્પુરુષોના વચનો આત્મામા પરિણામ પામ્યે મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, અશુભયોગ વગેરે બધા દોષો અનુક્રમે મોળા પડે આત્મ-જ્ઞાન વિચારવાથી દોષો નાશ થાય છે સત્પુરુષો પોકારી પોકારીને કહી ગયા છે, પણ જીવને લોકમાર્ગમા પડી રહેવુ છે, અને લોકોત્તર કહેવરાવવુ છે, ને દોષ કેમ જતા નથી એમ માત્ર કહ્યા કરવુ છે લોકનો ભય મૂકી સત્પુરુષોના વચનો આત્મામાં પરિણમાવે તો સર્વ દોષ જાય જીવે મારાપણુ લાવવુ નહી મોટાઈ ને મહત્તા મૂક્યા વગર સમ્યક્ત્વનો માર્ગ આત્મામા પરિણામ પામવો કઠણ છે.

વેદાતશાસ્ત્રો વર્તમાનમા સ્વચ્છદથી વાચવામાં આવે છે, ને તેથી શુષ્કપણા જેવુ થઈ જાય છે ષડ્દર્શનમા ઝઘડો નથી, પણ આત્માને કેવળ મુક્તદૃષ્ટિએ જોતાં તીર્થંકરે લાબો વિચાર કર્યો છે મૂળ લક્ષગત થવાથી જે જે વક્તા(સત્પુરુષો) એ કહ્યુ તે યથાર્થ છે એમ જણાશે

આત્માને ક્યારેય પણ વિકાર ન ઊપજે, તથા રાગદ્વેષપરિણામ ન થાય ત્યારે જ કેવળજ્ઞાન કહેવાય ષડ્દર્શનવાળાએ જે વિચાર કર્યા છે તેથી આત્માનુ તેમને ભાન થાય છે, પણ તારતમ્ય-પણામા ફેર પડે મૂળમાં ભૂલ નથી પણ ષડ્દર્શન પોતાની સમજણે બેસાડે તો કોઈ વાર બેસે નહી તે બેસવુ સત્પુરુષના આશ્રયે થાય જેણે આત્મા અસગ, અક્રિય વિચાર્યો હોય તેને ભ્રાન્તિ હોય નહી, સશય હોય નહી, આત્માના હોવાપણા સબધમા પ્રશ્ન રહે નહી

પ્ર૦ .—સમ્યક્ત્વ કેમ જણાય ?

ઉ૦ .—માંહીથી દશા ફરે ત્યારે સમ્યક્ત્વની ખબર એની મેળે પોતાને પડે સતદેવ એટલે રાગદ્વેષ ને અજ્ઞાન જેના ક્ષય થયા છે તે સદ્ગુરુ કોણ કહેવાય? મિથ્યાત્વગ્રથિ જેની છેદાઈ છે તે સદ્ગુરુ એટલે નિર્ગ્રથ સતધર્મ એટલે જ્ઞાનીપુરુષોએ બોધેલો ધર્મ આ ત્રણે તત્ત્વ યથાર્થ રીતે જાણે ત્યારે સમ્યક્ત્વ થયું ગણાય

અજ્ઞાન ટાળવા માટે કારણો, સાધનો બતાવ્યા છે જ્ઞાનનુ સ્વરૂપ જ્યારે જાણે ત્યારે મોક્ષ થાય

પરમવૈદ્યરૂપી સદ્ગુરુ મળે અને ઉપદેશરુપી દવા આત્મામા પરિણામ પામે ત્યારે રોગ જાય, પણ તે દવા અતરમા ન ઉતારે, તો તેનો કોઈ કાળે રોગ જાય નહી જીવ ખરેખરુ સાધન કરતો નથી જેમ આખા કુટુબને ઓળખવુ હોય તો પહેલા એક જણને ઓળખે તો બધાની ઓળખાણ થાય, તેમ પહેલા સમ્યક્ત્વનુ ઓળખાણ થાય ત્યારે આત્માના બધા ગુણોરૂપી કુટુબનુ ઓળખાણ થાય સમ્યક્ત્વ સર્વોત્કૃષ્ટ સાધન કહ્યુ છે બહારની વૃત્તિઓ ઘટાડી અતરપરિણામ કરે, તો સમ્યક્ત્વનો માર્ગ આવે ચાલતા ચાલતા ગામ આવે, પણ વગર ચાલ્યે ગામ સામું ન આવે જીવને યથાર્થ સત્પુરુષની પ્રાપ્તિ અને પ્રતીતિ થઈ નથી

બહિરાત્મામાથી અતરાત્મા થયા પછી પરમાત્મપણુ પ્રાપ્ત થવુ જોઈએ દૂધ ને પાણી જુદા છે તેમ સત્પુરુષના આશ્રયે, પ્રતીતિએ દેહ અને આત્મા જુદા છે એમ ભાન થાય, અતરમા પોતાના આત્માનુભવરૂપે, જેમ દૂધ ને પાણી જુદા થાય તેમ દેહ અને આત્મા જુદા લાગે ત્યારે પરમાત્માપણુ

તાનુબંધીની ચાર પ્રકૃતિ ચક્રવર્તી સમાન છે તે કોઈ રીતે ગ્રંથિમાંથી નીકળવા દે નહીં મિથ્યાત્વ રખવાળ છે આખું જગત તેની સેવા ચાકરી કરે છે!

પ્ર૦ — ઉદયકર્મ કોને કહીએ?

ઉ૦ — ઐશ્વર્યપદ પ્રાપ્ત થતાં તેને ધક્કો મારીને પાછું કાઢે કે 'આ મારે જોઈતું નથી, મારે આને શું કરવું છે?' કોઈ રાજા પ્રધાનપણું આપે તોપણ પોતે લેવા ઇચ્છે નહીં 'મારે એને શું કરવું છે? ઘરસંબંધીની આટલી ઉપાધિ થાય તો ઘણી છે' આવી રીતે ના પાડે, ઐશ્વર્યપદની નિરિચ્છા છતાં રાજા ફરી ફરી આપવા ઇચ્છે તેને લીધે આવી પડે, તો તેને વિચાર થાય કે 'જો તારે પ્રધાનપણું હશે તો ઘણા જીવોની દયા પળાશે, હિંસા ઓછી થશે, પુસ્તકશાળાઓ થશે, પુસ્તકો છપાવાશે' એવા ધર્મના કેટલાક હેતુ જાણીને વૈરાગ્યભાવનાએ વેદે તેને ઉદય કહેવાય ઇચ્છાસહિત ભોગવે, અને ઉદય કહે તે તો શિથિલતાના અને સંસાર રઝળવાના હેતુ થાય

કેટલાક જીવો મોહગર્ભિત વૈરાગ્યથી અને કેટલાક દુ:ખગર્ભિત વૈરાગ્યથી દીક્ષા લે છે 'દીક્ષા લેવાથી સારા સારા નગરે, ગામે ફરવાનું થશે દીક્ષા લીધા પછી સારા સારા પદાર્થો ખાવાને મળશે, ઉઘાડા પગે તડકે ચાલવું પડશે તેટલી મુશ્કેલી છે, પણ તેમ તો સાધારણ ખેડૂતો કે પાટીદારો પણ તડકામાં કે ઉઘાડા પગે ચાલે છે, તો તેની પેરે સહજ થઈ રહેશે, પણ બીજી રીતે દુ:ખ નથી અને કલ્યાણ થશે' આવી ભાવનાથી દીક્ષા લેવાનો જે વૈરાગ્ય થાય તે 'મોહગર્ભિત વૈરાગ્ય'

પૂનમને દહાડે ઘણા લોકો ડાકોર જાય છે, પણ કોઈ એમ વિચારતું નથી કે આથી આપણું કલ્યાણ શું થાય છે? પૂનમને દહાડે રણછોડજીના દર્શન કરવા બાપદાદા જતા તે જોઈ છોકરા જાય છે, પણ તેનો હેતુ વિચારતા નથી આ પ્રકાર પણ મોહગર્ભિત વૈરાગ્યનો છે

જે સાંસારિક દુ:ખથી સંસારત્યાગ કરે છે તે દુ:ખગર્ભિત વૈરાગ્ય સમજવો

જ્યાં જાઓ ત્યાં કલ્યાણની વૃદ્ધિ થાય તેવી દૃઢ મતિ કરવી, કુળગચ્છનો આગ્રહ મુકાવો એજ સત્સંગનું માહાત્મ્ય સાંભળવાનું પ્રમાણ છે ધર્મના મતમતાંતરાદિ મોટા મોટા અનંતાનુબંધી પર્વતની ફાટની માફક મળે જ નહીં કદાગ્રહ કરવો નહીં, ને કદાગ્રહ કરતા હોય તેને ધીરજથી સમજાવીને મુકાવવા ત્યારે સમજ્યાનું ફળ છે અનંતાનુબંધી માન કલ્યાણ થવામાં આડા સ્તંભરૂપ કહેલ છે જ્યાં જ્યાં ગુણી મનુષ્ય હોય ત્યાં ત્યાં તેનો સંગ કરવાનું વિચારવાન જીવ કહે અજ્ઞાનીનાં લક્ષણો લૌકિક ભાવના છે જ્યાં જ્યાં દુરાગ્રહ હોય ત્યાં ત્યાંથી છૂટવું, 'એને મારે જોઈતાં નથી' એ જ સમજવાનું છે.

---

[૬૪૩–૪] ૫ રાળજ, ભાદરવા સુદ ૬, શનિ, ૧૯૫૨

પ્રમાદથી યોગ ઉત્પન્ન થાય છે અજ્ઞાનીને પ્રમાદ છે યોગથી અજ્ઞાન ઉત્પન્ન થતું હોય તો જ્ઞાનીને વિષે પણ સંભવે, માટે જ્ઞાનીને યોગ હોય પણ પ્રમાદ હોય નહીં

'સ્વભાવમાં રહેવું, વિભાવથી મુકાવું' એ જ મુખ્ય તો સમજવાનું છે બાળજીવોને સમજવા સારુ સિદ્ધાંતોના મોટા ભાગનું વર્ણન જ્ઞાનીપુરુષોએ કર્યું છે

કોઈ ઉપર રોષ કરવો નહીં, તેમ કોઈ ઉપર રાજી થવું નહીં આમ કરવાથી એક શિષ્યને બે ઘડીમાં કેવળજ્ઞાન પ્રગટ થયું એમ શાસ્ત્રમાં વર્ણન છે

જેટલો રોગ હોય તેટલી દવા કરવી પડે છે જીવને સમજવું હોય તો સહજ વિચાર પ્રગટે, પણ મિથ્યાત્વરૂપી મોટો રોગ છે તેથી સમજવા માટે ઘણો કાળ જવો જોઈએ શાસ્ત્રમાં જે સોળ રોગ કહ્યા છે તે સઘળા આ જીવને છે એમ સમજવું

જે સાધન બતાવ્યા છે તે સાવ સુલભ છે સ્વચ્છંદથી, અહંકારથી, લોકલાજથી, કુળધર્મના

ભૂલ છે કુળાચાર પ્રમાણે જે સાચુ માન્યું તે જ કષાય છે

પ્ર૦ :—મોક્ષ એટલે શુ ?

ઉ૦ —આત્માનુ અત્યત શુદ્ધપણુ તે, અજ્ઞાનથી છૂટી જવુ તે, સર્વ કર્મથી મુક્ત થવું તે 'મોક્ષ' યથાતથ્ય જ્ઞાન પ્રગટયે મોક્ષ ભ્રાન્તિ રહે ત્યાં સુધી આત્મા જગતમાં છે અનાદિકાળનું એવું જે ચેતન તેનો સ્વભાવ જાણુપણુ, જ્ઞાન છે, છતાં ભૂલી જાય છે તે શુ ? જાણુપણામા ન્યૂનતા છે, યથાતથ્ય જાણુપણુ નથી તે ન્યૂનતા કેમ મટે ? તે જાણુપણારૂપી સ્વભાવને ભૂલી ન જાય, તેને વારવાર દૃઢ કરે તો ન્યૂનતા મટે જ્ઞાની પુરુષના વચનોનું અવલબન લેવાથી જાણુપણુ થાય સાધન છે તે ઉપકારના હેતુઓ છે જેવા જેવા અધિકારી તેવુ તેવુ તેનું ફળ સત્પુરુષના આશ્રયે લે તો સાધનો ઉપકારના હેતુઓ છે સત્પુરુષની દૃષ્ટિએ ચાલવાથી જ્ઞાન થાય છે સત્પુરુષોના વચનો આત્મામા પરિણામ પામ્યે મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, અશુભયોગ વગેરે બધા દોષો અનુક્રમે મોળા પડે આત્મ જ્ઞાન વિચારવાથી દોષો નાશ થાય છે સત્પુરુષો પોકારી પોકારીને કહી ગયા છે, પણ જીવને લોકમાર્ગમા પડી રહેવુ છે, અને લોકોત્તર કહેવરાવવુ છે, ને દોષ કેમ જતા નથી એમ માત્ર કહ્યા કરવુ છે લોકનો ભય મૂકી સત્પુરુષોના વચનો આત્મામાં પરિણમાવે તો સર્વ દોષ જાય જીવે મારાપણુ લાવવું નહી મોટાઈ ને મહત્તા મૂક્યા વગર સમ્યક્ત્વનો માર્ગ આત્મામાં પરિણામ પામવો કઠણ છે.

વેદાતશાસ્ત્રો વર્તમાનમા સ્વચ્છ દથી વાચવામા આવે છે, ને તેથી શુષ્કપણા જેવુ થઈ જાય છે ષડ્દર્શનમા ઝઘડો નથી, પણ આત્માને કેવળ મુક્તદૃષ્ટિએ જોતાં તીર્થંકરે લાંબો વિચાર કર્યો છે. મૂળ લક્ષગત થવાથી જે જે વક્તા(સત્પુરુષો) એ કહ્યુ તે યથાર્થ છે એમ જણાશે

આત્માને ક્યારેય પણ વિકાર ન ઊપજે, તથા રાગદ્વેષપરિણામ ન થાય ત્યારે જ કેવળજ્ઞાન કહેવાય ષડ્દર્શનવાળાએ જે વિચાર કર્યા છે તેથી આત્માનુ તેમને ભાન થાય છે, પણ તારતમ્ય-પણામા ફેર પડે મૂળમા ભૂલ નથી પણ ષડ્દર્શન પોતાની સમજણે બેસાડે તો કોઈ વાર બેસે નહી તે બેસવુ સત્પુરુષના આશ્રયે થાય જેણે આત્મા અસગ, અક્રિય વિચાર્યો હોય તેને ભ્રાન્તિ હોય નહી, સશય હોય નહી, આત્માના હોવાપણા સબધમા પ્રશ્ન રહે નહી

પ્ર૦ —સમ્યક્ત્વ કેમ જણાય ?

ઉ૦.—માંહીથી દશા ફરે ત્યારે સમ્યક્ત્વની ખબર એની મેળે પોતાને પડે સતદેવ એટલે રાગદ્વેષ ને અજ્ઞાન જેનાં ક્ષય થયા છે તે સદ્ગુરુ કોણ કહેવાય ? મિથ્યાત્વગ્રથિ જેની છેદાઈ છે તે સદ્ગુરુ એટલે નિર્ગ્રથ સતધર્મ એટલે જ્ઞાનીપુરુષોએ બોધેલો ધર્મ આ ત્રણે તત્ત્વ યથાર્થ રીતે જાણે ત્યારે સમ્યક્ત્વ થયું ગણાય

અજ્ઞાન ટાળવા માટે કારણો, સાધનો બતાવ્યા છે જ્ઞાનનુ સ્વરૂપ જ્યારે જાણે ત્યારે મોક્ષ થાય

પરમવૈદ્યરૂપી સદ્ગુરુ મળે અને ઉપદેશરૂપી દવા આત્મામાં પરિણામ પામે ત્યારે રોગ જાય, પણ તે દવા અતરમા ન ઉતારે, તો તેનો કોઈ કાળે રોગ જાય નહી જીવ ખરેખરુ સાધન કરતો નથી જેમ આખા કુટુબને ઓળખવુ હોય તો પહેલા એક જણને ઓળખે તો બધાની ઓળખાણ થાય, તેમ પહેલા સમ્યક્ત્વનુ ઓળખાણ થાય ત્યારે આત્માના બધા ગુણોરૂપી કુટુબનુ ઓળખાણ થાય સમ્યક્ત્વ સર્વોત્કૃષ્ટ સાધન કહ્યુ છે બહારની વૃત્તિઓ ઘટાડી અતરપરિણામ કરે, તો સમ્યક્ત્વનો માર્ગ આવે ચાલતા ચાલતા ગામ આવે, પણ વગર ચાલ્યે ગામ સામુ ન આવે જીવને યથાર્થ સત્પુરુષની પ્રાપ્તિ અને પ્રતીતિ થઈ નથી

બહિરાત્મામાથી અતરાત્મા થયા પછી પરમાત્મપણુ પ્રાપ્ત થવુ જોઈએ દૂધ ને પાણી જુદા છે તેમ સત્પુરુષના આશ્રયે, પ્રતીતિએ દેહ અને આત્મા જુદા છે એમ ભાન થાય, અતરમાં પોતાના આત્માનુભવરૂપે, જેમ દૂધ ને પાણી જુદા થાય તેમ દેહ અને આત્મા જુદા લાગે ત્યારે પરમાત્મપણુ

તે તે વૃત્તિનો નિરોધ કરે તે 'સંવર' છે

અનંત વૃત્તિઓ અનંત પ્રકારે સ્ફુરે છે, અને અનંત પ્રકારે જીવને બંધન કરે છે બાળજીવોને આ સમજાય નહીં તેથી જ્ઞાનીઓએ તેના સ્થૂળ ભેદો સમજણ પડે તે રીતે કહ્યા છે

વૃત્તિઓનો મૂળથી ક્ષય કર્યો નથી તેથી ફરી ફરી સ્ફુરે છે દરેક પદાર્થને વિષે સ્ફુરાયમાન થતી બાહ્યવૃત્તિઓને અટકાવવી, અને તે વૃત્તિ – પરિણામ અંતર્મુખ કરવા

અનંતકાળનાં કર્મ અનંતકાળ ગાળ્યે જાય નહીં, પણ પુરુષાર્થથી જાય માટે કર્મમાં બળ નથી પણ પુરુષાર્થમાં બળ છે તેથી પુરુષાર્થ કરી આત્માને ઊંચો લાવવાનો લક્ષ રાખવો

પરમાર્થની વાત એકની એક સો વખત પૂછો તોપણ જ્ઞાનીને કંટાળો આવે નહીં, પણ અનુકંપા રહે કે આ બિચારા જીવને આ વાત વિચારે કરી આત્મામાં સ્થિર થાય તો સારું

ક્ષયોપશમ પ્રમાણે શ્રવણ થાય છે

સમ્યક્ત્વ એવી વસ્તુ છે કે એ આવે ત્યારે છાનું ના રહે વૈરાગ્ય પામવો હોય તો કર્મને નિંદવા કર્મને પ્રધાન ન કરવાં પણ આત્માને માથે રાખવો — પ્રધાન કરવો

સંસારી કામમાં કર્મને સંભારવા નહીં, પણ પુરુષાર્થને ઉપર લાવવો કર્મનો વિચાર કર્યા કરવાથી તે જવાના નથી, પણ હડસેલો મૂકીશ ત્યારે જશે માટે પુરુષાર્થ કરવો

બાહ્યક્રિયા કરવાથી અનાદિ દોષ ઘટે નહીં બાહ્યક્રિયામાં જીવ કલ્યાણ માની અભિમાન કરે છે

બાહ્યવ્રત વધારે લેવાથી મિથ્યાત્વ ગાળીશું એમ જીવ ધારે પણ તેમ બને નહીં, કેમકે જેમ એક પાડો જે હજારો કડબના પૂળા ખાઈ ગયો છે તે એક તણખલાથી બીએ નહીં, તેમ મિથ્યાત્વરૂપી પાડો જે પૂળારૂપી અનંતાનુબંધી કષાયે અનંતા ચારિત્ર ખાઈ ગયો તે તણખલારૂપી બાહ્યવ્રતથી કેમ ડરે? પણ જેમ પાડાને એક બંધનથી બાંધીએ ત્યારે આધીન થઈ જાય, તેમ મિથ્યાત્વરૂપી પાડાને આત્માના બળરૂપી બંધનથી બાંધીએ ત્યારે આધીન થાય, અર્થાત્ આત્માનું બળ વધે ત્યારે મિથ્યાત્વ ઘટે

અનાદિકાળના અજ્ઞાનને લીધે જેટલો કાળ ગયો તેટલો કાળ મોક્ષ થવા માટે જોઈએ નહીં, કારણ કે પુરુષાર્થનું બળ કર્મો કરતાં વધુ છે કેટલાક જીવો બે ઘડીમાં કલ્યાણ કરી ગયા છે! સમ્યગ્દૃષ્ટિ જીવ ગમે ત્યાંથી આત્માને ઊંચો લાવે, અર્થાત્ સમ્યક્ત્વ આવ્યે જીવની દૃષ્ટિ ફરી જાય

મિથ્યાદૃષ્ટિ સમકિતિ પ્રમાણે જપતપાદિ કરે છે, એમ છતાં મિથ્યાદૃષ્ટિના જપતપાદિ મોક્ષનાં હેતુભૂત થતા નથી, સંસારના હેતુભૂત થાય છે સમકિતિનાં જપતપાદિ મોક્ષનાં હેતુભૂત થાય છે સમકિતિ દંભરહિત કરે છે, આત્માને જ નિંદે છે, કર્મો કરવાના કારણોથી પાછો હઠે છે આમ કરવાથી તેના અહંકારાદિ સહેજે ઘટે છે અજ્ઞાનીના બધા જપતપાદિ અહંકાર વધારે છે, અને સંસારના હેતુ થાય છે

જૈનશાસ્ત્રોમાં કહ્યું છે કે લબ્ધિઓ ઊપજે છે જૈન ને વેદ જન્મથી જ લડતાં આવે છે પણ આ વાત તો બન્ને જણા કબૂલ કરે છે, માટે સંભવિત છે આત્મા સાક્ષી પૂરે છે, ત્યારે આત્મામાં ઉલ્લાસ-પરિણામ આવે છે

હોમહવનાદિ લૌકિક રિવાજ ઘણો ચાલતો જોઈ તીર્થંકર ભગવાને પોતાના કાળમાં દયાનું વર્ણન ઘણું જ સૂક્ષ્મ રીતે કર્યું છે જૈનના જેવા દયાસંબંધીના વિચારો કોઈ દર્શન કે સંપ્રદાય-વાળાઓ કરી શક્યા નથી, કેમકે જૈન પંચેંદ્રિયનો ઘાત તો ન કરે, પણ તેઓએ એકેંદ્રિયાદિમાં જીવ હોવાનું વિશેષ વિશેષ દૃઢ કરી દયાનો માર્ગ વર્ણવ્યો છે

આ કારણે ચાર વેદ, અઢાર પુરાણ આદિના જેણે વર્ણન કર્યાં છે તેણે અજ્ઞાનથી, સ્વચ્છંદથી,

જે સાધનો બતાવે તે તરવાના સાધનો હોય તો જ ખરા સાધન બાકી નિષ્ફળ સાધન છે વ્યવહારમાં અનતા ભાગા ઊઠે છે, તો કેમ પાર આવે ? કોઈ માણસ ઉતાવળો બોલે તેને કષાય કહેવાય, કોઈ ધીરજથી બોલે તેને શાન્તિ દેખાય, પણ અતર્પરિણામ હોય તો જ શાતિ કહેવાય

જેને સૂવાની એક પથારી જોઈએ તે દશ ઘર મોકળા રાખે તો તેવાની વૃત્તિ ક્યારે સકોચાય? વૃત્તિ રોકે તેને પાપ નહી કેટલાક જીવો એવા છે કે વૃત્તિ ન રોકાય એવા કારણો ભેગા કરે, આથી પાપ રોકાય નહીં

---

[૬૪૩-૯] ૧૦ ભાદ્રપદ, સુદ ૧૫, ૧૯૫૨

ચૌદ રાજલોકની કામના છે તે પાપ છે માટે પરિણામ જોવાં ચૌદ રાજલોકની ખબર નથી એમ કદાચ કહો, તોપણ જેટલુ ધાર્યું તેટલુ તો નક્કી પાપ થયું મુનિને તણખલુ પણ ગ્રહવાની છૂટ નથી ગૃહસ્થ એટલુ ગ્રહે તો તેટલુ તેને પાપ છે

જડ ને આત્મા તન્મયપણે થાય નહી સૂતરની આટી સૂતરથી કાઈ જુદી નથી, પણ આટી કાઢવી તેમા વિકટતા છે, જોકે સૂતર ઘટે નહી ને વધે નહી તેવી જ રીતે આત્મામાં આટી પડી ગઈ છે

સત્પુરુષ અને સત્શાસ્ત્ર એ વ્યવહાર કાઈ કલ્પિત નથી સદ્ગુરુ, સત્શાસ્ત્રરૂપી વ્યવહારથી સ્વરૂપ શુદ્ધ થાય, કેવળ વર્તે, પોતાનુ સ્વરૂપ સમજે તે સમકિત સત્પુરુષનું વચન સાભળવુ દુર્લભ છે, શ્રદ્ધવુ દુર્લભ છે, વિચારવુ દુર્લભ છે, તો અનુભવવુ દુર્લભ હોય તેમા શી નવાઈ?

ઉપદેશજ્ઞાન અનાદિનુ ચાલ્યું આવે છે એકલા પુસ્તકથી જ્ઞાન થાય નહી પુસ્તકથી જ્ઞાન થતુ હોય તો પુસ્તકનો મોક્ષ થાય ! સદ્ગુરુની આજ્ઞા પ્રમાણે ચાલવુ એમા ભૂલી જવાય તો પુસ્તક અવલબનભૂત છે ચૈતન્યપણુ ગોખે તો ચૈતન્યપણુ પ્રાપ્ત થાય, ચૈતન્યપણુ અનુભવગોચર થાય. સદ્ગુરુનું વચન શ્રવણ કરે, મનન કરે, ને આત્મામા પરિણમાવે તો કલ્યાણ થાય

જ્ઞાન અને અનુભવ હોય તો મોક્ષ થાય. વ્યવહારને નિષેધવો નહી, એકલા વ્યવહારને વળગી રહેવુ નહી

આત્મજ્ઞાનની વાત સામાન્ય થઈ જાય એવી રીતે કરવી ઘટે નહી આત્મજ્ઞાનની વાત એકાતે કહેવી આત્માનું હોવાપણુ વિચારવામા આવે તો અનુભવવામા આવે, નહી તો તેમા શકા થાય છે જેમ એક માણસને વધારે પડળથી દેખાતું નથી તેમ આવરણની વળગણાને લીધે આત્માને થાય છે ઊઘમા પણ આત્માને સામાન્યપણે જાગૃતિ છે આત્મા કેવળ ઊઘે નહી, તેને આવરણ આવે આત્મા હોય તો જ્ઞાન થાય જડ હોય તો જ્ઞાન કોને થાય ?

પોતાને પોતાનું ભાન થવુ, પોતે પોતાનું જ્ઞાન પામવુ, જીવન્મુક્ત થવુ

ચૈતન્ય એક હોય તો ભ્રાન્તિ કોને થઈ ? મોક્ષ કોનો થયો ? બધા ચૈતન્યની જાતિ એક પણ પ્રત્યેક ચૈતન્યનું સ્વતંત્રપણુ છે, જુદું જુદું છે ચૈતન્યનો સ્વભાવ એક છે મોક્ષ સ્વાનુભવગોચર છે નિરાવરણમા ભેદ નથી પરમાણુ ભેળાં થાય નહી એટલે કે આત્માને પરમાણુનો સબધ નહી ત્યારે મુક્તિ, પરસ્વરૂપમા નહી મળવુ તે મુક્તિ

કલ્યાણ કરવુ, ન કરવું, તેનું ભાન નથી, પણ જીવને પોતાપણુ રાખવુ છે બધ ક્યા સુધી થાય ? જીવ ચૈતન્ય ન થાય ત્યા સુધી એકે દ્રિયાદિક યોનિ હોય તોપણ જીવનો જ્ઞાનસ્વભાવ કેવળ લોપાઈ જાય નહી, અશે ખુલ્લો રહે છે અનાદિ કાળથી જીવ બધાયો છે નિરાવરણ થયા પછી બધાતો નથી 'હુ જાણુ છુ' એવુ અભિમાન તે ચૈતન્યનુ અશુદ્ધપણુ આ જગતમા બધ ને મોક્ષ ન હોત તો શ્રુતિનો ઉપદેશ કોને અર્થે ? આત્મા સ્વભાવે કેવળ અક્રિય છે, પ્રયોગે ક્રિય છે ત્યારે નિર્વિકલ્પ સમાધિ થાય ત્યારે જ અક્રિયપણું કહ્યુ છે નિર્વિવાદપણે વેદાત વિચારવામા અડચણ નથી આત્મા

લે છે શરીર, સ્પર્શનનો સ્વભાવ સ્પર્શ કરવાનો છે તે સ્પર્શે છે એમ પ્રત્યેક ઇંદ્રિય પોતપોતાનો સ્વભાવ કર્યા કરે છે, પણ આત્માનો ઉપયોગ તે રૂપ થઈ, તાદાત્મ્યરૂપ થઈ તેમાં હર્ષ વિષાદ કરે નહી તો કર્મબંધ થાય નહી ઇંદ્રિયરૂપ આત્મા થાય તો કર્મબંધનો હેતુ છે

---

[ ૬૪૩–૫ ] ૬ ભાદરવા સુદ ૯, ૧૯૫૨

જેવું સિદ્ધનું સામર્થ્ય છે તેવું સર્વ જીવનુ છે માત્ર અજ્ઞાન વડે કરી ધ્યાનમા આવતું નથી વિચારવાન જીવ હોય તેણે તો તે સંબંધી નિત્ય વિચાર કરવો

જીવ એમ સમજે છે કે હું જે ક્રિયા કરુ છુ એથી મોક્ષ છે ક્રિયા કરવી એ સારી વાત છે, પણ લોકસંજ્ઞાએ કરે તો તેને તેનુ ફળ હોય નહી

એક માણસના હાથમા ચિંતામણિ આવ્યો હોય, પણ જો તેની તેને ખબર ન પડે તો નિષ્ફળ છે, જો ખબર પડે તો સફળ છે તેમ જીવને ખરેખરા જ્ઞાનીની ઓળખ પડે તો સફળ છે.

જીવની અનાદિકાળથી ભૂલ ચાલી આવે છે તે સમજવાને અર્થે જીવને જે ભૂલ મિથ્યાત્વ છે તેને મૂળથી છેદવી જોઈએ જો મૂળથી છેદવામા આવે તો તે પાછી ઊગે નહીં નહી તો તે પાછી ઊગી નીકળે છે, જેમ પૃથ્વીમા મૂળ રહ્યુ હોય તો ઝાડ ઊગી નીકળે છે તેમ માટે જીવની મૂળ ભૂલ શુ છે તે વિચારી વિચારી તેથી છૂટું થવુ જોઈએ 'મને શાથી બંધન થાય છે ?' 'તે કેમ ટળે ?' એ વિચાર પ્રથમ કર્તવ્ય છે

રાત્રિભોજન કરવાથી આળસ, પ્રમાદ થાય, જાગૃતિ થાય નહી, વિચાર આવે નહી, એ આદિ દોષના ઘણા પ્રકાર રાત્રિભોજનથી થાય છે, મૈથુન ઉપરાત પણ બીજા ઘણા દોષ થાય છે

કોઈ લીલોતરી મોળતુ હોય તો અમારાથી તો જોઈ શકાય નહી તેમ આત્મા ઉજ્જ્વળતા પામે તો ઘણી જ અનુકંપાબુદ્ધિ વર્તે છે

જ્ઞાનમા સવળુ ભાસે, અવળુ ન ભાસે જ્ઞાની મોહને પેસવા દેતા નથી તેઓનો જાગૃત ઉપયોગ હોય છે જ્ઞાનીના જેવા પરિણામ વર્તે તેવુ કાર્ય જ્ઞાનીને થાય, અજ્ઞાનીને વર્તે તેવુ અજ્ઞાનીને થાય જ્ઞાનીનુ ચાલવુ સવળુ, બોલવુ સવળુ, અને બધુ જ સવળુ જ હોય છે અજ્ઞાનીનુ બધુ અવળુ જ હોય છે, વર્તનના વિકલ્પ હોય છે

મોક્ષનો ઉપાય છે ઓઘભાવે ખબર હશે, વિચારભાવે પ્રતીતિ આવશે

અજ્ઞાની પોતે દરિદ્રી છે. જ્ઞાનીની આજ્ઞાથી કામક્રોધાદિ ઘટે છે જ્ઞાની તેના વૈદ્ય છે જ્ઞાનીના હાથે ચારિત્ર આવે તો મોક્ષ થાય જ્ઞાની જે જે વ્રત આપે તે તે ઠેઠ લઈ જઈ પાર ઉતારનારા છે સમકિત આવ્યા પછી આત્મા સમાધિ પામશે, કેમકે સાચો થયો છે.

પ્ર૦ — જ્ઞાનથી કર્મ નિર્જરે ખરાં ?

ઉ૦ — સાર જાણવો તે જ્ઞાન સાર ન જાણવો તે અજ્ઞાન કંઈ પણ પાપથી આપણે નિવર્તીએ, અથવા કલ્યાણમા પ્રવર્તીએ તે જ્ઞાન પરમાર્થ સમજીને કરવો અહંકારરહિત, કદાગ્રહરહિત, લોકસંજ્ઞારહિત, આત્મામા પ્રવર્તવુ તે 'નિર્જરા'

આ જીવની સાથે રાગદ્વેષ વળગેલા છે, જીવ અનંતજ્ઞાનદર્શનસહિત છે, પણ રાગદ્વેષ વડે તે જીવને ધ્યાનમા આવતુ નથી સિદ્ધને રાગદ્વેષ નથી જેવુ સિદ્ધનુ સ્વરૂપ છે તેવુ જ સર્વ જીવનુ સ્વરૂપ છે માત્ર જીવને અજ્ઞાને કરી ધ્યાનમા આવતુ નથી, તેટલા માટે વિચારવાને સિદ્ધના સ્વરૂપનો વિચાર કરવો, એટલે પોતાનુ સ્વરૂપ સમજાય

એક માણસના હાથમા ચિંતામણિ આવ્યો હોય, ને તેની તેને ખબર (ઓળખાણ) છે તો તેના પ્રત્યે તેને ઘણો જ પ્રેમ આવે છે, પણ જેને ખબર નથી તેને કંઈ પણ પ્રેમ આવતો નથી.

છે નહી કેટલોક વખત થયાં જ્ઞાની થયા નથી, કેમકે, નહી તો તેમા આટલા બધા કદાગ્રહ થઈ જાત નહી આ પચમકાળમા સત્પુરુષનો જોગ મળવો દુર્લભ છે, તેમાં હાલમા તો વિશેષ દુર્લભ જોવામા આવે છે, ઘણુ કરી પૂર્વના સસ્કારી જીવ જોવામા આવતા નથી ઘણા જીવોમા કોઈક ખરો મુમુક્ષુ, જિજ્ઞાસુ જોવામા આવે છે, બાકી તો ત્રણ પ્રકારના જીવો જોવામા આવે છે, જે બાહ્યદૃષ્ટિવાળા છે –

(૧) ‘ ક્રિયા કરવી નહી , ક્રિયાથી દેવગતિ પ્રાપ્ત થાય, બીજુ કાઈ પ્રાપ્ત થતું નથી જેથી ચાર ગતિ રઝળવાનું મટે તે ખરુ ’ એમ કહી સદાચરણ, પુણ્યના હેતુ જાણી કરતા નથી, અને પાપના કારણો સેવતા અટકતા નથી આ પ્રકારના જીવોએ કાઈ કરવું જ નહિ, અને મોટી મોટી વાતો કરવી એટલુ જ છે આ જીવોને ‘અજ્ઞાનવાદી’ તરીકે મૂકી શકાય

(૨) ‘ એકાંતક્રિયા કરવી તેથી જ કલ્યાણ થશે,’ એવું માનનાર ઓ સાવ વ્યવહારમા કલ્યાણ માની કદાગ્રહ મૂકતા નથી આવા જીવોને ‘ક્રિયાવાદી’ અથવા ‘ક્રિયાજડ’ ગણવા ક્રિયાજડને આત્માનો લક્ષ હોય નહી

(૩) ‘અમને આત્મજ્ઞાન છે આત્માને ભ્રાન્તિ હોય જ નહી , આત્મા કર્તાય નથી, ને ભોક્તાય નથી, માટે કાંઈ નથી ’ આવુ બોલનારાઓ ‘શુષ્કઅધ્યાત્મી’, પોલા જ્ઞાની થઈ બેસી અનાચાર સેવતાં અટકે નહી

આવા ત્રણ પ્રકારના જીવો હાલમા જોવામા આવે છે જીવે જે કાંઈ કરવાનું છે તે આત્માના ઉપકાર અર્થે કરવાનું છે તે વાત તેઓ ભૂલી ગયા છે હાલમાં જૈનમા ચોરાસીથી સો ગચ્છ થઈ ગયા છે તે બધામા કદાગ્રહો થઈ ગયા છે, છતા તેઓ બધા કહે છે કે ‘જૈનધર્મમા અમે જ છીએ જૈન-ધર્મ અમારો છે’

‘ પડિક્કમામિ, નિદામિ, ગરિહામિ, અપ્પાણ વોસિરામિ,’ આદિ પાઠનો લૌકિકમા હાલ એવો અર્થ થઈ ગયો જણાય છે કે ‘આત્માને વોસરાવું છુ, ’ એટલે જેનો અર્થ, આત્માને ઉપકાર કરવાનો છે તેને જ, આત્માને જ ભૂલી ગયા છે જેમ જાન જોડી હોય, અને વિધવિધ વૈભવ વગેરે હોય, પણ જો એક વર ન હોય તો ન શોભે અને વર હોય તો શોભે, તેવી રીતે ક્રિયા વૈરાગ્યાદિ જો આત્માનું જ્ઞાન હોય તો શોભે, નહી તો ન શોભે જૈનમા હાલમા આત્માનો ભુલાવો થઈ ગયો છે

સૂત્રો, ચૌદપૂર્વનું જ્ઞાન, મુનિપણુ, શ્રાવકપણુ, હજારો જાતના સદાચરણ, તપશ્ચર્યા આદિ જે જે સાધનો, જે જે મહેનતો, જે જે પુરુષાર્થ કહ્યા છે તે એક આત્માને ઓળખવા માટે, શોધી કાઢવા માટે કહ્યાં છે તે પ્રયત્ન જો આત્માને ઓળખવા માટે, શોધી કાઢવા માટે, આત્માને અર્થે, થાય તો સફળ છે, નહી તો નિષ્ફળ છે, જોકે તેથી બાહ્ય ફળ થાય, પણ ચાર ગતિનો છેદ થાય નહી જીવને સત્પુરુષનો જોગ થાય, અને લક્ષ થાય, તો તે સહેજે યોગ્ય જીવ થાય, અને પછી સદ્ગુરુની આસ્થા હોય તો સમ્યક્ત્વ થાય

(૧) શમ = ક્રોધાદિ પાતળા પાડવા તે

(૨) સવેગ = મોક્ષમાર્ગ સિવાય બીજી કોઈ ઇચ્છા નહી તે

(૩) નિર્વેદ = સસારથી થાકી જવું તે – સસારથી અટકી જવુ તે

(૪) આસ્થા = સાચા ગુરુની, સદ્ગુરુની આસ્થા થવી તે

(૫) અનુકપા = સર્વ પ્રાણી પર સમભાવ રાખવો તે, નિર્વૈરબુદ્ધિ રાખવી તે

આ ગુણો સમકિતી જીવમા સહેજે હોય પ્રથમ સાચા પુરુષનું ઓળખાણ થાય, તો પછી આ ચાર ગુણો આવે

વેદાંતમા વિચાર અર્થે ષટ્સપત્તિ બતાવી છે વિવેક, વૈરાગ્યાદિ સદ્ગુણ પ્રાપ્ત થયા પછી જીવ યોગ્ય મુમુક્ષુ કહેવાય

બાહ્યઇન્દ્રિયો વશ કરી હોય, તો સત્પુરુષના આશ્રયથી અ તર્લક્ષ થઈ શકે આ કારણથી બાહ્ય-ઇન્દ્રિયો વશ કરવી તે શ્રેષ્ઠ છે બાહ્ય ઇન્દ્રિયો વશ હોય, અને સત્પુરુષનો આશ્રય ન હોય, તો લૌકિક-ભાવમા જવાનો સ ભવ રહે

ઉપાય કર્યા વિના કાઈ દરદ મટતું નથી તેમ લોભરૂપી જીવને દરદ છે તેનો ઉપાય કર્યા વિના તે ન જાય આવા દોષ ટાળવા માટે જીવ લગાર માત્ર ઉપાય કરતો નથી જો ઉપાય કરે તો તે દોષ હાલ ભાગી જાય કારણ ઊભુ કરો તો કાર્ય થાય કારણ વિના કાર્ય ન થાય

સાચા ઉપાય જીવ શોધતો નથી જ્ઞાનીપુરુષનાં વચનો સાભળે તો પ્રતીતિ નથી 'મારે લોભ મૂકવો છે,' 'ક્રોધ માનાદિ મૂકવાં છે' એવી બીજભૂત લાગણી થાય ને મૂકે, તો દોષ ટળી જઈ અનુક્રમે 'બીજજ્ઞાન' પ્રગટે

પ્ર૦ :—આત્મા એક છે કે અનેક છે?

ઉ૦ —જો આત્મા એક જ હોય તો પૂર્વે રામચ દ્રજી મુક્ત થયા છે, અને તેથી સર્વની મુક્તિ થવી જોઈએ, અર્થાત્ એકની મુક્તિ થઈ હોય તો સર્વની મુક્તિ થાય, અને તો પછી બીજાને સત્-શાસ્ત્ર, સદ્ગુરુ આદિ સાધનોની જરૂર નથી

પ્ર૦ —મુક્તિ થયા પછી એકાકાર થઈ જાય છે?

ઉ૦ —જો મુક્ત થયા પછી એકાકાર થઈ જતું હોય, તો સ્વાનુભવ આન દ અનુભવે નહી એક પુરુષ અહી આવી બેઠો, અને તે વિદેહ મુક્ત થયો ત્યાર પછી બીજો અહી આવી બેઠો તે પણ મુક્ત થયો આથી કરી કાઈ ત્રીજો મુક્ત થયો નહીં. એક આત્મા છે તેનો આશય એવો છે કે સર્વ આત્મા વસ્તુપણે સરખા છે, પણ સ્વત ત્ર છે, સ્વાનુભવ કરે છે આ કારણથી આત્મા પ્રત્યેક છે 'આત્મા એક છે, માટે તારે બીજી કાઈ ભ્રાતિ રાખવાની જરૂર નથી, જગત કાઈ છે જ નહી એવા ભ્રાન્તિરહિત-પણાસહિત વર્તવાથી મુક્તિ છે' એમ જે કહે છે તેણે વિચારવુ જોઈએ કે, તો એકની મુક્તિએ સર્વની મુક્તિ થવી જ જોઈએ પણ એમ નથી થતું માટે આત્મા પ્રત્યેક છે જગતની ભ્રાન્તિ ટળી ગઈ એટલે એમ સમજવાનું નથી કે ચ દ્રસૂર્યાદિ ઊ ચેથી પડી જાય છે, આત્માને વિષેથી ભ્રાન્તિ ટળી ગઈ એમ આશય સમજવાનો છે

રૂઢિએ કાઈ કલ્યાણ નથી આત્મા શુદ્ધ વિચારને પામ્યા વિના કલ્યાણ થાય નહી

માયાકપટથી જૂઠુ બોલવુ તેમા ઘણુ પાપ છે તે પાપના બે પ્રકાર છે માન અને ધન મેળ-વવા માટે જૂઠુ બોલે તો તેમાં ઘણુ પાપ છે આજીવિકા અર્થે જૂઠુ બોલવુ પડયુ હોય, અને પશ્ચાત્તાપ કરે, તો પ્રથમવાળા કરતા કાઈક ઓછુ પાપ લાગે

સત્ અને લોભ એ બે ભેળા શુ કરવા જીવ જાણે છે?

બાપ પોતે પચાશ વર્ષનો હોય, અને તેનો છોકરો વીશ વર્ષનો મરી જાય તો તે બાપ તેની પાસેના જે દાગીના હોય તે કાઢી લે છે! પુત્રના દેહાંતક્ષણે જે વૈરાગ્ય હતો તે સ્મશાન વૈરાગ્ય હતો.

કઈ પણ પદાર્થ બીજાને આપવાની મુનિને ભગવાને આજ્ઞા આપી નથી દેહને ધર્મસાધન ગણી તેને નિભાવવા માટે જે કાઈ આજ્ઞા આપી છે તે આપી છે, બાકી બીજાને કઈ પણ આપવાની ભગવાને આજ્ઞા આપી નથી આજ્ઞા આપી હોત તો પરિગ્રહ વધત, અને તેથી કરી અનુક્રમે અન્ન, પાણી વગેરે લાવીને કુટુ બનું અથવા બીજાનું પોષણ કરીને દાનેશ્વરી થાત માટે મુનિએ વિચારવુ કે તીર્થંકરે જે કાઈ રાખવાની આજ્ઞા આપી છે તે માત્ર તારા પોતાને માટે, અને તે પણ લૌકિક દૃષ્ટિ મુકાવી સ યમમા જોડવાને આપી છે

મુનિ ગૃહસ્થને ત્યાથી એક સોય લાવ્યો હોય, અને તે ખોવાઈ જવાના કારણથી પણ પાછી ન આપે તો તેણે ત્રણ ઉપવાસ કરવા એવી જ્ઞાનીપુરુષોએ આજ્ઞા કરી છે, તેનુ કારણ એ છે કે તે ઉપયોગ-

સમજાય નહી ત્યા સુધી બીજી વાર સાભળવું નહી સાંભળેલુ ભૂલવુ નહી,–એક વાર જમ્યા તે પચ્યા વગર બીજુ ખાવુ નહી તેની પેઠે તપ વગેરે કરવાં તે કાંઈ મહાભારત વાત નથી, માટે તપ કરનારે અહંકાર કરવો નહીં તપ એ નાનામા નાનો ભાગ છે ભૂખે મરવું ને ઉપવાસ કરવા તેનું નામ તપ નથી માહીથી શુદ્ધ અંતઃકરણ થાય ત્યારે તપ કહેવાય, અને તો મોક્ષગતિ થાય બાહ્ય તપ શરીરથી થાય તપ છ પ્રકારે .–(૧) અંતર્વૃત્તિ થાય તે (૨) એક આસને કાયાને બેસાડવી તે. (૩) ઓછો આહાર કરવો તે (૪) નીરસ આહાર કરવો અને વૃત્તિઓ ઓછી કરવી તે (૫) સંલીનતા (૬) આહારનો ત્યાગ તે

તિથિને અર્થે ઉપવાસ કરવાના નથી, પણ આત્માને અર્થે ઉપવાસ કરવાના છે બાર પ્રકારે તપ કહ્યો છે તેમાં આહાર ન કરવો તે તપ જિહ્વાઇન્દ્રિય વશ કરવાનો ઉપાય જાણીને કહ્યો છે જિહ્વાઇન્દ્રિય વશ કરી, તો બધી ઇન્દ્રિયો વશ થવાનું નિમિત્ત છે ઉપવાસ કરો તેની વાત બહાર ન કરો, બીજાની નિંદા ન કરો, ક્રોધ ન કરો, જો આવા દોષો ઘટે તો મોટો લાભ થાય તપાદિ આત્માને અર્થે કરવાના છે, લોકોને દેખાડવા અર્થે કરવાના નથી કષાય ઘટે તેને 'તપ' કહ્યો છે લૌકિક દૃષ્ટિ ભૂલી જવી લોકો તો જે કુળમા જન્મે છે તે કુળના ધર્મને માને છે ને ત્યા જાય છે પણ તે તો નામમાત્ર ધર્મ કહેવાય, પણ મુમુક્ષુએ તેમ કરવું નહીં

સહુ સામાયિક કરે છે, ને કહે છે કે જ્ઞાની સ્વીકારે તે ખરુ સમકિત હશે કે નહીં તે પણ જ્ઞાની સ્વીકારે તે ખરુ પણ જ્ઞાની સ્વીકારે શુ ? અજ્ઞાની સ્વીકારે તેવુ તમારું સામાયિક વ્રત અને સમકિત છે! અર્થાત્ વાસ્તવિક સામાયિક વ્રત અને સમકિત તમારા નથી મન, વચન અને કાયા વ્યવહારસમતામા સ્થિર રહે તે સમકિત નહીં જેમ ઊંઘમા સ્થિર યોગ માલૂમ પડે છે છતાં તે વસ્તુત સ્થિર નથી, અને તેટલા માટે તે સમતા પણ નથી મન, વચન, કાયા ચૌદમા ગુણસ્થાનક સુધી હોય, મન તો કાર્ય કર્યાવગર બેસતું જ નથી કેવળીના મનયોગ ચપળ હોય, પણ આત્મા ચપળ હોય નહીં આત્મા ચોથે ગુણસ્થાનકે અચપળ હોય, પણ સર્વથા નહીં

'જ્ઞાન' એટલે આત્માને યથાતથ્ય જાણવો તે 'દર્શન' એટલે આત્માની યથાતથ્ય પ્રતીતિ તે 'ચારિત્ર' એટલે આત્મા સ્થિર થાય તે

આત્મા ને સદ્ગુરુ એક જ સમજવા આ વાત વિચારથી ગ્રહણ થાય છે તે વિચાર એ કે દેહ નહીં અથવા દેહને લગતા બીજા ભાવ નહીં, પણ સદ્ગુરુનો આત્મા એ સદ્ગુરુ છે જેણે આત્મસ્વરૂપ લક્ષણથી, ગુણથી અને વેદનથી પ્રગટ અનુભવ્યું છે અને તે જ પરિણામ જેના આત્માનું થયું છે તે આત્મા અને સદ્ગુરુ એક જ એમ સમજવાનું છે પૂર્વે જે અજ્ઞાન ભેગુ કર્યું છે તે ખસે તો જ્ઞાનીની અપૂર્વ વાણી સમજાય

ખોટી વાસના = ધર્મના ખોટા સ્વરૂપને ખરુ જાણવું તે

તપ આદિક પણ જ્ઞાનીની કસોટી છે શાતાશીલિયું વર્તન રાખ્યું હોય, અને અશાતા આવે, તો તે અદુ ખભાવિત જ્ઞાન મંદ થાય છે વિચાર વગર ઇન્દ્રિયો વશ થવાની નથી અવિચારથી ઇન્દ્રિયો દોડે છે નિવૃત્તિ માટે ઉપવાસ બતાવ્યા છે હાલમા કેટલાક અજ્ઞાની જીવો ઉપવાસ કર્યો હોય ત્યારે હુકાને બેસે છે અને તેને પૌષધ ઠરાવે છે આવા કલ્પિત પૌષધ જીવે અનાદિ કાળથી કર્યા છે તે બધા જ્ઞાનીઓએ નિષ્ફળ ઠરાવ્યા છે સ્ત્રી, ઘર, છોકરાછૈયા ભૂલી જવાય ત્યારે સામાયિક કર્યું કહેવાય સામાન્ય વિચારને લઈને, ઇન્દ્રિયો વશ કરવા છ કાયનો આરંભ કાયાથી ન કરતાં વૃત્તિ નિર્મળ થાય ત્યારે સામાયિક થઈ શકે વ્યવહારસામાયિક બહુ નિષેધવા જેવુ નથી, જોકે સાવ જડ વ્યવહારરૂપ સામાયિક કરી નાખેલ છે તે કરનાર જીવોને ખબર પણ નથી હોતી કે આથી કલ્યાણ શુ થશે ? સમ્યક્ત્વ પહેલુ જોઈએ જેના વચન સાંભળવાથી આત્મા સ્થિર થાય, વૃત્તિ નિર્મળ થાય તે

આવશ્યકના છ પ્રકાર — સામાયિક, ચોવીસથ્થો, વંદના, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ, પ્રત્યાખ્યાન
સામાયિક એટલે સાવદ્યયોગની નિવૃત્તિ

વાચના (વાચવું), પૃચ્છના (પૂછવુ), પરિવર્તના (ફરી ફરી વિચારવુ), ધર્મકથા (ધર્મવિષયની કથા કરવી) એ ચાર દ્રવ્ય છે, અને અનુપ્રેક્ષા એ ભાવ છે પ્રથમ ચાર જો અનુપ્રેક્ષા ન આવે તો દ્રવ્ય છે

અજ્ઞાનીઓ આજ 'કેવળજ્ઞાન નથી,' 'મોક્ષ નથી' એવી હીનપુરુષાર્થની વાતો કરે છે જ્ઞાનીનું વચન પુરુષાર્થ પ્રેરે તેવુ હોય અજ્ઞાની શિથિલ છે તેથી એવા હીનપુરુષાર્થના વચનો કહે છે પંચમકાળની, ભવસ્થિતિની, દેહદુર્બળતાની કે આયુષ્યની વાત ક્યારેય પણ મનમાં લાવવી નહી, અને કેમ થાય એવી વાણી પણ સાભળવી નહી

કોઈ હીનપુરુષાર્થી વાતો કરે કે ઉપાદાનકારણ – પુરુષાર્થનુ શુ કામ છે? પૂર્વે અશોચ્ચાકેવળી થયા છે તો તેવી વાતોથી પુરુષાર્થહીન ન થવુ

સત્સંગ ને સત્યસાધન વિના કોઈ કાળે પણ કલ્યાણ થાય નહી જો પોતાની મેળે કલ્યાણ થતુ હોય તો માટીમાથી ઘડો થવો સંભવે લાખ વર્ષ થાય તોપણ ઘડો થાય નહી, તેમ કલ્યાણ થાય નહી

તીર્થંકરનો યોગ થયો હશે એમ શાસ્ત્રવચન છે છતાં કલ્યાણ થયું નથી તેનું કારણ પુરુષાર્થરહિત-પણાનું છે પૂર્વે જ્ઞાની મળ્યા હતા છતા પુરુષાર્થ વિના જેમ તે યોગ નિષ્ફળ ગયા, તેમ આ વખતે જ્ઞાનીનો યોગ મળ્યો છે ને પુરુષાર્થ નહી કરો તો આ યોગ પણ નિષ્ફળ જશે માટે પુરુષાર્થ કરવો, અને તો જ કલ્યાણ થશે ઉપાદાનકારણ – પુરુષાર્થ શ્રેષ્ઠ છે

એમ નિશ્ચય કરવો કે સત્પુરુષના કારણ–નિમિત્ત–થી અનંત જીવ તરી ગયા છે કારણ વિના કોઈ જીવ તરે નહી. અશોચ્ચાકેવલીને પણ આગળ પાછળ તેવો યોગ પ્રાપ્ત થયો હશે સત્સંગ વિના આખું જગત ડૂબી ગયું છે!

મીરાંબાઈ મહાભક્તિવાન હતા વૃંદાવનમા જીવા ગોસાઈના દર્શન કરવા તે ગયાં, ને પુછાવ્યુ કે 'દર્શન કરવા આવુ?' ત્યારે જીવા ગોસાઈએ કહેવડાવ્યું કે 'હુ સ્ત્રીનું મો જોતો નથી' ત્યારે મીરાંબાઈએ કહેવડાવ્યું કે, 'વૃંદાવનમા રહ્યા, આપ પુરુષ રહ્યા છો એ બહુ આશ્ચર્યકારક છે વૃંદાવનમા રહી મારે ભગવાન સિવાય અન્ય પુરુષના દર્શન કરવા નથી ભગવાનના ભક્ત છે તે તો સ્ત્રીરૂપે છે, ગોપીરૂપે છે કામને મારવા માટે ઉપાય કરો, કેમકે લેતા ભગવાન, દેતા ભગવાન, ચાલતાં ભગવાન, સર્વત્ર ભગવાન'

નાભો ભગત હતો કોઈકે ચોરી કરીને ચોરીનો માલ ભગતના ઘર આગળ દાટચો. તેથી ભગત પર ચોરીનો આરોપ મૂકી કોટવાળ પકડી ગયો કેદમા નાખી, ચોરી મનાવવા માટે રોજ બહુ માર મારવા માડચો પણ સારો જીવ, ભગવાનનો ભગત એટલે શાતિથી સહન કર્યું ગોસાઈજીએ આવીને કહ્યુ કે 'હુ વિષ્ણુભક્ત છું', ચોરી કોઈ બીજાએ કરી છે એમ કહે' ત્યારે ભગતે કહ્યુ કે 'એમ કહીને છૂટવા કરતા આ દેહને માર પડે તે શુ ખોટુ? મારે ત્યારે હુ તો ભક્તિ કરુ છુ ભગવાનના નામે દેહને દંડ થાય તે સારુ એને નામે બધુય સવળુ દેહ રાખવાને માટે ભગવાનનું નામ નહી લેવુ ભલે દેહને માર પડે તે સારુ – શુ કરવો છે દેહને!'

સારો સમાગમ, સારી રીતભાત હોય ત્યા સમતા આવે સમતાની વિચારણા અર્થે બે ઘડીનુ સામાયિક કરવુ કહ્યુ છે સામાયિકમા મનના મનોરથ અવળાસવળા ચિંતવે તો કાંઈ પણ ફળ થાય નહિ સામાયિક મનના ઘોડા દોડતા અટકાવવા સારુ પ્રરૂપેલ છે

સંવત્સરીના દિવસસંબંધી એક પક્ષ ચોથની તિથિનો આગ્રહ કરે છે, અને બીજો પક્ષ પાંચમની

કર્મો બાંધવાના કારણો મળે તો કર્મ બંધાય, અને કર્મ ટાળવાના કારણો મળે તો કર્મ ટળે તરવાના કામી હોય તે ભવસ્થિતિ આદિના આલંબન ખોટાં કહે છે તરવાના કામી કોને કહેવાય? જે પદાર્થને જ્ઞાની ઝેર કહે તેને ઝેર જાણી મૂકે, અને જ્ઞાનીની આજ્ઞા આરાધે તેને તરવાના કામી કહેવાય

ઉપદેશ સાંભળવાની ખાતર સાંભળવાના કામીએ કર્મરૂપ ગોદડું ઓઢ્યું છે તેથી ઉપદેશરૂપ લાકડી લાગતી નથી તરવાના કામી હોય તેણે ધોતિયારૂપ કર્મ ઓઢ્યા છે તેથી ઉપદેશરૂપ લાકડી પહેલી લાગે શાસ્ત્રમાં અભવ્યના તાર્યા તરે એમ કહ્યું નથી ચોભંગીમાં એમ અર્થ નથી ઢુંઢિયાના ધરમશી નામના મુનિએ એની ટીકા કરી છે પોતે તર્યા નથી, ને બીજાને તારે છે એનો અર્થ આંધળો માર્ગ બતાવે તેવો છે અસદ્ગુરુઓ આવા ખોટાં આલંબન દે છે

'જ્ઞાનાપેક્ષાએ સર્વવ્યાપક, સચ્ચિદાનંદ એવો હું આત્મા એક છું' એમ વિચારવું, ધ્યાવવું. નિર્મળ, અત્યંત નિર્મળ, પરમશુદ્ધ, ચૈતન્યઘન, પ્રગટ આત્મસ્વરૂપ છે સર્વને બાદ કરતાં કરતાં જે અબાધ્ય અનુભવ રહે છે તે 'આત્મા' છે જે સર્વને જાણે છે તે 'આત્મા' છે જે સર્વ ભાવને પ્રકાશે છે તે 'આત્મા' છે ઉપયોગમય 'આત્મા' છે અવ્યાબાધ સમાધિસ્વરૂપ 'આત્મા' છે

'આત્મા છે' આત્મા અત્યંત પ્રગટ છે, કેમકે સ્વસંવેદન પ્રગટ અનુભવમાં છે અનુત્પન્ન અને અમિલનસ્વરૂપ હોવાથી 'આત્મા નિત્ય છે' ભ્રાંતિપણે 'પરભાવનો કર્તા છે' તેના 'ફળનો ભોક્તા છે,' ભાન થયે 'સ્વભાવપરિણામી છે' સર્વથા સ્વભાવપરિણામ તે 'મોક્ષ છે' સદ્ગુરુ, સત્સંગ, સત્શાસ્ત્ર, સદ્વિચાર અને સંયમાદિ તેના 'સાધન' છે આત્માના અસ્તિત્વથી માંડી નિર્વાણ સુધીના પદ સાચાં છે, અત્યંત સાચા છે કેમકે પ્રગટ અનુભવમાં આવે છે ભ્રાંતિપણે આત્મા પરભાવનો કર્ત્તા હોવાથી શુભાશુભ કર્મની ઉત્પત્તિ થાય છે કર્મ સફળ હોવાથી તે શુભાશુભકર્મ આત્મા ભોગવે છે માટે ઉત્કૃષ્ટ શુભથી ઉત્કૃષ્ટ અશુભ સુધીના ન્યૂનાધિક પર્યાય ભોગવવા રૂપ ક્ષેત્ર અવશ્ય છે

નિજ સ્વભાવજ્ઞાનમાં કેવળ ઉપયોગે, તન્મયાકાર, સહજસ્વભાવે, નિર્વિકલ્પપણે આત્મા પરિણમે તે 'કેવળજ્ઞાન' છે તથારૂપ પ્રતીતિપણે પરિણમે તે 'સમ્યક્ત્વ' છે નિરંતર તે પ્રતીતિ વર્ત્યા કરે ને 'ક્ષાયિકસમ્યક્ત્વ' કહીએ છીએ ક્વચિત્ મંદ, ક્વચિત્ તીવ્ર, ક્વચિત્ વિસર્જન, ક્વચિત્ સ્મરણરૂપ એમ પ્રતીતિ રહે તેને 'ક્ષયોપશમ સમ્યક્ત્વ' કહીએ છીએ તે પ્રતીતિને સત્તાગત આવરણ ઉદય આવ્યા નથી, ત્યાં સુધી 'ઉપશમ સમ્યક્ત્વ' કહીએ છીએ. આત્માને આવરણ ઉદય આવે ત્યારે તે પ્રતીતિથી પડી જાય છે, તેને 'સાસ્વાદન સમ્યક્ત્વ' કહીએ છીએ અત્યંત પ્રતીતિ થવાના યોગમાં સત્તાગત અલ્પ પુદ્ગલનું વેદવું જ્યાં રહ્યું છે, તેને 'વેદક સમ્યક્ત્વ' કહીએ છીએ તથારૂપ પ્રતીતિ થયે અન્યભાવસંબંધી અહંમમત્વાદિ, હર્ષ, શોક ક્રમે કરી ક્ષય થાય મનરૂપ યોગમાં તારતમ્યસહિત જે કોઈ ચારિત્ર આરાધે તે સિદ્ધિ પામે છે, અને જે સ્વરૂપસ્થિરતા ભજે તે 'સ્વભાવસ્થિતિ' પામે છે નિરંતર સ્વરૂપલાભ, સ્વરૂપાકાર ઉપયોગનું પરિણમન એ આદિ સ્વભાવ અંતરાયકર્મના ક્ષયે પ્રગટે છે કેવળ-સ્વભાવપરિણામી જ્ઞાન તે 'કેવળજ્ઞાન' છે

---

૧૧ આણંદ, ભાદરવા વદ ૧, ભોમ, ૧૯૫૨

'જંબુદ્વીપપ્રજ્ઞપ્તિ' નામના જૈનસૂત્રમાં એમ કહ્યું છે કે આ કાળમાં મોક્ષ નથી આ ઉપરથી એમ ન સમજવું કે મિથ્યાત્વનું ટળવું, અને તે મિથ્યાત્વ ટળવારૂપ મોક્ષ નથી મિથ્યાત્વ ટળવારૂપ મોક્ષ છે, પણ સર્વથા એટલે આત્યંતિક દેહરહિત મોક્ષ નથી આ ઉપરથી એમ કહી શકાય કે સર્વ પ્રકારનું કેવળજ્ઞાન હોય નહીં, બાકી સમ્યક્ત્વ હોય નહીં, એમ હોય નહીં આ કાળમાં મોક્ષના નહીં હોવાપણાની આવી વાતો કોઈ કહે તે સાંભળવી નહીં સત્પુરુષની વાત પુરુષાર્થને મંદ કરવાની હોય નહીં, પુરુષાર્થને ઉત્તેજન આપવાની હોય

હોડી નાની હોય અને મોટો મહાસાગર તરવાનો હોય તેમ આયુષ થોડું છે, અને સંસારરૂપી મહાસાગર તરવો છે જે પુરુષો પ્રભુના નામથી તર્યા છે તે પુરુષોને ધન્ય છે ! અજ્ઞાની જીવને ખબર નથી કે ફલાણી જગ્યા પડવાની છે પણ જ્ઞાનીઓએ તે જોયેલું છે અજ્ઞાનીઓ, દ્રવ્ય અધ્યાત્મીઓ કહે છે કે મારામા કષાય નથી સમ્યગ્દૃષ્ટિ ચૈતન્યસંયોગે છે

એક મુનિ ગુફામા ધ્યાન કરવા જતા હતા ત્યા સિંહ મળ્યો તેમના હાથમા લાકડી હતી સિંહ સામી લાકડી ઉગામી હોય તો સિંહ ચાલ્યો જાય એમ મનમા થતા મુનિને વિચાર આવ્યો કે 'હું આત્મા અજર, અમર છું, દેહ પ્રેમ રાખવા યોગ્ય નથી, માટે હે જીવ ! અહીં જ ઊભો રહે સિંહનો ભય છે તે જ અજ્ઞાન છે દેહમાં મૂર્છાને લઈને ભય છે' આવી ભાવના ભાવતા બે ઘડી સુધી ઊભા રહ્યા તો કેવળજ્ઞાન પ્રગટ થયું માટે વિચારદશા, વિચારદશા વચ્ચે ઘણો જ ફેર છે

ઉપયોગ જીવ વગર હોય નહીં જડ અને ચેતન એ બન્નેમાં પરિણામ હોય છે દેહધારી જીવમાં અધ્યવસાય વર્તાય, સંકલ્પ વિકલ્પ ઊભા થાય, પણ જ્ઞાનથી નિર્વિકલ્પપણું થાય અધ્યવસાયનો ક્ષય જ્ઞાનથી થાય છે ધ્યાનનો હેતુ એ જ છે ઉપયોગ વર્તતો હોવો જોઈએ

ધર્મધ્યાન, શુક્લધ્યાન ઉત્તમ કહેવાય આર્ત્ત, રૌદ્ર, એ ધ્યાન માઠા કહેવાય બાહ્ય ઉપાધિ એ જ અધ્યવસાય ઉત્તમ લેશ્યા હોય તો ધ્યાન કહેવાય, અને આત્મા સમ્યક્ પરિણામ પામે

માણેકદાસજી એક વેદાંતી હતા તેઓએ એક ગ્રંથમા મોક્ષ કરતા સત્સંગ વધારે યથાર્થ ગણ્યો છે. કહ્યુ છે કે,

"નિજછંદનસે ના મિલે, હેરો વૈકુંઠ ધામ,
સંતકૃપાસે પાઈએ, સો હરિ સબસે ઠામ"

જૈનમાર્ગમા ઘણા ફાંટા પડી ગયા છે લોકાશાને થયા સુમારે ચારસો વર્ષ થયા છે પણ તે ઢુંઢિયા સંપ્રદાયમા પાંચ ગ્રંથ પણ રચાયા નથી ને વેદાંતમાં દશ હજાર જેટલા ગ્રંથ થયા છે ચારસો વર્ષમા બુદ્ધિ હોય તે છાની ના રહે

કુગુરુ અને અજ્ઞાની પાખંડીઓનો આ કાળમા પાર નથી

મોટા વરઘોડા ચઢાવે, ને નાણા ખર્ચે, એમ જાણીને કે મારુ કલ્યાણ થશે એવી મોટી વાત સમજી હજારો રૂપિયા ખર્ચી નાખે એક પૈસો ખોટું બોલી ભેગો કરે છે, ને સામટા હજારો રૂપિયા ખર્ચી નાખે છે ! જુઓ જીવનું કેટલુ બધુ અજ્ઞાન ! કંઈ વિચાર જ ન આવે !

આત્માનું જેવુ છે તેવુ જ સ્વરૂપ તે જ 'યથાખ્યાતચારિત્ર' કહ્યુ છે

ભય અજ્ઞાનથી છે સિંહનો ભય સિંહણને થતો નથી નાગણીને નાગનો ભય થતો નથી આનુ કારણ એ પ્રકારનું તેને અજ્ઞાન દૂર થયું છે

સમ્યક્ત્વ ન પ્રગટે ત્યા સુધી મિથ્યાત્વ, અને મિશ્રગુણસ્થાનકનો નાશ થાય ત્યારે સમ્યક્ત્વ કહેવાય અજ્ઞાનીઓ બધા પહેલા ગુણસ્થાનકે છે

સત્શાસ્ત્ર, સદ્ગુરુઆશ્રયે જે સંયમ તેને 'સરાગસંયમ' કહેવાય નિવૃત્તિ, અનિવૃત્તિસ્થાનક ફેર પડે ત્યારે સરાગસંયમમાથી 'વીતરાગસંયમ' થાય તેને નિવૃત્તિઅનિવૃત્તિ બરાબર છે

સ્વચ્છંદે કલ્પના તે ભ્રાંતિ છે

'આ તો આમ નહીં, આમ હશે' એવો જે ભાવ તે 'શંકા'

સમજવા માટે વિચાર કરી પૂછવુ તે 'આશંકા' કહેવાય

પોતાથી ન સમજાય તે 'આશંકામોહનીય' સાચુ જાણ્યું હોય છતા ખરેખરો ભાવ આવે નહીં તે પણ 'આશંકામોહનીય' પોતાથી ન સમજાય તે પૂછવું મૂળ જાણ્યા પછી ઉત્તર વિષય માટે આનું કેમ હશે, એવું જાણવા આકાંક્ષા થાય તેનું સમ્યક્ત્વ જાય નહીં, અર્થાત્ તે પતિત હોય નહીં.

મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, યોગ જ્યાંથી ગુમાવ્યાં તેને કર્મ આવતાં નથી, એટલે તેને કર્મ રોકવાના હેતુ નથી. એક ગરનાળાની જગા હોય, અને પછી થોડે થોડે પૂરી કરી દીધી એટલે ખાતું બંધ થયું, તેની પેઠે પાંચ કારણો કર્મના આવવાનાં તે સમ્યક્, નિર્જરાથી પૂર્ણ કર્યાં એટલે પાંચ કારણો રૂપી ખાતું બંધ થયું, એટલે પછી ફરી કાંઈ તેને પ્રાપ્ત થાય જ નહીં.

પર્યસંત્યાગ = ક્રોધ, માન, માયા, લોભ આદિને છેદવા તે.

જીવ તો સદાય જીવતો જ છે. તે કોઈ વખત ઊંઘતો નથી કે મરતો નથી, મરવો સંભવતો નથી. સ્વભાવે સર્વ જીવ જીવતા જ છે. જેમ શ્વાસોચ્છ્વાસ વિના કોઈ જીવ જોવામાં આવતો નથી તેમ જ્ઞાનસ્વરૂપ ચૈતન્ય વિના કોઈ જીવ નથી.

આત્માને નિંદવો, અને એવો ખેદ કરવો કે જેથી વૈરાગ્ય આવે, સંસાર ખોટો લાગે. ગમે તે મરણ પામે, પણ જેની આંખમાંથી આંસુ આવે, સંસાર અસાર જાણી જન્મ, જરા, મરણ મહાભયંકર જાણી વૈરાગ્ય પામી આંસુ આવે તે ઉત્તમ છે. પોતાનો છોકરો મરણ પામે, ને રુવે તેમાં કાંઈ વિશેષ નથી, તે તો મોહનું કારણ છે.

આત્મા પુરુષાર્થ કરે તો શું ન થાય? મોટા મોટા પર્વતોના પર્વતો છેદી નાખ્યા છે, અને કેવા કેવા વિચાર કરી તેને રેલવેના કામમાં લીધા છે! આ તો બહારના કામ છે છતાં જય કર્યો છે. આત્માને વિચારવો એ કાંઈ બહારની વાત નથી. અજ્ઞાન છે તે મટે તો જ્ઞાન થાય.

અનુભવી વૈદ્ય તો દવા આપે, પણ દરદી જો ગળે ઉતારે તો રોગ મટે, તેમ સદ્ગુરુ અનુભવ કરીને જ્ઞાનરૂપ દવા આપે, પણ મુમુક્ષુ ગ્રહણ કરવારૂપ ગળે ઉતારે ત્યારે મિથ્યાત્વરૂપ રોગ ટળે.

બે ઘડી પુરુષાર્થ કરે, તો કેવળજ્ઞાન થાય એમ કહ્યું છે. રેલવે આદિ ગમે તેવો પુરુષાર્થ કરે, તોપણ બે ઘડીમાં તૈયાર થાય નહીં; તો પછી કેવળજ્ઞાન કેટલું સુલભ છે તે વિચારો.

જે વાતો જીવને મંદ કરી નાંખે, પ્રમાદી કરી નાખે તેવી વાતો સાંભળવી નહીં. એથી જ જીવ અનાદિથી રખડયો છે. ભવસ્થિતિ, કાળ આદિના આલંબન લેવા નહીં. એ બધા બહાના છે.

જીવને સંસારી આલંબનો, વિટંબનાઓ મૂકવા નથી, ને ખોટા આલંબન લઈને કહે છે કે કર્મના દળિયા છે એટલે મારાથી કાંઈ બની શકતું નથી. આવાં આલંબનો લઈ પુરુષાર્થ કરતો નથી. જો પુરુષાર્થ કરે, ને ભવસ્થિતિ કે કાળ નડે ત્યારે તેનો ઉપાય કરીશું, પણ પ્રથમ પુરુષાર્થ કરવો.

સાચા પુરુષની આજ્ઞા આરાધે તે પરમાર્થરૂપ જ છે. તેમાં લાભ જ થાય. એ વેપાર લાભનો જ છે.

જે માણસે લાખો રૂપિયા સામું પાછું વાળીને જોયું નથી, તે હવે હજારના વેપારમાં બહાના કાઢે છે, તેનું કારણ અંતરથી આત્માર્થ કરવાની ઇચ્છા નથી. જે આત્માર્થી થયા તે પાછું વાળીને સામું જોતા નથી. પુરુષાર્થ કરી સામા આવી જાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે આવરણ, સ્વભાવ, ભવસ્થિતિ પાકે ક્યારે? તો કહે કે પુરુષાર્થ કરે ત્યારે.

પાંચ કારણો મળે ત્યારે મુક્ત થાય. તે પાંચે કારણો પુરુષાર્થમાં રહ્યાં છે. અનંતા ચોથા આરા મળે, પણ પોતે જો પુરુષાર્થ કરે તો જ મુક્તિ પ્રાપ્ત થાય. જીવે અનંતા કાળથી પુરુષાર્થ કર્યો નથી. બધાં ખોટા આલંબનો લઈ માર્ગ આડાં વિઘ્નો નાંખ્યાં છે. કલ્યાણવૃત્તિ ઊગે ત્યારે ભવસ્થિતિ પાકી જાણવી. શૂરાતન હોય તો વર્ષનું કામ બે ઘડીમાં કરી શકાય.

પ્રશ્ન.—વ્યવહારમાં ચોથા ગુણસ્થાનકે કયા કયા વ્યવહાર લાગુ પડે? શુદ્ધ વ્યવહાર કે બીજા ખરા?

ઉત્તર:—બીજા બધાય લાગુ પડે. ઉદયથી શુભાશુભ વ્યવહાર છે, અને પરિણતિએ શુદ્ધ વ્યવહાર છે.

મા અહંકાર છે રાગદ્વેષ જતા નથી ત્યા સુધી તપશ્ચર્યા કરી તેનું ફળ શું ? 'જનકવિદેહીમાં વિદેહી-પણુ હોય નહી, કલ્પના છે, સંસારમા વિદેહીપણું રહે નહી ' એમ ચિંતવવુ નહી પોતાપણું મટે તેનાથી રહેવાય મારુ તો કાંઈ નથી, મારી તો કાયા પણ નથી માટે મારુ કાંઈ નથી એમ થાય તો અહંકાર મટે એ યથાર્થ છે જનકવિદેહીની દશા ખરોખર છે વસિષ્ઠજીએ રામને ઉપદેશ દીધો ત્યારે રામે ગુરુને રાજ અર્પણ કરવા માડ્યુ, પણ ગુરુએ રાજ લીધુ જ નહી પણ અજ્ઞાન ટાળવાનું છે, એવો ઉપદેશ દઈ પોતાપણુ મટાડ્યુ અજ્ઞાન ગયું તેનું દુ ખ ગયું શિષ્ય અને ગુરુ આવા જોઈએ

જ્ઞાની ગૃહસ્થાવાસમાં બાહ્ય ઉપદેશ, વ્રત દે કે નહી ? ગૃહસ્થાવાસમાં હોય એવા પરમજ્ઞાની માર્ગ ચલાવે નહી — માર્ગ ચલાવવાની રીતે માર્ગ ચલાવે નહી, પોતે અવિરત રહી વ્રત અદરાવે નહી, પણ અજ્ઞાની એમ કરે માટે ધોરી માર્ગનું ઉલ્લઘન થાય કેમકે તેમ કરવાથી ઘણા કારણોમા વિરોધ આવે આમ છે પણ તેથી જ્ઞાની નિવૃત્તિપણે નથી એમ ન વિચારીએ, પણ વિચારીએ તો વિર-તિપણે છે માટે બહુ જ વિચારવાનું છે

સકામ ભક્તિથી જ્ઞાન થાય નહી નિષ્કામ ભક્તિથી જ્ઞાન થાય જ્ઞાનીના ઉપદેશને વિષે અદ્ભુતપણુ છે તેઓ નિરિચ્છાપણે ઉપદેશ દે છે, સ્પૃહારહિત હોય છે ઉપદેશ એ જ્ઞાનનું માહાત્મ્ય છે, માટે સહેજે માહાત્મ્યને લઈ ને ઘણા જીવો બૂઝે છે

અજ્ઞાનીનો સકામ ઉપદેશ હોય છે, જે સંસારફળનું કારણ છે તે રુચિકર, રાગપોષક ને સંસાર-ફળ દેનાર હોવાથી લોકોને પ્રિય લાગે છે અને તેથી જગતમાં અજ્ઞાનીનો માર્ગ વધારે ચાલે છે જ્ઞાનીને મિથ્યાભાવનો ક્ષય થયો છે, અહંભાવ મટી ગયો છે, માટે અમૂલ્ય વચનો નીકળે બાલજીવોને જ્ઞાની અજ્ઞાનીનું ઓળખાણ હોય નહી

વિચાર કરો, 'હું વાણિયો છું,' ઇત્યાદિ આત્મામા રોમે રોમે વ્યાપ્યું છે તે ટાળવાનું છે.

આચાર્યજીએ જીવોનો સ્વભાવ પ્રમાદી જાણી, બબે ત્રણ ત્રણ દિવસને આંતરે નિયમ પાળવાની આજ્ઞા કરી છે

સંવત્સરીનો દિવસ કંઈ સાઠ ઘડીથી વધતો ઓછો થતો નથી, તિથિમાં કંઈ ફેર નથી પોતાની કલ્પનાએ કરી કંઈ ફેર થતો નથી ક્વચિત્ માદગીઆદિ કારણે પાચમનો દિવસ ન પળાયો અને છઠ પાળે અને આત્મામા કોમળતા હોય તો તે ફળવાન થાય હાલમા ઘણા વર્ષો થયાં પર્યુષણમાં તિથિઓની ભ્રાંતિ ચાલે છે બીજા આઠ દિવસ ધર્મ કરે તો કંઈ ફળ ઓછુ થાય એમ નથી માટે તિથિઓનો ખોટો કદાગ્રહ ન રાખતાં મૂકવો કદાગ્રહ મુકાવવા અર્થે તિથિઓ કરી છે તેને બદલે તે જ દિવસે કદાગ્રહ વધારે છે

ઢુંઢિયા અને તપા તિથિઓનો વાંધો કાઢી—જુદા પડી—'હું જુદો છુ' એમ સિદ્ધ કરવા તકરાર કરે છે તે મોક્ષ જવાનો રસ્તો નથી ઝાડને ભાન વગર કર્મ ભોગવવા પડે છે તો મનુષ્યને શુભાશુભ ક્રિયાનું ફળ કેમ નહી ભોગવવુ પડે ?

જેથી ખરેખરુ પાપ લાગે છે તે રોકવાનુ પોતાના હાથમાં છે, પોતાથી બને તેવુ છે તે રોકતો નથી, ને બીજી તિથિ આદિની ને પાપની ભળતી ફિકર કર્યે જાય છે અનાદિથી શબ્દ, રૂપ, રસ, ગંધ ને સ્પર્શનો મોહ રહ્યો છે તે મોહ અટકાવવાનો છે મોટુ પાપ અજ્ઞાનનુ છે.

અવિરતિના પાપની ચિંતા થતી હોય તેનાથી જગ્યામા રહેવાય કેમ ?

પોતે ત્યાગ કરી શકે નહી, અને બહાના કાઢે કે મારે અંતરાયો ઘણા છે. ધર્મનો પ્રસંગ આવે ત્યારે 'ઉદય' છે એમ કહે 'ઉદય ઉદય' કહ્યા કરે, પણ કાંઈ કૂવામા પડતો નથી ગાડામાં બેઠો હોય, અને ઘાચ આવે તો સાચવી સંભાળીને ચાલે તે વખતે ઉદય ભૂલી જાય અર્થાત્ પોતાની શિથિલતા હોય તેને બદલે ઉદયનો દોષ કાઢે છે, એમ અજ્ઞાનીની વર્તના છે.

શુદ્ધ માર્ગ પ્રરૂપતા હોય તોય જીવને જુદુ ભાસે, અને જાણે કે આપણો ધર્મ નહી જે જીવ કદાગ્રહ-રહિત હોય તે શુદ્ધ માર્ગ આદરે જેમ વેપાર ઘણા પ્રકારના હોય પણ લાભ એક જ પ્રકારનો હોય વિચારવાનોનો તો કલ્યાણનો માર્ગ એક જ હોય અજ્ઞાનમાર્ગના અનત પ્રકાર છે

જેમ પોતાનુ છોકરુ કૂબડુ હોય અને બીજાનુ છોકરુ ઘણુ રૂપાળુ હોય, પણ રાગ પોતાના છોકરા પર આવે, ને તે સારુ લાગે, તેવી જ રીતે જે કુળધર્મ પોતે માન્યા છે તે ગમે તેવા દૂષણવાળા હોય તોપણ સાચા લાગે છે વૈષ્ણવ, બૌદ્ધ, શ્વેતાંબર, ઢુઢિયા, દિગબર જૈનાદિ ગમે તે હોય પણ જે કદાગ્રહરહિતપણે શુદ્ધ સમતાથી પોતાના આવરણો ઘટાડશે તેનુ જ કલ્યાણ થશે

સામાયિક કાયાનો યોગ રોકે, આત્માને નિર્મળ કરવા માટે કાયાનો યોગ રોકવો રોકવાથી પરિણામે કલ્યાણ થાય કાયાની સામાયિક કરવા કરતા આત્માની સામાયિક એક વાર કરો જ્ઞાનીપુરુષ-ના વચનો સાભળી સાભળીને ગાઠે બાધો તો આત્માની સામાયિક થશે આ કાળમા આત્માની સામાયિક થાય છે મોક્ષનો ઉપાય અનુભવગોચર છે જેમ અભ્યાસે અભ્યાસે કરી આગળ જવાય છે તેમ મોક્ષને માટે પણ છે

જ્યારે આત્મા કઈ પણ ક્રિયા કરે નહી ત્યારે અબધ કહેવાય

પુરુષાર્થ કરે તો કર્મથી મુક્ત થાય અનતકાળના કર્મો હોય, અને જો યથાર્થ પુરુષાર્થ કરે તો કર્મ એમ ન કહે કે હુ નહી જાઉ બે ઘડીમા અનતા કર્મો નાશ પામે છે આત્માની ઓળખાણ થાય તો કર્મ નાશ પામે

પ્ર૦ — સમ્યક્ત્વ શાથી પ્રગટે ?

ઉ૦ — આત્માનો યથાર્થ લક્ષ થાય તેથી સમ્યક્ત્વના બે પ્રકાર છે. – (૧) વ્યવહાર અને (૨) પરમાર્થ સદ્ગુરુના વચનોનું સાભળવુ, તે વચનોનો વિચાર કરવો, તેની પ્રતીતિ કરવી, તે 'વ્યવહાર-સમ્યક્ત્વ' આત્માની ઓળખાણ થાય તે 'પરમાર્થસમ્યક્ત્વ'

અત.કરણની શુદ્ધિ વિના બોધ અસર પામતો નથી, માટે પ્રથમ અત કરણમા કોમળતા લાવવી વ્યવહાર અને નિશ્ચય એ આદિની મિથ્યાચર્ચામા નિરાગ્રહ રહેવુ, મધ્યસ્થભાવે રહેવું, આત્માના સ્વ-ભાવને જે આવરણ તેને જ્ઞાનીઓ 'કર્મ' કહે છે

સાત પ્રકૃતિ ક્ષય થાય ત્યારે સમ્યક્ત્વ પ્રગટે અનતાનુબધી ચાર કષાય, મિથ્યાત્વમોહનીય, મિશ્રમોહનીય, સમકિતમોહનીય એ સાત ક્ષય થાય ત્યારે સમ્યક્ત્વ પ્રકટે

પ્ર૦ — કષાય તે શુ ?

ઉ૦ — સત્પુરુષો મળ્યે, જીવને તે બતાવે કે તું જે વિચાર કર્યા વિના કર્યે જાય છે તે કલ્યાણ નથી, છતા તે કરવા માટે દુરાગ્રહ રાખે તે કષાય

ઉન્માર્ગને મોક્ષમાર્ગ માને, અને મોક્ષમાર્ગને ઉન્માર્ગ માને તે 'મિથ્યાત્વમોહનીય'

ઉન્માર્ગથી મોક્ષ થાય નહી, માટે માર્ગ બીજો હોવો જોઈએ એવો જે ભાવ તે 'મિશ્રમોહનીય'

'આત્મા આ હશે ?' તેવુ જ્ઞાન થાય તે 'સમ્યક્ત્વમોહનીય'

'આત્મા આ છે' એવો નિશ્ચયભાવ તે 'સમ્યક્ત્વ'

જ્ઞાની પ્રત્યે બરાબર પ્રતીતિ થાય ને રાત દિવસ તે અપૂર્વજોગ સાભર્યા કરે તો સાચી ભક્તિ પ્રાપ્ત થાય

નિયમથી જીવ કોમળ થાય છે, દયા આવે છે મનના પરિણામો ઉપયોગસહિત જો હોય તો કર્મ ઓછા લાગે, ઉપયોગરહિત હોય તો કર્મ વધારે લાગે અત કરણ કોમળ કરવા, શુદ્ધ કરવા વ્રતાદિ કરવાનુ કહ્યુ છે સ્વાદબુદ્ધિ ઓછી કરવા નિયમ કરવો કુળધર્મ જ્યા જ્યા જોઈએ છીએ ત્યા ત્યા આડો આવે છે

---

જે સત્પુરુષો બીજા જીવોને ઉપદેશ દઈ કલ્યાણ બતાવે છે તે સત્પુરુષોને તો અનંતો લાભ પ્રાપ્ત થયો છે સત્પુરુષો પરજીવની નિષ્કામ કરુણાના સાગર છે વાણીના ઉદય પ્રમાણે તેમની વાણી નીકળે છે તેઓ કોઈ જીવને 'દીક્ષા લે' તેવું કહે નહી તીર્થંકરે પૂર્વે કર્મ બાંધ્યું છે તે વેદવા માટે બીજા જીવનું કલ્યાણ કરે છે, બાકી તો ઉદય પ્રમાણે દયા વર્તે છે તે દયા નિષ્કારણ છે, તેમ તેઓને પારકી નિર્જરાએ કરી પોતાનું કલ્યાણ કરવાનું નથી તેમનું કલ્યાણ તો થયેલુ જ છે. તે ત્રણ લોકના નાથ તો તરીને જ બેઠા છે સત્પુરુષ કે સમકિતીને પણ એવી ( સકામ ) ઉપદેશ દેવાની ઇચ્છા હોય નહી તે પણ નિષ્કારણ દયાની ખાતર ઉપદેશ દે છે.

મહાવીરસ્વામી ગૃહવાસમાં રહેતા છતાં પણ ત્યાગી જેવા હતા

હજારો વર્ષના સંયમી પણ જેવો વૈરાગ્ય રાખી શકે નહી તેવો વૈરાગ્ય ભગવાનનો હતો જ્યાં જ્યાં ભગવાન વર્તે છે, ત્યાં ત્યાં બધા પ્રકારના અર્થ પણ વર્તે છે તેઓની વાણી ઉદય પ્રમાણે શાંતિ-પૂર્વક પરમાર્થ હેતુથી નીકળે છે, અર્થાત્ તેમની વાણી કલ્યાણ અર્થે જ છે તેઓને જન્મથી મતિ, શ્રુત, અવધિ એ ત્રણ જ્ઞાન હતા તે પુરુષના ગુણગ્રામ કરતા અનંતી નિર્જરા છે જ્ઞાનીની વાત અગમ્ય છે તેઓનો અભિપ્રાય જણાય નહી. જ્ઞાનીપુરુષની ખરી ખૂબી એ છે કે તેમણે અનાદિથી નહી ટળેલા એવા રાગદ્વેષ ને અજ્ઞાન તેને છેદી ભેદી નાખ્યાં છે એ ભગવાનની અનંત કૃપા છે તેને પચીસસો વર્ષ થયા છતા તેમના દયા આદિ હાલ વર્તે છે એ તેમનો અનંતો ઉપકાર છે જ્ઞાની આડંબર દેખાડવા અર્થે વ્યવહાર કરતા નથી તેઓ સહજસ્વભાવે ઉદાસીનપણે વર્તે છે

રેલગાડીમા જ્ઞાની સેકન્ડ કલાસમાં બેસે તો તે દેહની શાતાને અર્થે નહી શાતા લાગે તો થર્ડ કલાસ કરતાય નીચેના કલાસમાં બેસે, તે દિવસે આહાર લે નહી, પણ જ્ઞાનીને દેહનુ મમત્વ નથી. જ્ઞાની વ્યવહારમા સંગમાં રહીને, દોષની પાસે જઈને દોષને છેદી નાખે છે ત્યારે અજ્ઞાની જીવ સંગ ત્યાગીને પણ તે દોષ, સ્ત્રીઆદિના છોડી શકતો નથી જ્ઞાની તો દોષ, મમત્વ, કષાયને તે સંગમા રહીને પણ છેદે છે માટે જ્ઞાનીની વાત અદ્ભુત છે

વાડામાં કલ્યાણ નથી, અજ્ઞાનીના વાડા હોય ઢુંઢિયા શુ ? તપા શુ ? મૂર્તિ માને નહી ને મુમતિ બાંધે તે ઢુંઢિયા, મૂર્તિ માને ને મુમતિ ન બાંધે તે તપા, એમ તે કંઈ ધર્મ હોય ! એ તો લોઢુ પોતે તરે નહી, અને બીજાને તારે નહી તેમ વીતરાગનો માર્ગ અનાદિનો છે જેના રાગ, દ્વેષ અને અજ્ઞાન ગયા તેનુ કલ્યાણ, બાકી અજ્ઞાની કહે કે મારા ધર્મથી કલ્યાણ છે તો તે માનવુ નહી, એમ કલ્યાણ હોય નહી ઢુંઢિયાપણું કે તપાપણું માન્યું તો કષાય ચઢે તપો ઢુંઢિયા સાથે બેઠો હોય તો કષાય ચઢે, અને ઢુંઢિયો તપા સાથે બેઠાં કષાય ચઢે, આ અજ્ઞાની સમજવા બન્ને સમજ્યા વગર વાડા બાંધી કર્મ ઉપાર્જન કરી રખડે છે. વહોરાના[1] નાડાની માફક મતાગ્રહ પકડી બેઠા છે. મુમતિ આદિનો આગ્રહ મૂકી દેવો

જૈન માર્ગ શુ ? રાગ, દ્વેષ અને અજ્ઞાનનુ જવુ તે અજ્ઞાની સાધુઓએ ભોળા જીવોને સમજાવી તેને મારી નાખ્યા જેવુ કર્યું છે પોતે જો પ્રથમ વિચાર કરે કે મારા દોષ શુ ઘટ્યા છે ? તો તો જણાય કે જૈનધર્મ મારાથી વેગળો રહ્યો છે જીવ અવળી સમજણ કરી પોતાનુ કલ્યાણ ભૂલી જઈ, બીજાનું અકલ્યાણ કરે છે તપા ઢુંઢિયાના સાધુને, અને ઢુંઢિયા તપાના સાધુને અન્નપાણી ન આપવા માટે પોતાના શિષ્યોને ઉપદેશ આપે છે કુગુરુઓ એકબીજાને મળવા દેતા નથી, એકબીજાને મળવા દે તો તો કષાય ઓછા થાય, નિંદા ઘટે

---

૧ માલ ભરીને નાડીથી બાંધેલા ગાડા ઉપર એક વહોરાજી બેઠા હતા, તેમને ગાડુ હાકનારે કહ્યું, "રસ્તો ખરાબ છે માટે, વહોરાજી, નાડી પકડજો, નહી તો પડી જશો " રસ્તામા ધાય આવવાથી આંચકો આવ્યો કે વહોરાજી નીચે પડ્યા ગાડાવાળાએ કહ્યું કે, "ચેતાવ્યા હતા ને નાડી કેમ ન પકડી ? " વહોરાજી બોલ્યા, " આ નાડુ પકડી રાખ્યુ, હજી છોડ્યુ નથી " એમ કહી સૂથણાનું પકડેલું નાડુ બતાવ્યુ

પોતાનો દોષ કાઢતો નથી, અને દોષોનો વાંક કાઢે છે જેમ સૂર્યનો તાપ બહુ પડે છે, અને તેથી બહાર નીકળાતું નથી, માટે સૂર્યનો દોષ કાઢે છે, પણ છત્રી અને પગરખાં સૂર્યના તાપથી રક્ષણઅર્થે બતાવ્યા છે તેનો ઉપયોગ કરતો નથી તેમ જ્ઞાનીપુરુષોએ લૌકિક ભાવ મૂકી દઈ જે વિચારથી પોતાના દોષો ઘટાડેલા, નાશ કરેલા તે વિચારો, અને તે ઉપાયો જ્ઞાનીઓ ઉપકારઅર્થે કહે છે તે શ્રવણ કરી આત્મામા પરિણામ પામે તેમ પુરુષાર્થ કરવો

કયા પ્રકારે દોષ ઘટે ? જીવ લૌકિક ભાવ, ક્રિયા કર્યા કરે છે, ને દોષો કેમ ઘટતા નથી એમ કહ્યા કરે છે!

યોગ્ય જીવ ન હોય તેને સત્પુરુષ ઉપદેશ આપતા નથી.

સત્પુરુષ કરતા મુમુક્ષુનો ત્યાગ વૈરાગ્ય વધી જવો જોઈએ મુમુક્ષુઓએ જાગૃત જાગૃત થઈ વૈરાગ્ય વધારવો જોઈએ સત્પુરુષનું એક પણ વચન સાભળી પોતાને વિષે દોષો હોવા માટે બહુ જ ખેદ રાખશે, અને દોષ ઘટાડશે ત્યારે જ ગુણ પ્રગટશે સત્સગસમાગમની જરૂર છે બાકી સત્પુરુષ તો જેમ એક વટેમાર્ગુ બીજા વટેમાર્ગુને રસ્તો બતાવી ચાલ્યો જાય છે, તેમ બતાવી ચાલ્યા જાય છે ગુરુપદ ધરાવવા કે શિષ્યો કરવા માટે સત્પુરુષની ઇચ્છા નથી સત્પુરુષ વગર એક પણ આગ્રહ, કદાગ્રહ મટતો નથી દુરાગ્રહ મટ્યો તેને આત્માનુ ભાન થાય છે સત્પુરુષના પ્રતાપે જ દોષ ઘટે છે ભ્રાન્તિ જાય તો તરત સમ્યક્ત્વ થાય

બાહુબલિજીને જેમ કેવળજ્ઞાન પાસે – અ તરમા – હતું, કાંઈ બહાર નહોતું, તેમ સમ્યક્ત્વ પોતાની પાસે જ છે

શિષ્ય કેવો હોય કે માથુ કાપીને આપે તેવો હોય ત્યારે સમ્યક્ત્વ જ્ઞાની પ્રાપ્ત કરાવે નમસ્કારાદિ જ્ઞાનીપુરુષને કરવા તે શિષ્યનો અહ કાર ટાળવા માટે છે પણ મનમા ઊ ચુ નીચુ થયા કરે તો આરો ક્યારે આવે !

જીવ અહ કાર રાખે છે, અસત્ વચનો બોલે છે, ભ્રાન્તિ રાખે છે, તેનું તેને લગારે ભાન નથી એ ભાન થયા વિના નિવેડો આવવાનો નથી

શૂરવીર વચનોને બીજા એકે વચનો પહોંચે નહીં જીવને સત્પુરુષનો એક શબ્દ પણ સમજાયો નથી મોટાઈ નડતી હોય તો મૂકી દેવી ઢુંઢિયાએ મુમતી અને તપાએ મૂર્તિ આદિના કદાગ્રહ ગ્રહી રાખ્યા છે પણ તેવા કદાગ્રહમાં કાંઈ જ હિત નથી શૂરાતન કરીને આગ્રહ, કદાગ્રહથી દૂર રહેવું, પણ વિરોધ કરવો નહી

જ્યારે જ્ઞાનીપુરુષો થાય છે ત્યારે મતભેદ કદાગ્રહ ઘટાડી દે છે જ્ઞાની અનુક પાઅર્થે માર્ગ બોધે છે અજ્ઞાની કુગુરુઓ મતભેદ ઠામઠામ વધારી કદાગ્રહ ચોક્કસ કરે છે

સાચા પુરુષ મળે, ને તેઓ જે કલ્યાણનો માર્ગ બતાવે તે જ પ્રમાણે જીવ વર્તે તો અવશ્ય કલ્યાણ થાય સત્પુરુષની આજ્ઞા પાળવી તે જ કલ્યાણ માર્ગ વિચારવાનને પૂછવો સત્પુરુષના આશ્રયે સારા આચરણો કરવા, ખોટી બુદ્ધિ સહુને હેરાનકર્તા છે, પાપની કર્તા છે મમત્વ હોય ત્યા જ મિથ્યાત્વ શ્રાવક સર્વે દયાળુ હોય કલ્યાણનો માર્ગ એક જ હોય, સો બસો ન હોય અ દરના દોષો નાશ થશે, અને સમપરિણામ આવશે તો જ કલ્યાણ થશે

મતભેદને છેદે તે જ સાચા પુરુષ સમપરિણામને રસ્તે ચઢાવે તે સાચો સંગ વિચારવાનને માર્ગનો ભેદ નથી

હિ દુ અને મુસલમાન સરખા નથી હિ દુઓના ધર્મગુરુઓ જે ધર્મબોધ કહી ગયા હતા તે બહુ ઉપકારઅર્થે કહી ગયા હતા તેવો બોધ પીરાણા મુસલમાનના શાસ્ત્રોમા નથી આત્માપેક્ષાએ કણબી, વાણિયો, મુસલમાન નથી તેનો જેને ભેદ મટી ગયો તે જ શુદ્ધ, ભેદ ભાસે તે જ અનાદિનો

દેહના સંગે દેહ દુઃખ આપે છે માટે આકુળવ્યાકુળપણું થાય છે તે જ અજ્ઞાન છે શાસ્ત્ર શ્રવણ કરી રોજ સાંભળ્યું છે કે દેહ આત્માથી જુદો છે, ક્ષણભંગુર છે, પણ દેહને વેદના આવ્યે તો રાગદ્વેષ-પરિણામ કરી બૂમ પાડે છે દેહ ક્ષણભંગુર છે એવું તમે શાસ્ત્રમાં સાંભળવા શું કરવા જાઓ છો? દેહ તો તમારી પાસે છે તો અનુભવ કરો દેહ પ્રગટ માટી જેવો છે, સાચવ્યો સચવાય નહીં, રાખ્યો રખાય નહીં વેદના વેદતા ઉપાય ચાલે નહીં ત્યારે શું સાચવે? કંઈ પણ બની શકતું નથી આવો દેહનો પ્રત્યક્ષ અનુભવ થાય છે, તો તેની મમતા કરી કરવું શું? દેહનો પ્રગટ અનુભવ કરી શાસ્ત્રમાં કહ્યું કે તે અનિત્ય છે, અસાર છે, માટે દેહમાં મૂર્ચ્છા કર્યા જેવું નથી

જ્યાં સુધી દેહાત્મબુદ્ધિ ટળે નહીં ત્યાં સુધી સમ્યક્ત્વ થાય નહીં જીવને સાચ ક્યારેય આવ્યું જ નથી, આવ્યું હોત તો મોક્ષ થાત ભલે સાધુપણું, શ્રાવકપણું અથવા તો ગમે તે લો, પણ સાચ વગર સાધન તે વૃથા છે જે દેહાત્મબુદ્ધિ મટાડવા માટે સાધનો બતાવ્યા છે તે દેહાત્મબુદ્ધિ મટે ત્યારે સાચ આવ્યું સમજાય દેહાત્મબુદ્ધિ થઈ છે તે મટાડવા, મારાપણું મુકાવવા સાધનો કરવાના છે તે ન મટે તો સાધુપણું, શ્રાવકપણું, શાસ્ત્રશ્રવણ કે ઉપદેશ તે વગડામાં પોક મૂકયા જેવું છે જેને એ ભ્રમ ભાંગી ગયો છે, તે જ સાધુ, તે જ આચાર્ય, તે જ જ્ઞાની જેમ અમૃતભોજન જમે તે કાંઈ છાનુ રહે નહીં, તેમ ભ્રાંતિ, ભ્રમબુદ્ધિ મટે તે કાંઈ છાનું રહે નહીં

લોક કહે છે કે સમકિત છે કે નહીં તે કેવળજ્ઞાની જાણે, પણ પોતે આત્મા છે તે કેમ ન જાણે? કાંઈ આત્મા ગામ ગયો નથી, અર્થાત્ સમકિત થયું છે તે આત્મા પોતે જાણે જેમ કોઈ પદાર્થ ખાવામાં આવ્યે તેનું ફળ આપે છે તેમ જ સમકિત આવ્યે, ભ્રાંતિ મટયે, તેનું ફળ પોતે જાણે જ્ઞાનનું ફળ જ્ઞાન આપે જ પદાર્થનું ફળ પદાર્થ, લક્ષણ પ્રમાણે આપે જ આત્મામાંથી, માંહીથી કર્મ જઉ જઉ થયા હોય તેની પોતાને ખબર કેમ ન પડે? અર્થાત્ ખબર પડે જ સમકિતીની દશા છાની રહે નહીં. કલ્પિત સમકિત માને તે પીતળની હીરાકંઠીને સોનાની હીરાકંઠી માને તેની પેઠે.

સમકિત થયું હોય તો દેહાત્મબુદ્ધિ મટે, જોકે અલ્પ બોધ, મધ્યમ બોધ, વિશેષ બોધ જેવો હોય તે પ્રમાણે-પછી દેહાત્મબુદ્ધિ મટે દેહને વિષે રોગ આવ્યે જેનામાં આકુળવ્યાકુળતા માલૂમ પડે તે મિથ્યાદૃષ્ટિ જાણવા

જે જ્ઞાનીને આકુળવ્યાકુળતા મટી ગઈ છે તેને અંતરંગ પચ્ચખાણ જ છે તેને બધા પચ્ચખાણ આવી જાય છે જેને રાગદ્વેષ મટી ગયા છે તેને વીશ વર્ષનો છોકરો મરી જાય, તોપણ ખેદ થાય નહીં શરીરને વ્યાધિ થવાથી જેને વ્યાકુળપણું થાય છે, અને જેનું કલ્પના માત્ર જ્ઞાન છે તે પોલુ અધ્યાત્મજ્ઞાન માનવું આવા કલ્પિત જ્ઞાની તે પોલા જ્ઞાનને અધ્યાત્મજ્ઞાન માની અનાચાર સેવી બહુ જ રખડે છે જો શાસ્ત્રનું ફળ!

આત્માને પુત્ર પણ ન હોય અને પિતા પણ ન હોય જે આવી (પિતા-પુત્રની) કલ્પનાને સાચું માની બેઠા છે તે મિથ્યાત્વી છે ખોટા સંગથી સમજાતું નથી, માટે સમકિત આવતું નથી સત્પુરુષના સંગથી જોગ્ય જીવ હોય તો સમ્યક્ત્વ થાય

સમકિત ને મિથ્યાત્વની તરત ખબર પડે તેવું છે સમકિતીની અને મિથ્યાત્વીની વાણી ઘડીએ ઘડીએ જુદી પડે છે જ્ઞાનીની વાણી એક જ ધારી, પૂર્વાપર મળતી આવે અંતરંગ ગાંઠ મટે ત્યારે જ સમ્યક્ત્વ થાય રોગ જાણે, રોગની દવા જાણે, ચરી જાણે, પથ્ય જાણે અને તે પ્રમાણે ઉપાય કરે તો રોગ મટે રોગ જાણ્યા વગર અજ્ઞાની જે ઉપાય કરે તેથી રોગ વધે પથ્ય પાળે ને દવા કરે નહીં, તો રોગ કેમ મટે? ન મટે તો આ તો રોગે કાંઈ, ને દવાય કાંઈ! શાસ્ત્ર તો જ્ઞાન કહેવાય

પ્રાપ્ત થાય જેને આત્માના વિચારરૂપી ધ્યાન છે, સતત નિરંતર ધ્યાન છે, આત્મા જેને સ્વપ્નમા પણ જુદો જ ભાસે, કોઈ વખત જેને આત્માની ભ્રાન્તિ થાય જ નહીં તેને જ પરમાત્માપણું થાય

અંતરાત્મા નિરંતર કષાયાદિ નિવારવા પુરુષાર્થ કરે છે ચૌદમા ગુણસ્થાનક સુધી એ વિચાર-રૂપી ક્રિયા છે જેને વૈરાગ્ય ઉપશમ વર્તતો હોય તેને જ વિચારવાન કહીએ આત્માઓ મુક્ત થયા પછી સંસારમાં આવતા નથી આત્મા સ્વાનુભવ ગોચર છે, તે ચક્ષુથી દેખાતો નથી, ઇન્દ્રિયથી રહિત એવુ જે જ્ઞાન તે જાણે છે આત્માનો ઉપયોગ મનન કરે તે મન છે વળગણા છે તેથી મન જુદુ કહે-વાય સંકલ્પવિકલ્પ મૂકી દેવા તે 'ઉપયોગ' જ્ઞાનને આવરણ કરનારુ નિકાચિત કર્મ ન બાંધ્યું હોય તેને સત્પુરુષનો બોધ લાગે છે આયુષનો બંધ હોય તે રોકાય નહી

જીવે અજ્ઞાન ગ્રહ્યુ છે તેથી ઉપદેશ પરિણમે નહી કારણ આવરણને લીધે પરિણમવાનો રસ્તો નથી જ્યા સુધી લોકના અભિનિવેશની કલ્પના કર્યા કરે ત્યા સુધી આત્મા ઊંચો આવે નહી, અને ત્યા સુધી કલ્યાણ પણ થાય નહી ઘણા જીવો સત્પુરુષનો બોધ સાભળે છે, પણ તેને વિચારવાનો યોગ બનતો નથી

ઇન્દ્રિયોના નિગ્રહનું ન હોવાપણુ, કુળધર્મનો આગ્રહ, માનશ્લાઘાની કામના, અમધ્યસ્થપણુ એ કદાગ્રહ છે તે કદાગ્રહ જ્યાં સુધી જીવ ન મૂકે ત્યા સુધી કલ્યાણ થાય નહીં નવ પૂર્વ ભણ્યો તોય રખડ્યો! ચૌદ રાજલોક જાણ્યો પણ દેહમા રહેલો આત્મા ન ઓળખ્યો, માટે રખડ્યો! જ્ઞાનીપુરુષ બધી શંકાઓ ટાળી શકે છે, પણ તરવાનું કારણ સત્પુરુષની દૃષ્ટિએ ચાલવુ તે છે, અને તો જ દુઃખ મટે આજ પણ પુરુષાર્થ કરે તો આત્મજ્ઞાન થાય જેને આત્મજ્ઞાન નથી તેનાથી કલ્યાણ થાય નહી

વ્યવહાર જેનો પરમાર્થ છે તેવા આત્મજ્ઞાનીની આજ્ઞાએ વર્તે આત્મા લક્ષગત થાય, કલ્યાણ થાય

જીવને બંધ કેમ પડે? નિકાચિત વિષે — ઉપયોગે, અણઉપયોગે

આત્માનું મુખ્ય લક્ષણ ઉપયોગ છે આત્મા તલમાત્ર દૂર નથી, બહાર જોવાથી દૂર ભાસે છે, પણ તે અનુભવગોચર છે આ નહી, આ નહી, આ નહી, એથી જુદુ જે રહ્યું તે તે છે

આકાશ દેખાય છે તે આકાશ નથી આકાશ ચક્ષુથી દેખાય નહી. આકાશ અરૂપી કહ્યુ છે.

આત્માનું ભાન સ્વાનુભવથી થાય છે આત્મા અનુભવગોચર છે અનુમાન છે તે માપણી છે અનુભવ છે તે હોવાપણુ છે

આત્મજ્ઞાન સહજ નથી 'પંચીકરણ', 'વિચારસાગર' વાચીને કથનમાત્ર માન્યાથી જ્ઞાન થાય નહી જેને અનુભવ થયો છે એવા અનુભવીના આશ્રયે તે સમજી તેની આજ્ઞા પ્રમાણે વર્તે તો જ્ઞાન થાય સમજ્યા વિના રસ્તો ભારે વિકટ છે હીરો કાઢવા માટે ખાણ ખોદવી તે મહેનત છે, પણ હીરો લેવો તેમા મહેનત નથી તે જ પ્રમાણે આત્માસંબંધી સમજણ આવવી દુર્લભ છે, નહી તો આત્મા કંઈ દૂર નથી ભાન નથી તેથી દૂર લાગે છે જીવને કલ્યાણ કરવું, ન કરવુ, તેનુ ભાન નથી, પણ પોતા-પણુ રાખવુ છે

ચોથે ગુણસ્થાનકે ગ્રંથિભેદ થાય અગિયારમેથી પડે છે તેને 'ઉપશમસમ્યક્ત્વ' કહેવાય લોભ ચારિત્રને પાડનારો છે ચોથે ગુણસ્થાનકે ઉપશમ અને ક્ષાયિક બન્ને હોય ઉપશમ એટલે સત્તામા આવરણનું રહેવુ કલ્યાણના ખરેખરા કારણો જીવને ધાર્યામા નથી જે શાસ્ત્રો વૃત્તિને સંક્ષેપે નહી, વૃત્તિને સંકોચે નહી પરંતુ વધારે તેવા શાસ્ત્રોમા ન્યાય ક્યાથી હોય?

વ્રત આપનારે અને વ્રત લેનારે બન્નેએ વિચાર તથા ઉપયોગ રાખવા ઉપયોગ રાખે નહી, ને ભાર રાખે તો નિકાચિતકર્મ બંધાય 'ઓછુ કરવું', પરિગ્રહમર્યાદા કરવી એમ જેના મનમાં હોય તે શિથિલ કર્મ બાધે પાપ કર્યે કાંઈ મુક્તિ હોય નહી એક વ્રત માત્ર લઈ અજ્ઞાનને કાઢવા ઇચ્છે છે તેવાને અજ્ઞાન કહે છે કે તારા કંઈક ચારિત્ર હું ખાઈ ગયો છુ, તેમાં તે શુ મોટી વાત છે? -

કહી શકીએ છીએ અનુભવ પ્રગટ દીવો છે, ને સૂત્ર કાગળમા લખેલ દીવો છે

ઢુંઢિયાપણું કે તપાપણું કર્યા કરો તેથી સમકિત થવાનું નથી, ખરેખરું સાચું સ્વરૂપ સમજાય, માંહીથી દશા ફરે તો સમકિત થાય પરમાર્થમાં પ્રમાદ એટલે આત્મામાંથી બહાર વૃત્તિ તે ઘાતિકર્મ ઘાત કરે તેને કહેવાય પરમાણુને પક્ષપાત નથી, જે રૂપે આત્મા પરિણમાવે તે રૂપે પરિણમે

નિકાચિત કર્મમાં સ્થિતિબંધ હોય તો ખરેખર બંધ થાય છે સ્થિતિકાળ ન હોય તો તે વિચારે, પશ્ચાત્તાપે, જ્ઞાનવિચારે નાશ થાય સ્થિતિકાળ હોય તો ભોગવ્યે છૂટકો

ક્રોધાદિક કરી જે કર્મો ઉપાર્જન કર્યા હોય તે ભોગવ્યે છૂટકો ઉદય આવ્યે ભોગવવું જ જોઈએ, સમતા રાખે તેને સમતાનું ફળ સહુ સહુના પરિણામ પ્રમાણે કર્મ ભોગવવા પડે છે

જ્ઞાન સ્ત્રીપણામા, પુરુષપણામા સરખું જ છે જ્ઞાન આત્માનું છે વેદથી રહિત થાય ત્યારે જ યથાર્થ જ્ઞાન થાય

સ્ત્રી હોય કે પુરુષ હોય પણ દેહમાથી આત્મા નીકળી જાય ત્યા શરીર તો મડદું છે ને ઇંદ્રિયો ગોખલા જેવી છે

મહાવીર ભગવાનના ગર્ભનું હરણ થયું હશે કે કેમ? એવા વિકલ્પનું શું કામ છે? ભગવાન ગમે ત્યાથી આવ્યા, પણ સમ્યક્‌જ્ઞાન, દર્શન અને ચારિત્ર હતા કે નહી? આપણે તો એનું કામ છે, એના આશ્રયે તરવાનો ઉપાય કરવો એ જ શ્રેયસ્કર છે કલ્પના કરી કરી શું કરવું છે? ગમે તેમ સાધન મેળવી ભૂખ મટાડવી છે શાસ્ત્રમા કહેલી વાતો આત્માને ઉપકાર થાય તેમ ગ્રહવી, બીજી રીતે નહી

જીવ બૂડી રહ્યો છે ત્યા અજ્ઞાની જીવ પૂછે કે 'કેમ પડ્યો?' એ આદિ પંચાત કરે ત્યાં તો એ જીવ બૂડી જાય, પૂરો થાય પણ જ્ઞાની તો તારનાર હોવાથી તે બીજી પંચાત મૂકી, બૂડતાને તુરત તારે છે

જગતની ભાંજગડ કરતા કરતાં જીવ અનાદિકાળથી રખડ્યો છે એક ઘરમા મારાપણું માન્યું ત્યા તો આટલું બધું દુઃખ છે તો પછી જગતની, ચક્રવર્તીની રિદ્ધિની કલ્પના, મમતા કરવાથી દુઃખમા શું બાકી રહે! અનાદિકાળથી એથી હારી જઈ મરી રહ્યો છે

જાણપણું શું? પરમાર્થના કામમા આવે તે જાણપણું સમ્યક્‌દર્શન સહિત જાણપણું હોય તે સમ્યક્‌જ્ઞાન.

નવપૂર્વ તો અભવી પણ જાણે. પણ સમ્યક્‌દર્શન વિના તે સૂત્રઅજ્ઞાન કહ્યું છે

સમ્યક્ત્વ હોય ને શાસ્ત્રના માત્ર બે શબ્દ જાણે તોપણ મોક્ષના કામમા આવે મોક્ષના કામમાં જે જ્ઞાન ન આવે તે અજ્ઞાન

મેરુ આદિનું વર્ણન જાણી તેની કલ્પના, ફિકર કરે, જાણે મેરુનો કંટ્રાક્ટ ના લેવો હોય! જાણવાનું તો મમતા મૂકવા માટે છે

ઝેરને જાણે તે ના પીએ ઝેરને જાણીને પીએ તો તે અજ્ઞાન છે માટે જાણીને મૂકવા માટે જાણપણું કહ્યું છે

જે દૃઢ નિશ્ચય કરે કે ગમે તેમ કરું, ઝેર પીઉં, પર્વત પરથી પડું, કૂવામા પડું પણ કલ્યાણ થાય તે જ કરું એનું જાણપણું સાચું તે જ તરવાનો કામી કહેવાય

દેવતાને હીરામાણેક આદિ પરિગ્રહ વધારે છે તેમા અતિશય મમતા મૂર્છા હોવાથી ત્યાથી ચવીને તે હીરા આદિમાં એકેંદ્રિયપણે અવતરે છે

જગતનું વર્ણન કરતા, અજ્ઞાનથી અનંતી વાર જીવ ત્યા જન્મી આવ્યો તે અજ્ઞાન મૂકવા માટે જ્ઞાનીએ એ વાણી કહી છે પણ જગતના વર્ણનમા જ બાઝી પડે એનું કલ્યાણ કેવી રીતે થાય! તે તો અજાણપણું જ કહેવાય જે જાણીને અજ્ઞાનને મૂકવાનો ઉપાય કરે તે જાણપણું

પ્રાપ્ત થાય જેને આત્માના વિચારરૂપી ધ્યાન છે, સતત નિરંતર ધ્યાન છે, આત્મા જેને સ્વપ્નમાં પણ જુદો જ ભાસે, કોઈ વખત જેને આત્માની ભ્રાન્તિ થાય જ નહીં તેને જ પરમાત્માપણું થાય

અંતરાત્મા નિરંતર કષાયાદિ નિવારવા પુરુષાર્થ કરે છે ચૌદમા ગુણસ્થાનક સુધી એ વિચારરૂપી ક્રિયા છે જેને વૈરાગ્ય ઉપશમ વર્તતો હોય તેને જ વિચારવાન કહીએ આત્માઓ મુક્ત થયા પછી સંસારમા આવતા નથી આત્મા સ્વાનુભવ ગોચર છે, તે ચક્ષુથી દેખાતો નથી, ઇન્દ્રિયથી રહિત એવું જે જ્ઞાન તે જાણે છે આત્માનો ઉપયોગ મનન કરે તે મન છે વળગણા છે તેથી મન જુદું કહેવાય સંકલ્પવિકલ્પ મૂકી દેવા તે 'ઉપયોગ' જ્ઞાનને આવરણ કરનારું નિકાચિત કર્મ ન બાંધ્યું હોય તેને સત્પુરુષનો બોધ લાગે છે આયુષનો બંધ હોય તે રોકાય નહીં

જીવે અજ્ઞાન ગ્રહ્યું છે તેથી ઉપદેશ પરિણમે નહીં કારણ આવરણને લીધે પરિણમવાનો રસ્તો નથી જ્યાં સુધી લોકના અભિનિવેશની કલ્પના કર્યા કરે ત્યાં સુધી આત્મા ઊંચો આવે નહીં, અને ત્યાં સુધી કલ્યાણ પણ થાય નહીં ઘણા જીવો સત્પુરુષનો બોધ સાંભળે છે, પણ તેને વિચારવાનો યોગ બનતો નથી

ઇન્દ્રિયોના નિગ્રહનું ન હોવાપણું, કુળધર્મનો આગ્રહ, માનશ્લાઘાની કામના, અમધ્યસ્થપણું એ કદાગ્રહ છે તે કદાગ્રહ જ્યાં સુધી જીવ ન મૂકે ત્યાં સુધી કલ્યાણ થાય નહીં નવ પૂર્વ ભણ્યો તોય રખડ્યો! ચૌદ રાજલોક જાણ્યો પણ દેહમાં રહેલો આત્મા ન ઓળખ્યો, માટે રખડ્યો! જ્ઞાનીપુરુષ બધી શંકાઓ ટાળી શકે છે, પણ તરવાનું કારણ સત્પુરુષની દૃષ્ટિએ ચાલવું તે છે, અને તો જ દુઃખ મટે આજ પણ પુરુષાર્થ કરે તો આત્મજ્ઞાન થાય જેને આત્મજ્ઞાન નથી તેનાથી કલ્યાણ થાય નહીં

વ્યવહાર જેનો પરમાર્થ છે તેવા આત્મજ્ઞાનીની આજ્ઞાએ વર્ત્યે આત્મા લક્ષગત થાય, કલ્યાણ થાય

જીવને બંધ કેમ પડે? નિકાચિત વિષે — ઉપયોગે, અણઉપયોગે

આત્માનું મુખ્ય લક્ષણ ઉપયોગ છે આત્મા તલમાત્ર દૂર નથી, બહાર જોવાથી દૂર ભાસે છે, પણ તે અનુભવગોચર છે આ નહીં, આ નહીં, આ નહીં, એથી જુદું જે રહ્યું તે તે છે

આકાશ દેખાય છે તે આકાશ નથી આકાશ ચક્ષુથી દેખાય નહીં આકાશ અરૂપી કહ્યું છે

આત્માનું ભાન સ્વાનુભવથી થાય છે આત્મા અનુભવગોચર છે અનુમાન છે તે માપણી છે અનુભવ છે તે હોવાપણું છે

આત્મજ્ઞાન સહજ નથી 'પંચીકરણ', 'વિચારસાગર' વાંચીને કથનમાત્ર માન્યાથી જ્ઞાન થાય નહીં જેને અનુભવ થયો છે એવા અનુભવીના આશ્રયે તે સમજી તેની આજ્ઞા પ્રમાણે વર્તે તો જ્ઞાન થાય સમજ્યા વિના રસ્તો ભારે વિકટ છે હીરો કાઢવા માટે ખાણ ખોદવી તે મહેનત છે, પણ હીરો લેવો તેમાં મહેનત નથી તે જ પ્રમાણે આત્માસંબંધી સમજણ આવવી દુર્લભ છે, નહીં તો આત્મા કંઈ દૂર નથી ભાન નથી તેથી દૂર લાગે છે જીવને કલ્યાણ કરવું, ન કરવું, તેનું ભાન નથી, પણ પોતાપણું રાખવું છે

ચોથે ગુણસ્થાનકે ગ્રંથિભેદ થાય અગિયારમેથી પડે છે તેને 'ઉપશમસમ્યક્ત્વ' કહેવાય લોભ ચારિત્રને પાડનારો છે ચોથે ગુણસ્થાનકે ઉપશમ અને ક્ષાયિક બન્ને હોય ઉપશમ એટલે સત્તામાં આવરણનું રહેવું કલ્યાણના ખરેખરા કારણો જીવને ધાર્યામાં નથી જે શાસ્ત્રો વૃત્તિને સંક્ષેપે નહીં, વૃત્તિને સંકોચે નહીં પરંતુ વધારે તેવા શાસ્ત્રોમાં ન્યાય ક્યાંથી હોય?

વ્રત આપનારે અને વ્રત લેનારે બન્નેએ વિચાર તથા ઉપયોગ રાખવા ઉપયોગ રાખે નહીં, ને ભાર રાખે તો નિકાચિતકર્મ બંધાય 'ઓછું કરવું', પરિગ્રહમર્યાદા કરવી એમ જેના મનમાં હોય તે શિથિલ કર્મ બાંધે પાપ કર્યે કાંઈ મુક્તિ હોય નહીં એક વ્રત માત્ર લઈ અજ્ઞાનને કાઢવા ઇચ્છે છે તેવાને અજ્ઞાન કહે છે કે તારાં કંઈક ચારિત્ર હું ખાઈ ગયો છું, તેમાં તે શું મોટી વાત છે? -

[ ৬૫૩ ] ૯૫૮* મોરબી, સંવત ૧૯૫૪-૫૫

શ્રી

## વ્યાખ્યાનસાર—૧

૧ પહેલે ગુણસ્થાનકે ગ્રંથિ છે તેનું ભેદન કર્યા વિના આત્મા આગળના ગુણસ્થાનકે જઈ શકતો નથી જોગાનજોગ મળવાથી અકામનિર્જરા કરતો જીવ આગળ વધે છે, ને ગ્રંથિભેદ કરવાની નજીક આવે છે અહીં આગળ ગ્રંથિનું એટલું બધું પ્રબલપણું છે કે, તે ગ્રંથિભેદ કરવામાં મોળો પડી જઈ અસમર્થ થઈ જઈ પાછો વળે છે, હિમ્મત કરી આગળ વધવા ધારે છે, પણ મોહનીયના કારણથી રૂપાન્તર સમજાઈ પોતે ગ્રંથિભેદ કરે છે એમ સમજે છે, અને ઊલટું તે સમજવારૂપ મોહના કારણથી ગ્રંથિનું નિબિડપણું કરે છે તેમાંથી કોઈક જ જીવ જોગાનજોગ પ્રાપ્ત થયે અકામનિર્જરા કરતાં અતિ બળવાન થઈ તે ગ્રંથિને મોળી પાડી અથવા પોચી કરી આગળ વધી જાય છે જે અવિરતિસમ્યક્-દૃષ્ટિનામા ચોથું ગુણસ્થાનક છે, જ્યાં મોક્ષમાર્ગની સુપ્રતીતિ થાય છે આનું બીજું નામ 'બોધબીજ' છે અહીં આત્માના અનુભવની શરૂઆત થાય છે, અર્થાત્ મોક્ષ થવાનું બીજ અહીં રોપાય છે

૨ આ 'બોધબીજ ગુણસ્થાનક'—ચોથા ગુણસ્થાનક—થી તેરમા ગુણસ્થાનક સુધી આત્મઅનુભવ એકસરખો છે, પરંતુ જ્ઞાનાવરણીય કર્મની નિરાવરણતાનુસાર જ્ઞાનની વિશુદ્ધતા ઓછી અદકી હોય છે, તેના પ્રમાણમાં અનુભવનું પ્રકાશવું કહી શકે છે

---

* વિ સંવત ૧૯૫૪ના માહથી ચૈત્ર માસ સુધીમાં તેમજ સં. ૧૯૫૫ના તે અરસામાં શ્રીમદ્‌ની મોરબીમાં લાંબો વખત સ્થિતિ હતી. તે વેળા તેમણે કરેલાં વ્યાખ્યાનોનો એક મુમુક્ષુ શ્રોતાએ સ્મૃતિ ઉપરથી ટાંકેલ આ સાર છે

અર્હંતપદ વિચારે તો અર્હંત થાય સિદ્ધપદ વિચારે તો સિદ્ધ થાય આચાર્યપદ વિચારે તો આચાર્ય થાય ઉપાધ્યાયનો વિચાર કરે તો ઉપાધ્યાય થાય સ્ત્રીરૂપ વિચારે તો આત્મા સ્ત્રી, અર્થાત્ જે સ્વરૂપને વિચારે તે રૂપ ભાવાત્મા થાય આત્મા એક છે કે અનેક છે તેની ચિંતા કરવી નહીં આપણે તો એ વિચારવાની જરૂર છે કે 'હું એક છું' જગતને ભેળવવાની શી જરૂર છે? એક અનેકનો વિચાર ઘણી આઘી દશાએ પહોચ્યા પછી વિચારવાનો છે જગત ને આત્મા સ્વપ્ને પણ એક જાણશો નહી આત્મા અચળ છે, નિરાવરણ છે વેદાંત સાભળીને પણ આત્માને ઓળખવો. આત્મા સર્વવ્યાપક છે કે આત્મા દેહને વિષે છે તે પ્રત્યક્ષ અનુભવગમ્ય છે

બધા ધર્મનું તાત્પર્ય એ છે કે આત્માને ઓળખવો બીજા બધાં સાધન છે તે જે ઠેકાણે જોઈએ (ઘટે) તે જ્ઞાનીની આજ્ઞાએ વાપરતાં અધિકારી જીવને ફળ થાય દયા વગેરે આત્માને નિર્મળ થવાનાં સાધનો છે

મિથ્યાત્વ, પ્રમાદ, અવ્રત, અશુભયોગ, એ અનુક્રમે જાય તો સત્પુરુષનું વચન આત્મામાં પરિણામ પામે તેથી બધા દોષો અનુક્રમે નાશ પામે આત્મજ્ઞાન વિચારથી થાય છે સત્પુરુષ તો પોકારી પોકારીને કહી ગયા છે, પણ જીવ લોકમાર્ગે પડયો છે, ને તેને લોકોત્તરમાર્ગ માને છે આથી કરી કેમે ય દોષ જતા નથી લોકનો ભય મૂકી સત્પુરુષોનાં વચનો આત્મામા પરિણમાવે તો સર્વ દોષ જાય જીવે મારાપણુ લાવવુ નહી, મોટાઈ અને મહત્તા મૂકયા વગર સમ્યક્માર્ગ આત્મામાં પરિણામ પામે નહી

બ્રહ્મચર્યવિષે:—પરમાર્થહેતુ માટે નદી ઊતરવાને ટાઢા પાણીની મુનિને આજ્ઞા આપી, પણ અબ્રહ્મચર્યની આજ્ઞા આપી નથી, ને તેને માટે કહ્યુ છે કે અલ્પ આહાર કરજે, ઉપવાસ કરજે, એકાંતર કરજે, છેવટે ઝેર ખાઈ ને મરજે, પણ બ્રહ્મચર્ય ભાગીશ નહી

દેહની મૂર્છા હોય તેને કલ્યાણ કેમ ભાસે? સર્પ કરડે ને ભય ન થાય ત્યારે સમજવું કે, આત્મજ્ઞાન પ્રગટયુ છે આત્મા અજર, અમર છે 'હું' મરવાનો નથી, તો મરણનો ભય શો? જેને દેહની મૂર્છા ગઈ તેને આત્મજ્ઞાન થયું કહેવાય

પ્રશ્ન.—જીવે કેમ વર્તવુ?

સમાધાન —સત્સંગને યોગે આત્માનુ શુદ્ધપણુ પ્રાપ્ત થાય તેમ પણ સત્સંગનો સદા યોગ નથી મળતો જીવે યોગ્ય થવા માટે હિંસા કરવી નહી, સત્ય બોલવુ, અદત્ત લેવું નહી, બ્રહ્મચર્ય પાળવુ, પરિગ્રહની મર્યાદા કરવી, રાત્રિભોજન કરવુ નહી એ આદિ સદાચરણ શુદ્ધ અંતઃકરણે કરવાનું જ્ઞાનીઓએ કહ્યુ છે, તે પણ જો આત્માને અર્થે લક્ષ રાખી કરવામા આવતા હોય તો ઉપકારી છે, નહી તો પુણ્યયોગ પ્રાપ્ત થાય તેથી મનુષ્યપણુ મળે, દેવતાપણુ મળે, રાજ્ય મળે, એક ભવનું સુખ મળે, ને પાછુ ચાર ગતિમા રઝળવુ થાય, માટે જ્ઞાનીઓએ તપ આદિ જે ક્રિયા આત્માને ઉપકારઅર્થે અહંકારરહિતપણે કરવા કહી છે, તે પરમજ્ઞાની પોતે પણ જગતના ઉપકારને અર્થે નિશ્ચય કરી સેવે છે

મહાવીરસ્વામીએ કેવળજ્ઞાન ઊપજ્યા પછી ઉપવાસ કર્યા નથી, તેમ કોઈ જ્ઞાનીએ કર્યા નથી, તથાપિ લોકોના મનમા એમ ન આવે કે જ્ઞાન થયા પછી ખાવુ પીવુ સરખુ છે, તેટલા માટે છેલ્લી વખતે તપની આવશ્યકતા બતાવવા ઉપવાસ કર્યા દાનને સિદ્ધ કરવા માટે દીક્ષા લીધા પહેલા પોતે વર્ષીદાન દીધુ આથી જગતને દાન સિદ્ધ કરી આપ્યું માતાપિતાની સેવા સિદ્ધ કરી આપી દીક્ષા નાની વયમા ન લીધી તે ઉપકારઅર્થે નહીં તો પોતાને કરવા ન કરવાનું કાંઈ નથી કેમકે જે સાધન કહ્યા છે તે આત્મલક્ષ કરવાને માટે છે, જે પોતાને તો સંપૂર્ણ પ્રાપ્ત થયું છે પણ પરના ઉપકારને અર્થે જ્ઞાની સદાચરણ સેવે છે

હાલ જૈનમા ઘણો વખત થયા અવાવરુ કૂવાની માફક આવરણ આવી ગયું છે; કોઈ જ્ઞાનીપુરુષ

૧૭ લૌકિક માર્ગથી વિરુદ્ધ જે લોકોત્તર માર્ગ તે પાળવાથી તેનું ફળ તેથી વિરુદ્ધ એવું જે લૌકિક તે હોય નહી જેવું કૃત્ય તેવું ફળ

---

૧૮ આ સસારને વિષે અનત એવા કોટિ જીવોની સખ્યા છે વ્યવહારાદિ પ્રસગે ક્રોધાદિ વર્તણૂક અનત જીવો ચલાવે છે ચક્રવર્તી રાજા આદિ ક્રોધાદિ ભાવે સગ્રામ ચલાવે છે, અને લાખો મનુષ્યનો ઘાત કરે છે તોપણ તેઓમાના કોઈ કોઈનો તે જ કાળમા મોક્ષ થયો છે

૧૯ ક્રોધ, માન, માયા, અને લોભની ચોકડીને કષાય એવા નામથી ઓળખવામા આવે છે આ કષાય છે તે અત્યત ક્રોધાદિવાળો છે તે જો અનત સંસારનો હેતુ હોઈને અનતાનુબધી કષાય થતો હોય તો તે ચક્રવર્ત્યાદિને અનત સંસારની વૃદ્ધિ થવી જોઈએ, અને તે હિસાબે અનત સસાર વ્યતીત થયા પહેલા મોક્ષ થવો શી રીતે ઘટે ? એ વાત વિચારવા યોગ્ય છે

૨૦ જે ક્રોધાદિથી અનત સસારની વૃદ્ધિ થાય તે અનતાનુબધી કષાય છે, એ પણ નિ શક છે. તે હિસાબે ઉપર બતાવેલા ક્રોધાદિ અનતાનુબધી સભવતા નથી ત્યારે અનતાનુબધીની ચોકડી બીજી રીતે સભવે છે.

૨૧ સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણેની ઐક્યતા તે 'મોક્ષ' તે સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એટલે વીતરાગ જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે તેનાથી જ અનત સસારથી મુક્તપણું પમાય છે આ વીતરાગજ્ઞાન કર્મના અબધનો હેતુ છે વીતરાગના માર્ગે ચાલવું અથવા તેમની આજ્ઞા પ્રમાણે ચાલવુ એ પણ અબધક છે તે પ્રત્યે જે ક્રોધાદિ કષાય હોય તેથી વિમુક્ત થવું તે જ અનત સસારથી અત્યતપણે મુક્ત થવુ છે, અર્થાત્ મોક્ષ છે મોક્ષથી વિપરીત એવો જે અનંત સસાર તેની વૃદ્ધિ જેનાથી થાય છે તેને અનતાનુબધી કહેવામા આવે છે, અને છે પણ તેમ જ વીતરાગના માર્ગે અને તેમની આજ્ઞાએ ચાલનારાનું કલ્યાણ થાય છે આવો જે ઘણા જીવોને કલ્યાણકારી માર્ગ તે પ્રત્યે ક્રોધાદિભાવ (જે મહા વિપરીતના કરનારા છે) તે જ અનતાનુબધી કષાય છે.

૨૨ જોકે ક્રોધાદિભાવ લૌકિકે પણ અફળ નથી, પરતુ વીતરાગે પ્રરૂપેલ વીતરાગજ્ઞાન અથવા મોક્ષધર્મ અથવા તો સત્‌ધર્મ તેનું ખંડન અથવા તે પ્રત્યે ક્રોધાદિભાવ તીવ્રમદાદિ જેવે ભાવે હોય તેવે ભાવે અનંતાનુબધી કષાયથી બધ થઈ અનત એવા સસારની વૃદ્ધિ થાય છે

---

૨૩ અનુભવનો કોઈ પણ કાળમા અભાવ નથી બુદ્ધિબળથી મુકરર કરેલ વાત જે અપ્રત્યક્ષ છે તેનો કવચિત્ અભાવ પણ થવો ઘટે

૨૪ કેવળજ્ઞાન એટલે જેનાથી કઈ પણ જાણવુ અવશેષ રહેતુ નથી તે, કે આત્મપ્રદેશનો જે સ્વભાવભાવ છે તે ? —

(અ) આત્માએ ઉત્પન્ન કરેલ વિભાવભાવ અને તેથી જડ પદાર્થનો થયેલો સયોગ તે રૂપે થયેલા આવરણે કરી જે કઈ દેખવું, જાણવુ થાય છે તે ઇન્દ્રિયની સહાયતાથી થઈ શકે છે, પરતુ તે સબધી આ વિવેચન નથી આ વિવેચન 'કેવળજ્ઞાન' સબધી છે

(આ) વિભાવભાવથી થયેલો જે પુદ્‌ગલાસ્તિકાયનો સબધ તે આત્માથી પર છે તેનું તથા જેટલા પુદ્‌ગલનો સયોગ થયો તેનું યથાન્યાયથી જ્ઞાન અર્થાત્ અનુભવ થાય તે અનુભવગમ્યમા સમાય છે, અને તેને લઈને લોકસમસ્તના જે પુદ્‌ગલ તેનો પણ એવો જ નિર્ણય થાય તે બુદ્ધિબળમા સમાય છે જેમ, જે આકાશપ્રદેશને વિષે અથવા તો તેની નજીક વિભાવી આત્મા સ્થિત છે તે આકાશપ્રદેશના તેટલા ભાગને લઈને અચ્છેદ્ય અભેદ્ય એવુ જે અનુભવાય છે તે અનુભવગમ્યમા સમાય છે, અને તે

નય આત્માને સમજવા અર્થે કહ્યા છે, પણ જીવો તો નયવાદમાં ગૂંચવાઈ જાય છે આત્મા સમજાવવા જતાં નયમાં ગૂંચવાઈ જવાથી તે પ્રયોગ અવળો પડ્યો સમકિતદૃષ્ટિ જીવને 'કેવળજ્ઞાન' કહેવાય વર્તમાનમાં ભાન થયું છે માટે 'દેશે કેવળજ્ઞાન' થયું કહેવાય, બાકી તો આત્માનું ભાન થયું એટલે કેવળજ્ઞાન તે આ રીતે કહેવાય —સમકિતદૃષ્ટિને આત્માનું ભાન થાય ત્યારે તેને કેવળજ્ઞાનનું ભાન પ્રગટ્યું, અને ભાન પ્રગટ્યું એટલે કેવળજ્ઞાન અવશ્ય થવાનું, માટે આ અપેક્ષાએ સમકિતદૃષ્ટિને કેવળજ્ઞાન કહ્યું છે સમ્યક્ત્વ થયું એટલે જમીન ખેડી ઝાડ વાવ્યું, ઝાડ થયું, ફળ થયાં, ફળ થોડાં ખાધાં, ખાતાં ખાતાં આયુષ પૂરું થયું, તો પછી બીજે ભવ ફળ ખવાય માટે 'કેવળજ્ઞાન' આ કાળમાં નથી, નથી એવું અવળું માની લેવું નહીં, અને કહેવું નહીં સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં અનંતા ભવ મટી એક ભવ આડો રહ્યો, માટે સમ્યક્ત્વ ઉત્કૃષ્ટ છે આત્મામાં કેવળજ્ઞાન છે, પણ આવરણ ટળ્યે કેવળજ્ઞાન હોય આ કાળમાં સંપૂર્ણ આવરણ ટળે નહીં, એક ભવ બાકી રહે, એટલે જેટલું કેવળજ્ઞાનાવરણીય જાય તેટલું કેવળજ્ઞાન થાય છે સમકિત આવ્યે માંહી—અંતરમાં—દશા ફરે, કેવળજ્ઞાનનું બીજ પ્રગટ થયું સદ્ગુરુ વિના માર્ગ નથી, એમ મોટા પુરુષોએ કહ્યું છે આ ઉપદેશ વગર કારણે કર્યો નથી

સમકિતી એટલે મિથ્યાત્વમુક્ત, કેવળજ્ઞાની એટલે ચારિત્રાવરણથી સંપૂર્ણપણે મુક્ત, અને સિદ્ધ એટલે દેહાદિથી સંપૂર્ણપણે મુક્ત

પ્રશ્ન —કર્મ ઓછાં કેમ થાય ?

ઉત્તર —ક્રોધ ન કરે, માન ન કરે, માયા ન કરે, લોભ ન કરે, તેથી કર્મ ઓછાં થાય

બાહ્યક્રિયા કરીશ ત્યારે મનુષ્યપણું મળશે, અને કોઈ દિવસ સાચા પુરુષનો જોગ મળશે

પ્રશ્ન.—વ્રતનિયમ કરવા કે નહીં ?

ઉત્તર :—વ્રતનિયમ કરવાના છે તેની સાથે કજિયા, કંકાસ, છોકરાંછૈયાં અને ઘરમાં મારાપણું કરવું નહીં ઊંચી દશાએ જવા માટે વ્રતનિયમ કરવા

સાચાખોટાની પરીક્ષા કરવી તે ઉપર એક સાચા ભક્તનું દૃષ્ટાંત.—એક રાજા બહુ ભક્તિવાળો હતો, અને તેથી ભક્તોની સેવા બહુ કરતો, ઘણા ભક્તોનું અન્નવસ્ત્રાદિથી પોષણ કરતાં ઘણા ભક્તો ભેગા થયા પ્રધાને જાણ્યું કે રાજા ભોળો છે, ભક્તો ઠગી ખાનારા છે, માટે તેની રાજાને પરીક્ષા કરાવવી, પણ હાલ રાજાને પ્રેમ બહુ છે તેથી માનશે નહીં, માટે કોઈ અવસરે વાત, એમ વિચારી કેટલોક વખત ખમી જતાં કોઈ અવસર મળવાથી તેણે રાજાને કહ્યું 'આપ ઘણો વખત થયાં બધા ભક્તોની સરખી સેવાચાકરી કરો છો, પણ તેમાં કોઈ મોટા હશે, કોઈ નાના હશે માટે બધાને ઓળખીને ભક્તિ કરો' ત્યારે રાજાએ હા કહી કહ્યું : 'ત્યારે કેમ કરવું ?' રાજાની રજા લઈ પ્રધાને બે હજાર ભક્તો હતા તે બધાને ભેગા કરી કહેવરાવ્યું કે તમે દરવાજા બહાર આવજો, કેમકે રાજાને જરૂર હોવાથી આજે ભક્તતેલ કાઢવું છે તમે બધા ઘણા દિવસ થયાં રાજાનો માલમસાલો ખાઓ છો તો આજે રાજાનું આટલું કામ તમારે કરવું જ જોઈએ ઘાણીમાં ઘાલી તેલ કાઢવાનું સાંભળ્યું કે બધા ભક્તોએ તો ભાગવા માંડ્યું, અને નાસી ગયા એક સાચો ભક્ત હતો તેણે વિચાર કર્યો કે રાજાનું નિમક, લૂણ ખાધું છે તો તેના પ્રત્યે નિમકહરામ કેમ થવાય ? રાજાએ પરમાર્થ જાણી અન્ન દીધું છે, માટે રાજા ગમે તેમ કરે તેમ કરવા દેવું આમ વિચારી ઘાણી પાસે જઈ કહ્યું કે "તમારે 'ભક્તતેલ' કાઢવું હોય તો કાઢો" પછી પ્રધાને રાજાને કહ્યું "જુઓ, તમે બધા ભક્તોની સેવા કરતા હતા, પણ સાચાખોટાની પરીક્ષા નહોતી" જુઓ, આ રીતે સાચા જીવો તો વિરલા જ હોય, અને તેવા વિરલ સાચા સદ્ગુરુની ભક્તિ શ્રેયસ્કર છે સાચા સદ્ગુરુની ભક્તિ મન, વચન અને કાયાએ કરવી

એક વાત સમજાય નહીં ત્યાં સુધી બીજી વાત સાંભળવી શું કામની ? એક વાર સાંભળ્યું તે

૩૦ જીવ પહેલા ગુણસ્થાનકમાં ગ્રંથિભેદ સુધી અનંતી વાર આવ્યો ને ત્યાંથી પાછો વળી ગયો છે.

૩૧ જીવને એવો ભાવ રહે છે કે સમ્યક્ત્વ અનાયાસે આવતું હશે, પરંતુ તે તો પ્રયાસ (પુરુષાર્થ) કર્યા વિના પ્રાપ્ત થતું નથી

૩૨ કર્મપ્રકૃતિ ૧૫૮ છે સમ્યક્ત્વ આવ્યા વિના તેમાંની કોઈ પણ પ્રકૃતિ સમૂળગી ક્ષય થાય નહી અનાદિથી જીવ નિર્જરા કરે છે, પરંતુ મૂળમાથી એક પણ પ્રકૃતિ ક્ષય થતી નથી ! સમ્યક્ત્વમાં એવુ સામર્થ્ય છે, કે તે પ્રકૃતિને મૂળમાથી ક્ષય કરે છે તે આવી રીતે કે.– અમુક પ્રકૃતિ ક્ષય થયા પછી તે આવે છે, અને જીવ બળિયો થાય તો આસ્તે આસ્તે સર્વ પ્રકૃતિ ખપાવે છે

૩૩ સમ્યક્ત્વ સર્વને જણાય એમ પણ નહી, તેમ કોઈને પણ ન જણાય એમ પણ નહીં. વિચારવાનને તે જણાય છે

૩૪ જીવને સમજાય તો સમજવા પછીથી બહુ સુગમ છે, પણ સમજવા સારુ જીવે આજ-દિવસ સુધી ખરેખરો લક્ષ આપ્યો નથી સમ્યક્ત્વ પ્રાપ્ત થવાના જીવને જ્યારે જ્યારે જોગ બન્યા છે ત્યારે ત્યારે બરાબર ધ્યાન આપ્યું નથી, કારણ કે જીવને અંતરાય ઘણા છે કેટલાક અંતરાયો તો પ્રત્યક્ષ છે, છતા જાણવામાં આવતા નથી જો જણાવનાર મળે તોપણ અંતરાયના જોગથી ધ્યાનમા લેવાનું બનતું નથી કેટલાક અંતરાયો તો અવ્યક્ત છે કે જે ધ્યાનમા આવવા જ મુશ્કેલ છે

૩૫ સમ્યક્ત્વનુ સ્વરૂપ માત્ર વાણીયોગથી કહી શકાય, જો એકદમ કહેવામા આવે તો ત્યાં આગળ જીવને ઊલટો ભાવ ભાસે, તથા સમ્યક્ત્વ ઉપર ઊલટો અભાવ થવા માંડે, પરંતુ તે જ સ્વરૂપ જો અનુક્રમે જેમ જેમ દશા વધતી જાય તેમ તેમ કહેવામાં અથવા સમજાવવામા આવે તો તે સમજવામા આવી શકવા યોગ્ય છે

૩૬ આ કાળને વિષે મોક્ષ છે એમ બીજા માર્ગમાં કહેવામા આવે છે જૈનમાર્ગમાં આ કાળને વિષે અમુક ક્ષેત્રમાં તેમ થવું જોકે કહેવામા આવતું નથી, છતા તે જ ક્ષેત્રમાં આ કાળને વિષે સમ્યક્ત્વ થઈ શકે છે, એમ કહેવામા આવ્યું છે

૩૭ જ્ઞાન, દર્શન, ચારિત્ર એ ત્રણે આ કાળને વિષે છે પ્રયોજનભૂત પદાર્થનું જાણપણું તે 'જ્ઞાન', તેને લઈને સુપ્રતીતિ તે 'દર્શન', અને તેથી થતી ક્રિયા તે 'ચારિત્ર' છે આ ચારિત્ર આ કાળને વિષે જૈનમાર્ગમા સમ્યક્ત્વ પછી સાતમા ગુણસ્થાનક સુધી પ્રાપ્ત કરી શકવાનું સ્વીકારવામાં આવ્યું છે

૩૮ સાતમા સુધી પહોચે તોપણ મોટી વાત છે

૩૯ સાતમા સુધી પહોચે તો તેમાં સમ્યક્ત્વ સમાઈ જાય છે, અને જો ત્યા સુધી પહોચે તો તેને ખાતરી થાય છે કે આગલી દશાનું કેવી રીતે છે ? પરંતુ સાતમા સુધી પહોચ્યા વિના આગલી વાત ખ્યાલમાં આવી શકતી નથી

---

૪૦ વધતી દશા થતી હોય તો તેને નિષેધવાની જરૂર નથી, અને ન હોય તો માનવા જરૂર નથી નિષેધ કર્યા વિના આગળ વધતા જવુ

---

૪૧ સામાયિક, છ આઠ કોટિનો વિવાદ મૂકી દીધા પછી નવ વિના નથી થતુ, અને છેવટે નવ કોટિ વૃત્તિયે મૂકયા વિના મોક્ષ નથી

૪૨ અગિયાર પ્રકૃતિ ખપાવ્યા વિના સામાયિક આવે નહી સામાયિક થાય તેની દશા તો અદ્ભુત થાય ત્યાથી છ, સાત અને આઠમા ગુણસ્થાનકે જાય, ને ત્યાથી બે ઘડીમા મોક્ષ થઈ શકે છે

સત્પુરુષનાં વચન શ્રવણ થાય તો પછી સમ્યક્ત્વ થાય

ભવસ્થિતિ, પંચમકાળમાં મોક્ષનો અભાવ આદિ શંકાઓથી જીવે બાહ્ય વૃત્તિ કરી નાખી છે, પણ જો આવા જીવો પુરુષાર્થ કરે, ને પંચમકાળ મોક્ષ થતાં હાથ ઝાલવા આવે ત્યારે તેનો ઉપાય અમે લઈશું તે ઉપાય કાંઈ હાથી નથી, ઝળહળતો અગ્નિ નથી મફતનો જીવને ભડકાવી દીધો છે જ્ઞાનીના વચન સાંભળી યાદ રાખવાં નથી, જીવને પુરુષાર્થ કરવો નથી, અને તેને લઈને બહાના કાઢવા છે આ પોતાનો વાંક સમજવો સમતાની, વૈરાગ્યની વાતો સાભળવી, વિચારવી બાહ્ય વાતો જેમ બને તેમ મૂકી દેવી જીવ તરવાનો કામી હોય, ને સદ્ગુરુની આજ્ઞાએ વર્તે, તો બધી વાસનાઓ જતી રહે

સદ્ગુરુની આજ્ઞામાં બધા સાધનો સમાઈ ગયા જે જીવો તરવાના કામી હોય છે તેની બધી વાસનાનો નાશ થાય છે જેમ કોઈ સો પચાસ ગાઉ વેગળો હોય, તો બેચાર દિવસે પણ ઘર ભેગો થાય, પણ લાખો ગાઉ વેગળો હોય તે એકદમ ઘર ભેગો ક્યાથી થાય? તેમ આ જીવ કલ્યાણમાર્ગથી થોડો વેગળો હોય, તો તો કોઈક દિવસ કલ્યાણ પામે, પણ જ્યા સાવ ઊંધે રસ્તે હોય ત્યા ક્યાથી પાર પામે?

દેહાદિનો અભાવ થવો, મૂર્છાનો નાશ થવો તે જ મુક્તિ એક ભવ જેને બાકી રહ્યો હોય તેને દેહની એટલી બધી ચિંતા ન જોઈએ અજ્ઞાન ગયા પછી એક ભવ કાંઈ વિસાતમા નથી લાખો ભવ ગયા ત્યારે એક ભવ તો શું હિસાબમા?

હોય મિથ્યાત્વ, ને માને છઠ્ઠું કે સાતમુ ગુણસ્થાનક, તેનુ શું કરવુ? ચોથા ગુણસ્થાનકની સ્થિતિ કેવી હોય? ગણધર જેવી મોક્ષમાર્ગની પરમ પ્રતીતિ આવે એવી

તરવાનો કામી હોય તે માથુ કાપીને આપતા પાછો હઠે નહી શિથિલ હોય તે સહેજ પગ ધોવા જેવુ કુલક્ષણ હોય તે પણ મૂકી શકે નહી, અને વીતરાગની વાત મેળવવા જાય વીતરાગ જે વચન કહેતા ડર્યા છે તે અજ્ઞાની સ્વચ્છંદે કરી કહે છે, તો તે કેમ છૂટશે?

મહાવીરસ્વામીના દીક્ષાના વરઘોડાની વાતનુ સ્વરૂપ જો વિચારે તો વૈરાગ્ય થાય એ વાત અદ્ભુત છે તે ભગવાન અપ્રમાદી હતા તેઓને ચારિત્ર વર્તતુ હતુ, પણ જ્યારે બાહ્યચારિત્ર લીધુ ત્યારે મોક્ષે ગયા

અવિરતિ શિષ્ય હોય તો તેની સરભરા કેમ કરાય? રાગદ્વેષ મારવા માટે નીકળ્યો, અને તેને તો કામમા આણ્યા ત્યારે રાગદ્વેષ ક્યાથી જાય? જિનનાં આગમનો જે સમાગમ થયો હોય, તે તો પોતાના ક્ષયોપશમ પ્રમાણે થયો હોય, પણ સદ્ગુરુના જોગ પ્રમાણે ન થયો હોય સદ્ગુરુનો જોગ મળ્યે તેની આજ્ઞા પ્રમાણે ચાલ્યો તેનો ખરેખરો રાગદ્વેષ ગયો

ગંભીર રોગ મટાડવા માટે ખરી દવા તરત ફળ આપે છે તાવ તો એક બે દિવસે પણ મટે

માર્ગ અને ઉન્માર્ગનુ ઓળખાણ થવુ જોઈએ 'તરવાનો કામી' એ શબ્દ વાપરો ત્યા અભવ્યનુ પ્રશ્ન થતું નથી કામી કામીમા પણ ભેદ છે

પ્રશ્ન —સત્પુરુષ કેમ ઓળખાય?

ઉત્તર —સત્પુરુષો તેમના લક્ષણોથી ઓળખાય સત્પુરુષોના લક્ષણો —તેઓની વાણીમા પૂર્વાપર અવિરોધ હોય, તેઓ ક્રોધનો જે ઉપાય કહે તેથી ક્રોધ જાય, માનનો જે ઉપાય કહે તેથી માન જાય જ્ઞાનીની વાણી પરમાર્થરૂપ જ હોય છે, તે અપૂર્વ છે જ્ઞાનીની વાણી બીજા અજ્ઞાનીની વાણીની ઉપર ને ઉપર જ હોય જ્યા સુધી જ્ઞાનીની વાણી સાભળી નથી, ત્યા સુધી સૂત્રો પણ છાશબાકળા જેવા લાગે સદ્ગુરુ અને અસદ્ગુરુનુ ઓળખાણ, સોનાની અને પીતળની કંઠીના ઓળખાણની પેઠે થવુ જોઈએ તરવાના કામી હોય, અને સદ્ગુરુ મળે, તો કર્મ ટળે સદ્ગુરુ કર્મ ટાળવાનુ-કારણ-છે

૫૪ મતિની નિર્મલતા થવી એ સંયમ વિના થઈ શકે નહી, વૃત્તિને રોકવાથી સંયમ થાય છે, અને તે સંયમથી મતિની શુદ્ધતા થઈ શુદ્ધ પર્યાયનું જે જાણવું અનુમાન વિના તે મન.પર્યવજ્ઞાન છે

૫૫ મતિજ્ઞાન એ લિંગ એટલે ચિહ્નથી જાણી શકાય છે, અને મન પર્યવજ્ઞાનમા લિંગ અથવા ચિહ્નની જરૂર રહેતી નથી

૫૬ મતિજ્ઞાનથી જાણવામાં અનુમાનની આવશ્યકતા રહે છે, અને તે અનુમાનને લઈને જાણેલું ફેરફારરૂપ પણ થાય છે જ્યારે મન પર્યવને વિષે તેમ ફેરફારરૂપ થતું નથી, કેમકે તેમા અનુમાનના સહાયપણાની જરૂર નથી શરીરની ચેષ્ટાથી ક્રોધાદિ પારખી શકાય છે, પરંતુ તેનું (ક્રોધાદિનુ) મૂળસ્વરૂપ ન દેખાવા સારુ શરીરની વિપરીત ચેષ્ટા કરવામા આવી હોય તો તે ઉપરથી પારખી શકવું, પરીક્ષા કરવી એ દુર્ઘટ છે, તેમ જ શરીરની ચેષ્ટા કોઈ પણ આકારમા ન કરવામા આવી હોય છતાં, તદ્દન ચેષ્ટા જોયા વિના તેનું (ક્રોધાદિનુ) જાણવુ તે અતિ દુર્ઘટ છે, છતા તે પ્રમાણે પરભારુ થઈ શકવું તે મન પર્યવજ્ઞાન છે

---

૫૭ લોકોમા ઓઘસંજ્ઞાએ એમ માનવામા આવતુ કે 'આપણને સમ્યક્ત્વ છે કે શી રીતે તે કેવળી જાણે, નિશ્ચય સમ્યક્ત્વ છે એ વાત તો કેવળીગમ્ય છે' ચાલતી રૂઢિપ્રમાણે એમ માનવામા આવતુ, પરંતુ બનારસીદાસ અને બીજા તે દશાના પુરુષો એમ કહે છે કે અમને સમ્યક્ત્વ થયુ છે, એ નિશ્ચયથી કહીએ છીએ

૫૮ શાસ્ત્રમા એમ કહેવામા આવ્યું છે કે 'નિશ્ચય સમ્યક્ત્વ છે કે શી રીતે તે કેવળી જાણે' તે વાત અમુક નયથી સત્ય છે, તેમ કેવળજ્ઞાની સિવાય પણ બનારસીદાસ વગેરેએ મોઘમપણે એમ કહ્યુ છે કે 'અમને સમ્યક્ત્વ છે, અથવા પ્રાપ્ત થયું છે,' તે વાત પણ સત્ય છે, કારણ 'નિશ્ચયસમ્યક્ત્વ' છે તે દરેક રહસ્યના પર્યાયસહિત કેવળી જાણી શકે છે, અથવા દરેક પ્રયોજનભૂત પદાર્થના હેતુઅહેતુ સંપૂર્ણપણે જાણવા એ કેવળી સિવાય બીજાથી બની શકતુ નથી, ત્યા આગળ 'નિશ્ચયસમ્યક્ત્વ' કેવળીગમ્ય કહ્યુ છે તે પ્રયોજનભૂત પદાર્થના સામાન્યપણે અથવા સ્થૂળપણે હેતુઅહેતુ સમજી શકાય એ બનવાયોગ્ય છે, અને તે કારણને લઈને મહાન બનારસીદાસ વગેરેએ પોતાને સમ્યક્ત્વ છે એમ કહેલુ છે

૫૯ 'સમયસાર'માં મહાન બનારસીદાસે કરેલી કવિતામા 'અમારે હૃદયને વિષે બોધબીજ થયું છે' એમ કહેલુ છે, અર્થાત્ પોતાને વિષે સમ્યક્ત્વ છે એમ કહ્યુ છે

૬૦ સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી વધારેમા વધારે પંદર ભવની અંદર મુક્તિ છે, અને જો ત્યાથી તે પડે છે તો અર્ધપુદ્ગલપરાવર્તનકાળ ગણાય અર્ધપુદ્ગલપરાવર્તનકાળ ગણાય તોપણ તે સાદિસાંતના ભાગામા આવી જાય છે, એ વાત નિ શંક છે

૬૧ સમ્યક્ત્વના લક્ષણો —

(૧) કષાયનું મંદપણુ અથવા તેના રસનું મોળાપણુ

(૨) મોક્ષમાર્ગ તરફ વલણ

(૩) સંસાર બંધનરૂપ લાગે અથવા સંસાર ખારો ઝેર લાગે

(૪) સર્વ પ્રાણી ઉપર દયાભાવ, તેમા વિશેષ કરી પોતાના આત્મા તરફ દયાભાવ

(૫) 'મૂકયાજ્ઞા ધર્મ', સદ્ગુરુ ઉપર આસ્થા

૨ અગિયાર

---

૬૨ [૧]આત્મજ્ઞાન, અથવા આત્માથી પર એવુ જે કર્મસ્વરૂપ, અથવા પુદ્ગલાસ્તિકાય વગેરેનું જે સ્વરૂપ જુદા જુદા પ્રકારે, જુદે જુદે પ્રસંગે, અતિ સૂક્ષ્મમા સૂક્ષ્મ અને અતિ વિસ્તારવાળુ જ્ઞાનીથી

ઝેર ને અમૃત સરખાં છે એમ જ્ઞાનીઓએ કહ્યું હોય તો તે અપેક્ષિત છે ઝેર અને અમૃત સરખાં કહેવાથી ઝેર ગ્રહણ કરવાનુ કહ્યું છે એમ નથી આ જ રીતે શુભ અને અશુભ બન્ને ક્રિયાના સ બ ધમા સમજવું ક્રિયા, શુભ અને અશુભનો નિષેધ કહ્યો હોય તો મોક્ષની અપેક્ષાએ છે તેથી કરી શુભ અને અશુભ ક્રિયા સરખી છે એમ ગણી લઈ અશુભ ક્રિયા કરવી, એવું જ્ઞાનીપુરુષનુ કથન હોય જ નહી સત્પુરુષનુ વચન અધર્મમાં ધર્મનું સ્થાપન કરવાનુ હોય જ નહીં

જે ક્રિયા કરવી તે નિર્દ ભપણે, નિરહ કારપણે કરવી, ક્રિયાના ફળની આકાંક્ષા રાખવી નહીં શુભક્રિયાનો કાંઈ નિષેધ છે જ નહી, પણ જ્યા જ્યા શુભ ક્રિયાથી મોક્ષ માન્યો છે ત્યા ત્યાં નિષેધ છે

શરીર ઠીક રહે તે પણ એક જાતની સમાધિ મન ઠીક રહે તે પણ એક જાતની સમાધિ. સહજસમાધિ એટલે બાહ્યકારણો વગરની સમાધિ તેનાથી પ્રમાદાદિ નાશ થાય જેને આ સમાધિ વર્તે છે, તેને પુત્રમરણાદિથી પણ અસમાધિ થાય નહીં, તેમ તેને કોઈ લાખ રૂપિયા આપે તો આન દ થાય નહી, કે કોઈ પડાવી લે તો ખેદ થાય નહી જેને શાતા અશાતા બન્ને સમાન છે તેને સહજ-સમાધિ કહી સમકિતદૃષ્ટિને અલ્પ હર્ષ, અલ્પ શોક ક્વચિત્ થઈ આવે પણ પાછો સમાવેશ પામી જાય, અ ગનો હર્ષ ન રહે, ખેદ થાય તેવો ખે ચી લે. તે 'આમ થવું ન ઘટે' એમ વિચારે છે, અને આત્માને નિ દે છે હર્ષ શોક થાય તોપણ તેનુ (સમકિતનુ) મૂળ જાય નહી સમકિતદૃષ્ટિને અ શે સહજપ્રતીતિ પ્રમાણે સદાય સમાધિ છે કનકવાની દોરી જેમ હાથમા છે તેમ સમકિતદૃષ્ટિના હાથમાં તેની વૃત્તિરૂપી દોરી છે સમકિતદૃષ્ટિ જીવને સહજસમાધિ છે સત્તામાં કર્મ રહ્યાં હોય, પણ પોતાને સહજસમાધિ છે બહારનાં કારણોથી તેને સમાધિ નથી, આત્મામાથી મોહ ગયો તે જ સમાધિ છે. પોતાના હાથમા દોરી નથી તેથી મિથ્યાદૃષ્ટિ બહારના કારણોમા તદાકાર થઈ જઈ તે રૂપ થઈ જાય છે સમકિતદૃષ્ટિને બહારના દુ ખ આવ્યે ખેદ હોય નહી, જોકે રોગ ના આવે એવું ઇચ્છે નહી, રોગ આવ્યે રાગદ્વેષ પરિણામ થાય નહી

શરીરનો ધર્મ, રોગાદિ જે હોય તે કેવળીને પણ થાય, કેમકે વેદનીયકર્મ છે તે તો સર્વેએ ભોગવવુ જ જોઈએ સમકિત આવ્યા વગર કોઈ ને સહજસમાધિ થાય નહી સમકિત થવાથી સહેજે સમાધિ થાય સમકિત થવાથી સહેજે આસક્તભાવ મટી જાય બાકી આસક્તભાવને અમસ્થી ના કહેવાથી બ ધ રહે નહી સત્પુરુષના વચન પ્રમાણે તેની આજ્ઞા પ્રમાણે વર્તે તેને સમકિત અ શે થયું

બીજી બધા પ્રકારની કલ્પનાઓ મૂકી, પ્રત્યક્ષ સત્પુરુષની આજ્ઞાએ વચન સાંભળવા, તેની સાચી શ્રદ્ધા કરવી, તે આત્મામા પરિણમાવવા તો સમકિત થાય શાસ્ત્રમા કહેલ મહાવીરસ્વામીની આજ્ઞાથી દરેક વર્તે તેવા પ્રકારના જીવો હાલમાં નથી, કેમકે તેમને થયાં ૨૫૦૦ વર્ષ થયા માટે પ્રત્યક્ષજ્ઞાની જોઈએ કાળ વિકરાળ છે કુગુરુઓએ લોકોને અવળો માર્ગ બતાવી ભુલાવ્યા છે, મનુષ્યપણું લૂટી લીધુ છે, એટલે જીવ માર્ગમા કેમ આવે? જોકે કુગુરુઓએ લૂટી લીધા છે, પણ તેમા તે બિચારાઓનો વાક નથી, કેમકે કુગુરુને પણ તે માર્ગની ખબર નથી કુગુરુને કોઈ પ્રશ્નનો જવાબ ના આવડે પણ કહે નહી કે 'મને આવડતો નથી' જો તેમ કહે તો કર્મ થોડા બાધે. મિથ્યાત્વરૂપી બરોળની ગાઠ મોટી છે, માટે બધો રોગ ક્યાથી મટે? જેની ગ્ર થિ છેદાઈ તેને સહજ-સમાધિ થાય, કેમકે જેનુ મિથ્યાત્વ છેદાયું તેની મૂળ ગાઠ છેદાઈ, અને તેથી બીજા ગુણો પ્રગટે જ

સમકિત છે તે દેશ ચારિત્ર છે, દેશે કેવળજ્ઞાન છે

શાસ્ત્રમા આ કાળમા મોક્ષનો સાવ નિષેધ નથી જેમ આગગાડીનો રસ્તો છે તેની મારફતે વહેલા જવાય, ને પગરસ્તે મોડા જવાય, તેમ આ કાળમાં મોક્ષનો રસ્તો પગરસ્તા જેવો હોય તો તેથી ન પહોચાય એમ કાંઈ નથી વહેલા ચાલે તો વહેલા જવાય, કાંઈ રસ્તો બ ધ નથી આ રીતે

આવે વળી તે કેવળજ્ઞાન શરીરથી કરી નીપજાવેલ છે એમ નથી, તે તો આત્મા વડે કરી પ્રગટ કરવામાં આવ્યું છે, તેને લીધે શરીરથી તફાવત જાણવાનું કારણ નથી, અને શરીર તફાવતવાળુ લોકોના જોવામાં નહી આવવાથી લોકો તેનું માહાત્મ્ય બહુ જાણી શકતા નથી

૭૧ જેને મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાનની અંશે પણ ખબર નથી તે જીવ કેવળજ્ઞાનનુ સ્વરૂપ જાણવા ઇચ્છે તે શી રીતે બની શકવા યોગ્ય છે? અર્થાત્ બની શકવા યોગ્ય નથી

૭૨ મતિ સ્ફુરાયમાન થઈ જણાયેલુ જે જ્ઞાન તે 'મતિજ્ઞાન', અને શ્રવણ થવાથી થયેલુ જે જ્ઞાન તે 'શ્રુતજ્ઞાન', અને તે શ્રુતજ્ઞાનનું મનન થઈ પ્રગમ્યું ત્યારે તે પાછું મતિજ્ઞાન થયું, અથવા તે 'શ્રુતજ્ઞાન' પ્રગમ્યાથી બીજાને કહેવામા આવ્યું ત્યારે તે જ કહેનારને વિષે મતિજ્ઞાન અને સાભળનારને માટે શ્રુતજ્ઞાન થાય છે તેમ 'શ્રુતજ્ઞાન' મતિ વિના થઈ શકતું નથી, અને તે જ મતિ પૂર્વે શ્રુત હોવું જોઈએ એમ એકબીજાને કાર્યકારણનો સંબંધ છે તેના ઘણા ભેદ છે, તે સર્વે ભેદને જેમ જોઈએ તેમ હેતુસહિત જાણ્યા નથી હેતુસહિત જાણવા, સમજવા એ દુર્ઘટ છે અને ત્યાર પછી આગળ વધતાં અવધિજ્ઞાન, જેના પણ ઘણા ભેદ છે, ને જે સઘળા રૂપી પદાર્થને જાણવાના વિષય છે તેને, અને તે જ પ્રમાણે મન.પર્યવના વિષય છે તે સઘળાઓને કંઈ અંશે પણ જાણવા સમજવાની જેને શક્તિ નથી એવા મનુષ્યો પર અને અરૂપી પદાર્થના સઘળા ભાવને જાણનારુ એવું જે 'કેવળજ્ઞાન' તેના વિષે જાણવા, સમજવાનું પ્રશ્ન કરે તો તે શી રીતે સમજી શકે? અર્થાત્ ન સમજી શકે

---

૭૩ જ્ઞાનીના માર્ગને વિષે ચાલનારને કર્મબંધ નથી, તેમ જ તે જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે ચાલનારને પણ કર્મબંધ નથી, કારણ કે ક્રોધ, માન, માયા, લોભાદિનો ત્યાં અભાવ છે, અને તે અભાવના હેતુએ કરી કર્મબંધ ન થાય તોપણ 'ઇરિયાપથ'ને વિષે વહેતા 'ઇરિયાપથ'ની ક્રિયા જ્ઞાનીને લાગે છે, અને જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે ચાલનારને પણ તે ક્રિયા લાગે છે

---

૭૪ જે વિદ્યાથી જીવ કર્મ બાંધે છે, તે જ વિદ્યાથી જીવ કર્મ છોડે છે

૭૫ તે જ વિદ્યા સંસારી હેતુના પ્રયોગે વિચાર કરવાથી કર્મબંધ કરે છે, અને તે જ વિદ્યાથી દ્રવ્યનું સ્વરૂપ સમજવાના પ્રયોગથી વિચાર કરે છે ત્યા કર્મ છોડે છે

---

૭૬ 'ક્ષેત્રસમાસ'મા ક્ષેત્રસંબંધાદિની જે જે વાતો છે, તે અનુમાનથી માનવાની છે. તેમા અનુભવ હોતો નથી, પરંતુ તે સઘળુ કારણોને લઈને વર્ણવવામા આવે છે તેની શ્રદ્ધા વિશ્વાસપૂર્વક રાખવાની છે મૂળ શ્રદ્ધામા ફેર હોઈ ને આગળ સમજવામા ઠેઠ સુધી ભૂલ ચાલી આવે છે. જેમ ગણિતમા પ્રથમ ભૂલ થઈ તો પછી તે ભૂલ ઠેઠ સુધી ચાલી આવે છે તેમ

---

૭૭ જ્ઞાન પાચ પ્રકારનું છે તે જ્ઞાન જો સમ્યક્ત્વવિનાનું મિથ્યાત્વસહિત હોય તો 'મતિ અજ્ઞાન', 'શ્રુત અજ્ઞાન', અને 'અવધિ અજ્ઞાન' એમ કહેવાય તે મળી કુલ આઠ પ્રકાર છે

૭૮ મતિ, શ્રુત, અને અવધિ મિથ્યાત્વસહિત હોય, તો તે 'અજ્ઞાન' છે, અને સમ્યક્ત્વસહિત હોય તો 'જ્ઞાન' છે તે સિવાય બીજો ફેર નથી

---

૭૯ રાગાદિસહિત જીવ કંઈ પણ પ્રવૃત્તિ કરે તો તેનું નામ 'કર્મ' છે, શુભ અથવા અશુભ અધ્યવસાયવાળુ પરિણમન તે 'કર્મ' કહેવાય, અને શુદ્ધ અધ્યવસાયવાળુ પરિણમન તે કર્મ નથી પણ 'નિર્જરા' છે

---

પરમાર્થથી શુદ્ધ કર્તા કહેવાય પ્રત્યાખ્યાની, અપ્રત્યાખ્યાની ખપાવ્યા છે માટે શુદ્ધ વ્યવહારના કર્તા છે સમકિતીને અશુદ્ધ વ્યવહાર ટાળવાનો છે સમકિતી પરમાર્થથી શુદ્ધ કર્તા છે

નયના પ્રકાર ઘણા છે, પણ જે પ્રકાર વડે આત્મા ઊંચો આવે, પુરુષાર્થ વર્ધમાન થાય તે જ પ્રકાર વિચારવો પ્રત્યેક કાર્ય કરતા પોતાની ભૂલ ઉપર લક્ષ રાખવો એક સમ્યક્ ઉપયોગ થાય, તો પોતાને અનુભવ થાય કે કેવી અનુભવદશા પ્રગટે છે!

સત્સંગ હોય તો બધા ગુણો સહેજે થાય દયા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, પરિગ્રહમર્યાદા આદિ અહંકારરહિત કરવાં લોકોને બતાવવા અર્થે કાંઈ પણ કરવું નહી મનુષ્યઅવતાર મળ્યો છે, ને સદાચાર નહી સેવે, તો પસ્તાવાનું થશે મનુષ્યઅવતારમા સત્પુરુષનુ વચન સાભળવાનો, વિચારવાનો યોગ મળ્યો છે

સત્ય બોલવુ એ કાંઈ મુશ્કેલ નથી, સાવ સહજ છે જે વેપારાદિ સત્ય વડે થાય તે જ કરવા જો છ મહિના સુધી એમ વર્તાય તો પછી સત્ય બોલવુ સહજ થઈ જાય છે સત્ય બોલતા કદાચ થોડો વખત પ્રથમ થોડુ નુકસાન પણ થાય, પણ પછી અનંત ગુણનો ધણી જે આત્મા તે આખો લૂંટાઈ જાય છે તે લૂંટાતો બંધ પડે સત્ય બોલતા ધીમે ધીમે સહજ થઈ જાય છે, અને થયા પછી વ્રત લેવુ, અભ્યાસ રાખવો, કેમકે ઉત્કૃષ્ટ પરિણામવાળા આત્મા વિરલા છે

જીવ જો લૌકિક ભયથી ભય પામ્યો તો તેનાથી કાંઈ પણ થાય નહી લોક ગમે તેમ બોલે તેની દરકાર ન કરતા આત્મહિત જેનાથી થાય તેવા સદાચરણ સેવવાં.

જ્ઞાન જે કામ કરે છે તે અદ્ભુત છે સત્પુરુષનાં વચન વગર વિચાર આવતો નથી, વિચાર વિના વૈરાગ્ય આવે નહી, વૈરાગ્ય, વિચાર વગર જ્ઞાન આવે નહી આ કારણથી સત્પુરુષના વચનો વાર વાર વિચારવા

ખરેખરી આશંકા ટળે તો ઘણી નિર્જરા થાય છે જીવ જો સત્પુરુષનો માર્ગ જાણતો હોય, તેનો તેને વાર વાર બોધ થતો હોય, તો ઘણું ફળ થાય

સાત નય અથવા અનંત નય છે, તે બધા એક આત્માર્થે જ છે, અને આત્માર્થ તે જ એક ખરો નય નયનો પરમાર્થ જીવથી નીકળે તો ફળ થાય, છેવટે ઉપશમભાવ આવે તો ફળ થાય, નહી તો જીવને નયનું જ્ઞાન જાળરૂપ થઈ પડે, અને તે વળી અહંકાર વધવાનુ ઠેકાણુ છે સત્પુરુષના આશ્રયે જાળ ટળે

વ્યાખ્યાનમા ભંગજાળ, રાગ (સ્વર) કાઢી સંભળાવે છે, પણ તેમા આત્માર્થ નથી જો સત્પુરુષના આશ્રયે કષાયાદિ મોળા પાડો, ને સદાચાર સેવી અહંકારરહિત થાઓ, તો તમારુ અને બીજાનુ હિત થાય દંભરહિત, આત્માર્થે સદાચાર સેવવા, જેથી ઉપકાર થાય

ખારી જમીન હોય, ને તેમા વરસાદ પડે તો શુ કામ આવે? તેમ જ્યા સુધી ઉપદેશવાત આત્મામાં પરિણમે નહી તેવી સ્થિતિ હોય ત્યા સુધી તે શુ કામની? જ્યા સુધી ઉપદેશવાત આત્મામાં પરિણમે નહી ત્યા સુધી ફરી ફરી સાભળવી, વિચારવી, તેનો કેડો મૂકવો નહી, કાયર થવુ નહીં; કાયર થાય તો આત્મા ઊંચો આવે નહી જ્ઞાનનો અભ્યાસ જેમ બને તેમ વધારવો, અભ્યાસ રાખવો તેમા કુટિલતા કે અહંકાર રાખવા નહી

આત્મા અનંત જ્ઞાનમય છે જેટલો અભ્યાસ વધે તેટલો ઓછો છે 'સુંદરવિલાસ' વગેરે વાચવાનો અભ્યાસ રાખવો ગચ્છનાં કે મતમતાંતરના પુસ્તકો હાથમા લેવા નહી પરંપરાએ પણ કદાગ્રહ આવ્યો, તો જીવ પાછો માર્યો જાય, માટે મતોના કદાગ્રહની વાતોમા પડવુ નહીં સતોથી છેટે રહેવુ, દૂર રહેવુ જે પુસ્તકથી વૈરાગ્ય ઉપશમ થાય તે સમકિતદૃષ્ટિના પુસ્તકો છે વૈરાગ્યવાળાં

૮૮ પદાર્થને વિષે અચિંત્ય શક્તિ છે હરેક પદાર્થ પોતપોતાના ધર્મને ત્યાગતા નથી એક જીવે પરમાણુરૂપે ગ્રહેલાં એવાં જે કર્મ તે અનંત છે તેવા અનંતા જીવ જેની પાસે કર્મરૂપી પરમાણુ અનંતાઅનંત છે તે સઘળા નિગોદઆશ્રયી થોડા અવકાશમા રહેલા છે તે વાત પણ શંકા કરવા યોગ્ય નથી. સાધારણ ગણતરી પ્રમાણે એક પરમાણુ એક આકાશપ્રદેશ અવગાહે છે, પરંતુ તેનામાં અચિંત્ય સામર્થ્ય છે, તે સામર્થ્યધર્મે કરી થોડા આકાશને વિષે અનંતા પરમાણુ રહ્યા છે એક આરિસો છે તે સામે તેથી ઘણી મોટી વસ્તુ મૂકવામા આવે, તોપણ તેવડો આકાર તેમાં સમાઈને રહે છે આંખ એક નાની વસ્તુ છે છતાં તેવી નાની વસ્તુમા સૂર્ય ચંદ્રાદિ મોટા પદાર્થોનું સ્વરૂપ જોવામા આવે છે તે જ રીતે આકાશ જે ઘણુ વિશાળ ક્ષેત્ર છે તે પણ એક આંખને વિષે દેખાવા રૂપે સમાય છે મોટાં મોટા એવાં ઘણાં ઘરો તેને નાની વસ્તુ એવી જે આંખ તે જોઈ શકે છે થોડા આકાશમા જો અનંત પરમાણુ અચિંત્ય સામર્થ્યને લીધે ન સમાઈ શકતા હોય તો, આંખથી કરી પોતાના કદ જેવડી જ વસ્તુ જોઈ શકાય, પણ વધારે મોટો ભાગ જોઈ ન શકાય, અથવા આરિસામા ઘણા ઘરો આદિ મોટી વસ્તુનું પ્રતિબિંબ પડે નહી આ જ કારણથી પરમાણુનું પણ અચિંત્ય સામર્થ્ય છે, અને તેને લઈને થોડા આકાશને વિષે અનંતા પરમાણુ સમાઈ રહી શકે છે

૮૯ આ પ્રમાણે પરમાણુ આદિ દ્રવ્યનું સૂક્ષ્મભાવથી નિરૂપણ કરવામા આવ્યું છે, તે જો કે પરભાવનું વિવેચન છે, તોપણ તે કારણસર છે, અને સહેતુ કરવામા આવેલુ છે

૯૦ ચિત્ત સ્થિર કરવા સારુ, અથવા વૃત્તિને બહાર ન જવા દેતાં અંતરંગમાં લઈ જવા સારુ પરદ્રવ્યના સ્વરૂપનુ સમજવુ કામ લાગે છે

૯૧ પરદ્રવ્યનું સ્વરૂપ વિચારવાથી વૃત્તિ બહાર ન જતાં અંતરંગને વિષે રહે છે, અને સ્વરૂપ સમજ્યા પછી તેના થયેલા જ્ઞાનથી તે તેનો વિષય થઈ રહેતા, અથવા અમુક અંશે સમજવાથી તેટલો તેનો વિષય થઈ રહેતાં વૃત્તિ પાધરી બહાર નીકળી પરપદાર્થો વિષે રમણ કરવા દોડે છે, ત્યારે પરદ્રવ્ય કે જેનું જ્ઞાન થયું છે, તેને સૂક્ષ્મભાવે ફરી સમજવા માડતા વૃત્તિને પાછી અંતરંગમા લાવવી પડે છે, અને તેમ લાવ્યા પછી વિશેષપણે સ્વરૂપ સમજાયાથી જ્ઞાને કરી તેટલો તેનો વિષય થઈ રહેતાં વળી વૃત્તિ બહાર દોડવા માડે છે, ત્યારે જાણ્યુ હોય તેથી વિશેષ સૂક્ષ્મભાવે ફરી વિચારવા માંડતા વળી પણ વૃત્તિ પાછી અંતરંગને વિષે પ્રેરાય છે એમ કરતા કરતા વૃત્તિને વારવાર અંતરંગભાવમાં લાવી શાંત કરવામા આવે છે, અને એ પ્રમાણે વૃત્તિને અંતરંગમા લાવતા લાવતા આત્માનો અનુભવ વખતે થઈ જાય છે, અને જ્યારે એ પ્રમાણે થાય છે ત્યારે વૃત્તિ બહાર જતી નથી, પરંતુ આત્માને વિષે શુદ્ધ પરિણતિરૂપ થઈ પરિણમે છે, અને તે પ્રમાણે પરિણમવાથી બાહ્યપદાર્થનું દર્શન સહજ થાય છે આ કારણોથી પરદ્રવ્યનું વિવેચન કામનું અથવા હેતુરૂપ થાય છે

૯૨ જીવ પોતાને જે અલ્પજ્ઞાન હોય છે તેના વડે મોટો એવો જે જ્ઞેયપદાર્થ તેનું સ્વરૂપ જાણવા ઇચ્છે છે, તે ક્યાથી થઈ શકે ? અર્થાત્ ન થઈ શકે જ્ઞેયપદાર્થનું સ્વરૂપ જાણવાનું ન થઈ શકે ત્યા આગળ પોતાના અલ્પજ્ઞપણાથી ન સમજાયાનું કારણ ન માનતા તેથી મોટો જ્ઞેયપદાર્થ તેને વિષે દોષ કાઢે છે, પરંતુ સવળીએ આવી પોતાના અલ્પજ્ઞપણાથી ન સમજાયા વિષેનુ કારણ માનતો નથી

૯૩ જીવ પોતાનુ સ્વરૂપ જાણી શકતો નથી, તો પછી પરનુ સ્વરૂપ જાણવા ઇચ્છે તે તેનાથી શી રીતે જાણી, સમજી શકાય ? અને જ્યાં સુધી ન સમજવામા આવે ત્યા સુધી ત્યા રહી ગૂંચાઈ ડહોળાયા કરે છે શ્રેયકારી એવું જે નિજસ્વરૂપનું જ્ઞાન તે જ્યા સુધી પ્રગટ નથી કર્યું, ત્યા સુધી પરદ્રવ્યનું ગમે તેટલુ જ્ઞાન મેળવે તોપણ તે કશા કામનુ નથી, માટે ઉત્તમ રસ્તો એ છે કે બીજી બધી વાતો મૂકી દઈ પોતાના આત્માને ઓળખવા પ્રયત્ન કરવો જે સારભૂત છે તે જોવા સારુ આ 'આત્મા સદ્‌ભાવવાળો છે', 'તે કર્મનો કર્તા છે', અને તેથી (કર્મથી) તેને બંધ થાય છે, 'તે

અ દરથી છૂટે ત્યારે બહારથી છૂટે, અ દરથી છૂટયા વગર બહારથી છૂટે નહી એકલુ બહારથી છોડે તેમાં કામ થાય નહીં આત્મસાધન વગર કલ્યાણ થતું નથી

બાહ્ય અને અ તર્ બન્ને સાધન જેને છે તે ઉત્કૃષ્ટ પુરુષ છે, તે શ્રેષ્ઠ છે જે સાધુના સ ગથી અ ત-ર્ગુણ પ્રગટે તેનો સ ગ કરવો કલાઈનો અને ચાદીનો રૂપિયો સરખો કહેવાય નહી કલાઈ ઉપર સિક્કો પાડો, પણ તેની રૂપિયાની કિ મત થાય નહી જ્યારે ચાંદી છે તેના ઉપર સિક્કો ન પાડો તોપણ તેની કિ મત જાય નહી તેવી જ રીતે ગૃહસ્થપણામા જ્ઞાન પામે, ગુણ પ્રગટે, સમકિત હોય તો તેની કિ મત જાય નહી સહુ કહે છે કે અમારા ધર્મથી મોક્ષ છે

આત્મામા રાગદ્વેષ ગયે જ્ઞાન પ્રગટે ગમે ત્યા બેઠા, ને ગમે તે સ્થિતિમાં મોક્ષ થાય, પણ રાગ-દ્વેષ જાય તો મિથ્યાત્વ, ને અહ કાર ગયા વગર રાજપાટ છોડે, ઝાડની માફક સુકાઈ જાય, પણ મોક્ષ થાય નહી મિથ્યાત્વ ગયા પછી સહુ સાધન સફળ થાય આટલા માટે સમ્યક્દર્શન શ્રેષ્ઠ છે

---

૧૨ આણ દ, ભા. વદ ૧૩, રવિ, ૧૯૫૨

સ સારમા મોહ છે, સ્રીપુત્રમા મારાપણુ થઈ ગયું છે, ને કષાયનો ભરેલો છે તે રાત્રિભોજન ન કરે તોપણ શુ થયું ? જ્યારે મિથ્યાત્વ જાય ત્યારે તેનુ ખરુ ફળ થાય

હાલમા જૈનના જેટલા સાધુ ફરે છે તેટલા બધાય સમકિતી સમજવા નહી તેને દાન દેવામા હાનિ નથી, પણ તેઓ આપણુ કલ્યાણ કરી શકે નહી વેશ કલ્યાણ કરતો નથી જે સાધુ એકલી બાહ્યક્રિયાઓ કર્યા કરે છે તેમા જ્ઞાન નથી

જ્ઞાન તો તે કે જેનાથી બાહ્યવૃત્તિઓ રોકાય છે, સ સાર પરથી ખરેખરી પ્રીતિ ઘટે છે, સાચાને સાચું જાણે છે જેનાથી આત્મામા ગુણ પ્રગટે તે જ્ઞાન

મનુષ્યઅવતાર પામીને રળવામા અને સ્રીપુત્રમાં તદાકાર થઈ આત્મવિચાર કર્યો નહી, પોતાના દોષ જોયા નહી, આત્માને નિ દ્યો નહી, તો તે મનુષ્યઅવતાર, રત્નચિ તામણિરૂપ દેહ, વૃથા જાય છે

જીવ ખોટા સ ગથી, અને અસદ્ગુરુથી અનાદિકાળથી રખડયો છે, માટે સાચા પુરુષને ઓળ-ખવા સાચા પુરુષ કેવા છે ? સાચા પુરુષ તો તે કે જેને દેહ પરથી મમત્વ ગયું છે, જ્ઞાન પ્રાપ્ત થયું છે આવા જ્ઞાનીપુરુષની આજ્ઞાએ વર્તે તો પોતાના દોષ ઘટે, અને કષાયાદિ મોળા પડે, પરિણામે સમ્યક્ત્વ થાય

ક્રોધ, માન, માયા, લોભ એ ખરેખરા પાપ છે તેનાથી બહુ કર્મ ઉપાર્જન થાય હજાર વર્ષ તપ કર્યું હોય, પણ એક બે ઘડી ક્રોધ કરે તો બધુ તપ નિષ્ફળ જાય

'છ ખ ડના ભોક્તા રાજ મૂકી ચાલી ગયા, અને હું આવા અલ્પ વ્યવહારમા મોટાઈ અને અહ કાર કરી બેઠો છુ એમ કેમ વિચારતો નથી ?

આયુષના આટલા વર્ષો ગયા તોપણ લોભ કાઈ ઘટયો નહી, ને કાઈ જ્ઞાન પ્રાપ્ત થયું નહી; ગમે તેટલી તૃષ્ણા હોય પણ આયુષ પૂર્ણ થાય ત્યારે જરા પણ કામ આવે નહી, ને તૃષ્ણા કરી હોય તેથી કર્મ બ ધાય અમુક પરિગ્રહ મર્યાદા કરી હોય, જેમ કે દશ હજાર રૂપિયાની તો સમતા આવે આટલુ મળ્યા પછી ધર્મધ્યાન કરીશુ એવો વિચાર પણ રાખે તો નિયમમા અવાય

કોઈ ઉપર ક્રોધ કરવો નહી જેમ રાત્રિભોજન ત્યાગ કર્યું છે તેમ ક્રોધ, માન, માયા, લોભ, અસત્ય આદિ છોડવાને પ્રયત્ન કરી મોળા પાડવા તે મોળા પાડવાથી પરિણામે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય વિચાર કરે તો અન તા કર્મો મોળા પડે, અને વિચાર ન કરે તો અન તાં કર્મો ઉપાર્જન થાય

રોગ ઉત્પન્ન થાય છે ત્યારે સ્રી, છોકરાછૈયા, ભાઈ કે કોઈ પણ તે રોગ લઈ શકતા નથી!

સમયે તે જીવ તે યોજેલા પદાર્થની ક્રિયા નથી કરતો તોપણ, જ્યા સુધી તેનો મોહભાવ વિરતિપણાને નથી પામ્યો ત્યા સુધી, અવ્યક્તપણે તેની ક્રિયા ચાલી આવે છે

૧૦૨ હાલના પર્યાયને સમયે તેના અજાણપણાનો લાભ તેને મળી શકતો નથી તે જીવે સમજવું જોઈતું હતું કે આ પદાર્થથી થતો પ્રયોગ જ્યા સુધી કાયમ રહેશે ત્યાં સુધી તેની પાપક્રિયા ચાલુ રહેશે તે યોજેલા પદાર્થથી અવ્યક્તપણે પણ થતી (લાગતી) ક્રિયાથી મુક્ત થવું હોય તો મોહભાવને મૂકવો મોહ મૂકવાથી એટલે વિરતિપણું કરવાથી પાપક્રિયા બંધ થાય છે તે વિરતિપણું તે જ પર્યાયને વિષે આદરવામા આવે, એટલે યોજેલા પદાર્થના જ ભવને વિષે આદરવામા આવે તો તે પાપક્રિયા જ્યારથી વિરતિપણુ આદરે ત્યારથી આવતી બંધ થાય છે અહી જે પાપક્રિયા લાગે છે તે ચારિત્રમોહનીયના કારણથી આવે છે તે મોહભાવના ક્ષય થવાથી આવતી બંધ થાય છે

૧૦૩ ક્રિયા બે પ્રકારે થાય છે :—એક વ્યક્ત એટલે પ્રગટપણે, અને બીજી અવ્યક્ત એટલે અપ્રગટપણે અવ્યક્તપણે થતી ક્રિયા જોકે તમામથી જાણી નથી શકાતી, પરંતુ તેથી થતી નથી એમ નથી

૧૦૪ પાણીને વિષે લહેર અથવા હિલ્લોળ તે વ્યક્તપણે જણાય છે, પરંતુ તે પાણીમા ગંધક અથવા કસ્તૂરી નાખી હોય, અને તે પાણી શાન્તપણામા હોય તોપણ તેને વિષે ગંધક અથવા કસ્તૂરીની જે ક્રિયા છે તે જોકે દેખાતી નથી, તથાપિ તેમા અવ્યક્તપણે રહેલી છે આવી રીતે અવ્યક્તપણે થતી ક્રિયાને ન શ્રદ્ધવામા આવે અને માત્ર વ્યક્તપણાને શ્રદ્ધવામા આવે તો એક જ્ઞાની જેને વિષે અવિરતિરૂપ ક્રિયા થતી નથી તે ભાવ, અને બીજો ઊંઘી ગયેલો માણસ જે કંઈ ક્રિયા વ્યક્તપણે કરતો નથી તે ભાવ સમાનપણાને પામે છે, પરંતુ વાસ્તવિક રીતે તેમ છે નહી ઊંઘી ગયેલા માણસને અવ્યક્તપણે ક્રિયા લાગે છે આ જ પ્રમાણે જે માણસ (જે જીવ) ચારિત્રમોહનીય નામની નિદ્રામા સૂતો છે, તેને અવ્યક્ત ક્રિયા લાગતી નથી એમ નથી જો મોહભાવ ક્ષય થાય તો જ અવિરતિરૂપ ચારિત્રમોહનીયની ક્રિયા બંધ પડે છે, તે પહેલા બંધ પડતી નથી

ક્રિયાથી થતો બંધ મુખ્ય એવા પાચ પ્રકારે છે :—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ મિથ્યાત્વ | ૨ અવિરતિ | ૩ કષાય | ૪ પ્રમાદ | ૫ યોગ |
| ૫ | ૧૨ | ૨૫ | | ૧૫ |

૧૦૫ મિથ્યાત્વની હાજરી હોય ત્યાં સુધી અવિરતિપણુ નિર્મૂળ થતુ નથી, એટલે જતું નથી, પરંતુ જો મિથ્યાત્વપણુ ખસે તો અવિરતિપણાને જવુ જ જોઈએ એ નિઃસંદેહ છે, કારણ કે મિથ્યાત્વસહિત વિરતિપણુ આદરવાથી મોહભાવ જતો નથી મોહભાવ કાયમ છે ત્યા સુધી અભ્યંતર વિરતિ પણ થતું નથી, અને પ્રમુખપણે રહેલો એવો જે મોહભાવ તે નાશ પામવાથી અભ્યંતર અવિરતિપણુ રહેતુ નથી, અને બાહ્ય જો વિરતિપણુ આદરવામા ન આવ્યુ હોય તોપણુ જો અભ્યંતર છે તો સહેજે બહાર આવે છે

૧૦૬ અભ્યંતર વિરતિપણુ પ્રાપ્ત થયા પછી અને ઉદય આધીન બાહ્યથી વિરતિપણુ ન આદરી શકે તોપણ, જ્યારે ઉદયકાળ સંપૂર્ણ થઈ રહે ત્યારે સહેજે વિરતિપણુ રહે છે, કારણ કે અભ્યંતર વિરતિપણુ પહેલેથી પ્રાપ્ત થયેલુ છે, જેથી હવે અવિરતિપણુ છે નહી, કે તે અવિરતિપણાની ક્રિયા કરી શકે

૧૦૭ મોહભાવ વડે કરીને જ મિથ્યાત્વ છે મોહભાવનો ક્ષય થવાથી મિથ્યાત્વનો પ્રતિપક્ષ જે સમ્યક્ત્વભાવ તે પ્રગટે છે, માટે ત્યા આગળ મોહભાવ કેમ હોય? અર્થાત્ હોતો નથી

૧૦૮ જો એવી આશંકા કરવામા આવે કે પાચ ઇન્દ્રિય અને છઠ્ઠું મન, તથા પાચ સ્થાવર કાય અને છઠ્ઠી ત્રસકાય, એમ બાર પ્રકારે વિરતિ આદરવામા આવે તો લોકમા રહેલા જીવ અને અજીવ

જીવ નિર્પક્ષી રહેતા નથી અનાદિથી પક્ષમાં પડયા છે, અને તેમાં રહીને કલ્યાણ ભૂલી જાય છે.

બાર કુળની ગોચરી કહી છે તેવી કેટલાક મુનિઓ કરતા નથી તેમને લૂગડાઆદિ પરિગ્રહનો મોહ મટયો નથી એક વાર આહાર લેવાનુ કહ્યું છતા બે વાર લે છે જે જ્ઞાનીપુરુષના વચનથી આત્મા ઊ ચો આવે તે સાચો માર્ગ, તે પોતાનો માર્ગ આપણો ધર્મ સાચો પણ પુસ્તકમા છે આત્મામા ગુણ પ્રગટે નહી ત્યા સુધી કઈ ફળ આપે નહી 'આપણો ધર્મ' એવી કલ્પના છે આપણો ધર્મ શું ? મહાસાગર કોઈનો નથી, તેમ ધર્મ કોઈના બાપનો નથી જેમાં દયા, સત્ય આદિ હોય તે પાળો તે કોઈના બાપના નથી અનાદિ કાળના છે, શાશ્વત છે. જીવે ગાઠ પકડી છે કે આપણો ધર્મ છે, પણ શાશ્વત માર્ગ છે ત્યા આપણો શુ ? શાશ્વત માર્ગથી સહુ મોક્ષે ગયા છે રજોહરણો, દોરો કે મુમતિ, કપડા કોઈ આત્મા નથી

કોઈ એક વહોરો હતો તે ગાડામા માલ ભરીને સામે ગામ લઈ જતો હતો ગાડાવાળાએ કહ્યું કે 'ચોર આવશે, માટે સાવચેત થઈને રહે, નહી તો લૂટી લેશે' પણ તે વહોરાએ સ્વચ્છ દે કરી માન્યું નહી ને કહ્યુ કે 'કઈ ફિકર નહી !' પછી માર્ગમા ચોર મળ્યા ગાડાવાળાએ માલ બચાવવા મહેનત કરવા માંડી પણ તે વહોરાએ કઈ ન કરતાં માલ ઉપાડી જવા દીધો ને ચોરો માલ લૂટી ગયા પણ તેણે માલ પાછો મેળવવા કઈ ઉપાય કર્યો નહી ઘેર ગયો ત્યારે શેઠે પૂછ્યુ કે, 'માલ ક્યા ?' ત્યારે તેણે કહ્યુ કે 'માલ તો ચોર લૂટી ગયા' ત્યારે શેઠે પૂછ્યુ કે 'માલ પકડવા માટે કઈ ઉપાય કર્યો છે ?' ત્યારે તે વહોરાએ કહ્યુ કે, 'મારી પાસે ભરતિયું છે તેથી ચોર માલ લઈ જઈને શી રીતે વેચશે ? માટે તે મારી પાસે ભરતિયુ લેવા આવશે ત્યારે પકડીશ' એવી જીવની મૂઢતા છે 'આપણા જૈનધર્મના શાસ્ત્રમા બધુ છે શાસ્ત્રો આપણી પાસે છે' એવુ મિથ્યાભિમાન જીવ કરી બેઠો છે ક્રોધ, માન, માયા, લોભરૂપી ચોર રાતદિવસ માલ ચોરી લે છે, તેનુ ભાન નથી.

તીર્થંકરનો માર્ગ સાચો છે દ્રવ્યમા બદામ સરખી પણ રાખવાની આજ્ઞા નથી વૈષ્ણવના કુળધર્મના કુગુરુઓ આરંભપરિગ્રહ મૂકયા વગર લોકો પાસેથી લક્ષ્મી ગ્રહણ કરે છે, અને તે રૂપી વેપાર થઈ પડયો છે તે પોતે અગ્નિમા બળે છે, તો તેનાથી બીજાની અગ્નિ શી રીતે શાત થાય ? જૈનમાર્ગનો પરમાર્થ સાચા ગુરુથી સમજવાનો છે જે ગુરુને સ્વાર્થ હોય તે પોતાનું અકલ્યાણ કરે, ને શિષ્યોનુ પણ અકલ્યાણ થાય

જૈનલિંગધારીપણુ ધરી જીવ અનતી વાર રખડયો છે બાહ્યવર્તી લિંગ ધારી લૌકિક વ્યવહારમા અનતી વાર રખડયો છે આ ઠેકાણે જૈનમાર્ગને નિષેધતા નથી, જેટલા અંતરગે સાચો માર્ગ બતાવે તે 'જૈન' બાકી તો અનાદિ કાળથી જીવે ખોટાને સાચુ માન્યું છે, અને તે જ અજ્ઞાન છે મનુષ્યદેહનું સાર્થક ખોટા આગ્રહ, દુરાગ્રહ મૂકી કલ્યાણ થાય તો છે જ્ઞાની સવળુ જ બતાવે. આત્મજ્ઞાન પ્રગટે ત્યારે જ આત્મજ્ઞાનીપણુ માનવુ, ગુણ પ્રગટયા વગર માનવું એ ભૂલ છે ઝવેરાતની કિંમત જાણવાની શક્તિ વગર ઝવેરીપણુ માનવુ નહી અજ્ઞાની ખોટાને સાચુ નામ આપી વાડા બધાવે છે સત્નું ઓળખાણ હોય તો કોઈ વખત પણ સાચુ ગ્રહણ થશે.

---

[ ૬૪૩-૧૧ ] ૧૪ આણદ, ભા વદ ૦)), મગળ, સ ૧૯૫૨

જે જીવ પોતાને મુમુક્ષુ માનતો હોય, તરવાનો કામી માનતો હોય, સમજુ છુ એમ માનતો હોય તેણે દેહને વિષે રોગ થતી વખત આકુળવ્યાકુળપણું થયું હોય તો તે વખત વિચારવું કે તારુ મુમુક્ષુપણું, ડહાપણ, ક્યા ગયા ? તે વખતે વિચાર કેમ નહી કરતો હોય ? જો તરવાનો કામી હોય તો તો દેહને અસાર જાણે છે, દેહને આત્માથી જુદો જાણે છે, તેને આકુળતા આવવી જોઈએ નહી દેહ સાચવ્યો સચવાતો નથી, કેમકે તે ક્ષણમા ભાગી જાય છે, ક્ષણમા રોગ, ક્ષણમાં વેદના થાય.

છે તે સમશ્રેણિની દિશાવાળી સઘળી સમશ્રેણિઓ જે અસખ્યાત ગુણી છે તે દરેક અસખ્યાતાએ ગુણતા, તેમજ બીજી દિશાની સમશ્રેણિ છે તેનો પણ ગુણાકાર તે પ્રમાણે કરતાં, ત્રીજી દિશાની છે તેનું પણ તે પ્રમાણે કરતાં અસંખ્યાત થાય એ અસખ્યાતાના ભાંગાને જ્યા સુધી એકબીજાનો ગુણાકાર કરી શકાય ત્યાં સુધી અસખ્યાતા થાય, અને તે ગુણાકારથી કોઈ ગુણાકાર કરવો બાકી ન રહે ત્યારે અસખ્યાત પૂરુ થઈ તેમા એક ઉમેરતાં જઘન્યમા જઘન્ય અનતુ થાય

---

૧૨૦ નય છે તે પ્રમાણનો અશ છે જે નયથી જે ધર્મ કહેવામા આવ્યો છે, ત્યાં તેટલુ પ્રમાણ છે, એ નયથી જે ધર્મ કહેવામા આવ્યો છે તે સિવાય વસ્તુને વિષે બીજા જે ધર્મ છે તેનો નિષેધ કરવામા આવ્યો નથી એકી વખતે વાણીદ્વારાએ બધા ધર્મ કહી શકાતા નથી તેમ જ જે જે પ્રસગ હોય તે તે પ્રસગે ત્યા મુખ્યપણે તે જ ધર્મ કહેવામા આવે છે ત્યા ત્યાં તે તે નયથી પ્રમાણ છે

૧૨૧ નયના સ્વરૂપથી આઘે જઈ કહેવામા આવે છે તે નય નહી, પરતુ નયાભાસ થાય છે, અને નયાભાસ ત્યાં મિથ્યાત્વ ઠરે છે

૧૨૨ નય સાત માન્યા છે તેના ઉપનય સાતસો, અને વિશેષ સ્વરૂપે અનતા છે, અર્થાત્ જે વાણી છે તે સઘળા નય છે

૧૨૩ એકાતિકપણુ ગ્રહવાનો સ્વચ્છદ જીવને વિશેષપણે હોય છે, અને એકાંતિકપણુ ગ્રહવાથી નાસ્તિકપણુ થાય છે તે ન થવા માટે આ નયનું સ્વરૂપ કહેવામા આવ્યું છે, જે સમજવાથી જીવ એકાતિકપણુ ગ્રહતો અટકી મધ્યસ્થ રહે છે, અને મધ્યસ્થ રહેવાથી નાસ્તિકતા અવકાશ પામી શકતી નથી

૧૨૪ નય જે કહેવામા આવે છે તે નય પોતે કઈ વસ્તુ નથી, પરતુ વસ્તુનું સ્વરૂપ સમજવા તથા તેની સુપ્રતીતિ થવા પ્રમાણનો અશ છે

૧૨૫ અમુક નયથી કહેવામાં આવ્યું ત્યારે બીજા નયથી પ્રતીત થતા ધર્મની અસ્તિ નથી એમ ઠરતું નથી

---

૧૨૬ કેવળજ્ઞાન એટલે માત્ર જ્ઞાન જ, તે સિવાય બીજુ કઈ જ નહીં, અને જ્યારે એમ છે ત્યારે તેને વિષે બીજુ કશુ સમાતું નથી સર્વથા સર્વ પ્રકારે રાગદ્વેષનો ક્ષય થાય ત્યારે જ કેવળજ્ઞાન કહેવાય જો કોઈ અશે રાગદ્વેષ હોય તો તે ચારિત્રમોહનીયના કારણથી છે જ્યા આગળ જેટલે અશે રાગદ્વેષ છે ત્યા આગળ તેટલે અશે અજ્ઞાન છે, જેથી કેવળજ્ઞાનમાં તે સમાઈ શકતા નથી, એટલે કેવળજ્ઞાનમા તે હોતા નથી, તે એક બીજાના પ્રતિપક્ષી છે જ્યા કેવળજ્ઞાન છે ત્યા રાગદ્વેષ નથી, અથવા જ્યા રાગદ્વેષ છે ત્યા કેવળજ્ઞાન નથી.

---

૧૨૭ ગુણ અને ગુણી એક જ છે, પરતુ કોઈ કારણે તે પરિચ્છિન્ન પણ છે સામાન્ય પ્રકારે તો ગુણનો સમુદાય તે 'ગુણી' છે; એટલે ગુણ અને ગુણી એક જ છે, જુદી જુદી વસ્તુ નથી ગુણીથી ગુણ જુદો પડી શકતો નથી જેમ સાકરનો કટકો છે તે 'ગુણી' છે અને મીઠાશ છે તે ગુણ છે 'ગુણી' જે સાકર અને ગુણ જે મીઠાશ તે બન્ને સાથે જ રહેલ છે, મીઠાશ કઈ જુદી પડતી નથી, તથાપિ 'ગુણ', 'ગુણી' કોઈ અશે ભેદવાળા છે

૧૨૮ કેવળજ્ઞાનીનો આત્મા પણ દેહવ્યાપકક્ષેત્રઅવગાહિત છે, છતા લોકાલોકના સઘળા પદાર્થો જે દેહથી દૂર છે તેને પણ એકદમ જાણી શકે છે

નહીં જ્ઞાન તો માહીથી ગાઠ મટે ત્યારે જ કહેવાય તપ, સયમાદિ માટે સત્પુરુષના વચન સાભળવાનુ બતાવ્યું છે

જ્ઞાની ભગવાને કહ્યુ છે કે સાધુઓએ અચેત અને નીરસ આહાર લેવો. આ કહેવુ તો કેટલાક સાધુઓ ભૂલી ગયા છે દૂધ આદિ સચેત ભારે ભારે વિગય પદાર્થો લઈ જ્ઞાનીની આજ્ઞા પર પગ દઈ ચાલે તે કલ્યાણનો રસ્તો નહી લોક કહે છે કે સાધુ છે, પણ આત્મદશા સાધે તે સાધુ.

નરસિહ મહેતો કહે છે કે અનાદિકાળથી આમ ને આમ ચાલતા કાળ ગયો, પણ નિવેડો આવ્યો નહી આ માર્ગ નહી, કેમકે અનાદિકાળથી ચાલતા ચાલતા પણ માર્ગ હાથ આવ્યો નહી જો આ માર્ગ જ હોય તો હજી સુધી કાઈયે હાથમા આવ્યું નહી એમ બને નહી માટે માર્ગ જુદો જ હોવો જોઈએ

તૃષ્ણા કેમ ઘટે ? લૌકિક ભાવમાં મોટાઈ મૂકી દે તો 'ઘર-કુટુબ આદિને મારે શુ કરવુ છે ? લૌકિકમા ગમે તેમ હોય, પણ મારે તો મોટાઈ મૂકી ગમે તે પ્રકારે તૃષ્ણા ઘટે તેમ કરવુ છે,' એમ વિચારે તો તૃષ્ણા ઘટે, મોળી પડે

તપનું અભિમાન કેમ ઘટે ? ત્યાગ કરવો તેનો ઉપયોગ રાખવાથી 'મને આ અભિમાન કેમ થાય છે ?' એમ રોજ વિચારતા વિચારતા અભિમાન મોળુ પડશે

જ્ઞાની કહે છે તે કૂચીરૂપી જ્ઞાન વિચારે, તો અજ્ઞાનરૂપી તાળુ ઊઘડી જાય, કેટલાય તાળા ઊઘડી જાય કૂચી હોય તો તાળુ ઊઘડે, બાકી પહાણા મારે તો તાળુ ભાંગી જાય

'કલ્યાણ શુ હશે ?' એવો જીવને ભામો છે તે કાઈ હાથી-ઘોડો નથી જીવને આવી ભ્રાતિને લીધે કલ્યાણની કૂચીઓ સમજાતી નથી સમજાય તો તો સુગમ છે જીવની ભ્રાતિઓ દૂર કરવા માટે જગતનું વર્ણન બતાવ્યું છે જો જીવ હમેશના અધમાર્ગથી થાકે તો માર્ગમા આવે

જ્ઞાની પરમાર્થ, સમ્યક્ત્વ હોય તે જ કહે 'કષાય ઘટે તે કલ્યાણ, જીવના રાગ, દ્વેષ, અજ્ઞાન જાય તેને કલ્યાણ કહેવાય ' ત્યારે લોક કહે છે કે, 'એવું તો અમારા ગુરુઓય કહે છે, ત્યારે જુદુ શુ બતાવો છો ?' આવી આડી કલ્પનાઓ કરી જીવને પોતાના દોષ મટાડવા ઇચ્છા નથી

આત્મા અજ્ઞાનરૂપી પથ્થરે કરી દબાઈ ગયો છે જ્ઞાની જ આત્માને ઊચો લાવશે આત્મા દબાઈ ગયો છે એટલે કલ્યાણ સૂઝતુ નથી જ્ઞાની સદ્‌વિચારોરૂપી સહેલી કૂચીઓ બતાવે તે કૂચીઓ હજારો તાળાંને લાગે છે

જીવને માહીથી અજીર્ણ મટે ત્યારે અમૃત ભાવે, તે જ રીતે ભ્રાતિરૂપી અજીર્ણ મટયે કલ્યાણ થાય, પણ જીવને અજ્ઞાની ગુરુએ ભડકાવી માર્યા છે એટલે ભ્રાતિરૂપ અજીર્ણ કેમ મટે ? અજ્ઞાની ગુરુઓ જ્ઞાનને બદલે તપ બતાવે, તપમા જ્ઞાન બતાવે, આવી રીતે અવળુ અવળુ બતાવે તેથી જીવને તરવુ બહુ મુસીબતવાળુ છે અહકારાદિરહિતપણે તપાદિ કરવા

કદાગ્રહ મૂકીને જીવ વિચારે, તો માર્ગ તો જુદો છે સમકિત સુલભ છે, પ્રત્યક્ષ છે, સહેલુ છે જીવ ગામ મૂકી આઘો ગયો છે તે પાછો ફરે ત્યારે ગામ આવે સત્પુરુષના વચનોનું આસ્થાસહિત શ્રવણમનન કરે તો સમ્યક્ત્વ આવે તે આવ્યા પછી વ્રતપચ્ચખાણ આવે, ત્યાર પછી પાચમુ ગુણસ્થાનક પ્રાપ્ત થાય

સાચુ સમજાઈ તેની આસ્થા થઈ તે જ સમ્યક્ત્વ છે જેને ખરાખોટાની કિમત થઈ છે, તે ભેદ જેને મટયો છે તેને સમ્યક્ત્વ પ્રાપ્ત થાય

અસદ્‌ગુરુથી સત્ સમજાય નહી, સમકિત થશે નહી દયા, સત્ય, અદત્ત ન લેવું એ આદિ સદાચાર એ સત્પુરુષની સમીપ આવવાના સતસાધન છે સત્પુરુષો જે કહે છે તે સૂત્રના, સિદ્ધાતના પરમાર્થ છે સૂત્ર સિદ્ધાત તો કાગળ છે અમે અનુભવથી કહીએ છીએ, અનુભવથી શકા મટાડવાનું

થાય છે ’ આ સિદ્ધાંતની ખાતરી કરવી હોય તો રાગદ્વેષ છોડો રાગદ્વેષ સર્વ પ્રકારે છૂટે તો આત્માનો સર્વ પ્રકારે મોક્ષ થાય છે આત્મા બંધનના કારણથી મુક્ત થઈ શકતો નથી બંધન છૂટયુ કે મુક્ત છે બંધન થવાનું કારણ રાગદ્વેષ છે રાગદ્વેષ સર્વથા પ્રકારે છૂટયો કે બંધથી છૂટયો જ છે તેમા કશો સવાલ કે શંકા રહેતા નથી

૧૩૮ જે સમયે સર્વથા પ્રકારે રાગદ્વેષ ક્ષય થાય, તેને બીજે જ સમયે ‘કેવલજ્ઞાન’ છે

૧૩૯ જીવ પહેલા ગુણસ્થાનકમાથી આગળ જતો નથી આગળ જવા વિચાર કરતો નથી પહેલાથી આગળ શી રીતે વધી શકાય, તેના શુ ઉપાય છે, કેવી રીતે પુરુષાર્થ કરવો, તેનો વિચાર પણ કરતો નથી, અને વાતો કરવા બેસે ત્યારે એવી કરે કે તેરમુ આ ક્ષેત્રે અને આ કાળે પ્રાપ્ત થતું નથી આવી આવી ગહન વાતો જે પોતાની શક્તિ બહારની છે, તે તેનાથી શી રીતે સમજી શકાય? અર્થાત્ પોતાને ક્ષયોપશમ હોય તે ઉપરાતની વાતો કરવા બેસે તે ન જ સમજી શકાય

૧૪૦ ગ્રંથિ પહેલે ગુણસ્થાનકે છે તેનું ભેદન કરી આગળ વધી ચોથા સુધી સંસારી જીવો પહોચ્યા નથી કોઈ જીવ નિર્જરા કરવાથી ઊંચા ભાવે આવતાં, પહેલામાથી નીકળવા વિચાર કરી, ગ્રંથિભેદની નજીક આવે છે, ત્યા આગળ ગાઠનું એટલુ બધુ તેના ઉપર જોર થાય છે કે, ગ્રંથિભેદ કરવામા શિથિલ થઈ જઈ અટકી પડે છે, અને એ પ્રમાણે મોળો થઈ પાછો વળે છે આ પ્રમાણે ગ્રંથિભેદ નજીક અનંતી વાર આવી જીવ પાછો ફર્યો છે કોઈ જીવ પ્રબળ પુરુષાર્થ કરી, નિમિત્ત કારણનો જોગ પામી કરેડિયાં કરી ગ્રંથિભેદ કરી, આગળ વધી આવે છે, અને જ્યારે ગ્રથિભેદ કરી આગળ વધ્યો કે ચોથામાં આવે છે, અને ચોથામા આવ્યો કે વહેલોમોડો મોક્ષ થશે, એવી તે જીવને છાપ મળે છે

૧૪૧ આ ગુણસ્થાનકનું નામ ‘અવિરતિસમ્યગ્દૃષ્ટિ’ છે, જ્યાં વિરતિપણા વિના સમ્યક્ જ્ઞાનદર્શન છે

૧૪૨ કહેવામા એમ આવે છે કે તેરમુ ગુણસ્થાનક આ કાળે ને આ ક્ષેત્રથી ન પમાય, પરંતુ તેમ કહેનારા પહેલામાથી ખસતા નથી જો તેઓ પહેલામાથી ખસી, ચોથા સુધી આવે, અને ત્યા પુરુષાર્થ કરી સાતમુ જે અપ્રમત્ત છે ત્યા સુધી પહોચે તોપણ એક મોટામા મોટી વાત છે સાતમા સુધી પહોચ્યા વિના તે પછીની દશાની સુપ્રતીતિ થઈ શકવી મુશ્કેલ છે

૧૪૩ આત્માને વિષે પ્રમાદરહિત જાગૃતદશા તે જ સાતમુ ગુણસ્થાનક છે ત્યા સુધી પહોંચવાથી તેમા સમ્યક્ત્વ સમાય છે ચોથા ગુણસ્થાનકે જીવ આવીને ત્યાથી પાચમું ‘દેશવિરતિ’, છઠ્ઠું ‘સર્વવિરતિ,’ અને સાતમુ ‘પ્રમાદરહિત વિરતિ’ છે, ત્યા પહોચે છે ત્યા આગળ પહોચેલો આગળની દશાની અંશે અનુભવ અથવા સુપ્રતીતિ થાય છે ચોથા ગુણસ્થાનકવાળો જીવ સાતમા ગુણસ્થાનકે પહોચનારની દશાનો જો વિચાર કરે તો તે કોઈ અંશે પ્રતીત થઈ શકે પણ તેનો પહેલા ગુણસ્થાનકવાળો જીવ વિચાર કરે તો તે શી રીતે પ્રતીતિમા આવી શકે? કારણ કે તેને જાણવાનું સાધન જે આવરણરહિત થવુ તે પહેલા ગુણસ્થાનકવાળાની પાસે હોય નહી

૧૪૪ સમ્યક્ત્વ પ્રાપ્ત થયેલ જીવની દશાનું સ્વરૂપ જ જુદુ હોય છે પહેલા ગુણસ્થાનકવાળા જીવની દશાની જે સ્થિતિ અથવા ભાવ છે તેના કરતા ચોથુ ગુણસ્થાનક પ્રાપ્ત કરનારની દશાની જે સ્થિતિ અથવા ભાવ તે જુદા જોવામા આવે છે, અર્થાત્ જુદી જ દશાનું વર્તન જોવામા આવે છે

૧૪૫ પહેલુ મોળુ કરે તો ચોથે આવે એમ કહેવામાત્ર છે, ચોથે આવવામા જે વર્તન છે તે વિષય વિચારવાજોગ છે

૧૪૬ આગળ ૪, ૫, ૬ અને ૭મા ગુણસ્થાનક સુધીની જે વાત કહેવામા આવી છે તે કહેવામાત્ર, અથવા સાભળવામાત્ર જ છે એમ નથી, પરંતુ સમજીને વારંવાર વિચારવા યોગ્ય છે

૧૪૭ બની શકે તેટલો પુરુષાર્થ કરી આગળ વધવા જરૂર છે

પોતાના દોષો ટળે એવા પ્રશ્ન કરે તો દોષ ટળવાનુ કારણ થાય જીવના દોષ ઘટે, ટળે તો મુક્તિ થાય

જગતની વાત જાણવી તેને શાસ્ત્રમા મુક્તિ કહી નથી પણ નિરાવરણ થાય ત્યારે મોક્ષ

પાચ વરસ થયા એક બીડી જેવુ વ્યસન તે પ્રેરણા કર્યા વિના મૂકી શકાયુ નહિ અમારો ઉપદેશ તો જેને તરત જ કરવા ઉપર વિચાર હોય તેને જ કરવો આ કાળમા ઘણા જીવ વિરાધક હોય છે અને નહીં જેવો જ સસ્કાર થાય છે

આવી વાત તો સહેજમા સમજવા જેવી છે અને સહેજ વિચાર કરે તો સમજાય એવી છે કે મન વચન કાયાના ત્રણ યોગથી રહિત જીવ છે, સહજસ્વરૂપ છે જ્યારે એ ત્રણ યોગ તે ત્યાગવાના છે ત્યારે આ બહારના પદાર્થ ઉપર જીવ કેમ આગ્રહ કરતો હશે? એ આશ્ચર્ય ઊપજે છે। જીવ જે જે કુળમાં ઊપજે છે તેનો તેનો આગ્રહ કરે છે, જોર કરે છે વૈષ્ણવને ત્યાં જન્મ લીધો હોત તો તેનો આગ્રહ થઈ જાત, જો તપામા હોય તો તપાનો આગ્રહ થઈ જાય જીવનુ સ્વરૂપ ઢુઢિયા નથી, તપા નથી, કુલ નથી, જાતિ નથી, વર્ણ નથી તેને આવી આવી માઠી કલ્પના કરી આગ્રહથી વર્તાવવો એ કેવુ અજ્ઞાન છે। જીવને લોકને સારુ દેખાડવાનું જ બહુ ગમે છે અને તેથી જીવ વૈરાગ્ય ઉપશમના માર્ગથી રોકાઈ જાય છે હાલ હવેથી અને પ્રથમ કહ્યુ છે, દુરાગ્રહ અર્થે જૈનનાં શાસ્ત્ર વાચવા નહિ. વૈરાગ્ય ઉપશમ જેમ વધે તેવુ જ કરવું એમા ( માગધી ગાથાઓમાં ) ક્યા એવી વાત છે કે આને ઢુઢિયો કે આને તપો માનવો? એની વ્યાખ્યા તેમાં હોતી જ નથી

(ત્રિભોવનને) જીવને ઉપાધિ બહુ છે આવો જોગ મનુષ્યભવ વગેરે સાધન મળ્યાં છે અને જીવ વિચાર ન કરે ત્યારે એ તે પશુના દેહમા વિચાર કરશે? ક્યા કરશે?

જીવ જ પરમાધામી ( જમ ) જેવો છે, અને જમ છે, કારણ કે નરકગતિમાં જીવ જાય છે તેનું કારણ જીવ અહીથી કરે છે

પશુની જાતિના શરીરોના દુખ પ્રત્યક્ષ જીવ જુએ છે, જરા વિચાર આવે છે અને પાછો ભૂલી જાય છે પ્રત્યક્ષ લોક જુએ છે કે આ મરી ગયો, મારે મરવુ છે, એવી પ્રત્યક્ષતા છે, તથાપિ શાસ્ત્રને વિષે પાછી તે વ્યાખ્યા દૃઢ કરવા સારુ વારવાર તે જ વાત કહી છે શાસ્ત્ર તો પરોક્ષ છે અને આ તો પ્રત્યક્ષ છે પણ જીવ પાછો ભૂલી જાય છે, તેથી તે ને તે વાત કરી છે

---

અથવા મોક્ષમાર્ગ કોઈના શાપથી અપ્રાપ્ત થતો નથી, કે કોઈના આશીર્વાદથી પ્રાપ્ત થતો નથી પુરુષાર્થ પ્રમાણે થાય છે, માટે પુરુષાર્થની જરૂર છે

---

૧૫૮ સૂત્ર, સિદ્ધાંત, શાસ્ત્રો સત્પુરુષના ઉપદેશ વિના ફળતાં નથી ફેરફાર જે છે તે વ્યવહાર માર્ગમા છે મોક્ષમાર્ગ તો ફેરફારવાળો નથી, એક જ છે તે પ્રાપ્ત કરવામાં શિથિલપણુ છે, તેનો નિષેધ કરવામા આવ્યો છે ત્યા આગળ શૂરવીરપણુ ગ્રહણ કરવા યોગ્ય છે જીવને અમૂર્છિત કરવો એ જ જરૂરનું છે

૧૫૯ વિચારવાન પુરુષે વ્યવહારના ભેદથી મૂઝાવું નહી

૧૬૦ ઉપરની ભૂમિકાવાળા નીચેની ભૂમિકાવાળાની બરોબર નથી, પરતુ નીચેની ભૂમિકાવાળાથી ઠીક છે પોતે જે વ્યવહારમાં હોય તેથી બીજાનો ઊચો વ્યવહાર જોવામા આવે તો તે ઊચા વ્યવહારનો નિષેધ કરવો નહી, કારણ કે મોક્ષમાર્ગને વિષે કશો ફેરફાર છે નહી ત્રણે કાળમાં ગમે તે ક્ષેત્રમા, એક જ સરખો જે પ્રવર્તે તે જ મોક્ષમાર્ગ

---

૧૬૧ અલ્પમા અલ્પ એવી નિવૃત્તિ કરવામા પણ જીવને ટાઢ વછૂટે છે, તો તેવી અનત પ્રવૃત્તિથી કરી જે મિથ્યાત્વ થાય છે, તેથી નિવર્તવુ એ કેટલુ દુર્ધર થઈ પડવું જોઈએ ? મિથ્યાત્વની નિવૃત્તિ તે જ 'સમ્યક્ત્વ'

૧૬૨ જીવાજીવની વિચારરૂપે પ્રતીતિ કરવામાં આવી ન હોય, અને બોલવામાત્ર જ જીવા જીવ છે, એમ કહેવું તે સમ્યક્ત્વ નથી તીર્થંકરાદિએ પણ પૂર્વે આરાધ્યું છે તેથી પ્રથમથી જ સમ્યક્ત્વ તેમને વિષે છે, પરતુ બીજાને તે કઈ અમુક કુળમા, અમુક નાતમા, કે જાતમા કે અમુક દેશમાં અવતાર લેવાથી જન્મથી જ સમ્યક્ત્વ હોય એમ નથી

૧૬૩ વિચાર વિના જ્ઞાન નહી જ્ઞાન વિના સુપ્રતીતિ એટલે સમ્યક્ત્વ નહી સમ્યક્ત્વ વિના ચારિત્ર ન આવે, અને ચારિત્ર ન આવે ત્યા સુધી કેવળજ્ઞાન ન પામે, અને જ્યા સુધી કેવળજ્ઞાન ન પામે ત્યાં સુધી મોક્ષ નથી, એમ જોવામા આવે છે

---

૧૬૪ દેવનુ વર્ણન તત્ત્વ જીવનું સ્વરૂપ

---

૧૬૫ કર્મરૂપે રહેલા પરમાણુ કેવળજ્ઞાનીને દૃશ્ય છે, તે સિવાયને માટે ચોક્કસ નિયમ હોય નહી પરમાવધિવાળાને દૃશ્ય થવા સભવે છે, અને મનઃપર્યવજ્ઞાનીને અમુક દેશે દૃશ્ય થવા સભવે છે.

---

૧૬૬ પદાર્થને વિષે અનતા ધર્મ (ગુણાદિ) રહ્યા છે તેના અનતમા ભાગે વાણીથી કહી શકાય છે. તેના અનતમા ભાગે સૂત્રમાં ગૂથી શકાય છે

---

૧૬૭ યથાપ્રવૃત્તિકરણ, અનિવૃત્તિકરણ, અપૂર્વકરણ ઉપરાત ગુંજનકરણ અને ગુણકરણ છે ગુંજનકરણને ગુણકરણથી ક્ષય કરી શકાય છે

૧૬૮ ગુંજનકરણ એટલે પ્રકૃતિને યોજવી તે આત્મગુણ જે જ્ઞાન, ને તેનાથી દર્શન, ને તેનાથી ચારિત્ર, એવા ગુણકરણથી ગુંજનકરણનો ક્ષય કરી શકાય છે અમુક અમુક પ્રકૃતિ જે આત્મગુણરોધક છે તેને ગુણકરણે કરી ક્ષય કરી શકાય છે

---

૩ જ્ઞાનાવરણનું સર્વ પ્રકારે નિરાવરણ થવુ તે 'કેવળજ્ઞાન' એટલે 'મોક્ષ', જે બુદ્ધિબળથી કહેવામા આવે છે એમ નથી, પરંતુ અનુભવગમ્ય છે

૪ બુદ્ધિબળથી નિશ્ચય કરેલો સિદ્ધાંત તેથી વિશેષ બુદ્ધિબળ અથવા તર્કથી વખતે ફરી શકે છે, પરંતુ જે વસ્તુ અનુભવગમ્ય (અનુભવસિદ્ધ) થઈ છે તે ત્રણે કાળમાં ફરી શકતી નથી

૫ હાલના સમયમા જૈનદર્શનને વિષે અવિરતિ સમ્યક્દૃષ્ટિનામા ચોથા ગુણસ્થાનથી અપ્રમત્ત-નામા સાતમા ગુણસ્થાનક સુધી આત્મઅનુભવ સ્પષ્ટ સ્વીકારેલ છે

૬ સાતમાથી સયોગીકેવળીનામા તેરમા ગુણસ્થાનક સુધીનો કાળ અંતર્મુહૂર્તનો છે તેરમાનો કાળ વખતે લાબો પણ હોય છે ત્યાં સુધી આત્મઅનુભવ પ્રતીતિરૂપ છે

૭ આ કાળને વિષે મોક્ષ નથી એમ માની જીવ મોક્ષહેતુભૂત ક્રિયા કરી શકતો નથી, અને તેવી માન્યતાને લઈને જીવનુ પ્રવર્તન બીજી જ રીતે થાય છે

૮ પાજરામા પૂરેલો સિહ પાંજરાથી પ્રત્યક્ષ જુદો છે, તોપણ બહાર નીકળવાને સામર્થ્યરહિત છે તેમ જ ઓછા આયુષના કારણથી અથવા સંઘયણાદિ અન્ય સાધનોના અભાવે આત્મારૂપી સિંહ કર્મરૂપી પાજરામાથી બહાર આવી શકતો નથી એમ માનવામાં આવે તો તે માનવુ સકારણ છે

૯ આ અસાર એવા સંસારને વિષે મુખ્ય એવી ચાર ગતિ છે, જે કર્મબંધથી પ્રાપ્ત થાય છે બંધ વિના તે ગતિ પ્રાપ્ત થતી નથી અબંધ એવુ જે મોક્ષસ્થાનક તે બંધથી થનારી એવી જે ચાર ગતિ તે રૂપ સંસારને વિષે નથી સમ્યક્ત્વ અથવા ચારિત્રથી બંધ થતો નથી એ તો ચોક્કસ છે, તો પછી ગમે તે કાળમા સમ્યક્ત્વ અથવા ચારિત્ર પામે ત્યા તે સમયે બંધ નથી, અને જ્યા બંધ નથી ત્યાં સંસાર નથી

૧૦ સમ્યક્ત્વ અને ચારિત્રમા આત્માની શુદ્ધ પરિણતિ છે, તથાપિ તે સાથે મન, વચન, શરીરના શુભ જોગ પ્રવર્તે છે તે શુભ જોગથી શુભ એવો બંધ થાય છે તે બંધને લઈને દેવાદિગતિ એવો જે સંસાર તે કરવો પડે છે પરંતુ તેથી વિપરીત જે સમ્યક્ત્વ અને ચારિત્ર જેટલે અંશે પ્રાપ્ત થાય છે તેટલે અંશે મોક્ષ પ્રગટ થાય છે, તેનું ફળ દેવાદિ ગતિ પ્રાપ્ત થઈ તે નથી દેવાદિગતિ જે પ્રાપ્ત થઈ તે ઉપર બતાવેલા મન, વચન, શરીરના શુભ જોગથી થઈ છે, અને અબંધ એવુ જે સમ્યક્ત્વ તથા ચારિત્ર પ્રગટ થયું છે તે કાયમ રહીને ફરી મનુષ્યપણુ પામી ફરી તે ભાગને જોડાઈ મોક્ષ થાય છે

૧૧ ગમે તે કાળમાં કર્મ છે, તેનો બંધ છે, અને તે બંધની નિર્જરા છે, અને સંપૂર્ણ નિર્જરા તેનું નામ 'મોક્ષ' છે.

---

૧૨ નિર્જરાના બે ભેદ છે, એક સકામ, એટલે સહેતુ (મોક્ષના હેતુભૂત) નિર્જરા અને બીજી અકામ એટલે વિપાકનિર્જરા

૧૩ અકામનિર્જરા ઔદયિક ભાવે થાય છે આ નિર્જરા જીવે અનંતી વાર કરી છે, અને તે કર્મબંધનું કારણ છે

૧૪ સકામનિર્જરા ક્ષાયોપશમિક ભાવે થાય છે જે કર્મના અબંધનું કારણ છે જેટલે અંશે સકામનિર્જરા (ક્ષાયોપશમિક ભાવે) થાય તેટલે અંશે આત્મા પ્રગટ થાય છે જો અકામ (વિપાક) નિર્જરા હોય તો તે ઔદયિક ભાવે હોય છે, અને તે કર્મબંધનું કારણ છે અહી પણ કર્મનુ નિર્જરવું થાય છે, પરંતુ આત્મા પ્રગટ થતો નથી

૧૫ અનંતી વાર ચારિત્ર પ્રાપ્ત કરવાથી જે નિર્જરા થઈ છે તે ઔદયિક ભાવે (જે ભાવ અબંધક નથી) થઈ છે, ક્ષાયોપશમિક ભાવે થઈ નથી જો તેમ થઈ હોત તો આ પ્રમાણે રખડવુ બનત નહીં

૧૬ માર્ગ બે પ્રકારે છે. એક લૌકિક માર્ગ અને બીજો લોકોત્તર માર્ગ, જે એકબીજાથી વિરુદ્ધ છે.

કાર્મણ શરીરને લઈને થાય છે કાર્મણ શરીર એ જીવનું અવલંબન છે

૧૭૭ ઉપર જણાવેલ ચાર અનુયોગનુ તથા તેના સૂક્ષ્મભાવોનું જે સ્વરૂપ, તે જીવે વારવાર વિચારવાયોગ્ય છે, જાણવા યોગ્ય છે તે પરિણામે નિર્જરાનો હેતુ થાય છે, વા નિર્જરા થાય છે ચિત્તની સ્થિરતા કરવા માટે સઘળુ કહેવામા આવ્યું છે, કારણ કે એ સૂક્ષ્મમા સૂક્ષ્મ સ્વરૂપ જીવે જો કાંઈ જાણ્યું હોય તો તેને વાસ્તે વારવાર વિચાર કરવાનું બને છે, અને તેવા વિચારથી જીવની બાહ્યવૃત્તિ નહી થતાં અંદરની અંદર વિચારતા સુધી સમાયેલી રહે છે

૧૭૮ અંતરવિચારનું સાધન ન હોય તો જીવની બાહ્યવસ્તુ ઉપર વૃત્તિ જઈ અનેક જાતના ઘાટ ઘડાય છે જીવને અવલંબન જોઈએ છે તેને નવરો બેસી રહેવાનું ઠીક પડતું નથી એવી જ ટેવ પડી ગઈ છે, તેથી જો ઉપલા પદાર્થનું જાણપણુ થયુ હોય તો તેના વિચારને લીધે સદ્દ્ચિતવૃત્તિ બહાર નીકળવાને બદલે અંદર સમાયેલી રહે છે, અને તેમ થવાથી નિર્જરા થાય છે

૧૭૯ પુદ્ગલ, પરમાણુ અને તેના પર્યાયાદિનું સૂક્ષ્મપણુ છે, તે જેટલુ વાણીગોચર થઈ શકે તેટલું કહેવામાં આવ્યુ છે તે એટલા સારુ કે એ પદાર્થો મૂર્તિમાન છે, અમૂર્તિમાન નથી મૂર્તિમાન છતાં આ પ્રમાણે સૂક્ષ્મ છે, તેના વારવાર વિચારથી સ્વરૂપ સમજાય છે, અને તે પ્રમાણે સમજાયાથી તેથી સૂક્ષ્મ અરૂપી એવો જે આત્મા તે સંબંધી જાણવાનુ કામ સહેલુ થાય છે

૧૮૦ માન અને મતાગ્રહ એ માર્ગ પામવામા આડા સ્થંભરૂપ છે તે મૂકી શકાતા નથી, અને તેથી સમજાતું નથી સમજવામા વિનયભક્તિની પહેલી જરૂર પડે છે તે ભક્તિ માન, મતાગ્રહના કારણથી આદરી શકાતી નથી

૧૮૧ (૧) વાચવુ (૨) પૂછવુ (૩) વારંવાર ફેરવવુ (૪) ચિત્તને નિશ્ચયમાં આણવું (૫) ધર્મકથા વેદાંતમા પણ શ્રવણ, મનન, નિદિધ્યાસન એમ ભેદ બતાવ્યા છે

૧૮૨ 'ઉત્તરાધ્યયન'મા ધર્મના મુખ્ય ચાર અંગ કહ્યા છે —(૧) મનુષ્યપણુ (૨) સત્પુરુષના વચનનુ શ્રવણ (૩) તેની પ્રતીતિ. (૪) ધર્મમા પ્રવર્તવુ. આ ચાર વસ્તુ દુર્લભ છે

૧૮૩ મિથ્યાત્વના બે ભેદ છે (૧) વ્યક્ત (૨) અવ્યક્ત તેના ત્રણ ભેદ પણ કર્યા છે—(૧) ઉત્કૃષ્ટ (૨) મધ્યમ (૩) જઘન્ય મિથ્યાત્વ હોય ત્યા સુધી પહેલા ગુણસ્થાનકમાથી બહાર નીકળતો નથી ઉત્કૃષ્ટ મિથ્યાત્વ હોય ત્યા સુધી તે મિથ્યાત્વ ગુણસ્થાનક ન ગણાય ગુણસ્થાનક એ જીવઆશ્રયી છે

૧૮૪ મિથ્યાત્વ વડે કરી મિથ્યાત્વ મોળુ પડે છે, અને તે કારણથી તે જરા આગળ ચાલ્યો કે તરત તે મિથ્યાત્વગુણસ્થાનકમા આવે છે

૧૮૫ ગુણસ્થાનક એ આત્માના ગુણને લઈને છે

૧૮૬ મિથ્યાત્વમાથી સાવ ખસ્યો ન હોય પણ થોડો ખસ્યો હોય તોપણ તેથી મિથ્યાત્વ મોળુ પડે છે આ મિથ્યાત્વ પણ મિથ્યાત્વે કરીને મોળુ પડે છે મિથ્યાત્વગુણસ્થાનકે પણ મિથ્યાત્વનો અંશ કષાય હોય તે અંશથી પણ મિથ્યાત્વમાથી મિથ્યાત્વગુણસ્થાનક કહેવામા આવે છે

૧૮૭ પ્રયોજનભૂત જ્ઞાનના મૂળમા, પૂર્ણ પ્રતીતિમા, તેવા જ આકારમા મળતા આવતા અન્ય માર્ગની સરખામણીના અંશે સરખાપણારૂપ પ્રતીત થવુ તે મિશ્રગુણસ્થાનક છે, પરંતુ ફલાણુ દર્શન સત્ય છે, અને ફલાણુ દર્શન પણ સત્ય છે, એવી બન્ને ઉપર સરખી પ્રતીતિ તે મિશ્ર નહીં પણ મિથ્યાત્વગુણસ્થાનક છે અમુકથી અમુક દર્શન અમુક અંશે મળતુ આવે છે, એમ કહેવામા સમ્યક્ત્વને બાધ નથી, કારણ કે ત્યા તો અમુક દર્શનની બીજા દર્શનની સરખામણીમા પહેલું દર્શન સર્વાંગે પ્રતીતિરૂપ થાય છે

ઉપરાંતનો બાકીનો આકાશ જેને કેવળજ્ઞાનીએ પોતે પણ અનંત (જેનો અંત નહીં એવા) કહેલ છે, તે અનંત આકાશનો પણ તે પ્રમાણે ગુણ હોવો જોઈએ એવું બુદ્ધિબળે નિર્ણીત કરેલું હોવું જોઈએ

(ઇ) આત્મજ્ઞાન ઉત્પન્ન થયું અથવા તો આત્મજ્ઞાન થયું, એ વાત અનુભવગમ્ય છે તે આત્મજ્ઞાન ઉત્પન્ન થવાથી આત્મઅનુભવ થવા ઉપરાંત શું શું થવું જોઈએ એમ જે કહેવામાં આવ્યું છે તે બુદ્ધિબળથી કહેલું, એમ ધારી શકાય છે

(ઈ) ઇન્દ્રિયના સંયોગથી જે કંઈ દેખવું જાણવું થાય તે જોકે અનુભવગમ્યમાં સમાય છે ખરું, પરંતુ અહીં તો અનુભવગમ્ય આત્મતત્ત્વને વિષે કહેવાનું છે, જેમાં ઇન્દ્રિયોની સહાયતા અથવા તો સંબંધની જરૂર છે નહીં, તે સિવાયની વાત છે કેવળજ્ઞાની સહજ દેખી જાણી રહ્યા છે, અર્થાત્ લોકના સર્વ પદાર્થને અનુભવ્યા છે એમ જે કહેવામાં આવે છે તેમાં ઉપયોગનો સંબંધ રહે છે, કારણ કે કેવળજ્ઞાનીના તેરમા અને ચૌદમા ગુણસ્થાનક એવા બે વિભાગ કરવામાં આવ્યા છે, તેમાં તેરમા ગુણસ્થાનકવાળા કેવળજ્ઞાનીને યોગ છે એમ સ્પષ્ટ છે, અને જ્યાં એ પ્રમાણે છે ત્યાં ઉપયોગની ખાસ રીતે જરૂર છે, અને જ્યાં ખાસ રીતે જરૂર છે ત્યાં બુદ્ધિબળ છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી, અને જ્યાં એ પ્રમાણે ઠરે છે ત્યાં અનુભવ સાથે બુદ્ધિબળ પણ ઠરે છે

(ઉ) આ પ્રમાણે ઉપયોગ ઠરવાથી આત્માને જે જડ પદાર્થ નજીક છે તેનો તો અનુભવ થાય છે, પણ જે નજીક નથી અર્થાત્ જેનો યોગ નથી તેનો અનુભવ થવો એમ કહેવું એ મુશ્કેલીવાળું છે, અને તેની સાથે છેટેના પદાર્થનો અનુભવ ગમ્ય નથી એમ કહેવાથી કહેવાતા કેવળજ્ઞાનના અર્થને વિરોધ આવે છે, તેથી ત્યાં બુદ્ધિબળથી સર્વ પદાર્થનું, સર્વ પ્રકારે, સર્વ કાળનું જ્ઞાન થાય છે એમ ઠરે છે

૨૫ એક કાળના કલ્પેલા સમય જે અનંત છે, તેને લઈને અનંતકાળ કહેવાય છે તેમાંના વર્તમાનકાળ પહેલાંના જે સમય વ્યતીત થયા છે તે ફરીથી આવવાના નથી એ વાત ન્યાયસંપન્ન છે, તે સમય અનુભવગમ્ય શી રીતે થઈ શકે એ વિચારવાનું છે

૨૬ અનુભવગમ્ય જે સમય થયા છે તેનું જે સ્વરૂપ છે તે તથા તે સ્વરૂપ સિવાય તેનું બીજું સ્વરૂપ થતું નથી, અને તે જ પ્રમાણે અનાદિ અનંત કાળના બીજા જે સમય તેનું પણ તેવું જ સ્વરૂપ છે, એમ બુદ્ધિબળથી નિર્ણીત થયેલું જણાય છે

---

૨૭ આ કાળને વિષે જ્ઞાન ક્ષીણ થયું છે, અને જ્ઞાન ક્ષીણ થવાથી મતભેદ ઘણા થયા છે જેમ જ્ઞાન ઓછું તેમ મતભેદ વધારે, અને જ્ઞાન વધુ તેમ મતભેદ ઓછા, નાણાની પેઠે જ્યાં નાણું ઘટ્યું ત્યાં કંકાસ વધારે, અને જ્યાં નાણું વધ્યું ત્યાં કંકાસ ઓછા હોય છે

૨૮ જ્ઞાન વિના સમ્યક્ત્વનો વિચાર સૂઝતો નથી મતભેદ ઉત્પન્ન નથી કરવો એવું જેના મનમાં છે તે જે જે વાંચે અથવા સાંભળે તે તે તેને ફળે છે મતભેદાદિ કારણને લઈને શ્રુતશ્રવણાદિ ફળતા નથી

---

૨૯ વાટે ચાલતા એક ફાળિયું કાંટામાં ભરાયું અને રસ્તાની મુસાફરી હજી છે, તો બની શકે તો કાંટા દૂર કરવા, પરંતુ કાંટા કાઢવાનું ન બની શકે તો તેટલા સારુ ત્યાં રોકાઈ રાત ન રહેવું; પણ ફાળિયું મૂકી દઈ ચાલી નીકળવું તેવી જ રીતે જિનમાર્ગનું સ્વરૂપ તથા તેનું રહસ્ય શું છે તે સમજ્યા વિના, અથવા તેનો વિચાર કર્યા વિના અલ્પ અલ્પ શંકાઓ માટે બેસી રહી આગળ ન વધવું તે ઉચિત નથી જિનમાર્ગ ખરી રીતે જોતાં તો જીવને કર્મક્ષય કરવાનો ઉપાય છે, પણ જીવ પોતાના મતથી ગૂંચાઈ ગયેલ છે

૧૯૮ અંશે પણ ત્યાગ કરવો તેની પ્રથમથી જ ચોકસપણે વ્યાખ્યા બાંધી, સાક્ષી રાખી ત્યાગ કરવો, તથા ત્યાગ કરવા પછી પોતાને મનગમતો અર્થ કરવો નહી

---

૧૯૯ સંસારમાં પરિભ્રમણ કરાવનાર ક્રોધ, માન, માયા, લોભની ચોકડીરૂપ કષાય છે, તેનું સ્વરૂપ પણ સમજવા યોગ્ય છે તેમાં પણ અનંતાનુબંધી જે કષાય છે તે અનંત સંસાર રખડાવનાર છે તે કષાય ક્ષય થવાનો ક્રમ સામાન્ય રીતે ક્રોધ, માન, માયા, લોભ એ પ્રમાણે છે, અને તેનો ઉદય થવાનો ક્રમ સામાન્ય રીતે માન, લોભ, માયા, ક્રોધ એ પ્રમાણે છે

૨૦૦ આ કષાયના અસંખ્યાત ભેદ છે જેવા આકારમાં કષાય તેવા આકારમાં સંસારપરિભ્રમણને માટે કર્મબંધ જીવ પાડે છે કષાયમાં મોટામાં મોટો બંધ અનંતાનુબંધી કષાયનો છે જે અંતર્મુહૂર્તમાં ચાલીશ કોડાકોડિ સાગરોપમનો બંધ પાડે છે, તે અનંતાનુબંધીનું સ્વરૂપ પણ જબરજસ્ત છે, તે એવી રીતે કે મિથ્યાત્વમોહરૂપી એક રાજાને બરાબર જાળવણીથી સૈન્યના મધ્ય ભાગમાં રાખી ક્રોધ, માન, માયા, લોભ એ ચાર તેની રક્ષા કરે છે, અને જે વખતે જેની જરૂર પડે છે તે વખતે તે વગર બોલાવ્યા મિથ્યાત્વમોહની સેવા બજાવવા મંડી પડે છે. આ ઉપરાંત નોકષાયરૂપ બીજો પરિવાર છે, તે કષાયના આગળના ભાગમાં રહી મિથ્યાત્વમોહની ચોકી ભરે છે, પરંતુ એ બીજા સઘળા ચોકિયાતો નહીં જેવા કષાયનું કામ કરે છે રખડપાટ કરાવનાર કષાય છે, અને તે કષાયમાં પણ અનંતાનુબંધી કષાયના ચાર યોદ્ધાઓ બહુ મારી નાખે છે આ ચાર યોદ્ધાઓ મધ્યેથી ક્રોધનો સ્વભાવ બીજા ત્રણ કરતાં કાંઈક ભોળો માલમ પડે છે, કારણ કે તેનું સ્વરૂપ સર્વ કરતાં વહેલું જણાઈ શકે છે એ પ્રમાણે જ્યારે જેનું સ્વરૂપ વહેલું જણાય ત્યારે તેની સાથે લડાઈ કરવામાં ક્રોધીની ખાતરી થયેથી લડવાની હિમ્મત થાય છે

---

૨૦૧ ઘનઘાતી એવા ચાર કર્મ મોહનીય, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય, જે આત્માના ગુણને આવરનારા છે, તે એક પ્રકારે ક્ષય કરવા સહેલા પણ છે વેદનીયાદિ કર્મ જે ઘનઘાતી નથી તોપણ તે એક પ્રકારે ખપાવવા આકરા છે તે એવી રીતે કે વેદનીયાદિકર્મનો ઉદય પ્રાપ્ત થાય તે ખપાવવા સારુ ભોગવવા જોઈએ, તે ન ભોગવવા એવી ઇચ્છા થાય તોપણ ત્યાં તે કામ આવતી નથી, ભોગવવા જ જોઈએ, અને જ્ઞાનાવરણીયનો ઉદય હોય તે યત્ન કરવાથી ક્ષય થાય છે ઉદાહરણ તરીકે, એક શ્લોક જે જ્ઞાનાવરણીયના ઉદયથી યાદ રહેતો ન હોય તે બે, ચાર, આઠ, સોળ, બત્રીશ, ચોસઠ, સો અર્થાત્ વધારે વાર ગોખવાથી જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ અથવા ક્ષય થઈ યાદ રહે છે, અર્થાત્ બળવાન થવાથી તે તે જ ભવમાં અમુક અંશે ખપાવી શકાય છે તેમ જ દર્શનાવરણીય કર્મના સંબંધમાં સમજવું મોહનીયકર્મ જે મહા જોરાવર તેમ ભોળું પણ છે, તે તરત ખપાવી શકાય છે જેમ તેની આવણી, વેગ આવવામાં જબ્બર છે, તેમ તે જલદીથી ખસી પણ શકે છે. મોહનીયકર્મનો તીવ્ર બંધ હોય છે, તોપણ તે પ્રદેશબંધ ન હોવાથી તત્કાળ ખપાવી શકાય છે નામ, આયુષ્યાદિ કર્મ, જેનો પ્રદેશબંધ હોય છે તે કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી પણ છેડા સુધી ભોગવવા પડે છે, જ્યારે મોહનીયાદિ ચાર કર્મ તે પહેલાં ક્ષય થાય છે

૨૦૨ 'ઘેલછા' એ ચારિત્રમોહનીયનો વિશેષ પર્યાય છે કવચિત્ હાસ્ય, કવચિત્ શોક, કવચિત્ રતિ, કવચિત્ અરતિ, કવચિત્ ભય અને કવચિત્ જુગુપ્સારૂપે તે જણાય છે કંઈ અંશે તેનો જ્ઞાનાવરણીયમાં પણ સમાસ થાય છે સ્વપ્નમાં વિશેષપણે જ્ઞાનાવરણીયના પર્યાય જણાય છે

૨૦૩ 'સંજ્ઞા' એ જ્ઞાનનો ભાગ છે પણ 'પરિગ્રહસંજ્ઞા' 'લોભપ્રકૃતિ'માં સમાય છે, 'મૈથુનસંજ્ઞા' 'વેદપ્રકૃતિ'માં સમાય છે, 'આહારસંજ્ઞા' 'વેદનીય'માં સમાય છે, અને 'ભયસંજ્ઞા' 'ભયપ્રકૃતિ'માં સમાય છે

૪૩ મોક્ષમાર્ગ કરવાળની ધાર જેવો છે, એટલે એક ધારો (એક પ્રવાહરૂપે) છે ત્રણે કાળમા એક ધારાએ એટલે એકસરખો પ્રવર્તે તેજ મોક્ષમાર્ગ,—વહેવામા ખડિત નહી તે જ મોક્ષમાર્ગ

---

૪૪ અગાઉ બે વખત કહેવામા આવ્યું છે છતા આ ત્રીજી વખત કહેવામા આવે છે કે ક્યારેય પણ બાદર અને બાહ્યક્રિયાનો નિષેધ કરવામા આવ્યો નથી, કારણ કે અમારા આત્માને વિષે તેવો ભાવ કોઈ દિવસ સ્વપ્નેય પણ ઉત્પન્ન થાય તેમ છે નહી

૪૫ રૂઢિવાળી ગાંઠ, મિથ્યાત્વ અથવા કષાયને સૂચવનારી ક્રિયાના સબધમા વખતે કોઈ પ્રસગે કાઈ કહેવામા આવ્યું હોય, તો ત્યા ક્રિયાના નિષેધઅર્થે તો નહી જ કહેવામા આવ્યુ હોય, છતા કહેવાથી બીજી રીતે સમજવામા આવ્યુ હોય, તો તેમા સમજનારે પોતાની ભૂલ થઈ છે, એમ સમજવાનું છે

૪૬ જેણે કષાયભાવનું ઉચ્છેદન કરેલુ છે તે કષાયભાવનું સેવન થાય એમ કદી પણ કરે નહી

૪૭ અમુક ક્રિયા કરવી એવુ જયા સુધી અમારા તરફથી કહેવામા નથી આવતુ ત્યા સુધી એમ સમજવું કે તે કારણસહિત છે, ને તેથી કરી ક્રિયા ન કરવી એમ ઠરતુ નથી

૪૮ હાલ અમુક ક્રિયા કરવી એમ કહેવામા જો આવે અને પાછળથી દેશકાળને અનુસરી તે ક્રિયાને બીજા આકારમા મૂકી કહેવામા આવે તો શ્રોતાના મનમા શકા આણવાનુ કારણ થાય કે, એક વખત આમ કહેવામા આવતું હતું, ને બીજી વખત આમ કહેવામા આવે છે, એવી શકાથી તેનું શ્રેય થવાને બદલે અશ્રેય થાય

---

૪૯ બારમા ગુણસ્થાનકના છેલ્લા સમય સુધી પણ જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે ચાલવાનું થાય છે તેમાં સ્વચ્છદપણું વિલય થાય છે

૫૦ સ્વચ્છદે નિવૃત્તિ કરવાથી વૃત્તિઓ શાત થતી નથી, પણ ઉન્મત્ત થાય છે, અને તેથી પડવાનો વખત આવે છે, અને જેમ જેમ આગળ ગયા પછી જો પડવાનું થાય છે, તો તેમ તેમ તેને પછાટ વધારે લાગે છે, એટલે ઘણો તે ઊડો જાય છે, અર્થાત્ પહેલામા જઈ ખૂચે છે, એટલુ જ નહી પરતુ તેને ત્યા ઘણા કાળ સુધી જોરની પછાટથી ખૂચ્યા રહેવુ પડે છે

૫૧ હજુ પણ શકા કરવી હોય તો કરવી, પણ એટલુ તો ચોકસપણે શ્રદ્ધવુ કે જીવથી માડી મોક્ષ સુધીના જે પાચ પદ (જીવ છે, તે નિત્ય છે, તે કર્મનો કર્ત્તા છે, તે કર્મનો ભોક્તા છે, મોક્ષ છે) તે છે, અને મોક્ષનો ઉપાય પણ છે, તેમા કાઈ પણ અસત્ય નથી આવો નિર્ણય કર્યા પછી તેમા તો કોઈ દિવસ શકા કરવી નહી, અને એ પ્રમાણે નિર્ણય થયા પછી ઘણુ કરીને શકા થતી નથી જો કદાચ શકા થાય તો તે દેશશકા થાય છે, ને તેનું સમાધાન થઈ શકે છે પરતુ મૂળમા એટલે જીવથી માડી મોક્ષ સુધી અથવા તેના ઉપાયમા શકા થાય તો તે દેશશકા નથી પણ સર્વશકા છે, ને તે શકાથી ઘણું કરી પડવું થાય છે, અને તે પડવુ એટલા બધા જોરમાં થાય છે કે તેની પછાટ અત્યત લાગે છે

૫૨ આ જે શ્રદ્ધા છે તે બે પ્રકારે છે. એક 'ઓઘે' અને બીજી 'વિચારપૂર્વક'

---

૫૩ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનથી જે કઈ જાણી શકાય છે તેમા અનુમાન સાથે રહે છે, પરતુ તેથી આગળ અને અનુમાન વિના શુદ્ધપણે જાણવુ એ મનપર્યવજ્ઞાનનો વિષય છે, એટલે મૂળ તો મતિ, શ્રુત, અને મન.પર્યવજ્ઞાન એક છે, પરતુ મનપર્યવમા અનુમાન વિના મતિની નિર્મલતાએ શુદ્ધ જાણી શકાય છે

થતું નથી કારણ કે આકાશના પ્રદેશની સમશ્રેણિ છે તેમ જ પદાર્થમાત્રમા અગુરુલઘુ ધર્મ છે તે ધર્મે કરીને પદાર્થ વિષમશ્રેણિએ ગમન નથી કરી શકતા

---

૨૧૪ ચક્ષુઇંદ્રિય સિવાય બીજી ઇંદ્રિયોથી જે જાણી શકાય તેનો જાણવામા સમાવેશ થાય છે

૨૧૫ ચક્ષુઇંદ્રિયથી જે દેખાય છે તે પણ જાણવુ છે જ્યા સુધી સંપૂર્ણ જાણવા દેખવામાં ના આવે ત્યાં સુધી જાણવાપણુ અધૂરુ ગણાય, કેવળજ્ઞાન ન ગણાય

૨૧૬ ત્રિકાળ અવબોધ ત્યા સંપૂર્ણ જાણવાનુ થાય છે

૨૧૭ ભાસન શબ્દમાં જાણવા અને દેખવા બંનેનો સમાવેશ થાય છે

૨૧૮ કેવળજ્ઞાન છે તે આત્મપ્રત્યક્ષ છે અથવા અતીંદ્રિય છે અંધપણું છે તે ઇંદ્રિય વડે દેખવાનો વ્યાઘાત છે તે વ્યાઘાત અતીંદ્રિયને નડવા સંભવ નથી

ચાર ઘનઘાતી કર્મ નાશ પામે ત્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય તે ચાર ઘનઘાતીમા એક દર્શનાવરણીય છે તેની ઉત્તર પ્રકૃતિમા એક ચક્ષુદર્શનાવરણીય છે તે ક્ષય થયા બાદ કેવળજ્ઞાન ઊપજે અથવા જન્માંધપણાનું કે અંધપણાનું આવરણ ક્ષય થયેથી કેવળજ્ઞાન ઊપજે

અચક્ષુદર્શન આખ સિવાયની બીજી ઇંદ્રિયો અને મનથી થાય છે તેનું પણ જ્યાં સુધી આવરણ હોય ત્યા સુધી કેવળજ્ઞાન ઊપજતું નથી તેથી જેમ ચક્ષુને માટે છે તેમ બીજી ઇંદ્રિયોને માટે પણ જણાય છે

૨૧૯ જ્ઞાન બે પ્રકારે બતાવવામા આવ્યું છે આત્મા ઇંદ્રિયોની સહાય વિના સ્વતંત્રપણે જાણે દેખે તે આત્મપ્રત્યક્ષ આત્મા ઇંદ્રિયોની સહાય વડે કરી એટલે આખ, કાન, જીહ્વાદિક વડે જાણે દેખે તે ઇંદ્રિયપ્રત્યક્ષ છે વ્યાઘાત અને આવરણના કારણને લઈને ઇંદ્રિયપ્રત્યક્ષ ન હોય તેથી આત્મપ્રત્યક્ષને બાધ નથી જ્યારે આત્માને પ્રત્યક્ષ થાય છે ત્યારે ઇંદ્રિયપ્રત્યક્ષ સ્વયમેવ થાય છે, અર્થાત્ ઇંદ્રિયપ્રત્યક્ષનું જે આવરણ તે દૂર થયે જ આત્મપ્રત્યક્ષ છે

---

૨૨૦ આજ સુધી અસ્તિત્વ ભાસ્યું નથી અસ્તિત્વ ભાસ થવાથી સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે અસ્તિત્વ એ સમ્યક્ત્વનું અંગ છે અસ્તિત્વ જો એક વખત પણ ભાસે તો તે દૃષ્ટિની માફક નજરાય છે, અને નજરાયાથી આત્મા ત્યાથી ખસી શકતો નથી જો આગળ વધે તોપણ પગ પાછા પડે છે, અર્થાત્ પ્રકૃતિ જોર આપતી નથી એક વખત સમ્યક્ત્વ આવ્યા પછી તે પડે તો પાછો ઠેકાણે આવે છે એમ થવાનું મૂળ કારણ અસ્તિત્વ ભાસ્યું છે તે છે

જો કદાચ અસ્તિત્વની વાત કહેવામા આવતી હોય તોપણ તે બોલવામાત્ર છે, કારણ કે ખરેખર અસ્તિત્વ ભાસ્યું નથી

૨૨૧ જેણે વડનુ વૃક્ષ જોયુ ના હોય તેવાને જો એમ કહેવામા આવે કે આ રાઈના દાણા જેવડા વડના બીજમાથી આશરે એક માઈલના વિસ્તારમા સમાય એવુ મોટુ ઝાડ થઈ શકે છે તો તે વાત તેના માનવામા ન આવતા કહેનારને ઊલટારૂપમા લઈ જાય છે પણ જેણે વડનુ વૃક્ષ જોયુ છે અને આ વાતનો અનુભવ છે તેને વડના બીજમા ડાળ, મૂળ, પાન, શાખા, ફળ, ફૂલાદિવાળુ મોટુ વૃક્ષ સમાયુ છે એ વાત માનવામા આવે છે, પ્રતીત થાય છે પુદ્ગલ જે રૂપી પદાર્થ છે, મૂર્તિમંત છે તેના એક સ્કંધના એક ભાગમા અનંતા ભાગ છે એ વાત પ્રત્યક્ષ હોવાથી માનવામાં આવે છે, પણ તેટલા જ ભાગમા જીવ અરૂપી, અમૂર્તિમંત હોવાથી વધારે સમાઈ શકે છે પણ ત્યા અનંતાને બદલે અસંખ્યાતા કહેવામા આવે તોપણ માનવામા આવતું નથી, એ આશ્ચર્યકારક વાત છે.

પ્રકાશવું થયું છે, તેમા કઈ હેતુ સમાય છે કે શી રીતે ? અને સમાય છે તો શુ ? તે વિષે વિચાર કરવાથી સાત કારણો તેમા સમાયેલા છે, એમ માલૂમ પડે છે સદ્‌ભૂતાર્થપ્રકાશ, તેનો વિચાર, તેની પ્રતીતિ, જીવસરક્ષણ, વગેરે તે સાતે હેતુનું ફળ મોક્ષની પ્રાપ્તિ થાય તે છે તેમ જ મોક્ષની પ્રાપ્તિનો જે માર્ગ તે આ હેતુથી સુપ્રતીતરૂપ થાય છે

---

૬૩ કર્મ અનત પ્રકારના છે તેમા મુખ્ય ૧૫૮ છે તેમા મુખ્ય આઠ કર્મપ્રકૃતિ વર્ણવવામા આવી છે આ બધા કર્મમા મુખ્ય, પ્રાધાન્ય એવુ મોહનીય છે, જેનુ સામર્થ્ય બીજા કરતા અત્યત છે, અને તેની સ્થિતિ પણ સર્વ કરતા વધારે છે

૬૪ આઠ કર્મમા ચાર ઘનઘાતી છે તે ચારમા પણ મોહનીય અત્યત પ્રબળપણે ઘનઘાતી છે મોહનીયકર્મ સિવાય સાત કર્મ છે, તે મોહનીયકર્મના પ્રતાપથી પ્રબળપણે થાય છે જો મોહનીય ખસે તો બીજા નિર્બળ થઈ જાય છે મોહનીય ખસવાથી બીજા ઓનો પગ ટકી શકતો નથી

૬૫ કર્મબધના ચાર પ્રકાર છે પ્રકૃતિબધ, પ્રદેશબધ, સ્થિતિબધ, અને રસબધ, તેમા પ્રદેશ, સ્થિતિ અને રસ એ ત્રણ બધના સરવાળાનુ નામ પ્રકૃતિ આપવામા આવ્યું છે પ્રદેશબધ છે તે આત્માના પ્રદેશની સાથે પુદ્‌ગલનો જમાવ અર્થાત્ જોડાણ છે, ત્યા તેનુ પ્રબળપણુ હોતું નથી, તે ખેરવવા ચાહે તો ખરી શકે તેમ છે મોહને લઈને સ્થિતિ તથા રસનો બધ પડે છે, અને તે સ્થિતિ તથા રસનો બધ છે તે જીવ ફેરવવા ધારે તો ફરી જ શકે એમ બનવુ અશકય છે આવુ મોહને લઈને એ સ્થિતિ તથા રસનું પ્રબળપણુ છે

---

૬૬ સમ્યક્‌ત્વ અન્યોક્ત રીતે પોતાનું દૂષણ બતાવે છે —'મને ગ્રહણ કરવાથી ગ્રહણ કરનારની ઇચ્છા ન થાય તોપણ મારે તેને પરાણે મોક્ષે લઈ જવો પડે છે, માટે મને ગ્રહણ કરવા પહેલા એ વિચાર કરવો કે મોક્ષે જવાની ઇચ્છા ફેરવવી હશે તોપણ કામ આવવાની નથી, મને ગ્રહણ કરવા પછી નવમે સમયે તો મારે તેને મોક્ષે પહોચાડવો જોઈએ ગ્રહણ કરનાર કદાચ શિથિલ થઈ જાય તોપણ બને તો તે જ ભવે, અને ન બને તો વધારેમા વધારે ૧૫ દર ભવે મારે તેને મોક્ષે પહોચાડવો જોઈએ કદાચ મને છોડી દઈ મારાથી વિરુદ્ધ આચરણ કરે અથવા પ્રબળમા પ્રબળ એવા મોહને ધારણ કરે તોપણ અર્ધપુદ્‌ગલપરાવર્તનની અદર મારે તેને મોક્ષે પહોચાડવો એ મારી પ્રતિજ્ઞા છે'। અર્થાત્ અહી સમ્યક્‌ત્વની મહત્તા બતાવી છે.

---

૬૭ સમ્યક્‌ત્વ કેવળજ્ઞાનને કહે છે —'હુ જીવને મોક્ષે પહોચાડુ એટલે સુધી કાર્ય કરી શકુ છુ, અને તું પણ તે જ કાર્ય કરે છે તુ તેથી કાઈ વિશેષ કાર્ય કરી શકતુ નથી, તો પછી તારા કરતા મારામા ન્યૂનતા શાની ? એટલુ જ નહી, પરતુ તને પામવામા મારી જરૂર રહે છે'

૬૮ ગ્રથાદિ વાચવાનું શરૂ કરતા પ્રથમ મગળાચરણ કરવું અને તે ગ્રથ ફરીથી વાચતા અથવા ગમે તે ભાગથી તે વાચવાનુ શરૂ કરતા પ્રથમ મગળાચરણ કરવુ એવી શાસ્ત્રપદ્ધતિ છે તેનું મુખ્ય કારણ એ છે કે બાહ્યવૃત્તિમાથી આત્મવૃત્તિ કરવી છે, માટે તેમ કરવામા પ્રથમ શાતપણુ કરવાની જરૂર છે, અને તે પ્રમાણે પ્રથમ મગળાચરણ કરવાથી શાતપણુ પ્રવેશ કરે છે વાચવાનો અનુક્રમ જે હોય તે બનતા સુધી ન જ તોડવો જોઈએ, તેમા જ્ઞાનીનો દાખલો લેવા જરૂર નથી

---

૬૯ આત્મઅનુભવગમ્ય અથવા આત્મજનિત સુખ અને મોક્ષ સુખ તે એક જ છે માત્ર શબ્દ જુદા છે

૭૦ કેવળજ્ઞાની શરીરને લઈને નથી કે બીજાના શરીર કરતા તેમનું શરીર તફાવતવાળુ જોવામાં

[૮૬૪]

# ૯૫૯

## શ્રી

# વ્યાખ્યાનસાર — ૨

[૮૬૪-૧] ૧* મોરબી, અસાડ સુદ ૪, ૧૯૫૬

૧ જ્ઞાન વૈરાગ્ય સાથે અને વૈરાગ્ય જ્ઞાન સાથે હોય છે, એકલા ન હોય

૨ વૈરાગ્ય શૃંગાર સાથે ન હોય, અને શૃંગાર સાથે વૈરાગ્ય ન હોય

૩ વીતરાગવચનની અસરથી ઇન્દ્રિયસુખ નીરસ ન લાગ્યા તો જ્ઞાનીનાં વચનો કાને પડ્યા જ નથી, એમ સમજવું

૪ જ્ઞાનીના વચનો વિષયનું વમન, વિરેચન કરાવનારાં છે

૫ છદ્મસ્થ એટલે આવરણયુક્ત

૬ શૈલેશીકરણ = શૈલ = પર્વત + ઈશ = મોટા, એટલે પર્વતોમા મોટા મેરુ જેવા અકંપ ગુણવાળા

૭ અકંપ ગુણવાળા = મન, વચન, કાયાના યોગની સ્થિરતાવાળા

૮ મોક્ષમા આત્માના અનુભવનો જો નાશ થતો હોય તો તે મોક્ષ શા કામનો ?

૯ આત્માનો ઊર્ધ્વ સ્વભાવ છે તે પ્રમાણે પ્રથમ ઊંચો જાય અને વખતે સિદ્ધશિલાએ ભટકાય, પણ કર્મરૂપી બોજો હોવાથી નીચે આવે જેમ ડૂબેલો માણસ ઉછાળાથી એક વખત ઉપર આવે છે તેમ

---

* સં ૧૯૫૬ના અસાડ-શ્રાવણમા શ્રીમદ્‌ની મોરબીમાં સ્થિતિ હતી તે પ્રસંગે વખતોવખત કરેલ ઉપદેશનો સાર તથા પુછાયેલા પ્રશ્નોના સમાધાનની સંક્ષિપ્ત નોધ એક મુમુક્ષુ શ્રોતાએ કરેલ તે અત્રે આપીએ છીએ.

૮૦ અમુક આચાર્ય એમ કહે છે કે દિગમ્બરના આચાર્યે એમ સ્વીકાર્યું છે કે.—'જીવનો મોક્ષ થતો નથી, પરંતુ મોક્ષ સમજાય છે, તે એવી રીતે કે જીવ શુદ્ધસ્વરૂપી છે, તેને બંધ થયો નથી તો પછી મોક્ષ થવાપણું ક્યા રહે છે? પરંતુ તેણે માનેલું છે કે 'હું બંધાણો છું' તે માનવાપણું વિચાર-વડીએ કરી સમજાય છે કે મને બંધન નથી, માત્ર માન્યું હતું, તે માનવાપણું શુદ્ધ સ્વરૂપ સમજાયાથી રહેતું નથી, અર્થાત્ મોક્ષ સમજાય છે' આ વાત 'શુદ્ધનય'ની અથવા 'નિશ્ચયનય'ની છે પર્યાયાર્થી નયવાળાઓ એ નયને વળગી આચરણ કરે તો તેને રખડી મરવાનું છે

---

૮૧ 'ઠાણાંગસૂત્ર'મા કહેવામાં આવ્યું છે કે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ પદાર્થ સદ્‌ભાવ છે, એટલે તેના ભાવ છતા છે, કલ્પવામા આવ્યા છે એમ નથી

---

૮૨ વેદાંત છે તે શુદ્ધનયઆભાસી છે શુદ્ધનયઆભાસમતવાળા 'નિશ્ચયનય' સિવાય બીજા નયને એટલે 'વ્યવહારનય'ને ગ્રહણ કરતા નથી જિન અનેકાંતિક છે, અર્થાત્ તે સ્યાદ્વાદી છે

---

૮૩ કોઈ નવ તત્ત્વની, કોઈ સાત તત્ત્વની, કોઈ ષડ્‌દ્રવ્યની, કોઈ ષડ્‌પદની, કોઈ બે રાશિની વાત કહે છે, પરંતુ તે સઘળું જીવ, અજીવ એવી બે રાશિ અથવા એ બે તત્ત્વ અર્થાત્ દ્રવ્યમા સમાય છે

---

૮૪ નિગોદમા અનંતા જીવ રહ્યા છે, એ વાતમાં તેમ જ કંદમૂળમાં સોયની અણી ઉપર રહે તેટલા નાના ભાગમા અનંતા જીવ રહ્યા છે, તે વાતમા આશંકા કરવાપણું છે નહી જ્ઞાનીએ જેવું સ્વરૂપ દીઠું છે તેવું જ કહ્યું છે આ જીવ જે સ્થૂળદેહપ્રમાણ થઈ રહ્યો છે અને જેને પોતાના સ્વરૂપનું હજુ જાણપણું નથી થયું તેને એવી ઝીણી વાત સમજવામા ન આવે તે વાત ખરી છે, પરંતુ તેને આશંકા કરવાનું કારણ નથી તે આ રીતે —

ચોમાસાના વખતમાં એક ગામના પાદરમાં તપાસીએ તો ઘણી લીલોતરી જોવામાં આવે છે, અને તેવી થોડી લીલોતરીમા અનંતા જીવો છે, તો એવા ઘણા ગામનો વિચાર કરીએ, તો જીવની સંખ્યાના પ્રમાણ વિષે અનુભવ નથી થયો છતા બુદ્ધિબળથી વિચાર કરતા અનંતપણું સંભાવી શકાય છે કંદમૂળ આદિમા અનંતપણું સંભવે છે બીજી લીલોતરીમા અનંતપણું સંભવતું નથી, પરંતુ કંદમૂળમા અનંતપણું ઘટે છે કંદમૂળનો અમુક થોડો ભાગ જો વાવવામા આવે તો તે ઊગે છે, તે કારણથી પણ ત્યા જીવનું વિશેષપણું ઘટે છે, તથાપિ જો પ્રતીતિ ન થતી હોય તો આત્માનુભવ કરવો, આત્માનુભવ થવાથી પ્રતીતિ થાય છે જ્યાં સુધી આત્માનુભવ નથી થતો, ત્યા સુધી તે પ્રતીતિ થવી મુશ્કેલ છે, માટે જો તેની પ્રતીતિ કરવી હોય તો પ્રથમ આત્માના અનુભવી થવું

---

૮૫ જ્યા સુધી જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ નથી થયો, ત્યાં સુધી સમ્યક્‌ત્વની પ્રાપ્તિ થવાની ઇચ્છા રાખનારે તે વાતની પ્રતીતિ રાખી આજ્ઞાનુસાર વર્તન કરવું

---

૮૬ જીવમા સંકોચ વિસ્તારની શક્તિરૂપ ગુણ રહે છે તે કારણથી તે નાનામોટા શરીરમા દેહ-પ્રમાણ સ્થિતિ કરી રહે છે આ જ કારણથી જ્યા થોડા અવકાશને વિષે પણ સંકોચપણું વિશેષપણે કરી શકે છે ત્યાં જીવો તેમ કરી રહેલા છે

૮૭ જેમ જેમ જીવ કર્મપુદ્‌ગલ વધારે ગ્રહણ કરે છે, તેમ તેમ તે વધારે નિબિડ થઈ નાના દેહને વિષે રહે છે

૯ જીવ જે ભવની આયુષપ્રકૃતિ ભોગવે છે તે આખા ભવની એક જ બંધપ્રકૃતિ છે તે બંધ પ્રકૃતિનો ઉદય આયુષની શરૂઆત થઈ ત્યારથી ગણાય આ કારણથી તે ભવની આયુષપ્રકૃતિ ઉદયમા છે તેમા સંક્રમણ, ઉત્કર્ષ, અપકર્ષાદિ થઈ શકતા નથી

૧૦ આયુષ્યકર્મની પ્રકૃતિ બીજા ભવમાં ભોગવાતી નથી

૧૧ ગતિ, જાતિ, સ્થિતિ, સંબંધ, અવગાહ (શરીરપ્રમાણ) અને રસ અમુક જીવે અમુક પ્રમાણમાં ભોગવવાં તેનો આધાર આયુષ્યકર્મ ઉપર છે જેમ કે, એક માણસની સો વર્ષની આયુઃકર્મ પ્રકૃતિનો ઉદય વર્તે છે, તેમાંથી તે એંસીમે વર્ષે અધૂરે આયુષે મરણ પામે તો બાકીનાં વીશ વર્ષ કયાં અને શી રીતે ભોગવાય ? બીજા ભવમા ગતિ, જાતિ, સ્થિતિ, સંબંધાદિ નવેસરથી છે, એકાશીમા વર્ષથી નથી, તેથી કરીને આયુષઉદયપ્રકૃતિ અધવચથી ત્રુટી શકે નહી જે જે પ્રકારે બંધ પડયો હોય, તે તે પ્રકારે ઉદયમા આવવાથી કોઈની નજરમા કદાચ આયુષ ત્રુટવાનુ આવે, પરંતુ તેમ બની શકતું નથી

૧૨ સંક્રમણ, અપકર્ષ, ઉત્કર્ષાદિ કરણનો નિયમ આયુઃકર્મવર્ગણા સત્તામાં હોય ત્યા સુધી લાગુ થઈ શકે, પણ ઉદયની શરૂઆત થયા પછી લાગુ થઈ શકે નહી

૧૩ આયુ કર્મ પૃથ્વી સમાન છે, અને બીજા કર્મો ઝાડ સમાન છે (જો પૃથ્વી હોય તો ઝાડ હોય)

૧૪ આયુષના બે પ્રકાર છે — (૧) સોપક્રમ અને (૨) નિરુપક્રમ આમાથી જે પ્રકારનું બાંધ્યું હોય તે પ્રકારનું ભોગવાય છે

૧૫ ઉપશમ સમ્યક્ત્વ ક્ષયોપશમ થઈ ક્ષાયિક થાય; કારણ કે ઉપશમમા જે પ્રકૃતિઓ સત્તામા છે તે ઉદય આવી ક્ષય થાય

૧૬ ચક્ષુ બે પ્રકારે .— (૧) જ્ઞાનચક્ષુ અને (૨) ચર્મચક્ષુ જેમ ચર્મચક્ષુ વડે એક વસ્તુ જે સ્વરૂપે દેખાય છે તે વસ્તુ દૂરબીન તથા સૂક્ષ્મદર્શકાદિ યંત્રોથી જુદા જ સ્વરૂપે દેખાય છે, તેમ ચર્મચક્ષુ વડે જે સ્વરૂપે દેખાય છે તે જ્ઞાનચક્ષુવડે કોઈ જુદા જ સ્વરૂપે દેખાય, ને તેમ કહેવામા આવે તે આપણે પોતાના ડહાપણે, અહં પણે ન માનવુ તે યોગ્ય નથી

---

[૮૯૪-૪] ૪ મોરબી, અષાડ સુદ ૭, બુધ, ૧૯૫૬

૧ શ્રીમાન કુંદકુંદાચાર્યે અષ્ટપાહુડ (અષ્ટપ્રાભૃત) રચેલ છે પ્રાભૃતભેદ.— દર્શનપ્રાભૃત, જ્ઞાનપ્રાભૃત, ચારિત્રપ્રાભૃત, ભાવપ્રાભૃત, ઇત્યાદિ દર્શનપ્રાભૃતમા જિનભાવનું સ્વરૂપ બતાવ્યું છે

શાસ્ત્રકર્તા કહે છે કે અન્યભાવો અમે, તમે અને દેવાધિદેવ સુધ્ધાંએ પૂર્વે ભાવ્યા છે, અને તેથી કાર્ય સર્યું નથી, એટલા માટે જિનભાવ ભાવવાની જરૂર છે જે જિનભાવ શાંત છે, આત્માનો ધર્મ છે, અને તે ભાવ્યેથી જ મુક્તિ થાય છે

૨ ચારિત્રપ્રાભૃત

૩ દ્રવ્ય અને તેના પર્યાય માનવામા નથી આવતા ત્યા વિકલ્પ થવાથો ગૂંચવાઈ જવું થાય છે પર્યાય નથી માનેલા તેનું કારણ તેટલે અંશે નહી પહોચવાનુ છે.

૪ દ્રવ્યના પર્યાય છે એમ સ્વીકારવામાં આવે છે ત્યા દ્રવ્યનું સ્વરૂપ સમજવામા વિકલ્પ રહેતો હોવાથી ગૂંચવાઈ જવું થાય છે, અને તેથી જ રખડવુ થાય છે

૫ સિદ્ધપદ એ દ્રવ્ય નથી, પણ આત્માનો એક શુદ્ધ પર્યાય છે તે પહેલા મનુષ્ય વા દેવ હતો ત્યારે તે પર્યાય હતો, એમ દ્રવ્ય શાશ્વત રહી પર્યાયાંતર થાય છે

૬ શાન્તપણુ પ્રાપ્ત કરવાથી જ્ઞાન વધે છે

બંધ શી રીતે થાય છે?' 'તે બંધ કેવી રીતે નિવૃત્ત થાય?' અને 'તે બંધથી નિવૃત્ત થવું એ મોક્ષ છે' એ આદિ સંબંધી વારંવાર, અને ક્ષણેક્ષણે વિચાર કરવો યોગ્ય છે, અને એ પ્રમાણે વારંવાર વિચાર કરવાથી વિચાર વૃદ્ધિને પામે છે, ને તેને લીધે નિજસ્વરૂપનો અંશેઅંશે અનુભવ થાય છે જેમ જેમ નિજસ્વરૂપનો અનુભવ થાય છે, તેમ તેમ દ્રવ્યનું જે અચિંત્ય સામર્થ્ય તે તેના અનુભવમાં આવતું જાય છે તેને લઈને ઉપર બતાવેલી એવી જે શંકાઓ (જેવી કે, થોડા આકાશમાં અનંત જીવનું સમાવું, અથવા અનંત પુદ્ગલ પરમાણુનું સમાવું)નું કરવાપણું રહેતું નથી, અને તે યથાર્થ છે એમ સમજાય છે તે છતાં પણ જો માનવામાં ન આવતું હોય તો અથવા શંકા કરવાનું કારણ રહેતું હોય તો જ્ઞાની કહે છે કે ઉપર બતાવેલો પુરુષાર્થ કરવામાં આવ્યેથી અનુભવસિદ્ધ થશે.

---

૯૪ જીવ કર્મબંધ જે કરે છે, તે દેહસ્થિત રહેલો જે આકાશ તેને વિષે રહેલાં જે સૂક્ષ્મ પુદ્ગલ તેમાંથી ગ્રહીને કરે છે બહારથી લઈ કર્મ બાંધતો નથી

૯૫ આકાશમાં ચૌદ રાજલોકને વિષે સદા પુદ્ગલ પરમાણુ ભરપૂર છે, તે જ પ્રમાણે શરીરને વિષે રહેલો જે આકાશ ત્યાં પણ સૂક્ષ્મ પુદ્ગલ પરમાણુનો સમૂહ ભરપૂર છે ત્યાંથી સૂક્ષ્મ પુદ્ગલ જીવ ગ્રહી, કર્મબંધ પાડે છે

૯૬ એવી આશંકા કરવામાં આવે કે શરીરથી લાંબે (દૂર) એટલે ઘણે છેટે એવા કોઈ કોઈ પદાર્થ પ્રત્યે જીવ રાગદ્વેષ કરે તો તે ત્યાંના પુદ્ગલ ગ્રહી બંધ બાંધે છે કે શી રીતે? તેનું સમાધાન એમ થાય છે કે તે રાગદ્વેષરૂપ પરિણતિ તો આત્માની વિભાવરૂપ પરિણતિ છે, અને તે પરિણતિ કરનાર આત્મા છે, અને તે શરીરને વિષે રહી કરે છે, માટે ત્યાં આગળ એટલે શરીરને વિષે રહેલો એવો જે આત્મા, તે જે ક્ષેત્રે છે તે ક્ષેત્રે રહેલાં એવા જે પુદ્ગલ પરમાણુ તેને ગ્રહીને બાંધે છે બહાર ગ્રહવા જતો નથી

---

૯૭ યશ, અપયશ, કીર્તિ જે નામકર્મ છે તે નામકર્મસંબંધ જે શરીરને લઈને છે તે શરીર રહે છે ત્યાં સુધી ચાલે છે, ત્યાંથી આગળ ચાલતા નથી જીવ સિદ્ધપણાને પ્રાપ્ત થાય, અથવા વિરતિપણું પામે ત્યારે તે સંબંધ રહેતો નથી સિદ્ધપણાને વિષે એક આત્મા સિવાય બીજું કંઈ નથી, અને નામકર્મ એ એક જાતનું કર્મ છે, તો ત્યાં યશ અપયશ આદિનો સંબંધ શી રીતે ઘટે? અવિરતિપણાથી જે કંઈ પાપક્રિયા થાય છે તે પાપ ચાલ્યું આવે છે

૯૮ 'વિરતિ' એટલે 'મુકાવું', અથવા રતિથી વિરુદ્ધ, એટલે રતિ નહીં તે અવિરતિમાં ત્રણ શબ્દનો સંબંધ છે અ+વિ+રતિ=અ=નહીં+વિ=વિરુદ્ધ+રતિ=પ્રીતિ, એટલે પ્રીતિ વિરુદ્ધ નહીં તે 'અવિરતિ' છે તે અવિરતિપણું બાર પ્રકારનું છે

૯૯ પાંચ ઇંદ્રિય, અને છઠ્ઠું મન તથા પાંચ સ્થાવર જીવ, અને એક ત્રસ જીવ મળી કુલ તેના બાર પ્રકાર છે

૧૦૦ એવો સિદ્ધાંત છે કે કૃતિ વિના જીવને પાપ લાગતું નથી. તે કૃતિની જ્યાં સુધી વિરતિ કરી નથી ત્યાં સુધી અવિરતિપણાનું પાપ લાગે છે સમસ્ત એવા ચૌદ રાજલોકમાંથી તેની પાપક્રિયા ચાલી આવે છે

૧૦૧ કોઈ જીવ કંઈ પદાર્થ યોજી મરણ પામે, અને તે પદાર્થની યોજના એવા પ્રકારની હોય કે તે યોજેલો પદાર્થ જ્યાં સુધી રહે, ત્યાં સુધી તેનાથી પાપક્રિયા થયા કરે, તો ત્યાં સુધી તે જીવને અવિરતિપણાની પાપક્રિયા ચાલી આવે છે, જોકે જીવે બીજો પર્યાય ધારણ કર્યાથી અગાઉના પર્યાય સમયે જે જે પદાર્થની યોજના કરેલી છે તેની તેને ખબર નથી તોપણ, તથા હાલના પર્યાયને

૯ જીવ જે ભવની આયુષપ્રકૃતિ ભોગવે છે તે આખા ભવની એક જ બંધપ્રકૃતિ છે તે બંધ પ્રકૃતિનો ઉદય આયુષની શરૂઆત થઈ ત્યારથી ગણાય આ કારણથી તે ભવની આયુષપ્રકૃતિ ઉદયમા છે તેમાં સંક્રમણ, ઉત્કર્ષ, અપકર્ષાદિ થઈ શકતાં નથી

૧૦ આયુષ્યકર્મની પ્રકૃતિ બીજા ભવમાં ભોગવાતી નથી

૧૧ ગતિ, જાતિ, સ્થિતિ, સંબંધ, અવગાહ (શરીરપ્રમાણ) અને રસ અમુક જીવે અમુક પ્રમાણમા ભોગવવા તેનો આધાર આયુષ્યકર્મ ઉપર છે જેમ કે, એક માણસની સો વર્ષની આયુઃકર્મ પ્રકૃતિનો ઉદય વર્તે છે, તેમાંથી તે એંસીમે વર્ષે અધૂરે આયુષે મરણ પામે તો બાકીનાં વીશ વર્ષ ક્યાં અને શી રીતે ભોગવાય ? બીજા ભવમા ગતિ, જાતિ, સ્થિતિ, સંબંધાદિ નવેસરથી છે, એકાશીમા વર્ષથી નથી, તેથી કરીને આયુષઉદયપ્રકૃતિ અધવચથી ત્રુટી શકે નહી જે જે પ્રકારે બંધ પડયો હોય, તે તે પ્રકારે ઉદયમાં આવવાથી કોઇની નજરમા કદાચ આયુષ ત્રુટવાનું આવે, પરંતુ તેમ બની શકતું નથી

૧૨ સંક્રમણ, અપકર્ષ, ઉત્કર્ષાદિ કરણનો નિયમ આયુઃકર્મવર્ગણા સત્તામાં હોય ત્યાં સુધી લાગુ થઈ શકે, પણ ઉદયની શરૂઆત થયા પછી લાગુ થઈ શકે નહી

૧૩ આયુ કર્મ પૃથ્વી સમાન છે, અને બીજા કર્મો ઝાડ સમાન છે (જો પૃથ્વી હોય તો ઝાડ હોય)

૧૪ આયુષના બે પ્રકાર છે —(૧) સોપક્રમ અને (૨) નિરુપક્રમ આમાથી જે પ્રકારનું બાંધ્યું હોય તે પ્રકારનું ભોગવાય છે

૧૫ ઉપશમ સમ્યક્ત્વ ક્ષયોપશમ થઈ ક્ષાયિક થાય, કારણ કે ઉપશમમાં જે પ્રકૃતિઓ સત્તામાં છે તે ઉદય આવી ક્ષય થાય

૧૬ ચક્ષુ બે પ્રકારે —(૧) જ્ઞાનચક્ષુ અને (૨) ચર્મચક્ષુ જેમ ચર્મચક્ષુ વડે એક વસ્તુ જે સ્વરૂપે દેખાય છે તે વસ્તુ દૂરબીન તથા સૂક્ષ્મદર્શકાદિ યંત્રોથી જુદા જ સ્વરૂપે દેખાય છે, તેમ ચર્મચક્ષુ વડે જે સ્વરૂપે દેખાય છે તે જ્ઞાનચક્ષુવડે કોઈ જુદા જ સ્વરૂપે દેખાય, ને તેમ કહેવામા આવે તે આપણે પોતાના ડહાપણે, અહં પણે ન માનવુ તે યોગ્ય નથી

---

[૮૯૪-૪] ૪ મોરબી, અષાડ સુદ ૭, બુધ, ૧૯૫૬

૧ શ્રીમાન કુંદકુંદાચાર્યે અષ્ટપાહુડ (અષ્ટપ્રાભૃત) રચેલ છે પ્રાભૃતભેદ —દર્શનપ્રાભૃત, જ્ઞાનપ્રાભૃત, ચારિત્રપ્રાભૃત, ભાવપ્રાભૃત, ઇત્યાદિ દર્શનપ્રાભૃતમા જિનભાવનું સ્વરૂપ બતાવ્યું છે

શાસ્ત્રકર્ત્તા કહે છે કે અન્યભાવો અમે, તમે અને દેવાધિદેવ સુધ્ધાંએ પૂર્વે ભાવ્યા છે, અને તેથી કાર્ય સર્યું નથી, એટલા માટે જિનભાવ ભાવવાની જરૂર છે જે જિનભાવ શાંત છે, આત્માનો ધર્મ છે, અને તે ભાવ્યેથી જ મુક્તિ થાય છે

૨ ચારિત્રપ્રાભૃત

૩ દ્રવ્ય અને તેના પર્યાય માનવામા નથી આવતા ત્યા વિકલ્પ થવાથી ગૂંચવાઈ જવું થાય છે પર્યાય નથી માનેલા તેનું કારણ તેટલે અંશે નહી પહોચવાનુ છે.

૪ દ્રવ્યના પર્યાય છે એમ સ્વીકારવામાં આવે છે ત્યા દ્રવ્યનું સ્વરૂપ સમજવામા વિકલ્પ રહેતો હોવાથી ગૂંચવાઈ જવું થાય છે, અને તેથી જ રખડવુ થાય છે

૫ સિદ્ધપદ એ દ્રવ્ય નથી, પણ આત્માનો એક શુદ્ધ પર્યાય છે તે પહેલા મનુષ્ય વા દેવ હતો ત્યારે તે પર્યાય હતો, એમ દ્રવ્ય શાશ્વત રહી પર્યાયાંતર થાય છે

૬ શાન્તપણુ પ્રાપ્ત કરવાથી જ્ઞાન વધે છે

રાશિ નામના બે સમૂહ છે તેમાથી પાંચ સ્થાવરકાય અને છઠ્ઠી ત્રસકાય મળી જીવરાશિની વિરતિ થઈ, પરંતુ લોકમા રખડાવનાર એટલે અજીવરાશિ જે જીવથી પર છે તે પ્રત્યે પ્રીતિ તેનુ નિવૃત્તિપણુ આમાં આવતું નથી, ત્યા સુધી વિરતિ શી રીતે ગણી શકાય ? તેનુ સમાધાન :— પાચ ઇન્દ્રિય અને છઠ્ઠા મનથી જે વિરતિ કરવી છે તેનુ જે વિરતિપણુ છે તેમા અજીવરાશિની વિરતિ આવી જાય છે

---

૧૦૯ પૂર્વે જ્ઞાનીની વાણી આ જીવે નિશ્ચયપણે કદી સાંભળી નથી અથવા તે વાણી સમ્યક્-પ્રકારે માથે ચડાવી નથી, એમ સર્વદર્શીએ કહ્યુ છે

૧૧૦ સદ્ગુરુઉપદિષ્ટ યથોક્ત સંયમને પાળતા એટલે સદ્ગુરુની આજ્ઞાએ વર્તતા પાપથકી વિરમવુ થાય છે, અને અભેદ્ય એવા સંસારસમુદ્રનું તરવુ થાય છે

---

૧૧૧ વસ્તુસ્વરૂપ કેટલાક સ્થાનકે આજ્ઞાવડીએ પ્રતિષ્ઠિત છે, અને કેટલાક સ્થાનકે સદ્વિચાર-પૂર્વક પ્રતિષ્ઠિત છે, પરંતુ આ દુષમ કાળનું પ્રબળપણુ એટલુ બધુ છે કે હવે પછીની ક્ષણે પણ વિચારપૂર્વક પ્રતિષ્ઠિતને માટે કેમ પ્રવર્તશે તે જાણવાની આ કાળને વિષે શક્તિ જણાતી નથી, માટે ત્યા આગળ આજ્ઞાપૂર્વક પ્રતિષ્ઠિત રહેવુ એ યોગ્ય છે

૧૧૨ જ્ઞાનીએ કહ્યુ છે કે 'બૂજો ! કેમ બૂજતા નથી ? ફરી આવો અવસર આવવો દુર્લભ છે!'

---

૧૧૩ લોકને વિષે જે પદાર્થ છે તેના ધર્મ દેવાધિદેવે પોતાના જ્ઞાનમા ભાસવાથી જેમ હતા તેમ વર્ણવ્યા છે, પદાર્થો તે ધર્મથી બહાર જઈ પ્રવર્તતા નથી, અર્થાત્ જ્ઞાની મહારાજે પ્રકાશ્યું તેથી બીજી રીતે પ્રવર્તતા નથી, તેથી તે જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે પ્રવર્તે છે એમ કહ્યુ છે, કારણ કે જ્ઞાનીએ પદાર્થના જેવા ધર્મ હતા તેવા જ તેના ધર્મ કહ્યા છે

---

૧૧૪ કાળ, મૂળ દ્રવ્ય નથી, ઔપચારિક દ્રવ્ય છે, અને તે જીવ તથા અજીવ (અજીવમાં—મુખ્યત્વે પદ્ગલાસ્તિકાયમા—વિશેષપણે સમજાય છે)માથી ઉત્પન્ન થયેલ છે, અથવા જીવાજીવની પર્યાયઅવસ્થા તે કાળ છે દરેક દ્રવ્યના અનંતા ધર્મ છે, તેમાં ઊર્ધ્વપ્રચય અને તિર્યક્પ્રચય એવા બે ધર્મ છે, અને કાળને વિષે તિર્યક્પ્રચય ધર્મ નથી, એક ઊર્ધ્વપ્રચય ધર્મ છે

૧૧૫ ઊર્ધ્વપ્રચયથી પદાર્થમા જે ધર્મનું ઉદ્ભવવુ થાય છે તે ધર્મનું તિર્યક્પ્રચયથી પાછુ તેમાં સમાવુ થાય છે કાળના સમયને તિર્યક્પ્રચય નથી, તેથી જે સમય ગયો તે પાછો આવતો નથી

૧૧૬ દિગમ્બરઅભિપ્રાય મુજબ 'કાળદ્રવ્ય'ના લોકમા અસંખ્યાતા અણુ છે

૧૧૭ દરેક દ્રવ્યના અનંતા ધર્મ છે તેમા કેટલાક ધર્મ વ્યક્ત છે, કેટલાક અવ્યક્ત છે, કેટલાક મુખ્ય છે, કેટલાક સામાન્ય છે, કેટલાક વિશેષ છે

૧૧૮ અસંખ્યાતાને અસંખ્યાતા ગુણા કરતાં પણ અસંખ્યાત થાય, અર્થાત્ અસંખ્યાતના અસંખ્યાત ભેદ છે

૧૧૯ એક આગુલના અસંખ્યાત ભાગ—અંશ—પ્રદેશ તે એક આંગુલમા અસંખ્યાત છે લોકના પણ અસંખ્યાત પ્રદેશ છે ગમે તે દિશાની સમશ્રેણિએ અસંખ્યાત થાય છે તે પ્રમાણે એક પછી એક, બીજી, ત્રીજી સમશ્રેણિનો સરવાળો કરતા જે સરવાળો થાય તે એક ગણુ, બે ગણુ, ત્રણ ગણુ, ચાર ગણું થાય, પણ અસંખ્યાત ગણુ ન થાય, પરંતુ એક સમશ્રેણિ જે અસંખ્યાત પ્રદેશવાળી

લીધે આપણે ભૂલ માનીએ છીએ આપણાથી સમજાય તેવુ આપણામા જ્ઞાન નથી માટે તેવું જ્ઞાન પ્રાપ્ત થયે જે જ્ઞાનીનો આશય ભૂલવાળો લાગે છે તે સમજાશે એવી ભાવના રાખવી એકબીજા આચાર્યોના વિચારમા કોઈ જગોએ કાઈ ભેદ જોવામા આવે તો તેમ થવુ ક્ષયોપશમને લીધે સભવે છે, પણ વસ્તુત્વે તેમા વિકલ્પ કરવા જેવું નથી

૨૮ જ્ઞાનીઓ ઘણા ડાહ્યા હતા, વિષયસુખ ભોગવી જાણતા હતા, પાચે ઇન્દ્રિયો પૂર્ણ હતી, (પાંચે ઇન્દ્રિયો પૂર્ણ હોય તે જ આચાર્યપદવીને યોગ્ય થાય) છતાં આ સસાર (ઇન્દ્રિયસુખ) નિર્માલ્ય લાગવાથી તથા આત્માના સનાતન ધર્મને વિષે શ્રેયપણુ લાગવાથી તેઓ વિષયસુખથી વિરમી આત્માના સનાતન ધર્મમાં જોડાયા છે

૨૯ અનતકાળથી જીવ રખડે છે, છતા તેનો મોક્ષ થયો નહી જ્યારે જ્ઞાનીએ એક અંતર્મુહૂર્તમા મુક્તપણું બતાવ્યું છે!

૩૦ જીવ જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે શાતપણામાં વિચરે તો અતર્મુહૂર્તમા મુક્ત થાય છે.

૩૧ અમુક વસ્તુઓ વ્યવચ્છેદ ગઈ એમ કહેવામા આવે છે, પણ તેનો પુરુષાર્થ કરવામા આવતો નથી તેથી વ્યવચ્છેદ ગઈ કહે છે, યદ્યપિ જો તેનો સાચો, જેવો જોઈએ તેવો પુરુષાર્થ થાય તો તે ગુણો પ્રગટે એમાં સશય નથી અગ્રેજોએ ઉદ્યમ કર્યો તો હુન્નરો તથા રાજ્ય પ્રાપ્ત કર્યા, અને હિંદુસ્તાનવાળાએ ઉદ્યમ ન કર્યો તો પ્રાપ્ત કરી શકયા નહીં, તેથી વિદ્યા (જ્ઞાન) વ્યવચ્છેદ ગઈ કહેવાય નહીં.

૩૨ વિષયો ક્ષય થયા નથી છતા જે જીવો પોતાને વિષે વર્તમાનમાં ગુણો માની બેઠા છે તે જીવોના જેવી ભ્રમણા ન કરતાં તે વિષયો ક્ષય કરવા ભણી લક્ષ આપવુ

---

[૮૯૪-૫] ૫ મોરબી, અષાડ સુદ ૮, ગુરુ, ૧૯૫૬

૧ ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરુષાર્થમા પ્રથમ ત્રણથી ચઢિયાતો મોક્ષ, મોક્ષઅર્થે બાકીના ત્રણે છે

૨ સુખરૂપ આત્માનો ધર્મ છે એમ પ્રતીત થાય છે તે સોનામાફક શુદ્ધ છે

૩ કર્મ વડે સુખદુ ખ સહન કરતા છતા પરિગ્રહ ઉપાર્જન કરવા તથા તેનુ રક્ષણ કરવા સૌ પ્રયત્ન કરે છે સૌ સુખને ચાહે છે, પણ તે પરતત્ર છે પરતત્રતા પ્રશસાપાત્ર નથી, તે દુર્ગતિનો હેતુ છે. તેથી ખરા સુખના ઇચ્છકને માટે મોક્ષમાર્ગ વર્ણવ્યો છે.

૪ તે માર્ગ (મોક્ષ) રત્નત્રયની આરાધના વડે સર્વ કર્મનો ક્ષય થવાથી પ્રાપ્ત થાય છે

૫ જ્ઞાનીએ નિરૂપણ કરેલા તત્ત્વોનો યથાર્થ બોધ થવો તે 'સમ્યગ્જ્ઞાન'.

૬ જીવ, અજીવ, આસ્રવ, સવર, નિર્જરા, બધ, મોક્ષ એ તત્ત્વો છે અત્રે પુણ્ય, પાપ આસ્રવમા ગણેલા છે

૭ જીવના બે ભેદ – સિદ્ધ અને સસારી

સિદ્ધ – સિદ્ધને અનત જ્ઞાન, દર્શન, વીર્ય, સુખ એ સ્વભાવ સમાન છે, છતા અનતર પરપર થવારૂપે પદર ભેદ આ પ્રમાણે કહ્યા છે – (૧) તીર્થ (૨) અતીર્થ (૩) તીર્થકર (૪) અતીર્થકર (૫) સ્વયબુદ્ધ (૬) પ્રત્યેકબુદ્ધ (૭) બુદ્ધબોધિત (૮) સ્ત્રીલિંગ (૯) પુરુષલિંગ (૧૦) નપુસકલિંગ (૧૧) અન્યલિગ (૧૨) જૈનલિંગ (૧૩) ગૃહસ્થલિંગ (૧૪) એક (૧૫) અનેક

સસારી – સસારી જીવો એક પ્રકારે, બે પ્રકારે ઇત્યાદિ અનેક પ્રકારે કહ્યા છે

એક પ્રકારે સામાન્યપણે 'ઉપયોગ' લક્ષણે સર્વ સસારી જીવો છે

બે પ્રકારે ત્રસ, સ્થાવર અથવા વ્યવહારરાશિ, અવ્યવહારરાશિ સૂક્ષ્મ નિગોદમાથી નીકળી એક વખત ત્રસપણું પામ્યા છે તે 'વ્યવહારરાશિ'

૧૨૯ સ્વપરને જુદા પાડનાર જે જ્ઞાન તે જ્ઞાન આ જ્ઞાનને પ્રયોજનભૂત કહેવામા આવ્યું છે આ સિવાયનું જ્ઞાન તે 'અજ્ઞાન' છે શુદ્ધ આત્મદશારૂપ શાત જિન છે તેની પ્રતીતિ જિનપ્રતિબિંબ સૂચવે છે તે શાંત દશા પામવા સારુ જે પરિણતિ, અથવા અનુકરણ અથવા માર્ગ તેનું નામ 'જૈન',—જે માર્ગે ચાલવાથી જૈનપણુ પ્રાપ્ત થાય છે

૧૩૦ આ માર્ગ આત્મગુણરોધક નથી, પણ બોધક છે, એટલે આત્મગુણ પ્રગટ કરે છે, તેમા કશો સશય નથી આ વાત પરોક્ષ નથી, પણ પ્રત્યક્ષ છે ખાતરી કરવા ઇચ્છનારે પુરુષાર્થ કરવાથી સુપ્રતીત થઈ પ્રત્યક્ષ અનુભવગમ્ય થાય છે.

૧૩૧ સૂત્ર અને સિદ્ધાત એ બે જુદા છે સાચવવા સારુ સિદ્ધાતો સૂત્રરૂપી પેટીમા રાખવામા આવ્યા છે દેશ, કાળને અનુસરી સૂત્ર રચવામાં એટલે ગૂથવામાં આવે છે, અને તેમા સિદ્ધાતની ગૂથણી કરવામા આવે છે તે સિદ્ધાતો ગમે તે કાળમાં, ગમે તે ક્ષેત્રમા ફરતા નથી, અથવા ખડિત-પણાને પામતા નથી, અને જો તેમ થાય તો તે સિદ્ધાંત નથી

૧૩૨ સિદ્ધાત એ ગણિતની માફક પ્રત્યક્ષ છે, તેથી તેમા કોઈ જાતની ભૂલ કે અધૂરાપણુ સમાતું નથી અક્ષર ખોડિયા હોય તો સુધારીને માણસો વાંચે છે, પરતુ આકડાની ભૂલ થાય તો તે હિસાબ ખોટો ઠરે છે, માટે આકડા ખોડિયા હોતા નથી આ દૃષ્ટાત ઉપદેશમાર્ગ અને સિદ્ધાત-માર્ગને વિષે ઘટાવવું

૧૩૩ સિદ્ધાતો ગમે તે દેશમા, ગમે તે ભાષામા, ગમે તે કાળમા લખાણા હોય, તોપણ અસિદ્ધાતપણાને પામતા નથી દાખલા તરીકે, બે ને બે ચાર થાય પછી ગમે તો ગુજરાતી, કે સસ્કૃત, કે પ્રાકૃત, કે ચીની, કે અરબી, કે પર્શિયન કે ઇંગ્લિશ ભાષામા લખાયેલ હોય તે આકડાને ગમે તે સજ્ઞામા ઓળખવામા આવે તોપણ બે ને બેનો સરવાળો ચાર થાય એ વાત પ્રત્યક્ષ છે જેમ નવે નવે એકાશી તે ગમે તે દેશમાં, ગમે તે ભાષામા, અને ધોળા દિવસે કે અધારી રાત્રિએ ગણવામા આવે તોપણ ૮૦ અથવા ૮૨ થતા નથી, પરતુ એકાશી જ થાય છે આ જ પ્રમાણે સિદ્ધાતનું પણ છે

૧૩૪ સિદ્ધાત છે એ પ્રત્યક્ષ છે, જ્ઞાનીના અનુભવગમ્યની બાબત છે, તેમાં અનુમાનપણુ કામ આવતું નથી અનુમાન એ તર્કનો વિષય છે, અને તર્ક એ આગળ જતા કેટલીક વાર ખોટો પણ પડે, પરતુ પ્રત્યક્ષ જે અનુભવગમ્ય છે તેમાં કાંઈ પણ ખોટાપણું સમાતું નથી

૧૩૫ જેને ગુણાકાર અથવા સરવાળાનુ જ્ઞાન થયું છે તે એમ કહે કે નવે નવે એકાશી, ત્યા આગળ જેને સરવાળા અથવા ગુણાકારનુ જ્ઞાન થયું નથી, અર્થાત્ ક્ષયોપશમ થયો નથી તે અનુમાનથી અથવા તર્ક કરી એમ કહે કે '૯૮ થતા હોય તો કેમ ના કહી શકાય?' તો તેમા કાંઈ આશ્ચર્ય પામવા જેવુ છે નહીં, કેમકે તેને જ્ઞાન ન હોવાથી તેમ કહે એ સ્વાભાવિક છે પરતુ જો તેને ગુણા-કારની રીત છોડી (છૂટી છૂટી કરી) એકથી નવ સુધી આકડા બતાવી નવ વાર ગણાવ્યુ હોય તો એકાશી થતા અનુભવગમ્ય થવાથી તેને સિદ્ધ થાય છે કદાપિ તેના મદ ક્ષયોપશમથી એકાશી, ગુણાકારથી અથવા સરવાળાથી ન સમજાય તોપણ એકાશી થાય એમા ફેર નથી એ પ્રમાણે સિદ્ધાત આવરણના કારણથી ન સમજવામા આવે તોપણ તે અસિદ્ધાંતપણાને પામતા નથી, એ વાતની ચોકસ પ્રતીતિ રાખવી છતાં ખાતરી કરવા જરૂર હોય તો તેમા બતાવ્યા પ્રમાણે કરવાથી ખાતરી થતા પ્રત્યક્ષ અનુભવગમ્ય થાય છે

૧૩૬ જ્યા સુધી અનુભવગમ્ય ન થા ત્યા સુધી સુપ્રતીતિ રાખવા જરૂર છે, અને સુપ્રતીતિથી ક્રમે ક્રમે કરી અનુભવગમ્ય થાય છે

૧૩૭ સિદ્ધાતના દાખલા.—(૧) 'રાગદ્વેષથી બધ થાય છે.' (૨) 'બધનો ક્ષય થવાથી મુક્તિ

સ્મૃતિ કરવાને ક્ષયોપશમાદિ સાનુકૂળતા (યોગ્યતા) હોય તો 'જાતિસ્મરણજ્ઞાન' થાય પૂર્વસજ્ઞા કાયમ હોવી જોઈએ અસજ્ઞીનો ભવ આવવાથી 'જાતિસ્મરણજ્ઞાન' ન થાય

કદાપિ સ્મૃતિનો કાળ થોડો કહો તો સો વર્ષનો થઈને મરી જાય તેણે પાચ વર્ષે જે જોયુ અથવા અનુભવ્યું તે પચાણુ વર્ષે સ્મૃતિમા રહેવુ ન જોઈએ, પણ જો પૂર્વસજ્ઞા કાયમ હોય તો સ્મૃતિમા રહે

૩ આત્મા છે આત્મા નિત્ય છે પ્રમાણો .—

(૧) બાલકને ધાવતા ખટખટાવવાનું કોઈ શીખવે છે? તે પૂર્વાભ્યાસ છે (૨) સર્પ અને મોરને, હાથી અને સિહને, ઉદર અને બિલાડીને સ્વાભાવિક વૈર છે તે કોઈ શિખવાડતું નથી પૂર્વભવના વૈરની સ્વાભાવિક સજ્ઞા છે, પૂર્વજ્ઞાન છે.

૪ નિ.સંગપણુ એ વનવાસીનો વિષય છે એમ જ્ઞાનીઓએ કહેલ છે તે સત્ય છે. જેનામા બે વ્યવહાર, સાસારિક અને અસાસારિક હોય તેનાથી નિ.સગપણુ થાય નહી.

૫ સસાર છોડયા વિના અપ્રમત્તગુણસ્થાનક નથી અપ્રમત્તગુણસ્થાનકની સ્થિતિ અતર્મુહૂર્ત-ની છે

૬ 'અમે સમજ્યા છીએ,' 'શાન્ત છીએ,' એમ કહે છે તે તો ઠગાયા છે

૭ સસારમાં રહી સાતમા ગુણસ્થાનની ઉપર વધી શકાતું નથી, આથી સસારીને નિરાશ થવાનું નથી, પણ તે ધ્યાનમા રાખવાનું છે

૮ પૂર્વે સ્મૃતિમા આવેલી વસ્તુ ફરી શાતપણે સભારે તો યથાસ્થિત સાભરે પોતાનું દૃષ્ટાત આપતાં જણાવ્યું કે પોતાને ઈડર અને વસોની શાત જગ્યાઓ સભારવાથી તદ્રૂપ યાદ આવે છે તેમજ ખભાત પાસે વડવા ગામે સ્થિતિ થઈ હતી, ત્યા વાવ પછી ત્યા થોડી ઊચી ભેખડ પાસે વાડથી આગળ ચાલતાં રસ્તો,-પછી શાંત અને શીતળ અવકાશની જગ્યો હતી તે જગ્યોએ પોતે શાત સમાધિસ્થ દશામા બેઠેલા તે સ્થિતિ આજે પોતાને પાચમો વાર સ્મૃતિમા આવી છે બીજાઓ પણ તે સમયે ત્યા હતા પણ બધાને તેવી રીતે યાદ ન આવે કારણકે તે ક્ષયોપશમને આધીન છે સ્થળ પણ નિમિત્ત કારણ છે

૯[1] ગ્રથિના બે ભેદ છે.—એક દ્રવ્ય, બાહ્યગ્રથિ (ચતુષ્પદ, દ્વિપદ, અપદ ઇ૦), બીજી ભાવ, અભ્યન્તર ગ્રથિ (આઠ કર્મ ઇ૦) સમ્યક્પ્રકારે બન્ને ગ્રંથિથી નિવર્તે તે 'નિર્ગ્રંથ'

૧૦ મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતિ આદિ ભાવ જેને છોડવા જ નથી તેને વસ્ત્રનો ત્યાગ હોય, તોપણ તે પારલૌકિક કલ્યાણ શુ કરે?

૧૧ સક્રિય જીવને અબધનું અનુધાન હોય એમ બને જ નહી ક્રિયા છતા અબધ ગુણસ્થાનક હોતું નથી

૧૨ રાગાદિ દોષોનો ક્ષય થવાથી તેના સહાયકારી કારણોનો ક્ષય થાય છે જ્યા સુધી ક્ષય સપૂર્ણપણે થતો નથી, ત્યા સુધી મુમુક્ષુ જીવ સતોષ માની બેસતા નથી

૧૩ રાગાદિ દોષ અને તેના સહાયકારી કારણોના અભાવે બધ થતો નથી રાગાદિના પ્રયોગે કરી કર્મ હોય છે તેના અભાવે કર્મનો અભાવ સર્વ સ્થળે જાણવો

૧૪ આયુકર્મ સંબધી —(કર્મગ્રંથ)

(અ) અપવર્તન=વિશેષકાળનુ હોય તે કર્મ થોડા કાળમા વેદી શકાય તેનું કારણ પૂર્વનો તેવો બધ હોવાથી તે પ્રકારે ઉદયમા આવે, ભોગવાય

1 ધર્મસગ્રહણી ગ્રથ, ગાથા ૧૦૭૦, ૧૦૭૧, ૧૦૭૪, ૧૦૭૫

૧૪૮ ન પ્રાપ્ત થઈ શકે તેવી ધીરજ, સંઘયણ, આયુષની પૂર્ણતા ઇત્યાદિના અભાવથી કદાચ સાતમા ગુણસ્થાનક ઉપરનો વિચાર અનુભવમા ન આવી શકે, પરંતુ સુપ્રતીત થઈ શકવા યોગ્ય છે

૧૪૯ સિંહના દાખલાની માફક:—સિંહને લોઢાના જબરજસ્ત પાંજરામા પૂરવામા આવ્યો હોય તો તે અંદર રહ્યો પોતાને સિંહ સમજે છે, પાંજરામાં પુરાયલો માને છે, અને પાંજરાની બહારની ભૂમિકા પણ જુએ છે, માત્ર લોઢાના મજબૂત સળિયાની આડને લીધે બહાર નીકળી શકતો નથી આ જ રીતે સાતમા ગુણસ્થાનક ઉપરનો વિચાર સુપ્રતીત થઈ શકે છે

૧૫૦ આ પ્રમાણે છતા જીવ મતભેદાદિ કારણોને લઈને રોકાઈ જઈ આગળ વધી શકતો નથી

૧૫૧ મતભેદ અથવા રૂઢિ આદિ નજીવી બાબત છે, અર્થાત્ તેમા મોક્ષ નથી માટે ખરી રીતે સત્યની પ્રતીતિ કરવાની જરૂર છે

---

૧૫૨ શુભાશુભ, અને શુદ્ધાશુદ્ધ પરિણામ ઉપર બધો આધાર છે અલ્પ અલ્પ બાબતમા પણ દોષ માનવામાં આવે ત્યાં મોક્ષ થતો નથી લોકરૂઢિમા અથવા લોકવ્યવહારમા પડેલો જીવ મોક્ષતત્ત્વનું રહસ્ય જાણી શકતો નથી, તેનુ કારણ તેને વિષે રૂઢિનું અથવા લોકસંજ્ઞાનું માહાત્મ્ય છે. આથી કરી બાદરક્રિયાનો નિષેધ કરવામા આવતો નથી જે કાઈ પણ ન કરતાં તદ્દન અનર્થ કરે છે, તે કરતાં બાદરક્રિયા ઉપયોગી છે તોપણ તેથી કરી બાદરક્રિયાથી આગળ ન વધવુ એમ પણ કહેવાનો હેતુ નથી

૧૫૩ જીવને પોતાનાં ડહાપણ અને મરજી પ્રમાણે ચાલવું એ વાત મનગમતી છે, પણ તે જીવનું ભૂડું કરનાર વસ્તુ છે આ દોષ મટાડવા સારુ પ્રથમ તો કોઈને ઉપદેશ દેવાનો નથી, પણ પ્રથમ ઉપદેશ લેવાનો છે, એ જ્ઞાનીનો ઉપદેશ છે જેનામાં રાગદ્વેષ ન હોય, તેવાનો સંગ થયા વિના સમ્યક્ત્વ પ્રાપ્ત થઈ શકતું નથી સમ્યક્ત્વ આવવાથી (પ્રાપ્ત થવાથી) જીવ ફરે છે, (જીવની દશા ફરે છે), એટલે પ્રતિકૂળ હોય તો અનુકૂળ થાય છે જિનની પ્રતિમા (શાંતપણા માટે) જોવાથી સાતમા ગુણસ્થાનકે વર્તતા એવા જ્ઞાનીની જે શાંત દશા છે તેની પ્રતીતિ થાય છે

૧૫૪ જૈનમાર્ગમાં હાલમાં ઘણા ગચ્છ પ્રવર્તે છે, જેવા કે તપગચ્છ, અંચલગચ્છ, લુંકાગચ્છ, ખરતરગચ્છ ઇત્યાદિ આ દરેક પોતાથી અન્ય પક્ષવાળાને મિથ્યાત્વી માને છે તેવી રીતે બીજા વિભાગ છ કોટિ, આઠ કોટિ ઇત્યાદિ દરેક પોતાથી અન્ય કોટિવાળાને મિથ્યાત્વી માને છે વ્યાજબી રીતે નવ કોટિ જોઈએ તેમાથી જેટલી ઓછી તેટલુ ઓછું, અને તે કરતાં પણ આગળ જવામા આવે તો સમજાય કે છેવટે નવ કોટિયે છોડયા વિના રસ્તો નથી

૧૫૫ તીર્થંકરાદિ મોક્ષ પામ્યા તે માર્ગ પામર નથી જૈનરૂઢિનું થોડુ પણ મૂકવું એ અત્યંત આકરુ લાગે છે, તો મહાન અને મહાભારત એવો મોક્ષમાર્ગ તે શી રીતે આદરી શકાશે? તે વિચારવા યોગ્ય છે

---

૧૫૬ મિથ્યાત્વપ્રકૃતિ ખપાવ્યા વિના સમ્યક્ત્વ આવે નહી સમ્યક્ત્વ પ્રાપ્ત થાય તેની દશા અદ્ભુત વર્તે ત્યાથી ૫, ૬, ૭ અને ૮ મે જઈ બે ઘડીમા મોક્ષ થઈ શકે છે એક સમ્યક્ત્વ પામવાથી કેવુ અદ્ભુત કાર્ય બને છે! આથી સમ્યક્ત્વની ચમત્કૃતિ અથવા તેનું માહાત્મ્ય કોઈ અંશે સમજી શકાય તેમ છે

૧૫૭ દુર્ધર પુરુષાર્થથી પામવા યોગ્ય મોક્ષમાર્ગ તે અનાયાસે પ્રાપ્ત થતો નથી આત્મજ્ઞાન

જી મહારાજે ઢાળરૂપે ગુજરાતીમાં કરેલ છે.

૪ 'યોગદૃષ્ટિ'મા છયે ભાવ – ઔદયિક, ઔપશમિક, ક્ષાયોપશમિક, ક્ષાયિક, પારિણામિક, અને સાન્નિપાતિક – નો સમાવેશ થાય છે એ છ ભાવ જીવના સ્વતત્ત્વભૂત છે

૫ જ્યા સુધી યથાર્થ જ્ઞાન થાય નહી ત્યા સુધી મૌન રહેવું ઠીક છે નહી તો અનાચાર દોષ લાગે છે આ વિષય પરત્વે 'ઉત્તરાધ્યયનસૂત્ર'માં 'અનાચાર' નામે અધિકાર છે (અધ્યયન ૬ ઠું)

૬ જ્ઞાનીના સિદ્ધાંતમાં ફેર હોઈ શકે નહીં

૭ સૂત્રો આત્માનો સ્વધર્મ પ્રાપ્ત કરવા માટે કરવામા આવ્યા છે, પણ તેનું રહસ્ય, યથાર્થ સમજવામાં આવતું નથી તેથી ફેર લાગે છે

૮ દિગમ્બરનાં તીવ્ર વચનોને લીધે કંઈ રહસ્ય સમજી શકાય છે શ્વેતામ્બરની મોળાશને લીધે રસ ઠંડાતો ગયો

૯ 'શાલ્મલિ વૃક્ષ' નરકને વિષે નિત્ય અશાતા રૂપે છે ખીજડાને મળતું તે વૃક્ષ થાય છે ભાવથી સંસારી આત્મા તે વૃક્ષરૂપ છે આત્મા પરમાર્થે, તે અધ્યવસાય વર્જતા, નંદનવન સમાન છે

૧૦ જિનમુદ્રા બે પ્રકારે છે.– કાયોત્સર્ગ અને પદ્માસન પ્રમાદ ટાળવાને બીજા ઘણા આસનો કર્યા છે, પણ મુખ્યત્વે આ બે આસનો છે

૧૧ प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं, वदनकमलमंकः कामिनीसंगशून्यः ।
करयुगमपि यत्ते शस्त्रसंबंधवंध्यं, तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥

૧૨ ચૈતન્યનો લક્ષ કરનારની બલિહારી છે !

૧૩ તીર્થ = તરવાનો માર્ગ

૧૪ અરનાથ પ્રભુની સ્તુતિ મહાત્મા આનંદઘનજીએ કરેલ છે શ્રી આનંદઘનજીનું બીજું નામ 'લાભાનંદજી' હતું તેઓ તપગચ્છમા થયા છે

૧૫ વર્તમાનમાં લોકોને જ્ઞાન તથા શાંતિ સાથે સંબંધ રહ્યો નથી, મતાચાર્યે મારી નાખ્યા છે

૧૬ "આશય આનંદઘન તણો, અતિ ગંભીર ઉદાર,
બાલક બાંય પસારીને, કહે ઉદધિવિસ્તાર"

૧૭ ત્રણ પ્રકારે ઈશ્વરપણું જણાય છે :–(૧) જડ તે જડાત્મકપણે વર્તે છે (૨) ચૈતન્ય–સંસારી જીવો વિભાવાત્મકપણે વર્તે છે (૩) સિદ્ધ–શુદ્ધ ચૈતન્યાત્મકપણે વર્તે છે

---

૧૦ મોરબી, અષાડ સુદ ૧૩, ભોમ, ૧૯૫૬

૧ 'ભગવતી આરાધના' જેવા પુસ્તકો મધ્યમ અને ઉત્કૃષ્ટભાવના મહાત્માઓને તથા મુનિરાજોને જ યોગ્ય છે એવા ગ્રંથો તેથી ઓછી પદવી, યોગ્યતાવાળા સાધુ, શ્રાવકને આપવાથી તેઓ કૃતઘ્ની થાય છે, તેઓને તેથી ઊલટો અલાભ થાય છે, ખરા મુમુક્ષુઓને જ એ લાભકારી છે

૨ મોક્ષમાર્ગ એ અગમ્ય તેમજ સરળ છે

અગમ્ય.— માત્ર વિભાવદશાને લીધે મતભેદો પડવાથી કોઈ પણ સ્થળે મોક્ષમાર્ગ સમજાય તેવું રહ્યું નથી, અને તેને લીધે વર્તમાનમા અગમ્ય છે માણસ મરી ગયા પછી અજ્ઞાન વડે નાડ ઝાલીને વૈદ્ય કરવાના ફળની બરાબર મતભેદ પડવાનું ફળ થયું છે, અને તેથી મોક્ષમાર્ગ સમજાય તેમ નથી

સરળ — મતભેદની કડાકૂટ જવા દઈ, આત્મા અને પુદ્‌ગલ વચ્ચે વહેંચણી કરી, શાનપણે આત્મા અનુભવવામા આવે તો મોક્ષમાર્ગ સરળ છે, અને દૂર નથી જેમ કે એક ગ્રંથ વાચતા કેટલોક વખત જાય ને તેને સમજતા વધારે વખત જવો જોઈએ, તે પ્રમાણે અનેક શાસ્ત્રો છે, ને એકેક

૧૬૯ કર્મપ્રકૃતિ, તેના જે સૂક્ષ્મમા સૂક્ષ્મ ભાવ, તેનાં બંધ, ઉદય, ઉદીરણા, સંક્રમણ, સત્તા, અને ક્ષયભાવ જે બતાવવામા આવ્યા છે (વર્ણવવામા આવ્યા છે), તે પરમ સામર્થ્ય વિના વર્ણવી શકાય નહી આ વર્ણવનાર જીવકોટિના પુરુષ નહી, પરંતુ ઈશ્વરકોટિના પુરુષ જોઈએ, એવી સુપ્રતીતિ થાય છે

૧૭૦ કઈ કઈ પ્રકૃતિનો કેવા રસથી ક્ષય થયેલો હોવો જોઈએ ? કઈ પ્રકૃતિ સત્તામા છે ? કઈ ઉદયમા છે ? કઈ સંક્રમણ કરી છે ? આ આદિની રચના કહેનારે, ઉપર મુજબ પ્રકૃતિનુ સ્વરૂપ માપીને કહ્યુ છે, તે તેમના પરમજ્ઞાનની વાત બાજુએ મૂકીએ તોપણ તે કહેનાર ઈશ્વરકોટિનો પુરુષ હોવો જોઈએ એ ચોક્કસ થાય છે

૧૭૧ જાતિસ્મરણજ્ઞાન એ મતિજ્ઞાનના 'ધારણા' નામના ભેદમા સમાય છે તે પાછલા ભવ જાણી શકે છે તે જ્યા સુધી પાછલા ભવમાં અસંજ્ઞીપણુ ન આવ્યુ હોય ત્યા સુધી આગળ ચાલી શકે છે.

૧૭૨ (૧) તીર્થંકરે આજ્ઞા ન આપી હોય અને જીવ પોતાના સિવાય પરવસ્તુનું જે કાંઈ ગ્રહણ કરે તે પારકુ લીધેલુ, ને તે અદત્ત ગણાય તે અદત્તમાથી તીર્થંકરે પરવસ્તુ જેટલી ગ્રહણ કરવાની છૂટ આપી છે, તેટલાને અદત્ત ગણવામા નથી આવતું. (૨) ગુરુની આજ્ઞા પ્રમાણે કરેલા વર્તનના સંબંધે અદત્ત ગણવામા આવતું નથી

૧૭૩ ઉપદેશના ચાર મુખ્ય પ્રકાર છે.—(૧) દ્રવ્યાનુયોગ (૨) ચરણાનુયોગ (૩) ગણિતાનુયોગ (૪) ધર્મકથાનુયોગ

(૧) લોકને વિષે રહેલા દ્રવ્યો, તેના સ્વરૂપ, તેના ગુણ, ધર્મ, હેતુ, અહેતુ, પર્યાયાદિ અનંત અનંત પ્રકારે છે, તેનું જેમા વર્ણન છે તે 'દ્રવ્યાનુયોગ'

(૨) આ દ્રવ્યાનુયોગનું સ્વરૂપ સમજાયા પછી કેમ ચાલવું તે સંબંધીનું વર્ણન તે 'ચરણાનુયોગ'

(૩) દ્રવ્યાનુયોગ તથા ચરણાનુયોગથી તેની ગણતરીનું પ્રમાણ, તથા લોકને વિષે રહેલા પદાર્થ, ભાવો, ક્ષેત્ર, કાળાદિની ગણતરીના પ્રમાણની જે વાત તે 'ગણિતાનુયોગ'.

(૪) સત્પુરુષોના ધર્મચરિત્રની કથાઓ કે જેનો ધડો લઈ જીવને પડતા અવલંબનકારી થઈ પરિણમે તે 'ધર્મકથાનુયોગ'

૧૭૪ પરમાણુમા રહેલા ગુણ સ્વભાવાદિ કાયમ રહે છે, અને પર્યાય તે ફરે છે દૃષ્ટાંત તરીકે:— પાણીમા રહેલો શીતગુણ એ ફરતો નથી, પણ પાણીમા જે તરંગો ઊઠે છે તે ફરે છે, અર્થાત્ તે એક પછી એક ઊઠી તેમા સમાઈ જાય છે આ પ્રમાણે પર્યાય, અવસ્થા અવસ્થાંતર થયા કરે છે, તેથી કરી પાણીને વિષે રહેલ જે શીતલતા અથવા પાણીપણુ તે ફરી જતા નથી, પણ કાયમ રહે છે, અને પર્યાયરૂપ તરંગ તે ફર્યા કરે છે તેમ જ તે ગુણની હાનિવૃદ્ધિરૂપ ફેરફાર તે પણ પર્યાય છે તેના વિચારથી પ્રતીતિ અને પ્રતીતિથી ત્યાગ અને ત્યાગથી જ્ઞાન થાય છે

૧૭૫ તેજસ અને કાર્મણ શરીર સ્થૂલદેહપ્રમાણ છે તેજસ શરીર ગરમી કરે છે, તથા આહાર પચાવવાનુ કામ કરે છે શરીરના અમુક અમુક અંગ ઘસવાથી ગરમ જણાય છે, તે તેજસના કારણથી જણાય છે માથા ઉપર ઘૃતાદિ મૂકી તે શરીરની પરીક્ષા કરવાની રૂઢિ છે તેનો અર્થ એ કે તે શરીર સ્થૂલ શરીરમા છે કે શી રીતે ? અર્થાત્ સ્થૂલ શરીરમા જીવની માફક તે આખા શરીરમા રહે છે

૧૭૬ તેમ જ કાર્મણ શરીર પણ છે, જે તેજસ કરતા સૂક્ષ્મ છે તે પણ તેજસની માફક રહે છે સ્થૂલ શરીરની અંદર પીડા થાય છે, અથવા ક્રોધાદિ થાય છે તે જ કાર્મણ શરીર છે કાર્મણથી ક્રોધાદિ થઈ તેજોલેશ્યાદિ ઉત્પન્ન થાય છે વેદનાનો અનુભવ જીવ કરે છે, પરંતુ વેદના થવી તે

નહીં તો જેમ હલકા વાસણમા ભારે વસ્તુ મૂકવાથી વાસણનો નાશ થાય, તેમ થાય ક્ષયોપશમ પ્રમાણે સમજી શકાય છે

૧૮ તમારે કોઈ પ્રકારે ડરવા જેવુ નથી, કારણ કે તમારે માથે અમારા જેવા છે, તો હવે તમારા પુરુષાર્થને આધીન છે જો તમે પુરુષાર્થ કરશો તો મોક્ષ થવો દૂર નથી મોક્ષ પ્રાપ્ત કર્યો તે બધા મહાત્મા પ્રથમ આપણા જેવા મનુષ્ય હતા, અને કેવળજ્ઞાન પામ્યા પછી પણ (સિદ્ધ થયા પહેલાં) દેહ તો તે ને તે જ રહે છે, તો પછી હવે તે દેહમાંથી તે મહાત્માઓએ શુ કાઢી નાખ્યું તે સમજીને કાઢી નાખવાનું કરવાનું છે તેમા ડર શાનો? વાદવિવાદ કે મતભેદ શાનો? માત્ર શાતપણે તે જ ઉપાસવા યોગ્ય છે

---

૧૧ મોરબી, અષાડ સુદ ૧૪, બુધ, ૧૯૫૬

૧ પ્રથમથી આયુધ બાધતા, ને વાપરતા શીખ્યા હોઈએ તો લડાઈ વખતે તે કામ આવે છે, તેમ પ્રથમથી વૈરાગ્યદશા પ્રાપ્ત કરી હોય તો અવસર આવ્યે કામ આવે છે, આરાધના થઈ શકે છે

૨ યશોવિજયજીએ ગ્રથો રચતા એટલો ઉપયોગ રાખ્યો હતો કે તે પ્રાય કોઈ ઠેકાણે ચૂકયા નહોતા. તોપણ છદ્મસ્થ અવસ્થાને લીધે દોઢસો ગાથાના સ્તવન મધ્યે ૭મા ઠાણાગ-સૂત્રની શાખ આપી છે તે મળતી નથી. તે શ્રી ભગવતીજીના પાચમા શતકના ઉદ્દેશે માલમ પડે છે આ ઠેકાણે અર્થ-કર્તાએ 'રાસભવૃત્તિ' એટલે પશુતુલ્ય ગણેલ છે, પણ તેનો અર્થ તેમ નથી 'રાસભવૃત્તિ' એટલે ગધેડાને સારી કેળવણી આપી હોય તોપણ જાતિસ્વભાવને લીધે રખ્યા દેખીને લોટી જવાનું તેને મન થાય છે, તેમ વર્તમાન કાળે બોલતા ભવિષ્ય કાળમા કહેવાનું બોલી જવાય છે

૩ 'ભગવતી આરાધના' મધ્યે લેશ્યાના અધિકારે દરેકની સ્થિતિ વગેરે સારી રીતે બતાવેલ છે

૪ પરિણામ ત્રણ પ્રકારના છે હીયમાન, વર્ધમાન અને સમવસ્થિત પ્રથમનાં બે છદ્મસ્થને હોય છે, અને છેલ્લુ સમવસ્થિત (અચલ અકપ શૈલેશીકરણ) કેવળજ્ઞાનીને હોય છે

૫ તેરમે ગુણસ્થાનકે લેશ્યા તથા યોગનું ચલાચલપણું છે, તો સમવસ્થિત પરિણામ કેમ સભવે તેનો આશય: સક્રિય જીવને અબધ અનુષ્ઠાન હોતુ નથી તેરમા ગુણસ્થાનકે કેવળીને પણ યોગને લીધે સક્રિયતા છે, અને તેથી બધ છે, પણ બધ, અબધબધ ગણાય છે ચૌદમા ગુણસ્થાનકે આત્માના પ્રદેશ અચલ થાય છે પાજરામાહેના સિંહના દૃષ્ટાન્તે જેમ પાજરામા સિંહ જાળીને અડતો નથી, અને સ્થિર થઈ બેસી રહે છે ને કાઈ ક્રિયા કરતો નથી, તેમ અક્રિય છે જ્યા પ્રદેશનું અચલપણુ છે ત્યા અક્રિયતા ગણાય

૬ 'ચલઈ સો બધે', યોગનું ચલાયમાન થવુ તે 'બધ', યોગનું સ્થિર થવુ તે અબધ

૭ જ્યારે અબધ થાય ત્યારે મુક્ત થયા કહેવાય

૮ ઉત્સર્ગ એટલે આમ હોવુ જોઈએ અથવા સામાન્ય

અપવાદ એટલે આમ હોવુ જોઈએ પણ તેમ ન બને તો આમ અપવાદ માટે છીડી શબ્દને વાપરવો બહુ જ હલકો છે માટે તે વાપરવો નહી

૯ ઉત્સર્ગમાર્ગ એટલે યથાખ્યાતચારિત્ર, જે નિરતિચારવાળુ છે ઉત્સર્ગમા ત્રણ ગુપ્તિ સમાય છે. અપવાદમા પાચ સમિતિ સમાય છે ઉત્સર્ગ અક્રિય છે અપવાદ સક્રિય છે ઉત્તમ ઉત્સર્ગમાર્ગ છે, ને તેથી જે ઊતરતો તે અપવાદ છે ચૌદમુ ગુણસ્થાનક ઉત્સર્ગ છે, તેથી નીચેના ગુણસ્થાનકો એક બીજાની અપેક્ષાએ અપવાદ છે

૧૦ મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય ને યોગથી એક પછી એક અનુક્રમે બધ પડે છે

૧૧ મિથ્યાત્વ એટલે યથાર્થ ન સમજાય તે મિથ્યાત્વથી વિરતિપણુ ન થાય, વિરતિને અભાવે

૧૮૮ પહેલેથી બીજે જવાતું નથી, પરંતુ ચોથેથી પાછા વળતા પહેલે આવવામા રહેતો વચલો અમુક કાળ તે બીજુ છે તેને જો ચોથા પછી પાચમુ ગણવામા આવે તો ચોથાથી પાંચમું ચડી જાય અને અહી તો સાસ્વાદાન ચોથાથી પતિત થયેલ માનેલ છે, એટલે તે ઊતરતું છે, તેથી પાંચમા તરીકે ન મૂકી શકાય પણ બીજા તરીકે મૂકવુ એ બરાબર છે

૧૮૯ આવરણ છે એ વાત નિ સદેહ છે, જે શ્વેતામ્બર તથા દિગમ્બર બન્ને કહે છે, પરંતુ આવરણને સાથે લઈ કહેવામા થોડુ એકબીજાથી તફાવતવાળુ છે

૧૯૦ દિગમ્બર કહે છે કે કેવળજ્ઞાન સત્તારૂપે નહી, પરંતુ શક્તિરૂપે રહ્યુ છે

૧૯૧ જોકે સત્તા અને શક્તિનો સામાન્ય અર્થ એક છે, પરંતુ વિશેષાર્થ પ્રમાણે કંઈક ફેર રહે છે

---

૧૯૨ દૃઢપણે ઓઘ આસ્થાથી, વિચારપૂર્વક અભ્યાસથી ‘ વિચારસહિત આસ્થા ’ થાય છે

---

૧૯૩ તીર્થંકર જેવા પણ સંસારપક્ષે વિશેષ વિશેષ સમૃદ્ધિના ધણી હતા છતા તેમને પણ ત્યાગ કરવાની જરૂર પડી હતી, તો પછી અન્ય જીવોને તેમ કરવા સિવાય છૂટકો નથી

૧૯૪ ત્યાગના બે પ્રકાર છે.—એક બાહ્ય અને બીજો અભ્યંતર તેમાનો બાહ્ય ત્યાગ તે અભ્યંતર ત્યાગને સહાયકારી છે ત્યાગ સાથે વૈરાગ્ય જોડાય છે, કારણ કે વૈરાગ્ય થયે જ ત્યાગ થાય છે.

૧૯૫ જીવ એમ માને છે કે હું કાંઈક સમજુ છુ, અને જ્યારે ત્યાગ કરવા ધારીશ ત્યારે એકદમ ત્યાગ કરી શકીશ, પરંતુ તે માનવું ભૂલભરેલુ થાય છે જ્યાં સુધી એવો પ્રસંગ નથી આવ્યો, ત્યા સુધી પોતાનું જોર રહે છે જ્યારે એવો વખત આવે છે ત્યારે શિથિલપરિણામી થઈ મોળો પડે છે માટે આસ્તે આસ્તે તપાસ કરવી તથા ત્યાગનો પરિચય કરવા માડવો, જેથી ખબર પડે કે ત્યાગતી વખત પરિણામ કેવા શિથિલ થઈ જાય છે ?

૧૯૬ આખ, જીભાદિ ઇન્દ્રિયોની એકેક આગળ જેટલી જગો જીતવી જેને મુશ્કેલ થઈ પડે છે, અથવા જીતવું અસંભવિત થઈ પડે છે, તેને મોટુ પરાક્રમ કરવાનુ અથવા મોટુ ક્ષેત્ર જીતવાનુ કામ સોપ્યુ હોય તો તે શી રીતે બની શકે ? એકદમ ત્યાગ કરવાનો વખત આવે ત્યારની વાત ત્યારે, એ વિચાર તરફ લક્ષ રાખી હાલ તો આસ્તે આસ્તે ત્યાગની કસરત કરવાની જરૂર છે તેમા પણ શરીર અને શરીર સાથે સંબંધ રાખતા સગાસંબંધીઓના સંબંધમા પ્રથમ અજમાયશ કરવી, અને શરીરમા પણ આખ, જીભ અને ઉપસ્થ એ ત્રણ ઇન્દ્રિયોના વિષયના દેશે દેશે ત્યાગ તરફ પ્રથમ જોડાણ કરાવવાનુ છે, અને તેના અભ્યાસથી એકદમ ત્યાગ સુગમતાવાળો થઈ પડે છે

૧૯૭ હાલ તપાસ દાખલ, અંશે અંશે જેટલો જેટલો ત્યાગ કરવો તેમા પણ મોળાશ ન રાખવી તેમ જ રૂઢિને અનુસરી ત્યાગ કરવો એમ પણ નહી જે કાંઈ ત્યાગ કરવો તે શિથિલપણા રહિત તથા બારીબારણા રહિત કરવો, અથવા બારીબારણા રાખવા જરૂર હોય તો તે પણ ચોક્કસ આકારમા ખુલ્લી રીતે રાખવાં, પણ એવા ન રાખવા કે તેનો અર્થ જ્યારે જેવો કરવો હોય તેવો થઈ શકે જ્યારે જેની જરૂર પડે ત્યારે તેનો ઇચ્છાનુસાર અર્થ થઈ શકે, તેવી ગોઠવણ જ ત્યાગને વિષે રાખવી નહી જો અચોક્કસપણે એટલે જરૂર પડે ત્યારે મનગમતો અર્થ થઈ શકે એવા આકારમા ગોઠવણ રાખવામા આવે તો શિથિલપરિણામી થઈ ત્યાગેલુ બધુ બગાડી મૂકે છે

૧૩ મોરબી, અષાડ વદ ૧, શુક્ર, ૧૯૫૬

૧ 'દેવાગમસ્તોત્ર' જે મહાત્મા સમંતભદ્રાચાર્યે (જેના નામનો શબ્દાર્થ 'કલ્યાણ જેને માન્ય છે,' એવો થાય છે) બનાવેલ છે, અને તેના ઉપર દિગમ્બર તથા શ્વેતામ્બર આચાર્યોએ ટીકા કરી છે એ મહાત્મા દિગમ્બર આચાર્ય છતા તેઓનું કરેલુ ઉપરનુ સ્તોત્ર શ્વેતામ્બર આચાર્યોને પણ માન્ય છે તે સ્તોત્રમા પ્રથમ નીચેનો શ્લોક છે:—

'देवागमनभोयानचामरादिविभूतय:,
मायाविष्वपि दृश्यते, नातस्त्वमसि नो महान्'

આ શ્લોકનો ભાવાર્થ એવો છે કે દેવાગમ (દેવતાઓનું આવવું થતુ હોય), આકાશગમન (આકાશગમન થઈ શકતુ હોય), ચામરાદિ વિભૂતિ (ચામર વગેરે વિભૂતિ હોય–સમવસરણ થતું હોય એ આદિ) એ બધાં તો માયાવીઓનામા પણ જણાય છે, (માયાથી અર્થાત્ યુક્તિથી પણ થઈ શકે) એટલે તેટલાથી જ આપ અમારા મહત્તમ નથી (તેટલા ઉપરથી કાંઈ તીર્થંકર વા જિનેન્દ્રદેવનુ અસ્તિત્વ માની શકાય નહી એવી વિભૂતિ આદિનુ કાંઈ અમારે કામ નથી અમે તો તેનો ત્યાગ કર્યો છે)

આ આચાર્યે કેમ જાણે ગુફામાથી નીકળતા તીર્થંકરનું કાડું પકડી ઉપર પ્રમાણે નિરપેક્ષપણે વચનો કહ્યા હોય એવો આશય આ સ્થળે બતાવવામા આવ્યો છે

૨ આપ્તના અથવા પરમેશ્વરના લક્ષણો કેવા હોવા જોઈએ તે સબધી 'તત્ત્વાર્થસૂત્ર'ની ટીકામા (સર્વાર્થસિદ્ધિમા) પહેલી ગાથા નીચે પ્રમાણે છે –

'मोक्षमार्गस्य नेतार, भेत्तार कर्मभूभृताम्,
ज्ञातार विश्वतत्त्वाना, वदे तद्गुणलब्धये'

સારભૂત અર્થ .– 'મોક્ષમાર્ગસ્ય નેતાર,' (મોક્ષમાર્ગે લઈ જનાર નેતા) એમ કહેવાથી 'મોક્ષ'નુ 'અસ્તિત્વ,' 'માર્ગ,' અને લઈ 'જનાર' એ ત્રણ વાત સ્વીકારી જો મોક્ષ છે તો તેનો માર્ગ પણ જોઈએ અને જો માર્ગ છે તો તેનો દ્રષ્ટા પણ જોઈએ, અને જે દ્રષ્ટા હોય તે જ માર્ગે લઈ જઈ શકે માર્ગે લઈ જવાનુ કાર્ય નિરાકાર ન કરી શકે, પણ સાકાર કરી શકે, અર્થાત્ મોક્ષમાર્ગનો ઉપદેશ સાકાર ઉપદેષ્ટા એટલે દેહસ્થિતિએ જેણે મોક્ષ અનુભવ્યો છે એવા કરી શકે 'ભેત્તાર કર્મભૂભૃતા' (કર્મરૂપ પર્વતને ભેદવાવાળા) અર્થાત્ કર્મરૂપી પર્વતો તોડયાથી મોક્ષ હોઈ શકે, એટલે જેણે દેહસ્થિતિએ કર્મરૂપી પર્વતો તોડયા છે તે સાકાર ઉપદેષ્ટા છે તેવા કોણ ? વર્તમાન દેહે જે જીવન્મુક્ત છે તે જે કર્મરૂપી પર્વતો તોડી મુક્ત થયા છે તેને ફરી કર્મનું હોવાપણુ ન હોય, માટે કેટલાક માને છે તેમ મુક્ત થયા પછી દેહ ધારણ કરે એવા જીવન્મુક્ત ન જોઈએ 'જ્ઞાતાર વિશ્વતત્ત્વાના' (વિશ્વતત્ત્વના જાણનાર) એમ કહેવાથી એમ દર્શાવ્યું કે આપ્ત કેવા જોઈએ કે જે સમસ્ત વિશ્વના જ્ઞાયક હોય 'વદે તદ્ગુણલબ્ધયે' (તેના ગુણની પ્રાપ્તિને અર્થે તેને વદના કરુ છુ), અર્થાત્ આવા ગુણવાળા પુરુષ હોય તે જ આપ્ત છે અને તે જ વદન યોગ્ય છે

૩ મોક્ષપદ બધા ચૈતન્યને સામાન્ય જોઈએ, એક જીવઆશ્રયી નહી, એટલે એ ચૈતન્યનો સામાન્ય ધર્મ છે એક જીવને હોય અને બીજા જીવને ન હોય એમ બને નહી

૪ 'ભગવતી આરાધના' ઉપર શ્વેતામ્બરઆચાર્યોએ ટીકા કરેલ છે તે પણ તે જ નામે કહેવાય છે

૫ કરણાનુયોગ કે દ્રવ્યાનુયોગમા દિગમ્બર અને શ્વેતામ્બર વચ્ચે તફાવત નથી માત્ર બાહ્ય વ્યવહારમા તફાવત છે

૬ કરણાનુયોગમા ગણિતાકારે સિદ્ધાન્તો મેળવેલા છે તેમાં તફાવત હોવાનો સભવ નથી

૨૦૪ અનંત પ્રકારનાં કર્મો મુખ્ય આઠ પ્રકારે અને ઉત્તર એકસો અઠ્ઠાવન પ્રકારે 'પ્રકૃતિ'ના નામથી ઓળખાય છે તે એવી રીતે કે અમુક અમુક પ્રકૃતિ, અમુક અમુક 'ગુણસ્થાનક' સુધી હોય છે આવું માપ તોળીને જ્ઞાનીદેવે બીજાઓને સમજાવવા સારુ સ્થૂલ સ્વરૂપે તેનું વિવેચન કર્યું છે, તેમાં બીજા કેટલીએક જાતના કર્મ અર્થાત્ 'કર્મપ્રકૃતિ' સમાય છે અર્થાત્ જે પ્રકૃતિના નામ 'કર્મગ્રંથ'મા નથી આવતા, તે તે પ્રકૃતિ ઉપર બતાવેલી પ્રકૃતિના વિશેષ પર્યાય છે, અથવા તે ઉપર બતાવેલી પ્રકૃતિમા સમાય છે

૨૦૫ 'વિભાવ' એટલે 'વિરુદ્ધભાવ' નહી, પરંતુ 'વિશેષભાવ' આત્મા આત્મારૂપે પરિણમે તે 'ભાવ' છે, અથવા 'સ્વભાવ' છે જ્યારે આત્મા તથા જડનો સંયોગ થવાથી આત્મા સ્વભાવ કરતાં આગળ જઈ 'વિશેષભાવે' પરિણમે તે 'વિભાવ' છે આ જ રીતે જડને માટે પણ સમજવુ

૨૦૬ 'કાળ'ના 'અણુ' લોકપ્રમાણ અસંખ્યાત છે તે 'અણુ'મા 'રુક્ષ' અથવા 'સ્નિગ્ધ' ગુણ નથી, તેથી તે દરેક અણુ એકબીજામાં મળતા નથી, અને દરેક પૃથક્ પૃથક્ રહે છે પરમાણુ-પુદ્ગલમા તે ગુણ હોવાથી મૂળ સત્તા કાયમ રહ્યા છતા તેનો (પરમાણુપુદ્ગલનો) 'સ્કંધ' થાય છે

---

૨૦૭ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, (લોક) આકાશાસ્તિકાય અને જીવાસ્તિકાય તેના પણ અસંખ્યાતા પ્રદેશ છે અને તેના પ્રદેશમાં રુક્ષ અથવા સ્નિગ્ધ ગુણ નથી, છતા તે કાળની માફક દરેક અણુ જુદા જુદા રહેવાને બદલે એક સમૂહ થઈ રહે છે તેનું કારણ એ છે કે કાળ છે તે પ્રદેશાત્મક નથી, પણ અણુ હોઈને પૃથક્ પૃથક્ છે, અને ધર્માસ્તિકાયાદિ ચાર દ્રવ્ય પ્રદેશાત્મક છે

૨૦૮ વસ્તુને સમજાવવા માટે અમુક નયથી ભેદરૂપે વર્ણન કરવામા આવ્યું છે વાસ્તવિક રીતે વસ્તુ, તેના ગુણ અને પર્યાય એમ ત્રણ જુદા જુદા નથી, એક જ છે ગુણ અને પર્યાયને લઈને વસ્તુનું સ્વરૂપ સમજાય છે જેમ સાકર એ વસ્તુ, મીઠાશ એ ગુણ, ખડબચડો આકાર એ પર્યાય છે એ ત્રણને લઈને સાકર છે મીઠાશવાળા ગુણ વિના સાકર ઓળખી શકાતી નથી તેવો જ એક ખડબચડા આકારવાળો કટકો હોય પણ તેમા ખારાશનો ગુણ હોય તો તે સાકર નહી, પરંતુ મીઠું અર્થાત્ લૂણ છે આ ઠેકાણે પદાર્થની પ્રતીતિ અથવા જ્ઞાન, ગુણને લઈને થાય છે, એ પ્રમાણે ગુણી અને ગુણ જુદા નથી છતા અમુક કારણને લઈને પદાર્થનું સ્વરૂપ સમજાવવા માટે જુદા કહેવામા આવે છે

૨૦૯ ગુણ અને પર્યાયને લઈને પદાર્થ છે જો તે બે ન હોય તો પછી પદાર્થ છે તે ન હોવા બરાબર છે કારણ કે તે શા કામનો છે?

૨૧૦ એકબીજાથી વિરુદ્ધ પદવાળી એવી ત્રિપદી પદાર્થમાત્રને વિષે રહી છે ધ્રુવ અર્થાત્ સત્તા, હોવાપણુ પદાર્થનું હમેશાં છે તે છતાં તે પદાર્થમા ઉત્પાદ અને વ્યય એવા બે પદ વર્તે છે તે પૂર્વપર્યાયનો વ્યય અને ઉત્તર પર્યાયનો ઉત્પાદ થયા કરે છે

૨૧૧ આ પર્યાયના પરિવર્તનથી કાળ જણાય છે અથવા તે પર્યાયને પરિવર્તન થવામા કાળ સહાયકારી છે

૨૧૨ દરેક પદાર્થમા સમય સમય ષટ્ચક્ર ઊઠે છે, તે એ કે સંખ્યાતગુણવૃદ્ધિ, અસં-ખ્યાતગુણવૃદ્ધિ, અનંતગુણવૃદ્ધિ, સંખ્યાતગુણહાનિ, અસંખ્યાતગુણહાનિ અને અનંતગુણહાનિ, જેનું સ્વરૂપ શ્રી વીતરાગદેવ અવાક્‌ગોચર કહે છે

૨૧૩ આકાશના પ્રદેશની શ્રેણિ સમ છે વિષમમાત્ર એક પ્રદેશની વિદિશાની શ્રેણિ છે સમશ્રેણિ છ છે, અને તે બે પ્રદેશી છે. પદાર્થમાત્રનું ગમન સમશ્રેણિએ થાય છે!' વિષમશ્રેણિએ

વિકલેન્દ્રિય તથા ૫ચેંદ્રિય અનુભવે છે (૩) જ્ઞાનચેતના–સિદ્ધપર્યાય અનુભવે છે

૨૫ મુનિઓની વૃત્તિ અલૌકિક હોવી જોઈએ, તેને બદલે હાલ લૌકિક જોવામા આવે છે

---

૧૪ મોરબી, અષાડ વદ ૨, શનિ, ૧૯૫૬

૧ પર્યાયાલોચન = એક વસ્તુને બીજી રીતે વિચારવી તે

૨ આત્માની પ્રતીતિ માટે સકલના પ્રત્યે દૃષ્ટાંત છ ઇન્દ્રિયોમાં મન અધિષ્ઠાતા છે, અને બાકીની પાચ ઇન્દ્રિયો તેની આજ્ઞા પ્રમાણે વર્તનાર છે, અને તેની સકલના કરનાર પણ એક મન જ છે મન જો ન હોત તો કોઈ કાર્ય બનત નહી વાસ્તવિક રીતે કોઈ ઇન્દ્રિયનું કાઈ વળતું નથી મનનું સમાધાન થાય છે, તે એ પ્રમાણે કે, એક ચીજ આખે જોઈ, તે લેવા પગે ચાલવા માડ્યુ, ત્યાં જઈ હાથે લીધી, ને ખાધી ઇત્યાદિ તે સઘળી ક્રિયાનું સમાધાન મને કર્યું છતા એ સઘળાનો આધાર આત્મા ઉપર છે

૩ જે પ્રદેશે વેદના વધારે હોય તે મુખ્યપણે વેદે છે, અને બાકીના ગૌણપણે વેદે છે

૪ જગતમાં અભવ્યજીવ અનતા છે તેથી અનતગુણા પરમાણુ એક સમયે એક જીવ ગ્રહણ કરે છે, અને મૂકે છે

૫ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવે બાહ્ય અને અભ્યતર પરિણમતા પરમાણુ જે ક્ષેત્રે વેદનારૂપે ઉદયમા આવે ત્યા એકઠા થઈ ત્યાં તે રૂપે પરિણમે, અને ત્યા જેવા પ્રકારનો બધ હોય તે ઉદયમા આવે પરમાણુઓ માથામા એકઠાં થાય તો ત્યાં માથાના દુખાવાને આકારે પરિણમે છે, આખમા આખની વેદનાના આકારે પરિણમે છે

૬ એનું એ જ ચૈતન્ય સ્ત્રીને સ્ત્રીરૂપે અને પુરુષને પુરુષરૂપે પરિણમે છે, અને ખોરાક પણ તથા પ્રકારના જ આકારે પરિણમી પુષ્ટિ આપે છે

૭ પરમાણુ પરમાણુને શરીરમા લડતા કોઈએ જોયા નથી, પણ તેનું પરિણામવિશેષ જાણવામા આવે છે તાવની દવા તાવ અટકાવે છે એ જાણી શકીએ છીએ, પણ અદર શુ ક્રિયા થઈ તે જાણી શકતા નથી, એ દૃષ્ટાતે કર્મબધ થતો જોવામા આવતો નથી, પણ વિપાક જોવામા આવે છે

૮ અનાગાર = જેને વ્રતને વિષે અપવાદ નહી તે

૯ અણગાર = ઘરવિનાના

૧૦ સમિતિ = સમ્યક્ પ્રકારે જેની મર્યાદા રહી છે તે મર્યાદાસહિત, યથાસ્થિતપણે પ્રવર્તવાનો જ્ઞાનીઓએ જે માર્ગ કહ્યો છે તે માર્ગ પ્રમાણે માપસહિત પ્રવર્તવું તે

૧૧ સત્તાગત = ઉપશમ

૧૨ શ્રમણ ભગવાન = સાધુ ભગવાન અથવા મુનિ ભગવાન

૧૩ અપેક્ષા = જરૂરિયાત, ઇચ્છા

૧૪ સાપેક્ષ = બીજા કારણ, હેતુની જરૂરિયાત ઇચ્છે છે તે

૧૫ સાપેક્ષત્વ અથવા અપેક્ષાએ = એકબીજાને લઈને

---

૧૫ મોરબી, અસાડ વદ ૩, રવિ, ૧૯૫૬

૧ અનુપપન્ન = નહી સભવિત, નહી સિદ્ધ થવા યોગ્ય

---

૧૬

શ્રાવકઆશ્રયી, પરસ્ત્રીત્યાગ તથા બીજા અણુવ્રત વિષે.

આ પ્રમાણે પ્રતીત થવા માટે અનેક નય, રસ્તા બતાવવામાં આવ્યા છે, જેથી કોઈ રીતે જો પ્રતીતિ થઈ તો વડના બીજની પ્રતીતિ માફક મોક્ષના બીજની સમ્યક્ત્વરૂપે પ્રતીતિ થાય છે, મોક્ષ છે એ નિશ્ચય થાય છે, એમા કશો શક નથી

---

૨૨૨ ધર્મ સંબધી (શ્રી રત્નકરંડ શ્રાવકાચાર) :—

આત્માને સ્વભાવમાં ધારે તે ધર્મ

આત્માનો સ્વભાવ તે ધર્મ

સ્વભાવમાથી પરભાવમા ન જવા દે તે ધર્મ

પરભાવ વડે કરીને આત્માને દુર્ગતિએ જવું પડે તે ન જવા દેતા સ્વભાવમાં ધરી રાખે તે ધર્મ

સમ્યક્ શ્રદ્ધાન, જ્ઞાન અને સ્વરૂપાચરણ તે ધર્મ, ત્યા બધનો અભાવ છે

સમ્યક્જ્ઞાન, સમ્યક્દર્શન, સમ્યક્ચારિત્ર એ રત્નત્રયીને શ્રી તીર્થંકરદેવ ધર્મ કહે છે

ષટ્દ્રવ્યનું શ્રદ્ધાન, જ્ઞાન અને સ્વરૂપાચારણ તે ધર્મ

જે સસારપરિભ્રમણથી છોડાવી ઉત્તમ સુખમાં ધરી રાખે તે ધર્મ

આપ્ત એટલે સર્વ પદાર્થોને જાણી તેના સ્વરૂપનો સત્યાર્થ પ્રગટ કરનાર

આગમ એટલે આપ્તે કહેલા પદાર્થની શબ્દદ્વારાએ કરી રચનારૂપ શાસ્ત્ર

આપ્તના પ્રરૂપ્યાં શાસ્ત્રાનુસાર આચરણ કરવાવાળા, આપ્તના દર્શાવેલા માર્ગે ચાલનારા તે સદ્ગુરુ

સમ્યક્દર્શન એટલે સત્ય આપ્ત, શાસ્ત્ર અને ગુરુનું શ્રદ્ધાન

સમ્યક્દર્શન ત્રણ મૂઢતા કરી રહિત, નિ શકાદિ આઠ અગ સહિત, આઠ મદ અને છ અનાયતનથી રહિત છે

સાત તત્ત્વ અથવા નવ પદાર્થના શ્રદ્ધાનને શાસ્ત્રમાં સમ્યક્દર્શન કહ્યુ છે પરતુ દોષરહિત શાસ્ત્રના ઉપદેશ વિના સાત તત્ત્વનું શ્રદ્ધાન કેવી રીતે થાય? નિર્દોષ આપ્ત વિના સત્યાર્થ આગમ શી રીતે પ્રગટ થાય? તેથી સમ્યક્દર્શનનુ મૂળ કારણ સત્યાર્થ આપ્ત જ છે

આપ્તપુરુષ ક્ષુધાતૃષાદિ અઢાર દોષ રહિત હોય છે

ધર્મનુ મૂળ આપ્ત ભગવાન છે

આપ્ત ભગવાન નિર્દોષ, સર્વજ્ઞ અને હિતોપદેશક છે

---

૧૫ અમુક અમુક મગજમાની નસો દાબવાથી ક્રોધ, હાસ્ય, ઘેલછા ઉત્પન્ન થાય છે શરીરમા મુખ્યમુખ્ય સ્થળો જીભ, નાસિકા ઇત્યાદિ પ્રગટ જણાય છે તેથી માનીએ છીએ, પણ આવા સૂક્ષ્મ સ્થાનો પ્રગટ જણાતા નથી એટલે માનતા નથી, પણ તે જરૂર છે

૧૬ વેદનીય કર્મ એ નિર્જરારૂપે છે, પણ દવા ઇત્યાદિ તેમાથી ભાગ પડાવી જાય

૧૭ જ્ઞાનીએ એમ કહ્યુ છે કે આહાર લેતાય દુ ખ થતુ હોય અને છોડતાય દુ ખ થતું હોય ત્યાં સ લેખના કરવી તેમાં પણ અપવાદ હોય છે જ્ઞાનીએ કાંઈ આત્મઘાત કરવાની ભલામણ કરી નથી.

૧૮ જ્ઞાનીએ અન ત ઔષધિ અન તા ગુણોસયુક્ત જોઈ છે, પર તુ મોત મટાડી શકે એવી ઔષધિ કોઈ જોવામાં આવી નહી ! વૈદ્ય અને ઔષધિ એ નિમિત્તરૂપ છે

૧૯ બુદ્ધદેવને રોગ, દરિદ્રતા, વૃદ્ધાવસ્થા અને મોત એ ચાર બાબત ઉપરથી વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો.

---

૧૮ મોરબી, અષાડ વદ ૫, ભોમ, ૧૯૫૬

૧ ચક્રવર્તીને ઉપદેશ કરવામાં આવે તો તે ઘડીકમા રાજ્યનો ત્યાગ કરે પણ ભિક્ષુકને અન ત તૃષ્ણા હોવાથી તે પ્રકારનો ઉપદેશ તેને અસર કરે નહી

૨ જો એક વખત આત્મામાં અ તર્વૃત્તિ સ્પર્શી જાય, તો અર્ધપુદ્ગલ પરાવર્તન રહે એમ તીર્થંકરાદિએ કહ્યુ છે અ તર્વૃત્તિ જ્ઞાનથી થાય છે અ તર્વૃત્તિ થયાનો આભાસ એની મેળે (સ્વભાવે જ) આત્મામાં થાય છે, અને તેમ થયાની ખાતરી પણ સ્વાભાવિક થાય છે અર્થાત્ આત્મા 'થરમોમિટર' સમાન છે તાવ હોવાની તેમ તાવ ઊતરી જવાની ખાતરી 'થરમોમિટર' આપે છે જોકે 'થરમોમિટર' તાવની આકૃતિ બતાવતું નથી, છતાં તેથી પ્રતીતિ થાય છે તેમ અ તર્વૃત્તિ થયાની આકૃતિ જણાતી નથી, છતાં અ તર્વૃત્તિ થઈ છે એમ આત્માને પ્રતીતિ થાય છે ઔષધ કેવી રીતે તાવ ઉતારે છે તે કાઈ બતાવતું નથી, છતાં ઔષધથી તાવ ખસી જાય છે, એમ પ્રતીતિ થાય છે, એ જ રીતે અંતર્વૃત્તિ થયાની એની મેળે જ પ્રતીતિ થાય છે આ પ્રતીતિ તે 'પરિણામપ્રતીતિ' છે

૩ વેદનીય કર્મ [1]

૪ નિર્જરાનો અસ ખ્યાતગુણો ઉત્તરોત્તર ક્રમ છે, સમ્યક્દર્શન પામેલ નથી એવા મિથ્યાદૃષ્ટિ જીવ કરતા સમ્યક્દૃષ્ટિ અસ ખ્યાતગુણી નિર્જરા કરે છે [2]

૫ તીર્થંકરાદિને ગૃહસ્થાશ્રમમા વર્તતા છતા 'ગાઢ' અથવા 'અવગાઢ' સમ્યક્ત્વ હોય છે

૬ 'ગાઢ' અથવા 'અવગાઢ' એક જ કહેવાય

૭ કેવળીને 'પરમાવગાઢ સમ્યક્ત્વ' હોય છે

૮ ચોથે ગુણસ્થાનકે 'ગાઢ અથવા અવગાઢ સમ્યક્ત્વ હોય છે

૯ ક્ષાયિક સમ્યક્ત્વ અથવા ગાઢ—અવગાઢ સમ્યક્ત્વ એક સરખુ છે

૧૦ દેવ, ગુરુ, તત્ત્વ, અથવા ધર્મ અથવા પરમાર્થને તપાસવાના ત્રણ પ્રકાર છે – (૧) કષ, (૨) છેદ, અને (૩) તાપ એમ ત્રણ પ્રકારે કસોટી થાય છે સોનાની કસોટીને દૃષ્ટાન્તે (ધર્મબિંદુ ગ્રન્થમા છે ) પહેલા અને બીજા પ્રકારે કોઈમા મળતાપણું આવે, પર તુ તાપની વિશુદ્ધ કસોટીએ શુદ્ધ જણાય તો તે દેવ, ગુરુ અને ધર્મ ખરા ગણાય

---

૧ શ્રોતાની નોધ —વેદનીય કર્મની ઉદયમાન પ્રકૃતિમાં આત્મા હર્ષ ધરે છે, તો કેવા ભાવમાં આત્મા ભાવિત રહેવાથી તેમ થાય છે એ વિષે સ્વાત્માશ્રયી વિચારવા શ્રીમદે કહ્યુ

૨ એમ અસખ્યાત ગુણનિર્જરાનો ચઢિયાતો ક્રમ ચૌદમા ગુણસ્થાનક સુધી શ્રીમદે બતાવ્યો, અને સ્વામી કાર્તિકની શાખ આપી

૧૦ ભરતેશ્વરની કથા (ભરત ચેત, કાળ ઝપાટા દેત)
૧૧ સગર ચક્રવર્તીની કથા (૬૦૦૦૦ પુત્રોના મૃત્યુના શ્રવણથી વૈરાગ્ય)
૧૨ નમિરાજર્ષિની કથા (મિથિલા બળતી દેખાડી વગેરે)

---

[૮૬૪–૨] ૨ મોરબી, અષાડ સુદ ૫, સોમ, ૧૯૫૬

૧ જૈન એ આત્માનુ સ્વરૂપ છે તે સ્વરૂપ (ધર્મ)ને પ્રવર્તાવનાર પણ મનુષ્ય હતા. જેમ કે, વર્તમાન અવસર્પિણીકાળમાં ઋષભાદિ પુરુષો તે ધર્મ પ્રવર્તાવનાર હતા બુદ્ધાદિક પુરુષો પણ તે તે ધર્મના પ્રવર્તાવનાર જાણવા આથી કરી કઈ અનાદિ આત્મધર્મનો વિચાર નહોતો એમ નહોતું.

૨ આશરે બે હજાર વર્ષ ઉપર જૈન યતિ શેખરસૂરિ આચાર્યે વૈશ્યને ક્ષત્રિય સાથે ભેળવ્યા

૩ 'ઓસવાળ' તે 'ઓરપાક' જાતના રજપૂત છે

૪ ઉત્કર્ષ, અપકર્ષ અને સક્રમણ એ સત્તામા રહેલી કર્મપ્રકૃતિનાં થઈ શકે છે, ઉદયમાં આવેલી પ્રકૃતિના થઈ શકે નહી

૫ આયુ કર્મનો જે પ્રકારે બધ હોય તે પ્રકારે દેહસ્થિતિ પૂર્ણ થાય.

૬ અધારામા ન દેખવું એ એકાત દર્શનાવરણીય કર્મ ન કહેવાય, પણ મદ દર્શનાવરણીય કહેવાય તમસનું નિમિત્ત અને તેજસનો અભાવ તેને લઈને તેમ બને છે

૭ દર્શન રોકાયે જ્ઞાન રોકાય

૮ જ્ઞેય જાણવા માટે જ્ઞાનને વધારવુ જોઈએ વજન તેવાં કાટલા

૯ જેમ પરમાણુની શક્તિ પર્યાયને પામવાથી વધતી જાય છે, તેમ ચૈતન્યદ્રવ્યની શક્તિ વિશુદ્ધતાને પામવાથી વધતી જાય છે કાચ, ચશ્મા, દૂરબીન આદિ પહેલા (પરમાણુ)નાં પ્રમાણુ છે, અને અવધિ, મનઃપર્યવ, કેવળજ્ઞાન, લબ્ધિ, ઋદ્ધિ વગેરે બીજા (ચૈતન્યદ્રવ્ય)ના પ્રમાણુ છે.

---

[૮૬૪–૩] ૩ મોરબી, અષાડ સુદ ૬, ભોમ, ૧૯૫૬

૧ ક્ષયોપશમસમ્યક્ત્વને વેદકસમ્યક્ત્વ પણ કહેવામાં આવે છે પરંતુ ક્ષયોપશમમાંથી ક્ષાયિક થવાના સધિના વખતનું જે સમ્યક્ત્વ તે વાસ્તવિક રીતે વેદકસમ્યક્ત્વ છે.

૨ પાંચ સ્થાવર એકેન્દ્રિય બાદર છે, તેમ જ સૂક્ષ્મ પણ છે નિગોદ બાદર છે તેમ સૂક્ષ્મ છે વનસ્પતિ સિવાય બાકીના ચારમા અસખ્યાત સૂક્ષ્મ કહેવામાં આવે છે નિગોદ સૂક્ષ્મ અનંત છે; અને વનસ્પતિના સૂક્ષ્મ અનત છે, ત્યા નિગોદમા સૂક્ષ્મ વનસ્પતિ ઘટે છે

૩ શ્રી તીર્થંકર અગિયારમુ ગુણસ્થાનક સ્પર્શે નહી, તેમ જ ૧ લુ, ૨ જુ તથા ૩ જુ પણ ન સ્પર્શે

૪ વર્ધમાન, હીયમાન અને સ્થિત એવી જે ત્રણ પરિણામની ધારા છે તેમાં હીયમાન પરિણામની ધારા સમ્યક્ત્વઆશ્રયી (દર્શનઆશ્રયી) શ્રી તીર્થંકરદેવને ન હોય, અને ચારિત્રઆશ્રયી ભજના

૫ ક્ષાયિકચારિત્ર છે ત્યા મોહનીયનો અભાવ છે, અને જ્યા મોહનીયનો અભાવ છે ત્યાં પહેલુ, બીજુ, ત્રીજુ અને અગિયારમુ એ ચાર ગુણસ્થાનકના સ્પર્શપણાનો અભાવ છે

૬ ઉદય બે પ્રકારનો છે એક પ્રદેશોદય, અને બીજો વિપાકોદય વિપાકોદય બાહ્ય (દેખીતી) રીતે વેદાય છે, અને પ્રદેશોદય અદરથી વેદાય છે

૭ આયુષ્યકર્મનો બધ પ્રકૃતિ વિના થતો નથી, પણ વેદનીયનો થાય છે

૮ આયુષપ્રકૃતિ એક જ ભવમા વેદાય છે બીજી પ્રકૃતિઓ તે ભવમા વેદાય, અને અન્યભવમા પણ વેદાય

૧૦ લબ્ધિ ક્ષોભકારી અને ચારિત્રને શિથિલ કરનારી છે લબ્ધિ આદિ, માર્ગેથી પડવાના કારણો છે તેથી કરી જ્ઞાનીને તેનો તિરસ્કાર હોય છે જ્ઞાનીને જ્યાં લબ્ધિ, સિદ્ધિ આદિથી પડવાનો સંભવ ઉત્પન્ન થાય છે ત્યા તે પોતાથી વિશેષ જ્ઞાનીનો આશ્રય શોધે છે

૧૧ આત્માની યોગ્યતા વગર એ શક્તિ આવતી નથી આત્માએ પોતાનો અધિકાર વધારવાથી તે આવે છે

૧૨ દેહ છૂટે છે તે પર્યાય છૂટે છે, પણ આત્મા આત્માકારે અખંડ ઊભો રહે છે, પોતાનું કાંઈ જતું નથી, જે જાય છે તે પોતાનુ નથી એમ પ્રત્યક્ષ જ્ઞાન થાય નહીં ત્યા સુધી મૃત્યુનો ભય લાગે છે

૧૩ "ગુરુ ગણધર ગુણધર અધિક (સકલ), પ્રચુર પરંપર ઓર,
વ્રતતપધર, તનુ નગનતર, વંદો વૃષ સિરમૌર"

—સ્વામીકાર્ત્તિકેયાનુપ્રેક્ષા–ટીકા–દોહરો–૩

ગણધર = ગણ – સમુદાયના ધરવાવાળા, ગુણધર = ગુણના ધરવાવાળા, પ્રચુર = ઘણા, વૃષ = ધર્મ સિરમૌર = માથાના મુકુટ

૧૪ અવગાઢ = મજબૂત પરમાવગાઢ = ઉત્કૃષ્ટપણે મજબૂત અવગાહ = એક પરમાણુપ્રદેશ રોકે તે, વ્યાપવુ શ્રાવક = જ્ઞાનીના વચનના શ્રોતા, જ્ઞાનીનું વચન શ્રવણ કરનાર દર્શનજ્ઞાન વગર, ક્રિયા કરતા છતા, શ્રુતજ્ઞાન વાચતાં છતાં શ્રાવક કે સાધુ હોઈ શકે નહી ઔદયિક ભાવે તે શ્રાવક, સાધુ કહેવાય, પારિણામિકભાવે કહેવાય નહી સ્થવિર = સ્થિર, જામેલ

૧૫ સ્થવિરકલ્પ = જે સાધુ વૃદ્ધ થયેલ છે તેઓને શાસ્ત્રમર્યાદાએ વર્તવાનો, ચાલવાનો જ્ઞાનીઓએ મુકરર કરેલો, બાંધેલો, નક્કી કરેલો માર્ગ, નિયમ

૧૬ જિનકલ્પ = એકાકી વિચરનારા સાધુઓને માટે કલ્પેલો અર્થાત્ બાંધેલો, મુકરર કરેલો જિનમાર્ગ વા નિયમ

---

૨૧ મોરબી, અષાડ વદ ૮, ગુરુ, ૧૯૫૬

૧ સર્વ ધર્મ કરતા જૈનધર્મ ઉત્કૃષ્ટ દયાપ્રણીત છે દયાનું સ્થાપન જેવુ તેમા કરવામાં આવ્યું છે, તેવું બીજા કોઈમા નથી 'માર' એ શબ્દ જ 'મારી' નાખવાની સજ્જડ છાપ તીર્થંકરોએ આત્મામા મારી છે. એ જગોએ ઉપદેશના વચનો પણ આત્મામા સર્વોત્કૃષ્ટ અસર કરે છે શ્રી જિનની છાતીમા જીવહિંસાના પરમાણુ જ ન હોય એવો અહિંસાધર્મ શ્રી જિનનો છે જેનામા દયા ન હોય તે જિન ન હોય. જૈનને હાથે ખૂન થવાના બનાવો પ્રમાણમા અલ્પ હશે જૈન હોય તે અસત્ય બોલે નહી

૨ જૈન સિવાય બીજા ધર્મોને મુકાબલે અહિંસામા બૌદ્ધ પણ ચઢી જાય છે બ્રાહ્મણોની યજ્ઞાદિ હિંસક ક્રિયાનો નાશ પણ શ્રી જિને અને બુદ્ધે કર્યો છે, જે હજુ સુધી કાયમ છે

૩ બ્રાહ્મણો યજ્ઞાદિ હિંસક ધર્મવાળા હોવાથી શ્રી જિને તથા બુદ્ધે સખત શબ્દો વાપરી ધિક્કાર્યા છે, તે યથાર્થ છે

૪ બ્રાહ્મણોએ સ્વાર્થબુદ્ધિથી એ હિંસક ક્રિયા દાખલ કરી છે શ્રી જિને તેમ જ શ્રી બુદ્ધે જાતે વૈભવત્યાગ કરેલો હોવાથી તેઓએ નિઃસ્વાર્થ બુદ્ધિએ દયાધર્મના ઉપદેશ કરી હિંસક ક્રિયાનો વિચ્છેદ કર્યો જગતસુખમા તેઓની સ્પૃહા નહોતી

૫ હિંદુસ્તાનના લોકો એક વખત એક વિદ્યાનો અભ્યાસ એવી રીતે છોડી દે છે કે ફરીને તે ગ્રહણ કરતા તેઓને કંટાળો આવે છે યુરોપિયન પ્રાન્તમા તેથી ઊલટું છે, તેઓ તજી છોડી દેતા નથી, પણ ચાલુ જ રાખે છે પ્રવૃત્તિના કારણને લઈને વત્તોઓછો અભ્યાસ થઈ શકે એ વાત જુદી

૭ આત્મસિદ્ધિ માટે દ્વાદશાગીનુ જ્ઞાન જાણતાં ઘણો વખત જાય જ્યારે એક માત્ર શાંતપણુ સેવ્યાથી તરત પ્રાપ્ત થાય છે

૮ પર્યાયનુ સ્વરૂપ સમજાવવા અર્થે શ્રીતીર્થંકરદેવે ત્રિપદ (ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય) સમજાવ્યા છે

૯ દ્રવ્ય ધ્રુવ, સનાતન છે

૧૦ પર્યાય ઉત્પાદવ્યયવ ત છે

૧૧ છયે દર્શન એક જૈનદર્શનમા સમાય છે તેમા પણ જૈન એક દર્શન છે. બૌદ્ધ—ક્ષણિકવાદી = પર્યાયરૂપે 'સત્' છે વેદાત—સનાતન = દ્રવ્યરૂપે 'સત્' છે ચાર્વાક નિરીશ્વરવાદી જ્યા સુધી આત્માની પ્રતીતિ થઈ નથી ત્યા સુધી તેને ઓળખવારૂપે 'સત્' છે

૧૨ જીવ પર્યાયના બે ભેદ છે —સ સારપર્યાય અને સિદ્ધપર્યાય સિદ્ધપર્યાય સો ટચના સોનાતુલ્ય છે અને સ સારપર્યાય કથીરસહિત સોનાતુલ્ય છે

૧૩ વ્ય જનપર્યાય

૧૪ અર્થપર્યાય

૧૫ વિષયનો નાશ (વેદનો અભાવ) ક્ષાયિકચારિત્રથી થાય છે ચોથે ગુણસ્થાનકે વિષયની મ દતા હોય છે, ને નવમા ગુણસ્થાનક સુધી વેદનો ઉદય હોય છે

૧૬ જે ગુણ પોતાને વિષે નથી તે ગુણ પોતાને વિષે છે એમ જે કહે અથવા મનાવે તે મિથ્યાદૃષ્ટિ જાણવા

૧૭ જિન અને જૈન શબ્દનો અર્થ

"ઘટ ઘટ અ તર જિન બસે, ઘટ ઘટ અ તર જૈન,
મત મદિરાકે પાનસેં, મતવારા સમજૈ ન" —સમયસાર

૧૮ સનાતન આત્મધર્મ તે શાત થવું, વિરામ પામવુ તે છે, આખી દ્વાદશાંગીનો સાર પણ તે જ છે તે ષડ્દર્શનમા સમાય છે, અને તે ષડ્દર્શન જૈનમા સમાય છે

૧૯ વીતરાગના વચનો વિષયનું વિરેચન કરાવનારાં છે

૨૦ જૈનધર્મનો આશય, દિગમ્બર તેમ જ શ્વેતામ્બર આચાર્યોનો આશય, ને દ્વાદશાંગીનો આશય માત્ર આત્માનો સનાતન ધર્મ પમાડવાનો છે, અને તે જ સારરૂપ છે આ વાતમા કોઈ પ્રકારે જ્ઞાનીઓનો વિકલ્પ નથી તે જ ત્રણેકાળના જ્ઞાનીઓનુ કહેવું છે, હતું અને થશે, પણ તે નથી સમજાતું એ જ મોટી આટી છે

૨૧ બાહ્ય વિષયોથી મુક્ત થઈ જેમ જેમ તેનો વિચાર કરવામા આવે તેમ તેમ આત્મા અવિરોધી થતો જાય, નિર્મળ થાય

૨૨ ભ ગજાળમા પડવુ નહી માત્ર આત્માની શાતિનો વિચાર કરવો ઘટે છે.

૨૩ જ્ઞાનીઓ જોકે વાણિયા જેવા હિસાબી (સૂક્ષ્મપણે શોધન કરી તત્ત્વો સ્વીકારનારા) છે, તોપણ છેવટે લોક જેવા લોક (એક સારભૂત વાત પકડી રાખનાર) થાય છે અર્થાત્ છેવટે ગમેતેમ થાય પણ એક શાતપણાને ચૂકતા નથી, અને આખી દ્વાદશાગીનો સાર પણ તે જ છે

૨૪ જ્ઞાની ઉદયને જાણે છે, પણ શાતા અશાતામા તે પરિણમતા નથી

૨૫ ઇન્દ્રિયોના ભોગસહિત મુક્તપણુ નથી ઇન્દ્રિયોના ભોગ છે ત્યા સ સાર છે, ને સ સાર છે ત્યાં મુક્તપણુ નથી

૨૬ બારમા ગુણસ્થાનક સુધી જ્ઞાનીનો આશ્રય લેવાનો છે, જ્ઞાનીની આજ્ઞાએ વર્તવાનું છે

૨૭ મહાન આચાર્યો અને જ્ઞાનીઓમા દોષ તથા ભૂલ હોય નહીં આપણાથી ન સમજાય તેને

નહી, ક્ષયોપશમભાવે જ હોય એ પ્રકૃતિ જો ઉપશમભાવે હોય તો આત્મા જડવત્ થઈ જાય, અને ક્રિયા પણ કરી શકે નહી, અથવા તો તેનાથી પ્રવર્તન પણ થઈ શકે નહી જ્ઞાનનુ કામ જાણવાનુ છે, દર્શનનું કામ દેખવાનું છે અને વીર્યનું કામ પ્રવર્તવાનુ છે વીર્ય બે પ્રકારે પ્રવર્તી શકે છે –(૧) અભિસંધિ (૨) અનભિસંધિ અભિસંધિ=આત્માની પ્રેરણાથી વીર્યનું પ્રવર્તવુ થાય તે અનભિસંધિ=કષાયથી વીર્યનું પ્રવર્તવુ થાય તે જ્ઞાનદર્શનમા ભૂલ થતી નથી પરંતુ ઉદયભાવે રહેલા દર્શનમોહને લીધે ભૂલ થવાથી એટલે ઔરનુ તૌર જણાવાથી વીર્યની પ્રવૃત્તિ વિપરીતપણે થાય છે, જો સમ્યક્‌પણે થાય તો સિદ્ધપર્યાય પામે આત્મા કોઈ પણ વખતે ક્રિયા વગરનો હોઈ શકતો નથી જ્યા સુધી યોગો છે ત્યાસુધી ક્રિયા કરે છે, તે પોતાની વીર્યશક્તિથી કરે છે તે ક્રિયા જોવામા આવતી નથી, પણ પરિણામ ઉપરથી જાણવામા આવે છે ખાધેલો ખોરાક નિદ્રામા પચી જાય છે એમ સવારે ઊઠતા જણાય છે નિદ્રા સારી આવી હતી ઇત્યાદિક બોલીએ છીએ તે થયેલી ક્રિયા સમજાયાથી બોલવામાં આવે છે ચાળીશ વર્ષની ઉમરે આકડા ગણતા આવડે તો શુ તે પહેલાં આકડા નહોતા એમ કાંઈ કહી શકાશે ? નહી જ પોતાને તેનુ જ્ઞાન નહોતુ તેથી એમ કહે આ જ પ્રમાણે જ્ઞાન–દર્શનનુ સમજવાનું છે આત્માના જ્ઞાન, દર્શન અને વીર્ય થોડા ઘણા પણ ખુલ્લાં રહેતા હોવાથી આત્મા ક્રિયામા પ્રવર્તી શકે વીર્ય ચળાચળ હમેશા રહ્યા કરે છે કર્મગ્રંથ વાચવાથી વિશેષ સ્પષ્ટ થશે. આટલા ખુલાસાથી બહુ લાભ થશે

૩ પારિણામિકભાવે હમેશા જીવત્વપણુ છે, એટલે જીવ જીવપણે પરિણમે, અને સિદ્ધત્વ ક્ષાયિકભાવે હોય, કારણ કે પ્રકૃતિઓનો ક્ષય કરવાથી સિદ્ધપર્યાય પમાય છે.

૪ મોહનીયકર્મ ઔદયિકભાવે હોય

૫ વાણિયા અક્ષર બોડા લખે છે, પણ આંકડા બોડા લખતા નથી ત્યા તો બહુ સ્પષ્ટપણે લખે છે તેવી રીતે કથાનુયોગમા જ્ઞાનીઓએ વખતે બોડુ લખ્યું હોય તો ભલે. બાકી કર્મપ્રકૃતિમા તો ચોકસ આકડા લખ્યા છે તેમા જરા તફાવત આવવા નથી દીધો.

---

૨૫ મોરબી, અષાડ વદ ૧૧, રવિ, ૧૯૫૬

૧ જ્ઞાન એ દોરો પરોવેલ સોય જેવુ છે, એમ 'ઉત્તરાધ્યયનસૂત્ર'માં કહેલું છે દોરો પરોવેલ સોય ખોવાતી નથી તેમ જ્ઞાન હોવાથી સંસારમા ભૂલું પડાતુ નથી

---

૨૬ મોરબી, અષાડ વદ ૧૩, સોમ, ૧૯૫૬

૧ પ્રતિહાર=તીર્થંકરનું ધર્મરાજ્યપણું બતાવનાર પ્રતિહાર=દરવાન

૨ સ્થૂલ, અલ્પ–સ્થૂળ, તેથી પણ સ્થૂળ, દૂર, દૂરમા દૂર, તેથી પણ દૂર. એમ જણાય છે અને તે ઉપરથી સૂક્ષ્મ, સૂક્ષ્મમા સૂક્ષ્મ આદિનું જ્ઞાન કોઈકને પણ હોવાનું સિદ્ધ થઈ શકે છે

૩ 'નગ્ન' એ 'આત્મમગ્ન'

૪ ઉપહત=હણાયલા અનુપહત=નહી હણાયલા ઉપષ્ટંભજન્ય=આધારભૂત અભિધેય =વસ્તુધર્મ કહી શકાય એવો પાઠાંતર=એક પાઠની જગોએ બીજો પાઠ આવે તે અર્થાંતર=કહેવાનો હેતુ બદલાઈ જાય તે વિષમ=યથાયોગ્ય નહીં, ફેરફારવાળુ, વત્તુ ઓછુ આત્મદ્રવ્ય એ સામાન્ય વિશેષ ઉભયાત્મક સત્તાવાળુ છે સામાન્ય ચેતનસત્તા એ દર્શન સવિશેષ ચેતનસત્તા એ જ્ઞાન

૫ સત્તાસમુદ્ભૂત=સમ્યક્‌પ્રકારે સત્તાનું ઉદયભૂત થવુ, પ્રકાશવુ, સ્ફુરવું, જણાવુ તે

૬ દર્શન=જગતના કોઈ પણ પદાર્થનું ભેદરૂપ રસગંધરહિત નિરાકાર પ્રતિબિંબિત થવુ, તેનું અસ્તિત્વ જણાવુ, નિર્વિકલ્પપણે 'કાંઈ છે' એમ આરસીના ઝળકારાની પેઠે સામા પદાર્થનો ભાસ

૭ આત્મસિદ્ધિ માટે દ્વાદશાગીનુ જ્ઞાન જાણુતાં ઘણો વખત જાય. જ્યારે એક માત્ર શાતપણુ સેવ્યાથી તરત પ્રાપ્ત થાય છે

૮ પર્યાયનુ સ્વરૂપ સમજાવવા અર્થે શ્રીતીર્થંકરદેવે ત્રિપદ (ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય) સમજાવ્યા છે

૯ દ્રવ્ય ધ્રુવ, સનાતન છે

૧૦ પર્યાય ઉત્પાદવ્યયવ ત છે

૧૧ છયે દર્શન એક જૈનદર્શનમા સમાય છે તેમા પણ જૈન એક દર્શન છે બૌદ્ધ–ક્ષણિકવાદી = પર્યાયરૂપે 'સત્' છે વેદાત–સનાતન = દ્રવ્યરૂપે 'સત્' છે ચાર્વાક નિરીશ્વરવાદી જ્યાં સુધી આત્માની પ્રતીતિ થઈ નથી ત્યા સુધી તેને ઓળખવારૂપે 'સત્' છે

૧૨ જીવ પર્યાયના બે ભેદ છે – સ સારપર્યાય અને સિદ્ધપર્યાય સિદ્ધપર્યાય સો ટચના સોનાતુલ્ય છે અને સ સારપર્યાય કથીરસહિત સોનાતુલ્ય છે

૧૩ વ્યંજનપર્યાય

૧૪ અર્થપર્યાય

૧૫ વિષયનો નાશ (વેદનો અભાવ) ક્ષાયિકચારિત્રથી થાય છે ચોથે ગુણસ્થાનકે વિષયની મ દતા હોય છે, ને નવમા ગુણસ્થાનક સુધી વેદનો ઉદય હોય છે

૧૬ જે ગુણ પોતાને વિષે નથી તે ગુણ પોતાને વિષે છે એમ જે કહે અથવા મનાવે તે મિથ્યાદૃષ્ટિ જાણવા

૧૭ જિન અને જૈન શબ્દનો અર્થ

"ઘટ ઘટ અ તર્ જિન બસે, ઘટ ઘટ અ તર્ જૈન,
મત મદિરાકે પાનસેં, મતવારા સમજૈ ન" —સમયસાર

૧૮ સનાતન આત્મધર્મ તે શાત થવું, વિરામ પામવુ તે છે, આખી દ્વાદશાગીનો સાર પણ તે જ છે તે ષડ્દર્શનમા સમાય છે, અને તે ષડ્દર્શન જૈનમા સમાય છે

૧૯ વીતરાગના વચનો વિષયનું વિરેચન કરાવનારાં છે

૨૦ જૈનધર્મનો આશય, દિગમ્બર તેમ જ શ્વેતામ્બર આચાર્યોનો આશય, ને દ્વાદશાંગીનો આશય માત્ર આત્માનો સનાતન ધર્મ પમાડવાનો છે, અને તે જ સારરૂપ છે આ વાતમાં કોઈ પ્રકારે જ્ઞાનીઓનો વિકલ્પ નથી તે જ ત્રણેકાળના જ્ઞાનીઓનું કહેવુ છે, હતું અને થશે, પણ તે નથી સમજાતુ એ જ મોટી આટી છે

૨૧ બાહ્ય વિષયોથી મુક્ત થઈ જેમ જેમ તેનો વિચાર કરવામા આવે તેમ તેમ આત્મા અવિરોધી થતો જાય, નિર્મળ થાય

૨૨ ભ ગજાળમા પડવુ નહી માત્ર આત્માની શાતિનો વિચાર કરવો ઘટે છે.

૨૩ જ્ઞાનીઓ જોકે વાણિયા જેવા હિસાબી (સૂક્ષ્મપણે શોધન કરી તત્ત્વો સ્વીકારનારા) છે, તોપણ છેવટે લોક જેવા લોક (એક સારભૂત વાત પકડી રાખનાર) થાય છે અર્થાત્ છેવટે ગમેતેમ થાય પણ એક શાતપણાને ચૂકતા નથી, અને આખી દ્વાદશાગીનો સાર પણ તે જ છે

૨૪ જ્ઞાની ઉદયને જાણે છે, પણ શાતા અશાતામા તે પરિણમતા નથી

૨૫ ઇન્દ્રિયોના ભોગસહિત મુક્તપણુ નથી ઇન્દ્રિયોના ભોગ છે ત્યા સ સાર છે, ને સ સાર છે ત્યા મુક્તપણુ નથી

૨૬ બારમા ગુણસ્થાનક સુધી જ્ઞાનીનો આશ્રય લેવાનો છે, જ્ઞાનીની આજ્ઞાએ વર્તવાનું છે

૨૭ મહાન આચાર્યો અને જ્ઞાનીઓમા દોષ તથા ભૂલ હોય નહીં આપણાથી ન સમજાય તેને

૩૦ મોરબી, શ્રાવણ વદ ૮, શનિ, ૧૯૫૬

૧ 'कम्मदव्वेहिं समं, संजोगो जो होइ जीवस्स,
सो बंधो णायव्वो, तस्स विओगो भवे मोक्खो'

અર્થ :—કર્મદ્રવ્યની એટલે પુદ્ગલદ્રવ્યની સાથે જીવનો સંબંધ થવો તે બંધ. તેનો વિયોગ થવો તે મોક્ષ. સંમમ્=સારી રીતે સંબંધ થવો, ખરેખરી રીતે સંબંધ થવો, જેમ તેમ કલ્પના કરી સંબંધ થયાનું માની લેવું તેમ નહીં

૨ પ્રદેશ અને પ્રકૃતિબંધ મન–વચન–કાયાના યોગ વડે થાય સ્થિતિ અને અનુભાગબંધ કષાય વડે થાય

૩ વિપાક એટલે અનુભાગ વડે ફળપરિપક્વતા થાય છે તે. સર્વ કર્મનું મૂળ અનુભાગ છે, તેમાં જેવો રસ તીવ્ર, તીવ્રતર, મંદ, મંદતર પડ્યો, તેવો ઉદયમાં આવે છે તેમાં ફેરફાર કે ભૂલ થતી નથી ફૂલડીમાં પૈસા, રૂપિયા, સોનામહોર, આદિને દૃષ્ટાંતે જેમ એક ફૂલડીમાં ઘણા વખત પહેલાં રૂપિયા, પૈસા, સોનામહોર નાખી હોય તે જ્યારે કાઢો ત્યારે તેને તે ઠેકાણે તે જ ધાતુરૂપે નીકળે છે તેમાં જગોની તેમ જ તેની સ્થિતિનો ફેરફાર થતો નથી, એટલે કે પૈસા રૂપિયા થતા નથી, તેમ રૂપિયા પૈસા થઈ જતા નથી, તે જ પ્રમાણે બાંધેલું કર્મ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે ઉદયમાં આવે છે

૪ આત્માના હોવાપણા વિષે જેને શંકા પડે તે 'ચાર્વાક' કહેવાય

૫ તેરમે ગુણસ્થાનકે તીર્થંકરાદિને એક સમયનો બંધ હોય મુખ્યત્વે કરી વખતે અગિયારમે ગુણસ્થાનકે અકષાયીને પણ એક સમયનો બંધ હોઈ શકે

૬ પવન પાણીની નિર્મળતાનો ભંગ કરી શકતો નથી, પણ તેને ચલાયમાન કરી શકે છે તેમ આત્માના જ્ઞાનમાં કાંઈ નિર્મળતા ઓછી થતી નથી, પણ યોગનું ચલાયમાનપણું છે તેથી રસ વિના એક સમયનો બંધ કહ્યો

૭ જોકે કષાયનો રસ પુણ્ય તથા પાપરૂપ છે તોપણ તેનો સ્વભાવ કડવો છે

૮ પુણ્ય પણ ખારાશમાંથી થાય છે પુણ્યનો ચોઠાણિયો રસ નથી, કારણ કે એકાંત શાતાનો ઉદય નથી કષાયના ભેદ બે : (૧) પ્રશસ્તરાગ (૨) અપ્રશસ્તરાગ કષાય વગર બંધ નથી

૯ આર્તધ્યાનનો સમાવેશ મુખ્ય કરીને કષાયમાં થઈ શકે, 'પ્રમાદ'નો 'ચારિત્રમોહ'માં અને 'યોગ'નો 'નામકર્મ'માં થઈ શકે

૧૦ શ્રવણ એ પવનની લહેર માફક છે તે આવે છે, અને ચાલ્યું જાય છે

૧૧ મનન કરવાથી છાપ બેસે છે, અને નિદિધ્યાસન કરવાથી ગ્રહણ થાય છે

૧૨ વધારે શ્રવણ કરવાથી મનનશક્તિ મંદ થતી જોવામાં આવે છે

૧૩ પ્રાકૃતજન્ય એટલે લોકમાં કહેવાતું વાક્ય, જ્ઞાનીનું વાક્ય નહીં

૧૪ આત્મા સમય સમય ઉપયોગી છતાં અવકાશની ખામી અથવા કામના બોજાને લઈને તેને આત્માસંબંધી વિચાર કરવાનો વખત મળી શકતો નથી એમ કહેવું એ પ્રાકૃતજન્ય 'લૌકિક' વચન છે જો ખાવાનો પીવાનો ઊંઘવા ઇત્યાદિનો વખત મળ્યો ને કામ કર્યું તે પણ આત્માના ઉપયોગ વિના નથી થયું, તો પછી ખાસ જે સુખની આવશ્યકતા છે, ને જે મનુષ્યજન્મનું કર્તવ્ય છે તેમાં વખત ન મળ્યો એ વચન જ્ઞાની કોઈ કાળે સાચું માની શકે નહીં એનો અર્થ એટલો જ છે કે બીજાં ઇન્દ્રિયાદિક સુખનાં કામો જરૂરનાં લાગ્યાં છે, અને તે વિના દુઃખી થવાના ભયની કલ્પના છે આત્મિક સુખના વિચારનું કામ કર્યા વિના અનંતો કાળ દુઃખ ભોગવવું પડશે, અને અનંત સંસાર ભ્રમણ કરવો પડશે એ વાત જરૂરની નથી લાગતી! મતલબ આ ચૈતન્યે કૃત્રિમ માન્યું છે સાચું માન્યું નથી

પાછા તે સૂક્ષ્મ નિગોદમા જાય તોપણ તે 'વ્યવહારરાશિ' અનાદિકાળથી સૂક્ષ્મ નિગોદમાંથી નીકળી કોઈ દિવસ ત્રસપણુ પામ્યા નથી તે 'અવ્યવહારરાશિ'

ત્રણ પ્રકારે . સ યત, અસ યત અને સ યતાસ યત અથવા સ્ત્રી, પુરુષ ને નપુસક

ચાર પ્રકારે: ગતિઅપેક્ષાએ

પાંચ પ્રકારે ઇન્દ્રિયઅપેક્ષાએ

છ પ્રકારે પૃથ્વી, અપ્, તેજસ્, વાયુ, વનસ્પતિ અને ત્રસ

સાત પ્રકારે ' કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ, શુકલ અને અલેશી ( ચૌદમા ગુણસ્થાનકવાળા લેવા પણ સિદ્ધ ન લેવા, કેમકે સ સારી જીવની વ્યાખ્યા છે )

આઠ પ્રકારે . અ ડજ, પોતજ, જરાયુજ, સ્વેદજ, રસજ, સ મૂર્છન, ઉદ્‌ભિજ અને ઉપપાદ.

નવ પ્રકારે : પાંચ સ્થાવર, ત્રણ વિકલેન્દ્રિય અને પ ચે દ્રિય

દશ પ્રકારે . પાચ સ્થાવર, ત્રણ વિકલેન્દ્રિય, સ જ્ઞી અને અસ ંજ્ઞી પ ચે દ્રિય

અગિયાર પ્રકારે . સૂક્ષ્મ, બાદર, ત્રણ વિકલેન્દ્રિય અને પ ચે દ્રિયમાં જલચર, સ્થલચર, નભશ્ચર, મનુષ્ય, દેવતા, નારક

બાર પ્રકારે . છકાયના પર્યાપ્ત તથા અપર્યાપ્ત

તેર પ્રકારે : ઉપલા બાર ભેદ સ વ્યવહારિક તથા એક અસ વ્યવહારિક ( સૂક્ષ્મ નિગોદનો )

ચૌદ પ્રકારે ' ગુણસ્થાનકઆશ્રયી, અથવા સૂક્ષ્મ, બાદર, ત્રણ વિકલેન્દ્રિય તથા સ ંજ્ઞી, અસ જ્ઞી એ સાતના પર્યાપ્ત અને અપર્યાપ્ત

એમ બુદ્ધિમાન પુરુષોએ સિદ્ધાંતને અનુસરી જીવના અનેક ભેદ ( છતા ભાવના ભેદ ) કહ્યા છે.

---

[ ૮૬૪–૬ ] ૬ મોરબી, અષાડ સુદ ૯, શુક્ર, ૧૯૫૬

૧ 'જાતિસ્મરણજ્ઞાન' વિષે જે શ કા રહે છે તેનું સમાધાન આ ઉપરથી થશે :— જેમ બાલ્યાવસ્થાને વિષે જે કાંઈ જોયુ હોય અથવા અનુભવ્યુ હોય તેનું સ્મરણ વૃદ્ધાવસ્થામાં કેટલાકને થાય ને કેટલાકને ન થાય, તેમ પૂર્વભવનું ભાન કેટલાકને રહે, ને કેટલાકને ન રહે ન રહેવાનું કારણ એ છે કે પૂર્વદેહ છોડતાં બાહ્ય પદાર્થોને વિષે જીવ વળગી રહી મરણ કરે છે અને નવો દેહ પામી તેમા જ આસક્ત રહે છે, તેને પૂર્વપર્યાયનું ભાન રહે નહી , આથી ઊલટી રીતે પ્રવર્તનારને એટલે અવકાશ રાખ્યો હોય તેને પૂર્વનો ભવ અનુભવવામા આવે છે.

૨ એક સુદર વનમા તમારા આત્મામાં શું નિર્મળપણુ છે, જે તપાસતાં તમોને વધારે વધારે સ્મૃતિ થાય છે કે નહી ? તમારી શક્તિ પણ અમારી શક્તિની પેઠે સ્ફુરાયમાન કેમ ન થાય ? તેનાં કારણો વિદ્યમાન છે પ્રકૃતિબ ધમાં તેનાં કારણો બતાવ્યાં છે 'જાતિસ્મરણજ્ઞાન' એ મતિજ્ઞાનનો ભેદ છે

એક માણસ વીશ વર્ષનો અને બીજો માણસ સો વર્ષનો થઈ મરી જાય તે બેઉ જણે પાચ વર્ષની ઉમરે જે જોયુ અથવા અનુભવ્યું હોય તે જો અમુક વર્ષ સુધી સ્મૃતિમા રહે, એવી સ્થિતિ હોય તો વીશ વર્ષે મરી જાય તેને એકવીસમે વર્ષે ફરીથી જન્મ્યા પછી સ્મૃતિ થાય, પણ તેમ થતુ નથી કારણ કે પૂર્વપર્યાયમા તેને પૂરતા સ્મૃતિના સાધનો નહી હોવાથી પૂર્વપર્યાય છોડતા મૃત્યુઆદિ વેદનાના કારણને લઈને, નવો દેહ ધારણ કરતાં ગર્ભાવાસને લઈને, બાલપણામાં મૂઢપણાને લઈને, અને વર્તમાન દેહમા અતિ લીનતાને લઈને પૂર્વપર્યાયની સ્મૃતિ કરવાનો અવકાશ જ મળતો નથી, તથાપિ જેમ ગર્ભાવાસ તથા બાલપણ સ્મૃતિમા રહે નહી તેથી કરી તે નહોતા એમ નથી, તેમ ઉપરના કારણોને લઈને પૂર્વપર્યાય સ્મૃતિમા રહે નહી તેથી કરી તે નહોતા એમ કહેવાય નહી જેવી રીતે આબા આદિ વૃક્ષોની કલમ કરવામા આવે છે તેમા સાનુકૂળતા હોય તો થાય છે, તેમ જો પૂર્વપર્યાયની

(આ) 'ત્રુટયુ' શબ્દનો અર્થ 'બે ભાગ થવા' એમ કેટલાક કરે છે, પણ તેમ નથી. જેવી રીતે 'દેવુ ત્રુટયુ' શબ્દનો 'દેવાનો નિકાલ થયો, દેવુ દઈ દીધુ'ના અર્થમા વપરાય છે, તેવી રીતે 'આયુષ ત્રુટયુ' શબ્દોનો આશય જાણવો.

(ઇ) 'સોપક્રમ' = શિથિલ, એકદમ ભોગવી લેવાય તે

(ઈ) નિરુપક્રમ = નિકાચિત દેવ, નારક, જુગલિયાં, ૬૩ શલાકા પુરુષ ને ચરમ શરીરીને તે હોય છે

(ઉ) પ્રદેશોદય = પ્રદેશને મોઢા આગળ લઈ વેદવું તે 'પ્રદેશોદય' પ્રદેશોદયથી જ્ઞાનીઓ કર્મનો ક્ષય અ તર્મુહૂર્તમા કરે છે

(ઊ) 'અનપવર્તન' અને 'અનુદીરણા' એ બેનો અર્થ મળતો છે, તથાપિ તફાવત એ છે કે 'ઉદીરણા'માં આત્માની શક્તિ છે, અને 'અપવર્તન'મા કર્મની શક્તિ છે

(એ) આયુષ ઘટે છે, એટલે થોડા કાળમા ભોગવાય છે

૧૫ અશાતાના ઉદયમા જ્ઞાનની કસોટી થાય છે

૧૬ પરિણામની ધારા એ 'થરમૉમિટર' સમાન છે

---

૭ મોરબી, અષાડ સુદ ૧૦, શનિ, ૧૯૫૬

૧ મોક્ષમાળામાથી :—

અસમ જસતા = અમળતાપણુ, અસ્પષ્ટતા.

વિષમ = જેમતેમ

આર્ય = ઉત્તમ 'આર્ય' શબ્દ શ્રી જિનેશ્વરને, મુમુક્ષુને તથા આર્યદેશના રહેનારને માટે વપરાય

નિક્ષેપ = પ્રકાર, ભેદ, વિભાગ

ભય ત્રાણુ = ભયથી તારનાર, શરણુ આપનાર

૨ હેમચ દ્રાચાર્ય એ ધ ધુકાના મોઢ વાણિયા હતા તે મહાત્માએ કુમારપાલ રાજા પાસે પોતાના કુટુ બને માટે એક ક્ષેત્ર પણ માગ્યું નહોતુ, તેમ પોતે પણ રાજઅન્નનો કોળિયો લીધો નહોતો એમ શ્રી કુમારપાલે તે મહાત્માના અગ્નિદાહ વખતે કહ્યુ હતુ. તેઓના ગુરુ દેવચન્દ્રસૂરિ હતા

---

૮ મોરબી, અષાડ સુદ ૧૧, રવિ, ૧૯૫૬

૧ સરસ્વતી = જિનવાણીની ધારા.

૨ (૧) બાધનાર, (૨) બાંધવાના હેતુ, (૩) બ ધન અને (૪) બ ધનના ફળથી આખા સ સારનો પ્રપ ચ રહ્યો છે એમ શ્રી જિને દ્રે કહ્યુ છે

---

૯ મોરબી, અષાડ સુદ ૧૨, સોમ, ૧૯૫૬

૧ શ્રી યશોવિજયજીએ 'યોગદૃષ્ટિ' ગ્ર થમા છઠ્ઠી 'કાન્તાદૃષ્ટિ'ને વિષે બતાવ્યું છે કે વીતરાગસ્વરૂપ સિવાય બીજે ક્યાય સ્થિરતા થઈ શકે નહી, વીતરાગસુખ સિવાય બીજુ સુખ નિ સત્ત્વ લાગે છે, આડ બરરૂપ લાગે છે પાંચમી 'સ્થિરાદૃષ્ટિમા' બતાવ્યું છે કે વીતરાગસુખ પ્રિયકારી લાગે આઠમી 'પરાદૃષ્ટિમા' બતાવ્યું છે કે 'પરમાવગાઢ સમ્યક્ત્વ' સ ભવે, જ્યાં કેવળજ્ઞાન હોય

૨ 'પાત જલયોગ'ના કર્તાને સમ્યક્ત્વ પ્રાપ્ત થયું નહોતું, પણ હરિભદ્રસૂરિએ તેમને માર્ગાનુસારી ગણેલ છે

૩ હરિભદ્રસૂરિએ તે દૃષ્ટિઓ અધ્યાત્મપણે સ સ્કૃતમાં વર્ણવી છે, અને તે ઉપરથી યશોવિજય-

વયક્રમમાં શ્રીમદ્‌ના કેટલાક અંગત અભિપ્રાયો આવી જાય છે તે ઉપરાંત તેમનું આભ્યંતર પરિણામઅવલોકન (Introspection) લખેલ ત્રણ હાથનોંધ (Memo-Books) પ્રાપ્ત થયેલ તે અત્રે મૂકીએ છીએ હાથનોંધમાં સ્વાલોચનાથી ઉદ્‌ભવેલા પૃથક્-પૃથક્ ઉદ્‌ગારો સ્વઉપયોગાર્થે ક્રમરહિત લખેલા છે આ હાથનોંધમાં બે વિલાયતના બાંધાની છે, અને એક અહીંના બાંધાની છે પ્રથમની બેમાંથી એકના પૂંઠા ઉપર અંગ્રેજી વર્ષ ૧૮૯૦નું, અને બીજામાં ૧૮૯૬નું 'કૅલેન્ડર' છે અહીંવાળીમાં નથી વિલાયતવાળી બન્નેનાં કદ ઇંચ ૭×૪$\frac{1}{2}$ છે, અને અહીંવાળીનું કદ ઇંચ ૬$\frac{1}{2}$×૪ છે ૧૮૯૦ વાળીમાં ૧૦૦, ૧૮૯૬ વાળીમાં ૧૧૬, અને ત્રીજી અહીંવાળીમાં ૬૦ પાનાં (Leaves) છે આ ત્રણેમાં ઘણું કરી એકે લેખ ક્રમવાર નથી દૃષ્ટાંત તરીકે, ૧૮૯૦ વાળી હાથનોંધમાં લખવાનો પ્રારંભ બીજા પાના (ત્રીજા પૃષ્ઠ)થી 'સહજ' એ મથાળા નીચેનો લેખ જોતાં થયો જણાય છે આ પ્રારંભલેખની શૈલી જોતાં તે અંગ્રેજી વર્ષ ૧૮૯૦ અથવા વિક્રમ સંવત ૧૯૪૬માં લખાયો હોય એમ સંભવે છે આ પ્રારંભલેખ બીજા પાના-ત્રીજા પૃષ્ઠ-માં છે, જ્યારે પ્રારંભલેખ લખતી-વેળા પહેલું પૃષ્ઠ મૂકી દીધેલું તે પાછળથી લખ્યું છે આ જ રીતે ૫૧ મા પૃષ્ઠમાં સંવત ૧૯૫૧ ના પોષ માસની મિતિનો લેખ છે. ત્યાર પછી ૬૨મા પૃષ્ઠમાં સંવત ૧૯૫૩ના ફાગણ વદ ૧૨નો લેખ છે અને ૯૭મા પૃષ્ઠમાં સંવત ૧૯૫૧ના માહ સુદ ૭ નો લેખ છે, જ્યારે ૧૩૦મા પૃષ્ઠમાં જે લેખ છે તે સંવત ૧૯૪૭નો સંભવે છે કેમકે તે લેખનો વિષય દર્શન-આલોચનારૂપ છે જે દર્શન-આલોચના સંવત ૧૯૪૭માં સમ્યગ્દર્શન (જુઓ હાથનોંધ પહેલીનો આંક ૭૧-'ઓગણીસેં સુડતાળીસે સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે'-)થવા પૂર્વે હોવા યોગ્ય છે વળી ૧૮૯૬ એટલે સંવત ૧૯૫૨ વાળી હાથનોંધ લખવી શરૂ કર્યા પછી તેમાં જ લખ્યું એમ પણ નથી કેમકે સંવત ૧૯૫૨ વાળી નવી હાથનોંધ છતાં ૧૮૯૦ (૧૯૪૬) વાળી હાથનોંધમાં સંવત ૧૯૫૩ના લેખો છે સંવત ૧૯૫૨ (૧૮૯૬) વાળી હાથનોંધ પૂરી થઈ રહ્યા પછી ત્રીજી અહીંના બાંધાવાળી વાપરી છે એમ પણ નથી, કેમકે ૧૮૯૬ વાળીમાં ૨૭ પાનાં વાપર્યાં છે, અને ત્યાર પછી તમામ કોરાં પડ્યાં છે અને ત્રીજી અહીંના બાંધાવાળીમાં કેટલાક લેખો છે જેમ સંવત ૧૮૯૬ વાળી મેમોબુકમાં સંવત ૧૯૫૪ના જ લેખ છે, તેમ અહીંના બાંધાવાળીમાં પણ છે તેવી જ રીતે ૧૮૯૦ વાળીમાં સંવત ૧૯૫૩ના જ લેખ હશે અને ત્યાર પછીના નહીં હોય એમ પણ કહી શકવું શક્ય નથી તેમ ત્રણે મેમોબુકમાં વચમાં વચમાં ઘણાં પાનાંઓ કેવળ કોરાં પડતર છે, અર્થાત્ એમ અનુમાન થાય છે કે, જ્યારે જે મેમોબુક હાથ આવી, અને ઉઘાડતાં જે પાનું નીકળ્યું તેમાં ક્વચિત્-ક્વચિત્ સ્વાલોચના પોતાને જ જાણવાને અર્થે લખી વાળેલ છે જે અંગત લેખો વયક્રમમાં છે તે, અને આ ત્રણે મેમોબુક લેખો સ્વાલોચના અર્થે છે, તેટલા માટે અમે આ હાથનોંધોને 'આભ્યન્તરપરિણામઅવલોકન' એવા મથાળા નીચે અત્રે દાખલ કરી છે આ આલોચનામાં તેમની દશા, આત્મજાગૃતિ અને આત્મમંથન, અનુભવ, સ્વવિચાર અર્થે લખેલાં પ્રશ્નોત્તર, અન્ય દર્શનોના નિર્ણય કરવાના ઉદ્દેશથી લખેલા પ્રશ્નોત્તર, દર્શનોદ્ધાર યોજનાઓ આદિ સંબંધે અનેક ઉદ્‌ગારો છે, જેમાં કેટલીક બાધી લીધેલી ભાગ (મના)મ્ રૂ

વાંચ્યા પછી તેનો નિર્ણય કરવા માટે બેસવામાં આવે તો તે હિસાબે પૂર્વાદિકનું જ્ઞાન અને કેવળજ્ઞાન કેમે પ્રાપ્ત થાય નહીં, અર્થાત્ તેમ ભણવામાં આવતા હોય તો કોઈ દિવસ પાર આવે નહીં, પણ તેની સંકલના છે, ને તે શ્રીગુરુદેવ બતાવે છે કે અંતર્મુહૂર્તમાં મહાત્માઓ તે પ્રાપ્ત કરે છે

૩ આ જીવે નવપૂર્વ સુધી જ્ઞાન મેળવ્યું તોપણ કાંઈ સિદ્ધિ થઈ નહીં, તેનું કારણ વિમુખદશાએ પરિણમવાનું છે જો સન્મુખદશાએ પરિણમ્યા હોય તો તત્ક્ષણ મુક્ત થાય

૪ પરમશાંત રસમય 'ભગવતી આરાધના' જેવા એક જ શાસ્ત્રનું સારી રીતે પરિણમન થયું હોય તો બસ છે કારણ કે આ આરા, કાળમા તે સહેલુ, સરલ છે

૫ આ આરા (કાળ)માં સંઘયણ સારા નહીં, આયુષ ઓછા, દુર્ભિક્ષ, મરકી જેવા સંજોગો વારંવાર બને, તેથી આયુષની કાંઈ નિશ્ચયપૂર્વક સ્થિતિ નથી, માટે જેમ બને તેમ આત્મહિતની વાત તરત જ કરવી મુલતવી રાખવાથી ભૂલથાપ ખાઈ બેસાય છે આવા સાંકડા સમયમા તો છેક જ સાકડો માર્ગ, પરમશાંત થવું તે ગ્રહણ કરવો તેથી જ ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવ થાય છે.

૬ કામાદિ કોઈક જ વાર આપણાથી હારી જાય છે, નહીં તો ઘણી વાર આપણને થાપ મારી દે છે એટલા માટે બનતા સુધી જેમ બને તેમ ત્વરાથી તેને તજવાને અપ્રમાદી થવુ, જેમ વહેલુ થવાય તેમ થવુ શૂરવીરપણાથી તેમ તરત થવાય છે

૭ વર્તમાનમાં દૃષ્ટિરાગાનુસારી માણસો વિશેષપણે છે

૮ જો ખરા વૈદ્યની પ્રાપ્તિ થાય તો દેહનો વિધર્મ સહેજે ઔષધિ વડે વિધર્મમાંથી નીકળી સ્વધર્મ પકડે છે તેવી રીતે જો ખરા ગુરુની પ્રાપ્તિ થાય, તો આત્માની શાંતિ ઘણી જ સુગમતાથી અને સહેજમા થાય છે. તેથી તેવી ક્રિયા કરવામા પોતે તત્પર એટલે અપ્રમાદી થવું, પ્રમાદ કરીને ઊલટા કાયર થવું નહીં

૯ સામાયિક = સંયમ

૧૦ પ્રતિક્રમણ = આત્માની ક્ષમાપના, આરાધના

૧૧ પૂજા = ભક્તિ

૧૨ જિનપૂજા, સામાયિક, પ્રતિક્રમણ આદિ કેવા અનુક્રમે કરવાં તે કહેતા એક પછી એક પ્રશ્ન ઊઠે, અને તેનો કેમે પાર આવે તેમ નથી પણ જો જ્ઞાનીની આજ્ઞાથી તે જીવ ગમે તેમ (જ્ઞાનીએ બતાવ્યા પ્રમાણે) વર્તે તોપણ તે મોક્ષના માર્ગમા છે

૧૩ અમારી આજ્ઞાએ વર્તતા જો પાપ લાગે તો તે અમે અમારે શિર ઓઢી લઈએ છીએ, કારણ કે જેમ રસ્તા ઉપર કાંટા પડ્યા હોય તે કોઈને વાગશે એમ જાણી માર્ગે ચાલતા ત્યાથી ઉપાડી લઈ કોઈને જ્યા ન લાગે તેવી બીજી એકાંત જગોએ કોઈ મૂકે તો કાંઈ તેણે રાજ્યનો ગુનો કર્યો કહેવાય નહીં, તેમ રાજા તેનો દંડ કરે નહીં, તેમ મોક્ષનો શાંત માર્ગ બતાવતા પાપ કેમ સંભવે?

૧૪ જ્ઞાનીની આજ્ઞાએ ચાલતા જ્ઞાનીગુરુએ ક્રિયાઆશ્રયી યોગ્યતાનુસાર કોઈને કાંઈ બતાવ્યું હોય અને કોઈને કાંઈ બતાવ્યું હોય તેથી મોક્ષ (શાંતિ)નો માર્ગ અટકતો નથી

૧૫ યથાર્થ સ્વરૂપ સમજ્યા વિના અથવા પોતે જે બોલે છે તે પરમાર્થે યથાર્થ છે કે કેમ તે જાણ્યા વિના, સમજ્યા વિના, જે વક્તા થાય છે તે અનંત સંસારને વધારે છે માટે જ્યાં સુધી આ સમજવાની શક્તિ થાય નહીં ત્યાં સુધી મૌન રહેવુ સારુ છે

૧૬ વક્તા થઈ એક પણ જીવને યથાર્થ માર્ગ પમાડવાથી તીર્થંકરગોત્ર બંધાય છે અને તેથી ઊલટું કરવાથી મહામોહનીય કર્મ બંધાય છે

૧૭ જોકે હમણા જ તમો સર્વને માર્ગે ચઢાવીએ, પણ ભાજનના પ્રમાણમાં વસ્તુ મુકાય છે.

[ ૫૯ ] ૨

જીવના અસ્તિત્વપણાનો તો કોઈ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય

જીવના નિત્યપણાનો, ત્રિકાળ હોવાપણાનો કોઈ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય

જીવના ચૈતન્યપણાનો, ત્રિકાળ હોવાપણાનો કોઈ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય

તેને કોઈ પણ પ્રકારે બંધદશા વર્તે છે એ વાતનો કોઈ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય

તે બંધની નિવૃત્તિ કોઈપણ પ્રકારે નિઃસંશય ઘટે છે, એ વાતનો કોઈ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય

મોક્ષપદ છે એ વાતનો કોઈ પણ કાળે સંશય નહીં થાય

---

૩ જે પદાર્થો ચક્ષુરિંદ્રિયથી દૃશ્યમાન નથી અથવા ચક્ષુરિંદ્રિયથી બોધ થઈ શકતા નથી પણ ઘ્રાણેંદ્રિયથી જાણી શકાય છે તે પણ આ જીવના નથી, ઇત્યાદિ

૪ તે બે ઇંદ્રિયોથી નહીં પણ જેનો બોધ રસેંદ્રિયથી થઈ શકે છે તે પદાર્થો પણ આ જીવના નથી, ઇત્યાદિ

૫ એ ત્રણ ઇંદ્રિયોથી નહીં પણ જેનું જ્ઞાન સ્પર્શેંદ્રિયથી થઈ શકે છે તે પણ આ જીવના નથી, ઇત્યાદિ

૬ એ ચાર ઇંદ્રિયથી નહીં પણ જેનું જ્ઞાન કર્ણેન્દ્રિયથી થઈ શકે છે તે પણ આ જીવના નથી, ઇત્યાદિ

૭ તે પાંચે ઇંદ્રિય સહિત મનથી અથવા તે પાંચમાની એકાદ ઇંદ્રિય સહિત મનથી વા તે ઇંદ્રિયો વિના એકલા મનથી જેનો બોધ થઈ શકે એવા રૂપી પદાર્થ પણ આ જીવના નથી, પણ તેનાથી પર છે, ઇત્યાદિ

૮ તે રૂપી ઉપરાંત અરૂપી પદાર્થ આકાશાદિ છે જે મન વડે માન્યા જાય છે તે પણ આત્માના નથી, પણ તેથી પર છે, ઇત્યાદિ.

૯ આ જગતના પદાર્થ માટે વિચાર કરતાં તે તમામ નહીં પણ તેમાંથી આ જીવે પોતાના માન્યા છે તે પણ આ જીવના નથી, અથવા તેનાથી પર છે, ઇત્યાદિ જેવાં કે —

૧ કુટુંબ અને સગાસંબંધી, મિત્ર, શત્રુઆદિ મનુષ્ય વર્ગ

૨ નોકર, ચાકર, ગુલામ આદિ મનુષ્ય વર્ગ

૩ પશુ પક્ષી આદિ તિર્યંચ

૪ નારકી દેવતા આદિ

૫ પાંચે જાતના એકેંદ્રિય

૬ ઘર, જમીન, ક્ષેત્રાદિ, ગામગરાસાદિ, તથા પર્વતાદિ

૭ નદી, તળાવ, કૂવા, વાવ, સમુદ્રાદિ

૮ હરેક પ્રકારના કારખાનાદિ

૧૦ હવે કુટુંબ અને સગા સિવાય સ્ત્રીપુત્રાદિ જે અતિ નજીકના અથવા જે પોતાથી [illegible] થયેલાં છે તે પણ

૧૧ એમ બધાને બાદ કરતાં છેવટ પોતાનું શરીર જે કહેવામાં આવે છે તેને માટે વિચાર કરવામાં આવે છે

૧ કાયા, વચન, અને મન એ ત્રણે યોગ ને તેની ક્રિયા

૨ પાંચે ઇંદ્રિયો વગેરે

૩ માથાના વાળથી પગના નખ સુધીના દરેક અવયવ જેવા કે —

૪ [illegible] વાળ, ચર્મ (ચામડી), ખોપરી મગજ, [illegible] કાન, આંખ, નાક, મુખ, જિહ્વા, દાંત, [illegible] છાતી, [illegible] ગુદા, [illegible] પગ, [illegible] નખ ઇત્યાદિ અનેક અવયવો અને વિભાગો

ઉપર બતાવેલા પૈકીનું એક પણ આ જીવનું નથી, છતાં પોતાનું માની [illegible] અથવા તેનાથી જીવને [illegible] કરવા માટે માત્ર માન્યતાની [illegible] છે, તે [illegible]

કષાય થાય, કષાયથી યોગનું ચલાયમાનપણુ થાય છે યોગનું ચલાયમાનપણુ તે 'આસ્રવ', અને તેથી ઊલટુ તે 'સવર'

૧૨ દર્શનમા ભૂલ થવાથી જ્ઞાનમા ભૂલ થાય છે જેવા રસથી જ્ઞાનમાં ભૂલ થાય તેવી રીતે આત્માનું વીર્ય સ્ફુરાય, અને તે પ્રમાણે પરમાણુ ગ્રહણુ કરે ને તેવો જ બ ધ પડે, અને તે પ્રમાણે વિપાક ઉદયમાં આવે બે આગળીના આકડિયા પાડચા તે રૂપ ઉદય, ને તે મરડવા તે રૂપ ભૂલ, તે ભૂલથી દુ ખ થાય છે એટલે બ ધ બ ધાય છે પણુ મરડવારૂપ ભૂલ જવાથી આકડા સહેજે જ જુદા પડે તેમ દર્શનમાંની ભૂલ જવાથી કર્મ ઉદય સહેજે જ વિપાક આપી નિર્જરે છે અને નવો બ ધ થતો નથી

૧૩ દર્શનમા ભૂલ થાય તેનું ઉદાહરણુ જેમ દીકરો બાપના જ્ઞાનમાં તેમ જ બીજાના જ્ઞાનમા દેહઅપેક્ષાએ એક જ છે, બીજી રીતે નથી, પર તુ બાપ તેને પોતાનો દીકરો કરી માને છે, તે જ ભૂલ છે તે જ દર્શનમા ભૂલ અને તેથી જોકે જ્ઞાનમા ફેર નથી તોપણુ ભૂલ કરે છે, ને તેથી ઉપર પ્રમાણે બધ પડે છે

૧૪ જો ઉદયમા આવ્યા પહેલાં રસમા મોળાશ કરી નાખવામા આવે તો આત્મપ્રદેશથી કર્મ ખરી જઈ નિર્જરા થાય, અથવા મ દ રસે ઉદય આવે

૧૫ જ્ઞાનીઓ નવી ભૂલ કરતા નથી, માટે તે અબ ધ થઈ શકે છે

૧૬ જ્ઞાનીઓએ માનેલુ છે કે આ દેહ પોતાનો નથી, તે રહેવાનો પણુ નથી, જ્યારે ત્યારે પણુ તેનો વિયોગ થવાનો છે એ ભેદવિજ્ઞાનને લઈને હમેશાં નગારા વાગતા હોય તેવી રીતે તેના કાને પડે છે, અને અજ્ઞાનીના કાન બહેરા હોય છે એટલે તે જાણુતો નથી

૧૭ જ્ઞાની દેહ જવાનો છે એમ સમજી તેનો વિયોગ થાય તેમા ખેદ કરતા નથી પણુ જેવી રીતે કોઈની વસ્તુ લીધી હોય ને તેને પાછી આપવી પડે તેમ દેહને ઉલ્લાસથી પાછો સોપે છે, અર્થાત્ દેહમાં પરિણમતા નથી

૧૮ દેહ અને આત્માનો ભેદ પાડવો તે 'ભેદજ્ઞાન', જ્ઞાનીનો તે જાપ છે તે જાપથી દેહ અને આત્મા જુદા પાડી શકે છે તે ભેદવિજ્ઞાન થવા માટે મહાત્માઓએ સકળ શાસ્ત્રો રચ્યાં છે જેમ તેજાબથી સોનું તથા કથીર જુદા પડે છે, તેમ જ્ઞાનીના ભેદવિજ્ઞાનના જાપરૂપ તેજાબથી સ્વાભાવિક આત્મદ્રવ્ય અગુરુલઘુ સ્વભાવવાળુ હોઈને પ્રયોગી દ્રવ્યથી જુદુ પડી સ્વધર્મમા આવે છે

૧૯ બીજા ઉદયમા આવેલા કર્મોનું આત્મા ગમે તેમ સમાધાન કરી શકે, પણુ વેદનીયકર્મમા તેમ થઈ શકે નહી, ને તે આત્મપ્રદેશે વેદવું જ જોઈએ, ને તે વેદતા મુશ્કેલીનો પૂર્ણ અનુભવ થાય છે ત્યા જો ભેદજ્ઞાન સ પૂર્ણ પ્રગટ થયું ન હોય તો આત્મા દેહાકારે પરિણમે, એટલે દેહ પોતાનો માની લઈ વેદે છે, અને તેને લઈ ને આત્માની શાતિનો ભ ગ થાય છે આવા પ્રસ ગે જેમને ભેદજ્ઞાન સ પૂર્ણ થયું છે એવા જ્ઞાનીઓને અશાતાવેદની વેદતા નિર્જરા થાય છે, ને ત્યા જ્ઞાનીની કસોટી થાય છે એટલે બીજા દર્શનોવાળા ત્યા તે પ્રમાણે ટકી શકતા નથી, ને જ્ઞાની એવી રીતે માનીને ટકી શકે છે

૨૦ પુદ્ગલદ્રવ્યની દરકાર રાખવામા આવે તોપણુ તે જ્યારે ત્યારે ચાલ્યું જવાનું છે, અને જે પોતાનું નથી તે પોતાનું થવાનું નથી, માટે લાચાર થઈ દીન બનવું તે શા કામનુ ?

૨૧ 'જોગા પયડિપદેસા', = યોગથી પ્રકૃતિ ને પ્રદેશબ ધ થાય છે

૨૨ સ્થિતિ તથા અનુભાગ કષાયથી બ ધાય છે

૨૩ આઠવિધ, સાતવિધ, છવિધ, ને એકવિધ એ પ્રમાણે બ ધ બ ધાય છે

---

૧૨ મોરબી, અષાડ સુદ ૧૫, ગુરુ, ૧૯૫૬

૧ જ્ઞાનદર્શનનું ફળ યથાખ્યાતચારિત્ર, અને તેનુ ફળ નિર્વાણુ, તેનું ફળ અવ્યાબાધ સુખ

વાળો છે, તથાપિ તે તીક્ષ્ણ ઉપયોગ બીજા કોઈ પણ વિષયમા વાપરવા તે પ્રીતિ ધરાવતો નથી

[ હાથનોધ ૧, પૃષ્ઠ ૪ ]

---

[ ૬૧ ] ૫ [ હાથનોંધ ૧, પૃષ્ઠ ૯ ]

એક વાર તે સ્વભુવનમા બેઠો હતો જગતમા કોણ સુખી છે, તે જોઉ તો ખરો, પછી આપણે આપણે માટે વિચાર એની એ જિજ્ઞાસા પૂર્ણ કરવા અથવા પોતે તે સગ્રહસ્થાન જોવા ઘણા પુરુષો, ( આત્માઓ ), ઘણા પદાર્થો તેની સમીપે આવ્યા

'એમાં કોઈ જડ પદાર્થ હતો નહી '

' કોઈ એકલો આત્મા જોવામાં આવ્યો નહી '

માત્ર કેટલાક દેહધારીઓ હતા, જેઓ મારી નિવૃત્તિને માટે આવ્યા હોય એમ તે પુરુષને શકા થઈ

વાયુ, અગ્નિ કે પાણી, ભૂમિ એ કોઈ કેમ આવ્યું નથી ?

( નેપથ્ય ) તેઓ સુખનો વિચાર પણ કરી શકતા નથી દુખથી બિચારાં પરાધીન છે

બેઇન્દ્રિય જીવો કેમ આવ્યા નથી ?

( નેપથ્ય ) એને માટે પણ એ જ કારણ છે આ ચક્ષુથી જુઓ. તેઓ બિચારાને કેટલું બધું દુખ છે ?

તેનો કપ, તેનો થરથગટ, પરાધીનપણ ઇત્યાદિક જોઈ શકાય તેવું નહોતુ, તે બહુ દુખી હતા

[ હાથનોધ, ૧, પૃષ્ઠ ૧૦ ]

( નેપથ્ય ) એ જ ચક્ષુથી હવે તમે આખુ જગત જોઈ લ્યો. પછી બીજી વાત કરો

ઠીક ત્યારે દર્શન થયું, આનદ પામ્યો, પણ પાછો ખેદ જન્મ્યો

( નેપથ્ય ) હવે ખેદ કાં કરો છો ?

મને દર્શન થયું તે શુ સમ્યક્ હતું ?

' હા '

સમ્યક્ હોય તો પછી ચક્રવર્ત્યાદિક તે દુખી કેમ દેખાય ?

'દુ:ખી હોય તે દુ:ખી, અને સુખી હોય તે સુખી દેખાય '

ચક્રવર્તી તો દુખી નહી હોય ?

' જેમ દર્શન થયુ તેમ શ્રદ્ધો વિશેષ જોવું હોય તો ચાલો મારી સાથે '

ચક્રવર્તીના અતઃકરણમા પ્રવેશ કર્યો

અંતઃકરણ જોઈને પેલુ દર્શન સમ્યક હતુ એમ મે માન્યું તેનુ અતઃકરણ બહુ દુઃખી હતું અનંત ભવના પર્યાયથી તે થરથરતું હતું કાળ આયુષ્યની દોરીને ગળી જતો હતો હાડમાસમા તેની વૃત્તિ હતી કાકરામા તેની પ્રીતિ હતી ક્રોધ, માનનો તે ઉપાસક હતો બહુ દુખ–

[ હાથનોધ ૧, પૃષ્ઠ ૧૧ ]

વારુ, આ દેવોનુ દર્શન પણ સમ્યક સમજવુ ?

' નિશ્ચય કરવા માટે ઇન્દ્રના અતઃકરણમા પ્રવેશ કરીએ '

ચાલો ત્યારે —

( તે ઇન્દ્રની ભવ્યતાથી જય પામી ) તે પણ પરમ દુખી હતો બિચારો ચ્યવીને કોઈ [illegible] સ્થળમા જન્મવાનો હતો માટે ખેદ કરતો હતો તેનાથી સમ્યક્દૃષ્ટિ નામની દેવી જુદી હતી તે [illegible] ખેદમા વિશ્રાતિ હતી એ મહાદુખ સિવાય તેનાં બીજા અસખ્ય અવ્યક્ત દુખ હતા

૭ કર્મગ્રન્થ મુખ્યપણે કરણાનુયોગમા સમાય

૮ 'પરમાત્મપ્રકાશ' દિગમ્બર આચાર્યનો બનાવેલો છે તે ઉપર ટીકા થઈ છે

૯ નિરાકુળતા એ સુખ છે સકલ્પ એ દુઃખ છે

૧૦ કાયક્લેશ તપ કરતાં છતાં મહામુનિને નિરાકુળતા અર્થાત્ સ્વસ્થતા જોવામા આવે છે મતલબ જેને તપાદિકની આવશ્યકતા છે અને તેથી તપાદિક કાયક્લેશ કરે છે, છતા સ્વાસ્થ્યદશા અનુભવે છે, તો પછી કાયક્લેશ કરવાનું રહ્યુ નથી એવા સિદ્ધભગવાનને નિરાકુળતા કેમ ન સભવે ?

૧૧ દેહ કરતા ચૈતન્ય સાવ સ્પષ્ટ છે દેહગુણધર્મ જેમ જોવામાં આવે છે, તેમ આત્મગુણધર્મ જોવામા આવે તો દેહ ઉપરનો રાગ નષ્ટ થઈ જાય આત્મવૃત્તિ વિશુદ્ધ થતા બીજા દ્રવ્યને સયોગે આત્મા દેહપણે, વિભાવે પરિણમ્યાનુ જણાઈ રહે

૧૨ અત્યત ચૈતન્યનું સ્થિર થવુ તે 'મુક્તિ'

૧૩ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એના અભાવે અનુક્રમે યોગ સ્થિર થાય છે

૧૪ પૂર્વના અભ્યાસને લીધે જે ઝોકુ આવી જાય છે તે 'પ્રમાદ'

૧૫ યોગને આકર્ષણ કરનાર નહી હોવાથી એની મેળે સ્થિર થાય છે

૧૬ રાગ અને દ્વેષ એ આકર્ષણ

૧૭ સક્ષેપમાં જ્ઞાનીનું એમ કહેવું છે કે પુદ્ગલથી ચૈતન્યનો વિયોગ કરાવવો છે, એટલે કે રાગદ્વેષથી આકર્ષણ મટાડવુ છે

૧૮ અપ્રમત્ત થવાય ત્યા સુધી જાગૃત જ રહેવાનુ છે

૧૯ જિનપૂજાદિ અપવાદમાર્ગ છે

૨૦ મોહનીયકર્મ મનથી જિતાય, પણ વેદનીયકર્મ મનથી જિતાય નહી, તીર્થંકરઆદિને પણ વેદવું પડે, ને બીજાના જેવુ વસમુ પણ લાગે પરતુ તેમા (આત્મધર્મમાં) તેમના ઉપયોગની સ્થિરતા હોઈને નિર્જરા થાય છે, અને બીજાને (અજ્ઞાનીને) બધ પડે છે ક્ષુધા, તૃષા એ મોહનીય નહી પણ વેદનીયકર્મ છે

૨૧ *"જે પુમાન પરધન હરૈ, સો અપરાધિ અજ્ઞ,
જે અપનો ધન વિવહરૈ, સો ધનપતિ ધર્મજ્ઞ" —શ્રી બનારસીદાસ

શ્રી બનારસીદાસ એ આગ્રાના દશાશ્રીમાલી વાણિયા હતા

૨૨ 'પ્રવચનસારોદ્ધાર' ગ્રન્થના ત્રીજા ભાગમા જિનકલ્પનું વર્ણન કર્યું છે એ ગ્રન્થ શ્વેતામ્બરી છે તેમાં કહ્યુ છે કે એ કલ્પ સાધનાર નીચેના ગુણોવાળો મહાત્મા હોવો જોઈએ —

૧ સઘયણ ૨ ધીરજ ૩ શ્રુત ૪ વીર્ય ૫ અસગતા

૨૩ દિગમ્બરદૃષ્ટિમા આ દશા સાતમા ગુણસ્થાનકવતીની છે દિગમ્બરદૃષ્ટિ પ્રમાણે સ્થવિરકલ્પી અને જિનકલ્પી એ નગ્ન હોય, અને શ્વેતામ્બર પ્રમાણે પહેલા એટલે સ્થવિર નગ્ન ન હોય એ કલ્પ સાધનારને શ્રુતજ્ઞાન એટલુ બધું બળવાન હોવુ જોઈએ કે વૃત્તિ શ્રુતજ્ઞાનાકારે હોવી જોઈએ, વિષયાકારે વૃત્તિ થવી ન જોઈએ દિગમ્બર કહે છે કે નાગાનો એટલે નગ્ન સ્થિતિવાળાનો મોક્ષમાર્ગ છે, બાકી તો ઉન્મત્તમાર્ગ છે **णग्गो विमोक्खमग्गो, सेसा य उम्मग्गया सव्वे**' વળી 'નાગો એ બાદશાહથી આઘો' એટલે તેથી વધારે ચઢિયાતો એ કહેવત પ્રમાણે એ સ્થિતિ બાદશાહને પૂજ્ય છે

૨૪ ચેતના ત્રણ પ્રકારની.—(૧) કર્મફળચેતના—એકેન્દ્રિય જીવ અનુભવે છે (૨) કર્મચેતના—

* પરધન=જડ, પરસમય અપનો ધન=પોતાનુ ધન, ચેતન, સ્વસમય વિવહરૈ=વ્યવહાર કરે, વહેચણ કરે, વિવેક કરે

વૃદ્ધ:—તમે ત્વરા ન કરો તેનું સમાધાન હમણાં જ તમને મળી શકશે, મળી જશે

ઠીક, આપની તે વાતને સમ્મત થઉં છું

વૃદ્ધ.—આ ‘૫’ના અંકવાળો એ કંઈક પ્રયત્ન પણ કરે છે બાકી ‘૪’ના પ્રમાણે છે

‘૬’ સર્વ પ્રકારે પ્રયત્ન કરે છે પણ પ્રમત્તદશાથી પ્રયત્નમા મંદતા આવી જાય છે

‘૭’ સર્વ પ્રકારે અપ્રમત્તપ્રયત્ની છે

‘૮–૯–૧૦’ તેના કરતાં ક્રમે ઉજ્જવળ, પણ તે જ જાતિના છે ‘૧૧’ ના અંકવાળા પતિત થઈ જાય છે માટે અહી તેનું આગમન નથી દર્શન થવા માટે બારમે જ હું—હમણાં હું તે પદને સંપૂર્ણ જોવાનો છું, પરિપૂર્ણતા પામવાનો છું આયુષ્યસ્થિતિ પૂરી થયે તમે જોયેલું પદ, તેમા એક મને પણ જોશો

[ હાથનોંધ ૧, પૃ ૧૫ ]

પિતાજી, તમે મહાભાગ્ય છો

આવા અંક કેટલા છે ?

વૃદ્ધ'—ત્રણ અંક પ્રથમના તમને અનુકૂળ ન આવે અગિયારમાનુ પણ તેમ જ ‘૧૩–૧૪’ તમારી પાસે આવે એવું તેમને નિમિત્ત રહ્યુ નથી ‘૧૩’ યત્કિંચિત્ આવે, પણ [1]પૂ૦ ક૦ હોય તો તેઓનું આગમન થાય, નહી તો નહી ચૌદમાનું આગમનકારણ માગશો નહી, કારણ નથી

(નેપથ્ય) “તમે એ સઘળાનાં અંતરમા પ્રવેશ કરો હું સહાયક થઉં છું ”

ચાલો ૪ થી ૧૧+૧૨ સુધી ક્રમે ક્રમે સુખની ઉત્તરોત્તર ચઢતી લહરીઓ છૂટતી હતી વધુ શુ કહીએ ? મને તે બહુ પ્રિય લાગ્યું, અને એ જ મારુ પોતાનું લાગ્યું

વૃદ્ધે મારા મનોગત ભાવ જાણીને કહ્યુ એ જ તમારો કલ્યાણમાર્ગ જાઓ તો ભલે, અને આવો તો આ સમુદાય ગ્રહો

ઊઠીને ભળી ગયો

(સ્વવિચારભુવન, દ્વાર પ્રથમ)

---

[ ૧૧૩ ] ૬ [ હાથનોંધ ૧, પૃ. ૧૭ ]

| | |
|---|---|
| કાયાનુ | નિયમિતપણુ |
| વચનનુ | સ્યાદ્વાદપણું |
| મનનું | ઔદાસીન્યપણુ |
| આત્માનુ | મુક્તપણુ |

(આ છેલ્લી સમજણ)

---

[ ૬૪૯ ] ૭ [ હાથનોંધ ૧. પૃ ૧૮ ]

આત્મસાધન

દ્રવ્ય—હું એક છું, અસંગ છું, સર્વ પરભાવથી મુક્ત છું

ક્ષેત્ર—અસંખ્યાત નિજઅવગાહના પ્રમાણ છું

કાળ—અજર, અમર, શાશ્વત છું સ્વપર્યાયપરિણામી સમયાત્મક છું.

ભાવ—શુદ્ધ ચૈતન્યમાત્ર નિર્વિકલ્પ દ્રષ્ટા છું

---

૧ પૂર્વકર્મ

૧ જ્યાં સુધી મૃષા અને પરસ્ત્રીનો ત્યાગ કરવામાં આવે નહી ત્યાં સુધી સર્વ ક્રિયા નિષ્ફળ છે, ત્યાં સુધી આત્મામા છળકપટ હોવાથી ધર્મ પરિણમતો નથી

૨ ધર્મ પામવાની આ પ્રથમ ભૂમિકા છે.

૩ જ્યા સુધી મૃષાત્યાગ અને પરસ્ત્રીત્યાગ એ ગુણો ન હોય ત્યાં સુધી વક્તા તથા શ્રોતા હોઈ શકે નહી

૪ મૃષા જવાથી ઘણી અસત્ય પ્રવૃત્તિ ઓછી થઈ નિવૃત્તિનો પ્રસ ગ આવે છે સહજ વાતચીત કરતા પણ વિચાર કરવો પડે

૫ મૃષા બોલવાથી જ લાભ થાય એવો કાંઈ નિયમ નથી જો તેમ હોય તો સાચા બોલનારા કરતા જગતમા અસત્ય બોલનારા ઘણા હોય છે, તો તેઓને ઘણો લાભ થવો જોઈએ, તેમ કાઈ જોવામા આવતું નથી, તેમ અસત્ય બોલવાથી લાભ થતો હોય તો કર્મ સાવ રદ થઈ જાય, અને શાસ્ત્ર પણ ખોટા પડે

૬ સત્યનો જય છે પ્રથમ મુશ્કેલી જણાય, પણ પાછળથી સત્યનો પ્રભાવ થાય ને તેની અસર સામા માણુસ તથા સ બ ધમા આવનાર ઉપર થાય

૭ સત્યથી મનુષ્યનો આત્મા સ્ફટિક જેવો જણાય છે

---

૧૭ મોરબી અષાડ વદ ૪, સોમ, ૧૯૫૬

૧ દિગમ્બરસ પ્રદાય એમ કહે છે કે આત્મામા 'કેવળજ્ઞાન' શક્તિરૂપે રહ્યુ છે

૨ શ્વેતામ્બરસંપ્રદાય કેવળજ્ઞાન સત્તારૂપે રહ્યાનું કહે છે

૩ 'શક્તિ' શબ્દનો અર્થ 'સત્તા'થી વધારે ગૌણ થાય છે

૪ શક્તિરૂપે છે એટલે આવરણથી રોકાયું નથી, જેમ જેમ શક્તિ વધતી જાય એટલે તેના ઉપર જેમ જેમ પ્રયોગ થતા જાય, તેમ તેમ જ્ઞાન વિશુદ્ધ થતુ જઈ કેવળજ્ઞાન પ્રગટ થાય

૫ સત્તામા એટલે આવરણમા રહ્યુ છે એમ કહેવાય

૬ સત્તામા કર્મપ્રકૃતિ હોય તે ઉદયમાં આવે એ શક્તિરૂપે ન કહેવાય

૭ સત્તામા કેવળજ્ઞાન હોય અને આવરણમા ન હોય એમ ન બને 'ભગવતી આરાધના' જોશો

૮ કાન્તિ, દીપ્તિ, શરીરનુ વળવું, ખોરાકનુ પાચન થવુ, લોહીનું ફરવુ, ઉપરના પ્રદેશોનું નીચે આવવું, નીચેનાનું ઉપર જવુ (વિશેષ કારણથી સમુદ્‌ઘાતાદિ), રતાશ, તાવ આવવો એ બધી તેજસ્ પરમાણુની ક્રિયાઓ છે તેમ જ સામાન્ય રીતે આત્માના પ્રદેશો ઊ ચાનીચા થયા કરે એટલે ક પાયમાન રહે તે પણ તેજસ્ પરમાણુથી

૯ કાર્મણશરીર તે જ સ્થળે આત્મપ્રદેશોને પોતાના આવરણના સ્વભાવ બતાવે

૧૦ આત્માના આઠ રુચક પ્રદેશ પોતાનુ સ્થાન ન બદલે સામાન્ય રીતે સ્થૂલ નયથી એ આઠ પ્રદેશ નાભિના કહેવાય, સૂક્ષ્મપણે ત્યા અસ ખ્યાતા પ્રદેશ કહેવાય

૧૧ એક પરમાણુ એકપ્રદેશી છતાં છ દિશાને સ્પર્શે ચાર દિશા તથા એક ઊર્ધ્વ અને બીજી અધો એ મળી છ દિશા

૧૨ નિયાણુ એટલે નિદાન

૧૩ આઠ કર્મ બધા વેદનીય છે, કારણ કે બધા વેદાય છે, પર તુ લોકપ્રસિદ્ધ વેદવુ થતું નહીં હોવાથી લોકપ્રસિદ્ધ વેદનીય કર્મ જુદુ ગણ્યું છે

૧૪ કાર્મણ, તૈજસ, આહારક, વૈક્રિય અને ઔદારિક એ પાચ શરીરના પરમાણુ એકના એક એટલે સરખા છે, પર તુ તે આત્માના પ્રયોગ પ્રમાણે પરિણમે છે.

છે તે સંગની આ કાળમાં ન્યૂનતા થઈ પડી છે

વિકરાળ કાળ! વિકરાળ કર્મ! . વિકરાળ આત્મા! . જેમ . પણ એમ

હવે ધ્યાન રાખો એ જ કલ્યાણ

---

[૨૪૬-૧] ૧૧ [હાથનોંધ ૧, પૃ ૨૭]

એટલું જ શોધાય તો બધું પામશો, ખચીત એમાં જ છે મને ચોક્કસ અનુભવ છે સત્ય કહું છું. યથાર્થ કહું છું નિઃશંક માનો

એ સ્વરૂપ માટે સહજ સહજ કોઈ સ્થળે લખી વાળ્યું છે

---

[૯૧] ૧૨ [હાથનોંધ ૧, પૃ ૨૯]

મારગ સાચા મિલ ગયા, છૂટ ગયે સંદેહ,
હોતા સો તો જલ ગયા, [1]ભિન્ન કિયા નિજ દેહ
સમજ, પિછે સબ સરલ હૈ, બિનૂ સમજ મુશકીલ,
યે મુશકીલી ક્યા કહુ ?
ખોજ પિંડ બ્રહ્માંડકા, પત્તા તો લગ જાય,
યેહિ બ્રહ્માંડિ વાસના, જબ જાવે તબ .
આપ આપકું ભુલ ગયા, ઇનસે ક્યા અંધેર ?
સમર સમર અબ હસત હૈ, [2]નહિ ભૂલેંગે ફેર
જહાં કલપના-જલપના, તહાં માનું દુખ છાંઈ,
મિટે કલપના-જલપના, તબ વસ્તૂ તિન પાઈ
રહે જીવ ! ક્યા ઇચ્છત હવે ? હૈ ઇચ્છા દુ:ખ મૂલ,
જબ ઇચ્છાકા નાશ તબ, મિટે અનાદિ ભૂલ
ઐસી કહાંસે મતિ ભઈ, આપ આપ હૈ નાહિ,
આપનકું જબ ભુલ ગયે, અવર કહાંસે લાઈ
આપ આપએ શોધસે, આપ આપ મિલ જાય, [હાથનોંધ ૧, પૃ ૩૦]
આપ મિલન નય બાપકો, .

---

[૧૩૫-૨] ૧૩ [હાથનોંધ ૧, પૃ ૩૦]

એક વાર તે સ્વભુવનમાં બેઠો હતો પ્રકાશ હતો — મંદ પ્રકાશ હતો

મંત્રીએ આવીને તેને કહ્યું, આપ શું વિચારણામાં પડ્યા છો ? તે યોગ્ય હોય તો આ દીનને દર્શાવી ઉપકૃત કરશો

---

[૯૦] ૧૪ [હાથનોંધ ૧, પૃ ૩૧]

હોત આસવા પરિસવા, નહિ ઇનમેં સંદેહ,
માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ, ભૂલ ગયે ગત એહિ
રચના જિન ઉપદેશકી, પરમોત્તમ તિનુ કાલ,
ઇનમેં સબ મત રહત હૈં, કરતે નિજ સંભાલ

૧૧ શિષ્યની જે ખામીઓ હોય છે તે જે ઉપદેશકના ધ્યાનમાં આવતી નથી તે ઉપદેશકર્તા ન સમજવો. આચાર્યો એવા જોઈએ કે શિષ્યનો અલ્પ દોષ પણ જાણી શકે અને તેનો યથાસમયે બોધ પણ આપી શકે

૧૨ સમ્યક્દૃષ્ટિ ગૃહસ્થ એવા હોવા જોઈએ કે જેની પ્રતીતિ દુશ્મનો પણ કરે, એમ જ્ઞાનીઓએ કહ્યું છે તાત્પર્ય કે એવા નિષ્કલંક ધર્મ પાળનારા હોવા જોઈએ

---

૧૯ રાત્રે

૧ અવધિજ્ઞાન અને મન પર્યવજ્ઞાન વચ્ચે તફાવત [1]

૨ પરમાવધિજ્ઞાન મન પર્યવજ્ઞાનથી પણ ચઢી જાય છે, અને તે એક અપવાદરૂપે છે

---

૨૦ મોરબી, અસાડ વદ ૭, બુધ, ૧૯૫૬

૧ આરાધના થવા માટે સઘળાં શ્રુતજ્ઞાન છે, અને તે આરાધનાનુ વર્ણન કરવા શ્રુતકેવળી પણ અશક્ય છે

૨ જ્ઞાન, લબ્ધિ, ધ્યાન અને સમસ્ત આરાધનાનો પ્રકાર પણ એવો જ છે

૩ ગુણનું અતિશયપણુ જ પૂજ્ય છે, અને તેને આધીન લબ્ધિ, સિદ્ધિ ઇત્યાદિ છે, અને ચારિત્ર સ્વચ્છ કરવુ એ તેનો વિધિ છે

૪ દશવૈકાલિકમા પહેલી ગાથા:

धम्मो मगलमुक्किट्ठं, अहिंसा सजमो तवो,
देवा वि त नमंसंति, जस्स धम्मे सया मणो

એમા સર્વ વિધિ સમાઈ જાય છે. પણ અમુક વિધિ એમ કહેવામાં આવેલ નથી તેથી એમ સમજવામા આવે છે કે સ્પષ્ટપણે વિધિ બતાવ્યો નથી

૫ (આત્માના) ગુણાતિશયમા જ ચમત્કાર છે

૬ સર્વોત્કૃષ્ટ શાન્ત સ્વભાવ કરવાથી પરસ્પર વૈરવાળા પ્રાણીઓ પોતાનો વૈરભાવ છોડી દઈ શાન્ત થઈ બેસે છે, એવો શ્રી તીર્થંકરનો અતિશય છે

૭ જે કાંઈ સિદ્ધિ, લબ્ધિ ઇત્યાદિ છે તે આત્માના જાગૃતપણામાં એટલે આત્માના અપ્રમત્ત સ્વભાવમા છે તે બધી શક્તિઓ આત્માને આધીન છે આત્મા વિના કાંઈ નથી. એ સર્વનું મૂળ સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે

૮ અત્યત લેશ્યાશુદ્ધિ હોવાને લીધે પરમાણુ પણ શુદ્ધ હોય છે, સાત્ત્વિક ઝાડ નીચે બેસવાથી જણાતી અસરના દૃષ્ટાન્તે

૯ લબ્ધિ, સિદ્ધિ સાચી છે, અને તે અપેક્ષા વગરના મહાત્માને પ્રાપ્ત થાય છે, જોગી, વૈરાગી એવા મિથ્યાત્વીને પ્રાપ્ત થતી નથી તેમા પણ અનત પ્રકાર હોઈને સહેજ અપવાદ છે એવી શક્તિઓવાળા મહાત્મા જાહેરમા આવતા નથી, તેમ બતાવતા પણ નથી જે કહે છે તેની પાસે તેવું હોતુ નથી

---

૧ અવધિજ્ઞાન, અને મન પર્યવજ્ઞાન સબધી 'નદીસૂત્ર'માં જે વાચવામા આવેલ તથી જુદા થયેલ અભિપ્રાય પ્રમાણે 'ભગવતી આરાધના'માં વાચવામા આવ્યાનુ શ્રીમદે જણાવ્યુ પહેલા (અવધિ) જ્ઞાનના કટકા થાય છે, હીયમાન ઇત્યાદિ ચોથે ગુણસ્થાનકે પણ હોઈ શકે, સ્થૂળ છે, એટલે મનના સ્થૂળ પર્યાય જાણી શકે, અને બીજુ (મન પર્યવ)જ્ઞાન સ્વતત્ર, ખાસ મનના પર્યાય સબધી શક્તિવિશેષને લઈને એક જુદા તાલુકાની માફક છે, તે અખડ છે, અપ્રમત્તને જ થઈ શકે, ઇત્યાદિ મુખ્ય મુખ્ય તફાવત કહી બતાવ્યો,

નાο ગોο આο વેદનીય
વેદવાથી અભાવ
જેને છે એવુ શુદ્ધ સ્વરૂપ જિન
ચિદ્દમૂર્ત્તિ, સર્વ લોકાલોકભાસક
ચમત્કારનુ ધામ

---

[૬૨૫] ૨૭ [હાથનોધ ૧, પૃ ૫૮]

વિશ્વ અનાદિ છે
જીવ અનાદિ છે
પરમાણુ પુદ્દગલો અનાદિ છે
જીવ અને કર્મનો સબધ અનાદિ છે
સયોગી ભાવમાં તાદાત્મ્ય અધ્યાસ હોવાથી જીવ જન્મમરણાદિ દુઃખોને અનુભવે છે.

---

[૬૨૬] ૨૮ [હાથનોધ ૧, પૃ ૫૯]

પાચ અસ્તિકાયરૂપ લોક એટલે વિશ્વ છે
ચૈતન્ય લક્ષણ જીવ છે
વર્ણ, ગધ, રસ સ્પર્શમાન પરમાણુઓ છે
તે સંબધ સ્વરૂપથી નથી વિભાવરૂપ છે

---

[૩૪૨--૨] ૨૯ [હાથનોધ ૧, પૃ ૬૦]

શરીરને વિષે આત્મભાવના પ્રથમ થતી હોય તો થવા દેવી, ક્રમે કરી પ્રાણમાં આત્મભાવના કરવી, પછી ઇન્દ્રિયોમા આત્મભાવના કરવી, પછી સકલ્પવિકલ્પરૂપ પરિણામમા આત્મભાવના કરવી, પછી સ્થિર જ્ઞાનમા આત્મભાવના કરવી ત્યા સર્વ પ્રકારની અન્યાલબનરહિત સ્થિતિ કરવી

---

[૩૪૨--૩] ૩૦ [હાથનોધ ૧, પૃ ૬૧]

પ્રાણ, } સોહ
વાણી, } અનહદ તેનુ ધ્યાન કરવુ
રસ }

---

[૭૦૧] ૩૧ [હાથનોધ ૧, પૃ ૬૨]

સવત, ૧૯૫૩ના ફા વદિ ૧૨, ભોમવાર

| | | |
|---|---|---|
| જિન | મુખ્ય | આચાર્ય |
| સિદ્ધાત | પદ્ધતિ | ધર્મ. |
| શાત રસ | અહિંસા | મુખ્ય |
| લિગાદિ | વ્યવહાર | જિનમુદ્રા સૂચક |
| મતાતર | સમાવેશ | |
| શાત રસ | પ્રવચન | |
| જિન | અન્યને | ધર્મ પ્રાપ્તિ |

૨૨ રાત્રે

૧ વેદનીય કર્મની સ્થિતિ જઘન્ય બાર મુહૂર્તની છે, તેથી ઓછી સ્થિતિનો બંધ પણ કષાય વગર એક સમયનો પડે, બીજે સમયે વેદે, ત્રીજે સમયે નિર્જરે

૨ ઈર્યાપથિકી ક્રિયા=ચાલવાની ક્રિયા

૩ એક સમયે સાત, અથવા આઠ પ્રકૃતિનો બંધ થાય છે તેની વહેંચણી દરેક પ્રકૃતિ કેવી રીતે કરી લે છે તેના સંબંધમા ખોરાક તથા વિષના દૃષ્ટાન્તો, જેમ ખોરાક એક જગોએથી લેવામા આવે છે પણ તેનો રસ દરેક ઇન્દ્રિયને પહોચે છે, ને દરેક ઇન્દ્રિયો જ પોતે પોતાની શક્તિપ્રમાણે ગ્રહી તે રૂપે પરિણમે છે, તેમાં તફાવત પડતો નથી તેવી જ રીતે વિષ લેવામા આવે, અથવા સર્પદંશ થાય તો તે ક્રિયા તો એક જ ઠેકાણે થાય છે, પરંતુ તેની અસર ઝેરરૂપે દરેક ઇન્દ્રિયને જુદે જુદે પ્રકારે આખે શરીરે થાય છે આ જ રીતે કર્મ બાધતી વખત મુખ્ય ઉપયોગ એક પ્રકૃતિનો હોય છે, પરંતુ તેની અસર અર્થાત્ વહેંચણ બીજી સર્વ પ્રકૃતિઓને અન્યોન્યના સંબંધને લઈને મળે છે જેવો રસ તેવું ગ્રહણ કરવું થાય જે ભાગમા સર્પદંશ થાય તે ભાગ કાપી નાખવામા આવે, તો ઝેર ચઢતું નથી, તે જ પ્રમાણે પ્રકૃતિનો ક્ષય કરવામા આવે તો બંધ પડતો અટકે છે, અને તેને લીધે બીજી પ્રકૃતિઓમાં વહેંચણ થતી અટકે છે બીજા પ્રયોગથી જેમ ચઢેલુ ઝેર પાછુ ઊતરે છે, તેમ પ્રકૃતિનો રસ મંદ કરી નાંખવામા આવે તો તેનું બળ ઓછુ થાય છે એક પ્રકૃતિ બંધ કરે કે બીજી પ્રકૃતિઓ તેમાંથી ભાગ લે, એવો તેમાં સ્વભાવ રહેલો છે

૪ મૂળ કર્મપ્રકૃતિનો ક્ષય થયો ન હોય ત્યાં સુધી ઉત્તર કર્મપ્રકૃતિનો બંધ વિચ્છેદ થયો હોય તોપણ તેનો બંધ મૂળ પ્રકૃતિમા રહેલા રસને લીધે પડી શકે છે, તે આશ્ચર્ય જેવું છે જેમ દર્શનાવરણીયમા નિદ્રા-નિદ્રા આદિ

૫ અનંતાનુબંધી કર્મપ્રકૃતિની સ્થિતિ ૪૦ કોડાકોડિની, અને મોહનીય (દર્શનમોહનીય)ની ૭૦ કોડાકોડિની છે

---

૨૩ મોરબી, અષાડ વદ ૯, શુક્ર, ૧૯૫૬

૧ આયુનો બંધ એક આવતા ભવનો આત્મા કરી શકે તેથી વધારે ભવનો ન કરી શકે.

૨ કર્મગ્રન્થના બંધચક્રમા આઠે કર્મપ્રકૃતિ જે બતાવી છે તેની ઉત્તર પ્રકૃતિઓ એક જીવઆશ્રયી અપવાદ સાથે બંધ ઉદયાદિમા છે, પરંતુ તેમા આયુ અપવાદરૂપે છે તે એવી રીતે કે મિથ્યાત્વગુણસ્થાનકવર્તી જીવને બંધમાં ચાર આયુની પ્રકૃતિનો (અપવાદ) જણાવ્યો છે તેમાં એમ સમજવાનું નથી કે ચાલતા પર્યાયમા ચારે ગતિના આયુનો બંધ કરે, પરંતુ આયુનો બંધ કરવા માટે વર્તમાનપર્યાયમાં એ ગુણસ્થાનકવર્તી જીવને ચાર ગતિ ખુલ્લી છે તેમા ચારમાથી એક એક ગતિનો બંધ કરી શકે તે જ પ્રમાણે જે પર્યાયમા જીવ હોય તેને તે આયુનો ઉદય હોય મતલબ કે ચાર ગતિમાથી વર્તમાન એક ગતિનો ઉદય હોઈ શકે, ને ઉદીરણા પણ તેની જ હોઈ શકે

૩ ૭૦ કોડાકોડિનો મોટામા મોટો સ્થિતિબંધ છે તેમા અસંખ્યાતા ભવ થાય વળી પાછો તેવો ને તેવો ક્રમે ક્રમે બંધ પડતો જાય એવા અનંત બંધની અપેક્ષાએ અનંતાભવ કહેવાય, પણ અગાઉ કહ્યા પ્રમાણે જ ભવનો બંધ પડે

---

૨૪ મોરબી, અષાડ વદ ૧૦, શનિ, ૧૯૫૬

૧ વિશિષ્ટ—મુખ્યપણે—મુખ્યપણાવાચક શબ્દ છે

૨ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, અને અંતરાય એ ત્રણ પ્રકૃતિ ઉપશમભાવમાં હોઈ શકે જ

તેથી દેહ એક જ ધારીને,
જાણ્યું સ્વરૂપ સ્વદેશ રે. ધન્ય૦

---

[૬૨૭] ૩૩ [હાથનોધ ૧, પૃ ૬૭]

કમ્મદવ્વેહિ સમ્મં, સંજોગો હોઈ જો ઉ જીવસ્સ,
સો બંધો નાયવ્વો, તસ્સ વિઓગો ભવે મુક્ખો.

---

[૪૦૬] ૩૪ [હાથનોધ ૧, પૃ ૭૩]

સમ્યક્દર્શનસ્વરૂપ એવાં નીચે લખ્યા શ્રીજિનના ઉપદેશેલાં છ પદ આત્માર્થી જીવે અતિશય કરી વિચારવાં ઘટે છે

આત્મા છે એ અસ્તિપદ

કેમકે પ્રમાણે કરીને તેનું પ્રસિદ્ધપણું છે

આત્મા નિત્ય છે એ નિત્યપદ

આત્માનું જે સ્વરૂપ છે તે કોઈ પણ પ્રકારે ઉત્પન્ન થવું સંભવતું નથી, તેમ તેનો વિનાશ સંભવતો નથી

આત્મા કર્મનો કર્ત્તા છે, એ કર્त्तापद

આત્મા કર્મનો ભોક્તા છે

[હાથનોધ ૧, પૃ ૭૪]

તે આત્માની મુક્તિ થઈ શકે છે.

મોક્ષ થઈ શકે એવા પ્રકાર પ્રસિદ્ધ છે

---

[૫૨૭] ૩૫ [હાથનોધ ૧, પૃ ૮૦]

| આત્મા— | વેદાંત | જૈન | સાંખ્ય | યોગ | નૈયાયિક | બૌદ્ધ |
|---|---|---|---|---|---|---|
| નિત્ય— | ,, | ,, | ,, | ,, | ,, | + |
| અનિત્ય | + | ,, | + | + | + | ,, |
| પરિણામી | + | ,, | + | + | + | ,, |
| અપરિણામી | ,, | ,, | ,, | + | + | + |
| સાક્ષી | ,, | ,, | ,, | + | + | + |
| સાક્ષી-કર્ત્તા | + | ,, | + | ,, | ,, | + |

---

[૫૨૮] ૩૬ [હાથનોધ ૧, પૃ ૮૧]

સાંખ્ય કહે છે કે બુદ્ધિ જડ છે પતંજલિ, વેદાંત એમ જ કહે છે

જિન કહે છે કે બુદ્ધિ ચેતન છે

વેદાંત કહે છે કે આત્મા એક જ છે

જિન કહે છે કે આત્મા અનંત છે

જાતિ એક છે સાંખ્ય પણ તેમ જ કહે છે

પતંજલિ પણ તેમ જ કહે છે

---

એ 'દર્શન'. વિકલ્પ થાય ત્યાં 'જ્ઞાન' થાય

૭ દર્શનાવરણીય કર્મના આવરણને લઈને દર્શન અવગાઢપણે અવરાયું હોવાથી, ચેતનમા મૂઢતા થઈ ગઈ, અને ત્યાથી શૂન્યવાદ શરૂ થયો

૮ દર્શન રોકાય ત્યા જ્ઞાન પણ રોકાય

૯ દર્શન અને જ્ઞાનની વહેંચણ કરવામા આવી છે જ્ઞાન, દર્શનના કાંઈ કટકા થઈ જુદા પડી શકે એમ નથી એ આત્માના ગુણો છે રૂપિયાના બે અધા તે જ રીતે આઠ આના દર્શન, અને આઠ આના જ્ઞાન છે

૧૦ તીર્થંકરને એક સમયે દર્શન અને તે જ સમયે જ્ઞાન એમ બે ઉપયોગ દિગમ્બરમત પ્રમાણે છે, શ્વેતામ્બરમત પ્રમાણે નથી ૧૨ મા ગુણસ્થાનકે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, અને અંતરાય એમ ત્રણ પ્રકૃતિનો ક્ષય એકસાથે થાય છે, અને ઉત્પન્ન થતી લબ્ધિ પણ સાથે થાય છે જો એક સમયે ન થતુ હોય તો એકબીજી પ્રકૃતિએ ખમવું જોઈએ શ્વેતામ્બર કહે છે કે જ્ઞાન સત્તામા રહેવુ જોઈએ, કારણ એક સમયે બે ઉપયોગ ન હોય, પણ દિગમ્બરની તેથી જુદી માન્યતા છે

૧૧ શૂન્યવાદ=કાંઈ નથી એમ માનનાર, એ બૌદ્ધ ધર્મનો એક ફાંટો છે આયતન=કોઈ પણ પદાર્થનું સ્થળ, પાત્ર કૂટસ્થ=અચળ, ન ખસી શકે એવો તટસ્થ=કાઠે, તે સ્થળે મધ્યસ્થ=વચમાં

---

૨૭ મોરબી, અષાડ વદ ૧૩, ભોમ, ૧૯૫૬

૧ ચયોપચય=જવુંજવું, પણ પ્રસંગવશાત્ આવવુંજવું, ગમનાગમન માણસના જવાઆવવાને લાગુ પડે નહી શ્વાસોચ્છવાસ ઇત્યાદિ સૂક્ષ્મ ક્રિયાને લાગુ પડે ચયવિચય=જવુંઆવવું

૨ આત્માનુ જ્ઞાન જ્યારે ચિંતામા રોકાય છે ત્યારે નવા પરમાણુ ગ્રહણ થઈ શકતા નથી, ને જે હોય છે તેનુ જવુ થાય છે તેથી શરીરનુ વજન ઘટી જાય છે

૩ શ્રી 'આચારાગસૂત્ર'ના પહેલા અધ્યયન શસ્ત્રપરિજ્ઞામાં અને શ્રી ષડ્દર્શનસમુચ્ચયમા મનુષ્ય અને વનસ્પતિના ધર્મની તુલના કરી વનસ્પતિમા આત્મા હોવાનુ સિદ્ધ કરી બતાવ્યું છે, તે એવી રીતે કે બન્ને જન્મે છે, વધે છે, આહાર લે છે, પરમાણુ લે છે, મૂકે છે, મરે છે, ઇત્યાદિ

---

૨૮ મોરબી, શ્રાવણ સુદ ૩, રવિ, ૧૯૫૬

૧ સાધુ=સામાન્યપણે ગૃહવાસ ત્યાગી, મૂળગુણના ધારક તે યતિ=ધ્યાનમા સ્થિર થઈ શ્રેણિ માડનાર મુનિ=જેને અવધિ, મન પર્યવ જ્ઞાન હોય તથા કેવળજ્ઞાન હોય તે ઋષિ=બહુ ઋદ્ધિધારી હોય તે ઋષિના ચાર ભેદ. (૧) રાજ૦ (૨) બ્રહ્મ૦ (૩) દેવ૦ (૪) પરમ૦ રાજર્ષિ=ઋદ્ધિવાળા બ્રહ્મર્ષિ=અક્ષીણ મહાન ઋદ્ધિવાળા દેવર્ષિ=આકાશગામી મુનિદેવ પરમર્ષિ=કેવળજ્ઞાની

---

૨૯ શ્રાવણ સુદ ૧૦, સોમ, ૧૯૫૬

૧ અભવ્ય જીવ એટલે જે જીવ ઉત્કટ રસે પરિણમે અને તેથી કર્મો બાધ્યા કરે, અને તેને લીધે તેનો મોક્ષ ન થાય ભવ્ય એટલે જે જીવનુ વીર્ય શાતરસે પરિણમે ને તેથી નવો કર્મબંધ ન થતાં મોક્ષ થાય જે જીવનો વળાક ઉત્કટ રસે પરિણમવાનો હોય તેનુ વીર્ય તે પ્રમાણે પરિણમે તેથી જ્ઞાનીના જ્ઞાનમા અભવ્ય લાગ્યા આત્માની પરમશાત દશાએ 'મોક્ષ', અને ઉત્કટ દશાએ 'અમોક્ષ' જ્ઞાનીએ દ્રવ્યના સ્વભાવની અપેક્ષાએ ભવ્ય, અભવ્ય કહ્યા છે જીવનુ વીર્ય ઉત્કટ રસે પરિણમતાં સિદ્ધપર્યાય પામી શકે નહી એમ જ્ઞાનીએ કહેલુ છે ભજના=અંશે, હોય વા ન હોય વંચક=(મન, વચન, કાયાએ) છેતરનાર

---

તો તે કારણે કરી વિશેષ ક્લેશ વેદન કરવો પડે છે, કેમ કે ઉદય વિભાવક્રિયાનો છે અને ઇચ્છા આત્મભાવમા સ્થિતિ કરવાની છે

[હાથનોંધ ૧, પૃ ૯૧]

તથાપિ એમ રહે છે કે, ઉદયનું વિશેષ કાળસુધી વર્તવું રહે તો આત્મભાવ વિશેષ ચચળ પરિણામને પામશે, કેમકે આત્મભાવ વિશેષ સધાન કરવાનો અવકાશ ઉદયની પ્રવૃત્તિને લીધે પ્રાપ્ત ન થઈ શકે, અને તેથી તે આત્મભાવ કઈ પણ અજાગૃતપણાને પામે

જે આત્મભાવ ઉત્પન્ન થયો છે, તે આત્મભાવ પર જો વિશેષ લક્ષ કરવામાં આવે તો અલ્પકાળમા તેનું વિશેષ વર્ધમાનપણુ થાય, અને વિશેષ જાગૃતાવસ્થા ઉત્પન્ન થાય, અને થોડા કાળમા હિતકારી એવી ઉગ્ર આત્મદશા પ્રગટે, અને જો ઉદયની સ્થિતિ પ્રમાણે ઉદયનો કાળ રહેવા દેવાનો વિચાર કરવામા આવે તો હવે આત્મશિથિલતા થવાનો પ્રસગ આવશે, એમ લાગે છે, કેમકે દીર્ઘકાળનો આત્મભાવ હોવાથી અત્યાર સુધી ઉદયબળ ગમે તેવુ છતા તે આત્મભાવ હણાયો નથી, તથાપિ કઈક કઈક તેની અજાગૃતાવસ્થા થવા દેવાનો વખત આવ્યો છે, એમ છતા પણ હવે કેવળ ઉદય પર ધ્યાન આપવામાં આવશે તો શિથિલભાવ ઉત્પન્ન થશે —

[હાથનોંધ ૧, પૃ ૯૨]

જ્ઞાનીપુરુષો ઉદયવશ દેહાદિ ધર્મ નિવર્તે છે એ રીતે પ્રવૃત્તિ કરી હોય તો આત્મભાવ હણાવો ન જોઈએ, એ માટે તે વાત લક્ષ રાખી ઉદય વેદવો ઘટે છે, એમ વિચાર પણ હમણા ઘટતો નથી, કેમકે જ્ઞાનના તારતમ્ય કરતા ઉદયબળ વધતુ જોવામા આવે તો જરૂર ત્યા જ્ઞાનીએ પણ જાગૃત દશા કરવી ઘટે, એમ શ્રી સર્વજ્ઞે કહ્યું છે

અત્યત દુષમકાળ છે તેને લીધે અને હતપુણ્ય લોકોએ ભરતક્ષેત્ર ઘેર્યું છે તેને લીધે પરમ-સત્સંગ, સત્સગ કે સરળપરિણામી જીવોનો સમાગમ પણ દુર્લભ છે, એમ જાણી જેમ અલ્પકાળમા સાવધાન થવાય તેમ કરવુ ઘટે છે

---

[૪૩૭] ૩૯ [હાથનોંધ ૧, પૃ ૯૩]

મૌનદશા ધારણ કરવી ?

વ્યવહારનો ઉદય એવો છે કે તે ધારણ કરેલી દશા લોકોને કપાયનું નિમિત્ત થાય, તેમ વ્યવહારની પ્રવૃત્તિ બને નહી

ત્યારે તે વ્યવહાર નિવૃત્ત કરવો ?

તે પણ વિચારતા બનવું કઠણ લાગે છે, કેમકે તેવી કંઈક સ્થિતિ વેદવાનુ ચિત્ત રહ્યા કરે છે પછી તે શિથિલતાથી, ઉદયથી કે પરેચ્છાથી કે સર્વજ્ઞ દ્રષ્ટથી, એમ છતા પણ અલ્પકાળમા આ વ્યવહારને સક્ષેપ કરવા ચિત્ત છે

તે વ્યવહાર કેવા પ્રકારે સક્ષેપ થઈ શકશે ?

કેમકે તેનો વિસ્તાર વિશેષપણે જોવામા આવે છે વ્યાપારસ્વરૂપે, કુટુબપ્રતિબધે, યુવાવસ્થાપ્રતિબધે, દયાસ્વરૂપે, વિકારસ્વરૂપે, ઉદયસ્વરૂપે — એ આદિ કારણે તે વ્યવહાર વિસ્તારરૂપ જણાય છે

[હાથનોંધ ૧, પૃ ૯૪

હું એમ જાણુ છુ કે અનતકાળથી અપ્રાપ્તવત્ એવુ આ આત્મસ્વરૂપ કેવળજ્ઞાન-કેવળદર્શન સ્વરૂપે અતર્મુહૂર્તમા ઉત્પન્ન કર્યું છે, તો પછી વર્ષ છ માસ કાળમા આટલો આ વ્યવહાર કેમ નિવૃત્ત નહી થઈ શકે ? માત્ર જાગૃતિના ઉપયોગાતરથી તેની સ્થિતિ છે, અને તે ઉપયોગના બળને નિત્ય વિચાર્યેથી અલ્પકાળમા તે વ્યવહાર નિવૃત્ત થઈ શકવાયોગ્ય છે તો પ

૧૫ સમ્યગ્દૃષ્ટિ પુરુષો કર્યા વિના ચાલે નહી એવા ઉદયને લીધે લોકવ્યવહાર નિર્દોષપણે લજ્જાયમાનપણે કરે છે પ્રવૃત્તિ કરવી જોઈએ તેથી શુભાશુભ જેમ બનવાનું હશે તેમ બનશે એવી દૃઢ માન્યતાની સાથે ઉપલક પ્રવૃત્તિ કરે છે

૧૬ બીજા પદાર્થો ઉપર ઉપયોગ આપીએ તો આત્માની શક્તિ આવિર્ભાવ થાય છે, તો સિદ્ધિ લબ્ધિ આદિ શ કાને પાત્ર નથી તે પ્રાપ્ત થતી નથી તેનું કારણ આત્મા નિરાવરણ નથી કરી શકાતો એ છે એ શક્તિ બધી સાચી છે ચૈતન્યમાં ચમત્કાર જોઈએ, તેનો શુદ્ધ રસ પ્રગટવો જોઈએ એવી સિદ્ધિવાળા પુરુષો અશાતાની શાતા કરી શકે છે, તેમ છતાં તેની અપેક્ષા કરતા નથી તે વેદવામા જ નિર્જરા સમજે છે

૧૭ તમો જીવોમાં ઉલ્લાસમાન વીર્ય કે પુરુષાર્થ નથી વીર્ય મ દ પડયુ ત્યા ઉપાય નથી

૧૮ અશાતાનો ઉદય ન હોય ત્યારે કામ કરી લેવું એમ જ્ઞાનીપુરુષોએ જીવનું અસામર્થ્યવાનપણુ જોઈને કહેલુ છે, કે જેથી તેનો ઉદય આવ્યે ચળે નહી

૧૯ સમ્યગ્દૃષ્ટિ પુરુષને નાખુદાની માફક પવન વિરુદ્ધ હોવાથી વહાણ મરડી રસ્તો બદલવો પડે છે તેથી તેઓ પોતે લીધેલો રસ્તો ખરો નથી એમ સમજે છે, તેમ જ્ઞાનીપુરુષો ઉદયવિશેષને લઈને વ્યવહારમાં પણ અ તરાત્મદૃષ્ટિ ચૂકતા નથી

૨૦ ઉપાધિમા ઉપાધિ રાખવી સમાધિમાં સમાધિ રાખવી અ ગ્રેજોની માફક કામટાણે કામ અને આરામટાણે આરામ એકબીજાને સેળભેળ કરી દેવાં ન જોઈએ

૨૧ વ્યવહારમા આત્મકર્તવ્ય કરતા રહેવું સુખદુ:ખ, ધનપ્રાપ્તિ અપ્રાપ્તિ – એ શુભાશુભ તથા લાભાંતરાયના ઉદય ઉપર આધાર રાખે છે શુભના ઉદયની સાથે અગાઉથી અશુભના ઉદયનું પુસ્તક વાંચ્યું હોય તો શોક ન થાય શુભના ઉદય વખતે શત્રુ મિત્ર થઈ જાય છે, અને અશુભના ઉદય વખતે મિત્ર શત્રુ થઈ જાય છે સુખદુ ખનું ખરુ કારણ કર્મ જ છે 'કાર્તિકેયાનુપ્રેક્ષા'મા કહ્યુ છે કે કોઈ માણસ કરજ લેવા આવે તેને કરજ ચૂકવી આપ્યાથી માથા ઉપરથી બોજો ઓછો થતા કેવો હર્ષ થાય છે ? તે પ્રમાણે પુદ્ગલ દ્રવ્યરૂપ શુભાશુભ કરજ જે કાળે ઉદયમા આવે તે કાળે સમ્યક્પ્રકારે વેદી ચૂકવી દેવાથી નિર્જરા થાય છે અને નવું કરજ થતું નથી, તો જ્ઞાનીપુરુષે કર્મરૂપી કરજમાથી મુક્ત થવાને હર્ષાયમાનપણે તૈયાર થઈ રહેવું જોઈએ, કારણ તે દીધા વગર છૂટકો થવાનો નથી.

૨૨ સુખદુ ખ જે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે ઉદય આવવાનુ હોય તેમા ઇન્દ્રાદિ પણ ફેરફાર કરવાને શક્તિવાન નથી

૨૩ કરણાનુયોગમાં જ્ઞાનીએ અ તર્મુહૂર્ત આત્માનો અપ્રમત્ત ઉપયોગ માન્યો છે

૨૪ કરણાનુયોગમાં સિદ્ધાતનો સમાવેશ થાય છે

૨૫ ચરણાનુયોગમા વ્યવહારમા આચરી શકે તેનો સમાવેશ કર્યો છે

૨૬ સર્વવિરતિ મુનિને બ્રહ્મચર્યવ્રતની પ્રતિજ્ઞા જ્ઞાની આપે છે, તે ચરણાનુયોગની અપેક્ષાએ, પણ કરણાનુયોગની અપેક્ષાએ નહી, કારણ કે કરણાનુયોગ પ્રમાણે નવમા ગુણસ્થાનકે વેદોદયનો ક્ષય થઈ શકે છે, ત્યા સુધી થઈ શકતો નથી

---

કેવળસંગનિવૃત્તિરૂપ પ્રતિજ્ઞાનો વિશેષ અવકાશ જોવામાં ન આવે તો અંશસંગનિવૃત્તિરૂપ એવો આ વ્યવસાય તેને ત્યાગ !

જે જ્ઞાનદશામાં ત્યાગાત્યાગ કંઈ સંભવે નહીં તે જ્ઞાનદશાની સિદ્ધિ છે જેને વિષે એવો તું સર્વસંગત્યાગદશા અલ્પકાળ વેદીશ તો સંપૂર્ણ જગત પ્રસંગમાં વર્તે તોપણ તને બાધરૂપ ન થાય એ પ્રકાર વર્તે છતે પણ નિવૃત્તિ જ પ્રશસ્ત સર્વજ્ઞે કહી છે, કેમકે ઋષભાદિ સર્વ પરમ પુરુષે છેવટે એમ જ કર્યું છે

---

[૫૦૧] ૪૬ [હાથનોધ ૧, પૃ ૧૦૩]

સં૦ ૧૯૫૧ ના વૈશાખ સુદ ૫ સોમે સાયંકાળથી પ્રત્યાખ્યાન
સં૦ ૧૯૫૧ ના વૈશાખ સુદ ૧૪ ભોમે

---

[૪૦૮-૩] ૪૭ [હાથનોધ ૧, પૃ ૧૦૫]

ક્ષયોપશમી જ્ઞાન વિકળ થતાં શી વાર ?

---

[૪૯૩] ૪૮ [હાથનોંધ ૧, પૃ. ૧૦૬]

"જેમ નિર્મળતા રે રત્ન સ્ફટિક તણી,
તેમ જ જીવ સ્વભાવ રે,
તે જિન વીરે રે ધર્મ પ્રકાશિયો,
પ્રબળ કષાય અભાવ રે"

---

[૧૪૭-૩-૧] ૪૯ [હાથનોધ ૧, પૃ. ૧૦૮]

વીતરાગદર્શન.

ઉદ્દેશપ્રકરણ
સર્વજ્ઞમીમાંસા
ષટ્દર્શનઅવલોકન.
વીતરાગઅભિપ્રાયવિચાર.
વ્યવહારપ્રકરણ
મુનિધર્મ.
આગારધર્મ
મતમતાંતરનિરાકરણ
ઉપસંહાર

---

[૧૪૭-૩-૨] ૫૦ [હાથનોધ ૧, પૃ. ૧૧૦]

નવતત્ત્વવિવેચન
ગુણસ્થાનકવિવેચન
કર્મપ્રકૃતિવિવેચન
વિચારપદ્ધતિ
શ્રવણાદિવિવેચન
બોધબીજસંપત્તિ.

એક સિદ્ધ ત્યાં અનંત સિદ્ધ અવગાહના?

---

[૫૯૯] ૫૩ [હાથનોંધ ૧, પૃ ૧૧૪]

હેતુ અવ્યક્તવ્ય?
એકમાં પર્યવસાન શી રીતે થઈ શકે છે?
અથવા થતું નથી?
વ્યવહાર રચના કરી છે એમ કોઈ હેતુથી સિદ્ધ થાય છે?

---

[૬૦૦] ૫૪ [હાથનોંધ ૧, પૃ ૧૧૫]

સ્વસ્થિતિ—આત્મદશા સંબંધે વિચાર
તથા તેનું પર્યવસાન?
ત્યાર પછી લોકોપકારપ્રવૃત્તિ?
લોકોપકારપ્રવૃત્તિનું ધોરણ
વર્તમાનમાં (હાલમાં) કેમ વર્તવું ઉચિત છે?

---

[૪૧૯-૨] ૫૫ [હાથનોંધ ૧, પૃ ૧૧૭]

આત્મપરિણામની વિશેષ સ્થિરતા થવા વાણી અને કાયાનો સંયમ સઉપયોગપણે કરવો ઘટે છે

---

[૬૦૧] ૫૬ [હાથનોંધ ૧, પૃ ૧૧૮]

ત્રણે કાળમાં જે વસ્તુ જાત્યંતર થાય નહીં તેને શ્રી જિન દ્રવ્ય કહે છે
કોઈ પણ દ્રવ્ય પરપરિણામે પરિણમે નહીં સ્વપણાનો ત્યાગ કરી શકે નહીં
પ્રત્યેક દ્રવ્ય (દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી) સ્વપરિણામી છે
નિયત અનાદિ મર્યાદાપણે વર્તે છે
જે ચેતન છે, તે કોઈ દિવસ અચેતન થાય નહીં, જે અચેતન છે, તે કોઈ દિવસ ચેતન થાય નહીં

---

[૬૦૨] ૫૭ [હાથનોંધ ૧, પૃ ૧૨૦]

હે યોગ,

---

[૬૧૩-૨] ૫૮ [હાથનોંધ ૧, પૃ ૧૨૧]

એક ચૈતન્યમાં આ સર્વ શી રીતે ઘટે છે?

---

[૪૦૮-૪] ૫૯ [હાથનોંધ ૧, પૃ ૧૨૩]

જો આ જીવે તે વિભાવપરિણામ ક્ષીણ ન કર્યા તો આ જ ભવને વિષે તે પ્રત્યક્ષ દુઃખ વેદશે

---

[૬૦૪] ૬૦ [હાથનોંધ ૧, પૃ ૧૨૪]

જે જે પ્રકારે આત્માને ચિંતન કર્યો હોય તે તે પ્રકારે તે પ્રતિભાસે છે

વિષયાર્ત્તપણાથી મૂઢતાને પામેલી વિચારશક્તિવાળા જીવને આત્માનું નિત્યપણું ભાસતું નથી, એમ ઘણું કરીને દેખાય છે, તેમ થાય છે, તે યથાર્થ છે, કેમકે અનિત્ય એવા વિષયને વિષે આત્મબુદ્ધિ હોવાથી પોતાનું પણ અનિત્યપણું ભાસે છે

# આભ્યંતરપરિણામઅવલોકન

—હાથનોંધ—

## વર્ષ ૨૨ થી ૩૪ પર્યંત

૯૬૦

### હાથનોંધ-૧

[૫૯] ૧ [હાથનોંધ ૧, પૃષ્ઠ ૧]

*પ્રત્યેકે પ્રત્યેક પદાર્થનો અત્યંત વિવેક કરી આ જીવને તેનાથી વ્યાવૃત્ત કરવો એમ નિર્ગ્રંથ કહે છે.

શુદ્ધ એવા સ્ફટિકને વિષે અન્ય રંગનું પ્રતિભાસવું થવાથી તેનું જેમ મૂળ સ્વરૂપ લક્ષગત થતું નથી, તેમ શુદ્ધ નિર્મળ એવું આ ચેતન અન્ય સંયોગના તાદાત્મ્યવત્ અધ્યાસે પોતાના સ્વરૂપનો લક્ષ પામતું નથી. યત્કિંચિત્ પર્યાયાંતરથી એ જ પ્રકારે જૈન, વેદાંત, સાંખ્ય, યોગાદિ કહે છે.

---

*સંવત ૧૯૭૭માં અમદાવાદથી પ્રસિદ્ધ થયેલ "શ્રીમદ્ રાજચંદ્ર પ્રણીત તત્ત્વજ્ઞાન", સાતમી આવૃત્તિમાંથી પ્રાપ્ત થયેલ આ નીચે આપીએ છીએ, પણ મૂળ હસ્તાક્ષરની હાથનોંધમાં ન હોવાથી-ફૂટનોટમાં આપ્યું છે.

૧ પ્રત્યેકે પ્રત્યેક પદાર્થનો અત્યંત વિવેક કરી આ જીવને તેમાંથી વ્યાવૃત્ત કરવો.

૨ જગતના જેટલા પદાર્થો છે, તેમાંથી ચક્ષુરિંદ્રિય વડે જે દૃશ્યમાન થાય છે તેનો વિચાર કરતાં આ જીવથી તે પર છે અથવા તો આ જીવના તે નથી એટલું જ નહીં પણ તેના તરફ રાગાદિ ભાવ થાય તો તેથી તે જ દુઃખરૂપ નીવડે છે, માટે તેનાથી વ્યાવૃત્ત કરવા નિર્ગ્રંથ કહે છે.

પ્રસંગે મથનની યોગ્યતાને પ્રાપ્ત થયેલું એવું જૈનદર્શન તે સંબંધી ઘણા પ્રકારે જે મથન થયું, તે મથનથી તે દર્શનને સિદ્ધ થવા અર્થે, પૂર્વાપર વિરોધ જેવાં લાગે છે એવાં નીચે લખ્યા છે તે કારણો દેખાયાં.

---

[૬૦૬] ૬૩ [હાથનોંધ ૧, પૃ ૧૩૨]

ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય તથા આકાશાસ્તિકાય અરૂપી છતાં રૂપીને સામર્થ્ય આપે છે, અને એ ત્રણ દ્રવ્ય સ્વભાવપરિણામી કહ્યા છે, ત્યારે એ અરૂપી છતાં રૂપીને સહાયક કેમ થઈ શકે?

ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એકક્ષેત્રાવગાહી છે, અને પરસ્પર વિરુદ્ધતાવાળા તેના સ્વભાવ છે, છતાં તેમાં વિરોધ, ગતિ પામેલી વસ્તુપ્રત્યે સ્થિતિસહાયકતારૂપે અને સ્થિતિ પામેલી વસ્તુપ્રત્યે ગતિ સહાયકતારૂપે થઈ શા માટે આવે નહીં?

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આત્મા એક એ ત્રણ સમાન અસંખ્યાતપ્રદેશી છે, તેનો કંઈ બીજો રહસ્યાર્થ છે?

ધર્માસ્તિકાય અધર્માસ્તિકાયની અવગાહના અમુક અમૂર્તાકારે છે, તેમ હોવામાં કંઈ રહસ્યાર્થ છે?

લોકસંસ્થાન સદૈવ એક સ્વરૂપે રહેવામાં કંઈ રહસ્યાર્થ છે?

એક તારો પણ ઘટવધ થતો નથી, એવી અનાદિસ્થિતિ શા હેતુથી માનવી?

શાશ્વતપણાની વ્યાખ્યા શું? આત્મા, કે પરમાણુ કદાપિ શાશ્વત માનવામાં મૂળ દ્રવ્યત્વ કારણ છે, પણ તારા, ચંદ્ર, વિમાનાદિમાં તેવું શું કારણ છે?

---

[૬૦૦] ૬૪ [હાથનોંધ ૧, પૃ ૧૩૩]

સિદ્ધ આત્મા લોકાલોકપ્રકાશક છે, પણ લોકાલોકવ્યાપક નથી, વ્યાપક તો સ્વઅવગાહના પ્રમાણ છે જે મનુષ્યદેહે સિદ્ધિ પામ્યા તેના ત્રીજા ભાગ ઊણો તે પ્રદેશ ઘન છે, એટલે આત્મદ્રવ્ય લોકાલોકવ્યાપક નથી પણ લોકાલોકપ્રકાશક એટલે લોકાલોકજ્ઞાયક છે, લોકાલોક પ્રત્યે આત્મા જતો નથી, અને લોકાલોક કંઈ આત્મામાં આવતા નથી, સર્વે પોતપોતાની અવગાહનામાં સ્વસત્તામાં રહ્યા છે, તેમ છતાં આત્માને તેનું જ્ઞાનદર્શન શી રીતે થાય છે?

અત્રે જો એવું દૃષ્ટાંત કહેવામાં આવે કે જેમ આરીસામાં વસ્તુ પ્રતિબિંબિત થાય છે, તેમ આત્મામાં પણ લોકાલોક પ્રકાશિત થાય છે, પ્રતિબિંબિત થાય છે, તો એ સમાધાન પણ અવિરોધ દેખાતું નથી, કેમ કે આરીસામાં તો વિશ્રસાપરિણામી પુદ્ગલરશ્મિથી પ્રતિબિંબિત થાય છે

આત્માનો અગુરુલઘુ ધર્મ છે, તે ધર્મને દેખતાં આત્મા સર્વ પદાર્થને જાણે છે, કેમકે સર્વ દ્રવ્યમાં અગુરુલઘુ ગુણ સમાન છે એમ કહેવામાં આવે છે, ત્યાં અગુરુલઘુ ધર્મનો અર્થ શું સમજવો?

---

[૫૭૨] ૬૫ [હાથનોંધ ૧, પૃ ૧[illegible]]

આહારનો જય,
આસનનો જય,
નિદ્રાનો જય,
વાક્સંયમ,
જિનોપદિષ્ટ આત્મધ્યાન
,, આત્મધ્યાન શી રીતે?
જ્ઞાન પ્રમાણે ધ્યાન થઈ શકે, માટે જ્ઞાનતારતમ્યતા જોઈએ

[૬૪૮] ૩ [હાથનોંધ ૧, પૃ ૨]

જીવનું વ્યાપકપણુ, પરિણામીપણું, કર્મસંબંધ, મોક્ષક્ષેત્ર શા શા પ્રકારે ઘટવા યોગ્ય છે તે વિચાર્યા વિના તથાપ્રકારે સમાધિ ન થાય ગુણ અને ગુણીનો ભેદ સમજાવા યોગ્ય શા પ્રકારે છે?

જીવનું વ્યાપકપણું, સામાન્યવિશેષાત્મકતા, પરિણામીપણુ, લોકાલોકજ્ઞાયકપણું, કર્મસંબંધતા, મોક્ષક્ષેત્ર એ પૂર્વાપર અવિરોધથી શી રીતે સિદ્ધ છે?

એક જ જીવનામનો પદાર્થ જુદા જુદા દર્શનો, સંપ્રદાયો અને મતો જુદે જુદે સ્વરૂપે કહે છે, તેનો કર્મસંબંધ અને મોક્ષ પણ જુદે જુદે સ્વરૂપે કહે છે, એથી નિર્ણય કરવો દુર્ઘટ કેમ નથી?

---

[૬૦] ૪ [હાથનોંધ ૧, પૃ ૩]

## સહજ

જે પુરુષ આ ગ્રંથમાં સહજ નોંધ કરે છે, તે પુરુષ માટે પ્રથમ સહજ તેજ પુરુષ લખે છે

તેની હમણા એવી દશા અંતરંગમાં રહી છે કે કંઈક વિના સર્વ સંસારી ઇચ્છાની પણ તેણે વિસ્મૃતિ કરી નાખી છે

તે કંઈક પામ્યો પણ છે, અને પૂર્ણનો પરમ મુમુક્ષુ છે, છેલ્લા માર્ગનો નિ:શંક જિજ્ઞાસુ છે

હમણા જે આવરણો તેને ઉદય આવ્યા છે, તે આવરણોથી એને ખેદ નથી, પરંતુ વસ્તુભાવમા થતી મંદતાનો ખેદ છે

તે ધર્મની વિધિ, અર્થની વિધિ, કામની વિધિ, અને તેને આધારે મોક્ષની વિધિને પ્રકાશી શકે તેવો છે ઘણા જ થોડા પુરુષોને પ્રાપ્ત થયો હશે એવો એ કાળનો ક્ષયોપશમી પુરુષ છે

તેને પોતાની સ્મૃતિ માટે ગર્વ નથી, તર્ક માટે ગર્વ નથી, તેમ તે માટે તેનો પક્ષપાત પણ નથી, તેમ છતા કંઈક બહાર રાખવું પડે છે, તેને માટે ખેદ છે

તેનું અત્યારે એક વિષય વિના બીજા વિષયપ્રતિ ઠેકાણું નથી તે પુરુષ જોકે તીક્ષ્ણ ઉપયોગ-

---

યોગ્ય છે તે ભૂલ શાથી થઈ છે? તે વિચારતા, રાગ દ્વેષ ને અજ્ઞાનથી ત્યારે તે રાગાદિને કાઢવા તે શાથી નીકળે? જ્ઞાનથી તે જ્ઞાન શી રીતે પ્રાપ્ત થાય?

પ્રત્યક્ષ એવા સદ્ગુરુની અનન્ય ભક્તિ ઉપાસવાથી તથા ત્રણ યોગ અને આત્મા અર્પણ કરવાથી તે જો પ્રત્યક્ષ સદ્ગુરુની હાજરી હોય તો શું કરવું? ત્યા તેમની આજ્ઞાનુસાર વર્તન કરવું.

પરમ કરુણાશીલ, જેના દરેક પરમાણુમાં દયાનો ઝરો વહેતો રહે છે એવા નિષ્કારણ દયાળુને અત્યંત ભક્તિ સહિત નમસ્કાર કરીને આત્મા સાથે સંયોગમાં પામેલા પદાર્થનો વિચાર કરતા છતા અનાદિકાળથી દેહાત્મબુદ્ધિના અભ્યાસથી જેમ જોઈએ તેમ સમજાતુ નથી, તથાપિ કોઈ પણ અંશે દેહથી આત્મા ભિન્ન છે એવા અનિર્ધારિત નિર્ણય ઉપર આવી શકાય છે અને તે માટે વારંવાર ગવેષણા કરવામા આવે તો અત્યાર સુધીમા જે પ્રતીતિ થાય છે તેથી વિશેષપણે થઈ શકે તેમ સંભવે છે, કારણ કે જેમ જેમ વિચારની શ્રેણિની દૃઢતા થાય છે તેમ તેમ વિશેષ ખાતરી થતી જાય છે

બધા સંજોગો અને સંબંધો યથાશક્તિ વિચારતા એમ તો પ્રતીતિ થાય છે કે દેહથી ભિન્ન એવો કોઈ પદાર્થ છે

આવા વિચાર કરવામા એકાંતાદિ જે સાધનો જોઈએ તે નહી મેળવવાથી વિચારની શ્રેણિને વારંવાર કોઈ નહી તો કોઈ પ્રકારે વ્યાઘાત થાય છે ને તેથી વિચારની શ્રેણિ ચાલુ થઈ હોય તે તુટી જાય છે આવા ભાગ્યા તુટયા વિચારની શ્રેણિ છતા ક્ષયોપશમ પ્રમાણે વિચારતાં જડ પદાર્થ (શરીરાદિ) સિવાય તેના સંબંધમાં કોઈ પણ વસ્તુ છે, ચોક્કસ છે એવી ખાતરી થાય છે આવરણનું જોર અથવા તો અનાદિકાળના દેહાત્મબુદ્ધિના અધ્યાસથી એ નિર્ણય ભૂલી જવાય છે, ને ભૂલવાળા રસ્તા ઉપર દોરવાઈ જવાય છે.

કેમકે પ્રથમ સિદ્ધ કોણ ? પ્રથમ જીવપર્યાય કયો ? પ્રથમ પરમાણુપર્યાય કયો ? એ કેવળજ્ઞાન ગોચર પણ અનાદિ જ જણાય છે, અર્થાત્ કેવળજ્ઞાન તેની આદિ પામતું નથી, અને કેવળજ્ઞાનથી કંઈ છાનું નથી એ બે વાત પરસ્પર વિરોધી છે, તેનું સમાધાન પરમાવધિની અનુપ્રેક્ષાથી તથા સહજ ઉપયોગની અનુપ્રેક્ષાથી સમજાવાયોગ્ય રસ્તો દેખાય છે

---

[૬૧૩] ૭૧ [હાથનોંધ ૧, પૃ ૧૫૭]

કંઈ પણ છે ?

શું છે ?

શા પ્રકારે છે ?

જાણવાયોગ્ય છે ?

જાણવાનું ફળ શું છે ? [હાથનોંધ ૧, પૃ ૧૫૭]

બંધનો હેતુ શો છે ?

પુદ્ગલનિમિત્ત બંધ કે જીવના દોષથી બંધ ?

જે પ્રકારે માનો તે પ્રકારે બંધ ન ટાળી શકાય એવો સિદ્ધ થાય છે, માટે મોક્ષપદની હાનિ થાય છે તેનું નાસ્તિત્વ ઠરે છે

અમૂર્ત્તતા તે કંઈ વસ્તુતા કે અવસ્તુતા ?

અમૂર્ત્તતા જો વસ્તુતા તો કંઈ મહત્ત્વવાન કે તેમ નહીં ?

[હાથનોંધ ૧, પૃ ૧૫૮]

મૂર્ત્ત એવાં પુદ્ગલનો અને અમૂર્ત્ત એવા જીવનો સંયોગ કેમ ઘટે ?

ધર્મ, અધર્મ અને જીવ દ્રવ્યનું ક્ષેત્રવ્યાપીપણું જે પ્રકારે જિન કહે છે તે પ્રમાણે માનતાં તે દ્રવ્ય ઉત્પન્નસ્વભાવીવત્ સિદ્ધ થવા જાય છે, કેમકે મધ્યમપરિણામીપણું છે

ધર્મ, અધર્મ અને આકાશ એ વસ્તુ દ્રવ્યપણે એક જાતિ અને ગુણપણે ભિન્ન જાતિ એમ માનવાયોગ્ય છે, કે દ્રવ્યતા પણ ભિન્ન ભિન્ન માનવાયોગ્ય છે ?

[હાથનોંધ ૧, પૃ ૧૫૯]

દ્રવ્ય એટલે શું ? ગુણપર્યાયવિના તેનું બીજું શું સ્વરૂપ છે ?

કેવળજ્ઞાન સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવનું જ્ઞાયક ઠરે તો સર્વ વસ્તુ નિયત મર્યાદામાં આવી જાય, અનંતપણું ન ઠરે, કેમકે અનંતપણું અનાદિપણું સમજ્યું જતું નથી, અર્થાત્ કેવળજ્ઞાનમાં તે કયી રીતે પ્રતિભાસવું થાય ? તેનો વિચાર બરાબર બંધ બેસતો નથી

---

[૬૧૪] ૭૨ [હાથનોંધ ૧, પૃ ૧૬૦]

જેને જૈન સર્વપ્રકાશતા કહે છે, તેને વેદાંત સર્વવ્યાપકતા કહે છે

દૃષ્ટ વસ્તુપરથી અદૃષ્ટનો વિચાર અનુસંધાન કરવો ઘટે

જિનને અભિપ્રાયે આત્મા માનતા અત્ર લખ્યા છે તે પ્રશ્ન ગોપત્વે વધારે વિચાર કરવો —

૧ અસંખ્યાત પ્રદેશનું મૂળ પરિમાણ

૨ સંકોચ, વિકાસ થઈ શકે એવો આત્મા માન્યો છે તે સંકોચ, વિકાસ અરૂપીને વિષે હોવાયોગ્ય છે ? તથા કેવા પ્રકારે હોવાયોગ્ય છે ?

૩ નિગોદ અવસ્થા વિષે વિશેષ કારણ કંઈ છે ?

પણ, ( નેપથ્ય ) – આ જડ એકલા કે આત્મા એકલા જગતમાં નથી શુ કે ? તેઓએ મારા આમ ત્રણને સન્માન આપ્યું નથી

' જડને જ્ઞાન નહી હોવાથી તમારુ આમ ત્રણ તે બિચારાં ક્યાથી સ્વીકારે ? સિદ્ધ ( એકાત્મભાવી ) તમારું આમ ત્રણ સ્વીકારી શકતા નથી તેની તેમને કંઈ દરકાર નથી '

એટલી બધી બેદરકારી ? આમ ત્રણને તો માન્ય કરવુ જોઈએ, તમે શુ કહો છો ?

' એને આમ ત્રણ–અનામ ત્રણથી કંઈ સંબંધ નથી

[ હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૨ ]

તેઓ પરિપૂર્ણ સ્વરૂપસુખમા વિરાજમાન છે '

એ મને બતાવો એકદમ – બહુ ત્વરાથી

' તેનું દર્શન બહુ દુર્લભ છે લ્યો આ અંજન આજી દર્શન પ્રવેશ ભેળાં કરી જુઓ '

અહો ! આ બહુ સુખી છે એને ભય પણ નથી શોક પણ નથી હાસ્ય પણ નથી વૃદ્ધતા નથી રોગ નથી આધિયે નથી, વ્યાધિયે નથી, ઉપાધિયે નથી, એ બધુય નથી પણ . . અનંત અનંત સચ્ચિદાનંદ સિદ્ધિથી તેઓ પૂર્ણ છે આપણને એવા થવુ છે

' ક્રમે કરીને થઈ શકશો '

તે ક્રમ બ્રમ અહી ચાલશે નહી અહીં તો તુરત તે જ પદ જોઈએ

' જરા શાંત થાઓ સમતા રાખો, અને ક્રમને અંગીકાર કરો નહી તો તે પદયુક્ત થવું નહી સંભવે.'

" થવું નહી સંભવે " એ તમારા વચન તમે પાછા લ્યો ક્રમ ત્વરાથી બતાવો, અને તે પદમા તુરત મોકલો

' ઘણા માણસો આવ્યા છે તેમને અહી બોલાવો તેમાંથી તમને ક્રમ મળી શકશે. '

[ હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૩ ]

ઇચ્છયુ કે તેઓ આવ્યા, –

તમે મારુ આમ ત્રણ સ્વીકારી આવ્યા તે માટે તમારો ઉપકાર માનું છુ તમે સુખી છો, એ વાત ખરી છે શુ ? તમારુ પદ શુ સુખવાળુ ગણાય છે એમ ?

' તમારૂ આમ ત્રણ સ્વીકારવું, ન સ્વીકારવુ એવુ અમને કંઈ બંધન નથી અમે સુખી છીએ કે દુ:ખી તેવું બતાવવાને પણ અમારુ અહી આગમન નથી અમારા પદની વ્યાખ્યા કરવા માટે પણ આગમન નથી તમારા કલ્યાણને અર્થે અમારુ આગમન છે ' એક વૃદ્ધ પુરુષે કહ્યુ

કૃપા કરીને ત્વરાથી કહો, આપ મારુ શુ કલ્યાણ કરશો તે અને આવેલા પુરુષોનું ઓળખાણ પાડો

તેમણે પ્રથમ ઓળખાણ પાડી

આ વર્ગમા ૪–૫–૬–૭–૮–૯–૧૦–૧૨ એ અંકવાળા મુખ્યે મનુષ્યો છે તે સઘળા તમે જે પદને પ્રિય ગણ્યું તેના આરાધક યોગીઓ છે

[ હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૪ ]

૪ થી તે પદ જ સુખરૂપ છે, અને બાકીની જગતવ્યવસ્થા અમે જેમ માનીએ છીએ તેમ માને છે તે પદની અંતરંગની તેની અભિલાષા છે પણ તેઓ પ્રયત્ન કરી શકતા નથી, કારણ થોડો વખત સુધી તેમને અંતરાય છે

અંતરાય શી ? કરવા માટે તત્પર થાય એટલે થયું —

[ ૬૫૪ ] ૭૫ [ હાથનોંધ ૧, પૃ. ૧૬૭ ]

સોહં ( મહાપુરુષોએ આશ્ચર્યકારક ગવેષણા કરી છે )

કલ્પિત પરિણતિથી જીવને વિરમવું આટલું બધું કઠણ થઈ પડયું છે તેનો હેતુ શો હોવો જોઈએ?

આત્માના ધ્યાનનો મુખ્ય પ્રકાર કયો કહી શકાય?

તે ધ્યાનનું સ્વરૂપ શા પ્રકારે?

આત્માનું સ્વરૂપ શા પ્રકારે?

કેવળજ્ઞાન જિનાગમમાં પ્રરૂપ્યું છે તે યથાયોગ્ય છે, કે વેદાંતે પ્રરૂપ્યું છે તે યથાયોગ્ય છે?

---

[ ૬૫૫ ] ૭૬ [ હાથનોંધ ૧, પૃ ૧૬૮ ]

પ્રેરણાપૂર્વક સ્પષ્ટ ગમનાગમન ક્રિયા આત્માના અસંખ્યાત પ્રદેશપ્રમાણપણા માટે વિશેષ વિચારયોગ્ય છે

પ્ર૦—પરમાણુ એકપ્રદેશાત્મક, આકાશ અનંતપ્રદેશાત્મક માનવામાં જે હેતુ છે, તે હેતુ આત્માના અસંખ્યાતપ્રદેશપણા માટે યથાતથ્ય સિદ્ધ થતો નથી, મધ્યમ પરિણામી વસ્તુ અનુત્પન્ન જોવામાં આવતી નથી માટે.

ઉ૦—

---

[ ૬૫૬ ] ૭૭ [ હાથનોંધ ૧, પૃ ૧૬૯ ]

અમૂર્તપણાની વ્યાખ્યા શું?

અનંતપણાની વ્યાખ્યા શું?

આકાશનું અવગાહકધર્મપણું શા પ્રકારે?

મૂર્તામૂર્તનો બંધ આજ થતો નથી તો અનાદિથી કેમ થઈ શકે? વસ્તુસ્વભાવ એમ અન્યથા કેમ માની શકાય?

ક્રોધાદિભાવ જીવમાં પરિણામીપણે છે, વિવર્તપણે છે?

પરિણામીપણે જો કહીએ તો સ્વાભાવિક ધર્મ થાય, સ્વાભાવિક ધર્મનું ટળવાપણું ક્યાંય અનુભૂત થતું નથી

વિવર્તપણે જો ગણીએ તો સાક્ષાત્ બંધ જે પ્રકારે જિન કહે છે, તે પ્રમાણે માનતાં વિરોધ આવવો સંભવે છે

---

[ ૬૫૭-૧ ] ૭૮ [ હાથનોંધ ૧, પૃ ૧૭૦ ]

જિનને અભિમત કેવળદર્શન અને વેદાંતને અભિમત બ્રહ્મ એમાં ભેદ શો છે?

---

[ ૬૫૭-૨ ] ૭૯ [ હાથનોંધ ૧, પૃ. ૧૭૧ ]

જિનને અભિમતે

આત્મા અસંખ્યાત પ્રદેશી, (?) સંકોચવિકાસનું ભાજન, અરૂપી, લોકપ્રમાણ પ્રદેશાત્મક

---

[ ૬૫૮ ] ૮૦ [ હાથનોંધ ૧, પૃ ૧૭૧ ]

જિન

મધ્યમ પરિમાણનું નિત્યપણું, ક્રોધાદિનું પારિણામિકપણું (?) આત્મામાં કેમ ઘટે? કર્મ બંધનો હેતુ આત્મા કે પુદ્ગલ, કે ઉભય કે કંઈ એથી પણ અન્ય પ્રકાર? મુક્તિમાં [illegible]

[ ૬૫૦ ] ૮ [ હાથનોધ ૧, પૃ. ૧૯ ]

| | | |
|---|---|---|
| વચનસયમ– | વચનસયમ– | વચનસંયમ. |
| મનોસયમ– | મનોસયમ– | મનોસયમ. |
| કાયસયમ– | કાયસંયમ– | કાયસયમ |

કાયસયમ

ઇન્દ્રિયસક્ષેપતા, આસનસ્થિરતા.

ઇન્દ્રિયસ્થિરતા, સઉપયોગ યથાસૂત્ર પ્રવૃત્તિ

વચનસયમ

મૌનતા, સઉપયોગ યથાસૂત્ર પ્રવૃત્તિ.

વચનસક્ષેપ, વચનગુણાતિશયતા

મનોસયમ

મન.સક્ષેપતા, મન.સ્થિરતા

આત્મચિતનતા

---

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ

સયમ કારણ નિમિત્તરૂપ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવ

દ્રવ્ય – સયમિત દેહ

ક્ષેત્ર – નિવૃત્તિવાળા ક્ષેત્રે સ્થિતિ–વિહાર

કાળ – યથાસૂત્ર કાળ

ભાવ – યથાસૂત્ર નિવૃત્તિસાધનવિચાર.

---

[ ૫૫૪ ] ૯ [ હાથનોધ ૧, પૃ ૨૧ ]

સુખને ઇચ્છતો ન હોય તે નાસ્તિક, કા સિદ્ધ, કા જડ.

---

[ ૨૪૬ ] ૧૦ [ હાથનોધ ૧, પૃ ૨૫ ]

એ જ સ્થિતિ – એ જ ભાવ અને એ જ સ્વરૂપ

ગમે તો કલ્પના કરી બીજી વાટ લ્યો યથાર્થ જોઈતો હોય તો આ લો

વિભગ જ્ઞાન – દર્શન અન્ય દર્શનમા માનવામા આવ્યું છે એમા મુખ્ય પ્રવર્તકોએ જે ધર્મમાર્ગ બોધ્યો છે, તે સમ્યક્ થવા સ્યાત્ મુદ્રા જોઈએ

સ્યાત્ મુદ્રા તે સ્વરૂપસ્થિત આત્મા છે શ્રુતજ્ઞાનની અપેક્ષાએ સ્વરૂપસ્થિત આત્માએ કહેલી શિક્ષા છે

નાના પ્રકારના નય, નાના પ્રકારના પ્રમાણ, નાના પ્રકારની ભગજાલ, નાના પ્રકારના અનુયોગ એ સઘળા લક્ષણારૂપ છે લક્ષ એક સચ્ચિદાનદ છે

દૃષ્ટિવિષ ગયા પછી ગમે તે શાસ્ત્ર, ગમે તે અક્ષર, ગમે તે કથન, ગમે તે વચન, ગમે તે સ્થળ પ્રાયે અહિતનુ કારણુ થતુ નથી

પુનર્જન્મ છે–જરૂર છે – એ માટે હુ અનુભવથી હા કહેવામાં અચળ છુ

આ કાળમા મારુ જન્મવુ માનુ તો દુખદાયક છે, અને માનુ તો સુખદાયક પણ છે

[ હાથનોધ ૧, પૃ ૨૬ ]

એવુ હવે કોઈ વાચન રહ્યુ નથી કે જે વાચી જોઈએ છીએ તે પામીએ એ જેના સગમાં રહ્યુ

૧૮ અવધિ, મનઃપર્યવ અને કેવળની વ્યાવહારિક પારમાર્થિક કંઈ વ્યાખ્યા, – જીવની અપેક્ષા તથા દૃશ્ય પદાર્થની અપેક્ષાએ

[હાથનોંધ ૧ પૃ ૧૭૫]

'મતિશ્રુતની વ્યાખ્યા–તે પ્રકારે'

૧૯ કેવળજ્ઞાનની બીજી કંઈ વ્યાખ્યા

૨૦ ક્ષેત્રપ્રમાણની બીજી કંઈ વ્યાખ્યા

૨૧ સમસ્ત વિશ્વનો એક અદ્વૈત તત્ત્વ પર વિચાર

૨૨ કેવળજ્ઞાન વિના જીવસ્વરૂપનું બીજા કોઈ જ્ઞાને ગ્રહણ પ્રત્યક્ષપણે

૨૩ વિભાવનું ઉપાદાનકારણ

૨૪ તેમ તથાપ્રકારનો સમાધાન યોગ્ય કોઈ પ્રકાર

૨૫ આ કાળને વિષે દશ બોલનું વ્યવચ્છેદપણું, તેનો અન્ય કંઈ પણ પરમાર્થ

૨૬ બીજભૂત અને સંપૂર્ણ એમ કેવળજ્ઞાન બે પ્રકારે

૨૭ વીર્યાદિ આત્મગુણ ગણ્યા છે તેમાં ચેતનપણું

૨૮ જ્ઞાનથી જુદું એવું આત્મત્વ

૨૯ જીવનો સ્પષ્ટ અનુભવ થવાના ધ્યાનના મુખ્ય પ્રકાર, વર્તમાનકાળને વિષે

૩૦ તેમાં પણ સર્વોત્કૃષ્ટ મુખ્ય પ્રકાર

૩૧ અતિશયનું સ્વરૂપ

૩૨ લબ્ધિ (કેટલીક) અદ્વૈતતત્ત્વ માનતાં સિદ્ધ થાય એવી માન્ય છે

[હાથનોંધ ૧, પૃ ૧૭૯]

૩૩ લોકદર્શનનો સુગમ માર્ગ – વર્તમાનકાળે કંઈ પણ

૩૪ દેહાતદર્શનનો સુગમ માર્ગ – વર્તમાનકાળે

૩૫ સિદ્ધત્વપર્યાય સાદિ અનંત, અને મોક્ષ અનાદિ અનંત૦

૩૬ પરિણામી પદાર્થ, નિરંતર સ્વાકારપરિણામી હોય તોપણ અવ્યવસ્થિત પરિણામીપદ અનાદિથી હોય તે કેવળજ્ઞાનને વિષે ભાસ્યમાન પદાર્થને વિષે શી રીતે ઘટમાન?

---

[૬૯૦-૪] ૮૩ [હાથનોંધ ૧, પૃ ૧૮૦]

૧ કર્મવ્યવસ્થા

૨ સર્વજ્ઞતા

૩ પારિણામિકતા

૪ નાના પ્રકારના વિચાર અને સમાધાન

૫ અન્યથી ન્યૂન પરાભવતા

૬ જ્યાં જ્યાં અન્ય વિકલ્પ છે ત્યાં ત્યાં અવિકલ્પ આ. વિકલ્પ જણાય ત્યાં અન્યનું કથંચિત અવિકલ્પપણું – નહીં તો નહીં

---

[૫૭૦] ૮૪ [હાથનોંધ ૧, પૃ ૧૮૧]

મોરબીથી ત્રણ બીજી ઉપાધિ પરિત્યાગ [illegible] માસ દિવસ અને દશ દિવસ [illegible] છે, તે પરિત્યાગ થઈ શકવા યોગ્ય છે

જિન સોહી હૈ આતમા, અન્ય હોઈ સો કર્મ,
કર્મ કટે સો જિન વચન, તત્ત્વજ્ઞાનીકો મર્મ
જબ જાન્યો નિજરૂપકો, તબ જાન્યો સબ લોક,
[1]નહિ જાન્યો નિજરૂપકો, સબ જાન્યો સો ફોક
એહિ દિશાકી મૂઢતા, હૈ નહિ જિનપે ભાવ,
જિનસે ભાવ બિનુ કબૂ, નહિ છૂટત દુખદાવ
વ્યવહારસે દેવ જિન, નિહચેસે હૈ આપ,
એહિ બચનસે સમજ લે, જિનપ્રવચનકી છાપ
એહિ નહી હૈ કલ્પના, એહી નહી વિભંગ,
જબ જાગેગે આતમા, તબ લાગેગે રંગ

[૬૫૨] ૧૫ [હાથનોંધ ૧, પૃ ૩૭]

અનુભવ

[૪૦૮–૨] ૧૬ [હાથનોંધ ૧, પૃ ૩૯]

એ ત્યાગી પણ નથી, અત્યાગી પણ નથી એ રાગી પણ નથી, વીતરાગી પણ નથી

પોતાનો ક્રમ નિશ્ચળ કરો તેની ચોબાજુ નિવૃત્ત ભૂમિકા રાખો

આ દર્શન થાય છે તે કાં વૃથા જાય છે ? એનો વિચાર પુન. પુન વિચારતા મૂર્છા આવે છે

સંતજનોએ પોતાનો ક્રમ મૂક્યો નથી મૂક્યો છે તે પરમ અસમાધિને પામ્યા છે.

સંતપણુ અતિ અતિ દુર્લભ છે આવ્યા પછી સંત મળવા દુર્લભ છે સંતપણાની જિજ્ઞાસાવાળા અનેક છે પરંતુ સંતપણુ દુર્લભ તે દુર્લભ જ છે!

[૮૧] ૧૭ [હાથનોંધ ૧, પૃ ૪૩]

પ્રકાશભુવન

ખચીત તે સત્ય છે એમ જ સ્થિતિ છે તમે આ ભણી વળો—

તેઓએ રૂપકથી કહ્યુ છે ભિન્ન ભિન્ન પ્રકારે તેથી બોધ થયો છે, અને થાય છે, પરંતુ તે વિભંગરૂપ છે

આ બોધ સમ્યક્ છે તથાપિ ઘણો જ સૂક્ષ્મ અને મોહ ટળ્યે ગ્રાહ્ય થાય તેવો છે

સમ્યક્ બોધ પણ પૂર્ણ સ્થિતિમા રહ્યો નથી તોપણ જે છે તે યોગ્ય છે.

એ સમજીને હવે ઘટતો માર્ગ લ્યો

કારણ શોધો મા, ના કહો મા, કલ્પના કરો મા એમ જ છે

એ પુરુષ યથાર્થવક્તા હતો અયથાર્થ કહેવાનુ તેમને કોઈ નિમિત્ત નહોતુ

૧૮ [હાથનોંધ ૧, પૃ ૪૯]

મોટુ આશ્ચર્ય છે કે નિર્વિકાર મનના મુમુક્ષુઓ જેના ચરણની ભક્તિ, સેવા ઇચ્છે છે તેવા પુરુષને એક ઝઝવાના પાણી જેવી, .

---

૧ પાઠાન્તર —હોત ન્યૂનસે ન્યૂનતા,

[૭૩૯] **૩** [હાથનોંધ ૨, પૃ ૭]

શુદ્ધ ચૈતન્ય
અંનત આત્મદ્રવ્ય
કેવલજ્ઞાનસ્વરૂપ
શક્તિરૂપે
તે
જેને સંપૂર્ણ વ્યક્ત થયું છે, તથા વ્યક્ત થવાનો
જે પુરુષો માર્ગ પામ્યા છે તે પુરુષોને
અત્યંત ભક્તિથી નમસ્કાર

[૬૯૬] **૪** [હાથનોંધ ૨, પૃ ૯]

નમો જિણાણં જિદભવાણં
જિનતત્ત્વસંક્ષેપ

અનંત અવકાશ છે
તેમાં જડ ચૈતનાત્મક વિશ્વ રહ્યું છે
વિશ્વમર્યાદા બે અમૂર્ત્ત દ્રવ્યથી છે,
જેને ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય એવી સંજ્ઞા છે
જીવ અને પરમાણુપુદ્ગલ એ બે દ્રવ્ય સક્રિય છે
સર્વ દ્રવ્ય દ્રવ્યત્વે શાશ્વત છે
અનંત જીવ છે
અનંત અનંત પરમાણુપુદ્ગલ છે
ધર્માસ્તિકાય એક છે
અધર્માસ્તિકાય એક છે
આકાશાસ્તિકાય એક છે
કાળ દ્રવ્ય છે
વિશ્વપ્રમાણ ક્ષેત્રાવગાહ કરી શકે એવો એકેક જીવ છે

---

[૪૨૨-૨] **૫** [હાથનોંધ ૨, પૃ ૧૩]

નમો જિણાણં જિદભવાણં
જેની પ્રત્યક્ષ દશા જ બોધરૂપ છે, તે મહત્પુરુષને ધન્ય છે

જે મતભેદે આ જીવ ગ્રહાયો છે, તે જ મતભેદ જ તેના સ્વરૂપને મુખ્ય આવરણ છે

વીતરાગપુરુષના સમાગમ વિના, ઉપાસના વિના આ જીવને મુમુક્ષુતા કેમ ઉત્પન્ન થાય? સમ્યક્જ્ઞાન ક્યાંથી થાય? સમ્યક્દર્શન ક્યાંથી થાય? સમ્યક્ચારિત્ર ક્યાંથી થાય? કેમ કે તે ત્રણે વસ્તુ અન્ય સ્થાનકે હોતી નથી

વીતરાગપુરુષના અભાવ જેવો વર્તમાનકાળ વર્તે છે

હે મુમુક્ષુ! વીતરાગપદ વારંવાર વિચાર કરવા યોગ્ય છે, ઉપાસના કરવા યોગ્ય છે, ધ્યાન કરવા યોગ્ય છે

લોકાદિ સ્વરૂપ— સંશયની નિવૃત્તિ સમાધાન
જિન પ્રતિમા કારણ

કાઈક ગૃહવ્યવહાર શાંત કરી, પરિગ્રહાદિ કાર્યથી નિવૃત્ત થવું અપ્રમત્ત ગુણસ્થાન પર્યંત પહોંચવું કેવળ ભૂમિકાનું સહજપરિણામી ધ્યાન—

---

[૭૦–૨] ૩૨ [હાથનોંધ ૧, પૃ. ૬૩]

ધન્ય રે દિવસ આ અહો,
જાગી રે શાંતિ અપૂર્વ રે,
દશ વર્ષે રે ધારા ઉલસી,
મટ્યો ઉદયકર્મનો ગર્વ રે ધન્ય૦
ઓગણસસે ને એકત્રીસે,
આવ્યો અપૂર્વ અનુસાર રે,
ઓગણીસસે ને બેતાલીસે,
અદ્ભુત વૈરાગ્ય ધાર રે. ધન્ય૦
ઓગણીસસે ને સુડતાલીસે,
સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે,
શ્રુત અનુભવ વધતી દશા,
નિજ સ્વરૂપ અવભાસ્યું રે ધન્ય૦
ત્યાં આવ્યો રે ઉદય કારમો,
પરિગ્રહ કાર્ય પ્રપંચ રે,
જેમ જેમ તે હડસેલીએ,
તેમ વધે ન ઘટે રંચ રે. ધન્ય૦

[હાથનોંધ ૧, પૃ ૬૪]

વધતું એમ જ ચાલિયું,
હવે દીસે ક્ષીણ કાંઈ રે,
ક્રમે કરીને રે તે જશે,
એમ ભાસે મનમાંહીં રે ધન્ય૦
યથા હેતુ જે ચિત્તનો,
સત્ય ધર્મનો ઉદ્ધાર રે,
થશે અવશ્ય આ દેહથી,
એમ થયો નિરધાર રે ધન્ય૦
આવી અપૂર્વ વૃત્તિ અહો,
થશે અપ્રમત્ત યોગ રે,
કેવળ લગભગ ભૂમિકા,
સ્પર્શીને દેહ વિયોગ રે ધન્ય૦
અવશ્ય કર્મનો ભોગ છે,
ભોગવવો અવશેષ રે,

કષાય
યોગ

પહેલા કારણનો અભાવ થયે બીજાનો અભાવ, પછી ત્રીજાનો, પછી ચોથાનો, અને છેવટે પાચમા કારણનો એમ અભાવ થવાનો ક્રમ છે

મિથ્યાત્વ મુખ્ય મોહ છે
અવિરતિ ગૌણ મોહ છે

પ્રમાદ અને કષાય અવિરતિમા અંતર્ભાવી શકે છે યોગ સહચારીપણે ઉત્પન્ન થાય છે ચારે વ્યતીત થયા પછી પણ પૂર્વહેતુથી યોગ હોઈ શકે

---

[૮૩૩-૨] ૯ [હાથનોધ ૨, પૃ ૨૫]

હે મુનિઓ! જ્યા સુધી કેવળ સમવસ્થાનરૂપ સહજ સ્થિતિ સ્વાભાવિક ન થાય ત્યા સુધી તમે ધ્યાન અને સ્વાધ્યાયમા લીન રહો

જીવ કેવળ સ્વાભાવિક સ્થિતિમા સ્થિત થાય ત્યા કંઈ કરવુ રહ્યુ નથી

જ્યા જીવના પરિણામ વર્ધમાન, હીયમાન થયા કરે છે ત્યા ધ્યાન કર્તવ્ય છે અર્થાત્ ધ્યાનલીનપણે સર્વ બાહ્યદ્રવ્યના પરિચયથી વિરામ પામી નિજસ્વરૂપના લક્ષમા રહેવુ ઉચિત છે

ઉદયના ધક્કાથી તે ધ્યાન જ્યારે જ્યારે છૂટી જાય ત્યારે ત્યારે તેનું અનુસંધાન ઘણી ત્વરાથી કરવું

વચ્ચેના અવકાશમા સ્વાધ્યાયમા લીનતા કરવી સર્વ પરદ્રવ્યમા એક સમય પણ ઉપયોગ સંગ ન પામે એવી દશાને જીવ ભજે ત્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય

---

[૯૮૯] ૧૦ [હાથનોધ ૨, પૃ ૨૭]

એકાંત આત્મવૃત્તિ
એકાંત આત્મા.
કેવળ એક આત્મા
કેવળ એક આત્મા જ
કેવળ માત્ર આત્મા
કેવળ માત્ર આત્મા જ
આત્મા જ
શુદ્ધાત્મા જ.
સહજાત્મા જ
નિર્વિકલ્પ, શબ્દાતીત સહજ સ્વરૂપ આત્મા જ

---

[૭૬૮] ૧૧ [હાથનોધ ૨, પૃ ૨૮

૭-૧૨-૫૪[1]
૩૧-૧૧-૨૨

---

આમ કાળ વ્યતીત થવા દેવો યોગ્ય નથી સમયે સમય આત્મોપયોગે ઉપકારી કરીને નિવૃત્ત થવા દેવા યોગ્ય છે

૧ સંવત ૧૯૫૪, (૧૨) [illegible], ૩૧મું વર્ષ, ૧૧ના મહિને, [illegible] (જન્મ તિથિ સં ૧૯૨૪, કાર્તિક સુ ૧૫ હોવાથી સં ૧૯૫૪ [illegible] ૩૧મું વર્ષ, ૧૧ [illegible] ૨૨મો દિવસ આવે છે)

વેદાંત કહે છે કે આ સમસ્ત વિશ્વ વંધ્યાપુત્રવત્ છે
જિન કહે છે કે આ સમસ્ત વિશ્વ શાશ્વત છે

---

પતંજલિ કહે છે કે નિત્યમુક્ત એવો એક ઈશ્વર હોવો જોઈ
સાંખ્ય ના કહે છે જિન ના કહે છે

---

[૪૨૮] ૩૭ [હાથનોંધ ૧, પૃ ૮૭]

શ્રીમાન્ મહાવીરસ્વામી જેવાએ અપ્રસિદ્ધ પદ રાખી ગૃહવાસ વેદ્યો–ગૃહવાસથી નિવૃત્ત થયે પણ સાડાબાર વર્ષ જેવા દીર્ઘ કાળ સુધી મૌન આચર્યું નિદ્રા તજી વિષમ પરિષહ સહ્યા એનો હેતુ શો ?

અને આ જીવ આમ વર્તે છે, તથા આમ કહે છે એનો હેતુ શો ?

જે પુરુષ સદ્દગુરુની ઉપાસના વિના નિજ કલ્પનાએ આત્મસ્વરૂપનો નિર્ધાર કરે તે માત્ર પોતાના સ્વચ્છંદના ઉદયને વેદે છે, એમ વિચારવું ઘટે છે

જે જીવ સત્પુરુષના ગુણનો વિચાર ન કરે, અને પોતાની કલ્પનાના આશ્રયે વર્તે તે જીવ સહજમાત્રમાં ભવવૃદ્ધિ ઉત્પન્ન કરે છે, કેમકે અમર થવાને માટે ઝેર પીએ છે.

---

[૪૩૬] ૩૮ [હાથનોંધ ૧, પૃ ૮૯]

સર્વસંગ મહાશ્રવરૂપ શ્રી તીર્થંકરે કહ્યો છે, તે સત્ય છે

આવી મિશ્રગુણસ્થાનક જેવી સ્થિતિ ક્યા સુધી રાખવી ? જે વાત ચિત્તમાં નહીં, તે કરવી, અને જે ચિત્તમાં છે તેમા ઉદાસ રહેવું એવો વ્યવહાર શી રીતે થઈ શકે ?

વૈશ્યવેષે અને નિર્ગ્રંથભાવે વસતા કોટી કોટી વિચાર થયા કરે છે

વેષ અને તે વેષ સંબંધી વ્યવહાર જોઈ લોકદૃષ્ટિ તેવું માને એ ખરુ છે, અને નિર્ગ્રંથભાવે વર્તતું ચિત્ત તે વ્યવહારમા યથાર્થ ન પ્રવર્તી શકે એ પણ સત્ય છે, જે માટે એવા બે પ્રકારની એક સ્થિતિ કરી વર્તી શકાતું નથી, કેમકે પ્રથમ પ્રકારે વર્તતા નિર્ગ્રંથભાવથી ઉદાસ રહેવુ પડે તો જ યથાર્થ વ્યવહાર સાચવી શકાય એમ છે, અને નિર્ગ્રંથભાવે વસીએ તો પછી તે વ્યવહાર ગમે તેવો થાય તેની ઉપેક્ષા કરવી ઘટે, જો ઉપેક્ષા ન કરવામા આવે તો નિર્ગ્રંથભાવ હાનિ પામ્યા વિના રહે નહી

[હાથનોંધ ૧, પૃ ૯૦]

તે વ્યવહાર ત્યાગ્યા વિના અથવા અત્યંત અલ્પ કર્યા વિના નિર્ગ્રંથતા યથાર્થ રહે નહી, અને ઉદયરૂપ હોવાથી વ્યવહાર ત્યાગ્યો જતો નથી

આ સર્વ વિભાવયોગ મટ્યા વિના અમારુ ચિત્ત બીજા કોઈ ઉપાયે સંતોષ પામે એમ લાગતું નથી

તે વિભાવયોગ બે પ્રકારે છે એક પૂર્વે નિષ્પન્ન કરેલો એવો ઉદયસ્વરૂપ, અને બીજો આત્મબુદ્ધિએ કરી રંજનપણે કરવામા આવતો ભાવસ્વરૂપ.

આત્મભાવે વિભાવસંબંધી યોગ તેની ઉપેક્ષા જ શ્રેયભૂત લાગે છે નિત્ય તે વિચારવામાં આવે છે, તે વિભાવપણે વર્તતો આત્મભાવ ઘણો પરિક્ષીણ કર્યો છે, અને હજી પણ તે જ પરિણતિ વર્તે છે

તે સંપૂર્ણ વિભાવયોગ નિવૃત્ત કર્યા વિના ચિત્ત વિશ્રાંતિ પામે એમ જણાતું નથી, અને હાલ

| | |
|---|---|
| ધર્મસુગમતા<br>લોકાનુગ્રહ | પદ્ધતિ |
| યથાસ્થિત શુદ્ધ સનાતન<br>સર્વોત્કૃષ્ટ જયવંત<br>ધર્મનો ઉદય | વૃત્તિ |

---

[૭૭૧] ૧૪ [હાથનોંધ ૨, પૃ ૩૨]

સ્વપર પરમોપકારક પરમાર્થમય સત્યધર્મ જયવંત વર્તો

આશ્ચર્યકારક ભેદ પડી ગયા છે

ખંડિત છે

સંપૂર્ણ કરવાનું સાધન દુર્ગમ્ય દેખાય છે

તે પ્રભાવને વિષે મહત્ અંતરાય છે.

દેશકાળાદિ ઘણા પ્રતિકૂળ છે.

વીતરાગોનો મત લોકપ્રતિકૂળ થઈ પડ્યો છે

રૂઢિથી જે લોકો તેને માને છે તેના લક્ષમાં પણ તે સુપ્રતીત જણાતો નથી, અથવા અન્યમતને વીતરાગોનો મત સમજી પ્રવર્ત્યે જાય છે

યથાર્થ વીતરાગોનો મત સમજવાની તેમનામાં યોગ્યતાની ઘણી ખામી છે

દૃષ્ટિરાગનું પ્રબળ રાજ્ય વર્તે છે

વેષાદિ વ્યવહારમાં મોટી વિટંબના કરી મોક્ષમાર્ગનો અંતરાય કરી બેઠા છે

તુચ્છ પામર પુરુષો વિરાધક વૃત્તિના ઘણી અગ્રભાગે વર્તે છે

કિંચિત્ સત્ય બહાર આવતાં પણ તેમને પ્રાણઘાતતુલ્ય દુઃખ લાગતું હોય એમ દેખાય છે

---

[૭૭૨] ૧૫ [હાથનોંધ ૨, પૃ ૩૩]

ત્યારે તમે શા માટે તે ધર્મનો ઉદ્ધાર ઇચ્છો છો ?

પરમ કારુણ્યસ્વભાવથી

તે સદ્ધર્મ પ્રત્યેની પરમ ભક્તિથી

---

[૫૪૬] ૧૬ [હાથનોંધ ૨, પૃ ૩૪]

એવંભૂત દૃષ્ટિથી ઋજુસૂત્ર સ્થિતિ કર

ઋજુસૂત્ર દૃષ્ટિથી એવંભૂત સ્થિતિ કર

નૈગમ દૃષ્ટિથી એવંભૂત પ્રાપ્તિ કર

એવંભૂત દૃષ્ટિથી નૈગમ વિશુદ્ધ કર

સંગ્રહ દૃષ્ટિથી એવંભૂત થા.

એવંભૂત દૃષ્ટિથી સંગ્રહ વિશુદ્ધ કર

વ્યવહાર દૃષ્ટિથી એવંભૂત પ્રત્યે જા

એવંભૂત દૃષ્ટિથી વ્યવહાર વિનિવૃત્ત કર

તેની કેવા પ્રકારે નિવૃત્તિ કરવી, એ હજી વિશેષપણે મારે વિચારવુ ઘટે છે એમ માનું છુ, કેમકે વીર્યને વિષે કઈ પણ મદ દશા વર્તે છે તે મદ દશાનો હેતુ શો ?

ઉદયબળે પ્રાપ્ત થયો એવો પરિચય માત્ર પરિચય, એમ કહેવામાં કઈ બાધ છે ? તે પરિચયને વિષે વિશેષ અરુચિ રહે છે, તે છતા તે પરિચય કરવો રહ્યો છે તે પરિચયનો દોષ કહી શકાય નહી, પણ નિજદોષ કહી શકાય અરુચિ હોવાથી ઇચ્છારૂપ દોષ નહી કહેતા ઉદયરૂપ દોષ કહ્યો છે

---

[૪૩૮] ૪૦ [હાથનોંધ ૧, પૃ ૯૬]

ઘણો વિચાર કરી નીચેનુ સમાધાન થાય છે

એકાત દ્રવ્ય, એકાત ક્ષેત્ર, એકાત કાળ અને એકાંત ભાવરૂપ સયમ આરાધ્યા વિના ચિત્તની શાંતિ નહી થાય એમ લાગે છે એવો નિશ્ચય રહે છે

તે યોગ હજી કઈ દૂર સભવે છે, કેમકે ઉદયનું બળ જોતાં તે નિવૃત્ત થતા કંઈક વિશેષ કાળ જશે

---

[૪૭૭] ૪૧ [હાથનોંધ ૧, પૃ ૯૭]

માહ સુદ ૭ શનિવાર – વિક્રમ સવત ૧૯૫૧ ત્યાર પછી દોઢ વર્ષથી વધારે સ્થિતિ નહી અને તેટલા કાળમા ત્યાર પછી જીવનકાળ શી રીતે વેદવો તે વિચારવાનું બનશે

---

[૪૩૯] ૪૨ [હાથનોંધ ૧, પૃ ૯૮]

अवि अप्पणो वि देहमि, नायरंति ममाइयं ।

---

[૪૪૦] ૪૩ [હાથનોંધ ૧, પૃ ૧૦૦]

કામ, માન અને ઉતાવળ એ ત્રણનો વિશેષ સયમ કરવો ઘટે છે

---

[૪૦૧] ૪૪ [હાથનોંધ ૧, પૃ ૧૦૧]

હે જીવ ! અસારભૂત લાગતા એવા આ વ્યવસાયથી હવે નિવૃત્ત થા, નિવૃત્ત !

તે વ્યવસાય કરવાને વિષે ગમે તેટલો બળવાન પ્રારબ્ધોદય દેખાતો હોય તોપણ તેથી નિવૃત્ત થા, નિવૃત્ત !

જોકે શ્રી સર્વજ્ઞે એમ કહ્યુ છે કે ચૌદમે ગુણઠાણે વર્તતો એવો જીવ પણ પ્રારબ્ધ વેદ્યા વિના મુક્ત થઈ શકે નહીં, તોપણ તું તે ઉદયનો આશ્રયરૂપ હોવાથી નિજ દોષ જાણી તેને અત્યત તીવ્રપણે વિચારી તેથી નિવૃત્ત થા, નિવૃત્ત !

કેવળ માત્ર પ્રારબ્ધ હોય, અને અન્ય કર્મદશા વર્તતી ન હોય તો તે પ્રારબ્ધ સહેજે નિવૃત્ત થવા દેવાનું બને છે, એમ પરમ પુરુષે સ્વીકાર્યું છે, પણ તે કેવળ પ્રારબ્ધ ત્યારે કહી શકાય કે જ્યારે પ્રાણાતપર્યંત નિષ્ઠાભેદદૃષ્ટિ ન થાય, અને તને સર્વ પ્રસગમા એમ બને છે, એવુ જ્યા સુધી કેવળ નિશ્ચય ન થાય ત્યા સુધી શ્રેય એ છે કે, તેને વિષે ત્યાગબુદ્ધિ ભજવી, આ વાત વિચારી હે જીવ ! હવે તું અલ્પકાળમા નિવૃત્ત થા, નિવૃત્ત !

---

[૪૪૨] ૪૫ [હાથનોંધ ૧, પૃ ૧૦૨]

હે જીવ ! હવે તુ સગનિવૃત્તિરૂપ કાળની પ્રતિજ્ઞા કર, પ્રતિજ્ઞા કર !

[૭૭૪] ૨૦ [હાથનોંધ ૨, પૃ ૪૫]

હે સર્વોત્કૃષ્ટ સુખના હેતુભૂત સમ્યક્દર્શન ! તને અત્યંત ભક્તિથી નમસ્કાર હો

આ અનાદિ અનંત સંસારમાં અનંત અનંત જીવો તારા આશ્રય વિના અનંત અનંત દુઃખને અનુભવે છે

તારા પરમાનુગ્રહથી સ્વસ્વરૂપમાં રુચિ થઈ પરમ વીતરાગ સ્વભાવ પ્રત્યે પરમ નિશ્ચય આવ્યો કૃતકૃત્ય થવાનો માર્ગ ગ્રહણ થયો

હે જિન વીતરાગ ! તમને અત્યંત ભક્તિથી નમસ્કાર કરું છું તમે આ પામર પ્રત્યે અનંત અનંત ઉપકાર કર્યો છે

હે કુંદકુંદાદિ આચાર્યો ! તમારાં વચનો પણ સ્વરૂપાનુસંધાનને વિષે આ પામરને પરમ ઉપકારભૂત થયાં છે તે માટે હું તમને અતિશય ભક્તિથી નમસ્કાર કરું છું

હે શ્રી સોભાગ ! તારા સત્સમાગમના અનુગ્રહથી આત્મદશાનું સ્મરણ થયું તે અર્થે તને નમસ્કાર હો

---

[૭૭૯] ૨૧ [હાથનોંધ ૨, પૃ ૪૭]

જેમ ભગવાન જિને નિરૂપણ કર્યું છે તેમ જ સર્વ પદાર્થનું સ્વરૂપ છે

ભગવાન જિને ઉપદેશેલો આત્માનો સમાધિમાર્ગ શ્રીગુરુના અનુગ્રહથી જાણી, પરમ પ્રયત્નથી ઉપાસના કરો

---

[૬૬૨] ૨૨ [હાથનોંધ ૨, પૃ ૪૮]

बंधविहाणविमुक्कं, वंदिअ सिरिवद्धमाणजिणचंदं
सिरिवीर जिण वंदिअ, कम्मविवागं समासओ वुच्छं,
कीरई जिएण हेऊहिं, जेण तो भण्णए कम्मं
कम्मदव्वेहिं सम्मं, संजोगो होई जोऊ जीवस्स,
सो बंधो नायव्वो, तस्स विओगो भवे मोक्खो

---

[૪૫૭] ૨૩ [હાથનોંધ ૨, પૃ ૫૧]

કેવળ મનવસ્થિત શુદ્ધ ચેતન

મોક્ષ

તે સ્વભાવનું અનુસંધાન તે

મોક્ષમાર્ગ

જીવાજીવવિભક્તિ
શુદ્ધાત્મપદભાવના.

---

[૧૪૭-૩-૩] ૫૧ [હાથનોંધ ૧, પૃ ૧૧૧]

અગ
ઉપાગ
મૂળ
છેદ
આશયપ્રકાશિતા ટીકા.
વ્યવહાર હેતુ
પરમાર્થ હેતુ
પરમાર્થ ગૌણતાની પ્રસિદ્ધિ
વ્યવહારવિસ્તારનું પર્યવસાન.
અનેકાતદ્રષ્ટિ હેતુ
સ્વગતમતાતરનિવૃત્તિપ્રયત્ન
ઉપક્રમ ઉપસહાર અવિસધિ
લોકવર્ણન સ્થૂળત્વ હેતુ
વર્તમાનકાળે આત્મસાધનભૂમિકા
વીતરાગદર્શનવ્યાખ્યાનો અનુક્રમ

---

[૧૪૭-૩-૪] ૫૨ [હાથનોંધ ૧, પૃ ૧૧૩]

મૂળ

લોકસસ્થાન ?
ધર્મઅધર્મઅસ્તિકાયરૂપ દ્રવ્ય ?
સ્વાભાવિક અભવ્યત્વ ?
અનાદિ અનત સિદ્ધિ ?
અનાદિ અનતનું જ્ઞાન શી રીતે ?
આત્મા સકોચે વિકાસે ?
સિદ્ધ ઊર્ધ્વગમન-ચેતન, ખડવત્ શા માટે નહી ?
કેવળજ્ઞાનમા લોકાલોકનું જ્ઞાતૃત્વ શી રીતે ?
લોકસ્થિતિમર્યાદાહેતુ ?
શાશ્વતવસ્તુલક્ષણ ?

ઉત્તર

તે તે સ્થાનવર્તી સૂર્ય ચદ્રાદિ વસ્તુ,
અથવા નિયમિત ગતિહેતુ ?
દુષમસુષમાદિ કાળ ?
મનુષ્યઊચત્વાદિપ્રમાણ ?
અગ્નિકાયાદિનું નિમિત્તયોગે એકદમ ઉત્પન્ન થવું ?

[૫૮૫] ૪ [હાથનોંધ ૩, પૃ ૧૧]

ૐ નમ

પ્રદેશ }
સમય }
પરમાણુ }

દ્રવ્ય }
ગુણ }
પર્યાય }

જડ }
ચેતન }

---

[૬૯૫] ૫ [હાથનોંધ ૩, પૃ ૧૨]

ૐ નમ

મૂળ દ્રવ્ય શાશ્વત

મૂળ દ્રવ્ય.– જીવ, અજીવ

---

પર્યાય – અશાશ્વત

અનાદિ નિત્ય પર્યાય – મેરુ આદિ.

---

[૬૯૭-૧] ૬ [હાથનોંધ ૩, પૃ ૧૫]

ૐ નમ

સર્વ જીવ સુખને ઇચ્છે છે
દુ ખ સર્વને અપ્રિય છે
દુ ખથી મુક્ત થવા સર્વ જીવ ઇચ્છે છે
વાસ્તવિક તેનુ સ્વરૂપ ન સમજાવાથી તે દુ.ખ મટતું નથી
તે દુ ખના આત્યતિક અભાવનું નામ મોક્ષ કહીએ છીએ
અત્યંત વીતરાગ થયા વિના આત્યતિક મોક્ષ હોય નહી
સમ્યગ્જ્ઞાન વિના વીતરાગ થઈ શકાય નહી
સમ્યગ્દર્શન વિના જ્ઞાન અસમ્યક્ કહેવાય છે
વસ્તુની જે સ્વભાવે સ્થિતિ છે, તે સ્વભાવે તે વસ્તુની સ્થિતિ સમજાવી તેને સમ્યગ્જ્ઞાન કહીએ છીએ

[હાથનોંધ ૩ પૃ ૧૬]

સમ્યગ્જ્ઞાનદર્શનથી પ્રતીત થયેલા આત્મભાવે વર્તવું તે ચારિત્ર છે
એ ત્રણેની એકતાથી મોક્ષ થાય
જીવ સ્વાભાવિક છે
પરમાણુ સ્વાભાવિક છે

વિચારવાનને આત્મા વિચારવાન લાગે છે શૂન્યપણે ચિંતન કરનારને આત્મા શૂન્ય લાગે છે, અનિત્યપણે ચિંતન કરનારને અનિત્ય લાગે છે, નિત્યપણે ચિંતન કરનારને નિત્ય લાગે છે

ચેતનની ઉત્પત્તિના કંઈ પણ સંયોગો દેખાતા નથી, તેથી ચેતન અનુત્પન્ન છે તે ચેતન વિનાશ પામવાનો કંઈ અનુભવ થતો નથી માટે અવિનાશી છે-નિત્ય અનુભવસ્વરૂપ હોવાથી નિત્ય છે

સમયે સમયે પરિણામાંતર પ્રાપ્ત થવાથી અનિત્ય છે

સ્વસ્વરૂપનો ત્યાગ કરવાને અયોગ્ય હોવાથી મૂળ દ્રવ્ય છે

---

[૬૦૪] ૬૧ [હાથનોંધ ૧, પૃ ૧૨૬]

સર્વ કરતાં વીતરાગના વચનને સંપૂર્ણ પ્રતીતિનું સ્થાન કહેવું ઘટે છે, કેમકે જ્યાં રાગાદિ દોષનો સંપૂર્ણ ક્ષય હોય ત્યાં સંપૂર્ણ જ્ઞાનસ્વભાવ પ્રગટવાયોગ્ય નિયમ ઘટે છે

શ્રી જિનને સર્વ કરતાં ઉત્કૃષ્ટ વીતરાગતા સંભવે છે પ્રત્યક્ષ તેમના વચનનું પ્રમાણ છે માટે જે કોઈ પુરુષને જેટલે અંશે વીતરાગતા સંભવે છે, તેટલે અંશે તે પુરુષનું વાક્ય માન્યતાયોગ્ય છે

સાંખ્યાદિ દર્શને બંધ મોક્ષની જે જે વ્યાખ્યા ઉપદેશી છે, તેથી બળવાન પ્રમાણસિદ્ધ વ્યાખ્યા શ્રી જિનવીતરાગે કહી છે, એમ જાણું છું

શં૦ જે જિને દ્વૈતનું નિરૂપણ કર્યું છે, આત્માને ખંડ દ્રવ્યવત્ કહ્યો છે, કર્તા ભોક્તા કહ્યો છે, અને નિર્વિકલ્પ સમાધિને અંતરાયમાં મુખ્ય કારણ થાય એવી પદાર્થવ્યાખ્યા કહી છે, તે જિનની શિક્ષા બળવાન પ્રમાણસિદ્ધ છે એમ કેમ કહી શકાય ? કેવળ અદ્વૈત-અને [હાથનોંધ ૧, પૃ ૧૨૭] સહજે નિર્વિકલ્પ સમાધિનું કારણ એવો જે વેદાંતાદિ માર્ગ તેનું તે કરતાં અવશ્ય વિશેષ પ્રમાણસિદ્ધપણું સંભવે છે

ઉ૦ યદ્યપિ એકવાર તમે કહો છો તેમ ગણીએ, પણ સર્વ દર્શનની શિક્ષા કરતાં જિનની કહેલી બંધ મોક્ષના સ્વરૂપની શિક્ષા જેટલી અવિકળ પ્રતિભાસે છે, તેટલી બીજા દર્શનની પ્રતિભાસતી નથી અને જે અવિકળ શિક્ષા તે જ પ્રમાણસિદ્ધ છે

શં૦ એમ જો તમે ધારો છો તો કોઈ રીતે નિર્ણયનો સમય નહીં આવે, કેમકે સર્વ દર્શનમાં જે જે દર્શનને વિષે જેની સ્થિતિ છે તે તે દર્શન માટે અવિકળતા માને છે

ઉ૦ યદ્યપિ એમ હોય તો તેથી અવિકળતા ન ઠરે, જેનું પ્રમાણે કરી અવિકળપણું હોય તે જ અવિકળ ઠરે.

પ્ર૦ જે પ્રમાણે કરી તમે જિનની શિક્ષાને અવિકળ જાણો છો તે પ્રકારને તમે કહો, અને જે પ્રકારે વેદાંતાદિનું વિકળપણું તમને સંભવે છે, તે પણ કહો

---

[૬૦૫] ૬૨ [હાથનોંધ ૧, પૃ ૧૩૦]

પ્રત્યક્ષ અનેક પ્રકારના દુઃખને તથા દુઃખી પ્રાણીઓને જોઈને, તેમ જ જગતની વિચિત્ર રચના જાણીને તેમ થવાનો હેતુ શો છે ? તથા તે દુઃખનું મૂળ સ્વરૂપ શું છે ? અને તેની નિવૃત્તિ કયા પ્રકારે થઈ શકવા યોગ્ય છે ? તેમ જ જગતની વિચિત્ર રચનાનું અંતર્સ્વરૂપ શું છે, એ આદિ પ્રકારને વિષે વિચારદશા ઉત્પન્ન થઈ છે જેને એવા મુમુક્ષુ પુરુષ તેમણે, પૂર્વ પુરુષોએ ઉપર કહ્યા તે વિચારો વિષે જે કંઈ સમાધાન આણ્યું હતું, અથવા માન્યું હતું, તે વિચારના સમાધાન પ્રત્યે પણ યથાશક્તિ આલોચના કરી તે આલોચના કરતાં વિવિધ પ્રકારના મતમતાંતર તથા અભિપ્રાયસંબંધી યથાશક્તિ વિશેષ વિચાર કર્યો તેમ જ નાના પ્રકારના રામાનુજાદિ સંપ્રદાયનો વિચાર કર્યો તથા વેદાંતાદિ દર્શનોનો વિચાર કર્યો. તે આલોચના વિષે અનેક પ્રકારે તે દર્શનના સ્વરૂપનું મથન કર્યું, અને પ્રસંગે

[૭૫૬] ૯ [હાથનોંધ ૩, પૃ ૨૬

હું કેવળ જ્ઞાનસ્વરૂપ છું,
એમ સમ્યક્ પ્રતીત થાય છે
તેમ થવાના હેતુઓ સુપ્રતીત છે
સર્વ ઇન્દ્રિયોનો સંયમ કરી, સર્વ પરદ્રવ્યથી નિજસ્વરૂપ વ્યાવૃત્ત કરી, યોગને અચલ કરી, ઉપયોગથી ઉપયોગની એકતા કરવાથી કેવળજ્ઞાન થાય

---

[૭૫૭] ૧૦ [હાથનોંધ ૩, પૃ ૨૭

## આકાશવાણી

તપ કરો, તપ કરો, શુદ્ધ ચૈતન્યનું ધ્યાન કરો, શુદ્ધ ચૈતન્યનું ધ્યાન કરો

---

[૭૫૮] ૧૧ [હાથનોંધ ૩, પૃ ૨૮

હું એક છું, અસંગ છું, સર્વ પરભાવથી મુક્ત છું
અસંખ્યાત પ્રદેશાત્મક નિજઅવગાહનાપ્રમાણ છું
અજન્મ, અજર, અમર, શાશ્વત છું. સ્વપર્યાયપરિણામી સમયાત્મક છું
શુદ્ધ ચૈતન્યસ્વરૂપ માત્ર નિર્વિકલ્પ દ્રષ્ટા છું




---

[૬૬૦-૨] ૧૨ [હાથનોંધ ૩, પૃ ૩૧

શુદ્ધ ચૈતન્ય
શુદ્ધ ચૈતન્ય શુદ્ધ ચૈતન્ય

---

સદ્ભાવની પ્રતીતિ સમ્યગ્દર્શન

---

શુદ્ધાત્મપદ

---

જ્ઞાનની સીમા શું?
નિરાવરણ જ્ઞાનની સ્થિતિ ક્યાં?
સર્વજ્ઞ કોને ઘટે છે?

શુ વિચારતાં, શું માનતાં, શી દશા થતા ચોથું ગુણસ્થાનક કહેવાય ?
શાથી ચોથે ગુણસ્થાનકેથી તેરમે ગુણસ્થાનકે આવે ?

---

[૬૦૮] ૬૬ [હાથનોંધ ૧, પૃ ૧૪૮]

વર્તમાનકાળની પેઠે આ જગત સર્વકાળ છે
પૂર્વકાળે ન હોય તો વર્તમાનકાળે તેનું હોવુ પણ હોય નહી
વર્તમાનકાળે છે તો ભવિષ્યકાળમાં તે અત્યંત વિનાશ પામે નહી
પદાર્થમાત્ર પરિણામી હોવાથી આ જગત પર્યાયાંતર દેખાય છે, પણ મૂળપણે તેનું સદા વર્તમાનપણુ છે

---

[૬૦૯] ૬૭ [હાથનોંધ ૧, પૃ ૧૫૦]

જે વસ્તુ સમયમાત્ર છે, તે સર્વ કાળ છે
જે ભાવ છે તે છે, જે નથી તે નથી
એ પ્રકારનો પદાર્થસ્વભાવ વિભાગપૂર્વક સ્પષ્ટ દેખાય છે જડ સ્વભાવ, ચેતન સ્વભાવ

---

[૬૧૦] ૬૮ [હાથનોંધ ૧, પૃ ૧૫૨]

ગુણાતિશયતા શુ ?
તે કેમ આરાધાય ?
કેવળજ્ઞાનમા અતિશયતા શું ?
તીર્થંકરમાં અતિશયતા શું ? વિશેષ હેતુ શો ?
જો જિનસમ્મત કેવળજ્ઞાન લોકાલોકજ્ઞાયક માનીએ તો તે કેવળજ્ઞાનમા આહાર, નિહાર, વિહારાદિ ક્રિયા શી રીતે સંભવે ?
વર્તમાનમાં તેની આ ક્ષેત્રે અપ્રાપ્તિનો હેતુ શો ?

---

[૬૧૧] ૬૯ [હાથનોંધ ૧, પૃ ૧૫૪]

મતિ,
શ્રુત,
અવધિ,
મનઃપર્યવ,
પરમાવધિ,
કેવલ,

---

[૬૧૨] ૭૦ [હાથનોંધ ૧, પૃ ૧૫૫]

પરમાવધિજ્ઞાન ઉત્પન્ન થયા પછી કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે, એ રહસ્ય અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે
અનાદિ અનંતકાળનું,અનંત એવા અલોકનું ? ગણિતથી અતીત અથવા અસંખ્યાતથી પર એવો જીવસમૂહ, પરમાણુસમૂહ અનંત છતા અનંતપણાનો સાક્ષાત્કાર થાય તે ગણિતાતીતપણુ છતા શી રીતે સાક્ષાત્ અનંતપણુ જણાય ? એ વિરોધની શાંતિ ઉપર કહ્યા તે રહસ્યથી થવાયોગ્ય સમજાય છે
વળી કેવળજ્ઞાન નિર્વિકલ્પ છે, ઉપયોગનો પ્રયોગ કરવો પડતો નથી સહજ ઉપયોગ તે જ્ઞાન છે, તે પણ રહસ્ય અનુપ્રેક્ષા કરવાયોગ્ય છે

૪ સર્વ દ્રવ્યક્ષેત્રાદિની પ્રકાશકતા તે રૂપ કેવળજ્ઞાનસ્વભાવી આત્મા છે, કે સ્વસ્વરૂપાવસાન નિજજ્ઞાનમય કેવળજ્ઞાન છે ?

૫ આત્મામા યોગે વિપરિણામ છે ? સ્વભાવે વિપરિણામ છે ? વિપરિણામ આત્માની મૂળ સત્તા છે ? સ યોગી સત્તા છે ? તે સત્તાનુ કયું દ્રવ્ય મૂળ કારણ છે ?

[હાથનોધ ૧, પૃ ૧૬૩]

૬ હીનાધિક અવસ્થા ચેતન પામે તેને વિષે કઈ વિશેષ કારણ છે ? સ્વસ્વભાવનું ? પુદ્ગલ-સ યોગનું કે તેથી વ્યતિરિક્ત ?

૭ જે પ્રમાણે મોક્ષપદે આત્મતા પ્રગટે તે પ્રમાણે મૂળ દ્રવ્ય માનીએ તો લોકવ્યાપકપ્રમાણ આત્મા ન થવાનું કારણ શુ ?

૮ જ્ઞાન ગુણ અને આત્મા ગુણી એ ઘટના ઘટાવવા જતા આત્મા કથ ચિત્ જ્ઞાનવ્યતિરિક્ત માનવો તે કેવી અપેક્ષાએ ? જડત્વભાવે કે અન્યગુણ અપેક્ષાએ ?

૯ મધ્યમ પરિણામવાળી વસ્તુનું નિત્યપણુ શી રીતે સ ભવે છે ?

૧૦ શુદ્ધચેતનમા અનેકની સ ખ્યાનો ભેદ શા કારણે ઘટે છે ?

૧૧

---

[૧૪૭-૨] ૭૩ [હાથનોધ ૧, પૃ ૧૬૫]

જેનાથી માર્ગ પ્રવર્ત્યા છે, એવા મોટા પુરુષના વિચાર, બળ, નિર્ભયતાદિ ગુણો પણ મોટા હતા

એક રાજ્ય પ્રાપ્ત કરવામાં જે પરાક્રમ ઘટે છે, તે કરતા અપૂર્વ અભિપ્રાય સહિત ધર્મસ તતિ પ્રવર્તવામા વિશેષ પરાક્રમ ઘટે છે

તથારૂપ શક્તિ થોડા વખત પૂર્વે અત્ર જણાતી હતી, તેમા હાલ વિકળતા જોવામાં આવે છે તેનો હેતુ શો હોવો જોઈએ તે વિચારવાયોગ્ય છે

દર્શનની રીતે આ કાળમા ધર્મ પ્રવર્તે એથી જીવોનુ કલ્યાણ છે કે સ પ્રદાયની રીતે પ્રવર્તે તો જીવોનુ કલ્યાણ છે તે વાત વિચારવાયોગ્ય છે

સ પ્રદાયની રીતે ઘણા જીવોને તે માર્ગ ગ્રહણ થવા યોગ્ય થાય, દર્શનની રીતે વિરલ જીવોને ગ્રહણ થાય

જો જિનને અભિમતે માર્ગ નિરૂપણ કરવા યોગ્ય ગણવામા આવે, તો તે સ પ્રદાયના પ્રકારે નિરૂપણ થવો વિશેષ અસ ભવિત છે, કેમકે તેની રચનાનુ સાપ્રદાયિક સ્વરૂપ થવું કઠણ છે

દર્શનની અપેક્ષાએ કોઈક જીવને ઉપકારી થાય એટલો વિરોધ આવે છે

---

[ ૧૪૭-૨-૨ ] ૭૪ [ હાથનોધ ૧, પૃ ૧૬૬ ]

જે કોઈ મોટા પુરુષ થયા છે તેઓ પ્રથમથી સ્વસ્વરૂપ ( નિજશક્તિ ) સમજી શકતા હતા, અને ભાવિ મહત્કાર્યના બીજને પ્રથમથી અવ્યક્તપણે વાવ્યા રહેતા હતા અથવા સ્વાચરણ અવિરોધ જેવું રાખતા હતા

અત્રે તે પ્રકાર વિશેષ વિરોધમા પડચો હોય એમ દેખાય છે તે વિરોધના કારણો પણ અત્રે લખ્યા છે

૧ અનિર્ણયથી—

૨ વિશેષ સ સારીની રીતિ જેવો વ્યવહાર વર્તતો હોવાથી

૩ બ્રહ્મચર્યનુ ધારણ

દ્રવ્યનું ગુણથી અતિરિક્તપણું શું? બધા ગુણ મળી એક દ્રવ્ય કે તે વિના બીજું દ્રવ્યનું કંઈ વિશેષ સ્વરૂપ છે? સર્વ દ્રવ્યનું વસ્તુત્વ, ગુણ બાદ કરી વિચારીએ તો એક છે કે કેમ? આત્મા ગુણી જ્ઞાન ગુણ એમ કહેવાથી કથંચિત્ આત્માનું જ્ઞાનરહિતપણું ખરું કે નહીં? જો જ્ઞાનરહિતઆત્મપણું સ્વીકારીએ તો જડ બને? ચારિત્ર, વીર્યાદિ ગુણ કહીએ તો જ્ઞાનથી તેનું જુદાપણું હોવાથી તે જડ ઠરે તેનું સમાધાન શા પ્રકારે ઘટે છે? અભવ્યત્વ પારિણામિકભાવે શા માટે ઘટે? ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ અને જીવ દ્રવ્યદૃષ્ટિએ જોઈએ તો એક વસ્તુ ખરી કે નહીં? દ્રવ્યપણું શું? ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, અને આકાશનું સ્વરૂપ વિશેષ શી રીતે પ્રતિપાદન થઈ શકે છે? લોક અસંખ્યપ્રદેશી અને દ્વીપ સમુદ્ર અસંખ્યાતા તે આદિ વિરોધનું સમાધાન શા પ્રકારે છે? આત્મામાં પારિણામિકતા? મુક્તિમાં પણ સર્વ પદાર્થનું પ્રતિભાસવું? અનાદિ અનંતનું જ્ઞાન કયા પ્રકારે થવા યોગ્ય છે?

---

[૬૫૯] ૮૧ [હાથનોંધ ૧, પૃ ૧૭૩]

વેદાંત

આત્મા એક, અનાદિ માયા, બંધમોક્ષનું પ્રતિપાદન એ તમે કહો છો એમ ઘટી શકતાં નથી?

આનંદ અને ચૈતન્યમાં શ્રી કપિલદેવજીએ વિરોધ કહ્યો છે તેનું શું સમાધાન છે? યથાયોગ્ય સમાધાન વેદાંતમાં જોવામાં આવતું નથી

આત્મા નાના વિના બંધ, મોક્ષ હોવા યોગ્ય જ નથી. તે તો છે, એમ છતાં કલ્પિત કહેવાથી પણ ઉપદેશાદિ કાર્ય કરવા યોગ્ય ઠરતાં નથી.

---

[૬૬૦-૩] ૮૨ [હાથનોંધ ૧, પૃ ૧૭૪]

## જૈનમાર્ગ

૧ લોકસંસ્થાન
૨ ધર્મ, અધર્મ, આકાશ દ્રવ્ય
૩ અરૂપીપણું
૪ સુષમ દુષમાદિકાળ
૫ તે તે કાળે ભારતાદિની સ્થિતિ, મનુષ્ય ઊંચત્વાદિપ્રમાણ
૬ નિગોદ સૂક્ષ્મ
૭ ભવ્ય, અભવ્ય નામે બે પ્રકારે જીવ.
૮ વિભાવદશા, પારિણામિક ભાવે
૯ પ્રદેશ અને સમય તેનું વ્યાવહારિક પારમાર્થિક કંઈ સ્વરૂપ
૧૦ ગુણસમુદાયથી જુદું કંઈ દ્રવ્યત્વ
૧૧ પ્રદેશસમુદાયનું વસ્તુત્વ
૧૨ રૂપ, રસ, ગંધ, સ્પર્શથી જુદું એવું કંઈ પણ પરમાણુપણું
૧૩ પ્રદેશનું સંકોચાવું, વિકાસાવું
૧૪ તેથી ઘનપણું કે પાતળાપણું
૧૫ અસ્પર્શગતિ
૧૬ એક સમય અત્ર અને સિદ્ધક્ષેત્ર હોવાપણું – અથવા તે જ સમયે લોકાંતરગમન
૧૭ સિદ્ધસંબંધી અવગાહ

બીજે ક્ષેત્રે ઉપાધિ (વ્યાપાર) કરવાના અભિપ્રાયથી મોહમયી ક્ષેત્રની ઉપાધિનો ત્યાગ કરવાનો વિચાર રહે છે, એમ નથી

પણ જ્યા સુધી સર્વસંગપરિત્યાગરૂપ યોગ નિરાવરણ થાય નહી ત્યાં સુધી જે ગૃહાશ્રમ વર્તે તે ગૃહાશ્રમમાં કાળ વ્યતીત કરવા વિષેનો વિચાર કર્તવ્ય છે ક્ષેત્રનો વિચાર કર્તવ્ય છે જે વ્યવહારમા વર્તવુ તે વ્યવહારનો વિચાર કર્તવ્ય છે, કેમ કે પૂર્વાપર અવિરોધપણુ નહી તો રહેવુ કઠણુ છે

---

[૫૭૧] ૮૫ [હાથનોંધ ૧, પૃ ૧૮૨]

| | |
|---|---|
| ભૂ.— | બ્રહ્મ |
| સ્થાપના.— | ધ્યાન |
| મુખ — | યોગબળ |
| બ્રહ્મગ્રહણુ | નિર્ગ્રંથાદિ સંપ્રદાય |
| ધ્યાન | નિરૂપણુ |
| યોગબળ | ભૂ, સ્થાપના, મુખ |
| | સર્વદર્શન અવિરોધ |

સ્વાયુ—સ્થિતિ
આત્મબળ.

---

[૫૦૨-૨] ૮૬ [હાથનોંધ ૧, પૃ. ૧૮૩]

सो धम्मो जथ्थ दया दसट्ठ दोसा न जस्स सो देवो,
सो हु गुरू जो नाणी आरंभपरिग्गहा विरओ

---

[૪૫૯] ૮૭ [હાથનોંધ ૧, પૃ ૧૮૭]

અકિંચનપણાથી વિચરતાં એકાંત મૌનથી જિનસદૃશ ધ્યાનથી તન્મયાત્મસ્વરૂપ એવો ક્યારે થઈશ ?

---

[૪૬૦] ૮૮ [હાથનોંધ ૧, પૃ ૧૯૫]

એક વાર વિક્ષેપ શમ્યા વિના બહુ સમીપ આવી શકવા યોગ્ય અપૂર્વ સંયમ પ્રગટશે નહી

કેમ, ક્યાં સ્થિતિ કરીએ ?

---

# હાથનોંધ ૨ જી

[૪૪૬-૨] ૧ [હાથનોંધ ૨, પૃ ૩]

રાગ, દ્વેષ અને અજ્ઞાનનો આત્યંતિક અભાવ કરી જે સહજ શુદ્ધ આત્મસ્વરૂપમા સ્થિત થયા તે સ્વરૂપ અમારુ સ્મરણ, ધ્યાન અને પામવા યોગ્ય સ્થાન છે

---

[૪૪૬-૩] ૨ [હાથનોંધ ૨, પૃ ૫]

સર્વજ્ઞપદનુ ધ્યાન કરો.

---

[६६१] ६ [હાથનોંધ ૨, પૃ ૧૫]

જીવને બંધનના મુખ્ય હેતુ બે :

રાગ અને દ્વેષ

રાગને અભાવે દ્વેષનો અભાવ થાય.

રાગનું મુખ્યપણું છે

રાગને લીધે જ સંયોગમાં આત્મા તન્મયવૃત્તિમાન છે.

તે જ કર્મ મુખ્યપણે છે

જેમ જેમ રાગદ્વેષ મંદ, તેમ તેમ કર્મબંધ મંદ અને જેમ જેમ રાગદ્વેષ તીવ્ર, તેમ તેમ કર્મબંધ તીવ્ર રાગદ્વેષનો અભાવ ત્યાં કર્મબંધનો સાંપરાયિક અભાવ

રાગદ્વેષ થવાનું મુખ્ય કારણ—

મિથ્યાત્વ એટલે

અસમ્યક્દર્શન છે

સમ્યક્જ્ઞાનથી સમ્યક્દર્શન થાય છે

તેથી અસમ્યક્દર્શન નિવૃત્તિ પામે છે

તે જીવને સમ્યક્ચારિત્ર પ્રગટે છે,

જે વીતરાગદશા છે

સંપૂર્ણ વીતરાગદશા જેને વર્તે છે તે ચરમશરીરી જાણીએ છીએ

---

[૪૫૫-૨] ૭ [હાથનોંધ ૨, પૃ. ૧૭]

હે જીવ! સ્થિર દૃષ્ટિથી કરીને તું અંતરંગમાં જો, તો સર્વ પરદ્રવ્યથી મુક્ત એવું તારું સ્વરૂપ તને પરમ પ્રસિદ્ધ અનુભવાશે

હે જીવ! અસમ્યક્દર્શનને લીધે તે સ્વરૂપ તને ભાસતું નથી. તે સ્વરૂપમાં તને શંકા છે, વ્યામોહ અને ભય છે

સમ્યક્દર્શનનો યોગ પ્રાપ્ત કરવાથી તે અભાસનાદિની નિવૃત્તિ થશે

હે સમ્યક્દર્શની! સમ્યક્ચારિત્ર જ સમ્યક્દર્શનનું ફળ ઘટે છે, માટે તેમાં અપ્રમત્ત થા

જે પ્રમત્તભાવ ઉત્પન્ન કરે છે તે કર્મબંધની તને સુપ્રતીતિનો હેતુ છે

હે સમ્યક્ચારિત્રી! હવે શિથિલપણું ઘટતું નથી ઘણો અંતરાય હતો તે નિવૃત્ત થયો, તો હવે નિરંતરાય પદમાં શિથિલતા શા માટે કરે છે?

---

[૫૫૫] ८ [હાથનોંધ ૨, પૃ ૨૧]

દુઃખનો અભાવ કરવાને સર્વ જીવ ઇચ્છે છે.

દુઃખનો આત્યંતિક અભાવ કેમ થાય? તે નહીં જણાવાથી દુઃખ ઉત્પન્ન થાય તે માર્ગને દુઃખથી મુકાવાનો ઉપાય જીવ સમજે છે

જન્મ, જરા, મરણ મુખ્યપણે દુઃખ છે તેનું બીજ કર્મ છે કર્મનું બીજ રાગદ્વેષ છે, અથવા આ પ્રમાણે પાંચ કારણ છે

મિથ્યાત્વ

અવિરતિ

પ્રમાદ

અહો આ દેહની રચના ! અહો ચેતન ! અહો તેનું સામર્થ્ય ! અહો જ્ઞાની ! અહો તેની ગવેષણા ! અહો તેમનું ધ્યાન ! અહો તેમની સમાધિ ! અહો તેમનો સંયમ ! અહો તેમનો અપ્રમત્ત-ભાવ ! અહો તેમની પરમ જાગૃતિ ! અહો તેમનો વીતરાગ સ્વભાવ ! અહો તેમનું નિરાવરણ જ્ઞાન ! અહો તેમના યોગની શાંતિ ! અહો તેમના વચનાદિ યોગનો ઉદય !

હે આત્મા ! આ બધું તને સુપ્રતીત થયું છતાં પ્રમત્તભાવ કેમ ? મંદ પ્રયત્ન કેમ ? જઘન્યમંદ જાગૃતિ કેમ ? શિથિલતા કેમ ? મૂંઝવણ કેમ ? અંતરાયનો હેતુ શો ?

અપ્રમત્ત થા, અપ્રમત્ત થા

પરમ જાગૃત સ્વભાવ ભજ, પરમ જાગૃત સ્વભાવ ભજ

---

[૭૬૯] ૧૨ [હાથનોંધ ૨, પૃ ૩૦]

તીવ્ર વૈરાગ્ય, પરમ આર્જવ, બાહ્યાભ્યંતર ત્યાગ

આહારનો જય

આસનનો જય

નિદ્રાનો જય

યોગનો જય

આરંભપરિગ્રહવિરતિ

બ્રહ્મચર્ય પ્રત્યે પ્રતિનિવાસ

એકાંતવાસ

અષ્ટાંગયોગ

સર્વજ્ઞધ્યાન

આત્મ ઈહા

આત્મોપયોગ

મૂળ આત્મોપયોગ

અપ્રમત્ત ઉપયોગ

કેવળ ઉપયોગ

કેવળ આત્મા

અચિંત્ય સિદ્ધસ્વરૂપ.

---

[૭૭૦] ૧૩ [હાથનોંધ ૨, પૃ. ૩૧]

જિનચૈતન્યપ્રતિમા

સર્વાંગસંયમ

એકાંત સ્થિર સંયમ

એકાંત શુદ્ધ સંયમ

કેવળ બાહ્યભાવ નિરપેક્ષતા

આત્મતત્ત્વવિચાર }
જગતતત્ત્વવિચાર } સમાધાન
જિનદર્શનતત્ત્વવિચાર }
બીજા દર્શનતત્ત્વવિચાર }

શબ્દ દૃષ્ટિથી એવંભૂત પ્રત્યે જા
એવંભૂત દૃષ્ટિથી શબ્દ નિર્વિકલ્પ કર
સમભિરૂઢ દૃષ્ટિથી એવંભૂત અવલોક
એવંભૂત દૃષ્ટિથી સમભિરૂઢ સ્થિતિ કર
એવંભૂત દૃષ્ટિથી એવંભૂત થા
એવંભૂત સ્થિતિથી એવંભૂત દૃષ્ટિ શમાવ

ૐ શાંતિ. શાંતિ શાંતિ

---

[૬૯૯] ૧૭ [હાથનોંધ ૨, પૃ ૩૭]

હું અસંગ શુદ્ધચેતન છું
વચનાતીત નિર્વિકલ્પ
એકાંત શુદ્ધ
અનુભવસ્વરૂપ છું
હું પરમ શુદ્ધ, અખંડ ચિદ્‌ધાતુ છું
અચિદ્‌ધાતુના સંયોગરસનો આ આભાસ તો જુઓ!
આશ્ચર્યવત્, આશ્ચર્યરૂપ, ઘટના છે
કંઈ પણ અન્ય વિકલ્પનો અવકાશ નથી
સ્થિતિ પણ એમ જ છે

---

[૭૭૩] ૧૮ [હાથનોંધ ૨, પૃ ૩૯]

પરાનુગ્રહ પરમ કારુણ્યવૃત્તિ કરતા પણ પ્રથમ ચૈતન્ય જિનપ્રતિમા થા
ચૈતન્ય જિનપ્રતિમા થા

તેવો કાળ છે?
તે વિષે નિર્વિકલ્પ થા
તેવો ક્ષેત્રયોગ છે?
ગવેષ
તેવું પરાક્રમ છે?
અપ્રમત્ત શૂરવીર થા
તેટલું આયુષબળ છે?
શું લખવું? શું કહેવું?
અંતર્મુખ ઉપયોગ કરીને જો

ૐ શાંતિ' શાંતિ. શાંતિ.

---

[૭૭૫] ૧૯ [હાથનોંધ ૨, પૃ ૪૧]

હે કામ! હે માન! હે સંગઉદય!
હે વચનવર્ગણા! હે મોહ! હે મોહદયા!
હે શિથિલતા! તમે શા માટે અંતરાય કરો છો?
પરમ અનુગ્રહ કરીને હવે અનુકૂળ થાઓ! અનુકૂળ થાઓ

---

